महर्षिवेदव्यासप्रणीतं

# श्रीमद्भागवतमहापुराणम्
# श्रीधरीटीका एवं
# गुजरातीव्याख्यासहितम्

## [ चतुर्थ–खण्ड ]

## दशमः स्कन्धः [ पूर्वार्द्धः एवं उत्तरार्द्धः ]

सच्चिदानन्दरूपाय विश्वोत्पत्त्यादिहेतवे।
तापत्रयविनाशाय श्रीकृष्णाय वयं नुमः॥
सदा सेव्या सदा सेव्या श्रीमद्भागवती कथा।
यस्याः श्रवणमात्रेण हरिश्चित्तं समाश्रयेत्॥

अनुवादिका : श्रीमती वैदेही पार्थिवकुमार अध्यारु

[ गीताप्रेस, गोरखपुर ]

॥ શ્રીહરિઃ ॥

# દેદીપ્યમાન પ્રકાશ

સ્વયંપ્રકાશ ગ્રંથરાજ શ્રીમદ્ ભાગવતનો દશમ સ્કંધ ભગવાનનું હૃદય કહેવાય છે. શ્રીધરી ટીકા સહિત દશમ સ્કંધનું વિરાટ કદ જોઈને મારું હૃદય ધ્રૂજી ઊઠ્યું. મહર્ષિ અરવિંદે તેમના મહાકાવ્ય 'સાવિત્રી' માં શાશ્વતીના કિનારા વગરના સાગરનો ઉલ્લેખ કર્યો છે, તે યાદ આવી ગયું. મને લાગ્યું કે આ કામ આ જન્મમાં પૂરું નહીં થાય.

ભૂમા, વિરાટ, અસીમ, અનંત, અમેય અચ્યુતની લીલાનું ગાન કરનારા ભગવાન વેદવ્યાસજી, લહિયા શ્રીગણેશજી અને ભાષ્યકર્તા શ્રીશ્રીધર સ્વામી– આ અજોડ ત્રિપુટીએ વિસ્તારેલી ક્ષિતિજોવાળા અગાધ આકાશમાં, જેને ઊડતાં પણ આવડતું નથી તેવા નાદાન પક્ષીને ઊડવાનો અભરખો હોય તો? તો તેણે શ્રીધર સ્વામીએ લખેલા શ્લોકનું સ્મરણ કરવુંઃ

**'मूकं करोति वाचालं पंगुं लंघयते गिरिम्।**
**यत्कृपा तमहं वन्दे परमानन्दमाधवम्॥'**

આવી કૃપા કરનાર પરમ આનંદસ્વરૂપ માધવને પ્રણામ કરીને મેં ગુરુદેવ પૂજ્ય શ્રી જોષીસાહેબના ચરણ એવા મજબૂત પકડ્યા, કે તેઓ કેનેડા ગયા ત્યારે હું પણ ત્યાં પહોંચી ગઈ. કેનેડામાં વિનિપેગસ્થિત તેમના પુત્ર શ્રી કેતનભાઈ જોષીના આશ્રમ જેવા નિવાસસ્થાનમાં જ રોકાઈને કાર્ય આગળ ધપાવ્યું. ચિ. કેતનભાઈ અને અ.સૌ. ભૂમિનાં સૌજન્ય, ગુરુમાતા અ.સૌ. પૂજ્ય મીનાબહેનના પ્રોત્સાહન અને ઘરના શાંતિપૂર્ણ વાતાવરણમાં આ મહાર્ણવનો કિનારો દેખાવા લાગ્યો.

જેમ પોતાનાં પ્રકાશમય કિરણો પ્રસરાવીને જનસમૂહને જાગ્રત કરવો એ સૂર્યનું સહજ કર્મ છે, જેમ સુવાસ પ્રસરાવવી એ પુષ્પનું અને વાયુનું સહજ કર્મ છે અને જેમ વરસી પડવું એ મેઘનું સહજ કર્મ છે, તેમ જીવનને સાર્થક કરનારા જ્ઞાનનું દાન કરવું એ જેમનું સહજ કર્મ છે, તેવા '**भूरिदा जनाः**' મારા પૂજ્ય ગુરુદેવની કૃપાથી દશમ સ્કંધ પૂર્ણ થયો.

દશમ સ્કંધની આનંદોજ્જ્વળ સુધારાશિરૂપ '**आनन्दस्य हरेर्लीला**' આનંદરૂપ હરિની લીલા મન ભરીને માણી. ભગવદ્ભક્તિપૂર્ણજ્ઞાનસુધાસરિતામાં નિતાંત મજ્જન કરાવનારા, ભગવાનના આ વાઙ્મયસ્વરૂપ ગ્રંથના દશમ સ્કંધનું અનુશીલન કરતાં હૃદય પોકારી ઊઠ્યું...... કે આ ગ્રંથનો હૃદયમાં એવો પ્રકાશ થાઓ કે પ્રગાઢ કૃષ્ણપ્રેમ જાગી ઊઠે! કૃષ્ણને માટે જીવતાં અને કૃષ્ણને માટે મરતાં આવડી જાય! પ્રત્યેક ઘટનામાં કૃષ્ણ છવાઈ જાય અને એવી કૃષ્ણતા વ્યાપી જાય કે પૃથકતા ખરી પડે!

અંતરને સુખ આપનારો, વાણીને પવિત્ર કરનારો અને મનને જગાડનારો તેમ જ શ્રીહરિના પદપ્રાંત ચરણતળની શીતળ છાયા આપનારો, કલ્પવૃક્ષ સરખો ગ્રંથ વિદ્યમાન છે ત્યારે મન બીજે શા માટે ભટકતું હશે?

કવિવર ટાગોર કહે છે – 'પથ પર રૈન અંધેરી કુંજ પર દીપ ઉજિયારા.' (અનુવાદ)

અંધારી રાત જેવા હરિવિહોણા જીવનને અજવાળતાં, દીપશિખા જેવાં દેદીપ્યમાન પદ્યોને છોડીને વાણી વ્યર્થ પ્રલાપ કેમ કરતી હશે?

વ્રજાંગનાઓ સાથે રાસક્રીડામાં વેણુવાદન કરતા વેણુધારીનો વેણુનાદ શ્રવણ કરવા માટે મન કેમ અધીર થઈ ઊઠતું નહીં હોય?

મન ત્યાં સુધી જ બીજે ભટકે છે, વાણી ત્યાં સુધી જ વ્યર્થ પ્રલાપ કરે છે અને મન ત્યાં સુધી જ વેણુનાદશ્રવણ માટે અધીર થઈ ઊઠતું નથી, જ્યાં સુધી જીવ શ્રીકૃષ્ણનો થઈ જતો નથી. જ્યાં સુધી શબ્દબ્રહ્મની ચોટ વાગતી નથી, ત્યાં સુધી મન પરબ્રહ્મમાં લાગતું નથી.

**'शब्दब्रह्मणि निष्णातः परब्रह्माधिगच्छति ॥'** બ્રહ્મબિંદુ ઉપ. ૧૭

શબ્દબ્રહ્મનું સેવન કરતાં કરતાં પરબ્રહ્મના દ્વાર ઊઘડી જાય છે, પરબ્રહ્મનો પ્રકાશ થઈ જાય છે. રાજા પૃથુ એટલે જ સનત્કુમારો પાસે કથાશ્રવણ કરવા માટે દસ હજાર કાન માગે છે.

**'विधत्स्व कर्णायुतमेष मे वरः'** શ્રીમદ્ ભા. ૪/૨૦/૨૪

હે હરિ! દસ હજાર કાનથી શ્રવણ કરવાની તીવ્ર ઉત્કટતાથી અમે શ્રવણ કરીએ તેવી શક્તિ આપો, જેનાથી હે જગદ્ગુરુ! અમે પણ આપના દેદીપ્યમાન પ્રકાશ ભણી પ્રયાસ કરી શકીએ.

**– વૈદેહી પાર્થિવકુમાર અધ્યારુ**

॥ શ્રીહરિઃ ॥

# વિષય-સૂચી

## ચતુર્થ ખંડ

| અધ્યાય સં. | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|

### દશમ સ્કંધ પૂર્વાર્દ્ધ

## मंगलाचरण

वासुदेवसुतं देवं कंसचाणूरमर्दनं।
देवकीपरमानन्दं कृष्णं वन्दे जगद्गुरुम्॥
कृष्णाय वासुदेवाय देवकीनन्दनाय च।
नन्दगोपकुमाराय गोविन्दाय नमो नमः॥
नमः पङ्कजनाभाय नमः पङ्कजमालिने।
नमः पङ्कजनेत्राय नमस्ते पङ्कजाङ्घ्रये॥

अखण्डमण्डलाकारं व्याप्तं येन चराचरम्।
तत्पदं दर्शितं येन तस्मै श्रीगुरवे नमः॥
अज्ञानतिमिरान्धस्य ज्ञानाञ्जनशलाकया।
चक्षुरुन्मीलितं येन तस्मै श्रीगुरवे नमः॥
गुरुर्ब्रह्मा गुरुर्विष्णुः गुरुर्देवो महेश्वरः।
गुरुः साक्षात् परब्रह्म तस्मै श्रीगुरवे नमः॥

ब्रह्मानन्दं परमसुखदं केवलं ज्ञानमूर्तिं
द्वन्द्वातीतं गगनसदृशं तत्त्वमस्यादिलक्ष्यम्।
एकं नित्यं विमलमचलं सर्वधीसाक्षिभूतं
भावातीतं त्रिगुणरहितं सद्गुरुं तं नमामि॥

त्वमेव माता च पिता त्वमेव त्वमेव बन्धुश्च सखा त्वमेव।
त्वमेव विद्या द्रविणं त्वमेव त्वमेव सर्वं मम देवदेव॥

# गोविन्ददामोदरस्तोत्रम्

करारविन्देन पदारविन्दं मुखारविन्दे विनिवेशयन्तम्।
वटस्य पत्रस्य पुटे शयानं बाल मुकुन्दं मनसा स्मरामि॥ १॥

श्रीकृष्ण गोविन्द हरे मुरारे हे नाथ नारायण वासुदेव।
जिह्वे पिबस्वामृतमेतदेव गोविन्द दामोदर माधवेति॥ २॥

विक्रेतुकामा किल गोपकन्या मुरारिपादार्पितचित्तवृत्तिः।
दध्यादिकं मोहवशादवोचद् गोविन्द दामोदर माधवेति॥ ३॥

गृहे गृहे गोपवधूकदम्बाः सर्वे मिलित्वा समवाप्य योगम्।
पुण्यानि नामानि पठन्ति नित्यं गोविन्द दामोदर माधवेति॥ ४॥

सुखं शयाना निलये निजेऽपि नामानि विष्णोः प्रवदन्ति मर्त्याः।
ते निश्चितं तन्मयतां व्रजन्ति गोविन्द दामोदर माधवेति॥ ५॥

जिह्वे सदैवं भज सुन्दराणि नामानि कृष्णस्य मनोहराणि।
समस्तभक्तार्तिविनाशनानि गोविन्द दामोदर माधवेति॥ ६॥

सुखावसाने इदमेव सारं दुःखावसाने इदमेव ज्ञेयम्।
देहावसाने इदमेव जाप्यं गोविन्द दामोदर माधवेति॥ ७॥

श्रीकृष्ण राधावर गोकुलेश गोपाल गोवर्धननाथ विष्णो।
जिह्वे पिबस्वामृतमेतदेव गोविन्द दामोदर माधवेति॥ ८॥

*****

॥ श्रीहरिः ॥

# श्रीमद्भागवतकी आरती

आरति अतिपावन पुरानकी।
धर्म-भक्ति-विज्ञान-खानकी ॥
महापुरान भागवत निरमल।
शुक-मुख-विगलित निगम-कल्प-फल।
परमानन्द-सुधा-रसमय कल।
लीला-रति-रस रस-निधानकी ॥
॥ आरति० ॥

कलि-मल-मथनि त्रिताप-निवारिनि।
जन्म-मृत्युमय भव-भय-हारिनि।
सेवत सतत सकल सुखकारिनि।
सुमहौषधि हरि-चरित-गानकी ॥
॥ आरति० ॥

विषय-विलास-विमोह-विनाशिनि।
विमल विराग विवेक विकाशिनि।
भगवत्तत्त्व-रहस्य प्रकाशिनि।
परम ज्योति परमात्म-ज्ञानकी ॥
॥ आरति० ॥

परमहंस-मुनि-मन उल्लासिनि।
रसिक-हृदय रस-रास-विलासिनि।
भुक्ति, मुक्ति, रतिप्रेम-सुदासिनि।
कथा अकिञ्चनप्रिय सुजानकी ॥
॥ आरति० ॥

॥ श्रीगणेशाय नमः ॥
॥ ॐ नमो भगवते वासुदेवाय ॥
॥ श्रीगोपालकृष्णाय नमः ॥

# श्रीमद्भागवतमहापुराणम्

## दशमः स्कन्धः ( पूर्वार्द्धः )

### अथ प्रथमोऽध्यायः

### શ્રીકૃષ્ણાવતારની ભૂમિકા

**॥ श्रीगणेशाय नमः ॥**

विश्वसर्गविसर्गादिनवलक्षणलक्षितम् ।
श्रीकृष्णाख्यं परं धाम जगद्धाम नमाम तत् ॥ १

**શ્રીગણેશજીને નમસ્કાર**

વિશ્વની ઉત્પત્તિ (સર્ગ) અને વિસર્ગ વગેરે (સ્થાન, પોષણ, ઊતિ, મન્વન્તર, ઈશાનુકથા, નિરોધ અને મુક્તિ – એમ) નવ લક્ષણોથી લક્ષિત થાય છે તે પરં ધામ (કાર્ય-કારણથી પર, નિરુપાધિક, સત્-ચિત્-આનંદસ્વરૂપ) તેમ જ જગદ્ધામ (માયાથી વિલસિત થયેલા સોપાધિકસ્વરૂપ) શ્રીકૃષ્ણ નામવાળા તેમને (પરબ્રહ્મને) અમે (શિષ્યો સહિત) નમન કરીએ છીએ. ॥ ૧ ॥ (સર્ગ અને વિસર્ગનો અર્થ શ્રીમદ્ ભા.૧૨/૭/૧૧, ૧૨માં સ્પષ્ટ કરવામાં આવ્યો છે.)

दशमे दशमं लक्ष्यमाश्रिताश्रयविग्रहम् ।
क्रीडद्यदुकुलाम्भोधौ परानन्दमुदीर्यते ॥ २

દસમા સ્કંધમાં (નવ લક્ષણોનાં) લક્ષ્યરૂપ દસમા આશ્રયરૂપ લક્ષણવાળા, આશ્રિત જગતના આશ્રયરૂપ વિગ્રહવાળા, યદુકુળરૂપી સાગરમાં વિહાર કરતા, (બ્રહ્મા, રુદ્ર વગેરેના) પરાનંદરૂપ (પરબ્રહ્મ) શ્રીકૃષ્ણને વર્ણવવામાં આવે છે. ॥ ૨ ॥

**वंशीधरी**—पिपर्ति पालयतीति परः पिता स चात्र नंदराजस्तमानन्दयति निजलीलयेति परानंदम् ।

પાલન કરે તે પિતા અને અહીં તે નંદરાયજી છે. તેમને પોતાની લીલાથી આનંદ આપે તે પરાનંદરૂપ શ્રીકૃષ્ણને (વર્ણવવામાં આવે છે).

दशमे कृष्णसत्कीर्तिवितानायानुवर्ण्यते ।
धर्मग्लानिनिमित्तस्तु निरोधो दुष्टभूभुजाम् ॥ ३

દસમા સ્કંધમાં ભગવાન કૃષ્ણની સત્કીર્તિનો વિસ્તાર કરવા માટે (વેદમાં વિધાન કરેલા) ધર્મના ક્ષયને કારણે ( કંસાદિ) દુષ્ટ પૃથ્વીપતિઓના સંહાર(રૂપ ગૌણ નિરોધ)ને વર્ણવવામાં આવે છે. ॥ ૩ ॥

**वंशीधरी**—तेषां धर्मनाशकत्वेन श्रीकृष्णेन ते हता इति तात्पर्यम् ।

તે દુષ્ટ રાજાઓ ધર્મનો નાશ કરનારા હોવાથી તેઓ શ્રીકૃષ્ણ દ્વારા હણાયા હતા, એમ તાત્પર્ય છે.

प्राकृतादिश्चतुर्धा यो निरोधः स तु वर्णितः।
तत्तत्प्रसङ्गतः सृष्टिसंहारादिनिरूपणैः॥ ४

સૃષ્ટિ અને સંહારાદિના નિરૂપણ દ્વારા તે તે પ્રસંગે પ્રાકૃત વગેરે (નૈમિત્તિક, નિત્ય, પ્રાકૃત અને આત્યંતિક– એમ) ચાર પ્રકારના જે (ગૌણ) નિરોધ (પ્રલય) છે તે વર્ણવવામાં આવ્યા.॥ ૪ ॥

कृता नवतिरध्याया दशमे कृष्णकीर्तये।
आद्यैश्चतुर्भिरध्यायैर्ब्रह्मप्रार्थनयाऽवनेः।
भारं हर्तुं हरेर्जन्म सप्रसङ्गं निरूप्यते॥ ५

દસમા સ્કંધમાં ભગવાન શ્રીકૃષ્ણની કીર્તિ વર્ણવવા માટે નેવું અધ્યાય રચવામાં આવ્યા છે. પ્રથમ ચાર અધ્યાયો દ્વારા બ્રહ્માજીની પ્રાર્થનાથી ભૂમિનો ભાર હરી લેવા માટે શ્રીહરિનો જન્મ પ્રસંગસહિત નિરૂપવામાં આવ્યો છે. ॥ ૫ ॥

गोकुले मथुरायां च द्वारवत्यां ततः क्रमात्।
कृष्णलीला त्रिधा प्रोक्ता तत्तद्भेदैस्त्वनेकधा॥ ६

(શ્રીહરિના જન્મ) પછી અનુક્રમે ત્રણ પ્રકારે ગોકુળમાં (જન્મોત્સવ, પૂતનાવધ, શકટભંજનલીલા વગેરે), મથુરામાં (ધનુર્ભંગ, મલ્લવધ, કુવલયાપીડ-કંસ-વધ, પિતા વગેરેની મુક્તિ વગેરે) તથા દ્વારકામાં (દ્વારકાનિર્માણ, કાળયવનાદિવધ, રુક્મિણીહરણ, સ્યમન્તક મણિની પ્રાપ્તિ વગેરે) જુદા જુદા અવાન્તર ભેદોથી કૃષ્ણલીલા અનેક પ્રકારે કહેવામાં આવી છે. ॥ ૬ ॥

सपञ्चत्रिंशताऽध्यायैर्बृहद्वृन्दावनादिषु।
गोकुले वसतो लीला वर्ण्यते सुरदुष्करा॥ ७

(જ્યાં ગાયોનાં ધણ છે તે) ગોકુળમાં નિવાસ કરતા શ્રીકૃષ્ણની બૃહદ્ વૃંદાવન વગેરે (મધુવન, તાલવન, કુમુદવન, બહુલાવન, કામ્યવન, ખદિરવન, વૃંદાવન, ભદ્રવન, ભાંડીરવન, બિલ્વવન, લોહવન, મહાવન તથા નિધવન, કોકિલાવન વગેરે ઉપવનો)માં દેવો દ્વારા પણ કરવી અશક્ય એવી લીલાઓ પાંત્રીસ અધ્યાયો સહિત વર્ણવવામાં આવે છે. ॥ ૭ ॥

एकेन यमुनावारिण्यक्रूरेण कृता स्तुतिः।
एकादशभिराख्याता लीला मधुवने कृता॥ ८

એક અધ્યાયથી યમુનાજળમાં અક્રૂર દ્વારા કરવામાં આવેલી સ્તુતિ છે તથા અગિયાર અધ્યાયો દ્વારા મધુવનમાં કરાયેલી લીલા કહેવામાં આવી છે. ॥ ૮ ॥

शेषैर्द्वारवतीलीला तन्निर्माणादि वर्ण्यते।
एवं नवतिरध्याया दशमे विशदार्थकाः॥ ९

બાકીના ઓગણચાળીસ અધ્યાયો દ્વારા દ્વારકાલીલા, તેનું નિર્માણ વગેરે વર્ણવવામાં આવે છે. આમ દસમા સ્કંધમાં સ્પષ્ટ અર્થવાળા નેવું અધ્યાયો છે.॥ ૯॥

(જન્મ-પ્રકરણના–૪ અધ્યાય, બૃહદ્-વૃંદાવન-લીલાના–૩૫ અધ્યાય, અક્રૂરસ્તુતિનો – ૧ અધ્યાય, મધુપુરીલીલાના – ૧૧ અધ્યાય, દ્વારકાલીલાના–૩૯ અધ્યાય.)

तत्र तु प्रथमे कंसः स्वमृत्युं देवकीसुतात्।
श्रुत्वा भीतोऽवधीत्तस्याः षड्गर्भानिति वर्ण्यते॥ १०

તેમાં પ્રથમ અધ્યાયમાં દેવકીના પુત્રથી પોતાનું મૃત્યુ સાંભળીને ભયભીત થયેલા કંસે તેના છ બાળકોનો વધ કર્યો, એ કથા વર્ણવવામાં આવે છે. ॥ ૧૦ ॥

कृष्णावतारचरितश्रवणामृतनिर्वृतः ।
उक्तानुवादेनौत्सुक्याद्राजा पृच्छति तत्पुनः ॥ ११

॥ ॐ नमो भगवते वासुदेवाय॥

**कथितो वंशविस्तार** इति।

**राजोवाच**

**कथितो वंशविस्तारो भवता सोमसूर्ययोः।**
**राज्ञां चोभयवंश्यानां चरितं परमाद्भुतम्॥ १**
॥ १ ॥

**यदोश्च धर्मशीलस्य नितरां मुनिसत्तम।**
**तत्रांशेनावतीर्णस्य विष्णोर्वीर्याणि शंस नः॥ २**

अंशेनेति प्रतीत्यभिप्रायेणोक्तम्॥ २॥

**बा.प्र.**—यथाश्रुतांशावतारत्वाङ्गीकारे तु 'अष्टमस्तु तयोरासीत्स्वयमेव हरिः किल।' इति 'कृष्णस्तु भगवान्स्वयम्' इत्यादिवाक्यविरोधापत्तेः।

**वि.चक्र.**—यद्वा अंशेन शंस, सामस्त्येन वक्तुं न कस्यापि शक्तिरिति भावः।

**बा.प्र.**—'यदोश्च धर्मशीलस्य इति।' न च यदोः पितुराज्ञोल्लङ्घनात् कथं धर्मशीलत्वमिति शङ्कनीयम्। धर्मो मुख्यो भगवद्भक्तिलक्षणः 'धर्मो मद्भक्तिकृत् प्रोक्त' इति भगवदुक्तेः। पितुराज्ञया जराङ्गीकारे तया ग्रस्तस्य भगवद्भजनलोपमाशङ्क्य मुख्यजनकस्य भगवतो भजनसिद्ध्यर्थं स्वयौवनदाने

ભગવાન શ્રીકૃષ્ણનો આવિર્ભાવ તથા (તેમની બાળલીલાનું) ચરિત્ર કર્ણો માટે અમૃત (જેવું મધુર) હોવાથી આનંદિત થયેલા રાજા પરીક્ષિત (વ્યાસજી દ્વારા નવમા સ્કંધના અંતે સંક્ષેપમાં) કહેવાયેલી કૃષ્ણકથાને અતિ ઉત્સુકતાથી અનુવાદરૂપે પુનઃ (પ્રશ્નસ્વરૂપમાં) પૂછે છે.॥૧૧॥

**ૐકારસ્વરૂપ વાસુદેવ ભગવાનને નમસ્કાર**

**'કથિતઃ વંશવિસ્તારઃ ઇતિ।'**

**રાજા (પરીક્ષિત) બોલ્યા** – હે મુનિવરોમાં પરમ શ્રેષ્ઠ (શુકાચાર્ય), આપે ચંદ્રવંશ અને સૂર્યવંશનો વિસ્તાર તથા તે બંને વંશોમાં થઈ ગયેલા રાજાઓનું પરમ અદ્ભુત ચરિત્ર કહ્યું. ॥ ૧ ॥ ૧॥

વળી, આપે અતિશય ધર્મશીલ યદુરાજાનું ચરિત્ર પણ કહ્યું. તે યદુવંશમાં પોતાના અંશરૂપે અવતાર ધારણ કરનાર ભગવાન વિષ્ણુનાં મહાપ્રભાવશાળી ચરિત્રો અમને કહો. ॥ ૨ ॥

**'अंशेन इति।'** (શ્રીકૃષ્ણ પૂર્ણાવતાર છે, પરંતુ) અંશરૂપે અવતાર ધારણ કર્યો, એમ સામાન્ય મનુષ્યની પ્રતીતિને અનુલક્ષીને કહેવામાં આવ્યું છે. ॥ ૨ ॥

શ્રવણ કરવામાં આવ્યું તેમ ભગવાન શ્રીકૃષ્ણનો અંશાવતાર સ્વીકાર કરવામાં આવે તો 'તે વસુદેવજી અને દેવકીજીના આઠમા પુત્ર સ્વયં શ્રીહરિ જ થયા.' (શ્રીમદ્ ભા.૯/૨૪/૫૫) તથા 'શ્રીકૃષ્ણ તો સ્વયં ભગવાન છે.' (શ્રીમદ્ ભા.૧/૩/૨૮) વગેરે વાક્યોમાં વિરોધ આવી પડે.

અથવા અમને શ્રીકૃષ્ણચરિત્ર આંશિકરૂપે કહો, સંપૂર્ણપણે કહેવા માટે કોઈની પણ શક્તિ નથી.

પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું હોવાથી યદુ કેવી રીતે ધર્મશીલ હોઈ શકે? એમ શંકા કરવી યોગ્ય નથી. ભગવાનની ભક્તિ કરવાના લક્ષણવાળો ધર્મ મુખ્ય છે. 'જે ધર્મ મારી ભક્તિ પ્રકટ કરતો હોય તેને જ શાસ્ત્રમાં ઉત્કૃષ્ટ કહેવામાં આવ્યો છે.' (શ્રીમદ્. ભા.૧૧/૧૯/૨૭) એમ ભગવાને કહ્યું છે. પિતાની આજ્ઞાથી વૃદ્ધત્વના સ્વીકારમાં તે વૃદ્ધાવસ્થાથી ગ્રસ્ત થયેલા મનુષ્યને માટે ભગવદ્ભજન લુપ્ત થવાની આશંકા કરીને મુખ્ય પિતા ભગવાનનું ભજન પોતે સિદ્ધ કરવા માટે (પિતાને

तेन पित्रा स्वमातृसम्बन्धस्य करिष्यमाणस्यात्यन्तानुचितत्वमाशङ्क्य तन्निरासार्थं च गौणपितुर्ययातेराज्ञोल्लङ्घनेनाधर्मः। धर्मस्य हि फलं भक्तिरतो धर्मान्तरापेक्षया तस्याः प्रबलत्वात्।

પોતાનું યૌવન ન આપ્યું). વળી, પોતાનું યૌવન આપવામાં તે યૌવન દ્વારા પિતા સાથે પોતાની માતાના સંબંધની અનુચિતતાની શંકા કરીને તે દૂર કરવા માટે ગૌણ પિતા યયાતિની આજ્ઞાના ઉલ્લંઘનમાં અધર્મ ન હતો. ધર્મનું ફળ ભક્તિ જ છે, આથી ગૌણ પિતાના આજ્ઞાપાલનરૂપ ધર્મની અપેક્ષાએ ભગવદ્ભક્તિરૂપ ધર્મ પ્રબળ હોવાથી (યદુએ પિતાને યૌવન ન આપ્યું તેમાં અધર્મ ન હતો).

**वंशीधरी—**तस्य यदोः श्रीदत्तात्रेयावाप्तात्मतत्त्वाद्धर्मशीलत्वमेव। किञ्च—अन्यथाकारिपित्राज्ञोल्लंघनस्य दोषत्वे प्रह्लादस्याप्यधर्मितापत्तेः। यद्वा—मद्वयसा मन्मातरं भोक्ष्यतीत्यतो मम मातृगामितापत्तिर्भविष्यत्यतो न दास्यामि वयस्तेन धर्मशीलत्वमेव।

ભગવાન શ્રીદત્તાત્રેય પાસેથી તે યદુને આત્મતત્ત્વનું જ્ઞાન પ્રાપ્તથયું હતું, તેથી તેની ધર્મશીલતા જ (પ્રમાણિત થાય છે). વળી, વિપરીત (ધર્મ) કરનારી પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરવામાં ભક્ત પ્રહ્લાદને પણ અધર્મનો દોષ આવી પડે! અથવા મારા યૌવન વડે મારી માતાને ભોગવશે, આથી મને માતૃગમન(રૂપ પાપ) લાગશે, આથી હું યૌવન નહીં આપું, એમ તે દ્વારા ધર્મશીલતા જ (પ્રકટ થાય છે.)

ननूक्तानि 'जातो गतः पितृगृहाद्व्रजमेधितार्थः' इत्यादिना, सत्यम्, पुनर्विस्तरेण वदेत्याह—**अवतीर्येति।**

શંકા કરવામાં આવી છે કે પુરુષોત્તમરૂપે જન્મ લઈને પિતૃગૃહેથી વ્રજમાં (વ્રજજનોને આનંદ આપવાનું) કાર્ય જેમણે સંવર્ધિત કર્યું (શ્રીમદ્ ભા.૯/૨૪/૬૬) વગેરે દ્વારા શ્રીકૃષ્ણકથા કહી તો ખરી, પણ પુનઃ વિસ્તારપૂર્વક કહો, એમ કહે છે – **'अवतीर्य इति।'**

**अवतीर्य यदोर्वंशे भगवान् भूतभावनः।**
**कृतवान् यानि विश्वात्मा तानि नो वद विस्तरात्॥ ३ ॥ ३ ॥**

પ્રાણીમાત્રનું પાલન કરનારા, વિશ્વના આત્મા ભગવાન (નિરતિશય ઐશ્વર્યાદિ ગુણવાન) શ્રીકૃષ્ણે યદુવંશમાં અવતાર ધારણ કરીને જે કર્મો કર્યાં તે અમને વિસ્તારથી કહો. ॥ ૩ ॥ ૩ ॥

अत्र लोके त्रिविधा जनाः मुक्ता मुमुक्षवो विषयिणश्च, तेषां मध्येऽत्र न कस्याप्यलंप्रत्यय इत्याह—**निवृत्ततर्षैरिति।**

અહીં મૃત્યુલોકમાં ત્રણ પ્રકારના મનુષ્યો છે. મુક્તજનો, મુમુક્ષુજનો અને ભોગીજનો. તેમનામાંથી કોઈની પણ (ભગવચ્ચરિત્રનું શ્રવણ કરવામાં અલમ્) અરુચિરૂપ બુદ્ધિ નથી, એમ કહે છે – **'निवृत्ततर्षैः इति।'**

**निवृत्ततर्षैरुपगीयमानाद्**
**भवौषधाच्छ्रोत्रमनोऽभिरामात् ।**
**क उत्तमश्लोकगुणानुवादात्**
**पुमान् विरज्येत विना पशुघ्नात्॥ ४**

જેમની કામનાઓ નિવૃત્ત થઈ ગઈ છે તેવા (જીવન્મુક્ત) જનો દ્વારા અતિશય ગાન કરાતા, સંસારરોગના ઔષધરૂપ તથા શ્રોત્ર અને મનને આનંદ આપનાર, ઉત્તમ કીર્તિવાળા (અથવા ઉત્તમ જનો દ્વારા સ્તુતિ કરાતા) ભગવાનના ગુણાનુવાદથી આત્મઘાતી મનુષ્ય સિવાય કયો મનુષ્ય કંટાળે?॥૪॥

गततृष्णैर्मुक्तैरित्यर्थः। मुमुक्षूणामयमेवोपाय इत्याह—भवौषधादिति। विषयिणां परमो विषयोऽयमेवेत्याह—श्रोत्रमनोऽभिरामादिति।

**गततृष्णैः** જેમની તૃષ્ણાઓ નિવૃત્ત થઈ ગઈ છે તેવા જીવન્મુક્ત જનો દ્વારા, એમ અર્થ છે. મુક્ત થવાની ઈચ્છા ધરાવનારાઓને માટે પણ આ જ ઉપાય છે, એમ કહે છે – '**भव-औषधात् इति।**' (મુમુક્ષુઓ માટે) સંસારરોગની ઔષધિરૂપ (ભગવદ્‌ગુણાનુવાદ)થી (કોને અરુચિ થાય?) (વળી, ત્રીજા પ્રકારના) ભોગીજનો માટે પણ (લૌકિક વિષયો કરતાં) આ (ભગવદ્‌ગુણાનુવાદ) જ પરમ આનંદદાયક વિષય છે, એમ કહે છે – '**श्रोत्रमनोऽभिरामात् इति।**' કાન અને મનને આનંદ આપનાર (ભગવદ્‌ગુણાનુવાદ)થી (કયો મનુષ્ય વિરક્ત થાય?)

अपगता शुग्यस्मात्तमात्मानं हन्तीत्यपशुघ्नस्तस्मात्, पशुघातिन इति वा॥ ४॥

દૂર થઈ ગયો છે શોક જેમાંથી તે આત્માને (જે) હણે છે તે '**अपशुक्-घ्नः**' આત્મઘાતી સિવાય અથવા '**अपशुघ्नः**' પશુઘાતી સિવાય કયો મનુષ્ય કંટાળે?॥૪॥

**अन्वि.**—'उपगीयमानात् इति। तैर्मुक्तैरपि उप आधिक्येन गीयमानात्।'

તે મુક્તજનો દ્વારા પણ અતિશય ગાન કરાતા ભગવદ્‌ગુણાનુવાદથી (કોણ કંટાળે?)

**बा.प्र.**—'उद्गच्छति तमः अविद्या यस्मात्स उत्तमः, उत्तमः यशो यस्य तस्य।'

નીકળી ગઈ છે અવિદ્યા જેમાંથી તે ઉત્તમ, તેવો ઉત્તમ યશ છે જેમનો તે ભગવાનના (ગુણાનુવાદથી કોણ કંટાળે?)

**वंशीधरी**—'तांस्ते प्रेत्याभिगच्छन्ति ये के चात्महनो जनाः॥' इह श्रुतावप्यात्महन इति पदमात्मनाशं वक्ति यत् तदात्माज्ञानमेवात्मघात इति वक्ति। 'न चेदिहावेदीन्महती विनष्टिः' इति श्रुतेः।

'જે કોઈ પણ આત્મઘાતી જનો છે તેઓ દેહ છોડીને મૃત્યુ પછી (અજ્ઞાનના અંધકારથી આચ્છાદિત એવી) તે આસુરી યોનિઓને પ્રાપ્ત કરે છે.' (ઈશા.ઉપ.૩) અહીં શ્રુતિમાં પણ '**आत्महनः**' એ પદ આત્મનાશને જણાવે છે કે જે આત્માનું અજ્ઞાન છે તે જ આત્મઘાત છે. 'જો તે આત્મતત્ત્વનું જ્ઞાન ન થયું તો મહાન વિનાશ છે.' (કેન.ઉપ.૨/૫)

किंचास्मत्कुलदैवतं कृष्णः, अतस्तत्कथैव नित्यं श्रोतव्येत्याशयेनाह— **पितामहा** इति।

વળી, શ્રીકૃષ્ણ અમારા કુળદેવ છે, આથી (પણ) તેમની કથા જ નિત્ય શ્રવણ કરવા યોગ્ય છે, એ આશયથી કહે છે – '**पितामहाः इति।**'

**पितामहा मे समरेऽमरंजयै-**
**र्देवव्रताद्यातिरथैस्तिमिंगिलैः ।**
**दुरत्ययं कौरवसैन्यसागरं**
**कृत्वाऽतरन् वत्सपदं स्म यत्प्लवाः॥ ५**

રણાંગણમાં દેવોને પણ જીતી લેવા સમર્થ એવા દેવવ્રત ભીષ્મ વગેરે અતિરથીઓરૂપ તિમિંગલોને કારણે દુસ્તર એવા કૌરવોના સૈન્યરૂપી સાગરને જે શ્રીકૃષ્ણરૂપી નૌકાનો આશ્રય કરનારા મારા પિતામહ પાંડવો, વાછરડાંના પગલા જેટલો બનાવી તરી ગયા (તે ભગવાન શ્રીકૃષ્ણનાં મહાપ્રભાવશાળી ચરિત્રો કહો). ॥ ૫ ॥

अमरान् जयन्ति ये तैर्देवव्रतो भीष्मस्तदाद्यैरतिरथैस्तिमिङ्गिलैस्तिमिङ्गिलतुल्यैर्दुरत्ययं वत्सपदमिवात्यल्पं कृत्वा तुच्छीकृत्यातरन्स्म। यः श्रीकृष्ण एव प्लवो येषां ते। तस्य वीर्याणि वदस्वेति तृतीयश्लोकगतेनान्वयः ॥ ५ ॥

**सुबोधिनी**—'अस्ति मत्स्यतिमिर्नाम शतयोजनविस्तृत' इति वाक्यात्तद्भक्षकस्ततोऽप्यधिकः सहस्रांशेन। अनेन तत्समुद्रे पतितस्तत्रत्योऽपि न जीवति, विजातीयस्य का वार्तेत्युक्तम्।

न केवलं पाण्डवानेवारक्षदिदं मम शरीरमपि यो रक्षितवानित्याह— **द्रौण्यस्त्रविप्लुष्टमिति।**

**द्रौण्यस्त्रविप्लुष्टमिदं मदंगं**
**सन्तानबीजं कुरुपाण्डवानाम्।**
**जुगोप कुक्षिंगत आत्तचक्रो**
**मातुश्च मे यः शरणं गतायाः॥ ६**

द्रौणेरश्वत्थाम्नो ब्रह्मास्त्रेण दग्धमिदं मच्छरीरं च कुरूणां पाण्डवानां च सन्तानस्य निदानं मम मातुः कुक्षौ प्रविष्टो धृतचक्रो यो जुगोपेति॥ ६ ॥

**वि.चक्र.**—चकारान्मातुरङ्गं चेति।

**वीर्याणि तस्याखिलदेहभाजा-**
**मन्तर्बहिः पूरुषकालरूपैः।**
**प्रयच्छतो मृत्युमुतामृतं च**
**मायामनुष्यस्य वदस्व विद्वन्॥ ७**

अखिलदेहभाजां सर्वप्राणिनामन्तश्च बहिश्च पुरुषरूपेण कालरूपैश्च। अंशाभिप्रायेण बहुवचनम्।

દેવોને પણ જીતવાને સમર્થ એવા તે દેવવ્રત ભીષ્મ, તથા બીજા અતિરથીઓરૂપી તિમિંગલોને કારણે, તિમિંગલો જેવા અતિરથીઓને કારણે દુસ્તર (દુષ્પાર) એવા કૌરવોના સૈન્યરૂપી સાગરને વાછરડાંના પગલા જેટલો કરીને અર્થાત્ તુચ્છ બનાવીને (મારા દાદાઓ) તરી ગયા હતા. જે શ્રીકૃષ્ણ છે તે જ નૌકા છે જેમની તેવા (મારા દાદા પાંડવો), તે શ્રીકૃષ્ણનાં પરાક્રમો કહો, એમ પૂર્વના શ્લોક(૩) સાથે અન્વય છે. ॥ ૫ ॥

'તિમિ નામનો મત્સ્ય સો યોજન જેટલો વિશાળ હોય છે.' એ વાક્ય પરથી (કહી શકાય કે) તેનો ભક્ષક તેનાથી પણ હજાર ગણો હશે. આ દ્વારા (ફલિત થાય છે કે) તે સમુદ્રમાં પડી ગયેલો કે ત્યાં રહેલો પણ જીવતો નથી, તો વિજાતીયની શી વાત? એમ કહેવામાં આવ્યું છે.

કેવળ પાંડવોનું જ નહીં, આ મારા શરીરનું પણ જેમણે રક્ષણ કર્યું હતું, એમ કહે છે – **'द्रौणि-अस्त्रविप्लुष्टम् इति।'**

શરણે ગયેલી મારી માતાની કૂખમાં પ્રવેશેલા સુદર્શનચક્રધારી જે ભગવાન શ્રીકૃષ્ણે દ્રોણપુત્ર અશ્વત્થામાના બ્રહ્માસ્ત્રથી બળી ગયેલા તથા કૌરવ-પાંડવોના સંતાનના બીજરૂપ મારા આ શરીરનું અને (મારી માતાનું પણ) રક્ષણ કર્યું હતું. ॥ ૬ ॥

**'द्रौणेः'** દ્રોણપુત્ર અશ્વત્થામાના બ્રહ્માસ્ત્રથી બળી ગયેલા મારા આ શરીરનું પણ કૌરવોના અને પાંડવોના સંતાનના કારણરૂપ મારી માતાની કૂખમાં પ્રવેશેલા સુદર્શનચક્રધારી જે શ્રીકૃષ્ણે રક્ષણ કર્યું હતું. ॥ ૬ ॥

'ચ'કારથી માતાના શરીરનું પણ (રક્ષણ કર્યું હતું).

હે વિદ્વાન, સમસ્ત પ્રાણીઓની અંદર પુરુષરૂપ દ્વારા અમૃતનું અને બહાર કાળનાં રૂપો દ્વારા મૃત્યુનું પણ પ્રદાન કરતા, માયાથી મનુષ્ય બનેલા તે ભગવાન શ્રીકૃષ્ણનાં પરાક્રમો (અમને) કહો. ॥ ૭ ॥

**'अखिलदेहभाजाम्'** સમસ્ત પ્રાણીઓની અંદર પુરુષરૂપ દ્વારા અને બહાર કાળનાં રૂપો દ્વારા (**कालरूपैः** એમ જે) બહુવચન છે તે કાળના અંશો (યુગ, કલ્પ, વર્ષ, માસ વગેરે ઘણા ભેદો)ના અભિપ્રાયને કારણે કહેવાયું છે.

मृत्युं संसारमुत अपि अमृतमपि प्रयच्छतो वीर्याणि वदस्व ब्रूहि। अयं भावः—अन्तर्यामिरूपेणान्तर्दृष्टीनां मुक्तिं बहिर्दृष्टीनां च कालरूपेण मृत्युं ददाति यतः, अतोऽन्तर्दृष्ट्या तद्वीर्याण्येव श्रोतव्यानीति ॥ ७ ॥

**'मृत्युम्'** મૃત્યુરૂપ સંસાર **'उत'** પણ આપતા અને (મુક્તિરૂપ) અમૃત પણ આપતા શ્રીકૃષ્ણનાં પરાક્રમો **'वदस्व'** કહો. ભાવ આ પ્રમાણે છે – જે કારણે અંતર્મુખ જનોને અંતર્યામીરૂપે મુક્તિ અને બહિર્મુખ જનોને કાળરૂપે મૃત્યુ આપે છે, આથી અંતર્મુખ દૃષ્ટિથી તે ભગવાનનાં પરાક્રમોનું જ શ્રવણ કરવું જોઈએ.॥૭॥

**रोहिण्यास्तनयः प्रोक्तो रामः संकर्षणस्त्वया।**
**देवक्या गर्भसम्बन्धः कुतो देहान्तरं विना ॥ ८**

રોહિણીના પુત્ર સંકર્ષણ બલરામ છે, એમ આપે કહ્યું (ત્યાર પછી દેવકીના પુત્રોમાં પણ બલરામજીની ગણના કરી), તો અન્ય દેહ વિના તેમને દેવકીના ગર્ભનો સંબંધ કેવી રીતે થયો? ॥ ૮ ॥

ननु—

'बलं गदं सारणं च दुर्मदं विपुलं ध्रुवम्।
वसुदेवस्तु रोहिण्यां कृतादीनुदपादयत्॥'

इति रोहिण्यास्तनयो रामः प्रोक्तः,

'वसुदेवस्तु देवक्यामष्ट पुत्रानजीजनत्।
कीर्तिमन्तं सुषेणं च भद्रसेनमुदारधीः॥
मृदुं संतर्दनं भद्रं संकर्षणमहीश्वरम्।
अष्टमस्तु तयोरासीत्स्वयमेव हरिःकिल॥'

इति पुनर्देवक्या गर्भसंबन्धस्तस्यैवोक्तः स कुतो घटत इत्याक्षेपः ॥ ८ ॥

શંકા કરવામાં આવી છે કે (૯/૨૪/૪૬માં) 'વસુદેવજીએ રોહિણીજીમાં બલરામજી, ગદ, સારણ, દુર્મદ, વિપુલ, ધ્રુવ તથા કૃત વગેરેને ઉત્પન્ન કર્યા હતા.' અહીં બલરામજી રોહિણીના પુત્ર છે, એમ કહેવામાં આવ્યું. (અને ત્યાર પછી ૯/૨૪/૫૩-૫૫માં) 'ઉદાર બુદ્ધિવાળા વસુદેવજીએ દેવકીજીમાં આઠ પુત્રો ઉત્પન્ન કર્યા. કીર્તિમાન, સુષેણ, ભદ્રસેન, મૃદુ, સંતર્દન, ભદ્ર, અહીશ્વર શેષનાગરૂપ સંકર્ષણ (એમ સાત) અને આઠમા સ્વયં શ્રીહરિ જ બંને વસુદેવ-દેવકીથી જન્મ્યા હતા.' એમ ફરીથી તે બળરામજીનો દેવકીના ગર્ભ સાથેનો સંબંધ કહેવામાં આવ્યો, તે કેવી રીતે હોઈ શકે, એવો સંશય છે. ॥ ૮ ॥

**कस्मान्मुकुन्दो भगवान् पितुर्गेहाद् व्रजं गतः।**
**क्व वासं ज्ञातिभिः सार्धं कृतवान् सात्वतांपतिः ॥ ९**

મુક્તિદાતા ભગવાન શ્રીકૃષ્ણ પિતાના ગૃહેથી વ્રજમાં કેમ ગયા? ભક્તોના પતિ ભગવાને જ્ઞાતિબંધુઓ સાથે ક્યાં નિવાસ કર્યો? ॥ ૯ ॥

कस्मादिति। भगवतः कंसभयशङ्काया असंभवादित्यर्थः ॥ ९ ॥

**'कस्मात् इति।'** ભગવાનને કંસના ભયની શંકા હોવાનું અસંભવ હોવાથી (તે વ્રજમાં કેમ ગયા?), એમ અર્થ છે. ॥ ૯ ॥

**व्रजे वसन् किमकरोन्मधुपुर्यां च केशवः।**
**भ्रातरं चावधीत् कंसं मातुरद्धाऽतदर्हणम्॥ १०**

કેશવ ભગવાને વ્રજમાં નિવાસ કરતાં શું કર્યું? મથુરા (અને દ્વારકા)માં શું કર્યું? વધને અયોગ્ય એવા, પોતાની માતાના ભાઈ કંસનો ભગવાને પોતે કેમ વધ કર્યો? ॥ ૧૦ ॥

मातुर्भ्रातरं कंसं तस्माद्वधानर्हमद्धा साक्षात्कस्मादवधीत्॥ १० ॥

કંસ માતાનો ભાઈ હતો તેથી વધ કરવાને અયોગ્ય હતો, એવા તેનો **'अद्धा'** સાક્ષાત્ (પોતે) કેમ વધ કર્યો? ॥ ૧૦ ॥

**बा.प्र.**—को ब्रह्मा ईशो रुद्रस्तयोरपि वं सुखं यस्मात्स केशवो भगवान्।

**देहं मानुषमाश्रित्य कति वर्षाणि वृष्णिभिः।**
**यदुपुर्यां सहावात्सीत् पत्न्यः कत्यभवन् प्रभोः॥ ११ ॥ ११ ॥**

**एतदन्यच्च सर्वं मे मुने कृष्णविचेष्टितम्।**
**वक्तुमर्हसि सर्वज्ञ श्रद्दधानाय विस्तृतम्॥ १२ ॥ १२ ॥**

ननु क्षुत्तृड्भ्यां पीडितस्य तव कुतः श्रवणावकाशस्तत्राह— **नैषेति।**

**नैषातिदुःसहा क्षुन्मां त्यक्तोदमपि बाधते।**
**पिबन्तं त्वन्मुखाम्भोजच्युतं हरिकथामृतम्॥ १३**

त्यक्तोदकस्यापि मम जीवनं हरिकथामृतपाननिमित्तं तदुपरमे सद्य एव जीवितं न स्यादित्यर्थः ॥ १३ ॥

**अन्वि.**—या ब्रह्मण्येनापि मया मुनिगले सर्पं न्यधापयत् एषा अतिशयेन दुःसहाऽपि क्षुत् त्यक्तमुदकं येन तं त्यक्तोदमपि त्वन्मुखमेवाम्भोजं ततश्च्युतं हरिकथामेवामृतं पिबन्तं मां न बाधते।

सूत उवाच

**एवं निशम्य भृगुनन्दन साधुवादं**
**वैयासकिः स भगवानथ विष्णुरातम्।**
**प्रत्यर्च्य कृष्णचरितं कलिकल्मषघ्नं**
**व्याहर्तुमारभत भागवतप्रधानः॥ १४**

एवं साधुवादं समीचीनं प्रश्नम्। भागवतप्रधानो भागवतेषु श्रेष्ठः॥ १४॥

**सुबोधिनीयोजना**—विष्णुरातमिति विष्णुरक्षितम्। रा आदाने यमादत्ते तं रक्षतीति।

**कः** અર્થાત્ બ્રહ્માજી અને **ईशः** અર્થાત્ રુદ્ર, તે બન્નેને પણ જેમનાથી સુખ છે તે કેશવ ભગવાન.

(પરબ્રહ્મ હોવા છતાં) મનુષ્યશરીરનો આશ્રય કરીને યાદવો સાથે ભગવાન યદુપુરી દ્વારકામાં કેટલાં વર્ષો રહ્યા હતા? વળી, ભગવાનને પત્નીઓ કેટલી હતી? ॥ ૧૧ ॥ ૧૧ ॥

હે મુનિ, હે સર્વજ્ઞ, આ (પૂછવામાં આવેલું) અને બીજું (પૂછવામાં ન આવ્યું હોય તેવું) પણ બધું જ શ્રીકૃષ્ણચરિત્ર વિસ્તાર જે રીતે થાય તે રીતે શ્રદ્ધાળુ એવા મને કહેવા માટે આપ યોગ્ય છો. ॥૧૨॥૧૨॥

શંકા કરે છે કે ભૂખ-તરસથી પીડાતા તમને શ્રવણ કરવાનો અવકાશ કેવી રીતે મળશે? તે માટે પરીક્ષિત કહે છે – **'न एषा इति।'**

આપના મુખકમળમાંથી ઝરતા હરિકથામૃતનું પાન કરતા, જળ પણ છોડી દીધેલા એવા મને આ અતિ દુઃસહ એવી ક્ષુધા પણ પીડા આપતી નથી.॥૧૩॥

જળ પણ છોડી દીધું છે તેવા મારું જીવન હરિકથારૂપી અમૃતપાનને કારણે જ છે. તે બંધ થતાં તે જ ક્ષણે મારું જીવન પણ નહીં હોય, એમ અર્થ છે. ॥ ૧૩ ॥

જે ક્ષુધાએ બ્રાહ્મણભક્ત એવા મારા દ્વારા મુનિના ગળામાં સર્પ નંખાવ્યો તે અતિશય દુઃસહ એવી ક્ષુધા, જળ પણ છોડી દેનાર એવા મને આપના મુખકમળમાંથી ઝરતા હરિકથારૂપ અમૃતનું પાન કરવાને કારણે પીડા આપતી નથી.

**સૂતજી બોલ્યા** – હે ભૃગુકુલોત્પન્ન શૌનક, આ પ્રમાણે સુંદર પ્રશ્ન સાંભળીને વ્યાસનંદન, ભગવદ્‌ભક્તોમાં શ્રેષ્ઠ એવા તે ભગવાન શ્રીશુકદેવજી (વિષ્ણુરાત) પરીક્ષિતનું સન્માન કરીને કળિયુગના પાપનો નાશ કરનારું શ્રીકૃષ્ણચરિત્ર કહેવા લાગ્યા. ॥ ૧૪ ॥

આ પ્રમાણે **'साधुवादम्'** સુંદર પ્રશ્ન – **'भागवतप्रधानः'** ભગવદ્‌ભક્તોમાં શ્રેષ્ઠ એવા શ્રીશુકદેવજી ॥ ૧૪ ॥

વિષ્ણુરાત એટલે વિષ્ણુ દ્વારા રક્ષિત. **रा** ધાતુ લેવાના અર્થમાં છે. જેને (ભગવાન) સ્વીકારે છે, તેની તે (ભગવાન જ) રક્ષા કરે છે.

**सुबोधिनी—** सभगवानिति। भगवता सहितः। तदन्तःस्थितो भगवानेवोत्तरं प्रयच्छतीत्यर्थः। नन्वेवं भगवान् स्वयमुत्तरं प्रयच्छति कथमित्याशंक्याह— विष्णुरातमिति।

अथेति भिन्नोपक्रमे। एतावत्कालं शुकः स्वयमेवाह। इदं चरित्रं तु तत्र स्थितो भगवानेवाऽऽहेति भिन्नः प्रक्रमः। विष्णुना एतदर्थमेव रक्षितः।

શુકદેવજીએ અંતરમાં રહેલા ભગવાન સહિત કથા કહી. અંતરમાં રહેલા તે ભગવાન જ ઉત્તર આપે છે, એમ અર્થ છે. શંકા કરે છે કે આ પ્રમાણે ભગવાન પોતે જ શા માટે ઉત્તર આપે છે? તે માટે કહે છે કે પરીક્ષિત વિષ્ણુ દ્વારા આપવામાં આવેલો (વિષ્ણુદત્ત) હતો.

અહીં **'अथ'** શબ્દ ભિન્ન ઉપક્રમ–આરંભ માટે છે. અત્યાર સુધી સ્વયં શુકદેવજી કથા કહે છે. આ કૃષ્ણચરિત્ર તો તેમનામાં રહેલા ભગવાન જ કહે છે, એટલે ભિન્ન ઉપક્રમ થાય છે. આ માટે જ ભગવાન વિષ્ણુ દ્વારા પરીક્ષિત રક્ષાયો હતો.

**श्रीशुक उवाच**

**सम्यग्व्यवसिता बुद्धिस्तव राजर्षिसत्तम।**
**वासुदेवकथायां ते यज्जाता नैष्ठिकी रतिः॥ १५**

व्यवसिता कृतनिश्चया। यद्यतो बुद्धेः॥ १५॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – રાજર્ષિઓમાં સર્વશ્રેષ્ઠ એવા હે પરીક્ષિત, તમારી બુદ્ધિ ઉચિત નિશ્ચય કરનારી છે, કે જેનાથી શ્રીવાસુદેવ ભગવાનની કથામાં તમારી નિશ્ચળ પ્રીતિ ઉત્પન્ન થઈ છે. ॥ ૧૫ ॥

**'व्यवसिता'** નિશ્ચય કરનારી બુદ્ધિ, **'यत्'** જે બુદ્ધિથી ॥ ૧૫ ॥

**वासुदेवकथाप्रश्नः पुरुषांस्त्रीन् पुनाति हि।**
**वक्तारं पृच्छकं श्रोतॄंस्तत्पादसलिलं यथा॥ १६**

॥ १६॥

તે ભગવાનના ચરણનું જળ શ્રીગંગાજી જેમ (સ્વર્ગલોક, પૃથ્વીલોક અને પાતાળલોક – એમ) ત્રણેને પવિત્ર કરે છે, તેમ શ્રીવાસુદેવ ભગવાનની કથાને લગતો પ્રશ્ન વક્તા, શ્રોતા અને પ્રશ્નકર્તા – એમ ત્રણે પ્રકારના પુરુષોને પવિત્ર કરે છે. ॥૧૬॥૧૬॥

तत्र तावत्प्रथमं भगवदवतारकारणमाह— **भूमि**रित्यादिनवभिः श्लोकैः।

તેમાં (**अंशेनावतीर्णस्य** શ્લોક-૨, વગેરે રાજા દ્વારા પૂછવામાં આવેલા પ્રશ્નોમાંથી) પ્રથમ ભગવાનના અવતારનું નવ શ્લોકોથી કારણ કહે છે – **'भूमिः' इति।** વગેરે

**भूमिर्दृप्तनृपव्याजदैत्यानीकशतायुतैः।**
**आक्रान्ता भूरिभारेण ब्रह्माणं शरणं ययौ॥ १७**

ગર્વિષ્ઠ રાજાઓરૂપે રહેલા લાખો દૈત્યોનાં સૈન્યના ભારથી પીડાયેલી પૃથ્વી બ્રહ્માજીના શરણે ગઈ. ॥ ૧૭ ॥

दृप्तनृपव्याजा ये दैत्यास्तेषामनीकशतानामयुतैर्यो भूरिभारस्तेनाक्रान्ता॥ १७॥

(શાસ્ત્રની મર્યાદાઓનું ઉલ્લંઘન કરનારા) ગર્વિષ્ઠ રાજાઓરૂપે રહેલા જે દૈત્યો હતા, તેમનાં સેંકડો વખત દસ હજાર અર્થાત્ લાખોની સંખ્યાવાળાં સૈન્યો વડે જે અતિ ભાર હોય તેના (ભાર)થી પીડાયેલી પૃથ્વી (બ્રહ્માજીના શરણે ગઈ). ॥ ૧૭ ॥

**गौर्भूत्वाश्रुमुखी खिन्ना क्रन्दन्ती करुणं विभोः।**
**उपस्थितान्तिके तस्मै व्यसनं स्वमवोचत॥ १८**

ખિન્ન, અશ્રુભર્યા મુખવાળી, કરુણ ક્રંદન કરતી પૃથ્વી ગાય બનીને વિભુ(બ્રહ્માજી)ની પાસે ઉપસ્થિત થઈ અને તેમને પોતાનું દુઃખ કહેવા લાગી. ॥૧૮॥

विभोरन्तिके उपस्थिता सती॥ १८॥

**ब्रह्मा तदुपधार्याथ सह देवैस्तया सह।**
**जगाम सत्रिनयनस्तीरं क्षीरपयोनिधेः॥ १९**
॥ १९॥

**श्रीबुभुत्सुबोधिका**—पयोनिधेस्तीरं तीरस्थ-श्वेतद्वीपाख्यं भगवतो धाम। तत्र भगवत्प्राकट्यं, मथुरावत्। 'क्षीरोदं मे प्रियं धाम श्वेतद्वीपं च भास्वरम्।'

**तत्र गत्वा जगन्नाथं देवदेवं वृषाकपिम्।**
**पुरुषं पुरुषसूक्तेन उपतस्थे समाहितः॥ २०**
॥ २०॥

**अन्वि.**—वर्षति कामानिति वृषः आकम्पयति क्लेशानित्याकपिः। वृषश्चासावाकपिश्चेति वृषाकपिः।

**गिरं समाधौ गगने समीरितां**
**निशम्य वेधास्त्रिदशानुवाच ह।**
**गां पौरुषीं मे शृणुतामराः पुन-**
**र्विधीयतामाशु तथैव मा चिरम्॥ २१**

पौरुषीं पुरुषस्य भगवत इयं पौरुषी तां गां वाचं मे मत्त आशु शृणुत। मा चिरमविलम्बितं तथैव विधीयतां चेति॥ २१॥

**पुरैव पुंसावधृतो धराज्वरो**
**भवद्भिरंशैर्यदुषूपजन्यताम् ।**
**स यावदुर्व्या भरमीश्वरेश्वरः**
**स्वकालशक्त्या क्षपयंश्चरेद् भुवि॥ २२**

विज्ञापनात्पुरैव पुंसा ईश्वरेण ज्वरस्तापोऽवधृतोऽवधारितः॥ २२॥

વિભુ(બ્રહ્માજી)ની પાસે ઉપસ્થિત થઈ. ॥૧૮॥

ત્યાર પછી (ભૂમિનું) તે દુ:ખ સાંભળીને દેવો, ભૂમિ અને ત્રિનયન શંકર ભગવાન સહિત બ્રહ્માજી ક્ષીરસાગરના તીરે પધાર્યા. ॥ ૧૯ ॥ ૧૯ ॥

ક્ષીરસાગરને કિનારે શ્વેતદ્વીપ નામનું ભગવાનનું ધામ છે. મથુરાની જેમ ત્યાં ભગવાનનું પ્રાકટ્ય થયું છે. 'ક્ષીરસાગર અને દેદીપ્યમાન શ્વેતદ્વીપ મારું પ્રિય ધામ છે.' (શ્રીમદ્ ભા.૮/૪/૧૮)

ત્યાં જઈને બ્રહ્માજીએ દેવાધિદેવ, જગતના (એકમાત્ર મુખ્ય) નાથ, (પોતાના ભક્તો ઉપર કામનાઓની વૃષ્ટિ કરનાર અને પાપને ધ્રુજાવનાર) વૃષાકપિ ભગવાન પુરુષોત્તમની એકાગ્રચિત્તે પુરુષસૂક્તથી સ્તુતિ કરી. ॥ ૨૦ ॥

કામનાઓની વર્ષા કરે છે તે **वृषः** અને ક્લેશોને ધ્રુજાવે છે તે **आकपिः**, જે **वृषः** છે અને જે **आकपिः** પણ છે તે **वृषाकपिः**.

આકાશમાં કહેવાયેલી ભગવાનની વાણીને સમાધિમાં સાંભળીને બ્રહ્માજીએ દેવોને કહ્યું: 'હે દેવો, ભગવાનની વાણી મારી પાસેથી તમે શીઘ્ર શ્રવણ કરો અને અવિલમ્બે તે પ્રમાણે જ તેનું આચરણ કરો.' ॥ ૨૧ ॥

**'पौरुषीम्'** પુરુષની, ભગવાનની આ પૌરુષી એવી તે **'गाम्'** વાણીને **'मे'** મારી પાસેથી શ્રવણ કરો. **'मा चिरम्'** તમારા દ્વારા અવિલમ્બે તે પ્રમાણે જ કરવામાં આવે. ॥ ૨૧ ॥

(અંતર્યામી) ભગવાન દ્વારા (આપણી વિજ્ઞપ્તિની) પૂર્વે જ પૃથ્વીનું કષ્ટ જાણી લેવામાં આવ્યું છે. માટે તે ઈશ્વરોના ઈશ્વર પોતાની કાળશક્તિથી પૃથ્વીનો ભાર દૂર કરતા જ્યાં સુધી પૃથ્વી પર વિચરે, (ત્યાં સુધી) તમારા દ્વારા (ઉદ્ધવજી, સાત્યકિ વગેરે પાર્ષદોરૂપી ભગવાનના) અંશો સહિત યદુકુળમાં જન્મ લેવામાં આવે. ॥૨૨॥

વિજ્ઞપ્તિથી પૂર્વે જ **'पुंसा'** ઈશ્વર દ્વારા **'ज्वरः'** પૃથ્વીનું કષ્ટ **'अवधृतः'** જાણી લેવામાં આવ્યું છે. ॥ ૨૨ ॥

**वसुदेवगृहे साक्षाद् भगवान् पुरुषः परः ।**
**जनिष्यते तत्प्रियार्थं सम्भवन्तु सुरस्त्रियः ॥ २३ ॥ २३ ॥**

વસુદેવજીના ઘરમાં સાક્ષાત્ ભગવાન પરમપુરુષ જન્મ લેશે. તેમને (પરિચર્યાથી) પ્રસન્ન કરવા માટે દેવાંગનાઓ પણ અવતાર લે. ॥ ૨૩ ॥ ૨૩ ॥

**वासुदेवकलानन्तः सहस्त्रवदनः स्वराट् ।**
**अग्रतो भविता देवो हरेः प्रियचिकीर्षया ॥ २४ ॥ २४ ॥**

ભગવાન શ્રીહરિનું પ્રિય કરવાની ઈચ્છાથી ભગવાન વાસુદેવની કલારૂપ હજાર મુખવાળા સ્વયંપ્રકાશ ભગવાન અનંત, ભગવાન શ્રીહરિની પૂર્વે (મોટાભાઈરૂપે) પ્રકટ થશે. ॥ ૨૪ ॥ ૨૪ ॥

**विष्णोर्माया भगवती यया सम्मोहितं जगत् ।**
**आदिष्टा प्रभुणांशेन कार्यार्थे सम्भविष्यति ॥ २५**

જેનાથી (સંપૂર્ણ) જગત સંમોહિત થયું છે તે, ભગવાન વિષ્ણુના અંશરૂપ માયા, પ્રભુ વિષ્ણુ દ્વારા આદેશ પામેલી હોઈ, (ભગવલ્લીલાસંપાદનરૂપ) કાર્ય માટે (યશોદામાં) અવતરિત થશે. ॥ ૨૫ ॥

देवकीगर्भसंकर्षणयशोदामोहनादिकार्यार्थे यशोदायां संभविष्यति ॥ २५ ॥

દેવકીના ગર્ભનું સંકર્ષણ, યશોદાજીનો મોહ, (વસુદેવજીની મુક્તિ, ભગવાનની પ્રેયસીઓના પતિ વગેરેનું સંમોહન) વગેરે (ભગવાનની લીલા સંપાદન કરવારૂપ) કાર્ય માટે (ભગવાન વિષ્ણુની માયા) યશોદામાં અવતરિત થશે. ॥ ૨૫ ॥

**श्रीशुक उवाच**

**इत्यादिश्यामरगणान् प्रजापतिपतिर्विभुः ।**
**आश्वास्य च महीं गीर्भिः स्वधाम परमं ययौ ॥ २६ ॥ २६ ॥**

**શ્રીશુકદેવજી બોલ્યા** – દેવગણોને આ પ્રમાણે આજ્ઞા આપીને પ્રજાપતિઓના સ્વામી વિભુ બ્રહ્માજી પૃથ્વીને (કેવું અહોભાગ્ય છે તારું! ભગવાનના ચરણોથી તું સુશોભિત થઈશ, શોક કરીશ નહીં, વગેરે) વચનોથી આશ્વાસન આપી પોતાના પરમધામમાં પધાર્યા. ॥ ૨૬ ॥ ૨૬ ॥

भोजेन्द्रबन्धनागारेऽवताराय प्रस्तावकथामाह— **शूरसेन** इत्यादिना यावदध्यायसमाप्ति ।

ભોજરાજ કંસના કારાગૃહમાં અવતાર ધારણ કરવા માટે પ્રસ્તાવનારૂપે કથા કહે છે – **'શૂરસેનઃ'** વગેરેથી માંડીને અધ્યાય સમાપ્ત થાય ત્યાં સુધી.

**शूरसेनो यदुपतिर्मथुरामावसन् पुरीम् ।**
**माथुराञ्छूरसेनांश्च विषयान् बुभुजे पुरा ॥ २७**

પૂર્વે યાદવપતિ રાજા શૂરસેન મથુરાનગરીમાં નિવાસ કરતા, માથુર અને શૂરસેન નામના દેશોનું શાસન કરતા હતા. ॥ ૨૭ ॥

मथुरामावसन्मथुरायां वसन् । विषयान् देशान् ॥ २७ ॥

**'મથુરામ્ આવસન્'** મથુરામાં નિવાસ કરતા, **'વિષયાન્'** દેશોનું (શાસન) ॥ ૨૭ ॥

**राजधानी ततः साभूत् सर्वयादवभूभुजाम् ।**
**मथुरा भगवान् यत्र नित्यं संनिहितो हरिः ॥ २८ ॥ २८ ॥**

ત્યારથી તે મથુરાનગરી સર્વ યાદવ રાજાઓની રાજધાની હતી, જ્યાં ભગવાન શ્રીહરિ નિત્ય સમીપ રહે છે. ॥ ૨૮ ॥ ૨૮ ॥

**बा.प्र.—**

'मथ्यते तु जगत्सर्वं ब्रह्मज्ञानेन येन वा।
तत्सारभूतं यद्यस्यां मथुरा सा निगद्यते॥'
इति गोपालतापिनीश्रुतिवचनात्।

**तस्यां तु कर्हिचिच्छौरिर्वसुदेवः कृतोद्वहः।**
**देवक्या सूर्यया सार्धं प्रयाणे रथमारुहत्॥ २९**

सूर्यया नवोढया। प्रयाणे प्रयाणार्थम्॥ २९॥

**उग्रसेनसुतः कंसः स्वसुः प्रियचिकीर्षया।**
**रश्मीन् हयानां जग्राह रौक्मै रथशतैर्वृतः॥ ३०**

रश्मीन् प्रग्रहान्॥ ३०॥

**चतुःशतं पारिबर्हं गजानां हेममालिनाम्।**
**अश्वानामयुतं सार्धं रथानां च त्रिषट्शतम्॥ ३१**
**दासीनां सुकुमारीणां द्वे शते समलंकृते।**
**दुहित्रे देवकः प्रादाद् याने दुहितृवत्सलः॥ ३२**

पारिबर्हमुपस्करम्॥ ३१॥ ३२॥

**शंखतूर्यमृदंगाश्च नेदुर्दुन्दुभयः समम्।**
**प्रयाणप्रक्रमे तावद् वरवध्वोः सुमंगलम्॥ ३३**

॥ ३३॥

**पथि प्रग्रहिणं कंसमाभाष्याहाशरीरवाक्।**
**अस्यास्त्वामष्टमो गर्भो हन्ता यां वहसेऽबुध॥ ३४**

आभाष्य रे रे कंसेति संबोध्य। हन्ता हनिष्यति॥ ३४॥

**इत्युक्तः स खलः पापो भोजानां कुलपांसनः।**
**भगिनीं हन्तुमारब्धः खड्गपाणिः कचेऽग्रहीत्॥ ३५**

कुलपांसनः कुलदूषणः आरब्ध उद्युक्तः। कचे केशबन्धे॥ ३५॥

'જે બ્રહ્મજ્ઞાન (કે ભક્તિયોગ) દ્વારા સંપૂર્ણ જગત મંથન પામે છે, તે (જ્ઞાન અને ભક્તિ)ના સારરૂપ 'કૃષ્ણ' નામનું ફળ જેમાં સદાય સંનિહિત છે, તે મથુરા કહેવાય છે.' એમ ગોપાલતાપિની ઉપનિષદનું વચન છે.

તે મથુરામાં એકવાર શૂરસેનના પુત્ર વસુદેવજી વિવાહ કરીને નવોઢા દેવકી સાથે (ગૃહ)પ્રયાણ કરવા માટે રથમાં બેઠા. ॥ ૨૯ ॥

'**सूर्यया**' નવોઢા દેવકી સાથે '**प्रयाणे**' (ગૃહે) પ્રયાણ કરવા માટે ॥ ૨૯ ॥

સુવર્ણના સેંકડો રથોથી ઘેરાયેલા ઉગ્રસેનના પુત્ર કંસે બહેનનું પ્રિય કરવાની ઈચ્છાથી અશ્વોની લગામો પકડી લીધી. ॥ ૩૦ ॥

'**रश्मीन्**' લગામોને ॥ ૩૦ ॥

દુહિતૃવત્સલ દેવક રાજાએ પુત્રી દેવકીને પ્રયાણસમયે પહેરામણીમાં સોનાની માળા પહેરેલા ચારસો હાથીઓ, પંદર હજાર ઘોડા, અઢારસો રથ અને સુંદર રીતે અલંકૃત કરેલી બસો સુકુમારી દાસીઓ આપી હતી. ॥ ૩૧॥ ૩૨॥

'**पारिबर्हम्**' વિવાહસમયે દીકરીને આપવામાં આવતી ધન વગેરે સામગ્રીઓરૂપ પહેરામણી ॥૩૧॥૩૨॥

(કન્યા)વિદાયનો આરંભ થતાં જ સૌપ્રથમ વરવધૂનું સુમંગળ થાય તે માટે શંખ, તૂરી, મૃદંગ અને દુંદુભિઓ એકસાથે વાગવા લાગ્યાં. ॥ ૩૩ ॥ ૩૩ ॥

માર્ગમાં ઘોડાઓની લગામ પકડનાર (રથ હાંકતા) કંસને સંબોધીને અશરીરી (આકાશ)વાણી કહે છેઃ 'હે મૂર્ખ (કંસ), જેને (રથમાં બેસાડીને) તું લઈ જાય છે, તે આ (દેવકી)નો આઠમો ગર્ભ તને મારશે.' ॥૩૪॥

'**आभाष्य**' અરે હે કંસ, એમ સંબોધન કરીને – '**हन्ता**' મારશે ॥ ૩૪ ॥

આમ, જેને કહેવામાં આવ્યું તે દુષ્ટ, પાપી અને ભોજવંશીઓના કુળના લાંછનરૂપ કંસે હાથમાં તલવાર લઈ બહેનને મારવા તૈયાર થઈને તેને ચોટલાથી પકડી. ॥ ૩૫ ॥

'**कुलपांसनः**' કુળના લાંછનરૂપ કંસે '**आरब्धः**' ઉદ્યત, તૈયાર થઈ '**कचे**' ગૂંથેલા કેશથી ॥ ૩૫ ॥

तं जुगुप्सितकर्माणं नृशंसं निरपत्रपम्।
वसुदेवो महाभाग उवाच परिसान्त्वयन्॥ ३६

ઘૃણાસ્પદ કર્મ કરનાર, ઘાતકી, નિર્લજ્જ એવા તે કંસને શાંત પાડતા મહાત્મા વસુદેવજી કહેવા લાગ્યા. ॥ ૩૬ ॥

वसुदेव उवाच

श्लाघनीयगुणः शूरैर्भवान् भोजयशस्करः।
स कथं भगिनीं हन्यात् स्त्रियमुद्वाहपर्वणि॥ ३७

**વસુદેવજી બોલ્યા** – શૂરવીરો દ્વારા પ્રશંસાને યોગ્ય ગુણવાળા, ભોજવંશની કીર્તિ વધારનાર એવા (અબળા) સ્ત્રીને, (તેમાં પણ પોતાની) બહેનને (અને તે પણ) વિવાહના (શુભ) અવસરે કેમ હણો છો? ॥ ૩૭ ॥

नृशंसं क्रूरम्। महाभाग इति। अयं भावः—स्वजन्मनि हर्षेण देवैरानकदुन्दुभिघोषणाद्भाविभगवदवतारेण शक्यप्रतीकारता संभवतीति सान्त्वयन्स्तुत्या कृपाविषयत्वेनोपपत्तिभिश्च साममार्गेण संबोधयन्।

**'नृशंसम्'** ક્રૂર, ઘાતકી – **'महाभागः इति।'** ભાવ આ પ્રમાણે છે – (વસુદેવજીના) પોતાના જન્મ-સમયે દેવો દ્વારા હર્ષપૂર્વક મૃદંગ અને દુંદુભિથી ઘોષણા કરવામાં આવી હોવાથી થનારા ભગવાનના અવતાર દ્વારા (તેમનો મહિમા જણાવીને) પ્રતીકારની શક્યતા સંભવે છે, એમ કંસને સમજાવતા તેની પ્રશંસા દ્વારા અને (બહેન ઉપર) કૃપા કરવી જોઈએ, તે માટે કારણો આપવા દ્વારા સામમાર્ગથી (સમજાવીને) સંબોધન કરતા (વસુદેવજી કહે છે) –

(किंच। सामभेदाभ्यां संबोधयन्। तत्र साम पञ्चविधम्। भेदो द्विविधः। तदुक्तम्—

'संबन्धलाभोपकृतिर्ह्यभेदो गुणकीर्तनम्।
साम पञ्चविधं भेदो दृष्टादृष्टभयं वचः॥'

(વળી, તેઓ સામ અને ભેદથી સમજાવે છે, તેમાં સામ પાંચ પ્રકારનો છે અને ભેદ બે પ્રકારનો છે. તે કહેવામાં આવ્યું છે–

'(૧) સંબંધ દર્શાવવો, (૨) લાભ તરફ સંકેત કરવો, (૩) ઉપકાર યાદ કરાવવો, (૪) અભેદનું પ્રતિપાદન કરવું અને (૫) ગુણકીર્તન કરવું – આ પાંચ પ્રકારનાં વચન એટલે સામ. દૃષ્ટ (આ લોકનો) અને અદૃષ્ટ (પરલોકનો) ભય દર્શાવનારાં વચન એટલે ભેદ.'

तत्र श्लाघनीयगुण इति गुणकीर्तनम्। भगिनीमिति संबन्धकथनम्। पुत्रिकोपमेत्यभेदं वक्ष्यति। हन्यादिति स्त्रीवधनिवृत्त्या यशोलाभं दर्शयति। उद्वाहपर्वणीति संतानवृद्ध्योपकारं दर्शयति।)॥ ३६॥ ३७॥

તે અનુસાર **'श्लाघनीयगुणः'** એ ગુણકીર્તન અને **'भगिनीम्'** એ સંબંધ દર્શાવે છે. **'पुत्रिकोपमा'** (શ્લોક-૪૫) એ અભેદ કહેશે. **'हन्यात्'** પદ સ્ત્રીનો વધ કરતાં અટકવાથી યશોલાભ દર્શાવે છે. **'उद्वाहपर्वणि'** (દેવકીને ત્યાં) સંતાનવૃદ્ધિથી ઉપકાર દર્શાવે છે.) કૌંસમાં આપેલી ટીકા શ્રીધરજીની નથી. ॥ ૩૬ ॥ ૩૭ ॥

मरणभयेन हन्मीति चेत्तथापि मरणस्यापरिहरणीयत्वाद्देहान्तरस्यावश्यंभावित्वात्तत्रापि च भोग-

જો કંસ કહે કે 'હું મરણના ભયથી વધ કરું છું.' તો પણ મરણને દૂર કરી શકાય તેમ ન હોવાથી બીજો દેહ અવશ્ય મળવાનો જ છે, તેથી તે બીજા દેહમાં પણ

प्रेमास्पदत्वादीनामविशेषात्तद्भयेन पापाचरणमयुक्त-मित्यभिप्रेत्याह— **मृत्युर्जन्मवतामित्यादि।**

**मृत्युर्जन्मवतां वीर देहेन सह जायते।**
**अद्य वाब्दशतान्ते वा मृत्युर्वै प्राणिनां ध्रुवः॥ ३८**

देहेन सहेति विधात्रा ललाटे लिखितत्वादिति। तथापि कालविलम्बार्थं हन्मीति चेत्तत्राह—अद्य वेति। अवश्यंभाविनि मरणे विलम्बमात्राय न पापाचरणं युक्तमिति भावः॥ ३८॥

किंच अस्मिन्देहे गते यदि देहान्तरं न स्यात्तदा युज्येत पापेनापि तत्पालनम्, न तु तदस्तीत्याह— **पञ्चत्वमापन्न इति।**

**देहे पंचत्वमापन्ने देही कर्मानुगोऽवशः।**
**देहान्तरमनुप्राप्य प्राक्तनं त्यजते वपुः॥ ३९**

आपन्ने आपन्नप्राये। कर्मवशादयत्नत एव प्रथमं देहान्तरं प्राप्य पश्चात्पूर्वं वपुस्त्यजति॥ ३९॥

अत्र दृष्टान्तः—**व्रजन्निति।**

**व्रजंस्तिष्ठन् पदैकेन यथैवैकेन गच्छति।**
**यथा तृणजलूकैवं देही कर्मगतिं गतः॥ ४०**

अत्र पूर्वदेहपरित्यागदेहांतरस्वीकारे— यथा व्रजन् पुरुषः एकेनाग्रतो निहितेन पदा

ભોગ અને પ્રેમનું સ્થાન વગેરે સમાન જ હોવાથી મૃત્યુના ભયથી પાપનું આચરણ કરવું અયોગ્ય જ છે, એવા અભિપ્રાયથી કહે છે – **'मृत्युर्जन्मवताम् इत्यादि।'**

હે વીર કંસ, જન્મ લેનારાં (સર્વ) પ્રાણીઓનું મૃત્યુ શરીર(ના જન્મ) સાથે જ નિર્મિત થયું હોય છે. આજે કે સો વર્ષ પછી પણ પ્રાણીઓનું મૃત્યુ અવશ્ય છે. ॥ ૩૮ ॥

**'देहेन सह इति।'** શરીરના જન્મ સાથે જ વિધાતા દ્વારા મૃત્યુ લલાટે લખાયેલું જ હોય છે. તેમ છતાં પણ જો કંસ કહે કે મારા મૃત્યુના સમયમાં વિલંબ થાય તે માટે હણું છું, તો તે માટે ઉત્તર આપે છે – **'अद्य वा इति।'** અવશ્ય થનારા મૃત્યુ વિષે માત્ર વિલંબ થાય તે માટે પાપનું આચરણ કરવું યોગ્ય નથી, એવો ભાવ છે. ॥ ૩૮ ॥

વળી, આ દેહ મૃત્યુ પામે ત્યારે જો બીજો દેહ ન મળવાનો હોય, તો પાપ કરીને પણ તે દેહની માણસ રક્ષા કરે એ યોગ્ય બને છે, પરંતુ તેમ તો છે નહીં, એમ કહે છે – **'पञ्चत्वं आपन्ने इति।'**

શરીર મૃત્યુ પામે છે ત્યારે અનુસરનારો વિવશ એવો જીવ બીજો દેહ પ્રાપ્ત કરીને, પૂર્વનો દેહ ત્યજે છે. ॥ ૩૯ ॥

**'आपन्ने'** શરીર મરણાસન્ન હોય છે ત્યારે, કર્મવશાત્ પ્રયત્ન કર્યા વિના જ પહેલાં બીજો દેહ પ્રાપ્ત કરીને પછી પૂર્વનો દેહ છોડે છે. ॥ ૩૯ ॥

અહીં દૃષ્ટાન્ત આપે છે – **'व्रजन् इति'**।

જેમ ચાલતો મનુષ્ય એક પગથી (શરીરને પૃથ્વી પર) ટેકવીને (પછી જ બીજા પગને ઉપાડીને) આગળ ચાલે છે તથા જેમ ખડમાંકડી (બીજા તણખલાનો આધાર લઈને પહેલું તણખલું છોડે છે), એમ કર્મની ગતિને પ્રાપ્ત થયેલો જીવ પણ એ જ રીતે ગતિ કરે છે. ॥ ૪૦ ॥

અહીં (**वं. —अत्र पूर्वदेहपरित्यागदेहांतरस्वीकारे—** પહેલું વર્તમાન શરીર છોડતાં બીજા ભવિષ્યના શરીરનો સ્વીકાર કરવાના) વિષયમાં જેમ ચાલતો મનુષ્ય આગળ મૂકેલા **'एकेन'** એક પગથી શરીરને પૃથ્વી પર

तिष्ठन्भुवमवष्टभ्य देहं बिभ्रत्पश्चादन्येन पूर्वप्रदेशादुत्थाप्य पुरो निहितेन गच्छति तद्वत्। अत्र च स्वीकारपरित्यागौ नात्यन्तभिन्नविषयाविति स्पष्टं दृष्टान्तान्तरमाह— यथा तृणजलूकेति। सा हि यथा तृणान्तरमवष्टभ्य पूर्वं तृणं त्यजति, एवं कर्मपथे वर्तमानोऽन्यो जीवोऽपि॥ ४०॥

('तद्यथा तृणजलायुका तृणस्यान्तं गत्वाऽन्यमाक्रममाक्रम्याऽऽत्मानमुपसंहरत्येवमेवायमात्मेदं शरीरं निहत्याविद्यां गमयित्वाऽन्यमाक्रममाक्रम्याऽऽत्मानमुपसंहरति।')

देहविषयावेव स्वीकारपरित्यागौ दर्शयितुं दृष्टान्तान्तरमाह—**स्वप्न इति।**

**स्वप्ने यथा पश्यति देहमीदृशं**
**मनोरथेनाभिनिविष्टचेतनः ।**
**दृष्टश्रुताभ्यां मनसानुचिन्तयन्**
**प्रपद्यते तत् किमपि ह्यपस्मृतिः॥ ४१**

दृष्टं राजादिदर्शनम्, श्रुतमिन्द्रादिश्रवणम्, ताभ्यामाहितसंस्कारेण मनसा तदेवानुचिन्तयन्नीदृशं जाग्रद्दृष्टश्रुतसदृशं देहं राजादिरूपं किमप्यनिरुक्तं

ટેકવીને ધારણ કરતાં, પછી બીજા પગને પાછળની ભૂમિ પરથી ઉપાડીને આગળ મૂકીને ચાલે છે તેમ – અહીં (પૂર્વની ભૂમિનો) ત્યાગ અને (પછીની ભૂમિનો) સ્વીકાર તદ્દન જુદા વિષયો નથી, એટલે (દૃષ્ટાંત સંતોષકારક ન હોવાથી) બીજું સ્પષ્ટ દૃષ્ટાંત જણાવે છે – **'યથા તૃણજલૂકા ઇતિ।'** તે ખડમાંકડી બીજા તણખલાનો આધાર લઈને જ પહેલું તણખલું છોડે છે, એ જ રીતે કર્મમાર્ગમાં પ્રવર્તમાન થયેલો અન્ય જીવ પણ (ભવિષ્યનું શરીર પ્રાપ્ત કરીને પછી જ પૂર્વેનું શરીર છોડે છે.) ॥ ૪૦ ॥

(આ શ્લોકનું મૂળ બૃહદારણ્યક ઉપનિષદમાં છે.)

('જેમ ખડમાંકડી એક તણખલાના છેડા પર પહોંચી બીજા તણખલારૂપ આધારને પકડીને પોતાના શરીરને સંકોચે છે, તેવી જ રીતે આ જીવાત્મા આ વર્તમાન શરીરને મારીને અચેતનાવસ્થાને પ્રાપ્ત કરાવીને બીજા શરીરરૂપ આશ્રયનો આધાર લઈને પોતાનો ઉપસંહાર કરી લે છે.' અર્થાત્ એ જ દેહમાં આત્મભાવ કરવા માંડે છે. આ જ દેહાન્તરના આરંભની વિધિ છે. બૃહદા. ઉપ.૪/૪/૩)

દેહવિષયક સ્વીકાર અને પરિત્યાગ દર્શાવવા માટે બીજું દૃષ્ટાંત આપે છે – **'स्वप्ने इति।'**

(રાજા વગેરેનાં) દર્શનથી અને (ઇન્દ્ર વગેરેના) શ્રવણથી તેનું જ સતત ચિંતન કરતો મનુષ્ય સ્વપ્નમાં અને (જાગ્રત અવસ્થામાં પણ) મનોરથ સાથે તન્મય થઈ ગયેલી બુદ્ધિવાળો હોઈ એવા (જ, રાજાના કે ઇન્દ્રના) કોઈ પણ દેહને જુએ છે અને (બીજી જ ક્ષણે તે દેહ હું જ છું, એમ) માનવા લાગે છે, ત્યારે (તે પોતાના વાસ્તવિક દેહને) વીસરી જાય છે. ॥ ૪૧ ॥

**'दृष्टम्'** (પ્રત્યક્ષ એવા) રાજા વગેરેનું દર્શન, **'श्रुतम्'** (ન જોયેલા) ઇન્દ્ર વગેરેનું શ્રવણ – તે બંને દ્વારા પડેલા સંસ્કારથી મન વડે તેનું જ સતત ચિંતન કરતો મનુષ્ય આવા, જાગ્રત અવસ્થામાં જોયેલા અને સાંભળેલા હોય તેવા કોઈ પણ દેહને (સ્વપ્નમાં અનિર્વચનીય) અસ્પષ્ટ રીતે જુએ છે અને બીજી ક્ષણે

पश्यति। क्षणान्तरे च तदेवाहमिति प्रपद्यते मन्यते। ततश्च जाग्रद्देहादपगतस्मृतिर्भवति पुरुषो यथेति।

‘તે જ હું છું.’ એમ ‘**પ્રપદ્યતે**’ માનવા લાગે છે. તથા ત્યાર પછી જાગ્રત દેહમાંથી તેની સ્મૃતિ જતી રહી હોય તેવો પુરુષ તે થઈ જાય છે, તે રીતે (મનુષ્ય એક શરીર છોડીને બીજું શરીર પ્રાપ્ત કરે છે.)

जाग्रत्येव दर्शयितुं दृष्टान्तान्तरमाह—मनोरथेनेति। अत्रापि दृष्टश्रुताभ्यामित्यादि सर्वं योज्यम्। तथा च वक्ष्यति—

જાગ્રત અવસ્થામાં પણ (ચિંતન કરેલા દેહનો સ્વીકાર અને વર્તમાન, વાસ્તવિક દેહની વિસ્મૃતિ) દર્શાવવા માટે બીજું દૃષ્ટાંત આપે છે – ‘**मनोरथेन इति।**’ અહીં પણ જોયેલા અને સાંભળેલાનું (ચિંતન કરતો મનુષ્ય અભિલષિત દેહનું ચિંતન કરતો, તેવો જ થઈને પૂર્વ શરીરને વીસરી જાય છે) વગેરે બધો સંબંધ (પૂર્વના દૃષ્ટાંતની જેમ) જોડવા યોગ્ય છે. તે અનુસાર (આગળ) કહેશે –

‘जन्तोर्वै कस्यचिद्धेतोर्मृत्युरत्यन्तविस्मृतिः॥
जन्म त्वात्मतया पुंसः सर्वभावेन भूरिद।
विषयस्वीकृतिं प्राहुर्यथा स्वप्नमनोरथः॥
स्वप्नं मनोरथं चेत्थं प्राक्तनं न स्मरत्यसौ।’

इत्यादि। तद्वदत्रापि कर्मवशाद्देहान्तरं प्राप्य प्राक्तनं त्यजतीति॥ ४१ ॥

‘કોઈ પણ કારણથી જીવની (પૂર્વશરીરની) અત્યંત વિસ્મૃતિ એટલે મૃત્યુ. હે ઉદાર ઉદ્ધવ, જ્યારે જીવ (કોઈ પણ શરીરને) આત્મરૂપે સર્વભાવથી સ્વીકારે છે, ત્યારે સ્વપ્નકાલીન અને મનોરથકાલીન શરીરવાળો ‘હું તે જ છું.’ એમ માનતો તે સ્વપ્ન(દેહને) અને મનોરથ(દેહને) સ્વીકારી લે છે અને પૂર્વના દેહને યાદ કરતો નથી.’ (શ્રીમદ્ ભા.૧૧/૨૨/૩૮,૩૯,૪૦) વગેરે. તેમ અહીં પણ જીવ કર્મવશાત્ બીજા દેહને પ્રાપ્ત કરીને પૂર્વના દેહને ત્યજે છે. ॥ ૪૧ ॥

ननु विचित्रदेहहेतूनां कर्मणां कृतत्वाद्देह-विशेषप्राप्तौ किं कारणमत आह—**यतो यत इति।**

પ્રશ્ન કરવામાં આવે છે કે અનેક જાતનાં શરીર પ્રાપ્ત કરવામાં કારણભૂત અનેક જાતનાં કર્મો કરેલાં હોય છે, તેથી અમુક જ પ્રકારનું વિશિષ્ટ શરીર પ્રાપ્ત થવા માટે શું કારણ છે? આ માટે ઉત્તર આપે છે – ‘**यतः यतः इति।**’

**यतो यतो धावति दैवचोदितं**
**मनो विकारात्मकमाप पंचसु।**
**गुणेषु मायारचितेषु देह्यसौ**
**प्रपद्यमानः सह तेन जायते॥ ४२**

(દેહના મૃત્યુસમયે) દૈવ દ્વારા (ફળ આપવા તત્પર થયેલા કર્મથી) પ્રેરાયેલું, (જુદા જુદા) વિકારના સ્વરૂપવાળું મન માયા દ્વારા (જુદા જુદા દેહરૂપે) રચાયેલાં પંચમહાભૂતોમાં જે જે (દેવ, પશુ-પક્ષી વગેરેનાં) શરીર તરફ દોડે છે અને (દોડતાં જે શરીરને આસક્તિપૂર્વક શીઘ્ર) પ્રાપ્ત કરે છે, (ત્યાં ત્યાં) એ આત્મા તેની સાથે દોડે છે (અને તે મન હું જ છું, એમ માનતો) તેની સાથે ઉત્પન્ન થાય છે. (ઉત્પન્ન થતો ભાસે છે.) ॥ ૪૨ ॥

देहस्य पञ्चत्वसमये पञ्चसु गुणेषु भूतेषु मायारचितेषु मायया नानादेहरूपेण रचितेषु दैवेन फलाभिमुखेन कर्मणा चोदितं नानाविकारात्मकं मनो यं यं देहं देवतिर्यगादिरूपं प्रति धावति। धावच्च सद्यं यमापाऽभिनिवेशेन प्राप्तं तत्र तत्रासौ देही जायते।

ननु मनसः कर्तृत्वात्तदेव जायतां न त्वकर्तात्मेत्यत आह— प्रपद्यमान इति। तदेवाहमिति मन्यमानस्तेन सह जायत इति॥ ४२ ॥

**बा.प्र.—**

'यं यं वापि स्मरन् भावं त्यजत्यन्ते कलेवरम्।
तं तमेवैति कौन्तेय सदा तद्भावभावितः॥'

इत्यादिवाक्यानुसारेण चिन्तनमात्रेणैवेष्टदेह-प्राप्तिसम्भवान्न तद्रक्षार्थमपि पापाचरणं युक्तमित्या-शयेनाह—यतो यत इति।

ननु सत्यं, भविष्यत्येव किमपि देहमात्रं, तथाप्यस्यातिप्रियस्य राजदेहस्य रक्षणायाकृत्यमपि क्रियत इति चेत्तत्राह**—ज्योतिरिति।**

**ज्योतिर्यथैवोदकपार्थिवेष्वदः**
**समीरवेगानुगतं विभाव्यते।**
**एवं स्वमायारचितेष्वसौ पुमान्**
**गुणेषु रागानुगतो विमुह्यति॥ ४३**

अदश्चन्द्रादिज्योतिः उदकयुक्तेषु पार्थिवेषु घटादिषु। यद्वा उदकेषु पार्थिवेषु तैलघृतादिषु च प्रतिबिम्बेन स्थितं समीरस्य वायोर्वेगमनुगतं

દેહના મૃત્યુસમયે **'मायारचितेषु'** માયા દ્વારા જુદાજુદા દેહરૂપે રચાયેલાં, પાંચ **'गुणेषु'** મહાભૂતોમાં, દૈવ દ્વારા ફળ આપવા તત્પર થયેલા કર્મથી પ્રેરાયેલું, ભિન્ન-ભિન્ન વિકારમય મન જે જે દેવ, પશુ-પક્ષી વગેરે શરીર તરફ દોડે છે અને દોડતાં જે શરીરને આસક્તિપૂર્વક શીઘ્ર **'आप'** પ્રાપ્ત કરે છે, ત્યાં ત્યાં આ દેહધારી આત્મા જન્મ લે છે.

શંકા કરે છે મનનું જ કર્તૃત્વ હોવાથી તે મનનો જ જન્મ થાય, અકર્તા એવા આત્માનો નહીં. આથી કહે છે – **'प्रपद्यमानः इति।'** 'તે મન હું જ છું.' એમ માનતો આત્મા (જીવ) તે મન સાથે ઉત્પન્ન થાય છે. ॥ ૪૨॥

'અથવા હે અર્જુન, (મનુષ્ય) અંતકાળે જે જે પદાર્થનું સ્મરણ કરતો શરીરને છોડે છે, તે તે (પદાર્થને) જ તે પામે છે, (કારણ કે) હંમેશાં (તેણે) તે જ પદાર્થનું ચિંતન કરેલું હોય છે.' (ગીતા–૮/૬) વગેરે વાક્ય અનુસાર માત્ર ચિંતન કરવાથી જ પ્રાપ્ત કરવા ઈચ્છેલ દેહની પ્રાપ્તિ સંભવિત હોવાથી તે દેહની રક્ષા કરવા માટે પણ પાપાચરણ યોગ્ય નથી, એવા આશયથી કહે છે – **'यतः यतः इति।'**

શંકા કરવામાં આવી છે કે કોઈ પણ દેહ થવાનો જ છે એ ખરું, તેમ છતાં અતિ પ્રિય એવા આ રાજાના શરીરનું રક્ષણ કરવા માટે ન કરવા જેવું પણ કરાય, એમ જો કહેવામાં આવે તો તે માટે ઉત્તર આપે છે – **'ज्योतिः इति।'**

જળ ભરેલાં માટીનાં પાત્રોમાં (અથવા તેલ, ઘીમાં) પ્રતિબિંબરૂપે રહેલો તે (ચંદ્ર વગેરેનો) પ્રકાશ વાયુના વેગને અનુસરીને જેમ વિવિધ રીતે કંપતો દેખાય છે, તેમ પોતાની અવિદ્યાથી રચાયેલાં શરીરોમાં તે મનુષ્ય રાગને અનુસરીને પ્રવિષ્ટ થઈ મોહ પામે છે. ॥૪૩॥

**'अदः'** તે ચન્દ્ર વગેરેનો પ્રકાશ – જળ ભરેલા માટીના ઘડા વગેરે (પાત્રો)માં અથવા **'उदकेषु पार्थिवेषु'** તેલ, ઘીમાં પ્રતિબિંબરૂપે રહેલા ચન્દ્ર વગેરેનો પ્રકાશ **'समीरस्य'** વાયુના વેગ **'अनुगतं ( विभाव्यते )'** અનુસાર જેમ વિવિધ રીતે કંપતો દેખાય છે, એમ પોતાની

कम्पादियुक्तं प्रतीयते यथा, एवं स्वाविद्यारचितेषु गुणेषु देहेष्वसौ रागेणानुगतः प्रविष्टो मुह्यत्यभिनिवेशं प्राप्नोति। अयं भावः—आत्मनस्तावद्देहाद्यध्यासाज्जन्मोक्तं सह तेन जायत इति।

અવિદ્યાથી રચાયેલાં **'गुणेषु'** શરીરોમાં તે જીવ રાગ કરીને **'अनुगतः'** પ્રવિષ્ટ થઈ **'मुह्यति'** મોહ પામે છે. (દેહના ધર્મો સાથે જીવ તાદાત્મ્ય પ્રાપ્ત કરે છે.) ભાવ આ પ્રમાણે છે – આત્માના દેહાદિ અધ્યાસને કારણે જન્મ કહેવામાં આવ્યો છે. આત્મા તો દેહ સાથે જન્મે છે. (જન્મતો ભાસે છે.)

ततश्चान्योन्यधर्माध्यासाद्यथा देहादिधर्माः कार्श्यादय आत्मनि प्रतीयन्ते, एवमात्मधर्माः प्रेमास्पदत्वादयोऽपि देहादिष्विति राजसूकरदेहयोर्विशेषाभावाद्व्यर्थो मृत्युप्रतीकार इति॥ ४३ ॥

તેથી એકબીજાના ધર્મોનો અધ્યાસ થાય છે. જેમ દેહના કૃશતા વગેરે ધર્મો આત્મામાં પ્રતીત થાય છે, એ જ પ્રમાણે આત્માના પ્રેમાસ્પદત્વ વગેરે ધર્મો પણ દેહાદિમાં પ્રતીત થાય છે, એટલે રાજાના શરીરમાં અને ભૂંડના શરીરમાં કોઈ તફાવત નથી. માટે રાજાના શરીર ખાતર મૃત્યુનો પ્રતીકાર કરવો વ્યર્થ છે. ॥૪૩॥

एवमुक्तं सामोपायमुपसंहरन्भेदमाह—**तस्मादिति।**

આમ કહેવામાં આવેલા સામવચનના ઉપાયનો ઉપસંહાર કરતાં, ભેદનું વચન કહે છે – **'तस्मात् इति।'**

**तस्मान्न कस्यचिद् द्रोहमाचरेत् स तथाविधः।**
**आत्मनः क्षेममन्विच्छन् द्रोग्धुर्वै परतो भयम्॥ ४४**

તેથી (આત્મા કર્મફળનો ભોક્તા હોવાથી) પોતાનું કલ્યાણ ઈચ્છતા તે મનુષ્યે આત્મા (કર્માનુરૂપ દેહને ગ્રહણ કરે છે) તેવો હોવાથી કોઈનો પણ દ્રોહ ન કરવો જોઈએ, કારણ કે દ્રોહ કરનારને (આ લોકમાં) જેનો દ્રોહ કરવામાં આવ્યો છે તેના (સંબંધીઓ)થી (અને પરલોકમાં યમરાજથી) ભય જ છે. ॥૪૪॥

परत इति। अभिद्रुह्यमाणात्तत्संबन्धिनश्च यमादपीहामुत्र च भयमिति भेदो दर्शितः॥ ४४॥

**'परतः इति।'** જેનો દ્રોહ કરવામાં આવ્યો તેના (સંબંધીઓ અને યમ)થી પણ અનુક્રમે આ લોક અને પરલોકમાં ભય છે, એમ ભેદ દર્શાવવામાં આવ્યો છે.॥૪૪॥

पुनः सामैवाह—**एषेति।**

વળી પાછા વસુદેવજી સામવચનોથી કહે છે – **'एषा इति।'**

**एषा तवानुजा बाला कृपणा पुत्रिकोपमा।**
**हन्तुं नार्हसि कल्याणीमिमां त्वं दीनवत्सलः॥ ४५**

આ દેવકી તમારી નાની બહેન છે, બાલિકા છે, દીન છે, (સારું-ખોટું ન સમજે તેવી) (કઠ)પૂતળી જેવી છે. દીનવત્સલ એવા તમે આ નિરપરાધ (કલ્યાણી)ને હણવા માટે યોગ્ય નથી. ॥ ૪૫ ॥

पुत्रिकोपमा दारुमयीव अचेतनप्राया॥ ४५॥

**'पुत्रिकोपमा'** (કઠ)પૂતળી જેવી અચેતન (સારા-ખોટાથી અનભિજ્ઞ-વં.) ॥ ૪૫ ॥

श्रीशुक उवाच

**एवं स सामभिर्भेदैर्बोध्यमानोऽपि दारुणः।**
**न न्यवर्तत कौरव्य पुरुषादाननुव्रतः॥ ४६**

बोध्यमान उपदिश्यमानः स्वयं दारुणः। पुनः पुरुषादान् दैत्याननुव्रतोऽनुसृत इति॥ ४६ ॥

**निर्बन्धं तस्य तं ज्ञात्वा विचिन्त्यानकदुन्दुभिः।**
**प्राप्तं कालं प्रतिव्योढुमिदं तत्रान्वपद्यत॥ ४७**

आनकदुन्दुभिरिति पदं महाभाग इत्यत्रोक्ताभिप्रायम्। प्रतिव्योढुं प्रतिकर्तुम्। वञ्चयितुमित्यर्थः। इदं वक्ष्यमाणमपत्यार्पणमन्वपद्यत ज्ञातवान्॥ ४७॥

ननु खलोऽयमेतन्न मन्येतेत्याशङ्क्याह स्वयमेव— **मृत्युरिति।**

**मृत्युर्बुद्धिमतापोह्यो यावद्बुद्धिबलोदयम्।**
**यद्यसौ न निवर्तेत नापराधोऽस्ति देहिनः॥ ४८**

॥ ४८॥

तस्मादुपेक्षादोषपरिहारायैवं करिष्यामीत्याह— **प्रदायेति।**

**प्रदाय मृत्यवे पुत्रान् मोचये कृपणामिमाम्।**
**सुता मे यदि जायेरन् मृत्युर्वा न म्रियेत चेत्॥ ४९**

मृत्यवे कंसाय। नन्विदमपि नैव न्याय्यमित्या- शङ्क्याह—सुता इति। अस्यां यदि मे जायेरंस्तदा यद्भावि तद्भवतु, जीवितं तु तावद्भवेदेव। तदन्तरा यद्ययमेव म्रियेत तदा न किंचिदन्याय्यम्॥ ४९ ॥

**श्रीशुकदेवजी બોલ્યા** – હે કુરુવંશી રાજા પરીક્ષિત, આમ સામવચનોથી અને ભેદથી જેને સમજાવવામાં આવ્યો હોવા છતાં માનવભક્ષીઓને (રાક્ષસોને) અનુસરનારો તે ક્રૂર કંસ (દેવકીનો વધ કરતાં) અટક્યો નહીં. ॥ ૪૬॥

**'बोध्यमानः'** જેને ઉપદેશ અપાઈ રહ્યો છે તે, જે પોતે જ ક્રૂર છે. વળી, **'पुरुषादान्'** દૈત્યોને **'अनुव्रतः'** અનુસરનારો છે. ॥ ૪૬ ॥

તેનો તે દુરાગ્રહ જાણીને, પ્રાપ્ત થયેલા મૃત્યુનો પ્રતિકાર કરવા માટે (ઉપાય) વિચારીને તે સમયે (મહાભાગ્યવાન) વસુદેવજીએ (મનમાં) આ પ્રમાણે નિશ્ચય કરી લીધો. ॥ ૪૭ ॥

**'आनकदुन्दुभिः'** એ પદનો અહીં મહાભાગ્યવાન – એમ કહેવાનો અભિપ્રાય છે. **'प्रतिव्योढुम्'** પ્રતિકાર કરવા માટે, મૃત્યુને ટાળવા માટે, એમ અર્થ છે. **'इदम्'** આ કહેવામાં આવનાર સંતાનઅર્પણ(ના ઉપાય)નો **'अन्वपद्यत'** નિશ્ચય કર્યો. ॥ ૪૭ ॥

આ કંસ દુષ્ટ છે, તે આ વાત નહીં માને, એવી આશંકા કરીને વસુદેવજી પોતે જ (મનમાં) કહે છે – **'मृत्युः इति।'**

જ્યાં સુધી બુદ્ધિ અને બળનું સામર્થ્ય હોય ત્યાં સુધી બુદ્ધિમાન મનુષ્ય દ્વારા મૃત્યુ પ્રતિકાર કરવા યોગ્ય છે. (પ્રતિકાર કરવા છતાં પણ) જો તે ન અટકે તો મનુષ્યનો અપરાધ નથી. ॥ ૪૮ ॥ ૪૮॥

તેથી મૃત્યુની (ઉદાસીનતારૂપી) ઉપેક્ષા કરવાનો દોષ દૂર કરવા માટે આ પ્રમાણે કરીશ, એમ કહે છે – **'प्रदाय इति।'**

મૃત્યુરૂપ કંસને પુત્રો આપીને આ દીન દેવકીને હું છોડાવું, પણ જો મને પુત્રો થાય અને (આ) મોત (કંસ) ન મરે, (તો શું થાય?) ॥ ૪૯ ॥

**'मृत्यवे'** કંસને (પુત્રો આપી દેવા) એવી આશંકા કરીને કહે છે – **'सुताः इति।'** જો મારાથી આ દેવકીમાં પુત્રો જન્મે તો જે થવાનું છે તે થાઓ, પણ ત્યાં સુધી તો આ દેવકીનું જીવન રહેશે જ. તે દરમ્યાન જો આ કંસ જ મરી જાય તો કંઈ જ અન્યાય નહીં થાય. ॥ ૪૯ ॥

**विपर्ययो वा किं न स्याद् गतिर्धातुर्दुरत्यया।
उपस्थितो निवर्तेत निवृत्तः पुनरापतेत्॥ ५०**

અથવા (જો મને પુત્રો થશે અને આ કંસ નહીં મરે, તો મારા પુત્રથી જ આનું મરણ થશે, એમ) ઊલટું પણ કેમ ન થાય? વિધાતાની ગતિ જાણવી અતિમુશ્કેલ છે. ઉપસ્થિત થયેલું મૃત્યુ પાછું ફરે અને ટળી ગયેલું મૃત્યુ પાછું આવી પડે! ॥ ૫૦ ॥

यदि च सुता भविष्यन्ति न चायं म्रियेत तदा मत्पुत्रादेवास्य मरणमिति विपर्ययो वा किं न स्यात्। ननु प्रौढस्य कंसस्य तव बालकात्कथं मृत्युः स्यात्तत्राह—गतिरिति।

વળી, જો પુત્રો થાય અને આ મરે નહીં તો મારા પુત્રથી જ આનું મરણ થશે, એમ (કદાચ) ઊલટું કેમ ન થાય? શંકા કરવામાં આવી છે કે યુવાન અને બળવાન કંસનું તમારા બાળકથી કેવી રીતે મૃત્યુ થાય? તે માટે ઉત્તર આપે છે – **'गतिः इति।'**

धातुः 'अस्यास्त्वामष्टमो गर्भो हन्ता' इत्युक्तवतः। अत इदानीमपत्यार्पणप्रतिज्ञैव मन्त्रः। तथा सति उपस्थितो मृत्युरयं तावन्निवर्तेत। निवृत्तः पुनः कालान्तरे आपतेच्चेत्तदा नापराधो ममेत्यर्थः।

'આનો આઠમો ગર્ભ તને મારશે.' (શ્રીમદ્ ભા.૧૦/૧/૩૪) એમ કહેનાર વિધાતાની ગતિ – આથી અત્યારે સંતાનો અર્પણ કરવાની પ્રતિજ્ઞા જ ઉપાય છે. તેમ થતાં આ ઉપસ્થિત થયેલું મૃત્યુ ત્યાં સુધી અટકે. ટળી ગયેલું મૃત્યુ પાછું થોડા સમય પછી જો આવી પડે તો તેમાં મારો અપરાધ નથી, એમ અર્થ છે.

अथवास्य मत्पुत्रादुपस्थितो मृत्युरस्या वधाद्यो निवर्तेत स पुनरनेन सन्मन्त्रेण भवेदेवेति। यद्वा गतिर्धातुर्दुरत्ययेत्येतस्य प्रपञ्चः—उपस्थित इति॥ ५०॥

અથવા મારા પુત્રથી આ કંસનું મૃત્યુ ઉપસ્થિત થાય અને જે મૃત્યુ આ દેવકીનો વધ કરવાથી અટકે તે મૃત્યુ આ સદુપાયથી ફરી (કંસને) આવી પડે! અથવા વિધાતાની ગતિ દુર્બોધ છે, એનો જ આ વિસ્તાર છે – **'उपस्थितः इति।'** ॥ ૫૦ ॥

प्राणिनामदृष्टं च दुर्वितर्क्यमिति सदृष्टान्तमाह—**अग्नेरिति।**

પ્રાણીઓનું અદૃષ્ટ અચિન્ત્ય છે, એ દૃષ્ટાન્ત સહિત કહે છે – **'अग्नेः इति।'**

**अग्नेर्यथा दारुवियोगयोगयो-
रदृष्टतोऽन्यन्न निमित्तमस्ति।
एवं हि जन्तोरपि दुर्विभाव्यः
शरीरसंयोगवियोगहेतुः ॥ ५१**

જેમ અગ્નિનો લાકડા સાથે યોગ થવો અને ન થવો, તેમાં અદૃષ્ટ સિવાય અન્ય કારણ નથી, એ જ રીતે ખરેખર, પ્રાણીને પણ શરીર સાથે સંયોગ અને વિયોગ થવાનું કારણ (અદૃષ્ટ અર્થાત્ દૈવ છે અને તે) અચિન્ત્ય છે. ॥ ૫૧॥

वने वृक्षान्प्रदहन्नग्निः संनिहितानपि वृक्षान् परित्यज्य कदाचिद्दूरस्थानपि दहति ग्रामे गृहान्वा, न ह्यस्य प्राण्यदृष्टव्यतिरेकेण किंचिन्नियामकमस्ति यथा, एवं जन्तोर्जन्ममरणयोरपि हेतुर्दुर्विभाव्योऽचिन्त्यः॥ ५१॥

વનમાં વૃક્ષોને બાળતો અગ્નિ નજીક રહેલાં વૃક્ષોને પણ છોડી દઈને ક્યાંક દૂર રહેલાં વૃક્ષો હોય તો પણ તેમને બાળી નાખે છે અથવા ગામમાં ઘરોને બાળી નાખે છે. ખરેખર, જેમ આ દહનનો નિયામક અદૃષ્ટ સિવાય કોઈ નથી, એ જ રીતે પ્રાણીના અદૃષ્ટ (સૂક્ષ્મ) કર્મ સિવાય જીવના જન્મ અને મરણનું પણ બીજું કોઈ કારણ નથી, તે **'दुर्विभाव्यः'** અચિન્ત્ય છે. ॥ ૫૧॥

**एवं विमृश्य तं पापं यावदात्मनिदर्शनम्।**
**पूजयामास वै शौरिर्बहुमानपुरःसरम्॥ ५२**

यावदात्मनिदर्शनं स्वप्रज्ञावधि विचार्य॥ ५२ ॥

**प्रसन्नवदनाम्भोजो नृशंसं निरपत्रपम्।**
**मनसा दूयमानेन विहसन्निदमब्रवीत्॥ ५३**

तस्य विश्वासाय विकसितमुखाम्भोजो विहसन्नब्रवीत्॥ ५३ ॥

वसुदेव उवाच

**न ह्यस्यास्ते भयं सौम्य यद् वागाहाशरीरिणी।**
**पुत्रान् समर्पयिष्येऽस्या यतस्ते भयमुत्थितम्॥ ५४**

यद्यथा अशरीरिणी वागाह तथा हि निश्चितमस्याः सकाशात्ते भयं नास्ति। यतो येभ्यः पुत्रेभ्यस्ते भयमुत्थितम्। अष्टमो हन्तेत्युक्तेऽन्योन्या-पेक्षया सर्वेऽप्यष्टमा भवेयुरित्युद्भूतं तेनास्याः पुत्रान्समर्पयिष्ये॥ ५४ ॥

श्रीशुक उवाच

**स्वसुर्वधान्निववृते कंसस्तद्वाक्यसारवित्।**
**वसुदेवोऽपि तं प्रीतः प्रशस्य प्राविशद् गृहम्॥ ५५**

निववृते निवृत्तः। तद्वाक्ये सार उपपत्तिस्तद्वित् ॥ ५५ ॥

**अथ काल उपावृत्ते देवकी सर्वदेवता।**
**पुत्रान् प्रसुषुवे चाष्टौ कन्यां चैवानुवत्सरम्॥ ५६**

प्रसूतिकाले प्राप्ते। सर्वः सर्वात्मा भगवानेव देवता यस्याः सा, तथा सर्वदेवतामयीति वा भगवदाश्रयत्वात्॥ ५६ ॥

જ્યાં સુધી પોતાની બુદ્ધિ પહોંચે ત્યાં સુધી વિચાર કરીને વસુદેવજીએ તે પાપી કંસની બહુ આદરપૂર્વક પ્રશંસા કરી. ॥ ૫૨॥

**'यावत्-आत्मनिदर्शनम्'** જ્યાં સુધી પોતાની બુદ્ધિ પહોંચે ત્યાં સુધી વિચારીને ॥ ૫૨॥

સંતાપ પામતા મનથી યુક્ત હોવા છતાં પ્રફુલ્લ મુખકમળ છે જેનું તે વસુદેવજીએ હસતાં હસતાં ક્રૂર અને નિર્લજ્જ કંસને આ પ્રમાણે કહ્યું. ॥ ૫૩ ॥

તેને વિશ્વાસ પડે તે માટે પ્રફુલ્લ મુખકમળ છે જેનું તે વસુદેવજી હસતાં હસતાં બોલ્યા. ॥ ૫૩ ॥

**વસુદેવજી બોલ્યા** – હે સૌમ્ય, જેમ તે અશરીરી વાણી કહે છે તે જ પ્રમાણે આ દેવકી તરફથી તમને નિશ્ચિતપણે ભય નથી જ. જે પુત્રોથી તમને ભય ઉત્પન્ન થયો છે તે આ દેવકીના પુત્રો તમને સમર્પિત કરી દઈશ. ॥ ૫૪ ॥

**'यत्'** જેમ અશરીરી વાણી કહે છે તે જ પ્રમાણે આ દેવકી તરફથી તમને નિશ્ચિતપણે ભય નથી. **'यतः'** જે પુત્રોથી તમને ભય ઉત્પન્ન થયો છે, **'अष्टमो हन्ता'** (શ્લોક-૩૪) એમ કહેવામાં એકબીજાની અપેક્ષાથી બધા જ ગર્ભો આઠમા બને, એમ જો અર્થ પ્રકટ થતો હોય તો આ દેવકીના (બધા જ) પુત્રો તમને સમર્પિત કરી દઈશ. ॥ ૫૪ ॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – તે વસુદેવજીના વાક્યના સત્યને જાણતો કંસ બહેનનો વધ કરતા અટક્યો. વસુદેવજી પણ પ્રસન્ન થઈ, તેની પ્રશંસા કરી પોતાના ગૃહમાં પ્રવેશ્યા. ॥ ૫૫ ॥

**'निववृते'** અટક્યો – તેમના વાક્યમાંનુ **'सारः'** ઔચિત્ય (સત્ય), તેને જાણતો કંસ ॥ ૫૫ ॥

ત્યાર પછી પ્રસૂતિકાળ પ્રાપ્ત થતાં ભગવાન જ જેના દેવતા છે તે (અથવા સર્વદેવમયી) દેવકીએ દર વર્ષે એક, એમ આઠ પુત્રોને અને એક કન્યાને જન્મ આપ્યો. ॥ ૫૬ ॥

પ્રસૂતિકાળ પ્રાપ્ત થતાં **'सर्वः'** સર્વાત્મા અર્થાત્ ભગવાન જ દેવતા છે જેના તે અથવા તેવી સર્વદેવતામયી દેવકી, કારણ કે એને ભગવાનનો આશ્રય હતો. ॥૫૬॥

**कीर्तिमन्तं प्रथमजं कंसायानकदुन्दुभिः।**
**अर्पयामास कृच्छ्रेण सोऽनृतादतिविह्वलः॥ ५७**

॥ ५७ ॥

मृत्यवे पुत्रं कथमर्पितवानित्यपेक्षायामाह— **किं दुःसहमिति।**

**किं दुःसहं नु साधूनां विदुषां किमपेक्षितम्।**
**किमकार्यं कदर्याणां दुस्त्यजं किं धृतात्मनाम्॥ ५८**

साधूनां सत्यसन्धानाम्। पुत्रलालनसुखापेक्षा कथं त्यक्तेत्यत आह—विदुषामिति। भगवानेव तत्त्वं नान्यदिति जानतामित्यर्थः।

ननु स्वयं नीते सति कंसो बालं न हन्यादिति मत्वा नीतवानिति किं न स्यादिति नेत्याह— किमकार्यमिति। ननु देवकी कथं पुत्रं तत्याजेत्यत आह—दुस्त्यजमिति। चित्ते धृत आत्मा हरिर्यै-स्तेषाम्॥ ५८॥

**दृष्ट्वा समत्वं तच्छौरेः सत्ये चैव व्यवस्थितिम्।**
**कंसस्तुष्टमना राजन् प्रहसन्निदमब्रवीत्॥ ५९**

॥ ५९ ॥

**प्रतियातु कुमारोऽयं न ह्यस्मादस्ति मे भयम्।**
**अष्टमाद् युवयोर्गर्भान्मृत्युर्मे विहितः किल॥ ६०**

॥ ६० ॥

**तथेति सुतमादाय ययावानकदुन्दुभिः।**
**नाभ्यनन्दत तद्वाक्यमसतोऽविजितात्मनः॥ ६१**

॥ ६१ ॥

**वंशीधरी—**'अव्यवस्थितचित्तानां प्रसादोऽपि भयङ्करः।' इत्यभियुक्तोक्तेः।

અસત્યથી અતિ વ્યાકુળ થઈ જનારા વસુદેવજીએ પ્રથમ જન્મેલા કીર્તિમાનને કષ્ટથી કંસને આપ્યો. ॥ ૫૭ ॥ ૫૭ ॥

મૃત્યુને પુત્ર કેવી રીતે અર્પણ કર્યો? એવી અપેક્ષા માટે ઉત્તર આપે છે – '**किं दुःसहम् इति।**'

સત્યપ્રતિજ્ઞ (સાધુ)જનોને શું દુઃસહ છે? વિદ્વાનોને કઈ અપેક્ષા છે? દુષ્ટ મનુષ્યને કયું કાર્ય ન કરવા યોગ્ય છે? જેમણે ચિત્તમાં શ્રીહરિને ધારણ કર્યા છે તેમને શું દુસ્ત્યજ છે? ॥ ૫૮॥

'**साधूनाम्**' સત્યપ્રતિજ્ઞ જનોને – પુત્રને લાડ લડાવવાના સુખની અપેક્ષા કેવી રીતે ત્યાગી દીધી? આથી કહે છે – '**विदुषाम् इति।**' ભગવાન જ તત્ત્વ છે, બીજું નથી, એમ જાણતા મનુષ્યોને, એમ અર્થ છે.

શંકા કરવામાં આવી છે કે સ્વયં વસુદેવજી બાળકને લઈ ગયા એટલે કંસ બાળકને નહીં મારે, એમ માનીને લઈ ગયા, (પણ) શું એમ ન થાય? તે માટે કહે છે – ના, (કંસ બાળકને ન મારે એમ ન થાય.) '**किम्-अकार्यम् इति।**' વળી, શંકા કરવામાં આવી છે કે દેવકીએ પુત્રને કેવી રીતે ત્યાગી દીધો? આ માટે કહે છે – '**दुस्त्यजम् इति।**' ચિત્તમાં ધારણ કર્યા છે '**आत्मा**' શ્રીહરિ જેમણે તેમને ॥ ૫૮॥

હે રાજા (પરીક્ષિત), વસુદેવજીનું તે (સુખ-દુઃખમાં) સમત્વ અને સત્યમાં પૂર્ણ નિષ્ઠા જોઈ, સંતુષ્ટ મનવાળા કંસે અટ્ટહાસ્ય કરતાં આ પ્રમાણે કહ્યું. ॥ ૫૯॥ ૫૯॥

આ કુમાર પાછો જાય. આનાથી મને ભય નથી. તમારા બંનેના આઠમા ગર્ભથી જ મારું મૃત્યુ (આકાશવાણી દ્વારા) નિર્ધારિત થયું છે. ॥૬૦॥૬૦॥

'ભલે' એમ (કહીને) પુત્રને લઈને વસુદેવજી (સ્વગૃહે) ગયા. (પરંતુ) દુષ્ટ અને અસંયમી ચિત્તવાળા કંસના તે વાક્યને તેમણે યથાર્થ માન્યું નહીં. ॥૬૧॥૬૧॥

'અવ્યવસ્થિત ચિત્તવાળા મનુષ્યોની કૃપા પણ ભયંકર હોય છે.' એમ અભિજ્ઞજનો દ્વારા કહેવામાં આવ્યું છે.

कंसस्य शान्तिर्देवकार्यानुगुणा न भवतीति नारदस्य प्रत्यवस्थानं तदाह—**नन्दाद्या** इत्यादित्रियेण।

**नन्दाद्या ये व्रजे गोपा याश्चामीषां च योषितः।**
**वृष्णयो वसुदेवाद्या देवक्याद्या यदुस्त्रियः॥ ६२**

॥ ६२ ॥

**सर्वे वै देवताप्राया उभयोरपि भारत।**
**ज्ञातयो बन्धुसुहृदो ये च कंसमनुव्रताः॥ ६३**
**एतत् कंसाय भगवाञ्छशंसाभ्येत्य नारदः।**
**भूमेर्भारायमाणानां दैत्यानां च वधोद्यमम्॥ ६४**

उभयोर्वसुदेवनन्दकुलयोः॥ ६३॥

वधोद्यमं देवकृतमिति शेषः॥ ६४॥

**ऋषेर्विनिर्गमे कंसो यदून् मत्वा सुरानिति।**
**देवक्या गर्भसम्भूतं विष्णुं च स्ववधं प्रति॥ ६५**

॥ ६५ ॥

**देवकीं वसुदेवं च निगृह्य निगडैर्गृहे।**
**जातं जातमहन् पुत्रं तयोरजनशंकया॥ ६६**

निगडैः शृङ्खलैः। अजनो विष्णुस्तच्छङ्कया ॥ ६६॥

**मातरं पितरं भ्रातॄन् सर्वांश्च सुहृदस्तथा।**
**घ्नन्ति ह्यसुतृपो लुब्धा राजानः प्रायशो भुवि॥ ६७**

॥ ६७ ॥

**आत्मानमिह संजातं जानन् प्राग् विष्णुना हतम्।**
**महासुरं कालनेमिं यदुभिः स व्यरुध्यत॥ ६८**

॥ ६८ ॥

કંસની શાંતિ દેવકાર્યને અનુરૂપ નથી બનતી એટલે નારદજી કંસ પાસે ગયા, તે ત્રણ શ્લોકોથી કહે છે – **'नन्द-आद्याः'** વગેરે

હે ભારત (પરીક્ષિત), ભગવાન નારદે આવીને કંસને જણાવ્યું કે વ્રજમાં નંદ વગેરે જે ગોવાળો છે, એમની જે પત્નીઓ છે તથા વસુદેવ વગેરે વૃષ્ણિઓ (યાદવો), દેવકી વગેરે યાદવસ્ત્રીઓ, (વસુદેવ તથા નંદ) બંને કુળના જ્ઞાતિજનો, સંબંધીઓ, મિત્રો તથા જેઓ કંસને અનુસરનારા છે તેઓ બધા ઘણા ભાગે દેવો જ છે. (એટલે) પૃથ્વીને ભારરૂપ થયેલા દૈત્યોનો વધ કરવા માટે (દેવો દ્વારા કરવામાં આવેલો આ) ઉદ્યમ છે. ॥ ૬૨॥ ૬૩ ॥ ૬૪ ॥ ૬૨॥

**'उभयोः'** વસુદેવ અને નંદ – બંને કુળના॥૬૩॥

દૈત્યોનો વધ કરવાનો ઉદ્યમ (છે, એમ જણાવ્યું. દેવો દ્વારા કરવામાં આવેલો) **'देवकृतम्'** એટલું શેષ છે. (તે ઉમેરવું.) ॥ ૬૪ ॥

નારદ ઋષિ ગયા ત્યારે કંસે યાદવોને દેવો માનીને અને દેવકીના ગર્ભથી જન્મેલા (પ્રત્યેક પુત્ર)ને પોતાના નાશ માટે વિષ્ણુ માનીને ॥ ૬૫ ॥ ૬૫ ॥

દેવકી અને વસુદેવને બેડીઓથી બાંધી કારાગૃહમાં (નાખ્યા). તે બંનેને જે જે પુત્ર જન્મતો ગયો તેને અજન્મા વિષ્ણુ હશે, તેવી શંકા કરીને તે મારતો ગયો. ॥ ૬૬ ॥

**'निगडैः'** બેડીઓથી – **'अजनः'** અજન્મા વિષ્ણુ છે, એવી શંકા કરીને ॥ ૬૬ ॥

ખરેખર, પૃથ્વી ઉપર લોભી અને પોતાના જ પ્રાણનું પોષણ કરનાર રાજાઓ ઘણું કરીને માતા, પિતા, ભાઈ અને સર્વ સુહૃદોને મારી નાખે છે.॥ ૬૭ ॥ ૬૭ ॥

પૂર્વે વિષ્ણુ દ્વારા હણાયેલો કાલનેમિ નામનો મહાન અસુર એવો હું હમણાં અહીં જન્મ્યો છું, એમ જાણતા કંસે યદુઓ સાથે વિરોધ કરવા માંડ્યો. ॥ ૬૮ ॥ ૬૮ ॥

**उग्रसेनं च पितरं यदुभोजान्धकाधिपम्।**
**स्वयं निगृह्य बुभुजे शूरसेनान् महाबलः॥ ६९**
॥ ६९ ॥

મહાબળવાન કંસે યદુ, ભોજ અને અંધકવંશીઓના અધિપતિ (પિતા) ઉગ્રસેનને કેદ કર્યા અને તે શૂરસેન દેશનું રાજ્ય પોતે ભોગવવા લાગ્યો. ॥ ૬૯॥ ૬૯ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे
पूर्वार्धे श्रीकृष्णावतारोपक्रमे प्रथमोऽध्यायः॥ १ ॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे पूर्वार्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां प्रथमोऽध्यायः॥ १ ॥

*****

# अथ द्वितीयोऽध्यायः

## ભગવાનનો ગર્ભપ્રવેશ અને દેવો દ્વારા ગર્ભસ્તુતિ

द्वितीये कंसघाताय देवक्या गर्भगो हरिः।
ब्रह्मादिभिः स्तुतः सा च सान्त्वितेति निरूप्यते॥ १ ॥

કંસને મારવા માટે દેવકીના ગર્ભમાં (ચિત્તમાં) પ્રવેશેલા શ્રીહરિની બ્રહ્માદિ દેવો દ્વારા સુંદર સ્તુતિ કરવામાં આવી અને તે (દેવકી)ને સાંત્વન આપવામાં આવ્યું તે બીજા અધ્યાયમાં વર્ણવવામાં આવે છે. ॥ ૧ ॥

'यदुभिः स व्यरुध्यत' इत्युक्तं तमेव विरोधं प्रपञ्चयति—

**'यदुभिः स व्यरुध्यत'** (૧૦/૧/૬૮) (યાદવો સાથે તેણે વિરોધ કરવા માંડ્યો.) એમ કહેવામાં આવેલા તે વિરોધને જ વિસ્તારપૂર્વક વર્ણવે છે.

**श्रीशुक उवाच**

**प्रलम्बबकचाणूरतृणावर्तमहाशनैः ।**
**मुष्टिकारिष्टद्विविदपूतनाकेशिधेनुकैः ॥ १**

**શ્રીશુકદેવજી બોલ્યા** – પ્રલમ્બાસુર, બકાસુર, ચાણૂર મલ્લ, તૃણાવર્ત, અતિશય ભક્ષણ કરનાર (અઘાસુર), મુષ્ટિક, અરિષ્ટ, દ્વિવિદ, પૂતના, કેશી તથા ધેનુકાસુર ॥ ૧ ॥

**अन्यैश्चासुरभूपालैर्बाणभौमादिभिर्युतः ।**
**यदूनां कदनं चक्रे बली मागधसंश्रयः॥ २**

તેમ જ બાણાસુર, ભૌમાસુર વગેરે અને બીજા અસુર રાજાઓ સાથે બળવાન કંસ મગધનરેશ જરાસંધનો આશ્રય લઈને યાદવોનો નાશ કરવા લાગ્યો. ॥ ૨ ॥

त्वरया देवकीगर्भस्यान्यत्र सञ्चारेण भगवतः प्रवेशं वक्तुम् प्रलम्बेत्यादिसार्धश्लोकत्रयेण। महाशनोऽघासुरः॥ १ ॥ २ ॥

દેવકીના ગર્ભમાંથી અન્યત્ર (રોહિણીના ગર્ભમાં) વેગપૂર્વક સંચાર દ્વારા ભગવાનનો પ્રવેશ કહેવા માટે **'प्रलम्ब'** વગેરે સાડા ત્રણ શ્લોકો દ્વારા (કહે છે). **'महा-अशनः'** અતિશય ભક્ષણ કરનાર અઘાસુર ॥ ૧ ॥ ૨॥

**ते पीडिता निविविशुः कुरुपंचालकेकयान्।**
**शाल्वान् विदर्भान् निषधान् विदेहान् कोसलानपि॥ ३**
॥ ३ ॥

કંસથી પીડિત થયેલા તે યાદવોએ કુરુ, પંચાલ, કેકય, શાલ્વ, વિદર્ભ, નિષધ, વિદેહ અને કોશલ દેશમાં પ્રવેશ કર્યો. ॥ ૩ ॥ ૩ ॥

**एके तमनुरुन्धाना ज्ञातयः पर्युपासते।**
**हतेषु षट्सु बालेषु देवक्या औग्रसेनिना॥ ४**

**सप्तमो वैष्णवं धाम यमनन्तं प्रचक्षते।**
**गर्भो बभूव देवक्या हर्षशोकविवर्धनः॥ ५**

(અક્રૂર વગેરે) કેટલાક જ્ઞાતિજનો તે કંસને અનુસરનારા થઈ તેની પરિચર્યા કરવા લાગ્યા. જ્યારે ઉગ્રસેનના પુત્ર કંસ દ્વારા દેવકીનાં છ બાળકો હણાયાં ત્યારે ॥ ૪ ॥ જેને (વિદ્વાનો) **'અનંત'** કહે છે તે વિષ્ણુના અંશરૂપ શેષજી, દેવકીના હર્ષ અને શોકને વધારનારા થઈ, દેવકીના સાતમા ગર્ભરૂપ થયા. ॥ ૫ ॥

अनुरुन्धाना अनुवर्तमानाः॥ ४॥

धाम कला तदेव सप्तमो गर्भो बभूव। किं तद्धामेत्यत आह—यमनन्तमिति। हर्षशोकविवर्धनः। आनन्दरूपस्यावतीर्णत्वाद्धर्षः पूर्वगर्भसाधारणदृष्ट्या शोक इति॥ ५॥

**'अनुरुन्धानाः'** અનુસરનારા ॥ ૪ ॥

**'धाम'** કલા – તે જ સાતમા ગર્ભરૂપ થયા. વિષ્ણુની કલારૂપ તે કોણ, તે હવે કહે છે – **'यम् अनन्तम् इति।'** હર્ષ અને શોક વધારનાર – આંનદરૂપનો અવતાર થયો હોવાથી હર્ષ અને (આઠમાથી) પૂર્વનો ગર્ભ હોવાની દૃષ્ટિએ (કંસ મારી નાખશે, એ ભયથી) શોક ॥ ૫ ॥

**भगवानपि विश्वात्मा विदित्वा कंसजं भयम्।**
**यदूनां निजनाथानां योगमायां समादिशत्॥ ६**

વિશ્વના આત્મા એવા ભગવાને પણ સ્વયં પોતે જેમના નાથ છે તેવા યાદવોને કંસથી ઉત્પન્ન થયેલો ભય જાણીને યોગમાયાને આજ્ઞા કરી. ॥ ૬ ॥

**गच्छ देवि व्रजं भद्रे गोपगोभिरलंकृतम्।**
**रोहिणी वसुदेवस्य भार्याऽऽस्ते नन्दगोकुले।**
**अन्याश्च कंससंविग्ना विवरेषु वसन्ति हि॥ ७**

હે દેવી, ગોપ(ગોપી) અને ગાયોથી શોભતા વ્રજમાં તમે પધારો. હે કલ્યાણી, નંદજીના ગોકુળમાં વસુદેવજીની ભાર્યા રોહિણી છે. તેમની બીજી ભાર્યાઓ પણ કંસથી ભય પામીને ભૂગર્ભમાં (ગુપ્ત સ્થાનોમાં) જ રહે છે. ॥ ૭ ॥

ननु सा गोकुले किमित्यास्तेऽत आह—अन्याश्चेति। न केवलं सैवान्या अपीति। विवरेष्व-लक्ष्यस्थानेषु॥ ७॥

શંકા કરે છે કે તે રોહિણી કેમ ગોકુળમાં રહે છે? આ માટે ઉત્તર આપે છે – **'अन्याः च इति।'** માત્ર રોહિણી જ નહીં, અન્ય ભાર્યાઓ પણ ગોકુળમાં રહે છે. **'विवरेषु'** ભૂગર્ભમાં, ગુપ્ત સ્થાનોમાં ॥ ૭ ॥

**देवक्या जठरे गर्भं शेषाख्यं धाम मामकम्।**
**तत् संनिकृष्य रोहिण्या उदरे संनिवेशय॥ ८**

દેવકીના ઉદરમાં **'શેષ'** નામરૂપે વિરાજતા મારા અંશરૂપ ગર્ભને તે દેવકીના ઉદરમાંથી ખેંચીને રોહિણીના ઉદરમાં પધરાવો. ॥ ૮॥

जठरे सन्तम्। ननु गर्भ आकृष्यमाणः कथं जीवेदित्यत आह—मामकं धामेति। तत्ततः॥ ८॥

જઠરમાં (ઉદરમાં) વિરાજતા ગર્ભને – શંકા કરે છે કે ઉદરમાંથી ખેંચવામાં આવેલો ગર્ભ કેવી રીતે જીવે? આ માટે ઉત્તર આપે છે – **'मामकं धाम इति।'** **'तत्'** તે દેવકીના ઉદરમાંથી ॥ ૮ ॥

किमर्थमेवं कार्यमित्यत आह—**अथेति।**

આમ, (ગર્ભસંકર્ષણ) શા માટે કરવું જોઈએ, તે હવે કહે છે – **'अथ इति।'**

**अथाहमंशभागेन देवक्याः पुत्रतां शुभे।**
**प्राप्स्यामि त्वं यशोदायां नन्दपत्न्यां भविष्यसि॥ ९**

હે શુભા (યોગમાયા), ત્યાર પછી હું અંશો સહિત (પરિપૂર્ણરૂપે) દેવકીનું પુત્રત્વ પ્રાપ્ત કરીશ અને તમે નંદજીનાં પત્ની યશોદામાં ઉત્પન્ન થશો. ॥ ૯ ॥

अनन्तरमेवेत्यर्थः।

(ગર્ભનું સંકર્ષણ થાય) ત્યાર પછી જ (હું દેવકીનું પુત્રત્વ પ્રાપ્ત કરીશ), એમ અર્થ છે.

अंशभागेनेति।

**'अंशभागेन इति।'**

अंशैः शक्तिभिर्भजतेऽधितिष्ठति सर्वान्ब्रह्मादिस्तम्बपर्यन्तानित्यंशभागस्तेन। परिपूर्णेन रूपेणेत्यर्थः।

૧. **अंशैः** (સંપૂર્ણ) શક્તિઓથી **भजते** (ભાગ-ભજ્) નિયમન કરે છે. બ્રહ્માદિથી તણખલા પર્યન્ત સર્વનું નિયમન કરે તે **अंशभागः** – પરિપૂર્ણરૂપે (પુત્ર બનીશ), એમ અર્થ છે.

यद्वा अंशैर्ज्ञानैश्वर्यबलादिभिर्भाजयति योजयति स्वीयानिति तथा तेनेति।

૨. અથવા **अंशैः** જ્ઞાન, ઐશ્વર્ય, બળ વગેરે (ષડ્ ઐશ્વર્યો) સહિત પોતાના ભક્તોને **'भाजयति'** સંયુક્ત કરે તેવા તે અંશભાગસ્વરૂપે (દેવકીનો પુત્ર બનીશ.)

यद्वा अंशेन पुरुषरूपेण मायाया भागो भजनमीक्षणं यस्य तेन।

૩. અથવા **अंशेन** પુરુષરૂપે માયાનું **भागः** ભજન, ઈક્ષણ છે જેનું (અર્થાત્ પુરુષરૂપે ભગવાન માયાનું નિરીક્ષણ કરે છે, તેવા નિરીક્ષકસ્વરૂપે

यद्वा अंशेन मायया गुणावतारादिरूपा भागा भेदा यस्य तेन।

૪. અથવા **अंशेन** માયાથી (સત્ત્વ, રજસ્, તમસ્) અવતારાદિરૂપ **भागाः** ભેદો છે જેના તેવા સ્વરૂપે

यद्वा अंशा एव मत्स्यकूर्मादिरूपा भजनीया न तु साक्षात्स्वरूपं यस्य तेन।

૫. અથવા મત્સ્ય, કૂર્મ વગેરેરૂપ અંશો જ ભજન કરવા યોગ્ય છે (અર્થાત્ જેનાં સાકાર સ્વરૂપો ભજનીય છે), પણ સાક્ષાત્ (નિર્ગુણ) સ્વરૂપ ભજનીય નથી (તેનું ભજન કરવું કઠણ છે) એવા અંશભાગસ્વરૂપે

यद्वा अंशैर्ज्ञानबलादिभिर्भजनमनुवर्तनं भक्तेषु यस्य तेन। सर्वथा परिपूर्णेन रूपेणेति विवक्षितम्। 'कृष्णस्तु भगवान्स्वयम्' इत्युक्तत्वादिति।

૬. અથવા **अंशैः** જ્ઞાન, બળ વગેરે દ્વારા ભક્તોમાં જે ભગવાન (શક્તિપાત કરીને) અનુસરણ કરે તેવા સ્વરૂપે (પુત્ર બનીશ). (બધાં જ અર્થઘટનો દ્વારા) સર્વથા પરિપૂર્ણરૂપે હું ઉત્પન્ન થઈશ, એમ કહેવાની ઈચ્છા છે, કારણ કે 'શ્રીકૃષ્ણ તો સ્વયં ભગવાન છે.' (શ્રીમદ્ ભા.૧/૩/૨૮) (શ્રીકૃષ્ણ પૂર્ણાવતાર છે, અંશવતાર નથી,) એમ કહેવામાં આવ્યું છે.

तां प्रोत्साहयति— त्वं यशोदायामिति त्र्यक्षरोनसार्धचतुष्टयेन॥ ९॥

(**'प्राप्स्यसि'** એ) ત્રણ અક્ષરો જેમાં ઓછા છે તેવા સાડા ચાર શ્લોકોથી ભગવાન યોગમાયાને પ્રોત્સાહન આપે છે – **'त्वं यशोदायां इति।'**॥ ૯ ॥

**अर्चिष्यन्ति मनुष्यास्त्वां सर्वकामवरेश्वरीम्।**
**धूपोपहारबलिभिः सर्वकामवरप्रदाम्॥ १०**

सर्वान्पुत्रादीन्कामयते ये तेषां वरामीश्वरीं श्रेष्ठां नियन्त्रीम्। अर्चकानां सर्वान्कामवरान्प्रददाति या ताम्॥ १०॥

**नामधेयानि कुर्वन्ति स्थानानि च नरा भुवि।**
**दुर्गेति भद्रकालीति विजया वैष्णवीति च॥ ११**
**कुमुदा चण्डिका कृष्णा माधवी कन्यकेति च।**
**माया नारायणीशानी शारदेत्यम्बिकेति च॥ १२**

॥ ११॥ १२॥

**भ. मनो.—** 'दुर्गा इति दुरधिगमत्वात्।'

'भद्रा मङ्गला चासौ काली नीलेति भद्रकालीति।'

'सर्वा दिशो विजयतीति विजया।'

'विष्णोः इयं वैष्णवीति।'

'कौ भूमौ मोदति मोदयति इति वा कुमुदा।'

'चण्डति शत्रवे कुप्यतीति चण्डिका।'

'कृष्णा सदाऽऽनन्दमयत्वात्।'

'मधुकुलोत्पत्तीक्षया माधवी।'

'कनति दीप्यते इति कन्या सैव कन्यका इति च। कं सुखं नयतीति कन्या।'

'विश्वं माति यस्यां मिमीते वा इति माया।'

પુત્ર વગેરે સર્વની કામના કરનારા મનુષ્યોનાં શ્રેષ્ઠ નિયંત્રી (સ્વામિની) અને ભક્તોની સર્વ ઉત્તમ કામનાઓ પૂર્ણ કરનારાં (વરદાન આપનારાં) તમને મનુષ્યો ધૂપ, પુષ્પાદિપૂજા, ઉપહાર અને નૈવેદ્યાદિ (ભોજ્ય) સામગ્રીથી પૂજશે. ॥ ૧૦ ॥

પુત્ર વગેરે સર્વની કામના જેઓ કરે છે તેમની **'वराम् ईश्वरीम्'** શ્રેષ્ઠ સ્વામિનીને (તેઓ પૂજશે). અર્ચન કરનારાઓની સર્વ ઉત્તમ કામનાઓનું વરદાન કરનારાં જે દેવી છે તેમને ॥ ૧૦ ॥

પૃથ્વી ઉપર મનુષ્યો તમારાં મંદિરો બનાવશે તથા દુર્ગા, ભદ્રકાળી, વિજયા, વૈષ્ણવી, કુમુદા, ચંડિકા, કૃષ્ણા, માધવી, કન્યકા, માયા, નારાયણી, ઈશાની, શારદા, અંબિકા – એવાં નામો લેશે. ॥ ૧૧ ॥ ૧૨॥ ૧૧॥ ૧૨॥

પ્રાપ્ત કરવાં મુશ્કેલ હોવાથી દુર્ગા. (કાશીમાં પ્રસિદ્ધ છે.)

જે મંગળા પણ છે અને નીલા પણ છે તે ભદ્રકાલી. (અવન્તીમાં પ્રસિદ્ધ છે.)

સર્વ દિશાઓને જીતી લે તે વિજયા. (ઉત્કલ, ઓરિસ્સામાં પ્રસિદ્ધ છે.)

ભગવાન વિષ્ણુની આ વૈષ્ણવી છે. (મહાલક્ષ્મી કોલ્હાપુરમાં પ્રસિદ્ધ છે.)

પૃથ્વી ઉપર આનંદ કરે છે અથવા કરાવે છે તે કુમુદા.

શત્રુઓ ઉપર કોપ કરે તે ચંડિકા. (ચંડિકા કામરૂપ અર્થાત્ આસામમાં છે.)

સદા આનંદમય હોવાથી કૃષ્ણા છે.

મધુકુળમાં ઉત્પન્ન થયાં તે દૃષ્ટિએ માધવી.

પ્રકાશે છે તે કન્યા. સુખ લાવે છે તે કન્યા. (કન્યાકુમારીમાં પ્રસિદ્ધ છે.)

જેનામાં વિશ્વ સમાઈ જાય છે અથવા વિશ્વને માપી શકે તે માયા. (માયા અને શારદા ઉત્તરપ્રદેશમાં પ્રસિદ્ધ છે.)

'नारस्य नरसमुदायस्यायनत्वान्नारायणी, नारायणस्य शक्तित्वाद्वा।'

'इष्टे इतीशानी।'

'शीर्यते इति शारः संसारः तं द्यति खण्डयतीति शारदा स्वोपासकानां मुक्तिदात्री।' 'या मुक्ति-हेतुरविचिन्त्यमहाव्रता त्वम्' इति मार्कण्डेयपुराणोक्तेः।

'अम्बैव अम्बिका, जगन्माता इति च।'

**अन्वि.**—'चकारात् महिषमर्दिनी'

त्वद्विक्रमेण च तस्य व्यपदेशा भविष्यन्तीत्याह—**गर्भसङ्कर्षणादित्यादिना**।

નરસમુદાયના આશ્રયરૂપ હોવાથી નારાયણી અથવા નારાયણની શક્તિ નારાયણી.

જે શાસન કરે તે ઈશાની.

સંસારનો નાશ કરે છે તે શારદા. પોતાની ઉપાસના કરનારાઓને મુક્તિ આપનારી માતા. 'જે આપ મુક્તિના કારણરૂપ, અચિન્ત્ય મહાવ્રતરૂપા છો.' (માર્કંડેય પુરાણ - દુર્ગા સપ્તશતી ૪/૯)

અંબા એ જ અંબિકા જગતજનની છે. (અંબા અંબિકાવનમાં છે.)

'ચ'કારથી મહિષાસુરમર્દિની દેવી (સમજવાં).

તમારા (યોગમાયાના) પરાક્રમને કારણે તેમનું (બલરામજીનું) નામ પાડવામાં આવશે, એમ કહે છે – '**गर्भसङ्कर्षणात्**' વગેરે દ્વારા

**गर्भसंकर्षणात् तं वै प्राहुः संकर्षणं भुवि।**
**रामेति लोकरमणाद् बलं बलवदुच्छ्रयात्॥ १३**

रामेति च सम्बोधनं करिष्यन्ति। त्वया संकृष्टेन तेन लोकस्य रमणाद्रत्युत्पादनात्॥ १३॥

(ગર્ભમાંથી) ખેંચી લેવાને કારણે તે શેષજીને પૃથ્વી પર (લોકો) સંકર્ષણ કહેશે. લોકોનું રંજન કરવાને કારણે રામ તથા બળવાનોમાં અધિક બળશાળી હોવાથી બલરામ કહેશે. ॥ ૧૩ ॥

**'બલરામ'** એમ સંબોધન કરશે, કારણ કે લોકોને આનંદ કરાવશે. તમારા દ્વારા કરવામાં આવેલા સંકર્ષણથી (સંકર્ષણ નામ પાડશે). ॥ ૧૩ ॥

**सन्दिष्टैवं भगवता तथेत्योमिति तद्वचः।**
**प्रतिगृह्य परिक्रम्य गां गता तत् तथाकरोत्॥ १४**

तथेति पुनरप्योमित्यादरेण प्रतिगृह्य। गां पृथ्वीम्॥ १४॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – આ પ્રમાણે ભગવાન દ્વારા આજ્ઞા પામેલાં યોગમાયા 'તે પ્રમાણે કરીશ.' **'ओम्'** – એમ ભગવાનના તે વચનને સ્વીકારી, પ્રદક્ષિણા કરી ભૂતળ ઉપર પધાર્યાં અને ભગવાનના તે વચનનું પાલન કર્યું. ॥ ૧૪ ॥

**'तथा इति'** તે પ્રમાણે કરીશ અને ફરી પાછું **'ओम्'** એમ કહીને આદરપૂર્વક સ્વીકાર કરીને **'गाम्'** ભૂતળ ઉપર પધાર્યાં. ॥ ૧૪ ॥

**गर्भे प्रणीते देवक्या रोहिणीं योगनिद्रया।**
**अहो विस्त्रंसितो गर्भ इति पौरा विचुक्रुशुः॥ १५**

विस्त्रंसितो विभ्रष्टो विस्रस्त इत्यर्थः। इति विचुक्रुशुर्न तु तद्विदुरित्यर्थः॥ १५॥

યોગનિદ્રા **( योगमाया )** દ્વારા દેવકીનો ગર્ભ રોહિણીને પ્રાપ્ત કરાવવામાં આવ્યો ત્યારે નગરજનો આક્રોશ કરવા લાગ્યાઃ 'અરે રે, (દેવકીના) ગર્ભને પાડી નાખવામાં આવ્યો!' ॥ ૧૫ ॥

**'विस्त्रंसितः'** સરી પડ્યો, એમ અર્થ છે. (કંસ દ્વારા ગર્ભ પાડી નાખવામાં આવ્યો એમ લોકો) આક્રોશ કરવા લાગ્યા, પણ (તે માયાથી સરી પડ્યો) તે તેઓ જાણતા ન હતા, એમ અર્થ છે. ॥ ૧૫ ॥

**भगवानपि विश्वात्मा भक्तानामभयंकरः ।**
**आविवेशांशभागेन मन आनकदुन्दुभेः ॥ १६**

मन आविवेश मनस्याविर्बभूव। जीवानामिव न धातुसम्बन्ध इत्यर्थः ॥१६॥

**श्रीसुबोधिनी**—अत्र हि नृसिंहहंसादिवन्न प्राकट्यं किन्तु यदुवंशसम्बन्धित्वेन शूरपौत्रत्वेन वसुदेवपुत्रत्वेन। जीवे शरीरस्यैव वंशसम्बन्धित्वेन तस्य च निषेकजन्यत्वेन तथोत्पत्तिरुच्यते। ईश्वरे प्राकट्यस्यैवोत्पत्तिपदार्थत्वाद् वक्ष्यमाणप्रकारेण वसुदेवद्वारा देवक्यामाविर्भाव उच्यते। अन्यथा देवक्यामेव तथोच्येतेत्यानकदुन्दुभेर्मनो भगवानाविवेश अयोगोलके वह्निरिव। अन्यथाऽऽनकदुन्दुभित्वं व्यर्थं स्यात्।

ભક્તોને અભય કરનારા વિશ્વસ્વરૂપ ભગવાન પણ વસુદેવજીના મનમાં અંશરૂપે (પૂર્ણરૂપે) આવિર્ભાવ પામ્યા (પ્રવેશ્યા). ॥ ૧૬ ॥

**'મનઃ આવિવેશ'** મનમાં આવિર્ભાવ પામ્યા. (મનમાં– એમ કહીને) જીવોની જેમ (અહીં) ધાતુસંબંધ નથી, (એમ સ્પષ્ટ કર્યું છે,) એમ અર્થ છે.॥ ૧૬ ॥

અહીં ભગવાનનું પ્રાકટ્ય નૃસિંહ તથા હંસ જેવું નથી, પરંતુ ભગવાનને પોતાનો યદુવંશનો સંબંધ, શૂરસેનનું પૌત્રપણું અને વસુદેવનું પુત્રપણું (પણ પ્રકટ કરવું હતું). જીવનો વંશાદિ સંબંધ શરીર દ્વારા જ થાય છે. સ્ત્રી-પુરુષના સંબંધથી વીર્યાધાન થાય તેને જીવનો જન્મ કહે છે. ઈશ્વરના સંદર્ભમાં લોકભાષામાં 'ઉત્પત્તિ' પદનો જે અર્થ છે, તેને પ્રાકટ્ય જ કહેવામાં આવે છે. આગળ કહેવાશે તે પ્રકારે જ વસુદેવજીના મનમાંથી દેવકીજીમાં ભગવાનનો આવિર્ભાવ કહે છે. નહીં તો, વસુદેવજીના મનમાં ભગવાનનો પ્રવેશ ન કહીને દેવકીમાં જ સીધું ગર્ભાધાન કહ્યું હોત. લોખંડના ગોળામાં જેમ અગ્નિ પ્રવેશ કરે છે, તેમ વસુદેવજીના મનમાં ભગવાનનો પ્રવેશ થયો છે. એમ ન થયું હોત તો, (વસુદેવજીના જન્મસમયે દેવો દ્વારા હર્ષથી દુંદુભિ વગાડવામાં આવ્યાં હોવાથી, આમને ત્યાં ભગવાન પ્રકટ થશે, અમારાં સંકટ દૂર થશે, એ સ્મૃતિમાં) પડેલું **'આનકદુંદુભિ'** નામ વ્યર્થ જાત!

**स बिभ्रत् पौरुषं धाम भ्राजमानो यथा रविः ।**
**दुरासदोऽतिदुर्धर्षो भूतानां सम्बभूव ह॥ १७**

धाम श्रीमूर्तिम्॥ १७॥

**वंशीधरी**—'श्रीमूर्तिम्' पुरुषाकारीभूतं तेज इत्यर्थः।

પૂર્ણ પુરુષોત્તમના તેજરૂપ શ્રીમૂર્તિને ધારણ કરતા અને તેથી સૂર્યની જેમ પ્રકાશતા વસુદેવજી પ્રાણીઓને તેમની પાસે જવા માટે મુશ્કેલ અને પરાભવ કરવા અશક્ય બની ગયા. ॥ ૧૭ ॥

**'ધામ'** શ્રીમૂર્તિને ॥ ૧૭ ॥

પૂર્ણ પુરુષોત્તમની તેજરૂપ શ્રીમૂર્તિને (ધારણ કરતા), એમ અર્થ છે.

**ततो जगन्मंगलमच्युतांशं**
**समाहितं शूरसुतेन देवी।**
**दधार सर्वात्मकमात्मभूतं**
**काष्ठा यथाऽऽनन्दकरं मनस्तः॥ १८**

પછી શૂરસેનપુત્ર વસુદેવજી દ્વારા (મનથી વૈધી દીક્ષા દ્વારા) સ્થાપવામાં આવેલા, જગતના મૂર્તિમંત થયેલા મંગળરૂપ, પોતાનામાં પહેલેથી જ રહેલા સર્વના આત્મા, અસ્ખલિત અંશોવાળા ભગવાનને, પ્રકાશમાન થતાં દેવકીજીએ, જેમ પૂર્વ દિશા (જગતને) આનંદ આપનાર ચન્દ્રને ધારણ કરે તેમ મનથી જ ધારણ કર્યા. ॥ ૧૮ ॥

जगन्मङ्गलं जगतो मूर्तिमन्मङ्गलम्। अच्युतांशमच्युताश्च्युतिरहिता अंशा ऐश्वर्यादयो यस्य तम्। यद्वा अच्युतस्यांश इवांशः। भक्तानामनुग्रहार्थं परिच्छिन्नवपुरित्यर्थः। सम्यग्भूत-मेवाहितं वेधदीक्षयार्पितम्। देवी द्योतमाना शुद्धसत्त्वेत्यर्थः। सर्वात्मकं सर्वस्यात्मानम्, अत एवात्मभूतं स्वस्मिन्नादावेव सन्तम्। मनस्तो मनसैव दधार धारणया धृतवती। अत्रानुरूपं दृष्टान्तमाह— यथा काष्ठा प्राची दिगानन्दकरं चन्द्रमिति॥ १८॥

**'जगन्मङ्गलम्'** જગતના મૂર્તિમંત થયેલા મંગળને, **'अच्युत-अंशम्'** ચ્યુત ન થાય તેવા અસ્ખલિત, ચ્યુતિરહિત ઐશ્વર્યાદિ અંશો છે જેમના તેમને અથવા અચ્યુતના અંશ જેવો અંશ એટલે કે ભક્તોની ઉપર અનુગ્રહ કરવા માટે (ધારણ કરેલો) મર્યાદિત શ્રીવિગ્રહ, એમ અર્થ છે. **'समाहितम्'** મનથી ધ્યાન દ્વારા અપાયેલી વૈધી દીક્ષાથી સ્થાપવામાં આવેલા સમ્યક્રૂપ અંશને – **'देवी'** પ્રકાશમાન, શુદ્ધ સત્ત્વરૂપ દેવકીજી, એમ અર્થ છે. **'सर्व-आत्मकम्'** સર્વના આત્મસ્વરૂપ, આથી જ **'आत्मभूतम्'** પોતાનામાં પહેલેથી જ રહેલા રૂપને **'मनस्तः'** મનથી જ **'दधार'** ધારણાથી ધારણ કરતાં દેવકીજી. અહીં અનુરૂપ દૃષ્ટાંત આપે છે – જેમ **'काष्ठा'** પૂર્વ દિશા (જગતને) આનંદ આપનારા ચન્દ્રને ધારણ કરે છે તેમ! ॥ ૧૮ ॥

**अन्वि.—**यथा दीक्षाकाले गुरुः शिष्याय ध्यानमुपदिशति शिष्यश्च ध्यानोक्तां मूर्तिं हृदि निवेशयति तथा वसुदेवो देवकीदृष्टौ स्वदृष्टिं निदधौ। दृष्टिद्वारा च हरिः सङ्क्रामन् देवकीगर्भे आविर्बभूव। एतेन रेतोरूपेणाधानं निरस्तम्।

જેમ દીક્ષાના સમયે ગુરુ શિષ્યને ધ્યાનનો ઉપદેશ કરે છે અને ધ્યાનોક્ત મૂર્તિને શિષ્ય જેમ હૃદયમાં પ્રવેશ કરાવે છે, તેમ વસુદેવજી દેવકીની દૃષ્ટિમાં પોતાની દૃષ્ટિ સ્થાપે છે. દૃષ્ટિ દ્વારા શ્રીહરિ સંક્રમણ કરતાં દેવકીજીના ગર્ભમાં આવિર્ભાવ પામ્યા. આ દ્વારા વીર્યરૂપે આધાનનો નિરાસ કરવામાં આવ્યો છે.

**सा देवकी सर्वजगन्निवास-**
**निवासभूता नितरां न रेजे।**
**भोजेन्द्रगेहेऽग्निशिखेव रुद्धा**
**सरस्वती ज्ञानखले यथा सती॥ १९**

સંપૂર્ણ વિશ્વના નિવાસસ્થાન એવા શ્રીહરિના નિવાસરૂપ હોવા છતાં પણ તે દેવકીજી ભોજરાજ કંસના કારાગૃહમાં કેદ થયેલાં હોઈ (છિદ્રોવાળા ઘડામાં ઢંકાયેલી) દીવાની જ્યોતિ અને વિદ્યાને ગુપ્ત રાખનાર ખલ મનુષ્યમાં રૂંધાયેલી સરસ્વતીની જેમ સર્વ જનોને પૂર્ણતયા (આહ્લાદ આપનારાં તરીકે) શોભયમાન ન થયાં. ॥ ૧૯ ॥

सर्वजगन्निवासस्य श्रीहरेर्निवासभूता सत्यपि नितरां सर्वजनाह्लादकतया न रेजे, किन्तु स्वयमेवानन्दमन्वभवत्। यतः कंसस्य गृहे रुद्धाऽन्यैर्न दृश्यते। घटादिषु रुद्धाग्निशिखा दीपकलिकेव। तथा सती शोभमाना सरस्वती ज्ञानखले ज्ञानवञ्चके रुद्धा यथाऽन्येषामनुपकारिणी न राजते तद्वत्॥ १९॥

સંપૂર્ણ વિશ્વના નિવાસસ્થાન એવા શ્રીહરિના નિવાસરૂપ હોવા છતાં પણ (દેવકીજી) સર્વ જનોને પૂર્ણતયા આહ્લાદ આપનારાં તરીકે શોભાયમાન ન થયાં, પરંતુ સ્વયં (એકલાં જ અંદરથી) આનંદ અનુભવતાં હતાં, કારણ કે કંસના કારાગૃહમાં કેદ થયેલાં હોઈ અન્ય જનોને દેખાતાં ન હતાં. (છિદ્રોવાળા) ઘટ વગેરેમાં ઢંકાયેલી **'अग्निशिखा'** દીવાની જ્યોતિની જેમ! જ્યોતિ જેવાં **'सती'** શોભાયમાન સરસ્વતી – **'ज्ञानखले'** વિદ્યાને ગુપ્ત રાખનાર ખલ મનુષ્યમાં રૂંધાયેલાં સરસ્વતીજી જેમ બીજાઓને ઉપકારક ન હોવાથી શોભતાં નથી તેમ! ॥ ૧૯ ॥

**तां वीक्ष्य कंसः प्रभयाऽजितान्तरां**
**विरोचयन्तीं भवनं शुचिस्मिताम्।**
**आहैष मे प्राणहरो हरिर्गुहां**
**ध्रुवं श्रितो यन्न पुरेयमीदृशी॥ २०**

प्रभया भवनं विरोचयन्तीम्। अजितोऽन्तरा कुक्षिमध्ये यस्यास्ताम्। एष विरोचमानो ध्रुवं हरिरेव। यद्यस्मादीदृशीयं पुरा पूर्वं नासीत्॥ २०॥

(પોતાની) પ્રભાથી (કારાગૃહના) ભવનને પ્રકાશિત કરતાં, પવિત્ર સ્મિતવાળાં અને જેમની કૂખમાં ભગવાન અજિત છે તેવાં તે દેવકીજીને જોઈને કંસ કહેવા લાગ્યોઃ મારા પ્રાણને હરનારો હરિ અવશ્ય આની કૂખમાં પ્રવિષ્ટ થયો છે, કારણ કે પૂર્વે આ દેવકી આવી ન હતી. ॥ ૨૦ ॥

પ્રભાથી ભવનને પ્રકાશિત કરતાં દેવકીજી – '**अन्तरा**' જેમની કૂખમાં ભગવાન અજિત છે તેવાં તે દેવકીજીને (જોઈને કંસ કહેવા લાગ્યો). 'અવશ્ય આ પ્રકાશમાન હરિ જ છે. '**यत्**' કારણ કે આવી આ '**पुरा**' પૂર્વે ન હતી. ॥ ૨૦ ॥

**किमद्य तस्मिन् करणीयमाशु मे**
**यदर्थतन्त्रो न विहन्ति विक्रमम्।**
**स्त्रियाः स्वसुर्गुरुमत्या वधोऽयं**
**यशः श्रियं हन्त्यनुकालमायुः॥ २१**

ननु सन्ति सामादय उपायाः, नेति स्वयमेवाह। अयमर्थतन्त्रो देवकार्यप्रधानो विक्रमं न विहन्ति। मद्वधे पराक्रमं करिष्यत्येवेत्यर्थः। यद्वा तर्हीदानी-मेवेयं हन्यतामिति विचिन्त्याह—अर्थतन्त्रोऽपि पुमान्स्वं विक्रमं न विहन्ति न नाशयति। स्त्रीवधे तन्नाशः स्यादिति भावः। तदेवाह—स्त्रिया इति। गुरुमत्या गुर्विण्याः॥ २१॥

(મારા પ્રાણ હરી લેવા માટે ઉપસ્થિત થયેલા) તે હરિના વિષયમાં અત્યારે મારે શીઘ્ર શું કરવા જેવું છે? જેને માટે દેવોનું કાર્ય જ મુખ્ય છે તેવો આ હરિ પોતાના પરાક્રમનો નાશ નહીં કરે. (મારો વધ કરવા માટે તે અવશ્ય પરાક્રમ કરશે જ. વળી, આ દેવકીને તો હું હમણાં જ મારી નાખું, પરંતુ) સ્ત્રી, બહેન અને ગર્ભવતીનો આ વધ યશ, શ્રી અને આયુષ્યનો તરત જ નાશ કરે છે. ॥ ૨૧ ॥

શંકા કરવામાં આવી છે કે સામ (દાન, દંડ, ભેદ) વગેરે ઉપાયો છે, પરંતુ તે કરવા જેવા નથી, એમ કંસ સ્વગત કહે છે. આ હરિ, '**अर्थतन्त्रः**' દેવોનું કાર્ય જ મુખ્ય છે તેવો તે પોતાના પરાક્રમનો નાશ નહીં કરે. મારો વધ કરવા માટે તે અવશ્ય પરાક્રમ કરશે જ, એમ અર્થ છે. અથવા તો પછી હમણાં જ આને હણવામાં આવે, એમ વિચાર કરીને કહે છે – પોતાનું કાર્ય સાધનારો હોય તો પણ મનુષ્ય પોતાના પરાક્રમનો '**न विहन्ति**' નાશ કરતો નથી. સ્ત્રીનો વધ કરવામાં આવે તો તે પરાક્રમનો નાશ થઈ જાય, એવો ભાવ છે. તે જ કહે છે – '**स्त्रियाः इति।**' '**गुरुमत्याः**' ગર્ભવતીનો.॥૨૧॥

**स एष जीवन् खलु सम्परेतो**
**वर्तेत योऽत्यन्तनृशंसितेन।**
**देहे मृते तं मनुजाः शपन्ति**
**गन्ता तमोऽन्धं तनुमानिनो ध्रुवम्॥ २२**

જે અત્યંત ક્રૂરતાથી વર્તે તે આ મનુષ્ય ખરેખર જીવતાં જ મૂએલો છે. દેહ મરણ પામે ત્યારે તેને લોકો દુર્વચનોથી ધિક્કારે છે અથવા આ દેહાભિમાનીને શાપ આપે છે કે (આ મરી જશે ત્યારે) અવશ્ય ઘોર નરકમાં પડશે. ॥ ૨૨ ॥

किञ्च स एष जीवन्नपि मृतः स्यात्। नृशंसितेन क्रौर्येण यो वर्तेत तं जीवन्तमेव मनुजाः शपन्ति दुर्वाक्यैर्धिक्कुर्वन्ति। स च देहे मृते तनुमानिनः पापिनो नरकं गच्छति। अथवा शापप्रकारमेवाह—तनुमानिनोऽस्य देहे मृतेऽयं ध्रुवमन्धंतमो गमिष्यतीति॥ २२॥

**इति घोरतमाद् भावात् सन्निवृत्तः स्वयं प्रभुः।**
**आस्ते प्रतीक्षंस्तज्जन्म हरेर्वैरानुबन्धकृत्॥ २३**

॥ २३ ॥

**आसीनः संविशंस्तिष्ठन् भुंजानः पर्यटन् महीम्।**
**चिन्तयानो हृषीकेशमपश्यत् तन्मयं जगत्॥ २४**

संविशन् शयानः॥ २४॥

**ब्रह्मा भवश्च तत्रैत्य मुनिभिर्नारदादिभिः।**
**देवैः सानुचरैः साकं गीर्भिर्वृषणमैडयन्॥ २५**

रम्याभिर्गीर्भिर्वृषणं कामवर्षिणमैडयंस्तुष्टुवुः॥ २५॥

प्रतिश्रुतं सत्यं कृतमिति हृष्टाः सन्तः सत्यत्वेनैव प्रथमं स्तुवन्ति—**सत्यव्रतमिति।**

**सत्यव्रतं सत्यपरं त्रिसत्यं**
**सत्यस्य योनिं निहितं च सत्ये।**
**सत्यस्य सत्यमृतसत्यनेत्रं**
**सत्यात्मकं त्वां शरणं प्रपन्नाः॥ २६**

વળી, (જે અત્યંત ક્રૂરતાથી વર્તે) તે આ મનુષ્ય જીવતો હોવા છતાં પણ મરેલો જ છે. જે **'નૃશંસિતેન'** ક્રૂરતાથી વર્તે તેને જીવતાં જ (તે જીવતો હોય ત્યારે જ) લોકો **'शपन्ति'** દુર્વચનોથી ધિક્કારે છે તથા દેહ મરણ પામે ત્યારે તે **'तनुमानिनः'** (બીજા પ્રાણીની હિંસા કરીને પણ પોતાના શરીરનું લાલનપાલન કરનાર એવા) પાપીના નરકમાં જાય છે. અથવા કેવો શાપ આપે છે, તે કહે છે – આ પાપીનો દેહ મરી જશે ત્યારે અવશ્ય ઘોર નરકમાં પડશે. ॥ ૨૨ ॥

આમ, (દેવકીના વધ કરવાના) અત્યંત ભયંકર વિચારથી પોતે સમર્થ હોવા છતાં અટકી ગયેલો કંસ, શ્રીહરિ પ્રત્યે વેરભાવને દઢ કરનારો થઈ તેમના જન્મની પ્રતીક્ષા કરવા લાગ્યો. ॥ ૨૩ ॥ ૨૩॥

બેસતાં, સૂતાં, ઊભા રહેતાં, ખાતાં, ભૂમિ પર વિચરતાં ભગવાન હૃષીકેશનું જ ચિંતન કરતો કંસ વિશ્વને તેના મય (કૃષ્ણમય) જોવા લાગ્યો.॥ ૨૪ ॥

**'संविशन्'** સૂતાં ॥ ૨૪ ॥

નારદજી વગેરે મુનિઓ અને અનુચરો સહિત દેવો, બ્રહ્માજી તથા ભગવાન શંકર ત્યાં આવીને, કામનાઓનું વર્ષણ કરનાર ભગવાનની મધુર વાણીથી સ્તુતિ કરવા લાગ્યા. ॥ ૨૫ ॥

મધુર વાણીથી **'वृषणम्'** કામનાઓનું વર્ષણ કરનાર ભગવાનની **'ऐडयन्'** સ્તુતિ કરવા લાગ્યા.॥૨૫॥

('પૃથ્વીના ભારનું હરણ કરવા માટે વસુદેવજીના ગૃહે જન્મ લઈશ.' એવા પોતાના) પ્રતિજ્ઞાના વચનને સત્ય કર્યું એટલે પ્રસન્ન થયેલા (દેવાદિ સહિત બ્રહ્માજી) સૌ પ્રથમ સત્યસ્વરૂપે જ સ્તુતિ કરે છે – **'सत्यव्रतम् इति'**

સત્ય સંકલ્પવાળા, સત્યરૂપી શ્રેષ્ઠ સાધનથી પ્રાપ્ત થનારા, ત્રણેય કાળમાં સત્યસ્વરૂપે રહેનારા, મહાભૂતપંચકરૂપ સત્યના કારણરૂપ, મહાભૂતપંચકરૂપ સત્યમાં અંતર્યામીરૂપે રહેલા, મહાભૂતપંચક નાશ પામે ત્યારે પણ અવશેષરૂપે રહેનારા, મધુરવાણીરૂપ ઋત અને સમદર્શનરૂપ સત્યનું પ્રવર્તન કરનારા તથા સર્વ પ્રકારે સત્યસ્વરૂપ એવા આપના શરણને અમે પ્રાપ્ત થયા છીએ. ॥ ૨૬ ॥

सत्यं व्रतं संकल्पो यस्य तम्। सत्यं परं श्रेष्ठं प्राप्तिसाधनं यस्मिंस्तम्। त्रिसत्यम् त्रिष्वपि कालेषु सृष्टेः पूर्वं प्रलयानन्तरं च स्थितिसमये च सत्यमव्यभिचारेण वर्तमानम्। तदेवाहुः—सत्यस्य योनिमिति। सच्छब्देन पृथिव्यप्तेजांसि, त्यच्छब्देन वाय्वाकाशौ, एवं सच्च त्यच्च सत्यं भूतपञ्चकम्। 'तत्सत्यमित्याचक्षते' इति श्रुतेः। तस्य योनिं कारणम्। अनेन (भूतपञ्चकोत्पाद-कत्वेन) पूर्वं वर्तमानतोक्ता।

तथा सत्ये तस्मिन्नेव निहितमन्तर्यामितया स्थितम्। अनेन (भूतपञ्चक-अन्तर्यामित्वेन) स्थितिसमयेऽपि सत्यत्वमुक्तम्। तथा सत्यस्य सत्यं तस्यैव सत्यस्य सत्यं पारमार्थिकं तन्नाशेऽप्यवशिष्यमाणरूपम्। अनेन (अवशिष्यमाणत्वेन) प्रलयेऽप्यवधित्वेन सत्यत्वं दर्शितम्। एवं त्रिसत्यत्वमुपपादितम्। तथा ऋतसत्यनेत्रं ऋतं सूनृतावाणी, सत्यं समदर्शनम्। तथा भगवता व्याख्यास्यमानत्वात्।

'सत्यं च समदर्शनम्॥ ऋतं च सूनृता वाणी कविभिः परिकीर्तिता।' इति। तयोर्नेत्रं नयनसाधनं नेतारम्, प्रवर्तकमिति यावत्। एवं सर्वप्रकारेण सत्यात्मकं त्वां हे भगवन्, वयं शरणं प्रपन्नाः प्राप्ता इति॥ २६॥

ननु भवन्तोऽपि लोकेश्वरा मत्तुल्या एव किमिति मां शरणं प्रपद्यन्ते, नैवं वाच्यम्, त्वमेवैकः सर्वेश्वरः सर्वसृष्ट्यादिकारणत्वात्, वयं तु त्वदेकशरणा एव, लोकादिरूपं द्वैतं च सर्वं त्वद्व्यतिरेकेण नास्तीति वक्तुं द्वैतप्रपञ्चं वृक्षरूपकेण निरूपयन्ति—**एकायन इति।**

સત્ય છે **'व्रतम्'** સંકલ્પ જેમનો તેમના (શરણને), સત્ય એ જ જેમને પ્રાપ્ત કરવાનું શ્રેષ્ઠ સાધન છે તેમના (શરણને), **'त्रिसत्यम्'** ત્રણેય કાળમાં જે સત્યસ્વરૂપ છે. સૃષ્ટિની પૂર્વે, પ્રલય પછી અને સ્થિતિસમયે સત્યથી વિચલિત થયા વિના રહેનારના (શરણને) – તે જ કહે છે – **'सत्यस्य योनिम् इति।'** સત્ શબ્દથી પૃથ્વી, જળ અને તેજ તથા ત્યત્ શબ્દથી વાયુ અને આકાશ, આમ સત્ અને ત્યત્ એટલે મહાભૂતપંચકરૂપ સત્ય. 'તેને સત્ય કહે છે.' (તૈત્તિ.ઉપ. ૨/૬) એમ શ્રુતિ છે. તેના **'योनिम्'** કારણરૂપને, આ દ્વારા પૂર્વમાં પ્રવર્તતી સ્થિતિને કહેવામાં આવી.

તથા **'सत्ये'** તે સત્યમાં જ **'निहितम्'** અંતર્યામી તરીકે સ્થિત રહેલાને – આ દ્વારા સ્થિતિસમયે પણ સત્યત્વ કહેવામાં આવ્યું છે તથા **'सत्यस्य सत्यम्'** તે જ સત્યના પારમાર્થિક સત્યને, તે મહાભૂતપંચક નાશ પામે ત્યારે પણ અવશિષ્ટ રહેતા રૂપને શરણે – આ દ્વારા પ્રલયમાં પણ અવધિરૂપે સત્યત્વ દર્શાવવામાં આવ્યું છે. આમ ત્રિસત્યત્વ સિદ્ધ થાય છે. તથા **'ऋतसत्यनेत्रम्'** **ऋतम्** મધુરવાણી, **'सत्यम्'** સમદર્શન – ભગવાન દ્વારા તે જ પ્રમાણે વ્યાખ્યા કરવામાં આવે છે.

'કવિજનો દ્વારા સત્યને સમદર્શન અને ઋતને સત્ય તથા મધુરવાણી કહેવામાં આવ્યાં છે.' (શ્રીમદ્ ભા. ૧૧/૧૯/૩૭-૩૮) તે બંનેને દોરી જનારને, તે બંનેનું વહન કરનારને એટલે કે તે બંનેનું પ્રવર્તન કરનારને (શરણે) – આમ, સર્વ પ્રકારે સત્યસ્વરૂપ એવા આપના શરણને હે ભગવાન, અમે પ્રાપ્ત થયા છીએ. ॥ ૨૬ ॥

(ભગવાન દેવોને) પ્રશ્ન કરે છે કે તમે સૌ પણ મારા જેવા જ લોકેશ્વરો છો, તો કેમ મારા શરણે આવ્યા છો? (તે માટે તેઓ કહે છે,) આમ કહેવું યોગ્ય નથી. આપ એક જ સર્વેશ્વર છો, કારણ કે આપ સમસ્ત સૃષ્ટિના કારણરૂપ છો. અમે તો એક માત્ર આપના શરણાગત જ છીએ. લોક વગેરેરૂપ સર્વ દ્વૈત આપનાથી પૃથક્ નથી, એમ કહેવા માટે દેવો આદિવૃક્ષના રૂપકથી દ્વૈતપ્રપંચનું નિરૂપણ કરે છે – **'एकायनः इति।'**

**एकायनोऽसौ द्विफलस्त्रिमूल-**
**श्चतूरसः पंचविधः षडात्मा।**
**सप्तत्वगष्टविटपो नवाक्षो**
**दशच्छदी द्विखगो ह्यादिवृक्षः॥ २७**

એક પ્રકૃતિ જ જેનો આશ્રય છે, સુખ અને દુઃખ જેનાં બે ફળ છે, ત્રણેય ગુણો જેનાં મૂળ છે, ધર્મ, અર્થ, કામ અને મોક્ષ જેનો રસ છે, પાંચ ઇન્દ્રિયો વડે જે પાંચ પ્રકારે જાણી શકાય છે, છ કોષો અથવા છ ઊર્મિઓ જેનો સ્વભાવ છે, સાત ધાતુઓ જેની છાલ છે, પાંચ મહાભૂતો, મન, બુદ્ધિ અને અહંકાર – એમ આઠ જેની શાખાઓ છે, નવ દ્વારોરૂપ છિદ્રો છે જેનાં, દશ પ્રાણરૂપ પર્ણો છે જેનાં તથા જીવ અને ઈશ્વરરૂપ બે પક્ષીઓ છે જેમાં, એ બ્રહ્માંડરૂપ આદિવૃક્ષ છે (જેનો આધાર એક માત્ર પરમાત્મા છે). ॥ ૨૭ ॥

असौ प्रपञ्च आदिवृक्षः वृश्च्यत इति वृक्षः समष्टिव्यष्टिदेहरूपः। कथंभूतः।

एकायनः एका प्रकृतिरयनमाश्रयो यस्य सः। द्वे सुखदुःखे फले यस्य सः। त्रयो गुणा मूलानि यस्य सः।

चतूरसो धर्मार्थकाममोक्षाश्चत्वारो रसा यस्य सः। पञ्चेन्द्रियाणि विधा ज्ञानप्रकारा यस्य सः।

षडूर्मयः कोशा वा आत्मनः स्वभावा यस्य सः। सप्त धातवस्त्वचो यस्य। पञ्च भूतानि मनो बुद्ध्यहङ्काराश्चेत्यष्टौ विटपाः शाखाविस्तारा यस्य सः। नव द्वाराण्यक्षाश्छिद्राणि यस्य सः। दश प्राणाश्छदाः पत्राणि विद्यन्ते यस्य स दशच्छदी। द्वौ जीवेश्वरौ खगौ यस्मिन्स द्विखगः॥ २७॥

એ વિશ્વપ્રપંચ આદિવૃક્ષ છે. કપાઈ જાય તે વૃક્ષ. (એવું) તે સમષ્ટિ-વ્યષ્ટિદેહરૂપ વૃક્ષ કેવું છે?

**'एकायनः'** એક પ્રકૃતિ **'अयनम्'** આશ્રય છે જેનો તે. (**'द्विफलः'**) સુખ અને દુઃખ – એમ બે ફળ છે જેનાં તે. (**'त्रिमूलः'**) ત્રણેય ગુણો જેનાં મૂળ છે.

**'चतूरसः'** ધર્મ, અર્થ, કામ, મોક્ષ – એમ ચાર રસ છે જેના તે. શબ્દાદિ પાંચ ઇન્દ્રિયોથી પાંચ પ્રકારે જેને જાણી શકાય છે તે (**'पञ्चविधः'**).

(**'षड्-आत्मा'** અર્થાત્) ક્ષુધા, પિપાસા, શોક, મોહ, જરા અને મુત્યુ નામની છ ઊર્મિઓરૂપ સ્વભાવ છે જેનો તે. (**'सप्तत्वक्'**) રસ, રક્ત, માંસ, મેદ, અસ્થિ, મજ્જા અને શુક્ર – એમ સાત ધાતુઓ જેની છાલ છે. પંચમહાભૂતો, મન, બુદ્ધિ અને અહંકાર – એમ આઠ **'विटपाः'** શાખારૂપ વિસ્તાર છે જેનો તે. (**'भूमिरापोऽनलो वायुः खं मनो बुद्धिरेव च। अहंकार इतीयं मे भिन्ना प्रकृतिरष्टधा॥'** ગીતા ૭/૪) શરીરનાં (બે ચક્ષુ, બે કર્ણો, બે નાસિકા, મુખ અને પાયુ તથા ઉપસ્થ – બે નીચેનાં દ્વાર, એમ **'नवाक्षः'**) નવ દ્વારોરૂપ છિદ્રો છે જેનાં તે. (**दश प्राणाः 'प्राणापानसमानव्यानोदाननागकूर्मकृकलदेवदत्त-धनञ्जयाख्याः'** પ્રાણ, અપાન, સમાન, વ્યાન, ઉદાન, નાગ, કૂર્મ, કૃકલ, દેવદત્ત અને ધનંજય નામનાં) દસ **'छदाः'** પર્ણો વિદ્યમાન છે જેનાં તે **'दशच्छदी'**. જીવ અને ઈશ્વર એ બે પક્ષીઓ છે જેમાં તે **'द्विखगः'**.॥૨૭॥

**त्वमेक एवास्य सतः प्रसूति-**
**स्त्वं सन्निधानं त्वमनुग्रहश्च।**
**त्वन्मायया संवृतचेतसस्त्वां**
**पश्यन्ति नाना न विपश्चितो ये॥ २८**

एवंरूपस्य संसारवृक्षस्य सतः कार्यस्य त्वमेक एव प्रसूतिः प्रकर्षेण सूतिर्जन्म यस्मात्स त्वम्। कारणमित्यर्थः। त्वमेव सन्निधानं सम्यङ्-निधीयतेऽस्मिन्निति लयस्थानम्। त्वमेवानुग्रहश्च अनुगृह्णातीति पालकः।

ननु ब्रह्मविष्णुरुद्रा एवंभूताः प्रसिद्धाः कथमहमेवेति चेत्तत्राहुः—त्वन्माययेति। संवृतं पिहितं चेतो ज्ञानं येषां ते त्वामेव नाना पश्यन्ति। ये तु विपश्चितो विद्वांसस्ते तथा न पश्यन्ति॥२८॥

ननु देवकीपुत्रं मां कथमेवं वर्णयथेति चेत्तत्राहुः—**बिभर्षीति।**

**बिभर्षि रूपाण्यवबोध आत्मा**
**क्षेमाय लोकस्य चराचरस्य।**
**सत्त्वोपपन्नानि सुखावहानि**
**सतामभद्राणि मुहुः खलानाम्॥ २९**

अवबोधैकस्वरूप आत्मा त्वमेव रूपाणि मूर्तीर्बिभर्षि धत्से। न तु त्वं कस्यापि पुत्र इत्यर्थः। क्षेमाय पालनाय। सतां धर्मवर्तिनां सुखकराणि। खलानामभद्राणि नाशकानि॥ २९॥

न केवलमेतावद्भक्तानां मोक्षार्थमपीत्याहुः—**त्वयीति।**

આ સદ્રૂપ જગતનું એક માત્ર શ્રેષ્ઠ ઉત્પત્તિકારણ, લયસ્થાન અને પાલક આપ જ છો. આપની માયાથી જેમનું જ્ઞાન ઢંકાઈ ગયું છે તેઓ આપને જુદા જુદા રૂપે જુએ છે, પરંતુ જેઓ વિદ્વાનો છે તેઓ આપને જુદા જુદા સ્વરૂપે જોતા નથી. ॥ ૨૮॥

આવા રૂપવાળા સંસારવૃક્ષરૂપ '**सतः**' સદ્રૂપ કાર્યનો '**प्रसूतिः**' જન્મ છે જેમાંથી તે સંસારવૃક્ષના એક માત્ર કારણરૂપ આપને, એમ અર્થ છે. આપ જ '**सन्निधानम्**' જેમાં સારી રીતે લય થાય છે તે લયસ્થાન છો. આપ જ '**अनुग्रहः**' અનુગ્રહ કરો છો અર્થાત્ પાલક છો.

જો (ભગવાન) પ્રશ્ન કરે કે બ્રહ્મા, વિષ્ણુ, રુદ્ર આવા (સર્જક, પાલક અને સંહારક હોવા માટે) પ્રસિદ્ધ છે, તો હું કેવી રીતે તેવો હોઈ શકું? તે માટે બ્રહ્માજી વગેરે કહે છે – '**त्वन्मायया इति।**' આપની માયાથી '**संवृतम्**' ઢંકાઈ ગયું છે '**चेतः**' જ્ઞાન જેમનું તેઓ આપને જ જુદા જુદા રૂપે જુએ છે, પરંતુ જેઓ '**विपश्चितः**' વિદ્વાનો છે તેઓ તે પ્રમાણે જોતા નથી.॥૨૮॥

જો ભગવાન પૂછે કે દેવકીના પુત્ર એવા મને કેમ આમ વર્ણવો છો? તો તે માટે (બ્રહ્માજી વગેરે દેવો) કહે છે – '**बिभर्षि इति।**'

કેવળ જ્ઞાનસ્વરૂપ એવા આપ ચર અને અચર જગતનું પાલન (કલ્યાણ) કરવા માટે સંતજનોને સુખ આપનારા અને દુષ્ટજનોનો નાશ કરનારા શુદ્ધ સત્ત્વમય અવતારો વારંવાર ધારણ કરો છો.॥ ૨૯ ॥

'**अवबोध आत्मा**' કેવળ જ્ઞાનસ્વરૂપ એવા આપ '**रूपाणि**' અવતારોને '**बिभर्षि**' ધારણ કરો છો, પરંતુ આપ કોઈના પણ પુત્ર નથી, એમ અર્થ છે. '**क्षेमाय**' પાલન કરવા માટે '**सताम्**' ધર્માચરણ કરનારા સંતજનોને સુખ આપનારા, '**खलानाम्**' દુષ્ટજનોનો નાશ કરનારા અવતારો ધારણ કરો છો. ॥ ૨૯ ॥

કેવળ (સત્પુરુષોના હિત માટે અને દુષ્ટજનોના સંહાર માટે આપ અવતાર ધારણ કરો છો) એટલું જ નહીં, પરંતુ ભક્તોના મોક્ષ માટે પણ (આપ જ અવલંબનરૂપ છો), એમ તેઓ કહે છે – '**त्वयि इति।**'

**त्वय्यम्बुजाक्षाखिलसत्त्वधाम्नि**
**समाधिनाऽऽवेशितचेतसैके।**
**त्वत्पादपोतेन महत्कृतेन**
**कुर्वन्ति गोवत्सपदं भवाब्धिम्॥ ३०**

હે કમલનયન, સમસ્ત જીવોના આધારરૂપ આપના વિષે સમાધિ દ્વારા ચિત્ત સ્થિર કરવામાં આવેલું હોવાને કારણે મહાપુરુષો વડે સેવવા યોગ્ય તરીકે માનવામાં આવેલા આપની ચરણકમળરૂપી નૌકાનો આશ્રય કરીને કેટલાક (વિવેકીજનો) સંસારસમુદ્રને ગાયના વાછરડાનું પગલું (તેના જેવો તુચ્છ) બનાવી દે છે. ॥ ૩૦ ॥

त्वयि समाधिना आवेशितचेतसा निमित्तेन त्वत्पादपोतेनाश्रितेन। एके मुख्या विवेकिनः। महद्भिः कृतेन सेव्यतया सम्पादितेन। यद्वा इदमपि मायामयमित्यनादरं परित्यज्येदमेव महत्सर्वोत्कृष्टमिति मनसि कृतेन। बहुमतेनेत्यर्थः। भवाब्धिं तुच्छीकुर्वन्ति। अनायासेनैव भजनानुनिष्पादिनी तेषां मुक्तिरित्यर्थः॥ ३०॥

આપના વિષે સમાધિ દ્વારા ચિત્ત સ્થિર કરવામાં આવેલું હોવાને કારણે આપની ચરણરૂપી નૌકાનો આશ્રય કરીને **'एके'** કેટલાક મુખ્ય વિવેકીજનો, મહાપુરુષો વડે સેવવાયોગ્ય તરીકે **'कृतेन'** માનવામાં આવેલા અથવા આ ચરણનૌકા પણ માયામય છે, એવા અનાદરનો સર્વથા ત્યાગ કરીને આ ચરણનૌકા જ **'महत्'** સર્વોત્કૃષ્ટ છે, એમ મનથી **'कृतेन'** બહુમાન કરીને, એમ અર્થ છે. (આવા વિવેકીજનો) સંસારસમુદ્રને તુચ્છ કરી દે છે. (તેનું અસ્તિત્વ પણ જાણતા નથી.) (દુસ્તર એવા સંસારસાગરને) અનાયાસે જ (તરી જાય છે.) તેમને (ચરણકમળની ઉપાસનાપ્રધાન ભક્તિરૂપ) ભજનથી નિષ્પન્ન થનારી મુક્તિ પ્રાપ્ત થાય છે, એમ અર્થ છે. ॥ ૩૦ ॥

ननु तेन पोतेन पूर्वे चेत्पारं गतास्तर्हीदानीन्तनानां का गतिस्तत्राहुः—**स्वयमिति**।

શંકા કરવામાં આવી છે કે જો તે ચરણરૂપ નૌકા વડે (ભક્તજનો) પૂર્વે મુક્ત થઈ ગયા હોય, તો આધુનિક જનોની મુક્તિ કેવી રીતે થાય? (કારણ કે ચરણનૌકા તો તેમની સાથે ગઈ. આ લોકમાં નાવડી પણ પેલે પાર જતી રહી હોય છે.) તો તે માટે તેઓ ઉત્તર આપે છે – **'स्वयम् इति।'**

**स्वयं समुत्तीर्य सुदुस्तरं द्युमन्**
**भवार्णवं भीममदभ्रसौहृदाः।**
**भवत्पदाम्भोरुहनावमत्र ते**
**निधाय याताः सदनुग्रहो भवान्॥ ३१**

હે સ્વપ્રકાશ, અત્યંત સૌહાર્દવાળા ભક્તજનો અતિદુસ્તર અને ભયંકર એવા સંસારસાગરને સ્વયં પોતે તરીને (મુક્ત થઈને) આપના ચરણકમળની નૌકાને અહીં જ મૂકીને ગયા છે. (તેઓ તો ચરણનૌકાના શ્રવણમાત્રથી જ ભવસાગર તરી ગયા છે, કારણ કે) આપ ભક્તજનો ઉપર અનુગ્રહ કરનારા છો. ॥ ૩૧ ॥

अयमर्थः—हे द्युमन्स्वप्रकाश, त्वत्पाद-पोतसामीप्यमात्रेण भवाम्बुधौ वत्सपदमात्रे जाते, अतस्तन्निरपेक्षं स्वयमेवान्येषां भीमं दुस्तरमपि भवार्णवं समुत्तीर्य भवत्पदाम्भोरुहरूपां नावमत्रैव निधाय। भक्तिमार्गसम्प्रदायं प्रवर्त्येत्यर्थः। पारं याताः।

તત્કિમ્। યતોऽदभ्रसौहृदाः सर्वभूतेष्वति-प्रीतियुक्ताः। अतस्तेऽन्येषां तरणाय निधायेति।

कथं मत्पादपोतश्रवणमात्रेण तीर्णा अत उक्तम्—भवान्सदनुग्रहः सतो भक्ताननुगृह्णातीति ॥ ३१ ॥

ननु विवेकिनां किं मद्भजनेन मुक्ता एव हि ते तत्राहुः—**येऽन्य इति।**

**येऽन्येऽरविन्दाक्ष विमुक्तमानिन-**
**स्त्वय्यस्तभावादविशुद्धबुद्धयः।**
**आरुह्य कृच्छ्रेण परं पदं ततः**
**पतन्त्यधोऽनादृतयुष्मदङ्घ्रयः ॥ ३२**

विमुक्तमानिनो विमुक्ता वयमिति मन्यमानाः। त्वयि अस्तो निरस्तोऽत एवासन् यो भावस्तस्मात्। भक्तेरभावादित्यर्थः। न विशुद्धा बुद्धिर्येषां ते तथा। यद्वा त्वयि अस्तभाः इति च्छेदः। अस्तमतयो वादेष्वेव विशुद्धबुद्धयः। कृच्छ्रेण बहुजन्मतपसा परं पदं मोक्षसंनिहितं सत्कुलतपःश्रुतादि। पतन्ति विघ्नैरभिभूयन्ते। न आदृतौ युष्मदङ्घ्री यैस्ते॥ ३२॥

આ પ્રમાણે અર્થ છે – **'हे द्युमन्'** હે સ્વપ્રકાશ, આપની ચરણનૌકાના કેવળ સામીપ્યથી સંસારસાગર ગાયના વાછરડાનું પગલું માત્ર બની જાય છે. આથી તે તરણસાધનની અપેક્ષા વિના પોતે જ, અન્ય જનો માટે ભયંકર અતિદુસ્તર હોવા છતાં પણ સંસારસાગર તરીને આપની ચરણકમળરૂપ નાવ અહીં જ મૂકીને, અર્થાત્ ભક્તિમાર્ગનો સંપ્રદાય પ્રવર્તમાન કરીને, એમ અર્થ છે, તેઓ મુક્ત થયા છે.

નૌકા તેઓ શા માટે અહીં મૂકીને ગયા છે? કારણ કે તેઓ **'अदभ्रसौहृदाः'** સર્વ પ્રાણીઓ ઉપર અતિશય પ્રીતિ કરનારા છે, આથી તેઓ બીજા જનોને તરવા માટે નૌકા અહીં જ મૂકીને ગયા છે.

મારી ચરણનૌકાના શ્રવણ (આશ્રય) માત્રથી તેઓ કેવી રીતે તરી ગયા? આ માટે કહેવામાં આવ્યું કે – આપ **'सदनुग्रहः' सतः** ભક્તોની ઉપર અનુગ્રહ કરનારા છો. ॥ ૩૧ ॥

ભગવાન પ્રશ્ન કરે કે જ્ઞાનીજનોને મારા ભજનથી શું પ્રયોજન છે? તેઓ તો મુક્ત જ છે! તો તે માટે બ્રહ્માદિ દેવો ઉત્તર આપે છે – **'ये अन्ये इति।'**

હે અરવિંદાક્ષ, પોતાને મુક્ત માનનારા જે બીજા (જ્ઞાની) છે, તેઓ આપના વિષે ભક્તિરહિત હોવાથી વિશુદ્ધ બુદ્ધિવાળા નથી. આપનાં ચરણકમળોનો અનાદર કરનારા તેઓ મોક્ષની પાસે લઈ જનારા (શ્રેષ્ઠ કુળ, તપ, જ્ઞાન વગેરે)ને કષ્ટપૂર્વક પ્રાપ્ત કરીને (પણ) ત્યાંથી નીચે પડે છે. ॥ ૩૨ ॥

**'विमुक्तमानिनः'** અમે મુક્ત અને જ્ઞાનીઓ છીએ, એમ માનતા – આપના વિષે **'अस्तः'** દૂર થયો છે, આથી અવિદ્યમાન થયો છે જે ભાવ તેમાંથી, (આપના વિષે) ભક્તિભાવના અભાવથી, એમ અર્થ છે. (તેથી) વિશુદ્ધ નથી જેમની બુદ્ધિ તેવા તેઓ, અથવા **'अस्तभाः वादविशुद्धबुद्धयः'** એમ પદચ્છેદ કરીએ તો, આપના વિષે લુપ્ત પ્રજ્ઞાવાળા તેઓ કેવળ વાદવિવાદમાં જ શુદ્ધ બુદ્ધિવાળા છે. **'कृच्छ्रेण'** કષ્ટપૂર્વક ઘણા જન્મોના તપથી **'परं पदम्'** મોક્ષની પાસે લઈ જનાર શ્રેષ્ઠ કુળ, તપ, જ્ઞાન વગેરે (**आरुह्य** = પ્રાપ્ત કરીને) **'पतन्ति'** વિઘ્નોથી પરાભવ પામે છે. જેમના દ્વારા આપનાં ચરણકમળનો આદર કરવામાં આવ્યો નથી તેવા તેઓ ॥ ૩૨ ॥

त्वदीयास्तु न कदाचिदपि पतन्तीत्याहुः—**तथा नेति।**

**तथा न ते माधव तावकाः क्वचिद्**
**भ्रश्यन्ति मार्गात्त्वयि बद्धसौहृदाः।**
**त्वयाऽभिगुप्ता विचरन्ति निर्भया**
**विनायकानीकपमूर्धसु प्रभो॥ ३३**

विनायका विघ्नहेतवस्तेषामनीकानि स्तोमास्तानि पान्ति ये तेषां मूर्धसु विचरन्ति। विघ्नान् जयन्तीत्यर्थः॥ ३३॥

સતાં सुखावहानि रूपाणि धारयसीत्युक्तं बिभर्षि रूपाणीति, तत्केन प्रकारेण सुखावहत्वमित्यपेक्षायामाहुः—**सत्त्वं विशुद्धमिति।**

**सत्त्वं विशुद्धं श्रयते भवान् स्थितौ**
**शरीरिणां श्रेयउपायनं वपुः।**
**वेदक्रियायोगतपःसमाधिभि-**
**स्तवार्हणं येन जनः समीहते॥ ३४**

सत्त्वं वपुः श्रयत इत्यन्वयः। श्रेयउपायनं कर्मफलदातृ। कथम्। येन वपुषा जनस्तवार्हणं पूजामीहते करोति। कैः। वेदाश्च क्रियायोगाश्च तपश्च समाधिश्च तैश्चतुराश्रमधर्मैरित्यर्थः। वपुषोऽनाश्रयणेऽर्हणासंभवान्न कर्मफलसिद्धिः स्यादिति॥ ३४॥

(આપના અભક્તો ભ્રષ્ટ થાય છે,) પણ આપના ભક્તો તો ક્યારેય પણ ભ્રષ્ટ થતા નથી, એમ તેઓ કહે છે – **'तथा न इति।'**

હે માધવ, આપના વિષે સૌહાર્દથી બંધાયેલા આપના ભક્તો (ભગવાનના) માર્ગથી ક્યારેય ભ્રષ્ટ થતા નથી. હે પ્રભુ, આપના દ્વારા સર્વ રીતે રક્ષાયેલા તેઓ વિઘ્ન કરનારા જનોના સમૂહોના સેનાપતિઓનાં મસ્તકો ઉપર નિર્ભય થઈ વિચરે છે. ॥ ૩૩ ॥

**'विनायकाः'** ઉપદ્રવના કારણરૂપ જનો, તેમના **'अनीकानि'** સમૂહો, તેમનું જેઓ રક્ષણ કરનારા છે તેમનાં મસ્તકો ઉપર વિચરે છે. (મસ્તકોને સોપાન બનાવી આપના પદ પ્રતિ આરોહણ કરે છે.) વિઘ્નો ઉપર વિજય મેળવે છે, એમ અર્થ છે. (તેમનું અધઃપતન થતું નથી. અત્તર વેચનારને સહજ સુગંધી મળી જ જાય તેમ આપનામાં બંધાઈ ગયેલો ભગવચ્ચરણાનુરાગી ભક્ત પતન પામતો નથી.) ॥૩૩॥

સાધુજનોને સુખ આપનારાં રૂપો ધારણ કરો છો, એમ કહેવામાં આવ્યું, **'बिभर्षि रूपाणि इति।'** (શ્લોક-૨૯) તે કેવી રીતે સુખ આપનારાં રૂપો છે, એવી અપેક્ષા માટે કહે છે – **'सत्त्वं विशुद्धम् इति।'**

જગતનું પાલન કરવા માટે આપ દેહધારીઓને કર્મફળ પ્રદાન કરનાર અને (રજસ્-તમસ્‌થી મિશ્ર ન થનાર) વિશુદ્ધ સત્ત્વગુણમય શ્રીવિગ્રહનો આશ્રય લો છો, કે જેના આશ્રયથી જનસમુદાય વેદો, ક્રિયાયોગો, તપ અને સમાધિ દ્વારા આપનું પૂજન સારી રીતે કરે છે. ॥ ૩૪ ॥

સત્ત્વગુણમય શરીર ધારણ કરો છો, એમ અન્વય છે. **'श्रेयउपायनम्'** કર્મફળદાતા. કેવી રીતે? જે શરીરના આશ્રયથી જનસમુદાય આપની **'अर्हणम्'** પૂજા **'ईहते'** કરે છે. કોનાથી? વેદો, ક્રિયાયોગો, તપ અને સમાધિ – તે ચાર આશ્રમધર્મો દ્વારા (વેદાધ્યયનરૂપ બ્રહ્મચારીનો ધર્મ, ક્રિયાયોગરૂપ ગૃહસ્થધર્મ, તપરૂપ વાનપ્રસ્થધર્મ અને સમાધિરૂપ સંન્યાસધર્મ), એમ અર્થ છે. સ્વરૂપનો આશ્રય ન કરવાથી પૂજા થઈ શકે નહીં, તેથી કર્મફળની સિદ્ધિ ન થાય. ॥ ૩૪ ॥

**अन्वि.**—श्रेयसः कर्मफलस्य उपायनं प्रापकं वपुः श्रयते बिभर्ति।

त्वय्यम्बुजाक्षेत्यादिना श्लोकत्रयेण भगवद्भक्तानामेव मोक्षो नान्येषामित्युक्तम्, तत्र कर्मफलं भक्तिं विना मा भून्मोक्षस्य तु ज्ञानैकसाध्यत्वात्किं भक्त्येति सानुशयान्प्रत्याहुः— **सत्त्वं न चेदिति।**

आप कर्मफળने प्राप्त करावनारुं शरीर धारण करो छो.

**'त्वय्यम्बुजाक्ष'** वगेरे त्रण श्लोको (३०,३१,३२) द्वारा भगवद्‌भक्तोनो ज मोक्ष थाय छे, अन्य जनोनो नहीं, एम कहेवामां आव्युं. तेमां भक्ति विना कर्मफળ मળतुं नथी, परंतु मोक्ष तो एक मात्र ज्ञानथी सिद्ध थतो होवाथी भक्तिनुं शुं प्रयोजन छे, एम पश्चात्ताप करनाराओने कहे छे – **'सत्त्वं न चेत् इति।'**

**सत्त्वं न चेद्धातरिदं निजं भवेद्**
**विज्ञानमज्ञानभिदापमार्जनम् ।**
**गुणप्रकाशैरनुमीयते भवान्**
**प्रकाशते यस्य च येन वा गुणः ॥ ३५**

हे धाता (विश्वना कारणरूप), आपनुं आ सत्त्वगुणी शरीर न होत तो अज्ञान अने अज्ञानकृत भेदबुद्धिने दूर करनारुं साक्षात्कारात्मक अपरोक्ष ज्ञान न थात! जेना संबंधथी (बुद्धि वगेरे) गुणो प्रकाशे छे अथवा जेने कारणे (बहारना घटादि) गुणो प्रकाशे छे, ते (बुद्धि वगेरे गुणोना साक्षी तरीके) गुणोना प्रकाशथी आपनुं केवળ अनुमान थई शके छे. (साक्षात्कार थई शकतो नथी.) ॥ ३५ ॥

हे धातः, इदं सत्त्वं निजं तव वपुर्न भवेच्चेत्तर्हि विज्ञानं विशिष्टमपरोक्षं ज्ञानं न भवेदित्यनुषङ्गः।

कथंभूतम्। अज्ञानभिदापमार्जनम्, अज्ञानं च तत्कृता भिदा च तयोरपमार्जनं निवर्तकम्। यद्वा अज्ञानं भिनत्तीत्यज्ञानभिद्विज्ञानं मार्जनं नाशमाप प्राप्तमेवेति।

हे धाता, **'निजम्'** आपनुं आ सत्त्वगुणी शरीर न होत **'चेत्'** तो आपनुं **'विज्ञानम्'** विशिष्ट साक्षात्कारात्मक अपरोक्ष ज्ञान न थाय, एम जोडवानुं छे.

केवुं ज्ञान? **'अज्ञानभिदापमार्जनम्'** अज्ञान अने ते अज्ञानकृत भेदबुद्धि, ते बंनेने **'अपमार्जनम्'** दूर करनारुं विज्ञान. अथवा अज्ञानने भेदी नाखे, कापी नाखे ते **अज्ञानभित्** विज्ञान **'मार्जनम्'** नाशने **'आप'** प्राप्त थयेलुं ज छे.

ननु जडानां बुद्ध्यादीनां यतः प्रकाशस्तद्ब्रह्मेति ज्ञानं भवेदेवेति चेन्न। गुणप्रकाशैर्गुणावच्छिन्नैः प्रकाशैर्भवान्सर्वसाक्षी परिपूर्णः केवलमनुमीयते कल्प्यते न तु साक्षात्क्रियत इत्यर्थः।

शंका करवामां आवी छे के बुद्धि वगेरे जड पदार्थोनो जेने कारणे प्रकाश थाय छे ते ब्रह्म छे, एवुं ज्ञान थाय छे – एम जो कहेवामां आवे, तो ते माटे कहे छे के, ना एवुं नथी. **'गुणप्रकाशैः'** सीमित एवा गुणोना प्रकाशथी सर्वना साक्षी, परिपूर्ण एवा आपनुं केवળ **'अनुमीयते'** अनुमान, कल्पना थई शके छे, परंतु साक्षात्कार थई शकतो नथी, एम अर्थ छे.

अनुमानप्रकारमाहुः। प्रकाशते यस्य च येन वा गुण इति। यस्य सम्बन्धी अयं बुद्ध्यादिगुणः प्रकाशते यो गुणसाक्षीत्येवं, येन वा बुद्ध्यारूढेन प्रमात्रा बुद्ध्यधिष्ठात्रा बाह्यो गुणः प्रकाशते इत्यनुमीयते इत्यर्थः। शुद्धसत्त्ववपुषि त्वयि सेव्यमाने तु तदाकारेऽन्तःकरणे त्वत्प्रसादेन साक्षात्कारो भवेदिति भावः॥ ३५॥

અનુમાનનો પ્રકાર જણાવે છે. **'प्रकाशते यस्य च येन वा गुणः इति।'** જેના સંબંધવાળા આ બુદ્ધિ વગેરે ગુણો પ્રકાશે છે, જે ગુણોના સાક્ષી છે, એ પ્રકારે અથવા જેને કારણે બુદ્ધિમાં આરૂઢ થયેલા બુદ્ધિના અધિષ્ઠાતા પ્રમાતા દ્વારા બહારના ઘટાદિ ગુણો પ્રકાશે છે, એમ અનુમાન કરી શકાય છે, એમ અર્થ છે. શુદ્ધ સત્ત્વગુણી શરીરવાળા આપની સેવા કરવામાં આવે ત્યારે જ તદાકાર થયેલા અંતઃકરણમાં આપની જ કૃપાથી સાક્ષાત્કાર થાય છે, એવો ભાવ છે. ॥ ૩૫ ॥

एवं तावद्भक्तानामभ्युदयापवर्गार्थं रूपाणि बिभर्षीत्युक्तं तान्यपि भजनीयानि केवलं न तु ज्ञातुं शक्यन्ते अनन्तत्वादतर्क्यत्वाच्च मनोवचसोरगोचरत्वादित्याहुः—**न नामरूपे इति।**

તો આમ, ભક્તોના અભ્યુદય અને મોક્ષ માટે રૂપો ધારણ કરો છો, એમ કહેવામાં આવ્યું. તે રૂપો પણ કેવળ ભજન કરવા યોગ્ય છે પણ જાણવાં શક્ય નથી, કારણ કે અનન્ત, અતર્ક્ય છે, મન અને વાણીના વિષયરૂપ નથી, એમ કહે છે – **'न नामरूपे इति'**।

**न नामरूपे गुणजन्मकर्मभि-**
**र्निरूपितव्ये तव तस्य साक्षिणः।**
**मनोवचोभ्यामनुमेयवर्त्मनो**
**देव क्रियायां प्रतियन्त्यथापि हि॥ ३६**

હે પ્રકાશમાન, મન (તર્ક)થી અને વચન (આપ્તવાક્ય)થી જેમને પ્રાપ્ત કરવાના માર્ગનું કેવળ અનુમાન કરી શકાય છે તેવા (મન, ઇન્દ્રિય આદિ સંઘાતના) તે સાક્ષી એવા આપનાં નામ અને રૂપ ગુણો, જન્મો અને કર્મો દ્વારા નિરૂપી શકાય તેવાં નથી, આમ છતાં પણ (આપના ભક્તો) આપની ઉપાસનારૂપ ક્રિયામાં આપનાં સાક્ષાત્ દર્શન કરે છે. ॥ ૩૬ ॥

गुणाश्च जन्मानि च कर्माणि च तैर्निरूपितव्ये निरूपणार्हे न भवतः। कुतः। अनुमेयं वर्त्म मार्गो यस्य तवेति तत्रापि हेतुः—तस्य साक्षिण इति। न हि साक्षिणस्तत्त्वं मनोवचोगोचरमित्यर्थः।

આપનાં નામ અને રૂપ ગુણોથી, જન્મોથી તથા કર્મોથી, **'निरूपितव्ये'** નિરૂપી શકાય તેવાં નથી. કેમ? જેમનો **'वर्त्म'** માર્ગ કેવળ અનુમાન કરવા યોગ્ય છે (મહાન પ્રયત્નથી સૂક્ષ્મબુદ્ધિ દ્વારા જેમને પ્રાપ્ત કરવાના સાધનનું અનુમાન કરી શકાય છે) તેવા આપ, તે માટેનું કારણ – **'तस्य साक्षिणः इति।'** (મન, ઇન્દ્રિય વગેરે સંઘાતના) સાક્ષીનું સ્વરૂપ મન અને વચનનો વિષય હોઈ શકે નહીં, એમ અર્થ છે.

हे देव बहुधा द्योतमान, अथापि क्रियायामुपासनादिलक्षणायां त्वां प्रतियन्त्युपासकाः साक्षात्पश्यन्ति। हि प्रसिद्धम्॥ ३६॥

હે દેવ, આપ અનેક પ્રકારે પ્રકાશતા હોવા છતાં પણ ઉપાસના વગેરે લક્ષણવાળી ક્રિયાઓમાં ઉપાસકો આપનાં **'प्रतियन्ति'** સાક્ષાત્ દર્શન કરે છે તે **'हि'** પ્રસિદ્ધ છે. ॥ ૩૬ ॥

**अन्वि.**—तत्र गुणैर्नामरूपे दीनवत्सलादि—श्यामसुन्दरादि। कर्मभिर्गोवर्धनधरादि त्रिभङ्गा-कृत्यादि। जन्मभिर्देवकीनन्दनादि मत्स्यादि। यद्वा तव नामरूपे गुणैः शास्त्राभ्यासाद्यैः कर्मभिः नियमादिभिः जन्मभिः सत्कुलादिभिर्हेतुभिरपि न निरूपितव्ये निरूपणार्हे न भवतः।

તેમાં દીનવત્સલ, શ્યામસુંદર વગેરે ગુણોથી, ગોવર્ધનધર, ત્રિભંગી આકૃતિ વગેરે કર્મોથી, દેવકીનંદન, મત્સ્ય વગેરે જન્મોથી આપનાં નામ અને રૂપ નિરૂપી શકાય તેવાં થતાં નથી. અથવા શાસ્ત્રાભ્યાસ વગેરે ગુણોથી, નિયમ વગેરે કર્મોથી તેમ જ શ્રેષ્ઠ કુળ વગેરેમાં જન્મ થવાને કારણે પણ આપનાં નામ અને રૂપનું નિરૂપણ કરી શકાતું નથી.

तस्माद्भक्त्यैव मोक्ष इत्युपसंहरन्ति—**शृण्वन्निति**।

તેથી ભક્તિથી જ મોક્ષ પ્રાપ્ત થાય છે, એમ ઉપસંહાર કરે છે – '**शृण्वन् इति**।'

**शृण्वन् गृणन् संस्मरयंश्च चिन्तयन्**
**नामानि रूपाणि च मंगलानि ते।**
**क्रियासु यस्त्वच्चरणारविन्दयो-**
**राविष्टचेता न भवाय कल्पते॥ ३७**

આપનાં મંગળમય નામો અને રૂપોનું શ્રવણ, કીર્તન, સ્મરણ અને ચિંતન કરતો અને કરાવતો જે મનુષ્ય દેવપૂજન વગેરે સર્વ કર્મોમાં આપનાં ચરણારવિંદમાં જ ચોંટી ગયેલા ચિત્તવાળો રહે છે તે સંસારને પ્રાપ્ત થતો નથી. ॥ ૩૭ ॥

अन्यानपि संस्मारयन्। क्रियासु देवार्चनादिकर्मसु॥ ३७॥

અન્ય જનોને પણ સ્મરણ કરાવતો, '**क्रियासु**' દેવપૂજનાદિ (સર્વ) ક્રિયાઓમાં ॥ ૩૭ ॥

विशेषतः श्रीकृष्णावतारमभिनन्दन्ति—**दिष्ट्येति।**

શ્રીકૃષ્ણાવતારનું વિશેષરૂપે અભિનંદન કરે છે – '**दिष्ट्या इति।**'

**दिष्ट्या हरेऽस्या भवतः पदो भुवो**
**भारोऽपनीतस्तव जन्मनेशितुः।**
**दिष्ट्याङ्क्तिां त्वत्पदकैः सुशोभनै-**
**र्द्रक्ष्याम गां द्यां च तवानुकम्पिताम्॥ ३८**

હે હરિ, ઈશ્વર એવા આપના જન્મમાત્રથી જ આપના ચરણરૂપ આ પૃથ્વીનો ભાર આપે દૂર કર્યો છે તે પ્રસન્નતાનો વિષય છે. વળી, વજ્ર, અંકુશ વગેરે શુભ લક્ષણોવાળાં આપનાં કોમળ ચરણોથી અંકિત થયેલી તેમ જ (આપની કૃપાદૃષ્ટિથી અવલોકિત થઈ હોવાથી) અનુગૃહીત થયેલી પૃથ્વીને અને સ્વર્ગને અમે નિહાળીશું, એ પણ હર્ષની વાત છે. ॥ ૩૮ ॥

दिष्ट्या भद्रम्। तव पदः पादभूतायाः। ईश्वरस्य तव जन्ममात्रेणापनीत एव। किञ्च त्वत्पदकैः कोमलैः पदैः सुशोभनैर्वज्राङ्कुशादि-शुभलक्षणैः गां पृथ्वीं द्यां स्वर्गं च तव त्वयानुकम्पिताम्॥ ३८॥

'**दिष्ट्या**' પ્રસન્નતાનો વિષય છે. આપના '**पदः**' ચરણરૂપ પૃથ્વીનો, ઈશ્વર એવા આપના જન્મમાત્રથી જ (ભાર) આપે દૂર કર્યો છે. વળી, આપનાં '**पदकैः**' કોમળ ચરણોથી '**सुशोभनैः**' વજ્ર, અંકુશ વગેરે શુભ લક્ષણોવાળાં આપનાં ચરણોથી '**गाम्**' પૃથ્વીને તથા '**द्याम्**' સ્વર્ગને –આપના દ્વારા અનુગૃહીત થયેલી પૃથ્વીને અને સ્વર્ગને ॥ ૩૮ ॥

**वंशी.**—पारिजातहरणार्थं, **अन्वि.**—अदित्याः कुण्डलदानार्थं स्वर्गे गमनात् तत्रापि पादाङ्कितत्वं बोध्यम्।

પારિજાતનું હરણ કરવા માટે, અદિતિને કુંડળો આપવા માટે ભગવાન સ્વર્ગમાં ગયા હોવાથી ત્યાં પણ ચરણચિહ્નોથી અંકિત થયેલું સ્વર્ગ સમજવું જોઈએ.

तव जन्मना भारोऽपनीत इत्युक्त्या ममापि किं जीववत्संसार उक्तो न हि न हीत्याहुः—नेति।

**न तेऽभवस्येश भवस्य कारणं**
**विना विनोदं बत तर्कयामहे।**
**भवो निरोधः स्थितिरप्यविद्यया**
**कृता यतस्त्वय्यभयाश्रयात्मनि॥ ३९**

बत हे ईश, असंसारिणस्ते जन्मनः कारणं क्रीडां विना न तर्कयामः। किञ्च हे अभयाश्रय, न भयमाश्रयत, इति तथा तत्सम्बोधनम्। हे नित्यमुक्तेत्यर्थः। तव जन्मकारणं नास्तीति किं वक्तव्यम्, यतो जीवात्मन्यपि भवादयस्त्वयि विषये या अविद्या तया कृता न परमार्थतः सन्तीति॥ ३९॥

प्रस्तुतं प्रार्थयन्ते—**मत्स्याश्वेति।**

**मत्स्याश्वकच्छपनृसिंहवराहहंस-**
**राजन्यविप्रविबुधेषु कृतावतारः।**
**त्वं पासि नस्त्रिभुवनं च यथाधुनेश**
**भारं भुवो हर यदूत्तम वन्दनं ते॥ ४०**

नोऽस्मांस्त्रिभुवनं चान्यदा यथा पासि तथाऽधुनापि पाहीति वन्दनं ते इति च वदन्तः सर्वे शिरोभिः प्रणमन्ति॥ ४०॥

देवकीं प्रत्याहुः—**दिष्ट्येति।**

'આપના જન્મથી આપે પૃથ્વીનો ભાર દૂર કર્યો છે.' એમ કહેવામાં આવ્યું હોવાથી શું જીવની જેમ મારો પણ સંસાર કહેવાયો છે? એમ જો ભગવાન કહે, તો તે માટે તેઓ કહે છે કે ના, ના – **'न इति।'**

હે ઈશ, હે અભયાશ્રય, આશ્ચર્ય છે કે અસંસારી એવા આપના જન્મનું કારણ વિનોદ સિવાય બીજું હોય તેમ અમે વિચારી શકતા નથી, કારણ કે જીવાત્મામાં પણ જન્મ, નિરોધ અને સ્થિતિ (દેખાય) છે તે આપના સ્વરૂપ વિષે જે અજ્ઞાન છે, તેને કારણે જ છે! ॥ ૩૯ ॥

હે ઈશ્વર, અહો! અસંસારી એવા આપના જન્મનું કારણ લીલા સિવાય બીજું અમે વિચારી શકતા નથી. વળી, હે **'अभय-आश्रय'** ભયરહિત આશ્રયવાળા (જેમનો આશ્રય ભયરહિત છે તેવા) હે અભયસ્વરૂપ, એ રીતે તે સંબોધન છે. 'હે નિત્યમુક્ત' એમ અર્થ છે. આપના જન્મનું કારણ નથી, એ શું કહેવાયોગ્ય છે? કારણ કે (**'जीवात्मनि'**) જીવાત્મામાં પણ જન્માદિ દેખાય છે, તે આપના સ્વરૂપ વિષે જે અજ્ઞાન છે તેને કારણે જ છે, વસ્તુતઃ જીવાત્માને પણ જન્માદિ નથી. ॥ ૩૯ ॥

પ્રસ્તુત (ભૂમિના ભારને દૂર કરવાની) પ્રાર્થના કરે છે – **'मत्स्य-अश्व इति।'**

હે ઈશ, હે યદુશ્રેષ્ઠ, મત્સ્ય, અશ્વ, કચ્છપ, નૃસિંહ, વરાહ, હંસ, ક્ષત્રિય (શ્રીરામ), વિપ્ર (પરશુરામ) તથા દેવ (વામન) જાતિઓમાં અવતાર ધારણ કરી જેમ આપ અમારું તથા ત્રણેય લોકનું રક્ષણ કરો છો, તેમ અત્યારે પણ ભૂમિના ભારનું હરણ કરો. આપને વંદન હો. ॥ ૪૦ ॥

**'नः'** 'અમને તથા ત્રણેય લોકને બીજા સમયે જેમ રક્ષો છો, તેમ અત્યારે પણ રક્ષો!, આપને વંદન હો.' – એમ બોલતાં સર્વ દેવો મસ્તકથી પ્રણામ કરે છે. ॥ ૪૦ ॥

માતા દેવકીને કહે છે – **'दिष्ट्या इति।'**

**दिष्ट्याम्ब ते कुक्षिगतः परः पुमा-**
**नंशेन साक्षाद् भगवान् भवाय नः ।**
**मा भूद् भयं भोजपतेर्मुमूर्षो-**
**र्गोप्ता यदूनां भविता तवात्मजः ॥ ४१**

नोऽस्माकं भवायोद्भवाय साक्षात्परः पुमांस्ते कुक्षिं गतः अतो भयं मा भूदिति ॥ ४१ ॥

હે માતા, પોતાના અંશ (બળરામજી) સહિત પૂર્ણ પુરુષોત્તમ સાક્ષાત્ ભગવાન આપણું કલ્યાણ કરવા માટે આપની કૂખમાં પધાર્યા છે તે અતિ મંગળકારી છે. આપનો આત્મજ યાદવોનું રક્ષણ કરશે. આથી જેનું મુત્યુ નિકટ છે તેવા ભોજરાજ કંસથી આપને ભય ન થાઓ! ॥ ૪૧ ॥

**'नः'** આપણા **'भवाय'** કલ્યાણ માટે સાક્ષાત્ પૂર્ણ પુરુષોત્તમ આપની કૂખમાં પધાર્યા છે, આથી આપને ભય ન થાઓ! ॥ ૪૧ ॥

**श्रीशुक उवाच**

**इत्यभिष्टूय पुरुषं यद्रूपमनिदं यथा ।**
**ब्रह्मेशानौ पुरोधाय देवाः प्रतिययुर्दिवम् ॥ ४२**

यस्य रूपमनिदं सर्वप्रत्यग्भूतम् । यथा यथावत् । अस्मान्वञ्चयित्वा एताविह स्थास्येते इति मन्यमाना ब्रह्मेशानौ पुरोधाय पुरतः कृत्वा ययुरिति ॥ ४२ ॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – સર્વ કોઈની અંદર વસેલું (અથવા આ રૂપ આવું છે એમ કહેવા માટે અશક્ય, સર્વ જગતથી વિલક્ષણ) એવું જેમનું રૂપ છે તે પૂર્ણ પુરુષોત્તમની આ પ્રમાણે સ્તુતિ કરીને, બ્રહ્માજી તથા મહાદેવજીને આગળ કરીને સર્વે દેવો સ્વર્ગમાં પધાર્યા. ॥ ૪૨॥

જેમનું રૂપ **'अनिदम्' ( अन्-इदम् )** સર્વની અંદર આત્મસ્વરૂપે રહેલું છે, **'यथा'** જેવું સર્વની અંદર રહેલું છે તેવું રૂપ છે જેમનું – અમારી વંચના કરીને આ બ્રહ્માજી અને મહાદેવજી અહીં (પ્રભુની સેવા કરવા) રહી જશે, એમ માનતા દેવોએ બ્રહ્માજી અને મહાદેવજીને **'पुरोधाय'** આગળ કરીને પછી સ્વર્ગમાં પ્રયાણ કર્યું. ॥ ૪૨॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे पूर्वार्धे गर्भगतविष्णोर्ब्रह्मादिकृतस्तुतिर्नाम द्वितीयोऽध्यायः ॥ २ ॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे पूर्वार्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां द्वितीयोऽध्यायः ॥ २ ॥

*****

# अथ तृतीयोऽध्यायः

## ભગવાન શ્રીકૃષ્ણનું પ્રાકટ્ય

तृतीये निजरूपेण संभूतस्तु हरिः स्वयम् ।
पितृभ्यां संस्तुतो नीतः पित्रा भीतेन गोकुलम् ॥ १ ॥

પોતાના સ્વાભાવિક સ્વરૂપે ઉત્પન્ન થયેલા પરિપૂર્ણતમ સ્વયં શ્રીહરિની માતાપિતા દેવકી અને વસુદેવજી દ્વારા સ્તુતિ થઈ અને ભય પામેલા પિતા દ્વારા તેમને ગોકુળમાં લઈ જવામાં આવ્યા, તે કથા ત્રીજા અધ્યાયમાં છે. ॥ ૧ ॥

श्रीशुक उवाच

**अथ सर्वगुणोपेतः कालः परमशोभनः।**
**यर्ह्येवाजनजन्मर्क्षं शान्तर्क्षग्रहतारकम्॥ १**

अथेति मङ्गलार्थम्। यर्हि सर्वगुणोपेतः कालो बभूव तदा देवक्यां विष्णुराविरासी-दित्यष्टमश्लोकगतेनान्वयः। परमशोभनत्व-मेवाह—यर्हीत्यादिना। अजनान्नारायणाज्जन्म यस्य प्रजापतेस्तस्य ऋक्षं रोहिणीनक्षत्रम्। कथंभूतम्—शान्तानि ऋक्षाण्यश्विन्यादीनि ग्रहाश्च तारकाश्च यस्मिंस्तत् । यर्हीति सर्वत्रानुषज्यते॥ १॥

**दिशः प्रसेदुर्गगनं निर्मलोडुगणोदयम्।**
**मही मंगलभूयिष्ठपुरग्रामव्रजाकरा॥ २**

निर्मलानामुडुगणानामुदयो यस्मिंस्तत्तथा। मङ्गलभूयिष्ठाः पुरादयो यस्यां सा॥ २॥

**नद्यः प्रसन्नसलिला ह्रदा जलरुहश्रियः।**
**द्विजालिकुलसंनादस्तबका वनराजयः॥ ३**

जलरुहैः श्रीः शोभा येषां ते। द्विजालिकुलानां सन्नादो येषु ते स्तबका यासु ताः॥ ३॥

**ववौ वायुः सुखस्पर्शः पुण्यगन्धवहः शुचिः।**
**अग्नयश्च द्विजातीनां शान्तास्तत्र समिन्धत॥ ४**

**શ્રીશુકદેવજી બોલ્યા** – (ભગવાનની સ્તુતિ કરીને બ્રહ્માદિ દેવોએ પ્રસ્થાન કર્યું.) ત્યાર પછી સર્વગુણસંપન્ન, પરમશોભાયમાન કાળ ઉપસ્થિત થયો, કે જ્યારે અજન્મા એવા શ્રીનારાયણથી જન્મેલા બ્રહ્માજીનું રોહિણી નક્ષત્ર હતું, કે જેમાં (તેનાં સહવર્તી) નક્ષત્રો, ગ્રહો અને તારાઓ શાંત હતાં.॥ ૧ ॥

**'अथ इति' अथ** પદ મંગલાર્થે છે. જ્યારે સર્વગુણસંપન્ન કાળ ઉપસ્થિત થયો ત્યારે દેવકીજીમાં ભગવાન વિષ્ણુ આવિર્ભાવ પામ્યા, એમ આઠમા શ્લોકના અંતે અન્વય છે. કાળનું પરમ સૌન્દર્ય જ વર્ણવે છે – **'यर्हि'** વગેરે દ્વારા. અજન્મા એવા શ્રીનારાયણથી જેમનો જન્મ થયો છે તે પ્રજાપતિનું **'ऋक्षम्'** રોહિણી નક્ષત્ર. કેવું નક્ષત્ર? જ્યારે અશ્વિની વગેરે (તેનાં સહવર્તી) નક્ષત્રો, ગ્રહો અને તારાઓ શાંત હતાં ત્યારે. **'यर्हि'** અર્થાત્ 'જ્યારે' શબ્દ સર્વ સાથે જોડાય છે. ॥ ૧ ॥

(જ્યારે સર્વ) દિશાઓ પ્રસન્ન હતી, જ્યારે નિર્મળ નક્ષત્રગણોનો ઉદય થયો છે તેવું આકાશ હતું, જ્યારે પ્રચુર માંગલિક ઉત્સવો થઈ રહ્યા હતા તેવાં નગર, ગ્રામો, નેસડા અને રત્નાદિની ખાણોવાળી પૃથ્વી બની હતી. ॥ ૨॥

નિર્મળ નક્ષત્રગણોનો ઉદય થયો છે જેમાં તેવું તે આકાશ જ્યારે હતું, જેમાં પ્રચુર માંગલિક ઉત્સવો થઈ રહ્યા હતા તેવી તે પૃથ્વી જ્યારે હતી.॥ ૨॥

જ્યારે નદીઓ નિર્મળ જળવાળી થઈ હતી, સરોવરો કમળોથી શોભાયમાન થયાં હતાં, પક્ષીવૃન્દ અને ભ્રમરવૃન્દના મનોહર શબ્દથી ગૂંજતા પુષ્પપુંજોવાળી વનરાજિઓ થઈ હતી. ॥ ૩ ॥

કમળોથી **'श्रीः'** શોભા છે જેમની તે સરોવરો. પક્ષીવૃન્દ અને ભ્રમરવૃન્દનો મનોહર શબ્દ છે જેમાં તેવા પુષ્પપુંજો છે જેમાં તેવી વનરાજિઓ ॥ ૩ ॥

સ્પર્શથી સુખ આપનારો, પવિત્ર સુગંધ વહન કરનારો, (જગતને) પાવન કરનારો વાયુ જ્યારે વાતો હતો, બ્રાહ્મણાદિ ત્રણ વર્ણોના શાંત અગ્નિઓ પોતપોતાના કુંડોમાં પ્રજ્વલિત થઈ ગયા હતા. ॥ ૪॥

समिन्धत। आडागमोऽत्र द्रष्टव्यः। समैन्धतेति। सम्यग्दीप्ता बभूवुरित्यर्थः॥ ४॥

**मनांस्यासन् प्रसन्नानि साधूनामसुरद्रुहाम्।**
**जायमानेऽजने तस्मिन् नेदुर्दुन्दुभयो दिवि॥ ५**

असुरद्रुहां कंसादिव्यतिरिक्तानां सर्वप्राणिनां देवानां चेति। स्वर्गे तु विशेषमाह—जायमान इति। अजने जायमाने॥ ५॥

**जगुः किन्नरगन्धर्वास्तुष्टुवुः सिद्धचारणाः।**
**विद्याधर्यश्च ननृतुरप्सरोभिः समं तदा॥ ६**

तदा आसन्नः प्रसवो यस्मिंस्तस्मिन्समये॥ ६॥

**मुमुचुर्मुनयो देवाः सुमनांसि मुदान्विताः।**
**मन्दं मन्दं जलधरा जगर्जुरनु सागरम्॥ ७**
॥ ७॥

**निशीथे तमउद्भूते जायमाने जनार्दने।**
**देवक्यां देवरूपिण्यां विष्णुः सर्वगुहाशयः।**
**आविरासीद् यथा प्राच्यां दिशीन्दुरिव पुष्कलः॥ ८**

तमसोद्भूते घनतमसि निशीथे यथा यथावदैश्वरेणैव रूपेण॥ ८॥

**तमद्भुतं बालकमम्बुजेक्षणं**
**चतुर्भुजं शंखगदार्युदायुधम्।**
**श्रीवत्सलक्ष्मं गलशोभिकौस्तुभं**
**पीताम्बरं सान्द्रपयोदसौभगम्॥ ९**

**‘समिन्धत’** અહીં (સ્વરથી શરૂ થતા ધાતુની પૂર્વે હ્ય.ભૂ.કા.માં **અ** ને બદલે) **આ** લગાડવામાં આવે છે. **( सम्+आ+इन्ध्+अत=समैन्धत )** સારી રીતે પ્રજ્વલિત થઈ ગયા હતા, એમ અર્થ છે.

તે અજન્મા ભગવાનના પ્રાકટ્યનો સમય નજીક આવતાં, અસુરોનો દ્રોહ કરનારા સત્પથવર્તી સાધુજનોનાં મન પ્રસન્ન થઈ ગયાં, સ્વર્ગમાં દુંદુભિઓ વાગવા લાગ્યાં. ॥ ૫ ॥

અસુરોનો દ્રોહ કરનારાં, કંસ વગેરે સિવાયનાં સર્વ પ્રાણીઓનાં અને દેવોનાં (મન). સ્વર્ગમાં તો કંઈ વિશેષ બન્યું હતું – **‘जायमाने इति।’** અજન્મા ભગવાનના પ્રાકટ્યનો સમય નજીક આવતાં ॥ ૫ ॥

કિન્નરો અને ગંધર્વો ગાન કરવા લાગ્યા, સિદ્ધો અને ચારણો સ્તુતિ કરવા લાગ્યા તથા તે સમયે અપ્સરાઓ સાથે વિદ્યાધરીઓ નૃત્ય કરવા લાગી. ॥ ૬ ॥

**‘तदा’** જ્યારે ભગવાનના પ્રાકટ્યનો સમય નજીક આવવા લાગ્યો તે સમયે ॥ ૬ ॥

મુનિઓ અને દેવો હર્ષાન્વિત થઈ પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા. સાગરની સાથે જળભર્યા મેઘ પણ મંદ મંદ ગર્જના કરવા લાગ્યા. ॥ ૭ ॥ ૭ ॥

મધરાતે જ્યારે ગાઢ અંધકાર જામ્યો અને ભગવાન જનાર્દનનો પ્રકટ થવાનો સમય એકદમ નજીક આવી ગયો, ત્યારે દેવસ્વરૂપ દેવકીજીમાં સર્વાન્તર્યામી ભગવાન વિષ્ણુ, પૂર્વ દિશામાં પરિપૂર્ણ કળાઓવાળો ચન્દ્ર પ્રકટ થાય તેમ ઈશ્વરસ્વરૂપે આવિર્ભાવ પામ્યા. ॥ ૮ ॥

**‘तमसा–उद्भूते’** ગાઢ અંધકાર મધરાતે જામ્યો ત્યારે, **‘यथा’ यथावत्** ઈશ્વરસ્વરૂપે જ ॥ ૮ ॥

કમળ જેવાં નેત્રોવાળા, ઉગામેલાં શંખ, ગદા, ચક્ર (અને લીલાપદ્મ)રૂપી આયુધોથી યુક્ત ચાર ભુજાઓવાળા, (વક્ષઃસ્થળમાં) શ્રીવત્સચિહ્ન (દક્ષિણાવર્તી સુવર્ણ રોમાવલિયુક્ત ભૃગુલાંછન)વાળા, કંઠમાં શોભતા કૌસ્તુભ મણિવાળા, પીતાંબરવાળા, (જળભર્યા, નીલ) સ્નિગ્ધ મેઘ જેવા સૌન્દર્યવાળા, ॥ ૯ ॥

**महार्हवैदूर्यकिरीटकुण्डल-**
**त्विषा परिष्वक्तसहस्त्रकुन्तलम्।**
**उद्दामकाञ्च्यङ्गदकंकणादिभि-**
**र्विरोचमानं वसुदेव ऐक्षत॥ १०**

બહુમૂલ્ય (નીલ, પીત, રક્ત કાંતિવાળા) વૈદૂર્યમણિજડિત મુકુટ અને કુંડળની પ્રભાથી વ્યાપ્ત થવાથી ઝળકતા અગણિત કેશસમૂહવાળા, ઉત્કૃષ્ટ કંદોરો, બાજુબંધ અને કંકણ વગેરેથી શોભાયમાન અદ્‌ભુત બાળકનાં વસુદેવજીએ દર્શન કર્યાં. ॥ ૧૦ ॥

तमद्भुतं बालकं वसुदेव ऐक्षतेति द्वितीय-श्लोकेनान्वयः।

વસુદેવજીએ તે અદ્‌ભુત બાળકનાં દર્શન કર્યાં, એમ શ્લોક(૧૦) સાથે અન્વય છે.

अद्भुतत्वे हेतुगर्भाणि विशेषणान्यम्बुजेक्षणमि-त्यादीनि। श्रीवत्सलक्ष्मं श्रीवत्सलक्ष्माणम्। गलेन शोभत इति गलशोभी स कौस्तुभो यस्मिन्॥ ९॥

અદ્‌ભુત હોવા માટેનાં કારણો જે વિશેષણોમાં છે તેવાં **'अम्बुज-ईक्षणम्'** વગેરે વિશેષણો છે. **'श्रीवत्सलक्ष्मम्'** ભૃગુલાંછનના ચિહ્નવાળા બાળકનાં (દર્શન કર્યાં). (મૂળ પાઠમાં **लक्ष्म अ**કારાન્ત શબ્દ છે, શ્રીધરીમાં **लक्ष्मन्** શબ્દ છે.) કંઠને કારણે શોભે છે તે **'गलशोभी'** કૌસ્તુભમણિ છે જેમાં ॥ ૯ ॥

परिष्वक्तसहस्त्रकुन्तलं किरीटकुण्डलादीनां त्विषा स्फुरदपरिमितकेशमित्यर्थः॥ १०॥

**'परिष्वक्तसहस्त्रकुन्तलम्'** મુકુટ અને કુંડળ વગેરેની પ્રભાથી વ્યાપ્ત થવાથી ઝળકતા અગણિત કેશવાળા બાળકનાં (દર્શન કર્યાં), એમ અર્થ છે. ॥ ૧૦ ॥

**वंशीधरी—**उदिति झटिति कंसादिहिंसनक्षपणाय। उद्यतान्यायुधानि यस्य तं तथा।

કંસ વગેરેનો હિંસા દ્વારા નાશ કરવા માટે જેનાં આયુધો ઝડપથી ઉદ્યત થયાં છે તેવા **'उदायुधम्'**.

ननु सर्वादिकारणहिरण्यगर्भस्य जनके श्रीभगवति कथं बालक इति प्रयुक्तमिति चेन्न हि स्तनंधयवाच्ययं प्रयुक्तोऽपि तु स्वयं भगवदर्थक एव तथा हि—बालः को ब्रह्मास्येति बालकः। 'यो ब्रह्माणं विदधाति पूर्वम्' इति श्रुतेः।

જો શંકા કરવામાં આવે કે સર્વના આદિ કારણ એવા હિરણ્યગર્ભના જનક એવા ભગવાન વિષે 'બાળક' શબ્દ શા માટે પ્રયુક્ત થયો છે? તો કહે છે કે ના. સ્તનપાન કરનાર બાળક શબ્દ પ્રયુક્ત થયો હોવા છતાં તે ભગવાનનો અર્થ છે. (૧) **'कः'** અર્થાત્ બ્રહ્માજી જેમના બાળક છે તેવા ભગવાન. 'સૃષ્ટિના પ્રારંભમાં જે પરમાત્મા હિરણ્યગર્ભને ઉત્પન્ન કરે છે.' એમ શ્રુતિ છે. (શ્વેતા.ઉપ.૬/૧૮)

बालानां गोपानां कं सुखं येनेति वा। बालानामज्ञानामपि कं सुखं यन्नामोच्चारणादिनेति 'अज्ञानादपि यन्नाम स्मृतं सर्वार्थसाधकम्।' इति स्मृतेः।

(૨) અથવા ગોપબાળકોને જેના દ્વારા **'कम्'** સુખ થાય છે તે ભગવાન. (૩) **'बालानाम्'** અજ્ઞાનીઓને પણ જેમનાં નામોચ્ચારણાદિથી સુખ થાય છે તે. 'અજ્ઞાનથી પણ જેમનાં નામનું કરેલું સ્મરણ સર્વ પ્રયોજન સિદ્ધ કરનારું છે.' એમ સ્મૃતિ છે.

बालेषु रोमसु कानि ब्रह्माण्डानि यस्येति वा। 'क्वेदृग्विधाविगणितांडपराणुचर्या-वाताध्वरोमविवरस्य च ते महित्वम्॥' इति वक्ष्यति ब्रह्मा।

(૪) **'बालेषु'** જેમના રોમે રોમમાં બ્રહ્માંડો છે. 'આવાં અગણિત બ્રહ્માંડોરૂપી પરમાણુઓને ઊડવા માટે જેમનાં રૂંવાડાંનાં છિદ્રો ગવાક્ષ (જાળિયાં) જેવાં છે, તેવા આપનો મહિમા ક્યાં?' (શ્રીમદ્ ભા.૧૦/૧૪/૧૧) એમ બ્રહ્માજી કહેશે. અથવા

बालयति चालयति वातादीनिति वा। 'यद्भयाद्वाति वातोऽयं सूर्यस्तपति यद्भयात्।' इति। 'भीषास्माद्वातः पवते।' इत्यादिश्रुतेश्च।

के प्रलयजले बालो वटपत्रपुटशायीति वा।

(૫) **बालयति** જે વાયુ વગેરેને ચલાવે છે. 'જેના ભયથી આ વાયુ વાય છે, જેના ભયથી સૂર્ય તપે છે.' 'આના ભયથી વાયુ વાય છે.' – (તૈત્તિ.ઉપ. ૨/૮/૧) વગેરે શ્રુતિ પણ છે. અથવા

(૬) **'के'** પ્રલયકાલીન જળમાં વડના પડિયામાં પોઢેલું બાળક.

**स विस्मयोत्फुल्लविलोचनो हरिं**
**सुतं विलोक्यानकदुन्दुभिस्तदा।**
**कृष्णावतारोत्सवसम्भ्रमोऽस्पृश-**
**न्मुदा द्विजेभ्योऽयुतमाप्लुतो गवाम्॥ ११**

આશ્ચર્યથી પ્રફુલ્લ થયેલાં નયનોવાળા તે વસુદેવજીએ શ્રીહરિને પુત્રરૂપે જોઈને કૃષ્ણાવતારના ઉત્સવ નિમિત્તે (કરવાયોગ્ય) ત્વરાથી આનંદમગ્ન થઈને બ્રાહ્મણોને દસ હજાર ગાયો આપવાનો સંકલ્પ કર્યો. ॥ ૧૧ ॥

विस्मयेनोत्फुल्ले विकसिते लोचने यस्य सः। गवामयुतमस्पृशन्मनसा दत्तवान्, कंसनिगृहीतस्य दानासंभवात्। स्पृष्टौ हेतुः—कृष्णावतारेति। मुदा आप्लुतो व्याप्तः, स्नात इति वा॥ ११॥

વિસ્મયથી **'उत्फुल्ले'** પ્રફુલ્લ થયાં છે નયનો જેમનાં તે વસુદેવજી. દસ હજાર ગાયોનું **'अस्पृशत्'** મનથી દાન કર્યું (જળસ્પર્શ કે દાન કરવાનો સંકલ્પ કર્યો), કારણ કે કંસ દ્વારા કેદ કરાયેલા વસુદેવજી માટે દાન કરવું અસંભવ હતું. દાન કરવા માટેનું કારણ – **'कृष्णावतार इति।'** આનંદથી **'आप्लुतः'** વ્યાપ્ત અથવા હર્ષાશ્રુઓથી સ્નાન કરાયેલા ॥૧૧॥

**वंशीधरी**—विस्मयानाह—अहो मुनीन्द्राणामपि दुर्लभदर्शनो मम पुत्रत्वेन दृश्यो बभूवेति हेतोर्विस्मयः प्रथमः। सर्वव्यापकं परं ब्रह्मापि मानुषगर्भादजनिष्टेति द्वितीयः। विविधास्त्रवस्त्र-भूषणविशिष्ट एवं गर्भान्निष्क्रान्त इति तृतीयः। साक्षान्महाभयस्यापि भीषण आदिपुरुषो भगवानपि मां कंसभीतं पितृत्वेनाङ्गीचक्र इति चतुर्थ इत्येवमनन्ता एव विस्मयास्तस्यासन्निति।

વસુદેવજીને આશ્ચર્ય થયું તેનું વર્ણન કરે છે – અહો! મુનીન્દ્રોને પણ જેમનાં દર્શન દુર્લભ છે તેવા શ્રીનારાયણ મારા પુત્ર તરીકે દશ્યરૂપ બન્યા છે, એ કારણે પહેલું આશ્ચર્ય થયું. સર્વવ્યાપક પરબ્રહ્મ મનુષ્યના ગર્ભમાંથી જન્મ્યા, એ બીજું આશ્ચર્ય. જુદાં જુદાં અસ્ત્રો અને (વિશિષ્ટ પ્રકારનાં) વસ્ત્રાભૂષણો ધારણ કરી વિશિષ્ટરૂપે ગર્ભમાંથી નીકળ્યા, એ ત્રીજું આશ્ચર્ય. સાક્ષાત્ મહાભયને પણ ભીષણ લાગનારા મૂળપુરુષ ભગવાને પણ કંસથી ભયભીત થયેલા એવા મને પિતા તરીકે સ્વીકાર્યો, એ ચોથું આશ્ચર્ય! આમ, અનન્ત પ્રકારનાં આશ્ચર્યો એમને થયાં.

**अथैनमस्तौदवधार्य पूरुषं**
**परं नताङ्गः कृतधीः कृताञ्जलिः।**
**स्वरोचिषा भारत सूतिकागृहं**
**विरोचयन्तं गतभीः प्रभाववित्॥ १२**

હે ભારત, ત્યાર પછી પોતાની દિવ્ય કાંતિથી જન્મસ્થાનને પ્રકાશમય કરતા આ બાળકને 'પરમ પુરુષ ભગવાન છે.' એમ નિશ્ચયપૂર્વક માનીને ભગવાનનો પ્રભાવ જાણનાર, શુદ્ધ બુદ્ધિવાળા વસુદેવજીએ બે હાથ જોડી, દંડવત્ કરી, નિર્ભય થઈને એની સ્તુતિ કરી. ॥ ૧૨॥

कृतधीः शुद्धबुद्धिः ॥ १२ ॥

वसुदेवः प्रथमं पुत्रबुद्ध्या पश्यंस्तां परित्यज्याह—**विदितोऽसीति**।

**'कृतधीः'** શુદ્ધ બુદ્ધિવાળા વસુદેવજીએ ॥ ૧૨॥

પ્રથમ તો (ભગવાનને) પુત્રબુદ્ધિથી જોતા વસુદેવજી તે પુત્રબુદ્ધિ છોડી દઈને કહે છે – **'विदितः असि इति।'** આપ જ ભગવાન છો, એમ મેં જાણ્યું છે.

वसुदेव उवाच

**विदितोऽसि भवान् साक्षात् पुरुषः प्रकृतेः परः।**
**केवलानुभवानन्दस्वरूपः सर्वबुद्धिदृक् ॥ ॥ १३ ॥**

**વસુદેવજી બોલ્યા** – જે પ્રકૃતિથી પર (તેનો દ્રષ્ટા) છે તે આપ છો. જે કેવળ અનુભવાનંદસ્વરૂપ (પરબ્રહ્મ, નિર્વિશેષ આત્મા) છે તે પણ આપ જ છો. જે સર્વની બુદ્ધિના દ્રષ્ટા (સર્વાન્તર્યામી પરમાત્મા) છે તે પણ આપ જ છો. (આ સર્વ રૂપવાળા હોવાથી) આપને મેં ભગવત્સ્વરૂપે જાણ્યા છે અને નેત્રોથી સાક્ષાત્ દર્શન કર્યાં છે. ॥ ૧૩ ॥

कथं विदितोऽस्मि, भवान् प्रकृतेः परः पुरुष इति। ननु किमाश्चर्यं, पुरुषस्य प्रकृतेरन्यत्वादेवेत्यत आह—साक्षादिति। प्रत्यक्षत इत्यर्थः।

(જો ભગવાન પૂછે કે) 'હું તમને ભગવાન કેવી રીતે જણાયો છું?' (તે માટે વસુદેવજી ઉત્તર આપે છે.) આપ પ્રકૃતિથી પર રહેલા પુરુષ છો, એમ મેં જાણ્યું છે. શંકા કરવામાં આવી છે કે તેમાં શું આશ્ચર્ય છે, કારણ કે પુરુષ પ્રકૃતિથી જુદો જ હોય છે. આ માટે કહે છે – **'साक्षात् इति।'** નેત્રોથી પ્રત્યક્ષરૂપે દર્શન કર્યાં છે, એમ અર્થ છે.

नन्वक्षिसंनिकृष्टं प्रत्यक्षत उपलभ्यते किं चित्रमित्यत आह—केवलेति। केवलश्चासावनुभवश्चानन्दश्च ताविव स्वरूपं यस्य सः।

શંકા કરે છે કે નેત્રોની સાથે સંબધ હોય તે વસ્તુ પ્રત્યક્ષ જણાય છે, એમાં આશ્ચર્ય શું છે? તે માટે ઉત્તર આપે છે – **'केवल इति।'** એ કેવળ અનુભવ અને આનંદ, એ બે જ જેનું સ્વરૂપ છે, તે છે.

किंच सर्वबुद्धिदृक्। न ह्येवंभूतो दृश्यो भवतीत्यर्थः ॥ १३ ॥

વળી, **'सर्वबुद्धिदृक्'** સર્વની બુદ્ધિના દ્રષ્ટા – આવો દ્રષ્ટા દશ્યરૂપ ન હોઈ શકે, એમ અર્થ છે. (અદશ્ય અને ઈન્દ્રિયોથી અગ્રાહ્ય બ્રહ્મ સ્વેચ્છાથી દશ્ય-ગ્રાહ્ય થઈ શકે છે. સર્વના સાક્ષીનો સાક્ષાત્કાર તેની કૃપા વિના સંભવે નહીં, એવો ભાવ છે.) ॥ ૧૩ ॥

**स एव स्वप्रकृत्येदं सृष्ट्वाग्रे त्रिगुणात्मकम्।**
**तदनु त्वं ह्यप्रविष्टः प्रविष्ट इव भाव्यसे ॥ १४**

તે જ આપ સૃષ્ટિના આરંભમાં પોતાની માયાશક્તિથી આ ત્રિગુણાત્મક વિશ્વનું સર્જન કરીને તદનંતર અપ્રવિષ્ટ જ છો, છતાં જાણે પ્રવિષ્ટ હો તેમ (શ્રુતિ દ્વારા) આપનું નિરૂપણ કરવામાં આવ્યું છે. ॥ ૧૪ ॥

ननु देवकीजठरे प्रविष्टस्य किमियमतिस्तुतिः क्रियतेऽत आह—स एवेति। स एव उक्तस्वरूप एव त्वं न देवकीजठरे प्रविष्ट इत्यर्थः।

શંકા કરવામાં આવી છે કે દેવકીના ઉદરમાં પ્રવેશેલાની કેમ આ અતિશય સ્તુતિ કરવામાં આવે છે? આ માટે ઉત્તર આપે છે કે – **'सः एव इति।'** તે જ કહેવામાં આવેલા (કેવળ અનુભવાનંદસ્વરૂપ સચ્ચિદાનંદ પરબ્રહ્મ) એવા આપ દેવકીના ઉદરમાં પ્રવેશ્યા નથી (ઉદરમાં તેમનો પ્રવેશ સંભવે જ નહીં), એમ અર્થ છે.

ननु विश्वं सृष्ट्वा तदनु प्रविष्टस्य किमेतद्बह्वत आह—स्वप्रकृत्येति। स्वमायया सृष्ट्वा वा तदनु त्वमप्रविष्ट एवेति। ननु तर्हि कथं श्रुत्योच्यते—'तत्सृष्ट्वा तदेवानुप्राविशत्' इत्यत आह—प्रविष्ट इवेति। भाव्यसे निरूप्यसे।

વળી, શંકા કરે છે કે વિશ્વનું સર્જન કરીને પછી તેમાં પ્રવેશેલા માટે શું આટલું બધું કહેવામાં આવે છે? તે માટે ઉત્તર આપે છે – **'स्वप्रकृत्या इति।'** પોતાની (અઘટનઘટનાપટીયસી) માયાશક્તિથી સર્જન કરીને તદનંતર આપ અપ્રવિષ્ટ જ છો. પ્રશ્ન કરે છે કે તો પછી શ્રુતિ દ્વારા કેમ કહેવાયું છે કે – 'તે વિશ્વનું સર્જન કરીને પછી તેમાં જ પ્રવિષ્ટ થયા.' (તૈત્તિ.ઉપ. ૨/૬) આ માટે ઉત્તર આપે છે – **'प्रविष्टः इव इति।'** (પોતાની પ્રધાનશક્તિથી આ વિશ્વને સર્જીને પછી તેમાં) જાણે પ્રવિષ્ટ થયા હો તેમ (અપ્રવિષ્ટ છો, પ્રવિષ્ટની જેમ પ્રતીત થઈ રહ્યા છો.) **'भाव्यसे'** (આ પ્રમાણે શ્રુતિ દ્વારા) આપનું નિરૂપણ કરવામાં આવ્યું છે.

प्रत्यक्षतो वा सद्रूपेण वा प्रविष्ट इव लक्ष्यसे॥ १४॥

પ્રત્યક્ષરૂપે કે સદ્રૂપે (સર્વ જગતમાં આપ પ્રથમથી જ રહેલા છો. આકાશ, વાયુ ઈત્યાદિમાં) આપ જાણે પ્રવિષ્ટ હો તેમ પ્રતીત થાઓ છો. ॥ ૧૪ ॥

अत्र दृष्टान्तः—**यथेति**।

અહીં દૃષ્ટાંત આપે છે – **'यथा इति।'**

**यथेमेऽविकृता भावास्तथा ते विकृतैः सह।**
**नानावीर्याः पृथग्भूता विराजं जनयन्ति हि॥ १५**

**सन्निपत्य समुत्पाद्य दृश्यन्तेऽनुगता इव।**
**प्रागेव विद्यमानत्वान्न तेषामिह सम्भवः॥ १६**

॥ १६ ॥

આ (મહત્તત્વ, અહંકાર અને પાંચ તન્માત્રાઓરૂપ) અવિકૃત (પ્રકૃતિવિકૃતિ) તત્ત્વો (પાંચ મહાભૂતો અને અગિયાર ઈન્દ્રિયોરૂપ) વિકૃતિઓ સાથે મળીને બ્રહ્માંડનું સર્જન કરે છે, કારણ કે જુદી જુદી અસમાન શક્તિઓવાળાં અને જુદાં રહેલાં તેઓ (વિશિષ્ટ કાર્ય કરવા સમર્થ થતાં નથી, માટે સાથે મળીને) બ્રહ્માંડરૂપ કાર્ય સારી રીતે સર્જીને જાણે પ્રવિષ્ટ થયાં હોય તેવાં દેખાય છે. જેવી રીતે પ્રથમથી જ (કારણરૂપે) વિદ્યમાન હોવાથી અહીં સર્જેલા કાર્યમાં પછી તેમનો પ્રવેશ સંભવે નહીં. (તેવી રીતે આપ પૂર્વથી જ વિદ્યમાન હોવાથી પુનઃ પ્રવિષ્ટ થતા નથી, પણ પુનઃ જાણે પ્રવિષ્ટ થયા હો તેમ પ્રતીત થાઓ છો.) ॥ ૧૫ ॥ ૧૬ ॥

इमेऽविकृता भावा महदादयो यथा तथेति। दृष्टान्तं विवृणोति—ते विकृतैरिति।

તે વિકૃતૈઃ ષોડશવિકારૈઃ સહ સંનિપત્ય વિરાજં બ્રહ્માણ્ડં જનયન્તિ । સંનિપતને હેતુઃ—

ते विकृतैः षोडशविकारैः सह संनिपत्य विराजं ब्रह्माण्डं जनयन्ति । संनिपतने हेतुः—यतः पृथग्भूताः सन्तो नानावीर्या विशिष्टकार्यसमर्था न भवन्ति—अतः, संनिपत्येति। एवं समुत्पाद्यानुगताः प्रविष्टा इव दृश्यन्ते न पुनः प्रविष्टाः। कुतः। उत्पत्तेः प्रागेव कारणतया विद्यमानत्वान्न तेषामिह सृष्टे कार्ये पश्चात्संभवः प्रवेश इति॥ १५ ॥ १६ ॥

दार्ष्टान्तिकेऽतिदिशति—**एवं भवानिति**।

**एवं भवान् बुद्ध्यनुमेयलक्षणै-**
**र्ग्राह्यैर्गुणैः सन्नपि तद्गुणाग्रहः ।**
**अनावृतत्वाद् बहिरन्तरं न ते**
**सर्वस्य सर्वात्मन आत्मवस्तुनः॥ १७**

ननु यद्यहमप्रच्युतस्वरूप एव कारणतया कार्येषु वर्ते तर्हि तेष्विन्द्रियैर्गृह्यमाणेषु मम ग्रहणं किं नास्ति तत्राह—बुद्ध्यनुमेयलक्षणैरिति। बुद्ध्या रूपादिज्ञानेनानुमेयं लक्षणं स्वरूपं येषां तैर्गुणैरिन्द्रियैर्ग्राह्यैर्गुणैः सह सन्नपि वर्तमानोऽपि तद्गुणाग्रहस्तैर्गुणैः सह न गृह्यते।

જેવી રીતે **'इमे'** આ (મહત્તત્ત્વ, અહંકાર અને પંચતન્માત્રાઓરૂપ કારણ) અવિકૃત તત્ત્વો (વિરાટ વગેરે કાર્યોમાં પ્રથમથી જ વિદ્યમાન) છે તેવી રીતે – દૃષ્ટાંતનું વિવરણ કરે છે – **'ते विकृतैः इति'**

**'ते'** તે કારણરૂપ અવિકૃત તત્ત્વો (મહત્તત્ત્વ, અહંકાર અને પાંચ તન્માત્રાઓ મળીને સાત પ્રકૃતિ-વિકૃતિઓ) **'विकृतैः'** (પાંચ મહાભૂતો અને અગિયાર ઇન્દ્રિયો – એમ) સોળ વિકારો સાથે મળીને **'विराजम्'** બ્રહ્માંડનું સર્જન કરે છે. સાથે મળવા માટેનું કારણ – જુદા રહેલા તેઓ **'नानावीर्याः'** જુદી જુદી અસમાન શક્તિઓવાળા હોવાથી વિશિષ્ટ કાર્ય કરવા સમર્થ થતા નથી – આથી, **'संनिपत्य इति'** આમ, સાથે મળીને બ્રહ્માંડનું સર્જન કરીને તેમાં **'अनुगताः'** જાણે પ્રવિષ્ટ થયા હોય તેમ જણાય છે, પણ પુનઃ પ્રવિષ્ટ થતા નથી. કેમ? ઉત્પત્તિની પૂર્વે જ કારણરૂપે વિદ્યમાન હોવાથી અહીં સૃષ્ટિરૂપ કાર્યમાં પાછળથી પ્રવેશ સંભવતો નથી. ॥ ૧૫ ॥ ૧૬ ॥

જેને માટે દૃષ્ટાંત આપ્યું છે તે દાર્ષ્ટાન્ત (પ્રસ્તુત વિષય)ને લાગુ પાડે છે – **'एवं भवान् इति।'**

જ્ઞાનથી અનુમાન કરવા યોગ્ય લક્ષણોવાળી ઇન્દ્રિયો દ્વારા ગ્રહણ કરવા યોગ્ય પદાર્થો સાથે આપ (સદ્રૂપે) રહેલા હોવા છતાં પણ તે વિષયોનું ગ્રહણ થાય છે ત્યારે તેમની સાથે આપનું ગ્રહણ થઈ શકતું નથી, કારણ કે સર્વસ્વરૂપ, સર્વના આત્મા અને સર્વવ્યાપક, પારમાર્થિક વસ્તુરૂપ આપ અમર્યાદિત, આવરણહીન હોવાથી આપને બહાર કે અંદરનો ભેદ નથી. ॥૧૭॥

(ભગવાન દ્વારા) પ્રશ્ન કરવામાં આવે કે જો હું અવિનાશી સ્વરૂપે જ કાર્યોમાં કારણરૂપે હોઉં, તો ઇન્દ્રિયો દ્વારા ગ્રહણ કરાતા (પદાર્થો) વિષયો સાથે મારું ગ્રહણ કેમ કરવામાં આવતું નથી? તે માટે ઉત્તર આપે છે – **'बुद्ध्यनुमेयलक्षणैः इति'** જ્ઞાનથી અનુમાન કરવા યોગ્ય લક્ષણોવાળું જેમનું સ્વરૂપ છે તે ઇન્દ્રિયોથી ગ્રહણ કરવા યોગ્ય પદાર્થો સાથે **'सन्नपि'** રહેલા હોવા છતાં પણ **'तद्गुणाग्रहः'** તે વિષયોની સાથે આપનું ગ્રહણ થઈ શકતું નથી.

अयं भावः—न हि ग्राह्यैः सह भावमात्रं ग्रहणे कारणं किंत्विन्द्रियाणां शक्तिः। सा च कार्यैकसमधिगम्या यथाकार्यमेव कल्प्यते। अतो यथा चक्षुषा रूपग्रहणे रसादिग्रहणं नास्ति तथैव विषयग्रहणे त्वद्ग्रहणमपीति। अविषयत्वेन च ग्रहणानर्हत्वमुक्तमेव सर्वबुद्धिदृगित्यत्र। एवं तावत्प्रागेव विद्यमानत्वात्प्रवेशो नास्तीत्युक्तम्। किंच परिच्छिन्नस्य नीडे पक्ष्यादेरिव प्रवेशो भवेत्तव त्वनावृतत्वादपरिच्छिन्नत्वेन बहिरन्तर्भेदो नास्ति, कुतः प्रवेश इत्याह—अनावृतत्वादिति। अनावृतत्वे हेतूनाह—सर्वस्येति। न हि सर्वरूपस्यान्यदावरकमस्ति सर्वात्मनः, न ह्येकेनावृतोऽन्यस्यात्मा भवेत्। आत्मवस्तुन इत्यात्मनो वस्तुनश्चेति हेतुद्वयम्। अत सातत्यगमन इत्यस्मादतति व्याप्नोतीत्यात्मा, न हि व्यापकस्यावरणं घटते। तथा वस्तुनः परमार्थवस्तुन आवरणं न घटत इत्यर्थः। तस्मात्तवान्तर्यामितया प्रवेशो न मुख्योऽस्ति कुतस्तरां गर्भे प्रवेशः। अतः केवलानुभवानन्दस्वरूप एव त्वं विदितोऽसीत्याश्चर्यं मम भाग्यमित्यर्थः॥ १७॥

ભાવ આ પ્રમાણે છે – ગ્રહણ કરવા યોગ્ય પદાર્થો સાથે ભગવત્-સત્તા-ભાવ ગ્રહણ કરવામાં ઇન્દ્રિયોની શક્તિ કારણરૂપ નથી જ. તે શક્તિ કેવળ ઘટાદિજ્ઞાનરૂપ કાર્ય દ્વારા જ જાણવા યોગ્ય છે, કારણ કે તે કાર્ય સમજી શકાય છે. આથી જેમ નેત્ર વડે રૂપ ગ્રહણ કરવામાં રસ વગેરેનું ગ્રહણ ન થઈ શકે, તે જ પ્રમાણે પદાર્થ ગ્રહણ કરવામાં આવે ત્યારે આપનું ગ્રહણ નથી થઈ શકતું. ઇન્દ્રિયોનો વિષય ન હોવાથી ગ્રહણ કરવા માટેની અયોગ્યતા જ કહેવામાં આવી છે. સર્વની બુદ્ધિના દ્રષ્ટા હોવાથી વસ્તુતઃ પ્રવેશ નથી, એમ કહેવાયું છે. (દ્રષ્ટા કદી દૃશ્ય બની શકે નહીં.) વળી, મર્યાદિત માળામાં પક્ષી વગેરેનો પ્રવેશ થાય, પરંતુ આપ તો આવરણહીન હોવાથી અમર્યાદિત હોવાને કારણે આપને અંદર-બહારનો ભેદ નથી તો પ્રવેશ ક્યાંથી હોય, એમ કહે છે – **'अनावृतत्वात् इति।'** આવરણહીન હોવા માટેનાં કારણો જણાવે છે – **'सर्वस्य इति।'** સર્વરૂપનું આવરણ ન હોઈ શકે. **'सर्वात्मनः'** એકથી આવૃત થયેલો હોય તે અન્યનો આત્મા ન બને. **'आत्मवस्तुनः इति।'** આત્માનું અને વસ્તુનું – એમ બે કારણો છે. **अत्** ધાતુ સાતત્યગમન, વ્યાપકતાનો અર્થ ધરાવે છે. વ્યાપે છે તે આત્મા, તેવા સર્વવ્યાપકનું કોઈ પણ આવરણ બની શકે નહીં. તેમ જ **'वस्तुनः'** પારમાર્થિક વસ્તુનું આવરણ ન સંભવે, એમ અર્થ છે. તેથી અંતર્યામી તરીકેનો આપનો પ્રવેશ મુખ્ય નથી, તો પછી ગર્ભમાં તો વળી પ્રવેશ હોય જ કેવી રીતે? આથી કેવળ અનુભવાનંદસ્વરૂપ આપને મેં જાણ્યા છે એ આશ્ચર્ય છે, મારું અહોભાગ્ય છે, એમ અર્થ છે. ॥ ૧૭ ॥

नन्वेतद्धेतुचतुष्टयं प्रपञ्चस्यावस्तुत्वे घटेत, तत्तु न संभवति, सत्यत्वेन प्रतीतेरित्याशङ्क्याह—**य इति**।

શંકા કરવામાં આવી છે કે (ઉપરના શ્લોકમાં જણાવેલાં **अनावृतत्वात्** વગેરે, સર્વસ્વરૂપ-સર્વાત્મા-આત્મરૂપ-વસ્તુરૂપ) આ ચાર કારણો વિશ્વપ્રપંચ અવસ્તુરૂપ હોય તો જ ઘટી શકે. પરંતુ તે તો સંભવિત નથી, કારણ કે વિશ્વપ્રપંચ તો સત્યરૂપે ભાસી રહ્યો છે! તે માટે કહે છે – **'यः इति।'**

**य आत्मनो दृश्यगुणेषु सन्निति**
**व्यवस्यते स्वव्यतिरेकतोऽबुधः।**
**विनानुवादं न च तन्मनीषितं**
**सम्यग् यतस्त्यक्तमुपाददत् पुमान्॥ १८**

જે મનુષ્ય આત્માના દેહ (ઇન્દ્રિય) વગેરે પદાર્થોમાં 'આ આત્માથી જુદા છે.' – એમ નિશ્ચય કરે છે, તે ભેદદર્શન કરવાને કારણે અજ્ઞાની છે. વળી, વેદાર્થના વિચાર પ્રમાણે દેહાદિ સંપૂર્ણ પદાર્થો વાણીના ઉચ્ચારણ માટે છે. તે સિવાય તેમાં બીજું કાંઈ તથ્ય ન હોવાથી અવાસ્તવિકરૂપે બાધિત કરવામાં આવેલી વસ્તુને બુદ્ધિથી વસ્તુરૂપે સ્વીકારતો મનુષ્ય અજ્ઞાની જ છે. ॥ ૧૮ ॥

आत्मनो दृश्येषु गुणेषु देहादिषु स्वव्यतिरेकत आत्मव्यतिरेकेण पृथक् सन्नयं देहादिरिति व्यवस्यते निश्चिनोति यः पुमान्सोऽबुधोऽविद्वान्। व्यतिरेकदर्शनात्। किंच मनीषितं विचारितं तद्देहादि सर्वं यतो विनाऽनुवादं वाचारम्भणमात्रं विना न सम्यग्भवति। अतोऽवस्तुत्वेन त्यक्तं बाधितमेव वस्तुबुद्ध्या उपाददत्स्वीकुर्वन्नबुध इत्यर्थः॥ १८॥

જે મનુષ્ય આત્માના દેહાદિ દશ્ય પદાર્થોમાં **'स्वव्यतिरेकतः'** આત્માથી ભિન્ન હોય તે રીતે 'આ દેહાદિ પદાર્થો આત્માથી જુદા છે.' એમ **'व्यवस्यते'** નિશ્ચય કરે છે, તે મનુષ્ય ભેદદર્શન કરવાથી **'अबुधः'** અજ્ઞાની છે. વળી, **'मनीषितम्'** વેદાર્થના વિચાર પ્રમાણે તે દેહાદિ સંપૂર્ણ પદાર્થો **'यतः विनाऽनुवादम्'** વાણીના ઉચ્ચારણ સિવાય કાંઈ ન હોવાથી કહેવા માત્રનાં નામરૂપ સિવાય તેમાં બીજું કાંઈ તથ્ય નથી. આથી અવાસ્તવિકરૂપે **'त्यक्तम्'** બાધિત કરવામાં આવેલા દેહાદિ પદાર્થોને વસ્તુની બુદ્ધિથી **'उपाददत्'** સ્વીકાર કરતો મનુષ્ય અજ્ઞાની જ છે, એમ અર્થ છે.

एवं परमेश्वरदृश्यस्य तद्व्यतिरेकेणासत्त्वमुक्तम्, परमेश्वरोपादानत्वादपि तद्व्यतिरेकेणासत्त्वमित्याह—**त्वत्तोऽस्येति**।

પરમાત્મામાં રહેલા દશ્ય પદાર્થની તે પરમેશ્વરથી ભિન્ન રીતે સત્તા નથી, એમ કહેવામાં આવ્યું. પરમેશ્વર ઉપાદાનકારણ હોવાથી પણ તે પરમેશ્વરથી ભિન્ન રીતે પદાર્થનું સ્વતંત્ર અસ્તિત્વ નથી, એમ કહે છે – **'त्वत्तः अस्य इति।'**

**त्वत्तोऽस्य जन्मस्थितिसंयमान् विभो**
**वदन्त्यनीहादगुणादविक्रियात् ।**
**त्वयीश्वरे ब्रह्मणि नो विरुध्यते**
**त्वदाश्रयत्वादुपचर्यते गुणैः॥ १९**

હે વિભુ! ચેષ્ટારહિત, નિર્ગુણ અને નિર્વિકાર એવા આપના દ્વારા આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય થાય છે, એમ (શ્રુતિઓ) કહે છે. (નિર્વિકાર) બ્રહ્મ અને (અચિન્ત્યાનંતશક્તિરૂપ) ઈશ્વર વિષે કર્તૃત્વાદિનો આ વિરોધ નથી, કારણ કે ગુણોને આપનો આશ્રય હોવાથી ગુણો દ્વારા (કરવામાં આવતા જગતના જન્માદિના કર્તૃત્વનો) આપની ઉપર આરોપ કરવામાં આવે છે. ॥ ૧૯ ॥

न चैवं सत्यपि विकारित्वमित्याह—अनीहादिति। अगुणत्वादनीहत्वं ततोऽविकारित्वमित्यर्थः।

આમ, (જગતની ઉત્પત્તિ વગેરેના ઉપાદાન-કારણરૂપ) હોવા છતાં પણ પરમેશ્વરમાં વિકારિત્વ નથી, એમ કહે છે – **'अनीहात् इति।'** પરમેશ્વર નિર્ગુણ હોવાથી ચેષ્ટારહિત – કામનારહિત છે તેથી અવિકારી છે, એમ અર્થ છે. (જ્યાં ચેષ્ટા હોય ત્યાં વિકાર હોય જ.)

नन्वनीहत्वे कथं कर्तृत्वं, कर्तृत्वे वा कुतोऽविकारित्वं तत्राह—त्वयीश्वर इति। ब्रह्मत्वादविकारित्वमीश्वरत्वात्कर्तृत्वमिति। नन्वेतदपि विरुद्धमेव नेत्याह—त्वदाश्रयत्वादिति। गुणैः कुर्वद्भिस्त्वयि सृष्ट्यादिकर्तृत्वमुपचर्यते गुणाश्रयत्वात् यथा भृत्यकृत्यं राजनीतिः॥ १९॥

શંકા કરવામાં આવી છે કે ચેષ્ટારહિત પરમાત્મામાં કર્તૃત્વ કેવી રીતે હોય? અને પરમેશ્વરમાં કર્તૃત્વ હોય તો અવિકારિત્વ કેવી રીતે હોય? તે માટે ઉત્તર આપે છે – **'त्वयि ईश्वरे इति।'** બ્રહ્મ (વ્યાપક) હોવાથી તેમાં અવિકારિત્વ છે (કારણ કે બ્રહ્મ કાર્ય-કારણાતીત તત્ત્વ છે) અને ઈશ્વર હોવાથી કર્તૃત્વ સિદ્ધ થઈ જાય છે. (બ્રહ્મ+માયા=ઈશ્વર) શંકા કરવામાં આવી છે કે આ પણ વિરોધ જ છે. તે માટે ઉત્તર આપે છે કે ના, આ વિરોધ નથી – **'त्वत् आश्रयत्वात्'** ગુણો દ્વારા જ સૃષ્ટિ વગેરે કરવામાં આવે છે, કારણ કે આપ ગુણોના આશ્રયરૂપ છો, સેવકો દ્વારા કરવામાં આવેલું કાર્ય જેમ રાજાનું ગણાય છે તેમ. ॥ ૧૯ ॥

एवंभूतस्यैव तव यथा विश्वस्थितिसर्गप्रलयार्थं त्रिवर्णा गुणावताराः एवमयं भूभारापनयनार्थमिति ज्ञातमित्याह—**स त्वमिति** श्लोकद्वयेन।

આવા (નિર્વિકાર) આપના, વિશ્વની ઉત્પત્તિ, સ્થિતિ અને લય માટે જેમ ત્રણ વર્ણવાળા ગુણાવતારો છે, એ પ્રમાણે ભૂમિનો ભાર હરી લેવા માટે આ અવતાર થયો છે, એમ મેં જાણ્યું છે, એમ બે શ્લોકોથી કહે છે – **'सः त्वम् इति।'**

**स त्वं त्रिलोकस्थितये स्वमायया**
**बिभर्षि शुक्लं खलु वर्णमात्मनः।**
**सर्गाय रक्तं रजसोपबृंहितं**
**कृष्णं च वर्णं तमसा जनात्यये॥ २०**
॥ २०॥

તે આપ પોતાની માયાથી ત્રણેય લોકના પાલન માટે પોતાનો શુક્લ વર્ણ (સત્ત્વગુણી વિષ્ણુસ્વરૂપ) ધારણ કરો છો, ઉત્પત્તિ માટે વધી ગયેલો રક્ત વર્ણ (રજોગુણી બ્રહ્માસ્વરૂપ) અને લોકોના નાશ માટે તમોગુણથી યુક્ત કૃષ્ણ વર્ણ (તમોગુણી રુદ્રસ્વરૂપ) ધારણ કરો છો. ॥ ૨૦ ॥ ૨૦ ॥

**त्वमस्य लोकस्य विभो रिरक्षिषु-**
**र्गृहेऽवतीर्णोऽसि ममाखिलेश्वर।**
**राजन्यसंज्ञासुरकोटियूथपै-**
**र्निर्व्यूह्यमाना निहनिष्यसे चमूः॥ २१**

હે વિભુ, હે અખિલેશ્વર, આ લોકની રક્ષા કરવાની ઈચ્છાવાળા આપ મારા ગૃહે અવતર્યા છો! ક્ષત્રિયનામધારી કરોડો સેનાપતિઓ દ્વારા અહીં તહીં દોરાતી સેનાઓનો આપ નાશ કરશો. ॥ ૨૧ ॥

रिरक्षिषुः रक्षितुमिच्छुरवतीर्णोऽसि कृष्णेन वर्णेन। अतः साधूनां रक्षणार्थं राजन्यसंज्ञा येऽसुरकोटियूथपास्तैर्निर्व्यूह्यमाना इतस्ततश्चाल्य-मानाश्चमूः सेना निहनिष्यसे संहरिष्यसि॥ २१ ॥

किंतु तथाप्यप्रमत्तेन त्वया भाव्यमित्याह— **अयं त्विति**।

**अयं त्वसभ्यस्तव जन्म नौ गृहे**
**श्रुत्वाग्रजांस्ते न्यवधीत् सुरेश्वर।**
**स तेऽवतारं पुरुषैः समर्पितं**
**श्रुत्वाऽधुनैवाभिसरत्युदायुधः ॥ २२**

असभ्यः खलः। समर्पितं कथितम्। अभिसरत्यागमिष्यति॥ २२ ॥

**श्रीशुक उवाच**

**अथैनमात्मजं वीक्ष्य महापुरुषलक्षणम्।**
**देवकी तमुपाधावत् कंसाद् भीता शुचिस्मिता॥ २३**

उपाधावदस्तौत्॥ २३ ॥

**अन्वि.**—अत्रात्मजत्वदर्शनं भयहेतुः महापुरुषत्वदर्शनं स्मिते स्तुतौ च तत्रापि भयस्थितिः पुत्रस्नेहप्राबल्यं व्यनक्ति।

त्वयि भयशङ्कैव तावन्नास्तीति श्लोक-चतुष्टयेनाह देवकी किंचिद्विज्ञापयितुम्— **रूपमिति**।

**देवक्युवाच**

**रूपं यत् तत् प्राहुरव्यक्तमाद्यं**
**ब्रह्म ज्योतिर्निर्गुणं निर्विकारम्।**
**सत्तामात्रं निर्विशेषं निरीहं**
**स त्वं साक्षाद् विष्णुरध्यात्मदीपः ॥ २४**

**'रिरक्षिषुः'** રક્ષા કરવાની ઈચ્છાવાળા આપ કૃષ્ણ વર્ણ થઈ અવતર્યા છો. આથી સાધુજનોની રક્ષા માટે ક્ષત્રિયનામધારી જે કરોડો અસુર સેનાપતિઓ છે, તેમના દ્વારા **'निर्व्यूह्यमानाः'** અહીં તહીં દોરાતી **'चमूः'** સેનાઓનો **'निहनिष्यसे'** નાશ કરશો. ॥ ૨૧ ॥

(જો કે આપ દુષ્ટોનો સંહાર કરવા પ્રકટ થયા છો,) તેમ છતાં પણ આપે સાવધાન રહેવું જોઈએ, એમ કહે છે – **'अयं तु इति।'**

હે સુરેશ્વર, અમારા બંનેના ગૃહે આપનો જન્મ થવાનો છે તે સાંભળીને આ દુષ્ટ કંસે આપના જ્યેષ્ઠ ભાઈઓની હત્યા કરી નાખી છે. પોતાના સેવકો દ્વારા જણાવવામાં આવેલો આપનો અવતાર સાંભળીને, શસ્ત્રો ઉગામીને તે હમણાં જ આવી ચડશે. ॥ ૨૨॥

**'असभ्यः'** દુષ્ટ, **'समर्पितम्'** જણાવવામાં આવેલ (વાત)ને (સાંભળીને) **'अभिसरति'** આવી ચડશે. ॥ ૨૨ ॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – ત્યાર પછી પોતાના આ આત્મજને મહાપુરુષના લક્ષણથી સંપન્ન જોઈને, કંસથી ભય પામેલાં શુચિસ્મિતા દેવકીજી તેમની સ્તુતિ કરવા લાગ્યાં. ॥ ૨૩ ॥

**'रूपम् इति।' 'उपाधावत्'** સ્તુતિ કરી. ॥ ૨૩ ॥

અહીં પુત્રરૂપે દર્શન થયું તે ભયનું કારણ છે. દેવકીજીનાં સ્મિત અને સ્તુતિ માટે મહાપુરુષરૂપ દર્શન કારણરૂપ છે, પરંતુ તેમાં પણ ભયની સ્થિતિ પુત્રસ્નેહની પ્રબળતા અભિવ્યક્ત કરે છે.

આપના વિષે સર્વ પ્રકારે ભયની શંકા જ નથી, એમ ચાર શ્લોકોથી કંઈક જણાવવા માટે દેવકીજી સ્તુતિ કરે છે – **'रूपम् इति।'**

**દેવકીજી બોલ્યાં** – આપના જે સ્વરૂપને (વેદો) અવ્યક્ત, આદ્ય, બ્રહ્મ, જ્યોતિ, નિર્ગુણ, નિર્વિકાર, કેવળ સત્તાસ્વરૂપ, વિશેષરહિત અને નિષ્ક્રિય કહે છે, તે જ આપ અધ્યાત્મદીપ (બુદ્ધિ વગેરે ઇન્દ્રિયોના સંઘાતના પ્રકાશક) સાક્ષાત્ સર્વવ્યાપક (વિષ્ણુ) છો. ॥ ૨૪ ॥

यत्तत्किमपि रूपं वस्तु प्राहुर्वेदाः। किं तद्वस्तु तदाह—अव्यक्तम्। अत्र हेतुः—आद्यं कारणम्। किं परमाणवः, न, ब्रह्म बृहत्। किं प्रधानम्, न, ज्योतिश्चेतनम्। किं वैशेषिकाणामिव ज्ञानगुणम्, न, निर्गुणम्। किं मीमांसकानामिव ज्ञानपरिणामि, न, निर्विकारम्।

જે (એક માત્ર વેદાંત દ્વારા જ સારી રીતે પ્રાપ્ત કરી શકાય તેમ છે,) તે (**किमपि**) અવર્ણનીય પરમાત્મસ્વરૂપ વસ્તુને વેદો વર્ણવે છે. કેવું છે તે વસ્તુ(નું સ્વરૂપ) તે કહે છે – '**अव्यक्तम्**' આપનું સ્વરૂપ અવ્યક્ત છે. આ માટેનું કારણ – '**आद्यम्**' સર્વના મૂળ કારણરૂપ છે. (મૂળ કારણ હોવાથી) શું તે વસ્તુ પરમાણુઓ છે? (તાર્કિકો પરમાણુઓને જગતના કારણ તરીકે સ્વીકારે છે, તેનો નિરાસ કરે છે.) ના, તે વસ્તુ પરમાણુરૂપ નથી.(પરમાણુ વ્યાપક હોઈ શકે નહીં.) તે વ્યાપક '**ब्रह्म**' છે. (સાંખ્યો જગતના કારણરૂપે પ્રકૃતિને સ્વીકારે છે.) તો શું તે પ્રધાન (પ્રકૃતિ) છે? તો કહે છે કે ના, '**ज्योतिः**' ચૈતન્યસ્વરૂપ જ્યોતિ છે. (પ્રકૃતિ તો જડ હોય છે.) વૈશેષિકો કહે છે તેમ તે જ્ઞાનરૂપ ગુણથી યુક્ત ચૈતન્યસ્વરૂપ જ્યોતિ છે? (તે માટે કહે છે કે) ના, તે નિર્ગુણ છે. મીમાંસકોના મત અનુસાર શું તે જ્ઞાનપરિણામી છે? તો કહે છે કે ના, નિર્વિકાર છે. (પરિણામમાં હંમેશાં વિકાર આવે જ.)

किं पुष्कराक्षादीनामिव शक्तिविक्षेप-परिणामि, न, सत्तामात्रम्। तर्हि किं सामान्यम्, न, निर्विशेषम्। तर्हि किं कारणत्वात्सक्रियम्, न, निरीहम्। संनिधिमात्रेण कारणम्। एवंभूतं किमपि कार्यकल्प्यं यद्वस्तु स एव साक्षात्त्वं विष्णुरिति।

પુષ્કરાક્ષાદિઓ (મીમાંસકોના એકદેશી વિદ્વાનો)ના સિદ્ધાન્ત અનુસાર શું તે શક્તિવિક્ષેપપરિણામી છે? તો કહે છે કે ના, તે સત્તામાત્ર છે. (સત્સ્વરૂપ સર્વદા એકરસ છે.) તો પછી શું તે સર્વમાં સામાન્ય છે? તેનો નિરાસ કરીને કહે છે કે ના, તે તત્ત્વ નિર્વિશેષ છે. (જાતિ, ગુણ વગેરે વિશેષથી રહિત છે અને વિશેષ વગર સામાન્ય હોઈ શકે નહીં.) કારણસ્વરૂપ હોવાથી શું તે અવ્યક્ત તત્ત્વ સક્રિય (ક્રિયાવાળું) છે? ના, '**निरीहम्**' ચેષ્ટારહિત છે. (ક્રિયા ન કરે તો કારણરૂપ કેવી રીતે બને? તે માટે કહે છે કે) માત્ર સન્નિધિથી જ એ કારણરૂપ બને છે. આ પ્રમાણે જગતરૂપ કાર્યને જોઈને જે કલ્પના કરવા યોગ્ય વસ્તુ છે તે સાક્ષાત્ તમે વિષ્ણુ જ છો.

अपरोक्षश्चेत्याह—अध्यात्मदीप इति। बुद्ध्यादिकरणसंघातप्रकाशक इत्यर्थः।

જો તમે અપરોક્ષ (પ્રત્યક્ષ) છો તો કહે છે – '**अध्यात्मदीपः**' બુદ્ધિ વગેરે જે જ્ઞાનનાં સાધનો છે તેના સંઘાતના આપ પ્રકાશક છો, એમ અર્થ છે.

अथवा अव्यक्तं, न केनापि प्रकारेण व्यज्यत इत्यव्यक्तम्। कथम्। उत्पत्त्या तावन्न व्यज्यत इत्याह—आद्यं सर्वस्य कार्यस्याद्यम्। अनादीत्यर्थः।

અથવા **'अव्यक्तम्'** જે કોઈ પણ પ્રકારે વ્યક્ત ન થાય, ઇન્દ્રિયગમ્ય ન બને તે અવ્યક્ત. કેવી રીતે? ઉત્પત્તિ દ્વારા તે વ્યક્ત થતા નથી, એમ કહે છે – **'आद्यम्'** સર્વ કાર્યના આદ્ય (મૂળ કારણ)સ્વરૂપ છો. અનાદિ, એમ અર્થ છે.

तथा ब्रह्म ज्योतिर्निर्गुणं निर्विकारमिति चतुर्भिः पदैर्देशेन प्रकाशेन च गुणेन च विकारेण च व्यक्तिं निराकरोति—तथा सत्तामात्रमिति विशेषेण, निर्विशेषमिति सामान्येन, निरीहमिति क्रियया च व्यक्तिं निराकरोति—अन्यत् समानम्।

તથા **'ब्रह्म ज्योतिर्निर्गुणं निर्विकारम् इति।'** આ ચાર પદો દ્વારા એની અભિવ્યક્તિનું ખંડન કરે છે –**'ब्रह्म'** (વ્યાપક) શબ્દ સૂચવે છે કે દેશથી એની અભિવ્યક્તિ કરી શકાય નહીં. **'ज्योतिः'** (સ્વયંપ્રકાશ) શબ્દ સૂચવે છે કે પ્રકાશથી એની અભિવ્યક્તિ કરી શકાય નહીં. **'निर्गुणम्'** શબ્દ સૂચવે છે કે ગુણથી એની અભિવ્યક્તિ કરી શકાય નહીં અને **'निर्विकारम्'** શબ્દ સૂચવે છે કે વિકારથી એની અભિવ્યક્તિ કરી શકાય નહીં. તથા **'सत्तामात्रम् इति।'** કોઈ વિશેષતાથી પ્રકટ ન કરી શકાય. **'निर्विशेषम् इति।'** સામાન્ય દ્વારા એને પ્રકટ કરી શકાય નહીં. **'निरीहम्'** ક્રિયાથી પણ અભિવ્યક્ત કરી શકાય નહીં. આ સર્વ દ્વારા અભિવ્યક્તિનું ખંડન કરે છે. બીજું સમાન છે. (અર્થાત્ **'यत्तत्प्राहुरव्यक्तम्** અને **स त्वं साक्षाद्विष्णुरध्यात्मदीपः'** આ પદોનો અર્થ ઉપર પ્રમાણે છે.)

एवंभूतस्य तव न भयशङ्केति भावः॥ २४॥

આવા પ્રકારના આપના વિષે ભયની શંકા નથી, એવો ભાવ છે. ॥ ૨૪ ॥

किंच महाप्रलयेऽप्यवशिष्यमाणस्य कुतो भयमित्याह—**नष्टे लोके इति।**

મહાપ્રલય થાય ત્યારે પણ શેષ રહેનાર આપને (કંસથી) ભય કેવો, એમ કહે છે – **'नष्टे लोके इति।'**

**नष्टे लोके द्विपरार्धावसाने**
**महाभूतेष्वादिभूतं गतेषु।**
**व्यक्तेऽव्यक्तं कालवेगेन याते**
**भवानेकः शिष्यतेऽशेषसंज्ञः॥ २५**

જ્યારે બ્રહ્માજીનું દ્વિપરાર્ધ આયુષ્ય સમાપ્ત થાય છે, ત્યારે (સ્થાવર-જંગમ ચૌદ) લોક નષ્ટ થતાં પંચમહાભૂતો સૂક્ષ્મભૂતોમાં લીન થતાં કાળના વેગથી તે સર્વ વ્યક્ત (અહંકારમાં, અહંકાર મહત્તત્ત્વમાં અને મહત્તત્ત્વ) સર્વના કારણરૂપ અવ્યક્ત (પ્રકૃતિ)માં લીન થાય છે, ત્યારે પ્રજ્ઞા ધારણ કરનાર કેવળ એક આપ જ શેષ રહો છો. ॥ ૨૫ ॥

चराचरे लोके। महाभूतेषु लीनेष्वप्यादिभूतं भूतसूक्ष्मं प्रविष्टेषु तस्मिन्नपि व्यक्तेऽव्यक्तं प्रधानं प्राप्ते। अशेषात्मके प्रधाने संज्ञा प्रज्ञा यस्य। एवं मयि लीनमिदमस्ति पश्चादेवमुद्बोधनीयमिति सोऽशेषसंज्ञः। शेषसंज्ञ इति वा॥ २५॥

જ્યારે સ્થાવર-જંગમ જગત નાશ પામે છે ત્યારે પંચમહાભૂતો **'आदिभूतम्'** સૂક્ષ્મભૂતમાં પ્રવિષ્ટ થાય છે અને તે સૂક્ષ્મભૂતો પણ **'व्यक्ते-अव्यक्तम्'** વ્યક્ત એવા મહત્તત્ત્વમાં અને મહત્તત્ત્વ સર્વના કારણરૂપ અવ્યક્ત (પ્રકૃતિ)માં લીન થાય છે, ત્યારે અશેષ સ્વરૂપવાળી પ્રકૃતિ વિષે જેમને જ્ઞાન છે તે અશેષસંજ્ઞ પરમાત્મા. 'આ જગત મારામાં આ પ્રમાણે લીન થયું છે, પછી એને આ પ્રકારે જાગૃત-ઉત્પન્ન કરવું જોઈએ.' તે **'अशेषसंज्ञः'** અશેષસંજ્ઞ પરમાત્મા અથવા **'शेषसंज्ञः'** અંતમાં કેવળ એક આપ જ શેષ રહી જાઓ છો, આથી આપનું નામ શેષ છે. ॥ ૨૫ ॥

**योऽयं कालस्तस्य तेऽव्यक्तबन्धो**
**चेष्टामाहुश्चेष्टते येन विश्वम्।**
**निमेषादिर्वत्सरान्तो महीयां-**
**स्तं त्वेशानं क्षेमधाम प्रपद्ये॥ २६**

હે પ્રકૃતિના પ્રવર્તક, નિમેષથી માંડીને વર્ષ સુધીનો અને આમ, વર્ષોનાં વર્ષો આવર્તન કરતો જે આ દ્વિપરાર્ધરૂપ અતિ મહાન કાળ છે, કે જેને કારણે સંપૂર્ણ વિશ્વ ચેષ્ટા કરે છે, તે (કાળ)ને વિદ્વાનો આપની એક ચેષ્ટા કહે છે. તે કાળના નિયંતા અને અભય-સ્થાનરૂપ આપને શરણે હું આવી છું. ॥ ૨૬ ॥

किंच एवं प्रलयहेतुर्योऽयं काल एनम्। हे अव्यक्तबन्धो प्रकृतिप्रवर्तक, तस्य प्रलयावधिभूतस्य ते तव चेष्टां लीलाम्। चेष्टते विपरिवर्तते पुनः पुनर्वत्सरावृत्त्या। महीयान् द्विपरार्धरूपः। यस्य चेष्टामाहुस्तं त्वा त्वां क्षेमधामाभयस्थानं प्रपद्ये शरणं व्रजामि॥ २६॥

વળી, આમ પ્રલયના કારણરૂપ જે આ કાળ છે તે કાળને **'हे अव्यक्तबन्धो'** હે પ્રકૃતિના પ્રવર્તક, પ્રલયની અવધિરૂપ એવા **'ते'** આપની **'चेष्टाम्'** લીલા કહે છે. **'चेष्टते'** વર્ષોનાં વર્ષો આવર્તન કરતો જે આ **'महीयान्'** દ્વિપરાર્ધરૂપ અતિમહાન કાળ જેમની એક ચેષ્ટામાત્ર છે, એમ વિદ્વાનો કહે છે, તે **'क्षेमधाम'** અભયસ્થાન **'त्वा'** આપને શરણે આવી છું. ॥ ૨૬ ॥

क्षेमधामत्वमेवाह। **मर्त्य इति—**

ભગવાન અભયના સ્થાનરૂપ છે, તે વર્ણવે છે – **'मर्त्यः इति।'**

**मर्त्यो मृत्युव्यालभीतः पलायन्**
**लोकान् सर्वान्निर्भयं नाध्यगच्छत्।**
**त्वत्पादाब्जं प्राप्य यदृच्छयाद्य**
**स्वस्थः शेते मृत्युरस्मादपैति॥ २७**

હે આદ્ય, મૃત્યુરૂપ સર્પથી ભયભીત થઈ (સર્વ) લોકમાં ભટકતો મરણધર્મા મનુષ્ય અભયને પ્રાપ્ત નથી થતો. કોઈક રીતે ભાગ્યોદય થવાથી આપના ચરણકમળને પ્રાપ્ત થઈ સ્વસ્થ થઈને સૂઈ જાય છે, કારણ કે આપના આ ચરણકમળથી મૃત્યુ દૂર ભાગે છે. ॥ ૨૭ ॥

मृत्युः संसारः स एव व्यालः तस्माद्भीतः लोकान् प्रति यदृच्छया केनापि भाग्योदयेन। हे आद्य अस्मात्त्वत्पदाब्जादपैति पलायते। 'मृत्युर्धावति पञ्चमः।' इति श्रुतेः ॥ २७॥ (भागवत विद्यापीठ)

શ્રીભાગવત વિદ્યાપીઠ પ્રકાશિત **अनेकव्याख्या-समलङ्कृतं श्रीमद्भागवतम्** માં આ શ્લોકની શ્રીધરજીની વ્યાખ્યા નીચે પ્રમાણે છે – **'मृत्युः'** સંસાર, તે સંસાર જ સર્પ, તેનાથી ભયભીત થયેલો મનુષ્ય સર્વ લોકમાં ભાગતો – **'यदृच्छया'** કોઈક રીતે ભાગ્યોદય થવાથી – **'हे आद्य'** હે આદિદેવ, **'अस्मात्'** આ ચરણકમળથી (મૃત્યુ) **'अप-एति'** દૂર ભાગે છે. '(આ પરમેશ્વરના ભયથી વાયુ, સૂર્ય, અગ્નિ, ઈન્દ્ર અને) પાંચમું મૃત્યુ ભાગે છે.' (તૈત્તિ.ઉપ.૨/૮, કઠ.ઉપ.૬/૩) એમ શ્રુતિ છે.) ॥ ૨૭ ॥

प्रस्तुतं विज्ञापयति—**स त्वमिति**।

**स त्वं घोरादुग्रसेनात्मजान्न-**
**स्त्राहि त्रस्तान् भृत्यवित्रासहासि।**
**रूपं चेदं पौरुषं ध्यानधिष्ण्यं**
**मा प्रत्यक्षं मांसदृशां कृषीष्ठाः॥ २८**

મૂળ વિષય જણાવે છે – **'सः त्वम् इति।'**

તે આપ ઉગ્રસેનના ભયંકર પુત્રથી ત્રાસ પામેલા અમારું રક્ષણ કરો. (કારણ કે) આપ ભૃત્યજનોના ત્રાસને દૂર કરનારા છો. આપનું આ પુરુષાકૃતિ પરમ પુરુષસ્વરૂપ ચર્મચક્ષુવાળાઓ સમક્ષ પ્રકટ ન કરો, કારણ કે તે (તો મુમુક્ષુઓને માટે ધ્યાનનો વિષય છે) ધ્યાન કરવાને યોગ્ય છે.॥ ૨૮ ॥

भृत्यानां वित्रासं हन्तीति भृत्यवित्रासहा। भृत्यविदिति वा छेदः।

पौरुषमैश्वरम्। ध्यानधिष्ण्यं ध्यानास्पदम्। मांसदृशां मांसचक्षुषां प्रत्यक्षं मा कृथाः॥ २८॥

ભૃત્યજનોના ત્રાસને દૂર કરે છે તે **'भृत्यवित्रासहा'** અથવા **'भृत्यवित् त्रासहा'** એમ પણ પદચ્છેદ કરી શકાય. સેવકને જાણનાર અને તેનું દુઃખ હરનાર.

**'पौरुषम्'** ઈશ્વરી પુરુષ **'ध्यानधिष्ण्यम्'** ધ્યાનનો વિષય છે, **'मांसदृशाम्'** ચર્મચક્ષુવાળાઓ સમક્ષ પ્રકટ ન કરો. ॥ ૨૮ ॥

**वि.चक्र.**—पिता नोग्रः सेना च नोग्रा किन्त्वात्मज एवोग्र इति भयेनैव साक्षात्तन्नामाग्रहणम्।

નથી પિતા ઉગ્ર કે નથી સેના ઉગ્ર, ઉગ્ર તો પુત્ર કંસ જ છે. આથી ભયને કારણે તેનું નામ પણ દેવકીજી લેતાં નથી.

**जन्म ते मय्यसौ पापो मा विद्यान्मधुसूदन।**
**समुद्विजे भवद्धेतोः कंसादहमधीरधीः॥ २९**

હે મધુસૂદન, આ પાપી કંસ, મારામાં આપનો જન્મ થયો છે, તે ન જાણો! અધીર બુદ્ધિવાળી હું આપને કારણે કંસથી ભય પામું છું. ॥ ૨૯ ॥

भवत एव हेतोर्निमित्तात्कंसात्समुद्विजे बिभेमि, यतोऽधीरचित्ता॥ २९॥

આપને જ **'हेतोः'** કારણે હું કંસથી **'समुद्विजे'** ભય પામું છું, કારણ કે હું અધીર ચિત્તવાળી છું. ॥ ૨૯ ॥

**उपसंहर विश्वात्मन्नदो रूपमलौकिकम्।**
**शंखचक्रगदापद्मश्रिया जुष्टं चतुर्भुजम्॥ ३०**
॥ ३०॥

હે વિશ્વાત્મા, શંખ, ચક્ર, ગદા અને પદ્મની શોભાથી સેવિત, આ અલૌકિક ચતુર્ભુજ રૂપને આપ સમેટી લો. ॥ ૩૦ ॥ ૩૦ ॥

किमित्युपसंहर्तव्यमेवंभूतेन मया पुत्रेण तव महती श्लाघा स्यादिति तत्राह—**विश्वमिति**।

**विश्वं यदेतत् स्वतनौ निशान्ते**
**यथावकाशं पुरुषः परो भवान्।**
**बिभर्ति सोऽयं मम गर्भगोऽभू-**
**दहो नृलोकस्य विडम्बनं हि तत्॥ ३१**

निशान्ते प्रलयावसाने। यथावकाशमसंकोचतः। असंभावितत्वादुपहास्यतैव स्यादित्यर्थः॥ ३१॥

ભગવાન દેવકીજીને કહે કે 'આવું રૂપ મારે શા માટે સમેટી લેવું જોઈએ? પુત્ર એવા મારે કારણે તો તમારી ખૂબ પ્રશંસા થશે.' તે માટે દેવકીજી ઉત્તર આપે છે – '**विश्वम् इति**।'

પ્રલયરૂપ રાત્રિના અંતે આ વિશ્વને પોતાના (બ્રહ્માંડરૂપ) શરીરમાં અસંકોચપણે આપ ધારણ કરો છો, તે આ આપ પરમપુરુષ મારા ગર્ભમાં પધાર્યા છો તે આશ્ચર્ય છે! ખરેખર, મનુષ્યલોક માટે (આ અસંભવિત હોવાથી અતિશય) ઉપહાસને પાત્ર છે!॥૩૧॥

'**निशान्ते**' બ્રહ્માજીની રાત્રિના અંતે અર્થાત્ પ્રલયના અંતે – '**यथा-अवकाशम्**' અસંકોચપણે, સંકડાશ ન થાય તેમ (ધારણ કરો છો). પોતાના શરીરમાં વિશ્વને ધારણ કરવું તે અસંભવિત હોવાથી ઉપહાસને પાત્ર જ થાય, એમ અર્થ છે. ॥ ૩૧ ॥

चतुर्भुजेन रूपेणाविर्भावे कारणं तावदाह—त्वमेवेत्यादिचतुर्दशभिः।

પહેલાં તો ભગવાન પોતે ચતુર્ભુજરૂપે આવિર્ભાવ પામ્યા તે માટેનું કારણ ચૌદ શ્લોકો દ્વારા કહે છે – '**त्वम् एव**' વગેરે

**श्रीभगवानुवाच**

**त्वमेव पूर्वसर्गेऽभूः पृश्निः स्वायम्भुवे सति।**
**तदायं सुतपा नाम प्रजापतिरकल्मषः॥ ३२**

पूर्वसर्गे प्रथमजन्मनि। अभूः आसीः। पृश्निर्नाम स्वायंभुवे मन्वन्तरे तदा अयं वसुदेवः॥ ३२॥

**શ્રીભગવાન બોલ્યા** – હે સતી, સ્વાયમ્ભુવ મન્વન્તર હતો ત્યારે પ્રથમ જન્મમાં તમે પૃશ્નિ નામવાળાં હતાં અને ત્યારે આ વસુદેવજી સુતપા નામના નિષ્પાપ પ્રજાપતિ હતા. ॥ ૩૨ ॥

'**पूर्वसर्गे**' પ્રથમ જન્મમાં, '**अभूः**' (તમે) હતાં. '**तदा**' ત્યારે સ્વાયમ્ભુવ મન્વન્તરમાં '**अयम्**' આ વસુદેવજી ॥ ૩૨ ॥

**युवां वै ब्रह्मणाऽऽदिष्टौ प्रजासर्गे यदा ततः।**
**सन्नियम्येन्द्रियग्रामं तेपाथे परमं तपः॥ ३३**

तेपाथे तपः कृतवन्तौ॥ ३३॥

બ્રહ્માજી દ્વારા જ્યારે તમને બંનેને પ્રજા ઉત્પન્ન કરવા માટે આદેશ આપવામાં આવ્યો, ત્યારે ઈન્દ્રિયવર્ગને સંયમિત કરી તમે બંનેએ મહાન તપશ્ચર્યા કરી હતી. ॥ ૩૩ ॥

'**तेपाथे**' તમે બંનેએ તપ કર્યું હતું. ॥ ૩૩ ॥

**वर्षवातातपहिमघर्मकालगुणाननु।**
**सहमानौ श्वासरोधविनिर्धूतमनोमलौ॥ ३४**

॥ ३४॥

**शीर्णपर्णानिलाहारावुपशान्तेन चेतसा।**
**मत्तः कामानभीप्सन्तौ मदाराधनमीहतुः॥ ३५**

॥ ३५॥

વરસાદ, વાયુ, તડકો, ટાઢ, તાપ વગેરે કાળના ગુણો સહન કરતાં, પ્રાણાયામ દ્વારા મનના મળનું જેમણે પ્રક્ષાલન કર્યું છે તેમ જ ખરી ગયેલાં પર્ણો અને ક્યારેક વાયુનો આહાર કરનારાં, મારી પાસેથી કામનાઓ પ્રાપ્ત કરવા ઈચ્છતાં તમે બંનેએ (રાગાદિથી કલુષિત ન હોય તેવા) શાંત ચિત્તે મારી આરાધના કરી હતી. ॥ ૩૪ ॥ ૩૫ ॥ ૩૪ ॥ ૩૫ ॥

**एवं वां तप्यतोस्तीव्रं तपः परमदुष्करम्।**
**दिव्यवर्षसहस्राणि द्वादशेयुर्मदात्मनोः॥ ३६**

तप्यतोराचरतोः ईयुर्गतानि। मदात्मनोर्मच्चित्तयोः॥ ३६॥

એ પ્રમાણે મારામાં ચિત્ત રાખીને પરમ દુષ્કર, તીવ્ર તપ આચરતાં તમારાં બંનેનાં દેવતાઈ બાર હજાર વર્ષ વ્યતીત થઈ ગયાં. ॥ ૩૬ ॥

**'तप्यतोः'** આચરતાં **'ईयुः'** વ્યતીત થઈ ગયાં. **'मदात्मनोः'** મારામાં જેમનું ચિત્ત છે તેવા તમારાં બંનેનાં ॥ ૩૬ ॥

**तदा वां परितुष्टोऽहममुना वपुषानघे।**
**तपसा श्रद्धया नित्यं भक्त्या च हृदि भावितः॥ ३७**

**प्रादुरासं वरदराड् युवयोः कामदित्सया।**
**व्रियतां वर इत्युक्ते मादृशो वां वृतः सुतः॥ ३८**

अमुना वपुषा प्रादुर्भूतोऽस्मि॥ ३७॥

वरदराट् वरदेषु श्रेष्ठ इत्यर्थः। तेन सकृद्वरेण च वारंवारमाविर्भावे कारणमुक्तम्। कामस्य दित्सया दातुमिच्छया। मादृशो मया सदृशः॥ ३८॥

હે સર્વદોષરહિત માતા, તે સમયે તપ, શ્રદ્ધા અને ભક્તિથી હૃદયમાં નિત્ય ચિંતન કરવામાં આવેલો અને તેથી તમારા બંને ઉપર પરિતુષ્ટ થયેલો, વરદાન આપનારાઓમાં શ્રેષ્ઠ એવો હું તમને બંનેને વર આપવાની ઈચ્છાથી આ (અલૌકિક ચતુર્ભુજ) શ્રીવિગ્રહરૂપે પ્રકટ થયો હતો અને 'વર માગો.' એમ કહેવામાં આવ્યું, ત્યારે તમે મારા જેવો પુત્ર માગ્યો હતો. ॥ ૩૭ ॥ ૩૮ ॥

આ શ્રીવિગ્રહરૂપે પ્રકટ થયો હતો. ॥ ૩૭ ॥

**'वरदराट्'** વરદાન આપનારાઓમાં શ્રેષ્ઠ, એમ અર્થ છે. તે એક જ વખત આપવામાં આવેલા વરદાનથી વારંવાર આવિર્ભાવ પામવા માટેનું કારણ કહેવામાં આવ્યું છે. **'कामस्य दित्सया'** વરદાન આપવાની ઈચ્છાથી – **'मादृशः'** મારા જેવો ॥ ૩૮॥

**अजुष्टग्राम्यविषयावनपत्यौ च दम्पती।**
**न वव्राथेऽपवर्गं मे मोहितौ मम मायया॥ ३९**

मे मत्तोऽपि युवामपवर्गं न वव्राथे न वृतवन्तौ॥ ३९॥

જેમણે લૌકિક વિષયસુખનું સેવન નથી કર્યું તેવા સંતાનરહિત તમે દંપતીએ મારી માયાથી મોહિત થઈ મારી પાસેથી મોક્ષ પસંદ ન કર્યો. ॥ ૩૯॥

**'मे'** મારી પાસેથી પણ મોક્ષ **'न वव्राथे'** તમે બંનેએ પસંદ ન કર્યો. ॥ ૩૯ ॥

**गते मयि युवां लब्ध्वा वरं मत्सदृशं सुतम्।**
**ग्राम्यान् भोगानभुञ्जाथां युवां प्राप्तमनोरथौ॥ ४०**

वरं दत्त्वा मयि गते॥ ४०॥

(વરદાન આપીને) હું ગયો ત્યારે મારા જેવા પુત્રનું વરદાન પ્રાપ્ત કરીને પૂર્ણ થયેલા મનોરથવાળાં તમે બંને લૌકિક વિષયભોગો ભોગવવા લાગ્યાં. ॥ ૪૦ ॥

વરદાન આપીને હું ગયો ત્યારે ॥ ૪૦ ॥

**अदृष्ट्वाऽन्यतमं लोके शीलौदार्यगुणैः समम्।**
**अहं सुतो वामभवं पृश्निगर्भ इति श्रुतः॥ ४१**

॥ ४१॥

શીલ, ઔદાર્ય વગેરે ગુણોથી મારા જેવો અન્ય કોઈ પણ આ લોકમાં ન જોતાં હું જ તમારા બંનેનો પુત્ર થયો અને 'પૃશ્નિગર્ભ' નામથી પ્રખ્યાત થયો. ॥ ૪૧ ॥ ૪૧ ॥

**तयोर्वां पुनरेवाहमदित्यामास कश्यपात्।**
**उपेन्द्र इति विख्यातो वामनत्वाच्च वामनः॥ ४२**

(ફરીથી બીજા જન્મમાં) અદિતિમાં કશ્યપ ઋષિથી જે વામન થયા તે પણ, તે પૃશ્નિ અને સુતપારૂપે રહેલા તમારા બંનેથી જ હું પુનઃ પ્રકટ થયો અને 'ઉપેન્દ્ર' નામથી પ્રખ્યાત થયો, તેમ જ ઠીંગણો હોવાથી 'વામન' કહેવાયો. ॥ ૪૨॥

अदित्यां कश्यपाद्वामन आसेति यत्तदपि तद्रूपयोर्युवयोरहमेव पुनरासमित्यर्थः॥ ४२॥

અદિતિમાં કશ્યપથી જે વામન થયા તે પણ તે પૃશ્નિ અને સુતપારૂપે રહેલા તમારા બંનેથી જ હું પુનઃ પ્રકટ થયો, એમ અર્થ છે. ॥ ૪૨॥

**तृतीयेऽस्मिन् भवेऽहं वै तेनैव वपुषाथ वाम्।**
**जातो भूयस्तयोरेव सत्यं मे व्याहृतं सति॥ ४३**
॥ ४३॥

હે સતી, આ ત્રીજા (વર્તમાન) જન્મમાં પણ હું (શંખ, ચક્ર વગેરેથી યુક્ત) તે જ શરીરે ફરીથી તે તમારા બંનેનો પુત્ર થયો છું. આ મારું વચન સત્ય છે. ॥ ૪૩ ॥ ૪૩ ॥

**एतद् वां दर्शितं रूपं प्राग्जन्मस्मरणाय मे।**
**नान्यथा मद्भवं ज्ञानं मर्त्यलिङ्गेन जायते॥ ४४**

મારા પૂર્વજન્મનું જ્ઞાન કરાવવા માટે મારું આ રૂપ તમને દર્શાવ્યું. જો હું આ ચતુર્ભુજ રૂપ ન દર્શાવું, તો મનુષ્યશરીરથી મારા અવતારનું જ્ઞાન ઉત્પન્ન થતું નથી. ॥ ૪૪ ॥

प्राक्प्रथमं तावदेतद्रूपं मे जन्मेति स्मरणाय ज्ञानाय दर्शितम्। मद्भवं मद्विषयम्। अनन्तरं त्वदिच्छया बालोऽपि भविष्यामीति भावः॥ ४४॥

પૂર્વે આ સ્વરૂપે મારો જન્મ હતો એવું જ્ઞાન કરાવવા માટે આ રૂપ દર્શાવવામાં આવ્યું. **'मत्-भवम्'** મારા વિષેનું (જ્ઞાન) – ત્યાર પછી તમારી ઈચ્છાથી (આ રૂપ છોડીને) બાળકનું રૂપ પણ લઈશ, એવો ભાવ છે. ॥ ૪૪ ॥

ननु त्वयि प्रसन्नेऽपि कथमावयोः पुनःपुनर्जन्मेत्यतः परं न भविष्यतीत्याह—**युवामिति**।

શંકા કરવામાં આવી છે કે જ્યારે આપ પ્રસન્ન છો ત્યારે અમારા બંનેનો ફરી ફરીને જન્મ કેમ થાય? તે માટે ભગવાન ઉત્તર આપે છે કે હવે પછી જન્મ નહીં થાય – **'युवाम् इति।'**

**युवां मां पुत्रभावेन ब्रह्मभावेन चासकृत्।**
**चिन्तयन्तौ कृतस्नेहौ यास्येथे मद्गतिं पराम्॥ ४५**
॥ ४५॥

પુત્રભાવે અને બ્રહ્મભાવે વારંવાર મારું ચિંતન કરતાં, જેમણે મારા ઉપર સ્નેહ કર્યો છે તેવા તમે બંને મારી શ્રેષ્ઠ ગતિ (પામીને વૈકુંઠ)ને પ્રાપ્ત કરશો. ॥ ૪૫ ॥ ૪૫ ॥

**( यदि कंसाद्बिभेषि त्वं तर्हि मां गोकुलं नय।**
**मन्मायामानयाशु त्वं यशोदागर्भसंभवाम्॥ १ )**

જો તમને કંસથી ભય લાગતો હોય તો મને ગોકુળમાં લઈ જાઓ અને યશોદાના ગર્ભથી જન્મેલી મારી માયાને જલદી (અહીં) લઈ આવો. ॥ ૧ ॥ (કેટલાક વિદ્વાનો આ શ્લોકને ક્ષેપક માને છે.)

श्रीशुक उवाच

**इत्युक्त्वाऽऽसीद्धरिस्तूष्णीं भगवानात्ममायया।**
**पित्रोः सम्पश्यतोः सद्यो बभूव प्राकृतः शिशुः॥ ४६**

॥ ४६ ॥

**श्रीशुकदेवजी बोल्या** – આમ કહી ભગવાન શ્રીહરિ મૌન થઈ ગયા અને પોતાની માયાથી માતા-પિતાનાં દેખતાં જ તત્ક્ષણે સાધારણ શિશુ બની ગયા. ॥ ૪૬ ॥ ૪૬ ॥

**ततश्च शौरिर्भगवत्प्रचोदितः**
**सुतं समादाय स सूतिकागृहात्।**
**यदा बहिर्गन्तुमियेष तर्ह्यजा**
**या योगमायाऽजनि नन्दजायया॥ ४७**

यदि कंसाद्बिभेषि तर्हि मां गोकुलं नय यशोदायाश्च तां कन्यां मन्मायामानयेति प्रथममेव भगवता प्रचोदितो वसुदेवो यदा गन्तुमैच्छत्तदैव अजाऽपि या योगमाया सा नन्दजायया निमित्त-मात्रभूतया अजनि जाता॥ ४७॥

ત્યાર પછી ભગવાન દ્વારા જેમને પ્રેરણા કરવામાં આવી તે વસુદેવજીએ પ્રસૂતિમંદિરમાંથી પુત્રને લઈને જ્યારે બહાર જવા માટે ઈચ્છ્યું, તે જ સમયે નંદજાયા યશોદાથી અજન્મા એવાં જે યોગમાયા છે તે જન્મ્યાં. ॥ ૪૭ ॥

જો કંસથી ભય લાગતો હોય તો મને ગોકુળ લઈ જાઓ અને યશોદાની તે કન્યા એવી મારી યોગમાયાને લઈ આવો, એમ પૂર્વે ભગવાન દ્વારા જ (હરિવંશમાં કહેવામાં આવ્યું છે તેમ) પ્રેરણા કરવામાં આવેલા વસુદેવજીએ જ્યારે (ગોકુળ) જવા ઈચ્છ્યું, ત્યારે અજન્મા હોવા છતાં, જે યોગમાયા છે તે નિમિત્તમાત્ર બનેલાં નંદપત્ની યશોદાજી દ્વારા **'अजनि'** જન્મ્યાં. ॥ ૪૭ ॥

**तया हृतप्रत्ययसर्ववृत्तिषु**
**द्वाःस्थेषु पौरेष्वपि शायितेष्वथ।**
**द्वारस्तु सर्वाः पिहिता दुरत्यया**
**बृहत्कपाटायसकीलशृंखलैः ॥ ४८**
**ताः कृष्णवाहे वसुदेव आगते**
**स्वयं व्यवर्यन्त यथा तमो रवेः।**
**ववर्ष पर्जन्य उपांशुगर्जितः**
**शेषोऽन्वगाद् वारि निवारयन् फणैः॥ ४९**

ત્યાર પછી તે યોગમાયા દ્વારા જેમની જ્ઞાન કરાવનારી ઈન્દ્રિયવૃત્તિઓ હરી લેવામાં આવી છે તે દ્વારપાળોને અને નગરજનોને નિદ્રાધીન કરી દેવાયા, ત્યારે મોટાં કમાડોમાં લોખંડના ખીલાવાળી સાંકળોને કારણે અત્યંત મુશ્કેલીથી પસાર કરી શકાય તેવાં સર્વ બંધ દ્વારો, શ્રીકૃષ્ણને લઈ જનારા વસુદેવજી આવતાં જ, સૂર્યનું આગમન થતાં અંધકાર જાતે જ દૂર થઈ જાય તેમ (સર્વ દ્વારો) જાતે જ ઊઘડી ગયાં. મંદ મંદ ગર્જના કરતો મેઘ વરસવા લાગ્યો. (પોતાની) ફણાઓથી પાણીનું નિવારણ કરતા (છત્રધારી પરિચારકની જેમ) શેષજી પાછળ ચાલવા લાગ્યા. ॥ ૪૮ ॥ ૪૯॥

हृताः प्रत्ययार्थाः सर्वा वृत्तयो येषाम् । अथवा हृताः प्रत्यया अन्याश्च सर्वा वृत्तयो येषां जाग्रतामपि तथाभूतेषु द्वारपालेषु सत्सु। बृहत्सु कपाटेषु लोहकीलकयुक्तशृङ्खलैर्बृहद्भिः कपाटादि-भिर्दुरत्यया इति वा॥ ४८॥

**(हृताः प्रत्ययार्थाः)** હરી લેવામાં આવી છે પદાર્થનું જ્ઞાન કરાવનારી બુદ્ધિની વૃત્તિઓ જેમની, અથવા હરી લેવામાં આવ્યું છે જ્ઞાન અને બીજી બધી વૃત્તિઓ જેમની તે દ્વારપાળો જાગતા હોવા છતાં પણ તેવા બની ગયા ત્યારે – મોટાં કમાડોમાં, લોખંડના ખીલાવાળી સાંકળોને કારણે, અથવા મોટાં કમાડો, લોખંડના ખીલા અને સાંકળોને કારણે ॥ ૪૮ ॥

स्वयमेव व्यवर्यन्त विवृता इत्यर्थः। व्यव्रियन्तेति वक्तव्ये गुणश्छान्दसः। रवेर्निमित्तात् ॥ ४९ ॥

(દ્વારો) પોતાની જાતે જ **'व्यवर्यन्त'** ઊઘડી ગયાં, એમ અર્થ છે. **व्यव्रियन्त** કહેવું જોઈએ તેને બદલે કર્મણિ પ્રયોગમાં ઋ નો ગુણ અર્ કર્યો છે તે આર્ષ છે. (**वि+वृ, व्रियते, अव्रियन्त, व्यव्रियन्त**) – જેમ સૂર્યને કારણે અંધકાર આપોઆપ દૂર થાય તેમ! ॥ ૪૯ ॥

**मघोनि वर्षत्यसकृद् यमानुजा**
**गम्भीरतोयौघजवोर्मिफेनिला ।**
**भयानकावर्तशताकुला नदी**
**मार्गं ददौ सिन्धुरिव श्रियःपतेः ॥ ५०**

ઈન્દ્ર વારંવાર વર્ષા કરતા હતા ત્યારે જળના અગાધ પૂરના વેગથી થતા તરંગોથી ફેનિલ એવાં, શત શત ભયાનક વમળોથી વ્યાપ્ત થયેલાં શ્રીયમુનાજીએ, સીતાપતિ શ્રીરામચન્દ્રજીને સાગરે માર્ગ આપ્યો હતો તેમ શ્રીવસુદેવજીને માર્ગ આપ્યો. ॥ ૫૦ ॥

गम्भीरो यस्तोयौघस्तस्य जवेन य ऊर्मयस्तैः फेनिला फेनव्याप्ता। भयानकैरावर्तशतैर्व्याप्तापि। श्रियःपतेः सीतापतेः ॥ ५० ॥

અગાધ એવું જળનું જે પૂર છે તેના વેગથી જે તરંગો થાય તેમનાથી **'फेनिला'** ફીણવાળા થયેલા, ભયાનક એવાં શત શત વમળોથી વ્યાપેલાં હોવા છતાં પણ શ્રીવસુદેવજીને માર્ગ આપ્યો. **'श्रियःपतेः'** સીતાપતિ શ્રીરામચન્દ્રજીને ॥ ૫૦ ॥

**नन्दव्रजं शौरिरुपेत्य तत्र तान्**
**गोपान् प्रसुप्तानुपलभ्य निद्रया।**
**सुतं यशोदाशयने निधाय तत्-**
**सुतामुपादाय पुनर्गृहानगात् ॥ ५१**

શ્રીનંદરાયજીના વ્રજમાં પહોંચીને, નિદ્રારૂપ માયાને કારણે (નંદ વગેરે) તે ગોપોને ત્યાં સૂતેલા જોઈને, તે પુત્રને યશોદાજીના પલંગ પર મૂકી, (તેમની) પુત્રીને લઈ વસુદેવજી પાછા કારાગૃહમાં આવી ગયા. ॥ ૫૧ ॥

निद्रया अजया ॥ ५१ ॥

**'निद्रया'** માયાને કારણે ॥ ૫૧ ॥

**देवक्याः शयने न्यस्य वसुदेवोऽथ दारिकाम्।**
**प्रतिमुच्य पदोर्लोहमास्ते पूर्ववदावृतः ॥ ५२**

ત્યાર પછી દેવકીજીની શય્યા ઉપર કન્યાને મૂકીને વસુદેવજી બન્ને પગમાં લોઢાની બેડી બાંધીને પહેલાંની જેમ પુરાઈ ગયા. ॥ ૫૨॥

प्रतिमुच्य बद्ध्वा। पदोः पादयोः। लोहं निगडम्। आस्ते स्म ॥ ५२ ॥

**'प्रतिमुच्य'** બાંધીને **'पदोः'** બંને પગમાં લોઢાની બેડી – પૂર્વવત્ થઈ ગયા. ॥ ૫૨ ॥

**यशोदा नन्दपत्नी च जातं परमबुध्यत।**
**न तल्लिङ्गं परिश्रान्ता निद्रयापगतस्मृतिः ॥ ५३**

નંદરાયજીનાં પત્ની યશોદાજીએ (કંઈક) જન્મ્યું છે, એટલું જ જાણ્યું હતું. યોગનિદ્રાથી જેમની સ્મૃતિ હરાઈ ગઈ હતી તેવાં અને અત્યન્ત પરિશ્રાન્ત થયેલાં યશોદાજીએ (પુત્ર કે પુત્રીનું) ચિહ્ન જાણ્યું ન હતું. ॥ ૫૩ ॥

जातं किंचिदिति केवलमबुध्यत न तु तल्लिङ्गं पुत्रः कन्या वेति। योगनिद्रया च मोहितेति॥ ५३ ॥

કંઈક જન્મ્યું છે એટલું જ જાણ્યું હતું, પણ તેનું ચિહ્ન (જાતિ), પુત્ર કે પુત્રી છે તે જાણ્યું ન હતું. યોગનિદ્રાથી મોહિત થવાને કારણે તથા (પરિશ્રાન્ત હોવાને કારણે). ॥ ૫૩ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे पूर्वार्धे कृष्णजन्मनि तृतीयोऽध्यायः॥ ३॥
इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे पूर्वार्धे श्रीधरस्वामिविरचितायां
भावार्थदीपिकायां टीकायां तृतीयोऽध्यायः॥ ३॥

*****

# अथ चतुर्थोऽध्यायः

## કંસના હાથમાંથી છૂટીને આકાશમાં ગયેલાં યોગમાયાની ભવિષ્યવાણી

चतुर्थे चण्डिकावाक्यमाकर्ण्यातिभयाकुलः।
दुर्मन्त्रिभिर्हितं मेने कंसो बालादिहिंसनम्॥ १॥

ચંડિકાનું વચન સાંભળીને ભયથી અતિવ્યાકુળ થયેલા કંસે દુષ્ટ મંત્રીઓ સાથે (મંત્રણા કરીને) બાળકો (ગાયો, વિપ્રો) વગેરેની હિંસાને (પોતાનું) હિત માન્યું, (તે કથા) ચોથા અધ્યાયમાં છે. ॥ ૧ ॥

श्रीशुक उवाच

**बहिरन्तः पुरद्वारः सर्वाः पूर्ववदावृताः।**
**ततो बालध्वनिं श्रुत्वा गृहपालाः समुत्थिताः॥ १**

**શ્રીશુકદેવજી બોલ્યા** – (મથુરા) નગરીનાં બહારનાં તથા અંદરનાં સર્વ દ્વારો પહેલાંની જેમ બંધ થઈ ગયાં. ત્યાર પછી બાળક(ના રુદન)નો અવાજ સાંભળીને ચોકીદારો જાગી ઊઠ્યા. ॥ ૧ ॥ ૧ ॥

**ते तु तूर्णमुपव्रज्य देवक्या गर्भजन्म तत्।**
**आचख्युर्भोजराजाय यदुद्विग्नः प्रतीक्षते॥ २**

તેઓએ તરત જ જઈને દેવકીના તે (આઠમા) ગર્ભનો જન્મ ભોજરાજ (કંસ)ને જણાવ્યો, કે જેની તે ઉદ્વિગ્ન થઈને પ્રતીક્ષા કરતો હતો. ॥ ૨ ॥

तदष्टमं जन्म॥ २॥

**'तत्'** તે આઠમા ગર્ભનો જન્મ ॥ ૨ ॥

**स तल्पात् तूर्णमुत्थाय कालोऽयमिति विह्वलः।**
**सूतीगृहमगात् तूर्णं प्रस्खलन् मुक्तमूर्धजः॥ ३**

શય્યામાંથી એકદમ ઊઠી 'આ બાળક મારો કાળ છે.' એમ વ્યાકુળ થયેલો, છૂટા કેશવાળો તે ઠેસ ખાતો ઝડપથી (દેવકીના) પ્રસૂતિગૃહ તરફ ધસ્યો. ॥ ૩ ॥

कालो मृत्युः॥ ३॥

**'कालः'** મૃત્યુ ॥ ૩ ॥

**तमाह भ्रातरं देवी कृपणा करुणं सती।**
**स्नुषेयं तव कल्याण स्त्रियं मा हन्तुमर्हसि॥ ४**
॥ ४॥

દીન એવી સતી દેવકીએ તેને કહ્યું: ' હે કલ્યાણ, આ તારી (ભવિષ્યમાં થનારી) પુત્રવધૂ છે. તારે સ્ત્રીને મારવી યોગ્ય નથી. ॥ ૪ ॥ ૪ ॥

**सुबोधिनी**—मातुलकन्यापरिणयपक्षे पितृष्वसुरपि कन्या परिणेया यथा मित्रविन्दा।

મામા-ફોઈના સંતાનનાં લગ્નના પક્ષમાં પિતાની બહેનની કન્યા પણ લગ્ન કરવા યોગ્ય છે, જેમ કે (ભગવાન શ્રીકૃષ્ણે રાજાધિદેવી નામની પોતાની ફોઈની દીકરી) મિત્રવિંદા (સાથે લગ્ન કર્યાં હતા).

**बहवो हिंसिता भ्रातः शिशवः पावकोपमाः।**
**त्वया दैवनिसृष्टेन पुत्रिकैका प्रदीयताम्॥ ५ ॥ ५ ॥**

**नन्वहं ते ह्यवरजा दीना हतसुता प्रभो।**
**दातुमर्हसि मन्दाया अंगेमां चरमां प्रजाम्॥ ६**

अङ्ग हे भ्रातः॥ ६॥

**श्रीशुक उवाच**

**उपगुह्यात्मजामेवं रुदत्या दीनदीनवत्।**
**याचितस्तां विनिर्भर्त्स्य हस्तादाचिच्छिदे खलः॥ ७**

दीनदीनवत् दीनादपि दीनवन्न तु तथा, पुत्रस्यान्यत्र नीतत्वात्सा च योगमायेति ज्ञातत्वात्। याचितोऽप्याचिच्छिदे हस्तादाकृष्य जग्राह ॥७॥

**तां गृहीत्वा चरणयोर्जातमात्रां स्वसुः सुताम्।**
**अपोथयच्छिलापृष्ठे स्वार्थोन्मूलितसौहृदः॥ ८**

अपोथयद्बलेन चिक्षेप॥ ८॥

**अन्वि.**—जातमात्राम् 'गर्भाम्बुक्लिन्नमूर्धजाम्' इति हरिवंशोक्तेः।

**सा तद्धस्तात् समुत्पत्य सद्यो देव्यम्बरं गता।**
**अदृश्यतानुजा विष्णोः सायुधाष्टमहाभुजा॥ ९**

सद्य एव देवी भूत्वा॥ ९॥

હે ભાઈ, અગ્નિ જેવા (તેજસ્વી) ઘણા શિશુઓ દૈવથી પ્રેરાયેલા એવા તારા દ્વારા મારી નાખવામાં આવ્યા છે. (આ) એક કન્યા મને આપવામાં આવે. ॥ ૫ ॥ ૫ ॥

હે સમર્થ ભાઈ, જેના પુત્રો હણવામાં આવ્યા છે તેવી હું તારી રાંક, નાની બહેન છું. અભાગણી એવી મારી આ છેલ્લી પ્રજા તું મને આપવા માટે સમર્થ છે. ॥ ૬ ॥

**'अङ्ग'** હે ભાઈ ॥ ૬ ॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – પુત્રીને (છાતી સરસી) ચાંપીને અત્યંત દીનની જેમ રડતાં દેવકીજીએ જેની પાસે આ પ્રમાણે યાચના કરી, તે ક્રૂર કંસે તેનો તિરસ્કાર કરી તેના હાથમાંથી કન્યાને ઝૂંટવી લીધી. ॥ ૭ ॥

**'दीनदीनवत्'** દીનથી પણ દીન હોય તેમ, અત્યંત દુઃખીની જેમ, પણ વાસ્તવમાં તેમ નહીં, કારણ કે પુત્રને તો અન્યત્ર લઈ જવામાં આવ્યો હતો અને આ તો યોગમાયા છે તેમ દેવકીજી જાણતાં હતાં. જેની પાસે યાચના કરવામાં આવી તે કંસે **'आचिच्छिदे'** હાથમાંથી ઝૂંટવીને લઈ લીધી. ॥ ૭ ॥

હમણાં જ જન્મેલી(નવજાત) બાળકી એવી પોતાની બહેનની તે પુત્રી (ભાણી)ને બંને પગથી (ઊંધી) પકડીને, સ્વાર્થને કારણે જેનો સ્નેહ સર્વથા નિર્મૂળ થઈ ગયો છે તેવા કંસે તેને પથ્થર ઉપર જોરથી પટકી. ॥ ૮ ॥

**'अपोथयत्'** જોરથી પટકી. ॥ ૮ ॥

'ગર્ભજળથી જેના મસ્તકના વાળ પણ હજુ ભીના છે તેવી નવજાત બાળકીને', એમ હરિવંશપુરાણમાં વર્ણન કરવામાં આવ્યું છે.

ભગવાન વિષ્ણુની અનુજા એવી તે કન્યા (નીચે ફેંકવામાં આવી હોવા છતાં) તે(કંસ)ના હાથમાંથી ઊછળીને તરત જ દેવી થઈને આકાશમાં ગઈ અને આયુધો સહિત આઠ મહાભુજાઓવાળી (કંસ વગેરેને) દેખાઈ. ॥ ૯ ॥

તરત જ દેવી થઈને ॥ ૯ ॥

**अन्वि.**—'कंसासुरस्योत्तमाङ्गे पादं दत्वा गता दिवम्।' इति भविष्योत्तरम्।

**दिव्यस्त्रगम्बरालेपरत्नाभरणभूषिता ।**
**धनुःशूलेषुचर्मासिशंखचक्रगदाधरा ॥ १०**
॥ १० ॥

**सिद्धचारणगन्धर्वैरप्सरःकिन्नरोरगैः ।**
**उपाहृतोरुबलिभिः स्तूयमानेदमब्रवीत्॥ ११**
॥११ ॥

**किं मया हतया मन्द जातः खलु तवान्तकृत्।**
**यत्र क्व वा पूर्वशत्रुर्मा हिंसीः कृपणान् वृथा॥ १२**

कृपणानिति। अन्यान् शिशून्हनिष्यतीति ज्ञात्वा वारयति। पाठान्तरे मा मां कृपणां वृथाऽहिंसीर्हिंसितवानसीति॥ १२॥

**इति प्रभाष्य तं देवी माया भगवती भुवि।**
**बहुनामनिकेतेषु बहुनामा बभूव ह॥ १३**

बहुनामनिकेतेषु वाराणस्यादिस्थानेषु॥ १३॥

**तयाभिहितमाकर्ण्य कंसः परमविस्मितः।**
**देवकीं वसुदेवं च विमुच्य प्रश्रितोऽब्रवीत्॥ १४**

परमविस्मितः कथं दैवी वागनृता जातेति ॥ १४॥

**अहो भगिन्यहो भाम मया वां बत पाप्मना।**
**पुरुषाद इवापत्यं बहवो हिंसिताः सुताः॥ १५**

भाम हे भगिनीभर्तः, पुरुषादो राक्षसो यथा स्वापत्यमेव हिनस्ति तद्वत्॥ १५॥

'અસુર કંસના ઉત્તમ અંગ એવા મસ્તક ઉપર ચરણથી પ્રહાર કરીને આકાશમાં ગયાં', એમ ભવિષ્યોત્તર-પુરાણમાં વર્ણન છે.

દિવ્ય માળા, દિવ્ય વસ્ત્રો, દિવ્ય ચંદન તથા દિવ્ય રત્નોનાં આભૂષણોથી વિભૂષિત, ધનુષ્ય, ત્રિશૂળ, બાણ, ઢાલ, તલવાર, શંખ, ચક્ર, ગદા ધારણ કરેલાં, સમર્પિત કરવામાં આવી છે પૂજાસામગ્રી જેમના દ્વારા તે સિદ્ધો, ચારણો, ગંધર્વો, અપ્સરાઓ, કિન્નરો તથા નાગગણો દ્વારા સ્તુતિ કરવામાં આવતાં તે દેવી આ પ્રમાણે બોલ્યાં. ॥ ૧૦ ॥ ૧૦ ॥ ૧૧ ॥ ૧૧ ॥

હે મૂર્ખ, મને મારવાથી શો લાભ થવાનો છે? તને મારનારો તારો પૂર્વજન્મનો શત્રુ તો કોઈક સ્થળે જન્મી ચૂક્યો છે, માટે બિચારાં બાળકોને વ્યર્થ મારીશ નહીં. ॥ ૧૨ ॥

**कृपणान् इति।** બીજાં શિશુઓને મારશે એમ જાણીને દેવી તેને અટકાવે છે. પાઠાન્તરમાં (**'मा हिंसीः कृपणान्वृथा'** ને બદલે) **'माऽहिंसीः कृपणां वृथा'** પાઠમાં **मा** અર્થાત્ કૃપણ એવી મને તેં વ્યર્થ પીડા આપી. ॥ ૧૨ ॥

તે કંસને આમ કહી દેવી ભગવતી યોગમાયા પૃથ્વી ઉપર વિભિન્ન નામોવાળાં ઘણાં સ્થાનોમાં ઘણાં નામો ધારણ કરનારાં બન્યાં. ॥ ૧૩ ॥

વિભિન્ન નામોવાળાં ઘણાં સ્થાનોમાં, વારાસણી વગેરે સ્થાનોમાં ॥ ૧૩ ॥

તે ભગવતી દેવી દ્વારા કહેવામાં આવેલું સાંભળીને અત્યંત આશ્ચર્યચકિત થયેલા કંસે દેવકી અને વસુદેવને મુક્ત કરીને અત્યંત વિનમ્ર થઈને કહ્યું. ॥ ૧૪॥

દૈવી (આકાશ)વાણી કેવી રીતે અસત્ય થઈ? એમ અત્યંત આશ્ચર્યચકિત થયેલો કંસ ॥ ૧૪ ॥

અરે હે બહેની, અરે ઓ બનેવી, અરેરે, પાપી એવા મારાથી, રાક્ષસ જેમ પોતાના જ સંતાનને મારી નાખે તેમ તમારા બંનેના ઘણા પુત્રો હણી નાખવામાં આવ્યા! ॥ ૧૫ ॥

**'भाम'** હે બનેવી, **'पुरुषादः'** રાક્ષસ જેમ પોતાના જ સંતાનને મારી નાખે તેમ! ॥ ૧૫ ॥

**स त्वहं त्यक्तकारुण्यस्त्यक्तज्ञातिसुहृत् खलः।**
**कॉंल्लोकान् वै गमिष्यामि ब्रह्महेव मृतः श्वसन्॥ १६**
**॥ १६ ॥**

જેણે દયાનો ત્યાગ કર્યો, જ્ઞાતિજનો અને મિત્રોનો ત્યાગ કર્યો તે દુષ્ટ, બ્રહ્મહત્યારાની જેમ જીવતાં જ મૂએલો એવો હું કયા લોકમાં જઈશ? ॥ ૧૬ ॥ ૧૬॥

**दैवमप्यनृतं वक्ति न मर्त्या एव केवलम्।**
**यद्विश्रम्भादहं पापः स्वसुर्निहतवाञ्छिशून्॥ १७**
**॥ १७ ॥**

માત્ર મનુષ્યો નહીં, દેવો પણ અસત્ય બોલે છે, કે જેમના ઉપર વિશ્વાસ રાખવાથી પાપી એવા મેં બહેનના બાળકોને માર્યા. ॥ ૧૭ ॥ ૧૭ ॥

**मा शोचतं महाभागावात्मजान् स्वकृतम्भुजः।**
**जन्तवो न सदैकत्र दैवाधीनास्तदासते॥ १८**

હે મહાભાગ્યશાળી (બહેન-બનેવી), પોતાનાં પ્રારબ્ધકર્મોને ભોગવનારા (તમારા) પોતાના પુત્રોનો શોક ન કરો, કારણ કે દૈવ(પ્રારબ્ધકર્મ)ને અધીન એવાં પ્રાણીઓ સદાય સાથે અને એક સ્થળે રહેતાં નથી. ॥ ૧૮ ॥

हे महाभागौ, स्वकृतंभुजः स्वारब्धकर्मभोक्तॄन् स्वात्मजान् मा शोचतम्। किंच जन्तवः प्राणिनः सदा नासते किंत्वल्पकालमेव। तदाप्येकत्र नासते किंतु वियुज्यन्ते। यतो दैवाधीनाः॥ १८॥

હે મહાભાગ્યશાળી (બહેન-બનેવી), **'स्वकृतंभुजः'** પોતાનાં પ્રારબ્ધકર્મોને ભોગવનારા પોતાના પુત્રોનો શોક ન કરો. વળી, **'जन्तवः'** પ્રાણીઓ સદાય સાથે રહેતાં નથી, પણ અલ્પ કાળ જ સાથે રહે છે. તેમાં પણ એક સ્થળે રહેતાં નથી, પણ છૂટાં પડે છે, કારણ કે તેઓ દૈવને અધીન છે. ॥ ૧૮ ॥

सदा नासत इत्यनेन यदुक्तं जन्ममरणादि तदपि देहानामेव नात्मन इत्याह—**भुवीति**।

**'सदा न आसते'** (શ્લોક-૧૮) આ દ્વારા જે જન્મ-મરણાદિ કહેવામાં આવ્યાં તે તો શરીરોનાં જ છે, આત્માનાં નથી, એમ કહે છે – **'भुवि इति।'**

**भुवि भौमानि भूतानि यथा यान्त्यपयान्ति च।**
**नायमात्मा तथैतेषु विपर्येति यथैव भूः॥ १९**

જેમ પૃથ્વી ઉપર (ઘટ વગેરે) ભૌતિક પદાર્થો ઉત્પન્ન થાય છે અને નાશ પામે છે, પરંતુ પૃથ્વી વિકાર પામતી નથી, તેમ (જન્માદિ દ્વારા) આ શરીરો વિકાર પામે છે ત્યારે (તેમાં રહેલો) આ આત્મા વિકાર પામતો નથી. ॥ ૧૯ ॥

भूतानि देहा एव यान्त्यपयान्ति च भवन्ति न भवन्ति चेत्यर्थः। यथा भुवि भौमानि घटादीनि तद्वत्। एतेषु भूतेषु जन्मादिभिर्विक्रियमाणेष्वयम-परोक्षतया प्रत्यभिज्ञायमानो न विपर्येति विपर्ययं न प्राप्नोति। एकरूप एव वर्तत इत्यर्थः। भौमेषु विक्रियमाणेषु यथा भूस्तथेति। एवं विचार्यमाणे सति न शोकाद्यवकाशः॥ १९॥

**'भूतानि'** શરીરો જ **'यान्ति-अपयान्ति'** જાય છે અને આવે છે, એમ અર્થ છે. જેમ પૃથ્વી પર **'भौमानि'** ઘટ વગેરે ભૌતિક પદાર્થો ઉત્પન્ન થાય છે અને નાશ પામે છે, તેમ **'एतेषु'** આ શરીરો જન્માદિ દ્વારા વિકાર પામે છે, ત્યારે અપરોક્ષ તરીકે ઓળખાતો આ આત્મા **'न विपर्येति'** જન્માદિ વિકાર પ્રાપ્ત કરતો નથી, પરંતુ એકરૂપે જ રહે છે, એમ અર્થ છે. ભૌતિક પદાર્થો વિકાર પામે છે ત્યારે જેમ પૃથ્વી (વિકાર પામતી નથી) તેમ. આમ વિચાર કરતાં શોકાદિ માટે અવકાશ નથી. ॥૧૯ ॥

अज्ञानतस्तु न निवर्तत इत्याह—**यथेति**।

અજ્ઞાનને કારણે તો સંસાર નિવૃત્ત થતો નથી, એમ કહે છે – '**यथा इति**।'

**यथानेवंविदो भेदो यत आत्मविपर्ययः।**
**देहयोगवियोगौ च संसृतिर्न निवर्तते॥ २०**

આત્મતત્ત્વને યથાવત્ ન જાણનારો મનુષ્ય આત્મા વિષે અન્યથા (દેહ)બુદ્ધિ રાખનારો થાય છે, જેનાથી ભેદબુદ્ધિ થાય છે, જેને કારણે પુત્રાદિનાં શરીરો સાથે સંયોગવિયોગ થાય છે અને તેથી સંસાર નિવૃત્ત થતો નથી. ॥ ૨૦ ॥

यथा यथावत् अनेवंविद एवमजानत आत्मविपर्ययो देहात्मबुद्धिर्भवति यतो विपर्ययाद्भेदो भवति। देहाहंकारेण ह्यात्मनि परिच्छिन्ने सतीदंकारास्पदं भिन्नं भवति यतो भेदात्पुत्रादिदेहैर्योगो वियोगश्च ततः संसृतिः सुखदुःखे इति यावदज्ञानं न निवर्तते इत्यर्थः ॥ २० ॥

'**यथा**' યથાવત્ '**अनेवंविदः**' (જન્માદિ વિકાર આત્માને નથી એમ) આત્મતત્ત્વને ન જાણનારો '**आत्मविपर्ययः**' આત્મા વિષે દેહબુદ્ધિ રાખનારો થાય છે, જે અન્યથા બુદ્ધિથી ભેદબુદ્ધિ થાય છે. દેહના અહંકારથી આત્મા મર્યાદિત થાય છે ત્યારે આ મારાથી ભિન્ન છે, એમ અહંકારનું સ્થાન ભિન્ન થાય છે. (હું જુદો છું, આ જુદો છે, આ મારું છે, આ બીજાનું છે, એવા) જે ભેદથી પુત્રાદિનાં શરીરો સાથે સંયોગવિયોગ થાય છે અને તેનાથી સંસાર થાય છે તથા સુખ અને દુઃખ થાય છે. જ્યાં સુધી અજ્ઞાન દૂર થતું નથી (ત્યાં સુધી સંસાર અને સુખદુઃખ દૂર થતાં નથી), એમ અર્થ છે. ॥ ૨૦ ॥

एवमुक्तप्रकारेण नैते तव तनया अहं तु तावन्न घातितवांस्तथाऽप्यज्ञानदृष्ट्या स्वतनयान्मया व्यापादितानपि माऽनुशोचेति सान्त्वयति—**तस्मादिति**।

આમ કહેવામાં આવેલા પ્રકારે (દેહાદિથી વ્યતિરિક્ત આત્માના જ્ઞાન વડે) આ પુત્રો તારા નથી અને તેથી તેમને હણાવનારો પણ હું નથી, તેમ છતાં અજ્ઞાનદૃષ્ટિથી મારા વડે તારા પુત્રો મરાવવામાં આવ્યા હોવા છતાં તું પોતાના પુત્રોનો શોક ન કર, એમ કંસ સાન્ત્વન આપે છે – '**तस्मात् इति**।'

**तस्माद् भद्रे स्वतनयान् मया व्यापादितानपि।**
**मानुशोच यतः सर्वः स्वकृतं विन्दतेऽवशः॥ २१**

માટે હે કલ્યાણી, મારા દ્વારા હણાવવામાં આવ્યા હોવા છતાં તું પોતાના પુત્રોનો શોક ન કર, કારણ કે સર્વ પ્રાણીઓ પોતે કરેલા કર્મનું ફળ વિવશપણે ભોગવે છે. ॥ ૨૧ ॥

अज्ञानाश्रयमेव कर्मवादमाह—यत इति ॥ २१ ॥

અજ્ઞાનરૂપી આશ્રયવાળા કર્મવાદનું વર્ણન કરે છે – '**यतः इति**।' ॥ ૨૧ ॥

कथं तर्हि ब्राह्मणादिहन्तुस्तद्वध्यस्य च प्रायश्चित्तश्रवणम्, अज्ञानमूलमेवेत्याह—**यावदिति**।

તો પછી બ્રાહ્મણ વગેરેને મારનારનું અને તે વધ કરવા યોગ્યનું પ્રાયશ્ચિત્ત કેમ શ્રુતિમાં કહેવામાં આવે છે? તે માટે ઉત્તર આપે છે કે તે અજ્ઞાનમૂલક જ છે – '**यावत् इति**।'

**यावद्धतोऽस्मि हन्तास्मीत्यात्मानं मन्यतेऽस्वदृक्।**
**तावत्तदभिमान्यज्ञो बाध्यबाधकतामियात्॥ २२**

જ્યાં સુધી દેહાભિમાની મનુષ્ય હું માર્યો ગયો અને હું મારનાર છું, એમ આત્મા વિષે માને છે, ત્યાં સુધી દેહને આત્મા માનનારો તે દેહાભિમાની અજ્ઞાની બાધ્ય-બાધક (પીડા પામનાર અને પીડા આપનાર, તપ્ય-તાપક)ભાવને પામે છે. ॥ ૨૨ ॥

अस्वदृक् देहाभिमानी। तावत्तदभिमानी तस्य देहस्य हननमात्मन्यभिमन्यमान इत्यर्थः॥ २२॥

**'अस्वदृक्'** દેહાભિમાની – પોતાના સ્વરૂપને ન જાણનાર – તેથી તે દેહાભિમાની તેના દેહના નાશનું પોતાના વિષે અનુસંધાન કરે, એમ અર્થ છે. ॥ ૨૨ ॥

**क्षमध्वं मम दौरात्म्यं साधवो दीनवत्सलाः।**
**इत्युक्त्वाश्रुमुखः पादौ श्यालः स्वस्त्रोरथाग्रहीत्॥ २३**

મારી દુષ્ટતાને (તમે બધા) ક્ષમા કરો. સાધુજનો દીનવત્સલ હોય છે, એમ કહી અશ્રુભર્યા મુખવાળા સાળા કંસે બહેન-બનેવીના પગ પકડી લીધા. ॥ ૨૩ ॥

श्यालः कंसः। स्वस्त्रोरिति स्वसृशब्देन द्विवचनानुपपत्त्या मिथुनगणद्वारा मिथुनिलक्षणया स्वसृतत्पत्योरभिधानं लिङ्गसमवायन्यायेन 'प्राणभृत उपदधाति' इतिवत् देवकीवसुदेवयोः प्रत्येकं पादमग्रहीदित्यर्थः। श्यालशब्देन वा कथंचिद्वसुदेवाभिधानम्॥ २३॥

**'श्यालः'** સાળો કંસ – **'स्वस्त्रोः इति।'** સ્વસૃ શબ્દથી ષ.દ્વિ.વ. પ્રમાણે બે બહેનોના – એવો અર્થ અહીં અસંગત બને છે, તેથી (માતા-પિતા વગેરે) જોડકાવાળા હોવાની લક્ષણાથી બહેન અને તેનો પતિ – એ બંનેનું કથન છે. ભિન્ન ભિન્ન લિંગના સમૂહના ન્યાયથી (મીમાંસાદર્શન પ્રમાણે) પ્રાણના સંસ્કારવાળી એક ઈંટ હોવા છતાં તેના સમૂહમાં રહેલી બધી ઈંટોને પ્રાણના સંસ્કારવાળી કહેવાય તેમ **'स्वस्त्रोः'** શબ્દથી અહીં દેવકી-વસુદેવ બંનેના પગ પકડ્યા એમ અર્થ છે. અથવા **श्याल** શબ્દથી કોઈક રીતે વસુદેવજીનું કથન સમજવું. (श्यालस्वस्त्रोः) ॥ ૨૩ ॥

**मोचयामास निगडाद् विश्रब्धः कन्यकागिरा।**
**देवकीं वसुदेवं च दर्शयन्नात्मसौहृदम्॥ २४**

(દેવકી અને વસુદેવ નિર્દોષ છે – એવી) કન્યા(રૂપી યોગમાયા)ની વાણી ઉપર જેણે વિશ્વાસ કર્યો તેવા કંસે પોતાની સહૃદયતા દર્શાવતાં, દેવકી અને વસુદેવને લોઢાની સાંકળથી છોડ્યાં. ॥ ૨૪ ॥

आत्मसौहृदं प्रियवादादिना दर्शयन्॥ २४॥

મધુર વાણી વગેરે દ્વારા પોતાની સહૃદયતા દર્શાવતાં ॥ ૨૪ ॥

**भ्रातुः समनुतप्तस्य क्षान्तरोषा च देवकी।**
**व्यसृजद् वसुदेवश्च प्रहस्य तमुवाच ह॥ २५**

॥ २५ ॥

(અરેરે, મેં ભાણિયાઓને વ્યર્થ જ મારી નાખ્યા અને કેવળ પાપનું જ ઉપાર્જન કર્યું, એમ) ખૂબ જ પશ્ચાત્તાપ કરતા ભાઈને જેનો રોષ ક્ષમાયુક્ત થયો છે એવી દેવકીએ જવાની રજા આપી અને વસુદેવજીએ હસીને તે(કંસ)ને કહ્યું. ॥ ૨૫ ॥ ૨૫ ॥

**टिप्पणी**—तत्र च भ्रातुरपराधं क्षान्त्वा रोषं शोकं च व्यसृजदिति।

**'क्षान्त्वा रोषम्'** પાઠમાં, દેવકીએ ભાઈના અપરાધને ક્ષમા કરીને પોતાના રોષને(શોકને) છોડી દીધો.

**एवमेतन्महाभाग यथा वदसि देहिनाम्।**
**अज्ञानप्रभवाऽहंधीः स्वपरेति भिदा यतः॥ २६**

॥ २६ ॥

હે મહા-(અ)ભાગ, આપ જેમ કહો તેમ જ આ છે કે પ્રાણીઓની દેહાદિમાં આત્મબુદ્ધિ છે તે અજ્ઞાનને કારણે ઉત્પન્ન થનારી છે, કે જેનાથી પોતાનું અને પારકું, એમ ભેદ(દૃષ્ટિ) થાય છે. ॥ २६ ॥

स्वपरभेददर्शने किं भवति तदाह—**शोकहर्षेति**।

પોતાનામાં અને પારકામાં ભેદદર્શન કરવામાં શું થાય છે, તે કહે છે – **'शोकहर्ष इति।'**

**शोकहर्षभयद्वेषलोभमोहमदान्विताः ।**
**मिथो घ्नन्तं न पश्यन्ति भावैर्भावं पृथग्दृशः॥ २७**

શોક, હર્ષ, ભય, દ્વેષ, લોભ, મોહ, મદથી યુક્ત એવા ભેદદૃષ્ટિવાળા મનુષ્યો (નિમિત્તરૂપ થયેલા) ભાવો દ્વારા નાશ કરતા ઈશ્વરને જોતા નથી. ॥ २७॥

भावैरेव निमित्तभूतैर्मिथो भावान् घ्नन्तं भावमीश्वरम्। पृथग्दृशस्ते न पश्यन्ति किंत्वहमेव हन्ता हतश्चेति मन्यन्त इत्यर्थः॥ २७॥

**'भावैः'** નિમિત્તરૂપ થયેલા ભાવો દ્વારા જ ભાવોનો પરસ્પર નાશ કરતા **'भावम्'** ઈશ્વરને તે ભેદબુદ્ધિવાળા મનુષ્યો જોતા નથી, પરંતુ હું જ હણનારો છું અને હું જ હણાયો છું, એમ માને છે, એમ અર્થ છે. ॥ २७ ॥

श्रीशुक उवाच

**कंस एवं प्रसन्नाभ्यां विशुद्धं प्रतिभाषितः।**
**देवकीवसुदेवाभ्यामनुज्ञातोऽविशद् गृहम्॥ २८**

**શ્રીશુકદેવજી બોલ્યા** – આ રીતે પ્રસન્ન થયેલાં દેવકી અને વસુદેવજી દ્વારા નિષ્કપટપણે જેને કહેવામાં આવ્યું તે કંસ તેમની અનુમતિ લઈ (પોતાના) ભવનમાં પ્રવેશ્યો. ॥ २८ ॥

विशुद्धं यथा भवति॥ २८॥

વિશુદ્ધ અર્થાત્ નિષ્કપટ જેમ હોય તેમ ॥ २८ ॥

**तस्यां रात्र्यां व्यतीतायां कंस आहूय मन्त्रिणः।**
**तेभ्य आचष्ट तत् सर्वं यदुक्तं योगनिद्रया॥ २९**

॥ २९ ॥

તે રાત વીતી ગઈ ત્યારે કંસે મંત્રીઓને બોલાવીને યોગમાયા દ્વારા જે કહેવામાં આવ્યું હતું તે સર્વ તેમને કહ્યું. ॥ २९ ॥ २९ ॥

**आकर्ण्य भर्तुर्गदितं तमूचुर्देवशत्रवः।**
**देवान् प्रति कृतामर्षा दैतेया नातिकोविदाः॥ ३०**

સ્વામીનું કહ્યું સાંભળીને, દેવતાઓના શત્રુ અને દેવો પ્રત્યે ક્રોધ કરનારા, ટૂંકી બુદ્ધિવાળા દૈત્યોએ તે(કંસ)ને કહ્યું. ॥ ૩૦ ॥

नातिकोविदा दृष्टमात्रमतयो न दीर्घदर्शनाः ॥ ३०॥

**'न-अति-कोविदाः'** નિપુણ ન હોય તેવા, દેખાય તેને જ માનનારા, દીર્ઘદૃષ્ટિ ન હોય તેવા ॥ ૩૦ ॥

**एवं चेत्तर्हि भोजेन्द्र पुरग्रामव्रजादिषु।**
**अनिर्दशान् निर्दशांश्च हनिष्यामोऽद्य वै शिशून्॥ ३१**

જો એમ જ હોય તો હે ભોજરાજ! શહેરો, ગામો, નેસડા વગેરેમાં દસ દિવસની અંદરનાં અને દસ દિવસની ઉપરનાં બાળકોને અમે આજે જ મારી નાખીશું. ॥ ૩૧ ॥

न निर्गतानि दश दिनानि येषां तानन्यांश्च ॥ ३१ ॥

जेमने दस दिवस थया नथी तेवां બાળકોને અને બીજાં (દસ દિવસની ઉપરનાં) શિશુઓને ॥ ૩૧ ॥

**किमुद्यमैः करिष्यन्ति देवाः समरभीरवः ।**
**नित्यमुद्विग्नमनसो ज्याघोषैर्धनुषस्तव ॥ ३२**

॥ ३२ ॥

યુદ્ધથી ડરનારા અને આપના ધનુષ્યની દોરીના ટંકારથી સદાય ઉદ્વિગ્ન મનવાળા દેવો તેમના પ્રયત્નોથી શું કરી લેવાના છે? ॥ ૩૨॥ ૩૨॥

**अस्यतस्ते शरव्रातैर्हन्यमानाः समन्ततः ।**
**जिजीविषव उत्सृज्य पलायनपरा ययुः ॥ ३३**

બાણ છોડતા એવા આપના બાણસમૂહોથી ચોતરફ હણાતા, જીવવાની ઈચ્છાવાળા અને પલાયન એ જ જેમનો જીવન માટેનો ઉપાય છે તેવા (દેવો) (રણ) છોડીને ભાગ્યા છે. ॥ ૩૩ ॥

अस्यतो विध्यतः सतः। उत्सृज्य रणं त्यक्त्वा ॥ ३३ ॥

**'अस्यतः'** બાણ છોડતા, વીંધતા – **'उत्सृज्य'** રણ છોડીને ॥ ૩૩ ॥

**केचित् प्रांजलयो दीना न्यस्तशस्त्रा दिवौकसः ।**
**मुक्तकच्छशिखाः केचिद् भीताः स्म इति वादिनः ॥ ३४**

॥ ३४ ॥

જેમણે શસ્ત્રો છોડી દીધાં છે તેમ જ જેમની કાછડી અને ચોટલી છૂટી ગઈ છે તેવા કેટલાક દેવો (આપની સમક્ષ) હાથ જોડી દીન થઈ 'અમે ભયભીત થયા છીએ.' એમ કહે છે. ॥ ૩૪ ॥ ૩૪॥

**न त्वं विस्मृतशस्त्रास्त्रान् विरथान् भयसंवृतान् ।**
**हंस्यन्यासक्तविमुखान् भग्नचापानयुध्यतः ॥ ३५**

(ભયને કારણે) અસ્ત્ર અને શસ્ત્ર ભૂલી જનારા, રથવિહોણા થયેલા, ભયથી યુક્ત થયેલા, અન્યત્ર આસક્ત હોવાથી યુદ્ધથી વિમુખ થયેલા, ભાંગેલા ધનુષવાળા અને જેઓ યુદ્ધ કરતા નથી, તેમને તમે હણતા નથી. ॥ ૩૫ ॥

अन्यासक्तान्विमुखांश्चेति न हंसि न हिनत्सि ॥ ३५ ॥

અન્યત્ર આસક્ત હોવાથી યુદ્ધથી વિમુખ થયેલાઓને **'न हंसि'** તમે હણતા નથી. ॥ ૩૫ ॥ (**'भयसन्नतान्'** પાઠમાં ભયથી શરણે આવેલા દેવોને, એમ અર્થ છે.)

**किं क्षेमशूरैर्विबुधैरसंयुगविकत्थनैः ।**
**रहोजुषा किं हरिणा शम्भुना वा वनौकसा ।**
**किमिन्द्रेणाल्पवीर्येण ब्रह्मणा वा तपस्यता ॥ ३६**

નિર્ભય સ્થાનમાં શૂરા અને યુદ્ધ ન હોય ત્યાં બડાશ હાંકનારા દેવોથી આપણું શું અનિષ્ટ થવાનું છે? એકાંતમાં રહેનારા હરિથી કે વનમાં રહેનારા શંકરથી આપણું શું બગડવાનું છે? અલ્પ પરાક્રમવાળા ઈન્દ્રથી કે તપશ્ચર્યા કરતા બ્રહ્માથી આપણું શું થવાનું છે? ॥ ૩૬ ॥

क्षेमे निर्भये देशे शूरैः । संयुगादन्यत्र विकत्थनं प्रौढिवादो येषां तैः । ननु हरेर्बिभेमि शंभोश्चेति चेत्तत्राहुः—रहोजुषेति । सर्वस्याप्यन्तःप्रविष्टेन क्वचिदपि बहिरदृष्टेनेत्यर्थः । पुरुषप्रवृत्तिरहित-मिलावृतवनमोको यस्य तेन शंभुना वा ॥ ३६ ॥

**'क्षेमे'** નિર્ભય સ્થાનમાં શૂરા અને યુદ્ધ ન હોય ત્યાં **'विकत्थनम्'** બડાશ છે જેમની તે દેવોથી – શંકા કરે છે કે જો (કંસ કહે કે) મને હરિનો અને શંકરનો ભય લાગે છે, તો તે માટે (દૈત્યો) કહે છે કે – **'रहोजुषा इति।'** સર્વ કોઈની અંદર પ્રવિષ્ટ હોવાથી ક્યારેય પણ બહાર ન દેખાતા હરિથી, એમ અર્થ છે. અથવા પુરુષની પ્રવૃત્તિ વગરનું ઈલાવૃતરૂપ વન નિવાસસ્થાન છે જેમનું તે શંકરથી (આપણું શું અનિષ્ટ થવાનું છે?) ॥ ૩૬ ॥

यद्यप्युद्यमैर्देवा न किंचिदपि कर्तुं समर्थास्तथापि नीतिरनुसर्तव्येत्याहुः—**तथापीति**।

જો કે ઉદ્યમથી દેવો કંઈ પણ કરવા માટે સમર્થ નથી, તેમ છતાં પણ રાજનીતિ અનુસરવા યોગ્ય છે, એમ તેઓ કહે છે – **'तथापि इति।'**

**तथापि देवाः सापत्न्यान्नोपेक्ष्या इति मन्महे।**
**ततस्तन्मूलखनने नियुङ्क्ष्वास्माननुव्रतान्॥ ३७**

॥ ३७ ॥

તેમ છતાં પણ શત્રુતાને કારણે દેવો ઉપેક્ષા કરવા યોગ્ય નથી, એમ અમે માનીએ છીએ. તેથી તેમનું મૂળ(ખોદી) કાઢી નાખવા માટે અનુચરો એવા અમને નિયુક્ત કરો. ॥ ૩૭ ॥ ૩૭ ॥

**यथाऽऽमयोऽङ्गे समुपेक्षितो नृभि-**
**र्न शक्यते रूढपदश्चिकित्सितुम्।**
**यथेन्द्रियग्राम उपेक्षितस्तथा**
**रिपुर्महान् बद्धबलो न चाल्यते॥ ३८**

શરીરમાં ઉપેક્ષા કરવામાં આવેલો રોગ મૂળ જામી જતાં મનુષ્ય દ્વારા જેમ મટાડી શકાતો નથી, જેમ (નિરંકુશ રાખવામાં આવેલો) ઈન્દ્રિયસમૂહ (વશ કરી શકાતો નથી), તેમ ઉપેક્ષા કરવામાં આવેલો શત્રુ પણ વધારે પ્રબળ બને છે ત્યારે તેને હરાવી શકાતો નથી. ॥ ૩૮ ॥

रूढपदो बद्धमूलः ॥ ३८ ॥

**'रूढपदः'** જેનું મૂળ જામી ગયું છે તે રોગ ॥ ૩૮ ॥

**मूलं हि विष्णुर्देवानां यत्र धर्मः सनातनः ।**
**तस्य च ब्रह्मगोविप्रास्तपो यज्ञाः सदक्षिणाः ॥ ३९**

દેવોનું મૂળ વિષ્ણુ જ છે કે જ્યાં સનાતન ધર્મ છે. તેમ જ વેદો, ગાયો, બ્રાહ્મણો, તપ તથા દક્ષિણા સહિતના યજ્ઞો તે સનાતન ધર્મનું મૂળ છે. ॥ ૩૯ ॥

देवानां मूलं विष्णुः स च यत्र धर्मस्तत्रास्ते। धर्मस्य मूलं वेदादय इति॥ ३९ ॥

દેવોનું મૂળ વિષ્ણુ છે અને તે વિષ્ણુ જ્યાં છે ત્યાં સનાતન ધર્મ રહે છે. ધર્મનું મૂળ વેદ વગેરે છે. ॥ ૩૯ ॥

**तस्मात् सर्वात्मना राजन् ब्राह्मणान् ब्रह्मवादिनः ।**
**तपस्विनो यज्ञशीलान् गाश्च हन्मो हविर्दुघाः ॥ ४०**

॥ ४० ॥

તેથી હે રાજા, હર કોઈ પ્રકારે વેદવાદી બ્રાહ્મણોને, તપસ્વીઓને, યજ્ઞ કરનારાઓને તથા હવિષ્ય દોહી આપનારી ગાયોને અમે મારી નાખીએ છીએ. ॥ ૪૦ ॥ ૪૦ ॥

**विप्रा गावश्च वेदाश्च तपः सत्यं दमः शमः ।**
**श्रद्धा दया तितिक्षा च क्रतवश्च हरेस्तनूः ॥ ४१**
॥ ४१ ॥

વિપ્રો અને ગાયો, વેદો, તપ, સત્ય, ઈન્દ્રિયદમન, મનોજય, શ્રદ્ધા, દયા, તિતિક્ષા અને યજ્ઞો– (આ સર્વ) શ્રીહરિનું શરીર છે. ॥ ૪૧ ॥ ૪૧ ॥

**स हि सर्वसुराध्यक्षो ह्यसुरद्विड् गुहाशयः ।**
**तन्मूला देवताः सर्वाः सेश्वराः सचतुर्मुखाः ।**
**अयं वै तद्वधोपायो यदृषीणां विहिंसनम् ॥ ४२**

તે વિષ્ણુ (સર્વ) દેવોનો અધ્યક્ષ છે, અસુરોનો શત્રુ છે, અન્તઃકરણમાં ગુપ્તરૂપે રહેનારો છે, ચાર મુખવાળા બ્રહ્મા અને ઈશ્વર (શંકર) સહિત સર્વ દેવોનું મૂળ છે. (વેદજ્ઞ ઋષિઓ ઉપદેશ કરનારા હોવાથી) ઋષિઓની જે હિંસા છે તે જ તે વિષ્ણુના નાશનો ઉપાય છે. ॥ ૪૨ ॥

किंच विप्रादयो हरेरेव तनवो यस्मात्तस्मा-दयमेवोपाय इत्याहुः—अयमिति ॥ ४२ ॥

વળી, જેથી વિપ્ર વગેરે શ્રીહરિનાં શરીરો જ છે, તેથી (વિપ્રોને ઉપદેશ આપનારા ઋષિઓની હિંસા) આ જ ઉપાય છે, એમ તેઓ કહે છે – '**अयम् इति।**' ॥ ૪૨ ॥

श्रीशुक उवाच

**एवं दुर्मन्त्रिभिः कंसः सह सम्मन्त्र्य दुर्मतिः ।**
**ब्रह्महिंसां हितं मेने कालपाशावृतोऽसुरः ॥ ४३**
॥ ४३ ॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – આમ, કાળના પાશમાં સપડાયેલા દુર્બુદ્ધિ અસુર કંસે દુષ્ટ મંત્રીઓ સાથે વિચારણા કરીને બ્રાહ્મણોની હિંસાને પોતાનું હિત માન્યું. ॥ ૪૩ ॥ ૪૩ ॥

**सन्दिश्य साधुलोकस्य कदने कदनप्रियान् ।**
**कामरूपधरान् दिक्षु दानवान् गृहमाविशत् ॥ ४४**
॥ ४४ ॥

(અન્ય જનોને) દુઃખ પહોંચાડવાનું જેમને પ્રિય છે તેવા ઈચ્છાનુસાર રૂપ ધારણ કરનારા અસુરોને સર્વ દિશાઓમાં રહેલા સાધુજનોની હિંસા કરવાનો આદેશ આપી (કંસ પોતાના) ભવનમાં પ્રવેશ્યો. ॥ ૪૪ ॥ ૪૪ ॥

**ते वै रजःप्रकृतयस्तमसा मूढचेतसः ।**
**सतां विद्वेषमाचेरुरारादागतमृत्यवः ॥ ४५**

જેમનું મૃત્યુ સમીપમાં જ આવી ગયું હતું તથા જેમનું ચિત્ત તમોગુણથી મૂઢ બન્યું હતું તેવા રજોગુણી પ્રકૃતિવાળા અસુરો સત્પુરુષોનો દ્વેષ કરવા લાગ્યા. ॥ ૪૫ ॥

आरात्समीपमागतो मृत्युर्येषां ते ॥ ४५ ॥

'**आरात्**' નિકટ આવી ગયું છે મૃત્યુ જેમનું તે અસુરો ॥ ૪૫ ॥

सतां विद्वेषो न मृत्युमात्रहेतुः किंतु बह्वनर्थकारीत्याह—**आयुः श्रियमिति** ।

સત્પુરુષોનો દ્વેષ માત્ર મૃત્યુનું કારણ જ નહીં, પરંતુ અત્યંત અનર્થકારી છે, એમ કહે છે – '**आयुः श्रियम् इति।**'

**आयुः श्रियं यशो धर्मं लोकानाशिष एव च।**
**हन्ति श्रेयांसि सर्वाणि पुंसो महदतिक्रमः॥ ४६**

॥ ४६ ॥

મહાપુરુષોનો અપરાધ મનુષ્યનાં આયુષ્ય, લક્ષ્મી, યશ, ધર્મ, સ્વર્ગાદિ લોક, કામનાઓ તથા સર્વ કલ્યાણોનો નાશ કરે છે. ॥ ૪૬ ॥ ૪૬ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे पूर्वार्धे चतुर्थोध्यायः॥ ४॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे पूर्वार्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां चतुर्थोऽध्यायः॥ ४॥

*****

# अथ पञ्चमोऽध्यायः

## ગોકુળમાં ભગવાનનો જન્મમહોત્સવ

पञ्चमे जातकं नन्दः सूनोः कृत्वा महोत्सवम्।
गत्वाऽथ मथुरां प्राप वसुदेवागमोत्सवम्॥ १॥

પાંચમા અધ્યાયમાં નંદરાયજીએ પુત્રનો જાતકર્મ (સંસ્કાર) મહોત્સવ કરીને પછી મથુરા જઈને વસુદેવજીને મળવાનો આનંદ પ્રાપ્ત કર્યો. (તે કથા કહેવાશે.) ॥ ૧ ॥

**श्रीशुक उवाच**

**नन्दस्त्वात्मज उत्पन्ने जाताह्लादो महामनाः।**
**आहूय विप्रान् वेदज्ञान् स्नातः शुचिरलंकृतः॥ १**

**वाचयित्वा स्वस्त्ययनं जातकर्मात्मजस्य वै।**
**कारयामास विधिवत् पितृदेवार्चनं तथा॥ २**

**શ્રીશુકદેવજી બોલ્યા** – નંદરાયજીને આત્મજ (પુત્ર) ઉત્પન્ન થયો ત્યારે તેમને અત્યંત આનંદ થયો. ઉદાર ચિત્તવાળા તેમણે વેદજ્ઞ બ્રાહ્મણોને બોલાવી, સ્નાન કરી, પવિત્ર થઈ, અલંકારો ધારણ કરી, માંગલિક સૂક્તોનું વાંચન કરાવી, પુત્રનો જાતકર્મ સંસ્કાર કરાવ્યો અને પિતૃઓ તથા દેવતાઓનું વિધિપૂર્વક પૂજન કરાવ્યું. ॥ ૧ ॥ ૨ ॥

महामना उदारचित्तः॥ १॥ २॥

**'महामनाः'** ઉદાર ચિત્તવાળા ॥ ૧ ॥ ૨ ॥

**धेनूनां नियुते प्रादाद् विप्रेभ्यः समलंकृते।**
**तिलाद्रीन् सप्त रत्नौघशातकौम्भाम्बरावृतान्॥ ३**

સુંદર રીતે અલંકૃત કરેલી બે લાખ ગાયો તથા રત્નોના સમૂહો તેમ જ સુવર્ણના રસમાં રંગેલાં વસ્ત્રોથી વીંટાયેલા સાત તલના પર્વતોનું બ્રાહ્મણોને દાન કર્યું. ॥ ૩ ॥

नियुते द्वे लक्षे। सप्ततिलपर्वतांश्च प्रादात्। कथंभूतान् । रत्नौघैः रत्नसमूहैः। शातकौम्भाम्बरैः सुवर्णरसाक्तैरम्बरैश्चावृतान्॥ ३॥

**'नियुते'** બે લાખ (ગાયોનું) તથા સાત તલના પર્વતોનું બ્રાહ્મણોને દાન કર્યું. કેવા પર્વતોનું દાન કર્યું? **'रत्न-ओघैः'** રત્નોના સમૂહોથી અને **'शातकौम्भ-अम्बैरः'** સુવર્ણના રસથી રંગેલાં (જરીનાં) વસ્ત્રોથી વીંટાયેલા સાત પર્વતોનું દાન કર્યું. ॥ ૩ ॥

द्रव्याणां गोहिरण्यादीनां मध्ये केषांचिद्दानैरेव शुद्धिर्यथा तथान्नदानादियुक्तजातकर्मादिसंस्कारैरेव गर्भाणां शुद्धिरिति दर्शयितुं प्रतिनियतानि शोधकानि दृष्टान्तत्वेनोदाहरति—**कालेनेति**।

**कालेन स्नानशौचाभ्यां संस्कारैस्तपसेज्यया।**
**शुध्यन्ति दानैः सन्तुष्ट्या द्रव्याण्यात्माऽऽत्मविद्यया॥ ४**

कालेन भूम्यादि, स्नानेन देहादि, शौचेनामेध्यलिप्तादि, संस्कारैर्गर्भादि, तपसा इन्द्रियादि, इज्यया ब्राह्मणादि, दानैर्द्रव्यादि, संतुष्ट्या मनः, आत्मा आत्मविद्यया इति॥ ४॥

**सौमंगल्यगिरो विप्राः सूतमागधबन्दिनः।**
**गायकाश्च जगुर्नेदुर्भेर्यो दुन्दुभयो मुहुः॥ ५**

सौमङ्गल्यगिरः स्वस्तिवाचका विप्रादयो बभूवुः। तत्र—

‘सूताः पौराणिकाः प्रोक्ता मागधा वंशशंसकाः।
बन्दिनस्त्वमलप्रज्ञाः प्रस्तावसदृशोक्तयः॥’
॥ ५॥

**व्रजः सम्मृष्टसंसिक्तद्वाराजिरगृहान्तरः।**
**चित्रध्वजपताकास्त्रक्चैलपल्लवतोरणैः॥ ६**

ગાય, સુવર્ણ વગેરેમાંથી કેટલાંક દ્રવ્યોની શુદ્ધિ જેમ દાનથી જ થાય છે, તેમ જન્મસમયે કરવામાં આવતા જાતકર્માદિ સંસ્કારોથી જ ગર્ભની શુદ્ધિ થાય છે, એમ દર્શાવવા માટે નિયત કરવામાં આવેલાં શુદ્ધિ કરનારાં તત્ત્વોનું દૃષ્ટાન્તરૂપે ઉદાહરણ આપે છે – **‘कालेन इति।’**

કાળથી (ભૂમિ વગેરે શુદ્ધ થાય છે), સ્નાન કરવાથી (શરીરાદિ), ધોવાથી (વસ્ત્ર, પાત્રાદિ શુદ્ધ થાય છે), (જાતકર્માદિ) સંસ્કારો કરવાથી (ગર્ભ શુદ્ધ થાય છે), તપ કરવાથી (ઇન્દ્રિયો અને) યજ્ઞ કરવાથી બ્રાહ્મણો, દાન કરવાથી (ધન), સંતોષથી (મન) અને બ્રહ્મવિદ્યાથી જીવાત્મા શુદ્ધ થાય છે. ॥ ૪ ॥

કાળથી ભૂમિ વગેરે શુદ્ધ થાય છે, સ્નાનથી શરીરાદિ, ધોવાથી મેલાં થયેલાં વસ્ત્ર-પાત્રાદિ વગેરે, સંસ્કારોથી ગર્ભાદિ, તપથી ઇન્દ્રિયાદિ, યજ્ઞથી બ્રાહ્મણો, દાનથી દ્રવ્યાદિ, સંતોષથી મન અને બ્રહ્મવિદ્યાથી જીવાત્મા શુદ્ધ થાય છે. ॥ ૪ ॥

વિપ્રો, પૌરાણિકો, વંશાવળી કહેનારા (માગધો) તથા બંદિજનો (ભાટ, ચારણો) સુંદર માંગલિક વચનો કહેવા લાગ્યા. ગવૈયા ગાન કરવા લાગ્યા તથા ભેરીઓ અને દુંદુભિઓ વારંવાર વાગવા લાગ્યાં. ॥ ૫ ॥

વિપ્રો વગેરે **‘सौमंगल्यगिरः’** સ્વસ્તિવાચન કરનારા બન્યા. તે વિષયમાં –

‘સૂતજનો પૌરાણિકો કહેવાયા છે. માગધો વંશાવળી કહેનારાઓ તથા શુદ્ધ બુદ્ધિવાળા બંદિજનો પ્રસંગને અનુરૂપ બોલનારા હોય છે.’ ॥ ૫ ॥

વાળીઝૂડીને સ્વચ્છ કરાયેલાં અને પાણીનો છંટકાવ કરાયેલાં દ્વારો, આંગણાંઓ અને ઘરના ખંડોવાળું વ્રજ રંગબેરંગી ધજા, પતાકા, માળા, વસ્ત્ર અને પાંદડાંનાં તોરણોથી (અલંકૃત થઈ ગયું).॥૬॥

संमृष्टानि संसिक्तानि च द्वाराण्यजिराण्यङ्गनानि गृहान्तराणि गृहमध्यानि च यस्मिन्स तथा। चित्रध्वजेषु पताकानां स्रजश्च चैलपल्लवतोरणानि च तैर्भूषिताः ॥ ६ ॥

વાળીઝૂડીને સાફ કરવામાં આવેલાં અને (ચંદન વગેરેના જળથી) છંટકાવ કરાયેલાં દ્વારો, આંગણાંઓ **'गृहान्तराणि'** ઘરના અંદરના ઓરડાઓ છે જેમાં તેવું વ્રજ – રંગબેરંગી ધજાઓમાં પતાકાઓની સેરો તથા વસ્ત્ર અને પાંદડાંઓ, તેમનાથી અલંકૃત થયેલું વ્રજ॥૬॥ **'भूषिता इत्यध्याहारः'** અલંકૃત થઈ ગયું, એટલું અધ્યાહાર છે.

**નોંધ** – આ શ્લોકની ટીકામાં **'भूषिताः'** પાઠ છે ત્યાં **'भूषितः'** હોવું જોઈએ, કારણ કે व्रजः પદની સાથે તેનો સંબંધ છે. અન્ય ટીકાઓમાં **भूषितः** પાઠ મળે છે.

**गावो वृषा वत्सतरा हरिद्रातैलरूषिताः।**
**विचित्रधातुबर्हस्रग्वस्त्रकांचनमालिनः ॥ ७**

ગાયો, બળદો અને વાછરડાં હળદરવાળા તેલથી રંગાયેલાં અને (ગેરુ વગેરે) જાત જાતની ધાતુઓ-મોરપિચ્છ-માળાઓ-વસ્ત્રો-સુવર્ણમાળાઓરૂપ અલંકારવાળાં બન્યાં. ॥ ૭ ॥

हरिद्रातैलै रूषिता लिप्ताः। विचित्रधातवश्च बर्हस्रजश्च वस्त्राणि च काञ्चनमालाश्चालंकारतया विद्यन्ते येषां ते। तथाभूता गवादयो बभूवुरित्यर्थः ॥ ७ ॥

હળદરવાળા તેલથી **'रूषिताः'** રંગાયેલાં તથા ગેરુ વગેરે જાતજાતની ધાતુઓ, મોરપિચ્છ, માળાઓ તથા વસ્ત્રો અને સુવર્ણમાળાઓ અલંકારરૂપે રહેલાં છે જેમનાં તેવાં ગાયો, બળદો અને વાછરડાં બન્યાં, એમ અર્થ છે. ॥ ૭ ॥

**महार्हवस्त्राभरणकंचुकोष्णीषभूषिताः ।**
**गोपाः समाययू राजन् नानोपायनपाणयः ॥ ८**

॥ ८ ॥

હે રાજા, મહામૂલાં વસ્ત્રો, અલંકારો, અંગરખા અને પાઘડીઓથી વિભૂષિત થયેલા ગોપજનો હાથમાં જાતજાતની ભેટો લઈ (નંદરાયજીના ગૃહમાં) આવી પહોંચ્યા. ॥ ૮ ॥ ૮ ॥

**गोप्यश्चाकर्ण्य मुदिता यशोदायाः सुतोद्भवम्।**
**आत्मानं भूषयांचक्रुर्वस्त्राकल्पांजनादिभिः ॥ ९**

યશોદાજીને ત્યાં પુત્રનું પ્રાકટ્ય સાંભળીને ગોપીઓ પણ પ્રસન્ન થઈ વસ્ત્ર, અલંકાર, અંજન વગેરેથી પોતાના દેહને અલંકૃત કરવા લાગી. ॥૯ ॥

आकल्पा अलंकाराः ॥ ९ ॥

**'आकल्पाः'** અલંકારો ॥ ૯ ॥

**नवकुंकुमकिंजल्कमुखपंकजभूतयः ।**
**बलिभिस्त्वरितं जग्मुः पृथुश्रोण्यश्चलत्कुचाः ॥ १०**

નવીન કેસરના (પિસાયેલા) તાંતણાઓથી જેમનાં મુખકમળોમાં શોભા છે તેવી તથા વિશાળ નિતમ્બ અને ચલાયમાન સ્તનોવાળી વ્રજાંગનાઓ ઉપહાર સહિત (નંદરાયજીના ગૃહે) ત્વરાથી જવા લાગી. ॥ ૧૦ ॥

नवकुङ्कुमकिंजल्कैर्मुखपङ्कजेषु भूतिः श्रीर्यासां ताः ॥ १० ॥

નવીન કેસરના (પિસાયેલા) તાંતણાઓથી જેમનાં મુખકમળોમાં '**भूतिः**' શોભા છે તેવી વ્રજાંગનાઓ. ॥ ૧૦ ॥

**गोप्यः सुमृष्टमणिकुण्डलनिष्ककण्ठ्य-**
**श्चित्राम्बराः पथि शिखाच्युतमाल्यवर्षाः ।**
**नन्दालयं सवलया व्रजतीर्विरेजु-**
**र्व्यालोलकुण्डलपयोधरहारशोभाः ॥ ११**

જેમનાં ઉજ્જ્વળ મણિજડિત કુંડળો અને કંઠમાં સુવર્ણનાં પદકવાળી કંઠીઓ છે, રંગબેરંગી વસ્ત્રો છે, જેમની વેણીમાંથી ખરેલાં પુષ્પોની વૃષ્ટિ થઈ રહી છે, ચંચળ કુંડળ, સ્તન અને હારથી જેમની શોભા છે તેવી, નંદાલય તરફ જતી, કંકણથી ભૂષિત થયેલી વ્રજાંગનાઓ માર્ગમાં શોભતી હતી. ॥ ૧૧॥

सुमृष्टान्युज्ज्वलितानि मणिमयानि कुण्डलानि यासाम्। निष्कानि पदकानि कण्ठेषु यासां ताश्च। शिखाभ्यश्च्युतानि माल्यवर्षाणि यासां ताः। नन्दालयं व्रजतीर्व्रजन्त्यः। पथि विरेजुः। सवलयाः कङ्कणभूषिताः व्यालोलैः कुण्डलादिभिः शोभा यासां ताः॥ ११ ॥

'**सुमृष्टानि**' ઉજ્જ્વળ મણિજડિત કુંડળો છે જેમનાં તથા '**निष्कानि**' સુવર્ણપદક(વાળી કંઠીઓ) છે જેમના કંઠમાં તે ગોપીઓ, જેમની વેણીમાંથી ખરેલાં પુષ્પોની વૃષ્ટિ થઈ રહી છે તે ગોપીઓ, નંદાલય તરફ '**व्रजतीः**' व्रजन्त्यः (પ્ર.બ.વ.નું રૂપ થાય) જતી ગોપીઓ માર્ગમાં શોભતી હતી. '**सवलयाः**' કંકણથી ભૂષિત થયેલી, ચંચળ કુંડળ વગેરેથી શોભા છે જેમની તે ગોપીઓ ॥ ૧૧ ॥

**ता आशिषः प्रयुंजानाश्चिरं पाहीति बालके ।**
**हरिद्राचूर्णतैलाद्भिः सिंचन्त्योऽजनमुज्जगुः ॥ १२**

તે ગોપીઓ '(હે પરમેશ્વર, આ બાળકનું) ચિરકાળ પર્યન્ત રક્ષણ કરજો.' એમ બાળકને આશીર્વાદ આપતી (સર્વે જનો ઉપર) હળદરનું ચૂર્ણ, તેલ અને પાણી છાંટતી અજન્મા (પરમેશ્વર)ના ગુણો ઉચ્ચ સ્વરે ગાવા લાગી. ॥ ૧૨ ॥

जनं सिंचन्त्यः। अजनमुज्जगुरिति वा॥ १२॥

(સર્વે) જનો ઉપર છાંટતી – અથવા અજન (અજન્મા) પરમેશ્વરના (ગુણો) ગાવા લાગી. ॥ ૧૨॥

**अवाद्यन्त विचित्राणि वादित्राणि महोत्सवे।**
**कृष्णे विश्वेश्वरेऽनन्ते नन्दस्य व्रजमागते॥ १३**

॥ १३ ॥

વિશ્વેશ્વર, અનંત, શ્રીકૃષ્ણ નંદરાયજીના વ્રજમાં પધાર્યા ત્યારે (પ્રાકટ્ય)મહોત્સવમાં જાતજાતનાં વાજાં વાગવા લાગ્યાં. ॥ ૧૩ ॥ ૧૩ ॥

**गोपाः परस्परं हृष्टा दधिक्षीरघृताम्बुभिः ।**
**आसिञ्चन्तो विलिम्पन्तो नवनीतैश्च चिक्षिपुः ॥ १४**

॥ १४ ॥

હર્ષવિભોર ગોવાળો એકબીજા ઉપર દહીં, દૂધ, ઘી અને જળથી છંટકાવ કરતા અને માખણથી એકબીજાને લીંપતા, એકબીજા ઉપર (માખણના લોંદા) ફેંકવા માંડ્યા. ॥ ૧૪ ॥ ૧૪ ॥

**नन्दो महामनास्तेभ्यो वासोऽलंकारगोधनम् ।**
**सूतमागधबन्दिभ्यो येऽन्ये विद्योपजीविनः ॥ १५**

પરમ ઉદાર મનવાળા નંદરાયજીએ તે (ગોવાળો, ગોપીઓ) સૂતો, માગધો, બંદિજનો તથા વિદ્યા ઉપર આજીવિકા ચલાવનારા જે બીજા હતા, તેમને વસ્ત્રો, અલંકારો, ગાયો તથા ધન આપ્યાં. ॥ ૧૫ ॥

तेभ्यः प्रादात्॥ १५॥

તેમને અર્થાત્ ગોવાળોને તથા સૂત વગેરેને વસ્ત્રાદિ આપ્યાં. ॥ ૧૫ ॥

**तैस्तैः कामैरदीनात्मा यथोचितमपूजयत्।**
**विष्णोराराधनार्थाय स्वपुत्रस्योदयाय च॥ १६**

ઉદાર મનવાળા નંદરાયજીએ ભગવાન વિષ્ણુની પ્રસન્નતા માટે અને પોતાના પુત્રની ઉન્નતિ માટે તે તે ઈચ્છિત વસ્તુઓ વડે (સર્વનું) યથાયોગ્ય પૂજન કર્યું. ॥ ૧૬ ॥

यथोचितमन्यानप्यपूजयत्॥ १६॥

અન્ય જનોનું પણ યથાયોગ્ય પૂજન કર્યું. ॥૧૬॥

**रोहिणी च महाभागा नन्दगोपाभिनन्दिता।**
**व्यचरद् दिव्यवासःस्त्रक्कण्ठाभरणभूषिता॥ १७**
॥ १७॥

નંદરાયજી તથા ગોવાળો દ્વારા સન્માનિત થયેલા મહાભાગ્યશાળી રોહિણીજી પણ દિવ્ય વસ્ત્રો, પુષ્પમાળા અને કંઠનાં આભૂષણોથી વિભૂષિત થઈ વિચરણ કરી રહ્યાં હતાં. ॥ ૧૭ ॥ ૧૭ ॥

**तत आरभ्य नन्दस्य व्रजः सर्वसमृद्धिमान्।**
**हरेर्निवासात्मगुणै रमाक्रीडमभून्नृप॥ १८**

હે નૃપ પરીક્ષિત, (શ્રીકૃષ્ણનું પ્રાકટ્ય થયું) ત્યારથી માંડીને નંદરાયજીનું વ્રજ સંપૂર્ણ સમૃદ્ધિવાળું થયું અને શ્રીહરિના નિવાસને કારણે (સર્વને પ્રિય થઈ જવારૂપ) પોતાના ગુણોથી વ્રજ રમા(લક્ષ્મી)દેવીનું વિહારસ્થાન બની ગયું. ॥ ૧૮ ॥

हरेर्निवासेन ये आत्मनि गुणाः सर्वप्रियत्वा-दयस्तैः। रमाया आक्रीडं विहारस्थानम्॥ १८॥

શ્રીહરિના નિવાસથી સર્વને પ્રિય થઈ જવારૂપ વગેરે જે પોતાના ગુણો છે તેમનાથી, વ્રજ રમાદેવીનું **'आक्रीडम्'** વિહારસ્થાન ॥ ૧૮ ॥

**गोपान् गोकुलरक्षायां निरूप्य मथुरां गतः।**
**नन्दः कंसस्य वार्षिक्यं करं दातुं कुरूद्वह॥ १९**

હે કુરુવંશી રાજા, (ત્યાર પછી) ગોવાળોને ગોકુળની રક્ષા માટે નિયુક્ત કરી નંદરાયજી કંસનો વાર્ષિક કર આપવા માટે મથુરા ગયા. ॥ ૧૯ ॥

वार्षिक्यं प्रतिवर्षं देयम्॥ १९॥

**'वार्षिक्यम्'** પ્રતિવર્ષ આપવામાં આવતો કર ॥ ૧૯ ॥

**वसुदेव उपश्रुत्य भ्रातरं नन्दमागतम्।**
**ज्ञात्वा दत्तकरं राज्ञे ययौ तदवमोचनम्॥ २०**

(પોતાના) મિત્ર નંદરાયજીનું આગમન સાંભળી અને તેમણે કર ચૂકવી દીધો, તે જાણીને વસુદેવજી નંદરાયજીના ઉતારે ગયા. ॥ ૨૦ ॥

भ्रातरं सखायम्। तदवमोचनं तस्य नन्दस्य वसतिस्थानम्॥ २०॥

**'भ्रातरम्'** મિત્રને (આવેલા સાંભળીને) – **'तत्-अवमोचनम्'** તે નંદરાયજીના ઉતારે (ગયા).॥૨૦॥

**तं दृष्ट्वा सहसोत्थाय देहः प्राणमिवागतम्।**
**प्रीतः प्रियतमं दोर्भ्यां सस्वजे प्रेमविह्वलः॥ २१**
॥ २१॥

જેમ પ્રાણ આવતાં દેહ ઊભો થઈ જાય તેમ તેમને જોઈને નંદરાયજી એકદમ ઊભા થઈ, પ્રસન્ન અને પ્રેમવિહ્વળ થઈ પરમ પ્રિય વસુદેવજીને બન્ને બાહુઓથી ભેટી પડ્યા. ॥ ૨૧ ॥ ૨૧ ॥

**पूजितः सुखमासीनः पृष्ट्वाऽनामयमादृतः।**
**प्रसक्तधीः स्वात्मजयोरिदमाह विशाम्पते॥ २२**
॥ २२॥

**दिष्ट्या भ्रातः प्रवयस इदानीमप्रजस्य ते।**
**प्रजाशाया निवृत्तस्य प्रजा यत् समपद्यत॥ २३**
॥ २३॥

**दिष्ट्या संसारचक्रेऽस्मिन् वर्तमानः पुनर्भवः।**
**उपलब्धो भवानद्य दुर्लभं प्रियदर्शनम्॥ २४**

पुनर्भवः पुनर्जात इव। तत्र हेतुगर्भं विशेषणं संसारचक्रे वर्तमान इति॥ २४॥

**वंशीधरी**—बन्धनादिक्लिष्टस्य मम पुनर्भवो वर्तमानोऽयं पुनर्जन्मैकाभूदित्यर्थः। यतो भवानुपलब्ध इत्येतावत्कालपर्यन्तमहं भवदनुपलम्भात्मृत इवेति भावः।

दुर्लभत्वमेवाह—**नैकत्रेति**।

**नैकत्र प्रियसंवासः सुहृदां चित्रकर्मणाम्।**
**ओघेन व्यूह्यमानानां प्लवानां स्त्रोतसो यथा॥ २५**

प्रियश्चासौ संवासश्च प्रियसंवासः। हे प्रियेति वा। स्त्रोतस ओघेन नीयमानानां प्लवन्तीति प्लवास्तृणकाष्ठादयस्तेषां यथैकत्र स्थितिर्नास्ति तद्वत्॥ २५॥

**कच्चिदिति**।

**कच्चित् पशव्यं निरुजं भूर्यम्बुतृणवीरुधम्।**
**बृहद्वनं तदधुना यत्रास्से त्वं सुहृद्वृतः॥ २६**

હે પ્રજાપતિ (રાજા પરીક્ષિત),' (નંદરાયજી દ્વારા) સત્કાર પામેલા, સુખપૂર્વક બેઠેલા, કુશળ પ્રશ્ન પૂછીને આદર પામેલા તથા પોતાના બન્ને પુત્રો (શ્રીકૃષ્ણ-બલરામ)માં બુદ્ધિવાળા વસુદેવજીએ (નંદજીને) કહ્યું : ॥ ૨૨ ॥ ૨૨ ॥

હે ભાઈ, સંતાનરહિત અને વૃદ્ધ (હોવાથી) સંતાનની આશાથી રહિત એવા તમને હમણાં જે પુત્ર થયો તે ખૂબ આનંદની વાત છે. ॥ ૨૩ ॥ ૨૩ ॥

આ સંસારચક્રમાં પ્રવર્તમાન થયેલા મારો જાણે કે પુનર્જન્મ થયો છે, કારણ કે આજે આપ મને પ્રાપ્ત થયા છો. તે બહુ સારું થયું, (કારણ કે) પ્રિયનું દર્શન દુર્લભ હોય છે. ॥ ૨૪ ॥

**'पुनर्भवः'** જાણે પુનર્જન્મ થયો છે. સંસારચક્રમાં પ્રવર્તમાન એવા મારો – એ હેતુગર્ભ વિશેષણ છે. ॥ ૨૪ ॥

કારાગૃહનાં બંધન વગેરેથી ક્લેશ પામીને રહેલા મારો આ પુનર્જન્મ થયો છે, એમ અર્થ છે, કારણ કે આપ પ્રાપ્ત થયા છો. આટલા સમય દરમ્યાન આપ પ્રાપ્ત ન થયા હોવાથી હું મૃત જેવો હતો, એવો ભાવ છે.

પ્રિયના દર્શનનું દુર્લભત્વ જ જણાવે છે – **'न-एकत्र इति।'**

ઝરણાના પ્રવાહથી તણાતાં ઘાસ અને લાકડાંની જેમ જુદાં જુદાં કર્મોવાળા સ્નેહીજનોને સુખમય એવું નિવાસસ્થાન એક ઠેકાણે નથી હોતું. ॥ ૨૫ ॥

પ્રિય (સુખમય) છે એવું તે નિવાસસ્થાન છે. અથવા હે પ્રિય, (સંબોધન છે.) ઝરણાના પ્રવાહથી તણાતાં – તરે તેવાં તે ઘાસ, લાકડાં વગેરેની જેમ એક સ્થાને સ્થિતિ ન હોઈ શકે તેમ ॥ ૨૫ ॥

**'कच्चित् इति।'**

સગાંસંબંધીઓ સાથે હમણાં તમે જ્યાં રહો છો, તે મહાવન પશુઓને માટે હિતકારી, રોગરહિત એવાં પુષ્કળ પાણી, ઘાસ તથા વેલાઓવાળું તો છે ને? ॥ ૨૬ ॥

पशव्यादिरूपे तस्मिन्वने निर्दोषगोपयोदध्यादि-प्रभूतगोपिकास्तन्यादिना पुत्रक्षेमविवक्षया पृच्छति, प्रसक्तधीः स्वात्मजयोरित्युक्तत्वात् ॥ २६ ॥

પશુઓને હિતકારી વગેરેરૂપ તે વનમાં નિર્દોષ ગાયોનાં દૂધ, દહીં વગેરેથી ઉત્પન્ન થતાં ગોપીના દૂધ વગેરે દ્વારા પુત્રોનું ક્ષેમકુશળ જાણવાની ઇચ્છાથી પૂછે છે, કારણ કે વસુદેવજી પોતાના બન્ને પુત્રોમાં આસક્ત થયેલી બુદ્ધિવાળા હતા. ('**प्रसक्तधीः स्वात्मजयोः**' શ્લોક-૨૨) ॥ ૨૬ ॥

(અહીં **विवक्षया** ની જગ્યાએ **जिज्ञासया** વધારે સારો પાઠભેદ છે.)

**भ्रातर्मम सुतः कच्चिन्मात्रा सह भवद्व्रजे।**
**तातं भवन्तं मन्वानो भवद्भ्यामुपलालितः ॥ २७**

હે ભાઈ, તમને પિતા માનતો અને તમારા બન્ને દ્વારા લાલનપાલન પામતો મારો પુત્ર બલરામ માતા (રોહિણી) સાથે તમારા વ્રજમાં કુશળ તો છે ને? ॥ ૨૭ ॥

भवद्भ्यामुपलालितः सन्कच्चिद्वर्तत इति शेषः ॥२७॥

તમારા બન્ને દ્વારા લાલનપાલન પામતો પુત્ર બલરામ કુશળ તો છે ને? '**वर्तते**' શેષ છે (તે ઉમેરવું). ॥ ૨૭ ॥

पुत्रादर्शनक्लेशानाह—**पुंस इति**।

પુત્ર આંખથી દૂર હોય તેના ક્લેશનું વર્ણન કરે છે – '**पुंसः इति।**'

**पुंसस्त्रिवर्गो विहितः सुहृदो ह्यनुभावितः।**
**न तेषु क्लिश्यमानेषु त्रिवर्गोऽर्थाय कल्पते ॥ २८**

પુરુષને માટે (ધર્મ, અર્થ, કામરૂપ) ત્રિવર્ગ પોતાના સુહૃદજનોને ઉપયોગી નીવડે તે શાસ્ત્રવિહિત છે, જ્યારે પોતાના સુહૃદજનો જ ક્લેશ પામતા હોય ત્યારે ત્રિવર્ગ સાર્થક થતો નથી. ॥ ૨૮ ॥

सुहृदो बन्धून्प्रत्यनुभावितः संपादितो यस्त्रिवर्गः स हि पुंसो विहितो युक्तः शास्त्रेण वा प्रोक्तो न स्वमात्रपर्यवसितः। अतस्तेषु क्लिश्यमानेषु सुखाय न भवतीत्यर्थः ॥ २८ ॥

'**सुहृदः**' ભાઈભાંડુ પ્રત્યે '**अनुभावितः**' સંપાદિત કરવામાં આવેલો જે ત્રિવર્ગ છે, તે જ પુરુષ માટે '**विहितः**' યોગ્ય છે અથવા શાસ્ત્ર દ્વારા કહેવામાં આવેલો છે. ત્રિવર્ગ માત્ર પોતાને માટે જ પર્યાપ્ત નથી, આથી તે સુહૃદજનો જ્યારે ક્લેશ પામે છે ત્યારે ત્રિવર્ગ સાર્થક નથી થતો, એમ અર્થ છે. ॥ ૨૮ ॥

नन्दो वसुदेवं सान्त्वयन्नाह—**अहो इति**।

નંદરાયજી વસુદેવને સાન્ત્વન આપતાં કહે છે – '**अहो इति।**'

**नन्द उवाच**

**अहो ते देवकीपुत्राः कंसेन बहवो हताः।**
**एकावशिष्टावरजा कन्या सापि दिवं गता ॥ २९**

॥ २९ ॥

**નંદરાયજી બોલ્યા** – અરેરે, તમારી (પત્ની) દેવકીના ઘણા પુત્રો કંસ દ્વારા હણવામાં આવ્યા. એક સૌથી નાની કન્યા થઈ તે પણ સ્વર્ગે સિધાવી. ॥ ૨૯ ॥ ૨૯ ॥

**नूनं ह्यदृष्टनिष्ठोऽयमदृष्टपरमो जनः।**
**अदृष्टमात्मनस्तत्त्वं यो वेद न स मुह्यति॥ ३०**

અરેખર, આ મનુષ્ય અદૃષ્ટમાં જ સ્થિતિ કરનારો છે અને અદૃષ્ટ જ તેનો નિયામક છે. જે આ અદૃષ્ટરૂપ આત્મતત્ત્વને જાણે છે, તે મનુષ્ય મોહ પામતો નથી. ॥ ૩૦ ॥

अदृष्टे एव निष्ठा समाप्तिर्यस्य सः। यदैव पुत्रादिसुखप्रदमदृष्टं हीयते तदैव ते पुत्रादयो न भवन्तीत्यर्थः। अदृष्टपरमः तथा अदृष्टमेव परमं यस्य सः। यद्यपि पुत्रादयो वियुक्तास्तथापि तानदृष्टमेव पुनः सङ्गमयतीत्यर्थः। एवमदृष्टमात्मनस्तत्त्वमव्यभिचारिकारणं सुखदुःखयोर्यो वेद स न मुह्यति। तस्मादिदानीं त्वया न दुःखं भावनीयम्। मृतानामपि वियुक्तानामपि च कालान्तरे दर्शनयोगयोः संभवात्। अस्मदादिभिरपि कालान्तरे तद्वियोगे सत्यपीति नन्दस्य दैवी वागेषा भाविसूचिका॥ ३०॥

અદૃષ્ટ (પ્રાચીન પુણ્યપાપકર્મ)માં જ **'निष्ठा'** સ્થિતિ, સમાપ્તિ છે જેની તે મનુષ્ય – જ્યારે પુત્રાદિનું સુખ આપનાર અદૃષ્ટનો જ અંત આવે છે, ત્યારે તે પુત્રાદિ(નું સુખ) જ રહેતા નથી, એમ અર્થ છે. **'अदृष्टपरमः'** અદૃષ્ટ જ જેને માટે પરમ નિયામક છે તેવો તે મનુષ્ય – પુત્રાદિ વિખૂટા પડી ગયા હોય તો પણ અદૃષ્ટ તેમને પાછા મેળવી આપે છે, એમ અર્થ છે. આમ **'अदृष्टम्'** અદૃષ્ટરૂપ આત્મતત્ત્વને જ જે સુખદુઃખનું અચૂક (સાચું) કારણ જાણે છે તે મોહ પામતો નથી. તેથી અત્યારે તમારે દુઃખી થવું નહીં, કારણ કે મૃતનું દર્શન અને વિખૂટા પડી ગયેલાઓનો સંયોગ પણ સમયાન્તરે સંભવે છે. પોતીકાં વગેરે સાથે પણ કાળાન્તરે તેમનો વિયોગ થયો હોવા છતાં, એમ નંદરાયજીની આ દૈવી વાણી ભાવિનું સૂચન કરનારી છે. ॥ ૩૦ ॥

तां बुद्ध्वा वसुदेवो दुःखं त्यक्त्वा नन्दमाह—**करो वै इति**।

નંદરાયજીની તે વાણી(નું તાત્પર્ય) સમજીને વસુદેવજીએ દુઃખનો ત્યાગ કરીને નંદરાયજીએ કહ્યું – **'करः वै इति।'**

**वसुदेव उवाच**

**करो वै वार्षिको दत्तो राज्ञे दृष्टा वयं च वः।**
**नेह स्थेयं बहुतिथं सन्त्युत्पाताश्च गोकुले॥ ३१**

**વસુદેવજી બોલ્યા** – રાજાનો વાર્ષિક કર આપી જ દીધો છે અને અમે પણ આપને મળી લીધું છે. હવે તમારી સાથે અહીં વધુ દિવસ રોકાવું યોગ્ય નથી, (કારણ કે) ગોકુળમાં ઉપદ્રવો થઈ રહ્યા છે.॥૩૧॥

वो युष्माभिः॥ ३१॥

**'वः'** તમારી સાથે ॥ ૩૧ ॥

**श्रीशुक उवाच**

**इति नन्दादयो गोपाः प्रोक्तास्ते शौरिणा ययुः।**
**अनोभिरनडुद्युक्तैस्तमनुज्ञाप्य गोकुलम्॥ ३२**

॥ ३२॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – આ પ્રમાણે જેમને શૌરિ વસુદેવજી દ્વારા કહેવામાં આવ્યું તે નંદરાયજી વગેરે ગોવાળો તેમની અનુજ્ઞા લઈ બળદ જોડેલાં ગાડાંઓ સહિત ગોકુળ ગયા. ॥ ૩૨ ॥ ૩૨ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे पूर्वार्धे नन्दवसुदेवसङ्गमो नाम पञ्चमोऽध्यायः॥ ५॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे पूर्वार्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां पञ्चमोध्यायः॥ ५॥

*****

# अथ षष्ठोऽध्यायः

## પૂતના-ઉદ્ધાર

षष्ठे सख्युर्गिरा नन्दो व्रजं गच्छन्मृतां पथि।
दृष्ट्वा तु राक्षसीं तस्या मृत्युं श्रुत्वाथ विस्मितः ॥ १

મિત્ર વસુદેવજીના વચનથી વ્રજ જતાં નંદરાયજી રસ્તામાં મરેલી રાક્ષસી જોઈને તેનું મૃત્યુ સાંભળીને વિસ્મય પામ્યા, (તે કથા) છઠ્ઠા અધ્યાયમાં છે. ॥ ૧॥

**श्रीशुक उवाच**

**नन्दः पथि वचः शौरेर्न मृषेति विचिन्तयन्।**
**हरिं जगाम शरणमुत्पातागमशंकितः ॥ १ ॥ १ ॥**

**શ્રીશુકદેવજી બોલ્યા** – 'વસુદેવજીનું વચન ખોટું હોઈ શકે નહીં.' એમ માર્ગમાં વિચાર કરતા નંદરાયજી ઉપદ્રવ આવવાની શંકાથી યુક્ત થઈ શ્રીહરિને શરણે ગયા. ॥ ૧ ॥ ૧ ॥

**कंसेन प्रहिता घोरा पूतना बालघातिनी।**
**शिशूंश्चचार निघ्नन्ती पुरग्रामव्रजादिषु ॥ २ ॥ २ ॥**

બાળકોને મારી નાખનારી ભયંકર પૂતના કંસે મોકલી હતી. બાળકોને મારી નાખતી તે શહેરો, ગામો અને વ્રજમાં ફરતી હતી. ॥ ૨ ॥ ૨ ॥

कृष्णविषये शङ्कमानं राजानं प्रत्यविषये प्रवृत्ता सैव मरिष्यतीति सूचयन्नाह—**न यत्रेति**।

શ્રીકૃષ્ણ વિષે (પોતાને શ્રીકૃષ્ણ મારી નાખશે, તેવી) શંકા કરતા રાજા કંસ માટે (બાળકોને મારી નાખવાના) કાર્યમાં પ્રવૃત્ત થયેલી તે પૂતના જ મરી જશે, એમ સૂચન કરતાં કહે છે – **'न यत्र इति।'**

**न यत्र श्रवणादीनि रक्षोघ्नानि स्वकर्मसु।**
**कुर्वन्ति सात्वतां भर्तुर्यातुधान्यश्च तत्र हि ॥ ३**

જ્યાં પોતાનાં લૌકિક કાર્યોમાં રહેલા મનુષ્યો રાક્ષસોનો નાશ કરનારાં, ભક્તપાલક ભગવાનનાં શ્રવણાદિ કરતા નથી, ત્યાં જ રાક્ષસીઓ (તથા અન્ય વિઘ્ન કરનારાઓ વિઘ્ન કરવાને) સમર્થ થાય છે. ॥ ૩ ॥

यत्र श्रीकृष्णस्य श्रवणादीनि न सन्ति तत्रैव तासां शक्तिः, साक्षात्तस्मिन्नेव सति का शङ्केति भावः ॥ ३ ॥

જ્યાં શ્રીકૃષ્ણનાં શ્રવણાદિ ન હોય ત્યાં જ તે રાક્ષસીઓની શક્તિ હોય છે. તે ભગવાન જ સાક્ષાત્ હોય ત્યારે તે રાક્ષસીઓનું કાંઈ સામર્થ્ય ન હોય, તેમાં શી શંકા, એવો ભાવ છે. ॥ ૩ ॥

**सा खेचर्येकदोपेत्य पूतना नन्दगोकुलम्।**
**योषित्त्वा माययाऽऽत्मानं प्राविशत् कामचारिणी ॥ ४**

આકાશમાં વિચરણ કરનારી અને ઈચ્છાનુસાર રૂપ ધારણ કરનારી તે પૂતના એક દિવસ સુંદર સ્ત્રીનું રૂપ ધારણ કરીને નંદરાયજીના ગોકુળમાં પ્રવેશી. ॥ ૪ ॥

योषित्त्वा वेषतो वरां नारीमिवात्मानं विधाय। ननु निर्लज्जा निर्विशङ्का च सती कथं

**योषित्त्वा** (**योषयित्वा** હોવું જોઈએ. **योषित्त्वा** આર્ષ પ્રયોગ છે.) સુંદર નારીનું રૂપ ધારણ કરીને – શંકા કરવામાં આવી છે કે બીજાના ઘરમાં પ્રવેશ કરવામાં સ્ત્રીને લજ્જા અને શંકા થાય, તે લજ્જા અને શંકા તેનામાં શું ન હતી? તે માટે ઉત્તર આપે

परसद्मनि प्रविष्टाऽत आह—कामचारिणीति। न हि कामचारिणीष्विदं चित्रमित्यर्थः ॥ ४ ॥

**तां केशबन्धव्यतिषक्तमल्लिकां**
**बृहन्नितम्बस्तनकृच्छ्रमध्यमाम् ।**
**सुवाससं कम्पितकर्णभूषण-**
**त्विषोल्लसत्कुन्तलमण्डिताननाम् ॥ ५**
**वल्गुस्मितापांगविसर्गवीक्षितै-**
**र्मनो हरन्तीं वनितां व्रजौकसाम्।**
**अमंसताम्भोजकरेण रूपिणीं**
**गोप्यः श्रियं द्रष्टुमिवागतां पतिम् ॥ ६**

तां वनितां पतिं द्रष्टुमागतामतिरूपवतीं श्रियमिव गोप्योऽमंसतेत्युत्तरश्लोकेनान्वयः। श्रीसाम्यार्थानि विशेषणानि।

केशबन्धव्यतिषक्तमल्लिकां धम्मिल्लसंसक्तमल्लिकाकुसुमाम्। बृहता नितम्बेन स्तनाभ्यां चोभयत आक्रान्तमिव कृच्छ्रं कृशं मध्यममुदरं यस्यास्ताम्। सुवाससं शोभने रमणीये वाससी यस्यास्ताम्। कम्पितयोः कर्णभूषणयोस्त्विषोल्लसद्भिः कुन्तलैर्मण्डितमाननं यस्यास्ताम् ॥ ५ ॥

वल्गुस्मितापाङ्गविसर्गवीक्षितैः वल्गु रम्यं स्मितं येषु ते तथाभूता अपाङ्गविसर्गा येषु तैर्वीक्षितैर्व्रजौकसां मनो हरन्तीम्। अतो गोपा हृतमनस्त्वेन तां न निवारितवन्त इत्युक्तं भवति। गोप्यश्च श्रियमिव मत्वा तूष्णीमासन्। अतः केनाप्यनिवारिता सती प्रविवेशेति भावः ॥ ६ ॥

**बालग्रहस्तत्र विचिन्वती शिशून्**
**यदृच्छया नन्दगृहेऽसदन्तकम्।**
**बालं प्रतिच्छन्ननिजोरुतेजसं**
**ददर्श तल्पेऽग्निमिवाहितं भसि ॥ ७**

છે કે **'कामचारिणी इति।'** ઇચ્છા પ્રમાણે રૂપ ધારણ કરનારી સ્ત્રી માટે આ કંઈ આશ્ચર્યની વાત નથી, એમ અર્થ છે. ॥ ४ ॥

અંબોડામાં ગૂંથાયેલાં માલતીનાં પુષ્પોવાળી, મોટાં નિતંબ અને સ્તનોને કારણે કૃશ મધ્યભાગ (ઉદર)વાળી, સુંદર વસ્ત્રોવાળી, ઝૂલતાં કુંડળરૂપી આભૂષણની કાંતિથી ચળકતા કેશથી સુશોભિત મુખવાળી, ॥ ૫ ॥ સુંદર સ્મિતભર્યા કટાક્ષના દૃષ્ટિપાતથી વ્રજવાસીઓનાં મન હરી લેતી તે અતિ સ્વરૂપવાન સ્ત્રીને ગોપીઓ, હાથમાં કમળ ધારણ કર્યું હોવાથી પતિને જોવા આવેલાં લક્ષ્મીજી હોય તેમ માનવા લાગી. ॥ ६ ॥

તે અતિ સ્વરૂપવાન સ્ત્રીને ગોપીઓ, પતિને જોવા આવેલાં લક્ષ્મીજી હોય તેમ માનવા લાગી, એમ પછીના શ્લોક (६) સાથે અન્વય છે. લક્ષ્મીજી સાથે તુલના થાય તેવા અર્થવાળાં વિશેષણો છે.

**'केशबन्धव्यतिषक्तमल्लिकाम्' ( धम्मिल्लः** અલંકૃત કરાયેલા) અંબોડામાં ગૂંથાયેલાં માલતીનાં પુષ્પોવાળીને, મોટા નિતંબ અને મોટાં સ્તનોને કારણે બન્ને તરફથી દબાઈ ગયું હોય તેવું **'कृच्छ्रम्'** કૃશ **'मध्यमम्'** ઉદર છે જેનું તેને, **'सुवाससम्'** સુંદર, રમણીય બે વસ્ત્રો છે જેનાં તેને, ઝૂલતાં બન્ને કુંડળોની કાંતિથી ચળકતા કેશથી સુશોભિત મુખ છે જેનું તેને ॥ ૫ ॥

**'वल्गुस्मित-अपाङ्गविसर्गवीक्षितैः'** સુંદર સ્મિત છે જેમનામાં તેવા કટાક્ષના નિક્ષેપ છે જેમનામાં તેવા દૃષ્ટિપાતથી વ્રજવાસીઓનાં મન હરી લેતી પૂતનાને – આથી જેમનાં મન હરી લેવામાં આવ્યાં હતાં તેવા ગોવાળો તેને રોકી ન શક્યા, એમ કહેવાનું થાય છે. ગોપીઓ પણ તેને લક્ષ્મીજી હોય તેમ માનીને ચૂપ થઈ ગઈ. આથી કોઈના દ્વારા રોકવામાં ન આવી હોઈ પૂતના (નંદાલયમાં) ઘૂસી ગઈ, એવો ભાવ છે.॥ ६ ॥

ત્યાં શિશુઓને શોધતી, બાળગ્રહરૂપ પૂતનાએ દૈવેચ્છાથી (પોતાના મરણરૂપ પ્રારબ્ધથી- બાલ.) નંદાલયમાં (પ્રવેશ કર્યો અને) ભસ્મમાં ઢંકાયેલા અગ્નિની જેમ પોતાનું પ્રચંડ તેજ જેણે તિરોહિત કર્યું હતું તેવા, દુષ્ટોના કાળરૂપ બાળકને શય્યામાં જોયો.॥૭॥

बालग्रहः पूतना असदन्तकं बालं ददर्श। असतामन्तकं दृष्ट्वा कथं न बिभेति तत्राह। प्रतिच्छन्ननिजोरुतेजसम्, बालनाट्येन प्रतिच्छन्नं तिरोहितं निजमुरु तेजो येन तम्। कमिव। भसि भस्मन्याहितमग्निमिवेति ॥ ७ ॥

બાળકોને (મારવા માટે) પકડનારી (બાલગ્રહ) પૂતનાએ દુષ્ટોના કાળરૂપ બાળકને જોયો. દુષ્ટોનો નાશ કરનારને જોઈને તે કેમ ભય ન પામી? તે માટે કહે છે – **'प्रतिच्छन्ननिज-उरुतेजसम्'** બાળક નાટક કરે તેમ **'प्रतिच्छन्नम्'** તિરોહિત કર્યું છે, ઢાંકી દીધું છે પોતાનું પ્રચંડ તેજ જેણે. કોની જેમ? **'भसि'** ભસ્મમાં ઢંકાયેલા અગ્નિની જેમ ॥ ૭ ॥

**विबुध्य तां बालकमारिकाग्रहं**
**चराचरात्माऽऽस निमीलितेक्षणः।**
**अनन्तमारोपयदंकमन्तकं**
**यथोरगं सुप्तमबुद्धिरज्जुधीः ॥ ८**

ચર અને અચરના આત્મા ભગવાન શ્રીકૃષ્ણે બાળહત્યાકારી ગ્રહરૂપ પૂતનાને ઓળખીને નેત્રો બંધ કરી દીધાં. જેમ સૂતેલા સાપને દોરડું માનનારી બુદ્ધિવાળો અબુધ મનુષ્ય (સાપને દોરડું માનીને ઉપાડી લે), તેમ તે પૂતનાએ અંત કરનાર, (કાળરૂપ) ભગવાન અનંતને (સામાન્ય બાળક માની પોતાના) ખોળામાં લઈ લીધા. ॥ ૮ ॥

चराचरात्मत्वादेव तां विबुध्य निमीलितेक्षण आस। स्वयमनन्तं दुष्टानामन्तकं बालं मत्वा सा अङ्कमारोपयत्। यथोरगं सुप्तमबुद्धिश्चासौ रज्जुधीश्च सोऽज्ञानतो रज्जुबुद्ध्या गृह्णाति तद्वत् ॥ ८ ॥

ચર અને અચરના આત્મા હોવાથી જ તે (બાળહત્યાકારી ગ્રહરૂપ પૂતના)ને ઓળખીને ભગવાને આંખો મીંચી દીધી. દુષ્ટોનો નાશ કરનાર સ્વયં ભગવાન અનંતને (સામાન્ય) બાળક માનીને તેણે ખોળામાં લઈ લીધા. જેમ સૂતેલા સાપને દોરડું માનનારી બુદ્ધિવાળો તે અબુધ મનુષ્ય અજ્ઞાનથી સાપને દોરડું માનીને ઉપાડી લે તેમ! ॥ ૮ ॥

**वंशीधरी**—निमीलितेक्षणः सम्मीलितलोचनः। अत्रायं भावः—येन नेत्रयोगो भवेत् पुनस्तस्यानिष्टं नोत्पादनीयम्। 'प्रीतिर्नयनयोगतः' इत्युक्ते-र्मित्रद्रोहता मयि मा भवेदित्यालोच्य नेत्रनिमीलनं कृतवान्। यद्वा—विषप्रभावो यथा शिवे न जातस्तथा मय्यपि मा भूदिति नेत्रनिमीलनेन शिवं दध्यौ विषजर्जरतास्य इति। यद्वा—बालघ्न्या दुष्टाया दर्शनमन्याय्यमिति। यद्वा—स्वस्यात्यंतबालत्व-भीरुत्वज्ञापनाय।

ભગવાને નેત્રો બંધ કરી દીધાં. અહીં ભાવ આ પ્રમાણે છે – જેની સાથે આંખો મળે તેનું અનિષ્ટ ન કરાય. 'આંખમાં આંખ નાખવાથી પ્રેમ થાય.' – એમ કહેવાયું હોવાથી મારે માટે મિત્રદ્રોહતા ન સંભવે તેમ વિચારીને આંખો મીંચી દીધી. અથવા જેમ શિવજી ઉપર ઝેરનો પ્રભાવ ન પડ્યો તેમ મારા ઉપર પણ ઝેરનો પ્રભાવ ન પડે, તેથી નેત્ર બંધ કરીને વિષની જીર્ણતા પ્રાપ્ત કરવા માટે શંકર ભગવાનનું ધ્યાન કર્યું. અથવા બાળહત્યારી દુષ્ટાને જોવી યોગ્ય નથી. અથવા પોતે નવજાત શિશુ છે અને ભીરુ છે એવું જ્ઞાન કરાવવા માટે આંખો મીંચી દીધી.

ननु यशोदारोहिण्यौ तां कथं न न्यवारयेतां तत्राह—**तामिति**।

શંકા કરવામાં આવી છે કે યશોદાજી અને રોહિણીજીએ તેને કેમ રોકી નહીં? તે માટે ઉત્તર આપે છે – **'ताम् इति।'**

**तां तीक्ष्णचित्तामतिवामचेष्टितां**
**वीक्ष्यान्तरा कोशपरिच्छदासिवत्।**
**वरस्त्रियं तत्प्रभया च धर्षिते**
**निरीक्षमाणे जननी ह्यतिष्ठताम्॥ ९**

वामं वल्गु जनन्या इव चेष्टितं यस्यास्तां वरस्त्रियं च सहसैवान्तरा गृहमध्ये वीक्ष्य। अन्तस्तैक्ष्ण्ये बहिर्मार्दवे च दृष्टान्तः— कोशपरिच्छदासिवत्। मृदुचित्रचर्ममयः कोशः परिच्छद आवरणं यस्यासेः खड्गस्य तद्वत्। तत्प्रभया च धर्षितेऽभिभूते। अहमस्य जननी इयं वेति मोहिते च सत्यौ जननी जनन्यौ निरीक्षमाणे एव केवलमतिष्ठतां, न तु निवारितवत्यौ॥ ९॥

**तस्मिन् स्तनं दुर्जरवीर्यमुल्बणं**
**घोरांकमादाय शिशोर्ददावथ।**
**गाढं कराभ्यां भगवान् प्रपीड्य तत्**
**प्राणैः समं रोषसमन्वितोऽपिबत्॥ १०**

तस्मिन्स्थाने दुर्जरं वीर्यं विषं यस्मिंस्तं स्तनं श्रीकृष्णमङ्कमादाय तस्मै शिशवे ददौ। अथानन्तरमेव प्रपीड्य केवलं विषमपथ्यमिति मत्वेव तस्याः प्राणैः सहापिबत्॥ १०॥

**सा मुञ्च मुञ्चालमिति प्रभाषिणी**
**निष्पीड्यमानाखिलजीवमर्मणि ।**
**विवृत्य नेत्रे चरणौ भुजौ मुहुः**
**प्रस्विन्नगात्रा क्षिपती रुरोद ह॥ ११**

चरणौ भुजौ च मुहुर्मुहुः क्षिपन्ती। प्रस्विन्नानि स्वेदयुक्तानि गात्राणि यस्याः सा॥ ११॥

કોમળ ચામડા ઉપર સુંદર ચિત્રકારી કરેલા મ્યાનરૂપ આવરણવાળી (તીક્ષ્ણ) તલવારની જેમ (ઉપરથી માતા જેવી) અતિ મનોહર ચેષ્ટા કરતી અને (અંદરથી) ક્રૂર ચિત્તવાળી તે સ્ત્રીને ઘરની અંદર જોઈને તેની કાંતિથી અંજાઈ ગયેલી (બન્ને) માતાઓ (યશોદાજી અને રોહિણીજી) તેને જોતાં જ ઊભી રહી ગઈ. ॥ ૯ ॥

માતા જેવી **'वामम्'** મનોહર ચેષ્ટા છે જેની તે સુંદર સ્ત્રીને અચાનક જ **'अन्तरा'** ઘરની અંદર જોઈને – અંદરથી તીક્ષ્ણ અને બહારથી મૃદુ હોવા માટેનું દૃષ્ટાંત – **'कोशपरिच्छद-असिवत्' 'कोशः'** કોમળ ચામડા ઉપર ચિત્રકારી કરેલું મ્યાનરૂપ **'परिच्छदः'** આવરણ છે જે **'असेः'** તલવારનું, તેની જેમ. તે સ્ત્રીની કાંતિથી **'धर्षिते'** અંજાઈ ગયેલાં યશોદાજી અને રોહિણીજી. આની માતા હું છું કે આ? એમ મોહ પામેલી **'जननी' ( जनन्यौ )** બન્ને માતાઓ કેવળ જોતી જ ઊભી રહી ગઈ, પણ રોકી શકી નહીં. ॥ ૯ ॥

અતિ ક્રૂરસ્વભાવવાળી તેણે શિશુને ખોળામાં લઈ, તેને જીરવી ન શકાય તેવી શક્તિથી યુક્ત ભયંકર વિષવાળું સ્તન (ધાવવા) આપ્યું. એટલે રોષયુક્ત થયેલા ભગવાને તરત જ બન્ને હાથથી તેને જોરથી દબાવી પ્રાણસહિત ધાવવા માંડ્યું. ॥ ૧૦ ॥

શ્રીકૃષ્ણને ખોળામાં લઈ તે શિશુને દુર્જર શક્તિવાળું વિષ છે જેમાં તે સ્તન આપ્યું. **'अथ'** એટલે ભગવાને પછી (તરત જ) તેને દબાવીને, જાણે એકલું વિષ હાનિકારક થશે, એમ વિચારીને તેના પ્રાણો સહિત વિષ પીવા માંડ્યું. ॥ ૧૦ ॥

જીવને રહેવાના સમગ્ર મર્મસ્થાનોમાં અત્યંત પીડા પામતી, 'છોડ, છોડ, હવે બસ' એમ પોકારતી, આંખો ફાડીને હાથ-પગ વારંવાર પછાડતી, સ્વેદયુક્ત શરીરવાળી તે આક્રન્દ કરવા લાગી. ॥ ૧૧ ॥

બંને પગ અને બંને હાથ વારંવાર પછાડતી, **'प्रस्विन्नानि'** સ્વેદયુક્ત ગાત્રો છે જેનાં તે પૂતના॥૧૧॥

तस्याः स्वनेनातिगभीररंहसा
साद्रिर्मही द्यौश्च चचाल सग्रहा।
रसा दिशश्च प्रतिनेदिरे जनाः
पेतुः क्षितौ वज्रनिपातशंकया॥ १२

रसाः रसातलानि च॥ १२॥

निशाचरीत्थं व्यथितस्तना व्यसु-
र्व्यादाय केशांश्चरणौ भुजावपि।
प्रसार्य गोष्ठे निजरूपमास्थिता
वज्राहतो वृत्र इवापतन्नृप॥ १३

व्यादाय मुखं विवृत्य। निजरूपमास्थिता मरणसमये कपटमयुक्तमितीव॥ १३॥

तोषणी—**'निजरूपम्'** उलूकपक्षिणीस्वरूपम्।

पतमानोऽपि तद्देहस्त्रिगव्यूत्यन्तरद्रुमान्।
चूर्णयामास राजेन्द्र महदासीत्तदद्भुतम्॥ १४

पतन्नपि तस्या देहः षट्कोशमध्यवर्तिनो द्रुमांश्चूर्णीचकार॥ १४॥

ईषामात्रोग्रदंष्ट्रास्यं गिरिकन्दरनासिकम्।
गण्डशैलस्तनं रौद्रं प्रकीर्णारुणमूर्धजम्॥ १५

अन्धकूपगभीराक्षं पुलिनारोहभीषणम्।
बद्धसेतुभुजोर्वङ्घ्रि शून्यतोयह्रदोदरम्॥ १६

सन्तत्रसुः स्म तद् वीक्ष्य गोपा गोप्यः कलेवरम्।
पूर्वं तु तन्निःस्वनितभिन्नहृत्कर्णमस्तकाः॥ १७

પૂતનાના અતિ ગંભીર વેગવાળા આર્તનાદથી પર્વતો સહિત પૃથ્વી અને ગ્રહો સહિત આકાશ ખળભળી ઊઠ્યાં. રસાતળો અને દિશાઓ પ્રતિધ્વનિત થઈ ઊઠ્યાં. વજ્રપાત થયો કે શું, એવી શંકાથી મનુષ્યો ધરણી ઉપર ઢળી પડ્યા. ॥ ૧૨॥

**'रसाः'** રસાતળો પણ ॥ ૧૨ ॥

હે રાજા પરીક્ષિત, આ પ્રમાણે (દબાવવાથી) સ્તનમાં અત્યંત પીડા પામેલી રાક્ષસી પૂતના પોતાના (મૂળ રાક્ષસી) સ્વરૂપમાં સ્થિત થઈ ગઈ. (મોઢું) ફાડીને, હાથ, પગ અને કેશ ફેલાવીને પ્રાણવિહીન થયેલી તે, વજ્રથી મારેલા વૃત્રાસુરની જેમ વ્રજમાં પડી. ॥ ૧૩ ॥

**'व्यादाय'** મોઢું ફાડીને – મરણસમયે જાણે કપટ અયોગ્ય હોય તેમ પોતાના (ઘુવડના) રાક્ષસી સ્વરૂપમાં સ્થિત થઈ ગઈ. ॥ ૧૩ ॥

ઘુવડ પક્ષીના સ્વરૂપમાં (પૂતના સ્થિત થઈ ગઈ).

હે રાજેન્દ્ર પરીક્ષિત, તેના શરીરે, પડતાં પડતાં પણ છ કોસના ઘેરાવામાં આવતાં વૃક્ષોનો ચૂરો કરી નાખ્યો, એ મહાઆશ્ચર્ય બન્યું હતું. ॥ ૧૪ ॥ (છ કોસ = ૧૨ માઈલ)

પડતાં પડતાં પણ તેના શરીરે છ કોસના ઘેરાવામાં આવતાં વૃક્ષોનો ચૂરો કરી નાખ્યો. ॥ ૧૪ ॥

હળની ઈસ જેવી ઉગ્ર દાઢોવાળું અને પર્વતની ગુફા જેવા નસકોરાંવાળું મુખ છે જે શરીરમાં, પર્વત પરથી ગબડી પડેલા મોટા પથ્થર જેવાં સ્તન છે જે શરીરમાં, વીખરાયેલા લાલ કેશ છે જેમાં તેવા ભયંકર, ॥ ૧૫ ॥ અંધારિયા કૂવા જેવી ઊંડી આંખો છે જેમાં, નદીના કિનારા જેવા પેડુ (નિતંબ)થી ભીષણ અને બાંધેલા સેતુઓ જેવી ભુજાઓ, સાથળો અને પગ છે જેમાં તથા પાણી વિનાના તળાવ જેવું પેટ છે જેમાં તેવા તે (શરીર)ને ॥૧૬॥ જોઈને, પૂર્વે તેના ચિત્કારથી ચિરાઈ ગયેલાં હૃદય, કાન અને મસ્તકોવાળાં ગોપગોપીઓ અત્યંત ત્રાસ પામી ગયાં. ॥ ૧૭ ॥

ईषामात्रोग्रदंष्ट्रास्यम्, ईषा लाङ्गलदण्डस्त-त्प्रमाणोग्रा दंष्ट्रा यस्मिंस्तत्तथाभूतमास्यं यस्मिंस्त-त्तस्याः कलेवरं वीक्ष्य गोपा गोप्यश्च संतत्रसुः। संत्रासहेतुत्वेन पुनरष्टभिः पदैर्विशिनष्टि। गिरिकन्दर-वन्नासिके यस्मिंस्तत्। गिरेश्च्युतौ स्थूलोपलौ ताविव स्तनौ यस्मिंस्तत्। रौद्रं घोरम्। प्रकीर्णा अरुणा मूर्धजा यस्मिंस्तत्॥ १५॥ अन्धकूपाविव गभीरे अक्षिणी यस्मिंस्तत्। पुलिनवदारोहौ जघने ताभ्यां भीषणम्। बद्धाः सेतव इव भुजौ ऊरू अङ्घ्री च यस्मिंस्तत्। शून्यतोयह्रद इवोदरं यस्मिंस्तत्॥ १६॥ पूर्वमेव तस्याः शब्देन भीताः पुनर्दर्शनेनातितत्रसुरित्याह—पूर्वं त्विति। तस्याः निःस्वनितं शब्दस्तेन निर्भिन्नानि हृत्कर्णमस्तकानि येषां ते॥ १७॥

**'ईषामात्र-उग्रदंष्ट्र-आस्यम्'** હળના દંડ (ઈસ)ના માપ જેવી ઉગ્ર દાઢો છે જેમાં તેવું તેનું શરીર જોઈ ગોપ-ગોપીઓ ત્રાસ પામી ગયાં. અત્યંત ત્રાસ પામવાના કારણે પુનઃ આઠ પદોથી વિશેષણપૂર્વક કહે છે – (૧) પર્વતની ગુફા જેવાં નસકોરાં છે જે મુખમાં તે શરીરને, (૨) પર્વત પરથી ગબડી પડેલા મોટા પથરા જેવાં સ્તન છે જેમાં તે શરીરને, (૩) **'रौद्रम्'** ભયંકર (શરીર)ને, (૪) વીખરાયેલા લાલ કેશ છે જેમાં તેવા તે શરીરને, ॥ ૧૫ ॥ (૫) અંધારિયા કૂવા જેવી ઊંડી આંખો છે જેમાં તેવા તે શરીરને, (૬) નદીના કિનારા જેવા નિતંબ (પેડુ), તેમનાથી ભીષણ શરીરને, (૭) બાંધેલા સેતુઓ જેવી બે ભુજાઓ, સાથળો અને પગ છે જેમાં તેવા શરીરને, (૮) પાણી વિનાના તળાવ જેવું પેટ છે જેમાં તે શરીરને, ॥ ૧૬ ॥ તેના ચિત્કારથી પૂર્વે જ ભયભીત થયેલાં ગોપ-ગોપીઓ વળી તેને જોઈને તો અત્યંત ત્રાસ પામી ગયાં, એમ કહે છે– **'पूर्वं तु इति।'** તેનો **'निःस्वनितम्'** ચિત્કાર, તેનાથી ચિરાઈ ગયાં છે હૃદય, કાન અને મસ્તકો જેમનાં તે ગોપ-ગોપીઓ ॥ ૧૭ ॥

**बालं च तस्या उरसि क्रीडन्तमकुतोभयम्।**
**गोप्यस्तूर्णं समभ्येत्य जगृहुर्जातसम्भ्रमाः॥ १८**

॥ १८॥

(સ્નેહની ઉત્કંઠાથી) વ્યાકુળ થવાથી અધીરી થયેલી ગોપીઓએ, નિર્ભયતાથી તેની છાતી ઉપર રમતા બાળકની પાસે શીઘ્ર આવીને તેને ઊંચકી લીધો. ॥ ૧૮ ॥ ૧૮ ॥

**यशोदारोहिणीभ्यां ताः समं बालस्य सर्वतः।**
**रक्षां विदधिरे सम्यग्गोपुच्छभ्रमणादिभिः॥ १९**

॥ १९॥

તેઓએ યશોદા અને રોહિણીની સાથે બાળક શ્રીકૃષ્ણનાં સર્વ અંગો ઉપરથી ગાયનું પૂંછડું ફેરવવું વગેરે દ્વારા સારી રીતે રક્ષા કરી. ॥ ૧૯ ॥ ૧૯ ॥

**गोमूत्रेण स्नापयित्वा पुनर्गोरजसार्भकम्।**
**रक्षां चक्रुश्च शकृता द्वादशांगेषु नामभिः॥ २०**

ગોમૂત્રથી સ્નાન કરાવી, વળી પાછું ગોરજ (ગાયની ખરીની રજ)થી સ્નાન કરાવી બાળકનાં બાર અંગોમાં છાણથી (બાર) નામો વડે રક્ષા કરી. ॥ ૨૦ ॥

द्वादशाङ्गेषु ललाटादिषु केशवादिद्वादश-नामभिः॥ २०॥

લલાટ વગેરે બાર અંગોમાં કેશવ વગેરે બાર નામોથી (રક્ષા કરી.) ॥ ૨૦ ॥

* પદ્મપુરાણના ઉત્તરખંડમાં ભગવાનનાં બાર નામોથી લલાટ વગેરે બાર અંગોમાં રક્ષા કરવામાં આવી છે, તે આ પ્રમાણે છે –

**अन्वि.—**

ललाटे केशवं ध्यायेत् नारायणमथोदरे।
वक्ष:स्थले माधवं तु गोविन्दं कण्ठकूबरे॥
विष्णुं च दक्षिणे कुक्षौ बाहौ च मधुसूदनम्।
त्रिविक्रमं कन्धरे तु वामनं वामपार्श्वके॥
श्रीधरं वामबाहौ तु हृषीकेशं तु कन्धरे।
पृष्ठे तु पद्मनाभं च कट्यां दामोदरं न्यसेत्॥

अनाचान्ता एव प्रथममतिसंभ्रमेणैवं रक्षां कृत्वा किंचिल्लब्धश्वासा: पुनस्तात्पर्येण बीजन्यासमकुर्वतेत्याह—**गोप्य** इति।

**गोप्य: संस्पृष्टसलिला अंगेषु करयो: पृथक्।**
**न्यस्यात्मन्यथ बालस्य बीजन्यासमकुर्वत॥ २१**

संस्पृष्टसलिला आचान्ता: आत्मनि प्रथममङ्गेषु करयोश्च पृथक्। अजाद्येकादशबीजानां मध्ये करशुद्धौ त्रीणि, करयो: सन्धिषु चत्वारि चत्वारि, तथा अङ्घ्र्यादावेकैकस्मिन्नङ्गे अजाद्येकैकं बीजं न्यस्य बालस्याप्यङ्गेषु तथैवाकुर्वत॥ २१॥

**वंशीधरी—**बीजन्यासमजादीनामाद्यक्षरस्य सानुस्वार—नमोन्तस्य न्यासं तेन अं नमोऽजस्तवांघ्री अव्यात्। मं नम: मणिमांस्तव जानुनी अव्यादित्येवमणिमान्नाम्ना भगवत: प्रादुर्भावविशेष इति विश्वनाथ:। हृत् जीवाधारपद्मम्।

त्रीणि अजो मणिमान्यज्ञश्च मे करौ शोधयन्त्विति वाच्यम्।

अच्युतहयास्यकेशवेशा मे दक्षिणकरसंधीन् शोधयन्तु। इनविष्णूरुक्रमेश्वरा मे वामकरसंधीन् शोधयन्त्विति।

લલાટમાં કેશવનું ધ્યાન ધરવું જોઈએ. નારાયણને ઉદરમાં, માધવને છાતીમાં, ગોવિંદને સુન્દર કંઠમાં, વિષ્ણુને જમણી કૂખમાં, (જમણા) બાહુમાં મધુસૂદનને, ત્રિવિક્રમને ડોકમાં, વામનને ડાબે પડખે, ડાબા બાહુમાં શ્રીધરને, હૃષીકેશને ડોકમાં, પદ્મનાભને પીઠમાં અને કટિમાં દામોદર ભગવાનને સ્થાપવા જોઈએ.

અતિ વ્યાકુળતાને કારણે પહેલાં તો આચમન કર્યા વિના જ બાળકની રક્ષા કરીને સ્હેજ શ્વાસ બેઠા પછી પુનઃ પ્રસ્તુત યોજનાના આશયપૂર્વક બીજન્યાસ કર્યો, એમ કહે છે – **'गोप्य: इति।'**

ગોપીઓએ જળનું આચમન કરી પોતાનાં અંગોમાં તેમ જ બન્ને કરમાં જુદા જુદા ન્યાસ કરીને બાળક શ્રીકૃષ્ણનાં અંગોમાં (તે જ પ્રમાણે) બીજન્યાસ કર્યો. ॥ ૨૧ ॥

**'संस्पृष्टसलिला:'** જેમણે જળનું આચમન કર્યું છે તેવાં ગોપીજનોએ પ્રથમ પોતાનાં અંગોમાં અને બન્ને કરમાં જુદા જુદા ન્યાસ કરીને (આત્મસંસ્કાર કર્યો અને) **अज** વગેરે અગિયાર બીજોમાં કરશુદ્ધિમાં ત્રણ અને કરની સંધિઓમાં ચાર ચાર બીજોનો ન્યાસ કર્યો તેમ જ (બાળકના) ચરણાદિ એક એક અંગમાં અજ વગેરે એક એક બીજનો ન્યાસ કરીને, બાળકનાં અંગોમાં પણ તે જ પ્રમાણે બીજન્યાસ કર્યો. ॥ ૨૧ ॥

ભગવાનનાં 'અજ' વગેરે નામોના, અનુસ્વાર સહિતના પ્રથમ અક્ષરને અંતે **नम:** એ પ્રમાણે ન્યાસ કરવો. તે પ્રમાણે **अं नम:।** 'અજ' ભગવાન તારા બન્ને ચરણોની રક્ષા કરો. **मं नम:।** 'મણિમાન' ભગવાન તારા બન્ને ઘૂંટણોની રક્ષા કરો. મણિમાન ભગવાનનો વિશિષ્ટ પ્રાદુર્ભાવ છે, એમ વિશ્વનાથજીનું મન્તવ્ય છે. હૃદય એટલે જીવના આધારરૂપ પદ્મ.

અજ, મણિમાન અને યજ્ઞ આ ત્રણેય ભગવાન મારા બંને કરની શુદ્ધિ કરો, એમ કહેવા યોગ્ય છે.

અચ્યુત, હયાસ્ય, કેશવ અને ઈશ મારા જમણા કરની સંધિઓની શુદ્ધિ કરો તથા ઈન, વિષ્ણુ, ઉરુક્રમ અને ઈશ્વર મારા ડાબા કરની સંધિઓની શુદ્ધિ કરો.

**अव्यादजोऽङ्घ्रि मणिमांस्तव जान्वथोरू**
**यज्ञोऽच्युतः कटितटं जठरं हयास्यः।**
**हृत् केशवस्त्वदुर ईश इनस्तु कण्ठं**
**विष्णुर्भुजं मुखमुरुक्रम ईश्वरः कम्॥ २२**

અજ ભગવાન તારા ચરણોની રક્ષા કરો. મણિમાન બન્ને ઘૂંટણોની, યજ્ઞ ભગવાન બન્ને સાથળોની રક્ષા કરો. અચ્યુત ભગવાન કેડની, હયગ્રીવ ભગવાન ઉદરની, કેશવ ભગવાન હૃદયની, ઈશ છાતીની, સૂર્યાન્તર્ગત નારાયણ કંઠની, ભગવાન વિષ્ણુ ભુજાની, ભગવાન ઉરુક્રમ (વામનજી) મુખની અને ઈશ્વર તારા મસ્તકની રક્ષા કરો. ॥ ૨૨ ॥

अङ्घ्रि अङ्घ्री। जानु जानुनी। भुजं भुजौ। कं शिरः॥ २२॥

**'अङ्घ्रि'** (**अङ्घ्री**) બન્ને ચરણોની, **जानु** (**जानुनी**) બન્ને ઘૂંટણોની, **'भुजम्'** (**भुजौ**) બન્ને ભુજાઓની, **'कम्'** મસ્તકની (રક્ષા કરો.) ॥ ૨૨ ॥

तथा दिक्षु रक्षामकुर्वन्नित्याह—**चक्र्यग्रत इति**।

તે જ પ્રમાણે (સર્વ) દિશાઓમાં રક્ષા કરો, એમ કહે છે – **'चक्री अग्रतः इति।'**

**चक्र्यग्रतः सहगदो हरिरस्तु पश्चात्**
**त्वत्पार्श्वयोर्धनुरसी मधुहाऽजनश्च।**
**कोणेषु शंख उरुगाय उपर्युपेन्द्र-**
**स्तार्क्ष्यः क्षितौ हलधरः पुरुषः समन्तात्॥ २३**

ચક્રધારી ભગવાન (શ્રીહરિ) આગળ, ગદાધારી ભગવાન શ્રીહરિ પાછળ, ધનુષધારી ભગવાન મધુસૂદન (જમણા) પડખે, અને તલવારધારી ભગવાન અજન (ડાબા) પડખે, શંખધારી ભગવાન ઉરુગાય (ચારેય) ખૂણાઓમાં, ગરુડારૂઢ ભગવાન ઉપેન્દ્ર (વામનજી) ઉપર, હળધારી ભગવાન સંકર્ષણ નીચે પૃથ્વી પર અને પુરુષોત્તમ ચોતરફ તારી રક્ષા કરો. ॥ ૨૩ ॥

चक्रसहितो हरिस्तवाग्रतोऽस्तु। सहगदो गदासहितो हरिस्तव पश्चादस्तु। त्वत्पार्श्वयोर्धनुर्धरो मधुहाऽसिधरोऽजनश्चैतावास्ताम्। शङ्खधर उरुगाय-श्चतुष्कोणेषु। क्षितावधस्तात्॥ २३॥

ચક્રસહિત ભગવાન શ્રીહરિ તારી આગળ રહો. **'सहगदः'** ગદાસહિત ભગવાન શ્રીહરિ તારી પાછળ રહો. તારાં બન્ને પડખે ધનુષધારી ભગવાન મધુસૂદન અને તલવારધારી ભગવાન અજન – (આ બન્ને) રહો. શંખધારી ભગવાન ઉરુગાય ચારેય ખૂણાઓમાં તથા નીચે પૃથ્વી પર (ભગવાન સંકર્ષણ રહો, રક્ષા કરો). ॥ ૨૩ ॥

एवं बही रक्षां कृत्वाऽन्तरङ्गामकुर्वन्नित्याह—**इन्द्रियाणीति**।

આ પ્રમાણે બહાર રક્ષા કરીને અંતરંગ (શરીરની અંદરના ભાગોમાં) રક્ષા કરો, એમ કહે છે – **'इन्द्रियाणि इति।'**

**इन्द्रियाणि हृषीकेशः प्राणान् नारायणोऽवतु।**
**श्वेतद्वीपपतिश्चित्तं मनो योगेश्वरोऽवतु॥ २४**

॥ २४॥

ભગવાન હૃષીકેશ ઈન્દ્રિયોની , નારાયણ પ્રાણોની રક્ષા કરો. શ્વેતદ્વીપના પતિ (શુદ્ધ અન્તઃકરણના સ્વામી ભગવાન વાસુદેવ) ચિત્તની તથા ભગવાન યોગેશ્વર મનની રક્ષા કરો. ॥ ૨૪ ॥ ૨૪ ॥

**पृश्निगर्भस्तु ते बुद्धिमात्मानं भगवान् परः ।**
**क्रीडन्तं पातु गोविन्दः शयानं पातु माधवः ॥ २५**

આત્માનમહંકારમ્ ॥ ૨૫ ॥

પૃશ્નિગર્ભ તારી બુદ્ધિની રક્ષા કરો. (સર્વનું નિયમન કરનાર) ભગવાન 'પર' આત્મારૂપ અહંકારની રક્ષા કરો. રમતા એવા તારી ગોવિંદ રક્ષા કરો. સૂતા એવા તારી માધવ રક્ષા કરો. ॥ ૨૫ ॥

आत्मानमहंकारम् ॥ २५ ॥

**'आत्मानम्'** આત્મારૂપ અહંકારની (રક્ષા કરો). ॥ ૨૫ ॥

**व्रजन्तमव्याद् वैकुण्ठ आसीनं त्वां श्रियः पतिः ।**
**भुंजानं यज्ञभुक् पातु सर्वग्रहभयंकरः ॥ २६**

॥ २६ ॥

(બાળલીલાથી) ગમન કરતા એવા તારું ભગવાન વૈકુંઠ રક્ષણ કરો. બેઠેલા એવા તારી લક્ષ્મીપતિ રક્ષા કરો. સર્વ ગ્રહો માટે ભયંકર યજ્ઞભોક્તા ભગવાન ભોજન કરતા એવા તારી રક્ષા કરો. ॥ ૨૬ ॥ ૨૬ ॥

**डाकिन्यो यातुधान्यश्च कूष्माण्डा येऽर्भकग्रहाः ।**
**भूतप्रेतपिशाचाश्च यक्षरक्षोविनायकाः ॥ २७**
**कोटरा रेवती ज्येष्ठा पूतना मातृकादयः ।**
**उन्मादा ये ह्यपस्मारा देहप्राणेन्द्रियद्रुहः ॥ २८**
**स्वप्नदृष्टा महोत्पाता वृद्धबालग्रहाश्च ये ।**
**सर्वे नश्यन्तु ते विष्णोर्नामग्रहणभीरवः ॥ २९**

॥ २७ ॥॥ २८ ॥॥ २९ ॥

ડાકણો, રાક્ષસીઓ, કૂષ્માંડ નામના રુદ્રગણો તથા બાળકોને ઉપાડી જનારા જે બાળગ્રહો છે, ભૂત, પ્રેત અને પિશાચો તથા યક્ષો, રાક્ષસો અને વિનાયકો,॥૨૭॥ કોટરા (ક્ષુદ્ર અને સ્વચ્છન્દ સ્ત્રી–સુ.), રેવતી, જ્યેષ્ઠા, પૂતના, માતૃકા વગેરે દેહ-પ્રાણ અને ઇન્દ્રિયોને દુઃખ આપનારા ગાંડપણ, અપસ્માર(વાઈ) વગેરે રોગો, ॥ ૨૮ ॥ સ્વપ્નમાં જોયેલા મોટા ઉત્પાતો તથા જે વૃદ્ધગ્રહો અને બાળગ્રહો છે, ભગવાન વિષ્ણુનું નામ લેતાં જ ભયભીત થનારા તે સર્વ નાશ પામો. ॥ ૨૭ ॥ ૨૮ ॥ ૨૯ ॥

**श्रीशुक उवाच**

**इति प्रणयबद्धाभिर्गोपीभिः कृतरक्षणम् ।**
**पाययित्वा स्तनं माता संन्यवेशयदात्मजम् ॥ ३०**

**શ્રીશુકદેવજી બોલ્યા** – આમ, પ્રેમ(ના દોરડા)થી બંધાયેલી ગોપીઓ દ્વારા રક્ષા કરાયેલા પુત્રને માતા યશોદાએ સ્તનપાન કરાવીને પોઢાડી દીધા.॥ ૩૦ ॥

संन्यवेशयच्छादयामास ॥ ३० ॥

**'संन्यवेशयत्'** પોઢાડી દીધા. ॥ ૩૦ ॥

**तावन्नन्दादयो गोपा मथुराया व्रजं गताः ।**
**विलोक्य पूतनादेहं बभूवुरतिविस्मिताः ॥ ३१**

॥ ३१ ॥

તેવામાં મથુરાથી વ્રજ જતા નંદજી વગેરે ગોવાળો પૂતનાનું શરીર જોઈને અતિ આશ્ચર્ય પામ્યા. ॥ ૩૧ ॥ ૩૧ ॥

विस्मयमेवाह—**नूनमिति** ।

આશ્ચર્યનું જ વર્ણન કરે છે – **'नूनम् इति।'**

**नूनं बतर्षिः संजातो योगेशो वा समास सः ।**
**स एव दृष्टो ह्युत्पातो यदाहानकदुन्दुभिः ॥ ३२**

ઓહો! વસુદેવજી ખરેખર ઋષિ થઈ ગયા છે અથવા તો તેઓ યોગેશ્વર જ થઈ ગયા છે, કારણ કે તેમણે જે ઉત્પાત કહ્યો હતો તે જ જોવામાં આવ્યો છે! ॥ ૩૨ ॥

बत विस्मये। सांप्रतं स ऋषिस्तपःप्रभाववान् योगेशो ज्ञानी वा सम्यगास। यतः स एव दृष्ट इति॥ ३२ ॥

**'बत'** શબ્દ આશ્ચર્ય દશાર્વે છે. હમણાં તે **'ऋषिः'** તપના પ્રભાવવાળા અથવા **'योगेशः'** જ્ઞાની થઈ ગયા છે, કારણ કે તેમણે જે ઉત્પાત કહ્યો હતો. તે જ જોવામાં આવ્યો છે. ॥ ૩૨ ॥

**कलेवरं परशुभिश्छित्त्वा तत्ते व्रजौकसः।**
**दूरे क्षिप्त्वावयवशो न्यदहन् काष्ठधिष्ठितम्॥ ३३**

॥ ३३ ॥

ત્યાર પછી વ્રજવાસીઓએ તેના શરીરને કુહાડાઓથી અવયવશઃ કાપીને દૂર ફેંકી, લાકડાં પર મૂકીને બાળી નાખ્યું. ॥ ૩૩ ॥ ૩૩ ॥

विस्मयान्तरमाह—**दह्यमानस्येति।**

બીજું આશ્ચર્ય વર્ણવે છે – **'दह्यमानस्य इति।'**

**दह्यमानस्य देहस्य धूमश्चागुरुसौरभः।**
**उत्थितः कृष्णनिर्भुक्तसपद्याहतपाप्मनः॥ ३४**

ભગવાન શ્રીકૃષ્ણ દ્વારા (સ્તનપાન કરવાથી) (ભગવાનના ભોગનો વિષય બનવાને કારણે) તરત જ જેનું પાપ નષ્ટ થઈ ગયું તેવી પૂતનાના બળતા શરીરનો અગરુના જેવો સુગંધિત ધૂમાડો ઉપર જવા લાગ્યો. ॥ ૩૪ ॥

कृष्णेन निर्भुक्तोऽत एव सपद्याहतः पाप्मा यस्य॥ ३४॥

શ્રીકૃષ્ણ દ્વારા ભોગનો વિષય બન્યો, આથી જ તરત નષ્ટ થયું છે પાપ જેનું ॥ ૩૪ ॥

प्रसङ्गात्कैमुत्यन्यायेन भक्तिवैभवमाह—**पूतनेति।**

પ્રસંગોપાત્ત કૈમુત્યન્યાયથી ભક્તિના વૈભવનું વર્ણન કરે છે – **'पूतना इति।'**

**पूतना लोकबालघ्नी राक्षसी रुधिराशना।**
**जिघांसयापि हरये स्तनं दत्त्वाऽऽप सद्गतिम्॥ ३५**

॥ ३५ ॥

લોકોનાં બાળકોની હત્યા કરનારી, રક્તપાન કરનારી, રાક્ષસી પૂતના મારવાની ઈચ્છાથી ભગવાન શ્રીહરિને (મુખમાં) સ્તન આપીને (વિષ આપવા છતાં) પણ સદ્‌ગતિને પ્રાપ્ત થઈ! ॥ ૩૫ ॥

**किं पुनः श्रद्धया भक्त्या कृष्णाय परमात्मने।**
**यच्छन् प्रियतमं किं नु रक्तास्तन्मातरो यथा॥ ३६**

તો પછી શ્રદ્ધા અને ભક્તિથી પરમાત્મા શ્રીકૃષ્ણને તેમની અત્યંત પ્રિય વસ્તુ અર્પણ કરનાર જન તેમની વત્સલ માતાઓની જેમ સદ્‌ગતિને પ્રાપ્ત થાય તેમાં શું કહેવાનું? ॥ ૩૬ ॥

श्रद्धया आस्तिक्येन भक्त्या प्रेम्णा। रक्ताः स्निग्धाः। तन्मातर इति वत्साहरणलीलाभिप्रायेण बहुवचनम्। गोगोपिकास्तदा मातरोऽभवन्निति ॥ ३६ ॥

**'श्रद्धया'** આસ્તિકતાથી, **'भक्त्या'** પ્રેમથી, **'रक्ताः'** સ્નેહાળ, વત્સલ (માતાઓ) **'तन्मातरः इति।'** વાછરડાંઓને હરી લેવાની લીલાના અભિપ્રાયથી 'તેમની માતાઓ' એમ બ.વ છે. તે સમયે વત્સાહરણ-લીલામાં ગાયો અને ગોપિકાઓ ભગવાનની માતાઓ થયાં હતાં. ॥ ૩૬ ॥

पद्भ्यां भक्तहृदिस्थाभ्यां वन्द्याभ्यां लोकवन्दितैः ।
अंगं यस्याः समाक्रम्य भगवानपिबत् स्तनम् ॥ ३७

यातुधान्यपि सा स्वर्गमवाप जननीगतिम् ।
कृष्णभुक्तस्तनक्षीरां किमु गावो नु मातरः ॥ ३८

पयांसि यासामपिबत् पुत्रस्नेहस्नुतान्यलम् ।
भगवान् देवकीपुत्रः कैवल्याद्यखिलप्रदः ॥ ३९
॥ ३७ ॥ ३८ ॥ ३९ ॥

ભક્તોનાં હૃદયમાં રહેલાં અને લોકવંદિત (બ્રહ્માદિ દેવતાઓ દ્વારા પણ વંદિત) એવાં બન્ને ચરણો દ્વારા જેના શરીરને દબાવીને ભગવાને સ્તનપાન કર્યું હતું, ॥ ૩૭ ॥ તે રાક્ષસી હોવા છતાં પણ માતાની સ્વર્ગરૂપ ગતિને પ્રાપ્ત થઈ હતી, તો કૃષ્ણ દ્વારા જે ગાયો અને માતાઓનાં સ્તનનું દૂધ પીવામાં આવ્યું હતું, તે ગાયો અને માતાઓ ઉત્તમ ગતિને પ્રાપ્ત થાય તેમાં કહેવું જ શું? ॥ ૩૮ ॥ મોક્ષ વગેરે સર્વ (પુરુષાર્થો અને પદાર્થો) આપનારા ભગવાન દેવકીપુત્રે જે માતાઓનાં પુત્રસ્નેહથી ઝરતાં ધાવણ સંતોષપૂર્વક પીધાં હતાં, ॥ ૩૯ ॥ ૩૭ ॥ ૩૮ ॥ ૩૯ ॥

तासामविरतं कृष्णे कुर्वतीनां सुतेक्षणम् ।
न पुनः कल्पते राजन् संसारोऽज्ञानसम्भवः ॥ ४०

कटधूमस्य सौरभ्यमवघ्राय व्रजौकसः ।
किमिदं कुत एवेति वदन्तो व्रजमाययुः ॥ ४१

ते तत्र वर्णितं गोपैः पूतनागमनादिकम् ।
श्रुत्वा तन्निधनं स्वस्ति शिशोश्चासन् सुविस्मिताः ॥ ४२

नन्दः स्वपुत्रमादाय प्रेत्यागतमुदारधीः ।
मूर्ध्न्युपाघ्राय परमां मुदं लेभे कुरूद्वह ॥ ४३
॥ ४० ॥ ४१ ॥ ४२ ॥ ४३ ॥

કૃષ્ણને નિરન્તર પુત્રદૃષ્ટિથી જોતી તે માતાઓને હે રાજા, અજ્ઞાનથી ઉત્પન્ન થનારો સંસાર ફરીથી થતો નથી. ॥ ૪૦ ॥ (પૂતના આવી તે પહેલાં ગાયો ચારવા નીકળી ગયેલા) વ્રજવાસીઓ શબની ચિતાના (અગરુની સુગંધ જેવા) ધૂમાડાની સુગંધ સૂંઘીને, 'આ શું, આ (સુગંધ) ક્યાંથી આવે છે?' એમ કહેતા વ્રજમાં આવ્યા. ॥ ૪૧ ॥ ત્યાં હાજર રહેલા વ્રજવાસીઓ દ્વારા તે વ્રજવાસીઓ પૂતનાનું આગમન વગેરે, તેનું મૃત્યુ અને બાળક શ્રીકૃષ્ણની ક્ષેમકુશળતા સાંભળીને અત્યંત વિસ્મિત થયા.॥ ૪૨॥ હે કુરુવંશી પરીક્ષિત, ઉદાર બુદ્ધિવાળા નંદરાયજી મરીને (પાછા) આવેલા પોતાના પુત્રને લઈ, મસ્તક સૂંઘી પરમ આનંદ પામ્યા. ॥ ૪૩ ॥ ૪૦ ॥ ૪૧ ॥ ૪૨ ॥ ૪૩ ॥

य एतत् पूतनामोक्षं कृष्णस्यार्भकमद्भुतम् ।
शृणुयाच्छ्रद्धया मर्त्यो गोविन्दे लभते रतिम् ॥ ४४

एतदार्भकमर्भकचरितम् । किं तत् । पूतनामोक्षमिति ॥ ४४ ॥

જે મનુષ્ય પૂતનાને મોક્ષ આપનારું આ અદ્ભુત બાળચરિત્ર શ્રદ્ધાપૂર્વક શ્રવણ કરે છે, તે મનુષ્ય શ્રીગોવિંદમાં પ્રીતિ પ્રાપ્ત કરે છે. ॥ ૪૪ ॥

આ **'आर्भकम्'** બાળચરિત્રને (સાંભળે છે તે) – તે કેવું બાળચરિત્ર? પૂતનાના મોક્ષવાળું બાળચરિત્ર ॥ ૪૪ ॥

अत्तुं दैत्यकुलानीशः पूतनायाः शिशुच्छलात्।
स्तन्यापोशनतः प्राणैः प्राणाहुतिमकल्पयत्॥

દૈત્યકુળોને ખાવા માટે ઈશ્વર શિશુરૂપ છળ કરીને રાક્ષસીના દૂધરૂપી અપોશનથી (જલપાનથી) પૂતનાના (પંચ) પ્રાણો દ્વારા આહુતિ રચે છે.

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे पूर्वार्धे पूतनामोक्षोनाम षष्ठोऽध्यायः॥ ६॥
इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे पूर्वार्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां षष्ठोऽध्यायः॥ ६॥

*****

# अथ सप्तमोऽध्यायः

## શકટભંજનલીલા તથા તૃણાવર્તનો ઉદ્ધાર

उत्क्षिपन्शकटं व्योम्नि तृणावर्तमधः क्षिपन्।
दर्शयन्विश्वमास्ये च कृष्णः क्रीडति सप्तमे॥ १

ગાડાને ઊંચે ઉછાળતા, આકાશમાંથી તૃણાવર્તને નીચે ફેંકતા અને મુખમાં વિશ્વનું દર્શન કરાવતા શ્રીકૃષ્ણ સાતમા અધ્યાયમાં ક્રીડા કરે છે. ॥ ૧ ॥

कृष्णार्भकसुधासिन्धुसंप्लवानन्दनिर्भरः।
भूयस्तदेव संप्रष्टुं राजाऽन्यदभिनन्दति॥ २

બાળકૃષ્ણરૂપ અમૃતસિંધુમાં સ્નાન કરવાથી જેને અતિ આનંદ થયો છે તેવા રાજા પરીક્ષિત પુનઃ તેને જ (બાળકૃષ્ણની લીલાઓને) સુંદર રીતે પૂછવા માટે અન્ય અવતારચરિત્રની પ્રશંસા કરે છે. ॥ ૨ ॥

राजोवाच

**येन येनावतारेण भगवान् हरिरीश्वरः।**
**करोति कर्णरम्याणि मनोज्ञानि च नः प्रभो॥ १**

**રાજા પરીક્ષિત બોલ્યા** – હે પ્રભુ, (સર્વના) ઈશ્વર ભગવાન શ્રીહરિ જે જે અવતાર દ્વારા (જે જે) કર્મો કરે છે, તે અમારી કર્ણેન્દ્રિયને સુખ આપનારાં અને મનને આનંદ આપનારાં (જ) થાય છે. ॥ ૧ ॥

**येन येनेति**। येन येन मत्स्याद्यवतारेणापि यानि यानि कर्माणि करोति तानि नः कर्णसुहावहानि मनःप्रीतिकराणि च भवन्त्येव॥ १॥

**'येन येन इति।'** (ભગવાન શ્રીહરિ) મત્સ્ય વગેરે અન્ય પણ જે જે અવતાર દ્વારા જે જે કર્મો કરે છે, તે અમારી કર્ણેન્દ્રિયને સુખ આપનારાં અને મનને આનંદ આપનારાં જ થાય છે. ॥ ૧ ॥

**यच्छृण्वतोऽपैत्यरतिर्वितृष्णा**
**सत्त्वं च शुद्ध्यत्यचिरेण पुंसः।**
**भक्तिर्हरौ तत्पुरुषे च सख्यं**
**तदेव हारं वद मन्यसे चेत्॥ २**

જેનું શ્રવણ કરનાર મનુષ્યના મનની ગ્લાનિ અને વિવિધ તૃષ્ણા તત્કાળ દૂર થાય છે, અન્તઃકરણ શુદ્ધ થાય છે, શ્રીહરિમાં અતિશય પ્રીતિ થઈ જાય છે તથા શ્રીહરિના ભક્તો સાથે મૈત્રી થાય છે, એમ જો આપ માનતા હો તો તે શ્રીહરિનું ચરિત્ર અમને કહો. ॥ ૨ ॥

तथापि तच्छृण्वतः पुंसः पुरुषमात्रस्यारतिर्मनोग्लानिस्तन्मूलभूता विविधा तृष्णा

(કર્ણપ્રિય અને મનોરંજક હોવા) ઉપરાંત તેનું શ્રવણ કરનાર જ **'पुंसः'** મનુષ્ય માત્રની **'अरतिः'** મનોગ્લાનિ અને તેના મૂળરૂપ વિવિધ તૃષ્ણા દૂર થઈ

चापगच्छति तथा सत्त्वशुद्धिहरिभक्ति-हरिदाससख्यानि च भवन्ति। तदेव हारं हरेश्चरितं, मनोहरं वा वद मन्यसे चेत् अनुग्रहं यदि करोषीति॥ २॥

अत्यौत्सुक्येन पुनर्विशिनष्टि—**अथेति**।

**अथान्यदपि कृष्णस्य तोकाचरितमद्भुतम्।**
**मानुषं लोकमासाद्य तज्जातिमनुरुन्धतः॥ ३**

अनुरुन्धतोऽनुकुर्वतः॥ ३॥

**श्रीशुक उवाच**

**कदाचिदौत्थानिककौतुकाप्लवे**
**जन्मर्क्षयोगे समवेतयोषिताम्।**
**वादित्रगीतद्विजमन्त्रवाचकै-**
**श्चकार सूनोरभिषेचनं सती॥ ४**

उत्थानं शिशोरङ्गपरिवर्तनं तत्र करणीये कौतुकाप्लवे उत्सवाभिषेके तथा तस्मिन्नेव दिने जन्मर्क्षस्यापि योगेऽतिमहोत्सवे समवेतयोषितां मिलितपुरन्ध्रीणां मध्ये वादित्रादिभिः शोभितम-भिषेचनं सती यशोदा चकार॥ ४॥

**नन्दस्य पत्नी कृतमज्जनादिकं**
**विप्रैः कृतस्वस्त्ययनं सुपूजितैः।**
**अन्नाद्यवासःस्त्रगभीष्टधेनुभिः**
**संजातनिद्राक्षमशीशयच्छनैः ॥ ५**

જાય છે તેમ જ અન્તઃકરણની શુદ્ધિ, શ્રીહરિમાં ભક્તિ અને શ્રીહરિના દાસજનોમાં મૈત્રી થાય છે. તે જ **'हारम्'** શ્રીહરિનું ચરિત્ર અથવા મનને હરી લેનારું ચરિત્ર **'मन्यसे चेत्'** જો આપ અમારા ઉપર અનુગ્રહ કરતા હો, તો અમને કહો. ॥ २ ॥

પુનઃ અતિ ઉત્કંઠાથી વિશેષણપૂર્વક કહે છે – **'अथ इति।'**

વળી, મનુષ્યલોકમાં આવીને મનુષ્યજાતિનું અનુકરણ કરતા શ્રીકૃષ્ણનું અન્ય, અદ્ભુત બાળચરિત્ર પણ અમને કહો. ॥ ૩ ॥

**'अनुरुन्धतः'** (મનુષ્યજાતિનું) અનુકરણ કરતા કૃષ્ણનું (બાળચરિત્ર) ॥ ૩ ॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – એક વખત, બાળક પડખું બદલે ત્યારે કરવાયોગ્ય અભિષેકસ્નાનના ઉત્સવ પ્રસંગે તથા તે જ દિવસે થતા જન્મનક્ષત્રયોગના મહામહોત્સવમાં એકઠી થયેલી વ્રજવનિતાઓની વચ્ચે વાદિત્રો, ગીતો અને બ્રાહ્મણોનાં સ્વસ્તિવાચનના મંત્રોપૂર્વક સતી યશોદાજીએ બાળક શ્રીકૃષ્ણનો મંગલાભિષેક કર્યો. ॥ ૪ ॥

**'उत्थानम्'** બાળક પડખું બદલે ત્યારે કરવાયોગ્ય **'कौतुक-आप्लवे'** અભિષેકસ્નાનના ઉત્સવપ્રસંગે તથા તે જ દિવસે થતા જન્મનક્ષત્રના **'योगे'** મહામહોત્સવમાં **'समवेतयोषिताम्'** એકઠી થયેલી સમૃદ્ધશાલિની વ્રજવનિતાઓની વચ્ચે વાદિત્રાદિ સહિત સતી યશોદાએ સુંદર અભિષેક કર્યો. ॥ ૪ ॥

કાચું અનાજ, ખાવા યોગ્ય અન્ન, વસ્ત્ર, માળા, પ્રાપ્ત કરવા ઈચ્છેલ સામગ્રી તથા ગાયો દ્વારા, સુંદર રીતે પૂજન કરાયેલા વિપ્રો દ્વારા જેમનું સ્વસ્તિવાચન (મંગળ વચનો દ્વારા રક્ષાબંધનાદિ) કરવામાં આવ્યું હતું તેમ જ જેમનું સ્નાન (વસ્ત્ર, અલંકાર, કસ્તૂરીનું તિલક) વગેરે કરવામાં આવ્યું હતું તેવા નિદ્રાથી ઘેરાયેલાં નેત્રોવાળા બાળકૃષ્ણ(લાલજી)ને નંદરાયજીનાં પત્ની યશોદાજીએ (છકડાની નીચે રાખેલા ખોળિયાના ઝૂલામાં જાગી ન જાય તેમ) ધીરેથી પોઢાડ્યા. ॥ ૫ ॥

अन्नादिभिः सुपूजितैर्विप्रैः कृतमङ्गलम्। संजातनिद्रे अक्षिणी यस्य तमशीशयच्छायितवती, शकटस्याधस्तात्प्रेङ्खे ॥ ५ ॥

**औत्थानिकौत्सुक्यमना मनस्विनी**
**समागतान् पूजयती व्रजौकसः।**
**नैवाश्रृणोद् वै रुदितं सुतस्य सा**
**रुदन् स्तनार्थी चरणावुदक्षिपत्॥ ६**

उदक्षिपदूर्ध्वं चालितवान्॥ ६ ॥

**अधःशयानस्य शिशोरनोऽल्पक-**
**प्रवालमृद्वङ्घ्रिहतं व्यवर्तत।**
**विध्वस्तनानारसकुप्यभाजनं**
**व्यत्यस्तचक्राक्षविभिन्नकूबरम् ॥ ७**

तदधःशयानस्य शिशोरल्पकश्चासौ प्रवालवन्मृदुश्च योऽङ्घ्रिस्तेन हतमनः शकटं व्यवर्तत विपरीतमपतत्। कथम्। विध्वस्तानि नानारसवन्ति कुप्यभाजनानि स्वर्णरजतातिरिक्त-कांस्यादिमयानि यथा भवन्ति तथा। चक्रे च अक्षश्च चक्राक्षाः व्यत्यस्ताश्चक्राक्षा यस्मिन्, विभिन्नः कूबरो युगन्धरो यस्य तच्च तच्च यथा भवति तथा व्यवर्ततेति॥ ७॥

**दृष्ट्वा यशोदाप्रमुखा व्रजस्त्रिय**
**औत्थानिके कर्मणि याः समागताः।**
**नन्दादयश्चाद्भुतदर्शनाकुलाः**
**कथं स्वयं वै शकटं विपर्यगात्॥ ८**
**( इति ब्रुवन्तोऽतिविवादमोहिता**
**जनाः समन्तात्परिवव्रुरार्तवत् )। ***

અન્નાદિથી સુંદર રીતે પૂજાયેલા વિપ્રો દ્વારા જેમનું સ્વસ્તિવાચન કરવામાં આવ્યું હતું. નિદ્રાથી ઘેરાયેલાં નેત્રો છે જેમનાં તે બાળકૃષ્ણલાલજીને છકડાની નીચે રાખેલા ઝૂલામાં '**अशीशयत्**' પોઢાડ્યા.॥ ૫ ॥

ઉત્થાનના ઉત્સવમાં ઉત્સુક મનવાળાં, આવેલા વ્રજવાસીઓનો સત્કાર કરતાં, ઉદાર ચિત્તવાળાં તે યશોદાજીએ પુત્રનું રુદન સાંભળ્યું જ નહીં. (તેથી) સ્તનપાન કરવા માટે રડતા બાળકૃષ્ણલાલજીએ બન્ને ચરણ ઉપર ઉછાળ્યા. ॥ ૬ ॥

'**उत्-अक्षिपत्**' ઉપર ઉછાળ્યા. ॥ ૬ ॥

છકડાની નીચે પોઢેલા શિશુના નાનકડા, કૂંપળ જેવા કોમળ ચરણથી પ્રહાર પામેલાં (અને તેથી) અનેક રસથી ભરેલાં કાંસા વગેરેનાં પાત્રો જે રીતે તૂટી-ફૂટી જાય, બન્ને પૈડાં અને ધરી જે રીતે અસ્તવ્યસ્ત થઈ જાય તથા જે રીતે ધૂંસરી તૂટી જાય તે રીતે છકડો ઊંધો પડી ગયો. ॥ ૭ ॥

તે છકડાની નીચે પોઢેલા શિશુનું નાનકડું તથા એ કૂંપળ જેવું કોમળ જે ચરણ હતું, તેનાથી પ્રહાર પામેલો '**अनः**' છકડો '**व्यवर्तत**' ઊંધો પડી ગયો. કેવી રીતે? (દૂધ, દહીં વગેરે) અનેક રસોથી ભરેલાં '**कुप्य-भाजनानि**' સોના-ચાંદી સિવાયની કાંસા વગેરે ધાતુનાં બનેલાં પાત્રો જે રીતે તૂટી-ફૂટી જાય તે રીતે. '**चक्राक्षाः**' અર્થાત્ બે પૈડાં અને ધરી. બે પૈડાં અને ધરી જેમાં અસ્તવ્યસ્ત થઈ જાય તે તથા જેની '**कूबरः**' ધૂંસરી તૂટી જાય તે, આવું જે રીતે થાય તેમ છકડો ઊંધો પડી ગયો.॥૭॥

યશોદાજી જેમનામાં મુખ્ય છે તેવી જે વ્રજાંગનાઓ પડખું બદલવાના મહોત્સવની ઉજવણીમાં આવી હતી તેઓ તથા નંદરાયજી વગેરે (ગોપજનો ઊંધા પડી ગયેલા) છકડાના આશ્ચર્યજનક દર્શનથી વ્યાકુળ થઈ ગયા. 'છકડો જાતે જ કેવી રીતે ઊંધો પડી ગયો?'॥૮॥ (એમ કહેતા, ખૂબ વાદ-વિવાદથી મોહિત થઈ, દુઃખીની જેમ (છકડા અને બાળકની) આજુબાજુ વીંટળાઈ ગયા.)

* આ અડધો શ્લોક વીર. અને વિજય.ની પ્રતોમાં છે.

अद्भुतदर्शनेनाकुला बभूवुः तदेवाह—कथमिति। विपर्यगाद्विपरीतमपतदिति॥ ८॥

(તે સર્વે) આશ્ચર્યજનક દર્શનથી વ્યાકુળ થઈ ગયા, તે જ કહે છે – **'कथम् इति।'** **'विपर्यगात्'** ઊંધો પડી ગયો. ॥ ८ ॥

**ऊचुरव्यवसितमतीन् गोपान् गोपीश्च बालकाः।**
**रुदतानेन पादेन क्षिप्तमेतन्न संशयः॥ ९॥ ९॥**

(ગાડું ઊંધું પડી જવાના કારણનો નિર્ણય ન કરી શકે તેવી) અનિશ્ચિત બુદ્ધિવાળાં ગોપ-ગોપીઓને બાળકોએ કહ્યું, '(છકડાની નીચેના ખોળિયામાં રહેલા) રડતા એવા આના પગથી જ આ છકડો ઊંધો પડી ગયો છે, તેમાં શંકા નથી.' ॥ ९ ॥

**न ते श्रद्दधिरे गोपा बालभाषितमित्युत।**
**अप्रमेयं बलं तस्य बालकस्य न ते विदुः॥ १०**

તે ગોપાલકોએ છોકરડાંની વાતનો વિશ્વાસ કર્યો નહીં, (કારણ કે શંકાશીલ) તેઓ તે બાળકના અમાપ (અતર્ક્ય) બળને જાણતા ન હતા.॥ १० ॥

न श्रद्दधिरे विश्वासं न जग्मुः, उत अपि बालस्यैतन्न संभवति एते च बालाः किं जानन्तीति॥ १०॥

**'न श्रद्दधिरे'** વિશ્વાસ કર્યો નહીં. બાળકને માટે તો આવું સંભવે જ નહીં ને? અને આ છોકરડાં શું જાણે? (એમ વિચાર્યું.) ॥ १० ॥

**रुदन्तं सुतमादाय यशोदा ग्रहशंकिता।**
**कृतस्वस्त्ययनं विप्रैः सूक्तैः स्तनमपाययत्॥ ११**

દુષ્ટ ગ્રહની શંકાવાળા યશોદાજીએ રડતા પુત્રને લઈને વિપ્રો પાસે વૈદિક મંત્રો દ્વારા સ્વસ્તિવાચન કરાવ્યું અને તેને સ્તનપાન કરાવ્યું. ॥ ११॥

रक्षोघ्नैः सूक्तैः कृत्वा॥ ११॥

રક્ષોઘ્ન સૂક્તો દ્વારા ॥ ११॥

भगवत्प्रभावानभिज्ञविप्रचेष्टितं विडम्बयन्नाह—**पूर्ववदित्यादिना**।

ભગવાનના પ્રભાવને ન જાણતા વિપ્રોના કર્મનો પરિહાસ કરતાં કહે છે – **'पूर्ववत् इति।'** વગેરેથી.

**पूर्ववत् स्थापितं गोपैर्बलिभिः सपरिच्छदम्।**
**विप्रा हुत्वार्चयांचक्रुर्दध्यक्षतकुशाम्बुभिः॥ १२**

બળવાન ગોપાલકો દ્વારા છકડાને સામગ્રી સહિત પૂર્વવત્ સ્થાપવામાં આવ્યો તથા વિપ્રોએ (ગ્રહાદિની શાંતિ માટે) હોમ કરીને દહીં, અક્ષત, દર્ભ અને જળથી (છકડાનું) પૂજન કર્યું. ॥ १२॥

बलिभिः शक्तैः। यद्वा अष्टदिक्षु बलिभिः सहितं सपरिकरं यथापूर्वं स्थापितं विप्रा दध्यादिभिरर्चयामासुः। हुत्वा ग्रहादिहोमं विधाय॥ १२॥

**'बलिभिः'** બળવાન ગોપાલકો દ્વારા અથવા આઠેય દિશાઓમાં સ્થાપેલી **'बलिभिः'** દહીં વગેરે નૈવેદ્યની સામગ્રી સહિત, પૂર્વવત્ સ્થાપિત કરેલા છકડાનું વિપ્રોએ દહીં વગેરે દ્વારા પૂજન કર્યું. **'हुत्वा'** ગ્રહાદિ(ની શાંતિ માટે) હોમ કરીને ॥१२॥

**येऽसूयानृतदम्भेर्ष्याहिंसामानविवर्जिताः।**
**न तेषां सत्यशीलानामाशिषो विफलाः कृताः॥ १३**

જેઓ અસૂયા, અસત્ય, દંભ, ઈર્ષ્યા, હિંસા અને અભિમાનથી રહિત હોય છે તેવા સત્યશીલ (બ્રાહ્મણો) દ્વારા આપવામાં આવેલા આશીર્વાદ ક્યારેય નિષ્ફળ નથી જતા. ॥ १३ ॥

असूया गुणे दोषाविष्करणम्। ईर्ष्या अक्षान्तिः। तेषामाशिषः कृतास्तैः प्रयुक्ताः ॥ १३ ॥

**'असूया'** (અન્યના) ગુણમાં દોષ પ્રકટ કરવો એટલે અસૂયા. **'ईर्ष्या'** (અન્યના ગુણને) સહન ન કરવો તે ઈર્ષ્યા. **'तेषाम्-आशिषः कृताः'** તેમના દ્વારા આપવામાં આવેલા આશીર્વાદ ॥ ૧૩ ॥

**इति बालकमादाय सामर्ग्यजुरुपाकृतैः।**
**जलैः पवित्रौषधिभिरभिषिच्य द्विजोत्तमैः॥ १४**

**वाचयित्वा स्वस्त्ययनं नन्दगोपः समाहितः।**
**हुत्वा चाग्निं द्विजातिभ्यः प्रादादन्नं महागुणम्॥ १५**

આમ વિચારીને ગોપ નંદરાયજીએ સાવધાન થઈ, બાળકને (ખોળામાં) લઈ સામવેદ, ઋગ્વેદ અને યજુર્વેદના મંત્રો દ્વારા સુસંસ્કૃત કરાયેલા, પવિત્ર ઔષધિયુક્ત જળથી શ્રેષ્ઠ બ્રાહ્મણો દ્વારા (પુત્ર પર) અભિષેક કરાવી, પુણ્યાહવાચન કરાવી તથા અગ્નિમાં હવન કરાવીને બ્રાહ્મણોને શ્રેષ્ઠ ગુણવાળું અન્ન આપ્યું (ભોજન કરાવ્યું). ॥ ૧૪ ॥ ૧૫ ॥

इत्येवमभिप्रेत्य सामर्ग्यजुर्भिरुपाकृतैः संस्कृतैः। पवित्रा ओषधयो येषु जलेषु तैः कृत्वा द्विजोत्तमैः कर्तृभिरभिषिच्याभिषेकं कारयित्वा॥ १४॥ हुत्वा हावयित्वा॥ १५॥

**'इति'** આમ વિચારીને સામવેદ, ઋગ્વેદ અને યજુર્વેદના મંત્રો દ્વારા **'उपाकृतैः'** સંસ્કાર કરાયેલું તેમ જ પવિત્ર (સર્વ અરિષ્ટોને દૂર કરનારી) ઔષધિઓ જે જળમાં છે તેમનાથી, ક્રિયાઓના કર્તા એવા શ્રેષ્ઠ બ્રાહ્મણો દ્વારા **'अभिषिच्य'** અભિષેક કરાવીને ॥ ૧૪ ॥ **'हुत्वा'** હવન કરાવીને ॥ ૧૫ ॥

**गावः सर्वगुणोपेता वासःस्त्रग्रुक्ममालिनीः।**
**आत्मजाभ्युदयार्थाय प्रादात्ते चान्वयुञ्जत॥ १६**

(નંદરાયજીએ) પુત્રના કલ્યાણ માટે સર્વગુણ-સમ્પન્ન, (અધિક દૂધ આપનારી, સુંદર, સરળ, અલ્પ ભોજન કરનારી,) વસ્ત્ર, પુષ્પમાળા અને સુવર્ણના હાર ધારણ કરેલી ગાયોનું દાન કર્યું. ત્યાર પછી બ્રાહ્મણોએ આશીર્વાદ આપ્યા. ॥ ૧૬ ॥

गावो गाश्च प्रादात्। अन्वयुञ्जत आशिषो युयुजुः॥ १६॥

**'गावः'** (પ્ર.વિ.બ.વ. છે તે આર્ષ છે, દ્વિ.વિ.બ.વ. ગાઃ રૂપ થાય) ગાયોનું દાન કર્યું. **'अनु-अयुञ्जत'** ત્યાર પછી બ્રાહ્મણોએ આશીર્વાદ આપ્યા. ॥ ૧૬ ॥

(**'आशिषः'** શબ્દ આ પછીના શ્લોક (૧૭)માં છે.)

**विप्रा मन्त्रविदो युक्तास्तैर्याः प्रोक्तास्तथाऽऽशिषः।**
**ता निष्फला भविष्यन्ति न कदाचिदपि स्फुटम्॥ १७**

જેઓ વેદમંત્રોના જ્ઞાતા અને સંયમી બ્રાહ્મણો હોય છે, તેમના દ્વારા બોલાયેલા આશીર્વાદો કદી પણ નિષ્ફળ નથી થતા, પરંતુ તે પ્રમાણે જ થાય છે, તે સ્પષ્ટ છે. ॥ ૧૭ ॥

तास्तथैव बभूवुरित्यर्थः॥ १७॥

તે આશીર્વાદો તે પ્રમાણે જ નીવડે છે, એમ અર્થ છે. ॥ ૧૭ ॥

**एकदाऽऽरोहमारूढं लालयन्ती सुतं सती।**
**गरिमाणं शिशोर्वोढुं न सेहे गिरिकूटवत्॥ १८**

એક દિવસ અંકમાં બેઠેલા પુત્રને લાડ લડાવતાં સતી યશોદાજી (અચાનક) પર્વતના શિખર જેવા શિશુના ભારને ઉપાડવા માટે સમર્થ થયાં નહીં. ॥ ૧૮ ॥

'उत्क्षिप्य मृदुपादेन शकटं व्योम्नि लीलया।
तृणावर्तं पदापीड्य भुव्यपातयदर्भकः'॥ १॥
आरोहमुत्सङ्गम्॥ १८॥

'કોમળ ચરણથી છકડાને લીલાપૂર્વક ઉપર આકાશમાં ઉછાળીને બાળકૃષ્ણલાલજીએ તૃણાવર્તને ચરણથી દબાવીને પૃથ્વી પર પછાડ્યો.' **'आरोहम्'** ખોળામાં ॥ ૧૮ ॥

**भूमौ निधाय तं गोपी विस्मिता भारपीडिता।**
**महापुरुषमादध्यौ जगतामास कर्मसु॥ १९**

ભારથી પીડાયેલાં અને આશ્ચર્યચકિત થયેલાં ગોપી યશોદાજીએ તે બાળકને જમીન પર મૂકીને જગતના મહાપુરુષ પરમેશ્વરનું ધ્યાન ધર્યું અને કર્મમાં લાગી ગયાં. ॥ ૧૯ ॥

तृणावर्तात्स्वमृत्युपरिहाराय कृष्णेनैवात्मन उत्सङ्गादुत्ताराय कृतं भारमजानत्युत्पातशङ्कया महापुरुषमादध्यौ। श्रीकृष्णोदरवर्तिनां जगतां भारेण पीडिता विस्मिता च सती। यद्वा जगतां मध्ये कर्मसु आस बभूव न तु जगदुदरं तं वेदेत्यर्थः॥ १९॥

તૃણાવર્તથી પોતાનું મૃત્યુ ન થઈ જાય તે માટે પોતાના ખોળામાંથી ઉતારી દેવા માટે શ્રીકૃષ્ણ દ્વારા જ ઉત્પન્ન કરાયેલા ભારને ન જાણતાં યશોદાજીએ ઉત્પાતની શંકાથી મહાપુરુષ પરમેશ્વરનું ધ્યાન ધર્યું. શ્રીકૃષ્ણના ઉદરમાં રહેલા જગતના ભારથી પીડાતાં અને આશ્ચર્ય પામેલાં યશોદાજી અથવા **'जगताम्'** અર્થાત્ જગતનાં (સંસાર આપનાર યજ્ઞાદિ) કર્મોમાં (કે પુત્રના સ્વસ્ત્યયનાદિ કર્મોમાં) પ્રવૃત્ત થયાં, પરંતુ જગત જેમના ઉદરમાં છે તે ભગવાનને યશોદાજીએ ઓળખ્યા નહીં, એમ અર્થ છે. ॥ ૧૯ ॥

**दैत्यो नाम्ना तृणावर्तः कंसभृत्यः प्रणोदितः।**
**चक्रवातस्वरूपेण जहारासीनमर्भकम्॥ २०**
॥२०॥

(કંસ દ્વારા) મોકલવામાં આવેલો કંસનો સેવક તૃણાવર્ત નામનો દૈત્ય ચક્રવાત (વંટોળિયા) સ્વરૂપે (આવીને) બેઠેલા બાળક શ્રીકૃષ્ણને હરી ગયો. ॥ ૨૦ ॥ ૨૦ ॥

**गोकुलं सर्वमावृण्वन् मुष्णंश्चक्षूंषि रेणुभिः।**
**ईरयन् सुमहाघोरशब्देन प्रदिशो दिशः॥ २१**

(વ્રજની) રેણુથી આખા ય ગોકુળને ઢાંકી દેતો, લોકોનાં નેત્રો(માં ધૂળ જવાથી તેમની દૃષ્ટિ)ને હરી લેતો તથા દિશાઓને અને ખૂણાઓને અત્યંત ભયંકર શબ્દથી ગજાવતો વંટોળિયો (બાળક શ્રીકૃષ્ણને હરી ગયો). ॥ ૨૧ ॥

ईरयन्निनादयन्नित्यर्थः॥ २१॥

**'ईरयन्'** (દશે દિશાઓને) ગજવતો વંટોળિયો, એમ અર્થ છે. ॥ ૨૧ ॥

**मुहूर्तमभवद् गोष्ठं रजसा तमसाऽऽवृतम्।**
**सुतं यशोदा नापश्यत्तस्मिन् न्यस्तवती यतः॥ २२**

ધૂળથી છવાયેલા અંધકારથી વ્રજ બે ઘડી સુધી ઢંકાઈ ગયું. યશોદાજીએ પુત્રને જ્યાં મૂક્યો હતો ત્યાં તેને જોયો નહીં. ॥ ૨૨॥

यतो यत्र न्यस्तवती तस्मिन्स्थाने नापश्यत् ॥ २२॥

**'यतः'** જ્યાં મૂક્યો હતો તે સ્થાને (પુત્રને) જોયો નહીં. ॥ ૨૨ ॥

**नापश्यत् कश्चनात्मानं परं चापि विमोहितः।**
**तृणावर्तनिसृष्टाभिः शर्कराभिरुपद्रुतः॥ २३ ॥ २३ ॥**

તૃણાવર્તે ઉડાડેલી કાંકરીઓથી સાનભાન ખોઈ બેઠેલો અને ઉદ્વિગ્ન થયેલો કોઈ પણ મનુષ્ય પોતાને કે પારકાને જોઈ શકતો ન હતો. ॥ ૨૩ ॥ ૨૩ ॥

**इति खरपवनचक्रपांसुवर्षे**
**सुतपदवीमबलाऽविलक्ष्य माता।**
**अतिकरुणमनुस्मरन्त्यशोचद्**
**भुवि पतिता मृतवत्सका यथा गौः॥ २४**

જ્યારે કઠોર વંટોળિયાના ચકરાવાને કારણે ધૂળનો વરસાદ પડતો હતો, ત્યારે પુત્રની ભાળ ન મેળવતાં, પુત્રનું વારંવાર સ્મરણ કરતાં કરતાં, જેનું વાછરડું મરી ગયું હોય તેવી ગાયની જેમ ભૂમિ પર ફસડાઈ પડેલાં અસહાય માતા યશોદા શોક કરવા લાગ્યાં. ॥ ૨૪ ॥ (છંદ-પ્રહર્ષિણી)

खरपवनचक्रात्पांसुवर्षे सति॥ २४॥

જ્યારે કઠોર પવનના ચકરાવાને કારણે ધૂળનો વરસાદ પડતો હતો ત્યારે ॥ ૨૪ ॥

**रुदितमनु निशम्य तत्र गोप्यो**
**भृशमनुतप्तधियोऽश्रुपूर्णमुख्यः ।**
**रुरुदुरनुपलभ्य नन्दसूनुं**
**पवन उपारतपांसुवर्षवेगे॥ २५**

ત્યાર પછી ધૂળના વરસાદના વેગવાળો પવન શાંત થયો ત્યારે (યશોદાજીનું) રુદન સાંભળીને ગોપીજન ત્યાં (આવીને) નંદનંદનને ન જોતાં અત્યંત સંતાપ પામેલા મનવાળાં અને અશ્રુપૂર્ણ મુખવાળાં થઈ રડવા લાગ્યાં. ॥ ૨૫ ॥

उपारतः पांसुवर्षस्य वेगो यस्मिंस्तथाभूते पवने सति। तत्र तस्या रुदितमनु निशम्य गोप्यो रुरुदुः॥ २५॥

ત્યાર પછી શાંત થયો છે ધૂળના વરસાદનો વેગ જેમાં તેવો પવન થયો, ત્યારે ગોપીજનો ત્યાં (આવીને) તે યશોદાજીનું રુદન સાંભળીને રડવા લાગ્યાં. ॥૨૫॥

**तृणावर्तः शान्तरयो वात्यारूपधरो हरन्।**
**कृष्णं नभोगतो गन्तुं नाशक्नोद् भूरिभारभृत्॥ २६**

ચક્રવાતનું રૂપ ધારણ કરનારો તૃણાવર્ત કૃષ્ણને હરી જતો જેનો વેગ શાંત થયો છે તેવો થઈ (થોડેક સુધી) આકાશમાં ગયો, (પણ પછી) શ્રીકૃષ્ણના અત્યંત ભારને ઉપાડતો આગળ જવા માટે શક્તિમાન થયો નહીં. ॥ ૨૬ ॥

वात्या चक्रवातस्तद्रूपधरः कृष्णं हरन् शान्तरयः कथंचिन्नभोगतस्ततः परं गन्तुं नाशक्नोदित्यर्थः॥ २६॥

**'वात्या'** ચક્રવાત (વંટોળિયો), તેનું રૂપ ધારણ કરનારો તૃણાવર્ત કૃષ્ણને હરી જતો, શાંત વેગવાળો બન્યો. કોઈક રીતે થોડેક સુધી તે આકાશમાં ગયો, (પણ પછી) તેનાથી આગળ જવા માટે શક્તિમાન થયો નહીં, એમ અર્થ છે. ॥ ૨૬ ॥

**तमश्मानं मन्यमान आत्मनो गुरुमत्तया।**
**गले गृहीत उत्स्त्रष्टुं नाशक्नोदद्भुतार्भकम्॥ २७**

અતિ ભારથી યુક્ત થઈ જવાને કારણે તે અદ્‌ભુત બાળક કૃષ્ણને પથ્થરનો (નીલ)પર્વત માનતો તૃણાવર્ત, (તે બાળક દ્વારા) તેના પોતાના ગળેથી પકડવામાં આવેલો હોઈ તેમને છોડી શક્યો નહીં. ॥ ૨૭ ॥

गुरुमत्तयाऽतिगौरवेण तं तथा अश्मानमश्मवन्तं पर्वतप्रायं मन्यमानस्तेनैवात्मनो गले गृहीतत्वात्तं त्यक्तुमिच्छन्नपि नाशक्नोदित्यर्थः ॥ २७ ॥

**'गुरुमत्तया'** અતિ ભારથી યુક્ત થવાને કારણે તે બાળકને **'अश्मानम्'** (**अश्मवन्तम्**) ઘણે ભાગે પથ્થરનો પર્વત હોય તેમ માનતો તૃણાવર્ત ભગવાન્ દ્વારા તેના પોતાના ગળેથી પકડવામાં આવેલો હોઈ, તેમને છોડવા ઈચ્છતો હોવા છતાં છોડી શક્યો નહીં, એમ અર્થ છે. ॥ ૨૭ ॥

અહીં **'अश्मानम्'** માં **वतुप्** પ્રત્યયનો લોપ આર્ષ છે. **अश्मवन्तम्** હોવું જોઈએ.

**गलग्रहणनिश्चेष्टो दैत्यो निर्गतलोचनः ।**
**अव्यक्तरावो न्यपतत् सहबालो व्यसुर्व्रजे ॥ २८**
॥ २८ ॥

ગળું પકડાવાથી દૈત્ય તૃણાવર્ત ચેષ્ટારહિત, (બહાર) નીકળી પડેલા ડોળાવાળો, વ્યક્ત ન થઈ શકે તેવા (અસ્પષ્ટ) આર્તનાદવાળો તેમ જ નિષ્પ્રાણ થઈ બાળક સાથે વ્રજમાં પડયો. ॥ ૨૮ ॥ ૨૮॥

**तमन्तरिक्षात् पतितं शिलायां**
**विशीर्णसर्वावयवं करालम् ।**
**पुरं यथा रुद्रशरेण विद्धं**
**स्त्रियो रुदत्यो ददृशुः समेताः ॥ २९**
॥ २९ ॥

ભગવાન શંકરના બાણથી વીંધાયેલા ત્રિપુરની જેમ જેનાં સર્વ અંગો છિન્નભિન્ન થઈ ગયાં તેવા તે વિકરાળ દૈત્યને એકઠી થયેલી રડતી સ્ત્રીઓએ આકાશમાંથી શિલા પર પડતો જોયો. ॥ ૨૯॥ ૨૯॥

**प्रादाय मात्रे प्रतिहृत्य विस्मिताः**
**कृष्णं च तस्योरसि लम्बमानम् ।**
**तं स्वस्तिमन्तं पुरुषादनीतं**
**विहायसा मृत्युमुखात् प्रमुक्तम् ।**
**गोप्यश्च गोपाः किल नन्दमुख्या**
**लब्ध्वा पुनः प्रापुरतीव मोदम् ॥ ३०**

તેના વક્ષ:સ્થળ ઉપર લટકતા કલ્યાણયુક્ત બાળક શ્રીકૃષ્ણને (તેડી) લઈ, માતાને સમર્પીને ગોપીઓ આશ્ચર્યચકિત થઈ ગઈ. નરભક્ષી રાક્ષસ દ્વારા આકાશમાર્ગે લઈ જવામાં આવેલા અને મૃત્યુના મુખમાંથી છૂટેલા તે બાળકને પુનઃ પ્રાપ્ત કરીને નંદરાયજી જેમાં મુખ્ય છે તે ગોપો અને ગોપીજનો ખરેખર અત્યંત હર્ષ પામ્યાં. ॥ ૩૦ ॥

तस्योरसि लम्बमानं कृष्णमादाय मात्रे प्रतिहृत्य समर्प्य विस्मिताश्च बभूवुरिति। विहायसा गगनमार्गेण पुरुषादेन नीतं तथापि मृत्युमुखात्प्रमुक्तं पुनर्लब्ध्वा मोदं प्रापुरिति ॥ ३० ॥

તેના વક્ષ:સ્થળ ઉપર લટકતા શ્રીકૃષ્ણને લઈ માતાને **'प्रतिहृत्य'** સમર્પીને ગોપીજનો આશ્ચર્યચકિત થઈ ગયાં. **'विहायसा'** આકાશમાર્ગ દ્વારા નરભક્ષી રાક્ષસ દ્વારા લઈ જવામાં આવ્યું હોવા છતાં પણ મૃત્યુના મુખમાંથી છૂટેલા તે બાળકને પુનઃ પ્રાપ્ત કરીને તેઓ આનંદ પામ્યાં. ॥ ૩૦ ॥

परस्परं हर्षकथामाहुः—**अहो बतेति**।

ગોપ-ગોપીઓ પરસ્પર આનંદની વાત કરે છે – **'अहो बत इति।'**

**अहो बतात्यद्भुतमेष रक्षसा**
**बालो निवृत्तिं गमितोऽभ्यगात् पुनः ।**
**हिंस्रः स्वपापेन विहिंसितः खलः**
**साधुः समत्वेन भयाद् विमुच्यते ॥ ३१**

કેવું સરસ! રાક્ષસ દ્વારા મૃત્યુને પ્રાપ્ત કરાયેલું આ બાળક પાછું આપણી પાસે આવી ગયું, એ અતિ અદ્‌ભુત બન્યું છે! હિંસા કરનારો દુષ્ટ મનુષ્ય પોતાના પાપથી જ મરી જાય છે અને સદાચારનિષ્ઠ સમત્વને કારણે ભયથી બચી જાય છે. ॥ ૩૧ ॥

निवृत्तिं गमितो मृत्युं प्रापितः कोऽत्र विस्मयो युज्यत एवैतदिति तेष्वेव केचिदाहुः— हिंस्र इति॥ ३१ ॥

**'निवृत्तिं गमितः'** મૃત્યુને પ્રાપ્ત કરાયેલું બાળક – તેમાં શું આશ્ચર્ય છે? (બાળક પાછું આવી ગયું અને બળવાન રાક્ષસ મૃત્યુ પામ્યો,) એ યોગ્ય જ છે. તેમાંના કેટલાકે (સુજ્ઞજનોએ) કહ્યું – **'हिंस्रः इति।'** ॥ ૩૧ ॥

**किं नस्तपश्चीर्णमधोक्षजार्चनं**
**पूर्तेष्टदत्तमुत भूतसौहृदम्।**
**यत्संपरेतः पुनरेव बालको**
**दिष्ट्या स्वबन्धून् प्रणयन्नुपस्थितः॥ ३२**

આપણે કયું તપ આચર્યું હશે? ભગવાન અધોક્ષજની કઈ પૂજા, કયાં ઈષ્ટ-પૂર્ત કર્મ, દાન અને જીવદયા આચર્યાં હશે, કે જેમનાથી મૃત્યુ પામેલું આ બાળક પોતાના સ્વજનોને હર્ષ ઉપજાવતું, સારું થયું કે પાછું આપણી પાસે જ આવી ગયું! ॥ ૩૨ ॥

नोऽस्माभिः चीर्णं कृतम्। पूर्तं वापीकूपादि-निर्माणम्, इष्टं पञ्चयज्ञाग्निहोत्रादि, दत्तं दानम्, यद्यस्मात्तपआदेः। प्रणयन्हर्षयन्॥ ३२॥

**'नः'** આપણા દ્વારા (કયું તપ) **'चीर्णम्'** આચરવામાં આવ્યું હશે? **'पूर्तम्'** એટલે વાવ, કૂવા (તળાવ, પરબ, ધર્મશાળા, શાળા, દવાખાનું, બગીચા) વગેરેનું નિર્માણ કરવું તે. **'इष्टम्'** એટલે અગ્નિહોત્રાદિ પાંચ યજ્ઞો (આતિથ્ય, વૈશ્વદેવ, ભૂતયજ્ઞ, પિતૃયજ્ઞ, ઋષિયજ્ઞ) વગેરે કરવા તે. **'दत्तम्'** દાન, **'यत्'** જે તપ વગેરેથી – **'प्रणयन्'** હર્ષ ઉપજાવતું (આ બાળક) ॥ ૩૨ ॥

**दृष्ट्वाद्भुतानि बहुशो नन्दगोपो बृहद्वने।**
**वसुदेववचो भूयो मानयामास विस्मितः॥ ३३**

॥ ३३ ॥

ગોપ નંદરાયજી મહાવનમાં અનેક આશ્ચર્યો બનતાં જોઈને વિસ્મિત થઈ ફરી પાછા વસુદેવજીના (**'नेह स्थेयं....'** વગેરે શ્રીમદ્ ભા.૧૦/૫/૩૧) વચનને સત્ય માનવા લાગ્યા. ॥ ૩૩ ॥ ૩૩ ॥

**एकदार्भकमादाय स्वाङ्कमारोप्य भामिनी।**
**प्रस्नुतं पाययामास स्तनं स्नेहपरिप्लुता॥ ३४**

॥ ३४ ॥

એક દિવસ વાત્સલ્યથી તરબોળ થયેલાં પરમસૌભાગ્યશાલિની યશોદાજી શિશુને લઈ પોતાના અંકમાં(ખોળામાં) બેસાડીને (સ્નેહને કારણે) ઝરતું ધાવણ પિવડાવતાં હતાં. ॥ ૩૪ ॥ ૩૪ ॥

**पीतप्रायस्य जननी सा तस्य रुचिरस्मितम्।**
**मुखं लालयती राजन् जृम्भतो ददृशे इदम्॥ ३५**

હે રાજા પરીક્ષિત, ઘણા ભાગે સ્તનપાન કરી લીધેલા તે બાળકના મનોહર સ્મિતવાળા મુખને (ચૂમીને) લાડ કરતાં જનની યશોદાજીએ બગાસું ખાતા બાળકના (મુખમાં) આ (વિશ્વ) જોયું. ॥૩૫॥

'तृणावर्तागमे दृष्टगौरवाशङ्किनीं प्रसूम्।
बोधयन् दर्शयामास जृम्भमाणो मुखे जगत्'॥ १

તૃણાવર્ત આવ્યો ત્યારે ભારના અનુભવથી શંકા કરતી માતાને (પોતાના ઐશ્વર્યનું) જ્ઞાન કરાવતાં ભગવાને બગાસું ખાતા પોતાના મુખમાં વિશ્વદર્શન કરાવ્યું. ॥ ૧ ॥

पीतप्रायस्य पीतः प्रायः स्तनो येन तस्य ॥ ३५ ॥

'**पीतप्रायस्य**' જેમણે ઘણું ખરું દુગ્ધપાન કરી લીધું છે તેમના મુખને ॥ ૩૫ ॥

**खं रोदसी ज्योतिरनीकमाशाः**
**सूर्येन्दुवह्निश्वसनाम्बुधींश्च ।**
**द्वीपान् नगांस्तद्दुहितॄर्वनानि**
**भूतानि यानि स्थिरजंगमानि ॥ ३६**
**सा वीक्ष्य विश्वं सहसा राजन् संजातवेपथुः ।**
**सम्मील्य मृगशावाक्षी नेत्रे आसीत् सुविस्मिता ॥ ३७**

આકાશ, પૃથ્વી અને સ્વર્ગ, નક્ષત્રગણ, દિશાઓ, સૂર્ય, ચન્દ્ર, અગ્નિ, વાયુ, સમુદ્રો, દ્વીપો, પર્વતો, નદીઓ, વનો, સ્થાવર-જંગમ સર્વ પ્રાણીઓ જોયાં.॥૩૬॥ (પુત્રના મુખમાં) એકાએક વિશ્વને જોઈને હે રાજા, તેઓ કંપી ઊઠ્યાં. મૃગશાવકનયની (બાળહરિણાક્ષી, મોટી મોટી આંખોવાળાં) યશોદાજી બન્ને નેત્રો બંધ કરીને અતિશય વિસ્મય પામ્યાં. ॥ ૩૭ ॥

नगान्गिरीन् तद्दुहितॄर्नदीः ॥ ३६ ॥ ३७ ॥

'**नगान्**' પર્વતોને, '**तद्-दुहितॄः**' તે પર્વતની પુત્રી નદીઓને ॥ ૩૬ ॥ ૩૭ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे पूर्वार्धे
तृणावर्तमोक्षो नाम सप्तमोऽध्यायः ॥ ७ ॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे पूर्वार्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां सप्तमोऽध्यायः ॥ ७ ॥

*****

# अथाष्टमोऽध्यायः

## નામકરણ-સંસ્કાર અને વિશ્વરૂપદર્શન

अष्टमे नामकर्मास्य बालक्रीडाकुतूहले ।
मृद्भक्षणाभियोगे च विश्वरूपं निरूप्यते ॥ १ ॥

આઠમા અધ્યાયમાં આ (બાળકૃષ્ણ)ના નામકરણ (સંસ્કાર)નું અને બાળક્રીડાની ઉત્સુકતામાં માટી ખાવાના આરોપમાં વિશ્વરૂપદર્શનનું નિરૂપણ કરવામાં આવે છે. ॥ ૧ ॥

विश्वरूपादि बालस्य निशम्याशङ्किनः पितुः ।
नामकृद्गर्गवाक्येन निजं तत्त्वमसूसुचत् ॥ २ ॥

બાળકની વિશ્વરૂપદર્શન કરાવવાની વાત વગેરે સાંભળીને આશંકિત થયેલા પિતા નંદરાયજીને, નામકરણ કરનાર ગર્ગાચાર્યના વચનથી, (ભગવાને) પોતાનું તત્ત્વ (ઐશ્વર્ય) સૂચિત કર્યું. ॥ ૨ ॥

श्रीशुक उवाच

**गर्गः पुरोहितो राजन् यदूनां सुमहातपाः ।**
**व्रजं जगाम नन्दस्य वसुदेवप्रचोदितः ॥ १ ॥ १ ॥**

**શ્રીશુકદેવજી બોલ્યા** – હે રાજા પરીક્ષિત, યાદવોના મહાતપસ્વી પુરોહિત ગર્ગાચાર્યજી વસુદેવજી દ્વારા (પ્રાર્થના કરાયેલા હોઈ) પ્રેરિત થઈ નંદરાયજીના વ્રજમાં પધાર્યા. ॥ ૧ ॥ ૧ ॥

**तं दृष्ट्वा परमप्रीतः प्रत्युत्थाय कृतांजलिः ।**
**आनर्चाधोक्षजधिया प्रणिपातपुरःसरम् ॥ २ ॥ २ ॥**

તેમને (મહર્ષિ ગર્ગાચાર્યજીને) જોઈને પરમ પ્રસન્ન થયેલા નંદરાયજીએ સામેથી ઊભા થઈ, બે હાથ જોડીને પ્રથમ દંડવત્ પ્રણામ સહિત અધોક્ષજ ભગવાનની ભાવનાથી તેમનું અર્ચન કર્યું.॥ ૨ ॥ ૨॥

**सूपविष्टं कृतातिथ्यं गिरा सूनृतया मुनिम्।**
**नन्दयित्वाऽब्रवीद् ब्रह्मन् पूर्णस्य करवाम किम्॥ ३**
॥ ३ ॥

સુખપૂર્વક વિરાજમાન થયેલા અને અતિથિસત્કાર કરવામાં આવેલા મુનિનું સત્ય અને સુમધુર વાણીથી અભિનંદન કરીને નંદરાયજીએ નિવેદન કર્યું, 'હે બ્રહ્મન્, (નિજાનંદથી) પૂર્ણ એવા આપની કઈ સેવા અમે કરીએ?' (કોઈ પણ ઉપકાર કરવા માટે અમે સમર્થ નથી.) ॥ ૩ ॥ ૩ ॥

पूर्णश्चेत्कथं धनिनां गृहमागतस्तत्राह—**महद्विचलनमिति**।

જો તેઓ નિજાનંદથી પરિપૂર્ણ હોય તો ધનવાનોનાં ઘરમાં કેમ પધારે છે? તે માટે ઉત્તર આપે છે – **'महत्-विचलनम् इति।'**

**महद्विचलनं नृणां गृहिणां दीनचेतसाम्।**
**निःश्रेयसाय भगवन् कल्पते नान्यथा क्वचित्॥ ४**

હે ભગવાન, મહાપુરુષોનું વિચરણ દીન ચિત્તવાળા ગૃહસ્થોના કલ્યાણ માટે હોય છે, કદી પણ અન્ય પ્રયોજન માટે હોતું, નથી. ॥ ૪ ॥

महतां स्वाश्रमादन्यत्र विचलनं न स्वार्थं, किंतु गृहिणां मङ्गलाय।

પોતાના આશ્રમથી અન્યત્ર થતું મહાપુરુષોનું વિચરણ સ્વાર્થ માટે નથી હોતું, પરંતુ ગૃહસ્થોના મંગળ માટે હોય છે.

ननु तर्हि त एव महद्दर्शनार्थं किमिति नागच्छन्ति तत्राह—दीनचेतसां कृपणानां क्षणमपि गृहं त्यक्तुमशक्नुवतामित्यर्थः ॥ ४॥

શંકા કરવામાં આવી છે કે (ગૃહસ્થોના મંગળ માટે હોય) તો પછી તે ગૃહસ્થો જ મહાપુરુષોનાં દર્શન માટે કેમ નથી જતા? તો તે માટે કહે છે – **'दीनचेतसाम्'** દીન ચિત્તવાળા ગૃહસ્થો ક્ષણ માટે પણ ઘર છોડવાને શક્તિમાન હોતા નથી, એમ અર્થ છે.

त्वया बालयोर्नामकरणादि करणीयमिति वक्तुं तस्य ज्ञानातिशयमाह—**ज्योतिषामयनमिति**।

આપના દ્વારા બન્ને બાળકોનાં નામકરણાદિ કરવા યોગ્ય છે, એમ કહેવા માટે ગર્ગાચાર્યજીના અતિશય જ્ઞાનનું વર્ણન કરે છે – **'ज्योतिषाम्-अयनम् इति।'**

**ज्योतिषामयनं साक्षाद् यत्तज्ज्ञानमतीन्द्रियम्।**
**प्रणीतं भवता येन पुमान् वेद परावरम्॥ ५**

અતીન્દ્રિય જ્ઞાનની ગતિરૂપ (સાધનરૂપ) જ્યોતિષશાસ્ત્ર સાક્ષાત્ આપના દ્વારા રચાયું છે, જેનાથી મનુષ્ય કારણ અને કાર્યને જાણે છે. ॥ ૫ ॥

यदतीन्द्रियज्ञानसाधनं ज्योतिषामयनं तत्प्रतिपादकं ज्योतिःशास्त्रमित्यर्थः। तत्साक्षाद्भवता प्रणीतम्। येनान्योऽपि पुमान्परावरं परं कारणं पूर्वजन्मकृतं कर्म, अवरं कार्यं तस्मिन् जन्मनि भाविफलं तद्वेद। उक्तं च जातके—
'यदुपचितमन्यजन्मनि शुभाशुभं तस्य कर्मणः प्राप्तिम्।
व्यञ्जयति शास्त्रमेतत्तमसि द्रव्याणि दीप इव॥'
इति॥ ५॥

જે અતીન્દ્રિય વસ્તુવિષયક જ્ઞાનના સાધનરૂપ **'ज्योतिषाम्-अयनम्'** ગ્રહાદિનું ફળદ્યોતક, તેનું પ્રતિપાદન કરનારું જ્યોતિષશાસ્ત્ર છે, એમ અર્થ છે. તે સાક્ષાત્ આપના દ્વારા રચાયું છે, જેનાથી બીજો મનુષ્ય પણ **'पर-अवरम्' परम्** એટલે કારણ, પૂર્વ જન્મમાં કરેલા કર્મરૂપ કારણને અને **'अवरम्'** એટલે કાર્ય, આ જન્મમાં થનારું ફળ, તેને જાણે છે. જાતકમાં તે કહેવાયું છે– 'અંધારામાં દીવો પદાર્થોને દર્શાવે છે તેમ પૂર્વ જન્મમાં સંપાદિત કરેલું જે શુભ-અશુભ કર્મ છે તેની પ્રાપ્તિને આ શાસ્ત્ર વ્યક્ત કરે છે.' ॥ ૫ ॥

विवक्षितमाह—**त्वं हीति**।

**त्वं हि ब्रह्मविदां श्रेष्ठः संस्कारान् कर्तुमर्हसि।**
**बालयोरनयोर्नॄणां जन्मना ब्राह्मणो गुरुः॥ ६**

दैवज्ञो मन्त्रविच्च त्वम्, अतो नामकरणादि-संस्कारान्कर्तुमर्हसीत्यर्थः। नन्वेतद्गुरुणा करणीय-मिति चेत्तत्राह—नृणामिति॥ ६॥

अत्युत्साहिनं नन्दं प्रति गुप्तमेतत्कार्यमि-त्यभिप्रायेण प्रत्याचक्षाण इवाह—**यदूनामिति**।

**गर्ग उवाच**

**यदूनामहमाचार्यः ख्यातश्च भुवि सर्वतः।**
**सुतं मया संस्कृतं ते मन्यते देवकीसुतम्॥ ७**

भवतु तथापि त्वमत्रागत इति को विद्यादिति चेदत आह—ख्यातश्चेति। ततः किमत आह—सुतमिति। कंसो मन्यते मन्येत। कल्पयेदित्यर्थः॥ ७॥

**कंसः पापमतिः सख्यं तव चानकदुन्दुभेः।**
**देवक्या अष्टमो गर्भो न स्त्री भवितुमर्हति॥ ८**

ननु यदुकुमार इति कथंचिज्जानातु। तत्र वसुदेवस्य सुतस्तत्रापि देवक्यां जात इति कुतो जानीयात्तत्राह—पापमतिरित्यादि॥ ८॥

કહેવા ઈચ્છેલ વસ્તુને જણાવે છે – **'त्वं हि इति।'**

(જ્યોતિર્વિદ હોવા ઉપરાંત) વેદવેત્તાઓમાં શ્રેષ્ઠ એવા આપ જ આ બન્ને બાળકોના (નામકરણાદિ) સંસ્કારો કરવા યોગ્ય છો, કારણ કે બ્રાહ્મણ જન્મથી જ મનુષ્યોનો ગુરુ છે. ॥ ૬ ॥

દૈવજ્ઞ અર્થાત્ જ્યોતિર્વિદ તો છો જ, તદુપરાંત વેદમંત્રોના પણ આપ જ્ઞાતા છો, આથી નામકરણાદિ સંસ્કારો કરવા માટે યોગ્ય છો, એમ અર્થ છે. શંકા કરે છે કે આ સંસ્કારો તો ગુરુ દ્વારા કરવા યોગ્ય છે, એમ જો કહેવામાં આવે તો તે માટે ઉત્તર આપે છે – **'नृणाम् इति।'** ॥ ૬ ॥

અતિ ઉત્સાહી નંદરાયજીને, આ કર્મ ગુપ્ત રીતે કરવા યોગ્ય છે, એવા અભિપ્રાયથી અસ્વીકાર કરતા હોય તેમ કહે છે – **'यदूनाम् इति।'**

**ગર્ગાચાર્યજી બોલ્યા** – પૃથ્વી પર સર્વદા યાદવોના આચાર્ય તરીકે હું પ્રખ્યાત છું, આથી (કંસ) મારા દ્વારા સંસ્કાર કરવામાં આવેલા તમારા પુત્રને દેવકીપુત્ર માનશે. ॥ ૭ ॥

(નંદરાયજી) જો એમ કહે કે ભલે, પરંતુ આપ અહીં પધાર્યા છો એ કોણ જાણે છે? તો તે માટે કહે છે – **'यातः च इति।'** આપ પ્રસિદ્ધ છો. તેથી શું? એમ જો નંદરાયજી કહે તો તે માટે કહે છે – **'सुतम् इति।'** કંસ **'मन्यते'** માનશે, ધારી લેશે, એમ અર્થ છે. ॥ ૭ ॥

(એક તો) કંસ પાપમય બુદ્ધિવાળો છે, (બીજું) તમારી અને વસુદેવજીની વચ્ચે મિત્રતા છે અને (ત્રીજું) દેવકીનો આઠમો ગર્ભ સ્ત્રી થવાને યોગ્ય નથી. ॥ ૮ ॥

શંકા કરવામાં આવી છે કે (આ બાળક) યદુકુમાર છે, એમ કેવી રીતે કોઈ જાણે? તેમાં ય વસુદેવજીનો પુત્ર છે અને તેમાં પણ વળી દેવકીજીથી જન્મ્યો છે, એમ કેવી રીતે જાણે? તે માટે કહે છે – **'पापमतिः'** ઈત્યાદિ. ॥ ૮ ॥

**इति संचिन्तयन् श्रुत्वा देवक्या दारिकावचः ।**
**अपि हन्ताऽऽगताशंकस्तर्हि तन्नोऽनयो भवेत् ॥ ९**

'किं मया हतया मन्द' इत्यादि देवकीकन्यावचः श्रुत्वा 'देवक्या अष्टमो गर्भो न स्त्री भवितुमर्हति' इति नित्यं संचिन्तयन्सामान्येन क्वचिदस्तीति ज्ञात्वा युवयोश्च सख्यं संचिन्तयंस्त्वद्गृहे भवेदिति संभाव्य मत्संस्कारलिङ्गेन चागताशङ्कः आगता आशङ्का यस्य सः अपि यदि हन्ता हनिष्यति तर्हि तत्तदा नो महाननयः स्यादिति ॥९ ॥

नन्द उवाच

**अलक्षितोऽस्मिन् रहसि मामकैरपि गोव्रजे ।**
**कुरु द्विजातिसंस्कारं स्वस्तिवाचनपूर्वकम् ॥ १०**

द्विजातिसंस्कारं द्विजातीनामवश्यं कर्तव्यं संस्कारमात्रं केवलं स्वस्तिवाचनपूर्वकं कुर्विति ॥ १० ॥

श्रीशुक उवाच

**एवं सम्प्रार्थितो विप्रः स्वचिकीर्षितमेव तत् ।**
**चकार नामकरणं गूढो रहसि बालयोः ॥ ११**

॥ ११ ॥

गर्ग उवाच

**अयं हि रोहिणीपुत्रो रमयन् सुहृदो गुणैः ।**
**आख्यास्यते राम इति बलाधिक्याद् बलं विदुः ।**
**यदूनामपृथग्भावात् संकर्षणमुशन्त्युत ॥ १२**

यदूनामपृथग्भावात्कुतश्चिद्धेतोर्विप्रतिपद्यमानानां यदूनामपृथग्भावात् । भावो भावनं तस्मात् । अन्योन्यशिक्षया सर्वैकमत्यकरणादित्यर्थः । सम्यक्कर्षत्येकीकरोतीति संकर्षणमप्युशन्ति मन्यन्ते, वक्ष्यन्तीत्यर्थः । गर्भसंकर्षणं तु न प्रकाशयति ॥ १२ ॥

દેવકીની પુત્રીનું વચન સાંભળીને એનું જ સતત ચિંતન કરતો કંસ શંકિત થઈને તમારા પુત્રને હણનારો થાય, તો આપણું અનુચિત થઈ જાય. ॥ ૯॥

'અરે મૂર્ખ, મને મારવાથી શું વળવાનું છે?' વગેરે દેવકીજીની કન્યાનું વચન (૧૦/૪/૧૨) સાંભળીને 'દેવકીનો આઠમો ગર્ભ સ્ત્રી થવાને યોગ્ય નથી.' એમ સદાય ચિંતન કરતો, સામાન્ય રીતે જન્મેલો તે આઠમો ગર્ભ ક્યાંક તો છે જ, એમ વિચારીને તથા તમારા બન્નેની મૈત્રીનો વિચાર કરતો, તમારા ઘરમાં દેવકીનો આઠમો ગર્ભ હશે, એમ ઘટાવીને મારા દ્વારા નામકરણાદિ સંસ્કાર થયા તે પ્રમાણ દ્વારા **'आगताशङ्कः'** જેને શંકા થઈ ગઈ છે તેવો તે **'अपि'** જો **'हन्ता'** મારી નાખશે, **तर्हि 'तत्'** તો આપણું અતિ અનુચિત થશે. ॥ ૯ ॥

**નંદરાયજી બોલ્યા** – મારા અંતરંગ ગોપો પણ ન જાણે તેમ એકાન્તમાં ગોશાળામાં સ્વસ્તિવાચનપૂર્વક દ્વિજાતિના સંસ્કાર કરો. ॥ ૧૦ ॥

**'द्विजातिसंस्कारम्'** દ્વિજાતિઓના અવશ્ય કરવા યોગ્ય સંસ્કાર જ કેવળ સ્વસ્તિવાચનપૂર્વક કરો. ॥૧૦॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – આ પ્રમાણે જેમને પ્રાર્થના કરવામાં આવી હતી તે વિપ્ર ગર્ગાચાર્યજીએ ગુપ્ત રીતે એકાન્તમાં જ પોતે કરવા ઈચ્છેલું, બન્ને બાળકોનું નામકરણ કર્યું. ॥ ૧૧ ॥ ૧૧ ॥

**ગર્ગાચાર્યજી બોલ્યા** – આ રોહિણીપુત્ર (પોતાના શ્રેષ્ઠ) ગુણોથી સુહૃદજનોને રમણ કરાવતા **'રામ'** કહેવાશે અને અધિક બળને કારણે **'બલરામ'** કહેવાશે તથા યાદવોના મતભેદ દૂર કરવાના કારણે બધાને ખેંચીને એક કરશે, તેથી (લોકો) **'સંકર્ષણ'** કહેશે. ॥ ૧૨ ॥

**'यदूनामपृथग्भावात्'** કોઈક કારણસર અસહમત થયેલા યાદવોના મતભેદ દૂર કરવાને કારણે – **भावः** અર્થાત્ **भावनम्** કારણ, તેથી પરસ્પર શિક્ષણથી સર્વને સહમત કરવાને કારણે, એમ અર્થ છે. યોગ્ય રીતે ખેંચાણ કરે છે, એકત્ર કરે છે, તેથી સંકર્ષણ પણ **'उशन्ति'** કહેશે, એમ અર્થ છે. (ગર્ગાચાર્યજીએ સંકર્ષણ નામ આપ્યું તે માટે) ગર્ભમાંથી સંકર્ષણ કર્યું હતું તે જાહેર ન કર્યું. ॥ ૧૨ ॥

**आसन् वर्णास्त्रयो ह्यस्य गृह्णतोऽनुयुगं तनूः।**
**शुक्लो रक्तस्तथा पीत इदानीं कृष्णतां गतः॥ १३**

પ્રત્યેક યુગમાં શરીર ધારણ કરતા તમારા આ પુત્રના શ્વેત, રક્ત અને પીત– એમ ત્રણ રંગો હતા, પરંતુ અત્યારે (દ્વાપરના અંતે) તે કૃષ્ણતાને પ્રાપ્ત થયો છે. ॥ ૧૩ ॥

अस्य तव पुत्रस्य। अतः कृष्ण इत्येकं नाम भविष्यति॥ १३॥

**'अस्य'** (તમારા) આ પુત્રના (ત્રણ રંગો હતા), આથી તેમનું એક નામ **'કૃષ્ણ'** થશે. ॥ ૧૩ ॥

**प्रागयं वसुदेवस्य क्वचिज्जातस्तवात्मजः।**
**वासुदेव इति श्रीमानभिज्ञाः सम्प्रचक्षते॥ १४**

આપના આ શ્રીમાન પુત્ર પૂર્વે ક્યારેક વસુદેવજીના (પુત્ર તરીકે) જન્મ્યા હતા, આથી એ જાણનારાઓ આને **'વાસુદેવ'** કહેશે. ॥ ૧૪ ॥

प्रागयमिति सामान्योक्त्या ऋषिरयं जन्मान्तरगतं नाम कथयतीति नन्दो मन्यते स्म। अत एनं वासुदेव इति संप्रचक्षत इति॥ १४॥

**'प्राक् अयम् इति'** એમ સામાન્યરૂપે કહેવાથી 'આ ગર્ગાચાર્ય ઋષિ બીજા જન્મમાં પડેલું નામ કહે છે.' એમ નંદરાયજીએ માન્યું હતું, આથી આ બાળકને **'વાસુદેવ'** તરીકે કહે છે (કહેશે). ॥ ૧૪ ॥

**बहूनि सन्ति नामानि रूपाणि च सुतस्य ते।**
**गुणकर्मानुरूपाणि तान्यहं वेद नो जनाः॥ १५**

તમારા પુત્રના ગુણ અને કર્મને અનુરૂપ અનેક નામો તથા રૂપો છે, તેમને નથી હું જાણતો કે નથી લોકો જાણતા. ॥ ૧૫ ॥

गुणानुरूपाणि ईश्वरः सर्वज्ञ इत्यादीनि, कर्मानुरूपाणि गोपतिर्गोवर्धनोद्धरण इत्यादीनि तानि सर्वाण्यहमपि नो वेद, जना अपि नो विदुरिति॥ १५॥

ગુણને અનુરૂપ નામો ઈશ્વર, સર્વજ્ઞ વગેરે – કર્મને અનુરૂપ નામો ગોપતિ, ગોવર્ધન વગેરે – તે સર્વને હું પણ નથી જાણતો અને લોકો પણ નથી જાણતા. ॥ ૧૫ ॥

जातकफलमाह—**एष इति**।

જન્મવિષયક ફલિત જ્યોતિષનું ફળ કહે છે – **'एषः इति।'**

**एष वः श्रेय आधास्यद् गोपगोकुलनन्दनः।**
**अनेन सर्वदुर्गाणि यूयमञ्जस्तरिष्यथ॥ १६**

ગોવાળો અને ગોકુળને આનંદ આપનારો આ બાળક (હે નંદરાયજી,) આપનું કલ્યાણ કરશે. આના દ્વારા આપ સર્વ વિપત્તિઓ સરળતાથી પાર કરી જશો. ॥ ૧૬ ॥

आधास्यदाधास्यति॥ १६॥

**'आधास्यत्' आधास्यति** કરશે. ॥ ૧૬ ॥

**'आधास्यत्'** માં **इ** કારનો લોપ આર્ષ છે. (**आधास्यति** રૂપ બને છે.)

**पुरानेन व्रजपते साधवो दस्युपीडिताः।**
**अराजके रक्ष्यमाणा जिग्युर्दस्यून् समेधिताः॥ १७**

હે વ્રજેશ્વર, પૂર્વે અરાજકતા વ્યાપી ગઈ હતી ત્યારે દુષ્ટોથી પીડાયેલા સત્પુરુષો આ પુત્ર દ્વારા સંરક્ષિત થઈ વૃદ્ધિ પામ્યા હતા અને દુષ્ટોને તેમણે જીતી લીધા હતા. ॥ ૧૭ ॥

अनेन रक्ष्यमाणाः समेधिताश्च दस्यून्विजिग्युरिति॥ १७॥

આ પુત્ર દ્વારા **'रक्ष्यमाणाः'** સંરક્ષિત થઈ વૃદ્ધિ પામેલા સત્પુરુષોએ દુષ્ટોને જીતી લીધા હતા. ॥ ૧૭ ॥

**य एतस्मिन् महाभागाः प्रीतिं कुर्वन्ति मानवाः।**
**नारयोऽभिभवन्त्येतान् विष्णुपक्षानिवासुराः॥ १८**

॥ १८ ॥

ભગવાન વિષ્ણુનો આશ્રય કરનારાઓને જેમ અસુરો પરાજિત નથી કરી શકતા, તેમ જે મહાભાગ્યશાળી મનુષ્યો આ બાળક ઉપર પ્રીતિ કરે છે તેઓને શત્રુઓ પરાજિત કરી શકતા નથી. ॥ ૧૮ ॥ ૧૮ ॥

**तस्मान्नन्दात्मजोऽयं ते नारायणसमो गुणैः।**
**श्रिया कीर्त्यानुभावेन गोपायस्व समाहितः॥ १९**

॥ १९ ॥

(આની ઉપર પ્રીતિ કરનારને શત્રુઓ પરાજિત નથી કરી શકતા,) તેથી આપ સાવધાન થઈ તેનું (પ્રીતિપૂર્વક) રક્ષણ કરો. તમારો આ આત્મજ નંદકુંવર (ભક્તવાત્સલ્યાદિ) ગુણોથી, (છ પ્રકારનાં) ઐશ્વર્યથી (અથવા શોભાથી), યશથી અને પ્રભાવથી નારાયણ સમાન છે. (સ્વયં નારાયણ જ છે.) ॥ ૧૯ ॥ ૧૯ ॥

**इत्यात्मानं समादिश्य गर्गे च स्वगृहं गते।**
**नन्दः प्रमुदितो मेने आत्मानं पूर्णमाशिषाम्॥ २०**

**શ્રીશુકદેવજી બોલ્યા** – નંદજીને આ પ્રમાણે આદેશ આપીને ગર્ગાચાર્યજી પોતાના આશ્રમે ગયા ત્યારે અતિ પ્રસન્ન થયેલા નંદરાયજીએ પોતાને આશીર્વાદથી પરિપૂર્ણ માન્યા. ॥ ૨૦ ॥

'बालक्रीडाचमत्कारैः कृष्णो रामेण संयुतः।
परमानन्दमाधत्त व्रजे नन्दयशोदयोः॥ १ ॥'

વ્રજમાં બાળક્રીડારૂપ ચમત્કારો દ્વારા બલરામજી સહિત ભગવાન શ્રીકૃષ્ણ નન્દરાયજી અને યશોદાજીને પરમ આનંદ આપતા હતા. ॥ ૧ ॥

इति चात्मानं प्रति समादिश्य। आत्मानं कृष्णं वा। आशिषामाशीर्भिः॥ २०॥

આ પ્રમાણે **'आत्मानम्'** નંદજીને આદેશ આપીને અથવા **'आत्मानम्'** શ્રીકૃષ્ણને, **'आशिषाम्'** આશીર્વાદથી ॥ ૨૦ ॥

पूर्णत्वमेव दर्शयन्नाह—**कालेनेति।**

પૂર્ણત્વને જ દર્શાવતાં કહે છે – **'कालेन इति।'**

**कालेन व्रजताल्पेन गोकुले रामकेशवौ।**
**जानुभ्यां सह पाणिभ्यां रिंगमाणौ विजह्रतुः॥ २१**

॥ २१ ॥

(નામકરણ પછી) થોડો સમય પસાર થતાં બળરામજી અને શ્રીકૃષ્ણ બન્ને ઘૂંટણ અને હાથથી ઘૂંટણિયાં ભરતા વ્રજમાં વિહાર કરવા લાગ્યા. ॥ ૨૧ ॥ ૨૧ ॥

**ताबङ्घ्रियुग्ममनुकृष्य सरीसृपन्तौ**
**घोषप्रघोषरुचिरं व्रजकर्दमेषु।**
**तन्नादहृष्टमनसावनुसृत्य लोकं**
**मुग्धप्रभीतवदुपेयतुरन्ति मात्रोः॥ २२**

(છંદ - વસંતતિલકા)

વ્રજના (ગોમય, ગોમૂત્ર અને ગોરસ વગેરેના પડવાથી થતા) કીચડમાં (કમરનાં અને ચરણનાં) આભૂષણોની ઘૂઘરીઓના ઝણકારના નાદથી, મનોહર ચરણયુગલ વારે વારે ઘસડીને ખૂબ વેગથી (દ્રુત, કુટિલ ગતિથી) ચાલતા અને ઘૂઘરીઓના ઝણકારથી આનંદિત મનવાળા તે બન્ને બાળકો (આવતા-જતા) લોકોની પાછળ (થોડે સુધી) જઈને, ડઘાયેલા અને ડરેલા હોય તેમ બન્ને માતાઓ પાસે જતા રહેતા.॥૨૨॥

अनुकृष्य पुनःपुनराकृष्य। सरीसृपन्तावतिशयेन चलन्तौ। कथम्। घोषाः कटिपादभूषणकिङ्किण्यस्तेषां प्रघोषेण रुचिरं यथा तथा। तेषां घोषाणां नादेन हृष्टं मनो ययोस्तौ। लोकमितस्ततो गच्छन्तं जनमनुसृत्य त्रिचतुराणि पदान्यनुगम्य मुग्धवत्प्रभीतवन्मात्रोरन्ति समीपे उपेयतुरुपजग्मतुः ॥ २२ ॥

**'अनुकृष्य'** વારે વારે ઘસડીને **'सरीसृपन्तौ'** ખૂબ વેગથી ચાલતા – કેવી રીતે? **'घोषाः'** કમર અને ચરણનાં અલંકારો (કંદોરા અને નૂપુર)ની ઘૂઘરીઓ, તેમના નિનાદથી મનોહર હોય તેમ (ચાલતા) – તેમના ઝણકારના નિનાદથી આનંદિત છે જેમનાં મન તેવા તે બન્ને **'लोकम्'** આવતા-જતા લોકો (વ્રજવાસીઓ)ની **'अनुसृत्य'** પાછળ ત્રણ-ચાર ડગલાં જઈને (તે વ્રજવાસી પાછું ફરીને જુએ ત્યારે તેને પારકો જાણીને), ડઘાયેલા અને ડરેલા હોય તેમ, બન્ને માતાઓની **'अन्ति'** પાસે **'उपेयतुः'** જતા રહેતા. ॥ ૨૨ ॥

**तन्मातरौ निजसुतौ घृणया स्नुवन्त्यौ**
**पङ्काङ्गरागरुचिरावुपगुह्य दोर्भ्याम्।**
**दत्त्वा स्तनं प्रपिबतोः स्म मुखं निरीक्ष्य**
**मुग्धस्मिताल्पदशनं ययतुः प्रमोदम्॥ २३**

વાત્સલ્યને કારણે જેમનાં સ્તનોમાંથી દૂધ ઝરી રહ્યું છે તેવી બન્નેની માતાઓ વ્રજકર્દમરૂપ અંગરાગથી મનોહર એવા પોતાના બન્ને પુત્રોને બન્ને હાથથી છાતી સરસા ચાંપીને, મુખમાં સ્તન આપીને, દૂધ પીતા બન્ને બાળકોના મુગ્ધ સ્મિતવાળા અને (કળી જેવી) નાની નાની દંતૂડીઓવાળા મુખને જોઈને આનંદ પામતી. ॥ ૨૩ ॥

तदा च तन्मातरौ। निजसुतौ दोर्भ्यामुपगुह्य प्रमोदं ययतुः। कथंभूते। घृणया कृपया स्नुवन्त्यौ पयःपूर्णपयोधरे सत्यौ। पङ्केनाङ्गरागेण च रुचिरौ। कथंभूतं मुखं निरीक्ष्य। मुग्धं मन्दं स्मितं यस्मिन्, अल्पा दशनाश्च यस्मिंस्तच्च तच्च॥ २३ ॥

અને ત્યારે તેમની બન્ને માતાઓ પોતાના પુત્રોને હાથથી છાતી સરસા ચાંપીને આનંદ પામતી. બન્ને માતાઓ કેવી? **'घृणया'** કૃપાથી, વાત્સલ્યને કારણે ઝરતાં દૂધથી ભરપૂર સ્તનોવાળી માતાઓ વ્રજના કીચડરૂપી અંગરાગથી મનોહર એવા બન્ને પુત્રોને – કેવા મુખને જોઈને? મુગ્ધ, મંદ સ્મિત છે જેમાં તેવા મુખને તથા (કળી જેવી) નાની દંતૂડીઓ છે જેમાં તેવા મુખને ॥ ૨૩ ॥

**यर्ह्यङ्गनादर्शनीयकुमारलीला-**
**वन्तर्व्रजे तदबलाः प्रगृहीतपुच्छैः।**
**वत्सैरितस्तत उभावनुकृष्यमाणौ**
**प्रेक्षन्त्य उज्झितगृहा जहृषुर्हसन्त्यः॥ २४**

જ્યારે વ્રજાંગનાઓને દર્શનીય એવી કુમારલીલા કરનારા બન્ને બાળકો બન્યા, ત્યારે વ્રજમાં તે બન્ને બાળકો દ્વારા જેમનાં પૂંછડાં પકડવામાં આવ્યાં હતાં, તે વાછરડાં દ્વારા પાછળ આમતેમ ખેંચાતાં તે બન્નેનાં દર્શન કરતી, ગૃહકાર્યને વિસારે પાડનારી વ્રજવનિતાઓ હસતાં હસતાં પ્રસન્ન થઈ જતી હતી. ॥ ૨૪ ॥

यर्ह्यङ्गनानां दर्शनीया कुमारलीला ययोस्तथाभूतौ जातौ तदान्तर्व्रजे व्रजस्य मध्ये तदबला व्रजाङ्गनास्तौ प्रेक्षन्त्यः प्रेक्षमाणा विस्मृतगृहकृत्या हसन्त्यो जहृषुर्हृष्टा बभूवुः। कथंभूतौ। ताभ्यां प्रगृहीतानि पुच्छानि येषां तैर्वत्सैरितस्ततोऽनुकृष्यमाणौ ॥ २४ ॥

જેમની કુમારલીલા વ્રજાંગનાઓને દર્શનીય છે તેવા તે બન્ને બાળકો થયા ત્યારે **'अन्तर्व्रजे'** વ્રજની અંદર, તે **'अबलाः'** વ્રજવનિતાઓ તે બંનેનાં **'प्रेक्षन्त्यः'** દર્શન કરતી, ગૃહકાર્યોને વિસરી ગયેલી હસતાં હસતાં **'जहृषुः'** પ્રસન્ન થઈ જતી. કેવા બન્ને બાળકો? તે બન્ને દ્વારા જેમનાં પૂંછડાં પકડવામાં આવ્યાં હતાં, તેથી તે વાછરડાંઓ દ્વારા આમતેમ પાછળ ખેંચાતાં બન્ને ॥ ૨૪ ॥

**शृङ्ग्यग्निदंष्ट्र्यसिजलद्विजकण्टकेभ्यः**
**क्रीडापरावतिचलौ स्वसुतौ निषेद्धुम्।**
**गृह्याणि कर्तुमपि यत्र न तज्जनन्यौ**
**शेकात आपतुरलं मनसोऽनवस्थाम्॥ २५**

ક્રીડાપરાયણ અને અતિચપળ એવા પોતાના બન્ને પુત્રોને (ગાય વગેરે) શીંગડાંવાળાં પ્રાણીઓ, અગ્નિ, (કૂતરા વગેરે) દાઢવાળાં પ્રાણીઓ, તલવાર, જળ, (કાગડા, ગીધ વગેરે) પક્ષીઓ તથા કાંટાઓથી (બચાવવા) રોકવા માટે સમર્થ ન થતી ત્યારે અને (સ્નાન, ભોજન, દેવાર્ચન વગેરે) ગૃહોચિત કર્મો કરવા માટે જ્યારે તે બન્ને જનનીઓ સમર્થ ન થતી, ત્યારે મનની અતિશય વ્યગ્રતાને પ્રાપ્ત થતી હતી. ॥ ૨૫ ॥

अतिचपलौ तौ शृङ्ग्यादिभ्यो निषेद्धुं गृहोचितानि कर्माणि च कर्तुं यत्र यदा तज्जनन्यौ न शेकाते तदाऽलं मनसोऽनवस्थामापतुरिति गृहसौख्यस्य पराकाष्ठा दर्शिता॥ २५ ॥

અતિચપળ એવા તે બન્ને પુત્રોને શીંગડાવાળાં પ્રાણીઓ વગેરેથી (બચાવવા) રોકવા માટે અને ગૃહોચિત કર્મો કરવા માટે **'यत्र'** જ્યારે તે બન્ને માતાઓ સમર્થ ન થતી, ત્યારે **'अलं मनसः अनवस्थाम्'** મનની અસ્વસ્થતાને પ્રાપ્ત થતી હતી. આમ, ગૃહસુખની પરાકાષ્ઠા દર્શાવી છે. ॥ ૨૫ ॥

**कालेनाल्पेन राजर्षे रामः कृष्णश्च गोकुले।**
**अघृष्टजानुभिः पद्भिर्विचक्रमतुरंजसा॥ २६**

॥ २६ ॥

હે રાજર્ષિ, થોડા સમય પછી બલરામજી અને શ્રીકૃષ્ણ ગોકુળમાં ઢીંચણ ઘસડ્યા વિના સરળતાથી પગે ચાલવા માંડ્યા. ॥ ૨૬ ॥ ૨૬ ॥

**ततस्तु भगवान् कृष्णो वयस्यैर्व्रजबालकैः।**
**सहरामो व्रजस्त्रीणां चिक्रीडे जनयन् मुदम्॥ २७**

॥ २७ ॥

ત્યાર પછી તો પોતાના જેવડા વ્રજસખાઓની સાથે બલરામજી સહિત ભગવાન શ્રીકૃષ્ણ વ્રજવનિતાઓને આનંદ ઉપજાવતા ક્રીડા કરવા લાગ્યા. ॥ ૨૭ ॥ ૨૭ ॥

**कृष्णस्य गोप्यो रुचिरं वीक्ष्य कौमारचापलम्।**
**शृण्वत्याः किल तन्मातुरिति होचुः समागताः॥ २८**

॥ २८ ॥

શ્રીકૃષ્ણની કુમારાવસ્થાની મનોહર ચપળતા જોઈને ગોપીજનો એકત્ર થઈને તેમની માતા સાંભળે તેમ જ કહેતી. ॥ ૨૮ ॥ ૨૮ ॥

**वत्सान् मुंचन् क्वचिदसमये क्रोशसंजातहासः**
**स्तेयं स्वाद्वत्त्यथ दधि पयः कल्पितैः स्तेययोगैः।**
**मर्कान् भोक्ष्यन् विभजति स चे-न्नात्ति भाण्डं भिनत्ति**
**द्रव्यालाभे स गृहकुपितो यात्युपक्रोश्य तोकान्॥ २९**

ક્યારેક દોહવાનો સમય ન હોય ત્યારે વાછરડાં છોડી મૂકતો તે કાનુડો, અમે ઠપકો આપીએ ત્યારે હસી પડે છે. (પોતાના) કલ્પેલા ચોરીના ઉપાયો દ્વારા ચોરીથી મેળવેલાં મીઠાં દહીં-દૂધ આરોગે છે. (પોતે ખાતા પહેલાં) માંકડાઓને ખવડાવવા ઈચ્છતો તે દહીં વગેરે વહેંચી આપે છે અને તેઓમાંથી જો કોઈ પણ ખાય નહીં, તો માટલું ફોડી નાખે છે! માલપાણી મળે નહીં તો ઘરની ઉપર ગુસ્સે થઈને, બાળકોને રડાવીને નાસી જાય છે. ॥ ૨૯ ॥

'कृष्णचापलचौर्याणि सहैवाखिलसद्मतः।
प्रजल्पन्त्यः समागत्य गोप्यो गोप्यै मुदं ददुः'॥ १ ॥

બધાં ઘરોમાંથી સાથે જ આવીને શ્રીકૃષ્ણના ચપળતાભર્યાં ચોરકર્મોની વાતો કરતી ગોપીઓએ ગોપી યશોદાજીને આનંદ આપ્યો. ॥ ૧ ॥ (લીલાના પ્રસંગે શ્રીધરજી શ્લોકની રચના કરે છે.)

असमयेऽदोहकाले। क्रोशे संजातहासः। स्तेयं चौर्यार्जितम्, न तु दत्तम्। तत्रापि स्वादु नेतरत्। दधि च पयश्चात्ति। किंच भोक्ष्यन्मर्कान्मर्कटान्प्रति विभज्य ददाति। तेषां मध्ये तृप्तत्वेन कोऽपि नात्ति चेत्तर्हि भाण्डं भिनत्ति। क्वचिद्द्रव्यस्यालाभे सति सः गृहाय धक्ष्यामीति कुपितो याति। यद्वा सगृहा गृहिणस्तेभ्यः कुपितस्तेषां तोकान्पर्यङ्कादिषु सुप्तानुपक्रोश्य रोदयित्वा यातीति॥ २९ ॥

**'असमये'** ગાયોને દોહવાનો સમય ન હોય ત્યારે. ('પકડો, મારો, બાંધો') એમ આક્રોશ કરવામાં આવે ત્યારે હસી પડે છે. **'स्तेयम्'** ચોરી કરીને મેળવ્યું હોય તે (જ) ખાય છે, પણ આપીએ તો નથી ખાતો. તેમાં ય પાછાં મીઠાં દહીં-દૂધ ખાય છે, બીજાં નહીં. વળી, **'भोक्ष्यन् मर्कान्'** (પોતે ખાતા પહેલાં) વાંદરાઓને વહેંચી આપે છે. તેઓ ધરાયેલા હોવાથી તેમનામાંથી જો કોઈ ખાય નહીં તો માટલું ફોડી નાખે છે. ક્યારેક દહીં, દૂધ વગેરે મળે નહીં તો (**स गृहकुपितः**) તે ઘર ઉપર કુપિત થઈને (કહે છે, **हे गृह, त्वां धक्ष्यामि—वं.** હે ઘર, તને બાળી મૂકીશ!) ચાલ્યો જાય છે. અથવા (**सगृहकुपितः**) ગૃહસ્થો ઉપર કુપિત થઈ તેમના પલંગ વગેરેમાં સૂતેલાં બાળકોને **'उपक्रोश्य'** રડાવીને નાસી જાય છે. ॥ ૨૯ ॥

कल्पितैः स्तेययोगैरित्युक्तं तत्प्रपञ्चयति—**हस्ताग्राह्य इति।**

પોતે કલ્પેલા ચોરીના ઉપાયો દ્વારા, એમ જે કહેવાયું, તે વિસ્તારપૂર્વક સમજાવે છે – **'हस्त-अग्राह्ये इति।'**

हस्ताग्राह्ये रचयति विधिं पीठकोलूखलाद्यै-
श्छिद्रं ह्यन्तर्निहितवयुनः शिक्यभाण्डेषु तद्वित्।
ध्वान्तागारे धृतमणिगणं स्वांगमर्थप्रदीपं
काले गोप्यो यर्हि गृहकृत्येषु सुव्यग्रचित्ताः॥ ३०

(ઊંચા શીકા પર રહેલા માટલામાં) હાથ ન પહોંચે ત્યારે બાજોઠ, ખાંડણિયા વગેરે (એકની ઉપર બીજું મૂકવા) દ્વારા લેવાની યુક્તિ કરે છે. શીકામાં રહેલાં પાત્રોમાં રાખેલાં દહીં વગેરેનું જેને જ્ઞાન છે તેવો અને બાકું પાડવાની કળાનો જાણકાર એવો તે શીકા પર રહેલાં માટલાંઓમાં બાકું પાડે છે. અંધારા ઓરડામાં (દિવ્ય) મણિઓથી પ્રકાશિત એવું પોતાનું શ્રીઅંગ દૂધ-દહીં વગેરે પદાર્થોને પ્રકાશિત કરે છે અને જે સમયે અમે ઘરનાં કાર્યોમાં અતિ વ્યગ્ર ચિત્તવાળી હોઈએ છીએ (ત્યારે જ તે ઉપદ્રવ કરે છે.) ॥ ૩૦ ॥

तुङ्गशिक्यस्थभाण्डेष्वन्तर्हिते दध्यादौ वयुनं ज्ञानं यस्य स छिद्रं रचयति। तद्विच्छिद्ररचनादिवित्। ध्वान्तयुक्ते गृहे स्वाङ्गमेवार्थप्रदीपं रचयति। विशेषतो धृतमणिगणम्। यर्हि यस्मिन्काले ॥ ३० ॥

ઊંચા શીકામાં રહેલાં માટલાંની અંદર રહેલાં દહીં વગેરેનું **'वयुनः'** જ્ઞાન જેને છે તે (તેમાં નીચેથી) બાકું પાડે છે. **'तत्-वित्'** બાકું પાડવા વગેરેની કળાનો જાણકાર – અંધકારયુક્ત ઓરડામાં **'स्व-अङ्गम्-एव-अर्थप्रदीपम्'** પોતાનું શરીર જ (દૂધ-દહીં વગેરે) પદાર્થોને પ્રકાશિત કરે છે. (દિવ્ય) મણિઓથી વિભૂષિત એવું પોતાનું શ્રીઅંગ હોવાથી તે વિશેષરૂપે પ્રકાશક બને છે. **'यर्हि'** જે સમયે ॥૩૦॥

एवं धाष्टर्यान्युशति कुरुते मेहनादीनि वास्तौ
स्तेयोपायैर्विरचितकृतिः सुप्रतीको यथाऽऽस्ते।
इत्थं स्त्रीभिः सभयनयनश्रीमुखालोकिनीभि-
र्व्याख्यातार्था प्रहसितमुखी न ह्युपालब्धुमैच्छत्॥ ३१

('અરે, ચોર, ચોર, પકડો.'– એમ આક્ષેપ કરવામાં આવે ત્યારે) તે ચોપડાવે છેઃ ('તું જ ચોર છે, ઘરનો માલિક હું છું', એમ) અક્કડાઈ કરે છે! (સજાવટ કરેલા) ઘરમાં (ગાય વગેરેનાં છાણ,) મૂત્ર વગેરે નાખી જાય છે. યુક્તિપ્રયુક્તિથી ચોરી કરવાનું જેનું કામ છે તે તમારી આગળ આમ ડાહ્યોડમરો થઈને બેઠો છે! આ પ્રમાણે ભયભીત થયેલાં નયનોવાળું શ્રીમુખ અવલોકતી ગોપીઓ દ્વારા જેમને શ્રીકૃષ્ણના ઉપદ્રવો કહેવામાં આવ્યા છે તે પ્રફુલ્લ મુખવાળાં યશોદાજીએ (કનૈયાને) ઠપકો આપવા માટે ઈચ્છ્યું નહીં. ॥ ૩૧ ॥

रेरे चोरेत्याक्षिप्तः सन्नुशति जल्पति त्वमेव चोरोऽहं गृहस्वामीत्यादीनि धाष्टर्यानि प्रागल्भ्यानि। अथवा उशति हे कमनीये यशोदे। यद्वा उशति वास्तौ स्वर्चिते गृहे मेहनादीनि पुरीषोत्सर्गादीनि

'અરે, ચોર, ચોર, પકડો.' – એમ આક્ષેપ કરવામાં આવેલો તે **'उशति'** ચોપડાવે છેઃ 'તું જ ચોર છે, ઘરનો માલિક તો હું છું.' વગેરે **'धाष्टर्यानि'** અક્કડાઈ કરે છે. અથવા **'उशति'** હે સુંદર યશોદાજી, અથવા **'उशति वास्तौ'** સજાવટ કરેલા ઘરમાં **'मेहनादीनि'**

कुरुते। एवं स्तेयोपायैर्विरचिता कृतिः कर्म येन सः। त्वत्समीपे सुप्रतीकः साधुरिवास्ते। सभये नयने यस्मिंस्तच्च तच्छ्रीयुक्तं मुखं च तदालोकिनी-भिर्व्याख्यातार्था प्रख्यापितजन्मफला तत्तत्कर्मफला वा उपालब्धुमाक्षेप्तुं नैच्छत्॥ ३१॥

कदाचिदपराधान्तरे उपालभत तदा तु महदाश्चर्यमभूदिति कथयन्नाह—**एकदेति**।

**एकदा क्रीडमानास्ते रामाद्या गोपदारकाः।**
**कृष्णो मृदं भक्षितवानिति मात्रे न्यवेदयन्॥ ३२**

॥ ३२॥

**सा गृहीत्वा करे कृष्णमुपालभ्य हितैषिणी।**
**यशोदा भयसम्भ्रान्तप्रेक्षणाक्षमभाषत॥ ३३**

उपालभ्य निर्भर्त्स्य। भयेन संभ्रान्तप्रेक्षणे चपलनिरीक्षणे अक्षिणी यस्य तम्॥ ३३॥

**कस्मान्मृदमदान्तात्मन् भवान् भक्षितवान् रहः।**
**वदन्ति तावका ह्येते कुमारास्तेऽग्रजोऽप्ययम्॥ ३४**

अदान्तात्मन् चपलगात्र। रह एकान्ते॥ ३४॥

**श्रीकृष्ण उवाच**

**नाहं भक्षितवानम्ब सर्वे मिथ्याभिशंसिनः।**
**यदि सत्यगिरस्तर्हि समक्षं पश्य मे मुखम्॥ ३५**

**नाहं भक्षितवानिति**। न हि बाह्यं किंचिन्मया भक्ष्यते मत्कुक्षावादावेव सर्वमस्तीति भावः। समक्षं प्रत्यक्षम्॥ ३५॥

(ગોમય, ગોમૂત્ર વગેરે અથવા પશુપક્ષીઓનાં) મળમૂત્ર નાખે છે. ચોરીની યુક્તિપ્રયુક્તિથી (ચોરી કરવાનું) જેનું '**कृतिः**' કર્મ છે તે તમારી આગળ '**सुप्रतीकः**' ડાહ્યોડમરો થઈને બેઠો છે! ભયભીત થયેલાં નેત્રો છે જેમાં તેવું અને શ્રીથી યુક્ત છે તેવું તે મુખ અવલોકતી ગોપીઓ દ્વારા જેમને '**व्याख्यात-अर्था**' શ્રીકૃષ્ણના ઉપદ્રવો કહેવામાં આવ્યા છે, જેનાથી જન્મનું ફળ અથવા તે તે (શુભ) કર્મોનાં ફળ પ્રકટ થયાં છે જેમનાં તે યશોદાજીએ (કાનુડાને) ઠપકો આપવાનું ઈચ્છ્યું નહીં. ॥ ૩૧ ॥

એક વખત બીજા અપરાધ માટે માતાજીએ કાનુડાને ઠપકો આપ્યો ત્યારે તો મહાન આશ્ચર્ય થયું, એમ કહેતાં જણાવે છે – '**एकदा इति**'।

એક વખત બલરામજી વગેરે ગોપબાળકોએ રમતાં રમતાં, માતાજીને જણાવ્યું કે શ્રીકૃષ્ણે માટી ખાધી. ॥ ૩૨ ॥ ૩૨॥

શ્રીકૃષ્ણનું હિત ઈચ્છનારાં તે યશોદાજીએ (શ્રીકૃષ્ણના) બન્ને હાથથી પકડીને ભયથી ચંચળ બનેલાં નેત્રોવાળા શ્રીકૃષ્ણને ધમકાવીને કહ્યું.॥ ૩૩॥

'**उपालभ्य**' ધમકાવીને – ભયથી '**सम्भ्रान्तप्रेक्षणे**' ચંચળ બનેલાં નેત્રો છે જેનાં તેને ॥ ૩૩ ॥

હે અસંયમી મનવાળા, આપશ્રીએ એકાન્તમાં માટી કેમ ખાધી? આ તારા (મિત્રો) ગોપકુમારો અને આ તારો મોટોભાઈ પણ કહે છે જ. ॥ ૩૪ ॥

'**अदान्त-आत्मन्**' હે અસંયમી મનવાળા – '**रहः**' એકાન્તમાં ॥ ૩૪ ॥

**શ્રીકૃષ્ણ ભગવાને કહ્યું** – હે અંબા, મેં (માટી) નથી ખાધી. (આ) બધા ખોટું બોલનારા છે. જો તેમની વાણી સત્ય હોય તો મારું મુખ પ્રત્યક્ષ જો. ॥ ૩૫ ॥

'**न-अहं भक्षितवान् इति।**' બહાર હોય એવું કાંઈ પણ મારા દ્વારા ભક્ષણ કરવામાં આવ્યું નથી. મારી કૂખમાં પહેલેથી જ સર્વ કાંઈ છે, એવો ભાવ છે. '**समक्षम्**' પ્રત્યક્ષ ॥ ૩૫ ॥

**यद्येवं तर्हि व्यादेहीत्युक्तः स भगवान् हरिः ।**
**व्यादत्ताव्याहतैश्वर्यः क्रीडामनुजबालकः ॥ ३६**

व्यादेहि मुखं प्रसारयेति। व्यादत्त प्रसारितवान् ॥ ३६ ॥

तत्र तस्मिन्मुखे विश्वं ददृशे ददर्श। तत् प्रपञ्चयति—

**सा तत्र ददृशे विश्वं जगत् स्थास्नु च खं दिशः ।**
**साद्रिद्वीपाब्धिभूगोलं सवाय्वग्नीन्दुतारकम् ॥ ३७**

**ज्योतिश्चक्रं जलं तेजो नभस्वान् वियदेव च ।**
**वैकारिकाणीन्द्रियाणि मनो मात्रा गुणास्त्रयः ॥ ३८**

**एतद् विचित्रं सह जीवकाल-**
**स्वभावकर्माशयलिंगभेदम् ।**
**सूनोस्तनौ वीक्ष्य विदारितास्ये**
**व्रजं सहात्मानमवाप शंकाम् ॥ ३९**

जगज्जङ्गमम्। स्थास्नु स्थावरम्। खमन्तरिक्ष-लोकम्। साद्रिद्वीपाब्धिभूगोलं पर्वतद्वीपसमुद्रसहितं भूगोलं भूर्लोकम्। वायुः प्रवहः अग्निर्वैद्युतः, इन्दुश्च तारकाश्च तत्सहितम् ॥ ३७ ॥

ज्योतिश्चक्रं स्वर्लोकम्। वैकारिकाणि देवाः। मन इति वैकारिकशब्देन गृहीतमपि देववैलक्षण्यात्पुनरुक्तम्। इन्द्रियाणि च तैजसानि। मात्रास्तामसाः शब्दादयः ॥ ३८ ॥

**યશોદાજીએ કહ્યું** – 'જો એમ હોય તો તારું મુખ ઉઘાડ.' આમ કહેવામાં આવેલા, અપ્રતિહત (અચ્યુત) ઐશ્વર્યવાન તેમ જ લીલા માટે મનુષ્યબાળક બનેલા ભગવાન શ્રીહરિએ પોતાનું મુખ ઉઘાડ્યું.॥૩૬॥

'**व्यादेहि**' (મુખ) ઉઘાડ – '**व्यादत्त**' મુખ ઉઘાડ્યું. ॥ ૩૬ ॥

'**तत्र**' તે મુખમાં વિશ્વ '**ददृशे**' જોયું, તે વિસ્તારપૂર્વક સમજાવે છે –

તે મુખમાં તેમણે ચર અને અચર વિશ્વ જોયું. અંતરિક્ષ, દિશાઓ, પર્વતો-દ્વીપો-સમુદ્ર સહિત ભૂલોક, (જેનાથી જ્યોતિશ્ચક્ર ભ્રમણ કરે છે તે પ્રવહ નામનો) વાયુ, વિદ્યુતનો અગ્નિ, ચન્દ્ર અને તારા સહિત ॥ ૩૭ ॥

જ્યોતિશ્ચક્ર (સ્વર્ગલોક), જળ, અગ્નિ, વાયુ અને આકાશ, સાત્ત્વિક અહંકારના કાર્યરૂપ ઈન્દ્રિયાભિમાની દેવતાઓ, રાજસ અહંકારના કાર્યરૂપ ઈન્દ્રિયો અને મન, તામસ અહંકારના કાર્યરૂપ શબ્દાદિ તન્માત્રાઓ અને ત્રણે ગુણો, ॥ ૩૮ ॥

જીવ, કાળ, સ્વભાવ, કર્મ અને વાસનાસહિત લિંગશરીરોના ભેદવાળું આ વિચિત્ર વિશ્વ તથા પોતાની સાથે (આખું) વ્રજ, પુત્રના ઉઘાડેલા નાના મુખમાં એક જ સમયે જોઈને માતા યશોદાને શંકા ઉપજી. ॥ ૩૯ ॥

'**जगत्**' ચર (જંગમ), '**स्थास्नु**' અચર (સ્થાવર), '**खम्**' અન્તરિક્ષલોક, '**स-अद्रि-द्वीप-अब्धि-भूगोलम्**' પર્વતો, દ્વીપો અને સમુદ્રો સહિત પૃથ્વીલોક, '**प्रवह**' નામનો વાયુ, '**अग्निः**' વિદ્યુતનો અગ્નિ, ચન્દ્ર અને તારા, તે સહિત ॥ ૩૭ ॥

'**ज्योतिश्चक्रम्**' સ્વર્ગલોક, '**वैकारिकाणि**' (સાત્ત્વિક અહંકારના કાર્યરૂપ ઈન્દ્રિયાભિમાની) દેવતાઓ, '**मनः इति।**' વૈકારિક શબ્દથી મનનું ગ્રહણ થઈ જવા છતાં મન મુખ્ય ઈન્દ્રિય હોવાને કારણે જુદો નિર્દેશ છે. તથા '**इन्द्रियाणि**' રાજસ અહંકારના કાર્યરૂપ ઈન્દ્રિયો, '**मात्राः**' તામસ અહંકારના કાર્યરૂપ શબ્દાદિ તન્માત્રાઓ ॥ ૩૮ ॥

एवमेतद्विचित्रं विश्वं सहैकदैव वीक्ष्य विचित्रमाह—जीवश्च गुणक्षोभकः, कालश्च परिणामहेतुः, स्वभावश्च जन्महेतुः, कर्म च तत्संस्कारः, आशयश्च, एतैर्लिङ्गानां चराचरशरीराणां भेदो यस्मिंस्तत्। तत्र व्रजं च सहात्मानं स्वसहितं क्वचिद्वीक्ष्य। सूनोस्तनावल्पे विदारिते आस्ये शङ्कामवाप॥ ३९॥

तामेवाह—**किं स्वप्न इति।**

**किं स्वप्न एतदुत देवमाया**
**किं वा मदीयो बत बुद्धिमोहः।**
**अथो अमुष्यैव ममार्भकस्य**
**यः कश्चनौत्पत्तिक आत्मयोगः॥ ४०**

परितो विलोक्याह—नायं स्वप्नः। तर्हि किं देवस्य हरेर्माया। तथा चेदन्ये किं न पश्यन्ति तर्हि, किंवा मदीय एव कश्चिद्बुद्धिमोहो विपर्यासो दर्पणे मुखवत्। एवं तर्ह्ययं कृष्णोऽपि कथमन्तः प्रतीयते। अन्तर्बहिश्चैकरूपेण च कथं जगत्प्रतीयते। तथा सति बिम्बप्रतिबिम्बयोरिव परस्परं वैपरीत्येन प्रतीतिः स्यादित्याशङ्क्यान्यथा वितर्कयति—अथो इति। अथवा ममामुष्यार्भकस्यापि सतो यः कश्चनाचिन्त्य आत्मयोगः स्वीयमैश्वर्यम्। औत्पत्तिकः स्वाभाविकः॥ ४०॥

चरमं पक्षमाश्रित्यायमीश्वर इति निश्चित्याह—**अथो इति।**

**अथो यथावन्न वितर्कगोचरं**
**चेतोमनःकर्मवचोभिरंजसा ।**
**यदाश्रयं येन यतः प्रतीयते**
**सुदुर्विभाव्यं प्रणतास्मि तत्पदम्॥ ४१**

આમ, આ વિચિત્ર વિશ્વ **'सह'** એક જ સમયે જોઈને વૈચિત્ર્ય જણાવે છે – **'जीवः'** સત્ત્વાદિ ગુણોમાં ક્ષોભ (વૈષમ્ય) ઉત્પન્ન કરનાર અને **'कालः'** પરિણામ કે રૂપાંતરનું કારણ અને **'स्वभावः'** જન્મનું કારણ તથા તેના સંસ્કાર અને અંતઃકરણ (વાસના) – આ **'लिङ्गानाम्'** સ્થાવર અને જંગમ શરીરોના ભેદ છે જેમાં તે વિશ્વને – તથા તેમાં વ્રજને **'सह-आत्मानम्'** પોતાના સહિત શ્રીકૃષ્ણને એક સ્થળે જોઈને – પુત્રના ઉઘાડેલા **'तनौ'** નાનકડા મુખમાં (વિશ્વરૂપદર્શન કરીને) માતાજીને શંકા ઉપજી. ॥ ૩૯ ॥

તે શંકાનું જ વર્ણન કરે છે – **'किं स्वप्नः इति।'**

શું આ સ્વપ્ન છે? કે શ્રીહરિની માયા છે? કે પછી મારો બુદ્ધિનો મોહ છે? અથવા મારો જે આ પુત્ર છે તેનું જ કોઈ સ્વાભાવિક એવું પોતાનું ઐશ્વર્ય છે? ॥ ૪૦ ॥

ચારે બાજુ જોઈને માતાજી કહે છે – 'ના, આ સ્વપ્ન નથી. તો શું **'देवस्य'** શ્રીહરિની માયા છે? એમ હોય તો બીજાઓ કેમ જોતા નથી? તો પછી શું આ મારો જ બુદ્ધિનો કોઈ મોહ છે? **'मोहः'** વિપરીતતા, દર્પણમાં મુખ હોય તેવો ભ્રમ. એમ હોય તો આ શ્રીકૃષ્ણ પણ કેમ અંદર દેખાય છે? જગત અંદર અને બહાર એકરૂપ કેમ દેખાય છે? તેમ હોય તો બિમ્બ અને પ્રતિબિમ્બની જેમ પરસ્પર વિપરીતરૂપે પ્રતીતિ થાય. એવી આશંકા કરીને બીજી રીતે વિતર્ક કરે છે – **'अथो इति।'** અથવા મારા બાળકનું પણ જે કોઈ અચિન્ત્ય હોય તેવું **'आत्मयोगः'** પોતાનું ઐશ્વર્ય છે? **'औत्पत्तिकः'** સ્વાભાવિક ॥ ૪૦ ॥

છેલ્લા વિકલ્પનો આશ્રય કરીને 'આ ઈશ્વર છે' એમ નિશ્ચય કરીને કહે છે – **'अथो इति।'**

ચિત્ત, મન, કર્મ અને વાણીથી અનાયાસે (ભગવાનની કૃપા વિના) જે યથાવત્ તર્ક (વિચાર)નો વિષય નથી, અખિલ બ્રહ્માંડનું જે અધિષ્ઠાન છે, ઈન્દ્રિયોના જે અધિષ્ઠાતા દ્વારા, બુદ્ધિવૃત્તિમાં અભિવ્યક્ત થવાને કારણે જે પ્રતીત થાય છે તેવા અત્યન્ત અચિન્ત્ય પરમાત્માના ચરણને હું પ્રણામ કરું છું. ॥ ૪૧ ॥

चेतश्चित्तम्। चित्तादिभिर्न वितर्कगोचरम्। जगद्यदाश्रयं यदधिष्ठानम्। येन करणाधिष्ठात्रा। यतो बुद्धिवृत्त्यभिव्यक्तात्। नन्विदमवितर्क्यं भवतु, तत्पदं कीदृगत आह—सुदुर्विभाव्यमिति। इदमत्यन्तमचिन्त्यमित्यर्थः ॥ ४१ ॥

**'चेतः'** ચિત્ત – ચિત્ત વગેરે દ્વારા જે વિચારનો વિષય નથી, **'यत्-आश्रयम्'** અખિલ બ્રહ્માંડનું જે અધિષ્ઠાન છે, **'येन'** જે ઇન્દ્રિયોના અધિષ્ઠાતા દ્વારા, **'यतः'** બુદ્ધિવૃત્તિમાં અભિવ્યક્ત થવાને કારણે (જે પ્રતીત થાય છે.) – શંકા કરવામાં આવી છે કે આ તર્કનો વિષય ન બને તે સ્વરૂપ કેવું છે? આ માટે કહે છે – **'सुदुर्विभाव्यम् इति।'** આ સ્વરૂપ સર્વથા અચિન્ત્ય છે, એમ અર્થ છે. ॥ ४१ ॥

एवं प्रपञ्चप्रतीत्योन्नीतं तत्त्वं पुनर्जीव-संसृतिहेतुमायाश्रयत्वेनोन्नयन्त्याह—**अहमिति**।

આ પ્રમાણે વિશ્વરૂપદર્શન દ્વારા જાણેલા યથાર્થ સ્વરૂપને વળી, જીવોના સંસારના કારણરૂપ માયાના આશ્રયરૂપે જાણતાં યશોદાજી કહે છે – **'अहम् इति।'**

**अहं ममासौ पतिरेष मे सुतो**
**व्रजेश्वरस्याखिलवित्तपा सती।**
**गोप्यश्च गोपाः सहगोधनाश्च मे**
**यन्माययेत्थं कुमतिः स मे गतिः ॥ ४२**

હું (યશોદા), એ મારા પતિ (નંદરાયજી), આ મારો પુત્ર, આ વ્રજેશ્વરની સમગ્ર સંપત્તિની અધિષ્ઠાત્રી હું તેમની પત્ની, ગોધન સહિત ગોપીઓ અને ગોવાળો, મારા—એવી કુમતિ જેની માયાને કારણે મને થઈ છે તે આ ભગવાન મારું શરણ થાઓ!॥ ૪૨ ॥

यशोदा नामाहमसौ मम पतिः। अमुष्य व्रजेश्वरस्याखिलवित्ताधिष्ठात्र्यहं सती जाया, एष कृष्णो मे सुतः, गोप्यादयश्च मदीयाः, इतीत्थं कुमतिर्यन्मायया स एष मे शरणमिति॥ ४२॥

યશોદા નામની હું, એ મારા પતિ, આ વ્રજેશ્વરની સમગ્ર સંપત્તિની અધિષ્ઠાત્રી હું **'सती'** પત્ની, આ શ્રીકૃષ્ણ મારો પુત્ર, ગોપીઓ વગેરે પણ મારા – આવી કુમતિ જેની માયાને કારણે મને થઈ છે તે આ શ્રીકૃષ્ણ ભગવાન મારું શરણ થાઓ! (આ માયાથી મારું રક્ષણ કરો!)॥૪૨॥

**इत्थं विदिततत्त्वायां गोपिकायां स ईश्वरः।**
**वैष्णवीं व्यतनोन्मायां पुत्रस्नेहमयीं विभुः ॥ ४३**

જેમને આ પ્રમાણે પરમ તત્ત્વનું જ્ઞાન થઈ ગયું છે તેવા ગોપિકા (યશોદાજી) થયા ત્યારે સર્વકરણસમર્થ એવા તે ભગવાન શ્રીકૃષ્ણે (પોતાની) પુત્રસ્નેહમયી (પ્રચુર પુત્રસ્નેહ ઉત્પન્ન કરનારી) વૈષ્ણવી માયા ફેલાવી. ॥ ૪૩ ॥

वैष्णवीं स्वीयाम्॥ ४३॥

પોતાની વૈષ્ણવી માયાને ॥ ૪૩ ॥

**सद्योनष्टस्मृतिर्गोपी साऽऽरोप्यारोहमात्मजम्।**
**प्रवृद्धस्नेहकलिलहृदयाऽऽसीद् यथा पुरा॥ ४४**

જેમની (પરમ તત્ત્વના જ્ઞાનરૂપ) સ્મૃતિ તરત જ નાશ પામી તેવાં ગોપી યશોદાજી આત્મજ શ્રીકૃષ્ણને અંકમાં ધારણ કરીને પૂર્વે હતાં તેવાં અતિશય વધી ગયેલા સ્નેહથી વ્યાપેલા હૃદયવાળાં થઈ ગયાં. ॥ ૪૪ ॥

प्रवृद्धेन स्नेहेन कलिलं व्याप्तं हृदयं यस्याः सा पुरेवासीत्॥ ४४॥

મायाबलोद्रेकमाह—**त्रय्येति**।

**त्रय्या चोपनिषद्भिश्च सांख्ययोगैश्च सात्वतैः।**
**उपगीयमानमाहात्म्यं हरिं साऽमन्यतात्मजम्॥ ४५**

त्रय्या कर्मकाण्डरूपया इन्द्रादिरूपेण, उपनिषद्भिर्ब्रह्मेति, सांख्यैः पुरुष इति, योगैः परमात्मेति, सात्वतैर्भगवानित्युपगीयमानं माहात्म्यं यस्य तम्॥ ४५॥

अतिविस्मयेन पृच्छति—**नन्द इति**।

**राजोवाच**

**नन्दः किमकरोद् ब्रह्मन् श्रेय एवं महोदयम्।**
**यशोदा च महाभागा पपौ यस्याः स्तनं हरिः॥ ४६**

महोदयं महानुदय उद्भवो यस्य तत्॥ ४६॥

**पितरौ नान्वविन्देतां कृष्णोदारार्भकेहितम्।**
**गायन्त्यद्यापि कवयो यल्लोकशमलापहम्॥ ४७**

ययोः प्रसन्नोऽवतीर्णस्तौ पितरावपि यं नान्वविन्देतां न प्राप्नुताम्। कृष्णस्योदारं महदर्भकेहितं बाललीलाम्। यच्च कवयो गायन्ति तद्योऽविन्दत्स किं श्रेयोऽकरोदिति॥ ४७॥

અતિશય વધી ગયેલા સ્નેહથી **'कलिलम्'** વ્યાપેલું હૃદય છે જેમનું તેવાં તે પૂર્વે હતાં તેવાં થઈ ગયાં. ॥ ૪૪ ॥

માયાના બળની અતિશયતાનું વર્ણન કરે છે – **'त्रय्या इति।'**

વેદો, ઉપનિષદો, સાંખ્યશાસ્ત્ર, યોગશાસ્ત્ર તથા વૈષ્ણવ(તંત્રો) દ્વારા જેમનું માહાત્મ્ય ગવાય છે, તે ભગવાન શ્રીહરિને યશોદા માતા પોતાનો પુત્ર માનવા લાગ્યાં. ॥ ૪૫ ॥

**'त्रय्या'** વેદના પૂર્વભાગ કર્મકાંડ દ્વારા ઈન્દ્રાદિરૂપે, વેદના ઉત્તરભાગ ઉપનિષદો દ્વારા બ્રહ્મરૂપે, સાંખ્યશાસ્ત્રો દ્વારા પુરુષરૂપે, યોગશાસ્ત્રો દ્વારા પરમાત્મારૂપે તથા (પંચરાત્ર વગેરે) વૈષ્ણવ(-તંત્રો) દ્વારા ભગવાનરૂપે જેમનું માહાત્મ્ય ગવાય છે તેમને ॥ ૪૫ ॥

અતિવિસ્મયથી રાજા પૂછે છે – **'नन्दः इति।'**

**રાજા (પરીક્ષિત) બોલ્યા** – હે બ્રહ્મન્, નંદરાયજીએ તથા જેમના સ્તનનું પાન શ્રીહરિએ કર્યું તે મહાભાગ્યશાળી યશોદાજીએ આવા મહાન (ફળના) ઉદ્ભવરૂપ કયું કલ્યાણનું સાધન કર્યું હતું? ॥ ૪૬॥

**'महा-उदयम्'** મહાન (ફળનો) ઉદ્ભવ છે જેમાં તે ॥ ૪૬ ॥

માતા-પિતા દેવકી અને વસુદેવજી (પણ) જે બાળલીલાને પામી ન શક્યાં, તે ભગવાન શ્રીકૃષ્ણની ઉદાર બાળલીલા, કે જેનું કવિઓ આજે પણ ગાન કરે છે તથા જે (શ્રવણ કરનારા) લોકોનાં પાપ હરી લેનારી છે. (તે બાળલીલાના અનુભવનો પરમ-આનંદ પ્રાપ્ત કરનારાં તેમણે કયું પુણ્ય કર્યું હતું?) ॥ ૪૭ ॥

જેમની ઉપર પ્રસન્ન થઈને અવતાર લીધો તે માતા-પિતા દેવકી અને વસુદેવજી પણ જે બાળલીલાને **'न-अनु-अविन्देताम्'** પામી ન શક્યાં, તે ભગવાન શ્રીકૃષ્ણની **'उदारम्'** મહાન **'अर्भक-ईहितम्'** બાળલીલાને, કે જેનું કવિઓ ગાન કરે છે, તે જેમણે પ્રાપ્ત કરી હતી, તે નંદરાયજીએ કયું પુણ્ય કર્યું હતું? ॥ ૪૭ ॥

श्रीशुक उवाच

**द्रोणो वसूनां प्रवरो धरया सह भार्यया।**
**करिष्यमाण आदेशान् ब्रह्मणस्तमुवाच ह॥ ४८**

ब्रह्मण आदेशान्गोपालनादिलक्षणान्॥ ४८॥

**श्रीशुकदेवजी बोल्या** – वसुओमां परमश्रेष्ठ एवा द्रोण नामना वसु, धरा नामनी भार्या साथे ब्रह्माजीना आदेशोनुं पालन करता होई (प्रसन्न थयेला) ते ब्रह्माजीने द्रोणे कह्युं. ॥ ४८ ॥

ब्रह्माजीना गोपालन वगेरे लक्षणवाळा आदेशोनुं ॥ ४८ ॥

**जातयोर्नौ महादेवे भुवि विश्वेश्वरे हरौ।**
**भक्तिः स्यात् परमा लोके ययाऽञ्जो दुर्गतिं तरेत्॥ ४९**

॥ ४९ ॥

पृथ्वी पर अमे जन्म लईए त्यारे विश्वनियंता, महान देव भगवान श्रीहरि उपर अमने बन्नेने परमभक्ति थाओ, के जे भक्ति वडे संसारमां (रहेलो मनुष्य) अनायासे दुर्गति (संसारदुःख)ने तरी जाय. ॥ ४९ ॥ ४९ ॥

**अस्त्वित्युक्तः स भगवान् व्रजे द्रोणो महायशाः।**
**जज्ञे नन्द इति ख्यातो यशोदा सा धराभवत्॥ ५०**

स एवेह द्रोणो जज्ञे। स च नन्द इति ख्यातः सा च धरा यशोदाऽभवत्॥ ५०॥

ब्रह्माजी द्वारा **'तथास्तु'** कहेवामां आवेला ऐश्वर्यवान, महायशस्वी द्रोणे व्रजमां **'नंद'** नामे जन्म लीधो अने ते धरा **'यशोदा'** थयां. ॥ ५० ॥

ते द्रोण ज पृथ्वी पर जन्म्या अने ते **'नंद'** कहेवाया अने ते धरा **'यशोदा'** थयां. ॥ ५० ॥

**ततो भक्तिर्भगवति पुत्रीभूते जनार्दने।**
**दम्पत्योर्नितरामासीद् गोपगोपीषु भारत॥ ५१**

गोपगोपीनामपि वस्तुस्वभावादस्त्येव भक्तिस्तयोः पुनर्नितरामिति॥ ५१॥

हे भारत परीक्षित, ते (ब्रह्माजीना आशीर्वाद)थी पुत्र थयेला भगवान जनार्दन उपर गोप-गोपीओनी अपेक्षाए दंपती (नंद-यशोदा)ने अतिशय गाढ अनुराग हतो. ॥ ५१ ॥

गोप-गोपीओने पण वस्तुना स्वभावथी (जनार्दन उपर) भक्ति हती ज. ते बन्ने (नंद-यशोदा)ने तो अतिशय प्रगाढ भक्ति हती. ॥ ५१ ॥

**कृष्णो ब्रह्मण आदेशं सत्यं कर्तुं व्रजे विभुः।**
**सहरामो वसंश्चक्रे तेषां प्रीतिं स्वलीलया॥ ५२**

स्वलीलया पुत्रभावानुकारिण्या॥ ५२॥

सर्वसमर्थ (विभु) श्रीकृष्णे ब्रह्माजीना आदेशने सत्य करवा माटे बलरामजी साथे व्रजमां वसतां (पुत्रभावनुं अनुकरण करनारी) पोतानी (बाळ)-लीलाथी तेमनी (गोप, गोपी, नंद, यशोदानी) उपर प्रीति करी. ॥ ५२ ॥

**'स्वलीलया'** पुत्रभावनुं अनुकरण करनारी पोतानी (बाळ)लीलाथी ॥ ५२ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे पूर्वार्धे विश्वरूपदर्शनेऽष्टमोऽध्यायः॥ ८॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे पूर्वार्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां विश्वरूपदर्शनेऽष्टमोऽध्यायः॥ ८॥

❋❋❋❋❋

# अथ नवमोऽध्यायः

## દામોદરલીલા

नवमे पयउत्सिक्ते गत्वा गोप्यथ तत्कृतम्।
विलोक्य भाण्डभङ्गादि कृष्णं दाम्ना बबन्ध तम्॥ १

ત્યાર પછી દૂધ ઊભરાઈ જતાં ગોપી (યશોદાજી)એ જઈને (દૂધને ચૂલા પરથી ઉતાર્યું) એટલામાં શ્રીકૃષ્ણે ગોળી ભાંગી (માખણ ફેંક્યું) વગેરે (કાર્ય) જોઈને પછી શ્રીકૃષ્ણને દોરડાથી બાંધ્યા, (તે કથા) નવમા અધ્યાયમાં છે. ॥ ૧ ॥

तनूदराश्रितं विश्वं दृष्ट्वा विस्मितचेतसः।
बन्धनद्व्यङ्गुलापूर्त्या पूर्णतामन्वदर्शयत्॥ २

અલ્પ જઠરમાં રહેલા વિશ્વને જોઈને વિસ્મિત થયેલી બુદ્ધિવાળાં યશોદાજીને બંધનમાં બે આંગળીની ન્યૂનતા દ્વારા (ભગવાને) પરિપૂર્ણતા દર્શાવી. ॥ ૨ ॥

**श्रीशुक उवाच**

**एकदा गृहदासीषु यशोदा नन्दगेहिनी।**
**कर्मान्तरनियुक्तासु निर्ममन्थ स्वयं दधि॥ १**

**શ્રીશુકદેવજી બોલ્યા** – એક સમયે (દીપાવલિના અવસરે જ્યારે ભગવાન શ્રીકૃષ્ણ બેથી ત્રણ વર્ષના હતા,) ઘરની દાસીઓને અન્ય કર્મમાં નિયુક્ત કરવામાં આવી હતી, ત્યારે નંદરાયજીનાં ગૃહિણી યશોદાજી સ્વયં દધિમંથન કરતાં હતાં. ॥ ૧ ॥

स्वयं दधि निर्ममन्थ॥ १॥

જાતે દહીં વલોવતાં હતાં. ॥ ૧ ॥

**यानि यानीह गीतानि तद्बालचरितानि च।**
**दधिनिर्मन्थने काले स्मरन्ती तान्यगायत॥ २**

(લોક અને શાસ્ત્રમાં પ્રસિદ્ધ એવાં) જે જે બાળચરિત્રો (કવિઓ દ્વારા) ગાન કરવામાં આવ્યાં હતાં, તેમનું દધિમંથન કરતી વખતે સ્મરણ કરતાં માતાજી ગાતાં પણ હતાં. ॥ ૨ ॥

तदा चागायतेति चकारान्वयः॥ २॥

તે સમયે ગાતાં પણ હતાં, એમ **'च'** કારનો સંબંધ છે. ॥ ૨ ॥

**क्षौमं वासः पृथुकटितटे**
**बिभ्रती सूत्रनद्धं**
**पुत्रस्नेहस्नुतकुचयुगं**
**जातकम्पं च सुभ्रूः।**
**रज्ज्वाकर्षश्रमभुजचलत्-**
**कंकणौ कुण्डले च**
**स्विन्नं वक्त्रं कबरविगल-**
**न्मालती निर्ममन्थ॥ ३**

(છંદ-મંદાક્રાંતા)

અતિસુંદર ભ્રૂકુટિવાળાં, વિશાળ નિતમ્બ ઉપર કંદોરાથી બાંધેલું રેશમી વસ્ત્ર ધારણ કરતાં, પુત્રસ્નેહને કારણે ધાવણ ટપકતાં બન્ને સ્તનોવાળાં, નેતરું ખેંચવાના શ્રમને કારણે બન્ને ભુજાઓમાં હાલતાં કંકણો અને કર્ણોમાં બે કુંડળોવાળાં સ્વેદયુક્ત મુખવાળાં તથા (દહીં વલોવવાને કારણે શરીર હાલતું હોવાથી) જેમના અંબોડામાંથી માલતીનાં પુષ્પો ખરી રહ્યાં હતાં તેવાં યશોદાજી દધિમંથન કરતાં હતાં. ॥ ૩ ॥

सूत्रनद्धं काञ्चीबद्धम्। रज्जोराकर्षेण श्रमो ययोस्तयोर्भुजयोश्चलन्तौ कङ्कणौ च। कबराद्विगलन्त्यो मालत्यो यस्याः सा॥ ३॥

**'सूत्रनद्धम्'** કંદોરાથી બાંધેલા (વસ્ત્ર)ને (ધારણ કરતાં), નેતરું ખેંચવાથી જેમને શ્રમ થયો હતો તે બન્ને ભુજાઓમાં હાલતાં કંકણો છે જેમનાં, કેશબંધ (અંબોડા)માંથી ખરતાં માલતીનાં પુષ્પો છે જેમનાં તે યશોદાજી ॥ ૩ ॥

**तां स्तन्यकाम आसाद्य मथ्नन्तीं जननीं हरिः।**
**गृहीत्वा दधिमन्थानं न्यषेधत् प्रीतिमावहन्॥ ४**
**॥ ४॥**

સ્તનપાન કરવાની ઈચ્છાવાળા શ્રીહરિ વલોણું કરતી તે જનની યશોદાજી પાસે આવીને દહીં વલોવવાનો રવૈયો પકડીને પ્રીતિ ઉપજાવતા અટકાવવા માંડ્યા. ॥ ૪ ॥ ૪ ॥

**तमंकमारूढमपाययत् स्तनं**
**स्नेहस्नुतं सस्मितमीक्षती मुखम्।**
**अतृप्तमुत्सृज्य जवेन सा यया-**
**वुत्सिच्यमाने पयसि त्वधिश्रिते॥ ५**

યશોદાજી અંકમાં બેસાડેલા તેમનું સ્મિતયુક્ત મુખ નિહાળતાં, સ્તનપાન કરાવવા લાગ્યાં. (તેવામાં ચૂલા ઉપર મૂકેલું) દૂધ ઊભરાઈ જતાં અતૃપ્ત બાળકને છોડીને તેઓ ઝડપથી (દૂધ ઉતારવા) ગયાં. ॥ ૫ ॥

अधिश्रिते चुल्लीमारोपिते। उत्सिच्यमाने अतितापेनोद्रिच्यमाने॥ ५॥

**'अधिश्रिते'** ચૂલા ઉપર મૂકેલું દૂધ જ્યારે **'उत्सिच्यमाने'** વધારે તાપ હોવાથી ઊભરાઈ જતું હતું ત્યારે ॥ ૫ ॥

**संजातकोपः स्फुरितारुणाधरं**
**संदश्य दद्भिर्दधिमन्थभाजनम्।**
**भित्त्वा मृषाश्रुर्दृषदश्मना रहो**
**जघास हैयंगवमन्तरं गतः॥ ६**

કોપાયમાન થયેલા, ખોટાં આંસુવાળા શ્રીકૃષ્ણ ક્રોધથી ફરકતા રક્તવર્ણા અધરને દાંતથી દબાવી, દહીં વલોવવાના પાત્રને પથ્થરના ટુકડાથી તોડી નાખીને, (ઘરની) અંદર ગયા અને એકાન્તમાં માખણ ખાવા લાગ્યા. ॥ ૬ ॥

दृषदश्मना शिलापुत्रेण। अन्तरं गृहमध्यं गतः। रह एकान्ते नवनीतमभक्षयत्॥ ६॥

**'दृषत्-अश्मना'** પથ્થરના ટુકડાથી – **'अन्तरम्'** ઘરની અંદર ગયા – **'रहः'** એકાન્તમાં માખણ ખાવા લાગ્યા. ॥ ૬ ॥

**उत्तार्य गोपी सुश्रृतं पयः पुनः**
**प्रविश्य संदृश्य च दध्यमत्रकम्।**
**भग्नं विलोक्य स्वसुतस्य कर्म त-**
**ज्जहास तं चापि न तत्र पश्यती॥ ७**

ઉકાળેલા દૂધને (ચૂલા પરથી) ઉતારી, (દહીં વલોવવાના સ્થાનમાં) પુનઃ પ્રવેશીને, દહીંના પાત્રને ભાંગેલું જોઈને પોતાના પુત્રનું તે પરાક્રમ છે, એમ વિચારી ગોપી યશોદાજી હસ્યાં, પણ તે (શ્રીકૃષ્ણ)ને ન જોતાં (તેમને શોધવા લાગ્યાં). ॥ ૭ ॥

सुश्रृतं सुतप्तम्। दधिमन्थनस्थानं प्रविश्य भिन्नं संदृश्य दृष्ट्वा॥ ७॥

**'सुश्रृतम्'** ઉકાળેલા દૂધને – દહીં વલોવવાના સ્થાનમાં પ્રવેશીને – પાત્રને ભાંગેલું **'संदृश्य'** જોઈને ॥ ૭ ॥

**उलूखलाङ्घ्रेरुपरि व्यवस्थितं**
**मर्काय कामं ददतं शिचि स्थितम्।**
**हैयंगवं चौर्यविशंकितेक्षणं**
**निरीक्ष्य पश्चात् सुतमागमच्छनैः॥ ८**

उलूखलाङ्घ्रेः परिवर्तितस्योलूखलस्योपरि। शिचि शिक्ये। चौर्येण विशङ्कितं चञ्चलमीक्षणं यस्य तं सुतम्॥ ८॥

ઊંધા પાડેલા ખાંડણિયા પર ઊભેલા, શીકામાં રહેલું નવનીત વાંદરાંઓને યથેચ્છ આપતા અને ચોરી કરવાથી (મા મારશે, એવા ભયથી) ચંચળ નેત્રોવાળા બાળકને જોઈને માતાજી પાછળથી ધીરે રહીને પુત્ર પાસે ગયાં. ॥ ૮ ॥

**'उलूखल-अङ्घ्रेः'** ઊંધા પાડેલા ખાંડણિયાની ઉપર – **'शिचि'** શીકામાં ચોરી કરવાથી (મા મારશે, એવા ભયથી) **'विशङ्कितम्'** ચંચળ નેત્રો છે જેનાં તે પુત્ર પાસે ॥ ૮ ॥

**तामात्तयष्टिं प्रसमीक्ष्य सत्वर-**
**स्ततोऽवरुह्यापससार भीतवत्।**
**गोप्यन्वधावन्न यमाप योगिनां**
**क्षमं प्रवेष्टुं तपसेरितं मनः॥ ९**

तपसा ऐकाग्र्येणेरितं तदाकारतां नीतमत एव क्षमं प्रवेष्टुं योगिनां मनोऽपि यं नाप तम्। अथवा अन्वधावत्केवलं न त्वाप, यतो योगिनां मनोऽपि यं प्रवेष्टुं न क्षममिति॥ ९॥

હાથમાં લીધેલી લાકડીવાળી તેને (માતાને) જોઈને ત્વરાયુક્ત થયેલા શ્રીકૃષ્ણ ત્યાંથી કૂદીને ભય પામ્યા હોય તેમ ભાગ્યા. એકાગ્રતાપૂર્વક તદાકાર થવાથી (ભગવાનમાં) પ્રવેશ કરવા માટે સમર્થ એવું યોગીઓનું મન પણ જેમને પ્રાપ્ત કરી શક્યું નથી, તે ભગવાનની પાછળ ગોપી (યશોદાજી) દોડ્યાં. ॥ ૯ ॥

**'तपसा'** એકાગ્રતાપૂર્વક **'ईरितम्'** તદ્રૂપતાને પ્રાપ્ત થયેલું અને આથી જ ભગવાનમાં પ્રવેશ કરવાને સમર્થ એવું યોગીઓનું મન પણ જેમને પ્રાપ્ત નથી કરી શક્યું તેમની પાછળ, અથવા યોગીઓનું મન પણ કેવળ પીછો જ કરે છે પણ પ્રાપ્ત નથી કરી શકતું, કારણ કે યોગીઓનું મન પણ જ્યાં પ્રવેશ કરવા માટે સમર્થ થતું નથી. ॥ ૯ ॥

**अन्वञ्चमाना जननी बृहच्चल-**
**च्छ्रोणीभराक्रान्तगतिः सुमध्यमा।**
**जवेन विस्रंसितकेशबन्धन-**
**च्युतप्रसूनानुगतिः परामृशत्॥ १०**

अन्वञ्चमाना एवं कृष्णमनुगच्छन्ती। बृहत्योश्चलन्त्योः श्रोण्योर्भरिणाक्रान्ता स्तब्धा गतिर्यस्याः सा, विस्रंसितात्केशबन्धाच्च्युतैः प्रसूनैरनुगतिरनुगमनं यस्याः सा। यद्वा जवेन कम्पितात्केशबन्धात्पुरः पतितानि प्रसूनान्यनु पश्चाद्गतिर्यस्याः सा। परामृशद् धृतवती॥ १०॥

(આમ) પાછળ દોડતાં, હાલતાં એવા વિશાળ નિતંબના ભારથી અવરોધાતી (મંદ) ગતિવાળાં, સુંદર મધ્યમભાગવાળાં અને વેગ(થી દોડવા)ને કારણે છૂટી ગયેલા જેમના કેશબંધમાંથી પુષ્પો વેરાઈ રહ્યાં છે તેમણે (માતાજીએ) (શ્રીકૃષ્ણને) પકડી પાડ્યા. ॥ ૧૦ ॥

**'अनु-अञ्चमाना'** આમ, કૃષ્ણની પાછળ દોડતાં, હાલતાં વિશાળ નિતંબના ભારથી **'आक्रान्ता'** અવરોધાતી મંદ ગતિ છે જેમની તે – છૂટી ગયેલા કેશબંધમાંથી ખરતાં પુષ્પો દ્વારા જેમનું અનુગમન થઈ રહ્યું છે તે, અથવા વેગને કારણે હાલતા કેશબંધમાંથી આગળ વેરાતાં પુષ્પોની **'अनु'** પાછળ ગતિ છે જેમની તે માતા યશોદાએ – **'परामृशत्'** પકડી લીધા.॥ ૧૦ ॥

**कृतागसं तं प्ररुदन्तमक्षिणी**
**कषन्तमञ्जन्मषिणी स्वपाणिना।**
**उद्वीक्षमाणं भयविह्वलेक्षणं**
**हस्ते गृहीत्वा भिषयन्त्यवागुरत्॥ ११**

अञ्जन्मषिणी अञ्जन्ती सर्वतः प्रसरन्ती मषी ययोस्ते अक्षिणी स्वपाणिना कषन्तं संमर्दयन्तम्। भिषयन्ती ह्रस्वश्छान्दसः। भीषयन्ती भयमुत्पादयन्ती। अवागुरदभर्त्सयत्॥ ११॥

**त्यक्त्वा यष्टिं सुतं भीतं विज्ञायार्भकवत्सला।**
**इयेष किल तं बद्धुं दाम्नातद्वीर्यकोविदा॥ १२**

इयेष ऐच्छत्। अतद्वीर्यकोविदा तत्प्रभावानभिज्ञा॥ १२॥

अकोविदत्वमाह—**न चान्तरिति** पञ्चभिः।

**न चान्तर्न बहिर्यस्य न पूर्वं नापि चापरम्।**
**पूर्वापरं बहिश्चान्तर्जगतो यो जगच्च यः॥ १३**

बन्धनं हि बहिःपरिवृतेन दाम्ना अन्तरावृतस्य भवति। तथा च पूर्वापरविभागवतो वस्तुनः पूर्वतो दाम धृत्वा परितः परिवेष्टनेन भवति न त्वेतदस्तीत्याह—न चान्तरिति। किंच व्यापकेन व्याप्यस्य बन्धो भवति तच्च विपरीतमित्याह—पूर्वापरमिति। किंच तद्व्यतिरिक्तस्य चाभावान्न बन्ध इत्याह—जगच्च य इति॥ १३॥

**तं मत्वाऽऽत्मजमव्यक्तं मर्त्यलिंगमधोक्षजम्।**
**गोपिकोलूखले दाम्ना बबन्ध प्राकृतं यथा॥ १४**

(સર્વ તરફ) ફેલાતા કાજળવાળી બન્ને આંખોને પોતાના હાથથી ચોળતા, ભયથી વિહ્વળ બનેલા નેત્રોવાળા, ઊંચે જોઈ રહેલા, જોરથી રડતા અપરાધી બાળકને હાથથી પકડીને ભય ઉપજાવતાં માતા યશોદાજી ધમકાવવા લાગ્યાં. ॥ ૧૧ ॥

‘**अञ्जन्मषिणी**’ સર્વ તરફ ફેલાય છે કાજળ જેમનું તે બન્ને આંખોને પોતાના હાથથી ‘**कषन्तम्**’ ચોળતા બાળકને – ‘**भिषयन्ती**’ માં હ્રસ્વ **भि** આર્ષ પ્રયોગ છે. ‘**भीषयन्ती**’ ભય ઉપજાવતાં ‘**अवागुरत्**’ ધમકાવવા લાગ્યાં. ॥ ૧૧ ॥

તેમના પ્રભાવને ન જાણતાં પુત્રવત્સલ માતાજીએ પુત્રને ભયભીત થયેલો જાણીને લાકડી ફેંકીને તેને દોરડાથી બાંધવાનું જ ઈચ્છ્યું. ॥ ૧૨ ॥

‘**इयेष**’ ઈચ્છ્યું – ‘**अतद्-वीर्यकोविदा**’ તેમના પ્રભાવને ન જાણતાં યશોદાજીએ. ॥ ૧૨ ॥

(માતાના) અજ્ઞાનને જ પાંચ શ્લોકોથી વર્ણવે છે – ‘**न च अन्तः इति।**’

જેમને નથી અંદર કે બહાર, નથી આગળ કે પાછળ, જે પોતે જ જગતની અંદર, બહાર, આગળ, પાછળ રહેલા છે અને જે પોતે જગતરૂપ છે, ॥૧૩॥

બહાર વીંટળાયેલા દોરડાથી અંદર પ્રવેશેલાનું જ બંધન થાય અને તે જ રીતે આગળ-પાછળ વિભાગવાળી વસ્તુનું બંધન આગળથી દોરડું લઈ સર્વ તરફ વીંટાળવાથી થાય. પરંતુ આ એ પ્રમાણે નથી, એમ કહે છે – ‘**न च अन्तः इति।**’ વળી, વ્યાપ્ત દ્વારા વ્યાપક વસ્તુનું બંધન થાય તે વિપરીત છે (વ્યાપકને વ્યાપ્યથી બાંધી શકાય નહીં), એમ કહે છે – ‘**पूर्व-अपरम् इति।**’ વળી, તે શ્રીકૃષ્ણથી વ્યતિરિક્ત (જુદું) હોય તેવું કાંઈ છે જ નહીં, તેથી બંધન થાય નહીં, એમ કહે છે – ‘**जगत् च यः इति।**’ ॥ ૧૩ ॥

તે મનુષ્યરૂપવાળા (પ્રત્યક્ષ વગેરે સર્વ પ્રમાણોના વિષયરૂપ ન હોવાથી) અવ્યક્ત અને (ઈન્દ્રિયજન્ય જ્ઞાન જેમનાથી ઊણું છે તેવા ઈન્દ્રિયાતીત) અધોક્ષજ (પરમાત્મા)ને ગોપિકા યશોદાજીએ પુત્ર માનીને સામાન્ય બાળકની જેમ દોરડાથી ખાંડણિયા સાથે બાંધી દીધા. ॥ ૧૪ ॥

तं मर्त्यलिङ्गमधोक्षजमात्मजं मत्वा बबन्धेति ॥ १४ ॥

**तद् दाम बध्यमानस्य स्वार्भकस्य कृतागसः ।**
**द्व्यङ्गुलोनमभूत्तेन सन्दधेऽन्यच्च गोपिका ॥ १५**

द्व्यङ्गुलोनं द्वाभ्यामङ्गुलाभ्यामूनमपूर्णम् ॥ १५ ॥

**यदाऽऽसीत्तदपि न्यूनं तेनान्यदपि सन्दधे ।**
**तदपि द्व्यङ्गुलं न्यूनं यद् यदादत्त बन्धनम् ॥ १६**

॥ १६ ॥

**एवं स्वगेहदामानि यशोदा सन्दधत्यपि ।**
**गोपीनां सुस्मयन्तीनां स्मयन्ती विस्मिताभवत् ॥ १७**

स्मितं कुर्वतीनां मध्ये स्वयमपि हसन्ती विस्मयमाप ॥ १७ ॥

**स्वमातुः स्विन्नगात्राया विस्रस्तकबरस्रजः ।**
**दृष्ट्वा परिश्रमं कृष्णः कृपयाऽऽसीत् स्वबन्धने ॥ १८**

॥ १८ ॥

न चैवं स्वातन्त्र्यभङ्ग इत्याह—**एवं संदर्शितेति** ।

**एवं संदर्शिता ह्यंग हरिणा भृत्यवश्यता ।**
**स्ववशेनापि कृष्णेन यस्येदं सेश्वरं वशे ॥ १९**

सेश्वरमिदं विश्वं यस्य वशे यदधीनमित्यर्थः ॥ १९ ॥

भगवत्प्रसादमन्येऽपि भक्ता लभन्ते, इदं त्वतिचित्रमिति सरोमाञ्चितमाह—**नेममिति** ।

તે મનુષ્યરૂપવાળા અધોક્ષજ ભગવાનને પુત્ર માનીને બાંધી દીધા. ॥ १४ ॥

બાંધવામાં આવતા પોતાના અપરાધી પુત્રને તે દોરડું બે આંગળ નાનું પડ્યું તેથી ગોપિકા (યશોદાજી)એ બીજું દોરડું તેની સાથે બાંધ્યું. ॥ १५ ॥

**'द्वि-अङ्गुल-ऊनम्'** બે આંગળ **'ऊनम्'** ઊણું (નાનું) પડ્યું. ॥ १५ ॥

પરંતુ તે (બાંધેલું) દોરડું પણ નાનું પડ્યું ત્યારે તેની સાથે બીજું દોરડું બાંધ્યું, તે પણ બે આંગળ નાનું પડ્યું. (આમ, માતા યશોદાજીએ કાનુડાને બાંધવા માટે) જે જે દોરડું લીધું તે બે આંગળ નાનું જ પડ્યું. ॥ १६ ॥ १६ ॥

આમ, પોતાના ઘરમાં હતાં તે બધાં જ દોરડાં સાંધી દેતાં યશોદાજી (દોરડાં નાનાં પડવાથી) હસતી ગોપીઓની વચ્ચે (પોતે પણ) હાસ્ય કરતાં આશ્ચર્ય પામ્યાં. ॥ १७ ॥

હાસ્ય કરતી ગોપીઓની વચ્ચે પોતે પણ હાસ્ય કરતાં આશ્ચર્ય પામ્યાં. ॥ १७ ॥

જેમનું શરીર શ્રમવારિથી નીતરી રહ્યું છે અને જેમના અંબોડામાંથી ફૂલો ખરી પડ્યાં છે તેવી પોતાની માતાના પરિશ્રમને જોઈને શ્રીકૃષ્ણ પોતે જ કૃપાપૂર્વક માતાના બંધનમાં સ્વયં બંધાઈ ગયા.॥ १८ ॥ १८ ॥

આમ, (ભગવાન બંધાઈ ગયા તેથી તેમનું) સ્વાતન્ત્ર્ય નાશ નથી પામતું, એમ કહે છે – **'एवं सन्दर्शिता इति ।'**

હે પ્રિય (પરીક્ષિત), (બ્રહ્મા, શંકર વગેરે) ઈશ્વરસહિત આ વિશ્વ જેમના વશમાં છે તેવા સર્વથા સ્વાધીન શ્રીહરિ શ્રીકૃષ્ણ દ્વારા આ પ્રમાણે ભક્તાધીનતા દર્શાવવમાં આવી. ॥ १९ ॥

ઈશ્વરસહિત આ વિશ્વ જેમને **'वशे'** અધીન છે, એમ અર્થ છે. ॥ १९ ॥

ભગવાનનો (કૃપા)પ્રસાદ અન્ય ભક્તો પણ પ્રાપ્ત કરે છે, પરંતુ આ તો અતિ આશ્ચર્ય છે, એમ રોમાંચપૂર્વક કહે છે – **'न इमम् इति ।'**

**नेमं विरिंचो न भवो न श्रीरप्यंगसंश्रया।**
**प्रसादं लेभिरे गोपी यत्तत् प्राप विमुक्तिदात्॥ २०**

મુક્તિદાતા ભગવાન શ્રીકૃષ્ણ પાસેથી ગોપી (યશોદાજી)એ જેવો (કૃપા)પ્રસાદ પ્રાપ્ત કર્યો, તેવો (કૃપા)પ્રસાદ (નાભિકમળમાંથી પ્રકટ થનાર પુત્ર) બ્રહ્માજીએ, આત્મસ્વરૂપ શંકરે અને (વક્ષઃસ્થળરૂપી) શ્રીઅંગનો આશ્રય કરનાર લક્ષ્મીજીએ પણ પ્રાપ્ત કર્યો નથી. ॥ ૨૦ ॥

विरिञ्चः पुत्रोऽपि, भवः स्वात्माऽपि श्रीर्जायापि॥ २०॥

પુત્ર હોવા છતાં બ્રહ્માજીએ, પોતાનો આત્મા હોવા છતાં ભગવાન શંકરે અને જાયા (પત્ની) હોવા છતાં લક્ષ્મીજીએ પણ પ્રાપ્ત કર્યો નથી. ॥ ૨૦ ॥

फलितमाह—**नायमिति**।

(આ દામોદરલીલામાંથી જે) ફલિત થયું તે કહે છે – **'न अयम् इति।'**

**नायं सुखापो भगवान् देहिनां गोपिकासुतः।**
**ज्ञानिनां चात्मभूतानां यथा भक्तिमतामिह॥ २१**

આ યશોદાનંદન ભગવાન આ સંસારમાં ભક્તિમાન જનોને જેટલા સુલભ કે સુખથી પ્રાપ્ત થઈ શકે તેમ છે, તેટલા દેહાભિમાની (તપસ્વી)ઓને અને (દેહાભિમાનરહિત) આત્મસ્વરૂપ જ્ઞાનીઓને પણ નથી. ॥ ૨૧ ॥

देहिनां देहाभिमानिनां तापसादीनां ज्ञानिनां निवृत्ताभिमानानामपि॥ २१॥

**'देहिनाम्'** દેહાભિમાની તપસ્વીઓને તથા જેમનું અભિમાન નિવૃત્ત થઈ ગયું છે તેવા જ્ઞાનીઓને પણ (તેટલા સુલભ કે સુખદ નથી.) ॥ ૨૧ ॥

भक्तैर्बद्धस्याप्यन्यमोचकत्वमाह—**कृष्ण-स्त्विति**।

ભક્તો દ્વારા બંધાયેલા હોવા છતાં પણ ભગવાન અન્યને મુક્તિ આપનાર છે, એમ કહે છે – **'कृष्णः तु इति।'**

**कृष्णस्तु गृहकृत्येषु व्यग्रायां मातरि प्रभुः।**
**अद्राक्षीदर्जुनौ पूर्वं गुह्यकौ धनदात्मजौ॥ २२**

॥ २२॥

(પછી) જ્યારે માતા યશોદાજી ગૃહકાર્યોમાં વ્યસ્ત થયાં ત્યારે પ્રભુ શ્રીકૃષ્ણે બે અર્જુનવૃક્ષો જોયાં, કે જે પૂર્વજન્મમાં કુબેરના બે યક્ષપુત્રો હતા. ॥ ૨૨ ॥ ૨૨ ॥

**पुरा नारदशापेन वृक्षतां प्रापितौ मदात्।**
**नलकूबरमणिग्रीवाविति ख्यातौ श्रियान्वितौ॥ २३**

॥ २३॥

પૂર્વે નલકૂબર અને મણિગ્રીવ નામના (આ) બે ધનવાન યક્ષપુત્રો નારદજીના શાપથી (ધન અને યૌવનના) મદને કારણે વૃક્ષત્વને પ્રાપ્ત થયા હતા. ॥ ૨૩ ॥ ૨૩ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे पूर्वार्धे
गोपीप्रसादो नाम नवमोऽध्यायः॥ ९॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे पूर्वार्धे श्रीधरस्वामिविरचितायां
भावार्थदीपिकायां टीकायां नवमोऽध्यायः॥ ९॥

*****

# अथ दशमोऽध्यायः
## યમલાર્જુનનો ઉદ્ધાર

दशमेऽपातयद्रिङ्गन्नन्तरा यमलार्जुनौ।
तत्रत्याभ्यां च देवाभ्यां कृष्णः स्तुत इतीर्यते॥ १

બન્ને અર્જુનવૃક્ષોની વચ્ચેથી ઘૂંટણિયા ભરીને જતા શ્રીકૃષ્ણે તે બન્ને વૃક્ષોને પાડી નાખ્યાં અને ત્યાં (વૃક્ષોમાં) રહેલા બન્ને દેવો (નલકૂબર અને મણિગ્રીવ) દ્વારા શ્રીકૃષ્ણની સ્તુતિ કરવામાં આવી, તે (કથા) દસમા અધ્યાયમાં કહેવામાં આવે છે. ॥ ૧ ॥

राजोवाच

**कथ्यतां भगवन्नेतत्तयोः शापस्य कारणम्।**
**यत्तद् विगर्हितं कर्म येन वा देवर्षेस्तमः॥ १**

**રાજા પરીક્ષિત બોલ્યા** – હે ભગવાન (શુકદેવજી), તે બન્નેના શાપનું કારણ કહો. (તેમણે એવું) કયું નિંદિત કર્મ કર્યું કે જેનાથી (પરમ શાંત) દેવર્ષિ નારદજીને પણ ક્રોધ થયો? ॥ ૧ ॥

यद्विगर्हितं कर्म येन वा देवर्षेर्भागवतोत्तमस्यापि तमः क्रोधस्तदेतत्कथ्यतामिति॥ १॥

જે નિંદિત કર્મ કે જેનાથી પરમ ભાગવત દેવર્ષિ નારદજીને પણ '**तमः**' ક્રોધ થયો, તે કહો. ॥ ૧ ॥

श्रीशुक उवाच

**रुद्रस्यानुचरौ भूत्वा सुदृप्तौ धनदात्मजौ।**
**कैलासोपवने रम्ये मन्दाकिन्यां मदोत्कटौ॥ २**
**वारुणीं मदिरां पीत्वा मदाघूर्णितलोचनौ।**
**स्त्रीजनैरनुगायद्भिश्चेरतुः पुष्पिते वने॥ ३**

॥ २॥ ३॥

રુદ્રના અનુચરો એવા અતિગર્વિષ્ઠ તે બન્ને કુબેરપુત્રો (એક વખત) મંદાકિની(ગંગા)ને તટે આવેલા કૈલાસગિરિના રમ્ય ઉપવનમાં મદથી છકી જઈ, ॥ ૨ ॥ વારુણી મદિરા પીને મદથી ઘૂમરાતાં નેત્રોવાળા થઈ ખીલેલાં પુષ્પોવાળા વનમાં, ગાતા સ્ત્રીસમુદાય દ્વારા અનુસરાતા વિચરતા હતા. ॥ ૨ ॥ ૩ ॥

**अन्तः प्रविश्य गंगायामम्भोजवनराजिनि।**
**चिक्रीडतुर्युवतिभिर्गजाविव करेणुभिः॥ ४**

જેના મધ્ય ભાગમાં કમળોનાં ઝુંડોની પંક્તિઓ છે તેવાં ગંગાજીની અંદર પ્રવેશીને, હાથણીઓ સાથે બે હાથીઓ ક્રીડા કરે તેમ તેઓ યુવતીઓ સાથે ક્રીડા કરતા હતા. ॥ ૪ ॥

गङ्गायामन्तर्मध्ये। कथंभूते। अम्भोजानां वनानि तेषां राजयस्ता विद्यन्ते यस्मिंस्तस्मिन्॥ ४॥

ગંગાજીના '**अन्तः**' મધ્યભાગમાં, કેવા મધ્યભાગમાં? કમળોનાં ઝુંડો, તેમની પંક્તિઓ છે જેમાં, તેમાં ॥ ૪ ॥

**यदृच्छया च देवर्षिर्भगवांस्तत्र कौरव।**
**अपश्यन्नारदो देवौ क्षीबाणौ समबुध्यत॥ ५**

હે કુરુવંશી રાજા પરીક્ષિત, ત્યાં દેવર્ષિ ભગવાન નારદજીએ દૈવેચ્છાથી તે બન્ને દેવોને જોયા અને મદથી છકેલા જાણ્યા. ॥ ૫ ॥

अपश्यत्, दृष्ट्वा च क्षीबाणौ मत्तौ समबुध्यत ॥ ५ ॥

कुत इत्यत आह—**तं दृष्ट्वेति**।

**तं दृष्ट्वा व्रीडिता देव्यो विवस्त्राः शापशंकिताः।**
**वासांसि पर्यधुः शीघ्रं विवस्त्रौ नैव गुह्यकौ ॥ ६ ॥ ६ ॥**

**तौ दृष्ट्वा मदिरामत्तौ श्रीमदान्धौ सुरात्मजौ।**
**तयोरनुग्रहार्थाय शापं दास्यन्निदं जगौ ॥ ७**

अनुग्रहार्थाय अनुग्रहश्च मदनाशोऽर्थश्च श्रीकृष्णदर्शनं तदर्थम्। इदं वक्ष्यमाणं न ह्यन्य इत्यादि ॥ ७ ॥

**नारद उवाच**

**न ह्यन्यो जुषतो जोष्यान् बुद्धिभ्रंशो रजोगुणः।**
**श्रीमदादाभिजात्यादिर्यत्र स्त्री द्यूतमासवः ॥ ८**

जोष्यान्प्रियान्विषयान् जुषतः सेवमानस्य पुंसः श्रीमदादन्य आभिजात्यादिः सत्कुलविद्यादि-जनितो मदः। अन्यो वा रजोगुणो रजःकार्यहास्य-हर्षादिरूपो न हि। तथा बुद्धिभ्रंशो बुद्धिं भ्रंशयतीति तथा किंतु श्रीमद एवेति। तदाह—यत्रेत्यादिचतुर्भिः। यत्र श्रीमदे ॥ ८ ॥

**हन्यन्ते पशवो यत्र निर्दयैरजितात्मभिः।**
**मन्यमानैरिमं देहमजरामृत्यु नश्वरम् ॥ ९**

જોયા અને જોઈને **'क्षीबाणौ'** મદથી છકેલા જાણ્યા. ॥ ૫ ॥

તે બન્નેને મદથી છકેલા કેવી રીતે જાણ્યા, તે હવે કહે છે – **'तं दृष्ट्वा इति।'**

તેમને જોઈને લજ્જિત થયેલી નિર્વસ્ત્ર દેવીઓએ શાપ(ની શંકા)થી ભયભીત થઈને તરત જ વસ્ત્રો ધારણ કર્યાં, (પરંતુ) બન્ને નગ્ન યક્ષોએ વસ્ત્રો પહેર્યાં જ નહીં. ॥ ૬ ॥ ૬ ॥

મદિરાથી ઉન્મત્ત અને લક્ષ્મીના મદથી અંધ એવા તે બન્ને દેવપુત્રોને જોઈને તેમની ઉપર (મદનાશરૂપ) અનુગ્રહ (અને શ્રીકૃષ્ણદર્શનરૂપ પ્રયોજન સિદ્ધ) કરવા માટે શાપ આપતા નારદજી આ પ્રમાણે બોલ્યા. ॥ ૭ ॥

**'अनुग्रहार्थाय'** મદનાશ એ જ અનુગ્રહ અને **'अर्थः'** શ્રીકૃષ્ણનાં દર્શન એ જ પ્રયોજન. (સમાહાર દ્વન્દ્વ સમાસ). **'न हि अन्यः'** વગેરે આગળ કહેવામાં આવનાર આ વચનથી શાપ આપ્યો.॥૭॥

**નારદજી બોલ્યા** – પ્રિય વિષયોનું સેવન કરતા મનુષ્યને લક્ષ્મીના મદથી જેટલો બુદ્ધિનાશ થાય છે, તેટલો અન્ય મદ – સત્કુળમાં જન્મ વગેરે કે રજોગુણના કાર્યરૂપ ઉપહાસાદિરૂપ મદ – બુદ્ધિનો નાશ કરતો નથી, કારણ કે જે લક્ષ્મીના મદમાં પરસ્ત્રી, દ્યૂત અને મદિરા હોય છે. ॥ ૮ ॥

**'जोष्यान्'** પ્રિય વિષયોનું – **'जुषतः'** સેવન કરતા મનુષ્યને લક્ષ્મીના મદથી અન્ય, **'आभिजात्यादिः'** સત્કુળમાં જન્મ, વિદ્યા વગેરેથી થતો મદ અથવા **'रजोगुणः'** રજોગુણના કાર્યરૂપ હાસ્ય (ઉપહાસ), હર્ષ વગેરેનો મદ તેટલો **'बुद्धिभ्रंशः'** બુદ્ધિનાશ નથી કરતો, પરંતુ લક્ષ્મીનો મદ જ (બુદ્ધિનો નાશ કરે છે). તે જ ચાર શ્લોક વડે કહે છે – **'यत्र'** ઇત્યાદિ – **'यत्र'** જે લક્ષ્મીના મદમાં ॥ ૮ ॥

જે લક્ષ્મીના મદમાં આ નાશવંત શરીરને અજર-અમર હોય તેમ માનનારા અજિતેન્દ્રિય નિર્દય મનુષ્યો દ્વારા પશુઓને મારવામાં આવે છે. ॥ ૯ ॥

इमं नश्वरं देहमजरामृत्यु अजरश्च अमृत्युश्च यथा तथा मन्यमानैः ॥ ९ ॥

આ નશ્વર (નાશવંત) શરીરને **'अजर-अमृत्यु'** જરારહિત અને મરણરહિત જેમ હોય તેમ માનનારા મનુષ્યો દ્વારા ॥ ૯ ॥

**देवसंज्ञितमप्यन्ते कृमिविड्भस्मसंज्ञितम्।**
**भूतध्रुक् तत्कृते स्वार्थं किं वेद निरयो यतः॥ १०**

નરદેવ કે ભૂદેવ તરીકે ઓળખાતું શરીર હોય તો પણ અંતે કીડા, વિષ્ઠા કે રાખ નામ ધારણ કરનાર તે શરીર માટે પ્રાણીઓનો દ્રોહ કરનાર પોતાનું હિત શું જાણે? (ન જ જાણે,) કારણ કે જે પ્રાણીદ્રોહ કરવાથી નરક જ મળે છે. ॥ ૧૦ ॥

नरदेवभूदेवसंज्ञितमपि श्वादिभिर्भक्षितं विट्संज्ञितं दग्धं भस्मसंज्ञितमन्यदा कृमिसंज्ञितम्। तत्कृते तदर्थं यो भूतध्रुक् भूतद्रोग्धा। यतो भूतद्रोहान्निरयो भवति स किं स्वार्थं वेद। नैव वेदेत्यर्थः॥ १०॥

નરદેવ કે ભૂદેવ તરીકે ઓળખાતું શરીર હોય તો પણ કૂતરાં વગેરે દ્વારા ખાવામાં આવે તો તે વિષ્ઠા કહેવાય છે, બાળવામાં આવે તો ભસ્મ કહેવાય છે અથવા (દાટવામાં આવે તો) કીડા કહેવાય છે. **'तत्कृते'** તે શરીર માટે જે **'भूतध्रुक्'** પ્રાણીઓનો દ્રોહ કરનારો છે તે પોતાનું હિત શું જાણે? ન જ જાણે, કારણ કે **'यतः'** જે પ્રાણીદ્રોહ કરવાથી નરક મળે છે. ॥ ૧૦ ॥

इदानीं देहेऽहंभावोऽपि न घटत इत्याह— **देह इति**।

(મરણ પછી આ શરીર ગમે તે કહેવાતું હોય,) અત્યારે (જીવિત હોય ત્યારે) શરીરમાં અહંભાવ પણ રાખવો યોગ્ય નથી, એમ કહે છે – **'देहः इति।'**

**देहः किमन्नदातुः स्वं निषेक्तुर्मातुरेव च।**
**मातुःपितुर्वा बलिनः क्रेतुरग्नेः शुनोऽपि वा॥ ११**

શરીર શું અન્ન આપનારનું પોતાનું (ધન) છે? ગર્ભાધાન કરનાર પિતાનું છે? (દસ માસ પર્યન્ત ઉદરમાં રાખનાર) જનનીનું જ છે? કે (પુત્રીના પુત્રને દત્તક લેનાર) માતામહનું છે? બળપૂર્વક કબજે કરનારનું છે? કે (ધન આપીને) ખરીદનારનું છે? (અંતે ધધકતી ચિતામાં બાળવાનું હોવાથી) અગ્નિનું છે? કે (અગ્નિસંસ્કાર પ્રાપ્ત ન થવાથી કાગડા) કૂતરાનું છે? ॥ ૧૧ ॥

निषेक्तुः पितुः। मातुःपितुर्वा मातामहस्य पुत्रिकाकरणे॥ ११॥

**'निषेक्तुः'** વીર્યસિંચન કરનાર પિતાનું–**'मातुःपितुः'** માતાના પિતાનું – પુત્રીના પિતા પુત્રીના પુત્રને દત્તક લે તે પુત્રિકાકરણમાં (શરીર કોનું છે)? ॥૧૧॥

**एवं साधारणं देहमव्यक्तप्रभवाप्ययम्।**
**को विद्वानात्मसात् कृत्वा हन्ति जन्तूनृतेऽसतः॥ १२**

આમ, (નિર્ણય કરવો અશક્ય હોવાથી) સર્વસાધારણ પ્રત્યેકની માલિકીના તેમ જ પ્રકૃતિમાંથી ઉત્પન્ન થનાર અને તેમાં જ લય પામનાર શરીરને આત્મા માનીને (તેને માટે) મૂર્ખ સિવાય કયો વિવેકી મનુષ્ય પ્રાણીઓની હિંસા કરે? ॥ ૧૨॥

अव्यक्तप्रभवाप्ययमव्यक्तात्प्रभवस्तस्मिन्नेवाप्ययो यस्य तमात्मसात्कृत्वा आत्मेति मत्वा। असतो मूढादृते॥ १२॥

**'अव्यक्त-प्रभव-अप्ययम्'** પ્રકૃતિમાંથી જેની ઉત્પત્તિ છે અને તે પ્રકૃતિમાં જ જેનો લય છે તે શરીરને **'आत्मसात् कृत्वा'** આત્મા માનીને – **'असतः'** મૂર્ખ સિવાય ॥ ૧૨ ॥

एवं श्रीमदविचेष्टितमुक्त्वा तत्प्रतीकारं निश्चिनोति—**असत इति**।

આમ, લક્ષ્મીના મદને કારણે થતું દુષ્કૃત કહીને તેનો પ્રતીકાર(ઉપાય) નિશ્ચિત કરે છે – **'असतः इति।'**

**असतः श्रीमदान्धस्य दारिद्र्यं परमञ्जनम्।**
**आत्मौपम्येन भूतानि दरिद्रः परमीक्षते॥ १३**

લક્ષ્મીના મદથી અંધ બનેલા અજિતેન્દ્રિય મનુષ્યને માટે દરિદ્રતા જ (તેનો અંધાપો દૂર કરવાનું) શ્રેષ્ઠ અંજન છે, (કારણ કે) દરિદ્ર મનુષ્ય બીજાં પ્રાણીઓને પોતાના જેવાં જ જુએ છે. ॥ ૧૩ ॥

परं श्रेष्ठं, दारिद्र्यमेव केवलमिति वा। कुत इत्यत आह—आत्मौपम्येनेति। ततो न द्रुह्यतीति भावः॥ १३॥

**'परम्'** શ્રેષ્ઠ અને **'परम्'** કેવળ દરિદ્રતા જ, કેવી રીતે તે હવે કહે છે – **'आत्मौपम्येन इति।'** (**आत्मना औपम्यं तेन आत्मौपम्येन**) (દરિદ્ર મનુષ્ય બીજાને પોતાના જેવો જુએ છે,) તેથી દ્રોહ નથી કરતો, એવો ભાવ છે. ॥ ૧૩ ॥

सदृष्टान्तमाह—**यथेति**।

દૃષ્ટાન્ત સહિત કહે છે – **'यथा इति।'**

**यथा कण्टकविद्धांगो जन्तोर्नेच्छति तां व्यथाम्।**
**जीवसाम्यं गतो लिङ्गैर्न तथाविद्धकण्टकः॥ १४**

કાંટાથી વીંધાયેલા અંગવાળો મનુષ્ય (બીજાના મુખની ખિન્નતા વગેરે) ચિહ્નોથી સર્વ જીવોની પીડા સમાન છે, એમ જાણતો, જેમ બીજા પ્રાણીને તે વ્યથા થાય એમ ઈચ્છતો નથી, તેમ કાંટાથી ન વીંધાયેલા અંગવાળો (બીજાના દુઃખનું અનુમાન કરી શકતો નથી). ॥ ૧૪ ॥

मुखम्लान्यादिलिङ्गैः सर्वेषां जीवानां सुखदुःखे समे इति ज्ञातवानित्यर्थः॥ १४॥

મુખની ખિન્નતા વગેરે ચિહ્નોથી સર્વ જીવોની પીડા સમાન છે એમ જાણનાર, એમ અર્થ છે. ॥૧૪॥

किंच दारिद्र्यं मोक्षमपि साधयतीत्याह—**दरिद्र इति** श्लोकचतुष्टयेन।

વળી, દરિદ્રતા મોક્ષ પણ સાધી આપે છે, એમ ચાર શ્લોકથી કહે છે – **'दरिद्रः इति।'**

**दरिद्रो निरहंस्तम्भो मुक्तः सर्वमदैरिह।**
**कृच्छ्रं यदृच्छयाऽऽप्नोति तद्धि तस्य परं तपः॥ १५**

આ સંસારમાં દરિદ્ર મનુષ્ય અહંકારરૂપ અકડાઈ વિનાનો હોય છે. સર્વ પ્રકારના મદથી તે મુક્ત હોય છે. દૈવેચ્છાથી તે જે કષ્ટ પામે છે તે જ તેને માટે શ્રેષ્ઠ તપશ્ચર્યા થઈ જાય છે. ॥ ૧૫ ॥

निरहंस्तम्भो निर्गतोऽहंकाररूपः स्तम्भो यस्मात्सः॥ १५॥

**'निरहंस्तम्भः'** અહંકારરૂપ અકડાઈ જેમાંથી દૂર થઈ છે તે ॥ ૧૫ ॥

**नित्यं क्षुत्क्षामदेहस्य दरिद्रस्यान्नकांक्षिणः ।**
**इन्द्रियाण्यनुशुष्यन्ति हिंसापि विनिवर्तते ॥ १६**
॥ १६ ॥

હંમેશાં અન્નની આકાંક્ષા કરતા, ક્ષુધાથી દૂબળા શરીરવાળા દરિદ્ર મનુષ્યની ઇન્દ્રિયો (પ્રબળ ન હોવાથી વિષયરસથી) ઉપરત થયેલી હોય છે (અને તેથી નરકના કારણરૂપ) હિંસા પણ અટકે છે. ॥ १६ ॥

**दरिद्रस्यैव युज्यन्ते साधवः समदर्शिनः ।**
**सद्भिः क्षिणोति तं तर्षं तत आराद् विशुद्ध्यति ॥ १७**

દરિદ્રને જ સમદર્શી સાધુજનોનો સંગ પોતાની મેળે જ પ્રાપ્ત થાય છે. સત્પુરુષો(ના સત્સંગ)થી તેની વિષયતૃષ્ણા નાશ પામે છે અને તેથી (અન્તઃકરણ) અવિલમ્બ વિશુદ્ધ થાય છે. ॥ १७ ॥

युज्यन्ते स्वत एव सङ्गच्छन्ते। तर्षं तृष्णाम् ॥ १७ ॥

**'युज्यन्ते'** પોતાની મેળે જ પ્રાપ્ત થાય છે. **'तर्षम्'** વિષયતૃષ્ણા ॥ १७ ॥

ननु साधूनामपि धनिकः प्रियः स्यान्न दरिद्र इति तत्राह—**साधूनामिति**।

શંકા કરવામાં આવી છે કે સાધુઓને પણ ધનવાન પ્રિય હોય અને દરિદ્ર પ્રિય ન હોય, તો તે માટે કહે છે – **'साधूनाम् इति।'**

**साधूनां समचित्तानां मुकुन्दचरणैषिणाम्।**
**उपेक्ष्यैः किं धनस्तम्भैरसद्भिरसदाश्रयैः ॥ १८**

સમાન ચિત્તવાળા અને શ્રીમુકુન્દ ભગવાનના ચરણની અભિલાષા સેવનારા સાધુજનોને ધનને કારણે જેમને ગર્વ છે તેવા તથા દુષ્ટ વિષયોનો આશ્રય કરનારા અને ઉપેક્ષા કરવા યોગ્ય એવા દુષ્ટ ધનવાનોથી શું પ્રયોજન છે? ॥ १८ ॥

धनेन स्तम्भो गर्वो येषां तैः ॥ १८ ॥

ધનને કારણે **'स्तम्भः'** ગર્વ છે જેમને તેમનાથી ॥ १८ ॥

**तदहं मत्तयोर्माध्व्या वारुण्या श्रीमदान्धयोः ।**
**तमोमदं हरिष्यामि स्त्रैणयोरजितात्मनोः ॥ १९**

તેથી મધુમયી મદિરાથી ઉન્મત્ત બનેલા, લક્ષ્મીના મદથી અંધ બનેલા, સ્ત્રીલંપટ અને અજિતેન્દ્રિય એવા (આ) બન્નેના અજ્ઞાનજનિત મદને હું હરી લઈશ. ॥ १९ ॥

तमोमदमज्ञानकृतं मदम् ॥ १९ ॥

**'तमोमदम्'** અજ્ઞાનજનિત મદને ॥ १९ ॥

**यदिमौ लोकपालस्य पुत्रौ भूत्वा तमःप्लुतौ ।**
**न विवाससमात्मानं विजानीतः सुदुर्मदौ ॥ २०**

કારણ કે લોકપાલના પુત્રો થઈને અંધકારમાં ડૂબેલા અને અત્યંત દુર્મદથી છકી ગયેલા આ બન્નેને પોતાની નગ્નાવસ્થાનું પણ ભાન નથી. ॥ २० ॥

तमःप्लुतौ तमोव्याप्तौ ॥ २० ॥

**'तमःप्लुतौ'** અંધકારમાં ડૂબેલા તે બંને ॥ २०॥

शपति—**अतोऽर्हत इति**।

શાપ આપે છે – **'अतः अर्हतः इति।'**

**अतोऽर्हतः स्थावरतां स्यातां नैवं यथा पुनः।**
**स्मृतिः स्यान्मत्प्रसादेन तत्रापि मदनुग्रहात्॥ २१**

**वासुदेवस्य सान्निध्यं लब्ध्वा दिव्यशरच्छते।**
**वृत्ते स्वर्लोकतां भूयो लब्धभक्ती भविष्यतः॥ २२**

अनुगृह्णाति—स्यातां नैवमित्यादिना। मत्प्रसादेन स्मृतिः स्यात्॥ २१॥ स्वर्लोकतां देवत्वं पुनर्लब्ध्वा मदनुग्रहाल्लब्धभक्ती भविष्यत इति॥ २२॥

श्रीशुक उवाच

**एवमुक्त्वा स देवर्षिर्गतो नारायणाश्रमम्।**
**नलकूबरमणिग्रीवावासतुर्यमलार्जुनौ ॥ २३**
॥ २३॥

प्रस्तुतमाह—**ऋषेरिति**।

**ऋषेर्भागवतमुख्यस्य सत्यं कर्तुं वचो हरिः।**
**जगाम शनकैस्तत्र यत्रास्तां यमलार्जुनौ॥ २४**
॥ २४॥

किमिति सत्यं कर्तव्यं तत्राह—**देवर्षिरिति**।

**देवर्षिर्मे प्रियतमो यदिमौ धनदात्मजौ।**
**तत्तथा साधयिष्यामि यद् गीतं तन्महात्मना॥ २५**

यद्यतः। तत्ततः॥ २५॥

**इत्यन्तरेणार्जुनयोः कृष्णस्तु यमयोर्ययौ।**
**आत्मनिर्वेशमात्रेण तिर्यग्गतमुलूखलम्॥ २६**

यमयोर्यमलयोः सहजातयोः। आत्मनः कृष्णस्य तन्मध्यप्रवेशमात्रेण॥ २६॥

તેથી તે બન્ને વૃક્ષત્વને યોગ્ય છે, કે જેથી તેઓ પુનઃ આમ ન વર્તે. તે વૃક્ષત્વમાં પણ મારી કૃપાથી તે બન્નેને (પૂર્વજન્મનું) સ્મરણ રહેશે. દેવતાઓનાં સો વર્ષ વીત્યા પછી ભગવાન વાસુદેવના (દર્શન-સ્પર્શરૂપ) સાન્નિધ્યને પ્રાપ્ત કરીને, પુનઃ દેવત્વને પ્રાપ્ત કરીને મારા અનુગ્રહથી જેમને ભક્તિ પ્રાપ્ત થઈ છે તેવા તેઓ થશે. ॥ ૨૧ ॥ ૨૨ ॥

અનુગૃહીત કરે છે – આ પ્રમાણે ન વર્તે વગેરે દ્વારા – મારી કૃપાથી (પૂર્વજન્મનું) સ્મરણ રહેશે. ॥ ૨૧ ॥ '**स्वर्लोकताम्**' દેવત્વને પુનઃ પ્રાપ્ત કરીને, મારા અનુગ્રહથી જેમને ભક્તિ પ્રાપ્ત થઈ છે તેવા તેઓ થશે. ॥ ૨૨ ॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – આમ કહીને તે દેવર્ષિ ભગવાન શ્રીનરનારાયણના બદરિકાશ્રમમાં ચાલ્યા ગયા. અહીં નલકૂબર અને મણિગ્રીવ જોડિયાં અર્જુનવૃક્ષો થઈ ગયા. ॥ ૨૩ ॥ ૨૩ ॥

પ્રસ્તુત વિષય જણાવે છે – '**ऋषेः इति**'।

ભગવદ્‌ભક્તોમાં મુખ્ય એવા દેવર્ષિનું વચન સત્ય કરવા માટે ભગવાન શ્રીહરિ જ્યાં અર્જુનવૃક્ષોનું જોડકું હતું ત્યાં ધીરે ધીરે ગયા. ॥ ૨૪ ॥ ૨૪ ॥

(દેવર્ષિ નારદજીનું વચન) શા માટે સત્ય કરવું જોઈએ, તે માટે કહે છે – '**देवर्षिः इति।**' ॥૨૪॥

યક્ષ શ્રીકુબેરના આ પુત્રો છે અને દેવર્ષિ નારદ મને અત્યંત પ્રિય છે, તેથી તે મહાત્મા દ્વારા જેમ કહેવામાં આવ્યું છે તેમ હું કરીશ. ॥ ૨૫ ॥

'**यत्**' કારણ કે – '**तत्**' તેથી ॥ ૨૫ ॥

આમ વિચાર કરીને સાથે ઉત્પન્ન થયેલાં બન્ને અર્જુનવૃક્ષોની વચ્ચેથી શ્રીકૃષ્ણ જવા લાગ્યા. (તે સમયે) ભગવાનના પ્રવેશમાત્રથી ખાંડણિયો ત્રાંસો થઈ ગયો. ॥ ૨૬ ॥

'**यमयोः**' સાથે ઉત્પન્ન થયેલાં બન્ને અર્જુન-વૃક્ષોની – '**आत्मनः**' ભગવાન શ્રીકૃષ્ણના તેમની વચ્ચે પ્રવેશમાત્રથી ॥ ૨૬ ॥

**बालेन निष्कर्षयतान्वगुलूखलं तद्**
**दामोदरेण तरसोत्कलिताङ्घ्रिबन्धौ।**
**निष्पेततुः परमविक्रमितातिवेप-**
**स्कन्धप्रवालविटपौ कृतचण्डशब्दौ॥ २७**

પોતાની પાછળ ખાંડણિયાને ખેંચતા જેમના ઉદર પર દામણું બાંધવામાં આવ્યું છે તેવા બાળક (દામોદર) વડે બળપૂર્વક ઉખાડી નાખવામાં આવ્યાં છે મૂળનાં બંધન જે બન્નેનાં તથા પરમેશ્વર શ્રીકૃષ્ણના પરમ વિક્રમથી અતિશય કંપન થયું છે તેવાં થડ, ડાળીઓ અને પાંદડાં છે જે બન્નેનાં, તે અર્જુનવૃક્ષો પ્રચંડ શબ્દ કરતાં ધરાશાયી થઈ પડ્યાં. ॥ २७ ॥

अनु अञ्चतीत्यन्वक्। तत्र हेतुः— दामोदरेणेति। उत्कलितः उत्पाटितोऽङ्घ्रिबन्धो मूलबन्धो ययोस्तौ। परमस्य श्रीकृष्णस्य विक्रमितं विक्रमस्तेनातिवेपः कम्पो येषु ते स्कन्धप्रवालविटपा ययोस्तौ॥ २७॥

પાછળ ખેંચાય તે **'अनु-अक्'** (ખાંડણિયો), તે માટેનું કારણ – **'दाम-उदरेण इति।'** જેમના ઉદર ઉપર દોરડું બાંધવામાં આવ્યું છે – **'उत्कलितः'** ઉખાડી નાખવામાં આવ્યાં છે **'अङ्घ्रिबन्धः'** વૃક્ષનાં મૂળનાં બંધન જેમનાં તે બન્ને વૃક્ષો – **'परमस्य'** શ્રીકૃષ્ણનું **'विक्रमितम्'** પરમ વિક્રમ, તેનાથી **'अतिवेपः'** અતિશય કંપન છે જેમનામાં તે થડ, કૂંપળ અને ડાળીઓ છે જે બન્નેનાં, તે યુગલ અર્જુનવૃક્ષો ॥ २७ ॥

**तत्र श्रिया परमया ककुभः स्फुरन्तौ**
**सिद्धावुपेत्य कुजयोरिव जातवेदाः।**
**कृष्णं प्रणम्य शिरसाऽखिललोकनाथं**
**बद्धाञ्जली विरजसाविदमूचतुः स्म॥ २८**

ત્યાં ઉત્કૃષ્ટ કાંતિથી (સર્વ) દિશાઓને પ્રકાશમાન કરતા અગ્નિ જેવા તથા જેમનો ગર્વ નષ્ટ થયો છે તેવા તે બન્ને, વૃક્ષોમાંથી નીકળીને સમગ્ર લોકના નાથ શ્રીકૃષ્ણને મસ્તકથી પ્રણામ કરી બે હાથ જોડી આ પ્રમાણે કહેવા લાગ્યા. ॥ २८ ॥

ककुभः प्रति सर्वतः स्फुरन्तावित्यर्थः। यद्वा दिशः प्रकाशयन्ताविति। कुजयोर्वृक्षयोः स्थितोऽग्निर्यथा मूर्तिमानुपैति तथोपेत्य। विरजसौ निर्मदौ निरहंकारिणौ नष्टगर्वाविति यावत्॥ २८॥

દિશાઓ તરફ એટલે કે સર્વ તરફ પ્રકાશતા, એમ અર્થ છે અથવા (સર્વ) દિશાઓને પ્રકાશમાન કરતા – **'कुजयोः'** બન્ને વૃક્ષોમાં રહેલો અગ્નિ મૂર્તિમાન થાય તેમ પાસે જઈને – **'विरजसौ'** મદરહિત, અહંકારરહિત, જેમનો ગર્વ નષ્ટ થયો છે તેવા તે બન્ને ॥ २८ ॥

गोपालं मां युवां देवौ किमिति प्रणताविति चेत्तत्राहतुः—

જો ભગવાન કહે કે ગોપાલ એવા મને તમે બન્ને દેવો કેમ પ્રણામ કરો છો? તે માટે તે બન્ને કહે છે –

**कृष्ण कृष्ण महायोगिंस्त्वमाद्यः पुरुषः परः।**
**व्यक्ताव्यक्तमिदं विश्वं रूपं ते ब्राह्मणा विदुः॥ २९**

હે કૃષ્ણ, હે કૃષ્ણ, હે મહાયોગી, આપ આદ્ય (મૂળ કારણરૂપ) પરમ પુરુષ છો. સ્થૂળ અને સૂક્ષ્મ એવું આ વિશ્વ આપનું જ સ્વરૂપ છે, એમ વેદવેત્તાઓ જાણે છે. ॥ २९ ॥

हे कृष्णकृष्ण महायोगिन्, अचिन्त्यप्रभावस्त्वं न गोपालः, किंतु परः पुरुषः। यत आद्यः कारणभूतः। तत्रापि न निमित्तमात्रं किंतूपादानमपि त्वमेवेत्याशयेन तुष्टुवतुः—व्यक्ताव्यक्तमिति। स्थूलसूक्ष्ममिदं ते रूपं विदुः ॥ २९ ॥

હે કૃષ્ણ, હે કૃષ્ણ, હે મહાયોગી, આપ અચિન્ત્ય પ્રભાવવાળા છો, ગોપાલ નથી પરંતુ પરમ પુરુષ છો, કારણ કે **'आद्यः'** મૂળ કારણરૂપ છો. તેમાં પણ માત્ર નિમિત્તકારણ નથી, પણ ઉપાદાનકારણ પણ આપ જ છો, એ આશયથી તે બન્ને સ્તુતિ કરે છે – **'व्यक्त-अव्यक्तम् इति।'** સ્થૂળ અને સૂક્ષ્મ એવા આપના આ રૂપને (વેદવેત્તાઓ) જાણે છે. ॥ ૨૯ ॥

नियन्तापि त्वमेवेत्यूचतुः—**त्वमेक इति**।

નિયન્તા પણ આપ જ છો, એમ તે બન્ને કહે છે – **'त्वम्-एकः इति।'**

**त्वमेकः सर्वभूतानां देहास्वात्मेन्द्रियेश्वरः।**
**त्वमेव कालो भगवान् विष्णुरव्यय ईश्वरः ॥ ३०**

આપ એક જ સર્વ પ્રાણીઓનાં શરીર, પ્રાણ, અહંકાર તથા ઇન્દ્રિયોના નિયન્તા છો. આપ જ કાળસ્વરૂપ છો, આપ જ ભગવાન વિષ્ણુ (સર્વત્ર વ્યાપક) અવિનાશી ઈશ્વર છો. ॥ ૩૦ ॥

देहः, असवः प्राणाः, आत्माऽहंकारः, इन्द्रियाणि च तेषामीश्वरः। नन्वस्य कालो निमित्तं प्रकृतिरुपादानं प्रकृतेर्जातो महान्विश्वात्मतया परिणमते पुरुषः कर्ता नियन्ता च किमत्राहमत आहतुः—त्वमेव काल इत्यादिना सार्धेन। यतो भगवानीश्वरो विष्णुस्त्वमतः कालो नाम तव लीला ॥ ३० ॥

શરીર, **'असवः'** પ્રાણ, **'आत्मा'** અહંકાર તથા ઇન્દ્રિયો અને તેમના નિયન્તા – શંકા કરવામાં આવી છે કે આ વિશ્વનું નિમિત્તકારણ કાળ છે, પ્રકૃતિ ઉપાદાનકારણ છે. પ્રકૃતિમાંથી ઉત્પન્ન થયેલું મહત્તત્ત્વ વિશ્વાત્મા તરીકે પરિણમે છે, પુરુષ કર્તા અને નિયંતા છે, તો અહીં હું(કૃષ્ણ) શું છું? આ માટે તે બન્ને દોઢ શ્લોકથી કહે છે – આપ જ કાળ છો વગેરે દ્વારા. જે કારણે ભગવાન ઈશ્વર વિષ્ણુ આપ છો, આથી કાળ આપની લીલા છે. ॥ ૩૦ ॥

**त्वं महान् प्रकृतिः सूक्ष्मा रजःसत्त्वतमोमयी।**
**त्वमेव पुरुषोऽध्यक्षः सर्वक्षेत्रविकारवित् ॥ ३१**

આપ મહત્તત્ત્વ છો. સત્ત્વગુણ, રજોગુણ અને તમોગુણમય સૂક્ષ્મ પ્રકૃતિ છો. પુરુષ (આપનો અંશ હોવાથી પ્રકૃતિપ્રવર્તક પુરુષ-જીવાત્મા પણ) આપ જ છો. સર્વ શરીરોમાં રહેલાં મન વગેરે વિકારોના જ્ઞાતા અને અધ્યક્ષ (સર્વસાક્ષી) આપ જ છો. ॥ ૩૧ ॥

प्रकृतिः शक्तिः, पुरुषोंऽशः, महान्कार्यम्, अतस्त्वमेव सर्वमित्यर्थः ॥ ३१ ॥

**'प्रकृतिः'** શક્તિ, **'पुरुषः'** પુરુષ પણ આપનો જ અંશ છે. (अंशांशिनोरप्यभेदः- वं. અંશ અને અંશીનો પણ અભેદ છે.) **'महान्'** પ્રકૃતિના કાર્યરૂપ મહત્તત્ત્વ પણ આપ જ છો, આથી આપ જ સર્વરૂપ છો, એમ અર્થ છે. ॥ ૩૧ ॥

नन्वहमेव चेत्सर्वं तर्हि घटादिज्ञाने मज्ज्ञानं किं न भवति, भवतीति चेत्सर्वोऽपि ब्रह्मवित्स्यादत आहतुः—**गृह्यमाणैरिति**।

**गृह्यमाणैस्त्वमग्राह्यो विकारैः प्राकृतैर्गुणैः।**
**को न्विहार्हति विज्ञातुं प्राक्सिद्धं गुणसंवृतः॥ ३२**

दृश्यत्वेन वर्तमानैर्बुद्ध्यहंकारेन्द्रियादिभिर्द्रष्टा त्वं न गृह्यसे इति भावः। ननु तर्हि जीवो जानातु नैवेत्याहतुः—को न्विहेति। जीवाद्युत्पत्तेः प्रागेव स्वप्रकाशतया सिद्धं त्वां को वा जानाति। गुणसंवृतो देहाद्यावृतः॥ ३२॥

अतो दुर्ज्ञेयत्वात्केवलं प्रणमतः—**तस्मै तुभ्यमिति**।

**तस्मै तुभ्यं भगवते वासुदेवाय वेधसे।**
**आत्मद्योतगुणैश्छन्नमहिम्ने ब्रह्मणे नमः॥ ३३**

आत्मनः स्वस्मात् द्योतः प्रकाशो येषां तैर्गुणैश्छन्नो महिमा यस्य। अभ्रैरिव रवेस्तस्मै॥ ३३॥

अहोऽहमीश्वर इति कुतो ज्ञानं तत्राहतुः—**यस्येति**।

**यस्यावतारा ज्ञायन्ते शरीरेष्वशरीरिणः।**
**तैस्तैरतुल्यातिशयैर्वीर्यैर्देहिष्वसंगतैः ॥ ३४**
॥ ३४॥

જો હું જ સર્વરૂપ હોઉં તો ઘટ વગેરેનું જ્ઞાન થતાં મારું જ્ઞાન કેમ નથી થતું? (જો ભગવાન આમ કહે તો) તે માટે બન્ને (યક્ષકુમારો) કહે છે કે જો એમ થાય તો બધા જ બ્રહ્મજ્ઞાની થઈ જાય – **'गृह्यमाणैः इति।'**

વૃત્તિઓથી ગ્રહણ કરાતા (બુદ્ધિ, અહંકાર, ઈન્દ્રિયો વગેરે) પ્રાકૃત ગુણોરૂપી વિકારોથી દ્રષ્ટારૂપ આપ ગ્રહણ ન કરી શકાય તેવા છો. જીવોત્પત્તિથી પૂર્વે જ સ્વપ્રકાશરૂપે સિદ્ધ એવા આપને આ સંસારમાં દેહાદિ ગુણો વડે વીંટાયેલો કયો મનુષ્ય જાણી શકવા સમર્થ છે? ॥ ૩૨ ॥

દૃશ્યરૂપે રહેલાં બુદ્ધિ, અહંકાર, ઈન્દ્રિયો વગેરે દ્વારા દ્રષ્ટારૂપ આપ ગ્રહણ કરી શકાતા નથી, એવો ભાવ છે. શંકા કરે છે કે તો પછી જીવ આપને જાણી લે! તે માટે કહે છે કે જીવ જાણી શકે જ નહીં – **'को नु-इह इति।'** જીવ વગેરેની ઉત્પત્તિની પૂર્વે જ સ્વપ્રકાશ તરીકે હોવાથી સિદ્ધ એવા આપને વળી કોણ જાણી શકે? **'गुणसंवृतः'** દેહાદિ ગુણો વડે વીંટાયેલો ॥ ૩૨॥

આમ, ભગવાન દુર્જ્ઞેય હોવાથી કેવળ પ્રણામ કરે છે – **'तस्मै तुभ्यम् इति।'**

વિશ્વના વિધાતા આપ વાસુદેવ ભગવાનને નમસ્કાર હો. પોતાનામાંથી પ્રકાશિત થનારા ગુણો વડે જેમનો મહિમા આચ્છન્ન (ઢંકાઈ ગયો) છે તે પરબ્રહ્મને નમસ્કાર હો. ॥ ૩૩ ॥

**'आत्मनः'** પોતાનામાંથી **'द्योतः'** પ્રકાશ છે જેમનો તે – ગુણોથી ઢંકાઈ ગયો છે મહિમા જેમનો– વાદળોથી ઢંકાયેલા સૂર્યની જેમ – તેમને (નમસ્કાર હો). ॥ ૩૩ ॥

અહો! હું ઈશ્વર છું, એ કેવી રીતે જાણ્યું, એ માટે બન્ને ઉત્તર આપે છે – **'यस्य इति।'**

દેહધારી પ્રાણીઓમાં (સર્વથા) ન ઘટી શકે તેવાં કે જેનાથી અધિક (તો શું), જેના સમાન (પણ) કોઈ નથી! જુદાં જુદાં પરાક્રમોથી અશરીરી એવા જે (આપના) અવતારો (મત્સ્યાદિ) શરીરોમાં જાણી શકાય છે. ॥ ૩૪ ॥

**स भवान् सर्वलोकस्य भवाय विभवाय च।**
**अवतीर्णोऽशभागेन साम्प्रतं पतिराशिषाम्॥ ३५**

भवायोद्भवाय। विभवाय विगतो भवो यस्मिंस्तस्मै। कैवल्यायेत्यर्थः॥ ३५॥

**नमः परमकल्याण नमः परममंगल।**
**वासुदेवाय शान्ताय यदूनां पतये नमः॥ ३६**

॥ ३६॥

**अनुजानीहि नौ भूमंस्तवानुचरकिंकरौ।**
**दर्शनं नौ भगवत ऋषेरासीदनुग्रहात्॥ ३७**

नौ आवाम्। अनुचरः कुबेरो नारदो वा तस्य किङ्करौ। भगवतस्तव दर्शनम्॥ ३७॥

**वाणी गुणानुकथने श्रवणौ कथायां**
**हस्तौ च कर्मसु मनस्तव पादयोर्नः।**
**स्मृत्यां शिरस्तव निवासजगत्प्रणामे**
**दृष्टिः सतां दर्शनेऽस्तु भवत्तनूनाम्॥ ३८**

तत्र गतयोरावयोः पूर्वस्वभावो मा भूत् किंतु वाणी गुणानुकथन इत्यादि। नः 'अस्मदो द्वयोश्च' इति द्विवचनस्थाने बहुवचनम्, अस्मत्सङ्गिनां सर्वेषामपीति बहुवचनं वा। तव निवासभूतं यज्जगत्तस्य प्रणामे। त्वन्निवासभूतमिति। बहुमानेन जगतः प्रणामे शिरोऽस्त्वित्यर्थः। भवत्तनूनां भवतो मूर्तीनाम्॥ ३८॥

સર્વ કામનાઓના દાતા એવા તે આપ સમસ્ત લોકના ઉદ્‌ભવ માટે તથા મોક્ષ માટે હાલમાં પોતાના અંશરૂપે અવતીર્ણ થયા છે. ॥ ૩૫ ॥

**'भवाय'** ઉદ્‌ભવ માટે, **'विभवाय'** દૂર થયો છે સંસાર જેમાંથી તે માટે, કૈવલ્ય અર્થાત્ મોક્ષ માટે, એમ અર્થ છે. ॥ ૩૫ ॥

હે પરમ કલ્યાણ, (આપને) નમસ્કાર. હે પરમ મંગળ, (આપને) નમસ્કાર. યાદવોના પતિ એવા પરમ શાન્ત ભગવાન વાસુદેવને નમસ્કાર. ॥ ૩૬ ॥ ૩૬ ॥

હે અનન્ત, આપના સેવકના (પણ) સેવક એવા અમને બન્નેને આપ (જવાની) અનુમતિ આપો. દેવર્ષિ નારદજીના અનુગ્રહથી અમને બન્નેને આપ ભગવાનનાં દર્શન થયાં છે. ॥ ૩૭ ॥

**'नौ'** અમને બન્નેને – **'अनुचरः'** કુબેર કે નારદજી, તેમના દાસ – આપ ભગવાનનાં દર્શન ॥ ૩૭ ॥

અમારી વાણી નિરંતર આપના ગુણોના સંકીર્તનમાં, અમારા બન્ને કાન આપની કથાના શ્રવણમાં, બન્ને હાથ આપના (મંદિરમાર્જનાદિ) સેવાકર્મમાં, મન આપના ચરણના સ્મરણમાં, મસ્તક આપના નિવાસરૂપ જગતને પ્રણામ કરવામાં અને અમારી દૃષ્ટિ આપના શ્રીવિગ્રહરૂપ સંતજનોનાં દર્શન કરવામાં તત્પર રહો. ॥ ૩૮ ॥

ત્યાં (અલકાપુરીમાં) ગયેલા અમારા બન્નેની અવસ્થાઓમાં પૂર્વનો સ્વભાવ (વિષયપ્રવણતા) ન થાઓ! પરંતુ વાણી ગુણાનુવાદમાં વગેરે – **'नः'** બ.વ., **नौ** દ્વિવચનના સ્થાને છે. **'अस्मदो द्वयोश्च'** (પા.સૂ.૧/૨/૫૯) અમે બધાનો અર્થ બે કે એક માટે પણ પ્રયોજાય છે. અથવા અમારા સર્વ સંબંધીઓની વાણી, એવા અભિપ્રાયથી બ.વ. છે. આપના નિવાસરૂપ જે જગત છે તેને પ્રણામ કરવામાં (અમારાં મસ્તકો) – આપના નિવાસરૂપ, એમ બહુમાનથી જગતને પ્રણામ કરવામાં મસ્તક તત્પર રહો, એમ અર્થ છે. **'भवत्-तनूनाम्'** આપના શ્રીવિગ્રહરૂપ સંતજનોના ॥ ૩૮ ॥

श्रीशुक उवाच

**इत्थं संकीर्तितस्ताभ्यां भगवान् गोकुलेश्वरः।**
**दाम्ना चोलूखले बद्धः प्रहसन्नाह गुह्यकौ ॥ ३९**

**શ્રીશુકદેવજી બોલ્યા** – આ પ્રમાણે સ્તુતિ કરવામાં આવેલા એવા દામણાથી ખાંડણિયા સાથે બંધાયેલા ભગવાન ગોકુલેશ્વર હસતાં હસતાં યક્ષોને કહે છે. ॥ ૩૯ ॥

संकीर्तितः संस्तुतः ॥ ३९ ॥

**'संकीर्तितः'** સ્તુતિ કરવામાં આવેલા ॥ ૩૯ ॥

श्रीभगवानुवाच

**ज्ञातं मम पुरैवैतदृषिणा करुणात्मना।**
**यच्छ्रीमदान्धयोर्वाग्भिर्विभ्रंशोऽनुग्रहः कृतः ॥ ४०**

**શ્રીભગવાન બોલ્યા** – કૃપાળુ એવા દેવર્ષિ નારદજી દ્વારા લક્ષ્મીના મદથી અંધ બનેલા તમને બન્નેને વાણી વડે (શાપ આપીને) લક્ષ્મીથી ભ્રષ્ટ કરવારૂપ અનુગ્રહ કરવામાં આવ્યો, એ મને પહેલેથી જ જ્ઞાત છે. ॥ ૪૦ ॥

वाग्भिः—'न ह्यन्यो जुषतो जोष्यान्' इत्यादिभिः। श्रीविभ्रंशरूपोऽनुग्रहः कृत इति ॥ ४० ॥

વાણી વડે – 'વિષયોનું સેવન કરતા મનુષ્યને બીજો કોઈ પણ મદ....' (શ્લોક-૮) વગેરે દ્વારા (શાપ આપીને) લક્ષ્મીથી ભ્રષ્ટ કરવારૂપ અનુગ્રહ કરવામાં આવ્યો છે. ॥ ૪૦ ॥

युक्तमेवैतदित्याह—

આ (જે અનુગ્રહ કરવામાં આવ્યો તે) યોગ્ય જ છે, એમ કહે છે.

**साधूनां समचित्तानां सुतरां मत्कृतात्मनाम्।**
**दर्शनान्नो भवेद् बन्धः पुंसोऽक्ष्णोः सवितुर्यथा ॥ ४१**

સૂર્યનારાયણનાં દર્શનથી જેમ મનુષ્યનાં નેત્રોનો અંધકાર દૂર થઈ જાય છે, તેમ સ્વધર્મનિષ્ઠ, સમદર્શી અને ચિત્તને મારામાં સમર્પિત કરનારા (સાધુ)જનોનાં દર્શનથી (કૃપાના અતિરેકથી) મનુષ્યને (સંસારનું) બંધન રહેતું નથી. ॥ ૪૧ ॥

साधूनां स्वधर्मवर्तिनां समचित्तानामात्मविदां सुतरां मत्कृतात्मनां मय्यर्पितचित्तानाम्। तेषां कृपातिरेकात्सुतरामित्युक्तम्। सवितुर्दर्शनादक्ष्णोर्यथा बन्धो न भवेत्तद्वत् ॥ ४१ ॥

**'साधूनाम्'** સ્વધર્મનિષ્ઠ (સાધુ)જનોની, **'समचित्तानाम्'** આત્મવેત્તા (હોવાથી) સમદર્શી જનોની, **'सुतरां मत्कृतात्मनाम्'** ચિત્તને મારામાં સમર્પિત કરનારા જનોની – તેમની કૃપાના અતિરેકથી, એમ **'सुतराम्'** વધારે સારી રીતે કહેવામાં આવ્યું. સૂર્યનારાયણનાં દર્શનથી મનુષ્યનાં નેત્રોનો અંધકાર દૂર થઈ જાય છે, તેની જેમ ॥ ૪૧ ॥

**तद् गच्छतं मत्परमौ नलकूबर सादनम्।**
**संजातो मयि भावो वामीप्सितः परमोऽभवः ॥ ४२**

તેથી હે નલકૂબર, હું જ જેમને માટે પરમ સેવ્ય છું તેવા તમે બન્ને પોતાના સ્થાનમાં મને પરાયણ થઈને પ્રયાણ કરો. તમને બંનેને મારામાં પ્રાપ્ત કરવા ઈચ્છેલો અતિશય પ્રેમ ઉત્પન્ન થયો છે, જેમાં ફરી સંસાર નથી. ॥ ૪૨ ॥

प्राधान्यादेकस्य संबोधनम्। हे नलकूबर, युवां तत्तस्मात्सादनं स्वनिकेतं मत्परमौ सन्तौ गच्छतम्। वां युवयोरपेक्षितो मयि प्रेमा जात एव। अभवः न भवो यस्मिन्सः ॥ ४२ ॥

પ્રાધાન્યને કારણે એકને જ સંબોધન કરવામાં આવ્યું છે. હે નલકૂબર, તમે બન્ને, તેથી **'सादनम्'** પોતાના સ્થાનમાં મારામાં પરાયણ થઈ પ્રયાણ કરો. **'वाम्'** તમને બન્નેને મારામાં પ્રાપ્ત કરવા ઈચ્છેલો પ્રેમ ઉત્પન્ન થયો જ છે. **'अभवः'** જેમાં સંસાર નથી તે મોક્ષ. ॥ ૪૨ ॥

**श्रीशुक उवाच**

**इत्युक्तौ तौ परिक्रम्य प्रणम्य च पुनः पुनः ।**
**बद्धोलूखलमामन्त्र्य जग्मतुर्दिशमुत्तराम् ॥ ४३**

**શ્રીશુકદેવજી બોલ્યા** – આ પ્રમાણે જેમને કહેવામાં આવ્યું તે બન્નેએ ખાંડણિયે બાંધેલા (દામોદર ભગવાન)ની આજ્ઞા લઈ પ્રદક્ષિણા કરી, પુનઃ પુનઃ પ્રણામ કરીને ઉત્તર દિશા તરફ પ્રસ્થાન કર્યું. ॥૪૩॥

बद्धोलूखलं बद्धमुलूखलं यस्मिंस्तम् ॥ ४३ ॥

**'बद्ध-उलूखलम्'** બાંધવામાં આવ્યું છે ખાંડણિયું જેમનામાં તેમને ॥ ૪૩ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे पूर्वार्धे नारदशापो नाम दशमोऽध्यायः ॥ १० ॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे पूर्वार्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां दशमोऽध्यायः ॥ १० ॥

# अथैकादशोऽध्यायः

## ગોકુળથી વૃંદાવનપ્રયાણ તથા વત્સાસુર અને બકાસુરનો ઉદ્ધાર

एकादशे समागत्य वृन्दावनमथार्भकैः ।
वत्सान्पालयताऽनेन हतौ वत्सबकासुरौ ॥ १

(સુબલ, સ્તોકકૃષ્ણ વગેરે) બાળકો સાથે વૃંદાવનમાં આવીને વાછરડાંઓનું પાલન કરતા આમના (શ્રીકૃષ્ણ) દ્વારા વત્સાસુર અને બકાસુર હણાયા, (એ કથા) અગિયારમા અધ્યાયમાં છે. ॥ ૧ ॥

**श्रीशुक उवाच**

**गोपा नन्दादयः श्रुत्वा द्रुमयोः पततो रवम् ।**
**तत्राजग्मुः कुरुश्रेष्ठ निर्घातभयशंकिताः ॥ १**

**શ્રીશુકદેવજી બોલ્યા** – હે કુરુશ્રેષ્ઠ (પરીક્ષિત), બન્ને પડતાં વૃક્ષોનો અવાજ સાંભળીને નંદજી વગેરે ગોપજનો વજ્રાઘાતના ભયથી શંકિત થઈ ત્યાં ધસ્યા. ॥ ૧ ॥

निर्घातो वज्रपात इति भयेन शङ्किताः ॥ १ ॥

**'निर्घातः'** વજ્રાઘાતના ભયથી શંકિત થયેલા. ॥ ૧ ॥

**भूम्यां निपतितौ तत्र ददृशुर्यमलार्जुनौ ।**
**बभ्रमुस्तदविज्ञाय लक्ष्यं पतनकारणम् ॥ २**

ત્યાં ભૂમિ ઉપર નીચે પડેલાં બે અર્જુનવૃક્ષોને જોયાં. વૃક્ષોના પડવાના કારણરૂપ તે (શ્રીકૃષ્ણ) દૃષ્ટિગોચર થવા છતાં તેમને કારણ ન માનીને તેઓ ભ્રાન્તિમાં પડ્યા. ॥ ૨ ॥

तल्लक्ष्यं प्रत्यक्षतः पुरतो दृश्यमपि पतन-कारणमविज्ञाय बभ्रमुः ॥ २ ॥

तेनुं कारण प्रत्यक्षरूपे सामे देखातुं होवा छतां पडवाना कारणने न मानीने भ्रांतिमां पड्या. ॥ २॥

लक्ष्यं कारणं दर्शयति—**उलूखलमिति**।

प्रत्यक्ष देखातुं कारण जणावे छे – '**उलूखलम् इति**।'

**उलूखलं विकर्षन्तं दाम्ना बद्धं च बालकम्।**
**कस्येदं कुत आश्चर्यमुत्पात इति कातराः ॥ ३**

दामणाथी बंधायेला अने खांडणियुं खेंचता बाळकने जोयुं, (श्रीकृष्ण दृष्टिगोचर थवा) छतां 'आ काम कोनुं छे? आ आश्चर्य अने उत्पात केवी रीते थयो?' एम भयभीत थयेला तेओ (भ्रान्तिमां पड्या). ॥ ३ ॥

भ्रमकारणमाह—कस्येदं राक्षसादेः कर्म कुतो वा कारणादाश्चर्यमुत्पात इति कातरा भीताः सन्तो बभ्रमुरित्यर्थः ॥ ३ ॥

भ्रान्तिनुं कारण कहे छे – 'कया राक्षसादिनुं आ काम छे?' अथवा 'कया कारणथी आ '**आश्चर्यम्**' आश्चर्य अने उत्पात थयो?'– एम '**कातराः**' भयभीत थयेला तेओ भ्रान्तिमां पड्या, एम अर्थ छे.॥ ३ ॥

**बाला ऊचुरनेनेति तिर्यग्गतमुलूखलम्।**
**विकर्षता मध्यगेन पुरुषावप्यचक्ष्महि ॥ ४**

बंने वृक्षोनी वच्चे गयेला अने आडा पडी गयेला खांडणियाने खेंचता आमना (श्रीकृष्ण) द्वारा (वृक्षो पाडी नाखवामां आव्यां छे.) (बाळको विस्मित थया होवाथी अधूरुं वाक्य बोल्या.) (एटलुं ज नहीं, पण वृक्षोमांथी नीकळता) बे (दिव्य) पुरुषोने पण अमे जोया हता, एम बाळको बोल्या.॥ ४ ॥

मध्यगेन वृक्षयोर्मध्यगतेन। न केवलमेतावत्। वृक्षाभ्यां निर्गतौ दिव्यौ पुरुषावप्यचक्ष्महि दृष्टवन्तो वयमिति ॥ ४ ॥

'**मध्यगेन**' बंने वृक्षोनी वच्चे गयेला श्रीकृष्ण द्वारा, केवळ एटलुं ज नहीं, बंने वृक्षोमांथी नीकळता दिव्य पुरुषोने पण अमे जोया हता. ॥ ४ ॥

**न ते तदुक्तं जगृहुर्न घटेतेति तस्य तत्।**
**बालस्योत्पाटनं तर्वोः केचित् सन्दिग्धचेतसः ॥ ५**

ते बाळक (कृष्ण)नुं बंने वृक्षोने उखाडी नाखवुं शक्य नथी, एम केटलाके तेमनुं कहेलुं मान्युं नहीं अने बीजा बधा संदेहयुक्त चित्तवाळा थया.॥ ५ ॥

केवलं तार्किका न जगृहुरेव। अन्ये तु संदेहयुक्तचित्ता बभूवुरिति ॥ ५ ॥

मात्र तर्क करनाराओए न ज मान्युं, पण बीजा बधा तो संदेहयुक्त चित्तवाळा थया. ॥ ५ ॥

भगवन्मायाविमोहितस्य नन्दस्याचरितमाह—**उलूखलमिति**।

भगवाननी मायाथी मोहित थयेला नंदरायजीनुं कार्य कहे छे – '**उलूखलम् इति**।'

**उलूखलं विकर्षन्तं दाम्ना बद्धं स्वमात्मजम्।**
**विलोक्य नन्दः प्रहसद्वदनो विमुमोच ह॥ ६**

खांडणियाने खेंचता अने दोरडाथी बंधायेला पोताना आत्मजने (पुत्रने) जोईने प्रसन्न मुखवाळा नंदरायजीए तेमने छोडी मूक्या. ॥ ६ ॥

ज्ञास्यन्ते मामिति शङ्कमानोऽतीव बाल्यमनुकरोति स्म तदाह—**गोपीभिरिति**।

**गोपीभिः स्तोभितोऽनृत्यद् भगवान् बालवत् क्वचित्।**
**उद्गायति क्वचिन्मुग्धस्तद्वशो दारुयन्त्रवत्॥ ॥ ७ ॥**

स्तोभितः करतालादिना प्रोत्साहितः॥ ७॥

**बिभर्ति क्वचिदाज्ञप्तः पीठकोन्मानपादुकम्।**
**बाहुक्षेपं च कुरुते स्वानां च प्रीतिमावहन्॥ ८**

इदमानयेत्याज्ञप्त आनेतुमसमर्थ इव बिभर्ति केवलं पीठादि। बाहुक्षेपं करचालनं च। तद्विदां चेति चकारान्वयः॥ ८॥

**दर्शयंस्तद्विदां लोक आत्मनो भृत्यवश्यताम्।**
**व्रजस्योवाह वै हर्षं भगवान् बालचेष्टितैः॥ ९**

तदैश्वर्यं विदन्ति ये तेषाम्। एवं व्रजस्य हर्षमुवाहेति॥ ९॥

तोषणी—इत आरभ्यैकादशश्लोकी श्रीधरस्वाम्यनादृतापि पुस्तकेषु दृश्यमानत्वाच्चित्सुखाचार्यैर्व्याख्यातत्वाच्च व्याख्यायते। तत्र क्रीणीहीति पद्यद्वयं क्वाचित्कं।

મને ઓળખી લેશે, એમ શંકા કરતા ભગવાન અત્યંત બાળભાવ કરી બતાવે છે, તે કહે છે – **'गोपीभिः इति।'**

ગોપીજનો દ્વારા (હાથની તાળી વગેરે વડે) પ્રોત્સાહિત કરવામાં આવેલા શ્રીકૃષ્ણ ભગવાન ક્યારેક બાળકની જેમ નૃત્ય કરતા, ક્યારેક કઠપૂતળીની જેમ તેમને (ગોપીજનોને) વશ થઈ મુગ્ધ હોય તેમ ઉચ્ચ સ્વરે (ઉદ્)ગાન કરતા. ॥ ૭ ॥

**'स्तोभितः'** હાથની તાળી વગેરે વડે પ્રોત્સાહિત કરવામાં આવેલા ભગવાન ॥ ૭ ॥

ક્યારેક ગોપીજનો દ્વારા પાટલો, પવાલી કે પાવડી લઈ આવ, એવી આજ્ઞા પામેલા ભગવાન (ત્યારે તે લાવવાને અસમર્થ હોય તેમ) ઊંચકી લાવતા. પોતાના ભક્તોને અને (તેમનો પોતાનો મહિમા જાણનારાઓને) પ્રીતિ ઉપજાવતા ભગવાન મલ્લની જેમ બાહુ ઠોકતા હતા. ॥ ૮ ॥

'આ લઈ આવ.' એમ આજ્ઞા પામેલા ભગવાન લાવવાને અસમર્થ હોય તેમ પરાણે પાટલો વગેરે ઊંચકી લાવતા અને **'बाहुक्षेपम्'** મલ્લની જેમ બાહુ ઠોકતા હતા. પોતાના ભક્તોને અને તેમનો મહિમા જાણનારાઓને પ્રીતિ ઉપજાવતા – 'ચ' કારથી **'तद्विदाम्'** (શ્લોક-૯) નો સંબંધ છે. ॥ ૮॥

તેમનું ઐશ્વર્ય જાણતા જનોને લોકમાં પોતાની ભક્તાધીનતા દર્શાવતા ભગવાન બાળલીલાથી વ્રજજનોને હર્ષ ઉપજાવતા હતા. ॥ ૯॥

તેમનું ઐશ્વર્ય જેઓ જાણે છે તેમને – આમ વ્રજજનોને હર્ષ ઉપજાવતા ॥ ૯ ॥

અહીંથી આરંભ કરેલી એકાદશશ્લોકી શ્રીધરસ્વામી દ્વારા અસ્વીકાર્ય હોવા છતાં પુસ્તકોમાં દેખાતી હોવાથી તેમ જ ચિત્સુખાચાર્યજી દ્વારા વ્યાખ્યા કરવામાં આવી હોવાથી તેની વ્યાખ્યા કરવામાં આવે છે. તેમાં **'क्रीणीहि'** થી બે શ્લોકો ક્યાંક જોવા મળે છે.

किं वाच्यं व्रजस्य हर्षदातृत्वं पुलिन्दजातीनामपीत्याह—**क्रीणीहीति** द्वाभ्याम्।

વ્રજને આનંદ આપનાર શ્રીકૃષ્ણ પુલિન્દ (વગેરે આદિવાસી) જાતિઓને પણ આનંદ આપનાર હોય, તેમાં શું કહેવું? એમ બે શ્લોકો વડે કહે છે – **'क्रीणीहि इति।'**

**क्रीणीहि भोः फलानीति श्रुत्वा सत्वरमच्युतः।**
**फलार्थी धान्यमादाय ययौ सर्वफलप्रदः॥ १०**

'ફળ લેજો રે' એમ સાંભળીને (યજ્ઞ, યાગ, જપ, તપ, વ્રત વગેરે) સર્વ પુરુષાર્થોનું ફળ આપનાર (હોવા છતાં) ફળની ઈચ્છાવાળા અચ્યુત શીઘ્ર ધાન્ય લઈને (ફળવાળી પાસે) ગયા. ॥ ૧૦ ॥

तोषणी—सर्वफलप्रदः सर्वपुरुषार्थदोऽपि धान्यमेवादाय ययावेव। न तु स्वल्पहस्तधृतमत्यल्पमिदमिति विचारितवान् बाललीलत्वात्॥ १० ॥)

**'सर्वफलप्रदः'** સર્વ પુરુષાર્થોનું ફળ આપનાર હોવા છતાં ધાન્ય જ લઈને ગયા. બાળલીલાને કારણે નાનકડા શ્રીહસ્તમાં તો અતિ અલ્પ ધાન્ય સમાય, એમ શ્રીબાળકૃષ્ણે વિચાર્યું નહીં. ॥ ૧૦ ॥

**फलविक्रयिणी तस्य च्युतधान्यं करद्वयम्।**
**फलैरपूरयद् रत्नैः फलभाण्डमपूरि च॥ ११**

જેમાંથી અનાજ વેરાતું હતું તે ભગવાનનાં બંને કરકમળને ફળ વેચનારીએ ફળોથી ભરી દીધા અને (શ્રીકૃષ્ણ દ્વારા) ફળોની ટોપલી રત્નોથી ભરી દેવામાં આવી. ॥ ૧૧ ॥

तोषणी—सत्वरगत्या पथ्येव च्युतानि धान्यान्यपि यस्मात्। तदपि अच्युतस्य करद्वयं विक्रयिण्यद्भुतस्नेहफलैर्नानावर्णत्वाद्रत्नाकारैः अपूरयत्। च्युतधान्यकरेणापि अच्युतेन सा संपन्ना कृतेत्याह—स्वयमुद्भूतैः सर्वरत्नैस्तस्याः फलभाण्डं पूर्णमिति॥ ११ ॥

ઉતાવળે દોડવાથી રસ્તામાં જ જેમાંથી (નાનકડાં કરકમળોમાંથી ઘણું ખરું) ધાન્ય વેરાઈ ગયું હતું – તેમ છતાં પણ અચ્યુત ભગવાનનાં તે કરકમળોને ફળ વેચનારીએ (તેમના સ્વરૂપને જોઈને) અદ્‌ભુત સ્નેહથી અપાયેલાં, જુદા જુદા રંગવાળાં હોવાથી રત્નના આકારવાળાં ફળોથી ભરી દીધાં. જેમાંથી ધાન્ય વેરાઈ જતું હતું તેવા કરકમળથી પણ અચ્યુત ભગવાન દ્વારા તે ફળવાળીને ધનવાન બનાવી દેવામાં આવી, એમ કહે છે – સ્વયં ઉત્પન્ન થયેલાં સર્વ રત્નોથી તેની ફળની ટોપલી ભરાઈ ગઈ. ॥ ૧૧ ॥

अथ दामोदरलीलानन्तरैकदिनकृत्यमाह—**सरिदित्यष्टभिः**।

હવે દામોદરલીલા પછીના એક દિવસની લીલાનું આઠ શ્લોકો વડે વર્ણન કરે છે – **'सरित् इति।'**

---

ચિત્સુખાચાર્યજીની ભાગવત પરની વ્યાખ્યા અમને પ્રાપ્ત થઈ નથી. એ મહાન અદ્વૈત વેદાન્તી ૧૩મી સદીમાં થઈ ગયા. ચૌખમ્બાના સંપાદકે આ અગિયાર શ્લોકો ઉપરની 'તોષણી' ટીકા આપી છે, તે અનુસાર અર્થ કરવામાં આવ્યો છે.

**सरित्तीरगतं कृष्णं भग्नार्जुनमथाह्वयत्।**
**रामं च रोहिणी देवी क्रीडन्तं बालकैर्भृशम्॥ १२**

तोषणी—कृष्णं क्रीडाकृष्टचित्तम्। अथेति कात्स्न्र्ये। सर्वैरेव नामभिरित्यर्थः। अत्र रोहिणीति कर्त्रध्याहारो यशोदां प्रेषयामासेत्युत्तरात्। अत्र रामाह्वानमप्यूह्यम्॥ १२॥

**नोपेयातां यदाऽऽहूतौ क्रीडासंगेन पुत्रकौ।**
**यशोदां प्रेषयामास रोहिणी पुत्रवत्सलाम्॥ १३**

तोषणी—ततश्च नोपेति यशोदामिति द्वयोरपि तस्या वात्सल्याधिक्यात्तदाकर्षणसामर्थ्याच्च। तदाह—पुत्रयोर्वात्सल्यमिति॥ १३॥

**क्रीडन्तं सा सुतं बालैरतिवेलं सहाग्रजम्।**
**यशोदाजोहवीत् कृष्णं पुत्रस्नेहस्नुतस्तनी॥ १४**

तोषणी—सातिवत्सला सरामं कृष्णमजोहवीत् पुनःपुनरुच्चैराजुहाव। सरित्तीरे नानोपद्रवशङ्कया स्नपनभोजनाय चेति भावः। तत्र हेत्वन्तरं—स्नुतस्तनीति। अत एवाग्रे स्तनं पिबेति॥ १४॥

श्रीकृष्ण एव रामादीनाकृष्य क्रीडति तदागमने रामोऽप्यायास्यतीति धिया प्रथमं श्रीकृष्ण-माह्वयति—**कृष्णेति**।

જેમણે બે અર્જુનવૃક્ષોને ભાંગી નાખ્યાં તેવા, (યમુના) નદીને કિનારે ગયેલા તથા બાળકો સાથે ખૂબ જ ક્રીડા કરતા શ્રીકૃષ્ણને અને બલરામજીને રોહિણીજીએ બોલાવ્યા. ॥ ૧૨ ॥

રમતમાં આસક્ત છે ચિત્ત જેમનું તે શ્રીકૃષ્ણને – **'अथ'** શબ્દ પૂર્ણતાના અર્થમાં છે. રોહિણીજીએ હે કૃષ્ણ, હે બલરામ – એમ બધાં પૂર્ણ નામોથી બોલાવ્યા. અહીં પ્રેરક કર્તા રોહિણીની સાથે મુખ્ય કર્તા યશોદાજી અધ્યાહાર છે, કારણ કે હવે પછી આગળ એવું વિધાન આવે છે કે રોહિણીએ યશોદાજીને મોકલ્યાં. અહીં બલરામજીને બોલાવ્યા, એ પણ તર્કથી સમજી લેવાનું છે. ॥ ૧૨ ॥

બોલાવ્યા છતાં રમતમાં આસક્તિ હોવાથી બંને પુત્રો આવ્યા નહીં, ત્યારે રોહિણીજીએ પુત્રવત્સલા યશોદાજીને મોકલ્યાં. ॥ ૧૩ ॥

(પુત્રો) આવ્યા નહીં ત્યારે યશોદાજીને મોકલ્યાં. યશોદાજી અને રોહિણીજી એ બંનેમાં યશોદાજીનું વાત્સલ્ય અધિક હોવાથી અને તેઓ બાળકોને આકર્ષવા સમર્થ હોવાથી (યશોદાજીને મોકલ્યાં). તે કહે છે – બંને પુત્રો ઉપર વાત્સલ્યવાળાં યશોદાજીને ॥ ૧૩ ॥ (**उपेति** ને બદલે **उपैति** યોગ્ય છે.)

પુત્ર ઉપર સ્નેહને કારણે દૂધ ઝરતાં સ્તનવાળાં યશોદાજી ખૂબ સમય વીતી ગયો હોવાથી બાળકો સાથે રમતા શ્રીકૃષ્ણને અને સાથે મોટાભાઈને આ પ્રમાણે વારંવાર બોલાવવા લાગ્યાં. ॥ ૧૪ ॥

અતિ પ્રેમાળ યશોદાજી બલરામ સાથે શ્રીકૃષ્ણને **'अजोहवीत्'** વારંવાર મોટેથી બોલાવવા લાગ્યાં. નદીકિનારે અનેક જાતના ઉપદ્રવની શંકાથી અને સ્નાન-ભોજન માટે પણ બોલાવવા લાગ્યાં, એવો ભાવ છે. ત્યાં બીજું કારણ આપે છે – **'स्नुतस्तनी इति।'** (દૂધ ઝરતાં સ્તનોવાળાં યશોદાજી) આથી જ, પહેલાં સ્તનપાન કર, એમ (કહે છે). ॥ ૧૪ ॥

શ્રીકૃષ્ણ જ બલરામ વગેરેને ખેંચીને ક્રીડા કરે છે, એટલે કૃષ્ણ આવશે ત્યારે બલરામ પણ આવશે, એમ વિચારીને પહેલાં શ્રીકૃષ્ણને બોલાવે છે –**'कृष्ण इति।'**

**कृष्ण कृष्णारविन्दाक्ष तात एहि स्तनं पिब।**
**अलं विहारैः क्षुत्क्षान्तः क्रीडाश्रान्तोऽसि पुत्रक॥ १५**

હે કૃષ્ણ, હે કૃષ્ણ, હે કમલનયન, બેટા, આવ, સ્તનપાન કર! રમવાનું બંધ કર. પુત્ર, રમી રમીને તું થાક્યો છે અને ક્ષુધાથી પીડાય છે! ॥ ૧૫ ॥

तोषणी—वीप्सा प्रेम्णा। यद्वा हे क्रीडया सर्वबालाकर्षक। किंच सौन्दर्येणापीत्याह—अरविन्दाक्षेति। कृष्णारविन्दाक्ष नीलोत्पलनेत्रेति वा। स्तनं पिबेति स्तनपाने तत्प्रेमातिशयस्य पिबतस्त्यागे क्रोधातिशयदर्शनेन अनुभूतत्वात् स्नुतस्तनीत्वाच्च॥ १५॥

'હે કૃષ્ણ, કૃષ્ણ' એમ દ્વિરુક્તિ પ્રેમને કારણે છે, અથવા બીજા સંબોધનનો અર્થ – રમતથી સર્વ બાળકોને આકૃષ્ટ કરનાર અને વળી સૌન્દર્યથી પણ સર્વને આકૃષ્ટ કરનાર, એમ કહે છે – '**अरविन्द-अक्ष-इति।**' અથવા '**कृष्ण-अरविन्दाक्ष**' કૃષ્ણ અર્થાત્ નીલ રંગના કમળ જેવાં નેત્રો છે જેનાં (હે નીલકમલનેત્ર)- (બીજા 'કૃષ્ણ' શબ્દને 'અરવિંદ'નું વિશેષણ બનાવાયું છે.) '**स्तनं पिब इति।**' સ્તનપાન કરવામાં અતિશય પ્રેમવાળા બાળકૃષ્ણનો સ્તનપાન કરતાં ત્યાગ કરવામાં તેમનો અતિશય ક્રોધ થયો તેવાં દર્શનથી શ્રીકૃષ્ણના ક્રોધના જ્ઞાનનો અનુભવ થયો હોવાથી યશોદાજીના સ્તનમાંથી દૂધ ઝરતું હતું. ॥ ૧૫ ॥

आह्वानमशृण्वन्तमिव दृष्ट्वा राम एव नूनमेनं रमयतीत्याशयेन द्वाभ्यां राममाह्वयति—**हे रामेति**।

બોલાવ્યા છતાં ન સાંભળતા હોય તેવા શ્રીકૃષ્ણને જોઈને, ચોક્કસ બલરામ જ એને રમાડે છે એમ વિચારીને બલરામને બે શ્લોક દ્વારા બોલાવે છે – '**हे राम इति।**'

**हे रामागच्छ ताताशु सानुजः कुलनन्दन।**
**प्रातरेव कृताहारस्तद् भवान् भोक्तुमर्हति॥ १६**

હે બલરામ, હે કુળનંદન, નાના ભાઈ સાથે જલદી આવ! છેક સવારમાં જેણે અલ્પાહાર કર્યો છે તેવા તમારે હવે ભોજન કરવું જોઈએ. ॥ ૧૬॥

तोषणी—सानुज इति च। अनुजत्वात्त्वदधीन एव स इति भावः॥ १६॥

નાના ભાઈ સાથે (આવ). નાનો ભાઈ હોવાથી (તારું કહ્યું માનશે જ), એવો ભાવ છે. ॥ ૧૬ ॥

उपविष्टपात्रो व्रजनाथस्त्वां विना न भुङ्क्ते इत्याह—**प्रतीक्षत इति**।

ભોજનની થાળી ઉપર બેઠેલા વ્રજરાજ નંદરાયજી તારા વિના જમતા નથી, એમ કહે છે – '**प्रतीक्षते इति।**'

**प्रतीक्षते त्वां दाशार्ह भोक्ष्यमाणो व्रजाधिपः।**
**एह्यावयोः प्रियं धेहि स्वगृहान् यात बालकाः॥ १७**

હે દાર્શાહકુળમાં ઉત્પન્ન થયેલા (બલરામ), જમવા બેઠેલા વ્રજરાજ તારી પ્રતીક્ષા કરે છે. આવ અને અમારા બંનેનું પ્રિય કર. અરે બાળકો, તમે પોતપોતાને ઘરે જાઓ! ॥ ૧૭ ॥

तोषणी—आवयोः पित्रोर्मात्रोर्वा॥ १७॥

'**आवयोः**' અમારા બંનેનું અર્થાત્ માતા-પિતાનું અથવા બંને માતાઓનું (પ્રિય કર). ॥ ૧૭ ॥

**धूलिधूसरिताङ्गस्त्वं पुत्र मज्जनमावह।**
**जन्मर्क्षमद्य भवतो विप्रेभ्यो देहि गाः शुचिः॥ १८**

॥ १८॥

બેટા, ધૂળથી ખરડાયેલા શરીરવાળો તું સ્નાન કરી લે. આજે તારું જન્મનક્ષત્ર છે, (માટે) પવિત્ર થઈ બ્રાહ્મણોને ગોદાન કર. ॥ ૧૮ ॥ ૧૮ ॥

तोषणी—उभौ प्रत्यपि साधारण्येनाह—**पश्येति**।

**पश्य पश्य वयस्यांस्ते मातृमृष्टान् स्वलंकृतान्।**
**त्वं च स्नातः कृताहारो विहरस्व स्वलंकृतः॥ १९**

શ્રીકૃષ્ણ અને બલરામ – બંનેને 'તું જો,' 'તું જો' એમ સાધારણ રીતે કહે છે – **'पश्य इति।'**

જો, માતાઓ દ્વારા સ્નાનાદિથી સ્વચ્છ કરાયેલા અને સારી રીતે અલંકૃત કરાયેલા તારા મિત્રોને જો! તું પણ સ્નાન કરીને વસ્ત્રાલંકાર પહેરીને રમજે. ॥ ૧૯ ॥

तोषणी—पदावृत्तिरुभयं प्रत्युक्तेः सर्वस्याप्यावृत्तिसूचनाय। वीप्सा वा खेदेन। मातृमृष्टान् स्नपनादिना निर्मलीकृतान्॥ १९॥

**'पश्य'** પદની પુનરુક્તિ બંને પ્રત્યે રહેલી છે. સર્વ બાળકોને પણ સૂચના આપવા માટે આવૃત્તિ કરવામાં આવી છે. અથવા ખેદથી દ્વિરુક્તિ છે. **'मातृमृष्टान्'** માતાઓ દ્વારા સ્નાનાદિથી સ્વચ્છ કરાયેલા મિત્રોને (જો). ॥ ૧૯ ॥

उपसंहति—**इत्थमिति**।

**इत्थं यशोदा तमशेषशेखरं**
**मत्वा सुतं स्नेहनिबद्धधीर्नृप।**
**हस्ते गृहीत्वा सहराममच्युतं**
**नीत्वा स्ववाटं कृतवत्यथोदयम्॥ २०**

ઉપસંહાર કરે છે – **'इत्थम् इति।'**

હે રાજા (પરીક્ષિત), પુત્રસ્નેહને કારણે તેનામાં જ વશ થયેલી બુદ્ધિવાળાં એવાં આ પ્રમાણે કહેતાં યશોદાજીએ અખિલ વિશ્વના મુકુટમણિ અચ્યુત શ્રીકૃષ્ણને પુત્ર માનીને બલરામજી સહિત હાથમાં પકડીને પોતાના ગૃહે લઈ જઈને સંપૂર્ણ ઉત્સવ કર્યો. ॥ ૨૦ ॥

तोषणी—अशेषशेखरमपि सुतत्वेनानुभूय अत एव क्रीडन्तमपि हस्ते गृहीत्वा स्ववाटं स्वगृहस्थानं। स्नपनभोजनालंकारादिमङ्गलं जन्मर्क्षमद्येत्युक्तिसत्यापनाय तद्योग्याभ्युदयमेव वा। अथ कार्त्स्न्ये॥ २०॥

અખિલ વિશ્વના મુકુટમણિ હોવા છતાં પણ પુત્ર તરીકે અનુભવીને અને આથી જ ક્રીડા કરતા શ્રીકૃષ્ણને પણ હાથમાં પકડીને **'स्ववाटम्'** પોતાના ગૃહમાં – સ્નાન, ભોજન, અલંકાર વગેરે સર્વ મંગળ કાર્ય (કર્યું) અથવા 'આજે જન્મનક્ષત્ર છે.' એ ઉક્તિ સત્ય કરવા માટે તેને યોગ્ય ઉત્સવ જ કર્યો. **'अथ'** સંપૂર્ણપણે ॥ ૨૦ ॥

रन्तुं वृन्दावनं गन्तुमन्तः कृष्णेन यन्त्रिताः। स्वतन्त्रा इव नन्दाद्या मन्त्रमेतममन्त्रयन्।

શ્રીકૃષ્ણ દ્વારા (મનની) અંદર નિયંત્રિત કરાયેલા નંદાદિ ગોપજનો વૃંદાવનમાં જવા માટે અને રમણ કરવા માટે સ્વતંત્ર હોય તેમ આ પ્રમાણે વિચાર કરવા લાગ્યા.

**गोपवृद्धा महोत्पातानुभूय बृहद्वने।**
**नन्दादयः समागम्य व्रजकार्यममन्त्रयन्॥ २१**

મહાવન ગોકુળમાં મોટા મોટા ઉત્પાતો થતા અનુભવીને નંદ વગેરે વૃદ્ધ ગોપજનો એકઠા થઈને ગોકુળના (હિત માટે) કરવા યોગ્ય હોય તે વિચારવા લાગ્યા. ॥ ૨૧ ॥

व्रजकार्यं गोकुलस्य हितकृत्यम्॥ २१॥

**'व्रजकार्यम्'** ગોકુળના (હિત માટે) કરવા યોગ્ય કાર્યને ॥ ૨૧ ॥

**तत्रोपनन्दनामाऽऽह गोपो ज्ञानवयोऽधिकः ।**
**देशकालार्थतत्त्वज्ञः प्रियकृद् रामकृष्णयोः ॥ २२ ॥ २२ ॥**

ત્યારે બલરામ-શ્રીકૃષ્ણનું પ્રિય કરનાર, સ્થળ, સમય અને પ્રયોજનના તત્ત્વને જાણનાર (જે સ્થળે, જે સમયે, જે પ્રયોજન જે રીતે સિદ્ધ થાય તેનો ઉપાય જાણનાર), જ્ઞાનવૃદ્ધ અને વયોવૃદ્ધ એવા ઉપનંદ નામના ગોવાળે કહ્યું. ॥ ૨૨ ॥ ૨૨ ॥

**उत्थातव्यमितोऽस्माभिर्गोकुलस्य हितैषिभिः ।**
**आयान्त्यत्र महोत्पाता बालानां नाशहेतवः ॥ २३ ॥ २३ ॥**

ગોકુળનું હિત ઇચ્છનારા એવા આપણે અહીંથી અન્યત્ર જવું જોઈએ, (કારણ કે) અહીં બાળકોનો નાશ થવામાં કારણરૂપ એવા મોટા ઉત્પાતો થાય છે. ॥ ૨૩ ॥ ૨૩ ॥

**मुक्तः कथंचिद् राक्षस्या बालघ्न्या बालको ह्यसौ ।**
**हरेरनुग्रहान्नूनमनश्चोपरि नापतत् ॥ २४ ॥ २४ ॥**

બાળઘાતિની રાક્ષસી પૂતનાથી આ બાળક વળી કોઈક રીતે બચ્યો છે અને શ્રીહરિના અનુગ્રહથી જ આના ઉપર ગાડું પડ્યું નહીં. ॥ ૨૪ ॥ ૨૪ ॥

**चक्रवातेन नीतोऽयं दैत्येन विपदं वियत् ।**
**शिलायां पतितस्तत्र परित्रातः सुरेश्वरैः ॥ २५**

ચક્રવાતરૂપ તૃણાવર્ત દૈત્ય દ્વારા પક્ષીઓના વિહારસ્થાન એવા આકાશમાં લઈ જવામાં આવેલો અને પછી શિલા ઉપર પડેલો આ છોકરો (આપણા દ્વારા આરાધિત) દેવો દ્વારા જ રક્ષાયો છે. ॥ ૨૫॥

विपदं वीनां पक्षिणां पदं विहारस्थानम्। वियन्नभः। विगतप्रतिष्ठं वा॥ २५ ॥

**'विपदम्'** વિઃ અર્થાત્ પક્ષી, વીનામ્ એટલે પક્ષીઓનું **'पदम्'** વિહારસ્થાન – **'वियत्'** નભ, આકાશ અથવા જેમાંથી આધાર (માપ) ચાલી ગયો છે તે **'विगतप्रतिष्ठम्'** અનંત આકાશમાં ॥ ૨૫ ॥

**यन्न म्रियेत द्रुमयोरन्तरं प्राप्य बालकः ।**
**असावन्यतमो वापि तदप्यच्युतरक्षणम् ॥ २६**

બે વૃક્ષોની વચ્ચે આવી જઈને પણ આ બાળક શ્રીકૃષ્ણ કે બીજું કોઈ બાળક જે મૃત્યુ ન પામ્યું, તેનું પણ અચ્યુત ભગવાન દ્વારા જ રક્ષણ થયું છે. ॥ ૨૬ ॥

अन्यतमो वा कश्चिद्बालः अच्युतेनैव रक्षणमासीत्॥ २६ ॥

**'अन्यतमो वा'** કે બીજું કોઈ બાળક, તેનું અચ્યુત દ્વારા જ રક્ષણ થયું છે. ॥ ૨૬ ॥

**यावदौत्पातिकोऽरिष्टो व्रजं नाभिभवेदितः ।**
**तावद् बालानुपादाय यास्यामोऽन्यत्र सानुगाः ॥ २७**

ઉત્પાતોથી થનારો અનર્થ જ્યાં સુધીમાં વ્રજનો વિનાશ ન નોતરે, ત્યાં સુધીમાં (ગોધન, પરિવાર અને પરિચારકો સહિત) આપણે બાળકોને લઈને અહીંથી અન્યત્ર ચાલી નીકળીશું. ॥ ૨૭ ॥

अरिष्टोऽनर्थः। इतः स्थानात्॥ २७॥

**'अरिष्टः'** અનર્થ – **'इतः'** આ સ્થાનેથી ॥૨૭॥

**वनं वृन्दावनं नाम पशव्यं नवकाननम् ।**
**गोपगोपीगवां सेव्यं पुण्याद्रितृणवीरुधम् ॥ २८**

પશુઓને માટે હિતાવહ, ગોપ-ગોપી-ગાયોને સેવન કરવા યોગ્ય, પવિત્ર (ગોવર્ધન) પર્વત, (વિપુલ) ઘાસ અને (હરી-ભરી) લતાઓવાળું, અન્ય નવાં નવાં વનવાળું વૃંદાવન નામનું વન છે. ॥ ૨૮ ॥

पशव्यं पशुभ्यो हितम्। नवानि काननान्यवान्तराणि विद्यन्ते यस्मिंस्तत्॥ २८॥

**तत्तत्राद्यैव यास्यामः शकटान् युङ्क्त मा चिरम्।**
**गोधनान्यग्रतो यान्तु भवतां यदि रोचते॥ २९**

॥ २९॥

**तच्छ्रुत्वैकधियो गोपाः साधु साध्विति वादिनः।**
**व्रजान् स्वान् स्वान् समायुज्य ययू रूढपरिच्छदाः॥ ३०**

एकधियो विप्रतिपत्तिरहिताः। व्रजान् शकटव्यूहान्। रूढाः शकटादिष्वारोपिताः परिच्छदा यैस्ते॥ ३०॥

**वृद्धान् बालान् स्त्रियो राजन् सर्वोपकरणानि च।**
**अनस्स्वारोप्य गोपाला यत्ता आत्तशरासनाः॥ ३१**

यत्ताः कृतप्रयत्नाः॥ ३१॥

**गोधनानि पुरस्कृत्य शृंगाण्यापूर्य सर्वतः।**
**तूर्यघोषेण महता ययुः सहपुरोहिताः॥ ३२**

॥ ३२॥

**गोप्यो रूढरथा नूत्नकुचकुंकुमकान्तयः।**
**कृष्णलीला जगुः प्रीता निष्ककण्ठ्यः सुवाससः॥ ३३**

नूत्नैः कुचगतैः कुङ्कुमैः कान्तिर्यासां ताः। नूत्नेषु कुचेषु यत्कुङ्कुमं तेन कान्तिर्यासामिति वा॥ ३३॥

**तथा यशोदारोहिण्यावेकं शकटमास्थिते।**
**रेजतुः कृष्णरामाभ्यां तत्कथाश्रवणोत्सुके॥ ३४**

॥ ३४॥

**'पशव्यम्'** પશુઓને હિતકારી – બીજાં નવાં નવાં વન છે જેમાં તે ॥ ૨૮ ॥

જો આપને રુચે તો આપણે આજે જ ત્યાં જઈએ. ગાડાંઓને (બળદો સાથે) જોડો, વિલંબ ન કરો. આપણી સંપત્તિરૂપ ગાયોને આગળ કરીને પ્રસ્થાન કરો. ॥ ૨૯ ॥ ૨૯ ॥

તે સાંભળીને 'બહુ સારું, બહુ સારું' એમ બોલતા, જેમણે સરસામાન ચડાવી દીધો છે તેવા એકમત થયેલા ગોપજનો પોતપોતાનાં ગાડાંના સમૂહોને જોડીને ગયાં. ॥ ૩૦ ॥

**'एकधियः'** વિરોધ ન હોય તેવા, એકમત થયેલા, **'व्रजान्'** ગાડાંના સમૂહોને, (**'रूढपरिच्छदाः'**) ગાડાં વગેરેમાં સરસામાન ચડાવવામાં આવ્યો છે જેમના દ્વારા તે ગોપજનો ॥ ૩૦ ॥

હે રાજા, જેમના દ્વારા યત્ન (ઉદ્યમ) કરવામાં આવ્યો છે તે ગોપજનો, વૃદ્ધો, બાળકો, સ્ત્રીઓ અને સર્વ સાધનસામગ્રીને ગાડાંઓમાં ચડાવીને ધનુષ્ય ધારણ કરીને (ચાલ્યા). ॥ ૩૧ ॥

**'यत्ताः'** જેમના દ્વારા ઉદ્યમ કરવામાં આવ્યો છે તેઓ ॥ ૩૧ ॥

ગોધનને આગળ કરીને સર્વ તરફ શિંગડીઓ ફૂંકીને મહાન તૂરીનાદપૂર્વક પુરોહિતો સાથે તેઓએ પ્રયાણ કર્યું. ॥ ૩૨ ॥ ૩૨ ॥

વક્ષઃસ્થળ ઉપર લગાડેલાં નવકુંકુમની કાંતિવાળાં, કંઠમાં સુવર્ણપદકવાળી માળાઓ અને સુંદર વસ્ત્રો ધારણ કરેલાં પ્રસન્ન ગોપીજનો રથ પર બેસીને કૃષ્ણલીલા ગાતાં હતાં. ॥ ૩૩ ॥

વક્ષઃસ્થળ ઉપર લગાડેલાં નવકુંકુમની કાંતિ છે જેમની તે ગોપીજનો અથવા નવયૌવનયુક્ત વક્ષઃસ્થળ ઉપર જે કુંકુમ છે તેનાથી કાંતિ છે જેમની તે ગોપીઓ ॥ ૩૩ ॥

શ્રીકૃષ્ણ અને બલરામની સાથે રથમાં બેઠેલાં યશોદાજી અને રોહિણીજી પણ (ખૂબ) શોભતાં હતાં અને તેમની (તેમનાં પરાક્રમોની) ગાથા સાંભળવામાં ઉત્સુક હતાં. ॥ ૩૪ ॥ ૩૪ ॥

**वृन्दावनं संप्रविश्य सर्वकालसुखावहम्।**
**तत्र चक्रुर्व्रजावासं शकटैरर्धचन्द्रवत्॥ ३५**

व्रजावासं गोकुलवसतिस्थानम्॥ ३५॥

સર્વ કાળમાં સુખ આપનાર વૃંદાવનમાં પ્રવેશીને ગાડાંઓથી અર્ધ ચન્દ્ર જેવું મંડળ રચીને ત્યાં ગાયોના ધણને રહેવાનું સ્થાન બનાવ્યું. ॥ ૩૫॥

**'व्रज-आवासम्'** ગાયોના ધણને રહેવાના સ્થાનને બનાવ્યું. ॥ ૩૫ ॥

**वृन्दावनं गोवर्धनं यमुनापुलिनानि च।**
**वीक्ष्यासीदुत्तमा प्रीती राममाधवयोर्नृप॥ ३६**

॥ ३६॥

હે નૃપ, વૃંદાવન, ગોવર્ધન પર્વત અને શ્રીયમુનાજીના કિનારા જોઈ બલરામ અને શ્રીકૃષ્ણને અતિ આનંદ થયો. ॥ ૩૬ ॥ ૩૬ ॥

**एवं व्रजौकसां प्रीतिं यच्छन्तौ बालचेष्टितैः।**
**कलवाक्यैः स्वकालेन वत्सपालौ बभूवतुः॥ ३७**

स्वकालेन तद्योग्यकालेन॥ ३७॥

(મધુર) બાળલીલાઓથી અને મનોરમ કાલી વાણીથી વ્રજજનોને આનંદ આપતા બલરામ અને શ્રીકૃષ્ણ પોતાની યોગ્ય વય થતાં વત્સપાલકો (વાછરડાં ચરાવનારા) બન્યા. ॥ ૩૭ ॥

**'स्वकालेन'** તેમની યોગ્ય વયે ॥ ૩૭॥

कौमारलीलां निरूपयति—**अविदूर** इत्यादिना—

કુમારવયની લીલાનું નિરૂપણ કરે છે – **'अविदूरे इति।'** વગેરે દ્વારા.

**अविदूरे व्रजभुवः सह गोपालदारकैः।**
**चारयामासतुर्वत्सान् नानाक्रीडापरिच्छदौ॥ ३८**

॥ ३८॥

વ્રજભૂમિની પાસે ગોપબાળકોની સાથે (વેણુ, વેત્ર, શૃંગી, દડો વગેરે) જાતજાતનાં રમવાનાં સાધનો છે, જેમનાં તે બંને (શ્રીકૃષ્ણ અને બલરામ ક્રીડા કરતા) વાછરડાં ચરાવવા લાગ્યા. ॥ ૩૮ ॥ ૩૮ ॥

**क्वचिद् वादयतो वेणुं क्षेपणैः क्षिपतः क्वचित्।**
**क्वचित् पादैः किंकिणीभिः क्वचित् कृत्रिमगोवृषैः।**
**वृषायमाणौ नर्दन्तौ युयुधाते परस्परम्॥ ३९**

(બંને ભાઈઓ) ક્યારેક બંસી બજાવતા હતા, ક્યારેક ગોફણથી (બીલાં, આમળાં વગેરે) ફેંકતા હતા, ક્યારેક ઘૂઘરીઓવાળાં ચરણોથી (તાલ આપતા), ક્યારેક (કામળા વગેરે ઓઢીને) ગાય અને બળદનો કૃત્રિમ વેષ ધારણ કરેલા ગોપબાળકો સાથે ગાય-બળદ બનીને તેમના જેવા અવાજ કરીને પરસ્પર યુદ્ધ કરતા હતા. ॥ ૩૯ ॥

**अनुकृत्य रुतैर्जन्तूंश्चेरतुः प्राकृतौ यथा॥ ४०**

(હંસ, મોર વગેરે) પ્રાણીઓની નકલ કરતા અવાજ કરીને સામાન્ય મનુષ્યના બાળકની જેમ વિહાર કરતા હતા. ॥ ૪૦ ॥

क्षेपणैर्बिल्वामलकादि क्षिपतो दूरे चालयतः। किङ्किणीयुक्तैः पादैः क्षिपतस्ताडयतः। वत्सपाला एव द्वित्राः कम्बलादिपिहिता वृषरूपमनुकुर्वन्ति तैः सह स्वयमपि तथैव वृषायमाणौ नर्दन्तौ तदनुकारिशब्दान्कुर्वन्तौ युयुधाते इत्यर्थः॥ ३९॥

**'क्षेपणैः'** બીલાં, આમળાં વગેરે **'क्षिपतः'** દૂર ફેંકતા હતા. ઘૂઘરીઓવાળાં ચરણોથી **'क्षिपतः'** પ્રહાર કરતા હતા (તાલ આપતા હતા). કામળા વગેરે ઓઢેલા બે-ત્રણ ગોપબાળકો જ બળદરૂપે નકલ કરે અને તેમની સાથે સ્વયં તે બંને પણ તે જ પ્રમાણે બળદ બનીને **'नर्दन्तौ'** તેમની નકલ કરીને અવાજ કરતા યુદ્ધ કરતા હતા, એમ અર્થ છે. ॥ ૩૯ ॥

रुतैः शब्दैः। जन्तून् हंसमयूरादीन्॥ ४०॥

**कदाचिद् यमुनातीरे वत्सांश्चारयतोः स्वकैः।**
**वयस्यैः कृष्णबलयोर्जिघांसुर्दैत्य आगमत्॥ ४१**

॥ ४१॥

**तं वत्सरूपिणं वीक्ष्य वत्सयूथगतं हरिः।**
**दर्शयन् बलदेवाय शनैर्मुग्ध इवासदत्॥ ४२**

मुग्ध इवाजानन्निव। आसदत् समीपमागमत् ॥ ४२॥

**गृहीत्वापरपादाभ्यां सहलाङ्गूलमच्युतः।**
**भ्रामयित्वा कपित्थाग्रे प्राहिणोद् गतजीवितम्।**
**स कपित्थैर्महाकायः पात्यमानैः पपात ह॥ ४३**

अपरपादाभ्यां सह लाङ्गूलं यथा भवति तथा गृहीत्वा॥ ४३॥

**तं वीक्ष्य विस्मिता बालाः शशंसुः साधु साध्विति।**
**देवाश्च परिसन्तुष्टा बभूवुः पुष्पवर्षिणः॥ ४४**

॥ ४४॥

**तौ वत्सपालकौ भूत्वा सर्वलोकैकपालकौ।**
**सप्रातराशौ गोवत्सांश्चारयन्तौ विचेरतुः॥ ४५**

सर्वेषां लोकानामेकौ मुख्यौ पालकौ। प्रातराशः प्रातर्भोज्यमन्नं तत्सहितौ॥ ४५॥

**स्वं स्वं वत्सकुलं सर्वे पाययिष्यन्त एकदा।**
**गत्वा जलाशयाभ्याशं पाययित्वा पपुर्जलम्॥ ४६**

अभ्याशं समीपम्॥ ४६॥

**'रुतैः'** અવાજથી હંસ, મોર વગેરે પ્રાણીઓને અનુસરતા હતા. ॥ ૪૦ ॥

કોઈ એક સમયે યમુનાજીના કિનારે પોતાના મિત્રો સાથે વાછરડાં ચરાવતા શ્રીકૃષ્ણ અને બલરામજીને મારી નાખવા ઈચ્છતો એક દૈત્ય આવ્યો. ॥ ૪૧ ॥ ૪૧ ॥

વાછરડાનું રૂપ લઈ વાછરડાંના ટોળામાં ઘૂસી ગયેલા તેને જોઈને બલદેવજીને (ઈશારાથી) દેખાડતા શ્રીહરિ કંઈ જાણતા ન હોય તેમ ધીરે ધીરે તેની પાસે ગયા. ॥ ૪૨॥

**'मुग्धः इव'** જાણતા ન હોય તેમ **'आसदत्'** પાસે ગયા. ॥ ૪૨॥

પૂંછડા સહિત બંને પાછલા પગથી પકડી (ગોળ ગોળ) ઘુમાવીને પ્રાણરહિત થયેલા તેને અચ્યુત ભગવાને કોઠાના વૃક્ષની ઉપર ફગાવી દીધો. પ્રચંડ કાયાવાળો તે દૈત્ય, પાડવામાં આવતા કોઠાનાં ફળો સાથે જ (નીચે) પડ્યો. ॥ ૪૩ ॥

પૂંછડા સહિત પાછલા પગથી જે રીતે પકડાય તેમ પકડીને ॥ ૪૩ ॥

તે જોઈને આશ્ચર્ય પામેલાં બાળકો 'અદ્ભુત, અદ્ભુત!' પોકારી ઊઠ્યાં અને દેવો પણ પુષ્પવૃષ્ટિ કરતા અતિ સંતુષ્ટ થઈ ગયા. ॥ ૪૪ ॥ ૪૪ ॥

સંપૂર્ણ વિશ્વના મુખ્ય પાલક એવા તે બંને (શ્રીકૃષ્ણ અને બલરામ) વાછરડાંના પાલક થઈ પ્રાતઃકાળની (મંગળભોગની) સામગ્રી સાથે રાખીને ગાયોનાં વાછરડાંઓને ચરાવતા (વનમાં) વિચરતા હતા. ॥ ૪૫ ॥

સંપૂર્ણ લોકના **'एकौ'** મુખ્ય પાલકો – **'प्रातराशः'** પ્રાતઃકાળે ભોજન કરવા યોગ્ય અન્નસામગ્રી, તેની સાથે ॥ ૪૫ ॥

એક દિવસ (શ્રીકૃષ્ણ, બલરામ વગેરે) સર્વ ગોપબાળકો પોતપોતાના વાછરડાંઓના ધણને પાણી પિવડાવવા માટે (ગયા). જળાશયની પાસે જઈને તેમને પાણી પિવડાવી પોતે પણ પીધું. ॥ ૪૬ ॥

**'अभ्याशम्'** પાસે ॥ ૪૬ ॥

**ते तत्र ददृशुर्बाला महासत्त्वमवस्थितम् ।**
**तत्रसुर्वज्रनिर्भिन्नं गिरेः शृंगमिव च्युतम् ॥ ४७**

॥ ४७ ॥

ત્યાં (જળાશયના તીરે) તે બાળકોએ (ઈન્દ્રના) વજથી કપાઈને પડેલા પર્વતના શિખર જેવું એક મોટું પ્રાણી ઊભેલું જોયું અને તેઓ ભયભીત થઈ ગયા. ॥ ૪૭ ॥ ૪૭ ॥

**स वै बको नाम महानसुरो बकरूपधृक् ।**
**आगत्य सहसा कृष्णं तीक्ष्णतुण्डोऽग्रसद् बली ॥ ४८**

॥ ४८ ॥

બગલાનું રૂપ ધારણ કરેલો, તીક્ષ્ણ ચાંચવાળો, બળવાન બક નામનો તે મહાન અસુર એકદમ આવીને શ્રીકૃષ્ણને ગળી ગયો. ॥ ૪૮ ॥ ૪૮ ॥

**कृष्णं महाबकग्रस्तं दृष्ट्वा रामादयोऽर्भकाः ।**
**बभूवुरिन्द्रियाणीव विना प्राणं विचेतसः ॥ ४९**

પ્રાણ વિના ઈન્દ્રિયો અચેતન થઈ જાય તેમ પ્રચંડ બગલા દ્વારા શ્રીકૃષ્ણને ગ્રસ્ત થયેલા જોઈને બલરામજી જેમનામાં મુખ્ય છે તે બાળકો બેભાન થઈ ગયા. ॥ ૪૯ ॥

राम आदिर्येषां ते न तु रामः ॥ ४९ ॥

બલરામજી જેમનામાં મુખ્ય છે તે બાળકો (બેભાન થયા), પણ બલરામજી નહીં. ॥ ૪૯ ॥

**तं तालुमूलं प्रदहन्तमग्निवद्**
**गोपालसूनुं पितरं जगद्गुरोः ।**
**चच्छर्द सद्योऽतिरुषाऽक्षतं बक-**
**स्तुण्डेन हन्तुं पुनरभ्यपद्यत ॥ ५०**

॥ ५० ॥

જગદ્‌ગુરુ (બ્રહ્માજી)ના પિતા (અને લીલાથી) ગોપાલ નંદરાયજીના પુત્ર (બનેલા), બકાસુરના તાળવાના મૂળને અગ્નિની જેમ અત્યંત બાળતા તે શ્રીકૃષ્ણને તેણે બહાર કાઢી નાખ્યા અને શ્રીકૃષ્ણ પ્રભુને વ્રણરહિત (અક્ષત) જોઈને બકાસુર ચાંચથી મારવા માટે ફરી પાછો અત્યંત ક્રોધથી દોડ્યો. ॥ ૫૦ ॥ ૫૦ ॥

**तमापतन्तं स निगृह्य तुण्डयो-**
**र्दोर्भ्यां बकं कंससखं सतां पतिः ।**
**पश्यत्सु बालेषु ददार लीलया**
**मुदावहो वीरणवद् दिवौकसाम् ॥ ५१**

સાધુઓના રક્ષક અને દેવોને આનંદ આપનાર તે શ્રીકૃષ્ણે વેગથી ધસી આવતા એવા કંસના મિત્ર બકાસુરને તેની બંને ચાંચને બંને હાથથી પકડીને બાળકોના દેખતાં જ વીરણ નામના ઘાસની જેમ અનાયાસે ચીરી નાખ્યો. ॥ ૫૧ ॥

तुण्डयोश्चञ्च्वोः । वीरणवदग्रन्थितृण-विशेषवत् ॥ ५१ ॥

**'तुण्डयोः'** બંને ચાંચને – **'वीरणवत्'** ગાંઠ વગરના વિશિષ્ટ પ્રકારના વીરણ નામના ઘાસની જેમ (ચીરી નાખ્યો). ॥ ૫૧ ॥

**तदा बकारिं सुरलोकवासिनः**
**समाकिरन् नन्दनमल्लिकादिभिः ।**
**समीडिरे चानकशंखसंस्तवै-**
**स्तद् वीक्ष्य गोपालसुता विसिस्मिरे ॥ ५२**

તે સમયે સુરલોકનિવાસી સુરસમુદાયે નંદનવનમાં ચમેલી વગેરે પુષ્પોથી બકાસુરના શત્રુ શ્રીકૃષ્ણને ઢાંકી દીધા તથા નગારાં અને શંખધ્વનિ સહિત સ્તુતિ કરી. તે જોઈને ગોપબાળકો આશ્ચર્ય પામ્યા. ॥ ૫૨ ॥

समीडिरे तुष्टुवुः । आनकैः शङ्खैरन्यैश्च संस्तवैः सह ॥ ५२ ॥

**'समीडिरे'** સ્તુતિ કરી – નગારાં, શંખ અને અન્ય ધ્વનિ સહિત સ્તોત્રોથી ॥ ૫૨ ॥

**मुक्तं बकास्यादुपलभ्य बालका**
**रामादयः प्राणमिवैन्द्रियो गणः।**
**स्थानागतं तं परिरभ्य निर्वृताः**
**प्रणीय वत्सान् व्रजमेत्य तज्जगुः॥ ५३**

स्वस्थानमागतं प्राणमिव कृष्णम्। प्रणीय एकीकृत्य॥ ५३॥

**श्रुत्वा तद् विस्मिता गोपा गोप्यश्चातिप्रियादृताः।**
**प्रेत्यागतमिवौत्सुक्यादैक्षन्त तृषितेक्षणाः॥ ५४**

अतिप्रियेण प्रीत्या आदृताः सादराः प्रेत्यागतमिव लोकान्तरादागतमिव। तृषितान्यतृप्ता-न्यमृतं पिबन्तीवेक्षणानि येषां ते॥ ५४॥

**अहो बतास्य बालस्य बहवो मृत्यवोऽभवन्।**
**अप्यासीद् विप्रियं तेषां कृतं पूर्वं यतो भयम्॥ ५५**

अहो बतेत्यादिश्लोकत्रयस्य इति नन्दादय इत्यनेनान्वयः। अपि एवमपि तेषामेवानिष्टमासीत्। यतस्तैः पूर्वमन्येषां भयं कृतम्॥ ५५॥

**अथाप्यभिभवन्त्येनं नैव ते घोरदर्शनाः।**
**जिघांसयैनमासाद्य नश्यन्त्यग्नौ पतंगवत्॥ ५६**

अथ घोरदर्शना अपि नाभिभवन्ति न धर्षयन्ति॥ ५६॥

**अहो ब्रह्मविदां वाचो नासत्याः सन्ति कर्हिचित्।**
**गर्गो यदाह भगवानन्वभावि तथैव तत्॥ ५७**

જેમ પોતાને સ્થાને આવી ગયેલા પ્રાણને પ્રાપ્ત કરીને ઇન્દ્રિયોનો સમૂહ સ્વસ્થ થાય છે, તેમ બકાસુરના મુખથી મુક્ત થયેલા શ્રીકૃષ્ણને પ્રાપ્ત કરીને બલરામજી વગેરે બાળકો તેમને ભેટીને આનંદિત થયા અને પોતાના વાછરડાં એકઠાં કરી વ્રજમાં આવીને (સર્વને બકાસુરવધની) તે કથા કહેવા લાગ્યા. ॥ ૫૩ ॥

જેમ પોતાને સ્થાને આવી ગયેલા પ્રાણને તેમ શ્રીકૃષ્ણને – '**प्रणीय**' એકઠાં કરીને ॥ ૫૩ ॥

તે સાંભળીને ગોપ-ગોપીઓ આશ્ચર્ય પામ્યાં. અતિ પ્રેમથી આદરવાળા તેઓ શ્રીકૃષ્ણ પરલોક સિધાવીને પાછા આવ્યા હોય તેમ અતૃપ્ત નેત્રે આતુરતાથી જોઈ રહ્યાં. ॥ ૫૪ ॥

અતિ પ્રેમથી '**आदृताः**' આદરવાળા તેઓ, '**प्रेत्य-आगतम्-इव**' પરલોકથી આવ્યા હોય તેમ, '**तृषितानि**' અતૃપ્ત નેત્રે અમૃત પીતાં હોય તેવાં નેત્રો છે જેમનાં તે ગોપ-ગોપીઓ ॥ ૫૪ ॥

અહો! આશ્ચર્ય છે કે આ બાળકના મૃત્યુનાં અનેક કારણો બન્યાં! (જેઓ આ બાળકનું અનિષ્ટ કરવા આવ્યા) તેમનું જ અનિષ્ટ થયું, કારણ કે પૂર્વે તેમના દ્વારા અનિષ્ટ કરવામાં આવ્યું હશે. ॥ ૫૫ ॥

'**अहो बत**' ઈત્યાદિ ત્રણ શ્લોકોનો '**इति नन्दादयः**' એ શ્લોક સાથે સંબંધ છે. '**अपि**' આમ, તેમનું જ અનિષ્ટ થયું, કારણ કે તેમના દ્વારા પૂર્વે બીજાઓનું અનિષ્ટ કરવામાં આવ્યું હશે. ॥ ૫૫ ॥

ભયંકર દેખાવવાળા (દર્શનમાત્રથી પ્રાણ હરી લે તેવા) હોવા છતાં આ બાળકનો વાળ પણ વાંકો કરી શક્યા નથી. આને મારવાની ઈચ્છાથી આવીને અગ્નિમાં પતંગિયાની જેમ નાશ પામ્યા છે. ॥ ૫૬॥

ભયંકર દેખાવવાળા હોવા છતાં '**न-अभिभवन्ति**' ધૃષ્ટતા કરી શક્યા નહીં. ॥ ૫૬ ॥

અહો! બ્રહ્મવેત્તાઓની વાણી કદી અસત્ય થતી નથી. ભગવાન ગર્ગાચાર્યે જે કહ્યું હતું તે પ્રમાણે જ આપણે અનુભવ્યું છે. ॥ ૫૭ ॥

गर्गो यदाह—'तस्मान्नन्दात्मजोऽयं ते नारायणसमो गुणैः।' इत्यादि॥ ५७॥

ગર્ગાચાર્યે જે કહ્યું હતું – 'માટે હે નંદરાયજી, તમારો આ પુત્ર ગુણો (ભક્તવાત્સલ્યાદિ)થી નારાયણ સમાન છે.' વગેરે ॥ ૫૭ ॥ (શ્રીમદ્ ભા.૧૦/૮/૧૯)

**इति नन्दादयो गोपाः कृष्णरामकथां मुदा।**
**कुर्वन्तो रममाणाश्च नाविन्दन् भववेदनाम्॥ ५८**

॥ ५८॥

આમ, શ્રીકૃષ્ણ અને બલરામજીની કથા આનંદપૂર્વક કહેતા અને તે બંનેમાં જ રચ્યાપચ્યા રહેતા નંદરાયજી વગેરે ગોપજનો સંસારની વેદના પામતા ન હતા. ॥ ૫૮ ॥ ૫૮ ॥

**एवं विहारैः कौमारैः कौमारं जहतुर्व्रजे।**
**निलायनैः सेतुबन्धैर्मर्कटोत्प्लवनादिभिः॥ ५९**

॥ ५९॥

આમ, શ્રીકૃષ્ણ અને બલરામજીએ કુમારાવસ્થાની સંતાકૂકડી, સેતુનિર્માણ, વાંદરાની જેમ ઊછળકૂદ કરવી વગેરે વિશિષ્ટ ક્રીડાઓ કરીને વ્રજમાં પોતાની કુમારાવસ્થા વ્યતીત કરી. ॥ ૫૯ ॥ ૫૯ ॥

वत्सयूथगतं हत्वा वत्सदम्भासुरं हरिः।
मुनियूथगतं चाहन्नग्रण्यं दम्भिनां बकम्॥ १

વાછરડાંના ધણમાં રહેલા દંભરૂપી વત્સાસુરને હણીને શ્રીહરિએ મુનિજનોના સમૂહમાં રહેલા દંભીઓના મુખ્ય બકને પણ હણ્યો. ॥ ૧ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे पूर्वार्धे वत्सबकवधो नामैकादशोऽध्यायः॥ ११॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे श्रीधरस्वामिविरचितायां
भावार्थदीपिकायां टीकायामेकादशोऽध्यायः॥ ११॥

*****

# अथ द्वादशोऽध्यायः

## અઘાસુરનો ઉદ્ધાર

द्वादशे तु महासर्पवपुर्धरमघासुरम्।
वत्सपालगिलं क्रुद्धो गलेऽहन्निति वर्ण्यते॥ १

વિરાટ અજગરનું શરીર ધારણ કરનાર અઘાસુર, જે વાછરડાં ચરાવનારા ગોપબાળકોને ગળી ગયો હતો, તેની ઉપર ક્રોધે ભરાયેલા શ્રીકૃષ્ણે તેના ગળામાં (પ્રવેશ કરી તેને) હણ્યો હતો, તે કથા બારમા અધ્યાયમાં વર્ણવવામાં આવે છે. ॥ ૧ ॥

महाबकगलक्रीडा केवलस्य न कौतुकम्।
इतीवाघासुरमुखे ससखः प्राविशद्धरिः॥ २

મહાન બકાસુરના ગળામાં કરેલી ક્રીડા એ કેવળ શ્રીકૃષ્ણનું આશ્ચર્યજનક કૃત્ય ન હોય તેમ અઘાસુરના મુખમાં શ્રીહરિએ પોતાના સખાઓ સહિત પ્રવેશ કર્યો. ॥ ૨ ॥

**श्रीशुक उवाच**

**क्वचिद् वनाशाय मनो दधद् व्रजात्**
**प्रातः समुत्थाय वयस्यवत्सपान्।**
**प्रबोधयञ्छृंगरवेण चारुणा**
**विनिर्गतो वत्सपुरःसरो हरिः॥ १**

**શ્રીશુકદેવજી બોલ્યા** – કોઈ એક વખત વનભોજન કરવા માટે મનોરથ સેવતા શ્રીહરિ પ્રાતઃકાળે ઊઠીને વત્સપાલ સખાઓને શૃંગીના મનોહર ધ્વનિથી જગાડતા, વાછરડાંને આગળ કરીને વ્રજમાંથી (વનમાં) ચાલી નીકળ્યા. ॥ ૧ ॥

क्वचित्कदाचिद्वनाशाय वने एव प्रथमं भोजनं कर्तुम्॥ १॥

'**क्वचित्**' કોઈ એક વખત વનભોજન માટે – વનમાં જ પ્રથમ ભોજન કરવા માટે (ચાલી નીકળ્યા.) ॥ ૧ ॥

**तेनैव साकं पृथुकाः सहस्रशः**
**स्निग्धाः सुशिग्वेत्रविषाणवेणवः।**
**स्वान् स्वान् सहस्रोपरिसंख्ययान्वितान्**
**वत्सान् पुरस्कृत्य विनिर्ययुर्मुदा॥ २**

તે શૃંગીના નાદ સાથે જ (અથવા શ્યામસુંદરની સાથે જ) તેમના પ્રેમી હજારો ગોપબાળકો સુંદર સુંદર શીકાં, શિંગડી, વેણુ અને વેત્ર લઈને હજારોથી પણ વધુ સંખ્યાવાળાં પોતપોતાનાં વાછરડાંને આગળ કરીને આનંદપૂર્વક જવા લાગ્યા. ॥ ૨ ॥

तेनैव शृङ्गरवेण श्रीकृष्णेन वा सह। पृथुका बालाः स्निग्धाः स्नेहयुक्ताः। शिक् शिक्यम्। रम्याः शिग्वेत्रादयो येषां ते। सहस्राधिकसंख्या-युक्तान्वत्सान्॥ २॥

'**तेन-एव**' તે શિંગડીના નાદ સાથે જ અથવા તે શ્રીકૃષ્ણની સાથે જ – '**पृथुकाः**' બાળકો – '**स्निग्धाः**' સ્નેહવાળા – '**शिक्**' **शिक्यम्** શીકું – સુંદર શીકાં, વેત્ર વગેરે જેમનાં છે તે ગોપબાળકો, સહસ્રથી પણ વધારે સંખ્યાવાળાં વાછરડાંઓને ॥ ૨ ॥

**कृष्णवत्सैरसंख्यातैर्यूथीकृत्य स्ववत्सकान्।**
**चारयन्तोऽर्भलीलाभिर्विजह्रुस्तत्र तत्र ह॥ ३**
॥ ३ ॥

શ્રીકૃષ્ણનાં અસંખ્ય વાછરડાંઓ સાથે પોતાનાં વાછરડાં ભેગાં કરીને તેમને ચારતા તે સર્વે ત્યાં (શ્રીયમુનાપુલિન ઉપર તથા ગોવર્ધન પર્વત ઉપર) બાળક્રીડા સહિત (હર્ષપૂર્વક) વિહાર કરવા લાગ્યા. ॥ ૩ ॥ ૩ ॥

**फलप्रवालस्तबकसुमनःपिच्छधातुभिः ।**
**काचगुंजामणिस्वर्णभूषिता अप्यभूषयन्॥ ४**

(પોતપોતાની માતાઓ દ્વારા) કાચ, ચણોઠી, મણિ અને સુવર્ણથી શણગારાયા હોવા છતાં તેઓ પોતાને ફળ, નવપલ્લવ, પુષ્પગુચ્છ, પુષ્પ, મયૂરપિચ્છ અને પર્વતીય ધાતુઓથી શણગારતા હતા. ॥ ૪ ॥

काचादिभिः पूर्वं मातृभिर्भूषिता अपि फलादिभिरात्मानमभूषयन्नित्यर्थः॥ ४॥

કાચ વગેરેથી પૂર્વે માતાઓ દ્વારા શણગારાયા હોવા છતાં ફળ વગેરેથી પોતાને શણગારતા હતા, એમ અર્થ છે. ॥ ૪ ॥

**मुष्णन्तोऽन्योन्यशिक्यादीन् ज्ञातानाराच्च चिक्षिपुः।**
**तत्रत्याश्च पुनर्दूराद्धसन्तश्च पुनर्ददुः॥ ५**

એકબીજાનાં શીકાં વગેરે ચોરતા તેઓ (શીકાં ચોરાયાં છે, તેવી તેના માલિકને જાણ થાય ત્યારે) જાણવામાં આવેલાં તે શીકાં વગેરેને દૂરથી જ (બીજા પાસે) ફેંકી દેતા. ત્યાં રહેલા બીજા ગોવાળો દૂરથી ફરી (ત્રીજાની પાસે) ફેંકે. (આમ) વિનોદ કરતા તેઓ (તે શીકાં વગેરે માલિકને) પાછા આપી દેતા હતા. ॥ ૫ ॥

मुष्णन्तश्चोरयन्तः॥ ५॥

'**मुष्णन्तः**' ચોરતા ગોપબાળકો ॥ ૫ ॥

**यदि दूरं गतः कृष्णो वनशोभेक्षणाय तम्।**
**अहं पूर्वमहं पूर्वमिति संस्पृश्य रेमिरे॥ ६**

વનશ્રી નિહાળવા માટે જો શ્રીકૃષ્ણ દૂર ગયા હોય તો 'પહેલાં હું, પહેલાં હું (પકડી લઉં.)' એમ કહીને શ્રીકૃષ્ણને પકડીને તેમને (આલિંગન કરીને) તેઓ આનંદ પામતા હતા. ॥ ૬ ॥

यदि दूरं गतः कृष्णो भवति तर्हि॥ ६॥

જો શ્રીકૃષ્ણ દૂર ગયા હોય તો ॥ ૬ ॥

**केचिद् वेणून् वादयन्तो ध्मान्तः शृंगाणि केचन।**
**केचिद् भृङ्गैः प्रगायन्तः कूजन्तः कोकिलैः परे॥ ७**

કેટલાક ગોપબાળકો વેણુ વગાડતા, તો કોઈ કોઈ ફૂંક મારીને શિંગડીઓ વગાડતા હતા. કેટલાક ભમરાઓ સાથે ગુંજારવ કરતા, તો બીજા કોઈ કોયલો સાથે ટહુકા કરતા હતા. ॥ ૭ ॥

**विच्छायाभिः प्रधावन्तो गच्छन्तः साधु हंसकैः।**
**बकैरुपविशन्तश्च नृत्यन्तश्च कलापिभिः॥ ८**

કેટલાક પક્ષીઓની છાયા સાથે દોડતા, કોઈક હંસો સાથે સુંદર ગતિથી ચાલતા, કેટલાક ગોપબાળકો બગલાઓની સાથે (આંખ બંધ કરીને) બેસતા, તો કેટલાક વળી મયૂરો સાથે નૃત્ય કરતા. ॥ ૮ ॥

**विकर्षन्तः कीशवालानारोहन्तश्च तैर्द्रुमान्।**
**विकुर्वन्तश्च तैः साकं प्लवन्तश्च पलाशिषु॥ ९**

કેટલાક (ગોપબાળકો) વાનર(બાળને અથવા તેમ)ની પૂંછડીને ખેંચતા તેમની સાથે ઝાડ પર ચઢી જતા, તો કોઈ કોઈ વાંદરાની સાથે તેમની નકલ ઉતારતા અને કેટલાક વાંદરાં સાથે વૃક્ષો ઉપર કૂદતા. ॥ ૯ ॥

**साकं भेकैर्विलंघन्तः सरित्प्रस्त्रवसम्प्लुताः।**
**विहसन्तः प्रतिच्छायाः शपन्तश्च प्रतिस्वनान्॥ १०**

દેડકાં સાથે કૂદતા (શ્રીયમુના) નદીના પ્રવાહમાં નાહતા, પડછાયાને જોઈને હસતા અને કેટલાક પોતાનો પ્રતિધ્વનિ સાંભળીને આક્રોશ કરતા. ॥ ૧૦ ॥

ध्मान्तो वादयन्तः। भृङ्गैः सह॥ ७॥ विच्छायाभिः पक्षिच्छायाभिः। कलापिभिर्मयूरैः॥ ८॥ कीशवालान् वृक्षशाखासु लम्बमानानि वानरलाङ्गूलान्याकर्षन्तो लाङ्गूलममुञ्चन्तस्तैः सह द्रुमानारोहन्तः। विकुर्वन्तो दन्तदर्शनभ्रूविजृम्भादिभिस्तैः सह विकारान्कुर्वन्तः। पलाशिषु वृक्षेषु प्लवन्तः शाखायाः शाखान्तरमुद्गच्छन्तः॥ ९॥ प्रतिच्छायाः प्रतिबिम्बानि॥ १०॥

**'ध्मान्तः'** ફૂંક મારીને વગાડતા હતા – ભમરાઓની સાથે ॥ ૭ ॥ **'विच्छायाभिः'** પક્ષીઓની છાયા સાથે – **'कलापिभिः'** મયૂરો સાથે ॥ ૮ ॥ વૃક્ષની ડાળીઓમાં લટકતી **'कीशवालान्'** વાંદરાંઓની પૂંછડીઓને ખેંચતા, પૂંછડીને પકડીને તે વાંદરાંઓ સાથે વૃક્ષો પર ચઢી જતા – **'विकुर्वन्तः'** દાંતિયા કાઢવા, ભમ્મરો તાણવી વગેરે નકલ ઉતારવા દ્વારા તેમની સાથે ચાળા કરતા. **'पलाशिषु'** વૃક્ષો ઉપર **'प्लवन्तः'** એક શાખાથી બીજી શાખા ઉપર કૂદકા મારતા ॥ ૯ ॥ **'प्रतिच्छायाः'** પડછાયાઓને ॥ ૧૦ ॥

ताननतिविस्मितः श्लोकद्वयेनाभिनन्दति— **इत्थमिति।**

અતિશય વિસ્મય પામેલા (શ્રીશુકદેવજી) તે ગોપબાળકોની બે શ્લોક દ્વારા પ્રશંસા કરે છે – **'इत्थम् इति।'**

**इत्थं सतां ब्रह्मसुखानुभूत्या**
**दास्यं गतानां परदैवतेन।**
**मायाश्रितानां नरदारकेण**
**साकं विजह्रुः कृतपुण्यपुंजाः॥ ११**

सतां विदुषां ब्रह्म च तत्सुखं चानुभूतिश्च तया। स्वप्रकाशपरमसुखेनेत्यर्थः। भक्तानां परदैवतेनात्मप्रदेन नाथेन मायाश्रितानां तु नरदारकतया प्रतीयमानेन सह विजह्रुः। कृतानां पुण्यानां पुञ्जा राशयो येषां ते। ब्रह्मविदां तदनुभव एव भक्तानामतिगौरवेणैव भजनम्। एते तु तेन सह सख्येन विजह्रुः। अहो भाग्यमिति भावः॥ ११॥

જ્ઞાની સંતોને પરમ સુખના અનુભવરૂપ પરબ્રહ્મસ્વરૂપે જણાતા, દાસત્વ પામેલા (પરમ ભાગવત)જનોને (આત્માનું દાન કરનાર) પરમ આરાધ્ય ઈષ્ટદેવરૂપે જણાતા અને માયાનો આશ્રય કરનારા (અજ્ઞાની)જનોને મનુષ્યના બાળકરૂપે પ્રતીત થતા ભગવાન સાથે સુકૃતોરૂપ પુણ્યપુંજવાળા ગોપબાળકો વિહાર કરતા હતા. ॥ ૧૧ ॥

**'सताम्'** જ્ઞાની સંતોને પરબ્રહ્મસ્વરૂપ તથા તે પરબ્રહ્મસ્વરૂપના સુખ અને તેની અનુભૂતિ, તે અનુભૂતિથી અર્થાત્ સ્વપ્રકાશ પરમસુખાનુભૂતિરૂપ પરબ્રહ્મસ્વરૂપે, એમ અર્થ છે. ભગવદ્ભક્તોને આત્માનું દાન કરનાર પરમ આરાધ્ય ઈષ્ટદેવતા સ્વામીસ્વરૂપે, માયાનો આશ્રય કરનારા (અજ્ઞાની)જનોને મનુષ્યના બાળકરૂપે પ્રતીત થતા ભગવાન સાથે (ગોપબાળકો) વિહાર કરતા હતા. સુકૃતોરૂપ કરેલાં પુણ્યોના **'पुञ्जाः'** ઢગલા છે જેમના તે ગોપબાળકો. બ્રહ્મવેત્તાઓનો તે અનુભવ એ જ ભક્તોનું અતિગૌરવપૂર્વક કરવામાં આવેલું ભજન છે. આ ગોપબાળકો તો તે શ્રીકૃષ્ણની સાથે વિહાર કરતા હતા. તેમનું અહોભાગ્ય છે, એવો ભાવ છે. ॥ ૧૧ ॥

**यत्पादपांसुर्बहुजन्मकृच्छ्रतो**
**धृतात्मभिर्योगिभिरप्यलभ्यः ।**
**स एव यद्दृग्विषयः स्वयं स्थितः**
**किं वर्ण्यते दिष्टमतो व्रजौकसाम्॥ १२**

बहुजन्मभिः कृच्छ्रेण धृत आत्मा मनो यैस्तैरपि॥ १२॥

અનેક જન્મો દ્વારા કષ્ટપૂર્વક (અનુષ્ઠાન કરાયેલાં જપ, વ્રત, તપ, સમાધિ વગેરેથી) જેમનું મન વશ કરાયું છે તેવા યોગીજનો દ્વારા પણ જેમની ચરણરેણુ પ્રાપ્ત કરી શકાતી નથી, તે જ ભગવાન સ્વયં જેમની દૃષ્ટિનો વિષય બનતા હતા (પ્રત્યક્ષ દર્શન દેતા રહેતા હતા), તેથી એવા વ્રજવાસીઓના ભાગ્યને કેવી રીતે વર્ણવી શકાય? ॥ ૧૨ ॥

અનેક જન્મો દ્વારા કષ્ટપૂર્વક (અનુષ્ઠાન કરાયેલાં જપ, વ્રત, તપ, સમાધિ વગેરેથી) વશ કરવામાં આવ્યું છે **'आत्मा'** મન જે યોગીજનો વડે, તેમના દ્વારા પણ ॥ ૧૨ ॥

**अथाघनामाभ्यपतन्महासुर-**
**स्तेषां सुखक्रीडनवीक्षणाक्षमः।**
**नित्यं यदन्तर्निजजीवितेप्सुभिः**
**पीतामृतैरप्यमरैः प्रतीक्ष्यते॥ १३**

પછી તેમની (શ્રીકૃષ્ણ અને ગોપબાળકોની) સુખપૂર્ણ ક્રીડા જોવી જેને માટે અસહ્ય છે તે અઘ નામનો મહાન અસુર અચાનક ધસી આવ્યો. અમૃતપાન કરનારા હોવા છતાં પોતાનું જીવન ઈચ્છતા એવા (તેનાથી મૃત્યુ થવાના ભયવાળા) દેવો દ્વારા તે અઘાસુર, જેના છિદ્રની–નાશની નિત્ય પ્રતીક્ષા કરવામાં આવતી હતી (કે તે કેવી રીતે અને ક્યારે મરશે). ॥ ૧૩ ॥

सुखक्रीडनवीक्षणे न क्षमा यस्य सः। कथंभूतः। यस्यान्तरन्तरं छिद्रं पीतामृतैरपि ततो मृत्युभीतैरमरैः प्रतीक्ष्यते कथं मरिष्यति कदा वेति। यद्वा कथंभूतं सुखक्रीडनम्। यदन्तर्हृदये अमरैः प्रतीक्ष्यते विचिन्त्यते पीतामृतैरपि पुनर्निजजीवितेप्सुभिः। अयं भावः— नामृतपानमात्रेण जीवनं सफलं भवति, किंतु भगवल्लीलानुस्मरणेनेति तदेव नित्यमन्तश्चिन्त्यत इति॥ १३॥

સુખપૂર્ણ ક્રીડા જોવી જેને માટે અસહ્ય છે તે અઘાસુર. કેવો? જેના **'अन्तः'** છિદ્ર અર્થાત્ મરણની પ્રતીક્ષા કરવામાં આવતી હતી. અમૃતપાન કર્યું હોવા છતાં તેનાથી મૃત્યુ થવાના ભયવાળા દેવો દ્વારા તે કેવી રીતે અને ક્યારે મરશે. અથવા સુખપૂર્ણ લીલા કેવી? દેવો દ્વારા **'अन्तः'** હ્દયમાં જેનું **'प्रतीक्ष्यते'** ચિંતન કરવામાં આવે છે. અમૃતપાન કર્યું હોવા છતાં પણ પુનઃ પોતાના જીવનને ટકાવી રાખવા ઈચ્છતા દેવો દ્વારા (સુખપૂર્ણ બાળલીલાનું સ્મરણ કરવામાં આવે છે.) ભાવ આ પ્રમાણે છે – કેવળ અમૃતપાનથી જીવન સફળ થતું નથી, પરંતુ ભગવાનની લીલાના ચિંતનથી જીવન સફળ થાય છે, તેથી મનમાં સદાય તેનું જ ચિંતન કરવામાં આવતું હતું. ॥ ૧૩ ॥

**दृष्ट्वार्भकान् कृष्णमुखानघासुरः**
**कंसानुशिष्टः स बकीबकानुजः।**
**अयं तु मे सोदरनाशकृत्तयो-**
**र्द्वयोर्ममैनं सबलं हनिष्ये॥ १४**

કંસે મોકલેલા, પૂતના અને બકાસુરના નાના ભાઈ તે અઘાસુરે કૃષ્ણ જેમનામાં મુખ્ય હતા તે બાળકોને જોઈને 'આ તો મારા તે બંને સહોદર ભાઈ-બહેનનો નાશ કરનારો છે. આથી એમને માટે હું આને વાછરડાં અને તેમના પાલક ગોપબાળકો સાથે મારી નાખીશ.' (એમ નિશ્ચય કર્યો.) ॥ ૧૪ ॥

कृष्णप्रमुखानर्भकान् दृष्ट्वा स इति व्यवस्य निश्चित्याजगरं वपुर्धृत्वा तेषां ग्रसनाशया पथि व्यशेतेति तृतीयेनान्वयः । कंसेनानुशिष्टः प्रहितः। बकी पूतना। कथं व्यवस्य तदाह—अयं त्विति

શ્રીકૃષ્ણ જેમનામાં મુખ્ય છે તે બાળકોને જોઈને આમ **'व्यवस्य'** નિશ્ચય કરી, અજગરનું શરીર ધારણ કરીને તેમને ગળી જવાની આશાથી તે માર્ગમાં સૂઈ ગયો, એમ ત્રીજા શ્લોક (૧૬) સાથે સંબંધ છે. કંસ દ્વારા **'अनुशिष्टः'** મોકલવામાં આવેલો – **'बकी'** પૂતના–કેવી રીતે નિશ્ચય કરીને, તે દોઢ શ્લોકથી કહે છે – **'अयं तु इति।'**

सार्धेन। मम तयोर्द्वयोः सोदरयोः स्थाने एनं कृष्णं सबलं ससैन्यं वत्सतत्पालसहितं हनिष्यामि॥ १४॥

મારા તે બંને સહોદરો (ભાઈ-બહેન બકાસુર અને પૂતનાનો નાશ કરનારો હોવાથી વેર લેવા માટે અથવા તેમને પિંડદાન કરવા) માટે આ કૃષ્ણને **'सबलम्'** સૈન્યસહિત અર્થાત્ વાછરડાં અને તેના પાલકો સહિત મારી નાખીશ. ॥ ૧૪ ॥

ननु तथापि व्रजस्थास्त्ववशिष्येरन्नेत्याह— **एत इति**।

શંકા કરે છે કે (આ બધા મરી જાય,) તો પણ વ્રજવાસીઓ તો જીવતા બાકી રહી જ જાય! તે માટે કહે છે કે ના ( વ્રજવાસીઓ પણ જીવી નહીં શકે.) – **'एते इति।'**

**एते यदा मत्सुहृदोस्तिलापः**
**कृतास्तदा नष्टसमा व्रजौकसः।**
**प्राणे गते वर्ष्मसु का नु चिन्ता**
**प्रजासवः प्राणभृतो हि ये ते॥ १५**

આ બધા જ્યારે મારા ભાઈબહેનની તિલાંજલિરૂપ થશે ત્યારે વ્રજવાસીઓ મૃતતુલ્ય થઈ જશે. જ્યારે પ્રાણ ચાલ્યા જાય ત્યારે શરીરોની શી ચિંતા? જેઓ પ્રાણ ધારણ કરનારા છે તેઓ પ્રજા(સંતાન)રૂપ પ્રાણવાળા હોય છે. (તેથી સંતાનો મૃત્યુ પામતાં તેઓ પણ મૃત્યુ જ પામશે.) ॥ ૧૫ ॥

तिलापः कृतास्तिलोदकतया कल्पिताः। वर्ष्मसु देहेषु। प्रजा एवासवो येषां ते तथा॥ १५॥

**'तिल-आपः कृताः'** તિલાંજલિરૂપ કરાયેલા – **'वर्ष्मषु'** શરીરોમાં – સંતાનો જ જેમના પ્રાણ છે તેવા વ્રજવાસીઓ ॥ ૧૫ ॥

**इति व्यवस्याजगरं बृहद् वपुः**
**सयोजनायाममहाद्रिपीवरम् ।**
**धृत्वाऽद्भुतं व्यात्तगुहाननं तदा**
**पथि व्यशेत ग्रसनाशया खलः॥ १६**

આમ, નિશ્ચય કરીને તે દુષ્ટ અઘાસુર તે સમયે એક યોજન માપ જેટલી લંબાઈવાળું, મોટા પહાડ જેવું પહોળું અને ગુફા જેવા ફાડેલા મોઢાવાળું મોટું અદ્ભુત અજગરનું શરીર ધારણ કરીને તેમને ગળી જવાની આશાથી સૂઈ ગયો (હોય તેમ ત્યાં પડ્યો રહ્યો). ॥ ૧૬ ॥

सयोजनायामं योजनप्रमाणेन दैर्घ्येण युक्तं च तन्महाद्रिवत्पीवरं च। व्यात्तं प्रसारितं गुहातुल्यमाननं यस्मिंस्तत्॥ १६॥

**'सयोजन-आयामम्'** એક યોજન માપ જેટલી લંબાઈવાળું અને મોટા પહાડ જેવું જાડું પહોળું, **'व्यात्तम्'** ફાડેલું, ગુફા જેવું મોઢું છે જેમાં તે ॥ ૧૬॥

अद्भुतमिति यदुक्तं तद्दर्शयितुं विशिनष्टि।

અઘાસુરનું શરીર અદ્ભુત હતું એમ જે કહેવાયું, તે દર્શાવવા માટે વિશેષણપૂર્વક વર્ણન કરે છે.

**धराधरोष्ठो जलदोत्तरोष्ठो**
**दर्याननान्तो गिरिशृंगदंष्ट्रः।**
**ध्वान्तान्तरास्यो वितताध्वजिह्वः**
**परुषानिलश्वासदवेक्षणोष्णः॥ १७**

(અઘાસુરનો) નીચલો હોઠ પૃથ્વી ઉપર અને ઉપલો હોઠ વાદળોમાં હતો. તેના મોઢાના બંને છેડાઓ (જડબાં) બે ગુફાઓ જેવા અને દાઢો પર્વતનાં શિખરો જેવી, મુખનો અંદરનો ભાગ અંધારો, જીભ (ગેરુ રંગના) વિશાળ માર્ગ જેવી, શ્વાસ પ્રચંડ પવન જેવો અને દૃષ્ટિ દાવાનળ જેવી દાહક હતી. ॥ ૧૭ ॥

धरायामधरोष्ठो यस्य सः। जलदेषूत्तरोष्ठो यस्य सः। दर्याविवाननस्यान्तौ सृक्किणी यस्य सः। गिरेः शृङ्गाणीव दंष्ट्रा यस्य सः। ध्वान्त-वदन्तरास्यं यस्य सः। वितताध्ववज्जिह्वा यस्य सः। परुषानिलवच्छ्वासो यस्य सः। दववदीक्षणयोरुष्णः, दाववद्दृष्टिरित्यर्थः। परुषानिलश्वासश्वासौ दवेक्षणोष्णश्च तथा॥ १७॥

પૃથ્વી ઉપર નીચલો હોઠ છે જેનો તે, વાદળોમાં જેનો ઉપરનો હોઠ છે તે, બે ગુફાઓ જેવા છે જેના મોઢાના બે છેડા '**सृक्किणी**' કિનારીઓ તેવો તે, પર્વતનાં શિખરો જેવી દાઢો છે જેની તે, મુખનો અંદરનો ભાગ અંધારો છે જેનો તે, (ગેરુ રંગના) વિશાળ માર્ગ જેવી જીભ છે જેની તે, આકરા વાયુ (પવન) જેવો શ્વાસ છે જેનો તે. '**दववत्-ईक्षणयोः**' ઉષ્ણ દાવાનળ જેવી બંને આંખો, દાવાનળ જેવી દાહક દૃષ્ટિ, એમ અર્થ છે. તે અઘાસુર પ્રચંડ વંટોળ જેવા શ્વાસવાળો પણ હતો અને દાવાનળ જેવી દાહક દૃષ્ટિવાળો પણ હતો. ॥ १७ ॥

**दृष्ट्वा तं तादृशं सर्वे मत्वा वृन्दावनश्रियम्।**
**व्यात्ताजगरतुण्डेन ह्युत्प्रेक्षन्ते स्म लीलया॥ १८**

તેવા તે અઘાસુરને જોઈને સર્વે ગોપબાળકો વૃંદાવનની શોભા માનીને ફાડેલા મોંવાળા અજગર સાથે લીલાથી (આવેશ પામેલા ચિત્ત દ્વારા) ઉત્પ્રેક્ષા કરતા હતા. ॥ १८ ॥

वस्तुतोऽजगरमेव व्यात्ततुण्डं दृष्ट्वा वृन्दावनस्य श्रीः संपदेषेति भ्रान्त्या मत्वा विपरीतं व्यात्ताजगरतुण्डसादृश्येनोत्प्रेक्षितवन्तः॥ १८॥

વસ્તુતઃ ફાડેલા મોંવાળા અજગરને જ જોઈને ભ્રાન્તિથી વૃંદાવનની આ '**श्रीः**' શોભા માનીને શ્રીથી ઊલટું, ફાડેલા મોંવાળા અજગર સાથે સામ્ય હોવાથી ઉત્પ્રેક્ષા કરતા હતા. ॥ १८ ॥

उत्प्रेक्षामेव प्रश्नोत्तराभ्यामाहुः—**अहो इति**।

પ્રશ્નોત્તર દ્વારા તેઓ ઉત્પ્રેક્ષાનું જ વર્ણન કરે છે – '**अहो इति।**'

**अहो मित्राणि गदत सत्त्वकूटं पुरः स्थितम्।**
**अस्मत्संग्रसनव्यात्तव्यालतुण्डायते न वा॥ १९**

અરે મિત્રો, આ સામે ઊભેલા પ્રાણીનો આભાસ છે કે શું? જરા કહો તો ખરા, કે આપણને ગળી જવા માટે જાણે ફાડેલા મોઢાવાળો અજગર તો નથી ને? ॥ १९ ॥

सत्त्वकूटं सत्त्वाभासमिदं वा न वा। तत्राप्यस्मत्संग्रसनाय व्यात्तं यद्व्यालतुण्डं तद्वदाचरति वा न वा॥ १९॥

આ પ્રાણીના આભાસ જેવું છે કે શું? તેમાંય પાછો આપણને ગળી જવા માટે જાણે ફાડેલા મોઢાવાળો જે અજગર હોય તેની જેમ વરતે છે કે શું? ॥ १९ ॥

निश्चितं तथैवेत्याहुः—**सत्यमिति**।

ખરેખર, તે (અજગર)ના જેવું જ છે, એમ તેઓ કહે છે – '**सत्यम् इति।**'

**सत्यमर्ककरारक्तमुत्तराहनुवद् घनम्।**
**अधराहनुवद् रोधस्तत्प्रतिच्छाययारुणम्॥ २०**

સૂર્યનાં કિરણોથી અત્યંત લાલ થયેલું વાદળું ખરેખર, આના ઉપલા હોઠ જેવું છે. તે વાદળાના પ્રતિબિંબથી લાલ થયેલી ભૂમિ આના નીચલા હોઠ જેવી છે. ॥ २० ॥

अर्ककरैरारक्तं घनमुत्तरोष्ठवत्पश्यत। तस्य घनस्य प्रतिच्छाययाऽरुणं रोधः स्थलमधरोष्ठवत्पश्यत। पश्यतेति सर्वत्रान्वेति ॥ २० ॥

सूर्यनां किरणोथी अत्यंत लाल थयेलुं वादळुं उपरना होठ जेवुं छे, जुओ! ते वादळाना प्रतिबिंबथी लाल थयेलुं **'रोधः'** स्थान नीचला होठ जेवुं छे, जुओ. 'जुओ' सर्व स्थळे जोडाय छे. ॥ २० ॥

**प्रतिस्पर्धेते सृक्किभ्यां सव्यासव्ये नगोदरे।**
**तुंगशृंगालयोऽप्येतास्तद्दंष्ट्राभिश्च पश्यत ॥ २१**

पहाडनी डाबे अने जमणे आवेली पहाडनी बंने गुफाओ होठना छेडा (जडबां) साथे स्पर्धा करे छे, अने जुओ, आ ऊंचां शिखरोनी हारमाळा पण तेनी दाढो साथे स्पर्धा करती होय तेवी छे! ॥ २१॥

सृक्किभ्यामोष्ठप्रान्ताभ्यां प्रतिस्पर्धेते तुल्यतया वर्तेते। नगोदरे गिरिदर्यौ। एतास्तुङ्गशृङ्गालयस्तस्य दंष्ट्राभिः स्पर्धमानाः ॥ २१ ॥

**'सृक्किभ्याम्'** होठना छेडा (जडबां) साथे **'प्रतिस्पर्धेते'** तुलना करती देखाय छे **'नग-उदरे'** पहाडनी बंने गुफाओ – आ (**'तुङ्ग-शृङ्ग-आलयः'**) ऊंचां शिखरोनी हारमाळा तेनी दाढो साथे स्पर्धा करती होय तेवी छे! ॥ २१ ॥ (**आलि** नुं ब.व. **आलयः** हारमाळा)

**आस्तृतायाममार्गोऽयं रसनां प्रतिगर्जति।**
**एषामन्तर्गतं ध्वान्तमेतदप्यन्तराननम् ॥ २२**

आ विशाळ दीर्घ मार्ग जिह्वा साथे स्पर्धा करे छे. आ शिखरोनी वच्चे रहेलो अंधकार मुखनी अंदरना भाग साथे स्पर्धा करे छे! ॥ २२ ॥

आस्तृतायाममार्गो विस्तृतो दैर्घ्यवान्मार्गः। प्रतिगर्जति प्रतिस्पर्धते। एषां शृङ्गाणामन्तर्गतं मध्यगतं ध्वान्तमेतदन्तराननमाननस्य मध्यं प्रतिगर्जति ॥ २२ ॥

**'आस्तृत-आयाम-मार्गः'** विशाळ दीर्घ मार्ग, **'प्रतिगर्जति'** प्रतिस्पर्धा करे छे. आ शिखरोनी **'अन्तर्गतम्'** वच्चे रहेलो अंधकार आ **'अन्तर-आननम्'** मुखनी अंदरना भाग साथे स्पर्धा करे छे. ॥ २२ ॥

**दावोष्णखरवातोऽयं श्वासवद् भाति पश्यत।**
**तद्दग्धसत्त्वदुर्गन्धोऽप्यन्तरामिषगन्धवत् ॥ २३**

दावानळ लागवाथी उष्ण अने तीक्ष्ण थयेलो आ वायु, जुओ तो खरा, (तेना) श्वास जेवो जणाय छे. ते दावानळथी बळी गयेलां प्राणीओनी दुर्गंध पण (अजगरे खाधेला) अंदरना मांसनी दुर्गंध जेवी लागे छे. ॥ २३ ॥

दावेनोष्णः खरो वातोऽयम्। तेन दावाग्निना दग्धानां सत्त्वानां यो दुर्गन्धः स एव सर्पान्तर्गतामिषगन्धवद्भाति ॥ २३ ॥

दावानळ लागवाथी उष्ण अने तीक्ष्ण थयेलो आ वायु – **'तेन'** ते दावानळथी बळी गयेलां प्राणीओनी जे दुर्गंध छे, ते ज अजगरनी अंदर रहेला मांसनी दुर्गंध जेवी लागे छे. ॥ २३ ॥

**अस्मान् किमत्र ग्रसिता निविष्टा-**
**नयं तथा चेद् बकवद् विनङ्क्ष्यति।**
**क्षणादनेनेति बकार्युशन्मुखं**
**वीक्ष्योद्धसन्तः करताडनैर्ययुः ॥ २४**

'अहीं प्रवेशेला आपणने शुं आ बकासुरनी जेम गळी जशे? जो तेम थशे तो आना (श्रीकृष्ण) द्वारा पळवारमां नाश पामशे.' एम (विचारीने) बकारिना (श्रीकृष्णना) कमनीय मुखने जोईने मोटेथी हसता अने ताळीओ पाडता (गोपबाळको अजगरना मुखमां) गया. ॥ २४ ॥

एवं सन्तमेवाजगरमन्यथोत्प्रेक्ष्य निर्भया ययुः। किं ग्रसिता ग्रसिष्यति। अनेन श्रीकृष्णेन हन्त्रा। बकारेरुशत्कमनीयं मुखम्॥ २४॥

આમ, ખરેખર અજગરની જ, અસત્ય હોય તેમ ઉત્પ્રેક્ષા (કલ્પના) કરીને તેઓ નિર્ભય થઈને ગયા. (અજગર જેવું લાગતું આ પ્રાણી આપણને) શું **'ग्रसिता'** ગળી જશે? હણનારા **'अनेन'** આ શ્રીકૃષ્ણ દ્વારા – બકાસુરના અરિ એવા શ્રીકૃષ્ણના **'उशत्'** કમનીય મુખને જોઈને ॥ ૨૪ ॥

**इत्थं मिथोऽतथ्यमतज्ज्ञभाषितं**
**श्रुत्वा विचिन्त्येत्यमृषा मृषायते।**
**रक्षो विदित्वाऽखिलभूतहृत्स्थितः**
**स्वानां निरोद्धुं भगवान् मनो दधे॥ २५**

**तावत् प्रविष्टास्त्वसुरोदरान्तरं**
**परं न गीर्णाः शिशवः सवत्साः।**
**प्रतीक्षमाणेन बकारिवेशनं**
**हतस्वकान्तस्मरणेन रक्षसा॥ २६**

('આ અજગરરૂપી રાક્ષસ છે.') એમ ન ઓળખતા પોતીકા ગોપબાળકોના પરસ્પરના ભાષણને સાંભળીને, વસ્તુતઃ (અજગરનું શરીર ધારણ કરતા) અસુરને અસત્ય માને છે, (ગોપબાળકોને અજગર વૃંદાવનની શોભા તરીકે પ્રતીત થાય છે,) એમ વિચારીને તેને રાક્ષસ જાણીને સર્વ પ્રાણીઓનાં હૃદયમાં વિરાજતા ભગવાન પોતીકા જનોને અટકાવવા માટે વિચાર કરતા હતા. ત્યાં સુધીમાં વાછરડાં સાથે ગોપબાળકો અસુરના પેટની અંદર માત્ર પ્રવેશ્યા જ હતા, પરંતુ પોતાના હણાયેલાં ભાઈ-બહેનનાં મૃત્યુનું ચિંતન કરતા તેમ જ બકાસુરના શત્રુ શ્રીકૃષ્ણના પ્રવેશની પ્રતીક્ષા કરતા તે રાક્ષસ દ્વારા વાછરડાં સહિત ગોપબાળકોને ગળી જવામાં આવ્યા ન હતા. ॥ ૨૫ ॥ ૨૬ ॥

अमृषा वस्तुतः सर्पवपुरसुर एव मृषायते स्वानां सर्पसादृश्यगोचरत्वेन प्रतीयते इति तान्निरोद्धुं वारयितुं यावन्मनो दधे तावत्प्रविष्टा इत्युत्तरेणान्वयः॥ २५॥ तावत्प्रविष्टा एव केवलं, न तु तेन गीर्णा गिलिताः। 'जीर्णाः' इति पाठेऽपि स एवार्थः। कथंभूतेन। हतयोः स्वकयोरन्तं स्मरत्यनुध्यायतीति तथा तेन। अत एव बकारेः श्रीकृष्णस्य प्रवेशं प्रतीक्षमाणेन॥ २६॥

**'अमृषा'** વસ્તુતઃ અજગરનું શરીર ધારણ કરનારા અસુરને જ **'मृषायते'** અસત્ય માને છે. પોતીકા જનોને (સર્પ નથી લાગતો પણ) સર્પનું સામ્ય વિષયરૂપે જણાય છે, આથી તેમને **'निरोद्धुम्'** અટકાવવા માટે શ્રીકૃષ્ણ વિચાર કરે ત્યાં સુધીમાં તેઓ પ્રવેશી ગયા હતા, એમ પછીના શ્લોક (૨૬) સાથે સંબંધ છે. ॥ ૨૫ ॥ ત્યાં સુધીમાં તેઓ માત્ર પ્રવિષ્ટ જ થયા હતા, પરંતુ તે અજગર દ્વારા **'न गीर्णाः'** ગળી જવામાં આવ્યા ન હતા. **'जीर्णाः'** પાઠમાં પણ પચાવવામાં આવ્યા ન હતા, તે જ અર્થ છે. કેવા અજગર દ્વારા? પોતાનાં હણાયેલાં ભાઈ-બહેન બક અને બકીનાં મૃત્યુનું **'स्मरति'** ચિંતન કરતા તે અજગર દ્વારા. આથી જ બકાસુરના શત્રુ શ્રીકૃષ્ણના પ્રવેશની પ્રતીક્ષા કરતા તે અજગર દ્વારા ॥ ૨૬ ॥

**तान् वीक्ष्य कृष्णः सकलाभयप्रदो**
**ह्यनन्यनाथान् स्वकरादवच्युतान्।**
**दीनांश्च मृत्योर्जठराग्निघासान्**
**घृणार्दितो दिष्टकृतेन विस्मितः॥ २७**

સકળ વિશ્વને અભય પ્રદાન કરનાર શ્રીકૃષ્ણ, એક પોતાના સિવાય બીજો કોઈ જ જેમનો સ્વામી નથી તેવાં તે દીનો (વાછરડાં અને તેમનાં પાલકો ગોપબાળકો)ને પોતાના હાથમાંથી સરકી ગયેલાં અને મૃત્યુરૂપ અઘાસુરના જઠરાગ્નિના કોળિયારૂપ (અથવા તણખલારૂપ) બની ગયેલાં જોઈને કરુણાથી વ્યથિત થયા અને દૈવના કૃત્યથી વિસ્મિત થયા. ॥ ૨૭ ॥

**कृत्यं किमत्रास्य खलस्य जीवनं**
**न वा अमीषां च सतां विहिंसनम्।**
**द्वयं कथं स्यादिति संविचिन्त्य त-**
**ज्ज्ञात्वाविशत्तुण्डमशेषदृग्घरिः॥ २८**

અત્યારે શું કરવું જોઈએ કે જેથી આ દુષ્ટનું જીવન ન રહે અને આ મારા ભક્તોનું મરણ ન થાય – આ બંને કેવી રીતે બને, એનો વિચાર કરીને તે બાબતમાં ઉપાય જાણીને સર્વના દ્રષ્ટા (સર્વજ્ઞ) શ્રીહરિ તેના મુખમાં પ્રવેશ્યા. ॥ ૨૮ ॥

स्वकरादवच्युतान्विनिःसृतान्। विस्मितः सन्कृत्यं किमत्रेत्यादि विचिन्त्य तत्रोपायं ज्ञात्वा स्वयमप्यविशदित्यन्वयः॥ २७॥ कथं विचिन्त्य। अस्य जीवनममीषां च विहिंसनमिति द्वयं वै निश्चितं कथं न स्यादिति॥ २८॥

પોતાના હાથમાંથી **'अवच्युतान्'** સરકી ગયેલાંઓને – વિસ્મિત થઈ **'कृत्यं किम्-अत्र'** વગેરે (શ્લોક-૨૮) અત્યારે શું કરવું જોઈએ, એમ વિચારીને, તે માટે ઉપાય જાણીને પોતે પણ તેમાં પ્રવેશ્યા, એમ સંબંધ છે. ॥ ૨૭ ॥ શું વિચારીને? આ અઘાસુરનું જીવન અને આ સર્વનું મરણ – એમ બંને જ નિશ્ચિતરૂપે કેમ ન થાય, (એમ વિચારીને) ॥ ૨૮॥

**तदा घनच्छदा देवा भयाद्धा हेति चुक्रुशुः।**
**जहृषुर्ये च कंसाद्याः कौणपास्त्वघबान्धवाः॥ २९**

(ભગવાન અઘાસુરના મુખમાં પ્રવેશ્યા) ત્યારે (કંસ અને અઘાસુરના ભયથી) વાદળોમાં છુપાયેલા દેવો (ભગવાનના પણ મરણની શંકા કરીને) ભયથી હાહાકાર કરી ઊઠ્યા અને કંસ વગેરે જે અઘાસુરના સંબંધીઓ હતા તે રાક્ષસો હર્ષ પામ્યા. ॥ ૨૯ ॥

घनच्छदा मेघान्तरिताः। कौणपाः कुणपाशिनो राक्षसाः, कोणपो निर्ऋतिस्तदीया इति वा॥ २९॥

**'घनच्छदाः'** વાદળોમાં છુપાયેલા – **'कौणपाः'** कुणप-अशिनः મડદાં ખાનારા રાક્ષસો અથવા **'कोणपः'** અર્થાત્ **'निर्ऋतिः'** રાક્ષસ, તે રાક્ષસ જાતિના ॥ ૨૯॥

**तच्छ्रुत्वा भगवान् कृष्णस्त्वव्ययः सार्भवत्सकम्।**
**चूर्णीचिकीर्षोरात्मानं तरसा ववृधे गले॥ ३०**

તે (હાહાકાર) સાંભળીને અવિનાશી ભગવાન શ્રીકૃષ્ણ વાછરડાં અને ગોપબાળકો સહિત પોતાનું ચૂર્ણ કરવા ઇચ્છનાર (અઘાસુર)ના ગળામાં વેગપૂર્વક વધવા લાગ્યા. ॥ ૩૦ ॥

चूर्णीकर्तुमिच्छोस्तस्य गले आदावेव तरसा ववृधे अवर्धत॥ ३०॥

ચૂર્ણ કરવા ઈચ્છનાર (અઘાસુર)ના ગળામાં પહેલેથી જ વેગપૂર્વક **'ववृधे'** વધવા લાગ્યા.॥ ૩૦ ॥

**ततोऽतिकायस्य निरुद्धमार्गिणो**
**ह्युद्गीर्णदृष्टेर्भ्रमतस्त्वितस्ततः ।**
**पूर्णोऽन्तरंगे पवनो निरुद्धो**
**मूर्धन् विनिष्पाट्य विनिर्गतो बहिः ॥ ३१**

(ભગવાનનું કદ વધી ગયું) તેથી જેનો માર્ગ(રૂપ કંઠ) રૂંધાઈ ગયો અને જેના ડોળા બહાર નીકળી પડ્યા તેવા આમતેમ તરફડતા પ્રચંડકાય (અઘાસુર)ના શરીરની અંદર ચારે બાજુ ભરાઈને રહેલો વાયુ મસ્તક(માં બ્રહ્મરન્ધ્ર)ને ભેદીને બહાર નીકળી ગયો. ॥ ૩૧ ॥

निरुद्धो मुखादीनां मार्गभूतः कण्ठो यस्यास्ति तस्योद्गीर्णदृष्टेर्बहिर्निर्गतलोचनस्यान्तरङ्गे देहमध्ये पूर्णः परिभृतो मूर्धन् मूर्धनि ब्रह्मरन्ध्रं निर्भिद्य बहिर्विनिर्गतः ॥ ३१ ॥

રૂંધાઈ ગયો છે મુખ વગેરેના માર્ગરૂપ કંઠ જેનો તેના – **'उद्गीर्णदृष्टेः'** બહાર નીકળી પડ્યા છે ડોળા જેના તે અઘાસુરના – **'अन्तरङ्गे'** શરીરની અંદર **'पूर्णः'** ચારે બાજુ ભરાઈને રહેલો વાયુ **'मूर्धन्'** (**मूर्धनि**) મસ્તકમાં બ્રહ્મરન્ધ્રને ભેદીને બહાર નીકળી ગયો. ॥ ૩૧ ॥

**तेनैव सर्वेषु बहिर्गतेषु**
**प्राणेषु वत्सान् सुहृदः परेतान्।**
**दृष्ट्या स्वयोत्थाप्य तदन्वितः पुन-**
**र्वक्त्रान्मुकुन्दो भगवान् विनिर्ययौ॥ ३२**

તે માર્ગથી જ જ્યારે પ્રાણ (સર્વ ઇન્દ્રિયો) નીકળી ગયા, ત્યારે પોતાની (અમૃતવર્ષિણી) દૃષ્ટિથી મરેલાં વાછરડાં અને સુહૃજ્જનોને સજીવન કરીને તેમની સાથે ભગવાન મુકુન્દ પુનઃ તેના મુખમાંથી બહાર નીકળ્યા. ॥ ૩૨ ॥

प्राणेष्विन्द्रियेषु। स्वयाऽमृतवर्षिण्या दृष्ट्यैव ॥ ३२ ॥

**'प्राणेषु'** ઇન્દ્રિયો બહાર નીકળી ગઈ ત્યારે પોતાની અમૃતવર્ષિણી દૃષ્ટિથી જ ॥ ૩૨ ॥

**पीनाहिभोगोत्थितमद्भुतं मह-**
**ज्ज्योतिः स्वधाम्ना ज्वलयद् दिशो दश।**
**प्रतीक्ष्य खेऽवस्थितमीशनिर्गमं**
**विवेश तस्मिन् मिषतां दिवौकसाम्॥ ३३**

અજગરના સ્થૂળ શરીરમાં રહેલી શુદ્ધ સત્ત્વમય જ્યોતિ (શરીરમાંથી) નીકળીને પોતાના તેજથી દશેય દિશાઓને પ્રકાશમાન કરતી, ભગવાનના બહાર નીકળવાની પ્રતીક્ષા કરીને આકાશમાં સ્થિત થઈ અને (ભગવાન અઘાસુરના મુખમાંથી બહાર નીકળ્યા ત્યાં જ) દેવતાઓના દેખતાં તે ભગવાનમાં પ્રવિષ્ટ થઈ ગઈ. ॥ ૩૩ ॥

अहिदेहे स्थितं शुद्धसत्त्वमयं ज्योतिर्निर्गत्य खेऽवस्थितम्। तस्मिन्नीशे विवेश॥ ३३॥

અજગરના શરીરમાં રહેલી શુદ્ધ સત્ત્વમય જ્યોતિ નીકળીને આકાશમાં સ્થિત થઈ, તે ભગવાનમાં પ્રવિષ્ટ થઈ ગઈ. ॥ ૩૩ ॥

**ततोऽतिहृष्टाः स्वकृतोऽकृतार्हणं**
**पुष्पैः सुरा अप्सरसश्च नर्तनैः।**
**गीतैः सुगा वाद्यधराश्च वाद्यकैः**
**स्तवैश्च विप्रा जयनिःस्वनैर्गणाः॥ ३४**

स्वकृतः स्वकार्यकृतः श्रीकृष्णस्यार्हणमकृताकुर्वत पूजामकुर्वन्। सुगाः सुष्ठु गायन्तीति गन्धर्वादयः॥ ३४॥

ત્યાર પછી અતિ પ્રસન્ન થયેલા દેવોએ પોતાનું કાર્ય સાધનાર શ્રીકૃષ્ણની પુષ્પોથી પૂજા કરી. અપ્સરાઓએ નૃત્ય કરીને, સુંદર ગાન કરનાર ગંધર્વોએ ગીતોથી, વિદ્યાધરોએ વાજિંત્રો વગાડીને, વિપ્રોએ સ્તુતિઓ કરીને અને ભક્તગણો (પાર્ષદો)એ જયઘોષ કરીને અર્ચન કર્યું. ॥ ૩૪ ॥ (**स्वकृत्** નું ષ.એ.વ. **स्वकृतः**)

'**स्वकृतः**' પોતાનું કાર્ય કરનાર શ્રીકૃષ્ણની '**अर्हणम्**' પૂજા '**अकृत**' (**अकुर्वत**) કરી. '**सुगाः**' સુંદર ગાય છે તે ગંધર્વો વગેરે ॥ ૩૪ ॥ **अन्वि.** 'एकत्वमार्षम्।' **अकृत** એ.વ. છે તે આર્ષ છે.

**तदद्भुतस्तोत्रसुवाद्यगीतिका-**
**जयादिनैकोत्सवमंगलस्वनान् ।**
**श्रुत्वा स्वधाम्नोऽन्त्यज आगतोऽचिराद्**
**दृष्ट्वा महीशस्य जगाम विस्मयम्॥ ३५**

किंच तेषां यान्यद्भुतस्तोत्रादीनि तेषां नैकोत्सवा ये मङ्गलस्वनास्तान्स्वधाम्नोऽन्ति समीपे श्रुत्वाऽजो ब्रह्माऽचिरादागत ईशस्य श्रीकृष्णस्य महि महिमानं दृष्ट्वा विस्मयं प्रापेति॥ ३५॥

તે અદ્‌ભુત સ્તોત્રો, સુંદર વાદ્યો, ગીતો, જયઘોષ વગેરે અનેક ઉત્સવના મંગળ ધ્વનિઓને પોતાના ધામની પાસે સાંભળીને બ્રહ્માજી શીઘ્ર આવ્યા અને ભગવાન શ્રીકૃષ્ણના મહિમાનું દર્શન કરીને વિસ્મિત થયા. ॥ ૩૫ ॥

વળી, તેમનાં જે અદ્‌ભુત સ્તોત્રો વગેરે હતાં તેમના તથા અનેક ઉત્સવોના જે મંગળ ધ્વનિઓ હતા, તેમને પોતાના ધામની '**अन्ति**' સમીપમાં સાંભળીને '**अजः**' બ્રહ્માજી શીઘ્ર આવ્યા અને '**ईशस्य**' ભગવાન શ્રીકૃષ્ણના '**महि**' મહિમાનું દર્શન કરીને વિસ્મિત થયા. ॥ ૩૫ ॥

**राजन्नाजगरं चर्म शुष्कं वृन्दावनेऽद्भुतम्।**
**व्रजौकसां बहुतिथं बभूवाक्रीडगह्वरम्॥ ३६**

बहुतिथं बहुकालम्। आक्रीडगह्वरं क्रीडार्थं महाबिलम्॥ ३६॥

हे રાજા, અદ્‌ભુત અજગરનું સુકાઈ ગયેલું ચામડું વૃંદાવનમાં વ્રજવાસીઓને ઘણા સમય સુધી રમવાની મોટી ગુફારૂપ બન્યું હતું. ॥ ૩૬ ॥

'**बहुतिथम्**' ઘણા સમય સુધી – '**आक्रीडगह्वरम्**' રમવા માટેની મોટી ગુફારૂપ ॥ ૩૬ ॥

अन्यच्चातिचित्रं वृत्तमित्याह—**एतदिति**।

બીજું પણ અતિ આશ્ચર્યજનક કંઈક બન્યું, એમ કહે છે – '**एतत् इति।**'

**एतत् कौमारजं कर्म हरेरात्माहिमोक्षणम्।**
**मृत्योः पौगण्डके बाला दृष्ट्वोचुर्विस्मिता व्रजे॥ ३७**

'कौमारं पञ्चमाब्दान्तं पौगण्डं दशमावधि।
कैशोरमापञ्चदशाद्यौवनं तु ततः परम्॥'

મૃત્યુ(ના મુખ)માંથી પોતીકાઓનો અને અજગરનો ઉદ્ધાર કર્યો, એ કુમારાવસ્થામાં કરાયેલું કર્મ (એ જ સમયે) જોઈને વિસ્મિત થયેલા ગોપબાળકોએ વ્રજમાં પૌગંડાવસ્થામાં (કરેલું) કહ્યું. ॥ ૩૭ ॥

'પાંચ વર્ષ સુધી કુમારાવસ્થા, દશ વર્ષ સુધી પૌગંડાવસ્થા, પંદર વર્ષ સુધી કિશોરાવસ્થા અને ત્યાર પછી યુવાવસ્થા કહેવાય છે.'

हरेः कौमारजं पञ्चमाब्दकृतं कर्म तदैव दृष्ट्वा पौगण्डके षष्ठेऽब्दे बाला अद्यैतद्वृत्तमित्यूचुः। किं तत्कर्म। मृत्योः सकाशादात्मनामहेश्च मोक्षणम्। आत्मनां प्रसिद्धान्मृत्योरहेस्तु संसारलक्षणात्। अघासुरस्य ज्योतिषः श्रीकृष्णे प्रवेशमपि तदा दृष्टं कथितवन्त इत्यर्थः॥ ३७॥

શ્રીહરિનું **'कौमारजम्'** પાંચ વર્ષ સુધીની કુમાર અવસ્થામાં કરાયેલું કર્મ તે જ સમયે જોઈને બાળકોએ **'पौगण्डके'** છઠ્ઠા વર્ષે પૌગંડાવસ્થામાં 'આ આજે જ બન્યું.' એમ કહ્યું. તે કયું કર્મ? મૃત્યુ(ના મુખ)માંથી પોતીકાઓના અને અજગરના ઉદ્ધારરૂપ કર્મ – પોતીકાઓનો પ્રસિદ્ધ મૃત્યુમાંથી ઉદ્ધાર અને અજગરનો સંસારરૂપ લક્ષણવાળા મૃત્યુમાંથી ઉદ્ધાર. શ્રીકૃષ્ણમાં અઘાસુરની જ્યોતિના થયેલા પ્રવેશને પણ તે જ સમયે કહ્યો, એમ અર્થ છે. ॥ ૩૭ ॥

**नैतद् विचित्रं मनुजार्भमायिनः**
**परावराणां परमस्य वेधसः।**
**अघोऽपि यत्स्पर्शनधौतपातकः**
**प्रापात्मसाम्यं त्वसतां सुदुर्लभम्॥ ३८**

જેમના સ્પર્શથી ધોવાઈ ગયાં છે પાપ જેનાં તે અઘાસુર પણ દુષ્ટોને અત્યંત દુર્લભ એવી સ્વયં ભગવાનની સમાનતાને પ્રાપ્ત થયો. માયાથી મનુષ્યબાળ બનેલા, બ્રહ્માદિ (**पर**) તથા સ્થાવરાદિ (**अवर**)ના સર્જનહાર પરમેશ્વરને માટે એ આશ્ચર્યની વાત નથી. ॥ ૩૮ ॥

**नैतद्विचित्रमिति**। किं तदित्यपेक्षायामाह— अघोऽपीति। आत्मसाम्यं स्वसमानरूपताम्॥ ३८॥

(અહો! દુષ્ટની પણ આવી સાયુજ્ય મુક્તિ! એમ આશ્ચર્ય પામનારાઓને કહે છે કે) **'न एतद् विचित्रम् इति।'** એ કંઈ આશ્ચર્યની વાત નથી. તે કેમ આશ્ચર્યની વાત નથી, એવી અપેક્ષા માટે કહે છે – **'अघः अपि इति।'** **'आत्मसाम्यम्'** પોતાની સમાનતાને ॥ ૩૮ ॥

**सकृद् यदंगप्रतिमान्तराहिता**
**मनोमयीं भागवतीं ददौ गतिम्।**
**स एव नित्यात्मसुखानुभूत्यभि-**
**व्युदस्तमायोऽन्तर्गतो हि किं पुनः॥ ३९**

જેમના શ્રીઅંગની મનોમયી પ્રતિમા માત્ર એક જ વાર હૃદયમાં સ્થપાઈ હોય તો પણ (પ્રહ્લાદજી વગેરેને) ભાગવતી ગતિ પ્રદાન કરે છે, તો અઘાસુરની અંદર ગયેલા તે જ (સાક્ષાત્ સ્વયં) ભગવાન માટે તો કહેવું જ શું, કે જેમણે આત્માની નિત્ય એવી આનંદની અનુભૂતિથી માયાને સર્વ તરફથી દૂર કરી છે! ॥ ૩૯ ॥

यस्याङ्गं मूर्तिस्तस्य प्रतिमा प्रतिकृतिस्त- त्रापि केवलं मनोमयी साऽपि बलादन्तराहिता सती भागवतीं गतिं ददौ प्रह्लादादिभ्यः स एव साक्षात्स्वयमन्तर्गतः किं पुनः नित्या चासावात्मसुखानुभूतिश्च तयाऽभितो व्युदस्ता माया येन सः॥ ३९॥

જેમનું **'अङ्गम्'** શ્રીઅંગ, તેની **'प्रतिमा'** પ્રતિકૃતિ, તે પણ કેવળ મનોમયી, તે પણ હૃદયમાં બળપૂર્વક સ્થપાઈ હોય, તો તે પણ પ્રહ્લાદજી વગેરેને ભાગવતી ગતિ આપે છે. તો પછી (અઘાસુરની) અંદર ગયેલા તે જ સાક્ષાત્ સ્વયં ભગવાન માટે તો કહેવું જ શું, કે જેમણે, જે નિત્ય છે અને જે આત્માના આનંદની અનુભૂતિ પણ છે તેનાથી માયાને સર્વ તરફથી દૂર કરી છે.॥૩૯॥

सूत उवाच

**इत्थं द्विजा यादवदेवदत्तः**
**श्रुत्वा स्वरातुश्चरितं विचित्रम्।**
**पप्रच्छ भूयोऽपि तदेव पुण्यं**
**वैयासकिं यन्निगृहीतचेताः ॥ ४०**

येन श्रवणेन निगृहीतं वशीकृतं चेतो यस्य सः ॥ ४० ॥

राजोवाच

**ब्रह्मन् कालान्तरकृतं तत्कालीनं कथं भवेत्।**
**यत् कौमारे हरिकृतं जगुः पौगण्डकेऽर्भकाः ॥ ४१**

कालान्तरे कौमारे कृतं पौगण्डके कथं ज्ञात्वोचुरित्यर्थः ॥ ४१ ॥

**तद् ब्रूहि मे महायोगिन् परं कौतूहलं गुरो।**
**नूनमेतद्धरेरेव माया भवति नान्यथा॥ ४२**
॥ ४२ ॥

**वयं धन्यतमा लोके गुरोऽपि क्षत्रबन्धवः।**
**यत् पिबामो मुहुस्त्वत्तः पुण्यं कृष्णकथामृतम्॥ ४३**
॥ ४३ ॥

सूत उवाच

**इत्थं स्म पृष्टः स तु बादरायणि-**
**स्तत्स्मारितानन्तहृताखिलेन्द्रियः।**
**कृच्छ्रात् पुनर्लब्धबहिर्दृशिः शनैः**
**प्रत्याह तं भागवतोत्तमोत्तम॥ ४४**

**સૂતજી બોલ્યા** – હે (શૌનકાદિ) બ્રાહ્મણો, આ પ્રમાણે યાદવોના દેવ (શ્રીકૃષ્ણ) દ્વારા જેમને જીવનદાન આપવામાં આવ્યું હતું, તેમણે (પરીક્ષિતે) પોતાના રક્ષકનું અદ્ભુત ચરિત્ર સાંભળીને સંપૂર્ણપણે વશીભૂત ચિત્તવાળા થઈ વ્યાસનંદન (શ્રીશુકદેવજી)ને ફરી પણ તે જ પરમ પવિત્ર શ્રીકૃષ્ણચરિત્ર વિષે જ પ્રશ્ન કર્યો. ॥ ૪૦ ॥

જેનું શ્રવણ કરવાથી **'निगृहीतम्'** વશીભૂત થયું છે ચિત્ત જેમનું તે પરીક્ષિત ॥ ૪૦ ॥

**રાજા બોલ્યા** – હે બ્રહ્મન્, જે કર્મ શ્રીહરિ દ્વારા કુમારાવસ્થામાં કરવામાં આવ્યું હતું તે ગોપબાળકોએ પૌગંડાવસ્થામાં કહ્યું, તો એક કાળમાં કરાયેલું કર્મ બીજા કાળમાં કરાયેલું કેવી રીતે બને? ॥ ૪૧ ॥

કુમારાવસ્થામાં અર્થાત્ બીજા કાળમાં કરાયેલા કર્મને કેવી રીતે પૌગંડાવસ્થામાં કરાયેલું જાણીને કહ્યું, એમ અર્થ છે. ॥ ૪૧ ॥

હે મહાયોગી, નિશ્ચિતરૂપે આ શ્રીહરિની માયા જ છે, અન્યથા એમ ન બને. હે ગુરુ, (આ વિષયમાં) મારી અત્યંત જિજ્ઞાસા છે. આપ તે મને કહો. ॥ ૪૨ ॥ ૪૨ ॥

હે ગુરુ(દેવ), અધમ ક્ષત્રિયો હોવા છતાં (આ) સંસારમાં અમે અત્યંત ભાગ્યશાળી છીએ, કે આપની પાસેથી શ્રીકૃષ્ણકથારૂપી પવિત્ર અમૃતનું અમે વારંવાર પાન કરીએ છીએ. ॥ ૪૩ ॥ ૪૩ ॥

**સૂતજી બોલ્યા** – ઉત્તમ ભગવદ્ભક્તોમાં પણ ઉત્તમ (એવા હે શૌનક), (રાજાના તે પ્રશ્નથી) અનંત ભગવાનનું સ્મરણ કરાવવાથી જેમની બધી ઈન્દ્રિયો હરાઈ ગઈ છે તે વ્યાસનંદન શુકદેવજીને આ પ્રમાણે પૂછવામાં આવ્યું, ત્યારે (વ્યાસજી વગેરે દ્વારા શંખનાદ, વાદ્યો, કીર્તનાદિ પ્રયાસોથી)જેમને કષ્ટપૂર્વક ધીરે ધીરે બાહ્ય દૃષ્ટિ પ્રાપ્ત થઈ તે રાજાને કહેવા લાગ્યા. ॥ ૪૪ ॥

तेन यः स्मारितोऽनन्तस्तेन हृतान्यखिलेन्द्रियाणि यस्य सः। तथाभूतोऽपि कथंचिल्लब्धबहिर्दृष्टिः हे भागवतोत्तमोत्तम हे शौनक॥ ४४॥

રાજાના તે પ્રશ્નથી જે અનંત ભગવાનનું સ્મરણ કરાવવામાં આવ્યું, તેનાથી જેમની સર્વ ઈન્દ્રિયો હરાઈ તેવા તે શુકદેવજી, તેવા હોવા છતાં પણ કોઈક રીતે જેમને બાહ્ય દૃષ્ટિ પ્રાપ્ત થઈ તેવા શુકદેવજી – ઉત્તમ ભગવદ્ભક્તોમાં પણ ઉત્તમ એવા હે શૌનક! ॥ ૪૪ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे पूर्वार्धेऽघासुरवधो नाम द्वादशोऽध्यायः॥ १२॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे पूर्वार्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां द्वादशोऽध्यायः॥ १२॥

❋❋❋❋❋

# अथ त्रयोदशोऽध्यायः

## બ્રહ્માજીનો મોહ અને તેનો નાશ

त्रयोदशेऽहरद्ब्रह्मा वत्सान्पालांश्च मायया।
तदा तत्सर्वरूपोऽब्दं कृष्णः पूर्ववदाचरत्॥ १

તેરમા અધ્યાયમાં બ્રહ્માજીએ વાછરડાં અને તેમના પાલક ગોપબાળકોનું માયાથી હરણ કર્યું, ત્યારે (ગોપબાળકો, વાછરડાં, લાઠી, શીકાં વગેરે) સર્વસ્વરૂપ બનેલા શ્રીકૃષ્ણે એક વર્ષ સુધી પૂર્વે જેમ હતું તેમ આચરણ કર્યું હતું (તે કથાનું નિરૂપણ છે). ॥ ૧ ॥

श्रीशुक उवाच

**साधु पृष्टं महाभाग त्वया भागवतोत्तम।**
**यन्नूतनयसीशस्य शृण्वन्नपि कथां मुहुः॥ १**

**શ્રીશુકદેવજી બોલ્યા** – હે મહાભાગ્યવાન, હે શ્રેષ્ઠ ભગવદ્ભક્ત, આપના દ્વારા સુંદર પ્રશ્ન પૂછવામાં આવ્યો છે, કારણ કે વારંવાર શ્રવણ કરતા હોવા છતાં આપ ઈશ્વરની કથાને (પ્રશ્ન દ્વારા) નવીન કરો છો. ॥ ૧ ॥

नूतनयसि नव्यवत्करोषि॥ १॥

**'नूतनयसि'** નવીન હોય તેવી કરો છો. ॥ ૧ ॥

**सतामयं सारभृतां निसर्गो**
**यदर्थवाणीश्रुतिचेतसामपि ।**
**प्रतिक्षणं नव्यवदच्युतस्य यत्**
**स्त्रिया विटानामिव साधु वार्ता॥ २**

અચ્યુત ભગવાનની કથા જ જેમનો વિષય છે તેવાં વાણી, શ્રવણ અને ચિત્ત જેમનાં છે તે સારગ્રાહી સત્પુરુષોનો પણ સ્વભાવ છે કે અચ્યુત ભગવાનની કથા (તેમને) પ્રત્યેક ક્ષણે સુંદર અને નવી જ હોય તેમ લાગે, જેમ સ્ત્રીલંપટ પુરુષોને કામિનીની કથા સુંદર લાગે તેમ! ॥ ૨ ॥

तथा हि सारभृतां सारग्राहिणामयं निसर्गः स्वभावः। कोऽसौ। अच्युतस्य वार्ता प्रतिक्षणं साधु नव्यवद्भवतीति यत्सः। विटानां स्त्रैणानां

જેમ કે **'सारभृताम्'** સારગ્રાહી સત્પુરુષોનો આ **'निसर्गः'** સ્વભાવ છે. એ સ્વભાવ કેવો છે? (અપ્રચ્યુત ઐશ્વર્ય વગેરે ગુણો જેમના છે તે) અચ્યુત ભગવાનની કથા પ્રત્યેક ક્ષણે સુંદર અને નવી હોય તેમ લાગે

स्त्रियाः कामिन्या वार्तेव। कथंभूतानामपि सताम्। या अच्युतवार्तैव अर्थो येषां तानि वाणीश्रुतिचेतांसि येषां तथाभूतानामपि ॥ २ ॥

**शृणुष्वावहितो राजन्नपि गुह्यं वदामि ते।**
**ब्रूयुः स्निग्धस्य शिष्यस्य गुरवो गुह्यमप्युत ॥ ३ ॥ ३ ॥**

**तथाघवदनान्मृत्यो रक्षित्वा वत्सपालकान्।**
**सरित्पुलिनमानीय भगवानिदमब्रवीत् ॥ ४ ॥ ४ ॥**

भोजनविधानाय पुलिनं स्तौति—**अहो इति।**

**अहोऽतिरम्यं पुलिनं वयस्याः**
**स्वकेलिसम्पन्मृदुलाच्छवालुकम्।**
**स्फुटत्सरोगन्धहृतालिपत्रिक-**
**ध्वनिप्रतिध्वानलसद्द्रुमाकुलम् ॥ ५**

स्वीयानां केलीनां संपदो विद्यन्ते यस्मिंस्तत्। मृदुला अच्छा वालुका यस्मिंस्तत्। किंच स्फुटद्विकसत् सरः। सरोजबाहुल्येनोपचारतः सर एव विकसदित्युक्तम्। तस्य गन्धस्तेन हृता आकृष्टा अलयः पत्रिणश्च ये तेषां के उदके ध्वनयस्तेषां प्रतिध्वानास्तैर्लसन्तो द्रुमास्तैराकुलं व्याप्तम् ॥ ५ ॥

**अत्र भोक्तव्यमस्माभिर्दिवारूढं क्षुधार्दिताः।**
**वत्साः समीपेऽपः पीत्वा चरन्तु शनकैस्तृणम् ॥ ६**

તેવો જે સ્વભાવ છે તે. **'विटानाम्'** સ્ત્રીલંપટ પુરુષોને **'स्त्रियाः'** કામિનીની કથા જેમ (સુંદર લાગે છે તેમ). કેવા સત્પુરુષોનો? અચ્યુત ભગવાનની જે કથા છે તે જ વિષય છે જેમનો તેવાં વાણી, શ્રવણ અને ચિત્ત જેમનાં છે તેવા સત્પુરુષોનો પણ ॥ ૨ ॥

હે રાજા પરીક્ષિત, અતિ રહસ્ય હોવા છતાં હું તમને કહું છું. તમે સાવધાન થઈ શ્રવણ કરો, (કારણ કે) ગુરુજનો સ્નેહપાત્ર શિષ્યને અતિ રહસ્ય પણ કહી દે (છે). ॥ ૩ ॥ ૩ ॥

તે અનુસાર અઘાસુરના મુખરૂપ મૃત્યુથી ઉગારીને વાછરડાં તથા ગોપબાળકોને (યમુના) નદીના કાંઠે લાવીને ભગવાન આ પ્રમાણે કહેવા લાગ્યા. ॥૪॥૪॥

ભોજન કરવા માટે યમુનાપુલિનની પ્રશંસા કરે છે – **'अहो इति।'**

હે મિત્રો, પોતાની ક્રીડા માટે (તરણાં, કાંટા, કાંકરા ન હોવારૂપ) સંપત્તિવાળો, કોમળ સ્વચ્છ વાલુકાથી ભરેલો તથા ખીલેલા સરોવરમાં ઊગતાં કમળોની સુંગધથી આકર્ષિત થયેલા ભ્રમરો(ના ગુંજન) અને પક્ષીઓના (કલરવથી) જળમાં થતા ધ્વનિઓના પ્રતિધ્વનિઓથી શોભતાં વૃક્ષોથી છવાયેલો શ્રીયમુનાજીનો કાંઠો, અહો! અતિ રમ્ય છે. ॥ ૫ ॥

પોતાની ક્રીડાની સંપત્તિ છે જેમાં તે યમુના-પુલિન, કોમળ, સ્વચ્છ રેણુ છે જેમાં તે યમુનાપુલિન – વળી, **'स्फुटत्'** ખીલતું **'सरः'** સરોવર, કમળો ખૂબ જ હોવાથી લક્ષણાથી સરોવરને જ ખીલતું કહેવામાં આવ્યું છે. તેની સુંગધ, તેનાથી **'हृताः'** આકર્ષાયેલા જે ભ્રમરો અને પક્ષીઓ છે, તેમના **'के'** જળમાં થતા ધ્વનિઓ, તેમના પ્રતિધ્વનિઓ (પડઘા), તેમનાથી શોભતાં વૃક્ષો, તેમનાથી **'आकुलम्'** છવાયેલો કાંઠો ॥ ૫ ॥

દિવસ ચડી ગયો છે, આપણે સૌ ક્ષુધાર્ત થઈ ગયા છીએ. આપણે અહીં ભોજન કરી લેવું જોઈએ. વાછરડાં પાણી પીને નજીકમાં ભલે ધીમે ધીમે ઘાસ ચરે. ॥ ૬ ॥

दिवारूढं वेलातीतेत्यर्थः ॥ ६ ॥

**'दिवारूढम्'** દિવસ ચડી ગયો છે, સમય વીતી ગયો છે, એમ અર્થ છે. ॥ ૬ ॥

**तथेति पाययित्वार्भा वत्सानारुध्य शाद्वले ।**
**मुक्त्वा शिक्यानि बुभुजुः समं भगवता मुदा ॥ ७**

'ભલે' એમ (કહી) ગોપબાળકો વાછરડાંઓને (પાણી) પાઈને અને લીલા ઘાસ(ના મેદાન)માં રોકીને પોતપોતાનાં શીકાં ખોલીને ભગવાન સાથે આનંદપૂર્વક ભોજન કરવા લાગ્યા. ॥ ૭ ॥

आरुध्य संरुध्य। शाद्वले हरिततृणे देशे ॥ ७ ॥

**'आरुध्य'** રોકીને, **'शाद्वले'** લીલા ઘાસના મેદાનમાં ॥ ૭ ॥

**कृष्णस्य विष्वक् पुरुराजिमण्डलै-**
**रभ्याननाः फुल्लदृशो व्रजार्भकाः ।**
**सहोपविष्टा विपिने विरेजु-**
**श्छदा यथाम्भोरुहकर्णिकायाः ॥ ८**

વૃંદાવિપિનમાં કમળની કર્ણિકાની સર્વ તરફ રહેલી પાંખડીઓની જેમ કૃષ્ણની સર્વ તરફ અનેક ગોળાકાર મંડળોપૂર્વક ભગવાનની સન્મુખ પાસે પાસે અડીને બેઠેલા, પ્રફુલ્લ નયનોવાળા વ્રજકુમારો શોભતા હતા. ॥ ૮ ॥

तदा ते विरेजुः कृष्णस्य विष्वक् परितः पुरुराजिमण्डलैर्बहुभिः पङ्क्तिमण्डलैः सह नैरन्तर्येणोपविष्टाः। श्रीकृष्णाभिमुखान्याननानि येषां ते। फुल्लदृशो विकसितनयनाः। कमलकर्णिकायाः परितः पत्राणि यथेति ॥ ८ ॥

તે સમયે તેઓ શોભતા હતા. શ્રીકૃષ્ણની **'विष्वक्'** સર્વ તરફ **'पुरुराजिमण्डलैः'** અનેક ગોળાકાર મંડળોપૂર્વક પાસે પાસે અડીને બેઠેલા – શ્રીકૃષ્ણની સામે મુખ છે જેમનાં તે વ્રજકુમારો – **'फुल्लदृशः'** પ્રફુલ્લ નયનોવાળા – કમળની કર્ણિકાની સર્વ તરફ રહેલી પાંખડીઓની જેમ ॥ ૮ ॥

**केचित् पुष्पैर्दलैः केचित् पल्लवैरंकुरैः फलैः ।**
**शिग्भिस्त्वग्भिर्दृषद्भिश्च बुभुजुः कृतभाजनाः ॥ ९**

કેટલાક ગોપકુમારોએ પુષ્પોથી, કેટલાકે પાંખડીઓથી, કેટલાકે (આંબા, કમળ વગેરેનાં) પાંદડાંથી, કેટલાકે (જવ વગેરેનાં) અંકુરોથી, કેટલાકે ફળોથી, શીકાંઓથી, (વૃક્ષની) છાલથી તો કેટલાકે પથ્થરોમાંથી ભોજનપાત્રો બનાવ્યાં અને (તે સર્વે) ભોજન કરવા લાગ્યા. ॥ ૯ ॥

पुष्पैस्तद्दलैः अन्यैश्च पत्रैः कृतानि भाजनानि यैस्ते ॥ ९ ॥

પુષ્પોથી, તેમની પાંખડીઓથી તથા અન્ય પર્ણોથી બનાવવામાં આવ્યાં છે ભોજનપાત્રો જેમના દ્વારા તે ગોપકુમારો ભોજન કરવા લાગ્યા. ॥ ૯ ॥

**सर्वे मिथो दर्शयन्तः स्वस्वभोज्यरुचिं पृथक् ।**
**हसन्तो हासयन्तश्चाभ्यवजह्रुः सहेश्वराः ॥ १०**

પોતપોતાનાં જુદાં જુદાં વ્યંજનોનો વિશિષ્ટ સ્વાદ એકબીજાને જણાવતા, હસતા અને હસાવતા તે સર્વ શ્રીકૃષ્ણ સાથે ભોજન કરતા હતા.॥ ૧૦ ॥

रुचिं स्वादविशेषम्। अभ्यवजह्रुर्बुभुजिरे। सहेश्वराः श्रीकृष्णसहिताः ॥ १० ॥

**'रुचिम्'** વિશિષ્ટ સ્વાદને – **'अभ्यवजह्रुः'** ભોજન કરતા હતા. (**अभि+अव+हृ** ૫.ભૂ.કા. ત્રી.પુ.બ.વ.) **'सहेश्वराः'** શ્રીકૃષ્ણ સહિત તે સર્વે ॥ ૧૦ ॥

**बिभ्रद् वेणुं जठरपटयोः**
**शृंगवेत्रे च कक्षे**
**वामे पाणौ मसृणकवलं**
**तत्फलान्यङ्गुलीषु ।**
**तिष्ठन् मध्ये स्वपरिसुहृदो**
**हासयन् नर्मभिः स्वैः**
**स्वर्गे लोके मिषति बुभुजे**
**यज्ञभुग् बालकेलिः ॥ ११**

यज्ञभुगपि तेषु बुभुजे। बालानामिव केलिर्यस्य सः। तदाह—उदरवस्त्रयोर्मध्ये वेणुं बिभ्रद्दधदिति सर्वत्र संबध्यते। वाम इति कक्षपाण्योर्विशेषणम्। मसृणं स्निग्धं दध्योदनकवलम्। तदुचितानि बिल्वादिफलान्यङ्गुलिसन्धिषु। कर्णिकेव सर्वाभिमुखो मध्ये तिष्ठन्। स्वस्य परित उपविष्टान् सुहृदः स्वैर्नर्मभिः परिहासवाक्यैः स्वर्गे स्वर्गवासिनि जने मिषत्याश्चर्येण पश्यति सति लोके जनानां मध्ये बुभुजे॥ ११॥

ઉદર અને વસ્ત્રની વચ્ચે (કમરની ભેટમાં) વેણુ તથા ડાબી કાખમાં વગાડવાની શિંગડી અને છડી ધારણ કરતા, વામ શ્રીહસ્તમાં (દહીંભાતનો) સ્નિગ્ધ કોળિયો અને તેની સાથે (ખાવા યોગ્ય) ફળોને આંગળીઓમાં ધારણ કરતા, (કમળની કર્ણિકાની જેમ) મધ્યમાં સર્વની અભિમુખ રહેતા પોતાની સર્વ તરફ બેઠેલા મિત્રોને પોતાના વિનોદભર્યાં વાક્યોથી હસાવતા એવા બાળલીલાયુક્ત યજ્ઞભોક્તા ભગવાન, સ્વર્ગમાં વસતા જનો (આશ્ચર્યથી) જોતા હતા ત્યારે સુહૃજ્જનોની વચ્ચે ભોજન કરતા હતા. ॥ ૧૧ ॥

યજ્ઞભોક્તા હોવા છતાં ગોપકુમારોની વચ્ચે ભોજન કરતા હતા. બાળકો જેવી ક્રીડા છે જેની તે. તે જ કહે છે – ઉદર અને વસ્ત્રની વચ્ચે કમરની ભેટમાં વેણુને **'बिभ्रत्'** ધારણ કરતા – એમ સર્વત્ર સંબંધ છે. **'वामे'** એ કાખ અને શ્રીહસ્ત એ બંનેનું વિશેષણ છે. **'मसृणम्'** સ્નિગ્ધ, કોમળ દહીંભાતના કોળિયાને (લઈ), તેની સાથે ખાવા યોગ્ય બીલાં વગેરે ફળોને આંગળીઓના વેઢામાં ધારણ કરતા – (કમળની) કર્ણિકાની જેમ મધ્યમાં સર્વની અભિમુખ રહેતા – પોતાની સર્વ તરફ બેઠેલા મિત્રોને પોતાના **'नर्मभिः'** વિનોદભર્યાં વાક્યોથી (હસાવતા ભગવાન) **'स्वर्गे'** સ્વર્ગમાં વસતા જનો **'मिषति'** આશ્ચર્યથી જોતા હતા ત્યારે **'लोके'** સુહૃજ્જનોની વચ્ચે ભોજન કરતા હતા. ॥ ૧૧ ॥

**भारतैवं वत्सपेषु भुंजानेष्वच्युतात्मसु।**
**वत्सास्त्वन्तर्वने दूरं विविशुस्तृणलोभिताः॥ १२**

॥ १२ ॥

હે ભરતવંશી (પરીક્ષિત), આમ, અચ્યુત ભગવાનમાં જેમનું મન લાગેલું હતું તેવા વત્સપાલકો ભોજન કરતા હતા, ત્યારે ઘાસથી લોભાયેલાં વાછરડાં વનની વચ્ચે દૂર ચાલ્યા ગયાં હતાં. ॥ ૧૨ ॥ ૧૨ ॥

**तान् दृष्ट्वा भयसंत्रस्तानूचे कृष्णोऽस्य भीभयम्।**
**मित्राण्याशान्मा विरमतेहानेष्ये वत्सकानहम्॥ १३**

(એટલે) તેમને ભયથી ત્રાસેલા જોઈને આ વિશ્વના ભયના પણ ભયરૂપ શ્રીકૃષ્ણે કહ્યું : 'હે મિત્રો, તમે ભોજન કરતા અટકશો નહીં. વાછરડાંને હું અહીં લાવી આપીશ. ॥ ૧૩ ॥

भीभयं भयहेतुभ्यो भयमस्यापास्य। यद्वा अस्य विश्वस्य भियोऽपि भयं यः श्रीकृष्णः। आशाद्भोजनात्। अस्मिन्पादे अक्षराधिक्यमार्षम् ॥ १३ ॥

**'भीभयम्'** ભયના હેતુઓથી થતા ભયને **'अस्य'** દૂર કરીને (**अस्**= ફેંકવું) અથવા **'अस्य'** આ વિશ્વના ભયના પણ ભયરૂપ જે શ્રીકૃષ્ણ – **'आशात्'** ભોજન કરવામાંથી – આ (ત્રીજા) ચરણમાં એક અક્ષર અધિક છે (૮ ને બદલે ૯ અક્ષર છે), તે આર્ષ છે. ॥ ૧૩ ॥

**इत्युक्त्वाद्रिदरीकुञ्जगह्वरेष्वात्मवत्सकान्।**
**विचिन्वन् भगवान् कृष्णः सपाणिकवलो ययौ ॥ १४**

હાથમાં રહેલા કોળિયા સાથે ભગવાન શ્રીકૃષ્ણ પોતાનાં વાછરડાંને શોધતાં પર્વતોમાં, તે પર્વતોની ગુફાઓમાં, ઝાડીથી ઢંકાયેલાં અંદરના એકાંત સ્થાનોમાં તથા સંકટવાળાં દુર્ગમ સ્થળોમાં ગયા. ॥ ૧૪ ॥

अद्रिषु तद्दरीषु, कुञ्जेषु लतादिपिहितोदर–विवरेषु। गह्वरेषु संकटस्थानेषु॥ १४॥

પર્વતોમાં, તે પર્વતોની ગુફાઓમાં, **'कुञ्जेषु'** ઝાડીથી ઢંકાયેલાં અંદરનાં એકાંત સ્થાનોમાં, **'गह्वरेषु'** સંકટવાળાં દુર્ગમ સ્થળોમાં ॥ ૧૪ ॥

**अम्भोजन्मजनिस्तदन्तरगतो मायार्भकस्येशितु–**
**र्द्रष्टुं मंजु महित्वमन्यदपि तद् वत्सानितो वत्सपान्।**
**नीत्वाऽन्यत्र कुरूद्वहान्तरदधात् खेऽवस्थितो यः पुरा**
**दृष्ट्वाऽघासुरमोक्षणं प्रभवतः प्राप्तः परं विस्मयम्॥ १५**

(છંદ - શાર્દૂલવિક્રીડિત)

હે કુરુવંશી (રાજા), જે (બ્રહ્માજી) પહેલાં આકાશમાં રહીને પ્રભાવવાળા ભગવાનના (અતિ અધમ એવા) અઘાસુરના મોક્ષ(ની લીલા)ને જોઈને અત્યંત વિસ્મિત થયા હતા, તે (નાભિ)કમળમાંથી જન્મ લેનાર બ્રહ્માજી, માયાથી (સ્વેચ્છાએ) બાળક બનેલા ભગવાનના બીજા પણ મનોહર મહિમાને નિહાળવા માટે તે અવસરે આવેલા અને અહીંથી પાલકોને તથા તેમનાં વાછરડાંને પણ અન્યત્ર લઈ જઈને પોતે અદૃશ્ય થઈ ગયા. ॥ ૧૫ ॥

अम्भोजन्मनः पद्माज्जनिर्यस्य स ब्रह्मा। तदन्तरे तस्मिन्नवसरे गत आगतस्तच्छिद्रं प्राप्तो वा मञ्जु मनोहरमन्यदपि महित्वं महिमानं द्रष्टुं तस्य वत्सानितः स्थानाद्वत्सपांश्चान्यत्र नीत्वा स्वयं तिरोबभूव। प्रभवतः श्रीकृष्णस्य॥ १५॥

**अम्भोजन्मनः** કમળમાંથી જન્મ છે જેમનો તે બ્રહ્માજી **'तत्–अन्तरे'** તે અવસરે **'गतः'** આવેલા અથવા (તેમનું હરણ કરવા માટે) જેમને અવસર પ્રાપ્ત થયો છે તે **'मञ्जु'** મનોહર એવા અન્ય **'महित्वम्'** મહિમાને જોવા માટે અહીંથી તેમનાં વાછરડાંને તથા તેમના પાલકોને અન્યત્ર લઈ જઈને પોતે અદૃશ્ય થઈ ગયા. **'प्रभवतः'** ભગવાન શ્રીકૃષ્ણના ॥ ૧૫ ॥

**ततो वत्सानदृष्ट्वैत्य पुलिनेऽपि च वत्सपान्।**
**उभावपि वने कृष्णो विचिकाय समन्ततः ॥ १६**

પછી (શ્રીયમુનાજીના) કાંઠે આવીને (ત્યાં) પણ વાછરડાં અને તેમના પાલકોને ન જોઈને શ્રીકૃષ્ણ વનમાં ચોતરફ તે બંનેની શોધ કરવા લાગ્યા. ॥ ૧૬ ॥

उभावपि वत्सान्वत्सपांश्च। विचिकायान्वीक्षितवान्॥ १६ ॥

**'उभौ-अपि'** વાછરડાં અને તેમના પાલકોને **'વિચિકાય'** શોધવા લાગ્યા. (**વિ+ચિ** નું પરોક્ષ ભૂ.કા.ત્રી.પુ.એ.વ.)

**क्वाप्यदृष्ट्वान्तर्विपिने वत्सान् पालांश्च विश्ववित्।**
**सर्वं विधिकृतं कृष्णः सहसावजगाम ह॥ १७**

વનની અંદર ક્યાંય પણ વાછરડાં અને વત્સપાલકોને ન જોઈને સર્વજ્ઞ શ્રીકૃષ્ણ તરત જ જાણી ગયા કે (આ) સર્વ બ્રહ્માજીનું કામ છે. ॥ ૧૭ ॥

विधिकृतं ब्रह्मणा कृतम्॥ १७॥

**'विधिकृतम्'** બ્રહ્માજી દ્વારા કરાયેલું ॥ ૧૭ ॥

**ततः कृष्णो मुदं कर्तुं तन्मातॄणां च कस्य च।**
**उभयायितमात्मानं चक्रे विश्वकृदीश्वरः॥ १८**

(બ્રહ્માજીનું કરતૂત જાણ્યા) પછી વિશ્વના સર્જનહાર (બ્રહ્માજી)ના પણ ઈશ્વર એવા શ્રીકૃષ્ણે તે વાછરડાં અને તેમના પાલકોની માતાઓને અને બ્રહ્માજીને આનંદ આપવા માટે પોતાના સ્વરૂપને (વાછરડાં અને તેમના પાલકો, એ) બંને રૂપે બનાવ્યું. ॥ ૧૮ ॥

उभयायितं वत्सतत्पालरूपेण वर्तमानमित्यर्थः। अयं भावः—यदि तूष्णीमासे तर्हि तन्मातॄणां विषादः स्याद्यदि च तानेवानयिष्यामि तर्हि ब्रह्मणो मोहो न स्यादिति तदुभयप्रीतये तथा चक्रे इति॥ १८॥

**'उभयायितम्'** વાછરડાં અને તેમના પાલકો – ઉભયરૂપે બની ગયા, એમ અર્થ છે. ભાવ આ પ્રમાણે છે – જો શાંત બેસી રહીશ તો તેમની માતાઓને (તેમના વિયોગથી) વિષાદ થશે અને જો તેમને જ લઈ આવીશ તો બ્રહ્માજીને મોહ નહીં થાય, એમ બંનેની પ્રસન્નતા માટે તેમ કર્યું. ॥ ૧૮ ॥

तदेव दर्शयति—**यावदिति**।

(ભગવાન સર્વસ્વરૂપ કેવી રીતે બન્યા,) તે જ દર્શાવે છે – **'यावत् इति।'**

**यावद् वत्सपवत्सकाल्पकवपु-**
**र्यावत् कराङ्घ्र्यादिकं**
**यावद् यष्टिविषाणवेणुदलशिग्**
**यावद् विभूषाम्बरम्।**
**यावच्छीलगुणाभिधाकृतिवयो**
**यावद् विहारादिकं**
**सर्वं विष्णुमयं गिरोऽङ्गवदजः**
**सर्वस्वरूपो बभौ॥ १९**

(છંદ - શાર્દૂલવિક્રીડિત)

વત્સપાલકો તથા વાછરડાંનાં જેવડાં નાનકડાં શરીર હતાં, જેવડાં કર, ચરણ વગેરે હતાં, જેવાં લાકડી, શિંગડી, વેણુ, પુષ્પપત્રો, શીકાં તથા જેવાં આભૂષણો અને વસ્ત્રો હતાં, જેવાં સ્વભાવ, ગુણ, વાણી, આકાર તથા અવસ્થા અને જેવાં વિહાર વગેરે હતાં, તેવાં અને તેટલાં સર્વસ્વરૂપ બનીને અજન્મા ભગવાન શ્રીકૃષ્ણ શોભતા હતા. 'સર્વ જગત વિષ્ણુસ્વરૂપ છે.' એ જે પ્રસિદ્ધ વેદ વાણી છે, તે મૂર્તિમંત થઈ પ્રકટ થઈ ગઈ. ॥ ૧૯ ॥

वत्सपानां वत्सकानां चाल्पकं वपुः प्रमाणमनतिक्रम्य। एवमुपर्यपि योज्यम्। यद्वा यावद्वत्सपादिवपुस्तावत्सर्वस्वरूपोऽजः कृष्णो बभावित्यर्थः। उत्तरत्राप्येवम्। 'सर्वं विष्णुमयं जगत्' इति प्रसिद्धा या गीस्तस्या अङ्गवत् सा गीरेवार्थस्वरूपेण प्रत्यक्षा यथा तथा बभूवेत्यर्थः ॥ १९ ॥

વત્સપાલકો તથા વત્સોનાં જેવડું નાનકડું શરીર – પ્રમાણનું અતિક્રમણ કર્યા વિના – મૂળ માપ અનુસાર – એમ આગળ પણ વાક્યની યોજના કરવી જોઈએ. અથવા વત્સપાલકોનાં જેટલાં શરીર હતાં તેટલાં સર્વસ્વરૂપ બનીને અજન્મા ભગવાન શ્રીકૃષ્ણ **'बभौ'** શોભતા હતા, એમ અર્થ છે. આગળ પણ એ જ રીતે (સમજવું). 'સર્વ જગત વિષ્ણુસ્વરૂપ છે.' (**'सर्वं विश्वमिदं नारायणः'** ના.ઉ.તા. ઉપ.૨/૫ આ સર્વ જગત નારાયણરૂપ છે.) એ જે પ્રસિદ્ધ વેદવાણી છે, તેના **'अङ्गवत्'** અર્થરૂપ, તે વાણી જ અર્થસ્વરૂપે પ્રત્યક્ષ જેમ થાય તેમ બન્યા, એમ અર્થ છે. ॥ ૧૯ ॥

**स्वयमात्माऽऽत्मगोवत्सान् प्रतिवार्यात्मवत्सपैः ।**
**क्रीडन्नात्मविहारैश्च सर्वात्मा प्राविशद् व्रजम् ॥ २०**

ભગવાન પોતે પોતાના સ્વરૂપ ગાયોનાં વાછરડાંને પોતાનારૂપ વત્સપાલકો દ્વારા પાછાં વાળીને પોતાના જ સ્વરૂપે વિહારોથી ક્રીડા કરતા સર્વસ્વરૂપ થઈ વ્રજમાં પ્રવેશ્યા. ॥ ૨૦ ॥

एवं सर्वात्मा सन्व्रजं प्राविशत्। कथं स्वयमात्मैव प्रयोजकः। आत्मरूपान् गोवत्सानिति कर्मापि स्वयमेवेत्युक्तम्। आत्मरूपैर्वत्सपैः प्रतिवार्य। प्रयोज्यकर्तापि स्वयमेव। आत्मविहारैः क्रीडन्निति क्रियापि कारकाण्यपि स्वयमेवेत्यर्थः ॥ २० ॥

આ પ્રમાણે ભગવાન સર્વાત્મા થઈ વ્રજમાં પ્રવેશ્યા. આત્મા પોતે જ કેવી રીતે પ્રયોજક કર્તા – પ્રેરક બને? પોતાના સ્વરૂપ ગાયોનાં વાછરડાંને – એમ કર્મ પણ પોતે જ છે, એ કહેવાયું. પોતાનારૂપ વત્સપાલકો દ્વારા પાછા વાળીને – એમ પ્રયોજ્ય કર્તા પણ પોતે જ છે. પોતાના સ્વરૂપે ક્રીડા કરતા – એમ ક્રિયા અને કારકો પણ પોતે જ છે, એમ અર્થ છે. ॥ ૨૦ ॥

**तत्तद्वत्सान् पृथङ्नीत्वा तत्तद्गोष्ठे निवेश्य सः ।**
**तत्तदात्माभवद् राजंस्तत्तत्सद्म प्रविष्टवान् ॥ २१**

હે રાજા, (જે જે ગોપબાળકોનાં જે જે વાછરડાં જે જે ગમાણમાં હતાં,) તે તે ગોપબાળક બની તેમનાં વાછરડાંને જુદાં લઈ જઈ તેની ગમાણમાં પ્રવેશ કરાવીને પોતે પણ તે તે ગોપબાળકના ભવનમાં પ્રવિષ્ટ થયા. ॥ ૨૧ ॥

तत्तदात्मा तत्तद्गोपबालरूपोऽभवत्। ततस्तत्तत्सद्म प्रविष्टः ॥ २१ ॥

**'तत्-तत्-आत्मा'** તે તે ગોપબાળક બન્યા. ત્યાર પછી તે તે ગોપબાળકના ભવનમાં પ્રવિષ્ટ થયા. ॥ ૨૧ ॥

गोपिकामोहमाह—**तन्मातर इति।**

ગોપિકાઓના મોહનું વર્ણન કરે છે – **'तन्मातरः इति।'**

**तन्मातरो वेणुरवत्वरोत्थिता**
**उत्थाप्य दोर्भिः परिरभ्य निर्भरम्।**
**स्नेहस्नुतस्तन्यपयःसुधासवं**
**मत्वा परं ब्रह्म सुतानपाययन्॥ २२**

તન્માતરો વેણુરવેણ ત્વરયોત્થિતાઃ સત્યઃ સુતાન્મત્વા પરં બ્રહ્મૈવ દોર્ભિરુત્થાપ્યોદુહ્ય। પયઃસુધાસવં પયઃ એવ સુધાવત્સ્વાદુ આસવવન્માદકં પાયયામાસુરિત્યર્થઃ॥ २२॥

तन्मातरो वेणुरवेण त्वरयोत्थिताः सत्यः सुतान्मत्वा परं ब्रह्मैव दोर्भिरुत्थाप्योदुह्य। पयःसुधासवं पयः एव सुधावत्स्वादु आसववन्मादकं पाययामासुरित्यर्थः॥ २२॥

વેણુનાદથી જલદી ઊઠી ગયેલી તે ગોપબાળકોની માતાઓ પરબ્રહ્મ શ્રીકૃષ્ણને જ પોતાના પુત્રો માનીને હાથથી તેડીને અત્યંત (પ્રેમથી) ભેટીને સ્નેહથી ઝરતા, અમૃત જેવા મધુર અને આસવ જેવા માદક ધાવણનું પાન કરાવતી હતી. ॥ ૨૨ ॥

વેણુનાદથી જલદી ઊઠી ગયેલી તે ગોપબાળકોની માતાઓ પરબ્રહ્મ શ્રીકૃષ્ણને જ પોતાના પુત્રો માનીને હાથથી **'उत्थाप्य'** તેડીને **'पयःसुधा-आसवम्'** અમૃત જેવું મધુર અને આસવ જેવું માદક દૂધ જ પિવડાવતી હતી, એમ અર્થ છે. ॥ ૨૨ ॥

**ततो नृपोन्मर्दनमज्जलेपना-**
**लंकाररक्षातिलकाशनादिभिः ।**
**संलालितः स्वाचरितैः प्रहर्षयन्**
**सायं गतो यामयमेन माधवः॥ २३**

एवं यामयमेन तत्तत्कालक्रीडानियमेन सायं गतः प्राप्तः स्वाचरितैः स्वस्याचरितैः, शोभनैराचरितैर्वा मातॄः प्रहर्षयंस्ततस्ताभिरुन्मर्दनादि-भिरुपलालित इति॥ २३॥

હે નૃપ, તે તે પ્રહરની ક્રીડાના નિયમ અનુસાર સાંજે પોતાનાં (વેણુવાદનાદિ) શુભ આચરણોથી માધવ (માતાઓને) અતિ આનંદ આપતા સ્વગૃહે જતા હતા અને તે માતાઓ દ્વારા (તેલાદિથી) મર્દન, સ્નાન, વિલેપન, અલંકાર, રક્ષાવિધિ, તિલક અને ભોજનાદિ દ્વારા તેમને સુંદર લાડ લડાવવામાં આવતા હતા. ॥ ૨૩ ॥

આ પ્રમાણે **'यामयमेन'** તે તે પ્રહરની ક્રીડાના નિયમ અનુસાર સાંજે સ્વગૃહે **'गतः'** ગયા. **'स्व-आचरितैः'** પોતાનાં આચરણોથી અથવા **'सु+आचरितैः'** શુભ આચરણોથી માતાઓને અતિ આનંદ આપતા અને પછી તે માતાઓ દ્વારા (તેલાદિથી) મર્દન વગેરે દ્વારા લાડ લડાવવામાં આવતા ॥ ૨૩ ॥

गवां मोहनमाह—**गाव इति**।

(વાછરડાંરૂપ શ્રીકૃષ્ણ પ્રત્યે થયેલા અધિક સ્નેહને કારણે) ગાયોના મોહનું વર્ણન કરે છે – **'गावः इति।'**

**गावस्ततो गोष्ठमुपेत्य सत्वरं**
**हुंकारघोषैः परिहूतसंगतान्।**
**स्वकान् स्वकान् वत्सतरानपाययन्**
**मुहुर्लिहन्त्यः स्त्रवदौधसं पयः॥ २४**

ત્યાં (વનમાં)થી ગાયો ઉતાવળે ગમાણમાં આવીને હુંકારના ઘોષથી બોલાવેલાં અને પાસે દોડી આવેલાં પોતપોતાનાં વાછરડાંને વારંવાર ચાટતી, આંચળમાંથી ઝરતું દૂધ પિવડાવતી. ॥ ૨૪ ॥

परिहूता आहूताश्च ते सङ्गताश्च तान्॥ २४॥

**'परिहूताः'** બોલાવેલાં અને પાસે દોડી આવેલાં તે વાછરડાં, તેમને ॥ ૨૪ ॥

एतावत्तु वैषम्यं कृष्णस्यापि दुर्निवारमासी-दित्याह—**गोगोपीनामिति**।

સ્નેહની આટલી અધિકતા તો ભગવાનને માટે પણ અટકાવવી મુશ્કેલ હતી, એમ કહે છે – **'गोगोपीनाम् इति।'**

**गोगोपीनां मातृतास्मिन् सर्वा स्नेहर्द्धिकां विना।**
**पुरोवदास्वपि हरेस्तोकता मायया विना॥ २५**

ગાયો અને ગોપીઓનું માતૃત્વ તો આ શ્રીકૃષ્ણની ઉપર પૂર્વવત્ જ હતું, પરંતુ તેમાં (પૂર્વે) સ્નેહનો અતિરેક ન હતો. શ્રીહરિનો પણ આ ગાયો અને ગોપીઓ ઉપરનો બાળભાવ પૂર્વવત્ હતો, પરંતુ તેમાં માયા ન હતી. ॥ ૨૫ ॥

गवां गोपीनां चास्मिन्कृष्णे मातृता उपलालनादिरूपा पुरोवदेवासीत्किंतु स्नेहर्द्धिकां विना। स्नेहाधिक्यं त्विदानीं विशेष इत्यर्थः। आसु गोगोपीषु हरेस्तोकता च बालभावनादि पूर्ववदेवासीत्किंतु मायया विना, ममेयं माता अहमस्याः पुत्र इति मोहं विनेत्यर्थः॥ २५॥

ગાયો અને ગોપીઓનું **'अस्मिन्'** આ શ્રીકૃષ્ણ ઉપરનું લાડ લડાવવારૂપ માતૃત્વ પૂર્વવત્ જ હતું, પરંતુ (પૂર્વે) તેમાં સ્નેહનો અતિરેક ન હતો. અત્યારે તો સ્નેહની અધિકતા વિશેષ હતી, એમ અર્થ છે. **'आसु'** આ ગાયો અને ગોપીઓની ઉપર શ્રીહરિનો **'तोकता'** બાળભાવ વગેરે પૂર્વવત્ જ હતો, પરંતુ માયાથી રહિત ભાવ હતો. 'આ મારી માતા અને હું આનો પુત્ર' – એવા મોહથી રહિત બાળભાવ હતો. ॥ ૨૫ ॥

स्नेहर्द्धिमेव दर्शयति—**व्रजौकसामिति**।

સ્નેહની અધિકતાને જ દર્શાવે છે – **'व्रज-ओकसाम्-इति।'**

**व्रजौकसां स्वतोकेषु स्नेहवल्ल्याब्दमन्वहम्।**
**शनैर्निःसीम ववृधे यथा कृष्णे त्वपूर्ववत्॥ २६**

(યશોદાનંદન) શ્રીકૃષ્ણ ઉપર વ્રજવાસીઓને પૂર્વે (જેમ પોતાના બાળકો કરતાં પણ) અધિક સ્નેહ (વધતો) હતો, તેમ આ સમયે પણ તેઓની પોતાના પુત્રો ઉપરની સ્નેહવલ્લરી એક વર્ષ પર્યન્ત પ્રતિદિન ધીરે ધીરે નિઃસીમપણે વધતી હતી. ॥ ૨૬ ॥

यथा कृष्णे यशोदानन्दने स्वपुत्रेभ्योऽपि स्नेहाधिक्यं पूर्वमासीत्। इदानीं स्वतोकेष्वपि तथैवावर्धतेत्यर्थः। आ अब्दं यावत्संवत्सरम्। निःसीम यथा भवति॥ २६॥

યશોદાનંદન શ્રીકૃષ્ણ ઉપર વ્રજવાસીઓને પૂર્વે પોતાના પુત્રો કરતાં પણ અધિક સ્નેહ હતો. આ સમયે પોતાના બાળકો ઉપર પણ તે જ રીતે સ્નેહ વધતો હતો. **'आ अब्दम्'** એક વર્ષ પર્યન્ત, નિઃસીમ હોય તેમ ॥ ૨૬ ॥

**इत्थमात्माऽऽत्मनाऽऽत्मानं वत्सपालमिषेण सः।**
**पालयन् वत्सपो वर्षं चिक्रीडे वनगोष्ठयोः॥ २७**

આ પ્રમાણે (સર્વના) આત્મા શ્રીકૃષ્ણે વાછરડાંના અને પાલકોના બહાને વત્સપાલક થઈને પોતાના દ્વારા (વત્સરૂપ) પોતાનું પાલન કરતાં સંવત્સર પર્યન્ત વનમાં અને વ્રજમાં ક્રીડા કરી. ॥ ૨૭ ॥

एवमात्मा श्रीकृष्णो वत्सपो भूत्वा तत्रापि वत्सानां पालानां च मिषेणात्मानमात्मना पालयन् क्रीडितवानित्यर्थः॥ २७॥

આ પ્રમાણે **'आत्मा'** શ્રીકૃષ્ણે વત્સપાલક થઈને, તેમાં પણ વાછરડાંના અને પાલકોના બહાને પોતાના દ્વારા પોતાનું પાલન કરતાં ક્રીડા કરી, એમ અર્થ છે. ॥ ૨૭ ॥

एतावत्पर्यन्तं रामस्यापि मोह एवासीत्संवत्सरान्ते तु कथंचिज्ज्ञातवानिति दर्शयन्नाह—**एकदेति**।

**एकदा चारयन् वत्सान् सरामो वनमाविशत्।**
**पंचषासु त्रियामासु हायनापूरणीष्वजः॥ २८**

पञ्चषासु पञ्चसु वा षट्सु वा रात्रिषु हायनस्याऽऽपूरणीषु पूरकतयाऽवशिष्टास्वित्यर्थः॥ २८॥

**ततो विदूराच्चरतो गावो वत्सानुपव्रजम्।**
**गोवर्धनाद्रिशिरसि चरन्त्यो ददृशुस्तृणम्॥ २९**

ततो दूरत एव गोवर्धनशिखरे चरन्त्यो गावो व्रजसमीपे चरतो वत्सान् ददृशुः॥ २९॥

**दृष्ट्वाथ तत्स्नेहवशोऽस्मृतात्मा**
**स गोव्रजोऽत्यात्मपदुर्गमार्गः।**
**द्विपात् ककुद्ग्रीव उदास्यपुच्छो-**
**ऽगाद्धुङ्कृतैरास्नुपया जवेन॥ ३०**

तदैव स गोव्रजो गवां कलापस्तत्स्नेहवशस्तेषां वत्सानां स्नेहेनाकृष्टोऽत एव न स्मृत आत्मा येन स जवेनोपव्रजमगात्। कथंभूतः। अत्यात्मपदुर्गमार्गः अतिक्रान्त आत्मपान् गोपालान्यः सोऽत्यात्मपः, तथा दुर्गो दुर्गमो मार्गो यस्य सः स च स च। तथा युक्ताभ्यां पद्भ्यां धावन् द्विपादिव प्रतीयमानः। ककुद्याकुञ्चिता ग्रीवा यस्य सः। उदास्यपुच्छः उन्नमितान्यास्यानि पुच्छानि च येन सः। आस्नुपयाः सर्वतः स्रवन्ति पयांसि यस्य सः। 'आस्नुपयाः' इत्यपि पाठे स एवार्थः। गोव्रज इत्यनेन वृषभादयोऽप्यगुरित्युक्तम्॥ ३०॥

આટલા સમય સુધી બલરામજીને પણ મોહ જ થયો હતો, પણ વર્ષને અંતે (એમણે) કોઈક રીતે જાણ્યું, એમ દર્શાવતાં કહે છે – '**एकदा इति।**'

એક દિવસ, વર્ષ પૂરું થવામાં પાંચ-છ રાત્રિઓ બાકી હતી ત્યારે, અજન્મા ભગવાન, બલરામજી સહિત વાછરડાં ચરાવતા વનમાં પ્રવેશ્યા. ॥ ૨૮ ॥

'**पञ्चषासु**' પાંચ કે છ રાત્રિઓ વર્ષ '**आपूरणीषु**' પૂરું થવામાં બાકી હતી ત્યારે, એમ અર્થ છે. ॥ ૨૮॥

ત્યારે ગોવર્ધન પર્વતના શિખર ઉપર ચરતી ગાયોએ દૂરથી જ વ્રજની પાસે વાછરડાંને ઘાસ ચરતાં જોયાં. ॥ ૨૯ ॥

ત્યારે દૂરથી જ ગોવર્ધન પર્વતના શિખર ઉપર ચરતી ગાયોએ વ્રજની પાસે વાછરડાંને ચરતાં જોયાં.॥૨૯॥

(વાછરડાંને) જોતાંની સાથે જ પોતાની જાતને વીસરી જઈને તેમના સ્નેહથી ખેંચાયેલું, સર્વ તરફ ઝરતા દૂધવાળું તેમ જ ગોવાળોને અને દુર્ગમ માર્ગને ઓળંગતું, મુખ તથા પૂંછડાં ઊંચાં કર્યાં છે તેવું, હુંકાર કરીને (ભાંભરતું) અને ખૂંધમાં વાળી દીધેલી ડોકવાળું તે ગાયોનું ધણ (એવા) વેગથી દોડ્યું, (કે જાણે) બે પગવાળું દેખાતું હતું.॥ ૩૦ ॥

તે સમયે જ તે '**गोव्रजः**' ગાયોનું ધણ '**तत्स्नेहवशः**' તેમનાં વાછરડાંના સ્નેહથી ખેંચાયેલું, આથી જ વિસ્મૃત થઈ છે પોતાની જાત જેના દ્વારા તે ધણ વેગથી વ્રજમાં દોડ્યું. કેવું ધણ? '**अत्यात्मपदुर्गमार्गः**' **आत्मपान्** અર્થાત્ ગોવાળોને જે અતિક્રમી ગયું તેવું (**'स च'**) તે ધણ તથા '**दुर्गः**' અર્થાત્ દુર્ગમ માર્ગ છે જેનો (**'स च'**) તેવું તે ધણ. તથા બે પગ સાથે રાખી દોડતું તે ધણ બે પગવાળી ગાયોનું હોય તેવું પ્રતીત થતું – ખૂંધમાં વાળી દીધી છે ડોક જેણે તે ધણ – '**उत्-आस्य-पुच्छः**' ઊંચાં કરવામાં આવ્યાં છે મુખ તથા પૂંછડાં જેના દ્વારા તે ધણ. મૂળ પાઠ '**आस्नुपयाः**' છે. સર્વ તરફ ઝરી રહ્યું છે દૂધ જેનું તે ધણ. '**आस्नुपयाः**' પાઠમાં પણ એ જ અર્થ છે. '**गोव्रजः**' **गो** શબ્દ દ્વારા વૃષભ વગેરે પણ દોડ્યા, એમ કહેવામાં આવ્યું છે. (**स्नु**-ગતિ કરવી, **स्नु**-ટપકવું) ॥ ૩૦ ॥

तत्र विशेषतो धेनूनां चेष्टितमाह—**समेत्येति**।

**समेत्य गावोऽधो वत्सान् वत्सवत्योऽप्यपाययन्।**
**गिलन्त्य इव चांगानि लिहन्त्यः स्वौधसं पयः॥ ३१**

गोवर्धनस्याधः। वत्सवत्यः पुनः प्रसूता अपि॥ ३१॥

रामेण दृष्टं वत्सेषु गवां स्नेहातिशयमुक्त्वा गोपानामपि दर्शयितुमाह—**गोपा इति**।

**गोपास्तद्रोधनायासमौघ्यलज्जोरुमन्युना।**
**दुर्गाध्वकृच्छ्रतोऽभ्येत्य गोवत्सैर्ददृशुः सुतान्॥ ३२**

तासां गवां रोधने य आयासस्तस्य मौघ्येन मोघत्वेन लज्जया सहोरुमन्युना दुर्गमार्गजनितक्लेशेन चाभ्येत्य गोवत्सैः सह सुतान् ददृशुः॥ ३२॥

**तदीक्षणोत्प्रेमरसाप्लुताशया**
**जातानुरागा गतमन्यवोऽर्भकान्।**
**उदुह्य दोर्भिः परिरभ्य मूर्धनि**
**घ्राणैरवापुः परमां मुदं ते॥ ३३**

ततश्च तेषामीक्षणेनोद्गतो यः प्रेमरसस्तस्मिन्नाप्लुता निमग्ना आशया येषां ते। लज्जामन्युकृच्छ्रैस्तानपि ताडयितुमागताः सन्तोऽपि गतमन्यवः प्रत्युत जातोऽनुरागो येषां ते मूर्धनि घ्राणैरवघ्राणैः परमां मुदमवापुः॥ ३३॥

ત્યાં વિશેષરૂપે ગાયોની ચેષ્ટાનું વર્ણન કરે છે –'**समेत्य इति।**'

(ગોવર્ધન પર્વતની) નીચે (ચરતાં) વાછરડાંને મળી વાછરડાંવાળી ગાયો, તેમને ગળી જતી હોય તેમ તેમનાં અંગોને ચાટતી પોતાનાં આંચળનું દૂધ પિવડાવવા લાગી. ॥ ૩૧ ॥

ગોવર્ધન પર્વતની નીચે – '**वत्सवत्यः**' વાછરડાંવાળી, ફરીથી વિયાયેલી ગાયો પણ ॥ ૩૧ ॥

બલરામજી દ્વારા વાછરડાં ઉપર ગાયોનો અતિશય સ્નેહ જોવામાં આવ્યો, તે કહીને ગોવાળોના પણ અતિશય સ્નેહને દર્શાવવા માટે કહે છે – '**गोपाः इति।**'

તે ગાયોને રોકવાના પ્રયાસની નિષ્ફળતાથી લજ્જા અને અતિ ક્રોધપૂર્વક ગોવાળોએ દુર્ગમ માર્ગથી થયેલા મહાકષ્ટથી (ત્યાં નીચે) આવીને ગાયો અને વાછરડાં સાથે (પોતાનાં) બાળકોને જોયાં. ॥ ૩૨॥

તે ગાયોને રોકવાનો જે પ્રયાસ, તેની '**मौघ्येन**' નિષ્ફળતાથી અતિ ક્રોધ સહિત લજ્જાથી અને દુર્ગમ માર્ગથી થયેલા મહાકષ્ટથી આવીને ગાયો અને વાછરડાં સહિત (પોતાનાં) બાળકો જોયાં. ॥ ૩૨ ॥

તે બાળકોને જોતાં જ ઉત્પન્ન થયેલા પ્રેમરસમાં ડૂબી ગયેલા અંતઃકરણવાળા, ઉત્પન્ન થયેલા અનુરાગવાળા અને શમી ગયેલા ક્રોધવાળા તેઓ (ગોવાળો) બાળકોને હાથથી ઊંચકી, ભેટીને મસ્તકને સૂંઘીને પરમ આનંદ પામ્યા. ॥ ૩૩ ॥

પછી તેમને જોતાં જ જે પ્રેમરસ ઉત્પન્ન થયો તેમાં '**आप्लुताः**' ડૂબી ગયાં છે અંતઃકરણ જેમનાં તે ગોવાળો – લજ્જા, ક્રોધ અને મહાકષ્ટથી આવેલા અને તેમાં પણ મારવા માટે આવ્યા હોવા છતાં ક્રોધરહિત થઈ ગયા, તદુપરાંત જેમને અનુરાગ ઉત્પન્ન થયો છે તેવા તેઓ મસ્તકને '**घ्राणैः**' સૂંઘીને પરમ આનંદ પામ્યા. ॥ ૩૩ ॥

**ततः प्रवयसो गोपास्तोकाश्लेषसुनिर्वृताः ।**
**कृच्छ्राच्छनैरपगतास्तदनुस्मृत्युदश्रवः ॥ ३४**

કૃચ્છ્રાત્તતોऽપગતા નિવૃત્તાઃ।

कृच्छ्रात्ततोऽपगता निवृत्ताः। तेषां सुतानामनुस्मृत्योद्गच्छन्त्यश्रूणि येषां ते॥ ३४॥

બાળકોને આલિંગન કરીને અત્યંત આનંદ પામેલા વયોવૃદ્ધ ગોવાળો કષ્ટપૂર્વક ધીમે ધીમે અળગા થયા, પણ વળી પાછું તેમનું સ્મરણ કરીને તેમને ઝળઝળિયાં આવી ગયાં. ॥ ૩૪ ॥

કષ્ટપૂર્વક તેમનાથી **'अपगताः'** અળગા થયા. તેમનાં બાળકોનું વળી પાછું સ્મરણ કરીને જેમને (**'उद्-अश्रवः'**) ઝળઝળિયાં આવી જતાં તેવા તે ગોવાળો ॥ ૩૪ ॥

**व्रजस्य रामः प्रेमर्द्धेर्वीक्ष्यौत्कण्ठ्यमनुक्षणम् ।**
**मुक्तस्तनेष्वपत्येष्वप्यहेतुविदचिन्तयत् ॥ ३५**

प्रेमर्द्धेरौत्कण्ठ्यमतिशयं मुक्तस्तनेष्वपत्येषु वीक्ष्य हेतुमजानन्नचिन्तयत् ॥ ३५ ॥

ધાવણ છોડી દીધેલાં બાળકો ઉપર પણ વ્રજ (વાસીઓ)ના પ્રેમની સમૃદ્ધિની પ્રતિક્ષણે અધિકતા જોઈને તેનું કારણ નહીં જાણતા બલરામજી વિચારમાં પડ્યા. ॥ ૩૫ ॥

પ્રેમની સમૃદ્ધિની **'औत्कण्ठ्यम्'** અધિકતાને ધાવણ છોડી દીધેલાં બાળકો ઉપર જોઈને તેનું કારણ ન જાણતા (બલરામજી) વિચારમાં પડ્યા. ॥ ૩૫ ॥

चिन्तामेवाह—**किमेतदिति** द्वाभ्याम् ।

બલરામજીની ચિન્તાને બે શ્લોકોથી વર્ણવે છે – **'किम् एतत् इति।'**

**किमेतदद्भुतमिव वासुदेवेऽखिलात्मनि ।**
**व्रजस्य सात्मनस्तोकेष्वपूर्वं प्रेम वर्धते ॥ ३६**

वासुदेवे यथा पुरा प्रेम तथा स्वतोकेष्वपि व्रजस्य प्रेम वर्धते किमेतदद्भुतमिति। किंच सात्मनो मत्सहितस्य व्रजस्य। मम तेषु प्रेमकारणं किमिति भावः ॥ ३६ ॥

આ કેવું આશ્ચર્ય છે? સર્વના આત્મા વાસુદેવ શ્રીકૃષ્ણ ઉપર મારા સહિત સમગ્ર વ્રજ(વાસીઓ)નો જેવો અપૂર્વ પ્રેમ પહેલાં હતો, તેવો અપૂર્વ પ્રેમ (હમણાં) આ બાળકો (તથા વાછરડાં) ઉપર વધતો જાય છે! ॥ ૩૬ ॥

વાસુદેવ શ્રીકૃષ્ણ ઉપર જેવો પ્રેમ પહેલાં હતો તેવો, (હાલમાં) પોતાના બાળકો ઉપર પણ વ્રજ(વાસીઓ)નો પ્રેમ વધે છે, એ કેવું આશ્ચર્ય છે? વળી, **'स-आत्मनः'** મારા સહિત વ્રજ(વાસીઓ)નો પ્રેમ (વધી રહ્યો છે.) – તેમના (ગોપબાળકો) ઉપર મારો પ્રેમ હોવાનું કારણ શું છે? એવો ભાવ છે. ॥ ૩૬ ॥

**केयं वा कुत आयाता दैवी वा नार्युतासुरी ।**
**प्रायो मायाऽस्तु मे भर्तुर्नान्या मेऽपि विमोहिनी ॥ ३७**

દૈવી, માનુષી કે આસુરી એવી આ કઈ માયા છે? અને ક્યાંથી (અને કેમ પ્રયોજવામાં) આવી હશે? મને પણ વિમોહિત કરનારી (હોવાથી) આ માયા ઘણું કરીને મારા સ્વામી શ્રીકૃષ્ણની જ હશે, બીજી કોઈ ન હોય. ॥ ૩૭ ॥

केयं माया देवानां वा नराणां वा असुराणां कुतो वा कस्मात्प्रयुक्ता। तत्रान्यमाया न संभवति। यतो ममापि मोहो वर्तते, अत: प्रायशो मत्स्वामिन: श्रीकृष्णस्यैव मायेयमस्त्विति संभावयति॥ ३७॥

**इति संचिन्त्य दाशार्हो वत्सान् सवयसानपि।**
**सर्वानाचष्ट वैकुण्ठं चक्षुषा वयुनेन स:॥ ३८**

सवयसान्सखीनपि वयुनेन ज्ञानमयेन चक्षुषा वैकुण्ठं श्रीकृष्णमेवापश्यत्॥ ३८॥

एवं कृष्णरूपान्सामान्यतो ज्ञात्वा कृष्णं पृष्ट्वा कृष्णोपदेशेन विशेषतो ज्ञातवानित्याह—**नैत इति**।

**नैते सुरेशा ऋषयो न चैते**
**त्वमेव भासीश भिदाश्रयेऽपि।**
**सर्वं पृथक्त्वं निगमात् कथं वदे-**
**त्युक्तेन वृत्तं प्रभुणा बलोऽवैत्॥ ३९**

अयमर्थ:—पाल्यमानास्तावद्वत्सा ऋषीणामंशा: पालाश्च देवानामंशा इति तावदहं वेद्मि, इदानीं तु न तथा, किंत्वस्मिन् भिदाश्रयेऽपि त्वमेव भासि, अतस्त्वं सर्वं पृथक् विविच्य कथं वृत्तमिति वदेत्युक्तेन प्रभुणा वक्त्रा निगमात्संक्षेपत एवोक्तं वृत्तं बलोऽवैत् विदितवानित्यर्थ:॥ ३९॥

तत: किं वृत्तमित्यपेक्षायामाह—**तावदिति**।

આ કઈ માયા છે? દેવોની, મનુષ્યોની કે અસુરોની? આ માયા '**कुत: वा**' કયા હેતુથી પ્રયોજવામાં આવી હશે? ત્યાં બીજી કોઈ માયા ન સંભવે કે જેનાથી મને પણ મોહ થાય છે! આથી ઘણું કરીને મારા સ્વામી શ્રીકૃષ્ણની જ આ માયા હોઈ શકે, એમ (બલરામજી) કલ્પના કરે છે. ॥ ૩૭ ॥

આમ વિચાર કરીને તે બલરામજીએ જ્ઞાનમય દૃષ્ટિથી સર્વ મિત્રો સહિત વાછરડાંમાં પણ શ્રીકૃષ્ણને જ નિહાળ્યા. ॥ ૩૮ ॥

'**सवयसान्**' મિત્રો સહિત (વાછરડાંમાં) પણ '**वयुनेन**' જ્ઞાનમય દૃષ્ટિથી '**वैकुण्ठम्**' શ્રીકૃષ્ણને જ નિહાળ્યા. ॥ ૩૮ ॥

આમ, સર્વને સામાન્યપણે શ્રીકૃષ્ણરૂપ જાણી શ્રીકૃષ્ણને પૂછીને બલરામજીએ શ્રીકૃષ્ણના ઉપદેશથી વિશેષરૂપે જાણી લીધું, એમ કહે છે – '**न-एते इति।**'

આ (ગોવાળો) દેવો(ના અંશો) નથી અને આ (વાછરડાં) ઋષિઓ(ના અંશો) નથી. હે ઈશ, ગોપબાળકો વગેરે ભેદના આશ્રયમાં કેવળ તમે જ કેમ ભાસો છો, તેમ કહો. (એમ બલરામજીએ પૂછ્યું ત્યારે) પૂછવામાં આવેલા પ્રભુ દ્વારા સંક્ષેપમાં (કહેવામાં આવેલું) સર્વ વૃત્તાન્ત બલરામજીએ જાણ્યું.॥ ૩૯ ॥

આ પ્રમાણે અર્થ છે – હું જાણું છું ત્યાં સુધી પાળવામાં આવતાં વાછરડાં ઋષિઓના અંશો છે અને પાલન કરનારા ગોવાળો દેવોના અંશો છે, પણ અત્યારે તેમ નથી. અત્યારે તો આ (વાછરડાં, બાળકો, શૃંગી, શીકાં વગેરે) ભેદના આ આશ્રયમાં (જુદાં જુદાં રૂપો હોવા છતાં) પણ કેવળ તમે જ ભાસો છો, આથી આ સર્વ કેમ બન્યું તે વિચારીને કહો. (એમ) '**उक्तेन**' પૂછવામાં આવેલા પ્રભુ શ્રીકૃષ્ણના મુખેથી '**निगमात्**' સંક્ષેપથી જ કહેવામાં આવેલું વૃત્તાન્ત બલરામજીએ '**अवैत्**' જાણ્યું, એમ અર્થ છે.॥ ૩૯ ॥

પછી શું થયું, એવી અપેક્ષા માટે કહે છે – '**तावत् इति।**'

**तावदेत्यात्मभूरात्ममानेन त्रुट्यनेहसा।**
**पुरोवदब्दं क्रीडन्तं ददृशे सकलं हरिम्॥ ४०**

वर्षे जाते आत्मनो मानेन त्रुट्यनेहसा त्रुटिमात्रेण कालेन सकलं सानुचरं हरिं ददर्श॥ ४०॥

दृष्ट्वा च व्यतर्कयदित्याह—**यावन्त इति** द्वाभ्याम्।

**यावन्तो गोकुले बालाः सवत्साः सर्व एव हि।**
**मायाशये शयाना मे नाद्यापि पुनरुत्थिताः॥ ४१**

**इत एतेऽत्र कुत्रत्या मन्मायामोहितेतरे।**
**तावन्त एव तत्राब्दं क्रीडन्तो विष्णुना समम्॥ ४२**

मे मायाशये मायातल्पे॥ ४१॥ मन्माया-मोहितेभ्य इतरे कुत्रत्याः॥ ४२॥

इति वितर्कयन्नमुह्यदित्याह—**एवमिति** द्वाभ्याम्।

**एवमेतेषु भेदेषु चिरं ध्यात्वा स आत्मभूः।**
**सत्याः के कतरे नेति ज्ञातुं नेष्टे कथंचन॥ ४३**

(एवमेतेषु भेदेषु चिरं ध्यात्वा स आत्मभूः। इति पाठः।)॥ ४३॥

**एवं सम्मोहयन् विष्णुं विमोहं विश्वमोहनम्।**
**स्वयैव माययाऽजोऽपि स्वयमेव विमोहितः॥ ४४**

॥ ४४॥

ननु मायाश्रयस्य तस्य कुतो मोह इत्यत आह—**तम्यामिति**।

તેવામાં (બ્રહ્માજીના) પોતાના સમયના માપ અનુસાર એક ત્રુટિ સમય પછી બ્રહ્માજીએ આવીને શ્રીહરિને પૂર્વવત્ એક વર્ષથી પોતાના અનુચરો સાથે ક્રીડા કરતા નિહાળ્યા. ॥ ૪૦ ॥

વર્ષ પૂરું થતાં પોતાના સમયના માપ અનુસાર '**त्रुटि-अनेहसा**' માત્ર એક ત્રુટિ સમય પછી '**सकलम्**' અનુચરો સહિત શ્રીહરિને નિહાળ્યા. ॥ ૪૦ ॥

અને જોઈને વિચાર કરવા લાગ્યા, એમ બે શ્લોકોથી કહે છે – '**यावन्तः इति।**'

ગોકુળમાં વાછરડાં સહિત જેટલાં બાળકો છે તે બધાં જ મારી માયામયી શય્યામાં પોઢેલાં હોઈ હજી સુધી ફરીથી ઊઠ્યાં નથી. ॥ ૪૧ ॥

મારી માયાથી મોહિત થયેલાં (બાળકો અને વાછરડાં) સિવાયનાં આ બીજાં તેટલાં જ, વિષ્ણુની સાથે એક વર્ષથી ક્રીડા કરતાં ક્યાંથી ટપકી પડ્યાં ? ॥ ૪૨ ॥

મારી '**मायाशये**' માયામયી શય્યામાં ॥ ૪૧॥ મારી માયાથી મોહિત થયેલાં વાછરડાં અને બાળકો સિવાયનાં બીજાં ક્યાંથી ટપકી પડ્યાં? ॥ ૪૨ ॥

આ પ્રમાણે વિચાર કરતા બ્રહ્માજી મોહ પામ્યા, એમ બે શ્લોકથી કહે છે – '**एवम् इति।**'

આમ, તે બ્રહ્માજી આ જુદાં જુદાં બાળકો અને વાછરડાં વિષે ઘણા સમય સુધી વિચાર કરીને કયાં સાચાં અને કયાં નહીં, એ જાણવા માટે કોઈ પણ પ્રકારે સમર્થ થયા નહીં. ॥ ૪૩ ॥

અહીં ટીકા શ્લોકના પ્રથમ ચરણ અનુસાર છે. ॥ ૪૩ ॥

આમ, વિશ્વને મોહ પમાડનાર અને સ્વયં મોહથી રહિત એવા વિષ્ણુ ભગવાનને પોતાની જ માયાથી સંમોહિત કરવા જતાં અજન્મા હોવા છતાં પણ બ્રહ્માજી પોતે જ મોહિત થઈ ગયા. ॥ ૪૪ ॥ ૪૪ ॥

શંકા કરવામાં આવી છે કે માયાના આશ્રયરૂપ એવા તે બ્રહ્માજીને મોહ કેવી રીતે થાય? તે માટે કહે છે – '**तम्याम् इति।**'

**तम्यां तमोवन्नैहारं खद्योतार्चिरिवाहनि।**
**महतीतरमायैश्यं निहन्त्यात्मनि युंजतः॥ ४५**

જેમ રાત્રિ(ના અંધકાર)માં ધુમ્મસનો અંધકાર (લીન થઈ જાય છે) અને દિવસ(ના પ્રકાશ)માં આગિયાનો પ્રકાશ (હતપ્રભ થઈ જાય છે), તેમ મહાન (માયાવી) પુરુષ ઉપર માયા પ્રયુક્ત કરતા મનુષ્યની બીજી (તુચ્છ) માયા (કંઈ જ કરી શકતી નથી, પરંતુ) પોતાની અંદર રહેલા સામર્થ્યનો જ નાશ કરે છે. ॥ ૪૫ ॥

महामायाविनि भगवत्यन्यमायाया आवरणविक्षेपकत्वाभावे दृष्टान्तद्वयम्—तम्यां तमिस्त्रायां रात्र्यां नैहारं हिमकणप्रभवं तम इव। तद्धितार्थोपसर्जनस्यापि तमसो नैहारमिति विशेषणं छान्दसम्। तत्तमो यथा पृथगावरणं न करोति किंतु तत्रैव लीयते। यथा च खद्योतार्चिरहनि पृथक् प्रकाशं न करोति। एवं महति पुरुषे मायां युञ्जतः पुंस इतरा नीचा माया तत्र न किंचित्करोति किंत्वात्मनि स्वस्मिन्नेव ऐश्यं सामर्थ्यं निहन्तीति॥ ४५॥

મહામાયાવી ભગવાન ઉપર બીજી તુચ્છ માયા આવરણ અને વિક્ષેપ ન કરી શકતી હોવાથી (તેનો પ્રભાવ પડતો નથી.) એ માટે બે દૃષ્ટાંત આપે છે – **'तम्याम्'** રાત્રિના અંધકારમાં **'नैहारम्'** ધુમ્મસના અંધકારની જેમ – **तमोवत्** એ તદ્ધિતાર્થવાળો **तमस्** શબ્દ ગૌણ હોવા છતાં **तमोवत्** શબ્દનું **नैहारम्** વિશેષણ બને એ છાન્દસ છે. તે અંધકાર જુદું આવરણ કરતો નથી, પરંતુ તે ત્યાં (રાત્રિના અંધકારમાં) જ લીન થઈ જાય છે. તથા જેમ આગિયાનો પ્રકાશ દિવસે જુદો પ્રકાશ કરી શકતો નથી, એ જ રીતે મહાન પુરુષ ઉપર માયા પ્રયુક્ત કરતા મનુષ્યની અન્ય તુચ્છ માયા તે મહાપુરુષને કંઈ જ કરી શકતી નથી, પરંતુ **'आत्मनि'** પોતાનામાં રહેલા જ **'ऐश्यम्'** સામર્થ્યનો નાશ કરે છે. ॥ ૪૫ ॥

अन्यदप्याश्चर्यमाह—**तावदिति**।

બીજા પણ (અદ્ભુત) આશ્ચર્યને વર્ણવે છે – **'तावत् इति।'**

**तावत् सर्वे वत्सपालाः पश्यतोऽजस्य तत्क्षणात्।**
**व्यदृश्यन्त घनश्यामाः पीतकौशेयवाससः॥ ४६**

(બ્રહ્માજી વિચાર કરે) તેટલામાં બ્રહ્માજીના દેખતાં જ સર્વ વાછરડાં અને વત્સપાલકો તે જ ક્ષણે મેઘ જેવા શ્યામ (વર્ણવાળા) અને રેશમી પીતાંબર ધારણ કરેલા દેખાયા. ॥ ૪૬ ॥

वत्सपालाः वत्साः पालाश्च। सर्वे यष्टिविषाणादयश्च॥ ४६॥

**'वत्सपालाः'** વાછરડાં અને તેમના વત્સપાલકો પણ, છડી અને શિંગડી વગેરે સર્વ ॥ ૪૬ ॥

**चतुर्भुजाः शंखचक्रगदाराजीवपाणयः।**
**किरीटिनः कुण्डलिनो हारिणो वनमालिनः॥ ४७**

॥ ४७॥

(તે સર્વે) ચાર ભુજાઓવાળા, હાથમાં શંખ, ચક્ર, ગદા અને પદ્મ ધારણ કરેલા, મુકુટ, કુંડળ, (મનોહર) હાર તથા (આપાદલમ્બિની) વનમાળા ધારણ કરેલા, ॥ ૪૭ ॥ ૪૭ ॥

**श्रीवत्सांगददोरत्नकम्बुकंकणपाणयः ।**
**नूपुरैः कटकैर्भाताः कटिसूत्रांगुलीयकैः ॥ ४८**

श्रीवत्सप्रभायुक्तान्यङ्गदादीनि दोष्षु येषाम्, रत्नमयानि कम्बुवत् त्रिधाराणि कङ्कणानि पाणिषु येषां, ते च ते च ॥ ४८ ॥

श्रीवत्स (ચિહ્નની પ્રભાથી) યુક્ત બાજુબંધ છે જેમાં તેવા બાહુઓવાળા તથા શંખ જેવાં (ત્રિરેખ) રત્નમય કંકણયુક્ત શ્રીહસ્તવાળા, નૂપુર, કડાં, કંદોરા અને વીંટીઓથી શોભતા, ॥ ૪૮ ॥

શ્રીવત્સ ચિહ્નની પ્રભાથી યુક્ત બાજુબંધ છે જેમના બાહુઓમાં તેવા તથા શંખ જેવાં ત્રિરેખ, રત્નમય કંકણો છે જેમના શ્રીહસ્તોમાં તેવા ॥ ૪૮ ॥

**आङ्घ्रिमस्तकमापूर्णास्तुलसीनवदामभिः ।**
**कोमलैः सर्वगात्रेषु भूरिपुण्यवदर्पितैः ॥ ४९**

तथा भूरि बहुजन्मार्जितं पुण्यं तद्युक्तैर्जनैरर्पितैः ॥ ४९ ॥

ચરણકમળથી માંડીને શ્રીમસ્તક પર્યંત (નખશિખાંત) સર્વ શ્રીઅંગોમાં અત્યંત પુણ્યશાળી જનો દ્વારા સમર્પિત કરવામાં આવેલી કોમળ નવતુલસીદળની માળાઓથી શોભતા, ॥ ૪૯ ॥

તથા **'भूरि'** અનેક જન્મોથી અર્જિત કરેલું પુણ્ય, તેનાથી યુક્ત એવા ભક્તજનો દ્વારા સમર્પિત કરેલી (માળાઓથી) ॥ ૪૯ ॥

**चन्द्रिकाविशदस्मेरैः सारुणापांगवीक्षितैः ।**
**स्वकार्थानामिव रजःसत्त्वाभ्यां स्त्रष्टृपालकाः ॥ ५०**

चन्द्रिकाविशदस्मितयुक्तैः सहारुणगुणेन च वर्तमाना येऽपाङ्गास्तैर्वीक्षितैः। स्वकार्थानां स्वभक्तमनोरथानां रजःसत्त्वाभ्यां स्त्रष्टृपालका इव व्यदृश्यन्त। सत्त्ववद्विशदस्मितेन पालका इव, रजोवदरुणगुणेन च स्त्रष्टार इव तादृक्कटाक्षैर्द्योतमाना इत्यर्थः ॥ ५० ॥

ચાંદની જેવા ઉજ્જવળ સ્મિતયુક્ત તેમ જ અરુણ (લાલ) રજોગુણ સહિત હોય તેવા નેત્રકટાક્ષોથી પોતાના ભક્તોના મનોરથોનું સત્ત્વગુણથી પોષણ કરનાર અને તે મનોરથોનું રજોગુણથી સર્જન કરનાર હોય તેવા (તે સર્વે) જણાતા હતા. ॥ ૫૦ ॥

ચાંદની જેવા ઉજ્જવળ સ્મિતયુક્ત અને અરુણ ગુણ સહિત હોય તેવા જે **'अपाङ्गाः'** નેત્રકટાક્ષો છે તેમના વડે **'स्वकार्थानाम्'** પોતાના ભક્તોના મનોરથોને રજોગુણ અને સત્ત્વગુણથી અનુક્રમે સર્જનાર અને પાલન કરનાર હોય તેવા દેખાતા હતા. સત્ત્વ જેવા ઉજ્જવળ સ્મિતથી પાલન કરનાર હોય તેવા અને રજસ્ જેવા અરુણ ગુણથી સર્જન કરનાર હોય તેવા નેત્રકટાક્ષોથી દ્યોતિત થતા હતા, એમ અર્થ છે. ॥ ૫૦ ॥

**आत्मादिस्तम्बपर्यन्तैर्मूर्तिमद्भिश्चराचरैः ।**
**नृत्यगीताद्यनेकार्हैः पृथक् पृथगुपासिताः ॥ ५१**

आत्मा ब्रह्मा तदादिस्तम्बपर्यन्तैः अनेकार्हैरनेकार्हणैः ॥ ५१ ॥

બ્રહ્મા વગેરેથી માંડીને તણખલા પર્યન્ત મૂર્તિમાન થયેલા સચરાચર જીવો દ્વારા નૃત્ય, ગીત વગેરે અનેક પ્રકારની પૂજાસામગ્રીઓથી પ્રત્યેકની પૃથક્ પૃથક્ ઉપાસના થઈ રહી છે. ॥ ૫૧ ॥

**'आत्मा'** બ્રહ્મા, તેમનાથી માંડીને તણખલા પર્યન્ત સર્વ જીવો દ્વારા અનેક પ્રકારની **'अर्हैः'** પૂજાસામગ્રીઓ દ્વારા ॥ ૫૧ ॥

**अणिमाद्यैर्महिमभिरजाद्याभिर्विभूतिभिः ।**
**चतुर्विंशतिभिस्तत्त्वैः परीता महदादिभिः ॥ ५२**

अजाद्याभिर्मायाविद्यादिभिर्विभूतिभिः शक्तिभिः । महदादिभिरिति महत्सूत्रयोः पृथक्त्वविवक्षया चतुर्विंशतितत्त्वैर्जगत्कारणैः ॥ ५२ ॥

અણિમાદિ મહાસિદ્ધિઓ, માયા વગેરે વિભૂતિઓ અને મહત્ વગેરે ચોવીસ તત્ત્વોથી તેમને વીંટાયેલા જોયા. ॥ ૫૨ ॥

**'अजा-आद्याभिः'** માયા, અવિદ્યા વગેરે **'विभूतिभिः'** શક્તિઓથી – **'महत्-आदिभिः इति'** મહત્તત્ત્વ અને સૂત્રને જુદા કહેવાની ઇચ્છા હોવાથી જગતનાં કારણરૂપ ચોવીસ તત્ત્વોથી (મહત્તત્ત્વ, સૂત્ર(વાયુ), અહંકાર, મન, પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો, પાંચ તન્માત્રાઓ અને પાંચ મહાભૂતો) ॥ ૫૨ ॥

**कालस्वभावसंस्कारकामकर्मगुणादिभिः ।**
**स्वमहिध्वस्तमहिभिर्मूर्तिमद्भिरुपासिताः ॥ ५३**

कालादिभिश्च तत्सहकारिभिः । तत्र कालः क्षोभकः । स्वभावः परिणामहेतुः । संस्कारो वासनाया उद्बोधकः । स्वमहिध्वस्तमहिभिर्भगवन् महिम्ना तिरस्कृतस्वातन्त्र्यैरुक्तैः सर्वैरणिमाद्यैः ॥ ५३ ॥

ભગવાનના પોતાના મહિમાથી ધ્વસ્ત થયેલા મહિમાવાળા, મૂર્તિમાન થયેલા કાળ, સ્વભાવ, સંસ્કાર, કામ, કર્મ, ગુણો વગેરે દ્વારા તેમની ઉપાસના થઈ રહી હતી. ॥ ૫૩ ॥

કાળ વગેરે અને તેમના અધિષ્ઠાતા દેવતાઓરૂપ સહકારી તત્ત્વો દ્વારા – તેમાં કાળ પ્રકૃતિનો ક્ષોભકર્તા, સ્વભાવ રૂપાંતરના કારણરૂપ, સંસ્કાર વાસનાને જગાડનાર – **'स्वमहिध्वस्तमहिभिः'** ભગવાનના પોતાના મહિમાથી નાશ પામેલા સ્વાતન્ત્ર્યવાળા જણાવવામાં આવેલા સર્વ અણિમાદિ દ્વારા (ઉપાસિત) ॥ ૫૩ ॥

सर्वेषां मूर्तिमत्त्वेऽपि विशेषमाह— **सत्यज्ञानेति** ।

સર્વ (ધર્મો) મૂર્તિમાન થયા હોવા છતાં બ્રહ્માજી કરતાં કંઈક વિશેષ સ્વરૂપનું વર્ણન કરે છે – **'सत्यज्ञान इति।'**

**सत्यज्ञानानन्तानन्दमात्रैकरसमूर्तयः ।**
**अस्पृष्टभूरिमाहात्म्या अपि ह्युपनिषद्दृशाम् ॥ ५४**

સત્યસ્વરૂપ, જ્ઞાનસ્વરૂપ, અનંતસ્વરૂપ, સદાય એકરૂપ, એકરસ, આનંદસ્વરૂપ મૂર્તિઓવાળા તેમ જ આત્મજ્ઞાનરૂપ દૃષ્ટિવાળા જ્ઞાનીજનો માટે પણ નિશ્ચિતપણે ન સ્પર્શી શકાય (ન જાણી શકાય) તેવા મહાન (અનંત, અપાર) માહાત્મ્યવાળા તે સર્વે હતા. ॥ ૫૪ ॥

सत्याश्च ज्ञानरूपाश्चानन्ताश्चानन्दरूपाश्च तत्रापि तदेकमात्रा विजातीयसंभेदरहितास्तत्रापि चैकरसाः सदैकरूपा मूर्तयो येषां ते। यद्वा सत्यज्ञानादिमात्रैकरसं यद्ब्रह्म तदेव मूर्तयो येषामिति।

(ત્રિકાલાબાધિત) સત્યસ્વરૂપ અને જ્ઞાનસ્વરૂપ તથા અનંતસ્વરૂપ અને આનંદસ્વરૂપ, અને તેમાં પણ એક માત્ર તે જ, વિજાતીય ભેદરહિત, અને તેમાં પણ એકરસ, એકરૂપ મૂર્તિઓ છે જેમની તે – અથવા સત્ય, જ્ઞાન વગેરેરૂપ માત્ર એકરસ જે બ્રહ્મ

अत एवोपनिषदात्मज्ञानं सैव दृक् चक्षुर्येषां तेषामपि हि निश्चितमस्पृष्टभूरिमाहात्म्या न स्पृष्टं स्पर्शयोग्यं भूरि माहात्म्यं येषां ते तथाभूताः सन्तो व्यदृश्यन्तेति ॥ ५४ ॥

છે તે જ મૂર્તિઓ છે જેમની. આથી જ **'उपनिषत्'** આત્મજ્ઞાન તે જ **दृक्** ચક્ષુ, દૃષ્ટિ છે જેમની તેમને માટે પણ **'हि'** નિશ્ચિતપણે **'अस्पृष्टभूरिमाहात्म्याः'** જેમનું માહાત્મ્ય સ્પર્શયોગ્ય નથી તેવા તે સર્વે દેખાયા. ॥ ૫૪ ॥

**एवं सकृद् ददर्शाजः परब्रह्मात्मनोऽखिलान् ।**
**यस्य भासा सर्वमिदं विभाति सचराचरम् ॥ ५५**

આ પ્રકારે તે પરબ્રહ્મસ્વરૂપે રહેલા સર્વ (વત્સપાલ વગેરે)ને બ્રહ્માજીએ એક વખત જ જોયા, કે જે(પરબ્રહ્મ)ના પ્રકાશથી આ સર્વ સચરાચર વિશ્વ પ્રકાશે છે. ॥ ૫૫ ॥

एवं सकृदेकदैव ददर्श। परब्रह्मणो विशेषणं यस्येति ॥ ५५ ॥

આ પ્રકારે **'सकृत्'** એક જ વખત જોયા. **'यस्य'** એ પરબ્રહ્મનું વિશેષણ છે. ॥ ૫૫ ॥

**ततोऽतिकुतुकोद्वृत्यस्तिमितैकादशेन्द्रियः ।**
**तद्धाम्नाभूदजस्तूष्णीं पूर्देव्यन्तीव पुत्रिका ॥ ५६**

ત્યાર પછી આશ્ચર્યથી દૃષ્ટિ પાછી ફેરવીને સ્તબ્ધ થયેલી અગિયાર ઇન્દ્રિયવાળા બ્રહ્માજી નગરની અધિષ્ઠાત્રી દેવી પાસે તે ભગવદ્રૂપોના તેજથી અવાક્ થઈ પૂતળા જેવા થઈ ગયા. ॥ ૫૬ ॥

अतिकुतुकेनाश्चर्येणोद्वृत्य दृष्टीः परावृत्य हंसपृष्ठे निपत्येति वा। कुतुकशब्दे तृतीयायाश्छान्दसो लुक्। यद्वा उद्वृत्यः इति छेदः। अतिकुतुकेन उद्वृत्यो विलोड्यो विपर्यस्तः स्वस्मिन्निति यावत्। पाठान्तरे त्वतिकुतुकेनोद्वृत्तः क्षुभितः। तेषां धाम्ना तेजसा स्तब्धसर्वेन्द्रियो ब्रह्मा तूष्णीं निश्चलोऽभूत्। अत्र दृष्टान्तः—पूर्देवी व्रजाधिष्ठात्री काचिद्देवता तस्या अन्ति समीपे पुत्रिका चतुर्मुखीकृतकप्रतिमेव ॥ ५६ ॥

**'अतिकुतुकेन'** આશ્ચર્યથી **'उद्वृत्य'** દૃષ્ટિ પાછી ફેરવીને અથવા હંસની પીઠ પરથી ઢળી પડીને – અહીં कुतुक શબ્દમાં ત્રીજી વિ.ના પ્રત્યયનો છાંદસ લોપ થયો છે. (**कुतुक-उद्वृत्य** અહીં **उद्वृत्य** એ સં.ભૂ.કૃ. સાથે સમાસ થઈ શકે નહીં, તેથી અહીં **कुतुकेन** પાઠ અપેક્ષિત છે.) અથવા (**उद्वृत्य** ને સં.ભૂ.કૃ.ને બદલે વિધ્યર્થ કૃદન્ત લઈએ તો બ્રહ્માજીનું વિશેષણ બને.) उद्वृत्यः એમ પદચ્છેદ કરતાં, અતિ આશ્ચર્યથી **'उद्वृत्यः'** પોતાના સ્વરૂપ વિષે વિપર્યાસ – ભ્રાન્તિમાં પડી ગયા. પરંતુ પાઠાંતરમાં **'अतिकुतुकेन-उद्वृत्तः'** અતિ આશ્ચર્યથી **'उद्वृत्तः'** ક્ષોભ પામ્યા. ભગવત્સ્વરૂપોના **'धाम्ना'** તેજથી સ્તબ્ધ થયેલી સર્વ ઇન્દ્રિયોવાળા બ્રહ્માજી **'तूष्णीम्'** નિશ્ચળ થઈ ગયા. અહીં દૃષ્ટાંત છે – **'पूर्देवी'** વ્રજની અધિષ્ઠાત્રી કોઈ દેવી, તેની **'अन्ति'** સમીપે **'पुत्रिका'** ચાર મુખવાળા બનાવટી પૂતળા જેવા ॥ ૫૬ ॥

एवं मोहमग्नमजमुज्जहारेत्याह—**इतीति**।

આમ, મોહમાં ડૂબી ગયેલા બ્રહ્માજીનો ભગવાને ઉદ્ધાર કર્યો, એમ કહે છે – **'इति इति।'**

**इतीरेशेऽतर्क्ये**
**निजमहिमनि स्वप्रमितिके**
**परत्राजातोऽत-**
**न्निरसनमुखब्रह्मकमितौ ।**
**अनीशेऽपि द्रष्टुं**
**किमिदमिति वा मुह्यति सति**
**चच्छादाजो ज्ञात्वा**
**सपदि परमोऽजाजवनिकाम्॥ ५७**

(છંદ - શિખરિણી)

इरेशे इरा सरस्वती तस्या ईशे ब्रह्मणि किमिदमिति मुह्यति सति पश्चात्तद्द्रष्टुमप्यनीशे सति परमोऽजः श्रीकृष्णः सपद्यजाजवनिकां मायारूपां तिरस्करिणीं ययाद्भुतं दर्शितं तां चच्छाद तिरोधत्त। अपसारितवानित्यर्थः। अथवा अयं लोकाभिमानी ममैश्वर्यं द्रष्टुमयोग्य इति तस्योपरि मायां प्रसारितवानिति। क्व मुह्यति सति। अतर्क्ये तर्कागोचरे। निजोऽसाधारणो महिमा यस्य तस्मिन्निति मोहे हेतुरुक्तः। दर्शनायोग्यत्वाय त्रीणि विशेषणानि स्वप्रमितिके स्वप्रमिति स्वप्रकाशं च तत्कं सुखं च यस्मिन्। अत एवाजातः प्रकृतेः परत्र परस्मिन्। अतन्निरसनमुखेन ब्रह्मकैः श्रुतिशिरोभिर्मितिर्ज्ञानं यस्मिंस्तस्मिन्स्वरूपे ॥ ५७ ॥

('नेति नेति' 'अस्थूलमनण्वह्रस्वम्'।)

સ્વયંપ્રકાશ, સુખસ્વરૂપ, પ્રકૃતિથી પર 'તે નહીં, તે નહીં' એમ બ્રહ્મભિન્ન વસ્તુના ત્યાગ દ્વારા શ્રુતિના મસ્તકરૂપ ઉપનિષદો દ્વારા જેમનું જ્ઞાન થાય છે તેવા ભગવાનના પોતાના મહિમામાં 'આ શું?' એમ ઈરાપતિ (વાક્પતિ મહાબુદ્ધિમાન બ્રહ્માજી) જ્યારે મોહ પામ્યા અને તે જોવા માટે પણ અસમર્થ થયા, ત્યારે (તેમની સ્થિતિને) જાણીને અજન્મા એવા શ્રીકૃષ્ણ પરમાત્માએ અવિલમ્બે માયારૂપી પરદો ઢાંકી દીધો. ॥ ૫૭ ॥

**'इरेशे'** ઈરા અર્થાત્ સરસ્વતી, તેમના પતિ બ્રહ્મા જ્યારે 'આ શું?' એમ મોહ પામ્યા અને પછી તે જોવા માટે પણ સમર્થ ન થયા, ત્યારે **'परम-अजः'** અજન્મા શ્રીકૃષ્ણ પરમાત્માએ અવિલમ્બે **'अजा-जवनिकाम्'** માયારૂપી આવરણ, કે જેનાથી અદ્ભુત દર્શન કરાવ્યાં તેને, **'चच्छाद'** ઢાંકી દીધું, માયારૂપી પરદો ખસેડી દીધો, એમ અર્થ છે. (શ્રીકૃષ્ણસ્વરૂપે દેખાતું હતું તે દૂર કરી દીધું.) અથવા લોકાધિપત્યનું અભિમાન રાખનાર આ બ્રહ્મા મારા ઐશ્વર્યને જોવા યોગ્ય નથી, એમ વિચારીને તેના ઉપર માયા ફેલાવી દીધી. બ્રહ્માજી કોના વિષયમાં મોહ પામ્યા? **'अतर्क्ये'** તર્કના અવિષયરૂપ એવા મહિમામાં. જેનો પોતાનો મહિમા અસાધારણ છે તે મહિમામાં મોહ પામ્યા, એમ મોહ થવાનું કારણ કહેવામાં આવ્યું. દર્શન માટે બ્રહ્માજીની અયોગ્યતા હોવા માટે ત્રણ વિશેષણો આપ્યાં છે. **'स्वप्रमितिके' स्वप्रमिति** એટલે સ્વપ્રકાશ તથા તેનું **कम्** સુખ છે જેમાં, આથી જ **'अजातः'** (**मायातः**) પ્રકૃતિથી **'परत्र'** પર એવા મહિમામાં, **'अतत्-निरसन-मुखेन' ब्रह्मकैः श्रुतिशिरोभिः** શ્રુતિના મુખરૂપ ઉપનિષદો દ્વારા **मितिः** જ્ઞાન છે જેના વિષે તે સ્વરૂપના મહિમામાં ॥ ૫૭ ॥

'આ નહીં, આ નહીં' એમ સમગ્ર વિષયોના નિષેધની અવધિરૂપ, નિષેધના અધિષ્ઠાનરૂપ બ્રહ્મ. (બૃહદા.ઉપ.૨/૩/૬) 'આ અક્ષર સ્થૂળ નથી, સૂક્ષ્મ નથી, નાનું નથી.' (બૃહદા.ઉપ.૩/૮/૮)

**ततोऽर्वाक् प्रतिलब्धाक्षः कः परेतवदुत्थितः।**
**कृच्छ्रादुन्मील्य वै दृष्टीराचष्टेदं सहात्मना॥ ५८**

(માયાના આચ્છાદન) પછી જેમને બાહ્ય ઇન્દ્રિયોનું જ્ઞાન પ્રાપ્ત થયું તે બ્રહ્માજીએ, મૃત્યુ પામેલો કોઈ પુનર્જીવિત થાય તેમ ઊઠીને કષ્ટપૂર્વક નેત્રોને ખોલીને પોતાના દેહાદિ સહિત આ વિશ્વને જોયું. ॥ ૫૮ ॥

अर्वाक् बहिः प्रतिलब्धान्यक्षीणि येन सः। परेतवन्मृतो यदि कथंचित्पुनरुत्तिष्ठति तथा। दृष्टीर्नेत्राणि॥ ५८॥

**'अर्वाक्'** બાહ્ય ઇન્દ્રિયોનું જ્ઞાન પ્રાપ્ત થયું છે જેમને તે બ્રહ્માજીએ – **'परेतवत्'** મૃત્યુ પામેલો કોઈ જો કોઈક રીતે ફરીથી ઊઠે તેમ – **'दृष्टीः'** નેત્રોને ॥ ૫૮ ॥

**सपद्येवाभितः पश्यन् दिशोऽपश्यत् पुरः स्थितम्।**
**वृन्दावनं जनाजीव्यद्रुमाकीर्णं समाप्रियम्॥ ५९**

તરત જ ચારે દિશાઓને જોતા બ્રહ્માજીએ મનુષ્યોની આજીવિકારૂપ તરુવરોથી છવાયેલું અને સદાય સર્વ તરફ પ્રિય લાગનારું શ્રીવૃંદાવન ધામ સામે રહેલું જોયું. ॥ ૫૯ ॥

जनानामाजीव्यैर्द्रुमैराकीर्णम्। समाप्रियं संततान्यासमन्तात्प्रियाणि यस्मिंस्तत्॥ ५९॥

મનુષ્યોની આજીવિકારૂપ તરુવરોથી છવાયેલું તથા જેમાં **'समाप्रियम्'** સદાય સર્વ તરફ પ્રિય છે તે શ્રીવૃંદાવન ધામને ॥ ૫૯ ॥

तदाह—**यत्रेति**।

(સર્વ તરફ જે પ્રિયત્વ છે,) તે વર્ણવે છે – **'यत्र इति।'**

**यत्र नैसर्गदुर्वैराः सहासन् नृमृगादयः।**
**मित्राणीवाजितावासद्रुतरुट्तर्षकादिकम्॥ ६०**

જે વૃંદાવનમાં સ્વાભાવિક રીતે ત્યજી ન શકાય તેવા વેરવાળાં મનુષ્યો તથા સિંહ વગેરે પશુઓ મિત્રોની જેમ સહવાસ કરતાં હતાં અને અજિત ભગવાનના (નિત્ય) નિવાસથી ક્રોધ, લોભ વગેરે ત્યાંથી નાસી ગયા હતા. ॥ ૬૦ ॥

नैसर्गदुर्वैराः स्वाभाविकाप्रतिकार्यवैरवन्तोऽपि नराः सिंहादयश्च मित्राणीव यत्र सहैवासन्। अजितस्यावासेन द्रुताः पलायिताः रुट्तर्षादयः क्रोधलोभादयो यस्मात्तथाभूतं वृन्दावनमपश्यदिति ॥ ६०॥

**'नैसर्गदुर्वैराः'** સ્વાભાવિક રીતે ત્યજી ન શકાય તેવા વેરવાળાં હોવા છતાં મનુષ્યો અને સિંહ વગેરે (સાપ અને નોળિયો, ઉંદર અને બિલાડી) મિત્રોની જેમ જ્યાં સહવાસ કરતાં હતાં. અજિત ભગવાનના (નિત્ય) નિવાસથી **'द्रुताः'** નાસી ગયા છે ક્રોધ, લોભ વગેરે જ્યાંથી તેવા વૃંદાવનને જોયું. ॥ ૬૦ ॥

**तत्रोद्वहत् पशुपवंशशिशुत्वनाट्यं**
**ब्रह्माद्वयं परमनन्तमगाधबोधम्।**
**वत्सान् सखीनिव पुरा परितो विचिन्व-**
**देकं सपाणिकवलं परमेष्ठ्यचष्ट॥ ६१**

ત્યાં પરમેષ્ઠી બ્રહ્માજીએ અદ્વૈત, અનંત, અગાધ જ્ઞાનવાળા, સર્વશ્રેષ્ઠ પરબ્રહ્મ શ્રીકૃષ્ણને એકલાને જ ગોવાળના વંશમાં બાળક હોવાનું નાટક ભજવતા, પહેલાંની જેમ હાથમાં કોળિયો લઈને મિત્રો અને વાછરડાંને ચારે બાજુ શોધતા જોયા. ॥ ૬૧ ॥

तत्र च परमेष्ठी ब्रह्मा इव पुरा पूर्ववदेव ब्रह्म अचष्टापश्यत्। कथंभूतम्। पशुपवंशशिशुत्वं नाट्यमुद्वहत्। नाट्यमित्यत्र हेतुः—अद्वयमित्यादि। अद्वयं च वत्सान्विचिन्वत्, एकं च सखीन्, अगाधबोधं च विचिन्वत्, अनन्तं च परितो विचिन्वत्, परं च शिशुत्वमुद्वहत्, ब्रह्म च सपाणिकवलमिति नाट्यमेवोद्वहदित्यर्थः॥ ६१॥

અને ત્યાં **'परमेष्ठी'** બ્રહ્માજીએ **'पुरा'** પહેલાંની જેમ જ બ્રહ્મ (શ્રીકૃષ્ણ)ને **'अचष्ट'** જોયા. કેવા બ્રહ્મને જોયા? ગોવાળના વંશમાં બાળક હોવાનું નાટક ભજવતા – અહીં નાટક હોવાનું કારણ આપે છે – **'अद्वयम् इत्यादि।'** વાછરડાંને શોધતા અદ્વૈતને, મિત્રોને શોધતા એકલાને, શોધતા એવા અગાધ જ્ઞાનવાળા (સર્વજ્ઞ)ને, ચારે બાજુ શોધતા અનંતને, વળી બાળક હોવાનું નાટક ભજવતા સર્વશ્રેષ્ઠને, હાથમાં કોળિયા સહિત નાટ્ય કરતા બ્રહ્મને, એમ અર્થ છે. ॥ ६१ ॥

**दृष्ट्वा त्वरेण निजधोरणतोऽवतीर्य**
**पृथ्व्यां वपुः कनकदण्डमिवाभिपात्य।**
**स्पृष्ट्वा चतुर्मुकुटकोटिभिरङ्घ्रियुग्मं**
**नत्वा मुदश्रुसुजलैरकृताभिषेकम्॥ ६२**

(છંદ - વસંતતિલકા)

(પાણિકવલ પુરુષોત્તમનાં) દર્શન કરીને પોતાના વાહન પરથી વેગપૂર્વક ઊતરીને પોતાના દેહને સુવર્ણદંડની જેમ પૃથ્વી પર પાડી દઈ, ચારેય મુકુટોના અગ્રભાગથી પ્રભુનાં બંને ચરણકમળનો સ્પર્શ કરી, નમન કરી હર્ષાશ્રુરૂપી શ્રેષ્ઠ જળથી અભિષેક કર્યો. ॥ ६२ ॥

निजधोरणतः स्ववाहनात्त्वरेण वेगेनावतीर्य दण्डवन्नत्वा चतुर्णां मुकुटानामग्रैरङ्घ्रियुग्मं स्पृष्ट्वा मुदश्रुसुजलैरानन्दाश्रुरूपैः सुजलैरभिषेकमकरोदिति ॥ ६२॥

**'निजधोरणतः'** પોતાના વાહન (હંસ) પરથી વેગપૂર્વક ઊતરીને, દંડવત્ નમન કરીને ચારેય મુકુટોના અગ્રભાગથી બંને ચરણકમળનો સ્પર્શ કરીને **'मुदश्रुसुजलैः'** હર્ષાશ્રુરૂપ શ્રેષ્ઠ જળથી અભિષેક કર્યો. ॥ ६२ ॥

**उत्थायोत्थाय कृष्णस्य चिरस्य पादयोः पतन्।**
**आस्ते महित्वं प्राग्दृष्टं स्मृत्वा स्मृत्वा पुनः पुनः॥ ६३**

પૂર્વે જોયેલા શ્રીકૃષ્ણના મહિમાનું સ્મરણ કરી કરીને વારંવાર ઊઠી ઊઠીને બ્રહ્માજી શ્રીકૃષ્ણનાં ચરણકમળમાં ચિરકાળ સુધી પડ્યા (રહ્યા).॥ ६३ ॥

चिरस्य चिरं पादयोः पतन्नास्ते॥ ६३॥

**'चिरस्य'** ચિરકાળ સુધી ચરણોમાં પડ્યા રહ્યા. ॥ ६३ ॥

**शनैरथोत्थाय विमृज्य लोचने**
**मुकुन्दमुद्वीक्ष्य विनम्रकन्धरः।**
**कृतांजलिः प्रश्रयवान् समाहितः**
**सवेपथुर्गद्गदयैलतेलया ॥ ६४**

ત્યાર પછી ધીમેથી ઊઠીને (આઠ લોચનો હોવા છતાં ભગવાનની સામેનાં) બે લોચન લૂછીને, મુકુન્દ ભગવાનની સન્મુખ જોઈને, ગ્રીવા નમાવી, બન્ને હાથ જોડીને વિનમ્ર અને એકાગ્ર થઈ, સ્ખલિત થતા અક્ષરોવાળી (ગદ્ગદ્ થતી) વાણીથીધ્રૂજતા ધ્રૂજતા સ્તુતિ કરી. ॥ ६४ ॥

सवेपथुः सकम्पः। अत एव गद्गदया। अनुकरणमेतत्। इलया वाचा। ऐलत अस्तौत् ॥ ६४ ॥

**'सवेपथुः'** ધ્રુજારી સહિત, આથી જ સ્ખલિત, ગદ્‌ગદ્ (થતી), **'इलया'** વાણીથી આ (ગદ્‌ગદ્ ભાવનું વારંવાર) અનુકરણ (થાય તેમ) **'ऐलत'** સ્તુતિ કરી. ॥ ૬૪ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे पूर्वार्धे त्रयोदशोऽध्यायः॥ १३ ॥
इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे पूर्वार्धे श्रीधरस्वामिविरचितायां
भावार्थदीपिकायां टीकायां त्रयोदशोऽध्यायः॥ १३ ॥

*****

# अथ चतुर्दशोऽध्यायः

## બ્રહ્માજી દ્વારા ભગવાનની સ્તુતિ

चतुर्दशेऽद्भुतं दृष्ट्वा पूर्वागन्तुकनिश्चयम्।
अनीशः कर्तुमस्तौषीत्कृष्णं ब्रह्मा विमोहितः॥ १

(વત્સપાલ બનીને પુનઃ સત્યજ્ઞાનાદિ રૂપે પ્રતિભાસિત થયેલા ભગવદ્રૂપનાં) અદ્‌ભુત દર્શન કરીને (આ શું છે અને શા માટે છે, એમ) પૂર્વના અધ્યાયમાં પ્રાપ્ત પદાર્થ વિષે નિશ્ચય કરવા માટે અસમર્થ થયેલા વિમોહિત બ્રહ્માજીએ શ્રીકૃષ્ણની સ્તુતિ કરી, તે ચૌદમા અધ્યાયમાં છે. ॥ ૧ ॥

स्वकृतापराधेन भिया सकम्पतया भगवन्महिमानमनवगाहमानो यथादृष्टस्वरूपमेव कीर्तयन्नाह—**नौमीति**।

પોતે કરેલા અપરાધથી થયેલા ભયને કારણે કંપ સહિત ભગવાનના મહિમાને યથાવત્ ન જાણતા બ્રહ્માજી, જેવા સ્વરૂપનાં દર્શન કર્યાં હતાં તેવા જ સ્વરૂપનું કીર્તન કરતાં કહે છે – **'नौमि इति।'**

**ब्रह्मोवाच**

**नौमीड्य तेऽभ्रवपुषे तडिदम्बराय**
**गुंजावतंसपरिपिच्छलसन्मुखाय ।**
**वन्यस्रजे कवलवेत्रविषाणवेणु-**
**लक्ष्मश्रिये मृदुपदे पशुपाङ्गजाय॥ १**

(છંદ - વસંતતિલકા, શ્લોક - ૧, ૨, ૩)

**બ્રહ્માજી બોલ્યા** – હે ગુણગાન કરવા યોગ્ય (શ્રીકૃષ્ણ), (સર્વ જીવોને જીવનાનંદ આપનાર) મેઘ જેવા (શ્યામ, સુંદર, સ્નિગ્ધ) શ્રીઅંગવાળા, વિદ્યુત જેવું (તેજોમય પીત) અંબર ધારણ કરનાર, ચણોઠીઓનાં કર્ણાભૂષણ અને ચોમેર મયૂરપંખમંડિત મુકુટથી શોભતા મુખવાળા, વનનાં પુષ્પપર્ણોની માળા ધારણ કરનાર, (શ્રીહસ્તમાં દહીંભાતનો કોમળ) કોળિયો, છડી, શૃંગી અને (કમરની ભેટમાં) વેણુનાં (મંગળ) ચિહ્નોની શોભાવાળા તથા મૃદુ (પાપમર્દન-શીલ) ચરણકમળવાળા ગોપાલ નંદરાજકુમારની હું સ્તુતિ કરું છું. ॥ ૧ ॥

हे ईड्य स्तुत्य, ते तुभ्यं नौमि। द्वितीयार्थे चतुर्थ्यः, अथवा नौमीत्युक्त्वा प्रस्तुतस्य भगवतः

**'हे ईड्य'** હે સ્તુતિ કરવા યોગ્ય, **'ते'** આપની સ્તુતિ કરું છું. (આઠેય) ચતુર્થી વિભક્તિઓ દ્વિતીયા વિભક્તિના અર્થમાં છે. અથવા **नौमि** એમ કહીને પ્રસ્તુત ભગવાનને

कर्मत्वे ज्ञाते प्रयोजनापेक्षायामेवंभूतो भगवानेव प्रयोजनमिति तादर्थ्ये चतुर्थी। यद्वा, तुभ्यं त्वामेव प्रसादयितुं त्वामेव स्तौमीत्यर्थः। अभ्रवद्वपुर्यस्य तस्मै। तडिद्वदम्बरं यस्य तस्मै। गुञ्जाभिरवतंसौ कर्णभूषणे परिपिच्छं च बर्हापीडं तैर्लसन्मुखं यस्य तस्मै। वन्याः स्रजो यस्य तस्मै। कवलादिभिर्लक्ष्मभिः श्रीः शोभा यस्य तस्मै। मृदू पादौ यस्य तस्मै पशुपस्याङ्गजाय॥ १ ॥

કર્મરૂપે જાણતાં પ્રયોજનની અપેક્ષા માટે આવા ભગવાન જ પ્રયોજન છે, એમ ચતુર્થી વિભક્તિના અર્થમાં જ ચતુર્થી વિભક્તિ છે. અથવા આપને જ પ્રસન્ન કરવા માટે આપની જ સ્તુતિ કરું છું, એમ અર્થ છે. જેમનું શ્રીઅંગ મેઘ જેવું છે તેમને – વિદ્યુત જેવું વસ્ત્ર છે જેમનું તેમને – ચણોઠીઓથી બનેલાં **'अवतंसौ'** કર્ણનાં બંને આભૂષણો તથા સર્વ તરફ પીછાંવાળો મોરમુકુટ, તેમનાથી શોભતું મુખ છે જેમનું તેમને – વનનાં પુષ્પપર્ણોની માળા છે જેમની તેમને – કોળિયા વગેરે ચિહ્નોથી **श्रीः** શોભા છે જેમની તેમને – કોમળ ચરણો છે જેમના તેમને – પશુપાલક નંદરાયજીના **'अङ्गजाय'** પુત્રને ॥ ૧ ॥

ननु नौमीति प्रतिज्ञाय किं स्वरूपानुवादमात्रं क्रियते अत आह—**अस्यापीति**।

શંકા કરવામાં આવી છે કે 'સ્તુતિ કરું છું.' એ પ્રતિજ્ઞા માટે માત્ર સ્વરૂપનું જ કેમ વારંવાર વર્ણન કરવામાં આવે? આ માટે કહે છે – **'अस्य-अपि इति।'**

**अस्यापि देव वपुषो मदनुग्रहस्य**
**स्वेच्छामयस्य न तु भूतमयस्य कोऽपि।**
**नेशे महि त्ववसितुं मनसाऽऽन्तरेण**
**साक्षात्तवैव किमुतात्मसुखानुभूतेः॥ २**

મારા ઉપર કૃપા કરવા માટે તથા પોતાના ભક્તોની ઇચ્છા પૂર્ણ કરવા માટે ધારણ કરેલા આ પંચભૂતાત્મક ન હોય તેવા આપના (દિવ્ય) અવતારના મહિમાને અન્તર્મુખ કરેલા મનથી બ્રહ્મા એવો હું (અથવા કોઈ) પણ જાણવાને સમર્થ નથી, તો સાક્ષાત્ આપના આત્મસુખના અનુભવરૂપ (સચ્ચિદાનંદમય) શ્રીવિગ્રહના મહિમાને જાણવા માટે કોઈ સમર્થ ન હોય તેમાં શું કહેવું? ॥ ૨॥

भो देव, अस्यापि सुलभत्वेन प्रकाशितस्यापि तव वपुषोऽवतारस्य महि महिमानमवसितुं ज्ञातुं कोऽपि को ब्रह्मा अहमपि नेशे न शक्नोमि। यद्वा कश्चिदपि नेशे न समर्थ आसीत्। सुलभत्वाय विशेषणद्वयम्। मदनुग्रहस्य ममानुग्रहो यस्मात्तन्मदनुग्रहं तस्य। किंच स्वेच्छामयस्य स्वीयानां भक्तानां यथा यथेच्छा तथा तथा भवतः।

હે દેવ, (**इदम्** - આ - એમ દર્શાવી શકાય તેવા) સુલભરૂપે આવિર્ભાવ પામેલા આ (શુદ્ધ સત્ત્વમય) **'वपुषः'** અવતારના **'महि'** મહિમાને **'अवसितुम्'** જાણવા માટે **'कोऽपि' कः** બ્રહ્મા એવો હું પણ **'न-ईशे'** સમર્થ નથી, અથવા **कः** કોઈ પણ **'न-ईशे'** સમર્થ થતો નથી. સુલભ હોવા માટેનાં બે વિશેષણો છે – **'मत्-अनुग्रहस्य'** (સૃષ્ટિના પાલનાદિ દ્વારા) જે (અવતાર)ને કારણે મારા પર અનુગ્રહ થયો છે, તેવો મારા પર અનુગ્રહ છે જેનો તે (અવતાર)ના (મહિમાને) – વળી, **'स्व-इच्छामयस्य'** પોતાના ભક્તોની જેવી જેવી ઇચ્છા હોય તેવા તેવા આપના (અવતારના મહિમાને) – તો પછી તેને જાણવા માટે

तर्हि किमिति ज्ञातुं न शक्यतेऽत आह—न तु भूतमयस्याचिन्त्यशुद्धसत्त्वात्मकस्य। यदाऽस्यैवं तदा कथं पुनः साक्षात्तव केवलस्यात्मसुखानुभूतेरेव स्वसुखानुभवमात्रस्यावतारिणो गुणातीतस्य महिमानमान्तरेण निरुद्धेनापि मनसा को वा ज्ञातुं समर्थो भवेत्। अथवा भूतमयस्यापि तु विराड्रूपस्य तव त्वन्नियम्यस्य वपुषो महिमानमेवावसितुं कोऽपि नेशे तदा साक्षात्तवैवासाधारणस्य नियम्यनियन्तृभेदरहित-स्योक्तलक्षणस्यास्य महिमानमवसितुं कोऽपि नेश इति किमु वक्तव्यमित्यर्थः॥ २॥

तर्ह्यज्ञाः कथं संसारं तरेयुरत आह—**ज्ञान इति**।

**ज्ञाने प्रयासमुदपास्य नमन्त एव**
**जीवन्ति सन्मुखरितां भवदीयवार्ताम्।**
**स्थाने स्थिताः श्रुतिगतां तनुवाङ्मनोभि-**
**र्ये प्रायशोऽजित जितोऽप्यसि तैस्त्रिलोक्याम्॥ ३**

उदपास्य ईषदप्यकृत्वा सद्भिर्मुखरितां स्वत एव नित्यं प्रकटितां भवदीयवार्तां स्वस्वस्थान एव स्थितास्तत्सन्निधिमात्रेण स्वत एव श्रुतिगतां श्रवणं प्राप्तां तनुवाङ्मनोभिर्नमन्तः सत्कुर्वन्तो ये जीवन्ति केवलं यद्यपि नान्यत्कुर्वन्ति तैः प्रायशस्त्रिलोक्यामन्यैरजितोऽपि त्वं जितः प्राप्तोऽसीति किं ज्ञानश्रमेणेत्यर्थः॥ ३॥

भक्तिं विना ज्ञानं तु नैव सिध्येदित्याह—**श्रेयःस्रुतिमिति**।

કેમ કોઈ શક્તિમાન નથી, એ માટે કહે છે – પંચભૂતાત્મક નથી તેવા અચિન્ત્ય શુદ્ધ સત્ત્વમય અવતારના મહિમાને જાણવો જ્યારે શક્ય નથી, ત્યારે વળી આપના કેવળ **'आत्मसुख-अनुभूतेः'** સ્વસુખના અનુભવરૂપ ગુણાતીત મહિમાને **'आन्तरेण'** અન્તર્મુખ કરેલા મનથી પણ કોણ જાણવાને સમર્થ થાય? અથવા આપને અધીન એવા આપના પંચભૂતાત્મક વિરાટસ્વરૂપના મહિમાને જ જ્યારે જાણવા માટે કોઈ પણ સમર્થ નથી, ત્યારે સાક્ષાત્ આપના જ અસાધારણ, નિયમ્ય અને નિયન્તાના ભેદથી રહિત, જણાવેલા લક્ષણવાળા (નિરતિશય આનંદમય, નિર્ગુણ, નિર્વિકાર) શ્રીવિગ્રહના મહિમાને જાણવા માટે કોઈ પણ સમર્થ ન હોય, તેમાં શું કહેવું ? એમ અર્થ છે. ॥ ૨ ॥

(જો આપને જાણવા અશક્ય હોય,) તો પછી અજ્ઞાનીઓ કેવી રીતે સંસાર(રૂપી સાગર)ને તરે? આ માટે કહે છે – **'ज्ञाने इति।'**

(હે અજિત!) જ્ઞાન માટે સહેજ પણ પ્રયાસને બાજુએ રાખીને પોતાના નિવાસસ્થાનમાં રહીને સંતજનો(ના શ્રીમુખ)થી પ્રકટ થયેલી આપની કથાને કાયા, વચન અને મનથી સત્કારતા જ જેઓ જીવે છે, તેમના દ્વારા ત્રણેય લોકમાં અજિત એવા આપ મહદંશે જિતાઈ ગયા છો. ॥ ૩ ॥

જ્ઞાન માટે **'उदपास्य'** સહેજ પણ પ્રયાસ કર્યા વિના સંતજનો(ના શ્રીમુખ)થી સદાય સ્વતઃ **'मुखरिताम्'** પ્રકટ થયેલી આપની કથા પોતાના નિવાસસ્થાનમાં જ રહીને તેમની સન્નિધિ માત્રથી જ સ્વતઃ **'श्रुतिगताम्'** શ્રવણને પ્રાપ્ત થયેલી આપની કથાને કાયા, વચન અને મનથી માત્ર **'नमन्तः** સત્કારતા જ જેઓ જીવે છે, અન્ય કાંઈ નહીં કરતા હોવા છતાં પણ તેમના દ્વારા ત્રણેય લોકમાં અન્યજનો દ્વારા અજિત એવા આપ મહદંશે **'जितः'** જિતાઈ ગયા છો, પ્રાપ્ત થઈ ગયા છો. તો પછી જ્ઞાન માટે શ્રમ કરવાનું શું પ્રયોજન છે, એમ અર્થ છે. ॥ ૩ ॥

ભક્તિ વિના તો જ્ઞાન સિદ્ધ જ ન થાય, એમ કહે છે – **'श्रेयःस्रुतिम् इति।'**

**श्रेयःस्रुतिं भक्तिमुदस्य ते विभो**
**क्लिश्यन्ति ये केवलबोधलब्धये।**
**तेषामसौ क्लेशल एव शिष्यते**
**नान्यद्‌यथा स्थूलतुषावघातिनाम्॥ ४**

श्रेयसामभ्युदयापवर्गलक्षणानां स्रुतिः स्रवणं यस्याः सरस इव निर्झराणाम्। तां ते तव भक्तिमुदस्य त्यक्त्वा। श्रेयसां मार्गभूतामिति वा। तेषां क्लेशलः क्लेश एवावशिष्यते। अयं भावः—यथा अल्पप्रमाणं धान्यं परित्यज्य अन्तःकणहीनान् स्थूलधान्याभासांस्तुषानेवावघ्नन्ति तेषां न किंचित्फलम्, एवं भक्तिं तुच्छीकृत्य ये केवल-बोधाय प्रयतन्ते तेषामपीति॥ ४॥

भक्त्यैव ज्ञानं नान्यथेत्यत्र सदाचारं प्रमाणयति—**पुरेति**।

**पुरेह भूमन् बहवोऽपि योगिन-**
**स्त्वदर्पितेहा निजकर्मलब्धया।**
**विबुध्य भक्त्यैव कथोपनीतया**
**प्रपेदिरेऽञ्जोऽच्युत ते गतिं पराम्॥ ५**

हे भूमन्नपरिच्छिन्न, इह लोके पूर्वं योगिनोऽपि सन्तो योगैर्ज्ञानमप्राप्य पश्चात्त्वदर्पितेहास्त्वय्यर्पिता लौकिक्यपीहा चेष्टा यैस्ते निजकर्मलब्धया, त्वदर्पितैर्निजैः कर्मभिर्लब्धया। त्वय्यर्पिता

હે વિભુ, કલ્યાણના મૂળ સ્રોત જેવી આપની ભક્તિને છોડીને જેઓ કેવળ જ્ઞાન પ્રાપ્ત કરવા માટે (શાસ્ત્રાભ્યાસના પરિશ્રમરૂપ) ક્લેશ કરે છે તેમને, (ધાન્ય વિનાનાં) સ્થૂળ ફોતરાં ખાંડનારાઓને જેમ ક્લેશ જ બાકી બચે છે તેમ બીજું કાંઈ જ પ્રાપ્ત થતું નથી. ॥ ૪ ॥

‘**श्रेयसाम्**’ અભ્યુદયરૂપ મોક્ષનાં લક્ષણોનો ‘**स्रुतिः**’ સ્રોત છે જેનો તે, ઝરણાંઓના સરોવર જેવી ‘**तव**’ આપની ભક્તિને ‘**उदस्य**’ છોડીને, અથવા કલ્યાણોના માર્ગરૂપ ભક્તિને – તેમને ‘**क्लेशलः**’ ક્લેશ જ બાકી બચે છે. ભાવ આ છે – જેમ પ્રમાણમાં અલ્પ જણાતા ધાન્ય(ના ઢગલા)ને છોડીને અંદરથી ધાન્ય વગરનાં (અતિ પ્રમાણમાં) દેખાતાં સ્થૂળ ફોતરાં જેઓ ખાંડે છે તેમને કંઈ જ ફળ મળતું નથી, એ જ પ્રમાણે ભક્તિને તુચ્છ ગણીને જેઓ કેવળ જ્ઞાન માટે પ્રયાસ કરે છે તેમને પણ (કંઈ જ પ્રાપ્ત થતું નથી.) ॥ ૪ ॥

ભક્તિથી જ જ્ઞાન (પ્રાપ્ત થાય છે), બીજી રીતે નહીં, એ સદાચારને અહીં પ્રમાણિત કરે છે – ‘**पुरा इति।**’

હે અસીમ, હે અચ્યુત, આ સંસારમાં પૂર્વે જેમણે પોતાની ચેષ્ટાઓ આપને સમર્પિત કરી દીધી છે, તેવા અનેક યોગીઓએ પોતાનાં કર્મોથી પ્રાપ્ત કરેલી આપની લીલાકથાઓ(ના શ્રવણ)થી આપની સમીપ લાવનારી ભક્તિથી જ આપના સ્વરૂપનો બોધ પ્રાપ્ત કરીને સરળતાથી આપનું પરમ પદ પ્રાપ્ત કર્યું હતું. ॥ ૫ ॥

‘**हे भूमन्**’ હે અમર્યાદિત, આ સંસારમાં પૂર્વે યોગીઓ પણ થઈ ગયા, યોગાદિથી જ્ઞાન પ્રાપ્ત ન કરીને, પછી ‘**त्वत्-अर्पिता-ईहाः**’ આપને જેમના દ્વારા અર્પણ કરવામાં આવી છે (વૈદિક) અને લૌકિક ચેષ્ટાઓ, તેઓ ‘**निजकर्म-लब्धया**’ આપને અર્પણ કરાયેલાં પોતાનાં કર્મોથી પ્રાપ્ત કરેલી ભક્તિથી, અથવા આપના વિષે જેમના દ્વારા ચેષ્ટાઓ અને પોતાનાં કર્મો અર્પણ કરવામાં આવ્યાં છે તેમના દ્વારા પ્રાપ્ત કરેલી ભક્તિથી – ‘**त्वदर्पितेहा निजकर्मलब्धया**’ એમ એક

ईहा निजानि कर्माणि च तैर्लब्धयेत्येकं पदं वा। कथोपनीतया कथया त्वत्समीपं प्रापितया भक्त्यैव विबुध्यात्मानं ज्ञात्वा अञ्जः सुखेनैव ते परां गतिं प्राप्ताः ॥ ५ ॥

एवं तावत्सगुणनिर्गुणयोरुभयोरपि ज्ञानं दुर्घटमिति त्वत्कथाश्रवणादिनैव त्वत्प्राप्तिर्नान्यथेत्युक्तम्, इदानीं यद्यप्युभयोरविशेषेण दुर्ज्ञेयत्वमुक्तं तथापि गुणातीतस्य ज्ञानं कथंचिद्भवेन्न तु सगुणस्य तव अचिन्त्यानन्तगुणत्वादिति श्लोकद्वयेन स्तौति—**तथापीति**।

**तथापि भूमन् महिमाऽगुणस्य ते**
**विबोद्‌धुमर्हत्यमलान्तरात्मभिः ।**
**अविक्रियात् स्वानुभवादरूपतो**
**ह्यनन्यबोध्यात्मतया न चान्यथा ॥ ६**

हे भूमन्, अपरिच्छिन्नगुणस्य ते महिमा अमलैरन्तरात्मभिः प्रत्याहृतेन्द्रियैर्विबोद्धुं बोधगोचरीभवितुमर्हति योग्यो भवति। अथवा विबोद्धुं ज्ञातुमर्हति अर्ह्यते शक्यत इत्यर्थः। यद्वा महिमेति महिमानं कश्चिद्बोद्धुमर्हतीत्यर्थः। कथम्। स्वानुभवादात्माकारान्तःकरणसाक्षात्कारात्।

પદ છે. **'कथा-उपनीतया'** કથાથી આપની સમીપ લાવનાર ભક્તિથી જ આપના સ્વરૂપનો **'विबुध्य'** બોધ પ્રાપ્ત કરીને **'अञ्जः'** સરળતાથી જ આપનું પદ પ્રાપ્ત કર્યું હતું. ॥ ૫ ॥

આમ, વસ્તુતઃ સગુણ અને નિર્ગુણ બંનેનું જ્ઞાન થવું પણ મુશ્કેલ છે, તેથી આપની કથાના શ્રવણ દ્વારા જ આપની પ્રાપ્તિ થાય છે, બીજી રીતે નહીં, એમ કહેવાયું. હવે જો કે સગુણ અને નિર્ગુણ બંનેનું જ્ઞાન સમાન રીતે દુર્જ્ઞેય કહેવાયું છે, તેમ છતાં પણ ગુણાતીતનું જ્ઞાન કોઈક રીતે થાય પરંતુ સગુણનું જ્ઞાન થતું નથી, કારણ કે આપના ગુણો અચિન્ત્ય અને અનંત છે, એમ બે શ્લોકોથી સ્તુતિ કરે છે – **'तथापि इति।'**

તેમ છતાં પણ હે અસીમ, નિર્ગુણ એવા આપનો મહિમા શુદ્ધ અંતઃકરણવાળા (યતિઓ) દ્વારા જ બોધનો વિષય બનવા યોગ્ય છે, કારણ કે (**'स्वानुभवात्'**) આત્માકાર થયેલા અંતઃકરણથી સાક્ષાત્કાર થાય છે, તેથી (**'अविक्रियात्'**) આત્મા વિશેષ આકારરહિત હોવાથી અને (**'अरूपतः'**) આત્મા (ફળના નહીં, પણ) વૃત્તિના વિષયરૂપ હોવાથી (**'अनन्यबोध्यात्मतया**) આત્માથી ભિન્ન મન-ઇન્દ્રિયથી થતા બોધના વિષયરૂપે આત્મા જણાતો નથી, માટે (**'न अन्यथा'**) 'આ તે છે.' એમ આત્મા વિષય બનતો નથી. ॥ ૬ ॥

હે અસીમ, અમર્યાદિત ગુણવાળા આપનો મહિમા વિશુદ્ધ અંતઃકરણવાળા અર્થાત્ અંતર્મુખ થયેલી ઇન્દ્રિયોવાળા (યતિઓ) દ્વારા **'विबोद्धुम्'** જ્ઞાનનો વિષય બનવા માટે **'अर्हति'** યોગ્ય બને છે. અથવા (આપનો મહિમા) **'विबोद्धुम्'** જાણવા માટે **'अर्हति'** શક્ય છે (કર્તરિ પ્રયોગમાંથી કર્મણિ પ્રયોગ કર્યો), એમ અર્થ છે. અથવા **'महिमा'** એટલે **महिमानम्** (પ્રથમા વિ.ને દ્વિતીયા વિ. ગણે છે.) મહિમાને જાણવા માટે કોઈક (ધીર મનુષ્ય) શક્તિમાન છે, એમ અર્થ છે. કેવી રીતે? **'स्व-अनुभवात्'** આત્માકાર થયેલા અંતઃકરણથી સાક્ષાત્કાર થવાને કારણે (આત્મા

नन्वन्तःकरणमपि सविकारमेव विषयीकरोतीति कथमात्माकारता तस्येत्यत आह—अविक्रियादिति।

विक्रिया विशेषाकारस्तद्रहितात्। विशेष-परित्याग एवात्माकारतेत्यर्थः। नन्वन्तःकरणसाक्षा-त्कारविषयत्वेऽनात्मत्वप्रसङ्गः स्यादत आह—अरूपत इति। रूपं विषयः। अविषयात्। वृत्तिविषयत्वमेवात्मनो न फलविषयत्वम्। अतो नायं दोष इति भावः। कथं तर्हि स्फूर्तिः।

अनन्यबोध्यात्मतया स्वप्रकाशत्वेनैव, न त्वन्यथा इदं तदिति विषयत्वेनेत्यर्थः। अथवा मा सर्वतोऽन्तरङ्गा लक्ष्मीरप्यगुणस्य ते महि महिमानममलैरन्तर्वृत्तिभिरिन्द्रियैरपि तथा यादृग्वस्तुतस्तेन रूपेण विबोद्धुं किमर्हति, नार्हत्येवेत्यर्थः। कथं तर्ह्यर्हति तदाह—स्वानुभवादित्यादिना। उक्तार्थमेवैतत्॥ ६॥

**गुणात्मनस्तेऽपि गुणान् विमातुं**
**हितावतीर्णस्य क ईशिरेऽस्य।**
**कालेन यैर्वा विमिताः सुकल्पै-**
**र्भूपांसवः खे मिहिका द्युभासः॥ ७**

બોધનો વિષય બનવા યોગ્ય છે.) – શંકા કરવામાં આવી છે કે અંતઃકરણ પણ વિકારયુક્તને જ વિષયરૂપ કરે છે, તો તેની આત્માકારતા કેવી રીતે થાય? (કારણ કે આત્મા તો અવિકારી છે.) તે માટે કહે છે –

**'અવિક્રિયાત્ ઇતિ।' વિક્રિયા**(નો અર્થ સ્વામીચરણો) વિશેષ આકાર (કરે છે.) (આત્મા) તેનાથી રહિત હોવાથી વિશેષનો પરિત્યાગ જ આત્માકારતા છે (તેથી આત્મા બોધનો વિષય બને છે), એમ અર્થ છે. શંકા કરે છે કે અંતઃકરણથી સાક્ષાત્કાર કરવાનો વિષય હોવાથી તેમાં અનાત્મત્વનો પ્રસંગ થાય છે, આથી કહે છે – **'અરૂપતઃ ઇતિ। રૂપમ્** અર્થાત્ વિષય, (આત્મા) વિષય ન હોવાથી (બ્રહ્માકાર વૃત્તિથી તેનું ગ્રહણ થાય છે,) આત્મા અંતઃકરણની વૃત્તિના વિષયરૂપ છે, (પરંતુ મેં આત્માને જાણી લીધો છે, તેવા) ફળરૂપ બોધનો વિષય નથી, આથી આ દોષ નથી, એવો ભાવ છે. તો પછી નિર્ગુણ સ્વરૂપનું સ્ફુરણ (જ્ઞાન) કેવી રીતે થાય?

**'અનન્યબોધ્યાત્મતયા'** અન્ય એટલે આત્માથી ભિન્ન મન-ઇન્દ્રિયથી થતા બોધના વિષયરૂપે આત્મા જણાતો નથી. તે સ્વયંપ્રકાશરૂપ હોવાથી જ, **'અન્યથા'** બીજી કોઈ પણ રીતે આ તે છે એ રીતે આત્મા વિષય બનતો નથી, એમ અર્થ છે. અથવા **'મહિ-મા'** સર્વ રીતે અંતરંગ એવાં **'મા'** લક્ષ્મીજી પણ અગુણ એવા આપના **'મહિ'** મહિમાને વિશુદ્ધ અંતઃકરણની વૃત્તિઓથી, ઇન્દ્રિયોથી પણ વસ્તુતઃ જેવું રૂપ છે તેવા રૂપે જાણવાને શું સમર્થ છે ? નથી જ, એમ અર્થ છે. તો પછી તે રૂપને કેવી રીતે જાણી શકાય, તે કહે છે – **'સ્વાનુભવાત્'** વગેરે દ્વારા આ કહેવામાં આવેલો અર્થ જ છે. ॥ ૬ ॥

ગુણોના અધિષ્ઠાતા એવા આપના ગુણોને ગણવા માટે કોણ સમર્થ હોય? (કોઈ જ નહીં.) અતિ નિપુણ એવા જે મનુષ્યો દ્વારા (અનેક જન્મોના દીર્ઘ)કાળ પર્યન્ત પૃથ્વીના રજકણો, આકાશનાં ઝાકળબિંદુઓ અને નભોમંડળનાં નક્ષત્રાદિ, કિરણો અને પરમાણુઓ (પણ) ગણાયાં હોય, તેઓ પણ આ વિશ્વના કલ્યાણ કાજે અવતરિત થયેલા એવા આપના ગુણોની ગણના (કરી શકે નહીં). ॥ ૭ ॥

गुणात्मनो गुणानामात्मनो गुणाधिष्ठातुस्ते तव पुनर्गुणान्विमातुमेतावन्त इति गणयितुमपि के ईशिरे समर्था बभूवुः दूरतस्तद्विशेषवार्ता। कथंभूतस्य तव। अस्य विश्वस्य हिताय पालनाय बहुगुणाविष्कारेणावतीर्णस्य। ननु कालेन निपुणैः किमशक्यमत आह—कालेनेति। वाशब्दो वितर्के। सुकल्पैरतिनिपुणैर्बहुजन्मना कालेन भूपरमाणवो विमिता विशेषेण गणिता भवेयुः। तथा खे मिहिका हिमकणा अपि। तथा द्युभासो दिवि नक्षत्रादिकिरणपरमाणवोऽपि ॥ ७ ॥

**'गुण-आत्मनः'** ગુણોના આત્મા અર્થાત્ અધિષ્ઠાતા એવા **'ते'** આપના ગુણો વળી આટલા છે, એમ ગણવા માટે પણ કોણ **'ईशिरे'** સમર્થ હોય? તેનું વિશિષ્ટ જ્ઞાન તો દૂર રહ્યું. કેવા આપના? આ વિશ્વનું **'हिताय'** પાલન કરવા માટે અનેક ગુણોના પ્રાકટ્ય દ્વારા અવતીર્ણ થયેલા આપના – પ્રશ્ન કરે છે કે નિપુણ મનુષ્યો દ્વારા શું અશક્ય છે? આ માટે કહે છે – **'कालेन इति।' 'वा'** તર્ક દર્શાવવા માટે છે. **'सुकल्पैः'** અતિ નિપુણ મનુષ્યો દ્વારા અનેક જન્મોના કાળ પર્યન્ત પૃથ્વીના રજકણો ગણાયા હોય તથા આકાશમાં **'मिहिकाः'** ઝાકળબિંદુઓ તેમ જ **'द्युभासः'** નભોમંડળમાં નક્ષત્રાદિ, કિરણો અને પરમાણુઓ પણ (ગણાયાં હોય). ॥ ૭ ॥

तस्माद्भक्तिरेव सङ्गच्छत इत्याह—**तत्तेऽनुकम्पामिति।**

(જ્ઞાન દુર્ઘટ છે,) તેથી ભક્તિ જ સમુચિત છે, એમ કહે છે – **'तत्-ते-अनुकम्पाम् इति।'**

**तत्तेऽनुकम्पां सुसमीक्षमाणो**
**भुंजान एवात्मकृतं विपाकम्।**
**हृद्वाग्वपुर्भिर्विदधन्नमस्ते**
**जीवेत यो मुक्तिपदे स दायभाक् ॥ ८**

આપની અનુકંપાની (સદાય) પ્રતીક્ષા કરતો, પોતે કરેલાં કર્મોનાં ફળને (અનાસક્ત થઈને) ભોગવતો તથા હૃદય, વાણી અને વપુથી (આપના શ્રીચરણોમાં) પ્રણામ કરતો જે મનુષ્ય જીવન વ્યતીત કરે છે, તે મુક્તિપદનો અધિકારી છે. ॥ ૮ ॥

सुसमीक्षमाणस्तव कृपा कदा भविष्यतीति बहुमन्यमानः स्वार्जितं च कर्मफलमनासक्तः सन् भुञ्जान एव नातीव तप आदिना क्लिश्यन्नेवं यो जीवेत स मुक्तौ दायभाग्भवति। भक्तस्य जीवनव्यतिरेकेण दायप्राप्ताविव मुक्तौ नान्यदुपयुज्यत इति भावः ॥ ८ ॥

**'सुसमीक्षमाणः'** ક્યારે ભગવાનનો અનુગ્રહ થશે? એમ અત્યંત પ્રતીક્ષા કરતો, પોતે અર્જિત કરેલાં કર્મોનાં ફળને જ અનાસક્ત થઈને ભોગવતો, અતિશય તપ વગેરેથી દુઃખી ન થતો જે મનુષ્ય જીવન વ્યતીત કરે છે, તે મુક્તિ માટે અધિકારી છે. ભક્તને માટે જીવન જીવવા સિવાય મુક્તિદશામાં બીજું કાંઈ ઉપયોગી થતું નથી, જેમ જીવન જીવતા મનુષ્યને વારસાનો ભાગ મળી જાય તેમ. (ભક્તને માટે ભક્તિ જ મુખ્ય છે, મુક્તિ તો તેને આપોઆપ મળી જાય છે.) ॥ ૮ ॥

तदेवं स्तुत्वा भगवन्तं क्षमापयितुं स्वापराधं निवेदयति—**पश्येति।**

તો આ પ્રમાણે સ્તુતિ કરીને ભગવાનની ક્ષમાપના કરવા માટે પોતાના અપરાધને જણાવે છે – **'पश्य इति।'**

**पश्येश मेऽनार्यमनन्त आद्ये**
**परात्मनि त्वय्यपि मायिमायिनि।**
**मायां वितत्येक्षितुमात्मवैभवं**
**ह्यहं कियानैच्छमिवार्चिरग्नौ॥ ९**

હે ઈશ, હે અનંત, મારી દુર્જનતા જુઓ કે આદ્ય (સર્વના મૂળ કારણરૂપ), પરમાત્મા (સર્વના નિયંતા) તેમ જ માયાવીઓના પણ માયાવી એવા આપને વિષે જ મારી માયા ફેલાવીને મારું ઐશ્વર્ય જોવા માટે હું અભિલાષ સેવી બેઠો! (અગ્નિમાંથી ઉત્પન્ન થયેલી) જ્વાળા અગ્નિ આગળ કંઈ જ કરવા સમર્થ નથી, તેમ આપની આગળ આવું કરવા માટે મારી શી વિસાત? ॥ ૯ ॥

हे ईश, मेऽनार्यं दौर्जन्यं पश्य। यदहं मायिनामपि मायिनि विमोहके त्वय्यपि स्वमायां प्रसार्यात्मैश्वर्यमीक्षितुमैच्छमभिलषितवान्। अहो एवं कर्तुं त्वय्यहं कियान् न किंचित्। यथाऽग्नेरुद्भूता ज्वाला अग्नौ न किंचित्तद्वदिति॥ ९॥

હે ઈશ, મારી **'अनार्यम्'** દુર્જનતા જુઓ કે માયાવીઓના પણ માયાવી – સંમોહન કરનાર એવા આપને વિષે મારી માયા ફેલાવીને મારું ઐશ્વર્ય જોવા માટે હું અભિલાષ સેવી બેઠો! અહો! આપની આગળ આવું કરવા માટે મારું શું ગજું? કંઈ જ નહીં. જેમ અગ્નિમાંથી ઉત્પન્ન થયેલી જ્વાળા અગ્નિ સામે કંઈ જ કરવા સમર્થ નથી, તેની જેમ! ॥ ૯ ॥

**अतः क्षमस्वाच्युत मे रजोभुवो**
**ह्यजानतस्त्वत्पृथगीशमानिनः ।**
**अजावलेपान्धतमोऽन्धचक्षुष**
**एषोऽनुकम्प्यो मयि नाथवानिति॥ १०**

આથી હે અચ્યુત, 'હું જગતનો સર્જનહાર છું.' એવા મદરૂપી ઘોર અંધકારથી અંધ થયેલાં નેત્રોવાળા, (આપના પ્રભાવને) ન જાણતા તેમ જ આપનાથી ભિન્ન પોતાને ઈશ્વર માની બેઠેલા એવા મારો (અપરાધ) 'હું (શ્રીહરિ) જ્યારે નાથ છું ત્યારે સનાથ એવો આ (મારો દાસ બ્રહ્મા) અનુકંપાને યોગ્ય છે.' – એમ માનીને ક્ષમા કરો. ॥ ૧૦ ॥

रजोभुवो रजसो जातस्य, अतोऽजानतः, अत एवाजावलेपान्धतमोन्धचक्षुषः अजो जगत्कर्ताहमिति मदेन गाढतमोरूपेणान्धीभूते नेत्रे यस्यातस्त्वत्तः पृथगीशमानिनः। अन्यत्र प्रभुत्वेन वर्तमानोऽपि मयि नाथे सति नाथवान्मद्भृत्य एवात एषोऽनुकम्प्य इति मत्वा क्षमस्वेत्यर्थः॥ १०॥

**'रजोभुवः'** રજોગુણથી ઉત્પન્ન થયેલાનો (અપરાધ) – આથી **'अजानतः** આપના પ્રભાવને ન જાણતા એવા (મારો અપરાધ) – આથી જ **'अज-अवलेप-अन्धतम-अन्धचक्षुषः' अजः** 'હું જગતનો સર્જનહાર' એવા મદરૂપી ઘોર અંધકારથી અંધ થયાં છે નેત્રો જેનાં, આથી આપનાથી ભિન્ન પોતાને ઈશ્વર માની બેઠેલાનો (અપરાધ) – હું (બ્રહ્મા) અન્ય ઠેકાણે પ્રભુરૂપે હોવા છતાં પણ હું (શ્રીહરિ) જ્યારે નાથ છું ત્યારે સનાથ એવો આ મારો દાસ (બ્રહ્મા) અનુકંપાને યોગ્ય છે.' – એમ માનીને ક્ષમા કરો, એમ અર્થ છે. ॥ ૧૦ ॥

ननु ब्रह्माण्डविग्रहस्त्वमपीश्वर एवेति चेत्तत्राह—**क्वाहमिति**।

**क्वाहं तमोमहदहंखचराग्निवार्भू-**
**संवेष्टिताण्डघटसप्तवितस्तिकायः।**
**क्वेदृग्विधाविगणिताण्डपराणुचर्या-**
**वाताध्वरोमविवरस्य च ते महित्वम्॥ ११**

तमः प्रकृतिः, महान् महत्तत्त्वम्, अहंकारः, खमाकाशः, चरो वायुः, अग्निः, वार्जलं, भूश्च। प्रकृत्यादिपृथिव्यन्तैरेतैः संवेष्टितो योऽण्डघटः स एव तस्मिन्वा स्वमानेन सप्तवितस्तिः कायो यस्य सोऽहं क्व क्व च ते महित्वम्। कथंभूतस्य। ईदृग्विधानि यान्यविगणितान्यण्डानि त एव परमाणवस्तेषां चर्या परिभ्रमणं तदर्थं वाताध्वानो गवाक्षा इव रोमविवराणि यत्र तस्य तव। अतोऽतितुच्छत्वात्त्वयाऽनुकम्प्योऽहमिति॥ ११॥

**उत्क्षेपणं गर्भगतस्य पादयोः**
**किं कल्पते मातुरधोक्षजागसे।**
**किमस्तिनास्तिव्यपदेशभूषितं**
**तवास्ति कुक्षेः कियदप्यनन्तः॥ १२**

अपि च गर्भगतस्य शिशोः पादयोरुत्क्षेपणं मातुः किमपराधाय भवति लोके। अस्तिनास्ति-व्यपदेशाभ्यां भावाभावशब्दाभ्यां स्थूलसूक्ष्मकार्य-कारणशब्दैर्वा भूषितमभिहितम्। एतेषां शब्दानां भुवि विषये उषितं स्थितमिति वा। सर्वं वस्त्वित्यर्थः। हे अधोक्षज, तव कुक्षेरनन्तर्बहिः कियदपि किंचिन्मात्रमपि किमस्ति। न किंचिदस्तीत्यर्थः। अतः सर्वस्य तव कुक्षिगतत्वेन ममापि तथा-त्वान्मातृवदपराधः सोढव्य इति भावः॥ १२॥

બ્રહ્માંડરૂપ વિગ્રહવાળા આપ પણ ઈશ્વર જ છો, એમ જો કોઈ પ્રશ્ન કરે, તો તે માટે બ્રહ્માજી ઉત્તર આપે છે – ‘**क्व-अहम् इति।**’

પ્રકૃતિ, મહત્તત્ત્વ, અહંકાર, આકાશ, વાયુ, અગ્નિ, જળ અને પૃથ્વીથી વીંટાયેલા બ્રહ્માંડરૂપી (નશ્વર) ઘડામાં સાત વેંતની કાયાવાળો હું ક્યાં અને આવાં અગણિત બ્રહ્માંડોરૂપી પરમાણુઓને ઊડવા માટે જેમનાં રૂંવાડાંનાં છિદ્રો ગવાક્ષ (જાળિયાં) જેવાં છે, તેવા આપનો મહિમા ક્યાં? ॥ ૧૧ ॥ (વિષમ અલંકાર)

‘**तमः**’ પ્રકૃતિ, ‘**महान्**’ મહત્તત્ત્વ, અહંકાર, ‘**खम्**’ આકાશ, ‘**चरः**’ વાયુ, અગ્નિ, ‘**वाः**’ જળ અને પૃથ્વી (ગીતા ૭/૪) – પ્રકૃતિથી માંડીને પૃથ્વી સુધીનાં આ તત્ત્વોથી વીંટળાયેલો જે બ્રહ્માંડરૂપી ઘડો છે, તે જ અથવા તેમાં જ પોતાના માપથી સાત વેંતની કાયા જેની છે તેવો હું ક્યાં અને ક્યાં આપનો મહિમા? કેવા આપનો? આવાં જેટલાં અગણિત બ્રહ્માંડો છે તે જ પરમાણુઓ – તેમનું ‘**चर्या**’ પરિભ્રમણ, તેમને (ઊડવા) માટે ‘**वाताध्वानः**’ જાળિયાં જેવાં રૂંવાડાંનાં છિદ્રો છે જેમાં તેવા આપનો (મહિમા). આથી અતિતુચ્છ હોવાથી આપના દ્વારા હું અનુકંપાને યોગ્ય છું. ॥ ૧૧ ॥

હે અધોક્ષજ, ગર્ભમાં રહેલા શિશુના પગના ઉછાળાને (લાતને) શું માતાના અપરાધરૂપ ગણી શકાય? ભાવ-અભાવ શબ્દોથી કહેવાતું (જગત) આપના ઉદરથી વળી કેટલું બહાર છે? ॥ ૧૨ ॥

અને વળી, ગર્ભમાં રહેલા શિશુના પગના ઉછાળાને જગતમાં શું માતાના અપરાધરૂપ ગણી શકાય? ‘**अस्तिनास्तिव्यपदेशाभ्याम्**’ ભાવ-અભાવ શબ્દોથી, સ્થૂળ-સૂક્ષ્મ કે કાર્ય-કારણ શબ્દોથી ‘**भूषितम्**’ કહેવાતી, અથવા **भू-उषितम्**’ (સ્થૂળ-સૂક્ષ્મ કે કાર્ય-કારણ) આ શબ્દોવાળી પૃથ્વી ઉપર **उषितम्** – રહેલી બધી વસ્તુઓ, એમ અર્થ છે. હે અધોક્ષજ, શું આપના ઉદરની ‘**अन्-अन्तर्**’ બહાર ‘**कियत्-अपि**’ જરા જેટલું પણ છે ખરું? કંઈ જ નથી, એમ અર્થ છે. આથી સર્વ કાંઈ આપના ઉદરમાં છે, તેથી મારું પણ તેમ જ હોવાથી માતાની જેમ આપે મારો અપરાધ સહન કરવા યોગ્ય છે, એવો ભાવ છે. ॥ ૧૨ ॥

किंच विशेषतोऽपि त्वत्तो मम जन्म प्रसिद्धमित्याह—**जगत्रयेत्यादि**।

**जगत्त्रयान्तोदधिसम्प्लवोदे**
**नारायणस्योदरनाभिनालात् ।**
**विनिर्गतोऽजस्त्विवति वाङ्न वै मृषा**
**किं त्वीश्वर त्वन्न विनिर्गतोऽस्मि॥ १३**

जगत्त्रयस्यान्ते प्रलये य उदधीनां संप्लवः संश्लेषस्तस्मिन्नुदे उदके नारायणस्योदरे नाभिस्तस्य नालादजो विनिर्गतः इति या वाक् सा तावन्मृषा न भवति। वै निश्चितम्। तथापि तु हे ईश्वर, त्वत्तोऽहं किं न विनिर्गतो नोत्पन्नोऽस्मि। अपि तु त्वत्त एवोत्पन्न इत्यर्थः॥ १३॥

तर्हि नारायणस्य पुत्रः स्यास्त्वं, मम किमायातं तत्राह—**नारायणस्त्वमिति**।

**नारायणस्त्वं न हि सर्वदेहिना-**
**मात्माऽस्यधीशाखिललोकसाक्षी ।**
**नारायणोऽङ्गं नरभूजलायना-**
**त्तच्चापि सत्यं न तवैव माया॥ १४**

न हीति। काक्वा त्वमेव नारायण इत्यापादयति। कुतोऽहं नारायण इति चेदत आह—सर्वदेहिनामात्माऽसीति। एवमपि किं नारायणो न भवसि। नारं जीवसमूहोऽयनमाश्रयो यस्य

વળી, (બ્રહ્માજી) કહે છે કે આપનાથી વિશિષ્ટરૂપે થયેલો મારો જન્મ પ્રસિદ્ધ છે – **'जगत्-त्रय इति।'** વગેરે.

'ત્રણેય જગતનો પ્રલય થયો ત્યારે એક થઈ ગયેલા મહાસાગરના જળમાં (પોઢેલા) નારાયણના ઉદરની નાભિમાંથી નીકળેલી કમળનાળમાંથી બ્રહ્મા ઉત્પન્ન થયા.' – એ (વેદ)વાણી અસત્ય નથી જ. તો પછી હે ઈશ્વર, શું હું આપનામાંથી નથી ઉત્પન્ન થયો? ॥ ૧૩ ॥

ત્રણેય જગતના **'अन्ते'** પ્રલય સમયે મહાસાગરોનું જે એકત્રીકરણ થયું તે **'उदे' उदके** જળમાં નારાયણના ઉદરમાં નાભિ, તેની કમળનાળમાંથી બ્રહ્મા ઉત્પન્ન થયા – એ જે (વેદ)વાણી છે તે જરાય અસત્ય નથી, **'वै'** નિશ્ચિતપણે – તો પછી હે ઈશ્વર, શું હું આપનામાંથી નથી ઉત્પન્ન થયો ? હું તો આપનામાંથી જ ઉત્પન્ન થયો છું. ॥ ૧૩ ॥

તો પછી તમે નારાયણના પુત્ર થાઓ. (નંદનંદન એવા) મારાથી શું ? (એમ શ્રીકૃષ્ણ પૂછે તો) તે માટે (બ્રહ્માજી) કહે છે – **'नारायणः त्वम् इति।'**

હે અધીશ, શું આપ નારાયણ નથી ? (આપ જ નારાયણ છો, કારણ કે) આપ સર્વ દેહધારીઓના આત્મા છો, સમગ્ર લોકના દ્રષ્ટા છો. (તેથી પણ આપ નારાયણ છો.) નરરૂપ પરમાત્માથી ઉત્પન્ન થયેલા પદાર્થોનો તથા જળનો આશ્રય કરનાર હોવાથી જે નારાયણરૂપે પ્રસિદ્ધ છે, તે પણ આપની જ મૂર્તિ છે અને તે સત્ય નથી, કેવળ આપની માયા છે. ॥ ૧૪ ॥

**'न हि इति।'** શું આપ નારાયણ નથી? એમ *કાકુ ઉક્તિથી 'આપ જ નારાયણ છો.' એ સિદ્ધ કરે છે. જો ભગવાન કહે કે 'હું કેવી રીતે નારાયણ છું?' તો તે માટે બ્રહ્માજી કહે છે – **'सर्वदेहिनाम्-आत्मा-असि-इति।'** આપ સર્વ દેહધારીઓના આત્મા છો. આમ પણ શું આપ નારાયણ નથી? **'नारम्'** જીવોનો

* સ્વર અને શબ્દમાં એવી રીતે પરિવર્તન કરવામાં આવે કે જેથી અભીષ્ટ અર્થ પ્રકટ થાય, તેને કાકુ ઉક્તિ કહેવામાં આવે છે.

स तथेति। त्वमेव सर्वदेहिनामात्मत्वान्नारायण इति भावः। हे अधीश, त्वं नारायणो न हीति पुनः काकुः। अधीशः प्रवर्तकः। ततश्च नारस्यायनं प्रवृत्तिर्यस्मात्स तथेति पुनस्त्वमेवासाविति। किंच त्वमखिललोकसाक्षी अखिलं लोकं साक्षात्पश्यसि। अतो नारमयसे जानासीति। त्वमेव नारायण इत्यर्थः। नन्वेवं नारायणपदव्युत्पत्तौ भवेदेवं तत्त्वन्यथाप्रसिद्धमित्याशङ्क्याह—नारायणोऽङ्गमिति। नरादुद्भूता येऽर्थास्तथा नराज्जातं यज्जलं तदयनाद्यो नारायणः प्रसिद्धः सोऽपि तवैवाङ्गं मूर्तिः। तथा च स्मर्यते—

'नराज्जातानि तत्त्वानि नाराणीति विदुर्बुधाः।
तस्य तान्ययनं पूर्वं तेन नारायणः स्मृतः।'

इति, तथा—

'आपो नारा इति प्रोक्ता आपो वै नरसूनवः।
अयनं तस्य ताः पूर्वं तेन नारायणः स्मृतः।'

इति च। ननु मन्मूर्तेरपरिच्छिन्नायाः कथं जलाश्रयत्वमत आह—तच्चापि सत्यं नेति॥ १४॥

સમૂહ **'अयनम्'** આશ્રય જેનો છે તેવા, સર્વ દેહધારીઓના આપ જ આત્મા હોવાથી નારાયણ છો, એવો ભાવ છે. અધીશ, શું તમે નારાયણ નથી? એમ પુનઃ કાકુ ઉક્તિ છે. **'अधीशः'** પ્રવર્તક અને તેથી **( नरस्य समूहः नारम् ) नारस्य** અર્થાત્ જીવસમૂહની **'अयनम्'** પ્રવૃત્તિ જેનાથી છે તેવા આપ જ એ છો. વળી, આપ **'अखिललोकसाक्षी'** સમગ્ર લોકના સાક્ષાત્ દ્રષ્ટા છો. આથી આપ જીવસમૂહને **'अयसे'** જાણો છો એટલે આપ જ નારાયણ છો, એમ અર્થ છે. શંકા કરે છે કે 'નારાયણ' પદની વ્યુત્પત્તિમાં આ પ્રમાણે થાય, પરંતુ તે નારાયણતત્ત્વ કહેલા અર્થથી અન્ય રીતે પણ પ્રસિદ્ધ છે. એવી આશંકા કરીને કહે છે – **'नारायणः अङ्गम् इति।'** નરરૂપ પરમાત્માથી ઉત્પન્ન થયેલા જે પદાર્થો છે તેમનો તથા નરથી ઉત્પન્ન થયેલું જે જળ છે તેનો આશ્રય કરવાથી જે નારાયણરૂપે પ્રસિદ્ધ છે, તે પણ આપની જ **'अङ्गम्'** મૂર્તિ છે. તે અનુસાર (સ્મૃતિનું) સ્મરણ કરાવે છે. 'નરરૂપ પરમાત્માથી ઉત્પન્ન થયેલાં તત્ત્વોને વિદ્વાનો **नार** કહે છે. તે તત્ત્વોનો જેણે પ્રથમ આશ્રય કર્યો તેને નારાયણ કહે છે.' 'જળ પણ પરમાત્માથી ઉત્પન્ન થયું છે, માટે **नार** કહેવાય છે. તે જળનો જેણે પ્રથમ આશ્રય કર્યો તે નારાયણ કહેવાય છે.' (મનુસ્મૃતિ ૧/૧૦) (આ અર્થ સ્વીકારીએ તો ભગવાન) શંકા કરે છે કે અમર્યાદિત (દેશ, કાળ, વસ્તુ – એ ત્રણેયની મર્યાદારહિત એવી) મારી મૂર્તિનો આશ્રય જળ કેવી રીતે હોય? તે માટે (બ્રહ્માજી) કહે છે – તે પણ સત્ય નથી. ॥ ૧૪ ॥

अपरिच्छेदमेवोपपादयति—**तच्चेदिति**।

અમર્યાદિત સ્વરૂપને જ સિદ્ધ કરે છે – **'तत्-चेत् इति।'**

**तच्चेज्जलस्थं तव सज्जगद्वपुः**
**किं मे न दृष्टं भगवंस्तदैव।**
**किं वा सुदृष्टं हृदि मे तदैव**
**किं नो सपद्येव पुनर्व्यदर्शि॥ १५**

હે અચિન્ત્ય ઐશ્વર્યવાન, જગતના આશ્રયરૂપ આપનો જળમાં રહેલો તે શ્રીવિગ્રહ જો સત્ય હોય, તો (કમળનાળના માર્ગથી અંદર પ્રવેશીને સો વર્ષ સુધી શોધતા એવા) મને તે જ સમયે કેમ દર્શન થયાં નહીં? હૃદયમાં પણ મને કેમ દર્શન થયાં નહીં? (તપશ્ચર્યા કર્યા) પછી તરત જ મને સારી રીતે દર્શન થયાં. ॥ ૧૫ ॥

जगदाश्रयभूतं तव तद्वपुर्जलस्थमित्येवं यदि सत्सत्यं स्यात्तर्हि तदैव कमलनालमार्गेणान्तः- प्रविश्य संवत्सरशतं विचिन्वतापि मया हे भगवन्नचिन्त्यैश्वर्य, तत्र किमिति न दृष्टम्। हृद्यपि किमिति नो व्यदर्शि न दृष्टम्। तदैव तपःकरणानन्तरं सपद्येव सुदृष्टम्, अतो मायैव। अतस्त्वन्मूर्तेर्देशविशेषपरिच्छेदः सत्यो न भवतीत्यर्थः ॥ १५ ॥

જગતના આશ્રયરૂપ આપનો જળમાં રહેલો તે શ્રીવિગ્રહ જો આમ **'सत्'** સત્ય હોય તો **'तदा-एव'** કમળનાળના માર્ગથી અંદર પ્રવેશીને સો વર્ષ સુધી શોધતા એવા મને **'हे भगवन्'** હે અચિન્ત્ય ઐશ્વર્યવાન! તે જ સમયે કેમ દર્શન થયાં નહીં? હૃદયમાં પણ કેમ **'नो व्यदर्शि'** દર્શન થયાં નહીં? **'तदा-एव'** તપશ્ચર્યા કર્યા પછી તરત જ સારી રીતે દર્શન થયાં. આથી (તે આપની) માયા જ છે. આથી આપના શ્રીવિગ્રહની વિશિષ્ટ સ્થળે મર્યાદિતતા હોય તે સત્ય નથી, એમ અર્થ છે. ॥ ૧૫ ॥

अपि च यदि जलादिप्रपञ्चः सत्यः स्यात्तर्हि तेन तव परिच्छेदो भवेत्। स तु मायाविलसित इति त्वयैव दर्शितमित्याह श्लोकत्रयेण—

અને જો જળ વગેરે પ્રપંચ સત્ય હોય તો તે (પ્રપંચ)ને કારણે આપની મર્યાદા થઈ જાય. આપનો તે શ્રીવિગ્રહ તો માયાથી જ પ્રકાશિત છે, આથી આપના દ્વારા જ દર્શાવવામાં આવ્યું છે, એમ ત્રણ શ્લોકોથી કહે છે –

**अत्रैव मायाधमनावतारे**
**ह्यस्य प्रपंचस्य बहिः स्फुटस्य।**
**कृत्स्नस्य चान्तर्जठरे जनन्या**
**मायात्वमेव प्रकटीकृतं ते॥ १६**

હે માયાવિનાશક, આ જ અવતારમાં બહાર સ્પષ્ટ જણાતા આ સમગ્ર (જગતરૂપ) પ્રપંચને આપના ઉદરની અંદર જનની યશોદાજીને દર્શાવવા દ્વારા કેવળ માયાત્વ જ પ્રકટ કરવામાં આવ્યું છે. ॥ ૧૬ ॥

हे मायाधमन मायोपशमन, अत्रैवावतारे बहिः स्फुटस्यापि स्वजठरमध्ये जनन्याः प्रदर्शनेन॥ १६ ॥

**'हे मायाधमन'** હે માયાવિનાશક! આ જ અવતારમાં બહાર સ્પષ્ટ જણાતા આ (સમગ્ર જગતરૂપ પ્રપંચ)નું પોતાના ઉદરની અંદર જનની યશોદાજીને (વિશ્વરૂપ)દર્શન કરાવ્યું. ॥ ૧૬ ॥

ननु बहिः सत एवान्तर्जठरे प्रतिबिम्बोऽस्तु, कुतः सर्वथा मायात्वं तत्राह—**यस्येति**।

શંકા કરવામાં આવી છે કે બહાર જે (જગતપ્રપંચ) છે તે જ આપના ઉદરની અંદર પ્રતિબિંબરૂપે છે, તો કોઈ પણ પ્રકારે માયારૂપતા કેવી રીતે હોય ? તો તે માટે ઉત્તર આપે છે – **'यस्य इति।'**

**यस्य कुक्षाविदं सर्वं सात्मं भाति यथा तथा।**
**तत्त्वय्यपीह तत् सर्वं किमिदं मायया विना॥ १७**

જે આપના ઉદરમાં આપના પોતાના સહિત આ સર્વ (વિશ્વપ્રપંચ) યથાવત્ ભાસે છે તે જ રીતે તે સર્વ અહીં બહાર પણ ભાસે છે. તો તે આ આભાસ આપનામાં માયા વિના કેવી રીતે ઘટે? ॥ ૧૭ ॥

यस्य तव कुक्षौ सर्वमिदं यथा भाति तत्सर्वमिहापि बहिरपि तथैव भाति। किंच सात्मं त्वत्सहितं तदिदं सर्वं त्वयि मायया विना किं घटते। अयं भावः—त्वयि प्रतिबिम्ब-श्चेद्बाह्याद्विलोमतया प्रतीयेत न तु तदस्ति, तव चादर्शस्थानीयस्य त्वयि प्रतीतिर्न स्यात् अतः सर्वथा मिथ्यात्वमेवेति॥ १७॥

अपि च न केवलं जनन्या ममापि तथैव दर्शितमित्याह—**अद्यैवेति**।

**अद्यैव त्वदृतेऽस्य किं मम न ते**
**मायात्वमादर्शित-**
**मेकोऽसि प्रथमं ततो व्रजसुहृद्-**
**वत्साः समस्ता अपि।**
**तावन्तोऽसि चतुर्भुजास्तदखिलैः**
**साकं मयोपासिता-**
**स्तावन्त्येव जगन्त्यभूस्तदमितं**
**ब्रह्माद्वयं शिष्यते॥ १८**

(छंद-शार्दूलविक्रीडित)

त्वदृते त्वां विना अस्य विश्वस्य मायात्वं त्वया ममैव च, तदप्यद्यैव किं न दर्शितं, किंतु दर्शितमेव। तथा हि—एकोऽसीत्यादि। तत्ततो मया सहाखिलैस्तत्त्वादिभिरुपासितास्ता-वन्तश्चतुर्भुजा असि, जगन्ति ब्रह्माण्डानीति प्रागनुक्तमपि दृष्टमिति ज्ञातव्यम्॥ १८॥

ननु ब्रह्मंस्तव मया दर्शितं शुद्धमेव चैतन्यं कथं प्रपञ्चवन्मायेत्युच्यते, सत्यम्, किंत्वद्वितीये त्वयि नानात्वं गुणावतारमत्स्याद्यवतारेष्विव कार्यवशेन स्वतन्त्रमायानिबन्धनमित्याह श्लोक-द्वयेन—**अजानतामिति**।

જે આપના ઉદરમાં આ સર્વ વિશ્વપ્રપંચ જે રીતે દેખાય છે, તે સર્વ **'इह-अपि'** અહીં બહાર પણ તે જ રીતે દેખાય છે. વળી, **'स-आत्मम्'** આપ સહિત તે આ સર્વ આપનામાં માયા વિના કેવી રીતે ઘટે? ભાવ આ પ્રમાણે છે – જો આપનામાં પ્રતિબિંબ દેખાતું હોય તો બહાર કરતાં ઊલટું દેખાય, પણ જેમ છે એમ જ ન દેખાય. દર્પણરૂપ એવા આપનું પ્રતિબિંબ આપનામાં ન દેખાય. (દર્પણનું પ્રતિબિંબ દર્પણમાં ન દેખાય તેમ!) આથી સર્વ રીતે વિશ્વપ્રપંચ મિથ્યારૂપ જ છે.॥ ૧૭ ॥

કેવળ જનનીને માયા દર્શાવી એટલું જ નહીં, મને પણ આપે તેમ જ (માતાની જેમ જ) માયા દર્શાવી, એમ કહે છે – **'अद्य-एव इति।'**

આપ સિવાય આ વિશ્વ કેવળ માયારૂપ છે એ આપના દ્વારા શું મને આજે જ દર્શાવવામાં નથી આવ્યું? પ્રથમ આપ એક જ હતા. પછી આપ સમસ્ત વ્રજના મિત્રો અને વાછરડાંરૂપ થયા. પછી પાછા આપ મારા સહિત સમગ્ર તત્ત્વોથી સેવાતા તેટલા જ ચતુર્ભુજરૂપ થયા. ત્યાર પછી આપ તેટલાં જ બ્રહ્માંડરૂપ થયા અને હવે કેવળ એક અદ્વૈત અપરિમેય બ્રહ્મસ્વરૂપે અવશિષ્ટ છો. ॥ ૧૮ ॥

**'त्वत्-ऋते'** આપ સિવાય આ વિશ્વ કેવળ માયારૂપ છે એ આપના દ્વારા શું મને દર્શાવવામાં નથી આવ્યું? અને તે પણ આજે જ? તે તો દર્શાવવામાં આવ્યું જ છે. તે અનુસાર આપ પ્રથમ એકલા જ હતા વગેરે. **'तत्'** ત્યાર પછી મારા સહિત સમગ્ર તત્ત્વોથી સેવાતા તેટલા જ ચતુર્ભુજરૂપ થયા. **'जगन्ति'** બ્રહ્માંડો (તેટલાં જ બ્રહ્માંડરૂપ થયા) એમ આગળ કહેવામાં આવ્યું નથી, છતાં (ભગવાને બ્રહ્માજીને તેટલાં બ્રહ્માંડો પણ) દેખાડ્યાં હતાં, એમ સમજવું. ॥ ૧૮ ॥

(ભગવાન) પ્રશ્ન કરે કે 'હે બ્રહ્મા, મારા દ્વારા દર્શાવેલા શુદ્ધ ચૈતન્યને જ પ્રપંચની જેમ માયા કેવી રીતે કહેવાય?' (તે માટે બ્રહ્માજી કહે છે કે) આ સત્ય છે, પરંતુ અદ્વૈતસ્વરૂપ આપ વિષે કોઈક કાર્યને સિદ્ધ કરવા માટે ગુણાવતારરૂપ મત્સ્યાદિ અવતારોમાં ભાસતું અનેકત્વ પોતાને અધીન એવી માયાને કારણે છે. આ માટે બે શ્લોકથી ઉત્તર આપે છે – **'अजानताम् इति।'**

**अजानतां त्वत्पदवीमनात्म-**
**न्यात्माऽऽत्मना भासि वितत्य मायाम्।**
**सृष्टाविवाहं जगतो विधान**
**इव त्वमेषोऽन्त इव त्रिनेत्रः॥ १९**

त्वत्पदवीं तव स्वरूपमजानतामनात्मनि प्रकृतौ स्थित आत्मैव त्वमात्मनैव स्वातन्त्र्येण मायां वितत्य भासि। कथम्। जगतः सृष्टावहमिव ब्रह्मेव विधाने पालने च एष त्वमिव। अन्ते त्रिनेत्र इवेति॥ १९॥

આપના પરમસ્વરૂપને ન જાણનારા મનુષ્યોને અનાત્મ પદાર્થમાં રહેલા આત્મારૂપે (આત્માથી) જ આપ સ્વતંત્રપણે માયાને વિસ્તારીને ભાસો છો. જગતના સર્જન સમયે 'હું' બ્રહ્માસ્વરૂપે હોઉં તેમ, પાલન સમયે આ આપ વિષ્ણુસ્વરૂપે હો તેમ અને પ્રલય સમયે ત્રિનેત્ર રુદ્ર હો તેમ ભાસો છો.॥ ૧૯॥

**'त्वत्-पदवीम्'** આપના પરમસ્વરૂપને ન જાણનારા મનુષ્યોને આપ અનાત્મ પદાર્થમાં – પ્રકૃતિમાં રહેલા આત્મારૂપે જ **'आत्मना-एव'** સ્વતંત્રપણે માયા વિસ્તારીને ભાસો છો. કેવી રીતે? જગતના સર્જન સમયે **'अहम् इव'** હું બ્રહ્માસ્વરૂપે હોઉં તેમ, **'विधाने'** પાલન સમયે આ આપ વિષ્ણુસ્વરૂપે હો તેમ અને પ્રલય સમયે ત્રિનેત્ર રુદ્ર હો તેમ ભાસો છો. ॥ ૧૯ ॥

**सुरेष्वृषिष्वीश तथैव नृष्वपि**
**तिर्यक्षु यादस्स्वपि तेऽजनस्य।**
**जन्मासतां दुर्मदनिग्रहाय**
**प्रभो विधातः सदनुग्रहाय च॥ २०**

सुरेषु उपेन्द्रः। ऋषिषु परशुरामः। नृष्वपि रामः॥ २०॥

નનુ च स्वातन्त्र्ये कथं कुत्सितेषु मत्स्यादिषु जन्म, कथं वा वामनाद्यवतारे याच्ञादि कार्पण्यं, कथं वास्मिन्नेव कदाचिद्भयपलायनादि, अत आह—**को वेत्तीति**।

હે ઈશ, હે પ્રભુ, હે વિધાતા, અજન્મા એવા આપનો જન્મ દુર્જનોના દુષ્ટ મદનો નિગ્રહ કરવા માટે અને સજ્જનો પર અનુગ્રહ કરવા માટે દેવો, ઋષિઓ, મનુષ્યો, પશુપક્ષીઓ તથા જળચરોમાં પણ થાય છે. ॥ ૨૦ ॥

દેવોમાં વામનરૂપે, ઋષિઓમાં પરશુરામરૂપે અને મનુષ્યોમાં પણ શ્રીરામરૂપે ॥ ૨૦ ॥

શંકા કરવામાં આવી છે કે ભગવાન સ્વતન્ત્ર છે, તો નિંદિત એવા મત્સ્યાદિમાં કેમ જન્મ લે છે? વળી, વામનાદિ અવતારમાં યાચના વગેરે દૈન્ય શા માટે? અને આ જન્મમાં ક્યારેક ભયથી ભાગી જવું વગેરે શા માટે? આ માટે ઉત્તર આપે છે – **'कः वेत्ति इति।'**

**को वेत्ति भूमन् भगवन् परात्मन्**
**योगेश्वरोतीर्भवतस्त्रिलोक्याम् ।**
**क्व वा कथं वा कति वा कदेति**
**विस्तारयन् क्रीडसि योगमायाम्॥ २१**

अन्वर्थैः संबोधनैर्दुर्ज्ञेयत्वमेवाह—भूमन्नित्यादिभिः। भवत ऊतीर्लीलास्त्रिलोक्यां को वेत्ति क्व वा, कथं वा, कदा वा, कति वेति। अचिन्त्यं तव योगमायावैभवमिति भावः॥ २१॥

હે ભૂમન્, હે ભગવાન, હે પરમાત્મા, હે યોગેશ્વર, યોગમાયાનો વિસ્તાર કરતા આપ ક્યાં, કેવી રીતે, ક્યારે અને કેટલી ક્રીડા કરો છો, એ આપની લીલાઓને ત્રિભુવનમાં કોણ જાણે છે? ॥ ૨૧ ॥

અર્થને અનુસરતાં સંબોધનો દ્વારા (ભગવાનની લીલાની) દુર્જ્ઞેયતા જ જણાવે છે – **'भूमन्'** હે અસીમ, વગેરે (સંબોધનો) દ્વારા. આપની **'ऊतीः'** લીલાઓને ત્રણેય લોકમાં કોણ જાણે છે? ક્યાં, કેવી રીતે, ક્યારે અને કેટલી – આપની યોગમાયાનો વૈભવ અચિન્ત્ય છે, એવો ભાવ છે. ॥ ૨૧ ॥

ननु भवत्ववताराणामचिन्त्यो महिमा, प्रपञ्चस्य ह्यसत्त्वे कथं सत्त्वप्रतीतिरितीमामाशङ्कां सपरिकरमुपसंहरन्परिहरति—**तस्मादिति**।

શંકા કરે છે કે અવતારોનો મહિમા ભલે હોય પણ વિશ્વપ્રપંચ સત્ય નથી, ત્યારે તે સત્ય હોય તેવી પ્રતીતિ કેમ થાય છે? એમ આ આશંકાનું પ્રયોજનાદિ સહિત (વિષય, પ્રયોજન, અધિકાર, સંબંધ – એમ અનુબંધચતુષ્ટય સહિત) નિરાકરણ કરે છે – **'तस्मात् इति।'**

**तस्मादिदं जगदशेषमसत्स्वरूपं**
**स्वप्नाभमस्तधिषणं पुरुदुःखदुःखम्।**
**त्वय्येव नित्यसुखबोधतनावनन्ते**
**मायात उद्यदपि यत् सदिवावभाति॥ २२**

તેથી મિથ્યારૂપ, સ્વપ્નવત્, બુદ્ધિને વિપરીત કરનારું અને અતિશય દુઃખની પરંપરાવાળું જે આ સમગ્ર જગત નિત્ય આનંદ, જ્ઞાનસ્વરૂપ તથા અનંત એવા આપનામાં જ માયાથી ઉત્પન્ન થાય છે (અને નાશ પામે છે), છતાં જાણે તે સત્ય હોય તેમ ભાસે છે. ॥ ૨૨ ॥

अस्तधिषणं निरस्तप्रतिभासम्। त्वय्येवोद्यदुद्भवदपि यन्नश्यत्। सदिवेत्युपलक्षणमेतत्। नित्यमिव, सुखमिव, चेतनमिव, चाधिष्ठानभूतस्य तव गुणैस्तथा तथा भातीत्यर्थः॥ २२॥

**'अस्तधिषणम्' निरस्तप्रतिभासम्** અર્થાત્ અધિષ્ઠાન બ્રહ્મના જ્ઞાન સિવાય જેનું સ્વતંત્ર રીતે જ્ઞાન થતું નથી. (બુદ્ધિને વિપરીત કરનારું–બાલ.) આપનામાં જ **'उद्यत्'** ઉત્પન્ન થતું અને જે નાશ પામતું – **'सत् इव'** સત્ય હોય તેવું – **इव** એ સૂચક છે અર્થાત્ અન્યત્ર પણ જોડવાનું છે. નિત્ય જેવું, સુખ જેવું, ચેતન જેવું – અધિષ્ઠાનરૂપ આપના ગુણોથી તેવું તેવું ભાસે છે, એમ અર્થ છે. ॥ ૨૨ ॥

त्वमेव तु सत्य इत्याह—

(જગત મિથ્યારૂપ છે,) પણ આપ જ સત્ય છો, એમ કહે છે –

**एकस्त्वमात्मा पुरुषः पुराणः**
**सत्यः स्वयंज्योतिरनन्त आद्यः।**
**नित्योऽक्षरोऽजस्रसुखो निरंजनः**
**पूर्णोऽद्वयो मुक्त उपाधितोऽमृतः॥ २३**

આપ કેવળ એક, આત્મા, પુરુષ, પુરાણ, સત્ય, સ્વયંજ્યોતિ, અનંત, આદ્ય, નિત્ય, અક્ષર (અપક્ષયરહિત), અજસ્રસુખ (નિત્ય આનંદ), નિરંજન, પૂર્ણ, અદ્વય, ઉપાધિથી મુક્ત અને અમૃતસ્વરૂપ છો. ॥ ૨૩ ॥

एकस्त्वं सत्यः। कुतः। आत्मा। दृश्यमसत्यं दृष्टं न चात्मा दृश्यः, अतः सत्यः। किंच यद्विकारवत्तदसत्यं, न च त्वयि जन्मादयो विकाराः सन्तीत्याह—आद्यः कारणम्, अतो न जन्म। आद्यत्वे हेतुः—पुराणः पुरापि नवः। कार्यात्पूर्वमपि

(એક આપ જ સત્ય) કેવી રીતે છો? (કારણ કે આપ) આત્મા છો. જે દૃશ્ય છે તે અસત્ય છે. (જગત) દૃશ્ય છે, (તેથી અસત્ય છે.) આત્મા દૃશ્ય નથી, આથી સત્ય છે. વળી, જે વિકારવાળું છે તે અસત્ય છે. આપનામાં જન્માદિ વિકારો નથી, એમ કહે છે – **आद्यः** (આપ સર્વનું પરમ)કારણ છો, આથી આપનો જન્મ નથી. આદ્ય હોવાનું કારણ – **'पुराणः'** આપ પૂર્વે હતા છતાં નવીન છો. કાર્યની

वर्तमान इत्यर्थः। अत्र हेतुः—पुरुष इति। तथा च श्रुतिः—'पूर्वमेवाहमिहासमिति तत्पुरुषस्य पुरुषत्वम्' इति। जन्मानन्तरास्तित्वलक्षणं विकारं वारयति—नित्य इति। सनातन इत्यर्थः। पूर्णोऽजस्रसुखोऽक्षरोऽमृत इति चतुर्भिः पदैः क्रमेण वृद्धिविपरिणामापक्षयविनाशान्वारयति। पूर्णत्वे हेतुः—अनन्तोऽद्वय इति च। देशकाल-परिच्छेदरहितो वस्तुपरिच्छेदरहितोऽपि अमृतत्वोप-पादनाय चतुर्विधक्रियाफलत्वं वारयति। स्वयं-ज्योतिर्निरञ्जन उपाधितो मुक्त इति पदत्रयेण। अयं भावः—तत्रोत्पत्तिराद्य इत्यनेनैव निराकृता, प्राप्तिरपि क्रियया ज्ञानेन वा भवेत्, क्रियया प्राप्तिरात्मपदेनैव निराकृता, ज्ञानतः प्राप्तिं वारयति स्वयंज्योतिरिति। विकृतिरपि तुषापाकरणेनावघातेन व्रीहीणामिवोपाध्यपाकरणेन भवेत्, तत्त्वसङ्गत्वान्न संभवतीत्याह—मुक्त उपाधित इति। संस्कारोऽपि किमप्यतिशयाधानेन मलापाकरणेन वा। तत्राति-शयाधानं पूर्णत्वेनैव निराकृतम्। मलापाकरणं निवारयति—निरञ्जन इति। निर्मल इत्यर्थः॥ २३॥

પૂર્વે પણ રહેલા છો, એમ અર્થ છે. અહીં કારણ આપે છે – **'पुरुषः इति।'** તે અનુસાર શ્રુતિ છે. 'આ જગતમાં હું પ્રથમથી જ હતો. જગતમાં પૂર્વેથી હોવું એ જ પુરુષનું પુરુષત્વ છે.' (શ્રુતિનું મૂળ મળ્યું નથી.) જન્મ પછી અસ્તિત્વના લક્ષણરૂપ વિકારનું નિવારણ કરે છે – **'नित्यः इति।** આપ સનાતન છો, એમ અર્થ છે. પૂર્ણ, સતત સુખસ્વરૂપ, અક્ષર અને અમૃત – એ ચાર પદો દ્વારા અનુક્રમે વૃદ્ધિ, વિપરિણામ, અપક્ષય અને વિનાશનું નિવારણ કરે છે. પૂર્ણ હોવાનું કારણ – **'अनन्तः अद्वयः इति च।'** દેશકાળની મર્યાદાથી રહિત અને વસ્તુની મર્યાદાથી રહિત હોવા છતાં પણ અમૃતત્વને પ્રાપ્ત કરવા માટે **'स्वयंज्योतिः' 'निरंजनः'** અને **'उपाधितः मुक्तः'** એ ત્રણ પદોથી ચાર પ્રકારની ક્રિયાફળરૂપતા (ઉત્પાદ્ય, આપ્ય, વિકાર્ય અને સંસ્કાર્ય)નું નિવારણ કરે છે. ભાવ આ પ્રમાણે છે – તેમાં **'आद्यः'** શબ્દથી ઉત્પત્તિનું નિરાકરણ કરવામાં આવ્યું છે. પ્રાપ્તિ પણ ક્રિયાથી કે જ્ઞાનથી થાય. **'आत्मन्'** પદથી જ ક્રિયા દ્વારા પ્રાપ્તિનું નિરાકરણ છે. **'स्वयंज्योतिः'** પદથી જ્ઞાન દ્વારા પ્રાપ્તિનું નિરાકરણ છે. વિકૃતિ અર્થાત્ રૂપાંતર પણ (ડાંગરને) ખાંડવા દ્વારા ફોતરાં દૂર કરવાથી ડાંગરની ઉપાધિને દૂર કરવાનું બને, પરંતુ આત્માને કોઈ પણ ઉપાધિનો સંગ ન હોવાથી ઉપાધિને દૂર કરવારૂપ વિકૃતિ આત્માના વિષયમાં સંભવિત નથી, એમ કહે છે – **'मुक्त उपाधितः इति।'** સંસ્કાર પણ કોઈ વસ્તુમાં કોઈક વધારે ગુણ સ્થાપવાથી કે તે વસ્તુની મલિનતાને દૂર કરવાથી થાય છે. તે બ્રહ્મના વિષયમાં બ્રહ્મ પૂર્ણ હોવાથી તેમાં કોઈ વધારે ગુણ સ્થાપવાનું શક્ય નથી. બ્રહ્મ નિરંજન (અદોષ) હોવાથી તેમાંથી મળના દૂરીકરણને અટકાવે છે – **'निरंजनः इति।'** બ્રહ્મ નિર્મળ છે, એમ અર્થ છે. ॥ ૨૩ ॥

तस्मादेवंभूतज्ञानान्मुच्यन्त इत्याह—**एवंविधमिति**।

(જે કારણે આપ સર્વ વિકારાદિથી રહિત છો,) તેથી આવા જ્ઞાનથી જીવો મુક્ત થાય છે, એમ કહે છે – **'एवंविधम् इति।'**

**एवंविधं त्वां सकलात्मनामपि**
**स्वात्मानमात्मात्मतया विचक्षते।**
**गुर्वर्कलब्धोपनिषत्सुचक्षुषा**
**ये ते तरन्तीव भवानृताम्बुधिम्॥ २४**

त्वां ये विचक्षते सम्यक् पश्यन्ति। कथम्। आत्मात्मतया आत्मा प्रत्यक् तस्य स्वरूपेण। न चैतत्पुत्रादिष्विव गौणमित्याह। सकलात्मनामपि स्वात्मानम्। केन। गुरुरेवार्कस्तस्माल्लब्धा उपनिषज्ज्ञानं तदेव सुचक्षुस्तेन। भव एवानृताम्बुधिस्तं ते तरन्तीव॥ २४॥

तत्र च ज्ञानेन तरन्तीति, तच्च तरन्तीवेति, तच्चात्मात्मतया ज्ञानेन, इत्यर्थत्रयं प्रतिज्ञातं क्रमेणोपपाद्यते।

तत्रात्मानमेवात्मतयेत्यनेन श्लोकेन ज्ञानेन तरन्तीत्युपपाद्यते। अज्ञानसंज्ञावित्यनेन तरन्तीवेत्येतत्। त्वामित्यादिश्लोकद्वयेन त्वात्मात्मतयेत्येतदुपपाद्यते।

ननु ज्ञानेन कथं भवं तरन्तीति तस्याज्ञानमूलत्वादित्याह—**आत्मानमेवेति**।

**आत्मानमेवात्मतयाऽविजानतां**
**तेनैव जातं निखिलं प्रपंचितम्।**
**ज्ञानेन भूयोऽपि च तत् प्रलीयते**
**रज्ज्वामहेर्भोगभवाभवौ यथा॥ २५**

ગુરુરૂપી સૂર્યથી પ્રાપ્ત કરેલા ઉપનિષદ્‌રૂપ જ્ઞાનના ઉત્તમ (દિવ્ય) ચક્ષુ દ્વારા જેઓ સમગ્ર આત્માઓના પણ આત્મા એવા (સત્યજ્ઞાનાદિરૂપ) આપને પોતાના આત્મારૂપે નિહાળે છે, તેઓ સંસારરૂપ અસત્યના મહાસાગરને જાણે કે તરી જાય છે. ॥ ૨૪ ॥

આપને જેઓ '**विचक्षते**' સમ્યક્‌રૂપે નિહાળે છે. કેવી રીતે? '**आत्मा-आत्मतया**' '**आत्मा**' અંતરાત્મા, તેના સ્વરૂપે – પુત્રાદિમાં જેમ ગૌણ આત્મદૃષ્ટિ હોય તેમ નહીં, એમ કહે છે. સમગ્ર આત્માઓના પણ આત્મા એવા આપને – શેના દ્વારા? ગુરુ એ જ સૂર્ય, તેમના દ્વારા પ્રાપ્ત કરેલું '**उपनिषत्**' જ્ઞાન, તે જ (દિવ્ય) સુચક્ષુ, તેના દ્વારા – સંસાર એ જ અસત્યનો સાગર, તેને તેઓ જાણે કે તરી જાય છે. ॥ ૨૪ ॥

તેમાં (સંસારસાગર તરવામાં) સ્વીકારેલા ત્રણેય અર્થને અનુક્રમે સિદ્ધ કરે છે. ૧- જ્ઞાનથી તરી જાય છે. ૨- જાણે કે તરી જાય છે. અને ૩- આત્માને આત્મા તરીકે જાણવાથી (તરી જાય છે.)

તેમાં '**आत्मानम् एवं आत्मतया**' આ શ્લોક (૨૫) દ્વારા જ્ઞાનથી તરી જાય છે, તે સિદ્ધ કરે છે. '**अज्ञानसंज्ञौ इति।**' (શ્લોક-૨૬) દ્વારા જાણે કે તરી જાય છે, એ સિદ્ધ કરે છે. '**त्वाम्**' ઈત્યાદિ (શ્લોક-૨૭, ૨૮) એ બે શ્લોકો દ્વારા આપને આત્મરૂપે જાણવાથી તરી જાય છે, એમ સિદ્ધ કરે છે.

પ્રશ્ન કરવામાં આવ્યો છે કે (મનુષ્યો) જ્ઞાનથી કેવી રીતે સંસાર તરી જાય છે? તે માટે ઉત્તર આપે છે કે સંસાર અજ્ઞાનરૂપી મૂળવાળો હોવાથી (આત્મજ્ઞાન થતાં પ્રપંચની ભ્રાન્તિ દૂર થાય છે.) – '**आत्मानम्-एव-इति।**'

જેઓ આત્માને આત્મા તરીકે જાણતા નથી તેઓને તે આત્માના અજ્ઞાનથી જ થયેલો સમગ્ર પ્રપંચ આત્માનું જ્ઞાન થતાં વળી પાછો નાશ પામે છે, જેમ (દોરડાના અજ્ઞાનથી) દોરડામાં સર્પના શરીરનો આભાસ અને (દોરડાના જ્ઞાનથી સર્પના શરીરનો) પુનઃ નાશ થાય છે તેમ! ॥ ૨૫ ॥

तेनैवाज्ञानेनैव प्रपञ्चितं प्रपञ्चः। रज्ज्वामहेर्भोगभवाभवौ सर्पशरीरस्याध्यासापवादौ यथेति॥ २५॥

**'तेन-एव'** તે અજ્ઞાનથી જ **'प्रपंचितम्'** થયેલો સંસારપ્રપંચ – જેમ **'रज्ज्वाम्-अहे:-भोग-भव-अभवौ'** (દોરડાના અજ્ઞાનથી) દોરડામાં સર્પના શરીરનો આભાસ અને (દોરડાના જ્ઞાનથી સર્પના શરીરનો) નાશ થાય છે તેમ! ॥ ૨૫ ॥

ननु ज्ञानेन तरन्त्येव किमिदमुच्यते तरन्तीवेति तत्राह—**अज्ञानसंज्ञाविति**।

શંકા કરવામાં આવી છે કે જ્ઞાનથી (મનુષ્યો સંસારસમુદ્રને) તરી જ જાય છે, તો 'જાણે કે તરી જાય છે.' એમ કેમ કહેવામાં આવે છે? તે માટે ઉત્તર આપે છે – **'अज्ञानसंज्ञौ इति।'**

**अज्ञानसंज्ञौ भवबन्धमोक्षौ**
**द्वौ नाम नान्यौ स्त ऋतज्ञभावात्।**
**अजस्रचित्यात्मनि केवले परे**
**विचार्यमाणे तरणाविवाहनी॥ २६**

અજ્ઞાનને કારણે પ્રતીત થનારાં સંસારબંધન અને સંસારથી મોક્ષ એ બંને પ્રસિદ્ધ છે. સત્યસ્વરૂપ અને જ્ઞાનસ્વરૂપ ભાવ પરમાર્થરૂપ આત્માથી જુદાં નથી. અખંડ અનુભવસ્વરૂપ, અદ્વૈત, શુદ્ધ આત્મા વિષે જ્યારે વિચાર કરવામાં આવે, ત્યારે સૂર્યમાં જેમ દિવસ અને રાત નથી તેમ આત્મામાં બંધન અને મોક્ષ હોતાં નથી. ॥ ૨૬ ॥

अज्ञानेन संज्ञा ययोस्तौ भवबन्धमोक्षौ भवेन बन्धस्तन्मोक्षश्च तौ द्वौ नाम प्रसिद्धौ ऋतज्ञभावात् ऋतश्चासौ ज्ञश्च यो भावस्तस्मादन्यौ न स्तः। ननु कथं महानपलापः क्रियते, परमार्थविचारा-दित्याह—अजस्रेति। अखण्डानुभवरूपे परे शुद्धे आत्मन्यज्ञानं न च बन्धः। अत एव न ज्ञानं न च मोक्षः। तरणौ सूर्ये रात्र्यहनी इवेति॥ २६॥

અજ્ઞાનને કારણે પ્રતીતિ છે જે બન્નેની તે **'भवबन्धमोक्षौ'** સંસારથી બંધન અને તેનાથી (સંસારથી) મુક્તિ એમ બંને **'नाम'** પ્રસિદ્ધ છે. **'ऋतज्ञभावात्'** સત્યસ્વરૂપ છે અને જ્ઞાનસ્વરૂપ પણ છે, એવો જે ભાવ (આત્મા) છે તેનાથી તે બંને જુદાં નથી. શંકા કરવામાં આવી છે કે (બંધન અને મોક્ષનો) શા માટે આટલો બધો નિષેધ કરવામાં આવે છે? પરમાર્થરૂપ આત્માનો વિચાર કરવાથી બંધ અને મોક્ષનો નિષેધ થઈ જાય છે, એમ કહે છે – **'अजस्र इति।'** અખંડ અનુભવસ્વરૂપ **'परे'** શુદ્ધ આત્મામાં નથી અજ્ઞાન કે નથી તેનાથી થનારું બંધન. આથી જ નથી જ્ઞાન કે નથી મોક્ષ. જેમ **'तरणौ'** સૂર્યમાં રાત-દિવસ જેવું કાંઈ છે જ નહીં તેમ! ॥ ૨૬ ॥

ननु परमार्थज्ञानादज्ञानकृतो बन्धो निवर्तताम्, आत्मात्मतयैव ज्ञानादिति कोऽयमाग्रह इत्याशङ्क्य, यदध्यासादात्मनः पररूपास्फूर्ति-स्तदपवादेन तत्रैव ज्ञानं युक्तमितीममर्थं विस्मयेनाक्रोशन्निवाह—**त्वामिति**।

પરમાર્થજ્ઞાનથી અજ્ઞાનકૃત બંધન ભલે દૂર થાય, પરંતુ આત્માનું આત્મા તરીકે જ જ્ઞાન થતું હોવાથી આ નિષેધનો દુરાગ્રહ કેમ, એવી આશંકા કરીને જેના અધ્યાસથી આત્માના પરમાર્થસ્વરૂપનું અજ્ઞાન થાય છે અને તે અધ્યાસનો (દેહ એ આત્મા નથી, એમ) નિષેધ કરવાથી તે વિષયમાં જ્ઞાન થવું યોગ્ય છે. આવા આ અર્થને વિસ્મયથી આક્રોશ કરતાં વ્યાસજી કહે છે – **'त्वाम् इति।'**

**त्वामात्मानं परं मत्वा परमात्मानमेव च।**
**आत्मा पुनर्बहिर्मृग्य अहोऽज्ञजनताऽज्ञता॥ २७**

આત્મારૂપ આપને દેહાદિરૂપ માનીને અને આત્માથી જુદા દેહાદિને આત્મારૂપે માનીને પછી આત્માને (શરીરાદિથી) બહાર શોધવો જોઈએ! અહો! અજ્ઞાની જનતાની અજ્ઞાનતા (આશ્ચર્યજનક છે)! ॥ ૨૭ ॥

त्वामात्मानं परं देहादिं मत्वा आत्मनि देहादिमध्यस्य तथा परं देहादिमात्मानं मत्वा देहादावात्मानमध्यस्यात्र नष्ट आत्मा बहिर्मृग्य इति चित्रम्। न हि गृहे नष्टं वने मृग्यत इत्यर्थः॥ २७॥

આત્મારૂપ આપને **'परम्'** દેહાદિ માનીને અર્થાત્ આત્મામાં દેહાદિનો અધ્યાસ કરીને તથા **'परम्'** દેહાદિને આત્મા માનીને અર્થાત્ દેહાદિમાં આત્માનો અધ્યાસ કરીને અહીં (દેહાદિમાં) ખોવાયેલા આત્માને બહાર શોધવો જોઈએ, એ વાત આશ્ચર્યરૂપ છે. ખરેખર, ઘરમાં ખોવાયેલી વસ્તુને વનમાં શોધવામાં આવતી નથી, એમ અર્થ છે. ॥ ૨૭ ॥

विवेकिनस्तु प्रत्यक्स्वरूपे एव परमात्मानं विचिन्वन्तीत्याह—**अन्तर्भव इति**।

વિવેકીજનો અન્તરાત્માના સ્વરૂપમાં જ પરમાત્માને શોધે છે, એમ કહે છે – **'अन्तःभवे इति।'**

**अन्तर्भवेऽनन्त भवन्तमेव**
**ह्यतत्त्यजन्तो मृगयन्ति सन्तः।**
**असन्तमप्यन्त्यहिमन्तरेण**
**सन्तं गुणं तं किमु यन्ति सन्तः॥ २८**

હે અનંત, વિવેકીજનો જડચેતનાત્મક શરીરમાં જ જે વસ્તુ બ્રહ્મ નથી તે જડ વસ્તુનો ત્યાગ કરતા આપને શોધે છે. સાપ દોરડામાં અવિદ્યમાન હોવા છતાં તેનો નિષેધ કર્યા વિના વિવેકીજનો, પાસે રહેલા દોરડાને કેવી રીતે જાણે? (ન જ જાણી શકે.) ॥ ૨૮ ॥

भवतीति भवश्चिज्जडात्मकं शरीरं तन्मध्य एव त्वां मृगयन्ति। अतज्जडं त्यजन्तोऽपवदन्तः। ननु सतो ज्ञानेनालं, किमसतोऽपवादेनेत्याशङ्क्य अध्यस्तापवादं विना अधिष्ठानतत्त्वं न ज्ञायत इति सतां व्यवहारेणाह—असन्तमिति। अन्ति समीपे असन्तमप्यहिमन्तरेण तन्निषेधं विनेत्यर्थः। सन्तं गुणं रज्जुं सन्तः किमु यन्ति जानन्ति। अन्ति सन्तमपि गुणमिति वा। न जानन्तीत्यर्थः। तस्मादात्मात्मतयैव ज्ञानान्मुक्तिरिति भावः॥ २८॥

જે બને છે તે **'भवः'** જડચેતનાત્મક શરીર, તેની અંદર જ આપને શોધે છે. **'अतत्'** જે ચેતન (બ્રહ્મ) નથી તે જડ પદાર્થનો **'त्यजन्तः'** નિષેધ કરતા – સત્ તત્ત્વનું જ્ઞાન થવું તે જ પર્યાપ્ત છે, જડ પદાર્થના નિષેધનું શું પ્રયોજન છે? એવી શંકા કરીને, જેનો (દેહનો) અધ્યાસ કરવામાં આવ્યો છે તેવા પ્રાકૃત દેહાદિના નિષેધ વિના અધિષ્ઠાન (આત્માના) તત્ત્વને જાણી શકાય નહીં, એમ વિવેકીજનોના વ્યવહાર દ્વારા કહે છે – **'असन्तम् इति।'** **'अन्ति'** સમીપમાં સર્પ વિદ્યમાન હોવા છતાં પણ **'अन्तरेण'** તેના નિષેધ વિના જ, વિદ્યમાન **'गुणम्'** રજ્જુ (દોરડા)ને વિવેકીજનો કેવી રીતે **'यन्ति'** જાણે? (ન જ જાણી શકે.) અથવા પાસે દોરડું હોવા છતાં પણ (સાપના નિષેધ વિના) દોરડાને જાણી શકે નહીં, એમ અર્થ છે. તેથી આત્માને આત્મારૂપે જાણવાથી જ મુક્ત થવાય છે, એવો ભાવ છે. ॥ ૨૮ ॥

नन्वेवं ज्ञानैकसाध्ये मोक्षे किमिति भक्तिरुद्बोधिताऽत आह—**अथापीति**।

**अथापि ते देव पदाम्बुजद्वय-**
**प्रसादलेशानुगृहीत एव हि।**
**जानाति तत्त्वं भगवन् महिम्नो**
**न चान्य एकोऽपि चिरं विचिन्वन्॥ २९**

यद्यपि हस्तप्राप्यमिव ज्ञानमुक्तं तथापि हे देव, तव पादाम्बुजद्वयमध्ये एकदेशस्यापि यः प्रसादलेशोऽपि तेनानुगृहीत एव भगवतस्तव महिम्नस्तत्त्वं जानाति। हे भगवन्, ते महिम्नस्तत्त्वमिति वा। एकोऽपि, कश्चिदपि, चिरमपि, विचिन्वन्नपि, अतदंशापवादेन विचारयन्नपीत्यर्थः ॥ २९ ॥

**तदस्तु मे नाथ स भूरिभागो**
**भवेऽत्र वान्यत्र तु वा तिरश्चाम्।**
**येनाहमेकोऽपि भवज्जनानां**
**भूत्वा निषेवे तव पादपल्लवम्॥ ३०**

तत्तस्मात् भूरिभागो महद्भाग्यम्। अत्र भवे ब्रह्मजन्मनि तिरश्चामपि मध्ये यज्जन्म तस्मिन्वा येन भाग्येन भवदीयानां जनानामेकोऽपि यः कश्चिदपि भूत्वा निषेवेऽत्यर्थं सेवेयेति॥ ३०॥

देवादिजन्मनोऽपि यत्र कुत्रचित्त्वद्भक्तिमज्जन्मैव श्रेष्ठमित्यौत्सुक्येन सप्तभिः श्लोकैरभिनन्दति—**अहोऽतिधन्या** इत्यादिभिः।

શંકા કરવામાં આવી છે કે જ્ઞાન સિદ્ધ થતાં જ મોક્ષ થાય છે, તો ભક્તિને વિશેષરૂપે વર્ણવવાની શી જરૂર છે? તે માટે ઉત્તર આપે છે – **'अथ-अपि-इति।'**

આમ છતાં પણ હે દેવ, હે ભગવાન, ચરણ-કમળયુગલની સહેજ માત્ર કૃપાથી અનુગૃહીત થયેલો મનુષ્ય જ આપના મહિમાના તત્ત્વને જાણે છે. (આપની ભક્તિથી વંચિત એવો) બીજો મનુષ્ય ચિરકાળ પર્યન્ત આપને ખોળ્યા કરતો હોવા છતાં પણ આપના મહિમાના તત્ત્વને જાણી શકતો નથી.॥ ૨૯ ॥

જો કે જ્ઞાન હાથવેંતમાં જ હોય એમ કહેવામાં આવ્યું છે, તેમ છતાં પણ હે દેવ, આપના ચરણકમળયુગલમાં એક અંશની પણ જે સહેજ પણ કૃપા છે, તેનાથી અનુગૃહીત થયો હોય તે જ આપ ભગવાનના **'महिम्नः'** મહિમાના તત્ત્વને જાણે છે. અથવા હે ભગવાન, (એમ સંબોધન છે.) આપના મહિમાના તત્ત્વને (જાણે છે). આપની ભક્તિથી વંચિત એવો) કોઈક એકાંતમાં, ચિરકાળ સુધી આપને ખોળ્યા કરતો અતત્ (જડ) અંશના ત્યાગ દ્વારા આપનું ચિંતન કર્યા કરે, તો પણ આપના સ્વરૂપને જાણી શકતો નથી, એમ અર્થ છે. ॥ ૨૯ ॥

તેથી હે નાથ, આ જન્મમાં, પશુપક્ષી કે બીજા કોઈપણ જન્મમાં મારું (એવું) મહાભાગ્ય થાઓ, કે જેનાથી આપના ભક્તોમાંનો કોઈ પણ એક ભક્ત થઈને આપના ચરણપલ્લવની હું અત્યંત સેવા કરું. ॥ ૩૦ ॥

**'तत्'** તેથી **'भूरिभागः'** મહાભાગ્ય – **'अत्र भवे'** આ બ્રહ્મા તરીકેના ભવમાં, પશુપક્ષીના પણ જન્મમાં અથવા જે બીજો જન્મ હોય તેમાં, જે ભાગ્યથી આપના જ ભક્તોમાંનો **'एकः अपि'** કોઈ પણ એક ભક્ત થઈને **'निषेवे'** અત્યંત સેવા કરું. ॥ ૩૦ ॥

દેવો વગેરેના જન્મ કરતાં પણ જે કોઈ (યોનિમાં) આપની ભક્તિવાળો જન્મ જ શ્રેષ્ઠ છે, એમ ઉત્સુકતાથી સાત શ્લોકો વડે પ્રશંસા કરે છે – **'अहो अतिधन्याः'** વગેરે દ્વારા.

**अहोऽतिधन्या व्रजगोरमण्यः**
**स्तन्यामृतं पीतमतीव ते मुदा।**
**यासां विभो वत्सतरात्मजात्मना**
**यत्तृप्तयेऽद्यापि न चालमध्वराः॥ ३१**

વ્રજની ગાયો તથા વ્રજની રમણીઓ ખૂબ જ કૃતાર્થ થઈ છે, કે જેમના ધાવણરૂપી અમૃતનું અહો! હે વિભુ (હે સર્વભવનસમર્થ પ્રભુ), આપે નાનાં વાછરડાં અને ગોપીજનોનાં બાળકોના સ્વરૂપે અત્યંત હર્ષપૂર્વક પાન કર્યું, જે આપને પરિતૃપ્ત કરવા માટે (મોટા મોટા વાજપેય, સોમ વગેરે) યજ્ઞો હજી પણ સમર્થ થયા નથી. ॥ ૩૧ ॥

व्रजगोरमण्यः व्रजस्था गावो रमण्यो गोप्यश्च। ते त्वया वत्सतरात्मजात्मना वत्सानामात्मजानां च रूपेण। यस्य तव तृप्तये सर्वेऽपि यज्ञा अद्यापि न शक्तास्तेन त्वया प्रतिक्षणं तृप्यता यासां स्तन्यममृतरूपं पीतमिति॥ ३१॥

**'व्रजगोरमण्यः'** વ્રજમાં રહેલી ગાયો અને **'रमण्यः'** ગોપીઓ – **'ते'** આપના દ્વારા **'वत्सतरा-आत्मज-आत्मना'** નાનાં વાછરડાં અને બાળકોના સ્વરૂપે – જે આપને તૃપ્ત કરવા માટે બધા જ યજ્ઞો હજી પણ સમર્થ થયા નથી. **'तेन'** તે પ્રતિક્ષણે તૃપ્ત થતા આપના દ્વારા જેમના ધાવણરૂપી અમૃતનું પાન કરવામાં આવ્યું. ॥ ૩૧ ॥

**अह्रो भाग्यमह्रो भाग्यं नन्दगोपव्रजौकसाम्।**
**यन्मित्रं परमानन्दं पूर्णं ब्रह्म सनातनम्॥ ३२**

અહો! નંદરાયજી, ગોપજનો અને વ્રજવાસીઓના ભાગ્યનો મહિમા અપાર છે! પરમ આનંદસ્વરૂપ, સનાતન, પૂર્ણ બ્રહ્મ શ્રીકૃષ્ણ જેમના મિત્ર છે! ॥ ૩૨ ॥

अहो इति पुनरुक्त्या भाग्यस्य सर्वथा-ऽपरिच्छिन्नत्वमुक्तम्॥ ३२॥

'અહો' એ શબ્દની પુનરુક્તિ દ્વારા તેમના ભાગ્યને સર્વ રીતે અપરંપાર વર્ણવવામાં આવ્યું છે! ॥ ૩૨ ॥

**एषां तु भाग्यमहिमाच्युत तावदास्ता-**
**मेकादशैव हि वयं बत भूरिभागाः।**
**एतद्धृषीकचषकैरसकृत् पिबामः**
**शर्वादयोऽङ्घ्र्युदजमध्वमृतासवं ते॥ ३३**

હે અચ્યુત, આ વ્રજજનોના ભાગ્યના મહિમાની વાત જવા દો, તેને વર્ણવવાને તો હવે કોણ શક્તિમાન છે? અહો! રુદ્ર વગેરે અમે અગિયાર દેવો ખરેખર, અતિ ભાગ્યશાળી છીએ, કારણ કે આ વ્રજવાસીઓનાં ઇન્દ્રિયોરૂપી પાનપાત્રો દ્વારા આપનાં ચરણકમળોના મકરન્દરૂપ મધુર માદક અમૃત આસવનું વારંવાર પાન કરીએ છીએ. ॥ ૩૩ ॥

किंच एषां भाग्यस्य तावन्महिमा आस्तां, कस्तं वक्तुं शक्नोति। शर्वादयः शर्वोऽहंकाराधिष्ठाता आदिर्येषां चन्द्रादीनामेकादशानां ते तथा वयं च। वयमित्यात्मानमेव बहुमन्यमान आह—एवं

વળી, આ વ્રજજનોના ભાગ્યના મહિમાને બાજુએ મૂકો. તેને વર્ણવવાને તો હવે કોણ શક્તિમાન છે? **'शर्वादयः'** અહંકારના અધિષ્ઠાતા રુદ્ર જેમના આદિમાં છે તે ચંદ્ર વગેરે અગિયાર, તેમ જ અમે પણ – **'वयम्'** એમ પોતાને બહુમાન આપતાં કહે છે – આ

मनोबुद्ध्यहंकारचक्षुराद्यधिष्ठातारस्त्रयोदशदेवा* एव तावद्धताऽहो भूरिभागाः। यस्मादेतेषां हृषीकाणीन्द्रियाण्येव चषकाणि पानपात्राणि तैस्ते चतुर्दशस्य चित्ताधिष्ठातुरङ्घ्री एव उदजे वारिजे तयोर्मधु मकरन्दस्तदेवामृतं स्वाद्वासवं मादकं पिबामः। एतदुक्तं भवति—यदा प्रत्येकमिन्द्रियाभिमानिनो वयं कीर्तिसौन्दर्यसौगन्ध्याद्येकदेशसेविनोऽपि कृतार्थास्तदा सर्वेन्द्रियैः सर्वसेविनामेतेषां किं वर्ण्यते भाग्यमिति॥ ३३॥

પ્રમાણે મન, બુદ્ધિ, અહંકાર, ચક્ષુ વગેરેના અધિષ્ઠાતા તેટલા અમે* તેર દેવો જ **'बत'** અહો! અતિ ભાગ્યશાળી છીએ, કારણ કે આ વ્રજવાસીઓની **'हृषीकाणि'** ઇન્દ્રિયો જ **'चषकाणि'** પીવાનાં પાત્રો, તેમના દ્વારા ચૌદમા, ચિત્તના અધિષ્ઠાતા એવા આપનાં બંને ચરણો જ **'उदजे'** બંને કમળો, તેમનું **'मधु'** મકરન્દ, તે જ **'अमृतम्'** મધુર માદક અમૃત આસવનું અમે પાન કરીએ છીએ. કહેવાનો ભાવ આ પ્રમાણે છે – પ્રત્યેક ઇન્દ્રિયના અભિમાની દેવો એવા અમે આપની કીર્તિ, સૌન્દર્ય, સુગંધ વગેરે (એક જ ઇન્દ્રિયના માધ્યમથી) એક જ ભાગ સેવનારા છીએ, તો પણ કૃતાર્થ થઈએ છીએ, તો સર્વ ઇન્દ્રિયો દ્વારા (રસરાજ એવા) આપનાં સર્વ કીર્તિ, સૌન્દર્યાદિનું સેવન કરનારા આ વ્રજજનોના ભાગ્યને કેવી રીતે વર્ણવી શકાય? ॥ ૩૩ ॥

अतो मया प्रार्थितं—'तदस्तु मे नाथ स भूरिभागः' इति यत्तदेवेत्याह—**तद्भूरिभाग्यमिति**।

આથી મારા દ્વારા જેની અભિલાષા સેવવામાં આવી હતી, 'હે નાથ, મારું તેવું મહાભાગ્ય થાઓ.' (૧૦/૧૪/૩૦) તે જ કહે છે – **'तत्-भूरिभाग्यम् इति।'**

**तद् भूरिभाग्यमिह जन्म किमप्यटव्यां**
**यद् गोकुलेऽपि कतमाङ्घ्रिरजोऽभिषेकम्।**
**यज्जीवितं तु निखिलं भगवान् मुकुन्द-**
**स्त्वद्यापि यत्पदरजः श्रुतिमृग्यमेव॥ ३४**

જેમની ચરણરજ વેદો દ્વારા આજે પણ શોધવામાં જ આવે છે તેવા ભગવાન મુકુન્દ જ જેમનું જીવનસર્વસ્વ છે, તેવા ગોકુળવાસીઓમાંના કોઈ પણ એકની ચરણરજનો જેમાં અભિષેક થયા કરે છે, તેવા આ મનુષ્યલોકના વૃંદાવનમાં અને તેમાં પણ ગોકુળમાં જન્મ થાય, એ મહાભાગ્ય છે. ॥ ૩૪ ॥

---

* તેર દેવો – (१) अहंकारस्याधिष्ठाता शिवः અહંકારના અધિષ્ઠાતા શિવ (२) बुद्धेर्ब्रह्मा બુદ્ધિના બ્રહ્મા (३) मनसश्चन्द्रः મનના ચન્દ્ર (४) श्रोत्रयोर्दिशः બંને કાનના દિશાઓ (५) त्वचो वातः ત્વચાના વાયુ (६) चक्षुषोरर्कः બંને ચક્ષુના સૂર્ય (७) रसनाया वरुणः રસનાના વરુણ (८) नासयोरेकत्वेन विवक्षितावश्विनौ બંને નાસિકાના, એક સ્વરૂપ કહેવાની ઇચ્છા હોવાથી અશ્વિનીકુમારો (९) वाचो वह्निः વાણીના અગ્નિ (१०) हस्तयोरिन्द्रः બંને હાથના ઇન્દ્ર (११) पादयोरुपेन्द्रः બંને પગના ઉપેન્દ્ર (વિષ્ણુ) (१२) पायोर्मित्रः પાયુના મિત્ર અને (१३) उपस्थस्य प्रजापतिः ઉપસ્થના પ્રજાપતિ – એમ તેર દેવો છે. ચિત્તના દેવતા વિષ્ણુ છે, જે ચૌદમા છે અને શ્રીકૃષ્ણથી અભિન્ન છે.

तत्र पायूपस्थयोः सेवायामुपयोगाभावात्तयोर्देवते विहायैकादशेत्युक्तम्।

તેમાં પાયુ અને ઉપસ્થનો સેવામાં ઉપયોગ ન હોવાથી તે બે દેવતાઓને છોડીને તેરમાંથી અગિયાર, એમ કહેવામાં આવ્યું છે.

किं तत् इह मनुष्यलोके यत्किमपि जन्म, तत्राप्यटव्यां यत्, तत्रापि गोकुले यत्। अहो सत्यलोकं विहायात्र जन्मनि जाते को लाभोऽत आह—अपि कतमाङ्घ्रिरजोभिषेकमिति। गोकुल-वासिनां मध्येऽपि कतमस्य यस्य कस्याप्यङ्घ्रिरजसाऽभिषेको यस्मिंस्तत्। ननु कुतो गोकुलवासिन एव धन्यास्तत्राह—यदिति। येषां जीवितं निखिलं भगवान्मुकुन्दः। मुकुन्दपरमेव जीवनमित्यर्थः। दुर्लभतामाह—अद्यापीति। श्रुतिमृग्यं वेदैरपि मृग्यत एव न तु दृश्यत इत्यर्थः॥ ३४॥

अपि च किं वर्ण्यते कृतार्थत्वमेतेषां येषां भक्त्या भवानपि ऋणीवास्ते। ननु किं दातुमसमर्थोऽहं येन ऋणी स्यामत आह—

**एषां घोषनिवासिनामुत भवान्**
**किं देव रातेति न-**
**श्चेतो विश्वफलात् फलं त्वदपरं**
**कुत्राप्ययन् मुह्यति।**
**सद्वेषादिव पूतनापि सकुला**
**त्वामेव देवापिता**
**यद्धामार्थसुहृत्प्रियात्मतनय-**
**प्राणाशयास्त्वत्कृते॥ ३५**

उत अपि भवानपि एषां कुत्रापि किं विश्वफलात्सर्वफलात्मकात्त्वत्त्वत्तः परं फलं राता दास्यतीति नश्चेतः अयत्सर्वत्र गच्छद्विचारयत् मुह्यति। ननु मामेव दत्त्वाऽनृणः स्यामिति। चेन्न हि न हि।

તે મહાભાગ્ય કયું? '**इह**' આ મનુષ્યલોકમાં જે કોઈ પણ જન્મ થાય, તે પણ વૃંદાવનમાં અને તેમાં પણ ગોકુળમાં (જન્મ થાય, એ મહાભાગ્ય છે). અહો! સત્યલોક છોડીને અહીં જન્મ થાય ત્યારે તેમાં શો લાભ? આ માટે કહે છે – '**कतम-अङ्घ्रि-रजोभिषेकम् इति।**' ગોકુળવાસીઓની અંદર પણ '**कतमस्य**' જે કોઈ પણ એકની ચરણરજ દ્વારા અભિષેક છે જેમાં તે (જન્મ). શંકા કરે છે કે ગોકુળવાસીઓ જ કેમ ધન્ય છે? તે માટે કહે છે – '**यत् इति।**' જેમનું જીવનસર્વસ્વ (ગૃહ, પુત્ર, પરિવાર, ધન એકમાત્ર) ભગવાન મુકુન્દ જ છે. તેમનું જીવન કેવળ મુકુન્દપરાયણ છે, એમ અર્થ છે. ભગવાનની જે ચરણરજ છે, તેની દુર્લભતાનું વર્ણન કરે છે – '**अद्य-अपि इति ।**' '**श्रुतिमृग्यम्**' વેદો દ્વારા પણ જેમની ચરણરજ શોધવામાં જ આવે છે, જોવામાં આવતી નથી, એમ અર્થ છે. ॥ ૩૪ ॥

અને વળી, આ વ્રજજનોની કૃતાર્થતા કેવી રીતે વર્ણવી શકાય, કે જેમની ભક્તિથી આપ પણ જાણે કે તેમના ઋણી રહ્યા છો! (ભગવાન) શંકા કરે કે શું હું તેમને (ફળ) આપવાને અસમર્થ છું, કે જેથી તેમનો ઋણી રહું? આ માટે ઉત્તર આપે છે –

હે દેવ, ભક્તના માત્ર વેષથી જ પૂતના પણ પોતાના કુળ સહિત આપને જ પ્રાપ્ત થઈ, તો આપને ખાતર જેમણે ઘર, ધન, મિત્રો, પ્રિયજનો, શરીર, પુત્રો, પ્રાણ, તથા મન સમર્પિત કરી દીધાં છે એવા આ વ્રજવાસીઓને કોઈપણ સ્થળે સમગ્ર ફળરૂપ એવા આપનાથી કયું ઉત્કૃષ્ટ ફળ આપશો, એમ સર્વ રીતે વિચાર કરતાં અમારું ચિત્ત હે દેવ, વ્યાકુળ થઈ જાય છે! ॥ ૩૫ ॥

'**उत**' પણ આ વ્રજજનોને કોઈ પણ સ્થળે '**विश्वफलात्**' સમગ્ર ફળરૂપ એવા '**त्वत्**' આપના પોતાનાથી કયું ઉત્કૃષ્ટ ફળ '**राता**' આપશો, એમ '**अयत्**' વિચાર કરતાં અમારું ચિત્ત વ્યાકુળ થઈ જાય છે. જો (ભગવાન) કહે કે 'કેમ વળી, મને પોતાને જ આપીને હું ઋણ ફેડીશ.' (તો તે માટે કહે છે કે) ના, ના. (આપ તેમનું ઋણ ચૂકવી શકો તેમ જ નથી,

सद्वेषादिव सतां भक्तानां यो वेषस्तदनुकरणमात्रेण पापिष्ठा पूतनापि त्वामेवापिता प्रापिता तर्हि तत्संबन्धिनामपि दास्यामीति चेत्तत्राह—सकुलेति बकाघासुरसहिता। एषामपि तावदेव चेदपर्याप्त-मित्याह—यदिति। येषां धामादयस्त्वत्कृते त्वदर्थमेवेत्यर्थः ॥ ३५ ॥

કારણ કે) **'सत्-वेषात्' सताम्** ભક્તોનો જે વેષ છે તેનું માત્ર અનુકરણ કરીને આવેલી પાપિષ્ઠ પૂતના પણ આપને જ **'आपिता'** પ્રાપ્ત થઈ. જો (ભગવાન) કહે કે તેના સંબંધીઓને પણ હું (મારું પોતાનું) દાન કરીશ. તો તે માટે કહે છે કે – **'सकुलः इति।'** બકાસુર, અઘાસુર (પૂતનાના ભાઈઓ) સહિત (પૂતનાને આપે આપનું દાન કર્યુ છે.) આ વ્રજવાસીઓને પણ (જેટલું પૂતનાને આપ્યું) તેટલું જ આપશો તો તે પૂરતું નથી, માટે કહે છે **'यद् इति।'** જેમનાં ઘર વગેરે **'त्वत्-कृते'** આપને ખાતર જ (ન્યોછાવર કરવામાં આવ્યાં છે), એમ અર્થ છે. ॥ ૩૫ ॥

ननु वीतरागादिदोषाणां संन्यासिनामपि न मत्तः परं किंचिदस्ति कथमेषामपर्याप्तमित्यत आह—**तावदिति**।

શંકા કરવામાં આવી છે કે રાગ વગેરે દોષોથી રહિત એવા સંન્યાસીઓને પણ મારાથી વધીને કંઈ જ હોતું નથી, તો આ વ્રજવાસીઓને (સમગ્ર ફળરૂપ એવો હું) કેમ પર્યાપ્ત નથી? આ માટે ઉત્તર આપે છે – **'तावत् इति।'**

**तावद् रागादयः स्तेनास्तावत् कारागृहं गृहम्।**
**तावन्मोहोऽङ्घ्रिनिगडो यावत् कृष्ण न ते जनाः ॥ ३६**

હે કૃષ્ણ (સર્વચિત્તાકર્ષક, સદાનંદરૂપ), જ્યાં સુધી મનુષ્યો આપના ભક્તજનો બનતા નથી, ત્યાં સુધી તેઓને માટે રાગ વગેરે ચોરરૂપ થાય છે, ત્યાં સુધી ઘર કેદખાનારૂપ થાય છે અને ત્યાં સુધી મોહ પગની બેડીરૂપ થાય છે. ॥ ૩૬ ॥

हे कृष्ण, रागादयस्तावदेव स्तेनाश्चोरा भवन्ति। तथा तावद् गृहमपि कारागृहं बन्धनागारम्। मोहोऽपि तावदेवाङ्घ्रिनिगडः पादशृङ्खला। यावत्ते त्वदीया जना न भवन्ति । त्वदीयानां तु रागादयोऽपि त्वन्निष्ठा मोचका एवेति न यतिभ्यो विशेषो भजनं त्वधिकमिति भावः ॥ ३६ ॥

હે કૃષ્ણ, **'रागः'** અત્યંત આસક્તિરૂપ રાગાદિ ત્યાં સુધી જ **'स्तेनाः** ચોરરૂપ બને છે, ઘર પણ ત્યાં સુધી જ **'कारागृहम्'** કેદખાનું બને છે તેમ જ મોહ પણ ત્યાં સુધી જ **'अङ्घ्रिनिगडः'** પગની બેડીઓરૂપ બને છે, જ્યાં સુધી (મનુષ્યો) આપના પોતાના બની જતા નથી. આપના (નિજ) ભક્તો માટે તો રાગાદિ **'त्वत्-निष्ठाः'** આપનામાં સુસ્થિર થયા હોય, તો તે રાગાદિ મુક્તિ અપાવનારા જ બને છે. સંન્યાસીઓથી ભક્તોમાં ભેદ ન હોઈ ભક્તોમાં ભજન એ વિશેષ ગુણ છે. ॥ ૩૬ ॥

नन्वत एवाहमेषां पुत्रादिरूपेण वर्ते इति चेत्तत्राह—**प्रपञ्चमिति**।

જો (ભગવાન) શંકા કરે કે (યતિઓ કરતાં ભક્તો અધિક ગુણવાળા છે,) આથી જ તો હું આ વ્રજવાસીઓના પુત્ર વગેરેરૂપે રહું છું! તો તે માટે ઉત્તર આપે છે – **'प्रपंचम् इति।'**

**प्रपञ्चं निष्प्रपञ्चोऽपि विडम्बयसि भूतले।**
**प्रपन्नजनतानन्दसन्दोहं प्रथितुं प्रभो॥ ३७**

प्रपन्ना या जनता जनसमूहस्तस्या आनन्दानां संदोहं समूहं प्रथयितुमिति। न हि कपटपुत्रत्वादिना तादृग्भक्तेरानृण्यं संपद्यत इत्यर्थः॥ ३७॥

હે પ્રભુ, શરણાગત ભક્તજનોના આનંદસમૂહનો વિસ્તાર કરવા માટે પ્રપંચરહિત એવા આપ ભૂતળ ઉપર પ્રપંચનો અભિનય કરો છો. ॥ ૩૭ ॥

શરણાગત એવો જે **'जनता'** જનસમૂહ છે તેના આનંદના **'सन्दोहम्'** સમૂહને વિસ્તારવા માટે – કપટથી પુત્રાદિની લીલા કરવાથી (વ્રજભક્તોની) તેવી (પરમ પ્રેમરૂપા) ભક્તિને કારણે ઋણમુક્તિ નહીં જ થાય, એમ અર્થ છે. ॥ ૩૭ ॥

तदेवमादित आरभ्याचिन्त्यानन्तगुणत्वेन स्वयं दुर्ज्ञेयत्वमुक्तम्, केचित्तु जानीम इति स्थितास्तानुपहसन्निवाह—**जानन्त इति**।

તો આ પ્રમાણે ભગવાનના ગુણો અચિન્ત્ય, અનંત હોવાથી, પહેલેથી આરંભીને પોતે તે ગુણોનું દુર્જ્ઞેયત્વ જણાવ્યું, પણ કેટલાક (માને છે કે ભગવાનના ગુણો) અમે જાણીએ છીએ. ત્યાં રહેલા તેમનો ઉપહાસ કરતા હોય તેમ (બ્રહ્માજી) કહે છે – **'जानन्तः इति।'**

**जानन्त एव जानन्तु किं बहूक्त्या न मे प्रभो।**
**मनसो वपुषो वाचो वैभवं तव गोचरः॥ ३८**

न तु मे मनआदीनां तव वैभवं विषय इति॥ ३८॥

હે પ્રભુ, આપનો વૈભવ જેઓ જાણે છે તેઓ ભલે જાણે! વધુ કહેવાથી શું પ્રયોજન છે? (વધુ કહેવું એ મૂર્ખતાનું પ્રદર્શન છે, કારણ કે) આપનો વૈભવ મારાં મન, વચન અને કાયાનો વિષય નથી. ॥ ૩૮ ॥

પરંતુ આપનો વૈભવ મારાં મન વગેરેનો વિષય નથી. ॥ ૩૮ ॥

जगदीशत्वाद्यभिमानं परित्यज्याह—**अनुजानीहीति**।

જગતના સ્વામી હોવાનું અભિમાન છોડી દઈને (બ્રહ્માજી) કહે છે – **'अनुजानीहि इति।'**

**अनुजानीहि मां कृष्ण सर्वं त्वं वेत्सि सर्वदृक्।**
**त्वमेव जगतां नाथो जगदेतत्तवार्पितम्॥ ३९**

स्वमहिमानमस्मदादीनां च ज्ञानबलादि सर्वं त्वमेव वेत्सि। यतः सर्वदृक् जगतां नाथस्तु त्वमेवेत्येतावज्ज्ञातम्, अतो ममतास्पदं जगदेतच्छरीरं च तवार्पितम्॥ ३९॥

હે કૃષ્ણ, મને જવાની આજ્ઞા આપો. આપ સર્વના સાક્ષી છો, (તેથી) આપ સર્વ કાંઈ જાણો છો. આપ જ જગતના નાથ છો, (આથી) આ શરીર અને જગત આપને અર્પણ છે. ॥ ૩૯ ॥

આપના મહિમાને તથા અમારા વગેરેનાં જ્ઞાન, બળ વગેરે સર્વને આપ જ જાણો છો, કારણ કે આપ સર્વના સાક્ષી છો અને આપ જ જગતના નાથ છો, એટલું જ મેં જાણ્યું છે. આથી આ મમતાસ્પદ શરીર અને જગત આપને અર્પણ છે. ॥ ૩૯ ॥

तदेवं किङ्करं प्रस्थापयेत्यत्यादरेण नमस्करोति—**श्रीकृष्णेति**।

તો આમ, સેવકને જવાની આજ્ઞા આપો, (એમ કહીને) અતિ આદરપૂર્વક નમસ્કાર કરે છે – **'श्रीकृष्ण इति।'**

**श्रीकृष्ण वृष्णिकुलपुष्करजोषदायिन्**
**क्ष्मानिर्जरद्विजपशूदधिवृद्धिकारिन्।**
**उद्धर्मशार्वरहर क्षितिराक्षसध्रु-**
**गाकल्पमार्कमर्हन् भगवन् नमस्ते॥ ४०**

वृष्णिकुलपद्मस्य प्रीतिदातृत्वेन हे सूर्योपम। क्ष्मा चावनिर्निर्जरा देवाश्च द्विजाश्च पशवश्च त एवोदधयस्तेषां वृद्धिकारित्वेन हे चन्द्रोपम। उद्धर्मः पाखण्डधर्मस्तदेव शार्वरं तमस्तद्धरतीति तथा, अनेन द्वयोपम। हे क्षितिराक्षसध्रुक् क्षितौ राक्षसाः कंसादयः उद्यन्नेव तेभ्यो द्रुह्यतीति पुनः सूर्योपम। सूर्याद्युपमापि न्यूनेति मत्वाह— आर्कमर्कमभिव्याप्य सर्वेषामर्हन् पूज्य भगवन्, आकल्पं कल्पपर्यन्तं ते तुभ्यं नम इति॥ ४०॥

હે શ્રીકૃષ્ણ, હે યાદવકુળરૂપી કમળને પ્રીતિ આપનાર (સૂર્ય સમાન)! હે પૃથ્વી, દેવો, બ્રાહ્મણો તથા પશુઓરૂપી સમુદ્રોની વૃદ્ધિ કરનાર (ચન્દ્ર સમાન)! હે પાખંડધર્મરૂપી અંધકારને હરી લેનાર (સૂર્ય અને ચંદ્ર સમાન)! હે પૃથ્વી પરના રાક્ષસોના શત્રુ! સૂર્યપર્યન્ત સર્વ કોઈના પૂજ્ય એવા હે ભગવાન, આપને કલ્પપર્યન્ત નમસ્કાર હો! ॥ ૪૦ ॥

યાદવકુળરૂપી કમળને પ્રીતિ આપનારા હોવાથી હે સૂર્ય સમાન! તથા '**क्ष्मा**' પૃથ્વી અને '**निर्जराः**' દેવો તથા બ્રાહ્મણો અને પશુઓ – તે જ સમુદ્રો, તેમની વૃદ્ધિ કરનારા હોવાથી હે ચન્દ્ર સમાન! '**उत्-धर्मः**' પાખંડધર્મ, તે જ '**शार्वरम्**' અંધકાર, તેનું હરણ કરે તેવા – આ દ્વારા સૂર્ય અને ચન્દ્ર બંને સમાન! '**हे क्षितिराक्षसध्रुक्**' પૃથ્વી પરના (કંસ વગેરે) રાક્ષસો, ઉદય થતાં જ તેમનો નાશ કરે તેવા, એમ પુનઃ સૂર્ય સમાન! સૂર્યાદિ ઉપમા પણ ઓછી છે એમ માનીને કહે છે – '**आर्कम्**' સૂર્ય સુધીના સર્વ કોઈના '**अर्हन्**' પૂજ્ય એવા હે ભગવાન, '**आकल्पम्**' કલ્પપર્યન્ત '**ते**' આપને નમસ્કાર હો. ॥ ૪૦ ॥

**श्रीशुक उवाच**

**इत्यभिष्टूय भूमानं त्रिः परिक्रम्य पादयोः।**
**नत्वाभीष्टं जगद्धाता स्वधाम प्रत्यपद्यत॥ ४१**

ससखिवत्सकमोक्षणकौतुक-
द्रुतविलम्बितपुत्रमुदेऽद्भुतम्।
निखिलरूपमतो दधदच्युतो-
ऽवतु स वः कलयन् व्रजमङ्गलम्॥ १॥
(છંદ-દ્રુતવિલંબિત-નભભર ૧૨ અક્ષર)

पादयोर्नत्वा। अभीष्टं सर्वतः पूजितमभिप्रेतं वा॥ ४१॥

આ પ્રમાણે સર્વ પ્રકારે ઈષ્ટ એવા સર્વવ્યાપક પ્રભુની સ્તુતિ કરીને, ત્રણ વાર પ્રદક્ષિણા કરીને તથા તેમના ચરણોમાં નમન કરીને જગતના સર્જનહાર બ્રહ્માજી પોતાના ધામમાં પધાર્યા. ॥ ૪૧ ॥

ગોપસખાઓ સહિત નાનાં વાછરડાંને છોડાવવાથી જે આશ્ચર્ય થયું, તે કારણે જેમનો પૃથ્વી પરના એક વર્ષનો વિલંબ દૂર થઈ ગયો છે, તે શ્રીકૃષ્ણના પુત્ર બ્રહ્માના આનંદ માટે સર્વ રૂપો ધારણ કરતા અને વ્રજના મંગળની રચના કરતા અચ્યુતપ્રભુ આપ સૌનું રક્ષણ કરો. ॥ ૧ ॥

ચરણોમાં નમન કરીને – '**अभीष्टम्**' સર્વ રીતે પૂજન કરાયેલા અથવા સર્વ પ્રકારે ઈષ્ટ એવા સર્વવ્યાપક પ્રભુને ॥ ૪૧ ॥

**ततोऽनुज्ञाप्य भगवान् स्वभुवं प्रागवस्थितान्।**
**वत्सान् पुलिनमानिन्ये यथापूर्वसखं स्वकम्॥ ४२**

બ્રહ્માજીને અનુજ્ઞા આપીને પછી ભગવાન શ્રીકૃષ્ણ પૂર્વની જેમ જ્યાં પોતાના મિત્રો હતા ત્યાં પોતાના (ભોજનસ્થાન) યમુનાપુલિન પર, પૂર્વે જ્યાં ચરતાં હતાં ત્યાં તે વાછરડાંને લઈ આવ્યા. ॥૪૨॥

अनुज्ञाप्यानुज्ञां प्रदाप्य, पृष्ट्वेत्यर्थः। स्वभुवं ब्रह्माणम्। यथापूर्वं सखायो यस्मिंस्तत्स्वकं पुलिनम्॥ ४२॥

नन्वेतावन्तं कालं कथं तत्रैवोपविष्टाः कथं च क्षुत्पिपासादिविस्मरणमत आह— **एकस्मिन्निति** श्लोकद्वयेन।

**एकस्मिन्नपि यातेऽब्दे प्राणेशं चान्तराऽऽत्मनः।**
**कृष्णमायाहता राजन् क्षणार्धं मेनिरेऽर्भकाः॥ ४३**

अब्देऽपि याते प्राणेशं कृष्णमन्तरा च विनापि। प्रियविरहे क्षणोऽपि वर्षाधिको भवति, तथापि मायाहताः क्षणार्धं मेनिरे॥ ४३॥

**किं किं न विस्मरन्तीह मायामोहितचेतसः।**
**यन्मोहितं जगत् सर्वमभीक्ष्णं विस्मृतात्मकम्॥ ४४**

यद्यया मायया मोहितं जगदभीक्ष्णं पुनःपुनर्विस्मृतात्मकं विस्मृत आत्मैव येन तत्तथा॥ ४४॥

अत एवमूचुश्च—

**ऊचुश्च सुहृदः कृष्णं स्वागतं तेऽतिरंहसा।**
**नैकोऽप्यभोजि कवल एहीतः साधु भुज्यताम्॥ ४५**

ते त्वयाऽतिवेगेन स्वागतं सम्यगागतम्। एकोऽपि ग्रासस्त्वां विनास्माभिर्नाभोजि न भुक्तः। इति एहि, साधु अविक्षेपेण भुज्यतामिति॥ ४५॥

**ततो हसन् हृषीकेशोऽभ्यवहृत्य सहार्भकैः।**
**दर्शयंश्चर्माजगरं न्यवर्तत वनाद् व्रजम्॥ ४६**

**'अनुज्ञाप्य'** અનુજ્ઞા અપાવીને એટલે પૂછીને, એમ અર્થ છે. **'स्वभुवम्'** બ્રહ્માજીને – પૂર્વની જેમ જ્યાં મિત્રો હતા ત્યાં પોતાના (ભોજનસ્થાન) યમુનાપુલિન પર ॥ ૪૨ ॥

શંકા કરે છે કે (ગોપબાળકો) આટલા સમય સુધી ત્યાં કેવી રીતે બેસી રહ્યા? અને ભૂખ-તરસ વગેરે કેવી રીતે ભૂલી ગયા? તે માટે બે શ્લોકથી ઉત્તર આપે છે – **'एकस्मिन् इति।'**

હે રાજા, પોતાના પ્રાણેશ્વર શ્રીકૃષ્ણ વિના એક વર્ષ વીતી ગયું, તો પણ શ્રીકૃષ્ણની માયાથી મોહિત થયેલા તે ગોપબાળકોએ તેને ક્ષણાર્ધ જ માની.॥ ૪૩ ॥

શ્રીકૃષ્ણ **'अन्तरा'** વિના, વર્ષ વીતી ગયું તો પણ, પ્રિયના વિરહમાં ક્ષણ પણ વર્ષથી અધિક લાગે છે, તેમ છતાં માયાથી મોહિત થયેલા તેમણે ક્ષણાર્ધ માની. ॥ ૪૩ ॥

જે (માયા)થી મોહિત થયેલું જગત વારંવાર સ્વરૂપને જ વીસરી જાય છે તેવા તે આ સંસારમાં માયાથી મોહિત થયેલા ચિત્તવાળાં પ્રાણીઓ શું શું વીસરી જતાં નથી? ॥ ૪૪ ॥

**'यत्'** જે માયાથી મોહિત થયેલું જગત **'अभीक्ष्णम्'** વારંવાર **'विस्मृत-आत्मकम्'** વિસ્મૃત થયું છે સ્વરૂપ જ જેના દ્વારા તેવું જગત ॥ ૪૪ ॥

અને આથી તેઓ આ પ્રમાણે બોલ્યા –

અને મિત્રો શ્રીકૃષ્ણને કહેવા લાગ્યા : 'તમે ખૂબ ઝડપથી સારી રીતે આવી ગયા! અહીં આવો, અમારાથી (તમારા વિના) એક કોળિયો પણ ખવાયો નથી. વિક્ષેપરહિત થઈને સારી રીતે ભોજન કરો.' ॥ ૪૫ ॥

**'ते'** તમારા દ્વારા – તમે ખૂબ ઝડપથી આવી ગયા. અમે તમારા વિના એક પણ કોળિયો **'न-अभोजि'** ખાધો નથી. અહીં આવો, **'साधु'** સારી રીતે વિક્ષેપરહિત થઈને ભોજન કરો. ॥ ૪૫ ॥

ત્યાર પછી ગોપબાળકો સાથે ભોજન કરીને અજગરનું ચામડું બતાવતા ભગવાન હૃષીકેશ હસતાં હસતાં વનમાંથી વ્રજમાં પાછા ફર્યા. ॥ ૪૬ ॥

अभ्यवहृत्य भुक्त्वा ॥ ४६ ॥

**बर्हप्रसूननवधातुविचित्रितांगः**
**प्रोद्दामवेणुदलशृंगरवोत्सवाढ्यः ।**
**वत्सान् गृणन्ननुगगीतपवित्रकीर्ति-**
**र्गोपीदृगुत्सवदृशिः प्रविवेश गोष्ठम् ॥ ४७**

प्रोद्दामो वेण्वादिस्तस्य रवैरुत्सवस्तेनाढ्यः संपन्नः । गृणन्नुपलालनैराह्वयन् । गोपीदृशामुत्सव-रूपा दृशिर्दर्शनं यस्य सः ॥ ४७ ॥

**अद्यानेन महाव्यालो यशोदानन्दसूनुना ।**
**हतोऽविता वयं चास्मादिति बाला व्रजे जगुः ॥ ४८**

यशोदानन्दसूनुनेति बहूनामुक्तिः सहैव दर्शिता, केचिदाहुर्यशोदासूनुना अपरे नन्दसूनुनेति । यद्वा यशोदां नन्दयतीति यशोदानन्दः स चासौ सूनुश्चेति तथा तेन । अस्मान्महाव्यालाद्वयं चाविता रक्षिताः ॥ ४८ ॥

'व्रजौकसां स्वतोकेषु स्नेहवल्ल्याऽब्दमन्वहम् ।
शनैर्निःसीम ववृधे यथा कृष्णे त्वपूर्ववत् ॥'

इत्यादिना स्वतोकेभ्योऽपि परपुत्रे कृष्णे प्रेमाधिक्यमुक्तं तत्र पृच्छति—**ब्रह्मन्निति** ।

**'अभ्यवहृत्य'** ભોજન કરીને ॥ ४६ ॥

મોરપિચ્છ-પુષ્પ-(ગેરુ, સિંદૂર, ચંદન વગેરે પર્વતીય) નવ ધાતુઓથી વિભૂષિત કરાયેલા શ્રીઅંગવાળા, વેણુ, દળ (પર્ણવાદ્ય), શૃંગ વગેરેના ઉત્કટ ધ્વનિથી ઉચ્છલિત થતા આનંદથી પરમ સમૃદ્ધિમાન, પોતાને અનુસરતા ગોપબાળકો દ્વારા ગાન કરાતી પવિત્ર કીર્તિવાળા, વાછરડાંને (નામથી) બોલાવતા અને ગોપિકાઓનાં નયનો માટે જેનાં દર્શન ઉત્સવરૂપ છે તે શ્રીકૃષ્ણે વ્રજમાં પ્રવેશ કર્યો.॥ ४७ ॥

વેણુ વગેરે, તેના ઉત્કટ સ્વરથી ઉચ્છલિત થતો ઉત્સવ (આનંદ), તેનાથી **'आढ्यः'** પરમ સમૃદ્ધિમાન – **'गृणन्' ('उपलालनैः ओष्ठसंयोगजशब्दादिभिः' – वं.)** હોઠના સંયોગ દ્વારા જન્મેલા (પવર્ગના) વર્ણોના, ધ્વનિથી વાછરડાંને નામથી) પોકારતા, ગોપિકાઓનાં નયનો માટે ઉત્સવરૂપ **'दृशि'** દર્શન છે જેમનું તે ॥४७॥

વ્રજમાં (જઈને) ગોપબાળકોએ કહ્યું : 'યશોદા અને નંદજીના આ પુત્ર દ્વારા આજે મોટા અજગરને મારવામાં આવ્યો અને એનાથી અમે રક્ષાયા.' ॥ ४८ ॥

**'यशोदानन्दसूनुना'** યશોદા અને નંદજીના પુત્ર દ્વારા – એમ ઘણા લોકો દ્વારા (માતા-પિતા) બંનેનાં નામ સાથે જ (બાળકનું નામ) લેવાતું, તે દર્શાવવામાં આવ્યું છે. 'યશોદાનંદન દ્વારા' – એમ કેટલાક કહેતા તો બીજા કેટલાક 'નંદનંદન દ્વારા' – એમ કહેતા. અથવા યશોદાને આનંદ આપે તે યશોદાનંદન પણ છે અને જે યશોદાજીના પુત્ર પણ છે, તેના દ્વારા – **'अस्मात्'** આનાથી-મોટા અજગરથી અમે રક્ષાયા. ॥ ४८ ॥

'યશોદાનંદન શ્રીકૃષ્ણ ઉપર વ્રજવાસીઓને પૂર્વે (જેમ પોતાના પુત્રો કરતાં પણ) અધિક સ્નેહ (વધતો) હતો, તેમ આ સમયે પણ તેઓની પોતાના પુત્રો ઉપરની સ્નેહવેલી એક વર્ષ પર્યન્ત પ્રતિદિન ધીરે ધીરે નિઃસીમપણે વધતી હતી.' (શ્રીમદ્ ભા. ૧૦/૧૩/૨૬) વગેરે દ્વારા પોતાના સંતાન કરતાં પણ બીજાના સંતાન શ્રીકૃષ્ણમાં અધિક પ્રેમ કહેવામાં આવ્યો, તે માટે (રાજા) પૂછે છે – **'ब्रह्मन् इति ।'**

राजोवाच

**ब्रह्मन् परोद्भवे कृष्णे इयान् प्रेमा कथं भवेत्।**
**योऽभूतपूर्वस्तोकेषु स्वोद्भवेष्वपि कथ्यताम्॥ ४९**
॥ ४९ ॥

श्रीकृष्णस्य साक्षादात्मत्वात्तस्मिन्नात्मीयेभ्यः प्रेमाधिक्यं युज्यत इति वक्तुं प्रथमं तावदात्मनः स्वतः प्रेष्ठत्वमन्येषां तु तदुपाधिकमिति दर्शयति पञ्चभिः—**सर्वेषामपीति**।

श्रीशुक उवाच

**सर्वेषामपि भूतानां नृप स्वात्मैव वल्लभः।**
**इतरेऽपत्यवित्ताद्यास्तद्वल्लभतयैव हि॥ ५०**
॥ ५० ॥

कुतः। तथादर्शनादित्याह—**तदिति**।

**तद् राजेन्द्र यथा स्नेहः स्वस्वकात्मनि देहिनाम्।**
**न तथा ममतालम्बिपुत्रवित्तगृहादिषु॥ ५१**

तस्मादेव कारणात्स्वस्वकात्मन्यहंकारास्पदे देहे॥ ५१ ॥

आत्माध्यासतारतम्येन प्रेमतारतम्यं दृश्यमानं तन्निबन्धनमेवेति दर्शयितुं मूढामूढभेदेन विशेषमाह—**देहात्मवादिनामिति** द्वाभ्याम्।

**देहात्मवादिनां पुंसामपि राजन्यसत्तम।**
**यथा देहः प्रियतमस्तथा न ह्यनु ये च तम्॥ ५२**

**રાજા પરીક્ષિત બોલ્યા** – હે બ્રહ્મન્, (બ્રહ્માજી મોહ પામ્યા) તેની પૂર્વે જે પ્રેમ (પોતાના બાળક ઉપર પણ) ન હતો, તે આવો (અતિ ઉત્કટ) પ્રેમ બીજાના બાળક શ્રીકૃષ્ણ ઉપર કેવી રીતે થયો? ॥ ૪૯ ॥

શ્રીકૃષ્ણ સાક્ષાત્ આત્મા હોવાથી (આત્મસ્વરૂપ એવા) તેમનામાં પોતાના આત્મીય (દેહ-પુત્રાદિ) કરતાં પણ અધિક પ્રેમ થાય છે તે યોગ્ય છે, એમ કહેવા માટે પ્રથમ આત્માનું અતિપ્રિયત્વ પોતાને કારણે છે, બીજા ઉપરનું પ્રિયત્વ તો (દેહ વગેરેની) ઉપાધિને કારણે છે, એ પાંચ શ્લોકોથી દર્શાવે છે – **'सर्वेषाम्-अपि-इति।'**

હે રાજા, સર્વ પ્રાણીઓને પોતાને આત્મા જ પ્રિય છે. સંતાન, ધન વગેરે બીજું બધું તો ખરેખર, તે આત્મા પ્રિય હોવાને કારણે જ પ્રિય છે. ॥૫૦॥૫૦॥
(સરખાવો બૃહદા.ઉપ.૨/૪/૫)

(આત્મા સર્વથી પ્રિય) શા માટે છે? (આત્મા ઉપર સર્વથી અધિક પ્રેમ છે,) એમ જણાતું હોવાથી આ પ્રમાણે કહે છે – **'तत् इति।'**

તેથી હે રાજેન્દ્ર, દેહધારીઓને પોતપોતાના આત્મા ઉપર અહંકારાસ્પદ દેહ ઉપર જેવો પ્રેમ હોય છે, તેવો પ્રેમ પોતાની મમતાના આશ્રયવાળાં પુત્ર, ધન, ઘર, (પત્ની) ઉપર હોતો નથી. ॥૫૧॥

આત્મા અત્યંત પ્રેમાસ્પદ હોવાથી જ પોતપોતાના **'आत्मनि'** આત્મા ઉપર – (દેહ એ હું છું એવા) અહંકારના આશ્રયરૂપ દેહ ઉપર (પ્રેમ હોય છે.) ॥ ૫૧ ॥

આત્મા ઉપર થતા દેહ, પુત્ર વગેરેના અધ્યાસના વત્તાઓછાપણાને કારણે પ્રેમ વત્તોઓછો જોવા મળે છે તે અધ્યાસને કારણે છે, એમ દર્શાવવા માટે જ્ઞાની અને અજ્ઞાનીના ભેદથી બે શ્લોકો દ્વારા બંનેની વિશિષ્ટતા જણાવે છે – **'देह-आत्मवादिनाम् इति।'**

હે રાજર્ષિશ્રેષ્ઠ, દેહને આત્મા માનનારા પુરુષોને પણ જેવો દેહ અત્યંત પ્રિય છે, તે દેહની પાછળ રહેલાં જે (પુત્ર, ધન વગેરે) છે તેઓ તેટલાં પ્રિય હોતાં નથી. ॥ ૫૨ ॥

तं देहमनु भवन्ति ये पुत्रादयस्ते तु न तथा प्रियतमा इत्यर्थः ॥ ५२ ॥

તે દેહની પાછળ રહેલાં જે પુત્રાદિ છે તે તેવાં અત્યંત પ્રિય નથી, એમ અર્થ છે. ॥ ૫૨ ॥

**देहोऽपि ममताभाक् चेत्तर्ह्यसौ नात्मवत् प्रियः ।**
**यज्जीर्यत्यपि देहेऽस्मिन् जीविताशा बलीयसी ॥ ५३**

(વિવેક દશામાં) આ શરીર (હું નથી,) પણ મારું છે, એમ મમતાના આશ્રયવાળું બને છે. તે શરીર પણ આત્મા જેવું પ્રિય લાગતું નથી, (પરંતુ આ શરીર હું છું, એવી અવિવેક દશામાં શરીર આત્મા જેવું પ્રિય લાગે છે.) કારણ કે શરીર જીર્ણ થયું હોય ત્યારે પણ જીવવાની આશા અત્યંત બળવાન હોય છે. ॥ ૫૩ ॥

यद्यस्माज्जीर्यत्यप्यासन्नमरणेऽपि जीविताशा भवति। अयं भावः। न जीविष्यतीति निश्चितेऽपि देहे यत्प्रेमास्पदत्वं तदात्मगतमेव सङ्गच्छत इति। अथवा यद्यस्मिन्देहे जीर्यत्यपि जीविताशा अविवेकदशायामासीत्सापि विवेकिनो यदा ममताभाग्भवति तदात्मवत्प्रियो न भवति, अतस्तत्र नातीवास्थेति ॥ ५३ ॥

**'यत्'** કારણ કે **'जीर्यति-अपि'** શરીર જીર્ણ થયું હોય ત્યારે પણ જીવવાની આશા હોય છે. ભાવ આ પ્રમાણે છે – મનુષ્ય જીવશે નહીં, એમ નિશ્ચિત હોવા છતાં પણ શરીર જે પ્રેમનું સ્થાન છે તે પ્રેમ ખરેખર, આત્માને કારણે જ થાય છે, એમ સંગતિ બેસે છે. અથવા અવિવેક દશામાં **'यद्'** જે દેહ જીર્ણ થયો હોય ત્યારે પણ જેના માટે જીવવાની આશા રાખવામાં આવતી, તેવી આશા (વિવેકીજનોમાં હોતી નથી.) વિવેકીજનોને જ્યારે (થોડા વિવેકને કારણે) આ શરીર (હું નથી, પણ) મારું છે, એમ મમતાનો આશ્રય બને છે, ત્યારે આ દેહ આત્મા જેવો પ્રિય લાગતો નથી. આથી (શરીર જીવે કે મરે) તેની અપેક્ષા રહેતી નથી, એમ અર્થ છે.॥ ૫૩ ॥

**तस्मात् प्रियतमः स्वात्मा सर्वेषामपि देहिनाम् ।**
**तदर्थमेव सकलं जगदेतच्चराचरम् ॥ ५४**

માટે સર્વ દેહધારીઓને પોતાનો આત્મા જ પ્રિયતમ છે. તે આત્મા માટે જ આ સ્થાવર-જંગમ સકળ જગત પ્રિય લાગે છે. ॥ ૫૪ ॥

तदर्थमेव सकलं प्रियमित्यर्थः ॥ ५४॥

તે આત્માને માટે જ સર્વ કાંઈ પ્રિય લાગે છે, એમ અર્થ છે. ॥ ૫૪ ॥

प्रस्तुतमाह—**कृष्णमेनमिति**।

પ્રસ્તુત વિષયને જ વર્ણવે છે – **'कृष्णम् एनम् इति।'**

**कृष्णमेनमवेहि त्वमात्मानमखिलात्मनाम् ।**
**जगद्धिताय सोऽप्यत्र देहीवाभाति मायया ॥ ५५**

॥ ५५ ॥

શ્રીકૃષ્ણને જ તમે સમગ્ર પ્રાણીઓના આત્મા જાણો. વિશ્વના કલ્યાણ માટે તે શ્રીકૃષ્ણ પણ અહીં (ભૂતળ ઉપર) પોતાની માયાથી દેહધારી જેવા પ્રતીત થાય છે. ॥ ૫૫ ॥

न केवलमात्मनामात्मा, अपि तु जडानामपीत्याह—**वस्तुत इति**।

**वस्तुतो जानतामत्र कृष्णं स्थास्नु चरिष्णु च।**
**भगवद्रूपमखिलं नान्यद् वस्त्विह किंचन॥ ५६**

सर्वजगत्कारणमिति कृष्णं जानतां पुंसां स्थावरं जङ्गमं च सर्वं भगवद्रूपं भगवानेव स्वरूपं यस्य तन्नान्यत्॥ ५६॥

कुत इति तदाह—**सर्वेषामिति**।

**सर्वेषामपि वस्तूनां भावार्थो भवति स्थितः।**
**तस्यापि भगवान् कृष्णः किमतद् वस्तु रूप्यताम्॥ ५७**

भावार्थः परमार्थः। भवतीति भवत्परिणामं प्राप्नुवत्कारणं तस्मिन्। तस्यापि भवतः कारणस्यापि भवान्कृष्णो भवत्कारणम्। अतः किमतत् श्रीकृष्णव्यतिरिक्तं वस्तु रूप्यताम्॥ ५७॥

तस्माच्छ्रीकृष्णस्यैव परमार्थत्वात्तदेकशरणानामयत्नसिद्धो मोक्ष इति प्रकरणार्थमुपसंहरति—**समाश्रिता इति**।

**समाश्रिता ये पदपल्लवप्लवं**
**महत्पदं पुण्ययशो मुरारेः।**
**भवाम्बुधिर्वत्सपदं परं पदं**
**पदं पदं यद् विपदां न तेषाम्॥ ५८**

શ્રીકૃષ્ણ કેવળ જીવોના જ આત્મા નથી, પરંતુ જડના પણ આત્મા છે, એમ કહે છે – **'वस्तुतः इति।'**

શ્રીકૃષ્ણને વસ્તુતઃ (જગતના કારણરૂપે) જાણનારા મનુષ્યોને માટે આ સંસારમાં સ્થાવર અને જંગમ સર્વકાંઈ ભગવાનનું જ સ્વરૂપ છે, (ભગવાનથી) અન્ય કાંઈ છે જ નહીં. ॥ ૫૬ ॥

શ્રીકૃષ્ણને જગતનું કારણ જાણનારા મનુષ્યોને સ્થાવર-જંગમ સર્વકાંઈ **'भगवद्-रूपम्'** ભગવાન જ સ્વરૂપ છે જેનું તે છે, બીજું નથી. ॥ ૫૬ ॥

(ભગવાન શ્રીકૃષ્ણ સર્વસ્વરૂપ) કેવી રીતે છે, તે કહે છે – **'सर्वेषाम् इति।'**

સર્વ વસ્તુઓનો પરમાર્થ (સત્યસ્વરૂપ) તેમના મૂળ કારણમાં રહેલો હોય છે. (અર્થાત્ કોઈ પણ વસ્તુ તેના કારણથી ભિન્ન હોતી નથી.) ભગવાન શ્રીકૃષ્ણ કારણના પણ કારણ છે, (તો પછી) શ્રીકૃષ્ણથી જુદી કોઈ વસ્તુ હોય તો જણાવો.॥ ૫૭ ॥

**'भावार्थः'** પરમાર્થ – **'भवति'** (રૂપાંતર) પરિણામને પ્રાપ્ત થતું કારણ, તેમાં – તેના પણ **'भवतः'** રૂપાંતર પામતા પ્રકૃતિરૂપ કારણના પણ કારણ ભગવાન શ્રીકૃષ્ણ છે. આથી **'किम्-अतत्'** કૃષ્ણથી ભિન્ન કોઈ વસ્તુ હોય તો જણાવો. (ખરેખર એવી કોઈ વસ્તુ નથી.) ॥ ૫૭ ॥

(શ્રીકૃષ્ણ સર્વસ્વરૂપ છે,) તેથી શ્રીકૃષ્ણ પરમાર્થરૂપ હોવાથી એક માત્ર શ્રીકૃષ્ણના જ શરણાગત જનોને મોક્ષ વિના પ્રયત્ને સિદ્ધ થાય છે, એવા પ્રકરણાર્થનો ઉપસંહાર કરે છે – **'समाश्रिताः इति।'**

જે મનુષ્યો પવિત્ર યશવાળા મુરારિ ભગવાનના, મહાપુરુષોના આશ્રયરૂપ ચરણપલ્લવની નૌકાનો આશ્રય કરે છે, તેમને માટે સંસારસમુદ્ર વાછરડાના પગલા જેવડો (પાર કરવો સરળ) બની જાય છે. તેમને માટે વિપત્તિઓના સ્થાનરૂપ સંસાર રહેતો નથી, તેમને પરમ પદ વૈકુંઠ પ્રાપ્ત થાય છે અને વૈકુંઠના પણ આશ્રયરૂપ પદ શ્રીકૃષ્ણને તેઓ પ્રાપ્ત કરે છે. ॥ ૫૮ ॥

पुण्यं यशो यस्य स पुण्ययशाः स चासौ मुरारिश्च तस्य पदपल्लव एव प्लवस्तं ते सम्यगाश्रिताः। महत्पदं महतां पदमाश्रयम्। यद्वा महच्च तत्पदं चेति तथा। तेषां भवाम्बुधिर्वत्सपदमात्रं भवति। किंच परं पदं श्रीवैकुण्ठाख्यं पदं स्थानं भवति। विपदां यत्पदं विषयस्तत्पुनः कदाचिदपि तेषां न भवति। न ततः पुनरावर्तन्त इत्यर्थः ॥५८॥

પવિત્ર યશ છે જેમનો તે **'पुण्ययशाः'** પુણ્યકીર્તિ અને તે મુરારિ પણ છે, તેમનું ચરણપલ્લવ જ નૌકા. તેનો જેમણે અનન્ય આશ્રય કર્યો છે. **'महत्–पदम्'** મહાન પુરુષોના આશ્રયરૂપ (ચરણકમળનો) અથવા મહાન છે તેવા ચરણકમળનો – તેમને માટે સંસારસાગર માત્ર વાછરડાંના પગલા જેટલો જ બની જાય છે. વળી, **'परं पदम्'** શ્રીવૈકુંઠ નામનું સ્થાન અને તે વૈકુંઠપદના પણ પદરૂપ–આશ્રયરૂપ છે. વિપત્તિઓનો **'पदम्'** જે વિષય છે તે સંસાર ફરી ક્યારેય પણ તેમને માટે હોતો નથી. ત્યાં વિપત્તિઓ ફરી આવતી નથી, એમ અર્થ છે. ॥ ૫૮ ॥

**एतत्ते सर्वमाख्यातं यत् पृष्टोऽहमिह त्वया।**
**यत् कौमारे हरिकृतं पौगण्डे परिकीर्तितम्॥ ५९**
॥५९॥

ગોપબાળકોએ કૌમાર અવસ્થામાં થયેલી શ્રીહરિની લીલાનું પૌગંડાવસ્થામાં જે વર્ણન કર્યું, તે માટે તમે મને પૂછ્યું હતું તે સર્વ મેં કહ્યું. ॥ ૫૯ ॥ ૫૯ ॥

**एतत् सुहृद्भिश्चरितं मुरारे–**
**रघार्दनं शाद्वलजेमनं च।**
**व्यक्तेतरद् रूपमजोर्वभिष्टवं**
**शृण्वन् गृणन्नेति नरोऽखिलार्थान्॥ ६०**

(ગોપ)મિત્રો સાથે મુરારિ શ્રીકૃષ્ણે કરેલી લીલા, અઘાસુરનો નાશ, (વત્સરૂપે) કોમળ તૃણાંકુરો ઉપર ભોજન, ભગવાનનું પ્રપંચાતીત શુદ્ધ સત્ત્વમય સ્વરૂપ અને બ્રહ્માજીની મહાન સ્તુતિનું શ્રવણ કરનાર અને કીર્તન કરનાર મનુષ્ય સર્વ પુરુષાર્થને પ્રાપ્ત કરે છે. ॥ ૬૦ ॥

सुहृद्भिश्चरितं 'मुष्णन्तोऽन्योन्यशिक्यादीन्' इत्यादिनोक्तम्। अघार्दनं च शाद्वले जेमनं भोजनं च। व्यक्तेतरत् व्यक्ताज्जडप्रपञ्चादि–तरच्छुद्धसत्त्वात्मकं वत्सवत्सपालरूपम्। यद्वा व्यक्तेतरच्चिद्विलासस्तद्रूप्यत इति रूपम्। अजस्य उरुर्महानभिष्टवः स्तवस्तं ब्रह्मकृतां स्तुतिम्। एतच्छृण्वन्गृणन्गायन्नरः सर्वपुरुषार्थान्प्राप्नोति ॥६०॥

મિત્રો સાથેની 'એકબીજાનાં શીકાં વગેરે ચોરતા' (શ્રીમદ્ ભા.૧૦/૧૨/૫) દ્વારા કહેવાયેલી લીલા, અઘાસુરનો નાશ તથા (વત્સરૂપે) કોમળ તૃણાંકુરો ઉપર **'जेमनम्'** ભોજન, **'व्यक्त–इतरत्'** વ્યક્ત જડ પ્રપંચથી ઈતર (પ્રપંચાતીત) શુદ્ધ સત્ત્વાત્મક, વત્સ અને વત્સપાલરૂપ અથવા **'व्यक्त–इतरत्'** વ્યક્તથી ઈતર, ભગવાનની સ્વરૂપભૂત ચિત્‌શક્તિનો વિલાસ જ્યાં પ્રકટ થાય છે તે રૂપ, બ્રહ્માજીની **'उरुः'** મહાન **'अभिष्टवः'** સ્તુતિ, તે બ્રહ્માકૃત સ્તુતિ – આનું શ્રવણ કરતો અને **'गृणन्'** ગાન કરતો મનુષ્ય સર્વ પુરુષાર્થને પ્રાપ્ત કરે છે. ॥ ૬૦ ॥

**एवं विहारैः कौमारैः कौमारं जहतुर्व्रजे।**
**निलायनैः सेतुबन्धैर्मर्कटोत्प्लवनादिभिः ॥ ६१**
॥ ६१ ॥

આમ, શ્રીકૃષ્ણ તથા બલરામે સંતાકૂકડી, સેતુબંધ, વાનરોની જેમ કૂદાકૂદ વગેરે કુમારાવસ્થાને ઉચિત એવી બાળલીલાઓ કરીને વ્રજમાં કુમારાવસ્થાને વિતાવી હતી. ॥ ૬૧ ॥ ૬૧॥

इति श्रीपरमानन्दनृसिंहपदषट्पदः।
व्याकरोच्छ्रीधरस्वामी यथामति विधिस्तुतिम्॥ १ ॥

આ પ્રમાણે પરમાનંદરૂપ નૃસિંહજીના ચરણ (કમળ)ના ભ્રમર શ્રીધર સ્વામીએ પોતાની મતિ અનુસાર બ્રહ્માજીની સ્તુતિની વ્યાખ્યા કરી છે. ॥ ૧ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे
पूर्वार्धे ब्रह्मस्तुतिर्नाम चतुर्दशोऽध्यायः॥ १४॥
इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे पूर्वार्धे श्रीधरस्वामिविरचितायां
भावार्थदीपिकायां टीकायां चतुर्दशोऽध्यायः॥ १४॥

*****

# अथ पञ्चदशोऽध्यायः
## ધેનુકાસુરનો વધ

ततः पञ्चदशे धेनुपालनं धेनुकार्दनम्।
कालियक्ष्वेडतो गोपरक्षणं च निरूप्यते॥ १ ॥

(બ્રહ્માજીની સ્તુતિ) પછી પંદરમા અધ્યાયમાં (શ્રીકૃષ્ણનું) ગોપાલન, ધેનુકાસુરનો વધ અને કાલિય-નાગના વિષથી ગોવાળોના રક્ષણનું નિરૂપણ કરવામાં આવ્યું છે. ॥ ૧ ॥

अहिवक्त्रप्रवेशेन वृथा खिन्नान्सखीनतः।
कृष्णः प्रावेशयत्पक्वफलं तालालिकाननम्॥ २ ॥

અજગરના મુખમાં પ્રવેશ કર્યો હોવાથી નિરર્થક દુઃખી થયેલા સખાઓને શ્રીકૃષ્ણ હવે પાકાં ફળવાળાં તાલવૃક્ષોની હારમાળાઓવાળા વનમાં પ્રવેશ કરાવે છે. ॥ ૨ ॥

**श्रीशुक उवाच**

**ततश्च पौगण्डवयःश्रितौ व्रजे**
**बभूवतुस्तौ पशुपालसम्मतौ।**
**गाश्चारयन्तौ सखिभिः समं पदै-**
**र्वृन्दावनं पुण्यमतीव चक्रतुः॥ १**

**શ્રીશુકદેવજી બોલ્યા** – (કુમારાવસ્થા) પછી પૌગંડાવસ્થામાં પ્રવેશેલા અને ગાયો ચરાવવા માટે સંમતિ પામેલા શ્રીકૃષ્ણ અને બલરામ સખાઓ સાથે ગાયો ચરાવતા, પોતાના શ્રીચરણોથી વૃંદાવનને અતિ પવિત્ર કરતા હતા. ॥ ૧ ॥

पशुपालसंमतौ पशुपालने संमतौ, पशुपालानां वा संमतौ। ईषद्वयोबलातिरेकमनुकृतवन्तावित्यर्थः। अतीव चक्रतुः सर्वतः प्रसर्पणेन॥ १ ॥

**'पशुपालसंमतौ'** પશુપાલન કરવા માટે સંમતિ પામેલા અથવા પશુપાલકોની સ્વીકૃતિ પામેલા શ્રીકૃષ્ણ અને બલરામ – વય અને બળમાં થયેલા થોડા વધારાને અનુસરતા તે બંને, એમ અર્થ છે. સર્વ તરફ પોતાનો પદવિન્યાસ – ગતિ કરવાથી (વૃંદાવનને) અતિ પવિત્ર કરતા હતા. ॥ ૧ ॥

**तन्माधवो वेणुमुदीरयन् वृतो**
**गोपैर्गृणद्भिः स्वयशो बलान्वितः ।**
**पशून् पुरस्कृत्य पशव्यमाविशद्**
**विहर्तुकामः कुसुमाकरं वनम् ॥ २**

स्वयशोगृणद्भिर्गोपैर्वृतस्तद्वनं प्राविशत् ॥ २ ॥

**तन्मंजुघोषालिमृगद्विजाकुलं**
**महन्मनःप्रख्यपयःसरस्वता ।**
**वातेन जुष्टं शतपत्रगन्धिना**
**निरीक्ष्य रन्तुं भगवान् मनो दधे ॥ ३**

तद्वनं निरीक्ष्य रन्तुं मनो दधे। कथंभूतम्। मञ्जुघोषा येऽलिमृगद्विजा भ्रमरमृगपक्षिणस्तैराकुलं व्याप्तं महन्मनःप्रख्यपयःसरस्वता महतां मनसा प्रख्यं तुल्यं स्वच्छं पयो यस्मिंस्तत्सर आश्रयत्वेनास्ति यस्य तेन वातेनेति शैत्यमुक्तम्। शतपत्रगन्धिनेति परिमलवत्त्वम्। जुष्टं वनमिति मान्द्यं सूचितम् ॥ ३ ॥

**स तत्र तत्रारुणपल्लवश्रिया**
**फलप्रसूनोरुभरेण पादयोः ।**
**स्पृशच्छिखान् वीक्ष्य वनस्पतीन् मुदा**
**स्मयन्निवाहाग्रजमादिपूरुषः ॥ ४**

अरुणपल्लवश्रिया सह। स्पृशन्त्यः शिखाः शाखाग्राणि येषां तान् ॥ ४ ॥

પોતાનું યશોગાન કરતા ગોવાળોથી વીંટળાયેલા શ્રીમાધવ ગાયોને અનુકૂળ (પુષ્કળ ઘાસ, જળ અને છાયાવાળા) પુષ્પખચિત વનમાં વેણુવાદન કરતા, બલરામજીની સાથે વિહાર કરવાની ઈચ્છાથી ગાયોને આગળ કરીને પ્રવેશ્યા. ॥ ૨ ॥

પોતાનું યશોગાન કરતા ગોવાળોથી વીંટળાયેલા શ્રીમાધવ તે વનમાં પ્રવેશ્યા. ॥ ૨ ॥

મધુર ધ્વનિથી યુક્ત ભમરા, હરણાં અને પક્ષીઓથી વ્યાપેલા અને મહાન પુરુષોનાં મન જેવા (સ્વચ્છ) જળવાળા સરોવરનો આશ્રય કરનારાં કમળોના સુગંધિત વાયુથી સેવાયેલા તે વનને નિહાળીને ભગવાને ત્યાં રમણ કરવાનો નિશ્ચય કર્યો. ॥ ૩ ॥

તે વનને નિહાળીને રમણ કરવાનો નિશ્ચય કર્યો. કેવા વનને? મધુર ધ્વનિથી યુક્ત જે '**अलिमृगद्विजाः**' ભમરા, હરણાં અને પક્ષીઓ છે તેમનાથી '**आकुलम्**' વ્યાપેલું, '**महन्मनःप्रख्यपयःसरस्वता**' મહજ્જનોના મન જેવું **प्रख्यम्** સ્વચ્છ જળ છે જેમાં તે સરોવર જેના આશ્રય તરીકે રહેલું છે, તે વાયુથી – એમ કહીને શીતળતાનું વર્ણન કર્યું. કમળની સૌરભથી વન સુગંધવાળું છે, એમ વર્ણન કર્યું. **(वातेन) 'जुष्टम्'** વાયુથી સેવાયેલા વનને, (ઘનિષ્ઠ વૃક્ષોથી છવાયેલું હોવાથી ત્યાં વાયુનો વેગ મંદ હોય,) એ રીતે વાયુની મંદતા સૂચિત થાય છે. (મંદ, સુગંધિત, શીતળ વાયુથી સેવિત વનને જોયું.) ॥ ૩ ॥

(ત્યાં વનમાં) સર્વત્ર અરુણ કૂંપળોની શોભાથી યુક્ત ફળ, ફૂલના અતિભારથી (ઝૂકીને ભગવાનનાં) શ્રીચરણોને સ્પર્શ કરતા અગ્રભાગવાળી ડાળીઓ છે જેમની તે વૃક્ષોને જોઈને આનંદથી સ્મિત કરતા હોય તેમ આદિ પુરુષ શ્રીકૃષ્ણ પોતાના મોટાભાઈને કહેવા લાગ્યા. ॥ ૪ ॥

અરુણ કૂંપળોની શોભાથી યુક્ત – સ્પર્શ કરતી '**शिखाः**' અગ્રભાગવાળી ડાળીઓ છે જેમની તે વૃક્ષોને ॥ ૪ ॥

श्रीभगवानुवाच

**अहो अमी देववरामरार्चितं**
**पादाम्बुजं ते सुमनःफलार्हणम्।**
**नमन्त्युपादाय शिखाभिरात्मन-**
**स्तमोऽपहत्यै तरुजन्म यत्कृतम्॥ ५**

तरुजन्म येन तमसा कृतं तस्य तमसः पापस्यापहत्यै नाशाय। अथवा येन त्वयेश्वरेण सर्वोपकारकं तरुजन्म कृतं तं त्वां नमन्ति। एवं श्लाघ्येऽपि जन्मनि यदज्ञानरूपं तमोऽस्ति तस्यापहत्यै॥ ५॥

**एतेऽलिनस्तव यशोऽखिललोकतीर्थं**
**गायन्त आदिपुरुषानुपदं भजन्ते।**
**प्रायो अमी मुनिगणा भवदीयमुख्या**
**गूढं वनेऽपि न जहत्यनघात्मदैवम्॥ ६**

हेऽनघ, वने गूढमपि त्वां न त्यजन्ति। त्वयि मनुष्यवेषेण निगूढे सति मुनयोऽप्यलिवेषेण निगूढास्त्वां भजन्तीत्यर्थः॥ ६॥

**नृत्यन्त्यमी शिखिन ईड्य मुदा हरिण्यः**
**कुर्वन्ति गोप्य इव ते प्रियमीक्षणेन।**
**सूक्तैश्च कोकिलगणा गृहमागताय**
**धन्या वनौकस इयान् हि सतां निसर्गः॥ ७**

इयान् हि सतां निसर्ग इति। यदस्ति स्वस्मिंस्तद् गृहमागताय महते महापुरुषाय समर्पयन्तीति॥ ७॥

**શ્રીભગવાન બોલ્યા** – હે દેવશિરોમણિ (બલરામજી), જે પાપથી વૃક્ષોને પોતાને વૃક્ષજન્મ મળ્યો છે, તે પાપનો નાશ કરવા માટે આ વૃક્ષો, અહો! ફૂલફળાદિ ઉપહાર લઈને પોતાની શાખાઓથી (બ્રહ્માદિ) દેવોએ પૂજેલા આપના ચરણકમળને નમન કરે છે! ॥ ૫ ॥

જે પાપથી વૃક્ષોને પોતાને વૃક્ષજન્મ મળ્યો છે તે **'तमसः'** પાપનો **'अपहत्यै'** નાશ કરવા માટે અથવા ઈશ્વર એવા જે આપના દ્વારા સર્વોપકારક તરુજન્મ થયો છે તે આપને (આ વૃક્ષો) નમન કરે છે. આમ, પ્રશંસાયોગ્ય હોવા છતાં વૃક્ષજન્મમાં જે અજ્ઞાનરૂપી અંધકાર છે તેને દૂર કરવા માટે ॥ ૫ ॥

હે આદિ પુરુષ, હે નિષ્પાપ (બલરામજી), સમગ્ર ભુવનોને પાવન કરનારા આપના યશનું ગાન કરતા આ ભ્રમરો (માર્ગમાં) પગલે પગલે આપનું સેવન કરે છે. પ્રાયઃ આપના સેવકોમાં મુખ્ય એવા આ મુનિગણો છે. વનમાં (મનુષ્યવેષે) ગુપ્ત હોવા છતાં પોતાના ઈષ્ટદેવ એવા આપને છોડતા નથી. ॥ ૬ ॥

હે નિષ્પાપ, આ ભ્રમરો વનમાં (આપ મનુષ્યવેષે) ગુપ્ત હોવા છતાં આપને છોડતા નથી. આપ મનુષ્યવેષે ગુપ્ત છો ત્યારે ભ્રમરનો વેષ લઈને મુનિઓ પણ ગુપ્ત એવા આપનું સેવન કરે છે, એમ અર્થ છે. ॥ ૬ ॥

હે સ્તુતિ કરવા યોગ્ય, ગૃહે આવેલા (અતિથિને પ્રસન્ન કરવા) માટે આ મયૂરો નૃત્ય કરે છે, હરિણીઓ ગોપીઓની જેમ નેત્ર(કટાક્ષ) દ્વારા આપનું પ્રિય કરે છે, કોયલોનાં ઝુંડ મધુર ટહુકા કરીને (આપનું પ્રિય કરે છે). વનવાસીઓ (હોવા છતાં તેઓ) ધન્ય છે! ખરેખર, સાધુપુરુષોનો (સ્વતઃસિદ્ધ) સ્વભાવ આવો જ હોય છે! ॥ ૭ ॥

ખરેખર, સાધુપુરુષોનો (સ્વતઃસિદ્ધ) સ્વભાવ આવો જ હોય છે! પોતાને ગૃહે આવેલા મહાપુરુષને પોતાનું જે હોય તે સમર્પિત કરી દે છે. ॥ ૭ ॥

**धन्येयमद्य धरणी तृणवीरुधस्त्वत्-**
**पादस्पृशो द्रुमलताः करजाभिमृष्टाः ।**
**नद्योऽद्रयः खगमृगाः सदयावलोकै-**
**र्गोप्योऽन्तरेण भुजयोरपि यत्स्पृहा श्रीः ॥ ८**

આ ધરતી આજે ધન્ય થઈ છે. આપનાં શ્રીચરણોથી સ્પર્શાયેલાં તૃણાંકુરો, વેલીઓ તેમ જ નખોથી સ્પર્શાયેલાં વૃક્ષો અને લતાઓ પણ ધન્ય બન્યાં છે. આપનાં દયા સહિતનાં અવલોકનોથી નદી, પર્વત, પશુ-પક્ષી પણ ધન્ય થયાં છે. શ્રીલક્ષ્મીજી જેની સ્પૃહા રાખે છે તે બંને ભુજાઓની મધ્યે રહેલા વક્ષઃસ્થળથી (આલિંગન પ્રાપ્ત કરીને) (વનની) ગોપીઓ પણ ધન્ય થઈ છે. ॥ ૮ ॥

तृणवीरुधश्च तव पादौ स्पृशन्तीति तथा। करजाभिमृष्टा नखैः स्पृष्टाः। सदयैरवलोकनैः। श्रीरपि यस्मै स्पृहयति केवलं तेन भुजयोरन्तरेण वक्षसा गोप्यो धन्या इति॥ ८॥

ઘાસ અને વેલીઓ આપનાં બંને શ્રીચરણોને સ્પર્શ કરે છે તથા '**करजा-अभिमृष्टाः**' નખોથી સ્પર્શાયેલાં – દયા સહિતનાં અવલોકનોથી – શ્રીલક્ષ્મીજી પણ જેની સ્પૃહા રાખે છે કેવળ તે ભુજાઓની મધ્યે રહેલા વક્ષઃસ્થળથી (આલિંગન પ્રાપ્ત કરીને) (વનની) ગોપીઓ પણ ધન્ય થઈ છે. ॥ ૮ ॥

**श्रीशुक उवाच**

**एवं वृन्दावनं श्रीमत् कृष्णः प्रीतमनाः पशून्।**
**रेमे संचारयन्नद्रेः सरिद्रोधस्सु सानुगः॥ ९**

**શ્રીશુકદેવજી બોલ્યા** – આમ, શ્રીમદ્ (પરમ સુંદર) વૃંદાવન પ્રત્યે પ્રીતિયુક્ત મનવાળા થઈ, (ગોવર્ધન) પર્વતની સમીપમાં રહેલી સરિતા (શ્રીયમુનાજી)ના કિનારાઓમાં ગાયોને ચરાવતા શ્રીકૃષ્ણ ગોપબાળકો સાથે રહી પ્રસન્ન મનવાળા થઈ ક્રીડા કરતા હતા. ॥ ૯ ॥

एवं श्रीमद् वृन्दावनं प्रति प्रीतः सन्नद्रेः समीपवर्तिसरित्तटेषु पशून्संचारयन्सानुगो गोपैः सह वर्तमानः प्रीतमना रेमे॥ ९॥

આમ, પરમ સુંદર વૃંદાવન પ્રત્યે પ્રીતિવાળા થઈ (ગોવર્ધન) પર્વતની સમીપમાં રહેલી સરિતા (શ્રીયમુનાજી)ના કિનારાઓમાં પશુઓને ચરાવતા શ્રીકૃષ્ણ '**सानुगः**' ગોપબાળકો સાથે રહી પ્રસન્ન મનવાળા થઈ ક્રીડા કરતા હતા. ॥ ૯ ॥

तामेव रतिमाह—**क्वचिदि**त्यादिदशभिः।

તે આનંદનું જ દસ શ્લોકોથી વર્ણન કરે છે – '**क्वचित्**' વગેરે.

**क्वचिद् गायति गायत्सु मदान्धालिष्वनुव्रतैः।**
**उपगीयमानचरितः स्त्रग्वी संकर्षणान्वितः॥ १०**

॥ १० ॥

ગોવાળમિત્રો (અથવા દેવો) દ્વારા જેમની લીલાનું ગાન થઈ રહ્યું છે તે વનમાળાધારી શ્રીકૃષ્ણ મદાન્ધ બનેલા ભ્રમરો ગુંજારવ કરે ત્યારે ક્યારેક (પોતે પણ) બલરામજીની સાથે (મધુર) ગાન કરે છે! ॥૧૦॥૧૦॥

**क्वचिच्च कलहंसानामनुकूजति कूजितम्।**
**अभिनृत्यति नृत्यन्तं बर्हिणं हासयन् क्वचित्॥ ११**

ક્યારેક રાજહંસોના કૂજન સાથે (નકલ કરતા પોતે પણ) કૂજન કરે છે અને ક્યારેક (મિત્રોને) હસાવતા પોતે નાચતા મોરનું અનુકરણ કરીને (તેની સામે) નાચે છે! ॥ ૧૧ ॥

बर्हिणं नृत्यन्तमनु अभिनृत्यति। बर्हिणमभिमुखो नृत्यतीति वा। सखीन्हासयन्॥ ११ ॥

નાચતા મોરનું અનુકરણ કરીને નાચે છે અથવા મોરની સામે નાચે છે! મિત્રોને હસાવતા ॥ ૧૧ ॥

**मेघगम्भीरया वाचा नामभिर्दूरगान् पशून्।**
**क्वचिदाह्वयति प्रीत्या गोगोपालमनोज्ञया॥ १२ ॥ १२ ॥**

ક્યારેક ગાયો અને ગોવાળોને મધુર લાગે તેવી મેઘ જેવી ગંભીર વાણી વડે દૂર નીકળી ગયેલાં પશુઓને (ગાયોને) નામ લઈને પ્રેમથી પોકારે છે. ॥ ૧૨ ॥ ૧૨ ॥

**चकोरक्रौञ्चचक्राह्वभारद्वाजांश्च बर्हिणः।**
**अनुरौति स्म सत्त्वानां भीतवद् व्याघ्रसिंहयोः॥ १३**

ચકોર, ક્રૌંચ, ચક્રવાક, ભરદ્વાજ અને મયૂરોના ધ્વનિનું તેઓ અનુકરણ કરતા હતા, તો ક્યારેક પશુઓની વચ્ચે વાઘ-સિંહથી ભય પામ્યા હોય તેવા થઈ જતા હતા. ॥ ૧૩ ॥

चकोरादीननुकृत्य रौति। कदाचिच्च सत्त्वानां मध्ये व्याघ्रसिंहयोस्ताभ्यां भीतवद्द्रवति। सत्त्वेषु पलायमानेषु पलायत इत्यर्थः। तयोः सत्त्वानां बलोद्रेकाणां भीतवद्द्रवतीति वा॥ १३ ॥

ચકોર વગેરેનું અનુકરણ કરીને તેવો જ શબ્દ કરતા અને ક્યારેક પશુઓની વચ્ચે વાઘ-સિંહથી ભય પામ્યા હોય તેવા થઈ જતા. ભયથી પશુઓ નાસે ત્યારે પોતે પણ નાસતા, એમ અર્થ છે. અથવા વધારે બળવાન એવાં પશુઓના (ભયથી) ભય પામ્યા હોય તેવા થઈ જતા. ॥ ૧૩ ॥

**क्वचित् क्रीडापरिश्रान्तं गोपोत्संगोपबर्हणम्।**
**स्वयं विश्रमयत्यार्यं पादसंवाहनादिभिः॥ १४**

ક્યારેક ક્રીડાથી શ્રમિત થયેલા, (અને તેથી) ગોપસખાના ઉત્સંગ (ખોળા)માં ઓશીકું કરીને (પોઢી ગયેલા) મોટાભાઈ બલરામજીની સ્વયં ચરણસેવા વગેરે કરવા દ્વારા ભગવાન તેમનો શ્રમ દૂર કરે છે. ॥ ૧૪ ॥

आर्यमग्रजम्। विश्रमयति विगतश्रमं करोति ॥ १४ ॥

**'आर्यम्'** અગ્રજ મોટાભાઈને **'विश्रमयति'** વિશ્રામ કરાવે છે, શ્રમ દૂર કરે છે. ॥ ૧૪ ॥

**नृत्यतो गायतः क्वापि वल्गतो युध्यतो मिथः।**
**गृहीतहस्तौ गोपालान् हसन्तौ प्रशशंसतुः॥ १५**

કોઈ વાર એકબીજા સાથે નાચતાં, ગાતાં, કૂદતાં અને લડતાં ગોપબાળકોની રામ અને શ્યામ હાથમાં હાથ નાખીને હસતાં હસતાં પ્રશંસા કરતા. ॥ ૧૫ ॥

मिथो नृत्यादीन्कुर्वतो गोपान्प्रशशंसतुः॥ १५ ॥

એકબીજા સાથે નૃત્ય વગેરે કરતાં ગોપબાળકોની (રામ અને શ્યામ) પ્રશંસા કરતા હતા. ॥ ૧૫ ॥

**क्वचित् पल्लवतल्पेषु नियुद्धश्रमकर्शितः।**
**वृक्षमूलाश्रयः शेते गोपोत्संगोपबर्हणः॥ १६ ॥ १६ ॥**

ક્યારેક મલ્લયુદ્ધ કરવાથી શ્રમને કારણે થાકી જવાથી વૃક્ષના મૂળ પાસે (છાયામાં) આશ્રય કરીને (કોમળ) પર્ણોની શય્યામાં ગોપમિત્રના ખોળાનું ઓશીકું કરીને ભગવાન પોઢી જતા. ॥ ૧૬ ॥ ૧૬ ॥

**पादसंवाहनं चक्रुः केचित्तस्य महात्मनः ।**
**अपरे हतपाप्मानो व्यजनैः समवीजयन् ॥ १७**

જેમનાં પાપ નષ્ટ થયાં હતાં તેવા કેટલાક ગોપજનો તે મહાત્મા શ્રીકૃષ્ણની ચરણચંપી કરતા હતા અને બીજા કેટલાક (પર્ણોથી બનાવેલા) વીંજણાઓથી પવન નાખતા હતા. ॥ ૧૭ ॥

व्यजनैः पल्लवादिनिर्मितैः ॥ १७ ॥

પાંદડાંઓ વગેરેમાંથી બનાવેલા વીંજણાઓથી ॥ ૧૭ ॥

**अन्ये तदनुरूपाणि मनोज्ञानि महात्मनः ।**
**गायन्ति स्म महाराज स्नेहक्लिन्नधियः शनैः ॥ १८**

॥ १८ ॥

હે મહારાજ (પરીક્ષિત), બીજા (કેટલાક) સ્નેહાર્દ્ર બુદ્ધિવાળા મહાત્મા શ્રીકૃષ્ણની તે લીલાને અનુરૂપ, તેમને સુખકર હોય તેવાં ગીતો (નિદ્રાભંગ ન થાય તેમ) ધીમેથી ગાતા હતા. ॥ ૧૮ ॥ ૧૮ ॥

**एवं निगूढात्मगतिः स्वमायया**
**गोपात्मजत्वं चरितैर्विडम्बयन् ।**
**रेमे रमालालितपादपल्लवो**
**ग्राम्यैः समं ग्राम्यवदीशचेष्टितः ॥ १९**

શ્રીલક્ષ્મીજી જેમનાં ચરણપલ્લવની સેવા કરે છે તે ભગવાન જ પોતાની માયા (ઇચ્છા)થી સ્વરૂપ આચ્છાદિત કરીને પોતાનાં ચરિત્રોથી ગોપાલના પુત્રોનું અનુકરણ કરતા ગ્રામીણ બાળકો સાથે ગ્રામીણ હોય તેમ ક્રીડા કરતા. તેમ છતાં (ક્યારેક ક્યારેક તેમની) ઐશ્વર્યમયી લીલાઓ જેમનામાં (શ્રીકૃષ્ણમાં પ્રકટ થઈ જતી) હતી તેવા તે હતા. ॥ ૧૯ ॥

ईशचेष्टित इति निगूढस्वभावत्वेऽप्यन्तरान्तरा ईशस्यैव चेष्टितानि दृश्यन्तेऽस्मिन्सः ॥ १९ ॥

પોતાનું સ્વરૂપ આચ્છાદિત કર્યું હોવા છતાં ક્યારેક ક્યારેક (દૈત્યદલન વગેરે દ્વારા) '**ईशचेष्टितः**' ઈશ્વરની (ઐશ્વર્યમયી) લીલાઓ આમનામાં (શ્રીકૃષ્ણમાં) પ્રકટ થઈ જતી હતી તે શ્રીકૃષ્ણ ॥ ૧૯ ॥

ईशचेष्टितत्वमेव दर्शयितुमाह—**श्रीदामेति** ।

ભગવાનની લીલાને જ દર્શાવવા માટે વર્ણન કરે છે – '**श्रीदामा इति।**'

**श्रीदामा नाम गोपालो रामकेशवयोः सखा ।**
**सुबलस्तोककृष्णाद्या गोपाः प्रेम्णेदमब्रुवन् ॥ २०**

બલરામજી અને શ્રીકૃષ્ણના (પ્રિય) સખા શ્રીદામા નામના ગોપાલ સુબલ તથા સ્તોકકૃષ્ણ વગેરે ગોપમિત્રો એક દિવસ પ્રેમથી આમ કહેવા લાગ્યા. ॥ ૨૦ ॥

स्तोककृष्णः क्वचित् ॥ २० ॥

'**स्तोककृष्णः**' છોટે કૃષ્ણ (શ્રીકૃષ્ણ જેવું રૂપ હોવાથી સ્તોકકૃષ્ણ નામ પડ્યું.) **क्वचित्** એક દિવસ ॥ ૨૦ ॥

**राम राम महाबाहो कृष्ण दुष्टनिबर्हण ।**
**इतोऽविदूरे सुमहद् वनं तालालिसंकुलम् ॥ २१**

હે બલરામજી, હે મોટી ભુજાઓવાળા બલરામજી, દુષ્ટોનો નાશ કરનાર હે કૃષ્ણ, અહીંથી થોડે દૂર તાલનાં વૃક્ષોની હારમાળાઓથી છવાયેલું એક મોટું, સુંદર વન છે. ॥ ૨૧ ॥

तालालिसंकुलं तालपङ्क्तिभिर्व्याप्तम्॥ २१ ॥

**'તાલ-અલિ-સંકુલમ્'** તાલવૃક્ષોની હારમાળાઓથી છવાયેલું ॥ ૨૧ ॥

**फलानि तत्र भूरीणि पतन्ति पतितानि च।**
**सन्ति किंत्ववरुद्धानि धेनुकेन दुरात्मना॥ २२ ॥ २२ ॥**

ત્યાં પુષ્કળ ફળો પડેલાં છે, પડ્યા કરે છે, પરંતુ દુષ્ટાત્મા ધેનુકાસુર દ્વારા એ ફળો રોકી લેવામાં આવ્યાં છે. ॥ ૨૨ ॥ ૨૨ ॥

**सोऽतिवीर्योऽसुरो राम हे कृष्ण खररूपधृक्।**
**आत्मतुल्यबलैरन्यैर्ज्ञातिभिर्बहुभिर्वृतः॥ २३ ॥ २३ ॥**

હે રામ, હે કૃષ્ણ, અતિ બળવાન એવો તે અસુર ગધેડાનું રૂપ ધારણ કરનારો છે અને પોતાના જેવા બળવાન બીજા અનેક જાતભાઈઓથી વીંટળાયેલો હોય છે. ॥ ૨૩ ॥ ૨૩ ॥

**तस्मात् कृतनराहाराद् भीतैर्नृभिरमित्रहन्।**
**न सेव्यते पशुगणैः पक्षिसंघैर्विवर्जितम्॥ २४ ॥ २४ ॥**

તેથી હે શત્રુનાશક, મનુષ્યોનો આહાર કરનાર (ધેનુકાસુર)થી ભયભીત થયેલા મનુષ્યો, પશુગણો અને પક્ષીસંઘો દ્વારા ત્યજાયેલા વનને સેવવામાં આવતું નથી. ॥ ૨૪ ॥ ૨૪ ॥

**विद्यन्तेऽभुक्तपूर्वाणि फलानि सुरभीणि च।**
**एष वै सुरभिर्गन्धो विषूचीनोऽवगृह्यते॥ २५**

પૂર્વે કદાપિ ન ખાધાં હોય તેવાં અને સુગંધી ફળો ત્યાં રહેલાં છે. ચોમેર ફેલાયેલી આ સુરભિગંધ જ (આપણા દ્વારા) ગ્રહણ કરવામાં આવે છે. ॥૨૫॥

विषूचीनः सर्वतः प्रसृतः॥ २५ ॥

**'વિષૂચીનઃ'** ચોમેર ફેલાયેલી ॥ ૨૫ ॥

**प्रयच्छ तानि नः कृष्ण गन्धलोभितचेतसाम्।**
**वाञ्छास्ति महती राम गम्यतां यदि रोचते॥ २६ ॥ २६ ॥**

હે શ્રીકૃષ્ણ, સુગંધથી લોભાયેલાં ચિત્તવાળા અમને તે ફળો આપો. હે બલરામજી, (ફળ ખાવાની અમને) તીવ્ર ઈચ્છા છે. (તેથી) જો તમને રુચે તો આપણે ત્યાં જઈએ. ॥ ૨૬ ॥ ૨૬ ॥

**एवं सुहृद्वचः श्रुत्वा सुहृत्प्रियचिकीर्षया।**
**प्रहस्य जग्मतुर्गोपैर्वृतौ तालवनं प्रभू॥ २७ ॥ २७ ॥**

આમ, સખાઓનું વચન સાંભળી, હસીને સખાઓનું પ્રિય કરવાની ઈચ્છાથી ગોપજનોથી વીંટળાયેલા બંને પ્રભુઓ (શ્રીકૃષ્ણ અને બલરામજી) તાલવનમાં ગયા. ॥ ૨૭ ॥ ૨૭ ॥

**बलः प्रविश्य बाहुभ्यां तालान् सम्परिकम्पयन्।**
**फलानि पातयामास मतंगज इवौजसा॥ २८ ॥ २८ ॥**

બલરામજીએ (વનમાં) પ્રવેશ કરીને બંને હાથથી તાલવૃક્ષોને મદોન્મત્ત હાથીની જેમ બળપૂર્વક હલાવતાં ફળો પાડવા માંડ્યાં. ॥ ૨૮ ॥ ૨૮ ॥

**फलानां पततां शब्दं निशम्यासुररासभः।**
**अभ्यधावत् क्षितितलं सनगं परिकम्पयन्॥ २९**

પડતાં ફળોનો અવાજ સાંભળીને ગર્દભાસુર વૃક્ષ સહિત ધરાતળને કંપાવતો સામે ધસ્યો. ॥ ૨૯ ॥

सनगं सवृक्षम्॥ २९ ॥

**'સનગમ્'** વૃક્ષ સહિત ॥ ૨૯ ॥

**समेत्य तरसा प्रत्यग् द्वाभ्यां पद्भ्यां बलं बली।**
**निहत्योरसि काशब्दं मुंचन् पर्यसरत् खलः॥ ३०**

વેગપૂર્વક સામે આવીને દુષ્ટ બળવાન (રાક્ષસ) બલરામજીને પાછલા બંને પગથી છાતીમાં (લાત) મારીને ભૂંકવાનો અવાજ કરતો ચારે બાજુ દોડવા લાગ્યો. ॥ ૩૦ ॥

प्रत्यग्द्वाभ्यां पश्चिमाभ्याम्। काशब्दमिति गर्दभजातिशब्दानुकरणम्। पर्यसरत्परितोऽधावदित्यर्थः ॥ ३० ॥

**'प्रत्यक्-द्वाभ्याम्'** પાછલા બંને પગથી **'काशब्दम्'** (કુત્સિત શબ્દ) ગધેડાની જાતિના અવાજનું અનુકરણ – **'पर्यसरत्'** ચારે બાજુ દોડવા માંડ્યો, એમ અર્થ છે. ॥ ૩૦ ॥

**पुनरासाद्य संरब्ध उपक्रोष्टा पराक् स्थितः।**
**चरणावपरौ राजन् बलाय प्राक्षिपद् रुषा॥ ३१**

હે રાજા, ક્રોધિત થયેલા ગર્દભાસુરે ફરીથી પાસે આવીને મુખ ફેરવીને (તેમની તરફ પૂંઠ કરીને) ઊભા રહી બલરામજીને (મારવા માટે) પાછલા બે પગ ક્રોધથી ઉછાળ્યા. ॥ ૩૧॥

उपक्रोष्टा गर्दभः। पराक् प्रतिमुखः। अपरौ पश्चिमौ। बलाय बलं हन्तुम्॥ ३१ ॥

**'उपक्रोष्टा'** ગધેડો – **'पराक्'** મુખ ફેરવીને (પૂંઠ કરીને) **'अपरौ'** પાછલા બે પગ – **'बलाय'** બલરામજીને મારવા માટે ॥ ૩૧ ॥

**स तं गृहीत्वा प्रपदोर्भ्रामयित्वैकपाणिना।**
**चिक्षेप तृणराजाग्रे भ्रामणत्यक्तजीवितम्॥ ३२**

બલરામજીએ તેના પગના અગ્રભાગ (પંજા)ને પકડીને એક હાથથી (આકાશમાં) ઘુમાવીને, ઘુમાવવાથી જ જેનો પ્રાણ નીકળી ગયો હતો તેવા તેને મોટા તાલવૃક્ષના મૂળમાં ફેંક્યો. ॥ ૩૨॥

तृणराजस्तालः॥ ३२ ॥

**'तृणराजः'** મોટું તાલવૃક્ષ ॥૩૨॥

**तेनाहतो महातालो वेपमानो बृहच्छिराः।**
**पार्श्वस्थं कम्पयन् भग्नः स चान्यं सोऽपि चापरम्॥ ३३**

॥ ३३ ॥

તેના શરીરથી ભાંગી ગયેલું, વિશાળ ડાળીઓવાળું, (ઘટાદાર) ઉત્તુંગ તાલવૃક્ષ પાસેના બીજા વૃક્ષને કંપાવતું તૂટી પડ્યું અને તેથી કંપિત થયેલું તાલવૃક્ષ પાસેના બીજા વૃક્ષને કંપાવતું ભાંગી ગયું, વળી તે પણ બીજા વૃક્ષને કંપાવતું ભાંગી ગયું. ॥ ૩૩ ॥ ૩૩ ॥

**बलस्य लीलयोत्सृष्टखरदेहहताहताः।**
**तालाश्चकम्पिरे सर्वे महावातेरिता इव॥ ३४**

બલરામજીની ક્રીડાથી ફેંકાયેલા ગર્દભદેહથી ભાંગેલાં અને તેમનાથી ઉપરાઉપરી ભાંગી પડેલાં સર્વ તાલવૃક્ષો મોટા વંટોળિયાથી હચમચી ઊઠ્યાં હોય તેમ કંપવા લાગ્યાં. ॥ ૩૪ ॥

उत्सृष्टेन खरदेहेन हतैराहताः। चकम्पिरे अकम्पन्त॥ ३४॥

ફેંકાયેલા ગર્દભદેહથી ભાંગી ગયેલાં વૃક્ષોથી ભાંગી ગયેલાં વૃક્ષો – **'चकम्पिरे'** કંપવા લાગ્યાં ॥૩૪॥

**नैतच्चित्रं भगवति ह्यनन्ते जगदीश्वरे।**
**ओतप्रोतमिदं यस्मिंस्तन्तुष्वंग यथा पटः॥ ३५**

જગદીશ્વર ભગવાન અનંત માટે (હસ્તપ્રક્રિયાથી અસુરનું મરણ અને તાલવૃક્ષોનું પ્રકંપન) એ આશ્ચર્ય નથી, કે જેમના વિષે હે રાજા, તાંતણાઓમાં વસ્ત્રની જેમ આ વિશ્વ ઓતપ્રોત છે! ॥ ૩૫ ॥

यस्मिन्निदं विश्वमोतमूर्ध्वतन्तुषु पट इव ग्रथितम्, प्रोतं तिर्यक्तन्तुषु पटवदेव संग्रथितम्। सर्वतोऽनुस्यूतं वर्तत इत्यर्थः ॥ ३५ ॥

જેમનામાં આ વિશ્વ **'ओतम्'** ઊભા તાંતણાઓમાં વસ્ત્રની જેમ ગૂંથાયેલું અને **'प्रोतम्'** આડા તાંતણાઓમાં વસ્ત્રની જેમ ગૂંથાયેલું છે – સર્વ રીતે સંકલિત રહેલું છે, એમ અર્થ છે. ॥ ૩૫ ॥

**ततः कृष्णं च रामं च ज्ञातयो धेनुकस्य ये।**
**क्रोष्टारोऽभ्यद्रवन् सर्वे संरब्धा हतबान्धवाः ॥ ३६ ॥ ३६ ॥**

પછી જેમનો બાંધવ હણાયો છે તેવા, ધેનુકાસુરના જે જાતભાઈઓ હતા તે સર્વે ક્રોધે ભરાઈ ભૂંકતા ભૂંકતા બલરામ અને શ્રીકૃષ્ણની સામે ધસ્યા. ॥ ૩૬ ॥ ૩૬ ॥

**तांस्तानापततः कृष्णो रामश्च नृप लीलया।**
**गृहीतपश्चाच्चरणान् प्राहिणोत्तृणराजसु ॥ ३७ ॥ ३७ ॥**

હે નૃપ, બલરામ અને શ્રીકૃષ્ણે જેમના પાછલા પગને રમત કરતા હોય તેમ પકડ્યા હતા, તે તે ધસી આવતા ગધેડાઓને તાડનાં વૃક્ષો ઉપર ઝીંકવા માંડ્યા. ॥ ૩૭ ॥ ૩૭ ॥

**फलप्रकरसंकीर्णं दैत्यदेहैर्गतासुभिः।**
**रराज भूः सतालाग्रैर्घनैरिव नभस्तलम् ॥ ३८**

ફળના ઢગલાથી, પ્રાણહીન દૈત્યોના દેહોથી અને અગ્રભાગ (ડાળીઓ) સહિત (ભાંગી ગયેલાં) તાલવૃક્ષોથી ભરાઈ ગયેલું ભૂતળ વાદળો વડે છવાયેલા આકાશ જેવું શોભતું હતું. ॥ ૩૮ ॥

घनैर्नभ इव भुवस्तलं रराज। तत्र फलप्रकरसंकीर्णमिति दैत्यदेहैश्च सतालाग्रैः संकीर्णमित्यरुणश्वेतनीलघनसादृश्यसंपादनम् ॥ ३८ ॥

(અરુણ, શ્વેત અને નીલ) વાદળો વડે આકાશ શોભે તેમ ધરાતળ શોભતું હતું. ફળના ઢગલાથી છવાયેલું અરુણ, દૈત્યોના શરીરોથી શ્વેત અને ડાળીઓ સહિત તાલવૃક્ષોથી છવાયેલું નીલ ભૂતળ – એમ અરુણ, શ્વેત અને નીલ વાદળોની સરખામણી સંપન્ન થાય છે. ॥ ૩૮ ॥

**तयोस्तत् सुमहत् कर्म निशम्य विबुधादयः।**
**मुमुचुः पुष्पवर्षाणि चक्रुर्वाद्यानि तुष्टुवुः ॥ ३९ ॥ ३९ ॥**

શ્રીકૃષ્ણ અને બલરામજીનું તે અતિ મહાન કર્મ સાંભળીને (જોઈને) દેવો વગેરેએ પુષ્પવૃષ્ટિ કરી, વાદિત્રો વગાડ્યાં અને સ્તુતિ કરી. ॥ ૩૯ ॥ ૩૯॥

**अथ तालफलान्यादन् मनुष्या गतसाध्वसाः।**
**तृणं च पशवश्चेरुर्हतधेनुककानने ॥ ४० ॥**

(ધેનુકાસુર હણાયા) પછી નિર્ભય થયેલા મનુષ્યો ધેનુકાસુર હણાયો તે વનમાં તાડફળો ખાવા લાગ્યા અને પશુઓ ઘાસ ચરવા લાગ્યાં. ॥ ૪૦ ॥

आदन्नभक्षयन् ॥ ४० ॥

**'आदन्'** ખાધાં ॥ ૪૦ ॥

**कृष्णः कमलपत्राक्षः पुण्यश्रवणकीर्तनः।**
**स्तूयमानोऽनुगैर्गोपैः साग्रजो व्रजमाव्रजत् ॥ ४१ ॥ ४१ ॥**

જેમનું શ્રવણ અને કીર્તન પવિત્ર છે તેવા કમળદલનેત્ર ભગવાન શ્રીકૃષ્ણ, અનુસરતા ગોપસખાઓ દ્વારા જેમની સ્તુતિ થઈ રહી છે તેવા બલરામજીની સાથે વ્રજમાં પધાર્યા. ॥ ૪૧ ॥ ૪૧॥

**तं गोरजश्छुरितकुन्तलबद्धबर्ह-**
**वन्यप्रसूनरुचिरेक्षणचारुहासम्।**
**वेणुं क्वणन्तमनुगैरनुगीतकीर्तिं**
**गोप्यो दिदृक्षितदृशोऽभ्यगमन् समेताः॥ ४२**

ગાયોની ખરીથી ઊડી ઊડીને પડેલી રજથી છવાયેલા કેશમાં ગૂંથેલાં મોરપિચ્છ અને વન્ય પુષ્પોવાળા, સુંદર નેત્રકટાક્ષ અને મધુર સ્મિતવાળા, વેણુ વગાડતા અને અનુસરતા ગોપસખાઓ દ્વારા ગવાતી કીર્તિવાળા, (વનમાંથી આવતા) શ્રીકૃષ્ણનાં દર્શનની ઉત્કંઠાવાળાં નેત્રો છે જેમનાં તે ગોપીજનો પરસ્પર મળીને તેમની સન્મુખ ગયા. ॥ ૪૨॥

गोरजोभिश्छुरितेषु कुन्तलेषु बद्धं बर्हं वन्यानि प्रसूनानि च यस्य। रुचिरमीक्षणं चारुहासश्च यस्य तं च तं च। दिदृक्षितदृशो दिदृक्षिता दर्शनोत्कण्ठायुक्ता दृशो यासां ताः ॥ ४२ ॥

ગાયોની ખરીથી ઊડી ઊડીને પડેલી રજથી છવાયેલા કેશમાં ગૂંથેલાં મોરપિચ્છ અને વન્ય પુષ્પો છે જેમનાં, સુંદર નેત્રકટાક્ષ છે જેમનો તેમને અને મનોહર સ્મિત છે જેમનું તેમને – **'दिदृक्षितदृशः'** दिदृक्षितः દર્શનની ઉત્કંઠાથી યુક્ત નેત્રો છે જેમનાં તે ગોપીજનો ॥ ૪૨ ॥

**पीत्वा मुकुन्दमुखसारघमक्षिभृङ्गै-**
**स्तापं जहुर्विरहजं व्रजयोषितोऽह्नि।**
**तत्सत्कृतिं समधिगम्य विवेश गोष्ठं**
**सव्रीडहासविनयं यदपांगमोक्षम्॥ ४३**

શ્રીમુકુન્દના મુખ(રૂપી પદ્મ)ના મકરન્દરસનું નેત્રોરૂપી ભ્રમરો દ્વારા પાન કરીને દિવસ દરમ્યાન થયેલા વિરહથી જન્મેલા તાપને વ્રજાંગનાઓએ દૂર કર્યો. લજ્જાસહિત સ્મિતથી વિનય પ્રકટ થાય તેવો જે દૃષ્ટિપાત છે તે જ તેમનો સત્કાર છે, તે સ્વીકારીને શ્રીકૃષ્ણ વ્રજમાં પ્રવેશ્યા. ॥ ૪૩ ॥

मुकुन्दस्य मुखपद्मगतं सारघं मधु। अह्नि यो विरहस्तस्माज्जातं तापम्। स च तासां सत्कृतिं पूजाम्। कां सत्कृतिं कथं वा कृतां तामाह—सव्रीडेति। सव्रीडेन सलज्जेन हासेन विनयो यथा भवति तथा यदेतत्। किं तत्। अपाङ्गमोक्षं कटाक्षदर्शनम्। तथा तां सत्कृतिं प्राप्येति॥ ४३ ॥

મુકુન્દના મુખપદ્મમાં રહેલા **'सारघम्'** મકરન્દરસનું – દિવસ દરમ્યાન જે વિરહ થયો હતો તેમાંથી ઉત્પન્ન થયેલા તાપને – અને તે વિરહતાપ એ જ ગોપીઓનો શ્રીકૃષ્ણ પ્રત્યે સત્કાર અથવા પૂજા હતી. કેવો સત્કાર અથવા કેવી રીતે કરાયેલો સત્કાર, તેનું વર્ણન કરે છે – **'सव्रीड-इति।'** સવ્રીડેન લજ્જાસહિત સ્મિતથી વિનય જેમ થાય તેમ જે આ છે – તે શું? **'अपाङ्गमोक्षम्'** દૃષ્ટિપાતનાં દર્શન, તેવો તે સત્કાર સ્વીકારીને ॥ ૪૩ ॥

**तयोर्यशोदारोहिण्यौ पुत्रयोः पुत्रवत्सले।**
**यथाकामं यथाकालं व्यधत्तां परमाशिषः॥ ४४**

॥ ४४ ॥

(વનમાંથી આવેલા) તે બંને પુત્રોની ઈચ્છાનુસાર યશોદા અને રોહિણીએ ઋતુ અનુસાર ઈષ્ટ પદાર્થો સંપન્ન કર્યા હતા. ॥ ૪૪ ॥ ૪૪ ॥

**गताध्वानश्रमौ तत्र मज्जनोन्मर्दनादिभिः ।**
**नीवीं वसित्वा रुचिरां दिव्यस्त्रग्गन्धमण्डितौ ॥ ४५**

॥ ४५ ॥

**जनन्युपहृतं प्राश्य स्वाद्वन्नमुपलालितौ ।**
**संविश्य वरशय्यायां सुखं सुषुपतुर्व्रजे ॥ ४६**

॥ ४६ ॥

ત્યાં વ્રજમાં (નંદભવનમાં) સ્નાન, મર્દન વગેરેથી જેમનો માર્ગનો શ્રમ દૂર થયો છે તેવા શ્રીકૃષ્ણ અને બલરામ સુંદર વસ્ત્ર પહેરી, દિવ્ય પુષ્પમાળા, ચંદનથી અલંકૃત થઈ, જનનીઓ દ્વારા લાવવામાં આવેલું સ્વાદિષ્ટ અન્નનું ભોજન કરી, બંને જનનીઓ દ્વારા (તાંબૂલ, વીંજણો, ગાન વગેરેથી) લાડ લડાવાતા સુંદર શય્યામાં પ્રવેશી સુખપૂર્વક પોઢી ગયા. ॥ ૪૫ ॥ ૪૬ ॥ ૪૫ ॥ ૪૬ ॥

**एवं स भगवान् कृष्णो वृन्दावनचरः क्वचित् ।**
**ययौ राममृते राजन् कालिन्दीं सखिभिर्वृतः ॥ ४७**

॥ ४७ ॥

હે રાજા, આમ, વૃંદાવનમાં વિચરણ કરનાર તે ભગવાન શ્રીકૃષ્ણ કોઈ એક દિવસ મિત્રોથી વીંટળાઈને બલરામજી વિના જ યમુનાજીના તીરે ગયા. ॥ ૪૭ ॥ ૪૭ ॥

**अथ गावश्च गोपाश्च निदाघातपपीडिताः ।**
**दुष्टं जलं पपुस्तस्यास्तृषार्ता विषदूषितम् ॥ ४८**

॥ ४८ ॥

ગ્રીષ્મના તાપથી વ્યાકુળ અને તૃષાર્ત થયેલાં ગાયો અને ગોવાળોએ (કાલિયનાગના) વિષથી દૂષિત થયેલા તે ઝેરી યમુનાજળનું પાન કર્યું.॥ ૪૮॥ ૪૮॥

**विषाम्भस्तदुपस्पृश्य दैवोपहतचेतसः ।**
**निपेतुर्व्यसवः सर्वे सलिलान्ते कुरूद्वह ॥ ४९**

॥ ४९ ॥

હે કુરુવંશી પરીક્ષિત, દૈવ દ્વારા મોહિત થયેલા ચિત્તવાળા તેઓ સર્વે વિષયુક્ત જળ પીને નદીકિનારે પ્રાણરહિત થઈને પડ્યા. ॥ ૪૯ ॥ ૪૯ ॥

**वीक्ष्य तान् वै तथाभूतान् कृष्णो योगेश्वरेश्वरः ।**
**ईक्षयाऽमृतवर्षिण्या स्वनाथान् समजीवयत् ॥ ५०**

॥ ५० ॥

યોગેશ્વરોના ઈશ્વર શ્રીકૃષ્ણે સ્વયં જેમના નાથ છે તેવા તેમને તેવી (પ્રાણરહિત) અવસ્થામાં જોઈને પોતાની અમૃતવર્ષિણી દૃષ્ટિથી સજીવન કર્યા. ॥ ૫૦ ॥ ૫૦ ॥

**ते सम्प्रतीतस्मृतयः समुत्थाय जलान्तिकात् ।**
**आसन् सुविस्मिताः सर्वे वीक्षमाणाः परस्परम् ॥ ५१**

संप्रति सद्य एव इता प्राप्ता स्मृतिर्यैस्ते संप्रतीतस्मृतयः । यद्वा सम्यक्प्रतीता प्रतिप्राप्ता स्मृतिर्यैस्ते तथेति ॥ ५१ ॥

તરત જ જેમને સ્મૃતિ પ્રાપ્ત થઈ છે તેવા તેઓ નદીકિનારેથી ઊભા થઈ એકબીજાની સામે જોતા આશ્ચર્યચકિત થયા. ॥ ૫૧॥

**'संप्रति'** તરત જ **'इता'** પ્રાપ્ત થઈ છે સ્મૃતિ જેમને તેઓ અથવા **'सं-प्रतीत-स्मृतयः'** સારી રીતે પ્રાપ્ત થઈ છે સ્મૃતિ જેમને તેવા તેઓ ॥ ૫૧ ॥

**अन्वमंसत तद् राजन् गोविन्दानुग्रहेक्षितम् ।**
**पीत्वा विषं परेतस्य पुनरुत्थानमात्मनः ॥ ५२**

॥ ५२ ॥

હે રાજા, વિષ પીને મૃત્યુ પામેલો પોતાનો દેહ સજીવન થયો તેને તેમણે ગોવિંદની અનુગ્રહદૃષ્ટિના કારણરૂપ માન્યું. ॥ ૫૨ ॥ ૫૨ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे पूर्वार्धे धेनुकवधो नाम पञ्चदशोऽध्यायः ॥ १५ ॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे पूर्वार्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां पञ्चदशोऽध्यायः ॥ १५ ॥

# अथ षोडशोऽध्यायः
## કાલિયનાગ ઉપર કૃપા

षोडशे कालियस्योक्तो निग्रहो यमुनाह्रदे।
तत्पत्नीभिः स्तुतेनाथ कृष्णेनानुग्रहः कृतः ॥ १ ॥

સોળમા અધ્યાયમાં શ્રીયમુનાજીના ધરામાં કાલિયનાગનો નિગ્રહ (દમન) તેમ જ ત્યાર પછી તેની પત્નીઓ વડે સ્તુતિ કરાયેલા શ્રીકૃષ્ણ દ્વારા કરાયેલો અનુગ્રહ વર્ણવાયો છે. ॥ ૧ ॥

हत्वा रासभदैतेयान् जग्ध्वा तालफलान्यलम्।
प्रीतोऽनृत्यत्फणारङ्गे कालियस्य कलानिधिः ॥ २ ॥

ધેનુકાસુરોને હણીને તાડફળો ખાઈ કાલિયનાગની (ફેલાયેલી) ફણાઓરૂપી રંગભૂમિ પર (નૃત્યાદિ) કલાઓના નિધિ શ્રીકૃષ્ણે અતિ પ્રસન્નતાથી નૃત્ય કર્યું. ॥ ૨ ॥

श्रीशुक उवाच

**विलोक्य दूषितां कृष्णां कृष्णः कृष्णाहिना विभुः ।**
**तस्या विशुद्धिमन्विच्छन् सर्पं तमुदवासयत् ॥ १**

उदवासयन्निःसारितवान् ॥ १ ॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – કાલિયનાગને કારણે દૂષિત થયેલાં શ્યામવર્ણા (શ્રીયમુનાજી)ને જોઈને તેમને શુદ્ધ કરવા ઇચ્છતા સામર્થ્યવાન શ્રીકૃષ્ણે તે સર્પને ત્યાંથી કાઢી મૂક્યો હતો. ॥ ૧ ॥

**‘उदवासयत्’** કાઢી મૂક્યો હતો. ॥ ૧ ॥

राजोवाच

**कथमन्तर्जलेऽगाधे न्यगृह्णाद् भगवानहिम् ।**
**स वै बहुयुगावासं यथाऽऽसीद् विप्र कथ्यताम् ॥ २**

बहूनि युगान्यावासो यस्य तमहिम् । स वै अहिरजलचरोऽपि तस्मिन्नन्तर्जले यथा येन प्रकारेणासीत्। अथवा बहूनि युगान्यावासो यथा भवति तथा येन प्रकारेण स वै तत्रासीदिति कथ्यतामिति ॥ २ ॥

**રાજા પરીક્ષિત બોલ્યા** – હે વિપ્ર, અગાધ (ઊંડા) જળની અંદર ભગવાને કાલિયનાગનું કેવી રીતે દમન કર્યું? (જળચર ન હોવા છતાં) અનેક યુગોથી તે જળની અંદર જે રીતે રહેતો હતો, તે કહો.॥ ૨ ॥

અનેક યુગોથી જેનો આવાસ હતો તે સર્પને (કેવી રીતે દંડ કર્યો?) – તે સર્પ જળચર ન હોવા છતાં તે જળની અંદર **‘यथा’** જે રીતે રહેતો હતો, અથવા અનેક યુગોથી આવાસ જે રીતે હોય તેમ જ જે રીતે તે ત્યાં રહેતો હતો, તે કહો. ॥ ૨ ॥

**ब्रह्मन् भगवतस्तस्य भूम्नः स्वच्छन्दवर्तिनः ।**
**गोपालोदारचरितं कस्तृप्येतामृतं जुषन् ॥ ३**

गोपालेन यदुदारं चरितमाचरितं तदेवामृतम्। अतः कथ्यतामिति ॥ ३ ॥

હે બ્રહ્મન્, અત્યંત મહાન, પરમ સ્વતંત્ર રીતે વર્તતા તે ભગવાનના ગોપાલરૂપે કરાયેલા ઉદાર ચરિત્રરૂપ અમૃતને સેવતો કયો મનુષ્ય તૃપ્ત થાય? ॥ ૩ ॥

ગોપાલરૂપે જે ઉદાર ચરિત્ર આચર્યું તે જ અમૃત છે, આથી તે કહો. ॥ ૩ ॥

श्रीशुक उवाच

**कालिन्द्यां कालियस्यासीद्ध्रदः कश्चिद् विषाग्निना ।**
**श्रप्यमाणपया यस्मिन् पतन्त्युपरिगाः खगाः ॥ ४**

**શ્રીશુકદેવજી બોલ્યા** – યમુના નદીમાં કાલિયનાગનો એક ધરો હતો જેમાં તેના વિષરૂપી અગ્નિને કારણે જળ ઊકળ્યા કરતું હતું. તે ધરાની ઉપર ઊડતાં પક્ષીઓ (ઝેરી જળવાળો વાયુ ફેલાવાથી મૂર્ચ્છિત થઈ) પડી જતાં હતાં. ॥ ૪ ॥

श्रप्यमाणं पच्यमानं पयो यस्य सः। अत उपरि गच्छन्तः खगा यस्मिन्पतन्ति॥ ४॥

**विप्रुष्मता विषोदोर्मिमारुतेनाभिमर्शिताः।**
**म्रियन्ते तीरगा यस्य प्राणिनः स्थिरजंगमाः॥ ५**

किंच विप्रुष्मता अम्बुकणयुक्तेन विषोदतरङ्गस्पर्शिमारुतेन स्पृष्टा यस्य तीरगा म्रियन्ते स ह्रद आसीदिति॥ ५॥

**तं चण्डवेगविषवीर्यमवेक्ष्य तेन**
**दुष्टां नदीं च खलसंयमनावतारः।**
**कृष्णः कदम्बमधिरुह्य ततोऽतितुङ्ग-**
**मास्फोट्य गाढरशनो न्यपतद् विषोदे॥ ६**

तं कालियम्। चण्डो वेगो यस्य तद्विषमेव वीर्यं यस्य तम्। कदम्बमिति। भाविना श्रीकृष्णचरणस्पर्शभाग्येन स एकस्तत्तीरे न शुष्कः। अमृतमाहरता गरुत्मता क्रान्तत्वादिति च पुराणान्तरम्। आस्फोट्य बाहुं करतलेनाहत्य। गाढा दृढं बद्धा रशना कटिबन्धनवस्त्रं येन सः॥ ६॥

**सर्पह्रदः पुरुषसारनिपातवेग-**
**संक्षोभितोरगविषोच्छ्वसिताम्बुराशिः।**
**पर्यक् प्लुतो विषकषायविभीषणोर्मि-**
**र्धावन् धनुःशतमनन्तबलस्य किं तत्॥ ७**

'**श्रप्यमाणम्**' ઊકળતું જળ છે જેનું તે ધરો – આથી ઉપર ઊડતાં પક્ષીઓ જેમાં પડી જતાં હતાં. ॥ ૪ ॥

જળબિંદુયુક્ત અને ઝેરી જળના તરંગોને સ્પર્શતા વાયુથી સ્પર્શાયેલાં, જે ધરાને કિનારે રહેલાં (ઘાસ, વૃક્ષ વગેરે) સ્થાવર અને (પશુ, પંખી વગેરે) જંગમ પ્રાણીઓ મૃત્યુ પામતાં. ॥ ૫ ॥

વળી, '**विप्रुष्मता**' જળબિંદુયુક્ત, ઝેરી જળના તરંગોને સ્પર્શતા વાયુથી સ્પર્શાયેલાં, જે ધરાને તીરે રહેલાં પ્રાણીઓ મૃત્યુ પામતાં હતાં એવો, તે ધરો હતો. ॥ ૫ ॥

દુષ્ટોનું દમન કરવા માટે જેમનો અવતાર થયો છે એવા, મજબૂત કસેલા કટિબંધન વસ્ત્રવાળા તે શ્રીકૃષ્ણ પ્રચંડ વેગવાળું વિષ જ જેનું બળ છે તે કાલિયનાગને અને તેને કારણે દૂષિત થયેલાં યમુનાજીને જોઈને (તેમને શુદ્ધ કરવાની ઈચ્છાથી) અતિ ઉત્તુંગ કદમ્બવૃક્ષ પર ચઢી જઈ (હથેળીથી) બાહુને થપથપાવીને ઝેરી જળમાં કૂદી પડ્યા. ॥ ૬ ॥

જેનો પ્રચંડ વેગ છે તેવું તે વિષ જ જેનું બળ છે તે કાલિયને, '**कदंबम् इति।**' ભવિષ્યમાં થનારા શ્રીકૃષ્ણના ચરણસ્પર્શના ભાગ્યથી તે કદમ્બ જ તે યમુનાના તીરે સુકાયું ન હતું. અન્ય પુરાણમાં છે કે અમૃત (કળશ) લાવતા ગરુડજી દ્વારા (તે વૃક્ષ ઉપર તેમનાં ચરણ) સ્પર્શાયાં હતાં. '**आस्फोट्य**' હથેળીથી બાહુને થપથપાવીને, ('**गाढरशनः**') **गाढा** મજબૂત કસવામાં આવ્યું છે '**रशना**' કટિબંધન વસ્ત્ર જેમના દ્વારા તે શ્રીકૃષ્ણ ॥ ૬ ॥

પુરુષોત્તમ શ્રીકૃષ્ણના નીચે પડવાના વેગથી વ્યાકુળ થયેલા સર્પોના વિષથી ઊછળતા જળરાશિવાળો ધરો લાલ-પીળા રંગના ભયંકર તરંગોથી ચારે બાજુ ધસતો સો ધનુષ્ (ચારસો હાથ) સુધી ફેલાઈ ગયો, એ અનંત બળશાળી શ્રીકૃષ્ણને માટે શું આશ્ચર્ય છે? ॥ ૭ ॥

तदा सर्पस्य ह्रदः। पुरुषश्रेष्ठस्य पतनभारेण संक्षोभितानामुरगाणां विषैरुन्नतोऽम्बुराशिर्यस्य सः। विषेण कषायीकृता भयंकरा ऊर्मयो यस्य सः। पर्यक् परितो धावन् धनुःशतं प्लुतः प्रसृतः। नैतच्चित्रमित्याह—अनन्तबलस्येति॥ ७॥

**अन्वि.**—कषायीकृताः क्वथिताः रक्तपीतादि-वर्णीकृता वा।

**भ. मनो.**—'चतुर्हस्तं धनुः प्रोक्तं द्विहस्तं इषुरुच्यते।'

**तस्य ह्रदे विहरतो भुजदण्डघूर्ण-**
**वार्घोषमंग वरवारणविक्रमस्य।**
**आश्रुत्य तत्स्वसदनाभिभवं निरीक्ष्य**
**चक्षुःश्रवाः समसरत्तदमृष्यमाणः॥ ८**

ह्रदे विहरतो भुजदण्डाहतोदकघोषं श्रुत्वा ततः स्वसदनाभिभवं निरीक्ष्य तदसहमानः सर्पः समसरत् समाजगाम॥ ८॥

**तं प्रेक्षणीयसुकुमारघनावदातं**
**श्रीवत्सपीतवसनं स्मितसुन्दरास्यम्।**
**क्रीडन्तमप्रतिभयं कमलोदराङ्घ्रिं**
**सन्दश्य मर्मसु रुषा भुजया चच्छाद॥ ९**

प्रेक्षणीयश्च सुकुमारश्च घनवदुज्ज्वलश्च तम्। श्रीवत्सपीतवसनं ह्रदे विहरतः श्रीवत्सेन संयुक्तमुच्चलत्पीतं वस्त्रं यस्य तम्। भुजया भोगेन चच्छादावेष्टयत्॥ ९॥

(ભગવાન કૂદ્યા) ત્યારે સાપનો ધરો – પુરુષોત્તમ શ્રીકૃષ્ણના પડવાના ભારથી વ્યાકુળ થયેલા સર્પોના વિષથી ઊછળતો જળરાશિ છે જેનો તે ધરો – વિષથી (લાલ-પીળા) રંગના ભયંકર તરંગો છે જેના તે ધરો – **'पर्यक्'** ચારે બાજુ ધસતો, સો ધનુષ્ **'प्लुतः'** ફેલાયેલો ધરો – એ આશ્ચર્ય નથી, એમ કહે છે – **'अनन्तबलस्य इति।'** ॥ ७ ॥

ઊકળતા અથવા લાલ, પીળા વગેરે રંગના થયેલા (તરંગો).

ચાર હાથને ધનુષ્ કહેવામાં આવે છે, બે હાથને બાણ કહેવામાં આવે છે.

ધરામાં, ગજરાજ જેવું પરાક્રમ કરનાર અને વિહાર કરનાર શ્રીકૃષ્ણના ભુજદંડો સાથે અથડાવાથી ઘુમરાતા જળનો અવાજ સાંભળીને હે પ્રિય પરીક્ષિત! તેનાથી (તે અવાજથી) પોતાના નિવાસસ્થાનની અવગણના જોઈને તેને સહન ન કરતો ચક્ષુરૂપ કર્ણવાળો કાલિયનાગ શ્રીકૃષ્ણની સામે આવ્યો.॥ ८ ॥

ધરામાં વિહાર કરનાર ભગવાનના ભુજદંડો સાથે અથડાવાથી થતો જળનો અવાજ સાંભળીને **'ततः'** તે અવાજથી પોતાના નિવાસસ્થાનની અવગણના જોઈને તેને સહન ન કરતો સર્પ **'समसरत्'** શ્રીકૃષ્ણની સામે આવ્યો. ॥ ८ ॥

દર્શનીય, સુકુમાર, (વર્ષાકાલીન) મેઘ જેવા ઉજ્જવળ, શ્રીવત્સ ચિહ્ન સહિત પીતામ્બર ધારણ કરેલા, સ્મિતયુક્ત મનોહર મુખવાળા, કમળના ગર્ભ જેવા (કોમળ) ચરણવાળા, નિર્ભય થઈને ક્રીડા કરતા તેમને (શ્રીકૃષ્ણને) (કાલિયનાગે) મર્મસ્થાનમાં ક્રોધથી દંશ દઈને પોતાના દેહથી વીંટાળી દીધા. (ઢાંકી દીધા.) ॥ ९ ॥

દર્શનીય અને સુકુમાર તથા મેઘ જેવા ઉજ્જવળ તે શ્રીકૃષ્ણને – **'श्रीवत्सपीतवसनम्'** ધરા(ના જળ)માં વિહાર કરવાથી શ્રીવત્સ સાથે સંલગ્ન થઈ જવાને કારણે ઉપસેલું (ઉપસતું) પીળું વસ્ત્ર છે જેમનું તે શ્રીકૃષ્ણને – **'भुजया'** પોતાના દેહથી **'चच्छाद'** વીંટાળી દીધા, ઢાંકી દીધા. ॥ ९ ॥

**अन्वि.—**'मर्मसु' प्राणहानिकरेषु कण्ठाद्यवयवेषु।

प્રાણહાનિ કરનારા કંઠ વગેરે અવયવોમાં (દંશ દઈને)

**तं नागभोगपरिवीतमदृष्टचेष्ट-**
**मालोक्य तत्प्रियसखाः पशुपा भृशार्ताः।**
**कृष्णेऽर्पितात्मसुहृदर्थकलत्रकामा**
**दुःखानुशोकभयमूढधियो निपेतुः॥ १०**

તે શ્રીકૃષ્ણ જેમને પ્રિય છે તેવા તેમના પશુપાલક ગોપ-સખાઓ તે શ્રીકૃષ્ણને નાગના શરીરથી વીંટળાયેલા અને જેમની ચેષ્ટા દેખાતી નથી તેવા જોઈને અતિ પીડા પામ્યા. જેમણે દેહ, સુહૃદ, ધન, પત્ની તથા (સર્વ) કામનાઓ શ્રીકૃષ્ણને સમર્પિત કરી દીધાં છે તેવા તેઓ દુઃખ, પશ્ચાત્તાપ અને ભયથી મૂઢ બુદ્ધિવાળા થઈ ઢળી પડ્યા. ॥ ૧૦ ॥

स प्रियो येषां ते तत्प्रियास्ते च ते सखायश्चेति तथा॥ १०॥

તે શ્રીકૃષ્ણ જેમને પ્રિય છે **તત્પ્રિયાઃ** અને તેઓ મિત્રો પણ છે તેવા '**तत्प्रियसखाः**' ॥ ૧૦ ॥

**गावो वृषा वत्सतर्यः क्रन्दमानाः सुदुःखिताः।**
**कृष्णे न्यस्तेक्षणा भीता रुदत्य इव तस्थिरे॥ ११**

॥ ११ ॥

ગાયો, બળદો અને વાછરડીઓ અતિ દુઃખી થયાં અને શ્રીકૃષ્ણ તરફ દૃષ્ટિ રાખી, ભયભીત થઈ આક્રંદ કરતાં રડતાં હોય તેમ ઊભા રહી ગયાં. ॥ ૧૧ ॥ ૧૧ ॥

**अथ व्रजे महोत्पातास्त्रिविधा ह्यतिदारुणाः।**
**उत्पेतुर्भुवि दिव्यात्मन्यासन्नभयशंसिनः॥ १२**

પછી એ જ સમયે વ્રજમાં પૃથ્વી પર, આકાશમાં અને શરીરમાં સમીપ આવેલા ભયને સૂચવતા ત્રણેય પ્રકારના અતિ ભયંકર મહા ઉત્પાતો થવા લાગ્યા. ॥ ૧૨ ॥

भुवि भूकम्पादयः। दिवि उल्कापातादयः। आत्मनि वामनेत्रस्फुरणादयः। आसन्नं भयं शंसितुं शीलं येषां ते॥ १२॥

પૃથ્વી પર ધરતીકંપ વગેરે, આકાશમાં ઉલ્કાપાત વગેરે, શરીરમાં ડાબી આંખ ફરકવી વગેરે – સમીપ આવેલા ભયને સૂચવવાનો સ્વભાવ છે જેમનો તેવા તે ઉત્પાતો ॥ ૧૨ ॥

**तानालक्ष्य भयोद्विग्ना गोपा नन्दपुरोगमाः।**
**विना रामेण गाः कृष्णं ज्ञात्वा चारयितुं गतम्॥ १३**

**तैर्दुर्निमित्तैर्निधनं मत्वा प्राप्तमतद्विदः।**
**तत्प्राणास्तन्मनस्कास्ते दुःखशोकभयातुराः॥ १४**

**आबालवृद्धवनिताः सर्वेऽङ्ग पशुवृत्तयः।**
**निर्जग्मुर्गोकुलाद् दीनाः कृष्णदर्शनलालसाः॥ १५**

તે ઉત્પાતોને જોઈને ભયથી વ્યાકુળ થયેલા નંદરાયજી વગેરે ગોવાળો શ્રીકૃષ્ણને બલરામજી વિના ગાયો ચારવા ગયેલા જાણીને ॥ ૧૩ ॥ તે તે અપશુકનોથી શ્રીકૃષ્ણ મૃત્યુને પ્રાપ્ત થયા છે એમ માનીને, શ્રીકૃષ્ણ જ જેમના પ્રાણ છે અને શ્રીકૃષ્ણમાં જ જેમનું મન છે તેવા, તે શ્રીકૃષ્ણને નહીં જાણતા તેઓ દુઃખ, શોક અને ભયથી ઉદ્વિગ્ન થઈ ગયા. ॥ ૧૪ ॥ હે પ્રિય (રાજા), પશુ (ગાય) જેવા (વાત્સલ્યપૂર્ણ) સ્વભાવવાળાં, કૃષ્ણદર્શનની લાલસાવાળાં આબાલવૃદ્ધ, વનિતા સૌ કોઈ દીન થઈને ગોકુળથી નીકળી પડ્યાં. ॥ ૧૫ ॥

तानालक्ष्य गोकुलान्निर्जग्मुरिति तृतीयेनान्वयः। भयोद्विग्ना भयहेतुभ्यो भीताः। भयेन कम्पमाना इति वा॥ १३॥ न तं विदन्तीत्यतद्विदः॥ १४॥ पशुवृत्तयोऽतिवत्सलाः॥ १५॥

તે ઉત્પાતોને જોઈને ગોકુળથી નીકળી પડ્યાં, એમ આનાથી ત્રીજા શ્લોક (૧૫) સાથે સંબંધ છે. **'भय-उद्विग्नाः'** ભયનાં કારણોથી ભયભીત થયેલા અથવા ભયથી ધ્રૂજતા ॥ ૧૩ ॥ **'अतत्-विदः'** તે શ્રીકૃષ્ણને ન જાણતા ॥ ૧૪ ॥ **'पशुवृत्तयः'** પશુ (ગાય) જેવા વાત્સલ્યપૂર્ણ સ્વભાવવાળાં ॥ ૧૫ ॥

**तांस्तथा कातरान् वीक्ष्य भगवान् माधवो बलः।**
**प्रहस्य किंचिन्नोवाच प्रभावज्ञोऽनुजस्य सः॥ १६**

અનુજ શ્રીકૃષ્ણના પ્રભાવને જાણતા, મધુવંશમાં ઉત્પન્ન થયેલા તે બલરામજી તેમને (સર્વે ગોકુળ-વાસીઓને) તેવા ભયભીત થયેલા જોઈને, હસીને કંઈ બોલ્યા નહીં. ॥ ૧૬ ॥

कातरान् भीतान्॥ १६॥

**'कातरान्'** ભયભીત થયેલાઓને ॥ ૧૬ ॥

**तेऽन्वेषमाणा दयितं कृष्णं सूचितया पदैः।**
**भगवल्लक्षणैर्जग्मुः पदव्या यमुनातटम्॥ १७**

(વજ્ર, અંકુશ વગેરે ચરણ)ચિહ્નોથી ભગવાનને સૂચવતાં પગલાંથી જણાતા માર્ગથી (પોતાના) પ્યારા શ્રીકૃષ્ણને શોધતા તે (વ્રજવાસીઓ) યમુનાકિનારે જવા લાગ્યા. ॥ ૧૭ ॥

भगवन्तं लक्षयन्ति यानि पदानि तैः पदैः सूचितया पदव्या मार्गेण॥ १७॥

(વજ્ર, અંકુશ વગેરે ચરણચિહ્નોથી) ભગવાનને જે સૂચિત કરે છે, જણાવે છે તે પગલાં – તે પગલાંથી જણાતા **'पदव्या'** માર્ગથી ॥ ૧૭ ॥

पदैर्मार्गज्ञानप्रकारमाह—**त इति**।

પગલાં દ્વારા માર્ગ જાણવાની રીત વર્ણવે છે – **'ते इति**।'

**ते तत्र तत्राब्जयवांकुशाशनि-**
**ध्वजोपपन्नानि पदानि विश्पतेः।**
**मार्गे गवामन्यपदान्तरान्तरे**
**निरीक्षमाणा ययुरंग सत्वराः॥ १८**

હે પ્રિય (રાજા), ત્યાં ત્યાં (ગોવાળો અને) ગાયોના માર્ગમાં બીજાનાં પગલાંની વચ્ચે વચ્ચે વૈશ્યપતિ શ્રીકૃષ્ણનાં કમળ, જવ, અંકુશ, વજ્ર તથા ધજાથી યુક્ત પગલાંનું નિરીક્ષણ કરતા ત્વરાયુક્ત વ્રજવાસીઓ (યમુનાકિનારે) ગયા. ॥ ૧૮ ॥

विश्पतेः श्रीकृष्णस्यान्येषां पदानामन्तरान्तरे मध्ये मध्ये तत्तदपोहेन। गवां श्रुतीनां मार्गे सत्वरा अप्रमत्ता योगिनस्तत्तदुपाध्यपवादेन यथा परं तत्त्वं मृगयन्ते तद्वदिति भावः॥ १८॥

વૈશ્યપતિ શ્રીકૃષ્ણનાં, અન્ય જનોમાં પગલાંની **'अन्तरान्तरे'** વચ્ચે વચ્ચે તે તે ગાયોનાં પગલાં છોડીને – **'गवाम्'** શ્રુતિના માર્ગે (**'गो'** અર્થાત્ વાણી વડે શ્રુતિ વ્યક્ત થતી હોવાથી **'गो'** શબ્દ શ્રુતિવાચક છે.) **'सत्वराः'** સાવધાન થયેલા યોગીઓ તે તે (અન્નમયાદિ) ઉપાધિના નિરાકરણ દ્વારા શુદ્ધ બ્રહ્મનું અન્વેષણ કરે છે તેમ, એવો ભાવ છે. ॥ ૧૮ ॥

अन्तर्ह्रदे भुजगभोगपरीतमारात्
कृष्णं निरीहमुपलभ्य जलाशयान्ते ।
गोपांश्च मूढधिषणान् परितः पशूंश्च
संक्रन्दतः परमकश्मलमापुरार्ताः ॥ १९

ततश्च सर्पशरीरवेष्टितं कृष्णं दूरान्निरीक्ष्य गोपांश्च पशूंश्च तथा निरीक्ष्य, आर्ताः परमकश्मलं परं मोहं प्रापुः ॥ १९ ॥

ધરાની અંદર સાપના શરીરથી વીંટળાયેલા શ્રીકૃષ્ણને દૂરથી જ ચેષ્ટારહિત થયેલા જોઈને તેમ જ જળાશયની પાસે મૂઢ બુદ્ધિવાળા ગોવાળોને અને પશુઓને ચોતરફ આક્રંદ કરતાં જોઈને દુઃખી થયેલા વ્રજજનો અત્યંત ગમગીનીને પ્રાપ્ત થયા. ॥ ૧૯ ॥

અને ત્યાં સાપના શરીરથી વીંટળાયેલા શ્રીકૃષ્ણને દૂરથી જોઈને તથા ગોવાળો અને પશુઓને તેવા (મૂઢ બુદ્ધિવાળા થઈ ધરતી પર ઢળી પડેલા) જોઈને દુઃખી થયેલા વ્રજજનો **'परमकश्मलम्'** અત્યંત ગમગીનીને પ્રાપ્ત થયા. ॥ ૧૯ ॥

गोप्योऽनुरक्तमनसो भगवत्यनन्ते
तत्सौहृदस्मितविलोकगिरः स्मरन्त्यः ।
ग्रस्तेऽहिना प्रियतमे भृशदुःखतप्ताः
शून्यं प्रियव्यतिहृतं ददृशुस्त्रिलोकम् ॥ २०

प्रियेण श्रीकृष्णेन व्यतिहृतं विरहितं त्रैलोक्यं शून्यं ददृशुः ॥ २० ॥

(પોતાના) પ્રિયતમ સર્પ વડે જકડાયા ત્યારે તેમનું સૌહાર્દ, પ્રેમ, સ્મિત, (પ્રેમભર્યા) દૃષ્ટિપાત અને (મધુર) વચનોનું સ્મરણ થઈ આવતાં, અત્યંત દુઃખથી સંતપ્ત થયેલાં, અનંત ભગવાનમાં અનુરાગયુક્ત મનવાળાં ગોપીજનોએ પ્રિયથી રહિત થયેલા ત્રણેય લોક શૂન્ય જોયા. ॥ ૨૦ ॥

**'प्रियेण'** શ્રીકૃષ્ણથી **'व्यतिहृतम्'** રહિત થયેલા ત્રણેય લોક શૂન્ય જોયા. ॥ ૨૦ ॥

ताः कृष्णमातरमपत्यमनुप्रविष्टां
तुल्यव्यथाः समनुगृह्य शुचः स्त्रवन्त्यः ।
तास्ता व्रजप्रियकथाः कथयन्त्य आसन्
कृष्णाननेऽर्पितदृशो मृतकप्रतीकाः ॥ २१
॥ २१ ॥

अनुप्रविष्टां तदेकचित्तां विस्मृतस्वरूपामित्यर्थः ।

પુત્રની પાછળ (ધરામાં) જતાં શ્રીકૃષ્ણનાં માતા યશોદાને હાથથી પકડી રાખીને આંસુ સારતાં, વ્રજવલ્લભ શ્રીકૃષ્ણની (પૂતના-મોક્ષ, શકટભંજન વગેરે લીલા) કથા કહેતાં કહેતાં, માતાના જેવી વ્યથાવાળાં અને શ્રીકૃષ્ણના મુખ ઉપર ચોંટેલી દૃષ્ટિવાળાં તે ગોપીજનો મડદાં જેવાં થઈ ગયાં. ॥ ૨૧ ॥ ૨૧ ॥

એકમાત્ર શ્રીકૃષ્ણમાં ચિત્તવાળાં, પોતાની જાતનું પણ જેમને સ્મરણ નથી રહ્યું તેવાં, પુત્રની પાછળ (ધરામાં) જતાં માતા યશોદાજીને, એમ અર્થ છે.

कृष्णप्राणान्निर्विशतो नन्दादीन् वीक्ष्य तं ह्रदम् ।
प्रत्यषेधत् स भगवान् रामः कृष्णानुभाववित् ॥ २२
॥ २२ ॥

શ્રીકૃષ્ણ જેમના પ્રાણ છે તે નંદ વગેરેને તે ધરામાં પ્રવેશતા જોઈને, શ્રીકૃષ્ણનો પ્રભાવ જાણતા તે ભગવાન બલરામે તેમને અટકાવ્યા. ॥ २२ ॥ २२ ॥

**इत्थं स्वगोकुलमनन्यगतिं निरीक्ष्य**
**सस्त्रीकुमारमतिदुःखितमात्महेतोः ।**
**आज्ञाय मर्त्यपदवीमनुवर्तमानः**
**स्थित्वा मुहूर्तमुदतिष्ठदुरंगबन्धात् ॥ २३**

આમ, પોતાના સિવાય જેમનો બીજો કોઈ રક્ષક નથી એવા પોતાને (શ્રીકૃષ્ણને) અને સ્ત્રીઓ તથા ગોપકુમારો સહિત પોતાના ગોકુળને પોતાને ખાતર અત્યંત દુઃખી જાણીને મનુષ્યના માર્ગને અનુસરતા ભગવાન શ્રીકૃષ્ણ એક મુહૂર્ત (બે ઘડી = ૪૮ મિનિટ) રહીને સાપના બંધનમાંથી નીકળી ગયા. ॥ ૨૩ ॥

अनन्यगतिमात्मानमित्थं निरीक्ष्यात एवात्महेतोः स्वगोकुलमतिदुःखितमाज्ञायोरङ्गबन्धादुदतिष्ठ-दित्यन्वयः ॥ २३ ॥

**'अनन्यगतिम्'** જેમનો બીજો કોઈ રક્ષક નથી એવા **'आत्मानम्'** પોતાને જોઈને, આથી જ પોતાને કારણે પોતાના ગોકુળને અતિ દુઃખી જાણીને સાપના બંધનમાંથી (પોતાની જાતે જ) નીકળી ગયા, એમ અન્વય છે. ॥ ૨૩ ॥

**तत्प्रथ्यमानवपुषा व्यथितात्मभोग-**
**स्त्यक्त्वोन्नमय्य कुपितः स्वफणान् भुजंगः ।**
**तस्थौ श्वसञ्छ्वसनरन्ध्रविषाम्बरीष-**
**स्तब्धेक्षणोल्मुकमुखो हरिमीक्षमाणः ॥ २४**

તે શ્રીકૃષ્ણના વધતા શ્રીઅંગને લીધે વ્યથિત થયેલા પોતાના શરીરવાળો, નાસિકાનાં છિદ્રોમાં વિષ (ઉછાળતો), (તપાવેલા) તાવડા જેવી આંખોવાળો અને મુખોમાં આગની જ્વાળાઓવાળો ભુજંગ (કુંડળી – નાગપાશ છોડીને) તે શ્રીકૃષ્ણને ત્યજીને ક્રોધે ભરાઈ પોતાની ફણાઓ ઊંચી કરીને, ફૂંફાડા મારતો, કેવળ શ્રીહરિને જોતો ઊભો રહ્યો. ॥ ૨૪ ॥

तस्य प्रथ्यमानेन वपुषा व्यथितात्मशरीरो भुजङ्गः कुण्डलीमुन्मुच्य तं त्यक्त्वा कुपितः स्वफणानुन्नमय्य श्वसन्केवलमीक्षमाणस्तस्थौ । कथंभूतः । श्वसनरन्ध्रेषु नासाविवरेषु विषं यस्य स तथा, अम्बरीषो मण्डकपाकभाजनं तद्वत्संतप्तानि स्तब्धानीक्षणानि यस्य स तथा, उल्मुकानि मुखेषु यस्य स च स च स च ॥ २४ ॥

તે શ્રીકૃષ્ણના વધતા શ્રીઅંગને લીધે વ્યથિત થયેલા પોતાના (આત્મ) શરીરવાળો ભુજંગ કુંડળી (નાગપાશ) **'उन्मुच्य'** છોડીને, તે શ્રીકૃષ્ણને ત્યજીને કુપિત થઈ પોતાની ફણાઓ ઊંચી કરીને ફૂંફાડા મારતો કેવળ (શ્રીહરિને) જોતો ઊભો રહ્યો. કેવો ભુજંગ? જેની નાસિકાનાં છિદ્રોમાં વિષ છે તે તથા **'अम्बरीषः'** શીરો શેકવાનો તાવડો, તેના જેવી તપાવેલી સ્થિર આંખો છે જેની તેવો તે તથા જેના મુખમાં આગની જ્વાળાઓ છે તેવો તે. ॥ ૨૪ ॥

**तं जिह्वया द्विशिखया परिलेलिहानं**
**द्वे सृक्किणी ह्यतिकरालविषाग्निदृष्टिम् ।**
**क्रीडन्नमुं परिससार यथा खगेन्द्रो**
**बभ्राम सोऽप्यवसरं प्रसमीक्षमाणः ॥ २५**

બે શિખાઓવાળી જીભથી બે ગલોફાં વારંવાર ચાટતા, અતિ ભયંકર વિષાગ્નિયુક્ત દૃષ્ટિવાળા તે સર્પની વર્તુળાકારે ક્રીડા કરતા શ્રીહરિ ગરુડની જેમ સર્વ તરફ ગતિ કરવા લાગ્યા અને ભમવા લાગ્યા. તે સર્પ પણ (તેમને દંશ દેવાના) અવસરની પ્રતીક્ષા કરતો (તેમની આજુબાજુ ઘૂમવા માંડ્યો). ॥ ૨૫ ॥

हरिश्च क्रीडंस्तममुं सर्वं परिससार परितो बभ्राम। अतिकरालविषाग्नियुक्ता दृष्टिर्यस्य तम्। जिह्वया द्विशिखयेति प्रतिमुखम्॥ २५॥

અને ક્રીડા કરતા શ્રીહરિ આ સાપની સર્વ તરફ **'परिससार'** વર્તુળાકારે ગતિ કરવા લાગ્યા અને ભમવા લાગ્યા. અતિ ભયંકર વિષાગ્નિયુક્ત દૃષ્ટિ છે જેની તેની (સર્વ તરફ) – બે શિખાવાળી જીભથી પ્રત્યેક મુખનાં બે ગલોફાંને ॥ ૨૫ ॥

**एवं परिभ्रमहतौजसमुन्नतांस-**
**मानम्य तत्पृथुशिरःस्वधिरूढ आद्यः।**
**तन्मूर्धरत्ननिकरस्पर्शातिताम्र-**
**पादाम्बुजोऽखिलकलादिगुरुर्ननर्त ॥ २६**

આમ, પરિભ્રમણ કરવાથી જેનું બળ નાશ પામ્યું તે ઊંચી કાંધવાળા નાગને સંપૂર્ણ નમાવીને તેનાં વિશાળ મસ્તકો ઉપર શ્રીકૃષ્ણ આરૂઢ થઈ ગયા. તેનાં મસ્તકો ઉપર રહેલાં રત્નોના સમૂહના સ્પર્શથી અતિ અરુણ થઈ ગયેલાં ચરણવાળા, સર્વ કળાઓના આદિ (પ્રવર્તક) ગુરુ, સર્વના કારણરૂપ શ્રીકૃષ્ણ પ્રભુ નૃત્ય કરવા લાગ્યા. ॥ ૨૬ ॥

एवं परिभ्रमेणैव हतमोजो यस्य तम्। उन्नतावंसौ यस्य तम्। तस्य मूर्धसु ये रत्ननिकरास्तेषां स्पर्शेनात्यरुणं पादाम्बुजं यस्य सः। ननु कथं चञ्चलेषु शिरस्सु ननर्त तत्राह— अखिलकला–नामादिगुरुः॥ २६॥

આમ, પરિભ્રમણ કરવાથી જ જેનું બળ નાશ પામ્યું તે નાગને – જેની બે કાંધ (ફણાઓનો પાર્શ્વભાગ) ઊંચી છે તે નાગને – તેનાં મસ્તકો ઉપર જે રત્નોના સમૂહો છે, તેમના સ્પર્શથી જેમનું ચરણકમળ અતિ અરુણ છે તે શ્રીકૃષ્ણ પ્રભુ – પ્રશ્ન કરે છે કે હલતાં મસ્તકો ઉપર કેવી રીતે નૃત્ય કર્યું? તે માટે ઉત્તર આપે છે – સર્વ કળાઓના આદિ (મૂળ, પ્રવર્તક) ગુરુ ભગવાન શ્રીકૃષ્ણ છે. ॥ ૨૬ ॥

**तं नर्तुमुद्यतमवेक्ष्य तदा तदीय-**
**गन्धर्वसिद्धसुरचारणदेववध्वः।**
**प्रीत्या मृदंगपणवानकवाद्यगीत-**
**पुष्पोपहारनुतिभिः सहसोपसेदुः॥ २७**

તેમને નૃત્ય કરવા માટે ઉદ્યત થયેલા જોઈને તે સમયે અચાનક તેમના પાર્ષદો, ગંધર્વો, સિદ્ધો, દેવો, ચારણો, દેવાંગનાઓ પ્રેમપૂર્વક મૃદંગ, ઢોલ, નગારાં વગેરે વાદ્યો, ગીતો, પુષ્પોના ઉપહારો અને સ્તુતિઓ સહિત તેમની પાસે ગયાં. ॥ ૨૭ ॥

उपसेदुः प्राप्ताः॥ २७॥

(તે સૌ) **उपसेदुः** તેમની પાસે ગયાં. ॥ ૨૭ ॥

**यद् यच्छिरो न नमतेऽङ्ग शतैकशीर्ष्ण-**
**स्तत्तन्मर्द खरदण्डधरोऽङ्घ्रिपातैः।**
**क्षीणायुषो भ्रमत उल्बणमास्यतोऽसृ-**
**ङ्नस्तो वमन् परमकश्मलमाप नागः॥ २८**

હે પ્રિય (પરીક્ષિત), મૃતપ્રાય થઈ ગયો હોવા છતાં (જળમાં) ભમતા મુખ્ય સો મસ્તકવાળા નાગનું, જે જે મસ્તક નમતું ન હતું તે તે મસ્તકનું, પ્રચંડ દંડ દેનારા ભગવાન, ચરણના પ્રહારોથી મર્દન કરતા હતા. તે સમયે મુખ અને નાકમાંથી ભયંકર (ઝેરીલું) રક્ત ઓકતો નાગ અત્યંત કષ્ટને પ્રાપ્ત થયો. ॥ ૨૮ ॥

शतैकशीर्ष्णः शतमेकानि मुख्यानि शीर्षाणि यस्य तस्य क्षीणायुषोऽपि पुनर्भ्रमतो यद्यच्छिरो न नमते स्तब्धतां न जहाति। नृत्यच्छलेनाङ्घ्रिपातैस्तत्तन्ममर्द तदा चास्यतो मुखेभ्यो नस्तो नासाविवरेभ्यश्चासृग्वमन्॥ २८॥

**शतैकशीर्ष्णः शतम् एकानि** અર્થાત્ મુખ્ય સો મસ્તકો છે જેનાં તેનું, **क्षीणायुषः** (બળહીન થવાથી) મૃતપ્રાય થઈ ગયો હોવા છતાં પણ (જળમાં) ભમતા એવા તેનું જે જે મસ્તક નમતું ન હતું, અકડાઈ છોડતું ન હતું, તે તે મસ્તકનું નૃત્યના બહાને ચરણના પ્રહારોથી (ભગવાન) મર્દન કરતા હતા ત્યારે **आस्यतः** મુખમાંથી અને **नस्तः** નાકનાં છિદ્રોમાંથી રક્ત ઓકતો (નાગ) ॥ ૨૮ ॥

**बा.प्र.**—एकपदमत्रमुख्यवाचकम्।

અહીં 'એક' શબ્દ મુખ્યના અર્થમાં છે.

* अत्र मुख्येत्युक्तेरमुख्यान्यन्यान्यपि सन्ति। अग्रे फणासहस्रोक्तेः।

અહીં 'મુખ્ય' (સો મસ્તકો) કહેવામાં આવ્યું છે, કારણ કે મુખ્ય ન હોય તેવાં પણ બીજાં મસ્તકો હતાં. આગળ **फणासहस्र** એમ કહેવામાં આવ્યું હોવાથી (અન્ય અમુખ્ય હજાર મસ્તકો પણ હતાં.)

**तस्याक्षिभिर्गरलमुद्वमतः शिरस्सु**
**यद् यत् समुन्नमति निःश्वसतो रुषोच्चैः।**
**नृत्यन् पदानुनमयन् दमयाम्बभूव**
**पुष्पैः प्रपूजित इवेह पुमान् पुराणः॥ २९**

ક્રોધથી મોટા ફૂંફાડા મારતા, નેત્રોથી ઝેર ઓકતા તે કાલિય નાગનાં મસ્તકોમાંનું જે મસ્તક ઊંચું થતું, નૃત્ય કરતા ભગવાન (પોતાના) ચરણથી નમાવતા તેનું દમન કરતા હતા. આ અવસરે (પ્રસન્ન થયેલા ગંધર્વો વગેરે દ્વારા) પુરાણપુરુષ પુષ્પોથી પૂજાયા હોય તેમ (ગોપજનો દ્વારા નિહાળવામાં આવ્યું.) ॥ ૨૯ ॥

पुनरपि रुषा उच्चैर्निःश्वसतो यद्यत्समुन्नमति तत्तत्पदाघाते नानुनमयन्निहास्मिन्नवसरे हृष्टैर्गन्धर्वादिभिः शेषासनः पुराणः पुरुष इव यशोदानन्दनः पुष्पैः प्रपूजितः। यद्वा तदा गन्धर्वादिभिः पुष्पैः प्रपूजितो गोपैः पुराणः पुमानिव दृष्ट इति। यद्वा पुष्पैः प्रपूजित इव प्रसन्नः सन् दमयाम्बभूव। हितं कृतवानित्यर्थः॥ २९॥

ફરી પાછા ક્રોધથી મોટા ફૂંફાડા મારી રહેલા (નાગ)નું જે જે મસ્તક ઊંચું થતું, તે તે મસ્તક ચરણના પ્રહારથી નમાવતા – **इह** આ અવસરે, પ્રસન્ન થયેલા ગંધર્વો વગેરે દ્વારા શેષનાગ જેમનું આસન છે તે પુરાણપુરુષ સમાન યશોદાનંદન પુષ્પોથી પૂજિત થયા. અથવા તે સમયે ગંધર્વો વગેરે દ્વારા પુરાણપુરુષ પુષ્પોથી પૂજાયા હોય તેમ ગોપજનો દ્વારા નિહાળવામાં આવ્યું. અથવા પુષ્પોથી પૂજાયા હોય તેમ પ્રસન્ન થઈને નાગનું દમન કર્યું. (દંડ આપવાના બહાને) તેનું હિત કર્યું, એમ અર્થ છે. ॥ ૨૯ ॥

**तच्चित्रताण्डवविरुग्णफणातपत्रो**
**रक्तं मुखैरुरु वमन् नृप भग्नगात्रः।**
**स्मृत्वा चराचरगुरुं पुरुषं पुराणं**
**नारायणं तमरणं मनसा जगाम॥ ३०**

હે નૃપ, તે શ્રીકૃષ્ણના અલૌકિક તાંડવથી નષ્ટ થયેલી ફણાઓરૂપ છત્રવાળો, મુખથી પુષ્કળ રુધિર ઓકતો, ભાંગી ગયેલાં ગાત્રોવાળો કાલિયનાગ સ્થાવર-જંગમના ગુરુ, પુરાણપુરુષ નારાયણને ઓળખીને મનથી તેમને શરણે ગયો. ॥ ૩૦ ॥

अरणं शरणम्॥ ३०॥

**कृष्णस्य गर्भजगतोऽतिभरावसन्नं**
**पार्ष्णिप्रहारपरिरुग्णफणातपत्रम्।**
**दृष्ट्वाऽहिमाद्यमुपसेदुरमुष्य पत्न्य**
**आर्ताः श्लथद्वसनभूषणकेशबन्धाः॥ ३१**

गर्भे जगन्ति यस्य तस्यातिभारेणावसन्नमाक्रान्तम्। पार्ष्णिः पादपृष्ठम्। आद्यं श्रीकृष्णम्। श्लथन्तो विस्रंसमाना वसनादयो यासां ताः ॥ ३१॥

**तास्तं सुविग्नमनसोऽथ पुरस्कृतार्भाः**
**कायं निधाय भुवि भूतपतिं प्रणेमुः।**
**साध्व्यः कृतांजलिपुटाः शमलस्य भर्तु-**
**र्मोक्षेप्सवः शरणदं शरणं प्रपन्नाः॥ ३२**

ताः शरणं प्रपन्नाः सत्यस्तं प्रणेमुः। सुविग्नमनसोऽतिविह्वलचित्ताः। भुवीति तस्मिन्स्थाने जलाधस्ताद्वा तीरे वा। शमलस्य पापात्मनोऽपि भर्तुर्मोक्षेप्सवः। भर्तुर्यच्छमलं तस्य वा। भूतपतिं प्राणिमात्रस्य पतिम्। शरणदमाश्रयप्रदम्॥ ३२॥

प्रथमं तावत्कुपितं भगवन्तं दण्डानुमोदनेनोपशमयन्त्यः स्तुवन्ति—**न्याय्यो हीति**।

तत्र—
'दण्डानुमोदनं षड्भिर्दशभिश्च हरेर्नतिः।
प्रार्थनं पञ्चभिः श्लोकैस्ततः पन्नगयोषिताम्'॥ १॥

**अरणम्** શરણે ॥ ૩૦ ॥

જેમના ગર્ભમાં બ્રહ્માંડો છે તે શ્રીકૃષ્ણના અતિભારથી પીડાયેલા અને શ્રીકૃષ્ણના ચરણપૃષ્ઠ (એડી)ના પ્રહારોથી ભાંગી ગયેલા ફણારૂપ છત્રવાળા નાગને જોઈને જેમનાં વસ્ત્રો, અલંકારો અને અંબોડા શિથિલ થઈ ગયાં તેવી આ નાગની આર્ત પત્નીઓ આદ્ય એવા શ્રીકૃષ્ણની પાસે આવી. ॥ ૩૧ ॥

જેમના ગર્ભમાં બ્રહ્માંડો છે તેમના અતિ ભારથી **'अवसन्नम्'** પીડાયેલા નાગને – **'पार्ष्णिः'** એડી – **'आद्यम्'** શ્રીકૃષ્ણને – **'श्लथन्तः'** (શ્લથત્) શિથિલ થતાં વસ્ત્રો વગેરે છે જેમનાં તે નાગપત્નીઓ ॥ ૩૧ ॥

અને પછી અત્યંત વિહ્વળ ચિત્તવાળી તે પતિવ્રતા નાગપત્નીઓએ પોતાનાં બાળકોને આગળ કરીને પૃથ્વી ઉપર કાયા નમાવીને, સર્વ પ્રાણીઓના પાલક શ્રીકૃષ્ણને પ્રણામ કર્યા. પાપાત્મા એવા પોતાના પતિનો છુટકારો ઇચ્છતી તે સર્વે બંને હાથ જોડીને શરણ પ્રદાન કરનાર ભગવાનને શરણે ગઈ. ॥ ૩૨ ॥

શરણે આવી પડેલી તે નાગપત્નીઓએ તે શ્રીકૃષ્ણને પ્રણામ કર્યા. **'सुविग्नमनसः'** અતિ વિહ્વળ ચિત્તવાળી તેઓ – **'भुवि इति।'** જળની નીચેના તે સ્થાનમાં અથવા યમુનાકિનારે – **'शमलस्य'** પાપાત્મા હોવા છતાં તેવા પતિનો છુટકારો ઇચ્છતી, અથવા પતિનું જે પાપ છે, (તે) પતિના પાપનો છુટકારો ઇચ્છતી – **'भूतपतिम्'** – પ્રાણીમાત્રના પતિને (શરણે ગઈ). **'शरणदम्'** શરણ (આશ્રય) પ્રદાન કરનાર શ્રીકૃષ્ણને (શરણે ગઈ.) ॥ ૩૨ ॥

પ્રથમ તો કોપાયમાન થયેલા ભગવાનને, દંડના સમર્થન દ્વારા શાંત પાડતી નાગપત્નીઓ સ્તુતિ કરે છે – **'न्याय्यः हि इति।'**

તે સ્તુતિમાં 'છ શ્લોકો વડે દંડનું સમર્થન, દસ શ્લોકો વડે શ્રીહરિને નમસ્કાર અને ત્યાર પછી પાંચ શ્લોકો વડે નાગપત્નીઓની પ્રાર્થના છે.' ॥ ૧ ॥

नागपत्न्य ऊचुः

**न्याय्यो हि दण्डः कृतकिल्बिषेऽस्मिं-**
**स्तवावतारः खलनिग्रहाय।**
**रिपोः सुतानामपि तुल्यदृष्टे-**
**र्धत्से दमं फलमेवानुशंसन्॥ ३३**

न च निग्रहानुग्रहलक्षणं वैषम्यं तवास्तीत्याहुः—धत्से दममिति। अनुशंसन्नालोचयन् ॥ ३३ ॥

'निग्रहोऽप्यनुग्रहाय' इत्युक्तम्, इदानीमनुग्रह एवायं न निग्रह इत्याहुः—**अनुग्रह इति**।

**अनुग्रहोऽयं भवतः कृतो हि नो**
**दण्डोऽसतां ते खलु कल्मषापहः।**
**यद् दन्दशूकत्वममुष्य देहिनः**
**क्रोधोऽपि तेऽनुग्रह एव सम्मतः॥ ३४**

नोऽस्माकम्। यस्मादमुष्य सर्पत्वं दृश्यते, अतस्तन्मूलपापनिवर्तको दण्डोऽनुग्रह एव क्रोधत्वेन प्रतीयमानोऽपीत्यर्थः॥ ३४॥

**वंशीधरी—**'क्रोधोऽपि देवस्य वरेण तुल्यः' इत्युक्तिमाश्रित्य लोकदृष्टौ निग्रहोऽपि फलतोऽनुग्रह एवेति भावः।

महांश्चायमनुग्रह इति तस्य पूर्वपुण्यमभिनन्दन्ति—**तप इति**।

**નાગપત્નીઓ બોલી** – અપરાધ કરનાર આ નાગની ઉપર કરવામાં આવેલો નિગ્રહ (દંડ, દમન) ઉચિત જ છે. શત્રુ અને પુત્ર માટે સમદર્શી એવા આપનો અવતાર બીજાને પીડા આપનાર (ખલ)ને દંડ દેવા માટે જ છે. (અપરાધને અનુરૂપ) ફળનો જ વિચાર કરતા આપ દંડ ધારણ કરો છો. ॥ ૩૩ ॥

વળી, નિગ્રહ અને અનુગ્રહના લક્ષણરૂપ વિષમતા આપનામાં નથી, એમ તેઓ કહે છે – **'धत्से दमम् इति।' 'अनुशंसन्'** વિચાર કરતા (આપ સમદર્શી હોઈ અપરાધને અનુરૂપ જોઈ વિચારીને દંડ આપો છો.) ॥ ૩૩ ॥

નિગ્રહ પણ અનુગ્રહ કરવા માટે કર્યો છે, એમ કહેવામાં આવ્યું. હવે નાગપત્નીઓ કહે છે કે આ તો કેવળ અનુગ્રહ છે, નિગ્રહ નથી – **'अनुग्रहः इति।'**

આપના દ્વારા અમારી ઉપર દંડરૂપ અનુગ્રહ જ કરવામાં આવ્યો છે, કારણ કે જે કારણે આ જીવનું (અનેક શરીર પ્રાપ્ત કરાવનારું) સર્પત્વ દેખાય છે તે મૂળ પાપને દૂર કરનારો દંડ ક્રોધ(રૂપે પ્રતીત થતો) હોવા છતાં ખરેખર, અમને આપના અનુગ્રહરૂપે જ માન્ય છે. ॥ ૩૪ ॥

**'नः'** અમારી ઉપર – જે કારણે આ જીવનું સર્પત્વ દેખાય છે, આથી તે મૂળ પાપને દૂર કરનારો દંડ ક્રોધરૂપે પ્રતીત થતો હોવા છતાં અનુગ્રહ જ છે. ॥ ૩૪ ॥

'ભગવાનનો ક્રોધ પણ વરદાન સમાન છે.' (મૂળ મળ્યું નથી.) આ ઉક્તિનો આશ્રય કરીને લોકદષ્ટિએ કરવામાં આવેલો નિગ્રહ ફળસ્વરૂપે અનુગ્રહ જ છે, એવો ભાવ છે.

અને આ મહાન અનુગ્રહ છે, એમ (કહીને) તેના પૂર્વ પુણ્યની તેઓ પ્રશંસા કરે છે – **'तपः इति।'**

**तपः सुतप्तं किमनेन पूर्वं**
**निरस्तमानेन च मानदेन।**
**धर्मोऽथ वा सर्वजनानुकम्पया**
**यतो भवांस्तुष्यति सर्वजीवः॥ ३५**

स्वयं मानरहितेनान्येभ्यो मानदेन च। सर्वं जीवयतीति सर्वजीवः॥ ३५॥

(સ્વયં) નિરભિમાની થઈને (અન્ય જનોને) માન આપનાર આ સર્પ દ્વારા પૂર્વ (જન્મ)માં કયા તપનું સમ્યક્ અનુષ્ઠાન કરવામાં આવ્યું હશે તેમ જ સર્વ જનો ઉપર અનુકંપા કરવા દ્વારા કયા ધર્મનું આચરણ કરવામાં આવ્યું હશે, કે જે (તપ અને ધર્મ)થી સર્વને જિવાડનાર આપ પ્રસન્ન થયા છો? ॥ ૩૫॥

સ્વયં નિરભિમાની થઈને અને અન્ય જનોને માન આપવા દ્વારા – સર્વને જિવાડે તે **'સર્વજીવઃ'** ॥ ૩૫ ॥

न तप आदिनिमित्त एष भाग्योदयः, किंत्वचिन्त्यं तव कृपावैभवमित्याहुः श्लोकत्रयेण— **कस्यानुभाव इति**।

આ ભાગ્યોદયનું કારણ તપ વગેરે નથી પરંતુ આપનો અચિન્ત્ય કૃપાવૈભવ છે, એમ તેઓ ત્રણ શ્લોકોથી કહે છે – **'कस्य अनुभावः इति।'**

**कस्यानुभावोऽस्य न देव विद्महे**
**तवाङ्घ्रिरेणुस्पर्शाधिकारः ।**
**यद्वाञ्छया श्रीर्ललनाऽऽचरत्तपो**
**विहाय कामान् सुचिरं धृतव्रता॥ ३६**

હે દેવ, આ સર્પને આપની ચરણરેણુના સ્પર્શનો અધિકાર પ્રાપ્ત થયો તે આના કયા પુણ્યકર્મનો પ્રભાવ છે તે અમે નથી જાણતાં, કારણ કે જે ચરણરજના સ્પર્શની ઈચ્છાથી સ્ત્રીઓમાં શ્રેષ્ઠ એવાં લક્ષ્મીજીએ સર્વ કામનાઓ ત્યજી (આહારશયનાદિ) વ્રતો ધારણ કરીને દીર્ઘકાળપર્યન્ત (નિરંતર પતિની આરાધનારૂપ) તપશ્ચર્યા કરી હતી, ॥ ૩૬ ॥

तपआदिना ब्रह्मादयोऽपि यस्याः श्रियः प्रसादमिच्छन्ति सा श्रीर्ललना उत्तमा स्त्री यस्य त्वदङ्घ्रिस्पर्शाधिकारस्य वाञ्छया तप आचरत्। अस्य सर्पस्य। स किंकृत इति को वेत्तीत्यर्थः॥ ३६॥

તપ વગેરે દ્વારા બ્રહ્માજી વગેરે પણ જે લક્ષ્મીજીની કૃપા ઈચ્છે છે તે **'ललना'** સ્ત્રીઓમાં શ્રેષ્ઠ એવાં લક્ષ્મીજીએ જે આપના ચરણના સ્પર્શના અધિકારની ઈચ્છાથી (પતિની આરાધનારૂપ) તપશ્ચર્યા કરી હતી. **'अस्य'** આ સર્પના – **'सः'** (આપની ચરણરેણુના સ્પર્શનો અધિકાર) તે **किंकृतः (केन कृतः—वं.)** કોના દ્વારા નક્કી કરવામાં આવે, તે કોણ જાણે છે? એમ અર્થ છે. (કોઈ નથી જાણતું.) ॥ ૩૬ ॥

**न नाकपृष्ठं न च सार्वभौमं**
**न पारमेष्ठ्यं न रसाधिपत्यम्।**
**न योगसिद्धीरपुनर्भवं वा**
**वाञ्छन्ति यत्पादरजःप्रपन्नाः॥ ३७**

જે ચરણરજ(ના શરણ)ને પ્રાપ્ત થયેલા ભક્તો સ્વર્ગને, સર્વ ભૂમિના રાજ્યને, બ્રહ્માજીના પદને, પાતાળ વગેરેના આધિપત્યને, (અણિમાદિ ઐશ્વર્યરૂપ) યોગસિદ્ધિઓને અને મોક્ષને પણ ઈચ્છતા નથી, ॥ ૩૭ ॥

यत्तव पादरजः प्रपन्नाः प्राप्ताः पारमेष्ठ्याद्यपि तुच्छं मन्यन्ते॥ ३७॥

આપની જે ચરણરજને **'प्रपन्नाः'** પ્રાપ્ત થયેલા ભક્તો પરમેષ્ઠી બ્રહ્માજીના પદ વગેરેને પણ તુચ્છ માને છે. ॥ ૩૭ ॥

**तदेष नाथाप दुरापमन्यै-**
**स्तमोजनिः क्रोधवशोऽप्यहीशः।**
**संसारचक्रे भ्रमतः शरीरिणो**
**यदिच्छतः स्याद् विभवः समक्षः॥ ३८**

હે નાથ, તે(ચરણરજ)ને તમોગુણથી ઉત્પન્ન થનારો અને ક્રોધને વશ થનારો આ નાગરાજ પામ્યો છે! સંસારચક્રમાં ભમતા દેહધારીને જે ચરણરજની કામના કરતાં જ પ્રત્યક્ષ સર્વ અપેક્ષિત સમ્પત્તિ પ્રાપ્ત થાય છે. ॥ ૩૮ ॥

अहो तदेषः अयत्नत एव प्राप। अन्यैः श्र्यादिभिरपि। कथंभूतं पादरजः। यदिच्छतः सेव्यं मे भवत्विति प्रार्थयमानस्यैव समक्षः प्रत्यक्ष एव विभवोऽपेक्षिता संपद्भवति॥ ३८॥

અહો! તે (અપ્રાપ્ય ચરણરજ)ને આ (નાગરાજ) વિના પ્રયત્ને જ પામ્યો છે! **'अन्यैः'** (બ્રહ્માદિ) અન્ય દેવો દ્વારા અને લક્ષ્મીજી વગેરે દ્વારા પણ (દુર્લભ). કેવી ચરણરજને? **'यत्-इच्छतः'** મારે સેવવાયોગ્ય થાઓ, એવી (જે ચરણરજની) પ્રાર્થના કરતા મનુષ્યને **'समक्षः'** પ્રત્યક્ષ જ **'विभवः'** અપેક્ષિત સંપત્તિ પ્રાપ્ત થાય છે. ॥ ૩૮ ॥

**नमस्तुभ्यं भगवते पुरुषाय महात्मने।**
**भूतावासाय भूताय पराय परमात्मने॥ ३९**

અચિન્ત્ય ઐશ્વર્યાદિ ગુણોવાળા (ભગવાન)ને નમસ્કાર. શરીરોમાં અંતર્યામીરૂપે રહેલા (પુરુષ)ને, અમર્યાદિત (મહાત્મા)ને, આકાશાદિ પંચમહાભૂતોના આશ્રયરૂપ (ભૂતાવાસ)ને, પૂર્વે પણ જેની સત્તા છે તે (ભૂત)ને, મૂળ કારણરૂપ (પર)ને તથા સર્વ કારણોથી પર (પરમાત્મા) એવા આપને નમસ્કાર હો. ॥ ૩૯ ॥

नमस्तुभ्यं भगवतेऽचिन्त्यैश्वर्यादिगुणाय। तदुपपादनाय दशभिः श्लोकैर्विशेषणानि। पुरुषाय पूर्ष्वन्तर्यामिरूपेण वर्तमानाय। महात्मने एवमपि नातिपरिच्छिन्नाय। कुतः। भूतावासायाकाशाद्याश्रयाय। एतदपि कुतः। भूताय पूर्वमपि सते। कुतः। पराय कारणाय। किंच परमात्मने कारणातीताय॥ ३९॥

**'भगवते'** અચિન્ત્ય ઐશ્વર્યાદિ ગુણોવાળા આપને નમસ્કાર હો. તે સિદ્ધ કરવા માટે દસ શ્લોકો દ્વારા વિશેષણો આપ્યાં છે. **'पुरुषाय'** શરીરોમાં અંતર્યામીરૂપે રહેલાને – **'महात्मने'** આમ (શરીરોમાં રહેલા) છતાં અતિમર્યાદિત નથી તેમને – કેવી રીતે? **'भूतावासाय'** આકાશાદિ પંચમહાભૂતોના આશ્રયને, એ પણ કેવી રીતે? **'भूताय'** પૂર્વે પણ સત્તા છે જેમની તેમને – કેવી રીતે? **'पराय'** મૂળ કારણરૂપને – વળી, **'परमात्मने'** સર્વ કારણોથી પર એવા પરમાત્માને (નમસ્કાર). ॥ ૩૯ ॥

कारणत्वं कारणातीतत्वं च समर्थयितुमाहुः—

કારણ અને કારણાતીત હોવાનું સમર્થન આપવા માટે તેઓ કહે છે –

**ज्ञानविज्ञाननिधये ब्रह्मणेऽनन्तशक्तये।**
**अगुणायाविकाराय नमस्तेऽप्राकृताय च॥ ४०**

બુદ્ધિ અને ચિત્‌શક્તિના નિધિને, વ્યાપક (બ્રહ્મ)ને, અનંત શક્તિસંપન્નને, પ્રકૃતિના ગુણોથી પરને, નિર્વિકારને અને પ્રકૃતિના પ્રવર્તક એવા આપને નમસ્કાર. ॥ ૪૦ ॥

ज्ञानविज्ञाननिधये। ज्ञानं ज्ञप्तिः, विज्ञानं चिच्छक्तिः, उभयोर्निधये ताभ्यां पूर्णाय। कथं तथात्वमत उक्तं ब्रह्मणेऽनन्तशक्तये। कथंभूताय ब्रह्मणे। अगुणायाविकाराय। कथंभूताय। अनन्तशक्तये। प्राकृताय प्रकृतिप्रवर्तकाय, अप्राकृतायेति वा। अप्राकृतानन्तशक्तियुक्ताय। अयमर्थः—अगुणत्वादविकारं ब्रह्मज्ञप्तिमात्रत्वात्कारणातीतं प्रकृतिप्रवर्तकोऽनन्तशक्तिर्विज्ञाननिधित्वादीश्वरः कारणं तदुभयात्मने नम इति॥ ४०॥

**'ज्ञानविज्ञाननिधये'**। **'ज्ञानम्'** બુદ્ધિ **'विज्ञानम्'** અને ચિત્શક્તિ, બંનેના **'निधये'** નિધિને, તે બંનેથી પૂર્ણને – તેવા (બુદ્ધિ અને ચિત્શક્તિના નિધિરૂપ) આમ કેવી રીતે કહેવામાં આવ્યું? **'ब्रह्मणेऽनन्तशक्तये'** કેવા બ્રહ્મને? નિર્ગુણ, નિર્વિકાર બ્રહ્મને – કેવા બ્રહ્મને? અનંત શક્તિથી સંપન્ન એવા બ્રહ્મને – **'प्राकृताय'** પ્રકૃતિના પ્રવર્તકને અથવા (**'नमस्तेऽप्राकृताय'**) અપ્રાકૃતને – અપ્રાકૃત અનંત શક્તિથી યુક્તને – અર્થ આ પ્રમાણે છે – ગુણરહિત હોવાથી વિકારરહિત કેવળ બ્રહ્મજ્ઞાનરૂપ હોવાથી કારણાતીત અને પ્રકૃતિના પ્રવર્તક એવા અનંત શક્તિયુક્ત વિજ્ઞાન (ચિત્શક્તિ)ના ભંડાર ઈશ્વરરૂપ કારણ – એમ જ્ઞાન અને વિજ્ઞાનના ઉભયાત્મક સ્વરૂપને નમસ્કાર. ॥ ૪૦ ॥

अनन्तशक्तित्वात्कालशक्त्या विश्वस्रष्टृत्वादिरूपेण नमस्यन्ति।

અનંતશક્તિરૂપ હોવાથી કાળશક્તિ દ્વારા વિશ્વના સર્જનહાર વગેરેરૂપે તેઓ નમસ્કાર કરે છે.

**कालाय कालनाभाय कालावयवसाक्षिणे।**
**विश्वाय तदुपद्रष्ट्रे तत्कर्त्रे विश्वहेतवे॥ ४१**

કાળસ્વરૂપને, કાળશક્તિના આશ્રયને તથા કાળના (સૃષ્ટિના સમય વગેરે) અવયવોને નમસ્કાર. વિશ્વરૂપને, તે વિશ્વના સાક્ષીને, તે વિશ્વના કર્તાને અને વિશ્વના કારણને (નમસ્કાર). ॥ ૪૧॥

कालाय कालस्वरूपाय। कालनाभाय कालशक्त्याश्रयाय। कालावयवानां सृष्ट्यादिसमयानां साक्षिणे। ततश्च विश्वाय विश्वरूपाय। तर्हि किं जडोऽहम्। न हि, तदुपद्रष्ट्रे। न च द्रष्टृमात्राय, किंतु तत्कर्त्रे। न च कर्तृमात्राय, विश्वहेतवे सर्वकारकरूपाय॥ ४१॥

**'कालाय'** કાળસ્વરૂપને નમસ્કાર. **'कालनाभाय'** કાળશક્તિના આશ્રયને – કાળના અવયવો સૃષ્ટિ વગેરે (સ્થિતિ, લય) સમયોના સાક્ષીને – અને પછી **'विश्वाय'** વિશ્વરૂપને – (ભગવાન કહે કે) તો શું હું જડ છું? તે માટે કહે છે કે ના, વિશ્વના સાક્ષીને અને માત્ર સાક્ષીને જ નહીં, પરંતુ તેના કર્તાને – વળી, તેના માત્ર કર્તાને જ નહીં, **'विश्वहेतवे'** વિશ્વના કારણને (નમસ્કાર હો). ॥ ૪૧ ॥

तदेवाहुः—

(ભગવાન સર્વકારકરૂપ છે,) તે જ કહે છે –

**भूतमात्रेन्द्रियप्राणमनोबुद्ध्याशयात्मने ।**
**त्रिगुणेनाभिमानेन गूढस्वात्मानुभूतये॥ ४२**

(પાંચ) મહાભૂતો, (શબ્દાદિ પાંચ) તન્માત્રાઓ, ઇન્દ્રિયો, પ્રાણ, મન, બુદ્ધિ, ચિત્ત તથા અહંકાર(રૂપ આપ)ને નમસ્કાર હો. (સૃષ્ટિના કાર્યરૂપ દેહાદિમાં રહેલા) ત્રિગુણાત્મક અભિમાનથી જેમના દ્વારા પોતાના અંશરૂપ જીવોની અનુભૂતિ ઢંકાઈ છે તેમને (નમસ્કાર હો). ॥ ૪૨ ॥

भूतमात्रेन्द्रियप्राणमनोबुद्ध्याशयात्मने, आशयश्चित्तम्, भूतादिरूपाय। अतः सर्वकारकरूपायेति। अहंकारात्मतया नमस्यन्ति—त्रिगुणेनेति। एवं सृष्टे कार्ये यस्त्रिगुणोऽभिमानस्तेन गूढा स्वांशभूतानामात्मनां जीवानामनुभूतिर्येन तस्मै ॥ ४२ ॥

પંચમહાભૂતો, તન્માત્રાઓ, ઇન્દ્રિયો, પ્રાણ, મન, બુદ્ધિ, ચિત્ત તથા અહંકારરૂપને (નમસ્કાર) – '**आशयः**' ચિત્ત–પંચમહાભૂતના કારણરૂપ આત્માને – અહંકારને, આથી સર્વકારકરૂપને (નમસ્કાર). અહંકારરૂપે નમસ્કાર કરે છે – '**त्रिगुणेन इति।**' આમ જણાવ્યા પ્રમાણે સૃષ્ટિરૂપ કાર્યમાં (દેહાદિમાં) જે ત્રિગુણાત્મક અભિમાન છે તેનાથી ઢંકાઈ છે પોતાના અંશરૂપ '**आत्मनाम्**' જીવોની અનુભૂતિ જેમના દ્વારા તેમને (નમસ્કાર હો). ॥ ૪૨ ॥

त्वं त्वहंकारानावृत इति स्तुवन्ति।

આપ તો અહંકારના આવરણથી રહિત છો, એમ તેઓ સ્તુતિ કરે છે.

**नमोऽनन्ताय सूक्ष्माय कूटस्थाय विपश्चिते।**
**नानावादानुरोधाय वाच्यवाचकशक्तये॥ ४३**

અનંત, સૂક્ષ્મ, નિર્વિકાર અને સર્વજ્ઞને નમસ્કાર. અનેક વાદોનું અનુસરણ કરનારને નમસ્કાર. જેમનાથી શબ્દ અને અર્થની શક્તિ છે તે શક્તિરૂપને નમસ્કાર. ॥ ૪૩ ॥

नमोऽनन्ताय, अहंकारापरिच्छेदात्। अतः सूक्ष्माय, अदृश्यत्वात्। अत एव कूटस्थाय, उपाधिकृतविकाराभावात्। अत एव विपश्चिते सर्वज्ञाय। एवं वस्तुतः स्तुत्वाऽचिन्त्यमायात्वेन स्तुवन्ति—नानावादानुरोधाय। अस्ति नास्ति सर्वज्ञः किंचिज्ज्ञो बद्धो मुक्त एकोऽनेक इत्यादिनानावादाननुरुणद्धि माययाऽनुवर्तते यस्तस्मै। किंच वाच्यवाचकशक्तये। अभिधानाभिधेयशक्तिभेदादपि नानात्वेन प्रतीयमानायेत्यर्थः ॥ ४३ ॥

'**नमः अनंताय**' અહંકારકૃત મર્યાદાનો અભાવ હોવાથી અનંતને નમસ્કાર. આથી અદૃશ્ય હોવાથી સૂક્ષ્મસ્વરૂપને નમસ્કાર. આથી જ '**कूटस्थाय**' ઉપાધિકૃત વિકારોનો અભાવ હોવાથી નિર્વિકારને – આથી જ '**विपश्चिते**' સર્વજ્ઞને, આમ વસ્તુતઃ સ્તુતિ કરીને અચિન્ત્ય માયારૂપે સ્તુતિ કરે છે – '**नानावादानुरोधाय**' અસ્તિ, નાસ્તિ, સર્વજ્ઞ, અલ્પજ્ઞ, બદ્ધ, મુક્ત, એક, અનેક વગેરે અનેક વાદવિવાદોને જે માયાથી અનુસરે છે તેમને – વળી, '**वाच्यवाचकशक्तये**' અર્થ અને શબ્દની શક્તિ જેમનાથી છે તેમને – શબ્દરૂપ અને અર્થરૂપ શક્તિના ભેદને કારણે પણ અનેકરૂપે પ્રતીત થતા (આપને નમસ્કાર), એમ અર્થ છે. ॥ ૪૩ ॥

अनावृतत्वमेव हेत्वन्तरेणापि सूचयन्त्यः स्तुवन्ति—

આવરણરાહિત્યને જ બીજા હેતુથી પણ સૂચવતી નાગપત્નીઓ સ્તુતિ કરે છે –

**नमः प्रमाणमूलाय कवये शास्त्रयोनये।**
**प्रवृत्ताय निवृत्ताय निगमाय नमो नमः॥ ४४**

ચક્ષુ વગેરે ઇન્દ્રિયોના મૂળ પ્રકાશકને નમસ્કાર. સ્વતઃસિદ્ધ જ્ઞાનવાળા (કવિ)ને અને શાસ્ત્રોના ઉત્પત્તિસ્થાન એવા આપને નમસ્કાર. વિધિરૂપને અને નિષેધરૂપને નમસ્કાર, વેદસ્વરૂપને નમસ્કાર. ॥ ૪૪ ॥

नमः प्रमाणमूलाय चक्षुरादीनां चक्षुरादिरूपाय। अत एव कवये स्वयं तन्निरपेक्षज्ञानाय। कुतः। शास्त्रयोनये वेदात्मकनिःश्वासाय। किंच प्रवृत्ताय निवृत्ताय निगमाय नमो नमः॥ ४४॥

**'नमः प्रमाणमूलाय'** ચક્ષુ વગેરેના ચક્ષુ વગેરે રૂપને – આથી જ **'कवये'** ચક્ષુ વગેરેથી નિરપેક્ષ જ્ઞાનવાળા સ્વયંસિદ્ધને – કેવી રીતે? **'शास्त्रयोनये'** વેદરૂપ નિઃશ્વાસ છે જેનો તેવા શાસ્ત્રના ઉત્પત્તિસ્થાનરૂપને – વળી, વિધિ-નિષેધરૂપ વેદને નમસ્કાર, નમસ્કાર. ॥ ૪૪ ॥

**वंशीधरी—**'चक्षुषश्चक्षुरुत श्रोत्रस्य श्रोत्रम्' इत्यादि श्रुतेः।

(બ્રહ્મની શક્તિથી અધિષ્ઠિત નેત્રાદિમાં દર્શન-સામર્થ્ય હોવાથી તે બ્રહ્મને જેઓ) ચક્ષુનું ચક્ષુ, શ્રોત્રનું શ્રોત્ર... (જાણે છે તેઓ જ બ્રહ્મને જાણે છે.) – (બૃહદા.ઉપ.૪/૪/૧૮)

किंच अनावृतैश्वर्यत्वादेव चतुर्मूर्तिरूपेण सर्वोपास्यत्वेन नमन्ति—**नमः कृष्णायेति** श्लोकेन।

વળી, આવરણરહિત ઐશ્વર્ય હોવાથી જ ચતુર્મૂર્તિરૂપે સર્વના ઉપાસ્ય તરીકે એક શ્લોકથી નમન કરે છે – **'नमः कृष्णाय इति।'**

**नमः कृष्णाय रामाय वसुदेवसुताय च।**
**प्रद्युम्नायानिरुद्धाय सात्वतां पतये नमः॥ ४५**

(સદાનંદરૂપ) શ્રીકૃષ્ણને પ્રણામ. સંકર્ષણરૂપ બલરામજીને પ્રણામ. શુદ્ધ અંતઃકરણમાં પ્રકાશમાન (વસુદેવનંદન)ને નમસ્કાર. (બુદ્ધિમાં ઉપાસના કરવા યોગ્ય) પ્રદ્યુમ્નને અને (મનમાં ઉપાસના કરવા યોગ્ય) અનિરુદ્ધને નમસ્કાર. ઉપાસકોના પાલક (પતિ)ને નમસ્કાર. ॥ ૪૫ ॥

रामाय संकर्षणाय। वसुदेवसुताय च। वसुदेवशब्दितं शुद्धं सत्त्वं तत्र प्रकाशमानाय वाासुदेवायेत्यर्थः। सात्वतामुपासकानां पतये सालोक्यादिपालकाय। एवं चतुर्मूर्तये कृष्णाय तुभ्यं नम इति॥ ४५॥

**'रामाय'** સંકર્ષણરૂપ બલરામજીને અને **'वसुदेवसुताय च'** વસુદેવથી ધ્વનિત થતું શુદ્ધ અંતઃકરણ, તેમાં જે પ્રકાશમાન છે તે વાસુદેવને, એમ અર્થ છે. **'सात्वताम्'** ઉપાસકોના પતિને, સાલોક્યાદિ મુક્તિ દ્વારા પાલન કરનારને નમસ્કાર. આમ ચાર મૂર્તિસ્વરૂપ શ્રીકૃષ્ણ એવા આપને નમસ્કાર. ॥૪૫॥

कथं चतुर्मूर्तितेति तदाहुः—**नमो गुण-प्रदीपायेति**।

ભગવાનનું ચતુર્મૂર્તિસ્વરૂપ કેવી રીતે છે, તે તેઓ કહે છે – **'नमः गुणप्रदीपाय इति।'**

**नमो गुणप्रदीपाय गुणात्मच्छादनाय च।**
**गुणवृत्त्युपलक्ष्याय गुणद्रष्ट्रे स्वसंविदे॥ ४६**

(મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર – એમ ચાર) અંતઃકરણોરૂપ ગુણોને પ્રકાશિત કરનારને નમસ્કાર. (અહંકારાદિ) ગુણો વડે બ્રહ્મરૂપનું આચ્છાદન કરનારને નમસ્કાર. ગુણોરૂપ અંતઃકરણની વૃત્તિઓ દ્વારા જાણવાયોગ્યને નમસ્કાર. ગુણોના સાક્ષીને તથા સ્વયંપ્રકાશરૂપને નમસ્કાર. ॥ ૪૬ ॥

गुणा अन्तःकरणानि तानि प्रदीपयति। प्रकाशयतीति तथा तस्मै। चित्ताद्यधिष्ठातृत्वेन चतुर्मूर्तितेत्यर्थः। ननु तथाप्येकस्यैव कथं चतुष्ट्वमत आहुः—गुणात्मच्छादनाय तैरेव गुणैरुपासकानां फलवैचित्र्यायात्मानमाच्छाद्य नानात्वेन प्रकाश-मानायेत्यर्थः। ननु तर्हि कथं प्रतीतिरत उक्तम्-गुणवृत्त्युपलक्ष्याय चित्तादीनां चेतनाध्यवसायादि-वृत्तिभिरुपलक्ष्याय। उपलक्षणमेवाहुः—गुणद्रष्ट्रे तत्साक्षिणे। कथंचिदुपलक्ष्य एव न ज्ञेय इत्याहुः—स्वसंविदे, अगोचरायेत्यर्थः॥ ४६॥

'**गुणाः**' અંતઃકરણો, તેમને '**प्रदीपयति**' પ્રકાશિત કરે છે તેવા તેમને નમસ્કાર. ચિત્ત વગેરેના અધિષ્ઠાતા હોવાથી ચતુર્મૂર્તિરૂપતા છે, એમ અર્થ છે. કોઈ શંકા કરે કે, તો પણ એકનું જ ચાર હોવું કેવી રીતે થાય? તે માટે ઉત્તર આપે છે – '**गुणात्मच्छादनाय**' ઉપાસકોનાં જુદાં જુદાં ફળ માટે તે જ ગુણો વડે (શુદ્ધ બ્રહ્મરૂપનું) આચ્છાદન કરીને (ભક્તોની જેવી જેવી કામનાઓ હોય તેવા તેવા) અનેકરૂપે પ્રકાશમાન થનારને (નમસ્કાર), એમ અર્થ છે. શંકા કરવામાં આવી છે કે તો પછી ભગવાનની પ્રતીતિ કેવી રીતે થાય? આ માટે (નાગપત્નીઓ) કહે છે – '**गुणवृत्ति-उपलक्ष्याय**' ચિત્ત વગેરે ગુણોની ચેતના, નિશ્ચય વગેરે વૃત્તિઓ દ્વારા જાણવાયોગ્યને (નમસ્કાર). (ગુણવૃત્તિઓના પ્રવર્તક હોવાથી, તે લક્ષણથી સૂચિત થવા યોગ્ય) સૂચકને જ વર્ણવે છે – '**गुणद्रष्ट्रे**' ગુણોના સાક્ષી (દ્રષ્ટા)ને (પ્રણામ). કોઈક રીતે સૂચન દ્વારા જાણવા યોગ્ય જ છે, પ્રમાણથી જાણવા યોગ્ય નહીં, એમ કહે છે – '**स्वसंविदे**' ઇન્દ્રિયોના અવિષયને – સ્વયંપ્રકાશરૂપ (ભગવાન)ને પ્રણામ, એમ અર્થ છે. ॥ ૪૬ ॥

अगोचरत्वमुपलक्ष्यत्वं च दर्शयन्त्यो नमन्ति—

પરમાત્માનું અગોચરત્વ (ઇન્દ્રિયોના વિષયરૂપ ન હોવું તે) અને ઉપલક્ષ્યત્વ (સૂચિત થવા યોગ્ય હોવું તે) દર્શાવતી નાગપત્નીઓ નમન કરે છે –

**अव्याकृतविहाराय सर्वव्याकृतसिद्धये।**
**हृषीकेश नमस्तेऽस्तु मुनये मौनशीलिने॥ ४७**

(જેમનો વિહાર અપ્રકટ છે તેથી) અતર્ક્ય મહિમાવાળાને નમસ્કાર. સર્વ કાર્યોની ઉત્પત્તિના અને જ્ઞાનના કારણરૂપ હોવાથી, (તેના દ્વારા) સૂચિત થવા યોગ્યને નમસ્કાર. હે હૃષીકેશ! (ઇન્દ્રિયોના પ્રવર્તક,) મૌન (એટલે આત્મામાં રમણ કરવું, એ જ) જેમનો સ્વભાવ છે તેવા આત્મારામ મુનિસ્વરૂપ આપને નમસ્કાર હો. ॥ ૪૭ ॥

अव्याकृतविहाराय, अतर्क्यमहिम्न इत्यर्थः। सर्वव्याकृतसिद्धये सर्वकार्योत्पत्तिप्रकाशहेतुत्वेनो-पलक्षणयोग्यायेत्यर्थः। उपलक्षणान्तरमाहुः—हे हृषीकेश करणप्रवर्तक। किं विषयलिप्सया, न,

'**अव्याकृतविहाराय**' (જેમનો વિહાર અપ્રકટ છે તેથી) અતર્ક્ય મહિમાવાળાને (પ્રણામ), એમ અર્થ છે. '**सर्वव्याकृतसिद्धये**' સર્વ કાર્યોની ઉત્પત્તિ અને જ્ઞાનના કારણરૂપ હોવાથી સૂચિત થવા યોગ્યને નમસ્કાર, એમ અર્થ છે. બીજું સૂચક લક્ષણ જણાવે છે – હે હૃષીકેશ, ઇન્દ્રિયોના પ્રવર્તક! શું વિષયોને પ્રાપ્ત

मुनये आत्मारामाय। किं साधनवशेन वा, न हि, मौनशीलिने मौनमात्मारामता तत्स्वभावाय ॥ ४७ ॥

કરવાની ઈચ્છાથી ઈન્દ્રિયોનું પ્રવર્તન કરો છો? નહીં, (આપ આત્મારામ છો, તેથી) આત્મારામ મુનિસ્વરૂપ આપને (નમસ્કાર). અથવા શું આપ સાધનસંપત્તિને અધીન થઈને આત્મારામ બનો છો? નહીં, **'मौनशीलिने'** મૌન અર્થાત્ આત્મારામતા આપનો સ્વભાવ હોવાથી આત્મારામ સ્વભાવવાળા મુનિને (નમસ્કાર).॥ ૪૭ ॥

**परावरगतिज्ञाय सर्वाध्यक्षाय ते नमः।**
**अविश्वाय च विश्वाय तद्द्रष्ट्रेऽस्य च हेतवे ॥ ४८**

સ્થૂળ અને સૂક્ષ્મની ગતિ જાણનારને તથા સર્વના અધિષ્ઠાતા આપને નમસ્કાર. જેમાં વિશ્વ નથી ('આ બ્રહ્મ નથી.' એમ નિષેધ કરતાં કરતાં જે શેષ રહે) તે નિષેધની અવધિરૂપને તથા તે વિશ્વરૂપ વિવર્ત (આભાસ)ના અધિષ્ઠાનને નમસ્કાર. વિશ્વના અધ્યાસ અને અપવાદના સાક્ષીને તથા વિશ્વના (અવિદ્યા દ્વારા) અધ્યાસ અને (વિદ્યા દ્વારા) અપવાદના હેતુરૂપને નમસ્કાર. ॥ ૪૮ ॥

कुतः। परावरगतिज्ञाय। स्थूलसूक्ष्माणां गतिज्ञत्वेन न क्वापि सज्जमानायेत्यर्थः। अपि च सर्वाध्यक्षाय सर्वस्याधिष्ठात्रे। कुत एतत्। अविश्वाय न विश्वं यस्मिंस्तन्निषेधावधये। विश्वाय च तद्विवर्ताधिष्ठानायेत्यर्थः। किंच तद्द्रष्ट्रे अध्यासापवादसाक्षिणे। अपि च अस्य विश्वाध्यासस्य तदपवादस्य चाविद्याविद्याभ्यां हेतवे। यद्वा अविश्वाय विश्वतैजसाद्यवस्थारहिताय। विश्वाय च मायया स्वांशैस्तत्तदवस्थाय तद्द्रष्ट्रे तासामवस्थानां भावाभावसाक्षिणे। अन्यत्समानम्।

(ભગવાન આત્મારામ) શા માટે છે? **'पर-अवर-गतिज्ञाय'** સ્થૂળ અને સૂક્ષ્મની ગતિ જાણનાર હોવાથી ક્યાંય પણ જે આસક્ત થતા નથી, તેમને (નમસ્કાર), એમ અર્થ છે. વળી, **'सर्व-अध्यक्षाय'** સર્વના અધિષ્ઠાતાને (પ્રણામ). આ કેવી રીતે ? **'अविश्वाय'** જેમાં વિશ્વ નથી ('આ બ્રહ્મ નથી.' એમ નિષેધ કરતાં કરતાં જે શેષ રહે) તે નિષેધની અવધિરૂપને (પ્રણામ) તથા **'विश्वाय'** તે વિશ્વરૂપ વિવર્ત (આભાસ)ના અધિષ્ઠાનને, એમ અર્થ છે. વળી, **'तद्-द्रष्ट्रे'** તે વિશ્વના અધ્યાસ અને અપવાદના સાક્ષીને (નમસ્કાર). વળી, આ વિશ્વના અવિદ્યા દ્વારા અધ્યાસના અને વિદ્યા દ્વારા અપવાદના કારણરૂપને (નમસ્કાર). અથવા **'अविश्वाय'** વિશ્વ, તૈજસ વગેરે અવસ્થાઓથી રહિતને તથા **'विश्वाय'** માયાથી પોતાના અંશો વડે તે તે (વિશ્વ વગેરે) અવસ્થારૂપને નમસ્કાર. **'तद्-द्रष्ट्रे'** તે અવસ્થાઓના હોવા અને ન હોવાના સાક્ષીને – અન્ય અર્થ સમાન છે. આમ, સર્વની ગતિના જ્ઞાનરૂપ, સર્વના અધિષ્ઠાતારૂપ અને

तस्मात्सर्वगतिज्ञत्वसर्वाधिष्ठातृत्वात्मारामत्वादिभिर्निरतिशयैश्वर्याय तुभ्यं नम इति।
'विशेषणैरसंकीर्णैः पञ्चपञ्चाशता नतः।
अहिस्त्रीभिः प्रसन्नो वस्तासामिव भवेद्धरिः॥'
॥ ४८ ॥

એવા આત્મારામરૂપ વગેરે દ્વારા સર્વોત્કૃષ્ટ ઐશ્વર્યરૂપ એવા આપને નમસ્કાર.

'નાગપત્નીઓ દ્વારા પુનરુક્તિદોષથી રહિત પંચાવન વિશેષણોથી નમસ્કાર કરાયેલા શ્રીહરિ જેમ તે નાગપત્નીઓ ઉપર પ્રસન્ન થયા, તેમ તમારી ઉપર પ્રસન્ન થાઓ.' ॥ ૪૮ ॥

एवं तावद्दण्डानुमोदनेन नमस्कारैश्च भगवन्तं प्रसाद्येदानीं त्वदधीनानां प्राणिनां कोऽपराध इत्याशयवत्यः प्रार्थयन्ते—**त्वं हीति**।

આ પ્રમાણે દંડના સમર્થન દ્વારા અને નમસ્કાર દ્વારા ભગવાનને પ્રસન્ન કરીને હવે આપને અધીન પ્રાણીઓનો શો અપરાધ, એવા આશયવાળી નાગપત્નીઓ પ્રાર્થના કરે છે – **'त्वं हि इति।'**

**त्वं ह्यस्य जन्मस्थितिसंयमान् प्रभो**
**गुणैरनीहोऽकृत कालशक्तिधृक्।**
**तत्तत्स्वभावान् प्रतिबोधयन् सतः**
**समीक्षयाऽमोघविहार ईहसे॥ ४९**

હે પ્રભુ, સર્વ પ્રકારની ઈચ્છાથી રહિત એવા આપ કાળશક્તિને ધારણ કરીને આ વિશ્વનાં જન્મ, સ્થિતિ, લય કરો છો. જેમનો (જગદ્‌વ્યાપારરૂપ) વિહાર અમોઘ છે તેવા આપ ઈક્ષણ (જોવા) માત્રથી તે તે સંસ્કારરૂપે પ્રથમથી જ રહેલા, પ્રાણીઓના ક્રૂર વગેરે સ્વભાવોને જગાડતા ક્રીડા કરો છો. ॥ ૪૯ ॥

अस्य लोकस्य जन्मादि त्वमेव अकृताकरोः, ततश्च तांस्तान्संस्काररूपेण सतः स्वभावान्घोरत्वादीन् प्रतिबोधयन्नीहसे क्रीडसि। यद्वा अस्य जन्मादींस्त्वमीहस इत्यन्वयः। कथंभूतः। अकृता अनादिर्या कालशक्तिस्तां धारयतीति तथा। अन्यत्समानम् ॥ ४९ ॥

આ વિશ્વના જન્મ આદિ આપ જ **'अकृत'** 'अकरोः' કરો છો અને પછી તે તે સંસ્કારરૂપે પ્રથમથી જ રહેલા, પ્રાણીઓના ક્રૂર વગેરે સ્વભાવોને જગાડતા **'ईहसे'** ક્રીડા કરો છો. અથવા આ વિશ્વના જન્માદિ આપ **'ईहसे'** કરો છો, એમ અન્વય છે. કેવા આપ? **'अकृता'** અનાદિ જે કાળશક્તિ છે તેને ધારણ કરો છો. બીજું સમાન છે. ॥ ૪૯ ॥

**तस्यैव तेऽमूस्तनवस्त्रिलोक्यां**
**शान्ता अशान्ता उत मूढयोनयः।**
**शान्ताः प्रियास्ते ह्यधुनाऽवितुं सतां**
**स्थातुश्च ते धर्मपरीप्सयेहतः॥ ५०**

ત્રણેય લોકમાં જે શાંત (સાત્ત્વિક દેવાદિ), અશાંત (રાજસ મનુષ્યાદિ) અને મૂઢ યોનિવાળા (તામસ અમારા જેવા) છે, તેઓ પણ (જગત્કર્તા એવા) આપના (દ્વારા જ વિસ્તારવામાં આવેલાં) આ શરીરો છે. તેમ છતાં સત્પુરુષોના ધર્મની રક્ષા કરવાની ઈચ્છાથી પ્રવૃત્ત થયેલા અને સત્પુરુષોની રક્ષા કરવા માટે રહેલા આપને હવે (આ શ્રીકૃષ્ણજન્મમાં) સાત્ત્વિક શરીરો (જ) પ્રિય છે. ॥ ૫૦ ॥

अतस्तस्य तवैवामूस्तनवस्तन्यन्त इति क्रीडोपस्कराः। तथापि तवाधुना शान्ताः प्रियाः। कुतः। सतां धर्मपरिपालनेच्छया ईहतः प्रवर्तमानस्य, अतस्तानवितुं स्थातुः स्थितस्य॥ ५०॥

આથી તે જગત્કર્તા એવા આપનાં આ (સર્પાદિ) **'तनवः' ( तन्यन्ते )** વિસ્તારવામાં આવે તે શરીરો, ક્રીડાનાં સાધનો છે. તેમ છતાં હાલમાં આપને સાત્ત્વિક જનો પ્રિય છે. શા માટે ? સત્પુરુષોના ધર્મની રક્ષા કરવાની ઈચ્છાથી **'ईहतः'** પ્રવૃત્ત થયેલાને – આથી તેમની રક્ષા કરવા માટે **'स्थातुः'** રહેલાને ॥ ૫૦ ॥

एवं तवाप्रियाचरणाद्यपराधस्तर्हि—**सोढव्य इति**।

તો પછી આમ, આપને અપ્રિય આચરણ વગેરે અપરાધ આપે સહન કરવો જોઈએ, (એમ સ્વામીધર્મ જણાવતી નાગપત્નીઓ ક્ષમા માગે છે) – **'सोढव्यः इति।'**

**अपराधः सकृद् भर्त्रा सोढव्यः स्वप्रजाकृतः।**
**क्षन्तुमर्हसि शान्तात्मन् मूढस्य त्वामजानतः॥ ५१**
॥ ५१ ॥

હે શાંત આત્મા, પોતાની પ્રજાએ કરેલો અપરાધ સ્વામીએ એક વાર સહન કરવો જોઈએ. આપને ન જાણતા એવા મૂઢ નાગના અપરાધને આપ સહન કરવા યોગ્ય છો. ॥ ૫૧ ॥ ૫૧ ॥

**अनुगृह्णीष्व भगवन् प्राणांस्त्यजति पन्नगः।**
**स्त्रीणां नः साधुशोच्यानां पतिः प्राणः प्रदीयताम्॥ ५२**
॥ ५२ ॥

હે ભગવાન, નાગ પ્રાણ ત્યજી રહ્યો છે. આપ કૃપા કરો! સત્પુરુષો દ્વારા દયનીય સ્ત્રીઓ એવી અમારા પ્રાણરૂપ પતિનું પ્રદાન કરો. ॥ ૫૨॥ ૫૨॥

युष्मदनुग्रहेऽन्येषां मृत्युरेवेति चेत्तन्नेत्याहुः—**विधेहीति**।

'તમારી ઉપર અનુગ્રહ કરવામાં બીજાઓનું મૃત્યુ જ છે.' – એમ જો ભગવાન કહે, તો તે માટે નાગપત્નીઓ કહે છે કે ના, એ પ્રમાણે નહીં થાય. – **'विधेहि इति।'**

**विधेहि ते किंकरीणामनुष्ठेयं तवाज्ञया।**
**यच्छ्रद्धयानुतिष्ठन् वै मुच्यते सर्वतोभयात्॥ ५३**

આપની કિંકરીઓ એવી અમને જે કરવા યોગ્ય હોય તેની આજ્ઞા કરો, કારણ કે આપની આજ્ઞા અનુસાર શ્રદ્ધાપૂર્વક કર્મ કરતો મનુષ્ય જેમાં સર્વ તરફથી ભય છે તેવા સંસારથી ખરેખર, છૂટી જાય છે. ॥ ૫૩ ॥

त्वदाज्ञया प्राणिनो नाद्यामेति भावः ॥ ५३॥

આપની આજ્ઞા પ્રમાણે અમે પ્રાણીઓને નહીં કરડીએ, એવો ભાવ છે. ॥ ૫૩ ॥

श्रीशुक उवाच

**इत्थं स नागपत्नीभिर्भगवान् समभिष्टुतः।**
**मूर्च्छितं भग्नशिरसं विससर्जाङ्घ्रिकुट्टनैः॥ ५४**
॥ ५४॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – આ પ્રમાણે નાગપત્નીઓ દ્વારા સંસ્તુતિપૂર્વક પ્રાર્થના કરવામાં આવેલા તે ભગવાન શ્રીકૃષ્ણે ચરણપ્રહારોથી ભાંગી ગયેલાં મસ્તકોવાળા, મૂર્ચ્છિત થયેલા નાગને છોડી દીધો. ॥ ૫૪ ॥ ૫૪॥

**प्रतिलब्धेन्द्रियप्राणः कालियः शनकैर्हरिम्।**
**कृच्छ्रात् समुच्छ्वसन् दीनः कृष्णं प्राह कृतांजलिः ॥ ५५**
॥ ५५ ॥

ધીમે ધીમે જેને ઇન્દ્રિયો અને પ્રાણ પાછા પ્રાપ્ત થયાં છે તે કાલિય નાગ મહાકષ્ટથી દીર્ઘ શ્વાસ છોડતો (પોતાના દુર્મદાદિ દોષો હરી લેનારા) શ્રીકૃષ્ણ પ્રભુને દીન થઈ કૃતાંજલિપૂર્વક નિવેદન કરવા લાગ્યો. ॥ ૫૫ ॥ ૫૫ ॥

कालिय उवाच

**वयं खलाः सहोत्पत्त्या तामसा दीर्घमन्यवः।**
**स्वभावो दुस्त्यजो नाथ लोकानां यदसद्ग्रहः ॥ ५६**

**કાલિયનાગ બોલ્યો** – હે નાથ, અમે જન્મથી જ દુષ્ટ, તમોગુણી અને મહાક્રોધી છીએ, તેથી પ્રાણીઓને માટે, જેનાથી અસત્‌ને ગ્રહણ કરવારૂપ સ્વભાવ થાય છે, તેને ત્યજવો અત્યંત અઘરો છે. ॥ ૫૬ ॥

यदसद्ग्रह इति। यतः स्वभावोऽसद्ग्रहरूपः। यद्वा यतः स्वभावादसति देहादौ ग्रहः स दुस्त्यज इति ॥ ५६ ॥

**'यत्-असत्-ग्रहः इति'** જેનાથી અસત્‌ને ગ્રહણ કરવારૂપ સ્વભાવ થાય છે અથવા જે સ્વભાવને કારણે મિથ્યા દેહાદિમાં (અહંતા-મમતારૂપી) આગ્રહ છે, તે દુસ્ત્યજ છે. ॥ ૫૬ ॥

**त्वया सृष्टमिदं विश्वं धातर्गुणविसर्जनम्।**
**नानास्वभाववीर्यौजोयोनिबीजाशयाकृति ॥ ५७**

હે સર્જનહાર, (શાંત, ઘોર વગેરે) અનેક પ્રકારના સ્વભાવ, વીર્ય (દેહશક્તિ), ઓજ (ઇન્દ્રિયશક્તિ), યોનિ (માતૃશક્તિ), બીજ (પિતૃ-શક્તિ), આશય (વાસના), આકૃતિ (સ્વરૂપ) જેનાં છે તે, ગુણોથી અનેક પ્રકારે સર્જાયેલું આ વિશ્વ આપના દ્વારા સર્જાયું છે. ॥ ૫૭ ॥

गुणैर्विविधतया सृज्यत इति गुणविसर्जनम्। तत्रापि नानास्वभावादयो यस्य तत् ॥ ५७ ॥

ગુણોથી અનેક પ્રકારે સર્જાયેલું એટલે **'ગુણવિસર્જનમ્.'** તેમાં પણ અનેક પ્રકારના સ્વભાવ વગેરે છે જેનાં તે વિશ્વ ॥ ૫૭ ॥

**वयं च तत्र भगवन् सर्पा जात्युरुमन्यवः।**
**कथं त्यजामस्त्वन्मायां दुस्त्यजां मोहिताः स्वयम् ॥ ५८**

હે ભગવાન, તેમાં (આપની આ સૃષ્ટિમાં) અમો સર્પો જન્મથી જ અત્યંત ક્રોધી છીએ, (આથી ક્રોધાદિરૂપે પરિણમેલી) આપની દુસ્ત્યજ માયાને મોહિત થયેલા અમે અમારી જાતે (આપના અનુગ્રહ વિના) કેવી રીતે ત્યજી શકીએ? ॥ ૫૮ ॥

जात्या जन्मनैवोरुर्मन्युर्येषां ते वयं स्वयं कथं त्यजामः ॥ ५८ ॥

**'जात्या'** જન્મથી જ અત્યંત ક્રોધ છે જેમનો તેવા અમે અમારી જાતે કેવી રીતે ત્યજી શકીએ? ॥ ૫૮ ॥

**भवान् हि कारणं तत्र सर्वज्ञो जगदीश्वरः।**
**अनुग्रहं निग्रहं वा मन्यसे तद् विधेहि नः ॥ ५९**

તેથી તેમાં (આપની માયાનો ત્યાગ કરાવવામાં) સર્વજ્ઞ જગદીશ્વર એવા આપ જ કારણ છો, (માટે) આપ અમારી ઉપર અનુગ્રહ (કૃપા) કે નિગ્રહ (દંડ) (જે યોગ્ય) માનતા હો તે કરો. ॥ ૫૯ ॥

हि यस्मात्तत्र त्वन्मायात्यागे भवानेव कारणमित्यनुग्रहं विधेहि ममाज्ञया खादन्तीति। ईश्वरत्वान्निग्रहं वा विधेहीति॥५९॥

**'हि'** તેથી **'तत्र'** તેમાં, આપની માયાનો ત્યાગ કરાવવામાં આપ જ કારણ છો માટે અનુગ્રહ કરો. મારી આજ્ઞાથી (અનુગ્રહથી) (પ્રાણીઓ અન્નાદિનું) ભક્ષણ કરે છે અથવા ઈશ્વર હોવાથી નિગ્રહ કરો. ॥ ૫૯ ॥

**श्रीशुक उवाच**

**इत्याकर्ण्य वचः प्राह भगवान् कार्यमानुषः।**
**नात्र स्थेयं त्वया सर्प समुद्रं याहि मा चिरम्।**
**स्वज्ञात्यपत्यदाराढ्यो गोनृभिर्भुज्यतां नदी॥६०**

**શ્રીશુકદેવજી બોલ્યા** – (ભક્તોનાં) કાર્ય માટે મનુષ્ય બનેલા ભગવાન તેનું એવું વચન સાંભળીને બોલ્યા : હે સર્પ, ગાયો અને મનુષ્યો દ્વારા યમુના નદીનું જળ પીવામાં આવે, તેથી તારે અહીં રહેવું જોઈએ નહીં. પોતાનાં જ્ઞાતિજનો, સંતાનો અને પત્નીઓથી સમૃદ્ધ એવો તું સમુદ્રમાં પ્રસ્થાન કર, વિલંબ કરીશ નહીં. ॥ ૬૦ ॥

यतो गोभिर्नृभिश्च नदी भुज्यत इति॥६०॥

જેથી ગાયો અને મનુષ્યો દ્વારા યમુના નદીનું જળ પીવામાં આવે. ॥ ૬૦ ॥

**य एतत् संस्मरेन्मर्त्यस्तुभ्यं मदनुशासनम्।**
**कीर्तयन्नुभयोः सन्ध्योर्न युष्मद्भयमाप्नुयात्॥६१**

તારે માટેના મારા આ આદેશનું જે મનુષ્ય, પ્રાતઃ અને સાયં – એમ બંને સંધ્યાસમયે કીર્તન કરતો સ્મરણ કરે, તે તમારા (સર્પો)થી ભય પ્રાપ્ત ન કરે. ॥ ૬૧ ॥

न युष्मत्तो भयमाप्नुयात्। तस्य युष्माभिर्भयं नोत्पादनीयमित्याज्ञा॥६१॥

તમારાથી ભય પ્રાપ્ત ન કરે, તેને તમારાથી ભય ઉત્પન્ન ન થવો જોઈએ, એ આજ્ઞા છે.॥ ૬૧ ॥

इतोऽपि त्वया निर्गन्तव्यमित्याह—**योऽस्मिन्निति।**

અહીંથી પણ તારે જવું જોઈએ, એમ કહે છે – **'यः अस्मिन् इति।'**

**योऽस्मिन् स्नात्वा मदाक्रीडे देवादींस्तर्पयेज्जलैः।**
**उपोष्य मां स्मरन्नर्चेत् सर्वपापैः प्रमुच्यते॥६२**

જે મનુષ્ય ઉપવાસ કરી, મારા આ વિહારસ્થાનમાં સ્નાન કરી મારું સ્મરણ કરતો, (આ) જળથી દેવો વગેરેનું તર્પણ કરતો મારી પૂજાઅર્ચના કરે, તે સર્વ પાપોથી છૂટી જાય છે.॥૬૨॥

त्वयि स्थिते तन्न संभवतीति भावः॥६२॥

તું અહીં રહે તો આમ ન થઈ શકે, (તેથી અહીંથી પણ તારે જતા રહેવું યોગ્ય છે.) એવો ભાવ છે. ॥ ૬૨ ॥

न च तव गरुडभयं भवेदित्याह—**द्वीपमिति।**

વળી, તને ગરુડજીનો ભય નહીં થાય, એમ કહે છે – **'द्वीपम् इति।'**

**द्वीपं रमणकं हित्वा ह्रदमेतमुपाश्रितः।**
**यद्भयात् स सुपर्णस्त्वां नाद्यान्मत्पादलाञ्छितम्॥६३**

॥६३॥

જેના ભયથી (પોતાના સ્થાન) રમણક દ્વીપને છોડીને તેં આ ધરાનો આશ્રય લીધો હતો, તે સુપર્ણ ગરુડ મારા ચરણ(નાં વજ્રાદિ ચિન્હો)થી લાંછિત થયેલા તને નહીં ખાય. ॥ ૬૩ ॥ ૬૩ ॥

श्रीशुक उवाच

**एवमुक्तो भगवता कृष्णेनाद्भुतकर्मणा।**
**तं पूजयामास मुदा नागपत्न्यश्च सादरम्॥ ६४**

॥ ६४ ॥

**શ્રીશુકદેવજી બોલ્યા –** અદ્ભુત કર્મો કરનાર ભગવાન શ્રીકૃષ્ણ દ્વારા આ પ્રમાણે જેને કહેવામાં આવ્યું તે કાલિય નાગે અને નાગપત્નીઓએ આદરપૂર્વક પ્રસન્નચિત્તે તેમની પૂજા કરી. ॥ ૬૪ ॥ ૬૪ ॥

**दिव्याम्बरस्त्रङ्मणिभिः परार्घ्यैरपि भूषणैः।**
**दिव्यगन्धानुलेपैश्च महत्योत्पलमालया॥ ६५**

॥ ६५ ॥

**पूजयित्वा जगन्नाथं प्रसाद्य गरुडध्वजम्।**
**ततः प्रीतोऽभ्यनुज्ञातः परिक्रम्याभिवन्द्य तम्॥ ६६**

॥ ६६ ॥

**सकलत्रसुहृत्पुत्रो द्वीपमब्धेर्जगाम ह।**
**तदैव साऽमृतजला यमुना निर्विषाभवत्।**
**अनुग्रहाद् भगवतः क्रीडामानुषरूपिणः॥ ६७**

॥ ६७ ॥

અલૌકિક વસ્ત્રો, દિવ્ય માળાઓ (મસ્તકનાં) મણિઓ, અમૂલ્ય આભૂષણો, દિવ્ય ચંદન અને વિલેપનો તથા આપાદલંબિની કમળની માળાથી ગરુડધ્વજ જગન્નાથ ભગવાનનું પૂજન કરીને અને તેમને પ્રસન્ન કરીને તેનાથી આનંદિત થયેલા તથા તેમની અનુજ્ઞા પ્રાપ્ત કરેલા કાલિયનાગે પ્રદક્ષિણા અને પ્રણામ કરીને પત્નીઓ, સુહૃદજનો અને પુત્રો સાથે સમુદ્રના રમણક દ્વીપમાં પ્રયાણ કર્યું. ક્રીડા માટે મનુષ્યરૂપ ધારણ કરનાર ભગવાનના અનુગ્રહથી શ્રીયમુનાજી તે જ સમયે નિર્વિષ અને અમૃતમય જળવાળાં બન્યાં. ॥ ૬૫ ॥ ૬૬ ॥ ૬૭ ॥ ૬૫ ॥ ૬૬ ॥ ૬૭ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे पूर्वार्धे
कालियनिर्यापणं नाम षोडशोऽध्यायः॥ १६ ॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे पूर्वार्धे श्रीधरस्वामिविरचितायां
भावार्थदीपिकायां टीकायां षोडशोऽध्यायः॥ १६ ॥

*****

# अथ सप्तदशोऽध्यायः

## કાલિયનાગની વિદાય તથા વ્રજવાસીઓનું દાવાનળથી રક્ષણ

नागं सप्तदशे नागालयं तं निरयापयत्।
बन्धूंस्वदुःखतः श्रान्तान् सुप्तांस्तत्र दवादपात्॥ १ ॥

(ભગવાન શ્રીકૃષ્ણે) તે કાલિયનાગને નાગાલય (પાતાળ)માં કાઢી મૂક્યો (તે કથા) અને ત્યાં (કાલિન્દીના તટે) પોતાના દુઃખથી થાકેલા અને સૂતેલા પોતાના બાંધવોનું દાવાનળથી રક્ષણ કર્યું, (તે કથા) સત્તરમા અધ્યાયમાં છે. ॥ ૧ ॥

राजोवाच

**नागालयं रमणकं कस्मात्तत्याज कालियः।**
**कृतं किं वा सुपर्णस्य तेनैकेनासमंजसम्॥ १**

असमञ्जसमप्रियम्॥ १ ॥

**રાજા બોલ્યા –** કાલિયનાગે નાગોના સ્થાન રમણક દ્વીપનો શા માટે ત્યાગ કર્યો હતો? એક માત્ર કાલિયનાગ દ્વારા જ (સુપર્ણ) ગરુડનું શું અપ્રિય કરવામાં આવ્યું હતું? ॥ ૧ ॥

**'असमञ्जसम्'** અપ્રિય ॥ ૧ ॥

श्रीशुक उवाच

**उपहार्यैः सर्पजनैर्मासि मासीह यो बलिः।**
**वानस्पत्यो महाबाहो नागानां प्राङ्‌निरूपितः॥ २**

**स्वं स्वं भागं प्रयच्छन्ति नागाः पर्वणि पर्वणि।**
**गोपीथायात्मनः सर्वे सुपर्णाय महात्मने॥ ३**

उपहार्यैर्भक्ष्यैः। सर्पजनैः सर्पायत्तैर्जनैः। वानस्पत्यो वनस्पतेर्मूले देयो नागानां तद्बाधापरिहाराय यो बलिर्निरूपित उपकल्पितः॥ २॥ ते च नागाः स्वं स्वं भागं जनैर्दत्तं सुपर्णाय प्रयच्छन्ति ततो भीताः। गोपीथाय रक्षणाय॥ ३॥

**बा.प्र.**—'वानस्पत्यः' पुष्पं विनैव यः फलति स वृक्षो वनस्पतिः अश्वत्थादिः, तस्य मूले।

**अन्वि.**—अत्रैवं ह्याख्यायिका। गरुडः सर्वानेव सर्पान् सर्वदा भक्षयति मातृवैरमनुस्मरन् वृथैव कांश्चिन्मारयति च। ततो वासुकिप्रमुखा नागाः गरुडाद्भीता ब्रह्माणं शरणं गताः।

ततो ब्रह्मा गरुडं समाहूय सन्धिं कारयित्वा मासि मासि सुपर्णाय प्रयच्छन्ति।

**विषवीर्यमदाविष्टः काद्रवेयस्तु कालियः।**
**कदर्थीकृत्य गरुडं स्वयं तं बुभुजे बलिम्॥ ४**

**तच्छ्रुत्वा कुपितो राजन् भगवान् भगवत्प्रियः।**
**विजिघांसुर्महावेगः कालियं समुपाद्रवत्॥ ५**

**શ્રીશુકદેવજી બોલ્યા** – હે મહાબાહુ પરીક્ષિત, સર્પરૂપ જનો દ્વારા મહિને મહિને વનસ્પતિના મૂળમાં નાગોમાંના જે નાગનો, ગરુડના ભક્ષ્યરૂપે ઉપહારયોગ્ય ઉપહાર અહીં (રમણક દ્વીપમાં) પૂર્વે નિશ્ચિત કરવામાં આવ્યો હતો, ॥ ૨ ॥ તેમાં સર્વ નાગો પોતાનું રક્ષણ કરવા માટે મહાત્મા સુપર્ણ ગરુડજીને પ્રત્યેક માસની અમાસના પર્વે પોતપોતાનો ભાગ આપતા હતા. ॥ ૩ ॥

ભક્ષ્યરૂપ ઉપહાર યોગ્ય (સર્પરૂપ જનો) સર્પને અધીન જનો દ્વારા વનસ્પતિના મૂળમાં આપવા યોગ્ય, તેમનું કષ્ટ દૂર કરવા માટે જે ઉપહાર નિશ્ચિત કરવામાં આવ્યો હતો. ॥ ૨ ॥અને તે નાગો સર્પજનો દ્વારા આપવામાં આવેલો પોતપોતાનો ભાગ ગરુડથી ભયભીત થઈ (પોતાનું) **'गोपीथाय'** રક્ષણ કરવા માટે સુપર્ણ ગરુડને આપતા હતા. ॥ ૩ ॥

પુષ્પ ઊગ્યા વિના જ જેને ફળ આવે તે પીપળો વગેરે વનસ્પતિ છે, તેના મૂળમાં –

અહીં આ પ્રમાણે આખ્યાયિકા છે. ગરુડ હંમેશાં બધા જ સર્પોને ખાઈ જતો અને માતાના વેરનું સ્મરણ કરતો કેટલાકને અકારણ મારી પણ નાખતો. તેથી ગરુડથી ભય પામેલા વાસુકિ વગેરે નાગો બ્રહ્માજીને શરણે ગયા.

એટલે બ્રહ્માજીએ ગરુડને બોલાવીને સંધિ કરાવીને દરેક મહિને સુપર્ણને (નિયમપૂર્વક ઉપહાર) આપવાનું (નિશ્ચિત કર્યું.)

વિષ અને બળના મદથી આવેશવાળો કદ્રુપુત્ર કાલિય તો ગરુડનું અપમાન કરીને તે ઉપહાર પોતે જ ખાઈ જતો. ॥ ૪ ॥ હે રાજા, (રક્ષક પાસેથી) તે સાંભળીને ક્રોધિત થયેલા, ભગવાનના પ્યારા, ભગવદ્દત્ત સામર્થ્યવાળા અને અતિ વેગવાળા ગરુડજી કાલિયને મારવાની ઈચ્છાથી તેની સામે ધસ્યા. ॥ ૫ ॥

विषवीर्याभ्यां यो मदस्तेनाविष्टः। काद्रवेयः कद्रूपुत्रः। गरुडं कदर्थीकृत्य अविगणय्य। यद्वा उपहार्यैः सुपर्णभक्ष्यैः सर्पा एव जनास्तैर्नागानां संबन्धी यस्मिन्नेकैको नागो दीयते तथाभूतो यो बलिः सुपर्णाय निरूपितस्तत्र स्वं स्वं भागं सर्वे नागाः प्रयच्छन्ति, कालियस्तु न प्रयच्छति, किंत्वन्यैर्दत्तमपि तं बलिं स्वयमेव बुभुजे॥ ४॥ ५॥

વિષ અને બળનો જે મદ હોય તેનાથી આવેશવાળો **'काद्रवेयः'** કદ્રુપુત્ર ગરુડને **'कदर्थीकृत्य'** અવગણીને – અથવા સુપર્ણને ભક્ષણ કરવા યોગ્ય ઉપહારથી યુક્ત – સર્પો જ જનો, તેમનાથી યુક્ત – જેમાં એક એક નાગ આપવામાં આવતો હતો તેવો નાગનો જે ઉપહાર સુપર્ણ માટે નિશ્ચિત કરવામાં આવ્યો હતો, તેમાં પોતપોતાનો ભાગ સર્વ નાગો આપતા હતા. કાલિય તો ભાગ આપતો ન હતો, પણ બીજાઓ દ્વારા અપાયેલા તે ઉપહારને પોતે જ ખાઈ જતો હતો. ॥ ૪ ॥ ૫ ॥

(ચોથા શ્લોકની અર્ધી ટીકા કર્યા પછી સ્વામી-ચરણો દ્વારા બીજા શ્લોકના **'उपहार्यैः सर्पजनैः'** પદનો બીજો વૈકલ્પિક અર્થ આપવામાં આવ્યો છે.)

**तमापतन्तं तरसा विषायुधः**
**प्रत्यभ्ययादुच्छ्रितनैकमस्तकः ।**
**दद्भिः सुपर्णं व्यदशद् ददायुधः**
**करालजिह्वोच्छ्वसितोग्रलोचनः ॥ ६**

વેગથી આવતા તે (સુપર્ણ)ની સામે વિષરૂપી આયુધવાળો, ઊંચી કરેલી અનેક ફેણોવાળો, દાંતરૂપી આયુધવાળો, ભયંકર જીભવાળો, ફાડેલા ઉગ્ર ડોળાવાળો કાલિય પણ (યુદ્ધ કરવા માટે) સામે દોડ્યો અને (પાસે જઈને) ગરુડને દાંતથી દંશ દીધો. ॥ ૬ ॥

विषमेवायुधं यस्य सः। प्रत्यभ्ययाद्योद्धुं प्रतिजगाम। उच्छ्रितनैकमस्तक उन्नमितानेकफणः। ददायुधो दन्तायुधः। करालजिह्वश्चासावुच्छ्व-सितोग्रलोचनश्च उच्छ्वसितान्युज्जृम्भितान्युग्राणि लोचनानि यस्य सः॥ ६॥

વિષ જ જેનું આયુધ છે તે **'प्रत्यभ्ययात्'** યુદ્ધ કરવા માટે સામે ગયો. **'उच्छ्रितनैकमस्तकः'** ઊંચી કરેલી અનેક ફેણોવાળો, **'दत्-आयुधः'** દાંતરૂપ આયુધવાળો, ભયંકર જીભવાળો અને **'उच्छ्वसित-उग्रलोचनः'** ફાડેલા ઉગ્ર ડોળા છે જેના તે ॥ ૬ ॥

**तं तार्क्ष्यपुत्रः स निरस्य मन्युमान्**
**प्रचण्डवेगो मधुसूदनासनः ।**
**पक्षेण सव्येन हिरण्यरोचिषा**
**जघान कद्रूसुतमुग्रविक्रमः ॥ ७**

'મધુ' રાક્ષસને મારનાર ભગવાન શ્રીહરિના વાહન એવા મહાપરાક્રમી, (અતિશય) ક્રોધવાળા અને પ્રચંડ વેગવાળા તે તાર્ક્ષ્યપુત્રે (ગરુડે) તે કદ્રુપુત્રને (કાલિયને) સુવર્ણ જેવી કાંતિવાળી ડાબી પાંખથી માર્યો. ॥ ૭ ॥

तार्क्ष्यपुत्रो गरुडः। मधुसूदनस्यासनं यस्मिन्सः॥ ७॥

**'तार्क्ष्यपुत्रः'** ગરુડ, મધુસૂદન ભગવાનનું આસન જેમની ઉપર છે તે. ॥ ૭ ॥

**सुपर्णपक्षाभिहतः कालियोऽतीव विह्वलः ।**
**ह्रदं विवेश कालिन्द्यास्तदगम्यं दुरासदम् ॥ ८**

સુપર્ણની પાંખથી ઘવાયેલો (અને તેથી) અત્યંત વિહ્વળ થયેલો કાલિયનાગ તે ગરુડ જેમાં પ્રવેશ કરી શકતો ન હતો એવા અને ઊંડો હોવાથી પ્રવેશ કરવો મુશ્કેલ એવા ધરામાં પેસી ગયો. ॥ ૮ ॥

तस्य गरुडस्यागम्यमगाधतया च दुरासदम् ॥ ८ ॥

तदगम्यत्वे कारणमाह—**तत्रेति**।

**तत्रैकदा जलचरं गरुडो भक्ष्यमीप्सितम्।**
**निवारितः सौभरिणा प्रसह्य क्षुधितोऽहरत्॥ ९**

निवारितोऽपि॥ ९ ॥

**मीनान् सुदुःखितान् दृष्ट्वा दीनान् मीनपतौ हते।**
**कृपया सौभरिः प्राह तत्रत्यक्षेममाचरन्॥ १०** ॥ १० ॥

**अत्र प्रविश्य गरुडो यदि मत्स्यान् स खादति।**
**सद्यः प्राणैर्वियुज्येत सत्यमेतद् ब्रवीम्यहम्॥ ११** ॥ ११ ॥

**तं कालियः परं वेद नान्यः कश्चन लेलिहः।**
**अवात्सीद् गरुडाद् भीतः कृष्णेन च विवासितः॥ १२**

लेलिहः सर्पः। अतस्तत्रावात्सीत्॥ १२॥

**कृष्णं ह्रदाद् विनिष्क्रान्तं दिव्यस्रग्गन्धवाससम्।**
**महामणिगणाकीर्णं जाम्बूनदपरिष्कृतम्॥ १३**

**उपलभ्योत्थिताः सर्वे लब्धप्राणा इवासवः।**
**प्रमोदनिभृतात्मानो गोपाः प्रीत्याऽभिरेभिरे॥ १४**

जाम्बूनदं सुवर्णं तेनालंकृतम्॥ १३॥ असव इन्द्रियाणि। प्रमोदनिभृतात्मान आनन्दपूर्णमनसः ॥ १४॥

તે ગરુડને માટે **'अगम्यम्'** અગાધ (ઊંડો) હોવાથી પ્રવેશ કરવો મુશ્કેલ એવા ધરામાં ॥ ૮ ॥

તે ગરુડજી માટે તે સ્થાન અગમ્ય હોવા માટેનું કારણ કહે છે – **'तत्र इति।'**

ત્યાં (યમુનાકિનારે) એક દિવસ પોતે પ્રાપ્ત કરવા ઇચ્છેલા જળચર ભક્ષ્યને ક્ષુધિત થયેલા ગરુડજીએ સૌભરિ ઋષિ દ્વારા અટકાવવામાં આવ્યા હોવા છતાં બળપૂર્વક હરી લીધું. ॥ ૯ ॥

(ગરુડજીને) અટકાવવામાં આવ્યા હોવા છતાં પણ ॥ ૯ ॥

માછલાંઓનો રાજા (એવો તે જળચર) માર્યો ગયો ત્યારે દીન માછલાંઓને અતિશય દુઃખી થયેલાં જોઈને દયા આવવાથી ત્યાં રહેલાં પ્રાણીઓનું કલ્યાણ કરતા સૌભરિ ઋષિ બોલ્યા.॥ ૧૦ ॥ ૧૦ ॥

જો તે ગરુડ અહીં પ્રવેશીને માછલાં (જળચરો)ને ખાશે, તો તે તત્કાળ પ્રાણવિહીન થઈ જશે. હું આ સત્યવચન કહું છું. ॥ ૧૧ ॥ ૧૧ ॥

તે (શાપ)ને માત્ર કાલિય જ જાણતો હતો, બીજો કોઈ સાપ તે જાણતો ન હતો. આથી ગરુડથી ભય પામેલો તે ત્યાં રહેતો હતો. પણ શ્રીકૃષ્ણ દ્વારા તેને ત્યાંથી કાઢી મૂકવામાં આવ્યો. ॥ ૧૨ ॥

**'लेलिहः'** સાપ – આથી તે ત્યાં રહેતો હતો. ॥ ૧૨ ॥

દિવ્ય પુષ્પમાળાઓ, દિવ્ય ચંદન અને દિવ્ય પીતામ્બર ધારણ કરેલા, અનેક ઉત્તમ મણિઓથી યુક્ત અને સુવર્ણથી શોભતા, ધરામાંથી બહાર નીકળેલા શ્રીકૃષ્ણને ॥ ૧૩ ॥ પ્રાપ્ત કરીને (જોઈને) સર્વે ગોપજનો પ્રાણ પ્રાપ્ત કરેલી ઇન્દ્રિયોની જેમ, આનંદપૂર્ણ મનવાળા થઈને ઊભા થઈ ગયા અને પ્રેમથી ભેટી પડ્યા. ॥ ૧૪ ॥

**'जाम्बूनदम्'** સુવર્ણ, તેનાથી અલંકૃત થયેલા શ્રીકૃષ્ણને ॥ ૧૩ ॥ **'असवः'** ઇન્દ્રિયો – **'प्रमोदनिभृत-आत्मानः'** આનંદપૂર્ણ મનવાળા ગોપજનો ॥ ૧૪ ॥

**यशोदा रोहिणी नन्दो गोप्यो गोपाश्च कौरव।**
**कृष्णं समेत्य लब्धेहा आसँल्लब्धमनोरथाः॥ १५**

હે કુરુવંશી! યશોદાજી, રોહિણીજી, નંદરાયજી, ગોપીજનો તથા ગોપજનો શ્રીકૃષ્ણને મળીને (મૂર્ચ્છામાંથી જાગૃત થઈ) ચેતનવંતા થયાં અને (મનના) મનોરથને પ્રાપ્ત કરનારાં બન્યાં. ॥ ૧૫ ॥

लब्धेहा लब्धचेष्टाः॥ १५॥

**'लब्धेहाः'** પ્રાપ્ત કરી છે ચેષ્ટા જેમણે તેવાં ॥૧૫॥

**रामश्चाच्युतमालिंगत्य जहासास्यानुभाववित्।**
**नगा गावो वृषा वत्सा लेभिरे परमां मुदम्॥ १६**

આ શ્રીકૃષ્ણનો પ્રભાવ જાણનારા બલરામજી, અચ્યુત શ્રીકૃષ્ણને ભેટીને હસવા લાગ્યા. વૃક્ષો, ગાયો, બળદો, વાછરડાં અત્યંત પ્રસન્નતા પામ્યાં. ॥ ૧૬ ॥

नगा वृक्षा अपि पूर्वं शुष्काः सन्तः सद्य एव विरूढा इत्यर्थः॥ १६॥

**'नगाः'** પૂર્વે સુકાઈ ગયેલાં વૃક્ષો પણ તરત જ અંકુરિત થવા લાગ્યાં, એમ અર્થ છે. ॥ ૧૬ ॥

**नन्दं विप्राः समागत्य गुरवः सकलत्रकाः।**
**ऊचुस्ते कालियग्रस्तो दिष्ट्या मुक्तस्तवात्मजः॥ १७**

**देहि दानं द्विजातीनां कृष्णनिर्मुक्तिहेतवे।**
**नन्दः प्रीतमना राजन् गाः सुवर्णं तदादिशत्॥ १८**

પત્નીઓ સહિત ગુરુઓ અને વિપ્રોએ આવીને નંદજીને કહ્યું : 'કાલિયનાગ દ્વારા ગ્રસ્ત થયેલો તમારો પુત્ર છૂટી ગયો, તે બહુ સારું થયું. શ્રીકૃષ્ણની મુક્તિના નિમિત્તે આપ દ્વિજાતિઓને (બ્રાહ્મણોને) દાન આપો.' હે રાજા, પ્રસન્ન થયેલા નંદજીએ તેમને ગાયો અને સુવર્ણ આપ્યાં. ॥ ૧૭ ॥ ૧૮॥

ते विप्रा ऊचुः॥ १७॥ १८॥

તે વિપ્રો બોલ્યા. ॥ ૧૭ ॥ ૧૮ ॥

**यशोदापि महाभागा नष्टलब्धप्रजा सती।**
**परिष्वज्याङ्कमारोप्य मुमोचाश्रुकलां मुहुः॥ १९**

પોતાનું નાશ પામેલું સંતાન જેને પાછું મળ્યું તે મહાભાગ્યશાળી સતી યશોદાજી પણ શ્રીકૃષ્ણને આલિંગન કરી, ખોળામાં બેસાડીને વારંવાર હર્ષાશ્રુ સારવા લાગ્યાં. ॥ ૧૯ ॥

नष्टलब्धप्रजा नष्टप्राया पुनर्लब्धा प्रजा यया सा॥ १९॥

**'नष्टलब्धप्रजा'** નષ્ટપ્રાય થયેલું સંતાન જેને પાછું મળ્યું તે યશોદાજી ॥ ૧૯ ॥

**तां रात्रिं तत्र राजेन्द्र क्षुत्तृड्भ्यां श्रमकर्षिताः।**
**ऊषुर्व्रजौकसो गावः कालिन्द्या उपकूलतः॥ २०**

હે રાજેન્દ્ર! ક્ષુધા, તૃષા અને શ્રમથી દુર્બળ બનેલાં વ્રજવાસીઓ અને ગાયો તે રાત્રિએ ત્યાં શ્રીયમુનાજીના કિનારે જ રહ્યાં (રોકાયાં). ॥ ૨૦ ॥

श्रमेण च कर्षिताः उपकूलतः कूलप्रान्ते॥ २०॥

શ્રમથી દુર્બળ બનેલાં તેઓ **'उपकूलतः'** કિનારાની પાસે ॥ ૨૦ ॥

**तदा शुचिवनोद्भूतो दावाग्निः सर्वतो व्रजम्।**
**सुप्तं निशीथ आवृत्य प्रदग्धुमुपचक्रमे॥ २१**

॥ २१ ॥

ત્યારે મધરાતે ગ્રીષ્મ ઋતુના (કારણે સુકાઈ ગયેલાં વૃક્ષોથી) વનમાં ઉત્પન્ન થયેલો દાવાગ્નિ નિદ્રાધીન થયેલા વ્રજવાસી જનોને ચોમેરથી ઘેરીને બાળવા માટે ઉદ્યત થઈ ગયો. ॥ ૨૧ ॥ ૨૧ ॥

**तत उत्थाय सम्भ्रान्ता दह्यमाना व्रजौकसः।**
**कृष्णं ययुस्ते शरणं मायामनुजमीश्वरम्॥ २२**

॥ २२ ॥

ત્યારે (દાવાનળથી) બળતાં તે વ્રજવાસીઓ ગભરાઈને ઊઠી જઈને માયાથી મનુષ્ય બનેલા ઈશ્વર શ્રીકૃષ્ણને શરણે ગયાં. ॥ ૨૨ ॥ ૨૨ ॥

**कृष्ण कृष्ण महाभाग हे रामामितविक्रम।**
**एष घोरतमो वह्निस्तावकान् ग्रसते हि नः॥ २३**

॥ २३ ॥

હે કૃષ્ણ, હે કૃષ્ણ, હે મહાભાગ્યવાન, હે મહાપરાક્રમી બલરામજી, આ અત્યંત ભયંકર અગ્નિ આપના પોતાના એવા અમને ભરખી જાય છે! ॥ ૨૩ ॥ ૨૩ ॥

**सुदुस्तरान्नः स्वान् पाहि कालाग्नेः सुहृदः प्रभो।**
**न शक्नुमस्त्वच्चरणं संत्यक्तुमकुतोभयम्॥ २४**

હે પ્રભુ, અત્યંત દુઃખથી નિવારી શકાય તેવા આ કાળરૂપ અગ્નિથી સ્વકીય સુહૃજ્જનો એવા અમને ઉગારો! જેમાં ક્યાંયથી ભય નથી લાગતો તેવા આપના ચરણકમળનો ત્યાગ કરવા માટે અમે સમર્થ નથી. ॥ ૨૪ ॥

कालाग्नेर्मृत्युरूपादग्नेः। न मृत्योर्बिभीमः किंतु त्वच्चरणवियोगादित्याहुः—न शक्नुम इति॥ २४॥

**'कालाग्नेः'** મૃત્યુરૂપ અગ્નિથી – અમે મૃત્યુથી ભય નથી પામતા પરંતુ આપનાં ચરણના વિયોગથી ભય પામીએ છીએ, એમ તેઓ કહે છે – **'न शक्नुमः इति।'**

**इत्थं स्वजनवैक्लव्यं निरीक्ष्य जगदीश्वरः।**
**तमग्निमपिबत्तीव्रमनन्तोऽनन्तशक्तिधृक्॥ २५**

॥ २५ ॥

આ પ્રમાણે સ્વકીય જનોની વ્યાકુળતા જોઈને જગતના ઈશ્વર, અનંત શક્તિ ધારણ કરનાર અનંત ભગવાને તે તીવ્ર (અત્યંત અસહ્ય) અગ્નિનું પાન કર્યું. ॥ ૨૫ ॥ ૨૫ ॥

विमोहानहिदण्डेन ततः स्वं शरणागतान्।
गोपानपादनन्तोऽसावनन्तवनवह्नितः ॥ १ ॥

(મહાવિષધર) કાલિયને દંડ આપવા દ્વારા (એ સાક્ષાત્ ઈશ્વર છે, એમ જ્ઞાન થવાથી) જેમનું અજ્ઞાન દૂર થયું તેવા પોતાને શરણે આવેલા ગોપજનોનું અનન્ત ભગવાને વનના અનંત દાવાનળથી રક્ષણ કર્યું. ॥ ૧ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे पूर्वार्धे
दावाग्निमोचनं नाम सप्तदशोऽध्यायः॥ १७॥
इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे पूर्वार्धे श्रीधरस्वामिविरचितायां
भावार्थदीपिकायां टीकायां सप्तदशोऽध्यायः॥ १७॥

*****

# अथाष्टादशोऽध्यायः

## પ્રલંબાસુરનો ઉદ્ધાર

अष्टादशे ततो ग्रीष्मे वसन्तगुणलक्षिते।
अघातयद्बलेनालं प्रलम्बं लीलया हरिः॥ १॥

પછી અઢારમા અધ્યાયમાં વસંત ઋતુના ગુણોવાળી જણાતી ગ્રીષ્મ ઋતુમાં શ્રીહરિએ બલરામજી દ્વારા રમતમાં પ્રલંબાસુર હણાવ્યો (એ કથા છે). ॥ ૧ ॥

कृत्वा नृत्यं फणाग्रेषु कालियस्य सकौतुकम्।
बलं प्रलम्बतुङ्गांसमारोहयदरातिहा॥ २॥

કાલિયનાગની ફણાઓની ઉપર આશ્ચર્યપૂર્ણ નૃત્ય કરીને શત્રુને હણનાર શ્રીકૃષ્ણે બલરામજીને પ્રલંબાસુરના ઉત્તુંગ ખભા ઉપર ચડાવી દીધા (એ કથા છે). ॥ ૨ ॥

श्रीशुक उवाच

**अथ कृष्णः परिवृतो ज्ञातिभिर्मुदितात्मभिः।**
**अनुगीयमानो न्यविशद् व्रजं गोकुलमण्डितम्॥ १**
॥ १ ॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – (દાવાગ્નિપાન) પછી પ્રસન્ન મનવાળા ગોપજનો દ્વારા જેમની સ્તુતિ થઈ રહી છે તેવા અને તેમનાથી વીંટળાયેલા શ્રીકૃષ્ણ ગાયોનાં ધણથી શોભતા વ્રજમાં પ્રવેશ્યા. ॥ ૧ ॥ ૧ ॥

**व्रजे विक्रीडतोरेवं गोपालच्छद्ममायया।**
**ग्रीष्मो नामर्तुरभवन्नातिप्रेयाञ्छरीरिणाम्॥ २**

આમ, ગાયોનું પાલન જ જેમાં બહાનું છે તે માયાથી વ્રજમાં બલરામ અને શ્રીકૃષ્ણ વિહાર કરતા હતા, ત્યારે (તે સમયે) દેહધારીઓને બહુ પ્રિય ન લાગતી ગ્રીષ્મ નામની ઋતુ આવી. ॥ ૨ ॥

गोपालच्छद्ममायया गोपालनमेव च्छद्म यस्यां तया मायया॥ २॥

**'गोपालच्छद्ममायया'** જે માયામાં ગોપાલન જ બહાનું છે તે માયાથી ॥ ૨ ॥

**स च वृन्दावनगुणैर्वसन्त इव लक्षितः।**
**यत्रास्ते भगवान् साक्षाद् रामेण सह केशवः॥ ३**
॥ ३ ॥

સાક્ષાત્ ભગવાન કેશવ બલરામજી સાથે જ્યાં રહે છે, ત્યાં (વૃંદાવનમાં) તે (ગ્રીષ્મઋતુ) પણ વૃંદાવનના ગુણોને કારણે વસંતઋતુ જેવી દેખાતી હતી. ॥ ૩ ॥ ૩ ॥

वसन्तसाम्यमाह चतुर्भिः—

વસંતનું સામ્ય ચાર શ્લોકોથી વર્ણવે છે –

**यत्र निर्झरनिर्ह्रादनिवृत्तस्वनझिल्लिकम्।**
**शश्वत्तच्छीकरर्जीषद्रुममण्डलमण्डितम्॥ ४**

જ્યાં (ગ્રીષ્મઋતુમાં પણ) ઝરણાંઓના (કલ કલ) નિનાદથી દબાઈ ગયેલા ધ્વનિવાળાં તમરાં છે તેમ જ તે ઝરણાંઓનાં જળબિંદુઓ (ઊડવા)થી સદાય સ્નિગ્ધ એવા વૃક્ષસમૂહોથી જે શોભે છે તે વનમાં (ભગવાન પ્રવેશ્યા). ॥ ૪ ॥

यत्र ग्रीष्मेऽपि निर्झराणां निर्ह्लदेन घोषेण निवृत्तस्वनाच्छन्नध्वनयो झिल्लिकाः कठोरध्वनि-सूक्ष्मकीटा यस्मिंस्तथाभूतं वृन्दावनं भवति। किंच शश्वत्तेषां निर्झराणां शीकरैरम्बुकणैर्ऋजीषाः स्निग्धा ये द्रुमास्तेषां मण्डलैर्मण्डितम्॥ ४॥

જ્યાં ગ્રીષ્મમાં પણ ઝરણાંઓના **'निह्लादेन'** (કલકલ) નિનાદથી **'निवृत्तस्वनाच्छन्नध्वनयः'** દબાઈ ગયેલા ધ્વનિઓવાળાં તમરાં – કઠોર ધ્વનિ કરતા સૂક્ષ્મ કીડા છે જેમાં તેવું વૃંદાવન થયું છે. વળી, તે ઝરણાંઓનાં **'शीकरैः'** જળબિંદુઓથી **'ऋजीषाः'** સદાય સ્નિગ્ધ છે જે વૃક્ષો તેમના સમૂહોથી શોભતા વનમાં ॥ ૪ ॥

**सरित्सरःप्रस्रवणोर्मिवायुना**
**कह्लारकंजोत्पलरेणुहारिणा ।**
**न विद्यते यत्र वनौकसां दवो**
**निदाघवह्न्यर्कभवोऽतिशाद्वले ॥ ५**

અતિ હરિયાળા ઘાસથી છવાયેલા વૃંદાવનમાં (સંધ્યાકાળે, દિવસે અને રાત્રે ખીલનારાં અનુક્રમે) કહ્લાર, કંજ અને ઉત્પલની પરાગરજને હરી લાવનારા (મંદ, સુગંધિત) અને નદી, સરોવર, ઝરણાંઓના તરંગોથી (શીતળ) બનેલા વાયુને કારણે ગ્રીષ્મકાલીન તાપ અને સૂર્યથી થતો તાપ વનવાસીઓને લાગતો નહીં. ॥ ૫ ॥

यत्र ग्रीष्मे वने वा। निदाघो ग्रीष्मस्तेन तत्कालीनवह्न्यर्काभ्यां च भवति यो दवस्तापः। अतिशाद्वलेऽतिहरिततृणाकीर्णे। यद्वा अतिक्रान्त-शाद्वलेऽपि स्थाने॥ ५॥

**'यत्र'** જ્યાં ગ્રીષ્મમાં કે વૃંદાવનમાં **'निदाघः'** ગ્રીષ્મ, તેને કારણે તે સમયે થતો તાપ અને સૂર્યથી જે **'दवः'** તાપ થાય છે – **'अतिशाद्वले'** અતિ હરિયાળા ઘાસથી છવાયેલા વૃંદાવનમાં અથવા હરિયાળું ઘાસ ન હોય તે સ્થાનમાં પણ (તાપ લાગતો નહીં.) ॥ ૫ ॥

ननु शाद्वलमेव कुतस्त्यं तत्राह—**अगाधेति**।

શંકા કરવામાં આવી છે કે ગ્રીષ્મઋતુમાં હરિયાળું ઘાસ ક્યાંથી? તે માટે કહે છે – **'अगाध इति।'**

**अगाधतोयह्रदिनीतटोर्मिभि-**
**र्द्रवत्पुरीष्याः पुलिनैः समन्ततः।**
**न यत्र चण्डांशुकरा विषोल्बणा**
**भुवो रसं शाद्वलितं च गृह्णते॥ ६**

જે વૃંદાવનમાં ઊંડા જળવાળી નદીઓના કિનારે સ્પર્શતા તરંગોને કારણે કિનારાઓ સહિત ચોતરફ ભીની પંકિલ (કાદવવાળી) રહેતી ભૂમિના રસને અને હરિયાળીને સૂર્યનાં વિષ જેવાં ઉગ્ર કિરણો હરી લેતાં નથી. ॥ ૬ ॥

अगाधानि तोयानि यासां तासां ह्रदिनीनां तटस्पर्शिभिरूर्मिभिः पुलिनैः सह द्रवत्पुरीषं पङ्को यस्यास्तस्या भुवः रसं शाद्वलितं शाद्वलरूपतां च विषवदुल्बणा अपि सूर्यरश्मयो न गृह्णते न हरन्ति॥ ६॥

ઊંડાં છે જળ જેમનાં તે નદીઓના કિનારે સ્પર્શતા તરંગોથી કિનારાઓ સહિત ભીનો **'पुरीषम्'** કાદવ છે જેનો તે ભૂમિના રસને અને **'शाद्वलितम्'** હરિયાળીને વિષ જેવા ઉગ્ર હોવા છતાં સૂર્યનાં કિરણો **'न गृह्णते'** હરી લેતાં નથી. ॥ ૬ ॥

**वनं कुसुमितं श्रीमन्नदच्चित्रमृगद्विजम्।**
**गायन्मयूरभ्रमरं कूजत्कोकिलसारसम्॥ ७**

નાદ કરતાં જાતજાતનાં પશુ-પક્ષીવાળા, ટહુકતા મોરલા અને (ગુંજતા) ભમરાઓવાળા, કૂજન કરતી કોકિલા અને સારસવાળા અતિસુંદર કુસુમિત વનમાં (પ્રભુ પ્રવેશ્યા). ॥ ૭ ॥

तद्वनम्। नदन्तश्चित्रा मृगा द्विजाश्च यस्मिन्। गायन्तो मयूरा भ्रमराश्च यस्मिन्। कूजन्तः कोकिलाः सारसाश्च यस्मिंस्तदविशत्॥ ७॥

તે વનમાં – નાદ કરતાં જાતજાતનાં પશુઓ અને પક્ષીઓ છે જેમાં – ટહુકતા મોરલા અને ગુંજતા ભ્રમરો છે જેમાં – કૂજન કરતી કોકિલા અને સારસ છે જેમાં તેમાં (પ્રભુ) પ્રવેશ્યા. ॥ ૭ ॥

**क्रीडिष्यमाणस्तत् कृष्णो भगवान् बलसंयुतः।**
**वेणुं विरणयन् गोपैर्गोधनैः संवृतोऽविशत्॥ ८ ॥ ८ ॥**

ગાયોનાં ધણ અને ગોવાળોથી વીંટળાયેલા (જગચ્ચિત્તાકર્ષક લીલાવાળા અને હવે પછી તે વનમાં) ક્રીડા કરનારા તે ભગવાન શ્રીકૃષ્ણ બલરામજી સાથે વેણુને વિવિધ સ્વરે વગાડતા પ્રવેશ્યા. ॥ ૮ ॥ ૮ ॥

**प्रवालबर्हस्तबकस्त्रग्धातुकृतभूषणाः ।**
**रामकृष्णादयो गोपा ननृतुर्युयुधुर्जगुः॥ ९ ॥ ९ ॥**

કૂંપળો, મોરપિચ્છ, પુષ્પગુચ્છ, પુષ્પમાળા તથા (ગેરુ વગેરે) ધાતુનાં કરવામાં આવેલા આભૂષણોવાળા બલરામજી, શ્રીકૃષ્ણ વગેરે ગોવાળો નાચ, ગાન અને કુસ્તી કરવા લાગ્યા. ॥ ૯ ॥ ૯ ॥

**कृष्णस्य नृत्यतः केचिज्जगुः केचिदवादयन्।**
**वेणुपाणितलैः शृङ्गैः प्रशशंसुरथापरे॥ १० ॥ १० ॥**

નાચતા કૃષ્ણની આગળ કેટલાક ગાતા હતા, કેટલાક વાંસળી વગાડતા હતા, કેટલાક હથેળીથી (તાળી) વગાડતા હતા. કેટલાક શૃંગીઓથી (નાદ કરતા) અને બીજા પ્રશંસા કરતા હતા. ॥ ૧૦ ॥ ૧૦ ॥

**गोपजातिप्रतिच्छन्ना देवा गोपालरूपिणः।**
**ईडिरे कृष्णरामौ च नटा इव नटं नृप॥ ११ ॥ ११ ॥**

હે રાજા, (શ્રીકૃષ્ણની લીલાના માધુર્યનો રસાસ્વાદ માણવા) (સખારૂપે) ગોપજાતિમાં ગુપ્ત રહેલા ગોવાળોરૂપી દેવો નટો જેમ નટ (નાયક)ની પ્રશંસા કરે તેમ બલરામજી અને શ્રીકૃષ્ણની પ્રશંસા કરતા ॥ ૧૧ ॥ ૧૧ ॥

**भ्रामणैर्लङ्घनैः क्षेपैरास्फोटनविकर्षणैः।**
**चिक्रीडतुर्नियुद्धेन काकपक्षधरौ क्वचित्॥ १२**

જેમનો મુંડનસંસ્કાર નથી થયો તેવી (લાંબી, વાંકડી) અલક(લટો)વાળા રામ અને શ્યામ ફેરફૂદરડી ફરવી, (ખાડાઓને) કૂદી જવા, (પથરા) ફેંકવા, ખભા ઠોકવા, એકબીજાને ખેંચવા, બાહુયુદ્ધ કરવું વગેરે પ્રકારે ક્યારેક ક્રીડા કરતા હતા. ॥ ૧૨ ॥

काकपक्षाश्चूडाकरणात्प्राक्तनकेशाः। भ्रामणादि-प्रकारैर्नियुद्धेन बाहुयुद्धेन चिक्रीडतुः॥ १२॥

**'काकपक्षाः'** મુંડનસંસ્કાર કર્યા પહેલાંના કેશ–ફેરફૂદરડી વગેરે પ્રકારે **'नियुद्धेन'** બાહુયુદ્ધ કરવા દ્વારા ॥ ૧૨ ॥

**क्वचिन्नृत्यत्सु चान्येषु गायकौ वादकौ स्वयम्।**
**शशंसतुर्महाराज साधु साध्विति वादिनौ॥ १३ ॥ १३ ॥**

હે મહારાજ (પરીક્ષિત), કોઈ વાર બીજા ગોવાળો નાચે ત્યારે (રામ અને શ્યામ) પોતે ગાન કરતા અને (વેણુ)વાદન કરતા અને ધન્ય, ધન્ય! કહીને પ્રશંસા કરતા. ॥ ૧૩ ॥ ૧૩ ॥

क्वचिद् बिल्वैः क्वचित् कुम्भैः क्व चामलकमुष्टिभिः ।
अस्पृश्यनेत्रबन्धाद्यैः क्वचिन्मृगखगेहया ॥ १४

क्वचिच्च दर्दुरप्लावैर्विविधैरुपहासकैः ।
कदाचित् स्पन्दोलिकया कर्हिचिन्नृपचेष्टया ॥ १५

एवं तौ लोकसिद्धाभिः क्रीडाभिश्चेरतुर्वने ।
नद्यद्रिद्रोणिकुंजेषु काननेषु सरस्सु च ॥ १६

कुम्भैः कुम्भवृक्षफलैः अस्पृश्यत्वं नेत्रबन्धश्च तदाद्यैः । मृगाणां खगाणां च चेष्टया ॥ १४ ॥ दर्दुरप्लावैर्मण्डूकप्लुतिभिः । स्पन्दोलिकया दोला-लम्बनेन । नृपाणामिव लीलया ॥ १५ ॥ नद्योऽ-द्रिद्रोण्यः कुञ्जानि च एतेषु ॥ १६ ॥

पशूंश्चारयतोर्गोपैस्तद्वने रामकृष्णयोः ।
गोपरूपी प्रलम्बोऽगादसुरस्तज्जिहीर्षया ॥ १७

चारयतोः सतोः तद्वने तस्मिन्वने । तयोर्जिहीर्षया ॥ १७ ॥

तं विद्वानपि दाशार्हो भगवान् सर्वदर्शनः ।
अन्वमोदत तत्सख्यं वधं तस्य विचिन्तयन् ॥ १८

॥ १८ ॥

तत्रोपाहूय गोपालान् कृष्णः प्राह विहारवित् ।
हे गोपा विहरिष्यामो द्वन्द्वीभूय यथायथम् ॥ १९

यथायथं वयोबलाद्यनुरूपं द्वन्द्वीभूय ॥ १९ ॥

तत्र चक्रुः परिवृढौ गोपा रामजनार्दनौ ।
कृष्णसंघट्टिनः केचिदासन् रामस्य चापरे ॥ २०

કોઈ વખત બીલાંથી, કોઈ વખત કુમ્ભફળો (જાયફળ)થી, ક્યારેક આમળાં ભરેલી મુઠ્ઠીઓથી, સ્પર્શ ન થવા દેવો અને (વસ્ત્રથી) નેત્ર બાંધી દેવાં વગેરે રમતોથી, ક્યારેક પશુ-પક્ષીઓની ચેષ્ટા કરવા દ્વારા ॥ ૧૪ ॥ તો ક્યારેક દેડકાની જેમ કૂદવા દ્વારા, જાતજાતની ઠઠ્ઠામશ્કરીઓ દ્વારા, કોઈ વખત હીંચકા ખાવા દ્વારા અને ક્યારેક રાજા બનવાની નકલ દ્વારા ॥ ૧૫ ॥ આમ, લોકમાં પ્રસિદ્ધ એવી રમતોથી તે બંને (રામ અને શ્યામ) વૃંદાવનમાં નદી, પર્વત, ખીણ, કુંજ, કાનન અને સરોવરોમાં ફરતા હતા. ॥ ૧૬ ॥

**'कुम्भैः'** કુમ્ભવૃક્ષનાં ફળોથી, સ્પર્શ ન થવા દેવો, વસ્ત્રથી નેત્ર બાંધી દેવાં વગેરે દ્વારા, પશુ-પક્ષીઓની ચેષ્ટા કરવા દ્વારા, ॥ ૧૪ ॥ **'दर्दुरप्लावैः'** દેડકાની જેમ કૂદવા દ્વારા, **'स्पन्दोलिकया'** હીંચકા ખાવા દ્વારા, રાજાઓની જેમ નકલ કરવા દ્વારા, ॥ ૧૫ ॥ નદી, પર્વત, ખીણો અને કુંજો – એ સર્વ સ્થળે ॥ ૧૬ ॥

તે વનમાં ગોવાળો સાથે રામ અને શ્યામ ગાયો ચારતા હતા ત્યારે તેમને હરી લેવાની ઈચ્છાથી પ્રલંબાસુર ગોવાળનું રૂપ લઈને આવ્યો. ॥ ૧૭ ॥

(ગાયો) ચારતા હતા ત્યારે **'तत्-वने'** તે વનમાં તે બંનેને હરી લેવાની ઈચ્છાથી ॥ ૧૭ ॥

દાશાર્હ કુળમાં ઉત્પન્ન સર્વજ્ઞ ભગવાન શ્રીકૃષ્ણે તેને ઓળખ્યો હોવા છતાં પણ તેના વધનો વિચાર કરતા તેની મૈત્રીનો સ્વીકાર કર્યો. ॥ ૧૮ ॥ ૧૮ ॥

(સર્વ) ક્રીડાઓને જાણનાર શ્રીકૃષ્ણે ગોવાળોને ત્યાં પાસે બોલાવીને કહ્યું : 'હે ગોપમિત્રો, વય અને બળને અનુરૂપ બે ભાગમાં વહેંચાઈને આપણે રમીશું.' ॥ ૧૯ ॥

**'यथायथम्'** વય અને બળ વગેરેને અનુરૂપ, બે ભાગમાં વહેંચાઈને ॥ ૧૯ ॥

(શ્રીકૃષ્ણ દ્વારા આમ કહેવામાં આવ્યું) ત્યારે ગોવાળોએ બલરામજી અને જનાર્દન શ્રીકૃષ્ણ – બન્નેને સેનાનાયક બનાવ્યા. કેટલાક શ્રીકૃષ્ણના પક્ષવાળા અને બીજા બલરામજીના પક્ષવાળા થયા. ॥ ૨૦ ॥

परिवृढौ नायकौ। तत्र केचन कृष्णसंघट्टिनः कृष्णपक्षीयाः ॥ २० ॥

**आचेरुर्विविधाः क्रीडा वाह्यवाहकलक्षणाः।**
**यत्रारोहन्ति जेतारो वहन्ति च पराजिताः ॥ २१ ॥ २१ ॥**

**वहन्तो वाह्यमानाश्च चारयन्तश्च गोधनम्।**
**भाण्डीरकं नाम वटं जग्मुः कृष्णपुरोगमाः ॥ २२**

वाह्यमानाः पृष्ठेनोह्यमानाः ॥ २२ ॥

**रामसंघट्टिनो यर्हि श्रीदामवृषभादयः।**
**क्रीडायां जयिनस्तांस्तानूहुः कृष्णादयो नृप ॥ २३ ॥ २३ ॥**

**उवाह कृष्णो भगवान् श्रीदामानं पराजितः।**
**वृषभं भद्रसेनस्तु प्रलम्बो रोहिणीसुतम् ॥ २४ ॥ २४ ॥**

**अविषह्यं मन्यमानः कृष्णं दानवपुंगवः।**
**वहन् द्रुततरं प्रागादवरोहणतः परम् ॥ २५**

कृष्णदृष्टिवञ्चनाय अवरुह्यतेऽस्मिन्नित्यवरोहणं मर्यादा ततः परं दूरमगात् ॥ २५ ॥

**तमुद्वहन् धरणिधरेन्द्रगौरवं**
**महासुरो विगतरयो निजं वपुः।**
**स आस्थितः पुरटपरिच्छदो बभौ**
**तडिद्द्युमानुडुपतिवाडिवाम्बुदः ॥ २६**

(છંદ - રુચિરા, જ ભ સ જ ગા
અક્ષર - ૧૩ શ્લોક - ૨૬ થી ૨૯)

**'परिवृढौ'** બે નાયકો – તેમાં કેટલાક **'कृष्णसंघट्टिनः'** કૃષ્ણના પક્ષવાળા ॥ ૨૦ ॥

જે રમતમાં જીતનારા (હારેલાની પીઠ ઉપર) ચઢી જાય અને હારેલાઓ તેમને ઊંચકે એવી ઊંચકવા-ઊંચકાવાની શરતવાળી જુદી જુદી રમતો તેઓ રમવા લાગ્યા. ॥ ૨૧ ॥ ૨૧ ॥

આમ, (પીઠ ઉપર) ઊંચકનારા અને ઊંચકાવનારા શ્રીકૃષ્ણ વગેરે ગોવાળો ગાયોનાં ધણ ચારતા ભાંડીરક નામના વડ પાસે પહોંચી ગયા. ॥ ૨૨ ॥

**'वाह्यमानाः'** પીઠ ઉપર ઊંચકાવનારા ॥ ૨૨ ॥

હે નૃપ, જ્યારે બલરામજીના પક્ષવાળા શ્રીદામા, વૃષભ વગેરે (વિજયી થયા,) ત્યારે રમતમાં શ્રીકૃષ્ણ વગેરે તે તે વિજયીઓને ઉપાડવા લાગ્યા. ॥ ૨૩ ॥ ૨૩ ॥

પરાજિત થયેલા ભગવાન શ્રીકૃષ્ણે શ્રીદામાને, ભદ્રસેને વૃષભને અને પ્રલંબે તો રોહિણીનંદન બલરામજીને ઉપાડ્યા. ॥ ૨૪ ॥ ૨૪ ॥

શ્રીકૃષ્ણને (સહન કરવા) અશક્ય માનતો અસુરશ્રેષ્ઠ પ્રલંબ (બલરામજીને) ઊંચકતો, ઉતારવા માટે (નક્કી કરેલી) સીમાથી આગળ દૂર સુધી ખૂબ ઝડપથી દોડ્યો. ॥ ૨૫ ॥

શ્રીકૃષ્ણની નજર ચૂકવવા માટે – અહીં સુધી ઉતારવામાં આવે, એમ ઉતારવાની સીમા, તેનાથી **'परम्'** આગળ, દૂર ગયો. ॥ ૨૫ ॥

મેરુપર્વતના ભારવાળા તે બલરામજીને ઊંચકતા ગતિહીન થઈ ગયેલો મહાન અસુર પોતાના (રાક્ષસી) સ્વરૂપમાં આવી ગયો. સુવર્ણના અલંકારો ધારણ કરેલો તે અસુર, ત્યારે વીજળીની કાંતિવાળો મેઘ (ગૌરસુંદર બલરામજીરૂપી) ચંદ્રને વહન કરે તેવો શોભતો હતો. ॥ ૨૬ ॥

धरणिधरेन्द्रवद्गौरवं यस्य तन्निजमासुरं वपुरास्थितः। पुरटपरिच्छदः सुवर्णालंकारः। तडिद्द्युमान्विद्युद्दीप्तिमानित्यलंकारोपमा। उडुपति-वाडिति रामोपमा। उडुपतिं वहतीत्युडु-पतिवाट्। यदि यथोचितस्थानेषु स्थिता विद्युतो भवन्त्युपरि। चोडुपतिस्तदा सोऽम्बुदो यथा भाति तद्वद्बभावित्यर्थः ॥ २६ ॥

**'धरणिधर-इन्द्र'** પર્વતશ્રેષ્ઠ મેરુ જેટલો ભાર છે જેમનો તેમને (બલરામજીને) ઉપાડતો અસુર પોતાના આસુરી સ્વરૂપમાં આવી ગયો. **'पुरटपरिच्छदः'** સોનાના અલંકારવાળો – **'तडित्-द्युमान्'** વીજળીની કાંતિવાળો, એ અલંકારોની ઉપમા છે. **'उडुपतिवाड् इति'** માં **'उडुपतिम्'** એ (ગૌરસુંદર) બલરામજીની ઉપમા છે. ચંદ્રનું વહન કરે તે **'उडुपतिवाट्'** મેઘ. જો યથોચિત સ્થાનોમાં રહેલી વીજળી થાય અને ઉપર ચંદ્ર હોય ત્યારે મેઘ જેવો શોભે, તેવો તે અસુર શોભતો હતો, એમ અર્થ છે. ॥ २६ ॥

**निरीक्ष्य तद्वपुरलमम्बरे चरत्**
**प्रदीप्तदृग् भ्रुकुटितटोग्रदंष्ट्रकम्।**
**ज्वलच्छिखं कटककिरीटकुण्डल-**
**त्विषाद्भुतं हलधर ईषदत्रसत्॥ २७**

ધધકતા (આગ જેવા) ડોળાવાળું, ભ્રુકુટિના છેડા સુધીની ભયંકર દાઢોવાળું, બળતી જ્વાળાઓ જેવા કેશવાળું, કડાં-મુકુટ-કુંડળોની કાંતિથી અદ્ભુત એવું આકાશમાં અતિ વેગથી ચાલતું તે શરીર જોઈને હળધારી (બલરામજી) સહેજ ભય પામ્યા. ॥ २७ ॥

अलमतिवेगेन। प्रदीप्ते दृशौ यस्मिन्वपुषि तत्। भ्रुकुटितटसँल्लग्ना उग्रा दंष्ट्रा यस्मिंस्तत्। प्रदीप्तदृक् भ्रुकुटितटं यस्मिन्, उग्रा दंष्ट्रा यस्मिंस्तच्च तच्चेति वा। ज्वलन्त्यः शिखाः केशा यस्मिंस्तत् ॥ २७ ॥

**'अलम्'** અતિ વેગથી – ધધકતી આગ જેવા ડોળા છે જે શરીરમાં તેને – ભ્રુકુટિના છેડા સુધીની ભયંકર દાઢો છે જેમાં તેને અથવા ભ્રુકુટિના છેડા સુધીના ધધકતા (આગ જેવા) ડોળા છે જેમાં તેવા અને ભયંકર દાઢો છે જેમાં તેવા તે શરીરને, બળતી જ્વાળાઓ જેવા કેશ છે જેમાં તે શરીરને ॥ २७ ॥

**अथागतस्मृतिरभयो रिपुं बलो**
**विहाय सार्थमिव हरन्तमात्मनः।**
**रुषाहनच्छिरसि दृढेन मुष्टिना**
**सुराधिपो गिरिमिव वज्ररंहसा॥ २८**

પછી સ્વરૂપની સ્મૃતિ પ્રાપ્ત થતાં નિર્ભય થયેલા બલરામજીએ પોતાના ગોપસમૂહને છોડીને પોતાને હરી જતા શત્રુને, તેના મસ્તક ઉપર દેવરાજ ઈન્દ્ર (વજ્ર વડે) પર્વતને ક્રોધથી મારે તેમ વજ્ર જેવા વેગવાળી મુઠ્ઠીથી પ્રહાર કર્યો. ॥ २८ ॥

आगतस्मृतिरभय इवात्मनः सार्थं गोपसमूहं विहाय हरन्तं रिपुमहनत्। यद्वा विहायसाऽऽ-काशमार्गेणात्मनः प्राप्तमर्थमिव हरन्तमिति। वज्ररंहसा वज्रवेगेन मुष्टिना॥ २८॥

જેમને સ્વરૂપની સ્મૃતિ પ્રાપ્ત થઈ છે તેવા, નિર્ભય થયેલા હોય તેમ બલરામજીએ પોતાના **'सार्थम्'** ગોપસમૂહને છોડીને હરી જતા શત્રુ પ્રલમ્બને માર્યું અથવા **'सार्थम्'** પોતાને જાણે ધન પ્રાપ્ત થયું હોય તેમ **'विहायसा'** આકાશમાર્ગે હરી જતા શત્રુને **'वज्ररंहसा'** વજ્ર જેવા વેગવાળી મુઠ્ઠીથી પ્રહાર કર્યો. ॥ २८ ॥

**स आहतः सपदि विशीर्णमस्तको**
**मुखाद् वमन् रुधिरमपस्मृतोऽसुरः।**
**महारवं व्यसुरपतत् समीरयन्**
**गिरिर्यथा मघवत आयुधाहतः॥ २९**

अपस्मृतो गतस्मृतिः। महारवं समीरयन् ॥ २९ ॥

પ્રતાડિત થયેલો તે અસુર તત્ક્ષણ ફાટી ગયેલા મસ્તકવાળો થઈ મુખથી રુધિર ઓકતો બેભાન થઈ ગયો. ઈન્દ્રના આયુધ (વજ્ર)થી પ્રહાર પામેલા પર્વતની જેમ ભયંકર શબ્દ કરતો તે નિષ્પ્રાણ થઈને ઢળી પડ્યો. ॥ ૨૯ ॥

**'अपस्मृतः'** સ્મૃતિ વગર – ભયંકર શબ્દ કરતો ॥ ૨૯ ॥

**दृष्ट्वा प्रलम्बं निहतं बलेन बलशालिना।**
**गोपाः सुविस्मिता आसन् साधु साध्विति वादिनः॥ ३०**

॥ ३० ॥

બળવાન બલરામજી દ્વારા પ્રલમ્બને હણાયેલો જોઈને 'ધન્યવાદ, ધન્યવાદ' કહેતા ગોવાળો અતિ વિસ્મિત થયા. ॥ ૩૦ ॥ ૩૦ ॥

**आशिषोऽभिगृणन्तस्तं प्रशशंसुस्तदर्हणम्।**
**प्रेत्यागतमिवालिङ्ग्य प्रेमविह्वलचेतसः॥ ३१**

तदर्हणं प्रशंसार्हम्॥ ३१ ॥

પરલોક જઈને (પાછા) ફર્યા હોય તેમ તે બલરામજીને આલિંગન કરીને પ્રેમથી વિહ્વળ ચિત્તવાળા તેઓ શુભ કામનાઓ કરતા, પ્રશંસાને યોગ્ય એવા તેમની પ્રશંસા કરવા લાગ્યા. ॥ ૩૧ ॥

**'तत्-अर्हणम्'** પ્રશંસા કરવા યોગ્ય એવા તેમની ॥ ૩૧ ॥

**पापे प्रलम्बे निहते देवाः परमनिर्वृताः।**
**अभ्यवर्षन् बलं माल्यैः शशंसुः साधु साध्विति॥ ३२**

॥ ३२ ॥

પાપી પ્રલમ્બ હણાયો ત્યારે પરમ આનંદ પામેલા દેવોએ પુષ્પોથી અભિવૃષ્ટિ કરી અને 'ધન્ય, ધન્ય' કહીને તેમની પ્રશંસા કરી. ॥ ૩૨ ॥ ૩૨ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे पूर्वार्धे
प्रलम्बवधो नामाष्टादशोऽध्यायः॥ १८॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे पूर्वार्धे श्रीधरस्वामिविरचितायां
भावार्थदीपिकायां टीकायामष्टादशोऽध्यायः॥ १८॥

❋❋❋❋❋

# अथैकोनविंशोऽध्यायः

## ગાયો અને ગોવાળોની દાવાનળથી રક્ષા

ऊनविंशे निविष्टं तु गोपगोकुलमच्युतः।
मुञ्जारण्यमरण्याग्रे ररक्ष तन्निपानतः॥ १॥

મુંજ ઘાસના અરણ્યમાં પ્રવેશેલા ગોવાળો અને ગાયોના ધણનું અચ્યુત ભગવાને વનના તે દાવાનળનું પાન કરીને રક્ષણ કર્યું (તે કથા) ઓગણીસમા અધ્યાયમાં છે. ॥ ૧ ॥

**श्रीशुक उवाच**

**क्रीडासक्तेषु गोपेषु तद्गावो दूरचारिणीः।**
**स्वैरं चरन्त्यो विविशुस्तृणलोभेन गह्वरम्॥ १**

दूरचारिणीः दूरचारिण्यः॥ १॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – ગોવાળો રમતમાં મગ્ન હતા ત્યારે ઈચ્છાનુસાર ચરતી તેમની ગાયો ઘાસના લોભથી દૂર ચરતી ઘનિષ્ઠ વનમાં પહોંચી ગઈ. ॥ ૧ ॥

**'दूरचारिणीः'** (દ્વિ.બ.વ. છે.) **'दूरचारिण्यः'** (પ્ર.બ.વ. રૂપ થાય.) ॥ ૧ ॥

**अजा गावो महिष्यश्च निर्विशन्त्यो वनाद् वनम् ।**
**इषीकाटवीं निर्विविशुः क्रन्दन्त्यो दावतर्षिताः ॥ २**

એક વનમાંથી બીજા વનમાં પેસી જતી વાછડીઓ, (દૂઝણી) ગાયો અને ગર્ભવતી ગાયો (ગ્રીષ્મના) તાપને કારણે તરસી થઈને આક્રન્દ કરતી (ઊંચા ઊંચા) મુંજ ઘાસના વનમાં પ્રવેશી. ॥ ૨ ॥

वनाद्वनान्तरं निर्विशन्त्यो दावेन तर्षितास्तृषिताः क्रन्दन्त्य इषीकाटवीमत्युच्छ्रितघनतृणविशेषारण्यं निर्विविशुः ॥ २ ॥

એક વનમાંથી બીજા વનમાં પેસી જતી, (ગ્રીષ્મના) તાપથી **'तर्षिताः'** (**'तृषिताः'** રૂપ થાય છે.) તરસી થઈને આક્રન્દ કરતી **'इषीका-अटवीम्'** અતિ ઊંચા વિશેષ પ્રકારનાં ઘનિષ્ઠ ઘાસના અરણ્યમાં પ્રવેશી. ॥ ૨ ॥

**तेऽपश्यन्तः पशून् गोपाः कृष्णरामादयस्तदा ।**
**जातानुतापा न विदुर्विचिन्वन्तो गवां गतिम् ॥ ३**

રામ અને શ્યામ જેમનામાં મુખ્ય છે તે ગોવાળો પશુઓને ન જોતા સંતાપ કરવા લાગ્યા અને શોધવા છતાં ગાયોની ભાળ મેળવી શક્યા નહીં. ॥ ૩ ॥

कृष्णरामावादी येषां ते न तु तौ ॥ ३ ॥

રામ અને શ્યામ જેમનામાં મુખ્ય છે તે ગોવાળો, (ગાયોની ભાળ મેળવી શક્યા નહીં.) પણ (રામ અને શ્યામ) તે બંનેનો આમાં સમાવેશ નથી. (કારણ કે તે બંને તો બધું જાણતા જ હતા.) ॥ ૩ ॥

(અહીં અતદ્ગુણસંવિજ્ઞાન બહુવ્રીહિ સમાસ છે, જેમાં સામાસિક પદ સમાસના અર્થમાં એક ભાગરૂપે જાણવા મળતું નથી.)

**तृणैस्तत्खुरदच्छिन्नैर्गोष्पदैरंकितैर्गवाम् ।**
**मार्गमन्वगमन् सर्वे नष्टाजीव्या विचेतसः ॥ ४**

જેમની આજીવિકાનાં સાધનો નાશ પામ્યાં છે તેવા તે સર્વે વ્યાકુળ ચિત્તવાળા થઈ તે ગાયોની ખરીઓથી અને દાંતથી તૂટેલાં ઘાસથી અને ગાયોનાં પગલાંથી નિશાનીવાળાં થયેલાં તે ઘાસથી ગાયોના માર્ગને અનુસરવા લાગ્યા. ॥ ૪ ॥

तासां गवां खुरैर्दद्भिश्च च्छिन्नैस्तृणैर्गोष्पदैरङ्कितैश्च भूप्रदेशैस्तृणैर्वा गवां मार्गमन्वगमन् । नष्टाजीव्या गतजीविकासाधनाः ॥ ४ ॥

**'तासाम्'** તે ગાયોની ખરીઓથી અને દાંતથી તૂટેલાં ઘાસથી અને ગાયોનાં પગલાંની નિશાનીવાળા પ્રદેશો અથવા ઘાસથી ગાયોના માર્ગને અનુસરવા લાગ્યા. **'नष्ट-आजीव्याः'** આજીવિકાનાં સાધનો નાશ પામ્યાં છે જેમનાં તે ગોવાળો ॥ ૪ ॥

**मुंजाटव्यां भ्रष्टमार्गं क्रन्दमानं स्वगोधनम् ।**
**सम्प्राप्य तृषिताः श्रान्तास्ततस्ते संन्यवर्तयन् ॥ ५**

મુંજ અટવીમાં માર્ગ ભૂલી ગયેલા અને આક્રંદ કરતા પોતાના ગાયોના ધણને મેળવીને થાકેલા અને તરસ્યા થયેલા તે ગોવાળો પછી પાછા ફરતા હતા. ॥ ૫ ॥

मुञ्जाटव्यपि सैव इषीकाटवी ॥ ५ ॥

તે મુંજ અટવી પણ ઈષીકા અટવી જ છે. ॥ ૫ ॥

**ता आहूता भगवता मेघगम्भीरया गिरा।**
**स्वनाम्नां निनदं श्रुत्वा प्रतिनेदुः प्रहर्षिताः ॥ ६ ॥ ६ ॥**

મેઘ જેવી ગંભીર વાણીથી ભગવાન દ્વારા બોલાવવામાં આવેલી તે ગાયો પોતાનાં નામોનો ધ્વનિ સાંભળી અત્યંત હર્ષિત થઈને પ્રતિસાદ આપવા લાગી. ॥ ૬ ॥ ૬ ॥

**ततः समन्ताद् वनधूमकेतु-**
**र्यदृच्छयाभूत् क्षयकृद् वनौकसाम्।**
**समीरितः सारथिनोल्बणोल्मुकै-**
**र्विलेलिहानः स्थिरजंगमान् महान्॥ ७**

ત્યારે દૈવવશાત્ વાયુ દ્વારા ઉદ્દીપ્ત થયેલો અતિ ભયંકર, ઉલ્કા જેવા તણખાઓથી ચરાચર જીવોને અતિશય ગળી જતો, વનવાસીઓનો નાશ કરતો વનનો મહાન દાવાનળ સર્વ તરફ (ભભૂકી) ઊઠ્યો. ॥ ૭ ॥

गोगोपानां नाशहेतुर्वनवह्निः सर्वतः प्रादुरभूत्। सारथिना वायुना ॥ ७ ॥

ગાયો અને ગોવાળોનો નાશ કરવા માટે દાવાનળ સર્વ તરફ ભભૂકી ઊઠ્યો. **'सारथिना'** વાયુરૂપી સારથિ દ્વારા ॥ ૭ ॥

**तमापतन्तं परितो दवाग्निं**
**गोपाश्च गावः प्रसमीक्ष्य भीताः।**
**ऊचुश्च कृष्णं सबलं प्रपन्ना**
**यथा हरिं मृत्युभयार्दिता जनाः॥ ८ ॥ ८ ॥**

સર્વ તરફથી ધસી આવતા તે દાવાનળને જોઈને ભયભીત થયેલાં ગોવાળો અને ગાયો બલરામજી સહિત શ્રીકૃષ્ણને શરણે ગયેલા હોઈ મૃત્યુના ભયથી પીડાયેલા મનુષ્યો શ્રીહરિને શરણે જાય તેમ (રક્ષા માટે પ્રાર્થના કરતા) કહેવા લાગ્યા. ॥ ૮ ॥ ૮ ॥

**कृष्ण कृष्ण महावीर हे रामामितविक्रम।**
**दावाग्निना दह्यमानान् प्रपन्नांस्त्रातुमर्हथः ॥ ९ ॥ ९ ॥**

હે કૃષ્ણ, હે કૃષ્ણ, હે મહાવીર, હે અમાપ પરાક્રમી બલરામજી, દાવાગ્નિથી બળતા, શરણે પડેલા એવા અમને બચાવવા માટે આપ બન્ને સમર્થ છો. ॥ ૯ ॥ ૯ ॥

**नूनं त्वद्बान्धवाः कृष्ण न चार्हन्त्यवसीदितुम्।**
**वयं हि सर्वधर्मज्ञ त्वन्नाथास्त्वत्परायणाः ॥ १०**

હે કૃષ્ણ, હે સર્વધર્મજ્ઞ, આપ જેમના બંધુ છો તેવા અમે, આપ જ જેમના નાથ છો અને આપ જ જેમના પરમ આશ્રયરૂપ છો તેવા છીએ, (આથી જ) દુઃખ પામવાને યોગ્ય નથી. ॥ ૧૦ ॥ ૧૦ ॥

श्रीशुक उवाच

**वचो निशम्य कृपणं बन्धूनां भगवान् हरिः।**
**निमीलयत मा भैष्ट लोचनानीत्यभाषत॥ ११**

**શ્રીશુકદેવજી બોલ્યા** – ગોપબાંધવોનું (અતિ) દીન વચન સાંભળીને ભગવાન શ્રીહરિ બોલ્યા : 'આંખો બંધ કરો અને ભય પામશો નહીં.'॥ ૧૧ ॥ ૧૧ ॥

**तथेति मीलिताक्षेषु भगवानग्निमुल्बणम्।**
**पीत्वा मुखेन तान् कृच्छ्राद् योगाधीशो व्यमोचयत्॥ १२**

'ભલે' એમ કહીને તેમણે નેત્રો બંધ કર્યાં ત્યારે યોગમાયાના અધીશ્વર ભગવાન શ્રીકૃષ્ણે મુખથી ભયંકર અગ્નિનું પાન કરીને તેમને કષ્ટમાંથી છોડાવ્યા. ॥ ૧૨ ॥

कृच्छ्राद् गह्वरप्रवेशक्षुत्तृड्श्रमादिजनितात् ॥ १२ ॥

**'कृच्छ्रात्'** ઘનઘોર વનપ્રવેશ, ભૂખ, તરસ, થાક વગેરેથી ઉત્પન્ન થયેલા કષ્ટમાંથી ॥ ૧૨ ॥

**ततश्च तेऽक्षीण्युन्मील्य पुनर्भाण्डीरमापिताः।**
**निशाम्य विस्मिता आसन्नात्मानं गाश्च मोचिताः॥ १३**

क्षणेनैव भाण्डीरं प्रापिताः। ततोऽक्षीण्युन्मील्य विस्मिताः॥ १३॥

પછી પાછા ભાંડીર વનમાં લાવવામાં આવેલા ગોવાળો (ભગવાનની આજ્ઞાથી) નેત્રો ઉઘાડીને પોતાને અને ગાયોને (દાવાનળથી) મુક્ત થયેલા જોઈને વિસ્મિત થયા. ॥ ૧૩ ॥

ક્ષણમાં જ ભાંડીર વનમાં લાવવામાં આવેલા – પછી નેત્રો ઉઘાડીને વિસ્મિત થયા. ॥ ૧૩ ॥

**कृष्णस्य योगवीर्यं तद् योगमायानुभावितम्।**
**दावाग्नेरात्मनः क्षेमं वीक्ष्य ते मेनिरेऽमरम्॥ १४**

॥ १४॥

શ્રીકૃષ્ણની યોગમાયાથી સંપાદિત થયેલા યોગનો (અપૂર્વ) પ્રભાવ અને દાવાગ્નિથી પોતાની રક્ષા થયેલી જોઈને તે ગોવાળો શ્રીકૃષ્ણને (મરણધર્મનિવર્તક) પરમેશ્વર માનવા લાગ્યા. ॥ ૧૪ ॥ ૧૪ ॥

**गाः सन्निवर्त्य सायाह्ने सहरामो जनार्दनः।**
**वेणुं विरणयन् गोष्ठमगाद् गोपैरभिष्टुतः॥ १५**

॥ १५॥

સંધ્યાકાળે ધેનુઓને પાછી વાળીને બલરામજી સાથે વેણુ વગાડતા અને ગોવાળો દ્વારા સ્તુતિ કરાતા ભગવાન જનાર્દન વ્રજમાં પધાર્યા. ॥ ૧૫ ॥ ૧૫ ॥

**गोपीनां परमानन्द आसीद् गोविन्ददर्शने।**
**क्षणं युगशतमिव यासां येन विनाभवत्॥ १६**

॥ १६॥

જે ગોપીજનોને જે શ્રીકૃષ્ણ વિના ક્ષણ પણ સો યુગ જેટલી થતી હતી, તે ગોપીજનોને ગોવિંદનાં દર્શન થતાં પરમ આનંદ થયો. ॥ ૧૬ ॥ ૧૬ ॥

‘श्रीदामादिस्वगोपानां स्वाङ्गमारुह्य हृष्यताम्।
स्वैश्वर्यमाविरकरोद्वनवह्निनिपानतः　॥ १॥’

(‘અમે શ્રીકૃષ્ણના શ્રીઅંગ પર આરૂઢ થયા.’ એમ) હર્ષ પામતા શ્રીદામા વગેરે ગોવાળોને ઊંચકીને (શ્રીકૃષ્ણે) વનમાં દાવાનળનું પાન કરવાથી પોતાનું ઐશ્વર્ય પ્રકટ કર્યું. ॥ ૧ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे पूर्वार्धे दावाग्निपानं नामैकोनविंशोऽध्यायः॥ १९॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे पूर्वार्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायामेकोनविंशोऽध्यायः॥ १९॥

❋❋❋❋❋

# अथ विंशोऽध्यायः

## વર્ષા અને શરદ ઋતુનું વર્ણન

विंशे प्रावृट्शरच्छोभावर्णनेन वनोचिताः।
प्रावृट्क्रीडा निरूप्यन्ते गोपरामयुजो हरेः॥ १॥

વીસમા અધ્યાયમાં વર્ષાઋતુ અને શરદ્‌ઋતુની શોભાના વર્ણન દ્વારા ગોવાળો અને બલરામજી સાથે શ્રીહરિની વર્ષાઋતુની વનોચિત ક્રીડાનું નિરૂપણ કરવામાં આવ્યું છે. ॥ ૧ ॥

हेयादेयोपमानेन प्रावृट्शरदृतुश्रियोः।
वर्णनं त्वद्भुतैश्वर्यकृष्णलीलाविवक्षया॥ २॥

અદ્‌ભુત ઐશ્વર્યપૂર્ણ શ્રીકૃષ્ણલીલાનું વર્ણન કરવાની ઈચ્છાથી ત્યાગવા યોગ્ય (પાખંડાદિ) અને ગ્રહણ કરવા યોગ્ય (ભક્તચરિત્રો)ની તુલના દ્વારા વર્ષાઋતુ અને શરદ્‌ઋતુની શોભાનું વર્ણન કરવામાં આવ્યું છે.॥ ૨ ॥

श्रीशुक उवाच

**तयोस्तदद्भुतं कर्म दावाग्नेर्मोक्षमात्मनः।**
**गोपाः स्त्रीभ्यः समाचख्युः प्रलम्बवधमेव च॥ १॥ १॥**

**શ્રીશુકદેવજી બોલ્યા** – તે બંનેનું (રામ અને શ્યામનું) દાવાનળથી પોતાને બચાવવાનું અને પ્રલંબાસુરના વધનું અદ્ભુત કર્મ ગોવાળોએ (યશોદા વગેરે ગોપ)સ્ત્રીઓને વર્ણવ્યું. ॥ ૧ ॥ ૧ ॥

**गोपवृद्धाश्च गोप्यश्च तदुपाकर्ण्य विस्मिताः।**
**मेनिरे देवप्रवरौ कृष्णरामौ व्रजं गतौ॥ २॥ २॥**

તે સાંભળીને વયોવૃદ્ધ ગોપજનો અને ગોપીજનો આશ્ચર્ય પામ્યાં અને રામ તથા શ્યામને વ્રજમાં પધારેલા બે શ્રેષ્ઠ દેવોરૂપે માનવા લાગ્યાં. ॥ ૨ ॥ ૨ ॥

तत्र प्रावृड्वर्णनं—**तत इत्यादि** द्वाविंशत्या।

બાવીસ શ્લોકોથી વર્ષાઋતુનું વર્ણન – **'ततः इति।'** વગેરે દ્વારા

**ततः प्रावर्तत प्रावृट् सर्वसत्त्वसमुद्भवा।**
**विद्योतमानपरिधिर्विस्फूर्जितनभस्तला॥ ३**

(ગ્રીષ્મ) પછી, જેમાં સર્વ જીવોની ઉત્પત્તિ છે, જેમાં (સૂર્ય અને ચંદ્રનાં) પ્રકાશમાન મંડળો છે અને જેમાં ગર્જનયુક્ત નભોમંડળ છે તેવી વર્ષાઋતુ આવી ॥ ૩ ॥

सर्वेषां प्राणिनां समुद्भव उत्पत्तितो जीवनतश्च यस्यां सा प्रावृट्। विद्योतमानाः परिधयः परिवेषादिशोभा यस्यां सा। विस्फूर्जितं संक्षुभितं नभस्तलं यस्यां सा॥ ३॥

સર્વ જીવોની **'समुद्भवः'** જન્મથી જીવનના કારણરૂપ વૃદ્ધિ છે જેમાં તે, પ્રકાશમાન **'परिधयः'** (સૂર્ય અને ચંદ્રનાં) મંડળોની શોભા છે જેમાં તે, **'विस्फूर्जितम्'** ક્ષુભિત, ગર્જનયુક્ત નભોમંડળ છે જેમાં તે ॥ ૩ ॥

**सान्द्रनीलाम्बुदैर्व्योम सविद्युत्स्तनयित्नुभिः।**
**अस्पष्टज्योतिराच्छन्नं ब्रह्मेव सगुणं बभौ॥ ४**

વીજળીઓ અને ગર્જનાઓ સહિત ઘનઘોર, નીલ વાદળોથી છવાયેલું હોવાથી જેમાં (ચન્દ્ર, સૂર્યાદિ) જ્યોતિ અસ્પષ્ટ (ઢંકાયેલી જણાતી) હતી તેવું આકાશ, બ્રહ્મસ્વરૂપ હોવા છતાં ત્રણે ગુણોથી ઢંકાયેલા જીવ જેવું શોભતું હતું. ॥ ૪ ॥

सान्द्रैर्निबिडैर्नीलाम्बुदैर्विद्युद्गर्जितसहितैराच्छन्नम्। सगुणं गुणैराच्छन्नं जीवाख्यम्। विद्युद्गर्जिताम्बुदानां सत्त्वरजस्तमोभिरुपमा॥ ४॥

વીજળીઓ અને ગર્જનાઓ સહિત **'सान्द्रैः'** ઘનઘોર, નીલ વાદળોથી છવાયેલું – **'सगुणम्'** ત્રણે ગુણોથી ઢંકાયેલા જીવ કહેવાતા (બ્રહ્મ) – વીજળી, ગર્જનાઓ અને વાદળોની સત્ત્વ, રજસ્ અને તમસ્ ત્રણે ગુણો સાથે ઉપમા છે. ॥ ૪ ॥

**अष्टौ मासान्निपीतं यद्भूम्याश्चोदमयं वसु।**
**स्वगोभिर्मोक्तुमारेभे पर्जन्यः काल आगते॥ ५**

સૂર્યે પોતાનાં કિરણો દ્વારા આઠ મહિના સુધી ભૂમિનાં જે જળરૂપ ધનનું પાન કર્યું હતું, તેને પુનઃ ઉચિત સમયે (વર્ષાઋતુ આવતાં) છોડવાનો આરંભ કર્યો. ॥ ૫ ॥

पर्जन्यः सूर्यः। स्वगोभिर्निजरश्मिभिः। काले यथोचितसमये। अत्र राजोपमा करादानतः समये पुनर्दानतश्च सूचिता॥ ५॥

**'पर्जन्यः'** સૂર્ય **'स्वगोभिः'** પોતાનાં કિરણો દ્વારા **'काले'** ઉચિત સમય અનુસાર – અહીં કર સ્વીકારવાથી અને સમય થતાં પુનઃ દાન આપવાથી (સૂર્ય સાથે) રાજાની ઉપમા સૂચિત થાય છે. ॥ ૫ ॥

**तडित्त्वन्तो महामेघाश्चण्डश्वसनवेपिताः ।**
**प्रीणनं जीवनं ह्यस्य मुमुचुः करुणा इव ॥ ६**

अस्य विश्वस्य प्रीणनमाप्यायनकरं जीवनमुदकं मुमुचुः। कृपालवो यथा तप्तं जनं निरीक्ष्यानुकम्पमानास्तदाप्यायनाय स्वजीवनमपि त्यजन्ति तद्वन्महान्तो मेघास्तडिन्नेत्रैर्विश्वं तप्तं निरीक्ष्य वायुभिर्वेपिता जीवनं मुमुचुरिति ॥ ६ ॥

કૃપાળુ મનુષ્યો (દુઃખથી તપ્ત થયેલા મનુષ્યને જોઈને અનુકંપિત થઈ) જેમ એના સુખ (પુષ્ટિ) માટે પોતાનું જીવન પણ ત્યજી દે છે, તેમ વીજળીયુક્ત અને પ્રચંડ વાયુથી કંપતાં વાદળોએ આ વિશ્વને પુષ્ટ કરનારા જળનો ત્યાગ કર્યો. ॥ ૬ ॥

આ વિશ્વના **'प्रीणनम्'** પુષ્ટ કરનારા **'जीवनम्'** જળનો ત્યાગ કર્યો. કૃપાળુ મનુષ્યો જેવી રીતે (દુઃખથી) તપ્ત થયેલા મનુષ્યને જોઈને, અનુકંપિત થઈ તેમના સુખ માટે પોતાનું જીવન પણ ત્યજે છે, તેવી રીતે મોટાં વાદળોએ વીજળીરૂપી નેત્રોથી વિશ્વને તપેલું જોઈને વાયુથી કંપિત થઈ જળનો ત્યાગ કર્યો.॥ ૬ ॥

**तपःकृशा देवमीढा आसीद्वर्षीयसी मही ।**
**यथैव काम्यतपसस्तनुः संप्राप्य तत्फलम् ॥ ७**

तपसा ग्रीष्मेण कृशा। देवमीढा पर्जन्यसिक्ता। वर्षीयसी उच्छूना पुष्टा। काम्यं तपो यस्य तस्य तनुः कामान्संप्राप्य यथेति ॥ ७ ॥

કામનાની પ્રાપ્તિ માટે તપ કરનારનું શરીર જેમ (પહેલાં) તપથી સુકાઈ જાય છે, પછી તે તપના ફળને પ્રાપ્ત કરીને પુષ્ટ થાય છે, તેમ (ગ્રીષ્મના) તાપથી સુકાયેલી પૃથ્વી મેઘથી સિંચાઈને વધારે પુષ્ટ (હરીભરી) બની. ॥ ૭ ॥

ગ્રીષ્મ ઋતુના તાપથી સુકાયેલી (પૃથ્વી) **'देवमीढा'** મેઘથી સિંચાયેલી **'वर्षीयसी'** ફૂલેલી, પુષ્ટ થાય છે. કામનાની પ્રાપ્તિ માટે જેનું તપ છે તે તપસ્વીનું શરીર (પહેલાં તપથી સુકાઈ જાય છે અને પછી તે તપના ફળરૂપ) કામનાઓ પ્રાપ્ત કરીને જેમ (પુષ્ટ થાય છે તેમ). ॥૭॥

**निशामुखेषु खद्योतास्तमसा भान्ति न ग्रहाः ।**
**यथा पापेन पाखण्डा न हि वेदाः कलौ युगे ॥ ८**

॥ ८ ॥

કળિયુગમાં જેમ પાપને કારણે પાખંડશાસ્ત્રો પ્રકાશે છે, પરંતુ (નિત્યસિદ્ધ) વેદો પ્રકાશતા નથી, તેમ (વર્ષાઋતુમાં) રાત્રિના આરંભે અંધકારને કારણે આગિયા પ્રકાશે છે, પણ (ચન્દ્ર, ગુરુ, શુક્ર વગેરે) ગ્રહો પ્રકાશતા નથી. ॥ ૮ ॥ ૮ ॥

**श्रुत्वा पर्जन्यनिनदं मण्डूका व्यसृजन्गिरः ।**
**तूष्णीं शयानाः प्राग्यद्वद्ब्राह्मणा नियमात्यये ॥ ९**

नित्यकर्मावसाने आचार्यनिनदं श्रुत्वा तच्छिष्या यथाऽधीयते तद्वदिति ॥ ९ ॥

(નિત્યકર્મ સમાપ્ત થાય તેની) પૂર્વે મૌન રહેલા બ્રાહ્મણો (વિદ્યાર્થીઓ) નિત્યનિયમ સમાપ્ત થતાં આચાર્યનું વચન સાંભળીને વાણીને મુક્ત કરે છે, (વેદપાઠ કરવા લાગે છે.) તેમ પૂર્વે શાંતિથી સૂતેલાં દેડકાં મેઘની ગર્જના સાંભળીને (ડ્રાંઉં ડ્રાંઉં) શબ્દ કરવા લાગે છે. ॥ ૯ ॥

નિત્યનિયમ સમાપ્ત થતાં આચાર્યનું વચન સાંભળીને (આદેશ મળતાં) તેમના શિષ્યો અધ્યયન કરવા લાગે છે તેમ ॥ ૯ ॥

**आसन्नुत्पथवाहिन्यः क्षुद्रनद्योऽनुशुष्यतीः ।**
**पुंसो यथाऽस्वतन्त्रस्य देहद्रविणसम्पदः ॥ १०**

अनुशुष्यतीरनुशुष्यन्त्यः । अस्वतन्त्रस्येन्द्रिय-परतन्त्रस्य । स्वतन्त्रस्य निरङ्कुशस्येति वा ॥ १० ॥

ઈન્દ્રિયોના દાસ એવા મનુષ્યની દેહસંપત્તિ અને ધનસંપત્તિ જેમ અવળે માર્ગે જાય છે, તેમ (ગ્રીષ્મમાં) સુકાતાં નાનાં નદી-નાળાં (વર્ષાનું જળ પ્રાપ્ત થતાં જ) આડાંઅવળાં વહેવા માંડે છે. ॥૧૦॥

**'अनुशुष्यतीः' अनुशुष्यन्त्यः** (પ્રથમા બ.વ.ને બદલે અહીં દ્વિ.બ.વ. છે, તે આર્ષપ્રયોગ છે.) **'अस्वतन्त्रस्य'** ઈન્દ્રિયોના દાસ એવા અજિતેન્દ્રિય મનુષ્યની અથવા **'स्वतन्त्रस्य'** પાઠમાં નિરંકુશ મનુષ્યની ॥ ૧૦ ॥

**हरिता हरिभिः शष्पैरिन्द्रगोपैश्च लोहिता ।**
**उच्छिलीन्ध्रकृतच्छाया नृणां श्रीरिव भूरभूत् ॥ ११**

हरिभिर्नीलैः शष्पैर्बालतृणैर्नीलवर्णा । क्वचिदिन्द्रगोपैः कीटविशेषैर्लोहिता । तत्र तत्रोच्छिलीन्ध्रैश्छत्राकारैरुद्भिदैः कृतच्छाया नृणां राज्ञां श्रीः सेनासम्पदिव ॥ ११ ॥

રાજાઓની (સેનારૂપી) સમ્પત્તિ (ધજાપતાકાઓને કારણે જેમ રંગબેરંગી અને ઊંચાં કરાયેલાં છત્રોની છાયાવાળી) હોય છે, તેમ (વર્ષાઋતુમાં) ભૂમિ લીલા કોમળ ઘાસથી નીલવર્ણી, 'ઈન્દ્રગોપ' નામના કીડાને લીધે લાલ અને બિલાડીના ટોપોથી કરાયેલી છાયાવાળી બની ગઈ. ॥ ૧૧ ॥

**'हरिभिः'** નીલરંગી **'शष्पैः'** ઘાસના કોમળ અંકુરોથી નીલવર્ણી, ક્યાંક ઈન્દ્રગોપ નામના વિશિષ્ટ પ્રકારના કીડાઓથી લાલ, જ્યાં ત્યાં ઊગી નીકળેલા છત્રી આકારના બિલાડીના ટોપોથી કરાયેલી છાયાવાળી ભૂમિ **'नृणाम्'** રાજાઓની **'श्रीः'** સેનારૂપી સંપત્તિ જેવી ॥૧૧॥

**क्षेत्राणि सस्यसम्पद्भिः कर्षकाणां मुदं ददुः ।**
**धनिनामुपतापं च दैवाधीनमजानताम् ॥ १२**

क्षेत्राणीति । तदा हि वृष्टेरविच्छेदे लसन्तः प्रियंग्वादयो मुदं ददति, विच्छेदे शुष्यन्तोऽनुतापं चेति ॥ १२ ॥

(વૃષ્ટિ થતાં) ધાન્યસંપત્તિથી ખેતરો ખેડૂતોને આનંદ આપવા લાગ્યાં અને 'સર્વ દૈવાધીન છે.' એમ ન જાણતા (ધાન્યરૂપી ધનવાળા) ધનિકોને વૃષ્ટિ ન થાય ત્યારે સંતાપ ઉપજાવવા લાગ્યાં. ॥ ૧૨ ॥

**'क्षेत्राणि इति।'** સતત વરસાદ હોય ત્યારે લહેરાતાં રાઈ વગેરે ધાન્ય આનંદ આપે છે અને વરસાદ ન હોય ત્યારે સુકાતાં રાઈ વગેરે ધાન્ય સંતાપ આપે છે. ॥ ૧૨ ॥

**जलस्थलौकसः सर्वे नववारिनिषेवया ।**
**अबिभ्रद्रुचिरं रूपं यथा हरिनिषेवया ॥ १३**

જેમ શ્રીહરિની સેવાથી (આંતરિક અને બાહ્ય) સ્વરૂપ સુંદર બને છે, તેમ (વર્ષાના) નવીન વારિના સેવનથી સર્વ જળવાસી અને સ્થળવાસી પ્રાણીઓએ સુંદર રૂપ ધારણ કર્યું. ॥ ૧૩ ॥

अबिभ्रदबिभरुः यथा हरिनिषेवयेति। हरिसेवायां प्रवृत्ता हि सद्य एव सर्वे रुचिरा भवन्ति। तस्याः परमधर्मत्वात्परमसुखत्वाच्च तद्वदिति ॥ १३ ॥

**'अबिभ्रत्'** ધારણ કર્યું. **'अबिभरुः'** (રૂપ થાય છે. હ્ય. ભૂ.કા. ત્રીજો પુ.બ.વ.) જેમ શ્રીહરિની સેવાથી – શ્રીહરિની સેવામાં પ્રવૃત્ત થયેલા સર્વ જનો તરત જ સુંદર બને છે. સેવા પરમ ધર્મરૂપ અને પરમ સુખરૂપ હોવાથી, તેની જેમ ॥ ૧૩ ॥

**सरिद्भिः सङ्गतः सिन्धुश्चुक्षुभे श्वसनोर्मिमान्।**
**अपक्वयोगिनश्चित्तं कामाक्तं गुणयुग्यथा ॥ १४**

અપરિપક્વ યોગીનું કામવાસનાવાળું ચિત્ત વિષયો સાથે જોડાય છે ત્યારે જેમ વિકાર પામે છે, તેમ વાયુથી ઊછળતા તરંગોવાળો સમુદ્ર (વર્ષાઋતુમાં) નદીઓ સાથે મળવાથી ખળભળી ઊઠ્યો. ॥ ૧૪ ॥

कामाक्तं कामवासनायुक्तमिति श्वसनोर्मि–साम्यम्। गुणैर्विषयैर्युज्यत इति सरित्सङ्गतिसाम्यम् ॥ १४ ॥

**'कामाक्तम्'** કામવાસનાવાળું ચિત્ત વાયુથી ઊછળતા તરંગો સાથે સામ્ય ધરાવે છે. **'गुणैः'** વિષયો સાથે જોડાય છે, એ નદીઓ સાથે જોડાવાનું સામ્ય ધરાવે છે. ॥ ૧૪ ॥

**गिरयो वर्षधाराभिर्हन्यमाना न विव्यथुः।**
**अभिभूयमाना व्यसनैर्यथाऽधोक्षजचेतसः ॥ १५**

અધોક્ષજ ભગવાનમાં જ જેમનું ચિત્ત છે તેવા મનુષ્યો કષ્ટોથી પીડાતા હોવા છતાં પણ વ્યથા પામતા નથી, તેમ (મુશળ)ધાર વરસાદથી પ્રહાર પામતા પર્વતો વ્યથા પામ્યા નહીં. ॥ ૧૫ ॥

अधोक्षज एव चेतो येषां ते ॥ १५ ॥

અધોક્ષજ ભગવાનમાં જ ચિત્ત છે જેમનું તેઓ ॥ ૧૫ ॥

**मार्गा बभूवुः संदिग्धास्तृणैश्छन्ना ह्यसंस्कृताः।**
**नाभ्यस्यमानाः श्रुतयो द्विजैः कालहता इव ॥ १६**

બ્રાહ્મણો દ્વારા અભ્યાસ ન કરવામાં આવતા વેદો કાળક્રમે નાશ પામ્યા હોય તેમ જેવી રીતે ઢંકાઈ જાય છે, તેવી રીતે વણખેડાયેલા માર્ગો ઘાસથી છવાઈ જઈને સંદેહયુક્ત બની ગયા. ॥ ૧૬ ॥

असंस्कृता अक्षुण्णा नाभ्यस्यमाना इत्यसंस्कृत–साम्यम्। कालेन चाहता इति तृणाच्छादनसाम्यम् ॥ १६ ॥

**'असंस्कृताः'** વણખેડાયેલા માર્ગો, સતત અભ્યાસ ન કરવામાં આવતા (વેદો) સાથે આમ અસંસ્કૃતપણાનું સામ્ય છે તથા કાળક્રમે વેદો ભુલાઈ જવાનું સામ્ય ઘાસથી છવાઈ જવા સાથે છે. ॥ ૧૬ ॥

**लोकबन्धुषु मेघेषु विद्युतश्चलसौहृदाः।**
**स्थैर्यं न चक्रुः कामिन्यः पुरुषेषु गुणिष्विव ॥ १७**

ચંચળ પ્રેમવાળી વ્યભિચારિણી સ્ત્રીઓ જેમ ગુણવાન પુરુષો પ્રત્યે સ્થિર નથી હોતી, તેમ સર્વ પ્રાણીઓ પ્રત્યે ઉપકાર કરનારાં વાદળોમાં વીજળીઓ સ્થિર રહેતી ન હતી. ॥ ૧૭ ॥

यथा कामिन्यः पुंश्चल्यः ॥ १७ ॥

જેમ **'कामिन्यः'** વ્યભિચારિણી સ્ત્રીઓ॥ ૧૭ ॥

**धनुर्वियति माहेन्द्रं निर्गुणं च गुणिन्यभात्।**
**व्यक्ते गुणव्यतिकरेऽगुणवान्पुरुषो यथा॥ १८**

જેમ આત્મા નિર્ગુણ હોવા છતાં ગુણોના મિશ્રણવાળા વ્યક્ત પ્રપંચ(રૂપ વિશ્વ)માં તે ભાસે છે, તેમ ગર્જનરૂપ શબ્દ ગુણવાળા આકાશમાં નિર્ગુણ (દોરી વિનાનું) ઇન્દ્રધનુષ શોભવા લાગ્યું. ॥ ૧૮ ॥

निर्गुणं ज्यारहितमपि गुणिनि गर्जितशब्दवति अभादशोभत। गुणव्यतिकरात्मके व्यक्ते प्रपञ्चेऽगुणवान्निर्गुणः पुरुषो यथेति॥ १८॥

**'निर्गुणम्'** દોરી વિનાનું હોવા છતાં **'गुणिनि'** ગર્જનરૂપ શબ્દ ગુણવાળા આકાશમાં **'अभात्'** શોભવા લાગ્યું. ગુણોના મિશ્રણરૂપ વ્યક્ત પ્રપંચમાં **'अगुणवान्'** જેમ નિર્ગુણ આત્મા (ભાસે તેમ!) ॥ ૧૮ ॥

**न रराजोडुपश्छन्नः स्वज्योत्स्नाराजितैर्घनैः।**
**अहंमत्या भासितया स्वभासा पुरुषो यथा॥ १९**

પોતાના પ્રકાશ(રૂપ ચૈતન્ય)થી પ્રકાશિત થયેલી અહંબુદ્ધિથી ઢંકાયેલો જીવ જેમ પ્રકાશતો નથી, તેમ પોતાની ચાંદનીથી પ્રકાશતાં વાદળોથી ઢંકાયેલો ચંદ્ર પણ પ્રકાશતો ન હતો. ॥ ૧૯ ॥

स्वभासा भासितयाऽहंमत्येति स्वचैतन्येनैव प्रकाशितेनाहंकारेण च्छन्नो जीवो यथा। यद्वा अहं विद्वान् दाता वेत्ता शूर इति स्वप्रतीत्यैवारोपितया इति॥ १९॥

**'स्वभासा भासितया अहंमत्या इति।'** પોતાના જ ચૈતન્યથી પ્રકાશિત થયેલી અહંબુદ્ધિથી ઢંકાયેલો જીવ જેમ (પ્રકાશતો નથી તેમ), અથવા હું વિદ્વાન છું, દાતા છું, જાણકાર છું, શૂરવીર છું – એમ પોતાની પ્રતીતિથી જ આરોપાયેલા અહંથી ॥ ૧૯ ॥

**मेघागमोत्सवा हृष्टाः प्रत्यनन्दन् शिखण्डिनः।**
**गृहेषु तप्ता निर्विण्णा यथाच्युतजनागमे॥ २०**

ગૃહોમાં (ત્રિવિધ) તાપથી તપેલા અને (ગૃહસ્થીની જંજાળથી) કંટાળેલા મનુષ્યો જેમ ભગવાનના ભક્તોનું આગમન થાય ત્યારે પ્રસન્ન થઈ (પૂજા, નમસ્કાર, સ્તુતિ વગેરે દ્વારા) સ્વાગત કરે છે, તેમ મેઘના આગમનથી જેમને ઉત્સવ છે તેવા તે મયૂરો પ્રસન્ન થઈ (કેકારવ અને નૃત્ય દ્વારા) સ્વાગત કરવા લાગ્યા. ॥ ૨૦ ॥

मेघागमेनोत्सवो येषामतो हृष्टाः॥ २०॥

મેઘના આગમનથી ઉત્સવ છે જેમને, આથી પ્રસન્ન થયેલા (મયૂરો) ॥ ૨૦ ॥

**बा.प्र.**—अतस्तप्तैर्जनैस्तापनिरासार्थं भगवज्जनसंगतिः पूजानमस्कारादिसत्कृतिश्च प्रयत्नेन कार्या इत्युपादेयोपमा।

આથી (સંસારના ત્રિવિધ) તાપથી તપેલા મનુષ્યોએ તાપ દૂર કરવા માટે ભગવાનના ભક્તોનો સત્સંગ અને તેમની પૂજા, નમસ્કાર વગેરે સત્કાર પ્રયત્નપૂર્વક કરવાં જોઈએ, એમ ગ્રહણ કરવા યોગ્ય ઉપમા છે.

**पीत्वापः पादपाः पद्भिरासन्नानात्ममूर्तयः।**
**प्राक्क्षामास्तपसा श्रान्ता यथा कामानुसेवया॥ २१**

પૂર્વે તપથી સુકાઈને દુર્બળ બનેલા અને પછી (પુણ્યવશાત્) કામનાઓનું સેવન કરવાથી (તપ કરનારા મનુષ્યો) જેમ (સ્થૂળ વગેરે) જુદાં જુદાં શરીરોરૂપ થાય છે, તેમ પૂર્વે (ગ્રીષ્મના તાપથી) શુષ્ક બનેલાં વૃક્ષો મૂળ વડે જળ પીને (અંકુર, પત્ર, પુષ્પ, ફળ વગેરે) જુદાં જુદાં રૂપે ફૂલ્યાં-ફાલ્યાં.॥ ૨૧ ॥

नानात्ममूर्तयः अनेकरूपदेहाः ॥ २१ ॥

**सरस्स्वशान्तरोधस्सु न्यूषुरङ्गापि सारसाः ।**
**गृहेष्वशान्तकृत्येषु ग्राम्या इव दुराशयाः ॥ २२**

अशान्तानि पङ्ककण्टकादियुक्तानि रोधांसि तटानि येषां तेष्वपि न्यूषुर्नितरामवसन्। सारसाश्चक्रवाकाः। अशान्तानि घोराण्यनुपरतानि वा कृत्यानि येषु तेष्वपि गृहेषु॥ २२॥

**जलौघैर्निरभिद्यन्त सेतवो वर्षतीश्वरे।**
**पाखण्डिनामसद्वादैर्वेदमार्गाः कलौ यथा॥ २३**

ईश्वरे इन्द्रे॥ २३॥

**व्यमुञ्चन्वायुभिर्नुन्ना भूतेभ्योऽथामृतं घनाः।**
**यथाशिषो विश्पतयः काले काले द्विजेरिताः॥ २४**

नुन्नाः प्रेरिताः। आशिषः कामान्। विश्पतयो राजानः, वणिजां पतयो वा। द्विजेरिताः पुरोहितैरुक्ताः॥ २४॥

प्रावृषि कृतां क्रीडां वर्णयति—**एवं वनमिति** सप्तभिः।

**एवं वनं तद्वर्षिष्ठं पक्वखर्जूरजम्बुमत्।**
**गोगोपालैर्वृतो रन्तुं सबलः प्राविशद्धरिः॥ २५**

वर्षिष्ठं समृद्धम्॥ २५॥

**धेनवो मन्दगामिन्य ऊधोभारेण भूयसा।**
**ययुर्भगवताहूता द्रुतं प्रीत्या स्नुतस्तनीः॥ २६**
॥ २६॥

**'नाना-आत्ममूर्तयः'** જુદાં જુદાં શરીરોવાળાં ॥૨૧॥

હે પ્રિય (પરીક્ષિત), (દુઃખરૂપ પરિણામ આપનારાં) અશાંત કર્મો છે જેમાં તેવાં ઘરોમાં જેમ અશુદ્ધ હૃદયવાળા વિષયી મનુષ્યો પડી રહે છે, તેમ (કાદવ, કાંટાથી) અશાંત કાંઠાવાળાં સરોવરોમાં સારસ પક્ષીઓ રહેવા લાગ્યાં. ॥ ૨૨ ॥

**'अशान्तानि'** કાદવ, કાંટા વગેરેવાળા **'रोधांसि'** કાંઠા જેમના છે તેમના પર પણ **'न्यूषुः'** (સતત) રહેવા લાગ્યાં. **'सारसाः'** ચક્રવાક પક્ષીઓ – **'अशान्तानि'** ભયંકર અથવા ક્યારેય પૂરાં ન થાય તેવાં કર્મો છે જેમાં તેવાં ઘરોમાં પણ ॥ ૨૨ ॥

કળિયુગમાં જેમ (વેદોનો દ્વેષ કરનારા) પાખંડીઓના (કુતર્કરૂપ) મિથ્યા વાદવિવાદોથી વેદમાર્ગો છિન્નભિન્ન થઈ જાય છે, તેમ મેઘરાજ ઇન્દ્રે વર્ષા કરી ત્યારે જળના પ્રવાહોથી (નદી વગેરે ઉપર બાંધવામાં આવેલા) સેતુઓ તૂટી પડ્યા. ॥ ૨૩ ॥

**'ईश्वरे'** મેઘરાજ ઇન્દ્રે વૃષ્ટિ કરી ત્યારે ॥ ૨૩ ॥

બ્રાહ્મણોથી પ્રેરાયેલા રાજાઓ જેમ ઉચિત અવસરે (પ્રજાઓની) અભિલાષાઓ પૂર્ણ કરે છે, તેમ વાયુથી પ્રેરાયેલા મેઘોએ પ્રજાઓ માટે અમૃતમય જળની વર્ષા કરી. ॥ ૨૪ ॥

**'नुन्नाः'** પ્રેરાયેલા (**'नुद्'** – પ્રેરણા આપવી), **'आशिषः'** અભિલાષાઓને, **'विश्पतयः'** રાજાઓ અથવા વણિકશ્રેષ્ઠીઓ, **'द्विज-ईरिताः'** બ્રાહ્મણો દ્વારા આજ્ઞા આપવામાં આવેલા ॥ ૨૪ ॥

વર્ષાઋતુમાં કરાયેલી ક્રીડાનું સાત શ્લોકોથી વર્ણન કરે છે – **'एवं वनम् इति।'**

પાકેલાં ખજૂર અને જાંબુવાળા આવા સમૃદ્ધ વનમાં વિહાર કરવા માટે ગાયો અને ગોપાલોથી વીંટળાયેલા શ્રીહરિએ બલરામજી સાથે પ્રવેશ કર્યો. ॥ ૨૫ ॥

**'वर्षिष्ठम्'** સમૃદ્ધ (વનમાં) ॥ ૨૫ ॥

આંચળોના અતિ ભારને કારણે મંદ ગતિથી ચાલતી ગાયો ભગવાન દ્વારા સાદ કરવામાં આવતાં પ્રેમપરવશ થઈ આંચળોમાંથી દૂધ ઝરતી જલદી દોડવા લાગતી. ॥ ૨૬ ॥ ૨૬ ॥

**वनौकसः प्रमुदिता वनराजीर्मधुच्युतः।**
**जलधारा गिरेर्नादानासन्ना ददृशे गुहाः॥ २७**

ભગવાને આનંદિત થયેલી વનવાસિની ભીલડીઓને જોઈ, મધુ ઝરતી વનરાજીઓને જોઈ, પર્વતમાંથી નીકળતી જળધારાઓને જોઈ, જળધારાઓનો નિનાદ સાંભળ્યો અને પાસે રહેલી ગુફાઓ (પણ) જોઈ. ॥ ૨૭ ॥

वनौकसः पुलिन्दीः प्रमुदिता भगवान्ददृशे। तथा वनराजीर्मधुच्युतो मधुस्रवा ददृशे। गिरेः सकाशाज्जलधाराश्च तासां नादानासन्ना निकट–वर्तिनीर्गुहाश्च। यद्वा वनौकसः प्रमुदिता आसन्। तथा वनराजीर्वनराजयो वनपरम्परा मधुच्युत आसन्। गिरेर्जलधारा आसन्। तानेवंभूतानाददृशे सर्वतो ददर्श भगवान्। तथा धाराणां नादान् गुहाश्चेति॥ २७॥

ભગવાને આનંદિત થયેલી **'वन-ओकसः'** વનવાસિની ભીલડીઓને જોઈ તેમ જ **'वनराजीः'** મધુ ઝરતી વનરાજીઓને જોઈ. પર્વતમાંથી નીકળતી જળધારાઓ જોઈ. તેમનો નિનાદ (સાંભળ્યો) અને **'आसन्नाः'** પાસે રહેલી ગુફાઓ પણ જોઈ. અથવા (ભગવાને વનમાં પ્રવેશ કર્યો ત્યારે) વનવાસિનીઓ આનંદિત થઈ તથા **'वनराजीः' ( वनराजयः )** વનોની પંક્તિઓ મધુ ઝરતી હતી. પર્વતમાંથી જળધારાઓ વહેતી હતી. તે સર્વને ભગવાને આ પ્રમાણે **'आददृशे'** સર્વ તરફ જોયાં તથા જળધારાઓનો નિનાદ સાંભળ્યો અને ગુફાઓ પણ જોઈ. ॥ ૨૭ ॥

**क्वचिद्वनस्पतिक्रोडे गुहायां चाभिवर्षति।**
**निर्विश्य भगवान् रेमे कन्दमूलफलाशनः॥ २८**

॥ २८॥

વરસાદ વરસતો હોય ત્યારે ભગવાન કોઈ વાર વૃક્ષની ઘટામાં કે (પર્વતની) ગુફામાં પ્રવેશી કંદ, મૂળ અને ફળનો આહાર કરીને આનંદ કરતા. ॥ ૨૮ ॥ ૨૮ ॥

**दध्योदनं समानीतं शिलायां सलिलान्तिके।**
**संभोजनीयैर्बुभुजे गोपैः संकर्षणान्वितः॥ २९**

॥ २९॥

(ક્યારેક) જળાશય પાસે શિલા ઉપર (બેસીને) ભોજન કરાવવા યોગ્ય ગોવાળો સાથે (ઘરેથી) લાવવામાં આવેલાં દહીં-ભાત ભગવાન બલરામજી સહિત આરોગતા. ॥ ૨૯ ॥ ૨૯ ॥

**शाद्वलोपरि संविश्य चर्वतो मीलितेक्षणान्।**
**तृप्तान्वृषान्वत्सतरान्गाश्च स्वोधोभरश्रमाः॥ ३०**
**प्रावृट्श्रियं च तां वीक्ष्य सर्वभूतमुदावहाम्।**
**भगवान्पूजयांचक्रे आत्मशक्त्युपबृंहिताम्॥ ३१**

॥ ३०॥ ३१॥

લીલા ઘાસ ઉપર બેસીને આંખો મીચીને વાગોળતાં તૃપ્ત બળદો, નાનાં વાછરડાં અને આંચળના ભારથી થાકેલી ગાયોને જોઈને તથા સર્વ પ્રાણીઓને આનંદ આપનારી તેમ જ પોતાની (આહ્લાદિની) શક્તિથી સંવર્ધિત થયેલી વર્ષાની તે શોભા જોઈને ભગવાને તેની પ્રશંસા કરી. ॥ ૩૦ ॥ ૩૧॥ ૩૦ ॥ ૩૧ ॥

शरदं वर्णयति—**एवं निवसतो**रित्यष्टादशभिः।

શરદ ઋતુનું અઢાર શ્લોકો દ્વારા વર્ણન કરે છે – **'एवं निवसतोः इति।'**

**एवं निवसतोस्तस्मिन् रामकेशवयोर्व्रजे।**
**शरत्समभवद्व्यभ्रा स्वच्छाम्ब्वपरुषानिला॥ ३२**

विगतान्यभ्राणि यस्यां सा, स्वच्छान्यम्बूनि यस्यां सा, अपरुषः शान्तोऽनिलो यस्यां सा च सा च॥ ३२॥

આમ, રામ અને શ્યામ વ્રજમાં વસતા હતા ત્યારે સ્વચ્છ જળ, મંદ પવન અને નિરભ્ર બનેલી શરદ ઋતુ આવી. ॥ ૩૨ ॥

જેમાં વાંદળાં દૂર થઈ ગયાં છે તેવી તે શરદ ઋતુ – સ્વચ્છ જળ છે જેમાં તેવી તથા **'अपरुषः'** – કઠોર ન હોય તેવો શાંત (મંદ) પવન છે જેમાં તેવી તે શરદ ઋતુ ॥ ૩૨ ॥

**शरदा नीरजोत्पत्त्या नीराणि प्रकृतिं ययुः।**
**भ्रष्टानामिव चेतांसि पुनर्योगनिषेवया॥ ३३**

જેમ (કુસંગથી) યોગભ્રષ્ટ થયેલા મનુષ્યોનાં ચિત્ત પુનઃ યોગનું સેવન કરવાને કારણે નિર્મળ થાય છે, તેમ જેનાથી કુમુદ વગેરેની ઉત્પત્તિ થાય છે, તે શરદ ઋતુને કારણે (જળાશયોનાં) જળ પોતાની મૂળ પ્રકૃતિ (સ્વચ્છતા, મધુરતા અને શીતળતા)ને પ્રાપ્ત થયાં. ॥ ૩૩ ॥

नीरजानामुत्पत्तिर्यया तया शरदा कृत्वा। नीरजानामुत्पत्त्या वा॥ ३३॥

કુમુદ વગેરેની ઉત્પત્તિ જેનાથી થાય છે તે શરદ ઋતુને કારણે અથવા કુમુદ વગેરેની ઉત્પત્તિથી (જેમ જળ નિર્મળ થાય છે તેમ) ॥ ૩૩ ॥

**व्योम्नोऽब्दं भूतशाबल्यं भुवः पङ्कमपां मलम्।**
**शरज्जहाराश्रमिणां कृष्णे भक्तिर्यथाऽशुभम्॥ ३४**

જેમ ભગવાન શ્રીકૃષ્ણમાં જન્મેલી ભક્તિ (બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યસ્ત – એ) ચારેય આશ્રમવાસીઓનું અશુભ હરી લે છે, તેમ શરદ ઋતુએ આકાશમાંથી મેઘને, પ્રાણીઓની સંકડામણને, પૃથ્વી પરના કીચડને અને જળના મેલને હરી લીધો. ॥ ૩૪ ॥

व्योम्नोऽब्दमिति व्योमादीनां चतुर्णां चतुरो मलान् शरदहरत्, आश्रमिणां चतुर्णां कृष्णे जाता भक्तिर्यथाऽशुभमसुखं हरति। तथा हि—ब्रह्मचारिणो गुर्वर्थोदकाहरणादिकष्टं यथा भक्तिर्हरति। तया पूर्णस्य तेनानुपयोगात्। गुरुभिरपि कृतार्थस्य तस्यानियोगात्। एवं व्योम्नोऽब्दं शरज्जहार। यथा च गृहिणोऽपत्यादिसांकर्यं भक्तिर्हरति, विविक्तवासरुच्युत्पत्तेः। तथा भूतानां शाबल्यं

**'व्योम्नः अब्दम् इति।'** આકાશ વગેરે **'चतुर्णाम्'** ચારેયના મેલને શરદ ઋતુએ હરી લીધો. જેમ શ્રીકૃષ્ણ ભગવાનમાં જન્મેલી ભક્તિ ચારેય આશ્રમવાસીઓનું **'अशुभम्'** કષ્ટ હરી લે છે તેમ. તે અનુસાર જેમ બ્રહ્મચારીને ગુરુ માટે જળ લાવવું વગેરે શ્રમ ભક્તિ હરી લે છે, કારણ કે ભક્તિથી પરિપૂર્ણ (કૃતાર્થ) થયેલા શિષ્યને ગુરુથી પ્રયોજન નથી હોતું અને ગુરુ દ્વારા પણ કૃતાર્થ થયેલા શિષ્યને આજ્ઞા કરવામાં આવતી નથી. આમ, (બ્રહ્મચારીનો શ્રમ ભક્તિ હરી લે તેમ) આકાશનાં વાદળોને શરદ ઋતુએ હરી લીધાં. વળી, જેમ ગૃહસ્થાશ્રમીને સંતાન વગેરેથી થતી સંકડાશ ભક્તિ હરી લે છે, કારણ કે તેને એકાંતવાસમાં રુચિ ઉત્પન્ન થાય છે; તેમ જ મનુષ્યોની **'शाबल्यम्'** સંકડાશને

सांकर्यं शरत्। वर्षासु वृष्टिभिया संकुलानि वसन्ति। यथा च वनस्थस्य मलधारणक्लेशं भक्तिर्हरति एवं भुवः पङ्कं शरत्। यथा च यतीनां कामादिवासनामलं श्रीकृष्णभक्तिर्हरति एवमपां मलं शरदिति॥ ३४॥

શરદ ઋતુ હરી લે છે, (કારણ કે) વર્ષાઋતુમાં તો વરસાદના ભયથી પ્રાણીઓ સંકડાશમાં રહે છે. વળી, જેમ વાનપ્રસ્થાશ્રમીને મળ (કેશ, નખ વગેરે) રાખવાનો ક્લેશ ભક્તિ હરી લે છે, (કારણ કે તે માટે તેમનો આગ્રહ હોતો નથી.) તેમ પૃથ્વીના કીચડને શરદ ઋતુએ હરી લીધો. તથા જેમ સંન્યાસીઓના કામાદિ વાસનારૂપ મળને શ્રીકૃષ્ણની ભક્તિ હરી લે છે, એમ જળના મળને શરદ ઋતુએ હરી લીધો. ॥ ૩૪ ॥

**सर्वस्वं जलदा हित्वा विरेजुः शुभ्रवर्चसः।**
**यथा त्यक्तैषणाः शान्ता मुनयो मुक्तकिल्बिषाः॥ ३५**

જેમના દ્વારા પુત્ર, વિત્ત અને લોકની એષણાનો ત્યાગ કરવામાં આવ્યો છે તથા જેમણે કામનારૂપ પાપનો પરિત્યાગ કર્યો છે તેવા પાપરહિત, શાંત (અક્ષુભિત ચિત્તવાળા) મુનિજનો જેમ ઉજ્જવળ કાંતિવાળા થઈને શોભે છે, તેમ પોતાનું સર્વસ્વ (બધું જ જળ) ત્યજીને ઉજ્જવળ કાંતિવાળા થયેલા મેઘો શોભતા હતા. ॥ ૩૫ ॥

त्यक्तैषणाः त्यक्ताः पुत्रवित्तलोकैषणा यैस्ते ॥ ३५॥

**'त्यक्त-एषणाः'** પુત્ર, વિત્ત અને લોકની એષણાઓનો જેમના દ્વારા ત્યાગ કરવામાં આવ્યો છે તેઓ (મુનિજનો) ॥ ૩૫ ॥

**गिरयो मुमुचुस्तोयं क्वचिन्न मुमुचुः शिवम्।**
**यथा ज्ञानामृतं काले ज्ञानिनो ददते न वा॥ ३६**

જેમ જ્ઞાનીઓ (કોઈક અધિકારીને જ) સમય આવતાં જ્ઞાનામૃત આપે છે અને (કોઈ વખત) નથી પણ આપતા, તેમ પર્વતો કોઈ સ્થળે નિર્મળ જળ વહાવતા હતા અને કોઈ સ્થળે વહાવતા ન પણ હતા. ॥ ૩૬ ॥

गिरय इति। अयं भावः—न ह्युपाध्यायाः कर्मविद्यामिव ज्ञानिनो ज्ञानामृतं सर्वतो वितरन्ति, अपितु कृपया क्वचिदेव। एवं गिरयः शिवं निर्मलं तोयं क्वचिन्मुमुचुः क्वचिन्न। न पुनः प्रावृषीव सर्वत इति॥ ३६॥

**'गिरयः इति।'** ભાવ આ પ્રમાણે છે – ઉપાધ્યાયો સદાય કર્મવિદ્યા આપે છે તેમ જ્ઞાનીઓ જ્ઞાનામૃતનું સદાય વિતરણ કરતા નથી, પરંતુ કૃપા કરીને ક્યારેક જ કરે છે. એ જ રીતે પર્વતો પણ **'शिवम्'** નિર્મળ જળ ક્યાંક આપે છે અને ક્યાંક નથી આપતા. વર્ષાઋતુમાં જેમ સર્વ તરફ જળ વરસે છે તેમ નહીં.॥ ૩૬ ॥

**नैवाविदन्क्षीयमाणं जलं गाधजलेचराः।**
**यथायुरन्वहं क्षय्यं नरा मूढाः कुटुम्बिनः॥ ३७**

કુટુંબમાં આસક્ત એવા મૂઢ જનો પ્રતિદિન ક્ષીણ થતા આયુષ્યને જેમ જાણતા નથી, તેમ છીછરા જળમાં ફરતાં (માછલાં વગેરે) જળચરો પ્રતિદિન સુકાતા જળને જાણતાં નથી. ॥ ૩૭ ॥

गाधे क्षुद्रे जले चरन्तीति तथा ते मीनादयः ॥ ३७ ॥

**'गाधे'** છીછરા જળમાં ફરે તેવાં તે માછલાં વગેરે ॥ ૩૭ ॥

**गाधवारिचरास्तापमविन्दन् शरदर्कजम् ।**
**यथा दरिद्रः कृपणः कुटुम्ब्यविजितेन्द्रियः ॥ ३८**

કુટુંબકબીલાવાળો, અજિતેન્દ્રિય, દીન, દરિદ્ર મનુષ્ય જેમ સંસારના તાપને પામે છે, તેમ છીછરા જળમાં રહેનારાં પ્રાણીઓ શરદ ઋતુના સૂર્યનો તાપ પામવા લાગ્યાં. ॥ ૩૮ ॥

अविन्दन् लेभिरे ॥ ३८ ॥

**'अविन्दन्'** પામવા લાગ્યાં ॥ ૩૮ ॥

**शनैः शनैर्जहुः पङ्कं स्थलान्यामं च वीरुधः ।**
**यथाहंममतां धीराः शरीरादिष्वनात्मसु ॥ ३९**

જેમ ધીર પુરુષો જે આત્મા નથી તે શરીરાદિમાંથી ધીમે ધીમે અહંતા છોડે છે, તેમ વેલા(નાં ફળો) અપક્વતા છોડવા લાગ્યાં અને ધીર પુરુષો જેમ મમતા છોડે છે, તેમ ભૂમિ કાદવકીચડને છોડવા લાગી. ॥ ૩૯ ॥

शनैः शनैरिति। तत्र ममतामिव पङ्कमहन्तामिव आमतामपक्वतां जहुरिति ॥ ३९ ॥

**'शनैः शनैः इति।'** તે બંનેમાં, મમતાની જેમ (ભૂમિએ) કીચડનો અને અહંતાની જેમ (વેલાનાં ફળોએ) અપક્વતાનો ધીમે ધીમે ત્યાગ કર્યો. ॥ ૩૯ ॥

**वैष्णवतोषिणी**—ममताया बाह्यविषयत्वात् पङ्केन अहन्तायाश्चान्तरविषयत्वादात्मतया साम्यम्।

મમતા બાહ્ય હોવાથી કાદવ સામે સામ્ય છે અને અહંતા આંતરિક હોવાથી અપરિપક્વતા સાથે સામ્ય છે (એમ સમજવું જોઈએ).

**निश्चलाम्बुरभूत्तूष्णीं समुद्रः शरदागमे ।**
**आत्मन्युपरते सम्यङ्मुनिर्व्युपरतागमः ॥ ४०**

મન સારી રીતે સ્થિર થાય (અર્થાત્ ક્રિયાકાંડનો ત્યાગ કરે) ત્યારે જેમ મુનિ વેદપાઠથી નિવૃત્ત થઈને શાંત થઈ જાય છે, તેમ શરદનું આગમન થતાં સમુદ્ર સ્થિર જળવાળો થઈ શાંત થઈ જાય છે.॥૪૦॥

आत्मन्युपरते त्यक्तक्रिये मुनिरिव निश्चलाम्बुः स एव व्युपरतागमो निवृत्तवेदघोष इव तूष्णीमभूदिति ॥ ४० ॥

**'आत्मनि उपरते'** મન સારી રીતે સ્થિર થાય, ક્રિયાકાંડનો ત્યાગ કરે, ત્યારે (શાંત થયેલા) મુનિની જેમ સ્થિર જળવાળો તે સમુદ્ર પણ, **'वि-उपरत-आगमः'** વેદપાઠથી નિવૃત્ત થઈ ગયેલા મુનિની જેમ, શાંત થઈ ગયો. ॥ ૪૦ ॥

**केदारेभ्यस्त्वपोऽगृह्णन्कर्षका दृढसेतुभिः ।**
**यथा प्राणैः स्त्रवज्ज्ञानं तन्निरोधेन योगिनः ॥ ४१**

તે ઇન્દ્રિયોને (વિષયો તરફ જતી) અટકાવીને ઇન્દ્રિયો દ્વારા સરી જતા જ્ઞાનની યોગીજનો જેમ રક્ષા કરે છે, તેમ (ડાંગરનાં) ખેતરોમાંથી વહી જતા પાણીને મજબૂત પાળો બાંધીને ખેડૂતો અટકાવવા લાગ્યા. (રક્ષણ કરવા લાગ્યા.) ॥ ૪૧ ॥

केदारेभ्यो बद्धे सेतुशालिक्षेत्रेभ्यो दृढैः सेतुभिरपोऽगृह्णन्। ततः परं वृष्ट्यभावात्। प्राणैरिन्द्रियैः। तन्निरोधेनेन्द्रियप्रत्याहारेण॥ ४१॥

**केदारेभ्यः** પાળો બાંધેલાં ડાંગરનાં ખેતરોમાંથી મજબૂત પાળો બાંધીને ખેડૂતો (વહી જતા) પાણીને અટકાવવા લાગ્યા, કારણ કે ત્યાર પછી વરસાદ ન પડે (તો તે સુકાઈ જાય). **प्राणैः** ઇન્દ્રિયો દ્વારા, **तन्निरोधेन** તે ઇન્દ્રિયોને અટકાવીને ॥ ૪૧ ॥

**शरदर्कांशुजांस्तापान्भूतानामुडुपोऽहरत्।**
**देहाभिमानजं बोधो मुकुन्दो व्रजयोषिताम्॥ ४२**

દેહાભિમાનથી જન્મેલા તાપને જેમ આત્મજ્ઞાન દૂર કરે છે અને વ્રજવનિતાઓના (ભગવદ્‌વિરહના) તાપને શ્રીકૃષ્ણ દૂર કરે છે, તેમ શરદ ઋતુનાં સૂર્યકિરણોથી જન્મેલા, પ્રાણીઓના તાપને ચન્દ્ર દૂર કરવા લાગ્યો. ॥ ૪૨ ॥

देहाभिमानजं बोध इव व्रजयोषितां मुकुन्द इव चेत्यर्थः॥ ४२॥

દેહાભિમાનથી જન્મેલા (તાપ)ને જેમ આત્મજ્ઞાન દૂર કરે છે તેમ અને વ્રજવનિતાઓના તાપને મુકુન્દ ભગવાન દૂર કરે છે તેમ, એમ અર્થ છે. ॥ ૪૨ ॥

**खमशोभत निर्मेघं शरद्विमलतारकम्।**
**सत्त्वयुक्तं यथा चित्तं शब्दब्रह्मार्थदर्शनम्॥ ४३**

વેદના અર્થોને દર્શાવનારું, સત્ત્વગુણથી યુક્ત થયેલું ચિત્ત જેમ શોભે છે, તેમ શરદને કારણે નિર્મળ તારાઓવાળું નિરભ્ર આકાશ શોભવા લાગ્યું. ॥ ૪૩ ॥

शरदा विमलास्तारका यस्मिंस्तत्। शब्दब्रह्मणो वेदस्यार्थान् पूर्वोत्तरमीमांसानिर्णीतान्दर्शयतीति तथा तद्वत्॥ ४३॥

શરદ ઋતુને કારણે નિર્મળ તારાઓ છે જેમાં તે આકાશ – શબ્દબ્રહ્મના અર્થાત્ વેદના પૂર્વમીમાંસા અને ઉત્તરમીમાંસા દ્વારા નિશ્ચિત કરાયેલા અર્થોને દર્શાવતા ચિત્ત જેવું (આકાશ) ॥ ૪૩ ॥

**वंशीधरी**—शुद्धचित्ते एव श्रवणादिना ज्ञानं जायते नान्यथेति तात्पर्यम्।

શુદ્ધ ચિત્તમાં જ શ્રવણાદિ દ્વારા જ્ઞાન ઉત્પન્ન થાય છે, બીજી રીતે નહીં, એમ તાત્પર્ય છે.

**अखण्डमण्डलो व्योम्नि रराजोडुगणैः शशी।**
**यथा यदुपतिः कृष्णो वृष्णिचक्रावृतो भुवि॥ ४४**

॥ ४४॥

વૃષ્ણિચક્ર (યાદવસમૂહ)થી વીંટળાયેલા યદુપતિ શ્રીકૃષ્ણ પૃથ્વી ઉપર (સુધર્મા સભામાં) શોભે, તેમ નક્ષત્રોથી પરિપૂર્ણ કળાઓવાળો (પૂર્ણ) ચંદ્ર આકાશમાં શોભવા લાગ્યો. ॥ ૪૪ ॥ ૪૪ ॥

**आश्लिष्य समशीतोष्णं प्रसूनवनमारुतम्।**
**जनास्तापं जहुर्गोप्यो न कृष्णहृतचेतसः॥ ४५**

કુસુમિત વનના સમશીતોષ્ણ વાયુને સ્પર્શીને મનુષ્યોએ તાપ દૂર કર્યો, (પણ) શ્રીકૃષ્ણે હરી લીધેલાં ચિત્તવાળી વ્રજાંગનાઓએ (તાપ દૂર કર્યો) નહીં. ॥ ૪૫ ॥

समोऽन्यूनाधिकः शीतश्चोष्णश्च तम्, न तु गोप्यः। कृष्णापहृतचेतस्त्वेन तासां संतापो दुःसह इति। यद्वा नकार उपमार्थः। तदा कृष्णहृतचेतस इति चेतसा कृष्णमाश्लिष्य यथेत्यर्थः॥ ४५॥

'**समः**' નહીં ઓછો કે નહીં વધુ તેવા સમ, શીત અને ઉષ્ણ એવા તે વાયુને, (સ્પર્શીને મનુષ્યોએ તાપ દૂર કર્યો.) પણ ગોપીઓએ નહીં. શ્રીકૃષ્ણે હરી લીધેલું ચિત્ત હોવાથી તેમનો સંતાપ દુઃસહ હતો. અથવા શ્લોકમાં **न** નો પ્રયોગ ઉપમાના પ્રયોજન માટે છે. (જેમ શ્રીકૃષ્ણથી હરાયેલા ચિત્તવાળી ગોપીઓએ તાપને દૂર કર્યો તેમ...) ॥ ૪૫ ॥

**बा.प्र.**—भगवद्भक्तानां सुखं न विषयजनितम्, किन्तु तद्भजनजनितमेव इति सूचितम्।

ભગવદ્‌ભક્તોનું સુખ વિષયોમાંથી નથી ઉત્પન્ન થતું, પરંતુ ભગવદ્‌ભજનમાંથી જ ઉત્પન્ન થાય છે, એમ સૂચિત થાય છે.

**गावो मृगाः खगा नार्यः पुष्पिण्यः शरदाभवन्।**
**अन्वीयमानाः स्ववृषैः फलैरीशक्रिया इव॥ ४६**

ઈશ્વરની આરાધના માટે કરાતી ક્રિયાઓ જેમ ફળ વડે (બળપૂર્વક) અનુસરાય છે, (ઈચ્છા ન હોય તો પણ અવશ્ય ફળ આપે છે.) તેમ પોતાના પતિઓ દ્વારા (ઈચ્છતી ન હોવા છતાં) (બળપૂર્વક) અનુસરાતી ગાયો, મૃગલીઓ, પક્ષીઓ અને નારીઓ શરદ ઋતુને કારણે ગર્ભવતી બનવા લાગી. ॥ ૪૬ ॥

पुष्पिण्यो गर्भिण्यः। अन्वीयमानाः स्ववृषैः स्वपतिभिरनिच्छन्त्योऽपि बलादनुगम्यमानाः। ईश्वराराधनार्थाः क्रियाः बलात्फलैरनुगम्यमानाः समस्तभोगगर्भा यथेति॥ ४६॥

'**पुष्पिण्यः**' ગર્ભવતીઓ '**अन्वीयमानाः स्ववृषैः**' પોતાના પતિઓ દ્વારા ઈચ્છતી ન હોવા છતાં બળપૂર્વક અનુસરાતી – ઈશ્વરની આરાધના માટે કરાતી ક્રિયાઓ ફળ વડે બળપૂર્વક અનુસરાય છે. જેમના ગર્ભમાં સમસ્ત ભોગો છે તેવી ક્રિયાઓ જેમ (ફળ વડે અનુસરાય છે તેમ). ॥ ૪૬ ॥

**अन्वि.**—धर्मादिसर्वपुरुषार्थजनिका भवन्ति। मृगाः खगा इत्यार्षम्। मृग्यः खग्यः इत्यर्थः।

ધર્મ વગેરે સર્વ પુરુષાર્થો ઉત્પન્ન કરનારી બને છે. **मृगाः खगाः** આર્ષ પ્રયોગ છે. **मृग्यः खग्यः** બ.વ. નું રૂપ થાય.

**उदहृष्यन्वारिजानि सूर्योत्थाने कुमुद्विना।**
**राज्ञा तु निर्भया लोका यथा दस्यून्विना नृप॥ ४७**

હે રાજા, જેમ (ધર્માત્મા) રાજાને કારણે ચોરો સિવાય સર્વ જનો નિર્ભય થઈને રહે છે, તેમ સૂર્ય ઊગે ત્યારે કુમુદ (રાત્રિવિકાસી કમળ) સિવાય સર્વ કમળો ખીલવા લાગ્યાં. ॥ ૪૭ ॥

कुमुत् कुमुदम्। कुत्सिता मुत् यस्येति दस्युसाम्यम्॥ ४७॥

'**कुमुत् कुमुदम्**' (શબ્દ છે.) નિંદિત આનંદ છે જેનો તે '**कुमुत्**' એમ ચોર સાથે સામ્ય છે. ॥ ૪૭॥

**पुरग्रामेष्वाग्रयणैरैन्द्रियैश्च महोत्सवैः ।**
**बभौ भूः पक्वसस्याढ्या कलाभ्यां नितरां हरेः ॥ ४८**

(ખેતરોમાં) પરિપક્વ થયેલાં (નવાં) ધાન્યથી સંપન્ન થયેલી ભૂમિ વૈદિક યજ્ઞોથી અને લૌકિક મહોત્સવોથી તેમ જ શ્રીહરિના અવતાર બલરામજી અને શ્રીકૃષ્ણ(નાં દર્શનાદિ મહોત્સવો)થી અત્યંત શોભવા લાગી. ॥ ૪૮ ॥

आग्रयणैर्नवान्नप्राशनार्थैर्वैदिकैरैन्द्रियैरिन्द्रियार्थै-र्लौकिकैश्च महोत्सवैः। कलाभ्यां रामकृष्णाभ्यां दर्शनादिमहोत्सवाभ्याम् ॥ ४८ ॥

**'आग्रयणैः'** નવાં ધાન્યના ઉપભોગ માટે કરાતા વૈદિક યજ્ઞોથી અને **'ऐन्द्रियैः'** ઇન્દ્રિયોના પ્રયોજનવાળા લૌકિક મહોત્સવોથી (**इन्द्रदेवताकैः - अन्वि.** ઇન્દ્રદેવ સંબંધી કરાતા લૌકિક મહોત્સવોથી) – **'कलाभ्याम्'** શ્રીહરિના અવતાર બલરામજી અને શ્રીકૃષ્ણનાં દર્શનાદિ મહોત્સવોથી ॥ ૪૮ ॥

**वणिङ्मुनिनृपस्नाता निर्गम्यार्थान्प्रपेदिरे ।**
**वर्षरुद्धा यथा सिद्धाः स्वपिण्डान्काल आगते ॥ ४९**

(આયુષ્યને કારણે) રોકાઈ રહેલા સિદ્ધજનો જેમ અંતકાળ પ્રાપ્ત થતાં પોતાને યોગ્ય (દેવ, ભગવત્પાર્ષદ વગેરે) દેહોને પ્રાપ્ત કરે છે, તેમ વર્ષાકાળને લીધે રોકાઈ રહેલા વેપારીઓ, સંન્યાસીઓ, રાજાઓ તથા બ્રહ્મચારીઓએ બહાર નીકળીને પોતાનાં પ્રયોજનનાં ક્ષેત્રો પ્રાપ્ત કર્યાં. ॥ ૪૯ ॥

वणिजो यतयो नृपाः स्नातकाश्च दृष्टादृष्टाभ्यां वर्षरुद्धाः सन्तो निर्गम्यार्थान्वाणिज्यस्वाच्छन्द्य-दिग्विजयविद्यादीन्प्रपेदिरे प्रापद्यन्त। यथा मन्त्र-योगादिसिद्धाः। आयुषा रुद्धाः काले आगते स्वपिण्डान्योगादिप्राप्यान्देवादिदेहानिति ॥ ४९ ॥

વેપારીઓ, સંન્યાસીઓ, રાજાઓ તથા બ્રહ્મચારીઓ (કીચડ વગેરેથી માર્ગ રોકાઈ જવો વગેરે) દૃષ્ટ અને (પ્રાણીહિંસા વગેરે) અદૃષ્ટ કારણોથી વર્ષાકાળને લીધે રોકાઈ રહેલા હોઈ (સ્વસ્થાનેથી) બહાર નીકળીને પોતાનાં **'अर्थान्'** કાર્યક્ષેત્રોને અનુક્રમે વેપાર, સ્વતંત્ર વિચરણ, દિગ્વિજય અને વિદ્યાભ્યાસ વગેરેને **'प्रपेदिरे'** પ્રાપ્ત થયા. જેમ મંત્રસિદ્ધ અને યોગસિદ્ધાદિ જનો આયુષ્યને કારણે રોકાયેલા હોઈ અંતકાળ આવતા **'स्वपिण्डान्'** યોગાદિથી પ્રાપ્ત કરવા યોગ્ય દેવાદિ દેહોને (પ્રાપ્ત કરે છે તેમ). ॥ ૪૯ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे पूर्वार्धे
शरद्वर्णनं नाम विंशतितमोऽध्यायः ॥ २० ॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे पूर्वार्धे श्रीधरस्वामिविरचितायां
भावार्थदीपिकायां टीकायां विंशतितमोऽध्यायः ॥ २० ॥

*****

# अथैकविंशोऽध्यायः
## વેણુગીત

एकविंशे शरद्रम्यवृन्दावनगते हरौ।
तद्वेणुस्वनमाकर्ण्य गोपीभिर्गीतमीर्यते॥ १॥

શરદઋતુને કારણે રમ્ય બનેલા વૃન્દાવનમાં શ્રીહરિ પધાર્યા, ત્યારે તેમનો વેણુનાદ સાંભળીને ગોપીજનો દ્વારા ગવાયેલું (વેણુ)ગીત એકવીસમા અધ્યાયમાં વર્ણવવામાં આવે છે. ॥ ૧ ॥

**श्रीशुक उवाच**

**इत्थं शरत्स्वच्छजलं पद्माकरसुगन्धिना।**
**न्यविशद् वायुना वातं स गोगोपालकोऽच्युतः॥ १**

**શ્રીશુકદેવજી બોલ્યા** – શરદઋતુને કારણે સ્વચ્છ જળવાળા, કમળથી ભરેલા સરોવરના (મંદ), સુગંધિત, (શીતળ) વાયુથી વ્યાપ્ત થયેલા આવા (વૃંદાવન)માં ગાયો અને ગોવાળો સાથે તે (ભગવાન) અચ્યુતે પ્રવેશ કર્યો. ॥ ૧ ॥

इत्थमेवंभूतं वनम्। तदेवाह—शरदा स्वच्छानि जलानि यस्मिंस्तत्। वायुना वातमनुगतं तदेकव्याप्तमित्यर्थः॥ १॥

**'इत्थम्'** આવા (વૃંદા)વનમાં – તે વૃંદાવનનું જ વર્ણન કરે છે – શરદઋતુને કારણે સ્વચ્છ જળ છે જેમાં તે, કમળથી ભરેલા સરોવરના વાયુથી **'वातम्'** અનુગત, એકમાત્ર તે વાયુથી વ્યાપ્ત, એમ અર્થ છે. ॥ ૧ ॥

**कुसुमितवनराजिशुष्मिभृङ्ग-**
**द्विजकुलघुष्टसरःसरिन्महीध्रम्।**
**मधुपतिरवगाह्य चारयन् गाः**
**सहपशुपालबलश्चुकूज वेणुम्॥ २**

(છંદ - પુષ્પિતાગ્રા)

(ત્યાં) મત્ત થયેલા ભમરાઓ(ના ગુંજારવ)થી અને પક્ષીવૃંદો(ના કલરવ)થી ગુંજતાં સરોવરો, સરિતાઓ તથા વૃક્ષોવાળા તેમ જ (અતિશય પુષ્પોથી) પુષ્પિત થયેલી વૃક્ષોની પંક્તિઓવાળા વનમાં મધુપતિ (વસંતના સ્વામી) ભગવાન શ્રીકૃષ્ણે ગોપાલકો અને બલરામજી સહિત પ્રવેશીને ગાયો ચારતાં વેણુ વગાડવા માંડી. ॥ ૨ ॥

ततश्च कुसुमितवनराजिषु शुष्मिणो मत्ता भृङ्गा द्विजाः खगाश्च तेषां कुलानि तैर्घुष्टाः सरांसि सरितो महीध्राश्च यस्मिंस्तद्वनं कृष्णोऽवगाह्य प्रविश्य वेणुमवादयत्॥ २॥

અને ત્યાં પુષ્પિત થયેલાં વૃક્ષોની પંક્તિઓવાળા વનમાં **'शुष्मिणः'** મત્ત ભમરાઓ, **'द्विजाः'** પક્ષીઓ, તેમનાં વૃંદો, તેમનાંથી ગુંજતાં સરોવરો, સરિતાઓ તથા વૃક્ષો છે જેમાં તે વનમાં **'अवगाह्य'** પ્રવેશીને વેણુ વગાડવા માંડી. ॥ ૨ ॥

**तद्व्रजस्त्रिय आश्रुत्य वेणुगीतं स्मरोदयम्।**
**काश्चित्परोक्षं कृष्णस्य स्वसखीभ्योऽन्ववर्णयन्॥ ३**

જેમાંથી કામદેવનો આવિર્ભાવ થાય છે તેવું શ્રીકૃષ્ણનું વેણુગીત સાંભળીને કેટલીક વ્રજાંગનાઓ (શ્રીકૃષ્ણની) પરોક્ષ રહીને પોતાની સખીઓ આગળ (વેણુનાદનું) વર્ણન કરવા લાગી. ॥ ૩ ॥

तत्कृष्णवेणुगीतं स्मरस्योदयो यस्मात्तदाश्रुत्य श्रुत्वा परोक्षं यथा भवति तथा, व्रजे स्थितत्वात् ॥ ३ ॥

જેમાંથી કામદેવનો આવિર્ભાવ થાય છે તેવું શ્રીકૃષ્ણનું વેણુગીત **'आश्रुत्य'** (દૂરથી) સાંભળીને, વ્રજાંગનાઓ વ્રજમાં રહી હોવાથી જેમ પરોક્ષ હોય તેમ રહીને (વંશીનાદના માધુર્યનું વર્ણન કરવા લાગી.) ॥ ૩ ॥

**तद्वर्णयितुमारब्धाः स्मरन्त्यः कृष्णचेष्टितम्।**
**नाशकन् स्मरवेगेन विक्षिप्तमनसो नृप॥ ४**

હે રાજા પરીક્ષિત, શ્રીકૃષ્ણની લીલાઓનું સ્મરણ કરતી વ્રજાંગનાઓએ તેનું વર્ણન કરવા માટે આરંભ કર્યો, પણ કામદેવના વેગથી વ્યાકુળ ચિત્તવાળી થવાથી તેઓ તે માટે સમર્થ થઈ શકી નહીં. ॥ ૪ ॥

विक्षिप्तमनसो व्याकुलचित्ताः ॥ ४ ॥

**'विक्षिप्तमनसः'** વ્યાકુળ ચિત્તવાળી વ્રજાંગનાઓ ॥ ૪ ॥

यादृशं कृष्णस्मरणं तासां मनसः क्षोभकं जातं तदाह—**बर्हापीडमिति**।

શ્રીકૃષ્ણનું જે પ્રકારનું સ્મરણ તેમનાં ચિત્તને વ્યાકુળ કરનારું હતું, તે વર્ણવે છે – **'बर्ह-आपीडम् इति।'**

**बर्हापीडं नटवरवपुः कर्णयोः कर्णिकारं**
**बिभ्रद्वासः कनककपिशं वैजयन्तीं च मालाम्।**
**रन्ध्रान्वेणोरधरसुधया पूरयन् गोपवृन्दै-**
**र्वृन्दारण्यं स्वपदरमणं प्राविशद्गीतकीर्तिः॥ ५**

(છંદ - મંદાક્રાંતા)

મયૂરપિચ્છો(ની ચંદ્રિકા)નો મુકુટ, શ્રેષ્ઠ નટ જેવું શ્રીઅંગ, (ક્યારેક દક્ષિણ અને ક્યારેક વામ – એમ) બંને કર્ણોમાં કર્ણિકારનું પુષ્પ, સુવર્ણ જેવું સોનેરી પીતાંબર અને (પાંચ વર્ણનાં પુષ્પોથી ગૂંથાયેલી) વૈજયન્તી માળા ધારણ કરતા, અધરસુધા (મુખના વાયુ)થી વંશીનાં છિદ્રો પૂરતા (વેણુવાદન કરતા) તથા ગોપવૃંદો દ્વારા યશોગાન કરાતા ભગવાન શ્રીકૃષ્ણે પોતાનાં ચરણચિહ્નોથી રમ્ય બનેલા વૃંદાવનમાં પ્રવેશ કર્યો. ॥ ૫ ॥

नटवद्वरं वपुर्बिभ्रद् वृन्दावनं प्राविशत्। कथंभूतं वनम्। स्वपदैरङ्कितै रमणं रतिजनकम्। गोपवृन्दैर्गीतकीर्तिः। तथा बर्हमयमापीडं शिरोभूषणं बिभ्रत्। बर्हमापीडो यस्मिन्निति वपुषो विशेषणं वा। वेणुवादनमुत्प्रेक्षते—रन्ध्रान्वेणोरिति। अतो नूनमधरसुधैव पूर्णाद्वेणोरुच्चलन्ती गीतवत् प्रसर्पितुमर्हतीति भावः ॥ ५ ॥

નટ જેવું શ્રેષ્ઠ શ્રીઅંગ ધારણ કરતા શ્રીકૃષ્ણે વૃંદાવનમાં પ્રવેશ કર્યો. કેવું વૃંદાવન ? પોતાનાં ચરણચિહ્નોથી અંકિત થયેલા **'रमणम्'** પ્રેમ ઉત્પન્ન કરનાર બનેલા વૃંદાવનમાં – ગોપવૃન્દો દ્વારા જેમની કીર્તિ ગવાઈ રહી છે તથા મોરપિચ્છો(ની ચંદ્રિકા)નો **'आपीडम्'** શ્રીમસ્તકનો અલંકાર (મુકુટ) ધારણ કરતા અથવા મોરપિચ્છનો મુકુટ જેમાં છે તેવા શ્રીઅંગને ધારણ કરતા – એમ શ્રીઅંગનું વિશેષણ છે. વેણુવાદનને ઉત્પ્રેક્ષા અલંકાર (અધરસુધામાં વેણુવાદન હોવાના આરોપ)થી કહે છે – **'रंध्रान् वेणोः इति।'** આથી જાણે કે અધરામૃત જ નાદપૂર્ણ વેણુમાંથી ઊછળતું ન હોય તેમ ગીતની જેમ સરકવા માટે યોગ્ય બને છે, એવો ભાવ છે. ॥ ૫ ॥

**इति वेणुरवं राजन्सर्वभूतमनोहरम्।**
**श्रुत्वा व्रजस्त्रियः सर्वाः वर्णयन्त्योऽभिरेभिरे॥ ६**

अभिरेभिरे वर्णयन्त्यः पदे पदे परमानन्दमूर्तिं कृष्णं परिरब्धवत्यः॥ ६॥

हे રાજા, (અમૃતરૂપે ઉત્પ્રેક્ષિત અલૌકિક) એવું સર્વ પ્રાણીઓનાં મનને હરી લેનારું વેણુવાદન સાંભળીને (શ્રીકૃષ્ણના ગુણોનું) વર્ણન કરતી સર્વ વ્રજાંગનાઓ (પ્રત્યેક પદમાં પરમાનંદસ્વરૂપ શ્રીકૃષ્ણને મનથી) આલિંગન કરવા લાગી. ॥ ૬ ॥

**'अभिरेभिरे'** (શ્રીકૃષ્ણના ગુણોનું) વર્ણન કરતી વ્રજાંગનાઓ પ્રત્યેક પદમાં પરમાનંદસ્વરૂપ શ્રીકૃષ્ણને આલિંગન કરતી હતી. ॥ ૬ ॥

अनुवर्णनमेवाह—**अक्षण्वतामिति** त्रयोदशभिः।

ગોપીજનોના વર્ણનનું તેર શ્લોકો નિરૂપણ કરે છે – **'अक्षण्वताम् इति।'**

**गोप्यः ऊचुः**

**अक्षण्वतां फलमिदं न परं विदामः**
**सख्यः पशूननुविवेशयतोर्वयस्यैः।**
**वक्त्रं व्रजेशसुतयोरनुवेणु जुष्टं**
**यैर्वा निपीतमनुरक्तकटाक्षमोक्षम् ॥ ७**

(છંદ - વસંતતિલકા, શ્લોક - ૭ થી ૧૯)

**ગોપીઓ (એકબીજાને) કહેવા લાગી –** હે સખીઓ, મિત્રોની સાથે પશુઓને વનમાં પ્રવેશ કરાવતા વ્રજરાજ નંદરાયજીના પુત્રોના, વેણુને વગાડતા તથા અનુરાગભર્યા દૃષ્ટિપાત કરતા મુખને જે મનુષ્યો દ્વારા નિહાળવામાં આવ્યું છે, તે મનુષ્યો દ્વારા જ નેત્રનું ફળ પ્રાપ્ત કરવામાં આવ્યું છે. નેત્રોવાળાં પ્રાણીઓનું આ (શ્રીકૃષ્ણદર્શન) જ મુખ્ય ફળ છે, એનાથી બીજું (ઉત્કૃષ્ટ) ફળ અમે જાણતી નથી. ॥ ૭ ॥

अक्षण्वतां चक्षुष्मतां तावदिदमेव फलं प्रियदर्शनं परमन्यन्न विदामः, न विद्म इत्यर्थः। तच्च फलं सखिभिः सह पशून्वनं प्रवेशयतो रामकृष्णयोर्वक्त्रं यैर्निपीतं तैरेव जुष्टं सेवितं, नान्यैरित्यर्थः। कथंभूतं वक्त्रम्। अनुवेणु वेणुमनुवर्तमानं तं वादयत्। तथाऽनुरक्तकटाक्षमोक्षं स्निग्धकटाक्षविसर्गम्। अथवा यैर्निपीतं तयोर्वक्त्रं तैर्यज्जुष्टमिदमेवाक्षण्वतामक्ष्णोः फलमिति॥ ७॥

**'अक्षण्वताम्'** નેત્રોવાળાં પ્રાણીઓને પ્રિયનું દર્શન એ જ મુખ્ય ફળ છે. એનાથી **'परम्'** બીજું (ઉત્કૃષ્ટ) ફળ અમે **'न विदामः'** (**'न विद्मः'**) નથી જાણતી, એમ અર્થ છે. મિત્રો સાથે પશુઓને વનમાં પ્રવેશ કરાવતા બલરામજી અને શ્રીકૃષ્ણના મુખને જે મનુષ્યો દ્વારા નિહાળવામાં આવ્યું છે, તેમના દ્વારા જ તે ફળ **'जुष्टम्'** પ્રાપ્ત કરવામાં આવ્યું છે, અન્યો દ્વારા નહીં, એમ અર્થ છે. (અન્યોનાં નેત્રો નિષ્ફળ છે, એવો ભાવ છે.) કેવા મુખને? **'अनुवेणु'** વેણુનું અનુસરણ કરતા, તે વેણુને વગાડતા મુખને તેમ જ **'अनुरक्तकटाक्षमोक्षम्'** અનુરાગભર્યા નેત્રકટાક્ષોને છોડતા તે મુખને – અથવા નેત્રો દ્વારા જે મુખને હૃદયમાં લાવવામાં આવ્યું છે તેને, નિહાળવામાં આવેલા તે બન્નેના મુખને તે નેત્રો દ્વારા જે સેવવામાં આવ્યું છે એ જ નેત્રોવાળાં પ્રાણીઓનાં નેત્રો (વગેરે ઇન્દ્રિયો)નું ફળ છે. ॥ ૭ ॥

अन्या आहुः—**चूतेति**।

**चूतप्रवालबर्हस्तबकोत्पलाब्ज-**
**मालानुपृक्तपरिधानविचित्रवेषौ ।**
**मध्ये विरेजतुरलं पशुपालगोष्ठ्यां**
**रङ्गे यथा नटवरौ क्वच गायमानौ ॥ ८**

चूतप्रवालादीनां चित्राभिर्मालाभिरनुपृक्ते ईषदन्तरान्तरतः संयुक्ते परिधाने नीलपीताम्बरे ताभ्यां विचित्रो वेषो ययोस्तौ क्वच कदाचित्पशुपालगोष्ठ्यां गोपालसभायां मध्ये अलमत्यर्थं विरेजतुः। अहो गोपानां पुण्यमिति भावः ॥ ८ ॥

अन्या ऊचुः—

**गोप्यः किमाचरदयं कुशलं स्म वेणु-**
**र्दामोदराधरसुधामपि गोपिकानाम्।**
**भुङ्क्ते स्वयं यदवशिष्टरसं ह्रदिन्यो**
**हृष्यत्त्वचोऽश्रु मुमुचुस्तरवो यथार्याः ॥ ९**

हे गोप्यः, अयं वेणुः किं स्म पुण्य-माचरत्कृतवान्। कथम्। यद्यस्माद्गोपिकानामेव भोग्यां सतीमपि दामोदराधरसुधां स्वयं स्वातन्त्र्येण यथेष्टं भुङ्क्ते। कथम्। अवशिष्टरसं केवलमवशिष्टं रसमात्रं यथा भवति तथा। यतो यासां ह्रदिनीनां

અન્ય (ભગવત્તત્ત્વના જ્ઞાનવાળી) ગોપીઓ કહે છે – ‘**चूत इति**।’

આંબાની કૂંપળો, મોરનાં પીછાં, પુષ્પોના ગુચ્છ, કુમુદ અને કમળોની (રંગબેરંગી) માળાઓની સાથે (વચ્ચે વચ્ચે થોડા અંતરે) સંપર્કમાં આવતાં વસ્ત્ર (નીલાંબર અને પીતાંબર)થી અદ્ભુત વેષવાળા તે બંને (રામ અને શ્યામ) ગોપાલકોની સભાની વચ્ચે ક્યારેક ગાતા, ત્યારે રંગમંચ ઉપર ગાન કરતા શ્રેષ્ઠ નટોની જેમ અતિશય શોભતા હતા. ॥ ૮ ॥

આંબાની કૂંપળો વગેરેની રંગબેરંગી માળાઓને કારણે ‘**अनुपृक्ते**’ વચ્ચે વચ્ચે થોડા અંતરે સંપર્કમાં આવતાં ‘**परिधाने**’ વસ્ત્ર નીલાંબર અને પીતાંબર – તે બંનેથી અદ્ભુત છે વેષ જે બંનેનો, તે બંને ‘**क्वच**’ ક્યારેક ‘**पशुपाल-गोष्ठ्याम्**’ ગોપાલકોની સભાની વચ્ચે – ‘**अलम्**’ અતિશય શોભતા હતા. અહો! ગોપાલકોનું પુણ્ય (અતિશય) છે, એવો ભાવ છે. ॥ ૮ ॥

બીજી (અનુરાગવાળી) ગોપીઓ કહેવા લાગી –

હે ગોપીઓ, આ વેણુએ કયું પુણ્ય કર્યું હતું કે જે ગોપિકાઓના જ (ભોગવવા યોગ્ય હોવા છતાં) દામોદર શ્રીકૃષ્ણના અધરામૃતને કેવળ રસ (આર્દ્રતા જ) અવશેષ રહે તેમ (બધું જ) પોતે ઈચ્છાનુસાર ભોગવે છે! જેમ કુળના વૃદ્ધજનો (પોતાના વંશમાં થયેલા ભગવદ્ભક્તને જોઈને) રોમાંચિત થઈને હર્ષાશ્રુ સારે છે, તેમ જે (નદીઓનાં જળરૂપી દૂધથી વેણુ પોષાઈ હોવાથી માતા જેવી) નદીઓ (ખીલેલાં કમળોનાં વનને બહાને) રોમાંચિત થયેલી ત્વચાવાળી જણાય છે અને (જેમના વંશમાં વેણુ જન્મી છે તે) વૃક્ષો (ઝરતી મધુધારાને બહાને) હર્ષાશ્રુ સારે છે! ॥ ૯ ॥

હે ગોપીઓ, આ વેણુએ કયું પુણ્ય ‘**आचरत्**’ કર્યું હતું? કેમ? ‘**यत्**’ કારણ કે ગોપિકાઓને જે ભોગવવા યોગ્ય હોવા છતાં પણ દામોદર ભગવાનની અધરસુધા ‘**स्वयम्**’ સ્વતંત્રપણે ઈચ્છાનુસાર ભોગવે છે. કેવી રીતે? ‘**अवशिष्टरसम्**’ કેવળ આર્દ્રતા જ જે રીતે અવશેષ રહે તે રીતે (અધરામૃતને ભોગવે છે.), કેમ કે જે નદીઓનાં (જળરૂપી) દૂધથી વેણુ પોષાઈ

पयसा पुष्टस्ता मातृतुल्या ह्रदिन्यो हृष्यत्त्वचो विकसितकमलवनमिषेण रोमाञ्चिता लक्ष्यन्ते। येषां वंशे जातस्ते तरवो मधुधारामिषेणानन्दाश्रु मुमुचुः। यथा आर्याः कुलवृद्धाः स्ववंशे भगवत्सेवकं दृष्ट्वा हृष्यत्त्वचोऽश्रु मुञ्चन्ति तद्वदिति॥ ९॥

काश्चिदाहुः—

**वृन्दावनं सखि भुवो वितनोति कीर्तिं**
**यद्देवकीसुतपदाम्बुजलब्धलक्ष्मि।**
**गोविन्दवेणुमनुमत्तमयूरनृत्यं**
**प्रेक्ष्याद्रिसान्वपरतान्यसमस्तसत्त्वम्॥ १०**

हे सखि, वृन्दावनं भुवः कीर्तिं स्वर्गादपि विशेषेण वितनोति। कथंभूतम्। यद्देवकीसुतस्य पदाम्बुजाभ्यां लब्धा लक्ष्मीः शोभासंपद्येन तत्। किंच गोविन्दस्य वेणुमनु वेणुनिनादं श्रुत्वाऽनन्तरं मन्दगर्जितं नीलमेघं तं मत्वा मत्ता ये मयूरास्तेषां नृत्यं प्रेक्ष्य सङ्घशस्तत्र तत्राद्रिसानुष्वपरतान्युपरत-क्रियाण्यन्यानि समस्तानि सत्त्वानि यस्मिंस्तत्। नैतदन्येषु लोकेषु विद्यते। अतो भुवः कीर्तिं वितनोतीत्यर्थः॥ १०॥

**वंशीधरी—**लोके च पृथिवी धन्या तत्र जम्बुद्वीपस्तत्र भारतं तत्रार्यावर्तं तत्र माथुरमंडलं तत्रापि श्रीवृन्दावनादधिकं न किमपीति।

હોવાથી તે માતા જેવી નદીઓ ખીલેલાં કમળોનાં વનને બહાને **'हृष्यत्-त्वचः'** રોમાંચિત થયેલી ત્વચાવાળી જણાય છે. જેમના વંશમાં વેણુ જન્મી છે તે વૃક્ષો ઝરતી મધુધારાના બહાને હર્ષાશ્રુ સારે છે. જેમ **'आर्याः'** કુળના વૃદ્ધજનો પોતાના વંશમાં થયેલા ભગવદ્ભક્તને જોઈને રોમાંચિત થઈને હર્ષાશ્રુ સારે છે તેમ! ॥ ૯ ॥

(પોતાના ભૂતળ ઉપરના વાસની પ્રશંસા કરતાં) કેટલીક ગોપીઓ કહે છે –

હે સખી, વૃંદાવન ભૂલોકના યશને (સ્વર્ગાદિ લોક કરતાં પણ વિશેષરૂપે) વિસ્તારે છે, કારણ કે વૃંદાવન દેવકીનંદનનાં ચરણકમળ(નાં વજ્ર, અંકુશ, પદ્મ, ધ્વજ વગેરે ચિહ્નોથી અંકિત થવા)થી શોભારૂપી સંપત્તિ પ્રાપ્ત કરનારું બન્યું છે તથા ગોવિંદ પ્રભુ(રૂપી નીલમેઘ)નો વેણુનાદ(રૂપી ગડગડાટ) સાંભળ્યા પછી મત્ત બનેલા મયૂરોનું નૃત્ય જોઈને પર્વતનાં શિખરો ઉપરનાં (મોર સિવાયનાં) અન્ય સમસ્ત પ્રાણીઓ ક્રિયા કરતાં જે વૃંદાવનમાં અટકી જાય છે તેવું વૃંદાવન છે. ॥ ૧૦ ॥

હે સખી, વૃંદાવન પૃથ્વીના યશને સ્વર્ગ કરતાં પણ વિશેષરૂપે વિસ્તારે છે. કેવું વૃંદાવન? દેવકીનંદનનાં ચરણકમળ(નાં ચિહ્નોથી અંકિત થવા)થી **'लब्धा लक्ष्मीः'** પ્રાપ્ત થઈ છે શોભારૂપી સંપત્તિ જેને તેવું વૃંદાવન. વળી, ગોવિંદ પ્રભુનો **'वेणुम् अनु'** વેણુનાદ સાંભળ્યા પછી તેને મંદ ગડગડાટ કરતો નીલમેઘ માનીને મત્ત થયેલા જે મયૂરો છે, તેમનું નૃત્ય જોઈને તે તે પર્વતનાં શિખરો ઉપર અન્ય સમસ્ત પ્રાણીઓ એકસાથે **'उपरतानि'** ક્રિયા કરતાં અટકી ગયાં છે જેમાં તેવું વૃંદાવન છે. બીજા સ્વર્ગાદિ લોકોમાં આવું હોતું નથી. આથી આ વૃંદાવન પૃથ્વીના યશને વિસ્તારે છે, એમ અર્થ છે.॥ ૧૦ ॥

(ચૌદ) ભુવનોમાં પૃથ્વી ધન્ય છે, તેમાં ય જમ્બુદ્વીપ, તેમાં ભારત, તેમાં આર્યાવર્ત, તેમાં ય મથુરામંડળ અને તેમાં પણ વૃંદાવનથી અધિક (મહિમાવંત) કંઈ પણ નથી.

**हनु. पोद्दार—**

'त्रिलोक्यां पृथिवी धन्या यत्र वृन्दावनं शुभम्।'

(पद्मपुराण)

अपरा आहुः—

**धन्याः स्म मूढमतयोऽपि हरिण्य एता**
**या नन्दनन्दनमुपात्तविचित्रवेषम्।**
**आकर्ण्य वेणुरणितं सहकृष्णसाराः**
**पूजां दधुर्विरचितां प्रणयावलोकैः॥ ११**

हे सखि, मूढमतयस्तिर्यग्जातयोऽप्येता हरिण्यो धन्याः कृतार्थाः। या वेणुरणितं वेणुनाद-माकर्ण्य नन्दनन्दनं प्रति प्रणयसहितैरवलोक-नैर्विरचितां पूजां संमानं दधुः कृतवत्यः। किंच कृष्णसारैः स्वपतिभिः सहिता एव दधुः। अस्मत्-पतयस्तु गोपाः क्षुद्राः समक्षं तन्न सहन्त इति भावः॥ ११॥

अन्या ऊचुः—

**कृष्णं निरीक्ष्य वनितोत्सवरूपशीलं**
**श्रुत्वा च तत्क्वणितवेणुविचित्रगीतम्।**
**देव्यो विमानगतयः स्मरनुन्नसारा**
**भ्रश्यत्प्रसूनकबरा मुमुहुर्विनीव्यः॥ १२**

'ત્રણેય લોકમાં પૃથ્વી ધન્ય છે જ્યાં મંગળમય વૃંદાવન છે.'

બીજી (પ્રેમાળ) ગોપીઓ કહેવા લાગી –

(હે સખી!) (પશુજાતિની હોવાથી) મૂઢ મતિવાળી આ હરણીઓ કૃતાર્થ થઈ છે, કે જેઓ અદ્‌ભુત વેષ ધારણ કરનાર નંદનંદનનું વંશીવાદન સાંભળીને પોતાના પતિ કૃષ્ણસાર મૃગો સાથે તેમના પ્રતિ પ્રેમભરી નજરોથી વિશેષરૂપે રચાયેલ પૂજન(રૂપ સન્માન) કરતી હતી. ॥ ૧૧ ॥

હે સખી, '**मूढमतयः**' પશુ જાતિની હોવા છતાં આ હરણીઓ '**धन्याः**' કૃતાર્થ થઈ છે, કે જેઓ '**वेणुरणितम्**' વંશીવાદન સાંભળીને નંદનંદન પ્રતિ પ્રેમભરી નજરોથી વિશેષરૂપે રચાયેલું '**पूजाम्**' સન્માન '**दधुः**' કરતી હતી. વળી, પોતાના પતિ કૃષ્ણસાર મૃગો સાથે જ સન્માન કરતી હતી. આપણા ગોવાળ પતિઓ તો ક્ષુદ્ર છે. તેઓની સમક્ષ ભગવાનનું સન્માન થાય તે તેઓને સહન નથી થતું, એવો ભાવ છે. ॥ ૧૧ ॥

બીજી (કામિની) ગોપીઓ કહેવા લાગી –

(અરે ઓ ગોપીઓ, જેનાથી) વનિતાઓને આનંદ થાય તેવાં રૂપ અને શીલવાળા શ્રીકૃષ્ણને નિહાળીને અને તેમના દ્વારા વગાડાતી વેણુનું અદ્‌ભુત ગીત સાંભળીને વિમાન દ્વારા જતી દેવાંગનાઓ કામાવેશથી ધૈર્યચ્યુત થઈને મૂર્ચ્છિત થઈ ગઈ, કે જેથી તેમના અંબોડાઓમાંથી પુષ્પો ખરી પડ્યાં અને અધોવસ્ત્ર (ચણિયા)નાં બંધન છૂટી ગયાં.* ॥ ૧૨ ॥

---

*કોઈ દેવાંગના દોડતી હોય તો અંબોડાનાં પુષ્પો ખરી જાય તે સ્વાભાવિક છે, પણ એ સર્વ તો વિમાનમાં સ્થિર બેસીને નિર્નિમેષ નયને શ્રીકૃષ્ણનું સ્વરૂપદર્શન અને કાન દઈને વેણુગીતનું શ્રવણ કરી રહી હતી, પણ જે કામનો ઉદય થયો, મિલનની પ્રબળ કામના ઉત્પન્ન થઈ, એ કામનાએ તેમનું ધૈર્ય હરી લીધું. તેઓ પડવા લાગી. તેમના કેશબંધ વિચલિત થઈ ગયા. વસ્ત્રો શિથિલ થઈ ગયાં. '**विनीव्यः**' અર્થાત્ '**स्खलितकटिवसनाः**' વસ્ત્રો સ્ખલિત થતાં જ તેઓ મૂર્ચ્છિત થઈ ગઈ.

ભગવાન માટે જ્યારે મનુષ્યનું હૃદય અત્યંત વ્યાકુળ થઈ જાય છે, ત્યારે જગતના પદાર્થો માટેનો મોહ ગળી જાય છે તથા એ સર્વનું બંધન પોતાની જાતે જ તૂટી જાય છે. ભગવાનના મિલનની લાલસાનું બંધન સમસ્ત બંધનોને તોડી નાખનારું છે. એ બંધન જ્યારે હૃદયને બાંધે છે, ત્યારે બધાં બંધનોને પોતાની જાતે જ તોડી નાખે છે. બીજાં બંધન રહી શકતાં નથી. આ દિવ્ય મોહનો ઉદય થતાં બધા મોહ બળી જાય છે, ગળી જાય છે, રહેતા નથી.

हे गोप्यः, आश्चर्यं शृणुत। वनितानामुत्सवो यस्मात्तद्रूपं शीलं च यस्य तं कृष्णं निरीक्ष्य तेन वादितवेणोरसंकीर्णं गीतं च श्रुत्वा विमानैर्गच्छन्त्यो देव्यो देवानामङ्केषु स्थिता अपि स्मरेण नुन्नसाराः परिक्षिप्तधैर्या मुमुहुः। मोहे लिङ्गमाहुः— भ्रश्यत्प्रसूनाः कबराश्चूडा यासां ताः। विगता नीव्यो यासां ताः। अत्र सर्वत्र वक्तृभेदान्नातीव सङ्गतिर्वक्तव्या॥ १२॥

હે ગોપીઓ, આશ્ચર્યની વાત સાંભળો. જેનાથી વનિતાઓને આનંદ થાય છે તેવું રૂપ અને શીલ જેનું છે તે શ્રીકૃષ્ણને નિહાળીને અને તેમના દ્વારા વગાડાતી વેણુનું અદ્ભુત (રસોદ્દીપક) ગીત સાંભળીને વિમાનો દ્વારા જતી દેવાંગનાઓ દેવોના ખોળામાં રહેલી હોવા છતાં પણ કામાવેશથી **'नुन्नसाराः'** ધૈર્યચ્યુત થઈને મૂર્ચ્છિત થઈ ગઈ. મોહ થવાનું લક્ષણ તેઓ જણાવે છે – ખરતાં પુષ્પોવાળા **( चूडाः )** અંબોડા છે જેમના તેવી તે દેવાંગનાઓ. છૂટી ગયાં છે અધોવસ્ત્ર (ચણિયા)નાં બંધન જેમનાં, તેવી તે દેવાંગનાઓ. અહીં બધાં પદોમાં જુદી જુદી ગાયિકાઓ હોવાથી સુસંગતિ વિવક્ષિત નથી. ॥ ૧૨ ॥

**गावश्च कृष्णमुखनिर्गतवेणुगीत-**
**पीयूषमुत्तभितकर्णपुटैः पिबन्त्यः।**
**शावाः स्नुतस्तनपयःकवलाः स्म तस्थु-**
**र्गोविन्दमात्मनि दृशाश्रुकलाः स्पृशन्त्यः॥ १३**

ગાયો પણ શ્રીકૃષ્ણના મુખમાંથી નિઃસૃત થયેલા વેણુગીતરૂપી પીયૂષને (બહાર ટપકી પડવાની ભીતિથી) ઊંચા કરેલા કાનરૂપી પડિયાથી પાન કરતી (સ્થિર) ઊભી રહી ગઈ. ઝરેલા આંચળના દૂધના ઘૂંટડા જેમનાં મુખમાં જ રહી ગયા હતા, તેવાં ઊંચા કરેલા કર્ણરૂપી પડિયાથી વેણુગીતરૂપી પીયૂષનું પાન કરતાં નાનાં અને મોટાં વાછરડાં સ્થિર રહી ગયાં (દૂધ પીવાની ક્રિયાને વીસરી ગયાં.) અને નેત્રના માર્ગથી ગોવિંદ પ્રભુને મનમાં સ્થાપીને આલિંગન આપતાં ગાયો અને વાછરડાંઓ હર્ષાશ્રુ સારતાં નેત્રોવાળાં થઈ ગયાં.* ॥ ૧૩ ॥

---

ભગવાનના એ લલિત ત્રિભંગ અત્યંત મનોહર રૂપસૌંદર્યને જોઈને કૃષ્ણાનુરાગવતી દેવવનિતાઓ વિમુગ્ધ થઈ ગઈ. તેમના છૂટેલા કેશબંધમાંથી પુષ્પવર્ષા થવા લાગી. દેવાંગનાઓ બે-ચાર નહીં, હજારો હતી. દેવલોકનાં પુષ્પોની ઝડી વરસવા લાગી ત્યારે ગોપાંગનાઓનું ધ્યાન ઉપર તરફ ખેંચાયું. તે સમયે શ્રીગોપાંગનાઓને વિમાનારૂઢ દેવાંગનાઓનાં મંગળમય દર્શન થયાં. અપ્રત્યાશિત પુષ્પવૃષ્ટિ થઈ.

સંસારમાં ધન્ય એ જ છે જે ભગવાનના મિલનની લાલસાથી આવી રીતે વિમુગ્ધ થાય.

**– શ્રી હનુમાનપ્રસાદજી પોદ્દારના 'વેણુગીત'માંથી**

* વંશીનાદામૃતનું પાન, આસ્વાદન કરતી અને ભગવાનની ભુવનમોહિનીરૂપ માધુરીને જોઈને પરમાનંદરસમાં ઉન્મત્ત થતી વ્રજાંગનાઓ નિષ્પન્દ થઈ ગઈ છે, પથ્થરની પ્રતિમાની જેમ ઊભી છે, પણ આંસુ વહી રહ્યાં છે. ભગવાનના રૂપમાધુર્યનું ગાયો પાન કરી રહી છે, એમ આંસુ સંકેત કરે છે. આંસુઓના પરદાને કારણે બહારનાં દર્શન બંધ થઈ ગયાં. અંદર સ્થાપિત કરેલા ભગવાનના રૂપસૌંદર્યનાં દર્શન થવા લાગ્યાં. કાનના પડિયા તો ઊંચા કરેલા જ છે. આ રીતે તેમના ભાવોનું સ્મરણ કરીને કૃષ્ણાનુરાગિણી, મહાભાગ્યવતી, પ્રેમરસમયી વ્રજરમણીઓ ભાવાવેશમાં પોતાનું ભાન ભૂલી ગઈ. **– શ્રી હનુમાનપ્રસાદજી પોદ્દારના 'વેણુગીત'માંથી**

क्षरणशङ्कयैवोत्तम्भितैरुन्नमितैः कर्णपुटैः पिबन्त्यः सत्यः। तथा शावाश्च वत्साश्च स्तनपाने प्रवृत्ताः। समनन्तरमेव गीतं श्रुत्वा तदेव पीयूषमुत्तम्भितकर्णपुटैः पिबन्तः स्नुतस्तनपयः-कवलाः केवलं स्तनेभ्यः क्षरितक्षीरग्रासा मुखेषु येषां ते तस्थुः, विस्मृतक्रिया बभूवुरित्यर्थः। तत्र हेतुः—गोविन्दं दृशा मार्गेणात्मनि मनसि स्पृशन्त्य आलिङ्गन्त्यः। अत एवाश्रूणां कला लेशा लोचनयोर्यासां ता गावस्ते च शावाः॥ १३॥

નીચે ટપકી પડવાની ભીતિથી જ **'उत्तम्भितैः'** ઊંચા કરેલા કાનના પડિયાઓથી પાન કરતી ગાયો તથા **'शावाः'** (થોડા દિવસ પહેલાં જન્મેલાં) શિશુ વાછરડાં અને (બીજાં) વાછરડાં સ્તનપાનમાં પ્રવૃત્ત થયાં હતાં. તે જ સમયે વેણુગીત સાંભળીને – તે ગીત એ જ પીયૂષ – તેને ઊંચા કરેલા કાનના પડિયાથી પીતાં પીતાં – **'स्नुतस्तनपयःकवलाः'** ઝરેલા આંચળના દૂધના ઘૂંટડા મુખોની અંદર હતા જેમનાં તેઓ, સ્થિર ઊભાં રહી ગયાં. દૂધ પીવાની ક્રિયાને વીસરી ગયાં હોય તેવાં બન્યાં, એમ અર્થ છે. તે માટેનું કારણ – શ્રીગોવિંદ પ્રભુને નેત્રના માર્ગથી **'आत्मनि'** મનમાં **'स्पृशन्त्यः'** આલિંગન કરતી તેઓ – આથી જ આંસુઓનાં **'कलाः'** બિંદુઓ જેમનાં નેત્રોમાં હતાં તેવી ગાયો અને તેવાં વાછરડાં ॥૧૩॥

**प्रायो बताम्ब विहगा मुनयो वनेऽस्मि-**
**न्कृष्णेक्षितं तदुदितं कलवेणुगीतम्।**
**आरुह्य ये द्रुमभुजान् रुचिरप्रवालान्**
**शृण्वन्त्यमीलितदृशो विगतान्यवाचः॥ १४**

અરે ઓ મા! આ વનમાં અપલક નેત્રે, અન્ય સમસ્ત વાણીને છોડીને સુંદર કૂંપળોવાળી વૃક્ષોની શાખાઓ ઉપર આરૂઢ થઈને જેઓ શ્રીકૃષ્ણનાં દર્શન કરે છે અને તેમના દ્વારા પ્રકટ કરાયેલા મધુર વેણુગીતનું શ્રવણ કરે છે, તે મોટા ભાગનાં પક્ષીઓ મુનિઓ છે. ॥ ૧૪ ॥

भो अम्ब मातः, अस्मिन्वने ये विहगाः पक्षिणस्ते प्रायेण मुनयो भवितुमर्हन्ति। कुतः। कृष्णेक्षितं कृष्णदर्शनं पुष्पफलाद्यन्तरं विना यथा भवति तथा रुचिराः प्रवाला येषां तान्द्रुमभुजान् वृक्षाणां शाखा आरुह्य तेन श्रीकृष्णेनोदितं प्रकटितं कलवेणुगीतं केनापि सुखेनाऽमीलितदृशस्त्यक्तान्यवाचश्च सन्तो ये शृण्वन्तीति। तथा हि— मुनयः श्रीकृष्णदर्शनं यथा भवति तथा वेदोक्तकर्मफलपरित्यागेन वेदद्रुमशाखारूढा रुचिरप्रवालस्थानीयानि कर्माण्येवोपाददानाः सुखिनः सन्तः श्रीकृष्णगीतमेव शृण्वन्ति। अतस्त एवैते भवितुमर्हन्तीति भावः॥ १४॥

**'भो अम्ब'** ઓ મા! આ વનમાં મોટા ભાગનાં જે **'विहगाः'** પક્ષીઓ છે તેઓ મુનિઓ થવાને યોગ્ય છે. કેમ ? **'कृष्ण-ईक्षितम्'** કૃષ્ણનાં દર્શન ફૂલો અને ફળોના અંતરાય વિના જે રીતે થાય તે રીતે, સુંદર કૂંપળો છે જેમની તે **'द्रुमभुजान्'** વૃક્ષોની શાખાઓ ઉપર ચઢીને તે શ્રીકૃષ્ણ દ્વારા **'उदितम्'** પ્રકટ કરાયેલા **'कल'** મધુર વેણુગીતને કોઈક અવર્ણનીય એવા સુખથી અપલક નેત્રે અન્ય સમસ્ત વાણીને છોડીને જેઓ શ્રવણ કરે છે. તે અનુસાર – શ્રીકૃષ્ણનાં દર્શન જે રીતે થાય તે રીતે મુનિઓ વેદોક્ત કર્મફળોના પરિત્યાગ દ્વારા વેદવૃક્ષની શાખા ઉપર આરૂઢ થઈને સુંદર કૂંપળ-સ્થાનીય નિષ્કામ કર્મોને સ્વીકારતા, સુખી થઈને શ્રીકૃષ્ણનું ગીત જ શ્રવણ કરે છે. આથી તે મુનિઓ જ આ પક્ષીઓ હોવાને યોગ્ય છે, એવો ભાવ છે. ॥ ૧૪ ॥

**वंशीधरी**—न हि जन्मान्तराभ्यासं विना भगवद्गीतश्रवणे प्रवृत्तिर्भवति—'पूर्वाभ्यासेन तेनैव ह्रियते ह्यवशोऽपि सः।' इति गीतासूक्तेः।

પૂર્વજન્મના અભ્યાસ વિના ભગવાનનું ગીત શ્રવણ કરવામાં પ્રવૃત્તિ જ થતી નથી. આથી જ ગીતામાં કહેવામાં આવ્યું છે : 'તે (યોગભ્રષ્ટ જીવ) અસંયમી (હોવા છતાં) પણ તે પૂર્વના અભ્યાસ વડે (ઈશ્વર તરફ) ખેંચાય છે જ.' (ગીતા ૬/૪૪)

**नद्यस्तदा तदुपधार्यमुकुन्दगीत-**
**मावर्तलक्षितमनोभवभग्नवेगाः ।**
**आलिङ्गनस्थगितमूर्मिभुजैर्मुरारे-**
**र्गृह्णन्ति पादयुगलं कमलोपहाराः ॥ १५**

(વેણુનાદ થાય છે) ત્યારે મુકુંદ ભગવાનના તે વેણુગીતને સાંભળીને વમળોથી સૂચિત થતા કામાવેશને કારણે જેમનો વેગ અટકી ગયો છે, તેવી નદીઓ તરંગોરૂપી ભુજાઓથી કમળોનો ઉપહાર સમર્પણ કરતી શ્રીમુરારિ ભગવાનનાં ચરણયુગલને આલિંગન દ્વારા ઢાંકી દઈને ધારણ કરે છે. ॥ ૧૫ ॥

आस्तां चेतनानां कथा, नद्योऽप्यावर्तैः परिभ्रमैर्लक्षितेन सूचितेन मनोभवेन कामेन भग्नो वेगो यासां ता आलिङ्गनेन स्थगितमाच्छादितं यथा भवति तथा ऊर्मय एव भुजास्तैः कमलोपहारा कमलान्युपहरन्त्यो मुरारेः पादयुगलं गृह्णन्ति धारयन्ति ॥ १५ ॥

ચેતન પ્રાણીઓની વાત બાજુએ મૂકો. નદીઓ પણ **'आवर्तैः'** વમળોથી **'लक्षितेन'** સૂચિત થતા **'मनोभवेन'** કામાવેશને કારણે જેમનો વેગ અટકી ગયો છે તેવી થઈ ગઈ. આલિંગન દ્વારા જે રીતે ઢંકાય તે રીતે – તરંગો એ જ ભુજાઓ, તેમનાથી **'कमल-उपहाराः'** કમળોનો ઉપહાર સમર્પણ કરતી, શ્રીમુરારિ ભગવાનનાં ચરણયુગલને **'गृह्णन्ति'** ધારણ કરે છે. ॥ ૧૫ ॥

**दृष्ट्वाऽऽतपे व्रजपशून्सह रामगोपैः**
**संचारयन्तमनुवेणुमुदीरयन्तम् ।**
**प्रेमप्रवृद्ध उदितः कुसुमावलीभिः**
**सख्युर्व्यधात्स्ववपुषाम्बुद आतपत्रम् ॥ १६**

બલરામજી અને ગોવાળોની સાથે તડકામાં વ્રજનાં પશુઓને ચારતા અને તેમની પાછળ વેણુ વગાડતા શ્રીકૃષ્ણને જોઈને મેઘ તેમની ઉપર ઊમટી આવે છે અને પ્રેમને કારણે વૃદ્ધિ પામીને (જળરૂપી) પુષ્પસમૂહોથી (વૃષ્ટિ કરીને) પોતાના અંગથી મિત્રની ઉપર છત્ર ધરે છે. ॥ ૧૬ ॥

लोकार्तिहरणशीलत्वादिसाम्यात्सख्युः श्रीकृष्णस्याम्बुदस्तदुपर्युदितः पुनः प्रेम्णा प्रवृद्धः सन् कुसुमावलीभिः पुष्पसमूहैस्तत्तुल्यैस्तुषारैर्वा सह स्ववपुषा छत्रं विहितवान् ॥ १६ ॥

સંસારની પીડા હરણ કરવાનો સ્વભાવ હોવો વગેરે સામ્ય હોવાથી સખા એવા શ્રીકૃષ્ણની ઉપર મેઘ ઊમટી આવે છે અને પાછો પ્રેમને કારણે વૃદ્ધિ પામીને **'कुसुमावलीभिः'** પુષ્પોના સમૂહોથી અથવા તેમનાં જેવાં જળબિંદુઓથી મિત્રની ઉપર પોતાના અંગથી છત્ર ધરે છે. ॥ ૧૬ ॥

साहंकारमाहुः—

**पूर्णाः पुलिन्द्य उरुगायपदाब्जराग-**
**श्रीकुङ्कुमेन दयितास्तनमण्डितेन।**
**तद्दर्शनस्मररुजस्तृणरूषितेन**
**लिम्पन्त्य आननकुचेषु जहुस्तदाधिम्॥ १७**

पूर्णाः कृतार्थाः। पुलिन्द्यः शबराङ्गनाः। कथमित्यत आहुः—प्रथमं दयितानां स्तनेषु मण्डितेनानुलिप्तेन पुनश्च रतिसमये उरुगायस्य श्रीकृष्णस्य पदाब्जयो रागेणारुण्येन श्रीः कान्तिर्यस्य तेन कुङ्कुमेन पुनस्तस्य वनस्थलीषु चंक्रमणेन तृणेषु रूषितेन लग्नेन तद्दर्शनेन तथाभूतस्य कुङ्कुमस्य दर्शनेन स्मरकृता रुक् तापो यासां तास्तेन कुङ्कुमेनाननेषु कुचेषु च कामतप्तेषु लिम्पन्त्यस्तदाधिं कामव्यथां जहुः। अतस्ताः कृतार्थाः, धिगन्या मादृश्यो या एवंभूतमप्याधिशमनं न लभन्त इति भावः॥ १७॥

**वैष्णवतोषणी**—उरुधा वेणुना गायति इति उरुगायः।

**हन्तायमद्रिरबला हरिदासवर्यो**
**यद्रामकृष्णचरणस्पर्शप्रमोदः ।**
**मानं तनोति सहगोगणयोस्तयोर्यत्**
**पानीयसूयवसकन्दरकन्दमूलैः ॥ १८**

हन्तेति हर्षे। हे सख्यः, अयमद्रिर्गोवर्धनो ध्रुवं हरिदासेषु श्रेष्ठः। कुत इत्यत आहुः— यस्माद् रामकृष्णयोश्चरणस्पर्शेन प्रमोदो यस्य

(અન્ય ગોપીઓ) ઈર્ષ્યાસહિત કહે છે –

(પ્રથમ) પ્રિય વનિતાઓનાં સ્તનો ઉપર લેપિત થયેલા (અને પછી) ઉરુગાય શ્રીકૃષ્ણનાં ચરણકમળની લાલિમાની કાન્તિથી યુક્ત થયેલા, (તેમના વનવિચરણને કારણે) તૃણાંકુરોમાં લાગી ગયેલા એવા કુંકુમથી અને તેનાં દર્શનથી કામની પીડાવાળી શબરાંગનાઓએ મુખ અને સ્તન ઉપર તેનું લેપન કરતાં કરતાં તે કામવ્યથાને દૂર કરી અને કૃતાર્થ થઈ. ॥ ૧૭ ॥

'**पूर्णाः** કૃતાર્થ – '**पुलिन्द्यः**' શબર જાતિની સ્ત્રીઓ – કેવી રીતે કૃતાર્થ થઈ, તે હવે કહે છે – પ્રથમ શ્રીકૃષ્ણની પ્રિય વનિતાઓનાં સ્તનો ઉપર '**मण्डितेन**' લેપિત કરેલા અને પછી રતિક્રીડાના સમયે '**उरुगायस्य**' શ્રીકૃષ્ણનાં ચરણકમળની '**रागेण**' અરુણિમાથી '**श्रीः**' કાંતિ છે જેની તેવા કુંકુમથી – વળી, વનની ભૂમિમાં ભગવાનના વિચરણથી તૃણાંકુરોમાં '**रूषितेन**' લાગેલા '**तद्-दर्शनेन**' તેવા કુંકુમનાં દર્શનથી થયેલા કામથી થયેલી '**रुक्**' પીડા છે જેમને તે શબરાંગનાઓએ તે શ્રીકુંકુમથી મુખો અને કામતપ્ત સ્તનો ઉપર લેપન કરતાં કરતાં '**तत्-आधिम्**' તે કામવ્યથાને દૂર કરી. આથી તેઓ કૃતાર્થ છે. મારા જેવી અન્ય ગોપીઓને ધિક્કાર છે, કે જેઓ આવું પીડાશામક પણ પ્રાપ્ત કરી શકતી નથી, એવો ભાવ છે. ॥ ૧૭ ॥

વેણુ દ્વારા અનેક રીતે ગાન કરે છે તે ઉરુગાય શ્રીકૃષ્ણ.

અરે ઓ અબળાઓ, આ (ગોવર્ધન) પર્વત હરિદાસોમાં શ્રેષ્ઠ છે, કારણ કે તે રામ અને શ્યામના ચરણસ્પર્શથી પ્રમુદિત થાય છે તથા ગાયો અને ગોપસમૂહ સહિત રામ અને શ્યામનું (સુપેય) જળ, હરિયાળા ઘાસ, કંદરાઓ અને કંદમૂળોથી સન્માન કરે છે. ॥ ૧૮ ॥

'**हन्त**' એમ હર્ષમાં કહે છે. હે સખીઓ, આ ગોવર્ધન પર્વત નિશ્ચય જ હરિદાસોમાં શ્રેષ્ઠ છે. કેવી રીતે, તે હવે કહે છે – કારણ કે રામ અને શ્યામના ચરણસ્પર્શથી પ્રમોદ (પ્રકૃષ્ટ મોદ) છે જેને તે, કારણ

सः। तृणाद्युद्गमनिभेन रोमहर्षदर्शनात्। किंच यद्यस्मान्मानं तनोति सह गोभिर्गणेन सखिसमूहेन च वर्तमानयोस्तयोः। कैः। पानीयैः सूयवसैः शोभनतृणैः कन्दरैश्च कन्दमूलैश्च यथोचितम्। अतोऽयमतिधन्य इत्यर्थः॥ १८॥

કે તૃણાંકુરો ઊગી નીકળવારૂપે રોમહર્ષ વ્યક્ત થાય છે. વળી, તે ગાયો અને **'गणेन'** ગોપમિત્રોના સમૂહ સહિત તે બંને રામ અને શ્યામનું સમ્માન કરે છે તેથી. શેનાથી સન્માન કરે છે? (મધુર, શીતળ) સુપેય જળથી **'सूयवसैः'** (ગોવૃંદ માટે કોમળ, હરિયાળા) ઉત્તમ ઘાસથી, (અહીં છંદના અનુરોધથી **'सू'** દીર્ઘ છે તે આર્ષ છે.) (સુખાવહ) કંદરાઓથી અને કંદમૂળ વગેરેથી યથોચિત સન્માન કરે છે. આથી આ અતિ ધન્ય છે, એમ અર્થ છે. ॥ ૧૮ ॥ (વસંતતિલકા છંદ અનુસાર ત ભ જા જ ગૌ ગા ના ગણનો 'ભ' દીર્ઘ હોવો જોઈએ, તેથી **सू** દીર્ઘ છે.)

**वैष्णवानन्दिनी**—अयमद्रिः गोवर्धनो हरिदासवर्यः 'हरिदासस्य राजर्षे राजसूयं महोत्सवम्।' इति युधिष्ठिरः 'कृष्णं संस्मारयन् रेमे हरिदासो व्रजौकसाम्।' इत्युद्धवश्च हरिदासः। हन्तायमित्यत्र गोवर्द्धनो हरिदासवर्योऽभ्यधायीत्यर्थः।

આ ગોવર્ધન પર્વત શ્રીહરિના દાસોમાં શ્રેષ્ઠ છે. હરિદાસ એવા રાજર્ષિ યુધિષ્ઠિરના રાજસૂય યજ્ઞના મહોત્સવની (પ્રશંસા કરતા લોકો તૃપ્ત થતા ન હતા. શ્રીમદ્ભા.૧૦/૭૫/૨૭), એમ (એક હરિદાસ) યુધિષ્ઠિર છે અને બીજા 'શ્રીહરિના દાસ ઉદ્ધવજી વ્રજવાસીઓને શ્રીકૃષ્ણનું સ્મરણ કરાવતા (વ્રજમાં) આનંદથી રહ્યા.' (શ્રીમદ્ ભા.૧૦/૪૭/૫૬) બીજા હરિદાસ ઉદ્ધવજી છે. **'हन्त-अयम्'** એ શ્લોકમાં ગોવર્ધન પર્વત હરિદાસવર્ય કહેવાયો છે, એમ અર્થ છે. (પોતાના સંપૂર્ણ શરીરને લીલાક્ષેત્ર બનાવનારો, પ્રતિદિન નિત્ય નવા નવા ઉત્સાહથી પોતાનું સર્વસ્વ આપીને જે શ્રીકૃષ્ણની સેવા કરે છે તે સર્વશ્રેષ્ઠ હરિદાસ છે.)

**गा गोपकैरनुवनं नयतोरुदार-**
**वेणुस्वनैः कलपदैस्तनुभृत्सु सख्यः।**
**अस्पन्दनं गतिमतां पुलकस्तरूणां**
**निर्योगपाशकृतलक्षणयोर्विचित्रम्॥ १९**

હે સખીઓ, ગાયોને પગે બાંધવાનાં નોંજણાં (ને મસ્તક ઉપર લપેટેલા) અને (કાંધ ઉપર નાખેલી) રાશનાં ચિહ્નવાળા તથા ગોવાળો સાથે એક વનમાંથી બીજા વનમાં ગાયોને લઈ જતા તે (ગૌર અને શ્યામ) બંનેના મનોહર પદોવાળા ઉદાર વેણુનાદથી, દેહધારીઓમાં જે ગતિ કરનારાં (જંગમ પ્રાણીઓ)ને સ્થાવરધર્મ અને વૃક્ષો (વગેરે સ્થાવરો)ને રોમાંચ (વગેરે જંગમધર્મ) પ્રાપ્ત થાય છે, તે (અતિ) આશ્ચર્ય છે! ॥ ૧૯ ॥

हे सख्यः, इदं त्वतिचित्रम्। गोपैः सह वने वने गाः संचारयतोस्तयो रामकृष्णयोर्मधुरपदैर्महावेणुनादैः। शरीरिषु ये गतिमन्तस्तेषामस्पन्दनं स्थावरधर्मः, तरूणां पुलको जङ्गमधर्म इति। निर्युज्यन्ते गाव आभिरिति निर्योगाः पादबन्धरज्जवोऽधृष्यगवां कर्षणार्थाः पाशाश्च तैः कृतं लक्षणं चिह्नं ययोः। शिरसि निर्योगवेष्टनेन स्कन्धस्थपाशेन च गोपपरिवृढश्रिया विराजमानयोरित्यर्थः ॥ १९ ॥

હે સખીઓ, આ તો અતિ આશ્ચર્ય છે ! ગોવાળો સાથે એક વનમાંથી બીજા વનમાં ગાયોને હાંકતા તે (ગૌર અને શ્યામ) બંનેના મનોહર પદોવાળા ઉદાર (શ્રેષ્ઠ) વેણુનાદથી દેહધારીઓમાં જે ગતિ કરનારા (જંગમ) છે તેમને **अस्पन्दनम्** નિશ્ચેષ્ટતારૂપ સ્થાવરધર્મ અને વૃક્ષો (વગેરે)ને **पुलकः** રોમાંચ (વગેરે જંગમધર્મ) પ્રાપ્ત થાય છે. (દૂધ દોહતી વખતે) ગાયો(ના પગ)ને આ રજ્જુથી બાંધવામાં આવે છે તે **निर्योगाः** પગે બાંધવાનાં નોંજણાં તથા તોફાની ગાયોને ખેંચી જવાની રાશો, તેનાથી કરવામાં આવી છે **लक्षणम्** ઓળખ જે બંનેની – મસ્તક ઉપર નોંજણાં લપેટવાથી અને કાંધ ઉપર નાખેલી રાશથી ગોવાળોના અધિપતિની શોભાથી શોભતા શ્યામ અને ગૌર બંનેના (વેણુનાદથી), એમ અર્થ છે. ॥ ૧૯ ॥

**एवंविधा भगवतो या वृन्दावनचारिणः।**
**वर्णयन्त्यो मिथो गोप्यः क्रीडास्तन्मयतां ययुः॥ २०**
॥ २० ॥

વૃંદાવનવિહારી ભગવાનની જે આવા પ્રકારની ક્રીડાઓ હતી, તેમનું પરસ્પર વર્ણન કરતી ગોપીઓ તેમની લીલામય થઈ જતી હતી. ॥ ૨૦ ॥ ૨૦ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे पूर्वार्धे वेणुगीतनामैकविंशोऽध्यायः ॥ २१ ॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे पूर्वार्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायामेकविंशोऽध्यायः ॥ २१ ॥

*****

# अथ द्वाविंशोऽध्यायः

## ચીરહરણ

गोपीनां कामतः कृष्णे निःसीमप्रेमसङ्गमः।
कात्यायन्यर्चनोद्भूततत्प्रसादमहोदयः ॥ १ ॥

શ્રીકૃષ્ણમાં ગોપીજનોનો પ્રેમ હોવાથી કાત્યાયની દેવીની અર્ચનાથી ઉત્પન્ન થયેલી તેમની કૃપાના મહાન ઉદયરૂપ અસીમ પ્રેમસંગમ થયો. ॥ ૧ ॥

द्वाविंशे गोपकन्यानां वस्त्राहरणलीलया।
वरं दत्त्वा गतः कृष्णो यज्ञशालामितीर्यते॥ २॥

ગોપકન્યાઓનાં વસ્ત્રોનાં હરણની લીલા કરીને, વરદાન આપીને શ્રીકૃષ્ણ યજ્ઞશાળામાં ગયા, તે બાવીસમા અધ્યાયમાં કહેવામાં આવે છે. ॥ ૨ ॥

**श्रीशुक उवाच**

**हेमन्ते प्रथमे मासि नन्दव्रजकुमारिकाः।**
**चेरुर्हविष्यं भुञ्जानाः कात्यायन्यर्चनव्रतम्॥ १**

**શ્રીશુકદેવજી બોલ્યા** – શ્રીનંદરાયજીના વ્રજની કુમારિકાઓ હેમંત ઋતુના પ્રથમ માસ (માગશર)માં હવિષ્યાન્નનું ભોજન કરતી રહીને કાત્યાયની દેવીનું અર્ચનરૂપ વ્રત કરવા લાગી. ॥ ૧ ॥

प्रथमे मासि मार्गशीर्षे ॥ १ ॥

**आप्लुत्याम्भसि कालिन्द्या जलान्ते चोदितेऽरुणे ।**
**कृत्वा प्रतिकृतिं देवीमानर्चुर्नृप सैकतीम् ॥ २ ॥ २ ॥**

**गन्धैर्माल्यैः सुरभिभिर्बलिभिर्धूपदीपकैः ।**
**उच्चावचैश्चोपहारैः प्रवालफलतण्डुलैः ॥ ३ ॥ ३ ॥**

**कात्यायनि महामाये महायोगिन्यधीश्वरि ।**
**नन्दगोपसुतं देवि पतिं मे कुरु ते नमः ।**
**इति मन्त्रं जपन्त्यस्ताः पूजां चक्रुः कुमारिकाः ॥ ४**

महामाये इत्यादिसंबोधनैस्तव न किंचिद-शक्यमिति सूचयन्त्यः प्रत्येकं प्रार्थयन्ते ॥ ४ ॥

कृष्णचेतस्त्वमाह—

**एवं मासं व्रतं चेरुः कुमार्यः कृष्णचेतसः ।**
**भद्रकालीं समानर्चुर्भूयान्नन्दसुतः पतिः ॥ ५**

भूयान्नन्दसुतः पतिरित्यानर्चुरिति ॥ ५ ॥

व्रतस्य पूर्वाङ्गमाह—**उषसीति** ।

**उषस्युत्थाय गोत्रैः स्वैरन्योन्याबद्धबाहवः ।**
**कृष्णमुच्चैर्जगुर्यान्त्यः कालिन्द्यां स्नातुमन्वहम् ॥ ६**

गोत्रैर्नामभिः । अन्योन्याबद्धबाहवः परस्परं गृहीतपाणयः ॥ ६ ॥

**नद्यां कदाचिदागत्य तीरे निक्षिप्य पूर्ववत् ।**
**वासांसि कृष्णं गायन्त्यो विजह्रुः सलिले मुदा ॥ ७ ॥ ७ ॥**

હેમંત ઋતુના પ્રથમ માસમાં એટલે માગશર માસમાં ॥ ૧ ॥

હે રાજા, અરુણોદય થતાં કાલિન્દીના જળમાં સ્નાન કરીને (કુમારિકાઓ) નદીના જળની પાસે વાલુકામયી (રેતીની) પ્રતિમા બનાવીને કાત્યાયની દેવીનું પૂજન કરતી હતી. ॥ ૨ ॥ ૨ ॥

ચંદન વગેરે સુગંધિત દ્રવ્યોથી, સુગંધિત પુષ્પમાળાઓથી, નૈવેદ્યોથી, ધૂપ અને દીવડાંઓથી, જાતજાતના ઉપહારોથી, નવપલ્લવોથી, ફળ અને અક્ષતથી તે કુમારિકાઓ, ‘હે કાત્યાયની, હે મહામાયા, હે મહાયોગિની, હે અધીશ્વરી, હે દેવી, નંદગોપના લાલા શ્રીકૃષ્ણને મારા પતિ બનાવજે. તને નમસ્કાર હો.’ એમ (પ્રાર્થનાપૂર્વક નમસ્કારાત્મક) મંત્ર જપતાં પૂજા કરતી. ॥ ૩ ॥ ૪ ॥ ૩ ॥

‘હે મહામાયા’ વગેરે સંબોધનોથી આપને માટે કંઈ જ અશક્ય નથી – એમ સૂચન કરતી પ્રત્યેક ગોપી પ્રાર્થના કરે છે. ॥ ૪ ॥

કુમારિકાઓ શ્રીકૃષ્ણમય ચિત્તવાળી હતી, તે કહે છે –

જેમનું ચિત્ત શ્રીકૃષ્ણમાં હતું તે કુમારીઓએ આમ એક માસ પર્યન્ત વ્રત કર્યું અને ‘નંદકુમાર (અમારા) પતિ થાઓ!’ એમ (સંકલ્પ કરીને) દેવી ભદ્રકાળીનું અર્ચન કર્યું. ॥ ૫ ॥

‘નંદકુમાર (અમારા) પતિ થાઓ!’ એમ (સંકલ્પ કરીને) અર્ચન કર્યું. ॥ ૫ ॥

વ્રતનો પૂર્વક્રમ કહે છે – **‘उषसि इति।’**

પ્રતિદિન પ્રાતઃકાળે ઊઠીને પોતાની (સખીઓનાં) નામો લઈ બોલાવતી, એકબીજાના બાહુ પકડીને, ઉચ્ચ સ્વરે શ્રીકૃષ્ણનાં (નામ, લીલા વગેરે) ગીત ગાતી કાલિન્દીમાં સ્નાન કરવા જતી હતી. ॥ ૬ ॥

**‘गोत्रैः’** નામોથી – **‘अन्योन्य-आबद्धबाहवः’** એકબીજાના બાહુ પકડીને ॥ ૬ ॥

એક દિવસ દરરોજની જેમ નદીએ આવીને કિનારે વસ્ત્રો મૂકીને આનંદથી શ્રીકૃષ્ણનું ગાન કરતી તેઓ જળમાં વિહાર કરવા લાગી. ॥ ૭ ॥ ૭ ॥

**अन्वि.**—कदाचिदिति व्रतपूर्तिदिने पौर्णमास्यां पूजासमाप्त्यनन्तरमवभृथस्नानदिनस्यायं जलविहारः।

એક દિવસ એટલે વ્રત પૂરું થવાના દિવસે પૂર્ણિમાએ પૂજાની સમાપ્તિ પછી થતા અવભૃથસ્નાનના દિવસનો આ જળવિહાર છે.

**भगवांस्तदभिप्रेत्य कृष्णो योगेश्वरेश्वरः।**
**वयस्यैरावृतस्तत्र गतस्तत्कर्मसिद्धये॥ ८**

(શુક, સનકાદિ યોગીઓ તથા બ્રહ્માજી, ભગવાન શંકર વગેરે) યોગેશ્વરોના પણ ઈશ્વર ભગવાન શ્રીકૃષ્ણ તેમના અભિપ્રાયને જાણીને તેમના કર્મની સિદ્ધિ માટે (ફળ આપવા) મિત્રોથી વીંટળાઈને ત્યાં પધાર્યા. ॥ ૮ ॥

योगेश्वराणामीश्वर इति प्रत्येकं तादृङ्मनोरथ-पूरणसामर्थ्यं दर्शयति—तासां कर्मणः सिद्धये फलदानायेति॥ ८॥

યોગેશ્વરોના પણ ઈશ્વર છે એટલે પ્રત્યેક કુમારિકાના સર્વ મનોરથ પરિપૂર્ણ કરવાનું સામર્થ્ય દર્શાવે છે – તેમનાં કર્મની સિદ્ધિ માટે અર્થાત્ ફળ પ્રદાન કરવા માટે ॥ ૮ ॥

**अन्वि.**—वयस्या अत्र बाला एव द्वित्रि-वर्षवयस्काः स्त्रीपुंसभेदविवेकशून्याः दिग्वाससः। तोषण्यां तु श्रीकृष्णस्यान्तःकरणरूपा दामसुदाम-वसुदामकिंकणयो गौतमीयतन्त्रोक्ताः इत्युक्तम्।

અહીં ભગવાનના મિત્રો બે-ત્રણ વર્ષનાં બાળકો જ છે, તેઓ સ્ત્રીપુરુષના ભેદના વિવેકથી રહિત, દિગમ્બર છે. વૈષ્ણવતોષણીમાં તો કહેવામાં આવ્યું છે કે ગૌતમીય તંત્રમાં કહેલા દામ, સુદામ, વસુદામ અને કિંકણી શ્રીકૃષ્ણના અંતઃકરણરૂપ છે.

**तासां वासांस्युपादाय नीपमारुह्य सत्वरः।**
**हसद्भिः प्रहसन्बालैः परिहासमुवाच ह॥ ९**

(ત્યાં આવીને) તેમનાં વસ્ત્રો લઈ ભગવાને ત્વરાસહિત વૃક્ષ પર ચડી જઈને હસતાં બાળકો સાથે હાસ્ય કરતાં વિનોદમાં કહ્યું – ॥ ૯ ॥

नीपं कदम्बम्। बालैः सह॥ ९॥

**'नीपम्'** કદમ્બની (ઉપર) – બાળકો સાથે ॥ ૯ ॥

**अत्रागत्याबलाः कामं स्वं स्वं वासः प्रगृह्यताम्।**
**सत्यं ब्रवाणि नो नर्म यद्यूयं व्रतकर्शिताः॥ १०**

હે અબળાઓ, અહીં આવીને ઈચ્છા હોય તો પોતપોતાનાં વસ્ત્રો લઈ જાઓ. સત્ય કહું (છું), વિનોદ નથી કરતો, કારણ કે તમે વ્રતને કારણે નિર્બળ થઈ ગઈ છો. ॥ ૧૦ ॥

हे अबलाः, नो नर्म न परिहासः। यस्माद्यूयं व्रतश्रान्ताः॥ १०॥

હે અબળાઓ, **'नो नर्म'** વિનોદ કરતો નથી, કારણ કે તમે વ્રતને કારણે નિર્બળ થઈ ગઈ છો. ॥ ૧૦ ॥

**न मयोदितपूर्वं वा अनृतं तदिमे विदुः।**
**एकैकशः प्रतीच्छध्वं सहैवोत सुमध्यमाः॥ ११**

હે કૃશકટિવાળી કુમારીઓ, પૂર્વે પણ મેં (કદાપિ) અસત્ય ભાષણ કર્યું નથી, તે આ (મારા મિત્રો) જાણે છે. એક પછી એક અથવા સાથે આવીને (વસ્ત્રો) સ્વીકારો. ॥ ૧૧ ॥

एकैकशो वा आगत्य स्वीकुरुत सहैव वा, न तत्रास्माकमाग्रह इत्यर्थः॥ ११॥

એક પછી એક અથવા સાથે આવીને (વસ્ત્રો) સ્વીકારો, તે માટે અમારો આગ્રહ નથી, એમ અર્થ છે. ॥ ૧૧ ॥

**तस्य तत्क्ष्वेलितं दृष्ट्वा गोप्यः प्रेमपरिप्लुताः ।**
**व्रीडिताः प्रेक्ष्य चान्योन्यं जातहासा न निर्ययुः ॥ १२**

क्ष्वेलितं परिहासः । प्रेमपरिप्लुताः प्रेमरस-निमग्नाः ॥ १२ ॥

**एवं ब्रुवति गोविन्दे नर्मणा क्षिप्तचेतसः ।**
**आकण्ठमग्नाः शीतोदे वेपमानास्तमब्रुवन् ॥ १३**
॥ १३ ॥

तत्र मुग्धा ऊचुः—

**माऽनयं भोः कृथास्त्वां तु नन्दगोपसुतं प्रियम् ।**
**जानीमोऽङ्ग व्रजश्लाघ्यं देहि वासांसि वेपिताः ॥ १४**

अङ्ग भोः कृष्ण, अनयमन्याय्यं मा कृथाः ॥ १४ ॥

प्रौढा ऊचुः—

**श्यामसुन्दर ते दास्यः करवाम तवोदितम् ।**
**देहि वासांसि धर्मज्ञ नो चेद्राज्ञे ब्रुवाम हे ॥ १५**

नो चेद्राज्ञे नन्दाय कंसाय वा ब्रवाम। हे कृष्णेति ॥ १५ ॥

**श्रीभगवानुवाच**

**भवत्यो यदि मे दास्यो मयोक्तं वा करिष्यथ ।**
**अत्रागत्य स्ववासांसि प्रतीच्छन्तु शुचिस्मिताः ॥ १६**
॥ १६ ॥

**ततो जलाशयात्सर्वा दारिकाः शीतवेपिताः ।**
**पाणिभ्यां योनिमाच्छाद्य प्रोत्तेरुः शीतकर्शिताः ॥ १७**

प्रोत्तेरुर्निर्गताः ॥ १७ ॥

તેમનો તે પરિહાસ જોઈને પ્રેમરસમાં ડૂબી ગયેલી ગોપીઓએ એકબીજાને જોઈને સ્મિત કર્યું, (પણ) લજ્જા પામેલી તેઓ બહાર ન નીકળી. ॥ ૧૨ ॥

**'क्ष्वेलितम्'** પરિહાસ – **'प्रेमपरिप्लुताः'** પ્રેમરસમાં ડૂબી ગયેલી ગોપીઓ ॥ ૧૨ ॥

ભગવાન ગોવિંદે આમ કહ્યું ત્યારે પરિહાસ-(ભર્યાં વચનો)થી આકર્ષાયેલા ચિત્તવાળી, શીતળ જળમાં કંઠ સુધી ડૂબેલી ધ્રૂજતાં ધ્રૂજતાં તેમને કહેવા લાગી. ॥ ૧૩ ॥ ૧૩ ॥

તેમાંની મુગ્ધાઓએ કહ્યું –

હે પ્રિય, વ્રજમાં પ્રશંસાયોગ્ય નંદરાયજીના પ્રિય પુત્ર એવા આપને તો અમે જાણીએ છીએ. અન્યાય ન કરો, અમારાં વસ્ત્રો આપો, અમે ધ્રૂજીએ છીએ. ॥ ૧૪ ॥

**'अङ्ग'** હે પ્રિય કૃષ્ણ, **'अनयम्'** અન્યાય ન કરો. ॥ ૧૪ ॥

પ્રૌઢ કુમારિકાઓ બોલી –

હે શ્યામસુંદર, અમે તમારી દાસીઓ છીએ, (આથી) તમારું કહ્યું કરીશું. હે ધર્મજ્ઞ, વસ્ત્રો આપો, નહીં તો અમે રાજાને કહી દઈશું. ॥ ૧૫ ॥

નહીં તો **'राज्ञे'** નંદરાયજીને અથવા કંસને (**'ब्रुवाम'** આર્ષ છે.) **'ब्रवाम'** (રૂપ થાય.) કહીએ છીએ. (કહી દઈશું.) **'हे'** હે કૃષ્ણ ॥ ૧૫ ॥

**શ્રીભગવાન બોલ્યા** – હે પવિત્ર સ્મિતવાળી ગોપીઓ, જો તમે મારી દાસીઓ છો, તો મારું કહ્યું કરો. અહીં આવીને પોતાનાં વસ્ત્રો લઈ જાઓ. ॥ ૧૬ ॥ ૧૬ ॥

ત્યાર પછી ઠંડીથી ધ્રૂજતી અને ઠંડીથી પીડાતી સર્વ કુમારિકાઓ યોનિને કરકમળોથી આવૃત કરીને જળાશયમાંથી બહાર નીકળી. ॥ ૧૭ ॥

**'प्रोत्तेरुः'** બહાર નીકળી ॥ ૧૭ ॥ प्र+उद्+तॄ – તરવું નું પરોક્ષ ભૂ.કૃ. બ.વ.

**भगवानाहता वीक्ष्य शुद्धभावप्रसादितः।**
**स्कन्धे निधाय वासांसि प्रीतः प्रोवाच सस्मितम्॥ १८**

આહતાઃ ईषदक्षतयोनीर्वीक्ष्य॥ १८॥

**यूयं विवस्त्रा यदपो धृतव्रता**
**व्यगाहतैतत्तदु देवहेलनम्।**
**बद्ध्वाञ्जलिं मूर्ध्न्यपनुत्तयेंऽहसः**
**कृत्वा नमोऽधो वसनं प्रगृह्यताम्॥ १९**

धृतव्रताः सत्यो विवस्त्रा अपो व्यगाहताप्सु स्नाता इति यत्तदेतत् उ एव देवहेलनं, अपराध एवेत्यर्थः। व्रतवैगुण्यभीतानां प्रायश्चित्तमिवाह— अस्यांहसः पापस्य निवृत्तये मूर्ध्न्यञ्जलिं बद्ध्वाऽधो नमः प्रणामं कृत्वेति॥ १९॥

**बा.प्र.**—'अप्स्वग्निर्देवताश्च तिष्ठन्ति अतो नाप्सु मूत्रपुरीषं कुर्यान्न ष्ठीवेन्न विवसनः स्नायात् गुह्यो वा एषोऽग्निः।' इति श्रुतेः।

**इत्यच्युतेनाभिहितं व्रजाबला**
**मत्वा विवस्त्राप्लवनं व्रतच्युतिम्।**
**तत्पूर्तिकामास्तदशेषकर्मणां**
**साक्षात्कृतं नेमुरवद्यमृग्यतः॥ २०**

इति दोषत्वेनाच्युतेनाभिहितं विवस्त्राप्लवनं व्रतस्य च्युतिहेतुं मत्वा तस्य पूर्तिकामास्तदशेष– कर्मणां तस्य व्रतस्यान्येषामशेषकर्मणां च साक्षात्कृतं फलभूतं तमेव नेमुः। स एवावद्यमृक् पापमार्जकः॥ २०॥

તેમના શુદ્ધ ભાવથી પ્રસન્ન થયેલા ભગવાન શ્રીકૃષ્ણ તેમને અક્ષત યોનિવાળી જોઈને તેમનાં વસ્ત્રો (કદમ્બની ડાળી પરથી પોતાના) ખભા ઉપર મૂકીને પ્રસન્ન થઈ સસ્મિત કહેવા લાગ્યા.॥ ૧૮ ॥

**'आहताः'** સંપૂર્ણપણે અક્ષત યોનિવાળી ગોપીઓને જોઈને ॥ ૧૮ ॥

વ્રતધારી હોવા છતાં તમે નિર્વસ્ત્ર થઈ જળમાં જે સ્નાન કર્યું, તે આ જ (જળમાં રહેતા) દેવોનો અપરાધ છે. આ અપરાધની નિવૃત્તિ માટે મસ્તક ઉપર બે હાથ જોડીને નીચે પ્રણામ કરીને વસ્ત્ર ગ્રહણ કરો. ॥ ૧૯ ॥

વ્રતધારી હોવા છતાં નિર્વસ્ત્ર થઈ. **'अपो व्यगाहत'** તમે જળમાં સ્નાન કર્યું, એમ જે **'तत्-एतत्-उ'** આ તે જ **'देवहेलनम्'** દેવોનો અપરાધ જ, એમ અર્થ છે. વ્રતભંગ થવાથી ભય પામેલાઓનું પ્રાયશ્ચિત્ત હોય તેમ કહે છે – આ **'अंहसः'** અપરાધની નિવૃત્તિ માટે મસ્તક ઉપર બે હાથ જોડીને નીચે **'नमः'** પ્રણામ કરીને (વસ્ત્ર લઈ લો). ॥ ૧૯ ॥

'જળમાં અગ્નિ અને દેવો રહે છે. આથી જળમાં મળમૂત્રનો ત્યાગ કરવો નહીં, થૂંકવું નહીં, નિર્વસ્ત્ર થઈ સ્નાન કરવું નહીં. ખરેખર જળ એ ગુપ્ત અગ્નિ છે.' – એમ શ્રુતિ હોવાથી.

આમ, અચ્યુત ભગવાન દ્વારા કહેવામાં આવેલા, જળમાં વિવસ્ત્ર થઈને કરાયેલા સ્નાનને વ્રતભંગ માનીને તે વ્રતની પૂર્ણતાની ઈચ્છાવાળી વ્રજાંગનાઓએ તે સમગ્ર કર્મોના સાક્ષાત્ ફળરૂપ શ્રીકૃષ્ણને નમસ્કાર કર્યા, કારણ કે તે જ પાપનું માર્જન-પ્રક્ષાલન કરનાર છે. ॥ ૨૦ ॥

આમ, અચ્યુત ભગવાન દ્વારા દોષરૂપે કહેવામાં આવેલા, વિવસ્ત્ર થઈને જળમાં કરાયેલા સ્નાનને વ્રતના ભંગનું કારણ માનીને તે વ્રતની પૂર્ણતાની ઈચ્છાવાળી વ્રજાંગનાઓએ તે વ્રતના અને અન્ય **'तत्-अशेषकर्मणाम्'** સમગ્ર કર્મોના **'साक्षात्कृतम्'** સાક્ષાત્ ફળરૂપ તે શ્રીકૃષ્ણને જ નમસ્કાર કર્યા. તે જ **'अवद्यमृक्'** પાપનું માર્જન-પ્રક્ષાલન કરનાર છે. ॥ ૨૦ ॥

**तास्तथाऽवनता दृष्ट्वा भगवान्देवकीसुतः ।**
**वासांसि ताभ्यः प्रायच्छत्करुणस्तेन तोषितः ॥ २१**
॥ २१ ॥

તે વ્રજબાળાઓને (પોતે કહ્યું હતું) તે રીતે નમસ્કાર કરેલી જોઈને તેનાથી પ્રસન્ન થઈને દયાળુ ભગવાન દેવકીનંદને તેમને વસ્ત્રો આપી દીધાં. ॥ ૨૧ ॥ ૨૧ ॥

**दृढं प्रलब्धास्त्रपया च हापिताः**
**प्रस्तोभिताः क्रीडनवच्च कारिताः ।**
**वस्त्राणि चैवापहृतान्यथाप्यमुं**
**ता नाभ्यसूयन्प्रियसङ्गनिर्वृताः ॥ २२**

ઘણી વંચના કરાયેલી, લજ્જાથી છોડાયેલી, ઉપહાસ કરાયેલી અને કઠપૂતળી જેવી કરાયેલી કુમારિકાઓએ, આમ વસ્ત્રો પણ હરી લેવામાં આવ્યાં છતાં ય શ્રીકૃષ્ણના સંગથી પરમાનંદ પામેલી હોઈ, આ શ્રીકૃષ્ણને દોષદષ્ટિથી જોયા નહીં.॥ ૨૨ ॥

दृढमत्यर्थं प्रलब्धा वञ्चिताः 'यूयं विवस्त्राः' इत्यादिना, त्रपया लज्जया हापितास्त्याजिताः 'अत्रागत्य स्ववासांसि' इत्याग्रहेण, प्रस्तोभिता उपहसिताः 'सत्यं ब्रवाणि नो नर्म' इत्यादिना, क्रीडनवत्कारिताश्च 'बद्धाञ्जलिं' इत्यादिप्रायश्चित्त–च्छलेन। ता नाभ्यसूयन् दोषदृष्ट्या नापश्यन्॥ २२॥

**'दृढम्'** અતિના અર્થમાં છે. 'તમે નિર્વસ્ત્ર..... (શ્લોક-૧૯)' વગેરે દ્વારા ખૂબ **'प्रलब्धाः'** વંચના કરાયેલી. 'અહીં આવીને પોતાનાં વસ્ત્રો (શ્લોક-૧૬)' એવા આગ્રહથી, **'त्रपया'** લજ્જાથી **'हापिताः'** છોડાયેલી, 'સાચું કહું છું, વિનોદ નથી કરતો (શ્લોક-૧૨),' વગેરે દ્વારા **'प्रस्तोभिताः'** ઉપહાસ કરાયેલી, 'બે હાથ જોડીને' વગેરે પ્રાયશ્ચિત્તના બહાને કઠપૂતળી જેવી કરાયેલી (હોવા છતાં પણ) તેમણે **'न-अभ्यसूयन्'** દોષદષ્ટિથી જોયા નહીં. ॥ ૨૨ ॥

**परिधाय स्ववासांसि प्रेष्ठसंगमसज्जिताः ।**
**गृहीतचित्ता नो चेलुस्तस्मिँल्लज्जायितेक्षणाः ॥ २३**

પ્રિયતમ શ્રીકૃષ્ણના સંગમથી વશ કરાયેલી અને શ્રીકૃષ્ણ દ્વારા હરી લેવામાં આવેલા ચિત્તવાળી વ્રજાંગનાઓ પોતાનાં વસ્ત્રો ધારણ કરીને (પણ) તે શ્રીકૃષ્ણમાં જ લજ્જાથી વિલસિત દષ્ટિવાળી હોઈ (ત્યાંથી એક ડગલું પણ) ચાલી શકી નહીં. ॥ ૨૩ ॥

प्रेष्ठसङ्गमेन सज्जिता वशीकृता अतो गृहीतचित्ताः सत्यो नो चेलुः। गृहीतचित्तत्वमाह— तस्मिन्कृष्णे लज्जायितेक्षणाः—लज्जाविलसितमीक्षणं यासां ता इत्यर्थः॥ २३॥

પ્રિયતમના સંગમથી **'सज्जिताः'** વશ કરાયેલી અને આથી શ્રીકૃષ્ણ દ્વારા હરી લેવામાં આવેલા ચિત્તવાળી હોઈ ચાલી શકી નહીં. કૃષ્ણ દ્વારા ચિત્તનું હરણ થઈ ગયું તે વર્ણવે છે. તે કૃષ્ણમાં **'लज्जायित–ईक्षणाः'** લજ્જાથી વિલસિત થતી દૃષ્ટિ છે જેમની તે વ્રજાંગનાઓ, એમ અર્થ છે. ॥ ૨૩ ॥

**तासां विज्ञाय भगवान्स्वपादस्पर्शकाम्यया ।**
**धृतव्रतानां संकल्पमाह दामोदरोऽबलाः ॥ २४**

(પતિના ભાવથી) પોતાના ચરણસ્પર્શની ઈચ્છાથી વ્રત ધારણ કરનારી તે વ્રજાંગનાઓના સંકલ્પને જાણીને ભગવાન દામોદર અબળાઓ પ્રતિ કહે છે. ॥ ૨૪ ॥

दामोदर इति भक्तवात्सल्यं दर्शयति— अबलाः प्रति॥ २४॥

દામોદર નામથી ભક્તવાત્સલ્ય દર્શાવે છે – અબળાઓ પ્રતિ ॥ ૨૪ ॥

**संकल्पो विदितः साध्व्यो भवतीनां मदर्चनम्।
मयानुमोदितः सोऽसौ सत्यो भवितुमर्हति॥ २५**

હે સાધ્વીઓ, (મારી પ્રાપ્તિરૂપ) મારું અર્ચન કરવાનો તમારો મનોરથ મેં જાણ્યો છે અને મેં અનુમોદન પણ આપ્યું છે, (આથી) તે સંકલ્પ સત્ય થવો ઘટે છે. ॥ ૨૫ ॥

भोः साध्व्यः, भवतीनां मदर्चनमेव संकल्पो मनोरथः, स च लज्जया युष्माभिरकथितोऽपि मया विदितः, स मयानुमोदितः। अतः सत्यो भवितुमर्हति। अर्हतीति संभावनोक्त्या आत्यन्तिको न भविष्यतीति सूचितम्॥ २५॥

હે સદાચારસંપન્ન (કુમારીઓ)! (મારી પ્રાપ્તિરૂપ) મારું અર્ચન કરવાનો તમારો **'संकल्पः'** મનોરથ છે તે લજ્જાને કારણે તમારા દ્વારા કહેવામાં નથી આવ્યો, પણ હું તે જાણું છું અને મેં તેનું અનુમોદન પણ આપેલું છે. આથી તે સંકલ્પ સત્ય થવો ઘટે છે, એમ સંભાવના કહેવામાં આવી છે. સ્થાયીરૂપે તે થશે નહીં, (તે સાર્વકાલિક હશે નહીં.) એમ સૂચિત કર્યું છે. ॥ ૨૫ ॥

तत्कुत इत्यत आह—**न मयीति**।

તે સાર્વકાલિક કેવી રીતે નહીં હોય, તે હવે કહે છે – **'न मयि इति।'**

**न मय्यावेशितधियां कामः कामाय कल्पते।
भर्जिता क्वथिता धाना प्रायो बीजाय नेशते॥ २६**

જેમણે મારામાં બુદ્ધિ સ્થાપી છે તેમનો વિષયભોગનો સંકલ્પ પુનઃ સાંસારિક ભોગ માટે યોગ્ય થતો નથી. ભૂંજેલું કે રાંધેલું ધાન્ય ઘણું કરીને અંકુરિત થવા માટે સમર્થ થતું નથી. ॥ ૨૬ ॥

कामाय पुनः कामभोगाय। विषयमहिम्ना कामस्यापि शान्तिहेतुत्वादिति भावः। कामाप्ररोहे दृष्टान्तः—भर्जिता दग्धा क्वथिता पक्वा धाना यवादिबीजायाङ्कुरोद्गमाय। प्राय इति स्वेच्छया पुनः प्ररोहमपि सूचयति—ध्रुवादीनां तथा दर्शनात्॥ २६॥

**'कामाय'** પુનઃ સાંસારિક ભોગો માટે યોગ્ય નથી, કારણ કે આત્યંતિક, વિલક્ષણ વિષયના મહિમાને કારણે કામવાસના પણ શાંતિના કારણરૂપ બને છે, એવો ભાવ છે. કામના અંકુરિત ન થવા માટેનું દૃષ્ટાંત – જવ વગેરે **'भर्जिताः'** ભૂંજેલાં (કે) **'क्वथिताः'** રાંધેલાં ધાન્ય **'बीजाय'** અંકુરિત થવા માટે (સમર્થ થતાં નથી.) **'प्रायः'** કહીને સ્વેચ્છાથી (ભગવાનની ઈચ્છાથી) પુનઃ અંકુરિત થાય, એમ સૂચવે છે, કારણ કે ધ્રુવ વગેરેનાં ચરિત્રોમાં તેમ જોવામાં આવ્યું છે. ॥ ૨૬ ॥

**यातावला व्रजं सिद्धा मयेमा रंस्यथ क्षपाः।
यदुद्दिश्य व्रतमिदं चेरुरार्यार्चनं सतीः॥ २७**

હે અબળાઓ, જેમનો મનોરથ પરિપૂર્ણ થયો છે તેવી તમે વ્રજમાં જાઓ! જેને ઉદ્દેશીને તમે દેવીકાત્યાયનીનું પૂજન કર્યું છે, તેવી તમે હે સતીઓ! મારી સાથે આ (આગામિની શારદીય) રાત્રિઓમાં રમણ કરશો. ॥ ૨૭ ॥

सिद्धाः पूर्णमनोरथाः। तदाह—इमा आगामिनी रात्रीर्मया रंस्यथेति। आर्या कात्यायनी। सती: सत्यः ॥ २७॥

**'सिद्धाः'** જેમનો મનોરથ પરિપૂર્ણ થયો છે. તે મનોરથ જણાવે છે – **'इमाः'** આ આગામિની (શારદીય) રાત્રિઓમાં તમે મારી સાથે રમણ કરશો. **'आर्या'** કાત્યાયની દેવી – **'सती:' सत्यः** (પ્ર.બ.વ. નું રૂપ થાય. **'सती:'** આર્ષ છે.) ॥ ૨૭ ॥

**श्रीशुक उवाच**

**इत्यादिष्टा भगवता लब्धकामाः कुमारिकाः।**
**ध्यायन्त्यस्तत्पदाम्भोजं कृच्छ्रान्निर्विविशुर्व्रजम्॥ २८**

॥ २८॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – આ પ્રમાણે ભગવાન દ્વારા આદેશ પામેલી, સફળ મનોરથોવાળી કુમારિકાઓ ભગવાન શ્રીકૃષ્ણના ચરણકમળનું ધ્યાન કરતી મહાકષ્ટથી વ્રજમાં પ્રવિષ્ટ થઈ. ॥ ૨૮ ॥ ૨૮ ॥

**अथ गोपैः परिवृतो भगवान्देवकीसुतः।**
**वृन्दावनाद्गतो दूरं चारयन्गाः सहाग्रजः॥ २९**

॥ २९॥

હવે ગોવાળોથી વીંટળાયેલા ભગવાન દેવકીનંદન અગ્રજ બલરામજી સાથે ગાયો ચારતા વૃંદાવનથી દૂર નીકળી ગયા. ॥ ૨૯ ॥ ૨૯ ॥

**निदाघार्कातपे तिग्मे छायाभिः स्वाभिरात्मनः।**
**आतपत्रायितान्वीक्ष्य द्रुमानाह व्रजौकसः॥ ३०**

॥ ३०॥

ગ્રીષ્મના સૂર્યના તીક્ષ્ણ તાપમાં પોતાના વ્રજજનો માટે પોતાની છાયાથી છત્રરૂપ બની જતાં વૃક્ષોને જોઈને (ભગવાન) વ્રજવાસીઓને કહેવા લાગ્યા. ॥ ૩૦ ॥ ૩૦ ॥

**हे स्तोककृष्ण हे अंशो श्रीदामन्सुबलार्जुन।**
**विशालर्षभ तेजस्विन्देवप्रस्थ वरूथप॥ ३१**

॥ ३१॥

હે સ્તોકકૃષ્ણ, હે અંશુ, હે શ્રીદામા, હે સુબલ, હે અર્જુન, હે વિશાલ, હે ઋષભ, હે તેજસ્વી, હે દેવપ્રસ્થ, હે વરૂથપ! ॥ ૩૧ ॥ ૩૧ ॥

'*भक्त्यानुकम्प्य कन्यास्तास्तद्विवर्जितयज्वनाम्।
पत्न्यनुग्रहतस्तेषामहन्कर्ममहामदम् ॥ १॥'

'તે કન્યાઓ ઉપર (તેમની) ભક્તિથી અનુકંપા કરીને બ્રાહ્મણપત્નીઓ ઉપર અનુગ્રહ કરવાના હેતુથી તે ભક્તિથી રહિત એવા તે યજ્ઞ કરનારાઓના કર્મકાંડના મહા મદનો ભગવાને નાશ કર્યો.' ॥૧॥

विप्रभार्यानुग्रहाय यज्ञवाटं गच्छन्विप्राणां काठिन्यमभिप्रेत्य तेभ्योऽपि द्रुमाः श्रेष्ठा इति तानभिनन्दति चतुर्भिः—**पश्यतेति**।

બ્રાહ્મણપત્નીઓ ઉપર અનુગ્રહ કરવા માટે, યજ્ઞભૂમિ પર જતા શ્રીકૃષ્ણ બ્રાહ્મણોની કઠોરતાને ઉદ્દેશીને, તેમના કરતાં પણ વૃક્ષો શ્રેષ્ઠ છે, એમ તે વૃક્ષોનું ચાર શ્લોકોથી અભિનંદન કરે છે – **'पश्यत इति।'**

**पश्यतैतान्महाभागान्परार्थैकान्तजीवितान्।**
**वातवर्षातपहिमान्सहन्तो वारयन्ति नः॥ ३२**

એક માત્ર પરોપકારાર્થે જ જીવનારાં આ મહાભાગ્યશાળી વૃક્ષોને જુઓ! વાયુ, વરસાદ, તાપ અને ટાઢ સહન કરતાં તેઓ વાયુ વગેરેને આપણા માટે અટકાવે છે. ॥ ૩૨ ॥

* આ શ્લોક શ્રીધરી ટીકાના કેટલાક પાઠોમાં નથી.

हे स्तोककृष्णादयो गोपाः, एतान् द्रुमान्पश्यत। परार्थमेवैकान्तेन जीवितं येषां तान्। तदाह—वातवर्षादीन्स्वयं सहन्तः सहमाना अस्माकं वारयन्ति॥ ३२॥

હે સ્તોકકૃષ્ણ વગેરે ગોવાળો, આ વૃક્ષોને જુઓ! એક માત્ર બીજાને માટે જ જીવન છે જેમનું તેમને, તે વર્ણવે છે – વાયુ, વર્ષા વગેરેને પોતે **'सहन्तः'** સહન કરતાં આપણા માટે અટકાવે છે. ॥ ૩૨ ॥

**अहो एषां वरं जन्म सर्वप्राण्युपजीवनम्।**
**सुजनस्येव येषां वै विमुखा यान्ति नार्थिनः॥ ३३**

સર્વ પ્રાણીઓનાં જીવનનાં આશ્રયરૂપ આ વૃક્ષોનો જન્મ શ્રેષ્ઠ છે! (કૃપાળુ) સજ્જનની પાસેથી જેમ યાચકો નિષ્ફળ થઈને પાછા જતા નથી, તેમ જે વૃક્ષોની પાસે આવેલા મનુષ્યો નિરાશ થઈને જતા નથી. ॥ ૩૩ ॥

सुजनस्य कृपालोरर्थिन इव॥ ३३॥

કૃપાળુ સજ્જનની પાસેથી જેમ યાચકો ॥ ૩૩ ॥

**पत्रपुष्पफलच्छायामूलवल्कलदारुभिः।**
**गन्धनिर्यासभस्मास्थितोक्मैः कामान्वितन्वते॥ ३४**

(વૃક્ષો) પત્ર, પુષ્પ, ફળ, છાયા, મૂળ, વલ્કલ (છાલ), લાકડાં, સુગંધ, ગુંદર, ભસ્મ, ઠળિયા અને કૂંપળોથી (– એમ બાર અંગોથી સર્વ પ્રાણીઓના) મનોરથો પૂર્ણ કરે છે. ॥ ૩૪ ॥

निर्यासो घनरसः। तोक्माः पल्लवाद्यङ्कुराः॥ ३४॥

**'निर्यासः'** ગુંદર, **'तोक्माः'** પલ્લવ વગેરે અંકુરો ॥ ૩૪ ॥

**एतावज्जन्मसाफल्यं देहिनामिह देहिषु।**
**प्राणैरर्थैर्धिया वाचा श्रेय एवाचरेत्सदा॥ ३५**

॥ ३५॥

પ્રાણ, ધન, બુદ્ધિ અને વાણીથી મનુષ્ય સર્વ દેહધારીઓ પ્રત્યે સદાય કલ્યાણનું આચરણ કરે, એટલી જ દેહધારીઓના જન્મની સફળતા છે. ॥ ૩૫ ॥ ૩૫ ॥

**इति प्रवालस्तबकफलपुष्पदलोत्करैः।**
**तरूणां नम्रशाखानां मध्येन यमुनां गतः॥ ३६**

આ પ્રમાણે (વૃક્ષોની પ્રશંસા કરતા ભગવાન) નવપલ્લવોનાં ગુચ્છ, ફળ, ફૂલ અને પુષ્કળ પર્ણોથી લચી પડેલી શાખાઓવાળાં વૃક્ષોની વચ્ચે થઈ યમુનાતટે ગયા. ॥ ૩૬ ॥

इत्यभिनन्दन् प्रवालादिसमूहैर्नतशाखानां तरूणां मध्येन यमुनां प्राप्तः॥ ३६॥

આ પ્રમાણે વૃક્ષોની પ્રશંસા કરતા ભગવાન નવપલ્લવાદિના સમૂહોથી લચી પડેલી શાખાઓવાળાં વૃક્ષોની વચ્ચે થઈ યમુનાતટે ગયા. ॥ ૩૬ ॥

**तत्र गाः पाययित्वाऽपः सुमृष्टाः शीतलाः शिवाः।**
**ततो नृप स्वयं गोपाः कामं स्वादु पपुर्जलम्॥ ३७**

॥ ३७॥

હે રાજા, ત્યાં ગાયોને સ્વચ્છ, શીતળ અને સુખકર જળ પિવડાવીને પછી ભગવાને પોતે અને ગોવાળોએ ઈચ્છાનુસાર સ્વાદિષ્ટ જળનું પાન કર્યું. ॥ ૩૭ ॥ ૩૭ ॥

**तस्या उपवने कामं चारयन्तः पशून्नृप।**
**कृष्णरामावुपागम्य क्षुधार्ता इदमब्रुवन्॥ ३८**

હે રાજા, તે યમુનાજીના ઉપવનમાં ઈચ્છાનુસાર પશુઓને ચારતા, ક્ષુધાર્ત થયેલા ગોવાળો બલરામજી અને કૃષ્ણની પાસે જઈને આ પ્રમાણે કહેવા લાગ્યા : ॥ ૩૮ ॥

कुमारिकाभ्यः पूर्वमेव तन्नर्माकुलतया अगृहीत-भोज्यानामेव निर्गमात्क्षुधार्ता इत्युक्तम्॥ ३८॥

કુમારિકાઓ સાથે પરિહાસમાં વ્યસ્ત થવાને કારણે પૂર્વે ભોજ્ય પદાર્થોને ગ્રહણ કર્યા વિના જ ઘેરથી નીકળી જવાના કારણે **'क्षुधार्ताः'** કહેવામાં આવ્યું. ॥ ૩૮ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे पूर्वार्धे गोपीवस्त्रापहारो नाम द्वाविंशोऽध्यायः॥ २२॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे पूर्वार्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां द्वाविंशोऽध्यायः॥ २२॥

*****

# अथ त्रयोविंशोऽध्यायः

## વિપ્રભાર્યાઓ પર અનુગ્રહ

त्रयोविंशे ततो गोपैरन्नयाच्ञापदेशतः।
तत्पत्न्यनुग्रहात्कृष्णो दीक्षितानन्वतापयत्॥ १॥

(જળપાન કર્યા) પછી શ્રીકૃષ્ણ ભગવાને ગોવાળો દ્વારા અન્નની યાચના કરાવવાના બહાને બ્રાહ્મણપત્નીઓ પર કરેલા અનુગ્રહને કારણે યજ્ઞદીક્ષિત બ્રાહ્મણોને પશ્ચાત્તાપ કરાવ્યો, તે (કથા) ત્રેવીસમા (અધ્યાય)માં છે. ॥ ૧ ॥

गोपा ऊचुः

**राम राम महावीर्य कृष्ण दुष्टनिबर्हण।**
**एषा वै बाधते क्षुन्नस्तच्छान्तिं कर्तुमर्हथः॥ १**

**ગોવાળો બોલ્યા** – હે બલરામજી, હે મહાપરાક્રમી બલરામજી, હે દુષ્ટોનો નાશ કરનાર શ્રીકૃષ્ણ, આ ક્ષુધા જ અમને પીડે છે. આપ બંને તેને શાંત કરવા સમર્થ છો. ॥ ૧ ॥ ૧ ॥

श्रीशुक उवाच

**इति विज्ञापितो गोपैर्भगवान्देवकीसुतः।**
**भक्ताया विप्रभार्यायाः प्रसीदन्निदमब्रवीत्॥ २**

**શ્રીશુકદેવજી બોલ્યા** – આમ, વિનંતિ કરવામાં આવેલા ભગવાન દેવકીનંદને પોતાની ભક્તાણી બ્રાહ્મણપત્ની ઉપર પ્રસન્ન થતાં (અનુગ્રહ કરવા માટે) આ પ્રમાણે કહ્યું : ॥ ૨ ॥

भक्ताया इत्येकवचनं सद्यः सायुज्या-भिप्रायेण॥ २॥

**'भक्तायाः'** એમ એકવચન એક બ્રાહ્મણ-પત્ની તત્કાળ સાયુજ્ય પામી હતી, એ અભિપ્રાયથી છે. ॥ ૨ ॥

**प्रयात देवयजनं ब्राह्मणा ब्रह्मवादिनः।**
**सत्रमाङ्गिरसं नाम ह्यासते स्वर्गकाम्यया॥ ३**
**॥ ३॥**

(હે ગોવાળો,) વેદોનો ઉપદેશ કરનારા બ્રાહ્મણો સ્વર્ગપ્રાપ્તિની ઈચ્છાથી આંગિરસ નામના સત્રમાં બેઠા છે, તે યજ્ઞભૂમિ ઉપર જાઓ. ॥ ૩ ॥ ૩ ॥

**तत्र गत्वौदनं गोपा याचतास्मद्विसर्जिताः।**
**कीर्तयन्तो भगवत आर्यस्य मम चाभिधाम्॥ ४**

હે ગોવાળો, અમારા બંને દ્વારા મોકલવામાં આવેલા તમે ત્યાં જઈને મોટાભાઈ ભગવાન બલરામનું તથા ('શ્રીકૃષ્ણ' એમ) મારું નામ કહેતાં ભોજન માગજો. ॥ ૪ ॥

अस्मद्विसर्जिता आवाभ्यां प्रहिताः सन्तो याचध्वम्। युष्माकं का तत्र लज्जा। ननु तथाप्यपात्रत्वादस्मभ्यं किमिति दास्यन्तीति चेत्तत्राह—कीर्तयन्त इति॥ ४॥

**'अस्मद्-विसर्जिताः'** અમારા બંને દ્વારા મોકલવામાં આવેલા તમે માગજો. તેમાં તમને શાની લજ્જા? શંકા કરે છે કે તો પણ અપાત્ર હોવાથી અમને શા માટે ભોજન આપે? જો એમ હોય તો કહે છે – **'कीर्तयन्तः इति।'** ॥ ४ ॥

**इत्यादिष्टा भगवता गत्वाऽयाचन्त ते तथा।**
**कृताञ्जलिपुटा विप्रान्दण्डवत्पतिता भुवि॥ ५॥ ५॥**

આ પ્રમાણે ભગવાન દ્વારા આદેશ પામેલા તે ગોવાળોએ જઈને બે હાથ જોડી, ભૂમિ ઉપર પડીને – દંડવત્ પ્રણામ કરીને (ભગવાને કહ્યું હતું) તેમ (ભોજન) માંગ્યું. ॥ ५ ॥ ५ ॥

**हे भूमिदेवाः शृणुत कृष्णस्यादेशकारिणः।**
**प्राप्तान् जानीत भद्रं वो गोपान्नो रामचोदितान्॥ ६॥ ६॥**

હે ભૂદેવો, સાંભળો, આપનું કલ્યાણ થાઓ! શ્રીકૃષ્ણની આજ્ઞા પાળનારા, બળરામજીએ મોકલેલા, આપની પાસે આવેલા અમને ગોવાળો જાણો.॥૬॥૬॥

**गाश्चारयन्तावविदूर ओदनं**
**रामाच्युतौ वो लषतो बुभुक्षितौ।**
**तयोर्द्विजा ओदनमर्थिनोर्यदि**
**श्रद्धा च वो यच्छत धर्मवित्तमाः॥ ७**

ધર્મ જાણનારાઓમાં શ્રેષ્ઠ એવા હે ભૂદેવો, અહીં પાસે જ ગાયો ચારતા, ક્ષુધિત થયેલા બલરામજી અને અચ્યુત (શ્રીકૃષ્ણ) આપની પાસેથી અન્નની અભિલાષા રાખે છે. જો આપને શ્રદ્ધા હોય તો (ભોજન ઇચ્છતા તે બંનેને) ભોજન આપો. ॥ ७ ॥

अविदूरे वर्तमानौ सन्तौ वो यदन्नं तल्लषतोऽभिलषतः। वः ओदनं श्रद्धा च यद्यस्ति तर्हि यच्छतेति॥ ७॥

પાસે જ રહેલા હોઈ, જે અન્ન છે તેની તમારી પાસેથી **'लषतः'** અભિલાષા કરે છે. જો શ્રદ્ધા હોય તો આપો. ॥ ७ ॥

दीक्षिता वयमभोज्यान्ना इति वदिष्यन्तीति स्वयमेवाशङ्क्याहुः—

બ્રાહ્મણો કહેશે કે 'અમે યજ્ઞદીક્ષા લીધી છે. અમારું અન્ન ખાવા યોગ્ય નથી', એમ પોતે જ શંકા કરીને ગોવાળો કહે છે –

**दीक्षायाः पशुसंस्थायाः सौत्रामण्याश्च सत्तमाः।**
**अन्यत्र दीक्षितस्यापि नान्नमश्नन् हि दुष्यति॥ ८**

હે શ્રેષ્ઠ ભૂદેવો, યજ્ઞદીક્ષા લીધી હોય ત્યારથી આરંભીને (અગ્નીષોમીય) પશુના વધ પછી અને સૌત્રામણિ સિવાયની બીજી ઈષ્ટિઓમાં પણ દીક્ષિત થનારનું અન્ન ખાનારો દોષપાત્ર નથી. ॥ ८ ॥

दीक्षाया आरभ्याग्नीषोमीयपश्वालम्भनात् पूर्वं दोषः। न ततोऽन्यत्र। तथा सौत्रामण्याश्चा-न्यत्रान्यदा॥ ८॥

યજ્ઞદીક્ષા લીધી હોય ત્યારથી આરંભીને અગ્નીષોમીય પશુના વધથી પૂર્વે (યજ્ઞમાં દીક્ષિત થનારનું અન્ન ખાવામાં) દોષ છે, તે પછી ક્યારેય દોષ નથી. તે જ પ્રમાણે સૌત્રામણિ **'अन्यत्र'** સિવાયની બીજી ઈષ્ટિઓમાં કોઈપણ દિવસે (દીક્ષા લેનારનું અન્ન દૂષિત હોતું નથી). ॥ ८ ॥

**इति ते भगवद्याच्ञां शृण्वन्तोऽपि न शुश्रुवुः।**
**क्षुद्राशा भूरिकर्माणो बालिशा वृद्धमानिनः॥ ९**

क्षुद्रे स्वर्गादावाशामात्रं येषाम्। भूरीणि क्लेशाधिकानि कर्माणि येषाम्। अतोऽज्ञा वृथा ज्ञानवृद्धा इति मानवन्तः॥ ९॥

ननु कर्मक्रममुल्लङ्घ्य अदेशकालेऽन्यार्थ- मन्नमन्यस्मै कथं देयं तत्राह—**देश इति**।

**देशः कालः पृथग्द्रव्यं मन्त्रतन्त्रर्त्विजोऽग्नयः।**
**देवता यजमानश्च क्रतुर्धर्मश्च यन्मयः॥ १०**

पृथक् चरुपुरोडाशादिद्रव्यम्। तन्त्रं प्रयोगः। धर्मोऽपूर्वम् ॥ १०॥

**तं ब्रह्म परमं साक्षाद्भगवन्तमधोक्षजम्।**
**मनुष्यदृष्ट्या दुष्प्रज्ञा मर्त्यात्मानो न मेनिरे॥ ११**

मनुष्योऽयमिति दृष्ट्या मर्त्यात्मानो ब्राह्मणा वयं महान्त इति मन्यमानाः॥ ११॥

**न ते यदोमिति प्रोचुर्न नेति च परन्तप।**
**गोपा निराशाः प्रत्येत्य तथोचुः कृष्णरामयोः॥ १२**
॥ १२॥

**तदुपाकर्ण्य भगवान्प्रहस्य जगदीश्वरः।**
**व्याजहार पुनर्गोपान्दर्शयँल्लौकिकीं गतिम्॥ १३**
॥ १३॥

સ્વર્ગાદિ તુચ્છ ફળોની કામના કરનારા, પુષ્કળ (ક્લેશવાળાં) યજ્ઞકર્મો કરનારા અને અજ્ઞાન હોવા છતાં પોતાને જ્ઞાનવૃદ્ધ માનનારા તે બ્રાહ્મણોએ (ગોવાળોના મુખેથી કરાયેલી) ભગવાનની યાચનાને સાંભળતા હોવા છતાં સાંભળી નહીં. (ધ્યાન આપ્યું નહીં.) ॥ ૯ ॥

સ્વર્ગ વગેરે તુચ્છ કામનાઓ છે જેમની, ‘**भूरीणि**’ પુષ્કળ ક્લેશવાળાં કર્મો છે જેમનાં, આથી અજ્ઞાની હોવા છતાં પોતાને વ્યર્થ જ જ્ઞાનવૃદ્ધ છીએ, એમ માનનારા ॥ ૯ ॥

શંકા કરવામાં આવી છે કે કર્મનો ક્રમ અતિક્રમીને અયોગ્ય દેશ, કાળમાં અન્ય માટેનું અન્ન અન્યને કેવી રીતે આપી દેવાય? તે માટે કહે છે – ‘**देशः इति।**’

દેશ, કાળ, જુદાં જુદાં દ્રવ્યો, મંત્ર, તંત્ર, ઋત્વિજો, અગ્નિઓ, દેવો, યજમાન, યજ્ઞ અને ધર્મ જે શ્રીકૃષ્ણનાં સ્વરૂપભૂત છે, ॥ ૧૦ ॥

ચરુ, પુરોડાશ વગેરે જુદાં જુદાં દ્રવ્યો, ‘**तन्त्रम्**’ અનુષ્ઠાનની વિધિરૂપ પ્રયોગ, ‘**धर्मः**’ અદૃષ્ટ અથવા અપૂર્વ ॥ ૧૦ ॥

તે સાક્ષાત્ (નયનગોચર), પરબ્રહ્મ, ઈન્દ્રિયાતીત ભગવાન શ્રીકૃષ્ણને, મર્ત્યદેહમાં અભિમાન રાખનારા, દુષ્ટ બુદ્ધિવાળા બ્રાહ્મણોએ ‘આ મનુષ્ય છે.’ એવી દૃષ્ટિથી આદર આપ્યો નહીં. ॥ ૧૧ ॥

‘આ મનુષ્ય છે.’ એવી દૃષ્ટિથી ‘**मर्त्य-आत्मानः**’ (મર્ત્યદેહમાં અભિમાન રાખનારા–બા.પ્ર.) ‘અમે મહાન બ્રાહ્મણો’ એમ માનનારા ॥ ૧૧ ॥

હે શત્રુતાપન પરીક્ષિત, તે બ્રાહ્મણોએ જ્યારે (અન્ન આપવાની) હા ન પાડી અને ના પણ ન પાડી, ત્યારે નિરાશ થયેલા ગોવાળોએ પાછા જઈને બલરામ-શ્રીકૃષ્ણને જે બન્યું હતું તે કહ્યું. ॥ ૧૨ ॥ ૧૨ ॥

તે (બ્રાહ્મણોનો દુર્વ્યવહાર) સાંભળીને જગદીશ્વર ભગવાન શ્રીકૃષ્ણે હાસ્ય કરીને લોકસિદ્ધ રીત દર્શાવતાં, ગોવાળોને ફરી કહ્યું : ॥ ૧૩ ॥

लौकिकीं गतिं नहि कार्यार्थिनो निर्विद्यन्ते को वा याचको न पराभूयत इत्यादि लोकस्थितिं दर्शयन्॥ १३॥

**वंशीधरी**—लौकिकीं गतिम् इति। यत्र पुरुषेषु याचितं न सिद्ध्येत् तत्र तत्पत्न्यो याच्या इति शिक्षयन्निति भावः।

**मां ज्ञापयत पत्नीभ्यः ससंकर्षणमागतम्।**
**दास्यन्ति काममन्नं वः स्निग्धा मय्युषिता धिया॥ १४**

केवलं देहेन गृहे वसन्ति धिया च मय्येवोषिताः। यतो मयि स्निग्धा अतो दास्यन्तीति॥ १४॥

**गत्वाथ पत्नीशालायां दृष्ट्वासीनाः स्वलंकृताः।**
**नत्वा द्विजसतीर्गोपाः प्रश्रिता इदमब्रुवन्॥ १५**

॥ १५॥

**नमो वो विप्रपत्नीभ्यो निबोधत वचांसि नः।**
**इतोऽविदूरे चरता कृष्णेनेहेषिता वयम्॥ १६**

ईषिताः प्रेषिताः॥ १६॥

**गाश्चारयन्स गोपालैः सरामो दूरमागतः।**
**बुभुक्षितस्य तस्यान्नं सानुगस्य प्रदीयताम्॥ १७**

स कृष्णो गोपालैः सह॥ १७॥

**श्रुत्वाच्युतमुपायान्तं नित्यं तद्दर्शनोत्सुकाः।**
**तत्कथाक्षिप्तमनसो बभूवुर्जातसंभ्रमाः॥ १८**

લોકસિદ્ધ રીત :- કાર્ય સાધવા ઈચ્છનારે કંટાળવું નહીં અથવા કયો યાચક અનાદર નથી પામતો, વગેરે લૌકિક સ્થિતિ દર્શાવતાં ॥ ૧૩ ॥

જ્યારે પુરુષો પાસે યાચના કરાયેલી વસ્તુ સફળ ન થાય, ત્યારે તેમની પત્નીઓ પાસે યાચના કરવી, એમ શિખવાડતાં, એવો ભાવ છે.

સંકર્ષણ બલરામજી સહિત મારા આગમનની બ્રાહ્મણપત્નીઓને જાણ કરો. (એમને તો ક્ષુધાદિનું કથન કરવું આવશ્યક નથી.) મારા ઉપર સ્નેહ રાખનારી અને મનથી મારામાં જ રહેનારી તેઓ તમને ઈચ્છાનુસાર અન્ન આપશે. ॥ ૧૪ ॥

માત્ર શરીરથી જ ઘરમાં રહે છે, પણ મનથી તો મારામાં જ રહે છે. મારા ઉપર સ્નેહ રાખનારી અને મનથી મારામાં જ રહેનારી હોવાને કારણે તેઓ તમને ઈચ્છાનુસાર અન્ન આપશે. ॥ ૧૪ ॥

ત્યાર પછી પત્નીઓના વિભાગમાં જઈને સુંદર રીતે અલંકૃત થઈને બેઠેલી સતી એવી બ્રાહ્મણપત્નીઓને જોઈને વિનીત ગોવાળોએ આ પ્રમાણે કહ્યું. ॥ ૧૫ ॥ ૧૫ ॥

વિપ્રપત્નીઓ એવાં આપને નમસ્કાર હો. આપ અમારાં વચનો સાંભળો. અહીં પાસે જ વિચરતા શ્રીકૃષ્ણ દ્વારા અમને મોકલવામાં આવ્યા છે. ॥ ૧૬ ॥

**'ईषिताः'** મોકલવામાં આવ્યા છે. ॥ ૧૬ ॥

ગોવાળો સાથે ગાયો ચારતા બલરામજી સહિત શ્રીકૃષ્ણ (ઘરથી) દૂર નીકળી ગયા છે. ક્ષુધિત એવા, સેવકસહિત તે શ્રીકૃષ્ણને અન્ન પ્રદાન કરો. ॥ ૧૭ ॥

ગોવાળો સાથે તે શ્રીકૃષ્ણ ॥ ૧૭ ॥

અચ્યુત ભગવાનની કથાઓ સાંભળવાથી તેમના તરફ આકર્ષિત થયેલાં મનવાળી હોવાથી સદાય તેમનાં દર્શન માટે ઉત્સુક એવી વિપ્રભાર્યાઓ અચ્યુતને પાસે આવેલા સાંભળીને અતિ ઉત્સાહિત થઈ ગઈ. ॥ ૧૮ ॥

तत्कथाक्षिप्तमनस्त्वात्तद्दर्शनोत्सुकाः। अत एव तमुपागतं श्रुत्वा जातसंभ्रमा बभूवुः॥ १८॥

તેમની કથાઓ સાંભળવાથી તેમના તરફ આકર્ષિત થયેલાં મનવાળી હોવાથી તેમનાં દર્શન માટે ઉત્સુક એવી વિપ્રભાર્યાઓ હતી. આથી જ તેમને આવેલા સાંભળીને અતિ ઉતાવળી – ઉત્સાહિત થઈ ગઈ. ॥ ૧૮ ॥

**चतुर्विधं बहुगुणमन्नमादाय भाजनैः।**
**अभिसस्रुः प्रियं सर्वाः समुद्रमिव निम्नगाः॥ १९**

સરિતાઓ સમુદ્ર તરફ અભિસરણ કરે તેમ પાત્રો સહિત ચાર પ્રકારનું અતિ ગુણકારી ભોજન લઈને સર્વ વિપ્રભાર્યાઓ પ્રિય શ્રીકૃષ્ણ પાસે ચાલી નીકળી. ॥ ૧૯ ॥

भक्ष्यभोज्यलेह्यचोष्यभेदैश्चतुर्विधम्। बहुगुणं संस्कारविशेषैर्बहवो गुणा रससौरभ्यादयो यस्मिंस्तत्। भाजनैरमत्रैर्भाण्डैर्वा। पत्यादि-भिर्वार्यमाणा अपि प्रियं श्रीकृष्णमभिसस्रुरभि-जग्मुः। अप्रतिबन्धे दृष्टान्तः—समुद्रं निम्नगा नद्य इवेति॥ १९॥

ચાર પ્રકારનું ભોજન : ભક્ષ્ય (ચાવવા યોગ્ય, રોટલી), ભોજ્ય (શીરો – દાંતના વિનિયોગની અપેક્ષા વગરનું ખાવા યોગ્ય), લેહ્ય (ચાટવા યોગ્ય – ચટણી, મધ) અને ચોષ્ય (ચૂસવા યોગ્ય, શેરડી) – એમ ચાર પ્રકારનું ભોજન – **'बहुगुणम्'** વિશિષ્ટ સંસ્કાર કરવાથી રસ, સૌરભ વગેરે અનેક ગુણો છે જેમાં તેવું ભોજન – **'भाजनैः'** પતરાળાં અથવા પાત્રો સહિત – પતિ વગેરે દ્વારા રોકવામાં આવી હોવા છતાં પણ **'प्रियम्'** પ્રિય શ્રીકૃષ્ણની પાસે **'अभिसस्रुः'** ચાલી નીકળી. અટકાવી ન શકવા માટેનું દૃષ્ટાન્ત – સમુદ્ર તરફ **'निम्नगाः'** નદીઓ (વહે છે તેમ) ॥ ૧૯॥

**निषिध्यमानाः पतिभिर्भ्रातृभिर्बन्धुभिः सुतैः।**
**भगवत्युत्तमश्लोके दीर्घश्रुतधृताशयाः॥ २०**

પતિઓ, ભાઈઓ, સગાંસંબંધીઓ અને પુત્રો દ્વારા રોકવામાં આવતી તે વિપ્રપત્નીઓ દીર્ઘકાળના શ્રવણથી ઉત્તમશ્લોક ભગવાનમાં ચિત્તને સ્થાપનારી હોઈ (શ્રીકૃષ્ણ પાસે જવા ચાલી નીકળી.) ॥ ૨૦ ॥

अत्र हेतुः—भगवतीति। दीर्घं बहुकालं श्रुतेन श्रवणेन धृत आशयो याभिस्ताः॥ २०॥

(ચાલી નીકળી) એ માટેનું કારણ – **'भगवति इति।' 'दीर्घम्'** લાંબા સમયના **'श्रुतेन'** શ્રવણથી સ્થાપવામાં આવ્યું છે ચિત્ત જેમના દ્વારા તે વિપ્રપત્નીઓ ॥ ૨૦ ॥

**यमुनोपवनेऽशोकनवपल्लवमण्डिते।**
**विचरन्तं वृतं गोपैः साग्रजं ददृशुः स्त्रियः॥ २१**

અશોક વૃક્ષોની નવી કૂંપળોથી શોભતા યમુનાજીના ઉપવનમાં વિપ્રપત્નીઓએ ગોવાળોથી વીંટળાયેલા અને બલરામજી સાથે વિચરતા શ્રીકૃષ્ણનાં દર્શન કર્યાં. ॥ ૨૧ ॥

तथागताः सत्यो ददृशुः॥ २१॥

તે પ્રમાણે આવેલી તેઓએ દર્શન કર્યાં. ॥ ૨૧ ॥

**श्यामं हिरण्यपरिधिं वनमाल्यबर्ह-**
**धातुप्रवालनटवेषमनुव्रतांसे ।**
**विन्यस्तहस्तमितरेण धुनानमब्जं**
**कर्णोत्पलालककपोलमुखाब्जहासम्॥ २२**

શ્યામવર્ણા, સોનેરી પીતાંબરવાળા, વનમાળાઓ, મોરપિચ્છો, (ગેરુ વગેરે) ધાતુઓ(ના રંગો) અને કૂંપળોથી નટ જેવા વેષવાળા, પાછળ રહેલા મિત્રના ખભા ઉપર શ્રીહસ્ત મૂકીને રહેલા, બીજા શ્રીહસ્તથી કમળને લીલાપૂર્વક ઘુમાવતા, બંને કાનમાં કમળ ધારણ કરેલા, ગાલ સુધી (લટકતી) અલકાવલિઓવાળા અને સ્મિતયુક્ત મુખારવિંદવાળા શ્રીકૃષ્ણ ભગવાનનાં (દર્શન કર્યાં). ॥ ૨૨ ॥

हिरण्यवत्परिधिः परिधानं यस्य तं पीताम्बरमित्यर्थः। वनमाल्यैर्बर्हैर्धातुभिः प्रवालैश्च नटवद्वेषो यस्य तम्। अनुव्रतस्य सख्युरंसे विन्यस्तो निहितो हस्तो येन तम्। इतरेण हस्तेन लीलयाऽब्जं धुनानं भ्रामयन्तम्। कर्णयोरुत्पले यस्य, अलकाः कपोलयोर्यस्य, मुखाब्जे हासो यस्य, तं च तं च तं च॥ २२॥

સુવર્ણ સમાન **'परिधिः'** પહેરવેશ છે જેમનો તે પીતાંબરવાળાને, એમ અર્થ છે. વનમાળાઓથી, મોરપિચ્છોથી, (ગેરુ વગેરે) ધાતુઓ(ના રંગો)થી અને કૂંપળોથી નટ જેવો વેષ છે જેમનો તે શ્રીકૃષ્ણને, **'अनुव्रतस्य'** પાછળ ઊભેલા મિત્રના ખભા ઉપર **'विन्यस्तः'** મૂકવામાં આવ્યો છે શ્રીહસ્ત જેમના દ્વારા તે શ્રીકૃષ્ણને, બીજા શ્રીહસ્તથી કમળને લીલાપૂર્વક **'धुनानम्'** ઘુમાવતા તે શ્રીકૃષ્ણને, જેમના બંને કાનમાં કમળો છે તેવા તથા ગાલ સુધી લટકતી અલકાવલિઓ છે જેમની તેવા તથા જેમના મુખારવિંદ ઉપર સ્મિત રેલાઈ રહ્યું છે તેવા શ્રીકૃષ્ણ ભગવાનનાં દર્શન કર્યાં. ॥ ૨૨ ॥

वृत्तेरपि लयेन सामरस्यमाह—**प्राय इति**।

(અહંકારની) વૃત્તિના પણ લય સાથેના સાદૃશ્યને જણાવે છે – **'प्रायः इति।'**

**प्रायः श्रुतप्रियतमोदयकर्णपूरै-**
**र्यस्मिन्निमग्नमनसस्तमथाक्षिरन्ध्रैः।**
**अन्तः प्रवेश्य सुचिरं परिरभ्य तापं**
**प्राज्ञं यथाभिमतयो विजहुर्नरेन्द्र॥ २३**

હે નરેન્દ્ર, અનેક વાર શ્રવણ કરેલા પ્રિયતમ શ્રીકૃષ્ણનાં ઉદાર ગુણલીલારૂપી કર્ણાભૂષણોથી જે શ્રીકૃષ્ણમાં વિપ્રભાર્યાઓ આસક્ત ચિત્તવાળી થઈ હતી, તે શ્રીકૃષ્ણને તેમણે લોચનનાં દ્વારોથી હવે અંદર પ્રવિષ્ટ કરાવીને ઘણા સમય સુધી આલિંગન કરીને સંતાપ દૂર કર્યો, જેમ અહંકારની વૃત્તિઓ (સુષુપ્તિના સાક્ષી) પ્રાજ્ઞપુરુષનું આલિંગન કરીને સંતાપ દૂર કરે છે તેમ! ॥ ૨૩ ॥

बहुशः श्रुता ये प्रियतमस्योदया उत्कर्षास्त एव कर्णपूराः कर्णौ पूरयन्ति कृतार्थौ कुर्वन्तीति तथा तैः, कर्णाभरणैरिति वा। यस्मिन्कृष्णे निमग्नमनस आविष्टचेतसस्तं

અનેકવાર શ્રવણ કરેલા પ્રિયતમના જે **'उदयाः'** ઉદાર ગુણલીલારૂપ ઉત્કર્ષો, તે જ **'कर्णपूराः'** બંને કાનને પૂરે છે, કૃતાર્થ કરે છે તેવા તે કર્ણોથી અથવા ઉત્કર્ષોરૂપી કર્ણાભૂષણોથી વિપ્રભાર્યાઓ જે શ્રીકૃષ્ણમાં **'निमग्नमनसः'** આસક્ત ચિત્તવાળી થઈ હતી, તે શ્રીકૃષ્ણને લોચનનાં

लोचनद्वारैरन्तः प्रवेश्य सुचिरमुपगुह्य तापं जहुः। अभिमतयोऽहंवृत्तयः प्राज्ञं सुषुप्तिसाक्षिणं परिरभ्य तस्मिन् लयं प्राप्य यथेति॥ २३॥

**तास्तथा त्यक्तसर्वाशाः प्राप्ता आत्मदिदृक्षया।**
**विज्ञायाखिलदृग्द्रष्टा प्राह प्रहसिताननः॥ २४**

अखिलदृग्द्रष्टा सर्वबुद्धिसाक्षी। तास्तथा प्राप्ता विज्ञायापि। तथेत्येतद्विवृणोति—त्यक्तसर्वाशास्त्यक्ताः सर्वा आशा याभिस्ताः। केवलमात्मनः स्वस्यैव दिदृक्षयेति॥ २४॥

**स्वागतं वो महाभागा आस्यतां करवाम किम्।**
**यन्नो दिदृक्षया प्राप्ता उपपन्नमिदं हि वः॥ २५**

हे महाभागाः, वः स्वागतं शुभमागमनम्। तदेवाह—यद्यस्मात्प्रतिबन्धतिरस्कारेणास्माकं दिदृक्षया प्राप्ता इति। इदं व उपपन्नं संपन्नं युक्तमिति वा॥ २५॥

युक्तत्वमाह—**नन्विति**।

**नन्वद्धा मयि कुर्वन्ति कुशलाः स्वार्थदर्शनाः।**
**अहैतुक्यव्यवहितां भक्तिमात्मप्रिये यथा॥ २६**

દ્વારોથી અંદર પ્રવિષ્ટ કરાવીને તેમણે ઘણા સમય સુધી આલિંગન કરીને સંતાપ દૂર કર્યો. **‘अभिमतयः’** અહંકારની વૃત્તિઓ **‘प्राज्ञम्’** સુષુપ્તિના સાક્ષી પ્રાજ્ઞ પુરુષનું આલિંગન કરીને તેમાં લય પામીને જેમ (સંતાપ તજે છે તેમ)! ॥ ૨૩ ॥

(ગૃહ, સંતાન, પતિ વગેરે વિષયક) સર્વ આશાઓ છોડીને કેવળ ભગવાનનાં પોતાનાં દર્શનની ઇચ્છાથી આવેલી, (ભગવાન આગળ થાળી પીરસતાં પહેલાં જ મૂર્ચ્છિત થઈ ગઈ હોય) તેવી તે વિપ્રપત્નીઓને જાણીને સર્વની બુદ્ધિના સાક્ષી ભગવાન શ્રીકૃષ્ણ પ્રસન્નવદને બોલ્યા. ॥ ૨૪ ॥

**‘अखिलदृक्-द्रष्टा’** સર્વની બુદ્ધિના સાક્ષી – તે વિપ્રપત્નીઓને **‘तथा’** તેવી **‘प्राप्ताः’** જાણીને – **‘तथा’** એ શબ્દનું વિવરણ કરે છે – **‘त्यक्त-सर्वा-आशाः’** (ઘર, સંતાન, પતિવિષયક) સર્વ આશાઓ જેમના દ્વારા છોડી દેવામાં આવી છે તેવી તે વિપ્રપત્નીઓ કેવળ **‘आत्मनः’** ભગવાનનાં પોતાનાં જ દર્શનની ઇચ્છાથી ॥ ૨૪ ॥

હે બડભાગિની વિપ્રપત્નીઓ, તમારું સ્વાગત છે. બિરાજો. અમે તમારું શું (સ્વાગત) કરીએ? (અનેક પ્રતિબંધોને અવગણીને) અમારાં દર્શનની ઇચ્છાથી તમે આવ્યાં છો, તેથી આ ઉચિત જ છે. ॥ ૨૫ ॥

હે બડભાગિનીઓ, **‘वः स्वागतम्’** તમારું સ્વાગત છે. તે જ કહે છે – **‘यत्’** કારણ કે (અનેક) પ્રતિબંધોને અવગણીને અમારાં દર્શનની ઇચ્છાથી આવ્યાં છો. આ તમને **‘उपपन्नम्’** શોભે છે અથવા ઉચિત છે. ॥ ૨૫ ॥

ઔચિત્ય જણાવે છે – **‘ननु इति।’**

પોતાનું પરલોકહિત જોનારા નિપુણ જનો આત્મા અને પ્રિય એવા મારા વિષે નિશ્ચય જ ફળની ઇચ્છા (હેતુ) વગરની અને સાક્ષાત્ નિરંતર હોય તેવી યથોચિત ભક્તિ કરે છે. ॥ ૨૬ ॥

आत्मप्रिये आत्मा च प्रियश्च तस्मिन्मयि कुशला विवेकिनोऽत एव स्वस्यात्मनोऽर्थं पुरुषार्थं पश्यन्ति ये ते यथा यथावद्भक्तिं कुर्वन्ति। यथावत्त्वमाह—अद्धा साक्षात्। अत्र हेतुः—अहैतुक्यव्यवहितां फलाभिसंधिरहितामत एवाव्यवहितां निरन्तराम् ॥ २६ ॥

आत्मनः सर्वतः प्रेष्ठत्वमुपपादयति—**प्राणेति**।

**प्राणबुद्धिमनःस्वात्मदारापत्यधनादयः।**
**यत्संपर्कात्प्रिया आसंस्ततः को न्वपरः प्रियः॥ २७**

स्वा ज्ञातयः आत्मा देहः। एते सर्वे यत्संपर्काद्यस्याध्यासेनोपकरणत्वेन वा॥ २७॥

**तद्यात देवयजनं पतयो वो द्विजातयः।**
**स्वसत्रं पारयिष्यन्ति युष्माभिर्गृहमेधिनः॥ २८**

तत्तस्मात्कृतार्था यूयं देवयजनं यज्ञवाटं यात गच्छत। ननु कृतार्थाः किमिति यास्याम इति चेदत आह—पतय इति। पारयिष्यन्ति समापयिष्यन्ति। पतीनामनुग्रहायेत्यर्थः॥ २८॥

**बा.प्र.**—द्विजातीनां गृहस्थानां भार्यासाहित्येनैव कर्मस्वधिकारादित्याशयः।

पत्न्य ऊचुः

**मैवं विभोऽर्हति भवान् गदितुं नृशंसं**
**सत्यं कुरुष्व निगमं तव पादमूलम्।**
**प्राप्ता वयं तुलसिदाम पदावसृष्टं**
**केशैर्निवोढुमतिलङ्घ्य समस्तबन्धून्॥ २९**

**'आत्मप्रिये'** આત્મા અને પ્રિય એવા તે મારા વિષે **'कुशलाः'** વિવેકી, નિપુણ જનો આથી **'स्वस्य'** પોતાનો **'अर्थम्'** પુરુષાર્થ, પરલોકહિત જુએ છે. તેઓ **'यथा'** યથાવત્, ઉચિત ભક્તિ કરે છે. ઔચિત્ય જણાવે છે – **'अद्धा'** સાક્ષાત્ – અહીં સાક્ષાત્ ભક્તિ હોવાનું કારણ જણાવે છે – **'अहैतुकी-अव्यवहिताम्'** ફળની ઇચ્છા વગરની અને આથી જ **'अव्यवहिताम्'** નિરંતર ॥ ૨૬ ॥

સર્વ કરતાં આત્માનું પ્રિયતમત્વ સિદ્ધ કરે છે – **'प्राण इति।'**

પ્રાણ, બુદ્ધિ, મન, સ્વજનો, દેહ, પત્ની, સંતાન, ધન વગેરે જે આત્માના સંબંધથી જ પ્રિય લાગે છે, તે આત્માથી વધારે પ્રિય બીજું કોણ હોય? ॥ ૨૭ ॥

**'स्वाः'** સ્વજનો, **'आत्मा'** દેહ, આ સર્વે **'यत्-संपर्कात्'** જેના અધ્યાસને કારણે અથવા જેના સાધનરૂપ હોવાને કારણે ॥ ૨૭ ॥

તેથી તમે યજ્ઞભૂમિના સ્થાને પધારો. તમારા પતિઓ ગૃહસ્થ બ્રાહ્મણો છે. તમારી સાથે તેઓ પોતાના યજ્ઞનું સમાપન કરી શકશે. ॥ ૨૮ ॥

**'तत्'** તેથી કૃતાર્થ એવા તમે **'देवयजनम्'** યજ્ઞભૂમિના સ્થાને **'यात'** પધારો. શંકા કરવામાં આવી છે કે જો વિપ્રપત્નીઓ કહે કે અમે કૃતાર્થ થયાં હોઈએ તો શા માટે પાછાં જઈએ? તો તે માટે ભગવાન ઉત્તર આપે છે – **'पतयः इति।'** **'पारयिष्यन्ति'** સમાપન કરી શકશે. પતિઓ ઉપર અનુગ્રહ કરવા માટે (પધારો), એમ અર્થ છે. ॥ ૨૮ ॥

દ્વિજાતિ ગૃહસ્થોનો ભાર્યાસહિત જ (યજ્ઞાદિ) કર્મોમાં અધિકાર હોવાથી, (તમારા જવાથી જ યજ્ઞનું સમાપન થઈ શકશે.) એવો આશય છે.

**વિપ્રભાર્યાઓ બોલી** – હે વિભુ, આવું કઠોર વચન કહેવા માટે આપ યોગ્ય નથી. આપની પ્રતિજ્ઞા સત્ય કરો. (પતિપુત્રાદિ) સમસ્ત સ્વજનોને તિરસ્કૃત કરીને આપના ચરણમાં પડેલી તુલસીમાળાને અમારા કેશ વડે ધારણ કરવા માટે આપના ચરણકમળમાં અમે આવ્યાં છીએ. ॥ ૨૯ ॥

नृशंसं परुषम्। निगमं प्रतिज्ञां—'न मे भक्तः प्रणश्यति' इति। वेदं वा—'न स पुनरावर्तते' इति। पदावसृष्टमवज्ञयापि दत्तम्। बहुमानेन केशैर्निवोढुं दासीभवितुम्॥ २९॥

**'નૃશંસમ્'** કઠોર (વચનને) – **'નિગમમ્'** પ્રતિજ્ઞાને – 'મારો ભક્ત નાશ પામતો નથી.' (ગીતા ૯/૩૧) અથવા વેદને – 'તે સંસારમાં પાછો ફરતો નથી.' (નારદપરિવ્રાજકોપનિષદ્ ૯/૨૦) **'પદા-અવસૃષ્ટમ્'** ચરણથી પણ અપાયેલી તુલસીને બહુમાનપૂર્વક કેશ વડે ધારણ કરવા માટે અર્થાત્ દાસી બનવા માટે ॥ ૨૯ ॥

**गृह्णन्ति नो न पतयः पितरौ सुता वा**
**न भ्रातृबन्धुसुहृदः कुत एव चान्ये।**
**तस्माद्भवत्प्रपदयोः पतितात्मनां नो**
**नान्या भवेद्गतिररिन्दम तद्विधेहि॥ ३०**

હે કામાદિ શત્રુઓનું દમન કરનાર! અમારાં પતિઓ, માતા-પિતા, પુત્રો તેમ જ ભાઈઓ, સંબંધીઓ અને મિત્રો અમને નહીં સ્વીકારે, તો બીજાઓ તો સ્વીકારે જ કેવી રીતે? માટે આપના ચરણની આગળ પડેલા દેહવાળી અમારી બીજી (સ્વર્ગાદિ) ગતિ પણ ન થાઓ! તેથી (આપનું દાસ્ય મળે) તેમ જ કરો! ॥ ૩૦ ॥

किंच न गृह्णन्ति नोऽस्मान्। हे अरिन्दम कामलोभपापादिदमन, भवतः प्रपदयोः पादाग्रयोः पतितदेहानामन्या स्वर्गादिगतिरपि न भवेन्मा भूत्। तत्तस्माद्दास्यमेव विधेहीति॥ ३०॥

વળી, **'નઃ'** અમને તેઓ નહીં સ્વીકારે. **'હે અરિન્દમ'** હે કામ, લોભ, પાપ વગેરે શત્રુઓનું દમન કરનાર, આપના **'પ્રપદયોઃ'** ચરણની આગળ પડેલા દેહવાળી અમારી, બીજી સ્વર્ગાદિ ગતિ પણ **'ન ભવેત્'** ન થાઓ! **'તત્'** તેથી આપનું દાસ્ય મળે તેમ જ કરો! ॥ ૩૦ ॥

**श्रीभगवानुवाच**

**पतयो नाभ्यसूयेरन्पितृभ्रातृसुतादयः।**
**लोकाश्च वो मयोपेता देवा अप्यनुमन्वते॥ ३१**

**શ્રીભગવાન બોલ્યા** – મારા દ્વારા અનુજ્ઞા પામેલી (ભક્ત તરીકે સ્વીકારવામાં આવેલી) તમને પતિઓ, પિતા-ભાઈ-પુત્ર વગેરે અને બીજા લોકો પણ દોષદૃષ્ટિથી નહીં જુએ. (આ) દેવો પણ તમારો આદર કરે છે. ॥ ૩૧ ॥

मयोपेता अनुज्ञाताः। प्रत्यक्षं देवान् प्रदर्श्याह—देवा अपीति॥ ३१॥

**'મયા-ઉપેતાઃ'** મારા દ્વારા અનુજ્ઞા પામેલી (ભક્ત તરીકે સ્વીકારવામાં આવેલી) તમને – દેવોને પ્રત્યક્ષ દર્શાવીને કહે છે – **'દેવાઃ અપિ ઇતિ।'** ॥ ૩૧ ॥

तथापि त्वां त्यक्तुं न शक्नुम इति चेत्तत्राह—**नेति**।

જો વિપ્રપત્નીઓ કહે કે (પતિ વગેરે અમારો સ્વીકાર કરે) તો પણ અમે આપને છોડી શકતાં નથી, તે માટે ભગવાન કહે છે – **'ન ઇતિ।'**

**न प्रीतयेऽनुरागाय ह्यङ्गसङ्गो नृणामिह।**
**तन्मनो मयि युञ्जाना अचिरान्मामवाप्स्यथ॥ ३२**

આ સંસારમાં મનુષ્યોને શરીરોનો સંગ સુખ મેળવવા માટે અને સ્નેહ વધારવા માટે નથી. તેથી મારામાં મનને જોડી દેતાં તમે અલ્પ સમયમાં મને પામશો. ॥ ૩૨ ॥

प्रीतये सुखाय अनुरागाय स्नेहवृद्धये। अङ्गसङ्गोऽङ्गाभ्यां सङ्गः ॥ ३२ ॥

**श्रीशुक उवाच**

**इत्युक्ता मुनिपत्न्यस्ता यज्ञवाटं पुनर्गताः।**
**ते चानसूयवः स्वाभिः स्त्रीभिः सत्रमपारयन्॥ ३३**

अनसूयवः अदोषदृष्टयः ॥ ३३ ॥

**तत्रैका विधृता भर्त्रा भगवन्तं यथाश्रुतम्।**
**हृदोपगुह्य विजहौ देहं कर्मानुबन्धनम्॥ ३४**

देहमिति। तदीयं देहं तत्र विहाय चैतन्येन भगवन्तं प्रापेत्यर्थः ॥ ३४ ॥

**भगवानपि गोविन्दस्तेनैवान्नेन गोपकान्।**
**चतुर्विधेनाशयित्वा स्वयं च बुभुजे प्रभुः ॥ ३५**
॥ ३५ ॥

**एवं लीलानरवपुर्नृलोकमनुशीलयन्।**
**रेमे गोगोपगोपीनां रमयन् रूपवाक्कृतैः ॥ ३६**

अनुशीलयन्ननुकुर्वन्। गोगोपगोपीनामिति कर्मणि षष्ठी। रूपवाक्कृतैः रूपेण वाचा कृतैश्चरित्रैश्च रमयन्। ता रमयितुं रेम इत्यर्थः ॥ ३६ ॥

**'प्रीतये'** સુખ મેળવવા માટે અને **'अनुरागाय'** સ્નેહ વધારવા માટે નથી. **'अङ्गसङ्गः'** શરીરોનો સંગ ॥ ૩૨ ॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – એમ કહેવામાં આવેલી ઋષિપત્નીઓ યજ્ઞશાળામાં પાછી ગઈ. તે બ્રાહ્મણોએ પણ દોષદષ્ટિરહિત થઈને પોતાની પત્નીઓ સાથે યજ્ઞ સમાપ્ત કર્યો. ॥ ૩૩ ॥

**'अनसूयवः'** દોષદષ્ટિવગરના બ્રાહ્મણોએ ॥૩૩॥

તે યજ્ઞશાળામાં પતિ દ્વારા (બળપૂર્વક) પકડી રાખવામાં આવેલી એક બ્રાહ્મણીએ જેવા ભગવાનનું શ્રવણ કર્યું હતું, તે ભગવાનને મનથી આલિંગન કરીને કર્મથી બંધાયેલા શરીરનો ત્યાગ કર્યો હતો. ॥ ૩૪ ॥

**'देहम् इति।'** (પતિ દ્વારા આ પત્નીનું શરીર મારું છે, એમ સ્વીકારવામાં આવેલા) તેના પોતાના દેહને ત્યાં છોડીને તેણે ચૈતન્યરૂપે (શુદ્ધ સ્વરૂપે) ભગવાનને પ્રાપ્ત કર્યા, એમ અર્થ છે. ॥ ૩૪ ॥

(વિપ્રપત્નીઓ દ્વારા લાવવામાં આવેલા) તે જ ચાર પ્રકારના અન્નથી ભગવાન પ્રભુ ગોવિંદે ગોવાળોને ભોજન કરાવીને પોતે પણ ભોજન કર્યું. ॥ ૩૫ ॥ ૩૫ ॥

આમ, લીલા માટે મનુષ્યશરીર ધારણ કરનારા અને મનુષ્યલોકનું અનુકરણ કરતા ભગવાન રૂપ, વાણી અને કર્મોથી ગાયો, ગોવાળો અને ગોપીઓને આનંદ ઉપજાવતા (વ્રજમાં) રમણ કરતા હતા. ॥ ૩૬ ॥

**'अनुशीलयन्'** અનુકરણ કરતા – **'गोगोपगोपीनाम् इति।'** (**रमयन्** વ.કૃ.ના યોગમાં) કર્મની ષ.વિ. થઈ છે. (કારણ કે **'कर्तृकर्मणोः षष्ठी।'** પા.સૂ. ૨/૩/૩૫ કૃદન્તના યોગમાં કર્તા અને કર્મની ષ.વિ. થાય છે.) **'रूपवाक्कृतैः'** રૂપ, વાણી અને ચરિત્રોથી આનંદ ઉપજાવતા – તે ગોપીઓને આનંદ આપવા માટે પોતે રમણ કર્યું, એમ અર્થ છે. ॥ ૩૬ ॥

अनुस्मृतिप्रकारमाह—

**अथानुस्मृत्य विप्रास्ते अन्वतप्यन्कृतागसः।**
**यद्विश्वेश्वरयोर्याच्ञामहन्म नृविडम्बयोः॥ ३७**

नरानुकरणवतोर्विश्वेश्वरयोर्याच्ञां यदहन्म हतवन्तस्तत्कृतागसो वयमित्यनुस्मृत्येति॥ ३७॥

तदा च भार्या गुरूनिव मानयन्तो भगवद्भक्तिरहितमात्मानं व्यनिन्दन्नित्याह— **दृष्ट्वेति**।

**दृष्ट्वा स्त्रीणां भगवति कृष्णे भक्तिमलौकिकीम्।**
**आत्मानं च तया हीनमनुतप्ता व्यगर्हयन्॥ ३८**

अलौकिकीं लोकातीताम्॥ ३८॥

**धिग्जन्म नस्त्रिवृद्विद्यां धिग्व्रतं धिग्बहुज्ञताम्।**
**धिक्कुलं धिक् क्रियादाक्ष्यं विमुखा ये त्वधोक्षजे॥ ३९**

त्रिवृत् शौक्लं सावित्रं दैक्षमिति त्रिगुणितं जन्म। व्रतं ब्रह्मचर्यम्। क्रियाः कर्माणि दाक्ष्यं च। क्रियादाक्ष्यमित्येकं वा पदम्। धिगित्यधिक्षेपे। ये वयं त्वधोक्षजे विमुखास्तेषां जन्मादि तत्सर्वं धिगिति व्यगर्हन्नित्यर्थः॥ ३९॥

(બ્રાહ્મણો) વારંવાર જે રીતે પશ્ચાત્તાપ કરતા હતા, તે વર્ણવે છે –

ત્યાર પછી, તે બ્રાહ્મણો પશ્ચાત્તાપ કરવા લાગ્યા કે મનુષ્યરૂપે લીલા કરતા જગદીશ્વરો શ્રીકૃષ્ણ અને બલરામની યાચનાનો આપણે જે તિરસ્કાર કર્યો, તેથી આપણે અપરાધી છીએ. ॥ ૩૭ ॥

મનુષ્યરૂપે લીલા કરતા બંને જગદીશ્વરોની યાચનાનો આપણે જે '**अहन्म**' તિરસ્કાર કર્યો, તેથી આપણે અપરાધી છીએ, એમ પશ્ચાત્તાપ કરતા બ્રાહ્મણો ॥ ૩૭ ॥

અને તે સમયે ભાર્યાઓને ગુરુઓ હોય તેમ માનતા, ભગવદ્‌ભક્તિથી રહિત એવા પોતાની નિંદા કરતાં કહે છે – '**दृष्ट्वा इति**।'

ભગવાન શ્રીકૃષ્ણમાં પોતાની પત્નીઓની અલૌકિક ભક્તિ જોઈને અને પોતાને તેનાથી હીન જોઈને પશ્ચાત્તાપ કરતા બ્રાહ્મણો પોતાની નિંદા કરવા લાગ્યા. ॥ ૩૮ ॥

'**अलौकिकीम्**' આ લોકની ન હોય તેવી ભક્તિને ॥ ૩૮ ॥

ભગવાન અધોક્ષજ પ્રત્યે જેઓ વિમુખ છે તેવા આપણા ત્રણેય જન્મોને ધિક્કાર છે, આપણી (વેદ) વિદ્યાને ધિક્કાર છે, (બ્રહ્મચર્ય) વ્રત અને બહુજ્ઞતાને ધિક્કાર છે, કુળને ધિક્કાર છે અને ક્રિયાદક્ષતાને ધિક્કાર છે! ॥ ૩૯ ॥

'**त्रिवृत्**' '**शौक्लम्**' શુદ્ધ માતાપિતાથી જન્મ, '**सावित्रम्**' ગાયત્રીનો ઉપદેશ લેવાથી થતો જન્મ, '**दैक्षम्**' યજ્ઞદીક્ષા લેવાથી થતો જન્મ – આ ત્રણ પ્રકારના ત્રેવડા જન્મ છે. '**व्रतम्**' બ્રહ્મચર્યવ્રતને તથા '**क्रियाः**' કર્મોને ધિક્કાર છે અને દક્ષતાને ધિક્કાર છે અથવા '**क्रियादाक्ष्यम्**' એક પદ લઈએ તો ક્રિયાદક્ષતાને ધિક્કાર છે, '**धिक्**' તિરસ્કારના અર્થમાં છે. જે આપણે અધોક્ષજ ભગવાન પ્રત્યે વિમુખ છીએ તેમનાં જન્મ વગેરેને – તે સર્વને ધિક્કાર છે, એમ નિંદા કરતાં, એમ અર્થ છે. ॥ ૩૯ ॥

**नूनं भगवतो माया योगिनामपि मोहिनी।**
**यद्वयं गुरवो नृणां स्वार्थे मुह्यामहे द्विजाः॥ ४०**

॥ ४० ॥

ભગવાનની માયા નિશ્ચય જ યોગીઓને પણ મોહ ઉપજાવનારી છે, કે જેથી આપણે બ્રાહ્મણો લોકોના ગુરુઓ થઈને પણ સ્વાર્થ માટે મોહિત થયા છીએ. ॥ ૪૦ ॥ ૪૦ ॥

**अन्वि.**—हे इति मिथः सम्बोधयन्ति।

મુહ્યામ હે, એમ બ્રાહ્મણો પરસ્પર સંબોધન કરે છે.

**वैष्णव.**—मुह्यामह इत्यात्मनेपदत्वमार्षम्।

'मुह्यामहे' એમ આત્મનેપદ આર્ષ છે.

**अहो पश्यत नारीणामपि कृष्णे जगद्गुरौ।**
**दुरन्तभावं योऽविध्यन्मृत्युपाशान्गृहाभिधान्॥ ४१**

આશ્ચર્ય છે! જે ભગવાન શ્રીકૃષ્ણે ઘર નામના મૃત્યુપાશોને કાપી નાખ્યા, તે જગદ્ગુરુ ભગવાન શ્રીકૃષ્ણમાં સ્ત્રીઓની પણ અપરિમિત ભક્તિ જુઓ! ॥ ૪૧ ॥

योऽविध्यदच्छिनत्तं दुरन्तं भावं भक्तिं पश्येति ॥ ४१ ॥

જે શ્રીકૃષ્ણે '**अविध्यत्**' કાપી નાખ્યા – તે અપરિમિત '**भावम्**' ભક્તિને જુઓ. ॥ ૪૧ ॥

**नासां द्विजातिसंस्कारो न निवासो गुरावपि।**
**न तपो नात्ममीमांसा न शौचं न क्रियाः शुभाः॥ ४२**

આ સ્ત્રીઓને બ્રાહ્મણજાતિનો (ઉપનયન) સંસ્કાર અને ગુરુકુળમાં વાસ પણ મળ્યો નથી, નથી તેમણે (કૃચ્છ્ર ચાંદ્રાયણ જેવું) તપ કર્યું, તેમનામાં નથી આત્મચિંતન, નથી (અંદર અને બહારની) પવિત્રતા કે નથી (સન્ધ્યોપાસન વગેરે શુભ) ક્રિયાઓ! ॥ ૪૨ ॥

द्विजातिसंस्कार उपनयनम्। क्रियाः सन्ध्योपासनादयः॥ ४२ ॥

'**द्विजातिसंस्कारः**' ઉપનયન સંસ્કાર, '**क्रियाः**' સન્ધ્યોપાસન વગેરે ક્રિયાઓ ॥ ૪૨ ॥

**अथापि ह्युत्तमश्लोके कृष्णे योगेश्वरेश्वरे।**
**भक्तिर्दृढा न चास्माकं संस्कारादिमतामपि॥ ४३**

॥ ४३ ॥

આમ હોવા છતાં પણ ઉત્તમ કીર્તિવાળા, યોગેશ્વરોના પણ ઈશ્વર ભગવાન શ્રીકૃષ્ણમાં (તેમને) દૃઢ ભક્તિ થઈ છે! સંસ્કારાદિથી યુક્ત હોવા છતાં આપણને તે ભક્તિ ન થઈ! ॥ ૪૩ ॥ ૪૩ ॥

**ननु स्वार्थविमूढानां प्रमत्तानां गृहेहया।**
**अहो नः स्मारयामास गोपवाक्यैः सतां गतिः॥ ४४**

॥ ४४ ॥

પરમ પ્રયોજન (મોક્ષમાર્ગ) વિષે અત્યંત મૂઢ, ગૃહસ્થાશ્રમના (લૌકિક) વ્યાપારોને કારણે પ્રમાદી એવા આપણને સજ્જનોની ગતિરૂપ ભગવાને ગોવાળોનાં વચનો દ્વારા (પરમફળરૂપ પરમાત્માનું) સ્મરણ કરાવ્યું. ॥ ૪૪ ॥ ૪૪ ॥

**अन्यथा पूर्णकामस्य कैवल्याद्याशिषां पतेः।**
**ईशितव्यैः किमस्माभिरीशस्यैतद्विडम्बनम्॥ ४५**

॥ ४५ ॥

સ્મરણ કરાવ્યું ન હોત તો, પૂર્ણકામ, મોક્ષાદિ ચતુર્વિધ પુરુષાર્થોના (પ્રદાતા) પતિ ભગવાન શ્રીકૃષ્ણને (કંઈ પણ ન કરી શકનાર, અધીન,) નિયમ્ય એવા આપણી સાથે (પરમાત્માનું સ્મરણ કરાવવારૂપ અનુગ્રહ સિવાય) શું પ્રયોજન છે? સર્વથા સમર્થ એવા ઈશ્વરની આ લીલા (જ) છે. ॥ ૪૫ ॥ ૪૫ ॥

**हित्वान्यान्भजते यं श्रीः पादस्पर्शाशयासकृत्।**
**आत्मदोषापवर्गेण तद्याच्ञा जनमोहिनी॥ ४६**

(જેમના) ચરણકમળના સ્પર્શની આશાથી શ્રીલક્ષ્મી દેવી અન્ય દેવતાઓને છોડીને તથા પોતાના (ચાંચલ્યાદિ) દોષોનો ત્યાગ કરીને જેમને સદાય ભજે છે, તે ભગવાન તેની (અન્નની) યાચના કરે તે (જ્ઞાની) જનોને (પણ) આશ્ચર્ય પમાડે છે! ॥ ૪૬ ॥

आत्मनो दोषापवर्गेण चाञ्चल्यगर्वादित्यागेन ॥ ४६ ॥

પોતાના ચાંચલ્ય, ગર્વ વગેરે દોષોના **'अपवर्गेण'** ત્યાગ દ્વારા ॥ ૪૬ ॥

**देशः कालः पृथग्द्रव्यं मन्त्रतन्त्रर्त्विजोऽग्नयः।**
**देवता यजमानश्च क्रतुर्धर्मश्च यन्मयः॥ ४७**

દેશ, કાળ, જુદાં જુદાં દ્રવ્ય, મંત્ર, તંત્ર, ઋત્વિજ (યાજ્ઞિક) બ્રાહ્મણો, અગ્નિઓ, દેવો, યજમાન, યજ્ઞ તથા ધર્મ – એ (સર્વ) જેમનું સ્વરૂપ છે, ॥ ૪૭॥

**स एष भगवान्साक्षाद्विष्णुर्योगेश्वरेश्वरः।**
**जातो यदुष्वित्यशृण्म ह्यपि मूढा न विद्महे॥ ४८**

તે યોગેશ્વરોના ઈશ્વર સાક્ષાત્ ભગવાન વિષ્ણુ એવા આ (શ્રીકૃષ્ણ) યદુવંશમાં જન્મ્યા છે, એમ આપણે સાંભળ્યું હોવા છતાં પણ મૂઢ એવા આપણે એમને ઓળખ્યા નહીં! ॥ ૪૮ ॥

इत्यशृण्म एवं सर्वत्र श्रुतवन्तो वयं हि तथाऽपीति॥ ४७ ॥॥ ४८ ॥

**'इति अशृण्म'** એમ આપણે બધે સાંભળ્યું જ છે, છતાં પણ ॥ ૪૭ ॥ ૪૮ ॥

**अहो वयं धन्यतमा येषां नस्तादृशीः स्त्रियः।**
**भक्त्या यासां मतिर्जाता अस्माकं निश्चला हरौ॥ ४९**

॥ ४९ ॥

અહો! આપણે અત્યંત ભાગ્યશાળી છીએ કે જે આપણી પત્નીઓ આવી (શ્રીકૃષ્ણાનુરાગિણી) છે અને જે પત્નીઓના ભક્તિભાવથી આપણને પણ શ્રીહરિમાં નિશ્ચળ ભક્તિ થઈ છે. ॥ ૪૯ ॥ ૪૯ ॥

**नमस्तुभ्यं भगवते कृष्णायाकुण्ठमेधसे।**
**यन्मायामोहितधियो भ्रमामः कर्मवर्त्मसु॥ ५०**

॥ ५० ॥

અકુંઠિત (પૂર્ણ જ્ઞાનશક્તિરૂપ, અલુપ્ત) જ્ઞાનસ્વરૂપ આપ ભગવાન શ્રીકૃષ્ણને નમસ્કાર હો, જેમની માયાથી મોહિત થયેલી બુદ્ધિવાળા આપણે કર્મમાર્ગમાં ભટકીએ છીએ. ॥ ૫૦ ॥ ૫૦ ॥

**स वै न आद्यः पुरुषः स्वमायामोहितात्मनाम्।**
**अविज्ञातानुभावानां क्षन्तुमर्हत्यतिक्रमम्॥ ५१**

॥ ५१ ॥

તે (સર્વપ્રસિદ્ધ) આદિ પુરુષ ભગવાન શ્રીકૃષ્ણ પોતાની માયાથી મોહિત થયેલા ચિત્તવાળા અને તેમના પ્રભાવને નહીં જાણનારા એવા આપણા (ભગવાનની આજ્ઞાના ઉલ્લંઘનરૂપ) અપરાધને ક્ષમા કરવા યોગ્ય છે. ॥ ૫૧ ॥ ૫૧ ॥

**इति स्वाघमनुस्मृत्य कृष्णे ते कृतहेलनाः।**
**दिदृक्षवोऽप्यच्युतयोः कंसाद्भीता न चाचलन्॥ ५२**

જેમના દ્વારા ભગવાન શ્રીકૃષ્ણ પ્રત્યે અવજ્ઞા કરવામાં આવી હતી તે બ્રાહ્મણો પોતાના અપરાધનું ઘડી ઘડી સ્મરણ કરીને રામ અને શ્યામનાં દર્શન કરવાની ઈચ્છાવાળા હોવા છતાં કંસથી ભય પામેલા તેઓ દર્શન કરવા ગયા નહીં. ॥ ૫૨ ॥

न चाचलन् तयोर्दर्शनाय न जग्मुः ॥ ५२ ॥

**'न च-अचलन्'** પણ તે બંનેનાં દર્શન કરવા તેઓ ગયા નહીં. ॥ ૫૨ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे पूर्वार्धे यज्ञपत्न्युद्धरणं नाम त्रयोविंशोऽध्यायः ॥ २३ ॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे पूर्वार्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां त्रयोविंशोऽध्यायः ॥ २३ ॥

*****

# अथ चतुर्विंशोऽध्यायः

## ઈન્દ્રયજ્ઞનિવારણ

चतुर्विंशे महेन्द्रस्य मखं व्यावर्त्य हेतुभिः ।
कृष्णः प्रवर्तयामास गोवर्धनमखोत्सवम् ॥ १ ॥

કારણ દર્શાવતાં વાક્યોથી ઈન્દ્રનો યજ્ઞ અટકાવીને શ્રીકૃષ્ણે ગોવર્ધન પર્વતનો યજ્ઞમહોત્સવ શરૂ કર્યો. ॥ ૧ ॥

भूसुराणां क्रियागर्वं निरस्य स्वःसुरेषु च ।
मघवन्मदभङ्गाय तन्मखं समवारयत् ॥ २ ॥

ભૂદેવોનો કર્મકાંડ માટેનો ગર્વ દૂર કરીને સ્વર્ગના દેવોમાં ઈન્દ્રના મદનો ભંગ કરવા માટે તેના યજ્ઞને અટકાવ્યો. ॥ ૨ ॥

**अन्वि.**—अथ गोवर्धनपूजनोत्सवः स चायं कार्तिकशुक्लप्रतिपदि प्रवृत्तोऽपि आश्विनपूर्णिमाप्रवृत्तरासक्रीडायाः पूर्वभावी ज्ञेयः । रासलीलायां गोपीभिरनुकृतत्वात् । रासश्च वस्त्राहरणानन्तराव्यवहितशरदि इमा रंस्यथ क्षपा इत्यव्यवधानोक्तेः । तथा चायं क्रमः ।

હવે આ ગોવર્ધનપૂજન મહોત્સવ કારતક સુદ એકમે (બેસતા વર્ષે) શરૂ થયો, પણ શરદપૂર્ણિમાએ શરૂ થયેલી રાસક્રીડાની પહેલાં થયેલો જાણવો જોઈએ, કારણ કે રાસલીલા ગોપીઓ સાથે પછી કરવામાં આવી હતી. વસ્ત્રાહરણ પછી એ જ વર્ષની શરદઋતુમાં રાસલીલા થઈ છે. 'આ આગામિની શારદીય રાત્રિઓમાં તમે રમણ કરજો.' એમ રાસલીલા વર્ષના વ્યવધાન વગર છે. તે લીલાઓનો ક્રમ આ પ્રમાણે છે.

अष्टमवर्षस्याश्विने वेणुगीतम् । कार्त्तिके गोवर्धनोद्धरणम् । कार्त्तिकशुक्लैकादश्यां गोविन्दाभिषेकः । द्वादश्यां वरुणलोकगमनम् । तत्पूर्णिमायां ब्रह्महृदावगाहः । ततो हेमन्ते वस्त्राहरणलीला । तत्रैव निदाघे यज्ञपत्नीप्रसादः । नवमवर्षस्य शरदि रासलीलेति वैपरीत्योक्तिः प्रेमावेशात् ।

આઠમા વર્ષના અશ્વિન માસમાં વેણુગીતની લીલા થઈ. કારતકમાં ગોવર્ધન પર્વતને ઊંચક્યો. કારતક સુદ અગિયારશે ગોવિંદાભિષેક થયો. બારશે વરુણલોકમાં ગયા. કારતક સુદ પૂર્ણિમાએ બ્રહ્મરૂપી ધરામાં પિતા અને ગોવાળોને સ્નાન કરાવ્યું. તે પછીની હેમંતઋતુમાં વસ્ત્રાહરણલીલા થઈ. તે જ વર્ષની ગ્રીષ્મઋતુમાં યજ્ઞપત્નીઓ ઉપર કૃપા કરી. નવમા વર્ષની શરદઋતુમાં રાસલીલા થઈ. (કથાના) ક્રમમાં વિપરીતતા તો પ્રેમના આવેશને કારણે થઈ છે.

श्रीशुक उवाच

**भगवानपि तत्रैव बलदेवेन संयुतः।**
**अपश्यन्निवसन्गोपानिन्द्रयागकृतोद्यमान्॥ १**

ब्राह्मणाः कंसाद्भीताः स्वाश्रमस्था एव भगवन्तमभजन्। भगवानपि तत्रैव निवसन्निन्द्रयाग-कृतोद्यमान्गोपानपश्यदिति संबन्धः॥ १॥

**श्रीशुकदेवजी बोल्या** – भगवाने पण बलदेवजीनी साथे त्यां (वृंदावनमां) ज निवास करता, ઈन्द्रयाग माटे जेमना द्वारा तैयारीओ करवामां आवी हती ते गोवाळोने जोया. ॥ १ ॥

કંસથી ભય પામેલા બ્રાહ્મણોએ પોતાના આશ્રમમાં જ રહીને ભગવાનનું ભજન કર્યું અને ભગવાને પણ ત્યાં (વૃંદાવનમાં) જ નિવાસ કરતાં જેમના દ્વારા ઈન્દ્રયાગ માટે તૈયારીઓ કરવામાં આવી હતી તે ગોવાળોને જોયા, એમ સંબંધ છે. ॥ ૧ ॥

**तदभिज्ञोऽपि भगवान्सर्वात्मा सर्वदर्शनः।**
**प्रश्रयावनतोऽपृच्छद्वृद्धान्नन्दपुरोगमान्॥ २**
॥ २॥

સર્વના આત્મા, સર્વજ્ઞ ભગવાન શ્રીકૃષ્ણ તે જાણતા હોવા છતાં તેમણે વિનયથી નમ્ર થઈ નંદરાયજી જેમાં મુખ્ય છે તે વૃદ્ધજનોને પૂછ્યું:॥ ૨ ॥ ૨ ॥

**कथ्यतां मे पितः कोऽयं संभ्रमो व उपागतः।**
**किं फलं कस्य चोद्देशः केन वा साध्यते मखः॥ ३**

હે પિતાજી, તમારે આ શેની વ્યગ્રતા આવી પડી છે, તે કહો. એનું ફળ શું છે અને કોને ઉદ્દેશીને તે કરાય છે તથા કયા અધિકારી કે સાધનથી આ યજ્ઞ સિદ્ધ થાય છે? ॥ ૩ ॥

वृथासंभ्रमो न भवति। मखोऽयमित्येवं चेत् किमत्र फलं, का देवता, केनाधिकारिणा, केन वा साधनेन साध्यते॥ ३॥

અકારણ વ્યગ્રતા ન થાય. 'આ યજ્ઞ છે.' એમ જો કહેવામાં આવે તો એનું ફળ શું છે? કયા દેવતા છે? કયા અધિકારી કે સાધનથી સિદ્ધ થાય છે? ॥ ૩ ॥

**एतद्ब्रूहि महान्कामो मह्यं शुश्रूषवे पितः।**
**न हि गोप्यं हि साधूनां कृत्यं सर्वात्मनामिह॥ ४**

હે પિતાજી, આ સાંભળવાની મને ખૂબ જ ઈચ્છા છે, (આથી) શ્રવણ કરવા ઈચ્છતા મને આપ કહો. કારણ કે અહીં (વ્યવહારભૂમિમાં) સર્વત્ર એકાત્મ-દૃષ્ટિવાળા સાધુજનોનું કાર્ય ગુપ્ત હોતું નથી. ॥૪॥

एतद्ब्रूहि महान्कामो मम श्रवणे वर्तते। यद्वा तव महान्कामो दृश्यत इति। तूष्णीं स्थितं प्रत्याह—नेति। सर्वात्मनां सर्वत्रात्मदृष्टीनाम्॥ ४॥

સાંભળવાની મને ખૂબ જ ઈચ્છા છે, (આથી) મને આ કહો. અથવા આપને (મહાન કાર્ય કરવાની) ખૂબ ઈચ્છા હોય તેમ જણાય છે. મૌન રહેલા નંદરાયજી પ્રત્યે ભગવાન કહે છે – **'न इति।' 'सर्वात्मनाम्'** સર્વત્ર એકાત્મદૃષ્ટિવાળા સાધુજનોનું (કાર્ય ગુપ્ત હોતું નથી.) ॥ ૪ ॥

**अस्त्यस्वपरदृष्टीनाममित्रोदास्तविद्विषाम्।**
**उदासीनोऽरिवद्वर्ज्य आत्मवत्सुहृदुच्यते॥ ५**

જેમની શત્રુ કે મિત્ર એવી (ભેદ)દૃષ્ટિ નથી તેમને મિત્ર, ઉદાસીન કે શત્રુ હોતા નથી. (માટે તેમનાં સર્વ કર્મ જરા પણ ગુપ્ત રાખવા યોગ્ય નથી.) (ભેદદૃષ્ટિ હોય ત્યારે પણ) ઉદાસીન મનુષ્ય શત્રુની જેમ ત્યાગ કરવા યોગ્ય છે. મિત્ર પોતાના સમાન કહેવાય છે. (તેથી મંત્રણાઓમાં મિત્રનો ત્યાગ ન કરવો જોઈએ.)॥ ૫ ॥

अत एव न विद्यते स्वः पर इति दृष्टिर्येषामिति। स्वपरदृष्ट्यभावादेव तत्तद्भेदा अमित्रादयोऽपि तेषां न सन्तीत्याह—अमित्रेति। न मित्रमुदास्त उदासीनो विद्विड्येषां तेषां कृत्यं सर्वं कर्म न गोपनीयं किंचिदस्तीत्यर्थः। सत्यपि भेददर्शने उदासीनः शत्रुवद्वर्ज्य आत्मतुल्यत्वात् सुहृन्मत्रेषु न वर्जनीय इत्याह—उदासीन इति॥ ५॥

(સત્પુરુષો પોતાના આત્માને સર્વત્ર જુએ છે.) આથી જ નથી કોઈ મિત્ર કે નથી કોઈ શત્રુ એવી જેમની દૃષ્ટિ છે તેવા – મિત્ર કે શત્રુદૃષ્ટિનો અભાવ હોવાથી જ તે તે મિત્ર વગેરે (ઉદાસીન, શત્રુ) એવા ભેદ તેમને નથી, એમ કહે છે – '**अमित्र इति।** જેમના અમિત્ર, '**उदास्तः**' ઉદાસીન અને મિત્ર નથી તેમનાં '**कृत्यम्**' સર્વ કર્મ જરા પણ ગુપ્ત રાખવા યોગ્ય નથી, એમ અર્થ છે. ભેદદૃષ્ટિ હોય ત્યારે પણ ઉદાસીન શત્રુની જેમ ત્યાગ કરવા યોગ્ય છે. મિત્ર પોતાના સમાન હોવાથી મંત્રણાઓમાં મિત્રનો ત્યાગ ન કરવો જોઈએ, એમ કહે છે – '**उदासीनः इति।**' ॥ ५ ॥

किंच सुहृद्भिः सह विचार्य ज्ञात्वैव कर्म कर्तव्यं, न तु गतानुगतिकत्वमात्रेणेत्याह—ज्ञात्वेति।

વળી, મિત્રો સાથે વિચારીને, (તેનું રહસ્ય) જાણીને કર્મ કરવું જોઈએ, પરંતુ માત્ર પરંપરાથી ચાલી આવતું કર્મ ન કરવું જોઈએ, એમ કહે છે – '**ज्ञात्वा इति।**'

**ज्ञात्वाऽज्ञात्वा च कर्माणि जनोऽयमनुतिष्ठति।**
**विदुषः कर्मसिद्धिः स्यात्तथा नाविदुषो भवेत्॥ ६**

કોઈ મનુષ્ય સમજી વિચારીને કર્મોનું અનુષ્ઠાન કરે છે અને કોઈ મનુષ્ય સમજ્યા વિચાર્યા વિના જ કરે છે. તેમનામાં સમજીને કરનારની જેવી કાર્યસિદ્ધિ થાય છે તેવી સમજ્યા વિના કરનારની થતી નથી. ॥ ६ ॥

अज्ञात्वा च। तत्र विदुषो यथा तत्कर्मफलं स्यात्तथा नाविदुषः॥ ६॥

'**अज्ञात्वा च**' અને કોઈ સમજ્યા વિચાર્યા વિના કરે છે – તેઓમાં સમજીને કરનારને તે કર્મનું જેવું ફળ મળે છે, તેવું ન સમજીને કરનારને નથી મળતું. ॥ ६ ॥

**तत्र तावत्क्रियायोगो भवतां किंविचारितः।**
**अथवा लौकिकस्तन्मे पृच्छतः साधु भण्यताम्॥ ७**

તે વિષયમાં આપના અનુષ્ઠાનનો પ્રકાર (શાસ્ત્રની દૃષ્ટિએ) વિચારવામાં આવ્યો છે કે લૌકિક છે, એમ પૂછતા એવા મને (તે) કારણસહિત સારી રીતે જણાવો. ॥ ७ ॥

भवतामयं क्रियायोगः शास्त्रतोऽपि किंविचारितः प्रवृत्तो लौकिकाचारप्राप्तो वेति साधु सोपपत्तिकं भण्यतां कथ्यतामिति॥ ७॥

આપનો આ અનુષ્ઠાનનો પ્રકાર શું શાસ્ત્રની દૃષ્ટિએ '**विचारितः**' પ્રવૃત્ત થયો છે કે લૌકિક આચારથી પ્રાપ્ત થયો છે તે '**साधु**' કારણસહિત '**भण्यताम्**' કહો. ॥ ७ ॥

आचारप्राप्त एवेति सहेतुकमाह—**पर्जन्य इति।**

આ ઉત્સવ તો લોકાચારથી જ પ્રાપ્ત થયેલો છે, એમ કારણસહિત કહે છે – '**पर्जन्यः इति।**'

नन्द उवाच

**पर्जन्यो भगवानिन्द्रो मेघास्तस्यात्ममूर्तयः।**
**तेऽभिवर्षन्ति भूतानां प्रीणनं जीवनं पयः॥ ८**

आत्ममूर्तयः प्रियमूर्तयः॥ ८॥

ततः किमित्यत आह—**तमिति**।

**तं तात वयमन्ये च वार्मुचां पतिमीश्वरम्।**
**द्रव्यैस्तद्रेतसा सिद्धैर्यजन्ते क्रतुभिर्नराः॥ ९**

तमिन्द्रं वार्मुचां मेघानां पतिं स्वामिनमीश्वरं नियन्तारम्। तद्रेतसा तद्वृष्टिपयसा॥ ९॥

**तच्छेषेणोपजीवन्ति त्रिवर्गफलहेतवे।**
**पुंसां पुरुषकाराणां पर्जन्यः फलभावनः॥ १०**

उपजीवन्त्युपजीविकां कल्पयन्ति। धर्मार्थ–कामसिद्धये। ननु कृष्यादिभिर्जीवन्ति, किमिन्द्रेण तत्राह—**पुंसामिति**। फलभावनः फलसाधकः। पर्जन्यं विना कृष्यादिवैफल्यादित्यर्थः॥ १०॥

**य एवं विसृजेद्धर्मं पारम्पर्यागतं नरः।**
**कामाल्लोभाद्भयाद्द्वेषात्स वै नाप्नोति शोभनम्॥ ११**

॥ ११॥

श्रीशुक उवाच

**वचो निशम्य नन्दस्य तथान्येषां व्रजौकसाम्।**
**इन्द्राय मन्युं जनयन्पितरं प्राह केशवः॥ १२**

इन्द्राय मन्युं जनयन्निति। कोपजननद्वारा गर्वपर्वतादिन्द्रमवतारयितुं देवतानिराकरणं न त्वयमेवाभिप्राय इत्यर्थः॥ १२॥

**નંદરાયજી બોલ્યા** – ભગવાન ઈન્દ્ર વર્ષાધિપતિ પર્જન્ય દેવતા છે. (સર્વ) મેઘો તેનાં (આત્મવત્) પ્રિય સ્વરૂપો છે. તે મેઘો સર્વ પ્રાણીઓને સંતૃપ્ત કરનારું અને જીવન આપનારું જળ સર્વત્ર વરસાવે છે. ॥ ૮ ॥

**'आत्ममूर्तयः'** આત્મવત્ પ્રિય સ્વરૂપો ॥ ૮ ॥

તેથી શું, તે હવે કહે છે – **'तम् इति।'**

લાલા, આપણે તથા બીજા મનુષ્યો મેઘોના સ્વામી, નિયન્તા તે ઈન્દ્રનું તેણે જ વરસાવેલા જળથી સિદ્ધ થયેલા દ્રવ્યોથી થતા યજ્ઞો દ્વારા આરાધન કરીએ છીએ. ॥ ૯ ॥

**'वार्मुचाम्'** મેઘોના **'पतिम्'** સ્વામીને, **'ईश्वरम्'** નિયન્તાને – તે ઈન્દ્રનું **'तत्-रेतसा'** તેણે વરસાવેલા જળથી ॥ ૯ ॥

તે યજ્ઞશિષ્ટ અન્નાદિથી (ધર્મ-અર્થ-કામરૂપ) ત્રિવર્ગની સિદ્ધિ માટે મનુષ્યો જીવનનિર્વાહ કરે છે. મનુષ્યોના ખેતી વગેરે પુરુષાર્થોનો ફળસાધક (તો) મેઘ (જ) છે! ॥ ૧૦ ॥

**'उपजीवन्ति'** ધર્મ-અર્થ-કામની સિદ્ધિ માટે જીવનનિર્વાહ કરે છે. શંકા કરવામાં આવી છે કે મનુષ્યો ખેતી વગેરે કરીને જીવનનિર્વાહ કરે છે, તો ઈન્દ્રથી શું પ્રયોજન છે? તે માટે ઉત્તર આપે છે – **'पुंसाम् इति।' 'फलभावनः'** ફળસાધક એવા મેઘ વિના ખેતી વગેરે નિષ્ફળ થાય છે તેથી, (મેઘોના સ્વામી ઈન્દ્રની આરાધના કરવામાં આવે છે,) એમ અર્થ છે. ॥ ૧૦ ॥

પરંપરાથી ચાલ્યા આવતા આ (ઈન્દ્રયાગરૂપ) ધર્મનો કામ, લોભ, ભય અને દ્વેષથી જે મનુષ્ય ત્યાગ કરે તે સુખ પામતો જ નથી. ॥ ૧૧ ॥ ૧૧ ॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – નંદરાયજી તથા અન્ય વ્રજવાસીઓનું વચન સાંભળીને ઈન્દ્રને ક્રોધ ઉપજાવતા ભગવાન કેશવ પિતાને કહે છે. ॥ ૧૨ ॥

**'इन्द्राय मन्युं जनयन् इति।'** કોપ ઉપજાવવા દ્વારા ગર્વના પર્વત પરથી ઈન્દ્રને ઉતારવા માટે ઈન્દ્રદેવનો તિરસ્કાર કરવામાં આવ્યો છે, પરંતુ વસ્તુતઃ ભગવાનનો આ અભિપ્રાય નથી, એમ અર્થ છે. ॥ ૧૨ ॥

**वंशीधरी**—सात्त्विकत्वाद्देवानां गर्वरूपराजसधर्मे प्रवृत्तिं बाधयितुमिति भावः।

દેવો સાત્ત્વિક હોવાથી ગર્વરૂપી રાજસ ધર્મમાં તેમને પ્રવૃત્ત થતા અટકાવવા માટે, (ભગવાને ઈન્દ્રયાગ બંધ કરાવ્યો.) એવો ભાવ છે.

प्रथमं तावत्कर्मवादेन देवान्निराकरोति—**कर्मणेति**।

તે માટે (ભગવાન) પ્રથમ કર્મવાદથી દેવોનું ખંડન કરે છે – '**कर्मणा इति**।'

**श्रीभगवानुवाच**

**कर्मणा जायते जन्तुः कर्मणैव निलीयते।**
**सुखं दुःखं भयं क्षेमं कर्मणैवाभिपद्यते॥ १३**

**શ્રીભગવાન બોલ્યા** – પ્રાણીમાત્ર તેનાં કર્મથી ઉત્પન્ન થાય છે અને કર્મથી જ નાશ પામે છે. સુખ, દુઃખ, ભય અને કલ્યાણ કર્મથી જ પ્રાપ્ત થાય છે. ॥ ૧૩ ॥

ननु जडात्कर्मणः केवलात्कथं फल–सिद्धिः स्यादिति चेत्, अहो अशीलितमीमांसानां स्वमतिविलसिता श्रद्धा। कर्मणां फलकारणत्वे वचनतोऽवगते किं ततोऽनुपपन्नं नाम॥ १३॥

શંકા કરવામાં આવી છે કે કેવળ જડ કર્મથી ફળસિદ્ધિ કેવી રીતે થાય? આશ્ચર્ય છે કે જેમના દ્વારા (જૈમિનીય) મીમાંસા શાસ્ત્ર વિચારવામાં નથી આવ્યું, તેમની પોતાની બુદ્ધિથી પ્રકાશિત થયેલી આ શ્રદ્ધા છે. (કે ફળદાતા ઈશ્વર કર્મથી ભિન્ન છે.) કર્મો ફળના કારણરૂપ છે, તે શાસ્ત્રવચનથી (**कर्मणा जायते** કર્મથી જ બધું જન્મે છે, એ વચનથી) કર્મનું પ્રાધાન્ય જ્યારે જણાય છે, ત્યારે તો કર્મના વિષયમાં શું અસંગત છે! (ફળદાતા ઈશ્વરની જરૂર નથી.) ॥ ૧૩ ॥

केचित्पुनरतिसाहसभीताः कर्मपरतन्त्रमीश्वरं मन्यन्ते तन्मतमनूद्य निराकरोति—**अस्ति चेदिति**।

કેટલાક બહુ સાહસ ન કરી શકનારા ઈશ્વરને કર્માધીન માને છે. તે મતને ફરી કહીને તેનું ખંડન કરે છે – '**अस्ति चेत् इति**।'

**अस्ति चेदीश्वरः कश्चित्फलरूप्यन्यकर्मणाम्।**
**कर्तारं भजते सोऽपि न ह्यकर्तुः प्रभुर्हि सः॥ १४**

જો કોઈ ફળ આપનારો ઈશ્વર છે તો તે પણ કર્મના કર્તાઓને ફળ આપે છે, પણ કર્મ ન કરનારને ફળ આપી શકતો નથી. તે કર્તા જ પ્રભુ છે. ॥ ૧૪ ॥

स्वयं कर्मभिरलिप्तोऽन्येषां जीवानां कर्मणां फलरूपी फलदाता कर्तारं भजते तत्तत्कर्मफल–दानेन॥ १४॥

ઈશ્વર પોતે કર્મથી અલિપ્ત હોવા છતાં બીજા મનુષ્યોનાં કર્મોનાં '**फलरूपी**' ફળને આપનાર ઈશ્વર તે તે કર્મના ફળને આપવા દ્વારા (કર્મના) કર્તાને જ સેવે છે. ॥ ૧૪ ॥

अतः कर्मण एव फलसिद्धेस्तत्पारतन्त्र्ये चाजागलस्तनतुल्यत्वान्न देवतया कृत्यमित्याह—**किमिन्द्रेणेति**।

આથી કર્મથી જ ફળ સિદ્ધ થતું હોવાથી ઈશ્વર પરતંત્ર (કર્માધીન) છે, ત્યારે બકરીના આગળના (નિરર્થક) આંચળ જેવા દેવતાથી શું પ્રયોજન છે, એમ કહે છે – '**किम् इन्द्रेण इति**।'

**किमिन्द्रेणेह भूतानां स्वस्वकर्मानुवर्तिनाम्।**
**अनीशेनान्यथा कर्तुं स्वभावविहितं नृणाम्॥ १५**

આ સંસારમાં પોતપોતાનાં કર્મોને અનુસરીને રહેલાં પ્રાણીઓને પૂર્વના સંસ્કારોથી થતા કર્મને વિપરીત કરવા માટે અસમર્થ એવા ઈન્દ્રથી શું પ્રયોજન છે? ॥ ૧૫ ॥

ननु कर्मणोऽपि प्रवृत्तिरन्तर्याम्यपेक्षैव कथं सर्वथा देवताया अनुपयोग इत्याशङ्क्याह—स्वभावविहितमिति। स्वभावेन प्राक्तनसंस्कारेणैव विहितं यत्कर्म तदन्यथाकर्तुमनीशेन॥ १५॥

કર્મની પ્રવૃત્તિ પણ અંતર્યામીની અપેક્ષાએ જ છે, તો દેવતા સદંતર નિરુપયોગી કેવી રીતે હોય, એવી આશંકા કરીને કહે છે – '**स्वभाव-विहितम् इति।**' '**स्वभावेन**' પૂર્વના સંસ્કારથી જ કરાયેલું જે કર્મ છે તેને વિપરીત કરવામાં અસમર્થ એવા ઈન્દ્રથી શું પ્રયોજન છે? ॥ ૧૫ ॥

एतद्विवृणोति—**स्वभावतन्त्र इति**।

(પૂર્વના સંસ્કારને અધીન હોવું) એ સમજાવે છે – '**स्वभावतन्त्रः इति**।'

**स्वभावतन्त्रो हि जनः स्वभावमनुवर्तते।**
**स्वभावस्थमिदं सर्वं सदेवासुरमानुषम्॥ १६**

મનુષ્ય પૂર્વજન્મના સંસ્કારને અધીન હોઈ પૂર્વજન્મના સંસ્કારને જ અનુસરે છે. દેવો, અસુરો અને મનુષ્યો સહિત આ સર્વ (જગત) પૂર્વના સંસ્કારોને જ અધીન છે. ॥ ૧૬ ॥

प्रवृत्तेः संस्काराधीनत्वात्किमन्तर्यामिणेत्यर्थः ॥ १६॥

મનુષ્યોની પ્રવૃત્તિ પૂર્વના સંસ્કારોને અધીન હોવાથી અંતર્યામીનું શું પ્રયોજન છે, એમ અર્થ છે. ॥ ૧૬ ॥

तस्मात्स्वभावतो निष्पन्नस्य कर्मण एव सर्वकारणत्वात्कर्मैव पूज्यमित्याह—**देहानिति** सार्धेन।

તેથી પૂર્વજન્મના સંસ્કારથી સંપન્ન થતું કર્મ જ સર્વના કારણરૂપ હોવાથી કર્મ જ પૂજ્ય છે, એમ દોઢ શ્લોકથી કહે છે – '**देहान् इति**।'

**देहानुच्चावचान् जन्तुः प्राप्योत्सृजति कर्मणा।**
**शत्रुर्मित्रमुदासीनः कर्मैव गुरुरीश्वरः॥ १७**

॥ १७॥

પ્રાણી કર્મ વડે જ ઉચ્ચ-નીચ દેહોને પ્રાપ્ત કરીને કર્મ વડે જ તેમને ત્યજે છે. કર્મ જ શત્રુ, મિત્ર અને ઉદાસીન છે તથા ગુરુ અને ઈશ્વર છે. ॥ ૧૭॥

**तस्मात्संपूजयेत्कर्म स्वभावस्थः स्वकर्मकृत्।**
**अञ्जसा येन वर्तेत तदेवास्य हि दैवतम्॥ १८**

માટે પૂર્વજન્મના સંસ્કારમાં રહીને પોતાનું કર્મ કરતા મનુષ્યે કર્મની જ સારી રીતે પૂજા કરવી, કારણ કે જેનાથી સુખપૂર્વક જીવનનિર્વાહ થાય તે જ તેનો દેવ છે. ॥ ૧૮ ॥

संपूजयेत्संमानयेत्। ननु देवतोद्देशेन द्रव्यत्यागात्मकत्वात्कर्मणः कथं देवतां विना सिद्धिरित्याशङ्क्य कर्माङ्गमात्रं देवतेति पक्षमुपसंहरन्निव हेतुवादमाश्रित्यान्यामेव देवतां समर्थयते—अञ्जसेति॥ १८॥

'**संपूजयेत्**' સન્માન આપે – દેવતાને ઉદ્દેશીને દ્રવ્ય આપવારૂપ કર્મની દેવતા વિના કેવી રીતે સિદ્ધિ થાય, એમ આશંકા કરીને દેવતા અંગી એવા કર્મનું અંગ માત્ર છે, એ પક્ષનો ઉપસંહાર કરતાં તર્કનો આશ્રય કરીને (ગોવર્ધન પર્વત, ગાયો વગેરે) બીજા જ દેવતાઓનું સમર્થન કરે છે – '**अञ्जसा इति।**' ॥૧૮॥

हेतुबलेनैव विपक्षे दोषमाह—**आजीव्येति**।

**आजीव्यैकतरं भावं यस्त्वन्यमुपजीवति।**
**न तस्माद्विन्दते क्षेमं जारं नार्यसती यथा॥ १९**

उपजीवति सेवते॥ १९॥

स्ववृत्तिं वक्तुं दृष्टान्तत्वेन वर्णानां वृत्तिभेदमाह—**वर्तेतेति**।

**वर्तेत ब्रह्मणा विप्रो राजन्यो रक्षया भुवः।**
**वैश्यस्तु वार्तया जीवेच्छूद्रस्तु द्विजसेवया॥ २०**

ब्रह्मणा वेदाध्यापनादिना॥ २०॥

वैश्यवृत्तेश्चातुर्विध्यमाह—**कृषीति**।

**कृषिवाणिज्यगोरक्षा कुसीदं तुर्यमुच्यते।**
**वार्ता चतुर्विधा तत्र वयं गोवृत्तयोऽनिशम्॥ २१**

कृषिवाणिज्यसहिता गोरक्षा एवं त्रयम्। कुसीदं वृद्धिजीवनं चतुर्थम्॥ २१॥

ननु गवामपि वृत्तिर्महेन्द्राधीनैवेत्याशङ्क्य निरीश्वरसांख्यमताश्रयेण निराकरोति—**सत्त्वमिति** श्लोकद्वयेन।

**सत्त्वं रजस्तम इति स्थित्युत्पत्त्यन्तहेतवः।**
**रजसोत्पद्यते विश्वमन्योन्यं विविधं जगत्॥ २२**

તર્કના બળથી જ વિપક્ષમાં દોષ જણાવે છે – **'आजीव्य इति।'**

(પોતાના પતિને છોડીને) જાર પુરુષને સેવતી વ્યભિચારિણી સ્ત્રી જેમ કલ્યાણ પામતી નથી, તેમ દેવતાવિશેષનો આશ્રય કરીને જે મનુષ્ય અન્યને સેવે છે તે કલ્યાણ પામતો નથી. ॥ ૧૯ ॥

**'उपजीवति'** સેવે છે. ॥ ૧૯ ॥

પોતાની આજીવિકા જણાવવા માટે દૃષ્ટાન્તરૂપે ચારેય વર્ણોની જુદી જુદી આજીવિકા વર્ણવે છે – **'वर्तेत इति।'**

બ્રાહ્મણે વેદના (અધ્યયન) અધ્યાપન દ્વારા, ક્ષત્રિયે પૃથ્વીની રક્ષા દ્વારા, વૈશ્યે ખેતી, ગોરક્ષા અને વેપાર દ્વારા અને શૂદ્રે દ્વિજ (બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય)ની સેવા દ્વારા આજીવિકા ચલાવવી જોઈએ. ॥ ૨૦ ॥

**'ब्रह्मणा'** વેદના અધ્યાપન વગેરે (યજ્ઞાદિ કરવા, કરાવવા) દ્વારા ॥ ૨૦ ॥

વૈશ્યોની આજીવિકાના ચાર પ્રકાર કહે છે – **'कृषि इति।'**

(વૈશ્યની) આજીવિકા ચાર પ્રકારની કહેવાઈ છેઃ ખેતી, વેપાર સહિત ગોરક્ષા અને ચોથી ધીરધાર કરવાની. તેમાં આપણે તો સદાય ગોપાલન કરતા આવ્યા છીએ. ॥ ૨૧ ॥

ખેતી અને વેપાર સહિત ગોપાલન – એમ ત્રણ અને ચોથી **'कुसीदम्'** ધીરધાર કરવાની આજીવિકા ॥ ૨૧ ॥

હવે ગોરક્ષારૂપી આજીવિકા પણ ઈન્દ્રને જ અધીન છે, એવી શંકા કરવામાં આવે તો નિરીશ્વર સાંખ્યમતના આધારે બે શ્લોકોથી તેનું નિરાકરણ કરે છે – **'सत्त्वम् इति।'**

સ્થિતિ, ઉત્પત્તિ અને લયનાં કારણો સત્ત્વ, રજસ્ અને તમસ્ છે. રજોગુણના કારણે વિશ્વ ઉત્પન્ન થાય છે અને પછી સ્ત્રી-પુરુષના પરસ્પરના સંયોગથી જગત (દેવ, મનુષ્ય, પશુપક્ષી વગેરે) વિવિધરૂપે ઉત્પન્ન થાય છે. ॥ ૨૨ ॥

अन्योन्यं स्त्रीपुरुषयोगेन॥ २२॥

**'अन्योन्यम्'** સ્ત્રીપુરુષના પરસ્પરના સંયોગથી ॥ ૨૨ ॥

**रजसा चोदिता मेघा वर्षन्त्यम्बूनि सर्वतः।**
**प्रजास्तैरेव सिध्यन्ति महेन्द्रः किं करिष्यति॥ २३**

રજોગુણથી પ્રેરાયેલા મેઘો સર્વ તરફ જળવર્ષા કરે છે. તે મેઘો દ્વારા જ (અન્નાદિ પ્રયોજનો સિદ્ધ થતાં) પ્રજા જીવે છે, ત્યારે ઈન્દ્ર શું કરી શકશે? (ઈન્દ્રનું શું પ્રયોજન છે?) ॥ ૨૩ ॥

सर्वत इति। समुद्रशिलोषरादिष्वपि वृष्टिदर्शनान्न प्रेक्षावत्पूर्वकत्वं वृष्टेरिति भावः। तैरेव मेघैरेव। सिध्यन्ति जीवन्ति॥ २३॥

**'सर्वतः इति।'** સમુદ્ર, શિલાઓ અને ઉષરભૂમિ વગેરે ઉપર પણ વૃષ્ટિ થતી દેખાતી હોવાથી બુદ્ધિમત્તાપૂર્વક વૃષ્ટિ થતી નથી હોતી, એવો ભાવ છે. **'तैः एव'** તે મેઘો દ્વારા જ **'सिध्यन्ति'** (પ્રજાઓ) જીવે છે. ॥૨૩॥

तथापि योगक्षेमार्थं देवतापेक्षेति चेदत आह—**न नः पुर इति।**

(દેવો વિના પણ જગતની ઉત્પત્તિ વગેરે થાય છે,) તેમ છતાં યોગ (અપ્રાપ્તની પ્રાપ્તિ) અને ક્ષેમ (પ્રાપ્તના રક્ષણ) માટે દેવની અપેક્ષા છે, એમ જો કહેવામાં આવે તો તે માટે ઉત્તર આપે છે – **'न नः पुरः इति।'**

**न नः पुरो जनपदा न ग्रामा न गृहा वयम्।**
**वनौकसस्तात नित्यं वनशैलनिवासिनः॥ २४**

હે પિતાજી, આપણી પાસે નથી શહેરો, નથી દેશો, નથી ગામો કે નથી ઘરો. આપણે વનવાસી હોઈ સદાય વન અને પહાડોમાં વસીએ છીએ.॥ ૨૪ ॥

पुरः पत्तनानि। जनपदा देशाः। अस्माकं योगक्षेमहेतुर्वनशैलादय एवेति भावः॥ २४॥

**'पुरः'** શહેરો, **'जनपदाः'** દેશો – આપણા યોગક્ષેમનું કારણ વન, પર્વત વગેરે જ છે, એવો ભાવ છે. ॥ ૨૪ ॥

ब्राह्मणानपि संगृह्णन्निगमयति—**तस्मादिति।**

બ્રાહ્મણોને પણ સાથે લઈને નિર્ણય કરે છે – **'तस्मात् इति।'**

**तस्माद्गवां ब्राह्मणानामद्रेश्चारभ्यतां मखः।**
**य इन्द्रयागसंभारास्तैरयं साध्यतां मखः॥ २५**

તેથી ગાયો, બ્રાહ્મણો અને પર્વતોના યજ્ઞનો આરંભ કરો! ઈન્દ્રયાગની જે સામગ્રીઓ છે તેમનાથી આ યજ્ઞ સિદ્ધ કરો! ॥ ૨૫ ॥

स्वयमुत्प्रेक्षितयागप्रयोगकल्पनामाह—य इन्द्रयागसंभारा इति सार्धपञ्चभिः। संभाराः साधनानि॥ २५॥

ભગવાને પોતે જ વિચારેલા યજ્ઞના પ્રયોગની કલ્પના સાડા પાંચ શ્લોકથી જણાવે છે – **'ये इन्द्रयागसंभाराः इति।'** **'सम्भाराः'** સામગ્રીઓ ॥૨૫॥

**वंशीधरी—**ब्राह्मणान् विना कर्ममात्रं न सेत्स्यतीत्यभिप्रेत्याह।

બ્રાહ્મણો વિના એકેય કાર્ય સિદ્ધ થતું નથી, એવા અભિપ્રાયથી કહે છે –

**पच्यन्तां विविधाः पाका सूपान्ताः पायसादयः।**
**संयावापूपशष्कुल्यः सर्वदोहश्च गृह्यताम्॥ २६**

દૂધપાકથી માંડીને મગની દાળ સુધીની વિવિધ વાનગીઓ રાંધો. લાપશી, માલપૂડા, જલેબી રાંધો તથા બધું દૂધ એકઠું કરો. ॥ ૨૬ ॥

सूपं मौद्गम्। पायसं केवले पयसि पक्वम्। संयावादयो गोधूमादिविक्रियाः। क्रमश्च सूपपायसयोः श्रुत्या। दोहस्यार्थतोऽन्येषां पाठतः ॥ २६ ॥

यागशोभार्थं श्रद्धोत्पादनार्थं चाह—**हूयन्तामिति**।

**हूयन्तामग्नयः सम्यक् ब्राह्मणैर्ब्रह्मवादिभिः।**
**अन्नं बहुविधं तेभ्यो देयं वो धेनुदक्षिणाः ॥ २७**

धेनुदक्षिणाः धेनुसहिता दक्षिणाः, ता एव वा दक्षिणाः, वो युष्माभिः ॥ २७ ॥

**अन्येभ्यश्चाश्वचाण्डालपतितेभ्यो यथार्हतः।**
**यवसं च गवां दत्त्वा गिरये दीयतां बलिः ॥ २८**

यवसं तृणम् ॥ २८ ॥

**स्वलंकृता भुक्तवन्तः स्वनुलिप्ताः सुवाससः।**
**प्रदक्षिणं च कुरुत गोविप्रानलपर्वतान् ॥ २९**
॥ २९ ॥

**एतन्मम मतं तात क्रियतां यदि रोचते।**
**अयं गोब्राह्मणाद्रीणां मह्यं च दयितो मखः ॥ ३०**

सर्वान् शिरःकम्पेनानुमोदयन्नाह—गोब्राह्मणाद्रीणामिति। मह्यं मम च ॥ ३० ॥

**'सूपम्'** મગની દાળ – **'पायसम्'** કેવળ દૂધમાં રાંધેલું, **'संयावः'** ઘઉંના લોટ (ઘી અને ખાંડ)ની વિવિધ વાનગીઓ વગેરે – વાનગીઓનો ક્રમ પ્રથમ પાયસ અને અંતમાં મગની દાળ, એમ શબ્દના શ્રવણથી નિશ્ચિત થાય છે. **'दोहः'** (દૂધ)નો અર્થ (દૂધ, દહીં, છાશ, માખણ એમ) પ્રયોજન અનુસાર તથા બીજાનો (શીરા વગેરેનો ક્રમ) મૂળ પાઠ પ્રમાણે સમજવો. ॥ २६ ॥

યજ્ઞની શોભા માટે અને શ્રદ્ધા ઉત્પન્ન કરવા માટે કહે છે – **'हूयन्ताम् इति।'**

વેદવાદી વિપ્રો દ્વારા (ગાર્હપત્યાદિ) અગ્નિઓમાં વિધિવત્ આહુતિ આપવામાં આવે. તે બ્રાહ્મણોને (લેહ્ય, ચોષ્ય વગેરે) અનેક પ્રકારનું અન્ન, ગાયો અને દક્ષિણા તમારા દ્વારા આપવા યોગ્ય છે. ॥ २७ ॥

**'धेनुदक्षिणाः'** ગાય સહિત દક્ષિણા અથવા તે ગાયો એ જ દક્ષિણા **'वः'** તમારા દ્વારા (તૃ.વિ.માં **वः** રૂપ આવતું નથી.) ॥ २७ ॥

કૂતરાથી માંડીને ચાંડાળ અને પતિતો સુધીના બીજા સર્વને યથાયોગ્ય (અન્નાદિ), ગાયોને ઘાસચારો અને ગોવર્ધન પર્વતને (પાયસાદિ) ભોગ ધરવામાં આવે. ॥ २८ ॥

**'यवसम्'** ઘાસચારો ॥ २८ ॥

સારી રીતે અલંકૃત થઈ, ભોજન કરી, (ચંદનાદિનો) સુંદર લેપ કરીને, સુંદર વસ્ત્રો પહેરીને ગાયો, વિપ્રો, અગ્નિઓ અને ગોવર્ધન પર્વતની પ્રદક્ષિણા કરો. ॥ २९ ॥ २९ ॥

હે પિતાજી, આ મારું મન્તવ્ય છે, જો તમને રુચે તો કરો. (મારો કહેલો) આ યજ્ઞ ગાયોને, બ્રાહ્મણોને, ગોવર્ધન પર્વતને અને મને પણ પ્રિય છે. ॥ ३० ॥

માથું ધુણાવવા દ્વારા સર્વને આનંદ આપતા ભગવાન કહે છે – **'गोब्राह्मणाद्रीणाम् इति।'** **'मह्यम्' मम** મને પણ ॥ ३० ॥

श्रीशुक उवाच

**कालात्मना भगवता शक्रदर्पं जिघांसता।**
**प्रोक्तं निशम्य नन्दाद्या साध्वगृह्णन्त तद्वचः ॥ ३१**

॥ ३१ ॥

**श्री शुकदेवजी बोल्या** – ઈન્દ્રના ગર્વનો નાશ કરવા ઈચ્છતા કાળસ્વરૂપ ભગવાન દ્વારા કહેવામાં આવેલું તે વચન સાંભળીને નંદરાયજી વગેરેએ સાદર સ્વીકાર્યું. ॥ ૩૧ ॥ ૩૧ ॥

**वंशीधरी**—कालस्य सर्वदर्पहरत्वाद्भगवतोऽपीन्द्रदर्पहरणात्तद्रूपत्वेन विशिनष्टि—कालात्मनेति।

કાળ સર્વનો ગર્વ હરનારો હોવાથી ભગવાનને કાળરૂપે વિશેષણપૂર્વક કાળસ્વરૂપ કહ્યા છે, કારણ કે ભગવાન પણ ઈન્દ્રનો ગર્વ હરનારા છે.

**तथा च व्यदधुः सर्वं यथाह मधुसूदनः।**
**वाचयित्वा स्वस्त्ययनं तद्द्रव्येण गिरिद्विजान् ॥ ३२**

**उपहृत्य बलीन्सर्वानादृता यवसं गवाम्।**
**गोधनानि पुरस्कृत्य गिरिं चक्रुः प्रदक्षिणम् ॥ ३३**

**अनांस्यनडुद्युक्तानि ते चारुह्य स्वलंकृताः।**
**गोप्यश्च कृष्णवीर्याणि गायन्त्यः सद्विजाशिषः ॥ ३४**

ભગવાન મધુસૂદને જેમ કહ્યું હતું તેમ બધાએ કર્યું. (બ્રાહ્મણો પાસે) સ્વસ્તિવાચન કરાવીને (ઈન્દ્રયાગ માટે તૈયાર કરેલાં) તે દ્રવ્યોથી ગોવર્ધન પર્વત અને બ્રાહ્મણોને સર્વ નૈવેદ્યો તથા ગાયોને ઘાસચારો સમર્પીને તેમ જ બ્રાહ્મણો પાસેથી આશીર્વાદ પ્રાપ્ત કરીને સારી રીતે અલંકૃત થયેલા આદરયુક્ત નંદરાયજી વગેરે ગોવાળો અને શ્રીકૃષ્ણનાં પરાક્રમોનું ગાન કરતાં ગોપીજનોએ ગોધણને આગળ કરીને બળદો જોડેલાં ગાડાંઓમાં બેસીને ગિરિરાજ ગોવર્ધનની પ્રદક્ષિણા કરી. ॥ ૩૨ ॥ ૩૩ ॥ ૩૪ ॥

तद्द्रव्येण तेन महेन्द्रमखद्रव्येण गिरिं द्विजान्प्रति यथायथम् ॥ ३२ ॥ बलीनुपहृत्य दत्त्वा। आदृताः सादराः ॥ ३३ ॥ अनडुद्युक्तान्युत्तमानडुद्भिर्युक्तानि। सद्विजाशिषो द्विजाशीर्भिः सहिताः ॥ ३४ ॥

**'तत्-द्रव्येण'** ઈન્દ્રયાગ માટે તૈયાર કરેલાં તે દ્રવ્યો વડે ગોવર્ધન પર્વત અને બ્રાહ્મણોને યથાયોગ્ય રીતે (નૈવેદ્ય સમર્પીને) ॥ ૩૨ ॥ **'बलीन् उपहृत्य'** નૈવેદ્યો ધરાવીને **'आदृताः'** આદરયુક્ત નંદાદિ ગોપો ॥ ૩૩ ॥ **'अनडुद्-युक्तानि'** શ્રેષ્ઠ બળદોથી યુક્ત થયેલાં (ગાડાંઓમાં) – **'सद्विजाशिषः'** બ્રાહ્મણોના આશીર્વાદ પ્રાપ્ત કરેલા નંદાદિ ગોપો ॥ ૩૪ ॥

**कृष्णस्त्वन्यतमं रूपं गोपविश्रम्भणं गतः।**
**शैलोऽस्मीति ब्रुवन्भूरि बलिमाददद्बृहद्वपुः ॥ ३५**

શ્રીકૃષ્ણે ગોપજનોને (ગોવર્ધન પર્વતમાં) વિશ્વાસ ઉપજાવનારું, (પર્વત જેવા) વિશાળ વપુવાળું અન્ય રૂપ ધારણ કર્યું અને 'હું ગિરિરાજ છું.' એમ કહેતાં તે પુષ્કળ પકવાનો આરોગવા લાગ્યા. ॥ ૩૫ ॥

गोपविश्रम्भणं गोपानां विश्वासजनकं रूपं गतः प्राप्तः सन् बलिमुपहारमाददभक्षयत् ॥ ३५ ॥

**'गोपविश्रम्भणम्'** ગોપજનોને વિશ્વાસ ઉપજાવનારું રૂપ **'गतः'** પ્રાપ્ત કરીને **'बलिम्'** ઉપહાર(રૂપે લાવવામાં આવેલાં પકવાનો) આરોગવા લાગ્યા. ॥ ૩૫ ॥

**वि. चक्र.**—अन्यतमं गोवर्द्धनपर्वतोपरि द्वितयं पर्वतमिव सर्वेन्द्रियवत् स्वरूपं गतः प्राप्तः गोपानां विश्रम्भणं पर्वत एवायमिति विश्वासो यत्र तत् शैलोऽस्मीति एतद्देशाधिपतिरहमेव युष्मद्भक्त्या प्रसन्नः प्रादुरभूवं स्वस्वाभिमतं वरं वृणुतेति विब्रुवन् बलिं नैवेद्यं दूरस्थैर्निकटस्थैः नन्दग्रामादिवर्त्तिभिर्वा व्रज-वासीजनैरपरोक्षतः परोक्षतो वा ध्यानेन समर्प्यमाणं सहस्रकोटिहस्तस्ततस्तत्स्थानादतिदीर्घानतिदीर्घीकृत-पाणिभिरादयंस्तांस्तानानन्दयन्नादत् भुङ्क्ते स्म।

ગોવર્ધન પર્વત ઉપર બીજું એવું જ પર્વતનું શિખર હોય તેવું, સર્વ ઇન્દ્રિયોવાળું સ્વરૂપ ધારણ કરીને વ્રજવાસીઓને જ્યાં એવો વિશ્વાસ હતો કે 'આ પર્વત જ છે.' ત્યાં 'હું ગિરિરાજ છું, આ પ્રદેશનો અધિપતિ હું જ છું. તમારી ભક્તિથી પ્રસન્ન થઈ આવિર્ભાવ પામ્યો છું. પોતપોતાના મનવાંચ્છિત વરદાનનું વરણ કરી લો.' એમ બોલતા ભગવાન દૂરના, પાસેના કે નંદગામના વ્રજવાસીઓ દ્વારા પ્રત્યક્ષ, પરોક્ષ કે ધ્યાનપૂર્વક સમર્પણ કરવામાં આવેલાં (વ્યંજનો) સહસ્રકોટિ શ્રીહસ્તવાળા તે અનેક સ્થાનેથી અતિશય લંબાવેલી હથેળીઓથી ખાતા, ત્યાં રહેલા વ્રજજનોને આનંદ આપતા આરોગવા લાગ્યા.

**तस्मै नमो व्रजजनैः सह चक्रेऽऽत्मनात्मने।**
**अहो पश्यत शैलोऽसौ रूपी नोऽनुग्रहं व्यधात्॥ ३६**

ભગવાન શ્રીકૃષ્ણે પોતે પોતાના તે સ્વરૂપને વ્રજવાસીઓ સહિત નમસ્કાર કર્યા. (અને કહ્યું:) અહો! જુઓ, આ ગિરિરાજ ગોવર્ધને પ્રત્યક્ષ (પ્રકટ) થઈ આપણી ઉપર અનુગ્રહ કર્યો છે. ॥ ૩૬ ॥

तस्मै आत्मने आत्मना स्वयं व्रजजनैः सह नमश्चक्रे। अहो इति सार्धश्लोकं पठन्॥ ३६॥

પોતાના તે સ્વરૂપને પોતે વ્રજજનો સાથે નમસ્કાર કર્યા. '**अहो इति**' એમ દોઢ શ્લોક કહેતા ભગવાન જણાવે છે. ॥ ૩૬ ॥

**एषोऽवजानतो मर्त्यान्कामरूपी वनौकसः।**
**हन्ति ह्यस्मै नमस्यामः शर्मणे आत्मनो गवाम्॥ ३७**

હે વ્રજવાસીઓ, યથેષ્ટ રૂપ ગ્રહણ કરવાને સમર્થ આ ગિરિરાજ પોતાની અવહેલના કરનાર મનુષ્યોનો (સર્પ, વીંછી વગેરે રૂપ લઈ) નાશ કરે છે, માટે આપણા તથા ગાયોના કલ્યાણ માટે આપણે આ ગિરિરાજ ગોવર્ધનને નમસ્કાર કરીએ છીએ. ॥ ૩૭ ॥

कामरूपी सर्पादिरूपः। अस्मै अद्रये। शर्मणे क्षेमाय॥ ३७॥

યથેષ્ટ રૂપ ગ્રહણ કરવાને સમર્થ હોઈ સર્પ વગેરે રૂપ લઈને – આ ગિરિરાજ પર્વતને – '**शर्मणे**' કલ્યાણ માટે ॥ ૩૭ ॥

**इत्यद्रिगोद्विजमखं वासुदेवप्रणोदिताः।**
**यथा विधाय ते गोपाः सहकृष्णा व्रजं ययुः॥ ३८**

॥ ३८॥

આમ, ભગવાન વાસુદેવ શ્રીકૃષ્ણ દ્વારા પ્રેરણા પામેલા તે (નંદરાયજી વગેરે) ગોપજનો શ્રી ગિરિરાજ મહારાજ, ગાયો અને બ્રાહ્મણોનો યજ્ઞ વિધિવત્ કરીને ભગવાન શ્રીકૃષ્ણચંદ્ર સાથે વ્રજમાં પધાર્યા. ॥ ૩૮ ॥ ૩૮ ॥

'कर्मैवालं प्राक् स्वभावो गुणो वा
कर्माङ्गं वा तद्वशो वा महेशः।
वार्ताकर्त्री देवतेतीयमुक्ता
देवक्षोभे षण्मती न त्वभीष्टा॥'

૧ કર્મ જ સમર્થ છે. ૨ કર્મનું કારણ પૂર્વજન્મના સંસ્કારો છે. ૩ ગુણો જ ઉત્પત્તિ, સ્થિતિ અને નાશનું કારણ છે. ૪ દેવો કર્મનાં અંગરૂપ છે. ૫ ઈશ્વર પણ કર્મને અધીન છે અને ૬ આપણી આજીવિકા આપનાર એ જ આપણા ઈષ્ટદેવ છે. આ છ મંતવ્યો ભગવાન શ્રીકૃષ્ણે આ અધ્યાયમાં કહ્યા છે, તે કેવળ ઈન્દ્રદેવને કોપાવવા માટે જ કહ્યા છે. શ્રીકૃષ્ણને પોતાને આ માન્ય નથી.

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे पूर्वार्धे इन्द्रयज्ञनिवारणनाम्नः चतुर्विंशतितमोऽध्यायः॥ २४॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे पूर्वार्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां चतुर्विंशतितमोऽध्यायः॥ २४॥

*****

# अथ पञ्चविंशोऽध्यायः

## ગોવર્ધનધારણ

पञ्चविंशे रुषा शक्रे व्रजनाशाय वर्षति।
उद्धृत्य गिरिमासारादरक्षद्गोकुलं प्रभुः॥ १॥

વ્રજનો નાશ કરવા માટે ઈન્દ્ર ક્રોધથી વરસવા લાગ્યો ત્યારે ગોવર્ધનગિરિ ઊંચકીને મુશળધાર ધોધમાર વરસાદથી શ્રીકૃષ્ણ પ્રભુએ ગોકુળની રક્ષા કરી. (તે કથા) પચ્ચીસમા અધ્યાયમાં છે. ॥ ૧ ॥

श्रीशुक उवाच

**इन्द्रस्तदात्मनः पूजां विज्ञाय विहतां नृप।**
**गोपेभ्यः कृष्णनाथेभ्यो नन्दादिभ्यश्चुकोप सः॥ १**

**શ્રીશુકદેવજી બોલ્યા** – હે રાજા, પોતાની પૂજાને (ગોવાળો દ્વારા) નાશ પામેલી જાણીને શ્રીકૃષ્ણ જેમના નાથ છે તે નંદરાયજી વગેરે ગોવાળો ઉપર તે (પ્રસિદ્ધ દેવરાજ) ઈન્દ્ર ક્રોધે ભરાયો. ॥ ૧ ॥

कृष्णो नाथो येषां तेभ्यः॥ १॥

શ્રીકૃષ્ણ નાથ છે જેમના તેમની ઉપર ॥ ૧ ॥

**गणं सांवर्तकं नाम मेघानां चान्तकारिणाम्।**
**इन्द्रः प्राचोदयत्क्रुद्धो वाक्यं चाहेशमान्युत॥ २**

પોતાને ઈશ્વર માનતા ઈન્દ્રે ક્રોધિત થઈને પ્રલયકારી મેઘોના સાંવર્તક નામના સમુદાયને (વ્રજના નાશ માટે) પ્રેર્યો અને (પ્રેરણા આપતું) વાક્ય બોલ્યો. ॥ ૨ ॥

क्रुद्धः सन्निन्द्रः सांवर्तकं नाम संवर्तः प्रलयस्तत्कर्तारं मेघानां प्रसिद्धं गणं प्राचोदयत् प्रेषयामास। ननु कृष्णनाथानां घाते कथं प्रवृत्त इत्याशङ्क्य आत्मसंभावनया निरस्तविवेकत्वादि-

ક્રોધિત થઈને ઈન્દ્રે સાંવર્તક નામના **'संवर्तः'** પ્રલય, તેના કરનારા મેઘોના પ્રસિદ્ધ સમુદાયને **'प्राचोदयत्'** પ્રેરણા કરી. શ્રીકૃષ્ણ જેમના નાથ છે તેમને મારવા માટે તે ઈન્દ્ર કેવી રીતે પ્રવૃત્ત થયો, એવી આશંકા કરીને, **'आत्मसम्भावनया'** (પૃથ્વી પર) મારાથી ચડિયાતો બીજો કોણ છે તેવો હોવાથી

त्याशयेनाह— वाक्यं चाहेत्यादिपञ्चभिः—ईशमानी अहमेवेश्वर इति गर्ववान्॥ २॥

**अहो श्रीमदमाहात्म्यं गोपानां काननौकसाम्।**
**कृष्णं मर्त्यमुपाश्रित्य ये चक्रुर्देवहेलनम्॥ ३**

देवहेलनं देवस्य ममावज्ञाम्॥ ३॥

**यथाऽदृढैः कर्ममयैः क्रतुभिर्नामनौनिभैः।**
**विद्यामान्वीक्षिकीं हित्वा तितीर्षन्ति भवार्णवम्॥ ४**

**वाचालं बालिशं स्तब्धमज्ञं पण्डितमानिनम्।**
**कृष्णं मर्त्यमुपाश्रित्य गोपा मे चक्रुरप्रियम्॥ ५**

अदृढैरसमर्थैः कर्ममयैः क्रियानिर्वर्त्यैरत एव नामनौनिभैर्नाममात्रेण या नौरिति व्यवह्रियते तत्सदृशैः। आन्वीक्षिकीमात्मानुस्मृतिरूपाम्॥ ४॥ तथा वाचालं बहुभाषिणं बालिशं शिशुं, पण्डित-मानिनं पण्डितंमन्यम्, अतः स्तब्धमविनीतमिति निन्दायां योजितापीन्द्रस्य भारती कृष्णं स्तौति। तथा हि—वाचालं शास्त्रयोनिम्। बालिशमेवमपि शिशुवन्निरभिमानिनम्। स्तब्धमन्यस्य वन्द्यस्या-भावादनम्रम्। अज्ञं नास्ति ज्ञो यस्मात्तं सर्वज्ञमित्यर्थः। पण्डितमानिनं ब्रह्मविदां बहुमाननीयम्। कृष्णं सदानन्दरूपं परं ब्रह्म। मर्त्यं तथापि भक्तवात्सल्येन मनुष्यतया प्रतीयमानमिति॥ ५॥

તેનો વિવેક દૂર થઈ ગયો હોઈને (તે પ્રવૃત્ત થયો), એવા આશયથી પાંચ શ્લોકો દ્વારા કહે છે – **'वाक्यं च आह'** વગેરે – **'ईशमानी'** 'હું જ ઈશ્વર છું.' એવા ગર્વવાળો ॥ ૨ ॥

ઓહો હો, આ જંગલવાસી ગોવાળિયાઓના શ્રીમદની મહત્તા (જુઓ), કે જેઓએ કૃષ્ણ નામના મનુષ્યનો આશ્રય કરીને દેવ એવા મારી અવજ્ઞા કરી! ॥ ૩ ॥

**'देवहेलनम्'** દેવ એવા મારી અવજ્ઞા કરી ! ॥૩॥

જેમ કેટલાક (મંદમતિઓ) આત્મજ્ઞાનરૂપ (આન્વીક્ષિકી) વિદ્યાને છોડીને ક્રિયાથી સમ્પન્ન થનારા, અસમર્થ અને નામ માત્રની નૌકા જેવા યજ્ઞોથી સંસારસાગરને તરવા ઈચ્છે છે, ॥ ૪ ॥ (તેમ) ગોવાળિયાઓએ વાતોડિયા, છોકરમત, અક્કડ, મૂર્ખ અને પોતાને પંડિત માનતા કૃષ્ણ નામના મનુષ્યનો આશ્રય કરીને મારું અપ્રિય કર્યું છે. ॥ ૫ ॥ (સરખાવો મુંડક ૧/૨/૭-૮)

**'अदृढैः'** અસમર્થ **'कर्ममयैः'** ક્રિયાથી સમ્પન્ન થનારા, અતિશય ક્રિયાવ્યાપારવાળા, આથી **'नाम-नौ-निभैः** નામમાત્રની જે નૌકા છે, એમ કહેવામાં આવે છે. તેના જેવા યજ્ઞોથી – **'आन्वीक्षिकीम्'** આત્મજ્ઞાનરૂપ વિદ્યાને ॥ ૪ ॥ તેમ **'वाचालम्'** વાતોડિયા, **'बालिशम्'** છોકરડા, **'पण्डितमानिनम्'** પોતાને પંડિત માનનાર, આથી **'स्तब्धम्'** અક્કડ એમ નિંદા માટે પ્રયુક્ત થયેલી ઈન્દ્રની સરસ્વતી (વાણી) શ્રીકૃષ્ણની સ્તુતિ કરે છે. તે અનુસાર – **'वाचालम्'** શાસ્ત્રયોનિરૂપ (બ્ર.સૂ.૧/૧/૩), **'बालिशम्'** (શાસ્ત્રયોનિરૂપ) આવા હોવા છતાં શિશુ જેવા નિરભિમાની, **'स्तब्धम्'** બીજું કોઈ વંદનને યોગ્ય ન હોવાથી અવિનીત, અક્કડ, **'अज्ञम्'** જેના કરતાં જ્ઞાની કોઈ નથી તે સર્વજ્ઞ, એમ અર્થ છે. **'पण्डितमानिनम्'** બ્રહ્મજ્ઞાનીઓના અતિ માનનીય, **'कृष्णम्'** સદા આનંદરૂપ પરબ્રહ્મ – **'मर्त्यम्'** મરણશીલ મનુષ્ય હોવા છતાં ભક્તવાત્સલ્યથી મનુષ્ય તરીકે પ્રતીત થતા ॥ ૫ ॥

**एषां श्रियाऽवलिप्तानां कृष्णेनाध्मायितात्मनाम्।**
**धुनुत श्रीमदस्तम्भं पशून्नयत संक्षयम्॥ ६**

अवलिप्तानां मत्तानाम्। आध्मायितात्मनां बृंहितदेहानाम्। धुनुतापनयत। श्रीमदेन यः स्तम्भो गर्वस्तम्॥ ६॥

બિભ્યતસ્તાન્પ્રત્યાહ—**अहं चेति**।

संपत्तिथी छकी गयेला, कृष्ण द्वारा फुलाववामां आवेला मनवाळा आ गोवाळियाना लक्ष्मीना मदथी थयेली अकडाई दूर करो अने (तेमनां) पशुओने विनाश प्राप्त करावो. ॥ ६ ॥

**'अवलिप्तानाम्'** छकी गयेलाओना, **'आध्मायित-आत्मनाम्'** फुलाववामां आवेला मनवाळा गोवाळोना लक्ष्मीना मदथी थयेली जे **'स्तम्भः'** अकडाई छे तेने **'धुनुत'** दूर करो. ॥ ६ ॥

भय पामता ते मेघोने कहे छे – **'अहं च इति**।'

**अहं चैरावतं नागमारुह्यानुव्रजे व्रजम्।**
**मरुद्गणैर्महावीर्यैर्नन्दगोष्ठजिघांसया ॥ ७**

अनुव्रजे अन्वनन्तरमेवागमिष्यामि। मरुद्गणैर्देवगणैः सह ॥ ७॥

हुं पण ऐरावत हाथी उपर बेसीने महापराक्रमी वायुगणोनी साथे नंदना व्रजनो नाश करवानी ईच्छाथी पछी तरत ज व्रजमां आवी पहोंचीश. (पहोंचुं छुं.) ॥ ७ ॥

**'अनुव्रजे'** पछी तरत ज आवी पहोंचीश – **'मरुद्गणैः'** मरुत् देवोनी साथे ॥ ७ ॥

**श्रीशुक उवाच**

**इत्थं मघवताज्ञप्ता मेघा निर्मुक्तबन्धनाः।**
**नन्दगोकुलमासारैः पीडयामासुरोजसा॥ ८**

मघवता इन्द्रेण निर्मुक्तं बन्धनं येषां ते। प्रलयाभिप्रायेण बद्धा आसन्। तदा निर्मुक्तबन्धनाः सन्त आसारैर्धारासंपातैः पीडयामासुः॥ ८॥

**श्रीशुकदेवजी बोल्या** – आम, ईन्द्र द्वारा आज्ञा प्राप्त करेला अने बंधनमुक्त थयेला मेघो नंदजीना गोकुळने वेगपूर्वक धारासंपात करीने पीडवा लाग्या. ॥ ८ ॥

**'मघवता'** ईन्द्र द्वारा मुक्त करवामां आव्युं छे बंधन जेमनुं ते मेघो – प्रलय करवाना अभिप्रायथी (वचन)बद्ध थयेला – ते समये **'निर्मुक्तबन्धनाः'** (विगलित–जलस्तम्भाः–वं. बंधनथी मुक्त थयेला जळना थांभला) थईने **'आसारैः'** मुशळधारे एक साथे पडवा द्वारा पीडा करवा लाग्या. ॥ ८ ॥

**विद्योतमाना विद्युद्भिः स्तनन्तः स्तनयित्नुभिः।**
**तीव्रैर्मरुद्गणैर्नुन्ना ववृषुर्जलशर्कराः॥ ९**

स्तनयित्नुभिरशनिभिः। स्तनन्तो गर्जन्तः। मरुद्गणैरावहप्रवहादिवायुसमूहैर्नुन्नाः प्रेरिताः। जलशर्करा जलोपलान्॥ ९॥

(भयानक) वीजळीओथी चमकता, वज्र(ना कडाकाओ)थी गरजता, प्रचंड आंधीओथी प्रेरित थयेला (मेघो मोटा मोटा) जळना करा वरसाववा लाग्या. ॥ ९ ॥

**'स्तनयित्नुभिः'** वज्र(पात थवाथी थता कडाकाओ)थी **'स्तनन्तः'** गरजता – **'मरुद्गणैः' आवह, प्रवह ( निवह, विवह, संवह, उद्वह, परावह )** वगेरे वायुसमूहोथी **'नुन्नाः'** प्रेरित थयेला मेघो **'जलशर्कराः'** बरफना मोटा मोटा कराओने ॥ ९ ॥

**स्थूणास्थूला वर्षधारा मुञ्चत्स्वभ्रेष्वभीक्ष्णशः ।**
**जलौघैः प्लाव्यमाना भूर्नादृश्यत नतोन्नतम् ॥ १०**

स्थूणावत्स्थूलाः । अभ्रेषु मुञ्चत्सु सत्सु । नतोन्नतं निम्नमुन्नतं तद्विपरीतं यथा भवति तथा भूर्नादृश्यत ॥ १० ॥

**अत्यासारातिवातेन पशवो जातवेपनाः ।**
**गोपा गोप्यश्च शीतार्ता गोविन्दं शरणं ययुः ॥ ११**

जातवेपना जातकम्पाः ॥ ११ ॥

तत्र पशूनां यानं विशिनष्टि—**शिर इति**।

**शिरः सुतांश्च कायेन प्रच्छाद्यासारपीडिताः ।**
**वेपमाना भगवतः पादमूलमुपाययुः ॥ १२**
॥ १२ ॥

गोपगोपीनां प्रार्थनामाह—**कृष्ण कृष्णेति**।

**कृष्ण कृष्ण महाभाग त्वन्नाथं गोकुलं प्रभो ।**
**त्रातुमर्हसि देवान्नः कुपिताद्भक्तवत्सल ॥ १३**

त्वमेव नाथो यस्य तद्गोकुलं गवां कुलं वंशं नोऽस्मांश्च देवादिन्द्रात्त्रातुं रक्षितुमर्हसि ॥ १३ ॥

**शिलावर्षनिपातेन हन्यमानमचेतनम् ।**
**निरीक्ष्य भगवान्मेने कुपितेन्द्रकृतं हरिः ॥ १४**

विज्ञापनात्पूर्वमेव कुपितेनेन्द्रेण कृतं तद्वर्षं मेने ॥ १४ ॥

વાદળો જ્યારે થાંભલા જેવો સ્થૂળ (મુશળધાર) વરસાદ વારંવાર વરસાવવા લાગ્યા, ત્યારે ઊંચાણની છે કે નીચાણની છે, એમ જળરાશિના પૂરથી ડૂબી ગયેલી ભૂમિ જણાતી ન હતી. ॥ ૧૦ ॥

થાંભલા જેવી ઝડી – વાદળો વરસાવતાં હતાં ત્યારે ‘**नत-उन्नतम्**’ નીચાણની, ઊંચાણની, તેનાથી વિપરીત, સમતળ જેમ હોય તે રીતે, ભૂમિ જણાતી ન હતી. ॥ ૧૦ ॥

અતિશય મુશળધાર વરસાદથી અને પ્રચંડ વંટોળને કારણે ધ્રૂજતાં અને ટાઢથી પીડાયેલાં પશુઓ, ગોવાળો અને ગોપીઓ ગોવિંદ ભગવાનને શરણે ગયાં.॥૧૧॥

‘**जातवेपनाः**’ ધ્રૂજતાં (ઢોર અને ગોપગોપીઓ) ॥ ૧૧ ॥

તે ગાયોની જવાની ક્રિયાને વિશેષણપૂર્વક કહે છે – ‘**शिरः इति**।’

મુશળધાર વરસાદ (અને કરાઓની ઝડીઓ)થી પીડાયેલી અને ધ્રૂજતી ગાયો મસ્તક અને વાછરડાંઓને પોતાના શરીરથી ઢાંકીને ભગવાનના ચરણકમળની સમીપમાં ગયાં. ॥ ૧૨ ॥ ૧૨ ॥

ગોપગોપીઓની પ્રાર્થનાને વર્ણવે છે – ‘**कृष्ण कृष्ण इति**।’

હે કૃષ્ણ, હે કૃષ્ણ, હે મહાભાગ, હે પ્રભુ, હે ભક્તવત્સલ, આપ જ જેમના નાથ છો તે ગોવંશનું અને અમારું, દેવરાજ ઇન્દ્રથી રક્ષણ કરવાને આપ સમર્થ છો. ॥ ૧૩ ॥

આપ જ જેમના નાથ છો તે ‘**गो-कुलम्**’ ગાયોના ‘**वंशम्**’ વંશનું તથા ‘**नः**’ અમારું દેવરાજ ઇન્દ્રથી ‘**त्रातुम्**’ રક્ષણ કરવાને આપ સમર્થ છો.॥૧૩॥

(બરફની) શિલાઓના વરસાદની નિષ્ઠુર ઝડીઓ પડવાથી (ગોકુળને) નાશ પામતું ચેતનાહીન થયેલું જોઈને ભગવાન શ્રીહરિએ ક્રોધે ભરાયેલા ઇન્દ્રનું કરતૂત જાણી લીધું. ॥ ૧૪ ॥

વ્રજવાસીઓના જણાવતાં પહેલાં જ ક્રોધિત થયેલા ઇન્દ્રે કરેલી તે વર્ષાને ભગવાને જાણી લીધી હતી. ॥ ૧૪ ॥

कथं मेने तदाह—**अपर्त्विति**।

**अपर्त्वत्युल्बणं वर्षमतिवातं शिलामयम्।**
**स्वयागे निहतेऽस्माभिरिन्द्रो नाशाय वर्षति॥ १५**

अपगत ऋतुर्यस्य तद्वर्षमतिशयितो वातो यस्मिंस्तदतिवातम्। शिलामयं शिलाप्रचुरम्॥ १५॥

तत्र प्रतिज्ञापूर्वं गोवर्धनोद्धरणमाह—**तत्रेति**।

**तत्र प्रतिविधिं सम्यगात्मयोगेन साधये।**
**लोकेशमानिनां मौढ्याद्धरिष्ये श्रीमदं तमः॥ १६**

तत्र प्रतिविधिं प्रतीकारं स्वसामर्थ्येन साधयिष्यामि। तेन च मौढ्याल्लोकेशमानिनां श्रीमदलक्षणं तमो हरिष्यामि। बहुवचनेन वरुणादीनभिप्रैति॥ १६॥

**वैष्णवतोषिणी**—सम्यक् सर्वेषां सुखपूर्वक-निजदासवर्यमाहात्म्यप्रदर्शनादिप्रकारेण साधये।

ननु देवाः सात्त्विकास्त्वद्भक्ताश्च कुतस्तेषां तमस्तत्राह—**न हीति**।

**न हि सद्भावयुक्तानां सुराणामीशविस्मयः।**
**मत्तोऽसतां मानभंगः प्रशमायोपकल्पते॥ १७**

ભગવાને કેવી રીતે જાણ્યું, તે કહે છે – **'अपर्तु इति।'**

આપણા દ્વારા (ઈન્દ્રનો) પોતાનો યજ્ઞ નાશ કરવામાં આવ્યો છે ત્યારે ઈન્દ્ર (વ્રજના) નાશ માટે અતિ ભયંકર, અતિશય વાવાઝોડાવાળો, (બરફની) પ્રચુર શિલાઓવાળો કમોસમી વરસાદ વરસાવે છે. ॥ ૧૫ ॥

જેની ઋતુ વીતી ગઈ છે તેવા વરસાદને, અતિ વાવાઝોડું છે જેમાં, **'शिलामयम्'** શિલાપ્રચુર વરસાદને ॥ ૧૫ ॥

ત્યારે પ્રતિજ્ઞાપૂર્વક ગોવર્ધનને ઊંચકીને ધરી રાખવાનું કહે છે – **'तत्र इति।'**

તે માટે મારા પોતાના સામર્થ્યથી (વર્ષાથી થયેલી પીડાનો) સર્વને સુખકર હોય તેવો પ્રતીકાર સાધીશ. 'અમે લોકપાલો' એમ મૂઢતાપૂર્વક માનનારાઓના શ્રીમદરૂપી અજ્ઞાનને હું હરી લઈશ. ॥ ૧૬ ॥

તે માટે **'प्रतिविधिम्'** પ્રતીકાર પોતાના સામર્થ્યથી સાધીશ. અને તેનાથી પોતાને મૂઢતાપૂર્વક લોકોના ઈશ્વર માનનારાઓના શ્રીમદના લક્ષણરૂપ અજ્ઞાનને હરી લઈશ. બહુવચન દ્વારા (ઈન્દ્ર સાથે) વરુણ વગેરેને પણ અભિપ્રાયનો વિષય બનાવે છે. ॥ ૧૬ ॥

પોતાના હરિદાસવર્યનું માહાત્મ્ય પ્રકટ થાય તેમ સર્વને સુખકર પ્રકારે (પ્રતીકાર) સાધીશ.

શંકા કરવામાં આવી છે કે દેવો સાત્ત્વિક છે અને આપના ભક્તો છે, તો તેમને અજ્ઞાન કેવી રીતે હોય? તે માટે ઉત્તર આપે છે – **'न हि इति।'**

(મારા) ભક્તિભાવથી યુક્ત એવા દેવોનો 'અમે ઈશ્વર છીએ.' એવો વિશિષ્ટ ગર્વ (યોગ્ય) નથી. તેથી (પોતાને ઈશ્વર માનનારા) અસજ્જનોનો જે મારા તરફથી માનભંગ છે, તે શાંતિ માટે તથા સર્વ અનર્થની નિવૃત્તિ માટે રચાયો છે. ॥ ૧૭ ॥

सद्भावः सत्त्वं मद्भक्तिर्वा तद्युक्तानां सुराणामीशा वयमिति विस्मयो गर्वो हि यस्मान्न घटतेऽतोऽसन्तस्ते। किंच तेषां मानभंगोऽनुग्रह एवेत्याह—मत्त इति॥ १७॥

**तस्मान्मच्छरणं गोष्ठं मन्नाथं मत्परिग्रहम्।**
**गोपाये स्वात्मयोगेन सोऽयं मे व्रत आहितः॥ १८**

गोपाये रक्षिष्यामि। किंच सोऽयं मे मया व्रतो नियमः संकल्पो वा आहितो धृत इत्यर्थः॥ १८॥

**इत्युक्त्वैकेन हस्तेन कृत्त्वा गोवर्धनाचलम्।**
**दधार लीलया कृष्णश्छत्राकमिव बालकः॥ १९**

कृत्त्वा उत्कृत्य। छत्राकमुच्छिलीन्ध्रम्॥ १९॥

**अथाह भगवान्गोपान् हेऽम्ब तात व्रजौकसः।**
**यथोपजोषं विशत गिरिगर्तं सगोधनाः॥ २०**

यथोपजोषं यथासुखम्॥ २०॥

**वंशीधरी—**स्वल्पे गोवर्द्धनगर्ते सर्वव्रजस्थिति-योग्यता तु भगवत्प्रभावादेव।

'शैलोत्पाटनभूरेषा महती निर्मिता मया।
त्रैलोक्यमुत्सहेऽनेन रक्षितुं किं पुनर्व्रजम्॥'
इति हरिवंशोक्तेः।

**'सद्-भावः'** સત્ત્વગુણ અથવા મારી ભક્તિ, તેનાથી યુક્ત દેવોનો 'અમે ઈશ્વર છીએ.' એવો જે **'विस्मयः'** (વિશિષ્ટ) ગર્વ છે તે જે કારણે યોગ્ય નથી, આથી તેઓ અસજ્જનો છે. વળી, તેમનો માનભંગ અનુગ્રહ જ છે, એમ કહે છે – **'मत्तः इति।'** ॥ ૧૭ ॥

તેથી હું જ એક માત્ર શરણ છું જેનો, હું જ જેનો નાથ છું અને મારા દ્વારા જેને સ્વકીયરૂપે સ્વીકારવામાં આવ્યું છે, તે વ્રજનું હું મારા પોતાના સામર્થ્યથી રક્ષણ કરીશ, તેવો મેં આ નિયમ ધારણ કર્યો છે. ॥ ૧૮ ॥

**'गोपाये'** રક્ષણ કરીશ અને તે આ **'व्रतः'** નિયમ કે સંકલ્પ **'मे'** મારા દ્વારા **'आहितः'** ધારણ કરવામાં આવ્યો છે. ॥ ૧૮ ॥

એમ (મનમાં) કહીને ભગવાન શ્રીકૃષ્ણે અનાયાસે એક જ શ્રીહસ્તથી ગોવર્ધન પર્વતને ઉખાડીને, બાળક જેમ બિલાડીના ટોપને ઉપાડે તેમ (વામ શ્રીહસ્તથી) ધારણ કર્યો. ॥ ૧૯ ॥

**'कृत्त्वा'** ઉખાડીને, **'छत्राकम्'** બિલાડીના ટોપને ॥ ૧૯ ॥

(શ્રી ગિરિરાજજીને ધારણ કર્યા) પછી ભગવાન શ્રીકૃષ્ણે 'હે માતાજી, હે પિતાજી, હે વ્રજવાસીઓ, ગાયોના ધણ સહિત તમે સુખપૂર્વક આ ગિરિગહ્વરમાં પ્રવેશી જાઓ.' – એમ ગોવાળોને કહ્યું. ॥ ૨૦ ॥

**'यथा-उपजोषम्'** સુખ થાય તેમ ॥ ૨૦ ॥

ગોવર્ધન પર્વતના અતિ અલ્પ ગહ્વરમાં સંપૂર્ણ વ્રજને રહેવાની યોગ્યતા તો ભગવાનના પ્રભાવને કારણે જ છે.

'ઉપાડેલા ગિરિરાજના ગહ્વરની આ મહાન ભૂમિ મારા દ્વારા નિર્મિત થયેલી છે. આ ગિરિરાજ દ્વારા હું ત્રણેય લોકની રક્ષા કરવા માટે ઉત્સાહિત છું, તો વ્રજની તો વળી શી વાત?' એમ હરિવંશમાં કહેવામાં આવ્યું છે.

**न त्रास इह वः कार्यो मद्धस्ताद्रिनिपातने।**
**वातवर्षभयेनालं तत्त्राणं विहितं हि वः॥ २१**

॥ २१ ॥

अहीं (આ ગિરિગહ્વરમાં) મારા હાથમાંથી પર્વત પડી જવાના વિષયમાં તથા વાયુ અને વરસાદનો જરા પણ ભય રાખવા યોગ્ય નથી, કારણ કે તેમનાથી (મારા દ્વારા) તમારું રક્ષણ કરવામાં આવ્યું છે. ॥ ૨૧ ॥ ૨૧ ॥

**तथा निर्विविशुर्गर्तं कृष्णाश्वासितमानसाः।**
**यथावकाशं सधनाः सव्रजाः सोपजीविनः॥ २२**

(કહેવામાં આવ્યું) તે પ્રકારે શ્રીકૃષ્ણ દ્વારા આશ્વાસન પામેલાં મનવાળા તેઓ ગોધણ, સામગ્રી ભરેલાં ગાડાં તથા આશ્રિતો સહિત સંકડાશ ન થાય તેમ ગિરિગહ્વરમાં પ્રવેશી ગયાં. ॥ ૨૨ ॥

सव्रजाः शकटमण्डलसहिताः सोपजीविनो भृत्यपुरोहितादिसहिताः॥ २२॥

**'सव्रजाः'** સામગ્રી ભરેલાં ગાડાંઓ સહિત, **'स-उपजीविनः'** સેવકો, પુરોહિતો વગેરે આશ્રિતજનો સહિત ॥ ૨૨ ॥

**क्षुत्तृड्व्यथां सुखापेक्षां हित्वा तैर्व्रजवासिभिः।**
**वीक्ष्यमाणो दधावद्रिं सप्ताहं नाचलत्पदात्॥ २३**

વ્રજવાસીઓ દ્વારા નીરખવામાં આવતા ભગવાને ભૂખ-તરસની વ્યથા અને નિદ્રાદિ સુખની ઈચ્છા છોડીને સાત દિવસ સુધી શ્રી ગિરિરાજજીને ધારણ કર્યા, (અને જ્યાંથી ધારણ કર્યા હતા તે) સ્થાનેથી તે ખસ્યા નહીં. ॥ ૨૩ ॥

पदात्स्थानात्॥ २३॥

**'पदात्'** સ્થાનેથી ॥ ૨૩ ॥

**कृष्णयोगानुभावं तं निशाम्येन्द्रोऽतिविस्मितः।**
**निस्तम्भो भ्रष्टसंकल्पः स्वान्मेघान्संन्यवारयत्॥ २४**

॥ २४॥

શ્રીકૃષ્ણના તે યોગસામર્થ્યનું (પોતાના અનુચર મેઘ દ્વારા) શ્રવણ કરીને જેનો વ્રજવિનાશવિષયક સંકલ્પ નષ્ટ થઈ ગયો છે તેવા અતિ વિસ્મિત થયેલા અને ગર્વરહિત થયેલા ઈન્દ્રે પોતાના મેઘોને અટકાવી દીધા. ॥ ૨૪ ॥ ૨૪ ॥

**खं व्यभ्रमुदितादित्यं वातवर्षं च दारुणम्।**
**निशाम्योपरतं गोपान्गोवर्धनधरोऽब्रवीत्॥ २५**

॥ २५॥

વાદળ વિનાનું આકાશ, ઉદિત થયેલો સૂર્ય અને અટકી ગયેલો ભયંકર વંટોળ અને વરસાદ જોઈને ગોવર્ધનધારી ભગવાને ગોવાળોને કહ્યું : ॥ ૨૫ ॥ ૨૫ ॥

**निर्यात त्यजत त्रासं गोपाः सस्त्रीधनार्भकाः।**
**उपारतं वातवर्षं व्युदप्रायाश्च निम्नगाः॥ २६**

હે ગોપજનો, સ્ત્રી, ધન અને બાળકો સહિત બહાર નીકળો. ભયનો ત્યાગ કરો. વંટોળ અને વરસાદ બંધ થઈ ગયા છે. નદીઓ પણ ઘણા ઓછા જળવાળી થઈ ગઈ છે. ॥ ૨૬ ॥

व्युदप्राया विगतोदकप्रायाः। स्वल्पजला इत्यर्थः॥ २६॥

**'वि-उदप्रायाः'** ઊતરી ગયેલા પાણીવાળી, ઓછા જળવાળી, એમ અર્થ છે. ॥ ૨૬ ॥

**ततस्ते निर्ययुर्गोपाः स्वं स्वमादाय गोधनम् ।**
**शकटोढोपकरणं स्त्रीबालस्थविराः शनैः ॥ २७**

त્યાર પછી ગાડાંઓમાં સામાન લાદીને તથા પોતપોતાનાં ગાયોનાં ધણ લઈને સ્ત્રીઓ, બાળકો તથા વૃદ્ધો સાથે તે ગોવાળો શાંતિથી બહાર નીકળ્યા. ॥ ૨૭ ॥

शकटोढोपकरणं शकटैरूढमुपकरणं यथा भवति तथा ॥ २७ ॥

**'शकट-ऊढ-उपकरणम्'** ગાડાંઓ ઉપર સામાન જેમ લાદવામાં આવે તેમ ॥ ૨૭ ॥

**भगवानपि तं शैलं स्वस्थाने पूर्ववत्प्रभुः ।**
**पश्यतां सर्वभूतानां स्थापयामास लीलया ॥ २८**

ભગવાને પણ તે ગિરિરાજજીને સર્વ પ્રાણીઓ જોતાં હતાં ત્યારે, પૂર્વે જેમ હતા તેમ જ સ્વસ્થાને અનાયાસે સ્થાપિત કર્યા. ॥ ૨૮ ॥

**तं प्रेमवेगान्निभृता व्रजौकसो**
**यथा समीयुः परिरम्भणादिभिः ।**
**गोप्यश्च सस्नेहमपूजयन्मुदा**
**दध्यक्षताद्भिर्युयुजुः सदाशिषः ॥ २९**

તે (રક્ષણ કરનાર) શ્રીકૃષ્ણને પ્રેમના વેગથી પૂર્ણ થયેલા વ્રજવાસીઓ યથોચિત આલિંગન વગેરે દ્વારા પાસે જઈને મળ્યા. ગોપીઓએ પણ સસ્નેહ દહીં, અક્ષત અને જળ વડે ભગવાનની પૂજા કરી અને આનંદથી ઉત્તમ આશિષો આપી. ॥ ૨૯ ॥

निभृताः पूर्णाः । यथा यथोचितं परिरम्भणादिभिः समीयुरुपजग्मुः । सदाशिषः श्रेष्ठानाशीर्वादान् ॥ २९ ॥

**'निभृताः'** પૂર્ણ થયેલા વ્રજવાસીઓ, **'यथा'** યથોચિત આલિંગન વગેરે દ્વારા **'समीयुः'** પાસે જઈને મળ્યા. **'सत्-आशिषः'** ઉત્તમ આશીર્વાદો આપ્યા. ॥ ૨૯ ॥

**यशोदा रोहिणी नन्दो रामश्च बलिनां वरः ।**
**कृष्णमालिङ्ग्य युयुजुराशिषः स्नेहकातराः ॥ ३०**

॥ ३० ॥

યશોદા, રોહિણી, નંદજી અને બળવાનોમાં શ્રેષ્ઠ બલરામજી શ્રીકૃષ્ણને ભેટી પ્રેમવિહ્‌વળ થઈ આશિષો આપવા લાગ્યાં. ॥ ૩૦ ॥ ૩૦ ॥

**दिवि देवगणाः साध्याः सिद्धगन्धर्वचारणाः ।**
**तुष्टुवुर्मुमुचुस्तुष्टाः पुष्पवर्षाणि पार्थिव ॥ ३१**

॥ ३१ ॥

હે રાજા!, આકાશમાં દેવગણો, સાધ્યો, સિદ્ધો, ગંધર્વો અને ચારણો પ્રસન્ન થઈ સ્તુતિ કરવા લાગ્યા અને પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા. ॥ ૩૧ ॥ ૩૧ ॥

**शङ्खदुन्दुभयो नेदुर्दिवि देवप्रणोदिताः ।**
**जगुर्गन्धर्वपतयस्तुम्बुरुप्रमुखा नृप ॥ ३२**

॥ ३२ ॥

હે રાજા! આકાશમાં દેવો દ્વારા વગાડવામાં આવેલાં શંખ અને દુંદુભિઓ નાદ કરવા લાગ્યાં. તુમ્બુરુ જેમાં મુખ્ય છે તે ગંધર્વપતિઓ ગાન કરવા લાગ્યા. ॥ ૩૨ ॥ ૩૨ ॥

**ततोऽनुरक्तैः पशुपैः परिश्रितो**
**राजन्सगोष्ठं सबलोऽव्रजद्धरिः ।**
**तथाविधान्यस्य कृतानि गोपिका**
**गायन्त्य ईयुर्मुदिता हृदिस्पृशः ॥ ३३**

હે રાજા! ત્યાર પછી પોતાના પર અનુરાગ રાખનારા ગોવાળોથી યુક્ત થઈ બલરામજી સહિત તે શ્રીહરિ વ્રજમાં પધાર્યા. ગોપિકાઓ પણ આ શ્રીકૃષ્ણની (ગોવર્ધનને ધારણ કરવારૂપ તથા અન્ય) કરવામાં આવેલી તેવા પ્રકારની લીલાઓનું ગાન કરતી, આનંદિત થઈને પ્રેમથી શ્રીકૃષ્ણને હૃદયમાં સ્પર્શતી વ્રજમાં પધારી. ॥ ૩૩ ॥

ततो गोवर्धनस्थानात्। अस्य श्रीकृष्णस्य तथाविधानि गोवर्धनोद्धरणादिरूपाणि कृतानि कर्माणि गायन्त्य ईयुर्ययुः। कथंभूताः। एवं प्रेम्णा हृदि स्पृशन्तीति हृदिस्पृशस्ताः। यद्वा कथंभूतस्य। प्रेष्ठत्वेन तासां हृदि स्पृशतीति हृदिस्पृक् तस्य॥ ३३॥

**'ततः'** ગોવર્ધનના સ્થાનેથી **'अस्य'** આ શ્રીકૃષ્ણની **'तथाविधानि'** ગોવર્ધનને ધારણ કરવારૂપ કરવામાં આવેલી તેવા પ્રકારની લીલાઓનું ગાન કરતી **'ईयुः'** ગઈ. કેવી ગોપીઓ? આમ, પ્રેમથી શ્રીકૃષ્ણને હૃદયમાં સ્પર્શતી તે ગોપીઓ, અથવા કેવા કૃષ્ણની ? અત્યંત પ્રિય હોવાથી તેમનાં હૃદયને સ્પર્શ કરે તેવા હૃદયસ્પર્શી ભગવાનની (લીલાઓનું) ॥ ૩૩ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे पूर्वार्धे गोवर्धनोद्धरणलीलानाम पञ्चविंशोऽध्यायः॥ २५॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे पूर्वार्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां पञ्चविंशोऽध्यायः॥ २५॥

❋❋❋❋❋

# अथ षड्विंशोऽध्यायः

## શ્રીકૃષ્ણના પ્રભાવ વિષે નંદરાયજી અને ગોવાળોની વાતચીત

षड्विंशे विस्मितान्गोपान्कृष्णस्याद्भुतकर्मभिः।
नन्दो गर्गोक्तिमाश्राव्य तदैश्वर्यमवर्णयत्॥ १॥

શ્રીકૃષ્ણનાં અદ્‌ભુત કર્મોથી વિસ્મિત થયેલા ગોવાળોને નંદરાયજીએ ગર્ગાચાર્યની વાણી સંભળાવીને તેમનું ઐશ્વર્ય વર્ણવ્યું હતું, તે છવ્વીસમા અધ્યાયમાં છે. ॥ ૧ ॥

श्रीशुक उवाच

**एवंविधानि कर्माणि गोपाः कृष्णस्य वीक्ष्य ते।**
**अतद्वीर्यविदः प्रोचुः समभ्येत्य सुविस्मिताः॥ १**

**શ્રીશુકદેવજી બોલ્યા** – શ્રીકૃષ્ણ ભગવાનનાં આ પ્રકારનાં (ગોવર્ધનને ધારણ કરવો વગેરે) કર્મો જોઈને અતિવિસ્મિત થયેલા ગોવાળો શ્રીકૃષ્ણના પ્રભાવને ન જાણતા હોઈ (નંદરાયજી) પાસે જઈને કહેવા લાગ્યા. ॥ ૧ ॥

समभ्येत्य नन्दमभिगम्य॥ १॥

**'समभ्येत्य'** નંદરાયજી પાસે જઈને ॥ ૧ ॥

यदूचुस्तदाह—**बालकस्येति**।

ગોવાળો જે બોલ્યા તે (શુકદેવજી) કહે છે – **'बालकस्य इति।'**

**बालकस्य यदेतानि कर्माण्यत्यद्भुतानि वै।**
**कथमर्हत्यसौ जन्म ग्राम्येष्वात्मजुगुप्सितम्॥ २**

જે કારણે બાળકનાં આ કર્મો અદ્‌ભુત જ છે, તેથી ગોવાળો વચ્ચે તેમને પોતાને અયોગ્ય એવો જન્મ કેવી રીતે યોગ્ય છે? ॥ ૨ ॥

यद्यस्माददद्भुतानि कर्माणि तस्माद्ग्राम्येषु गोपालेषु कथं जन्मार्हति। आत्मजुगुप्सितमात्मानर्हम् ॥ २॥

**'यत्'** જે કારણે અદ્‌ભુત કર્મો છે તેથી **'ग्राम्येषु'** ગોવાળો વચ્ચે જન્મ કેવી રીતે યોગ્ય છે? **'आत्मजुगुप्सितम्'** પોતાને અયોગ્ય ॥ ૨ ॥

अद्भुतानि कर्माण्याहुः—**यः सप्तहायन इति**।

અદ્‌ભુત કર્મોનું ગોવાળો વર્ણન કરે છે – **'यः सप्तहायनः इति।'**

**यः सप्तहायनो बालः करेणैकेन लीलया।**
**कथं बिभ्रद् गिरिवरं पुष्करं गजराडिव॥ ३**

કથં બિભ્રત્સ્થિત इति। पुष्करं पद्मं गजराण्महागज इव॥ ३॥

જે સાત વર્ષનો બાળક એક હાથથી અનાયાસે, કમળને ધારણ કરતા ગજરાજની જેમ કેવી રીતે ગિરિરાજજીને ધારણ કરીને ઊભો રહ્યો? ॥ ૩ ॥

**'कथं बिभ्रत् स्थितः इति।' 'पुष्करम्'** કમળને જેમ **'गजराड्'** મોટો હાથી ॥ ૩ ॥

**तोकेनामीलिताक्षेण पूतनाया महौजसः।**
**पीतः स्तनः सह प्राणैः कालेनेव वयस्तनोः॥ ४**

महौजसो महाबलायाः तनोर्वय आयुर्यौवनं वा कालेन यथा पीयते तद्वत्। कथमित्यनुवर्तते॥ ४॥

શરીરના આયુષ્યને (અથવા યૌવનને) જેમ કાળ દ્વારા પી જવામાં આવે છે, તેમ (સહેજ) મીચી દીધેલા નેત્રવાળા (નવજાત) શિશુ દ્વારા મહાબળવતી પૂતનાનું સ્તન પ્રાણો સાથે (કેવી રીતે) પીવામાં આવ્યું! ॥ ૪ ॥

**'महा-ओजसः'** મહાબળવતી પૂતનાનું – **'तनोः'** શરીરનું **'वयः'** આયુષ્ય અથવા યૌવન, કાળ દ્વારા પી જવામાં આવે છે તેમ – **'कथम्'** શબ્દ (સર્વત્ર) અનુસરે છે. ॥ ૪ ॥

**हिन्वतोऽधः शयानस्य मास्यस्य चरणावुदक्।**
**अनोऽपतद्विपर्यस्तं रुदतः प्रपदाहतम्॥ ५**

अनसोऽधः शयानस्य। मास्यस्य मासास्त्रयः परिच्छेदका यस्य। उदगूर्ध्वं चरणौ हिन्वतश्चालयतः। प्रपदेन पादाग्रेण हतं विपर्यस्तमनः कथमपतत्॥ ५॥

(છકડાની) નીચે પોઢેલા, રુદન કરતા ત્રણ મહિનાના બાલમુકુંદના, ઊંચે રહેલા (ઉછાળેલા) (સુકોમળ) ચરણોના અગ્રભાગથી આઘાત પામેલો છકડો (કેવી રીતે) ઊંધો થઈને પડી ગયો! ॥ ૫ ॥

છકડાની નીચે પોઢેલાના – **'मास्यस्य'** ત્રણ મહિના ઉંમરનું માપ દર્શાવનારા છે. **'उदक्'** ઉપર **'हिन्वतः'** ઉછાળેલા **'प्रपदेन'** ચરણના અગ્ર ભાગ (પંજા)થી આઘાત પામેલો છકડો કેવી રીતે ઊંધો થઈને પડી ગયો! ॥ ૫ ॥

**एकहायन आसीनो ह्रियमाणो विहायसा।**
**दैत्येन यस्तृणावर्तमहन्कण्ठग्रहातुरम्॥ ६**

यः कृष्णो दैत्येन ह्रियमाणः संस्तं तृणावर्तं दैत्यं कथमहन्नित्यर्थः॥ ६॥

(માતાના ખોળામાંથી નીચે) બેઠેલા એક વર્ષના બાળક જે શ્રીકૃષ્ણે, દૈત્ય તૃણાવર્ત દ્વારા આકાશમાર્ગે પોતાને લઈ જવામાં આવતાં, તેનું ગળું દબાવવાથી ગૂંગળાઈ ગયેલા તૃણાવર્તને (કેવી રીતે) મારી નાખ્યો હતો! ॥ ૬ ॥

જે શ્રીકૃષ્ણે, દૈત્ય દ્વારા પોતાને લઈ જવામાં આવતાં, તે દૈત્ય તૃણાવર્તને કેવી રીતે માર્યો, એમ અર્થ છે. ॥ ૬ ॥

**क्वचिद्धैयंगवस्तैन्ये मात्रा बद्ध उलूखले।**
**गच्छन्नर्जुनयोर्मध्ये बाहुभ्यां तावपातयत्॥ ७**

એક વખત નવનીત ચોર્યું ત્યારે (કુપિત થયેલી) માતા દ્વારા ઉલૂખલમાં બંધાયેલા બાલમુકુંદે બે અર્જુનવૃક્ષોની વચ્ચે બંને હાથથી (ઘૂંટણિયાં ભરીને) જતાં જતાં, તે અર્જુનવૃક્ષોને (કેવી રીતે) પાડી નાખ્યાં હતાં! ॥ ૭ ॥

हैयंगवस्तैन्ये नवनीतचौर्ये। बाहुभ्यां गच्छन् रिङ्गन्नित्यर्थः ॥ ७ ॥

**'हैयंगवस्तैन्ये'** નવનીતચોરીના પ્રસંગમાં બંને હાથથી ઘૂંટણિયાં ભરીને જતાં, એમ અર્થ છે. ॥ ૭ ॥

**वने संचारयन्वत्सान्सरामो बालकैर्वृतः।**
**हन्तुकामं बकं दोर्भ्यां मुखतोऽरिमपाटयत्॥ ८**

બલરામજી સહિત બાળકોથી વીંટળાઈને વનમાં વાછરડાં ચરાવતાં, (પોતાને) મારી નાખવા ઈચ્છતા શત્રુ બકાસુરને (બાલમુકુંદે કેવી રીતે) બાહુઓ વડે મુખમાંથી (ચાંચ પકડીને) ચીરી નાખ્યો હતો! ॥ ૮॥

मुखतो हन्तुं कामो यस्य तं बकवेषमरिं बाहुभ्यां मुखतः कथमपाटयत्॥ ८॥

મુખમાંથી – મારી નાખવાની ઈચ્છા છે જેને તે બકવેષવાળા શત્રુને બાહુઓ વડે મુખમાંથી કેવી રીતે ચીરી નાખ્યો હતો! ॥ ૮ ॥

**वत्सेषु वत्सरूपेण प्रविशन्तं जिघांसया।**
**हत्वा न्यपातयत्तेन कपित्थानि च लीलया॥ ९**
॥ ९ ॥

મારવાની ઈચ્છાથી વાછરડાંઓની વચ્ચે વાછરડારૂપે પેસી જનાર (વત્સાસુર)ને કેવી રીતે લીલાથી હણીને તેના (મૃત શરીર) વડે કોઠાનાં ફળો પાડી નાખ્યાં હતાં! ॥ ૯ ॥ ૯ ॥

**हत्वा रासभदैतेयं तद्बन्धूंश्च बलान्वितः।**
**चक्रे तालवनं क्षेमं परिपक्वफलान्वितम्॥ १०**
॥ १० ॥

બલરામજીની સાથે ધેનુકાસુરને અને તેના જાતભાઈઓને હણીને (શ્રીકૃષ્ણે) પાકાં ફળવાળા તાલવનને (કેવી રીતે) નિર્ભય કર્યું હતું! ॥ ૧૦ ॥ ૧૦ ॥

**प्रलम्बं घातयित्वोग्रं बलेन बलशालिना।**
**अमोचयद्व्रजपशून्गोपांश्चारण्यवह्नितः॥ ११**
॥ ११ ॥

બળશાળી બલરામજી દ્વારા ભયંકર પ્રલંબાસુરને હણાવીને (શ્રીકૃષ્ણે કેવી રીતે) વ્રજનાં પશુઓને અને ગોવાળોને અરણ્યના અગ્નિથી ઉગાર્યાં હતાં! ॥ ૧૧ ॥ ૧૧ ॥

**आशीविषतमाहीन्द्रं दमित्वा विमदं ह्रदात्।**
**प्रसह्योद्वास्य यमुनां चक्रेऽसौ निर्विषोदकाम्॥ १२**

અત્યંત ઉગ્ર વિષવાળા નાગરાજ કાલિયનું બળપૂર્વક દમન કરીને, મદરહિત થયેલા તેને ધરામાંથી બહાર કાઢી મૂકીને તેમણે (શ્રીકૃષ્ણે કેવી રીતે) યમુના નદીને ઝેરથી રહિત જળવાળી કરી હતી! ॥ ૧૨ ॥

आशीविषतमोऽतिक्रूरविषश्चासावहीन्द्रश्च तम्॥ १२॥

**'आशीविषतमः'** અત્યંત ઉગ્ર વિષવાળો પણ છે અને તે નાગરાજ પણ છે તેને ॥ ૧૨ ॥

**दुस्त्यजश्चानुरागोऽस्मिन्सर्वेषां नो व्रजौकसाम्।**
**नन्द ते तनयेऽस्मासु तस्याप्यौत्पत्तिकः कथम्॥ १३**

હે નંદરાયજી, (પશુપક્ષી સહિત) સર્વ વ્રજવાસીઓ એવા અમારો આપના આ પુત્ર શ્રીકૃષ્ણમાં દુસ્ત્યજ અનુરાગ છે અને અમારા ઉપર તેનો પણ સ્વાભાવિક અનુરાગ કેવી રીતે છે? ॥ ૧૩ ॥

औत्पत्तिकः स्वाभाविकः कथमिति किं सर्वेषामात्मायं स्यादिति शंका ॥ १३ ॥

उक्तमप्यतिविस्मयेनाभिनयेन वदन्ति—**क्व सप्तहायन इति**।

**क्व सप्तहायनो बालः क्व महाद्रिविधारणम्।**
**ततो नो जायते शंका व्रजनाथ तवात्मजे॥ १४**
॥ १४ ॥

प्राक् श्रुतमेव गर्गाचार्यवाक्यं तच्चरित-परिशीलनेन निवृत्तासंभावनस्य नन्दस्य कृष्ण-तत्त्वावबोधकं जातं स इदानीं तेनैव वाक्येन गोपानुपदिशति—**श्रूयतामिति**।

नन्द उवाच

**श्रूयतां मे वचो गोपा व्येतु शंका च वोऽर्भके।**
**एनं कुमारमुद्दिश्य गर्गो मे यदुवाच ह॥ १५**
॥ १५ ॥

**वर्णास्त्रयः किलास्यासन् गृह्णतोऽनुयुगं तनूः।**
**शुक्लो रक्तस्तथा पीत इदानीं कृष्णतां गतः॥ १६**
॥ १६ ॥

**प्रागयं वसुदेवस्य क्वचिज्जातस्तवात्मजः।**
**वासुदेव इति श्रीमानभिज्ञाः संप्रचक्षते॥ १७**
॥ १७ ॥

**बहूनि सन्ति नामानि रूपाणि च सुतस्य ते।**
**गुणकर्मानुरूपाणि तान्यहं वेद नो जनाः॥ १८**
॥ १८ ॥

**अन्वि.**—गुणानुरूपाणि सर्वेश्वरः सर्वज्ञ इत्यादीनि कर्मानुरूपाणि गोवर्द्धनोद्धरणः कालियदमन इत्यादीनि (नामानि)।

**'औत्पत्तिकः'** સ્વાભાવિક અનુરાગ કેવી રીતે છે? આ શ્રીકૃષ્ણ સર્વના આત્મા છે કે શું? એવી શંકા સેવે છે. ॥ ૧૩ ॥

ગોવાળો દ્વારા કહેવામાં આવ્યું તે પણ અતિ વિસ્મયપૂર્વક અભિનય કરીને તેઓ કહે છે – **'क्व सप्तहायनः इति**।'

ક્યાં સાત વર્ષનો બાળક અને ક્યાં અતિ ભારે ગોવર્ધન ગિરિરાજને ધારણ કરવો? તેથી હે વ્રજેશ્વર, આપના પુત્ર વિષે અમને શંકા ઊપજે છે. ॥ ૧૪ ॥ ૧૪ ॥

પૂર્વે ગર્ગાચાર્યના વચનરૂપે શ્રવણ કરવામાં આવેલું વચન જ, તે શ્રીકૃષ્ણચરિત્રના પરિશીલન (અનવરત સંપર્ક)થી જેમની અસંભાવના દૂર થઈ છે તેવા નંદરાયજીને શ્રીકૃષ્ણતત્ત્વનું જ્ઞાન કરાવનારું નીવડ્યું છે. હવે તે જ વચનથી નંદરાયજી ગોવાળોને ઉપદેશ આપે છે – **'श्रूयताम् इति।'**

**નંદરાયજી બોલ્યા** – હે ગોવાળો, આ કુમારને ઉદ્દેશીને ગર્ગાચાર્યે મને જે વચન કહ્યું હતું, તે મારું વચન તમે સાંભળો અને મારા બાળક સંબંધી તમારી શંકા દૂર થાઓ. ॥ ૧૫ ॥ ૧૫ ॥

પ્રત્યેક યુગમાં શરીર ધારણ કરતા તમારા આ પુત્રના સફેદ, લાલ અને પીળો – એમ ખરેખર, ત્રણ વર્ણો હતા, હાલમાં (દ્વાપરના અંતે) તે કૃષ્ણ (શ્યામ) વર્ણને પ્રાપ્ત થયો છે. ॥ ૧૬ ॥ ૧૬ ॥

આપનો આત્મજ આ શ્રીમાન ક્યારેક વસુદેવજીનો પુત્ર હતો, આથી આના સ્વરૂપને જાણનારા (અભિજ્ઞ) જનો આને 'વાસુદેવ' કહે છે. ॥ ૧૭ ॥ ૧૭ ॥

તમારા પુત્રનાં ગુણ અને કર્મને અનુરૂપ અનેક નામો છે. તેમને સર્વ જનો જાણતા નથી, પણ હું જાણું છું. ॥ ૧૮ ॥ ૧૮ ॥

ગુણોને અનુરૂપ સર્વેશ્વર, સર્વજ્ઞ વગેરે નામો અને કર્મને અનુરૂપ ગોવર્ધનધારી, કાલિયદમન વગેરે નામો છે.

**एष वः श्रेय आधास्यद्गोपगोकुलनन्दनः ।**
**अनेन सर्वदुर्गाणि यूयमञ्जस्तरिष्यथ ॥ १९ ॥ १९ ॥**

ગોપજનો અને ગોકુળને આનંદ આપે છે તેવા આ શ્રીકૃષ્ણ તમારા સર્વનું કલ્યાણ કરશે. (રક્ષક એવા) આને કારણે જ તમે સર્વ સંકટો અનાયાસે તરી જશો. ॥ ૧૯ ॥ ૧૯ ॥

**पुरानेन व्रजपते साधवो दस्युपीडिताः ।**
**अराजके रक्ष्यमाणा जिग्युर्दस्यून्समेधिताः ॥ २० ॥ २० ॥**

હે વ્રજપતિ, પૂર્વે કોઈ રાજા ન હતો ત્યારે લૂંટારાઓથી પીડાયેલા (હોવાથી) આ ભગવાન દ્વારા રક્ષા પામેલા અને બળવાન બનેલા સત્પુરુષોએ લૂંટારાઓને જીત્યા હતા. ॥ ૨૦ ॥ ૨૦ ॥

**य एतस्मिन्महाभागाः प्रीतिं कुर्वन्ति मानवाः ।**
**नारयोऽभिभवन्त्येतान्विष्णुपक्षानिवासुराः ॥ २१ ॥ २१ ॥**

વિષ્ણુ જેમના પક્ષમાં છે તે આ દેવોને જેમ અસુરો પરાજિત કરી શકતા નથી, તેમ આપના આ પુત્ર ઉપર જે મહાભાગ્યશાળી મનુષ્યો પ્રેમ રાખે છે, તેઓને શત્રુઓ પરાજિત કરી શકતા નથી. ॥ ૨૧ ॥ ૨૧ ॥

**तस्मान्नन्द कुमारोऽयं नारायणसमो गुणैः ।**
**श्रिया कीर्त्याऽनुभावेन तत्कर्मसु न विस्मयः ॥ २२**

માટે હે નંદરાયજી, (તમારો) આ કુમાર ગુણો, લક્ષ્મી, કીર્તિ અને પ્રભાવથી નારાયણ સમાન છે. (નંદરાયજી કહે છે કે હે ગોવાળો!) તેથી તમારે એનાં કર્મો વિષે વિસ્મય પામવું જોઈએ નહીં. ॥ ૨૨ ॥

तस्मात्तस्य कर्मसु विस्मयो नास्तीति नन्दस्योक्तिः ॥ २२ ॥

તેથી તેનાં કર્મો વિષે આશ્ચર્ય નથી, એમ નંદરાયજીની ઉક્તિ છે. ॥ ૨૨ ॥

**इत्यद्धा मां समादिश्य गर्गे च स्वगृहं गते।**
**मन्ये नारायणस्यांशं कृष्णमक्लिष्टकारिणम् ॥ २३**

આમ, સાક્ષાત્ મારા પ્રત્યે (શ્રીકૃષ્ણના પ્રભાવનું) નિરૂપણ કરીને ગર્ગાચાર્ય સ્વગૃહે પધાર્યા, ત્યારથી શ્રીકૃષ્ણને હું નારાયણનો અંશ માનું છું, કારણ કે તેમનાં અલૌકિક કર્મો ક્લેશ વગર (અનાયાસે) થનારાં છે. ॥ ૨૩ ॥

इत्यद्धा साक्षान्मां प्रति समादिश्य गर्गे च स्वगृहं गते सति तदानीं तथा मन्यमानोऽपि इदानीं कृष्णं नारायणस्यांशं मन्ये। अत्र हेतुः— अक्लिष्टकारिणमिति ॥ २३ ॥

આમ, **'अद्धा'** સાક્ષાત્ મારા પ્રત્યે નિરૂપણ કરીને ગર્ગાચાર્ય સ્વગૃહે ગયા, ત્યારથી તેમ માનતો હું પણ હવે શ્રીકૃષ્ણને નારાયણનો અંશ માનું છું. આ માટેનું કારણ – **'अक्लिष्टकारिणम् इति।'** ॥ ૨૩ ॥

**वंशीधरी**—अक्लिष्टमलौकिकं कर्म, तत्कर्तुं शीलमस्येति तथा।

અક્લિષ્ટ અર્થાત્ અલૌકિક કર્મ, તે કરવાનો સ્વભાવ છે આ શ્રીકૃષ્ણનો, તેવા (હોવાથી)

**इति नन्दवचः श्रुत्वा गर्गगीतं व्रजौकसः ।**
**( दृष्टश्रुतानुभावास्ते कृष्णस्यामिततेजसः । )**
**मुदिता नन्दमानर्चुः कृष्णं च गतविस्मयाः ॥ २४**
॥ २४ ॥

અમાપ તેજવાળા શ્રીકૃષ્ણના (અચિન્ત્ય) પ્રભાવને જેમણે જોયો અને સાંભળ્યો તે વ્રજવાસીઓએ (પૂર્વે ગવાયેલું) ગર્ગગીત અને નંદરાયજીનું વચન સાંભળીને વિસ્મયરહિત અને પ્રસન્ન થઈને (નારાયણના પિતાની બુદ્ધિથી) નંદરાયજીનું અને (વનમાંથી પધારેલા) શ્રીકૃષ્ણનું (નારાયણબુદ્ધિથી) અર્ચન કર્યું. ॥ ૨૪ ॥ ૨૪ ॥

गोवर्धनोद्धरणं सपरिकरमनुस्मरन् प्रकटितैश्वर्यस्य श्रीकृष्णस्य प्रीतिं प्रार्थयते—**देव इति**।

ગોવર્ધનના ઉદ્ધરણની લીલાનું સાંગોપાંગ સ્મરણ કરતા, પ્રકટ થયેલા ઐશ્વર્યવાળા શ્રીકૃષ્ણ પ્રભુની પ્રીતિ માટે પ્રાર્થના કરે છે – **'देवे इति।'**

**देवे वर्षति यज्ञविप्लवरुषा वज्राश्मपर्षानिलैः**
**सीदत्पालपशुस्त्रि आत्मशरणं दृष्ट्वानुकम्प्युत्स्मयन्।**
**उत्पाट्यैककरेण शैलमबलो लीलोच्छिलीन्ध्रं यथा**
**बिभ्रद्गोष्ठमपान्महेन्द्रमदभित् प्रीयान्न इन्द्रो गवाम्॥ २५ ॥**

છંદ - શાર્દૂલવિક્રીડિત (૧૯ અક્ષર મસજસતતગા)

યજ્ઞનો નાશ થવાથી ક્રોધને કારણે ઇન્દ્રદેવે વરસાદ વરસાવ્યો ત્યારે કરા અને પ્રચંડ વંટોળોથી દુઃખી થતાં ગોવાળો, પશુઓ અને સ્ત્રીઓ જેમાં છે તેવા એકમાત્ર પોતાનું જ જેને શરણ છે તે વ્રજને જોઈને કૃપાળુ પરમાત્માએ હસતાં હસતાં, બાળક રમતમાં બિલાડીના ટોપને ઊંચકી લે તેમ ગોવર્ધન પર્વતને ઊંચકીને એક જ શ્રીહસ્તથી ધારણ કરતા, વ્રજની રક્ષા કરી હતી. તે ઇન્દ્રના મદનો નાશ કરનારા, વેદવાણીના ઇન્દ્ર-પ્રકાશક શ્રીકૃષ્ણ પ્રભુ અમારા ઉપર પ્રસન્ન થાઓ! ॥ ૨૫ ॥

यज्ञविप्लवेन या रुट् तया देवे इन्द्रे वर्षति सति। वज्राश्मपर्षानिलैरशनिजलशर्करातीव्रवायुभिः सीदत्पालपशुस्त्रि आत्मशरणं सीदन्तः पालाः पशवः स्त्रियश्च यस्मिंस्तत्तथा, आत्मा स्वयमेव शरणं यस्य तद्गोष्ठं दृष्ट्वा अनुकम्पी उत्स्मयन् हसन्प्रौढिमाविष्कुर्वन् शैलमुत्पाट्याबलो बालो लीलार्थमुच्छिलीन्ध्रं यथा तथैकेन करेण बिभ्रद्धधद्गोष्ठमपात्पालितवान्। एवं महेन्द्रमदभित् गवामिन्द्र इत्युत्तराध्यायार्थं च स्मरति। स एवंभूतः श्रीकृष्णो नः प्रीयात् प्रीयतामिति।

યજ્ઞનો નાશ થવાથી જે ક્રોધ થયો, તેનાથી ઇન્દ્રદેવ વરસ્યા ત્યારે **'वज्राश्मपर्शानिलः'** વજ્ર, કરા અને પ્રચંડ વંટોળોથી **'सीदत्पालपशुस्त्रि'** દુઃખી થતાં ગોવાળો, પશુઓ અને સ્ત્રીઓ જેમાં છે તેવા વ્રજને તથા **'आत्मशरणम्' आत्मा** પોતે જ શરણ છે જેનું તે વ્રજને જોઈને **'अनुकम्पी'** દ્રવિત હૃદયવાળા કૃપાળુ પરમાત્માએ હસતાં હસતાં, સામર્થ્ય પ્રકટ કરતા, ગિરિરાજને ઊંચકીને **'अबलः'** બાળક રમત માટે જેમ બિલાડીના ટોપને (ઊંચકી લે) તેમ એક જ હાથથી **'बिभ्रत्'** ધારણ કરતા, વ્રજની **'अपात्'** રક્ષા કરી હતી. આમ મહેન્દ્રના મદનો નાશ કરનાર – ગાયોના ઇન્દ્ર, એમ પછીના અધ્યાયનો અર્થ સ્મરણ કરે છે. તે આવા શ્રીકૃષ્ણ અમારી ઉપર **'प्रीयात्'** પ્રસન્ન થાઓ!

‘षड्विंशे दशमे व्यक्तः षड्विंशो दशमो हरिः ।
व्यनक्तु पञ्चविंशं मां चतुर्विंशतितः पृथक् ॥’
॥ २५ ॥

‘દશમ સ્કંધના છવ્વીસમા અધ્યાયમાં દશમ સ્કંધના લક્ષ્યભૂત ‘આશ્રય’ શબ્દથી કહેવાયેલા અને (વ્રજની રક્ષા માટે ગોવર્ધન પર્વતનું ઉદ્ધરણ કરવારૂપે) પ્રકટ થયેલા, પચ્ચીસ તત્ત્વોના નિયામક પરમાત્મા નંદનંદન, ચોવીસ તત્ત્વો (પંચમહાભૂતો, પાંચ કર્મેન્દ્રિયો, પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ તન્માત્રાઓ અને પ્રકૃતિ, મહત્તત્ત્વ, અહંકાર, મન)થી બનેલા ક્ષેત્ર નામના શરીરથી પચ્ચીસમા જીવાત્માને ભિન્નરૂપે પ્રકટ કરો! ॥ ૨૫ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे पूर्वार्धे गर्गोक्तवाक्यैः समाधाननाम षड्विंशतितमोऽध्यायः ॥ २६ ॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे पूर्वार्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां षड्विंशतितमोऽध्यायः ॥ २६ ॥

*****

# अथ सप्तविंशोऽध्यायः

## શ્રીકૃષ્ણનો અભિષેક

सप्तविंशे तदालक्ष्य कृष्णस्य प्राभवं परम् ।
वर्ण्यते सुरभीन्द्राभ्यामभिषेकमहोत्सवः ॥ १ ॥

તે (ગોવર્ધનોદ્ધરણ વગેરેરૂપ) અતિ ઉત્કૃષ્ટ પ્રભુતા જોઈને સુરભિ અને ઈન્દ્ર દ્વારા શ્રીકૃષ્ણનો અભિષેક-મહોત્સવ કરવામાં આવ્યો, તે સત્યાવીસમા અધ્યાયમાં વર્ણવવામાં આવે છે. ॥ ૧ ॥

**श्रीशुक उवाच**

**गोवर्धने धृते शैल आसाराद्रक्षिते व्रजे ।**
**गोलोकादाव्रजत्कृष्णं सुरभिः शक्र एव च ॥ १**

**શ્રીશુકદેવજી બોલ્યા** – ગોવર્ધન પર્વત ધારણ કરવામાં આવ્યો ત્યારે અને વર્ષાના ધારાસંપાતથી વ્રજ રક્ષાયું ત્યારે ગોલોકમાંથી ઈન્દ્ર (ક્ષમા માગવા) અને સુરભિ ગાય (વધાઈ આપવા) શ્રીકૃષ્ણની પાસે આવ્યાં. ॥ ૧ ॥

गोवर्धने धृते शैल इति शक्रस्य भयेनागमने हेतुः—आसाराद्रक्षिते व्रज इति सुरभेर्हर्षेणागमने ॥ १ ॥

**‘गोवर्धने धृते शैले इति।’** ગોવર્ધન પર્વત ધારણ કરવામાં આવ્યો ત્યારે ભયને કારણે ઈન્દ્રનું આગમન થયું અને **‘आसारात्-रक्षिते-व्रजे इति।’** ધારાસંપાતથી વ્રજ રક્ષાયું ત્યારે હર્ષને કારણે સુરભિનું આગમન થયું. ॥ ૧ ॥

**अन्वि.**—तत्सुरभेरिन्द्रसाहित्यानुपपत्तेः । ब्रह्ममन्त्रितः शक्रो ब्रह्माज्ञया गोलोकं गत्वा गवा सहागत इति ज्ञेयम् ।

બ્રહ્માજી દ્વારા જેને સલાહ આપવામાં આવી તે ઈન્દ્ર બ્રહ્માજીની આજ્ઞાથી ગોલોક જઈને સુરભિ ગાય સહિત આવ્યો હતો એમ સમજવું જોઈએ, કારણ કે સુરભિ અને ઈન્દ્ર સાથે હોય તે સુસંગત નથી.

तत्रेन्द्र आगत्य किं कृतवांस्तदाह—

**विविक्त उपसंगम्य व्रीडितः कृतहेलनः। पस्पर्श पादयोरेनं किरीटेनार्कवर्चसा॥ २**

વ્રજમાં આવીને ઇન્દ્રે શું કર્યું તે કહે છે –

અપરાધ કર્યો હોવાથી અતિ લજ્જિત થયેલા ઇન્દ્રે એકાંતમાં શ્રીકૃષ્ણની સમીપ જઈને સૂર્ય સમાન તેજસ્વી મુકુટથી એમનાં ચરણોનો સ્પર્શ કર્યો. ॥ ૨ ॥

विविक्त उपसंगम्येत्यादिना अथाह सुरभिरित्यतः प्राक्तनेन ग्रन्थेन। विविक्ते एकान्ते। पादयोः पस्पर्श नमश्चकार॥ २॥

**'विविक्तः उपसंगम्य'** વગેરેથી માંડીને **'अथाह सुरभिः'** (શ્લોક-૧૮) પછી (પાછળ ઊભી રહેલી) સુરભિ પોતાનું વક્તવ્ય આપે છે. **'विविक्ते'** એકાંતમાં ચરણોમાં **'पस्पर्श'** નમસ્કાર કર્યા, એમ અર્થ છે. ॥ ૨ ॥ (શ્લોક-૧૭ સુધી ઇન્દ્રે કરેલી સ્તુતિ છે.)

**दृष्टश्रुतानुभावोऽस्य कृष्णस्यामिततेजसः। नष्टत्रिलोकेशमद इन्द्र आह कृताञ्जलिः॥ ३**

અનંત તેજવાળા આ શ્રીકૃષ્ણનો શ્રવણ કરવામાં આવેલો પ્રભાવ જેણે જોયો, (તેથી) જેનો ત્રણેય લોકના ઈશ્વર હોવાનો ગર્વ નાશ પામ્યો તે ઇન્દ્ર બે હાથ જોડીને કહે છે. ॥ ૩ ॥

अस्य श्रीकृष्णस्य श्रुतश्चासावनुभावश्च श्रुतानुभावः दृष्टः श्रुतानुभावो येन स इन्द्रः। नष्टस्त्रिलोकेशोऽहमिति मदो यस्य सः॥ ३॥

આ શ્રીકૃષ્ણનો – શ્રવણ કરવામાં આવ્યો છે એવો તે પ્રભાવ એટલે **'श्रुत-अनुभावः'** (કર્મધારય સમાસ) શ્રવણ કરવામાં આવેલા પ્રભાવને જેણે જોયો તે ઇન્દ્ર (બહુવ્રીહિ સમાસ) 'હું ત્રિલોકનો સ્વામી છું.' એવો જેનો ગર્વ નાશ પામ્યો છે તે ઇન્દ્ર ॥ ૩ ॥

**बा. प्र.**—दृष्टश्रुतानुभावः दृष्टः गोवर्धनोद्धरण-व्रजरक्षादिरूपः श्रुतश्च पूतनानिधनादिरूपोऽनुभावो येन सः।

શ્રીગોવર્ધન ગિરિરાજને ધારણ કરીને વ્રજની રક્ષા કરવારૂપ જોયેલો પ્રભાવ અને પૂતનાના નિધન (મૃત્યુ) વગેરેરૂપ શ્રવણ કરવામાં આવેલો પ્રભાવ, એમ જેના દ્વારા પ્રભાવ જોવામાં આવ્યો છે અને શ્રવણ કરવામાં આવ્યો છે તે ઇન્દ્ર. (બંને કર્મધારય સમાસ છે.)

**वंशीधरी**—गोवर्धनधारणे स्वाक्षिभ्यामादौ तत्प्रभावं दृष्ट्वा पश्चात्स्वस्यापराधित्वं निश्चित्य स्वात्मरक्षार्थं मेरुपृष्ठस्थब्रह्ममुखाच्छ्रुतोऽयमेवास्माकं परमगुरुरित्येवंलक्षणो यस्य स तथा।

પહેલાં ગોવર્ધન ધારણ કર્યો ત્યારે પોતાની આંખોથી તેમનો પ્રભાવ જોઈને પછી પોતાના અપરાધનો નિશ્ચય કરીને પોતાની જાતની રક્ષા માટે મેરુપૃષ્ઠ ઉપર રહેલા બ્રહ્માજી (પાસે જઈને તેમ)ના મુખથી 'આ જ આપણા પરમગુરુ છે.' એવું લક્ષણ છે જેનું તેવો શ્રવણ કરવામાં આવેલો (દુર્જ્ઞેય) પ્રભાવ.

तत्र ममापराधं क्षमस्वेति वक्तुं तव

ત્યાં (શ્રીકૃષ્ણની સમીપમાં) મારા અપરાધને ક્ષમા કરો, એમ કહેવું છે. (ભગવાન કહે કે ઇન્દ્રયજ્ઞ મેં બંધ કરાવ્યો તેથી અપરાધ મારો છે, તો તે માટે ઇન્દ્ર કહે છે કે) વસ્તુતઃ આપનો અપરાધ

तावदपराधो नास्त्येव त्वयानुग्रह एव कृत इत्याह चतुर्भिः—**विशुद्धसत्त्वमिति**।

**इन्द्र उवाच**

**विशुद्धसत्त्वं तव धाम शान्तं**
**तपोमयं ध्वस्तरजस्तमस्कम्।**
**मायामयोऽयं गुणसंप्रवाहो**
**न विद्यते तेऽग्रहणानुबन्धः॥ ४**

धाम स्वरूपं शान्तमेकरूपमतश्च तपोमयं प्रचुरज्ञानं सर्वज्ञमित्यर्थः। कुतः। ध्वस्तरजस्तमस्कं ध्वस्ते अविद्यमाने रजस्तमसी यस्मिन्। अत एवायमस्मदादिषु दृश्यमानो मायाकार्यरूपो गुणसंप्रवाहः गुणैः संप्रोह्यत इति तथा, संसार इत्यर्थः। स ते तव न विद्यते। यतः अग्रहणेनाज्ञानेनानुबध्यत इति तथा स सर्वज्ञस्य ते नास्तीत्यर्थः। अज्ञानसंबन्धो वा॥ ४॥

यदा अज्ञानतत्कृतदेहसंबन्धौ न स्तस्तदा तत्कृतानां लोभादीनां का वार्तेत्याह—**कुतो नु इति**।

**कुतो नु तद्धेतव ईश तत्कृता**
**लोभादयो येऽबुधलिङ्गभावाः।**
**तथापि दण्डं भगवान्बिभर्ति**
**धर्मस्य गुप्त्यै खलनिग्रहाय॥ ५**

तत्कृता देहसंबन्धकृताः तद्धेतवः पुनरन्यस्य देहस्य हेतवः। ननु ज्ञानिनामपि ते दृश्यन्तेऽत आह—अबुधलिङ्गभावा अज्ञानिनां गमकाः। यावद्रागादिमत्त्वं तावज्ज्ञानित्वमेव न सिद्धमित्यर्थः।

છે જ નહીં, એ તો આપના દ્વારા કરવામાં આવેલો અનુગ્રહ જ છે, એમ ચાર શ્લોકોથી કહે છે – **'विशुद्धसत्त्वम् इति।'**

આપનું સ્વરૂપ શાંત (સદાય એકરૂપ) છે, (આથી) પ્રચુર જ્ઞાનમય છે, (કારણ કે) રજસ્ અને તમસ્ જેમાં વિદ્યમાન નથી તેવું વિશુદ્ધ સત્ત્વગુણમય છે, (આથી જ) (માયાના કાર્યરૂપ) ગુણોથી સંચાલિત થતો સંસાર આપને નથી, (કારણ કે) તે અજ્ઞાનથી પ્રાપ્ત થાય છે. (અને આપ સર્વજ્ઞ છો.) ॥ ૪ ॥

**'धाम'** સ્વરૂપ **'शान्तम्'** એકરૂપ અને આથી **'तपोमयम्'** પ્રચુર જ્ઞાનમય, સર્વજ્ઞ એમ અર્થ છે. કેવી રીતે? **'ध्वस्तरजस्तमस्कम्' ध्वस्ते** અર્થાત્ વિદ્યમાન નથી રજસ્ અને તમસ્ જેમાં – આથી જ અમારા વગેરેમાં જણાતો, માયાના કાર્યરૂપ **'गुणसंप्रवाहः'** ગુણોથી સંચાલિત થતો હોય તેવો સંસાર, એમ અર્થ છે. તે સંસાર આપનામાં વિદ્યમાન નથી. જે કારણે **'अग्रहणेन'** અજ્ઞાનથી પ્રાપ્ત થાય છે તેવો તે સંસાર સર્વજ્ઞ એવા આપને નથી, એમ અર્થ છે. અથવા સર્વજ્ઞ એવા આપને અજ્ઞાનનો સંબંધ નથી. ॥ ૪ ॥

જ્યારે અજ્ઞાન અને અજ્ઞાનથી થતો દેહનો સંબંધ ન હોય, ત્યારે તેને કારણે થતો લોભ વગેરેનો સંબંધ તો (આપને) હોય જ ક્યાંથી, એમ કહે છે – **'कुतः नु इति।'**

હે ઈશ, દેહના સંબંધથી થતા અને બીજા દેહનાં કારણોરૂપ હોઈ અજ્ઞાનીઓનાં ચિહ્નરૂપ જણાતા લોભાદિ તો આપને હોય જ ક્યાંથી? તેમ છતાં ધર્મની રક્ષા માટે અને દુષ્ટોને શિક્ષા કરવા માટે ભગવાન દંડ ધારણ કરે છે. ॥ ૫ ॥

**'तत्-कृताः'** દેહના સંબંધથી થતા અને **'तत्-हेतवः'** બીજા દેહનાં કારણોરૂપ (લોભાદિ) – શંકા કરે છે કે જ્ઞાનીઓમાં પણ લોભાદિ જણાય છે! તે માટે ઉત્તર આપે છે કે – **'अबुधलिङ्गभावाः'** (લોભાદિ) અજ્ઞાનીઓના ચિહ્નરૂપ ભાવો છે, અજ્ઞાનીઓનું સૂચન કરનારા છે. જ્યાં સુધી મનુષ્ય રાગાદિવાળો છે, ત્યાં

लोभाद्यभावेऽपि मन्मानभङ्गो दण्डार्थमित्याह—तथापीति ॥ ५ ॥

સુધી તેનું જ્ઞાનીપણું સિદ્ધ થતું નથી, એમ અર્થ છે. (આપનામાં) લોભાદિ નથી તો પણ મારો માનભંગ થયો, તે દંડ માટે છે, એમ કહે છે – '**तथापि इति।**' તેમ છતાં (ભગવાન દંડ ધારણ કરે છે). ॥ ५ ॥

ननु त्वद्दण्डे च मम गोपपुत्रस्य का शक्तिः, किं वा कारणं, को वा दण्डो मया कृत इत्यत आह—**पितेति**।

શંકા કરવામાં આવી છે કે (ભગવાન ઈન્દ્રને કહે કે) તને દંડ કરવામાં ગોવાળિયાના છોકરા એવા મારી કઈ શક્તિ? અથવા તને દંડ કરવાનું શું કારણ? અથવા મારા દ્વારા કયો દંડ કરવામાં આવ્યો? તો તે માટે ઈન્દ્ર ઉત્તર આપે છે – '**पिता इति**।'

**पिता गुरुस्त्वं जगतामधीशो**
**दुरत्ययः काल उपात्तदण्डः।**
**हिताय स्वेच्छातनुभिः समीहसे**
**मानं विधुन्वञ्जगदीशमानिनाम्॥ ६**

આપ જગતના (પ્રાણીઓના) પિતા, ગુરુ, નિયામક અને દુસ્તર કાળરૂપ હોઈ દંડ ધારણ કરો છો. પોતાની ઈચ્છાથી લીલાવતારો ધારણ કરવા દ્વારા પોતાને જગતના ઈશ્વર માનનારાઓના ગર્વનો નાશ કરતા (અમારા) કલ્યાણ માટે ચેષ્ટા કરો છો. ॥ ६ ॥

त्वं पिता जगतां जनकः, गुरुरुपदेष्टा, अधीशो नियन्ता, इति दण्डधारणे हेतुत्रयम्। कालत्वात्समर्थः, तस्मादुपात्तदण्डो हिताय कल्याणाय स्वेच्छातनुभिर्लीलावतारैः समीहसे। तव समीहा लीलैव जगदीशमानिनामस्माकं मानविधूननमित्यर्थः ॥ ६ ॥

આપ '**पिता**' વિશ્વના જનક, '**गुरुः**' ઉપદેશ આપનાર, '**अधीशः**' નિયંતા, નિયામક – આમ દંડ ધારણ કરવા માટેનાં ત્રણ કારણો – કાળ હોવાથી સમર્થ છો, તેથી દંડ ધારણ કરો છો. '**हिताय**' કલ્યાણ માટે '**स्वेच्छातनुभिः**' પોતાની ઈચ્છાથી લીલાવતારો ધારણ કરવા દ્વારા ચેષ્ટા કરો છો. આપની '**समीहा**' લીલા જ પોતાને જગતના ઈશ્વર માનનારા એવા અમારા ગર્વનો નાશ કરનારી છે, એમ અર્થ છે. ॥ ६ ॥

कथमेतदित्यत आह—**य इति**।

(આપની લીલા જ દુષ્ટ જનોને દંડરૂપ બને છે.) એ કેવી રીતે, તે હવે કહે છે – '**ये इति**।'

**ये मद्विधाज्ञा जगदीशमानिन-**
**स्त्वां वीक्ष्य कालेऽभयमाशु तन्मदम्।**
**हित्वाऽऽर्यमार्गं प्रभजन्त्यपस्मया**
**ईहा खलानामपि तेऽनुशासनम्॥ ७**

પોતાને જગતના ઈશ્વર માનતા મારા જેવા અજ્ઞાનીઓ ભયનો સમય આવે ત્યારે ભયને ન ગણકારનાર (અભય) એવા આપને જોઈને જગદીશ્વર હોવાનો ગર્વ છોડીને, અભિમાનરહિત થઈ (આપની ભક્તિના લક્ષણરૂપ) આર્યમાર્ગનો આશ્રય કરે છે. આથી આપની લીલા જ દુષ્ટજનોને દંડરૂપ બને છે. ॥ ७ ॥

मद्विधाश्च ते अज्ञाश्च ते, अतो जगदीशमानिनः काले भयकालेऽपि यथाधुनैवातिवृष्टौ त्वामभयं भयमगणयन्तं वीक्ष्याशु तन्मदं जगदीशा इति मदं हित्वा विगतगर्वाः सन्तः आर्यमार्गं त्वद्भक्तिलक्षणं भजन्ति। अतस्तवेहैव खलानामनुशासनं दण्ड इत्यर्थः ॥ ७ ॥

મારા જેવા છે તેઓ તથા અજ્ઞાનીઓ છે તેઓ, આથી પોતાને જગતના ઈશ્વર માનનારાઓ **'काले'** ભયનો સમય આવે ત્યારે પણ, જેમ કે હમણાં જ અતિવૃષ્ટિમાં **'अभयम्'** ભયને ન ગણકારનાર આપને જોઈને તરત જ **'तत्-मदम्'** જગદીશ્વર હોવાનો તે ગર્વ છોડીને અભિમાનરહિત થઈ **'आर्यमार्गम्'** આપની ભક્તિના લક્ષણરૂપ આર્યમાર્ગનો આશ્રય કરે છે. આથી આપની લીલા જ દુષ્ટજનોને **'अनुशासनम्'** દંડરૂપ બને છે. ॥ ૭ ॥

एवं भगवत्स्वरूपमभिप्रायं चानुवर्ण्य क्षमापयति—**स त्वमिति**।

આમ, (વિશુદ્ધ સત્ત્વ વગેરે દ્વારા) ભગવાનના સ્વરૂપ માટે પોતાના અભિપ્રાયનું નિરૂપણ કરીને ક્ષમાપના કરે છે – **'सः त्वम् इति।'**

**स त्वं ममैश्वर्यमदप्लुतस्य**
**कृतागसस्तेऽविदुषः प्रभावम्।**
**क्षन्तुं प्रभोऽथार्हसि मूढचेतसो**
**मैवं पुनर्भून्मतिरीश मेऽसती ॥ ८**

હે પ્રભુ, હે ઈશ, ઐશ્વર્યના મદમાં ડૂબેલા, આપના પ્રભાવને ન જાણતા, અપરાધી અને મૂઢ ચિત્તવાળા મારા અપરાધને આપ ક્ષમા કરવા યોગ્ય છો. આવી દુષ્ટ બુદ્ધિ ફરી મને ન થાઓ! ॥ ૮ ॥

एवंभूता असती मतिर्मे पुनर्मा भूदिति प्रार्थनान्तरम् ॥ ८ ॥

આવી (અત્યંત અનાદરથી પ્રવૃત્ત થયેલી) દુષ્ટ બુદ્ધિ મને ફરી ન થાઓ, એમ બીજી પ્રાર્થના કરે છે. ॥ ૮ ॥

महानयमपराधः कथं क्षन्तव्य इति चेदत आह—**तवेति**।

(મારી અવજ્ઞારૂપ લક્ષણવાળો) આ મહાન અપરાધ કેવી રીતે ક્ષમા કરવા યોગ્ય છે, એમ જો (ભગવાન કહે) તો તે માટે ઉત્તર આપે છે – **'तव इति।'**

**तवावतारोऽयमधोक्षजेह**
**स्वयंभराणामुरुभारजन्मनाम् ।**
**चमूपतीनामभवाय देव**
**भवाय युष्मच्चरणानुवर्तिनाम् ॥ ९**

હે અધોક્ષજ, હે દેવ, અહીં આપનો અવતાર, ઘણા ભારરૂપ થયેલાઓનો જેમનાથી જન્મ થયો છે તેવા સ્વયં ભારરૂપ થયેલા (દૈત્ય) સેનાપતિ (રાજાઓ)નો નાશ કરવા માટે અને આપના ચરણોનું સેવન કરનારા (ભક્તો)ના કલ્યાણ માટે છે. ॥ ૯ ॥

स्वयंभराणां पुनश्चोरुभारजन्मनां बहूनां भाराणां जन्म येभ्यस्तेषामभवाय नाशाय, युष्मच्चरणसेविनां तु भवाय। अतो मम त्वत्सेवकत्वादत्यन्तापराधिनोऽपि क्षन्तव्यमिति भावः ॥ ९ ॥

સ્વયં ભારરૂપ થયેલાઓના, વળી પાછા **'उरुभार-जन्मनाम्'** ઘણા ભારરૂપ થયેલાઓનો જન્મ થયો છે જેમનાથી તેમના **'अभवाय'** નાશ માટે – પરંતુ આપના ચરણનું સેવન કરનારાઓના કલ્યાણ માટે – આથી આપનો સેવક હોવાથી અત્યન્ત અપરાધી હોવા છતાં મારો (અપરાધ) ક્ષમા કરવા યોગ્ય છે, એવો ભાવ છે. ॥ ૯ ॥

क्षमापयन्नमस्करोति—**नम इति**।

**नमस्तुभ्यं भगवते पुरुषाय महात्मने।**
**वासुदेवाय कृष्णाय सात्वतां पतये नमः॥ १०**

तुभ्यं भगवते कृष्णाय नमः। पुरुषाय सर्वान्तर्यामिणे। महात्मनेऽन्तस्थत्वेऽप्यपरिच्छिन्नाय। कुतः। वासुदेवाय सर्वनिवासाय। सात्वतां यादवानां पतये॥ १०॥

**स्वच्छन्दोपात्तदेहाय विशुद्धज्ञानमूर्तये।**
**सर्वस्मै सर्वबीजाय सर्वभूतात्मने नमः॥ ११**

तर्हि किमहं यादवः, न, स्वच्छन्दोपात्तदेहाय स्वेषां भक्तानां छन्देनेच्छया स्वीकृतदेहाय। तत्रापि विशुद्धं ज्ञानमेव मूर्तिर्यस्य तस्मै। मायया सर्वस्मै सर्वरूपाय। कुतः। सर्वस्य बीजाय कारणाय। अत एव सर्वभूतात्मने नम इति॥ ११॥

कृतागस इत्यनेनोक्तमपराधं निवेदयति—**मयेदमिति**।

**मयेदं भगवन्गोष्ठनाशायासारवायुभिः।**
**चेष्टितं विहते यज्ञे मानिना तीव्रमन्युना॥ १२**

आसारवायुभिर्गोष्ठनाशाय मयेदमकृत्यं चेष्टितं कृतम्॥ १२॥

**त्वयेशानुगृहीतोऽस्मि ध्वस्तस्तम्भो वृथोद्यमः।**
**ईश्वरं गुरुमात्मानं त्वामहं शरणं गतः॥ १३**

ક્ષમાપના કરતાં નમસ્કાર કરે છે – '**नमः इति**।'

(સર્વના) અંતર્યામી, અંદર રહ્યા હોવા છતાં પણ અમર્યાદિત (મહાન આત્મા), સર્વમાં નિવાસ કરનાર, યાદવોના પતિ શ્રીકૃષ્ણ ભગવાન એવા આપને નમસ્કાર હો. ॥ ૧૦ ॥

ભગવાન શ્રીકૃષ્ણ એવા આપને નમસ્કાર હો. '**पुरुषाय**' સર્વના અંતર્યામીને, '**महात्मने**' અંદર સ્થિત હોવા છતાં પણ અમર્યાદિતને, કેવી રીતે? '**वासुदेवाय**' સર્વમાં નિવાસ કરનારને, '**सात्वताम्**' યાદવોના પતિને ॥ ૧૦ ॥

ભક્તોની ઈચ્છાથી દેહ સ્વીકારનાર, વિશુદ્ધ જ્ઞાનસ્વરૂપ, સર્વસ્વરૂપ, સર્વના કારણરૂપ, સર્વ પ્રાણીઓના આત્માને નમસ્કાર હો. ॥ ૧૧ ॥

તો શું હું યાદવ છું? (એમ ભગવાન પૂછે તો તે માટે ઉત્તર આપે છે કે) ના, '**स्वच्छन्द-उपात्तदेहाय**' પોતાના ભક્તોની '**छन्देन**' ઈચ્છાથી દેહ સ્વીકાર કરનારને, તેમાં પણ વિશુદ્ધ જ્ઞાન જ સ્વરૂપ છે જેમનું તેમને, માયાથી '**सर्वस्मै**' સર્વસ્વરૂપને. કેવી રીતે? સર્વના '**बीजाय**' કારણને, આથી જ સર્વ પ્રાણીઓના આત્માને નમસ્કાર હો. ॥ ૧૧ ॥

'**कृत-आगसः**' (શ્લોક-૮) એ દ્વારા કહેવામાં આવેલા અપરાધનું નિવેદન કરે છે – '**मया-इदम् इति**।'

હે ભગવાન, (ઈન્દ્ર)યજ્ઞનો નાશ થયો ત્યારે અભિમાની અને અત્યંત ક્રોધવાળા મેં ધારાસંપાત વર્ષા અને વંટોળોથી વ્રજનો નાશ કરવા માટે આ કૃત્ય કર્યું હતું. ॥ ૧૨ ॥

ધારાસંપાત વર્ષા અને વંટોળો દ્વારા વ્રજના નાશ માટે મારા દ્વારા આ અકૃત્ય '**चेष्टितम्**' કરવામાં આવ્યું હતું. ॥ ૧૨ ॥

તેમ છતાં પણ હે ઈશ, જેના ગર્વનો વિધ્વંસ થયો છે અને જેનો ઉદ્યમ વ્યર્થ થયો છે એવો હું (ગર્વના વિધ્વંસને કારણે) આપના દ્વારા અનુગૃહીત થયો છું. (આથી) (સર્વના) ઈશ્વર, ગુરુ અને આત્મા એવા આપને શરણે હું આવ્યો છું. ॥ ૧૩ ॥

तथापि भो ईश, त्वयानुगृहीतोऽस्मि। अनुग्रहं दर्शयति—ध्वस्तस्तम्भ इति, वृथोद्यम इति च॥ १३॥

(મારા દ્વારા અનુચિત કાર્ય થયું છે,) તેમ છતાં પણ હે ઈશ, આપના દ્વારા હું અનુગૃહીત થયો છું. અનુગ્રહ દર્શાવે છે – **'ध्वस्तस्तम्भः इति।'** જેના ગર્વનો વિધ્વંસ થયો છે અને જેનો ઉદ્યમ વ્યર્થ થયો છે. ॥૧૩॥

**श्रीशुक उवाच**

**एवं संकीर्तितः कृष्णो मघोना भगवानमुम्।**
**मेघगम्भीरया वाचा प्रहसन्निदमब्रवीत्॥ १४**

**શ્રીશુકદેવજી બોલ્યા** – આ પ્રમાણે ઈન્દ્ર દ્વારા સ્તુતિ કરવામાં આવેલા શ્રીકૃષ્ણ મધુર હાસ્ય કરતા, મેઘગંભીર વાણીથી એને આમ કહેવા લાગ્યા ॥ ૧૪ ॥ ૧૪ ॥

इन्द्रेण स्वाभिप्राये निवेदिते भगवानपि तथैवाह—**मयेति**।

ઈન્દ્ર દ્વારા પોતાનો અભિપ્રાય નિવેદિત કરવામાં આવ્યો, ત્યારે ભગવાન પણ પોતાનો અભિપ્રાય જણાવે છે – **'मया इति।'**

**श्रीभगवानुवाच**

**मया तेऽकारि मघवन् मखभंगोऽनुगृह्णता।**
**मदनुस्मृतये नित्यं मत्तस्येन्द्रश्रिया भृशम्॥ १५**

**શ્રીભગવાન બોલ્યા** – હે મઘવન્, દેવેન્દ્રપદની સમ્પત્તિથી અતિશય ઉન્મત્ત એવા તમને નિત્ય મારું સ્મરણ રહે તે માટે અનુગ્રહ કરતા એવા મારા દ્વારા તમારા યજ્ઞનો ભંગ કરવામાં આવ્યો હતો.॥ ૧૫ ॥

इन्द्रश्रिया देवराज्येन॥ १५॥

**'इन्द्रश्रिया'** ઈન્દ્રપદની સંપત્તિથી ॥ ૧૫ ॥

**मामैश्वर्यश्रीमदान्धो दण्डपाणिं न पश्यति।**
**तं भ्रंशयामि संपद्भ्यो यस्य चेच्छाम्यनुग्रहम्॥ १६**
॥ १६॥

ઐશ્વર્ય અને લક્ષ્મીના મદથી અંધ બનેલો મનુષ્ય હાથમાં દંડ ધારણ કરેલા મને જોતો નથી. વળી, હું જેના ઉપર અનુગ્રહ કરવા ઈચ્છું છું, તેને સમ્પત્તિઓથી ભ્રષ્ટ કરું છું. ॥ ૧૬ ॥ ૧૬ ॥

**गम्यतां शक्र भद्रं वः क्रियतां मेऽनुशासनम्।**
**स्थीयतां स्वाधिकारेषु युक्तैर्वः स्तम्भवर्जितैः॥ १७**
॥ १७॥

હે શક્ર, તમે જાઓ, તમારું કલ્યાણ થાઓ! મારી આજ્ઞાનું પાલન કરવામાં આવે તથા ગર્વરહિત અને સાવધાન થઈ તમારા દ્વારા પોતાના અધિકારમાં રહેવામાં આવે. ॥ ૧૭ ॥

वो युष्माभिः। बहुवचनं वरुणाद्यभिप्रायेण। क्व गन्तव्यं स्वर्गेऽपि तवैवेश्वरत्वादिति चेत्तत्राह—क्रियतामिति। मदनुशासनेन यथापूर्वं तत्र स्थीयतामित्यर्थः। युक्तैरप्रमत्तैः। स्तम्भवर्जितै-र्निरहंकारैः॥ १७॥

**'वः'** તમારા દ્વારા, બ.વ. વરુણ વગેરેના અભિપ્રાયથી છે. (જો ઈન્દ્ર કહે કે) 'ક્યાં જવા યોગ્ય છે? સ્વર્ગમાં પણ આપ જ ઈશ્વર છો.' તે માટે ભગવાન કહે છે – **'क्रियताम् इति।'** મારી આજ્ઞાથી ત્યાં જ પૂર્વવત્ રહેવામાં આવે, એમ અર્થ છે. **'युक्तैः'** સાવધાન થઈને તેમ જ **'स्तम्भवर्जितैः'** ગર્વરહિત થઈને ॥ ૧૭ ॥

**अथाह सुरभिः कृष्णमभिवन्द्य मनस्विनी।**
**स्वसन्तानैरुपामन्त्र्य गोपरूपिणमीश्वरम्॥ १८**

त्यार पछी मनस्विनी सुरभि गोपालनुं રૂપ ધારણ કરનાર ઈશ્વર શ્રીકૃષ્ણને પોતાનાં સંતાનો સાથે વંદન કરી (ભગવાનને) સંબોધન કરીને કહેવા લાગી. ॥ ૧૮ ॥

स्वसन्तानैर्गोभिः सहोपामन्त्र्य कृष्णकृष्णे-त्यादिसंबोध्य॥ १८॥

**'स्वसन्तानैः'** વ્રજની ગાયો (સુરભિના વંશની હોવાથી) પોતાનાં સંતાનો સહિત **'उपामन्त्र्य'** કૃષ્ણ, કૃષ્ણ વગેરે સંબોધન કરીને ॥ ૧૮ ॥

**भक्त.**—मनस्विनी तत्तद्वाञ्छितप्रदानप्रवणता-रूपप्रशस्तमनस्का।

સર્વ મનવાંછિત ફળ પ્રદાન કરવાના વલણરૂપ પ્રશંસનીય મનવાળી તે મનસ્વિની સુરભિ

**सुरभिरुवाच**

**कृष्ण कृष्ण महायोगिन् विश्वात्मन् विश्वसंभव।**
**भवता लोकनाथेन सनाथा वयमच्युत॥ १९**

**સુરભિમાતા બોલી** – હે કૃષ્ણ, હે કૃષ્ણ, હે મહાયોગી, હે વિશ્વાત્મા, હે વિશ્વસર્જક, હે અચ્યુત, લોકનાથ એવા આપના દ્વારા અમે સનાથ કરવામાં આવ્યાં છીએ. ॥ ૧૯ ॥

इन्द्रेण हता अपि भवता सनाथा वयं कृताः। रक्षिता इत्यर्थः॥ १९॥

ઈન્દ્ર દ્વારા (વ્રજનો) નાશ કરવામાં આવ્યો હતો, પણ આપના દ્વારા અમે સનાથ કરવામાં આવ્યાં છીએ. રક્ષાયાં છીએ, એમ અર્થ છે.॥ ૧૯ ॥

**त्वं नः परमकं दैवं त्वं न इन्द्रो जगत्पते।**
**भवाय भव गोविप्रदेवानां ये च साधवः॥ २०**

હે જગત્પતિ, આપ અમારા સર્વોત્કૃષ્ટ દેવ છો. (તેથી) ગાયો, વિપ્રો અને દેવોના તથા જે સત્પુરુષો છે તેમના (પણ) અભ્યુદય માટે અમારા ઈન્દ્ર થાઓ! ॥ ૨૦ ॥

त्वं नः परमं दैवं देवता। अतो हे जगत्पते, गोविप्रदेवानां येऽन्ये च साधवस्तेषां भवाया-भ्युदयायाद्य त्वमेव नोऽस्माकमिन्द्रो भव॥ २०॥

આપ અમારા સર્વોત્કૃષ્ટ **'दैवम्'** દેવ છો, આથી હે જગત્પતિ, ગાયો, વિપ્રો અને દેવોના તથા જે અન્ય સત્પુરુષો છે તેમના **'भवाय'** અભ્યુદય માટે આજે આપ જ **'नः'** અમારા ઈન્દ્ર થાઓ! ॥ ૨૦ ॥

ननु भवतामिन्द्रोऽस्तीति चेदत आह—**इन्द्रमिति**।

જો કહેવામાં આવે કે તમારો ઈન્દ્ર છે, તો તે માટે કહે છે – **'इन्द्रम् इति।'**

**इन्द्रं नस्त्वाभिषेक्ष्यामो ब्रह्मणा नोदिता वयम्।**
**अवतीर्णोऽसि विश्वात्मन् भूमेर्भारापनुत्तये॥ २१**

હે વિશ્વાત્મા, બ્રહ્માજી દ્વારા આજ્ઞા કરવામાં આવેલા અમે આપનો જ અમારા ઈન્દ્ર તરીકે અભિષેક કરીશું. ભૂમિનો ભાર હરવા આપ (ભૂતળ ઉપર) અવતર્યા છો. ॥ ૨૧ ॥

अलं पुरन्दरस्येन्द्रतयेत्यर्थः। ननु देव एवेन्द्रो भवति, कथमहं भवेयमिति चेदत आह—अवतीर्णोऽसीति॥ २१॥

પુરન્દર (ઈન્દ્ર)ની ઈન્દ્રતાથી હવે બહુ થયું, એમ અર્થ છે. (ભગવાન) શંકા કરે કે દેવ જ ઈન્દ્ર બને છે, હું કેવી રીતે ઈન્દ્ર બનું ? તો તે માટે સુરભિમાતા કહે છે – **'अवतीर्णः असि इति।'** ॥ ૨૧ ॥

श्रीशुक उवाच

**एवं कृष्णमुपामन्त्र्य सुरभिः पयसात्मनः।**
**जलैराकाशगंगाया ऐरावतकरोद्धृतैः॥ २२**

**इन्द्रः सुरर्षिभिः साकं नोदितो देवमातृभिः।**
**अभ्यषिञ्चत दाशार्हं गोविन्द इति चाभ्यधात्॥ २३**

सुरभिरात्मनः पयसाभ्यषिञ्चदिन्द्रश्चाकाश-गङ्गाया जलैरभ्यषिञ्चत्॥ २२॥ देवमातृभि-रदित्यादिभिः, देवैर्मातृभिश्चेति वा। गाः पशून्, गां स्वर्गं वा इन्द्रत्वेन विन्दतीति कृत्वा गोविन्द इत्यभ्यधात्, नाम कृतवानित्यर्थः॥ २३॥

**वंशीधरी**—दाशार्हम् दशार्हकुलमुख्यम्। यद्वा दाशं सुखादिदानमर्हतीति तथा तम्।

**तत्रागतास्तुम्बुरुनारदादयो**
**गन्धर्वविद्याधरसिद्धचारणाः।**
**जगुर्यशो लोकमलापहं हरेः**
**सुराङ्गनाः संननृतुर्मुदान्विताः॥ २४** ॥ २४॥

**तं तुष्टुवुर्देवनिकायकेतवो**
**व्यवाकिरंश्चाद्भुतपुष्पवृष्टिभिः।**
**लोकाः परां निर्वृतिमाप्नुवंस्त्रयो**
**गावस्तदा गामनयन् पयोद्रुताम्॥ २५**

देवनिकायेषु केतव इव दर्शनीया मुख्या इत्यर्थः। गावो गां पृथ्वीं पयोभिर्द्रुतामार्द्रामनयन्। अकुर्वन्नित्यर्थः॥ २५॥

**नानारसौघाः सरितो वृक्षा आसन् मधुस्रवाः।**
**अकृष्टपच्यौषधयो गिरयोऽबिभ्रदुन्मणीन्॥ २६**

**શ્રીશુકદેવજી બોલ્યા** – આમ, સુરભિમાતાએ શ્રીકૃષ્ણને પ્રાર્થના કરીને પોતાના દૂધથી અભિષેક કર્યો. તથા (અદિતિ વગેરે) માતાઓ અને દેવો દ્વારા પ્રેરાયેલા ઈન્દ્રે પણ દેવો અને ઋષિઓ સહિત ઐરાવત હાથીની સૂંઢ દ્વારા લાવવામાં આવેલા આકાશગંગાના જળથી દાશાર્હ (શ્રીકૃષ્ણ)નો અભિષેક કર્યો અને 'ગોવિંદ' એવું નામાભિધાન કર્યું. ॥ ૨૨ ॥ ૨૩ ॥

સુરભિમાતાએ પોતાના દૂધથી અભિષેક કર્યો અને ઈન્દ્રે આકાશગંગાના જળથી અભિષેક કર્યો. ॥ ૨૨॥ **'देव-मातृभिः'** અદિતિ વગેરે દેવોની માતાઓ દ્વારા અથવા દેવો દ્વારા અને માતાઓ દ્વારા – **गाः** પશુઓને (ગાયોને) ઈન્દ્ર બનીને (**विन्द**) પ્રાપ્ત કરે છે તે 'ગોવિંદ' છે. અથવા **'गाम्'** સ્વર્ગને ઈન્દ્ર બનીને (**विन्द**) પ્રાપ્ત કરે છે તે 'ગોવિંદ' છે, (**गवाम् इन्द्रः**) એમ કહીને 'ગોવિંદ' એમ ભગવાનનું **'अभ्यधात्'** નામ પાડ્યું, એમ અર્થ છે. ॥ ૨૩ ॥

દાશાર્હ એટલે દાશાર્હકુળમાં શ્રેષ્ઠ અથવા સુખ વગેરે દાન કરવા સમર્થ છે તેમને (અભિષિક્ત કર્યા).

(તે સમયે) ત્યાં આવેલા તુંબુરુ, નારદજી વગેરે, ગંધર્વો, વિદ્યાધરો, સિદ્ધો અને ચારણો લોકોનાં પાપોનો નાશ કરનાર શ્રીહરિનો યશ ગાવા લાગ્યા અને દેવાંગનાઓ આનંદિત થઈ નૃત્ય કરવા લાગી. ॥ ૨૪ ॥ ૨૪ ॥

દેવસમૂહોમાં દર્શનીય (બ્રહ્માજી વગેરે દેવ)વર્યોએ તેમની સ્તુતિ કરી અને અદ્‌ભુત પુષ્પોની વૃષ્ટિઓથી તેમને આચ્છાદિત કરી દીધા. ત્રણે લોક પરમ શાંતિ પામ્યા. ગાયોએ (આંચળમાંથી ઝરતા) દૂધથી ધરતીને ભીંજવી દીધી. ॥ ૨૫ ॥

દેવસમૂહોમાં ધજાઓ જેવા દર્શનીય, મુખ્ય દેવો, એમ અર્થ છે. ગાયોએ **'गाम्'** ધરતીને દૂધથી **'द्रुताम्'** ભીંજવી દીધી, એમ અર્થ છે. ॥ ૨૫ ॥

નદીઓ દૂધ વગેરે અનેક પ્રકારના રસો વહાવનારી બની ગઈ. વૃક્ષો મધની ધારાઓ ઝારતાં હોય તેવાં બન્યાં. ઔષધિઓ ખેડ્યા વિના જ પરિપક્વ થઈ ગઈ. પર્વતો (ગર્ભમાં રહેલા મણિઓને) પ્રકટ રીતે (બહાર) ધારણ કરવા લાગ્યા. ॥ ૨૬ ॥

नानारसौघाः क्षीरादिवाहिन्यः । अकृष्टपच्याः कर्षणं विनैव पक्वा ओषधयो व्रीह्यादय आसन् । यद्वा अकृष्टपच्या ओषधयो येषु ते गिरय उन्मणीन्गर्भगतान्मणीन् उत् उद्गतान् बहिः प्रकटानबिभ्रदबिभरु: ॥ २६ ॥

દૂધ વગેરે અનેક પ્રકારના રસો વહાવનારી – **'अकृष्टपच्याः'** ડાંગર વગેરે ઔષધિઓ ખેડ્યા વિના જ પરિપક્વ થઈ ગઈ. અથવા ખેડ્યા વિનાની ઔષધિઓ જેમાં છે તે પર્વતો **'उन्मणीन्'** ગર્ભમાં રહેલા મણિઓને **'उत्'** ઉપર લાવીને બહાર પ્રકટ રીતે **'अबिभ्रत्' अबिभरुः** (રૂપ થાય છે.) ધારણ કરવા લાગ્યા. ॥ २६ ॥

**कृष्णेऽभिषिक्त एतानि सत्त्वानि कुरुनन्दन ।**
**निर्वैराण्यभवंस्तात क्रूराण्यपि निसर्गतः ॥ २७**
॥ २७ ॥

હે કુરુનંદન, શ્રીકૃષ્ણનો અભિષેક થયો ત્યારે આ ક્રૂર પ્રાણીઓ પણ હે તાત, સ્વભાવથી (પરસ્પર) વેરરહિત થઈ ગયાં. ॥ २७ ॥ २७ ॥

**इति गोगोकुलपतिं गोविन्दमभिषिच्य सः ।**
**अनुज्ञातो ययौ शक्रो वृतो देवादिभिर्दिवम् ॥ २८**
॥ २८ ॥

આ પ્રમાણે ગાયો અને ગોકુળના પતિ શ્રીકૃષ્ણનો ગોવિંદ નામ ધારણપૂર્વક અભિષેક કરીને શ્રીકૃષ્ણ દ્વારા આજ્ઞા પામી તે શક્ર, દેવો વગેરે સાથે વીંટળાઈને સ્વર્ગમાં ગયો. ॥ २८ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे पूर्वार्धे इन्द्रस्तुतिर्नाम सप्तविंशोऽध्यायः ॥ २७ ॥
इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे पूर्वार्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां सप्तविंशोऽध्यायः ॥ २७ ॥

# अथाष्टाविंशोऽध्यायः
## વરુણલોકમાંથી નંદરાયજીનું પ્રત્યાગમન

अष्टाविंशे ततो नन्दानयनं वरुणालयात् ।
वैकुण्ठदर्शनं चाथ गोपानामनुवर्ण्यते ॥ १ ॥

ત્યાર પછી નંદરાયજીને વરુણલોકમાંથી પાછા લાવ્યા તે અને પછી ગોવાળોને વૈકુંઠનાં દર્શન કરાવ્યાં તે અઠ્યાવીસમા અધ્યાયમાં વર્ણવવામાં આવે છે. ॥ १ ॥

गोवर्धनं समुद्धृत्य वशे कृत्वाऽमरेश्वरम् ।
नन्दानयनतः कृष्णो वरुणं च वशेऽनयत् ॥ २ ॥

ગોવર્ધન ધારણ કરી દેવરાજ ઈન્દ્રને વશ કરીને નંદરાયજીને પાછા લાવવાથી (સમજાય છે કે) શ્રીકૃષ્ણે વરુણદેવને પણ વશમાં કર્યા. ॥ २ ॥

**श्रीशुक उवाच**

**एकादश्यां निराहारः समभ्यर्च्य जनार्दनम् ।**
**स्नातुं नन्दस्तु कालिन्द्या द्वादश्यां जलमाविशत् ॥ १**
॥ १ ॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – એકાદશીએ નિરાહાર રહેલા નંદરાયજીએ ભગવાન જનાર્દનનું સુંદર પૂજન કરીને દ્વાદશીએ (ખૂબ વહેલાં ઊઠીને) સ્નાન કરવા માટે (યમુનાજીના) જળમાં પ્રવેશ કર્યો. ॥ १ ॥ १॥

**तं गृहीत्वाऽनयद्भृत्यो वरुणस्यासुरोऽन्तिकम् ।**
**अविज्ञायासुरीं वेलां प्रविष्टमुदकं निशि ॥ २**

(પાછલી) રાત્રિની આસુરી વેળાને ન જાણીને જળમાં પ્રવેશેલા તે નંદરાયજીને વરુણદેવનો અસુર સેવક પકડીને વરુણદેવ પાસે લઈ ગયો. ॥ २ ॥

कलामात्रायां द्वादश्यां पारणादराभिनिवेशेनासुरीं वेलामविज्ञायारुणोदयात्पूर्वमेव शास्त्रबलेन निश्युदकं प्रविष्टं तदनभिज्ञो वरुणस्य भृत्योऽनयदिति। तथा च शास्त्रम्—

'कलार्धां द्वादशीं दृष्ट्वा निशीथादूर्ध्वमेव हि।
आमध्याह्नाः क्रियाः सर्वाः कर्तव्याः शम्भुशासनात्॥'

इत्यादि। वक्ष्यति च वरुणः 'अजानता मामकेन' इति, भगवद्धर्ममजानतेत्यर्थः॥ २॥

માત્ર એક કલા (૧મિ.૪૮સે.) જેટલા દ્વાદશીના સમયમાં અગિયારશનાં પારણાં કરવાના આદરના આગ્રહને કારણે, આસુરી વેળાને નહીં જાણીને, અરુણોદયની પૂર્વે જ શાસ્ત્રના સમર્થન પ્રમાણે રાત્રિમાં જળમાં પ્રવેશેલા નંદરાયજીને, ભગવદ્ધર્મને નહીં જાણનારો વરુણદેવનો સેવક લઈ ગયો. તે અનુસાર શાસ્ત્ર છે – 'અર્ધી કલાના સમયવાળી દ્વાદશીને જાણીને મધ્યરાત્રિ પછી તરત જ મધ્યાહ્ન સુધીમાં બધી ક્રિયાઓ કરી લેવી જોઈએ, કારણ કે એવી શંભુની આજ્ઞા છે.' વરુણદેવ આગળ કહેશે : 'મારા સેવક દ્વારા અજાણતાં (લાવવામાં આવ્યા છે – શ્લોક ૭), ભગવદ્ધર્મને ન જાણતા, એમ અર્થ છે. ॥ ૨ ॥

**चुक्रुशुस्तमपश्यन्तः कृष्ण रामेति गोपकाः।**
**भगवांस्तदुपश्रुत्य पितरं वरुणाहृतम्।**
**तदन्तिकं गतो राजन् स्वानामभयदो विभुः॥ ३**

(સ્નાન માટે ગયેલા) તે નંદરાયજીને ન જોતા ગોવાળોએ 'હે કૃષ્ણ! હે રામ! (સ્નાન માટે ગયેલા નંદરાયજી નથી મળતા) એમ બૂમાબૂમ (આક્રોશ) કરી મૂકી. હે રાજા, પોતાના (ભગવદ્ધર્મપરાયણ) જનોને અભય આપનાર ભગવાન પણ તે (આક્રોશ કરતા ગોવાળોને) સાંભળીને અને પિતાજીને વરુણદેવ લઈ ગયેલા જાણીને તેમની પાસે ગયા. ॥ ૩ ॥

स्वानां भगवद्धर्मपराणामभयदो मा भैष्टेत्यभयं ददत्॥ ३॥

**'સ્વાનામ્'** પોતાના ભગવદ્ધર્મપરાયણ જનોને **'અભયદઃ'** 'ભય પામશો નહીં.' એમ અભય આપનાર ॥ ૩ ॥

**प्राप्तं वीक्ष्य हृषीकेशं लोकपालः सपर्यया।**
**महत्या पूजयित्वाह तद्दर्शनमहोत्सवः॥ ४**

પોતાની પાસે આવેલા હૃષીકેશ શ્રીકૃષ્ણને જોઈને, તેમનાં દર્શનથી જેમને મહાન ઉત્સવ છે તે લોકપાલ વરુણે (ખૂબ સામગ્રીઓથી) મોટી પૂજા કરીને કહ્યું : ॥ ૪ ॥

सपर्ययाऽर्हणेन॥ ४॥

**'સપર્યયા'** પૂજા કરીને ॥ ૪ ॥

**वरुण उवाच**

**अद्य मे निभृतो देहोऽद्यैवार्थोऽधिगतः प्रभो।**
**त्वत्पादभाजो भगवन्नवापुः पारमध्वनः॥ ५**

**વરુણદેવ બોલ્યા** – આજે જ મારા દ્વારા દેહ ધારણ કરવામાં આવ્યો છે. મારો દેહ હવે આજે જ પરમ ફળને પ્રાપ્ત થયો છે. આપના ચરણને ભજનારા ભક્તો સંસારમાર્ગના પારને, (મોક્ષને) (ભગવાનને) પ્રાપ્ત થયા છે. ॥ ૫ ॥

अद्येदानीं मे मया देहो निभृतो धृतः। यदा त्वद्दर्शनं जातं तदैव देहसाफल्यं प्राप्तमित्यर्थः। यद्वा निभृतः पूर्णमनोरथ इत्यर्थः। किंच अद्यैवार्थोऽधिगतः। सर्वरत्नाकरपतिनापीतः पूर्वं नैवंविधोऽर्थः प्राप्त इत्यर्थः। किंच संसारोऽपि निवृत्त एवेत्याशयेनाह—त्वत्पादभाज इति। अध्वनः पारं मोक्षम्॥ ५॥

**'अद्य'** હવે મારા દ્વારા **'निभृतः'** ધારણ કરવામાં આવેલો દેહ – જ્યારે આપનાં દર્શન થાય છે ત્યારે જ દેહની સફળતા પ્રાપ્ત થાય છે, એમ અર્થ છે. અથવા **'निभृतः'** મનોરથ પૂર્ણ થાય છે, એમ અર્થ છે. વળી, (દેહ) આજે જ પરમ ફળને પ્રાપ્ત થયો છે. રત્નોની ખાણરૂપ સર્વ સમુદ્રોના પોતે પતિ હોવા છતાં પણ આ પહેલાં આ પ્રકારનું ફળ પ્રાપ્ત થયું નથી, એમ અર્થ છે. વળી, સંસાર પણ દૂર જ થયો છે, એ આશયથી કહે છે – **'त्वत्पादभाजः इति।'** સંસારમાર્ગના **'पारम्'** છેડાને, મોક્ષને (ભગવાનને) ॥ ૫ ॥

**नमस्तुभ्यं भगवते ब्रह्मणे परमात्मने।**
**न यत्र श्रूयते माया लोकसृष्टिविकल्पना॥ ६**

અત્યંત ઐશ્વર્યવાળા, પરિપૂર્ણ, સર્વ જીવોના નિયંતા આપને નમસ્કાર હો, જ્યાં (આપનામાં) લોકસૃષ્ટિની વિવિધ કલ્પના કરનારી માયા વિદ્યમાન ન હોય તેમ રહે છે. ॥ ૬ ॥

भगवते निरतिशयैश्वर्याय। ब्रह्मणे पूर्णाय। परमात्मने सर्वजीवनियन्त्रे इति। तत्र हेतुः—न यत्रेति। लोकसृष्टिं विकल्पयति या माया सा यत्र न श्रूयते। अविद्यमानेव तिष्ठतीत्यर्थः॥ ६॥

**'भगवते'** અત્યંત ઐશ્વર્યવાળાને, **'ब्रह्मणे'** પરિપૂર્ણને, **'परमात्मने'** સર્વ જીવોના નિયંતાને (નમસ્કાર) – **तत्र** અર્થાત્ સર્વ જીવોના નિયંતા હોવાનું કારણ – **'न यत्र इति।'** લોકસૃષ્ટિની વિવિધ કલ્પના કરનારી જે માયા છે તે **'यत्र न श्रूयते'** જ્યાં તે માયા કહેવામાં આવી નથી અર્થાત્ માયા જાણે વિદ્યમાન ન હોય તેમ રહે છે, એમ અર્થ છે. ॥ ૬ ॥

**अजानता मामकेन मूढेनाकार्यवेदिना।**
**आनीतोऽयं तव पिता तद्भवान्क्षन्तुमर्हति॥ ७**

કાર્ય કરવું ઉચિત છે કે નહીં તે ન જાણતા મારા મૂઢ સેવક દ્વારા આ આપના પિતાને જે અજાણતાં આણવામાં આવ્યા છે તેને આપ ક્ષમા કરવા યોગ્ય છો. ॥ ૭ ॥

अजानता मद्भृत्येन त्वत्पित्राहरणं यत्कृतं तदिति॥ ७॥

મારા સેવક દ્વારા આપના પિતાનું જે અજાણતાં હરણ કરવામાં આવ્યું છે તેને ॥ ૭ ॥

नन्दं विमुच्य समर्पयति—**गोविन्देति।**

નંદરાયજીને મુક્ત કરીને સમર્પિત કરે છે – **'गोविन्द इति।'**

**( ममाप्यनुग्रहं कृष्ण कर्तुमर्हस्यशेषदृक्। )** *
**गोविन्द नीयतामेष पिता ते पितृवत्सल॥ ८**
॥ ८॥

(હે કૃષ્ણ, સર્વના સાક્ષી એવા આપ મારા ઉપર પણ અનુગ્રહ કરવાને યોગ્ય છો.) હે ગોવિન્દ, હે પિતૃવત્સલ, આપના આ પિતાને આપ લઈ જાઓ. ॥ ૮ ॥ ૮ ॥

* કૌંસમાં આપેલ શ્લોકાર્ધ કેટલીક પ્રતોમાં પ્રાપ્ત થાય છે.

श्रीशुक उवाच

**एवं प्रसादितः कृष्णो भगवानीश्वरेश्वरः।**
**आदायागात्स्वपितरं बन्धूनां चावहन्मुदम्॥ ९**
॥ ९ ॥

**नन्दस्त्वतीन्द्रियं दृष्ट्वा लोकपालमहोदयम्।**
**कृष्णे च सन्नतिं तेषां ज्ञातिभ्यो विस्मितोऽब्रवीत्॥ १०**

अतीन्द्रियमदृष्टपूर्वं लोकपालस्य महोदयमैश्वर्यम्॥ १०॥

**ते त्वौत्सुक्यधियो राजन् मत्वा गोपास्तमीश्वरम्।**
**अपि नः स्वगतिं सूक्ष्मामुपाधास्यदधीश्वरः॥ ११**

औत्सुक्ययुक्ता धीर्येषां ते। अपि किं स्वगतिं स्वस्थानं सूक्ष्मां ब्रह्माख्यां चोपाधास्यदुपाधास्यति। नोऽस्मान्प्रापयिष्यतीति संकल्पितवन्त इत्यर्थः ॥ ११॥

**इति स्वानां स भगवान् विज्ञायाखिलदृक् स्वयम्।**
**संकल्पसिद्धये तेषां कृपयैतदचिन्तयत्॥ १२**

इत्येवंभूतं स्वानां तेषां संकल्पमखिलदृक् सर्वज्ञः स्वयमेव विज्ञाय तेषां संकल्पसिद्धये कृपयैतद्वक्ष्यमाणमचिन्तयत्॥ १२॥

**जनो वै लोक एतस्मिन्नविद्याकामकर्मभिः।**
**उच्चावचासु गतिषु न वेद स्वां गतिं भ्रमन्॥ १३**

अविद्या देहाद्यहंबुद्धिस्ततः कामस्ततः कर्म तैरुच्चावचासु देवतिर्यगादिषु भ्रमन् स्वीयां गतिं न वेद॥ १३॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – આમ, (વરુણદેવ દ્વારા) પ્રસન્ન કરવામાં આવેલા ઈશ્વરના ઈશ્વર શ્રીકૃષ્ણ સંબંધીઓને આનંદ આપતા, પોતાના પિતાને લઈને આવી ગયા. ॥ ૯ ॥ ૯ ॥

પૂર્વે ન જોયેલા, લોકપાલ વરુણદેવના ઐશ્વર્યને અને તે વરુણ વગેરેની શ્રીકૃષ્ણ પ્રત્યે નમ્રતા જોઈને વિસ્મિત થયેલા નંદરાયજીએ પોતાના જ્ઞાતિજનોને (આ સર્વ) જણાવ્યું. ॥ ૧૦ ॥

‘**अतीन्द्रियम्**’ પૂર્વે ન જોયેલા, લોકપાલના ‘**महोदयम्**’ ઐશ્વર્યને ॥ ૧૦ ॥

હે રાજા પરીક્ષિત, ત્યાર પછી ગોવાળો શ્રીકૃષ્ણને ઈશ્વર માનીને ઉત્કંઠાયુક્ત બુદ્ધિવાળા થયા (મનમાં સંકલ્પ કરવા લાગ્યા) કે તે જગતના ઈશ્વર શું આપણને પણ બ્રહ્માનંદરૂપ પોતાના ધામને પ્રાપ્ત કરાવશે? ॥ ૧૧ ॥

ઉત્સુકતાવાળી બુદ્ધિ છે જેમની તે ગોવાળો – શું આપણને ‘**सूक्ष्माम्**’ બ્રહ્માનંદરૂપ ‘**स्वगतिम्**’ પોતાના ધામને ‘**उपाधास्यत्**’ પ્રાપ્ત કરાવશે? ‘**नः**’ આપણને પોતાનું ધામ દર્શાવશે, એમ સંકલ્પ કરવા લાગ્યા, એમ અર્થ છે. ॥ ૧૧ ॥

આ પ્રમાણે સ્વકીય જનોનો (અભિપ્રાય) જાતે જ જાણી લઈને સર્વજ્ઞ એવા તે ભગવાન શ્રીહરિએ તેમના મનોરથની સિદ્ધિ માટે કૃપાપૂર્વક આમ વિચાર્યું. ॥ ૧૨ ॥

આ પ્રમાણે તે ‘**स्वानाम्**’ સ્વકીય જનોનો અભિપ્રાય ‘**अखिलदृक्**’ સર્વજ્ઞ ભગવાને જાતે જ જાણી લઈને તેમના મનોરથની સિદ્ધિ માટે કૃપાપૂર્વક (હવે પછી) કહેવામાં આવનારું છે તે વિચાર્યું. ॥ ૧૨ ॥

આ સંસારમાં અવિદ્યા, કામ અને કર્મને કારણે (દેવ, પશુ-પક્ષી વગેરે) ઉચ્ચનીચ યોનિઓમાં ભટકતો જનસમૂહ પોતાના જ સ્વરૂપને જાણતો નથી.॥ ૧૩ ॥

‘**अविद्या**’ દેહાદિમાં અહંબુદ્ધિ, તેનાથી કામવાસના અને તેનાથી કર્મ કરે છે. તે કર્મોથી ‘**उच्चावचासु**’ દેવ, પશુ-પક્ષી વગેરે ઉચ્ચનીચ યોનિઓમાં ભટકતો તે પોતાના જ સ્વરૂપને જાણતો નથી. ॥ ૧૩ ॥

**इति संचिन्त्य भगवान् महाकारुणिको हरिः।**
**दर्शयामास लोकं स्वं गोपानां तमसः परम्॥ १४**

એમ વિચાર કરીને મહાકરુણાવાન ભગવાન શ્રીહરિએ ગોવાળોને પ્રકૃતિથી પર એવા પોતાના બ્રહ્મસ્વરૂપનાં અને પોતાના વૈકુંઠલોકનાં પણ દર્શન કરાવ્યાં. ॥ ૧૪ ॥

स्वं ब्रह्मस्वरूपं लोकं वैकुण्ठाख्यं च। तमसः प्रकृतेः परम्॥ १४॥

પોતાના બ્રહ્મસ્વરૂપનાં અને વૈકુંઠ નામના પોતાના લોકનાં પણ – '**तमसः**' પ્રકૃતિથી પર (પોતાનાં અને પોતાના લોક)નાં ॥ ૧૪ ॥

देहादिपिहितानां दर्शनमशक्यमिति प्रथमं देहादिव्यतिरिक्तं ब्रह्मस्वरूपं दर्शयामास। तदाह— **सत्यमिति**।

દેહાદિમાં ઢંકાયેલા સ્વરૂપવાળાઓને દર્શન અશક્ય છે, એટલે પ્રથમ દેહાદિથી વ્યતિરિક્ત બ્રહ્મસ્વરૂપ દર્શાવ્યું, તે કહે છે – '**सत्यम् इति**।'

**सत्यं ज्ञानमनन्तं यद्ब्रह्मज्योतिः सनातनम्।**
**यद्धि पश्यन्ति मुनयो गुणापाये समाहिताः॥ १५**

ત્રિકાલાબાધિત, ચૈતન્યરૂપ, દેશકાળની મર્યાદાથી રહિત, સ્વયંપ્રકાશ, શાશ્વતસિદ્ધ એવા જે બ્રહ્મસ્વરૂપનો, ગુણોનો નિરાસ થતાં સમાધિનિષ્ઠ મુનિજનો સાક્ષાત્કાર કરે છે. (તે સ્વરૂપ ગોવાળોને અનાયાસે દર્શાવ્યું.) ॥ ૧૫ ॥

सत्यमबाध्यं ज्ञानमजडमनन्तमपरिच्छिन्नं ज्योतिः स्वप्रकाशं सनातनं शश्वत्सिद्धं ब्रह्म गुणापाये गुणापोहे ज्ञानिनो यत्पश्यन्ति तत्कृपयैव दर्शयामास॥ १५॥ *

જે '**सत्यम्**' ત્રિકાલાબાધિત, '**ज्ञानम्**' ચૈતન્યરૂપ, '**अनन्तम्**' દેશકાળની મર્યાદાથી રહિત, '**ज्योतिः**' સ્વયંપ્રકાશ, '**सनातनम्**' શાશ્વતસિદ્ધ બ્રહ્મસ્વરૂપનો '**गुण-अपाये**' (ત્રણેય) ગુણોનો નિરાસ થાય ત્યારે જ્ઞાનીઓ સાક્ષાત્કાર કરે છે, તેનાં કૃપા દ્વારા દર્શન કરાવ્યાં. ॥ ૧૫ ॥

**ते तु ब्रह्महृदं नीता मग्नाः कृष्णेन चोद्धृताः।**
**ददृशुर्ब्रह्मणो लोकं यत्राक्रूरोऽध्यगात्पुरा॥ १६**

બ્રહ્મરૂપી ધરામાં પહોંચાડવામાં આવેલા તે ગોવાળો તેમાં ડૂબી ગયા પછી શ્રીકૃષ્ણ દ્વારા સમાધિમાંથી વ્યુત્થાન દશામાં લાવવામાં આવ્યા. પછી તેઓએ પરબ્રહ્મના (વૈકુંઠ)લોકનાં દર્શન કર્યાં, જ્યાં અક્રૂરજી પૂર્વે ગયા હતા. ॥ ૧૬ ॥

एवं ब्रह्महृदं ब्रह्मैव ह्रदवद्ध्रदः। तत्र निमग्नस्य विशेषविज्ञानाभावात्तं ब्रह्महृदं ते तु नीताः प्रापितास्तस्मिन्मग्नाश्च। तुशब्दोक्तं विशेष–

આમ, '**ब्रह्महृदम्**' બ્રહ્મ જ ધરા જેવો ધરો છે. પરંતુ તેમાં ડૂબી ગયેલા મનુષ્યને ભેદનું જ્ઞાન ન હોવાને કારણે તે બ્રહ્મધરામાં '**नीताः**' પહોંચાડવામાં આવેલા અને તેમાં મગ્ન થયેલા તે ગોવાળો – કહેવામાં આવેલો '**तु**' શબ્દ કંઈ વિશેષ જણાવે છે – પછી શ્રીકૃષ્ણ દ્વારા જ '**उद्धृताः**' સમાધિમાંથી વ્યુત્થાન દશામાં લાવવામાં આવે તેમ જગાડેલા તેઓએ

* 'सत्यं ज्ञानमनन्तं ब्रह्म।' तै. २/१/१ (બ્રહ્મ સત્યસ્વરૂપ, જ્ઞાનસ્વરૂપ અને દેશ-કાળ-વસ્તુકૃત મર્યાદાથી રહિત છે.)

माह—पुनः कृष्णेनोद्धृताः समाधेरिवोत्थापिताः सन्तो ब्रह्मणस्तस्यैव लोकं वैकुण्ठाख्यं ददृशुरिति। ननु ब्रह्मनिमग्नानां पुनर्लोकदर्शनमघटितमेवेत्याशङ्क्याह—यत्रेति। यत्र यस्मिन्कृष्णे निमित्ते सति पूर्वमक्रूरोऽध्यगाद् दृष्टवान्। शुकपरीक्षित्संवादात्प्राक्तनत्वाद्भूतनिर्देशः। न ह्यतर्क्यैश्वर्ये भगवति किंचिदप्यसंभावितमिति भावः। अथवा अक्रूरो यत्र दृष्टवांस्तस्य यमुनाह्रदस्य ब्रह्मह्रद इति नाम। तं ह्रदं नीताः सन्तो ब्रह्मणो लोकं ददृशुः। पुनश्च कृष्णेनोद्धृताः पूर्ववत्तं दृष्ट्वा विस्मिता बभूवुः। व्यवहितान्वयोऽप्रसिद्धकल्पना च सोढव्येति ॥ १६ ॥

**'ब्रह्मणः'** તે જ પરબ્રહ્મના **'लोकम्'** વૈકુંઠ નામના લોકનાં દર્શન કર્યાં. બ્રહ્મમાં નિમગ્ન થયેલાઓને પુનઃ સંસાર જોવો અસંભવિત જ છે! એવી શંકા કરીને કહે છે – **'यत्र इति।'** **'यत्र'** જે શ્રીકૃષ્ણને કારણે પૂર્વે અક્રૂરજીએ **'अध्यगात्'** દર્શન કર્યાં હતાં. (કથા ૧૦/૩૯/૪૦,૪૧,૪૨માં છે.) શ્રીશુકદેવજી અને પરીક્ષિત રાજાના સંવાદની પૂર્વે અક્રૂરજીને દર્શન થયાં હોવાથી ભૂતકાળનો નિર્દેશ છે. અતર્ક્ય ઐશ્વર્યવાળા ભગવાન વિષે કંઈ પણ અસંભવિત નથી, એવો ભાવ છે. અથવા અક્રૂરજીએ **'यत्र'** જ્યાં દર્શન કર્યાં તે યમુનાજીના ધરાનું નામ બ્રહ્મહ્રદ છે. તે ધરામાં લઈ જવામાં આવેલા હોઈ તેમણે બ્રહ્મલોકનાં દર્શન કર્યાં. વળી, શ્રીકૃષ્ણ દ્વારા ફરીથી કાલિંદીના ધરામાંથી બહાર કાઢવામાં આવેલા તે ગોવાળો પૂર્વની જેમ તે શ્રીકૃષ્ણને (ગોપાલના વેશમાં) જોઈને વિસ્મિત થયા, એવો ભાવ છે. ( **उद्धृताः तं दृष्ट्वा सुविस्मिताः इति।** – આ શબ્દો જોડવાથી આખું વાક્ય બને છે. વચ્ચે વ્યવધાનના શબ્દો દૂર કરીને આ પ્રમાણે અન્વય કર્યો તેને વ્યવહિત-અન્વય કહે છે.) આ વ્યવહિત-અન્વય અને (શ્રીયમુનાજીનો ધરો એ જ હોવાની) અપ્રસિદ્ધ કલ્પના (બંને કાવ્યદોષ) સહન કરવા યોગ્ય છે. ॥ ૧૬ ॥

**वंशीधरी—**प्रेमरहिताद्ब्रह्मसुखानुभवात्प्रेमसहितो वैकुण्ठसुखानुभवः श्रेष्ठस्ततोऽपि प्रेममयो गोकुलसुखानुभवः श्रेष्ठ इति सिद्धान्तो ज्ञापितः।

પ્રેમરહિત બ્રહ્મસુખના અનુભવ કરતાં પ્રેમસહિત કરવામાં આવેલા વૈકુંઠસુખનો અનુભવ શ્રેષ્ઠ છે. તેનાથી પણ પ્રેમમય ગોકુળનો સુખાનુભવ શ્રેષ્ઠ છે, એ સિદ્ધાન્ત જ્ઞાત કરાવવામાં આવ્યો છે.

**नन्दादयस्तु तं दृष्ट्वा परमानन्दनिर्वृताः।**
**कृष्णं च तत्र च्छन्दोभिः स्तूयमानं सुविस्मिताः॥ १७**
॥ १७ ॥

નંદરાયજી વગેરે ગોવાળો તે (વૈકુંઠલોક)નાં દર્શન કરીને પરમ આનંદથી શાન્તિ પામ્યા અને ત્યાં વેદો દ્વારા સ્તુતિ કરાતા શ્રીકૃષ્ણ ભગવાનનાં દર્શન કરીને અતિ આશ્ચર્ય પામ્યા. ॥ ૧૭ ॥ ૧૭ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे पूर्वार्धे वैकुण्ठदर्शनं नामाष्टाविंशतितमोऽध्यायः॥ २८॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे पूर्वार्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायामष्टाविंशतितमोऽध्यायः॥ २८॥

❋❋❋❋❋

# अथैकोनत्रिंशोऽध्याय:

## રાસલીલાનો આરંભ

ऊनत्रिंशे तु रासार्थमुक्तिप्रत्युक्तयो हरेः।
गोपीभी राससंरम्भे तस्य चान्तर्धिकौतुकम्॥ १॥

ઓગણત્રીસમા અધ્યાયમાં રાસક્રીડા માટે શ્રીહરિના ગોપીઓ સાથે ઉત્તર-પ્રત્યુત્તર અને રાસના આરંભમાં તેમનું અંતર્ધાન થઈ જવાનું આશ્ચર્ય વર્ણવવામાં આવ્યું છે. ॥ ૧ ॥

ब्रह्मादिजयसंरूढदर्पकन्दर्पदर्पहा।
जयति श्रीपतिर्गोपीरासमण्डलमण्डनः॥ २॥

બ્રહ્માદિ દેવો ઉપર વિજય મેળવવાથી જેનો ગર્વ દૃઢ થયો છે તેવા કામદેવના ગર્વનો નાશ કરનાર અને ગોપીઓના રાસમંડળની શોભારૂપ શ્રીપતિ શ્રીકૃષ્ણ વિજય પ્રાપ્ત કરે છે. ॥ ૨ ॥

श्रीशुक उवाच

**भगवानपि ता रात्रीः शरदोत्फुल्लमल्लिकाः।**
**वीक्ष्य रन्तुं मनश्चक्रे योगमायामुपाश्रितः॥ १**

**શ્રીશુકદેવજી બોલ્યા** – શરદ ઋતુને કારણે ચમેલીનાં પુષ્પો જેમાં ખીલ્યાં હતાં તે રાત્રિઓને (જેમાં પોતે ગોપીઓ સાથે રમણ કરવાની પ્રતિજ્ઞા કરી હતી તેમને) જોઈને ભગવાને પણ યોગમાયાનો આશ્રય કરીને રમણ કરવાનો નિશ્ચય કર્યો. ॥ ૧ ॥

ननु विपरीतमिदम्, परदारविनोदेन कन्दर्पविजेतृत्वप्रतीतेः। मैवम्, 'योगमायामुपाश्रितः', 'आत्मारामोऽप्यरीरमत्', 'साक्षान्मन्मथमन्मथः', 'आत्मन्यवरुद्धसौरतः' इत्यादिषु स्वातन्त्र्याभिधानात्। तस्माद्रासक्रीडाविडम्बनं कामविजयख्यापनायेत्येव तत्त्वम्। किंच शृङ्गारकथापदेशेन विशेषतो निवृत्तिपरेयं पञ्चाध्यायीति व्यक्तीकरिष्यामः। ता रात्रीः 'याताबला व्रजं सिद्धा मयेमा रंस्यथ क्षपाः' इति प्रतिश्रुता इत्यर्थः॥ १॥

શંકા કરવામાં આવી છે કે પરસ્ત્રીઓ સાથે વિનોદ કરવાથી શ્રીકૃષ્ણ કામદેવ ઉપર વિજય પ્રાપ્ત કરનાર તરીકે જણાય છે, તેથી આ વસ્તુ નિયમ વિરુદ્ધની છે. (આ શંકાનો નિરાસ કરતાં કહે છે કે) ના, એમ નથી. 'ભગવાને યોગમાયાનો આશ્રય કર્યો હતો.' (૧૦/૨૯/૧), 'આત્મામાં રમણ કરનાર હોવા છતાં ગોપીજનોની સાથે રમણ કર્યું.' (૧૦/૨૯/૪૨), 'સાક્ષાત્ કામદેવને મથી નાખનાર' (૧૦/૩૨/૨), 'પોતાનામાં વીર્યાતિરોધ કરીને માયાથી વિલાસ કરનાર' (૧૦/૩૩/૨૬) વગેરે વચનોમાં ભગવાનના સ્વાતન્ત્ર્યનું કથન થાય છે. તેથી રાસક્રીડાની લીલા કામદેવ ઉપર વિજયની ઘોષણા કરવા માટે કરવામાં આવી હતી, એ જ તેનું રહસ્ય છે. વળી, આ રાસપંચાધ્યાયી શૃંગારકથાના બહાને શૃંગારથી વિશેષરૂપે નિવૃત્ત કરનારી છે, એમ (આગળ) દર્શાવીશું. જેમાં પોતે રમણ કરવાની પ્રતિજ્ઞા કરી હતી તે રાત્રિઓમાં 'હે અબળાઓ, તમે વ્રજમાં જાઓ. આ શરદરાત્રિઓમાં તમે મારી સાથે રમણ કરશો.' (૧૦/૨૨/૨૭) એમ અર્થ છે. ॥ ૧ ॥

**बा.प्र.**—अपिशब्दात् गोपीनां तु भगवता सह रमणेच्छा सदैवास्ति, तदर्थमेव कात्यायन्यर्चनादि-प्रयत्नस्य कृतत्वात्।

यद्यपि शरदि न मल्लिकाकुसुमानि प्रफुल्लानि भवन्ति, तथापि भगवत्प्रभावात् वृन्दावने तथा नियमो नास्ति। निदाघोऽपि 'वसन्त इव लक्षित' इत्युक्तत्वात्। रात्रिः इत्यनेन शृंगाररसस्य रात्रिष्वेव प्रौढत्वाद्दिवसे तन्निषेधाच्च तास्वेव रमणसमय इति सूचितम्।

**अन्वि.**—रात्रीरिति बह्वीषु रात्रिषु रमणं सूचितम्। एकस्या रात्रेर्बहुरात्रितुल्यत्वापादनं वा भगवत्प्रभावात्।

**तदोडुराजः ककुभः करैर्मुखं**
**प्राच्या विलिम्पन्नरुणेन शन्तमैः।**
**स चर्षणीनामुदगाच्छुचो मृजन्**
**प्रियः प्रियाया इव दीर्घदर्शनः॥ २**

तदा तस्मिन्नेव क्षणे तत्प्रीतये उडुराजश्चन्द्र उदगादुदितः। किं कुर्वन्। दीर्घकालेन दर्शनं यस्य स प्रियः स्वप्रियाया मुखमरुणेन कुङ्कुमेन यथा विलिम्पति तथा प्राच्याः ककुभो दिशो मुखं शन्तमैः सुखतमैः करै रश्मिभिररुणेनोदयरागेण विलिम्पन्नरुणीकुर्वन्नित्यर्थः। स प्रसिद्ध उडुराजः। तथा चर्षणीनां जनानां शुचस्तापग्लानीर्मृजन्न-पनयन्॥ २॥

**दृष्ट्वा कुमुद्वन्तमखण्डमण्डलं**
**रमाननाभं नवकुङ्कुमारुणम्।**
**वनं च तत्कोमलगोभिरञ्जितं**
**जगौ कलं वामदृशां मनोहरम्॥ ३**

'**अपि**' શબ્દથી ગોપીઓને પણ ભગવાન સાથે સદૈવ રમણ કરવાની ઈચ્છા હતી. તે માટે જ તેઓએ કાત્યાયની દેવીની અર્ચના વગેરે પ્રયત્નો કર્યા હતા.

જો કે શરદઋતુમાં ચમેલીનાં પુષ્પો ખીલતાં નથી, તો પણ ભગવાનના પ્રભાવથી વૃંદાવનમાં એવો નિયમ રહ્યો નથી, કારણ કે 'ગ્રીષ્મ પણ વસંત જેવી દેખાય છે.' (૧૦/૧૮/૩ માં) એમ કહેવામાં આવ્યું છે. 'રાત્રિ' આ દ્વારા શૃંગારરસ રાત્રિના સમયે ઉત્કટ થતો હોવાથી અને દિવસે તેનો નિષેધ હોવાથી તે રાત્રિઓમાં રમણ કરવાનો ઉચિત સમય છે, એમ સૂચવવામાં આવ્યું છે.

'**रात्रीः**' (દ્વિ.બ.વ.) અનેક રાત્રિઓમાં રમણ કરવામાં આવ્યું હતું, એમ સૂચિત થાય છે. અથવા ભગવાનના પ્રભાવથી એક રાત્રિ અનેક રાત્રિઓ સમાન બની.

તે જ સમયે દીર્ઘકાળ પછી મળેલો પ્રિય પતિ પ્રિયાના મુખને કુંકુમ (જેવી અરુણિમા)થી લેપે તેમ પોતાનાં અત્યંત સુખકારી કિરણો વડે પૂર્વ દિશાના મુખને (ઉદયકાળની) અરુણિમાથી વિલિમ્પિત કરતો અને લોકોની ગ્લાનિ દૂર કરતો તે ચન્દ્ર ઉદય પામ્યો. ॥ ૨ ॥

'**तदा**' તે જ ક્ષણે ભગવાનની પ્રસન્નતા માટે '**उडुराजः**' ચન્દ્ર '**उदगात्**' ઉદય પામ્યો. શું કરતાં ? દીર્ઘકાળ પછી જેનું દર્શન થયું છે તે પ્રિય પોતાની પ્રિયાના મુખને '**अरुणेन**' કંકુમથી જેમ લેપે છે, તેમ પૂર્વ '**ककुभः**' દિશાના મુખને '**शन्तमैः**' અત્યંત સુખકારી '**करैः**' કિરણો વડે '**अरुणेन**' ઉદયકાળની અરુણિમાથી '**विलिम्पन्**' લેપ કરતો, એમ અર્થ છે. '**सः**' તે પ્રસિદ્ધ ચન્દ્ર – તથા '**चर्षणीनाम्**' લોકોના '**शुचः**' દુઃખને, ગ્લાનિને '**मृजन्**' દૂર કરતો. ॥ ૨ ॥

(સોળે કળાએ ખીલેલા) અખંડ મંડળવાળા, લક્ષ્મીજીના મુખ જેવી કાન્તિવાળા, કોમળ કેસર જેવી અરુણિમાવાળા, કુમુદને વિકસાવનાર (પૂર્ણિમાના ચંદ્ર)ને તેમ જ તેની કોમળ કિરણાવલિથી રંગાયેલા વનને જોઈને (રસરાજ ભગવાન શ્રીકૃષ્ણે) વામલોચના (વ્રજાંગના)ઓનાં મનને હરી લેનારું (અસ્પષ્ટ) મધુર (મુરલી)ગાન છેડ્યું. ॥ ૩ ॥

कुमुत्कुमुदं विकसनीयं विद्यते यस्य तं कुमुद्वन्तम्। न खण्डं मण्डलं यस्य तम्। रमाया आननस्यामेव आभा यस्य तम्। नवकुङ्कुम-मिवारुणमेवंविधं चन्द्रं दृष्ट्वा। तथा वनं च तस्य कोमलैर्गोभी रश्मिभी रञ्जितं दृष्ट्वा कलं मधुरं जगौ अगायत। कथम्। वामदृशां वामा मनोहरा दृशो यासां तासां मनोहरं यथा॥ ३॥

**क्रम.**—रमा अत्र श्रीराधा।

**अन्वि.**—कोमलगोभिरिति तृतीयान्तत्वस्वीकारे दीर्घाभावः आर्षः। अञ्जितमिति वा पदच्छेदः। कलं ककारलकारात्मकं वामदृशां ईकारेण साक्षात्पठितेनानुस्वारेण च सहितं क्लीमिति कामबीजं सर्ववशीकरणमन्त्रं जगौ इत्यर्थः।

**'કુમુત્'** પોયણું ખીલવાયોગ્ય બને છે જેની ચાંદનીમાં તે ચંદ્રને – જેનું મંડળ (વર્તુળ) અખંડ છે તેને – લક્ષ્મીજીના મુખ જેવી કાંતિ છે જેની તેને – કોમળ કેસર જેવી અરુણિમા છે જેની એવા ચંદ્રને જોઈને તેમ જ તેનાં કોમળ **'गोभिः'** કિરણોથી રંગાયેલા વનને જોઈને – **'कलम्'** મધુર (મુરલી)ગાન ગાયું. કેવું? **'वामदृशाम्' वामाः** મનોહર નયનો છે જેમનાં તેમનાં મનને હરી લેનારું હોય તેવું ॥ ૩ ॥

અહીં લક્ષ્મીજી એટલે શ્રીરાધાજી.

**'कोमलगोभिः'** એમ તૃતીયાન્તરૂપે સ્વીકારવામાં ગોભિઃ માં દીર્ઘનો અભાવ આર્ષ છે. અથવા **'गोभिः-अञ्जितम्'** એમ પદચ્છેદ થાય. **कलम्** પદ કકાર અને લકારરૂપ છે. **'वामदृशाम्' ईकार**થી અને સાક્ષાત્ વંચાતા અનુસ્વારથી સર્વવશીકરણ કામબીજ **'क्लीम्'** મંત્રનું ગાન કર્યું, એમ અર્થ છે. **(क् ल् ई म्)**

**निशम्य गीतं तदनङ्गवर्धनं**
**व्रजस्त्रियः कृष्णगृहीतमानसाः।**
**आजग्मुरन्योन्यमलक्षितोद्यमाः**
**स यत्र कान्तो जवलोलकुण्डलाः॥ ४**

કામોદ્દીપન કરનારું તે (મુરલી)ગાન સાંભળીને શ્રીકૃષ્ણ દ્વારા આકર્ષિત થયેલાં મનવાળી, પોતાનો જવાનો ઉદ્યમ એકબીજાને ન જણાવતી અને વેગથી (જવાને કારણે) હાલતાં કુંડળોવાળી વ્રજાંગનાઓ જ્યાં તે (પોતાના કમનીય) કાંત છે ત્યાં આવી પહોંચી. ॥ ૪ ॥

असापत्न्यायान्योन्यमलक्षितो न ज्ञापित उद्यमो याभिस्ताः। स कान्तो यत्र तत्र गीत-ध्वनिमार्गेण आजग्मुः। जवेन वेगेन लोलानि चञ्चलानि कुण्डलानि यासां ताः॥ ४॥

સપત્નીભાવને દૂર કરવા માટે જેમના દ્વારા પોતાનો જવાનો ઉદ્યમ એકબીજાને જણાવવામાં આવ્યો નથી, તેવાં ગોપીજનો જ્યાં તે (પોતાના કમનીય) કાંત છે ત્યાં ગીતના ધ્વનિથી અનુમાન કરાતા માર્ગે આવી પહોંચ્યાં. **'जवेन'** વેગને કારણે **'लोलानि'** હાલતાં કુંડળો છે જેમનાં તેવાં ગોપીજનો ॥ ૪ ॥

श्रीकृष्णसूचकशब्दश्रवणेन तत्प्रवणचित्तानां तत्क्षणमेव त्रैवर्गिककर्मनिवृत्तिं द्योतयन्त्य इवार्धावसितं कर्म विहाय ययुः। तदाह—**दुहन्त्य इति।**

શ્રીકૃષ્ણનું સૂચન કરતા વેણુનાદના શ્રવણથી તે શ્રીકૃષ્ણમાં આકર્ષાયેલાં મનવાળી ગોપીઓની તે જ ક્ષણે ત્રણેય પ્રકારનાં કર્મો (ધર્મ, અર્થ અને કામ)માંથી નિવૃત્તિ દર્શાવતાં હોય તેમ તેઓ અર્ધાં થયેલાં કાર્યો પડતાં મૂકીને ચાલી નીકળી, તે કહે છે – **'दुहन्त्यः इति।'**

दुहन्त्योऽभिययुः काश्चिद्दोहं हित्वा समुत्सुकाः ।
पयोऽधिश्रित्य संयावमनुद्वास्यापरा ययुः ॥ ५

परिवेषयन्त्यस्तद्धित्वा पाययन्त्यः शिशून्पयः ।
शुश्रूषन्त्यः पतीन्काश्चिदश्नन्त्योऽपास्य भोजनम् ॥ ६

लिम्पन्त्यः प्रमृजन्त्योऽन्या अञ्जन्त्यः काश्च लोचने ।
व्यत्यस्तवस्त्राभरणाः काश्चित्कृष्णान्तिकं ययुः ॥ ७

(શ્રીકૃષ્ણની પાસે જવા માટે) અતિ ઉત્સુક કેટલીક ગોપીઓ ગાય દોહતી, દોહવાનું છોડીને ચાલી નીકળી. બીજી કેટલીક (ચૂલા ઉપર) દૂધ ગરમ કરવા મૂકીને તથા કેટલીક (ચૂલા ઉપર મૂકેલી) લાપશીને ઉતાર્યા વિના જ ચાલી નીકળી. ॥ ૫ ॥ કેટલીક જમવાનું પીરસતી ગોપીઓ તે પડતું મૂકીને દોડી, તો કેટલીક (સ્તનંધય) શિશુઓને દૂધ પિવડાવતી દોડી પડી. પતિઓની શુશ્રૂષા કરતી અને ભોજન કરતી કેટલીક ગોપીઓ તે છોડીને ચાલી નીકળી. ॥ ૬ ॥ કેટલીક શરીર પર તેલ વગેરેનો લેપ કરતી, બીજી કેટલીક અંગરાગ લગાડતી તો કેટલીક આંખમાં કાજળ આંજતી દોડી અને કેટલીક તો વસ્ત્રો અને અલંકારોને ઊલટાસુલટાં ધારણ કરીને શ્રીકૃષ્ણની પાસે દોડી પડી. ॥ ૭ ॥

पयः स्थालीस्थं चुल्ल्यामधिश्रित्यैतत्क्वाथम-प्रतीक्षमाणाः काश्चिद्ययुः । संयावं गोधूमकणान्नं पक्वमनुद्वास्यानुत्तार्य ॥ ५ ॥ ६ ॥ अन्याः प्रमृजन्त्यः अङ्गोद्वर्तनादि कुर्वत्यः । काश्च काश्चित् कृष्णतुष्ट्यर्थं कर्म तदासक्तमनसामन्यथा कृतमपि फलत्येवेति द्योतयन्नाह—व्यत्यस्तेति । स्थानतः स्वरूपतश्चोर्ध्वाधोधारणेन विपर्ययं प्राप्तानि वस्त्राभरणानि यासां ताः ॥ ७ ॥

પાત્રમાં રહેલા દૂધને ચૂલા પર ગરમ કરવા મૂકીને તેના ઊભરાની રાહ જોયા વિના જ કેટલીક ગોપીઓ ચાલી નીકળી. **'संयावम्'** ચડવા મૂકેલા ઘઉંના ફાડારૂપ અન્નને (લાપશીને) **'अनुद्वास्य'** ઉતાર્યા વિના ॥ ૫ ॥ ૬ ॥ બીજી ગોપીઓ **'प्रमृजन्त्यः'** શરીર ઉપર (ચંદનાદિથી) લેપ કરતી (દોડી). **'काः च'** અને કેટલીક તેમનામાં આસક્ત મનવાળી ગોપીઓનું શ્રીકૃષ્ણની પ્રીતિ માટે કરેલું કર્મ ગમે તેવું થયું હોય તો પણ સફળ જ થાય છે, એમ જણાવતાં કહે છે – **'व्यत्यस्त इति।'** (પગનો અલંકાર હાથમાં અને હાથનો પગમાં, એમ) સ્થાનથી અને ઉપરનાં અંગનું વસ્ત્ર નીચે અને નીચેના અંગનું વસ્ત્ર ઉપર, એમ સ્વરૂપથી ઊલટાંસુલટાં વસ્ત્રાલંકારો ધારણ કર્યાં છે જેમણે તેવી ગોપીઓ ॥ ૭ ॥

न च कृष्णाकृष्टमनसां विघ्नाः प्रभवन्तीत्याह—**ता वार्यमाणा इति** ।

શ્રીકૃષ્ણ દ્વારા આકર્ષવામાં આવેલાં મનવાળાઓને (અટકાવવામાં) વિઘ્નો સમર્થ થતાં નથી, એમ કહે છે – **'ताः वार्यमाणाः इति।'**

ता वार्यमाणाः पतिभिः पितृभिर्भ्रातृबन्धुभिः ।
गोविन्दापहृतात्मानो न न्यवर्तन्त मोहिताः ॥ ८
॥ ८ ॥

શ્રીગોવિંદ દ્વારા જેમનાં મન હરી લેવામાં આવ્યાં હતાં (તેથી) મોહિત થયેલી તે વ્રજાંગનાઓ પતિ, પિતા, ભાઈ અને સંબંધીઓ દ્વારા અટકાવવામાં આવેલી (હોવા છતાં) પાછી ફરી નહીં. ॥ ૮ ॥ ૮॥

**अन्तर्गृहगताः काश्चिद्गोप्योऽलब्धविनिर्गमाः ।**
**कृष्णं तद्भावनायुक्ता दध्युर्मीलितलोचनाः ॥ ९**

જેમને (ભગવાનની પાસે જવા માટે) બહાર નીકળવાનો માર્ગ ન મળ્યો તેવી, ઘરની અંદર રહેલી કેટલીક (નિત્યસિદ્ધા) ગોપીઓ તે શ્રીકૃષ્ણભક્તિના ભાવથી યુક્ત હોઈ (દુઃખથી) નેત્રો બંધ કરીને (નિરંતર) ધ્યાન કરવા લાગી હતી. ॥ ૯ ॥

न लब्धो निर्गमो याभिस्ताः। प्रागपि तद्भावनायुक्तास्तदा नितरां दध्युरित्यर्थः ॥ ९ ॥

(ઘરની અંદર પતિ વગેરે દ્વારા દ્વાર બંધ કરી દેવાથી) જેમનાથી બહાર નીકળવાનો માર્ગ પ્રાપ્ત કરી શકાયો નહીં, તે ગોપીઓ (વેણુનાદના શ્રવણની) પૂર્વે પણ શ્રીકૃષ્ણભક્તિના ભાવથી યુક્ત હોઈ (વેણુધ્વનિનું શ્રવણ કર્યું) ત્યારે નિરંતર ધ્યાન કરવા લાગી હતી, એમ અર્થ છે. ॥ ૯ ॥

किंच तदानीमेवं तं परमात्मानं कृष्णं ध्यानतः प्राप्ताः सत्यो गुणमयं देहं जहुरित्याह श्लोकद्वयेन—**दुःसहेति**।

વળી, ધ્યાનસમયે જ તેમણે તે શ્રીકૃષ્ણ પરમાત્માને ધ્યાનથી પ્રાપ્ત કર્યા હોઈ ત્રણે ગુણોના કાર્યરૂપ દેહને છોડી દીધો, એમ બે શ્લોકોથી કહે છે – **'दुःसह इति।'**

**दुःसहप्रेष्ठविरहतीव्रतापधुताशुभाः ।**
**ध्यानप्राप्ताच्युताश्लेषनिर्वृत्या क्षीणमङ्गलाः ॥ १०**

**तमेव परमात्मानं जारबुद्ध्यापि संगताः ।**
**जहुर्गुणमयं देहं सद्यःप्रक्षीणबन्धनाः ॥ ११**

પ્રિયતમ શ્રીકૃષ્ણના દુઃસહ વિરહ(રૂપી અગ્નિ)ના તીવ્ર તાપથી જેમનાં અશુભ કર્મો છૂટી ગયાં તથા ધ્યાનથી પ્રાપ્ત થયેલા અચ્યુત પ્રભુના આશ્લેષથી થયેલા પરમસુખથી જેમનાં પુણ્યકર્મ નાશ પામ્યાં, ॥ ૧૦ ॥ એવી તત્કાળ નાશ પામેલાં બંધનવાળી થયેલી ગોપીઓએ તે જ પરમાત્મા શ્રીકૃષ્ણનો જારબુદ્ધિથી સંગમ પ્રાપ્ત કર્યો હોવા છતાં તેમણે ગુણમય શરીરનો ત્યાગ કર્યો. (અર્થાત્ તેઓ પરમાત્માના સ્વરૂપને પ્રાપ્ત થઈ હતી.) ॥ ૧૧ ॥

ननु कथं जहुः परमात्मेति ज्ञानाभावा-दित्याशङ्क्याह—जारबुद्ध्यापीति। न हि वस्तु-शक्तिर्बुद्धिमपेक्षते। अन्यथा मत्वापि पीतामृतवदिति भावः। ननु तदपि प्रारब्धकर्मबन्धने सति कथं जहुस्तत्राह—सद्यःप्रक्षीणबन्धना इति। ननु कथं

કોઈ પ્રશ્ન કરે કે શ્રીકૃષ્ણ પરમાત્મા છે, એવું જ્ઞાન ન હોવાથી દેહનો ત્યાગ કેવી રીતે કર્યો? (અર્થાત્ તેઓ પરમાત્માને કેવી રીતે પ્રાપ્ત થઈ?) એવી આશંકા કરીને તે માટે ઉત્તર આપે છે – **'जारबुद्ध्या-अपि इति।'** ખરેખર, વસ્તુશક્તિને જ્ઞાનની અપેક્ષા નથી. (જળ કે) બીજું કંઈ માનીને પણ જેમ અમૃતપાન કરનાર (જરા, મૃત્યુને પામતો નથી,) એવો ભાવ છે. (અગ્નિની દાહકશક્તિનું જ્ઞાન ન હોય તો પણ અગ્નિ દઝાડે છે.) શંકા કરે છે કે ભોગવ્યા વિના પ્રારબ્ધ કર્મ કેવી રીતે ક્ષીણ થાય? તે માટે ઉત્તર આપે છે કે પ્રારબ્ધકર્મો તો તત્ક્ષણે જ ભોગથી ક્ષીણ થઈ

भोगमन्तरेण प्रारब्धं कर्म क्षीणं भोगेनैव सद्यः क्षीणमित्याह—दु:सहेति। दु:सहो यः प्रेष्ठविरहस्तेन तीव्रस्तापस्तेन धुतानि गतान्यशुभानि यासाम्। तदप्राप्तिपरमदु:खभोगेन पापं क्षीणमित्यर्थः। तथा ध्यानेन प्राप्ता अच्युतस्य आश्लेषेण या निर्वृतिः परमसुखभोगस्तया क्षीणं मङ्गलं पुण्यबन्धनं यासां ताः। अतो ध्यानेन परमात्मप्राप्तेस्तत्काल–सुखदु:खाभ्यां निःशेषकर्मक्षयाद्गुणमयं देहं जहुरिति॥ १०॥ ११॥

ननु यथा पतिपुत्रादीनां वस्तुतो ब्रह्मत्वेऽपि न तद्भजनान्मोक्षस्तथा बुद्ध्यभावादेवं कृष्णेऽपि ब्रह्मबुद्ध्यभावेन तत्सङ्गतिः कथं मोक्षहेतुरिति शङ्कते—**कृष्णं विदुरिति**।

ગયાં – **'दु:सह इति।'** પ્રિયતમ શ્રીકૃષ્ણનો જે દુઃસહ વિરહ છે તેનાથી તીવ્ર (તાપક્લેશરૂપ) દુઃખ થયું, તેનાથી જેમનાં અશુભ કર્મો છૂટી ગયાં. તેમની પ્રાપ્તિ ન થવારૂપ પરમ દુઃખ ભોગવવાથી પાપ ક્ષીણ થઈ ગયાં, એમ અર્થ છે. તથા ધ્યાનથી પ્રાપ્ત થયેલા અચ્યુત પ્રભુના આશ્લેષથી જે **'निर्वृतिः'** પરમ સુખનો અનુભવ કર્યો, તેનાથી **'मंगलम्'** પુણ્યનું બંધન જેમનું નાશ પામ્યું તે ગોપીઓ. આથી ધ્યાનથી પરમાત્માની પ્રાપ્તિ થવાને કારણે તત્કાળ સુખ અને દુઃખ થવાથી સંપૂર્ણ કર્મોનો ક્ષય થઈ ગયો, તેથી ગુણમય દેહનો ત્યાગ થયો. ॥ ૧૦ ॥ ૧૧ ॥

પતિપુત્રાદિ વસ્તુતઃ બ્રહ્મરૂપ છે, છતાં પણ તેમની સેવા કરવાથી જેમ મોક્ષ નથી મળતો, કારણ કે તેમના ઉપર બ્રહ્મબુદ્ધિ હોતી નથી, તેમ શ્રીકૃષ્ણ ઉપર પણ વ્રજાંગનાઓની બ્રહ્મબુદ્ધિ ન હોવાથી તેમની સંગતિ મોક્ષનું કારણ કેવી રીતે બની શકે? એવી શંકા કરે છે – **'कृष्णम् विदुः इति।'**

**राजोवाच**

**कृष्णं विदुः परं कान्तं न तु ब्रह्मतया मुने।**
**गुणप्रवाहोपरमस्तासां गुणधियां कथम्॥ १२**

**રાજા પરીક્ષિત બોલ્યા** – હે (સર્વજ્ઞ) મુનિ, વ્રજાંગનાઓ શ્રીકૃષ્ણને કેવળ કમનીય કાન્ત માનતી હતી, પણ બ્રહ્મસ્વરૂપ માનતી ન હતી. તો વિષયોમાં બુદ્ધિવાળી તેમનો, ગુણોના પ્રવાહરૂપ સંસાર કેવી રીતે ઉપરામ પામ્યો (દૂર થયો)? ॥ ૧૨ ॥

परं केवलं कान्तं कमनीयम्॥ १२॥

परिहरति—**उक्तमिति**।

**'परम् कान्तम्'** કેવળ કમનીય કાન્તને ॥૧૨॥

નિરાકરણ કરે છે – **'उक्तम् इति।'**

**श्रीशुक उवाच**

**उक्तं पुरस्तादेतत्ते चैद्यः सिद्धिं यथा गतः।**
**द्विषन्नपि हृषीकेशं किमुताधोक्षजप्रियाः॥ १३**

**શ્રીશુકદેવજી બોલ્યા** – પહેલાં (સાતમા સ્કંધમાં) આ સંબંધી કહેવાઈ ગયું છે કે ઇન્દ્રિયોના નિયંતા (શ્રીકૃષ્ણ)નો દ્વેષ કરતો હોવા છતાં પણ ચેદિનરેશ શિશુપાળ જેવી રીતે ભગવત્સાયુજ્યને પ્રાપ્ત થયો હતો, તો ઇન્દ્રિયાતીત ભગવાનની પ્રિયાઓ સાયુજ્યને પ્રાપ્ત થાય, એમાં શું આશ્ચર્ય? ॥ ૧૩ ॥

अयं भावः—जीवेष्वावृतं ब्रह्मत्वं कृष्णस्य तु हृषीकेशत्वादनावृतमतो न तत्र बुद्ध्यपेक्षेति॥ १३॥

ભાવ આ પ્રમાણે છે – જીવોમાં બ્રહ્મભાવ ઢંકાયેલો છે. શ્રીકૃષ્ણનો બ્રહ્મભાવ તો ઇન્દ્રિયોના સ્વામી હોવાથી ઢંકાયેલો નથી. આથી શ્રીકૃષ્ણના વિષયમાં (તે સાક્ષાત્ પરબ્રહ્મ છે, એમ) જાણવાની જરૂર નથી. ॥ ૧૩ ॥

ननु देही कथमनावृतः स्यादत आह—**नृणामिति**।

**नृणां निःश्रेयसार्थाय व्यक्तिर्भगवतो नृप।**
**अव्ययस्याप्रमेयस्य निर्गुणस्य गुणात्मनः॥ १४**

गुणात्मनो गुणनियन्तुः। भगवत एवंरूपा अभिव्यक्तिरतो न देहिसादृश्यमत्र वक्तुं युज्यत इति भावः॥ १४॥

अतो यथाकथंचित्तदासक्तिर्मुक्तिकारण-मित्याह—**काममिति**।

**कामं क्रोधं भयं स्नेहमैक्यं सौहृदमेव च।**
**नित्यं हरौ विदधतो यान्ति तन्मयतां हि ते॥ १५**

ऐक्यं संबन्धम्। सौहृदं भक्तिम्॥ १५॥

**वंशीधरी—**तस्मात्त्वया सामान्यतस्तावदेष सिद्धान्तोऽवधार्यतामित्याह—कामं गोपीजनादयः, क्रोधं द्वेषं चैद्यादय; भयं कंसादयः, स्नेहं वात्सल्यं नंदादयः, ऐक्यमात्मारामाः, सौहृदं वृष्णिपांडवादयः नित्यं विदधते। अधुनापि ते ते तं तं भावं कुर्वन्तस्तन्मयतां यांतीति।

न च भगवतोऽयमतिभार इत्याह—**न चैवमिति**।

**न चैवं विस्मयः कार्यो भवता भगवत्यजे।**
**योगेश्वरेश्वरे कृष्णे यत एतद्विमुच्यते॥ १६**

यतः श्रीकृष्णादेतत्स्थावरादिकमपि विमुच्यते॥ १६॥

प्रस्तुतमाह—**ता दृष्ट्वेति**।

શંકા કરવામાં આવી છે કે જીવનું સ્વરૂપ અનાચ્છાદિત કેવી રીતે થાય? તે હવે કહે છે – **‘नृणाम् इति।’**

હે નૃપ, નિર્વિકાર (અવ્યય), જાણવાને અશક્ય (અપ્રમેય), પ્રાકૃત ગુણોથી રહિત અને (સત્ત્વાદિ) ગુણોના નિયંતા ભગવાનનું પ્રાકટ્ય મનુષ્યોના કલ્યાણ (મોક્ષ) માટે થાય છે. ॥ ૧૪ ॥

**‘गुणात्मनः’** ગુણોના નિયંતા ભગવાનનું આ રૂપે (અનાચ્છાદિત બ્રહ્મસ્વરૂપે) પ્રાક્ટ્ય હોવાથી અહીં જીવ સાથેનું સાદશ્ય કહેવું યોગ્ય નથી, એવો ભાવ છે. ॥ ૧૪ ॥

આથી યેન કેન પ્રકારેણ તેમનામાં કરેલી આસક્તિ મુક્તિના કારણરૂપ છે, એમ કહે છે – **‘कामम् इति।’**

શ્રીહરિ પ્રત્યે નિરંતર કામ, ક્રોધ, ભય, સ્નેહ, સંબંધ અને સૌહૃદ (ભક્તિ) કરતાં તેઓ શ્રીહરિમાં જ સાયુજ્યને પ્રાપ્ત થયાં. ॥ ૧૫ ॥

**‘ऐक्यम्’** સંબંધ – **‘सौहृदम्’** ભક્તિ ॥ ૧૫ ॥

તેથી (હે રાજા,) તમારે સામાન્યતઃ આ સિદ્ધાંત નિશ્ચિતપણે જાણવો, એમ કહે છે – શ્રીહરિ પ્રત્યે ગોપીજનો વગેરેએ કામ, શિશુપાળ વગેરેએ ક્રોધ અને દ્વેષ, કંસ વગેરેએ ભય, નંદરાયજી વગેરેએ વાત્સલ્ય, આત્મારામ જનોએ ઐક્ય અને વૃષ્ણિઓ, પાંડવો વગેરેએ નિરંતર ભક્તિ કરી હતી. આજે પણ તે તે ભાવ કરનારા તે તે જનો શ્રીહરિમાં સાયુજ્યને પ્રાપ્ત કરે છે.

વળી, ભગવાનને માટે આ કંઈ દુર્ઘટ નથી, એમ કહે છે – **‘न-च-एवम्-इति।’**

યોગેશ્વરોના પણ ઈશ્વર, અજન્મા ભગવાન વિષે આપના દ્વારા આ રીતે વિસ્મય પામવું યોગ્ય નથી, કે જે શ્રીકૃષ્ણથી આ (સ્થાવર જંગમ પ્રાણીમાત્ર) મુક્ત થાય છે. ॥ ૧૬ ॥

**‘यतः’** જે શ્રીકૃષ્ણથી **‘एतत्’** આ સ્થાવરાદિ પણ મુક્ત થાય છે. ॥ ૧૬ ॥

પ્રસ્તુત વિષયને જણાવે છે – **‘ताः दृष्ट्वा इति।’**

**ता दृष्ट्वान्तिकमायाता भगवान् व्रजयोषितः।**
**अवदद्वदतां श्रेष्ठो वाचः पेशैर्विमोहयन्॥ १७**

वाचः पेशैर्वाग्विलासैः॥ १७॥

**श्रीभगवानुवाच**

**स्वागतं वो महाभागाः प्रियं किं करवाणि वः।**
**व्रजस्यानामयं कच्चिद्ब्रूतागमनकारणम्॥ १८**

सर्वाः ससंभ्रममागता विलोक्य सभयमिवाह—व्रजस्येति॥ १८॥

लज्जया मन्दहसितमालक्ष्याह—**रजन्येषेति**।

**रजन्येषा घोररूपा घोरसत्त्वनिषेविता।**
**प्रतियात व्रजं नेह स्थेयं स्त्रीभिः सुमध्यमाः॥ १९**

॥ १९॥

**मातरः पितरः पुत्रा भ्रातरः पतयश्च वः।**
**विचिन्वन्ति ह्यपश्यन्तो मा कृध्वं बन्धुसाध्वसम्॥ २०**

किंच मातर इति। विचिन्वन्ति मृगयन्ते। बन्धूनां साध्वसं कृच्छ्रं मा कृध्वं मा कुरुतेत्यर्थः॥ २०॥

ईषत्प्रणयकोपेनान्यतो विलोकयन्ती प्रत्याह—**दृष्टमिति**।

**दृष्टं वनं कुसुमितं राकेशकररञ्जितम्।**
**यमुनानिललीलैजत्तरुपल्लवशोभितम्॥ २१**

**तद्यात मा चिरं गोष्ठं शुश्रूषध्वं पतीन्सतीः।**
**क्रन्दन्ति वत्सा बालाश्च तान्पाययत दुह्यत॥ २२**

તે વ્રજવનિતાઓને પાસે આવેલી જોઈને વક્તાઓમાં શ્રેષ્ઠ ભગવાન વાણીના વિલાસોથી તેમને મોહિત કરતા કહેવા લાગ્યા. ॥ ૧૭ ॥

**'वाचः पेशैः'** વાણીના વિલાસોથી, વાક્ચાતુર્યથી ॥ ૧૭ ॥

**શ્રીભગવાન બોલ્યા** – હે મહાભાગ્યશાળી ગોપીઓ, તમારું સ્વાગત છે. વ્રજમાં સર્વ ક્ષેમકુશળ છે ને? હું તમારું શું પ્રિય કરું? તમારા આગમનનું કારણ કહો. ॥ ૧૮ ॥

સર્વે વ્રજાંગનાઓને ભયસહિત આવેલી જોઈને પોતે પણ જાણે કે ભયસહિત કહેવા લાગ્યા – **'व्रजस्य इति।'** ॥ ૧૮ ॥

લજ્જાથી મંદ સ્મિત કરતી ગોપીઓને જોઈને ભગવાન કહે છે – **'रजनी-एषा इति।'**

હે સુંદરીઓ, આ રાત્રિ ભયંકર રૂપવાળી છે. (વાઘ વગેરે) ભયંકર પ્રાણીઓ દ્વારા સેવાયેલી છે. તમે વ્રજમાં પાછી જાઓ. અહીં (વનમાં) સ્ત્રીઓ દ્વારા રહેવું યોગ્ય નથી. ॥ ૧૯ ॥ ૧૯ ॥

તમારી માતા, પિતા, પુત્રો, ભાઈઓ અને પતિઓ તમને ન જોતાં, શોધે છે. તમારા સંબંધીઓને તમે ભય ન ઉપજાવો. ॥ ૨૦ ॥

વળી, તમારી માતાઓ વગેરે **'विचिन्वन्ति'** શોધે છે. સંબંધીઓને **'साध्वसम्'** કષ્ટ **'मा कृध्वम्'** ન પહોંચાડો, એમ અર્થ છે. ॥ ૨૦ ॥

પ્રેમને કારણે સહેજ રીસાવાથી બીજી તરફ (વનનું) અવલોકન કરતી ગોપીઓને ભગવાન કહે છે – **'दृष्टम् इति।'**

પૂર્ણ ચન્દ્રનાં કિરણોથી રંગાયેલું અને યમુનાના (ધીર) સમીરની મંદગતિથી હાલતાં વૃક્ષોનાં પર્ણોથી શોભતું પુષ્પાચ્છાદિત વન તમે જોઈ લીધું છે, ॥ ૨૧ ॥ તેથી હે સતીઓ, તમે વ્રજમાં શીઘ્ર પાછી જાઓ! પતિઓની સેવા કરો. બાળકો અને વાછરડાં રડે છે, (તેમને દૂધ) પિવડાવો તથા (ગાયોને) દોહો. ॥ ૨૨ ॥

राकेशस्य पूर्णचन्द्रस्य करै रञ्जितम्। यमुनास्पर्शिनोऽनिलस्य लीला मन्दगतिस्तया एजन्तः कम्पमानास्तरूणां पल्लवास्तैः शोभितम् ॥ २१ ॥ सतीः हे सत्यः ॥ २२ ॥

**'राकेशस्य'** પૂર્ણિમાના ચન્દ્રનાં કિરણોથી રંગાયેલા (વન)ને, યમુનાજળનો સ્પર્શ કરીને વાતા વાયુની **'लीला'** મંદ ગતિ, તેનાથી **'एजन्तः'** કંપતાં વૃક્ષોનાં પર્ણો, તેમનાંથી શોભતા (વન)ને ॥ ૨૧ ॥ **'सतीः'** (**सत्यः** રૂપ થાય.) હે સતીઓ! ॥ ૨૨ ॥

संरम्भक्षुभितदृष्टीः प्रत्याह—**अथवेति**।

ક્રોધના આવેશને કારણે વિહ્‌વળ દૃષ્ટિવાળી ગોપીઓને ભગવાન કહે છે – **'अथवा इति।'**

**अथवा मदभिस्नेहाद्भवत्यो यन्त्रिताशयाः।**
**आगता ह्युपपन्नं वः प्रीयन्ते मयि जन्तवः॥ २३**

અથવા મારા ઉપર સ્નેહને કારણે વશ થયેલાં અંતઃકરણવાળી તમે (અહીં) આવી છો તે યોગ્ય જ છે, કારણ કે (આત્મારૂપ) મારા ઉપર (સર્વ) પ્રાણીઓ પ્રેમ રાખે છે. ॥ ૨૩ ॥

यन्त्रिताशया वशीकृतचित्ताः। उपपन्नं युक्तम्। प्रीयन्ते प्रीता भवन्ति॥ २३॥

**'यन्त्रिताशयाः'** વશ થયેલાં અંતઃકરણવાળી – **'उपपन्नम्'** યોગ્ય – **'प्रीयन्ते'** પ્રેમ રાખે છે. ॥ ૨૩॥

दृष्टादृष्टभयप्रदर्शनेन निवर्तयति—**भर्तुरित्यादि**श्लोकत्रयेण।

(લોકનિંદા વગેરે) દૃષ્ટ ભય અને (નરકાદિ) અદૃષ્ટ ભય દર્શાવવા દ્વારા ભગવાન ગોપીજનોને ત્રણ શ્લોકો દ્વારા પાછાં જવાનું કહે છે – **'भर्तुः'** વગેરે.

**भर्तुः शुश्रूषणं स्त्रीणां परो धर्मो ह्यमायया।**
**तद्बन्धूनां च कल्याण्यः प्रजानां चानुपोषणम्॥ २४**
॥ २४ ॥

હે કલ્યાણી! પતિ, પતિના (માતા-પિતા વગેરે) બંધુજનો, સંતાનો તથા સેવકોની નિષ્કપટભાવે સેવા કરવી એ સ્ત્રીઓનો પરમ ધર્મ છે.॥ ૨૪ ॥ ૨૪ ॥

**दुःशीलो दुर्भगो वृद्धो जडो रोग्यधनोऽपि वा।**
**पतिः स्त्रीभिर्न हातव्यो लोकेप्सुभिरपातकी॥ २५**
॥ २५ ॥

દુરાચારી, દુર્ભાગી, વૃદ્ધ, મૂર્ખ, રોગી કે નિર્ધન પતિ હોય, પણ જો એ મહાપાપી ન હોય, તો (સ્વર્ગાદિ) લોકને પ્રાપ્ત કરવા ઈચ્છતી સ્ત્રીઓ દ્વારા પતિનો ત્યાગ કરવા યોગ્ય નથી. ॥ ૨૫ ॥ ૨૫ ॥

**अस्वर्ग्यमयशस्यं च फल्गु कृच्छ्रं भयावहम्।**
**जुगुप्सितं च सर्वत्र औपपत्यं कुलस्त्रियाः॥ २६**

કુળવાન સ્ત્રીઓ માટે ઉપપતિથી પ્રાપ્ત થતું સુખ સ્વર્ગપ્રાપ્તિથી પ્રતિકૂળ, અપયશકારી, અત્યંત તુચ્છ, મહાકષ્ટથી પ્રાપ્ત થનારું, ભયજનક અને સર્વત્ર નિંદનીય છે. ॥ ૨૬ ॥

फल्गु तुच्छम्। कृच्छ्रं दुःसंपाद्यम्। औपपत्यं जारसौख्यम्॥ २६॥

**'फल्गु'** અત્યંત તુચ્છ, **'कृच्छ्रम्'** મહાકષ્ટથી પ્રાપ્ત થનારું – **'औपपत्यम्'** ઉપપતિ (જાર પુરુષ)થી પ્રાપ્ત થનારું સુખ ॥ ૨૬ ॥

किंच **श्रवणादिति**।

વળી, **'श्रवणात् इति।'**

**श्रवणाद्दर्शनाद्ध्यानान्मयि भावोऽनुकीर्तनात्।**
**न तथा संनिकर्षेण प्रतियात ततो गृहान्॥ २७**
॥ २७ ॥

મારાં શ્રવણ, દર્શન, ધ્યાન અને કીર્તનથી મારામાં જેવો ભાવ થાય છે, તેવો મારી પાસે રહેવાથી નથી થતો, માટે તમે પાછી ઘેર જાઓ! ॥ ૨૭ ॥ ૨૭ ॥

श्रीशुक उवाच

**इति विप्रियमाकर्ण्य गोप्यो गोविन्दभाषितम्।**
**विषण्णा भग्नसंकल्पाश्चिन्तामापुर्दुरत्ययाम्॥ २८ ॥ २८ ॥**

**શ્રીશુકદેવજી બોલ્યા** – ગોવિંદ ભગવાનનું આવું અપ્રિય (મનની ઉત્સુકતા હણી નાખનારું) ભાષણ સાંભળીને, (અમે નંદનંદન સાથે રમણ કરીશું એવા) જેમના મનોરથો ભાંગી પડ્યા તેવી વિષાદયુક્ત વ્રજાંગનાઓ અત્યંત ખેદ પામી. ॥ ૨૮ ॥ ૨૮ ॥

चिन्तां प्राप्तानां स्थितिमाह—**कृत्वेति**।

મનની અસ્વસ્થતા પ્રાપ્ત કરનારી ગોપીઓની સ્થિતિનું વર્ણન કરે છે – '**कृत्वा इति**।'

**कृत्वा मुखान्यव शुचः श्वसनेन शुष्यद्-**
**बिम्बाधराणि चरणेन भुवं लिखन्त्यः।**
**अस्त्रैरुपात्तमषिभिः कुचकुंकुमानि**
**तस्थुर्मृजन्त्य उरुदुःखभराः स्म तूष्णीम्॥ २९**

(છંદ - વસંતતિલકા, શ્લોક ૨૯ થી ૪૧)

શોકથી ઉત્પન્ન થતા નિઃશ્વાસ(ના ઉષ્ણ વાયુ)થી સુકાતા બિંબફળ જેવા (અરુણ) અધરવાળાં મુખડાંઓને નીચાં ઢાળીને ચરણથી ભૂમિને ખોતરતી, કાજળભર્યાં અશ્રુઓથી સ્તન પર લગાડેલાં કેસરને ધોતી, અતિશય દુઃખના ભારવાળી વ્રજાંગનાઓ મૌન ઊભી રહી. ॥ ૨૯ ॥

शुचः शोकादुद्गतेन श्वसनेन शुष्यन्तो बिम्बफलसदृशा अधरा येषु मुखेषु तानि अव अवाञ्चि कृत्वा तथाऽङ्गुष्ठेन महीं लिखन्त्यः। तथा गृहीतकज्जलैरश्रुभिः कुचकुङ्कुमानि क्षालयन्त्यस्तूष्णीं स्थिताः। यत उरुदुःखस्य भरो भारो यासां ताः॥ २९॥

'**शुचः**' શોકથી ઉત્પન્ન થતા નિઃશ્વાસ(ના ઉષ્ણ વાયુ)થી સુકાતા, બિંબફળ જેવા અધરો છે જે મુખડાંઓમાં તે મુખડાંઓને '**अव**' નીચાં કરીને તથા અંગૂઠાથી ભૂમિ ઉપર ખોતરતી ગોપીઓ – તેમ જ કાજળ ગ્રહણ કરેલાં અશ્રુઓથી સ્તન પર લગાડેલાં કેસરને પ્રક્ષાલિત કરતી, મૌન ઊભી રહી – કારણ કે અતિશય દુઃખનો '**भरः**' ભાર છે જેમને તેવી વ્રજાંગનાઓ ॥ ૨૯ ॥ ૨૯ ॥

किंच प्रेष्ठमिति।

વળી, '**प्रेष्ठम् इति**।'

**प्रेष्ठं प्रियेतरमिव प्रतिभाषमाणं**
**कृष्णं तदर्थविनिवर्तितसर्वकामाः।**
**नेत्रे विमृज्य रुदितोपहते स्म किंचित्**
**संरम्भगद्गदगिरोऽब्रुवतानुरक्ताः॥ ३०**

તે (શ્યામસુંદર)ની પ્રાપ્તિ માટે જેમના દ્વારા સર્વ કામનાઓનો ત્યાગ કરવામાં આવ્યો છે તેવી, શ્રીકૃષ્ણમાં અનુરાગવાળી અને કંઈક ક્રોધના આવેશથી સ્ખલિત થતી વાણીવાળી વ્રજાંગનાઓ રુદનને કારણે દેખાતું ન હોય તેવાં નેત્રો લૂછીને, અત્યંત પ્રિય હોવા છતાં શત્રુની જેમ વિપરીત બોલતા શ્રીકૃષ્ણને કહેવા લાગી. ॥ ૩૦ ॥

किंचित्संरम्भेण कोपावेशेन गद्गदा गिरो यासां ता अब्रुवत स्म। संरम्भे कारणं—प्रेष्ठमित्यादि। प्रियेतरमिव प्रतिभाषमाणं प्रत्याचक्षाणम्॥ ३०॥

કંઈક '**संरम्भेण**' ક્રોધના આવેશથી સ્ખલિત થતી વાણી છે જેમની તે વ્રજાંગનાઓ કહેવા લાગી. ક્રોધ માટેનું કારણ – અત્યંત પ્રિય હોવા છતાં શત્રુની જેમ '**प्रतिभाषमाणम्**' (પોતાના મનોરથથી) વિપરીત બોલતા શ્રીકૃષ્ણને ॥ ૩૦ ॥

गोप्य ऊचुः

**मैवं विभोऽर्हति भवान्गदितुं नृशंसं**
**संत्यज्य सर्वविषयांस्तव पादमूलम्।**
**भक्ता भजस्व दुरवग्रह मा त्यजास्मान्**
**देवो यथादिपुरुषो भजते मुमुक्षून्॥ ३१**

नृशंसं क्रूरम्। हे दुरवग्रह स्वच्छन्द, तव पादमूलं भक्ताः सेवितवतीरस्मान्भजस्व मा त्यजेति॥ ३१ ॥

**ગોપીજનો બોલ્યાં** – હે વિભુ, હે સ્વચ્છન્દ, આવું (અસ્વીકારાત્મક) નિષ્ઠુર વચન કહેવાને આપ યોગ્ય નથી. જેમ આદિપુરુષ નારાયણ મુમુક્ષુજનોને તેમનું અભિલષિત પ્રાપ્ત કરાવે છે, તેમ સર્વ વિષયોને ત્યજીને આપના ચરણમૂળનું સેવન કરતી અમને આપ ત્યજો મા, અમારું અભિલષિત સંપન્ન કરો. ॥ ૩૧ ॥

**'नृशंसम्'** ક્રૂર, **'हे दुरवग्रह'** હે સ્વચ્છંદ, આપના ચરણમૂળનું **'भक्ताः'** સેવન કરતી અમને ત્યજો મા. **'भजस्व' ( अस्मदभिलषितं सम्पादय-बा.प्र. )** અમારું અભિલષિત સંપન્ન કરો. ॥ ૩૧ ॥

**यत्पत्यपत्यसुहृदामनुवृत्तिरङ्ग**
**स्त्रीणां स्वधर्म इति धर्मविदा त्वयोक्तम्।**
**अस्त्वेवमेतदुपदेशपदे त्वयीशे**
**प्रेष्ठो भवांस्तनुभृतां किल बन्धुरात्मा॥ ३२**

હે પ્રિય! 'પતિ, બાળકો અને સુહૃજ્જનોની સેવા સ્ત્રીઓનો સ્વધર્મ છે.' એમ ધર્મને જાણનારા આપના દ્વારા જે કહેવામાં આવ્યું, તે ઉપદેશોના વિષયરૂપ (ચરમ લક્ષ્ય) ઈશ એવા આપને વિષે જ છે, કારણ કે આપ જ શરીરધારીઓના પ્રિયતમ, સુહૃદ અને આત્મા છો. (આપને છોડીને પતિ વગેરેની આરાધનાનું શું પ્રયોજન છે? સાક્ષાત્ આપ જ આરાધનીય છો.) ॥ ૩૨ ॥

अपि च यदुक्तं 'पत्यपत्य—' इत्यादि त्वया धर्मविदेति सोपहासमेवम्, एतदुपदेशानां पदे विषये त्वय्येवास्तु। उपदेशपदत्वे हेतुः—ईश इति। *विविदिषावाक्येन सर्वोपदेशानामीशपर-त्वावगमादिति भावः। ईशत्वे हेतुः—आत्मा किल भवानिति। भोग्यस्य हि सर्वस्य भोक्ता आत्मैवेश इत्यतः प्रेष्ठो बन्धुश्च भवानेवेति

અને વળી, 'પતિ-પુત્ર (વગેરેની સેવા સ્ત્રીઓનો સ્વધર્મ છે.)' એમ ધર્મવેત્તા આપના દ્વારા જે કહેવામાં આવ્યું એ ઉપહાસયુક્ત જ છે. એ ઉપદેશોના **'पदे'** વિષયરૂપ આપ જ છો. ઉપદેશના વિષયરૂપ હોવાનું કારણ – **'ईशे इति।'** આપ જ ઈશ છો. **'विविदिषा'** * વાક્યથી સર્વ ઉપદેશો પરમેશ્વરની પ્રાપ્તિ માટે જ જણાતા હોવાથી (ઈશ્વરની આરાધના જ મુખ્ય કર્તવ્ય છે), એવો ભાવ છે. ઈશ્વર હોવા માટેનું કારણ – આપ જ સર્વના આત્મા છો. ભોગવવા યોગ્ય સર્વના ભોક્તા, આત્મારૂપ સ્વામી છે. આથી નિરતિશય પ્રેમાસ્પદ આપ જ છો. સર્વ સંબંધીઓ પ્રત્યે કરવા યોગ્ય છે તે આપના વિષે જ થાઓ, એમ અર્થ છે.

* **विविदिषावाक्येन—तमेतं वेदानुवचनेन ब्राह्मणा विविदिषन्ति यज्ञेन दानेन तपसाऽनाशकेन।** (બૃહદા.ઉપ. ૪/૪/૨૨) તે આ આત્માને બ્રહ્મજિજ્ઞાસુઓ અથવા બ્રાહ્મણો વેદોના સ્વાધ્યાયથી, યજ્ઞ, દાન તથા મિતાહારરૂપ તપથી જાણવા ઇચ્છે છે. (બૃહદા.ઉપ.૪/૪/૨૨)

सर्वबन्धुषु करणीयं त्वय्येवास्त्वित्यर्थः। अथवा धर्मोपदेशानां पदे स्थाने धर्मोपदेष्टरि त्वयि सत्यस्मासु च धर्मं जिज्ञासमानासु सतीषु त्वया धर्मविदा यदुक्तमेवमेतदस्तु। न तु त्वं धर्मोपदेष्टा किंतु भवानात्मेति। अथवा यदुक्तमेतदुपदेशपदे तद्गोचरे पुरुषेऽस्तु नाम, त्वयि तु ईशे स्वामिनि सत्येवम्। काक्वा नैवमित्यर्थः। यतस्तनुभृतां त्वमात्मा फलरूप इति। यद्वा यदुक्तं 'पत्यादिशुश्रूषणं धर्म' इति एवमेतत्त्वय्येवास्तु। कुतः। उपदेशपदे शुश्रूषणीयत्वेनोपदिश्यमानानां पत्यादीनां पदेऽधिष्ठाने। कुतः ईशे। न हीश्वरमधिष्ठानं विना कोऽपि पतिपुत्रादिर्नामेति। अन्यत्समानम्। अलमतिविस्तरेण॥ ३२॥

અથવા ધર્મોપદેશના વિષયરૂપ પુરુષના **'पदे'** સ્થાને આપ જ્યારે ધર્મોપદેષ્ટા છો ત્યારે અને અમે જ્યારે ધર્મ જાણવાની ઈચ્છાવાળી છીએ ત્યારે અમને ધર્મવેત્તા આપના દ્વારા જે કહેવામાં આવ્યું તે ભલે તેમ હોય, પરંતુ આપ ધર્મોપદેશક નહીં પણ (અમારા) આત્મા છો. અથવા આપના દ્વારા જે કહેવામાં આવ્યું એ ઉપદેશનો વિષય પ્રાકૃત પુરુષ ભલે હોય, પરંતુ સ્વામી, ઈશ્વર એવા આપને વિષે આમ હોય? એમ વક્રોક્તિથી કહે છે. (આપને વિષે આમ ન જ હોય, એમ અર્થ છે.) કારણ કે દેહધારીઓના આત્મા એવા આપ ફળરૂપ છો. અથવા જે કહેવામાં આવ્યું કે 'પતિ વગેરેની સેવા ધર્મ છે.' એ આપના વિષે જ કર્તવ્યરૂપ થાઓ! શા માટે? **'उपदेशपदे'** સેવા કરવા યોગ્ય ઉપદેશ કરવામાં આવેલા પતિ વગેરેના અધિષ્ઠાનરૂપ આપ જ છો. ઈશ્વર કેવી રીતે અધિષ્ઠાન છે? ઈશ્વરરૂપ મૂળ અધિષ્ઠાન વિના પતિપુત્રાદિ કંઈ છે જ નહીં. બીજું બધું સમાન છે. અતિ વિસ્તારથી હવે બસ. ॥ ૩૨ ॥

एतत्सदाचारेण द्रढयन्त्यः प्रार्थयन्ते—**कुर्वन्तीति**।

(આપ જ દેહધારીઓના આત્મા છો, એમ જે પૂર્વે કહેવામાં આવ્યું,) આ વાતને સજ્જનોની પ્રવૃત્તિ દ્વારા દૃઢ કરતાં પ્રાર્થના કરે છે – **'कुर्वन्ति इति'**।

**कुर्वन्ति हि त्वयि रतिं कुशलाः स्व आत्मन्**
**नित्यप्रिये पतिसुतादिभिरार्तिदैः किम्।**
**तन्नः प्रसीद परमेश्वर मा स्म छिन्द्या**
**आशां भृतां त्वयि चिरादरविन्दनेत्र॥ ३३**

હે કમલનયન, શાસ્ત્રનિપુણ જનો નિત્ય પ્રિય પોતાના આત્મા એવા આપનામાં જ પ્રીતિ કરે છે. આથી દુઃખદાયી પતિપુત્રાદિથી શું પ્રયોજન છે? હે પરમેશ્વર, આપ પ્રસન્ન થાઓ! ચિરકાળથી આપ વિષે ધારણ કરાયેલી અમારી આશા(વલ્લી)ને છેદી ન નાખો! ॥ ૩૩ ॥

कुशलाः शास्त्रनिपुणाः। तथा च शास्त्रम्—'किं प्रजया करिष्यामो येषां नोऽयमात्माऽयं च लोकः' इति॥ ३३॥

**'कुशलाः'** શાસ્ત્રનિપુણ જનો – તે અનુસાર શાસ્ત્ર પણ કહે છે – 'અમારે સંતાનથી શું પ્રયોજન છે? મોક્ષાભિલાષી એવા જે અમારે માટે આ આત્મલોક પ્રાપ્ત કરવો એ જ અભીષ્ટ છે!' (બૃહદા.ઉપ.૪/૪/૨૨) ॥ ૩૩ ॥

किंच 'प्रतियात' इति यदुक्तं तदशक्यं, त्वयैव चित्तादीनामपहृतत्वादित्याहुः—**चित्तमिति**।

વળી, 'પાછી જાઓ.' એમ જે કહેવામાં આવ્યું તે અશક્ય છે, કારણ કે આપના દ્વારા જ ચિત્ત વગેરે હરી લેવામાં આવ્યાં છે, એમ તેઓ કહે છે – **'चित्तम् इति।'**

**चित्तं सुखेन भवताऽपहृतं गृहेषु**
**यन्निर्विशत्युत करावपि गृह्यकृत्ये।**
**पादौ पदं न चलतस्तव पादमूला-**
**द्यामः कथं व्रजमथो करवाम किं वा॥ ३४**

યદસ્માકં — यदस्माकं चित्तमेतावन्तं कालं सुखेन गृहेषु निर्विशति तत्त्वयापहृतम्। करावपि यौ गृहकृत्ये निर्विशतस्तावपि। सुखात्मना त्वयेति वा॥ ३४॥

ઘરોમાં સુખપૂર્વક લાગેલું અમારું ચિત્ત આપના દ્વારા હરી લેવામાં આવ્યું છે અને ઘરનાં કાર્યોમાં લાગેલા અમારા બંને હાથ પણ (આપના દ્વારા હરી લેવામાં આવ્યા છે). અમારા બંને પગ આપના ચરણમૂળની પાસેથી એક ડગલું પણ ખસતા નથી, તો અમે વ્રજમાં કેવી રીતે જઈએ? (અને ત્યાં જઈને) કરીએ પણ શું? ॥ ૩૪ ॥

અમારું જે ચિત્ત છે તે આટલા સમય સુધી ગૃહોમાં **'सुखेन'** સુખપૂર્વક લાગેલું હતું, તે આપના દ્વારા હરી લેવામાં આવ્યું છે. બંને હાથ પણ જે ગૃહકાર્યોમાં લાગેલા હતા, તે બંને પણ (આપના દ્વારા હરી લેવામાં આવ્યા છે.) અથવા, **'सुखेन'** સુખસ્વરૂપ આપના દ્વારા ॥ ૩૪ ॥

**सिञ्चाङ्ग नस्त्वदधरामृतपूरकेण**
**हासावलोककलगीतजहृच्छयाग्निम्।**
**नो चेद्वयं विरहजाग्न्युपयुक्तदेहा**
**ध्यानेन याम पदयोः पदवीं सखे ते॥ ३५**

अतोऽङ्ग हे कृष्ण, नोऽस्माकं तवाधरामृतपूरकेण तवैव हाससहितेनावलोकेन कलगीतेन च जातो यो हृच्छयाग्निः कामाग्निस्तं सिञ्च। नो चेद्वयं तावदेकोऽग्निस्तथा विरहाज्जनिष्यते योऽग्निस्तेन चोपयुक्तदेहा दग्धशरीरा योगिन इव ते पदवीमन्तिकं ध्यानेन याम प्राप्नुयामः ॥ ३५॥

હે પ્રિય, હે સખા, આપના સ્મિતયુક્ત નેત્રકટાક્ષ અને મધુર મુરલીગાનથી જન્મેલા અમારા કામાગ્નિને આપના અધરામૃતના પૂરથી સીંચો, (શાંત કરો.) નહીં તો એક કામાગ્નિ તથા બીજા આપના વિરહથી જન્મેલા અગ્નિથી બળી ગયેલાં શરીરવાળી અમે આપના ધ્યાનથી (યોગીઓની જેમ) આપના ચરણોની સન્નિધિને પ્રાપ્ત કરીશું. ॥ ૩૫ ॥

આથી **'अंग'** હે કૃષ્ણ, **'नः'** અમારા – આપના અધરામૃતના પૂરથી, આપના જ સ્મિતયુક્ત નેત્રકટાક્ષ અને મધુર મુરલીગાનથી જન્મેલો જે **'हृत्-शय-अग्निः'** કામાગ્નિ છે તેને સીંચો, (શાંત કરો.) નહીં તો અમે, એક તો આટલો કામાગ્નિ તથા વિરહથી જે અગ્નિ જન્મશે તેનાથી **'उपयुक्तदेहाः'** બળી ગયેલાં શરીરોવાળી થઈ યોગીઓની જેમ ધ્યાનથી આપના (ચરણોના) **'पदवीम्'** સ્થાનની સન્નિધિને **'याम'** પ્રાપ્ત કરીશું. ॥ ૩૫ ॥

**अन्वि.**—मृत्वापि त्वां न त्यक्ष्यामः।

ननु स्वपतीनेवोपगच्छत त एनमग्निं सिञ्चेयुरिति चेत्तत्राहुः—**यर्हीति**।

મૃત્યુ પામીને પણ આપને નહીં છોડી શકીએ.

(ભગવાન) જો ગોપીઓને કહે કે પોતાના પતિઓની પાસે જાઓ, તેઓ આ અગ્નિને ઠારે, તે માટે ગોપીજનો કહે છે – **'यर्हि इति।'**

**यर्ह्यम्बुजाक्ष तव पादतलं रमाया**
**दत्तक्षणं क्वचिदरण्यजनप्रियस्य।**
**अस्प्राक्ष्म तत्प्रभृति नान्यसमक्षमङ्ग**
**स्थातुं त्वयाभिरमिता बत पारयामः॥ ३६**

रमाया लक्ष्म्या दत्तक्षणं दत्तोत्सवं दत्तावसरं वा। तदपि क्वचिदेव न सर्वदा। अरण्यजनाः प्रिया यस्य तस्य तव। अरण्यजनप्रियत्वादरण्ये क्वचिद्यर्ह्यस्प्राक्ष्म स्पृष्टवत्यो वयं तत्र च त्वयाभिरमिता आनन्दिताः सत्यस्तदारभ्यान्यसमक्षं स्थातुमपि न पारयामः। तुच्छास्ते न रोचन्त इत्यर्थः॥ ३६॥

त्वत्पादसौभाग्यं त्वतिचित्रमित्याहुः— श्रीरिति।

**श्रीर्यत्पदाम्बुजरजश्चकमे तुलस्या**
**लब्ध्वाऽपि वक्षसि पदं किल भृत्यजुष्टम्।**
**यस्याः स्ववीक्षणकृतेऽन्यसुरप्रयास-**
**स्तद्वद्वयं च तव पादरजः प्रपन्नाः॥ ३७**

वक्षस्यसापत्न्यं स्थानं लब्ध्वापि तुलस्या सपत्न्या सह तव पादाम्बुजरजः कामयते स्म। भृत्यैः सर्वैर्जुष्टमिति सौभाग्यातिरेकोक्तिः। यस्याः स्ववीक्षणकृते श्रीरात्मानं विलोकयत्वित्येतदर्थमन्येषां ब्रह्मादीनां तपोभिः प्रयासः सा तद्रजस्तद्वद्वयमपि प्रपन्ना इति॥ ३७॥

હે કમલનેત્ર, હે પ્રિય, વન(ના વ્રજ)વાસીઓ જેમને પ્રિય છે તેવા આપનું ચરણકમળ કે જેનો ઉત્સવ (આનંદ) લક્ષ્મીજીને પણ ક્યારેક જ અપાયો છે, તેનો અમે સ્પર્શ કર્યો ત્યારથી લઈને આપના દ્વારા આનંદિત કરાયેલી અમે અન્ય સમક્ષ ઊભી રહેવાને પણ સમર્થ નથી. ॥ ૩૬ ॥

‘**रमायाः**’ લક્ષ્મીજીને પણ ‘**दत्तक्षणम्**’ આપવામાં આવ્યો છે ઉત્સવ અથવા અવસર, તે પણ ક્યારેક જ, સદાય નહીં. વન(ના વ્રજ)વાસીઓ જેમને પ્રિય છે તેવા આપના (ચરણકમળનો) – વનવાસીઓ પ્રિય હોવાથી વનમાં ક્યારેક જ્યારે અમે (તેનો) ‘**अस्प्राक्ष्म**’ સ્પર્શ કર્યો, ત્યારે આપના દ્વારા ‘**अभिरमिताः**’ આનંદિત કરાયેલી અમે ત્યારથી લઈને અન્ય સમક્ષ ઊભી રહેવાને પણ સમર્થ નથી. તુચ્છ એવા તેઓ અમને રુચતા નથી, એમ અર્થ છે. ॥ ૩૬ ॥

આપનાં ચરણોનું સૌભાગ્ય (સૌન્દર્ય - વં.) તો અતિ અદ્ભુત છે, એમ તેઓ કહે છે – ‘**श्रीः इति।**’

જે લક્ષ્મીજીનો કૃપાકટાક્ષ પોતાના ઉપર પડે તે માટે (બ્રહ્માજી વગેરે) અન્ય દેવોનો પ્રયાસ હોય છે તે લક્ષ્મીજી, ભગવાનના વક્ષઃસ્થળમાં (એક માત્ર પોતે) સ્થાન પ્રાપ્ત કર્યું હોવા છતાં તુલસીજી સાથે, (સર્વ) ભક્તો દ્વારા સેવાયેલા ચરણકમળની જે રજની (સંઘર્ષસહિત) કામના કરે છે, તેવી તે ચરણરજના શરણે અમે આવી છીએ. ॥ ૩૭ ॥

વક્ષઃસ્થળમાં એક માત્ર પોતે જ શોક્યરહિત સ્થાન પ્રાપ્ત કર્યું હોવા છતાં સપત્ની તુલસીજી સાથે લક્ષ્મીજી આપના ચરણકમળની રજની કામના કરે છે, જે સર્વ ભક્તો દ્વારા સેવાયેલી છે તે ચરણકમળરજની કામના કરે છે, એમ સૌન્દર્યના અતિરેકની ઉક્તિ છે. ‘**स्ववीक्षणकृते**’ પોતાની ઉપર જે (લક્ષ્મીજી)ના (વાત્સલ્યરસમય) કૃપાકટાક્ષ માટે, લક્ષ્મીજી પોતાને નિહાળે એ માટે બ્રહ્મા વગેરે અન્ય દેવોનો તપ વગેરે દ્વારા પ્રયાસ હોય છે. તેવી તે રજને શરણે તેમની જેમ અમે પણ આવી છીએ. ॥ ૩૭ ॥

**तन्नः प्रसीद वृजिनार्दन तेऽङ्घ्रिमूलं**
**प्राप्ता विसृज्य वसतीस्त्वदुपासनाशाः ।**
**त्वत्सुन्दरस्मितनिरीक्षणतीव्रकाम-**
**तप्तात्मनां पुरुषभूषण देहि दास्यम् ॥ ३८**

હે પાપનાશક, આપનું ભજન જ જેમની અભિલાષા છે તેવી અમે (પતિપુત્રાદિ સહિત) ઘરોને છોડીને આપના ચરણમૂળને પ્રાપ્ત થઈ છીએ. તેથી હે પુરુષરત્ન, આપના સુંદર સ્મિતોજ્જવલિત અવલોકનથી ઉપજેલા તીવ્ર કામથી તપ્ત થયેલાં મનવાળી અમારી ઉપર પ્રસન્ન થાઓ અને આપનું દાસ્ય પ્રદાન કરો. ॥ ૩૮ ॥

हे वृजिनार्दन दुःखहन्तः, त्वदुपासने त्वद्भजन एवाशा यासां ता वयं वसतीर्गृहान्विसृज्य हित्वा योगिन इव प्राप्ताः। तव सुन्दरस्मितविलसित-निरीक्षणेन यस्तीव्रः कामस्तेन तप्तचित्तानाम्। हे पुरुषरत्न, दास्यं देहि ॥ ३८ ॥

હે **'वृजिनार्दन'** દુઃખનાશક, **'त्वत्-उपासने'** આપનું ભજન જ જેમની અભિલાષા છે તેવી અમે **'वसतीः'** ગૃહોને **'विसृज्य'** છોડીને યોગીઓની જેમ (આપને) પ્રાપ્ત થઈ છીએ. આપના સુંદર સ્મિતથી ઉજ્જવલિત થયેલા અવલોકનથી જે તીવ્ર કામ છે, તેનાથી તપ્ત થયેલાં મનવાળી અમારા ઉપર (પ્રસન્ન થાઓ.) – હે પુરુષરત્ન, અમને દાસ્ય પ્રદાન કરો. ॥ ૩૮ ॥

ननु गृहस्वाम्यं विहाय दास्यं किमिति प्रार्थ्यतेऽत आहुः—**वीक्ष्येति**।

શંકા કરવામાં આવી છે કે ગૃહસ્વામિનીત્વ છોડીને દાસ્યની કેમ પ્રાર્થના કરવામાં આવે છે? આ માટે ગોપીજનો કહે છે – **'वीक्ष्य इति।'**

**वीक्ष्यालकावृतमुखं तव कुण्डलश्री-**
**गण्डस्थलाधरसुधं हसितावलोकम्।**
**दत्ताभयं च भुजदण्डयुगं विलोक्य**
**वक्षः श्रियैकरमणं च भवाम दास्यः ॥ ३९**

(છૂટા કેશની) લટોથી આચ્છાદિત થયેલા અને બંને કુંડળોથી શોભાયુક્ત કપોલોવાળા, અધરોષ્ઠમાં અમૃતવાળા અને સ્મિતયુક્ત દૃષ્ટિપાતવાળા આપના મુખને, અભય આપનારા બંને ભુજદંડોને તથા લક્ષ્મીજીના એક માત્ર રતિજનક આપના વક્ષઃસ્થળને જોઈને અમે આપની દાસીઓ બની (છીએ). ॥૩૯॥

अलकावृतमुखं केशान्तरैरावृतमुखम्। तथा कुण्डलयोः श्रीर्ययोस्ते गण्डस्थले यस्मिन्, अधरे सुधा यस्मिंस्तच्च तच्च तव मुखं वीक्ष्य दत्ताभयं भुजदण्डयुग्मं वक्षश्च श्रिया एकमेव रमणं रतिजनकं वीक्ष्य दास्य एव भवामेति ॥ ३९ ॥

**'अलक-आवृत-मुखम्'** છૂટી લટોથી આચ્છાદિત થયેલા મુખને તથા બન્ને કુંડળોની શોભા છે જેમાં તેવા કપોલો (બંને ગાલ) છે જેમાં તેવા તથા અધરમાં અમૃત છે જેમાં તેવા મુખને જોઈને – જેમના દ્વારા ભક્તોને સંસારથી અભય આપવામાં આવે છે તેવા બંને ભુજદંડોને જોઈને તેમ જ લક્ષ્મીજીના એક માત્ર રતિજનક આપના વક્ષઃસ્થળને જોઈને અમે આપની દાસીઓ જ બની (છીએ). ॥ ૩૯ ॥

ननु जुगुप्सितमौपपत्यमित्युक्तम्, तत्राहुः—**का स्त्रीति**।

ભગવાને **'जुगुप्सितं औपपत्यम्'** (શ્લોક-૨૬) એમ કહ્યું હતું, તેનો ઉત્તર ગોપીજનો આપે છે – **'का स्त्री इति।'**

**का स्त्र्यङ्ग ते कलपदायतमूर्च्छितेन**
**संमोहितार्यचरितान्न चलेत्त्रिलोक्याम्।**
**त्रैलोक्यसौभगमिदं च निरीक्ष्य रूपं**
**यद्गोद्विजद्रुममृगाः पुलकान्यबिभ्रन्॥ ४०**

अङ्ग हे कृष्ण, कलानि पदानि यस्मिंस्तदायतं दीर्घं मूर्च्छितं स्वरालापभेदस्तेन। पाठान्तरे कलपदामृतमयं वेणुगीतं तेन संमोहिता का वा स्त्री आर्यचरितान्निजधर्मान्न चलेत्। यन्मोहिताः पुरुषा अपि चलिताः, किंच त्रैलोक्यसौभगमिति यद्यतः अबिभ्रन्नबिभरुः। त्वद्द्योतकशब्दश्रवण-मात्रेणापि तावन्निजधर्मत्यागो युक्तः, किं पुनस्त्वदनुभवेनेति भावः॥ ४०॥

હે પ્રાણપ્રિય, મધુર પદો અને વિવિધ પ્રકારના દીર્ઘ સ્વરના આલાપથી આકૃષ્ટ થયેલાં ચિત્તવાળી, ત્રણે લોકમાં એવી કઈ સ્ત્રી છે કે જે ત્રિભુવનસુંદર એવા આ રૂપને જોઈને પોતાના આર્યચરિતથી (પાતિવ્રત્ય ધર્મથી) ચલિત ન થાય? જેનાથી (વેણુગીતના શ્રવણ અને ત્રિભુવનસુંદર રૂપનાં દર્શનથી) ગાયો, પક્ષીઓ, વૃક્ષો અને મૃગો પણ રોમાંચ ધારણ કરતાં હતાં! ॥ ૪૦ ॥

‘**अंग**’ હે કૃષ્ણ, મધુર પદો છે જેમાં તેવા ‘**आयतम्**’ દીર્ઘ ‘**मूर्च्छितम्**’ વિવિધ પ્રકારના સ્વર અને આલાપથી – ‘**कलपदायतमूर्च्छितेन**’ ને બદલે ‘**कलपदामृत-वेणुगीत-**’ – એમ પાઠાંતરમાં, મધુર પદોવાળું અમૃતમય વેણુગીત, તેનાથી સંમોહિત થયેલી કઈ સ્ત્રી ‘**आर्यचरितात्**’ પોતાના ધર્મથી ચલિત ન થાય? જેનાથી મોહિત થયેલા (ઇન્દ્ર, શંકર અને બ્રહ્મા જેવા) દેવો પણ ચલિત થયા છે! વળી, ‘**त्रैलोक्यसौभगम् इति**’ ‘**यत्**’ જે ત્રિભુવનસુંદર રૂપથી (રોમાંચ) ‘**अबिभ्रन्**’ **अबिभरुः** (રૂપ થાય.) ધારણ કરતાં હતાં! આપનાં નામ ઉજાગર કરતા (મધુસૂદન, મુરારિ, ગોવિંદ એવા) શબ્દોના શ્રવણમાત્રથી પણ પોતાના ધર્મનો ત્યાગ યોગ્ય છે, તો વળી આપના અનુભવથી (સ્વધર્મનો ત્યાગ થાય તો તેમાં) શું આશ્ચર્ય છે, એવો ભાવ છે. ॥ ૪૦ ॥

**व्यक्तं भवान्व्रजभयार्तिहरोऽभिजातो**
**देवो यथादिपुरुषः सुरलोकगोप्ता।**
**तन्नो निधेहि करपङ्कजमार्तबन्धो**
**तप्तस्तनेषु च शिरस्सु च किङ्करीणाम्॥ ४१**

व्यक्तं निश्चितम्॥ ४१॥

હે દીનબંધુ, આદિપુરુષ ભગવાન નારાયણદેવ જેમ દેવો અને લોકોના રક્ષક તરીકે અવતરે છે, તેમ આપ પણ નિશ્ચિતપણે વ્રજમંડળના ભય અને દુઃખ દૂર કરનાર રૂપે જન્મ્યા છો, તેથી આપની દાસીઓ એવી અમારાં તાપથી તપેલાં સ્તનો અને મસ્તક ઉપર આપનું કરકમળ પધરાવો. ॥ ૪૧ ॥

‘**व्यक्तम्**’ નિશ્ચય જ ॥ ૪૧ ॥

**श्रीशुक उवाच**

**इति विक्लवितं तासां श्रुत्वा योगेश्वरेश्वरः।**
**प्रहस्य सदयं गोपीरात्मारामोऽप्यरीरमत्॥ ४२**

**શ્રીશુકદેવજી બોલ્યા** – આમ, તે ગોપીજનોનો કામપરવશતાપૂર્વકનો પ્રલાપ સાંભળીને યોગેશ્વરોના પણ ઈશ્વર શ્રીકૃષ્ણે નિજાનંદથી પૂર્ણ હોવા છતાં હસીને દયાપૂર્વક ગોપીજનોને રમણ કરાવ્યું.॥ ૪૨ ॥

विक्लवितं पारवश्यप्रलपितम्। गोपीः अरीरमद्रमयामास ॥ ४२ ॥

'**विक्लवितम्**' કામપરવશતાપૂર્વકના પ્રલાપને – ગોપીજનોને '**अरीरमत्**' રમણ કરાવ્યું. ॥ ૪૨ ॥

**ताभिः समेताभिरुदारचेष्टितः**
**प्रियेक्षणोत्फुल्लमुखीभिरच्युतः ।**
**उदारहासद्विजकुन्ददीधिति-**
**र्व्यरोचतैणाङ्क इवोडुभिर्वृतः ॥ ४३**

(છંદ - ઈન્દ્રવંશા, ત ત જ ર, ૧૨ અક્ષર)

(ગોપીજનોના મનોરથો પૂર્ણ કરનારી) ઉદાર ચેષ્ટાઓવાળા, ઉદાર (સુખપ્રદ) હાસ્યવાળા, (હાસ્યથી) જણાતી દંતાવલિમાં મોગરાના પુષ્પમાં હોય તેવાં દીર્ઘ કિરણોવાળા, નક્ષત્રોથી વીંટાયેલા ચંદ્ર જેવા પ્રિય અચ્યુતની કૃપાદષ્ટિથી પ્રફુલ્લ મુખવાળી એકઠી મળેલી ગોપીઓથી વીંટાયેલા ભગવાન શ્રીકૃષ્ણ શોભતા હતા. ॥ ૪૩ ॥

प्रियस्येक्षणेनोत्फुल्लानि मुखानि यासां ताभिः। उदारहासश्च द्विजाश्च तेषु कुन्दकुसुमवद्दीधितिर्यस्य सः। एणाङ्कश्चन्द्रः ॥ ४३ ॥

પ્રિય અચ્યુતની કૃપાદષ્ટિથી પ્રફુલ્લ મુખડાં છે જેમનાં તેમનાથી (વીંટળાયેલા) – ઉદાર (સુખપ્રદ) હાસ્ય તથા દંતાવલિ, તેમાં મોગરાના પુષ્પમાં હોય તેવાં દીર્ઘ કિરણો છે જેને તે શ્રીકૃષ્ણ – '**एण-अङ्कः**' મૃગ જેના અંકમાં છે તે મૃગાંક (ચંદ્ર) ॥ ૪૩ ॥

**उपगीयमान उद्गायन्वनिताशतयूथपः ।**
**मालां बिभ्रद्वैजयन्तीं व्यचरन्मण्डयन्वनम् ॥ ४४**

॥ ४४ ॥

વ્રજવનિતાઓના શત શત યૂથોના સ્વામી એવા જેમનું (ગુણ)ગાન થઈ રહ્યું છે તેવા ભગવાન શ્રીકૃષ્ણ (સ્વયં પણ સર્વ વ્રજવનિતાઓનાં રૂપગુણના ઉત્કર્ષનું) ગાન કરતા અને વૈજયન્તી માળા ધારણ કરતા, વનને શોભાવતા વિચરવા લાગ્યા. ॥ ૪૪ ॥ ૪૪ ॥

**सुबोधिनी**—मालाम् इति। वैजयन्तीं नवरत्नखचितां स्वाभाविकीमैश्वर्यबोधिकां कीर्तिमयीं मालाम्।

નવરત્નોથી ખચિત, પોતાની નિજી પ્રકૃતિથી સમ્બદ્ધ (અંતર્જાત), ઐશ્વર્યનો બોધ કરાવનારી કીર્તિમયી માળાને વૈજયન્તી માળા કહે છે.

**नद्याः पुलिनमाविश्य गोपीभिर्हिमवालुकम् ।**
**रेमे तत्तरलानन्दकुमुदामोदवायुना ॥ ४५**

॥ ४५ ॥

યમુનાજીના તરલ તરંગોથી આનંદિત થયેલા અને કુમુદિનીની સુગંધથી સુગંધિત થયેલા વાયુથી શીતળ થયેલી રેતીવાળા (યમુના) નદીના કિનારે પ્રવેશીને ભગવાને ગોપીઓની સાથે રમણ કર્યું. ॥ ૪૫ ॥ ૪૫ ॥

**बाहुप्रसारपरिरम्भकरालकोरु-**
**नीवीस्तनालभननर्मनखाग्रपातैः ।**
**क्ष्वेल्याऽवलोकहसितैर्व्रजसुन्दरीणा-**
**मुत्तम्भयन् रतिपतिं रमयांचकार ॥ ४६**

બાહુઓનું પ્રસારણ, આલિંગન, કર-કેશ-ઊરુ-નીવી-સ્તનના સ્પર્શ, પરિહાસ, નખક્ષત, ક્રીડા, નેત્રકટાક્ષ અને હાસ્ય દ્વારા વ્રજસુંદરીઓના કામને ઉદ્દીપિત કરતા ભગવાને તેમને રમણ કરાવ્યું. ॥ ૪૬ ॥

बाहुप्रसारश्च परिरम्भश्च करादीनामालभनं स्पर्शश्च नर्म परिहासश्च नखाग्रपातश्च तैः। क्ष्वेल्या क्रीडया। अवलोकैश्च हसितैश्च कामं तासामुद्दीपयंस्ता रमयामास॥ ४६॥

હાથ ફેલાવવા, આલિંગન કરવું, હાથ વગેરેનો **'आलभनम्'** સ્પર્શ કરવો તથા **'नर्म'** પરિહાસ તેમ જ નખક્ષત કરવા – તે દ્વારા, **'क्ष्वेल्या'** ક્રીડા દ્વારા, નેત્રકટાક્ષો દ્વારા અને હાસ્ય દ્વારા તેમના કામને ઉદ્દીપિત કરતા તેમને રમણ કરાવ્યું. ॥ ૪૬ ॥

**एवं भगवतः कृष्णाल्लब्धमाना महात्मनः।**
**आत्मानं मेनिरे स्त्रीणां मानिन्योऽभ्यधिकं भुवि॥ ४७**

આમ, અનાસક્ત મનવાળા, ષડૈશ્વર્યપૂર્ણ શ્રીકૃષ્ણ તરફથી સમ્માનને પ્રાપ્ત થયેલી માનિનીઓ સંસારની (સર્વ) સ્ત્રીઓમાં પોતાને સર્વશ્રેષ્ઠ માનવા લાગી. ॥ ૪૭ ॥

महात्मनो विमुक्तचित्तात्॥ ४७॥

**'महात्मनः'** અનાસક્ત મનવાળા શ્રીકૃષ્ણ તરફથી ॥ ૪૭ ॥

**तासां तत्सौभगमदं वीक्ष्य मानं च केशवः।**
**प्रशमाय प्रसादाय तत्रैवान्तरधीयत॥ ४८**

તે વ્રજસુંદરીઓના સૌંદર્યનો મદ (અસ્વાધીનતા) અને ગર્વ જોઈને, તે વિનાશ કરવા માટે અને તેમની ઉપર અનુગ્રહ કરવા માટે કેશવ ભગવાન ત્યાં (યમુનાપુલિન ઉપર) જ અંતર્ધાન થઈ ગયા. ॥૪૮॥

तत्सौभगेन मदमस्वाधीनताम्। मानं गर्वम्। केशवः कश्च ईशश्च तौ वशयतीति तथा सः॥ ४८॥

તેમના સૌંદર્યથી થયેલી **'मदम्'** અસ્વાધીનતાને તથા **'मानम्'** ગર્વને – **'केशवः'** બ્રહ્મા અને શિવ, તે બંનેને વશ કરે તેવા તે શ્રીકૃષ્ણ ॥ ૪૮ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे पूर्वार्धे भगवतो रासक्रीडावर्णनं नामैकोनत्रिंशोऽध्यायः॥ २९॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे पूर्वार्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायामेकोनत्रिंशोऽध्यायः॥ २९॥

# अथ त्रिंशोऽध्यायः

## શ્રીકૃષ્ણના વિરહમાં ગોપીઓની દશા

त्रिंशे विरहसंतप्तगोपीभिः कृष्णमार्गणम्।
उन्मत्तवन्ननियतं भ्रमन्तीभिर्वनेवने॥ १॥

(શ્રીકૃષ્ણના) વિરહથી સંતાપ પામેલી, વને વને વિચરતી વ્રજાંગનાઓ દ્વારા અનિયંત્રિતપણે ઉન્મત્તની જેમ થતું શ્રીકૃષ્ણનું અન્વેષણ (શોધ) ત્રીસમા (અધ્યાય)માં (વર્ણવાયું) છે. ॥ ૧ ॥

श्रीशुक उवाच

**अन्तर्हिते भगवति सहसैव व्रजाङ्गनाः।**
**अतप्यंस्तमचक्षाणाः करिण्य इव यूथपम्॥ १**

**શ્રીશુકદેવજી બોલ્યા** – ભગવાન અચાનક અંતર્ધાન થયા ત્યારે તેમને ન જોતી વ્રજાંગનાઓ, યૂથપતિ ગજરાજને ન જોતી હાથણીઓની જેમ સંતાપ કરવા લાગી. ॥ ૧ ॥

अचक्षाणा अपश्यन्त्यः॥ १॥

**'अचक्षाणाः'** શ્રીકૃષ્ણને ન જોતી વ્રજાંગનાઓ ॥ ૧ ॥

**गत्यानुरागस्मितविभ्रमेक्षितै-**
**र्मनोरमालापविहारविभ्रमैः ।**
**आक्षिप्तचित्ताः प्रमदा रमापते-**
**स्तास्ता विचेष्टा जगृहुस्तदात्मिकाः ॥ २**

गत्या चानुरागस्मिताभ्यां विभ्रमेक्षितानि सविलासनिरीक्षणानि तैश्च मनोरमा आलापाश्च विहाराः क्रीडाश्च विभ्रमा अन्ये च विलासास्तैश्च रमापतेर्गत्यादिभिरेतैराक्षिप्तान्याकृष्टानि चित्तानि यासां ताः, अतस्तस्मिन्नेवात्मा यासां तास्तस्य विविधाश्चेष्टा जगृहुस्तदनुकरणेनाक्रीडन् ॥ २ ॥

રમાપતિ શ્રીકૃષ્ણની (લલિત) ગતિ, અનુરાગ અને સ્મિતયુક્ત વિલાસપૂર્વકના દૃષ્ટિપાતો, તે સહિતના હૃદયંગમ વાર્તાલાપો, ક્રીડાઓ અને (મોહક) વિલાસોથી આકર્ષાયેલાં ચિત્તવાળી અને તેમનામાં જ મનવાળી પ્રમદાઓ શ્રીકૃષ્ણની તે તે વિવિધ ચેષ્ટાઓનું અનુકરણ કરવા લાગી. ॥ ૨ ॥

રમાપતિ (રાધાપતિ શ્રીકૃષ્ણ)ની (લલિત) ગતિ, અનુરાગ અને સ્મિતયુક્ત '**विभ्रम-ईक्षितानि**' વિલાસ-પૂર્વકના દૃષ્ટિપાતો, તે સહિતના હૃદયંગમ વાર્તાલાપો, '**विहाराः**' ક્રીડાઓ અને અન્ય '**विभ्रमाः** વિલાસો (ચેષ્ટાઓ), તેમનાથી – રમાપતિનાં આ ગતિ વગેરેથી '**आक्षिप्तानि**' આકર્ષાયેલાં ચિત્ત છે જેમનાં તે વ્રજાંગનાઓ, આથી શ્રીકૃષ્ણમાં જ જેમનું મન છે તેવી તેઓ શ્રીકૃષ્ણની તે (દિવ્ય) વિવિધ ચેષ્ટાઓનું અનુકરણ કરવા દ્વારા ક્રીડા કરવા લાગી. ॥ ૨ ॥

अपि च **गतिस्मितेति**।

વળી, '**गतिस्मित इति।**'

**गतिस्मितप्रेक्षणभाषणादिषु**
**प्रियाः प्रियस्य प्रतिरूढमूर्तयः।**
**असावहं त्वित्यबलास्तदात्मिका**
**न्यवेदिषुः कृष्णविहारविभ्रमाः ॥ ३**

પ્રિય શ્રીકૃષ્ણનાં ગતિ, સ્મિત, પ્રેક્ષણ, ભાષણ વગેરેમાં આવેશયુક્ત દેહોવાળી, શ્રીકૃષ્ણમાં જ ચિત્તવાળી, શ્રીકૃષ્ણ જેવા ક્રીડાવિલાસોવાળી શ્રીકૃષ્ણની પ્રિય અબળાઓ 'હું જ શ્રીકૃષ્ણ છું.' એમ પરસ્પર કહેવા લાગી. ॥ ૩ ॥

प्रियस्य गत्यादिषु प्रतिरूढा आविष्टा मूर्तयो यासां ताः। अतः कृष्णविहारविभ्रमाः कृष्णस्येव विहारविभ्रमाः क्रीडाविलासा यासां ताः। अहमेव कृष्ण इति परस्परं निवेदितवत्यः ॥ ३ ॥

પ્રિય શ્રીકૃષ્ણનાં (મધુર) ગમન વગેરેમાં '**प्रतिरूढाः**' આવેશિત (તદાકાર) શરીરો છે જેમનાં તે, આથી '**कृष्णविहारविभ्रमाः**' શ્રીકૃષ્ણ જેવા '**विहार-विभ्रमाः**' ક્રીડાવિલાસો છે જેમના તેવી તેઓ 'હું જ શ્રીકૃષ્ણ છું.' એમ પરસ્પર કહેવા લાગી. ॥ ૩ ॥

किंच **गायन्त्य** इति।

વળી, '**गायन्त्यः इति।**'

**गायन्त्य उच्चैरमुमेव संहता**
**विचिक्युरुन्मत्तकवद्वनाद्वनम् ।**
**पप्रच्छुराकाशवदन्तरं बहि-**
**र्भूतेषु सन्तं पुरुषं वनस्पतीन् ॥ ४ ॥**

એક સાથે મળીને ઉચ્ચ સ્વરે ગાન કરતી અને એક વનમાંથી બીજા વનમાં (જતી) વ્રજાંગનાઓ આ શ્રીકૃષ્ણને શોધવા લાગી તથા આકાશની જેમ પ્રાણીઓની અંદર અને બહાર રહેલા પુરુષોત્તમ વિષે વનસ્પતિઓને પૂછવા લાગી. ॥ ૪ ॥

वनाद्वनान्तरं गच्छन्त्यो विचिक्युरमृगयन्। उन्मत्ततुल्यत्वमाह—वनस्पतीन्पप्रच्छुः। भूतेष्वन्तरं मध्ये सन्तं पुरुषं बहिश्च सन्तमिति॥ ४॥

એક વનમાંથી બીજા વનમાં જતી તેઓ (શ્રીકૃષ્ણને) **'विचिक्युः'** શોધતી હતી. ઉન્મત્ત જેવું વર્તન વર્ણવે છે – **'वनस्पतीन् पप्रच्छुः'** વનસ્પતિઓને પૂછવા લાગી. પ્રાણીઓની **'अन्तरम्'** અંદર રહેલા અને બહાર રહેલા પરમ પુરુષ વિષે (પૂછવા લાગી.) ॥ ૪ ॥

**वंशीधरी—**गायन्त्यः इति—तं प्रति दूरान्निजार्तिं श्रावणार्थम्। यद्वा—गीतप्रियस्य तस्य आकर्षणार्थम्।

શ્રીકૃષ્ણને દૂરથી પોતાની પીડા સંભળાવવા માટે (ઉચ્ચ સ્વરે) ગાન કરવા લાગી. અથવા ગીતપ્રિય શ્રીકૃષ્ણને આકર્ષણ થાય તે માટે ગાવા લાગી.

**वंशीधरी—**वनस्पतीन् पुष्पं विना फलधारिणः।

પુષ્પ વિના ફળ ધારણ કરનારી વનસ્પતિઓને (પૂછવા લાગી).

तत्प्रपञ्चयति नवभिः—तत्र महत्त्वादेते पश्येयुरित्याशयाऽश्वत्थादीन्पृच्छन्ति—**दृष्ट इति**।

પ્રશ્નોનો પ્રકાર નવ શ્લોકોથી વિસ્તારપૂર્વક જણાવે છે. વૃક્ષોમાં ઊંચાં હોવાથી આ વૃક્ષો (કદાચ) જોઈ શકે, એ આશયથી અશ્વત્થાદિને પૂછે છે – **'दृष्टः इति**।

**दृष्टो वः कच्चिदश्वत्थ प्लक्ष न्यग्रोध नो मनः।**
**नन्दसूनुर्गतो हृत्वा प्रेमहासावलोकनैः॥ ५**

હે અશ્વત્થ (પીપળા), હે પ્લક્ષ (ઉમરડા), હે વટવૃક્ષ, પ્રેમપૂર્ણ સ્મિતયુક્ત દૃષ્ટિપાતો દ્વારા અમારું ચિત્ત ચોરીને નંદનંદન ચાલ્યા ગયા છે. તમે તેમને જોયા છે? ॥ ૫ ॥

प्रेमहासविलसितैरवलोकनैरस्माकं मनो हृत्वा चोर इव गतो वो युष्माभिः किं दृष्ट इति॥ ५॥

પ્રેમપૂર્ણ સ્મિતપૂર્વક વિલસિત થતા દૃષ્ટિપાતોથી અમારું ચિત્ત ચોરીને ચોર જેવા તે ભાગી ગયા છે. તમે શું (ક્યાંક) જોયા છે? ॥ ૫ ॥

**वंशीधरी—**प्रेम्णा सर्वलोकोन्मादकमहामोहनौषधविशेषेण सहितैर्हासावलोकनैः प्रेषितैश्चौरैरस्माकं नेत्रद्वारतोंऽतःकरणमंतःपुरं प्रवेशितैर्मनोरत्नं चोरयित्वा पलायित इत्यर्थः।

સર્વ લોકને ઉન્મત્ત કરનાર, અત્યંત વ્યામોહક એવા પ્રેમરૂપી વિશિષ્ટ ઔષધ સાથે મોકલેલા સ્મિતયુક્ત દૃષ્ટિપાતો દ્વારા અમારા નેત્રદ્વારથી અંતઃકરણરૂપ અંતઃપુરમાં પ્રવેશીને મનરૂપી મણિ ચોરીને નંદકુમાર પલાયન થઈ ગયા છે, એમ અર્થ છે.

महान्तः स्वपुष्पैर्बहूपकारिणश्चेति कुरबकादीन् पृच्छन्ति—**कच्चिदिति**।

પોતાનાં પુષ્પોથી ઘણો ઉપકાર કરનારાં મહાન વૃક્ષો છે, તેથી કુરબક વગેરેને તેઓ પૂછે છે –**'कच्चित् इति।'**

**कच्चित्कुरबकाशोकनागपुन्नागचम्पकाः।**
**रामानुजो मानिनीनामितो दर्पहरस्मितः॥ ६**

હે કુરબક (બપોરિયા), હે અશોક (આસોપાલવ), હે નાગકેસર, હે પુન્નાગ (કેસર), હે ચમ્પા, માનિનીઓના ગર્વને હરી લેનારા સ્મિતવાળા, બલરામજીના અનુજ અહીંથી ગયા છે. (તેમને તમે જોયા?) ॥ ૬ ॥

हे कुरबकादयः, दर्पहरं स्मितं यस्य स इतो गतः कच्चिद्दृष्ट इति॥ ६॥

**कच्चित्तुलसि कल्याणि गोविन्दचरणप्रिये।**
**सह त्वाऽलिकुलैर्बिभ्रद्दृष्टस्तेऽतिप्रियोऽच्युतः॥ ७**

अलिकुलैः सह त्वा त्वां बिभ्रत्तवाति-प्रियस्त्वया किं दृष्ट इति॥ ७॥

गुणातिरेकेऽपि नम्रत्वादिमाः पश्येयुरिति पृच्छन्ति—**मालतीति**।

**मालत्यदर्शि वः कच्चिन्मल्लिके जाति यूथिके।**
**प्रीतिं वो जनयन्यातः करस्पर्शेन माधवः॥ ८**

हे मालति, मल्लिके, जाति, यूथिके, वो युष्माभिः किमदर्शि दृष्टः। करस्पर्शेन वः प्रीतिं जनयन् किं यात इति। अत्र मालतीजात्योरवान्तर-विशेषो द्रष्टव्यः॥ ८॥

फलादिभिः सर्वप्राणिनां संतर्पका एते पश्येयुरिति पृच्छन्ति—**चूतेति**।

**चूतप्रियालपनसासनकोविदार-**
**जम्ब्वर्कबिल्वबकुलाम्रकदम्बनीपाः।**
**येऽन्ये परार्थभवका यमुनोपकूलाः**
**शंसन्तु कृष्णपदवीं रहितात्मनां नः॥ ९**

चूताम्रयोरवान्तरजातिभेदः कदम्बनीपयोश्च। हे चूतादयः, येऽन्ये च परार्थभवकाः परार्थमेव भवो जन्म येषां ते। यमुनोपकूलास्तस्याः कूलसमीपे वर्तमानाः। तीर्थवासिन इत्यर्थः। ते भवन्तो रहितात्मनां शून्यचेतसां नः कृष्णपदवीं कृष्णस्य मार्गं शंसन्तु कथयन्तु॥ ९॥

હે કુરબક વગેરે, ગર્વ હરી લેનારું સ્મિત છે જેમનું તે અહીંથી ગયા છે, તેમને તમે ક્યાંય જોયા? ॥ ६ ॥

હે કલ્યાણી, હે તુલસી, હે ગોવિંદચરણપ્રિયા, ભ્રમરવૃંદ સહિત તમને ધારણ કરતા તમારા પ્રિયતમ અચ્યુત શું તમારા જોવામાં આવ્યા છે? ॥ ७ ॥

ભ્રમરવૃંદ સહિત **'त्वा'** તમને ધારણ કરતા તમારા પ્રિયતમ શું તમારા દ્વારા જોવામાં આવ્યા છે?॥ ७ ॥

અતિશય ગુણો હોવા છતાં નમ્ર હોવાથી આ બધાએ શ્રીકૃષ્ણને જોયા હોવા જોઈએ, એટલે પૂછે છે – **'मालति इति।'**

હે માલતી, હે મલ્લિકા (મોગરા), હે જૂઈ, હે જાઈ, શ્રીહસ્તના સ્પર્શથી પ્રીતિ ઉપજાવનાર માધવ પસાર થયા તે તમારા દ્વારા જોવામાં આવ્યા છે?॥ ८ ॥

હે માલતી, હે મલ્લિકા, હે જૂઈ, હે જાઈ, **'वः'** તમારા દ્વારા શું **'अदर्शि'** જોવામાં આવ્યા છે? શ્રીહસ્તના સ્પર્શથી તમને પ્રેમ ઉપજાવનાર માધવ પસાર થયા? અહીં માલતી અને જૂઈ વિશિષ્ટ પેટાવિભાગ છે. ॥ ८ ॥

ફળ વગેરે દ્વારા સર્વ પ્રાણીઓને તૃપ્ત કરનારાં આ વૃક્ષોએ શ્રીકૃષ્ણને જોયા હોવા જોઈએ, એટલે પૂછે છે – **'चूत इति।'**

હે આંબા, હે રાયણ, હે ફણસ, હે આસન, હે મંદાર, હે જાંબુડી, હે આકડા, હે બીલી, હે બકુલ (બોરસલી), હે આંબા, હે કદમ્બ, હે નીપ, યમુનાજીના કિનારે જે રહેલાં છે તેવાં હે અન્ય વૃક્ષો, શૂન્યમનસ્કા એવી અમને અન્યને માટે જન્મ લેનારાં આપ શ્રીકૃષ્ણનો માર્ગ બતાવો. ॥ ९ ॥

**'चूतः'** અને **'आम्रः'** (આંબાના) પેટાવિભાગો છે. એ જ પ્રમાણે **'कदम्बः'** અને **'नीपः'**નું પણ છે. હે આમ્રાદિ વૃક્ષો! તથા **'परार्थभवकाः'** અન્યને માટે જ **'भवः'** જન્મ છે જેમનો તે બીજાં વૃક્ષો! **'यमुना-उपकूलाः'** યમુનાજીના કિનારે રહેલાં, (નિત્ય) તીર્થવાસ કરનારાં, એમ અર્થ છે. તેવાં આપ **'रहित-आत्मनाम्'** શૂન્યમનસ્કા એવી અમને **'कृष्णपदवीम्'** શ્રીકૃષ્ણનો માર્ગ **'शंसन्तु'** જણાવો. ॥ ९ ॥

**किं ते कृतं क्षिति तपो बत केशवाङ्घ्रि-**
**स्पर्शोत्सवोत्पुलकिताङ्गरुहैर्विभासि।**
**अप्यङ्घ्रिसंभव उरुक्रमविक्रमाद्वा**
**आहो वराहवपुषः परिरम्भणेन॥ १०**

અહો! પૃથ્વીદેવી, તમારા દ્વારા (એવું) કયું તપ કરવામાં આવ્યું છે કે જેથી કેશવ ભગવાનના ચરણ-સ્પર્શથી આનંદોલ્લાસ થવાને કારણે (પુલકિત થયેલી હરિયાળીરૂપ) રૂંવાડાંથી રોમાંચિત થયેલાં તમે શોભો છો? ચરણસ્પર્શજન્ય (આ) આનંદોલ્લાસ ઉરુક્રમ ભગવાનના (વિરાટ) ચરણ દ્વારા (સંપૂર્ણ પૃથ્વી માપવામાં આવી હોવાને કારણે) છે કે વરાહનારાયણના શ્રીઅંગનું આલિંગન થવાથી છે? ॥ ૧૦ ॥

हे क्षिति क्षिते, त्वया किं तपः कृतं या त्वं केशवाङ्घ्रिस्पर्शोत्सवा केशवस्याङ्घ्रिस्पर्शेनोत्सवो यस्याः सा। कुतः। अंगरुहैरुत्पुलकिता रोमाञ्चिता विभासि शोभसे। तत्र विशेषं पृच्छन्ति—अपि किमयमुत्सवोऽङ्घ्रिसंभवोऽधुना तवैकदेशाङ्घ्रि-स्पर्शसंभूतः। यद्वा नैतावत्किंतु उरुक्रमविक्रमा-त्पूर्वमेव त्रिविक्रमस्य पदा सर्वाक्रमणात्। अहो अथवा। नैतावदेव, अपि तु ततोऽपि पूर्वं वराहस्य वपुषः परिरम्भणेनेति। अतस्त्वया नूनं दृष्टस्तं दर्शयेति॥ १०॥

**'हे क्षिति'** (**क्षिते** હોવું જોઈએ.) હે ધરાદેવી, તમારા દ્વારા કયું તપ કરવામાં આવ્યું છે કે જે તમે **'केशव-अङ्घ्रि-स्पर्श-उत्सवा'** કેશવપ્રભુના ચરણસ્પર્શથી જેને આનંદોલ્લાસ છે તે ધરા. (આનંદોલ્લાસ) કેવી રીતે (પ્રકટ થાય છે)? હરિયાળીરૂપ રૂંવાડાંથી રોમાંચિત થયેલાં તમે **'विभासि'** શોભો છો. (તેથી તમારો આનંદ પ્રકટ થાય છે.) આનંદોલ્લાસ માટે વિશેષ પૂછે છે – શું આ **'उत्सवः' 'अङ्घ्रिसंभवः'** ચરણસ્પર્શજન્ય આનંદ હમણાં તમારો એક સ્થાન પર ચરણસ્પર્શ થવાથી ઉત્પન્ન થયો છે? અથવા એમ નહીં, પણ **'उरुक्रमविक्रमात्'** ઉરુક્રમના પરાક્રમની પૂર્વે જ ત્રિવિક્રમ ભગવાનના (વિરાટ) ચરણથી સંપૂર્ણ પૃથ્વી માપવાથી (ચરણસ્પર્શજન્ય આનંદોલ્લાસ છે)? અહો! અથવા એટલું જ નહીં, પરંતુ તેનાથી પણ પહેલાં વરાહનારાયણના શ્રીઅંગના આલિંગનથી થયેલો આનંદોલ્લાસ છે? આથી (તમારી ઉપર તેમની અતિશય કૃપા હોવાથી) તમારા દ્વારા તે અવશ્ય જોવામાં આવ્યા હશે! તે (શ્રીકૃષ્ણનો માર્ગ અમને) દર્શાવો. ॥ ૧૦ ॥

हरिण्या दृष्टिप्रत्यासत्त्या कृष्णदर्शनं संभाव्याहुः—**अपीति**।

મૃગલીની દૃષ્ટિમાં પ્રસન્નતા હોવાથી શ્રીકૃષ્ણનાં દર્શન થયાં હશે, એમ માનીને ગોપીઓ કહે છે – **'अपि इति।'**

**अप्येणपत्न्युपगतः प्रिययेह गात्रै-**
**स्तन्वन्दृशां सखि सुनिर्वृतिमच्युतो वः।**
**कान्ताङ्गसङ्गकुचकुङ्कुमरञ्जितायाः**
**कुन्दस्रजः कुलपतेरिह वाति गन्धः॥ ११**

હે મૃગાંગના, હે સખી, પોતાની પ્રિયતમાની સાથે (પોતાનાં મનોહર) અંગો(નાં સૌંદર્ય, માધુર્ય)થી તમારાં નેત્રોને અતિશય આનંદ પ્રદાન કરતા અચ્યુતપ્રભુ શું તમારી સમીપથી ગયા છે? પ્રિયતમાના અંગસંગથી તેના વક્ષઃસ્થળ ઉપર રહેલા કુંકુમથી રંગાયેલી ગોકુળપતિ શ્રીકૃષ્ણની કુંદપુષ્પોની માળાની સુગંધ અહીં આવી રહી છે. ॥ ૧૧ ॥

हे सखि एणपत्नि, अपि किमुपगतः समीपं गतः। गात्रैः सुन्दरैर्मुखबाह्वादिभिः। प्रियया सहेति यदुक्तं तत्र द्योतकम्। कान्ताया अङ्गसङ्गस्तेन तत्कुचकुङ्कुमेन रञ्जितायाः कुन्दकुसुमस्रजो गन्धः। कुलपतेः। श्रीकृष्णस्य। वात्यागच्छति ॥ ११ ॥

હે સખી, હે મૃગાંગના, શું શ્રીકૃષ્ણ **'उपगतः'** તમારી સમીપથી ગયા છે? **'गात्रैः'** સુંદર મુખ, બાહુઓ વગેરે (મનોહર) અંગો(નાં સૌંદર્ય, માધુર્ય)થી – **'प्रियया सह'** એમ જે કહેવાયું, પ્રિયતમાની સાથે ગયા છે (એકલા નથી ગયા), તે વ્યક્ત કરનારી (સુગંધને ગોપીજનો જણાવે છે.) – પ્રિયતમાનો અંગ-સંગ, તેનાથી વક્ષઃસ્થળ ઉપર રહેલું જે કુંકુમ છે, તેનાથી રંગાયેલી કુંદપુષ્પોની માળાની સુગંધ – **'कुलपतेः'** ગોકુળપતિ શ્રીકૃષ્ણની (માળાની સુગંધ) **'वाति'** આવી રહી છે. ॥ ૧૧ ॥

फलभारेण नतांस्तरून्कृष्णं दृष्ट्वा प्रणता इति मत्वा प्रियया सह तस्य गतिविलासं संभावयन्त्यः पृच्छन्ति—**बाहुमिति**।

ફળના ભારથી લચી પડેલાં વૃક્ષોને, શ્રીકૃષ્ણને જોઈને તે વૃક્ષો પ્રણામ કરે છે, એમ માનીને પ્રિયતમા સાથેની ગમનક્રીડાની કલ્પના કરતાં ગોપીજનો પૂછે છે – **'बाहुम् इति**।'

**बाहुं प्रियांस उपधाय गृहीतपद्मो**
**रामानुजस्तुलसिकालिकुलैर्मदान्धैः।**
**अन्वीयमान इह वस्तरवः प्रणामं**
**किं वाभिनन्दति चरन्प्रणयावलोकैः॥ १२**

(જમણા) શ્રીહસ્તમાં જેમણે કમળ ધારણ કર્યું છે તથા (તુલસીજીની સુગંધથી) મદાંધ બનેલાં તુલસીજીનાં ભ્રમરવૃંદો દ્વારા અનુસરાતા, બલરામજીના અનુજ શ્રીકૃષ્ણે પ્રિયતમાના ખભા ઉપર (વામ) શ્રીહસ્ત પધરાવીને અહીં વિચરણ કરતાં શું પ્રેમપૂર્ણ દૃષ્ટિપાતો દ્વારા તમારા પ્રણામનો સ્વીકાર કર્યો? ॥ ૧૨ ॥

तुलसिकाया अलिकुलैरतस्तदामोदमदान्धैर-न्वीयमानोऽनुगम्यमान इह चरन्निति॥ १२॥

તુલસીજીનાં ભ્રમરવૃંદો દ્વારા, તુલસીજીની સુગંધના મદથી મદાન્ધ થઈ **'अन्वीयमानः'** અનુસરાતા અને અહીં વિચરણ કરતા (શ્રીકૃષ્ણે) ॥ ૧૨ ॥

काश्चिदाहुः—हे सख्यः,

કેટલીક ગોપીઓ કહે છે – હે સખીઓ!

**पृच्छतेमा लता बाहूनप्याश्लिष्टा वनस्पतेः।**
**नूनं तत्करजस्पृष्टा बिभ्रत्युत्पुलकान्यहो॥ १३**

અહો! સખીઓ! આ લતાઓને પૂછો. (પોતાના પતિ) વનસ્પતિની ભુજાઓને આલિંગન કરતી લતાઓ અહો! શ્રીકૃષ્ણના નખોથી (પુષ્પચયન કરતાં) સ્પર્શાયેલી છે, જેથી રોમાંચ ધારણ કરે છે. ॥ ૧૩ ॥

इमा लताः कृष्णेन सङ्गता नूनम्, अत इमाः पृच्छत। ननु स्वपतिसङ्गतौ तत्सङ्गतिर्दुर्घटा, न। वनस्पतेः पत्युर्बाहुनाश्लिष्टा अपि अहो भाग्यं नूनं तन्नखैः स्पृष्टा यत उत्पुलकानि बिभ्रति। न हि स्वपतिसङ्गतावीदृक्पुलकसंभव इति भावः॥ १३॥

આ લતાઓ જરૂર શ્રીકૃષ્ણને મળી છે, આથી એમને પૂછો. શંકા કરે છે કે પોતાનો પતિ સાથે હોય ત્યારે શ્રીકૃષ્ણનો સંગ થઈ શકે નહીં. (તે માટે કહે છે કે) ના. પતિ એવા વનસ્પતિની ભુજાઓથી આલિંગન પામેલી હોવા છતાં તેમનું અહોભાગ્ય છે કે શ્રીકૃષ્ણના નખોથી (ફૂલ ચૂંટતા) સ્પર્શાયેલી છે, જેથી રોમાંચ ધારણ કરે છે. ખરેખર, પોતાના પતિના સંગથી આવો રોમાંચ થઈ શકે નહીં, એવો ભાવ છે. ॥ ૧૩ ॥

उन्मत्तवत्पप्रच्छुरित्येतत्प्रपञ्चितमिदानीं—'रमापतेस्तास्ता विचेष्टा जगृहुस्तदात्मिकाः ॥' इति यदुक्तं तत्प्रपञ्चयति—**इतीति**।

**इत्युन्मत्तवचो गोप्यः कृष्णान्वेषणकातराः।**
**लीला भगवतस्तास्ता ह्यनुचक्रुस्तदात्मिकाः॥ १४**

उन्मत्तवचो गोप्यः उन्मत्तवचसश्च ता गोप्यश्च। कृष्णान्वेषणेन कातरा अतिविह्वलाः। अनुचक्रुरनुकृतवत्यः॥ १४॥

कस्याश्चिदित्यादिभिश्चतुर्भिरनुकरणं प्रपञ्च्यते, ततश्चतुर्भिस्तन्मयत्वं पुनरेकेनानुकरणमिति विवेकः।

**कस्याश्चित्पूतनायन्त्याः कृष्णायन्त्यपिबत्स्तनम्।**
**तोकायित्वा रुदत्यन्या पदाहन् शकटायतीम्॥ १५**

पूतनायन्त्याः पूतनावदाचरन्त्याः कृष्णवदाचरन्ती स्तनमपिबत्। तोकायित्वा तोकवदात्मानं कृत्वा॥ १५॥

**दैत्यायित्वा जहारान्यामेका कृष्णार्भभावनाम्।**
**रिङ्गयामास काप्यङ्घ्री कर्षन्ती घोषनिःस्वनैः॥ १६**

'ઉન્મત્તની જેમ પૂછવા લાગી', (શ્લોક-૪) એ વિસ્તારપૂર્વક સમજાવવામાં આવ્યું. હવે 'તેમનામાં જ મનવાળી પ્રમદાઓ રમાપતિ શ્રીકૃષ્ણની તે તે વિવિધ ચેષ્ટાઓનું અનુકરણ કરવા દ્વારા લીલા કરવા લાગી.' (શ્લોક-૨) એમ જે કહેવામાં આવ્યું, તે વિસ્તારપૂર્વક સમજાવે છે – '**इति इति**।'

ઉન્મત્ત વાણીવાળી વ્રજાંગનાઓ શ્રીકૃષ્ણની શોધ કરવાથી અતિ વિહ્વળ અને ભગવત્સ્વરૂપમય બની ગઈ તથા ભગવાનની તે તે લીલાઓનું અનુકરણ કરવા લાગી. ॥ ૧૪ ॥

'**उन्मत्तवचः गोप्यः**' **उन्मत्तवचसः** (રૂપ થાય.) ઉન્મત્ત વાણીવાળી તે ગોપીઓ શ્રીકૃષ્ણની શોધ કરવાથી '**कातराः**' અતિ વિહ્વળ બની ગઈ, '**अनुचक्रुः**' અનુકરણ કરવા લાગી. ॥ ૧૪ ॥

'**कस्याश्चित्**' વગેરે ચાર શ્લોકો દ્વારા ભગવાનનું અનુકરણ સમજાવવામાં આવ્યું છે અને ત્યાર પછી ચાર શ્લોકો દ્વારા ગોપીજનોની ભગવાનમાં તન્મયતા અને પછી એક શ્લોકથી અનુકરણ, એમ જુદું પાડવામાં આવે છે.

શ્રીકૃષ્ણની જેમ આચરણ કરતી કોઈ ગોપી પૂતનાની જેમ આચરણ કરતી ગોપીનું સ્તન ધાવવા માંડી. પોતાને બાળકની જેમ બનાવીને રુદન કરતી અન્ય ગોપી છકડો બનેલી ગોપીને ચરણપ્રહાર કરવા લાગી. ॥ ૧૫ ॥

'**पूतनायन्त्याः**' પૂતનાની જેમ આચરણ કરતી કોઈ એક ગોપીનું સ્તન શ્રીકૃષ્ણની જેમ આચરણ કરતી બીજી ગોપી ધાવવા લાગી. '**तोकायित्वा**' પોતાને બાળકની જેમ બનાવીને ॥ ૧૫ ॥

એક ગોપી પોતાને તૃણાવર્ત દૈત્ય માનીને શ્રીકૃષ્ણના બાળપણની ધારણા કરતી અન્ય ગોપીને હરી જવા લાગી. કોઈ ગોપી ઘૂઘરીઓનો ઝણકાર કરતી બંને ચરણોને ઘસડતી ઘૂંટણિયાં ભરવા લાગી. ॥ ૧૬ ॥

दैत्यायित्वा दैत्यवत्तृणावर्तवदात्मानं कृत्वा एका कृष्णार्भभावनां कृष्णस्यार्भं बाल्यं भावयति या तामन्यां जहार॥ १६॥

**'दैत्यायित्वा'** પોતાને દૈત્ય તૃણાવર્ત જેવી માનીને એક ગોપી **'कृष्णार्भभावनाम्'** શ્રીકૃષ્ણના **'अर्भम्'** બાળપણની ધારણા કરતી જે બીજી ગોપી હતી તેને હરી જવા લાગી. ॥ ૧૬ ॥

**कृष्णरामायिते द्वे तु गोपायन्त्यश्च काश्चन।**
**वत्सायन्तीं हन्ति चान्या तत्रैका तु बकायतीम्॥ १७**
॥ १७॥

બે ગોપીઓ તો શ્રીકૃષ્ણ અને બલરામ જેવી થઈ અને કેટલીક ગોપીઓ ગોપ (બાળકો) બની. તેમાં (બલરામજી બનેલી ગોપી) વત્સાસુર બનેલી એક ગોપીને અને (શ્રીકૃષ્ણરૂપ બનેલી ગોપી) બકાસુર બનેલી બીજી ગોપીને મારવા લાગી.॥ ૧૭ ॥૧૭ ॥

**आहूय दूरगा यद्वत्कृष्णस्तमनुवर्ततीम्।**
**वेणुं क्वणन्तीं क्रीडन्तीमन्याः शंसन्ति साध्विति॥ १८**

(દૂર રહેલી ગાયોને શ્રીકૃષ્ણ બોલાવે તેમ) શ્રીકૃષ્ણનું અનુકરણ કરતી, ગાયોને બોલાવીને વેણુ વગાડતી અને ક્રીડા કરતી ગોપીની અન્ય (ગોપવેશધારી) ગોપીઓ 'ધન્ય, ધન્ય' કહીને પ્રશંસા કરવા લાગી. ॥ ૧૮ ॥

दूरगाः दूरे वर्तमाना गाः। यद्वद्यथा कृष्णस्तथा–हूय तं कृष्णमनुवर्तमानाम्। अनुकुर्वतीमिति वा पाठः॥ १८॥

**'दूरगाः'** દૂર રહેલી ગાયોને **'यद्वत्'** જેમ શ્રીકૃષ્ણ બોલાવે તેમ બોલાવીને શ્રીકૃષ્ણનું **'अनुवर्तमानाम्'** અનુસરણ કરતી ગોપીની અથવા **'अनुकुर्वतीम्'** પાઠમાં, શ્રીકૃષ્ણનું અનુકરણ કરતી ગોપીની ॥૧૮ ॥

**कस्यांचित्स्वभुजं न्यस्य चलन्त्याहापरा ननु।**
**कृष्णोऽहं पश्यत गतिं ललितामिति तन्मनाः॥ १९**
॥ १९॥

પોતાને શ્રીકૃષ્ણથી અભિન્ન માનતી કોઈ ગોપી પોતાના હાથને અન્ય કોઈક ગોપીના બાહુ ઉપર મૂકીને ચાલતાં ચાલતાં બીજી ગોપીઓને કહે છે : '(હે સખીઓ!) હું શ્રીકૃષ્ણ છું. મારી સુંદર ચાલ નિહાળો.' ॥ ૧૯ ॥ ૧૯ ॥

**मा भैष्ट वातवर्षाभ्यां तत्त्राणं विहितं मया।**
**इत्युक्त्वैकेन हस्तेन यतन्त्युन्निदधेऽम्बरम्॥ २०**

(કોઈ ગોપી શ્રીકૃષ્ણમય થઈને) 'વાયુ અને વરસાદથી ભય ન પામશો, મારા દ્વારા તેનાથી રક્ષણ કરવામાં આવ્યું છે.' એમ કહીને પ્રયત્ન કરતી એક હાથથી વસ્ત્ર (ઓઢણીને) ઊંચે ઉપાડી રાખતી હતી. ॥ ૨૦ ॥

यतन्ती प्रयत्नं कुर्वती अम्बरमुत्तरीयं वस्त्रमुन्निदधे ऊर्ध्वं धृतवती॥ २०॥

**'यतन्ती'** પ્રયત્ન કરતી **'अम्बरम्'** ઉપવસ્ત્રને **'उन्निदधे'** ઊંચે ઉપાડી રાખતી હતી. ॥ ૨૦ ॥

**आरुह्यैका पदाक्रम्य शिरस्याहापरां नृप।**
**दुष्टाहे गच्छ जातोऽहं खलानां ननु दण्डधृक्॥ २१**
॥ २१॥

હે રાજા, (શ્રીકૃષ્ણરૂપ થયેલી) એક ગોપી કાલિયનાગ બનેલી બીજી ગોપીના મસ્તક ઉપર આરોહણ કરીને પગથી દબાવીને કહે છે : 'અરે દુષ્ટ સર્પ, દુષ્ટોને માટે જ દંડ ધારણ કરનાર હું જન્મ્યો છું.' ॥ ૨૧ ॥ ૨૧ ॥

**तत्रैकोवाच हे गोपा दावाग्निं पश्यतोल्बणम्।**
**चक्षूंष्याश्वपिदध्वं वो विधास्ये क्षेममञ्जसा॥ २२**

अपिदध्वं निमीलयत॥ २२॥

**बद्धान्यया स्त्रजा काचित्तन्वी तत्र उलूखले।**
**भीता सुदृक् पिधायास्यं भेजे भीतिविडम्बनम्॥ २३**

सुदृक् सुनयनमास्यं पिधाय। सुदृक् वराक्षीति वा। भीतिविडम्बनं भयानुकरणम्॥ २३॥

**एवं कृष्णं पृच्छमाना वृन्दावनलतास्तरून्।**
**व्यचक्षत वनोद्देशे पदानि परमात्मनः॥ २४**

एवं पुनरपि वृन्दावने लतास्तरूंश्च कृष्णं पृच्छन्त्यो वनोद्देशे वनप्रदेशे। व्यचक्षतापश्यन् ॥ २४॥

**पदानि व्यक्तमेतानि नन्दसूनोर्महात्मनः।**
**लक्ष्यन्ते हि ध्वजाम्भोजवज्राङ्कुशयवादिभिः॥ २५**
॥ २५॥

**तैस्तैः पदैस्तत्पदवीमन्विच्छन्त्योऽग्रतोऽबलाः।**
**वध्वाः पदैः सुपृक्तानि विलोक्यार्ताः समब्रुवन्॥ २६**

सुपृक्तानि संमिश्राणि॥ २६॥

**कस्याः पदानि चैतानि याताया नन्दसूनुना।**
**अंसन्यस्तप्रकोष्ठायाः करेणोः करिणा यथा॥ २७**

તેમાંની (શ્રીકૃષ્ણરૂપ થયેલી) એક ગોપી કહેવા લાગી : ‘હે ગોવાળો, ભયંકર દાવાનળ જુઓ! જલદી આંખો બંધ કરો. હું તમારું અનાયાસે રક્ષણ કરીશ.’ ॥ ૨૨ ॥

**‘अपिदध्वम्’** (તમે બધા આંખો) બંધ કરો. ॥ ૨૨ ॥

તે ગોપીઓમાંની (શ્રીકૃષ્ણરૂપ બનેલી) એક કોમલાંગી ગોપી (યશોદારૂપ બનેલી) બીજી ગોપી દ્વારા ખાંડણિયા સાથે પુષ્પમાળાથી બાંધવામાં આવી. (આથી) ભયભીત થયેલી તે, સુંદર નેત્રોવાળા મુખને ઢાંકીને ભયનું અનુકરણ કરવા લાગી. ॥ ૨૩ ॥

**‘सुदृक्’** સુંદર નેત્રોવાળા મુખને ઢાંકીને અથવા સુંદર નેત્રોવાળી (**सुदृक्** વિશેષણ નપું. **आस्यम्** ને અને સ્ત્રી. **भीता** બંનેને લાગુ પડે છે.) **‘भीतिविडम्बनम्’** ભયનું અનુકરણ ॥ ૨૩ ॥

આ પ્રમાણે (શ્રીકૃષ્ણલીલા કરતી, પુનઃ) વૃંદાવનમાં લતા-તરુઓને શ્રીકૃષ્ણ માટે પૂછતી વ્રજાંગનાઓએ વનપ્રદેશમાં પરમાત્મા શ્રીકૃષ્ણનાં પગલાં નિહાળ્યાં. ॥ ૨૪ ॥

આ પ્રમાણે વળી પાછી વૃંદાવનમાં લતા, તરુઓને શ્રીકૃષ્ણ માટે પૂછતી વ્રજાંગનાઓએ **‘वन-उद्देशे’** વનપ્રદેશમાં (શ્રીકૃષ્ણનાં પગલાં) **‘व्यचक्षत’** નિહાળ્યાં. ॥ ૨૪ ॥

( તે પગલાં જોઈને એકબીજાને કહેવા લાગી.) આ પગલાં ઉદાર મનવાળા નંદનંદનનાં છે એ નિશ્ચિત છે, કારણ કે ધ્વજ, પદ્મ, વજ્ર, અંકુશ, જવ વગેરેથી યુક્ત જણાય છે. ॥ ૨૫ ॥ ૨૫ ॥

તે તે ચરણચિહ્નો વડે (પ્રિયતમનો) પથ શોધતી (વ્રજની) અબળાઓ આગળ જતાં (કોઈક) વ્રજવધૂનાં ચરણચિહ્નો સાથે જોડાયેલાં ભગવાનનાં પગલાં જોઈને દુ:ખી થઈને કહેવા લાગી. ॥ ૨૬ ॥

**‘सुपृक्तानि’** જોડાયેલાં પગલાં ॥ ૨૬ ॥

હાથી દ્વારા હાથણીના ગંડસ્થળ ઉપર પોતાની સૂંઢ મૂકવામાં આવે તેમ નંદનંદન દ્વારા જેના ખભા ઉપર શ્રીહસ્ત પધરાવવામાં આવ્યો છે તેવી, નંદનંદન સાથે ગયેલી આ કઈ (વ્રજસુંદરી)નાં પગલાં હશે? ॥ ૨૭ ॥

तेनांसे न्यस्तः प्रकोष्ठो यस्याः। करेणोर्हस्तिन्याः ॥ २७ ॥

**वंशीधरी**—प्रकोष्ठः करतलमूलभागः।

**अनयाराधितो नूनं भगवान्हरिरीश्वरः।**
**यन्नो विहाय गोविन्दः प्रीतो यामनयद्रहः ॥ २८**

रह एकान्तस्थानम् ॥ २८ ॥

**धन्या अहो अमी आल्यो गोविन्दाङ्घ्र्यब्जरेणवः।**
**यान्ब्रह्मेशो रमादेवी दधुर्मूर्ध्न्यघनुत्तये ॥ २९**

हे आल्यः सख्यः, अहो धन्या अतिपुण्या गोविन्दाङ्घ्र्यब्जरेणवः। तत्र हेतुः—यानिति। अस्माभिरप्येतद्रेण्वभिषेकेण तथैव कृष्णः प्राप्तुं शक्य इति भावः ॥ २९ ॥

अन्या आहुः—**तस्या इति**।

**तस्या अमूनि नः क्षोभं कुर्वन्त्युच्चैः पदानि यत्।**
**यैकापहृत्य गोपीनां रहो भुङ्क्तेऽच्युताधरम् ॥ ३०**

गोपीनां सर्वस्वम्। अयं भावः—भवेदेवं यदि तस्याः पदानि संपृक्तानि न भवेयुस्तानि तु नो दुःखं कुर्वन्तीति ॥ ३० ॥

तदसंपृक्तान्केवलं कृष्णपादरेणूनेव विचिन्वत्यस्तान्दृष्ट्वा पुनरत्यन्तं समतपन्। तदाह श्लोकत्रयेण—**न लक्ष्यन्त इति**।

**न लक्ष्यन्ते पदान्यत्र तस्या नूनं तृणाङ्कुरैः।**
**खिद्यत्सुजाताङ्घ्रितलामुन्निन्ये प्रेयसीं प्रियः ॥ ३१**

તે શ્રીકૃષ્ણ દ્વારા જેના ખભા ઉપર શ્રીહસ્ત પધરાવવામાં આવ્યો છે. ‘**करेणोः**’ હાથણીના ॥૨૭॥

‘**प्रकोष्ठः**’ શ્રીહસ્તની નીચેનો મૂળ ભાગ (કાંડું)

આના (સૌભાગ્યશાલિની વ્રજસુંદરી) દ્વારા નિશ્ચય જ ઈશ્વર શ્રીહરિ ભગવાન શ્રીકૃષ્ણચંદ્રની આરાધના કરવામાં આવી હશે, કે જેથી આપણને છોડીને પ્રસન્ન થયેલા ગોવિંદ જેને એકાન્ત સ્થાનમાં લઈ ગયા છે! ॥ ૨૮ ॥

‘**रहः**’ એકાન્ત સ્થાનમાં ॥ ૨૮ ॥

હે સખીઓ, શ્રીગોવિંદ ભગવાનના ચરણકમળની આ રેણુઓ અતિ પાવનકારી છે. અહો! જે રેણુઓને દોષનિવારણ માટે બ્રહ્માજી, શિવજી અને લક્ષ્મીદેવી પણ મસ્તક ઉપર ધારણ કરે છે. ॥ ૨૯ ॥

હે ‘**आल्यः**’ સખીઓ, અહો! ‘**धन्याः**’ અતિ પાવનકારી, શ્રીગોવિંદના ચરણકમળની રેણુઓ, તે માટેનું કારણ – ‘**यान् इति**।’ આપણા દ્વારા પણ આ રેણુઓના અભિષેકથી તે જ રીતે શ્રીકૃષ્ણ પ્રાપ્ત કરવાને શક્ય છે, એવો ભાવ છે. ॥ ૨૯ ॥

અન્ય ગોપીઓ બોલી – ‘**तस्याः इति**।’

(સર્વ) ગોપીઓના (સર્વસ્વ), શ્રીકૃષ્ણના અધર (રૂપી અમૃત)નું પોતે એકલાં જ હરી જઈને એકાંતમાં જે પાન કરે છે તેનાં આ જે પગલાં છે, તે અમને અતિ ક્ષોભ પમાડે છે. ॥ ૩૦ ॥

ગોપીઓના સર્વસ્વને – ભાવ આ પ્રમાણે છે – જો એમ બન્યું હોત કે તેનાં પગલાં (ભગવાનનાં પગલાં સાથે) સંયુક્ત ન હોત, તો તે પગલાં અમને દુઃખ ન આપત. ॥ ૩૦ ॥

તેની સાથે સમ્મિલિત ન થઈ હોય તેવી કેવળ શ્રીકૃષ્ણ ભગવાનની ચરણરેણુઓને જ ખોળતી ગોપીઓ તે ચરણરેણુઓને જોઈને પુનઃ અત્યંત દુઃખી થઈ, તે ત્રણ શ્લોકોથી કહે છે – ‘**न लक्ष्यन्ते इति**।’

અહીં તેનાં પગલાં દેખાતાં નથી! ઘાસનાં અંકુરો વાગવાથી દુઃખતાં સુકોમળ ચરણતળવાળી પોતાની પ્રેયસીને નિશ્ચય જ પ્રિય શ્રીકૃષ્ણે (ખભા ઉપર) ઊંચકી લીધી છે. ॥ ૩૧ ॥

खिद्यती सुजाते सुकुमारे अङ्घ्रितले यस्यास्तामुन्निन्ये स्कन्धमारोपितवान्॥ ३१॥

દુઃખતાં **'सुजाते'** સુકોમળ ચરણતળ જેનાં છે તેવી તેને **'उन्निन्ये'** ખભા ઉપર ઊંચકી લીધી છે! ॥ ૩૧ ॥

**( इमान्यधिकमग्नानि पदानि वहतो वधूम्।**
**गोप्यः पश्यत कृष्णस्य भाराक्रान्तस्य कामिनः।**
**अत्रावरोपिता कान्ता पुष्पहेतोर्महात्मना॥ १ )**

(હે ગોપીઓ, પોતાની વધૂને ઊંચકીને લઈ જતા તેના ભારથી દબાયેલા કામી શ્રીકૃષ્ણનાં, ભૂમિમાં વધારે ખૂંપી ગયેલાં આ ચરણો જુઓ! (ભક્તોના મનોરથ પૂર્ણ કરવાના સ્વભાવવાળા ઉદાર) મહાત્મા શ્રીકૃષ્ણ દ્વારા પુષ્પચયન માટે પ્રિયાને અહીં ઉતારી છે. ॥ ૧ ॥)

(**'इमानि'** આ એક શ્લોક સર્વત્ર નથી. પૂજ્ય સ્વામીચરણો દ્વારા તેનો સમાવેશ કરવામાં આવ્યો નથી.)

**अत्र प्रसूनावचयः प्रियार्थे प्रेयसा कृतः।**
**प्रपदाक्रमणे एते पश्यतासकले पदे॥ ३२**

અહીં પ્રિયતમ શ્રીકૃષ્ણ દ્વારા પ્રિયા માટે પુષ્પોનું ચયન કરવામાં આવ્યું છે. (આથી જ ઊંચે રહેલાં પુષ્પો તોડવા માટે) જે બંને પંજાઓથી ધરતી દબાઈ છે તેવાં આ બંને અર્ધાં પગલાં જુઓ! ॥ ૩૨ ॥

प्रपदाभ्यामाक्रमणं क्षोणीमर्दनं ययोः। अत एवासकले पदे पश्यतेति॥ ३२॥

જે બંને પંજાઓથી **'आक्रमणम्'** ધરતી દબાઈ છે. આથી જ અર્ધાં પગલાં (પડ્યાં છે તે) જુઓ! ॥ ૩૨॥

तस्याः कृष्णजान्वन्तरुपविष्टायाश्चिह्नं दृष्ट्वाहुः—**केशप्रसाधनमिति**।

શ્રીકૃષ્ણના ઘૂંટણોની વચ્ચે વિરાજેલી તે (વધૂ)નાં ચિહ્નો જોઈને કહે છે – **'केशप्रसाधनम् इति।'**

**केशप्रसाधनं त्वत्र कामिन्याः कामिना कृतम्।**
**तानि चूडयता कान्तामुपविष्टमिह ध्रुवम्॥ ३३**

કામી (સ્નેહપૂર્ણ) શ્રીકૃષ્ણ દ્વારા અહીં (જ) કામિનીનું કેશગુંફન કરવામાં આવ્યું છે. પ્રિયતમાના કેશપાશમાં તે પુષ્પો ગૂંથતા શ્રીકૃષ્ણ દ્વારા નક્કી અહીં બેસવામાં આવ્યું છે. ॥ ૩૩ ॥

कान्तामधिकृत्य तानि प्रसूनानि चूडयता चूडानुकारेण बध्नता ध्रुवमुपविष्टम्॥ ३३॥

પ્રિયતમાના (કેશપાશમાં) તે પુષ્પો **'चूडयता'** કેશપાશના આકાર પ્રમાણે ગૂંથતા શ્રીકૃષ્ણ નક્કી (અહીં) બિરાજ્યા હશે. ॥ ૩૩ ॥

**वंशीधरी**—तत्स्थलमधुना 'शृंगारवट' इति प्रसिद्धम्।

તે સ્થળ અત્યારે 'શૃંગારવટ' નામે પ્રસિદ્ધ છે.

**रेमे तया चात्मरत आत्मारामोऽप्यखण्डितः।**
**कामिनां दर्शयन्दैन्यं स्त्रीणां चैव दुरात्मताम्॥ ३४**

ભગવાન શ્રીકૃષ્ણ સ્વરૂપાનંદના લાભથી તુષ્ટ, આત્મામાં જ ક્રીડા કરનાર અને સ્ત્રીઓના વિલાસોથી આકર્ષિત ન થનારા હોવા છતાં કામીઓનું દૈન્ય અને સ્ત્રીઓની દુર્મતિ દર્શાવતાં તેમણે રમણ કર્યું હતું. ॥ ૩૪ ॥

रेमे इत्यादिशुकोक्तिः । आत्मरतः स्वतस्तुष्टः । आत्मारामः स्वक्रीडः । अखण्डितः स्त्रीविभ्रमैरनाकृष्टोऽपि तथा चेत्किमिति रेमेऽत आह—कामिनामिति ॥ ३४ ॥

**'रेमे इति।'** વગેરે શ્રીશુકદેવજીની ઉક્તિ છે. **'आत्मरतः'** સ્વરૂપાનંદના લાભથી સંતુષ્ટ, **'आत्मारामः'** આત્મામાં જ ક્રીડા કરનાર, **'अखण्डितः'** સ્ત્રીઓના વિલાસોથી આકર્ષિત થનારા છે. જો તેમ જ હોત તો તેમણે સ્ત્રીઓ સાથે કેમ રમણ કર્યું? આ માટે કહે છે – **'कामिनाम् इति।'** ॥ ૩૪ ॥

**इत्येवं दर्शयन्त्यस्ताश्चेरुर्गोप्यो विचेतसः ।**
**यां गोपीमनयत्कृष्णो विहायान्याः स्त्रियो वने ॥ ३५ ॥ ३५ ॥**

આ પ્રમાણે (એકબીજાને ભગવાનનાં પદચિહ્નો) દર્શાવતી, ઉન્મત્ત જેવી તે વ્રજાંગનાઓ વિચરણ કરતી હતી. અન્ય ગોપીઓને વનમાં છોડીને શ્રીકૃષ્ણ જે ગોપીને લઈ ગયા હતા, ॥ ૩૫ ॥ ૩૫ ॥

स्त्रीणां दुरात्मतामाह—**सा चेति** द्वाभ्याम्।

સ્ત્રીઓની દુર્મતિનું બે શ્લોકોથી વર્ણન કરે છે – **'सा च इति।'**

**सा च मेने तदात्मानं वरिष्ठं सर्वयोषिताम् ।**
**हित्वा गोपीः कामयाना मामसौ भजते प्रियः ॥ ३६**

તે ગોપી 'કામભોગ માટે આવેલી ગોપીઓને ત્યજીને એ પ્રિય શ્રીકૃષ્ણ મને ચાહે છે.' એમ સર્વ ગોપીઓમાં પોતાને શ્રેષ્ઠ માનવા લાગી. ॥ ૩૬ ॥

कामो यानमागमनसाधनं यासां ता गोपीर्हित्वा मां भजत इति हेतोरात्मानं वरिष्ठं मेने इति ॥ ३६ ॥

**( कामयानः )** વિષયભોગ જેમના **'यानम्'** આગમનનું કારણ છે તે ગોપીઓને છોડીને મને ચાહે છે, એ કારણે પોતાને સર્વશ્રેષ્ઠ માનવા લાગી. ॥ ૩૬ ॥

**ततो गत्वा वनोद्देशं दृप्ता केशवमब्रवीत् ।**
**न पारयेऽहं चलितुं नय मां यत्र ते मनः ॥ ३७ ॥ ३७ ॥**

તેથી વનપ્રદેશમાં જઈને માનિની કેશવ ભગવાનને કહેવા લાગી : 'હું ચાલવાને સમર્થ નથી, તેથી તમે જ્યાં ઇચ્છો ત્યાં મને લઈ જાઓ.' ॥ ૩૭ ॥ ૩૭ ॥

कामिनां दैन्यं दर्शयति—**एवमुक्त इति**।

કામીઓનું દૈન્ય દર્શાવે છે – **'एवम् उक्तः इति।'**

**एवमुक्तः प्रियामाह स्कन्ध आरुह्यतामिति ।**
**ततश्चान्तर्दधे कृष्णः सा वधूरन्वतप्यत ॥ ३८**

આ પ્રમાણે કહેવામાં આવેલા ભગવાને પ્રિયાને કહ્યું : 'મારા ખભા ઉપર બેસી જાઓ.' ત્યાર પછી (પ્રિયાજી સ્કંધ ઉપર બિરાજવા તૈયાર થયાં તેવામાં) ભગવાન અંતર્ધાન થઈ ગયા. તે વ્રજવધૂ પશ્ચાત્તાપ કરવા લાગી. ॥ ૩૮ ॥

अखण्डितत्वमाह—ततश्चेति। तस्यां स्कन्धारोहोद्यतायामन्तर्हित इत्यर्थः ॥ ३८ ॥

(વનિતાઓનો વિલાસ પ્રભુને ખંડિત નથી કરી શકતો, તે) **अखण्डितत्व** નું વર્ણન કરે છે – **'ततः च इति।'** તે વ્રજવધૂ સ્કંધ ઉપર બિરાજવા ઉદ્યત થયાં તેવામાં ભગવાન અંતર્ધાન થઈ ગયા, એમ અર્થ છે. ॥ ૩૮ ॥

अनुतापमाह—**हा नाथेति।**

**हा नाथ रमण प्रेष्ठ क्वासि क्वासि महाभुज।**
**दास्यास्ते कृपणाया मे सखे दर्शय संनिधिम्॥ ३९**

॥ ३९ ॥

**अन्विच्छन्त्यो भगवतो मार्गं गोप्योऽविदूरतः।**
**ददृशुः प्रियविश्लेषमोहितां दुःखितां सखीम्॥ ४०**

अन्विच्छन्त्यो मृगयमाणाः। अविदूरतः समीपे॥ ४०॥

**तया कथितमाकर्ण्य मानप्राप्तिं च माधवात्।**
**अवमानं च दौरात्म्याद्विस्मयं परमं ययुः॥ ४१**

॥ ४१ ॥

**ततोऽविशन्वनं चन्द्रज्योत्स्ना यावद्विभाव्यते।**
**तमः प्रविष्टमालक्ष्य ततो निववृतुः स्त्रियः॥ ४२**

ततस्तयापि सहिताः कृष्णान्वेषणाय वनमविशन्। ततो हरेरन्वेषणान्निवृत्ताः॥ ४२॥

**तन्मनस्कास्तदालापास्तद्विचेष्टास्तदात्मिकाः।**
**तद्गुणानेव गायन्त्यो नात्मागाराणि सस्मरुः॥ ४३**

एवं तमप्राप्ता अपि स्वगृहान्नैव स्मृतवत्यः। तदात्मिकाः स एवात्मा यासां ताः। तन्मय्य इत्यर्थः॥ ४३॥

પ્રિયાજીના પશ્ચાત્તાપનું વર્ણન કરે છે – **'हा नाथ इति।'**

હા નાથ! હે રમણ! હે પ્રિયતમ, ક્યાં છો? ક્યાં છો? હે મહાભુજ, તમારી દીન દાસી એવી મને હે સખા, તમારી સન્નિધિ આપો, દર્શન આપો. ॥ ૩૯ ॥ ૩૯ ॥

(આ પ્રમાણે) ભગવાનનો માર્ગ શોધતી વ્રજાંગનાઓએ પ્રિયતમના વિયોગથી મોહિત અને આર્ત સખીને સમીપમાં જોઈ. ॥ ૪૦ ॥

**'अन्विच्छन्त्यः'** શોધતી (વ્રજાંગનાઓએ), **'अविदूरतः'** સમીપમાં ॥ ૪૦ ॥

તેના દ્વારા કહેવામાં આવેલી માધવ પાસેથી થયેલી માનપ્રાપ્તિ અને દુર્મતિથી થયેલા અપમાનને સાંભળીને તેઓ અત્યંત આશ્ચર્યચકિત થઈ. ॥ ૪૧ ॥ ૪૧ ॥

ત્યાર પછી તે (વધૂ) સહિત વ્રજાંગનાઓ જ્યાં સુધી ચંદ્રની ચાંદની પ્રકાશતી હતી, ત્યાં સુધી (એક વનમાંથી બીજા) વનમાં પ્રવેશતી હતી. ત્યાર પછી અંધકારને પ્રવેશેલો જોઈને (શ્રીહરિની શોધ કરવામાંથી) પાછી ફરી ગઈ. ॥ ૪૨ ॥

ત્યાર પછી તે (વધૂ) સહિત શ્રીકૃષ્ણની શોધ કરવા માટે (એક વનમાંથી બીજા) વનમાં પ્રવેશતી હતી. પછી શ્રીહરિની શોધ કરવામાંથી પાછી ફરી ગઈ. ॥ ૪૨ ॥

(એકમાત્ર) તે શ્રીકૃષ્ણમાં જ મનવાળી, તે શ્રીકૃષ્ણ સંબંધી જ વાર્તાલાપ કરતી, તે શ્રીકૃષ્ણની જ (વિવિધ) લીલાઓ કરતી, તે શ્રીકૃષ્ણમય બની ગયેલી અને કેવળ તે શ્રીકૃષ્ણના જ ગુણોનું ગાન કરતી વ્રજાંગનાઓ દેહ, ગેહ (પતિ, પુત્રાદિ સર્વકાંઈ) વીસરી ગઈ. ॥ ૪૩ ॥

આમ, તે શ્રીકૃષ્ણને પ્રાપ્ત ન થયેલી હોવા છતાં પોતાનાં ઘર વગેરે તેમને યાદ આવ્યાં જ નહીં. **'तत्–आत्मिकाः'** એકમાત્ર તે શ્રીકૃષ્ણ જ જેમનો આત્મા છે તેવી, તન્મય બની ગયેલી વ્રજાંગનાઓ, એમ અર્થ છે. ॥ ૪૩ ॥

**पुनः पुलिनमागत्य कालिन्द्याः कृष्णभावनाः।**
**समवेता जगुः कृष्णं तदागमनकाङ्क्षिताः॥ ४४**

(પૂર્વે જ્યાં શ્રીકૃષ્ણ સાથે સંગતિ થઈ હતી ત્યાં) કાલિંદીના કિનારે (પુનઃ) આવીને શ્રીકૃષ્ણનું ધ્યાન કરતી, તે શ્રીકૃષ્ણના આગમનની આકાંક્ષા રાખનારી (સર્વ વ્રજાંગનાઓ) સમ્મિલિત થઈને શ્રીકૃષ્ણ(ના ગુણો)નું ગાન કરવા લાગી. ॥ ૪૪ ॥

किंतु पूर्वं यत्र श्रीकृष्णेन सङ्गतिरासीत्तदेव कालिन्द्याः पुलिनमागत्य कृष्णं भावयन्ति ध्यायन्तीति तथा ताः कृष्णस्यागमनं काङ्क्षितं यासां ताः मिलिताः सत्यः कृष्णमेव जगुरिति॥ ४४॥

(દેહગેહાદિ તો વીસરી ગઈ,) પણ પૂર્વે જ્યાં શ્રીકૃષ્ણ સાથે સંગતિ થઈ હતી તે જ કાલિંદીના કિનારે આવીને શ્રીકૃષ્ણનું **'भावयन्ति'** ધ્યાન ધરે છે અને શ્રીકૃષ્ણના આગમનની જેમને આકાંક્ષા છે તેવી તેઓ સમ્મિલિત થઈને શ્રીકૃષ્ણના જ ગુણગાન કરવા લાગી. ॥ ૪૪ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे पूर्वार्धे रासक्रीडायां कृष्णान्वेषणं नाम त्रिंशत्तमोऽध्यायः॥ ३०॥
इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे पूर्वार्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां त्रिंशत्तमोऽध्यायः॥ ३०॥

❋❋❋❋❋

# अथैकत्रिंशोऽध्यायः

## ગોપીગીત

एकत्रिंशे निराशास्ताः पुनः पुलिनमागताः।
कृष्णमेवानुगायन्त्यः प्रार्थयन्ते तदागमम्॥ १॥

શ્રીકૃષ્ણનું જ સતત ગાન કરતાં ગોપીજનો નિરાશ થઈને પુનઃ (શ્રીયમુનાજીના) પુલિન પર આવ્યાં અને તે શ્રીકૃષ્ણના આગમનની પ્રાર્થના કરી રહ્યાં છે, તે એકત્રીસમા અધ્યાયમાં (વર્ણવાયું) છે. ॥ ૧ ॥

गोप्य ऊचुः

**जयति तेऽधिकं जन्मना व्रजः**
**श्रयत इन्दिरा शश्वदत्र हि।**
**दयित दृश्यतां दिक्षु तावका-**
**स्त्वयि धृतासवस्त्वां विचिन्वते॥ १**

(છંદ - કનકમંજરી)

**ગોપીઓ બોલી** – હે પ્રિયતમ, આપના જન્મથી વ્રજ અધિક ઉત્કર્ષ પામે છે. (કારણ કે) અહીં વ્રજમાં મહાલક્ષ્મીજી (વ્રજને) સર્વદા સુશોભિત કરીને નિવાસ કરે છે. (પરંતુ) આપને ખાતર (કોઈક રીતે) પ્રાણ ટકાવી રાખનારી આપની ગોપીઓ (વને વને ભટકતી સર્વ) દિશાઓમાં આપને શોધે છે, (તેથી) આપ પ્રત્યક્ષ થાઓ! ॥ ૧ ॥

* શ્લોક ૧ થી ૧૮નો છંદ કનકમંજરી છે. તેને રાજહંસી અથવા ઇંદિરા અને લલિત પણ કહેવામાં આવે છે. અક્ષર-૧૧, ન ર ર લ ગ, દરેક ચરણનો બીજો અક્ષર સમાન હોય છે. પ્રથમ અક્ષર અને સાતમો અક્ષર સમાન હોય છે.

जयतीति। हे दयित, ते जन्मना व्रजोऽधिकं यथा भवति तथा जयत्युत्कर्षेण वर्तते। यस्मात्त्वमत्र जातस्तस्मादिन्दिरा लक्ष्मीरत्र हि श्रयते व्रजमलंकृत्य वर्तते। एवं व्रजे सर्वस्मिन्मोदमानेऽत्र तु तावकास्त्वदीया गोपीजनास्त्वयि त्वदर्थमेव कथंचिद्धृता असवो यैस्ते त्वां विचिन्वते। अतस्त्वया दृश्यतां प्रत्यक्षीभूयतामिति। यद्वा अस्माभिर्भवान् दृश्यताम्। यद्वा एवं त्वया दृश्यतामेते विचिन्वत इति॥ १ ॥

अत्र स्वतन्त्राणां बहूनां वक्तृत्वादपरा आहुरिति सर्वश्लोकेष्ववतारणा, अथापि सङ्गतिरुच्यते। तत्र विचिन्वन्तु मम किमिति चेत्तत्राहुः—**शरदिति**।

**शरदुदाशये साधुजातसत्-**
**सरसिजोदरश्रीमुषा दृशा।**
**सुरतनाथ तेऽशुल्कदासिका**
**वरद निघ्नतो नेह किं वधः॥ २**

शरदुदाशये शरत्कालीने सरसि साधु जातं सम्यक् जातं यत्सरसिजं विकसितं पद्मं तस्योदरे गर्भे या श्रीस्तां मुष्णाति हरतीति तथा तया दृशा नेत्रेण हे सुरतनाथ संभोगपते वरदाभीष्टप्रद, अशुल्कदासिका अमूल्यदासीर्नो निघ्नतो मारयतस्ते तव त्वया क्रियमाण इह लोकेऽयं वधो न भवति किम्। शस्त्रेणैव वधो वधः किं

**'जयति इति।'** હે પ્રિયતમ, આપના જન્મથી જેમ અધિક થાય તેમ વ્રજ ઉત્કર્ષ પામી રહ્યું છે. આપ અહીં જન્મ્યા છો, તેથી **'इन्दिरा'** લક્ષ્મીજી અહીં જ **'श्रयते'** વ્રજને સુશોભિત કરીને રહે છે. આમ, વ્રજમાં સર્વ આનંદ કરી રહ્યાં છે ત્યારે અહીં તો **'तावकाः'** તમારાં ગોપીજનો, **'त्वयि'** તમારે ખાતર જેમના દ્વારા કોઈક રીતે પ્રાણ ધારણ કરવામાં આવ્યા છે તેઓ આપને શોધે છે. આથી આપ **'दृश्यताम्'** પ્રત્યક્ષ થાઓ! અથવા અમારા દ્વારા આપ નેત્રના વિષયરૂપ થાઓ અથવા આ પ્રમાણે આપના દ્વારા દર્શન આપવામાં આવે. (**एते**) આ ગોપીજનો આપને શોધે છે. ॥ ૧ ॥

અહીં અનેક ગોપીઓનું સ્વતન્ત્ર વક્તવ્ય હોવાથી દરેક શ્લોકની અવતરણિકા 'અન્ય ગોપીઓ બોલી' હોવા છતાં દરેકની સંગતિ કહેવામાં આવે છે. જો ભગવાન કહે કે તમે મને ભલે શોધો, તેમાં મારે શું? તો તે માટે ગોપીઓ કહે છે – **'शरत् इति।'**

હે પ્રણયાધિપતિ! હે અભીષ્ટ વરદાન આપનાર! શરદઋતુના સરોવરમાં સુંદર રીતે ખીલેલા શ્રેષ્ઠ કમળની કર્ણિકાની શોભાને ચોરી લેતા આપના નેત્રકટાક્ષથી, નિ:શુલ્ક દાસીઓ એવી અમને હણતા એવા આપના દ્વારા કરાતો વધ, એ શું અમારો વધ નથી? ॥ ૨ ॥

**'शरत्-उद-आशये'** શરત્કાલીન જળાશયમાં **'साधुजातम्'** સુંદર રીતે વિકસિત થયેલું જે **'सरसिजम्'** કમળ છે, તેના **'उदरे'** અંદરના ભાગમાં જે સુષમા (શોભા) છે તેને **'मुष्णाति'** હરી લે છે તેવા **'दृशा'** નેત્રથી **'हे सुरतनाथ'** હે પ્રણયનાથ, **'हे वरद'** હે અભીષ્ટ વરપ્રદ, **'अशुल्कदासिकाः'** મૂલ્ય વગર પ્રાપ્ત થયેલી દાસીઓ એવી અમને **'निघ्नतः'** હણતા **'ते'** તમારા દ્વારા કરાતો વધ **'इह'** આ લોકમાં વધ નથી? શસ્ત્રથી થયેલો વધ એ જ શું વધ કહેવાય? નયન(બાણ)થી વધ નથી થતો? થાય છે

दृशा वधो न भवति, किंतु भवत्येव। अतस्तव दृशाऽपहृतप्राणपत्यर्पणाय त्वया दृश्यतामिति भावः त्वया दृश्यतामिति यथासंभवं सर्वत्र वाक्यशेषः ॥ २ ॥

જ. આથી આપની દૃષ્ટિથી હરી લેવામાં આવેલા પ્રાણને પાછા આપવા માટે આપના દ્વારા દર્શન આપવામાં આવે, એવો ભાવ છે. **'त्वया दृश्यताम्'** એ પદ (વાક્યમાં) યોગ્ય હોય તે રીતે સર્વત્ર શેષ છે. ॥ ૨ ॥

किंच बहुभ्यो मृत्युभ्यः कृपया रक्षित्वा किमितीदानीं दृशा मन्मथं प्रेष्य घातयसीत्याहुः— **विषेति**।

વળી, ઘણાં મૃત્યુઓથી કૃપાપૂર્વક અમારું રક્ષણ કરીને હવે દૃષ્ટિ દ્વારા કામદેવને મોકલીને કેમ મારી નંખાવો છો? એમ ગોપીજનો કહે છે – **'विष इति**।'

**विषजलाप्ययाद् व्यालराक्षसाद्**
**वर्षमारुताद् वैद्युतानलात्।**
**वृषमयात्मजाद् विश्वतोभया-**
**दृषभ ते वयं रक्षिता मुहुः ॥ ३**

હે સર્વશ્રેષ્ઠ (કાલિય હ્રદના) ઝેરીલા જળથી થતા વિનાશથી, અઘાસુરથી, (ઇન્દ્રે કરેલી) વર્ષા, પવનની આંધી અને વીજળીના અગ્નિથી, અરિષ્ટાસુરથી અને મયના પુત્ર વ્યોમાસુરથી તેમ જ બીજા પણ સર્વ પ્રકારના ભયોથી આપના દ્વારા અમારું વારંવાર રક્ષણ કરવામાં આવ્યું છે. (તો વિરહજ્વાળામાં બળતી એવી અમને દર્શન ન આપીને હવે કેમ ઉપેક્ષા કરો છો? માટે હે શ્યામસુંદર, અમને દર્શન આપો.) ॥ ૩ ॥

हे ऋषभ श्रेष्ठ, विषमयाज्जलाद्योऽप्ययो नाशस्तस्मात्तथा व्यालराक्षसादघासुराद्वर्षान्मारुता-द्वैद्युतानलादशनिपातात् वृषोऽरिष्टस्तस्मान्मया-त्मजाद्व्योमाद्विश्वतोऽन्यस्मादपि सर्वतो भयाच्च कालियदमनादिना रक्षिताः किमिदानीमुपेक्षस इति भावः ॥ ३ ॥

**'हे ऋषभ'** હે શ્રેષ્ઠ, (કાલિય હ્રદના) ઝેરીલા જળથી જે (ગાયો અને બાળકોનો) નાશ થતો હતો તેમાંથી અને **'व्यालराक्षसात्'** અઘાસુરથી, (ઇન્દ્રે કરેલી) વર્ષા, વાયુની આંધી અને વીજળીના અગ્નિથી, વજ્રપાતથી, **'वृषः'** અરિષ્ટાસુર – તેનાથી, **'मय-आत्मजात्'** મયદાનવના પુત્ર વ્યોમાસુરથી તથા બીજા પણ કાલિયદમન વગેરે સર્વ ભયોથી રક્ષાયેલાં એવાં અમારી હવે કેમ ઉપેક્ષા કરો છો? એવો ભાવ છે. ॥ ૩ ॥

अपि च विश्वपालनायावतीर्णस्य तव भक्तो-पेक्षाऽत्यन्तमनुचितेत्याशयेनाहुः—**न खल्विति**।

તદુપરાંત વિશ્વનું પાલન કરવા માટે અવતરિત થયેલા આપને માટે ભક્તની ઉપેક્ષા અત્યંત અનુચિત છે, એ આશયથી (અન્ય ગોપીજનો) કહે છે – **'न खलु इति।'**

**न खलु गोपिकानन्दनो भवा-**
**नखिलदेहिनामन्तरात्मदृक् ।**
**विखनसाऽर्थितो विश्वगुप्तये**
**सख उदेयिवान् सात्वतां कुले ॥ ४**

હે સખા, ખરેખર, આપ (માત્ર) યશોદાજીના પુત્ર નથી, પરંતુ સમગ્ર પ્રાણીઓની બુદ્ધિના સાક્ષી છો. બ્રહ્માજી દ્વારા પ્રાર્થના કરાયેલા હોઈ વિશ્વની રક્ષા કાજે આપ યદુકુળમાં ઉદય પામ્યા છો. ॥૪॥

हे सखे, भवान्खलु निश्चितं यशोदासुतो न भवति, किंतु सर्वप्राणिनां बुद्धिसाक्षी। ननु स किं दृश्यो भवति तत्राहु:—विखनसा ब्रह्मणा विश्वपालनाय प्रार्थितः सन्सात्वतां कुले उदेयिवानुदित इति॥ ४॥

હે સખા, '**खलु**' ખરેખર, આપ યશોદાજીના પુત્ર નથી, પરંતુ સમગ્ર પ્રાણીઓની બુદ્ધિના સાક્ષી છો. શંકા કરવામાં આવી છે કે જો બુદ્ધિના સાક્ષી હોય તો તે કેવી રીતે દશ્યરૂપ થાય છે? તે માટે તેઓ ઉત્તર આપે છે – '**विखनसा**' બ્રહ્માજી દ્વારા વિશ્વનું પાલન કરવા માટે પ્રાર્થના કરાયેલા હોઈ યદુકુળમાં '**उदेयिवान्**' પ્રકટ થયા છો. ॥ ૪ ॥

तस्मात्त्वद्भक्तानामस्माकमेतत्प्रार्थनाचतुष्टयं संपादयेत्याहु:—**विरचिताभय**मित्यादिचतुर्भिः।

તેથી આપના ભક્તો ગોપીજનો એવા અમારી આ ચાર પ્રાર્થનાઓ પૂર્ણ કરો, એમ અન્ય ગોપીજનો '**विरचित-अभयम्**' વગેરે ચાર શ્લોકો (૫, ૬, ૭, ૮) દ્વારા નિવેદન કરે છે.

**विरचिताभयं वृष्णिधुर्य ते**
**चरणमीयुषां संसृतेर्भयात्।**
**करसरोरुहं कान्त कामदं**
**शिरसि धेहि नः श्रीकरग्रहम्॥ ५**

હે યાદવશ્રેષ્ઠ, સંસારના ભયથી આપના શરણાગત જનોને અભય આપનારો તેમ જ શ્રીલક્ષ્મીજીના કરકમળને ગ્રહણ કરનારો તથા સમસ્ત કામનાઓ પૂર્ણ કરનારો આપનો કમળરૂપ શ્રીહસ્ત હે કાન્ત, અમારાં મસ્તકો ઉપર પધરાવો. ॥ ૫ ॥

हे वृष्णिधुर्य, संसृतेर्भयात्ते चरणमीयुषां शरणं प्राप्तानां प्राणिनां विरचितं दत्तमभयं येन तत्तथा हे कान्त, कामदं वरदं तथा श्रियः करं गृह्णातीति तथा तद्भवत्करसरोरुहं नः शिरसि धेहि॥ ५॥

હે યાદવશ્રેષ્ઠ, સંસારના ભયથી આપના '**चरणम्-ईयुषाम्**' શરણને પ્રાપ્ત થયેલાં પ્રાણીઓને જેના દ્વારા અભય આપવામાં આવ્યો છે તેવો, '**कामदम्**' કામનાઓ પૂર્ણ કરનારો અર્થાત્ વરદાન આપનારો તેમ જ શ્રીલક્ષ્મીજીના કરને જેણે ગ્રહણ કર્યો છે તેવો આપનો કમળરૂપ શ્રીહસ્ત હે કાન્ત, અમારાં મસ્તકો ઉપર પધરાવો. ॥ ૫ ॥

**व्रजजनार्तिहन् वीर योषितां**
**निजजनस्मयध्वंसनस्मित ।**
**भज सखे भवत्किंकरीः स्म नो**
**जलरुहाननं चारु दर्शय॥ ६**

હે વ્રજજનોની પીડાનો નાશ કરનાર, પોતાના ભક્તજનોના ગર્વનો નાશ કરનારું મંદહાસ્ય કરનાર, હે (પ્રાણ)સખા, હે વીર, આપની દાસી એવી અમને સ્વીકારો અને આપનું મનોહર મુખકમળ સ્ત્રીઓ એવી અમને દર્શાવો. ॥ ૬ ॥

हे व्रजजनार्तिहन् हे वीर, निजजनानां यः स्मयो गर्वस्तस्य ध्वंसनं नाशकं स्मितं यस्य तथाभूत हे सखे, भवत्किङ्करीर्नोऽस्मान् भज आश्रय। स्मेति निश्चितम्। प्रथमं तावज्जलरुहाननं चारु योषितां नो दर्शय॥ ६॥

હે વ્રજજનોની પીડાનો નાશ કરનાર, હે વીર, પોતાના ભક્તજનોનો જે '**स्मयः**' ગર્વ છે તેનો '**ध्वंसनम्**' નાશ કરનારું સ્મિત છે જેમનું તેવા હે (પ્રાણ)સખા, આપની દાસી એવી અમને '**भज**' ભજો–આશ્રય આપો. '**स्म**' અવશ્ય, તેથી સૌ પ્રથમ આપનું મનોહર મુખકમળ સ્ત્રીઓ એવી અમને દર્શાવો. ॥ ૬ ॥

**प्रणतदेहिनां पापकर्शनं**
**तृणचरानुगं श्रीनिकेतनम्।**
**फणिफणार्पितं ते पदाम्बुजं**
**कृणु कुचेषु नः कृन्धि हृच्छयम्॥ ७**

પ્રણતજનોનાં પાપોનો નાશ કરનારું, પશુઓ(ના હિત માટે તેમ)ની પાછળ ચાલનારું, કાલિયનાગની ફણાઓ ઉપર પધરાવેલું તેમ જ શ્રીલક્ષ્મીજીના આશ્રયરૂપ આપનું ચરણકમળ અમારાં વક્ષઃસ્થળ ઉપર પધરાવો અને અમારા હૃદયમાં સૂતેલા કામને નષ્ટ કરો. ॥ ૭ ॥

अविशेषेण प्रणतानां देहिनां पापकर्शनं पापहन्तृ तृणचरान्पशूनप्यनु गच्छति कृपयेति तथा सौभाग्येन श्रियो निकेतनं वीर्यातिरेकेण फणिनः फणास्वर्पितं ते पदाम्बुजं नः कुचेषु कृणु कुरु। किमर्थम्। हृच्छयं कामं कृन्धि छिन्धि॥ ७॥

(કોઈ પણ ઉદ્દેશ વિના) સામાન્ય રીતે પ્રણામ કરનારા દેહધારીઓનાં **'पापकर्शनम्'** પાપોનો નાશ કરનારું, **'तृणचरान्'** ઘાસ ચરનારાં પશુઓની પાછળ પણ કૃપાથી (તેમના હિત માટે) ચાલનારું તથા (અતિશય) સૌભાગ્યશાળી (સૌન્દર્યના ધામરૂપ) હોવાથી શ્રીલક્ષ્મીજીના આશ્રયરૂપ, અત્યંત પરાક્રમવાળું હોવાથી (ક્રૂર વિષધર) નાગની ફણાઓ ઉપર પધરાવવામાં આવેલું તે ચરણકમળ અમારાં વક્ષઃસ્થળો ઉપર **'कृणु'** કરો (પધરાવો). શા માટે? **'हृत्-शयम्'** હૃદયમાં સૂતેલા કામને નષ્ટ કરો. ॥ ૭ ॥

**मधुरया गिरा वल्गुवाक्यया**
**बुधमनोज्ञया पुष्करेक्षण।**
**विधिकरीरिमा वीर मुह्यती-**
**रधरसीधुनाऽऽप्याययस्व नः॥ ८**

હે કમલનેત્ર, જ્ઞાનીજનોના હૃદયને આહ્‌લાદ આપનારી આપની અર્થગંભીર અને મનોહર વાક્યવાળી (અમૃતસ્રાવિણી) મધુર વાણી વડે મૂર્ચ્છા પામતી (આપની) આ આજ્ઞાકારિણી દાસીઓ એવી અમને, હે વીર! આપના અધરામૃતથી સંજીવન કરો. ॥ ૮ ॥

हे पुष्करेक्षण, तवैव मधुरया गिरा वल्गूनि वाक्यानि यस्यां तया बुधानां मनोज्ञया हृद्यया गम्भीरयेत्यर्थः। मुह्यतीरिमा नो विधिकरीः किङ्करीरधरसीधुना आप्याययस्व संजीवयेति॥ ८॥

હે કમલનેત્ર, આપનાં જ **'मधुरया गिरा'** મનોહર વાક્યો છે જેમાં તેવી તથા જ્ઞાનીજનોના **'मनोज्ञया'** હૃદયને આહ્‌લાદ આપનારી અર્થગંભીર વાણી વડે, એમ અર્થ છે. આ આપની **'विधिकरीः'** આજ્ઞાકારિણી દાસીઓ એવી અમને અધરામૃતથી **'आप्याययस्व'** સંજીવન કરો. ॥ ૮ ॥

किंच अस्माकं त्वद्विरहे प्राप्तमेव मरणं किंतु त्वत्कथामृतं पाययद्भिः सुकृतिभिर्वञ्चित-मित्याहुः—**तवेति**।

વળી, આપના વિરહમાં પ્રાપ્ત થયેલા અમારા મરણને આપના કથામૃતનું પાન કરાવનારા પુણ્યશાળી જનો દ્વારા નિવારવામાં આવ્યું છે, એમ તેઓ કહે છે – **'तव इति।'**

**तव कथामृतं तप्तजीवनं**
**कविभिरीडितं कल्मषापहम्।**
**श्रवणमङ्गलं श्रीमदाततं**
**भुवि गृणन्ति ते भूरिदा जनाः॥ ९**

(સંસારના તાપથી) તપ્ત થયેલાઓને માટે જીવનરૂપ, બ્રહ્મવેત્તાઓ દ્વારા સ્તુતિ કરાયેલા, પાપોનો નાશ કરનારા, શ્રવણમાત્રથી મંગળનું પ્રદાન કરનારા, અત્યંત શાંતિપ્રદ અને અતિશય વિસ્તૃત એવા આપના કથામૃતનું પૃથ્વી પર જેઓ ગાન કરે છે તેઓ અતિશય દાન આપનારા જનો છે. ॥ ૯ ॥

कथैवामृतम्। अत्र हेतुः—तप्तजीवनम्। प्रसिद्धामृतादुत्कर्षमाहुः—कविभिर्ब्रह्मविद्भिरपीडितं स्तुतम्। देवभोग्यं त्वमृतं तैस्तुच्छीकृतम्। किंच कल्मषापहं कामकर्मनिरसनम्। तत्त्वमृतं नैवंभूतम्। किंच श्रवणमङ्गलं श्रवणमात्रेण मङ्गलप्रदम्। तत्त्वनुष्ठानापेक्षम्। किंच श्रीमत्सुशान्तम्। तत्तु मादकम्।

કથા એ જ અમૃત – આ માટેનું કારણ – (સંસારના ત્રિવિધ તાપથી) તપ્ત થયેલા મનુષ્યો માટે કથામૃત જીવનરૂપ છે. (સ્વર્ગના) પ્રસિદ્ધ અમૃત કરતાં કથામૃતના ઉત્કર્ષને જણાવે છે – **'कविभिः'** બ્રહ્મવેત્તાઓ દ્વારા પણ કથામૃતની **'ईडितम्'** સ્તુતિ કરવામાં આવી છે, પરંતુ દેવભોગ્ય (સ્વર્ગના) અમૃતને તેમના દ્વારા તુચ્છ ગણવામાં આવ્યું છે. વળી, કથામૃત **'कल्मष-अपहम्'** કામવાસના અને (સંચિત) કર્મોનો નાશ કરનારું છે, પણ દેવોનું તે અમૃત આવું નથી. વળી, કથામૃત **'श्रवणमंगलम्'** શ્રવણમાત્રથી મંગળનું પ્રદાન કરનારું છે, પરંતુ તે પ્રસિદ્ધ અમૃત (યજ્ઞયાગાદિના) અનુષ્ઠાનની અપેક્ષા રાખનારું છે. વળી, કથામૃત **'श्रीमत्'** અત્યંત શાંત (શાંતિપ્રદ) છે, જ્યારે તે અમૃત તો માદક છે.

एवंभूतं त्वत्कथामृतमाततं यथा भवति तथा ये भुवि गृणन्ति निरूपयन्ति ते जना भूरिदा वहुदातारः। जीवितं ददतीत्यर्थः। यद्वा एवंभूतं त्वत्कथामृतं ये भुवि गृणन्ति ते भूरिदाः पूर्वजन्मसु बहु दत्तवन्तः सुकृतिन इत्यर्थः। एतदुक्तं भवति—ये केवलं कथामृतं गृणन्ति तेऽपि तावदतिधन्याः किं पुनर्ये त्वां पश्यन्ति, अतः प्रार्थयामहे त्वया दृश्यतामिति॥ ९॥

આવા આપના કથામૃતનો જેમ વિસ્તાર થાય તેમ પૃથ્વી ઉપર જેઓ **'गृणन्ति'** વર્ણન કરે છે, તેઓ **'भूरिदाः'** અતિશય દાન આપનારા મહાન દાતાઓ છે. તેઓ તો જીવનદાન કરનારા છે, એમ અર્થ છે. અથવા આવા આપના કથામૃતને જેઓ પૃથ્વી પર ગાય છે, તેઓએ **'भूरिदाः'** પૂર્વજન્મમાં અતિશય દાન કર્યું છે. તેઓ પુણ્યશાળી છે, એમ અર્થ છે. આ પ્રમાણે કહેવાયું છે, કે જેઓ કેવળ કથામૃત ગાય છે તેઓ પણ તેથી અતિ ધન્ય થાય છે, તો વળી જેઓ આપનાં દર્શન કરે છે તેઓ તો કેટલા ધન્ય થાય? આથી અમે પ્રાર્થના કરીએ છીએ કે આપના દ્વારા દર્શન આપવામાં આવે. ॥ ૯ ॥

ननु मत्कथाश्रवणेनैव निर्वृता भवत किं मद्दर्शनेन, न, त्वद्विलासक्षुभितचित्ता वयं तत्रापि शान्तिं न विन्दाम इत्याहुः—**प्रहसितमिति**।

(ભગવાન) શંકા કરે કે મારી કથાના શ્રવણમાત્રથી જ તમને શાંતિ પ્રાપ્ત થાય છે તો મારાં દર્શનથી શું પ્રયોજન છે? તે માટે ગોપીજનો કહે છે કે એમ નથી, આપના વિલાસથી વ્યાકુળ થયેલાં ચિત્તવાળાં અમે ત્યાં (કથામાં) પણ શાંતિ પ્રાપ્ત કરી શકતાં નથી – '**प्रहसितम् इति**।'

**प्रहसितं प्रिय प्रेमवीक्षणं**
**विहरणं च ते ध्यानमङ्गलम्।**
**रहसि संविदो या हृदिस्पृशः**
**कुहक नो मनः क्षोभयन्ति हि॥ १०**

હે પ્રિય(તમ), આપનું ધ્યાન કરવાથી મંગળપ્રદ એવું આપનું સુંદર હાસ્ય, પ્રેમભરી દૃષ્ટિ, લીલાવિહાર અને એકાંતમાં કરેલાં જે હૃદયસ્પર્શી, વિનોદવાળાં માર્મિક વચનો છે, તે (સર્વ) હે કપટી, અમારાં મનને વ્યાકુળ જ કરે છે. ॥ ૧૦ ॥

हे प्रिय, कुहक कपट, संविदः संकेतनर्माणि॥ १०॥

હે પ્રિય, હે '**कुहक**' કપટી (કપટલીલા કરનાર), '**संविदः**' વિનોદવાળાં માર્મિક વચનો ॥ ૧૦ ॥

किंच त्वयि वयमतिप्रेमार्द्रचित्तास्त्वं पुनरस्मासु केन हेतुना कपटमाचरसीत्याहुः श्लोकद्वयेन—**चलसीति**।

વળી, આપના પ્રત્યે અમે અતિ પ્રેમથી દ્રવિત થઈ ગયેલાં ચિત્તવાળાં છીએ, તો પછી અમારા પ્રત્યે આપ કયા કારણે કપટ કરો છો? એમ તેઓ બે શ્લોકોથી કહે છે – '**चलसि इति**।'

**चलसि यद् व्रजाच्चारयन् पशून्**
**नलिनसुन्दरं नाथ ते पदम्।**
**शिलतृणांकुरैः सीदतीति नः**
**कलिलतां मनः कान्त गच्छति॥ ११**

હે નાથ, પશુઓને ચારતા આપ જ્યારે વ્રજમાંથી વિચરણ કરો છો, ત્યારે હે કાંત, કમળ જેવું કોમળ એવું આપનું ચરણ કાંકરીઓથી, તણખલાંઓથી, દર્ભાંકુરોથી (વીંધાઈને કેટલી) પીડા પામતું હશે, એમ (વિચારતાં) અમારું મન ખેદ પામે છે.॥ ૧૧ ॥

हे नाथ हे कान्त, यत् यदा व्रजाच्चलसि पशूंश्चारयंस्तदा तन्नलिनसुन्दरं कोमलं ते पदं शिलैः कणिशैस्तृणैरङ्कुरैश्च सीदति क्लिश्येदिति नो मनः कलिलतामस्वास्थ्यं गच्छति प्राप्नोति। एवंभूतास्त्वद्दुःखशङ्कितचित्ता वयम्॥ ११॥

હે નાથ, હે કાંત, '**यत्**' જ્યારે આપ વ્રજમાંથી પશુઓને ચારતા વિચરણ કરો છો, ત્યારે તે '**नलिनसुन्दरम्**' કમળ જેવું કોમળ આપનું ચરણ '**शिलैः**' કાંકરીઓથી, (તીક્ષ્ણ) તણખલાંઓથી અને દર્ભાંકુરોથી (વીંધાઈને) '**सीदति**' પીડા પામતું હશે, એમ (વિચારતાં) અમારું મન '**कलिलताम्**' ખેદને '**गच्छति**' પામે છે. આવા આપના દુઃખની શંકા કરતાં ચિત્તવાળાં અમે છીએ. (માટે હે પ્રિયતમ, દર્શન આપો.) ॥ ૧૧ ॥

**दिनपरिक्षये नीलकुन्तलै-**
**र्वनरुहाननं बिभ्रदावृतम्।**
**घनरजस्वलं दर्शयन् मुहु-**
**र्मनसि नः स्मरं वीर यच्छसि॥ १२**

હે વીર, ઢળતી સાંજે નીલ અલકાવલિથી વીંટળાયેલા, ગોધૂલિથી ધૂસરિત થયેલા તથા (ચંચળ ભ્રમરપંક્તિ અને લલિત પરાગખચિત) પદ્મ જેવા મુખને ધારણ કરતા (અને તે પણ પાછા) વારંવાર મુખ દર્શાવતા (આપ) અમારા મનમાં (કેવળ) કામ(વ્યથા) ઉત્પન્ન કરો છો. ॥ ૧૨ ॥

त्वं तु दिनपरिक्षये सायंकाले नीलकुन्तलैरावृतं घनरजस्वलं गोरजश्छुरितं वनरुहाननमलिमालाकुलपरागच्छुरितपद्मतुल्यमाननं बिभ्रत्तच्च मुहुर्मुहुर्दर्शयन्नो मनसि केवलं स्मरं यच्छस्यर्पयसि। न तु सङ्गं ददासीति कपटस्त्वमिति भावः ॥ १२ ॥

આપ તો **'दिनपरिक्षये'** સાયંકાળે – નીલ અલકાવલિ (કાળા કેશ)થી વીંટળાયેલા, **'घनरजस्वलम्'** (ગોધણની) પુષ્કળ રજથી ધૂસરિત થયેલા, (ચંચળ) ભ્રમરપંક્તિ અને (લલિત) પરાગખચિત **'वनरुह्-आननम्'** પદ્મ જેવા મુખને ધારણ કરતા અને તે પણ વારંવાર દર્શાવતા (દર્શાવીને) અમારાં મનમાં કેવળ કામ(વ્યથા) **'यच्छसि'** આપો છો, પણ આપનો સંગ આપતા નથી, એ આપનું કપટ છે, એવો ભાવ છે. ॥ ૧૨ ॥

अतोऽधुना कपटं विहायैवं कुर्विति प्रार्थयन्ति श्लोकद्वयेन—**प्रणतकामदमिति**।

આથી હવે કપટનો ત્યાગ કરીને આ પ્રમાણે કરો, એમ બે શ્લોકોથી પ્રાર્થના કરે છે – **'प्रणतकामदम् इति।'**

**प्रणतकामदं पद्मजार्चितं**
**धरणिमण्डनं ध्येयमापदि।**
**चरणपंकजं शन्तमं च ते**
**रमण नः स्तनेष्वर्पयाधिहन्॥ १३**

હે મનના તાપનું શમન કરનાર, હે વિહારસુખ આપનાર (પ્રિયતમ), પ્રણતજનોના મનોરથ પૂર્ણ કરનારું, કમળયોનિ બ્રહ્માજી દ્વારા પૂજન કરાયેલું, ધરણીદેવીને અલંકૃત કરનારું, આપત્તિમાં ધ્યાન કરવાયોગ્ય (હોવાથી આપત્તિને દૂર કરનારું) તેમ જ સેવાસમયે પણ અત્યંત સુખપ્રદ એવું આપનું ચરણસરોજ અમારાં સ્તનો ઉપર પધરાવો. ॥ ૧૩ ॥

हे आधिहन् हे रमण, पद्मजेन ब्रह्मणार्चितमापदि ध्येयं ध्यानमात्रेणापन्निवर्तकं शन्तमं च सेवासमयेऽपि सुखतमं ते चरणपङ्कजं कामतापशान्तये नः स्तनेष्वर्पयेति॥ १३॥

હે મનોદુઃખપ્રશમક, હે રમણ, કમળમાંથી ઉત્પન્ન થયેલા બ્રહ્માજી દ્વારા પૂજન કરાયેલું, **'आपदि ध्येयम्'** આપત્તિમાં ધ્યાન કરવાયોગ્ય (હોવાથી), ધ્યાન કરવામાત્રથી આપત્તિને દૂર કરનારું તેમ જ **'शन्तमम्'** સેવાસમયે પણ અતિશય સુખ આપનારું આપનું ચરણસરોજ કામની પીડા શમાવવા માટે અમારાં વક્ષઃસ્થળો ઉપર પધરાવો. ॥ ૧૩ ॥

**सुरतवर्धनं शोकनाशनं**
**स्वरितवेणुना सुष्ठु चुम्बितम्।**
**इतररागविस्मारणं नृणां**
**वितर वीर नस्तेऽधरामृतम्॥ १४**

(કામ ઉપર જય મેળવનાર) હે વીર, કામક્રીડાના રસને વધારનારું, નાદમય વેણુ દ્વારા સુંદર (ચુંબન) ગાન કરાયેલું, શોકનો (સર્વથા) નાશ કરનારું અને મનુષ્યોની સુખવિષયક અન્ય ઈચ્છાને ભુલાવી દેનારું આપનું અધરામૃત અમને આપો. ॥ ૧૪ ॥

अपि च हे वीर, तेऽधरामृतं नो वितर देहि। स्वरितेन नादितेन वेणुना सुष्ठु चुम्बितमिति नादामृतवासितमिति भावः। इतररागविस्मारणं नृणामितरेषु सार्वभौमादिसुखेषु रागमिच्छां विस्मारयति विलापयतीति तथा तत्॥ १४॥

વળી, હે વીર, આપનું અધરામૃત અમને '**वितर**' આપો. '**स्वरितवेणुना**' નાદમય વેણુ દ્વારા '**चुम्बितम् इति।**' નાદામૃતથી સુંદર ગાન કરાયેલું, એવો ભાવ છે. '**इतररागविस्मारणम्**' (મનુષ્યોની સુખવિષયક) અન્ય '**रागम्**' ઈચ્છાને '**विस्मारयति**' ભુલાવી દે છે, વિલીન કરી દે છે તેવું (અધરામૃત) ॥ १४ ॥

किंच क्षणमपि त्वददर्शने दुःखं दर्शने च सुखं दृष्ट्वा सर्वसङ्गपरित्यागेन यतय इव वयं त्वामुपागतास्त्वं तु कथमस्मांस्त्यक्तुमुत्सहसे इति सकरुणमूचुः—**अटतीति** द्वयेन।

વળી, ક્ષણ માટે પણ આપને ન જોતાં દુઃખ અને આપનાં દર્શનથી સુખ થતું જોઈને સર્વ આસક્તિના પરિત્યાગ દ્વારા યતિઓની જેમ અમે આપની પાસે આવ્યાં છીએ, તો આપ અમને છોડી દેવા કેમ તૈયાર થયા છો, એમ બે શ્લોકોથી કરુણતાપૂર્વક કહે છે – '**अटति इति।**'

**अटति यद् भवानह्नि काननं**
**त्रुटिर्युगायते त्वामपश्यताम्।**
**कुटिलकुन्तलं श्रीमुखं च ते**
**जड उदीक्षतां पक्ष्मकृद् दृशाम्॥ १५**

દિવસે (ગાયો ચરાવવા) આપ વૃન્દાવનમાં પધારો છો, ત્યારે આપને ન જોતાં અમારી અર્ધી ક્ષણ પણ યુગ જેટલી થઈ જાય છે. (સાંજે જ્યારે આપ વનમાંથી પાછા આવો છો, ત્યારે) વાંકડિયા (કોમળ) કેશવાળા આપના શોભાયમાન મુખડાને નીરખતાં અમારાં નેત્રોની (પાંપણનો પલકારો અમને આપનાં દર્શનથી વંચિત રાખે છે. તેથી લાગે છે કે) પાંપણ બનાવનાર બ્રહ્મા જડ છે. ॥ १५ ॥

यद्यदा भवान् काननं वृन्दावनं प्रत्यटति गच्छति तदा त्वामपश्यतां प्राणिनां त्रुटिः क्षणार्धमपि युगवद्भवति। एवमदर्शने दुःखमुक्तम्। पुनश्च कथंचिद्दिनान्ते ते तव श्रीमन्मुखमुदुच्चैरी-क्षमाणानां तेषां दृशां पक्ष्मकृद्ब्रह्मा जडो मन्द एव। निमेषमात्रमप्यन्तरमसह्यमिति दर्शने सुखमुक्तम्॥ १५॥

'**यत्**' જ્યારે આપ '**काननम्**' વૃંદાવનમાં '**अटति**' પધારો છો ત્યારે આપને ન જોતાં પ્રાણીઓની '**त्रुटिः**'* ક્ષણાર્ધ પણ યુગ જેટલી થઈ જાય છે. આમ, (પલકારા જેટલા સમય માટે પણ) આપનાં દર્શન ન થતાં દુઃખ કહેવામાં આવ્યું. વળી, કોઈક રીતે દિવસને અંતે '**ते**' આપના શોભાયમાન મુખને '**उत्**' ઊંચેથી નીરખતી તે વ્રજાંગનાઓનાં નેત્રોની (પાંપણો દર્શનમાં બાધક બનતી હોવાથી લાગે છે કે) પાંપણ બનાવનાર બ્રહ્મા '**जडः**' મંદ જ છે. દર્શનમાં પલકારા જેટલા સમયનું અંતર પણ અસહ્ય છે, એમ (માત્ર) દર્શનમાં જ સુખ કહેવામાં આવ્યું છે. ॥ १५ ॥

---

*તૃતીય સ્કંધની કાળગણના અનુસાર ૧ ઘડી = ૧૧૨૫ ક્ષણ જે ૧૪૪૦ સેકંડ જેટલી છે અને ક્ષણનો સત્યાવીસમો ભાગ એટલે ત્રુટિ.

**पतिसुतान्वयभ्रातृबान्धवा-**
**नतिविलङ्घ्य तेऽन्त्यच्युतागताः।**
**गतिविदस्तवोद्गीतमोहिताः**
**कितव योषितः कस्त्यजेन्निशि॥ १६**

તેથી હે અચ્યુત! પતિ-પુત્ર-પરિવાર-ભાઈ-બંધુઓનું અતિક્રમણ કરીને, અમારા આગમન(ના કારણ)ને જાણતા એવા આપની પાસે અમે આવ્યાં છીએ. આપના ઉચ્ચ (મધુર) સ્વરે ગવાયેલા ગીત (બંસીનાદ)થી મોહિત થઈને, આવેલી સ્ત્રીઓ એવી અમને (આપના સિવાય) હે કપટી, રાત્રિના સમયે કોણ ત્યાગી શકે? ॥ ૧૬ ॥

तस्मात् हे अच्युत, पतीन्सुतानन्वयांस्तत्सम्बन्धिनो भ्रातृन्बान्धवांश्चातिविलङ्घ्य तव समीपमागता वयम्। कथंभूतस्य। गतिविदोऽस्मदागमनं जानतः, गीतगतीर्वा जानतः, गतिविदो वयं वा। तवोद्गीतेनोच्चैर्गीतेन मोहिताः हे कितव शठ, एवंभूता योषितो निशि स्वयमागतास्त्वामृते कस्त्यजेत्। न कोऽपीत्यर्थः॥ १६॥

તેથી હે અચ્યુત! પતિઓને-પુત્રોને-પરિવારને-ભાઈઓને અને સંબંધીઓને અતિક્રમીને – તેમની ઈચ્છાનું ઉલ્લંઘન કરીને અમે આપની પાસે આવ્યાં છીએ. કેવા આપની પાસે? **'गतिविदः'** અમારા આગમનને જાણનાર એવા આપની પાસે, અથવા ગીતની ગતિઓને જાણનાર આપની પાસે, અથવા આપની ગતિને જાણનારી એવી અમે – આપના **'उद्गीतेन'** ઉચ્ચ (મધુર) સ્વરે ગવાયેલા ગીત (બંસીનાદ)થી મોહિત થયેલી અમને **'हे कितव'** હે શઠ, રાત્રિના સમયે સ્વયં આવેલી આવી સ્ત્રીઓને આપના સિવાય કોણ ત્યાગે? કોઈ પણ ન જ ત્યાગે, એમ અર્થ છે. ॥ ૧૬ ॥

अतस्त्वया त्यक्तानामस्माकं प्राक्तनत्वद्दर्शननिदानहृद्रोगस्य त्वत्सङ्गत्यैव चिकित्सां कुर्वित्याशयेनाहुर्द्वयेन—**रहसीति**।

આથી આપના દ્વારા ત્યજાયેલી એવી અમારા માટે આપના પૂર્વદર્શનને કારણે લાગુ પડેલા હૃદયરોગની ચિકિત્સા આપનો સમાગમ આપીને કરો, એ આશયથી બે શ્લોકો દ્વારા કહે છે – **'रहसि इति।'**

**रहसि संविदं हृच्छयोदयं**
**प्रहसिताननं प्रेमवीक्षणम्।**
**बृहदुरः श्रियो वीक्ष्य धाम ते**
**मुहुरतिस्पृहा मुह्यते मनः॥ १७**

(આપની સાથે) એકાંતમાં કરેલી કામનો ઉદય કરાવતી પ્રેમભરી ગોષ્ઠિ, મધુર હાસ્યમય મુખડું, પ્રેમભરી દૃષ્ટિ અને લક્ષ્મીજીના નિવાસરૂપ આપનું વિશાળ વક્ષઃસ્થળ જોઈને (મિલનની) અતિશય સ્પૃહા જન્મે છે તેમ જ મન વારંવાર મુગ્ધ થઈ જાય છે. ॥ ૧૭ ॥

श्रियो धाम ते बृहद्विशालमुरश्च वीक्ष्यातिस्पृहा भवति। तथा च मुहुर्मुहुर्मनो मुह्यति॥ १७॥

લક્ષ્મીજીના નિવાસરૂપ આપનું **'बृहत्'** વિશાળ વક્ષઃસ્થળ જોઈને (મિલનની) અતિશય સ્પૃહા જન્મે છે તેમ જ મન વારંવાર મુગ્ધ થઈ જાય છે. ॥ ૧૭ ॥

**व्रजवनौकसां व्यक्तिरङ्ग ते**
**वृजिनहन्त्र्यलं विश्वमङ्गलम्।**
**त्यज मनाक् च नस्त्वत्स्पृहात्मनां**
**स्वजनहृद्रुजां यन्निषूदनम्॥ १८**

તવ च व्यक्तिरभिव्यक्तिर्व्रजवनौकसां सर्वेषामविशेषेण वृजिनहन्त्री दुःखनिरसनीति विश्वमङ्गलं सर्वमङ्गलरूपा च। अतस्त्वत्स्पृहात्मनां त्वत्स्पृहारूढमनसां नो मनागीषत्किमपि त्यज मुञ्च। कार्पण्यमकुर्वन्देहीत्यर्थः। किं तत्। स्वजनहृद्रोगाणां यदतिगोप्यं निषूदनं निवर्तकमौषधं तत्त्वमेव वेत्सीति गूढाभिप्रायम्॥ १८॥

હે શ્રીકૃષ્ણ, આપનું પ્રાકટ્ય વ્રજવાસી અને વનવાસીઓનાં દુઃખનો નાશ કરનારું અને (અખિલ) વિશ્વનું અતિશય મંગળ કરનારું છે, આથી આપનામાં અત્યંત ઉત્કટ સ્પૃહાયુક્ત મનવાળી અમને સ્વજનોના (કામરૂપ) હૃદયરોગનું જે સર્વથા નષ્ટ કરનારું ઔષધ છે તે થોડું પણ આપો. ॥ ૧૮ ॥

અને આપનું '**व्यक्तिः**' પ્રાકટ્ય સર્વ વ્રજવાસીના અને વનવાસીઓના માટે સામાન્યરૂપે '**वृजिनहन्त्री**' દુઃખ દૂર કરનારું છે તથા '**विश्वमंगलम्**' અખિલ વિશ્વના, સમગ્ર જનોના મંગળરૂપ છે. આથી '**त्वत्-स्पृहात्मनाम्**' જેમનું અંતઃકરણ આપનામાં જ ઉત્કટ સ્પૃહાયુક્ત થયું છે તેવી અમને '**मनाक्**' થોડું પણ '**त्यज**' આપો. કૃપણતા કર્યા વિના આપો, એમ અર્થ છે. તે શું છે? સ્વજનો (ગોપીજનો)ના કામરૂપ હૃદયરોગોનું જે અતિ ગુપ્ત રાખવા યોગ્ય, '**निषूदनम्**' સર્વથા નષ્ટ કરનારું ઔષધ – તે આપ જ જાણો છો, એવો ગુપ્ત અભિપ્રાય છે. ॥ ૧૮ ॥

अतिप्रेमधर्षिता रुदत्य आहुः—**यदिति**।

અતિ પ્રેમથી વ્યાકુળ થયેલાં ગોપીજનો રડતાં રડતાં કહે છે – '**यद् इति**।'

**यत्ते सुजातचरणाम्बुरुहं स्तनेषु**
**भीताः शनैः प्रिय दधीमहि कर्कशेषु।**
**तेनाटवीमटसि तद् व्यथते न किंस्वित्**
**कूर्पादिभिर्भ्रमति धीर्भवदायुषां नः॥ १९**

હે પ્રિય, આપનું જે અતિ સુકોમળ ચરણકમળ છે તેને અમારાં કઠોર સ્તનો ઉપર (આપને ક્યાંક પીડા ન પહોંચે એમ) અમે ભયભીત થઈને ધીરેથી ધારણ કરીએ છીએ. આપ તો તે ચરણથી વને વને વિચરો છો, તેથી તે ચરણકમળ કાંકરા વગેરે વાગવાથી શું વ્યથા નહીં પામતું હોય? એમ વિચારતાં આપ જ જેમનું જીવન છો એવાં અમારી બુદ્ધિ ભ્રમિત થઈ જાય છે. ॥ ૧૯ ॥

हे प्रिय, यत्ते तव सुकुमारं पदाब्जं कठिनेषु कुचेषु संमर्दनशङ्किताः शनैर्दधीमहि धारयेम वयम्। त्वं तु तेनाटवीमटसि। 'नयसि'

હે પ્રિય, '**ते**' આપનું જે અતિ સુકોમળ ચરણકમળ અમારાં કઠોર સ્તનો ઉપર પીડા પામવાની શંકાવાળી અમે બહુ જ ધીરેથી '**दधीमहि**' ધારણ કરીએ છીએ, પરંતુ આપ તો તે ચરણથી વને વને વિચરો છો. '**नयसि**' પાઠમાં, પશુઓને કે કોઈ અન્ય ગોપીને (રાધાજીને) કે (ક્યારેક ગાય વગેરેની શોધ કરવા માટે) પોતાને જ '**नयसि**' લઈ જાઓ

इति पाठे पशून्वा कांचिदन्यां वा आत्मानमेव वा नयसि प्रापयसि। तत्ततः तत्पदाम्बुजं वा कूर्पादिभिः सूक्ष्मपाषाणादिभिः किंस्विन्न व्यथते कथं नु नाम न व्यथेतेति भवानेवायुर्जीवनं यासां तासां नो धीर्भ्रमति मुह्यतीति॥ १९ ॥

છે. **'तत्'** તે ચરણકમળ અથવા **ततः** તેથી (વનમાં જવાને કારણે તે) **'कूर्पादिभिः'** ઝીણા કાંકરા વગેરે વાગવાથી શું વ્યથા નહીં પામતું હોય? એમ વિચારતાં, આપ જ જેમનું **'आयुः'** જીવન છો તેવાં અમારી બુદ્ધિ **'भ्रमति'** ચકરાવે ચઢી જાય છે, મોહ પામે છે. ॥૧૯॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे पूर्वार्धे
रासक्रीडायां गोपीगीतं नामैकत्रिंशोऽध्यायः ॥ ३१ ॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायामेकत्रिंशोऽध्यायः ॥ ३१ ॥

*****

# अथ द्वात्रिंशोऽध्यायः

## ભગવાનનું પ્રાકટ્ય અને ગોપીજનોને આશ્વાસન

द्वात्रिंशे विरहालापविक्लिन्नहृदयो हरिः।
तत्राविर्भूय गोपीस्ताः सान्त्वयामास मानयन्॥ १ ॥

બત્રીસમા અધ્યાયમાં ગોપીજનોના વિરહગાનથી દ્રવીભૂત થયેલા હૃદયવાળા શ્રીહરિ ત્યાં (ગોપીજનોના મંડળમાં) પ્રકટ થઈને તેમનું સન્માન કરતા (પ્રેમભરી વાણીથી) તેમને સાંત્વન આપવા લાગ્યા. (તે કથા છે.) ॥ ૧ ॥

स्वप्रेमामृतकल्लोलविह्वलीकृतचेतसः ।
सदयं नन्दयन् गोपीरुद्गतो नन्दनन्दनः॥ २ ॥

પોતાના અનુરાગરૂપી અમૃતના મહાન તરંગોથી વિવશ કરાયેલાં ચિત્તવાળાં ગોપીજનોને આનંદ આપતા નંદનંદન કૃપાપૂર્વક આવિર્ભાવ પામ્યા.॥ ૨ ॥

**श्रीशुक उवाच**

**इति गोप्यः प्रगायन्त्यः प्रलपन्त्यश्च चित्रधा।**
**रुरुदुः सुस्वरं राजन् कृष्णदर्शनलालसाः ॥ १**

**શ્રીશુકદેવજી બોલ્યા** – હે રાજા (પરીક્ષિત), શ્રીકૃષ્ણનાં દર્શનની (અતિશય) લાલસાવાળાં ગોપીજનો અનેક રીતે ગાન કરતાં અને વિપ્રલાપ કરતાં ઉચ્ચ (કરુણાપૂર્ણ, મધુર) સ્વરે રુદન કરવા લાગ્યાં. ॥ ૧ ॥

इति गोप्य इति। इत्येवंप्रभृति। चित्रधा अनेकधा सुस्वरमुच्चैः कृष्णदर्शने लालसातिस्पृहा यासां ताः॥ १॥

**'इति गोप्यः इति।'** આ રીતે – **'चित्रधा'** અનેક પ્રકારે **'सुस्वरम्'** ઉચ્ચ સ્વરે – શ્રીકૃષ્ણનાં દર્શનની જેમને અતિશય સ્પૃહા છે તેવાં ગોપીજનો ॥ ૧ ॥

**तासामाविरभूच्छौरिः स्मयमानमुखाम्बुजः।**
**पीताम्बरधरः स्रग्वी साक्षान्मन्मथमन्मथः॥ २**

(આમ, રુદન કરતી) તે વ્રજવનિતાઓની મધ્યમાં મધુર સ્મિત ફરકાવતા મુખકમળવાળા, પીતાંબર અને વનમાળા ધારણ કરેલા, સાક્ષાત્ કામદેવના મનને પણ મોહિત કરનાર શૌરિ (શૂરસેનના પૌત્ર શ્રીકૃષ્ણ) પ્રકટ થયા. ॥ ૨ ॥

साक्षान्मन्मथमन्मथो जगन्मोहनस्य कामस्यापि मनस्युद्भूतः कामः साक्षात्तस्यापि मोहक इत्यर्थः ॥ २ ॥

**'સાક્ષાત્-મન્મથ-મન્મથઃ'** પ્રાણીમાત્રના મનનું મંથન કરનાર કામદેવના મનનું પણ મંથન કરનાર, જગતને મોહ પમાડનાર કામદેવના પણ મનમાં ઉત્પન્ન થયેલો સાક્ષાત્ કામ, તે કામને પણ મોહ પમાડનાર, એમ અર્થ છે. ॥ ૨ ॥

**तं विलोक्यागतं प्रेष्ठं प्रीत्युत्फुल्लदृशोऽबलाः ।**
**उत्तस्थुर्युगपत् सर्वास्तन्वः प्राणमिवागतम् ॥ ३**

**काचित् कराम्बुजं शौरेर्जगृहेऽञ्जलिना मुदा ।**
**काचिद् दधार तद्बाहुमंसे चन्दनरूषितम् ॥ ४**

પ્રિયતમ એવા તે (પ્રાણનાથ) શ્રીકૃષ્ણને આવેલા જોઈને પ્રેમથી પ્રફુલ્લ થયેલાં નયનોવાળી વ્રજાંગનાઓ, પ્રાણ પ્રાપ્ત કરેલાં અંગોની જેમ (પ્રાણ આવતાં કર-ચરણાદિ ઈન્દ્રિયો ચેતનવંતી બની જાય તેમ) એકસાથે (હાથ જોડીને) સર્વ ઊભી થઈ ગઈ. ॥ ૩ ॥ કોઈ ગોપીએ ભગવાન શ્રીકૃષ્ણના હસ્તકમળને હર્ષપૂર્વક બે હાથની અંજલિ વડે ગ્રહણ કરી લીધો. કોઈ ગોપીએ ચંદનથી શોભતી તેમની ભુજાને પોતાના ખભા ઉપર પધરાવી. ॥ ૪ ॥

तन्वः करचरणादयः ॥ ३ ॥ ४ ॥

**'તન્વઃ'** કર, ચરણ વગેરે અંગો ॥ ૩ ॥ ૪ ॥

**काचिदञ्जलिनागृह्णात्तन्वी ताम्बूलचर्वितम् ।**
**एका तदङ्घ्रिकमलं सन्तप्ता स्तनयोरधात् ॥ ५**

કોઈ કોમલાંગીએ તેમનું ચર્વિત તાંબૂલ જોડેલા બે હાથથી પ્રમુદિત થઈને લઈ લીધું. કામસંતપ્ત (હૃદયવાળી) કોઈ ગોપીએ તેમના ચરણકમળને બંને સ્તનો ઉપર પધરાવ્યું. ॥ ૫ ॥

अञ्जलिना संहतहस्तद्वयेन ॥ ५ ॥

**'અંજલિના'** જોડેલા બે હાથથી ॥ ૫ ॥

**एका भ्रुकुटिमाबध्य प्रेमसंरम्भविह्वला ।**
**घ्नन्तीवैक्षत् कटाक्षेपैः संदष्टदशनच्छदा ॥ ६**

એક વ્રજસુંદરી પ્રણયપ્રકોપ(ના આવેશ)થી વિવશ થઈ, દાંતથી અધરોષ્ઠ દબાવીને ભ્રુકુટિ ચડાવીને (વક્ર કરીને) (નેત્ર)કટાક્ષ (તિરસ્કારરૂપ બાણો) ફેંકવા દ્વારા જાણે વીંધતી હોય તેમ જોવા લાગી. ॥ ૬ ॥

भ्रुकुटिं भ्रुवमाबध्य कुटिलीकृत्य प्रेमसंरम्भेण प्रणयकोपावेशेन विह्वला विवशा दष्टाधरोष्ठा कटाः कटाक्षास्तैर्ये आक्षेपाः परिभवास्तैस्ताडयन्ती- वैक्षत ॥ ६ ॥

**'ભ્રુકુટિમ્'** ભમ્મરને ચડાવીને, ત્રાંસી કરીને **'પ્રેમસંરમ્ભેણ'** પ્રણયપ્રકોપના આવેશથી **'વિહ્વલા'** વિવશ થઈને, દાંતથી દબાવેલા અધરોષ્ઠવાળી **'કટાઃ'** (નેત્ર)કટાક્ષો, તેમનાથી જે **'આક્ષેપાઃ'** તિરસ્કારો, તેમનાથી વીંધતી હોય તેમ જોવા લાગી. ॥ ૬ ॥

**अपरानिमिषद्दृग्भ्यां जुषाणा तन्मुखाम्बुजम् ।**
**आपीतमपि नातृप्यत् सन्तस्तच्चरणं यथा ॥ ७**

સત્પુરુષો તે ભગવાનનાં શ્રીચરણોનાં વારંવાર દર્શન કરતા જેમ તૃપ્ત થતા નથી, તેમ કોઈ બીજી ગોપી અપલક નેત્રો(રૂપી પ્યાલાઓ)થી તેમના મુખકમળનાં વારંવાર દર્શન (આસ્વાદન) કરતાં તૃપ્ત થતી ન હતી. ॥ ૭ ॥

अनिमिषन्तीभ्यामनिमीलन्तीभ्यां दृग्भ्यामा-पीतमपि सम्यग्दृष्टमपि पुनः पुनर्जुषाणा नातृप्यत् ॥ ७ ॥

**'अनिमिषन्तीभ्याम्'** અપલક (નિર્નિમેષ) નેત્રો દ્વારા **'आपीतम्-अपि'** (મધુર રસનું) આસ્વાદન કરવા છતાં, સતત દર્શન કરતાં તૃપ્ત થતી ન હતી.॥ ૭ ॥

**तं काचिन्नेत्ररन्ध्रेण हृदिकृत्य निमील्य च।**
**पुलकाङ्ग्युपगुह्यास्ते योगीवानन्दसम्प्लुता ॥ ८**

કોઈ એક વ્રજાંગના નેત્રના છિદ્રથી તેમને (શ્યામસુંદરને) હૃદયમાં લઈ જઈ, (નેત્રો) બંધ કરી, આલિંગન કરી, રોમાંચિત અંગોવાળી થઈને યોગીની જેમ પરમાનંદમાં નિમગ્ન થઈ ગઈ. ॥ ૮ ॥

हृदिकृत्य हृदयं नीत्वेत्यर्थः ॥ ८ ॥

**'हृदिकृत्य'** હૃદયમાં લઈ જઈને ॥ ૮ ॥

**सर्वास्ताः केशवालोकपरमोत्सवनिर्वृताः ।**
**जहुर्विरहजं तापं प्राज्ञं प्राप्य यथा जनाः ॥ ९**

ઈશ્વરને પ્રાપ્ત કરીને જેમ (મુમુક્ષુ)જનો વિરહજન્ય સંતાપનો ત્યાગ કરે, તેમ કેશવનાં દર્શનના પરમ ઉત્સવથી આનંદિત થયેલી તે સર્વ વ્રજવનિતાઓએ વિરહજન્ય સંતાપનો ત્યાગ કર્યો. ॥ ૯ ॥

प्राज्ञमीश्वरं प्राप्य यथा मुमुक्षवो जनाः। यद्वा प्राज्ञं ब्रह्मज्ञं प्राप्य यथा संसारिणः। यद्वा प्राज्ञं सौषुप्तं प्राप्य यथा विश्वतैजसावस्था जीवाः ॥ ९ ॥

**'प्राज्ञम्'** ઈશ્વરને પ્રાપ્ત કરીને જે મુમુક્ષુજનો – અથવા **'प्राज्ञम्'** બ્રહ્મજ્ઞાનીને પ્રાપ્ત કરીને જેમ સંસારી જનો – અથવા **'प्राज्ञम्'** સુષુપ્તિના સાક્ષી પ્રાજ્ઞને પ્રાપ્ત કરીને જેમ વિશ્વ અને તૈજસ્ અર્થાત્ જાગ્રત અને સ્વપ્નાવસ્થાવાળા જીવો ॥ ૯ ॥

**ताभिर्विधूतशोकाभिर्भगवानच्युतो वृतः ।**
**व्यरोचताधिकं तात पुरुषः शक्तिभिर्यथा ॥ १०**

હે પ્રિય (પરીક્ષિત), (વિરહના) વિષાદથી રહિત થયેલી તે વ્રજબાળાઓથી વીંટળાયેલા ભગવાન અચ્યુત સત્ત્વાદિ શક્તિઓથી વીંટળાયેલા પરાત્પર પુરુષ પરમાત્માની જેમ અત્યંત શોભતા હતા. ॥ ૧૦ ॥

पुरुषः परमात्मा शक्तिभिः सत्त्वादिभिर्यथा। यद्वा उपासकः पुरुषो ज्ञानबलवीर्यादिभिः। यद्वा पुरुषोऽनुशायी प्रकृत्याद्युपाधिभिर्वृतो यथाऽधिकं विरोचते तद्वत् ॥ १० ॥

**'पुरुषः'** પરમાત્મા જેમ સત્ત્વાદિ શક્તિઓથી (શોભે તેમ) – અથવા **'पुरुषः'** ઉપાસક જ્ઞાન, બળ, વીર્ય વગેરે શક્તિઓથી – અથવા **'पुरुषः'** अनुशायी અર્થાત્ જીવ, પ્રકૃતિ વગેરે ઉપાધિઓથી વીંટળાયેલો જીવ જેમ અધિક શોભે તેમ ॥ ૧૦ ॥

**ताः समादाय कालिन्द्या निर्विश्य पुलिनं विभुः ।**
**विकसत्कुन्दमन्दारसुरभ्यनिलषट्पदम् ॥ ११**

**शरच्चन्द्रांशुसन्दोहध्वस्तदोषातमः शिवम् ।**
**कृष्णाया हस्ततरलाचितकोमलवालुकम् ॥ १२**

ખીલેલાં કુન્દ અને મન્દારથી સુરભિત થયેલા વાયુને કારણે (ઊડતા) ભમરાઓવાળા, શરત્પૂર્ણિમાના ચંદ્રની કિરણાવલિથી નાશ પામેલા અંધકારવાળા તથા શ્રીહસ્તરૂપી તરલ તરંગોથી પથરાયેલી કોમળ વાલુકાવાળા સુખકારી (રાસયોગ્ય) યમુનાપુલિન પર તે સર્વ વ્રજરમણીઓને સાથે લઈ આવીને તેમનાથી વીંટળાયેલા વિભુ શ્રીકૃષ્ણ અધિક શોભતા હતા. ॥ ૧૧ ॥ ૧૨ ॥

विकसत्कुन्दमन्दारैः सुरभिर्योऽनिलस्तस्मात्षट्पदा यस्मिंस्तत्॥ ११ ॥ शरच्चन्द्रांशूनां संदोहैः समूहैर्ध्वस्तं दोषातमो रात्रिगतं तमो यस्मिंस्तत्। अतः शिवं सुखकरम्। हस्तरूपैस्तरलैस्तरङ्गैराचिता आस्तृता कोमला वालुका यस्मिन्। एवंभूतं पुलिनं ताः समादाय निर्विश्य ताभिर्वृतोऽधिकं व्यरोचतेति पूर्वेणान्वयः॥ १२ ॥

ખીલેલાં કુન્દ અને મન્દારથી સુરભિત થયેલો જે વાયુ, તેને કારણે ભમરા છે જેમાં તે (યમુનાપુલિન) ॥ ૧૧ ॥ શરત્પૂર્ણિમાના ચંદ્રનાં કિરણોના **'संदोहैः'** સમૂહથી નાશ પામ્યો છે – **'दोषातमः'** રાત્રિનો અંધકાર જેમાં તે યમુનાપુલિન – આથી **'शिवम्'** સુખકારી એવો યમુનાપુલિન – શ્રીયમુનાજીના શ્રીહસ્તરૂપ તરલ તરંગોથી **'आचिता'** પથરાઈ ગઈ છે કોમળ વાલુકા જેમાં – એવા (અન્ય રાસયોગ્ય) યમુનાપુલિન પર તેમને (ગોપીઓને) લાવીને તેમનાથી વીંટળાયેલા ભગવાન અધિક શોભતા હતા, એમ પૂર્વના શ્લોક (૧૦) સાથે સંબંધ છે. ॥ ૧૨ ॥

**तद्दर्शनाह्लादविधूतहृद्रुजो**
**मनोरथान्तं श्रुतयो यथा ययुः।**
**स्वैरुत्तरीयैः कुचकुंकुमांकितै-**
**रचीक्लृपन्नासनमात्मबन्धवे ॥ १३**

(પરમાત્માનાં દર્શન કરીને) શ્રુતિઓ જેમ પૂર્ણકામ થઈ જાય છે, તેમ તે શ્રીકૃષ્ણ પરમાત્માનાં દર્શનના આનંદથી જેમનાં હૃદયની વ્યથા દૂર થઈ ગઈ તે ગોપિકાઓ પૂર્ણકામ થઈ ગઈ. અંતર્યામી શ્રીકૃષ્ણ માટે તેમણે વક્ષઃસ્થળ ઉપર લગાડેલા કેસરથી રંગાયેલી પોતાની ઓઢણીઓનું આસન પાથરી આપ્યું. ॥ ૧૩ ॥

ताश्च मनोरथानामन्तं ययुः पूर्णकामा बभूवुः। श्रुतयो यथेति। अयमर्थः—यथा कर्मकाण्डे श्रुतयः परमेश्वरमपश्यन्त्यस्तत्तत्कामानुबन्धैरपूर्णा इव भवन्ति, ज्ञानकाण्डे तु परमेश्वरं दृष्ट्वा तदाह्लादपूर्णाः कामानुबन्धं जहति तद्वदिति। आप्तकामा अपि प्रेम्णा तमभजन्नित्याह—स्वैरिति। अचीक्लृपन् रचयामासुः। आत्मबन्धवेऽन्तर्यामिणे ॥ १३ ॥

અને તે ગોપિકાઓ **'मनोरथ-अन्तम् ययुः'** જેમની કામનાઓ પૂર્ણ થઈ ગઈ છે તેવી બની. **'श्रुतयः यथा इति।'** અર્થ આ પ્રમાણે છે – જેમ કર્મકાંડમાં શ્રુતિઓ પરમેશ્વરનાં દર્શન ન પામતાં તે તે કામનાઓના સંબંધને કારણે અપૂર્ણ જેવી રહે છે*, પરંતુ જ્ઞાનકાંડમાં પરમેશ્વરનાં દર્શન કરીને તેના આનંદથી પરિપૂર્ણ થયેલી શ્રુતિઓ કામનાઓના સંબંધ (તે તે કર્મથી જન્મતી સુખની ઈચ્છા)ને છોડી દે છે તેમ. જેમની કામનાઓ પરિપૂર્ણ થઈ ગઈ છે તે ગોપીઓ પણ પ્રેમથી તે શ્રીકૃષ્ણને ભજે છે, એમ કહે છે – **'स्वैः इति।' 'अचीक्लृपत्'** (આસન) પાથર્યું. **'आत्मबंधवे'** અંતર્યામી માટે ॥ ૧૩ ॥

* જૈમિનિ મુનિના પૂર્વમીમાંસા દર્શનમાં ઈશ્વરનો સ્વીકાર કરાયો નથી, માત્ર કર્મ જ ફળ આપે છે, માટે કર્મકાંડની શ્રુતિઓ અપૂર્ણ રહે છે.

**तत्रोपविष्टो भगवान् स ईश्वरो**
**योगेश्वरान्तर्हृदिकल्पितासनः।**
**चकास गोपीपरिषद्गतोऽर्चित-**
**स्त्रैलोक्यलक्ष्म्येकपदं वपुर्दधत्॥ १४**

गोपीसभागतस्ताभिः संमानितः सन् चकास शुशुभे। त्रैलोक्ये या लक्ष्मीः शोभा तस्या एकमेव पदं स्थानं तद्वपुर्दधद्दर्शयन्॥ १४॥

(મહાન) યોગેશ્વરો પોતાના (વિશુદ્ધ) હૃદયની અંદર જે ભગવાનના આસનની રચના કરે છે, તે (સર્વના) ઈશ્વર ભગવાન શ્રીકૃષ્ણ ત્રણેય લોકની શોભાના એક માત્ર સ્થાનરૂપ પોતાના દિવ્ય વિગ્રહને દર્શાવતા ત્યાં બિરાજ્યા. ગોપીજનોની સભામાં ગયેલા અને તેમના દ્વારા સન્માનિત થયેલા (અતિશય) શોભતા હતા. ॥ ૧૪ ॥

ગોપીજનોની સભામાં આવેલા ભગવાન તેમના દ્વારા સન્માનિત થઈ '**चकास**' શોભતા હતા. ત્રણેય લોકમાં જે '**लक्ष्मीः**' શોભા છે તેના એક માત્ર '**पदम्**' સ્થાનરૂપ એવો તેમનો (દિવ્ય) શ્રીવિગ્રહ '**दधत्**' દર્શાવતા ॥ ૧૪ ॥

**सभाजयित्वा तमनङ्गदीपनं**
**सहासलीलेक्षणविभ्रमभ्रुवा ।**
**संस्पर्शनेनाङ्ककृताङ्घ्रिहस्तयोः**
**संस्तुत्य ईषत्कुपिता बभाषिरे॥ १५**

सहासलीलेक्षणेन विभ्रमो विलासो यस्यां तया भ्रुवोपलक्षिताः। संस्पर्शनेन संमर्दनेन॥ १५॥

(મધુર મંદ) સ્મિત અને લીલાપૂર્વકના દૃષ્ટિપાતયુક્ત વિલાસવાળી ભ્રમરોથી સૂચિત થતી ગોપિકાઓ, પોતાના કામને પ્રકટ કરતા એવા શ્રીકૃષ્ણનો સત્કાર કરીને પોતાના અંકમાં તેમનાં ચરણ(કમળ) અને હસ્ત(કમળ) પધરાવીને ચાંપવા દ્વારા પ્રશંસા કરીને (અંતર્ધાન થયા હતા તે યાદ કરીને) સહેજ પ્રણયપ્રકોપ દર્શાવતાં પૂછવા લાગી. ॥ ૧૫ ॥

હાસ્ય અને લીલાપૂર્વકના દૃષ્ટિપાત સહિતનો '**विभ्रमः**' વિલાસ છે જેમાં તે ભ્રમરોથી સૂચિત થતી ગોપિકાઓ – '**संस्पर्शनेन**' સંવાહન (કર-ચરણાદિ ચાંપવા) (દ્વારા કામને ઉદ્દીપિત કરતા – તોષણી)॥૧૫॥

तत्र भगवतोऽकृतज्ञतां तद्वचनेनैवापाद-यितुकामा गूढाभिप्राया लोकवृत्तान्तमिव पृच्छन्ति—**भजत इति**।

ત્યારે ભગવાનની અકૃતજ્ઞતાને ભગવાનના જ મુખે કહેવડાવવાની ઈચ્છા ધરાવતી, ગુપ્ત અભિપ્રાયવાળી ગોપિકાઓ લૌકિક વ્યવહાર હોય તેમ પૂછે છે – '**भजतः इति**।'

**गोप्य ऊचुः**

**भजतोऽनुभजन्त्येक एक एतद्विपर्ययम्।**
**नोभयांश्च भजन्त्येक एतन्नो ब्रूहि साधु भोः॥ १६**

**ગોપીજનો બોલ્યાં** – હે કૃષ્ણ, કેટલાક મનુષ્યો પોતાને પ્રેમ કરનારને પ્રેમ કરે છે. કેટલાક મનુષ્યો તેનાથી ઊલટું (પ્રેમ ન કરનારને પણ પ્રેમ) કરે છે. કેટલાક (પ્રેમ કરનાર અને પ્રેમ ન કરનાર) બન્નેને પ્રેમ નથી કરતા, તો આ સંબંધી અમને યથાર્થ સમજાવો. ॥ ૧૬ ॥

भजतः प्राणिनः। अनु अनन्तरं। केचित्तद्भजनानुसारेण भजन्ति। केचिदेतद्विपर्ययं यथा भवति तथा। तद्भजनानपेक्षमभजतोऽपि भजन्ति। अन्ये तु नोभयानिति॥ १६ ॥

विदिताभिप्राय उत्तरमाह—**मिथ इति।**

**श्रीभगवानुवाच**

**मिथो भजन्ति ये सख्यः स्वार्थैकान्तोद्यमा हि ते।**
**न तत्र सौहृदं धर्मः स्वार्थार्थं तद्धि नान्यथा॥ १७**

हे सख्यः, उपकारप्रत्युपकारतया ये मिथो भजन्ति तेऽन्यं न भजन्ति किंत्वात्मानमेव। कुतः। हि यस्मात्स्वार्थ एवैकान्त उद्यमो येषां ते। तत्र च न सौहृदमतो न सुखं, न च धर्मो दृष्टोद्देशाद्गोमहिष्यादिभजनवदित्यर्थः॥ १७॥

ये त्वभजतो भजन्ति ते द्विविधाः। करुणाः स्निग्धाश्च। तत्र तु यथाक्रमं धर्मकामौ भवत इत्याह—**भजन्त्यभजत इति।**

**भजन्त्यभजतो ये वै करुणाः पितरो यथा।**
**धर्मो निरपवादोऽत्र सौहृदं च सुमध्यमाः॥ १८**
॥ १८॥

(કેટલાક) પ્રેમ કરનાર મનુષ્યને – **'अनु'** પછી (અનુસરે છે.) – (અર્થાત્) કેટલાક મનુષ્યો તે (પ્રેમ કરનાર)ના પ્રેમ અનુસાર પ્રેમ કરે છે. કેટલાક તેનાથી ઊલટું જેમ હોય તેમ કરે છે. અર્થાત્ પ્રેમની અપેક્ષા રાખ્યા વિના પ્રેમ ન કરનારને પણ પ્રેમ કરે છે. પરંતુ બીજા તો પ્રેમ કરનાર અને પ્રેમ ન કરનાર બંનેને પ્રેમ નથી કરતા. ॥ ૧૬ ॥

(પોતાની ઉપર દોષારોપણ થવાનું છે એવા) અભિપ્રાયનો જેમને અણસારો આવી ગયો તે ભગવાન ઉત્તર આપે છે – **'मिथः इति।'**

હે સખીઓ, જેઓ પરસ્પર પ્રેમ કરે છે તેઓ એકમાત્ર સ્વાર્થના જ ઉદ્યમવાળા છે, કારણ કે તેમાં નથી સહૃદયતા કે નથી ધર્મ, તેમાં કેવળ સ્વાર્થનો જ હેતુ હોય છે, બીજું પ્રયોજન હોતું નથી. ॥ ૧૭ ॥

હે સખીઓ, ઉપકારને બદલે ઉપકાર કરવારૂપે જેઓ પરસ્પર પ્રેમ કરે છે, તેઓ બીજાને નહીં પણ પોતાને જ પ્રેમ કરે છે. કેવી રીતે? **'हि'** કારણ કે એક માત્ર સ્વાર્થ જ જેમનો ઉદ્યમ છે તેવા તેઓ છે. આથી તેમનામાં સહૃદયતા નથી, (તેથી) સુખ નથી અને તેમનામાં ધર્મ પણ નથી, કારણ કે ગાય-ભેંશ વગેરેની સેવાની જેમ માત્ર દેખીતો ઉદ્દેશ જ છે, એમ અર્થ છે. ॥ ૧૭ ॥

પરંતુ પ્રેમ ન કરનારાઓને પણ જેઓ પ્રેમ કરે છે તેઓ બે પ્રકારના છે : (એક તો) કરુણાપૂર્ણ (હૃદયવાળા સાધુપુરુષો) અને (બીજા) સ્નેહીજનો – તેમાં તો અનુક્રમે ધર્મ અને સ્નેહ જ હોય છે. એમ કહે છે – **'भजन्ति-अभजतः इति।'**

હે સુંદરીઓ, પ્રેમ ન કરનારાઓને પણ જેઓ પ્રેમ કરે છે તેઓ કરુણાપૂર્ણ હૃદયવાળા (સાધુજનો અને માતા-પિતા) છે. એમનામાં અપવાદરહિત ધર્મ અને સ્નેહ (જ) રહેલા હોય છે. ॥ ૧૮ ॥ ૧૮ ॥

तृतीयप्रश्नोत्तरं **भजतोऽपीति**।

**भजतोऽपि न वै केचिद् भजन्त्यभजतः कुतः।**
**आत्मारामा ह्याप्तकामा अकृतज्ञा गुरुद्रुहः॥ १९**

अयमर्थः—ते तु चतुर्विधाः। एके आत्मारामा अपराग्दृशः, केचिदाप्तकामा विषयदर्शिनोऽपि पूर्णकामत्वेन भोगेच्छारहिताः, अन्येऽकृतज्ञा मूढाः, अन्ये तु गुरुद्रुहोऽतिकठिनाः 'स पिता यस्तु पोषकः' इति न्यायादुपकर्ता गुरुतुल्यस्तस्मै द्रुह्यन्तीति तथा ते॥ १९॥

ત્રીજા પ્રશ્નનો ઉત્તર આપે છે – **भजतः अपि इति।**'

પ્રેમ કરનારને પણ કેટલાક પ્રેમ નથી કરતા, તો પ્રેમ ન કરનારને તો તેઓ ક્યાંથી પ્રેમ કરે ? (આવા લોકો ચાર પ્રકારના હોય છે –) આત્મારામ, આપ્તકામ, અકૃતજ્ઞ અને ગુરુદ્રોહી. ॥ ૧૯ ॥

આ પ્રમાણે અર્થ છે – (જેઓ પ્રેમ કરનારને પણ પ્રેમ કરતા નથી) તેઓ તો ચાર પ્રકારના છે. કેટલાક '**आत्मारामाः**' બાહ્યદૃષ્ટિથી રહિત (આત્મસ્વરૂપમાં જ રમણ કરનારા) હોય છે. કેટલાક '**आप्तकामाः**' બહારના વિષયોને જોતા હોવા છતાં પણ પોતે પૂર્ણકામ હોવાથી ભોગેચ્છાથી રહિત હોય છે. બીજા કેટલાક '**अकृतज्ञाः**' બીજાએ કરેલા ઉપકારનું ભાન ન હોય તેવા મૂઢ હોય છે અને બાકીના બીજા તો '**गुरुद्रुहः**' (બીજાએ કરેલા ઉપકારને જાણનાર હોવા છતાં દુષ્ટ ચિત્તવાળા હોવાથી) અતિ કઠોર હોય છે. 'જે પોષણ કરે તે પિતા' એ ન્યાયે જે ઉપકાર કરનાર હોય તે ગુરુ સમાન છે, તેમનો દ્રોહ કરે તેવા હોય છે. ॥ ૧૯ ॥

अत्र चरमकोटिगतमात्मानं मत्वा, अक्षिसंकोचैः परस्परं गूढस्मितमुखीस्ता दृष्ट्वा आह—**नाहं त्विति**।

**नाहं तु सख्यो भजतोऽपि जन्तून्**
**भजाम्यमीषामनुवृत्तिवृत्तये।**
**यथाऽधनो लब्धधने विनष्टे**
**तच्चिन्तयान्यन्निभृतो न वेद॥ २०**

હે સખ્યઃ, अहं तेषां मध्ये न कोऽपि, किंतु परमकारुणिकः परमसुहृच्च। कथम्। अमीषां भजतामनुवृत्तिवृत्तये निरन्तरध्यानप्रवृत्त्यर्थं तान्न

અહીં પોતાને (ભગવાનને) છેલ્લી કોટિના (અકૃતજ્ઞ) માનીને પરસ્પર આંખ ઝીણી કરીને (આંખના ઈશારાઓથી) છૂપું સ્મિત વેરતા મુખવાળી વ્રજલલનાઓને જોઈને ભગવાન કહે છે – '**न-अहं तु इति।**'

હે સખીઓ, મને પ્રેમ કરનારા આ જીવો નિરંતર મારા ધ્યાનમાં પ્રવર્ત્યા કરે તે માટે મને પ્રેમ કરનારા જીવોને પણ હું (પ્રત્યક્ષરૂપે) પ્રેમ નથી કરતો. જેમ નિર્ધન મનુષ્ય પ્રાપ્ત થયેલું ધન નષ્ટ થતાં ધનની ચિંતાથી ભરપૂર થઈ ભૂખ-તરસ વગેરે બીજું (કંઈ) જાણતો નથી. (તેમ મને પ્રેમ કરનારાઓને હું પ્રત્યક્ષ થઈને અંતર્ધાન થઈ જાઉં છું, જેથી તેઓ નિરંતર મારા ચિંતનમાં મગ્ન રહે.) ॥ ૨૦ ॥

હે સખીઓ, તેમાંના કોઈપણ પ્રકારમાં હું સમાવિષ્ટ થતો નથી. હું તો પરમ કરુણાવાન અને પરમ મિત્ર છું. કેવી રીતે? આ પ્રેમ કરનારાઓની '**अनुवृत्तिवृत्तये**' નિરંતર મારા ધ્યાનમાં પ્રવૃત્તિ રહે

भजामि। एतत्सदृष्टान्तमाह—यथेति। तस्य धनस्यैव चिन्तया निभृतः पूर्णः। व्याप्त इति यावत्। अन्यत् क्षुत्पिपासाद्यपि न वेद॥ २०॥

તે માટે હું તેમને (પ્રત્યક્ષરૂપે) પ્રેમ કરતો નથી. આ વાતને દૃષ્ટાંત સહિત કહે છે – '**यथा इति**।' તેના ધનની જ ચિંતાથી તે '**निभृतः**' (ઘેરાયેલો) વ્યાપેલો રહે છે, ચિંતામાં એટલો ડૂબી જાય છે કે ભૂખ-તરસ વગેરેને પણ ભૂલી જાય છે. ॥ ૨૦ ॥

**एवं मदर्थोज्झितलोकवेद-**
**स्वानां हि वो मय्यनुवृत्तयेऽबलाः।**
**मया परोक्षं भजता तिरोहितं**
**माऽसूयितुं माऽर्हथ तत् प्रियं प्रियाः॥ २१**

હે અબળાઓ, મારી પ્રાપ્તિ માટે જેમના દ્વારા લોક, વેદ અને સ્વજનોનો પરિત્યાગ કરવામાં આવ્યો છે તેવાં તમારી ચિત્તવૃત્તિ નિરંતર મારામાં રહે તે માટે, જે રીતે તમે ન જુઓ તેમ તમને ભજતા (તમારા પ્રેમરસનું પાન કરતા), અંતર્ધાન થઈને રહેલા પ્રિયતમ એવા મને, તેથી હે પ્રિયાઓ, દોષદૃષ્ટિથી તમે જોવા યોગ્ય નથી. ॥ ૨૧ ॥

एवं मदर्थोज्झितलोकवेदस्वानां मदर्थे उज्झितो लोको युक्तायुक्ताप्रतीक्षणात्, वेदश्च धर्माधर्मा–प्रतीक्षणात्, स्वा ज्ञातयश्च स्नेहत्यागात् याभिस्तासां वो युष्माकं परोक्षमदर्शनं यथा भवति तथा भजता युष्मत्प्रेमालापान् शृण्वतैव तिरोहित–मन्तर्धानेन स्थितम्। तत्तस्मात् हे अबला हे प्रियाः, मा मामसूयितुं दोषारोपेण द्रष्टुं यूयं मार्हथ न योग्याः स्थ॥ २१॥

આમ, '**मत्-अर्थ-उज्झित-लोक-वेद-स्वानाम्**' મારી પ્રાપ્તિ માટે યોગ્ય-અયોગ્યનો વિચાર ન કર્યો હોવાથી લોકનો ત્યાગ કરનારાં, ધર્મ-અધર્મનો વિચાર ન કર્યો હોવાથી વેદનો ત્યાગ કરનારાં અને '**स्वाः**' સ્વજનો, તેમના પણ સ્નેહનો ત્યાગ જેમનાં દ્વારા કરવામાં આવ્યો હોવાથી તેવાં તમારી (ચિત્તવૃત્તિ મારામાં જ રહે છે). '**वः**' તમારું પરોક્ષદર્શન - તમે ન જુઓ તેમ જે રીતે થાય તે રીતે તમારું ભજન કરતો તમારા પ્રેમાલાપનું શ્રવણ કરતો જ હું '**तिरोहितम्**' અંતર્ધાન થઈને અહીં જ રહેલો છું. '**तत्**' તેથી હે અબળાઓ, હે પ્રિયાઓ, '**मा**' મને '**असूयितुम्**' દોષારોપણ કરીને જોવા માટે તમે '**मा-अर्हथ**' યોગ્ય નથી. ॥ ૨૧ ॥

आस्तामिदं, परमार्थं तु शृणुतेत्याह—**नेति**।

પણ આ વાત બાજુએ મૂકો અને મારું સત્ય વચન સાંભળો, એમ ભગવાન કહે છે – '**न इति**।'

**न पारयेऽहं निरवद्यसंयुजां**
**स्वसाधुकृत्यं विबुधायुषापि वः।**
**या माऽभजन् दुर्जरगेहशृंखलाः**
**संवृश्च्य तद् वः प्रतियातु साधुना॥ २२**

(મારી સાથે) નિર્દોષ સંબંધ રાખનારી એવી જે આપ (ઘરગૃહસ્થીરૂપ) અકાટ્ય બેડીઓ સંપૂર્ણપણે કાપીને મને ભજો છો તેવી તમારો, દેવોના આયુષ્ય પર્યન્ત સેવા કરીને પણ બદલો વાળવા માટે હું સમર્થ નથી. તેથી તમારી જ શ્રેષ્ઠ સેવાથી તમારી શ્રેષ્ઠ સેવા પ્રત્યુપકારરૂપ થાઓ! ॥ ૨૨ ॥

निरवद्या संयुक् संयोगो यासां तासां वो विबुधानामायुषापि चिरकालेऽपि स्वीयं साधु कृत्यं प्रत्युपकारं कर्तुं न पारये न शक्नोमि। कथंभूतानाम्। या भवत्यो दुर्जरा अजरा या गेहशृंखलास्ताः संवृश्च्य निःशेषं छित्त्वा मा मामभजंस्तासाम्। मच्चित्तं तु बहुषु प्रेमयुक्ततया नैकनिष्ठम्। तस्माद्वो युष्माकमेव साधुना साधुकृत्येन तत् युष्मत्साधु कृत्यं प्रतियातु प्रतिकृतं भवतु। युष्मत्सौशील्येनैव ममानृण्यं, न तु मत्कृतप्रत्युपकारेणेत्यर्थः ॥ २२ ॥

નિર્દોષ **'संयुक्'** સંબંધ છે જેમનો તેમનો – તમારો દેવોના આયુષ્યથી પણ – ચિરકાળથી પણ **'स्व-साधुकृत्यम्'** મારું પોતાનું કોઈ પણ શ્રેષ્ઠ કૃત્ય પ્રત્યુપકાર કરવા માટે **'न पारये'** સમર્થ નથી. કેવી વ્રજવનિતાઓનો? જે તમે (ઘર-ગૃહસ્થીરૂપ) **'दुर्जराः'** જે અકાટ્ય બેડીઓને સંપૂર્ણપણે કાપીને મને ભજો છો તેવી વ્રજવનિતાઓનો – મારું ચિત્ત તો અનેકમાં પ્રેમયુક્ત હોવાથી એકમાં નિષ્ઠ નથી. તેથી **'वः'** તમારી જ **'साधुना'** શ્રેષ્ઠ સેવાથી તે તમારી શ્રેષ્ઠ સેવા **'प्रतियातु'** પ્રત્યુપકારરૂપ થાઓ! તમારી સુશીલતાથી જ મારી ઋણમુક્તિ છે, મારા કરેલા પ્રત્યુપકારથી નહીં, એમ અર્થ છે. ॥ ૨૨ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे पूर्वार्धे
रासक्रीडायां गोपीसान्त्वनं नाम द्वात्रिंशोऽध्यायः ॥ ३२ ॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे पूर्वार्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां द्वात्रिंशोऽध्यायः ॥ ३२ ॥

# अथ त्रयस्त्रिंशोऽध्यायः

## મહારાસ

त्रयस्त्रिंशे ततो गोपीमण्डलीमध्यगो हरिः।
प्रियास्ता रमयामास ह्रदिनीवनकेलिभिः ॥ १ ॥

(ગોપીજનોની પ્રશંસા કર્યા) પછી ગોપીઓની મંડળીની મધ્યમાં રહેલા શ્રીહરિએ તે પ્રિયાઓને નદીમાં (જળકેલિ) અને વનકેલિથી રમણ કરાવ્યું, તે તેત્રીસમા અધ્યાયમાં છે. ॥ ૧ ॥

**श्रीशुक उवाच**

**इत्थं भगवतो गोप्यः श्रुत्वा वाचः सुपेशलाः।**
**जहुर्विरहजं तापं तदङ्गोपचिताशिषः ॥ १**

**શ્રીશુકદેવજી બોલ્યા** – હે રાજા (પરીક્ષિત), ત્યારે શ્રીભગવાનની અતિમૃદુલ વાણી સાંભળીને તેમના (શ્રીઅંગના) સ્પર્શથી સમૃદ્ધ થયેલા મનોરથવાળી ગોપાંગનાઓએ વિરહજનિત સંતાપ દૂર કર્યો. ॥ ૧॥

तत्तदा अङ्ग हे राजन्, यद्वा तस्य भगवतोऽङ्गेन वपुषा करचरणाद्यवयवैर्वोपचिताः समृद्धा आशिषो यासां ताः ॥ १ ॥

**'तत्'** ત્યારે **'अङ्ग'** હે રાજા (પરીક્ષિત), અથવા **'तत्'** તે ભગવાનના **'अङ्गेन'** કર, ચરણ વગેરે અવયવોરૂપ શ્રીઅંગના સ્પર્શથી **'उपचिताः'** પરિપૂર્ણ થયા છે મનોરથો જેમના તે ગોપાંગનાઓ ॥ ૧ ॥

**तत्रारभत गोविन्दो रासक्रीडामनुव्रतैः।**
**स्त्रीरत्नैरन्वितः प्रीतैरन्योन्याबद्धबाहुभिः ॥ २**

ત્યાં (યમુનાપુલિન પર) શ્રીકૃષ્ણ(ની રુચિ) અનુસાર ચાલનારી એવી જેમના દ્વારા પ્રેમપૂર્વક એકબીજાના હાથમાં હાથ નાખવામાં આવ્યા છે તે રમણીરત્નો સાથે ગોવિંદ ભગવાને રાસલીલાનો આરંભ કર્યો. ॥ ૨ ॥

रासक्रीडां रासो नाम बहुनर्तकीयुक्तो नृत्यविशेषस्तां क्रीडाम्। अन्योन्यमाबद्धाः संग्रथिता बाहवो यैस्तैः सह॥ २॥

तत्साहित्यमभिनयेन दर्शयति—**रासोत्सव** इत्यक्षरचतुष्टयाधिकेन सार्धेन।

**रासोत्सवः सम्प्रवृत्तो गोपीमण्डलमण्डितः।**
**योगेश्वरेण कृष्णेन तासां मध्ये द्वयोर्द्वयोः।**
**प्रविष्टेन गृहीतानां कण्ठे स्वनिकटं स्त्रियः॥ ३**

तासां मण्डलरूपेणावस्थितानां द्वयोर्द्वयोर्मध्ये प्रविष्टेन तेनैव कण्ठे गृहीतानामुभयत आलिङ्गितानाम्। कथंभूतेन। यं सर्वाः स्त्रियः स्वनिकटं मामेवाश्लिष्टवानिति मन्येरंस्तेन एतदर्थं द्वयोर्द्वयोर्मध्ये प्रविष्टेनेत्यर्थः। नन्वेकस्य कथं तथा प्रवेशः, सर्वसन्निहितत्वे वा कुतः स्वैकनिकटत्वाभिमानस्तासामित्यत उक्तं—योगेश्वरेणेति। अचिन्त्यशक्तिनेत्यर्थः॥ ३॥

**यं मन्येरन् नभस्तावद् विमानशतसंकुलम्।**
**दिवौकसां सदाराणामौत्सुक्यापहृतात्मनाम्॥ ४**

तावत्तत्क्षणमेवौत्सुक्यव्याप्तमनसां सस्त्रीकाणां देवानां विमानशतैः संकुलं संकीर्णं नभो बभूव॥ ४॥

**ततो दुन्दुभयो नेदुर्निपेतुः पुष्पवृष्टयः।**
**जगुर्गन्धर्वपतयः सस्त्रीकास्तद्यशोऽमलम्॥ ५**

**'रासक्रीडाम्'** રાસ એટલે અનેક નર્તકીઓવાળું વિશિષ્ટ નૃત્ય, તે રાસલીલાને (આરંભી). એકબીજાના **'आबद्धाः'** હાથમાં હાથ નાખવામાં આવ્યા છે જેમના દ્વારા તે રમણીરત્નો સાથે ॥ ૨ ॥

તેમના સાહચર્યને રાસની રચના દ્વારા દર્શાવે છે – **'रासोत्सवः इति।'** દોઢ શ્લોક અને (**'यं मन्येरन्'**) એમ ચાર અધિક અક્ષરોથી દર્શાવે છે –

બે બે ગોપાંગનાઓની વચ્ચે પ્રવેશેલા યોગેશ્વર શ્રીકૃષ્ણ(ના શ્રીહસ્ત) દ્વારા કંઠમાં (બંને તરફથી) ગ્રહણ કરાયેલી ગોપાંગનાઓના મંડળથી શોભતો રાસોત્સવ આરંભાયો. શ્રીકૃષ્ણને ગોપાંગનાઓ પોતાની જ નિકટ (મને આલિંગન કરે) છે એમ માને તેમ (રાસ રચાયો.) ॥ ૩ ॥

મંડળાકારમાં ગોઠવાઈ ગયેલી તે બે બે ગોપાંગનાઓની વચ્ચે પ્રવેશેલા તે શ્રીકૃષ્ણ દ્વારા **'कण्ठे गृहीतानाम्'** બંને તરફથી આલિંગન કરાયેલી ગોપાંગનાઓની (વચ્ચે) – કેવા શ્રીકૃષ્ણ દ્વારા? જે શ્રીકૃષ્ણને સર્વ ગોપસ્ત્રીઓ પોતાની પાસે અને પોતાને જ આલિંગન કરે છે એમ માને, તેથી બે બે ગોપીઓની વચ્ચે પ્રવેશેલા શ્રીકૃષ્ણ દ્વારા, એમ અર્થ છે. શંકા કરવામાં આવી છે કે એક જ શ્રીકૃષ્ણનો બે બે ગોપીઓની વચ્ચે કેવી રીતે પ્રવેશ થાય? અથવા સર્વ ગોપાંગનાઓ સાથે હોય ત્યારે એક પોતાની જ પાસે ભગવાન છે, એવું અભિમાન કેવી રીતે હોય? આથી કહેવામાં આવ્યું કે **'योगेश्वरेण इति।'** અચિન્ત્ય શક્તિવાળા યોગેશ્વર શ્રીકૃષ્ણ દ્વારા (આ પ્રમાણે થાય તે અસંભવિત નથી), એમ અર્થ છે. ॥ ૩ ॥

તે જ સમયે ઉત્સુકતાથી હરાયેલાં (વ્યાપેલાં) મનવાળા, પત્નીઓ સહિત દેવોનાં સેંકડો વિમાનોથી આકાશ છવાઈ ગયું. ॥ ૪ ॥

**'तावत्'** તે જ સમયે ઉત્સુકતાથી વ્યાપ્ત થયેલાં મનવાળા, પત્નીઓ સહિત દેવોનાં સેંકડો વિમાનોથી આકાશ **'संकुलम्'** છવાઈ ગયું. ॥ ૪ ॥

ત્યારે નગારાં વાગવા લાગ્યાં, પુષ્પવૃષ્ટિઓ થવા લાગી, પોતાની પત્નીઓ સાથે ગંધર્વપતિઓ તે ભગવાન શ્રીકૃષ્ણનો નિર્મળ યશ ગાવા લાગ્યા.॥ ૫ ॥

तत्तस्य भगवतः श्रीकृष्णस्यामलं निर्मलं यशो जगुरिति ॥ ५ ॥

**वलयानां नूपुराणां किंकिणीनां च योषिताम्।**
**सप्रियाणामभूच्छब्दस्तुमुलो रासमण्डले ॥ ६**

सप्रियाणां कृष्णसहितानाम्। तुमुलः संकीर्णः ॥ ६ ॥

**तत्रातिशुशुभे ताभिर्भगवान् देवकीसुतः।**
**मध्ये मणीनां हैमानां महामरकतो यथा ॥ ७**

महामरकतो नीलमणिरिव हैमानां मणीनां मध्ये मध्ये ताभिः स्वर्णवर्णाभिराश्लिष्टाभिः शुशुभे। गोपीदृष्ट्यभिप्रायेण वा विनैव मध्यपदावृत्तिमेकवचनम् ॥ ७ ॥

स यथा ताभिः शुशुभे, तथा ता अपि तेन विरेजुरित्याह—**पादन्यासैरिति**।

**पादन्यासैर्भुजविधुतिभिः**
**सस्मितैर्भ्रूविलासै-**
**र्भज्यन्मध्यैश्चलकुचपटैः**
**कुण्डलैर्गण्डलोलैः।**
**स्विद्यन्मुख्यः कबररशना-**
**ग्रन्थयः कृष्णवध्वो**
**गायन्त्यस्तं तडित इव ता**
**मेघचक्रे विरेजुः ॥ ८**

(છંદ - મંદાક્રાંતા, મ ભ ન ત ત ગા ગા, અક્ષર ૧૭)

**'तत्'** તે ભગવાન શ્રીકૃષ્ણનો **'अमलम्'** નિર્મળ યશ ગાવા લાગ્યા. ॥ ૫ ॥

રાસમંડળમાં પ્રિય શ્રીકૃષ્ણની સાથે (હજારો) વ્રજાંગનાઓનાં કંકણ, (પગનાં) ઝાંઝર અને (કટિમેખલાની) ઘૂઘરીઓના મિશ્ર સ્વરનો કોલાહલ છવાઈ ગયો. ॥ ૬ ॥

**'सप्रियाणाम्'** પ્રિય શ્રીકૃષ્ણ સહિત વ્રજાંગનાઓના – **'तुमुलः'** કોલાહલવાળો મિશ્ર સ્વર ॥ ૬ ॥

સુવર્ણમય મણિઓની વચ્ચે જેમ નીલમણિ શોભે, તેમ ત્યાં રાસમંડળમાં (આશ્લેષ પામતી તે સુવર્ણવર્ણી વ્રજાંગનાઓની) વચ્ચે (વચ્ચે) (શ્યામસુંદર) ભગવાન દેવકીનંદન અતિશય શોભતા હતા. ॥ ૭ ॥

**'महामरकतः'** નીલમણિ જેમ સુવર્ણમય મણિઓની વચ્ચે વચ્ચે શોભે તેમ **'ताभिः'** આશ્લેષ પામેલી તે સુવર્ણવર્ણી વ્રજાંગનાઓની વચ્ચે વચ્ચે શ્રીકૃષ્ણ શોભતા હતા. અથવા ગોપીઓની દૃષ્ટિના અભિપ્રાયથી (પાંખડીઓની વચ્ચે કર્ણિકાના સ્થાને એક જ શ્રીકૃષ્ણ રહેલા છે, કારણ કે) મૂળ શ્લોકમાં ભગવાન એક-વચનમાં છે, (તેથી) **'मध्ये'** પદની આવૃત્તિ કર્યા વિના જ (આમ અર્થ થાય છે.) ॥ ૭ ॥

તે વ્રજસુંદરીઓ સાથે જેમ શ્રીકૃષ્ણ શોભતા હતા, તેમ તે વ્રજસુંદરીઓ પણ શ્રીકૃષ્ણ સાથે શોભતી હતી, એમ કહે છે – **'पादन्यासैः इति।'**

(તાલ અને શબ્દ અનુસાર ભૂમિ ઉપર ભ્રમણ-કૌશલ્યપૂર્વકના વિશિષ્ટ નૃત્યગતિયુક્ત) ચરણવિન્યાસોથી, કરપલ્લવોનાં (અદ્ભુત) કંપનોથી, સ્મિતયુક્ત ભ્રૂકુટિવિલાસોથી, લચકતા કટિપ્રદેશ(ની ભંગિમા)થી ચલાયમાન થતાં વક્ષઃસ્થળોથી અને તેની ઉપરનાં વસ્ત્રોથી, ગાલ ઉપર દોલાયમાન થતાં કુંડળોથી યુક્ત, પ્રસ્વેદ ઝરતાં મુખડાંવાળી, કેશબંધ અને કમરબંધની દૃઢ ગ્રંથિઓવાળી તેમ જ તે શ્રીકૃષ્ણનું ગાન કરતી શ્રીકૃષ્ણની વધૂઓ (અનેકસ્વરૂપ થયેલા) શ્રીકૃષ્ણરૂપી મેઘમંડળમાં વીજળીની જેમ શોભતી હતી.॥ ૮ ॥

भुजविधुतिभिः करचालनैर्भज्यमानैर्मध्यैश्चलद्भिः कुचैश्च पटैश्च। मण्डलोलैर्गण्डेषु चञ्चलैः। स्विद्यन्मुख्यः स्विद्यन्ति स्वेदमुद्गिरन्ति मुखानि यासां ताः। कबरेषु रशनासु च ग्रन्थयो दृढा यासाम्। यद्वा तेषु तासु चाग्रन्थयः, शिथिलग्रन्थय इत्यर्थः। तत्र नानामूर्तिः कृष्णो मेघचक्रमिव, तास्तु बहुविधास्तडित इव स्वेदस्तुषार इव, गीतं गर्जितमिवेति यथासंभवमूह्यम्॥ ८॥

'**भुजविधुतिभिः**' (ગીતપદાર્થના અભિનય અનુસાર) કરપલ્લવોનાં (અદ્ભુત) કંપનોથી, લચકતા કટિપ્રદેશ(ની ભંગિમા)થી, ચલાયમાન થતાં વક્ષઃસ્થળોથી અને તેની ઉપરનાં વસ્ત્રોથી, '**गण्डलोलैः**' ગંડસ્થળો (ગાલ) ઉપર દોલાયમાન થઈ રહેલાં (કુંડળો)થી – '**स्विद्यन्मुख्यः**' પ્રસ્વેદ ઝરતાં મુખડાં છે જેમનાં તે વ્રજસુંદરીઓ – કેશબંધોમાં અને કમરબંધોમાં મજબૂત ગાંઠો છે જેમની અથવા તે કેશબંધોમાં અને તે કમરબંધોમાં '**च-अग्रन्थयः**' શિથિલ થઈ છે ગાંઠો જેમની, એમ અર્થ છે. ત્યાં અનેકસ્વરૂપ થયેલા શ્રીકૃષ્ણ મેઘમંડળ હોય તેમ અને વ્રજસુંદરીઓ તો અનેક જાતની વીજળીઓ હોય તેમ – '**स्वेदः**' પ્રસ્વેદ જળબિંદુ સમાન છે, વ્રજવનિતાઓનું ગાન મેઘની ગર્જના સમાન છે, એમ સંભવિત હોય તેમ કહેવામાં આવ્યું છે. ॥ ८ ॥

**वंशीधरी—**कृष्णवध्व इत्यनेन कात्यायनीव्रतकर्त्र्यो गांधर्वविधिना विवाहिता एव—

'परस्परानुरोधेन कन्यायाश्च वरस्य च।
गांधर्व इति संप्रोक्तो विवाहः संगमे सति॥'

इति स्मृतेर्भगवति व्यभिचारदोषो नायाति, परकीयासंगतेरेव व्यभिचारत्वात्।

'**कृष्णवध्वः इति।**' આ દ્વારા કાત્યાયની વ્રત કરનારી ગોપાંગનાઓ ગાંધર્વવિધિથી વિવાહિતા જ હતી. 'વરકન્યાની પરસ્પર અનુમતિથી સંગમ થાય ત્યારે તે ગાંધર્વવિવાહ કહેવાય છે.' એમ સ્મૃતિ હોવાથી ભગવાનમાં વ્યભિચારદોષ આવતો નથી, કારણ કે પરસ્ત્રીની સંગતિથી જ વ્યભિચાર થાય છે.

**उच्चैर्जगुर्नृत्यमाना रक्तकण्ठ्यो रतिप्रियाः।**
**कृष्णाभिमर्शमुदिता यद्गीतेनेदमावृतम्॥ ९**

અનેક જાતના રાગોથી સુખ આપતા (સુરીલા) કંઠવાળાં, શ્રીકૃષ્ણના સંસ્પર્શથી પ્રમુદિત થયેલાં, (શ્રીકૃષ્ણપ્રીતિરૂપ) રતિમાં પ્રીતિ રાખનારાં ગોપીજનો નૃત્ય કરતાં ઉચ્ચ સ્વરે ગાન કરવા લાગ્યાં, જેમના નાદથી આ વિશ્વ છવાઈ ગયું. ॥ ९ ॥

नृत्यमाना नृत्यन्त्यः। रक्तकण्ठ्यो नानारागैरनुरञ्जितकण्ठ्यः। कृष्णस्याभिमर्शेन संस्पर्शेन मुदिताः। इदं विश्वम्॥ ९॥

'**नृत्यमानाः**' નૃત્ય કરતાં, '**रक्तकण्ठ्यः**' અનેક જાતના રાગોથી સુખ આપતા સુરીલા કંઠવાળાં, શ્રીકૃષ્ણના '**अभिमर्शेन**' સંસ્પર્શથી પ્રસન્ન થયેલાં (ગોપીજનો) – '**इदम्**' આ વિશ્વ ॥ ९ ॥

**काचित् समं मुकुन्देन स्वरजातीरमिश्रिताः।**
**उन्निन्ये पूजिता तेन प्रीयता साधु साध्विति।**
**तदेव ध्रुवमुन्निन्ये तस्यै मानं च बह्वदात्॥ १०**

કોઈ એક ગોપી ષડ્જ વગેરે સ્વરોના આલાપની ગતિને શ્રીમુકુન્દ ભગવાનના સ્વરની સાથે મિશ્ર ન થાય તેવા તેમનાથી ઊંચા (વિલક્ષણ) સ્વરે લઈ ગઈ. તેનાથી પ્રસન્ન થયેલા શ્રીકૃષ્ણ દ્વારા તે 'ધન્ય, ધન્ય' (શબ્દો)થી સન્માનિત થઈ. તે સ્વરોના આલાપની ગતિને જ 'ધ્રુવ' નામનો વિશિષ્ટ તાલ કરીને બીજી ગોપીએ ઊંચા સ્વરમાં મેળવ્યો. તેને પણ ભગવાને ખૂબ આદર આપ્યો. ॥ १० ॥

मुकुन्देन सह स्वरजातीः षड्जादिस्वरालापगतीः। अमिश्रिताः कृष्णोन्नीताभिरसंकीर्णाः। प्रीयमाणेन संमानिता तज्जात्युन्नयनमेव ध्रुवं ध्रुवाख्यं तालविशेषं कृत्वा उन्निन्ये उन्नीतवती ॥ १० ॥

શ્રીમુકુન્દ ભગવાનની સાથે **'स्वरजातीः'** ષડ્જ વગેરે સ્વરોના આલાપની ગતિને **'अमिश्रिताः'** મિશ્ર ન થાય તેવા, શ્રીકૃષ્ણથી ઊંચા સ્વરે – (**'प्रीयता'**) પ્રસન્ન થતા શ્રીકૃષ્ણ દ્વારા તે સન્માનિત થઈ. તે સ્વરોના આલાપની ગતિને જ **'ध्रुवम्'** 'ધ્રુવ' નામનો વિશિષ્ટ તાલ કરીને **'उन्निन्ये'** ઊંચા સ્વરમાં મેળવ્યો. ॥૧૦॥

एवं नृत्यगीतादिना श्रीकृष्णसंमानितानां तासामतिप्रीतिविलसितं वृत्तमाह—**काचिदिति**।

આમ, નૃત્ય-ગીત વગેરે દ્વારા શ્રીકૃષ્ણ વડે સન્માનિત થયેલી તે વ્રજાંગનાઓના, અતિશય પ્રીતિથી વિલસિત થયેલા વૃત્તાંતનું વર્ણન કરે છે – **'काचित् इति।'**

**काचिद् रासपरिश्रान्ता पार्श्वस्थस्य गदाभृतः।**
**जग्राह बाहुना स्कन्धं श्लथद्वलयमल्लिका॥ ११**

જેનાં કંકણો(નાં ગજરા)નાં અને (વેણીનાં) મલ્લિકાકુસુમો શિથિલ થઈ ગયાં છે તેવી, રાસક્રીડાથી પરિશ્રાન્ત થયેલી કોઈ એક વ્રજસુંદરીએ પાસે રહેલા બંસીધર પ્રભુના સ્કંધને (પોતાના) બાહુથી પકડી લીધો. ॥ ૧૧ ॥

श्लथन्ति वलयानि मल्लिकाश्च यस्याः सा॥ ११ ॥

શિથિલ થયાં છે કંકણો(નાં ગજરા)નાં અને (વેણીનાં) ચમેલીનાં પુષ્પો જેનાં તે વ્રજસુંદરી ॥ ૧૧ ॥

**वंशीधरी**—स्वाधीनकान्तत्वादियं वृषभानुकुमारी।

પતિ પોતાને અધીન હોવાથી આ વૃષભાનુકુમારી રાધાજી છે.

**तत्रैकांसगतं बाहुं कृष्णस्योत्पलसौरभम्।**
**चन्दनालिप्तमाघ्राय हृष्टरोमा चुचुम्ब ह॥ १२**

તેમાંની એક ગોપીએ પોતાના ખભા ઉપર રહેલા, (રાત્રિવિકાસી) ઉત્પલની સૌરભ જેવા સુગંધિત અને ચંદનચર્ચિત શ્રીકૃષ્ણના બાહુની (દિવ્ય) સુગંધ લઈને આનંદથી રોમાંચિત થઈ બાહુને ચૂમી લીધો. ॥ ૧૨ ॥

उत्पलस्य सौरभं यस्य तं बाहुम्॥ १२॥

(રાત્રિવિકાસી) ઉત્પલની સૌરભ છે જેની તે બાહુને ॥ ૧૨ ॥

**अन्वि.**—इयं श्यामला।

આ શ્યામલા ગોપીજી છે.

**कस्याश्चिन्नाट्यविक्षिप्तकुण्डलत्विषमण्डितम्।**
**गण्डं गण्डे सन्दधत्या अदात्ताम्बूलचर्वितम्॥ १३**

નૃત્ય કરવાથી દોલાયમાન થતાં કુંડળોની કાંતિથી શોભતા પોતાના ગાલને શ્રીકૃષ્ણના ગાલ સાથે જોડતી કોઈ એક ગોપીને શ્રીકૃષ્ણે ચર્વિત (ચાવેલું) તામ્બૂલ (તેના મુખ સાથે પોતાનું મુખ જોડીને) આપી દીધું. ॥ ૧૩ ॥

नाट्येन नृत्येन विक्षिप्तयोश्चञ्चलयोः कुण्डलयोस्त्विषेण त्विषा मण्डितं गण्डं कपोलं तथाभूते स्वगण्डे संदधत्याः संयोजयन्त्याः॥ १३॥

**'नाट्येन'** નૃત્ય કરવાથી **'विक्षिप्तयोः'** દોલાયમાન થતાં બે કુંડળોની (**त्विषेण त्विषशब्दे स्त्रीत्वाभाव आर्षः - अन्वि. त्विष्** માં સ્ત્રી. નો અભાવ આર્ષ છે.) **त्विषा** કાંતિથી શોભતા **'गंडम्'** પોતાના ગાલને કુંડળની આભાથી સુશોભિત થયેલા ભગવાનના પોતાના ગાલ સાથે જોડતી ગોપીને ॥ ૧૩ ॥

**अन्वि.**—इयं शैव्या।

**नृत्यन्ती गायती काचित् कूजन्नूपुरमेखला।**
**पार्श्वस्थाऽच्युतहस्ताब्जं श्रान्ताऽधात् स्तनयोः शिवम्॥**
**॥ १४॥**

कूजती नूपुरे मेखला च यस्याः सा॥ १४॥

**वंशीधरी**—हस्ताब्जमधादित्येका चन्द्रावली।

एवमन्या अपि गोप्यो यथायथं नानाविभ्रमै-र्विजह्रुरित्याह—**गोप्य इति**।

**गोप्यो लब्ध्वाच्युतं कान्तं श्रिय एकान्तवल्लभम्।**
**गृहीतकण्ठ्यस्तद्दोर्भ्यां गायन्त्यस्तं विजह्रिरे॥ १५**
**॥ १५॥**

तत्र वादकेषु गायकेषु गन्धर्वकिन्नरादिषु रसावेशेन मुह्यत्सु चान्यामेव वाद्यादिसम्पत्तिं दर्शयन् राससंभ्रममाह—**कर्णोत्पलैरिति**।

**कर्णोत्पलालकविटंककपोलघर्म-**
**वक्त्रश्रियो वलयनूपुरघोषवाद्यैः।**
**गोप्यः समं भगवता ननृतुः स्वकेश-**
**स्रस्तस्रजो भ्रमरगायकरासगोष्ठ्याम्॥ १६**

(છંદ - વસંતતિલકા)

कर्णोत्पलैश्चालकविटङ्कैरलकालंकृतैः कपोलैश्च घर्मैश्च वक्त्रेषु श्रीः शोभा यासां ताः।

આ શૈવ્યા ગોપીજી છે.

(મંજુલ) ઝણકાર કરતાં બંને નૂપુર અને કટિમેખલા ધારણ કરનારી, નૃત્ય કરતી અને ગાન કરતી કોઈ એક વ્રજસુંદરી શ્રમિત થઈ જતાં તેણે પાસે રહેલા અચ્યુત પ્રભુના સુખકર (શ્રમનિવર્તક) કરકમળને બંને સ્તનો ઉપર પધરાવ્યો. ॥ ૧૪ ॥

ઝણકાર કરતાં બંને નૂપુર અને કટિમેખલા છે જેનાં તે ગોપીજી ॥ ૧૪ ॥

કરકમળને પધરાવ્યો તે એક ચન્દ્રાવલી ગોપીજી છે.

આમ, બીજી ગોપાંગનાઓ પણ પોતપોતાના ભાવ અનુસાર અનેક પ્રકારના વિલાસોથી વિહાર કરવા લાગી, એમ કહે છે – **'गोप्यः इति।'**

તે શ્રીકૃષ્ણની ભુજાઓ દ્વારા જેમના કંઠ ગ્રહણ કરવામાં આવ્યા તે ગોપસુંદરીઓ શ્રીલક્ષ્મીજીના એક માત્ર પરમ પ્રિયતમ અચ્યુત પ્રભુને (કમનીય) કાંતરૂપે પ્રાપ્ત કરીને તેમનાં ગીત ગાતી (તેમની સાથે) વિહાર કરવા લાગી. ॥ ૧૫ ॥ ૧૫ ॥

રાસક્રીડામાં વાદ્ય વગાડનારા અને ગાન કરનારા ગંધર્વો અને કિન્નરો વગેરે રાસરસના આવેશથી મોહિત થઈ ગયા, ત્યારે અન્ય પ્રકારની જ વાદ્ય વગેરે સંપત્તિને દર્શાવતાં રાસાવેશનું વર્ણન કરે છે – **'कर्ण-उत्पलैः इति।'**

કર્ણોમાં (ધરેલાં) કમળોથી અને (શ્યામ કેશની) અલકાવલિથી અલંકૃત થયેલા ગાલોથી તેમ જ શ્રમવારિ(નાં બિંદુઓ)થી જેમનાં મુખકમળોની શોભા છે તથા જેમના પોતાના કેશમાં (ધારણ કરેલ) પુષ્પમાળાઓ(નાં પુષ્પો પુષ્પવૃષ્ટિ કરતાં) સરકે છે, તેવી વ્રજસુંદરીઓ (કરકમળનાં) કંકણો અને (ચરણકમળનાં) નૂપુરોની શબ્દ કરતી ઘૂઘરીઓરૂપી વાદ્યો સાથે ભ્રમરો જેના ગાયકો છે તેવી રાસ-સભામાં ભગવાન (રાસવિહારી) સાથે નૃત્ય કરતી હતી. ॥ ૧૬ ॥

કર્ણોમાં (ધરેલાં) કમળોથી તથા **'अलकविटङ्कैः'** (શ્યામ કેશની) અલકાવલિઓથી અલંકૃત થયેલા ગાલોથી તેમ જ **'घर्मैः'** શ્રમવારિ(નાં બિંદુઓ)થી

घोषाः किङ्किण्यः। वलयनूपुरघोषैर्वाद्यैर्वादित्रैः स्वकेशेभ्यः स्रस्ताः स्रजो यासां ताः। एतेन तालगतिसंतुष्टाः केशाः सशिरःकम्पं पादेषु पुष्पवृष्टिमिवाकुर्वन्नित्युत्प्रेक्षितम्। भगवता सह ननृतुः। क्व। भ्रमरा एव गायका यस्यां राससभायाम्॥ १६ ॥

જેમનાં મુખકમળોની શોભા છે તે વ્રજસુંદરીઓ – **'घोषाः'** ઘૂઘરીઓ – (કરકમળોનાં) કંકણ અને (ચરણકમળોનાં) નૂપુરોની શબ્દ કરતી ઘૂઘરીઓરૂપી **'वाद्यैः'** વાદિત્રો સહિત – પોતાના કેશમાં (ધારણ કરેલી) પુષ્પમાળાઓ(નાં પુષ્પો) સરકે છે જેમનાં તે વ્રજસુંદરીઓ – આ (સરી જતાં પુષ્પો)થી, તાલ અને ગતિથી પ્રસન્ન થયેલા કેશ, ડોલતા શ્રીમસ્તકને કારણે ચરણોમાં જાણે પુષ્પવૃષ્ટિ કરતા હોય તેમ – ઉત્પ્રેક્ષા કરવામાં આવી છે. વ્રજવનિતાઓ ભગવાન સાથે નૃત્ય કરતી હતી. ક્યાં? જે રાસસભામાં ભ્રમરો જ ગાયકો છે તે રાસસભામાં ॥ ૧૬ ॥

यथा गोप्यो नानाविभ्रमैर्भगवता सह विजह्रुरेवं भगवानपि स्वविलासैस्ताभिः सह रेम इत्याह—**एवमिति**।

જેમ ગોપીજનો અનેક જાતના વિલાસોથી ભગવાન સાથે વિહરતાં હતાં, એ જ રીતે ભગવાને પણ પોતાના વિલાસોથી તેમની સાથે રમણ કર્યું, એમ કહે છે – **'एवम् इति।'**

**एवं परिष्वङ्गकराभिमर्श-**
**स्निग्धेक्षणोद्दामविलासहासैः ।**
**रेमे रमेशो व्रजसुन्दरीभि-**
**र्यथार्भकः स्वप्रतिबिम्बविभ्रमः॥ १७**

આમ, આલિંગન, કરકમળોથી (અંગપ્રત્યંગોમાં) મધુર સ્પર્શ, સ્નેહાવલોકન, મુક્ત વિલાસ અને (મનોહર) હાસ્યપૂર્વક જેમ બાળક પોતાનાં પ્રતિબિંબો સાથે ક્રીડા કરે, તેમ રમાપતિ (રાસવિહારી મદનમોહનલાલજી) વ્રજસુંદરીઓ સાથે રમણ કરવા લાગ્યા. ॥ ૧૭ ॥

तद्विलासानभिभूतस्यैव रतौ दृष्टान्तः—यथार्भक इति। स्वप्रतिबिम्बैर्विभ्रमः क्रीडा यस्य स इव। अनेनैतद्दर्शितम्—स्वीयमेव सर्वकलाकौशलं सौगन्ध्यलावण्यमाधुर्यादि च तासु संचार्य ताभिः सह रेमे यथार्भकः स्वप्रतिबिम्बैरिति ॥ १७॥

તે (રતિક્રીડામાં વ્રજસુંદરીઓના) વિલાસોથી પરાભવ ન પામેલાનું જ દૃષ્ટાંત – **'यथा अर्भकः इति।'** જાણે પોતાનાં પ્રતિબિંબો સાથે **'विभ्रमः'** ક્રીડા છે જેની તે – આ દ્વારા આ દર્શાવવામાં આવ્યું છે – પોતાના જ સૌરભ્ય, લાવણ્ય, માધુર્ય વગેરે સર્વ કળાકૌશલ્ય તે વ્રજસુંદરીઓમાં સંચારિત કરીને તેમની સાથે રમણ કર્યું, જેમ બાળક પોતાનાં પ્રતિબિંબો સાથે ક્રીડા કરે તેમ! ॥ ૧૭ ॥

तास्तु भगवद्विलासैराकुला बभूवुरित्याह—**तदङ्गेति**।

પરંતુ તે વ્રજસુંદરીઓ ભગવાનના વિલાસથી વ્યાકુળ થઈ ગઈ, એમ કહે છે – **'तत्-अङ्ग इति।'**

**तदङ्गसङ्गप्रमुदाकुलेन्द्रियाः**
**केशान् दुकूलं कुचपट्टिकां वा।**
**नाञ्जः प्रतिव्योढुमलं व्रजस्त्रियो**
**विस्रस्तमालाभरणाः कुरूद्वह॥ १८**

હે કુરુવંશી (પરીક્ષિતઃ, ભગવાનનાં અંગોના સંસ્પર્શથી થયેલા પરમ પ્રેમાનંદથી વ્યાકુળ ઇન્દ્રિયોવાળી થવાથી સરકી પડેલી પુષ્પમાળાઓ અને અસ્તવ્યસ્ત થયેલાં આભૂષણોવાળી વ્રજસુંદરીઓ (વિખરાયેલા) વાળ, ઓઢણી અને ચોળીને સરળતાથી પૂર્વવત્ ધારણ કરવા માટે સમર્થ ન થઈ. ॥ ૧૮ ॥

तस्याङ्गसङ्गेन प्रकृष्टा मुत्प्रीतिस्तया आकुलान्यवशानीन्द्रियाणि यासां ताः विश्लथ-बन्धान्केशादीनञ्जसा प्रतिव्योढुं यथापूर्वं धर्तुं नालं न समर्था बभूवुः। विस्रस्ता माला आभरणानि च यासां ताः ॥ १८ ॥

न केवलं ता एवाकुलेन्द्रियाः किंतु देव्योऽपीत्याह—**कृष्णविक्रीडितमिति**।

**कृष्णविक्रीडितं वीक्ष्य मुमुहुः खेचरस्त्रियः।**
**कामार्दिताः शशांकश्च सगणो विस्मितोऽभवत्॥ १९**

किंच शशाङ्कश्चेति। अनेनैतत्सूचितम्—शशाङ्केन विस्मितेन गतौ विस्मृतायां ततः प्राक्तनाः सर्वेऽपि ग्रहास्तत्र तत्रैव तस्थुस्ततश्चातिदीर्घासु रात्रिषु यथासुखं विजह्रुरिति॥ १९ ॥

किञ्च **कृत्वेति**।

**कृत्वा तावन्तमात्मानं यावतीर्गोपयोषितः।**
**रेमे स भगवांस्ताभिरात्मारामोऽपि लीलया॥ २०**

अयं भावः—

'कात्यायनि महामाये महायोगिन्यधीश्वरि।
नन्दगोपसुतं देवि पतिं मे कुरु ते नमः॥'

इति प्रत्येकं ताभिः प्रार्थनाद्भगवतापि—'याताबला व्रजं सिद्धा मयेमा रंस्यथ क्षपाः।' इति तथैव प्रतिश्रुतत्वात्तावन्तमात्मानं कृत्वा रेमे इति। यावतीर्यावत्यः॥ २०॥

તેમનાં અંગોના સંસ્પર્શથી પરમ પ્રેમાનંદ, તેનાથી **'आकुलानि'** વ્યાકુળ, અવશ ઇન્દ્રિયો છે જેમની તે વ્રજસુંદરીઓ શિથિલ થયેલાં કેશ વગેરેનાં બંધનોને સરળતાથી પૂર્વવત્ **'प्रतिव्योढुम्'** ધારણ કરવા માટે **'न-अलम्'** સમર્થ થઈ નહીં. સરકી ગયાં છે માળા અને આભૂષણો જેમનાં તે વ્રજસુંદરીઓ ॥ ૧૮ ॥

કેવળ તે વ્રજાંગનાઓ જ નહીં, દેવાંગનાઓ પણ વ્યાકુળ ઇન્દ્રિયોવાળી થઈ ગઈ, એમ કહે છે – **'कृष्णविक्रीडितम् इति।'**

શ્રીકૃષ્ણની રાસક્રીડા જોઈને આકાશચારી દેવાંગનાઓ કામાતુર થઈને મોહ પામી અને ચંદ્ર પણ નક્ષત્રગણ સહિત વિસ્મિત થઈ ગયો. ॥ ૧૯ ॥

**'किञ्च शशाङ्कः च इति।'** આ દ્વારા આ સૂચિત છે – વિસ્મિત થયેલો ચંદ્ર (પોતાની) ગતિ વીસરી ગયો ત્યારે તેની પૂર્વેના બધા ગ્રહો પણ તે તે સ્થાને જ ઊભા રહી ગયા અને તેથી લાંબી રાત્રિઓમાં સુખ થાય તેમ વિહાર કર્યો. ॥ ૧૯ ॥

વળી, (અન્ય વિશિષ્ટ લીલા પણ કરી હતી, એમ કહે છે.) **'कृत्वा इति।'**

(ઐશ્વર્યાદિ ગુણોથી પરિપૂર્ણ) ભગવાન શ્રીકૃષ્ણ આત્મારામ હોવા છતાં પણ જેટલી વ્રજાંગનાઓ હતી તેટલાં જ રૂપોમાં પોતાને લીલાથી પ્રકટ કરીને તેમણે તેમની સાથે રમણ કર્યું હતું. ॥ ૨૦ ॥

ભાવ આ છે – 'હે કાત્યાયની, હે મહામાયા, હે મહાયોગિની, હે અધીશ્વરી, હે દેવી, નંદગોપના નંદનને મારા પતિ બનાવજો. આપને નમસ્કાર હો.' (શ્રીમદ્ ભા.૧૦/૨૨/૪) એમ તેમનામાંની પ્રત્યેક વડે પ્રાર્થના કરવામાં આવી હોવાથી ભગવાન દ્વારા પણ 'હે અબળાઓ, (જેમનો મનોરથ) સિદ્ધ થયો છે તેવી તમે વ્રજમાં પધારો. આ (શારદીય) રાત્રિઓમાં તમે મારી સાથે રમણ કરશો.' (શ્રીમદ્ ભા.૧૦/૨૨/૨૭) આમ તે પ્રમાણે જ વચન આપવામાં આવ્યું હોવાથી પોતાને તેટલાં જ સ્વરૂપોમાં પ્રકટ કરીને રમણ કર્યું હતું. **'यावतीः'** (દ્વિ.બ.વ. ને બદલે) **'यावत्यः'** (પ્ર.બ.વ. હોવું જોઈએ.) ॥ ૨૦ ॥

कृपातिशयमाह—**तासामिति**।

**तासामतिविहारेण श्रान्तानां वदनानि सः।**
**प्रामृजत् करुणः प्रेम्णा शन्तमेनाङ्ग पाणिना॥ २१**
॥ २१ ॥

ततोऽतिहृष्टानां गोपीनां चरितमाह—**गोप्य इति**।

**गोप्यः स्फुरत्पुरटकुण्डलकुन्तलत्विड्-**
**गण्डश्रिया सुधितहासनिरीक्षणेन।**
**मानं दधत्य ऋषभस्य जगुः कृतानि**
**पुण्यानि तत्कररुहस्पर्शप्रमोदाः॥ २२**

स्फुरतां स्वर्णकुण्डलानां कुन्तलानां च त्विषा गण्डेषु या श्रीस्तया सुधितेनामृतायितेन हाससहितेन निरीक्षणेन च ऋषभस्य पत्युः कृष्णस्य मानं दधत्यः पूजां कुर्वत्यस्तत्कर्माणि जगुः। तस्य कररुहैर्नखैः स्पर्शेन प्रमोदो यासां ताः॥ २२॥

अथ जलकेलिमाह—**ताभिरिति**।

**ताभिर्युतः श्रममपोहितुमङ्गसङ्ग-**
**घृष्टस्त्रजः स कुचकुंकुमरंजितायाः।**
**गन्धर्वपालिभिरनुद्रुत आविशद् वाः**
**श्रान्तो गजीभिरिभराडिव भिन्नसेतुः॥ २३**

વ્રજવનિતાઓ ઉપર ભગવાનની અતિશય કૃપાનું વર્ણન કરે છે – '**तासाम् इति।**'

હે પ્રિય પરીક્ષિત, અતિશય વિહાર કરવાથી પરિશ્રાન્ત થયેલી તે વ્રજાંગનાઓનાં વદનકમળોને શ્રીકૃષ્ણે પરમ કલ્યાણકારી કરકમળથી પ્રેમપૂર્વક લૂછી આપ્યાં. ॥ ૨૧ ॥ ૨૧ ॥

(ભગવાને કરેલા સ્વેદમાર્જનાદિ) પછી અતિશય હર્ષિત થયેલી વ્રજસુંદરીઓનું ચરિત્ર વર્ણવે છે – '**गोप्यः इति।**'

સુવર્ણનાં દેદીપ્યમાન કુંડળો અને કેશની કાંતિથી કપોલો ઉપર થયેલી લાવણ્યશ્રી વડે અને સુધામય સ્મિતયુક્ત અવલોકન વડે (પતિ શ્રીકૃષ્ણને) સન્માન આપતી એવી, તેમના કરકમળના નખક્ષતથી પ્રમુદિત થયેલી વ્રજસુંદરીઓ પ્રિયતમનાં પુણ્યમય સુકૃતોનું ગાન કરવા લાગી. ॥ ૨૨ ॥

સુવર્ણનાં દેદીપ્યમાન કુંડળોની તથા કેશની કાંતિથી ગાલો ઉપર જે શોભા, તેનાથી અને '**सुधितेन**' અમૃતરૂપ સ્મિતયુક્ત અવલોકનથી '**ऋषभस्य**' પતિ શ્રીકૃષ્ણને '**मानं दधत्यः**' સન્માન ધારણ કરવારૂપ પૂજા કરતી પ્રિયતમનાં પુણ્યમય સુકૃતોનું ગાન કરવા લાગી. તેમના '**कररुहैः** નખો દ્વારા થતા સ્પર્શથી પ્રમોદ છે જેમને તે વ્રજસુંદરીઓ ॥ ૨૨ ॥

(સ્થળક્રીડા) પછી જળક્રીડાનું વર્ણન કરે છે – '**ताभिः इति।**'

(વિહારથી) પરિશ્રાન્ત થયેલો, કિનારો તોડી નાખનારો ગજરાજ જેમ હાથણીઓ સાથે જળમાં પ્રવેશ કરે, તેમ (રાસક્રીડાના) શ્રમને દૂર કરવા માટે (લોક અને વેદની) મર્યાદા ઓળંગનાર અને વ્રજવનિતાઓનાં અંગસંગથી મર્દિત થયેલી એવી વક્ષઃસ્થળના કેસરથી રંગાયેલી પુષ્પમાળાના ભમરાઓ દ્વારા અનુસરાતા શ્રીકૃષ્ણે, (યશોગાન કરતા) ગંધર્વપતિઓ દ્વારા જાણે અનુસરાતા હોય તેમ તે વ્રજવનિતાઓ સાથે જળમાં પ્રવેશ કર્યો. ॥ ૨૩ ॥

तासामङ्गसङ्गेन घृष्टा संमर्दिता या स्रक् तस्याः अत एव तासां कुचकुङ्कुमेन रञ्जितायाः संबन्धिभिर्गन्धर्वपालिभिर्गन्धर्वपा गन्धर्वपतय इव गायन्तो येऽलयस्तैरनुद्रुतोऽनुगतः स कृष्णो वाः उदकमाविशत्। भिन्नसेतुर्विदारितवप्रः स्वयं चातिक्रान्तलोकवेदमर्यादः ॥ २३ ॥

તે વ્રજવનિતાઓના અંગસંગથી **'घृष्टा'** મર્દિત થયેલી જે પુષ્પમાળા, તેના, અને તેથી જ તેમનાં વક્ષ:સ્થળના કેસરથી રંગાયેલી પુષ્પમાળાના સંબંધીઓ – **'गंधर्वपालिभिः' गन्धर्वपाः** ગંધર્વપતિઓ જાણે (યશો)ગાન કરતા હોય તેવા જે ભમરાઓ, તેમના દ્વારા **'अनुद्रुतः'** અનુસરાતા તે શ્રીકૃષ્ણે **'वाः'** જળમાં પ્રવેશ કર્યો. **'भिन्नसेतुः'** સેતુ તોડી નાખનાર, જાતે જ લોક અને વેદની મર્યાદા ઓળંગનાર (**'वप्रः'** – માટીનો ટેકરો.) ॥ ૨૩ ॥

**सोऽम्भस्यलं युवतिभिः परिषिच्यमानः**
**प्रेम्णेक्षितः प्रहसतीभिरितस्ततोऽङ्ग ।**
**वैमानिकैः कुसुमवर्षिभिरीड्यमानो**
**रेमे स्वयं स्वरतिरत्र गजेन्द्रलीलः ॥ २४**

હે પ્રિય પરીક્ષિત, અહીં (શ્રીયમુનાજીના) જળમાં ખિલખિલાટ હાસ્ય કરતી (હજારો) તરુણીઓ દ્વારા અહીં તહીં (ચોતરફ) અતિશય જળ છંટકાવ કરાતા અને (આકાશમાં શત શત) વિમાનસંકુલોમાં રહેલા, પુષ્પવૃષ્ટિ કરતા દેવો દ્વારા સ્તુતિ કરાતા, પ્રેમપૂર્વક નિહાળવામાં આવેલા અને ગજેન્દ્ર જેવી (જળ)ક્રીડા કરનાર ભગવાન શ્રીકૃષ્ણે સ્વયં આત્મારામ હોવા છતાં (જળકેલિરૂપ) રમણ કર્યું. ॥ ૨૪ ॥

स्वरतिरात्मारामोऽपि अत्र गोपीमण्डलेऽम्भसि वा ॥ २४ ॥

**'स्वरतिः'** પોતાનામાં જેની રતિ છે તેવા આત્મારામ, (બીજા સ્થળે કે બીજાથી નહીં) તેવા હોવા છતાં **'अत्र'** અહીં ગોપાંગનાઓના મંડળમાં અથવા શ્રીયમુનાજળમાં ॥ ૨૪ ॥

स्थलजलक्रीडे दर्शिते वनक्रीडां दर्शयति—**ततश्चेति**।

સ્થળકેલિ અને જળકેલિ દર્શાવી. (હવે) વનકેલિ દર્શાવે છે – **'ततः च इति।'**

**ततश्च कृष्णोपवने जलस्थल-**
**प्रसूनगन्धानिलजुष्टदिक्तटे ।**
**चचार भृङ्गप्रमदागणावृतो**
**यथा मदच्युद् द्विरदः करेणुभिः ॥ २५**

જળ અને સ્થળનાં સુમનોના સુવાસયુક્ત અનિલથી દિશાઓની અંતિમ સીમાઓ જેમાં સેવિત (સુવાસિત થઈ) છે તેવા ઉપવનમાં ભ્રમરો અને સુંદરીઓનાં વૃંદોથી વીંટળાયેલા શ્રીકૃષ્ણે, મદ ઝરતો માતંગ માતંગીઓ સાથે વિહાર કરે તેમ વિહાર કર્યો. ॥ ૨૫ ॥

यमुनाया उपवने जलस्थलप्रसूनानां गन्धो यस्मिंस्तेनानिलेन जुष्टानि दिशां तटान्यन्ता यस्मिन्। यद्वा दिशश्च तटं स्थलं च यस्मिन्नुपवने। भृङ्गाणां प्रमदानां च गणैरावृतः ॥ २५ ॥

શ્રીયમુનાજીના ઉપવનમાં જળ અને સ્થળનાં સુમનોની સુવાસ છે જેમાં, તે વાયુથી સેવાયેલી (સુવાસિત થયેલી) દિશાઓની અંતિમ સીમાઓ છે જેમાં અથવા દિશાઓ અને **'तटम्'** સ્થળ છે જે ઉપવનમાં – ભ્રમરવૃંદો અને સુંદરીઓનાં વૃંદોથી વીંટળાયેલા શ્રીકૃષ્ણ ॥ ૨૫ ॥

रासक्रीडां निगमयति—**एवमिति**।

**एवं शशांकांशुविराजिता निशाः**
**स सत्यकामोऽनुरताबलागणः।**
**सिषेव आत्मन्यवरुद्धसौरतः**
**सर्वाः शरत्काव्यकथारसाश्रयाः॥ २६**

स कृष्णः सत्यसंकल्पोऽनुरागिस्त्रीकदम्बस्थ एवं सर्वा निशाः सेवितवान्। शरत्काव्यकथा-रसाश्रयाः शरदि भवाः काव्येषु कथ्यमाना ये रसास्तेषामाश्रयभूता निशाः। यद्वा निशा इति द्वितीयाऽत्यन्तसंयोगे। शृङ्गाररसाश्रयाः शरदि प्रसिद्धाः काव्येषु याः कथास्ताः सिषेवे इति। एवमप्यात्मन्येवावरुद्धः सौरतश्चरमधातुर्नतु स्खलितो यस्येति कामजयोक्तिः॥ २६॥

રાસક્રીડાનો ઉપસંહાર કરે છે – '**एवम् इति**।'

પોતાનામાં અવરુદ્ધ કર્યું છે સૌરત (પુરુષવીર્ય) જેમણે તેવા સત્યસંકલ્પ શ્રીકૃષ્ણે પોતાની ઉપર અનુરાગવાળી વ્રજવનિતાઓના યૂથમાં રહી ચંદ્રનાં કિરણોથી ઉજ્જ્વળ અને શરદઋતુમાં કાવ્યોમાં વર્ણવેલા શૃંગારાદિ રસોના આશ્રયરૂપ (શરદની) રાત્રિઓનું આ પ્રમાણે સેવન કર્યું હતું. ॥ ૨૬ ॥

પોતાની ઉપર અનુરાગવાળી વ્રજવનિતાઓના યૂથમાં રહેલા સત્યસંકલ્પ શ્રીકૃષ્ણે શરદની સર્વ રાત્રિઓનું આ પ્રમાણે સેવન કર્યું હતું. '**शरत्काव्यकथारसाश्रयाः**' શરદઋતુમાં થયેલાં કાવ્યોમાં વર્ણવાયેલા જે રસો છે તેમના આશ્રયરૂપ રાત્રિઓને સેવી હતી. અથવા '**निशाः**' દ્વિતીયાન્ત પદ '**कालाध्वनोः अत्यंतसंयोगे च**' (પા.સૂ. ૨/૩/૫) (સમય અને માર્ગના અત્યંત સંયોગમાં દ્વિતીયા વિ.નો પ્રયોગ થાય છે.) સૂત્ર અનુસાર છે. શરદઋતુમાં (સર્વ દેશ, કાળ અને કવિઓ દ્વારા વર્ણવવા માટે શક્ય હોય તેટલી શૃંગારપ્રધાન કથાઓ અને) કાવ્યોમાં પ્રસિદ્ધ છે તે સર્વનું રાત્રિઓ સુધી સેવન કર્યું હતું. આમ છતાં પણ '**आत्मनि-एव-अवरुद्धः सौरतः**' પોતાનામાં જ અવરુદ્ધ કર્યું છે ચરમ ધાતુરૂપ વીર્ય જેમણે, સ્ખલિત નથી થયું વીર્ય જેમનું, એમ ભગવાનનો 'કામવિજય' કહેવામાં આવ્યો છે.॥૨૬॥

**अन्वि.**—अथ परीक्षित्सभोपविष्टानां विविध वासनावतां कर्मज्ञानिप्रभृतिनां हृदये सन्देहमुद्भूतमालक्ष्य तन्निवृत्तये पृच्छति।

સભામાં બેઠેલા જુદી જુદી વાસનાઓવાળા કર્મશીલ, જ્ઞાનશીલ વગેરે જનોનાં હૃદયમાં ઊભા થયેલા સંદેહને ધ્યાનમાં લઈ તેની નિવૃત્તિ માટે (રાજા પરીક્ષિત) પૂછે છે.

राजोवाच

**संस्थापनाय धर्मस्य प्रशमायेतरस्य च।**
**अवतीर्णो हि भगवानंशेन जगदीश्वरः॥ २७**
॥ २७॥

**રાજા પરીક્ષિત બોલ્યા** – (હે સુવ્રત, બ્રહ્મચર્યવ્રતનિષ્ઠ,) જગતના ઈશ્વર ભગવાન શ્રીકૃષ્ણ ધર્મની સ્થાપના કરવા માટે અને અધર્મનો નાશ કરવા માટે પોતાના અંશ (બલરામજી) સહિત (પૃથ્વી પર) અવતર્યા હતા, એ પ્રસિદ્ધ છે. ॥ ૨૭ ॥ ૨૭ ॥

**स कथं धर्मसेतूनां वक्ता कर्ताभिरक्षिता।**
**प्रतीपमाचरद् ब्रह्मन् परदाराभिमर्शनम्॥ २८**

હે બ્રહ્મન્ (હે વેદમૂર્તિ), ધર્મની મર્યાદાઓના ઉપદેશક, પ્રવર્તક અને રક્ષક એવા તે શ્રીકૃષ્ણે પરસ્ત્રી-સંગરૂપ ધર્મવિરુદ્ધ આચરણ કેમ કર્યું? ॥ ૨૮ ॥

प्रतीपं प्रतिकूलाधर्ममित्यर्थः। आचरत् कृतवान्। न चेदमधर्ममात्रं कलञ्जभक्षणादिवत्किंतु महासाहसमित्याह—परदाराभिमर्शनमिति॥ २८॥

**'प्रतीपम्'** ધર્મને પ્રતિકૂળ એવા અધર્મને, એમ અર્થ છે. **'आचरत्'** આચર્યો – આ માત્ર અધર્મ જ નથી, પરંતુ કલંજ (વિષાક્ત બાણથી મારેલા મૃગના માંસ)ના ભક્ષણ જેવું મહાસાહસ છે, એમ કહે છે – **'परदारा-अभिमर्शनम् इति।'** ॥ ૨૮ ॥

आप्तकामस्य नायमधर्म इति चेद्यद्येवं कामाभावान्निन्दितं केनाभिप्रायेण कृतवानिति पृच्छति—**आप्तकाम इति**।

જેનો મનોરથ પરિપૂર્ણ છે તેવા (આપ્તકામ) શ્રીકૃષ્ણનો આ અધર્મ નથી, એમ જો હોય તો કામનો અભાવ હોવાથી આવું નિંદિત કર્મ કયા અભિપ્રાયથી કર્યું, એમ પૂછે છે – **'आप्तकामः इति।'**

**आप्तकामो यदुपतिः कृतवान् वै जुगुप्सितम्।**
**किमभिप्राय एतं नः संशयं छिन्धि सुव्रत॥ २९**
॥ २९॥

હે સુવ્રત (સત્ય, બ્રહ્મચર્ય જેવું અલોકવ્રત ધારણ કરનાર), જેમનો મનોરથ પરિપૂર્ણ છે તેવા યાદવેન્દ્ર શ્રીકૃષ્ણે કયા અભિપ્રાયથી નિંદિત કર્મ કર્યું? આપ અમારા આ સંશયને દૂર કરો. ॥ ૨૯ ॥ ૨૯॥

परमेश्वरे कैमुतिकन्यायेन परिहर्तुं सामान्यतो महतां वृत्तमाह—**धर्मव्यतिक्रम इति**।

પરમેશ્વર વિષે (શંકિત થવાનો દોષ) દૂર કરવા માટે કૈમુત્યન્યાયથી સાધારણ રીતે મહાન સમર્થ પુરુષોનું વૃત્તાંત કહે છે – **'धर्मव्यतिक्रमः इति।'**

**श्रीशुक उवाच**

**धर्मव्यतिक्रमो दृष्ट ईश्वराणां च साहसम्।**
**तेजीयसां न दोषाय वह्नेः सर्वभुजो यथा॥ ३०**

**શ્રીશુકદેવજી બોલ્યા** – (કર્મની અધીનતાથી મુક્ત એવા) ઈશ્વરકોટિના સમર્થ પુરુષોનું ધર્મનું ઉલ્લંઘન (શાસ્ત્રમાં) જોવામાં આવેલું છે. પરંતુ અતિ તેજસ્વીજનોને (કર્મફળ સ્પર્શતું ન હોવાથી) તે દોષાવહ બનતું નથી, જેમ સર્વનું ભક્ષણ કરનાર અગ્નિને (શવ, વિષ્ઠા, વગેરે સર્વ અમેધ્ય પદાર્થો તેમાં બળતા હોવા છતાં) દોષ લાગતો નથી. (અગ્નિ અપવિત્ર થતો નથી.) ॥ ૩૦ ॥

साहसं च दृष्टं प्रजापतीन्द्रसोमविश्वा-मित्रादीनाम्। तच्च तेषां तेजस्विनां दोषाय न भवतीति॥ ३०॥

પ્રજાપતિ બ્રહ્માજીનું (પુત્રીગમન), ઈન્દ્રનું (અહલ્યા-ગમન), ચંદ્રનું (ગુરુપત્નીતારાગમન), વિશ્વામિત્રનું (અભક્ષ્ય માંસભક્ષણરૂપ) સાહસ (શાસ્ત્રમાં) જોવામાં આવેલું છે જ અને તે તેજસ્વી જનો માટે દોષાવહ બનતું નથી. ॥ ૩૦ ॥

तर्हि 'यद्यदाचरति श्रेष्ठः' इति न्यायेनान्योऽपि कुर्यादित्याशङ्क्याह—**नैतदिति**।

તો પછી 'શ્રેષ્ઠ મનુષ્ય જે જે આચરણ કરે છે, તે તે આચરણ જ સામાન્ય મનુષ્ય કરે છે.' (ગીતા ૩/૨૧) એ ન્યાય અનુસાર સામાન્ય મનુષ્ય પણ એમ જ કરે! એવી શંકા કરીને કહે છે – **'न एतत् इति।'**

**नैतत् समाचरेज्जातु मनसापि ह्यनीश्वरः।**
**विनश्यत्याचरन् मौढ्याद्यथा रुद्रोऽब्धिजं विषम्॥ ३१**

દેહાદિને અધીન મનુષ્યે કદી પણ ધર્મના વ્યતિક્રમ (ઉલ્લંઘન)નું મનથી પણ આચરણ ન કરવું જોઈએ. (શરીરથી કરવાનું તો દૂર રહ્યું.) ભગવાન રુદ્રદેવ સિવાય સમુદ્રમાંથી ઉત્પન્ન થયેલા વિષનું મૂઢતાને કારણે ભક્ષણ કરતો મનુષ્ય નાશ પામે તેમ તે (ધર્મવ્યતિક્રમ કરનાર મનુષ્ય) નાશ પામે છે. ॥ ૩૧ ॥

अनीश्वरो देहादिपरतन्त्रः यथा रुद्रव्यतिरिक्तो विषमाचरन् भक्षयन्॥ ३१॥

'**अनीश्वरः**' દેહાદિને અધીન (અજિતેન્દ્રિય, દેહાભિમાની) મનુષ્ય – જેમ ભગવાન રુદ્રદેવ સિવાય વિષનું '**आचरन्**' ભક્ષણ કરતો બીજો સામાન્ય મનુષ્ય વિનાશ પામે તેમ! ॥ ૩૧ ॥

कथं तर्हि सदाचारस्य प्रामाण्यमत आह—**ईश्वराणामिति**।

તો પછી શ્રેષ્ઠ જનોના આચારની વિશ્વસનીયતા કેવી રીતે ગણાય, તે માટે કહે છે – '**ईश्वराणाम् इति**।'

**ईश्वराणां वचः सत्यं तथैवाचरितं क्वचित्।**
**तेषां यत् स्ववचोयुक्तं बुद्धिमांस्तत् समाचरेत्॥ ३२**

ઈશ્વરોનું વચન સત્ય હોય છે. (વચન પ્રમાણે કરવું.) તે પ્રમાણે તેમના આચરણનું તો ક્યારેક જ અનુકરણ કરવું. તેમના પોતાના વચનથી જે ધર્મ-વિરુદ્ધ ન હોય તે પ્રમાણે જ બુદ્ધિમાન મનુષ્યે કરવું જોઈએ. ॥ ૩૨ ॥

तेषां वचः सत्यम्, अतस्तदुक्तमाचरेदेव। आचरितं तु क्वचित्सत्यम्। अतः स्ववचोयुक्तं तेषां वचसा यद्यद्युक्तमविरुद्धं तत्तदेवाचरेत्॥ ३२॥

ઈશ્વરોનું વચન સત્ય હોય છે, આથી તેમનું કહેલું જ કરવું જોઈએ. આચરણ તો ક્યારેક જ (ધર્માનુરૂપ) સત્ય હોય, આથી '**स्ववचोयुक्तम्**' તેમના પોતાના વચનથી '**युक्तम्**' ધર્મવિરુદ્ધ ન હોય તેવું જે જે આચરણ હોય તે તે જ આચરવું જોઈએ. ॥ ૩૨ ॥

ननु तर्हि तेऽपि किमेवं साहसमाचरन्ति तत्राह—**कुशलेति**।

શંકા કરવામાં આવી છે કે તો પછી તેઓ પણ કેમ આવું સાહસ કરે છે? તે માટે ઉત્તર આપે છે –'**कुशल इति**।'

**कुशलाचरितेनैषामिह स्वार्थो न विद्यते।**
**विपर्ययेण वाऽनर्थो निरहंकारिणां प्रभो॥ ३३**

હે રાજા, (અહંકારથી સર્વથા પર હોવાથી તેવા) નિરભિમાની મહાપુરુષોનો આ સંસારમાં શાસ્ત્રવિહિત સુકૃતોના આચરણથી (ફળની અભિલાષારૂપ લાભ) સ્વાર્થ નથી, કે તેનાથી ઊલટું, નિષિદ્ધ કર્મોના આચરણથી હાનિ નથી. ॥ ૩૩ ॥

प्रारब्धकर्मक्षपणमात्रमेव तेषां कृत्यं नान्यदित्यर्थः॥ ३३॥

પ્રારબ્ધકર્મોના ક્ષય માટે જ તેમનું કર્મ હોય છે, બીજા કશા માટે હોતું નથી, એમ અર્થ છે. ॥ ૩૩ ॥

प्रस्तुतमाह—**किमुतेति**।

પ્રસ્તુત વિષયને જણાવે છે – '**किम्-उत इति**।'

**किमुताखिलसत्त्वानां तिर्यङ्मर्त्यदिवौकसाम् ।**
**ईशितुश्चेशितव्यानां कुशलाकुशलान्वयः ॥ ३४**

(અહંકારશૂન્ય મહાપુરુષો પણ પુણ્ય-પાપના સંબંધથી પર હોય છે, તો) નિયમ્ય એવા પશુપક્ષી, મનુષ્યો અને સ્વર્ગમાં રહેનારા દેવો વગેરે સમસ્ત પ્રાણીઓના નિયંતા (અખિલલોકમહેશ્વર) શ્રીકૃષ્ણને પુણ્ય-પાપનો સંબંધ ન હોય, એમાં શું કહેવું? ॥૩૪॥

कुशलाकुशलान्वयो न विद्यत इति किं पुनर्वक्तव्यमित्यर्थः ॥ ३४ ॥

(અહંકારશૂન્ય મહાપુરુષો) પુણ્યપાપના સંબંધથી રહિત હોય, તો (તેમના પણ નિયંતા) શ્રીકૃષ્ણને પુણ્ય-પાપનો સંબંધ ન હોય એમાં વળી શું કહેવું? ॥ ૩૪॥

एतदेव स्फुटीकरोति—

આ (કૈમુત્યન્યાયને) જ પ્રકટ કરે છે –

**यत्पादपंकजपरागनिषेवतृप्ता**
**योगप्रभावविधुताखिलकर्मबन्धाः ।**
**स्वैरं चरन्ति मुनयोऽपि न नह्यमाना–**
**स्तस्येच्छयाऽऽत्तवपुषः कुत एव बन्धः ॥ ३५**

(છંદ - વસંતતલિકા)

જેમના (ભગવાનના) ચરણકમળની પરાગરજના સેવનથી તૃપ્ત થયેલા (ભક્તો) તથા (ભગવદ્ધ્યાન)યોગના પ્રભાવથી જેમનાં સમસ્ત કર્મબંધનો દૂર થઈ ગયાં છે તેવા (યોગીઓ) અને (મનનશીલ) જ્ઞાનીજનો પણ કર્મના બંધનને પ્રાપ્ત ન થતાં સ્વૈરવિહાર કરે છે, તો પોતાની ઇચ્છાથી (પંચભૂતાત્મક ન હોય તેવો દિવ્ય, અલૌકિક) શ્રીવિગ્રહ ધારણ કરનાર (પરમેશ્વર)ને (પુણ્ય-પાપનું) બંધન કેવી રીતે હોય? ॥ ૩૫ ॥

यस्य पादपङ्कजपरागस्य निषेवणेन तृप्ताः, यद्वा यस्य पादपङ्कजपरागे निषेवा येषां ते च ते तृप्ताश्चेति भक्ता इत्यर्थः। तथा ज्ञानिनश्च न नह्यमाना बन्धनमप्राप्तवन्तः ॥ ३५ ॥

જેમના ચરણકમળની રજની સેવા કરવાથી (ભક્તો) તૃપ્ત (વિષયોની અભિલાષાથી નિવૃત્ત) થયેલા છે તેવા અથવા જેમના ચરણકમળની રજમાં જેમની આસક્તિ છે તેવા પરિતૃપ્ત ભક્તો, એમ અર્થ છે. તથા જ્ઞાનીઓ પણ **'न नह्यमानाः'** કર્મના બંધનને પ્રાપ્ત થતા નથી. ॥ ૩૫ ॥

परदारत्वं गोपीनामङ्गीकृत्य परिहृतम्, इदानीं भगवतः सर्वान्तर्यामिणः परदारसेवा नाम न काचिदित्याह—**गोपीनामिति**।

ઉપરના શ્લોકોમાં ગોપીજનોને પરસ્ત્રી તરીકે સ્વીકારીને શંકાનું સમાધાન કરવામાં આવ્યું છે. હવે સર્વના અંતર્યામી ભગવાનને પરસ્ત્રીસેવન જેવું કાંઈ છે નહીં, એમ કહે છે – **'गोपीनाम् इति।'**

**गोपीनां तत्पतीनां च सर्वेषामेव देहिनाम् ।**
**योऽन्तश्चरति सोऽध्यक्षः क्रीडनेनेह देहभाक् ॥ ३६**

જે પરમાત્મા ગોપીજનોના, તેમના પતિઓના તથા સમસ્ત શરીરધારીઓના હૃદયની અંદર (અંતર્યામીરૂપે) વિચરે છે, તેમણે જ (સર્વની બુદ્ધિના સાક્ષીરૂપે) ક્રીડા કરવાના હેતુથી આ લોકમાં લીલાવપુ સ્વીકાર્યું છે. (તેવા તેમને પરદારારૂપ ભેદ કેવી રીતે હોઈ શકે?) ॥ ૩૬ ॥

योऽन्तश्चरत्यध्यक्षो बुद्ध्यादिसाक्षी स एव क्रीडनेन देहभाक्, न त्वस्मदादितुल्यो येन दोषः स्यादिति ॥ ३६ ॥

**'अध्यक्षः'** બુદ્ધિના સાક્ષીરૂપે નિયંતા તરીકે જે હૃદયની અંદર વિચરણ કરે છે તેમણે જ ક્રીડા કરવાના હેતુથી લીલાવપુ સ્વીકાર્યું છે, જેને કારણે આપણા બધાની જેમ તેમને દોષ લાગતો નથી. ॥ ૩૬ ॥

**वंशीधरी—**वस्तुतः गोपीनां परदारत्वं नास्ति गान्धर्वविधानेन परिणीतत्वात्।

વાસ્તવિક રીતે ગોપીજનો પરસ્ત્રીઓ નથી, કારણ કે ભગવાને ગાન્ધર્વવિધિથી લગ્ન કરેલાં જ છે.

नन्वेवं चेदाप्तकामस्य निन्दिते कुतः प्रवृत्तिरित्यत आह—**अनुग्रहायेति**।

શંકા કરવામાં આવી છે કે જો આમ (ભગવાને સ્વેચ્છાથી શ્રીવિગ્રહ અંગીકાર કર્યો) હોય, તો પરિપૂર્ણકામ એવા તે (તેમની લીલાના તાત્પર્યથી અનભિજ્ઞ મનુષ્યને માટે પરસ્ત્રી સાથેના સંગરૂપ) નિંદિત કાર્યમાં કેવી રીતે પ્રવૃત્ત થયા? આ માટે ઉત્તર આપે છે – **'अनुग्रहाय इति।'**

**अनुग्रहाय भूतानां मानुषं देहमास्थितः।**
**भजते तादृशीः क्रीडा याः श्रुत्वा तत्परो भवेत्॥ ३७**

જીવો ઉપર અનુગ્રહ કરવા માટે મનુષ્યદેહરૂપે રહેલા ભગવાન (મનુષ્યોને તેમનામાં શ્રદ્ધા જન્મે) તેવી લીલાઓ કરે છે, કે જેમનું શ્રવણ કરીને તે ભગવત્પરાયણ થાય. ॥ ૩૭ ॥

शृङ्गाररसाकृष्टचेतसोऽतिबहिर्मुखानपि स्व-परान् कर्तुमिति भावः ॥ ३७ ॥

શૃંગાર રસથી આકર્ષાયેલા ચિત્તવાળા મનુષ્યને અને અતિશય બહિર્મુખ જનોને પણ સ્વપરાયણ (ભગવત્પરાયણ) કરવા માટે (ભગવાન લીલા કરે છે), એવો ભાવ છે. ॥ ૩૭ ॥

नन्वन्येऽपि भिन्नाचाराः स्वचेष्टितमेवमेवेति वदन्ति तत्राह—**नासूयन्निति**।

શંકા કરવામાં આવી છે કે બીજા દુરાચારીઓ પણ પોતાના (પરસ્ત્રીસંગ વગેરે) પાપાચરણને આ જ રીતે (લોકો ઉપર અનુગ્રહ કરવા માટે) કહેવા માંડશે. તે માટે ઉત્તર આપે છે – **'न-असूयन् इति।'**

**नासूयन् खलु कृष्णाय मोहितास्तस्य मायया।**
**मन्यमानाः स्वपार्श्वस्थान् स्वान् स्वान् दारान् व्रजौकसः ॥ ३८ ॥**

તે ભગવાનની માયાથી મોહિત થયેલા (હોવાથી) પોતપોતાની પત્નીઓને પાસે રહેલી માનતા વ્રજવાસીઓએ શ્રીકૃષ્ણને માટે દોષબુદ્ધિ રાખી નહીં. ॥ ૩૮ ॥

एवंभूतैश्वर्याभावे तथा कुर्वन्तः पापा ज्ञेया इति भावः ॥ ३८ ॥

આવા પ્રકારના ઐશ્વર્યના અભાવમાં તે અનુસાર કરનારાઓને પાપીઓ જાણવા, એવો ભાવ છે.॥ ૩૮ ॥

**ब्रह्मरात्र उपावृत्ते वासुदेवानुमोदिताः।**
**अनिच्छन्त्यो ययुर्गोप्यः स्वगृहान् भगवत्प्रियाः॥ ३९**

બ્રાહ્મમુહૂર્ત પ્રાપ્ત થતાં વાસુદેવ ભગવાન શ્રીકૃષ્ણ દ્વારા અનુમોદનપૂર્વક આજ્ઞા કરવામાં આવેલી ભગવાનની પ્રિય ગોપસુંદરીઓ જવા ઈચ્છતી ન હોવા છતાં પોત-પોતાનાં ઘરોમાં પધારી. ॥ ૩૯ ॥

ब्रह्मरात्रे ब्राह्मे मुहूर्ते उपावृत्ते प्राप्ते॥ ३९॥

**'ब्रह्मरात्रे'** બ્રાહ્મમુહૂર્ત **'उपावृत्ते'** પ્રાપ્ત થતાં ॥ ૩૯ ॥

भगवतः कामविजयरूपरासक्रीडाश्रवणादेः कामविजयमेव फलमाह—**विक्रीडितमिति**।

ભગવાનના કામવિજયરૂપ રાસક્રીડાના શ્રવણાદિનું ફળ કામવિજય જ છે, એમ કહે છે – **'विक्रीडतम् इति।'**

**विक्रीडितं व्रजवधूभिरिदं च विष्णोः**
**श्रद्धान्वितोऽनुशृणुयादथ वर्णयेद् यः।**
**भक्तिं परां भगवति प्रतिलभ्य कामं**
**हृद्रोगमाश्वपहिनोत्यचिरेण धीरः॥ ४०**

જે મનુષ્ય વ્રજવનિતાઓ સાથેની ભગવાન વિષ્ણુની આ (દિવ્ય) લીલાનું શ્રદ્ધાન્વિત થઈ શ્રવણ કરે કે વર્ણન કરે, તે મનુષ્ય ભગવાનમાં ઉત્કૃષ્ટ (પ્રેમ)ભક્તિ પ્રાપ્ત કરીને શીઘ્ર (જીવદશામાં જ) ધીર (જિતેન્દ્રિય) થઈને હૃદયરોગરૂપી કામને અવિલમ્બે ત્યજે છે. ॥ ૪૦ ॥

अचिरेण धीरः सन् हृद्रोगं काममाशु अपहिनोति परित्यजतीति॥ ४०॥

શીઘ્ર ધીર થઈને **'हृद्-रोगम्'** હૃદયના રોગરૂપ કામને અવિલંબે **'अपहिनोति'** ત્યજે છે. ॥ ૪૦ ॥

**वंशीधरी**—ताभिः सह विक्रीडितं विष्णोरिति 'तासां मध्ये द्वयोर्द्वयोः' इत्युक्तव्यापकत्वाभिप्रायेण।

વ્રજાંગનાઓ સાથેની વિષ્ણુની આ ક્રીડા 'બે બે ગોપીઓની વચ્ચે યોગેશ્વર શ્રીકૃષ્ણ' (શ્રીમદ્ ભા. ૧૦/૩૩/૩) એમ સર્વવ્યાપકતાના અભિપ્રાયથી રાસલીલાવિહારી શ્રીકૃષ્ણને અહીં વિષ્ણુ કહ્યા છે.

अंगनामंगनामन्तरेणान्तरे माधवं माधवं चान्तरेणाङ्गना।
इत्थमाकल्पितो मंडले मध्यगः संजगौ वेणुना देवकीनन्दनः॥

બે બે વ્રજાંગનાઓની વચમાં વચમાં માધવ અને માધવ-માધવની વચ્ચે વ્રજાંગના – આ રીતે રચાયેલા રાસમંડળની મધ્યે રહેલા દેવકીનંદને વેણુવાદન કર્યું.

'सेयं श्रीपरमानन्दसेविश्रीधरनिर्मिता।
श्रीभागवतभावार्थदीपिका दशमाश्रया'॥ १॥

'શ્રીપરમાનંદસેવી શ્રીધરસ્વામી દ્વારા રચાયેલી, દસમા સ્કંધમાં રહેલી, શ્રીભાગવતજીના ભાવાર્થનું પ્રકાશન કરનારી (જે વ્યાખ્યા છે) તે આ છે.'॥ ૧ ॥

**वंशीधरी**—वस्तुतस्तु श्रीपरमानन्दं निज-स्वरूपानन्दं सेवितुं शीलमस्येति निजानन्दसेवी स चासौ श्रीधरो राधिकेशस्तेन निर्मिता रचिता या श्रीरासलीला सा इयमेव पंचाध्यायनिरूपितैव।

વસ્તુતઃ તો નિજ સ્વરૂપાનંદનું સેવન કરવાનો જેનો સ્વભાવ છે તે નિજાનંદસેવી રાધિકેશ શ્રીધર (શ્રીકૃષ્ણ) દ્વારા રચાયેલી જે રાસલીલા છે, તે આ રાસપંચાધ્યાયીમાં નિરૂપિત કરવામાં આવી છે.

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे पूर्वार्धे
रासक्रीडावर्णनं नाम त्रयस्त्रिंशोऽध्यायः॥ ३३॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे पूर्वार्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां त्रयस्त्रिंशोऽध्यायः॥ ३३॥

# अथ चतुस्त्रिंशोऽध्यायः
## સુદર્શન અને શંખચૂડનો ઉદ્ધાર

चतुस्त्रिंशेऽहिना ग्रस्तं नन्दं हरिरमूमुचत्।
विद्याध्रं चाङ्गिरःशापाच्छङ्खचूडं तथाऽवधीत्॥ १ ॥

રાસલીલાના બહાને કામદેવને સ્વેચ્છાથી સેવક બનાવીને ભગવાન શ્રીહરિએ વિદ્યાધરોના અધિપતિની ઉપર તે જ રીતે અનુગ્રહ કરતાં તેને વશ કર્યો. ॥ ૨ ॥

ચોત્રીસમા અધ્યાયમાં શ્રીહરિએ અજગર દ્વારા ગ્રસ્ત થયેલા નંદરાયજીને મુક્ત કર્યા તથા (અજગરનું શરીર પ્રાપ્ત કરનાર) સુદર્શન વિદ્યાધરને અંગિરા ગોત્રના ઋષિઓના શાપથી (મુક્ત કરી) અને શંખચૂડનો વધ કર્યો. ॥ ૧ ॥

रासापदेशतः कामं किङ्करीकृत्य कामतः।
अनुगृह्णन्वशं निन्ये तथा विद्याधराधिपम्॥ २ ॥

तदेवं कामानुग्रहमुखेन कामजयं प्रतिपाद्य तथैव विद्याधरजयं प्रतिपादयितुं तत्प्रसङ्गं दर्शयति—**एकदेति**।

આ રીતે કામદેવ ઉપર અનુગ્રહ કરવા માટે પ્રારંભ કરેલી લીલા દ્વારા કામવિજયનું પ્રતિપાદન કરીને તે જ રીતે વિદ્યાધર ઉપર વિજયનું પ્રતિપાદન કરવા માટે તે પ્રસંગ દર્શાવે છે – **'एकदा इति।'**

श्रीशुक उवाच

**एकदा देवयात्रायां गोपाला जातकौतुकाः।**
**अनोभिरनडुद्युक्तैः प्रययुस्तेऽम्बिकावनम्॥ १ ॥ १ ॥**

**શ્રીશુકદેવજી બોલ્યા** – એક દિવસ (શિવરાત્રિએ) મહાદેવજીની (પૂજા કરવા) યાત્રામાં જવા ઉત્સાહિત થયેલા તે (નંદાદિ) ગોપજનો બળદો જોડેલાં ગાડાંઓમાં બેસીને અંબિકાવનમાં ગયા. ॥ ૧ ॥ ૧ ॥

**अन्वि.**—मथुरातः वायव्यदिशि स्थितं श्रीशिवोमामूर्तिभूषितं तीर्थविशेषं प्राहुः। केचित्तु गुर्जरदेशप्रसिद्धं शिवक्षेत्रं सिद्धपुरनिकटस्थं वदन्ति।

મથુરાથી વાયવ્ય દિશામાં રહેલા, શ્રીશિવ અને ઉમાની મૂર્તિથી વિભૂષિત થયેલા વિશિષ્ટ તીર્થને અંબિકાવન કહે છે, પરંતુ કેટલાક ગુજરાતમાં સિદ્ધપુરની પાસે આવેલા પ્રસિદ્ધ શિવક્ષેત્રને અંબિકાવન કહે છે.

**तत्र स्नात्वा सरस्वत्यां देवं पशुपतिं विभुम्।**
**आनर्चुरर्हणैर्भक्त्या देवीं च नृपतेऽम्बिकाम्॥ २ ॥ २ ॥**

હે નરપતિ, ત્યાં સરસ્વતી નદીમાં સ્નાન કરીને પશુપતિનાથ વિભુ મહાદેવજીનું અને અંબિકાદેવીનું તેઓએ (ગંધપુષ્પાદિ) પૂજાદ્રવ્યોથી ભક્તિપૂર્વક અર્ચન કર્યું. ॥ ૨ ॥ ૨ ॥

**गावो हिरण्यं वासांसि मधु मध्वन्नमादृताः।**
**ब्राह्मणेभ्यो ददुः सर्वे देवो नः प्रीयतामिति॥ ३**

'મહાદેવજી અમારા ઉપર પ્રસન્ન થાઓ.' એવા અભિપ્રાયથી આદરયુક્ત એવા સર્વ ગોપાલકોએ બ્રાહ્મણોને ગાયો, સુવર્ણ, વસ્ત્રો તથા મધ સહિત મિષ્ટાન્ન આપ્યાં. ॥ ૩ ॥

गावो गाः। मधु मधुरम्। मध्वन्नं मधुना सहितमन्नम्॥ ३ ॥

**'गावः'** (પ્રથમા વિભક્તિ આર્ષ છે), **गाः** (રૂપ થાય.) **'मधु'** મધુર, **'मधु-अन्नम्'** મધસહિતનું મિષ્ટાન્ન ॥ ૩ ॥

**ऊषुः सरस्वतीतीरे जलं प्राश्य धृतव्रताः।**
**रजनीं तां महाभागा नन्दसुनन्दकादयः॥ ४**

(ત્યાર પછી) મહાભાગ્યશાળી એવા નંદ, સુનંદ (ઉપનંદ) વગેરે વ્રતધારી ગોપાલકોએ (માત્ર) જળ પીને તે (શિવ)રાત્રિએ સરસ્વતીના તીરે રાતવાસો કર્યો. ॥ ૪ ॥

जलमात्रं प्राश्योपोषितास्तां निशां तत्र ऊषुर्न्यवसन् ॥ ४ ॥

**कश्चिन्महानहिस्तस्मिन् विपिनेऽतिबुभुक्षितः ।**
**यदृच्छयाऽऽगतो नन्दं शयानमुरगोऽग्रसीत् ॥ ५**

**स चुक्रोशाहिना ग्रस्तः कृष्ण कृष्ण महानयम् ।**
**सर्पो मां ग्रसते तात प्रपन्नं परिमोचय ॥ ६**

महानहिरजगरः । उरगः उरसा गच्छन्नित्य-लक्षिततत्वमुक्तम् । अग्रसीत् जग्रास ॥ ५ ॥ ६ ॥

**तस्य चाक्रन्दितं श्रुत्वा गोपालाः सहसोत्थिताः ।**
**ग्रस्तं च दृष्ट्वा विभ्रान्ताः सर्पं विव्यधुरुल्मुकैः ॥ ७**

**अलातैर्दह्यमानोऽपि नामुञ्चत्तमुरङ्गमः ।**
**तमस्पृशत् पदाऽभ्येत्य भगवान् सात्वतां पतिः ॥ ८**

विव्यधुस्ताडयामासुः । उल्मुकैर्ज्वलत्काष्ठैः ॥ ७ ॥ अलातैरेवोल्मुकैः ॥ ८ ॥

**स वै भगवतः श्रीमत्पादस्पर्शहताशुभः ।**
**भेजे सर्पवपुर्हित्वा रूपं विद्याधरार्चितम् ॥ ९**

विद्याधरेष्वर्चितं पूजितम् ॥ ९ ॥

**तमपृच्छद्धृषीकेशः प्रणतं समुपस्थितम् ।**
**दीप्यमानेन वपुषा पुरुषं हेममालिनम् ॥ १०**

गोपेष्वात्मन ऐश्वर्यं प्रकाशयितुमविद्वानिव तमपृच्छत् । दीप्यमानेन वपुषा समवस्थितम् ॥ १० ॥

માત્ર જળ પીને ઉપવાસ કરનારા તેઓએ તે (શિવ)રાત્રિએ ત્યાં **'ऊषुः'** રાતવાસો કર્યો. ॥ ૪ ॥

તે વનમાં અચાનક આવી ચડેલા પેટે ચાલનારા અતિશય ભૂખ્યા અજગરે (ઉપવાસ અને જાગરણને કારણે ગાઢ નિદ્રામાં) સૂતેલા નંદરાયજીને ગળવા માંડ્યા. 'હે કૃષ્ણ, કૃષ્ણ, હે પ્રિય (પુત્ર), આ મોટો સાપ મને ગળી જાય છે! શરણે પડેલા મને છોડાવ!' એમ અજગર દ્વારા ગ્રસ્ત થયેલા નંદરાયજી આક્રંદ કરવા લાગ્યા. ॥ ૫ ॥ ૬ ॥

**'महान्-अहिः'** અજગર – **'उरगः'** પેટથી ચાલતો, એમ તેનું આગમન લક્ષમાં લઈ ન શકાય તેવું કહેવાયું છે. (અજગરો) **'अग्रसीत्'** ગળવા માંડ્યા. ॥ ૫ ॥૬॥

તેમનું આક્રંદ સાંભળીને ગોવાળો તરત જ ઊઠ્યા અને અજગરથી ગ્રસ્ત થયેલા નંદરાયજીને જોઈને વ્યાકુળ થયેલા તેઓ સર્પને સળગતાં ઊંબાડિયાં (લાકડાં)થી મારવા માંડ્યા. ॥ ૭ ॥ સળગતાં ઊંબાડિયાંથી બળતો હોવા છતાં તે અજગરે નંદરાયજીને છોડ્યા નહીં, (ત્યારે) ભક્તોના પાલક, ઐશ્વર્યાદિથી પૂર્ણ (ભગવાન) શ્રીકૃષ્ણે આવીને સર્પને ચરણથી સ્પર્શ કર્યો. ॥ ૮ ॥

**'विव्यधुः'** મારવા માંડ્યા – **'उल्मुकैः'** બળતાં લાકડાંથી ॥ ૭ ॥ **'अलातैः'** સળગતાં ઊંબાડિયાંથી ॥ ૮ ॥

ભગવાનના શ્રીયુક્ત ચરણ (સરોજ)ના સ્પર્શથી જેનું (સર્પત્વ પ્રાપ્ત કરાવનાર શાપરૂપ) અશુભ નાશ પામ્યું, તેવો તે સર્પનું શરીર છોડીને વિદ્યાધરોમાં સન્માનનીય એવા (વિદ્યાધરના) રૂપને પ્રાપ્ત થયો. ॥ ૯ ॥

વિદ્યાધરોમાં **'अर्चितम्'** સમ્માનનીય એવા રૂપને ॥ ૯ ॥

દેદીપ્યમાન કાયાથી મુક્ત થઈ પ્રણામ કરીને સમ્મુખ ઉપસ્થિત થયેલા, સુવર્ણની માળા ધારણ કરનાર તે પુરુષને (સર્વ ઇન્દ્રિયોના નિયન્તા ભગવાન) હૃષીકેશે પૂછ્યું. ॥ ૧૦ ॥

ગોવાળોમાં પોતાનું ઐશ્વર્ય પ્રકટ કરવા માટે જાણે જાણતા ન હોય તેમ ભગવાને તેને પૂછ્યું. દેદીપ્યમાન કાયાથી યુક્ત થઈ સન્મુખ રહેલાને ॥ ૧૦ ॥

**को भवान् परया लक्ष्म्या रोचतेऽद्भुतदर्शनः ।**
**कथं जुगुप्सितामेतां गतिं वा प्रापितोऽवशः ॥ ११**

यः परया शोभया प्रकाशते भवान् क इति ॥ ११ ॥

जेनुं दर्शन अद्भुत छे अने जे परम शोभाथी प्रकाशे छे ते आप कोण छो? पराधीन थई, निंदित एवी आ सर्पनी गतिने केवी रीते प्राप्त थया हता? ॥ ११ ॥

सर्प उवाच

**अहं विद्याधरः कश्चित् सुदर्शन इति श्रुतः ।**
**श्रिया स्वरूपसम्पत्त्या विमानेनाचरं दिशः ॥ १२**

॥ १२ ॥

**साप बोल्यो** – हुं सुदर्शन नामनो प्रख्यात विद्याधर छुं. रूपसंपत्ति अने सौंदर्यसमृद्धिथी युक्त एवो हुं (सर्व) दिशाओमां विमान वडे विचरतो हतो. ॥ १२ ॥ १२ ॥

**ऋषीन् विरूपानङ्गिरसः प्राहसं रूपदर्पितः ।**
**तैरिमां प्रापितो योनिं प्रलब्धैः स्वेन पाप्मना ॥ १३**

रूपथी गर्विष्ठ एवो हुं, अंगिरा गोत्रमां उत्पन्न थयेला कुरूप ऋषिओनी हांसी करतो हतो. जेमनो उपहास करवामां आव्यो हतो ते ऋषिओ द्वारा मारा ज पापने कारणे आ सर्पयोनिने (शापरूपे) प्राप्त कराववामां आव्यो हतो. ॥ १३ ॥

प्राहसम् उपहसितवानस्मि । प्रलब्धैरुपहसितैः । मदीयेनैव पापेन निमित्तेन ॥ १३ ॥

**'प्राहसम्'** हुं हांसी करतो हतो. **'प्रलब्धैः'** जेमनो उपहास करवामां आव्यो हतो ते ऋषिओ द्वारा मारा ज पापने कारणे ॥ १३ ॥

**शापो मेऽनुग्रहायैव कृतस्तैः करुणात्मभिः ।**
**यदहं लोकगुरुणा पदा स्पृष्टो हताशुभः ॥ १४**

करुणार्द्र चित्तवाळा ते ऋषिओ द्वारा अनुग्रह करवा माटे ज मने आ प्रमाणे शाप आपवामां आव्यो हतो. जे शापने कारणे त्रणेय लोकना गुरु एवा आपना चरण वडे स्पर्शायो अने अशुभ एवा पापथी छूट्यो. ॥ १४ ॥

यद्यतः शापात् ॥ १४ ॥

**'यत्'** जे शापने कारणे ॥ १४ ॥

**तं त्वाहं भवभीतानां प्रपन्नानां भयापहम् ।**
**आपृच्छे शापनिर्मुक्तः पादस्पर्शादमीवहन् ॥ १५**

हे दुःखनाशक, चरणस्पर्शने कारणे शापमुक्त थयेलो हुं संसारथी भय पामेला शरणागत जनोना भयनो नाश करनार ते (त्रिलोकगुरु एवा) आपनी पासेथी (पोताना लोकमां) जवा माटे अनुज्ञा मागुं छुं. ॥ १५ ॥

आपृच्छे स्वं लोकं गन्तुमनुज्ञां याचे। हे अमीवहन् दुःखानाशन ॥ १५ ॥

**'आपृच्छे'** पोताना लोकमां जवा माटे अनुज्ञा मागुं छुं. **'हे अमीवहन्'** हे दुःखनाशक ॥ १५ ॥ (**अमीवम्** कष्ट, दुःख)

**प्रपन्नोऽस्मि महायोगिन् महापुरुष सत्पते ।**
**अनुजानीहि मां देव सर्वलोकेश्वरेश्वर ॥ १६**

॥ १६ ॥

हे महायोगी, हे महापुरुष, हे सत्पुरुषोना पालक, हे सर्व लोकेश्वरोना ईश्वर, हे देव, हुं आपने शरणे आव्यो छुं. आप मने जवानी आज्ञा आपो. ॥ १६ ॥ १६ ॥

**ब्रह्मदण्डाद् विमुक्तोऽहं सद्यस्तेऽच्युत दर्शनात्।**
**यन्नाम गृह्णन्नखिलान् श्रोतॄनात्मानमेव च।**
**सद्यः पुनाति किं भूयस्तस्य स्पृष्टः पदा हि ते॥ १७**

હે અચ્યુત, આપનાં દર્શન થવાથી બ્રાહ્મણના શાપથી હું તત્કાળ મુક્ત થયો છું. જેનું નામ લેતો મનુષ્ય સમગ્ર શ્રોતાઓને અને પોતાને પણ તત્કાળ પવિત્ર કરે છે, તે આપના ચરણથી સ્પર્શાયેલો હું પવિત્ર થાઉં, એમાં વળી શું કહેવાનું? ॥ ૧૭ ॥ ૧૭ ॥

**इत्यनुज्ञाप्य दाशार्हं परिक्रम्याभिवन्द्य च।**
**सुदर्शनो दिवं यातः कृच्छ्रान्नन्दश्च मोचितः॥ १८**

એમ દાશાર્હ (દશાર્હના વંશજ શ્રીકૃષ્ણ)ની આજ્ઞા લઈને તેમની પ્રદક્ષિણા કરી, (સાષ્ટાંગ દંડવત્) પ્રણામ કરીને સુદર્શન વિદ્યાધર સ્વર્ગમાં ગયો અને નંદરાયજીને પણ કષ્ટથી છોડાવ્યા. ॥ ૧૮ ॥ ૧૮ ॥

**निशाम्य कृष्णस्य तदात्मवैभवं**
**व्रजौकसो विस्मितचेतसस्ततः।**
**समाप्य तस्मिन् नियमं पुनर्व्रजं**
**नृपाययुस्तत् कथयन्त आदृताः॥ १९**

॥ १७॥ १८॥ १९॥

હે નૃપ, ભગવાન શ્રીકૃષ્ણચંદ્રના સ્વરૂપનો પ્રભાવ જોઈને વિસ્મિત થયેલાં ચિત્તવાળા વ્રજવાસીઓ તે (અંબિકાવન)માં લીધેલા (ત્રણ રાત્રિના ઉપવાસ, પૂજા વગેરે) નિયમનું સમાપન કરીને, આદરયુક્ત થઈને તે જ મહિમાનું ગાન કરતા ત્યાંથી પુનઃ વ્રજમાં પાછા આવ્યા. ॥ ૧૯ ॥ ૧૯ ॥

अहिदेहं निहत्यैवं प्रागुन्मत्तं सुदर्शनम्।
तद्वदुन्मादिनं कृष्णः शंखचूडमताडयत्॥ १॥

પૂર્વે ઉન્મત્ત થયેલા સુદર્શનના સર્પદેહને હણીને તેની જેમ ઉન્મત્ત થયેલા શંખચૂડને શ્રીકૃષ્ણે માર્યો.॥ ૧ ॥

**कदाचिदथ गोविन्दो रामश्चाद्भुतविक्रमः।**
**विजह्रतुर्वने रात्र्यां मध्यगौ व्रजयोषिताम्॥ २०**

॥ २०॥

(નંદરાયજીને છોડાવ્યા) પછી એક વખત અદ્‌ભુત પરાક્રમવાળા શ્રીગોવિંદ અને બલરામજી રાત્રે વ્રજાંગનાઓની વચ્ચે વનમાં વિહાર કરતા હતા. ॥ ૨૦ ॥ ૨૦ ॥

तत्प्रसङ्गमाह—**कदाचिदिति**।

તે પ્રસંગને વર્ણવે છે – **'कदाचित् इति।'**

**उपगीयमानौ ललितं स्त्रीजनैर्बद्धसौहृदैः।**
**स्वलंकृतानुलिप्ताङ्गौ स्रग्विणौ विरजोऽम्बरौ॥ २१**

પ્રેમથી બંધાયેલી તે સ્ત્રીઓ દ્વારા જેમનું લલિત રીતે ગાન થઈ રહ્યું છે તેવા, સુંદર રીતે અલંકૃત થયેલા, ચંદનચર્ચિત શ્રીઅંગોવાળા, વનમાળા ધારણ કરેલા, નિર્મળ એવાં બે વસ્ત્રો ધારણ કરેલા તે બંને (વનમાં વિહાર કરતા હતા.) ॥ ૨૧ ॥

विरजोऽम्बराविति। विरजसी निर्मले अम्बरे ययोस्तौ॥ २१॥

**'विरजःअम्बरौ इति।'** રજરહિત નિર્મળ એવાં બે વસ્ત્રો જેમનાં છે તે બંને ॥ ૨૧ ॥

**निशामुखं मानयन्तावुदितोडुपतारकम्।**
**मल्लिकागन्धमत्तालिजुष्टं कुमुदवायुना॥ २२**

જેમાં ઉદય પામેલા ચન્દ્ર અને તારાઓ છે, મલ્લિકાની સુગંધથી મત્ત બનેલા ભમરાઓ છે તથા જે રાત્રિવિકાસી કમળના (સુવાસિત થયેલા) વાયુથી યુક્ત છે તેવા રાત્રિના આરંભકાળને સન્માન આપતા, ॥ ૨૨ ॥

**जगतुः सर्वभूतानां मनःश्रवणमङ्गलम्।**
**तौ कल्पयन्तौ युगपत् स्वरमण्डलमूर्च्छितम्॥ २३**

सર્વ પ્રાણીઓનાં મન અને શ્રવણેન્દ્રિયને માટે મંગળરૂપ, સ્વરસમૂહના આરોહ-અવરોહવાળા આલાપોનું તે બલરામ અને શ્રીકૃષ્ણ એકસાથે ગાન કરતા હતા. ॥ ૨૩ ॥

किंच निशाप्रवेशं सत्कुर्वन्तौ। उदित उडुपस्तारकाश्च यस्मिंस्तत्। मल्लिकागन्धेन मत्ता अलयो यस्मिंस्तत्॥ २२॥ अनिबद्धत्वादन्यैर्युगपत्कल्पयितुमशक्यमपि तौ स्वरमण्डलस्य मूर्च्छितं युगपत्कल्पयन्तौ। मनःश्रवणयोर्मङ्गलं यथा भवति तथा जगतुरगायतामिति॥ २३॥

વળી, રાત્રિના પ્રવેશને સન્માન આપતા તે બંને – ઉદય પામ્યા છે ચન્દ્ર અને તારા જેમાં તે અને મલ્લિકા (ચમેલી)ની સુગંધથી મત્ત બન્યા છે ભમરા જેમાં તે રાત્રિના આરંભકાળને ॥ ૨૨ ॥ (બે સંગીતકારો) એકબીજાથી ભિન્ન હોવાને કારણે બીજાઓ દ્વારા એકસાથે ગાન કરવું અશક્ય હોવા છતાં શ્રીકૃષ્ણ-બલરામ સ્વરસમૂહના આરોહ-અવરોહવાળા આલાપોનું એકસાથે ગાન કરતા હતા. મન અને શ્રવણેન્દ્રિયને માટે જે રીતે મંગળ હોય તે રીતે બંને **'जगतुः'** ગાન કરતા હતા. ॥ ૨૩ ॥

**गोप्यस्तद्गीतमाकर्ण्य मूर्च्छिता नाविदन् नृप।**
**स्त्रंसद्दुकूलमात्मानं स्त्रस्तकेशस्त्रजं ततः॥ २४**

**एवं विक्रीडतोः स्वैरं गायतोः संप्रमत्तवत्।**
**शंखचूड इति ख्यातो धनदानुचरोऽभ्यगात्॥ २५**

હે રાજા, તે (હૃદયંગમ) ગાન સાંભળીને વ્રજવનિતાઓ (તે ગાનમાં લીન ચિત્તવાળી થઈ જવાને કારણે) મોહિત થઈ ગઈ. (અંગ પરથી) સરકી જતા વસ્ત્રવાળા અને કેશમાંથી સરી જતી પુષ્પમાળાવાળા દેહનું પછી તે ભાન ભૂલી ગઈ. આમ, તે બંને જ્યારે સ્વૈરવિહાર કરતા હતા અને મદોન્મત્તની જેમ ગાન કરતા હતા, ત્યારે શંખચૂડ નામે પ્રસિદ્ધ કુબેરનો સેવક આવી ચડ્યો. ॥ ૨૪ ॥ ૨૫ ॥

मूर्च्छितास्तद्गीतलीनचित्ताः। स्त्रंसद्भ्रंश्यद्दुकूलं यस्मात्तमात्मानं देहम्। स्त्रस्ताः केशेभ्यः स्त्रजो यस्य तं च। ततो नाविदन्॥ २४॥ २५॥

**'मूर्च्छिताः'** તે ગાનમાં લીન થયેલાં ચિત્તવાળી વ્રજવનિતાઓ – **'स्त्रंसद्'** સરકી ગયું છે વસ્ત્ર જેમાંથી તે **'आत्मानम्'** દેહને અને કેશમાંથી સરી પડી છે પુષ્પમાળાઓ જેની તે દેહને – પછી જાણતી ન હતી. ॥ ૨૪ ॥ ૨૫ ॥

**तयोर्निरीक्षतो राजंस्तन्नाथं प्रमदाजनम्।**
**क्रोशन्तं कालयामास दिश्युदीच्यामशंकितः॥ २६**

હે રાજા, તે બન્ને (શ્રીકૃષ્ણ-બલરામ)ના દેખતાં (જ) તે બન્ને જેમના સ્વામી છે તેવાં આક્રંદ કરતાં ગોપીજનોને ધૃષ્ટ એવો શંખચૂડ ઉત્તર દિશા તરફ બળજબરીથી ઉપાડી જવા લાગ્યો. ॥ ૨૬ ॥

निरीक्षतोर्निरीक्षमाणयोः तौ नाथौ यस्य तं प्रमदाजनं कालयामास हठात्प्रेरयामास॥ २६॥

**'निरीक्षतोः'** તે બંનેના દેખતાં જ તે બંને જેમના સ્વામી છે તે ગોપીજનોને **'कालयामास'** બળજબરીથી ઉપાડી જવા લાગ્યો. ॥ ૨૬ ॥

**क्रोशन्तं कृष्ण रामेति विलोक्य स्वपरिग्रहम्।**
**यथा गा दस्युना ग्रस्ता भ्रातरावन्वधावताम्॥ २७**

જેમ વાઘ દ્વારા પકડાયેલી ગાયની પાછળ દોડે તેમ સ્વકીય તરીકે અપનાવવામાં આવેલા ગોપીજનોના વૃંદને 'હે કૃષ્ણ, હે રામ' એમ આક્રોશ કરતા જોઈને બંને ભાઈઓ તે (યક્ષ)ની પાછળ દોડ્યા. ॥ ૨૭ ॥

दस्युना व्याघ्रेण॥ २७॥

**'दस्युना'** વાઘ દ્વારા ॥ ૨૭ ॥

**मा भैष्टेत्यभयारावौ शालहस्तौ तरस्विनौ।**
**आसेदतुस्तं तरसा त्वरितं गुह्यकाधमम्॥ २८**

**स वीक्ष्य तावनुप्राप्तौ कालमृत्यू इवोद्विजन्।**
**विसृज्य स्त्रीजनं मूढः प्राद्रवज्जीवितेच्छया॥ २९**

**तमन्वधावद् गोविन्दो यत्र यत्र स धावति।**
**जिहीर्षुस्तच्छिरोरत्नं तस्थौ रक्षन् स्त्रियो बलः॥ ३०**

'ડરો નહીં.' એમ અભયવચન કહેતા, હાથમાં શાલવૃક્ષ ધારણ કરેલા, અતિશય વેગવાળા તે બંને ત્વરિત ગતિથી તે અધમ યક્ષની પાસે આવી પહોંચ્યા. ॥ ૨૮ ॥ કાળ અને મૃત્યુની જેમ તે બંનેને આવેલા જોઈને જાણે ભય પામતો હોય તેમ તે મૂઢ (શંખચૂડ) સ્ત્રીવૃંદને છોડીને જીવવાની ઈચ્છાથી નાસવા લાગ્યો. ॥ ૨૯ ॥ તે જ્યાં જ્યાં દોડ્યો ત્યાં ત્યાં તેના મસ્તકનો મણિ હરી લેવાની ઈચ્છાવાળા ગોવિંદ તેની પાછળ દોડ્યા અને સ્ત્રીઓની રક્ષા કરતા બલરામજી ઊભા રહ્યા. ॥ ૩૦ ॥

मा भैष्ट भयं न प्राप्नुतेत्यभयवाचौ ॥ २८॥ २९॥ ३०॥

**'मा भैष्ट'** 'ડરો નહીં.' એમ અભયવચન કહેતા તે બંને ॥ ૨૮ ॥ ૨૯ ॥ ૩૦ ॥

**अविदूर इवाभ्येत्य शिरस्तस्य दुरात्मनः।**
**जहार मुष्टिनैवाङ्ग सहचूडामणिं विभुः॥ ३१**

**शंखचूडं निहत्यैवं मणिमादाय भास्वरम्।**
**अग्रजायदात् प्रीत्या पश्यन्तीनां च योषिताम्॥ ३२**

હે રાજા, વિભુ (વ્યાપક) શ્રીકૃષ્ણ નજીક જ હોય તેમ તેની પાસે પહોંચીને મુઠ્ઠીથી જ તેમણે તે દુષ્ટાત્માના મસ્તક સાથે ચૂડામણિ હરી લીધો. આમ, શંખચૂડનો વધ કરીને ભગવાન શ્રીકૃષ્ણે દેદીપ્યમાન મણિ લઈને વ્રજાંગનાઓના દેખતાં જ તે મણિ મોટાભાઈ બલરામજીને પ્રેમપૂર્વક આપી દીધો.॥ ૩૧ ॥ ૩૨ ॥

शिरसा सह चूडामणिं जहारेत्यर्थः ॥ ३१॥ ३२॥

મસ્તક સાથે ચૂડામણિ હરી લીધો, એમ અર્થ છે. ॥ ૩૧ ॥ ૩૨ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे पूर्वार्धे शङ्खचूडवधो नाम चतुस्त्रिंशोऽध्यायः॥ ३४॥
इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे पूर्वार्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां चतुस्त्रिंशोऽध्यायः॥ ३४॥

*****

# अथ पञ्चत्रिंशोऽध्यायः

## યુગલગીત

पञ्चत्रिंशे वनं याते कृष्णे गोकुलयोषितः।
युग्मश्लोकानुगीतेन निन्युर्दुःखेन वासरान्॥ १॥

શ્રીકૃષ્ણ (ગોચારણ માટે) વનમાં પધારતા હતા ત્યારે ગોકુળની ગોપાંગનાઓ બે બે શ્લોકોની જોડીવાળું યુગલગીત ગાઈને કષ્ટપૂર્વક દિવસો વિતાવતી હતી, તે (વર્ણન) પાંત્રીસમા અધ્યાયમાં છે. ॥ ૧ ॥

एवं रात्रिषु कृष्णेन स्वैरमभिरमितानां दिवा तद्विरहितानामनुगीतेन दिननिस्तारप्रकार–माह—**गोप्य इति**।

**श्रीशुक उवाच**

**गोप्यः कृष्णे वनं याते तमनुद्रुतचेतसः।**
**कृष्णलीलाः प्रगायन्त्यो निन्युर्दुःखेन वासरान्॥ १**

दुःखेन कृच्छ्रेण॥ १॥

**गोप्य ऊचुः**

**वामबाहुकृतवामकपोलो**
**वल्गितभ्रुरधरार्पितवेणुम् ।**
**कोमलाङ्गुलिभिराश्रितमार्गं**
**गोप्य ईरयति यत्र मुकुन्दः॥ २**
**व्योमयानवनिताः सह सिद्धै–**
**र्विस्मितास्तदुपधार्य सलज्जाः।**
**काममार्गणसमर्पितचित्ताः**
**कश्मलं ययुरपस्मृतनीव्यः॥ ३**

(છંદ - સ્વાગતા, ૧૧ અક્ષર, ‘ર ન ભ ગ ગ’ ગણમાપ,)

वामबाहुकृतवामकपोल इत्यादीनि द्वादश–युगलानि। हे गोप्यः, वामे बाहौ तन्मूले कृतोऽर्पितो वामकपोलो येन सः। वल्गिते नर्तिते भ्रुवौ येन स वल्गितभ्रुर्मुकुन्दः। अधरे अर्पितं वेणुं कोमला–भिरङ्गुलिभिराश्रिता मार्गाः सप्तस्वरच्छिद्राणि यस्य तं यत्र यदा ईरयति वादयति॥ २॥ तदा व्योमयानानां सिद्धानां वनिताः सिद्धैः स्वपतिभिः सह वर्तमाना अपि तद्वेण्वीरणमुपधार्याकर्ण्य प्रथमं विस्मितास्ततः

આમ, રાત્રિઓમાં શ્રીકૃષ્ણ દ્વારા સ્વૈરવિહારપૂર્વક રમણ કરાયેલી અને દિવસે તે શ્રીકૃષ્ણથી વિરહિત થયેલી ગોપીઓના નિરંતર કરાતા ગાનથી દિવસ વિતાવવાનો પ્રકાર જણાવે છે – **‘गोप्यः इति।’**

**શ્રીશુકદેવજી બોલ્યા** – જ્યારે શ્રીકૃષ્ણ (ગોચારણ માટે) વનમાં પધારતા હતા ત્યારે જેમનાં ચિત્ત શ્રીકૃષ્ણની પાછળ દોડતાં હતાં તેવી (તેમનામાં જ સંલગ્ન મનવાળી) ગોપાંગનાઓ શ્રીકૃષ્ણલીલાનું ગાન કરતાં કષ્ટપૂર્વક દિવસો વિતાવતી હતી. ॥ ૧ ॥

**‘दुःखेन’** કષ્ટપૂર્વક ॥ ૧ ॥

**ગોપાંગનાઓ બોલી** – વામ બાહુ ઉપર જેમણે વામ કપોલ (ગાલ) મૂક્યો છે તેવા, ભમરોને નચાવતા મુકુન્દ ભગવાન (પોતાની) સુકુમાર આંગળીઓથી આશ્રિત (સાત સ્વરોનાં) છિદ્રોવાળી વેણુને અધર ઉપર ધારણ કરીને જ્યારે વગાડે છે, ॥ ૨ ॥ ત્યારે આકાશગામી (વિમાનોવાળા) સિદ્ધોની વનિતાઓ પોતાના પતિ સિદ્ધો સાથે હોવા છતાં તે વેણુવાદનનું શ્રવણ કરીને વિસ્મિત થઈ જાય છે અને કામદેવનાં બાણોથી જેમનાં ચિત્ત પરવશ થઈ ગયાં છે તેવી તથા જેમને પોતાના વસ્ત્રની (શિથિલ થયેલી) ગાંઠોનું ભાન રહ્યું નથી તેવી તેઓ લજ્જાસહિત મોહ પામે છે. (આવા શ્રીકૃષ્ણનો વિરહ આપણે કેવી રીતે સહન કરી શકીએ?) ॥ ૩ ॥

**‘वामबाहुकृतवामकपोलः’** વગેરે (એક વાક્યવાળા બે બે શ્લોકોનાં) બાર જોડકાં છે. હે ગોપીઓ, વામ બાહુ ઉપર, તેના મૂળ (ભાગમાં, ખભા) ઉપર **‘कृतः’** મૂક્યો છે વામ કપોલ (ગાલ) જેમણે તે – **‘वल्गिते’** નચાવવામાં આવી છે બંને ભમરો જેમના દ્વારા તે મુકુન્દ **‘वल्गितभ्रुर्मुकुन्दः’** – અધર (નીચલા હોઠ) ઉપર ધરેલી વેણુને – સુકુમાર આંગળીઓથી ‘आश्रिताः मार्गाः’ આશ્રિત સાત સ્વરોનાં છિદ્રો છે જેમનાં તે વેણુને **‘यत्र’** જ્યારે **‘ईरयति’** વગાડે છે, ॥ ૨ ॥ ત્યારે આકાશગામી વિમાનોવાળા સિદ્ધોની વનિતાઓ પોતાના પતિ સિદ્ધો સાથે હોવા છતાં તે વેણુવાદન **‘उपधार्य’** શ્રવણ કરીને પ્રથમ આશ્ચર્ય પામે છે અને પછી

काममार्गणेभ्यः समर्पितानि चित्तानि याभिस्तास्त-त्परवशा इत्यर्थः। सलज्जाः सत्यः कश्मलं मोहं ययुः। अत्र लिङ्गम्—अपस्मृता विस्मृता नीव्यो याभिरिति। अत एवंभूतस्य कृष्णस्य विरहं कथं सहाम इति सर्वत्र वाक्यशेषः॥ ३॥

**हन्त चित्रमबलाः शृणुतेदं**
**हारहास उरसि स्थिरविद्युत्।**
**नन्दसूनुरयमार्तजनानां**
**नर्मदो यर्हि कूजितवेणुः॥ ४**

हन्त हे अबलाः, इदं चित्रं शृणुत। हारहासो हारवद्विशदो हासो यस्य सः। यद्वा वेणुवादनेना-धोवदनेन हसतो हारेषु स्फुरन् हासो यस्य सः। यद्वा हारवद्वक्षसि शोभमानो हासो यस्य सः। यद्वा हाराणां हास एव विशदा स्फूर्तिर्यस्मिन्नुरसीति। उरसि स्थिरा विद्युदिव लक्ष्मीर्यस्य सः यर्हि यदा कूजितवेणुर्नादितवेणुर्भवति॥ ४॥

**वृन्दशो व्रजवृषा मृगगावो**
**वेणुवाद्यहृतचेतस आरात्।**
**दन्तदष्टकवला धृतकर्णा**
**निद्रिता लिखितचित्रमिवासन्॥ ५**

तदा व्रजे वृषा मृगा गावश्च वेणुवाद्येन हृतानि चेतांसि येषां ते। आराद्दूरादेव दन्तैर्दष्टाः कवला ग्रासा यैस्ते। धृता उत्तम्भिताः कर्णा यैस्ते।

કામદેવનાં બાણોથી જેમના દ્વારા શ્રીકૃષ્ણને ચિત્ત સમર્પિત કરવામાં આવ્યાં છે તેવી તે પરવશ વનિતાઓ લજ્જાવાળી થઈને મોહ પામે છે, એમ અર્થ છે. (વ્યોમવિહારી વનિતાઓ મોહ પામી, તે માટે) અહીં પ્રમાણ છે – '**अपस्मृताः**' ભાન ભુલાઈ ગયું છે વસ્ત્રની ગ્રંથિઓનું જેમના દ્વારા – આથી આવા શ્રીકૃષ્ણનો વિરહ આપણે કેવી રીતે સહન કરીએ? આ વાક્ય સર્વત્ર શેષ છે, તે ઉમેરવું. ॥ ૩ ॥

હે અબળાઓ, આ આશ્ચર્ય સાંભળો. (મોતીના) હાર જેવું જેમનું ઉજ્જ્વળ હાસ્ય છે, વિદ્યુત (જેવી ચંચળ લક્ષ્મી) જેમના વક્ષઃસ્થળ ઉપર અચળ છે એવા દુખિયારાના સુખદાતા આ નંદનંદન જ્યારે વેણુવાદન કરે છે, ॥ ૪ ॥

હે અબળાઓ, આ આશ્ચર્ય સાંભળો. '**हारहासः**' (૧) મોતીના હાર જેવું જેમનું ઉજ્જ્વળ હાસ્ય છે તે (૨) અથવા વેણુવાદન કરવાથી નીચું મુખ રાખવાને કારણે, હાસ્ય કરનાર (શ્રીહરિ)ની રત્નમાળાઓમાં ઝળકતું હાસ્ય છે જેમનું (૩) અથવા વક્ષઃસ્થળ ઉપરના હારની જેમ શોભાયમાન હાસ્ય છે જેમનું તે (૪) અથવા મોતીના હારની દીપ્તિ જ ઉજ્જ્વળ ચળકાટ છે જે વક્ષઃસ્થળમાં – વિદ્યુત જેવી (ચંચળ) લક્ષ્મી જેમના વક્ષઃસ્થળ ઉપર અચળ છે તે (નંદનંદન) **यर्हि** જ્યારે '**कूजितवेणुः**' કૂજન કરતા વેણુવાળા બને છે (અર્થાત્ વેણુવાદન કરે છે). ॥ ૪ ॥

ત્યારે વેણુવાદનથી હરાઈ ગયેલાં ચિત્તવાળાં વ્રજનાં બળદો, મૃગો અને ગાયો ટોળેટોળાં મળીને દૂરથી જ દાંતમાં લીધેલા કોળિયા (છોડવા કે ચાવવા અસમર્થ થઈ એવા ને એવા જ) રાખી, ઊંચા કાન કરીને જાણે ઊંઘી ગયાં હોય તેમ ચિત્રમાં ચીતર્યાં હોય તેવાં થઈ જાય છે! ॥ ૫ ॥

ત્યારે વ્રજમાં બળદો, મૃગો અને ગાયો વેણુવાદનથી હરાયેલાં ચિત્ત છે જેમનાં તેઓ, '**आराद्**' દૂરથી જ દાંતથી ચવાયેલા છે '**कवलाः**' કોળિયા જેમના દ્વારા તેઓ, ધારણ કરવામાં આવ્યા છે ઊંચા કાન જેમના દ્વારા તેઓ, '**निद्रिता इव**' જાણે ઊંઘી ગયાં હોય તેમ

निद्रिता इव लिखितचित्रमिव चासन्। अविदुषां तिरश्चामिदमतिचित्रमित्यर्थः ॥ ५ ॥

किंच अचेतनासु सरित्सु तददतीव चित्रमित्याहुः—

**बर्हिणस्तबकधातुपलाशै-**
**र्बद्धमल्लपरिबर्हविडम्बः ।**
**कर्हिचित् सबल आलि स गोपै-**
**र्गाः समाह्वयति यत्र मुकुन्दः ॥ ६**

**तर्हि भग्नगतयः सरितो वै**
**तत्पदाम्बुजरजोऽनिलनीतम् ।**
**स्पृहयतीर्वयमिवाबहुपुण्याः**
**प्रेमवेपितभुजाः स्तिमितापः ॥ ७**

हे आलि सखि, बर्हिणो मयूरस्तस्य स्तबका मयूरपिच्छा धातवो गैरिकादयश्च पलाशानि पल्लवाश्च तैर्बद्धश्चासौ मल्लानां परिबर्हः परिकरस्तं विडम्बयत्यनुकरोतीति तथा स मुकुन्दो गोपैः सह वेणुनेत्युपरितनमत्रापि ज्ञातव्यम्। यत्र यदा गाः सम्यगाह्वयति ॥ ६ ॥ तर्हि तदा तद्-ध्वनिश्रवणात्। अनिलेनानीतं तस्य पदाम्बुजरजः स्पृहयन्त्य इव भग्नगतयः सरितो वै निश्चितं वयमिव ता अप्यबहुपुण्या यतो न प्राप्नुवन्ति। केवलं प्रेम्णा वेपिता भुजास्तरङ्गा यासां ताः। स्तिमिता निश्चला आपो यासां ताः। गोप्योऽपि लोचनयोस्तिमितजला भवन्तीति ॥ ७ ॥

ચિત્રમાં ચીતર્યાં હોય તેવાં થઈ જાય છે! અજ્ઞાની પશુઓ પણ (સર્વ ક્રિયાઓથી નિવૃત્ત થઈ ગયાં છે,) આ અતિ આશ્ચર્ય છે! (આવા શ્રીકૃષ્ણનો વિરહ આપણે કેવી રીતે સહન કરીએ?) ॥ ૫ ॥

વળી, નદીઓ અચેતન છે ત્યારે તે (વેણુનાદના શ્રવણથી તેમને અતિશય મોહ થાય છે એ) અતિ આશ્ચર્ય છે, એમ ગોપીઓ કહે છે –

હે સખી, મયૂરપિચ્છના ગુચ્છા, (ગેરુ વગેરે) ધાતુઓ અને પર્ણો વડે બાંધેલા મલ્લના કટિવસ્ત્રનું જેમણે અનુકરણ કર્યું છે તેવા મુકુન્દ ભગવાન બલરામજી સહિત ગોવાળો સાથે રહી ક્યારેક (વેણુનાદ કરીને) ગાયોને નામ દઈને બોલાવે છે, ॥ ૬ ॥

ત્યારે (તે ધ્વનિના શ્રવણથી) વાયુ દ્વારા લાવવામાં આવેલી તેમના ચરણકમળની રજની સ્પૃહા કરતી હોય તેમ અટકી ગયેલી ગતિવાળી નદીઓ નક્કી આપણી જેમ બહુ પુણ્યશાળી ન હોઈ પ્રેમથી કંપતી (તરંગોરૂપી) ભુજાઓવાળી અને સ્થિર જળવાળી થઈ જાય છે. ॥ ૭ ॥

હે **'आलि'** સખી, **'बर्हिणः'** મોર, તેનાં પીછાંના ગુચ્છા, ગેરુ વગેરે ધાતુઓ અને **'पलाशानि'** પાંદડાં, તેમનાંથી બંધાયેલું તે મલ્લોનું **'पारिबर्हः'** કટિવસ્ત્ર, તેનું **'विडम्बयति'** અનુકરણ કરે છે તેવા તે મુકુન્દ ભગવાન ગોવાળો સાથે રહી 'વેણુનાદ કરીને' – પછીના શ્લોકના (૮ ના **'वेणुना'**) શબ્દને અહીં પણ સમજવા યોગ્ય છે. **'यत्र'** જ્યારે ગાયોને તે નામ દઈને પ્રેમથી બોલાવે છે, ॥ ૬ ॥ **'तर्हि'** ત્યારે તે ધ્વનિના શ્રવણથી, વાયુ દ્વારા લાવવામાં આવેલી તેમના ચરણકમળની રજની સ્પૃહા કરતી હોય તેમ અટકી ગયેલી ગતિવાળી નદીઓ **'वै'** નક્કી, આપણી જેમ બહુ પુણ્યશાળી નથી, કારણ કે તેઓ ચરણરજને પ્રાપ્ત કરતી નથી. પ્રેમથી કેવળ કંપતી તરંગોરૂપી ભુજાઓ છે જેમની તે નદીઓ, **'स्तिमिताः'** સ્તબ્ધ થયું છે જળ જેમનું તે નદીઓ – ગોપીઓ પણ બંને નેત્રોમાં સ્થિર જળ (અશ્રુ)વાળી થઈ જાય છે. (આવા શ્રીકૃષ્ણનો વિરહ આપણે કેવી રીતે સહન કરીએ?) ॥ ૭ ॥

स्थावरेष्वप्यतिचित्रं दृश्यत इत्याहुः—

**अनुचरैः समनुवर्णितवीर्य**
**आदिपूरुष इवाचलभूतिः।**
**वनचरो गिरितटेषु चरन्ती-**
**र्वेणुनाऽऽह्वयति गाः स यदा हि॥ ८**
**वनलतास्तरव आत्मनि विष्णुं**
**व्यंजयन्त्य इव पुष्पफलाढ्याः।**
**प्रणतभारविटपा मधुधाराः**
**प्रेमहृष्टतनवः ससृजुः स्म॥ ९**

अनुचरैर्गोपैर्देवादिभिर्वा। मुग्धानां वाक्यमादि-पुरुष इवेति। अचलभूतिर्निश्चलश्रीः। वेणुना तत्तन्नाम्ना गानेन॥ ८॥ तदा प्रणता भारेण विटपाः शाखा यासां ता वनगता लताः स्वस्मिन्विष्णुं प्रकाशमानं सूचयन्त्य इव मधुधारा ववृषुः, स्मेति विस्मये। तरवश्च तथा तत्पतीनामपि तथैवानन्द इति भावः। एतानि विष्णुव्यक्तिलक्षणानि॥ ९॥

સ્થાવરોમાં પણ અતિ આશ્ચર્ય જણાય છે, એમ કહે છે –

અનુચર ગોપો દ્વારા વર્ણન કરાયેલા પરાક્રમ-વાળા, આદિ પુરુષ (પુરુષોત્તમ) જેવા, અચળ લક્ષ્મીવાળા વૃંદાવનવિહારી પર્વતની તળેટીઓમાં ચરતી ગાયોને વેણુવાદન કરીને જ્યારે બોલાવે છે, ત્યારે ખરેખર, ॥ ૮ ॥

ફળ-ફૂલથી સમૃદ્ધ અને તેના ભારથી નમેલી શાખાઓવાળી અને પ્રેમથી હર્ષયુક્ત દેહવાળી વનની વેલીઓ અને વૃક્ષો વિષ્ણુને પોતાનામાં વ્યક્ત કરતાં હોય તેમ મધની ધારાઓ વહાવે છે. ॥ ૯ ॥

**'अनुचरैः'** સેવક ગોવાળો દ્વારા અથવા દેવો વગેરે દ્વારા – **'आदिपुरुषः इति।'** આ વાક્ય મુગ્ધ ગોપીઓનું છે. (શ્રીકૃષ્ણ સાક્ષાત્ આદિ પુરુષ હોવાથી અહીં **इव** શબ્દ અયોગ્ય છે, એવો ભાવ છે.) **'अचलभूतिः'** અચળ લક્ષ્મીવાળા – **'वेणुना'** વેણુ દ્વારા તે તે ગાયોનાં નામવાળા ગાનથી ॥ ૮ ॥ ત્યારે ભારથી નમેલી **'विटपाः'** શાખાઓ જેમની છે તે, વનમાં રહેલી લતાઓ, પોતાનામાં પ્રકાશતા વિષ્ણુને **'प्रकाशमानम्'** વ્યક્ત કરતી હોય તેમ મધની ધારાઓ વરસાવે છે. **'स्म'** વિસ્મયના અર્થમાં છે. **'तरवः च'** તથા તે લતાઓનાં વૃક્ષરૂપ પતિઓને પણ તે જ રીતે આનંદ થાય છે, એવો ભાવ છે. (વૈષ્ણવોરૂપી વૃક્ષોને હર્ષયુક્ત શરીર હોવું વગેરે) આ (સર્વ) વિષ્ણુના પ્રાકટ્યનાં લક્ષણો છે. ॥ ૯ ॥

किंच सरसि कमलवनेषु विहरतां पक्षिणामपि मनआकर्षणं तद्गीतं किं पुनरन्येषामित्याहुः— **दर्शनीयतिलक इति।**

**दर्शनीयतिलको वनमाला-**
**दिव्यगन्धतुलसीमधुमत्तैः ।**
**अलिकुलैरलघुगीतमभीष्ट-**
**माद्रियन् यर्हि सन्धितवेणुः॥ १०**
**सरसि सारसहंसविहङ्गा-**
**श्चारुगीतहृतचेतस एत्य।**
**हरिमुपासत ते यतचित्ता**
**हन्त मीलितदृशो धृतमौनाः॥ ११**

વળી, સરોવરમાં કમળનાં વનોમાં વિહાર કરતાં પક્ષીઓનાં મનનું પણ આકર્ષણ કરનારું તે વેણુવાદન બીજાઓનાં મનને આકર્ષે તેમાં શું આશ્ચર્ય, એમ તેઓ કહે છે – **'दर्शनीयतिलकः इति।'**

વનમાળાઓનાં દિવ્ય સુગંધવાળાં તુલસીજીના મકરંદથી મત્ત બનેલાં ભ્રમરવૃંદના ઉચ્ચ સ્વરે ગવાયેલા પ્રિય ગીતને આદર આપતા સર્વમાં શિરમોર (શ્યામસુંદર) જ્યારે વેણુવાદન કરે છે, ॥ ૧૦ ॥ ત્યારે સરોવરમાં સારસ, હંસ અને અન્ય પક્ષીઓ સુંદર વેણુગાનથી વશ થયેલાં ચિત્તવાળાં થઈને શ્રીહરિની પાસે આવીને બેસી જાય છે. અરે, સંયત ચિત્તવાળાં તેઓ નેત્રો બંધ કરીને મૌનવ્રત ધારણ કરે છે.॥ ૧૧ ॥

दर्शनीयस्तिलको यस्य। दर्शनीयानां सुन्दराणां मध्ये मुख्य इति वा। वनमालासु या दिव्यगन्धा तुलसी तस्या मधुना मत्तैरलिकुलैरलघु उच्चैरभीष्टमनुकूलं गीतमाद्रियन्नादरेण गृह्णन् यर्ह्यधरे सन्धितवेणुर्भवति॥ १०॥ तर्हि ये सरसि सारसा हंसा अन्ये च विहङ्गास्ते चारुणा गीतेन हृतचेतस एत्य तत आगत्य हरिमुपासताभजन्त। तत्समीपे उपविविशुर्वा। हन्तेति विषादे॥ ११॥

જેમનું તિલક દર્શનીય છે અથવા દર્શન કરવા યોગ્ય અતિ સુંદર એવા સર્વમાં શિરમોર (મુખ્ય) – વનમાળાઓમાં જે દિવ્ય સુગંધવાળાં તુલસીજી છે તેમના મકરન્દથી મત્ત બનેલાં ભ્રમરવૃંદોના **'अलघु'** ઉચ્ચ સ્વરે ગવાયેલા **'अभीष्टम्'** અનુકૂળ, પ્રિય ગીતને **'आद्रियन्'** આદરપૂર્વક ગ્રહણ કરતા (અર્થાત્ ભમરાઓના ગુંજનનું વેણુથી અનુકરણ કરતા) શ્રીકૃષ્ણ જ્યારે અધર ઉપર વેણુ ધરે છે, ॥ ૧૦ ॥ ત્યારે સરોવરમાં જે સારસ, હંસ અને અન્ય પક્ષીઓ છે તેઓ સુંદર વેણુગાનથી વશ થયેલાં ચિત્તવાળાં થઈને ત્યાંથી **'एत्य'** આવીને શ્રીહરિને **'उपासत'** ભજવા લાગે છે અથવા શ્રીહરિની સમીપમાં બેસી જાય છે. **'हन्त'** આશ્ચર્યમાં કહે છે. ॥ ૧૧ ॥

मेघोऽपि हरिं सेवत इत्याहुः—**सहबल इति**।

મેઘ પણ શ્રીકૃષ્ણની સેવા કરે છે, એમ ગોપીજનો કહે છે – **'सहबलः इति।'**

**सहबलः स्त्रगवतंसविलासः**
**सानुषु क्षितिभृतो व्रजदेव्यः।**
**हर्षयन् यर्हि वेणुरवेण**
**जातहर्ष उपरम्भति विश्वम्॥ १२**
**महदतिक्रमणशंकितचेता**
**मन्दमन्दमनु गर्जति मेघः।**
**सुहृदमभ्यवर्षत् सुमनोभि-**
**श्छायया च विदधत् प्रतपत्रम्॥ १३**

હે વ્રજદેવીઓ, પુષ્પમાળાઓથી બનાવેલાં કર્ણાભૂષણોથી અતિશય શોભાયમાન તથા (ધરતીને ધારણ કરનાર) ગિરિવરની તળેટીઓમાં બલરામજી સાથે રહેલા, પ્રકટ હર્ષવાળા, વિશ્વને હર્ષિત કરતા શ્રીકૃષ્ણ જ્યારે વેણુનાદથી નિનાદ કરે છે, ॥ ૧૨ ॥ ત્યારે મહાન એવા શ્રીકૃષ્ણના અતિક્રમણની શંકાયુક્ત ચિત્તવાળો મેઘ (વેણુનાદને) અનુરૂપ મંદ મંદ ગર્જન કરે છે તથા સુહૃદ એવા શ્રીકૃષ્ણ ઉપર (પોતાની) છાયાથી છત્ર ધરતો તે (જળબિંદુઓરૂપે) પુષ્પો દ્વારા વૃષ્ટિ કરે છે. ॥ ૧૩ ॥

भो व्रजदेव्यो गोप्यः, सहबलः सरामः कृष्णः स्त्रग्भिर्निर्मिताभ्यामवतंसाभ्यां कर्णभूषणाभ्यां विलासो यस्य। यद्वा मुक्ताफलस्त्रगापीडेन विलासो यस्येति। क्षितिभृतः सानुषु गिरेस्तटेषु वर्तमानः। स्वयं जातहर्षो विश्वं हर्षयन्यदा वेणुरवेणोपरम्भति निनादयति। नादेन पूरयतीत्यर्थः॥ १२॥ तदा मेघो महतः कृष्णस्यातिक्रमणे शङ्कितं चेतो

**'सहबलः'** બલરામજી સહિત શ્રીકૃષ્ણ – પુષ્પમાળાઓમાંથી બનાવેલાં **'अवतंसाभ्याम्'** કર્ણનાં આભૂષણોથી અતિશય શોભા છે જેમની અથવા મોતીની માળાના મુકુટથી વિલાસ છે જેમનો – ધરતીને ધારણ કરનાર **'सानुषु'** ગિરિવરોની તળેટીઓમાં રહેલા શ્રીકૃષ્ણ સ્વયં પ્રકટ હર્ષવાળા અને વિશ્વને હર્ષિત કરતા જ્યારે વેણુવાદનથી **'उपरम्भति'** નિનાદ કરે છે, વેણુનાદથી (વિશ્વને) ભરી દે છે, એમ અર્થ છે. ॥ ૧૨ ॥ ત્યારે મહાન એવા શ્રીકૃષ્ણના અતિક્રમણ (ઓળંગવાના ભય)ની શંકાથી યુક્ત ચિત્ત છે જેનું તે

यस्य स न पुरतो याति, न चोच्चैर्गर्जति, किंतु तत्रैव स्थितः सन् वेणुरवमनु मन्दं मन्दं गर्जति। किंच सुहृदं विश्वार्तिहरणादिसाम्यात्सुहृत्कृष्णस्तं सुमनोभिरभ्यवर्षत्। अदृश्यैर्देवैः क्रियमाणं कुसुमवर्षं मेघे कल्पयित्वोक्तम्। तुषारो वा कुसुमतया कल्पितः। स एव वा देवतारूपोऽभ्यवर्षदिति। प्रतपादातपात्त्रायत इति प्रतपत्रं छत्रं तच्छायया कुर्वन्निति॥ १३॥

अपि च महदेतदाश्चर्यमित्याहुः—**विविधेति**।

**विविधगोपचरणेषु विदग्धो**
**वेणुवाद्य उरुधा निजशिक्षाः।**
**तव सुतः सति यदाधरबिम्बे**
**दत्तवेणुरनयत् स्वरजातीः॥ १४**
**सवनशस्तदुपधार्य सुरेशाः**
**शक्रशर्वपरमेष्ठिपुरोगाः ।**
**कवय आनतकन्धरचित्ताः**
**कश्मलं ययुरनिश्चिततत्त्वाः॥ १५**

हे सति यशोदे, तव सुतो नानागोपक्रीडासु विदग्धो निपुणो वेणुवाद्ये विषये निजैव शिक्षा यासु ताः।स्वोत्प्रेक्षिता न त्वन्यतः श्रुता इत्यर्थः।स्वरजातीर्निषादऋषभादिस्वरालापभेदाननयदुन्नीतवान्॥ १४॥ तत् ताः स्वरजातीः सवनशो मन्द्रमध्यमतारभेदेन यतो गीतध्वनिरागतस्ततश्चानता कन्धरा चित्तं च येषां ते।उपधार्य समाकर्ण्य।कवयः कोविदा अपि न निश्चितं तत्त्वं तद्भेदो यैस्ते कश्मलं मोहं ययुरिति॥ १५॥

મેઘ તેમની આગળ નથી જતો અને મોટેથી ગરજતો નથી, પણ ત્યાં જ રહીને વેણુનાદને અનુરૂપ મંદ મંદ ગર્જન કરે છે. વળી, વિશ્વની પીડા હરણ કરવી વગેરે સામ્યથી **'सुहृदम्'** સખા એવા તે શ્રીકૃષ્ણને પુષ્પોથી અભિવર્ષિત કરી દે છે. અદૃશ્ય રહેલા દેવો દ્વારા કરવામાં આવતી કુસુમવર્ષાની મેઘનાં જળબિંદુઓમાં કલ્પના કરીને આમ કહેવાયું છે. અથવા જળબિંદુ કે પુષ્પરૂપે કલ્પવામાં આવેલ દેવરૂપી મેઘ જ ચોમેરથી વરસ્યો. **'प्रतपात्'** તડકાથી રક્ષણ આપે તે પ્રતપત્ર–છત્ર, તે છાયાથી (છત્ર) કરતો ॥ ૧૩ ॥

બીજું પણ આ મહાન આશ્ચર્ય છે, એમ તેઓ કહે છે – **'विविध इति।'**

હે સતી (યશોદા), ગોવાળોની ક્રીડામાં નિપુણ એવો તમારો પુત્ર જ્યારે અધરબિમ્બ ઉપર વેણુ પધરાવીને પોતાના દ્વારા જ અનેક પ્રકારે આવિષ્કૃત કરાયેલા જાતજાતના ષડ્જાદિ સ્વરોને ઉત્પન્ન કરે છે, ॥૧૪॥ ત્યારે ઈન્દ્ર, શંકર, બ્રહ્મા જેમના પુરોગામી છે તે દેવાધિદેવો પણ નિપુણ (હોવા છતાં) વેણુનાદની અદ્ભુત કલાના તત્ત્વનો નિશ્ચય ન કરી શકેલા, મન્દ્ર, મધ્યમ અને તાર સપ્તકના તે જુદા જુદા સ્વરોને સાંભળીને જ્યાંથી તે આવે છે તે તરફ નમેલી કાંધ અને ચિત્તવાળા થઈ મોહ પામે છે.॥ ૧૫ ॥

હે સતી યશોદા, ગોવાળોની અનેક ક્રીડાઓમાં **'विदग्धः'** નિપુણ એવો તમારો પુત્ર વેણુવાદનના વિષયમાં સ્વયં પોતાનું જ શિક્ષણ છે જેમાં તે સ્વરના પ્રકારો, પોતાના દ્વારા જ રચિત, પણ અન્ય પાસેથી શ્રવણ કરેલા નહીં, એમ અર્થ છે. **'स्वरजातीः'** નિષાદ, ઋષભ વગેરે સ્વરોના આલાપના પ્રકારોને **'अनयत्'** ઊંચે લીધા. ॥૧૪॥ **'तत्'** તે સ્વરના પ્રકારો **'सवनशः'** મન્દ્ર, મધ્યમ અને તાર સપ્તકના ભેદપૂર્વક તે ગીત, ધ્વનિ, રાગ જ્યાંથી આવે છે તે તરફ નમેલી કાંધ અને ચિત્ત છે જેમનાં તે, **'उपधार्य'** સાંભળીને **'कवयः'** (ગાનતાનમાં) નિપુણ હોવા છતાં પણ નિશ્ચિત કરી શકાતો નથી **'तत्त्वम्'** ભેદ જેમના દ્વારા તેઓ **'कश्मलम्'** મોહ પામે છે. ॥૧૫॥

अस्माकं तु मोहं किं ब्रूम इत्याहुः— निजपदाब्जदलैरिति।

**निजपदाब्जदलैर्ध्वजवज्र-**
**नीरजांकुशविचित्रललामैः ।**
**व्रजभुवः शमयन् खुरतोदं**
**वर्ष्मधुर्यगतिरीडितवेणुः ॥ १६**
**व्रजति तेन वयं सविलास-**
**वीक्षणार्पितमनोभववेगाः ।**
**कुजगतिं गमिता न विदामः**
**कश्मलेन कबरं वसनं वा॥ १७**

ध्वजादीनि विचित्राणि ललामानि चिह्नानि येषां तैर्निजानि पदान्येवाब्जदलानि तैर्व्रजभुवः खुरतोदं खुराक्रमणव्यथां शमयन्वर्ष्मणा देहेन धुर्यो गजस्तद्वद्गतिर्यस्य स कृष्णो वादितवेणुः सन् यद्व्रजति॥ १६॥ तेन निमित्तेन सविलास-वीक्षणेनार्पितो मनोभववेगो यासु ता वयम्। कुजा वृक्षास्तेषां गतिं गमिताः सत्यो मोहेन न विदामः कबरं वा वसनं वेति॥ १७॥

અમારા મોહને તો કેવી રીતે વર્ણવીએ, એમ તેઓ કહે છે – **'निजपद-अब्जदलैः इति।'**

ધ્વજ, વજ્ર, કમળ, અંકુશરૂપી મનોહર ચિહ્નોથી પોતાનાં ચરણોરૂપી પદ્મની પાંખડીઓ વડે (પશુઓની) ખરીઓથી (ખોદાવાને કારણે) થતી વ્રજભૂમિની વ્યથાને શાંત કરતા, ગજરાજ જેવી (મંદ) ગતિવાળા શ્રીકૃષ્ણ વેણુવાદન કરતા (વ્રજમાં) પધારે છે, ॥ ૧૬ ॥ ત્યારે તેમના વિલાસપૂર્વકના દૃષ્ટિપાતથી કામાવેશ પ્રાપ્ત થવાને કારણે વૃક્ષો જેવી (નિશ્ચેષ્ટ) દશાને પ્રાપ્ત થયેલી અમે મોહવશાત્ (વિખરાયેલા) વાળ અને (સરકી જતી) સાડીનું ભાન પણ ભૂલી જઈએ છીએ. ॥ ૧૭ ॥

ધ્વજ વગેરે મનોહર **'ललामानि'** ચિહ્નો છે જેમનાં તે પોતાનાં ચરણો જ કમળની પાંખડીઓ, તે પાંખડીઓથી **'खुरतोदम्'** (પશુઓની) ખરીઓથી ભૂમિ ખોદાવાને કારણે થતી વ્રજભૂમિની વ્યથાને શાંત કરતા – **'वर्ष्मणा'** દેહથી **'धुर्यः'** મહાન એવો હાથી, તેના જેવી ગતિ છે જેમની તે શ્રીકૃષ્ણ વેણુ વગાડતા જ્યારે ચાલે છે, ॥ ૧૬ ॥ **'तेन'** તેને કારણે વિલાસપૂર્વકના દૃષ્ટિપાતથી પ્રાપ્ત થયો છે કામદેવનો વેગ જેમનામાં તેવી અમે – **'कुजाः'** વૃક્ષો, તેમની દશાને પ્રાપ્ત થઈ મોહને કારણે કેશ અને વસ્ત્રનું ભાન પણ ભૂલી જઈએ છીએ. ॥ ૧૭ ॥

**मणिधरः क्वचिदागणयन् गा**
**मालया दयितगन्धतुलस्याः।**
**प्रणयिनोऽनुचरस्य कदांसे**
**प्रक्षिपन् भुजमगायत यत्र॥ १८**
**क्वणितवेणुरववंचितचित्ताः**
**कृष्णमन्वसत कृष्णगृहिण्यः।**
**गुणगणार्णमनुगत्य हरिण्यो**
**गोपिका इव विमुक्तगृहाशाः॥ १९**

અત્યંત પ્રિય સુગંધવાળાં તુલસીજીની માળાથી (શોભતા) મણિધર શ્રીકૃષ્ણ કોઈક સ્થળે ગાયોને ચોતરફથી ગણતા અને ક્યારેક પ્રિય સેવકના ખભા ઉપર પોતાનો શ્રીહસ્ત પધરાવતા જ્યારે વેણુગાન કરે છે, ॥ ૧૮ ॥ ત્યારે અનુરણનયુક્ત વેણુનાદથી આકર્ષાયેલાં ચિત્તવાળી, કૃષ્ણમૃગની પત્નીઓ (મૃગલીઓ), જેમણે ઘરની આશા (મમતા) છોડી દીધી છે તેવી ગોપિકાઓની જેમ ગુણોના સમૂહના સાગર શ્રીકૃષ્ણની પાસે જઈને બેસી જાય છે. ॥ ૧૯ ॥

किंच मणिधरो मणीन् ग्रथितान् गोगणनार्थं धरतीति मणिधरः। क्वचिद्देशे एतैर्मणिभिर्गा आसमन्ताद्गणयन्। तथा दयितगन्धा या तुलसी तस्या मालया सह वर्तमानः। प्रणयिनः प्रियस्यानुचरस्यांसे भुजं प्रक्षिपन्। यत्र यदा कदाचिदगायत॥ १८॥ तदा क्वणितवेणुरवेण वञ्चितान्यपहृतानि चित्तानि यासां ताः कृष्णस्य हरिणस्य गृहिण्यो भार्याः गुणगणार्णं गुणगणसमुद्रं कृष्णमनुगत्य प्राप्य ताः कृष्णमेवान्वसतान्वासत। न न्यवर्तन्तेत्यर्थः। कुतः। यतो विमुक्ता गृहाशा याभिस्ता गोपिका इव ता अपि ह्येवमेवान्वासतेति ॥ १९ ॥

વળી, **'मणिधरः'** ગૂંથેલા મણિઓને ગાયો ગણવા માટે ધારણ કરે તે મણિધર. કોઈક સ્થળે આ મણિઓથી ગાયોને ચારે તરફથી ગણતા – તથા અત્યંત પ્રિય સુગંધવાળાં જે તુલસીજી છે, તેમની માળા સાથે રહેનાર – **'प्रणयिनः'** પ્રિય સેવકના ખભા ઉપર પોતાનો શ્રીહસ્ત પધરાવતા ભગવાન **'यत्र'** જ્યારે કોઈક વાર ગાન કરે છે, ॥ ૧૮ ॥ ત્યારે અનુરણન (મનોહર વિશિષ્ટ ધ્વનિ)યુક્ત વેણુનાદથી **'वंचितानि'** આકર્ષાયેલાં ચિત્ત છે જેમનાં તે કૃષ્ણમૃગની **'गृहिण्यः'** ભાર્યાઓ **'गुणगण-अर्णम्'** ગુણોના સમૂહના સાગર એવા શ્રીકૃષ્ણની **'अनुगत्य'** પાસે જઈને તે બધી જ **'अनु-असत' अनु-आसत** (હોવું જોઈએ.) બેસી જતી, પાછી જતી નહીં, એમ અર્થ છે. શા માટે? કેમ કે ઘરની આશા (મમતા) જેમના દ્વારા છોડવામાં આવી છે તેવી ગોપિકાઓની જેમ તે કૃષ્ણમૃગપત્નીઓ પણ એ જ રીતે બેસી રહે છે. ॥ ૧૯ ॥

तदेवं वृन्दावनप्रदेशेषु क्रीडित्वा सायाह्ने गोधनानि परावर्त्य यमुनायां क्रीडतस्तस्य सौभाग्य-मनुवर्णयन्ति—**कुन्ददामकृतकौतुकवेष इति**।

તો આ પ્રમાણે વૃંદાવનનાં સ્થળોમાં ક્રીડા કરીને સાયંકાળે ગાયોનાં ધણને પાછાં વાળી શ્રીયમુનાજીમાં ક્રીડા કરતા ભગવાનના સૌન્દર્યને વર્ણવે છે – **'कुन्ददामकृतकौतुकवेषः इति।'**

**कुन्ददामकृतकौतुकवेषो**
**गोपगोधनवृतो यमुनायाम्।**
**नन्दसूनुरनघे तव वत्सो**
**नर्मदः प्रणयिनां विजहार॥ २०**
**मन्दवायुरुपवात्यनुकूलं**
**मानयन् मलयजस्पर्शेन।**
**वन्दिनस्तमुपदेवगणा ये**
**वाद्यगीतबलिभिः परिवव्रुः॥ २१**

હે નિષ્પાપ યશોદાજી, મોગરાની માળાઓથી ઉત્સવપૂર્વક અલંકૃત થયેલા, ગોધણ અને ગોવાળોથી વીંટળાયેલા, પ્રિય જનોને હર્ષ આપનાર તમારા પુત્ર નંદનંદન જ્યારે યમુનાજીમાં વિહાર કરે છે, ॥૨૦॥ (ત્યારે) ચંદન જેવા સુરભિત અને શીતળ સ્પર્શથી ભગવાનને સન્માન આપતો મંદ વાયુ અનુકૂળ થઈને વાય છે અને જે ગંધર્વોના સમૂહો છે તેઓ બંદિજનોની જેમ વાદ્ય, ગીત અને ઉપહારોથી તેમની ચારે બાજુ ઉપાસના કરે છે. ॥ ૨૧ ॥

गोपीनामुत्सवाय कुन्ददामभिः कृतः कौतुकेनोत्सवेन वेषोऽलंकारो येन सः। हे अनघे यशोदे, तव वत्सः पुत्रो नन्दसूनुः कृष्णः। यद्वा सहैव बह्व्यः कथयन्त्यः काश्चित्तव वत्स इति

ગોપીઓના આનંદ માટે મોગરાની માળાઓથી કરાયો છે **'कौतुकेन'** ઉત્સવપૂર્વક **'वेषः'** અલંકાર જેમના દ્વારા તે – **'हे अनघे'** હે નિષ્પાપ યશોદાજી, તમારો પુત્ર નંદનંદન શ્રીકૃષ્ણ – અથવા ઘણી ગોપીઓ એકસાથે જ બોલતી હોવાથી કેટલીક તમારો

काश्चिन्नन्दसूनुरिति चाहुः—नर्मदो हर्षदः सन्यदा विजहार क्रीडति स्म ॥ २० ॥ तदा मलयजस्पर्शेन* मलयजस्य चन्दनस्येव सुरभिः शीतश्च यः। स्पर्शस्तेन तं कृष्णं मानयन्ननुकूलं यथा तथोपवाति वीजयति। यद्वा मलयजो दक्षिणो वायुः। यद्वा मलयजस्य कृष्णेन स्वाङ्गेऽनुलिप्तस्य स्पर्शेन मानयन्निति। किंच वन्दिन इव स्तावकाः सन्तो गन्धर्वादिगणा वाद्यगीतपुष्पवर्षादिभिः परिवव्रुः परित उपासत॥ २१ ॥

પુત્ર કહે છે અને કેટલીક નંદરાયજીનો પુત્ર કહે છે. **'नर्मदः'** હર્ષ આપનાર થઈ જ્યારે શ્રીકૃષ્ણ **'विजहार'** ક્રીડા કરે છે, ॥૨૦॥ ત્યારે **'मलयजस्पर्शेन' मलयजस्य** * મલય પર્વતના ચંદનના જેવો સુરભિત અને શીતળ જે સ્પર્શ છે તેનાથી તે શ્રીકૃષ્ણને **'मानयन्'** સન્માન આપતો વાયુ જેમ ભગવાનને અનુકૂળ હોય તેમ **'उपवाति'** વાય છે. અથવા સ્પર્શથી સન્માન આપતો **'मलयजः'** દક્ષિણનો વાયુ. * વળી, કીર્તિગાન કરનારા બંદિજનોની જેમ ગંધર્વાદિગણો સ્તુતિ કરનારા થઈને વાદ્ય, ગીત, પુષ્પવૃષ્ટિ વગેરે દ્વારા **'परिवव्रुः'** તેમની ચારે બાજુ ઉપાસના કરે છે. ॥ ૨૧ ॥

आयान्तमालोक्य हृष्यन्त्यः परस्परमूचुः—**वत्सल इति**।

**वत्सलो व्रजगवां यदगध्रो**
**वन्द्यमानचरणः पथि वृद्धैः।**
**कृत्स्नगोधनमुपोह्य दिनान्ते**
**गीतवेणुरनुगेडितकीर्तिः ॥ २२**
**उत्सवं श्रमरुचापि दृशीना-**
**मुन्नयन् खुररजश्छुरितस्त्रक्।**
**दित्सयैति सुहृदाशिष एष**
**देवकीजठरभूरुडुराजः ॥ २३**

શ્રીકૃષ્ણને આવતા જોઈને હર્ષિત થતી ગોપીઓ પરસ્પર કહેવા લાગી – **'वत्सलः इति।'**

ગોવર્ધન પર્વતને ધારણ કર્યો હોવાથી વ્રજનું અને ગાયોનું હિત કરનારા, માર્ગમાં (બ્રહ્માદિ નિપુણ, જ્ઞાન)વૃદ્ધ જનો દ્વારા અભિવંદિત ચરણવાળા, અનુચર ગોવાળો દ્વારા ગવાતી કીર્તિવાળા, શ્રમયુક્ત કાંતિથી પણ નેત્રોને પરમ આનંદ ઉપજાવતા, (ગાયોની) ખરીઓની ઊડતી ધૂળથી ધૂસરિત માળાઓવાળા, સુહૃદ એવા, અમારા મનોરથ પૂર્ણ કરવાની ઈચ્છાથી દેવકીજીના ઉદરમાંથી પ્રકટ થયેલા આ શ્રીકૃષ્ણચંદ્ર સમસ્ત ગાયોનાં ધણ એકઠાં કરીને સંધ્યાકાળે વેણુ વડે ગાન કરતા પધારી રહ્યા છે. ॥ ૨૨ ॥ ૨૩ ॥

व्रजस्य गवां च। यद्वा व्रजे निबद्धानां गवामनुकम्प्यानामस्माकमित्यर्थः। वत्सलो हितकृत्। कुतः। यद्यस्मादगध्रः अगं धरतीति गोवर्धनोद्धरणः। बहुशो रक्षणस्योपलक्षणमेतत्। वृद्धैर्ब्रह्मादिभिः। पथि वन्द्यमानचरण इति ते सेर्ष्यं सायं शीघ्रमागन्तुं

વ્રજનું અને ગાયોનું અથવા વ્રજમાં બંધાયેલી, અનુકંપાને યોગ્ય એવી ગાયોનું અને ગાયોની જેમ અનુકંપાને યોગ્ય એવા અમારું, એમ અર્થ છે. **'वत्सलः'** હિત કરનાર. કેવી રીતે? **'यत्'** કારણ કે **'अगध्रः'** ગોવર્ધન પર્વતને ધારણ કરે છે તેવા ગોવર્ધનધારી છે. ભગવાન દ્વારા અનેક વાર કરવામાં આવેલા રક્ષણનું આ સૂચક છે. **'वृद्धैः'** બ્રહ્માજી વગેરે (જ્ઞાન)વૃદ્ધ જનો દ્વારા માર્ગમાં જેમનાં ચરણ અભિવંદિત થઈ રહ્યાં છે. આથી તેઓ ઈર્ષ્યાથી સાયંકાળે જલદી

---

*** मलयजः स्पर्शेन** એમ બે પદવાળો પાઠ લેતાં મૂળ પાઠમાં વિસર્ગ નથી. 'लुङ्मुदि जित्परे' શુ.ય. प्रातिशाख्य ૩/૧૩ અનુસાર વિસર્ગનો લોપ થઈ શકે છે. આ વિશિષ્ટ સૂત્રથી વિસર્ગરહિત પાઠ લઈ શકાય.

न ददतीत्यर्थः। उपोह्य एकीकृत्य गीतयुक्तो वेणुर्यस्य सः॥ २२॥ श्रमयुक्तयापि कान्त्या नेत्राणां हर्षमुन्नयन् उच्चैः प्रापयन्। खुररजोभिश्छुरिता व्याप्ताः स्रजो यस्य। सुहृदामस्माकमाशिषो मनोरथस्य दित्सया दातुमिच्छया देवक्या जठरे भवतीति तथा स एवोडुराजश्चन्द्रो निर्वृतिहेतुत्वेन स एष एतीति॥ २३॥

આવવા નથી દેતા, એમ અર્થ છે. (ગાયોનાં ધણને) **'उप-ऊह्य'** એકઠાં કરીને, જેમની વેણુ ગીતયુક્ત છે તેવા તે શ્રીકૃષ્ણ ॥ ૨૨ ॥ શ્રમજનિત (સ્વેદાદિયુક્ત) કાંતિથી પણ નેત્રોને **'उन्नयन्'** ઉત્તમ રીતે હર્ષ પ્રાપ્ત કરાવતા – ગાયોની ખરીઓથી ઊડતી ધૂળથી **'छुरिताः** ઘૂસરિત માળાઓ છે જેમની – સુહૃદ એવા અમારા **'आशिषः'** મનોરથને **'दित्सया'** (પૂર્ણ કરવાની) ઇચ્છાથી દેવકીજીના ઉદરમાં પ્રકટ થયેલા એવા તે **'उडुराजः'** ચન્દ્ર, આનંદના કારણરૂપ હોવાથી, તે આ શ્રીકૃષ્ણચન્દ્ર આવી રહ્યા છે. ॥ ૨૩ ॥

अतिसंभ्रमेण काश्चित्समीपमायान्तं कथयन्ति।

સમીપ આવતા શ્રીકૃષ્ણને વિષે કેટલીક ગોપીઓ અતિ વ્યાકુળતાથી કહે છે.

**मदविघूर्णितलोचन ईषन्-**
**मानदः स्वसुहृदां वनमाली।**
**बदरपाण्डुवदनो मृदुगण्डं**
**मण्डयन् कनककुण्डललक्ष्म्या॥ २४**
**यदुपतिर्द्विरदराजविहारो**
**यामिनीपतिरिवैष दिनान्ते।**
**मुदितवक्त्र उपयाति दुरन्तं**
**मोचयन् व्रजगवां दिनतापम्॥ २५**

સહેજ મદથી વિહ્વળ નેત્રોવાળા, (જરાક પાકેલા) બોર જેવા પાંડુવર્ણા વદનવાળા, પોતાના સખાઓને માન આપનાર, સુવર્ણનાં કુંડળોની કાંતિથી કોમળ ગાલવાળા મુખને શોભાવતા, વનમાળા ધારણ કરનાર, ॥ ૨૪ ॥ ગજરાજની જેમ વિહાર કરનાર, યામિનીપતિ (નિશાપતિ) ચંદ્ર જેવા પ્રસન્ન મુખવાળા, આ યાદવેન્દ્ર વ્રજની ગાયોનો (અને અમારો) દિવસભરનો દુરંત તાપ શમાવતાં સાયંકાળે સમીપમાં આવે છે. ॥ ૨૫ ॥

ईषन्मदेन विघूर्णिते विह्वलिते लोचने यस्य सः। बदरपाण्डुवदनः ईषत्पक्वबदरवत् पाण्डुरं वदनं यस्य सः। अत्र हेतुः—कनककुण्डलयोर्लक्ष्म्या कान्त्या मृदू कोमलौ गण्डौ यस्मिंस्तद्वदनं मण्डयन्निति कोमलगण्डस्थलं वा शोभयन्निति॥ २४॥ यदुपतिरिति देवकीजठरभूरिति च—'प्रागयं वसुदेवस्य क्वचिज्जातस्तवात्मजः।' इत्यादि गर्गवाक्यप्रसिद्ध्योक्तम्। यद्वा—'सख उदेयिवान्सात्वतां कुले॥' इतिवत् ज्ञात्वा

સહેજ મદથી **'विघूर्णिते'** વિહ્વળ છે બંને નેત્ર જેમનાં તે, **'बदरपाण्डुवदनः'** થોડાક પાકેલા બોર જેવું પાંડુર (પીતધવલ) વદન છે જેમનું તે, આ માટેનું કારણ – સુવર્ણનાં બંને કુંડળોની **'लक्ष्म्या'** કાંતિથી **'मृदू'** કોમળ છે બંને ગાલ જેમાં તેવા મુખને શોભાવતા અથવા કોમળ ગાલને શોભાવતા ॥ ૨૪ ॥ **'यदुपतिः इति'** અને (શ્લોક-૨૩માં) **'देवकीजठरभूः इति'** – 'તમારો આ પુત્ર પૂર્વે ક્યારેક વસુદેવજીનો પુત્ર થયો હતો.' (શ્રીમદ્ ભા.૧૦/૮/૧૪) વગેરે ગર્ગાચાર્યજીની વાણીની પ્રસિદ્ધિને કારણે કહેવાયું છે અથવા 'હે મિત્ર, (જગતની રક્ષા કરવા) આપ યદુકુળમાં પ્રકટ થયા છો.' (શ્રીમદ્ ભા.૧૦/૩૧/૪) એ પ્રમાણે

काश्चिद्वदन्तीति। गजेन्द्रगतिश्चन्द्र इव प्रसन्नवक्त्रो व्रजगवामस्माकमनन्तं दिनतापं च शमयन्नुपयाति एष समीपमायातीति॥ २५॥

જાણીને કેટલીક ગોપીઓ બોલે છે. ગજેન્દ્ર જેવી ગતિવાળા, ચન્દ્ર જેવા પ્રસન્ન મુખવાળા, વ્રજની ગાયોનો અને અમારો આખા દિવસનો અનંત તાપ શમાવતા આ શ્રીકૃષ્ણ **'उपयाति'** સમીપમાં આવે છે. ॥ ૨૫ ॥

**श्रीशुक उवाच**

**एवं व्रजस्त्रियो राजन् कृष्णलीला नु गायतीः।**
**रेमिरेऽहःसु तच्चित्तास्तन्मनस्का महोदयाः॥ २६**

**શ્રીશુકદેવજી બોલ્યા** – હે રાજા (પરીક્ષિત), તે શ્રીકૃષ્ણમાં જ જેમનું ચિત્ત છે અને તે શ્રીકૃષ્ણમાં જ જેમનું મન છે તેવી મહાન ઉત્સવવાળી વ્રજવનિતાઓ, આમ શ્રીકૃષ્ણલીલાનું ગાન કરતી, અહો! દિવસોમાં પણ શ્રીકૃષ્ણાનંદમાં રમણ કરતી હતી. ॥ ૨૬ ॥

एवं विरहदुःखेनापि नु अहो कृष्णलीला एव गायन्त्यस्तस्मिंश्चित्तं चेतना जीवितं यासां तास्तस्मिन्नेव मनः संकल्परूपं यासां ताः, अतो महानुदय उत्सवो यासां ता अहःस्वपि रेमिरे॥ २६॥

**वंशीधरी**—अहस्स्वपीहापिना रात्रिक्रीडापि बोधितेति।

**अन्वि.**—'गायतीः' गायन्त्यः।

આમ, વિરહદુઃખથી પણ **'नु'** અહો! શ્રીકૃષ્ણલીલા જ ગાતાં, તે શ્રીકૃષ્ણમાં **'चित्तम्'** ચેતના, જીવન છે જેમનું તેવી અને તે શ્રીકૃષ્ણમાં જ સંકલ્પરૂપ મન છે જેમનું તેવી, આથી મહાન **'उदयः'** ઉત્સવ છે જેમને તે વ્રજાંગનાઓ, દિવસોમાં પણ શ્રીકૃષ્ણમાં રમણ કરતી હતી. ॥ ૨૬ ॥

દિવસોમાં પણ, અહીં **'अपि'** શબ્દથી (ભગવાન સાથે) રાત્રિક્રીડા પણ સૂચિત કરવામાં આવી છે.

**'गायतीः' गायन्त्यः** (રૂપ થાય.)

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे पूर्वार्धे वृन्दावनक्रीडायां गोपिकायुगलगीतं नाम पञ्चत्रिंशोऽध्यायः॥ ३५॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे पूर्वार्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां पञ्चत्रिंशोऽध्यायः॥ ३५॥

# अथ षट्त्रिंशोऽध्यायः

## અરિષ્ટાસુરનો વધ – કંસ દ્વારા અક્રૂરજીને વ્રજમાં જવાનો આદેશ

षट्त्रिंशे तु हतेऽरिष्टे नारदोक्त्या बलाच्युतौ।
वसुदेवसुतौ ज्ञात्वा कंसोऽक्रूरं समादिशत्॥ १॥

અરિષ્ટાસુર હણાયો ત્યારે નારદજીના કહેવાથી બલરામજી અને અચ્યુત શ્રીકૃષ્ણને વસુદેવજીના પુત્રો જાણીને કંસે અક્રૂરજીને (તે બંનેને મથુરા લાવવાની) આજ્ઞા કરી, તે છત્રીસમા અધ્યાયમાં છે. ॥ ૧ ॥

गोपीरासान्तरायान्तं शंखचूडं निहत्य सः।
अहन् गोपीमहानन्दासहं दुष्टमरिष्टकम्॥ २॥

ગોપીઓ સાથેની રાસક્રીડા દરમ્યાન આવી ચડેલા શંખચૂડનો વધ કરીને તે શ્રીકૃષ્ણે ગોપીઓના મહાન આનંદને સહન ન કરતા દુષ્ટ અરિષ્ટાસુરને હણ્યો. ॥ ૨ ॥

**श्रीशुक उवाच**

**अथ तर्ह्यागतो गोष्ठमरिष्टो वृषभासुरः।**
**महीं महाककुत्कायः कम्पयन् खुरविक्षताम्॥ १**

**શ્રીશુકદેવજી બોલ્યા** – હવે પછી મોટી ખૂંધ અને શરીરવાળો, બળદનું રૂપ ધારણ કરેલો, પોતાની ખરીઓથી ખોદી નાખેલી ધરતીને ધ્રુજાવતો અરિષ્ટ નામનો અસુર (વ્રજમાં) ધસી આવ્યો. ॥ ૧ ॥

एवं देवगन्धर्वादिगीतनृत्यवाद्यकुसुमवर्षादिभिः कृष्णं प्राप्तं दृष्ट्वा व्रजस्य परमोत्सवे वर्तमाने तद्विरुद्धार्थान्तराधिकारार्थमथशब्दः। तर्हि तदा। वृषभाकृतिरसुरः। तं वर्णयति सार्धत्रयेण—महान्तौ ककुत्कायौ यस्य। खुरैर्विदारितां महीं कम्पयन्॥ १॥

આ પ્રમાણે દેવો, ગંધર્વો વગેરેનાં ગીત, નૃત્ય, વાદ્ય, પુષ્પવૃષ્ટિ વગેરેથી યુક્ત થયેલા શ્રીકૃષ્ણને જોઈને વ્રજનો મહાન ઉત્સવ થતો હતો, ત્યારે (ગોકુળની આનંદલીલાથી) અત્યંત વિરુદ્ધ (ગાયો, ગોપીઓ અને ગોપોને માટે ભયજનક અરિષ્ટાસુરના આગમનરૂપ) અભિપ્રાયવાળા વર્ણનના અન્ય પ્રકરણને માટે **'अथ'** શબ્દ છે. **'तर्हि'** ત્યારે – બળદનું રૂપ ધારણ કરેલો અસુર – તેને સાડાત્રણ શ્લોકથી વર્ણવે છે – મોટી ખૂંધ અને શરીર છે જેનું – ખરીઓથી ખોદી નાખેલી ધરતીને ધ્રુજાવતો ॥ ૧ ॥

**रम्भमाणः खरतरं पदा च विलिखन् महीम्।**
**उद्यम्य पुच्छं वप्राणि विषाणाग्रेण चोद्धरन्॥ २**

**किंचित् किंचिच्छकृन्मुञ्चन् मूत्रयन् स्तब्धलोचनः।**
**यस्य निर्ह्रादितेनाङ्ग निष्ठुरेण गवां नृणाम्॥ ३**

**पतन्त्यकालतो गर्भाः स्रवन्ति स्म भयेन वै।**
**निर्विशन्ति घना यस्य ककुद्यचलशंकया॥ ४**

અતિશય કર્કશ હોય તેમ ભાંભરતો, પગથી ધરતીને ખોતરતો, પૂંછડું ઊંચું કરીને શિંગડાની અણીથી ઊંચી જમીનને ઉખાડતો (અરિષ્ટાસુર વ્રજમાં ધસી આવ્યો.) ॥ ૨ ॥ વચ્ચે વચ્ચે છાણના થોડા પોદળા કરતા અને મૂતરતા એવા સ્થિર ડોળાવાળા, જેની કઠોર ત્રાડથી હે રાજા, ગાયો અને મનુષ્યોના ॥ ૩ ॥ ગર્ભ ભયથી અકાળે જ સરી જતા અને પડી જતા તેમ જ જેની ખૂંધ ઉપર પર્વતની શંકાથી વાદળાં રોકાઈ જતાં, ॥ ૪ ॥

रम्भमाणो वृषभजातिशब्दं कुर्वन्। विलिखन् विदारयन्। उद्यम्योर्ध्वं कृत्वा। वप्राणि तटान्युत्क्षिपन् ॥ २॥ किंचित्किंचिच्छकृन्मध्ये मध्ये ईषदीषत्पुरीषं मुञ्चन् तथा मूत्रयन्मूत्रमुत्सृजन्। स्तब्धलोचनोऽनिमिषलोचनः। यस्य ध्वनिना गवां नारीणां च॥ ३॥ तत्र—'आचतुर्थाद्भवेत्स्रावः पातः पञ्चमषष्ठयोः। अत ऊर्ध्वं प्रसूतिः स्यात्' इति विभागः। ककुदि गलपृष्ठशृङ्गे॥ ४॥

**'रम्भमाणः'** બળદની જાતિનો અવાજ કરતો (ભાંભરતો) – **'विलिखन्'** ખોતરતો – **'उद्यम्य'** ઊંચું કરીને – **'वप्राणि'** ઊંચી જમીનને ઉખાડતો ॥ ૨ ॥ **'किंचित्किंचित्-शकृत्-मध्ये'** વચ્ચે વચ્ચે છાણના **'ईषत्'** થોડા પોદળા કરતો તથા **'मूत्रयन्'** મૂત્ર-ત્યાગ કરતો – **'स्तब्धलोचनः'** પલકારા માર્યા વિનાના સ્થિર ડોળાવાળો – જેના ભાંભરવાથી ગાયોના અને સ્ત્રીઓના (ગર્ભ) ॥ ૩ ॥ તે વિષયમાં – 'ચોથા મહિના સુધી ગર્ભસ્રાવ અને પાંચમા, છઠ્ઠા મહિને ગર્ભપાત થાય, આ પછી પ્રસૂતિ થાય.' એમ વિભાગ છે. **'ककुदि'** ગળાની પાછળના શિંગડા ઉપર, ખૂંધ ઉપર ॥ ૪ ॥

**तं तीक्ष्णशृङ्गमुद्वीक्ष्य गोप्यो गोपाश्च तत्रसुः।**
**पशवो दुद्रुवुर्भीता राजन् संत्यज्य गोकुलम्॥ ५**

॥ ५॥

હે રાજા, અણિયાળા શિંગડાવાળા તેને જોઈને ગોવાળો અને ગોપીઓ ત્રાસી ગયાં તથા ભય પામેલાં પશુઓ ગોકુળ છોડીને નાસી ગયાં.॥ ૫ ॥ ૫ ॥

**कृष्ण कृष्णेति ते सर्वे गोविन्दं शरणं ययुः ।**
**भगवानपि तद् वीक्ष्य गोकुलं भयविद्रुतम् ॥ ६**

**मा भैष्टेति गिराऽऽश्वास्य वृषासुरमुपाह्वयत् ।**
**गोपालैः पशुभिर्मन्द त्रासितैः किमसत्तम ॥ ७**

कृष्ण कृष्ण रक्षेति ॥ ६ ॥ ७ ॥

**बलदर्पहाहं दुष्टानां त्वद्विधानां दुरात्मनाम् ।**
**इत्यास्फोट्याच्युतोऽरिष्टं तलशब्देन कोपयन् ॥ ८**

**सख्युरंसे भुजाभोगं प्रसार्यावस्थितो हरिः ।**
**सोऽप्येवं कोपितोऽरिष्टः खुरेणावनिमुल्लिखन् ।**
**उद्यत्पुच्छभ्रमन्मेघः क्रुद्धः कृष्णमुपाद्रवत् ॥ ९**

इत्येवं वदन्। आस्फोट्य करतले बाहुमाहत्य। तेन तलशब्देन कोपयन् ॥ ८ ॥

भुजाभोगं भुजा भुजः स एव भोगः सर्पदेहस्तम्। सर्पदेहाकारं भुजमित्यर्थः। स्वयमच्युतः अन्यान्दुष्टान्हरतीति हरिः। उद्यता ऊर्ध्वं गच्छता पुच्छेन भ्रमन्तो मेघा यस्मिन् ॥ ९ ॥

**अग्रन्यस्तविषाणाग्रः स्तब्धासृग्लोचनोऽच्युतम् ।**
**कटाक्षिप्याद्रवत्तूर्णमिन्द्रमुक्तोऽशनिर्यथा ॥ १०**

अग्रे न्यस्ते विषणाग्रे येन सः। स्तब्धे असृक्तुल्ये लोचने यस्य सः। कटाक्षिप्य कटाक्षेण तिर्यङ् निरीक्ष्य ॥ १० ॥

**गृहीत्वा शृङ्गयोस्तं वा अष्टादश पदानि सः ।**
**प्रत्यपोवाह भगवान् गजः प्रतिगजं यथा ॥ ११**

'હે કૃષ્ણ, હે કૃષ્ણ' (રક્ષા કરો, એમ બોલતાં) તે સર્વે ગોવિંદના શરણે ગયા. ભયથી નાસભાગ કરતા તે ગોકુળને જોઈને ભગવાને પણ ॥ ૬ ॥ 'ડરો નહીં.' એવી વાણીથી આશ્વાસન આપીને વૃષાસુરને પોતાની પાસે બોલાવવા માંડ્યો. 'અરે મૂર્ખ, દુષ્ટ, (તારી ત્રાડથી) ગોવાળો ને પશુઓ(ને ત્રાસ આપવા)થી શું વળવાનું છે? ॥ ૭ ॥

હે કૃષ્ણ, હે કૃષ્ણ, રક્ષા કરો. ॥ ૬ ॥ ૭ ॥

તારા જેવા દુષ્ટ, દુર્બુદ્ધિઓના બળનું ગુમાન નષ્ટ કરનારો હું (આ રહ્યો)', એમ (કહીને હથેળીઓને બાહુ ઉપર) ઠોકીને, તાળીના અવાજથી અરિષ્ટાસુરને કોપાવતા અચ્યુત ॥ ૮ ॥ ભગવાન શ્રીહરિ મિત્રના ખભા ઉપર પોતાની સર્પાકાર ભુજાઓને ફેલાવીને ઊભા રહ્યા. કોપાવવામાં આવેલો તે અરિષ્ટ પણ ખરીઓથી ધરતીને ઉખાડતો, ઊંચે જતા પૂંછડાથી વાદળાં ભમાવતો ક્રોધિત થઈને શ્રીકૃષ્ણની સામે દોડ્યો. ॥ ૯ ॥

આમ કહેતાં શ્રીકૃષ્ણ **'आस्फोट्य'** બન્ને હથેળીઓને બાહુ ઉપર ઠોકીને, તેની તાળીના અવાજથી તેને કોપાવતા ॥ ૮ ॥

**'भुजाभोगम्' भुजा** અર્થાત્ **भुजः** તે જ **'भोगः'** સાપનો દેહ, તેને – સાપના દેહના આકારવાળી ભુજાને, એમ અર્થ છે. પોતે **'अच्युतः'** (સર્વદા એક સ્વભાવવાળા), અન્ય દુષ્ટોને હરે તે હરિ – **'उद्यता'** ઊંચે જતા પૂછડાથી ભમતાં વાદળાં છે જેની ઉપર ॥૯॥

લોહી જેવા લાલ અને સ્થિર ડોળાવાળો અરિષ્ટાસુર શિંગડાની અણીને આગળ રાખીને અચ્યુતને ત્રાંસી નજરે જોઈ ઇન્દ્રે છોડેલા વજ્રની જેમ ઝડપથી દોડ્યો. ॥ ૧૦ ॥

આગળ રાખવામાં આવી છે શિંગડાંની અણીઓ જેના દ્વારા તે – સ્થિર અને લોહી જેવા (લાલ) ડોળા છે જેના તે – **'कटाक्षिप्य'** ત્રાંસી નજરે જોઈને ॥ ૧૦ ॥

(શ્રેષ્ઠ) હાથી જેમ સામે આવેલા હાથીને પાછો ધકેલે, તેમ તે ભગવાન શ્રીકૃષ્ણે તેને જ બંને શિંગડાંઓથી પકડીને અઢાર પગલાં પાછળ ધકેલ્યો. ॥ ૧૧ ॥

प्रत्यपोवाह प्रतिलोमं व्यनुदत्॥ ११ ॥

'**प्रति-अप-उवाह**' પાછળ (ઊલટી દિશામાં) ધકેલ્યો. ॥ ૧૧ ॥

**सोऽपविद्धो भगवता पुनरुत्थाय सत्वरः ।**
**आपतत् स्विन्नसर्वांगो निःश्वसन् क्रोधमूर्च्छितः ॥ १२**

ભગવાન દ્વારા પછડાયેલો, ક્રોધથી વ્યાપ્ત થયેલો અને પરસેવાથી નીતરતાં બધાં અંગોવાળો તે ફરી ઝડપથી ઊઠીને હાંફતો ભગવાનની સામે વેગથી દોડ્યો. ॥ ૧૨ ॥

अपविद्धोऽपक्षिप्तः । आपतदाद्रवत्। स्विन्नानि स्वेदयुक्तानि सर्वाङ्गानि यस्य सः । क्रोधमूर्च्छितः क्रोधेन व्याप्तः ॥ १२ ॥

'**अपविद्धः**' પછડાયેલો – '**आपतत्**' વેગથી સામે દોડ્યો – **स्विन्नानि** પરસેવાથી રેબઝેબ છે બધાં અંગો જેનાં તે – '**क्रोधमूर्च्छितः**' ક્રોધથી વ્યાપ્ત થયેલો ॥ ૧૨ ॥

**तमापतन्तं स निगृह्य शृङ्गयोः**
**पदा समाक्रम्य निपात्य भूतले।**
**निष्पीडयामास यथाऽऽर्द्रमम्बरं**
**कृत्त्वा विषाणेन जघान सोऽपतत्॥ १३**

સામે ધસતા તેને તે ભગવાને શિંગડાંથી પકડીને ભૂમિ પર પછાડી, પગથી દબાવીને ભીના કપડાની જેમ નિચોવી નાખ્યો. (પછી તેનું શિંગડું) ખેંચીને તે શિંગડાથી જ તેને માર્યો અને (તેથી ધરણી પર) તે ઢળી પડ્યો. ॥ ૧૩ ॥

कृत्त्वा विषाणमुत्पाट्य तेनैव जघान स चापतत्॥ १३ ॥

'**कृत्त्वा**' શિંગડાંને ખેંચીને તેનાથી જ માર્યો અને તે ઢળી પડ્યો. ॥ ૧૩ ॥

**असृग् वमन् मूत्रशकृत् समुत्सृजन्**
**क्षिपंश्च पादाननवस्थितेक्षणः ।**
**जगाम कृच्छ्रं निर्ऋतेरथ क्षयं**
**पुष्पैः किरन्तो हरिमीडिरे सुराः ॥ १४**

લોહી ઓકતો, મળમૂત્ર છોડતો, પગ પછાડતો, અસ્થિર આંખોવાળો તે કષ્ટ પામ્યો અને પછી યમસદનમાં સિધાવ્યો. શ્રીહરિને પુષ્પોથી આચ્છાદિત કરતા દેવો સ્તુતિ કરવા લાગ્યા. ॥ ૧૪ ॥

मूत्रं च शकृच्च मूत्रशकृत्। एकवद्भावः। तदुभयं समुत्सृजन्नित्यर्थः। पादांश्च क्षिपन्नित-स्ततश्चालयन्। अनवस्थितेक्षणः प्रचलितनेत्रः कृच्छ्रं कष्टं जगाम। अथ निर्ऋतेर्मृत्योः क्षयं निवासं जगाम। कृच्छ्रं यथा भवति तथा मृत इति वा॥ १४॥

મૂત્ર અને મળ '**मूत्रशकृत्**' અહીં દ્વન્દ્વ સમાસમાં એકવત્ ભાવ છે, તેથી એ.વ. છે. તે બંનેનો ત્યાગ કરતો, એમ અર્થ છે. પગ પછાડતો, આમથી તેમ ચલાવતો – '**अनवस्थित-ईक्षणः**' અસ્થિર આંખોવાળો તે '**कृच्छ्रम्**' કષ્ટને પામ્યો. પછી '**निर्ऋतेः**' મૃત્યુના '**क्षयम्**' નિવાસે ગયો. જેમ કષ્ટ થાય તેમ અથવા મરી ગયો.॥ ૧૪ ॥

**एवं ककुद्मिनं हत्वा स्तूयमानः स्वजातिभिः ।**
**विवेश गोष्ठं सबलो गोपीनां नयनोत्सवः ॥ १५**

આમ, અરિષ્ટાસુરને હણીને પોતાના જ્ઞાતિજન ગોપો દ્વારા સ્તુતિ કરાતા અને ગોપીઓનાં નયનોના મૂર્તિમાન ઉત્સવરૂપ ભગવાન શ્રીકૃષ્ણ બલરામજી સાથે ગોકુળમાં પધાર્યા. ॥ ૧૫ ॥

नयनोत्सवो नयनानां मूर्तिमानुत्सवः ॥ १५ ॥

'**नयन-उत्सवः**' નયનોના મૂર્તિમાન ઉત્સવરૂપ ॥ ૧૫ ॥

'कामं व्रजे वसन्तं तं कृष्णं तेन तु विस्मृतम्।
नारदः स्मारयामास कंसं दूतगिरेव तु'॥ १ ॥

'સ્વેચ્છાપૂર્વક વ્રજમાં નિવાસ કરનાર તે શ્રીકૃષ્ણને તો તે કંસ દ્વારા ભૂલી જવામાં આવ્યા હતા, પરંતુ નારદજીએ દૂતની વાણીની જેમ કંસને યાદ કરાવ્યું.' ॥ ૧ ॥

तदाह—**अरिष्ट इति।**

**अरिष्टे निहते दैत्ये कृष्णेनाद्भुतकर्मणा।**
**कंसायाथाह भगवान् नारदो देवदर्शनः॥ १६**

देवदर्शनो देवर्षिः। यद्वा एवं कथिते एवं भविष्यतीति साक्षाद्देववद्दर्शनं ज्ञानं यस्य सः॥ १६॥

आप्तेनेव नारदेनोक्तमाह—**यशोदाया इति।**

**यशोदायाः सुतां कन्यां देवक्याः कृष्णमेव च।**
**रामं च रोहिणीपुत्रं वसुदेवेन बिभ्यता॥ १७**

**न्यस्तौ स्वमित्रे नन्दे वै याभ्यां ते पुरुषा हताः।**
**निशम्य तद् भोजपतिः कोपात् प्रचलितेन्द्रियः॥ १८**

देवक्या अष्टमगर्भत्वेन प्रसिद्धां कन्यां यशोदायाः सुतामाह। यशोदायाः सुतत्वेन प्रसिद्धं कृष्णं देवक्याः सुतमाह। रोहिणीपुत्रं रामं च देवक्याः सप्तमं सुतमाह। यद्वा नन्दसुतत्वेन प्रसिद्धं रामं च वसुदेवभार्याया रोहिण्याः पुत्रमाह। तौ वसुदेवसुतौ चेत्कथं व्रजं गतौ तत्राह—वसुदेवेनेति॥ १७॥ १८॥

**निशातमसिमादत्त वसुदेवजिघांसया।**
**निवारितो नारदेन तत्सुतौ मृत्युमात्मनः॥ १९**
**ज्ञात्वा लोहमयैः पाशैर्बबन्ध सह भार्यया।**
**प्रतियाते तु देवर्षौ कंस आभाष्य केशिनम्॥ २०**

તે કહે છે – **'अरिष्टे इति।'**

અદ્‌ભુત કર્મવાળા શ્રીકૃષ્ણ દ્વારા જ્યારે દૈત્ય અરિષ્ટ હણાયો, ત્યારે જ્ઞાનદષ્ટિવાળા ભગવાન નારદજી પછી કંસને કહે છે. ॥ ૧૬ ॥

**'देवदर्शनः'** ભગવાન શ્રીહરિનાં દર્શન કરનાર દેવર્ષિ, અથવા આમ કહેવામાં આવતાં આમ થશે, એવું સાક્ષાત્ દેવ જેવું **'दर्शनम्'** અતીન્દ્રિય જ્ઞાન છે જેમને તે. ॥ ૧૬ ॥

નારદજી જેવા વિશ્વસનીય દ્વારા કહેવાયેલું કહે છે – **'यशोदायाः इति।'**

(દેવકીના આઠમા ગર્ભ તરીકે પ્રસિદ્ધ થયેલી) કન્યાને યશોદાજીની પુત્રી અને શ્રીકૃષ્ણને જ દેવકીનો (આઠમો) પુત્ર કહે છે. રોહિણીપુત્ર બલરામને (દેવકીનો સાતમો પુત્ર કહે છે.) (તારાથી) ભય પામેલા વસુદેવ દ્વારા ॥ ૧૭ ॥ તે બંને (પુત્રો)ને (વસુદેવના) પોતાના મિત્ર નંદને ત્યાં મૂકવામાં આવ્યા છે, જે બંને દ્વારા તારા ઘણા માણસોને મારી નાખવામાં આવ્યા છે. તે સાંભળીને ભોજરાજ કંસ ક્રોધથી વ્યાકુળ ઈન્દ્રિયોવાળો બની ગયો. ॥ ૧૮ ॥

દેવકીના આઠમા ગર્ભ તરીકે પ્રસિદ્ધ થયેલી કન્યાને યશોદાજીની પુત્રી કહે છે. યશોદાજીના પુત્ર તરીકે પ્રસિદ્ધ એવા શ્રીકૃષ્ણને દેવકીનો પુત્ર કહે છે. રોહિણીના પુત્ર બલરામને દેવકીનો સાતમો પુત્ર કહે છે અથવા નંદરાયજીના પુત્ર તરીકે પ્રસિદ્ધ બલરામને વસુદેવજીની ભાર્યા રોહિણીનો પુત્ર કહે છે. (શ્રીકૃષ્ણ અને બલરામ) તે બંને જો વસુદેવજીના પુત્રો હોય તો વ્રજમાં કેવી રીતે ગયા? તે માટે કહે છે – **'वसुदेवेन इति।'** ॥ ૧૭ ॥ ૧૮ ॥

વસુદેવજીને મારવાની ઈચ્છાથી કંસે તીક્ષ્ણ તલવાર લીધી, (પણ) નારદજી દ્વારા તેને રોકવામાં આવ્યો. તે વસુદેવજીના પુત્રોને પોતાના મૃત્યુરૂપ ॥ ૧૯ ॥ જાણીને ભાર્યા દેવકી સાથે વસુદેવજીને લોઢાની સાંકળથી બાંધી દીધા. પરંતુ દેવર્ષિ નારદ ગયા ત્યારે કંસે કેશી (નામના દૈત્ય)ને બોલાવીને ॥ ૨૦ ॥

**प्रेषयामास हन्येतां भवता रामकेशवौ।**
**ततो मुष्टिकचाणूरशलतोशलकादिकान्॥ २१**
**अमात्यान् हस्तिपांश्चैव समाहूयाह भोजराट्।**
**भो भो निशम्यतामेतद् वीरचाणूरमुष्टिकौ॥ २२**

निवारित इति। हते वसुदेवे तौ पलायेतामतो बध्यतामिति मन्त्रं वदता नारदेन निवारित इति॥ १९॥ २०॥ २१॥ २२॥

**नन्दव्रजे किलासाते सुतावानकदुन्दुभेः।**
**रामकृष्णौ ततो मह्यं मृत्युः किल निर्दिशितः॥ २३**

मह्यं मम निर्दिशितो विधात्रा नारदेन वा॥ २३॥

व्रजं गन्तुमुद्यतौ तावाह—**भवद्भ्यामिति**।

**भवद्भ्यामिह सम्प्राप्तौ हन्येतां मल्ललीलया।**
**मंचाः क्रियन्तां विविधा मल्लरङ्गपरिश्रिताः।**
**पौरा जानपदाः सर्वे पश्यन्तु स्वैरसंयुगम्॥ २४**

मञ्चा उत्तुङ्गस्तम्भाभिरचितस्थानानि॥ २४॥

**महामात्र त्वया भद्र रङ्गद्वार्युपनीयताम्।**
**द्विपः कुवलयापीडो जहि तेन ममाहितौ॥ २५**

अहितौ शत्रू॥ २५॥

**आरभ्यतां धनुर्यागश्चतुर्दश्यां यथाविधि।**
**विशसन्तु पशून् मेध्यान् भूतराजाय मीढुषे॥ २६**

मीढुषे वरदाय॥ २६॥

**इत्याज्ञाप्यार्थतन्त्रज्ञ आहूय यदुपुङ्गवम्।**
**गृहीत्वा पाणिना पाणिं ततोऽक्रूरमुवाच ह॥ २७**

'તમારા દ્વારા બલરામ અને કેશવને હણવામાં આવે.' (એમ કહીને તેને વ્રજમાં) મોકલ્યો. પછી મુષ્ટિક, ચાણૂર, શલ, તોશલ વગેરે (મલ્લો)ને, ॥ ૨૧ ॥ મંત્રીઓને, હાથીના મહાવતોને બોલાવીને ભોજરાજ કહે છે : 'હે વીર ચાણૂર અને મુષ્ટિક, તમે આ સાંભળો. (તમારા દ્વારા શ્રવણ કરવામાં આવે.) ॥ ૨૨ ॥

**'निवारितः इति।'** 'વસુદેવ હણાય તો તે બન્ને (શ્રીકૃષ્ણ-બલરામ) નાસી જાય, આથી તેને (વસુદેવને) બાંધવામાં આવે.' એવી સલાહ આપતા નારદજી દ્વારા કંસને રોકવામાં આવ્યો. ॥ ૧૯ ॥ ૨૦ ॥ ૨૧ ॥ ૨૨ ॥

નંદના વ્રજમાં જ વસુદેવના બલરામ-શ્રીકૃષ્ણ, એમ બે પુત્રો છે. તેમનાથી જ મારું મૃત્યુ (વિધાતા અથવા નારદજી દ્વારા) કહેવામાં આવ્યું છે.॥ ૨૩ ॥

**'मह्यम्'** મારું (મૃત્યુ) વિધાતા અથવા નારદજી દ્વારા કહેવામાં આવ્યું છે. ॥ ૨૩ ॥

વ્રજમાં જવા તૈયાર થયેલા તે બંનેને કહે છે – **'भवद्भ्याम् इति।'**

અહીં આવેલા તે બંનેને તમારા બંને દ્વારા મલ્લલીલાથી હણવામાં આવે. મલ્લના અખાડાની સર્વ તરફ વિવિધ પ્રકારના મંચ બાંધવામાં આવે. સર્વે નગરજનો અને દેશવાસીઓ પોતાની ઈચ્છાનુસાર યુદ્ધ જુએ.॥ ૨૪ ॥

**'मञ्चाः'** ઊંચા થાંભલા ઉપર રચવામાં આવેલાં બેઠકનાં સ્થાન ॥ ૨૪ ॥

હે ચતુર મહાવત, રંગભૂમિના દ્વાર ઉપર તારા દ્વારા કુવલયાપીડ હાથી લાવવામાં આવે અને તે હાથી દ્વારા મારા બંને શત્રુઓને હણાવી નાખજે. ॥ ૨૫ ॥

**'अहितौ'** બંને શત્રુઓને ॥ ૨૫ ॥

ચૌદશે (તંત્રોક્ત) વિધિ અનુસાર (શત્રુવિજયનું ફળ આપનારો) ધનુર્યાગ આરંભ કરો. કામનાઓ વરસાવનાર ભગવાન ભૂતનાથ (મથુરાના ક્ષેત્રપાળ રુદ્ર) માટે યજ્ઞીય પશુઓનું બલિદાન આપો.॥ ૨૬ ॥

**'मीढुषे'** વરદાન આપનાર માટે ॥ ૨૬ ॥

આમ, આજ્ઞા આપીને પોતાનું કાર્ય સાધવાનું જાણનારો કંસ યદુશ્રેષ્ઠ અક્રૂરને બોલાવીને પોતાના હાથથી તેમના હાથને પકડીને બોલ્યો. ॥ ૨૭ ॥

अर्थतन्त्रज्ञोऽर्थसिद्धान्तमेव जानातीति ॥ २७ ॥

**भो भो दानपते मह्यं क्रियतां मैत्रमादृतः ।**
**नान्यस्त्वत्तो हिततमो विद्यते भोजवृष्णिषु ॥ २८**

**अतस्त्वामाश्रितः सौम्य कार्यगौरवसाधनम् ।**
**यथेन्द्रो विष्णुमाश्रित्य स्वार्थमध्यगमद् विभुः ॥ २९**

**गच्छ नन्दव्रजं तत्र सुतावानकदुन्दुभेः ।**
**आसाते ताविहानेन रथेनानय मा चिरम् ॥ ३०**

हे दानपते अक्रूर, मैत्रं मित्रकृत्यं त्वया क्रियताम् । त्वत्तोऽन्य आदृतः सादरो हिततमश्च न विद्यत इति ॥ २८ ॥ २९ ॥ ३० ॥

**निसृष्टः किल मे मृत्युर्देवैर्वैकुण्ठसंश्रयैः ।**
**तावानय समं गोपैर्नन्दाद्यैः साभ्युपायनैः ॥ ३१**

तौ मे मृत्युर्नितरां सृष्टः । वैकुण्ठसंश्रयैर्विष्णु-संश्रयैर्देवैः ॥ ३१ ॥

किं ततस्तत्राह—**घातयिष्य इति**।

**घातयिष्य इहानीतौ कालकल्पेन हस्तिना ।**
**यदि मुक्तौ ततो मल्लैर्घातये वैद्युतोपमैः ॥ ३२**

**तयोर्निहतयोस्तप्तान् वसुदेवपुरोगमान् ।**
**तद्बन्धून् निहनिष्यामि वृष्णिभोजदशार्हकान् ॥ ३३**

**उग्रसेनं च पितरं स्थविरं राज्यकामुकम् ।**
**तद्भ्रातरं देवकं च ये चान्ये विद्विषो मम ॥ ३४**

**'अर्थतन्त्रज्ञः'** માત્ર પોતાનું કાર્ય સાધવાનું જાણે છે તે કંસ ॥ ૨૭ ॥

હે અતિ ઉદાર, તમારા દ્વારા મારે માટે મિત્રને કરવા યોગ્ય કાર્ય કરવામાં આવે. ભોજવંશીઓ અને યાદવોમાં તમારા સિવાય બીજો કોઈ મારો આદરયુક્ત પરમ હિતકર્તા નથી. આથી હે સ્નેહી, અતિ મહાન કાર્યને સાધી આપનાર તમને હું આશ્રિત છું. સમર્થ એવા ઈન્દ્રે વિષ્ણુને આશ્રિત થઈ પોતાનું કાર્ય સિદ્ધ કર્યું હતું તેમ! નંદના વ્રજમાં તમે જાઓ અને ત્યાં વસુદેવના બે પુત્રો છે. તે બંનેને મારા આ રથ દ્વારા અહીં લઈ આવો, વિલંબ ન કરો. ॥ ૨૮ ॥ ૨૯ ॥ ૩૦ ॥

હે અતિ ઉદાર અક્રૂરજી, **'मैत्रम्'** મિત્રને કરવા યોગ્ય કાર્ય તમારા દ્વારા કરવામાં આવે. તમારા સિવાય બીજો કોઈ **'आदृतः'** આદરયુક્ત પરમ હિતકર્તા નથી. ॥ ૨૮ ॥ ૨૯ ॥ ૩૦ ॥

ભગવાન વૈકુંઠનાથનો જેમને આશ્રય છે તેવા દેવો દ્વારા મારું મૃત્યુ નિર્મિત થયું છે. આથી નંદ વગેરે ગોવાળો સાથે (દહીં, ઘી વગેરે) ઉપહારો સહિત તે બંનેને લઈ આવો. ॥ ૩૧ ॥

તે બંને મારા મૃત્યુરૂપે નિઃસંદેહ નિશ્ચિત થયા છે. **'वैकुण्ठसंश्रयैः'** વૈકુંઠનાથ વિષ્ણુનો જેમને આશ્રય છે તેવા દેવો દ્વારા ॥ ૩૧ ॥

(અહીં લાવવામાં આવ્યા) પછી શું? તે માટે કહે છે – **'घातयिष्ये इति।'**

અહીં લાવવામાં આવેલા (તે) બંનેને હું કાળ જેવા હાથી દ્વારા મરાવી નાખીશ અને તેનાથી જો બચી જશે તો વજ્ર જેવા મલ્લો દ્વારા મરાવી નાખીશ. તે બંને (બલરામ અને શ્રીકૃષ્ણ)નું મૃત્યુ થતાં વસુદેવ જેમનામાં મુખ્ય છે તે શોકસંતપ્ત થયેલા સંબંધીઓને, વૃષ્ણિ, ભોજ અને દશાર્હવંશીઓને હું મારી નાખીશ. તથા રાજ્યની લાલસાવાળા મારા ઘરડા બાપ ઉગ્રસેનને, તેમના ભાઈ દેવકને તથા મારા જે બીજા શત્રુઓ છે (તેમને પણ હું મારી નાખીશ.) ॥ ૩૨ ॥ ૩૩ ॥ ૩૪ ॥

कालकल्पेन मृत्युतुल्येन वैद्युतोपमैरशनितुल्यैः ॥ ३२ ॥ ३३ ॥ ३४ ॥

**ततश्चैषा मही मित्र भवित्री नष्टकण्टका।**
**जरासन्धो मम गुरुर्द्विविदो दयितः सखा॥ ३५**

**शम्बरो नरको बाणो मय्येव कृतसौहृदाः।**
**तैरहं सुरपक्षीयान् हत्वा भोक्ष्ये महीं नृपान्॥ ३६**

नष्टकण्टका नष्टशत्रुः। ननु कतिपयाऽसुहृद्वधेन नष्टकण्टका कथं स्यादिति तत्राह—जरासन्ध इति॥ ३५ ॥ ३६ ॥

**एतज्ज्ञात्वाऽऽनय क्षिप्रं रामकृष्णाविहार्भकौ।**
**धनुर्मखनिरीक्षार्थं द्रष्टुं यदुपुरश्रियम्॥ ३७**

यदुपुरश्रियं द्रष्टुं चेति॥ ३७॥

**अक्रूर उवाच**

**राजन् मनीषितं सध्र्यक् तव स्वावद्यमार्जनम्।**
**सिद्ध्यसिद्ध्योः समं कुर्याद् दैवं हि फलसाधनम्॥ ३८**

तत्र स्वमनीषितं विचारितं सध्र्यक् सम्यक् स्वावद्यं मरणं तन्मार्जनम्। तथाऽप्येतावानभिनिवेशो न कार्य इति भविष्यत्सूचयन्नाह—**सिद्ध्यसिद्ध्योरिति**॥ ३८॥

पुरुषकारस्य व्यभिचारमाह—**मनोरथानिति**।

**मनोरथान् करोत्युच्चैर्जनो दैवहतानपि।**
**युज्यते हर्षशोकाभ्यां तथाप्याज्ञां करोमि ते॥ ३९**
॥ ३९ ॥

**'कालकल्पेन'** મૃત્યુ જેવા (હાથી) દ્વારા, **'वैद्युत-उपमैः'** વજ્ર જેવા (મલ્લો) દ્વારા ॥ ૩૨ ॥ ૩૩ ॥ ૩૪ ॥

હે મિત્ર, પછી જેમાં શત્રુઓ નાશ પામ્યા છે તેવી આ પૃથ્વી થઈ જશે. મારા પૂજ્ય વડીલ (સસરા) જરાસંધ અને પ્રિય મિત્ર દ્વિવિદ ॥ ૩૫ ॥ અને મારા ઉપર જ સ્નેહ કરનારા શમ્બરાસુર, નરકાસુર અને બાણાસુર – તેમની સાથે દેવોનો પક્ષ કરનારા રાજાઓને હણીને હું પૃથ્વીને ભોગવીશ.॥ ૩૬ ॥

**'नष्टकण्टका'** જેમાં શત્રુઓ નાશ પામ્યા છે તેવી નિષ્કંટક પૃથ્વી – હવે શંકા કરે છે કે કેટલાક શત્રુઓના વધથી પૃથ્વી નિષ્કંટક કેવી રીતે થાય? તે માટે કહે છે – **'जरासन्धः इति।'** ॥ ૩૫ ॥ ૩૬ ॥

(ત્યાં કહેવાયોગ્ય નથી તેવું મારું કરવા ઈચ્છેલું) આ (રહસ્ય) જાણીને ધનુર્યાગનાં દર્શન કરવા માટે અને મથુરા નગરીની શોભા જોવા માટે (વસુદેવના) છોકરડા બલરામ-શ્રીકૃષ્ણને અહીં જલદી લઈ આવો. ॥ ૩૭ ॥

અને મથુરા નગરીની શોભા જોવા માટે ॥ ૩૭ ॥

**અક્રૂરજી બોલ્યા** – હે ભોજરાજ, પોતાના મરણને નિવારવાની તમારી પોતાની વિચારણા સારી છે. (પરંતુ) સફળતા અને અસફળતામાં સમતા રાખવી જોઈએ, કારણ કે ફળની સિદ્ધિ પરમેશ્વરને જ અધીન છે. ॥ ૩૮ ॥

તેમાં **'स्वमनीषितम्'** પોતાની વિચારણા **'सध्र्यक्'** સારી – **'स्व-अवद्यम्'** પોતાનું નિન્દ્ય મરણ, તેનું નિવારણ – તેમ છતાં આટલી આસક્તિ રાખવી જોઈએ નહીં, એમ થનારા ભાવિનું સૂચન કરતાં કહે છે – **'सिद्धि-असिद्ध्योः इति।'** ॥ ૩૮ ॥

પુરુષાર્થની અનિયત ફળરૂપતાને વર્ણવે છે – **'मनोरथान् इति।'**

મનુષ્ય દૈવે નષ્ટ કરેલા મનોરથોને પણ સેવે છે (અને પછી તે પ્રાપ્ત થતાં) હર્ષથી અને (પ્રાપ્ત ન થતાં) શોકથી યુક્ત થાય છે, તેમ છતાં હું તમારી આજ્ઞા પાળું છું. (પરંતુ ફળ દૈવાધીન છે.) ॥ ૩૯ ॥ ૩૯ ॥

श्रीशुक उवाच

**एवमादिश्य चाक्रूरं मन्त्रिणश्च विसृज्य सः।**
**प्रविवेश गृहं कंसस्तथाक्रूरः स्वमालयम्॥ ४०**
॥ ४० ॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – આ પ્રમાણે અક્રૂરજીને આજ્ઞા કરીને તથા મંત્રીઓને રજા આપીને તે કંસ મહેલમાં ગયો અને અક્રૂરજી પણ પોતાના ગૃહે ગયા. ॥ ૪૦ ॥ ૪૦ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे पूर्वार्धेऽक्रूरसंप्रेषणं नाम षट्त्रिंशोऽध्यायः॥ ३६॥
इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे पूर्वार्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां षट्त्रिंशोऽध्यायः॥ ३६॥

*****

# अथ सप्तत्रिंशोऽध्यायः

## કેશી દૈત્ય અને વ્યોમાસુરનો ઉદ્ધાર તથા નારદજીની સ્તુતિ

सप्तत्रिंशे हते केशिन्यच्युतो भाविकर्मभिः।
नारदेन स्तुतः क्रीडन् व्योमासुरमथावधीत्॥ १॥

કેશી દૈત્ય હણાયો ત્યારે (ભગવાનનાં) ભવિષ્યનાં કર્મો(ના ગાન) વડે નારદજી દ્વારા સ્તુતિ કરાતા અચ્યુત ભગવાને પછી ક્રીડા કરતાં વ્યોમાસુરનો વધ કર્યો, તે સાડત્રીસમા અધ્યાયમાં છે. ॥ ૧ ॥

वृषवेषासुरं यद्वत् केशिनं हयवेषिणम्।
कंसप्राणसखं हत्वा कंसं व्यसुमिवाकरोत्॥ २॥

વૃષવેશધારી અસુરને હણ્યો હતો તેમ કંસના પ્રાણ-સમા સખા અશ્વવેશધારી કેશી દૈત્યને હણીને (ભગવાને) કંસને નિષ્પ્રાણ જેવો (મૃતપ્રાય) કર્યો. ॥ ૨ ॥

श्रीशुक उवाच

**केशी तु कंसप्रहितः खुरैर्महीं**
**महाहयो निर्जरयन् मनोजवः।**
**सटावधूताभ्रविमानसंकुलं**
**कुर्वन् नभो हेषितभीषिताखिलः॥ १**

**શ્રીશુકદેવજી બોલ્યા** – કંસે મોકલેલો કેશી તો મન જેવા વેગવાળો અને (પોતાની) હણહણાટીથી વિશ્વને ભયભીત કરનારો હતો. મહાન ઘોડાનું રૂપ લઈ ખરીઓથી પૃથ્વીને ખોદતો, કેશવાળીઓ વડે આમથી તેમ ફેંકાયેલાં વાદળાં અને વિમાનોથી આકાશને ભીડાભીડ કરતો, ॥ ૧ ॥

**( विशालनेत्रो विकटास्यकोटरो**
**बृहद्गलो नीलमहाम्बुदोपमः।**
**दुराशयः कंसहितं चिकीर्षु-**
**र्व्रजं स नन्दस्य जगाम कम्पयन्॥ )**

(વિશાળ નેત્રવાળો, ગુફા જેવા ભયંકર મુખવાળો, મોટા ગળાવાળો, નીલ રંગના મોટા મેઘ જેવો, દુષ્ટ આશયવાળો, કંસનું હિત કરવાની ઈચ્છાવાળો તે નંદજીના વ્રજને ધ્રુજાવતો (વ્રજમાં) ગયો.)

**तं त्रासयन्तं भगवान् स्वगोकुलं**
**तद्धेषितैर्वालविघूर्णिताम्बुदम् ।**
**आत्मानमाजौ मृगयन्तमग्रणी-**
**रुपाह्वयत् स व्यनदन्मृगेन्द्रवत्॥ २**

પૂંછડાના વાળથી જેણે ચોમેર વાદળો વિખેર્યાં છે તેવા અને (અતિ નિષ્ઠુર એવી) તેની હણહણાટીઓથી ભગવાનના પોતાના ગોકુળને ત્રાસ આપતા તેને, ભગવાને આગળ જઈને નગરમાંથી નીકળીને લલકાર્યો. (એટલે) યુદ્ધ માટે શ્રીકૃષ્ણને શોધતા તેણે સિંહ જેવી ગર્જના કરી. ॥ ૨ ॥

केशी त्विति। प्रथमश्लोकेन य एवंभूतः केशीत्यनूद्य तं भगवानुपाह्वयदिति द्वितीयेनान्वयः। महाहयः सन् महीं निर्जरयन् श्लथयन्विदारयन्नित्यर्थः। सटाभिः केसरैरवधूतानीतस्ततः क्षिप्तान्यभ्राणि विमानानि च तैः संकीर्णं नभः कुर्वन्। हेषितैरश्वजातिशब्दैर्भीषितमखिलं विश्वं येन सः॥ १ ॥ तद्धेषितैस्तैरतिनिष्ठुरैर्हेषितैः। बालैः पुच्छलोमभिर्विघूर्णिताः परिभ्रामिता अम्बुदा येन तम्। आजौ संग्रामार्थम्। आत्मानं कृष्णम्। अग्रणीः पुरतो निर्गतः सन्नुपाह्वयत् स्वसमीपमाजुहाव। स च केशी तन्निशम्य मृगेन्द्रवन्नादमकरोत्॥ २ ॥

**स तं निशम्याभिमुखो मुखेन खं**
**पिबन्निवाभ्यद्रवदत्यमर्षणः ।**
**जघान पद्भ्यामरविन्दलोचनं**
**दुरासदश्चण्डजवो दुरत्ययः॥ ३**

ततः केशी तं कृष्णं दृष्ट्वा मुखेन खं पिबन्निव मुखं विवृत्याभिमुखः सन्नभिजगाम। किंच अत्यमर्षणोऽतिकुपितोऽत्यन्तमसहमानो वा। प्रत्यक्पद्भ्यां जघान। दुरासदोऽन्यैरभिभवितुमशक्यः। दुरत्ययः उद्यतः सन् दुरतिक्रमः। अत्र हेतुः—चण्डजवश्चण्डस्तीव्रो जवो वेगो धावनं यस्य॥ ३ ॥

**तद् वंचयित्वा तमधोक्षजो रुषा**
**प्रगृह्य दोर्भ्यां परिविध्य पादयोः।**
**सावज्ञमुत्सृज्य धनुःशतान्तरे**
**यथोरगं तार्क्ष्यसुतो व्यवस्थितः॥ ४**

**'केशी तु इति।'** પ્રથમ શ્લોકથી, જે આવો કેશી છે તેને વર્ણવીને, તેને ભગવાને લલકાર્યો, એમ શ્લોક-૨ સાથે સંબંધ છે. મહાન ઘોડો હોઈ **'महीं निर्जरयन्'** પૃથ્વીને શિથિલ કરતો, ખોદતો, એમ અર્થ છે. **'सटाभिः'** કેશવાળીઓથી આમથી તેમ **'अवधूतानि'** ફેંકાયેલાં વાદળાં અને વિમાનો, તેમનાંથી આકાશને ભીડાભીડ કરતો – **'हेषितैः'** ઘોડાની જાતિના અવાજથી – હણહણાટીઓથી જેના દ્વારા સમગ્ર વિશ્વને ભયભીત કરવામાં આવ્યું છે તે કેશી દૈત્ય ॥ ૧ ॥ (કૌંસમાં આપેલો શ્લોક સ્વામીચરણોને માન્ય નથી.) **'तद्-हेषितैः'** અતિ નિષ્ઠુર એવી તે હણહણાટીઓથી – **'बालैः'** પૂંછડાના વાળથી **'विघूर्णिताः'** ચોમેર વિખેરાયાં છે વાદળાં જેના દ્વારા તેને – **'आजौ'** યુદ્ધ માટે **'आत्मानम्'** શ્રીકૃષ્ણને (શોધતા) – આગળ જનાર શ્રીકૃષ્ણે નગરમાંથી નીકળીને **'उप-आह्वयत्'** પોતાની પાસે બોલાવ્યો. એટલે તે કેશીએ તે સાંભળીને સિંહ જેવી ગર્જના કરી. ॥ ૨ ॥

તે શ્રીકૃષ્ણને જોઈને અત્યંત કોપાયમાન થઈ તે કેશી દૈત્ય મુખથી આકાશને પી જતો હોય તેમ મોઢું ફાડીને તેમની સામે ધસી ગયો. અતિક્રમણ કરવા મુશ્કેલ અને (અન્ય જનો દ્વારા) પરાજિત કરવા અશક્ય એવા, પ્રચંડ વેગવાળા તે કેશી દૈત્યે (પાછલા) બંને પગથી અરવિંદલોચન ભગવાનને લાત મારી. ॥ ૩ ॥

પછી તે કેશી દૈત્ય તે શ્રીકૃષ્ણને જોઈને મુખથી આકાશને પી જતો હોય તેમ મોઢું ફાડીને **'अभिमुखः'** તેમની સામે ધસી ગયો. વળી, **'अति-अमर्षणः'** કોપાયમાન થયેલા અથવા અત્યંત અસહિષ્ણુ બનતા તેણે પાછલા પગથી માર્યું – **'दुरासदः'** અન્યો દ્વારા પરાજિત થવો અશક્ય –**'दुरत्ययः'** ઉદ્યત થયેલો હોઈ અતિક્રમણ કરવો મુશ્કેલ – આ માટેનું કારણ – **'चंडजवः'** તીવ્ર વેગવાળી દોડ છે જેની ॥ ૩ ॥

તે (પ્રહાર)ને ચૂકવી દઈને ભગવાન અધોક્ષજ તેના બંને પગને બંને હાથથી પકડીને ક્રોધથી ઘુમાવીને, તાર્ક્ષ્યપુત્ર ગરુડ સાપને અવગણીને ફેંકે તેમ તેને સો ધનુષ્ય (ચારસો હાથ) દૂર ફેંકી દઈને હતા તેમ ઊભા રહ્યા. ॥ ૪ ॥

तद्धननं वञ्चयित्वा तं च हननाय प्रसारितयोः पादयोर्हस्ताभ्यां गृहीत्वा परिविध्य भ्रामयित्वा व्यवस्थितस्तथैव स्थितो बभूव ॥ ४ ॥

ते પ્રહારને ચૂકવી દઈને તે કેશીને હણવા માટે ફેલાયેલા બંને પગને બંને હાથથી પકડીને **'परिविध्य'** ઘુમાવીને (શ્રીકૃષ્ણ) **'व्यवस्थितः'** હતા તેમ ઊભા રહ્યા. ॥ ૪ ॥ ૪ ॥

**स लब्धसंज्ञः पुनरुत्थितो रुषा**
**व्यादाय केशी तरसाऽऽपतद्धरिम् ।**
**सोऽप्यस्य वक्त्रे भुजमुत्तरं स्मयन्**
**प्रवेशयामास यथोरगं बिले ॥ ५**

(ભગવાન દ્વારા ફેંકાયેલો અને મૂર્છિત થયેલો) તે કેશી ભાનમાં આવતાં ફરી ઊભો થઈ ક્રોધથી મોઢું ફાડીને શ્રીહરિની સામે વેગથી ધસ્યો. શ્રીહરિએ પણ હસતાં હસતાં સાપ દરમાં જાય તેમ પોતાના વામ (ડાબા) શ્રીહસ્તને આ (કેશી)ના મુખમાં પ્રવિષ્ટ કરાવ્યો. ॥ ૫ ॥

व्यादाय मुखं प्रसार्य वेगेन हरिं प्रत्याद्रवत्। सोऽपि हरिर्हसन्नुत्तरं सव्यं भुजम्। निर्भयत्वे दृष्टान्तः—यथोरगं बिल इति ॥ ५ ॥

**'व्यादाय'** મોઢું ફાડીને, વેગથી શ્રીહરિની સામે ધસ્યો. તે ભગવાન શ્રીહરિએ પણ હસતાં હસતાં પોતાના **'उत्तरम्'** ડાબા હાથને – નિર્ભય હોવા માટેનું દૃષ્ટાંત – **'यथा उरगं बिले इति।'** સાપ દરમાં જાય તેમ ॥ ૫ ॥

ततः किं तदाह—**दन्ता इति**।

પછી શું થયું, તે કહે છે – **'दन्ताः इति।'**

**दन्ता निपेतुर्भगवद्भुजस्पृश-**
**स्ते केशिनस्तप्तमयःस्पृशो यथा।**
**बाहुश्च तद्देहगतो महात्मनो**
**यथाऽऽमयः संववृधे उपेक्षितः ॥ ६**

ભગવાનની ભુજાને (ચાવી જવા માટે) સ્પર્શ કરનારા, કેશીના તે દાંત, તપાવેલા લોઢાનો સ્પર્શ કરનારા દાંત પડી જાય તેમ પડી ગયા અને તેના દેહમાં ગયેલો મહાત્મા શ્રીકૃષ્ણનો શ્રીહસ્ત, ચિકિત્સા ન કરાયેલો (જલોદર) રોગ વધી જાય તેમ અત્યંત વધી ગયો. ॥ ૬ ॥

चर्वणाय भगवद्भुजं स्पृशन्तीति तथा ते व्यादानेन ये विवृताः। अयो लोहं स्पृशन्तीति स्पृशः। यद्वा तप्तमयमतितप्तं लोहादि स्पृशन्तो यथेति। आमयो जलोदरम् ॥ ६ ॥

ભગવાનની ભુજાને ચાવી જવા માટે સ્પર્શ કરે છે તેવા તે દાંત મોઢું ફાડવાથી પ્રકટ થઈ ગયા. **'तप्तम्-अयःस्पृशः'** **अयः** લોઢાને સ્પર્શે છે તે દાંત (પ્રથમા બ.વ.) અથવા **'तप्तमयस्पृशः'** **'तप्तमयम्'** અતિશય તપેલા લોખંડ વગેરેને સ્પર્શ કરતાં જેમ – **'आमयः'** જલોદર રોગ ॥ ૬ ॥

**समेधमानेन स कृष्णबाहुना**
**निरुद्धवायुश्चरणांश्च विक्षिपन्।**
**प्रस्विन्नगात्रः परिवृत्तलोचनः**
**पपात लेण्डं विसृजन् क्षितौ व्यसुः ॥ ७**

શ્રીકૃષ્ણના ઉત્તરોત્તર વધતા બાહુથી પગ પછાડતો તે રુંધાયેલા શ્વાસવાળો થઈ ગયો. પરસેવો વળી ગયેલા શરીરવાળો અને બહાર નીકળી પડેલા ડોળાવાળો તે કેશી વિષ્ટાત્યાગ કરતો, પ્રાણરહિત થઈને પૃથ્વી પર પડી ગયો. ॥ ૭ ॥

लेण्डं पुरीषं उत्सृजन् ॥ ७ ॥

**'लेण्डम्'** વિષ્ટાત્યાગ કરતો ॥ ૭ ॥

**तद्देहतः कर्कटिकाफलोपमाद्**
**व्यसोरपाकृष्य भुजं महाभुजः।**
**अविस्मितोऽयत्नहतारिरुत्स्मयैः**
**प्रसूनवर्षैर्दिविषद्भिरीडितः ॥ ८**

कर्कटिकाफलं हि पक्वं साद्यन्तं विदीर्णं भवति तद्वद्विदीर्णात्तस्य देहात्। व्यसोर्विगतप्राणात्। अविस्मितो गर्वरहितः। अयत्नेन हतोऽरिर्येन सः॥ ८॥

**वंशीधरी**—वृत्तान्तान्तरसूचनाय श्लोकमाह—

'कंसाय कृष्णमादिश्य तद्रहस्यादिपैशुनैः।
कंसघातादि कृष्णस्य कार्यमावेदयन्मुनिः'॥ १॥

तदाह—**देवर्षिरित्यादिना**।

**देवर्षिरुपसंगम्य भागवतप्रवरो नृप।**
**कृष्णमक्लिष्टकर्माणं रहस्येतदभाषत॥ ९**

न चायं सूचकः किन्तु सर्वसुहृदित्याह—भागवतप्रवर इति॥ ९॥

अस्मद्रहस्यं वैरिणि कंसे सूचितवानिति मा शङ्कीरित्याह—**कृष्ण कृष्णेत्यादिना**।

**कृष्ण कृष्णाप्रमेयात्मन् योगेश जगदीश्वर।**
**वासुदेवाखिलावास सात्वतां प्रवर प्रभो॥ १०**

अयं भावः—त्वमीश्वरो भूभारदैत्य-संहारायावतीर्णोऽसि, अतस्तदनुरूपाचरणेन विश्वं परिपालयेति। तत्र त्वयि तावद्भयशङ्कैव

પાકેલી કાકડી જેવા (ચિરાયેલા) તેના પ્રાણરહિત દેહમાંથી મહાભુજ ભગવાન શ્રીહરિ પોતાના ભુજને ખેંચી લઈને, વિના પ્રયત્ને શત્રુનો નાશ કરનાર (હોવા છતાં) ગર્વરહિત ઊભા રહ્યા. (તે જોઈને) અતિવિસ્મિત થયેલા દેવો દ્વારા શ્રીહરિની પુષ્પવૃષ્ટિ સહિત સ્તુતિ કરવામાં આવી. ॥ ૮ ॥

પાકેલું કર્કટિકાફળ (એક પ્રકારની કાકડી) જ આદિથી અંત (મોઢાથી છેડા) સુધી ચિરાઈ જાય છે. તેવી રીતે ચિરાયેલા તેના '**वि-असोः**' પ્રાણરહિત દેહમાંથી – '**अविस्मितः**' ગર્વરહિત – વિના પ્રયત્ને જેમણે શત્રુનો નાશ કર્યો છે તે શ્રીહરિ ॥ ૮ ॥

બીજા વૃત્તાન્તનું સૂચન કરવા માટે (સ્વામીચરણો) શ્લોક કહે છે –

'(શ્રીકૃષ્ણને છુપાવ્યા, પેલી કન્યા તે યશોદાની પુત્રી –) એ રહસ્ય વગેરેની સૂચનાસહિત કંસને શ્રીકૃષ્ણરૂપી મૃત્યુ દર્શાવીને પછી શ્રીનારદ મુનિએ શ્રીકૃષ્ણને કંસવધ વગેરે કાર્યની સૂચના આપી.'॥ ૧ ॥

તે ઘટનાનું વર્ણન કરે છે – '**देवर्षिः**' વગેરે દ્વારા.

હે રાજા પરીક્ષિત, પરમ ભાગવત દેવર્ષિ નારદજીએ ક્લેશરહિત કર્મો કરનાર શ્રીકૃષ્ણને એકાન્તમાં મળીને આ પ્રમાણે કહ્યું. ॥ ૯ ॥

આ દેવર્ષિ ચાડીચુગલી કરનાર નથી, પણ સર્વના પરમ હિતકર્તા છે, એમ કહે છે – '**भागवतप्रवरः इति।**' ॥ ૯ ॥

અમારી ગુપ્ત વાતની વેરી એવા કંસને ચાડી કરી, એવી શંકા ન કરો, એમ કહે છે – '**कृष्ण कृष्ण**' વગેરે દ્વારા.

હે કૃષ્ણ, હે કૃષ્ણ, હે અમર્યાદિત સ્વરૂપ, હે અચિન્ત્ય પ્રભાવવાળા (યોગેશ), હે વિશ્વનિયંતા, હે સર્વ પ્રાણીઓમાં રહેનાર (વાસુદેવ), હે અખિલ વિશ્વના નિવાસસ્થાન, હે યાદવશ્રેષ્ઠ, હે સર્વશક્તિમાન, ॥ ૧૦ ॥

ભાવ આ પ્રમાણે છે – ઈશ્વર એવા આપ ભૂમિના ભારરૂપ દૈત્યોનો સંહાર કરવા માટે અવતરિત થયા છો, આથી તેને અનુરૂપ આચરણથી વિશ્વનું સર્વ રીતે પાલન કરો. તે વિષયમાં આપને માટે જરાય

नास्तीत्याह—अप्रमेयात्मन्नपरिच्छिन्नरूप। योगेशाचिन्त्यप्रभाव। जगदीश्वर विश्वनियन्तः। वासुदेव सर्वभूतेषु वर्तमान। अखिलावास सर्वस्याश्रय। संप्रति सात्वतां प्रवर श्रेष्ठ। प्रभो सर्वशक्ते॥ १०॥

ભયની શંકા નથી, એમ કહે છે – **'अप्रमेय-आत्मन्'** હે માપી ન શકાય તેવા સ્વરૂપવાળા, **'योगेश'** હે અચિન્ત્ય પ્રભાવવાળા, **'जगत्-ईश्वर'** હે વિશ્વનિયંતા, **'वासुदेव'** હે સર્વ પ્રાણીઓમાં રહેનાર, **'अखिल-आवास'** હે સર્વના આશ્રયરૂપ, અત્યારે હે યાદવોમાં **'प्रवर'** શ્રેષ્ઠ, **'प्रभो'** હે સર્વ કાંઈ કરવા માટે સમર્થ ॥ ૧૦ ॥

कथमेवंरूपोऽहमिति चेदत आह—**त्वमात्मेति**।

હું આવા સ્વરૂપવાળો કેવી રીતે છું ? એમ જો (ભગવાન કહે) તો આ માટે કહે છે – **'त्वम्-आत्मा इति।'**

**त्वमात्मा सर्वभूतानामेको ज्योतिरिवैधसाम्।**
**गूढो गुहाशयः साक्षी महापुरुष ईश्वरः॥ ११**

લાકડાંની અંદર અગ્નિ રહે છે તેમ સર્વ પ્રાણીઓની અંદર આપ એક જ આત્મા(રૂપે ઓતપ્રોત) રહેલા છો. (સર્વ પ્રાણીઓની અંદર રહેલા હોવા છતાં તેમના દ્વારા જોઈ ન શકાય તેવા) ગૂઢ છો, કારણ કે આપ બુદ્ધિની ગુફાની પણ અંદર રહેલા સાક્ષી છો. મર્યાદિત (અલ્પ) બુદ્ધિવાળા જનો દ્વારા જાણી ન શકાય તેવા (મહાપુરુષ) છો અને જેમના વિના પરતંત્ર જીવોની પ્રવૃત્તિ સંભવે જ નહીં, તેવા (ઈશ્વર) છો. ॥ ૧૧ ॥

न हि त्वं जीववत्परिच्छिन्नः किंतु सर्वभूतानामान्तर एकोऽनुस्यूत आत्मा। अन्तर-नुस्यूतत्वे दृष्टान्तः—एधसां काष्ठानामन्तर्ज्योतिरिवेति। भूतेषु स्थितोऽपि तैर्न दृश्यस इत्याह—गूढ इति। अत्र हेतवः—गुहाशयो बुद्धेरप्यान्तरः। किंच साक्षी। न हि साक्षी दृश्यत इत्यर्थः। अपि च महापुरुषः। अतः परिच्छिन्नमतिभिर्न ज्ञायस इत्यर्थः। तर्हि सर्वान्तरत्वे किं प्रमाणमत आह—ईश्वर इति। न हीश्वरं विना परतन्त्राणां जीवानां प्रवृत्तिर्घटत इत्यर्थः॥ ११॥

જીવની જેમ આપ મર્યાદિત નથી, પરંતુ સર્વ પ્રાણીઓની અંદર એક જ આત્મારૂપે ઓતપ્રોત છો. અંદર ઓતપ્રોત હોવા માટેનું દૃષ્ટાન્ત – **'एधसाम्'** લાકડાંની અંદર અગ્નિ હોય તેમ! પ્રાણીઓમાં રહેલા હોવા છતાં તેમના દ્વારા જોઈ શકાતા નથી, એમ કહે છે – **'गूढः इति।'** આ માટેનાં કારણો – **'गुहाशयः'** બુદ્ધિરૂપી ગુફાની પણ અંદર રહેલા – વળી, **'साक्षी'** સાક્ષી ખરેખર દેખાતો નથી, એમ અર્થ છે. આપ મહાપુરુષ પણ છો, આથી મર્યાદિત બુદ્ધિવાળા જનો દ્વારા જાણી શકાતા નથી, એમ અર્થ છે. તો પછી સર્વની અંદર હોવા માટેનું શું પ્રમાણ છે? આ માટે કહે છે – **'ईश्वरः इति।'** ઈશ્વર વિના પરતંત્ર જીવોની પ્રવૃત્તિ સંભવે જ નહીં, એમ અર્થ છે. ॥ ૧૧ ॥

अहमीश्वरोऽन्यत्सर्वमीशितव्यमित्येतदेव कुत इत्यत आह—**आत्मनेति**।

હું ઈશ્વર – નિયંતા અને બીજા બધા નિયંત્રણ કરવા યોગ્ય, એમ જ શા માટે ? (એમ જો ભગવાન કહે તો) તે માટે (નારદજી) કહે છે – **'आत्मना इति।'**

**आत्मनाऽऽत्माश्रयः पूर्वं मायया ससृजे गुणान्।**
**तैरिदं सत्यसंकल्पः सृजस्यत्स्यवसीश्वरः॥ १२**

જેમને અન્ય સાધનની અપેક્ષા નથી એવા આપ સર્વથા સ્વતંત્ર, પોતાનો જ આશ્રય કરનાર છો. પૂર્વે પોતાની માયાશક્તિથી આપ ઈશ્વરે ગુણોનું સર્જન કર્યું અને તે સર્જેલા ગુણોથી આ વિશ્વને ઉત્પન્ન કરો છો, સંહાર કરો છો અને પાલન કરો છો. (સૃષ્ટ્યાદિ ક્રિયા માટે આપને કારકોની અપેક્ષા નથી, કારણ કે આપ) સત્યસંકલ્પ છો અને (આથી આપ) ઈશ્વર છો. ॥ ૧૨ ॥

साधनान्तरनिरपेक्ष एवात्माश्रयः स्वतन्त्रः मायया शक्त्या भवान् गुणान् ससृजे सृष्टवान्। तैः सृष्टैर्गुणैरिदं विश्वं सृजसि अत्सि संहरसि अवसि पालयसि। ननु सृष्ट्यादिक्रिया षट्कारकसाध्यैव दृष्टेत्याह—सत्यसंकल्प इति। न हि संकल्पैकसाध्ये बहिःसाधनापेक्षेति भावः। अतस्त्वमीश्वर इत्युपसंहारः॥ १२॥

અન્ય સાધનની જેમને અપેક્ષા જ નથી એવા **'आत्माश्रयः'**, પોતાના આત્માનો આશ્રય કરનાર એવા સર્વથા સ્વતંત્ર – પોતાની માયાશક્તિથી આપે ગુણોનું **'ससृजे'** સર્જન કર્યું. તે સર્જેલા ગુણોથી આ વિશ્વનું **'सृजसि'** સર્જન કરો છો, **'अत्सि'** સંહાર કરો છો, **'अवसि'** પાલન કરો છો. શંકા કરવામાં આવી છે કે સૃષ્ટિ વગેરે ક્રિયા છ કારકો (કર્તા, કર્મ, કરણ, સંપ્રદાન, અપાદાન અને અધિકરણ)થી નિષ્પન્ન થાય છે, એમ જણાય છે. (સંબંધ વિભક્તિ કારક ગણાતી નથી.) આ માટે કહે છે – **'सत्यसंकल्पः इति।'** એક માત્ર સંકલ્પથી સાધ્ય કરવામાં બહારનાં સાધનોની અપેક્ષા હોતી જ નથી, એવો ભાવ છે. આથી આપ ઈશ્વર છો, એમ નિર્ણય કરે છે. ॥ ૧૨ ॥

प्रस्तुतमाह—**स त्वमिति**।

મૂળ વિષયને વર્ણવે છે – **'सः त्वम् इति।'**

**स त्वं भूधरभूतानां दैत्यप्रमथरक्षसाम्।**
**अवतीर्णो विनाशाय सेतूनां रक्षणाय च॥ १३**

**दिष्ट्या ते निहतो दैत्यो लीलयाऽयं हयाकृतिः।**
**यस्य हेषितसंत्रस्तास्त्यजन्त्यनिमिषा दिवम्॥ १४**

તે (પરમેશ્વર એવા) આપ રાજાઓનું રૂપ ધારણ કરનારા દૈત્યો, પ્રમથો અને રાક્ષસોના નાશ માટે અને ધર્મની મર્યાદા(રૂપ સાધુ)ઓના રક્ષણ માટે અવતર્યા છો. જેની હણહણાટીથી ભયભીત થયેલા દેવો સ્વર્ગને છોડી જતા હતા, તે આ અશ્વનું રૂપ ધારણ કરનાર કેશી દૈત્ય આપના દ્વારા લીલામાત્રથી જ હણાયો, તે આનંદની વાત છે. ॥ ૧૩ ॥ ૧૪ ॥

भूधरभूतानां भुवं धरन्तीति भूधरा राजानस्तद्रूपाणाम्॥ १३॥ १४॥

**'भूधरभूतानाम्'** ધરતીને ધારણ કરે તે **भूधराः** રાજાઓ, તેમના રૂપમાં રહેલાઓના ॥ ૧૩ ॥ ૧૪ ॥

**चाणूरं मुष्टिकं चैव मल्लानन्यांश्च हस्तिनम्।**
**कंसं च निहतं द्रक्ष्ये परश्वोऽहनि ते विभो॥ १५**

હે વિભુ! ચાણૂર, મુષ્ટિક તેમ જ બીજા મલ્લોને, કુવલયાપીડ હાથીને અને કંસને પણ પરમ દિવસે હું આપના દ્વારા હણાયેલા જોઈશ. ॥ ૧૫ ॥

परश्वोऽहनीति। अद्यैवाक्रूर एष्यति, श्वो मथुरां गन्तासि, परश्वश्चाणूरादींश्च त्वया निहतान् द्रक्ष्यामीति सिद्धवन्निर्देशो विज्ञापनप्रकारविशेषः ॥ १५ ॥

**'परश्वःअहनि इति।'** અક્રૂર આજે જ આવશે, કાલે આપ મથુરા જનાર છો અને પરમ દિવસે ચાણૂર વગેરેને આપના દ્વારા હણાયેલા હું જોઈશ, એમ સિદ્ધની જેમ કરવામાં આવેલો નિર્દેશ જણાવવાનો વિશિષ્ટ પ્રકાર છે. ॥ ૧૫ ॥

**तस्यानु शंखयवनमुराणां नरकस्य च।**
**पारिजातापहरणमिन्द्रस्य च पराजयम्॥ १६**

**उद्वाहं वीरकन्यानां वीर्यशुल्कादिलक्षणम्।**
**नृगस्य मोक्षणं पापाद् द्वारकायां जगत्पते॥ १७**

ત્યાર પછી શંખાસુર, કાળયવન, મુર દૈત્ય અને નરકાસુરનો (વધ), પારિજાત (કલ્પવૃક્ષ)નું હરણ અને (તે માટે) ઈન્દ્રનો પરાજય (હું જોઈશ). હે જગત્પતિ, પરાક્રમ જ જેમાં આપવા યોગ્ય દ્રવ્યાદિ (શુલ્ક) છે એવા લક્ષણવાળો રાજકન્યાઓનો વિવાહ હું જોઈશ. દ્વારકામાં નૃગરાજાની પાપથી મુક્તિ થયેલી જોઈશ. ॥ ૧૬ ॥ ૧૭ ॥

तस्यानु तदनन्तरम्। शङ्खादीनां। शङ्खः पञ्चजनः। वधं द्रक्ष्यामीति शेषः। भाविनिर्देश-मात्रमेतत्, न त्वानन्तर्यं विवक्षितम्॥ १६ ॥ १७ ॥

**'तस्य-अनु'** ત્યાર પછી શંખાસુર વગેરેનો – **'शंखः'** શંખાસુર પંચજન – વધ જોઈશ, એટલું શેષ છે (તે ઉમેરવું). આ માત્ર બનનારી ઘટનાઓનો નિર્દેશ છે, પણ ક્રમ વિવક્ષિત નથી. ॥ ૧૬ ॥ ૧૭ ॥

**स्यमन्तकस्य च मणेरादानं सह भार्यया।**
**मृतपुत्रप्रदानं च ब्राह्मणस्य स्वधामतः॥ १८**
**पौण्ड्रकस्य वधं पश्चात् काशिपुर्याश्च दीपनम्।**
**दन्तवक्त्रस्य निधनं चैद्यस्य च महाक्रतौ॥ १९**

ભાર્યા જામ્બવતી સહિત સ્યમન્તક મણિનો સ્વીકાર તથા મહાકાળના ધામમાંથી બ્રાહ્મણના મૃતપુત્રનું (જીવતો પાછો લાવીને આપ ગુરુ સાન્દીપનિને) સમર્પણ (કરશો). ત્યાર પછી પૌંડ્રકનો વધ અને કાશીનગરીનું દહન તથા (રાજસૂય) મહાયજ્ઞમાં દંતવક્ત્ર અને શિશુપાળનો વધ (હું જોઈશ.) ॥ ૧૮ ॥ ૧૯ ॥

भार्यया जाम्बवत्या सह। स्वधामतो महाकालपुरात्॥ १८ ॥ १९ ॥

ભાર્યા જામ્બવતી સહિત – **'स्वधामतः'** મહાકાળના ધામમાંથી ॥ ૧૮ ॥ ૧૯ ॥

**यानि चान्यानि वीर्याणि द्वारकामावसन् भवान्।**
**कर्ता द्रक्ष्याम्यहं तानि गेयानि कविभिर्भुवि॥ २०**

દ્વારકામાં નિવાસ કરતાં, પૃથ્વી પર કવિઓ દ્વારા ગાન કરવા યોગ્ય બીજાં પણ આપ જે પરાક્રમો કરશો, તેમને હું નિહાળીશ. ॥ ૨૦ ॥

द्वारकामावसन् द्वारकायां वसन्। कर्ता करिष्यति ॥ २० ॥

**'द्वारकाम्-आवसन्'** દ્વારકામાં નિવાસ કરતાં – **'कर्ता'** કરશો ॥ ૨૦ ॥

**अथ ते कालरूपस्य क्षपयिष्णोरमुष्य वै।**
**अक्षौहिणीनां निधनं द्रक्ष्याम्यर्जुनसारथेः॥ २१**

ત્યાર પછી આ વિશ્વનો ભાર દૂર કરનાર કાળસ્વરૂપ પાર્થસારથિનું અક્ષૌહિણી સેનાઓના વિનાશરૂપ કર્મ હું જોઈશ. ॥ ૨૧ ॥

अमुष्य विश्वस्य भूभारस्य वा॥ २१ ॥

**'अमुष्य'** આ વિશ્વનો અથવા ભૂમિનો ભાર ॥ ૨૧ ॥

एवं विज्ञाप्य कृताभिनन्दनं भगवन्तं नमस्यति द्वयेन—**विशुद्धविज्ञानघनमिति**।

**विशुद्धविज्ञानघनं स्वसंस्थया**
**समाप्तसर्वार्थममोघवांछितम् ।**
**स्वतेजसा नित्यनिवृत्तमाया-**
**गुणप्रवाहं भगवन्तमीमहि॥ २२**

આ પ્રમાણે જણાવીને, કાર્યમાં પ્રોત્સાહન આપીને નારદજી ભગવાનને બે શ્લોકો વડે નમસ્કાર કરે છે – '**विशुद्धविज्ञानघनम् इति।**'

(કેવળ વિશુદ્ધ વિજ્ઞાનસ્વરૂપ હોવાથી) પરમાનંદ સ્વરૂપમાં સમ્યક્ સ્થિતિ દ્વારા જ જેમને સર્વ કામનાઓ સારી રીતે પ્રાપ્ત થઈ છે, જેમનું અભિલષિત સદા સર્વદા સિદ્ધ છે તથા ચૈતન્યશક્તિથી સદાયને માટે જેમનામાંથી માયાના કાર્યરૂપ સંસાર દૂર થયો છે, તે કેવળ શુદ્ધ જ્ઞાનસ્વરૂપ ભગવાનને શરણે અમે આવ્યા છીએ. ॥ ૨૨ ॥

केवलं ज्ञानैकमूर्तिम्। अत एव स्वसंस्थया स्वरूपसम्यक्स्थित्यैव परमानन्दरूपया सम्यगाप्ताः सर्वेऽर्था येन तम्। आप्तकामतोक्ता सत्यसंकल्पता-माह—अमोघवाञ्छितमिति। ननु वाञ्छा चेदस्ति तर्हि दुर्निवारा संसृतिरत आह—स्वतेजसेति। चिच्छक्त्या नित्यनिवृत्तो मायाकार्यरूपो गुणप्रवाहो यस्मात्तम्। अतो भगवन्तं निरतिशयैश्वर्यमीमहि शरणं व्रजेमेति॥ २२॥

કેવળ શુદ્ધ જ્ઞાનસ્વરૂપને – આથી જ '**स्व-संस्थया**' પરમાનંદ સ્વરૂપમાં સમ્યક્ સ્થિતિથી જ જેમને સર્વ કામનાઓ સારી રીતે પ્રાપ્ત થઈ છે તેમને – આપ્તકામના કહેવામાં આવી, (હવે) સત્યસંકલ્પતાને વર્ણવે છે – '**अमोघ-वांछितम् इति।**' શંકા કરે છે કે (જેનું અભિલષિત સદા સર્વદા સિદ્ધ છે તેને) જો કામના હોય, તો દુઃખથી દૂર થનારો સંસાર પ્રાપ્ત થાય. આ માટે ઉત્તર આપે છે – '**स्वतेजसा इति।**' ચૈતન્યશક્તિથી સદાયને માટે દૂર થયો છે માયાના કાર્યરૂપ ગુણપ્રવાહ (સંસાર) જેમનામાંથી તેમને (શરણે અમે આવ્યા છીએ). આથી '**भगवन्तम्**' જેમનાથી વધીને બીજું કોઈ ઐશ્વર્ય નથી તેવા અદ્વિતીય ઐશ્વર્યપૂર્ણ ભગવાનને '**ईमहि**' શરણે અમે આવ્યા છીએ. ॥ ૨૨ ॥

ननु त्रिकालज्ञस्त्वं कथं मत्प्रपञ्चं न जानासि। जानासि चेत्कथमगुणप्रवाहं ब्रवीषि तत्राह—**त्वामिति**।

શંકા કરવામાં આવી છે કે ત્રિકાળજ્ઞાની નારદજી એવા તમે શું મારી (ભગવાનની) માયાને–સંસારને નથી જાણતા ? જો જાણો છો તો સંસાર જેમાંથી દૂર થઈ ગયો છે, (**अगुणप्रवाहम्**) તેવો મને કેમ કહો છો? તે માટે કહે છે – '**त्वाम् इति।**'

**त्वामीश्वरं स्वाश्रयमात्ममायया**
**विनिर्मिताशेषविशेषकल्पनम् ।**
**क्रीडार्थमद्यात्तमनुष्यविग्रहं**
**नतोऽस्मि धुर्यं यदुवृष्णिसात्वताम्॥ २३**

અન્યને વશ કરનાર (ઈશ્વર)ને, પોતાના જ આશ્રયમાં સ્થિત રહેનારને, પોતાને અધીન માયા વડે મહત્ વગેરે સર્વ વિશિષ્ટ તત્ત્વો જેમના દ્વારા રચાયાં છે તેમને, ક્રીડા કરવા માટે અત્યારે મનુષ્યનો શ્રીવિગ્રહ ધારણ કરનારને અને યાદવો, વૃષ્ણિઓ અને સાત્વતોમાં શ્રેષ્ઠ એવા આપને હું પ્રણામ કરું છું. ॥ ૨૩ ॥

ईश्वरमन्यस्य वशयितारं स्वाश्रयमन्यस्यावशमत आत्ममायया आत्माधीनया मायया विनिर्मिता अशेषविशेषा महदाद्या यादवादिरूपा वा कल्पना येन तं धुर्यं श्रेष्ठं नतोऽस्मीति॥ २३॥

**'ईश्वरम्'** અન્યને વશ કરનારને, **'स्व-आश्रयम्'** બીજાને વશ ન રહેનારને, આથી **'आत्म-मायया'** પોતાને અધીન માયા વડે રચાયાં છે **'अशेषविशेषाः'** મહત્તત્ત્વાદિ સર્વ વિશિષ્ટ તત્ત્વો અથવા યાદવો વગેરેરૂપ સૃષ્ટિ જેમના દ્વારા થઈ છે તેમને, **'धुर्यम्'** શ્રેષ્ઠને હું પ્રણામ કરું છું. ॥ ૨૩ ॥

**श्रीशुक उवाच**

**एवं यदुपतिं कृष्णं भागवतप्रवरो मुनिः।**
**प्रणिपत्याभ्यनुज्ञातो ययौ तद्दर्शनोत्सवः॥ २४**
**भगवानपि गोविन्दो हत्वा केशिनमाहवे।**
**पशूनपालयत् पालैः प्रीतैर्व्रजसुखावहः॥ २५**

॥ २४॥ २५॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – તે શ્રીકૃષ્ણનાં દર્શનથી જેમને આનંદ છે તેવા શ્રેષ્ઠ ભગવદ્ભક્ત નારદ મુનિ પ્રણામ કરી, તેમના દ્વારા અનુજ્ઞા પ્રાપ્ત કરીને પધાર્યા. વ્રજજનોને આનંદ આપનાર ભગવાન ગોવિંદ પણ યુદ્ધમાં કેશી દૈત્યને હણીને પ્રસન્ન મનવાળા ગોવાળો સાથે પશુઓનું પાલન કરવા લાગ્યા. ॥ ૨૪ ॥ ૨૫ ॥ ૨૪ ॥ ૨૫ ॥

ननु नारदेन व्योमवधो न दृष्टः, तत्कथं व्योमवधप्रसक्तिरिति तत्रोच्यते—प्रातरेव केशिवधानन्तरं नारदेनोक्तमङ्गीकृत्य पुनस्तथैव पशून् पालयता व्योमो हतः। यद् वा व्योमवधः पूर्वमेव वृत्तोऽपि वेषधारिवधप्रसङ्गादत्रोच्यत इति द्रष्टव्यम्। केचित् पुनः शंखचूडवधात् पूर्वमेव पठन्ति च। तमाह—**एकदेति**।

શંકા કરવામાં આવી છે કે નારદજી દ્વારા વ્યોમાસુરના વધનો પ્રસંગ (બનવાનો છે તે)નું દર્શન કરવામાં આવ્યું ન હતું, તો વ્યોમાસુરના વધનો પ્રસંગ કેવી રીતે આવી પડ્યો? તે માટે કહે છે – સવારે કેશીવધ પછી નારદજી દ્વારા કહેવામાં આવેલું સ્વીકારીને ફરી (તે જ દિવસે) તે જ રીતે પશુઓને ચરાવતા ભગવાન દ્વારા વ્યોમાસુર હણાયો હતો. અથવા વ્યોમવધ પહેલાં જ થઈ ગયો હતો, છતાં વેષધારીઓના વધનો પ્રસંગ હોવાથી અહીં વર્ણવાયો છે, એમ સમજવું જોઈએ. કેટલાક વ્યોમાસુરના વધના પ્રસંગને શંખચૂડના વધની પહેલાં પણ દર્શાવે છે. તે પ્રસંગને વર્ણવે છે – **'एकदा इति।'**

**एकदा ते पशून् पालाश्चारयन्तोऽद्रिसानुषु।**
**चक्रुर्निलायनक्रीडाश्चोरपालापदेशतः॥ २६**
**तत्रासन् कतिचिच्चोराः पालाश्च कतिचिन्नृप।**
**मेषायिताश्च तत्रैके विजह्रुरकुतोभयाः॥ २७**

॥ २६॥ २७॥

એક દિવસ ગોવર્ધન પર્વતના શિખર ઉપર (શ્રીકૃષ્ણ અને બલરામ સહિત) તે ગોવાળો પશુઓને ચરાવતાં, ચોર અને પશુપાલક બનીને ચોરેલી વસ્તુને સંતાડવાનો અભિનય કરીને ક્રીડા કરતા હતા. ॥ ૨૬ ॥ હે રાજા, તે સમયે કેટલાક ચોરો બન્યા, કેટલાક ગોવાળો બન્યા અને કેટલાક ઘેટાં બન્યાં અને ત્યાં નિર્ભય થઈને રમવા લાગ્યા. ॥ ૨૭ ॥

**मयपुत्रो महामायो व्योमो गोपालवेषधृक्।**
**मेषायितानपोवाह प्रायश्चोरायितो बहून्॥ २८**

મય દાનવનો મહામાયાવી, ગોવાળવેષધારી પુત્ર વ્યોમાસુર ચોર જેવો બનીને ઘેટાં બનેલા ઘણા ખરા ગોવાળોને ઉપાડીને લઈ ગયો. ॥ ૨૮ ॥

मेषायितान् मेषवदाचरितान् स्वयं चोरवदाचरितः सन्नपोवाहापकृष्य निनाय॥ २८॥

**'मेषायितान्'** ઘેટાનો અભિનય કરનારાઓને પોતે ચોરનો અભિનય કરતો હોઈ **'अप-उवाह'** ઉપાડીને લઈ ગયો. ॥ ૨૮ ॥

**गिरिदर्यां विनिक्षिप्य नीतं नीतं महासुरः।**
**शिलया पिदधे द्वारं चतुःपंचावशेषिताः॥ २९**

એક પછી એક ઉપાડી લાવવામાં આવેલા ગોવાળોને તે મહા(નિર્દય) અસુર પર્વતની ગુફામાં નાખીને તેનું દ્વાર શિલાથી બંધ કરી દેતો હતો, તેથી (ઘેટાં બનેલા) ચાર-પાંચ ગોવાળો જ બાકી રહ્યા. ॥ ૨૯ ॥

पिदधे छादितवान्॥ २९॥

**'पिदधे'** બંધ કરતો હતો. ॥ ૨૯ ॥

**तस्य तत् कर्म विज्ञाय कृष्णः शरणदः सताम्।**
**गोपान् नयन्तं जग्राह वृकं हरिरिवौजसा॥ ३०**

**स निजं रूपमास्थाय गिरीन्द्रसदृशं बली।**
**इच्छन् विमोक्तुमात्मानं नाशक्नोद् ग्रहणातुरः॥ ३१**

તેનું તે કર્મ જાણીને, ગોવાળોને લઈ જતા તે વ્યોમાસુરને, ભક્તોને આશ્રય આપનારા શ્રીકૃષ્ણે, જેમ સિંહ વરુને પકડે તેમ બળપૂર્વક પકડી લીધો. શ્રીકૃષ્ણ દ્વારા પકડાઈ જવાથી વિવશ થયેલો બળવાન વ્યોમાસુર પોતાના રૂપને મોટા પર્વતના રૂપમાં કરીને પોતાને (શ્રીકૃષ્ણ પાસેથી) છોડાવવા ઈચ્છતો હોવા છતાં પણ તે છૂટી શક્યો નહીં. ॥ ૩૦ ॥ ૩૧ ॥

शरणद आश्रयप्रदः। हरिः सिंह इव ॥ ३०॥ ३१॥

**'शरणदः'** આશ્રય આપનાર – **'हरिः'** સિંહ જેમ ॥ ૩૦ ॥ ૩૧ ॥

**तं निगृह्याच्युतो दोर्भ्यां पातयित्वा महीतले।**
**पश्यतां दिवि देवानां पशुमारममारयत्॥ ३२**

અચ્યુત ભગવાને તેને બંને હાથથી પકડીને પૃથ્વી પર પટકીને આકાશમાં દેવોના દેખતાં (યજ્ઞમાં) પશુને મારે તેમ (ગૂંગળાવીને) મારી નાખ્યો. ॥ ૩૨ ॥

पशुमारं पशुमारो यथा भवति तथा। अनिःश्वासमित्यर्थः॥ ३२॥

**'पशुमारम्'** પશુને (યજ્ઞમાં) મારવામાં આવે તે રીતે, શ્વાસ રોકીને – ગૂંગળાવીને (અવ્યયીભાવ સમાસ), એમ અર્થ છે. ॥ ૩૨ ॥

**गुहापिधानं निर्भिद्य गोपान् निःसार्य कृच्छ्रतः।**
**स्तूयमानः सुरैर्गोपैः प्रविवेश स्वगोकुलम्॥ ३३**

(ત્યાર પછી) ગુફાનું ઢાંકણું તોડીને, ગોવાળોને દુઃખમાંથી બહાર કાઢી (પૃથ્વી પર) ગોવાળો દ્વારા અને (ઉપર) દેવો દ્વારા સ્તુતિ કરાતા ભગવાન પોતાના ગોકુળમાં પ્રવેશ્યા. ॥ ૩૩ ॥

भुवि गोपैः स्तूयमानः, उपरि वैमानिकैर्देवैरिति ॥ ३३॥

પૃથ્વી પર ગોવાળો દ્વારા સ્તુતિ કરાતા અને ઉપર વિમાનારૂઢ દેવો દ્વારા ॥ ૩૩ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे पूर्वार्धे व्योमासुरवधो नाम सप्तत्रिंशोऽध्यायः॥ ३७॥
इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे पूर्वार्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां सप्तत्रिंशोऽध्यायः॥ ३७॥

*****

# अथाष्टत्रिंशोऽध्यायः

## અક્રૂરજીની વ્રજયાત્રા

अष्टत्रिंशे यथा ध्यायन्नक्रूरो गोकुलं गतः।
तथैव रामकृष्णाभ्यां गृहं नीत्वा सुसत्कृतः॥ १॥

અક્રૂરજી જે પ્રમાણે વિચારતાં ગોકુળમાં ગયા, તે પ્રમાણે જ બલરામજી અને શ્રીકૃષ્ણ દ્વારા ઘરમાં લઈ જઈને તેમનો સુંદર સત્કાર કરવામાં આવ્યો. ॥ ૧ ॥

प्रातः केशिवधे वृत्ते द्वादश्यां निर्गते मुनौ।
ततो व्योमे हतेऽक्रूरः सायं गोकुलमागमत्॥ २॥

બારશની સવારે કેશીદૈત્યનો વધ થયો ત્યારે અને નારદજી ચાલ્યા ગયા ત્યારે અને પછી વ્યોમાસુર હણાયો ત્યારે, સાંજે અક્રૂરજી ગોકુળમાં આવ્યા. ॥ ૨॥

तदेवं नारदेन कंसवधादिकार्ये विज्ञापिते श्रीकृष्णो मथुरां गन्तुमुद्यतो वर्तते। तदाऽक्रूरोऽपि गोकुलमागमदित्याह—**अक्रूरोऽपीति**।

આમ, નારદજી દ્વારા જ્યારે કંસવધ વગેરે કાર્ય જણાવવામાં આવ્યું, ત્યારે શ્રીકૃષ્ણ મથુરા જવા માટે તૈયાર થઈ ગયા, તે સમયે અક્રૂરજી પણ ગોકુળમાં આવ્યા, એમ કહે છે – **'अक्रूरः अपि इति।'**

**श्रीशुक उवाच**

**अक्रूरोऽपि च तां रात्रिं मधुपुर्यां महामतिः।**
**उषित्वा रथमास्थाय प्रययौ नन्दगोकुलम्॥ १॥ १॥**

**શ્રીશુકદેવજી બોલ્યા** – મહાબુદ્ધિમાન અક્રૂરજી પણ (જે રાત્રે કંસે ગોકુળમાં જવાની આજ્ઞા આપી,) તે રાત્રિએ મથુરાપુરીમાં રહીને (સવારે) રથમાં બેસીને નંદજીના ગોકુળમાં જવા નીકળ્યા.॥ ૧ ॥ ૧॥

**गच्छन् पथि महाभागो भगवत्यम्बुजेक्षणे।**
**भक्तिं परामुपगत एवमेतदचिन्तयत्॥ २॥ २॥**

માર્ગમાં જતાં કમળનયન ભગવાન શ્રીકૃષ્ણમાં જેમને પરમ પ્રેમમયી ભક્તિ પ્રાપ્ત થઈ, તેવા મહાભાગ્યવાન અક્રૂરજી આ પ્રમાણે વિચારવા લાગ્યા. ॥ ૨ ॥ ૨ ॥

**किं मयाऽऽचरितं भद्रं किं तप्तं परमं तपः।**
**किं वाऽथाप्यर्हते दत्तं यद् द्रक्ष्याम्यद्य केशवम्॥ ३**

મારાથી એવું કયું શુભાચરણ થયું હશે? કયું શ્રેષ્ઠ તપ તપવામાં આવ્યું હશે? અથવા સુયોગ્ય પાત્રને કયું દાન કરવામાં આવ્યું હશે, કે જેથી આજે હું શ્રીકૃષ્ણનાં દર્શન કરીશ? ॥ ૩ ॥

अपि संभावनायाम्। अर्हते योग्याय॥ ३॥

**'अपि'** પદ સંભાવના માટે છે. **'अर्हते'** સુયોગ્ય પાત્રને ॥ ૩ ॥

स्वस्य कृष्णस्य दर्शनेऽसंभवमाशङ्क्य पुनः संभावयति—**ममैतदिति** द्वयेन।

પોતાને શ્રીકૃષ્ણનાં દર્શન થવા વિષે અસંભાવનાની આશંકા કરીને વળી પાછી બે શ્લોકોથી દર્શનની સંભાવના કરે છે – **'मम-एतत्-इति।'**

**ममैतद् दुर्लभं मन्य उत्तमश्लोकदर्शनम्।**
**विषयात्मनो यथा ब्रह्मकीर्तनं शूद्रजन्मनः॥ ४**

જેનો જન્મ શૂદ્ર દ્વારા થયો હોય તેને માટે જેમ વેદોચ્ચારણ દુર્લભ છે, તેમ વિષયોથી ગ્રસ્ત થયેલા ચિત્તવાળા મારે માટે આ ઉત્તમ કીર્તિવાળા શ્રીહરિનાં દર્શન દુર્લભ છે. ॥ ૪ ॥

विषयात्मनो विषयाविष्टचित्तस्य। शूद्राज्जन्म यस्य तस्य ब्रह्मकीर्तनं वेदोच्चारणं यथेति॥ ४॥

'**विषय-आत्मनः**' વિષયોથી ગ્રસ્ત થયેલા ચિત્તવાળા (મારે માટે) – શૂદ્ર દ્વારા જન્મ છે જેનો તેને જેમ '**ब्रह्मकीर्तनम्**' વેદોચ્ચારણ (દુર્લભ છે તેમ) ॥ ૪ ॥

**मैवं ममाधमस्यापि स्यादेवाच्युतदर्शनम्।**
**ह्रियमाणः कालनद्या क्वचित्तरति कश्चन॥ ५**

(અધમ એવા મને ક્યાંથી દર્શન થાય?) એમ (વિચારવું જોઈએ) નહીં. અધમ એવા મને પણ અચ્યુતનાં દર્શન થાય ખરાં. (જેમ) કાળરૂપી નદી દ્વારા તણાતું કોઈક (તણખલું અથવા જીવ) ક્યારેક તરી જાય છે (તેમ)! ॥ ૫ ॥

यद्वा मैवं, किंत्वधमस्य नीचस्यापि मम स्यादेव। कुत इत्यत आह—ह्रियमाणः कालनद्येति। अयं भावः—यथा नद्या ह्रियमाणानां तृणादीनां मध्ये किंचित्कदाचित्तरति कूलं प्राप्नोति तथा कर्मवशेन कालेन ह्रियमाणानां जीवानामपि मध्ये कश्चित्तरेदिति संभवतीति॥ ५॥

અથવા એમ નહીં, પણ '**अधमस्य**' નીચ એવા મને પણ દર્શન થશે જ. કેવી રીતે? એ માટે કહે છે – '**ह्रियमाणः कालनद्या इति।**' ભાવ આ પ્રમાણે છે – જેમ નદીમાં તણાતાં તણખલાંમાંનું કોઈક તણખલું ક્યારેક (તણાતું) '**तरति**' તરી જાય છે અર્થાત્ કિનારે પહોંચી જાય છે, તેમ કર્મવશાત્ કાળ(નદી) દ્વારા તણાતા જીવોમાં પણ કોઈક તરી જાય, એમ બની શકે છે. ॥ ૫ ॥

**ममाद्यामंगलं नष्टं फलवांश्चैव मे भवः।**
**यन्नमस्ये भगवतो योगिध्येयाङ्घ्रिपंकजम्॥ ६**

આજે મારું અમંગળ અવશ્ય નાશ પામ્યું છે તેમ જ મારો જન્મ સફળ થયો છે, કારણ કે યોગીઓ દ્વારા ધ્યાન કરવા યોગ્ય એવા ભગવાનના ચરણકમળને હું નમસ્કાર કરીશ. ॥ ૬ ॥

अतोऽनया प्रवृत्त्यैव ममामङ्गलं ध्रुवं नष्टमेवेति ज्ञायते। भवो जन्म च सफलं जातमिति। यद्यतो नमस्करिष्यामि॥ ६॥

આથી આ પ્રવૃત્તિથી જ મારું અમંગળ (સર્વ અંતરાય) અવશ્ય નષ્ટ જ થયું છે તેમ જણાય છે અને '**भवः**' જન્મ સફળ થયો છે, '**यत्**' કારણ કે હું (સાક્ષાત્) નમસ્કાર કરીશ. ॥ ૬ ॥

अमङ्गलनाशे सूचकान्तरमाह—**कंस इति**।

અમંગળનો નાશ થવા વિષે અન્ય સંકેત જણાવે છે – '**कंसः इति।**'

**कंसो बताद्याकृत मेऽत्यनुग्रहं**
**द्रक्ष्येऽङ्घ्रिपद्मं प्रहितोऽमुना हरेः।**
**कृतावतारस्य दुरत्ययं तमः**
**पूर्वेऽतरन् यन्नखमण्डलत्विषा॥ ७**

આશ્ચર્ય છે કે (ભગવદ્ભક્તદ્રોહી) કંસે આજે મારા પર મહાન અનુગ્રહ કર્યો છે, કારણ કે જેમના (ચરણકમળના) નખમંડળની (હૃદયમાં ધ્યાન કરવામાં આવેલી) કાંતિથી પૂર્વે (અંબરીષાદિ ભક્તજનો) દુસ્તર એવા સંસાર(સાગર)ને તરી ગયા હતા, તેવા (પૃથ્વી પર) અવતાર લેનાર શ્રીહરિના ચરણકમળને આ કંસ દ્વારા મોકલવામાં આવેલો હું નિહાળીશ.॥ ૭ ॥

बतेत्याश्चर्ये। अतिखलः कंसोऽपि ममात्यन्तमनुग्रहं कृतवान्। यतोऽमुना कंसेन प्रहितो हरेरङ्घ्रिपद्मं द्रक्ष्ये द्रक्ष्यामीति। पूर्वेऽम्बरीषादयस्तमः संसारमतरंस्तीर्णाः ॥ ७॥

'**बत**' આશ્ચર્યના અર્થમાં છે. અતિશય દુષ્ટ હોવા છતાં પણ કંસે મારા પર મહાન અનુગ્રહ કર્યો છે, કારણ કે આ કંસ દ્વારા મોકલવામાં આવેલો હું શ્રીહરિના ચરણકમળને નિહાળીશ. પૂર્વે અંબરીષાદિ (ભક્તો) '**तमः**' સંસારને '**अतरन्**' તરી ગયા હતા. ॥ ૭ ॥

अङ्घ्रिपद्मं विभावयति—**यदिति**।

**यदर्चितं ब्रह्मभवादिभिः सुरैः**
**श्रिया च देव्या मुनिभिः ससात्वतैः।**
**गोचारणायानुचरैश्चरद्वने**
**यद् गोपिकानां कुचकुंकुमाङ्कितम्॥ ८**

બ્રહ્માદિભિરર્ચિતમિતિ परमैश्वर्यमाह—श्रिया चेति सौभाग्यातिशयम्। मुनिभिर्भक्तसहितैरिति परमपुरुषार्थत्वम्। गोचारणायेति कृपालुत्वम्। यद्गोपिकानामिति प्रेममात्रसुलभत्वम्॥ ८॥

ચરણકમળનું ચિંતન કરે છે – **'यत् इति।'**

જે ચરણકમળ બ્રહ્માજી, શિવજી તથા દેવો દ્વારા, લક્ષ્મીદેવી દ્વારા અને ભક્તો સહિત મુનિઓ દ્વારા પૂજિત છે, અનુચર ગોપસખાઓ સાથે ગોચારણ કરવા માટે વૃંદાવનમાં જે વિચર્યું છે તથા ગોપિકાઓનાં સ્તન પર લગાવેલા કેસરથી અંકિત થયું છે. (તે ચરણકમળ હું નિહાળીશ.) ॥ ૮ ॥

બ્રહ્માદિ દ્વારા પૂજિત છે, એમ કહીને પરમ ઐશ્વર્યને સૂચવે છે તથા લક્ષ્મીદેવી દ્વારા પૂજિત છે, એમ કહીને અતિશય સૌભાગ્ય દર્શાવે છે. ભક્તો સહિત મુનિઓ દ્વારા પૂજિત છે, એમ કહીને ચરણને પરમ પુરુષાર્થરૂપ દર્શાવ્યું છે. ગોચારણ માટે વિચર્યું છે, એમ કહીને તેનું કૃપાળુત્વ જણાવે છે અને ગોપિકાઓનાં સ્તનના કેસરના ચિહ્નવાળું કહીને તે ચરણકમળ માત્ર પ્રેમથી સુલભ છે, એમ સૂચન કરવામાં આવ્યું છે. ॥ ૮ ॥

मनोरथान्तरं करोति—**द्रक्ष्यामीति**।

**द्रक्ष्यामि नूनं सुकपोलनासिकं**
**स्मितावलोकारुणकञ्जलोचनम्।**
**मुखं मुकुन्दस्य गुडालकावृतं**
**प्रदक्षिणं मे प्रचरन्ति वै मृगाः॥ ९**

शोभमानौ कपोलौ नासिका च यस्मिंस्तत्। स्मितसहितोऽवलोको यस्मिन्, अरुणकञ्जवल्लोचने यस्मिन्, तच्च तच्च मुखम्। गुडालकावृतं वक्रकेशा-वृतम्। तदानीमेव शुभसूचकं दृष्ट्वातिहृष्यन्नाह—प्रदक्षिणमिति॥ ९॥

અન્ય મનોરથ સેવે છે – **'द्रक्ष्यामि इति।'**

જેમાં કોમળ કપોલ (ગાલ) અને સુંદર નાસિકા છે, સ્મિતયુક્ત દૃષ્ટિ અને અરુણ કમળ જેવાં (અરુણ) નયનો છે, વાંકડિયા કેશથી વીંટળાયેલા મુકુંદના તેવા મુખને હું અવશ્ય નિહાળીશ, (કારણ કે) હરણાં મારી જમણી તરફ જાય છે. ॥ ૯ ॥

સુંદર ગાલ અને નાસિકા છે જેમાં તેવા મુખને – સ્મિતયુક્ત દૃષ્ટિ છે જેમાં તેવા અને અરુણ કમળ જેવાં (અરુણ) નયનો છે જેમાં તેવા મુખને – **'गुड-अलक-आवृतम्'** વાંકડિયા કેશથી વીંટળાયેલા મુખને – તે જ સમયે શુભનું સૂચન કરનાર (શકુન) જોઈને પ્રસન્ન થતાં કહે છે – **'प्रदक्षिणम् इति।'** ॥ ૯ ॥

पुनरप्यन्यच्चिन्तयति—**अप्यद्येति**।

**अप्यद्य विष्णोर्मनुजत्वमीयुषो**
**भारावताराय भुवो निजेच्छया।**
**लावण्यधाम्नो भवितोपलम्भनं**
**मह्यं न न स्यात् फलमञ्जसा दृशः॥ १०**

વળી, અન્ય મનોરથ પણ સેવે છે – **'अपि-अद्य इति।'**

ભૂમિનો ભાર ઉતારવા માટે પોતાની ઇચ્છાથી મનુષ્યત્વ પ્રાપ્ત કરનાર, લાવણ્યના આશ્રયરૂપ વિષ્ણુનાં આજે મને અનાયાસે દર્શન થશે! જો એમ થાય તો મારાં નેત્રોનું ફળ ન મળે એમ નહીં બને. (મારાં નેત્રો સફળ થશે.) ॥ ૧૦ ॥

ईयुषः प्राप्तवतः लावण्यस्य धामाश्रयस्तस्य विष्णोः यद्वा विष्णोर्लावण्ययुक्तं यद्धाम वपुस्तस्य। उपलम्भनं दर्शनं भविता भविष्यति। अपि यद्येवं स्यात्तर्हि मह्यं मम दृशो लोचनस्य फलं न स्यादिति न, अपि तु स्यादेवेत्यर्थः॥ १०॥

य ईक्षितेत्यादिचतुर्भिः कलापकम्। तत्रैवं शङ्का—नन्वस्मदादिवदेव भोक्तृत्वकर्तृत्वादिधर्मैस्तत्र तत्र प्रतीयमानस्य कथं विष्णुत्वमितीमां शङ्कां श्लोकत्रयेणापाकुर्वंश्चतुर्थेन तमहं द्रक्ष्यामीति मनोरथं करोति। तथा हि—**य ईक्षितेति**।

**अन्वि.**—श्रीकृष्णस्य परमेश्वरत्वं त्रिभिः प्रतिपादयति।

**य ईक्षिताऽहंरहितोऽप्यसत्सतोः**
**स्वतेजसाऽपास्ततमोभिदाभ्रमः।**
**स्वमाययाऽऽत्मन् रचितैस्तदीक्षया**
**प्राणाक्षधीभिः सदनेष्वभीयते॥ ११**

असत्सतोः कार्यकारणयोरीक्षितापीक्षणमात्र-कर्ताप्यहंरहितोऽहंकारहीनः। तथा अपास्त-तमोभिदाभ्रमः, तमः स्वाज्ञानं ततो भिदा भेदस्ततो भ्रमोऽभिनिवेशादिः, अपास्ता अपाकृतास्तम आदयो यस्मिन्सः। कुत एतत्तत्राह—स्वतेजसा चिच्छक्त्या नित्यस्वरूपसाक्षात्कारेण। तथापि स्वमायया स्वाधीनया मायया तदीक्षया तस्यैवेक्षया

'**ईयुषः**' પ્રાપ્ત કરનારના – લાવણ્યના '**धाम**' આશ્રયરૂપ અથવા વિષ્ણુનું લાવણ્યયુક્ત જે '**धाम**' શ્રીઅંગ છે, તેનાં '**उपलम्भनम्**' દર્શન '**भविता**' થશે. '**अपि**' જો એમ થાય તો '**मह्यम् ( मम )** મારાં નેત્રોનું ફળ ન મળે એમ નહીં બને, પણ મળશે જ, એમ અર્થ છે. ॥ ૧૦ ॥

'**यः ईक्षिता**' વગેરે (**कलापकम्**) ચાર શ્લોકોનો સમૂહ છે. તેમાં શંકા આ પ્રમાણે છે – આપણા બધા (સામાન્ય મનુષ્ય)ની જેમ (યુદ્ધાદિ) ઘણે સ્થળે ભોક્તૃત્વ, કર્તૃત્વ વગેરે ધર્મો દ્વારા પ્રતીત થનારનું વિષ્ણુત્વ કેવી રીતે હોઈ શકે? આ શંકાને ત્રણ શ્લોકોથી દૂર કરતાં, ચોથા શ્લોક દ્વારા 'તેમને હું નિહાળીશ.' એમ (અક્રૂરજી) મનોરથ કરે છે. તે અનુસાર – '**यः ईक्षिता इति।**'

શ્રીકૃષ્ણના પરમેશ્વરત્વને ત્રણ શ્લોકો દ્વારા પ્રતિપાદિત કરે છે.

કાર્ય-કારણના દ્રષ્ટા હોવા છતાં જે અહંકારરહિત છે, પોતાની ચિત્શક્તિથી નિત્યસ્વરૂપસાક્ષાત્કાર દ્વારા સ્વસ્વરૂપનું અજ્ઞાન, (તેનાથી થતો) ભેદ અને (તેનાથી થતી) ભ્રાંતિ જેમના દ્વારા દૂર કરવામાં આવ્યાં છે, તેમ છતાં પોતાને અધીન માયા વડે પોતાના જ દૃષ્ટિપાતથી પ્રાણ, ઈન્દ્રિયો અને બુદ્ધિ સહિત પોતાનામાં જ રચેલા સ્વરૂપભૂત જીવો દ્વારા (વૃંદાવનનાં વૃક્ષાદિમાં અને ગોપીઓનાં) ગૃહાદિમાં (લીલાથી કર્મો કરતાં આસક્ત હોય તેમ) પ્રતીત થાય છે. ॥ ૧૧ ॥

'**असत्-सतोः**' કાર્ય અને કારણના '**ईक्षिता**' દ્રષ્ટા હોવા છતાં પણ, માત્ર ઈક્ષણ કરનાર (દ્રષ્ટા) હોવા છતાં પણ '**अहंरहितः**' અહંકારહીન છે. તથા '**अपास्त-तमः-भिदा-भ्रमः**' **तमः** પોતાનું અજ્ઞાન, તેનાથી '**भिदा**' ભેદ, તેનાથી '**भ्रमः**' ભ્રાંતિ, આગ્રહ વગેરે, '**अपास्ताः**' દૂર થયાં છે અજ્ઞાનાદિ જેમાંથી તે. આ કેવી રીતે? તે માટે કહે છે – '**स्वतेजसा**' ચિત્શક્તિથી નિત્ય સ્વરૂપસાક્ષાત્કાર દ્વારા (અજ્ઞાનાદિ દૂર કરવામાં આવ્યાં છે જેમના દ્વારા) – તેમ છતાં '**स्वमायया**' પોતાને અધીન માયાથી '**तत्-ईक्षया**'

प्राणाक्षधीभिः सहितैरात्मन्नात्मनि स्वस्मिन्नेव रचितैः जीवैः सदनेषु वृन्दावनतरुषु गोपीगृहेषु च लीलया कर्माणि कुर्वन् सक्तवदभीयते आभिमुख्येन प्रतीयते ॥ ११ ॥

તેમના (ભગવાનના) જ દૃષ્ટિપાતથી પ્રાણ, ઇન્દ્રિયો અને બુદ્ધિ સહિત **'आत्मन्' ( आत्मनि )** પોતાનામાં જ સર્જાયેલા જીવો દ્વારા **'सदनेषु'** વૃંદાવનનાં વૃક્ષોમાં અને ગોપીઓનાં ગૃહોમાં લીલાથી કર્મો કરતાં આસક્ત હોય તેવા **'अभीयते'** પ્રત્યક્ષ પ્રતીત થાય છે. ॥૧૧॥

ननु सर्वथाहंकारादिरहितस्यात्मारामस्य लीलापि कुत इत्याशङ्क्य परानुग्रहार्थेत्याशयेनाह—**यस्येति**।

શંકા કરવામાં આવી છે કે સર્વ રીતે અહંકારાદિથી રહિત, આત્મારામ એવા ભગવાનની લીલા વળી શા માટે હોય? એવી આશંકા કરીને, ભગવાનની લીલા કેવળ બીજા ઉપર અનુગ્રહ કરવા માટે છે, એવા આશયથી ઉત્તર આપે છે – **'यस्य इति।'**

**यस्याखिलामीवहभिः सुमङ्गलै-**
**र्वाचो विमिश्रा गुणकर्मजन्मभिः।**
**प्राणन्ति शुम्भन्ति पुनन्ति वै जगद्**
**यास्तद्विरक्ताः शवशोभना मताः ॥ १२**

સમસ્ત પાપોનો નાશ કરનારાં અને જેમનાંથી ઉત્તમ, મંગળ થાય છે તેવાં, ભગવાનનાં જે ગુણો, કર્મો અને જન્મો છે, તેમનાંથી યુક્ત થયેલી વાણી જગતને જીવાડે છે, શોભાવે છે અને પવિત્ર કરે છે. પણ જે વાણી ભગવાનનાં તે ગુણો, કર્મો અને જન્મો(ની કથા)થી રહિત છે, તે તો વસ્ત્રાદિથી શણગારેલા શબ જેવી શોભતી માનવામાં આવી છે. (અર્થાત્ ભગવાનનાં ગુણો, કર્મો અને જન્મોની કથાઓથી રહિત એવી વાણી અપવિત્ર અને વ્યર્થ છે.)॥ ૧૨ ॥

अखिलान्यखिलस्य वा अमीवानि पापानि घ्नन्तीत्यखिलामीवहानि तैः। तथा सुमङ्गलैः शोभनानि मङ्गलानि येभ्यस्तैः। गुणाः करुणादयः कर्माणि जन्मानि च तैर्विमिश्रा युक्ता वाचो जगत्प्राणन्ति जीवयन्ति, शुम्भन्ति शोभयन्ति, पुनन्ति पवित्रयन्ति। व्यतिरेकमाह—या इति। तैर्विरक्ता रहितास्तास्तु स्वलंकृता अपि वस्त्राद्यलंकृतशववच्छोभमाना मताः सतां संमताः ॥ १२ ॥

**'अखिलानि'** સમસ્ત (પાપો) અથવા સકળ જનોનાં **( अमीवहभिः ) 'अमीवानि'** પાપોનો નાશ કરે છે તેવાં **'अखिल-अमीवहानि'**, તેવાં (ગુણો, કર્મો અને જન્મો)થી – તથા **'सुमंगलैः'** ઉત્તમ, મંગળ જેમનાંથી છે તે કરુણા વગેરે ગુણો, કર્મો અને જન્મો તેમનાંથી **'विमिश्राः'** યુક્ત થયેલી વાણી જગતને **'प्राणन्ति'** જીવાડે છે, **'शुम्भन्ति'** શોભાવે છે, **'पुनन्ति'** પવિત્ર કરે છે. ભેદ જણાવે છે – **'याः इति।'** (**'तद्-विरक्ताः'**) તે ગુણો, કર્મો અને જન્મોથી **'विरक्ताः'** રહિત એવી તે વાણી તો સુંદર અલંકારોથી યુક્ત હોય તો પણ વસ્ત્રાદિથી અલંકૃત કરાયેલા શબ જેવી શોભતી **'मताः'** સંતો દ્વારા માનવામાં આવી છે.॥૧૨॥

**स चावतीर्णः किल सात्वतान्वये**
**स्वसेतुपालामरवर्यशर्मकृत् ।**
**यशो वितन्वन् व्रज आस्त ईश्वरो**
**गायन्ति देवा यदशेषमङ्गलम् ॥ १३**

(ભગવાને) પોતે રચેલી (વર્ણાશ્રમધર્મરૂપ) મર્યાદાઓનું પાલન કરતા શ્રેષ્ઠ દેવતાઓનું કલ્યાણ કરનાર ઈશ્વર યશનો વિસ્તાર કરતાં, યાદવકુળમાં શ્રીકૃષ્ણરૂપે અવતીર્ણ થઈને વ્રજમાં વિરાજે છે. જેનાથી સંપૂર્ણ મંગળ પ્રાપ્ત થાય છે તેવો જ તેમનો યશ છે, તે દેવો ગાય છે. ॥ ૧૩ ॥

स्वयं रचितान्सेतून् वर्णाश्रमधर्मान् पालयताममरवर्याणां सुखकर्ता सन्नवतीर्णः। यद्यशः ॥ १३ ॥

**तं त्वद्य नूनं महतां गतिं गुरुं**
**त्रैलोक्यकान्तं दृशिमन्महोत्सवम्।**
**रूपं दधानं श्रिय ईप्सितास्पदं**
**द्रक्ष्ये ममासन्नुषसः सुदर्शनाः ॥ १४**

त्रैलोक्ये एकमेव कान्तम्। दृशिर्दृष्टिस्तद्वतां महानुत्सवो यस्मात्। यद्वा महानुत्सव एव। अत एव श्रिय ईप्सितमास्पदमेवंभूतं रूपं श्रीमूर्तिं दधानं तमीश्वरं द्रक्ष्यामीति। अत्र लिङ्गम्। उषसः प्रभातसमयाः सुदर्शनाः शुभदर्शनाः। सुखं प्रभाता रजन्यः शुभसूचिका बभूवुरित्यर्थः ॥ १४ ॥

**अथावरूढः सपदीशयो रथात्**
**प्रधानपुंसोश्चरणं स्वलब्धये।**
**धिया धृतं योगिभिरप्यहं ध्रुवं**
**नमस्य आभ्यां च सखीन् वनौकसः ॥ १५**

किंच—अथ दर्शनानन्तरं सपदि तत्क्षणमेव रथादवतीर्णः सन् प्रधानयोः पुरुषयो रामकृष्णयो–श्चरणं योगिभिरप्यात्मलाभाय केवलं धियैव धृतं साक्षादहं नमस्यामि। आभ्यां सहानयोः सखीन् गोपांश्च नमस्यामीति ॥ १५ ॥

किंच—**अपीति**।

પોતે રચેલી વર્ણાશ્રમધર્મોની મર્યાદાઓને પાળતા, શ્રેષ્ઠ દેવોનું કલ્યાણ કરનાર થઈ અવતીર્ણ થયા છે. જે યશ (દેવો ગાય છે.) ॥ ૧૩ ॥

મહાન પુરુષોની ગતિરૂપ (સર્વના પરમ) ગુરુ, ત્રિભુવનસુંદર, દૃષ્ટિવાળા જનો માટે મહોત્સવરૂપ, લક્ષ્મીજીએ પ્રાપ્ત કરવા ઈચ્છેલા આશ્રયભૂત સ્વરૂપને ધારણ કરનાર તેમનાં (શ્રીકૃષ્ણનાં) આજે હું અવશ્ય દર્શન કરીશ. મારા (જીવનના અનેક) ઉષઃકાળ આજે શુભદર્શનયુક્ત (ફળવાળા) થયા છે. ॥ ૧૪ ॥

ત્રણેય લોકમાં એક માત્ર સુંદરને (નિહાળીશ.) – '**दृशिः**' દૃષ્ટિ, તે દૃષ્ટિવાળાઓનો મહાન ઉત્સવ છે જેમનાથી અથવા દૃષ્ટિવાળાઓના મહાન ઉત્સવરૂપ જ. આથી જ '**श्रियः**' લક્ષ્મીજીએ '**ईप्सितम्–आस्पदम्**' પ્રાપ્ત કરવા ઈચ્છેલી આવા પ્રકારની '**रूपम्**' શ્રીમૂર્તિને ધારણ કરનાર તે ઈશ્વરને જોઈશ. આ માટેનું સૂચક ચિહ્ન – '**उषसः**' ઉષાઓ – પ્રભાતના સમયો '**सुदर्शनाः**' શુભદર્શનયુક્ત થયા છે. રાત્રિઓ સુખમય પ્રભાતવાળી થઈ છે, એમ અર્થ છે. ॥ ૧૪ ॥

દર્શન કર્યા પછી તે જ ક્ષણે રથમાંથી ઊતરીને બંને સર્વશ્રેષ્ઠ પુરુષો(રૂપી) ઈશ્વરો બલરામજી અને શ્રીકૃષ્ણના ચરણને હું સાક્ષાત્ નમસ્કાર કરીશ, કે જે ચરણની યોગીઓ દ્વારા પણ સ્વરૂપજ્ઞાનની પ્રાપ્તિ માટે બુદ્ધિથી (હૃદયમાં કેવળ) ધારણા કરવામાં આવે છે. આ બંને સાથે રહેલા એમના વ્રજવાસી ગોપસખાઓને પણ હું અવશ્ય નમસ્કાર કરીશ.॥ ૧૫ ॥

વળી, '**अथ**' દર્શન કર્યા પછી '**सपदि**' તે જ ક્ષણે રથમાંથી ઊતરીને સર્વશ્રેષ્ઠ પુરુષો બલરામજી અને શ્રીકૃષ્ણના, યોગીઓ દ્વારા પણ સ્વરૂપજ્ઞાનની પ્રાપ્તિ માટે કેવળ બુદ્ધિથી જ ધારણા કરાયેલા ચરણને હું સાક્ષાત્ નમસ્કાર કરીશ. આ બંને સાથે આ બંનેના ગોપસખાઓને પણ હું નમસ્કાર કરીશ. ॥ ૧૫ ॥

વળી, '**अपि इति।**'

**अप्यङ्घ्रिमूले पतितस्य मे विभुः**
**शिरस्यधास्यन्निजहस्तपंकजम् ।**
**दत्ताभयं कालभुजंगरंहसा**
**प्रोद्वेजितानां शरणैषिणां नृणाम्॥ १६**

अधास्यत् धास्यति। तद्विभावयति—दत्ताभयमिति सार्धेन॥ १६॥

**समर्हणं यत्र निधाय कौशिक-**
**स्तथा बलिश्चाप जगत्त्रयेन्द्रताम्।**
**यद् वा विहारे व्रजयोषितां श्रमं**
**स्पर्शेन सौगन्धिकगन्ध्यपानुदत्॥ १७**

बलिना तावत्पदत्रयपरिमितभूदानसमये तस्य हस्ते उदकं निहितम्। कौशिक इन्द्रस्तेनापि कदाचित्किंचिन्निहितमिति ज्ञातव्यम्। मुमुक्षूणां संसारभयनिवर्तकं सकामानामभ्युदयप्रदं चेत्युक्तम्, अनुरक्तानां परमसुखदं चेत्याह—यद्वा वाशब्दो वितर्के। विहारे रासक्रीडायाम्। सौगन्धिकस्य गन्ध इव गन्धो यस्य तत् सौगन्धिकगन्धि॥ १७॥

एवं परमानुग्रहं संभाव्य पुनरप्यसम्भवमाशङ्क्य परिहरति—**न मयीति**।

**न मय्युपैष्यत्यरिबुद्धिमच्युतः**
**कंसस्य दूतः प्रहितोऽपि विश्वदृक्।**
**योऽन्तर्बहिश्चेतस एतदीहितं**
**क्षेत्रज्ञ ईक्षत्यमलेन चक्षुषा॥ १८**

(કેવળ પ્રણામ કરવાનો લાભ પ્રાપ્ત થશે એટલું જ નહીં,) પણ તેમના ચરણકમળમાં પડેલા મારા મસ્તક ઉપર પ્રભુ શ્રીકૃષ્ણ, કાળરૂપી સર્પના વેગથી અત્યંત ભયભીત થયેલા અને તેથી શરણ ઈચ્છતા ભક્તજનોને જેણે અભયદાન આપ્યું છે તેવું પોતાનું હસ્તકમળ પધરાવશે. ॥ ૧૬ ॥

**'अधास्यत्' धास्यति** પધરાવશે. તેની કલ્પના દોઢ શ્લોકોથી કરે છે – **'दत्त-अभयम् इति'** ॥૧૬॥

કૌશિક (ગોત્રોત્પન્ન) ઈન્દ્રે તથા બલિરાજાએ **(यत्र)** જે હસ્તકમળમાં જળમાત્ર અર્પણ કરીને ત્રિભુવનનું ઈન્દ્રત્વ પ્રાપ્ત કર્યું હતું! અહો! સૌગંધિક કમળ (કહ્લાર) જેવી ગંધવાળા આપના જે શ્રીહસ્તકમળે (રાસ)ક્રીડામાં વ્રજવનિતાઓનો શ્રમ (માત્ર) સ્પર્શથી દૂર કર્યો હતો! ॥ ૧૭ ॥

રાજા બલિ દ્વારા ત્રણ પગલાં મપાયેલી ભૂમિના દાનસમયે તેમના શ્રીહસ્તમાં જળ અર્પણ કરવામાં આવ્યું હતું. **'कौशिकः'** ઈન્દ્ર, તેના દ્વારા પણ ક્યારેક કંઈક અર્પણ કરવામાં આવ્યું હતું, એમ સમજવું. મોક્ષની ઈચ્છાવાળાઓના સંસારભયને દૂર કરનારું અને સકામજનોને અભ્યુદય પ્રદાન કરનારું હસ્તકમળ કહેવામાં આવ્યું. અનુરાગી જનોને પણ તે પરમ સુખ આપનારું છે, એમ કહે છે. **'यद्-वा'** માં **वा** શબ્દ વિશિષ્ટ તર્ક દર્શાવવા માટે છે. **'विहारे'** રાસક્રીડામાં – સૌગન્ધિક કમળની સુગંધ જેવી સુગંધ છે જેની તે સૌગંધિક કમળની ગંધવાળું (શ્રીહસ્તકમળ ભગવાન મારા મસ્તક પર પધરાવશે.) ॥ ૧૭ ॥

આમ, પરમ અનુગ્રહની કલ્પના કરીને અક્રૂરજી વળી પાછા એમ ન બની શકે, એવી શંકા કરીને તેને દૂર કરે છે – **'न मयि इति।'**

હું કંસનો મોકલેલો દૂત હોવા છતાં પણ સર્વજ્ઞ એવા અચ્યુત મારા પર શત્રુબુદ્ધિ કરશે નહીં, (કારણ કે) ચિત્તની અંદર અને બહાર જે ચેષ્ટા છે, એને જે અંતર્યામી છે તે (શ્રીકૃષ્ણ પોતાની અલુપ્ત) વિશુદ્ધ જ્ઞાનદૃષ્ટિથી જુએ છે. ॥ ૧૮ ॥

यद्यप्यहं कंसेन प्रहितोऽतस्तस्य दूतः, तथापि मयि अरेरयमिति बुद्धिं नोपैष्यति न करिष्यतीत्यर्थः। यतो विश्वदृक् सर्वज्ञः, अतो मम चेतसोऽन्तश्च बहिश्च यदीहितं चेष्टितमेतद्यः क्षेत्रज्ञोऽन्तर्यामी नित्यज्ञानेनेक्षते। अयं भावः— चेतसो बहिरेव कंसमनुवर्ते, अन्तस्तु कृष्णमेव तदेतदसौ हृदि स्थितो जानातीति। यद्वा एतस्य जगत ईहितमिति॥ १८॥

**अप्यङ्घ्रिमूलेऽवहितं कृतांजलिं**
**मामीक्षिता सस्मितमार्द्रया दृशा।**
**सपद्यपध्वस्तसमस्तकिल्बिषो**
**वोढा मुदं वीतविशंक ऊर्जिताम्॥ १९**

अपि यद्यङ्घ्रिमूले चरणोपान्तेऽवहितं संयतं कृपामृतेनार्द्रया दृशा मामीक्षिता द्रक्ष्यति तर्हि सपद्येव विनष्टाखिलकल्मषः परां मुदं वोढा प्राप्स्यामीति॥ १९॥

**सुहृत्तमं ज्ञातिमनन्यदैवतं**
**दोर्भ्यां बृहद्भ्यां परिरप्स्यतेऽथ माम्।**
**आत्मा हि तीर्थीक्रियते तदैव मे**
**बन्धश्च कर्मात्मक उच्छ्वसित्यतः॥ २०**

अथ मां परिरप्स्यते आलिङ्गिष्यति यदा तदैव मे आत्मा देहस्तीर्थीक्रियतेऽतिपवित्रीकरिष्यते। उच्छ्वसिति श्लथो भविष्यति। अतो देहात्॥ २०॥

**लब्धांगसंगं प्रणतं कृतांजलिं**
**मां वक्ष्यतेऽक्रूर ततेत्युरुश्रवाः।**
**तदा वयं जन्मभृतो महीयसा**
**नैवादृतो यो धिगमुष्य जन्म तत्॥ २१**

જો કે હું તો કંસ દ્વારા મોકલાયેલો તેનો દૂત છું. છતાં પણ મારા પર 'આ શત્રુ છે.' એવી બુદ્ધિ તે '**न-उप-एष्यति**' કરશે નહીં, એમ અર્થ છે. કારણ કે તે '**विश्वदृक्**' સર્વજ્ઞ છે, આથી મારા ચિત્તની અંદર અને બહાર જે '**ईहितम्**' (એકેએક) ચેષ્ટા છે એને જે '**क्षेत्रज्ञः**' અંતર્યામી છે તે પોતાના અલુપ્ત જ્ઞાન(દૃષ્ટિ)થી જુએ છે. ભાવ આ પ્રમાણે છે – ચિત્તની બહાર જ હું કંસને અનુસરું છું, અંદર તો શ્રીકૃષ્ણને જ અનુસરું છું. એ વસ્તુ તો મારા હૃદયમાં રહેલા એ શ્રીકૃષ્ણ જાણે છે. અથવા આ જગતની ચેષ્ટાને તે જાણે છે. ॥ ૧૮ ॥

(ભગવાનના) ચરણકમળમાં સાવધાન થઈ અંજલિબદ્ધ થયેલા મને જો સ્મિત સહિતની (કૃપામૃતથી) આર્દ્ર દૃષ્ટિથી તેઓ જોશે, તો તે ક્ષણે જ વિનાશ પામેલાં સમસ્ત પાપવાળો અને દૂર થયેલી (વિવિધ) શંકાઓવાળો હું પરમ આનંદ પામીશ. ॥ ૧૯ ॥

'**अपि**' જો '**अङ्घ्रिमूले**' ચરણકમળમાં '**अवहितम्**' સાવધાન એવા મને કૃપામૃતથી આર્દ્ર એવી દૃષ્ટિથી '**ईक्षिता**' જોશે, તો તે ક્ષણે જ વિનાશ પામેલાં સમસ્ત પાપવાળો હું પરમ આનંદ '**वोढा**' પામીશ.॥ ૧૯ ॥

પછી (શ્રીકૃષ્ણના) પરમ સુહૃદ, જ્ઞાતિબંધુ અને ભગવાન શ્રીકૃષ્ણ સિવાય જેના બીજા કોઈ ઇષ્ટદેવ નથી એવા મને જ્યારે તે પોતાની વિશાળ ભુજાઓથી ભેટી પડશે, ત્યારે જ મારો દેહ (પવિત્ર) તીર્થરૂપ કરવામાં આવશે અને ત્યારે આ દેહમાંથી મારું કર્મરૂપ બંધન શિથિલ થઈ જશે. ॥ ૨૦ ॥

પછી જ્યારે મને '**परिरप्स्यते**' આલિંગન આપશે ત્યારે જ મારો '**आत्मा**' દેહ '**तीर्थीक्रियते**' અતિ પવિત્ર તીર્થરૂપ કરવામાં આવશે – '**उच्छ्वसिति**' શિથિલ થઈ જશે – '**अतः**' આ દેહમાંથી ॥ ૨૦ ॥

અંગસંગ પ્રાપ્ત કરેલા અને અંજલિબદ્ધ (હાથ જોડીને) પ્રણામ કરતા મને, મહાન યશવાળા ભગવાન 'હે અક્રૂરકાકા' કહેશે, ત્યારે અમે સફળ જન્મવાળા થઈશું. ગુણોથી અત્યંત મહાન શ્રીકૃષ્ણ દ્વારા જે આદરને પાત્ર નથી થયો, એવા આ જીવના જન્મને ધિક્કાર છે. ॥ ૨૧ ॥

तत भोस्तातेति। तदा जन्मभृतः सफल-जन्मानः। अन्यथा तज्जन्मैव न भवतीत्याह—महीयसेति। महीयसा श्रीकृष्णेन योऽनादृतोऽमुष्य तस्य जन्तोस्तज्जन्म धिक्॥ २१ ॥

**'तत'** હે તાત (કાકા) – ત્યારે (અમે) **'જન્મભૃતઃ'** સફળ જન્મવાળા થઈશું. નહીં તો તેનો જન્મ જ થયો નથી, એમ કહે છે – **'મહીયસા इति।'** ગુણોથી અત્યંત મહાન શ્રીકૃષ્ણ દ્વારા જે આદરને પાત્ર નથી થયો, તે જીવના જન્મને ધિક્કાર છે. ॥ ૨૧ ॥

ननु सुहृदादिषु परिष्वङ्गसंप्रश्नादयो जीवधर्माः कथमीश्वरे सङ्गच्छन्तेऽत आह—**न तस्येति।**

શંકા કરવામાં આવી છે કે મિત્રો વગેરે પ્રત્યે (પ્રયુક્ત થયેલાં) આલિંગન, અભિવાદન વગેરે મનુષ્યના શિષ્ટાચારો ઈશ્વરમાં કેવી રીતે સુસંગત હોય? આ માટે કહે છે – **'न तस्य इति।'**

**न तस्य कश्चिद् दयितः सुहृत्तमो**
**न चाप्रियो द्वेष्य उपेक्ष्य एव वा।**
**तथापि भक्तान् भजते यथा तथा**
**सुरद्रुमो यद्वदुपाश्रितोऽर्थदः॥ २२**

જો કે તે ભગવાનનું ન કોઈ પ્રિય છે કે ન કોઈ અપ્રિય છે, ન કોઈ અત્યંત હિતકર્તા છે, ન કોઈ શત્રુ છે કે ન કોઈ ઉપેક્ષાયોગ્ય છે. તેમ છતાં જેમ આશ્રય કરવામાં આવેલું કલ્પવૃક્ષ (સમીપમાં આવનારને છાયા અને) ફળ પ્રદાન કરે છે, તેમ (ભગવાન પણ પોતાનો આશ્રય કરનાર) ભક્તોને ભજે છે. ॥ ૨૨ ॥

दयितः प्रियस्तद्विपरीतोऽप्रियः सुहृत्तमो हिततमस्तद्विपरीतो द्वेष्य एतत्सर्वव्यतिरिक्त उपेक्ष्य इति। दयितादयो न सन्तीति सत्यं, तथापि भक्तान् भजते, तत्र यथा ये भक्तास्तांस्तथा भजते—'ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम्।' इति भगवद्वचनात्। अविषमत्वेऽपि भक्तेभ्य एव फलं ददातीत्यत्र दृष्टान्तः—यद्वत्सुरद्रुम इति॥ २२॥

**'दयितः'** પ્રિય, તેનાથી વિરોધી અપ્રિય, **'सुहृत्तमः'** અત્યંત હિતકર્તા, તેનું વિરોધી દ્વેષ કરવા યોગ્ય (શત્રુ) – આ સર્વથી અલગ ઉપેક્ષા કરવા યોગ્ય – ભગવાનને કોઈ પ્રિય વગેરે નથી, એ સાચું, તેમ છતાં પણ ભગવાન ભક્તોને ભજે છે – '(હે અર્જુન) જે ભક્તો મને જે રીતે ભજે છે તે ભક્તોને હું તે જ રીતે ભજું છું.' (ગીતા ૪/૧૧) કારણ કે એમ ભગવાનનું વચન છે. ભગવાન (સર્વ પ્રત્યે) સમાન હોવા છતાં પણ ભક્તોને જ ફળ આપે છે, એ દૃષ્ટાંત અહીં આપવામાં આવ્યું છે – **'यद्वत् सुरद्रुमः इति।'** ॥ ૨૨ ॥

**किंचाग्रजो माऽवनतं यदूत्तमः**
**स्मयन् परिष्वज्य गृहीतमञ्जलौ।**
**गृहं प्रवेश्याप्तसमस्तसत्कृतं**
**संप्रक्ष्यते कंसकृतं स्वबन्धुषु॥ २३**

(ભગવાનના) અગ્રજ યાદવશ્રેષ્ઠ બલરામજી હસતા હસતા, પ્રણામ કરતા એવા મને ભેટીને, મારા દ્વારા જે હાથ(ની અંજલિ) જોડવામાં આવશે, તે અંજલિમાંથી પકડેલા મને ઘરમાં લઈ જઈને, જેને સમસ્ત (અર્ઘ્યાદિ) સત્કાર પ્રાપ્ત થયો છે તેવા મને પોતાના કુટુંબીજનો ઉપર કંસ દ્વારા કરવામાં આવેલા (અપકારાદિ) વિષે પૂછશે. ॥ ૨૩ ॥

यो मयाञ्जलिः करिष्यते तस्मिन्नेवाञ्जलौ गृहीतं माम्। आप्तानि समस्तान्यर्घादिसत्कृतानि येन तं माम्॥ २३॥

મારા દ્વારા જે હાથ(ની અંજલિ) જોડવામાં આવશે તે અંજલિમાંથી પકડેલા મને – પ્રાપ્ત થયો છે સમસ્ત અર્ઘ્યાદિ સત્કાર જેને તેવા મને ॥ ૨૩ ॥

श्रीशुक उवाच

**इति सञ्चिन्तयन् कृष्णं श्वफल्कतनयोऽध्वनि।**
**रथेन गोकुलं प्राप्तः सूर्यश्चास्तगिरिं नृप॥ २४**

**શ્રીશુકદેવજી બોલ્યા** – હે રાજા (પરીક્ષિત), આમ માર્ગમાં શ્રીકૃષ્ણનું સતત ચિંતન કરતા શ્વફલ્કનંદન અક્રૂરજી રથ દ્વારા ગોકુળ પહોંચ્યા અને સૂર્યનારાયણ અસ્તાચળ પર ગયા. ॥ ૨૪ ॥

स तु मार्गमपि न वेद तथापि रथेन प्राप्त इति॥ २४॥

તે (અક્રૂરજી) માર્ગ પણ જાણતા ન હતા, છતાં પણ રથ દ્વારા પહોંચ્યા. ॥ ૨૪ ॥ (અક્રૂરજીને રથ જ વ્રજમાં દોરી ગયો.)

**पदानि तस्याखिललोकपाल-**
**किरीटजुष्टामलपादरेणोः ।**
**ददर्श गोष्ठे क्षितिकौतुकानि**
**विलक्षितान्यब्जयवांकुशाद्यैः ॥ २५**

પૃથ્વીના અલંકારરૂપ, કમળ-જવ-અંકુશ વગેરે (ચિહ્નોની છાપ)થી ઓળખાતાં, સમસ્ત લોકપાલોના મુકુટો ઉપર સેવાયેલી પવિત્ર ચરણરજવાળા તે શ્રીકૃષ્ણનાં પગલાં (અક્રૂરજીએ) વ્રજ(ની સમીપ)માં નિહાળ્યાં. ॥ ૨૫ ॥

अखिलैर्लोकपालैः किरीटेषु जुष्टा अमलाः पादरेणवो यस्य तस्य। क्षितिकौतुकानि क्षितेरलंकाररूपाणि॥ २५॥

સમસ્ત લોકપાલોના મુકુટો ઉપર સેવાયેલી પવિત્ર ચરણરજ જેમની છે તે શ્રીકૃષ્ણનાં – **'क्षितिकौतुकानि'** પૃથ્વીના અલંકારરૂપ પગલાં ॥ ૨૫ ॥

**तद्दर्शनाह्लादविवृद्धसम्भ्रमः**
**प्रेम्णोर्ध्वरोमाऽश्रुकलाकुलेक्षणः।**
**रथादवस्कन्द्य स तेष्वचेष्टत**
**प्रभोरमून्यङ्घ्रिरजांस्यहो इति॥ २६**

તે પગલાંનાં દર્શનથી થયેલા આહ્‌લાદથી જેમની વિહ્‌વળતા અતિશય વધી ગઈ, પ્રેમથી જેમનાં રૂંવાડાં ઊભાં થઈ ગયાં, હર્ષાશ્રુઓનાં બિંદુઓથી જેમનાં બંને નેત્રો ભરાઈ ગયાં એવા તે અક્રૂરજી રથમાંથી કૂદી પડીને 'અહો! પ્રભુની આ (દુર્લભ) ચરણરજ!' એમ (કહીને) તે પાદરજમાં આળોટવા લાગ્યા. ॥ ૨૬ ॥

तद्दर्शनेन य आह्लादस्तेन विवृद्धः संभ्रमो यस्य सः। प्रेम्णा ऊर्ध्वानि रोमाणि यस्य सः। अश्रूणां कलाभिर्लेशैराकुले ईक्षणे यस्य सः। अवस्कन्द्यावप्लुत्य तेषु पदेषु सोऽक्रूरः अचेष्टत व्यलुठत्। अहो इति दुर्लभतां भावयन्॥ २६॥

તેનાં (ભગવાનનાં પગલાંનાં) દર્શનથી જે આહ્‌લાદ, તેનાથી અતિશય વધી ગયેલી વિહ્‌વળતા છે જેમની તે, પ્રેમથી ઊભાં થઈ ગયાં છે રૂંવાડાં જેમનાં તે, હર્ષાશ્રુઓનાં **'कलाभिः'** બિંદુઓથી ભરાઈ ગયાં છે બંને નેત્રો જેમનાં તે અક્રૂરજી **'अवस्कन्द्य'** કૂદી પડીને તે પગલાંઓમાં **'अचेष्टत'** આળોટવા લાગ્યા. 'અહો!' (પ્રભુની આ દુર્લભ ચરણરજ!) એમ દુર્લભત્વનો વિચાર કરતા અક્રૂરજી ॥ ૨૬ ॥

ननु किमर्थमेवं व्यलुठत्, नास्ति प्रेमसंभ्रमे फलोद्देश इत्याह—**देहंभृतामिति**।

शंका करवामां आवी छे के अक्रूरजी शा माटे आम आळोटवा लाग्या? ते माटे कहे छे के प्रेमनी विह्वळता होय त्यारे फळनुं प्रयोजन होतुं नथी – **'देहंभृताम् इति।'**

**देहंभृतामियानर्थो हित्वा दम्भं भियं शुचम्।**
**संदेशाद् यो हरेर्लिंगदर्शनश्रवणादिभिः॥ २७**

कंसना संदेशाथी आरंभीने दंभ, भय अने शोक छोडीने श्रीहरिनां (चरण)चिह्नोनां दर्शन, श्रवण वगेरेथी (अक्रूरजीनो) जे (परम) पुरुषार्थ वर्णववामां आव्यो एटलो ज देहधारीओनो परम पुरुषार्थ छे. ॥ २७ ॥

देहभाजामेतावानेव पुरुषार्थः, कंसस्य संदेशादारभ्य हरेर्लिङ्गदर्शनश्रवणादिभिर्योऽय-क्रूरस्य वर्णित इति। संदेश आद्यो यस्यार्थस्य स यावानक्रूरस्य जात इति वा॥ २७॥

देहधारीओनो आटलो ज पुरुषार्थ छे. कंसना संदेशाथी आरंभीने श्रीहरिनां (चरण)चिह्नोनां दर्शन, श्रवण वगेरेथी अक्रूरजीनो जे परम पुरुषार्थ वर्णववामां आव्यो छे ते अथवा (कंसनो) संदेशो जेमां प्रथम छे ते परम पुरुषार्थ जेटलो अक्रूरजीनो वर्णवायो छे (तेटलो ज देहधारीओ माटे परम पुरुषार्थ छे). ॥ २७ ॥

**ददर्श कृष्णं रामं च व्रजे गोदोहनं गतौ।**
**पीतनीलाम्बरधरौ शरदम्बुरुहेक्षणौ॥ २८**

त्यार पछी अक्रूरजीए व्रजमां, गायो दोहवाना स्थाने गयेला, शरत्कालीन कमळ जेवां नेत्रोवाळा, पीतांबरधारी श्रीकृष्ण अने नीलाम्बरधारी बलरामजीनां दर्शन कर्यां. ॥ २८ ॥

ततः कृष्णं रामं च ददर्श। गावो दुह्यन्तेऽ-स्मिन्निति गोदोहनं तत्स्थानं गतौ प्राप्तौ॥ २८॥

त्यार पछी अक्रूरजीए श्रीकृष्ण अने बलरामजीनां दर्शन कर्यां. आ (जे) स्थानमां गायो दोहवामां आवे छे ते गायोने दोहवानुं स्थान, त्यां **'गतौ'** गयेला श्रीकृष्ण अने बलरामजीनां ॥ २८ ॥

**किशोरौ श्यामलश्वेतौ श्रीनिकेतौ बृहद्भुजौ।**
**सुमुखौ सुन्दरवरौ बालद्विरदविक्रमौ॥ २९**

॥ २९ ॥

**ध्वजवज्रांकुशाम्भोजैश्चिह्नितैरङ्घ्रिभिर्व्रजम्।**
**शोभयन्तौ महात्मानावनुक्रोशस्मितेक्षणौ॥ ३०**

**उदाररुचिरक्रीडौ स्त्रग्विणौ वनमालिनौ।**
**पुण्यगन्धानुलिप्तांगौ स्नातौ विरजवाससौ॥ ३१**

किशोर (वयवाळा), श्याम अने श्वेत (वर्णवाळा), (अखिल) शोभानां धाम, मोटी भुजाओवाळा, सुंदर मुखवाळा, परम मनोहर, गजशावक (मदनिया) जेवी चालवाळा, ॥ २९ ॥ ध्वज-वज्र-अंकुश-कमळनां चिह्नवाळां चरणोथी व्रजने शोभावता, करुणाथी चमकती स्मितयुक्त दृष्टिवाळा, ॥ ३० ॥ उदार अने सुंदर क्रीडावाळा, (रत्नोनी नानी) माळाओ अने (पुष्पोनी मोटी) वनमाळाओ धारण करेला, पवित्र, सुगंधी (चंदन)थी लेपायेलां अंगोवाळा, स्नान करीने निर्मळ वस्त्रो धारण करेला बंने महात्मा (श्रीकृष्ण अने बलरामजीने अक्रूरजीए जोया). ॥ ३१ ॥

अनुक्रोशोऽनुकम्पा तद्विलसितस्मितयुक्त-मीक्षणं ययोस्तौ ॥ ३० ॥ उदारा रुचिरा क्रीडा ययोस्तौ स्रग्विणौ रत्नस्रग्भिरलंकृतौ ॥ ३१ ॥

॥ २९ ॥ **'अनुक्रोशः'** અનુકમ્પા (કરુણા)થી ચમકતી સ્મિતયુક્ત દૃષ્ટિ છે જે બંનેની તે શ્રીકૃષ્ણ અને બલરામજી. ॥ ૩૦ ॥ ઉદાર અને સુંદર ક્રીડા છે જે બંનેની તેઓને **'स्रग्विणौ'** રત્નોની (નાની) માળાઓ દ્વારા અલંકૃત થયા છે જે બંને તેઓને (જોયા). ॥ ૩૧ ॥

**प्रधानपुरुषावाद्यौ जगद्धेतू जगत्पती ।**
**अवतीर्णौ जगत्यर्थे स्वांशेन बलकेशवौ ॥ ३२**

સર્વથી મુખ્ય બંને પુરુષો, સૃષ્ટિની પૂર્વે વિદ્યમાન, જગતનાં કારણરૂપ, જગતના પરમ પતિ તથા ભૂમિનો ભાર દૂર કરવા માટે (બે આકારમાં વિભક્ત એવા) બલરામ અને કેશવરૂપે અવતરિત થયેલા બંનેને (જોયા). ॥ ૩૨ ॥

प्रधानभूतौ पुरुषौ प्रकृतिपुरुषात्मकौ वा। कुतः। आद्यौ। तदपि कुतः। जगद्धेतू। अत एव जगत्पती। विपरीतो वा चतुर्णां पदानां हेतु-हेतुमद्भावः। जगत्यर्थे पृथिव्या भारापनयनाय स्वांशेन मूर्तिभेदेन बलकेशवौ सन्तावववतीर्णौ॥ ३२ ॥

પ્રધાન અર્થાત્ સર્વથી મુખ્ય એવા બંને પુરુષો અથવા પ્રકૃતિ અને પુરુષરૂપ – શા માટે? **'आद्यौ'** સૃષ્ટિની પૂર્વે વિદ્યમાન હોઈ આદ્ય, તે પણ શા માટે? જગતનાં કારણરૂપ છે અને આથી જ જગતના પરમ પતિ છે. અથવા ઊલટા ક્રમથી કાર્યકારણનો સંબંધ છે. (અર્થાત્ જગતના પરમ પતિ છે કારણ કે જગતના કારણરૂપ છે, જગતના કારણરૂપ છે, કારણ કે આદ્ય છે અને આદ્ય છે કારણ કે પ્રકૃતિપુરુષાત્મક છે અથવા સર્વથી મુખ્ય (પ્રધાન) છે.) **'जगती-अर्थे'** ભૂમિનો ભાર દૂર કરવા માટે **'स्व-अंशेन'** બે આકારમાં વિભક્ત એવા બલરામ અને કેશવ થઈને અવતરિત થયેલા બંનેને (જોયા.) ॥ ૩૨ ॥

**वंशीधरी—**'बलदेवस्य शेषावतारत्वेन प्रकृतित्वं ज्ञेयम्।'

બલરામજી શેષાવતાર હોવાથી પ્રકૃતિરૂપ જાણવા યોગ્ય છે.

**दिशो वितिमिरा राजन् कुर्वाणौ प्रभया स्वया ।**
**यथा मारकतः शैलो रौप्यश्च कनकाचितौ ॥ ३३**

**रथात्तूर्णमवप्लुत्य सोऽक्रूरः स्नेहविह्वलः ।**
**पपात चरणोपान्ते दण्डवद् रामकृष्णयोः ॥ ३४**

હે રાજા, પોતાની કાંતિથી દિશાઓને અંધકારરહિત કરતા, સુવર્ણથી વ્યાપેલા ઈન્દ્રનીલ મણિના પર્વત જેવા શ્રીકૃષ્ણને અને સુવર્ણથી વ્યાપેલા રજતના પર્વત જેવા બલરામજીને (જોયા). (તેમનાં દર્શન કરતાં જ) સ્નેહથી વિહ્વળ થયેલા તે અક્રૂરજી તરત જ રથમાંથી કૂદી પડીને બલરામજી અને શ્રીકૃષ્ણના ચરણની સમીપમાં દંડવત્ પડી ગયા.॥ ૩૩ ॥ ૩૪ ॥

स्वप्रभया विगततिमिरा दिशः कुर्वाणौ कनकाचित्तौ सुवर्णव्याप्ताविति सालंकारयोः शैलसादृश्यार्थमुक्तम् ॥ ३३ ॥ ३४ ॥

પોતાની કાંતિથી દિશાઓને અંધકારરહિત કરતા, **'कनक-आचितौ'** સુવર્ણથી વ્યાપેલા બંને પર્વતો – એમ અલંકારસહિતના પર્વતોની સરખામણી માટે કહેવામાં આવ્યું છે. ॥ ૩૩ ॥ ૩૪ ॥

**भगवद्दर्शनाह्लादबाष्पपर्याकुलेक्षणः ।**
**पुलकाचितांग औत्कण्ठ्यात् स्वाख्याने नाशकन्नृप ॥ ३५**

હે રાજા પરીક્ષિત, ભગવાનનાં દર્શનથી થયેલા આહ્‌લાદને કારણે હર્ષાશ્રુથી ઊભરાયેલાં નેત્રોવાળા અને રોમાંચથી વ્યાપેલા શરીરવાળા અક્રૂરજી કંઠ રૂંધાઈ જવાથી 'હું અક્રૂર, આપને નમસ્કાર કરું છું.' એમ બોલવામાં પણ સમર્થ થયા નહીં. ॥ ૩૫ ॥

भगवद्दर्शनाह्लादेन यद्बाष्पं तेन पर्याकुले ईक्षणे यस्य सः। पुलकैराचितं व्याप्तमङ्गं यस्य सः। स्वाख्यानेऽक्रूरोऽहं नमस्करोमीति कथने नाशक्नोत् ॥ ३५ ॥

ભગવાનનાં દર્શનથી થયેલા આહ્‌લાદથી જે હર્ષાશ્રુ, તેનાથી ઊભરાયાં છે નેત્રો જેમનાં તે – (**'पुलक-आचित-अंगः'**) રોમાંચથી વ્યાપેલું શરીર છે જેમનું તે – **'स्व-आख्याने'** 'હું અક્રૂર, આપને નમસ્કાર કરું છું.' એમ બોલવામાં પણ સમર્થ થયા નહીં. ॥ ૩૫ ॥

**भगवांस्तमभिप्रेत्य रथांगाङ्कितपाणिना।**
**परिरेभेऽभ्युपाकृष्य प्रीतः प्रणतवत्सलः ॥ ३६**

પ્રણામ કરનાર ઉપર વાત્સલ્ય રાખનાર ભગવાન તે અક્રૂરજીનો અભિપ્રાય જાણીને પ્રસન્ન થઈ પોતાના ચક્રાંકિત શ્રીહસ્તથી તેમને પાસે ખેંચીને ભેટી પડ્યા. ॥ ૩૬ ॥

अभिप्रेत्याक्रूरोऽयमेतदर्थमागत इति ज्ञात्वा कंसहननसामर्थ्यं द्योतयन्निव रथाङ्गेन चक्रेणाङ्कितो यः पाणिस्तेनाभ्युपाकृष्य तमालिङ्गितवान्॥ ३६ ॥

**'अभिप्रेत्य'** 'આ અક્રૂર આ કાર્ય માટે આવેલા છે.' એમ અક્રૂરજીના મનનો અભિપ્રાય જાણીને કંસને હણવાનું સામર્થ્ય પ્રકટ કરતા હોય તેમ **'रथ-अंगेन'** ચક્રથી અંકિત થયેલો પોતાનો જે શ્રીહસ્ત છે, તેનાથી તેમને પાસે ખેંચીને ભેટી પડ્યા. ॥ ૩૬ ॥

**संकर्षणश्च प्रणतमुपगुह्य महामनाः।**
**गृहीत्वा पाणिना पाणी अनयत् सानुजो गृहम्॥ ३७**

ઉદાર મનવાળા બલરામજી પ્રણામ કરતા અક્રૂરજીને ભેટીને, પોતાના હાથથી તેમના બંને હાથ પકડીને અનુજ શ્રીકૃષ્ણ સહિત તેમને ઘરમાં લઈ આવ્યા. ॥ ૩૭ ॥

पाणी अञ्जलिरूपेण संहतावेव गृहीत्वा॥ ३७॥

**'पाणी'** અંજલિરૂપે રહેલા **'संहतौ'** જોડાયેલા બંને હાથને જ પકડીને ॥ ૩૭ ॥

**पृष्ट्वाथ स्वागतं तस्मै निवेद्य च वरासनम्।**
**प्रक्षाल्य विधिवत् पादौ मधुपर्कार्हणमाहरत्॥ ३८**
**निवेद्य गां चातिथये संवाह्य श्रान्तमादृतः।**
**अन्नं बहुगुणं मेध्यं श्रद्धयोपाहरद् विभुः॥ ३९**
**तस्मै भुक्तवते प्रीत्या रामः परमधर्मवित्।**
**मुखवासैर्गन्धमाल्यैः परां प्रीतिं व्यधात् पुनः॥ ४०**

ત્યાર પછી સ્વાગત(રૂપે આરોગ્ય) પૂછીને તેમને શ્રેષ્ઠ આસન આપી, બંને ચરણ વિધિવત્ ધોઈને મધુપર્કરૂપ પૂજાસામગ્રી લાવીને સમર્પિત કરી. આદરયુક્ત એવા વિભુ શ્રીકૃષ્ણે અતિથિ (અક્રૂરજી)ને ગાય (તથા વસ્ત્રાદિ) નિવેદન કરીને શ્રમિત થયેલા અક્રૂરજીની ચરણચંપી કરીને પવિત્ર અને અનેક ગુણોથી યુક્ત ભોજન શ્રદ્ધાથી પીરસ્યું. તે અન્નનું ભોજન કરી લીધેલા તેમને પરમ ધર્મજ્ઞ બલરામજીએ મુખવાસ, ચંદન અને પુષ્પો દ્વારા વળી પાછા અત્યંત પ્રસન્ન કર્યા. ॥ ૩૮ ॥ ૩૯ ॥ ૪૦ ॥

मधुपर्क एवार्हणं तस्मिन् वा यदुचितमर्हणमाहरत्। आनीय समर्पितवा- नित्यर्थः॥ ३८॥ ३९॥ ४०॥

મધુપર્ક એ જ પૂજા અથવા (ઘી, મધ, દહીંરૂપ) મધુપર્કના પ્રસંગમાં પૂજા – જે યોગ્ય પૂજાસામગ્રી છે તે **'आहरत्'** લાવીને સમર્પિત કરી, એમ અર્થ છે. ॥ ૩૮ ॥ ૩૯ ॥ ૪૦ ॥

**पप्रच्छ सत्कृतं नन्दः कथं स्थ निरनुग्रहे।**
**कंसे जीवति दाशार्ह सौनपाला इवावयः॥ ४१**

સત્કાર કરાયેલા અક્રૂરજીને નંદરાયજીએ પૂછ્યું : 'હે દાશાર્હ (અક્રૂરજી), નિર્દયી કંસ જીવે છે ત્યારે કસાઈઓએ રાખેલાં ઘેટાં જેવા તમે કેવી રીતે જીવન વિતાવો છો? ॥ ૪૧ ॥

सत्कृतं संमानितम्। निरनुग्रहे क्रूरे। कथं केन प्रकारेण स्थ जीवथेत्यर्थः। सौनः पशुघाती स एव पालको येषामवीनां मेषाणां त इव तत्तुल्या इत्यर्थः॥ ४१॥

**'सत्कृतम्'** સત્કાર કરાયેલા અક્રૂરજીને – **'निरनुग्रहे'** નિર્દયી કંસ છે ત્યારે **'कथम्'** કેવી રીતે **'स्थ' (अस्** નું વ.કા.બી.પુ.બ.વ. **असि स्थः स्थ)** જીવો છો, એમ અર્થ છે. **'सौनः'** પશુઘાતી (કસાઈ) એવો તે કંસ જ જેમનો પાલક છે તેવાં **'अवीनाम्'** ઘેટાં જેવા, એમ અર્થ છે. ॥ ૪૧ ॥

निरनुग्रहतामाह—**योऽवधीदिति**।

કંસની નિર્દયતાને વર્ણવે છે – **'यः अवधीत् इति।'**

**योऽवधीत् स्वस्वसुस्तोकान् क्रोशन्त्या असुतृप् खलः।**
**किं नु स्वित्तत्प्रजानां वः कुशलं विमृशामहे॥ ४२॥**

પોતાના જ પ્રાણને તૃપ્ત કરનાર જે દુષ્ટ કંસે આક્રંદ કરતી પોતાની બહેનનાં બાળકોને મારી નાખ્યાં, તે કંસની પ્રજાઓ એવા તમારા કયા કલ્યાણનો અમે વિચાર કરી શકીએ? ॥ ૪૨ ॥

तोकान् तोकानि। असुतृप् असूनेव तर्पयति यः। अतः खलः। तस्य कंसस्य प्रजानाम्। हे अक्रूर, येषां जीवनमात्रमपि दुर्लभं तेषां वः किं नु कुशलं विचारयाम इति॥ ४२॥

**'तोकान्' तोकानि** (હોવું જોઈએ.) બાળકોને – **'असुतृप्'** જે પોતાના જ પ્રાણને તૃપ્ત કરે છે, આથી દુષ્ટ છે. તે કંસની પ્રજાઓનું – જેમનું કેવળ જીવવું જ દુર્લભ છે તેમનું – તમારું કયું કલ્યાણ વિચારી શકીએ? ॥ ૪૨ ॥

**इत्थं सूनृतया वाचा नन्देन सुसभाजितः।**
**अक्रूरः परिपृष्टेन जहावध्वपरिश्रमम्॥ ४३**

આમ, નંદરાયજી દ્વારા મધુર વાણીથી પ્રશ્ન કરવા દ્વારા સારી રીતે સત્કાર પામેલા અક્રૂરજીએ (સંસાર)માર્ગનો શ્રમ દૂર કર્યો. ॥ ૪૩ ॥

मधुरया वाचा इत्थं सत्कृतः। तथैव वाचा परिपृष्टेन प्रश्नेन। अध्वपरिश्रमं संसारश्रमम्॥ ४३॥

મધુર વાણી વડે આ પ્રમાણે સત્કાર કરાયેલા, તે જ રીતે વાણીથી પ્રશ્ન કરવા દ્વારા – **'अध्वपरिश्रमम्'** સંસારમાર્ગના શ્રમને (દૂર કર્યો). ॥ ૪૩ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे पूर्वार्धेऽक्रूरागमनं नामाष्टत्रिंशोऽध्यायः॥ ३८॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे पूर्वार्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायामष्टत्रिंशोऽध्यायः॥ ३८॥

*****

# अथैकोनचत्वारिंशोऽध्यायः

## શ્રીકૃષ્ણ-બલરામનું મથુરાગમન

नवत्रिंशे पुरीं गच्छत्यच्युते गोपिकोक्तयः।
अक्रूरेणाथ कालिन्द्यां विष्णुलोकस्य दर्शनम्॥ १॥

ઓગણચાલીસમા અધ્યાયમાં ભગવાન અચ્યુત મથુરાનગરીમાં જતા હતા ત્યારે ગોપિકાઓનાં (વિરહ) વચનો અને ત્યાર પછી અક્રૂરજી દ્વારા યમુનાજીમાં વિષ્ણુલોકનાં દર્શન (વર્ણવાયાં) છે. ॥ ૧ ॥

भक्तानां मनोरथाः सत्या भवन्तीति द्योतयन्नाह—**सुखोपविष्ट इति।**

ભક્તોના મનોરથો સત્ય થાય છે, એમ દર્શાવતાં કહે છે – **'सुख-उपविष्टः इति।**

श्रीशुक उवाच

**सुखोपविष्टः पर्यंके रामकृष्णोरुमानितः।**
**लेभे मनोरथान् सर्वान् पथि यान् स चकार ह॥ १**

**किमलभ्यं भगवति प्रसन्ने श्रीनिकेतने।**
**तथापि तत्परा राजन्न हि वाञ्छन्ति किंचन॥ २**

**सायंतनाशनं कृत्वा भगवान् देवकीसुतः।**
**सुहृत्सु वृत्तं कंसस्य पप्रच्छान्यच्चिकीर्षितम्॥ ३**

**શ્રીશુકદેવજી બોલ્યા** – શ્રીકૃષ્ણ અને બલરામજી દ્વારા ખૂબ જ સન્માનિત થયેલા અને પલંગ ઉપર સુખપૂર્વક બેઠેલા અક્રૂરજીએ માર્ગમાં જે મનોરથો સેવ્યા હતા તે સર્વ પ્રાપ્ત કર્યા. ॥ ૧ ॥ હે રાજા (પરીક્ષિત), લક્ષ્મીના આશ્રયરૂપ ભગવાન પ્રસન્ન થાય ત્યારે શું પ્રાપ્ત ન થાય? તેમ છતાં તે ભગવાનને પરાયણ ભક્તજનો (ભગવાન સિવાય) કંઈ પણ ઇચ્છતા નથી. ॥ ૨ ॥ દેવકીનંદન ભગવાન શ્રીકૃષ્ણે સાયંકાળનું ભોજન કરીને પોતાના આત્મીય જનો પ્રત્યે કંસનું વર્તન અને તેણે કરવા ઇચ્છેલું બીજું પણ (અક્રૂરજીને) પૂછ્યું. ॥ ૩ ॥

रामकृष्णाभ्यामुरु अधिकं मानितः ॥ १॥ २॥ ३॥

શ્રીકૃષ્ણ અને બલરામજી દ્વારા **'उरु'** ખૂબ જ સન્માનિત થયેલા (અક્રૂરજીએ) ॥ ૧ ॥ ૨ ॥ ૩ ॥

श्रीभगवानुवाच

**तात सौम्यागतः कच्चित् स्वागतं भद्रमस्तु वः।**
**अपि स्वज्ञातिबन्धूनामनमीवमनामयम्॥ ४**

**શ્રીભગવાન બોલ્યા** – હે શુદ્ધહૃદયી કાકા, જેમ નિર્વિઘ્ને (સરળતાથી) આગમન થાય તેમ તમે આવી ગયા ને? તમારું કલ્યાણ થાઓ! આપણા આત્મીય સુહૃદજનો, કુટુંબીજનો અને સંબંધીઓની સુખરૂપતા અને સ્વસ્થતા છે ને? ॥ ૪ ॥

हे तात हे सौम्य, स्वागतं यथा तथा आगतः। स्वज्ञातिबन्धूनाम्, स्वे सुहृदः, ज्ञातयः सपिण्डाः, बन्धवोऽसपिण्डाः संबन्धिनः, तेषामपि किमनमीवमपापमदुःखं सुखमिति यावत्। अनामयमारोग्यम्॥ ४॥

હે કાકા, હે સૌમ્ય, જેમ નિર્વિઘ્ને આગમન થાય તેમ તમે આવી ગયા ને? **'स्वज्ञातिबन्धूनाम्'** પોતાના આત્મીય જનો, **'ज्ञातयः'** સગોત્રી કુટુંબીજનો, **'बन्धवः'** સંબંધીઓ – તેમનું પણ **'अन्-अमीवम्'** પાપ કે દુઃખ ન હોય તેવી તેમની સુખરૂપતા છે ને? **'अन्-आमयम्'** આરોગ્ય ॥ ૪ ॥

एवं प्रश्नोऽपि मम नातिसङ्गत इत्याह—**किं न्विति।**

મારો આવો પ્રશ્ન પણ બહુ સંગત નથી, એમ કહે છે – **'किं नु इति।'**

**किं नु नः कुशलं पृच्छे एधमाने कुलामये।**
**कंसे मातुलनाम्न्यङ्ग स्वानां नस्तत्प्रजासु च॥ ५**

हे પ્રિય અક્રૂરજી, નામ માત્રના મામા એવો આપણા કુળના વ્યાધિરૂપ કંસ જ્યારે વૃદ્ધિ પામી રહ્યો છે, ત્યારે પોતાના જ્ઞાતિજનોનું અને તેની પ્રજા વિષે શું કુશળ પૂછું? ॥ ૫ ॥

अङ्ग हे अक्रूर, पृच्छे पृच्छामि। नोऽस्माकं कुलस्यामये रोगे नो मातुल इति नाम यस्य तस्मिन्। नः स्वानां ज्ञातीनाम्। तस्य प्रजासु च॥ ५॥

**'अङ्ग'** હે અક્રૂરજી, **'पृच्छे'** पृच्छामि પૂછું – **नः** આપણા કુળના **'आमये'** વ્યાધિરૂપ – 'અમારા મામા' એમ માત્ર નામ છે જેનું તે વ્યાધિરૂપ – **'नः'** પોતાના જ્ઞાતિજનોનું અને તેની પ્રજા વિષે ॥ ૫ ॥

**अहो अस्मदभूद् भूरि पित्रोर्वृजिनमार्ययोः।**
**यद्धेतोः पुत्रमरणं यद्धेतोर्बन्धनं तयोः॥ ६**

અરે રે, અમારે કારણે અમારાં નિરપરાધી માતાપિતાને ઘણું દુઃખ પડ્યું, જે અમારે કારણે પુત્રોનાં મરણ થયાં, જે અમારે કારણે તે બંનેને (કેદખાનામાં) બંધાવું પડ્યું! ॥ ૬ ॥

अस्मदस्मन्निमित्तम्। वृजिनं दुःखम्। आर्ययोर्निरपराधयोः। यद्धेतोर्योऽहमेव हेतुस्तस्मात् ॥ ६॥

**'अस्मत्'** અમારે કારણે – **'वृजिनम्'** દુઃખ – **'आर्ययोः'** પૂજ્ય એવા નિરપરાધી માતાપિતાને – **'यत्-हेतोः'** જે હું જ કારણ છું, તેથી ॥ ૬ ॥

**दिष्ट्याद्य दर्शनं स्वानां मह्यं वः सौम्य कांक्षितम्।**
**संजातं वर्ण्यतां तात तवागमनकारणम्॥ ७**

હે સૌમ્ય સ્વભાવના કાકાજી, મારા આત્મીય એવા તમારાં આકાંક્ષા કરવામાં આવેલાં દર્શન આજે થયાં છે એ આનંદની વાત છે. આપના આગમનનું કારણ જણાવશો. ॥ ૭ ॥

हे सौम्य, स्वानां वो दर्शनमद्य मम संजातं तद्दिष्ट्या भद्रम्॥ ७॥

હે સૌમ્ય, આત્મીય એવા તમારાં દર્શન આજે મને થયાં તે **'दिष्ट्या'** આનંદની વાત છે. ॥ ૭ ॥

**श्रीशुक उवाच**

**पृष्टो भगवता सर्वं वर्णयामास माधवः।**
**वैरानुबन्धं यदुषु वसुदेववधोद्यमम्॥ ८**

**શ્રીશુકદેવજી બોલ્યા** – ભગવાન દ્વારા જેમને પૂછવામાં આવ્યું તે મધુવંશી અક્રૂરજીએ (કંસનો) યાદવો પ્રત્યે વેરનો સંબંધ, વસુદેવજીને મારી નાખવાનો ઉદ્યમ (વગેરે) સર્વ વર્ણવ્યું. ॥ ૮ ॥

माधवो मधोर्वंशजः॥ ८॥

**'माधवः'** મધુના વંશજ અક્રૂરજીએ ॥ ૮ ॥

**यत्संदेशो यदर्थं वा दूतः संप्रेषितः स्वयम्।**
**यदुक्तं नारदेनास्य स्वजन्मानकदुन्दुभेः॥ ९**

(ધનુર્યાગના કપટવાળો) જે સંદેશો પહોંચાડવા માટે પોતાને દૂત તરીકે (કંસ દ્વારા) મોકલવામાં આવ્યા હતા તે અક્રૂરજીએ (ચાણૂર વગેરે દ્વારા મરાવી નાખવાના કંસના) તે ઈરાદાને અને 'શ્રીકૃષ્ણનો જન્મ વસુદેવજીથી થયો છે.' એમ જે નારદજી દ્વારા (કંસને) કહી દેવામાં આવ્યું હતું તે (સર્વ) આ શ્રીકૃષ્ણની (આગળ વર્ણવ્યું). ॥ ૯ ॥

यो धनुर्मखच्छद्मा संदेशो यस्य। तदर्थं चाणूरादिभिर्घातनार्थम्। अस्य कृष्णस्य पुरतो वर्णयामास। स्वजन्म कृष्णजन्म। आनकदुन्दुभेः सकाशात्॥ ९ ॥

**श्रुत्वाक्रूरवचः कृष्णो बलश्च परवीरहा।**
**प्रहस्य नन्दं पितरं राज्ञाऽऽदिष्टं विजज्ञतुः॥ १०**

विजज्ञतुर्विशेषेण ज्ञापयामासतुः॥ १०॥

**गोपान् समादिशत् सोऽपि गृह्यतां सर्वगोरसः।**
**उपायनानि गृह्णीध्वं युज्यन्तां शकटानि च॥ ११**

**यास्यामः श्वो मधुपुरीं दास्यामो नृपते रसान्।**
**द्रक्ष्यामः सुमहत् पर्व यान्ति जानपदाः किल।**
**एवमाघोषयत् क्षत्त्रा नन्दगोपः स्वगोकुले॥ १२**

सोऽपि नन्दो गोपान् समादिशत्। तदेव दर्शयति—गृह्यतामित्यादिना। गोरसः क्षीरादिः। उपायनान्युत्तमवस्तूनि॥ ११॥ रसान् घृतादीन्। शब्दच्छलेनेदं सूचयति—अचिकित्स्यस्य रोगस्य चिकित्सार्थं रसान् दास्याम इति। क्षत्त्रा व्रजरक्षाधिकृतेन। आघोषयत् सर्वतो घोषितवान् ॥ १२॥

**गोप्यस्तास्तदुपश्रुत्य बभूवुर्व्यथिता भृशम्।**
**रामकृष्णौ पुरीं नेतुमक्रूरं व्रजमागतम्॥ १३**

ताः कृष्णैकजीवना गोप्यस्तत्तदाऽक्रूर-मागतमुपश्रुत्येति॥ १३॥

ધનુર્યાગના કપટવાળો જે સંદેશો હતો તે અક્રૂરજીએ ચાણૂર વગેરે દ્વારા મરાવી નાખવાના કંસના **'तदर्थम्'** તે ઈરાદાને આ શ્રીકૃષ્ણની આગળ વર્ણવ્યો. **'स्वजन्म'** શ્રીકૃષ્ણનો પોતાનો જન્મ **'आनकदुन्दुभेः'** વસુદેવજીથી થયો હતો, તે સર્વ વર્ણવ્યું. ॥ ૯ ॥

અક્રૂરજીનું વચન સાંભળીને વીર શત્રુઓને હણનાર શ્રીકૃષ્ણ અને બલરામજીએ હાસ્ય કરીને પિતા નંદરાયજીને રાજા કંસ દ્વારા આપવામાં આવેલો આદેશ જણાવ્યો. ॥ ૧૦ ॥

બંનેએ **'विजज्ञतुः'** વિશેષરૂપે જણાવ્યો. (અર્થાત્ પોતાના વધ માટે કંસની યોજના છુપાવીને ધનુર્યાગ જોવા માટેનું નિમંત્રણ છે, એમ જણાવ્યું.) ॥ ૧૦ ॥

તે નંદરાયજીએ ગોવાળોને આજ્ઞા કરી કે (દૂધ, દહીં વગેરે) બધું ગોરસ લઈ લો. (રાજાને ધરવા યોગ્ય) ભેટરૂપે ઉત્તમ વસ્તુઓ લઈ લો અને ગાડાં જોડો. ॥ ૧૧ ॥ કાલે આપણે મથુરાનગરીમાં જઈશું, રાજા (કંસ)ને (ઘી વગેરે) ગોરસ આપીશું, સુંદર મહોત્સવને નિહાળીશું. દેશવાસીઓ ત્યાં જ જઈ રહ્યા છે. આમ, ગોપ નંદરાયજીએ પોતાના ગોકુળમાં વ્રજની રક્ષાના અધિકારી દ્વારા સર્વ તરફ ઘોષણા કરાવી. ॥ ૧૨ ॥

તે નંદરાયજીએ પણ ગોવાળોને આજ્ઞા કરી. તે જ દર્શાવે છે – **'गृह्यताम् इति।'** વગેરે દ્વારા. **'गोरसः'** દૂધ વગેરે – **'उपायनानि'** ભેટ આપવા માટેની ઉત્તમ વસ્તુઓ ॥ ૧૧ ॥ **'रसान्'** ઘી વગેરે – શબ્દછળથી (અથવા શ્લેષથી) આ પ્રમાણે સૂચવે છે – અસાધ્ય વ્યાધિરૂપ કંસને દૂર કરવા માટે રસો આપીશું. **'क्षत्त्रा'** વ્રજની રક્ષાના અધિકારી દ્વારા **'आघोषयत्'** સર્વ તરફ ઘોષણા કરાવી. ॥ ૧૨ ॥

ત્યારે (શ્યામસુંદર) શ્રીકૃષ્ણ અને (ગૌરસુંદર) બલરામજીને મથુરાનગરીમાં લઈ જવા માટે વ્રજમાં આવેલા અક્રૂરજીને સાંભળીને તે ગોપીઓ અત્યંત વ્યથિત થઈ ગઈ. ॥ ૧૩ ॥

**'ताः'** એક માત્ર શ્રીકૃષ્ણ જ જેમનું જીવન છે તે ગોપીઓ **'तत्'** ત્યારે અક્રૂરને આવેલા સાંભળીને ॥૧૩॥

व्यथालिङ्गान्याह पञ्चभिः—**काश्चिदिति।**

**काश्चित्तत्कृतहृत्तापश्वासम्लानमुखश्रियः।**
**स्त्रंसद्दुकूलवलयकेशग्रन्थ्यश्च काश्चन॥ १४**

तेन श्रवणेन कृतो यो हृत्तापस्तेन यः श्वासस्तेन म्लाना मुखश्रीर्यासां ता बभूवुरिति। दुकूलानि च वलयानि च केशग्रन्थयश्च, स्त्रंसन्तो दुकूलादयो यासां तथाभूताः काश्चन बभूवुरिति ॥१४॥

**अन्याश्च तदनुध्याननिवृत्ताशेषवृत्तयः।**
**नाभ्यजानन्निमं लोकमात्मलोकं गता इव॥ १५**

तस्य श्रीकृष्णस्यानुध्यानेन निवृत्ता अशेषाश्चक्षुरादिवृत्तयो यासां ता इमं लोकं देहमपि न जानन्ति स्म मुक्ता इवेति॥ १५॥

**स्मरन्त्यश्चापराः शौरेरनुरागस्मितेरिताः।**
**हृदिस्पृशश्चित्रपदा गिरः संमुमुहुः स्त्रियः॥ १६**

अपराः स्त्रियः शौरेर्गिरः स्मरन्त्यः संमुमुहुः। कथंभूताः। अनुरागेण यत्स्मितं तेनेरिताः। हृदि स्पृशन्तीति हृदिस्पृशो मनोज्ञाः। चित्राणि पदानि यासु ताः॥ १६॥

**गतिं सुललितां चेष्टां स्निग्धहासावलोकनम्।**
**शोकापहानि नर्माणि प्रोद्दामचरितानि च॥ १७**

**चिन्तयन्त्यो मुकुन्दस्य भीता विरहकातराः।**
**समेताः संघशः प्रोचुरश्रुमुख्योऽच्युताशयाः॥ १८**

વ્યથા દર્શાવતાં ચિહ્નોનું પાંચ શ્લોકોથી વર્ણન કરે છે – **'काश्चित् इति।'**

કેટલીક ગોપીઓ (તે સાંભળીને) કરવામાં આવેલા હૃદયના સંતાપથી નીકળેલા (ઊના) નિઃસાસાઓથી કરમાઈ ગયેલી મુખશોભાવાળી થઈ ગઈ. કેટલીક સરી જતાં વસ્ત્રો, કંકણો અને કેશપાશવાળી થઈ ગઈ. ॥ ૧૪ ॥

તે સાંભળીને કરવામાં આવેલો જે હૃદયનો સંતાપ, તેનાથી જે (ઉષ્ણ) નિઃશ્વાસ, તેનાથી કરમાઈ છે મુખશોભા જેમની, તેવી તે બની ગઈ. વસ્ત્રો, કંકણો અને કેશપાશ પણ – સરી જતાં વસ્ત્રો વગેરે છે જેમનાં તેવી કેટલીક બની ગઈ. ॥ ૧૪ ॥

બીજી (કેટલીક) ગોપીઓ તો તે ભગવાનના નિરંતર ચિંતનથી શાંત થઈ ગયેલી સમગ્ર ઈન્દ્રિયોની વૃત્તિવાળી થઈ, સ્વસ્વરૂપને પ્રાપ્ત થઈ ગઈ હોય તેમ આ દેહને પણ જાણતી ન હતી. ॥ ૧૫ ॥

તે શ્રીકૃષ્ણના નિરંતર ચિંતનથી જેમની ચક્ષુ વગેરે સમગ્ર ઈન્દ્રિયોની વૃત્તિઓ શાંત થઈ છે તેવી તે ગોપીઓ આ **'लोकम्'** દેહને પણ જાણતી ન હતી, મુક્ત થઈ ગઈ હોય તેમ! ॥ ૧૫ ॥

અનુરાગ પ્રકટ કરતા સ્મિતથી બોલાયેલી, હૃદયસ્પર્શી અને વિસ્મયજનક પદોવાળી, શૌરિ શ્રીકૃષ્ણની વાણીને યાદ કરતી બીજી (કેટલીક) ગોપીઓ મૂર્ચ્છા પામી. ॥ ૧૬ ॥

બીજી ગોપીઓ શૌરિ શ્રીકૃષ્ણની વાણીને યાદ કરતી મૂર્ચ્છા પામી. કેવી વાણીને? અનુરાગપૂર્વકનું જે સ્મિત છે, તેનાથી બોલાયેલી, હૃદયને સ્પર્શે તે **'हृदिस्पृशः'** મનોહર, વિસ્મયકારક પદો છે જેમાં તેવી વાણીને ॥ ૧૬ ॥

(ભગવાનની) અતિ મનોહર ચાલ, ભાવભંગિ, પ્રેમાળ સ્મિતયુક્ત દૃષ્ટિપાત, શોક દૂર કરનારાં વિનોદ(વચનો) અને નિર્બંધ (ઉદાર) લીલાઓનું ચિંતન કરતી, અશ્રુભર્યા મુખવાળી, અચ્યુતમાં જ ચિત્તવાળી, (થનારા) વિરહથી વ્યાકુળ અને ભયભીત એવી (વ્રજસુંદરીઓ) પોતપોતાના સમુદાય સાથે મળીને કહેવા લાગી. ॥ ૧૭ ॥ ૧૮ ॥

विरहेण कातरा विह्वलाः। अच्युते आशयश्चित्तं यासां ताः॥ १७॥ १८॥

कृष्णसङ्गतिं विधाय विघट्टयतीति विधातारं प्रत्येकमाक्रोशन्त्य आहुः—**अहो इति**।

**गोप्य ऊचुः**

**अहो विधातस्तव न क्वचिद् दया**
**संयोज्य मैत्र्या प्रणयेन देहिनः।**
**तांश्चाकृतार्थान् वियुनङ्क्ष्यपार्थकं**
**विक्रीडितं तेऽर्भकचेष्टितं यथा॥ १९**

मैत्र्या हिताचरणेन। प्रणयेन स्नेहेन च। अकृतार्थानप्राप्तभोगानपि तान्वियुनङ्क्षि वियोजयसि। तस्मान्न तव दया। बालिशोऽपि त्वमित्याहुः—अपार्थकमिति॥ १९॥

विगर्हितं तवेदं कर्मेत्याहुः—**यस्त्वमिति**।

**यस्त्वं प्रदर्श्यासितकुन्तलावृतं**
**मुकुन्दवक्त्रं सुकपोलमुन्नसम्।**
**शोकापनोदस्मितलेशसुन्दरं**
**करोषि पारोक्ष्यमसाधु ते कृतम्॥ २०**

शोकमपनुदतीति शोकापनोदः, स चासौ स्मितलेशश्च गूढहासस्तेन सुन्दरं मुकुन्दस्य वक्त्रं सकृत् प्रदर्श्य पुनस्तस्य पारोक्ष्यमदृश्यतां करोषि, अतस्तव कृतं कर्मासाधु निन्द्यमित्यर्थः॥ २०॥

किंच दत्तापहारित्वेनातिक्रूरस्त्वमित्याहुः—**क्रूरस्त्वमिति**।

**क्रूरस्त्वमक्रूरसमाख्यया स्म न-**
**श्चक्षुर्हि दत्तं हरसे बताज्ञवत्।**
**येनैकदेशेऽखिलसर्गसौष्ठवं**
**त्वदीयमद्राक्ष्म वयं मधुद्विषः॥ २१**

વિરહથી **'कातराः'** વિહ્વળ – અચ્યુતમાં **'आशयः'** ચિત્ત છે જેમનાં તે વ્રજસુંદરીઓ ॥ ૧૭ ॥ ૧૮ ॥

શ્રીકૃષ્ણનું સાહચર્ય અર્પણ કરીને વિયોગ કરાવે છે તેવા વિધાતાને તેમાંની દરેક આક્રોશ કરતી હોય તે રીતે તેઓ કહેવા લાગી – **'अहो इति।**

હે વિધાતા, તને કંઈ જ દયા નથી. અરે રે! પ્રાણીઓને સૌહાર્દ અને સ્નેહથી જોડીને, ભોગો પ્રાપ્ત ન થયા હોવા છતાં વિયોગ કરાવે છે. બાળકની રમત જેવી તારી ક્રીડા નિરર્થક જ છે! ॥ ૧૯ ॥

**'मैत्र्या'** હિતકારી આચરણથી અને **'प्रणयेन'** પ્રેમથી – **'अकृतार्थान्'** જેમને ભોગો પ્રાપ્ત નથી થયા તેમને પણ **'वियुनङ्क्षि'** વિયોગ કરાવે છે. તેથી તને દયા નથી, પણ તું બાલિશ છે, એમ કહે છે – **'अपार्थकम् इति।'** ॥ ૧૯ ॥

તારું આ કર્મ નિંદનીય છે, એમ તેઓ કહે છે – **'यः त्वम् इति।'**

શ્યામ અલકાવલિઓથી વીંટળાયેલું સુંદર ગાલવાળું, ઉન્નત નાસિકાવાળું, શોકને દૂર કરનાર ગૂઢ સ્મિતથી સુંદર એવું શ્રીમુકુન્દનું મુખ દર્શાવીને જે તું તેને ફરી પાછું અદશ્ય કરે છે! તારું (આ) કર્મ નિંદનીય છે. ॥ ૨૦ ॥

શોકને દૂર કરે તે **'शोक-अपनोदः'** – તેવું અને તે **'स्मितलेशः'** ગૂઢ સ્મિત, તેનાથી સુંદર એવું શ્રીમુકુન્દનું મુખ એક વાર દર્શાવીને પાછું તેને **'पारोक्ष्यम्'** અદશ્ય કરે છે, આથી જ તારું **'कृतम्'** કર્મ **'असाधु'** નિન્દ્ય છે, એમ અર્થ છે. ॥ ૨૦ ॥

વળી, આપેલું લઈ લેનારો હોવાથી તું અતિક્રૂર છે, એમ તેઓ કહે છે – **'क्रूरः त्वम् इति।'**

અરે રે, અક્રૂર એવા બીજા નામથી ક્રૂર એવો તું જ અમને આપેલું ચક્ષુ મૂઢની જેમ હરી લે છે, (વિધાતા એવા) તારા દ્વારા અપાયેલા જે ચક્ષુથી શ્રીકૃષ્ણના (નેત્ર, મુખ વગેરેમાંના) કોઈ પણ એક અંગમાં અખિલ સૃષ્ટિનૈપુણ્યને અમે નિહાળતી હતી. ॥ ૨૧ ॥

नन्वक्रूरो हरति, नाहमिति चेदत आहुः—अक्रूरसमाख्ययेति। न ह्येवं कर्तुमन्यः प्रभवति, अतो नामान्तरेण स्म ध्रुवं त्वमेवागतोऽसि। कृष्णं हरामि, न युष्मच्चक्षुरिति चेत्, न। येन त्वद्दत्तेन चक्षुषा मधुद्विष एकदेशे नेत्रवक्त्रादौ त्वदीयं समग्रं सृष्टिनैपुणमद्राक्ष्म दृष्टवत्यो वयं, तच्चक्षुः। अयं भावः—मम सर्वं रहस्यमाभिर्ज्ञातमित्यमर्षेणेव कृष्णं वियोजयन्नस्मानन्धीकरोषीति॥ २१॥

જો (વિધાતા) શંકા કરે કે અક્રૂર શ્રીકૃષ્ણને લઈ જાય છે, હું નહીં, તો તે માટે ગોપીઓ કહે છે. **'अक्रूर-समाख्यया इति।'** આવું કરવા માટે અન્ય કોઈ જ સમર્થ નથી, આથી 'અક્રૂર' એવા બીજા નામથી ચોક્કસ (વિધાતા એવો) તું જ આવ્યો છે. જો અક્રૂરજી કહે કે હું તો શ્રીકૃષ્ણને લઈ જાઉં છું, તમારા ચક્ષુને નહીં! તે માટે ગોપીઓ કહે છે કે ના, તારા આપેલા જે ચક્ષુથી શ્રીકૃષ્ણનાં નેત્ર, મુખ વગેરે કોઈ પણ એક અંગમાં તારા સમગ્ર સૃષ્ટિનૈપુણ્યને **'अद्राक्ष्म'** અમે નિહાળતી હતી તે ચક્ષુ – ભાવ આ પ્રમાણે છે – મારું સર્વ રહસ્ય આમના (ગોપીઓ) દ્વારા જાણી લેવામાં આવ્યું છે, એટલે તે સહન ન થવાથી જ શ્રીકૃષ્ણનો વિયોગ કરાવતો વિધાતા એવો તું જ અમને અંધ બનાવે છે. ॥ ૨૧ ॥

विधातारं विहाय परस्परमूचुः—**न नन्दसूनुरिति**।

विधाताने छोडीने એકબીજાને કહેવા લાગી – **'न नन्दसूनुः इति।'**

**न नन्दसूनुः क्षणभंगसौहृदः**
**समीक्षते नः स्वकृतातुरा बत।**
**विहाय गेहान् स्वजनान् सुतान् पतीं-**
**स्तद्दास्यमद्धोपगता नवप्रियः॥ २२**

અરે રે, જેમની મૈત્રી ચંચળ છે, જેમને નવું નવું પ્રિય છે તેવા નંદકુમાર, ઘરો-સ્વજનો-પુત્રો-પતિઓને છોડીને સાક્ષાત્ તેમનું જ દાસ્ય પ્રાપ્ત કરનારી અને તે શ્રીકૃષ્ણના પોતાના દ્વારા કરાયેલાં (સ્મિત વગેરે કર્મ)થી (પરવશ થઈ) શોકાતુર થયેલી આપણી સામે જોતા (પણ) નથી! ॥ ૨૨ ॥

बतेति खेदे। क्षणभङ्गमस्थिरं सौहृदं यस्य सः। गृहादीन् विहायाद्धा साक्षात्तस्यैव दास्यमुपगताः स्वकृतातुरास्तत्कृतेनैव स्मितादिना परवशा अपि नोऽस्मान्न समीक्षते। नवं नवं प्रियं यस्य सः। अत एनं निवारयाम इति भावः॥ २२॥

**'बत'** શબ્દ દુઃખના અર્થમાં છે. **'क्षणभङ्गसौहृदः'** અસ્થિર મૈત્રી છે જેમની તે શ્રીકૃષ્ણ – ઘરો વગેરે છોડીને **'अद्धा'** સાક્ષાત્ , તેમનું જ દાસીપણું પ્રાપ્ત કર્યું છે. **'स्वकृत-आतुराः'** (તે શ્રીકૃષ્ણના) પોતાના દ્વારા કરાયેલાં સ્મિત વગેરેથી પરવશ થઈ હોવા છતાં તે આપણી સામે જોતા નથી! જેમને નવું નવું પ્રિય છે તે – આથી (આપણે જ) એમને અટકાવીએ, એવો ભાવ છે.॥ ૨૨ ॥

सेर्ष्यमूचुः—**सुखं प्रभातेति**।

ગોપીઓ ઈર્ષ્યાસહિત કહેવા લાગી – **'सुखं प्रभाता इति।'**

**सुखं प्रभाता रजनीयमाशिषः**
**सत्या बभूवुः पुरयोषितां ध्रुवम्।**
**याः संप्रविष्टस्य मुखं व्रजस्पतेः**
**पास्यन्त्यपाङ्गोत्कलितस्मितासवम्॥ २३**

(મથુરા) નગરીની સ્ત્રીઓને માટે આ રાત્રિ મંગળમય પ્રભાતવાળી છે. તેમના મનોરથો નિશ્ચિતપણે સત્ય થયા છે, (કારણ કે) જે સ્ત્રીઓ (મથુરાનગરીમાં) પ્રવેશેલા વ્રજરાજના નેત્રના છેડાથી વિસ્તૃત થતા સ્મિતરૂપી આસવ (માદકરસ)વાળા મુખને આદરપૂર્વક નિહાળશે. ॥ ૨૩ ॥

व्रजस्पतेः श्रीकृष्णस्य मुखं पास्यन्त्यादरेण द्रक्ष्यन्ति। कथंभूतम्—अपाङ्गेन नेत्रप्रान्तेनोत्कलित-मुज्जृम्भितं स्मितमेवासवो रसो यस्मिंस्तत्। यद्वा अपाङ्गोत्कलितस्मितेनासवरूपं यन्मुखम्। ततश्च पानं मुख्यमेव संभावयन्ति॥ २३॥

ननु द्वित्राणि दिनानि तथा भवतु नाम, तथाप्यस्मत्स्नेहाकृष्टः पित्रादिभिश्च परावर्तित आगमिष्यतीत्याशङ्क्याहुः—

**तासां मुकुन्दो मधुमंजुभाषितै-**
**र्गृहीतचित्तः परवान् मनस्व्यपि।**
**कथं पुनर्नः प्रतियास्यतेऽबला**
**ग्राम्याः सलज्जस्मितविभ्रमैर्भ्रमन्॥ २४**

हे अबलाः। तासां मधुवन्मञ्जुभिर्भाषितै-र्वशीकृतचित्तस्तथा तासां सलज्जस्मितैर्विभ्रमैर्भ्रमन् परवान् पित्रादिपरतन्त्रोऽपि। यद्वा व्रजे परेऽन्ये बन्धवः सन्ति यस्य। तथा मनस्वी धीरोऽपि ग्राम्या अविदग्धा नः कथं प्रतियास्यते प्रत्येष्यति, न कथंचिदित्यर्थः ॥ २४॥

किंच अस्मदुत्सवभाजोऽन्य एवाद्य भविष्यन्तीत्याहुः—**अद्येति**।

**अद्य ध्रुवं तत्र दृशो भविष्यते**
**दाशार्हभोजान्धकवृष्णिसात्वताम्।**
**महोत्सवः श्रीरमणं गुणास्पदं**
**द्रक्ष्यन्ति ये चाध्वनि देवकीसुतम्॥ २५**

વ્રજરાજ શ્રીકૃષ્ણના મુખને **'पास्यन्ति'** આદરપૂર્વક નિહાળશે. કેવા મુખને? **'अपाङ्गेन'** નેત્રના છેડાથી **'उत्कलितम्'** વિસ્તૃત થતું સ્મિત એ જ **'आसवः'** રસ છે જેમાં તે મુખ અથવા નેત્રકટાક્ષથી વિસ્તૃત થતા સ્મિતથી આસવરૂપ બનેલું જે મુખ છે, તે મુખને કારણે (ચક્ષુથી થતા) મુખના જ પાનની તેઓ કલ્પના કરે છે. ॥ ૨૩ ॥

બે-ત્રણ દિવસ ભલે ને (નગરની નારીઓની રાત્રિ સુપ્રભાતવાળી) થાય, તેમ છતાં આપણા સ્નેહથી આકર્ષાયેલા અને માતા-પિતા દ્વારા પણ પાછા વાળવામાં આવેલા શ્રીકૃષ્ણ (વ્રજમાં) આવશે, એવી આશંકા કરીને કહેવા લાગી –

હે અબળાઓ, તે પુરાંગનાઓનાં મધ જેવાં મધુર વાક્યોથી વશ કરાયેલા ચિત્તવાળા તથા તેમનાં લજ્જાયુક્ત સ્મિતથી અને ભાવભંગિઓથી તેમનાંમાં જ આસક્તિ કરતા મુકુન્દ, માતા-પિતા વગેરે બીજાને અધીન અને ધીર હોવા છતાં ગામડાની ગમાર (ગોવાલણીઓ) એવી આપણી પાસે કેમ પાછા આવશે? ॥ ૨૪ ॥

હે અબળાઓ! તે નગરની નારીઓનાં મધ જેવાં મધુર વાક્યોથી વશ કરાયેલા ચિત્તવાળા તથા તેમનાં લજ્જાયુક્ત સ્મિતથી અને ભાવભંગિઓથી (**'भ्रमन्'**) તેમનાંમાં જ આસક્તિ કરતા મુકુન્દ **'परवान्'** માતા-પિતાને અધીન હોવા છતાં અથવા વ્રજમાં **'परे'** અન્ય બાંધવો છે જેમના તેવા તે **'मनस्वी'** ધીર હોવા છતાં **'ग्राम्याः'** ગામડાની ગમાર (ગોવાલણીઓ) એવી આપણી પાસે શા માટે **'प्रतियास्यते'** પાછા આવે? ક્યારેય પાછા નહીં આવે, એમ અર્થ છે. ॥ ૨૪ ॥

વળી, આપણા ઉત્સવના ભાગીદારો આજે બીજા જ થશે, એમ તેઓ કહે છે – **'अद्य इति।'**

આજે ત્યાં મધુપુરીમાં દાશાર્હ, ભોજ, અંધક, વૃષ્ણિ અને સાત્વતવંશીઓની દૃષ્ટિનો અવશ્ય મહાન ઉત્સવ થશે તથા જેઓ માર્ગમાં જતા રાધારમણ, ગુણસાગર શ્યામસુંદર દેવકીનંદનનાં દર્શન કરશે, તેમની દૃષ્ટિનો પણ મહોત્સવ થશે. ॥ ૨૫ ॥

तत्र पुरे दाशार्हादीनां दृशो दृष्टेर्महानुत्सवो भविष्यते भविष्यति। ये देवकीसुतं द्रक्ष्यन्ति। तथा ये चाध्वनि गच्छन्तं द्रक्ष्यन्ति तेषामपि दृशो भविष्यतीति। यद्वा दृश इति द्वितीया। तेषां दृशो नेत्राणि महोत्सवो भविष्यते प्राप्स्यति। प्राप्त्यर्थस्य भवतेरात्मनेपदित्वात्॥ २५॥

**'तत्र'** ત્યાં મથુરાનગરીમાં દાશાર્હ વગેરેની **'दृशः'** દૃષ્ટિનો મહાન ઉત્સવ **'भविष्यते' भविष्यति** થશે. જેઓ દેવકીનંદનને નિહાળશે તથા જેઓ માર્ગમાં જતા તેમને નિહાળશે, તેઓની દૃષ્ટિનો પણ મહોત્સવ થશે. અથવા **'दृशः'** દ્વિતીયા લઈએ તો તેમનાં નેત્રોને મહોત્સવ **'भविष्यते'** પ્રાપ્ત થશે. **भवतेः** પ્રાપ્તિના અર્થવાળો **भू** ધાતુ આત્મનેપદી હોવાથી અહીં **'भविष्यते'** નો અર્થ 'પ્રાપ્ત થશે' એમ કરવો જોઈએ. (**पाणिनीय** धात्वनुक्रमकोषः) ॥ २५ ॥

अक्रूरं शपन्त्य आहुः—**मैतद्विधस्येति**।

**मैतद्विधस्याकरुणस्य नाम भू-**
**दक्रूर इत्येतदतीव दारुणः।**
**योऽसावनाश्वास्य सुदुःखितं जनं**
**प्रियात्प्रियं नेष्यति पारमध्वनः॥ २६**

एषा विधा विधानं कर्म यस्य। अत एव निष्कृपस्याक्रूर इति शोभनं नाम मा भूत्। तत्र हेतुः—अतीव दारुण इत्यादि। प्रियात् प्राणादपि प्रियतरं कृष्णमध्वनः पारमस्मद्दृगगोचरत्वादतिदूरं देशं नेष्यति॥ २६॥

અક્રૂરજીને અભિશાપ આપતાં તેઓ કહે છે – **'मा-एतत् विधस्य इति।'**

આ (દુષ્ટ) કર્મ જેનું છે તે નિષ્ઠુરનું 'અક્રૂર' નામ હોવું ન ઘટે, કારણ કે આ અતિ ક્રૂર છે. (એવો) એ જે અક્રૂર અત્યંત દુઃખી એવા આપણા સમુદાયને આશ્વાસન (પણ) આપ્યા વિના પ્રિય (એવા પ્રાણ)થી પણ અધિક પ્યારા નંદનંદનને અમારી દૃષ્ટિપથના વિષયરૂપ ન થાય તેવા અતિ દૂર દેશમાં લઈ જશે. ॥ २६ ॥

આ **'विधा'** વિધાનકર્મ જેનું છે – આથી જ નિષ્ઠુર મનુષ્યનું 'અક્રૂર' એવું સુંદર નામ હોવું ન ઘટે. તે માટેનું કારણ – **'अतीव दारुणः'** અતિ ક્રૂર છે વગેરે – પ્રિય એવા પ્રાણથી પણ અધિક પ્યારા નંદનંદનને **'अध्वनः पारम्'** અમારી દૃષ્ટિપથના વિષયરૂપ ન થાય તેવા અતિ દૂર દેશમાં લઈ જશે. ॥ २६ ॥

अहो धिगस्मज्जीवितमित्याहुः—**अनार्द्रधीरिति**।

**अनार्द्रधीरेष समास्थितो रथं**
**तमन्वमी च त्वरयन्ति दुर्मदाः।**
**गोपा अनोभिः स्थविरैरुपेक्षितं**
**दैवं च नोऽद्य प्रतिकूलमीहते॥ २७**

अनार्द्रा कठिना धीर्यस्य स तावदेष कृष्णो रथमधिरूढः अस्याविनयमालक्ष्य स्थविरैश्चोपेक्षितम्। ते न निवारितवन्तः इत्यर्थः। किंच—

અરે રે, આપણા જીવનને ધિક્કાર છે, એમ તેઓ કહે છે – **'अनार्द्रधीः इति।'**

આ કઠણ કાળજાનો કનૈયો (જવા માટે) રથમાં બેસી ગયો છે! અને આ ઉન્મત્ત ગોવાળિયા તેમની પાછળ ગાડાં જોડીને ઉતાવળ કરે છે! વૃદ્ધ જનો દ્વારા પણ ઉપેક્ષા કરવામાં આવી રહી છે! અને આજે દૈવ પણ આપણા માટે પ્રતિકૂળ ચેષ્ટા કરે છે! ॥ २७ ॥

**'अनार्द्रधीः'** નિષ્ઠુર બુદ્ધિ છે જેની તે આ શ્રીકૃષ્ણ તો રથમાં બેસી ગયો છે. એની ધૃષ્ટતા જોઈને વૃદ્ધો દ્વારા પણ ઉપેક્ષા કરવામાં આવી છે. તેઓ (તેમને જતા) અટકાવતા નથી, એમ અર્થ છે. વળી,

दैवं चेति। अयं भावः—यदि दैवमस्माकमनुकूलं भवेत्तर्हि विघ्नैः कश्चिदेषां मध्ये प्रतिहन्येत। अकस्माद्वज्रपातो वा भवेत्। अन्यद्वा किंचिदनिष्टं स्यान्न तु तत्किंचिदस्तीति॥ २७॥

परस्परं संमन्त्र्य साहसमधिरुह्याहुः—**निवारयाम इति।**

**निवारयामः समुपेत्य माधवं**
**किं नोऽकरिष्यन् कुलवृद्धबान्धवाः।**
**मुकुन्दसंगान्निमिषार्धदुस्त्यजाद्**
**दैवेन विध्वंसितदीनचेतसाम्॥ २८**

*अकरिष्यन् करिष्यन्ति। निमिषार्धदुस्त्यजान् मुकुन्दसङ्गाद्विध्वंसितानि वियोजितान्यत एव दीनानि चेतांसि यासाम्। एवंभूतानामस्माकं न मृत्योरपि भयमित्यर्थः॥ २८॥

इतोऽपि कारणादवश्यं साहसमेवावलम्बनीय-मित्याहुः—

**यस्यानुरागललितस्मितवल्गुमन्त्र-**
**लीलावलोकपरिरम्भणरासगोष्ठ्याम्।**
**नीताः स्म नः क्षणमिव क्षणदा विना तं**
**गोप्यः कथं न्वतितरेम तमो दुरन्तम्॥ २९**

हे गोप्यः, यस्य ललितं स्मितं च, वल्गु मन्त्रश्च, लीलावलोकश्च, परिरम्भणं चानुरागेणैतानि यस्यां रासगोष्ठ्यां रासक्रीडासभायां नोऽस्माभिः क्षणदा रात्रयः क्षणमिव नीतास्तममुं कृष्णं विना दुरन्तं तमो विरहदुःखं कथं नु अतितरेम। न कथंचिदित्यर्थः॥ २९॥

**'दैवम् च इति।'** ભાવ આ પ્રમાણે છે – જો દૈવ આપણને અનુકૂળ હોત તો એમનામાંનો કોઈક વિઘ્ન પામત અથવા અચાનક વજ્રપાત થાત કે બીજું કંઈક અનિષ્ટ થાત, પણ તે કંઈ થયું નહીં. ॥ ૨૭ ॥

પરસ્પર વિચાર કરીને સાહસ કરવા તૈયાર થઈને કહે છે – **'निवारयामः इति।'**

આપણે શ્રીમાધવની પાસે વિનયપૂર્વક જઈને તેમને અટકાવીએ. ક્ષણાર્ધ માટે પણ છોડવા મુશ્કેલ એવા શ્રીમુકુન્દના સંગથી દૈવ દ્વારા વિખૂટી પાડવામાં આવેલી, દીન ચિત્તવાળી આપણને કુળના વડીલો અને સગાંસંબંધીઓ શું કરી લેશે? ॥ ૨૮॥

*'**अकरिष्यन्**' (શું) કરી લેશે? ક્ષણાર્ધ માટે પણ છોડવા મુશ્કેલ એવા મુકુન્દના સંગથી **'विध्वंसितानि'** વિખૂટી પાડવામાં આવેલી અને આથી જ દીન છે ચિત્ત જેમનાં – આવી આપણને મૃત્યુનો પણ ભય નથી, એમ અર્થ છે. ॥૨૮॥

આ કારણથી પણ સાહસનું જ અવશ્ય અવલંબન કરવા યોગ્ય છે, એમ તેઓ કહે છે –

હે ગોપીઓ, જેમનાં (શ્રીકૃષ્ણનાં) અનુરાગપૂર્વકનાં સુંદર સ્મિત, મનોહર ગોઠડી, વિલાસપૂર્વકનો દૃષ્ટિપાત, આલિંગન જેમાં હતાં તે રાસક્રીડાની સભામાં આપણા દ્વારા રાત્રિઓ ક્ષણની જેમ પસાર કરવામાં આવી, તે શ્રીકૃષ્ણ વિના અપાર વિરહવેદના આપણે કેવી રીતે પાર કરી શકીશું? ॥ ૨૯ ॥

હે ગોપીઓ! જેમનું સુંદર સ્મિત અને મનોહર ગોઠડી તથા વિલાસયુક્ત દૃષ્ટિપાત અને આલિંગન – અનુરાગપૂર્વકનાં આ સર્વ જે રાસક્રીડામાં હતાં તે રાસક્રીડાની સભામાં **'नः'** આપણા દ્વારા **'क्षणदाः'** રાત્રિઓ ક્ષણની જેમ પસાર કરવામાં આવી હતી, તે આ શ્રીકૃષ્ણ વિના **'दुरन्तं तमः'** દુષ્પાર વિરહવેદના આપણે કેવી રીતે પાર કરી શકીશું? કોઈ પણ રીતે નહીં, એમ અર્થ છે. ॥ ૨૯ ॥

* (ક્રિયાતિપત્તિનો અર્થ સામાન્ય ભવિષ્યકાળ લેવાનો છે.)

किंच आस्तां तावत्तमोऽतितरणं जीवनमेव कथं स्यादित्याहुः—**य इति**।

**योऽह्नः क्षये व्रजमनन्तसखः परीतो**
**गोपैर्विशन् खुररजश्छुरितालकस्त्रक्।**
**वेणुं क्वणन् स्मितकटाक्षनिरीक्षणेन**
**चित्तं क्षिणोत्यमुमृते नु कथं भवेम॥ ३०**

अह्नः क्षये दिनावसाने खुररजोभिश्छुरिता धूसरा अलकाः स्रजश्च यस्य स व्रजं विशन् स्मितेन यत्कटाक्षनिरीक्षणं तेन नश्चित्तं क्षिणोति हरति। अमुं कृष्णं विना कथं भवेम जीवेम॥ ३०॥

श्रीशुक उवाच

**एवं ब्रुवाणा विरहातुरा भृशं**
**व्रजस्त्रियः कृष्णविषक्तमानसाः।**
**विसृज्य लज्जां रुरुदुः स्म सुस्वरं**
**गोविन्द दामोदर माधवेति॥ ३१**

कृष्णे विषक्तानि मानसानि यासाम्। सुस्वरमुच्चैः॥ ३१॥

**स्त्रीणामेवं रुदन्तीनामुदिते सवितर्यथ।**
**अक्रूरश्चोदयामास कृतमैत्रादिको रथम्॥ ३२**

'क्रूरमक्रूरतः श्रुत्वा कंसं कंसनिषूदनः।
गोपीमनोरथारामः सरामः स्वपुरं ययौ'॥ १॥

**वंशीधरी**—'मथुरा भगवान्यत्र नित्यं सन्निहितो हरिः॥' इत्युक्तेः स्वपुरत्वम्।

વળી, વિરહદુઃખને સહન કરવાની વાતને બાજુએ મૂકો, (શ્રીકૃષ્ણ વિના આપણું) જીવન પણ કેવી રીતે ટકશે, એમ તેઓ કહે છે – **'યઃ ઇતિ।'**

દિવસ ઢળતાં (ગાયોની) ખરીઓની રજથી ધૂસરિત થયેલાં કેશ અને પુષ્પમાળાઓ ધારણ કરતા, અનંતના સખા, ગોવાળોથી વીંટળાયેલા, વેણુ વગાડતા, વ્રજમાં પ્રવેશતા શ્રીકૃષ્ણ સ્મિતયુક્ત કટાક્ષવાળા દૃષ્ટિપાતથી આપણા ચિત્તને ચોરી લે છે. આ શ્રીકૃષ્ણ વિના આપણે કેમ જીવીએ? ॥ ૩૦ ॥

**'अह्नः क्षये'** દિવસ ઢળતાં (ગાયોની) ખરીઓની રજથી **'छुरिताः'** ધૂસરિત થયેલાં કેશ અને પુષ્પમાળાઓ જેનાં છે તે વ્રજમાં પ્રવેશતા, સ્મિતયુક્ત કટાક્ષવાળા દૃષ્ટિપાત, તેનાથી આપણા ચિત્તને **'क्षिणोति'** ચોરી જાય છે. આ શ્રીકૃષ્ણ વિના આપણે કેવી રીતે **'भवेम'** જીવીએ? ॥ ૩૦ ॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – એમ બોલતી, શ્રીકૃષ્ણમાં અત્યંત આસક્ત મનવાળી, (થનારા) વિરહ(ના ભય)થી અત્યંત વિવશ બનેલી વ્રજાંગનાઓ લજ્જા છોડીને ઉચ્ચ સ્વરે 'હે ગોવિંદ, હે દામોદર, હે માધવ' એમ સંબોધન કરતી રડવા લાગી. ॥ ૩૧ ॥

શ્રીકૃષ્ણમાં જ આસક્ત છે મન જેમનાં – **'सुस्वरम्'** ઉચ્ચ સ્વરે ॥ ૩૧ ॥

આમ, સ્ત્રીઓ રડતી હતી ત્યારે (તેમનો અનાદર કરીને) જેમણે સન્ધ્યોપાસનાદિ કર્મ કરી લીધું તે અક્રૂરજીએ હવે સૂર્યોદય થતાં રથ હાંકવા માંડ્યો. ॥ ૩૨ ॥

ક્રૂર કંસને અક્રૂરના માધ્યમથી સાંભળીને કંસને હણનાર અને ગોપીઓના મનોરથોના નિવાસરૂપ શ્રીકૃષ્ણે બલરામજી સાથે પોતાની નગરીમાં પ્રયાણ કર્યું. ॥ ૧ ॥

'મથુરાનગરી કે જ્યાં ભગવાન શ્રીહરિ નિત્ય સમીપ રહે છે.' (શ્રીમદ્ ભા.૧૦/૧/૨૮) એમ કહેવાયું હોવાથી મથુરા ભગવાનની પોતાની નગરી છે.

स्त्रीणामिति। ता अनादृत्य कृतमैत्रादिको मैत्रं मित्रदैवतं सन्ध्योपासनं तदादिकर्म कृतं येन सः ॥ ३२ ॥

**गोपास्तमन्वसज्जन्त नन्दाद्याः शकटैस्ततः।**
**आदायोपायनं भूरि कुम्भान् गोरससम्भृतान्॥ ३३**

अन्वसज्जन्तान्वगच्छन्॥ ३३ ॥

**गोप्यश्च दयितं कृष्णमनुव्रज्यानुरंजिताः।**
**प्रत्यादेशं भगवतः कांक्षन्त्यश्चावतस्थिरे॥ ३४**

अनुरञ्जिताः परावृत्य निरीक्षणादिभिः किंचिदानन्दिताः। प्रत्यादेशं प्रत्याख्यानम्॥ ३४ ॥

**तास्तथा तप्यतीर्वीक्ष्य स्वप्रस्थाने यदूत्तमः।**
**सान्त्वयामास सप्रेमैरायास्य इति दौत्यकैः॥ ३५**

तप्यतीः संतप्यमानाः। आयास्ये शीघ्रमागमिष्यामीति दूतवाक्यैः॥ ३५ ॥

**यावदालक्ष्यते केतुर्यावद् रेणू रथस्य च।**
**अनुप्रस्थापितात्मानो लेख्यानीवोपलक्षिताः॥ ३६**

**ता निराशा निववृतुर्गोविन्दविनिवर्तने।**
**विशोका अहनी निन्युर्गायन्त्यः प्रियचेष्टितम्॥ ३७**

**भगवानपि संप्राप्तो रामाक्रूरयुतो नृप।**
**रथेन वायुवेगेन कालिन्दीमघनाशिनीम्॥ ३८**

**'स्त्रीणाम् इति।'** તે ગોપીઓનો અનાદર કરીને **'कृतमैत्रादिकः'** मैत्रम् મિત્રદેવનું – સૂર્યદેવનું તે સન્ધ્યોપાસન વગેરે કર્મ કરવામાં આવ્યું છે જેમના દ્વારા તે અક્રૂરજી ॥ ૩૨ ॥

ત્યાર પછી આપવા યોગ્ય અનેક ભેટો તથા ગોરસથી ભરેલા ઘડાઓ લઈને નંદરાયજી વગેરે ગોવાળો ગાડાંઓમાં બેસીને તે શ્રીકૃષ્ણના રથની પાછળ જવા લાગ્યા. ॥ ૩૩ ॥

**'अनु-असज्जन्त'** પાછળ જવા લાગ્યા.॥ ૩૩ ॥

ગોપીઓ પ્રાણપ્યારા શ્રીકૃષ્ણની પાછળ જઈને (તેમનું સ્મિત, પાછું વળીને જોવું વગેરેથી) કંઈક સુખ પામી અને ભગવાનનો સંદેશ ઇચ્છતી ઊભી રહી. ॥ ૩૪ ॥

**'अनुरञ्जिताः'** ભગવાનનું પાછા ફરીને જોવું (સ્મિત કરવું) વગેરેથી કંઈક સુખ પામી. **'प्रत्यादेशम्'** ભગવાનના પ્રત્યુત્તરરૂપ સંદેશને ॥ ૩૪ ॥

યદુવંશશિરોમણિ ભગવાન શ્રીકૃષ્ણે પોતાના પ્રસ્થાનસમયે તે ગોપીઓને તે રીતે સંતાપ પામતી જોઈને દૂત દ્વારા 'હું આવીશ.' એમ પ્રેમપૂર્વકનાં અનેક વાક્યોથી સાન્ત્વન આપ્યું. ॥ ૩૫ ॥

**'तप्यतीः'** સંતાપ પામતી ગોપીઓને – **'आयास्ये'** જલદી આવીશ, એમ દૂત દ્વારા કહેવાયેલાં વાક્યોથી ॥ ૩૫ ॥

(ચિત્તચોર) શ્રીકૃષ્ણની પાછળ મોકલેલાં ચિત્તવાળી ગોપીઓ જ્યાં સુધી રથની ધજા અને (રથનાં પૈડાંથી ઊડતી) ધૂળ દેખાઈ ત્યાં સુધી ચીતરેલી પૂતળી જેવી (નિશ્ચળ) જણાતી હતી. (રથ ઘણે દૂર ચાલી જતાં) શ્રીગોવિંદના પાછા ફરવા વિષે નિરાશ થયેલી ગોપીઓ પાછી વળી. પ્રિયતમ શ્રીકૃષ્ણની લીલાનું ગાન કરતી, શોકરહિત થઈ દિવસ(રાત) વિતાવવા લાગી. હે રાજા (પરીક્ષિત), બલરામજી અને અક્રૂરજી સહિત ભગવાન પણ વાયુવેગી રથ દ્વારા પાપનાશિની યમુના (નદી) પર આવી પહોંચ્યા. ॥ ૩૬ ॥ ૩૭ ॥ ૩૮ ॥

कृष्णमनुप्रस्थापिता आत्मानश्चित्तानि याभिस्ताः लेख्यमयपुत्रिका इव निश्चलाः ॥ ३६ ॥ ३७ ॥ ३८ ॥

શ્રીકૃષ્ણની પાછળ મોકલવામાં આવ્યાં છે **'आत्मानः'** ચિત્ત જેમના દ્વારા તે ગોપીઓ ચીતરેલી પૂતળી જેવી નિશ્ચળ ॥ ૩૬ ॥ ૩૭ ॥ ૩૮ ॥

**तत्रोपस्पृश्य पानीयं पीत्वा मृष्टं मणिप्रभम्।**
**वृक्षषण्डमुपव्रज्य सरामो रथमाविशत्॥ ३९**

ત્યાં યમુનાજીમાં નીલમણિ જેવી કાંતિવાળા નિર્મળ જળનું આચમન કરી અને જળનું પાન કરી વૃક્ષોની ઝાડીની પાસે જઈને (ત્યાં રહેલા) રથમાં બલરામજીની સાથે શ્રીકૃષ્ણ બેઠા. ॥ ૩૯ ॥

वृक्षाणां षण्डं समूहमुपव्रज्य॥ ३९॥

વૃક્ષોની **'षण्डम्'** ઝાડીની પાસે જઈને ॥ ૩૯ ॥

**अक्रूरस्तावुपामन्त्र्य निवेश्य च रथोपरि।**
**कालिन्द्या ह्रदमागत्य स्नानं विधिवदाचरत्॥ ४०**

તે બંનેની આજ્ઞા લઈ તેમને રથમાં બેસાડીને યમુનાજીના બ્રહ્મકુંડમાં આવીને અક્રૂરજી વિધિ પ્રમાણે સ્નાન કરવા લાગ્યા. ॥ ૪૦ ॥

शत्रुभ्यः शङ्कितः सन् रथोपरि निवेश्य॥ ४०॥

શત્રુઓથી શંકિત થઈ (તેમને) રથમાં બેસાડીને ॥ ૪૦ ॥

**निमज्ज्य तस्मिन् सलिले जपन् ब्रह्म सनातनम्।**
**तावेव ददृशेऽक्रूरो रामकृष्णौ समन्वितौ॥ ४१**

**तौ रथस्थौ कथमिह सुतावानकदुन्दुभेः।**
**तर्हि स्वित् स्यन्दने न स्त इत्युन्मज्ज्य व्यचष्ट सः॥ ४२**

**तत्रापि च यथापूर्वमासीनौ पुनरेव सः।**
**न्यमज्जद् दर्शनं यन्मे मृषा किं सलिले तयोः॥ ४३**

તે જળમાં ડૂબકી મારીને સનાતન (ગાયત્રીરૂપ) વેદમંત્રોને જપતા અક્રૂરજીએ તે શ્રીકૃષ્ણને અને બલરામજીને એક સાથે રહેલા જોયા. 'રથમાં બેઠેલા, વસુદેવના તે બંને પુત્રો અહીં ક્યાંથી? તેઓ શું રથમાં નથી?' એમ (વિચારીને) તે અક્રૂરજીએ જળની બહાર નીકળીને જોયું. ત્યાં (રથમાં) પણ પહેલાંની જેમ જ બેઠેલા તે બંનેને તેમણે જોયા. 'તે બંનેને મેં જળમાં જોયા તે શું ભ્રમણા હતી?' (એમ વિચારીને તેમણે) ફરીથી ડૂબકી મારી. ॥ ૪૧ ॥ ૪૨ ॥ ૪૩ ॥

ब्रह्म वेदं जपन्।
'क्वेमौ बालौ क्व तौ मल्लाविति शङ्कितचेतसे।
अक्रूराय जले रूपमत्याश्चर्यं व्यदर्शयत्'॥ ४१॥ ॥ ४२॥ ४३॥

**'ब्रह्म'** વેદમંત્રને જપતા – 'ક્યાં આ બંને બાળકો અને ક્યાં તે બંને મલ્લો? એવા શંકિત ચિત્તવાળા અક્રૂરજીને જળમાં અતિ આશ્ચર્યમય રૂપનાં દર્શન કરાવ્યાં.' ॥ ૪૧ ॥ ૪૨ ॥ ૪૩ ॥

**भूयस्तत्रापि सोऽद्राक्षीत् स्तूयमानमहीश्वरम्।**
**सिद्धचारणगन्धर्वैरसुरैर्नतकन्धरैः ॥ ४४**

ત્યાં પણ તેમણે ફરીથી નમાવેલી ડોકવાળા સિદ્ધો, ચારણો, ગંધર્વો અને અસુરો દ્વારા સ્તુતિ કરાતા ભગવાન શેષનાં દર્શન કર્યાં. ॥ ૪૪ ॥

सिद्धादिभिः स्तूयमानम्॥ ४४॥

સિદ્ધો વગેરે દ્વારા સ્તુતિ કરાતા ॥ ૪૪ ॥

**सहस्रशिरसं देवं सहस्रफणमौलिनम्।**
**नीलाम्बरं बिसश्वेतं शृङ्गैः श्वेतमिव स्थितम्॥ ४५**

હજાર મસ્તકોવાળા, હજાર ફણાઓ ઉપર મુકુટોવાળા, નીલાંબર ધારણ કરેલા, કમળનાળ જેવા શ્વેત, શિખરોથી શોભતા શ્વેત (કૈલાસ) પર્વતની જેમ રહેલા દેદીપ્યમાન (બલરામજીનાં દર્શન કર્યાં.) ॥૪૫॥

सहस्रं शिरांसि यस्य तम्। सहस्रफणेषु मौलयो यस्य सन्तीति तथा तम्। नीले अम्बरे यस्य तम्। बिसवत्कमलनालवत् श्वेतम्। शृङ्गैः शिखरैः श्वेतं कैलासमिव स्थितम्॥ ४५॥

સહસ્ર મસ્તકો છે જેમનાં તેમને – સહસ્ર ફણાઓ ઉપર મુકુટો છે જેમના તેવા તેમને – બે નીલ વસ્ત્ર છે જેમનાં તેમને – **'बिसवत्'** કમળનાળ જેવા શ્વેત (બલરામજી)ને – **'शृङ्गैः'** શિખરોથી (શોભતા) **'श्वेतम्'** કૈલાસ પર્વતની જેમ રહેલાને ॥ ૪૫ ॥

**तस्योत्संगे घनश्यामं पीतकौशेयवाससम्।**
**पुरुषं चतुर्भुजं शान्तं पद्मपत्रारुणेक्षणम्॥ ४६**

તેમના કુંડળી વાળેલા ખોળામાં મેઘ જેવા શ્યામ, રેશમી પીતાંબર ધારણ કરેલા, પુરુષરૂપ, ચાર ભુજાઓવાળા, શાંતસ્વરૂપ, કમળની પાંખડી જેવા અરુણ નેત્રવાળા, ॥ ૪૬ ॥

**चारुप्रसन्नवदनं चारुहासनिरीक्षणम्।**
**सुभ्रून्नसं चारुकर्णं सुकपोलारुणाधरम्॥ ४७**

**प्रलम्बपीवरभुजं तुंगांसोरःस्थलश्रियम्।**
**कम्बुकण्ठं निम्ननाभिं वलिमत्पल्लवोदरम्॥ ४८**

સુંદર અને પ્રસન્ન મુખવાળા, મધુર હાસ્યયુક્ત અવલોકનવાળા, મનોહર ભ્રૂકુટિ, સુંદર કર્ણ, સુંદર ગાલ અને અરુણ અધરવાળા, ॥ ૪૭ ॥ લાંબી અને પુષ્ટ ભુજાઓવાળા, ઊંચા ખભાવાળા, વક્ષઃસ્થળમાં શ્રીલક્ષ્મીજીને ધારણ કરેલા, શંખ જેવા કંઠવાળા, ઊંડી નાભિ અને (પીપળાના) પાન જેવા ત્રિવલિયુક્ત ઉદરવાળા, ॥ ૪૮ ॥

**बृहत्कटितटश्रोणिकरभोरुद्वयान्वितम्।**
**चारुजानुयुगं चारुजंघायुगलसंयुतम्॥ ४९**

**तुंगगुल्फारुणनखव्रातदीधितिभिर्वृतम्।**
**नवांगुल्यंगुष्ठदलैर्विलसत्पादपंकजम् ॥ ५०**

**सुमहार्हमणिव्रातकिरीटकटकांगदैः ।**
**कटिसूत्रब्रह्मसूत्रहारनूपुरकुण्डलैः ॥ ५१**

**भ्राजमानं पद्मकरं शंखचक्रगदाधरम्।**
**श्रीवत्सवक्षसं भ्राजत्कौस्तुभं वनमालिनम्॥ ५२**

**सुनन्दनन्दप्रमुखैः पार्षदैः सनकादिभिः।**
**सुरेशैर्ब्रह्मरुद्राद्यैर्नवभिश्च द्विजोत्तमैः॥ ५३**

**प्रह्लादनारदवसुप्रमुखैर्भागवतोत्तमैः ।**
**स्तूयमानं पृथग्भावैर्वचोभिरमलात्मभिः॥ ५४**

વિશાળ કટિપ્રદેશ, નિતંબ અને હાથીની સૂંઢ જેવી બંને સાથળોવાળા, બે સુંદર ઘૂંટણ અને બે સુંદર પિંડીઓથી યુક્ત, ॥ ૪૯ ॥ સહેજ ઉન્નત ઘૂંટીઓ, અરુણ નખસમૂહનાં કિરણોથી વીંટળાયેલી અને કોમળ આંગળીઓ તથા બંને અંગૂઠારૂપી પાંખડીઓથી શોભતી ચરણકમળની જોડીવાળા, ॥ ૫૦ ॥ અત્યંત બહુમૂલ્ય મણિઓના સમૂહવાળા મુકુટ, કડાં અને બાજુબંધથી તેમ જ કંદોરો, જનોઈ, હાર, નૂપુર અને કુંડળોથી ॥ ૫૧ ॥ પ્રકાશમાન, શ્રીહસ્તમાં પદ્મ ધારણ કરેલા, શંખ-ચક્ર-ગદા ધારણ કરેલા, વક્ષઃસ્થળમાં શ્રીવત્સચિહ્નવાળા, પ્રકાશમાન કૌસ્તુભમણિવાળા અને વનમાળા ધારણ કરેલા, ॥ ૫૨॥ સુનંદ અને નંદ જેમનામાં મુખ્ય છે તે પાર્ષદો દ્વારા, સનત્કુમાર વગેરે (મુનિઓ) દ્વારા, બ્રહ્મા, રુદ્ર વગેરે મુખ્ય દેવો દ્વારા તથા નવ શ્રેષ્ઠ બ્રાહ્મણો (મરીચિ, અત્રિ, અંગિરા, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, ભૃગુ, વસિષ્ઠ અને દક્ષ) દ્વારા, ॥ ૫૩ ॥ પ્રહ્‌લાદજી, નારદજી, ઉપરિચર વસુ જેમાં મુખ્ય છે તે વિશુદ્ધ હૃદયવાળા શ્રેષ્ઠ ભગવદ્‌ભક્તો દ્વારા જુદા જુદા ભાવવાળાં (શ્રેષ્ઠ) વચનોથી સ્તુતિ કરાતા, ॥ ૫૪ ॥

श्रिया पुष्ट्या गिरा कान्त्या कीर्त्या तुष्ट्येलयोर्जया।
विद्ययाविद्यया शक्त्या मायया च निषेवितम्॥ ५५

लक्ष्मी, પુષ્ટિ, સરસ્વતી, કાંતિ, કીર્તિ, તુષ્ટિ, ઇલા, ઊર્જા, વિદ્યા, અવિદ્યા, શક્તિ અને માયા (એમ બાર મૂર્તિમાન શક્તિઓ) દ્વારા સેવા કરાતા ॥ ૫૫ ॥

विलोक्य सुभृशं प्रीतो भक्त्या परमया युतः।
हृष्यत्तनूरुहो भावपरिक्लिन्नात्मलोचनः॥ ५६

ભગવાનને નિહાળીને અક્રૂરજી અત્યંત પ્રસન્ન થયા, પરમ ભક્તિથી યુક્ત થયા. હર્ષ પામતાં રૂંવાડાંવાળા થઈ ગયા અને (ભક્તિ-)ભાવથી અતિશય આર્દ્ર થયેલાં ચિત્ત અને નેત્રોવાળા થઈ ગયા. ॥ ૫૬ ॥

गिरा गद्गदयास्तौषीत् सत्त्वमालम्ब्य सात्वतः।
प्रणम्य मूर्ध्नावहितः कृतांजलिपुटः शनैः॥ ५७

અક્રૂરજી ધીરેથી ધૈર્યનું અવલંબન લઈને મસ્તકથી ભગવાનને પ્રણામ કરી, બંને હાથ જોડી, સાવધાન થઈ સ્ખલિત થતા અક્ષરવાળી વાણી વડે સ્તુતિ કરવા લાગ્યા. ॥ ૫૭ ॥

तस्योत्सङ्गे कुण्डलीकृतदेहार्धे। विलोक्येत्येकादशेन श्लोकेनान्वयः॥ ४६॥ शोभने भ्रुवौ यस्य, उन्नता नासिका यस्य तं च तं च। शोभनौ कपोलौ यस्य, अरुणावधरौ यस्य तं च तं च॥ ४७॥ तुङ्गावंसौ यस्य, उरःस्थले श्रीर्यस्य तं च तं च। वलिमत्पल्लवोदरं वलयस्तिर्यङ्निम्नरेखा यस्य सन्ति तद्वलिमत् तच्च तत् पल्लववदश्वत्थदल-सदृशमुदरं यस्य तम्॥ ४८॥ कटितटं च श्रोणिश्च करभसदृशमूरुद्वयं च, बृहच्च तत्कटितटश्रोणि-करभोरुद्वयं च तेनान्वितम्। यद्वा बृहद्भ्यां कटितटश्रोणिभ्यां करभोरुद्वयेन चान्वितम्॥ ४९॥ तुङ्गावीषदुन्नतौ गुल्फावरुणनखव्राताश्च तेषां दीधितिभिः। तथा नवाः कोमला अङ्गुल्योऽ-ङ्गुष्ठौ च तान्येव दलानि तैश्च विलसच्छोभमानं पादपङ्कजं यस्य तम्॥ ५०॥ सुमहार्हा मणिव्राता येषु तैः किरीटादिभिः॥ ५१॥ ५२॥

તેમના **'उत्सङ्गे'** અંકમાં – કુંડળી વાળેલા અર્ધા દેહમાં – **'विलोक्य'** એમ આનાથી અગિયારમા શ્લોક (૫૬) સાથે સંબંધ છે. ॥ ૪૬ ॥ બંને સુંદર ભમ્મરો છે જેમની તેમને અને ઉન્નત નાસિકા છે જેમની તેમને, બંને સુંદર ગાલ છે જેમના તેમને અને બંને અરુણ હોઠ છે જેમના તેમને ॥ ૪૭ ॥ ઊંચા ખભા છે જેમના તેમને અને વક્ષઃસ્થળમાં શ્રીલક્ષ્મીજી છે જેમના તેમને, **'वलिमत्पल्लव-उदरम्' वलयः** આડી નીચી રેખાઓ છે જેની તે વલિયુક્ત અને પાંદડા જેવું, પીપળાના પાન જેવું ઉદર છે જેમનું તેમને ॥ ૪૮ ॥ કટિપ્રદેશ અને નિતંબ તથા હાથીની સૂંઢ જેવી બંને સાથળો – વિશાળ એવો તે કટિપ્રદેશ, વિશાળ નિતંબ તથા હાથીની સૂંઢ જેવી વિશાળ બંને સાથળો, તેમનાથી યુક્ત ભગવાનને અથવા **बृहद्भ्याम्** વિશાળ કટિપ્રદેશ તથા વિશાળ નિતંબ અને હાથીની સૂંઢ જેવી બે સાથળોથી યુક્ત (ભગવાનને) ॥ ૪૯ ॥ **'तुङ्गौ'** સહેજ ઉન્નત ઘૂંટીઓ, લાલિમાભર્યો નખસમૂહ, તેનાં કિરણોથી તેમ જ **'नवाः'** કોમળ આંગળીઓ અને બંને અંગૂઠા, તે જ પાંખડીઓ, તેમનાથી જ **'विलसत्'** શોભતું ચરણપંકજ છે જેમનું તેમને ॥ ૫૦ ॥ અત્યંત બહુમૂલ્ય મણિઓનો સમૂહ છે જેમાં તે મુકુટ વગેરેથી (પ્રકાશમાન ભગવાનને) ॥ ૫૧ ॥ ૫૨ ॥

पृथक् पृथक् भावोऽभिप्रायो येषां तैः। तत्र पार्षदैः स्वामीति स्तूयमानम्। सनकादिभिर्ब्रह्मेति। ब्रह्माद्यैर्महेश्वर इति। मरीच्यादिभिर्द्विजोत्तमैः परः प्रजापतिरिति ॥ ५३ ॥ वसुरुपरिचरः। प्रह्राद-नारदवसवः प्रमुखा येषां तैः। परं दैवतमिति च। श्रेष्ठैर्वचोभिः। पृथग्भावैर्वचोभिरिति वा ॥ ५४ ॥ विद्याविद्ये जीवानां मुक्तिसंसृतिहेतू। माया तयोः कारणम्। शक्तिर्ह्लादिनी संविज्ज्ञानम्। आभिरन्याभिश्च निषेवितम् ॥ ५५ ॥ विलोक्य सुभृशं प्रीतोऽस्मत्कृष्णोऽसावेवंभूतः परमेश्वर इति ज्ञात्वेति ॥ ५६ ॥ ५७ ॥

જુદો જુદો **'भावः'** અભિપ્રાય છે જેમનો તેમના દ્વારા – તેમાં પાર્ષદો દ્વારા સ્વામી તરીકે સ્તુતિ કરાતા ભગવાનને, સનકાદિ મુનિઓ દ્વારા બ્રહ્મરૂપે, બ્રહ્મા વગેરે દ્વારા મહેશ્વરરૂપે, મરીચિ વગેરે શ્રેષ્ઠ બ્રાહ્મણો દ્વારા શ્રેષ્ઠ પ્રજાપતિરૂપે ॥ ૫૩ ॥ **'वसुः'** ઉપરિચર નામનો વસુ – પ્રહ્લાદજી, નારદજી અને વસુ જેમનામાં શ્રેષ્ઠ દેવતારૂપે **प्रमुखाः** મુખ્ય છે તેમના દ્વારા શ્રેષ્ઠ દેવતારૂપે – શ્રેષ્ઠ વચનોથી અથવા જુદા જુદા ભાવવાળાં વચનોથી ॥ ૫૪ ॥ વિદ્યા જીવોની મુક્તિના કારણરૂપ છે અને અવિદ્યા જીવોના સંસારના (બંધનના) કારણરૂપ છે. તે બંનેના કારણરૂપ માયા છે. **'शक्तिः'** સર્વમાં પ્રધાનરૂપ હ્લાદિની અર્થાત્ જ્ઞાન (ચિત્શક્તિ) છે. આ બાર શક્તિઓ અને અન્ય શક્તિઓ દ્વારા સેવા કરવામાં આવતા ભગવાનને ॥ ૫૫ ॥ ભગવાનને નિહાળીને અત્યંત પ્રસન્ન થયેલા અક્રૂરજી, આપણા એ શ્રીકૃષ્ણ આવા પરમેશ્વર છે, એમ જાણીને (સ્તુતિ કરવા લાગ્યા). ॥ ૫૬ ॥ ૫૭ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे पूर्वार्धेऽक्रूरप्रतियाने एकोनचत्वारिंशोऽध्यायः ॥ ३९ ॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे पूर्वार्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायामेकोनचत्वारिंशोऽध्यायः ॥ ३९ ॥

# अथ चत्वारिंशोऽध्यायः

## અક્રૂરજી દ્વારા ભગવાન શ્રીકૃષ્ણની સ્તુતિ

चत्वारिंशे ततोऽक्रूरः कृष्णं मत्वेश्वरेश्वरम्।
प्रणम्य भक्त्या तुष्टाव सगुणागुणभेदतः ॥ १ ॥

ત્યાર પછી ચાલીસમા અધ્યાયમાં અક્રૂરજીએ શ્રીકૃષ્ણને ઈશ્વરોના ઈશ્વર માનીને ભક્તિપૂર્વક પ્રણામ કરી સગુણ-નિર્ગુણના ભેદથી સ્તુતિ કરી. ॥ ૧ ॥

श्रीकृष्णं प्रणमति—**नतोऽस्मीति।**

શ્રીકૃષ્ણને પ્રણામ કરે છે – **'नतः अस्मि इति।'**

**अक्रूर उवाच**

**नतोऽस्म्यहं त्वाखिलहेतुहेतुं**
**नारायणं पूरुषमाद्यमव्ययम्।**
**यन्नाभिजातादरविन्दकोशाद्**
**ब्रह्माऽऽविरासीद् यत एष लोकः ॥ १**

**અક્રૂરજી બોલ્યા** – સમગ્ર કારણોના પણ કારણ, (પૂર્ણ)પુરુષ, (સર્વના) આદિ, અવિનાશી, નારાયણ એવા આપને હું નમસ્કાર કરું છું, જેમની નાભિમાંથી ઉત્પન્ન થયેલા કમળની કલિકામાંથી બ્રહ્માજી પ્રકટ થયા, જે બ્રહ્માજીમાંથી આ લોકનો આવિર્ભાવ થયો. ॥ ૧ ॥

हे कृष्ण, त्वा त्वां नतोऽस्मि। त्वमस्मत्पितृव्यः कुतो मां बालं नतोऽसि तत्राह—आद्यं पुरुषमव्ययं च। अनादिनिधनमित्यर्थः। कुत एतत्। अखिल-हेतूनां हेतुम्। स तु नारायणो नाहमिति चेत्तत्राह—नारायणं त्वाम्। किं नारायण इति मां स्तौषि काऽत्र स्तुतिः। सत्यमेवेत्याह—यन्नाभिजातादिति। यतो ब्रह्मणः ॥ १ ॥

હે શ્રીકૃષ્ણ, **'त्वा'** આપને હું નમસ્કાર કરું છું. 'તમે અમારા કાકા છો, મને બાળકને કેમ પ્રણામ કરો છો?' (એમ જો ભગવાન કહે તો) તે માટે અક્રૂરજી કહે છે – **'आद्यम् पुरुषम्-अव्ययम्'** આદિ અને અંતરહિત પુરુષને, એમ અર્થ છે. આ કેવી રીતે? સમગ્ર પ્રપંચનાં જે મહદાદિ કારણો છે, તેમના પણ કારણરૂપને (નમસ્કાર કરું છું). '(સમગ્ર પ્રપંચના કારણરૂપ) તો તે નારાયણ છે, હું નહીં.' એમ જો ભગવાન કહે, તો તે માટે અક્રૂરજી કહે છે – નારાયણ એવા આપને જ નમસ્કાર કરું છું. (જો ભગવાન કહે કે) 'નારાયણ તરીકે શા માટે મારી સ્તુતિ કરો છો? અહીં વળી સ્તુતિ કેવી?' તે માટે અક્રૂરજી કહે છે – 'આ યથાર્થ જ છે.' **'यत्-नाभिजातात् इति।'** **'यतः'** જે બ્રહ્માજીમાંથી ॥ ૧ ॥

अखिलहेतुहेतुत्वं प्रपञ्चयति—**भूरिति**।

સમગ્ર કારણોની કારણરૂપતાને વિસ્તારપૂર્વક સમજાવે છે – **'भूः इति।'**

**भूस्तोयमग्निः पवनः खमादि-**
**र्महानजादिर्मन इन्द्रियाणि।**
**सर्वेन्द्रियार्था विबुधाश्च सर्वे**
**ये हेतवस्ते जगतोऽङ्गभूताः ॥ २**

પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ, આકાશ, અહંકાર, મહત્તત્ત્વ, માયા, પુરુષ, મન, ઈન્દ્રિય, સર્વ ઈન્દ્રિયોના વિષયો અને ઈન્દ્રિયોના દેવો – આ સર્વે જે જગતનાં કારણો છે તે આપના શ્રીવિગ્રહમાંથી ઉત્પન્ન થયાં છે. ॥ ૨ ॥

खस्यादिरहंकारः, अजा माया तस्या आदिः पुरुषः। एते ये जगतो हेतवस्ते सर्वे तवाङ्गभूता अङ्गाच्छ्रीमूर्तेर्भूताः उपसर्जनभूता वा ॥ २ ॥

**('खम्-आदिः')** આકાશના કારણરૂપ અહંકાર, **'अजा'** માયા, તેનું કારણ પુરુષ છે. આ જે જગતનાં કારણો છે તે સર્વે આપના **'अङ्गभूताः'** અંગમાંથી, શ્રીવિગ્રહમાંથી ઉત્પન્ન થયેલાં છે અથવા **'उपसर्जनभूताः'** (આ જે જગતનાં કારણો છે તે સર્વે) ગૌણરૂપ બનેલાં છે. ॥ ૨ ॥

नन्वतिस्तुतिः कथं क्रियते, अहमेवान्यत उत्पन्नस्तत्परतन्त्रश्चेत्याशङ्क्य, तवैषा माया, त्वत्पारमार्थ्यं तु न कोऽपि वेदेत्याह—**नैत इति**।

વધારે પડતી સ્તુતિ કેમ કરવામાં આવે છે? હું જ અન્યથી ઉત્પન્નથી થયો છું અને તેમને અધીન છું, એવી આશંકા કરીને (ભગવાન કહે છે.) – તે માટે અક્રૂરજી કહે છે કે આ તો આપની માયા છે. આપનું પારમાર્થિક સ્વરૂપ તો કોઈ પણ જાણતું નથી, એમ કહે છે – **'न-एते इति।'**

**नैते स्वरूपं विदुरात्मनस्ते**
**ह्यजादयोऽनात्मतया गृहीताः।**
**अजोऽनुबद्धः स गुणैरजाया**
**गुणात् परं वेद न ते स्वरूपम्॥ ३**

એતે અજ આદિર્યેષાં તે આત્મનસ્તે સ્વરૂપં

एते अज आदिर्येषां ते आत्मनस्ते स्वरूपं न विदुः। अनात्मतया जडत्वेन कारणेन। जडत्वे हेतुः—गृहीताः प्रत्यक्षादिभिर्दृष्टाः। न ह्यजडो दृग्गोचर इति भावः। ननु जडा मां जानन्तु जीवस्तु ज्ञास्यतीत्यत आह—अज इति। सोऽजो ब्रह्माऽप्यजाया गुणैरनुबद्ध आवृतो गुणातीतं ते तव स्वरूपं न वेद, अन्यः कुतो ज्ञास्यतीति। यद्वा प्रकृत्यादय आत्मनः स्वरूपं तव स्वरूपं च न विदुः, जडत्वादेव। जीवस्तु तानात्मानं च वेत्ति न पुनस्त्वत्स्वरूपमिति। यथोक्तं हंसगुह्ये—

‘देहोऽसवोऽक्षा मनवो भूतमात्रा
नात्मानमन्यं च विदुः परं यत्।
सर्वं पुमान्वेद गुणांश्च तज्ज्ञो
न वेद सर्वज्ञमनन्तमीडे॥’

इति॥ ३॥

બ્રહ્મા વગેરે પ્રત્યક્ષાદિ પ્રમાણોથી અનાત્મરૂપે જણાય છે. (જડ હોવાથી) આ બ્રહ્માજી વગેરે આપના સ્વરૂપને પણ જાણતા નથી. માયાના ગુણોથી બંધાયેલા તે બ્રહ્માજી ગુણોથી પર એવા આપના સ્વરૂપને જાણતા નથી. (તો બીજું કોઈ ક્યાંથી જાણશે?) ॥ ૩ ॥

આ બ્રહ્માજી વગેરે જેમનામાં પ્રથમ છે તેઓ **‘आत्मनः’** આપના પોતાના સ્વરૂપને જાણતા નથી. **‘अनात्मतया’** જડ હોવાને કારણે – જડ હોવા માટેનું કારણ – **‘गृहीताः’** પ્રત્યક્ષાદિ પ્રમાણોથી દેખાનારા – ચેતન વસ્તુ નેત્રનો વિષય થાય જ નહીં, એવો ભાવ છે. શંકા કરવામાં આવી છે કે જડ (પદાર્થ) મને ન જાણે, પણ જીવ તો જાણશે. આ માટે કહે છે – **‘अजः इति।’** તે બ્રહ્માજી પણ માયાના (સત્ત્વાદિ) ગુણોથી **‘अनुबद्धः’** બંધાયેલા – ઢંકાયેલા હોઈ ગુણાતીત, ગુણોથી પર એવા **‘ते’** આપના સ્વરૂપને જાણતા નથી તો બીજું કોઈ ક્યાંથી જાણશે? અથવા માયા (પ્રકૃતિ અને તેનાં મહત્તત્ત્વાદિ કાર્યો) વગેરે **‘आत्मनः स्वरूपम्’** આપના સ્વરૂપને જાણતાં નથી, કારણ કે તેઓ જડ જ છે. (જડ ભલે ન જાણે,) પરંતુ જીવ તો તે પ્રકૃતિ વગેરેને તથા પોતાના સ્વરૂપને જાણે છે, પણ આપના સ્વરૂપને નથી જાણતો. જેમ કે હંસગુહ્ય સ્તોત્રમાં કહેવાયું છે – ‘દેહ, પ્રાણ, ઈન્દ્રિય, અંતઃકરણ, પંચમહાભૂતો, (શબ્દાદિ પાંચ) વિષયો (– આ સર્વ જડ પદાર્થો) પોતાના સ્વરૂપને, દૃશ્ય ઈન્દ્રિયવર્ગને તથા તે બંનેથી પર ઈન્દ્રિયોના દેવતાઓને જાણી શકતાં નથી, પરંતુ જીવ તો (આ) સર્વને તથા તેમના મૂળ કારણ (સત્ત્વ, રજસ્, તમસ્)ને પણ જાણે છે. તે સર્વને જાણનાર હોવા છતાં પણ જીવ જે સર્વજ્ઞને નથી જાણતો તે સર્વજ્ઞ અનંતની હું સ્તુતિ કરું છું.’ (શ્રીમદ્ ભા. ૬/૪/૨૫) ॥ ૩ ॥

ननु यदि केऽपि न जानन्ति कथं तर्हि संसारनिवृत्तिर्जीवानामित्याशङ्क्य साक्षादगोचरत्वेऽपि येन केनापि मार्गेण भजतां त्वं गम्योऽसीत्याह—**त्वां योगिन इति**।

જો ભગવાનના સ્વરૂપને કોઈ પણ નથી જાણતું, તો જીવોની સંસારનિવૃત્તિ કેવી રીતે થાય? એમ આશંકા કરીને ઉત્તર આપે છે કે વસ્તુતઃ પ્રત્યક્ષ ન હોવા છતાં કોઈ પણ માર્ગથી ભજનારાઓને આપ સુગમ છો – **‘त्वां योगिनः इति।’**

**त्वां योगिनो यजन्त्यद्धा महापुरुषमीश्वरम्।**
**साध्यात्मं साधिभूतं च साधिदैवं च साधवः॥ ४**

(હિરણ્યગર્ભના ઉપાસક) યોગીઓ અને (યથોચિત અનુષ્ઠાનનિષ્ઠ) સાધુઓ (જીવો સાથે શરીરમાં અધિકરૂપે રહેનાર) અધ્યાત્મ, (આકાશાદિ સાથે તેમનાથી વિલક્ષણરૂપે સર્વ ભૂતોમાં રહેલા) અધિભૂત અને (ઇન્દ્રિયોના આદિત્ય વગેરે દેવોમાં રહેલા) અધિદૈવના સાક્ષીરૂપ મહાપુરુષ અને તેના અંતર્યામીરૂપ નિયંતા સાક્ષાત્ આપને જ પૂજે છે.॥ ૪ ॥

हैरण्यगर्भादयोऽध्यात्माधिभूताधिदैवसाक्षिणं महापुरुषं तदन्तर्यामिस्वरूपमीश्वरं नियन्तारं च यजन्ति॥ ४॥

હિરણ્યગર્ભના ઉપાસકો વગેરે અધ્યાત્મ, અધિભૂત અને અધિદૈવના સાક્ષીરૂપ મહાપુરુષને અને તે જીવના અંતર્યામિસ્વરૂપ **'ईश्वरम्'** નિયંતાને પૂજે છે. ॥ ૪ ॥

तदेवं सांख्ययोगावेकीकृत्योक्तौ, त्रयीमार्गं कर्मज्ञानभेदेन दर्शयति—**त्रय्या चेति** श्लोकद्वयेन।

આ પ્રમાણે સાંખ્ય અને યોગને એક કરીને કહેવામાં આવ્યું. (હવે) ત્રણેય વેદના માર્ગને કર્મ અને જ્ઞાનના ભેદથી બે શ્લોકો દ્વારા દર્શાવે છે – **'त्रय्या च इति।'**

**त्रय्या च विद्यया केचित् त्वां वै वैतानिका द्विजाः।**
**यजन्ते विततैर्यज्ञैर्नानारूपामराख्यया॥ ५**

(કેટલાક કર્મયોગી) બ્રાહ્મણો ત્રણેય વેદરૂપ વિદ્યાથી વિસ્તાર પામેલા યજ્ઞો દ્વારા અનેક રૂપવાળા જે દેવો છે તેમનાં નામોથી આપને જ ભજે છે. ॥ ૫ ॥

वैतानिकाः कर्मयोगिनस्त्वां वै त्वामेव यजन्ते। ननु ते इन्द्रवरुणवाय्वादीन् यजन्ते, न तु मामित्यत आह—नाना वज्रहस्तादीनि रूपाणि येषां ते येऽमरास्तेषामाख्यया नाम्ना त्वामेव यजन्त इति। अयं भावः—ऐन्द्रवारुणादिसूक्तै- रिन्द्रादयः सर्वैश्वर्येण प्रकाश्यन्ते न च सर्वेश्वरा बहवः संभवन्ति, अतो नामभेदेन त्वामेव यजन्त इति। तथा च श्रुतिः—'स प्रथमः स प्रकृति- र्विश्वकर्मा स प्रथमो मित्रावरुणोऽग्निः स प्रथमो बृहस्पतिश्चिकित्वांस्तस्मा इन्द्राय हविराजुहोति' इति॥ ५॥

**'वैतानिकाः'** કર્મયોગીઓ **'त्वां वै'** આપને જ ભજે છે. (ભગવાન) શંકા કરે છે કે તેઓ ઇન્દ્ર, વરુણ, વાયુ વગેરેને ભજે છે, નહીં કે મને. આ માટે કહે છે કે હાથમાં વજ્ર વગેરે ધારણ કરેલાં અનેક જાતનાં રૂપો છે જેમનાં તે જે દેવો છે તેમનાં નામોથી આપને જ ભજે છે. ભાવ આ પ્રમાણે છે – ઇન્દ્ર, વરુણ વગેરેનાં સૂક્તોથી ઇન્દ્ર વગેરે સર્વ દેવો સર્વેશ્વરના ઐશ્વર્યથી પ્રકાશિત કરાય છે. વળી, સર્વના ઈશ્વરો અનેક ન હોઈ શકે. આથી નામભેદથી આપને જ પૂજે છે. તે અનુસાર જ શ્રુતિ છે – 'તે પરમાત્મા સૃષ્ટિમાં (સર્વ)પ્રથમ છે, પ્રકૃતિસ્વરૂપ છે, વિશ્વકર્મારૂપ છે. તે પરમાત્મા મિત્ર અને વરુણ દેવતા સંબંધી પ્રથમ અગ્નિ છે. તે પરમાત્મા પ્રથમ બૃહસ્પતિ છે અને ચિકિત્સા કરનાર અશ્વિનીકુમાર છે. તે પરમાત્મસ્વરૂપ ઇન્દ્રને હોતા નામના ઋત્વિજ હવિ હોમે છે.' (તૈ.સં.૬/૪/૧૦/૨) ॥ ૫ ॥

**एके त्वाऽखिलकर्माणि संन्यस्योपशमं गताः।**
**ज्ञानिनो ज्ञानयज्ञेन यजन्ति ज्ञानविग्रहम्॥ ६**

કેટલાક જ્ઞાનીજનો (વિષયોમાં તૃષ્ણારહિત થઈ જવાથી) શાંતિ પ્રાપ્ત કરી સર્વ કર્મ(ફળની આસક્તિ)ને છોડીને જ્ઞાનયજ્ઞરૂપ સમાધિ દ્વારા જ્ઞાનસ્વરૂપ આપનું યજન કરે છે. ॥ ૬ ॥

ज्ञानयज्ञेन समाधिना ॥ ६ ॥

सांख्ययोगत्रयीमार्गा उक्ताः, वैष्णवशैवमार्गावाह द्वयेन—**अन्ये चेति**।

**अन्ये च संस्कृतात्मानो विधिनाऽभिहितेन ते।**
**यजन्ति त्वन्मयास्त्वां वै बहुमूर्त्येकमूर्तिकम्॥ ७**

संस्कृतात्मानो वैष्णवशैवदीक्षया दीक्षिताः सन्तः ते त्वयाऽभिहितेन पञ्चरात्रादिविधिना त्वन्मयास्त्वन्मयत्वेनात्मानं चिन्तयन्तस्त्वदेकप्रधाना इति वा। वासुदेवसंकर्षणप्रद्युम्नानिरुद्धभेदेन बहुमूर्तिं नारायणरूपेणैकमूर्तिकं च त्वामेव यजन्ति॥ ७॥

**त्वामेवान्ये शिवोक्तेन मार्गेण शिवरूपिणम्।**
**बह्वाचार्यविभेदेन भगवन् समुपासते॥ ८**

बह्वाचार्यविभेदेनेति नानाभेदशैवपाशुपतादिमार्गेण॥ ८॥

येऽपि क्षुद्रदेवताभक्तास्तेऽपि त्वामेव यजन्तीत्याह—**सर्व एवेति**।

**सर्व एव यजन्ति त्वां सर्वदेवमयेश्वरम्।**
**येऽप्यन्यदेवताभक्ता यद्यप्यन्यधियः प्रभो॥ ९**

हे सर्वदेवमय। नन्वेते परस्परदेवताऽधिक्षेप-कलहव्याकुलचित्ताः कथमेकमेव यजन्तीत्युच्यते तत्राह—यद्यप्यन्यधिय इति। बुद्धिमात्रभेदो न वस्तुभेद इत्यर्थः॥ ९॥

**वंशीधरी—**

'शैवाः सौराश्च गाणेशा वैष्णवाः शक्तिपूजकाः।
मामेव प्राप्नुवन्तीह वर्षापः सागरं यथा॥'

इति पाद्मोक्तेः।

**'ज्ञानयज्ञेन'** જ્ઞાનયજ્ઞરૂપ સમાધિ દ્વારા ॥ ૬ ॥

સાંખ્ય, યોગ અને વેદમાર્ગ કહેવાયા. (હવે) વૈષ્ણવ અને શૈવ માર્ગોને બે શ્લોકથી છે – **'अन्ये च इति।'**

આપના દ્વારા કહેવાયેલી (પંચરાત્રાદિ) વિધિથી (વૈષ્ણવ અને શૈવ દીક્ષાથી) દીક્ષિત થયેલા દેહવાળા ઉપાસકો આપનું ચિંતન કરતા અનેક મૂર્તિઓરૂપે અને એક મૂર્તિરૂપે આપને જ ભજે છે. ॥ ૭ ॥

**'संस्कृत-आत्मानः'** વૈષ્ણવ અને શૈવ દીક્ષાથી દીક્ષિત થયેલા દેહવાળા થઈને – **'ते'** આપના દ્વારા કહેવાયેલી પંચરાત્રાદિ વિધિથી **'त्वत्-मयाः'** આપનામાં મય હોવાને કારણે આપનું – આત્માનું ચિંતન કરતા અથવા એક આપ જ મુખ્ય છો, એમ માનનારા – વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન, અનિરુદ્ધ (અને મત્સ્ય, કૂર્માદિ) ભેદથી અનેક મૂર્તિઓરૂપે અને મહાનારાયણરૂપ એક મૂર્તિરૂપે આપને જ ભજે છે. ॥ ૭ ॥

હે ભગવાન, શિવોક્ત માર્ગથી અન્ય ઉપાસકો પણ અનેક આચાર્યોના ભેદથી (અનેક ભેદવાળા શૈવ, પાશુપત વગેરે માર્ગથી) શિવરૂપ આપને જ ભજે છે. ॥ ૮ ॥

નાના દેવોના જે ભક્તો છે તેઓ પણ આપને જ ભજે છે, એમ કહે છે – **'सर्वे एव इति।'**

હે પ્રભુ, જેઓ અન્ય દેવોના ભક્તો છે તેઓ જો કે અન્ય દેવોમાં બુદ્ધિવાળા હોવા છતાં હે સર્વદેવમય, તે સર્વ ઈશ્વર એવા આપને જ ભજે છે. ॥ ૯ ॥

હે સર્વદેવમય! શંકા કરવામાં આવી છે કે એકબીજાના દેવોમાં દોષારોપણ કરવાથી કલહને કારણે વ્યાકુળ ચિત્તવાળા ઉપાસકો એકને જ કેવી રીતે ભજે? એમ કહેવામાં આવે છે. તે માટે ઉત્તર આપે છે – **'यद्यपि अन्यधियः इति।'** (આ ભક્તોની ઉપાસનામાં) માત્ર બુદ્ધિભેદ છે, વસ્તુભેદ નથી, એમ અર્થ છે.॥ ૯ ॥

'આ સંસારમાં શિવ, સૂર્ય, ગણેશ, વિષ્ણુ અને શક્તિના ઉપાસકો વર્ષાનું જળ જેમ સાગરને પ્રાપ્ત થાય તેમ મને જ પ્રાપ્ત થાય છે.' એમ પદ્મપુરાણમાં કહેવાયું છે.

'यो यो यां यां तनुं भक्तः श्रद्धयार्चितुमिच्छति।
तस्य तस्याचलां श्रद्धां तामेववा विदधाम्यहम्॥'
इति गीतासूक्तेः।

'જે જે ભક્ત જે જે દેવતાની પ્રતિમાને શ્રદ્ધાથી પૂજવા ઇચ્છે છે, તે તે ભક્તની તે તે શ્રદ્ધાને તે જ દેવતા પ્રત્યે હું સ્થિર કરું છું.' એમ ગીતામાં કહેવાયું છે. (ગીતા ૭/૨૧)

तस्मात्सर्वे मार्गास्त्वय्येव पर्यवस्यन्तीति सदृष्टान्तमाह—**यथेति**।

તેથી સર્વ માર્ગો આપનામાં જ સમાપ્ત થાય છે, એમ દૃષ્ટાંત સહિત કહે છે – **'यथा इति।'**

**यथाद्रिप्रभवा नद्यः पर्जन्यापूरिताः प्रभो।**
**विशन्ति सर्वतः सिन्धुं तद्वत्त्वां गतयोऽन्ततः॥ १०**

હે પ્રભુ, જેમ પર્વતમાંથી નીકળેલી નદીઓ મેઘના જળથી ભરાઈને સર્વ તરફથી સાગરમાં પ્રવેશે છે, તેમ (આ સર્વ) ઉપાસનાના માર્ગો છેવટે આપનામાં જ પ્રવિષ્ટ થાય છે. ॥ ૧૦ ॥

अद्रेः सकाशात्सर्वतः प्रभवन्ति या नद्यस्ताः पुनः पर्जन्येनापूरिता बहुस्त्रोतसः सत्यः सर्वतः सिन्धुमेव विशन्ति यथा, तद्वदेता गतयो मार्गा अन्ततस्त्वामेव विशन्तीति॥ १०॥

પર્વતમાંથી સર્વ તરફથી ઉત્પન્ન થયેલી જે નદીઓ છે તેઓ પુનઃ મેઘના જળથી ભરાઈને અનેક ધારાઓવાળી થઈને સર્વ તરફથી જેમ સાગરમાં જ પ્રવેશે છે, તેમ આ **'गतयः'** માર્ગો આખરે આપનામાં જ પ્રવિષ્ટ થાય છે. ॥ ૧૦ ॥

अत्र हेतुमाह—**सत्त्वमिति**।

(સર્વ માર્ગો આપનામાં જ પ્રવિષ્ટ થાય છે તે માટે) અહીં કારણ આપે છે – **'सत्त्वम् इति।'**

**सत्त्वं रजस्तम इति भवतः प्रकृतेर्गुणाः।**
**तेषु हि प्राकृताः प्रोता आब्रह्मस्थावरादयः॥ ११**

સત્ત્વ, રજસ્ અને તમસ્ – આપની (શક્તિરૂપ) પ્રકૃતિના ગુણો છે. સ્થાવરાદિથી માંડીને બ્રહ્માજી સુધીના પ્રકૃતિના કાર્યની ઉપાધિઓવાળા જીવો તેમનામાં (ગુણોમાં) જ પ્રવિષ્ટ થયેલા છે. ॥ ૧૧॥

भवतः शक्तिर्या प्रकृतिस्तस्याः सत्त्वादयो गुणा अतः प्राकृताः प्रकृतिकार्योपाधयो ब्रह्मपर्यन्ताः स्थावरादयो जीवाः स्वोपाधिद्वारा तेषु गुणेषु प्रोताः प्रविष्टास्ते च प्रकृतौ सा च त्वयीति। अतः क्रमेणोपाधिलयात्सर्वेऽपि त्वामेव विशन्तीति। यद्वा भवतः प्रकृतेर्गुणेषु प्रोता ब्रह्मादयो भवद्व्यतिरिक्ता न सन्ति, अतस्त्वमेव सर्वदेवमय इति॥ ११॥

આપની શક્તિ જે પ્રકૃતિ છે તેના સત્ત્વાદિ ગુણો છે. આથી **'प्राकृताः'** પ્રકૃતિના કાર્યની ઉપાધિઓવાળા સ્થાવરાદિ(થી માંડીને) બ્રહ્મા પર્યન્તના જીવો પોતાની ઉપાધિ દ્વારા તે ગુણોમાં **'प्रोताः'** પ્રવિષ્ટ થયેલા છે. તે ગુણો પ્રકૃતિમાં છે અને તે પ્રકૃતિ આપનામાં પ્રવિષ્ટ છે. આથી ક્રમપૂર્વક ઉપાધિનો લય થવાથી સર્વે આપનામાં જ પ્રવેશે છે. અથવા આપની પ્રકૃતિના ગુણોમાં પરોવાયેલા બ્રહ્માજી વગેરે આપનાથી જુદા નથી, આથી આપ જ સર્વદેવમય છો.॥ ૧૧ ॥

ननु भवतः प्रकृतेरिति वदन्ममापि प्रकृति-संबन्धं ब्रवीषि। ततश्च तेषां मम च को विशेषः स्यादित्याशङ्क्य विशेषमाह—**तुभ्यमिति**।

'આપની પ્રકૃતિ' એમ કહેતા તમે મારો (ભગવાનનો) પણ પ્રકૃતિ સાથે સંબંધ કહો છો અને તેથી તેમનામાં (બીજા જીવોમાં) અને મારામાં શું અંતર છે? એવી આશંકા કરીને (ભગવાનની) વિશેષતા જણાવે છે – **'तुभ्यम् इति।'**

**तुभ्यं नमस्तेऽस्त्वविषक्तदृष्टये**
**सर्वात्मने सर्वधियां च साक्षिणे।**
**गुणप्रवाहोऽयमविद्यया कृतः**
**प्रवर्तते देवनृतिर्यगात्मसु॥ १२**

અનાસક્ત બુદ્ધિવાળા આપને નમસ્કાર. સર્વની બુદ્ધિના સાક્ષીને અને સર્વના આત્મા એવા આપને નમસ્કાર. આપની અવિદ્યાથી રચાયેલો આ (સત્ત્વાદિ) ગુણોના પ્રવાહરૂપ સંસાર દેવ, મનુષ્ય અને પશુપક્ષીનાં શરીરોમાં 'આ હું છું.' એમ માનનારાઓમાં પ્રવર્તે છે. (પરંતુ આપ તો ગુણોથી સર્વથા પર છે, તેથી ગુણોના પ્રવાહરૂપ સંસાર આપનામાં સંભવિત નથી.) ॥ ૧૨ ॥

अविषक्तदृष्टयेऽलिप्तबुद्धये। कुतः। सर्वात्मने स्वव्यतिरिक्ताभावादविषक्तदृष्टित्वमित्यर्थः। किंच सर्वधियां साक्षिणे। सर्वबुद्धिसाक्षित्वान्न क्वापि बुद्धिलेप इत्यर्थः। इतरे तु संसरन्तीत्याह— गुणप्रवाह इति। देवनृतिर्यञ्च आत्मानो येषां तेषु देवादिशरीराभिमानिष्वित्यर्थः। त्वदविद्यया कृतोऽयं गुणप्रवाहः प्रवर्तते, अतो महान्विशेष इत्यर्थः॥ १२॥

**'अविषक्तदृष्टये'** અનાસક્ત બુદ્ધિવાળાને (નમસ્કાર). અનાસક્ત બુદ્ધિ શા માટે? **'सर्वात्मने'** (સર્વના આત્મા હોવાથી) પોતાનાથી ભિન્ન વસ્તુનો અભાવ હોવાથી અલિપ્ત બુદ્ધિરૂપતાને, એમ અર્થ છે. સર્વાત્માને અને સર્વની બુદ્ધિના સાક્ષીને (નમસ્કાર). સર્વની બુદ્ધિના સાક્ષી હોવાથી ક્યાંય પણ બુદ્ધિ આસક્ત થતી નથી, એમ અર્થ છે. અન્ય જીવો તો જન્મ-મરણરૂપ સંસારમાં પડે છે, એમ કહે છે – **'गुणप्रवाहः इति।'** દેવ, મનુષ્ય અને પશુપક્ષીરૂપ શરીરો જેમનાં છે તે દેવાદિ શરીરોના અભિમાનીઓ ('આ હું છું.' એમ માનનારાઓ)માં આપની અવિદ્યાથી રચાયેલો આ સંસાર પ્રવર્તે છે, એમ અર્થ છે. આથી આપની અને જીવોની વચ્ચે મોટો ભેદ છે, એમ અર્થ છે. ॥ ૧૨ ॥

सर्वात्मन इत्यनेनोक्तं सगुणं स्तौति— **अग्निर्मुखमिति** द्वाभ्याम्।

સર્વના આત્માને – એ દ્વારા કહેવાયેલા સગુણ સ્વરૂપની બે શ્લોક વડે સ્તુતિ કરે છે – **'अग्निर्मुखम् इति।'**

**अग्निर्मुखं तेऽवनिरङ्घ्रिरीक्षणं**
**सूर्यो नभो नाभिरथो दिशः श्रुतिः।**
**द्यौः कं सुरेन्द्रास्तव बाहवोऽर्णवाः**
**कुक्षिर्मरुत् प्राणबलं प्रकल्पितम्॥ १३**
**रोमाणि वृक्षौषधयः शिरोरुहा**
**मेघाः परस्यास्थिनखानि तेऽद्रयः।**
**निमेषणं रात्र्यहनी प्रजापति-**
**र्मेढ्रस्तु वृष्टिस्तव वीर्यमिष्यते॥ १४**

અગ્નિ આપનું મુખ છે, પૃથ્વી ચરણ, સૂર્ય ચક્ષુ, આકાશ નાભિ, વળી દિશાઓ કાન, સ્વર્ગ મસ્તક, ઈન્દ્રાદિ દેવો આપના બાહુઓ, સમુદ્રો આપનું પેટ તેમ જ વાયુ આપના પ્રાણ અને બળરૂપે કલ્પવામાં આવ્યાં છે. ॥ ૧૩ ॥ વૃક્ષો અને ઔષધિઓ આપનાં રૂંવાડાં છે, મેઘ આપના મસ્તકના કેશ છે તથા પર્વતો પરમેશ્વર એવા આપનાં અસ્થિ અને નખ છે. રાત્રિ અને દિવસ નેત્રના પલકારા છે, પ્રજાપતિ આપની ગુહ્યેન્દ્રિય છે તથા વૃષ્ટિ આપનું વીર્ય કહેવાય છે. ॥ ૧૪ ॥

अग्न्यादीननूद्येश्वरावयवता विधीयते। योऽयमग्निः स तु तव मुखमित्यादिवचनव्यक्त्या। ईक्षणं चक्षुः। श्रुतिः श्रवणेन्द्रियम्। कं मूर्धा। प्राणश्च बलं च तत्॥ १३॥ अद्रयः परस्य तेऽस्थिनखानि॥ १४॥

न केवलमेतावत् किंतु सर्वोऽप्ययं प्रपञ्चस्त्वदवयवभूत एवेति वदन्नेवं सत्यपि प्रपञ्चस्य षट् जन्मादयो विकारास्त्वयि न प्रसज्जन्ते, तस्य त्वयि कल्पितत्वादित्याह— **त्वयीति**।

**त्वय्यव्ययात्मन् पुरुषे प्रकल्पिता**
**लोकाः सपाला बहुजीवसंकुलाः।**
**यथा जले संजिहते जलौकसो-**
**ऽप्युदुम्बरे वा मशका मनोमये॥ १५**

अव्ययात्मनि पुरुषे पूर्णे लोकादयः संजिहते प्रचरन्ति हे अव्ययात्मन्निति वा। कथंभूते त्वयि। मनोमये मनःप्रधाने मनोवृत्तिव्यङ्ग्ये— 'दृश्यते त्वग्र्यया बुद्ध्या', 'मनसैवानुद्रष्टव्यः' इत्यादिश्रुतेः। जले यथा जलौकसः सूक्ष्म-प्राण्यण्डराशयो यथा चोदुम्बरान्तःकेसरेषु मशकाः परस्परवार्तानभिज्ञाः, एवमनन्तानि ब्रह्माण्डानि त्वयि संचरन्तीत्यर्थः ॥ १५॥

तस्मादेवंभूतं तव स्वरूपं दुरवगाहमिति त्वदवतारकथामृतमेव सन्तः सेवन्त इत्याह— **यानि यानीति**।

અગ્નિ વગેરે જે છે તેનો જ પુનઃ નિર્દેશ કરીને ઈશ્વરના અવયવરૂપે (તેમની) કલ્પના કરવામાં આવે છે. જે આ અગ્નિ છે તે આપનું મુખ છે વગેરે વાક્યની અભિવ્યક્તિ પ્રમાણે સર્વત્ર ગોઠવવું. **'ईक्षणम्'** ચક્ષુ, **'श्रुतिः'** શ્રવણેન્દ્રિય, **'कम्'** મસ્તક તેમ જ પ્રાણ અને બળરૂપ તે (વાયુ) છે. ॥ ૧૩ ॥ પર્વતો પરમેશ્વર એવા આપનાં અસ્થિ અને નખ છે. ॥ ૧૪ ॥

કેવળ એટલું જ નહીં, પરંતુ આ સર્વ પ્રપંચ આપના અવયવરૂપ જ છે, એમ બોલતા (અક્રૂરજી) કહે છે કે આમ, સર્વ પ્રપંચ અવયવરૂપ હોવા છતાં પ્રપંચના છ જન્માદિ વિકારો આપનામાં પ્રયુક્ત નથી થતા, કારણ કે તે પ્રપંચ આપનામાં કલ્પિત છે – **'त्वयि इति।'**

હે અવિનાશી આત્મા, મનોવૃત્તિથી વ્યક્ત થવા યોગ્ય પૂર્ણ પુરુષ એવા આપનામાં અસંખ્ય જીવોથી વ્યાપેલા, લોકપાલો સહિત કલ્પાયેલા સર્વ લોક (અનંત બ્રહ્માંડો) જળમાં કે ઊમરાના ફળમાં રહેનારા સૂક્ષ્મ જીવોની જેમ પ્રચલન કરે છે. ॥ ૧૫ ॥

અવિનાશી સ્વરૂપવાળા પૂર્ણ પુરુષમાં લોક વગેરે સર્વ કાંઈ **'संजिहते'** પ્રચલન કરે છે અથવા હે **'अव्यय-आत्मन्'** અવિનાશી આત્મા, કેવા આપનામાં? **'मनोमये'** મનઃપ્રધાન એવા આપનામાં, મનોવૃત્તિથી વ્યક્ત થવા યોગ્ય આપનામાં – '(આ બ્રહ્મ એકાગ્ર અને) સૂક્ષ્મ બુદ્ધિથી જ જોવા યોગ્ય છે, જાણી શકાય છે.' (કઠ.ઉપ.૧/૩/૧૨) 'આ બ્રહ્મ મનથી જ દર્શન કરવા યોગ્ય છે.' (બૃહદા.ઉપ.૪/૪/૧૯) વગેરે શ્રુતિ હોવાથી (આત્મા મનઃપ્રધાન છે). જળમાં જેમ **'जल-ओकसः'** જળચર સૂક્ષ્મ જીવોના અંડસમૂહો અને ઊમરાના ફળની અંદર રેષાઓમાં રહેલાં જંતુઓ, એકબીજાની વાતને ન જાણતાં પ્રચલન કરે છે, એમ અનંત બ્રહ્માંડો આપનામાં પ્રચલન કરે છે, એમ અર્થ છે. ॥ ૧૫ ॥

આવું (સર્વ પ્રપંચના આધારભૂત) આપનું સ્વરૂપ દુર્જ્ઞેય છે, તેથી આપના અવતારોના કથામૃતનું જ સંતો સેવન કરે છે, એમ કહે છે – **'यानि यानि इति।'**

**यानि यानीह रूपाणि क्रीडनार्थं बिभर्षि हि।**
**तैरामृष्टशुचो लोका मुदा गायन्ति ते यशः॥ १६**

અહીં ભૂતળ પર લીલા કરવા માટે આપ જે જે (મત્સ્યાદિ) અવતારો ધારણ કરો છો, તે તે રૂપોનાં સ્મરણ દ્વારા જેમનો શોક (અને મોહ) દૂર થયો છે તેવા લોકો આનંદપૂર્વક આપનો યશ ગાય છે. ॥ ૧૬ ॥

आमृष्टा परिमार्जिता शुक् येषां ते॥ १६॥

**'आमृष्टा'** દૂર થયો છે શોક જેમનો તેઓ ॥૧૬॥

अतः स्वयमप्यवतारान्नमस्यति—**नम इति**।

આથી (સ્વયં અક્રૂરજી) પોતે પણ અવતારોને નમસ્કાર કરે છે – **'नमः इति।'**

**नमः कारणमत्स्याय प्रलयाब्धिचराय च।**
**हयशीर्ष्णे नमस्तुभ्यं मधुकैटभमृत्यवे॥ १७**

(વેદો, ઋષિઓ, ઔષધિઓ અને મનુ વગેરેની રક્ષા માટે) પ્રલયકાલીન સમુદ્રમાં વિચરણ કરનાર મત્સ્ય(નારાયણ)ને નમસ્કાર. મધુ અને કૈટભને હણનાર હયગ્રીવ(ભગવાન)ને નમસ્કાર. ॥ ૧૭ ॥

हयशीर्ष्णे हयग्रीवाय। मधुकैटभयोर्मृत्यवे हन्त्रे॥ १७॥

**'हयशीर्ष्णे'** હયગ્રીવને, મધુ અને કૈટભના **'मृत्यवे'** હણનારને (નમસ્કાર) ॥૧૭॥

**अकूपाराय बृहते नमो मन्दरधारिणे।**
**क्षित्युद्धारविहाराय नमः सूकरमूर्तये॥ १८**

**नमस्तेऽद्भुतसिंहाय साधुलोकभयापह।**
**वामनाय नमस्तुभ्यं क्रान्तत्रिभुवनाय च॥ १९**

મંદરાચળને ધારણ કરનાર અતિશય વિશાળ કૂર્મ(નારાયણ)ને નમસ્કાર. પૃથ્વીના ઉદ્ધારરૂપ ક્રીડા કરનાર વરાહ(નારાયણ)ને નમસ્કાર. હે ભક્તજનોના ભયને દૂર કરનાર! (પૂર્વે ન જોયા હોય તેવા) અદ્ભુત નરસિંહરૂપધારી આપને પ્રણામ. ત્રણે ભુવનોને (ત્રણ પગલાંથી) માપી લેનાર વામનરૂપ આપને નમસ્કાર છે. ॥ ૧૮ ॥ ૧૯ ॥

अकूपाराय कूर्माय। क्षित्युद्धारो विहारो यस्य तस्मै॥ १८॥ १९॥

**'अकूपाराय'** કૂર્મને – ક્ષિતિ (પૃથ્વી)ના ઉદ્ધારરૂપ ક્રીડા છે જેમની તેમને (નમસ્કાર) ॥ ૧૮ ॥ ૧૯ ॥

**नमो भृगूणां पतये दृप्तक्षत्रवनच्छिदे।**
**नमस्ते रघुवर्याय रावणान्तकराय च॥ २०**

ગર્વિષ્ઠ ક્ષત્રિયોના (વંશરૂપી) વનના ઉચ્છેદક ભૃગુકુળતિલક પરશુરામને નમસ્કાર. રાવણનો વિનાશ કરનાર રઘુકુળશ્રેષ્ઠ રામચન્દ્રજી એવા આપને નમસ્કાર હો. ॥ ૨૦ ॥

भृगूणां पतये परशुरामाय॥ २०॥

ભૃગુકુળતિલક પરશુરામજીને (નમસ્કાર).॥૨૦॥

चतुर्व्यूहरूपेण प्रणमति—**नमस्ते वासुदेवायेति**।

ચતુર્વ્યૂહરૂપે પ્રણામ કરે છે – **'नमस्ते वासुदेवाय इति।'**

**नमस्ते वासुदेवाय नमः संकर्षणाय च।**
**प्रद्युम्नायानिरुद्धाय सात्वतां पतये नमः॥ २१**

ભક્તોના પાલક વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન તથા અનિરુદ્ધ એવા આપને નમસ્કાર. ॥ ૨૧ ॥ ૨૧॥

**नमो बुद्धाय शुद्धाय दैत्यदानवमोहिने।**
**म्लेच्छप्रायक्षत्रहन्त्रे नमस्ते कल्किरूपिणे॥ २२**

॥ २१॥ २२॥

દૈત્યો અને દાનવોને મોહિત કરનાર, શુદ્ધ બુદ્ધરૂપને નમસ્કાર. (આચાર વગેરેથી) પ્રાયઃ મ્લેચ્છ બનેલા ક્ષત્રિયોનો (ભવિષ્યમાં) સંહાર કરનાર કલ્કિસ્વરૂપ આપને નમસ્કાર. ॥ ૨૨ ॥ ૨૨ ॥

एवं स्तुत्वा बन्धमोक्षं प्रार्थयितुमाह—**भगवन्निति**।

**भगवन् जीवलोकोऽयं मोहितस्तव मायया।**
**अहंममेत्यसद्ग्राहो भ्राम्यते कर्मवर्त्मसु॥ २३**

असति देहादौ ग्राह आग्रहो यस्य सः, असन् ग्राहो यस्येति वा॥ २३॥

न केवलमयं लोकोऽहमपि तथैवेत्याह—**अहं चेति**।

**अहं चात्मात्मजागारदारार्थस्वजनादिषु।**
**भ्रमामि स्वप्नकल्पेषु मूढः सत्यधिया विभो॥ २४**

॥ २४॥

मूढत्वमेव प्रकटयति—

**अनित्यानात्मदुःखेषु विपर्ययमतिर्ह्यहम्।**
**द्वन्द्वारामस्तमोविष्टो न जाने त्वाऽऽत्मनः प्रियम्॥ २५**

विपर्ययमतिरिति। अनित्ये कर्मफले नित्यमिति, अनात्मनि देहे आत्मेति, दुःखरूपे गृहादौ सुखमिति विपरीतमतिरित्यर्थः। द्वन्द्वेषु सुखदुःखादिष्वारमति क्रीडतीति तथा सः। ननु दुःखे कुतो रतिस्तत्राह—तमोविष्टस्तमसा व्याप्तोऽत आत्मनः प्रियं प्रेमास्पदं त्वा त्वां न जान इत्यर्थः॥ २५॥

तदेव सदृष्टान्तमाह—**यथेति**।

આમ, કહેવાયેલી રીત પ્રમાણે (અવિદ્યાના લક્ષણરૂપ) બંધનથી (તેની નિવૃત્તિના લક્ષણરૂપ) મોક્ષની પ્રાર્થના કરવા માટે કહે છે – '**भगवन् इति।**'

હે ભગવાન, મિથ્યા દેહાદિમાં 'હું અને મારું' એવા આગ્રહવાળો, આપની માયાથી મોહિત થયેલો આ જીવલોક કર્મમાર્ગોમાં (વારંવાર) ભટક્યા કરે છે. ॥ ૨૩ ॥

**(असति)** મિથ્યા દેહાદિમાં '**ग्राहः**' આગ્રહ છે જેનો તે અથવા **(असन्)** મિથ્યા આગ્રહ છે જેનો તે ॥ ૨૩ ॥

કેવળ આ જીવલોક જ નહીં, હું પણ તેવો જ છું, એમ કહે છે – '**अहं च इति।**'

હે વિભુ, મૂઢ એવો હું પણ સ્વપ્નવત્ દેહ, પુત્ર, ઘર, પત્ની, ધન અને સ્વજનો વગેરેમાં સત્યબુદ્ધિ રાખીને ભટકી રહ્યો છું! ॥ ૨૪ ॥ ૨૪ ॥

(અક્રૂરજી પોતાની) મૂઢતાને જ પ્રકટ કરે છે –

અનિત્ય કર્મફળમાં (નિત્યતાની બુદ્ધિ), અનાત્મા એવા દેહાદિમાં (આત્મબુદ્ધિ) અને દુઃખપ્રદ (ગૃહાદિ)માં (સુખપ્રદ હોવાની) વિપરીત બુદ્ધિવાળો અને (અજ્ઞાનરૂપી) અંધકારથી ઘેરાયેલો (હોવાથી) સુખદુઃખાદિ દ્વન્દ્વોમાં ક્રીડા કરનારો હું પોતાના પરમ પ્રેમાસ્પદ આપને જાણતો નથી. ॥ ૨૫ ॥

'**विपर्ययमतिः इति।**' અનિત્ય કર્મફળમાં નિત્યતાની (બુદ્ધિ), અનાત્મા દેહમાં આત્મા (હોવાની બુદ્ધિ), દુઃખપ્રદ ગૃહાદિમાં સુખપ્રદ હોવાની '**विपरीतमतिः**' અવળી બુદ્ધિવાળો હું, એમ અર્થ છે. સુખદુઃખાદિ દ્વન્દ્વોમાં '**आरमति**' ક્રીડા કરે છે તેવા તે – શંકા કરે છે કે દુઃખમાં શા માટે આનંદ માને છે? તે માટે ઉત્તર આપે છે – '**तमोविष्टः**' અંધકારથી વ્યાપ્ત હોવાથી હું પોતાના '**प्रियम्**' (પરમ) પ્રેમાસ્પદ '**त्वा**' આપને જાણતો નથી, એમ અર્થ છે. ॥ ૨૫ ॥

તે (અજ્ઞાન)ને જ દૃષ્ટાંત સહિત જણાવે છે – '**यथा इति।**'

**यथाऽबुधो जलं हित्वा प्रतिच्छन्नं तदुद्भवैः।**
**अभ्येति मृगतृष्णां वै तद्वत्त्वाऽहं पराङ्मुखः॥ २६**

તસ્માજ્જલાદુદ્ભવન્તીતિ — तस्माज्जलादुद्भवन्तीति तदुद्भवानि तृणादीनि तैः। तथा मायाच्छन्नं त्वा त्वामहं हित्वा पराङ्मुखो देहाभिमुखो वर्त इति॥ २६॥

अज्ञानी मनुष्य જેમ જળમાંથી ઉત્પન્ન થયેલાં (ઘાસ, લીલ વગેરે)થી ઢંકાયેલા જળને છોડીને ઝાંઝવાનાં જળ પાછળ દોડે છે, તેમ (માયાથી ઢંકાયેલા) આપને છોડીને હું દેહાદિમાં આસક્ત થઈ રહ્યો છું.॥ २६ ॥

તે જળમાંથી ઉત્પન્ન થાય છે એટલે તેમાં ઉત્પન્ન થતાં ઘાસ, (લીલ) વગેરે, તેમનાંથી – તેમ માયાથી ઢંકાઈ ગયેલા **'त्वा'** આપને છોડીને હું **'पराङ्मुखः'** દેહાભિમુખ અર્થાત્ દેહમાં આસક્ત થઈ તેના લાલનપાલનમાં પ્રવર્તી રહ્યો છું. ॥ २६ ॥

नन्वेवं जानतः कुतो विषयाभिमुखता तत्राह—**नोत्सह इति**।

શંકા કરવામાં આવી છે કે (અજ્ઞાનીની આવી દશા હોય પણ) આ પ્રમાણે જાણનારની વિષયાભિમુખતા કેવી રીતે હોઈ શકે? તે માટે ઉત્તર આપે છે – **'न-उत्सहे इति।'**

**नोत्सहेऽहं कृपणधीः कामकर्महतं मनः।**
**रोद्धुं प्रमाथिभिश्चाक्षैर्ह्रियमाणमितस्ततः॥ २७**

વિષયવાસનાથી યુક્ત બુદ્ધિવાળો હું કામ (વિષયાભિલાષા) અને કર્મ (પૂર્વેની વાસના)થી વિક્ષુબ્ધ (ચંચળ) બનેલા અને વિષયો સાથે જકડાયેલી (વિષયાકાર થયેલી) બળવાન ઇન્દ્રિયોથી આમતેમ (ઘસડાઈને) ખેંચાતા મારા મનને રોકવાને સમર્થ નથી. ॥ २७ ॥

कृपणा विषयवासनायुक्ता धीर्यस्य सः। अत एव कामकर्मभ्यां हतं क्षुभितमिन्द्रियैश्च बलिभिर्विषयसंयुक्तैरितस्तत आकृष्यमाणं मनो रोद्धुं नियन्तुं न शक्नोमीति॥ २७॥

**'कृपणधीः'** વિષયવાસનાથી યુક્ત બુદ્ધિ છે જેની તે – આથી જ કામ અને કર્મથી **'हतम्'** ક્ષુબ્ધ (ચંચળ) અને વિષયો સાથે જકડાયેલી બળવાન ઇન્દ્રિયોથી આમતેમ ખેંચાતા મારા મનને **'रोद्धुम्'** રોકવાને હું સમર્થ નથી. ॥ २७ ॥

**सोऽहं तवाङ्घ्र्युपगतोऽस्म्यसतां दुरापं**
**तच्चाप्यहं भवदनुग्रह ईश मन्ये।**
**पुंसो भवेद् यर्हि संसरणापवर्ग-**
**स्त्वय्यब्जनाभ सदुपासनया मतिः स्यात्॥ २८**

હે ઈશ, (ઇન્દ્રિયોનો ગુલામ) તે હું દુર્જનોને દુર્લભ એવા આપના ચરણના શરણને પ્રાપ્ત થયો છું, તેને હું, આપનો અનુગ્રહ જ છે, એમ માનું છું. હે પદ્મનાભ, જ્યારે મનુષ્યના સંસારની સમાપ્તિ થવાની હોય છે, ત્યારે (આપની કૃપાથી મળેલી) સત્પુરુષોની સેવાથી આપના (શ્રીચરણો)માં (દૃઢ) મતિ થાય છે.॥ २८ ॥

तदेवमस्वतन्त्रो यः सोऽहं तवाङ्घ्रिमुपगतः शरणं प्राप्तः। नन्विन्द्रियपरतन्त्रस्यैतदपि कुतस्तत्राह— तच्चापीति। हे ईश अन्तर्यामिन्, त्वदङ्घ्र्युपगमनं

તો આવો પરાધીન એવો જે હું છું તે, આપના ચરણના **'उपगतः'** શરણને પ્રાપ્ત થયો છું. (ભગવાન) પ્રશ્ન કરે છે કે ઇન્દ્રિયોના દાસની આ (શરણાગતિ) પણ કેવી રીતે હોઈ શકે? તે માટે કહે છે – **'तत्-च-अपि इति।' 'हे ईश'** હે અંતર્યામી, આપના ચરણનું

चासतां दुरापम्, अतो भवतोऽनुग्रह एवेत्यहं मन्ये। अनुग्रहे सतीति वा। ननु सतां सेवयेदं भवतीति किं मदनुग्रहेणेत्यत आह—पुंस इति। जीवस्य संसारस्यापवर्गः समाप्तिर्यदा त्वत्कृपया भवेत् संभावनास्पदं भवति, हे अब्जनाभ, तदा सदुपासना संपद्यते, तयैव त्वयि मतिर्भवेत् त्वत्कृपां विना न सत्सेवा, नतरां त्वन्मतिः, नतमां मुक्तिरित्यर्थः॥ २८॥

શરણ દુર્જનો માટે દુર્લભ છે, આથી આને હું આપનો અનુગ્રહ જ છે, એમ માનું છું. અથવા આપનો અનુગ્રહ થાય ત્યારે (જ આપનું શરણ પ્રાપ્ત થાય છે). (ભગવાન) શંકા કરે છે કે આ (શરણાગતિ) સંતોની સેવાથી થાય છે, મારા અનુગ્રહથી શું પ્રયોજન છે? આ માટે અક્રૂરજી ઉત્તર આપે છે – **'पुंसः इति।'** જીવના સંસારની **'अपवर्गः'** સમાપ્તિ જ્યારે આપની કૃપાથી **'भवत्'** સંભાવ્ય બને છે, ત્યારે હે પદ્મનાભ, સંતોની સેવા સંપન્ન થાય છે. તે સંતસેવાથી જ આપનામાં મતિ થાય. આપની કૃપા વિના સંતસેવા ન મળે, આપનામાં જરાય બુદ્ધિ ન થાય અને મુક્તિ તો ક્યારેય ન થાય, એમ અર્થ છે. ॥ ૨૮ ॥

पादयोः पतन्प्रार्थयते—**नम इति** द्वयेन।

ચરણોમાં પડતા, બે શ્લોકો દ્વારા પ્રાર્થના કરે છે – **'नमः इति।'**

**नमो विज्ञानमात्राय सर्वप्रत्ययहेतवे।**
**पुरुषेशप्रधानाय ब्रह्मणेऽनन्तशक्तये॥ २९**

વિજ્ઞાનમૂર્તિને નમસ્કાર. સમગ્ર જ્ઞાનના કારણરૂપને નમસ્કાર. મનુષ્યને સુખદુઃખ પ્રાપ્ત કરાવનાર (કાળ, કર્મ, સ્વભાવ)ના નિયંતાને નમસ્કાર. પરિપૂર્ણ બ્રહ્મને નમસ્કાર. અનન્ત શક્તિસ્વરૂપને નમસ્કાર. ॥ ૨૯ ॥

विज्ञानमेव मात्रा मूर्तिर्यस्य तस्मै। अत एव सर्वप्रत्ययहेतवे समस्तज्ञानकारणाय। किंच पुरुषस्य ये ईशाः सुखदुःखादिप्रापकाः कालकर्मस्वभावादयस्तेषां प्रधानाय नियन्त्रे। कुतः। ब्रह्मणे परिपूर्णाय। किंच अनन्तशक्तये अनन्ताः शक्तयो यस्य। यद्वा अनन्ता मायाख्या शक्तिर्यस्य तस्मै। अथवा प्रधानं प्रकृतिः पुरुषस्तत्प्रवर्तकः, ईशः काल एतत्त्रितयात्मने ब्रह्मणे। वक्ष्यति च भगवान्—

'प्रकृतिर्ह्यस्योपादानमाधारः पुरुषः परः।
सतोऽभिव्यञ्जकः कालो ब्रह्म तत्त्रितयं त्वहम्॥'

इति॥ २९॥

વિજ્ઞાન જ **'मात्रा'** મૂર્તિ છે જેમની તેમને (નમસ્કાર). આથી જ **'सर्वप्रत्ययहेतवे'** સમગ્ર જ્ઞાનના કારણને – વળી, મનુષ્યનાં જે **'ईशाः'** સુખદુઃખ વગેરે પ્રાપ્ત કરાવનારાં કાળ, કર્મ, સ્વભાવ વગેરે છે, તેમના **'प्रधानाय'** નિયંતાને – શા માટે? **'ब्रह्मणे'** પરિપૂર્ણને – વળી, **'अनन्तशक्तये'** અનંત શક્તિઓ છે જેમની અથવા માયા નામની અનંત શક્તિ છે જેમની તેમને અથવા **'प्रधानम्'** પ્રકૃતિ, **'पुरुषः'** તે પ્રકૃતિના પ્રવર્તક, **'ईशः'** કાળ, આ ત્રણેય પ્રકૃતિ, પુરુષ અને કાળસ્વરૂપ બ્રહ્મને (નમસ્કાર). ભગવાન આગળ પણ કહેશે – 'આ કાર્યરૂપ જગતનું ઉપાદાન કારણ પ્રકૃતિ, પ્રકૃતિના અધિષ્ઠાનરૂપ પરમ પુરુષ અને કાર્યોને અભિવ્યક્ત કરનાર કાળ – તે ત્રણેય બ્રહ્મરૂપ હું જ છું.' (શ્રીમદ્ ભા.૧૧/૨૪/૧૯) ॥ ૨૯ ॥

सर्वप्रत्ययहेतुत्वमभिव्यञ्जयंस्तौति—**नमस्त इति**।

સર્વ જ્ઞાનના કારણસ્વરૂપને અભિવ્યક્ત કરતાં સ્તુતિ કરે છે – **'नमः ते इति।'**

**नमस्ते वासुदेवाय सर्वभूतक्षयाय च।**
**हृषीकेश नमस्तुभ्यं प्रपन्नं पाहि मां प्रभो॥ ३०**

ચિત્તના અધિષ્ઠાતા (વાસુદેવ) એવા આપને નમસ્કાર. સર્વ પ્રાણીઓના આશ્રયરૂપ (અહંકારના અધિષ્ઠાતા સંકર્ષણ)ને નમસ્કાર. હે બુદ્ધિ અને મન બન્નેના અધિષ્ઠાતા (હૃષીકેશ એવા પ્રદ્યુમ્ન અને અનિરુદ્ધ)! આપને નમસ્કાર હો. હે પ્રભુ, ચરણના શરણમાં આવેલા મારી રક્ષા કરો. ॥ ૩૦ ॥

वासुदेवाय चित्ताधिष्ठात्रे। सर्वभूतक्षयाय। क्षय आश्रयः। अहंकारश्च प्राणिनामाश्रयः। ततश्चाहंकाराधिष्ठात्रे संकर्षणायेत्यर्थः। हृषीकेशेति बुद्धिमनसोरधिष्ठात्रोः प्रद्युम्नानिरुद्धयोरेकीकृत्य ग्रहणम्। शरणागतं मां पाहीति प्रार्थना॥ ३०॥

**'वासुदेवाय'** ચિત્તના અધિષ્ઠાતાને – **'સર્વભૂતક્ષયાય'** સર્વ પ્રાણીઓના **'ક્ષયઃ'** આશ્રયરૂપ – તથા પ્રાણીઓના આશ્રયરૂપ અહંકાર અને તેથી અહંકારના અધિષ્ઠાતા સંકર્ષણને, એમ અર્થ છે. **'હૃષીક-ઈશ ઇતિ।'** બુદ્ધિ અને મન બંનેના અધિષ્ઠાતા પ્રદ્યુમ્ન અને અનિરુદ્ધને (હૃષીકેશ શબ્દથી) એક માનીને સ્વીકાર્યા છે. શરણાગત એવા મને રક્ષો, એમ પ્રાર્થના કરે છે. ॥ ૩૦ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे पूर्वार्धेऽक्रूरस्तुतिर्नाम चत्वारिंशोऽध्यायः॥ ४०॥
इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे पूर्वार्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां चत्वारिंशोऽध्यायः॥ ४०॥

*****

# अथैकचत्वारिंशोऽध्यायः
## શ્રીકૃષ્ણનો મથુરામાં પ્રવેશ

एकचत्वारिंशकेऽहन् रजकं प्रविशन्पुरीम्।
ततो वरानदात्तुष्टः सुदाम्नो वायकस्य च॥ १

એકતાલીસમા અધ્યાયમાં મથુરાનગરીમાં પ્રવેશતા (ભગવાન) શ્રીકૃષ્ણે ધોબીને માર્યો. પછી પ્રસન્ન થયેલા ભગવાને સુદામા માળીને અને દરજીને વરદાનો આપ્યાં. ॥ ૧ ॥

सशङ्कमक्रूरमनः प्रबोध्य स्वधाम संदर्शनसत्कृपातः।
स्वराजधानीं मथुरामपश्यदलंकृतानन्तमहोत्सवाढ्याम्॥ २

(શ્રીકૃષ્ણ-બલરામને મારી નંખાવવા માટે હું લઈ જાઉં છું, માટે હું પાપી છું, એવા) અક્રૂરજીના શંકાકુળ મનને પોતાના સ્વરૂપનાં સુંદર દર્શનરૂપ સત્કૃપાથી જ્ઞાન આપીને (ભગવાને) પોતાની રાજધાની મથુરાને (હાથી, મલ્લ વગેરેના શૃંગારરૂપ) અનંત મહોત્સવોથી સમૃદ્ધ થયેલી જોઈ. ॥ ૨ ॥

**श्रीशुक उवाच**

**स्तुवतस्तस्य भगवान् दर्शयित्वा जले वपुः।**
**भूयः समाहरत् कृष्णो नटो नाट्यमिवात्मनः॥ १**

**શ્રીશુકદેવજી બોલ્યા** – સ્તુતિ કરતા તે અક્રૂરજીને જળમાં પોતાનું સ્વરૂપ દર્શાવીને, નટ નાટકને સમેટી લે તેમ નટ(વર) ભગવાન શ્રીકૃષ્ણે પુનઃ પોતાના સ્વરૂપને સમેટી લીધું. ॥ ૧ ॥ ૧ ॥

**सोऽपि चान्तर्हितं वीक्ष्य जलादुन्मज्ज्य सत्वरः।**
**कृत्वा चावश्यकं सर्वं विस्मितो रथमागमत्॥ २**

તે અક્રૂરજી પણ તે સ્વરૂપને અંતર્ધાન થયેલું જોઈને ત્વરાયુક્ત થઈ સર્વ આવશ્યક (માધ્યાહ્નિક નિત્ય) કર્મ કરીને વિસ્મિત થઈને રથ પાસે આવ્યા. ॥ ૨ ॥ ૨ ॥

**तमपृच्छद्धृषीकेशः किं ते दृष्टमिवाद्भुतम्।**
**भूमौ वियति तोये वा तथा त्वां लक्षयामहे॥ ३**

॥ १ ॥ २ ॥ ३ ॥

તે અક્રૂરજીને ભગવાન હૃષીકેશે પૂછ્યું : (કાકાજી,) શું આપે પૃથ્વી પર, આકાશમાં કે જળમાં કંઈ અદ્‌ભુત હોય તેવું જોયું? (કારણ કે આપે કંઈ વિસ્મયકારક જોયું હોય) તેવા અમે આપને જોઈએ છીએ. ॥ ૩ ॥ ૩ ॥

अक्रूर उवाच

**अद्भुतानीह यावन्ति भूमौ वियति वा जले।**
**त्वयि विश्वात्मके तानि किं मेऽदृष्टं विपश्यतः॥ ४**

**અક્રૂરજી બોલ્યા** – આ ભૂમિ પર, આકાશમાં કે જળમાં જેટલાં આશ્ચર્યો છે તે (સર્વ) વિશ્વરૂપ આપનામાં છે. આપનાં દર્શન કરતા મેં કયું આશ્ચર્ય નથી જોયું? ॥ ૪ ॥

भूमौ वियति जले वा यावन्त्यद्भुतानि तानि त्वय्येव सन्ति तं च त्वां पश्यतो मे किमद्भुतमदृष्टम्। अपि तु सर्वं दृष्टमित्यर्थः॥ ४॥

ભૂમિ પર, આકાશમાં કે જળમાં જેટલાં આશ્ચર્યો છે તે આપનામાં છે અને તે આપને નિહાળતા એવા મેં કયું આશ્ચર્ય નથી જોયું? પરંતુ મેં તો સર્વ જોઈ લીધું છે, એમ અર્થ છે. ॥ ૪ ॥

ननु मत्प्राप्तेः पूर्वमेव त्वं विस्मितमुखो लक्षितोऽसि, अतो भूमौ वियति जले वा किमप्यद्भुतं दृष्टमेवेति चेदत आह—**यत्राद्भुतानीति**।

(ભગવાન) જો શંકા કરે કે મારી પાસે આવ્યા તે પહેલાં જ તમે વિસ્મિત મુખવાળા જણાઓ છો, આથી ભૂમિ પર, આકાશમાં કે જળમાં કંઈક તો અદ્‌ભુત તમે જોયું જ છે. તે માટે કહે છે – **'यत्र अद्भुतानि इति।'**

**यत्राद्भुतानि सर्वाणि भूमौ वियति वा जले।**
**तं त्वानुपश्यतो ब्रह्मन् किं मे दृष्टमिहाद्भुतम्॥ ५**

હે પરમાત્મા, જે આપનામાં સમગ્ર આશ્ચર્યો છે તે આપને અહીં નિહાળતા મને ભૂમિ પર, આકાશમાં કે જળમાં (આપના સિવાય) કયું આશ્ચર્ય દેખાય? ॥ ૫ ॥

यत्र त्वयि सर्वाण्यद्भुतानि सन्ति तं त्वामिह पश्यतो मेऽन्यत्र भूम्यादौ किमद्भुतं दृष्टं, त्वां विना न तत्र किंचिदद्भुतमित्यर्थः। ब्रह्मन् हे परमेश्वरेत्यर्थः। ब्रह्मेति वा पाठः॥ ५॥

જે આપનામાં સમગ્ર આશ્ચર્યો છે તેવા તે આપને અહીં નિહાળતા મને અન્યત્ર ભૂમિ વગેરેમાં કયું આશ્ચર્ય દેખાય? આપના વિના ત્યાં કંઈ જ આશ્ચર્ય નથી, એમ અર્થ છે. **'ब्रह्मन्'** હે પરમેશ્વર, એમ અર્થ છે. અથવા ब्रह्म એમ પાઠ છે. ॥ ૫ ॥

**इत्युक्त्वा चोदयामास स्यन्दनं गान्दिनीसुतः।**
**मथुरामनयद् रामं कृष्णं चैव दिनात्यये॥ ६**

गान्दिनीसुतोऽक्रूरः॥ ६॥

એમ કહીને ગાન્દિનીનંદન અક્રૂરજીએ રથ હાંકવા માંડ્યો. બપોર પછી બલરામજી અને શ્રીકૃષ્ણને જ મથુરામાં લઈ આવ્યા. ॥ ૬ ॥

**'गान्दिनीसुतः'** ગાન્દિનીનંદન અક્રૂરજી ॥ ૬ ॥

**मार्गे ग्रामजना राजंस्तत्र तत्रोपसंगताः।**
**वसुदेवसुतौ वीक्ष्य प्रीता दृष्टिं न चाददुः॥ ७**

दृष्टिं नाददुः। पश्यन्त एव स्थिता इत्यर्थः॥ ७॥

**तावद् व्रजौकसस्तत्र नन्दगोपादयोऽग्रतः।**
**पुरोपवनमासाद्य प्रतीक्षन्तोऽवतस्थिरे॥ ८**

रामकृष्णागमनं प्रतीक्षमाणाः स्थिताः॥ ८॥

**तान् समेत्याह भगवानक्रूरं जगदीश्वरः।**
**गृहीत्वा पाणिना पाणिं प्रश्रितं प्रहसन्निव॥ ९**

प्रश्रितं विनीतम्॥ ९॥

**भवान् प्रविशतामग्रे सहयानः पुरीं गृहम्।**
**वयं त्विहावमुच्याथ ततो द्रक्ष्यामहे पुरीम्॥ १०**

स्वगृहं च प्रविशताम्। अवमुच्योत्तार्य विश्राम्येत्यर्थः॥ १०॥

**अक्रूर उवाच**

**नाहं भवद्भ्यां रहितः प्रवेक्ष्ये मथुरां प्रभो।**
**त्यक्तुं नार्हसि मां नाथ भक्तं ते भक्तवत्सल॥ ११ ॥ ११॥**

**आगच्छ याम गेहान् नः सनाथान् कुर्वधोक्षज।**
**सहाग्रजः सगोपालैः सुहृद्भिश्च सुहृत्तम॥ १२**

साग्रजः सह गोपालैरित्यर्थः॥ १२॥

**पुनीहि पादरजसा गृहान् नो गृहमेधिनाम्।**
**यच्छौचेनानुतृप्यन्ति पितरः साग्नयः सुराः॥ १३**

હે રાજા (પરીક્ષિત), માર્ગમાં (ત્યાં ત્યાં) અનેક સ્થળે એકઠા થયેલા ગ્રામજનો વસુદેવજીના બંને પુત્રોને જોઈને પ્રસન્ન થઈ (દર્શન કરતાં ધરાતા ન હોવાથી) દૃષ્ટિને પાછી વાળતા ન હતા. ॥ ૭ ॥

દૃષ્ટિને પાછી વાળતા ન હતા. તેમને જોતાં જ ઊભા રહી જતા, એમ અર્થ છે. ॥ ૭ ॥

તેટલામાં વ્રજવાસીઓ, નંદરાયજી અને ગોવાળો વગેરે પહેલેથી નગરના ઉદ્યાન પાસે પહોંચીને તેમની પ્રતીક્ષા કરતા ઊભા હતા. ॥ ૮॥

બલરામજી અને શ્રીકૃષ્ણના આગમનની પ્રતીક્ષા કરતા ઊભા હતા. ॥ ૮ ॥

તેમને (નંદરાયજી વગેરે સર્વને) મળીને જગતના નાથ ભગવાન શ્રીકૃષ્ણ વિનમ્ર એવા અક્રૂરજીને પોતાના હાથથી તેમના હાથને પકડીને હસતા હોય તેમ કહેવા લાગ્યા. ॥ ૯ ॥

**'प्रश्रितम्'** વિનમ્ર અક્રૂરજીને ॥ ૯ ॥

(હે કાકાજી,) (હું નગરીમાં પ્રવેશ કરું, એ) પહેલાં આપ રથ સહિત મથુરા નગરીમાં પ્રવેશ કરો અને પછી સ્વગૃહે સિધાવો. અમે તો હવે અહીં વિશ્રામ કરીને પછી શહેર(ની શોભા)ને નિહાળીશું.॥ ૧૦ ॥

અને સ્વગૃહે સિધાવો – **'अवमुच्य'** ઉતારો કરીને, વિશ્રામ કરીને, એમ અર્થ છે. ॥ ૧૦ ॥

**અક્રૂરજી બોલ્યા** – હે પ્રભુ, આપ બંનેથી છૂટો પડેલો હું મથુરામાં પ્રવેશ કરીશ નહીં. હે નાથ, હે ભક્તવત્સલ, આપના ભક્ત એવા મને આપ ત્યજવાને યોગ્ય નથી. ॥ ૧૧ ॥ ૧૧॥

હે અધોક્ષજ, હે સુહૃદશિરોમણિ, મોટાભાઈ, ગોવાળો અને સુહૃદજનો સાથે જ આપણે જઈએ. પધારો, અમને અને અમારા ઘરને સનાથ કરો. ॥ ૧૨ ॥

મોટાભાઈ સાથે અને ગોવાળો સાથે, એમ અર્થ છે. ॥ ૧૨ ॥

આપની ચરણરજથી અમારાં, ગૃહસ્થોનાં ઘરોને પાવન કરો. જેમની ચરણરજના પ્રક્ષાલિત જળથી અગ્નિઓ સહિત પિતૃઓ અને દેવો (પ્રતિક્ષણે) તૃપ્ત થાય છે. ॥ ૧૩ ॥

यच्छौचेन यस्य पादरजसः क्षालनोदकेन गृहाङ्गणस्थितेन॥ १३॥

**अवनिज्याङ्घ्रियुगलमासीच्छ्लोक्यो बलिर्महान्।**
**ऐश्वर्यमतुलं लेभे गतिं चैकान्तिनां तु या॥ १४**

श्लोक्यः पुण्यकीर्त्यर्हः। एकान्तभक्तानां या गतिस्तां च लेभे॥ १४॥

**आपस्तेऽङ्घ्र्यवनेजन्यस्त्रींल्लोकान् शुचयोऽपुनन्।**
**शिरसाऽधत्त याः शर्वः स्वर्याताः सगरात्मजाः॥ १५**

अपुनन्पवित्रितवत्यः। याभिरद्भिः स्वः स्वर्गं प्राप्ताः॥ १५॥

प्रार्थयमानो नमस्करोति—**देवदेवेति**।

**देवदेव जगन्नाथ पुण्यश्रवणकीर्तन।**
**यदूत्तमोत्तमश्लोक नारायण नमोऽस्तु ते॥ १६**

अतः परमन्यच्छ्रेयो नास्तीति मत्वा बहुधा संबोधयति ॥ १६॥

**श्रीभगवानुवाच**

**आयास्ये भवतो गेहमहमार्यसमन्वितः।**
**यदुचक्रद्रुहं हत्वा वितरिष्ये सुहृत्प्रियम्॥ १७**

आदौ तावद्यदुचक्राय द्रुह्यतीति यदुचक्रध्रुक् तं कंसं हत्वा सुहृदां प्रियं वितरिष्ये दास्यामि॥ १७॥

**श्रीशुक उवाच**

**एवमुक्तो भगवता सोऽक्रूरो विमना इव।**
**पुरीं प्रविष्टः कंसाय कर्मावेद्य गृहं ययौ॥ १८**

**'यत्-शौचेन'** ઘરના આંગણામાં રહેલા જેમની ચરણરજના પ્રક્ષાલિત જળથી ॥ ૧૩ ॥

આપના ચરણયુગલનું પ્રક્ષાલન કરીને બલિ રાજા પવિત્ર યશને પાત્ર બન્યા અને (ગુણોથી) મહાન બન્યા, અતુલ ઐશ્વર્ય પ્રાપ્ત કર્યું તેમ જ નિષ્કામ ભક્તોની (આપની પ્રાપ્તિરૂપ) જે ગતિ છે તેને પામ્યા.॥ ૧૪ ॥

**'श्लोक्यः'** પવિત્ર યશના પાત્રરૂપ બન્યા તથા નિષ્કામ ભક્તોની જે ગતિ છે તેને પ્રાપ્ત થયા.॥૧૪॥

આપના ચરણકમળના પ્રક્ષાલનથી પવિત્ર બનેલાં (ગંગા)જળે ત્રણે લોકને પવિત્ર કર્યા છે, ભગવાન શંકરે જે જળને મસ્તક ઉપર ધારણ કર્યું છે, (જે જળ, અસ્થિઓ દ્વારા સ્પર્શ થવા માત્રથી) સગર રાજાના પુત્રો સ્વર્ગમાં ગયા. ॥ ૧૫ ॥

**'अपुनन्'** (ત્રણે લોકને) પવિત્ર કર્યા છે – જે જળ(ના સ્પર્શ)થી સગરપુત્રો સ્વર્ગને પ્રાપ્ત થયા.॥૧૫॥

પ્રાર્થના કરતા અક્રૂરજી નમસ્કાર કરે છે – **'देवदेव इति।'**

હે દેવોના દેવ, હે જગતના નાથ, (જેમનું શ્રવણ અને કીર્તન પુણ્યજનક છે તેવા) હે પુણ્યશ્રવણકીર્તન, હે યદુશ્રેષ્ઠ, હે ઉત્તમ કીર્તિવાળા, હે નારાયણ, આપને નમસ્કાર હો. ॥ ૧૬ ॥

આનાથી (શ્રીહરિના કીર્તનથી) શ્રેષ્ઠ અન્ય કંઈ જ કલ્યાણકારી નથી, એમ માનીને અનેક રીતે સંબોધન કરે છે. ॥ ૧૬ ॥

**શ્રીભગવાન બોલ્યા** – યદુકુળનો દ્રોહ કરનાર (કંસ)ને હણીને જ્યેષ્ઠ બંધુ સાથે હું આપના ગૃહે આવીશ અને સુહૃજ્જનોને પ્રિય (કરી) આપીશ. ॥ ૧૭ ॥

સૌ પ્રથમ તો **'यदुचक्रध्रुक्'** યદુકુળનો દ્રોહ કરે છે તે કંસને હણીને સુહૃજ્જનોને પ્રિય **'वितरिष्ये'** (કરી) આપીશ. ॥ ૧૭ ॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – ભગવાન દ્વારા આ પ્રમાણે કહેવામાં આવેલા તે અક્રૂરજી ઉદાસની જેમ મથુરાનગરીમાં પ્રવેશ્યા અને (શ્રીકૃષ્ણ-બલરામજીને લાવવારૂપ પોતાના) કાર્યનું કંસને નિવેદન કરીને પોતાના ગૃહે ગયા. ॥ ૧૮ ॥

रामकृष्णावानीताविति स्वकृतं कर्मावेद्य समर्प्येति॥ १८॥

**अथापराह्णे भगवान् कृष्णः संकर्षणान्वितः।**
**मथुरां प्राविशद् गोपैर्दिदृक्षुः परिवारितः॥ १९**

गोपैः परिवारितः प्राविशत्॥ १९॥

श्रीकृष्णदृष्टां पुरीमनुवर्णयति चतुर्भिः—**ददर्श तामिति**।

**ददर्श तां स्फाटिकतुंगगोपुर-**
**द्वारां बृहद्धेमकपाटतोरणाम्।**
**ताम्रारकोष्ठां परिखादुरासदा-**
**मुद्यानरम्योपवनोपशोभिताम् ॥ २०**

स्फाटिकानि तुङ्गानि गोपुराणि पुरद्वाराणि गृहद्वाराणि च यस्यां ताम्। बृहन्ति हेममयानि कपाटानि तोरणानि च यस्यां ताम्। ताम्रं च आरः आरकूटश्च तन्मयाः कोष्ठा धान्यागाराश्व-शालादयो यस्यां ताम्। परिखाः परितः खातगर्तास्ताभिर्दुरासदां दुर्गमाम्। उद्यानानि दूरस्थानि वनानि रम्याण्युपवनानि च निकटानि तैरुपशोभिताम्॥ २०॥

**सौवर्णशृंगाटकहर्म्यनिष्कुटैः**
**श्रेणीसभाभिर्भवनैरुपस्कृताम् ।**
**वैदूर्यवज्रामलनीलविद्रुमै-**
**र्मुक्ताहरिद्भिर्वलभीषु वेदिषु॥ २१**
**जुष्टेषु जालामुखरन्ध्रकुट्टिमे-**
**ष्वाविष्टपारावतबर्हिनादिताम् ।**
**संसिक्तरथ्यापणमार्गचत्वरां**
**प्रकीर्णमाल्यांकुरलाजतण्डुलाम्॥ २२**

'બલરામ-શ્રીકૃષ્ણને લાવવામાં આવ્યા છે.' એમ પોતે કરેલા કર્મને **'आवेद्य'** જણાવીને ॥ ૧૮ ॥

હવે બપોર પછી બલરામજી સહિત, ગોવાળોથી વીંટળાયેલા, મથુરાપુરીને જોવાની ઈચ્છાવાળા ભગવાન શ્રીકૃષ્ણે (મથુરામાં) પ્રવેશ કર્યો. ॥ ૧૯ ॥

ગોવાળોથી વીંટળાયેલા ભગવાન શ્રીકૃષ્ણે પ્રવેશ કર્યો. ॥ ૧૯ ॥

શ્રીકૃષ્ણે જોયેલી નગરીનું ચાર શ્લોકોથી વર્ણન કરે છે – **'ददर्श ताम् इति।'**

સ્ફટિકનાં ઊંચાં નગરદ્વારોવાળી તથા ગૃહદ્વારો-વાળી, સુવર્ણમય વિશાળ બારણાં અને તોરણોવાળી, તાંબા-પિત્તળના કોઠારોવાળી, ચોતરફ ખાઈઓને કારણે દુર્ગમ તથા ઉદ્યાનો અને રમ્ય ઉપવનોથી શોભતી તે નગરીને ભગવાને જોઈ. ॥ ૨૦ ॥

સ્ફટિકનાં ઊંચાં **'गोपुराणि'** નગરદ્વારો તથા ગૃહદ્વારો જેમાં છે તે(નગરી)ને – સુવર્ણમય વિશાળ કમાડ અને તોરણો છે જેમાં તેને – તાંબુ અને **'आरः'** પિત્તળ, તેના **'कोष्ठाः'** ધાન્યના કોઠારો, અશ્વશાળાઓ વગેરે છે જેમાં તેને – **'परिखाः'** ચોતરફ ખાઈઓ, તેમને કારણે **'दुरासदाम्'** દુર્ગમ એવી નગરીને – **'उद्यानानि'** (નગરથી) દૂર રહેલાં (ફળપ્રધાન) વન તથા (નગરની પાસે આવેલાં પુષ્પપ્રધાન) રમ્ય ઉપવનોથી શોભતી નગરીને જોઈ. ॥ ૨૦ ॥

સુવર્ણનાં ચૌટાં, ધનિકોની હવેલીઓ અને (તેના) બગીચાઓથી તેમ જ સરખા ઉદ્યમવાળા કારીગરોનાં સભાગૃહો અને ભવનોથી શોભતી (મથુરાપુરી)ને (પ્રવેશતાં) જોઈ. વૈદૂર્યમણિ, હીરા, સ્ફટિક, નીલમ, પરવાળાં, મોતી અને મરકતમણિઓથી યુક્ત છજાંઓ પર, તેની નીચે આવેલી ઓટલીઓ પર અને ઝરૂખાનાં છિદ્રોમાં તથા મણિજડિત ફરસ ઉપર બેઠેલાં પારેવાં અને મોરલા(ના ટહુકા)થી ગુંજતી (મથુરાપુરી)ને જોઈ. જળનો છંટકાવ કરેલા રાજમાર્ગો, બજારોની શેરીઓ તથા બીજા માર્ગો અને આંગણાવાળી તથા જ્યાં ત્યાં વેરાયેલાં પુષ્પો, નવાંકુરો, લાજા(ડાંગરની ધાણી) અને અક્ષતવાળી નગરીને જોઈ. ॥ ૨૧ ॥૨૨॥

सौवर्णाः शृङ्गाटकाश्चतुष्पथा हर्म्याणि धनिनां गृहाणि च निष्कुटा गृहोचिता आरामाश्च तैः। श्रेणीनामेकशिल्पोपजीविनां सभाभिरुपवेशस्थानै-रन्यैश्च भवनैर्गृहैरुपस्कृतामलंकृताम्। अमलाः स्फटिकाः। हरितो मरकताः। वैदूर्यादिरत्नैर्जुष्टेषु वलभ्यादिष्वाविष्टैरुपविष्टैः पारावतैर्बर्हिभिश्च नादिताम्। तत्र वलभ्यो गृहपुरोभागेषु वक्रदारुच्छा-दनानि। वेदयो वलभीनामधोदेशे विरचिता अवष्टम्भवेदिकाः। जालामुखरन्ध्राणि गवाक्ष-च्छिद्राणि। कुट्टिमानि मणिबद्धा भूमयस्तेष्विति। रथ्या राजमार्गाः, आपणाः पण्यवीथयः, मार्गा अन्ये च, चत्वराण्यङ्गनानि, संसिक्तानि रथ्यादीनि यस्यां ताम्। प्रकीर्णा माल्यादयो यस्यां ताम् ॥ २१ ॥ २२ ॥

સુવર્ણનાં '**શૃઙ્ગાટકાઃ**' ચૌટાં, '**હર્મ્યાણિ**' ધનવાનોની હવેલીઓ તથા '**નિષ્કુટાઃ**' ઘરને યોગ્ય ઉદ્યાનો, તેમનાથી (શોભતી નગરીને જોઈ). '**શ્રેણીનામ્**' સરખા ઉદ્યમવાળા કારીગરોનાં સભાગૃહો અને બેઠકસ્થાનો તથા અન્ય '**ભવનૈઃ**' ગૃહોથી '**ઉપસ્કૃતામ્**' અલંકૃત થયેલી નગરીને – '**અમલાઃ**' સ્ફટિકમણિઓ, '**હરિતઃ**' મરકતમણિ, પરવાળાં વગેરે રત્નોથી જડાયેલાં છજાંઓમાં '**આવિષ્ટૈઃ**' બેઠેલાં પારેવાં, મોર વગેરેથી ગુંજતી તે નગરીને – ત્યાં '**વલભ્યઃ**' ઘરના આગળના ભાગમાં લાકડાનાં ઢળતાં છજાં – '**વેદયઃ**' છજાંની નીચેના ભાગમાં બનાવેલી ટેકા માટેની ઓટલીઓ, '**જાલામુખરન્ધ્રાણિ**' ઝરૂખાનાં છિદ્રો – '**કુટ્ટિમાનિ**' મણિજડિત ફરસો, તેમની ઉપર – '**રથ્યાઃ**' રાજમાર્ગો, '**આપણાઃ**' બજારોની શેરીઓ તથા બીજા માર્ગો, '**ચત્વરાણિ**' આંગણાં, જળથી છંટકાવ કરેલા રાજમાર્ગો વગેરે છે જેમાં તે નગરીને – જ્યાં ત્યાં વેરાયેલાં પુષ્પો વગેરે છે જેમાં તે નગરીને (જોઈ). ॥ ૨૧ ॥ ૨૨॥

**आपूर्णकुम्भैर्दधिचन्दनोक्षितैः**
**प्रसूनदीपावलिभिः सपल्लवैः ।**
**सवृन्दरम्भाक्रमुकैः सकेतुभिः**
**स्वलंकृतद्वारगृहां सपट्टिकैः ॥ २३**

પુષ્પમાળા અને દીપમાળાઓથી (આંબાનાં) પર્ણો સહિત શણગારેલા, દહીં અને ચંદનથી છંટકાવ કરેલા, લૂમ સહિત કેળ અને સોપારીઓથી, ધજાઓથી અને વસ્ત્રોથી સુંદર રીતે અલંકૃત કરાયેલા પૂર્ણ કળશોથી યુક્ત દ્વારોવાળાં ગૃહો જેમાં છે તે મથુરાનગરીને (ભગવાને જોઈ). ॥ ૨૩ ॥

तथा स्वलंकृतानि द्वाराणि येषां ते गृहा यस्यां ताम्। कैः। आपूर्णैः कुम्भैर्दध्ना चन्दनेन चोक्षितैः सिक्तैः प्रसूनानां दीपानां चावलयो येषु तैः। वृन्दैः फलगुच्छैरुपलक्षिता रम्भाः क्रमुकाश्च तत्सहितैः। सकेतुभिः केतवो ध्वजास्तत्सहितैः। पट्टिका वितस्तिविस्तारपट्टवस्त्राणि तत्सहितैः। तत्रेयं रीतिः—द्वारेषूभयतस्तण्डुलानामुपरि कुम्भास्त-त्परितः प्रसूनावलयः कण्ठे पट्टिका मुखे

તથા સુંદર રીતે અલંકૃત થયેલાં દ્વાર છે જેમનાં તે ગૃહો છે જે નગરીમાં તેને (જોઈ). ગૃહદ્વારો શેનાથી અલંકૃત થયેલાં છે? દહીંથી અને ચંદનથી '**ઉક્ષિતૈઃ**' છંટકાવ કરેલા પૂર્ણ કળશોથી, જેમાં (નીચે આજુબાજુ) પુષ્પોની અને (ઉપર) દીવડાંઓની માળાઓ છે તેવા કળશોથી – '**વૃન્દૈઃ**' ફળની લૂમો સહિત દેખાતી કેળ અને સોપારીઓ, તેમનાં સહિત કળશોથી – '**સકેતુભિઃ**' કેતવઃ ધજાઓ, તેમનાં સહિત કળશોથી – '**પટ્ટિકાઃ**' વેંત જેટલા પહોળા વસ્ત્રોના ટુકડા, તેમના સહિત કળશોથી – કળશને અલંકૃત કરવાની રીત આ પ્રમાણે છે – ગૃહદ્વારોની બંને બાજુ અક્ષત(ના સ્વસ્તિક) ઉપર (જળથી

चूतादिपल्लवास्तदुपरि पात्रान्तरे दीपावलयस्तत्संनिधौ रम्भाः क्रमुकाः केतवस्तोरणानि चेति ॥ २३ ॥

**तां सम्प्रविष्टौ वसुदेवनन्दनौ**
**वृतौ वयस्यैर्नरदेवर्त्मना।**
**द्रष्टुं समीयुस्त्वरिताः पुरस्त्रियो**
**हर्म्याणि चैवारुरुहुर्नृपोत्सुकाः॥ २४**

नरदेववर्त्मना राजमार्गेण तां पुरीं संप्रविष्टाविति द्वितीयान्तम्॥ २४॥

औत्सुक्यमेवाह द्वयेन—**काश्चिदिति**।

**काश्चिद् विपर्यग्धृतवस्त्रभूषणा**
**विस्मृत्य चैकं युगलेष्वथापराः।**
**कृतैकपत्रश्रवणैकनूपुरा**
**नाङ्क्त्वा द्वितीयं त्वपराश्च लोचनम्॥ २५**

विपर्यक् विपरीतं धृतानि वस्त्राणि भूषणानि च याभिस्ताः। युगलेषु युग्मधार्येषु कुण्डलकङ्कणादिष्वेकं विस्मृत्य समीयुः। कृतमेकमेव पत्रं ययोस्ते श्रवणे यासाम्, एकमेव नूपुरं चरणाभरणं यासां ताश्च ताश्च। नाङ्क्त्वा अनङ्क्त्वा। एकस्मिन्नेव लोचने अञ्जनं निधायैव॥ २५॥

**अश्नन्त्य एकास्तदपास्य सोत्सवा**
**अभ्यज्यमाना अकृतोपमज्जनाः।**
**स्वपन्त्य उत्थाय निशम्य निःस्वनं**
**प्रपाययन्त्योऽर्भमपोह्य मातरः॥ २६**

ભરેલા) કળશો પધરાવવા. તેની ફરતે પુષ્પમાળાઓ, કાંઠલામાં વસ્ત્ર, મુખમાં આંબા વગેરેનાં પાંદડાં, તેની ઉપર બીજા પાત્રમાં દીપમાળાઓ, તેની પાસે કેળ, સોપારી, ધજાઓ અને તોરણો બાંધવાં. ॥ ૨૩ ॥

હે રાજા (પરીક્ષિત), (આવી) તે નગરીમાં રાજમાર્ગથી પ્રવેશેલા, મિત્રોથી વીંટળાયેલા, વસુદેવજીના બંને કુમારોને નિહાળવા માટે ઉત્સુક નગરનારીઓ ત્વરાયુક્ત થઈ સામે આવી અને (કેટલીક) હવેલીઓ ઉપર ચડી ગઈ. ॥ ૨૪ ॥

**'नरदेववर्त्मना'** રાજમાર્ગથી તે નગરીમાં પ્રવેશેલા બંને રાજકુમારોને (નિહાળવા માટે) એમ **( संप्रविष्टौ )** અંતમાં બીજી વિભક્તિવાળું પદ છે. ॥ ૨૪ ॥

(ભગવાનનાં દર્શનની) ઉત્સુકતાને જ બે શ્લોકોથી વર્ણવે છે – **'काश्चित् इति।'**

કેટલીક (નગરનારીઓ) ઊલટાંસુલટાં વસ્ત્રો અને આભૂષણો ધારણ કરીને (આવી). બીજી (કેટલીક) વળી જોડીઓમાં ધારણ કરવા યોગ્ય (કુંડળ, કંકણમાંના) એકને ધારણ કરવાનું વીસરીને (આવી). કેટલીક કાનમાં એક જ કુંડળ અને (પગમાં) એક જ નૂપુર ધારણ કરીને (આવી) અને બીજી કેટલીક તો બીજી આંખમાં કાજળ આંજ્યા વિના જ (દોડી પડી).॥૨૫॥

**'विपर्यक्'** ઊલટાં ધારણ કરાયાં છે વસ્ત્રો તથા અલંકારો જેમનાં દ્વારા તે નારીઓ – **'युगलेषु'** જોડીઓમાં ધારણ કરવા યોગ્ય કુંડળ, કંકણ વગેરેમાંના એકને પહેરવાનું ભૂલીને સામે ગઈ. જે બંને કાનમાંના એકમાં જ કુંડળ છે જેમના તેવી તેઓ અને એક જ **'नूपुरम्'** ચરણનું આભૂષણ છે જેમનું તેવી તેઓ – **'नाङ्क्त्वा'** આંજ્યા વિના જ, એક જ આંખમાં કાજળ આંજીને ॥ ૨૫ ॥

(ભગવાનનું આગમન થતાં લોકો દ્વારા કરવામાં આવેલો) કોલાહલ સાંભળીને કેટલીક ભોજન કરતી સ્ત્રીઓ તે(ભોજન) પડતું મૂકીને, તો કેટલીક વિવાહાદિ ઉત્સવોવાળી તે ઉત્સવોને છોડીને (સામી દોડી). કેટલીક તો (શરીરે તેલ)મર્દન કરતી છોડીને (ભાગી). કેટલીક સ્નાન કર્યા વિના (દોડી પડી). કેટલીક સૂતેલી સ્ત્રીઓ ઊઠીને (દોડી) અને કેટલીક માતાઓ શિશુને સ્તનપાન કરાવતાં છોડીને સામી ગઈ.॥૨૬॥

तद्भोजनं त्यक्त्वा अभ्यज्यमाना: सखीभि: क्रियमाणतैलाभ्यङ्गा: अकृतोपमज्जना अकृतस्नाना:। अर्भं बालकम्। अपोह्य निरस्य॥ २६ ॥

તે ભોજન છોડીને, **'अभ्यज्यमाना:'** સખીઓ દ્વારા કરાતા તેલમર્દનને છોડીને, **'अकृतोपमज्जना:'** સ્નાન કર્યા વિનાની, **'अर्भम्'** બાળકને **'अपोह्य'** છોડીને ॥ ૨૬ ॥

**मनांसि तासामरविन्दलोचनः**
**प्रगल्भलीलाहसितावलोकनैः ।**
**जहार मत्तद्विरदेन्द्रविक्रमो**
**दृशां ददच्छ्रीरमणात्मनोत्सवम्॥ २७**

મત્ત ગજરાજ જેવી ગતિવાળા અને લક્ષ્મીજીને આનંદ આપનાર પોતાના શ્રીઅંગથી તેમ જ પોતાની ઉદાર લીલા, હાસ્ય અને દૃષ્ટિપાતોથી તે પુરાંગનાઓની દૃષ્ટિને આનંદ આપતા કમળનયન ભગવાને તેમનાં મન હરી લીધાં. ॥ ૨૭ ॥

प्रगल्भा या लीलास्ताभिर्हसितानि निरीक्षणानि च तैः श्रियं रमयतीति श्रीरमणस्तेनात्मना वपुषा तासां दृशामुत्सवं ददन्मनांसि जहार॥ २७॥

ઉદાર એવી જે લીલાઓ છે તેમનાથી, હાસ્ય અને દૃષ્ટિપાત, તેમનાથી – લક્ષ્મીજીને આનંદ આપે તે **'श्रीरमण:'** તેમણે પોતાના તે શ્રીઅંગથી તે પુરાંગનાઓનાં નયનોને **'उत्सवम्'** આનંદ આપતા, તેમનાં મન હરી લીધાં. ॥ ૨૭ ॥

**दृष्ट्वा मुहुः श्रुतमनुद्रुतचेतसस्तं**
**तत्प्रेक्षणोत्स्मितसुधोक्षणलब्धमानाः।**
**आनन्दमूर्तिमुपगुह्य दृशाऽऽत्मलब्धं**
**हृष्यत्त्वचो जहुरनन्तमरिन्दमाधिम्॥ २८**

હે (કામાદિ) શત્રુઓને જીતનાર, (ભગવાનની દિવ્ય લીલાઓનું) વારંવાર શ્રવણ કર્યું હોવીથી તેમનામાં લાગેલાં મનવાળી અને તેમને નિહાળીને તેમની દૃષ્ટિ અને સ્મિતરૂપી અમૃતસિંચનથી માન પામેલી તે પુરાંગનાઓએ નેત્રદ્વારથી મનમાં પ્રાપ્ત કરેલા ભગવાનના પરમાનંદમય શ્રીવિગ્રહને આલિંગન કરીને, રોમાંચિત થઈ (ભગવાનને ન પામવાથી ઉત્પન્ન થયેલી) મનની અનંત વ્યથાને દૂર કરી. ॥ ૨૮ ॥

मुहुः श्रुतत्वात्तद्गतचेतसः सद्यस्तं दृष्ट्वा तस्य प्रेक्षणं चोत्स्मितं च तदेव सुधा तयोक्षणं सेचनं तेन लब्धो मानो याभिस्ताः। दृशोद्घाटितेन नेत्रद्वारेणात्मनि मनसि लब्धं प्राप्तं परिष्वज्य तदप्राप्तिजनितमनन्तमाधिं मानसीं व्यथां जहुः— हे अरिंदम निर्जितकामेति संबोधनं शृङ्गाररसे निमग्नो मा भूरिति॥ २८॥

વારંવાર શ્રવણ કર્યું હોવાથી તેમનામાં લાગેલાં મનવાળી, તરત જ તેમને જોઈને, તેમની દૃષ્ટિ તથા સ્મિત, તે જ અમૃત, તેનાથી થયેલું **'उक्षणम्'** સિંચન, તેનાથી પ્રાપ્ત કરવામાં આવ્યું છે માન જેમના દ્વારા તે પુરાંગનાઓએ – **'दृशा'** ઉઘાડેલાં નેત્રદ્વારથી પોતાના મનમાં **'लब्धम्'** પ્રાપ્ત કરેલી આનંદમૂર્તિને આલિંગન કરીને, તેમને ન પામવાથી ઉત્પન્ન થયેલી **'आधिम्'** મનની અનંત વ્યથાને દૂર કરી – હે શત્રુજિત્, હે કામનારૂપી શત્રુને જીતનાર, એ સંબોધન (સૂચવે છે કે હે રાજા (પરીક્ષિત), આવા શૃંગારરસમાં તમે ડૂબશો નહીં. ॥ ૨૮ ॥

**प्रासादशिखरारूढाः प्रीत्युत्फुल्लमुखाम्बुजाः ।**
**अभ्यवर्षन् सौमनस्यैः प्रमदा बलकेशवौ ॥ २९**

**दध्यक्षतैः सोदपात्रैः स्रग्गन्धैरभ्युपायनैः ।**
**तावानर्चुः प्रमुदितास्तत्र तत्र द्विजातयः ॥ ३०**

હવેલીઓની છત ઉપર ચઢેલી, પ્રેમથી પ્રફુલ્લ મુખકમળવાળી પ્રમદાઓએ બલરામજી અને કેશવ ભગવાન પર પુષ્પસમૂહોથી અભિવૃષ્ટિ કરી. પ્રસન્ન થયેલા બ્રાહ્મણો સ્થળે સ્થળે (ચરણ પખાળવા માટે) જળપાત્રો સહિત દહીં, અક્ષત, પુષ્પમાળા, ચંદન તથા (ફળ, મિષ્ટાન્નાદિ) ઉપહારોથી (શ્રીકૃષ્ણ-બલરામજી) બંનેની પૂજા કરવા લાગ્યા. ॥ ૨૯ ॥ ૩૦ ॥

सौमनस्यैः कुसुमसमूहैः शोभनमनोभावैर्वा ॥ २९ ॥ ३० ॥

**'सौमनस्यैः'** પુષ્પસમૂહોથી અથવા સુંદર મનોભાવોથી ॥ ૨૯ ॥ ૩૦ ॥

**ऊचुः पौरा अहो गोप्यस्तपः किमचरन् महत् ।**
**या ह्येतावनुपश्यन्ति नरलोकमहोत्सवौ ॥ ३१**

**પુરાંગનાઓ કહેવા લાગી** – અહો! વ્રજાંગનાઓએ (એવું તે) કયું મહાન તપ આચર્યું હશે, કે જેઓ મનુષ્યલોકના મહાન ઉત્સવરૂપ આ (રામ અને શ્યામ) બંનેને ક્ષણે ક્ષણે નિહાળે છે! ॥ ૩૧ ॥

पौराः पुरस्त्रियः ॥ ३१ ॥

**'पौराः'** પુરાંગનાઓ ॥ ૩૧ ॥

**रजकं कंचिदायान्तं रंगकारं गदाग्रजः ।**
**दृष्ट्वाऽयाचत वासांसि धौतान्यत्युत्तमानि च ॥ ३२**
**देह्यावयोः समुचितान्यंग वासांसि चार्हतोः ।**
**भविष्यति परं श्रेयो दातुस्ते नात्र संशयः ॥ ३३**

(તેવામાં) વસ્ત્ર રંગવાનું કામ કરતા કોઈ ધોબીને આવતો જોઈને ભગવાન ગદાગ્રજે (તેની પાસે) ધોયેલાં ઉત્તમ વસ્ત્રો માગ્યાં. હે ભાઈ, (આવાં વસ્ત્રોને) યોગ્ય એવા અમને બંનેને અનુરૂપ હોય તેવાં સુયોગ્ય વસ્ત્રો આપ. (તેથી) આપનાર એવા તારું પરમ કલ્યાણ થશે, એમાં સંશય નથી. ॥ ૩૨ ॥ ૩૩ ॥

रजको वस्त्रनिर्णेजकः स एव वस्त्राणां रङ्गमपि कुर्वन् रङ्गकारः ॥ ३२ ॥ ३३ ॥

**'रजकः'** કપડાં ધોનારો ધોબી, તે જ વસ્ત્રોને રંગ કરનાર રંગારો પણ હતો. ॥ ૩૨ ॥ ૩૩ ॥

**स याचितो भगवता परिपूर्णेन सर्वतः ।**
**साक्षेपं रुषितः प्राह भृत्यो राज्ञः सुदुर्मदः ॥ ३४**

સર્વ પ્રકારે પૂર્ણકામ ભગવાન દ્વારા જેની પાસે યાચના કરવામાં આવી તે અત્યંત છકેલા, રાજાના સેવકે ક્રોધિત થઈ તિરસ્કાર સાથે કહ્યું : ॥ ૩૪ ॥

रुषितः कुपितः ॥ ३४ ॥

**'रुषितः'** ક્રોધિત (ધોબીએ) ॥ ૩૪ ॥

**ईदृशान्येव वासांसि नित्यं गिरिवनेचराः ।**
**परिधत्त किमुद्वृत्ता राजद्रव्याण्यभीप्सथ ॥ ३५**

અરે ઉદ્ધતો, પહાડમાં અને જંગલમાં ભટકનારા તમે રોજ પહેરતા હતા એવાં જ વસ્ત્રો પહેરતા રહો. રાજદ્રવ્યને પ્રાપ્ત કરવાની ઈચ્છા કેમ કરો છો? ॥ ૩૫ ॥

हे उद्वृत्ताः, गिरौ वने चरथ ये नित्यं ते यूयं पूर्वं परिधत्तेति संभावनायां लोट्। अभीप्सथ प्रार्थयध्वम् ॥ ३५ ॥

હે ઉદ્ધતો, જેઓ પહાડમાં અને વનમાં ભટકે છે તેવા તમે પૂર્વે નિત્ય પહેરતા હતા તે જ વસ્ત્રો પહેરતા રહો. અહીં યોગ્યતાના અર્થમાં આજ્ઞાર્થ છે. **'अभीप्सथ'** (કેમ) પ્રાર્થો છો, ઈચ્છા કરો છો? ॥ ૩૫ ॥

**याताशु बालिशा मैवं प्रार्थ्यं यदि जिजीविषा ।**
**बध्नन्ति घ्नन्ति लुम्पन्ति दृप्तं राजकुलानि वै ॥ ३६**

ભાગો જલદી, મૂર્ખાઓ! જો જીવવાની ઈચ્છા હોય તો આમ માગવું ન જોઈએ. રાજસેવકો (તમારા જેવા) ઉદ્ધતને બાંધે છે, મારે છે અને લૂંટી લે છે. ॥ ૩૬ ॥

राजकुलानि राजकीयाः लुम्पन्ति निःस्वं कुर्वन्ति ॥ ३६ ॥

**'राजकुलानि'** રાજકીય પુરુષો (સૈનિકો) **'लुम्पन्ति'** લૂંટી લે છે અને રંક બનાવી દે છે. ॥ ૩૬ ॥

**एवं विकत्थमानस्य कुपितो देवकीसुतः ।**
**रजकस्य कराग्रेण शिरः कायादपातयत् ॥ ३७**

॥ ३७ ॥

ક્રોધિત થયેલા દેવકીનંદને આમ ઘમંડ કરતા ધોબીના મસ્તકને હાથના અગ્રભાગ (નખ) વડે શરીરથી (અલગ) પાડી નાખ્યું. ॥ ૩૭ ॥ ૩૭ ॥

**तस्यानुजीविनः सर्वे वासःकोशान् विसृज्य वै ।**
**दुद्रुवुः सर्वतो मार्गं वासांसि जगृहेऽच्युतः ॥ ३८**
**वसित्वाऽऽत्मप्रिये वस्त्रे कृष्णः संकर्षणस्तथा ।**
**शेषाण्यादत्त गोपेभ्यो विसृज्य भुवि कानिचित् ॥ ३९**

તેથી તેના સર્વ સેવકો વસ્ત્રોનાં પોટલાં છોડીને રસ્તામાં ચારે બાજુ પલાયન થઈ ગયા. પછી અચ્યુત પ્રભુએ વસ્ત્રો લઈ લીધાં. શ્રીકૃષ્ણ અને બલરામજીએ પોતાને મનપસંદ બે વસ્ત્રો પહેરીને બાકીનાં ગોવાળોને આપ્યાં અને કેટલાંક (ત્યાં) ભૂમિ પર મૂકીને (ચાલ્યા ગયા). ॥ ૩૮ ॥ ૩૯ ॥

वासःकोशान् वस्त्रपुटकान् ॥ ३८ ॥ ३९ ॥

**'वासःकोशान्'** વસ્ત્રોનાં પોટલાંઓને ॥ ૩૮॥૩૯॥

**ततस्तु वायकः प्रीतस्तयोर्वेषमकल्पयत् ।**
**विचित्रवर्णैश्चैलेयैराकल्पैरनुरूपतः ॥ ४०**

પછી દરજીએ પ્રસન્ન થઈ તે બંનેને રંગબેરંગી વસ્ત્રોનાં આભૂષણો સહિત બંધબેસતો થાય તેવો પોષાક તૈયાર કરી આપ્યો. ॥ ૪૦ ॥

वायकस्तन्तुवायविशेषः । वेषमलंकारम् । चैलेयैर्वस्त्रमयैराकल्पैर्भूषणैः ॥ ४० ॥

**'वायकः'** વિશિષ્ટ વણકરે (દરજીએ) **'वेषम्'** અલંકાર (પોષાક), **'चैलेयैः'** વસ્ત્રોનાં **'आकल्पैः'** આભૂષણો સહિત ॥ ૪૦ ॥

**नानालक्षणवेषाभ्यां कृष्णरामौ विरेजतुः ।**
**स्वलंकृतौ बालगजौ पर्वणीव सितेतरौ ॥ ४१**

ઉત્સવના સમયે સુંદર રીતે શણગારેલાં શ્વેત અને શ્યામ બાળ ગજરાજો શોભે તેમ જાતજાતનાં વસ્ત્રો (કાપકૂપ કરીને તે)માંથી બનાવેલા પોષાકોથી બલરામજી અને શ્રીકૃષ્ણ શોભતા હતા. ॥ ૪૧ ॥

पर्वण्युत्सवे ॥ ४१ ॥

**'पर्वणि'** ઉત્સવના સમયે ॥ ૪૧ ॥

**तस्य प्रसन्नो भगवान् प्रादात् सारूप्यमात्मनः ।**
**श्रियं च परमां लोके बलैश्वर्यस्मृतीन्द्रियम् ॥ ४२**
**ततः सुदाम्नो भवनं मालाकारस्य जग्मतुः ।**
**तौ दृष्ट्वा स समुत्थाय ननाम शिरसा भुवि ॥ ४३**

(તેથી) પ્રસન્ન થયેલા ભગવાને તેને (દેહ પડે ત્યારે) પોતાનું સારૂપ્ય અને (આ લોકમાં જીવદશામાં પણ) શ્રેષ્ઠ સંપત્તિ, બળ, ઐશ્વર્ય, (ભગવદનુસંધાનરૂપ) સ્મૃતિ તથા ઈન્દ્રિયોના સામર્થ્યનું પ્રદાન કર્યું. ત્યાર પછી તે બંને સુદામા માળીના ગૃહે પધાર્યા. તેમને બંનેને જોઈને તેણે ઊભા થઈ પૃથ્વી પર મસ્તક નમાવીને પ્રણામ કર્યા. અનુચર ગોવાળો સહિત તે બંનેને આસન તથા ચરણ ધોવાનું જળ લાવી

**तयोरासनमानीय पाद्यं चार्घ्यार्हणादिभिः।**
**पूजां सानुगयोश्चक्रे स्रक्ताम्बूलानुलेपनैः॥ ४४**

**प्राह नः सार्थकं जन्म पावितं च कुलं प्रभो।**
**पितृदेवर्षयो मह्यं तुष्टा ह्यागमनेन वाम्॥ ४५**

इह लोके परमां श्रियं च बलं चैश्वर्यं च स्मृतिं चेन्द्रियं तत्पाटवं च प्रादात्॥ ४२॥ ४३॥ ॥ ४४॥ ४५॥

**भवन्तौ किल विश्वस्य जगतः कारणं परम्।**
**अवतीर्णाविहांशेन क्षेमाय च भवाय च॥ ४६**

क्षेमायाभयाय। भवायोद्भवाय॥ ४६॥

रजकवधेन वायकानुग्रहेण च युवयोर्विषम-दृष्टितयाऽनीश्वरता नाशङ्कनीयेत्याह—**न हि वामिति**।

**न हि वां विषमा दृष्टिः सुहृदोर्जगदात्मनोः।**
**समयोः सर्वभूतेषु भजन्तं भजतोरपि॥ ४७**

अत्र हेतुः—समयोरिति। अत्रापि हेतुद्वयम्—सुहृदोरिति जगदात्मनोरिति च॥ ४७॥

**तावाज्ञापयतं भृत्यं किमहं करवाणि वाम्।**
**पुंसोऽत्यनुग्रहो ह्येष भवद्भिर्यन्नियुज्यते॥ ४८**

॥ ४८॥

**इत्यभिप्रेत्य राजेन्द्र सुदामा प्रीतमानसः।**
**शस्तैः सुगन्धैः कुसुमैर्माला विरचिता ददौ॥ ४९**

આપીને પુષ્પમાળા, તામ્બૂલ અને વિલેપનોથી તેમની પૂજા કરી. (સુદામા માળી) સ્તુતિ કરવા લાગ્યો : હે પ્રભુ, આપ બંનેના આગમનથી અમારો જન્મ સાર્થક થયો છે, અમારું કુળ પવિત્ર થયું છે તથા પિતૃઓ, દેવો અને ઋષિઓ મારા પર પ્રસન્ન થયા છે. ॥ ૪૨॥ ૪૩ ॥ ૪૪ ॥ ૪૫ ॥

આ લોકમાં શ્રેષ્ઠ સંપત્તિ, બળ, ઐશ્વર્ય, (સ્વરૂપની) સ્મૃતિ તથા **'इन्द्रियम्'** ઈન્દ્રિયોના સામર્થ્યનું પ્રદાન કર્યું. ॥ ૪૨ ॥ ૪૩ ॥ ૪૪ ॥ ૪૫ ॥

આપ બંને જ સમગ્ર જગતનાં મૂળ કારણરૂપ છો. જગતના ઉદ્ભવ માટે અને (સજ્જનોને) અભય પ્રદાન કરવા માટે આપ પોતાના (પ્રકૃતિરૂપ અને પુરુષરૂપ) અંશો સાથે અહીં ભૂતળ ઉપર અવતરિત થયા છો. ॥ ૪૬ ॥

**'क्षेमाय'** અભય પ્રદાન કરવા માટે – **'भवाय'** (જગતના) ઉદ્ભવ માટે ॥ ૪૬ ॥

ધોબીના વધથી અને દરજી ઉપર અનુગ્રહ કરવાથી તમારા બંનેની વિષમ દૃષ્ટિને કારણે ઈશ્વરત્વ ન હોવાની શંકા કરવી યોગ્ય નથી, એમ કહે છે – **'न हि वाम् इति।'**

સેવા કરનારની ઉપર આપ બન્ને અનુગ્રહ કરો છો, છતાં આપ બંને સર્વ પ્રાણીઓમાં સમાનરૂપે રહેલા જગતના આત્મા અને સર્વના મિત્ર છો, તેથી આપ બંનેમાં વિષમ દૃષ્ટિ છે જ નહીં. ॥ ૪૭ ॥

અહીં (વિષમ દૃષ્ટિ ન હોવાનું) કારણ – બંને સમાનરૂપે રહેલા છો. આ માટે પણ બે કારણ છે – જગતના મિત્ર છો અને જગતના આત્મા છો.॥ ૪૭॥

તે (જગતના ઈશ્વર એવા) આપ બંને, સેવક એવા મને આજ્ઞા કરો. આપ બંનેની હું કઈ સેવા કરું? આપના દ્વારા કાર્યમાં જે નિયુક્તિ કરવામાં આવે છે, મનુષ્ય ઉપર આ જ મહાન અનુગ્રહ છે. ॥ ૪૮ ॥ ૪૮ ॥

હે રાજેન્દ્ર (પરીક્ષિત), (ભગવાનનાં દર્શનથી) પ્રસન્ન મનવાળા સુદામાએ આમ, (ભગવાનને) નિવેદન કરીને શ્રેષ્ઠ, સુગંધિત પુષ્પોની બનાવેલી માળાઓ અર્પણ કરી. ॥ ૪૯ ॥

इत्यभिप्रेत्य इत्येवं विज्ञापयन्नभिप्रेत्य तन्मतं ज्ञात्वा ॥ ४९ ॥

**'इति-अभिप्रेत्य'** આમ, આ પ્રમાણે નિવેદન કરતા માળીએ તેમનો અભિપ્રાય, મત જાણીને ॥ ૪૯ ॥

**ताभिः स्वलंकृतौ प्रीतौ कृष्णरामौ सहानुगौ ।**
**प्रणताय प्रपन्नाय ददतुर्वरदौ वरान् ॥ ५० ॥ ५० ॥**

અનુચર ગોપબાળકો સહિત તે પુષ્પમાળાઓથી સુંદર રીતે શણગારાયેલા અને પ્રસન્ન થયેલા એવા વરદાન આપનારા શ્રીકૃષ્ણ-બલરામજીએ પ્રણામ કરતા, શરણાગત માળીને વરદાનો આપ્યાં. ॥ ૫૦ ॥ ૫૦ ॥

**सोऽपि वव्रेऽचलां भक्तिं तस्मिन्नेवाखिलात्मनि ।**
**तद्भक्तेषु च सौहार्दं भूतेषु च दयां पराम् ॥ ५१ ॥ ५१ ॥**

તે માળીએ પણ સર્વના આત્મા તે ભગવાન શ્રીકૃષ્ણમાં જ અચળ ભક્તિ, તેમના ભક્તો ઉપર સ્નેહ અને સર્વ પ્રાણીઓ ઉપર શ્રેષ્ઠ દયા માગી. ॥ ૫૧ ॥ ૫૧ ॥

**इति तस्मै वरं दत्त्वा श्रियं चान्वयवर्धिनीम् ।**
**बलमायुर्यशः कान्तिं निर्जगाम सहाग्रजः ॥ ५२**

આમ, તેને વરદાન આપીને તેમ જ વંશમાં વૃદ્ધિ કરનારી લક્ષ્મી, બળ, આયુષ્ય, યશ અને કાંતિ આપીને અગ્રજ બલરામજી સાથે ભગવાન વિદાય થઈ ગયા. ॥ ૫૨ ॥

अन्वयवर्धिनीं वंशे वृद्धिमतीमित्यर्थः । अप्रार्थितं श्रीप्रभृतिकं च दत्त्वा ततो निर्जगामेति ॥ ५२ ॥

**'अन्वयवर्धिनीम्'** વંશમાં વૃદ્ધિ કરનારી લક્ષ્મીને, એમ અર્થ છે અને માગવામાં ન આવેલી લક્ષ્મી વગેરે આપ્યા પછી ત્યાંથી વિદાય થયા.॥ ૫૨ ॥

'स्वैरं चरन्मधुपुरे रजकं निकृत्त्य
कृष्णः प्रदाय च वरानथ वायकाय ।
मालाकृतं समनुकम्प्य चकार कुब्जा-
मृज्वीं धनुश्च सहसा नमयन्बभञ्ज' ॥ १ ॥

મથુરા નગરીમાં સ્વૈરવિહાર કરતા શ્રીકૃષ્ણે ધોબીનો (શિર)ચ્છેદ પછી દરજીને વરદાનો આપી, માળા બનાવનાર સુદામા ઉપર અનુકંપા કરીને કુબ્જાને સીધી બનાવી તથા ધનુષ્યને નમાવતાં (નમાવીને) એકાએક તોડી નાખ્યું. ॥ ૧ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे पूर्वार्धे
पुरप्रवेशो नामैकचत्वारिंशोऽध्यायः ॥ ४१ ॥

इति श्रीमद्भागवते दशमस्कन्धे पूर्वार्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां
टीकायामेकचत्वारिंशोऽध्यायः ॥ ४१ ॥

*****

# अथ द्विचत्वारिंशोऽध्यायः
## કુબ્જા પર કૃપા, ધનુષ્યભંગ અને કંસનો ગભરાટ

द्विचत्वारिंशके कुब्जोन्नमनं धनुषो भिदा ।
वधस्तद्रक्षिणां कंसारिष्टं रङ्गोत्सवादि च ॥ १ ॥

બેતાલીસમા અધ્યાયમાં કુબ્જાને ઊંચી (ટટ્ટાર) કરવામાં આવી તે, ધનુષ્યનો ભંગ, તે ધનુષ્યનું રક્ષણ કરનારાઓનો વધ, કંસને (તેનું મરણ થવાનાં) અપશુકનોનું દર્શન અને રંગભૂમિ પરના ઉત્સવાદિ (વર્ણવાયાં) છે. ॥ ૧ ॥

श्रीशुक उवाच

**अथ व्रजन् राजपथेन माधवः**
**स्त्रियं गृहीताङ्गविलेपभाजनाम्।**
**विलोक्य कुब्जां युवतीं वराननां**
**पप्रच्छ यान्तीं प्रहसन् रसप्रदः॥ १**

अङ्गविलेपाश्चन्दनादयः। गृहीतान्यङ्गविलेपानां भाजनानि यया ताम्। रसप्रदः सुखप्रदः॥ १॥

**का त्वं वरोर्वेतदु हानुलेपनं**
**कस्यांगने वा कथयस्व साधु नः।**
**देह्यावयोरंगविलेपमुत्तमं**
**श्रेयस्ततस्ते नचिराद् भविष्यति॥ २**

हे अङ्गने हे वरोरु, इति सोपहासं संबोध्याऽऽपृच्छति—त्वं का, एतदनुलेपनं कस्य वा, उ ह इति निपातौ भ्रूविक्षेपयुक्ते वितर्के। अस्मत्सेवा सद्यः फलत्येवेत्याह—नचिरादिति॥ २॥

सैरन्ध्र्युवाच

**दास्यस्म्यहं सुन्दर कंससम्मता**
**त्रिवक्रनामा ह्यनुलेपकर्मणि।**
**मद्भावितं भोजपतेरतिप्रियं**
**विना युवां कोऽन्यतमस्तदर्हति॥ ३**

तिस्रो ग्रीवोरःकट्यो वक्रा इति त्रिवक्रेति नाम यस्याः सा। अनुलेपसाधनक्रियायां कंसस्य बहुमता दास्यस्मि॥ ३॥

**रूपपेशलमाधुर्यहसितालापवीक्षितैः।**
**धर्षितात्मा ददौ सान्द्रमुभयोरनुलेपनम्॥ ४**

रूपं चाङ्गसौष्ठवं पेशलं च सौकुमार्यं माधुर्यं च रसिकता हसितं चालापाश्च वीक्षितं च तैर्धर्षितात्मा मोहितचित्ता। सान्द्रं घनम्॥ ४॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – ત્યાર પછી રાજમાર્ગ દ્વારા જતા, સુખ આપનાર શ્રીમાધવે શરીર પર વિલેપન કરવાનાં ચંદન વગેરેનાં પાત્રોને લઈને જતી સુમુખી યુવતી કુબ્જાને જોઈને હસતાં હસતાં પૂછ્યું.॥૧॥

**'अङ्गविलेपाः'** શરીર ઉપર વિલેપન કરવાનાં ચંદન વગેરે – લઈ જવામાં આવ્યાં છે શરીર પર વિલેપન કરવાનાં ચંદનાદિનાં પાત્રો જેના દ્વારા તે (કુબ્જા)ને – **'रसप्रदः'** સુખ આપનાર ॥ ૧ ॥

હે સુંદર ઊરુવાળી, હે અંગના, તું કોણ છે? અને આ અંગરાગ કોના માટે છે, તે તું અમને સાચેસાચું કહે. આ શ્રેષ્ઠ અંગરાગ અમને બંનેને આપ. તેથી તારું તત્કાળ કલ્યાણ થશે. ॥ ૨ ॥

હે અંગના, હે સુંદર ઊરુવાળી, એમ ઉપહાસસહિત સંબોધન કરીને પૂછે છે – તું કોણ છે? અને આ અંગરાગ કોના માટે છે? **'उ, ह'** આ બે શબ્દો અવ્યય છે અને ભમરો વાંકી કરીને કરાતા વિતર્કના અર્થમાં છે. અમારી સેવા તત્કાળ ફળે જ છે, એમ કહે છે – **'नचिरात् इति।'** ॥ ૨ ॥

**સૈરન્ધ્રી (અંગરાગાદિ લગાડનારી દાસી કુબ્જા) બોલી** – (ડોક, સાથળ અને કમરેથી વાંકી એવી) ત્રિવક્રા નામની, વિલેપનકાર્યમાં નિયુક્ત થયેલી હું, કંસની માનીતી દાસી છું. મારો બનાવેલો (ચંદનાદિ) અંગરાગ ભોજરાજ કંસને અતિપ્રિય છે. તમારા બંને વિના આ અંગરાગને યોગ્ય બીજો કોણ છે?॥ ૩ ॥

ડોક, ઊરુ અને કમર – એમ ત્રણ (અંગો) વાંકાં છે તેવી ત્રિવક્રા જેનું નામ છે તે – વિલેપન સિદ્ધ કરવાના કાર્યમાં નિયુક્ત થયેલી હું કંસની માનીતી દાસી છું. ॥ ૩ ॥

(ભગવાનનું) સૌન્દર્ય, સૌકુમાર્ય, માધુર્ય, સ્મિત, વાર્તાલાપો અને સ્નેહાવલોકનથી મોહિત થયેલા ચિત્તવાળી કુબ્જાએ તે બંનેને ઘટ્ટ અંગરાગ સમર્પિત કર્યો. ॥ ૪ ॥

**'रूपम्'** શ્રીઅંગનું સૌષ્ઠવ અને **'पेशलम्'** સૌકુમાર્ય તથા **'माधुर्यम्'** રસિકતા, સ્મિત તથા વાર્તાલાપો અને સ્નેહાવલોકન, તેમનાંથી **'धर्षित-आत्मा'** મોહિત થયેલા ચિત્તવાળી – **'सान्द्रम्'** ઘટ્ટ (અંગરાગ) ॥૪॥

**ततस्तावङ्गरागेण स्ववर्णेतरशोभिना।**
**संप्राप्तपरभागेन शुशुभातेऽनुरञ्जितौ॥ ५**

નાભિથી ઉપરના ભાગમાં લગાડેલા અને પોતાના (શ્વેત અને શ્યામ) વર્ણથી અલગ (પીળા) રંગથી શોભતા, તે અંગરાગથી પ્રસન્ન થયેલા બલરામજી અને ગોવિંદ ભગવાન અતિશય શોભવા લાગ્યા.॥ ૫ ॥

स्ववर्णेतरशोभिना रामकृष्णयोर्वर्णाभ्यामितरः पीतादिवर्णस्तेन शोभितुं शीलं यस्य तेन। संप्राप्तपरभागेन संप्राप्तः परो नाभेरुपरितनो भागो येन सः। संप्राप्तः परभागः शोभातिशयो येनेति वा, तेनानुरञ्जितौ॥ ५॥

**'स्ववर्ण-इतर-शोभिना'** બલરામજી અને શ્રીકૃષ્ણના (શ્વેત અને શ્યામ) વર્ણોથી અલગ પીળો વગેરે રંગ, તેનાથી શોભાવવાનો સ્વભાવ છે જેનો – **'संप्राप्त-परभागेन'** નાભિની ઉપરનો ભાગ જેનાથી સારી રીતે રંગાયો છે તે અંગરાગ અથવા પ્રાપ્ત થઈ છે **'परभागः'** અતિશય શોભા જેનાથી તેવો અંગરાગ, તેનાથી વિલેપિત બલરામજી અને ગોવિંદ ભગવાન ॥ ૫ ॥

**प्रसन्नो भगवान् कुब्जां त्रिवक्रां रुचिराननाम्।**
**ऋज्वीं कर्तुं मनश्चक्रे दर्शयन् दर्शने फलम्॥ ६**

પ્રસન્ન થયેલા ભગવાને (લોકને પોતાનાં) દર્શનમાં થતું તત્કાળ ફળ દર્શાવતાં, ત્રણ અંગોથી વાંકી, સુમુખી કુબ્જાને સીધી કરવા માટે વિચાર કર્યો. ॥૬॥

स्वदर्शने सद्यः फलं दर्शयन्॥ ६॥

પોતાનાં દર્શનમાં તત્કાળ થતું ફળ દર્શાવતાં ભગવાને ॥ ૬ ॥

**पद्भ्यामाक्रम्य प्रपदे द्व्यंगुल्युत्तानपाणिना।**
**प्रगृह्य चुबुकेऽध्यात्ममुदनीनमदच्युतः॥ ७**

અચ્યુત ભગવાને (કુબ્જાના) બંને પગના પંજાઓને પોતાના બંને શ્રીચરણથી દબાવીને, ઊંચી કરેલી બે આંગળીઓવાળા શ્રીહસ્તથી દાઢીમાં પકડીને તેના શરીરને (ઝટકો મારીને) ઊંચે ખેંચ્યું. ॥ ૭ ॥

तस्याः प्रपदे पादाग्रद्वयं पद्भ्यामापीड्य द्वे अङ्गुल्यावुत्ताने उन्नते यस्मिन्पाणौ तेन चुबुके मुखस्याधोभागे धृत्वाऽध्यात्मं देहमुन्नमयामास ॥ ७॥

બંને પગના પંજાઓને પોતાના બંને શ્રીચરણથી દબાવીને **'उत्ताने'** ઊંચી કરેલી બે આંગળીઓ જે શ્રીહસ્તમાં છે તેનાથી **'चुबुके'** મુખના નીચેના ભાગ(હડપચી)માં પકડીને **'अध्यात्मम्'** શરીરને (ઝટકો મારીને) ઊંચે ખેંચ્યું. ॥ ૭ ॥

**सा तदर्जुसमानांगी बृहच्छ्रोणिपयोधरा।**
**मुकुन्दस्पर्शनात् सद्यो बभूव प्रमदोत्तमा॥ ८**

શ્રીમુકુન્દ ભગવાનના સ્પર્શથી તરત જ તે સીધા અને અનુરૂપ અંગવાળી, સ્થૂળ નિતંબ અને પયોધરવાળી ઉત્તમ પ્રમદા બની ગઈ. ॥ ૮ ॥

तदैव ऋजु समानमङ्गं यस्याः। बृहत्यौ श्रोणी पयोधरौ च यस्याः सा। मुकुन्दस्पर्शनादिति मुख्यं कारणम्॥ ८॥

તરત જ, સીધું અને અનુરૂપ અંગ છે જેનું – સ્થૂળ નિતંબ અને પયોધરો છે જેનાં તે – શ્રીમુકુન્દ ભગવાનના સ્પર્શથી, એ મુખ્ય કારણ છે. ॥ ૮ ॥

**ततो रूपगुणौदार्यसम्पन्ना प्राह केशवम्।**
**उत्तरीयान्तमाकृष्य स्मयन्ती जातहृच्छया॥ ९**

॥ ९॥

પછી રૂપ, ગુણ અને ઔદાર્યથી સંપન્ન એવી, જેના હૃદયમાં (શ્રીકૃષ્ણ પ્રત્યે) કામ જન્મ્યો છે તેવી, સ્મિત કરતી તે (શ્રીકૃષ્ણના) ખેસનો છેડો ખેંચીને કેશવ(શ્રીકૃષ્ણ)ને કહેવા લાગી. ॥ ૯ ॥ ૯ ॥

**एहि वीर गृहं यामो न त्वां त्यक्तुमिहोत्सहे।**
**त्वयोन्मथितचित्तायाः प्रसीद पुरुषर्षभ॥ १०**

હે વીર, પધારો, આપણે ઘેર જઈએ. હું આપને અહીં ત્યજવાને શક્તિમાન નથી. હે પુરુષશ્રેષ્ઠ, આપના દ્વારા મથી નાખવામાં આવેલા ચિત્તવાળી મારા ઉપર આપ પ્રસન્ન થાઓ! ॥ ૧૦ ॥ ૧૦ ॥

**एवं स्त्रिया याच्यमानः कृष्णो रामस्य पश्यतः।**
**मुखं वीक्ष्यानुगानां च प्रहसंस्तामुवाच ह॥ ११**

॥ ९ ॥ १० ॥ ११ ॥

આમ, બલરામજીના દેખતાં સ્ત્રી દ્વારા યાચના કરાતા શ્રીકૃષ્ણે, અનુસરતા ગોવાળોના મુખ સામે જોઈને હસતાં હસતાં તેને કહ્યું. ॥ ૧૧ ॥ ૧૧ ॥

**एष्यामि ते गृहं सुभ्रूः पुंसामाधिविकर्शनम्।**
**साधितार्थोऽगृहाणां नः पान्थानां त्वं परायणम्॥ १२**

હે સુંદર ભ્રુકુટિવાળી, (કંસાદિના વધરૂપ) પ્રયોજન જેના દ્વારા સિદ્ધ કરવામાં આવશે તેવો હું મનની પીડા શાંત કરનારા તારા ગૃહે આવીશ. ઘર વિનાના પ્રવાસીઓના પરમ આશ્રયરૂપ તું છે. ॥ ૧૨ ॥

आधिविकर्शनं मनःपीडाशमनम्। कंस-वधेन स्वयं साधितोऽर्थः सुहृदां प्रयोजनं येन सः। अगृहाणामकृतदाराणां पान्थानां प्रवासिनां परमयनमाश्रयस्त्वम्॥ १२॥

**'आधिविकर्शनम्'** મનની પીડા શાંત કરનાર (ગૃહમાં) – કંસના વધથી (**'साधितः-अर्थः'**) સિદ્ધ થનારું છે આત્મીય જનોનું પ્રયોજન જેના દ્વારા તેવા – **'अगृहाणाम्'** ઘર વિનાના **'पान्थानाम्'** પ્રવાસીઓના **'परम्-अयनम्'** પરમ આશ્રયરૂપ તું છે. ॥ ૧૨ ॥

**विसृज्य माध्व्या वाण्या तां व्रजन् मार्गे वणिक्पथैः।**
**नानोपायनताम्बूलस्रग्गन्धैः साग्रजोऽर्चितः॥ १३**

(આમ,) મધુર વાણીથી તેને વિદાય કરીને રાજમાર્ગ ઉપર જતા બલરામજી સહિત શ્રીકૃષ્ણની વણિકજનો દ્વારા અનેક જાતની ભેટો, તાંબૂલ, પુષ્પમાળા અને ચંદન દ્વારા પૂજા થઈ. ॥ ૧૩ ॥

मधुरया गिरा तां प्रस्थाप्य व्रजन् वणिक्पथैर्वणिग्भिरर्चितः॥ १३॥

મધુર વાણીથી તેને (વિદાય કરીને ઉત્તરીયનો છેડો પુનઃ) પ્રસ્થાપિત કરીને (માર્ગમાં) જતા શ્રીકૃષ્ણ **'वणिक् पथैः'** વણિકજનો દ્વારા પૂજિત થયા. ॥૧૩॥

**तद्दर्शनस्मरक्षोभादात्मानं नाविदन् स्त्रियः।**
**विस्रस्तवासःकबरवलयालेख्यमूर्तयः ॥ १४**

તેમનાં દર્શનથી કામના આવેશને કારણે સ્ત્રીઓ પોતાને ભૂલી ગઈ. સરકી ગયેલાં વસ્ત્રો, કેશબંધન અને કંકણોવાળી તેઓ ચિત્રમાં ચીતરેલી મૂર્તિઓ જેવી થઈ ગઈ. ॥ ૧૪ ॥

लेख्याश्चित्रन्यस्ता इव मूर्तयो यासां ताः॥ १४॥

**'लेख्याः'** ચિત્રમાં ચીતરેલી જેમની મૂર્તિઓ હોય તેવી તે સ્ત્રીઓ ॥ ૧૪ ॥

**ततः पौरान् पृच्छमानो धनुषः स्थानमच्युतः।**
**तस्मिन् प्रविष्टो ददृशे धनुरैन्द्रमिवाद्भुतम्॥ १५**

પછી નગરજનોને ધનુર્યાગનું સ્થાન પૂછતા અચ્યુત ભગવાને તે સ્થાનમાં પ્રવેશીને ઈન્દ્રધનુષ્ય જેવું અદ્‌ભુત ધનુષ્ય જોયું. ॥ ૧૫ ॥

धनुर्मखशालां पृच्छन्॥ १५॥

ધનુર્યાગશાળાને પૂછતા ॥ ૧૫ ॥

**पुरुषैर्बहुभिर्गुप्तमर्चितं परमर्द्धिमत्।**
**वार्यमाणो नृभिः कृष्णः प्रसह्य धनुराददे॥ १६**

અનેક રાજસેવકો દ્વારા રક્ષાયેલા, પૂજાયેલા અને (સુવર્ણના અલંકારાદિથી) અતિશય સમૃદ્ધિશાળી ધનુષ્યને, રાજસેવકો દ્વારા રોકવામાં આવ્યા હોવા છતાં શ્રીકૃષ્ણે બળપૂર્વક ઉપાડ્યું. ॥ ૧૬ ॥

प्रसह्य बलात्॥ १६॥

**'प्रसह्य'** બળપૂર્વક ॥ ૧૬ ॥

**करेण वामेन सलीलमुद्धृतं**
**सज्यं च कृत्वा निमिषेण पश्यताम्।**
**नृणां विकृष्य प्रबभंज मध्यतो**
**यथेक्षुदण्डं मदकर्युरुक्रमः॥ १७**

મહાપરાક્રમી ભગવાન શ્રીકૃષ્ણે વામ કરકમળથી લીલાપૂર્વક ઉપાડેલું ધનુષ્ય પણછ ચડાવીને, મદમત્ત હાથી શેરડીના સાંઠાને ભાંગી નાખે તેમ તે લોકોના દેખતાં જ આંખના પલકારામાં વચ્ચેથી ભાંગી નાખ્યું. ॥ ૧૭ ॥

निमिषेणातिशीघ्रम्। मदकरी मत्तहस्ती॥ १७॥

**'निमिषेण'** આંખના પલકારામાં, અતિશીઘ્ર – **'मदकरी'** મદમત્ત હાથી ॥ ૧૭ ॥

**धनुषो भज्यमानस्य शब्दः खं रोदसी दिशः।**
**पूरयामास यं श्रुत्वा कंसस्त्रासमुपागमत्॥ १८**

॥ १८॥

ભાંગવામાં આવતા ધનુષ્યના ધ્વનિએ સ્વર્ગ, આકાશ, પૃથ્વી અને (દશેય) દિશાઓને ભરી દીધાં, જેને સાંભળીને કંસ ખૂબ જ ત્રાસ પામ્યો. ॥ ૧૮ ॥ ૧૮ ॥

**तद्रक्षिणः सानुचराः कुपिता आततायिनः।**
**ग्रहीतुकामा आवव्रुर्गृह्यतां बध्यतामिति॥ १९**

અનુચરો સહિત ક્રોધિત થયેલા, (શ્રીકૃષ્ણને) પકડી લેવાની ઈચ્છાવાળા, શસ્ત્રધારી એવા તે ધનુષ્યના રક્ષકો 'પકડો, બાંધો.' એમ (બોલતાં,) તેમને ઘેરી વળ્યા. ॥ ૧૯ ॥

गृह्यतां बध्यतामिति वदन्तो जिघृक्षव आवृतवन्तः॥ १९॥

'પકડવામાં આવે, બાંધવામાં આવે.' એમ બોલતાં, પકડી લેવાની ઈચ્છાવાળા તેઓ ભગવાનને ઘેરી વળ્યા. ॥ ૧૯ ॥

**अथ तान् दुरभिप्रायान् विलोक्य बलकेशवौ।**
**क्रुद्धौ धन्वन आदाय शकले तांश्च जघ्नतुः॥ २०**

પછી તે દુષ્ટ અભિપ્રાયવાળા (રક્ષકો)ને જોઈને ક્રોધિત થયેલા બલરામજી અને કેશવે ધનુષ્યના બે ટુકડા લઈને તેમને મારવા માંડ્યા. ॥ ૨૦ ॥

न केवलं क्रुद्धौ, किंतु भग्नस्य धनुषः शकले गृहीत्वा जघ्नतुश्चेति॥ २०॥

કેવળ ક્રોધિત થયા એટલું જ નહીં, પણ ભાંગેલા ધનુષ્યના બે ટુકડા લઈને તેમને મારવા માંડ્યા. ॥ ૨૦ ॥

**बलं च कंसप्रहितं हत्वा शालामुखात्ततः।**
**निष्क्रम्य चेरतुर्हृष्टौ निरीक्ष्य पुरसंपदः॥ २१**

કંસે મોકલેલી સેનાને હણી તે યજ્ઞશાળાના દ્વારથી નીકળીને, મથુરાનગરીના ઐશ્વર્યને જોઈને પ્રસન્ન થયેલા તે બંને વિચરણ કરવા લાગ્યા. ॥ ૨૧ ॥

परतः प्रातर्गन्तव्यमिति शालामुखादेव पुनर्निष्क्रम्य॥ २१॥

**'परतः'** હવે પછી કાલે સવારે જવાનું જ છે, માટે યજ્ઞશાળાના દ્વારથી જ ફરી બહાર નીકળીને ॥ ૨૧ ॥

**तयोस्तदद्भुतं वीर्यं निशाम्य पुरवासिनः।**
**तेजःप्रागल्भ्यरूपं च मेनिरे विबुधोत्तमौ॥ २२**

तेजः प्रभावम्। प्रागल्भ्यं धृष्टताम्॥ २२॥

**तयोर्विचरतोः स्वैरमादित्योऽस्तमुपेयिवान्।**
**कृष्णरामौ वृतौ गोपैः पुराच्छकटमीयतुः॥ २३**

शकटं शकटावमोचनस्थानम्॥ २३॥

**गोप्यो मुकुन्दविगमे विरहातुरा या**
**आशासताशिष ऋता मधुपुर्यभूवन्।**
**संपश्यतां पुरुषभूषणगात्रलक्ष्मीं**
**हित्वेतरान् नु भजतश्चकमेऽयनं श्रीः॥ २४**

मुकुन्दस्य विगमे व्रजान्निर्गमनसमये या आशिष आशासत—'सुखं प्रभाता रजनीयम्', 'अद्य ध्रुवं तत्र दृशो भविष्यते' इत्यादि यदुक्तवत्यस्ता ऋताः सत्या बभूवुः। पुरुषभूषणस्य श्रीकृष्णस्य गात्रस्य देहस्य लक्ष्मीं शोभाम्। कथंभूतस्य गात्रस्य। नु अहो इतरान्ब्रह्मादीन् हित्वा यदयनमाश्रयं श्रीः कामयामास। यां गात्रलक्ष्मीमिति वा॥ २४॥

**अवनिक्ताङ्घ्रियुगलौ भुक्त्वा क्षीरोपसेचनम्।**
**ऊषतुस्तां सुखं रात्रिं ज्ञात्वा कंसचिकीर्षितम्॥ २५**

તે બંનેનું તે (ધનુષ્ય તોડવાનું) અદ્ભુત પરાક્રમ સાંભળીને તથા તેમના પ્રભાવ, સાહસ અને સૌંદર્યને (જોઈને) મથુરાપુરવાસીઓ તે બંનેને શ્રેષ્ઠ દેવો માનવા લાગ્યા. ॥ ૨૨ ॥

**'तेजः'** પ્રભાવને, **'प्रागल्भ्यम्'** સાહસને ॥ ૨૨ ॥

ગોપસખાઓથી વીંટળાયેલા તે શ્રીકૃષ્ણ અને બલરામજી યથેચ્છ વિહાર કરતા હતા, ત્યારે આદિત્ય-નારાયણ અસ્તને પ્રાપ્ત થયા.(તેથી) નગરમાંથી તે બંને પોતાનાં ગાડાં છોડવાના સ્થાને આવી ગયા.॥૨૩॥

**'शकटम्'** ગાડાં છોડવાના સ્થાનમાં ॥ ૨૩ ॥

શ્રીમુકુન્દના (વ્રજમાંથી) નીકળવાના સમયે તેમના વિરહથી વિવશ એવી વ્રજાંગનાઓએ મથુરાપુરવાસીઓ માટે જે મનોરથોની કામના કરી હતી તે, પુરુષશિરોમણિ શ્રીકૃષ્ણના શ્રીઅંગની શોભા નિહાળતા જનો માટે સત્ય થઈ. અહો! (સર્વ શોભાની અધિષ્ઠાત્રી) શ્રીમહાલક્ષ્મીજી પોતાને ભજતા (બ્રહ્માજી વગેરે) બીજા દેવોને છોડીને જે શ્રીઅંગને અથવા શ્રીઅંગની શોભાને પોતાના આશ્રયરૂપે ઈચ્છે છે! ॥ ૨૪ ॥

શ્રીમુકુન્દના **'विगमे'** વ્રજમાંથી નીકળવાના સમયે (વ્રજાંગનાઓએ મથુરાવાસીઓ માટે) જે મનોરથોની કામના કરી હતી – 'આ રાત્રિ સુખમય પ્રભાતવાળી થઈ છે.' (શ્રીમદ્ ભા.૧૦/૩૯/૨૩) 'આજે ત્યાં (યાદવોની) દૃષ્ટિનો મહાન ઉત્સવ થશે.' (શ્રીમદ્ ભા. ૧૦/૩૯/૨૫) વગેરે જે કહ્યું હતું, તે કામના **'ऋताः'** સત્ય થઈ. પુરુષશિરોમણિ શ્રીકૃષ્ણના **'गात्रस्य'** શ્રીઅંગની **'लक्ष्मीम्'** શોભાને – કેવા શ્રીઅંગને? **'नु'** અહો! **'इतरान्'** બ્રહ્માજી વગેરે બીજા દેવોને છોડીને લક્ષ્મીજી જે શ્રીઅંગને **'अयनम्'** આશ્રયરૂપે ઈચ્છે છે અથવા જે શ્રીઅંગની શોભાને ॥ ૨૪ ॥

જે બંનેનાં ચરણયુગલનું પ્રક્ષાલન કરવામાં આવ્યું તે બંનેએ – બલરામજી અને શ્રીકૃષ્ણે દૂધ સાથે અન્નનું ભોજન કરી કંસે (શું) કરવા ઈચ્છેલું છે તે જાણીને તે રાત્રે ત્યાં સુખપૂર્વક નિવાસ કર્યો. ॥ ૨૫ ॥

अवनिक्तं क्षालितमङ्घ्रियुगलं ययोस्तौ। क्षीरमिश्रमन्नं भुक्त्वा सुखं न्यवसताम्॥ २५॥

**'અવનિક્તમ્'** પ્રક્ષાલિત કરવામાં આવ્યાં છે ચરણયુગલ જે બંનેનાં તે બંનેએ – દૂધ સાથે અન્નનું ભોજન કરીને સુખપૂર્વક નિવાસ કર્યો. ॥ २५ ॥

**कंसस्तु धनुषो भंगं रक्षिणां स्वबलस्य च।**
**वधं निशम्य गोविन्दरामविक्रीडितं परम्॥ २६**
**दीर्घप्रजागरो भीतो दुर्निमित्तानि दुर्मतिः।**
**बहून्यचष्टोभयथा मृत्योर्दौत्यकराणि च॥ २७**

શ્રીગોવિંદ અને બલરામજીની કેવળ (અનાયાસ) ક્રીડારૂપ ધનુષ્યભંગ તથા રક્ષકો અને (કંસની) પોતાની સેનાનો વધ સાંભળીને ॥ २६ ॥ ભયભીત થયેલો, લાંબા ઉજાગરા કરનારો, દુષ્ટ બુદ્ધિવાળો કંસ ઊંઘતાં અને જાગતાં – બંને સ્થિતિમાં મૃત્યુને સૂચવનારાં અનેક અપશુકનો જોવા લાગ્યો.॥ २७ ॥

परं केवलं गोविन्दरामयोर्विक्रीडितं तत्, न तु पराक्रमः कश्चित्॥ २६॥ उभयथा स्वप्नजागरितभेदेन प्रत्येकं मृत्योर्दौत्यकराणि च। तथा च मन्त्रः—'इत्थादुलूकश्चापघ्नन् हिरण्याक्षो अयोमुखः। रक्षसां दूत आगतः' इत्यादिः। तथा—'यदेतद्भूतान्यन्वाविश्य दैवीं वाचं वदसि' इत्यादिश्च॥ २७॥

**'પરમ્'** શ્રીગોવિંદ અને બલરામજીની કેવળ ક્રીડારૂપ તે (ધનુર્ભંગ વગેરે), તે બંનેનું કોઈ પણ પરાક્રમ ન હતું. **'ઉભયથા'** સ્વપ્નમાં અને જાગતાં, એમ બે પ્રકારે દરેકમાં મૃત્યુનું આગમન સૂચવનારાં (**'च'** કારથી અપકીર્તિ સૂચવનારાં) પણ અપશુકનો. તે અનુસાર મંત્ર છે – 'આ પ્રમાણે લાલ નેત્રવાળો, લોખંડ જેવા કાળા મુખવાળો, યજ્ઞનો વિધ્વંસ કરનારા રાક્ષસોનો દૂત આવી પહોંચ્યો છે.' (તૈ.આ.૪/૩૩/૧) તથા 'પક્ષી વગેરે પ્રાણીઓમાં પ્રવેશ કરીને જે દૈવી વાણીને તું બોલે છે. (તે આ વાણી મૃત્યુના દૂતરૂપ છે.)' (તૈ.આ.૪/૩૪/૧) ઈત્યાદિ. ॥ २६ ॥ २७ ॥

तानि दर्शयति श्लोकत्रयेण—

તે અપશુકનોને ત્રણ શ્લોકથી દર્શાવે છે –

**अदर्शनं स्वशिरसः प्रतिरूपे च सत्यपि।**
**असत्यपि द्वितीये च द्वैरूप्यं ज्योतिषां तथा॥ २८**

**छिद्रप्रतीतिश्छायायां प्राणघोषानुपश्रुतिः।**
**स्वर्णप्रतीतिर्वृक्षेषु स्वपदानामदर्शनम्॥ २९**

(જળ વગેરેમાં) પ્રતિબિંબ (દેખાતું) હોવા છતાં પોતાના મસ્તકને ન જોવું, બીજું રૂપ ન હોવા છતાં (ચન્દ્ર વગેરે) તેજસ્વી પદાર્થોનાં બે રૂપો દેખાવાં તેમ જ ॥ २८ ॥ (પોતાના) પડછાયામાં છિદ્ર દેખાવું, (કાન બંધ કરતાં સંભળાતો) પ્રાણઘોષ ન સંભળાવો, વૃક્ષોમાં સોનેરી રંગ દેખાવો, (ધૂળ કે કાદવમાં) પોતાનાં પગલાં ન દેખાવાં. ॥ २९ ॥

जलादौ प्रतिरूपे दृश्यमानेऽपि स्वशिरसस्तत्रादर्शनम्। असत्यपि द्वितीये चक्षुषोऽन्तर्धानेऽङ्गुल्यादौ ज्योतिषां चन्द्रादीनां द्वित्वम्॥ २८॥ छायायां प्रतिबिम्बे छिद्रप्रतीतिः। पिहितकर्णपुटस्य योऽन्तः श्रूयमाणो ध्वनिः स प्राणघोषस्तस्याऽश्रवणम्। वृक्षेषु स्वर्णवर्णप्रतीतिः। रजःकर्दमादिषु स्वपदानामदर्शनम्। एतानि जागरितानि दुर्निमित्तानि॥ २९॥

જળ વગેરેમાં પ્રતિબિંબ દેખાતું હોવા છતાં પોતાના મસ્તકને ત્યાં ન જોવું, બીજું રૂપ ન હોવા છતાં આંખની આગળ આંગળી વગેરે આવરણ હોવાને કારણે ચન્દ્ર વગેરે તેજસ્વી પદાર્થોનાં બે રૂપો દેખાવાં.॥ २८ ॥ **'છાયાયામ્'** પ્રતિબિમ્બમાં છિદ્ર દેખાવું, બંધ કરેલા કાનના છિદ્રની અંદર સંભળાતો જે ધ્વનિ છે તે પ્રાણઘોષ, તેનું ન સંભળાવું, વૃક્ષોમાં સોનેરી રંગ દેખાવો, ધૂળ-કાદવ વગેરેમાં પોતાનાં પગલાં ન દેખાવાં – આ અપશુકનો જાગ્રત અવસ્થામાં થનારાં છે. ॥ २९ ॥

स्वप्नान्याह—**स्वप्न इति।**

**स्वप्ने प्रेतपरिष्वंगः खरयानं विषादनम्।**
**यायान्नलदमाल्येकस्तैलाभ्यक्तो दिगम्बरः॥ ३०**

प्रेतैर्मृतैः परिष्वङ्गः खरमारुह्य यानम्। विषभक्षणम्। नलदमाली जपाकुसुममाली यायादिति यत्तदप्येकं दुर्निमित्तमिति ॥ ३०॥

**अन्यानि चेत्थंभूतानि स्वप्नजागरितानि च।**
**पश्यन् मरणसन्त्रस्तो निद्रां लेभे न चिन्तया॥ ३१**

॥ ३१ ॥

**व्युष्टायां निशि कौरव्य सूर्ये चाद्भ्यः समुत्थिते।**
**कारयामास वै कंसो मल्लक्रीडामहोत्सवम्॥ ३२**
**आनर्चुः पुरुषा रंगं तूर्यभेर्यश्च जघ्निरे।**
**मंचाश्चालंकृताः स्त्रग्भिः पताकाचैलतोरणैः॥ ३३**

कष्टेन कथंचित्प्रभातायां पुनः सूर्ये चाद्भ्यः समुत्थित इति। तथा च श्रुतिः—'अद्भ्यो वा' इति—

'य उदगान्महतोऽर्णवात्
विभ्राजमानः सलिलस्य मध्यात्।
स मा वृषभो लोहिताक्षः
सूर्यो विपश्चिन्मनसा पुनातु॥'

इति च॥ ३२॥ ३३॥

**तेषु पौरा जानपदा ब्रह्मक्षत्रपुरोगमाः।**
**यथोपजोषं विविशू राजानश्च कृतासनाः॥ ३४**
**कंसः परिवृतोऽमात्यै राजमंच उपाविशत्।**
**मण्डलेश्वरमध्यस्थो हृदयेन विदूयता॥ ३५**

यथोपजोषं यथासुखम्॥ ३४॥ ३५॥

સ્વપ્નમાં થતાં અપશુકનો જણાવે છે – **'स्वप्ने इति।'**

સ્વપ્નમાં મડદાંઓ સાથે ભેટવું, ગધેડા પર સવારી કરવી, ઝેર ખાવું તથા પોતે એકલા જ જાસૂદની માળા પહેરી, તેલ ચોળી નગ્ન થઈને જવું (વગેરે અપશુકનો છે). ॥ ૩૦ ॥

**'प्रेतैः'** મડદાંઓ સાથે આલિંગન, ગધેડા પર ચડીને સવારી કરવી, ઝેર ખાવું, **'नलदमाली'** જાસૂદની માળા પહેરીને જવું, તે પણ એક અપશુકન છે.॥ ૩૦ ॥

આવાં અને બીજાં પણ સ્વપ્નનાં અને જાગ્રતનાં અપશુકન જોતા, મરણ(ના ભય)થી અત્યંત ત્રસ્ત થયેલા કંસે ચિંતાને કારણે નિદ્રા પ્રાપ્ત કરી નહીં. ॥ ૩૧ ॥ ૩૧ ॥

હે કુરુવંશી (રાજા પરીક્ષિત), રાત્રિ ગયા પછી થતા પ્રભાતમાં સૂર્ય જળમાંથી બહાર નીકળ્યો ત્યારે કંસે મલ્લક્રીડામહોત્સવ(નો આરંભ) કરાવ્યો. કંસના સેવકોએ મલ્લક્રીડાસ્થાનનું પૂજન કર્યું. તૂરીઓ અને ભેરીઓ વાગવા લાગી. પુષ્પમાળાઓ, પતાકાઓ, વસ્ત્રનાં તોરણોથી મંડપો અલંકૃત થવા લાગ્યા. ॥ ૩૨ ॥ ૩૩ ॥

કષ્ટથી કોઈક રીતે રાત્રિ વીતી ગયા પછી થતા પ્રભાતમાં સૂર્ય જ્યારે જળમાંથી બહાર ઊગ્યો ત્યારે – તે અનુસાર શ્રુતિ છે – 'પાણીમાંથી જ આ બધું જગત ઉત્પન્ન થયું છે.' (તૈ.આ.૧/૨૩/૮) 'મહાન સમુદ્રના જળના મધ્યભાગમાંથી જે ઉદય પામ્યા તે સર્વજ્ઞ, રક્ત નેત્રવાળા, કામનાઓની વૃષ્ટિ કરનારા, દેદીપ્યમાન સૂર્યનારાયણ મને મનથી પવિત્ર કરો.' (તૈ.આ.૪/૪૨/૫) ॥ ૩૨ ॥ ૩૩ ॥

તે મંડપોમાં (જેમનાં સિંહાસનો ગોઠવવામાં આવ્યાં છે તેવા,) નગરના તથા પ્રદેશોના મુખ્ય બ્રાહ્મણો અને ક્ષત્રિયો તથા રાજાઓ સુખ થાય તેમ પ્રવેશ્યા. મંત્રીઓથી વીંટળાયેલો અને ખંડિયા રાજાઓની મધ્યમાં રહેલો કંસ ભારે સંતપ્ત હૃદયે રાજમંચ પર બેઠો. ॥ ૩૪ ॥ ૩૫ ॥

**'यथा-उपजोषम्'** સુખ થાય તેમ ॥૩૪॥૩૫॥

**वाद्यमानेषु तूर्येषु मल्लतालोत्तरेषु च।**
**मल्लाः स्वलंकृता दृप्ताः सोपाध्यायाः समाविशन्॥ ३६**

મલ્લોનો (બાહુઓ ઉપર) તાલ ઠોકવાનો ધ્વનિ જેમાં વધારે મોટેથી સંભળાતો હતો તે તૂરીઓ વાગતી હતી, ત્યારે સુંદર રીતે અલંકૃત થયેલા ગર્વિષ્ઠ મલ્લો પોતપોતાના આચાર્યો સાથે સારી રીતે ગોઠવાઈ ગયા. ॥ ૩૬ ॥

मल्लताल उत्तर उपरि उच्चैः श्रूयते येषु तेषु तूर्येषु। उपाध्याया मल्लाचार्याः॥ ३६॥

મલ્લોનો (બાહુ ઉપર) તાલ ઠોકવાનો ધ્વનિ ઊંચો, મોટો સંભળાતો હતો જેમાં તે તૂરીઓ (વાગતી હતી ત્યારે) – **'उपाध्यायाः'** મલ્લોના આચાર્યો ॥ ૩૬ ॥

**चाणूरो मुष्टिकः कूटः शलस्तोशल एव च।**
**त आसेदुरुपस्थानं वल्गुवाद्यप्रहर्षिताः॥ ३७**

(તૂરી વગેરે) સુંદર વાદ્યો(ના ઘોષ)થી અત્યંત હર્ષિત થયેલા ચાણૂર, મુષ્ટિક, કૂટ, શલ અને તોશલ ક્રીડાસ્થાન પર આવી પહોંચ્યા. ॥ ૩૭ ॥

उपस्थानं मल्लरङ्गम्। आसेदुरागताः॥ ३७॥

**'उपस्थानम्'** મલ્લોના ક્રીડાસ્થાનમાં **'आसेदुः'** આવી પહોંચ્યા. ॥ ૩૭ ॥

**नन्दगोपादयो गोपा भोजराजसमाहुताः।**
**निवेदितोपायनास्ते एकस्मिन् मंच आविशन्॥ ३८**

ભોજરાજ કંસે બોલાવેલા ગોપ નંદરાયજી વગેરે ગોવાળો ઉપહારો સમર્પિત કરીને એક મંડપમાં પ્રવેશ્યા. ॥ ૩૮ ॥

समाहुताः समाहूताः। निवेदितान्युपायनानि यैस्ते॥ ३८॥

**'सम-आहुताः'** **'सम-आहूताः'** (હોવું જોઈએ.) બોલાવેલા નંદ વગેરે ગોવાળો જેમના દ્વારા ઉપહારો સમર્પિત કરવામાં આવ્યા છે તેવા તેઓ (**ह्वे** = બોલાવવું, **हु** = હવન કરવો) ॥ ૩૮ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे पूर्वार्धे
मल्लरङ्गोपवर्णनं नाम द्विचत्वारिंशोऽध्यायः॥ ४२॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे पूर्वार्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां द्विचत्वारिंशोऽध्यायः॥ ४२॥

*****

# अथ त्रिचत्वारिंशोऽध्यायः
## કુવલયાપીડનો ઉદ્ધાર અને અખાડામાં પ્રવેશ

त्रिचत्वारिंशके हत्वा गजेन्द्रं रामकृष्णयोः।
रङ्गप्रवेशसौभाग्यं चाणूरेण च भाषणम्॥ १॥

કુવલયાપીડ ગજરાજને હણીને બલરામ તથા શ્રીકૃષ્ણના રંગભૂમિમાં પ્રવેશરૂપ (રસકદમ્બમૂર્તિપ્રદર્શનરૂપ) સૌભાગ્ય અને ચાણૂર દ્વારા ભાષણ તેંતાલીસમા અધ્યાયમાં (વર્ણવાયા) છે. ॥ ૧ ॥

**श्रीशुक उवाच**

**अथ कृष्णश्च रामश्च कृतशौचौ परन्तप।**
**मल्लदुन्दुभिनिर्घोषं श्रुत्वा द्रष्टुमुपेयतुः॥ १**

**શ્રીશુકદેવજી બોલ્યા** – હે શત્રુઓને પરાજિત કરનાર, પછી જેમના દ્વારા પોતાની નિર્દોષતા પ્રકટ કરવામાં આવી હતી તે શ્રીકૃષ્ણ અને બલરામજી મલ્લોનો અને નગારાંઓનો અવાજ સાંભળીને જોવા માટે (રંગભૂમિ) પાસે ગયા. ॥ ૧ ॥

पूर्वेद्युरेव कृतं शौचं शुद्धत्वं निरपराधत्वं याभ्यां तौ। एतदुक्तं भवति—धनुर्भङ्गादिनाऽऽवाभ्यां निजैश्वर्ये सूचितेऽपि पितरौ न मुञ्चत्यावां च पुनर्जिघांसति। अतोऽस्य मातुलस्यापि वधे नावयोर्दोष इत्येवं कृतापराधपरिहाराविति। मल्लानां दुन्दुभीनां च निर्घोषं मल्लतालदुन्दुभिनिर्घोषं वा ॥ १ ॥

આગલા દિવસે જ જે બંને દ્વારા **'कृतं शौचम्'** શુદ્ધતા, પોતાની નિર્દોષતા પ્રકટ કરવામાં આવી હતી. આ પ્રમાણે કહેવામાં આવે છે – ધનુર્ભંગ વગેરે કરવાથી અમારા બંને દ્વારા પોતાનું ઐશ્વર્ય સૂચિત થવા છતાં પણ (કંસ) માતાપિતાને (કેદમાંથી) મુક્ત કરતો નથી અને પાછો અમને બંનેને મારી નાખવા ઇચ્છે છે. આથી (તે મામો થતો હોવા છતાં પણ) આ મામાનો પણ વધ કરવામાં આપણને બંનેને દોષ નહીં લાગે, એમ કરવામાં આવનાર અપરાધની સ્પષ્ટતા કરી દીધી. મલ્લોના અને નગારાંઓના અવાજને અથવા મલ્લોના તાલ ઠોકવાના અવાજને અને નગારાંઓના અવાજને ॥ ૧ ॥

**रंगद्वारं समासाद्य तस्मिन् नागमवस्थितम्।**
**अपश्यत् कुवलयापीडं कृष्णोऽम्बष्ठप्रचोदितम्॥ २**

રંગભૂમિના દ્વાર પાસે આવીને શ્રીકૃષ્ણે તે દ્વારમાં મહાવત દ્વારા હાંકવામાં આવેલા કુવલયાપીડ હાથીને જોયો. ॥ ૨ ॥

अम्बष्ठो हस्तिपकस्तेन चोदितम्॥ २॥

**'अम्बष्ठः'** મહાવત, તેના દ્વારા હાંકવામાં આવેલા હાથીને ॥ ૨ ॥

**बद्ध्वा परिकरं शौरिः समुह्य कुटिलालकान्।**
**उवाच हस्तिपं वाचा मेघनादगभीरया॥ ३**
**अम्बष्ठाम्बष्ठ मार्गं नौ देह्यपक्रम मा चिरम्।**
**नो चेत् सकुंजरं त्वाद्य नयामि यमसादनम्॥ ४**

(યુદ્ધોચિત) કમરબંધ બાંધીને તથા વાંકડિયા વાળ સમેટીને મેઘની ગર્જના જેવી ગંભીર વાણીથી શૌરિ શ્રીકૃષ્ણે મહાવતને કહ્યું, 'અરે મહાવત, ઓ મહાવત, અમને બંનેને રસ્તો આપ, જલદી ખસી જા! નહીં તો હાથી સહિત જ તને યમસદન લઈ જાઉં છું.' ॥ ૩ ॥ ૪ ॥

परिकरं युद्धोचितपरिधानं कृत्वा। समुह्य निबध्य॥ ३॥ ४॥

**'परिकरम्'** યુદ્ધને યોગ્ય કમરબંધ બાંધીને – **'समुह्य'** સમેટીને ॥ ૩ ॥ ૪ ॥

**एवं निर्भर्त्सितोऽम्बष्ठः कुपितः कोपितं गजम्।**
**चोदयामास कृष्णाय कालान्तकयमोपमम्॥ ५**

આમ, તિરસ્કૃત થયેલા અને કુપિત થયેલા મહાવતે (અંકુશના મારથી) કોપાવેલા કાળ, મૃત્યુ તથા યમરાજ જેવા હાથીને શ્રીકૃષ્ણ તરફ હાંક્યો.॥ ૫ ॥

अन्तको मृत्युः, कालस्तन्निमित्तं, यमस्तन्नियन्ता तैरुपमा यस्य तम्॥ ५॥

**'अन्तकः'** મૃત્યુ, **'कालः'** તે મૃત્યુના કારણરૂપ કાળ, **'यमः'** તે મૃત્યુના અને કાળના નિયંતા યમરાજ, તે ત્રણેયની સાથે ઉપમા છે જેની તે હાથીને ॥ ૫ ॥

**करीन्द्रस्तमभिद्रुत्य करेण तरसाग्रहीत्।**
**कराद् विगलितः सोऽमुं निहत्याङ्घ्रिष्वलीयत॥ ६**

ગજરાજ કુવલયાપીડે વેગથી તે શ્રીકૃષ્ણની સામે ધસી જઈને તેમને સૂંઢથી પકડી લીધા, (ત્યારે) તે શ્રીકૃષ્ણ (પણ) આ હાથીને (મુઠ્ઠીથી) મારીને સૂંઢમાંથી છટકી ગયા, (અને તેના ચારે) પગની વચ્ચે અદૃશ્ય થઈ ગયા. (છુપાઈ ગયા.) ॥ ૬ ॥

विगलितो विच्युतः। मुष्टिना निहत्य अलीयतादृश्यो बभूव॥ ६॥

**संक्रुद्धस्तमचक्षाणो घ्राणदृष्टिः स केशवम्।**
**परामृशत् पुष्करेण स प्रसह्य विनिर्गतः॥ ७**

अचक्षाणोऽपश्यन्। घ्राणमवघ्राणं तेन दृष्टिर्दर्शनं यस्य सः। लोचनागोचरमपि हि पशवो घ्राणेन जानन्तीति प्रसिद्धम्। परामृशद् धृतवान्। पुष्करेण शुण्डाग्रेण। स कृष्णः। प्रसह्य बलेन॥ ७॥

**पुच्छे प्रगृह्यातिबलं धनुषः पंचविंशतिम्।**
**विचकर्ष यथा नागं सुपर्ण इव लीलया॥ ८**

धनुषो धनुषां पञ्चविंशतिर्यावत्तावन्तं देशं विचकर्ष आकृष्य नीतवान्। कं क इव विचकर्ष। यथा नागं सर्पवद्वर्तमानं गजं सुपर्णवत्स्वयमिति—'आविरासीद्यथा प्राच्यां दिशीन्दुरिव पुष्कलः' इतिवत्॥ ८॥

**स पर्यावर्तमानेन सव्यदक्षिणतोऽच्युतः।**
**बभ्राम भ्राम्यमाणेन गोवत्सेनेव बालकः॥ ९**

स पर्यावर्तमानेनेति। पुच्छग्राहिणं श्रीकृष्णं ग्रहीतुं यदि दक्षिणतः परिवर्तते गजस्तर्हि सव्यतो भ्रामयति। यदा सव्यतः परिवर्तते तदा दक्षिणतो भ्रामयंस्तेन सह बभ्राम। गोवत्सेन भ्राम्यमाणेन बालकः स एव कृष्णो यथाऽन्यो वा बालक इवेति॥ ९॥

**ततोऽभिमुखमभ्येत्य पाणिनाऽऽहत्य वारणम्।**
**प्राद्रवन् पातयामास स्पृश्यमानः पदे पदे॥ १०**

**'विगलितः'** છટકી ગયા – મુઠ્ઠીથી મારીને **'અલીયત'** અદૃશ્ય થઈ ગયા. ॥ ૬ ॥

તે શ્રીકૃષ્ણને ન જોતા ક્રોધિત થયેલા તે હાથીએ ગંધથી જાણનાર હોઈ સૂંઢના અગ્રભાગથી કેશવને (શોધીને) પકડી લીધા, (પણ) તે બળપૂર્વક (તેમાંથી) નીકળી ગયા. ॥ ૭ ॥

**'अचक्षाणः'** (શ્રીકૃષ્ણને) ન જોતો હાથી – **'घ्राणम्'** ગંધ, તેનાથી **'दृष्टिः'** દર્શન છે જેને તે હાથીએ – નેત્રનો વિષય જ ન હોવા છતાં પશુઓ ગંધથી જાણે છે, તે પ્રસિદ્ધ છે. **'परामृशत्'** પકડી લીધા – **'पुष्करेण'** સૂંઢના અગ્રભાગથી – **'सः'** તે શ્રીકૃષ્ણ, **'प्रसह्य'** બળપૂર્વક ॥ ૭ ॥

જેમ ગરુડ સાપને ઘસડી લાવે તેમ ગરુડ જેવા સ્વયં શ્રીકૃષ્ણ સાપ જેવા તે અતિબળવાન હાથીને પૂંછડામાંથી પકડીને રમતમાં પચ્ચીસ ધનુષ્ય (સો હાથ) જેટલો દૂર ઘસડીને લાવ્યા. ॥ ૮ ॥

**'धनुषः'** ધનુષ્યના, પચ્ચીસ ધનુષ્યોના જેટલો પ્રદેશ **'विचकर्ष'** ઘસડીને લાવ્યા. કોણે કોની જેમ ઘસડ્યો? **'यथा नागम्'** સાપની જેમ રહેલા હાથીને ગરુડની જેમ સ્વયં શ્રીકૃષ્ણે – 'પૂર્વ દિશામાં સોળે કળાઓથી પૂર્ણ ચંદ્રનો ઉદય થાય તેમ!' (શ્રીમદ્ ભા.૧૦/૩/૮) ॥ ૮ ॥

ડાબેજમણે ફરતા હાથીની સાથે તે અચ્યુત, પૂંછડું પકડીને ઘુમાવવામાં આવતા ગાયના વાછરડાની સાથે બાળક ઘૂમે તેમ ઘૂમવા લાગ્યા. ॥ ૯ ॥

**'सः पर्यावर्तमानेन इति।'** પૂંછડું પકડનાર શ્રીકૃષ્ણને પકડવા માટે જો હાથી જમણી બાજુ ફરે, તો ભગવાન તેને ડાબી બાજુ ઘુમાવે. જો હાથી ડાબી બાજુ ફરે તો જમણી બાજુથી તેને ઘુમાવતા ભગવાન ઘૂમતા હાથીની સાથે ઘૂમવા લાગ્યા. ઘુમાવવામાં આવતા ગાયના વાછરડાની સાથે બાળક (ઘૂમે) તેમ જ શ્રીકૃષ્ણ અથવા જેમ બીજો કોઈ બાળક ઘૂમે તેમ ॥ ૯ ॥

પછી (પૂંછડું છોડીને) સામે આવીને હાથીને હાથથી (મુક્કો) મારીને પગલે પગલે હાથી દ્વારા સ્પર્શ કરાતા હોય તેમ ચારે તરફ ખૂબ દોડતા શ્રીકૃષ્ણે હાથીને પાડી નાખ્યો. ॥ ૧૦ ॥

वारणं गजं प्राद्रवन् प्रकर्षेणासमन्ततो धावन् पातयामास। यथा पतति तथा तं वञ्चयन्प्राद्रवदित्यर्थः ॥ १० ॥

किंच **स धावन्निति**।

**स धावन् क्रीडया भूमौ पतित्वा सहसोत्थितः।**
**तं मत्वा पतितं क्रुद्धो दन्ताभ्यां सोऽहनत्क्षितिम्॥ ११**
**स्वविक्रमे प्रतिहते कुंजरेन्द्रोऽत्यमर्षितः।**
**चोद्यमानो महामात्रैः कृष्णमभ्यद्रवद् रुषा॥ १२**
**तमापतन्तमासाद्य भगवान् मधुसूदनः।**
**निगृह्य पाणिना हस्तं पातयामास भूतले॥ १३**
**पतितस्य पदाऽऽक्रम्य मृगेन्द्र इव लीलया।**
**दन्तमुत्पाट्य तेनेभं हस्तिपांश्चाहनद्धरिः॥ १४**

अहनदहन्॥ ११ ॥ १२ ॥ १३ ॥ १४ ॥

**मृतकं द्विपमुत्सृज्य दन्तपाणिः समाविशत्।**
**अंसन्यस्तविषाणोऽसृङ्मदबिन्दुभिरंकितः।**
**विरूढस्वेदकणिकावदनाम्बुरुहो बभौ॥ १५**

रङ्गं समाविशत्तदा वीरश्रिया बभौ। कथंभूतः—अंसे न्यस्तं विषाणं गजदन्तो येन सः। असृजो रक्तस्य मदस्य च बिन्दुभिः परितोऽङ्कितः। विरूढा उद्गताः स्वेदकणिकास्ताभिरुपलक्षितं वदनाम्बुरुहं यस्य सः॥ १५॥

**वृतौ गोपैः कतिपयैर्बलदेवजनार्दनौ।**
**रंगं विविशतू राजन् गजदन्तवरायुधौ॥ १६**

न केवलं स एकः समाविशत्, किंतु वृतौ गोपैरिति॥ १६॥

**'वारणम्'** હાથીને **'प्राद्रवन्'** ચારે તરફ ખૂબ જોરથી દોડતા શ્રીકૃષ્ણે પાડી નાખ્યો. તે જેમ પડે તેમ તેને છેતરતા દોડી ગયા, એમ અર્થ છે. ॥ ૧૦ ॥

વળી, **'सः धावन् इति।'**

દોડતા તે શ્રીકૃષ્ણ રમતમાં પૃથ્વી પર પડી જઈ એકદમ ઊભા થઈ ગયા. તેમને પડેલા માનીને ક્રોધે ભરાયેલા હાથીએ બંને દાંતથી પૃથ્વી ઉપર પ્રહાર કર્યો. પોતાનું પરાક્રમ વ્યર્થ જતાં અત્યંત ક્રોધિત થયેલો ગજરાજ, મહાવતો દ્વારા હાંકવામાં આવતો, રોષથી શ્રીકૃષ્ણની સામે દોડ્યો. ધસી આવતા તે હાથીની સામે જઈને ભગવાન મધુસૂદને હાથથી તેની સૂંઢ પકડીને ધરતી પર ઢાળી દીધો. તે પડેલા હાથીને સિંહની જેમ લીલાપૂર્વક પગથી દબાવીને, તેનો દાંત ઉખાડીને તે દાંતથી જ હાથીને અને મહાવતોને શ્રીહરિએ મારી નાખ્યા.॥૧૧॥૧૨॥૧૩॥૧૪॥

**'अहनत्'** પ્રહાર કર્યો. ॥૧૧॥૧૨॥૧૩॥૧૪॥

મરેલા હાથીને છોડીને હાથમાં હાથીદાંત ધારણ કરેલા (દંતપાણિ) ભગવાને (રંગભૂમિમાં) પ્રવેશ કર્યો. ખભા પર મૂકેલા હાથીદાંતવાળા, રક્ત અને મદબિંદુઓથી છંટાયેલા તથા ઉત્પન્ન થયેલાં પ્રસ્વેદબિંદુઓયુક્ત વદનકમળવાળા ભગવાન શોભતા હતા. ॥ ૧૫ ॥

ભગવાન રંગભૂમિમાં પ્રવેશ્યા ત્યારે વીરશ્રીથી શોભતા હતા. કેવા ભગવાન? ખભા પર મૂકવામાં આવ્યો છે **'विषाणम्'** હાથીદાંત જેમના દ્વારા તે. **'असृजः'** રક્તનાં અને મદનાં બિંદુઓથી (શ્રીઅંગ ઉપર) સર્વ તરફ છંટાયેલા – **'विरूढाः'** ઉત્પન્ન થયેલાં સ્વેદબિંદુઓ, તેમનાંથી લક્ષિત થતું વદનકમળ છે જેમનું તે ભગવાન ॥ ૧૫ ॥

હે રાજા, કેટલાક ગોવાળોથી વીંટળાયેલા અને હાથીદાંતરૂપી શ્રેષ્ઠ આયુધ ધારણ કરેલા બલદેવજી અને જનાર્દન રંગભૂમિમાં પ્રવેશ્યા. ॥ ૧૬ ॥

કેવળ તે જનાર્દન એકલા જ પ્રવેશતા નથી, પણ ગોવાળોથી વીંટળાયેલા તે બંને (રંગભૂમિમાં પ્રવેશ્યા.) ॥ ૧૬ ॥

तत्र शृङ्गारादिसर्वरसकदम्बमूर्तिर्भगवांस्त-त्तदभिप्रायानुसारेण बभौ, न साकल्येन सर्वेषा-मित्याह—**मल्लानामिति**।

**मल्लानामशनिर्नृणां नरवरः**
**स्त्रीणां स्मरो मूर्तिमान्**
**गोपानां स्वजनोऽसतां क्षितिभुजां**
**शास्ता स्वपित्रोः शिशुः।**
**मृत्युर्भोजपतेर्विराडविदुषां**
**तत्त्वं परं योगिनां**
**वृष्णीनां परदेवतेति विदितो**
**रङ्गं गतः साग्रजः॥ १७**

मल्लादीनामज्ञानां द्रष्टॄणामशन्यादिरूपेण दशधा विदितः सन्साग्रजो रङ्गं गत इत्यन्वयः। मल्लादिष्वभिव्यक्ता रसाः क्रमेण श्लोकेन निबध्यन्ते—

'रौद्रोऽद्भुतश्च शृङ्गारो हास्यं वीरो दया तथा।
भयानकश्च बीभत्सः शान्तः सप्रेम भक्तिकः।'

अविदुषां विराट् विकलः अपर्याप्तो राजत इति तथा अनेन बीभत्सरस उक्तः। विकलत्वं च 'क्व वज्रसारसर्वाङ्गौ' इत्यादिना वक्ष्यते॥ १७॥

**हतं कुवलयापीडं दृष्ट्वा तावपि दुर्जयौ।**
**कंसो मनस्व्यपि तदा भृशमुद्विविजे नृप॥ १८**

उद्विविजे भीतो बभूव॥ १८॥

**तौ रेजतू रंगगतौ महाभुजौ**
**विचित्रवेषाभरणस्रगम्बरौ।**
**यथा नटावुत्तमवेषधारिणौ**
**मनः क्षिपन्तौ प्रभया निरीक्षताम्॥ १९**

(ભગવાન રંગભૂમિમાં પ્રવેશ્યા) તે સમયે શૃંગારાદિ સર્વ રસના સમુદાયની મૂર્તિરૂપ ભગવાન તે જુદા જુદા અભિપ્રાય અનુસાર તે તે રૂપે શોભતા હતા, સર્વને સર્વ રસના સમુદાયની મૂર્તિરૂપે નહીં, (પણ પોતપોતાના ભાવને અનુરૂપ દર્શન થયાં.) એમ કહે છે – **'मल्लानाम् इति।'**

જ્યેષ્ઠ ભ્રાતા સાથે રંગભૂમિમાં પધારેલા ભગવાન મલ્લોને વજ્રરૂપે (રૌદ્રરસ), સામાન્ય મનુષ્યોને નરરત્નરૂપે (અદ્‌ભુતરસ), સ્ત્રીઓને મૂર્તિમાન કામદેવરૂપે (શૃંગારરસવિશિષ્ટ), ગોવાળોને સ્વજન તરીકે (હાસ્યરસ-વિશિષ્ટ), દુષ્ટ રાજાઓને શાસકરૂપે (વીરરસવિશિષ્ટ), પોતાના માતા-પિતા દેવકી-વસુદેવને શિશુરૂપે (કરુણરસ-વિશિષ્ટ), ભોજરાજ કંસને મૃત્યુરૂપે (ભયાનકરસ), અજ્ઞાનીઓને વિરાટરૂપે (બીભત્સરસ), યોગીઓને પરમાત્મારૂપે (શાન્તરસ) અને યાદવોને પોતાના ઈષ્ટદેવરૂપે (પ્રેમભક્તિરસરૂપે) જણાતા હતા.॥ ૧૭ ॥

મલ્લો વગેરે અજ્ઞાની દર્શકોને વજ્ર વગેરે રૂપે દસ પ્રકારે જણાતા ભગવાન શ્રીકૃષ્ણ જ્યેષ્ઠ ભ્રાતા સાથે રંગભૂમિમાં પ્રવેશ્યા, એમ અન્વય છે. મલ્લો વગેરેમાં અભિવ્યક્ત થતા સર્વ રસો શ્લોક દ્વારા ક્રમપૂર્વક જોડવામાં આવ્યા છે. ''રૌદ્ર, અદ્‌ભુત, શૃંગાર, હાસ્ય, વીર, કરુણ, ભયાનક, બીભત્સ, શાંત, પ્રેમસહિત ભક્તિ.'' (મૂળ મળ્યું નથી.) અજ્ઞાનીઓને માટે વિરાટરૂપે **'विकलः'** અપર્યાપ્તરૂપે શોભે છે. આ દ્વારા બીભત્સરસ કહેવાયો છે. 'ક્યાં વજ્ર જેવાં કઠણ સર્વ અંગોવાળા મહાન પર્વત જેવા બે મલ્લો અને ક્યાં અતિ સુકોમળ અંગોવાળા બે કિશોરો?' (શ્રીમદ્ ભા.૧૦/૪૪/૮) વગેરે દ્વારા અપર્યાપ્તપણું કહેશે.॥૧૭॥

હે રાજા, ત્યારે શૂરવીર હોવા છતાં કુવલયાપીડને મરાયેલો જોઈને અને તે બંને શ્રીકૃષ્ણ-બલરામને દુર્જય માનીને કંસ ખૂબ ભયભીત બન્યો. ॥ ૧૮ ॥

**'उद्विविजे'** ભયભીત થયો. ॥ ૧૮ ॥

અદ્‌ભુત વેષ, અલંકાર, પુષ્પમાળા અને વસ્ત્રોવાળા, મોટી ભુજાઓવાળા અને પોતાની કાંતિથી જોનારાઓનાં મન આકર્ષનારા તે બંને, રંગભૂમિમાં આવેલા ઉત્તમ વેષ ધારણ કરનાર બે નટો જેવા શોભતા હતા. ॥ ૧૯ ॥

यथा नटाविति निर्भयत्वं दर्शितम्॥ १९ ॥

**निरीक्ष्य तावुत्तमपूरुषौ जना**
**मंचस्थिता नागरराष्ट्रका नृप।**
**प्रहर्षवेगोत्कलितेक्षणानना:**
**पपुर्न तृप्ता नयनैस्तदाननम्॥ २०**

प्रहर्षवेगेनोत्कलितान्युज्जृम्भितानीक्षणान्यान-नानि च येषाम्। तयोराननं पपुः परं न तृप्ताः। निराकाङ्क्षा न बभूवुरित्यर्थः॥ २०॥

तदेवाह—**पिबन्त इवेति**।

**पिबन्त इव चक्षुर्भ्यां लिहन्त इव जिह्वया।**
**जिघ्रन्त इव नासाभ्यां शिलष्यन्त इव बाहुभिः॥ २१**

शिलष्यन्तः परिष्वङ्गं कुर्वन्त इव लक्षिता इत्यर्थः॥ २१॥

**ऊचुः परस्परं ते वै यथादृष्टं यथाश्रुतम्।**
**तद्रूपगुणमाधुर्यप्रागल्भ्यस्मारिता इव॥ २२**

यथादृष्टं धनुर्भङ्गादि, यथाश्रुतं गोवर्धनोद्धरणादि तत्तदनतिक्रम्य, तदनुरूपमित्यर्थः। प्रत्यक्षं च तयो रूपं गजदन्तादियुक्तं, गुणाः शौर्यादयो, माधुर्यं हसितालापादि, प्रागल्भ्यं धाष्टर्यं तैः स्मारिता इव स्मरणं प्रापिता इव॥ २२॥

विस्मितानां वाक्यान्याह अष्टभि**रेतावित्या-दिभिः**।

**एतौ भगवतः साक्षाद्धरेर्नारायणस्य हि।**
**अवतीर्णाविहांशेन वसुदेवस्य वेश्मनि॥ २३**
॥ २३॥

**'यथा नटौ'** એમ કહીને નિર્ભયતા દર્શાવવામાં આવી છે. ॥ ૧૯ ॥

હે રાજા, તે બંને ઉત્તમ પુરુષોને જોઈને અતિ હર્ષના વેગથી પ્રફુલ્લ નેત્ર અને મુખવાળા, મંચ ઉપર બેઠેલા નગરજનો અને દેશવાસીઓ નયનોથી (તેમની મુખમાધુરીનું) પાન કરતા હતા, પણ તૃપ્ત થતા ન હતા. ॥ ૨૦ ॥

અતિ હર્ષના વેગથી **'उत्कलितानि'** પ્રફુલ્લ (વિસ્તૃત) નેત્રો અને મુખો છે જેમનાં – તે બંનેના મુખ(માધુરી)નું પાન કરતા હતા, પણ તૃપ્ત થતા ન હતા. (તેમના મુખને નિહાળવાની) આકાંક્ષાથી રહિત થતા ન હતા, એમ અર્થ છે. ॥ ૨૦ ॥

તે (બંનેને પામવાની આકાંક્ષા)નું જ વર્ણન કરે છે – **'पिबन्तः इव इति।'**

(તેઓ તે બંનેને) નેત્રોથી જાણે પીતા હોય, જીભથી જાણે ચાટતા હોય, નાકથી જાણે સૂંઘતા હોય અને બાહુઓથી જાણે આલિંગન આપતા હોય તેવા જણાતા હતા. ॥ ૨૧ ॥

**'शिलष्यन्तः'** આલિંગન કરતા હોય તેવા જણાતા હતા, એમ અર્થ છે. ॥ ૨૧ ॥

તે બંનેનાં રૂપ, ગુણ, માધુર્ય અને નિર્ભયતાથી જેમને સ્મરણ કરાવવામાં આવ્યું હોય તેવા તે સર્વે (ભગવાનનાં પરાક્રમો) જોયા અને સાંભળ્યા અનુસાર પરસ્પર વાતો કરવા લાગ્યા. ॥ ૨૨ ॥

ધનુષ્યભંગ વગેરે જોયા અનુસાર, ગોવર્ધન પર્વતને ધારણ કર્યો વગેરે શ્રવણ કર્યા અનુસાર, તે તે પ્રસંગોનું અતિક્રમણ કર્યા વિના, તેમને અનુરૂપ, એમ અર્થ છે. હાથીદાંત વગેરેથી યુક્ત એવું તે બંનેનું પ્રત્યક્ષ રૂપ, શૌર્ય વગેરે ગુણો, હાસ્ય-વાર્તાલાપ વગેરે માધુર્ય, **'प्रागल्भ्यम्'** સાહસ, તે સર્વ દ્વારા **'स्मारिताः इव'** સ્મરણ કરાવવામાં આવ્યું હોય તેવા તે લોકો ॥ ૨૨॥

વિસ્મિત થયેલા સર્વે જનોનાં વાક્યો આઠ શ્લોકોથી જણાવે છે – **'एतौ इति।'** વગેરે દ્વારા.

આ બંને સાક્ષાત્ ભગવાન શ્રીહરિ નારાયણના જ અંશથી અહીં વસુદેવના ગૃહે અવતરિત થયા છે. ॥ ૨૩ ॥ ૨૩ ॥

**एष वै किल देवक्यां जातो नीतश्च गोकुलम्।**
**कालमेतं वसन् गूढो ववृधे नन्दवेश्मनि॥ २४**

આ જ શ્રીકૃષ્ણ ખરેખર, દેવકીમાં જન્મ્યા છે અને તેમને ગોકુળમાં લઈ જવાયા હતા. આટલા સમય સુધી નંદરાયજીના ગૃહે ગુપ્ત રહીને મોટા થયા છે. ॥ ૨૪ ॥

किलेति सर्वत्रान्वयः॥ २४॥

સર્વત્ર '**किल**' (ખરેખર) શબ્દ જોડવો. ॥ ૨૪॥

**पूतनानेन नीतान्तं चक्रवातश्च दानवः।**
**अर्जुनौ गुह्यकः केशी धेनुकोऽन्ये च तद्विधाः॥ २५**
**गावः सपाला एतेन दावाग्नेः परिमोचिताः।**
**कालियो दमितः सर्प इन्द्रश्च विमदः कृतः॥ २६**
**सप्ताहमेकहस्तेन धृतोऽद्रिप्रवरोऽमुना।**
**वर्षवाताशनिभ्यश्च परित्रातं च गोकुलम्॥ २७**

(શ્રીકૃષ્ણ) દ્વારા પૂતના અને (તૃણાવર્ત) દાનવ મૃત્યુને પ્રાપ્ત કરાવાયાં, બે અર્જુન વૃક્ષો (પાડી નાખવામાં આવ્યાં), શંખચૂડ યક્ષ, કેશી દૈત્ય, ધેનુકાસુર અને બીજા તેના જેવા (બકાસુર, અઘાસુર વગેરે) મૃત્યુને પ્રાપ્ત કરાવાયા, ગોવાળો સહિત ગાયો દાવાનળથી છોડાવવામાં આવી, કાલિય નાગનું દમન કરવામાં આવ્યું અને ઈન્દ્ર મદરહિત કરાયો. તેમના દ્વારા ગિરિરાજ ગોવર્ધન સાત દિવસ સુધી એક હાથે ધરી રાખવામાં આવ્યો તથા વરસાદ, વંટોળ અને વજપાતથી ગોકુળની રક્ષા કરવામાં આવી. ॥ ૨૫ ॥ ૨૬ ॥ ૨૭ ॥

गुह्यकः शङ्खचूडः। अन्ये चाघासुरादयः ॥ २५॥ २६॥ २७॥

'**गुह्यकः**' યક્ષ શંખચૂડ અને બીજા અઘાસુર વગેરે ॥ ૨૫ ॥ ૨૬ ॥ ૨૭ ॥

**गोप्योऽस्य नित्यमुदितहसितप्रेक्षणं मुखम्।**
**पश्यन्त्यो विविधांस्तापांस्तरन्ति स्माश्रमं मुदा॥ २८**

આમના (શ્રીકૃષ્ણના) સદાય પ્રમુદિત (પ્રસન્ન), સ્મિતયુક્ત, (સુંદર) અવલોકનયુક્ત તેમ જ સહેજ શ્રમયુક્ત મુખને આનંદપૂર્વક નિહાળતી ગોપીઓ વિવિધ દુઃખોને તરી જતી હતી. ॥ ૨૮ ॥

आश्रममीषच्छ्रमयुक्तं मुखम्। अश्रमं मुखमिति वा। यद्वा अश्रमं यथा भवति तथा तरन्ति स्मेति॥ २८॥

'**आश्रमम्**' (आ=ईषत्) સહેજ શ્રમયુક્ત મુખને અથવા '**अश्रमम्**' શ્રમરહિત વિશિષ્ટ મુખને અથવા '**अश्रमम्**' શ્રમ ન થાય તેમ અનાયાસે (દુઃખોને) તરી જતી હતી. (અવ્યયીભાવ સમાસ) ॥ ૨૮ ॥

**वदन्त्यनेन वंशोऽयं यदोः सुबहुविश्रुतः।**
**श्रियं यशो महत्त्वं च लप्स्यते परिरक्षितः॥ २९**

(વિદ્વાનો) કહે છે કે આ શ્રીકૃષ્ણ દ્વારા રક્ષાયેલો યદુનો આ વંશ અતિ સુપ્રસિદ્ધ થઈને સંપત્તિ, કીર્તિ અને ગૌરવ પ્રાપ્ત કરશે. ॥ ૨૯ ॥

अनेन परिरक्षितो यदोर्वंशः सुबहुविश्रुतः सन् श्र्यादि लप्स्यत इति वदन्तीति॥ २९॥

આ શ્રીકૃષ્ણ દ્વારા રક્ષાયેલો યદુનો વંશ અતિ સુપ્રસિદ્ધ થઈને શ્રી વગેરે પ્રાપ્ત કરશે, એમ (વિદ્વાનો) કહે છે. ॥ ૨૯ ॥

**अयं चास्याग्रजः श्रीमान् रामः कमललोचनः।**
**प्रलम्बो निहतो येन वत्सको ये बकादयः॥ ३०**

અને આમના (શ્રીકૃષ્ણના) શ્રીમાન બલરામ નામના આ કમળ સરખા નયનવાળા જ્યેષ્ઠ ભાઈ છે, જેમના દ્વારા પ્રલંબાસુર, વત્સાસુર તથા જે બકાસુર વગેરે છે, તે (પણ) હણાયા છે. ॥ ૩૦ ॥

धेनुकबकवत्सासुरेषु विपर्ययोक्तिर्जनवादेष्वनिश्चयात् ॥ ३० ॥

ધેનુકાસુર, બકાસુર, વત્સાસુર(ના વધના કર્તાના વિષય)માં થયેલી વિપરીતતાની ઉક્તિ લોકચર્ચામાં અનિશ્ચિતતા હોવાને કારણે છે. (કારણ કે આ અસુરોનો વધ કરનાર શ્રીકૃષ્ણ છે અને તે શ્લોક ૨૫માં જ જણાવવામાં આવ્યું છે.) ॥ ૩૦ ॥

**जनेष्वेवं ब्रुवाणेषु तूर्येषु निनदत्सु च।**
**कृष्णरामौ समाभाष्य चाणूरो वाक्यमब्रवीत् ॥ ३१**

**हे नन्दसूनो हे राम भवन्तौ वीरसंमतौ।**
**नियुद्धकुशलौ श्रुत्वा राज्ञाऽऽहूतौ दिदृक्षुणा ॥ ३२**

**प्रियं राज्ञः प्रकुर्वन्त्यः श्रेयो विन्दन्ति वै प्रजाः।**
**मनसा कर्मणा वाचा विपरीतमतोऽन्यथा ॥ ३३**

**नित्यं प्रमुदिता गोपा वत्सपाला यथा स्फुटम्।**
**वनेषु मल्लयुद्धेन क्रीडन्तश्चारयन्ति गाः ॥ ३४**

આ પ્રમાણે લોકો બોલતા હતા ત્યારે અને તૂરીઓ વાગતી હતી ત્યારે શ્રીકૃષ્ણ અને બલરામજીને સંબોધીને ચાણૂર (આ પ્રમાણે) વાક્ય બોલ્યો. હે નંદપુત્ર, હે બલરામ, વીર પુરુષોમાં તમે બંને સન્માનનીય છો. તમે બંને મલ્લયુદ્ધમાં નિપુણ છો, એમ સાંભળીને (તે મલ્લયુદ્ધ) જોવાની ઈચ્છાવાળા રાજા દ્વારા તમને બંનેને બોલાવવામાં આવ્યા છે. મન, કર્મ અને વચનથી રાજાનું પ્રિય કરતી પ્રજા જ કલ્યાણને પ્રાપ્ત કરે છે. આથી ઊલટું, રાજાનું અપ્રિય કર્મ કરતી પ્રજા વિપરીત (દંડ વગેરે) પ્રાપ્ત કરે છે. ગાયો અને વાછરડાંનું પાલન કરતા ગોવાળિયા જંગલોમાં સદાય આનંદપૂર્વક મલ્લયુદ્ધથી ક્રીડા કરતા ગાયો ચારે છે, તેમ લોકમાં પ્રસિદ્ધ જ છે. ॥ ૩૧॥ ૩૨ ॥ ૩૩ ॥ ૩૪ ॥

जनेष्वेवं ब्रुवाणेषु सत्सु तदसहमानश्चाणूरोऽब्रवीदिति ॥ ३१ ॥ ३२ ॥ ३३ ॥ ३४ ॥

લોકો આ પ્રમાણે બોલતા હતા ત્યારે તે સહન ન કરી શકતો ચાણૂર બોલ્યો. ॥૩૧॥૩૨॥૩૩॥૩૪॥

**तस्माद् राज्ञः प्रियं यूयं वयं च करवाम हे।**
**भूतानि नः प्रसीदन्ति सर्वभूतमयो नृपः ॥ ३५**

**तन्निशम्याब्रवीत् कृष्णो देशकालोचितं वचः।**
**नियुद्धमात्मनोऽभीष्टं मन्यमानोऽभिनन्द्य च ॥ ३६**

**प्रजा भोजपतेरस्य वयं चापि वनेचराः।**
**करवाम प्रियं नित्यं तन्नः परमनुग्रहः ॥ ३७**

હે શ્રીકૃષ્ણ, માટે તમે અને અમે રાજાનું પ્રિય કરીએ. રાજા સર્વ પ્રાણીમય હોય છે, (તેથી રાજા પ્રસન્ન થતાં સર્વ) પ્રાણીઓ (આપણા ઉપર) પ્રસન્ન થાય. (ચાણૂરનું) તે વાક્ય સાંભળીને, મલ્લયુદ્ધને પોતાનું મનવાંચ્છિત માનતા શ્રીકૃષ્ણ, ચાણૂરના વચનને અભિનંદન આપીને દેશકાળને ઉચિત વાક્ય બોલ્યા. વનવાસી એવા અમે અને તમે આ ભોજરાજ કંસની પ્રજાઓ છીએ. આપણે સદાય તેનું પ્રિય કરીએ, તેથી આપણી ઉપર તેનો મહાન અનુગ્રહ થશે. ॥ ૩૫ ॥ ૩૬ ॥ ૩૭ ॥

हे कृष्ण, प्रियं करवामेति। राज्ञि प्रीते भूतानि च प्रसीदेयुः ॥ ३५ ॥ ३६ ॥ ३७ ॥

હે શ્રીકૃષ્ણ, (આપણે રાજાનું) પ્રિય કરીએ. રાજા પ્રસન્ન થતાં સર્વ પ્રાણીઓ પ્રસન્ન થાય. ॥ ૩૫ ॥ ૩૬ ॥ ૩૭ ॥

**बाला वयं तुल्यबलैः क्रीडिष्यामो यथोचितम्।**
**भवेन्नियुद्धं माऽधर्मः स्पृशेन्मल्लसभासदः॥ ३८**

અમે બાળકો છીએ, તેથી સમાન બળવાળા (બાળકો) સાથે (મલ્લયુદ્ધની) ક્રીડા કરીશું. જે રીતે ઉચિત હોય તે રીતે મલ્લયુદ્ધ થાય, (જેથી) મલ્લસભાના (પ્રેક્ષક) જનોને (અન્યાયના સમર્થક બનવાનો) અધર્મ ન સ્પર્શે. ॥ ૩૮ ॥

यथोचितं नियुद्धं बाहुयुद्धं भवेत्। मल्ल-सभासदो मल्लसभाधिकृतान् जनानधर्मो मा स्पृशेन्न स्पृशेदित्यर्थः। हे मल्लेति वा॥ ३८॥

જે રીતે ઉચિત હોય તે રીતે **'नियुद्धम्'** મલ્લયુદ્ધ થાય. **'मल्लसभासदः'** મલ્લસભાના અધિકારી સભાસદોને અધર્મ **'मा स्पृशेत्'** ન સ્પર્શે, એમ અર્થ છે. અથવા હે મલ્લ, (સભાસદોને અધર્મ ન સ્પર્શે.) ॥ ૩૮ ॥

**चाणूर उवाच**

**न बालो न किशोरस्त्वं बलश्च बलिनां वरः।**
**लीलयेभो हतो येन सहस्रद्विपसत्त्वभृत्॥ ३९**

**ચાણૂર બોલ્યો** – તું બાળક નથી અને કિશોર (પણ) નથી. તું બળવાનોમાં શ્રેષ્ઠ છે, જેના દ્વારા હજાર હાથીઓનું બળ ધરાવતો કુવલયાપીડ હાથી રમતમાં (અનાયાસે) મારી નાખવામાં આવ્યો! ॥૩૯॥

सहस्रद्विपानां सत्त्वं बलं बिभर्तीति तथा ॥ ३९ ॥

હજાર હાથીઓનું **'सत्त्वम्'** બળ ધરાવે તેવો ॥ ૩૯ ॥

**तस्माद् भवद्भ्यां बलिभिर्योद्धव्यं नानयोऽत्र वै।**
**मयि विक्रम वार्ष्णेय बलेन सह मुष्टिकः॥ ४०**

તેથી તમારે બંનેએ તો બળવાનો સાથે યુદ્ધ કરવું જોઈએ. એમાં અનીતિ છે જ નહીં. હે વૃષ્ણિકુળમાં ઉત્પન્ન થયેલા (શ્રીકૃષ્ણ), તું મારા પર (યુદ્ધનું) પરાક્રમ (દર્શાવ) અને બલરામ સાથે મુષ્ટિક (યુદ્ધરૂપી) પરાક્રમ કરો. ॥ ૪૦ ॥

बलिभिर्मादृशैः सह। अनयोऽधर्मः। विक्रम पराक्रमं कुरु। मुष्टिको विक्रमतादित्यनुषङ्गः ॥ ४० ॥

મારા જેવા બળવાનો સાથે – **'अनयः'** અનીતિ, અધર્મ – **'विक्रम'** પરાક્રમ કર – (મુષ્ટિક બલરામજી સાથે) પરાક્રમ કરો, એમ સંબંધ છે. ॥ ૪૦ ॥ (**विक्रम** આજ્ઞાર્થ બી.પુ.એ.વ.)

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे पूर्वार्धे कुवलयापीडवधो नाम त्रिचत्वारिंशोऽध्यायः॥ ४३॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे पूर्वार्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां त्रिचत्वारिंशोऽध्यायः॥ ४३॥

*****

# अथ चतुश्चत्वारिंशोऽध्यायः

## ચાણૂર, મુષ્ટિક વગેરે મલ્લો અને કંસનો ઉદ્ધાર

चतुश्चत्वारिंशके तु मल्लकंसादिमर्दनम्।
कंसयोषित्समाश्वासस्ताभ्यां पित्रोश्च दर्शनम्॥ १॥

ચુંમાળીસમા અધ્યાયમાં તો તે બન્ને (શ્રીકૃષ્ણ-બલરામ) દ્વારા (ચાણૂર-મુષ્ટિકાદિ) મલ્લોનો તથા કંસ વગેરેનો વધ, કંસની પત્નીઓને આશ્વાસન તથા (ભગવાનનાં) માતા-પિતાનાં દર્શન(ની કથાનું વર્ણન) છે. ॥ ૧ ॥

श्रीशुक उवाच

**एवं चर्चितसंकल्पो भगवान् मधुसूदनः ।**
**आससादाथ चाणूरं मुष्टिकं रोहिणीसुतः ॥ १**

चर्चितो निश्चित एव संकल्पो यस्य सः ॥ १ ॥

**हस्ताभ्यां हस्तयोर्बद्ध्वा पद्भ्यामेव च पादयोः ।**
**विचकर्षतुरन्योन्यं प्रसह्य विजिगीषया ॥ २**

॥ २ ॥

**अरत्नी द्वे अरत्निभ्यां जानुभ्यां चैव जानुनी ।**
**शिरः शीर्ष्णोरसोरस्तावन्योन्यमभिजघ्नतुः ॥ ३**

बाहुमध्यात्कनिष्ठाङ्गुलिव्यतिरेकेण कृतमुष्टिर्हस्तोऽरत्निः ॥ ३ ॥

**परिभ्रामणविक्षेपपरिरम्भावपातनैः ।**
**उत्सर्पणापसर्पणैश्चान्योन्यं प्रत्यरुन्धताम् ॥ ४**

परिभ्रामणं हस्तादिषु गृहीत्वा परितश्चालनम्। विक्षेपो नोदनम्। परिरम्भो बाहुभ्यां निष्पीडनम्। अवपातनमधःक्षेपः। उत्सर्पणमुत्सृज्य पुरतो गमनम्। अपसर्पणं पृष्ठतो गमनम्। एतैः प्रत्यरुन्धतां प्रत्यावृतवन्तौ ॥ ४ ॥

**उत्थापनैरुन्नयनैश्चालनैः स्थापनैरपि ।**
**परस्परं जिगीषन्तावुपचक्रतुरात्मनः ॥ ५**

उत्थापनं जानुनी पादौ च पिण्डीकृत्य पतितस्योच्चाटनम्। उन्नयनं हस्ताभ्यामुद्धृत्य नयनम्। चालनं कण्ठादिलग्नस्य निःसारणम्। स्थापनं पादादिपिण्डीकरणम्। एवं परस्परमात्मनो देहस्यापचक्रतुरपकारं कृतवन्तौ ॥ ५ ॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – આમ, જેમનો (ચાણૂરનો વધ કરવાનો) સંકલ્પ નિશ્ચિત થઈ ગયો તે ભગવાન મધુસૂદન ચાણૂરની સામે અને રોહિણીનંદન બલરામજી મુષ્ટિકની સામે યુદ્ધ કરવા માટે આવી ગયા. ॥ ૧ ॥

‘**चर्चितः**’ નિશ્ચિત થઈ ગયો છે સંકલ્પ જેમનો તે ભગવાન મધુસૂદન ॥ ૧ ॥

(શ્રીકૃષ્ણ અને ચાણૂર તેમ જ બલરામ અને મુષ્ટિક) બંને હાથમાં બંને હાથ અને બંને પગમાં બંને પગ ભિડાવી જીતવાની ઈચ્છાથી એકબીજાને બળપૂર્વક ખેંચવા લાગ્યા. ॥ ૨ ॥ ૨ ॥

બે મુઠ્ઠીઓને બે મુઠ્ઠીઓ સાથે, બંને ઢીંચણોને ઢીંચણો સાથે, મસ્તકને મસ્તક સાથે અને છાતીને છાતી સાથે ભિડાવીને તે બંને એકબીજાને મારવા માંડ્યા. ॥ ૩ ॥

ટચલી આંગળીને છૂટી રાખીને બાહુના મધ્યભાગથી વાળેલી મુઠ્ઠીવાળો હાથ એટલે અરત્નિ. ॥ ૩ ॥

એકબીજાને ઘુમાવવા, ફેંકવા, બાથ ભીડવા, (ભૂમિ પર) પછાડવા, એકબીજાથી છૂટીને આગળ જવા દ્વારા અને પાછા હટી જવા દ્વારા તેઓ પરસ્પરને રોકવા લાગ્યા. ॥ ૪ ॥

‘**परिभ्रामणम्**’ હાથ વગેરેમાંથી પકડીને ઘુમાવવું, ‘**विक्षेपः**’ ફેંકવું, ‘**परिरम्भः**’ હાથથી બાથ ભીડવી, ‘**अवपातनम्**’ ભૂમિ પર પછાડવું, ‘**उत्सर्पणम्**’ એકબીજાથી છૂટીને આગળ જતા રહેવું, ‘**अपसर्पणम्**’ પાછા હટી જવું – આ સર્વ દ્વારા ‘**प्रत्यरुन्धताम्**’ એકબીજાને રોકવા લાગ્યા. ॥ ૪ ॥

પડી ગયેલાને ઊંચો કરવો, ઊંચકીને લઈ જવો, લપટાઈ ગયેલાને ધકેલવો અને અવયવોને ગોળ વાળવા દ્વારા પણ જીતવાની ઈચ્છાવાળા બંને એકબીજાના શરીરનો અનાદર કરતા હતા. ॥ ૫ ॥

‘**उत्थापनम्**’ બંને ઢીંચણ અને પગને ગોળ વાળીને પડી ગયેલાને ઊંચો કરવો, ‘**उन्नयनम्**’ બંને હાથથી ઊંચકીને લઈ જવો, ‘**चालनम्**’ ગળા વગેરેમાં લપટાઈ ગયેલાને ધકેલવો, ‘**स्थापनम्**’ પગ વગેરે અવયવોને ગોળ વાળવા – આમ, એકબીજાના ‘**आत्मनः**’ શરીરનો અનાદર કરતા હતા. ॥ ૫ ॥

**तद् बलाबलवद्युद्धं समेताः सर्वयोषितः।**
**ऊचुः परस्परं राजन् सानुकम्पा वरूथशः॥ ६**

હે રાજા (પરીક્ષિત), (એક તરફ) બળવાન અને (બીજી તરફ) બળહીનના (વિષમ) યુદ્ધને (જોઈને) એકઠી થયેલી સર્વ સ્ત્રીઓ ટોળે મળીને અનુકમ્પા સહિત એકબીજીને કહેવા લાગી. ॥ ૬ ॥

तद्युद्धं बलाबलवदेकतो बलमन्यतोऽबलम्। तद्युद्धं विषममित्यूचुरित्यर्थः॥ ६॥

**'तत्-युद्धम् बल-अबलवत्'** એક તરફ બળવાન અને બીજી તરફ બળહીન, એવા તે વિષમ યુદ્ધને (જોઈને) સ્ત્રીઓ કહેવા લાગી, એમ અર્થ છે ॥ ૬ ॥

तदेव दर्शयति—**महानिति**।

તે (અધર્મને) જ દર્શાવે છે – **'महान् इति।'**

**महानयं बताधर्म एषां राजसभासदाम्।**
**ये बलाबलवद्युद्धं राज्ञोऽन्विच्छन्ति पश्यतः॥ ७**

બંને બળહીન બાળકોના અને બંને બળવાન મલ્લો વચ્ચેના યુદ્ધને જે આ રાજસભાસદો છે, તેઓ રાજાના દેખતાં જ અનુમોદન આપે છે! અરે રે, આ મહાન અધર્મ છે. ॥ ૭ ॥

यद्वा बलाबलवतोर्युद्धं दृष्ट्वा महानयमधर्म इत्यूचुरित्यन्वयः।

અથવા બળવાન અને બળહીનનું યુદ્ધ જોઈને આ મહાન અધર્મ છે, એમ તેઓ કહેતી હતી, એમ અન્વય છે.

बालयोर्बलवतोश्च युद्धं राजा चेत्पश्येत्स्वयं वारणीयः। एते तु राज्ञः पश्यतः स्वयमन् विच्छन्त्यनुमन्यन्त इति महानधर्म इत्यर्थः॥ ७॥

બંને બાળકોનું અને બંને બળવાનો વચ્ચેનું યુદ્ધ જો રાજા જુએ તો રાજાએ પોતે જ તેને બંધ કરવું જોઈએ. આ રાજસભાસદો તો સ્વયં રાજાના દેખતાં જ **'अनु-इच्छन्ति'** અનુમોદન આપે છે, એ મહાન અધર્મ છે, એમ અર્થ છે. ॥ ૭ ॥

बलाबलवद्युद्धतां प्रपञ्चयति पञ्चभिः—**क्वेति**।

બળવાન અને બળહીન વચ્ચેના યુદ્ધની સ્થિતિને વિસ્તારપૂર્વક સમજાવે છે – **'क्व इति।'**

**क्व वज्रसारसर्वांगौ मल्लौ शैलेन्द्रसन्निभौ।**
**क्व चातिसुकुमारांगौ किशोरौ नाप्तयौवनौ॥ ८**

વજ્ર જેવાં કઠણ સર્વ અંગોવાળા અને મહા પર્વત જેવા બે મલ્લો ક્યાં અને જેમણે યૌવન પ્રાપ્ત કર્યું નથી એવા અતિ સુકોમળ અંગોવાળા બે કિશોરો ક્યાં? ॥ ૮ ॥

वज्रसाराणि वज्रवत्कठिनानि सर्वाण्यङ्गानि ययोस्तौ॥ ८॥

**'वज्रसाराणि'** વજ્ર જેવાં કઠણ સર્વ અંગો છે જે બંનેના તે મલ્લો ॥ ૮ ॥

**धर्मव्यतिक्रमो ह्यस्य समाजस्य ध्रुवं भवेत्।**
**यत्राधर्मः समुत्तिष्ठेन्न स्थेयं तत्र कर्हिचित्॥ ९**

આ સભાને અવશ્ય ધર્મનું ઉલ્લંઘન પ્રાપ્ત થાય, જ્યાં અધર્મ પ્રવર્તે ત્યાં (કોઈએ) ક્યારે ય પણ રહેવું જોઈએ નહીં. ॥ ૯ ॥

समाजस्य सभायाः॥ ९॥

**'समाजस्य'** સભાનું (ધર્મોલ્લંઘન) ॥ ૯ ॥

अपरा ऊचुः—**न सभामिति**।

બીજી સ્ત્રીઓ બોલી – **'न सभाम् इति।'**

**न सभां प्रविशेत् प्राज्ञः सभ्यदोषाननुस्मरन्।**
**अब्रुवन् विब्रुवन्नज्ञो नरः किल्बिषमश्नुते॥ १०**

अब्रुवन् ज्ञात्वापि तूष्णीं तिष्ठन्, विब्रुवन्विपरीतं ब्रुवन्, अज्ञो न जानामीति ब्रुवन्। अतः प्राज्ञो न सभां प्रविशेदिति॥ १०॥

**वल्गतः शत्रुमभित इति।**

**वल्गतः शत्रुमभितः कृष्णस्य वदनाम्बुजम्।**
**वीक्ष्यतां श्रमवार्युप्तं पद्मकोशमिवाम्बुभिः॥ ११**

शत्रोः सर्वतो धावतः कृष्णस्य श्रमवारिणा उप्तं व्याप्तं मुखाम्बुजं दृश्यताम् ॥ ११॥

अन्या ऊचुः—**किं न पश्यतेति।**

**किं न पश्यत रामस्य मुखमाताम्रलोचनम्।**
**मुष्टिकं प्रति सामर्षं हाससंरम्भशोभितम्॥ १२**

सामर्षं सक्रोधम्। हासेन संरम्भ आवेशस्तेन शोभितम् ॥ १२॥

अन्या ऊचुः—**पुण्या बतेति।**

**पुण्या बत व्रजभुवो यदयं नृलिंग-**
**गूढः पुराणपुरुषो वनचित्रमाल्यः।**
**गाः पालयन् सहबलः क्वणयंश्च वेणुं**
**विक्रीडयाऽञ्चति गिरित्ररमार्चिताङ्घ्रिः॥**

(છંદ - વસંતતિલકા, શ્લોકો - ૧૩,૧૪,૧૫,૧૬)

नृलिङ्गेन मनुष्यदेहेन गूढः। वनस्थानि चित्राणि माल्यानि यस्य सः। गिरित्रः शिवो रमा च ताभ्यामर्चितावङ्घ्री यस्य सः। अयं भावः— धिगिमां सभां यस्यामयं पराभूयते। तास्तु व्रजभुवो धन्याः। यद्याः स्वयं कृष्णो विविधक्रीडयाऽञ्चति गच्छतीति॥ १३॥

(દોષને જાણવા છતાં) મૌન રહેનાર, (ધર્મના પક્ષથી) વિપરીત બોલનાર અને (જાણવા છતાં) હું નથી જાણતો (એમ કહેનાર) મનુષ્ય પાપનો ભાગી બને છે, તેથી બુદ્ધિમાન મનુષ્યે સભ્યોના દોષોનો વિચાર કરતાં સભામાં પ્રવેશ કરવો જોઈએ નહીં.॥૧૦॥

**'अब्रुवन्'** (દોષ) જાણવા છતાં મૌન રહેતો, **'विब्रुवन्'** (ધર્મના પક્ષથી) વિપરીત બોલતો, **'अज्ञः'** હું નથી જાણતો, એમ બોલતો – આથી બુદ્ધિમાન મનુષ્યે સભામાં પ્રવેશ કરવો જોઈએ નહીં. ॥ ૧૦ ॥

**'वल्गतः शत्रुम् अभितः इति।'**

શત્રુની ચારે બાજુ દોડતા શ્રીકૃષ્ણનું મુખકમળ, જળથી ભીંજાયેલી કમળની કળીની જેમ શ્રમવારિ (પ્રસ્વેદ)થી છવાઈ ગયું છે, તે જુઓ! ॥ ૧૧ ॥

શત્રુની ચારે તરફ દોડતા શ્રીકૃષ્ણના શ્રમવારિથી **'उप्तम्'** છવાયેલા મુખકમળને જોવામાં આવે. ॥૧૧॥

અન્ય સ્ત્રીઓ બોલી – **'किं न पश्यत इति।'**

મુષ્ટિક પ્રત્યે ક્રોધસહિત હાસ્યના આવેશથી શોભતા, સહેજ લાલ નેત્રવાળા બલરામજીના મુખને શું તમે નથી જોતી? ॥ ૧૨ ॥

**'स-अमर्षम्'** ક્રોધસહિત – હાસ્યયુક્ત **'संरम्भः'** આવેશ, તેનાથી શોભતા મુખને ॥ ૧૨ ॥

બીજી સ્ત્રીઓ બોલી – **'पुण्याः बत इति।'**

અહો! વ્રજની ભૂમિઓ પુણ્યશાળી છે, જ્યાં મનુષ્યદેહરૂપે છુપાઈને રહેલા, ભગવાન શંકર અને લક્ષ્મીજી દ્વારા પૂજિત થયેલાં ચરણકમળવાળા, રંગબેરંગી વન્યકુસુમોને ધારણ કરનાર આ પુરાણપુરુષ શ્રીકૃષ્ણ બલરામજીની સાથે ગાયો ચરાવતા, વેણુવાદન કરતા વિવિધ લીલાપૂર્વક વિહાર કરે છે! ॥ ૧૩ ॥

**'नृलिङ्गेन'** મનુષ્યદેહરૂપે છુપાઈને રહેલા – વનમાં રહેલાં રંગબેરંગી પુષ્પો છે જેમનાં તે – **'गिरित्रः'** ભગવાન શંકર અને લક્ષ્મીજી, તે બંને દ્વારા પૂજિત થયાં છે બંને ચરણ જેમનાં તે. ભાવ આ પ્રમાણે છે – આ સભાને ધિક્કાર છે કે જેમાં આ શ્રીકૃષ્ણ અપમાનિત થાય છે, પણ તે વ્રજભૂમિનાં સ્થાનો ધન્ય છે, કે **'यत्'** જેમાં સ્વયં શ્રીકૃષ્ણ વિવિધ લીલાપૂર્વક **'अञ्चति'** વિહાર કરે છે. ॥ ૧૩ ॥

अहो कष्टमल्पपुण्या वयं यतोऽस्माभिरनवसरे दृष्टोऽयम्। गोप्यस्तु बहुपुण्या इत्याहुस्त्रिभिः— **गोप्य इति**।

અરે રે, કષ્ટની વાત છે કે અમે અલ્પ પુણ્યશાળી છીએ, કારણ કે અમારા દ્વારા આ ભગવાન અસમયે જોવાયા. ગોપીઓ તો અતિશય પુણ્યશાળી છે, એમ ત્રણ શ્લોકો દ્વારા કહેવાયું છે – **'गोप्यः इति।'**

**गोप्यस्तपः किमचरन् यदमुष्य रूपं**
**लावण्यसारमसमोर्ध्वमनन्यसिद्धम्।**
**दृग्भिः पिबन्त्यनुसवाभिनवं दुराप-**
**मेकान्तधाम यशसः श्रिय ऐश्वरस्य॥ १४**

ગોપીજનોએ (ઈશ્વરની આરાધનારૂપ) કયું તપ આચર્યું હશે, કે જેથી આ શ્રીકૃષ્ણનું લાવણ્યના સારરૂપ જેના સમાન અને અધિક અન્ય કાંઈ વિદ્યમાન નથી તેવું, સ્વતઃસિદ્ધ, દુર્લભ, યશ-શ્રી-ઐશ્વર્યના સર્વોત્કૃષ્ટ સ્થાનભૂત, સર્વદા અભિનવ રૂપનું નેત્રોથી (તેઓ) પાન કરે છે! ॥ ૧૪ ॥

अमुष्य श्रीकृष्णस्य रूपमङ्गलावण्येन सारं श्रेष्ठम्। किंच असमोर्ध्वं न विद्यते सममूर्ध्वं अधिकं च यस्य तत्। तदपि नान्येनाभरणादिना सिद्धं किंतु स्वत इव। ऐश्वरस्यैश्वर्यस्य चैकान्तधाम अव्यभिचारिस्थानम्। पाठान्तरे अमुष्य ईश्वरस्येत्यन्वयः। एवंभूतं नित्यं नवीनं रूपं या नेत्रैः पश्यन्तीति॥ १४॥

આ શ્રીકૃષ્ણનું રૂપ અંગલાવણ્યથી **'सारम्'** શ્રેષ્ઠ છે. વળી, **'असम-ऊर्ध्वम्'** જેના સમાન અને **'ऊर्ध्वम्'** અધિક અન્ય કાંઈ વિદ્યમાન નથી તેવા રૂપને – તે પણ અન્ય આભરણ વગેરેથી બનાવેલું નથી, પરંતુ જાણે આપમેળે બનેલું છે, **'ऐश्वरस्य'** ઐશ્વર્યનું **'एकान्तधाम'** ધામ, જ્યાં ઐશ્વર્ય ન હોય તેવું કદી ન બને. **'श्रियः ऐश्वरस्य'** ને બદલે **'श्रियः ईश्वरस्य'** એમ પાઠાંતરમાં, આ ઈશ્વરના રૂપને, એમ અન્વય છે. આવા નિત્ય નવીન રૂપને જે ગોપીઓ નેત્રોથી જુએ છે! ॥ ૧૪ ॥

**या दोहनेऽवहनने मथनोपलेप-**
**प्रेङ्खेङ्खनार्भरुदितोक्षणमार्जनादौ ।**
**गायन्ति चैनमनुरक्तधियोऽश्रुकण्ठ्यो**
**धन्या व्रजस्त्रिय उरुक्रमचित्तयानाः॥ १५**

ઉરુક્રમ ભગવાનમાં ચિત્ત હોવા દ્વારા જેમને સર્વ વિષયો પ્રાપ્ત થયા છે, (શ્રીકૃષ્ણમાં) અનુરાગયુક્ત બુદ્ધિવાળી, અશ્રુઓને કારણે રૂંધાઈ ગયેલા કંઠવાળી જે વ્રજાંગનાઓ છે તેઓ (ગાયો) દોહતાં, (અનાજ) ખાંડતાં, (દહીં) વલોવતાં, (આંગણું) લીંપતાં, પારણું ઝુલાવતાં, રડતા બાળકને (છાનું રાખતાં), (પાણી) છાંટતાં, બુહારી વગેરે કરતાં આ (શ્રીકૃષ્ણ)નું જ ગાન કરે છે, તે વ્રજાંગનાઓ ધન્ય છે! ॥ ૧૫ ॥

किंच या दोहनादिष्वेनं गायन्ति ता व्रजस्त्रियो धन्याः। प्रेङ्खेङ्खनं दोलान्दोलनम्। उक्षणं सेचनम्। कथंभूताः। उरुक्रमे चित्तमुरुक्रमचित्तं तेनैव यानं सर्वविषयप्राप्तिर्यासां ताः। पाठान्तरे

વળી, જે વ્રજાંગનાઓ ગાયો દોહવી વગેરે કાર્યોમાં આ શ્રીકૃષ્ણનું ગાન કરે છે તેઓ કૃતાર્થ છે. **'प्रेङ्ख-इङ्खनम्'** પારણું ઝુલાવતાં, **'उक्षणम्'** (પાણી) છાંટતાં – કેવી વ્રજાંગનાઓ? ઉરુક્રમમાં ચિત્ત હોવું તે **'उरुक्रमचित्तम्'** તેનાથી જ **'यानम्'** સર્વ વિષયોની પ્રાપ્તિ છે જેમની તે વ્રજાંગનાઓ – (**उरुक्रमचित्तयानाः** ને બદલે)

उरुक्रमं चिन्तयन्त्य इत्यर्थः। कुतः। अनुरक्तधियः। तत्र लिङ्गम्—अश्रुकण्ठ्यः॥ १५॥

**उरुक्रमचिन्तयानाः** પાઠાંતરમાં ઉરુક્રમનું ચિંતન કરતી વ્રજાંગનાઓ, એમ અર્થ છે. શા માટે? વ્રજાંગનાઓ શ્રીકૃષ્ણમાં જ અનુરાગયુક્ત બુદ્ધિવાળી છે. તે માટેનું પ્રમાણ. અશ્રુઓને કારણે રૂંધાઈ ગયેલા કંઠવાળી તેઓ ॥ ૧૫ ॥

**प्रातर्व्रजाद् व्रजत आविशतश्च सायं**
**गोभिः समं क्वणयतोऽस्य निशम्य वेणुम्।**
**निर्गम्य तूर्णमबलाः पथि भूरिपुण्याः**
**पश्यन्ति सस्मितमुखं सदयावलोकम्॥ १६**

પ્રાતઃકાળે ગાયો સાથે વ્રજમાંથી નીકળતા અને સાયંકાળે ગાયો સાથે વ્રજમાં પધારતા, વેણુવાદન કરતા આ (શ્રીકૃષ્ણ)નો વેણુનાદ સાંભળીને (ઘરમાંથી) ઉતાવળે નીકળીને જે વ્રજસુંદરીઓ માર્ગમાં તેમનું કરુણાપૂર્ણ દૃષ્ટિવાળું સ્મિતયુક્ત મુખ નિહાળે છે તેઓ પરમ પુણ્યશાળી છે. ॥ ૧૬ ॥

प्रातरिति। या अबला अस्य वेणुं निशम्य गृहात्तूर्णं निर्गम्य पथि सस्मितमुखं पश्यन्ति ता भूरिपुण्या इति॥ १६॥

**'प्रातः इति।'** જે વ્રજસુંદરીઓ આ (શ્રીકૃષ્ણ)નો વેણુનાદ સાંભળીને ઘરમાંથી ઉતાવળે નીકળીને માર્ગમાં તેમનું સ્મિતયુક્ત મુખ નિહાળે છે તેઓ પરમ પુણ્યશાળી છે. ॥ ૧૬ ॥

**एवं प्रभाषमाणासु स्त्रीषु योगेश्वरो हरिः।**
**शत्रुं हन्तुं मनश्चक्रे भगवान् भरतर्षभ॥ १७**

હે ભરતવંશશિરોમણિ (પરીક્ષિત), આ પ્રમાણે સ્ત્રીઓ (ભયસહિત) વાતો કરતી હતી, ત્યારે યોગેશ્વર ભગવાન શ્રીહરિએ શત્રુને મારવાનો સંકલ્પ કર્યો.॥૧૭॥

एवं सभयं ब्रुवाणासु स्त्रीषु तासां भयनिवृत्तये कृष्णः शत्रुं हन्तुं मनश्चक्रे॥ १७॥

આમ, સ્ત્રીઓ ભય સહિત વાતો કરતી હતી ત્યારે તેમના ભયને દૂર કરવા માટે શ્રીકૃષ્ણે શત્રુને મારવાનો સંકલ્પ કર્યો. ॥ ૧૭ ॥

**सभयाः स्त्रीगिरः श्रुत्वा पुत्रस्नेहशुचाऽऽतुरौ।**
**पितरावन्वतप्येतां पुत्रयोरबुधौ बलम्॥ १८**

તે સમયે સ્ત્રીઓની ભયયુક્ત વાણી સાંભળીને પુત્રો ઉપરના સ્નેહને કારણે શોકાકુળ થયેલાં અને બંને પુત્રોના બળને ન જાણતાં માતા-પિતા દેવકી-વસુદેવજી અતિ સંતાપ પામ્યાં. ॥ ૧૮ ॥

सभयाः स्त्रीणां गिरः श्रुत्वा पुत्रयोः स्नेहेन या शुक् तया आतुरौ विह्वलौ पुत्रयोर्बलमजानन्तौ पितरावनुतापं प्राप्ताविति॥ १८॥

સ્ત્રીઓની ભયયુક્ત વાણી સાંભળીને બંને પુત્રો ઉપરના સ્નેહને કારણે જે શોક, તેનાથી **'आतुरौ'** વિહ્વળ થયેલાં અને બંને પુત્રોના બળને ન જાણતાં માતા-પિતા અતિ સંતાપ પામ્યાં. ॥ ૧૮ ॥

**तैस्तैर्नियुद्धविधिभिर्विविधैरच्युतेतरौ।**
**युयुधाते यथान्योन्यं तथैव बलमुष्टिकौ॥ १९**

॥ १९॥

આમ, જેમ શ્રીકૃષ્ણ અને ચાણૂર મલ્લયુદ્ધના જુદા જુદા વિવિધ દાવપેચથી યુદ્ધ કરતા હતા, તેમ બલરામજી અને મુષ્ટિક પણ પરસ્પર યુદ્ધ કરતા હતા. ॥ ૧૯ ॥ ૧૯ ॥

**भगवद्गात्रनिष्पातैर्वज्रनिष्पेषनिष्ठुरैः।**
**चाणूरो भज्यमानांगो मुहुर्ग्लानिमवाप ह॥ २०**

વજના તીવ્ર પ્રહારો જેવા, ભગવાનનાં અંગ-પ્રત્યંગોના કઠોર પ્રહારોથી ઢીલાં પડતાં અંગોવાળો ચાણૂર વારંવાર વ્યથિત થવા લાગ્યો. ॥ ૨૦ ॥

तदा भगवतो गात्राणामरत्निजान्वादीनां निष्पातैः प्रहारैः वज्रस्य निष्पेषस्तीव्रप्रपातस्तद्वन्निष्ठुरैः भज्यमानाङ्गः श्लथद्गात्रः ॥ २० ॥

**स श्येनवेग उत्पत्य मुष्टीकृत्य करावुभौ ।**
**भगवन्तं वासुदेवं क्रुद्धो वक्षस्यबाधत ॥ २१**

श्येनस्येव वेगो यस्य स चाणूरः। अबाधतताताडयत् ॥ २१ ॥

**नाचलत्तत्प्रहारेण मालाहत इव द्विपः ।**
**बाह्वोर्निगृह्य चाणूरं बहुशो भ्रामयन् हरिः ॥ २२**
**॥ २२ ॥**
**भूपृष्ठे पोथयामास तरसा क्षीणजीवितम् ।**
**विस्त्रस्ताकल्पकेशस्त्रगिन्द्रध्वज इवापतत् ॥ २३**

भूपृष्ठे भुव उपरि। पोथयामासास्फालयत्। इन्द्रध्वजो वज्रम्। यद्वा इन्द्रध्वजो गौडेषु प्रसिद्धः। कस्मिंश्चिदुत्सवे महान्स्तम्भो ध्वजपताकाद्यलंकृतः पुरुषाकृतिरुच्छ्रीयते स यथा पतति तद्वदपतदिति ॥ २३ ॥

**तथैव मुष्टिकः पूर्वं स्वमुष्ट्याभिहतेन वै ।**
**बलभद्रेण बलिना तलेनाभिहतो भृशम् ॥ २४**
**॥ २४ ॥**
**प्रवेपितः स रुधिरमुद्वमन् मुखतोऽर्दितः ।**
**व्यसुः पपातोर्व्युपस्थे वाताहत इवाङ्घ्रिपः ॥ २५**
**ततः कूटमनुप्राप्तं रामः प्रहरतां वरः ।**
**अवधील्लीलया राजन् सावज्ञं वाममुष्टिना ॥ २६**
**तर्ह्येव हि शलः कृष्णपदापहतशीर्षकः ।**
**द्विधा विदीर्णस्तोशलक उभावपि निपेततुः ॥ २७**
**चाणूरे मुष्टिके कूटे शले तोशलके हते ।**
**शेषाः प्रदुद्रुवुर्मल्लाः सर्वे प्राणपरीप्सवः ॥ २८**

તે સમયે ભગવાનનાં અંગ-પ્રત્યંગોનાં મુક્કા, લાત વગેરેના '**निष्पातैः**' પ્રહારોથી, વજ્રના '**निष्पेषः**' તીવ્ર આક્રમણ, તેના જેવા કઠોર પ્રહારોથી '**भज्यमान-अङ्गः**' ઢીલા પડતાં ગાત્રોવાળો ચાણૂર ॥ ૨૦ ॥

બાજ (પક્ષી) જેવા વેગવાળા ચાણૂરે ઊછળીને બંને હાથની મુઠ્ઠી વાળીને ક્રોધિત થઈ ભગવાન વાસુદેવની છાતી પર પ્રહાર કર્યો. ॥ ૨૧ ॥

બાજના જેવો વેગ છે જેનો તે ચાણૂરે '**अबाधत**' પ્રહાર કર્યો. ॥ ૨૧ ॥

(પુષ્પોની) માળાના પ્રહારથી જેમ હાથી વિચલિત ન થાય, તેમ તે પ્રહારથી ભગવાન (સહેજ પણ) વિચલિત થયા નહીં. શ્રીહરિએ ચાણૂરના બંને હાથ પકડીને તેને (અંતરિક્ષમાં) ઘણી વાર ઘુમાવતા, (ઘુમાવવાથી જ) નિષ્પ્રાણ થયેલા ચાણૂરને પૃથ્વી પર પછાડ્યો. વિખરાઈ ગયેલાં આભૂષણો, કેશ, પુષ્પમાળાવાળો તે ઈન્દ્રના વજ્ર અથવા ધ્વજની જેમ ઢળી પડ્યો. ॥ ૨૨॥ ૨૩ ॥ ૨૨ ॥

'**भूपृष्ठे**' પૃથ્વી પર '**पोथयामास**' પછાડ્યો. (પુથ્) '**इन्द्रध्वजः**' ઈન્દ્રનું વજ્ર અથવા ઈન્દ્રધ્વજ ગૌડદેશમાં પ્રસિદ્ધ છે. કોઈ ઉત્સવના પ્રસંગે પુરુષની આકૃતિવાળા, ધજા-પતાકા વગેરેથી શણગારાયેલા મોટા થાંભલાને ઊંચો કરવામાં આવે છે. તે જેમ પડે તેમ તે ચાણૂર (ધડામ કરતો) પડ્યો. ॥ ૨૩ ॥

(આ જ પ્રમાણે મુષ્ટિકની) પોતાની મુઠ્ઠીથી પ્રહાર કરાયેલા બળશાળી બલરામજી દ્વારા હથેળીથી લપડાક ખાધેલો, અત્યંત પીડા પામેલો અને ધ્રૂજી ગયેલો મુષ્ટિક મુખથી રુધિર ઓકતો, નિષ્પ્રાણ થઈ, વંટોળિયાથી ઊખડી ગયેલા વૃક્ષની જેમ ધરતીના ખોળામાં ઢળી પડ્યો. હે રાજા, ત્યાર પછી આવેલા કૂટ નામના મલ્લને પ્રહાર કરનારાઓમાં શ્રેષ્ઠ એવા બલરામે ઉપેક્ષાપૂર્વક ડાબા હાથનો મુક્કો મારીને અનાયાસે મારી નાખ્યો. તે જ સમયે શ્રીકૃષ્ણના ચરણ(ના અગ્રભાગ)થી ફૂટી ગયેલા માથાવાળો શલ અને બે ફાડચામાં ચિરાઈ ગયેલો તોશલ, બંને ઢળી પડ્યા. ચાણૂર, મુષ્ટિક, કૂટ, શલ અને તોશલ હણાયા ત્યારે બાકીના, પ્રાણ બચાવવા ઈચ્છતા સર્વ મલ્લો નાસી છૂટ્યા. ॥ ૨૪ ॥ ૨૫ ॥ ૨૬ ॥ ૨૭ ॥ ૨૮ ॥

अर्दितः पीडितः। उर्व्युपस्थे भूतले ॥ २५ ॥ २६ ॥ २७ ॥ २८ ॥

**गोपान् वयस्यानाकृष्य तैः संसृज्य विजह्रतुः।**
**वाद्यमानेषु तूर्येषु वल्गन्तौ रुतनूपुरौ॥ २९**

वल्गन्तौ नृत्यादि कुर्वन्तौ॥ २९॥

**जनाः प्रजहृषुः सर्वे कर्मणा रामकृष्णयोः।**
**ऋते कंसं विप्रमुख्याः साधवः साधु साध्विति॥ ३०**

**हतेषु मल्लवर्येषु विद्रुतेषु च भोजराट्।**
**न्यवारयत् स्वतूर्याणि वाक्यं चेदमुवाच ह॥ ३१**

**निःसारयत दुर्वृत्तौ वसुदेवात्मजौ पुरात्।**
**धनं हरत गोपानां नन्दं बध्नीत दुर्मतिम्॥ ३२**

**वसुदेवस्तु दुर्मेधा हन्यतामाश्वसत्तमः।**
**उग्रसेनः पिता चापि सानुगः परपक्षगः॥ ३३**

साधु साधु इति वदन्तः॥ ३०॥ ३१॥ ॥ ३२॥ ३३॥

**एवं विकत्थमाने वै कंसे प्रकुपितोऽव्ययः।**
**लघिम्नोत्पत्य तरसा मंचमुत्तुंगमारुहत्॥ ३४**

**तमाविशन्तमालोक्य मृत्युमात्मन आसनात्।**
**मनस्वी सहसोत्थाय जगृहे सोऽसिचर्मणी॥ ३५**

अव्ययोऽश्रमः। लघिम्ना लाघवेन ॥ ३४॥ ३५॥

**तं खड्गपाणिं विचरन्तमाशु**
**श्येनं यथा दक्षिणसव्यमम्बरे।**
**समग्रहीद् दुर्विषहोग्रतेजा**
**यथोरगं तार्क्ष्यसुतः प्रसह्य॥ ३६**

**'अर्दितः'** પીડા પામેલો મુષ્ટિક – **'उर्वी-उपस्थे'** ધરતીના ખોળામાં ॥ ૨૫ ॥ ૨૬ ॥ ૨૭ ॥ ૨૮॥

તૂરીઓ વાગવા માંડી ત્યારે ઝણકાર કરતાં ઝાંઝરોવાળા શ્રીકૃષ્ણ અને બલરામજી ગોપમિત્રોને ખેંચી લાવીને તેમની સાથે મળીને નૃત્ય વગેરે કરવા લાગ્યા. ॥ ૨૯ ॥

**'वल्गन्तौ'** નૃત્ય વગેરે કરતા શ્રીકૃષ્ણ અને બલરામજી ॥ ૨૯ ॥

બલરામજી અને શ્રીકૃષ્ણના કર્મથી કંસ સિવાયના સર્વ જનો, શ્રેષ્ઠ બ્રાહ્મણો અને સાધુજનો 'ધન્ય છે, ધન્ય છે.' એમ કહેતા હર્ષ પામ્યા. જ્યારે શ્રેષ્ઠ મલ્લો માર્યા ગયા અને બાકીના ભાગી ગયા, ત્યારે ભોજરાજ કંસે પોતાની વાગતી તૂરીઓને બંધ કરાવી અને આ પ્રમાણે વાક્ય બોલ્યો. વસુદેવના દુરાચારી પુત્રોને નગરમાંથી કાઢી મૂકો. ગોવાળોનું ધન ઝૂંટવી લો અને દુર્બુદ્ધિ નંદને બાંધી દો. અત્યંત દુષ્ટ અને દુર્બુદ્ધિ વસુદેવ શીઘ્ર હણવામાં આવે અને પરિવાર સહિત શત્રુપક્ષગામી પિતા ઉગ્રસેન પણ. ॥ ૩૦ ॥ ૩૧ ॥ ૩૨ ॥ ૩૩ ॥

'ધન્ય છે, ધન્ય છે.' એમ કહેતા ॥ ૩૦ ॥ ૩૧ ॥ ૩૨ ॥ ૩૩ ॥

આમ, કંસ બડાશ હાંકતો હતો તેવામાં તો પ્રકુપિત થયેલા અને ક્ષીણ ન થાય તેવા બળવાળા શ્રીકૃષ્ણ (લઘિમા સિદ્ધિથી શરીરને હળવું કરીને પક્ષીની જેમ) ચપળતાથી ઊછળીને વેગથી ઉત્તુંગ મંચ ઉપર ચડી ગયા. પોતાના મૃત્યુરૂપ તે શ્રીકૃષ્ણને (મંચ ઉપર) પ્રવેશતા જોઈને અભિમાની કંસે આસન પરથી એકદમ ઊઠીને ઢાલ-તલવાર લઈ લીધી.॥ ૩૪ ॥ ૩૫ ॥

**'अव्ययः'** (**अप्रक्षीणबलः- अन्वि.** જેમનું બળ ક્ષીણ ન થાય તેવા શ્રીકૃષ્ણ) શ્રમરહિત – **'लघिम्ना'** ચપળતાથી – લઘિમા સિદ્ધિ દ્વારા ॥ ૩૪ ॥

અત્યંત દુઃસહ, પ્રચંડ તેજવાળા શ્રીકૃષ્ણે, હાથમાં તલવાર લઈને આકાશમાં બાજની જેમ જમણે-ડાબે ઘૂમતા તે કંસને, ગરુડ સાપને બળપૂર્વક પકડી લે તેમ ઝડપથી પકડી લીધો. ॥ ૩૬ ॥

दुर्विषहमविषह्यमुग्रं तेजो यस्य स श्रीकृष्णः ॥ ३६ ॥

**प्रगृह्य केशेषु चलत्किरीटं**
**निपात्य रङ्गोपरि तुङ्गमञ्चात्।**
**तस्योपरिष्टात् स्वयमब्जनाभः**
**पपात विश्वाश्रय आत्मतन्त्रः॥ ३७**
**तं संपरेतं विचकर्ष भूमौ**
**हरिर्यथेभं जगतो विपश्यतः।**
**हाहेति शब्दः सुमहांस्तदाभू-**
**दुदीरितः सर्वजनैर्नरेन्द्र॥ ३८**
**स नित्यदोद्विग्नधिया तमीश्वरं**
**पिबन् वदन् वा विचरन् स्वपन् श्वसन्।**
**ददर्श चक्रायुधमग्रतो यत-**
**स्तदेव रूपं दुरवापमाप॥ ३९**

गरिष्ठत्वाय विश्वाश्रयत्वमुक्तम्। तत्र हेतुः—अब्जनाभः। कुतस्तस्योपर्येव पपात। यत आत्मतन्त्रः स्वतन्त्रः॥ ३७॥ ३८॥ ३९॥

**तस्यानुजा भ्रातरोऽष्टौ कंकन्यग्रोधकादयः।**
**अभ्यधावन्नभिक्रुद्धा भ्रातुर्निर्वेशकारिणः॥ ४०**

**तथातिरभसांस्तांस्तु संयत्तान् रोहिणीसुतः।**
**अहन् परिघमुद्यम्य पशूनिव मृगाधिपः॥ ४१**

निर्वेशो निष्कृतिरानृण्यमित्यर्थः। तत्कारिणः सन्तस्तेऽभ्यधावन्॥ ४०॥

तथा तादृगतिरभसो वेगो येषां तान्। संयत्तानुद्युक्तान्॥ ४१॥

**'दुर्विषहम्'** અસહ્ય, પ્રચંડ તેજ છે જેમનું તે શ્રીકૃષ્ણે ॥ ૩૬ ॥

કેશમાંથી પકડી, ખસી ગયેલા મુકુટવાળા તેને ઊંચા મંચ પરથી રંગભૂમિ પર પછાડીને વિશ્વના આધાર, પરમ સ્વતંત્ર, કમળનાભ ભગવાન શ્રીકૃષ્ણ સ્વયં તેની ઉપર પડ્યા. હે નરેન્દ્ર પરીક્ષિત, સિંહ જેમ મરેલા હાથીને ભૂમિ પર ઘસડે, તેમ શ્રીકૃષ્ણ સર્વ જગતના પ્રાણીસમૂહના દેખતાં તે મરેલા કંસને ભૂમિ પર ઘસડવા લાગ્યા. તે સમયે સર્વ જનો દ્વારા બોલાયેલો મહાન હાહાકાર થઈ ગયો. તે કંસ (ખાતાં,) પીતાં, બોલતાં, ચાલતાં, સૂતાં, શ્વાસ લેતાં ચક્ર-આયુધધારી તે ઈશ્વરને વ્યાકુળબુદ્ધિથી સદાસર્વદા સમ્મુખ જોતો રહેતો હતો, તેથી (દ્વેષથી પણ નિરંતર ચિંતન કરવાને કારણે યોગીઓને પણ) પ્રાપ્ત કરવા દુર્લભ એવા તે જ ભગવત્સ્વરૂપને પ્રાપ્ત થયો. ॥ ૩૭ ॥ ૩૮ ॥ ૩૯ ॥

અત્યંત ભારે હોવાથી વિશ્વના આધારરૂપ કહેવાયા છે. તે માટેનું કારણ – વિશ્વાત્મક કમળ જેમની નાભિમાં છે તે (ભગવાન સમગ્ર જગતનો ભાર લઈને કંસને મારી નાખવા તેના પર પડ્યા.) – તેના ઉપર જ કેમ પડ્યા? કારણ કે **'आत्मतन्त्रः'** પરમ સ્વતંત્ર છે. ॥ ૩૭ ॥ ૩૮ ॥ ૩૯ ॥

તે (કંસ)ના કંક, ન્યગ્રોધ વગેરે આઠ નાના ભાઈઓ અતિ ક્રોધિત થઈને ભાઈનું ઋણ ચૂકવનારા હોવાથી શ્રીકૃષ્ણ-બલરામજીની સામે દોડ્યા.॥ ૪૦ ॥

(યુદ્ધ માટે) ઉદ્યત થયેલા તેવા અતિ વેગવાળા તેમને તો રોહિણીનંદન બલરામજીએ પરિઘ ઉગામીને, વનરાજ સિંહ પશુઓને મારી નાખે તેમ મારી નાખ્યા. ॥ ૪૧ ॥

**'निर्वेशः' निष्कृतिः** ઋણશોધન, **आनृण्यम्** ઉઋણતા, એમ અર્થ છે. તેવા ઋણ ચૂકવનારા હોવાથી સામે દોડ્યા. ॥ ૪૦ ॥

**'तथा'** તેવા અતિ **रभसः** વેગ છે જેમનો તેમને – **'संयत्तान्'** ઉદ્યત થયેલાઓને ॥ ૪૧ ॥

**नेदुर्दुन्दुभयो व्योम्नि ब्रह्मेशाद्या विभूतयः ।**
**पुष्पैः किरन्तस्तं प्रीताः शशंसुर्ननृतुः स्त्रियः ॥ ४२**

॥ ४२ ॥

આકાશમાં દુંદુભિઓ વાગવા લાગ્યાં. ભગવાનની વિભૂતિરૂપ બ્રહ્મા, શંકર વગેરે પુષ્પોથી વૃષ્ટિ કરતાં પ્રસન્ન થઈ સ્તુતિ કરવા લાગ્યા. અપ્સરાઓ નૃત્ય કરવા લાગી. ॥ ૪૨ ॥ ૪૨॥

**तेषां स्त्रियो महाराज सुहृन्मरणदुःखिताः ।**
**तत्राभीयुर्विनिघ्नन्त्यः शीर्षाण्यश्रुविलोचनाः ॥ ४३**

॥ ४३ ॥

હે મહારાજ (પરીક્ષિત), આત્મીય સ્વજનના મરણથી દુઃખી થયેલી, અશ્રુભરી આંખોવાળી તે કંસ વગેરેની પત્નીઓ માથાં કૂટતી ત્યાં આવી. ॥ ૪૩ ॥ ૪૩ ॥

**शयानान् वीरशय्यायां पतीनालिङ्ग्य शोचतीः ।**
**विलेपुः सुस्वरं नार्यो विसृजन्त्यो मुहुः शुचः ॥ ४४**

वीरशय्यामां सूतेला पतिओने भेटीने तेमनो शोक करती, आंसु सारती ते नारीओ मोटेथी वारंवार विलाप करवा लागी. ॥ ૪૪ ॥

शोचन्त्यो विलापांश्चक्रुः। शुचः अश्रूणि ॥ ४४ ॥

શોક કરતી તેઓ વિલાપ કરવા લાગી. **'शुचः'** અશ્રુઓ ॥ ૪૪ ॥

**हा नाथ प्रिय धर्मज्ञ करुणानाथ वत्सल।**
**त्वया हतेन निहता वयं ते सगृहप्रजाः ॥ ४५**

હે નાથ, હે પ્રિય, હે ધર્મજ્ઞ, હે કરુણાનાથ, હે વત્સલ, હણાયેલા એવા આપની સાથે જ, ઘર અને સંતાનોવાળી આપની એવી અમે પણ મૃતપ્રાય થઈ ગઈ છીએ. ॥ ૪૫ ॥

धर्मज्ञ इत्यादीनि विलापे प्रेमसंबोधनानि। ते त्वदीया वयम्॥ ४५ ॥

'ધર્મજ્ઞ' વગેરે પ્રેમમાં કરેલાં સંબોધનો વિલાપમાં છે. **'ते'** આપની એવી અમે ॥ ૪૫ ॥

**त्वया विरहिता पत्या पुरीयं पुरुषर्षभ।**
**न शोभते वयमिव निवृत्तोत्सवमंगला॥ ४६**

હે પુરુષશ્રેષ્ઠ, જેમાં ઉત્સવરૂપ મંગળ નષ્ટ પામ્યું છે તેવી આ મથુરાનગરી સ્વામી એવા આપનાથી રહિત થયેલી હોઈ અમારી જેમ શોભતી નથી. ॥ ૪૬॥

त्वया पत्या विरहिता पुरीयं न शोभत इति स्वदृष्ट्याभिधानम्॥ ४६ ॥

સ્વામી એવા આપનાથી રહિત થયેલી આ નગરી શોભતી નથી, એ પોતાની દૃષ્ટિએ કરવામાં આવેલું વિધાન છે. ॥ ૪૬ ॥

**अनागसां त्वं भूतानां कृतवान् द्रोहमुल्बणम् ।**
**तेनेमां भो दशां नीतो भूतध्रुक् को लभेत शम् ॥ ४७**

હે સ્વામી, નિરપરાધ પ્રાણીઓનો તમે ભયંકર દ્રોહ કર્યો, તેથી આ દશાને પામ્યા છો. પ્રાણીઓનો દ્રોહ કરનાર કયો મનુષ્ય કલ્યાણ પામે? ॥ ૪૭ ॥

अनागसामिति तु परमार्थाभिधानम्॥ ४७॥

**'अनागसाम् इति।'** આ તો (કંસની પત્નીઓ દ્વારા) પરમાર્થ દૃષ્ટિથી વિધાન (કરવામાં આવ્યું) છે. ॥ ૪૭ ॥

**सर्वेषामिह भूतानामेष हि प्रभवाप्ययः ।**
**गोप्ता च तदवध्यायी न क्वचित् सुखमेधते॥ ४८**

અહીં (ભૂતળ પર પધારેલા) આ (શ્રીકૃષ્ણ) જ સર્વ પ્રાણીઓના સર્જક, સંહારક અને રક્ષકરૂપ છે. તેમની અવજ્ઞા કરનાર ક્યારેય સુખવૃદ્ધિ પામતો નથી. ॥ ૪૮ ॥

एष कृष्णः। प्रभवन्त्यस्मादिति प्रभवः, अपियन्ति अस्मिन्नित्यप्ययः स च स च। तदवध्यानं तदवज्ञा तत्कर्तुं शीलं यस्य सः ॥ ४८ ॥

**'एषः'** આ શ્રીકૃષ્ણ, આ (શ્રીકૃષ્ણ)માંથી સર્વ ઉત્પન્ન થાય તેથી તે સર્જક છે, આ (શ્રીકૃષ્ણ)માં સર્વ લય પામે છે તેથી તે સંહારક છે. **तत्-अवध्यानम्** તેમની અવજ્ઞા, તે અવજ્ઞા કરવા માટેનો સ્વભાવ છે જેનો તે **( तदवध्यायी )** ॥ ૪૮ ॥

**श्रीशुक उवाच**

**राजयोषित आश्वास्य भगवाँल्लोकभावनः।**
**यामाहुर्लौकिकीं संस्थां हतानां समकारयत्॥ ४९**

॥ ४९ ॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – લોકકલ્યાણ કરનારા ભગવાને રાજરાણીઓને આશ્વાસન આપીને (મનુમહારાજ વગેરે શાસ્ત્રકારોએ) મૃતાત્માઓની જે (દાહાદિ) લૌકિક ક્રિયા કહી છે, તે કરાવી. ॥ ૪૯ ॥ ૪૯ ॥

**मातरं पितरं चैव मोचयित्वाथ बन्धनात्।**
**कृष्णरामौ ववन्दाते शिरसाऽऽस्पृश्य पादयोः॥ ५०**

ત્યાર પછી માતા-પિતાને બંધનમાંથી છોડાવીને શ્રીકૃષ્ણ-બલરામે તેમનાં ચરણોનો મસ્તકથી સ્પર્શ કરીને વંદન કર્યાં. ॥ ૫૦ ॥

आस्पृश्य ईषत्स्पृष्ट्वा॥ ५० ॥

**'आस्पृश्य'** સહેજ સ્પર્શ કરીને ॥ ૫૦ ॥

**देवकी वसुदेवश्च विज्ञाय जगदीश्वरौ।**
**कृतसंवन्दनौ पुत्रौ सस्वजाते न शङ्कितौ॥ ५१**

(ઈશ્વરને કેવી રીતે આલિંગન કરાય, એવી) શંકાવાળા દેવકી અને વસુદેવજીએ, વંદન કરતા બંને પુત્રોને જગદીશ્વરો જાણીને આલિંગન કર્યું નહીં. ॥ ૫૧ ॥

पुत्रभ्रान्तिं विहाय जगदीश्वराविति ज्ञात्वा शङ्कितौ न सस्वजाते नालिङ्गितवन्तौ, किंतु बद्धाञ्जली तस्थतुरित्यर्थः॥ ५१ ॥

'પુત્રો છે.' એવી ભ્રાંતિ છોડીને 'જગતના ઈશ્વરો છે.' એમ જાણીને, શંકાવાળા માતા-પિતાએ **'न सस्वजाते'** આલિંગન કર્યું નહીં, પણ હાથ જોડીને ઊભાં રહ્યાં, એમ અર્થ છે. ॥ ૫૧ ॥

'प्रसह्य हत्वा हस्तीन्द्रं मल्लेन्द्रान्मल्ललीलया।
बीभत्सचरितं कंसं सबीभत्सममारयत्'॥ १ ॥

શ્રેષ્ઠ હાથીને બળપૂર્વક અને શ્રેષ્ઠ મલ્લોને મલ્લલીલાથી હણીને બીભત્સ ચરિત્રવાળા કંસને શ્રીકૃષ્ણે બીભત્સતાથી માર્યો. ॥ ૧ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे पूर्वार्धे कंसवधो नाम चतुश्चत्वारिंशोऽध्यायः॥ ४४॥
इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे पूर्वार्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां चतुश्चत्वारिंशोऽध्यायः॥ ४४॥

❋❋❋❋❋

# अथ पञ्चचत्वारिंशोऽध्यायः

## શ્રીકૃષ્ણ-બલરામનો યજ્ઞોપવીત સંસ્કાર તથા ગુરુકુળપ્રવેશ

पञ्चचत्वारिंशकेऽथ पितृनन्दादिसान्त्वनम्।
उग्रसेनाभिषेकश्च गुरौ वासात्पुरागमः॥ १ ॥

ત્યાર પછી પિસ્તાળીસમા અધ્યાયમાં ભગવાન દ્વારા માતા-પિતા અને નંદરાયજીને સાન્ત્વન, ઉગ્રસેનનો રાજ્યાભિષેક તથા (તેમના) ગુરુકુળવાસ પછી મથુરામાં આગમન(ની કથા છે). ॥ ૧ ॥

श्रीशुक उवाच

**पितरावुपलब्धार्थौ विदित्वा पुरुषोत्तमः।**
**मा भूदिति निजां मायां ततान जनमोहिनीम्॥ १**

उपलब्धार्थौ विदित्वेति। अयमर्थः—उप समीपे आवयोः पुत्रबुद्ध्या सांसारिकपरमसुखभोगात्पूर्वमेव लब्धार्थौ आवामीश्वराविति लब्धः प्राप्तः परमज्ञानरूपोऽर्थो याभ्यां तौ तथाभूतौ ज्ञात्वा मयि प्रसन्ने सत्यनयोर्ज्ञानं नाम किं दुर्लभं स्यात्। दुर्लभं तु मयि पुत्रतया प्रेम। अत इदानीमेव तज्ज्ञानं मा भूदिति निजां स्वाधीनां मायां तयोः प्रसारितवानिति ॥ १ ॥

तदेव दर्शयति—**उवाचे**त्यादिभिरष्टभिः।

**उवाच पितरावेत्य साग्रजः सात्वतर्षभः।**
**प्रश्रयावनतः प्रीणन्नम्ब तातेति सादरम्॥ २**

प्रीणन्प्रीणयन् सादरं ब्रुवन्॥ २॥

**नास्मत्तो युवयोस्तात नित्योत्कण्ठितयोरपि।**
**बाल्यपौगण्डकैशोराः पुत्राभ्यामभवन् क्वचित्॥ ३**

अस्मत्तोऽस्मन्निमित्तं नित्यमुत्कण्ठितयोरपि युवयोः पुत्राभ्यामावाभ्यां कृत्वा बाल्यपौगण्ड–कैशोरास्तत्तदवस्थानुभवसुखानीत्यर्थः। नाभवन्निति। अस्मत्तः पुत्राभ्यामिति सामानाधिकरण्यं वा॥ ३॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – (અમે બંને ઈશ્વરો છીએ, એવો ભગવદ્જ્ઞાનરૂપ) ભાવ જેમને પ્રાપ્ત થયો છે, તેવા માતા-પિતાને જાણીને, તે જ્ઞાન તેમને ન થાય, (એમ વિચારીને) ભગવાન પુરુષોત્તમે મનુષ્યોને મોહ પમાડનારી નિજ માયા ફેલાવી. ॥૧॥

**'उपलब्ध-अर्थौ विदित्वा इति।' उप** સમીપ એવા અમારા બંનેમાં પુત્રબુદ્ધિથી (પુત્રસ્નેહરૂપી) સાંસારિક પરમ સુખને ભોગવ્યા પહેલાં જ **'लब्धार्थौ'** 'અમે બંને ઈશ્વરો છીએ.' એમ **लब्धः** પ્રાપ્ત થયો છે ભગવદ્ જ્ઞાનરૂપ **'अर्थः'** ભાવ જે બંનેને તેવા તેમને જાણીને, હું પ્રસન્ન છું ત્યારે આ બંનેને જ્ઞાન વસ્તુતઃ દુર્લભ હોય ખરું? (તે બંનેને માટે આ જ્ઞાન દુર્લભ નથી,) પણ મારા ઉપર પુત્ર તરીકે પ્રેમ થવો દુર્લભ છે. આથી હમણાં તો તેમને તે જ્ઞાન ન થાય, એમ (વિચારીને) **'निजाम्'** પોતાને અધીન એવી માયા તે બંને – વસુદેવ, દેવકી ઉપર ફેલાવી. ॥ ૧ ॥

(પુત્રાદિ ઉપર આસક્તિરૂપ માયા પ્રસરાવી,) તે જ આઠ શ્લોકોથી દર્શાવે છે – **'उवाच'** વગેરે દ્વારા

યાદવશ્રેષ્ઠ શ્રીકૃષ્ણ જ્યેષ્ઠ ભ્રાતા બલરામજી સહિત માતા-પિતા પાસે જઈને વિનયપૂર્વક નત-મસ્તક થઈ 'હે માતાજી, હે પિતાજી!' એમ આદરપૂર્વક સંબોધીને પ્રસન્ન કરતા કહેવા લાગ્યા. ॥ ૨ ॥

**'प्रीणन्'** પ્રસન્ન કરતા, આદરપૂર્વક સંબોધન કરતા ॥ ૨ ॥

હે પિતાજી, અમારે માટે નિત્ય ઉત્કંઠિત હોવા છતાં તમારા બંનેના પુત્રો એવા અમારી બાલ્યાવસ્થા, પૌગંડાવસ્થા અને કિશોરાવસ્થા (અનુભવવા)નાં સુખો તમને ક્યારેય મળ્યાં નથી. ॥ ૩ ॥

**'अस्मत्तः'** અમારે માટે નિત્ય ઉત્કંઠિત હોવા છતાં તમારા બંનેના પુત્રો એવા અમારાં બાલ્ય, પૌગંડ અને કૈશોર્ય, તે તે અવસ્થા અનુભવવાનાં સુખો, એમ અર્થ છે. તે તમને મળ્યાં નથી. અથવા **'अस्मत्तः पुत्राभ्याम्'** બંને સમાન અધિકરણ (પાંચમી વિભક્તિ)માં છે. પુત્રો એવા અમારી પાસેથી તે સુખો મળ્યાં નથી. ॥ ૩ ॥

किंच आवामेव दैवहीनावित्याह—**न लब्ध इति।**

**न लब्धो दैवहतयोर्वासो नौ भवदन्तिके।**
**यां बालाः पितृगेहस्था विन्दन्ते लालिता मुदम्॥ ४**

पितृगेहस्था बाला यां मुदं विन्दन्ते सा च न लब्धेति॥ ४॥

एवं तावत् श्लोकद्वयेन युवयोरावयोश्च कामहानिर्जातेत्युक्तमावयोः पुनर्युष्मत्परिचर्यालोपेन धर्महानिरपि जातेत्याह—**सर्वार्थसंभव इति।**

**सर्वार्थसंभवो देहो जनितः पोषितो यतः।**
**न तयोर्याति निर्वेशं पित्रोर्मर्त्यः शतायुषा॥ ५**

सर्वेषां धर्माद्यर्थानां संभवो यस्मिन्स देहो यतो याभ्यां जनितः पोषितश्च तयोः पित्रोर्निर्वेशं निष्कृतिमानृण्यं मर्त्यः शतसंवत्सरमात्रेणायुषा न प्राप्नोति॥ ५॥

**यस्तयोरात्मजः कल्प आत्मना च धनेन च।**
**वृत्तिं न दद्यात्तं प्रेत्य स्वमांसं खादयन्ति हि॥ ६**

तन्मध्येऽपि तु यः पुत्रः कल्पः समर्थः सन्नपि देहेन धनेन च पित्रोर्वृत्तिं जीविकां न संपादयेत्, तं प्रेत्य लोकान्तरे यमदूताः स्वस्यैव मांसं खादयन्तीति॥ ६॥

किंच मात्रादिशुश्रूषामकुर्वन्विफलजीवितश्च भवतीत्याह—**मातरमिति।**

વળી, અમે બંને પણ હતભાગી છીએ, એમ કહે છે – **'न लब्धः इति।'**

હતભાગી એવા અમને બંનેને આપની પાસે રહેવાનું મળ્યું નથી, આથી પિતાના ઘરમાં રહેનારાં, તેમના દ્વારા લાડ લડાવતાં બાળકો જે સુખ પામે તે અમને મળ્યું નથી. ॥ ૪ ॥

પિતાના ઘરમાં રહેનારાં બાળકો જે સુખ પામે છે તે અમને પણ મળ્યું નથી. ॥ ૪ ॥

તો આમ, તમારી અને અમારી – આપણા બંનેની કામનાઓ નાશ પામી, એમ કહેવાયું. વળી, તમારી સેવાથી વંચિત થવાને કારણે અમારા બંનેના ધર્મની પણ હાનિ થઈ છે, એમ કહે છે – **'सर्व-अर्थसंभवः इति।'**

ધર્માદિ સર્વ પુરુષાર્થોનો ઉદ્‌ભવ જેમાંથી થાય છે તે દેહ જેમના કારણે ઉત્પન્ન થાય છે અને પોષાય છે, તે માતા-પિતા બંનેના ઉપકારનો બદલો મનુષ્ય સેંકડો વર્ષોના આયુષ્યથી પણ વાળી શકતો નથી. ॥ ૫ ॥

ધર્માદિ સર્વ પુરુષાર્થોનો ઉદ્‌ભવ જેમાંથી થાય છે તે દેહ **'यतः'** જે બંનેના કારણે ઉત્પન્ન થાય છે અને પોષાય છે, તે માતા-પિતાના **'निर्वेशम्'** ઉપકારનો બદલો મનુષ્ય સેંકડો વર્ષોના આયુષ્યથી પણ વાળી શકતો નથી. ॥ ૫ ॥

તે માતા-પિતા(ના શરીર)થી (જન્મેલો) જે પુત્ર સમર્થ હોવા છતાં દેહથી અને ધનથી તે બંનેને (અન્ન-વસ્ત્રાદિ) જીવિકા આપતો નથી, તેને મર્યા પછી (યમલોકમાં યમદૂતો) તેનું પોતાનું જ માંસ ખવડાવે છે. ॥ ૬ ॥

**'तन्मध्ये'** તે માતા-પિતા(ના શરીર)થી (જન્મેલો) જે પુત્ર **'कल्पः'** સમર્થ હોવા છતાં દેહથી અને ધનથી માતા-પિતાને **'वृत्तिम्'** જીવિકા ન આપે, તેને **'प्रेत्य'** મર્યા પછી બીજા લોકમાં યમદૂતો તેનું પોતાનું જ માંસ જ ખવડાવે છે. ॥ ૬ ॥

વળી, માતા વગેરેની શુશ્રૂષા ન કરતો મનુષ્ય વિફળ જીવનવાળો બને છે, એમ કહે છે – **'मातरम् इति।'**

**मातरं पितरं वृद्धं भार्यां साध्वीं सुतं शिशुम् ।**
**गुरुं विप्रं प्रपन्नं च कल्पोऽबिभ्रच्छ्वसन् मृतः ॥ ७**

अबिभ्रदपुष्णन् श्वसन्नपि मृततुल्य एवेति ॥ ७ ॥

**तन्नावकल्पयोः कंसान्नित्यमुद्विग्नचेतसोः ।**
**मोघमेते व्यतिक्रान्ता दिवसा वामनर्चतोः ॥ ८**

तत्तस्मान्नौ आवयोः । मोघं व्यर्थम् । अनर्चतोरपूजयतोः ॥ ८ ॥

**तत् क्षन्तुमर्हथस्तात मातर्नौ परतन्त्रयोः ।**
**अकुर्वतोर्वां शुश्रूषां क्लिष्टयोर्दुर्हृदा भृशम् ॥ ९**

दुर्हृदा कंसेन कृत्वा ॥ ९ ॥

**श्रीशुक उवाच**

**इति मायामनुष्यस्य हरेर्विश्वात्मनो गिरा ।**
**मोहितावङ्कमारोप्य परिष्वज्यापतुर्मुदम् ॥ १०**

**सिंचन्तावश्रुधाराभिः स्नेहपाशेन चावृतौ ।**
**न किंचिदूचतू राजन् बाष्पकण्ठौ विमोहितौ ॥ ११**
॥ १० ॥ ११ ॥

**एवमाश्वास्य पितरौ भगवान् देवकीसुतः ।**
**मातामहं तूग्रसेनं यदूनामकरोन्नृपम् ॥ १२**

आश्वास्य सान्त्वयित्वा ॥ १२ ॥

**आह चास्मान् महाराज प्रजाश्चाज्ञप्तुमर्हसि ।**
**ययातिशापाद् यदुभिर्नासितव्यं नृपासने ॥ १३**

માતા, પિતા, વડીલ, સતી પત્ની, પુત્ર, બાળક, ગુરુ, વિપ્ર અને શરણાગતનું સમર્થ હોવા છતાં પોષણ ન કરતો મનુષ્ય શ્વાસ લેતું (જીવતું) મડદું છે. ॥ ૭ ॥

**'अबिभ्रत्'** પોષણ ન કરતો તે શ્વાસ લેતો હોવા છતાં મૃતતુલ્ય જ છે. ॥ ૭ ॥

તેથી કંસના ભયથી સદાય ત્રસ્ત થયેલાં ચિત્તવાળાં હોવાથી અસમર્થ એવાં તમારાં બંનેની સેવા ન કરી શકતા અમારા બંનેના દિવસો વ્યર્થ ગયા. ॥ ૮ ॥

**'तत्'** તેથી **'नौ'** અમારા બંનેના (દિવસો) **'मोघम्'** વ્યર્થ ગયા – **'अन्-अर्चतोः'** આપની સેવા ન કરતા અમારા બંનેના ॥ ૮ ॥

દુષ્ટ હૃદયવાળા (કંસ) દ્વારા અત્યંત ક્લેશ પામેલાં અને (કેદખાનામાં પૂરી દેવાયેલાં હોવાથી) પરાધીન એવાં આપ બંનેની હે પિતાજી, હે માતાજી, સેવા ન કરી શકેલા અમને બંનેને આપ ક્ષમા કરવાને યોગ્ય છો.॥૯॥

**'दुर्हृदा'** દુષ્ટ હૃદયવાળા (કંસ) દ્વારા ॥ ૯ ॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – આમ, માયાથી મનુષ્ય બનેલા વિશ્વાત્મા શ્રીહરિની વાણીથી મુગ્ધ થયેલાં દેવકી-વસુદેવ તેમને ખોળામાં બેસાડી આલિંગન કરીને પરમ આનંદ પામ્યાં. ॥ ૧૦ ॥ ૧૦ ॥

હે રાજા, (ભગવાનની વાણીના શ્રવણમાત્રથી) અતિશય મોહિત થઈ ગયેલા અને સ્નેહપાશથી બંધાયેલાં દેવકી-વસુદેવજી અશ્રુની ધારાઓથી (પુત્રોને) સીંચતાં, આંસુથી રૂંધાયેલા કંઠવાળાં હોવાથી કંઈ જ બોલી શક્યાં નહીં. ॥ ૧૧ ॥ ૧૧ ॥

આમ, માતા-પિતાને આશ્વાસન આપીને દેવકીનંદન ભગવાન શ્રીકૃષ્ણે માતામહ (નાના) ઉગ્રસેનને યાદવોના રાજા બનાવ્યા. ॥ ૧૨ ॥

**'आश्वास्य'** સાન્ત્વન આપીને ॥ ૧૨ ॥

અને (ઉગ્રસેનને) કહ્યું : હે મહારાજ, આપના પ્રજાજનો એવા અમને આપ આજ્ઞા આપવાને યોગ્ય છો. યયાતિના શાપને કારણે યાદવો દ્વારા રાજ્યાસન પર બેસવું યોગ્ય નથી. (તેથી હું રાજ્યાસન પર બેસી શકું નહીં, પરંતુ આપ યાદવ હોવા છતાં મારી આજ્ઞાથી તેમાં દોષ નથી.) ॥ ૧૩ ॥

त्वमेवाज्ञापयेति मा वदेत्याह—ययातिशापादिति। तव तु यादवत्वेऽपि मदाज्ञया न दोष इति भावः॥ १३॥

(જો ઉગ્રસેન કહે કે) ‘આપ જ આજ્ઞા કરો.’ એમ ન બોલ, કારણ કે યયાતિનો શાપ છે. તે માટે ભગવાન કહે છે કે આપ યાદવ હોવા છતાં પણ મારી આજ્ઞાને કારણે તેમાં દોષ નથી, એવો ભાવ છે. ॥૧૩॥

मम तादृशी शक्तिर्नास्तीति चेत्तत्राह—**मयीति**।

જો (ઉગ્રસેન) કહે કે મારામાં તેવી શક્તિ નથી, તો તે માટે ભગવાન કહે છે – **‘मयि इति।’**

**मयि भृत्य उपासीने भवतो विबुधादयः।**
**बलिं हरन्त्यवनताः किमुतान्ये नराधिपाः॥ १४**

હું આપની પાસે ઉપસ્થિત છું ત્યારે દેવો વગેરે નમ્ર થઈને આપને કર આપશે, તો બીજા રાજાઓ કર આપશે, એમાં શું આશ્ચર્ય છે? ॥ ૧૪ ॥

मत्प्रसादेन सर्वं भविष्यतीत्यर्थः॥ १४॥

મારી કૃપાથી બધું થશે, એમ અર્થ છે. ॥૧૪॥

**सर्वान् स्वान् ज्ञातिसंबन्धान् दिग्भ्यः कंसभयाकुलान्।**
**यदुवृष्ण्यन्धकमधुदाशार्हकुकुरादिकान्॥ १५**

**सभाजितान् समाश्वास्य विदेशावासकर्शितान्।**
**न्यवासयत् स्वगेहेषु वित्तैः संतर्प्य विश्वकृत्॥ १६**

કંસના ભયથી ત્રાસી ગયેલા અને (પલાયન થઈ ગયેલા) પરદેશમાં નિવાસ કરવાથી દુઃખી થયેલા યાદવ, વૃષ્ણિ, અંધક, મધુ, દાશાર્હ, કુકુર વગેરે પોતાના સર્વ જ્ઞાતિજનોને અને સંબંધીઓને (વિભિન્ન) દિશાઓમાંથી બોલાવી, આશ્વાસન આપી તથા ધન આપીને અત્યંત તૃપ્ત કરીને સન્માનિત કરાયેલા તેમને વિશ્વના સર્જક શ્રીકૃષ્ણે પોતાનાં ઘરોમાં નિવાસ કરાવ્યો. ॥ ૧૫ ॥ ૧૬ ॥

स्वान्ज्ञातीन् संबन्धांश्च दिग्भ्य आनाय्येति॥ १५॥ १६॥

પોતાના જ્ઞાતિજનોને અને સંબંધીઓને (વિભિન્ન) દિશાઓમાંથી બોલાવીને ॥ ૧૫ ॥ ૧૬ ॥

**कृष्णसंकर्षणभुजैर्गुप्ता लब्धमनोरथाः।**
**गृहेषु रेमिरे सिद्धाः कृष्णरामगतज्वराः॥ १७**

શ્રીકૃષ્ણ-બલરામના બાહુ(બળ)થી રક્ષાયેલા તથા શ્રીકૃષ્ણ-બલરામને કારણે જેમનો સંતાપ દૂર થયો છે તેવા, સર્વ મનોરથો પ્રાપ્ત કરાયેલા તે સર્વે પૂર્ણકામ થઈ પોતાનાં ઘરોમાં આનંદ કરવા લાગ્યા. ॥૧૭॥

सिद्धाः पूर्णाः। कृष्णरामाभ्यां गतो निवृत्तो ज्वरस्तापो येषां ते॥ १७॥

**‘सिद्धाः’** પૂર્ણકામ – શ્રીકૃષ્ણ અને બલરામને કારણે **‘गतः’** દૂર થયો છે **‘ज्वरः’** સંતાપ જેમનો તેઓ ॥ ૧૭ ॥

**वीक्षन्तोऽहरहः प्रीता मुकुन्दवदनाम्बुजम्।**
**नित्यं प्रमुदितं श्रीमत् सदयस्मितवीक्षणम्॥ १८**

શ્રીમુકુન્દ પ્રભુના સદાય પ્રસન્ન, સૌંદર્યપૂર્ણ, કરુણા અને સ્મિતપૂર્ણ દૃષ્ટિપાતવાળા વદનકમળને પ્રતિદિન નિહાળતા તેઓ આનંદિત થઈ જતા હતા. ॥ ૧૮ ॥

सदयस्मितं वीक्षणं यस्मिंस्तत्॥ १८॥

કરુણા અને સ્મિતપૂર્ણ દૃષ્ટિપાત છે જેમાં તે મુખને ॥ ૧૮ ॥

**तत्र प्रवयसोऽप्यासन् युवानोऽतिबलौजसः ।**
**पिबन्तोऽक्षैर्मुकुन्दस्य मुखाम्बुजसुधां मुहुः ॥ १९**

प्रवयसो वृद्धा अप्यतिशयितं बलमोजश्च येषां ते॥ १९॥

त्यां (मधुपुरीमां) मुकुन्द भगवानना मुखकमळना अमृतनुं नेत्रो(रूपी मधुकरो)थी वारंवार पान करता वृद्धो पण बलिष्ठ अने ओजस्वी युवानो बनी जता हता. ॥ १९ ॥

**'प्रवयसः'** वृद्धो पण अतिशय बळ अने ओजस् छे जेमनुं तेवा युवानो (बनी जता हता). ॥ १९ ॥

**अथ नन्दं समासाद्य भगवान् देवकीसुतः ।**
**संकर्षणश्च राजेन्द्र परिष्वज्येदमूचतुः ॥ २०**
॥ २० ॥

हवे हे राजेन्द्र (परीक्षित), भगवान देवकीनंदन अने बलरामजी नंदरायजी पासे आवीने तेमने आलिंगन आपीने आ प्रमाणे कहेवा लाग्या. ॥ २० ॥ २० ॥

**पितर्युवाभ्यां स्निग्धाभ्यां पोषितौ लालितौ भृशम् ।**
**पित्रोरभ्यधिका प्रीतिरात्मजेष्वात्मनोऽपि हि ॥ २१**

भृशमात्मनोऽप्याधिक्येन पोषितौ। न चाश्चर्यमेतदित्याह—पित्रोरिति। आत्मनो देहा-दप्यात्मजेष्वभ्यधिका हि प्रीतिरिति॥ २१॥

हे पिताजी, स्नेहाळ एवा तमारा बंने द्वारा अमारा बंनेनुं तमारा पोताना करतां पण घणुं ज लालन-पालन करवामां आव्युं छे, कारण के माता-पिताने पुत्रो उपर पोताना देह करतां पण अधिक ज प्रीति होय छे. ॥ २१ ॥

**'भृशम्'** पोताना करतां पण अधिकताथी पोषण करवामां आव्युं छे अने ए आश्चर्य नथी, एम कहे छे – **'पित्रोः इति।' 'आत्मनः'** पोताना देह करतां पण पुत्रो उपर अधिक ज प्रीति होय छे. ॥ २१ ॥

देवकीवसुदेवयोः पुत्रौ युवां नास्मत्पुत्रा-वित्यपि न वाच्यमित्याह—**स पितेति**।

तमे बंने देवकी-वसुदेवना पुत्रो छो, अमारा नहीं, एम पण कहेवा योग्य नथी, एम कहे छे – **'सः पिता इति।'**

**स पिता सा च जननी यौ पुष्णीतां स्वपुत्रवत् ।**
**शिशून् बन्धुभिरुत्सृष्टानकल्पैः पोषरक्षणे ॥ २२**
॥ २२ ॥

असमर्थ संबंधीओ द्वारा त्यजायेलां बाळकोनुं जेओ पोतानां संतानोनी जेम पोषण करे छे, तेओ ज (साचां) जनक अने जननी छे.॥ २२ ॥ २२ ॥

**यात यूयं व्रजं तात वयं च स्नेहदुःखितान् ।**
**ज्ञातीन् वो द्रष्टुमेष्यामो विधाय सुहृदां सुखम् ॥ २३**
॥ २३ ॥

हे पिताजी, आप (हमणां) व्रजमां पधारो. (वसुदेवजी वगेरे) स्नेहीजनोने सुख आपीने स्नेहथी दुःखी थयेला स्वजनोने मळवा (व्रजमां) अमे आवीशुं. ॥ २३ ॥ २३ ॥

**एवं सान्त्वय्य भगवान् नन्दं सव्रजमच्युतः ।**
**वासोऽलंकारकुप्याद्यैरर्हयामास सादरम् ॥ २४**

**इत्युक्तस्तौ परिष्वज्य नन्दः प्रणयविह्वलः ।**
**पूरयन्नश्रुभिर्नेत्रे सह गोपैर्व्रजं ययौ ॥ २५**

आम, व्रजवासीओ सहित नंदरायजीने सांत्वन आपीने षडैश्वर्यसंपन्न अच्युत भगवाने आदरपूर्वक (समस्त व्रजवासीओनां नाम लईने) वस्त्र, अलंकार, धातुओनां पात्रो वगेरेथी सत्कार कर्यो. आम कहेवामां आवेला, प्रणयविह्वळ नंदरायजी ते बंने (पुत्रो)ने भेटीने, आंसुओथी नेत्रोने भरी देता, गोवाळो साथे व्रजमां गया. ॥ २४ ॥ २५ ॥

सव्रजं व्रजवासिभिः सहितम्। कुप्यानि स्वर्णरजतादिव्यतिरिक्तकांस्यपात्रादीनि तत्प्रभृतिभिः ॥ २४ ॥ २५ ॥

**'सव्रजम्'** વ્રજવાસીઓ સહિત – **'कुप्यानि'** સોના-ચાંદી વગેરે સિવાયનાં (તાંબાં, લોખંડ, લાકડાં વગેરેનાં) પાત્રો સહિત કાંસાનાં પાત્રો ॥ ૨૪ ॥

**अथ शूरसुतो राजन् पुत्रयोः समकारयत्।**
**पुरोधसा ब्राह्मणैश्च यथावद् द्विजसंस्कृतिम्॥ २६**

હે રાજા (પરીક્ષિત), હવે શૂરસેનના પુત્ર વસુદેવજીએ પુરોહિત (ગર્ગાચાર્ય) અને બ્રાહ્મણો દ્વારા બંને પુત્રોનો, વેદવિધાન અનુસાર દ્વિજત્વ પ્રાપ્ત કરાવનાર યજ્ઞોપવીત સંસ્કાર સુસંપન્ન કરાવ્યો. ॥ ૨૬ ॥

पुरोधसा गर्गाचार्येण द्विजसंस्कृतिमुपनयनम् ॥ २६ ॥

**'पुरोधसा'** પુરોહિત ગર્ગાચાર્ય દ્વારા દ્વિજત્વ પ્રાપ્ત કરાવનારા યજ્ઞોપવીત સંસ્કારને ॥ ૨૬ ॥

**तेभ्योऽदाद् दक्षिणा गावो रुक्ममालाः स्वलंकृताः।**
**स्वलंकृतेभ्यः संपूज्य सवत्साः क्षौममालिनीः॥ २७**

સુંદર રીતે અલંકૃત થયેલા તે બ્રાહ્મણોને સારી રીતે પૂજીને તેમને સુવર્ણની માળાઓવાળી, સારી રીતે શણગારાયેલી, રેશમી માળાઓ અને વસ્ત્રો ઓઢાડેલી, વાછરડાં સહિત ગાયો અને દક્ષિણા આપી. ॥ ૨૭ ॥

गावो गाः। रुक्मस्य माला विद्यन्ते यासां ताः क्षौमवस्त्रमालावतीः॥ २७॥

**'गावः'** **गाः** (દ્વિતીયા બ.વ.નું રૂપ થાય.), સોનાની માળાઓ છે જેમની તેવી, રેશમી વસ્ત્રો અને માળાઓવાળી ગાયોને ॥ ૨૭ ॥

**याः कृष्णरामजन्मर्क्षे मनोदत्ता महामतिः।**
**ताश्चाददादनुस्मृत्य कंसेनाधर्मतो हृताः॥ २८**

બલરામજી અને શ્રીકૃષ્ણના જન્મનક્ષત્રના દિવસે ગાયોનું દાન કરવાનો મનથી જે સંકલ્પ કર્યો હતો, તે યાદ કરીને, મહાબુદ્ધિમાન વસુદેવજીએ કંસ દ્વારા અધર્મથી આંચકી લેવામાં આવેલી ગાયોનું (તેની ગોશાળામાંથી છોડાવીને) દાન કર્યું. ॥ ૨૮ ॥

याः पूर्वं मनोदत्ता आसंस्ता एवाददात्। ननु ताः कंसेनापहृताः, सत्यम्, राजगोष्ठादाच्छिद्य दत्ता इत्याह—कंसेनाधर्मत इति॥ २८॥

પૂર્વે જે મનથી આપવામાં આવી હતી તે જ ગાયો આપી. શંકા કરે છે કે તે ગાયો કંસ દ્વારા આંચકી લેવામાં આવી હતી! સાચી વાત છે. રાજ્યની ગોશાળામાંથી લઈને તે ગાયો લઈને આપી, એમ કહે છે – (કારણ કે) કંસ દ્વારા અધર્મથી લેવામાં આવી હતી. ॥ ૨૮ ॥

**ततश्च लब्धसंस्कारौ द्विजत्वं प्राप्य सुव्रतौ।**
**गर्गाद् यदुकुलाचार्याद् गायत्रं व्रतमास्थितौ॥ २९**

ત્યાર પછી જેમણે ઉપનયન સંસ્કાર પ્રાપ્ત કર્યા છે તે બંને દ્વિજત્વ પ્રાપ્ત કરીને, દૃઢ વ્રતધારી થઈ યદુકુળના આચાર્ય ગર્ગ મહામુનિ પાસેથી બ્રહ્મચર્યવ્રત લઈને તેમાં સ્થિત થયા. ॥ ૨૯ ॥

गायत्रं व्रतं ब्रह्मचर्यम्॥ २९॥

**'गायत्रं व्रतम्'** બ્રહ્મચર્ય વ્રતમાં ॥ ૨૯ ॥

**प्रभवौ सर्वविद्यानां सर्वज्ञौ जगदीश्वरौ।**
**नान्यसिद्धामलज्ञानं गूहमानौ नरेहितैः॥ ३०**

**अथो गुरुकुले वासमिच्छन्तावुपजग्मतुः।**
**काश्यं सान्दीपनिं नाम ह्यवन्तीपुरवासिनम्॥ ३१**

પ્રકર્ષેણ ભવન્ત્યાભ્યામિતિ પ્રભવૌ। અત એવ સર્વજ્ઞૌ સ્વતઃસિદ્ધમમલં જ્ઞાનં પ્રચ્છાદયન્તૌ નરચેષ્ટિતૈઃ॥ ૩૦॥ ૩૧॥

**यथोपसाद्य तौ दान्तौ गुरौ वृत्तिमनिन्दिताम्।**
**ग्राहयन्तावुपेतौ स्म भक्त्या देवमिवादृतौ॥ ३२**

यथा यथावत्। उपसाद्य प्राप्य। गुरौ वृत्तिमन्यान् ग्राहयन्तौ शिक्षयन्तौ। गुरुमुपेतावुपगतौ, सेवितवन्तावित्यर्थः॥ ३२॥

**तयोर्द्विजवरस्तुष्टः शुद्धभावानुवृत्तिभिः।**
**प्रोवाच वेदानखिलान् सांगोपनिषदो गुरुः॥ ३३**

शुद्धो भावो यासु ताभिरनुवृत्तिभिः। साङ्गोप-निषदः अङ्गानि षडङ्गानि शिक्षादीनि तैरुपनिषद्भिश्च सहितान्॥ ३३॥

**सरहस्यं धनुर्वेदं धर्मान् न्यायपथांस्तथा।**
**तथा चान्वीक्षिकीं विद्यां राजनीतिं च षड्विधाम्॥ ३४**

सरहस्यं मन्त्रदेवताज्ञानसहितम्। धर्मान्मन्वादिधर्मशास्त्राणि। न्यायपथान्मीमांसादीन्। आन्वीक्षिकीं तर्कविद्याम्। षड्विधां—'सन्धिश्च विग्रहो यानमासनं द्वैधमाश्रयः।' इत्येवं षड्विधां राजनीतिम्॥ ३४॥

ત્યાર પછી સર્વ વિદ્યાઓના ઉત્પત્તિસ્થાનરૂપ, સર્વજ્ઞ, જગતના ઈશ્વર, પોતાના સ્વતઃસિદ્ધ નિર્મળ જ્ઞાનને મનુષ્ય જેવાં આચરણોથી છુપાવતા અને ગુરુકુળમાં નિવાસ કરવા ઈચ્છતા શ્રીકૃષ્ણ અને બલરામજી અવન્તિપુર (ઉજ્જયિની નગરી)માં નિવાસ કરતા કશ્યપગોત્રી શ્રીસાન્દીપનિ નામના ગુરુદેવની પાસે ગયા. ॥ ૩૦ ॥ ૩૧ ॥

**'प्रकर्षेण भवन्ति-आभ्याम् इति प्रभवौ।'** સર્વ વિદ્યાઓના શ્રેષ્ઠ ઉત્પત્તિસ્થાનરૂપ તે બંને – આથી જ સર્વજ્ઞ – પોતાના સ્વતઃસિદ્ધ નિર્મળ જ્ઞાનને મનુષ્યનાં આચરણોથી છુપાવતા તે બંને ॥ ૩૦ ॥ ૩૧ ॥

(સમિત્પાણિ હોવું વગેરે) વિધિ અનુસાર ગુરુને પ્રાપ્ત કરીને, જિતેન્દ્રિય થઈને, અન્ય મનુષ્યોને ગુરુ પ્રત્યે નિર્દોષ સેવાનું શિક્ષણ આપતા તથા ગુરુ દ્વારા પણ સન્માનિત થતા તે બંને ભક્તિથી દેવની જેમ ગુરુની સેવા કરવા લાગ્યા. ॥ ૩૨ ॥

**'यथा'** વિધિ અનુસાર **'उपसाद्य'** (ગુરુને) પ્રાપ્ત કરીને, ગુરુ પ્રત્યે સેવાનું અન્ય મનુષ્યોને **'ग्राहयन्तौ'** શિક્ષણ આપતા તે બંને ગુરુની **'उपेतौ'** સેવા કરવા લાગ્યા, એમ અર્થ છે. ॥ ૩૨ ॥

શુદ્ધ ભાવવાળી સેવાઓથી પ્રસન્ન થયેલા દ્વિજવર્ય ગુરુ સાન્દીપનિએ તેમને (છ) અંગો સહિત ઉપનિષદો તથા સર્વ વેદો ભણાવ્યા. ॥ ૩૩ ॥

શુદ્ધ ભાવ છે જેમાં તે સેવાઓથી – **'स-अङ्ग-उपनिषदः'** શિક્ષા, કલ્પ, વ્યાકરણ, છંદ, જ્યોતિષ્ અને નિરુક્ત – એમ તે છ અંગો સહિત અને ઉપનિષદો સહિત વેદો ભણાવ્યા. ॥ ૩૩ ॥

રહસ્ય સહિત ધનુર્વેદ, ધર્મશાસ્ત્રો, ન્યાયમાર્ગો તેમ જ તર્કવિદ્યા અને છ પ્રકારની રાજનીતિ પણ ભણાવી. ॥ ૩૪ ॥

**'सरहस्यम्'** મંત્ર અને દેવતાના જ્ઞાન સહિત – **'धर्मान्'** મનુ વગેરેનાં ધર્મશાસ્ત્રોને – **'न्यायपथान्'** મીમાંસા વગેરે ન્યાયશાસ્ત્રોને, **'आन्वीक्षिकीम्'** તર્કવિદ્યાને – **'षड्विधाम्'** સંધિ, વિગ્રહ, શત્રુ સામે ચડાઈ, પડાવ નાખી પડવું, ફાટફૂટ કરાવવી અને મિત્રરાજ્યો વગેરેનો આશ્રય – એમ છ પ્રકારની રાજનીતિને ભણાવી.॥ ૩૪ ॥

**सर्वं नरवरश्रेष्ठौ सर्वविद्याप्रवर्तकौ।**
**सकृन्निगदमात्रेण तौ संजगृहतुर्नृप॥ ३५**

सकृन्निगदमात्रेणैकवारं गुरोरुच्चारणमात्रेण ॥ ३५ ॥

**अहोरात्रैश्चतुःषष्ट्या संयत्तौ तावतीः कलाः।**
**गुरुदक्षिणयाऽऽचार्यं छन्दयामासतुर्नृप॥ ३६**

तावतीश्चतुःषष्टिकलाः। ताश्च शैवतन्त्रोक्ता लिख्यन्ते। यथा—

१ गीतम्, २ वाद्यम्, ३ नृत्यम्, ४ नाट्यम्, ५ आलेख्यम्, ६ विशेषकच्छेद्यम्, ७ तण्डुल-कुसुमबलिविकाराः, ८ पुष्पास्तरणम्, ९ दशन-वसनाङ्गरागाः, १० मणिभूमिकाकर्म, ११ शयन-रचनम्, १२ उदकवाद्यमुदकघातः, १३ चित्रयोगाः, १४ माल्यग्रथनविकल्पाः, १५ शेखरापीडयोजनम्, १६ नेपथ्ययोगाः, १७ कर्णपत्रभङ्गाः, १८ सुगन्ध-युक्तिः, १९ भूषणयोजनम्, २० ऐन्द्रजालम्, २१ कौचुमारयोगाः, २२ हस्तलाघवम्, २३ चित्र-शाकापूपभक्ष्यविकारक्रियाः, २४ पानकरसरागा-सवयोजनम्, २५ सूचीवायकर्म, २६ सूत्रक्रीडा, २७ वीणाडमरुकवाद्यानि, २८ प्रहेलिका, २९ प्रतिमाला, ३० दुर्वाचकयोगाः, ३१ पुस्तकवाचनम्, ३२ नाटकाख्यायिकादर्शनम्, ३३ काव्यसमस्यापूरणम्, ३४ पट्टिकावेत्रबाण-विकल्पाः, ३५ तर्ककर्माणि, ३६ तक्षणम्,

હે નૃપ, સર્વ વિદ્યાઓના પ્રવર્તકો, ઉત્તમ પુરુષોમાં શ્રેષ્ઠ તે બંનેએ ગુરુના એક વારના ઉચ્ચારણ માત્રથી સર્વ વિદ્યાઓ ધારણ (ગ્રહણ) કરી લીધી. ॥ ૩૫ ॥

**'सकृन्निगदमात्रेण'** ગુરુના એક વારના ઉચ્ચારણ માત્રથી ॥ ૩૫ ॥

હે નૃપ (પરીક્ષિત), જિતેન્દ્રિય એવા તે બંનેએ ચોસઠ અહોરાત્ર (દિવસરાત)માં તેટલી જ (ચોસઠ) કળાઓ ગ્રહણ કરી. ત્યાર પછી તેમણે આચાર્ય સાન્દીપનિને ગુરુદક્ષિણા માટે રીઝવ્યા (પ્રાર્થના કરી). ॥ ૩૬ ॥

(જેટલા દિવસ-રાત) તેટલી જ ચોસઠ કળાઓ, શૈવતંત્રમાં જણાવેલી તે કળાઓ નીચે પ્રમાણે લખવામાં આવી છે.

૧. ગાયનકળા ૨. વાદ્યકળા ૩. નૃત્યકળા ૪. નાટ્યકળા ૫. લેખનકળા ૬. વેલ-બુટ્ટા બનાવવાની કળા ૭. ચોખા તથા પુષ્પોના ઉપહારોની રચના ૮. પુષ્પશય્યાની રચના ૯. દાંત, વસ્ત્ર અને અંગોને રંગવાની કળા ૧૦. મણિમય ફરસની રચના ૧૧. શય્યાની રચના ૧૨. જળનાં વાદિત્રો વગાડવાની અને જળમાં પડવાની કળા ૧૩. જાતજાતની સિદ્ધિઓ દર્શાવવી ૧૪. પુષ્પમાળાઓ બનાવવી ૧૫. પુષ્પોની ટોપી, પાઘડી વગેરે બનાવવાં ૧૬. વસ્ત્રો અને અલંકારો બનાવવાં ૧૭. પુષ્પનાં કર્ણાભૂષણો બનાવવાં ૧૮. અત્તર વગેરે બનાવવાં ૧૯. આભૂષણો બનાવવાં ૨૦.જાદુગરી, નજરબંધી કરવી ૨૧. બહુરૂપી બનવું ૨૨. હાથચાલાકી કરવી ૨૩. જાતજાતનાં શાક, માલપૂડા વગેરે બનાવવાં ૨૪. મદિરા, શરબતો, આસવો વગેરે બનાવવાં ૨૫. સીવણ-ગૂંથણ કરવાં ૨૬. દોરીસંચાર કરીને કઠપૂતળી વગેરે નચાવવાં ૨૭. વીણા, ડમરુ વગેરે વગાડવાં ૨૮. દ્વિઅર્થી વાક્યો, ઉખાણાં વગેરેની કળા ૨૯. અંત્યાક્ષરી રમવાની કળા ૩૦. કૂટનીતિનું જ્ઞાન ૩૧. પુસ્તકવાચનકળા ૩૨. નાટકો, આખ્યાયિકાની રચના ૩૩. પાદપૂર્તિની રચના ૩૪. નેતર, પાટી વગેરે ભરવાની કળા ૩૫. સૂતરનું કાંતણ ૩૬. સુથારીકામ

३७ वास्तुविद्या, ३८ रूप्यरत्नपरीक्षा, ३९ धातुवादः, ४० मणिरागज्ञानम्, ४१ आकरज्ञानम्, ४२ वृक्षायुर्वेदयोगाः, ४३ मेषकुक्कुटलावकयुद्धविधिः, ४४ शुकसारिकाप्रलापनम्, ४५ उत्सादनम्, ४६ केशमार्जनकौशलम्, ४७ अक्षरमुष्टिकाकथनम्, ४८ म्लेच्छितकुतर्कविकल्पाः, ४९ देशभाषाज्ञानम्, ५० पुष्पशकटिकानिर्मितिज्ञानम्, ५१ यन्त्रमातृकाधारणम्, ५२ संवाच्यम्, ५३ मानसीकाव्यक्रिया, ५४ अभिधानकोशः, ५५ छन्दोज्ञानम्, ५६ क्रियाविकल्पाः, ५७ छलितकयोगाः, ५८ वस्त्रगोपनानि, ५९ द्यूतविशेषः, ६० आकर्षक्रीडा, ६१ बालक्रीडनकानि, ६२ वैनायिकीनाम्, ६३ वैजयिकीनाम्, ६४ वैतालिकीनां च विद्यानां ज्ञानम् इति चतुःषष्टिकलाः। छन्दयामासतुरुपलोभितवन्तौ ॥ ३६ ॥

**द्विजस्तयोस्तं महिमानमद्भुतं**
**संलक्ष्य राजन्नतिमानुषीं मतिम्।**
**सम्मन्त्र्य पत्न्या स महार्णवे मृतं**
**बालं प्रभासे वरयाम्बभूव ह॥ ३७**

प्रभासे क्षेत्रे महार्णवे मृतं बालं वरयामास॥ ३७॥

**तथेत्यथारुह्य महारथौ रथं**
**प्रभासमासाद्य दुरन्तविक्रमौ।**
**वेलामुपव्रज्य निषीदतुः क्षणं**
**सिन्धुर्विदित्वाऽर्हणमाहरत्तयोः ॥ ३८**

ईश्वराविति विदित्वा समुद्रस्तयोरर्हणमाजहार ॥ ३८॥

૩૭. વાસ્તુશાસ્ત્રનું જ્ઞાન ૩૮. સિક્કા, ધાતુ વગેરે પરખવાં ૩૯. સોનું, ચાંદી, રત્નો પરખવાં ૪૦. મણિઓના રંગોને પરખવા ૪૧. હીરાની ખાણ વગેરે જાણી લેવાં ૪૨. વૃક્ષોનો ઉછેર અને ચિકિત્સા ૪૩. બકરાં, કૂકડા અને લવારાની યુદ્ધવિદ્યા ૪૪. મેના-પોપટની ભાષાનું જ્ઞાન ૪૫. ઉચ્ચાટનવિધિનું જ્ઞાન ૪૬. કેશમાર્જન-કૌશલ્ય ૪૭. કરપલ્લવીનું જ્ઞાન ૪૮. મ્લેચ્છ કુતર્કની કલ્પનાવાળી ભાષા આવડવી ૪૯. વિવિધ ભાષાઓનું જ્ઞાન ૫૦. પુષ્પનાં ગાડાં વગેરેની રચના ૫૧. માતૃકાયંત્રોની રચના ૫૨. સાંકેતિક ભાષાનું જ્ઞાન ૫૩. બીજાના મનની વાત જાણી લેવી ૫૪. શબ્દકોશરચના ૫૫. છંદજ્ઞાન ૫૬. ક્રિયા-વિકલ્પકળા (કાવ્યરચના) ૫૭. પરવંચનાની કળા ૫૮. વસ્ત્રગોપનકળા ૫૯. દ્યૂતક્રીડા ૬૦. દૂરની વસ્તુને આકર્ષવાની કળા ૬૧. બાળકોનાં રમકડાં બનાવવાની કળા ૬૨. મંત્રવિદ્યા ૬૩. વિજય પ્રાપ્ત કરવાની વિદ્યા ૬૪. વેતાલાદિને વશ કરવાની વિદ્યા. આ પ્રમાણે ૬૪ કળાઓ છે. ‘**छन्दयामासतुः**’ રીઝવ્યા. ॥ ૩૬ ॥

હે રાજા (પરીક્ષિત), તે દ્વિજ સાંદીપનિએ તે બંનેનો આશ્ચર્યજનક મહિમા અને મનુષ્યોમાં ન સંભવે તેવી (અતિમાનુષી) મતિ જોઈ, પત્ની સાથે વિચાર કરીને, પ્રભાસ ક્ષેત્રમાં મૃત્યુ પામેલા (પોતાના) પુત્રને (ગુરુદક્ષિણારૂપે જીવતો પાછો) માગવાનું પસંદ કર્યું. ॥ ૩૭ ॥

પ્રભાસ ક્ષેત્રમાં (ડૂબીને) મૃત્યુ પામેલા બાળકને માગવાનું પસંદ કર્યું. ॥ ૩૭ ॥

અપાર પરાક્રમવાળા તે બંને મહારથીઓ ‘તેમ જ થાઓ!’ એમ (ગુરુજીની આજ્ઞાનો સ્વીકાર કરીને) રથ પર બેસીને, પ્રભાસ તીર્થ પહોંચી, સમુદ્રતટ પાસે જઈ ક્ષણવાર બેઠા. (આ બંને પરમેશ્વરો છે, એમ) જાણીને સમુદ્ર તે બંનેને માટે અમૂલ્ય રત્નો લઈ આવ્યો. ॥ ૩૮॥

બંને પરમેશ્વરો છે, એમ જાણીને સમુદ્ર તેમને માટે અમૂલ્ય રત્નો લઈ આવ્યો. ॥ ૩૮ ॥

**तमाह भगवानाशु गुरुपुत्रः प्रदीयताम्।**
**योऽसाविह त्वया ग्रस्तो बालको महतोर्मिणा॥ ३९ ॥ ३९ ॥**

(ભગવાને) તેને કહ્યું : આ સ્થાને મોટા મોજા વડે જે બાળકને તારા દ્વારા ગળી જવામાં આવ્યો છે તે બાળક જલદી આપી દે. (આપી દેવામાં આવે). ॥ ૩૯ ॥ ૩૯ ॥

समुद्र उवाच

**नैवाहार्षमहं देव दैत्यः पंचजनो महान्।**
**अन्तर्जलचरः कृष्ण शंखरूपधरोऽसुरः॥ ४०**

**आस्ते तेनाहृतो नूनं तच्छ्रुत्वा सत्वरं प्रभुः।**
**जलमाविश्य तं हत्वा नापश्यदुदरेऽर्भकम्॥ ४१**

**સમુદ્રે કહ્યું** – હે દેવ, (આપના ગુરુપુત્રને) હું લઈ ગયો જ નથી. હે શ્રીકૃષ્ણ, શંખનું રૂપ ધારણ કરનારો પંચજન નામનો મહાન, જળચર અસુર અંદર રહે છે, તેના દ્વારા તેનું હરણ કરવામાં આવ્યું છે. તે સાંભળીને તરત જ પ્રભુ શ્રીકૃષ્ણે જળમાં પ્રવેશીને તે શંખાસુરને હણીને (જોયું તો તેના) પેટમાં બાળક જણાયો નહીં. ॥ ૪૦ ॥ ૪૧ ॥

पञ्चजनस्त्वसुरोऽहार्षीत्। स च महान्ममासाध्य इत्यर्थः॥ ४० ॥ ४१ ॥

પંચજન અસુર જ તેને હરી ગયો છે અને તે મહાન છે, મારે માટે અસાધ્ય છે, એમ અર્થ છે.॥ ૪૦ ॥ ૪૧॥

**तदंगप्रभवं शंखमादाय रथमागमत्।**
**ततः संयमनीं नाम यमस्य दयितां पुरीम्॥ ४२**

**गत्वा जनार्दनः शंखं प्रदध्मौ सहलायुधः।**
**शंखनिर्ह्रादमाकर्ण्य प्रजासंयमनो यमः॥ ४३**

**तयोः सपर्यां महतीं चक्रे भक्त्युपबृंहिताम्।**
**उवाचावनतः कृष्णं सर्वभूताशयालयम्।**
**लीलामनुष्य हे विष्णो युवयोः करवाम किम्॥ ४४**

તેના (પંચજનના) શરીરમાંથી ઉત્પન્ન થયેલા શંખને લઈને ભગવાન રથમાં આવ્યા. ત્યાંથી યમરાજની પ્રિય, સંયમની નગરીમાં બલરામજી સાથે જઈને જનાર્દન ભગવાન શ્રીકૃષ્ણે શંખનાદ કર્યો. શંખધ્વનિ સાંભળીને પ્રજાઓને નિયમનમાં રાખનાર યમરાજે ॥ ૪૨ ॥ ૪૩ ॥ તે બંનેની, ભક્તિથી છલકાતી મહાન પૂજા કરી, પ્રણત થઈને સર્વ પ્રાણીઓનાં હૃદયમાં જેમનું નિવાસસ્થાન છે તે શ્રીકૃષ્ણને કહ્યું : ‘લીલાથી મનુષ્ય બનેલા હે વિષ્ણુ, આપ બંનેની શી સેવા કરું?’ ॥ ૪૨ ॥ ૪૩ ॥ ૪૪ ॥

सपर्यां पूजाम्। सर्वेषां भूतानामाशया अन्तः- करणानि तान्यालयो निवासो यस्य तम्॥ ४४॥

**‘सपर्याम्’** પૂજાને – સર્વ પ્રાણીઓનાં **‘आशयाः’** હૃદયો, તે જ **‘आलयः’** નિવાસસ્થાન છે જેમનું તેમને ॥ ૪૪ ॥

श्रीभगवानुवाच

**गुरुपुत्रमिहानीतं निजकर्मनिबन्धनम्।**
**आनयस्व महाराज मच्छासनपुरस्कृतः॥ ४५**
**तथेति तेनोपानीतं गुरुपुत्रं यदूत्तमौ।**
**दत्त्वा स्वगुरवे भूयो वृणीष्वेति तमूचतुः॥ ४६**

**શ્રીભગવાન બોલ્યા** – હે મહારાજ (હે ધર્મરાજ), પોતાના કર્મને અધીન એવા અહીં લાવવામાં આવેલા ગુરુપુત્રને મારી આજ્ઞાથી પ્રેરાયેલા તમે લઈ આવો. ॥ ૪૫ ॥ ‘જેવી આજ્ઞા.’ એમ કહીને તે યમ દ્વારા લાવી આપવામાં આવેલા ગુરુપુત્રને તે બન્નેએ પોતાના ગુરુદેવને આપીને પુનઃ ‘વરદાન માગો.’ એમ કહ્યું. ॥ ૪૬ ॥

निजं कर्मैव निबन्धनं यस्य तथाभूतमपि मदाज्ञापुरस्कारेणानयतस्ते न दोष इत्यर्थः ॥ ४५ ॥ ४६ ॥

પોતાનું કર્મ જ જેનું અહીં આવવાનું કારણ છે તેવો (કર્માધીન) હોવા છતાં પણ મારી આજ્ઞાથી પ્રેરાયા હોવાને કારણે તેને અહીં લાવતા એવા તમને દોષ નહીં લાગે, એમ અર્થ છે. ॥ ૪૫ ॥ ૪૬ ॥

गुरुरुवाच

**सम्यक् संपादितो वत्स भवद्भ्यां गुरुनिष्क्रयः ।**
**को नु युष्मद्विधगुरोः कामानामवशिष्यते ॥ ४७**

**ગુરુજી બોલ્યા** – હે પુત્ર, તમારા બન્ને દ્વારા ગુરુદક્ષિણા સુંદર રીતે સંપન્ન કરવામાં આવી છે. તમારા જેવાઓના ગુરુની કામનાઓમાં એવી કઈ કામના હોય કે જે પૂર્ણ થવામાં બાકી રહે? ॥ ૪૭ ॥

वत्सेति प्राधान्येनैकस्य संबोधनम्। गुरोर्निष्क्रयो गुरुदक्षिणा। युष्मद्विधयोर्गुरोर्मम कामानां मध्ये को नु कामोऽवशिष्यते, न कोऽपीति ॥ ४७ ॥

**'वत्स'** એમ શ્રીકૃષ્ણનું પ્રાધાન્ય હોવાથી એ.વ. માં **'वत्स'** હે પુત્ર, એમ સંબોધન છે **'गुरोः निष्क्रयः'** ગુરુદક્ષિણા – તમારા બંને જેવાઓના ગુરુ એવા મારી કામનાઓમાં એવી કઈ કામના હોય જે પૂર્ણ થવામાં બાકી રહે? કોઈ જ બાકી ન રહે. ॥ ૪૭ ॥

**गच्छतं स्वगृहं वीरौ कीर्तिर्वामस्तु पावनी ।**
**छन्दांस्ययातयामानि भवन्त्विह परत्र च ॥ ४८**

હે વીર શિષ્યો, તમે બંને સ્વગૃહે પધારો. આ લોકમાં અને પરલોકમાં તમારી પવિત્ર કીર્તિ થાઓ! તમારા બન્ને દ્વારા અધ્યયન કરવામાં આવેલા વેદો અવિસ્મરણીય બનો. (અથવા સફળ બનો.) ॥ ૪૮ ॥

हे वीरौ ॥ ४८ ॥

હે (બંને) વીર શિષ્યો! ॥ ૪૮ ॥

**गुरुणैवमनुज्ञातौ रथेनानिलरंहसा ।**
**आयातौ स्वपुरं तात पर्जन्यनिनदेन वै ॥ ४९**

પ્રિય (પરીક્ષિત), આ પ્રમાણે ગુરુ દ્વારા આજ્ઞા પામેલા શ્રીકૃષ્ણ-બલરામ મેઘ જેવી ગર્જનાવાળા પવનવેગી રથમાં બેસીને પોતાના નગરમાં આવ્યા. ॥ ૪૯ ॥

अनिलवद्रंहो वेगो यस्य येन। पर्जन्यो मेघस्तद्वन्निनदो यस्य तेन ॥ ४९ ॥

વાયુ જેવો **'रंहः'** વેગ છે જેનો તેના દ્વારા – **'पर्जन्यः'** મેઘ જેવી ગર્જના છે જેની તેના દ્વારા ॥ ૪૯ ॥

**समनन्दन् प्रजाः सर्वा दृष्ट्वा रामजनार्दनौ ।**
**अपश्यन्त्यो बह्वहानि नष्टलब्धधना इव ॥ ५०**

ઘણા દિવસોથી ન જોયેલા બલરામ-જનાર્દનને જોઈને, ખોવાયેલું ધન પાછું મળ્યું હોય તેમ સર્વ પ્રજાઓ આનંદ પામી. ॥ ૫૦ ॥

नष्टमदृष्टं तत्पुनर्लब्धं धनं याभिस्ता इवेति ॥ ५० ॥

**'नष्टम्'** ખોવાયેલું તે ધન પુનઃ પ્રાપ્ત કરવામાં આવ્યું છે જેમના દ્વારા તે પ્રજાઓ ॥ ૫૦ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे पूर्वार्धे गुरुपुत्रानयनं नाम पञ्चचत्वारिंशोऽध्यायः ॥ ४५ ॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे पूर्वार्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां पञ्चचत्वारिंशोऽध्यायः ॥ ४५ ॥

*****

# अथ षट्चत्वारिंशोऽध्यायः
## ઉદ્ધવજીની વ્રજયાત્રા

षट्चत्वारिंशके घोषमुद्धवं प्रेष्य तद्गिरा।
यशोदानन्दयोश्चक्रे कृष्णः शोकापनोदनम्॥ १॥

છેતાલીસમા અધ્યાયમાં ઉદ્ધવજીને વ્રજમાં મોકલીને તેમની વાણીથી શ્રીકૃષ્ણે નંદરાયજી અને યશોદાજીનો શોક દૂર કર્યો (તે કથા કહેવામાં આવે છે). ॥૧॥

कामचारं द्विजातिः सन्परित्यज्यातिसंयतः।
गुरोर्ज्ञानमनुप्राप्य सख्या गोपीरुपादिशत्॥ २॥

યથેચ્છ આચરણનો ત્યાગ કરીને દ્વિજ થઈ (ઉપનયન સંસ્કાર પ્રાપ્ત કરીને) જિતેન્દ્રિય શ્રીકૃષ્ણે ગુરુ પાસેથી જ્ઞાન પ્રાપ્ત કરી ઉદ્ધવસખા દ્વારા ગોપીઓને ઉપદેશ આપ્યો (એ કથા પણ કહેવામાં આવે છે). ॥૨ ॥

गोपीनां सान्त्वनमतिरहस्यं सन्मन्त्रिसाध्यमिति तदर्थमुद्धवं विशिनष्टि—**वृष्णीनामिति**।

ગોપીઓનું સાન્ત્વન અતિ ગુપ્ત હોઈ મંત્રી દ્વારા સાધવા યોગ્ય છે, તે માટે ઉદ્ધવજીને વિશેષણ-પૂર્વક વર્ણવે છે – **'वृष्णीनाम् इति।'**

**श्रीशुक उवाच**

**वृष्णीनां प्रवरो मन्त्री कृष्णस्य दयितः सखा।**
**शिष्यो बृहस्पतेः साक्षादुद्धवो बुद्धिसत्तमः॥ १**

बुद्धिसत्तमो बुद्ध्यातिश्रेष्ठः॥ १॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – યાદવોમાં શ્રેષ્ઠ, અત્યંત બુદ્ધિમાન, શ્રીકૃષ્ણના પ્રિય મિત્ર અને મંત્રી ઉદ્ધવજી સાક્ષાત્ બૃહસ્પતિના શિષ્ય હતા. ॥ ૧ ॥

**'बुद्धिसत्तमः'** અત્યંત બુદ્ધિમાન ॥ ૧ ॥

**तमाह भगवान् प्रेष्ठं भक्तमेकान्तिनं क्वचित्।**
**गृहीत्वा पाणिना पाणिं प्रपन्नार्तिहरो हरिः॥ २**

॥ २॥

શરણાગતની પીડા હરનાર ભગવાન શ્રીહરિએ એક દિવસ પોતાના પ્રિયતમ અને અનન્ય ભક્ત ઉદ્ધવજીને તેમના કર(કમળ)ને પોતાના કર(કમળ)થી પકડીને કહ્યું : ॥ ૨ ॥ ૨ ॥

**गच्छोद्धव व्रजं सौम्य पित्रोर्नौ प्रीतिमावह।**
**गोपीनां मद्वियोगाधिं मत्सन्देशैर्विमोचय॥ ३**

॥ ३॥

હે ઉદ્ધવ, તમે વ્રજમાં જાઓ અને અમારાં માતા-પિતાને પ્રસન્ન કરો. હે સૌમ્ય, મારા સંદેશાઓથી મારા વિરહને કારણે ગોપીના મનની પીડાને દૂર કરો. ॥ ૩ ॥ ૩ ॥

गोपीनां विशेषतः संदेशे कारणमाह— **ता इति**।

ગોપીઓને વિશેષરૂપે સંદેશ આપવા માટેનું કારણ જણાવે છે – **'ताः इति।'**

**ता मन्मनस्का मत्प्राणा मदर्थे त्यक्तदैहिकाः।**
**ये त्यक्तलोकधर्माश्च मदर्थे तान् बिभर्म्यहम्॥ ४**

તે ગોપીઓ મારામાં (જ સંકલ્પાત્મક) મનવાળી છે, હું જ તેમનો પ્રાણ છું અને મારે ખાતર તેઓ દેહના સંબંધીઓનો ત્યાગ કરનારી છે. મારે માટે (આ લોકનાં અને પરલોકનાં સુખો અને તેનાં સાધનોરૂપ) લોકધર્મોનો જેમણે ત્યાગ કર્યો છે, તેમને હું સર્વ પ્રકારે સુખી કરું છું. ॥ ૪ ॥

मय्येव संकल्पात्मकं मनो यासां ताः। अहमेव प्राणो यासां ताः। मदर्थे त्यक्ता दैहिकाः पतिपुत्रादयो याभिस्ताः। ततः किमत आह—ये त्यक्तलोकधर्मा इति। मन्निमित्तं त्यक्तौ लोकधर्माविहामुत्र सुखे तत्साधनानि च यैस्तान् बिभर्मि पोषयामि संवर्धयामि सुखयामीत्यर्थः॥ ४॥

મારા વિષયમાં જ જેમનો સંકલ્પ છે તેવા મનવાળી, હું જ જેમનો પ્રાણ છું તેવી તેઓ, મારે માટે ત્યાગ કર્યા છે **'दैहिकाः'** પતિ, પુત્ર વગેરે દેહના સંબંધીઓ જેમણે તે ગોપીઓ – તેનાથી (પતિ-પુત્ર વગેરેનો ત્યાગ કરવાથી) શું થવાનું છે, તે હવે કહે છે – **'ये त्यक्तलोकधर्माः इति।'** મારે કારણે ત્યાગ કરાયા છે લોકધર્મો – આ લોક અને પરલોકનાં સુખો અને તેનાં સાધનો જેમના દ્વારા તેમને **'बिभर्मि'** હું પોષું છું, પાળું છું અને સુખી કરું છું, એમ અર્થ છે. ॥ ૪ ॥

तासां वियोगाधिं दर्शयति द्वयेन—**मयि ता इति।**

ગોપીઓને વિશેષરૂપે સંદેશ આપવા માટેનું કારણ જણાવે છે – **'मयि ताः इति।'**

**मयि ताः प्रेयसां प्रेष्ठे दूरस्थे गोकुलस्त्रियः।**
**स्मरन्त्योऽङ्ग विमुह्यन्ति विरहौत्कण्ठ्यविह्वलाः॥ ५**

હે પ્રિય ઉદ્ધવ, પ્રિય વસ્તુઓમાં પણ અત્યંત પ્રિય એવો હું દૂર રહેલો (હોવા છતાં) ગોકુળની ગોવાલણીઓ મને યાદ કરતી, વિરહની ઉત્કંઠાથી વિહ્વળ (પરવશ) થઈ જાય છે અને વિમોહિત થઈ જાય છે. (દેહધર્મો ભૂલી જાય છે.) ॥ ૫ ॥

विरहेणौत्कण्ठ्यं तेन विह्वलाः परवशाः॥ ५॥

વિરહથી થતી ઉત્કંઠા, તેનાથી **'विह्वलाः'** પરવશ એવી ગોપીઓ ॥ ૫ ॥

**धारयन्त्यतिकृच्छ्रेण प्रायः प्राणान् कथंचन।**
**प्रत्यागमनसन्देशैर्बल्लव्यो मे मदात्मिकाः॥ ६**

મારામાં જ જેમનો આત્મા છે તેવી મારી પ્રિય ગોપીઓ (ગોકુળથી પ્રસ્થાન કરવાના સમયે 'શીઘ્ર પાછો આવીશ.' વગેરે) પાછા આવવાના સંદેશાને કારણે કોઈક રીતે અતિ કષ્ટથી પ્રાણોને ધારણ કરે છે. ॥ ૬ ॥

गोकुलान्निर्गमनसमये शीघ्रमागमिष्यामीति ये प्रत्यागमनसंदेशास्तैः। मे मदीया बल्लव्यो गोप्यः। मदात्मिका इति। तासामात्मा यदि स्वदेहे स्यात्तर्हि विरहतापेन दह्येतैव तस्य मयि वर्तमानत्वात्कथंचिज्जीवन्तीति भावः॥ ६॥

ગોકુળથી પ્રસ્થાન કરવાના સમયે 'શીઘ્ર પાછો આવીશ.' એમ જે પાછા આવવાના સંદેશાઓ આપ્યા હતા, તેને કારણે **'मे'** મારી **'बल्लव्यः'** પ્રિય ગોપીઓ – **'मद्–आत्मिकाः इति।'** તેમનો આત્મા જો તેમના પોતાના દેહમાં હોત તો વિરહના તાપથી બળી જ જાત, (પરંતુ) તેમનો આત્મા મારામાં હોવાથી કોઈક રીતે તેઓ જીવે છે, એવો ભાવ છે. ॥ ૬ ॥

**श्रीशुक उवाच**

**इत्युक्त उद्धवो राजन् संदेशं भर्तुरादृतः।**
**आदाय रथमारुह्य प्रययौ नन्दगोकुलम्॥ ७**

**શ્રીશુકદેવજી બોલ્યા** – હે રાજા (પરીક્ષિત), આ પ્રમાણે (ભગવાન દ્વારા) કહેવામાં આવેલા ઉદ્ધવજી સ્વામીના સંદેશાને આદરપૂર્વક લઈને રથમાં બેસીને નંદરાયજીના ગોકુળમાં ગયા. ॥ ૭ ॥

संदेशं—'भवतीनां वियोगो मे न हि सर्वात्मना क्वचित्' इत्यादिकम्॥ ७॥

भगवाननो संदेश – 'हे गोपीओ, हुं सर्वनो आत्मा होवाथी तमने मारो क्यारेय वियोग नथी.' वगेरे ॥ ७ ॥

**प्राप्तो नन्दव्रजं श्रीमान् निम्लोचति विभावसौ।**
**छन्नयानः प्रविशतां पशूनां खुररेणुभिः॥ ८**

સૂર્ય અસ્ત થતો હતો ત્યારે (વ્રજમાં) પ્રવેશતાં પશુઓની ખરીઓની રજથી જેમનો રથ ઢંકાઈ ગયો તે શ્રીમાન ઉદ્ધવજી નંદરાયજીના (સર્વ સંપત્તિથી યુક્ત એવા) વ્રજમાં પહોંચ્યા. ॥ ८ ॥

निम्लोचत्यस्तं गच्छति सति। छन्नं यानं यस्येति। तदा गोपीभिरज्ञातत्वेन नन्दसङ्गं लब्धवानिति सूचयति॥ ८॥

'**निम्लोचति**' (સૂર્ય) અસ્ત થતો હતો ત્યારે – ઢંકાઈ ગયો છે રથ જેમનો – તે સમયે ગોપીઓ દ્વારા (ઉદ્ધવજીનું આગમન) જાણવામાં આવ્યું ન હોવાથી નંદરાયજીને તેઓ મળ્યા, એમ સૂચવે છે. ॥ ८ ॥

व्रजं वर्णयति पञ्चभिः—**वासितार्थ** इत्यादिना।

પાંચ શ્લોકોથી વ્રજનું વર્ણન કરે છે – '**वासितार्थे इति।**' વગેરે દ્વારા.

**वासितार्थेऽभियुध्यद्भिर्नादितं शुष्मिभिर्वृषैः।**
**धावन्तीभिश्च वास्राभिरूधोभारैः स्ववत्सकान्॥ ९**

પુષ્પિણી ગાયો માટે ચોતરફ યુદ્ધ કરતા કામમત્ત આખલાઓથી ગાજતા, પોતાનાં વાછરડાં (શોધવા તેમની) તરફ દોડતી (ભરાઈ ગયેલા) આઉના ભારવાળી ધેનુઓથી (શોભતા), ॥ ९ ॥

वासिताः पुष्पवत्यो गावस्तन्निमित्तमभितो युध्यद्भिः शुष्मिभिर्मत्तैर्वृषैर्नादितम्। वास्राभिर्धेनुभिः। स्ववत्सकान्प्रति॥ ९॥

'**वासिताः**' પુષ્પિણી ગાયો, તેમને માટે ચોતરફ યુદ્ધ કરતા કામમત્ત આખલાઓથી ગાજતા (વ્રજમાં) – '**वास्राभिः**' ધેનુઓથી – પોતાનાં વાછરડાં તરફ॥ ९॥

**इतस्ततो विलंघद्भिर्गोवत्सैर्मण्डितं सितैः।**
**गोदोहशब्दाभिरवं वेणूनां निःस्वनेन च॥ १०**

આમથી તેમ કૂદતાં શ્વેત વાછરડાંથી શોભતા તથા વેણુના નિનાદ સહિત ચોતરફ ગાયો દોહવાના (મંગળ) ધ્વનિવાળા, ॥ ૧૦ ॥

**गायन्तीभिश्च कर्माणि शुभानि बलकृष्णयोः।**
**स्वलंकृताभिर्गोपीभिर्गोपैश्च सुविराजितम्॥ ११**

બલરામજી અને શ્રીકૃષ્ણનાં પવિત્ર કર્મોનું ગાન કરતી વ્રજાંગનાઓથી તેમ જ સુંદર રીતે અલંકૃત થયેલાં ગોપ-ગોપીઓથી અત્યંત શોભતા, ॥ ૧૧ ॥

**अग्न्यर्कातिथिगोविप्रपितृदेवार्चनान्वितैः।**
**धूपदीपैश्च माल्यैश्च गोपावासैर्मनोरमम्॥ १२**

અગ્નિ, સૂર્ય, અતિથિઓ, ગાયો, બ્રાહ્મણો, પિતૃઓ તથા દેવોની અર્ચનાથી યુક્ત ગોવાળોના આવાસોથી, ધૂપ-દીપ-પુષ્પોથી મનને આનંદ આપતા, ॥ ૧૨ ॥

**सर्वतः पुष्पितवनं द्विजालिकुलनादितम्।**
**हंसकारण्डवाकीर्णैः पद्मषण्डैश्च मण्डितम्॥ १३**

સર્વ તરફ કુસુમિત વનવાળા, પક્ષીઓ અને ભ્રમરોનાં વૃંદોથી ગુંજતા, હંસ અને બતકથી છવાયેલા અને કમળની કુંજોથી શોભતા (નંદરાયજીના વ્રજમાં પહોંચ્યા.) ॥ ૧૩ ॥

विलङ्घद्भिः उत्पतद्भिः गोदोहशब्दैः सहाभितो रवाः मुञ्च, मा मुञ्च, नय, आनय, देहि, गृहाणेत्यादयो यस्मिंस्तम्। वेणूनां निःस्वनेन च मण्डितम्॥ १०॥ गायन्तीभिर्गोपीभिर्गोपैश्च सुविराजितम्॥ ११॥ अग्न्याद्यर्चनान्वितैर्गोपगृहैर्धूपादिभिश्च मनोरमम्॥ १२॥ षण्डैः समूहैः॥ १३॥

**'विलङ्घद्भिः'** કૂદતાં વાછરડાંઓથી – ગાયો દોહવાના ધ્વનિઓ સહિત ચોતરફ 'છોડ, છોડ નહીં, લઈ જા, લાવ, આપ, લે' વગેરે અવાજ છે જેમાં તેવા, વેણુના નિનાદથી શોભતા વ્રજમાં ॥૧૦॥ ગાન કરતી ગોપીઓથી અને ગોવાળોથી અતિ સુશોભિત વ્રજમાં ॥ ૧૧ ॥ અગ્નિ વગેરેની અર્ચનાવાળા ગોવાળોના આવાસોથી તથા ધૂપ વગેરેથી મનને આનંદ આપતા વ્રજમાં ॥ ૧૨ ॥ **'षण्डैः'** સમૂહોથી ॥ ૧૩ ॥

**तमागतं समागम्य कृष्णस्यानुचरं प्रियम्।**
**नन्दः प्रीतः परिष्वज्य वासुदेवधियार्चयत्॥ १४**

શ્રીકૃષ્ણના પ્રિય સેવક તે ઉદ્ધવજીને આવેલા (સાંભળીને), પ્રસન્ન થઈ ગયેલા નંદરાયજીએ ત્યાં આવીને, તેમને ભેટી શ્રીકૃષ્ણને જ આવેલા માનીને તેમની પૂજા કરી. ॥ ૧૪ ॥

आर्चयत् पूजयामास॥ १४॥

**'आर्चयत्'** પૂજા કરી. ॥ ૧૪ ॥

**भोजितं परमान्नेन संविष्टं कशिपौ सुखम्।**
**गतश्रमं पर्यपृच्छत् पादसंवाहनादिभिः॥ १५**

(પાયસાદિ) ઉત્તમ અન્નસહિત જમાડવામાં આવેલા, શય્યા ઉપર સુખ થાય તેમ બેઠેલા તથા ચરણ ચાંપવા વગેરે દ્વારા જેમનો શ્રમ દૂર થયો છે તેવા ઉદ્ધવજીને (શ્રીકૃષ્ણનું કુશળ-મંગળ) પૂછવા લાગ્યા. ॥ ૧૫ ॥

कशिपौ शय्यायां संविष्टम्॥ १५॥

**'कशिपौ'** શય્યા ઉપર બેઠેલા ઉદ્ધવજીને ॥૧૫॥

**कच्चिदङ्ग महाभाग सखा नः शूरनन्दनः।**
**आस्ते कुशल्यपत्याद्यैर्युक्तो मुक्तः सुहृद्वृतः॥ १६**

॥ १६॥

હે પ્રિય, હે મહાભાગ્યવાન, શૂરસેનના પુત્ર અને બંધનથી મુક્ત થયેલા, અમારા સખા વસુદેવ સંબંધીઓ અને પુત્રાદિ સહિત કુશળ તો છે ને? ॥ ૧૬ ॥ ૧૬॥

**दिष्ट्या कंसो हतः पापः सानुगः स्वेन पाप्मना।**
**साधूनां धर्मशीलानां यदूनां द्वेष्टि यः सदा॥ १७**

સદાચારી, ધર્મપરાયણ યાદવોનો જે સદાય દ્વેષ કરતો હતો તે પાપી કંસ પોતાના પાપે અનુયાયીઓ સાથે મારી નાખવામાં આવ્યો તે આનંદની વાત છે. ॥ ૧૭ ॥

साधूनामिति कर्मणि षष्ठ्यः॥ १७॥

અહીં **'द्वेष्टि'** ક્રિયાપદ સાથે કર્મના અર્થમાં બીજી વિભક્તિ આવે, પરંતુ બીજી વિભક્તિના બદલે (**'साधूनाम्'**, **'धर्मशीलानाम्'** અને **'यदूनाम्'**) શબ્દોને કર્મના અર્થમાં ષષ્ઠી વિભક્તિમાં મૂકેલા છે. (તેને કર્મના અર્થમાં ષષ્ઠી વિભક્તિ કહેવાય.) ॥ ૧૭ ॥

**अपि स्मरति नः कृष्णो मातरं सुहृदः सखीन्।**
**गोपान् व्रजं चात्मनाथं गावो वृन्दावनं गिरिम्॥ १८**

શ્રીકૃષ્ણ શું અમને યાદ કરે છે? માતાને, સુહૃજ્જનોને, ગોવાળ મિત્રોને, શ્રીકૃષ્ણ પોતે જ જેના નાથ છે તે વ્રજને, ગાયોને, વૃંદાવનને અને ગોવર્ધન ગિરિરાજને યાદ કરે છે? ॥ ૧૮ ॥

गावो गाः। गिरिं गोवर्धनम्॥ १८॥

**'गावः' गाः** (પ્ર.બ.વ.ને બદલે દ્વિ.બ.વ.નું રૂપ થાય.) ગાયોને, **'गिरिम्'** ગોવર્ધન પર્વતને ॥ ૧૮ ॥

**अप्यायास्यति गोविन्दः स्वजनान् सकृदीक्षितुम्।**
**तर्हि द्रक्ष्याम तद्वक्त्रं सुनसं सुस्मितेक्षणम्॥ १९**

આત્મીય જનો એવા અમને જોવા માટે શું ગોવિંદ એકવાર પણ આવશે ખરા? (જો આવશે) તો સુંદર નાસિકાવાળું તથા સ્મિતયુક્ત નયનોવાળું તેમનું મુખ(કમળ) અમે નિહાળીશું. ॥ ૧૯ ॥

अप्यायास्यत्यागमिष्यति किम्॥ १९॥

**'अपि आयास्यति'** શું આવશે ખરા? ॥ ૧૯ ॥

श्रीकृष्णोपकारस्मरणादिभिरनुपमानन्देनाभिभूयमान आह—**दावाग्नेरित्यादिना**।

શ્રીકૃષ્ણના ઉપકારનું સ્મરણ વગેરે કરીને અનુપમ આનંદથી અભિભૂત થતાં કહે છે – **'दावाग्नेः इति।'** વગેરે દ્વારા.

**दावाग्नेर्वातवर्षाच्च वृषसर्पाच्च रक्षिताः।**
**दुरत्ययेभ्यो मृत्युभ्यः कृष्णेन सुमहात्मना॥ २०**

અતિ સ્નેહમય સ્વભાવવાળા શ્રીકૃષ્ણ દ્વારા દાવાગ્નિથી, વાયુ અને વરસાદથી, વૃષભાસુરથી અને કાલિયનાગથી તથા દુર્નિવાર્ય મહામૃત્યુઓથી અમે રક્ષાયા હતા. ॥ ૨૦ ॥

वाताद्वर्षाच्चेति वृषात्सर्पाच्चेति अन्येभ्यश्च दुरतिक्रमेभ्यो मृत्युभ्यः श्रीकृष्णेन रक्षिताः स्मः॥ २०॥

વાયુ અને વરસાદથી, વૃષભાસુર અને કાલિયનાગથી તથા અન્ય દુર્નિવાર્ય મહામૃત્યુઓથી શ્રીકૃષ્ણ દ્વારા અમે રક્ષાયા હતા. ॥ ૨૦ ॥

किंच **स्मरतामिति**।

વળી, (શ્રીકૃષ્ણનાં પરાક્રમો વગેરે) સંભારતા –

**स्मरतां कृष्णवीर्याणि लीलापांगनिरीक्षितम्।**
**हसितं भाषितं चाङ्ग सर्वा नः शिथिलाः क्रियाः॥ २१**

હે પ્રિય ઉદ્ધવ, શ્રીકૃષ્ણનાં (અલૌકિક) પરાક્રમો, લીલાયુક્ત નેત્રકટાક્ષપૂર્વક અવલોકન, મંદ સ્મિત અને (શ્રોત્રમનોરમ) ભાષણને સંભારતા અમારી (કાયિક, વાચિક, માનસિક) સર્વ ક્રિયાઓ શિથિલ થઈ જાય છે. ॥ ૨૧ ॥

लीलयापाङ्गेन निरीक्षितम्। अङ्ग हे उद्धव॥ २१॥

**'लीलया'** લીલાયુક્ત નેત્રકટાક્ષપૂર્વક અવલોકન – **'अङ्ग'** હે પ્રિય ઉદ્ધવ ॥ ૨૧ ॥

न केवलं शिथिला एव, किंतु शनैरुपरमन्तीत्याह—**सरिच्छैलेति**।

(અમારો સર્વ ક્રિયાકલાપ) માત્ર શિથિલ જ નથી થતો, પરંતુ ધીમે ધીમે વિરમિત થઈ જાય છે – **'सरित्-शैल इति।'**

**सरिच्छैलवनोद्देशान् मुकुन्दपदभूषितान्।**
**आक्रीडानीक्षमाणानां मनो याति तदात्मताम्॥ २२**

શ્રીમુકુન્દનાં શ્રીચરણો(નાં ધ્વજ, યવ, અંકુશ વગેરે ચિહ્નો)થી અલંકૃત થયેલી (યમુના વગેરે) નદીઓ, (ગોવર્ધન વગેરે) ગિરિઓ, વૃંદાવનની ભૂમિઓ અને ક્રીડાસ્થળોને જોતા એવા અમારાં મન તદાકાર (શ્રીકૃષ્ણાકાર) થઈ જાય છે. ॥ ૨૨ ॥

सरितश्च शैलाश्च वनोद्देशाश्च तान्। आक्रीडान् क्रीडास्थनानि॥ २२॥

(યમુના વગેરે) નદીઓ તથા (ગોવર્ધન વગેરે) પર્વતો તથા વનની ભૂમિઓ, તેમને – **'आक्रीडान्'** ક્રીડાનાં સ્થળોને ॥ ૨૨ ॥

**मन्ये कृष्णं च रामं च प्राप्ताविह सुरोत्तमौ।**
**सुराणां महदर्थाय गर्गस्य वचनं यथा॥ २३**

ગર્ગાચાર્યના ગંભીર વચન પ્રમાણે હું માનું છું કે શ્રીકૃષ્ણ અને બલરામ દેવોનું કાર્ય કરવા માટે અહીં ભૂતળ ઉપર પ્રાપ્ત થયેલા શ્રેષ્ઠ દેવો છે. ॥ ૨૩ ॥

सुराणामर्थाय। महद् गम्भीरं गर्गस्य वचनं यथा॥ २३॥

દેવોનું કાર્ય કરવા માટે – **'महत्'** ગર્ગાચાર્યના ગંભીર વચન પ્રમાણે ॥ ૨૩ ॥

ने केवलं तद्वचनानुसारेणैव व्यवहार-संवादादपीत्याह—**कंसमिति**।

માત્ર ગર્ગાચાર્યના વચન અનુસાર જ તેઓ શ્રેષ્ઠ દેવો છે એમ નહીં, તેમનાં પરાક્રમોના કથન દ્વારા પણ (તેઓ શ્રેષ્ઠ દેવો છે, એવું અનુમાન કરી શકાય છે.), એમ કહે છે – **'कंसम् इति।'**

**कंसं नागायुतप्राणं मल्लौ गजपतिं तथा।**
**अवधिष्टां लीलयैव पशूनिव मृगाधिपः॥ २४**
॥ २४॥

દસ હજાર હાથીઓના બળવાળા કંસને, બંને મલ્લોને તથા ગજરાજ(કુવલયાપીડ)ને, વનરાજ સિંહ જેમ પશુઓને (રમતમાં) મારે તેમ લીલાથી મારી નાખ્યા. ॥ ૨૪ ॥ ૨૪ ॥

**तालत्रयं महासारं धनुर्यष्टिमिवेभराट्।**
**बभंजैकेन हस्तेन सप्ताहमदधाद् गिरिम्॥ २५**

ત્રણ તાલવૃક્ષો (ત્રણસો હાથ) જેટલા (સુદીર્ઘ) અને લોખંડ જેવા અતિ કઠોર ધનુષ્યને, ગજરાજ લાકડીને ભાંગે તેમ ભાંગી નાખ્યું અને સાત દિવસ પર્યન્ત ગિરિરાજ ગોવર્ધનને એક હાથે ધારણ કર્યો.॥૨૫॥

इभराड्यष्टिमिव तालत्रयप्रमाणं धनुर्बभञ्ज ॥ २५॥

ગજરાજ લાકડીને ભાંગે તેમ, ત્રણ તાલવૃક્ષોના માપ જેટલા ધનુષ્યને ભાંગી નાખ્યું. ॥ ૨૫ ॥

**प्रलम्बो धेनुकोऽरिष्टस्तृणावर्तो बकादयः।**
**दैत्याः सुरासुरजितो हता येनेह लीलया॥ २६**

જે શ્રીકૃષ્ણ દ્વારા પ્રલંબાસુર, ધેનુકાસુર, અરિષ્ટાસુર, તૃણાવર્ત, બકાસુર વગેરે, દેવો અને અસુરોને જીતનારા દૈત્યો અહીં વ્રજમાં લીલાપૂર્વક હણવામાં આવ્યા. ॥ ૨૬ ॥ ૨૬ ॥

**श्रीशुक उवाच**

**इति संस्मृत्य संस्मृत्य नन्दः कृष्णानुरक्तधीः।**
**अत्युत्कण्ठोऽभवत्तूष्णीं प्रेमप्रसरविह्वलः॥ २७**

**શ્રીશુકદેવજી બોલ્યા** – આમ, શ્રીકૃષ્ણને યાદ કરી કરીને પ્રેમની પ્રચુરતાથી વિહ્‌વળ, શ્રીકૃષ્ણમાં અનુરાગયુક્ત બુદ્ધિવાળા અને (શ્રીકૃષ્ણને મળવા માટે) અતિશય ઉત્કંઠાવાળા નંદરાયજી મૌન થઈ ગયા. ॥ ૨૭ ॥ ૨૭ ॥

**यशोदा वर्ण्यमानानि पुत्रस्य चरितानि च।**
**शृण्वन्त्यश्रूण्यवास्त्राक्षीत् स्नेहस्नुतपयोधरा॥ २८**

પુત્ર શ્રીકૃષ્ણનાં વર્ણવાતાં ચરિત્રોને સાંભળતાં, સ્નેહથી (દૂધ) ઝરતાં સ્તનવાળાં યશોદાજી આંસુ વરસાવવા લાગ્યાં. ॥ ૨૮ ॥ ૨૮ ॥

**तयोरित्थं भगवति कृष्णे नन्दयशोदयोः।**
**वीक्ष्यानुरागं परमं नन्दमाहोद्धवो मुदा॥ २९**

उद्धव उवाच

**युवां श्लाघ्यतमौ नूनं देहिनामिह मानद।**
**नारायणेऽखिलगुरौ यत् कृता मतिरीदृशी॥ ३०**
॥ २६ ॥ २७ ॥ २८ ॥ २९ ॥ ३० ॥

अखिलगुरुत्वमेव जनकत्वेन नियन्तृत्वेन चाह—**एताविति**।

**एतौ हि विश्वस्य च बीजयोनी**
**रामो मुकुन्दः पुरुषः प्रधानम्।**
**अन्वीय भूतेषु विलक्षणस्य**
**ज्ञानस्य चेशात इमौ पुराणौ॥ ३१**

रामो मुकुन्दश्चेत्येतौ विश्वस्य बीजयोनी निमित्तोपादाने। ननु पुरुषप्रधानयोर्बीजयोनित्वं प्रसिद्धमत आह—पुरुषः प्रधानमिति। पुरुषोंऽशः। प्रधानं शक्तिः। अतः प्रधानपुरुषावप्येतावेवेत्यर्थः। एवं जनकत्वमुक्तम्। किंच अन्वीय भूतेषु भूतेष्वनुप्रविश्य भूतानां तदुपहितस्य विलक्षणस्य नानाभेदस्य ज्ञानस्य जीवस्य चेशाते ईश्वरौ नियन्तारौ भवतः। कुतः। पुराणावनादी। अनादित्वात्कारणत्वं ततश्च नियन्तृत्वमित्यर्थः॥ ३१॥

ननु सृष्ट्यादिकर्मावेशात् मनुष्यादिजन्मदर्शनाच्च तस्यान्येभ्यः को विशेष इत्याशङ्क्याह—**यस्मिन्निति** द्वाभ्याम्।

તે નંદરાયજી અને યશોદાજી બંનેનો ભગવાન શ્રીકૃષ્ણ ઉપર આવો પરમ અનુરાગ જોઈને ઉદ્ધવજી પ્રસન્નતાથી નંદરાયજીને કહે છે : ॥ ૨૯ ॥ ૨૯ ॥

**ઉદ્ધવજી બોલ્યા** – હે માન આપનારા નંદરાયજી, આ સંસારના દેહધારીઓમાં તમે બંને સૌથી વધારે પ્રશંસાને પાત્ર છો, કારણ કે સમસ્ત જગતના ગુરુ શ્રીનારાયણ ઉપર તમારી આવી (અનુરાગપૂર્ણ) મતિ છે. ॥ ૩૦ ॥ ૩૦ ॥

(મુક્તિદાતા) મુકુન્દ ભગવાન અને બલરામજી જનક હોવાથી તથા નિયંતા હોવાથી સમગ્ર જગતના ગુરુરૂપ જ છે, એમ કહે છે – **'एतौ इति।'**

મુકુન્દ ભગવાન અને બલરામજી એ બંને વિશ્વનાં નિમિત્તકારણરૂપ બીજ અને ઉપાદાનકારણરૂપ યોનિ છે, તે જ બંને પુરુષ અને પ્રકૃતિરૂપ છે. પ્રાણીઓમાં પ્રવિષ્ટ થઈને તે પ્રાણીઓના વિલક્ષણ જ્ઞાનરૂપ (ચૈતન્યાત્મક) જીવનું આ બંને અનાદિ હોઈ નિયમન કરે છે. ॥ ૩૧ ॥

બલરામજી અને મુકુન્દ ભગવાન એ બંને વિશ્વનાં **'बीजयोनी'** નિમિત્તકારણરૂપ બીજ અને ઉપાદાનકારણરૂપ યોનિ છે. શંકા કરવામાં આવી છે કે પુરુષ અને પ્રધાન બીજ અને યોનિ છે, એ પ્રસિદ્ધ છે. આથી કહે છે – **'पुरुषः प्रधानम् इति।'** **'पुरुषः'** અંશ – **'प्रधानम्'** શક્તિ – આથી પ્રધાન અને પુરુષ પણ એ બંને જ છે, એમ અર્થ છે. આમ જનકત્વ કહેવામાં આવ્યું. વળી, **'भूतेषु'** પ્રાણીઓમાં **'अन्वीय'** પ્રવિષ્ટ થઈને પ્રાણીઓના જુદા જુદા ભેદરૂપે રહેલા વિલક્ષણ જ્ઞાનરૂપ જીવના **'च-ईशाते'** બંને ઈશ્વરો નિયંતા બને છે. કેવી રીતે? **'पुराणौ'** અનાદિ છે. અનાદિ હોવાથી કારણરૂપ છે અને તેથી નિયંતૃત્વ છે, એમ અર્થ છે. ॥ ૩૧ ॥

ભગવાનના સૃષ્ટિ વગેરે કર્મના આવેશને કારણે અને મનુષ્ય વગેરે જન્મોનાં દર્શનને કારણે બીજાંઓ કરતાં તેમની કઈ વિશેષતા છે, એવી આશંકા કરીને બે શ્લોકોથી કહે છે – **'यस्मिन् इति।'**

**यस्मिञ्जनः प्राणवियोगकाले**
**क्षणं समावेश्य मनो विशुद्धम्।**
**निर्हृत्य कर्माशयमाशु याति**
**परां गतिं ब्रह्ममयोऽर्कवर्णः॥ ३२**
**तस्मिन् भवन्तावखिलात्महेतौ**
**नारायणे कारणमर्त्यमूर्तौ।**
**भावं विधत्तां नितरां महात्मन्**
**किं वाऽवशिष्टं युवयोः सुकृत्यम्॥ ३३**

કર્માશયં કર્મવાસનાં નિર્હૃત્ય ત્યક્ત્વા — 

कर्माशयं कर्मवासनां निर्हृत्य त्यक्त्वा ब्रह्ममयः स्वरूपज्ञानवानर्कवर्णः शुद्धसत्त्वमूर्तिः सन् परां गतिं तत्पदं याति॥ ३२॥ अखिलस्यात्मा च हेतुश्च तस्मिन्कारणेन मनुष्याकृतौ महात्मन्महात्मनि परिपूर्णे भवन्तौ भक्तिं कुरुतः। अतः कृतकृत्यावित्यर्थः॥ ३३॥

प्रस्तुतमाह—**आगमिष्यतीति**।

**आगमिष्यत्यदीर्घेण कालेन व्रजमच्युतः।**
**प्रियं विधास्यते पित्रोर्भगवान् सात्वतां पतिः॥ ३४**

पित्रोर्युवयोः॥ ३४॥

**हत्वा कंसं रंगमध्ये प्रतीपं सर्वसात्वताम्।**
**यदाह वः समागत्य कृष्णः सत्यं करोति तत्॥ ३५**

'यात यूयं व्रजं तात वयं च स्नेहदुःखितान्॥
ज्ञातीन् वो द्रष्टुमेष्यामो विधाय सुहृदां सुखम्॥'
इति यदाह कृष्णस्तत्सत्यं करिष्यतीति॥ ३५॥

कालविलम्बनमसहमानौ प्रत्याह—**मा खिद्यतमिति**।

પ્રાણત્યાગ કરવાના સમયે ક્ષણ માટે પણ મનુષ્ય પોતાનું વિશુદ્ધ મન જેમનામાં સ્થાપીને તત્કાળ કર્મવાસના ત્યાગીને સ્વરૂપજ્ઞાનવાળો થાય છે અને શુદ્ધ સત્ત્વમૂર્તિ થઈને પરમ પદ પામે છે, ॥ ૩૨ ॥ તે સમગ્રના આત્મા અને સમગ્રના કારણરૂપ, (જગતનું કલ્યાણ કરવાના) કારણથી મનુષ્યનો અવતાર ધારણ કરનારા મહાત્મા શ્રીનારાયણમાં આપ બંનેએ નિરંતર અનુરાગ કર્યો છે. આથી આપ બંનેનું કયું શ્રેષ્ઠ કર્તવ્ય બાકી રહે? (કોઈ જ નહીં.) ॥ ૩૩ ॥

**'कर्म-आशयम्'** કર્મવાસનાને **'निर्हृत्य'** ત્યાગીને **'ब्रह्ममयः'** સ્વરૂપજ્ઞાનવાળો **'अर्कवर्णः'** શુદ્ધ સત્ત્વમૂર્તિ થઈને પરમ ગતિને, તેમના સ્થાનને પામે છે. ॥ ૩૨॥ સમગ્રના આત્મા અને સમગ્રના કારણરૂપ એવા તેમનામાં, (જગતનું કલ્યાણ કરવાના) કારણથી મનુષ્યનો અવતાર લેનારામાં, **'महात्मन्'** (महात्मनि હોવું જોઈએ.) મહાત્મામાં અર્થાત્ પરિપૂર્ણમાં આપ બંને ભક્તિ કરો છો. આથી કૃતકૃત્ય છો, એમ અર્થ છે. ॥ ૩૩ ॥

પ્રસ્તુત વિષયની વાત કરે છે – **'आगमिष्यति इति।'**

ભક્તોને અભીષ્ટ સુખ આપનારા ભગવાન અચ્યુત અલ્પકાળમાં પધારશે અને માતા-પિતા (એવા તમારા બંને)નું પ્રિય કરશે. ॥ ૩૪ ॥

**'पित्रोः'** માતા-પિતા એવા તમારા બંનેનું ॥૩૪॥

સર્વ યાદવોના શત્રુ કંસને રંગભૂમિની વચ્ચે હણી તમારી પાસે આવીને શ્રીકૃષ્ણે જે કહ્યું હતું, તે સત્ય કરશે. ॥ ૩૫ ॥

'હે પિતાજી, આપ (હમણાં) વ્રજમાં પધારો. (વસુદેવજી વગેરે) સ્નેહીજનોને સુખ આપીને સ્નેહથી દુઃખી થયેલા સ્વજનોને મળવા અમે (વ્રજમાં) આવીશું.' (શ્રીમદ્ ભા.૧૦/૪૫/૨૩) એમ શ્રીકૃષ્ણે જે કહ્યું હતું, તે સત્ય કરશે. ॥ ૩૫ ॥

સમયનો વિલંબ સહન ન કરતાં તે બંનેને ઉદ્ધવજી કહે છે – **'मा खिद्यतम् इति।'**

**मा खिद्यतं महाभागौ द्रक्ष्यथः कृष्णमन्तिके।**
**अन्तर्हृदि स भूतानामास्ते ज्योतिरिवैधसि॥ ३६**

હે મહાભાગ્યશાળી (નંદરાયજી અને યશોદજી), તમે બંને ખેદ ન કરો. તમે બંને હમણાં જ શ્રીકૃષ્ણને નિહાળશો, કારણ કે લાકડામાં રહેલા અગ્નિની જેમ તે શ્રીકૃષ્ણ સર્વ પ્રાણીના હૃદયની અંદર રહે છે. ॥ ૩૬ ॥

हे महाभागौ। अन्तिके इदानीमेव समीपे वा। कुत इत्यत आह—अन्तर्हृदीति।

હે મહાભાગ્યશાળી – **'अन्तिके'** હમણાં જ અથવા સમીપમાં. કેમ? તો એ માટે કહે છે – **'अन्तर्हृदि इति।'** હૃદયની અંદર રહે છે.

तर्हि सर्वैः किमिति न दृश्यते तत्राह—ज्योतिरिवैधसीति। तद्यथा मथनं विना न दृश्यते तथा भक्तिं विना कृष्णोऽपीति भावः॥ ३६॥

તો પછી તે સર્વ જનો દ્વારા કેમ જોવામાં આવતા નથી? તે માટે ઉત્તર આપે છે – **'ज्योतिः इव एधसि इति।'** (લાકડામાં રહેલો) તે અગ્નિ જેમ લાકડાને મથ્યા વિના દેખાતો નથી, તેમ ભક્તિ વિના શ્રીકૃષ્ણ પણ દેખાતા નથી, એવો ભાવ છે. ॥ ૩૬ ॥

अहो आस्तामेतत्तस्य त्विहागमनं स्वस्याति-प्रियान्पित्रादीन्विहाय न सङ्गच्छत इति मन्येत तत्राह—**न ह्यस्येति**।

અરે, એ વાત બાજુએ મૂકો, પણ પોતાનાં અતિપ્રિય માતા-પિતા વગેરેને છોડીને તેમનું અહીં આવવું સુસંગત નથી, એમ (નંદરાયજી) માને, તો તે માટે કહે છે – **'न हि-अस्य इति।'**

**न ह्यस्यास्ति प्रियः कश्चिन्नाप्रियो वाऽस्त्यमानिनः।**
**नोत्तमो नाधमो वापि समानस्यासमोऽपि वा॥ ॥ ३७॥**

**न माता न पिता तस्य न भार्या न सुतादयः।**
**नात्मीयो न परश्चापि न देहो जन्म एव च॥ ३८**

(સર્વત્ર) સમદષ્ટિવાળા અને (તેથી દેહાદિમાં અહં-મમ, હું અને મારું એવા અભિમાન વગરના) અમાની શ્રીકૃષ્ણનું નથી કોઈ પ્રિય કે નથી કોઈ અપ્રિય, નથી કોઈ ઉત્તમ કે નથી કોઈ અધમ કે નથી કોઈ વિષમ, તે ભગવાનની નથી કોઈ માતા કે નથી કોઈ પિતા, નથી તેમને પત્ની કે નથી પુત્રાદિ, તેમનું કોઈ પોતાનું નથી કે નથી પારકું, નથી તેમનો દેહ કે નથી જન્મ. ॥ ૩૭ ॥ ૩૮ ॥

अस्य प्रियादयो न हि सन्ति। तत्र हेतू—अमानिनः समानस्येति च॥ ३७॥ ३८॥

તે ભગવાનનું કોઈ પ્રિય વગેરે છે જ નહીં. તે માટેનાં બે કારણ – અમાની અને સમદષ્ટિવાળા હોવાથી ભગવાનનું (કોઈ પ્રિય વગેરે નથી). ॥ ૩૭ ॥ ૩૮ ॥

**न चास्य कर्म वा लोके सदसन्मिश्रयोनिषु।**
**क्रीडार्थः सोऽपि साधूनां परित्राणाय कल्पते॥ ३९**

(પ્રાણીસમૂહમાં જન્મ વગેરેના કારણરૂપ જે કર્મ છે તે) કર્મ પણ આ ભગવાનને હોતું નથી. (કર્માદિને અધીન ન હોવા છતાં) ક્રીડા જેમનું પ્રયોજન છે તેવા તે સાધુજનોનું રક્ષણ કરવા માટે સાત્ત્વિક, રાજસ અને તામસ યોનિઓમાં આવિર્ભાવ પામે છે. ॥ ૩૯ ॥

सोऽपि जन्मकर्मादिरहितोऽपि क्रीडाप्रयोजनः सन् स साधूनां परिपालनाय सदसन्मिश्रयोनिषु सात्त्विकराजसतामसयोनिषु, यद्वा देवादिमत्स्यादि-नृसिंहादियोनिषु कल्पते आविर्भवतीत्यर्थः ॥ ३९ ॥

ननु जन्मकर्मादिरहितस्य कुत एतदित्यत आह—**सत्त्वमिति**।

**सत्त्वं रजस्तम इति भजते निर्गुणो गुणान्।**
**क्रीडन्नतीतोऽत्र गुणैः सृजत्यवति हन्त्यजः ॥ ४०**

क्रीडामतीतोऽपि क्रीडन्। तथापि मायागुणैर्घटत इत्यर्थः ॥ ४० ॥

अत्राविद्योपाधेर्जीवस्य कर्तृत्वं दृष्टान्तीकुर्वंस्तस्याविद्ययैव कर्तृत्वमिति सदृष्टान्तमाह—**यथेति**।

**यथा भ्रमरिकादृष्ट्या भ्राम्यतीव महीयते।**
**चित्ते कर्तरि तत्रात्मा कर्तेवाहंधिया स्मृतः ॥ ४१**

भ्रमरिका परिभ्रमणं तयोपलक्षितया दृष्ट्या भूरपि भ्राम्यतीति यथा प्रतीयते एवं चित्ते कर्तरि सति तत्र चित्तेऽहंधिया आत्माध्यासेनात्मा कर्ता स्मृतो यथा तद्वदिति ॥ ४१ ॥

किंच युवयोरेव नायमात्मजः किंतु सर्वेषामपि, तत्रापि नात्मज एव किंतु शत्रुमित्रादिरूपोऽपीति सर्वात्मत्वनिरूपणेन मोहनिवृत्तये संबंधमनैकान्तीकरोति—**युवयोरेवेति** द्वाभ्याम्।

**'सः अपि'** જન્મ-કર્માદિથી રહિત હોવા છતાં પણ ક્રીડાના પ્રયોજનવાળા થઈને તે સાધુજનોના રક્ષણ માટે **'सत्-असत्-मिश्रयोनिषु'** સાત્ત્વિક, રાજસ અને તામસ યોનિઓમાં અથવા દેવાદિ, મત્સ્યાદિ અને નૃસિંહાદિ યોનિઓમાં **'कल्पते'** આવિર્ભાવ પામે છે, એમ અર્થ છે. ॥ ૩૯ ॥

શંકા કરવામાં આવી છે કે જન્મ-કર્મથી રહિત ભગવાનનો આ (આવિર્ભાવ) કેવી રીતે હોઈ શકે? આથી કહે છે – **'सत्त्वम् इति।'**

(સત્ત્વાદિ પ્રાકૃત ગુણોથી પરવશ ન હોય તેવા) નિર્ગુણ અને અજન્મા (હોવા છતાં) સત્ત્વગુણ, રજોગુણ અને તમોગુણને (પોતાની ક્રીડાનાં સાધનો તરીકે) સ્વીકારે છે. ક્રીડાથી પર હોવા છતાં ક્રીડા કરતાં, આ લોકમાં (માયાના) ગુણોથી સર્જન કરે છે, પાલન કરે છે અને સંહાર કરે છે. ॥ ૪૦ ॥

ક્રીડાથી પર હોવા છતાં ક્રીડા કરે છે. ક્રીડાથી પર હોવા છતાં માયાના ગુણોથી ક્રીડા સંભવે છે, એમ અર્થ છે. ॥ ૪૦ ॥

આ વિષયમાં અવિદ્યારૂપી ઉપાધિને કારણે જીવના કર્તૃત્વનું દૃષ્ટાન્તીકરણ કરતાં, તેની અવિદ્યાને કારણે જ કર્તૃત્વ છે, એમ દૃષ્ટાંત આપતાં કહે છે – **'यथा इति।'**

(ગોળ ગોળ ફરવાને કારણે) ભ્રમિત થયેલી દૃષ્ટિથી પૃથ્વી (પણ) ફરતી હોય તેમ પ્રતીત થાય છે, તેમ ચિત્ત કર્તા હોય ત્યારે તે ચિત્તમાં અહંબુદ્ધિને કારણે આત્મા કર્તા હોય તેમ પ્રતીત થાય છે. ॥ ૪૧॥

**'भ्रमरिका'** ગોળ ગોળ ફરવું, તેનાથી **'उपलक्षितया'** સૂચિત થતી દૃષ્ટિથી પૃથ્વી પણ ફરતી હોય તેમ દેખાય છે, તે જ રીતે ચિત્ત કર્તા હોય ત્યારે **'तत्र'** તે ચિત્તમાં અહંબુદ્ધિને કારણે આત્માનો અધ્યાસ થવાથી આત્મા કર્તા હોય તેમ પ્રતીત થાય છે, તેવી રીતે (ઈશ્વર પણ ગુણોથી સર્જક વગેરે હોય તેમ પ્રતીત થાય છે). ॥૪૧॥

વળી, આ (શ્રીકૃષ્ણ) તમારા બંનેના જ પુત્ર છે એવું નથી, પણ બધાના જ છે. તેમાં પણ માત્ર પુત્ર જ નહીં, શત્રુ-મિત્ર વગેરે રૂપ પણ છે, એમ સર્વ સ્વરૂપના નિરૂપણ દ્વારા મોહ દૂર કરવા માટે સંબંધને અનેક સ્વરૂપવાળો કરે છે – **'युवयोः एव इति।'** બે શ્લોકોથી.

**युवयोरेव नैवायमात्मजो भगवान् हरिः।**
**सर्वेषामात्मजो ह्यात्मा पिता माता स ईश्वरः॥ ४२**
॥ ४२ ॥

આ ભગવાન શ્રીહરિ તમારા બન્નેના જ પુત્ર છે એવું નથી, તે સર્વના પુત્ર, આત્મા, પિતા, માતા અને ઈશ્વર પણ છે. ॥ ૪૨ ॥ ૪૨॥

**दृष्टं श्रुतं भूतभवद् भविष्यत्**
**स्थास्नुश्चरिष्णुर्महदल्पकं च।**
**विनाऽच्युताद् वस्तु तरां न वाच्यं**
**स एव सर्वं परमार्थभूतः॥ ४३**

अच्युताद्विना तरां नितरां तत्त्वतो वाच्यं निर्वचनार्हं वस्तु नास्तीति॥ ४३॥

જોયેલી, સાંભળેલી, થયેલી, થતી, થનારી, સ્થાવર, જંગમ, મોટી, નાની, (સર્વ) વસ્તુ માત્ર અચ્યુતથી ભિન્નરૂપે સર્વથા નિર્વચન કરવા યોગ્ય નથી, કારણ કે તે અચ્યુત જ પરમાર્થસત્ય (પરમ કારણરૂપ હોવાથી) સર્વ(રૂપ) છે. ॥ ૪૩ ॥

અચ્યુતથી ભિન્નરૂપે '**तराम्**' (नितराम् 'नि' નો લોપ આર્ષ છે.) સર્વથા તત્ત્વતઃ '**वाच्यम्**' નિર્વચન કરવા યોગ્ય (કહેવા યોગ્ય) વસ્તુ છે નહીં.॥ ૪૩ ॥

**एवं निशा सा ब्रुवतोर्व्यतीता**
**नन्दस्य कृष्णानुचरस्य राजन्।**
**गोप्यः समुत्थाय निरूप्य दीपान्**
**वास्तून् समभ्यर्च्य दधीन्यमन्थन्॥ ४४**

दीपान्निरूप्य प्रज्वाल्य। वास्तून् देहल्यादीन्॥ ४४॥

હે રાજા (પરીક્ષિત), આમ, શ્રીકૃષ્ણના અનુચર ઉદ્ધવજી અને નંદરાયજી વાતો કરતા હતા તેવામાં રાત્રિ વીતી ગઈ. (તે સમયે) ગોપીઓ ઊઠીને, દીવા પ્રકટાવી, ઉંબરા પૂજીને દહીં વલોવવા લાગી.॥૪૪॥

દીવા '**निरूप्य**' પ્રકટાવીને – '**वास्तून्**' ઉંબરાઓને ॥ ૪૪ ॥

**ता दीपदीप्तैर्मणिभिर्विरेजू**
**रज्जूर्विकर्षद्भुजकंकणस्रजः।**
**चलन्नितम्बस्तनहारकुण्डल-**
**त्विषत्कपोलारुणकुंकुमाननाः॥ ४५**

**उद्गायतीनामरविन्दलोचनं**
**व्रजांगनानां दिवमस्पृशद् ध्वनिः।**
**दध्नश्च निर्मन्थनशब्दमिश्रितो**
**निरस्यते येन दिशाममंगलम्॥ ४६**

दीपप्रकाशनेन मणिभिः काञ्च्यादिषु स्थितैः रज्जूर्विकर्षत्सु भुजेषु कङ्कणानां स्रजो यासां ताः। चलन्तो नितम्बाः स्तना हाराश्च यासां ताः, कुण्डलैस्त्विषन्तः स्फुरन्तः कपोला यासां ताः, अरुणानि कुङ्कुमानि येषु तान्याननानि यासां ता एव ताश्च ताश्च॥ ४५॥ ४६॥

નેતરાં ખેંચતા હાથમાં કંકણોની શ્રેણીવાળી, હાલતાં નિતમ્બ, સ્તન અને હારવાળી, કુંડળોથી ચળકતા ગાલ અને અરુણ કુંકુમયુક્ત મુખવાળી તે વ્રજવનિતાઓ દીવાઓની દીપ્તિથી ચળકતા (કંદોરા વગેરેમાં જડેલા) મણિઓથી શોભતી હતી. (તે સમયે) દહીંના વલોણાથી થતા ધ્વનિ સાથે મિશ્ર થયેલો, અરવિંદલોચન ભગવાન(ના ગુણાનુવાદ)નું ઉચ્ચ સ્વરે ગાન કરતી વ્રજાંગનાઓનો ધ્વનિ (તથા તેમનાં કંકણાદિનો ધ્વનિ) સ્વર્ગને સ્પર્શ કરતો હતો (સ્વર્ગમાં વ્યાપી જતો હતો), જે ધ્વનિથી (દશેય) દિશાઓનું અમંગળ દૂર થતું હતું. ॥ ૪૫ ॥ ૪૬ ॥

દીવાઓના પ્રકાશથી ચળકતા, કંદોરા વગેરેમાં જડેલા મણિઓથી – નેતરાં ખેંચતા હાથમાં કંકણોની શ્રેણી છે જેમની તે ગોપીઓ – હાલતાં નિતમ્બ, સ્તન અને હાર છે જેમનાં તે ગોપીઓ – કુંડળોથી '**त्विषन्तः**' ચળકતા ગાલ છે જેમના તે, અરુણ કુંકુમ છે જેમાં તેવાં મુખ છે જેમનાં તે વ્રજાંગનાઓ.॥૪૫॥૪૬॥

**वंशीधरी**—चकारात्कङ्कणादेश्च शब्दः मिश्रितः।

**अन्वि.**—नुमभाव आर्षः।

**भगवत्युदिते सूर्ये नन्दद्वारि व्रजौकसः।**
**दृष्ट्वा रथं शातकौम्भं कस्यायमिति चाब्रुवन्॥ ४७**

तदा व्रजौकसो गोप्यः॥ ४७॥

सक्रोधमाहुः—**अक्रूर इति**।

**अक्रूर आगतः किं वा यः कंसस्यार्थसाधकः।**
**येन नीतो मधुपुरीं कृष्णः कमललोचनः॥ ४८**

अर्थं साधितवानित्यर्थसाधकः। तदाहुः—येन नीत इति॥ ४८॥

कंसं घातयित्वा पुनः किमर्थमागत इत्याशङ्क्य स्वयमेव कारणं संभावयन्ति—**किमिति**।

**किं साधयिष्यत्यस्माभिर्भर्तुः प्रीतस्य निष्कृतिम्।**
**इति स्त्रीणां वदन्तीनामुद्धवोऽगात् कृताह्निकः॥ ४९**

तदा साधितेन कार्येण प्रीतस्य तुष्टस्य भर्तुः। पाठान्तरे प्रेतस्य मृतस्य कंसस्य निष्कृतिमौर्ध्वदेहिकमस्माभिः कृत्वा साधयिष्यते किम्। अस्मन्मांसैः पिण्डान् कृत्वा दास्यतीत्यर्थः। इत्येवं वदन्तीनां स्त्रीणां ततस्तस्मिन् अवसरे कृताह्निकः कृतस्नानादिनियम उद्धव आगत इति॥ ४९॥

'**च**' કારથી કંકણાદિનો ધ્વનિ પણ મિશ્ર થતો હતો.

'ગાયતીનામ્' ને બદલે 'ગાયન્તીનામ્' હોવું જોઈએ. અનુસ્વારનો અભાવ આર્ષ છે.

સૂર્ય નારાયણ ઉદિત થયા ત્યારે નંદરાયજીના દ્વાર પર સુવર્ણનો રથ જોઈને વ્રજવાસી (ગોપીઓ) 'આ (રથ) કોનો છે?' એમ પૂછવા લાગી.॥ ૪૭ ॥

ત્યારે '**व्रज-ओकसः**' વ્રજવાસી ગોપીઓ ॥ ૪૭ ॥

ક્રોધસહિત તેઓ કહેવા લાગી – '**अक्रूरः इति।**'

જેના દ્વારા કમળનયન શ્રીકૃષ્ણ મથુરા લઈ જવામાં આવ્યા હતા અને જેણે કંસનું કાર્ય સિદ્ધ કરી આપ્યું હતું તે અક્રૂર આવ્યો છે કે શું? ॥ ૪૮ ॥

કાર્ય સિદ્ધ કરી આપ્યું હતું એટલે '**अर्थसाधकः**' – ગોપીઓ તે કહે છે – '**येन नीतः इति।**' ॥ ૪૮॥

કંસને મરાવીને પાછો કેમ આવ્યો છે, એવી શંકા કરીને પોતે જ કારણની કલ્પના કરે છે – '**किम् इति।**'

'(કાર્ય સાધવાથી) સંતુષ્ટ થયેલા સ્વામીની ઉત્તરક્રિયા અમારા દ્વારા સિદ્ધ કરશે કે શું?' એમ ગોપીઓ બોલતી હતી, તેટલામાં જેમણે પોતાના સ્નાનાદિ નિત્યનિયમ કરી લીધા તે ઉદ્ધવજી આવી ગયા. ॥ ૪૯ ॥

તે સમયે કાર્ય સાધવાથી '**प्रीतस्य**' સંતુષ્ટ થયેલા સ્વામીની – '**प्रीतस्य**' ને બદલે '**प्रेतस्य**' પાઠાંતરમાં, મરી ગયેલા કંસની '**निष्कृतिम्**' ઉત્તરક્રિયા અમારા દ્વારા સિદ્ધ કરશે કે શું? અમારા માંસથી પિંડો બનાવીને આપશે, એમ અર્થ છે. ગોપીઓ આમ બોલતી હતી તેટલામાં તે સમયે '**कृत-आह्निकः**' જેમણે સ્નાનાદિ નિત્ય-નિયમ કરી લીધા હતા તે ઉદ્ધવજી આવી ગયા. ॥ ૪૯ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे पूर्वार्धे
नन्दशोकापनयनं नाम षट्चत्वारिंशोऽध्यायः॥ ४६॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे पूर्वार्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां षट्चत्वारिंशोऽध्यायः॥ ४६॥

*****

# अथ सप्तचत्वारिंशोऽध्यायः
## ભ્રમરગીત

सप्तचत्वारिंशकेऽथ कृष्णादेशेन गोपिकाः।
बोधयित्वोद्धवस्तत्त्वमनुज्ञाप्यागमत्पुरीम् ॥ १ ॥

શ્રીકૃષ્ણના આદેશથી ગોપિકાઓને તત્ત્વનો બોધ આપીને પછી ઉદ્ધવજી (ગોપીઓની) અનુજ્ઞા લઈને પોતાની નગરી (મથુરા)માં ગયા. (એ કથા) સુડતાલીસમા અધ્યાયમાં છે.

श्रीशुक उवाच

**तं वीक्ष्य कृष्णानुचरं व्रजस्त्रियः**
**प्रलम्बबाहुं नवकंजलोचनम्।**
**पीताम्बरं पुष्करमालिनं लसन्-**
**मुखारविन्दं मणिमृष्टकुण्डलम्॥ १ ॥ १ ॥**

**शुचिस्मिताः कोऽयमपीच्यदर्शनः**
**कुतश्च कस्याच्युतवेषभूषणः।**
**इति स्म सर्वाः परिवव्रुरुत्सुका-**
**स्तमुत्तमश्लोकपदाम्बुजाश्रयम् ॥ २**

**तं प्रश्रयेणावनताः सुसत्कृतं**
**सव्रीडहासेक्षणसूनृतादिभिः ।**
**रहस्यपृच्छन्नुपविष्टमासने**
**विज्ञाय सन्देशहरं रमापतेः॥ ३**

**શ્રીશુકદેવજી બોલ્યા** – જેમની ભુજાઓ ઘૂંટણ સુધી લાંબી છે, જેમનાં નેત્ર નૂતન કમળપત્ર સમાન (કોમળ) છે, જેમણે પીતાંબર ધારણ કર્યું છે, જેમણે કમળનાં પુષ્પોની માળા ધારણ કરી છે, (જેમના કાનોમાં) મણિજડિત ઉજ્જ્વળ કુંડળો છે અને જેમનું શોભાયમાન મુખારવિંદ છે એવા તે શ્રીકૃષ્ણના અનુચર (ઉદ્ધવજી)ને જોઈને પવિત્ર સ્મિતવાળી વ્રજાંગનાઓ (પરસ્પર કહેવા લાગી) : 'સુંદર દેખાવવાળો આ(પુરુષ) કોણ છે? ક્યાંથી આવ્યો છે? અને કોનો (દૂત છે)? એણે અચ્યુત જેવી વેષભૂષા શાથી ધારણ કરી છે?' આમ, ઉત્સુક થયેલી સર્વ વ્રજાંગનાઓ તે પવિત્રકીર્તિ (ભગવાન શ્રીકૃષ્ણ)ના ચરણકમળના આશ્રિત (ઉદ્ધવજી)ને ચારે તરફથી વીંટળાઈ વળી. રમાપતિ શ્રીકૃષ્ણનો સંદેશો લાવનાર છે, એમ જાણીને (ગોપીઓ વડે) વિનયથી નમીને લજ્જા અને સ્મિતયુક્ત અવલોકન તથા મધુર વાણી વગેરેથી સુંદર રીતે સત્કાર કરાયેલા અને એકાંતમાં આસન ઉપર બેઠેલા તેમને ગોપીઓ પૂછવા લાગી. ॥ ૧ ॥ ૨ ॥ ૩ ॥ ૧ ॥

अपीच्यं सुन्दरं दर्शनं यस्य सः। अच्युतस्येव वेषो भूषणानि च यस्य सः। कोऽयं कुतो वा कस्य चेति वदन्त्यस्तं परिवव्रुः॥ २ ॥ ३ ॥

**'अपीच्यम्'** સુંદર છે દર્શન જેનું તે, અચ્યુત શ્રીકૃષ્ણ જેવો જેનો વેશ અને આભૂષણો છે તે – આ કોણ છે? ક્યાંથી આવ્યો છે અને કોનો (દૂત) છે? આમ બોલતી તેમને વીંટળાઈ વળી. ॥ ૨ ॥ ૩॥

**जानीमस्त्वां यदुपतेः पार्षदं समुपागतम्।**
**भर्त्रेह प्रेषितः पित्रोर्भवान् प्रियचिकीर्षया॥ ४**

યદુનાથના પાર્ષદ એવા આપ અહીં પધાર્યા છો તે અમે જાણીએ છીએ. આપના સ્વામીએ આપને અહીં તેમનાં પોતાનાં માતાપિતાનું પ્રિય કરવાની ઈચ્છાથી મોકલ્યા છે. ॥ ૪ ॥

पार्षदं सेवकम्॥ ४॥

**'पार्षदम्'** સેવક ॥ ૪ ॥

**अन्यथा गोव्रजे तस्य स्मरणीयं न चक्ष्महे।**
**स्नेहानुबन्धो बन्धूनां मुनेरपि सुदुस्त्यजः॥ ५**

તે સિવાય (અહીં) ગાયોને રહેવાના સ્થાનમાં સ્મરણ કરવા યોગ્ય તેમને અમે જોતા નથી. (માતા-પિતા વગેરે) સંબંધીઓનું સ્નેહબંધન (વિરક્ત) મુનિ માટે પણ અત્યંત દુસ્ત્યજ છે. ॥ ૫ ॥

पित्रोः प्रियचिकीर्षयेत्यत्र हेतुः—स्नेहानुबन्ध इति॥ ५॥

માતા-પિતાનું પ્રિય કરવાની ઈચ્છાથી (શ્લોક-૪) (એમ જે કહેવામાં આવ્યું હતું), તે માટે અહીં કારણ આપે છે – **'स्नेह-अनुबन्धः इति।'**

अन्यथा गोव्रजे तस्येत्यत्र हेतुः—**अन्येष्विति**।

'નહીં તો ગાયોના વ્રજમાં તેમને.....' (શ્લોક-૫) એમ જે કહ્યું, તેનું અહીં કારણ આપે છે – **'अन्येषु इति।'**

**अन्येष्वर्थकृता मैत्री यावदर्थविडम्बनम्।**
**पुम्भिः स्त्रीषु कृता यद्वत् सुमनस्स्विव षट्पदैः॥ ६**

(માતાપિતા વગેરે સંબંધીઓ સિવાય) અન્ય જનો ઉપર કરવામાં આવેલી મૈત્રી સ્વાર્થ સિદ્ધ કરવા માટે કરાઈ હોય છે. જ્યાં સુધી પ્રયોજન હોય ત્યાં સુધી પ્રેમનું નાટક હોય છે, જેમ પુરુષો દ્વારા સ્ત્રીઓ ઉપર અને ભમરાઓ દ્વારા પુષ્પો ઉપર સ્નેહ કરવામાં આવે છે તેમ! ॥ ૬ ॥

अर्थकृता कार्यनिमित्ता। विडम्बनमनुकरणमात्रं न तु तात्त्विकी मैत्री। पुम्भिरिति दृष्टान्तौ॥ ६॥

**'अर्थकृता'** સ્વાર્થ સિદ્ધ કરવા માટે કરાયેલી (મૈત્રી) – **'विडम्बनम्'** કેવળ અનુકરણ (નાટક) હોય છે, પણ સાચી મૈત્રી હોતી નથી. **'पुम्भिः इति।'** (અહીં) બે દૃષ્ટાન્તો આપવામાં આવ્યાં છે. ॥ ૬ ॥

अस्यैवान्यार्थनिदर्शनैः प्रपञ्चः—**निःस्वम्** इत्यादिना।

(પ્રયોજન હોય ત્યાં સુધી પ્રેમનું નાટક હોય છે.) આ વાતને જ બીજાં ઉદાહરણો દ્વારા સમજાવે છે – **'निःस्वम् इति।'** વગેરે દ્વારા.

**निस्स्वं त्यजन्ति गणिका अकल्पं नृपतिं प्रजाः।**
**अधीतविद्या आचार्यमृत्विजो दत्तदक्षिणम्॥ ७**

ગણિકા નિર્ધનને, પ્રજાઓ અસમર્થ રાજાને, જેણે વિદ્યા પ્રાપ્ત કરી લીધી છે તે (વિદ્યાર્થી) આચાર્યને (અને) ઋત્વિજ જેના દ્વારા દક્ષિણા આપી દેવામાં આવી છે તે (યજમાનને) ત્યાગી દે છે. ॥ ૭ ॥

दत्ता दक्षिणा येन तं योज्यम्॥ ७॥

જેના દ્વારા દક્ષિણા આપી દેવામાં આવી છે તે (યજમાન)ને, એમ યોજના કરવી જોઈએ. ॥ ૭ ॥

**खगा वीतफलं वृक्षं भुक्त्वा चातिथयो गृहम्।**
**दग्धं मृगास्तथारण्यं जारो भुक्त्वा रतां स्त्रियम्॥ ८**

પક્ષીઓ જેના પર ફળ નથી રહ્યાં તે વૃક્ષને, અતિથિઓ ભોજન કરી લીધા પછી ઘરને, પશુઓ જેમાં આગ લાગી છે તે વનને અને જાર પુરુષ ભોગ ભોગવી લીધા પછી પોતાનામાં અનુરાગવાળી (હોય તો પણ તે) સ્ત્રીને છોડી દે છે. ॥ ૮ ॥

पक्षिणो विगतफलं वृक्षम्। रतामनुरक्तामतृप्तामित्यर्थः॥ ८॥

પક્ષીઓ જેના પર ફળ નથી રહ્યાં તે વૃક્ષને – **'रताम्'** પોતાનામાં અનુરાગ ધરાવતી હોય, જેની કામના તૃપ્ત નથી થઈ તેવી સ્ત્રીને, એમ અર્થ છે. ॥ ૮ ॥

**इति गोप्यो हि गोविन्दे गतवाक्कायमानसाः ।**
**कृष्णदूते व्रजं याते उद्धवे त्यक्तलौकिकाः ॥ ९**
**गायन्त्यः प्रियकर्माणि रुदत्यश्च गतह्रियः ।**
**तस्य संस्मृत्य संस्मृत्य यानि कैशोरबाल्ययोः ॥ १०**

આમ, શ્રીકૃષ્ણના દૂત બનીને જ્યારે ઉદ્ધવજી વ્રજમાં ગયા (આવ્યા), ત્યારે જેમનાં વાણી, શરીર અને મન ગોવિંદ શ્રીકૃષ્ણમાં જ અર્પિત છે, જેમણે લોકવ્યવહારનો ત્યાગ કર્યો છે તેવી ગોપીઓ પોતાના પ્રિય તે શ્રીકૃષ્ણે બાળપણથી કિશોરાવસ્થા સુધીમાં કરેલાં કર્મોને યાદ કરી કરીને તે લીલાઓનું ગાન કરતી અને રડતી (સ્ત્રીસહજ) લજ્જાને છોડીને (પૂછવા લાગી). ॥ ૯ ॥ ૧૦ ॥

त्यक्तलौकिकास्त्यक्तलोकव्यवहाराः ॥ ९ ॥

**'त्यक्तलौकिकाः'** લોકવ્યવહારનો જેમણે ત્યાગ કર્યો છે તે ગોપીઓ ॥ ૯ ॥

प्रियस्य कर्माणि गायन्त्यस्तथा तस्य बाल्यकैशोरयोर्यानि कर्माणि तानि संस्मृत्य संस्मृत्य गतह्रियः सत्यो रुदंत्यश्च तमपृच्छन्निति पूर्वक्रिययैव संबन्धः ॥ १० ॥

પ્રિયનાં કર્મોનું ગાન કરતી તથા બાલ્યાવસ્થા અને કિશોરાવસ્થામાં કરાયેલાં તેમનાં જે જે કર્મો હતાં તેને યાદ કરીને લજ્જારહિત થઈને રડતી રડતી તે(ઉદ્ધવજી)ને પૂછવા લાગી, એમ આગળ આવી ગયેલી ક્રિયા સાથે જ સંબંધ છે (શ્લોક-૩).॥ ૧૦ ॥

**काचिन्मधुकरं दृष्ट्वा ध्यायन्ती कृष्णसंगमम् ।**
**प्रियप्रस्थापितं दूतं कल्पयित्वेदमब्रवीत् ॥ ११**

કોઈ એક ગોપી (તે સમયે સમીપમાં ગુંજન કરતા) ભમરાને જોઈને શ્રીકૃષ્ણ સાથેના મિલનનું ધ્યાન કરતી, પોતાના પ્રિય શ્રીકૃષ્ણે (પોતાને મનાવવા) દૂત મોકલ્યો છે એમ માનીને, એ ભમરાને આ પ્રમાણે કહેવા લાગી : ॥ ૧૧ ॥

प्रियेण श्रीकृष्णेन मां प्रसादयितुं प्रस्थापितोऽयं दूत इति कल्पयित्वाब्रवीत् । यद्वा तस्मिन्नप्युद्धवे प्रियप्रस्थापितं दूतमिति दूतदृष्टिं कृत्वा मधुकराप-देशेनोद्धवमेवाब्रवीदित्यर्थः ॥ ११ ॥

પ્રિય શ્રીકૃષ્ણ દ્વારા મને પ્રસન્ન કરવા માટે આ દૂત મોકલવામાં આવ્યો છે, એમ માનીને બોલી. અથવા તે ઉદ્ધવમાં પણ 'આ પ્રિય શ્રીકૃષ્ણ દ્વારા મોકલવામાં આવેલો દૂત છે.' એમ દૂતદૃષ્ટિ કરીને ભમરાને બહાને ઉદ્ધવજીને જ કહેવા લાગી : ॥ ૧૧॥

**गोप्युवाच**

**मधुप कितवबन्धो मा स्पृशाङ्घ्रिं सपत्न्याः**
**कुचविलुलितमालाकुङ्कुमश्मश्रुभिर्नः ।**
**वहतु मधुपतिस्तन्मानिनीनां प्रसादं**
**यदुसदसि विडम्ब्यं यस्य दूतस्त्वमीदृक् ॥ १२**

(છંદ - માલિની)

**ગોપી બોલી** – હે ભમરા, હે કપટીના મિત્ર, અમારી સપત્નીઓનાં વક્ષઃસ્થળના સ્પર્શથી મસળાયેલી માળાના (પીળા કેસર) કુંકુમથી (પરાગરજથી) રંગાયેલી તારી મૂછોથી તું અમારા પગને અડ નહીં. મધુપતિ શ્રીકૃષ્ણ (મથુરાની) માનિનીઓને ભલે મનાવ્યા કરે. (એમનો એ કેસરરૂપ) કૃપાપ્રસાદ યદુવંશીઓની સભામાં ઉપહાસ કરવા યોગ્ય છે. (તે પોતાની પાસે રાખે.) જેમનો આવો દૂત તું (પણ તારા સ્વામી જેવો જ) છે! ॥ ૧૨॥

हे मधुप, कितवस्य धूर्तस्य बन्धो नोऽस्माकमङ्घ्रिं मा स्पृश। मा मां नमस्कारेण प्रार्थयस्वेत्यर्थः। तत्किमित्यपेक्षायां कृष्णवर्णस्य तस्य श्मश्रूणां लोहितत्वे कारणमुत्प्रेक्षमाणाह— सपत्न्याः कुचाभ्यां लुलिता संमर्दिता या कृष्णस्य वनमाला अत एव तस्याः कुङ्कुमं येषु तैः श्मश्रुभिरुपलक्षितः। किंतु तासामेव मानिनीनां प्रसादं मधुपतिर्वहतु, किमस्मत्प्रसादनेन तस्य यदुसदसि बिडम्ब्यमुपहासास्पदम्। कुतः। यस्य दूतस्त्वमीदृगीदृशः ॥ १२ ॥

હે (મધુપાન કરનાર) ભમરા, હે કપટીના (ધૂતારાના) મિત્ર, તું અમારા પગને અડ નહીં. **'મા'** નમસ્કાર કરીને તું મને પ્રાર્થના કરીશ નહીં, એમ અર્થ છે. એવું શાથી? એવી અપેક્ષાના સમાધાનમાં, કાળા રંગના તે ભમરાની મૂછો પીળા કેસરથી રંગાયેલી છે તે માટેનું કારણ ઉત્પ્રેક્ષા કરતાં કહે છે – સપત્નીઓનાં વક્ષઃસ્થળના સ્પર્શથી મસળાયેલી શ્રીકૃષ્ણની જે વનમાળા છે, તેના મસળાવાથી તે વનમાળાનું કેસર જેમના પર લાગેલું છે તે તારી મૂછોથી ઉપલક્ષિત થાય છે. પરંતુ તે માનિનીઓને મધુપતિ ભલે મનાવ્યા કરે, અમને મનાવવાની તે(શ્રીકૃષ્ણ)ને શી આવશ્યકતા છે? (મથુરાની માનિનીઓનો કુંકુમરૂપ કૃપાપ્રસાદ ધારણ કરનાર) તે શ્રીકૃષ્ણનો (આ સર્વ ધર્મલોપ) યદુવંશીઓની સભામાં ઉપહાસ કરવા યોગ્ય છે. શાથી? જેનો દૂત પણ આવો (સપત્નીઓનાં વક્ષઃસ્થળ ઉપર લાગેલા કુંકુમથી લેપાયેલી મૂછોવાળો) છે! ॥ ૧૨ ॥

**वंशीधरी**—स्वचरणकमलसौरभलोभेन भ्रमन्तं भ्रमरं वीक्ष्य दिव्योन्मादवती श्रीवृषभानुनन्दिनी प्रजल्पति—'हे मधुप इति।'

ननु किमित्येवं तमवजानीथ, किं वस्तेनापकृतमत आह—**सकृदिति**।

પોતાના ચરણકમળની સૌરભના લોભથી ભમતા ભમરાને જોઈને દિવ્ય ઉન્માદવતી શ્રીવૃષભાનુનંદિની રાધાજી (આ શ્લોક) કહે છે – **'हे मधुप इति।'**

શંકા કરવામાં આવી છે કે તમે શા માટે તે શ્રીકૃષ્ણની આવી અવજ્ઞા કરો છો? તેણે તમારું શું બગાડ્યું છે? તે માટે ગોપી કહે છે – **'सकृत् इति।'**

**सकृदधरसुधां स्वां मोहिनीं पाययित्वा**
**सुमनस इव सद्यस्तत्यजेऽस्मान् भवादृक्।**
**परिचरति कथं तत्पादपद्मं तु पद्मा**
**ह्यपि बत हृतचेता उत्तमश्लोकजल्पैः॥ १३**

(પુષ્પોનો રસ પીધા પછી તું પુષ્પોને છોડી દે છે તેમ) તારા જેવા (કાળા) શ્રીકૃષ્ણે પોતાની મોહક અધરસુધા અમને એક વાર પિવડાવીને અમારો ત્યાગ કર્યો છે! પરંતુ (પરમ ચતુર સર્વોત્તમ) લક્ષ્મીજી એ (અકૃતજ્ઞ શ્રીકૃષ્ણ)નાં ચરણકમળની સેવા કેવી રીતે (કર્યા) કરે છે? ખેદની વાત છે કે પવિત્રકીર્તિ (શ્રીકૃષ્ણ)ની (મીઠી અને જૂઠી) વાતોથી આકૃષ્ટ ચિત્તવાળાં થઈ લક્ષ્મીજી તેમના ચરણકમળની સેવા કરે છે! (પણ અમે લક્ષ્મીજી જેવી ભોળી નથી.)॥ ૧૩ ॥

भवादृक् त्वादृशो दुर्मनाः सुमनसः कुसुमानि यथा त्यजति तद्वत्। अहो बताविज्ञस्य तस्य पादपद्मं श्रीः कथं सेवते,, विदितं मयेत्याह—

**'भवादृक्'** તારા જેવા દુષ્ટ મનવાળા – **'सुमनसः'** પુષ્પોનો રસ પીધા પછી જેમ તું છોડી દે છે તેમ (તેમણે અમારો ત્યાગ કર્યો છે). અરે, ખેદની વાત છે કે અકૃતજ્ઞ એવા તે(શ્રીકૃષ્ણ)નાં ચરણકમળને પદ્મા

अपीति। बतेति खेदे। उत्तमश्लोकस्य जल्पैर्मिथ्या-कथाभिः प्रलापैः प्रायो हृतचेताः, वयं तु न लक्ष्मीवदविचक्षणा इति भावः॥ १३॥

(લક્ષ્મીજી) કેવી રીતે સેવે છે! મને તે સમજાયું છે, એમ ગોપી કહે છે – '**अपि इति।**' '**बत**' ખેદ દર્શાવે છે. પવિત્રકીર્તિ શ્રીકૃષ્ણનાં મિથ્યા વચનો અને મિથ્યા પ્રલાપોથી જેમનું ચિત્ત ઘણું કરીને આકૃષ્ટ થઈ ગયું છે તેવાં લક્ષ્મીજી, પણ અમે લક્ષ્મીજી જેવી ભોળી નથી, એવો ભાવ છે. (લક્ષ્મીજી તો સરળ છે પણ અમે ચતુર છીએ, તેથી તેમની વાતોથી ભરમાઈ જઈએ તેવી નથી.) ॥ ૧૩ ॥

झङ्कारान्बहुधा कुर्वन्तमस्मत्प्रसादलाभाय कृष्णं गायतीति मत्वाह—**किमिहेति**।

બહુ ગુંજારવ કરતા ભમરાને, અમારી કૃપા પ્રાપ્ત કરવા માટે તું શ્રીકૃષ્ણને ગાય છે (શ્રીકૃષ્ણનાં ગીતો ગાય છે), એમ માનીને ગોપી કહે છે – '**किम् इह इति।**'

**किमिह बहु षडङ्घ्रे गायसि त्वं यदूना-**
**मधिपतिमगृहाणामग्रतो नः पुराणम्।**
**विजयसखसखीनां गीयतां तत्प्रसंगः**
**क्षपितकुचरुजस्ते कल्पयन्तीष्टमिष्टाः॥ १४**

હે છ ચરણવાળા (ભમરા), અહીં ઘરબાર વગરની વનવાસિની ગોપીઓ એવી અમારી સામે તું (પૂર્વે અનેક રીતે અનુભવેલા, કપટ ગુણવાળા) પુરાતન એવા યદુવંશશિરોમણિ (શ્રીકૃષ્ણ)નાં ગુણગાન શા માટે કરી રહ્યો છે? અર્જુનના સખા (શ્રીકૃષ્ણ)ની (મધુપુરવાસિની) સખીઓની સામે (જઈને) તેમનાં ગુણગાન કર. (જેમને આલિંગન કરીને) જેમનાં હૃદયની પીડા મટાડવામાં આવી છે તે શ્રીકૃષ્ણની પ્રિયાઓ તને અભીષ્ટ વસ્તુ આપશે. ॥ ૧૪ ॥

पुराणं पुरातनं बहुशोऽनुभूतम्। विजयसखस्य श्रीकृष्णस्य सांप्रतं याः सख्यस्तासामग्रतस्तत्प्रसङ्गो गीयताम्। इष्टाः कृष्णस्य प्रियाः। तेन पूजिता इति वा। तेनालिङ्गितेन क्षपिता कुचरुग्यासां तास्तवेष्टमपेक्षितं दास्यन्तीति॥ १४॥

'**पुराणम्**' પુરાતન, વારંવાર જેમનો અનુભવ કર્યો છે તે (જૂના ને જાણીતા) શ્રીકૃષ્ણને – '**विजयसखस्य**' શ્રીકૃષ્ણની હાલમાં જે સખીઓ છે તેમની આગળ તેમની લીલાનું ગાન કર. '**इष्टाः**' શ્રીકૃષ્ણની પ્રિયાઓ અથવા તેમના દ્વારા ગીતથી પૂજાયેલી (મધુપુરવાસિનીઓ) – તે (શ્રીકૃષ્ણ) દ્વારા આલિંગન આપવાથી જેમનાં હૃદયની પીડા મટાડવામાં આવી છે, તે શ્રીકૃષ્ણની પ્રિયાઓ તને અભીષ્ટ વસ્તુ આપશે. ॥ ૧૪ ॥

भो मातः, मैवं वोचस्त्वामनुस्मृत्यानङ्गविक्ल-वस्त्वां प्रसादयितुं मामादिष्टवानित्यत आह—**दिवीति**।

હે માતા, આમ ન બોલો. તમને યાદ કરી કરીને કામાતુર થયેલા શ્રીકૃષ્ણે તમને મનાવવા માટે મને આદેશ આપ્યો છે, (એમ જો ભમરો કહે તો) તે માટે ગોપી કહે છે – '**दिवि इति।**'

**दिवि भुवि च रसायां काः स्त्रियस्तद्दुरापाः**
**कपटरुचिरहासभ्रूविजृम्भस्य याः स्युः।**
**चरणरज उपास्ते यस्य भूतिर्वयं का**
**अपि च कृपणपक्षे ह्युत्तमश्लोकशब्दः॥ १५**

કપટયુક્ત મનોહર સ્મિતપૂર્વકના ભ્રૂવિલાસવાળા તે શ્રીકૃષ્ણને સ્વર્ગમાં, પૃથ્વી પર અને પાતાળમાં જે સ્ત્રીઓ છે તેમાંથી કઈ સ્ત્રીઓ દુર્લભ છે? (કોઈ પણ સ્ત્રી દુર્લભ નથી.) લક્ષ્મીજી જેમની ચરણરજ સેવે છે ત્યાં અમે કોણ? આમ છતાં (હે ભ્રમર, ઉત્તમશ્લોક શ્રીકૃષ્ણને એટલો સંદેશો આપજે કે) દીનજનોનો પક્ષ કરે તેના વિષે જ 'ઉત્તમશ્લોક' શબ્દ ઘટે છે. ॥૧૫॥

दिवि भुवि रसातले च याः स्त्रियः स्युः ताः का नाम दुरापाः, न काश्चन। तदित्यव्ययम् तस्येत्यर्थः। कपटेन रुचिरेण हासेन भ्रूविजृम्भो यस्य तस्य। हे कपट, इति वा। किंच यस्य चरणरजः श्रीः सेवते तत्र वयं काः। अपि च यद्यप्येवं तथापि कृपणपक्षे कृपणानुकम्पिनि पुंस्युत्तमश्लोकशब्दो भवतीति तथा कथनीयं त्वयेति भावः॥ १५॥

સ્વર્ગમાં, પૃથ્વી પર અને પાતાળમાં જે સ્ત્રીઓ હોય તેમનામાં શ્રીકૃષ્ણને દુષ્પ્રાપ્ય એવી કઈ સ્ત્રી છે? કોઈ જ નહીં. **'तत्'** એ અવ્યય છે, **'तस्य'** તે શ્રીકૃષ્ણને, એમ અર્થ છે. કપટયુક્ત મનોહર સ્મિતપૂર્વકનો ભ્રૂવિલાસ છે જેમનો તેમને – અથવા હે કપટી (ભમરા) – વળી, જેમની ચરણરજ લક્ષ્મીજી સેવે છે ત્યાં અમે કોણ? **'अपि च'** આમ છે તેમ છતાં પણ દીનજનોનો પક્ષ કરનાર માટે, દીનજનો ઉપર અનુકંપા કરનાર પુરુષ માટે ઉત્તમશ્લોક શબ્દ ઘટે છે, એમ તારે શ્રીકૃષ્ણને કહેવા યોગ્ય છે, એવો ભાવ છે. ॥ ૧૫ ॥

पादमूले प्रविशन्तं क्षमापयिष्यन्तमिव मत्वाह—**विसृजेति**।

ચરણમાં પડીને જાણે માફી માગનારો હોય તેમ માનીને ગોપી (ભમરાને) કહે છે – **'विसृज इति।'**

**विसृज शिरसि पादं वेद्म्यहं चाटुकारै-**
**रनुनयविदुषस्तेऽभ्येत्य दौत्यैर्मुकुन्दात्।**
**स्वकृत इह विसृष्टापत्यपत्यन्यलोका**
**व्यसृजदकृतचेताः किं नु सन्धेयमस्मिन्॥ १६**

અરે, ભમરા! (તારા મસ્તક ઉપર મૂકેલા અમારા) પગને છોડી દે. (અમારા પગમાં તારું માથું ન મૂક.) મુકુન્દ (શ્રીકૃષ્ણ) પાસેથી શીખી લાવીને દૂતકર્મો દ્વારા મીઠાં મીઠાં વચનોથી અનુનય-વિનય કરવામાં ચતુર (એવા તારી બધી ચતુરાઈ)ને હું જાણું છું. શ્રીકૃષ્ણને ખાતર સંતાન, પતિ, આ લોક અને પરલોક જેમના દ્વારા છોડવામાં આવ્યા છે તેવી અમને જે અકૃતજ્ઞ (ચંચળ) ચિત્તવાળો (અહીં) ત્યજીને જતો રહ્યો છે, તે આ શ્રીકૃષ્ણ સાથે સમાધાન કરવું શું ઉચિત છે? ॥ ૧૬ ॥

शिरसि न्यस्तं पादं विसृज। तथाप्यमुञ्चन्त-माह—वेद्मीति। मुकुन्दादभ्येत्य ततः शिक्षित्वेत्यर्थः। दौत्यैर्दूतकर्मभिश्चाटुकारैः प्रियोक्तिरचनाभिरनुनय-

(તારા) મસ્તક ઉપર મૂકેલા (અમારા) પગને છોડી દે. (અમારા પગમાં તારું માથું ન મૂક.) (આમ કહેવા) છતાં પણ પગને ન છોડતા ભમરાને કહે છે – **'वेद्मि इति।'** હું જાણું છું. **'मुकुन्दात्-अभ्येत्य'** તે મુકુન્દ પાસેથી શીખી લાવીને, એમ અર્થ છે. **'दौत्यैः'** દૂતકર્મો વડે **'चाटुकारैः'** મીઠાં મીઠાં વચનોથી

विदुषः प्रार्थनाचतुरस्य ते तव सर्वमहं वेद्मि। मुकुन्दवत्त्वमप्यविश्वसनीय इति भावः। ननु तेन किमपराद्धं तत्राह—स्वकृत इति। स्वकृते तदर्थमेव विसृष्टा अपत्यपत्यन्यलोकाः अपत्यानि पतयश्चेतीह लोकोऽन्यलोको धर्मसाध्यश्च याभिस्ता नः अकृतचेता असंयतचित्तो यो व्यसृजदस्मिन् किं नु संधातव्यमिति॥ १६॥

किंच कृष्णस्य पूर्वाणि कर्माण्यनुसंदधाना बिभेम्यहमस्मादित्याह—**मृगयुरिवेति**।

**मृगयुरिव कपीन्द्रं विव्यधे लुब्धधर्मा**
**स्त्रियमकृत विरूपां स्त्रीजितः कामयानाम्।**
**बलिमपि बलिमत्त्वाऽवेष्टयद् ध्वांक्षवद् य-**
**स्तदलमसितसख्यैर्दुस्त्यजस्तत्कथार्थः ॥ १७**

मृगयुर्लुब्धक इव यः कपीन्द्रं बालिनं विव्यधे अविध्यत्। लुब्धधर्मा क्रौर्यवान् वा। अलुब्धधर्मेति वा। लुब्धको हि तन्मांसमत्तुकामो विध्यति, अयं तु न तथा, अतो वृथा। कठिन इत्यर्थः। तथा स्त्रियं शूर्पणखां स्त्रीजितः सीतापरतन्त्रः काम एव यानं प्राप्तिसाधनं यस्यास्तां विरूपां छिन्नकर्णनासिकामकरोद्दाशरथिरूपेण। तथा

**'अनुनयविदुषः'** (અનુનય-વિનય દ્વારા) પ્રાર્થના કરવામાં ચતુર એવા તારી સર્વ (ચતુરાઈ) હું જાણું છું. મુકુન્દની જેમ તું પણ અવિશ્વસનીય છે, એવો ભાવ છે. શંકા કરવામાં આવી છે કે તે શ્રીકૃષ્ણથી શો અપરાધ થઈ ગયો છે? તે માટે ઉત્તર આપે છે – **'स्वकृते इति।'** તે શ્રીકૃષ્ણને માટે જ જેમના દ્વારા **'अपत्य-पति-अन्यलोकाः'** સંતાનો અને પતિઓ, આ લોક અને ધર્મથી સાધ્ય પરલોક છોડવામાં આવ્યા છે તેવી અમને જે **'अकृतचेताः'** અકૃતજ્ઞ ચિત્તવાળો છોડીને ગયો છે, તે આ શ્રીકૃષ્ણ સાથે સમાધાન કરવું શું ઉચિત છે? ॥ ૧૬ ॥

વળી, શ્રીકૃષ્ણના પૂર્વ (અવતારો)નાં કર્મોનું ચિંતન કરનારી હું એનાથી ભય પામું છું, એમ કહે છે – **'मृगयुः इव इति।'**

(શ્રીરામના અવતારમાં) પારધી જેવા જેમણે વાનરરાજ વાલિને મારી નાખ્યો હતો, પત્ની (સીતાજી)થી જિતાયેલા જેમણે કામવશ થયેલી સ્ત્રી(શૂર્પણખા)ને (તેનાં નાક-કાન કાપીને) કુરૂપ કરી દીધી હતી અને (વામન અવતારમાં) બલિરાજાએ સમર્પિત કરેલી (ભૂમિદાન વગેરે) પૂજા ગ્રહણ કરીને જેમણે કાગડાની પેઠે બલિરાજાને પણ (વરુણપાશથી) બાંધ્યો. આથી કાળાની મિત્રતાથી હવે બસ! (આમ છે તો પણ) તેમની કથાઓરૂપ અર્થ ત્યજવો ઘણો અઘરો છે. ॥ ૧૭ ॥

**'मृगयुः'** પારધી જેવા જેમણે **'कपि-इन्द्रम्'** વાનરરાજ વાલિને **'विव्यधे'** વીંધી નાખ્યો. **'लुब्धधर्मा'** પારધીના ક્રૂરતા વગેરે ધર્મોવાળા અથવા **'अलुब्धधर्मा'** (પાઠમાં) ક્રૂર કર્મ કરવાની ઈચ્છાવાળો તે શિકારી જ પશુને વીંધે છે, પણ આ શ્રીકૃષ્ણ તેવા નથી તેથી વ્યર્થ જ ક્રૂર થયા, એમ અર્થ છે. તથા દશરથપુત્રરૂપે (રામાવતારમાં) **'स्त्रीजितः'** પત્ની સીતાજીથી જિતાયેલા અને પત્નીને અધીન એવા શ્રીરામે, કામવાસના જ જેને માટે **'यानम्'** શ્રીરામની પ્રાપ્તિનું સાધન હતી, એવી તે સ્ત્રી શૂર્પણખાને **'विरूपाम्'** કુરૂપ – કપાયેલાં નાક-કાનવાળી કરી દીધી. તથા વામન

बलिमपि तद्दत्तं बलिमत्त्वा भक्षयित्वा ध्वाङ्क्षवत्काकवदवेष्टयद् बबन्ध वामनरूपेण। 'बलिमत्त्वाऽधोऽक्षिपद्विष्टपाद्य' इति पाठे बलिं पूजां गृहीत्वा विष्टपात्स्वर्गादधोऽक्षिपदित्यर्थः। तत्तस्मादसितस्य कृष्णस्य सख्यैरलम्। एवं चेत्किमिति तं नित्यं गायथ तत्राह—दुस्त्यजस्तु तस्य कथारूपोऽर्थ इति॥ १७॥

**बाल.**—काकः स यथा किञ्चिद्भुक्त्वापि स्वामिनं पुनरावेष्टयति तद्वत्।

अपि च जानीम एव तत्कथाऽपि त्रिवर्गलतामूलोन्मूलनीति तथापि न त्यक्तुं शक्नुमः, किं कुर्म इत्याह—**यदनुचरितेति**।

**यदनुचरितलीलाकर्णपीयूषविप्रुट्-**
**सकृददनविधूतद्वन्द्वधर्मा विनष्टाः।**
**सपदि गृहकुटुम्बं दीनमुत्सृज्य दीना**
**बहव इव विहंगा भिक्षुचर्यां चरन्ति॥ १८**

यस्यानुचरितमेव लीला तदेव कर्णपीयूषं तस्य विप्रुट् कणिका तस्याः सकृददनं सेवनं तेन विधूता निरस्ता द्वन्द्वधर्मा रागादयो येषां तेऽत एव विनष्टा असत्तुल्या दीनं दुःखितं गृहकुटुम्बं विहाय दीना भोगहीना विहङ्गा अपि भिक्षुचर्यां प्राणवृत्तिमात्रं चरन्त्यतस्त्याज्याः, तथापि त्यक्तुं न शक्नुम इति निन्दापरत्वेऽयं तावच्छ्रौतोऽर्थः।

અવતારમાં વિરોચનના પુત્ર બલિરાજાને પણ તેણે આપેલી ભેટનો '**अत्त्वा**' ઉપભોગ કરીને '**ध्वाङ्क्षवत्**' કાગડાની જેમ બાંધ્યો. '**बलिम्-अत्त्वा-अधः-अक्षिपत्-विष्टपात्-यः**' એમ પાઠમાં '**बलिम्**' પૂજા ગ્રહણ કરીને '**विष्टपात्**' સ્વર્ગમાંથી પાતાળમાં ફેંકી દીધો, એમ અર્થ છે. '**तत्**' તેથી '**असितस्य**' કાળા શ્રીકૃષ્ણની મૈત્રીથી હવે બસ. જો આમ છે તો હંમેશાં શ્રીકૃષ્ણને જ કેમ ગાયા કરો છો? તે માટે ઉત્તર આપે છે – તે શ્રીકૃષ્ણની કથાઓરૂપ અર્થ ત્યાગી દેવો અતિ કઠણ છે.॥ ૧૭ ॥

તે કાગડો જેમ થોડું ખાવાનું ખાઈ લીધા પછી પણ માલિકને ફરીથી ઘેરી લે છે, તેની જેમ.

અને વળી, અમે જાણીએ જ છીએ કે તે (શ્રીકૃષ્ણ)ની કથા પણ (ધર્મ, અર્થ, કામરૂપ) ત્રણ (પુરુષાર્થ) વર્ગની વેલનાં મૂળને ઉખાડી નાખનારી છે. (આથી એ કથાઓ છોડી દેવી જોઈએ.) તેમ છતાં અમે તે છોડવા શક્તિમાન નથી. શું કરીએ? એમ કહે છે – '**यत्-अनुचरित इति।**'

જે (શ્રીકૃષ્ણ)ના અવતારચરિત્રોની લીલાઓરૂપ કર્ણામૃતના એક કણનો (પણ) એક વાર (પણ) રસાસ્વાદ લેનારા જનોનાં (રાગ-દ્વેષ, સુખ-દુઃખરૂપી બધાં) દ્વંદ્વો નાશ પામે છે. દુઃખથી ભરેલી ગૃહસ્થીને તત્ક્ષણ છોડીને ઘણા લોકો અકિંચન જેવા થઈ જાય છે અને પક્ષીઓ (દાણા વીણીને ખાય તેમ) તેઓ ભિક્ષાટન કરે છે. ॥ ૧૮ ॥

જેમનું અવતારચરિત્ર એ જ લીલા, તે જ કર્ણામૃત, તેની '**विप्रुट्**' કણિકા, તેનું એક વાર '**अदनम्**' સેવન, તેનાથી '**विधूताः**' નાશ પામ્યા છે રાગાદિ દ્વંદ્વધર્મો જેમના તેવા તે. આથી જ '**विनष्टाः**' નાશ પામ્યા હોય તેવા તેઓ, અસત્-તુલ્ય '**दीनम्**' દુઃખથી ભરેલી ઘર-ગૃહસ્થીને છોડીને '**दीनाः**' ભોગરહિત થઈને, પક્ષીઓ (જેમ દાણા વીણીને ખાય છે તેમ) '**भिक्षुचर्याम्**' ભિક્ષાટન કરે છે, માત્ર પ્રાણને ટકાવવા જેટલું માગીને ખાય છે. (આથી શ્રીકૃષ્ણલીલાનું શ્રવણ) ત્યાગવા યોગ્ય છે, તેમ છતાં અમે તે ત્યાગી શકતી નથી. આમ આ નિંદાપરક એવો અર્થ શ્રુતિમાં કહ્યા પ્રમાણે છે.

दुस्त्यजत्वेऽपि पारमार्थिकोऽयमर्थः। विधूत-द्वन्द्वधर्मा इत्यन्तः समासः पूर्ववत्। ततस्ते च ते अविनष्टाश्चेति समासः। इतरे पुनर्द्वन्द्वधर्माणो विनष्टा एव। सपदि तत्क्षणमेव दीनं तुच्छं गृहसहितं कुटुम्बं विहाय दीना इवाकिंचनाः। 'धीराः' इति वा पाठः। बहवो विहङ्गा हंसा इव सारासारविवेकचतुरा भिक्षुचर्यां पारमहंस्यं चरन्ति। तस्मादेवं परमपुरुषार्थरूपत्वाद्दुस्त्यज एव तत्कथार्थ इति॥ १८॥

ભગવાનની કથા દુસ્ત્યજ હોવા માટે પણ આ (નીચે પ્રમાણે) પારમાર્થિક અર્થ છે. **'विधूतद्वंद्वधर्मा'** આ શબ્દોના અંતવાળા સમાસને પૂર્વની જેમ સમજવો. જેમના દ્વંદ્વધર્મો નાશ પામ્યા છે તેવા તેઓ અને તેથી જેઓ નાશ પામતા નથી તેવા તેઓ, એમ આખો સમાસ છે. **( यदनुचरितलीलाकर्णपीयूषविप्रुट्-सकृददनविधूतद्वन्द्वधर्माऽविनष्टाः। )** વળી, બીજા જે દ્વંદ્વધર્મોવાળા છે તેઓ નાશ પામેલા જ છે. (નાશ પામેલા દ્વંદ્વધર્મોવાળા જનો) તત્ક્ષણ જ **'दीनम्'** તુચ્છ એવા ઘરસહિતના કુટુંબને છોડીને **'दीनाः'** દીન જેવા એટલે અકિંચન થઈ જાય છે. અથવા **'दीनाः'** ને બદલે **'धीराः'** પાઠ છે. ઘણા લોકો **'विहङ्गाः'** હંસો જેવા સાર-અસારના વિવેકમાં ચતુર હોય છે, તેઓ **'भिक्षुचर्याम्'** પરમહંસત્વ (આત્મા-અનાત્માનો વિવેક કરનારા થઈ તેમના ધર્મો)નું પાલન કરે છે. તેથી આમ કથાશ્રવણ પરમ પુરુષાર્થરૂપ હોવાથી, તેમનો કથારૂપી અર્થ દુસ્ત્યજ છે, એમ અર્થ છે. ॥ ૧૮ ॥

ननु किमेवं ब्रूषे, पूर्वं त्वयैव साकं रहसि किमेवं नावोचदित्यत आह—**वयमिति**।

(ઉદ્ધવજી) શંકા કરે કે (અત્યારે) તું કેમ આવું કહે છે? પૂર્વે તારી જ સાથે (શ્રીકૃષ્ણે) શું એકાંતમાં આવી વાત કરી ન હતી? આ માટે ગોપી ઉત્તર આપે છે – **'वयम् इति।'**

**वयमृतमिव जिह्मव्याहृतं श्रद्दधानाः**
**कुलिकरुतमिवाज्ञाः कृष्णवध्वो हरिण्यः।**
**ददृशुरसकृदेतत्तन्नखस्पर्शतीव्र-**
**स्मररुज उपमन्त्रिन् भण्यतामन्यवार्ता॥ १९**

વ્યાધના મધુર ગાનને ન સમજનારી અને તે જાણે સત્ય છે એમ શ્રદ્ધા રાખનારી કૃષ્ણસાર (કાળા મૃગ)ની મૃગવધૂઓએ જેમ બાણોથી ઘાયલ થઈને પીડા (જ) જોઈ (અનુભવી), તેમ હે નીતિનિપુણ દૂત, શ્રીકૃષ્ણના કપટી વચનને સત્ય માનીને શ્રદ્ધા રાખનારી, શ્રીકૃષ્ણની ભોળી (અજ્ઞ) વધૂઓ એવી અમે તેના નખક્ષતોથી થયેલી આ તીવ્ર કામપીડા વારંવાર જોઈ (અનુભવી) છે, આથી બીજી વાત કહો. ॥૧૯॥

हे उपमन्त्रिन् दूत, आस्तामियं वार्ता। यतः कुलिकस्य मृगयोः रुतं गीतमज्ञा यथा ऋतं सत्यमिति श्रद्दधानाः कृष्णस्य हरिणस्य वध्वो भार्या हरिण्यः शरैः क्षताः सत्यो रुजो ददृशुः। एवं जिह्मस्य कुटिलस्य तस्य व्याहृतं ऋतमिव

હે **'उपमन्त्रिन्'** હે દૂત, આ વાતને બાજુએ મૂકો, કારણ કે **'कुलिकस्य'** પારધીના **'रुतम्'** ગીત(ના હેતુ)ને ન સમજનારી અને તે **'ऋतम्'** સત્ય છે એમ શ્રદ્ધા રાખતી **'कृष्णस्य'** કૃષ્ણસાર મૃગની પત્ની હરણીઓએ જેવી રીતે બાણોથી ઘાયલ થઈને પીડા જોઈ (અનુભવી), એમ તે **'जिह्मस्य'** કુટિલ (શ્રીકૃષ્ણ)ના વચનને સત્ય

श्रद्धानाः स्पृहयन्त्यो वयमसकृदेतद्दृशिम। किं तत्। तस्य नखैः स्पर्शस्तेन तीव्रः स्मरस्तेन रुजः पीडाः। तस्मादन्या वार्ता भण्यतां कथ्यतामिति ॥ १९ ॥

परावृत्य गत्वा पुनरागतं प्रत्याह—**प्रियसखेति**।

**प्रियसख पुनरागाः प्रेयसा प्रेषितः किं**
**वरय किमनुरुन्धे माननीयोऽसि मेऽङ्ग।**
**नयसि कथमिहास्मान् दुस्त्यजद्वन्द्वपार्श्वं**
**सततमुरसि सौम्य श्रीर्वधूः साकमास्ते॥ २०**

हे प्रियस्य सखे, प्रेयसा कृष्णेन पुनः प्रेषितः किं त्वमागतोऽसि। अङ्ग हे दूत, मे माननीयः पूज्योऽसि। अतो भवान् किमनुरुन्धे प्राप्तुमिच्छतीत्यर्थः। तद्वरय वृणीष्व। संमानितं प्रत्याह—नयसीति। इह सती अस्मान् दुस्त्यजं द्वन्द्वं मिथुनीभावो यस्य तस्य पार्श्वं समीपं कथं नयसि नेष्यसि। तथा हि—हे सौम्य, श्रीर्नाम वधूः। साकं सहैव सततमास्ते। तत्राप्युरसि वक्षस्येव ॥ २० ॥

तेन संमन्त्रिता सती ब्रूते। **अपि बतेति**।

**अपि बत मधुपुर्यामार्यपुत्रोऽधुनाऽऽस्ते**
**स्मरति स पितृगेहान् सौम्य बन्धूंश्च गोपान्।**
**क्वचिदपि स कथा नः किंकरीणां गृणीते**
**भुजमगुरुसुगन्धं मूर्ध्न्यधास्यत् कदा नु॥ २१**

માનીને '**श्रद्धानाः**' સ્પૃહા રાખતી અમે વારંવાર આ જોયું હતું. (અનુભવ્યું હતું.) તે શું જોયું? તેમના નખોથી થયેલો સ્પર્શ, તે સ્પર્શથી થયેલો તીવ્ર કામ, તે કામથી થયેલી '**रुजः**' પીડા. આથી બીજી વાત '**भण्यताम्**' કહો. ॥ ૧૯ ॥

એક વાર પાછા ગયેલા અને વળી પાછા ફરીથી આવેલા ભમરાને કહે છે – '**प्रियसख इति।**'

હે પ્રિય શ્રીકૃષ્ણના સખા, પ્રિયતમ શ્રીકૃષ્ણ દ્વારા ફરીથી મોકલવામાં આવેલા તમે ફરી પાછા આવ્યા? હે દૂત, તમે મારા પૂજ્ય છો, આથી આપ જે પ્રાપ્ત કરવા ઇચ્છો તે માગી લો. (ઉદ્ધવજી જો કહે કે 'તમને ભગવાનની પાસે લઈ જવા ઇચ્છું છું.' તો તે માટે ગોપી કહે છે :) હે પ્રિયદર્શન, આ સમયે પણ જેમના યુગલસ્વરૂપનો ભાવ દુસ્ત્યજ છે તેમની પાસે અહીં રહેલી અમને શા માટે લઈ જાઓ છો? કારણ કે 'શ્રી' નામની વધૂ તેમના વક્ષઃસ્થળ ઉપર નિરંતર સાથે જ રહે છે. ॥ ૨૦ ॥

હે પ્રિય શ્રીકૃષ્ણના સખા, પ્રિયતમ શ્રીકૃષ્ણ દ્વારા ફરીથી મોકલવામાં આવેલા તમે ફરી પાછા આવ્યા છો? '**अङ्ग**' હે દૂત, આપ મારા '**माननीयः**' પૂજ્ય છો. આથી આપ શું '**अनुरुन्धे**' પ્રાપ્ત કરવા ઇચ્છો છો, એમ અર્થ છે. તે '**वरय**' માગી લો. જેને સન્માન આપવામાં આવ્યું છે તે દૂતને કહે છે – '**नयसि इति।**' જેમનો '**द्वंद्वम्**' યુગલસ્વરૂપનો ભાવ દુસ્ત્યજ છે તેમની '**पार्श्वम्**' પાસે, અહીં રહેલી અમને શા માટે '**नयसि**' લઈ જાઓ છો? કહેવામાં આવે છે કે – હે સૌમ્ય, 'શ્રી' નામની વધૂ તેમની '**साकम्**' સાથે નિરંતર રહે છે, તે પણ પાછી '**उरसि**' વક્ષઃસ્થળમાં જ (રહે છે)!॥૨૦॥

તેમના (ઉદ્ધવજી) દ્વારા સંબોધિત કરાયેલી (ગોપી) કહે છે – '**अपि बत-इति।**'

હે સૌમ્ય, વસુદેવનંદન શ્રીકૃષ્ણ (ગુરુગૃહેથી આવીને) અત્યારે શું મથુરામાં બિરાજે છે? શું તેઓ કદી માતા-પિતા, ઘર, સ્નેહીઓ અને ગોવાળોને યાદ કરે છે? કિંકરી એવી અમારી વાત તે ક્યારેય પણ કરે છે ખરા? અહો! અગરુ જેવી સુગંધવાળો શ્રીહસ્ત તે અમારા મસ્તક પર ક્યારે પધરાવશે? ॥ ૨૧ ॥

बत हर्षे। हे सौम्य, गुरुकुलादागत्यार्यपुत्रः कृष्णोऽधुना किं मधुपर्यां वर्तते। कदाचिदपि नोऽस्माकं वार्ताः किं ब्रूते। अगुरुवत्सुगन्धं भुजं नो मूर्ध्नि कदा नु धास्यतीति॥ २१ ॥

**श्रीशुक उवाच**

**अथोद्धवो निशम्यैवं कृष्णदर्शनलालसाः।**
**सान्त्वयन् प्रियसन्देशैर्गोपीरिदमभाषत॥ २२**

श्रीकृष्णदर्शनोत्सुका गोपीः प्रियस्य संदेशैः सान्त्वयन् प्रथमं तावदिदमभाषत॥ २२॥

तदाह षड्भिः—**अहो इति**।

**उद्धव उवाच**

**अहो यूयं स्म पूर्णार्था भवत्यो लोकपूजिताः।**
**वासुदेवे भगवति यासामित्यर्पितं मनः॥ २३**

स्म नूनं यूयं पूर्णार्थाः कृतार्थाः॥ २३॥

**दानव्रततपोहोमजपस्वाध्यायसंयमैः ।**
**श्रेयोभिर्विविधैश्चान्यैः कृष्णे भक्तिर्हि साध्यते॥ २४**

श्रेयोभिः श्रेयःसाधनैः॥ २४॥

**भगवत्युत्तमश्लोके भवतीभिरनुत्तमा।**
**भक्तिः प्रवर्तिता दिष्ट्या मुनीनामपि दुर्लभा॥ २५**

अनुत्तमा अतिश्रेष्ठा॥ २५॥

**दिष्ट्या पुत्रान् पतीन् देहान् स्वजनान् भवनानि च।**
**हित्वाऽवृणीत यूयं यत् कृष्णाख्यं पुरुषं परम्॥ २६**

अवृणीत वृतवत्यः॥ २६॥

**सर्वात्मभावोऽधिकृतो भवतीनामधोक्षजे।**
**विरहेण महाभागा महान् मेऽनुग्रहः कृतः॥ २७**

**'बत'** હર્ષમાં (કહે છે.) – હે સૌમ્ય, ગુરુકુળથી આવીને વસુદેવનંદન શ્રીકૃષ્ણ અત્યારે શું મથુરામાં બિરાજે છે? ક્યારેય પણ **'नः'** અમારી વાતો કરે છે ખરા? અગરુ જેવી સુગંધવાળો શ્રીહસ્ત તેઓ અમારા મસ્તક પર ક્યારે પધરાવશે? ॥ ૨૧ ॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – આ પ્રમાણે શ્રીકૃષ્ણનાં દર્શન માટે જેમની (અત્યંત) ઉત્સુકતા છે તેવી ગોપીઓને જોઈને પછી પ્રિય શ્રીકૃષ્ણના સંદેશાઓથી સાન્ત્વન આપતા ઉદ્ધવજી આ પ્રમાણે કહેવા લાગ્યા. ॥ ૨૨ ॥

શ્રીકૃષ્ણનાં દર્શન માટે ઉત્સુક એવી ગોપીઓને પ્રિયના સંદેશાઓથી સાન્ત્વન આપતા ઉદ્ધવજીએ પહેલાં તો આ પ્રમાણે કહ્યું. ॥ ૨૨ ॥

તે (ભાષણ) છ શ્લોકોથી કહે છે – **'अहो इति।'**

**ઉદ્ધવજી બોલ્યા** – અહો! તમે કૃતાર્થ જ છો, (ત્રણે) લોકમાં પૂજાયોગ્ય એવી જેમનું મન ભગવાન શ્રીવાસુદેવમાં આ રીતે સમર્પિત થયેલું છે! ॥ ૨૩ ॥

**'स्म'** અવશ્ય, તમે **'पूर्ण–अर्थाः'** કૃતાર્થ છો. ॥ ૨૩ ॥

દાન, વ્રત, તપ, હોમ, જપ, સ્વાધ્યાય, સંયમ તથા બીજાં કલ્યાણનાં અનેક પ્રકારનાં સાધનોથી જ શ્રીકૃષ્ણમાં ભક્તિ સાધી શકાય છે. ॥ ૨૪ ॥

**'श्रेयोभिः'** શ્રેયનાં (કલ્યાણનાં) સાધનોથી ॥૨૪॥

પવિત્ર કીર્તિવાળા ભગવાનમાં મુનિઓને પણ દુર્લભ એવી સર્વોત્તમ ભક્તિ તમારા દ્વારા પ્રવર્તિત થઈ છે, એ ખૂબ આનંદની વાત છે. ॥ ૨૫ ॥

**'अनुत्तमा'** અતિશ્રેષ્ઠ, સર્વોત્તમ (ભક્તિ) ॥૨૫॥

તમે પુત્રો, પતિઓ, શરીરો, સ્વજનો અને ઘરોને છોડીને જે શ્રીકૃષ્ણ નામના પરમ પુરુષનું વરણ કર્યું છે, તે પણ ખૂબ સૌભાગ્યની વાત છે.॥ ૨૬ ॥

**'अवृणीत'** વરણ કર્યું છે. ॥ ૨૬ ॥

હે મહાભાગ્યવાન ગોપીઓ, અધોક્ષજ શ્રીકૃષ્ણમાં તમારા દ્વારા સર્વથી અધિક સ્નેહરૂપ એકાન્ત ભક્તિયોગ પ્રાપ્ત કરવામાં આવ્યો છે. (આથી) વિરહને કારણે (દિવ્ય ઉન્માદરૂપ મહાન ભગવદ્ભાવના સુખનું દર્શન કરાવવાથી) મારી ઉપર મહાન અનુગ્રહ કરવામાં આવ્યો છે. ॥ ૨૭ ॥

सर्वात्मभाव एकान्तभक्तिः। अधिकृतः प्राप्तः। भगवत्प्रेमसुखप्रदर्शनेन ममैव महाननुग्रहः कृत इति॥ २७॥

**श्रूयतां प्रियसन्देशो भवतीनां सुखावहः।**
**यमादायागतो भद्रा अहं भर्तू रहस्करः॥ २८**

भर्तुः कृष्णस्य रहस्करो रहस्यकार्यकर्ता॥ २८॥

**श्रीभगवानुवाच**

**भवतीनां वियोगो मे न हि सर्वात्मना क्वचित्।**
**यथा भूतानि भूतेषु खं वाय्वग्निर्जलं मही।**
**तथाहं च मनःप्राणभूतेन्द्रियगुणाश्रयः॥ २९**

भवतीनां मे मया सह वियोगो नास्ति। कुतः। सर्वात्मना सर्वस्योपादानकारणेन। अत एव सर्वेषु मनआदिकार्येष्वहमनुगतत्वेन स्थित इति सदृष्टान्तमाह—यथेति। भूतेषु चराचरेषु महाभूतानि। वाय्वग्निर्वायुसहितोऽग्निः वायुश्चाग्निश्चेत्यर्थः। यथा तथाऽहं चेति। मनआदीनि कार्याणि गुणाः कारणं तेषामाश्रयत्वेनानुगत इत्यर्थः ॥ २९॥

ननु कारणत्वे सर्वानुगतत्वे च कार्यकारणभेदः स्यादत आह—**आत्मन्येवेति**।

**आत्मन्येवात्मनाऽऽत्मानं सृजे हन्म्यनुपालये।**
**आत्ममायानुभावेन भूतेन्द्रियगुणात्मना॥ ३०**

**'सर्वात्मभावः'** (ભગવાનમાં સર્વથી અધિક સ્નેહરૂપ) એકાંત ભક્તિયોગ **'अधिकृतः'** પ્રાપ્ત કરવામાં આવ્યો છે. ભગવત્પ્રેમના સુખનું દર્શન કરાવવાથી મારી ઉપર મહાન અનુગ્રહ કરવામાં આવ્યો છે. ॥ ૨૭ ॥

હે કલ્યાણસ્વરૂપ ગોપીઓ, સ્વામી શ્રીકૃષ્ણનો અંતરંગ સેવક એવો હું જે સંદેશ લઈને આવ્યો છું, તે તમને સુખ આપનારો છે. પ્રિય શ્રીકૃષ્ણનો સંદેશ સાંભળો. ॥ ૨૮ ॥

સ્વામી શ્રીકૃષ્ણનો **'रहस्करः'** ગુપ્ત કાર્યકર્તા (અંતરંગ સેવક) ॥ ૨૮ ॥

**શ્રીભગવાન બોલ્યા** – (હે ગોપીઓ,) મારી સાથે તમારો ક્યારેય વિયોગ નથી, કારણ કે હું સર્વનો આત્મા છું. જેમ સર્વ પદાર્થોમાં આકાશ, વાયુ, અગ્નિ, જળ, પૃથ્વી – એ પાંચ મહાભૂતો રહેલાં છે, તેમ સર્વ પ્રાણીઓમાં હું પણ મન, પ્રાણ, પાંચ ભૂતો, ઈન્દ્રિયો અને ગુણોના આશ્રયરૂપે રહેલો છું. ॥ ૨૯ ॥

**'मे'** મારી સાથે તમારો ક્યારેય વિયોગ નથી. શા માટે? **'सर्वात्मना'** સર્વનું ઉપાદાનકારણ હોવાથી. આથી જ મન વગેરે સર્વ કાર્યોમાં હું અનુગત હોવાથી તેમનામાં રહેલો છું, એમ દૃષ્ટાંત સહિત કહે છે – **'यथा इति।'** ચર અને અચર પ્રાણીઓમાં પંચમહાભૂતો રહેલાં છે. **'वायु-अग्निः'** વાયુ સહિત અગ્નિ, વાયુ અને અગ્નિ, એમ અર્થ છે. જેમ પંચમહાભૂતો સર્વ પદાર્થોમાં રહેલાં છે તેમ હું પણ મન વગેરેના અને કાર્યરૂપ ગુણોના કારણરૂપે, તેમના આશ્રયરૂપે અનુગત છું, એમ અર્થ છે. ॥ ૨૯ ॥

શંકા કરવામાં આવી છે કે કારણરૂપે ભગવાન સર્વમાં અનુગત હોય તો કાર્ય અને કારણમાં ભેદ છે. આ માટે કહે છે – **'आत्मनि एव इति।'**

મારી પોતાની માયાના પ્રભાવથી મારા દ્વારા મારામાં જ હું પંચમહાભૂતો, ઈન્દ્રિયો તથા ગુણોરૂપે મને પોતાને સર્જું છું, પાલન કરું છું અને સંહાર કરું છું. ॥ ૩૦ ॥

ननु नित्यसिद्धस्य कुतः सृष्ट्यादिरूपता अत आह—भूतेन्द्रियगुणात्मना। बुद्धीन्द्रियेति वा पाठः। तद्रूपेणेति। ननु निर्विकारस्य कुतस्तद्रूपतेति तत्राह—आत्ममायानुभावेनेति ॥ ३० ॥

શંકા કરવામાં આવી છે કે નિત્યસિદ્ધ એવા ભગવાનનું સૃષ્ટિ વગેરે રૂપ કેવી રીતે હોઈ શકે? આ માટે ઉત્તર આપે છે – **'भूत-इन्द्रिय-गुण-आत्मना।'** પંચમહાભૂતો, ઇન્દ્રિયો તથા ગુણોરૂપે મારા પોતાના દ્વારા (પોતાને સર્જું છું), અથવા **'भूत-इन्द्रिय'** ને બદલે **'बुद्धि-इन्द्रिय'** પાઠ હોય તો તે બુદ્ધિ, ઇન્દ્રિયો તથા ગુણોરૂપે (પોતાના દ્વારા પોતાને સર્જું છું.) – શંકા કરવામાં આવી છે કે નિર્વિકારને તદ્રૂપતા કેવી રીતે હોય? તે માટે કહે છે – **'आत्ममाया-अनुभावेन इति।'** મારી પોતાની માયાના પ્રભાવથી ॥ ૩૦ ॥

नन्वात्मनो भूतादिरूपत्वे तद्दोषप्रसङ्गः स्यात्तत्राह—**आत्मेति**।

શંકા કરવામાં આવી છે કે આત્મા પંચમહાભૂત વગેરેરૂપ થાય તો તે આત્મામાં (જડત્વ વગેરે) દોષનો પ્રસંગ થાય. તે માટે કહે છે – **'आत्मा इति।'**

**आत्मा ज्ञानमयः शुद्धो व्यतिरिक्तोऽगुणान्वयः।**
**सुषुप्तिस्वप्नजाग्रद्भिर्मायावृत्तिभिरीयते॥ ३१**

આત્મા શુદ્ધ છે, (કારણ કે) ગુણોમાં સંગરહિત છે, (કારણ કે) ગુણોથી ભિન્ન છે, (કારણ કે) જ્ઞાનસ્વરૂપ છે. માયાના કાર્યરૂપ મનની વૃત્તિઓ વડે સુષુપ્તિમાં (પ્રાજ્ઞરૂપે), સ્વપ્નાવસ્થામાં (તૈજસરૂપે) અને જાગ્રદાવસ્થામાં (વિશ્વરૂપે) આત્મા (જ) પ્રતીત થાય છે. ॥ ૩૧ ॥

आत्मा तु शुद्धः। कुतः। अगुणान्वयः न गुणेष्वन्वेतीति तथा। तत्कुतः। व्यतिरिक्तः। तदपि कुतः। ज्ञानमयो ज्ञानस्वरूपः। नन्वहंप्रत्यये स्वसंवेद्यमेवात्मनो नानावस्थावत्त्वमिति कुतः शुद्धतेति तत्राह—सुषुप्तीति। मायाकार्यमनोवृत्तिभिर्विश्वतैजसप्राज्ञरूपेण प्रतीयते, न स्वत इत्यर्थः ॥ ३१ ॥

આત્મા તો શુદ્ધ છે. શા માટે? **'अगुण-अन्वयः'** ગુણોમાં સંગ ન હોય તેવો છે. તેમ શા માટે છે? ગુણોથી ભિન્ન છે. તેમ પણ શા માટે છે? **'ज्ञानमयः'** જ્ઞાનસ્વરૂપ છે. શંકા કરવામાં આવી છે કે અહંભાવમાં પોતે અનુભવેલી (હું જોઉં છું, હું બોલું છું, હું સાંભળું છું વગેરે) આત્માની અનેક અવસ્થાઓ હોવાથી શુદ્ધતા કેવી રીતે હોઈ શકે? તે માટે ઉત્તર આપે છે – **'सुषुप्ति इति।'** માયાના કાર્યરૂપ મનની વૃત્તિઓ વડે સુષુપ્તિમાં પ્રાજ્ઞરૂપે, સ્વપ્નાવસ્થામાં તૈજસરૂપે અને જાગ્રદવસ્થામાં વિશ્વરૂપે આત્મા જ પ્રતીત થાય છે, પણ સ્વતઃ નહીં, એમ અર્થ છે. ॥ ૩૧ ॥

कुतः। मनोनिरोधे तदभावात्, इति व्यतिरेकं दर्शयितुं मनोनिरोधं विधत्ते—**येनेति**।

(માયાકૃત અનેકત્વ) કેમ છે? મનને નિયંત્રિત ન કરી શકવાને કારણે માયાકૃત અનેકત્વ છે, એમ અનેકત્વનો વ્યતિરેક (અભાવ) દર્શાવવા માટે મનનો નિરોધ કહે છે – **'येन इति।'**

**येनेन्द्रियार्थान् ध्यायेत मृषा स्वप्नवदुत्थितः।**
**तन्निरुन्ध्यादिन्द्रियाणि विनिद्रः प्रत्यपद्यत॥ ३२**

સ્વપ્નમાંથી જાગેલો મનુષ્ય જેમ મિથ્યારૂપ સ્વપ્નનું ચિંતન કરે છે, તેમ સ્વપ્ન જેવા બાધિત હોવા છતાં ઈન્દ્રિયોના શબ્દાદિ વિષયોનું ચિંતન કરતો મનુષ્ય જે મનથી ઈન્દ્રિયોને પ્રાપ્ત કરે છે (ભોગવે છે), તે મનને આળસરહિત થઈને નિયંત્રિત કરવું જોઈએ. ॥ ૩૨ ॥

उत्थितः पुमान् यथा मिथ्याभूतमेव स्वप्नं ध्यायति, एवं बाधितानपीन्द्रियार्थान् शब्दादीन्येन मनसा ध्यायेच्चिन्तयेत्। ध्यायंश्च येनेन्द्रियाणि प्रत्यपद्यत प्राप। तन्मनो विनिद्रोऽनलसः संनिरुन्ध्यान्नियच्छेदिति॥ ३२॥

સ્વપ્નમાંથી જાગેલો મનુષ્ય જેમ મિથ્યા થયેલા જ સ્વપ્નનું ચિંતન કરે છે, એમ (સ્વપ્ન જેવા) બાધિત હોવા છતાં ઈન્દ્રિયોના શબ્દાદિ વિષયોનું જે મનથી '**ध्यायेत्** ચિંતન કરે છે અને ચિંતન કરતાં જે મનથી ઈન્દ્રિયોને '**प्रत्यपद्यत**' પ્રાપ્ત કરે છે, તે મનને '**विनिद्रः**' આળસરહિત થઈને '**संनिरुन्ध्यात्**' નિયંત્રિત કરવું જોઈએ. ॥ ૩૨ ॥ (ભગવાન કહેવા માંગે છે કે ગોપીઓએ વિરહદુઃખ ટાળવા માટે મનનો નિરોધ કરવો જોઈએ.)

तावता च कृतार्थो भवतीत्याह—**एतदन्त इति**।

અને તેટલાથી મનુષ્ય કૃતાર્થ થાય છે, એમ કહે છે – '**एतत्-अन्तः इति।**'

**एतदन्तः समाम्नायो योगः सांख्यं मनीषिणाम्।**
**त्यागस्तपो दमः सत्यं समुद्रान्ता इवापगाः॥ ३३**

વેદ, યોગ, સાંખ્ય, ત્યાગ, તપ, દમ અને સત્ય – એ સર્વ (સાધનો)ની પરિસમાપ્તિ વિવેકી જનોને માટે મનોનિગ્રહ છે, જેમ બધી નદીઓ સમુદ્રમાં પરિસમાપ્તિ પામે છે તેમ! ॥ ૩૩ ॥

एष मनोनिरोधः अन्तः समाप्तिः फलं यस्य सः। समाम्नायो वेदः। स तत्र पर्यवस्यतीत्यर्थः। योगोऽष्टाङ्गः। सांख्यमात्मानात्मविवेकः। त्यागः संन्यासः। तपः स्वधर्मः। दम इन्द्रियदमनम्। मार्गभेदेऽप्येकत्र पर्यवसाने दृष्टान्तः—समुद्रान्ता आपगा नद्य इवेति॥ ३३॥

આ મનનું નિયંત્રણ જેની '**अन्तः**' પરિસમાપ્તિરૂપ ફળ છે તે (સાધન) – '**समाम्नायः**' વેદ, તે વેદ તે (મનોનિગ્રહ)માં પરિસમાપ્તિ પામે છે, એમ અર્થ છે. '**योगः**' અષ્ટાંગયોગ, '**सांख्यम्**' આત્મ-અનાત્મનો વિવેક, '**त्यागः**' સંન્યાસ, '**तपः**' સ્વધર્મ, '**दमः**' ઈન્દ્રિયદમન – માર્ગો જુદા જુદા હોવા છતાં પણ એક જ સ્થળે પરિસમાપ્તિ પામવા માટેનું દૃષ્ટાંત – '**आपगाः**' નદીઓ જેમ સમુદ્રમાં અંતે મળી જાય છે તેમ! ॥ ૩૩ ॥

ननु किमन्यानिवास्मानात्मविद्यया प्रलोभयसि, वयं तु सर्वसुन्दरसकलगुणगणालंकृतेन त्वया विरहं नैव सहाम इति चेदत आह—**यत्त्वहमिति**।

(ગોપીઓ) જો પ્રશ્ન કરે કે અન્ય જનોની જેમ અમને કેમ આત્મવિદ્યા(ના ઉપદેશ)થી પ્રલોભન આપો છો? અમે તો સર્વથી સુંદર, સકળ ગુણોના સમુદાયથી અલંકૃત એવા આપનાથી વિરહ થાય તે સહન કરી શકતી જ નથી. તે માટે (ભગવાન) ઉત્તર આપે છે – '**यत्-तु-अहम् इति।**'

**यत्त्वहं भवतीनां वै दूरे वर्ते प्रियो दृशाम्।
मनसः सन्निकर्षार्थं मदनुध्यानकाम्यया॥ ३४**

તમને પ્રિય એવો હું તમારી આંખોથી જે કારણે દૂર રહું છું તે મારું સતત ચિંતન થાય તે ઈચ્છાથી જ, અને તે ધ્યાન (તમારા) મનને (મારી) નિકટ ખેંચવા માટે જ છે. ॥ ૩૪ ॥

दृशां दूरे यद्वर्ते तन्मदनुध्यानार्थम्। तच्च ध्यानं मनसः संनिकर्षार्थमिति॥ ३४॥

(તમારી) આંખોથી દૂર હું જે કારણે રહું છું, તે મારું સતત ચિંતન કરાવવાની ઈચ્છાથી જ – અને તે ધ્યાન મનને નિકટ ખેંચવા માટે છે. ॥ ૩૪ ॥

एतदुपपादयति त्रयेण—**यथा दूरचर इति**।

આ (મનનું સામીપ્ય કેવી રીતે સાધી શકાય એ વાતને) ત્રણ શ્લોકોથી સિદ્ધ કરે છે – **'यथा दूरचरे इति।'**

**यथा दूरचरे प्रेष्ठे मन आविश्य वर्तते।
स्त्रीणां च न तथा चेतः सन्निकृष्टेऽक्षिगोचरे॥ ३५
मय्यावेश्य मनः कृत्स्नं विमुक्ताशेषवृत्ति यत्।
अनुस्मरन्त्यो मां नित्यमचिरान्मामुपैष्यथ॥ ३६**
॥ ३५ ॥ ३६ ॥

દૂર રહેલા પ્રિયતમમાં સ્ત્રીઓનું ચિત્ત જેવું સ્થિર થયું હોય છે, તેવું દૃષ્ટિ આગળ સમીપમાં રહેલા પતિમાં સ્થિર થયેલું હોતું નથી. જેમાંથી સમગ્ર વૃત્તિવ્યાપાર છૂટી ગયો છે તેવા મનને મારામાં સ્થાપીને પ્રતિક્ષણે (કેવળ) મારું સ્મરણ કરતી તમે અવિલંબે નિત્ય એવા મને પ્રાપ્ત કરશો. ॥ ૩૫ ॥ ૩૬ ॥ ૩૫ ॥ ૩૬ ॥

उपैष्यथेति माधुर्यमात्रमिति चेदत आह—**या इति**।

'મને પ્રાપ્ત કરશો.' એ તો માત્ર મીઠી મધુરી વાતો છે, એમ જો (ગોપીઓ) કહે તો તે માટે (ભગવાન) ઉત્તર આપે છે – **'याः इति।'**

**या मया क्रीडता रात्र्यां वनेऽस्मिन् व्रज आस्थिताः।
अलब्धरासाः कल्याण्यो माऽऽपुर्मद्वीर्यचिन्तया॥
॥ ३७॥**

હે કલ્યાણમયી વ્રજવનિતાઓ, (પોતાના પતિઓ દ્વારા રોકવામાં આવી હોવાને કારણે) વ્રજમાં જ રહેલી જે વ્રજવનિતાઓ આ વૃંદાવનમાં રાત્રિએ રાસક્રીડા કરતા મારી સાથે રાસક્રીડા કરી શકી ન હતી, તેઓ મારી લીલાઓનું ચિંતન કરવાથી મને પ્રાપ્ત થઈ ગઈ હતી. ॥ ૩૭ ॥

हे कल्याण्यः, स्वभर्तृभिः प्रतिबद्धा या वने क्रीडता मया सहालब्धक्रीडास्तास्तदैव मामापुः प्रापुः॥ ३७॥

હે કલ્યાણીઓ, પોતાના પતિઓ દ્વારા અટકાવવામાં આવેલી જે ગોપીઓ વનમાં રાસક્રીડા કરતા મારી સાથે રાસક્રીડા કરી શકી ન હતી, તેઓ તે જ સમયે મને **'आपुः'** પ્રાપ્ત થઈ ગઈ હતી. ॥ ૩૭॥

**श्रीशुक उवाच**

**एवं प्रियतमादिष्टमाकर्ण्य व्रजयोषितः।
ता ऊचुरुद्धवं प्रीतास्तत्सन्देशागतस्मृतीः॥ ३८**

**શ્રીશુકદેવજી બોલ્યા** – આમ, પ્રિયતમ શ્રીકૃષ્ણનો આદેશ સાંભળીને તેમના સંદેશાથી જેમને (ભગવાનની લીલાવિષયક) સ્મૃતિ થઈ આવી, તેવી વ્રજાંગનાઓ પ્રસન્ન થઈને ઉદ્ધવજીને કહેવા લાગી. ॥ ૩૮ ॥

तस्य संदेशेनागता स्मृतिर्यासां ताः। प्रथमार्थे द्वितीया॥ ३८॥

**गोप्य ऊचुः**

**दिष्ट्याऽहितो हतः कंसो यदूनां सानुगोऽघकृत्।**
**दिष्ट्याऽऽप्तैर्लब्धसर्वार्थैः कुशल्यास्तेऽच्युतोऽधुना॥**
**॥ ३९॥**

यदूनामहितः शत्रुः। अघकृद्दुःखदः। दिष्ट्येत्यानन्दे। आप्तैः प्राप्तैर्हितैर्वा सह॥ ३९॥

अन्या ऊचुः—**कच्चिदिति**।

**कच्चिद् गदाग्रजः सौम्य करोति पुरयोषिताम्।**
**प्रीतिं नः स्निग्धसव्रीडहासोदारेक्षणार्चितः॥ ४०**

नोऽस्माकं करणीयां प्रीतिं कच्चित्पुरयोषितां करोति। स्निग्धं च तत्सव्रीडहासेनोदारमीक्षणं तेनार्चितस्ताभिरस्माभिर्वा॥ ४०॥

अन्या ऊचुः—**कथमिति**।

**कथं रतिविशेषज्ञः प्रियश्च वरयोषिताम्।**
**नानुबध्येत तद्वाक्यैर्विभ्रमैश्चानुभाजितः॥ ४१**

तासां वाक्यैर्विभ्रमैश्चानुभाजितः पूजितः॥ ४१॥

पुनरन्या ऊचुः—

**अपि स्मरति नः साधो गोविन्दः प्रस्तुते क्वचित्।**
**गोष्ठीमध्ये पुरस्त्रीणां ग्राम्याः स्वैरकथान्तरे॥ ४२**

તેમના સંદેશાથી જેમને સ્મૃતિ થઈ આવી તે વ્રજાંગનાઓ – **‘आगतस्मृतीः’** આ દ્વિતીયા વિભક્તિ પ્રથમા વિભક્તિના અર્થમાં છે. (**आगतस्मृतयः** રૂપ થાય.) ॥ ૩૮ ॥

**ગોપીઓ બોલી** – યાદવોનો શત્રુ દુઃખદાયી કંસ અનુયાયીઓ સહિત હણાયો, એ બહુ સારું થયું. જેમને સર્વ મનોરથો પ્રાપ્ત થયા છે તેવા સ્વજનો સાથે અચ્યુત ભગવાન હાલમાં સુખથી રહે છે, એ (પણ) આનંદની વાત છે. ॥ ૩૯ ॥

યાદવોનો **‘अहितः’** શત્રુ **‘अघकृत्’** દુઃખદાયી (કંસ) – **‘दिष्ट्या’** એ આનંદની વાત છે. **‘आप्तैः’** સ્વજનો અથવા હિતૈષીઓ સાથે ॥ ૩૯ ॥

બીજી ગોપીઓ બોલી – **‘कच्चित् इति।’**

હે સૌમ્ય, સ્નેહ અને લજ્જાયુક્ત હાસ્યવાળી ઉદાર દૃષ્ટિથી (અમારા દ્વારા) પૂજાયેલા ભગવાન ગદાગ્રજ શ્રીકૃષ્ણ અમારી ઉપર કરવા યોગ્ય પ્રીતિ શું પુરાંગનાઓ ઉપર કરે છે? ॥ ૪૦ ॥

**‘नः’** અમારી ઉપર કરવા યોગ્ય પ્રીતિ શું પુરાંગનાઓ ઉપર કરે છે? સ્નેહ અને લજ્જાયુક્ત હાસ્યવાળી ઉદાર દૃષ્ટિ, તેનાથી તે પુરાંગનાઓ દ્વારા અથવા અમારા દ્વારા પૂજાયેલા ભગવાન ગદાગ્રજ (શ્રીકૃષ્ણ) ॥ ૪૦ ॥

બીજી ગોપીઓ બોલી – **‘कथम् इति।’**

રતિના અનેક પ્રકારો જાણનારા, સુંદર સ્ત્રીઓને પ્રિય તથા તે સ્ત્રીઓનાં વાક્યોથી અને વિલાસોથી સન્માનિત થયેલા શ્રીકૃષ્ણ તેમના ઉપર કેમ આસક્ત ન થાય? ॥ ૪૧ ॥

તે સ્ત્રીઓનાં વાક્યો અને વિલાસોથી સન્માનિત થયેલા શ્રીકૃષ્ણ ॥ ૪૧ ॥

વળી, બીજી ગોપીઓ બોલી –

હે સાધુ ઉદ્ધવજી, પુરાંગનાની સભામાં થતી યથેષ્ટ વાતોની વચ્ચે કોઈક પ્રસંગે ગોવિંદ ભગવાન શું ભોળી (ગ્રામીણ ગોવાલણી) એવી અમને યાદ કરે છે? ॥ ૪૨ ॥

किमनया चिन्तया, अस्मान् क्वचित्प्रस्तुते प्रसङ्गे स्मरति किम्। ग्राम्या अविदग्धाः ॥ ४२ ॥

અન્યા ऊचुः—**ताः किमिति**।

**ताः किं निशाः स्मरति यासु तदा प्रियाभि-**
**र्वृन्दावने कुमुदकुन्दशशांकरम्ये।**
**रेमे क्वणच्चरणनूपुररासगोष्ठ्या-**
**मस्माभिरीडितमनोज्ञकथः कदाचित् ॥ ४३**

(છંદ: - વસંતતિલકા)

कुमुदैः कुन्दैः शशाङ्केन च रम्ये वृन्दावने क्वणन्ति चरणनूपुराणि यस्यां तस्यां रासगोष्ठ्याम-स्माभिः प्रियाभिरीडिता मनोज्ञाः कथा यस्य स तदा यासु निशासु रेमे ताः कदाचित्किं नु स्मरति वा, न वेति ॥ ४३ ॥

**अप्येष्यतीह दाशार्हस्तप्ताः स्वकृतया शुचा।**
**संजीवयन् नु नो गात्रैर्यथेन्द्रो वनमम्बुदैः ॥ ४४**

स्वनिमित्तेन शोकेन तप्ता नोऽस्मान्गात्रैः करस्पर्शादिभिः संजीवयन्किं नु इहैष्यतीति ॥ ४४ ॥

अन्या ऊचुः—**कस्मादिति**।

**कस्मात् कृष्ण इहायाति प्राप्तराज्यो हताहितः।**
**नरेन्द्रकन्या उद्वाह्य प्रीतः सर्वसुहृद्वृतः ॥ ४५**

अनन्यगतित्वेन पूर्वमत्रावसत्, संप्रति महदैश्वर्यं प्राप्तः कस्मादिहागमिष्यतीति ॥ ४५ ॥

अन्यास्तु परमार्थमूचुः—**किमस्माभिरिति**।

આ ચિંતાથી અમારે શું? **'ग्रामणीः'** ભોળી (ગ્રામીણ ગોવાલણી) એવી અમને કોઈક **'प्रस्तुते'** પ્રસંગે (ગોવિંદ ભગવાન) શું યાદ કરે છે? ॥ ૪૨ ॥

બીજી ગોપીઓ બોલી – **'ताः किम् इति।'**

રાત્રિવિકાસી કમળોથી, કુંદ(મોગરા)ના પુષ્પોથી અને શશાંક (ચન્દ્ર)થી રમ્ય એવા વૃંદાવનમાં, જેમાં ચરણનાં નૂપુરો ઝણકતાં હતાં તેવી રાસમંડળીમાં પ્રિયાઓ એવી અમારા દ્વારા જેમની મનોહર કથાઓ ગવાતી હતી, તે શ્રીકૃષ્ણ ત્યારે જે રાત્રિઓમાં (રાસ) રમ્યા હતા, તે રાત્રિઓને ક્યારેક પણ શું યાદ કરે છે ખરા? ॥ ૪૩ ॥

રાત્રિવિકાસી કમળોથી, મોગરાથી અને ચન્દ્રથી રમ્ય એવા વૃંદાવનમાં, જેમાં ચરણનાં નૂપુરો ઝણકતાં હતાં તેવી રાસમંડળીમાં પ્રિયાઓ એવી અમારા દ્વારા જેમની મનોહર કથાઓ ગવાતી હતી, તે શ્રીકૃષ્ણ ત્યારે જે રાત્રિઓમાં (રાસ) રમ્યા હતા, તે રાત્રિઓને શું ક્યારેક પણ યાદ કરે છે ખરા કે નહીં? ॥૪૩॥

જેમ ઈન્દ્ર વાદળાં (વરસાવવા) દ્વારા વનને સજીવન કરે છે, તેમ દાશાર્હ (શ્રીકૃષ્ણ) તેમના પોતાના કારણે કરાયેલા શોકથી સંતપ્ત થયેલી અમને તેમનાં (કરસ્પર્શ વગેરે) શ્રીઅંગોથી સજીવન કરવા અહીં આવશે ને? ॥ ૪૪ ॥

પોતાના કારણે કરાયેલા શોકથી સંતપ્ત થયેલી **'नः'** અમને **'गात्रैः'** કરસ્પર્શ વગેરે શ્રીઅંગો(ના સ્પર્શ)થી સજીવન કરવા અહીં આવશે ને? ॥ ૪૪ ॥

બીજી ગોપીઓ બોલી – **'कस्मात् इति।'**

જેને રાજ્ય પ્રાપ્ત થયું છે અને જેનો શત્રુ હણાયો છે તેવા અને રાજકન્યાને પરણીને સર્વ સુહૃદજનો વચ્ચે વીંટળાયેલા આનંદી શ્રીકૃષ્ણ અહીં શા માટે આવે? ॥ ૪૫ ॥

પૂર્વે બીજે ક્યાંય ગતિ ન હોવાથી અહીં રહેતા હતા. હવે મહાન ઐશ્વર્ય જેમને પ્રાપ્ત થયું છે તે અહીં શા માટે આવશે? ॥ ૪૫ ॥

બીજી ગોપીઓ તો પરમ સત્ય બોલી – **'किम्-अस्माभिः इति।'**

**किमस्माभिर्वनौकोभिरन्याभिर्वा महात्मनः ।**
**श्रीपतेराप्तकामस्य क्रियेतार्थः कृतात्मनः ॥ ४६**

વનવાસિની એવી અમારાથી કે અન્ય રાજકન્યાઓથી મહાત્મા, લક્ષ્મીપતિ, પૂર્ણકામ અને પરિપૂર્ણ (એવા શ્રીકૃષ્ણ)ને શું પ્રયોજન હોય? (કંઈ જ પ્રયોજન ન હોય.) ॥ ૪૬ ॥

वनचरीभिरस्माभिरन्याभिर्वा राजकन्याभिर्महात्मनो धीरस्य। किंच श्रीपतेः। तदपि आस्ताम्। स्वत एवाप्तकामस्यात एव कृतात्मनः पूर्णस्य किं कोऽप्यर्थः क्रियेत, न कश्चिदिति॥ ४६॥

વનવાસિની એવી અમારાથી કે **'अन्याभिः'** બીજી રાજકન્યાઓથી **'महात्मनः'** ધીર એવા શ્રીકૃષ્ણને, વળી લક્ષ્મીપતિને, તે પણ બાજુએ મૂકો, સ્વયં પૂર્ણકામને જ, આથી જ **'कृतात्मनः'** પૂર્ણને શું કંઈ પણ પ્રયોજન હોય? કંઈ પણ પ્રયોજન ન હોય. ॥ ૪૬ ॥

यतोऽघटमाना या कृष्णस्य सङ्गतिः सैवास्मान् व्याकुलयति, अतो नैराश्यमेव परमं सुखं तच्चातिदुष्करमित्याहुः—**परं सौख्यमिति**।

જે કારણે શ્રીકૃષ્ણની જે સંગતિ છે તે અઘટિત છે, તે જ અમને વ્યાકુળ કરી મૂકે છે. આથી નૈરાશ્ય જ પરમ સુખ છે અને તે અતિ દુષ્કર છે, એમ તેઓ કહે છે – **'परं सौख्यम् इति।'**

**परं सौख्यं हि नैराश्यं स्वैरिण्यप्याह पिंगला*।**
**तज्जानतीनां नः कृष्णे तथाप्याशा दुरत्यया॥ ४७**

સ્વચ્છંદપણે વિચરનારી પિંગલા પણ કહે છે કે નૈરાશ્ય જ પરમ સુખ છે, એમ અમે જાણતી હોવા છતાં શ્રીકૃષ્ણ વિષે અમારી આશા છૂટવી મુશ્કેલ છે. ॥ ૪૭ ॥

स्वैरिणी कामचारिणी॥ ४७॥

**'स्वैरिणी'** સ્વચ્છંદ વિચરનારી ॥ ૪૭ ॥

**क उत्सहेत सन्त्यक्तुमुत्तमश्लोकसंविदम्।**
**अनिच्छतोऽपि यस्य श्रीरंगान्न च्यवते क्वचित्॥ ४८**

પવિત્ર યશવાળા શ્રીકૃષ્ણની એકાંતની ગોઠડીઓને છોડવા (ભૂલી જવા) કોણ તૈયાર થાય? શ્રીકૃષ્ણ પોતે ઈચ્છતા ન હોવા છતાં જેમના શ્રીઅંગ(વક્ષઃસ્થળ)માંથી લક્ષ્મીજી ક્યારેય ચલિત થતાં નથી! ॥ ૪૮ ॥

संविदमेकान्तवार्ताम्॥ ४८॥

**'संविदम्'** એકાંત ગોઠડીઓને ॥ ૪૮ ॥

किंच तद्विस्मृतौ न तावद्दुःखमस्ति, सापि नास्माकं संभवतीत्याहुः—**सरिच्छैलेति** त्रिभिः।

વળી, તે નંદનંદન યાદ ન આવે ત્યાં સુધી દુઃખ ન થાય પણ અમારે માટે તે પણ અસંભવ છે, એમ ગોપીઓ ત્રણ શ્લોકોથી કહે છે – **'सरित्-शैल इति।'**

**सरिच्छैलवनोद्देशा गावो वेणुरवा इमे।**
**संकर्षणसहायेन कृष्णेनाचरिताः प्रभो॥ ४९**

**पुनः पुनः स्मारयन्ति नन्दगोपसुतं बत।**
**श्रीनिकेतैस्तत्पदकैर्विस्मर्तुं नैव शक्नुमः॥ ५०**

હે પ્રભુ (ઉદ્ધવજી), બલરામજી સાથે શ્રીકૃષ્ણ દ્વારા સેવવામાં આવેલાં આ સરિતા (શ્રીયમુનાજી), ગિરિ (ગોવર્ધન), વૃંદાવનનાં સ્થાનો, ગાયો અને વેણુનો નાદ ગોપાલ નંદનંદનનું અમને વારંવાર સ્મરણ કરાવે છે. અરેરે, (જુદાં જુદાં સ્થળે રહેલાં) લક્ષ્મીના નિવાસસ્થાનરૂપ તેમનાં ચરણચિહ્નોથી અમે (અમારા પ્રાણપ્રિયને) વીસરી જવાને સમર્થ જ નથી. ॥ ૪૯ ॥ ૫૦ ॥

---

* પિંગલાનો ઉલ્લેખ ૧૧/૮/૨૨ થી ૪૪ માં આવે છે.

आचरिताः सेविताः ॥ ४९ ॥ ५० ॥

**गत्या ललितयोदारहासलीलावलोकनैः ।**
**माध्व्या गिरा हृतधियः कथं तं विस्मरामहे ॥ ५१**

**हे नाथ हे रमानाथ व्रजनाथार्तिनाशन ।**
**मग्नमुद्धर गोविन्द गोकुलं वृजिनार्णवात् ॥ ५२**

हे उद्धव, तं कथं विस्मरामेति ॥ ५१ ॥ ५२ ॥

**श्रीशुक उवाच**

**ततस्ताः कृष्णसन्देशैर्व्यपेतविरहज्वराः ।**
**उद्धवं पूजयांचक्रुर्ज्ञात्वाऽऽत्मानमधोक्षजम् ॥ ५३**

श्रीकृष्णमधोक्षजं ज्ञात्वा तं च स्वात्मानं ज्ञात्वा ॥ ५३ ॥

**उवास कतिचिन्मासान् गोपीनां विनुदन् शुचः ।**
**कृष्णलीलाकथां गायन् रमयामास गोकुलम् ॥ ५४**
**यावन्त्यहानि नन्दस्य व्रजेऽवात्सीत् स उद्धवः ।**
**व्रजौकसां क्षणप्रायाण्यासन् कृष्णस्य वार्तया ॥ ५५**

विनुदन् अपनयन् ॥ ५४ ॥ ५५ ॥

**सरिद्वनगिरिद्रोणीर्वीक्षन् कुसुमितान् द्रुमान् ।**
**कृष्णं संस्मारयन् रेमे हरिदासो व्रजौकसाम् ॥ ५६**

सरिद्वनगिरिदर्यादिषु प्रत्येकं श्रीकृष्णं लीलासंप्रश्नादिभिः संस्मारयन् रेमे ॥ ५६ ॥

**दृष्ट्वैवमादि गोपीनां कृष्णावेशात्मविक्लवम् ।**
**उद्धवः परमप्रीतस्ता नमस्यन्निदं जगौ ॥**
**॥ ५७ ॥**

**'आचरिताः'** સેવવામાં આવેલાં. ॥ ૪૯ ॥ ૫૦ ॥

(શ્રીકૃષ્ણની) લલિત (સુંદર) ચાલથી, ઉદાર હાસ્ય અને વિલાસપૂર્ણ દૃષ્ટિપાતોથી, મધુરી વાણીથી ચોરાઈ ગયેલાં ચિત્તવાળી અમે હે ઉદ્ધવજી, તેને કેવી રીતે વીસરી જઈએ? હે નાથ, હે રમાનાથ, હે વ્રજનાથ, હે પીડાનાશક, હે ગોવિંદ, દુઃખના દરિયામાં ડૂબેલા ગોકુળવાસીઓને તેમાંથી ઉગારો. ॥ ૫૧ ॥ ૫૨ ॥

હે ઉદ્ધવજી, અમે તેને કેવી રીતે વીસરી જઈએ? ॥ ૫૧ ॥ ૫૨ ॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – પછી શ્રીકૃષ્ણના સંદેશાઓથી દૂર થયેલા વિરહતાપવાળી વ્રજાંગનાઓએ શ્રીકૃષ્ણને ઈન્દ્રિયાતીત પરમાત્મા અને તે પરમાત્માને જ પોતાનો આત્મા જાણીને ઉદ્ધવજીનો સત્કાર કર્યો. ॥ ૫૩ ॥

શ્રીકૃષ્ણને અતીન્દ્રિય (ઈન્દ્રિયાતીત) પરમાત્મા જાણીને અને તે પરમાત્માને પોતાનો આત્મા જાણીને ॥ ૫૩ ॥

વ્રજાંગનાઓના શોકને દૂર કરતા તેમ જ શ્રીકૃષ્ણની લીલાકથાઓનું ગાન કરતા (ઉદ્ધવજીએ) કેટલાક મહિના ગોકુળને આનંદ કરાવ્યો. નંદરાયજીના વ્રજમાં તે ઉદ્ધવજી જેટલા દિવસો રહ્યા, તેટલા દિવસો શ્રીકૃષ્ણકથાથી વ્રજવાસીઓને ક્ષણ જેવા થયા. ॥ ૫૪ ॥ ૫૫ ॥

**'વિનુદન્'** દૂર કરતા ॥ ૫૪ ॥ ૫૫ ॥

શ્રીહરિના દાસ ઉદ્ધવજીએ નદીઓ, વનો, પર્વતો, ગુફાઓ અને પુષ્પોવાળાં વૃક્ષોને નિહાળતા, વ્રજવાસીઓને શ્રીકૃષ્ણનું સંસ્મરણ કરાવતા (વ્રજમાં) આનંદ કર્યો. ॥ ૫૬ ॥

નદીઓ, વનો, પર્વતો, ગુફાઓ વગેરેમાં દરેકના શ્રીકૃષ્ણલીલાવિષયક સુંદર પ્રશ્નો દ્વારા શ્રીકૃષ્ણનું સંસ્મરણ કરાવતા (ઉદ્ધવજીએ) આનંદ કર્યો. ॥ ૫૬ ॥

આમ, પૂર્વે (ભ્રમરગાન વગેરેમાં જણાવ્યા પ્રમાણે) શ્રીકૃષ્ણમાં આવેશ થવાથી ગોપીઓના મનની વ્યાકુળતા જોઈને અત્યંત પ્રસન્ન થયેલા ઉદ્ધવજી તેમને નમસ્કાર કરતા આ પ્રમાણે કહેવા લાગ્યા. ॥ ૫૭ ॥

कृष्णावेशेनात्मनो मनसो विक्लवं वैक्लव्यम्। ता गोपीर्नमस्यन् नमस्करिष्यन्। उत्तमस्यात्मनो गोपस्त्रीनमस्कृतिरन्याय्या न भवतीति दर्शयितुं तासां महत्त्वं पञ्चभिर्जगौ उवाच॥ ५७॥

શ્રીકૃષ્ણમાં આવેશ થવાથી **'आत्मनः'** ગોપીઓના પોતાના મનની **'विक्लवम्'** વ્યાકુળતાને (જોઈને) તે ગોપીઓને **'नमस्यन्'** નમસ્કાર કરતા – ગોપાંગનાઓને (કરેલા) ઉત્તમ એવા પોતાના નમસ્કાર અયોગ્ય ન ઠરે તે દર્શાવવા માટે તે વ્રજાંગનાઓનું મહત્ત્વ પાંચ શ્લોકો દ્વારા ઉદ્ધવજી **'जगौ'** બોલ્યા. ॥ ૫૭ ॥

**एता इति।**

**एताः परं तनुभृतो भुवि गोपवध्वो**
**गोविन्द एव निखिलात्मनि रूढभावाः।**
**वाञ्छन्ति यद् भवभियो मुनयो वयं च**
**किं ब्रह्मजन्मभिरनन्तकथारसस्य॥ ५८**

**'एताः इति।'** –

સર્વના આત્મા શ્રીગોવિંદ ભગવાનમાં જ જેમને (ઉત્કટ ભગવત્પ્રેમરૂપ) મહાભાવ ઉત્પન્ન થયો છે તે આ ગોપવધૂઓ જ માત્ર સફળ જન્મવાળી છે, કારણ કે સંસારથી ડરતા મુનિઓ અને અમે પણ (આવા મહાભાવની) આકાંક્ષા રાખીએ છીએ. અનંત ભગવાનની કથામાં જેને પ્રેમ છે તેને બ્રાહ્મણના કે બ્રહ્માજીના જન્મોથી શું પ્રયોજન છે? ॥ ૫૮॥

एताः परं केवलं तनुभृतः सफलजन्मानः। रूढभावाः परमप्रेमवत्यः। यदिति यं रूढं भावं भवभियो मुमुक्षवो मुनयो मुक्ता अपि वाञ्छन्ति, वयं च भक्ता अपि। अतोऽनन्तस्य कथासु रसो रागो यस्य तस्य ब्रह्मजन्मभिर्विप्रसंबन्धिभिः शौक्ल-सावित्रयाज्ञिकैस्त्रिभिर्जन्मभिः किं कोऽतिशयः। यत्र तत्र जातः स एव सर्वोत्तम इत्यर्थः। यद्वा अनन्तकथासु रसो यस्य तस्य ब्रह्मजन्म-भिश्चतुर्मुखजन्मभिरपि किमित्यर्थः॥ ५८॥

આ ગોપવધૂઓ જ **'परम्'** કેવળ **'तनुभृतः'** સફળ જન્મવાળી છે. **'रूढभावाः'** (ઉત્કટ ભગવત્)પ્રેમરૂપ ભાવવાળી છે. **'यत् इति।'** જે ઉત્પન્ન થયેલા મહાભાવને સંસારથી ડરતા મુમુક્ષુઓ, મુનિજનો, મુક્તો પણ વાંચ્છે છે અને અમે ભક્તો પણ ઇચ્છીએ છીએ. આથી અનંત ભગવાનની કથામાં **'रसः'** પ્રેમ છે જેને તેને **'ब्रह्मजन्मभिः'** વિપ્રસંબંધી શૌક્લ, સાવિત્ર અને યાજ્ઞિક * – એવા ત્રણ જન્મોથી **'किम्'** શું વિશેષ છે? તે જ્યાં જન્મ્યો હોય ત્યાં તે જ સર્વોત્તમ છે, એમ અર્થ છે. અથવા અનંત ભગવાનની કથામાં જેને પ્રેમ છે તેને ચાર મુખવાળા બ્રહ્માજીના જન્મોથી પણ શું પ્રયોજન છે? એમ અર્થ છે. ॥ ૫૮ ॥

किंच ईश्वरप्रसादो महत्त्वे कारणम्, तस्य च न जातिराचारो ज्ञानं वा कारणं किंतु केवलं भजनमेवेत्याह—**क्वेमा इति।**

વળી, પરમેશ્વરની કૃપા જ મહાન હોવાનું કારણ છે અને તે કૃપા થવા માટે જાતિ, આચાર કે જ્ઞાન કારણભૂત નથી, પરંતુ કેવળ ભજન જ કારણભૂત છે, એમ કહે છે – **'क्व इमाः इति।'**

* **शौक्ल**–પવિત્ર બ્રાહ્મણકુળમાં જન્મ હોય તે. **सावित्र**–જેના યજ્ઞોપવીત થયા હોય તે. **याज्ञिक**–યજ્ઞ-યાગાદિ કરનાર કે કરાવનાર હોય તે.

**क्वेमाः स्त्रियो वनचरीर्व्यभिचारदुष्टाः**
**कृष्णे क्व चैष परमात्मनि रूढभावः ।**
**नन्वीश्वरोऽनुभजतोऽविदुषोऽपि साक्षा-**
**च्छ्रेयस्तनोत्यगदराज इवोपयुक्तः ॥ ५९**

(પરમાત્મા શ્રીકૃષ્ણ પ્રત્યે લોકદષ્ટિએ જોતાં કામસંકલ્પરૂપ) વ્યભિચારથી દુષ્ટ આ વનવાસિની વ્રજાંગનાઓ ક્યાં અને પરમાત્મા શ્રીકૃષ્ણમાં આ નિશ્ચળ ભક્તિભાવ ક્યાં? અહો! ઉપભોગ કરવામાં આવેલું શ્રેષ્ઠ ઔષધિરૂપ અમૃત જેમ (તેનો પ્રભાવ) ન જાણનારનું પણ આરોગ્યરૂપ શ્રેય વિસ્તારે છે, તેમ પરમેશ્વર પણ ભજન કરનાર અજ્ઞાનીનું સ્વયં કલ્યાણ જ પ્રસરાવે છે. ॥ ૫૯ ॥

साक्षाद्भजतः पुंसः ननु अहो उपयुक्तः सेवितः अगदराजोऽमृतं यथेति ॥ ५९ ॥

ભજન કરનાર મનુષ્યનું સ્વયં **'ननु'** અહો! (કલ્યાણ કરે છે), જેમ **'उपयुक्तः'** સેવન કરવામાં આવેલું શ્રેષ્ઠ ઔષધિરૂપ અમૃત (આરોગ્યરૂપ કલ્યાણ વિસ્તારે છે તેમ!) ॥ ૫૯ ॥

अत्यन्तापूर्वश्चायं गोपीषु भगवतः प्रसाद इत्याह—**नायमिति** ।

આ ગોપાંગનાઓ ઉપર ભગવાનની અત્યંત અપૂર્વ કૃપા છે, એમ કહે છે – **'न-अयम् इति।'**

**नायं श्रियोऽङ्ग उ नितान्तरतेः प्रसादः**
**स्वर्योषितां नलिनगन्धरुचां कुतोऽन्याः ।**
**रासोत्सवेऽस्य भुजदण्डगृहीतकण्ठ-**
**लब्धाशिषां य उदगाद् व्रजबल्लवीनाम् ॥ ६०**

રાસક્રીડામાં શ્રીકૃષ્ણના ભુજદંડો દ્વારા આલિંગન કરાયેલા કંઠને કારણે પ્રાપ્ત કરવામાં આવ્યા છે મનોરથો જેમના દ્વારા તે વ્રજની પ્રેયસીઓ ઉપર ભગવાનનો જે આ કૃપાપ્રસાદ આવિર્ભાવ પામ્યો છે, તેવો આ કૃપાપ્રસાદ કમળ જેવી સુગંધ અને કાંતિવાળી સ્વર્ગાંગનાઓ ઉપર પણ નથી થયો. અરે! ભગવાનના વક્ષઃસ્થળમાં રહેનારાં, એક માત્ર ભગવાનમાં જ નિરંતર, અત્યંત રતિ ધરાવતાં લક્ષ્મીજીની ઉપર પણ આવો અનુગ્રહ થયો નથી, તો અન્ય સ્ત્રીઓ આવા અનુગ્રહને પાત્ર કેવી રીતે બની શકે? ॥ ૬૦ ॥

अङ्गे वक्षसि उ अहो नितान्तरतेः एकान्त-रतिमत्याः श्रियोऽपि नायं प्रसादोऽनुग्रहोऽस्ति। नलिनस्येव गन्धो रुक् कान्तिश्च यासां तासां स्वर्गाङ्गनानामप्सरसामपि नास्ति। अन्याः पुनर्दूरतो निरस्ताः। रासोत्सवे कृष्णभुजदण्डाभ्यां गृहीत आलिङ्गितः कण्ठस्तेन लब्धा आशिषो याभिस्तासां गोपीनां य उदगादाविर्बभूव ॥ ६० ॥

**'अङ्गे'** વક્ષઃસ્થળરૂપ શ્રીઅંગમાં **'उ'** અહો! **'नितान्तरतेः'** એક માત્ર ભગવાનમાં જ નિરંતર અત્યંત રતિ ધરાવતાં લક્ષ્મીજીની ઉપર પણ આવો **'प्रसादः'** અનુગ્રહ થયો નથી! કમળ જેવી સુગંધ તથા **'रुक्'** કાંતિ છે જેમની તે સ્વર્ગની અંગનાઓ-અપ્સરાઓ ઉપર પણ નથી થયો. બીજી સ્ત્રીઓ તો દૂરથી જ પરાસ્ત થઈ ગયેલી છે. રાસક્રીડામાં શ્રીકૃષ્ણના ભુજદંડો દ્વારા **'गृहीतः'** આલિંગન કરાયેલો કંઠ, તેને કારણે પ્રાપ્ત કરવામાં આવ્યા છે મનોરથો જેમના દ્વારા તે ગોપાંગનાઓ ઉપર જે (અનુગ્રહ) **'उत्-अगात्'** આવિર્ભાવ પામ્યો છે! ॥ ૬૦ ॥

किंच आस्तां तावद्गोपीनां भाग्यं, मम त्वेतावत्प्रार्थ्यमित्याह—**आसामिति**।

**आसामहो चरणरेणुजुषामहं स्यां**
**वृन्दावने किमपि गुल्मलतौषधीनाम्।**
**या दुस्त्यजं स्वजनमार्यपथं च हित्वा**
**भेजुर्मुकुन्दपदवीं श्रुतिभिर्विमृग्याम्॥ ६१**

वळी, ગોપાંગનાઓના ભાગ્યની વાત તો બાજુએ મૂકો, પણ મારે માટે આટલું (જ) પ્રાર્થના કરવા યોગ્ય છે, એમ કહે છે – '**आसाम् इति।**'

ત્યજવા મુશ્કેલ એવા સ્વજનોનો અને ધર્મમાર્ગનો ત્યાગ કરીને જે ગોપાંગનાઓ વેદો દ્વારા શોધવા યોગ્ય (અતિ દુર્લભ) ભગવાન મુકુંદની પ્રાપ્તિના માર્ગને (અર્થાત્ શ્રીકૃષ્ણમાં તન્મયતાને) પ્રાપ્ત થઈ, તેવી આ ગોપાંગનાઓની ચરણરજને સેવનારાં વૃંદાવનનાં વૃક્ષો, લતાઓ અને ઔષધિઓમાંથી હું તેમાંનું કોઈ પણ એક બનું! ॥ ૬૧ ॥

गोपीनां चरणरेणुभाजां गुल्मादीनां मध्ये यत्किमप्यहं स्यामित्याशंसा। कथंभूतानाम्। या इत्यादि। आर्याणां मार्गं धर्मं च हित्वा॥ ६१ ॥

ગોપાંગનાઓની ચરણરજને સેવનારાં વૃંદાવનનાં વૃક્ષો વગેરેની અંદર હું તેમાંનું કોઈ પણ એક બનું! એવી ઉદ્ધવજી આશા રાખે છે. કેવી ગોપાંગનાઓની? '**याः**' વગેરે, આર્યોના '**मार्गम्**' ધર્મને છોડીને જે વ્રજાંગનાઓ ॥ ૬૧ ॥

पुनस्ता एव विशिनष्टि—**या वा इति**।

**या वै श्रियार्चितमजादिभिराप्तकामै-**
**र्योगेश्वरैरपि यदात्मनि रासगोष्ठ्याम्।**
**कृष्णस्य तद् भगवतश्चरणारविन्दं**
**न्यस्तं स्तनेषु विजहुः परिरभ्य तापम्॥ ६२**

તે ગોપાંગનાઓને પુનઃ વિશેષણપૂર્વક વર્ણવે છે – '**याः वै इति।**'

વૈકુંઠલક્ષ્મી દ્વારા પણ (સદાય) મનમાં જ અર્ચન કરાયેલા તથા સત્યસંકલ્પ બ્રહ્માદિ અને (સનકાદિ) યોગેશ્વરો દ્વારા પણ હૃદયમાં જ પૂજન કરાયેલા (સર્વસુદુર્લભ) ચરણકમળને જે વ્રજવનિતાઓએ પોતાનાં સ્તનો ઉપર મૂકીને, તેને આલિંગન કરીને પોતાનો (હૃદયનો) તાપ દૂર કર્યો હતો. (તે વ્રજવનિતાઓના ચરણકમળને સેવનારાં આ વૃક્ષાદિમાંથી હું કોઈ પણ એક બનું.) ॥ ૬૨ ॥

योगेश्वरैरप्यात्मन्येवार्चितं स्तनेषु न्यस्तं परिरभ्य तापं जहुरिति॥ ६२॥

(સનકાદિ) યોગેશ્વરો દ્વારા પણ હૃદયમાં જ પૂજન કરાયેલા (ચરણકમળ)ને સ્તનો ઉપર મૂકીને, તેને આલિંગન કરીને હૃત્તાપને શમાવ્યો હતો.॥ ૬૨ ॥

**वंशीधरी—**'आप्तकामैः'

'यत्ते सुजातचरणाम्बुरुहं स्तनेषु' इत्यादिरीत्या परमस्नेहमयरागेणालिंग्य तापं विजहुः।'

સત્યસંકલ્પ (બ્રહ્મરુદ્રાદિ) દ્વારા

'આપના દ્વારા જે સુકોમળ ચરણકમળ અમારાં સ્તનો ઉપર પધરાવવામાં આવ્યું છે.' (શ્રીમદ્ ભા.૧૦/૩૧/૧૯) વગેરે પ્રકારે ગોપાંગનાઓએ પરમ સ્નેહમય રાગથી આલિંગન કરીને હૃત્તાપ દૂર કર્યો હતો.

एवं महत्त्वं प्रतिपाद्य नमस्करोति—'**वन्दे इति।**'

**वन्दे नन्दव्रजस्त्रीणां पादरेणुमभीक्ष्णशः।**
**यासां हरिकथोद्गीतं पुनाति भुवनत्रयम्॥ ६३**

॥ ६३ ॥

आम, व्रजांगनाओनी महानतानुं प्रतिपादन करीने उद्धवजी नमस्कार करे छे – '**वन्दे इति।**'

नंदरायजीना व्रजनी वनिताओनी चरणरेणुने हुं वारंवार वंदन करुं छुं, के जेमनुं श्रीहरिकथासहित उत्कर्षपूर्वकनुं गीत (चरित्र) त्रणेय भुवनोने पावन करे छे. ॥ ६३ ॥ ६३ ॥

**श्रीशुक उवाच**

**अथ गोपीरनुज्ञाप्य यशोदां नन्दमेव च।**
**गोपानामन्त्र्य दाशार्हो यास्यन्नारुरुहे रथम्॥ ६४**

अनुज्ञाप्य अनुज्ञां याचित्वा। आमन्त्र्य पृष्ट्वा ॥ ६४॥

**श्रीशुकदेवजी बोल्या** – त्यार पछी दाशार्ह (उद्धवजी) गोपीओ, यशोदाजी अने नंदरायजीने जवानी अनुज्ञा माटे प्रार्थना करीने अने गोपजनोनी आज्ञा लई (मथुरा) जवा माटे रथमां बेठा.॥ ६४ ॥

'**अनुज्ञाप्य**' अनुज्ञा माटे प्रार्थना करीने – '**आमन्त्र्य**' आज्ञा लईने ॥ ६४ ॥

**तं निर्गतं समासाद्य नानोपायनपाणयः।**
**नन्दादयोऽनुरागेण प्रावोचन्नश्रुलोचनाः॥ ६५**

॥ ६५ ॥

जेमना हाथमां जात जातनी भेटो छे तेवा, अश्रुपूर्ण लोचनवाळा नंदरायजी वगेरे (गोपजनो) ते जवा नीकळेला उद्धवजीनी पासे आवीने अनुरागपूर्वक कहेवा लाग्या. ॥ ६५ ॥ ६५ ॥

**मनसो वृत्तयो नः स्युः कृष्णपादाम्बुजाश्रयाः।**
**वाचोऽभिधायिनीर्नाम्नां कायस्तत्प्रह्वणादिषु॥ ६६**

नोऽस्माकं मनसो वृत्तयः कृष्णपादाम्बुजाश्रयाः स्युः। अभिधायिनीरभिधायिन्यः॥ ६६॥

अमारा मननी वृत्तिओ श्रीकृष्णना चरणकमळना आश्रयवाळी थाय, वाणी तेमनां नाम उच्चारनारी थाय अने काया तेमने प्रणाम वगेरे करवामां (तत्पर रहे). ॥ ६६ ॥

'**नः**' अमारा मननी वृत्तिओ श्रीकृष्णना चरणकमळना आश्रयवाळी थाय – '**अभिधायिनीः**' अभिधायिन्यः (प्र.ब.व. नुं रूप थाय. आर्षप्रयोग छे.) ॥ ६६ ॥

**कर्मभिर्भ्राम्यमाणानां यत्र क्वापीश्वरेच्छया।**
**मंगलाचरितैर्दानै रतिर्नः कृष्ण ईश्वरे॥ ६७**

**एवं सभाजितो गोपैः कृष्णभक्त्या नराधिप।**
**उद्धवः पुनरागच्छन्मथुरां कृष्णपालिताम्॥ ६८**

कृष्णे रतिः स्यादिति॥ ६७॥ ६८॥

(पुण्य-पापात्मक) कर्मोथी ईश्वरेच्छानुसार जे कोई पण (योनिमां) भटकता अमारां मंगळ आचरणो अने दानोथी (जन्मेलां पुण्यथी) श्रीकृष्ण भगवानमां अमारो अनुराग थाओ! हे राजा परीक्षित, आम गोपजनो द्वारा, श्रीकृष्णमां करायेली जेवी भक्ति हती तेवी भक्तिथी सत्कारायेला (उद्धवजी), श्रीकृष्ण द्वारा रक्षायेली मथुरामां पाछा आव्या. ॥ ६७ ॥ ६८ ॥

श्रीकृष्णमां अनुराग थाओ! ॥ ६७ ॥ ६८ ॥

**कृष्णाय प्रणिपत्याह भक्त्युद्रेकं व्रजौकसाम्।**
**वसुदेवाय रामाय राज्ञे चोपायनान्यदात्॥ ६९**

कृष्णादिभ्यो भक्त्युद्रेकमाह—उपायनानि चादादिति॥ ६९॥

(ઉદ્ધવજીએ) શ્રીકૃષ્ણને પ્રણામ કરીને વ્રજવાસીઓના અતિશય પ્રેમને વર્ણવ્યો તથા વસુદેવજી, બલરામજી અને રાજા ઉગ્રસેનને ભેટો અર્પણ કરી. ॥ ૬૯ ॥

શ્રીકૃષ્ણ વગેરેને અતિશય પ્રેમનું વર્ણન કર્યું – તથા ભેટો આપી. ॥ ૬૯ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे पूर्वार्धे उद्धवप्रतियाने सप्तचत्वारिंशोऽध्यायः॥ ४७॥
इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे पूर्वार्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां सप्तचत्वारिंशोऽध्यायः॥ ४७॥

*****

# अथ अष्टचत्वारिंशोऽध्यायः
## ભગવાનની કુબ્જા અને અક્રૂરગૃહે પધરામણી

अष्टचत्वारिंशकेऽथ कृष्णः कुब्जामरीरमत्।
अक्रूरस्य गृहं गत्वा तं गजाह्वयमादिशत्॥ १॥
सैरन्ध्रीकाममापूर्य पूरयित्वा मनोरथान्।
अक्रूरस्य ततः कृष्णस्तेन पार्थानसान्त्वयत्॥ २॥

હવે અડતાલીસમા અધ્યાયમાં શ્રીકૃષ્ણે કુબ્જાને આનંદિત કરી, અક્રૂરજીના ગૃહે જઈને તેમને હસ્તિનાપુર જવાની આજ્ઞા કરી. ॥ ૧ ॥ સૈરન્ધ્રી (કુબ્જા)ની કામના પરિપૂર્ણ કરીને અક્રૂરજીના મનોરથો પૂર્ણ કર્યા. ત્યાર પછી શ્રીકૃષ્ણે તેમના દ્વારા પાંડવોને સાંત્વન અપાવ્યું. ॥ ૨ ॥

श्रीशुक उवाच

**अथ विज्ञाय भगवान् सर्वात्मा सर्वदर्शनः।**
**सैरन्ध्र्याः कामतप्तायाः प्रियमिच्छन् गृहं ययौ॥ १**
॥ १॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – ત્યાર પછી સર્વના આત્મા અને સર્વના દ્રષ્ટા ભગવાન શ્રીકૃષ્ણ (ઉદ્ધવજી દ્વારા કહેવામાં આવેલું) જાણીને કામથી તપ્ત થયેલી કુબ્જાનું પ્રિય કરવા ઈચ્છતા, તેના ગૃહે પધાર્યા. ॥ ૧ ॥ ૧ ॥

**महार्होपस्करैराढ्यं कामोपायोपबृंहितम्।**
**मुक्तादामपताकाभिर्वितानशयनासनैः।**
**धूपैः सुरभिभिर्दीपैः स्रग्गन्धैरपि मण्डितम्॥ २**
**गृहं तमायान्तमवेक्ष्य साऽऽसनात्**
**सद्यः समुत्थाय हि जातसम्भ्रमा।**
**यथोपसंगम्य सखीभिरच्युतं**
**सभाजयामास सदासनादिभिः॥ ३**
**तथोद्धवः साधु तयाभिपूजितो**
**न्यषीददुर्व्यामभिमृश्य चासनम्।**
**कृष्णोऽपि तूर्णं शयनं महाधनं**
**विवेश लोकाचरितान्यनुव्रतः॥ ४**

અતિ કિંમતી રાચરચીલાથી સોહામણું, કામનું ઉદ્દીપન કરનારી સામગ્રીઓથી સમૃદ્ધ, મોતીની માળાઓ, પતાકાઓ, ચંદરવા, શય્યાઓ, બેઠકો, સુગંધિત ધૂપ, દીવા અને સુગંધિત પુષ્પમાળાઓથી સુશોભિત ઘરમાં તે અચ્યુતને આવેલા જોઈને તે કુબ્જા આસન પરથી ઊભી થઈને વ્યાકુળ થઈ ગઈ. સખીઓ સાથે તેમની સામે યથાયોગ્ય રીતે જઈને ઉત્તમ આસન વગેરેથી તેમનો સત્કાર કર્યો. તથા તે કુબ્જા દ્વારા સારી રીતે પૂજાયેલા ઉદ્ધવજી આસનને સ્પર્શ કરીને (ભગવાન સાથે સમાન આસન પર બેસવું અનુચિત માનીને) ભૂમિ પર જ બેઠા અને લૌકિક આચારને અનુસરીને ભગવાન શ્રીકૃષ્ણ પણ તરત મહામૂલ્યવાન પલંગ પર આસીન થયા. ॥ ૨ ॥ ૩ ॥ ૪ ॥

महार्हैरनर्घ्यैरुपस्करैर्गृहोपकरणैरन्वितम् । कामोपायैस्तदुद्दीपकैः सुरतबन्धादिलेख्यैरुपबृंहितम् ॥ २ ॥ यथा यथोचितम् ॥ ३ ॥ ४ ॥

**सा मज्जनालेपदुकूलभूषण-**
**स्रग्गन्धताम्बूलसुधासवादिभिः ।**
**प्रसाधितात्मोपससार माधवं**
**सव्रीडलीलोत्स्मितविभ्रमेक्षितैः ॥ ५**

प्रसाधितो योग्यतामापादित आत्मा देहो यया सा। सव्रीडं यल्लीलयोद्‌गतं स्मितं तद्येषु विभ्रमेषु तद्युक्तैरीक्षितैरुपलक्षिता ॥ ५ ॥

**आहूय कान्तां नवसंगमह्रिया**
**विशंकितां कंकणभूषिते करे।**
**प्रगृह्य शय्यामधिवेश्य रामया**
**रेमेऽनुलेपार्पणपुण्यलेशया ॥ ६**

अनुलेपार्पणादन्यत्तस्याः पुण्यं नास्तीति दर्शयितुं पुण्यलेशयेत्युक्तं न तु पुण्यस्याल्पत्वविवक्षया ॥ ६ ॥

**सानंगतप्तकुचयोरुरसस्तथाक्ष्णो-**
**र्जिघ्रन्त्यनन्तचरणेन रुजो मृजन्ती।**
**दोर्भ्यां स्तनान्तरगतं परिरभ्य कान्त-**
**मानन्दमूर्तिमजहादतिदीर्घतापम् ॥ ७**

कुचादीनां रुजो मृजन्ती। जिघ्रन्ती च चरणम् ॥ ७ ॥

**सैवं कैवल्यनाथं तं प्राप्य दुष्प्रापमीश्वरम्।**
**अंगरागार्पणेनाहो दुर्भगेदमयाचत ॥ ८**

**आहोष्यतामिह प्रेष्ठ दिनानि कतिचिन्मया।**
**रमस्व नोत्सहे त्यक्तुं संगं तेऽम्बुरुहेक्षण ॥ ९**

**'महा-अर्हैः'** અતિમૂલ્યવાન **'उपस्कैरः'** રાચરચીલાથી, ઘરની સાધનસામગ્રીથી યુક્ત ઘરમાં – તેમની પ્રીતિ માટે સમૃદ્ધ ઘરમાં, ॥ ૨ ॥ **'यथा'** યોગ્ય રીતે ॥ ૩ ॥ ૪ ॥

સ્નાન, વિલેપન, વસ્ત્ર, આભૂષણ, પુષ્પમાળા, સુગંધિત અત્તર, તાંબૂલ તથા અમૃત જેવાં માદક પીણાં વગેરેથી લજ્જાસહિત લીલાથી ઉત્પન્ન થયેલા વિલાસયુક્ત દૃષ્ટિપાતોથી જોતી તે કુબ્જા માધવ (લક્ષ્મીપતિ) પાસે ધીમેથી ગઈ. ॥ ૫ ॥

**'प्रसाधितः'** જેના દ્વારા (ભગવાન સાથે પ્રીતિ કરવાની) યોગ્યતા પ્રાપ્ત કરેલું **'आत्मा'** સ્વરૂપ પ્રાપ્ત કરવામાં આવ્યું છે તેવી તે – લજ્જાસહિત લીલાથી ઉત્પન્ન થયેલું સ્મિત – તે સ્મિત જે વિલાસોમાં છે તેનાથી યુક્ત દૃષ્ટિપાતોથી જોતી ॥ ૫ ॥

નવા સમાગમના સમયની શરમથી સંકોચ પામતી સુંદરીને બોલાવીને ભગવાને કંકણથી શોભતા કરમાંથી પકડીને પલંગ પર બેસાડીને પોતાને ચંદન અર્પણ કરવારૂપ થોડા પુણ્યવાળી સ્ત્રીને આનંદિત કરી. ॥ ૬ ॥

ચંદન અર્પણ કરવા સિવાય તેનું બીજું પુણ્ય હતું નહીં, એ દર્શાવવા માટે **'पुण्यलेशया'** કહેવાયું છે, પુણ્યનું અલ્પત્વ કહેવાની ઈચ્છાથી નહીં. ॥ ૬ ॥

કામથી તપ્ત થયેલી, અનંત ભગવાનના ચરણસ્પર્શથી પોતાની છાતી તથા નેત્રોની પીડાને દૂર કરતી અને ચરણને સૂંઘતી તેણે છાતીની મધ્યે રહેલા આનંદમૂર્તિ પ્રિયતમને બંને હાથે ભેટીને અતિ દીર્ઘ કાળનો તાપ ત્યજ્યો. ॥ ૭ ॥

છાતીની પીડાને દૂર કરતી અને ચરણને સૂંઘતી ॥ ૭ ॥

આમ, મોક્ષ પ્રદાન કરનારા દુર્લભ એવા ઈશ્વરને ચંદન અર્પણ કરવાથી પ્રાપ્ત કરનારી તે દુર્ભાગી સ્ત્રીએ અરે રે, તેમની પાસેથી આ પ્રમાણે માગ્યું. ॥ ૮ ॥

હે પ્રિયતમ, હે કમલનયન, તમારો સંગ ત્યજવાને હું સમર્થ નથી, આથી મારી સાથે અહીં કેટલાક દિવસ રહો, એમ તેણે કહ્યું. ॥ ૯ ॥

काममेव प्राकृतदृष्ट्या अयाचत। न च गोप्य इव सा तन्निष्ठेति दुर्भगेत्युक्तम्। कृतार्थत्वे तु तस्या न संदेहः ॥ ८ ॥ ९ ॥

**तस्यै कामवरं दत्त्वा मानयित्वा च मानदः।**
**सहोद्धवेन सर्वेशः स्वधामागमदर्चितम्॥ १०**

काम एव वरस्तं दत्त्वा। मानयित्वा चालंकारादिदानैः ॥ १० ॥

**दुराराध्यं समाराध्य विष्णुं सर्वेश्वरेश्वरम्।**
**यो वृणीते मनोग्राह्यमसत्त्वात् कुमनीष्यसौ॥ ११**

मनोग्राह्यं विषयसुखम्। असत्त्वात्तुच्छत्वात् ॥ ११ ॥

**अक्रूरभवनं कृष्णः सहरामोद्धवः प्रभुः।**
**किंचिच्चिकीर्षयन् प्रागादक्रूरप्रियकाम्यया॥ १२**

किंचिच्चिकीर्षयन्। हस्तिनापुरप्रस्थापनं कारयितुमिच्छन्नित्यर्थः। अक्रूरप्रियकाम्यया च ॥ १२ ॥

**स तान् नरवरश्रेष्ठानाराद् वीक्ष्य स्वबान्धवान्।**
**प्रत्युत्थाय प्रमुदितः परिष्वज्याभिनन्द्य च॥ १३**

आराद्दूरादेव ॥ १३ ॥

**ननाम कृष्णं रामं च स तैरप्यभिवादितः।**
**पूजयामास विधिवत् कृतासनपरिग्रहान्॥ १४**

॥ १४ ॥

પ્રાકૃત દૃષ્ટિએ કામની યાચના કરી, પણ ગોપાંગનાઓની જેમ તેણે તેમનામાં નિષ્ઠા ન માગી, એટલે તેને દુર્ભાગી કહેવામાં આવી, પરંતુ તેની કૃતાર્થતા હોવામાં સંદેહ નથી. ॥ ૮ ॥ ૯ ॥

(ભક્તને) માન આપનારા સર્વેશ્વર શ્રીહરિ તેને અભીષ્ટ વરદાન આપીને તથા (મધુર ભાષણ, આભૂષણ, અલંકારાદિ દ્વારા) તેને સન્માન આપીને ઉદ્ધવજીની સાથે સર્વ સંપત્તિથી સમૃદ્ધ એવા સ્વધામ પધાર્યા. ॥ ૧૦ ॥

કામના એ જ વરદાન, તે આપીને – તથા અલંકારાદિ આપવા દ્વારા સન્માન આપીને ॥ ૧૦ ॥

જે મનુષ્ય આરાધવા કઠિન એવા સર્વ ઈશ્વરોના (પણ) ઈશ્વર ભગવાન વિષ્ણુને સારી રીતે આરાધીને વિષયસુખ માગે છે તે કુબુદ્ધિવાળો છે, કારણ કે વિષયસુખ તો તુચ્છ છે. ॥ ૧૧ ॥

**'मनोग्राह्यम्'** મનને પ્રિય એવું વિષયસુખ – **'असत्त्वात्'** તુચ્છ હોવાથી ॥ ૧૧ ॥

કંઈક કરવા ઈચ્છતા પ્રભુ શ્રીકૃષ્ણ અક્રૂરજીનું પ્રિય કરવાની ઈચ્છાથી બલરામજી અને ઉદ્ધવજીની સાથે અક્રૂરજીના ગૃહે પધાર્યા. ॥ ૧૨ ॥

**'किंचिच्चिकीर्षयन्'** અક્રૂરજીને હસ્તિનાપુરમાં (મોકલવા) ઈચ્છતા, એમ અર્થ છે અને અક્રૂરજીનું પ્રિય કરવાની ઈચ્છાથી ॥ ૧૨ ॥

અક્રૂરજી ઉત્તમ મનુષ્યોમાં શ્રેષ્ઠ એવા પોતાના સંબંધીઓને દૂરથી જ જોઈને ઊભા થઈ સામે (જઈને) ભેટીને અને અભિનંદન આપીને આનંદિત થયા. ॥ ૧૩ ॥

**'आरात्'** દૂરથી જ ॥ ૧૩ ॥

શ્રીકૃષ્ણ અને બલરામજીને તેમણે પ્રણામ કર્યા અને તે સર્વ દ્વારા પણ તેમનું (અક્રૂરજીનું) અભિવાદન કરવામાં આવ્યું. (પછી) જેમના દ્વારા આસનનો સ્વીકાર કરવામાં આવ્યો તેમને (શ્રીકૃષ્ણ, બલરામજી અને ઉદ્ધવજીને) અક્રૂરજીએ વિધિવત્ પૂજ્યા. ॥ ૧૪ ॥ ૧૪ ॥

**पादावनेजनीरापो धारयन् शिरसा नृप।**
**अर्हणेनाम्बरैर्दिव्यैर्गन्धस्त्रग्भूषणोत्तमैः ॥ १५**

**अर्चित्वा शिरसाऽऽनम्य पादावंकगतौ मृजन्।**
**प्रश्रयावनतोऽक्रूरः कृष्णरामावभाषत ॥ १६**

आ अप इति च्छेदः। अप आ सर्वतो धारयन्नित्यन्वयः ॥ १५ ॥ १६ ॥

**दिष्ट्या पापो हतः कंसः सानुगो वामिदं कुलम्।**
**भवद्भ्यामुद्धृतं कृच्छ्राद् दुरन्ताच्च समेधितम् ॥**
**॥ १७ ॥**

वां युवयोरिदं कुलमुद्धृतं समेधितं च ॥ १७ ॥

वामिदं कुलमित्यादिव्यवहारदृष्ट्योक्त्वा परमार्थमाह—**युवामिति**।

**युवां प्रधानपुरुषौ जगद्धेतू जगन्मयौ।**
**भवद्भ्यां न विना किंचित् परमस्ति न चापरम् ॥ १८**

जगन्मयौ युवाम्। कुतः। जगद्धेतू। तदपि कुतः। प्रधानपुरुषौ तदात्मकौ अतो भवद्भ्यां विना परं कारणमपरं कार्यं च नास्तीति ॥ १८ ॥

ननु प्रत्यक्षादिसिद्धं कथं नास्तीत्युच्यतेऽत आह—**आत्मसृष्टमिति**।

**आत्मसृष्टमिदं विश्वमन्वाविश्य स्वशक्तिभिः।**
**ईयते बहुधा ब्रह्मन् श्रुतप्रत्यक्षगोचरम् ॥ १९**

ચરણ પખાળેલા જળને મસ્તકથી સર્વ તરફ ધારણ કરતા અક્રૂરજીએ અર્ઘ્ય, દિવ્ય વસ્ત્રો, ચંદન, પુષ્પમાળા અને ઉત્તમ અલંકારોથી અર્ચન કરીને, મસ્તકથી પ્રણામ કરીને, અંક (ખોળા)માં ધારણ કરેલાં બંને ચરણોને (મૃદુતાથી) ચાંપીને વિનયથી નમ્ર થઈને શ્રીકૃષ્ણ અને બલરામજીને કહ્યું.॥ ૧૫ ॥ ૧૬॥

(‘**पादावनेजनीरापो**’) **पादौ-अवनेजनीः-आ-अपः** એમ પદચ્છેદ છે. ‘**अपः**’ જળને ‘**आ**’ સર્વ તરફ ધારણ કરતા, એમ અન્વય છે. ॥ ૧૫ ॥ ૧૬ ॥

આપ બંને દ્વારા અનુચરો સહિત પાપી કંસ હણાયો તથા આપ બંનેએ આપના આ કુળને અપાર સંકટમાંથી ઉગાર્યું અને સમૃદ્ધ કર્યું, એ બહુ આનંદની વાત છે. ॥ ૧૭ ॥

‘**वाम्**’ તમે બંનેએ તમારા આ કુળને ઉગાર્યું અને સમૃદ્ધ કર્યું. ॥ ૧૭ ॥

‘**वां इदं कुलम्**’ વગેરે વ્યાવહારિક દૃષ્ટિથી કહીને પરમાર્થ કહે છે – ‘**युवाम् इति।**’

પ્રકૃતિ અને પુરુષરૂપ આપ બંને જગતમાં વ્યાપેલાં છો અને જગતનાં કારણરૂપ છો. આપ બંને વિના કારણ અને કાર્ય, કંઈ પણ હોઈ શકે નહીં.॥ ૧૮ ॥

આપ બંને જગતમાં વ્યાપેલા છો. કેવી રીતે? (કારણ કે) આપ બંને જગતનાં કારણરૂપ છો. તે પણ કેવી રીતે? (નિખિલ પ્રપંચ) પ્રકૃતિપુરુષાત્મક છે, આથી આપ બંને વિના ‘**परम्**’ કારણ અને ‘**अपरम्**’ કાર્ય હોઈ શકે નહીં. ॥ ૧૮ ॥

શંકા કરવામાં આવી છે કે પરમેશ્વર પ્રત્યક્ષ વગેરેરૂપે કેમ સિદ્ધ નથી થતા, એમ કહેવામાં આવે છે. આ માટે કહે છે – ‘**आत्मसृष्टम् इति**’।

હે પરમેશ્વર, રજોગુણ વગેરે પોતાની શક્તિઓથી પોતે જ સર્જેલા આ જગતમાં (તેના કારણરૂપે) પ્રવેશ નહીં કરેલા છતાં તમે પ્રવેશ કરીને રહેલા હો તેવા જણાઓ છો અને સાંભળેલા તથા દેખાતા અનેક પદાર્થોરૂપે (એક આપ જ) પ્રતીત થાઓ છો. ॥ ૧૯ ॥

हे ब्रह्मन्परमेश्वर। 'ब्रह्म' इति वा पाठः। रजआदिस्वशक्तिभिरात्मनैव सृष्टमिदं विश्वमन्वाविश्य कारणत्वादननुप्रविष्टोऽप्यनुप्रविश्येव स्थितः श्रुतप्रत्यक्षगोचरं यथा भवति तथा बहुधा भवानेव प्रतीयते॥ १९॥

एकस्यैव बहुधा प्रतीतिं सदृष्टान्तमाह— **यथा हीति**।

**यथा हि भूतेषु चराचरेषु**
**मह्यादयो योनिषु भान्ति नाना।**
**एवं भवान् केवल आत्मयोनि-**
**ष्वात्माऽऽत्मतन्त्रो बहुधा विभाति॥ २०**

योनिषु स्वस्यैव रूपान्तरेणाभिव्यक्तिस्थानेषु चराचरेषु यथा महीप्रमुखानि कारणान्येव नाना भान्ति। आत्मयोनिषु स्वकारणेषु भूतभौतिकेषु। जीवोऽपि नरमृगादिशरीरेषु बालयुवाद्यवस्थासु च तथा तथा प्रतीयते इति तद्व्यवच्छेदार्थमात्मतन्त्रग्रहणम्॥ २०॥

ननु सृष्ट्यादिकर्तृत्वेन च मम किं जीववद्बन्ध उक्तो न हि न हीत्याह—**सृजसीति**।

**सृजस्यथो लुम्पसि पासि विश्वं**
**रजस्तमःसत्त्वगुणैः स्वशक्तिभिः।**
**न बध्यसे तद्गुणकर्मभिर्वा**
**ज्ञानात्मनस्ते क्व च बन्धहेतुः॥ २१**

**'हे ब्रह्मन्'** હે પરમેશ્વર, અથવા **'ब्रह्म'** એમ પાઠ છે. રજોગુણ વગેરે પોતાની શક્તિઓ દ્વારા પોતે જ સર્જેલા આ વિશ્વમાં **'अनु-आविश्य'** તેના કારણરૂપે, પ્રવેશ નહીં કરેલા છતાં તમે પ્રવેશ કરીને જ રહેલા હો તેવા જણાઓ છો અને જેમ સાંભળેલા તથા દેખાતા હો તેમ અનેક પદાર્થોરૂપે એક આપ જ પ્રતીત થાઓ છો. ॥ ૧૯ ॥

એકની જ અનેકરૂપે થતી પ્રતીતિને દૃષ્ટાંત સહિત કહે છે – **'यथा हि इति।'**

પોતાના જ રૂપાંતર દ્વારા પ્રકટ થવાનાં સ્થાનોરૂપ ચર અને અચર પ્રાણીઓમાં જેમ પૃથ્વી વગેરે કારણો જ (વૃક્ષ વગેરે) અનેકરૂપે પ્રતીત થાય છે, એમ સ્વતંત્ર, કેવળ (શુદ્ધ, નિર્વિકાર) આત્મા એવા આપ પોતાના અભિવ્યક્ત થવાનાં કારણરૂપ કાર્યોમાં (મનુષ્ય, પશુ વગેરે) શરીરોમાં અનેકરૂપે પ્રતીત થાઓ છો. ॥ ૨૦ ॥

**'योनिषु'** પોતાના જ રૂપાંતર દ્વારા પ્રકટ થવાનાં સ્થાનોરૂપ ચર અને અચર પ્રાણીઓમાં જેમ પૃથ્વી જેમનામાં મુખ્ય છે તે કારણો જ અનેકરૂપે પ્રતીત થાય છે. **'आत्मयोनिषु'** પોતાને પ્રકટ થવાનાં પ્રાણીઓરૂપ અને ભૌતિક પદાર્થોરૂપ કારણોમાં – જીવ પણ મનુષ્ય, પશુ વગેરે શરીરોમાં અને બાળક, યુવાન વગેરે અવસ્થાઓમાં તેવી તેવી રીતે પ્રતીત થાય છે, એમ જીવત્વ દૂર કરવા માટે સ્વાતન્ત્ર્ય ગ્રહણ કરવામાં આવ્યું છે. ॥ ૨૦ ॥

(ભગવાન) શંકા કરે કે સર્જન વગેરે કર્તૃત્વથી જીવની જેમ કેમ મારું બંધન કહેવામાં આવ્યું છે? તે માટે કહે છે કે ના, ના – **'सृजसि इति।'**

રજોગુણ, તમોગુણ અને સત્ત્વગુણરૂપ પોતાની શક્તિઓથી આપ જગતનું સર્જન કરો છો, સંહાર કરો છો અને પાલન કરો છો, તેમ છતાં તે ગુણો કે કર્મો વડે બંધાતા નથી, (કારણ કે) જ્ઞાનસ્વરૂપ એવા આપને બંધનનું કારણ ક્યારેય પણ છે જ નહીં. ॥ ૨૧ ॥

तद्गुणकर्मभिर्वा तैर्गुणैः कर्मभिर्वेत्यर्थः। यतः क्व च कदाचिदपि बन्धहेतुरविद्या तव नैवास्ति। कुत इत्यत आह—ज्ञानात्मन इति। मायाया आश्रयानावरकत्वादिति भावः॥ २१॥

**'तत्-गुणकर्मभिः वा'** તે ગુણોથી કે કર્મોથી, એમ અર્થ છે. કારણ કે **'क्व च'** ક્યારેય પણ આપને બંધનના કારણરૂપ અવિદ્યા છે જ નહીં. શા માટે? તે હવે કહે છે – **'ज्ञानात्मनः इति'**। કારણ કે માયા પોતાના આશ્રયરૂપ પરમાત્માને માટે આવરણરૂપ બનતી નથી. (માયા ભગવાનને અધીન બનાવી શકતી નથી.) ॥ ૨૧ ॥

किंच आस्तां तावद्बन्धशङ्का, यतो विद्योपाधेर्जीवात्मनोऽपि न वस्तुतो बन्धोऽस्तीत्याह—**देहाद्युपाधेरिति**।

વળી, બંધનની શંકા તો બાજુએ મૂકો, કેમ કે વિદ્યાની ઉપાધિ હોવાથી જીવાત્માને પણ વસ્તુતઃ બંધન નથી, એમ કહે છે – **'देहादि-उपाधेः इति।'**

**देहाद्युपाधेरनिरूपितत्वाद्**
**भवो न साक्षान्न भिदाऽऽत्मनः स्यात्।**
**अतो न बन्धस्तव नैव मोक्षः**
**स्यातां निकामस्त्वयि नोऽविवेकः॥ २२**

દેહાદિ ઉપાધિ અનિર્વચનીય હોવાથી જીવાત્માને પણ વસ્તુતઃ જન્મ અને તેનાથી થતો ભેદ નથી. (તો આપને તો બંધ-મોક્ષ હોય જ ક્યાંથી?) (આપનામાં અવિદ્યા નથી,) આથી આપને બંધ-મોક્ષ નથી. અમારા અભિપ્રાયને અનુરૂપ અમને આપનામાં બંધ-મોક્ષ દેખાય તો તે અમારો અવિવેક જ છે. ॥ ૨૨ ॥

भवो जन्म तन्मूला भिदा च साक्षात्स्वरूपतो न स्यादिति। ननु मम बन्धाभावं वदता त्वया किं मोक्षोऽङ्गीक्रियते, ओमिति चेत्तर्हि बन्धाभावे मोक्षासंभवादापन्नो बन्धोऽपीत्याशङ्क्याह—अत इति। यतो नाविद्या अतो न बन्धो मोक्षश्च। एवमुभौ न स्यातामित्यर्थः। ननु उलूखले मां बद्धं श्रुतवान्, यमुनाह्रदे मुक्तं च दृष्टवानसि, अतः कथमुभयं नास्त्यत आह—निकाम इति। स्वाभिप्रायानुरूपस्त्वयि नोऽस्माकमविवेक एव परमेवंभूत इति। यद्वा नोऽविवेक एव तवोभौ स्यातामिति॥ २२॥

આપનો **'भवः'** જન્મ અને તેને કારણે થતો ભેદ **'साक्षात्'** વસ્તુતઃ છે જ નહીં. શંકા કરવામાં આવી છે કે મારો બંધનનો અભાવ કહેતા તારા દ્વારા શું મારા મોક્ષનો સ્વીકાર કરવામાં આવે છે? જો એમ સ્વીકારવામાં આવે તો બંધનનો અભાવ હોય ત્યાં મોક્ષ સંભવે નહીં – **'अतः इति।'** આપનામાં અવિદ્યા નથી, આથી આપને બંધન અને મોક્ષ નથી. આમ, આપને આ બંને નથી, એમ અર્થ છે. ભગવાન શંકા કરે છે કે મને ખાંડણિયામાં બંધાયેલો તેં સાંભળ્યો છે, યમુનાના ધરામાંથી મુક્ત થયેલો પણ જોયો છે, તો પછી બંધન અને મોક્ષ એ બંને કેવી રીતે નથી? આ માટે કહે છે – **'निकामः इति।'** પૂર્ણ એવા આપનામાં, પોતપોતાના અભિપ્રાય અનુસાર – બંધન અને મોક્ષની કલ્પના કરવી **'नः'** અમારો મોટો અવિવેક જ છે. અથવા અમારો અવિવેક જ છે કે આપને (બંધન અને મોક્ષ – એ) બંને હોય. ॥ ૨૨ ॥

ननु तर्हि ममावतारास्तच्चरित्राणि च शुक्तिरजतवत् अविद्याकल्पितान्येव किं, नहि नहि, इयं तु तव लीलेत्याह द्वयेन—**त्वयोदित इति**।

**त्वयोदितोऽयं जगतो हिताय**
**यदा यदा वेदपथः पुराणः।**
**बाध्येत पाखण्डपथैरसद्भि-**
**स्तदा भवान् सत्त्वगुणं बिभर्ति॥ २३ ॥ २३ ॥**

**स त्वं प्रभोऽद्य वसुदेवगृहेऽवतीर्णः**
**स्वांशेन भारमपनेतुमिहासि भूमेः।**
**अक्षौहिणीशतवधेन सुरेतरांश-**
**राज्ञाममुष्य च कुलस्य यशो वितन्वन्॥ २४**

सुरेतरांशा ये राजानस्तेषामक्षौहिणीशतानां वधेन भूमेर्भारमपनेतुं स्वांशेन रामेण सहावतीर्णोऽसि॥ २४॥

अत एवंभूतस्य तवागमनेन कृतार्थोऽस्मीत्याह त्रयेण—**अद्येति**।

**अद्येश नो वसतयः खलु भूरिभागा**
**यः सर्वदेवपितृभूतनृदेवमूर्तिः।**
**यत्पादशौचसलिलं त्रिजगत् पुनाति**
**स त्वं जगद्गुरुरधोक्षज याः प्रविष्टः॥ २५**

हे ईश, अद्य नो वसतयो गृहास्तपोवनादपि बहुपुण्याः। कुतः। या वसतीस्त्वं साक्षात्प्रविष्टः। कथंभूतः। यस्य तव पादसलिलमेव गङ्गा त्रिजगत्पुनाति, यश्च त्वं पञ्चयज्ञदेवतामूर्तिः स त्वं जगद्गुरुरिति॥ २५॥

ભગવાન શંકા કરે છે કે (જ્યારે મને બંધ અને મોક્ષ કે જન્માદિ છે નહીં,) તો પછી મારા અવતારો અને તેમનાં ચરિત્રો છીપમાં જણાતી ચાંદીની જેમ અવિદ્યાથી જ કલ્પાયેલાં છે ને? આ માટે બે શ્લોકથી (ઉદ્ધવજી) કહે છે કે ના, ના, આ તો આપની લીલા છે – **'त्वया उदितः इति।'**

જગતનું હિત કરવા માટે આપના દ્વારા કહેવામાં આવેલો પુરાતન વેદમાર્ગ જ્યારે જ્યારે પાખંડમાર્ગોથી બાધિત થાય છે, ત્યારે આપ સત્ત્વગુણ ધારણ કરો છો. ॥ ૨૩ ॥ ૨૩ ॥

હે પ્રભુ, તે જ આપ અસુરોના અંશરૂપ રાજાઓની સેંકડો અક્ષૌહિણી (સેનાઓ)નો વધ કરવા દ્વારા ભૂમિનો ભાર દૂર કરવા માટે પોતાના અંશરૂપ બલરામજી સાથે અહીં હમણાં વસુદેવજીના ગૃહે આ યાદવકુળનો યશ વિસ્તારતા અવતરિત થયા છો. ॥ ૨૪ ॥

અસુરોના અંશરૂપ જે રાજાઓ છે તેમની સેંકડો અક્ષૌહિણી સેનાઓનો વધ કરવા દ્વારા ભૂમિનો ભાર દૂર કરવા માટે **'स्व-अंशेन'** પોતાના અંશરૂપ બલરામજી સાથે અવતરિત થયા છો. ॥ ૨૪ ॥

આથી આવા પરમેશ્વર એવા આપના પધારવાથી હું કૃતાર્થ થયો છું, એમ ત્રણ શ્લોકથી કહે છે – **'अद्य इति।'**

હે અધોક્ષજ, સર્વ દેવો, પિતૃઓ, ભૂતો, મનુષ્યો અને વેદો જેમની મૂર્તિઓ છે અને જેમનું ચરણોદક (ગંગાજી) ત્રણ ભુવનોને પવિત્ર કરે છે, તે આપ જગદ્‌ગુરુ આજે અમારા ગૃહે પધાર્યા છો. આથી ખરેખર, હે ઈશ, અમારાં ગૃહો અતિશય ભાગ્યશાળી થયાં છે. ॥ ૨૫ ॥

હે ઈશ, આજે અમારાં **'वसतयः'** ગૃહો તપોવનથી પણ વધુ પુણ્યશાળી થયાં છે. કેમ? જે ગૃહોમાં સાક્ષાત્ આપ પધાર્યા છો. કેવા આપ? જે આપનું ચરણોદક, એ જ ગંગાજી ત્રણેય ભુવનોને પવિત્ર કરે છે તથા જે આપ પાંચ યજ્ઞ (દેવ-પિતૃ-ભૂત-નર-વેદ)રૂપ છો, તે આપ જગદ્‌ગુરુ છો.॥ ૨૫ ॥

स्वमनोरथः परिपूरित इति तुष्यन्नाह—**कः पण्डित इति।**

**कः पण्डितस्त्वदपरं शरणं समीयाद्**
**भक्तप्रियादृतगिरः सुहृदः कृतज्ञात्।**
**सर्वान् ददाति सुहृदो भजतोऽभिकामा-**
**नात्मानमप्युपचयापचयौ न यस्य॥ २६**

ऋतगिरः सत्यवाचः। त्वत्तोऽपरं शरणं कः समीयाद्गच्छेत्। यतो भवान् भजतः सर्वानभितः कामांश्च ददात्यात्मानमपीति॥ २६॥

**दिष्ट्या जनार्दन भवानिह नः प्रतीतो**
**योगेश्वरैरपि दुरापगतिः सुरेशैः।**
**छिन्ध्याशु नः सुतकलत्रधनाप्तगेह-**
**देहादिमोहरशनां भवदीयमायाम्॥ २७**

नोऽविवेकिनाम्। तत्रापीह गृह एव॥ २७॥

**श्रीशुक उवाच**

**इत्यर्चितः संस्तुतश्च भक्तेन भगवान् हरिः।**
**अक्रूरं सस्मितं प्राह गीर्भिः सम्मोहयन्निव॥ २८**

॥ २८॥

**श्रीभगवानुवाच**

**त्वं नो गुरुः पितृव्यश्च श्लाघ्यो बन्धुश्च नित्यदा।**
**वयं तु रक्ष्याः पोष्याश्च अनुकम्प्याः प्रजा हि वः॥ ॥ २९॥**

वो युष्माकं प्रजाः पुत्रा हि वयमिति॥ २९॥

**भवद्विधा महाभागा निषेव्या अर्हसत्तमाः।**
**श्रेयस्कामैर्नृभिर्नित्यं देवाः स्वार्था न साधवः॥ ३०**

પોતાના મનોરથો પરિપૂર્ણ થયા છે, એમ સંતોષ પામતાં કહે છે – **‘कः पण्डितः इति।’**

કયો વિવેકી મનુષ્ય ભક્તો જેમને પ્રિય છે તેવા, સત્ય વાણીવાળા, પરમ હિતકર્તા અને કૃતજ્ઞ એવા આપ સિવાય અન્યને શરણે જાય? કારણ કે આપ આપનું ભજન કરનાર (ભક્તજન)ને સર્વ વાંછિત (ધર્માદિ) આપો છો તથા જેની કદી વૃદ્ધિ કે હ્રાસ નથી એવું પોતાનું સ્વરૂપ પણ આપી દો છો.॥ ૨૬ ॥

(વિવેકી મનુષ્ય) **‘ऋतगिरः’** સત્ય વાણીવાળા એવા આપના સિવાય અન્ય કોના શરણે **‘समीयात्’** જાય? કારણ કે આપ ભજન કરનાર ભક્તને સર્વ તરફથી વાંછિત આપો છો તથા પોતાનું સ્વરૂપ પણ આપી દો છો. ॥ ૨૬ ॥

હે જનાર્દન, (સનકાદિ) યોગેશ્વરો અને (ઇન્દ્રાદિ) દેવેશ્વરો દ્વારા પણ જેમની પ્રાપ્તિ દુર્લભ છે તેવા આપ આજે (અવિવેકીઓ એવા) અમને અહીં (ઘરમાં જ) નેત્રના વિષયરૂપ બન્યા છો, એ અતિ આનંદની વાત છે. પુત્ર, પત્ની, ધન, સ્વજન, ગૃહ અને દેહ વગેરેમાં રહેલી અમારી આસક્તિરૂપી આપની માયાનો પાશ શીઘ્ર કાપી નાખો. ॥ ૨૭ ॥

**‘नः’** અવિવેકીઓ એવા અમારી – તે પણ અહીં ઘરમાં જ ॥ ૨૭ ॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – આ પ્રમાણે ભક્ત અક્રૂરજી દ્વારા પૂજન અને સ્તવન કરાયેલા ભગવાન શ્રીહરિએ પોતાની વાણીથી સંમોહિત કરતા હોય તેમ અક્રૂરજીને સ્મિતપૂર્વક કહ્યું. ॥ ૨૮ ॥ ૨૮ ॥

**શ્રીભગવાન બોલ્યા** – આપ અમારા પૂજ્ય, કાકા અને પ્રશંસનીય બંધુ છો. અમે તો સદાય રક્ષણ, પોષણ અને કૃપાને યોગ્ય એવી આપની (પુત્રાદિરૂપ) પ્રજા છીએ. ॥ ૨૯ ॥

**‘वः’** આપના **‘प्रजाः’** અમે પુત્રો જ છીએ. ॥ ૨૯ ॥

કલ્યાણકામી મનુષ્યો દ્વારા આપના જેવા ઉત્કૃષ્ટતમ, મહાભાગ્યશાળી મહાપુરુષો સદાય સેવવા યોગ્ય છે. દેવો પોતાનું કાર્ય સાધવામાં તત્પર હોય છે, સાધુપુરુષો તેવા હોતા નથી. ॥ ૩૦ ॥

ननु नृभिर्देवाः सेव्या इति प्रसिद्धं तत्राह—देवा इति। स्वार्थाः स्वकार्यसाधनपराः। साधवस्तु केवलं परानुग्रहपराः, परमार्थतस्तु साधव एव देवा इति त एव सेव्या इत्यर्थः॥ ३०॥

तर्हि मृच्छिलादिमयाः किं देवादयो नैवेत्यत आह—**न हीति**।

**न ह्यम्मयानि तीर्थानि न देवा मृच्छिलामयाः।**
**ते पुनन्त्युरुकालेन दर्शनादेव साधवः॥ ३१**

अम्मयानि तीर्थानि मृन्मयाः शिलामयाश्च देवा न भवन्तीति न, अपितु भवन्त्येव। तथापि साधूनां तेषां च महदन्तरमित्याह—ते पुनन्तीति॥ ३१॥

'किंचिच्चिकीर्षयन्प्रागात्' इति यदुक्तं तत्कार्यमादिशति—**स इति**।

**स भवान् सुहृदां वै नः श्रेयान् श्रेयश्चिकीर्षया।**
**जिज्ञासार्थं पाण्डवानां गच्छ स्व त्वं गजाह्वयम्॥ ३२**

नः सुहृदां मध्ये भवान् श्रेष्ठोऽतः पाण्डवानां श्रेयश्चिकीर्षया गजाह्वयं गच्छस्व गच्छेति। यद्वा स्वेति पृथक् पदम्। हे स्व आत्मीयेत्यर्थः॥ ३२॥

**पितर्युपरते बालाः सह मात्रा सुदुःखिताः।**
**आनीताः स्वपुरं राज्ञा वसन्त इति शुश्रुम॥ ३३**

राज्ञा धृतराष्ट्रेण। वसन्ते निवसन्ति। शुश्रुम श्रुतवन्तो वयम्॥ ३३॥

શંકા કરવામાં આવી છે કે મનુષ્યો દ્વારા દેવો સેવવા યોગ્ય છે, એ તો પ્રસિદ્ધ છે. આ માટે કહે છે – **'देवाः इति।'** **'स्वार्थाः'** પોતાનું કાર્ય સાધવામાં તત્પર એવા દેવો – સાધુપુરુષો તો કેવળ અન્ય જનો ઉપર અનુગ્રહ કરવામાં તત્પર હોય છે. પારમાર્થિક દૃષ્ટિએ તો સંતજનો જ દેવો છે, આથી તેઓ જ સેવવા યોગ્ય છે, એમ અર્થ છે. ॥ ૩૦ ॥

તો પછી માટી અને પથ્થર વગેરેની મૂર્તિઓ શું દેવો નથી? આ માટે કહે છે – **'न हि इति।'**

કેવળ જળમય તીર્થો જ તીર્થો નથી, કેવળ માટી અને પથ્થરની મૂર્તિઓ જ દેવો નથી. તેઓ દીર્ઘકાળે (શ્રદ્ધાપૂર્વક સેવન કરવાથી) પવિત્ર કરે છે, (પરંતુ) સંતજનો તો દર્શનથી જ પવિત્ર કરે છે.॥ ૩૧ ॥

જળમય તીર્થો તથા માટી અને પથ્થરના દેવો નથી હોતા એમ નહીં, તેઓ તો હોય છે જ, તેમ છતાં તેમનામાં અને સંતજનોમાં ઘણું અંતર હોય છે, એમ કહે છે – **'ते पुनन्ति इति।'**

**'किंचित् चिकीर्षयन् प्रागात्'** કંઈક કરવાની ઈચ્છાથી (શ્લોક-૧૨) એમ જે કહેવામાં આવ્યું, તે કાર્યની ભગવાન (અક્રૂરજીને) આજ્ઞા આપે છે – **'सः इति।'**

(કહેવામાં આવેલા પ્રકારના સત્પુરુષ) તે આપ અમારા આત્મીય જનોમાં શ્રેષ્ઠ હોઈ, પાંડવોનું કલ્યાણ કરવાની ઈચ્છાથી (પાંડવો ધૃતરાષ્ટ્રના આશ્રયમાં કેવી રીતે રહે છે તે) જાણવા માટે (હે આત્મીય!) આપ હસ્તિનાપુર જાઓ. ॥ ૩૨ ॥

અમારા આત્મીય જનોની અંદર આપ શ્રેષ્ઠ છો, આથી પાંડવોનું કલ્યાણ કરવાની ઈચ્છાથી હસ્તિનાપુર **'गच्छस्व'** જાઓ. અથવા **( गच्छ** અને **स्व** એમ **)** બે જુદાં પદ લઈએ તો **'हे स्व'** હે આત્મીય અક્રૂરજી, એમ અર્થ છે. ॥ ૩૨ ॥

પિતા પાંડુ મૃત્યુ પામ્યા હોવાથી (પાંડુના) બાળકો રાજા ધૃતરાષ્ટ્ર દ્વારા પોતાના નગરમાં લાવવામાં આવેલા હોઈ માતા કુંતી સાથે અતિશય દુઃખી થઈને નિવાસ કરી રહ્યા છે, એમ અમે સાંભળ્યું છે. ॥ ૩૩ ॥

**'राज्ञा'** રાજા ધૃતરાષ્ટ્ર દ્વારા – **'वसन्ते'** નિવાસ કરી રહ્યા છે, એમ અમે **'शुश्रुम'** સાંભળ્યું છે. ॥૩૩॥

**तेषु राजाम्बिकापुत्रो भ्रातृपुत्रेषु दीनधीः ।**
**समो न वर्तते नूनं दुष्पुत्रवशगोऽन्धदृक् ॥ ३४**

दुष्टा ये स्वपुत्रा दुर्योधनादयस्तद्वशेन गच्छतीति तथा। यतोऽन्धदृगन्धनेत्रः ॥ ३४ ॥

દુષ્ટ પુત્રો (દુર્યોધન વગેરે)ને વશ થઈ ગયેલો, અંધ દૃષ્ટિવાળો, વિવેકહીન બુદ્ધિવાળો, અંબિકાનો પુત્ર રાજા ધૃતરાષ્ટ્ર ભાઈ(પાંડુ)ના તે પુત્રો ઉપર (પોતાના પુત્રો ઉપર હોય તેવો) સમભાવ રાખતો નથી, એ નિશ્ચિત છે. ॥ ૩૪ ॥

દુષ્ટ એવા જે પોતાના દુર્યોધનાદિ પુત્રો છે તેમને વશ થઈ ગયો છે તેવો ધૃતરાષ્ટ્ર, કારણ કે જેની દૃષ્ટિ અંધ થઈ ગઈ છે, તેવો નેત્રવિહીન ॥ ૩૪ ॥

**गच्छ जानीहि तद्वृत्तमधुना साध्वसाधु वा ।**
**विज्ञाय तद् विधास्यामो यथा शं सुहृदां भवेत् ॥ ३५**

(આથી) તમે હમણાં (જ હસ્તિનાપુર) જાઓ. તે ધૃતરાષ્ટ્રનું વર્તન સારું છે કે ખરાબ તે તમે જાણી લાવો અને જાણીને આપણે આપણા આત્મીય જનોનું જે રીતે કલ્યાણ થાય તેમ કરીશું. ॥ ૩૫ ॥ ૩૫ ॥

**इत्यक्रूरं समादिश्य भगवान् हरिरीश्वरः ।**
**संकर्षणोद्धवाभ्यां वै ततः स्वभवनं ययौ ॥ ३६**

॥ ३५ ॥ ३६ ॥

આ પ્રમાણે અક્રૂરજીને આજ્ઞા કરીને સર્વેશ્વર ભગવાન શ્રીહરિ બલરામજી અને ઉદ્ધવજીની સાથે ત્યાંથી પોતાના મહેલમાં પધાર્યા. ॥ ૩૬ ॥ ૩૬ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे पूर्वार्धे कुब्जाक्रूरयोर्मनोरथपूर्तिनामाष्टचत्वारिंशोऽध्यायः ॥ ४८ ॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे पूर्वार्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायामष्टचत्वारिंशोऽध्यायः ॥ ४८ ॥

❋❋❋❋❋

# अथैकोनपञ्चाशत्तमोऽध्यायः

## અક્રૂરજીનું હસ્તિનાપુરગમન

ऊनपञ्चाशत्तमे तु गत्वाऽक्रूरो गजाह्वयम्।
राज्ञः स्वभ्रातृपुत्रेषु बुद्ध्वा वैषम्यमागमत् ॥ १ ॥

ઓગણપચાસમા અધ્યાયમાં તો અક્રૂરજી હસ્તિનાપુર જઈને રાજા ધૃતરાષ્ટ્રનું પોતાના ભાઈના પુત્રો પાંડવો પ્રત્યે વિષમ વર્તન જાણીને (મથુરા) આવ્યા. (એ કથા છે.) ॥ ૧ ॥

श्रीशुक उवाच

**स गत्वा हास्तिनपुरं पौरवेन्द्रयशोऽङ्कितम् ।**
**ददर्श तत्राम्बिकेयं सभीष्मं विदुरं पृथाम् ॥ १**

**सहपुत्रं च बाह्लीकं भारद्वाजं सगौतमम् ।**
**कर्णं सुयोधनं द्रौणिं पाण्डवान् सुहृदोऽपरान् ॥ २**

**શ્રીશુકદેવજી બોલ્યા** – પુરુવંશી રાજાઓના યશ(રૂપ તેમણે બંધાવેલાં દેવો અને બ્રાહ્મણોનાં મંદિરો વગેરે)થી શોભતા હસ્તિનાપુરમાં જઈને તે અક્રૂરજી ભીષ્મ પિતામહ સહિત અમ્બિકાપુત્ર ધૃતરાષ્ટ્ર, વિદુરજી, કુંતીમાતા, પુત્ર સોમદત્ત સહિત બાહ્લીક, કૃપાચાર્ય સહિત દ્રોણાચાર્ય, કર્ણ, દુર્યોધન, અશ્વત્થામા, પાંડવો તથા અન્ય સંબંધીઓને મળ્યા. ॥ ૧ ॥ ૨ ॥

पौरवेन्द्राणां यशोभिस्तत्कृतदेवब्राह्मणा- यतनादिभिरङ्कितम् ॥ १ ॥ बाह्लीकपुत्रः सोमदत्तः । भारद्वाजो द्रोणः । गौतमः कृपः ॥ २ ॥

પુરુવંશી રાજાઓના યશરૂપ તેમણે બંધાવેલાં દેવો અને બ્રાહ્મણોનાં મંદિરો વગેરેથી શોભતા હસ્તિનાપુરમાં ॥ ૧ ॥ '**बाह्लीकपुत्रः**' બાહ્લીકનો પુત્ર સોમદત્ત, '**भारद्वाजः**' દ્રોણાચાર્ય, '**गौतमः**' કૃપાચાર્ય ॥ ૨ ॥

**यथावदुपसंगम्य बन्धुभिर्गान्दिनीसुतः।**
**सम्पृष्टस्तैः सुहृद्वार्तां स्वयं चापृच्छदव्ययम्॥ ३**

अव्ययं कुशलम्॥ ३॥

**उवास कतिचिन्मासान् राज्ञो वृत्तविवित्सया।**
**दुष्प्रजस्याल्पसारस्य खलच्छन्दानुवर्तिनः॥ ४**

दुष्प्रजस्यासत्पुत्रस्य अल्पसारस्य मन्दधृतेः खलानां कर्णादीनां छन्दमिच्छामनुवर्तितुं शीलं यस्येति तथा तस्य॥ ४॥

**तेज ओजो बलं वीर्यं प्रश्रयादींश्च सद्गुणान्।**
**प्रजानुरागं पार्थेषु नसहद्भिश्चिकीर्षितम्॥ ५**

**कृतं च धार्तराष्ट्रैर्यद् गरदानाद्यपेशलम्।**
**आचख्यौ सर्वमेवास्मै पृथा विदुर एव च॥ ६**

तेजः प्रभावः। ओजः शस्त्रादिनैपुणम्। वीर्यं शौर्यम्। नसहद्भिरसहमानैः। चिकीर्षितमित उपरि कर्तुमिष्टम्॥ ५॥ गरस्य विषस्य दानादि। अपेशलमन्याय्यम्। तेज ओज इत्यादि सर्वं कथयामास॥ ६॥

तत्कथनात्पूर्वतनं पृथाया वृत्तमाह— **पृथा त्विति।**

**पृथा तु भ्रातरं प्राप्तमक्रूरमुपसृत्य तम्।**
**उवाच जन्मनिलयं स्मरन्त्यश्रुकलेक्षणा॥ ७**

अश्रूणां कला लेशा ययोस्ते ईक्षणे यस्याः सा॥ ७॥

ગાન્દિનીનંદન અક્રૂરજીએ સંબંધીઓ સાથે (હાસ્ય, હસ્તગ્રહણ, આલિંગન, નમસ્કાર વગેરે) યથાયોગ્ય રીતે મળીને, તેઓના દ્વારા પણ સંબંધીઓના સમાચાર પૂછવામાં આવેલા તેમણે તેમના કુશળ સમાચાર પૂછ્યા. ॥ ૩ ॥

**'अव्ययम्'** કુશળ સમાચાર ॥ ૩ ॥

જેના (દુર્યોધન વગેરે) દુષ્ટ પુત્રો છે તેવા તથા જેની ધીરજ અલ્પ છે તેવા અને (કર્ણ વગેરે) દુષ્ટોની ઈચ્છાને અનુસરવાનો સ્વભાવ છે જેનો તે રાજા (ધૃતરાષ્ટ્ર)ના વર્તનને જાણવાની ઈચ્છાથી (અક્રૂરજી) કેટલાક મહિના (હસ્તિનાપુરમાં જ) રહ્યા. ॥ ૪ ॥

**'दुष्प्रजस्य'** (દુર્યોધન વગેરે) દુષ્ટ પુત્રોવાળાના, **'अल्पसारस्य'** અલ્પ ધીરજવાળા (અધીરા)ના – કર્ણ વગેરે દુષ્ટોની **'छन्दम्'** ઈચ્છાને અનુસરવાનો સ્વભાવ છે જેનો તેવા તે ધૃતરાષ્ટ્રના ॥ ૪ ॥

પૃથાના પુત્રોમાં રહેલા પ્રભાવ, શસ્ત્ર(શાસ્ત્ર) વગેરેમાં નિપુણતા, (શારીરિક) બળ, શૌર્ય અને વિનયાદિ સદ્ગુણો તેમ જ તેમના પર પ્રજાજનોનો અનુરાગ સહન ન કરતા ધૃતરાષ્ટ્રના પુત્રો દ્વારા (અન્નમાં) આપવામાં આવેલું ઝેર વગેરે કરવામાં આવેલો અન્યાય તથા તે પછી (લાક્ષાગૃહમાં બાળી નાખવાનું જે) કરવા ઈચ્છેલું હતું તે બધું જ આમને (અક્રૂરજીને) કુંતી અને વિદુરજીએ જ કહી દીધું. ॥ ૫ ॥ ૬ ॥

**'तेजः'** પ્રભાવ, **'ओजः'** શસ્ત્ર વગેરેમાં નિપુણતા, **'वीर्यम्'** શૌર્ય – **'नसहद्भिः'** સહન ન કરતા ધૃતરાષ્ટ્રના પુત્રો દ્વારા – **'चिकीर्षितम्'** ત્યાર પછી કરવા ઈચ્છેલાને ॥ ૫ ॥ **'गरस्य'** ઝેરનું દાન વગેરે, **'अपेशलम्'** દુષ્ટ કર્મરૂપ અન્યાયને (વર્ણવ્યો.) – તેજ, ઓજ વગેરે સર્વ કહી દીધું. ॥ ૬ ॥

તે (ધૃતરાષ્ટ્રે કરેલા અન્યાય)ને કહેતા પહેલાં કુંતીની કથની કહે છે – **'पृथा तु इति।'**

પોતાની જન્મભૂમિનું સ્મરણ કરતાં, અશ્રુબિંદુ સારતાં નેત્રોવાળાં કુંતાજી ભાઈ અક્રૂરને આવેલા સાંભળીને, તેમની પાસે જઈને કહેવા લાગ્યાં.॥ ૭ ॥

અશ્રુઓનાં **'कला'** બિંદુઓ જે બંનેમાં છે તેવાં નેત્રો છે જેમનાં તે કુંતાજી ॥ ૭ ॥

**अपि स्मरन्ति नः सौम्य पितरौ भ्रातरश्च मे।**
**भगिन्यो भ्रातृपुत्राश्च जामयः सख्य एव च॥ ८**

अपि किम्। जामयः कुलस्त्रियः॥ ८॥

હે શાંત પ્રકૃતિવાળા અક્રૂરજી, મારાં માતા-પિતા, ભાઈઓ, બહેનો, ભાઈના પુત્રો, મારા કુળની સ્ત્રીઓ તથા મારી સખીઓ શું મને યાદ કરે છે?॥ ૮ ॥

**'अपि'** શું – **'जामयः'** કુળની સ્ત્રીઓ ॥ ૮ ॥

**भ्रात्रेयो भगवान् कृष्णः शरण्यो भक्तवत्सलः।**
**पैतृष्वस्त्रेयान् स्मरति रामश्चाम्बुरुहेक्षणः॥ ९**

पैतृष्वस्त्रेयान् मत्पुत्रान्॥ ९॥

શરણાગતનું રક્ષણ કરનારા, ભક્તો ઉપર વાત્સલ્ય રાખનારા મારા ભત્રીજા ભગવાન શ્રીકૃષ્ણ અને કમલનેત્ર બલરામ પિતાની બહેન(ફોઈ)ના પુત્રોને યાદ કરે છે? ॥ ૯ ॥

પિતાની બહેન એવા મારા પુત્રોને ॥ ૯ ॥

**सपत्नमध्ये शोचन्तीं वृकाणां हरिणीमिव।**
**सान्त्वयिष्यति मां वाक्यैः पितृहीनांश्च बालकान्॥ १०**

शोचन्तीं मां वाक्यैः सान्त्वयिष्यति किम् ॥ १०॥

(ઘાતક) વરુઓની વચ્ચે રહેલી હરિણીની જેમ (દુર્યોધનાદિ) શત્રુઓની વચ્ચે શોક કરતી મને અને મારા નબાપા બાળકોને (ભગવાન શ્રીકૃષ્ણ તેમનાં મધુર) વચનોથી શાંત કરશે ને? ॥ ૧૦ ॥

શોક કરતી મને (ભગવાન પોતાનાં) વચનોથી શાંત કરશે ને? ॥ ૧૦ ॥

**कृष्ण कृष्ण महायोगिन् विश्वात्मन् विश्वभावन।**
**प्रपन्नां पाहि गोविन्द शिशुभिश्चावसीदतीम्॥ ॥ ११॥**

हे महायोगिन् महान्योग उपायो मायाख्योऽस्यास्तीति। हे विश्वात्मन्सर्वान्तर्यामिन्। हे विश्वभावन विश्वपालक। प्रपन्नां शरणागताम्। अवसीदतीं क्लिश्यन्तीम्॥ ११॥

હે શ્રીકૃષ્ણ, હે શ્રીકૃષ્ણ, (માયા નામનો મહાન ઉપાય છે જેનો તેવા) હે મહાયોગી, (સર્વના અંતર્યામીરૂપ) હે વિશ્વાત્મા, હે વિશ્વપાલક, હે ગોવિંદ, શિશુઓ સાથે પીડાતી મને શરણાગતને બચાવો!॥૧૧॥

**'हे महायोगिन्'** હે મહાયોગી! માયા નામનો મહાન યોગ – ઉપાય છે જેનો તેવા, **'हे विश्व-आत्मन्'** હે સર્વાન્તર્યામી, **'हे विश्वभावन'** હે વિશ્વપાલક, **'प्रपन्नाम्'** શરણાગત મને – **'अवसीदतीम्'** પીડાતીને ॥ ૧૧ ॥

**नान्यत्तव पदाम्भोजात् पश्यामि शरणं नृणाम्।**
**बिभ्यतां मृत्युसंसारादीश्वरस्यापवर्गिकात्॥ १२**

आपवर्गिकान्मोक्षप्रदात्॥ १२॥

મૃત્યુરૂપી સંસારથી ભય પામતાં મનુષ્યોને માટે ઈશ્વર એવા આપનાં મોક્ષપ્રદાતા ચરણકમળ સિવાય અન્ય શરણ હું જોતી નથી. ॥ ૧૨ ॥

**'आपवर्गिकात्'** મોક્ષપ્રદાતા ચરણકમળ સિવાય (અન્ય) ॥ ૧૨ ॥

**नमः कृष्णाय शुद्धाय ब्रह्मणे परमात्मने।**
**योगेश्वराय योगाय त्वामहं शरणं गता॥ १३**

शुद्धाय धर्मात्मने। ब्रह्मणेऽपरिच्छिन्नाय। परमात्मने जीवसखाय। योगेश्वरायाणिमादियुक्ताय। योगाय ज्ञानात्मने॥ १३॥

ધર્મસ્વરૂપ શ્રીકૃષ્ણને નમસ્કાર. અમર્યાદિત, જીવમાત્રના સખા, અણિમાદિ સિદ્ધિઓથી યુક્ત તથા જ્ઞાનસ્વરૂપને નમસ્કાર. હું આપને શરણે આવી છું. ॥ ૧૩ ॥

**'शुद्धाय'** ધર્મસ્વરૂપને, **'ब्रह्मणे'** અમર્યાદિતને, **'परमात्मने'** જીવમાત્રના સખાને, **'योगेश्वराय'** અણિમાદિ સિદ્ધિઓથી યુક્તને, **'योगाय'** જ્ઞાનસ્વરૂપને (નમસ્કાર). ॥ ૧૩ ॥

श्रीशुक उवाच

**इत्यनुस्मृत्य स्वजनं कृष्णं च जगदीश्वरम्।**
**प्रारुदद् दुःखिता राजन् भवतां प्रपितामही॥ १४**

प्रपितामही प्रपितामहः पाण्डुस्तस्य भार्या रुरोद॥ १४॥

**समदुःखसुखोऽक्रूरो विदुरश्च महायशाः।**
**सान्त्वयामासतुः कुन्तीं तत्पुत्रोत्पत्तिहेतुभिः॥ १५**

पृथया सह समं दुःखं सुखं च यस्य सः। तस्याः पुत्राणामुत्पत्तिहेतुभिर्जनकैर्धर्मानिलेन्द्रादिभिस्तत्कथनैरित्यर्थः॥ १५॥

**यास्यन् राजानमभ्येत्य विषमं पुत्रलालसम्।**
**अवदत् सुहृदां मध्ये बन्धुभिः सौहृदोदितम्॥ १६**

बन्धुभिः रामकृष्णादिभिः सौहृदेनोदितमुक्तं यत्तदवददिति॥ १६॥

अक्रूर उवाच

**भो भो वैचित्रवीर्य त्वं कुरूणां कीर्तिवर्धन।**
**भ्रातर्युपरते पाण्डावधुनाऽऽसनमास्थितः॥ १७**

भ्रातर्युपरत इति। पाण्डोः पुत्रेषु सत्सु राजासनं त्वमास्थित इति कटाक्षः॥ १७॥

भवतु तथाप्येवं वर्तमानः श्रेयोऽवाप्स्यसीत्याह—**धर्मेणेति**।

**धर्मेण पालयन्नुर्वीं प्रजाः शीलेन रंजयन्।**
**वर्तमानः समः स्वेषु श्रेयः कीर्तिमवाप्स्यसि॥ १८**

॥ १८॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – હે રાજા (પરીક્ષિત), આમ, (પોતાના) સ્વજન અને જગતના ઈશ્વર શ્રીકૃષ્ણને યાદ કરીને દુઃખી થયેલાં આપનાં વડદાદી કુંતી ખૂબ જ રડવા લાગ્યાં. ॥ ૧૪ ॥

‘**प्रपितामहः**’ પ્રપિતામહ (વડદાદા) પાંડુ, તેમનાં ભાર્યા કુંતી રડવા લાગ્યાં. ॥ ૧૪ ॥

કુંતીજીની સાથે જેમનું દુઃખ અને સુખ સમાન છે તેવા અક્રૂરજી અને મહાયશસ્વી વિદુરજીએ તેમના પુત્રોની ઉત્પત્તિનાં કારણો (ધર્મરાજ, વાયુદેવ, ઈન્દ્ર વગેરે દેવોનાં નામો તથા દેવાંશી પુત્રોનાં પરાક્રમો) કહીને કુંતીજીને સાંત્વન આપ્યું. ॥ ૧૫ ॥

પૃથા સાથે જેમનું દુઃખ અને સુખ સમાન છે તે અક્રૂરજી – તે કુંતીજીના પુત્રોની ઉત્પત્તિનાં કારણોરૂપ તેમના જનકો ધર્મરાજ, વાયુદેવ, ઈન્દ્રાદિ દેવોનાં નામોનું કથન કરવા દ્વારા, એમ અર્થ છે. ॥ ૧૫ ॥

(ત્યાર પછી મથુરા) જતા અક્રૂરજીએ, પોતાના પુત્રોમાં આસક્ત અને વિષમ દૃષ્ટિવાળા રાજા ધૃતરાષ્ટ્ર પાસે જઈને (સર્વ) સંબંધીઓની વચ્ચે (શ્રીકૃષ્ણ, બલરામજી વગેરે) બંધુઓ દ્વારા પ્રેમથી (જે) કહેવામાં આવ્યું હતું તે કહ્યું. ॥ ૧૬ ॥

શ્રીકૃષ્ણ, બલરામજી વગેરે બંધુઓ દ્વારા પ્રેમથી જે ‘**उदितम्**’ કહેવામાં આવ્યું હતું તે કહ્યું. ॥ ૧૬ ॥

**અક્રૂરજી બોલ્યા** – હે વિચિત્રવીર્યના પુત્ર, હે કુરુઓની કીર્તિને વધારનારા, ભાઈ પાંડુ મૃત્યુ પામતાં હવે તમે રાજ્યાસન પર બેઠા છો! ॥ ૧૭ ॥

‘**भ्रातरि उपरते इति।**’ ભાઈ પાંડુ મૃત્યુ પામ્યો ત્યારે પાંડુના પુત્રો હોવા છતાં તમે રાજ્યાસન પર બેસી ગયા છો, એમ કટાક્ષ છે. ॥ ૧૭ ॥

ભલે (રાજ્યાસન પર બેઠા), તેમ છતાં આમ (મારા કહેવા પ્રમાણે) રહેશો તો કલ્યાણ પ્રાપ્ત કરશો, એમ અક્રૂરજી કહે છે – ‘**धर्मेण इति।**’

ધર્મપૂર્વક પૃથ્વીનું પાલન કરતાં અને સદાચારથી પ્રજાઓને પ્રસન્ન કરતાં પોતાના સંબંધીઓ પ્રત્યે સમભાવે રહેનાર આપ કલ્યાણ અને કીર્તિ પ્રાપ્ત કરશો. ॥ ૧૮ ॥ ૧૮ ॥

**अन्यथा त्वाचरँल्लोके गर्हितो यास्यसे तमः।**
**तस्मात् समत्वे वर्तस्व पाण्डवेष्वात्मजेषु च॥ १९**

तमो नरकमिहैव महद्दुःखमिति भावः॥ १९॥

नन्वात्मजानात्मजादिषु कथं समत्वं स्यात्तत्राह—**नेह चेति**।

**नेह चात्यन्तसंवासः कर्हिचित् केनचित् सह।**
**राजन् स्वेनापि देहेन किमु जायात्मजादिभिः॥ २०**

अत्यन्तं नित्यं संवासः सम्यक् स्थितिः॥ २०॥

तत्र तावदुत्पत्तिमरणयोः सुखदुःखयोश्च केनापि साहित्यं नास्तीत्याह—**एक इति**।

**एकः प्रसूयते जन्तुरेक एव प्रलीयते।**
**एकोऽनुभुङ्क्ते सुकृतमेक एव च दुष्कृतम्॥ २१**

॥ २१॥

किंच यदा च सह संवसन्ति तदापि क्लेशोपार्जितवित्तापहारितया पुत्रा नाम शत्रव एव ज्ञेया इत्याह—**अधर्मेति**।

**अधर्मोपचितं वित्तं हरन्त्यन्येऽल्पमेधसः।**
**सम्भोजनीयापदेशैर्जलानीव जलौकसः॥ २२**

संभोजनीयाः पोष्याः। पुत्रादय इति व्यपदेशैरल्पमेधसो मूढस्य वित्तं हरन्ति। जलौकसो मत्स्यजीवनभूतानि जलानि यथा तत्पुत्रा हरन्ति तद्वदिति॥ २२॥

किंच यानेवं पुष्णाति ते धनमादाय मृता जीवन्तोऽपि वा तं परित्यजन्तीत्याह—**पुष्णातीति**।

પરંતુ (કહેવામાં આવ્યું તેનાથી) વિપરીત આચરણ કરતાં તમે લોકમાં નિંદ્ય થઈ નરકને પ્રાપ્ત કરશો. તેથી પુત્રો અને પાંડવો પ્રત્યે સમભાવથી વર્તો. ॥ ૧૯ ॥

**'तमः'** નરકને (તો પ્રાપ્ત કરશો), અહીં પણ અતિ દુઃખ (પ્રાપ્ત) થશે, એવો ભાવ છે. ॥ ૧૯ ॥

શંકા કરવામાં આવી છે કે પોતાના પુત્રો અને બીજાના પુત્રો ઉપર સમભાવ કેવી રીતે હોઈ શકે? તે માટે કહે છે – **'न इह च इति।'**

હે રાજા, આ સંસારમાં ક્યારેય પણ કોઈની સાથે કોઈનો પણ નિત્ય સહવાસ હોતો નથી. પોતાના શરીર સાથે પણ મનુષ્યનો નિત્ય સહવાસ નથી, તો પત્ની અને પુત્ર સાથે તો હોય જ ક્યાંથી? ॥ ૨૦ ॥

**'अत्यन्तम्'** નિત્ય **'संवासः'** સહવાસ ॥ ૨૦ ॥

તેથી જન્મ અને મરણમાં તથા સુખ અને દુઃખમાં કોઈનો પણ સંગાથ હોતો નથી, એમ કહે છે – **'एकः इति।'**

પ્રાણી એકલો જ જન્મે છે અને એકલો જ મૃત્યુ પામે છે, એકલો જ પુણ્ય ભોગવે છે અને એકલો જ પાપ ભોગવે છે. ॥ ૨૧ ॥ ૨૧ ॥

વળી, જ્યારે સાથે રહે છે ત્યારે પણ દુઃખપૂર્વક કમાયેલા ધનને (પુત્રો દ્વારા) હરી લેવાતું હોવાથી પુત્રો એટલે શત્રુઓ જ, એમ સમજવું જોઈએ, એમ (અક્રૂરજી) કહે છે – **'अधर्म इति।'**

જેમ જળચર (માછલા)ના જીવનરૂપ જળને તેનાં સંતાનો પી જાય, તેમ અલ્પ બુદ્ધિવાળા મનુષ્યના અધર્મથી એકઠા કરેલા ધનને, 'અમે પોષણ કરવા યોગ્ય છીએ,' એવાં બહાનાં કાઢીને (તેનાં પુત્રાદિ) હરી જાય છે.॥૨૨॥

**'संभोजनीयाः'** પોષણ કરવા યોગ્ય, પુત્રો વગેરે, એવાં બહાનાં કાઢીને **'अल्पमेधसः'** મૂઢ મનુષ્યના ધનને હરી જાય છે. જળચર (માછલા)ના જીવનરૂપ જળને તેનાં સંતાનો પી જાય છે, તેમ તેના પુત્રો (ધનને) હરી જાય છે. ॥ ૨૨ ॥

વળી, મનુષ્ય આ પ્રમાણે જે પુત્રોને પોષે છે તે પુત્રો પોતે જીવતા હોય કે મરેલા હોય, ધનને લઈને (પોતાને પોષનાર) તે અલ્પ બુદ્ધિવાળા મનુષ્યનો પરિત્યાગ કરે છે, એમ કહે છે – **'पुष्णाति इति।'**

**पुष्णाति यानधर्मेण स्वबुद्ध्या तमपण्डितम्।**
**तेऽकृतार्थं प्रहिण्वन्ति प्राणा रायः सुतादयः॥ २३**

स्वबुद्ध्या स्वीया इत्यभिमानेन रायोऽर्थाः अकृतार्थमप्राप्तभोगम्॥ २३॥

स पुनः पापैकपाथेयो नरकं विशतीत्याह—**स्वयमिति।**

**स्वयं किल्बिषमादाय तैस्त्यक्तो नार्थकोविदः।**
**असिद्धार्थो विशत्यन्धं स्वधर्मविमुखस्तमः॥ २४**

असिद्धार्थोऽपूर्णमनोरथः॥ २४॥

**तस्माल्लोकमिमं राजन् स्वप्नमायामनोरथम्।**
**वीक्ष्यायम्यात्मनाऽऽत्मानं समः शान्तो भव प्रभो॥ ॥ २५॥**

स्वप्नश्च माया च मनोरथश्च तत्तेन तुल्यम्। आयम्य नियम्य। शान्तः सन्समो भवेति॥ २५॥

धृतराष्ट्र उवाच

**यथा वदति कल्याणीं वाचं दानपते भवान्।**
**तथानया न तृप्यामि मर्त्यः प्राप्य यथाऽमृतम्॥ २६**

हे दानपते अक्रूर। न तृप्याम्यलमिति न मन्ये॥ २६॥

**तथापि सूनृता सौम्य हृदि न स्थीयते चले।**
**पुत्रानुरागविषमे विद्युत् सौदामनी यथा॥ २७**

सूनृता प्रिया वाक् चलेऽस्थिरे हृदि न स्थीयते न तिष्ठतीत्यर्थः। सुदामा पर्वतस्तत्र भवा विद्युदिव। तस्मिन्स्फटिकशिलामये सहसैवातिस्फुरिता विद्युद्यथा लीयते तद्वदित्यर्थः। यद्वा सुदामा माला तस्या इयं सौदामनी। मालाकारेत्यर्थः॥ २७॥

પોતાના માનીને જેમને અધર્મથી પોષે છે તે પ્રાણ, ધન તથા પુત્રાદિ, જેણે ભોગ પ્રાપ્ત નથી કર્યા તેવા તે અલ્પ બુદ્ધિવાળા મનુષ્યને ત્યજી દે છે.॥૨૩॥

**'स्वबुद्ध्या'** પોતાના છે, એમ માનીને – **'रायः'** ધન – **'अकृतार्थम्'** જેણે ભોગ પ્રાપ્ત નથી કર્યા તેને ॥૨૩॥

એક માત્ર પાપ જ જેનું ભાતું છે તે ફરી પાછો નરકમાં પ્રવેશે છે, એમ કહે છે – **'स्वयम् इति।'**

સ્વાર્થ સાધવામાં (પણ) મૂર્ખ, સ્વધર્મથી વિમુખ, સ્વયં તો અધૂરા મનોરથોવાળો જ, તે પુત્રાદિથી ત્યજાયેલો તે (તેમના પોષણ માટે કરેલા) પાપને લઈને ઘોર તામિસ્રાદિ નરકમાં પ્રવેશે છે. ॥ ૨૪ ॥

**'असिद्धार्थः'** અધૂરા મનોરથોવાળો ॥ ૨૪ ॥

માટે હે રાજા! હે સમર્થ! આ લોકને સ્વપ્ન, માયા તથા મનોરથ જેવો (અનિત્ય) જાણીને, બુદ્ધિથી મનનું નિયમન કરીને શાંત (રાગદ્વેષાદિથી રહિત) થઈને સર્વત્ર સમભાવવાળા બનો. ॥ ૨૫ ॥

સ્વપ્ન, માયા તથા મનોરથ **'तत्'** તેના જેવો આ (લોક) – **'आयम्य'** નિયમન કરીને, શાંત થઈને સમભાવવાળા બનો. ॥ ૨૫ ॥

**ધૃતરાષ્ટ્ર બોલ્યા** – (જ્ઞાનનું દાન કરનાર) હે દાનપતિ, જેમ મનુષ્ય અમૃતને પ્રાપ્ત કરીને તૃપ્ત ન થાય, તેમ આપ કલ્યાણમયી વાણી બોલો છો, તેવી આ વાણીથી હું તૃપ્ત નથી થતો. ॥ ૨૬ ॥

**'हे दानपते'** અક્રૂરજી! **'न तृप्यामि'** 'બસ, હવે બહુ થયું,' એમ મને લાગતું નથી. અક્રૂરજી! (હું આપની વાણીથી ધરાતો નથી.) ॥ ૨૬ ॥

તેમ છતાં હે સૌમ્ય (અક્રૂરજી), પુત્ર પ્રત્યેના અનુરાગથી વિષમ અને અસ્થિર એવા (મારા) હૃદયમાં, જેમ (સ્ફટિકશિલામય) સુદામા પર્વત ઉપર ઉત્પન્ન થયેલી વીજળી તરત જ વિલીન થઈ જાય તેમ આપની સત્ય, મધુર વાણી ટકતી નથી. ॥ ૨૭ ॥

**'सूनृता'** (સત્ય) મધુર વાણી **'चले'** અસ્થિર હૃદયમાં **'न स्थीयते'** ટકતી નથી, એમ અર્થ છે. સુદામા નામનો પર્વત છે, ત્યાં ઉત્પન્ન થયેલી વીજળીની જેમ. તે સ્ફટિકશિલામય પર્વત ઉપર ઓચિંતાં જ ઉત્પન્ન થયેલી વીજળી જેમ લીન થઈ જાય તેમ, એમ અર્થ છે. અથવા **'सुदामा'** માળા, તેની આ સૌદામની, માળાના આકારવાળી (વીજળી), એમ અર્થ છે. ॥ ૨૭ ॥

नन्वेवं जानतोऽपि कथमयं मोह इति चेदत आह—**ईश्वरस्येति**।

**ईश्वरस्य विधिं को नु विधुनोत्यन्यथा पुमान्।**
**भूमेर्भारावताराय योऽवतीर्णो यदोः कुले॥ २८**

विधिं विधानं। मायामिति यावत्॥ २८॥

अतस्तमेव नमस्यति—**य इति**।

**यो दुर्विमर्शपथया निजमाययेदं**
**सृष्ट्वा गुणान् विभजते तदनुप्रविष्टः।**
**तस्मै नमो दुरवबोधविहारतन्त्र-**
**संसारचक्रगतये परमेश्वराय॥ २९**

दुर्विमर्शपथया अवितर्क्यमार्गया। गुणान्कर्माणि तत्फलानि च विभजतेति विविच्य ददाति। दुरवबोधो यो विहारस्तस्य क्रीडा स एव तन्त्रं प्रधानं मुख्यं कारणं यस्य संसारचक्रस्यात एव तस्य गतिर्यस्मात्तस्मै नम इति॥ २९॥

**श्रीशुक उवाच**

**इत्यभिप्रेत्य नृपतेरभिप्रायं स यादवः।**
**सुहृद्भिः समनुज्ञातः पुनर्यदुपुरीमगात्॥ ३०**

**शशंस रामकृष्णाभ्यां धृतराष्ट्रविचेष्टितम्।**
**पाण्डवान् प्रति कौरव्य यदर्थं प्रेषितः स्वयम्॥ ३१**

अभिप्रेत्य ज्ञात्वा॥ ३०॥ ३१॥

જો શંકા કરવામાં આવે કે આમ જાણવા છતાં આ મોહ કેવી રીતે હોઈ શકે? તો તે માટે ઉત્તર આપે છે – **'ईश्वरस्य इति।'**

ભૂમિનો ભાર ઉતારવા માટે જે ઈશ્વર યદુના કુળમાં અવતર્યા છે તે ઈશ્વરના વિધાનને કોણ બદલી શકે? ॥ ૨૮ ॥

**'विधिम्'** વિધાનને અથવા **'मायाम्'** માયાને ॥૨૮॥

આથી તે ઈશ્વરને જ નમસ્કાર કરે છે – **'यः इति।'**

અચિન્ત્ય માર્ગવાળી પોતાની શક્તિરૂપ પ્રકૃતિથી આ (બ્રહ્માદિશરીરજાળરૂપ) સંસાર ઉત્પન્ન કરીને તેમાં પ્રવિષ્ટ થયેલા જે પરમેશ્વર જુદાં જુદાં કર્મો તથા કર્મફળને વિભાગ કરીને આપે છે તથા જે પરમાત્માના દુર્જ્ઞેય વિહારરૂપ લીલા જ જેનું કારણ છે તે સંસારચક્રનું ભ્રમણ જેમનાથી છે, તે (સર્વોત્કૃષ્ટ) પરમાત્માને નમસ્કાર. ॥ ૨૯ ॥

**'दुर्विमर्शपथया'** અચિન્ત્ય માર્ગવાળી નિજ માયાથી – **'गुणान्'** કર્મો તથા તેનાં ફળોને **'विभजते इति।'** વિભાગ કરીને આપે છે. પરમાત્માનો જે દુર્જ્ઞેય વિહાર છે તેની લીલા, તે જ **'तन्त्रम्'** પ્રધાન – મુખ્ય કારણ છે જે સંસારચક્રનું, આથી તે સંસારચક્રની ગતિરૂપ ભ્રમણ જેને કારણે છે તેમને નમસ્કાર. ॥ ૨૯ ॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – આ પ્રમાણે રાજા ધૃતરાષ્ટ્રનો અભિપ્રાય જાણીને, (પાંડવાદિ) સુહૃજ્જનો દ્વારા (મથુરા જવાની) અનુજ્ઞા પ્રાપ્ત કરેલા તે યાદવ અક્રૂરજી મથુરાનગરીમાં પાછા આવ્યા. હે કુરુવંશી (પરીક્ષિત), જે માટે પોતાને મોકલવામાં આવ્યા હતા, પાંડવો પ્રત્યે ધૃતરાષ્ટ્રના તે વર્તનનું બલરામજી અને શ્રીકૃષ્ણ આગળ વર્ણન કર્યું. ॥ ૩૦ ॥ ૩૧ ॥

**'अभिप्रेत्य'** જાણીને ॥ ૩૦ ॥ ૩૧ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे पूर्वार्धे मथुरागमनं नामैकोनपञ्चाशत्तमोऽध्यायः॥ ४९॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायामेकोनपञ्चाशत्तमोऽध्यायः॥ ४९॥

*****

**॥ इति पूर्वार्द्धः समाप्तः॥**

॥ श्रीगणेशाय नमः ॥
॥ ॐ नमो भगवते वासुदेवाय ॥
॥ श्रीगोपालकृष्णाय नमः ॥

# श्रीमद्भागवतमहापुराणम्

## दशमः स्कन्धः उत्तरार्धः

### अथ पञ्चाशत्तमोऽध्यायः

### જરાસંધ સાથે યુદ્ધ અને દ્વારકાપુરીનું નિર્માણ

ततः पञ्चाशत्तमे तु जरासन्धभयादिव।
कारयित्वाम्बुधौ दुर्गं तन्निनाय निजं जनम्॥ १

(અક્રૂરજીના આગમન) પછી પચાસમા અધ્યાયમાં તો (ભગવાન શ્રીકૃષ્ણ) જાણે કે જરાસંધના ભયથી (બંધાવ્યો) હોય તેમ સમુદ્રની વચ્ચે કિલ્લો બંધાવીને પોતાના સ્વજનોને ત્યાં લઈ ગયા. (એ કથા છે.) ॥ ૧ ॥

कपटान्कपटैरेव हत्वा दैत्यानयत्नतः।
अजयच्च जरासन्धं धर्मेणैव तु धार्मिकम्॥ २

કપટી દૈત્યોને વિના પ્રયત્ને કપટથી જ હણીને (ભગવાન શ્રીકૃષ્ણે) ધાર્મિક એવા જરાસંધને તો ધર્મથી જ જીતી લીધો. ॥ ૨ ॥

श्रीशुक उवाच

**अस्तिः प्राप्तिश्च कंसस्य महिष्यौ भरतर्षभ।**
**मृते भर्तरि दुःखार्ते ईयतुः स्म पितुर्गृहान्॥ १**

**શ્રીશુકદેવજી બોલ્યા** – હે ભરતકુળશિરોમણિ (પરીક્ષિત), અસ્તિ અને પ્રાપ્તિ નામની, કંસની બે રાણીઓ પતિ મૃત્યુ પામ્યો ત્યારે દુઃખથી પીડાઈને પિતા (જરાસંધ)ના ગૃહે ચાલી ગઈ. ॥ ૧ ॥

अस्तिप्राप्तिसंज्ञिके। ईयतुर्जग्मतुः ॥ १ ॥

અસ્તિ અને પ્રાપ્તિ નામની – **'ईयतुः'** (તે બંને પિતૃગૃહે) ચાલી ગઈ. ॥ ૧ ॥

**पित्रे मगधराजाय जरासन्धाय दुःखिते।**
**वेदयांचक्रतुः सर्वमात्मवैधव्यकारणम्॥ २**
॥ २ ॥

દુઃખી થયેલી તે બંનેએ પિતા મગધરાજ જરાસંધને પોતાના વૈધવ્યનું સર્વ કારણ જણાવ્યું. ॥ ૨ ॥ ૨ ॥

**स तदप्रियमाकर्ण्य शोकामर्षयुतो नृप।**
**अयादवीं महीं कर्तुं चक्रे परममुद्यमम्॥ ३**

હે રાજા (પરીક્ષિત), (જમાઈના મરણનું) તે અપ્રિય વચન સાંભળીને (કંસ પ્રત્યે) શોક અને (શ્રીકૃષ્ણ પ્રત્યે) ક્રોધથી યુક્ત થયેલા તેણે પૃથ્વીને યાદવરહિત કરવા માટે મહાન ઉદ્યમ કર્યો. ॥ ૩ ॥

कंसे शोकः कृष्णे चामर्षस्ताभ्यां युतः ॥ ३ ॥

કંસ પ્રત્યે શોક અને શ્રીકૃષ્ણ પ્રત્યે ક્રોધ, એ બંનેથી યુક્ત જરાસંધ ॥ ૩ ॥

**अक्षौहिणीभिर्विंशत्या तिसृभिश्चापि संवृतः।**
**यदुराजधानीं मथुरां न्यरुणत् सर्वतोदिशम्॥ ४**

ત્રેવીસ અક્ષૌહિણી સેનાઓથી વીંટળાયેલા તેણે યાદવોની રાજધાની મથુરાને સર્વ દિશાઓમાંથી ઘેરી લીધી. ॥ ૪ ॥

न्यरुणद्रुरोध ॥ ४ ॥

**निरीक्ष्य तद्बलं कृष्ण उद्वेलमिव सागरम्।**
**स्वपुरं तेन संरुद्धं स्वजनं च भयाकुलम्॥ ५**

**चिन्तयामास भगवान् हरिः कारणमानुषः।**
**तद्देशकालानुगुणं स्वावतारप्रयोजनम्॥ ६**

तस्य बलं सैन्यमुद्वेलं लङ्घितमर्यादं सागरमिव। तेन तस्य बलेन संरुद्धम्॥ ५॥ किं बलमेव हन्मि न मागधम्, मागधं वा हत्वा बलं गृह्णामि, यद्वा समागधं सर्वं हन्मीति चिन्तयामास। ननु प्रथमं कथं जेष्यामीत्येवं चिन्तयितुं युक्तं तत्राह—कारणमानुष इति। भूभारावतारकारणेन मानुषो न तु तत्त्वत इति॥ ६॥

एवं त्रिधा विचिन्त्य प्रथमं पक्षं निर्धारितवांस्तदाह चतुर्भिः—**हनिष्यामीति**।

**हनिष्यामि बलं ह्येतद् भुवि भारं समाहितम्।**
**मागधेन समानीतं वंश्यानां सर्वभूभुजाम्॥ ७**
॥ ७ ॥

**अक्षौहिणीभिः संख्यातं भटाश्वरथकुंजरैः।**
**मागधस्तु न हन्तव्यो भूयः कर्ता बलोद्यमम्॥ ८**

बलोद्यमं कर्ता करिष्यतीति॥ ८॥

नन्वत एव हन्तव्यस्तत्राह—**एतदर्थं इति**।

**'न्यरुणत्'** ઘેરી લીધી. ॥ ૪ ॥

(ભૂમિનો ભાર ઉતારવાના) હેતુથી મનુષ્ય બનેલા ભગવાન શ્રીહરિ, કિનારાની મર્યાદાને ઓળંગી ગયેલા સાગર જેવી (અમર્યાદિત) સેના વડે ઘેરાયેલા પોતાના નગરને અને ભયથી વ્યાકુળ થયેલા પોતાના (પ્રજા)જનોને જોઈને દેશ અને કાળને અનુરૂપ એવા પોતાના અવતારના પ્રયોજનને (સિદ્ધ કરવા) માટે વિચારવા લાગ્યા. ॥ ૫ ॥ ૬ ॥

તે જરાસંધનું **'बलम्'** સૈન્ય – **'उद्वेलम्'** કિનારાની મર્યાદાને ઓળંગી ગયેલા સાગર જેવું અમર્યાદિત (સૈન્ય) – તે જરાસંધની તે સેનાથી ઘેરાયેલા (નગર)ને ॥ ૫ ॥ શું માત્ર સૈન્યને જ હણું અને મગધરાજને ન હણું? અથવા જરાસંધ મગધરાજને હણીને (તેનું) સૈન્ય કેદ કરું? કે પછી જરાસંધ સહિત સર્વને હણું, એમ વિચારવા લાગ્યા. શંકા કરવામાં આવી છે કે 'હું વિજયી થઈશ.' એમ પહેલેથી વિચારી લેવું તે કેવી રીતે યોગ્ય છે? તે માટે કહે છે — **'कारणमानुषः इति।'** ભૂમિનો ભાર ઉતારવાના હેતુથી મનુષ્યશરીર ધારણ કર્યું છે, પણ વસ્તુતઃ મનુષ્ય નથી. (એટલે જયની ઈચ્છા કરી શકે છે.) ॥ ૬ ॥

આમ, ત્રણ પ્રકારે વિચારીને પ્રથમ વિચાર પ્રમાણે કરવાનો નિશ્ચય કર્યો, તે ચાર શ્લોકોથી કહે છે – **'हनिष्यामि इति।'**

સર્વ રાજાઓના વંશોમાં ઉત્પન્ન થયેલા ક્ષત્રિયોની, પાયદળ, ઘોડા, રથ અને હાથીઓ સહિત અને અક્ષૌહિણીઓથી યુક્ત સંખ્યાવાળી એકઠી થયેલી, મગધરાજ જરાસંધ દ્વારા લાવવામાં આવેલી, પૃથ્વીને ભારરૂપ આ સેનાને હું હણીશ. પણ મગધરાજ હણાવા યોગ્ય નથી, (કારણ કે) તે ફરીથી સૈન્ય (એકઠું કરવા) માટેનો ઉદ્યમ કરશે. ॥ ૭ ॥ ૮ ॥ ૭ ॥

સેના (એકઠી કરવા) માટે ઉદ્યમ **'कर्ता'** કરશે. ॥ ૮ ॥

શંકા કરે છે કે આથી જ તો જરાસંધ હણવા યોગ્ય છે! તે માટે કહે છે — **'एतत्-अर्थः इति।'**

**एतदर्थोऽवतारोऽयं भूभारहरणाय मे।**
**संरक्षणाय साधूनां कृतोऽन्येषां वधाय च॥ ९**

एतच्छब्दार्थं स्पष्टयति—भूभारहरणायेति ॥ ९ ॥

अयमेतदर्थोऽवतार इत्युपलक्षणमित्याह—**अन्योऽपीति**।

**अन्योऽपि धर्मरक्षायै देहः संभ्रियते मया।**
**विरामायाप्यधर्मस्य काले प्रभवतः क्वचित्॥ १०**

प्रभवत उद्भवतः ॥ १० ॥

**एवं ध्यायति गोविन्द आकाशात् सूर्यवर्चसौ।**
**रथावुपस्थितौ सद्यः ससूतौ सपरिच्छदौ॥ ११**

ससूतौ सारथिसहितौ। परिच्छदः परिकरो ध्वजकवचादिस्तत्सहितौ ॥ ११ ॥

**आयुधानि च दिव्यानि पुराणानि यदृच्छया।**
**दृष्ट्वा तानि हृषीकेशः संकर्षणमथाब्रवीत्॥ १२**

॥ १२ ॥

**पश्यार्य व्यसनं प्राप्तं यदूनां त्वावतां प्रभो।**
**एष ते रथ आयातो दयितान्यायुधानि च॥ १३**

त्वमेवावन् रक्षको नाथो विद्यते येषां ते त्वावन्तस्तेषाम्॥ १३ ॥

**यानमास्थाय जह्येतद् व्यसनात् स्वान् समुद्धर।**
**एतदर्थं हि नौ जन्म साधूनामीश शर्मकृत्॥**
**॥ १४॥** १४ ॥

ભૂમિનો ભાર ઉતારવા માટે, સત્પુરુષોની રક્ષા કાજે અને અન્ય (દુષ્ટ) જનોનો વધ કરવા માટેનું જેનું આ પ્રયોજન છે તેવો આ અવતાર મારા વડે લેવામાં આવ્યો છે. ॥ ૯ ॥

**'एतत्'** આ (પ્રયોજન)નો શબ્દાર્થ સ્પષ્ટ કરે છે — **'भूभारहरणाय इति।'**

આ પ્રયોજનવાળો આ અવતાર, એ તો (ભગવાન બીજા અવતારો પણ લે છે, એનું) સૂચન કરે છે, એમ કહે છે — **'अन्यः अपि इति।'**

ધર્મની રક્ષા માટે અને કોઈ કાળે ઉત્પન્ન થતા અધર્મના વિનાશ માટે મારા દ્વારા (વરાહ, નરસિંહ વગેરે) અન્ય દેહ પણ ધારણ કરવામાં આવે છે. ॥ ૧૦ ॥

**'प्रभवतः'** ઉત્પન્ન થતા અધર્મના ॥ ૧૦ ॥

ગોવિંદ (પ્રભુ) આમ ધ્યાન કરતા હતા ત્યારે આકાશમાંથી સૂર્ય જેવા બે તેજસ્વી રથો બે સારથિઓ સહિત અને (ધ્વજ, કવચ વગેરે સમરાંગણની) સામગ્રીઓ સહિત તરત જ ઉપસ્થિત થયા.॥ ૧૧ ॥

**'ससूतौ'** બે સારથિઓ સહિત, **'परिच्छदः'** ધ્વજ કવચ વગેરે સામગ્રી, તે સહિત બંને રથ ॥૧૧॥

અકસ્માત્ જ (ઉપસ્થિત થયેલાં) તે દિવ્ય અને પુરાતન આયુધોને જોઈને પછી ભગવાન હૃષીકેશ બલરામજીને કહેવા લાગ્યા. ॥ ૧૨ ॥ ૧૨ ॥

હે ભાઈ, હે સમર્થ, આપ જ જેમના રક્ષક છો તે યાદવોને પ્રાપ્ત થયેલું કષ્ટ જુઓ! આપને માટે આ રથ અને આપનાં પ્રિય આયુધો આવ્યાં છે! ॥ ૧૩ ॥

આપ જ **'अवन्'** રક્ષક, નાથ વિદ્યમાન છો જેમના તે **'त्वावन्तस्तेषाम्'** (**त्वम् एव अवन् येषां ते। आत्वमार्षम्** - **त्वम्** ને બદલે **त्वा** છે તે આર્ષ છે.) ॥ ૧૩ ॥

રથ ઉપર બેસીને આ સૈન્યનો સંહાર કરો અને પોતાના જનોને સંકટમાંથી ઉગારો. હે ઈશ, આપણા બંનેનો જન્મ આ માટે જ હોઈ સાધુજનોને સુખ આપનારો છે. ॥ ૧૪ ॥ ૧૪ ॥

**त्रयोविंशत्यनीकाख्यं भूमेर्भारमपाकुरु।**
**एवं सम्मन्त्र्य दाशार्हौ दंशितौ रथिनौ पुरात्॥ १५**

**निर्जग्मतुः स्वायुधाढ्यौ बलेनाल्पीयसाऽऽवृतौ।**
**शंखं दध्मौ विनिर्गत्य हरिर्दारुकसारथिः॥ १६**

દંશિતૌ બદ્ધકવચૌ॥ १५॥ स्वायुधाढ्यौ शोभनायुधसंपन्नौ॥ १६॥

ત્રેવીસ અક્ષૌહિણી સૈન્ય જેનું નામ છે તેવા ભૂમિના ભારને તમે દૂર કરો. આમ, એકબીજા સાથે સંમત થઈને સુંદર આયુધોથી સજ્જ થઈ રથારૂઢ થયેલા તેમ જ થોડી સેનાથી વીંટળાયેલા, કવચધારી, યદુકુલોત્પન્ન એવા તે બંને શ્રીકૃષ્ણ અને બલરામજી નગરમાંથી બહાર નીકળ્યા. બહાર નીકળીને દારુક જેમનો સારથિ છે તે શ્રીહરિએ શંખ વગાડ્યો. ॥ ૧૫ ॥ ૧૬ ॥

**'दंशितौ'** કવચ ધારણ કરેલા બંને ॥ ૧૫ ॥ **'सु-आयुध-आढ्यौ'** સુંદર આયુધોથી સજ્જ થયેલા બંને ॥ ૧૬ ॥

**ततोऽभूत् परसैन्यानां हृदि वित्रासवेपथुः।**
**तावाह मागधो वीक्ष्य हे कृष्ण पुरुषाधम॥ १७**

पुरुषा अधमा यस्मादिति वास्तवोऽर्थः। हे पुरुषोत्तमेति॥ १७॥

તેનાથી (શંખધ્વનિના શ્રવણથી) શત્રુસૈનિકોનાં હૃદયમાં અત્યંત ત્રાસ થઈ ગયો અને કંપારી છૂટી ગઈ. તે બંનેને જોઈને જરાસંધ બોલ્યોઃ 'હે કૃષ્ણ, હે પુરુષાધમ!' ॥ ૧૭ ॥

**'पुरुषाधम'** શબ્દનો વાસ્તવિક અર્થ છે – જેમનાથી (સર્વ) પુરુષો અધમ છે તેવા હે પુરુષોત્તમ! ॥ ૧૭ ॥

**न त्वया योद्धुमिच्छामि बालेनैकेन लज्जया।**
**गुप्तेन हि त्वया मन्द न योत्स्ये याहि बन्धुहन्॥ १८**

गुप्तेन सर्वान्तरत्वाद्दर्शनानर्हेण। हेऽमन्द। बध्नातीति बन्धुरविद्या तां हन्तीति तथा, हे अविद्यानिरसनेति। याहि प्राप्नुहि॥ १८॥

(કંસના ભયથી વૈશ્ય નંદને ત્યાં) છુપાઈને રહેનાર અને એકલા બાળક એવા તારી સાથે હે મૂઢ, અરે ઓ બંધુ(મામા)ના હત્યારા, તારી સાથે (યુદ્ધ કરવામાં) લજ્જાને કારણે હું યુદ્ધ નહીં કરું. તું ચાલ્યો જા. ॥ ૧૮ ॥

**'गुप्तेन'** સર્વની અંદર રહેલા હોવાથી (અદૃશ્ય હોવાને કારણે) દર્શનને યોગ્ય ન હોય તેવાની સાથે – **'हे अमन्द'** (એમ પદચ્છેદ છે, અર્થાત્ હે જ્ઞાની!) બંધન કરે તે બંધુ અર્થાત્ અવિદ્યા, તેનો નાશ કરે તેવા હે અવિદ્યાનાશક! **'याहि'** આપ (વૈકુંઠમાં) પધારો. ॥૧૮॥

**तव राम यदि श्रद्धा युध्यस्व धैर्यमुद्वह।**
**हित्वा वा मच्छरैश्छिन्नं देहं स्वर्याहि मां जहि॥ १९**

अच्छेद्यदेहोऽसाविति स्वयमेव मत्वाऽपरितोषात्पक्षान्तरमाह—यद्वा मां जहीति॥ १९॥

હે બલરામ, જો તારી ઇચ્છા હોય તો મારી સાથે યુદ્ધ કર અને ધીરજ રાખ. મારાં બાણોથી કપાયેલા (તારા) દેહને ત્યજીને સ્વર્ગમાં જા અથવા મારો નાશ કર. ॥ ૧૯ ॥

બલરામજીનો એ દેહ તો અકાટ્ય છે, એમ પોતે જ સમજીને તેમ કહેવાથી સંતોષ ન થવાથી બીજો વિકલ્પ જણાવે છે – અથવા મારો નાશ કર. ॥ ૧૯॥

यथाश्रुतार्थग्रहणेन भगवत उत्तरम्—**न वै शूरा इति**।

**श्रीभगवानुवाच**

**न वै शूरा विकत्थन्ते दर्शयन्त्येव पौरुषम्।**
**न गृह्णीमो वचो राजन्नातुरस्य मुमूर्षतः॥ २०**

विकत्थन्ते श्लाघन्ते॥ २०॥

**श्रीशुक उवाच**

**जरासुतस्तावभिसृत्य माधवौ**
**महाबलौघेन बलीयसाऽऽवृणोत्।**
**ससैन्ययानध्वजवाजिसारथी**
**सूर्यानलौ वायुरिवाभ्ररेणुभिः॥ २१**

माधवौ मधुवंशभवौ। महता सैन्यसमूहेनावृतवान्। वायुरभ्रैः सूर्यं रेणुभिश्चाग्निं यथेत्यदर्शनमात्रमेवावरणमिति सूचितम्॥ २१॥

**सुपर्णतालध्वजचिह्नितौ रथा-**
**वलक्षयन्त्यो हरिरामयोर्मृधे।**
**स्त्रियः पुराट्टालकहर्म्यगोपुरं**
**समाश्रिताः संमुमुहुः शुचार्दिताः॥ २२**

॥ २२॥

**हरिः परानीकपयोमुचां मुहुः**
**शिलीमुखात्युल्बणवर्षपीडितम्।**
**स्वसैन्यमालोक्य सुरासुरार्चितं**
**व्यस्फूर्जयच्छार्ङ्गशरासनोत्तमम्॥ २३**

परस्यानीकानि सैन्यानि तान्येव पयोमुचो मेघास्तेषां शिलीमुखा बाणास्तेषामत्युल्बणं वर्षं तेन पीडितम्। व्यस्फूर्जयदुज्जृम्भितवान्॥ २३॥

तदाह—**गृह्णन्निति**।

શ્રવણ કરેલા અર્થ અનુસાર ભગવાનનો ઉત્તર – **'न वै शूराः इति।'**

**શ્રીભગવાન બોલ્યા** – શૂરવીરો બડાશ હાંકતા જ નથી, પરાક્રમ જ દર્શાવે છે. હે રાજા, (જમાઈના મરણથી) દુ:ખી અને મરવા ઈચ્છતા એવા તારી વાતને અમે ગણકારતા નથી. ॥ ૨૦ ॥

**'विकत्थन्ते'** બડાશ હાંકતા (નથી). ॥ ૨૦ ॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – (જેને આ પ્રમાણે કહેવામાં આવ્યું તે) જરાસંધે તે મધુકુલોત્પન્ન તે શ્રીકૃષ્ણ-બલરામની સામે ધસીને, વાયુ જેમ વાદળાંથી સૂર્યને અને ધૂળથી અગ્નિને જેમ ઢાંકી દે તેમ, વિશાળ સૈન્યસમૂહથી સૈન્ય, રથ, ધ્વજ, ઘોડા અને સારથિ સહિત તે બંનેને ઘેરી લીધા. ॥ ૨૧ ॥

**'माधवौ'** મધુવંશમાં ઉત્પન્ન થયેલા શ્રીકૃષ્ણ-બલરામને વિશાળ સૈન્યસમૂહથી ઘેરી લીધા. વાયુ વાદળાંથી સૂર્યને અને ધૂળના કણોથી અગ્નિને જેમ (ઢાંકી દે તેમ)! આમ, (આ દૃષ્ટાંત દ્વારા શ્રીકૃષ્ણ-બલરામ) માત્ર દેખાય નહીં તેવું જ આવરણ હતું, એમ સૂચવવામાં આવ્યું છે. (વસ્તુતઃ સૂર્યને વાદળ ઢાંકી શકે નહીં.) ॥ ૨૧ ॥

(મથુરા) નગરીની અટારીઓ, હવેલીઓ અને નગરદ્વારો ઉપર ચઢેલી નારીઓ ગરુડધ્વજના ચિહ્નવાળા શ્રીકૃષ્ણના રથને અને તાડધ્વજના ચિહ્નવાળા બલરામજીના રથને ન જોતાં શોકાતુર થઈને મૂર્છિત થઈ ગઈ. ॥ ૨૨ ॥ ૨૨ ॥

શત્રુનાં સૈન્યોરૂપી મેઘોનાં બાણોની અતિ ભયંકર, સતત વર્ષાથી પીડાયેલા પોતાના સૈન્યને જોઈને સુરો અને અસુરોથી પૂજાયેલા શ્રેષ્ઠ શાર્ઙ્ગ ધનુષ્યનો ટંકાર કર્યો. ॥ ૨૩ ॥

શત્રુનાં **'अनीकानि'** સૈન્યો, તેઓ જ **'पयोमुचः'** મેઘો, તેમનાં **'शिलीमुखाः'** બાણો, તેમની અતિ ભયંકર વર્ષા, તેનાથી પીડાયેલા (પોતાના સૈન્યને) – **'व्यस्फूर्जयत्'** ટંકાર કર્યો. ॥ ૨૩ ॥

તેનું (ભગવાનના હસ્તકૌશલ્યનું) વર્ણન કરે છે – **'गृह्णन् इति।'**

**गृह्णन् निषंगादथ सन्दधच्छरान्**
**विकृष्य मुञ्चञ्छितबाणपूगान्।**
**निघ्नन् रथान् कुंजरवाजिपत्तीन्**
**निरन्तरं यद्वदलातचक्रम्॥ २४**

निषङ्गादिषुधेः शरान् गृह्णन्। अथ तान् गुणे सन्दधत्। गुणमाकृष्य निशितबाणसमूहान् मुञ्चन्। निघ्नन्प्रहरन्। पत्तिः पदातिः। निरन्तरमिति ग्रहणादिक्रियाविशेषणम्। ज्वलत्काष्ठं भ्रमणे यथा चक्रवद्भवति तद्वद् व्यस्फूर्जयदिति॥ २४॥

ભાથામાંથી (સતત) બાણો કાઢતા, ધનુષ્યમાં સંધાન કરતા, (દોરી) ખેંચીને તીક્ષ્ણ બાણોના સમૂહને છોડતા તેમ જ રથો, હાથીઓ, ઘોડાઓ અને પાળાઓ ઉપર નિરંતર પ્રહાર કરતા ભગવાને (અત્યંત વેગને કારણે ગોળ ભમતું લાકડું જેમ ચક્ર જેવું બને છે તેમ અલાતચક્ર) ઊંબાડિયું હોય તેવા શાર્ઙ્ગ ધનુષ્યનો ટંકાર કર્યો. ॥ ૨૪ ॥

**'निषङ्गात्'** બાણોના તરકસ(ભાથા)માંથી બાણો કાઢતા, પછી ધનુષ્યની દોરીમાં સંધાન કરતા, દોરી ખેંચીને તીક્ષ્ણ બાણોના સમૂહને છોડતા, **'निघ्नन्'** પ્રહાર કરતા – **'पत्तिः'** પગે ચાલનારો – **'निरन्तरम्'** એ બાણોનું ગ્રહણ (સંધાન, વિકર્ષણ, ક્ષેપણ, પ્રહાર) વગેરે (એક સાથે સતત થતી) ક્રિયાઓનું વિશેષણ છે. ગોળ ભમતું બળતું લાકડું જેમ ચક્ર જેવું બને છે, તેમ ઊંબાડિયું હોય તેવા શાર્ઙ્ગ ધનુષ્યનો ટંકાર કર્યો. ॥ ૨૪ ॥

**निर्भिन्नकुम्भाः करिणो निपेतु-**
**रनेकशोऽश्वाः शरवृक्णकन्धराः।**
**रथा हताश्वध्वजसूतनायकाः**
**पदातयश्छिन्नभुजोरुकन्धराः ॥ २५**

हता अश्वा ध्वजाः सूता नायका रथिनश्च येषु ते॥ २५॥

ચિરાયેલાં ગંડસ્થળોવાળા હાથીઓ અને બાણથી કપાઈ ગયેલી ડોકવાળા અનેકાનેક અશ્વો પડવા લાગ્યા. જેમાં ઘોડા, ધ્વજ, સારથિ અને રથીઓ હણાયા છે તેવા રથો અને જેમની ભુજાઓ, સાથળો અને ગળાં કપાઈ ગયાં છે તેવા પાળાઓ (પાયદળ) પણ પડવા લાગ્યા. ॥ ૨૫ ॥

ઘોડા, ધજાઓ, સારથિઓ અને **'नायकाः'** રથીઓ જેમાં હણાયા છે તે રથો ॥ ૨૫ ॥

**संछिद्यमानद्विपदेभवाजिना-**
**मङ्गप्रसूताः शतशोऽसृगापगाः।**
**भुजाहयः पूरुषशीर्षकच्छपा**
**हतद्विपद्वीपहयग्रहाकुलाः ॥ २६**

**करोरुमीना नरकेशशैवला**
**धनुस्तरंगायुधगुल्मसंकुलाः ।**
**अच्छूरिकावर्तभयानका महा-**
**मणिप्रवेकाभरणाश्मशर्कराः ॥ २७**

**प्रवर्तिता भीरुभयावहा मृधे**
**मनस्विनां हर्षकरीः परस्परम्।**
**विनिघ्नतारीन् मुसलेन दुर्मदान्**
**संकर्षणेनापरिमेयतेजसा ॥ २८**

યુદ્ધમાં દુર્મદ (દુષ્ટ) શત્રુઓને મુસળ વડે હણતા અપરિમિત તેજવાળા બલરામજી દ્વારા (અને ભગવાનનાં બાણો દ્વારા) કપાતા મનુષ્યો, હાથીઓ અને ઘોડાઓનાં અંગોમાંથી નીકળતી રક્તની સેંકડો નદીઓ પ્રવર્તાવવામાં આવી હતી, જેમાં ભુજાઓરૂપી સર્પો, મનુષ્યોનાં મસ્તકોરૂપી કાચબા, હણાયેલા હાથીઓરૂપી બેટ અને ઘોડાઓરૂપી મગર વ્યાપેલા હતા. જેમાં હાથ અને સાથળોરૂપી માછલાં, મનુષ્યોના કેશરૂપી શેવાળ, ધનુષ્યરૂપી તરંગો અને આયુધોરૂપી વનસ્પતિ છવાયેલાં હતાં. ઢાલોરૂપી ઘૂમરીઓથી ભયાનક અને મોટા મણિઓ તથા શ્રેષ્ઠ આભૂષણોરૂપી પથરા અને કાંકરાવાળી નદીઓ કાયરોને ભય ઉપજાવનારી અને ધીર-વીર જનોને પરસ્પર હર્ષ ઉપજાવનારી હતી. ॥ ૨૬ ॥ ૨૭ ॥ ૨૮ ॥

संछिद्यमाना द्विपदा इभा वाजिनश्च तेषामङ्गेभ्यः प्रसूता असृगापगा रुधिरनद्यः परस्परं प्रवर्तिता इति तृतीयेनान्वयः। प्रसिद्धनदीरूपक-माह—भुजा एवाहयो यासु ताः। पुरुषाणां शीर्षाण्येव कच्छपा यासु ताः। हता द्विपा एव द्वीपा अन्तर्वर्तितटानि। हया एव ग्रहा ग्राहास्तैश्चाकुला व्याप्ताः॥ २६॥ करा ऊरवश्च मीना यासु ताः। नराणां केशा एव शैवलं यासु ताः। धनूंष्येव तरङ्गा आयुधान्येव गुल्मास्तैश्च तैश्च संकुलाः। अच्छूरिकाश्चर्माणि चक्राणि वा तान्येवावर्तास्तैर्भयानकाः। महामणीनां प्रवेका उत्तमा आभरणानि च यथायथमश्मानः शर्कराश्च यासु ताः॥ २७॥ भीरूणां भयावहाः। मनस्विनां धीराणां हर्षकर्यः॥ २८॥

**बलं तदङ्गार्णवदुर्गभैरवं**
**दुरन्तपारं मगधेन्द्रपालितम्।**
**क्षयं प्रणीतं वसुदेवपुत्रयो-**
**र्विक्रीडितं तज्जगदीशयोः परम्॥ २९**

किंच संकर्षणेनापि तद्बलं क्षयं प्रणीतम्। अङ्ग हे राजन्, अर्णववद्दुर्गं दुर्गमं भैरवं भयंकरं च। यतो दुरन्तपारम्, अन्तोऽत्र तलम्, पारमवधिः, दुःशब्दो निषेधे, विक्रमेणागाधं देशतश्च निरवधिकमित्यर्थः। किंच मगधेन्द्रेण च पालितं बलम्। यदेवंभूतं रामकृष्णयोः कर्मोक्तं तत्परं केवलं तयोर्विक्रीडितं न तु पराक्रमः॥ २९॥

કપાતા મનુષ્યો, હાથીઓ અને ઘોડાઓ, તેમનાં અંગોમાંથી નીકળતી **'असृक्-आपगाः'** રક્તની નદીઓ, પરસ્પર (હર્ષ ઉપજાવનારી) પ્રવર્તાવવામાં આવી હતી, એમ આનાથી ત્રીજા શ્લોક (૨૮) સાથે અન્વય છે. પ્રસિદ્ધ નદીનું રૂપક વર્ણવે છે — ભુજાઓ જ સર્પો છે જેમાં તે (નદીઓ), મનુષ્યોનાં મસ્તકો જ કાચબાઓ છે જેમાં તે, હણાયેલા હાથીઓ જ **'द्वीपाः'** અંદર રહેલા બેટ છે. ઘોડાઓ જ **'ग्रहाः' ग्राहाः** (હોવું જોઈએ.) મગરો, તેમનાથી **'आकुलाः'** વ્યાપેલી નદીઓ ॥ ૨૬ ॥ જેમાં હાથ અને સાથળો માછલાં છે તે, જેમાં મનુષ્યોના કેશ જ શેવાળ છે તે – ધનુષ્યો જ તરંગો છે, આયુધો જ વનસ્પતિઓ છે, તે ધનુષ્યો અને આયુધોથી ભરેલી – **'अच्छूरिकाः'** ઢાલો અથવા ચક્રો, તેઓ જ ઘૂમરીઓ, તેમનાથી ભયાનક એવી નદીઓ – મોટા મણિઓ તથા **'प्रवेकाः'** શ્રેષ્ઠ આભૂષણોરૂપી, યોગ્ય હોય તેમ, પથરા અને કાંકરા છે જેમાં તે (નદીઓ) ॥ ૨૭ ॥ કાયરોને ભય ઉપજાવનારી તથા **'मनस्विनाम्'** ધીર (અને વીર) જનોને **'हर्षकर्यः'** (પ્ર.વિ.બ.વ.થાય) હર્ષ ઉપજાવનારી નદીઓ ॥ ૨૮ ॥

હે પ્રિય (પરીક્ષિત), મગધરાજ દ્વારા રક્ષાયેલા, સાગર જેવા દુર્ગમ, ભયંકર અને અમર્યાદિત (અથાહ) સૈન્યને (શ્રીકૃષ્ણ અને બલરામજી દ્વારા) નષ્ટ કરવામાં આવ્યું તે, જગતના ઈશ્વરો એવા, વસુદેવના પુત્રોની કેવળ લીલા જ હતી! ॥ ૨૯ ॥

વળી, બલરામજી દ્વારા પણ તે સૈન્યને નાશ તરફ લઈ જવામાં આવ્યું હતું. **'हे अङ्ग'** હે રાજા, સાગર જેવું **'दुर्गम्' दुर्गमम्** (હોવું જોઈએ.) દુર્ગમ અને **'भैरवम्'** ભયંકર (સૈન્ય હતું), કારણ કે તેનો પાર પામી શકાય તેમ ન હતું. અહીં **'अन्तः'** એટલે તળિયું, છેડો, સીમા – **'दुः'** શબ્દ નિષેધના અર્થમાં છે. (જરાસંધનું સૈન્ય) પરાક્રમની દૃષ્ટિથી અથાહ અને સ્થાનની રીતે અમર્યાદિત હતું, એમ અર્થ છે. વળી, મગધરાજ દ્વારા રક્ષાયેલું સૈન્ય હતું. આવા પ્રકારનું (સૈન્યને નષ્ટ કરવાનું) જે શ્રીકૃષ્ણ-બલરામનું, તે બંનેનું કહેવામાં આવેલું કર્મ છે, તે **'परम्'** કેવળ લીલા હતી, પણ પરાક્રમ ન હતું. ॥ ૨૯ ॥

न चैतदाश्चर्यमित्याह—**स्थित्युद्भवान्तमिति।**

**स्थित्युद्भवान्तं भुवनत्रयस्य यः**
**समीहतेऽनन्तगुणः स्वलीलया।**
**न तस्य चित्रं परपक्षनिग्रह-**
**स्तथापि मर्त्यानुविधस्य वर्ण्यते॥ ३०**

तर्हि किमित्याश्चर्यमिव वर्णितं तत्राह—तथापीति। मर्त्याननुविधत्तेऽनुकरोतीति मर्त्यानुविधस्तस्य॥ ३०॥

**जग्राह विरथं रामो जरासन्धं महाबलम्।**
**हतानीकावशिष्टासुं सिंहः सिंहमिवौजसा॥ ३१**

किंच जग्राहेति। हतान्यनीकानि यस्य, अवशिष्टा असव एव यस्य तं च तं च॥ ३१॥

**बध्यमानं हतारातिं पाशैर्वारुणमानुषैः।**
**वारयामास गोविन्दस्तेन कार्यचिकीर्षया॥ ३२**

हता बहुशोऽरातयो येन तथाभूतमपि जरासन्धं बध्यमानं वारयामासेति॥ ३२॥

**स मुक्तो लोकनाथाभ्यां व्रीडितो वीरसंमतः।**
**तपसे कृतसंकल्पो वारितः पथि राजभिः॥ ३३**
॥ ३३॥

**वाक्यैः पवित्रार्थपदैर्नयनैः प्राकृतैरपि।**
**स्वकर्मबन्धप्राप्तोऽयं यदुभिस्ते पराभवः॥ ३४**

(સૈન્યનો નાશ) એ કાંઈ આશ્ચર્યની વાત નથી, એમ કહે છે – **'स्थिति-उद्‌भव-अन्तम् इति।'**

અનંત ગુણોવાળા જે ભગવાન (પોતાની) લીલાથી (અનાયાસે) ત્રણે ય ભુવનોની સ્થિતિ, ઉત્પત્તિ અને નાશ કરે છે, તેમને માટે શત્રુપક્ષનો નિગ્રહ કરવો એ કાંઈ આશ્ચર્ય નથી, તેમ છતાં મનુષ્યનું અનુકરણ કરતા ભગવાનનું (અહીં મનુષ્યની દૃષ્ટિએ) વર્ણન કરવામાં આવ્યું છે. ॥ ૩૦ ॥

(શ્રીહરિ દ્વારા શત્રુપક્ષનો નિગ્રહ એ કાંઈ આશ્ચર્ય નથી.) તો પછી શા માટે તેને આશ્ચર્ય હોય તેમ વર્ણવવામાં આવે છે? તે માટે કહે છે — **'तथापि इति।'** મનુષ્યોનું **'अनुविधत्ते'** અનુકરણ કરે તે મનુષ્યનું અનુકરણ કરનાર, તેમનું ॥ ૩૦ ॥

જેનું સૈન્ય નાશ પામ્યું હતું અને જેના પ્રાણ બાકી બચ્યા હતા તેવા, રથરહિત થયેલા, મહાબળવાન જરાસંધને, સિંહ જેમ સિંહને બળપૂર્વક પકડે તેમ બલરામજીએ પકડી લીધો. ॥ ૩૧ ॥

જેનાં સૈન્યો નાશ પામ્યાં છે તેવાને તથા જેના પ્રાણ બાકી બચ્યા છે તેવાને ॥ ૩૧ ॥

જેના દ્વારા (અસંખ્ય) શત્રુઓ હણાયા હોવા છતાં વરુણ અને મનુષ્યના પાશોથી બાંધવામાં આવતા જરાસંધને, તેના દ્વારા (દુષ્ટસંગ્રહરૂપ) કાર્ય કરવાની ઈચ્છાથી ભગવાન ગોવિંદે (બલરામજીને) અટકાવ્યા. ॥ ૩૨ ॥

જેના દ્વારા અસંખ્ય શત્રુઓ હણાયા હતા તેવો હોવા છતાં પણ તે જરાસંધને બાંધવામાં આવતો (જોઈને) (ભગવાન બલરામજીને) અટકાવ્યા. ॥ ૩૨ ॥

જગતના નાથ એવા તે બંને દ્વારા છોડી મૂકવામાં આવેલ વીર પુરુષોમાં સન્માનિત જરાસંધે (બાળકો દ્વારા પરાજિત થવાથી) લજ્જિત થઈ તપ કરવા માટે સંકલ્પ કર્યો, (પરંતુ) માર્ગમાં (શિશુપાલાદિ) રાજાઓ દ્વારા તેને ધર્મોપદેશપરક પદોવાળાં અને લૌકિક નીતિવાળાં વાક્યો કહેવા દ્વારા અટકાવવામાં આવ્યો. (જેમ કે,) યાદવો દ્વારા થયેલો તમારો આ પરાજય પોતાના કર્મબંધનથી પ્રાપ્ત થયો છે. ॥ ૩૩ ॥ ૩૪ ॥ ૩૩ ॥

पवित्रार्थानि धर्मोपदेशपराणि पदानि येषु तैर्वाक्यैः। नयनैर्नीतिभिः। प्राकृतैर्लौकिकैः। तत्र लौकिकन्यायमाहुः—स्वकर्मेति। यदुभिरल्पकैः कृत्वा ते महतः पराभवः केवलं कर्मबन्धेन प्राप्तोऽतस्त्वया न लज्जितव्यमिति॥ ३४॥

**'पवित्र-अर्थानि'** ધર્મોપદેશપરક પદો છે જેમનામાં તે વાક્યોથી – **'नयनैः'** **'प्राकृतैः'** લૌકિક નીતિવાક્યો દ્વારા – (રાજાઓ) તે વિષયમાં લૌકિકન્યાય કહે છે — **'स्वकर्म इति।'** ક્ષુદ્ર યાદવો દ્વારા કરાયેલો મહાન એવા આપનો પરાજય કેવળ કર્મબંધનથી પ્રાપ્ત થયો છે, આથી તમારે લજ્જિત થવું યોગ્ય નથી.॥ ૩૪ ॥

**हतेषु सर्वानीकेषु नृपो बार्हद्रथस्तदा।**
**उपेक्षितो भगवता मगधान् दुर्मना ययौ॥ ३५**

બધી સેનાઓ નાશ પામી ત્યારે ભગવાન દ્વારા ઉપેક્ષિત થયેલો બૃહદ્રથનો પુત્ર જરાસંધ ઉદાસ થઈને મગધ(દેશ) તરફ ચાલ્યો ગયો. ॥ ૩૫ ॥

बार्हद्रथो जरासन्धः॥ ३५॥

**'बार्हद्रथः'** બૃહદ્રથનો પુત્ર જરાસંધ ॥ ૩૫ ॥

**मुकुन्दोऽप्यक्षतबलो निस्तीर्णारिबलार्णवः।**
**विकीर्यमाणः कुसुमैस्त्रिदशैरनुमोदितः॥ ३६**

જેમની સેના અક્ષત છે અને જેમના દ્વારા (સમગ્ર) શત્રુરૂપી સૈન્યસાગર અનાયાસે જ તરી જવામાં આવ્યો છે તેવા, તેમ જ દેવો દ્વારા અનુમોદન આપવામાં આવતા અને પુષ્પોથી આચ્છાદિત કરાતા ભગવાન મુકુંદ પણ (મથુરા પધાર્યા.) ॥ ૩૬ ॥

मुकुन्दोऽपि ययावित्यनुषङ्गः। न क्षतं बलं यस्य सः। तस्यैवामृतदृष्ट्या क्षतप्रतिसन्धानादिति भावः। निस्तीर्णोऽनायासेनैव तीर्णोऽखिलार्णवो येन। साधु साधु इत्यनुमोदितश्च॥ ३६॥

ભગવાન મુકુંદ પણ મથુરા પધાર્યા, એમ સંબંધ છે. જેનું સૈન્ય અક્ષત છે તે ભગવાનની જ અમૃતદૃષ્ટિથી ક્ષતિગ્રસ્ત સૈન્ય યથાવત્ થવાથી, એવો ભાવ છે. અનાયાસે જ જેમના દ્વારા સમસ્ત (શત્રુરૂપી) સૈન્યસાગર **'निस्तीर्णः'** તરી જવામાં આવેલ છે. 'ધન્ય, ધન્ય' એમ અનુમોદન આપવામાં આવેલા ભગવાન ॥૩૬॥

**माथुरैरुपसंगम्य विज्वरैर्मुदितात्मभिः।**
**उपगीयमानविजयः सूतमागधबन्दिभिः॥ ३७**

(શત્રુઓનો પરાજય થવાથી) સંતાપરહિત થયેલા, પ્રસન્ન મનવાળા મથુરાવાસીઓ સાથે મળીને, સૂતો-માગધો-બંદીજનો દ્વારા જેમનું વિજયગાન ગવાઈ રહ્યું છે (તે ભગવાન પોતાના નગરમાં પધાર્યા.) ॥ ૩૭ ॥

प्रत्युद्यातैर्मथुरावासिभिः जनैः। उपसङ्गम्य मिलित्वा॥ ३७॥

સામૈયું કરનારા મથુરાવાસી જનો સાથે **'उपसंगम्य'** મળીને ॥ ૩૭ ॥

**शंखदुन्दुभयो नेदुर्भेरीतूर्याण्यनेकशः।**
**वीणावेणुमृदंगानि पुरं प्रविशति प्रभौ॥ ३८**

પ્રભુ શ્રીકૃષ્ણ નગરમાં પ્રવેશ્યા ત્યારે અનેક શંખો, દુંદુભિઓ, ભેરીઓ, તૂરીઓ, વીણાઓ, વેણુઓ અને મૃદંગો વાગવા લાગ્યાં. ॥ ૩૮ ॥

तदा प्रभौ पुरं प्रविशति सति शंखादयो नेदुः॥ ३८॥

પ્રભુ નગરમાં પ્રવેશ્યા ત્યારે શંખ વગેરે વાગવા લાગ્યાં. ॥ ૩૮ ॥

कथंभूतां पुरं तदाह—**सिक्तमार्गामिति।**

**सिक्तमार्गां हृष्टजनां पताकाभिरलंकृताम्।**
**निर्घुष्टां ब्रह्मघोषेण कौतुकाबद्धतोरणाम्॥ ३९**

ब्रह्मघोषेण वेदघोषेण निर्घुष्टां निनादिताम्। कौतुकेनोत्सवेन आ सर्वतो बद्धानि तोरणानि यस्यां ताम्॥ ३९॥

**निचीयमानो नारीभिर्माल्यदध्यक्षतांकुरैः।**
**निरीक्ष्यमाणः सस्नेहं प्रीत्युत्कलितलोचनैः॥ ४०**

निचीयमानो विकीर्यमाणः। प्रविवेशेति विपरिणताऽनुषङ्गः॥ ४०॥

**आयोधनगतं वित्तमनन्तं वीरभूषणम्।**
**यदुराजाय तत् सर्वमाहृतं प्रादिशत्प्रभुः॥ ४१**

आयोधनं रणभूमिस्तत्रस्थं वित्तम्। वीराणां भूषणम्॥ ४१॥

**एवं सप्तदशकृत्वस्तावत्यक्षौहिणीबलः।**
**युयुधे मागधो राजा यदुभिः कृष्णपालितैः॥ ४२**

तावतीति च्छेदः। तावति पराजये वर्तमानेऽप्यक्षौहिण्यो बलं यस्य सः। सप्तदशकृत्वः सप्तदशवारान्युयुधे॥ ४२॥

**अक्षिण्वंस्तद्बलं सर्वं वृष्णयः कृष्णतेजसा।**
**हतेषु स्वेष्वनीकेषु त्यक्तोऽयादरिभिर्नृपः॥ ४३**

કેવી નગરીમાં ભગવાન પ્રવેશ્યા, તે વર્ણન છે – **'सिक्तमार्गाम् इति।'**

(ચંદનના જળથી) છંટાયેલા માર્ગોવાળી, આનંદિત જનોવાળી, પતાકાઓથી અલંકૃત કરાયેલી, વેદોચ્ચારના ઘોષથી ગુંજતી અને સર્વ તરફ ઉત્સાહપૂર્વક બંધાયેલાં તોરણોવાળી નગરીમાં (ભગવાન પધાર્યા). ॥ ૩૯ ॥

**'ब्रह्मघोषेण'** વેદોચ્ચારના ઘોષથી **'निर्घुष्टाम्'** ગુંજતી નગરીમાં – **'कौतुकेन'** ઉત્સવપૂર્વક **'आ'** સર્વ તરફ બાંધવામાં આવ્યાં છે તોરણો જેમાં તે નગરીમાં ॥ ૩૯ ॥

પુષ્પો, દહીં, અક્ષત અને યવાંકુરોથી નારીઓ દ્વારા વધાવવામાં આવતા અને પ્રીતિથી પ્રફુલ્લ થયેલાં લોચનો દ્વારા સસ્નેહ નિહાળવામાં આવતા ભગવાન (પ્રવેશ્યા). ॥ ૪૦ ॥

**'निचीयमानः'** (પુષ્પાદિથી) વધાવવામાં આવતા ભગવાન – **'प्रविशति प्रभौ'** (શ્લોક-૩૮) એમ જે સતિ સપ્તમી છે તેને બદલીને પ્રવિવેશ એમ પરોક્ષ ભૂ.કા. માં રૂપાંતર કરીને સંબંધ જોડવાનો છે. ॥૪૦॥

વીર પુરુષોને ભૂષણરૂપ રણભૂમિનું જે અઢળક ધન (સાથે) લાવવામાં આવ્યું હતું, તે સર્વ પ્રભુ શ્રીકૃષ્ણે યદુરાજ ઉગ્રસેનને અર્પણ કર્યું. ॥ ૪૧ ॥

**'आयोधनम्'** રણભૂમિ, તેમાં રહેલું ધન – વીર પુરુષોને ભૂષણરૂપ રણભૂમિ ॥ ૪૧ ॥

આમ, તેટલી જ (ત્રેવીસ) અક્ષૌહિણી સેના જેની છે તે (લાવીને) મગધરાજે શ્રીકૃષ્ણ દ્વારા રક્ષાયેલા યાદવો સાથે સત્તર વખત યુદ્ધ કર્યું. ॥ ૪૨॥

**तावती-अक्षौहिणीबलः** એમ પદચ્છેદ કરવાનો છે – પરાજય થાય ત્યારે પણ પાછો તેટલી જ અક્ષૌહિણી સેનાઓ જેની છે તેવા થઈને **'सप्तदशकृत्वः'** સત્તર વખત યુદ્ધ કર્યું. (**तावती** કે **तावति** આર્ષ પ્રયોગ છે. **तावत्यः** બ.વ.નું રૂપ થાય, તેટલી જ સેનાઓ)॥ ૪૨ ॥

શ્રીકૃષ્ણના પ્રભાવથી યાદવોએ તેના સર્વ સૈન્યનો નાશ કર્યો. પોતાનું બધું સૈન્ય નાશ પામે ત્યારે શત્રુઓ દ્વારા છોડી મૂકવામાં આવતો રાજા જરાસંધ ભાગી જતો. ॥ ૪૩ ॥

अक्षिण्वन् क्षयं निन्युः ॥ ४३ ॥

**अष्टादशमसंग्रामे आगामिनि तदन्तरा ।**
**नारदप्रेषितो वीरो यवनः प्रत्यदृश्यत ॥ ४४**

अष्टादशमेऽष्टादशे संग्रामे भाव्ये तन्मध्येऽकस्मात्कालयवनः प्राप्तः ॥ ४४ ॥

**रुरोध मथुरामेत्य तिसृभिर्म्लेच्छकोटिभिः ।**
**नृलोके चाप्रतिद्वन्द्वो वृष्णीन् श्रुत्वाऽऽत्मसम्मितान् ॥**
**॥ ४५ ॥** ४५ ॥

आत्मसंमितान्स्वतुल्यान् ॥ ४५ ॥

**तं दृष्ट्वाचिन्तयत् कृष्णः संकर्षणसहायवान् ।**
**अहो यदूनां वृजिनं प्राप्तं ह्युभयतो महत् ॥ ४६**

वृजिनं दुःखम् । उभयतो यवनाज्जरासन्धाच्च ॥ ४६ ॥

तदाह द्वयेन—

**यवनोऽयं निरुन्धेऽस्मानद्य तावन्महाबलः ।**
**मागधोऽप्यद्य वा श्वो वा परश्वो वाऽऽगमिष्यति ॥**
**॥ ४७ ॥**

निरुन्धे निरुणद्धि ॥ ४७ ॥

**आवयोर्युध्यतोरस्य यद्यागन्ता जरासुतः ।**
**बन्धून् वधिष्यत्यथवा नेष्यते स्वपुरं बली ॥ ४८**

अस्य अनेन ॥ ४८ ॥

**तस्माादद्य विधास्यामो दुर्गं द्विपददुर्गमम् ।**
**तत्र ज्ञातीन् समाधाय यवनं घातयामहे ॥ ४९**
॥ ४९ ॥

'**अक्षिण्वन्**' નાશ કર્યો. ॥ ૪૩ ॥

અઢારમો સંગ્રામ થવાનો હતો તેની વચ્ચેના સમયમાં નારદજી દ્વારા મોકલવામાં આવેલો વીર કાળયવન દેખાયો. ॥ ૪૪ ॥

'**अष्टादशमे**' અઢારમો સંગ્રામ થવાનો હતો તેની વચ્ચેના સમયમાં અચાનક કાળયવન (મથુરામાં) દેખાયો. ॥ ૪૪ ॥

મનુષ્યલોકમાં પોતાના સમાન જેનો પ્રતિદ્વન્દ્વી નથી તેવા કાળયવને (નારદજી પાસે) યાદવોને પોતાના સમાન બળવાળા સાંભળીને, ત્રણ કરોડ મ્લેચ્છ યોદ્ધાઓ સાથે મથુરા આવીને તેને ઘેરો ઘાલ્યો. ॥ ૪૫ ॥

'**आत्मसम्मितान्**' પોતાના સમાન બળવાળા (યાદવોને) ॥ ૪૫ ॥

તે કાળયવનને જોઈને બલરામજી સહિત શ્રીકૃષ્ણે વિચાર કર્યોઃ અરે, યાદવોને (કાળયવન અને જરાસંધ) બંને તરફથી મહાસંકટ આવ્યું છે! ॥ ૪૬ ॥

'**वृजिनम्**' દુઃખ, સંકટ – '**उभयतः**' બંને તરફથી, કાળયવન તરફથી અને જરાસંધ તરફથી ॥ ૪૬ ॥

તે (સંકટ)ને બે શ્લોકોથી વર્ણવે છે –

તેમાં (પ્રથમ) તો મહાબળવાન આ કાળયવને આજે આપણને ઘેરી લીધા છે. મગધરાજ પણ આજે કે કાલે કે પરમદિવસે આવી ચડશે. ॥ ૪૭ ॥

'**निरुन्धे**' ઘેરી લીધા છે. ॥ ૪૭ ॥

આપણે બંને આ(કાળયવન)ની સાથે યુદ્ધ કરીએ ત્યારે જો બળવાન એવો જરા(રાક્ષસીનો)પુત્ર જરાસંધ આવશે, તો આપણા બાંધવોનો વધ કરશે અથવા પોતાના નગરમાં લઈ જશે. ॥ ૪૮ ॥

'**अस्य**' આ(કાળયવન)ની સાથે, આમ છઠ્ઠી વિ.નો અર્થ '**अनेन**' ત્રીજી વિ. અનુસાર કરવામાં આવ્યો છે.॥ ૪૮ ॥

તેથી આપણે મનુષ્યો દ્વારા જઈ ન શકાય તેવો કિલ્લો હમણાં જ બનાવીશું અને તેમાં જ્ઞાનીજનોને મૂકીને કાળયવનનો નાશ કરાવીએ.॥ ૪૯ ॥ ૪૯ ॥

**वंशीधरी**—घातयामहे इति अन्यकर्त्रपेक्षया, रुद्रवचनपालनार्थम्।

नाश કરાવીએ – એમ બીજા પાસે કરાવવાની અપેક્ષાથી કહેવાયું છે. મહાદેવજીનું વચન પાળવા માટે (શ્રીકૃષ્ણથી કાળયવન મરાય તેમ ન હતો.)

**इति सम्मन्त्र्य भगवान् दुर्गं द्वादशयोजनम्।**
**अन्तःसमुद्रे नगरं कृत्स्नाद्भुतमचीकरत्॥ ५०**

આમ, વિચાર કરીને ભગવાન (મહા ઐશ્વર્યયુક્ત) શ્રીકૃષ્ણે સમુદ્રની મધ્યમાં બાર યોજન (વિસ્તારવાળા) કિલ્લામાં (વિશ્વકર્મા પાસે દ્વારકા નામનું) સર્વ આશ્ચર્યોથી યુક્ત નગર કરાવ્યું.॥૫૦॥

समुद्रमध्ये दुर्गं तन्मध्ये नगरम्। कृत्स्नाद्भुतं सर्वाश्चर्यमयम्। अचीकरत् कारयामास॥ ५० ॥

સમુદ્રની મધ્યમાં કિલ્લો, તેની અંદર નગર – **'कृत्स्न-अद्भुतम्'** સર્વ આશ્ચર્યોથી યુક્ત, **'अचीकरत्'** કરાવ્યું. ॥ ૫૦ ॥

**दृश्यते यत्र हि त्वाष्ट्रं विज्ञानं शिल्पनैपुणम्।**
**रथ्याचत्वरवीथीभिर्यथावास्तु विनिर्मितम्॥ ५१**

જ્યાં વાસ્તુશાસ્ત્ર અનુસાર રચાયેલા રાજમાર્ગો, ચોતરાં, ઉપમાર્ગો (વગેરે)માં વિશ્વકર્માનું કલાકૌશલ્ય દેખાતું હતું. ॥ ૫૧ ॥

त्वष्टा विश्वकर्मा तदीयं शिल्पनैपुणं च क्रियाकौशलम्। तदाह सार्धैस्त्रिभिः— रथ्येति। रथ्या राजमार्गाः पुरतः, वीथ्य उपमार्गाः पश्चिमतः। उभयतोऽपि चत्वराण्यङ्गनानि, तन्मध्ये कोष्ठाः, ततोऽप्यन्तः सुवर्णभवनानि, तदुपरि स्फाटिकाट्टालिकाः, तदुपरि हेमकुम्भा इति बहुभूमिकम्। यथावास्तु वास्तु गृहादिनिर्माणस्थानं तदनतिक्रम्य विनिर्मितम्॥ ५१ ॥

**'त्वष्टा'** વિશ્વકર્મા, તેનું **'शिल्पनैपुणम्'** ક્રિયાકૌશલ્ય, તે સાડા ત્રણ શ્લોકોથી વર્ણવે છે – **'रथ्या इति।'** **'रथ्याः'** રાજમાર્ગો આગળ, **'वीथ्यः'** ઉપમાર્ગો પાછલી તરફ – બંને તરફ **'चत्वराणि'** ચોતરાં, આંગણાં, તેની વચ્ચે અશ્વશાળા, અન્નશાળા, તેનાથી પણ અંદર સુવર્ણનાં ભવનો, તેની ઉપર સ્ફટિકની અટારીઓ, તેની ઉપર સુવર્ણના કળશ, એમ અનેક મજલા – **'यथावास्तु'** વાસ્તુશાસ્ત્રના વિધાન અનુસાર, તેનું અતિક્રમણ કર્યા વિના તદનુસાર રચાયેલ ગૃહાદિ રચનાસ્થાનવાળા દ્વારકા નગરને બનાવ્યું. ॥ ૫૧ ॥

**सुरद्रुमलतोद्यानविचित्रोपवनान्वितम् ।**
**हेमशृङ्गैर्दिविस्पृग्भिः स्फाटिकाट्टालगोपुरैः॥ ५२**

દેવતરુ અને દેવલતાઓવાળાં ઉદ્યાનો અને અદ્ભુત ઉપવનોથી યુક્ત, ગગનચુંબી સુવર્ણ શિખરોથી અને સ્ફટિકથી બનેલી અટારીઓ અને દ્વારોથી યુક્ત નગરને ॥ ૫૨ ॥

**राजतारकुटैः कोष्ठैर्हेमकुम्भैरलंकृतैः।**
**रत्नकूटैर्गृहैर्हैमैर्महामरकतस्थलैः ॥ ५३**

સુવર્ણના કળશોથી અલંકૃત થયેલી, ચાંદી અને પિત્તળ તથા લોઢાથી બનેલી અશ્વશાળાઓ અને અન્નશાળાઓથી યુક્ત, મહામરકતમણિમય ભૂમિવાળાં અને રત્નોનાં સુવર્ણમય શિખરોવાળાં ગૃહોથી યુક્ત (તે નગરને) બનાવ્યું. ॥ ૫૩ ॥

सुराणां द्रुमा लताश्च येषु तान्युद्यानानि विचित्रोपवनानि च तैरन्वितम्। हेममयानि शृङ्गाणि येषु तैः दिविस्पृग्भिरत्युच्चैः। स्फाटिका अट्टाला उपरिभूमिका गोपुराणि च द्वाराणि तैर्निर्मितमित्युत्तरेणान्वयः ॥ ५२ ॥ राजतारकूटैः रजतं च आरकुटं च पीतलोहं ताभ्यां निर्मितैः कोष्ठैरश्वशालान्नशालादिभिः। कथंभूतैः। हेम–कुम्भैरलंकृतैः। तथा रत्नकूटैः पद्मरागादिशिखरैः हैमैः सौवर्णैः। महामरकतमयानि स्थलानि येषु तैर्गृहैश्च ॥ ५३ ॥

દેવોનાં વૃક્ષો અને લતાઓ છે જેમાં તે ઉદ્યાનો અને અદ્‌ભુત ઉપવનો, તેમનાંથી યુક્ત – **'दिविस्पृग्भिः'** અતિ ઊંચાં સુવર્ણમય શિખરો છે જેમનામાં તે (દ્વારો)થી, સ્ફટિકની **'अट्टालाः'** અટારીઓ તથા **'गोपुराणि'** દ્વારો, તેમનાથી યુક્ત નગરનું નિર્માણ કર્યું. એમ પછીના શ્લોક સાથે સંબંધ છે.॥ ૫૨ ॥ **'राजत-आरकूटैः'** ચાંદી અને પિત્તળ તથા લોઢું, તે બંનેથી બનેલી **'कोष्ठैः'** અશ્વશાળાઓ અને અન્નશાળાઓ વગેરેથી, કેવી? સુવર્ણના કળશોથી અલંકૃત થયેલી અશ્વશાળાઓ અને અન્નશાળાઓથી – તેમ જ **'रत्नकूटैः'** પદ્મરાગ વગેરે રત્નોનાં **'हेमैः'** સુવર્ણમય શિખરોથી મહામરકત-મણિમય ભૂમિઓ છે જેમાં તે ગૃહોથી યુક્ત નગરને ॥ ૫૩ ॥ **'आरकुटैरिति ह्रस्वत्वमार्षम्।' आरकूट** શબ્દ છે. **कु** નું હ્રસ્વત્વ આર્ષ છે.

**वास्तोष्पतीनां च गृहैर्वलभीभिश्च निर्मितम्।**
**चातुर्वर्ण्यजनाकीर्णं यदुदेवगृहोल्लसत् ॥ ५४**

કિંચ નગરગૃહાદૌ વાસ્તોષ્પતીનાં દેવાનાં ચ गृहैर्वलभीभिश्चन्द्रशालिकाभिश्च निर्मितम्। यदुदेवगृहे राजगृहैरुल्लसच्छोभमानम् ॥ ५४ ॥

દેવોનાં મંદિરોથી અને ચંદ્રશાલિકા (અગાશી)વાળાં ગૃહોથી બનેલા, ચારે વર્ણના પ્રજાજનોથી વ્યાપેલા તથા યાદવોના રાજમહેલોથી શોભતા (દ્વારકા નગરને વસાવ્યું.) ॥ ૫૪ ॥

વળી, નગરનાં ગૃહો વગેરેમાં **'वास्तोष्पतीनाम्'** દેવોનાં મંદિરોથી તથા **'वलभीभिः'** ઘરની ઉપરનો સૌથી છેલ્લો મજલો – અગાશીઓથી બનેલા (નગરને) – **'यदुदेवगृहैः'** યાદવોના રાજમહેલોથી **'उल्लसत्'** શોભતા (નગરને) ॥ ૫૪ ॥

**सुधर्मां पारिजातं च महेन्द्रः प्राहिणोद्धरेः।**
**यत्र चावस्थितो मर्त्यो मर्त्यधर्मैर्न युज्यते ॥ ५५**

पारिजातं च प्राहिणोत्प्रस्थापयामासेति शुक–परीक्षित्संवादात्पूर्वभावित्वाद्भूतनिर्देशः। मर्त्यधर्मैः क्षुत्पिपासादिषडूर्मिभिः ॥ ५५ ॥

ઈન્દ્રે શ્રીહરિને માટે પારિજાત અને સુધર્મા (સભા) મોકલ્યા હતાં, જે સભામાં રહેનાર મનુષ્ય (ક્ષુધા-પિપાસા, શોક-મોહ, જરા-મરણાદિ) મનુષ્યધર્મોથી યુક્ત થતો નથી. ॥ ૫૫ ॥

(સુધર્મા સભા) અને પારિજાત **'प्राहिणोत्'** પ્રસ્થાપિત કર્યાં. શ્રીશુકદેવજી અને પરીક્ષિતના સંવાદથી પૂર્વે આ બન્યું હોવાથી ભૂતકાળનો નિર્દેશ છે. **'मर्त्यधर्मैः** ક્ષુધા-પિપાસા વગેરે છ ઊર્મિઓરૂપી મનુષ્યધર્મોથી યુક્ત થતો નથી. ॥ ૫૫ ॥

**श्यामैककर्णान् वरुणो हयाञ्छुक्लान् मनोजवान्।**
**अष्टौ निधिपतिः कोशान् लोकपालो निजोदयान् ॥**
**॥ ५६ ॥**

વરુણદેવે, જેમનો એક કાન કાળો છે તેવા મન જેવા વેગવાળા શ્વેત અશ્વો મોકલ્યા. નિધિપતિ લોકપાલ કુબેરે પોતાના ઐશ્વર્યરૂપ આઠ ખજાનાઓ મોકલ્યા. ॥ ૫૬ ॥

निधिपतिः कुबेरः। अष्टौ कोशान्निधीन् 'पद्मश्चैव महापद्मो मत्स्यकूर्मौ तथौदकः। नीलो मुकुन्दः शङ्खश्च निधयोऽष्टौ प्रकीर्तिताः॥' इति प्रसिद्धान्। निजोदयान्निजविभूतीः ॥५६॥

'**निधिपतिः**' નિધિપતિ કુબેર – આઠ '**कोशान्**' ખજાના : 'પદ્મ, મહાપદ્મ, મત્સ્ય, કૂર્મ, ઔદક, નીલ, મુકુંદ અને શંખ – એમ આઠ નિધિઓ કહેવામાં આવે છે.' એમ પ્રસિદ્ધ છે. '**निज-उदयान्**' પોતાના ઐશ્વર્યરૂપ ખજાનાઓને ॥ ૫૬ ॥

**यद् यद् भगवता दत्तमाधिपत्यं स्वसिद्धये।**
**सर्वं प्रत्यर्पयामासुर्हरौ भूमिगते नृप॥ ५७**

હે રાજા (પરીક્ષિત), બીજા સિદ્ધ વગેરેને ભગવાન દ્વારા પોતપોતાના અધિકારની સિદ્ધિ માટે જે જે આધિપત્ય આપવામાં આવ્યું હતું તે સર્વ, શ્રીહરિ પૃથ્વી પર પધાર્યા ત્યારે તેઓએ તેમને સામેથી સમર્પિત કર્યું હતું. ॥ ૫૭ ॥

अन्ये च सिद्धादयो भगवता स्वाधिकारसिद्धये यद्यदाधिपत्यं दत्तमासीत्तत्सर्वं प्रत्यर्पयामासुरिति ॥५७॥

બીજા સિદ્ધ વગેરેએ પણ, પોતાના અધિકારની સિદ્ધિ માટે ભગવાન દ્વારા જે આધિપત્ય આપવામાં આવ્યું હતું તે સર્વ તેમને સામેથી સમર્પિત કર્યું હતું. ॥ ૫૭ ॥

**तत्र योगप्रभावेण नीत्वा सर्वजनं हरिः।**
**प्रजापालेन रामेण कृष्णः समनुमन्त्रितः।**
**निर्जगाम पुरद्वारात् पद्ममाली निरायुधः॥ ५८**

યોગના પ્રભાવથી સર્વને તે દ્વારકામાં લઈ જઈને, પ્રજાનું પાલન કરનાર બલરામજી સાથે જેમણે વિચાર-વિમર્શ કર્યો તે, કમળની માળા ધારણ કરનાર ભગવાન શ્રીકૃષ્ણ કોઈ પણ અસ્ત્ર-શસ્ત્ર લીધા વિના જ નગરદ્વારમાંથી બહાર નીકળી ગયા.॥ ૫૮ ॥

यथा कालयवनो न वेत्ति, न चासौ जनः तथा योगप्रभावेन नीत्वा त्वमत्र स्थित्वा प्रजाः पालय, अहं पलायिष्य इति समनुमन्त्रितः कृतानुमन्त्र इत्यर्थः॥५८॥

કાળયવન ન જાણે તેમ તથા તે પણ ન જાણે તેમ યોગના પ્રભાવથી તેમને દ્વારકામાં લઈ જઈને (બલરામજી સાથે) ' આપ અહીં રહીને પ્રજાનું પાલન કરો, હું અહીંથી નાસી જાઉં છું.' એમ '**समनुमन्त्रितः**' મંત્રણા કરી છે જેમણે, એમ અર્થ છે. ॥૫૮॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे उत्तरार्धे
दुर्गनिवेशनं नाम पञ्चाशत्तमोऽध्यायः॥५०॥
इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे उत्तरार्धे श्रीधरस्वामिविरचितायां
भावार्थदीपिकायां टीकायां पञ्चाशत्तमोऽध्यायः॥५०॥

## अथैकपञ्चाशत्तमोऽध्यायः

## કાળયવનનો નાશ અને મુચુકુન્દની સ્તુતિ

एकपञ्चाशत्तमेऽहन्मुचुकुन्ददृशा हरिः।
यवनं मुचुकुन्देन स्तुतः सन्नन्वकम्पत॥ १

એકાવનમા અધ્યાયમાં શ્રીહરિએ મુચુકુન્દની દૃષ્ટિ દ્વારા કાળયવનને નષ્ટ કર્યો (તે કથા) અને મુચુકુન્દ દ્વારા જેમની સ્તુતિ કરવામાં આવી તે ભગવાન શ્રીહરિએ અનુકંપા કરી. (તે કથા છે.) ॥૧॥

यवनेन्द्रसुतात्कालयवनाद्यदुभीषणात् ।
हरिर्हरगिरः स्वैरं पालनायापलायत ॥ २

मહાદેવજીની વાણીના સ્વાતંત્ર્યની રક્ષા કરવા માટે યાદવોને ભયંકર એવા યવનેન્દ્રપુત્ર કાળયવનથી શ્રીહરિ નાસી ગયા હતા. ॥ २ ॥

श्रीशुक उवाच

**तं विलोक्य विनिष्क्रान्तमुज्जिहानमिवोडुपम्।**
**दर्शनीयतमं श्यामं पीतकौशेयवाससम्॥ १**

**श्रीवत्सवक्षसं भ्राजत्कौस्तुभामुक्तकन्धरम्।**
**पृथुदीर्घचतुर्बाहुं नवकञ्जारुणेक्षणम्॥ २**

**नित्यप्रमुदितं श्रीमत्सुकपोलं शुचिस्मितम्।**
**मुखारविन्दं बिभ्राणं स्फुरन्मकरकुण्डलम्॥ ३**

**वासुदेवो ह्ययमिति पुमान् श्रीवत्सलाञ्छनः।**
**चतुर्भुजोऽरविन्दाक्षो वनमाल्यतिसुन्दरः॥ ४**

**लक्षणैर्नारदप्रोक्तैर्नान्यो भवितुमर्हति।**
**निरायुधश्चलन् पद्भ्यां योत्स्येऽनेन निरायुधः॥ ५**

**इति निश्चित्य यवनः प्राद्रवन्तं पराङ्मुखम्।**
**अन्वधावज्जिघृक्षुस्तं दुरापमपि योगिनाम्॥ ६**

**શ્રીશુકદેવજી બોલ્યા** – અત્યંત દર્શનીય, શ્યામવર્ણા, (પીળું) રેશમી પીતાંબર ધારણ કરનારા, વક્ષ:સ્થળમા શ્રીવત્સ ચિહ્નવાળા, ઝળકતા કૌસ્તુભમણિથી અલંકૃત થયેલી ગ્રીવાવાળા, પુષ્ટ અને દીર્ઘ ચાર ભુજાઓવાળા, નવીનકમળ જેવા અરુણ નેત્ર - શોભાયમાન સુંદર ગાલ - પવિત્ર સ્મિત - ચળકતા મકરાકૃતિ કુંડળવાળા નિત્ય પ્રસન્ન મુખારવિંદને ધારણ કરતા, ઉદય પામતા ચન્દ્ર જેવા તે શ્રીકૃષ્ણને નગરદ્વારથી બહાર નીકળતા જોઈને, શ્રીવત્સલાંછન - ચતુર્ભુજ - કમળનયન - વનમાળી- અતિસુંદર એવો આ જ પુરુષ નારદે કહેલાં લક્ષણવાળો, વસુદેવનો પુત્ર હોવાને યોગ્ય છે, બીજો નહીં. વળી, આયુધરહિત એવા આની સાથે હું પણ આયુધરહિત થઈને પગે ચાલતો યુદ્ધ કરીશ, એમ નિશ્ચય કરીને પાછળ મુખ રાખીને નાસતા, યોગીઓને પણ દુર્લભ એવા શ્રીકૃષ્ણની પાછળ તેમને પકડી લેવાની ઈચ્છાવાળો (કાળયવન) દોડ્યો. ॥ ૧ ॥ ૨ ॥ ૩ ॥ ૪ ॥ ૫ ॥ ૬ ॥

यदा गार्ग्यः श्यालेन षण्ढ इत्युक्तस्तदा यादवैरुपहसिते क्रुद्धोऽसौ श्रीमहेशं प्रसाद्य यदुभीषणं पुत्रं वरं लब्धवान्, ततश्च यवनेन्द्रेणापुत्रेण स्वक्षेत्रे पुत्रोत्पादनाय प्रार्थितो गार्ग्यः कालयवनमजीजनदिति पुराणप्रसिद्धम्। पुरद्वारान्निष्क्रान्तम्। उज्जिहानमुद्गच्छन्तम्॥ १ ॥ ॥ २ ॥ नित्यप्रमुदितमित्यादिमुखारविन्दविशेषणम् ॥ ३ ॥ ४ ॥

જ્યારે ગાર્ગ્ય(મુનિ) (તેમના યદુવંશી) સાળા દ્વારા 'નપુંસક' એમ કહેવામાં આવ્યા, ત્યારે યાદવો દ્વારા ઉપહાસ થતાં, ક્રોધિત થયેલા તેમણે મહાદેવજીને પ્રસન્ન કરીને, યાદવોને ત્રાસ આપનાર પુત્રનું વરદાન પ્રાપ્ત કર્યું અને ત્યાર પછી અપુત્ર એવા યવનરાજ દ્વારા પોતાની પત્નીમાં પુત્ર ઉત્પન્ન કરવા માટે જેમને પ્રાર્થના કરવામાં આવી તે ગાર્ગ્યમુનિએ કાળયવનને ઉત્પન્ન કર્યો, એ (કથા) (વિષ્ણુ)પુરાણમાં પ્રસિદ્ધ છે. નગરના દ્વારથી બહાર નીકળતા ભગવાનને – **'उज्जिहानम्'** ઉદય પામતા ચંદ્રને ॥ ૧ ॥ ૨ ॥ **'नित्यप्रमुदितम्'** વગેરે મુખારવિંદનાં (પાંચ) વિશેષણો છે. ॥ ૩ ॥ ૪ ॥

नारदोक्तैरेतैर्लक्षणैरयं पुमान्वासुदेव एव नान्यो भवितुमर्हति। अयं च निरायुधः अतोऽनेन पद्भ्यामेव चलन्निरायुधोऽहं योत्स्यामीति निश्चित्य तं पराङ्मुखं प्राद्रवन्तमन्वधावदित्यन्वयः ॥ ५ ॥ ६ ॥

નારદે કહેલાં લક્ષણો અનુસાર આ જ પુરુષ વસુદેવનો પુત્ર છે, બીજો કોઈ તે હોવાને યોગ્ય નથી. વળી, આ આયુધો વિનાનો છે, આથી હું પણ આયુધરહિત થઈ, પગે ચાલતો જઈને યુદ્ધ કરીશ, એમ નિશ્ચય કરીને, પાછળ મુખ રાખીને નાસતા શ્રીકૃષ્ણની પાછળ (કાળયવન) દોડ્યો, એમ અન્વય છે. ॥ ૫ ॥ ૬ ॥

**हस्तप्राप्तमिवात्मानं हरिणा स पदे पदे।**
**नीतो दर्शयता दूरं यवनेशोऽद्रिकन्दरम्॥ ७**

પ્રત્યેક પગલે (પોતે) જાણે તેના હાથમાં આવી ગયા હોય તેમ પોતાને દર્શાવતા શ્રીહરિ દ્વારા યવનરાજ કાળયવનને દૂર પર્વતની ગુફા તરફ લઈ જવામાં આવ્યો. ॥ ૭ ॥

आत्मानं हस्तप्राप्तमिव दर्शयता दूरं नीत इत्यन्वयः ॥ ७ ॥

(પોતે) જાણે તેના હાથમાં આવી ગયા હોય તેમ પોતાને દર્શાવતા શ્રીહરિ દ્વારા તેને દૂર લઈ જવામાં આવ્યો, એમ અન્વય છે. ॥ ૭ ॥

**पलायनं यदुकुले जातस्य तव नोचितम्।**
**इति क्षिपन्ननुगतो नैनं प्रापाहताशुभः॥ ८**

'યદુકુળમાં જન્મેલા એવા તારું ભાગી જવું ઉચિત નથી.' – એમ આક્ષેપ કરતો, પાછળ દોડી રહેલો કાળયવન, કે જેનાં પાપકર્મો નાશ નથી પામ્યાં તે, આ ભગવાનને પહોંચી શક્યો નહીં.॥ ૮ ॥

अहताशुभोऽक्षीणकर्मा ॥ ८ ॥

**'अहत-अशुभः'** જેનાં પાપકર્મો નાશ નથી પામ્યાં તે કાળયવન ॥ ૮ ॥

**एवं क्षिप्तोऽपि भगवान् प्राविशद् गिरिकन्दरम्।**
**सोऽपि प्रविष्टस्तत्रान्यं शयानं ददृशे नरम्॥**
**॥ ९ ॥ ९ ॥**

આમ, તિરસ્કાર કરવામાં આવ્યા હોવા છતાં ભગવાન (તેને ગણકાર્યા વિના) પર્વતની ગુફામાં પ્રવિષ્ટ થઈ ગયા, (એટલે) તે કાળયવન પણ (ગુફામાં) પેઠો. ત્યાં (તેણે) બીજા સૂતેલા પુરુષને જોયો.॥ ૯ ॥ ૯ ॥

**नन्वसौ दूरमानीय शेते मामिह साधुवत्।**
**इति मत्वाच्युतं मूढस्तं पदा समताडयत्॥ १०**

પેલો (વાસુદેવ) મને દૂર લાવીને અહીં સાધુની જેમ સૂઈ ગયો છે! એમ (તે સૂતેલા મનુષ્યને) અચ્યુત માનીને મૂઢ કાળયવને તેને પગથી લાત મારી. ॥ ૧૦ ॥

तं शयानमच्युतं मत्वाऽताडयदिति ॥ १० ॥

તે સૂતેલા મનુષ્યને અચ્યુત માનીને લાત મારી. ॥ ૧૦ ॥

**स उत्थाय चिरं सुप्तः शनैरुन्मील्य लोचने।**
**दिशो विलोकयन् पार्श्वे तमद्राक्षीदवस्थितम्॥ ११**
**॥ ११ ॥**

ચિરકાળથી સૂતેલા તેણે ઊઠીને, ધીમેથી આંખો ઉઘાડી, સર્વ દિશાઓમાં જોતાં, બાજુમાં ઊભા રહેલા કાળયવનને જોયો. ॥ ૧૧ ॥ ૧૧ ॥

**स तावत्तस्य रुष्टस्य दृष्टिपातेन भारत।**
**देहजेनाग्निना दग्धो भस्मसादभवत् क्षणात्॥ १२**

हे ભરતવંશી (પરીક્ષિત), (નિદ્રાભંગ થવાથી અને આ રીતે લાત મારીને ઉઠાડવાને કારણે અતિશય) ક્રોધિત થયેલા તેના દૃષ્ટિપાતથી (કાળયવનના પોતાના) શરીરમાંથી ઉત્પન્ન થયેલા અગ્નિથી તે કાળયવન બળીને ક્ષણવારમાં ભસ્મ થઈ ગયો. ॥ ૧૨ ॥

तस्य क्रुद्धस्य दृष्टिपातेन संदीप्तो यः स्वदेहजोऽग्निस्तेन॥ १२॥

ક્રોધિત થયેલા એવા તેના દૃષ્ટિપાતથી સળગી ઊઠેલો કાળયવનના પોતાના દેહમાંથી ઉત્પન્ન થયેલો જે અગ્નિ, તેનાથી ॥ ૧૨ ॥

राजोवाच

**को नाम स पुमान् ब्रह्मन् कस्य किंवीर्य एव च।**
**कस्माद् गुहां गतः शिश्ये किन्तेजो यवनार्दनः॥**
**॥ १३॥**

**રાજા પરીક્ષિત બોલ્યા** – હે ભગવાન, કાળયવનનો નાશ કરનાર તે (ગિરિકંદરાશાયી) પુરુષ કોણ હતો? તે કોના વંશનો હતો? તે કેવા પ્રભાવવાળો હતો? તે કોનો પુત્ર હતો? તે શા માટે ગુફામાં જઈને સૂઈ ગયો હતો? ॥ ૧૩ ॥

यवनमर्दयति हिनस्तीति तथा स कस्य वंश्यः किंवीर्यः कीदृक्प्रभाववान् किंतेजः कस्य वीर्यं पुत्र इत्यर्थः। शिश्ये अशयिष्ट॥ १३॥

કાળયવનનો **'अर्दयति'** નાશ કરે તેવો તે કોના વંશનો હતો? **'किंवीर्यः'** કેવા પ્રભાવવાળો હતો? **'किंतेजः'** કોનો પુત્ર હતો? એમ અર્થ છે. **'शिश्ये'** સૂઈ ગયો હતો. ॥ ૧૩ ॥

**वंशीधरी**—कस्य तेजः किंतेजः। तेजःशब्दोदितवीर्यपदेन पुत्रो लक्ष्यते।

તેજ શબ્દથી ઉદિત થતા વીર્ય પદથી પુત્ર લક્ષિત થાય છે.

श्रीशुक उवाच

**स इक्ष्वाकुकुले जातो मान्धातृतनयो महान्।**
**मुचुकुन्द इति ख्यातो ब्रह्मण्यः सत्यसंगरः॥ १४**

**શ્રીશુકદેવજી બોલ્યા** – તે મહાન પુરુષ ઈક્ષ્વાકુ વંશમાં જન્મેલો, માંધાતાનો પુત્ર, મુચુકુન્દ નામથી પ્રખ્યાત, બ્રાહ્મણભક્ત અને સત્યપ્રતિજ્ઞ હતો. ॥ ૧૪ ॥

सत्यः सङ्गरो युद्धं प्रतिज्ञा वा यस्य सः॥ १४॥

સત્ય છે **'सङ्गरः'** યુદ્ધ અથવા પ્રતિજ્ઞા જેની તે ॥ ૧૪ ॥

**स याचितः सुरगणैरिन्द्राद्यैरात्मरक्षणे।**
**असुरेभ्यः परित्रस्तैस्तद्रक्षां सोऽकरोच्चिरम्॥ १५**
॥ १५॥

(પૂર્વે) અસુરો દ્વારા ત્રાસ પામેલા ઈન્દ્ર વગેરે દેવગણો દ્વારા પોતાનું રક્ષણ કરવા માટે યાચના કરાયેલા તે મુચુકુન્દ રાજાએ ચિરકાળ પર્યન્ત (કેટલીક ચતુર્યુગી પર્યન્ત) તેમની રક્ષા કરી હતી. ॥ ૧૫ ॥ ૧૫ ॥

**लब्ध्वा गुहं ते स्वःपालं मुचुकुन्दमथाब्रुवन्।**
**राजन् विरमतां कृच्छ्राद् भवान् नः परिपालनात्॥ १६**

પછી કાર્તિકેયને સ્વર્ગના પાલકરૂપે પ્રાપ્ત કરીને તે દેવોએ મુચુકુન્દને કહ્યું: 'હે રાજા, અમારું રક્ષણ કરવારૂપ કષ્ટથી આપ વિશ્રામ કરો.' ॥ ૧૬ ॥

गुहं कार्तिकेयम्। स्वःपालं स्वर्गपालकं सेनान्यम्॥ १६॥

**'गुहम्'** કાર્તિકેયને – **'स्वःपालम्'** સ્વર્ગનું પાલન કરનાર સેનાનીને. ॥ ૧૬ ॥

**नरलोके परित्यज्य राज्यं निहतकण्टकम्।**
**अस्मान् पालयतो वीर कामास्ते सर्व उज्झिताः ॥ १७**

‘હે વીર (મુચુકુન્દ), મનુષ્યલોકમાં શત્રુરહિત રાજ્યનો પરિત્યાગ કરીને, અમારું રક્ષણ કરતા તમારા દ્વારા સર્વ વિષયભોગોને છોડવામાં આવ્યા છે.’ ॥ ૧૭ ॥

उज्झितास्त्यक्ता गता इत्यर्थः ॥ १७ ॥

**‘उज्झिताः’** છોડવામાં આવ્યા છે, ચાલ્યા ગયા છે, એમ અર્થ છે. ॥ ૧૭ ॥

**सुता महिष्यो भवतो ज्ञातयोऽमात्यमन्त्रिणः।**
**प्रजाश्च तुल्यकालीया नाधुना सन्ति कालिताः ॥**
**॥ १८ ॥**

‘આપના પુત્રો, રાણીઓ, જ્ઞાતિજનો, પ્રધાનો, મંત્રીઓ અને આપની સમકાલીન પ્રજાઓ કાળ દ્વારા વિચલિત (મૃત) થયાં હોઈ હાલમાં રહ્યાં નથી.’॥ ૧૮ ॥

किंच सुता इति तुल्यकालीयास्त्वत्समान-कालीनाः। कालिता विचालिताः ॥ १८ ॥

વળી, **‘सुताः इति।’ ‘तुल्यकालीयाः’** આપના સમકાલીન સર્વે જનો **‘कालिताः’** કાળ દ્વારા વિચલિત કરવામાં આવેલા અર્થાત્ મૃત્યુ પામેલા હોઈ ॥ ૧૮ ॥

मत्प्रजाः कोऽन्यः कालयेदिति चेदत आहुः—**काल इति।**

મારી પ્રજાઓને બીજું કોણ વિચલિત કરે? એમ જો કહેવામાં આવે તો તે માટે (દેવો) કહે છે – **‘कालः इति।’**

**कालो बलीयान् बलिनां भगवानीश्वरोऽव्ययः।**
**प्रजाः कालयते क्रीडन् पशुपालो यथा पशून् ॥ १९**

કાળ બળવાનો કરતાં પણ અતિ બળવાન, અવિનાશી અને સર્વના નિયંતા ભગવાન છે. જેમ ક્રીડા કરતો પશુપાલક પશુઓને આડાંઅવળાં હાંકે છે, તેમ કાળ સર્વ પ્રજાઓને અહીં-તહીં ઘુમાવે છે.॥ ૧૯ ॥

कालयते इतस्ततश्चालयति ॥ १९ ॥

**‘कालयते’** આમતેમ ઘુમાવે છે. ॥ ૧૯ ॥

**वरं वृणीष्व भद्रं ते ऋते कैवल्यमद्य नः।**
**एक एवेश्वरस्तस्य भगवान् विष्णुरव्ययः ॥ २०**

‘(હે રાજા,) તમારું કલ્યાણ થાઓ! હવે તમે અમારી પાસેથી મોક્ષ સિવાયનું વરદાન માંગો, (કારણ કે) તે મોક્ષના સ્વામી એક માત્ર અવિનાશી ભગવાન વિષ્ણુ જ છે.’ ॥ ૨૦ ॥

तस्य कैवल्यस्य ॥ २० ॥

**‘तस्य’** તે મોક્ષના ॥ ૨૦ ॥

**एवमुक्तः स वै देवानभिवन्द्य महायशाः।**
**( निद्रामेव ततो वव्रे स राजा श्रमकर्षितः।**
**यःकश्चिन् मम निद्राया भङ्गं कुर्यात्सुरोत्तमाः ॥ )**
**स हि भस्मीभवेदाशु तथोक्तश्च सुरैस्तदा। )**
**अशयिष्ट गुहाविष्टो निद्रया देवदत्तया ॥ २१**

આમ, જેને કહેવામાં આવ્યું તે મહાયશસ્વી મુચુકુન્દે દેવોને વંદન કરીને, (શ્રમને કારણે થાકેલો હોવાથી, તેમની પાસેથી નિદ્રા જ માગી. ‘હે શ્રેષ્ઠ દેવો, જે કોઈ મારી નિદ્રાનો ભંગ કરે તે તરત જ બળીને ભસ્મ થાય!’ ત્યારે દેવો દ્વારા ‘તેમ થાઓ!’ એમ કહેવામાં આવ્યું.) દેવોએ આપેલી નિદ્રાને કારણે ગુફામાં પ્રવિષ્ટ થઈ તે સૂઈ ગયો. ॥ ૨૧ ॥

गुहायां प्रविष्टः शेते स्म ॥ २१ ॥

ગુફામાં પ્રવિષ્ટ થઈ તે સૂઈ ગયો. ॥ ૨૧ ॥

स्वापं यातं यस्तु मध्ये बोधयेत्त्वामचेतनः ।
स त्वया दृष्टमात्रस्तु भस्मीभवतु तत्क्षणात् ॥ २२

॥ २२ ॥

(દેવો દ્વારા વરદાન આપવામાં આવ્યું હતું કે) 'નિદ્રામાં સૂતેલા તમને જે મૂર્ખ મનુષ્ય વચમાં જગાડશે, તે તમારા દ્વારા દૃષ્ટિ કરવા માત્રથી જ તે ક્ષણે ભસ્મીભૂત થશે.'॥ ૨૨ ॥ ૨૨ ॥

यवने भस्मसान्नीते भगवान् सात्वतर्षभः ।
आत्मानं दर्शयामास मुचुकुन्दाय धीमते ॥ २३

॥ २३ ॥

કાળયવન ભસ્મસાત્ થતાં યાદવશ્રેષ્ઠ ભગવાન શ્રીકૃષ્ણે બુદ્ધિમાન મુચુકુન્દને પોતાનાં દર્શન કરાવ્યાં. ॥ ૨૩ ॥ ૨૩ ॥

तमालोक्य घनश्यामं पीतकौशेयवाससम् ।
श्रीवत्सवक्षसं भ्राजत्कौस्तुभेन विराजितम् ॥ २४

चतुर्भुजं रोचमानं वैजयन्त्या च मालया ।
चारुप्रसन्नवदनं स्फुरन्मकरकुण्डलम् ॥ २५

प्रेक्षणीयं नृलोकस्य सानुरागस्मितेक्षणम् ।
अपीच्यवयसं मत्तमृगेन्द्रोदारविक्रमम् ॥ २६

पर्यपृच्छन्महाबुद्धिस्तेजसा तस्य धर्षितः ।
शंकितः शनकै राजा दुर्धर्षमिव तेजसा ॥ २७

॥ २४ ॥ २५ ॥ २६ ॥

धर्षितोऽभिभूतः । दुर्धर्षमप्रधृष्यम् ॥ २७ ॥

મેઘ જેવા શ્યામ, (પીળું) રેશમી પીતાંબર ધારણ કરેલા, વક્ષઃસ્થળમાં શ્રીવત્સના ચિહ્નવાળા, ઝળકતા કૌસ્તુભમણિથી પ્રકાશતા, ॥૨૪॥ ચાર ભુજાઓવાળા, વૈજયન્તી માળાથી શોભતા, સુંદર પ્રસન્ન મુખવાળા, ઝળકતાં મકરાકૃતિ કુંડળોવાળા, ॥ ૨૫ ॥ મનુષ્યલોકને દર્શન કરવા યોગ્ય, અનુરાગપૂર્વક સ્મિતયુક્ત દૃષ્ટિવાળા, અતિસુંદર વયવાળા, મદમત્ત મૃગેન્દ્ર જેવી શ્રેષ્ઠ ગતિવાળા ॥૨૬॥ તે ભગવાનનાં દર્શન કરીને તેમના તેજથી અંજાઈ ગયેલા અને શંકિત થયેલા મહાબુદ્ધિમાન રાજા મુચુકુન્દે તેજ વડે પરાજય કરવા અશક્ય એવા ભગવાનને ધીમેથી પૂછ્યું. ॥ ૨૭ ॥

॥ ૨૪ ॥ ૨૫ ॥ ૨૬ ॥

**'धर्षितः'** અભિભૂત થયેલા, અંજાઈ ગયેલા રાજા મુચુકુન્દે – **'दुर्धर्षम्'** જેમની સામે ધસી ન શકાય તેવા અપરાજેય ॥ ૨૭ ॥

मुचुकुन्द उवाच

को भवानिह सम्प्राप्तो विपिने गिरिगह्वरे ।
पद्भ्यां पद्मपलाशाभ्यां विचरस्युरुकण्टके ॥ २८

विपिनेऽरण्ये, तत्रापि गिरेर्गह्वरे दुष्प्रवेशस्थाने, तत्राप्युरुकण्टके पद्मपलाशसदृशाभ्यां पद्भ्यां विचरसीति ॥ २८ ॥

**રાજા મુચુકુન્દ બોલ્યા** – કમળની પાંખડી જેવાં ચરણોથી અતિ કાંટાળા જંગલમાં આપ વિચરો છો! અહીં ગિરિકંદરામાં મળી આવેલા આપ કોણ છો? ॥ ૨૮ ॥

**'विपिने'** અરણ્યમાં (જંગલમાં), તેમાં પણ પ્રવેશ કરવા મુશ્કેલ એવી ગિરિકંદરાના સ્થાનમાં, તેમાં પણ અતિ કાંટાળા અરણ્યમાં, કમળની પાંખડી જેવાં ચરણોથી વિચરો છો. ॥ ૨૮ ॥

किंस्वित्तेजस्विनां तेजो भगवान् वा विभावसुः ।
सूर्यः सोमो महेन्द्रो वा लोकपालोऽपरोऽपि वा ॥ २९

तेजोमूर्तिः प्रभावो दीप्तिर्वा ॥ २९ ॥

શું આપ (સર્વ) તેજસ્વીઓનું (પુંજીભૂત) તેજ છો? કે સાક્ષાત્ અગ્નિનારાયણ છો? અથવા સૂર્ય, ચન્દ્ર, ઇન્દ્ર કે અન્ય લોકપાલ છો? ॥ ૨૯ ॥

પ્રભાવ અથવા કાન્તિરૂપ તેજની મૂર્તિ ॥ ૨૯ ॥

सर्वत्रापरितोषादाह—**मन्य इति**।

**मन्ये त्वां देवदेवानां त्रयाणां पुरुषर्षभम्।**
**यद् बाधसे गुह्याध्वान्तं प्रदीपः प्रभया यथा॥ ३०**

पुरुषर्षभं श्रीविष्णुम्। गुहाध्वान्तमन्तस्तमः ॥ ३० ॥

**शुश्रूषतामव्यलीकमस्माकं नरपुङ्गव।**
**स्वजन्म कर्म गोत्रं वा कथ्यतां यदि रोचते॥ ३१**
॥ ३१ ॥

**वयं तु पुरुषव्याघ्र ऐक्ष्वाकाः क्षत्रबन्धवः।**
**मुचुकुन्द इति प्रोक्तो यौवनाश्वात्मजः प्रभो॥ ३२**

वयं त्विति वंश्याभिप्रायेण बहुवचनम्। तेष्वहं मुचुकुन्द इति प्रोक्त इति। युवनाश्वो मान्धातुः पिता अतो मान्धाता यौवनाश्वः॥ ३२॥

**चिरप्रजागरश्रान्तो निद्रयोपहतेन्द्रियः।**
**शयेऽस्मिन् विजने कामं केनाप्युत्थापितोऽधुना॥ ३३**

**सोऽपि भस्मीकृतो नूनमात्मीयेनैव पाप्मना।**
**अनन्तरं भवान् श्रीमान् लक्षितोऽमित्रशातनः॥ ३४**

**तेजसा तेऽविषह्येण भूरि द्रष्टुं न शक्नुमः।**
**हतौजसो महाभाग माननीयोऽसि देहिनाम्॥ ३५**

**एवं सम्भाषितो राज्ञा भगवान् भूतभावनः।**
**प्रत्याह प्रहसन् वाण्या मेघनादगभीरया॥ ३६**
॥ ३३ ॥ ३४ ॥ ३५ ॥ ३६ ॥

સર્વ વિકલ્પોમાં અસંતોષ થવાથી કહે છે – **'मन्ये इति।'**

હું માનું છું કે આપ (બ્રહ્મા-વિષ્ણુ-મહેશ, આ) ત્રણ દેવોમાંના પુરુષોત્તમ (શ્રીવિષ્ણુ ભગવાન) છો, કારણ કે જે આપ (પોતાના) પ્રકાશથી પ્રકાશમાન દીપકની જેમ (હૃદયરૂપી) ગુફાના અંધકારનો નાશ કરો છો! ॥ ૩૦ ॥

**'पुरुषर्षभम्'** શ્રીવિષ્ણુ, **'गुहाध्वान्तम्'** હૃદયના અંધકારનો ॥ ૩૦ ॥

હે પુરુષોત્તમ, જો આપને રુચે તો શ્રવણ કરવા ઈચ્છતા અમને આપનાં પોતાનાં જન્મ, કર્મ અને ગોત્ર નિષ્કપટ ભાવે જણાવવામાં આવે. ॥ ૩૧ ॥ ૩૧ ॥

હે પુરુષશ્રેષ્ઠ, અમે તો ઈક્ષ્વાકુ વંશમાં ઉત્પન્ન થયેલા પામર ક્ષત્રિય છીએ. હે પ્રભુ, યુવનાશ્વના પુત્ર યૌવનાશ્વ (માંધાતા)નો પુત્ર હું મુચુકુન્દ નામે પ્રખ્યાત છું. ॥ ૩૨ ॥

**'वयं तु'** એમ વંશના અભિપ્રાયથી બ.વ. છે. તેમનામાં હું મુચુકુન્દ નામથી પ્રખ્યાત છું. માંધાતાના પિતા યુવનાશ્વ છે, આથી માંધાતા યૌવનાશ્વ (કહેવાય છે). ॥ ૩૨ ॥

દીર્ઘકાળના ઉજાગરાને કારણે થાકેલો અને નિદ્રાને વશ થયેલી ઈન્દ્રિયોવાળો હું આ નિર્જન પ્રદેશમાં ઈચ્છાનુસાર શયન કરતો હતો. હમણાં મને કોઈના દ્વારા ઉઠાડવામાં આવ્યો છે. ॥ ૩૩ ॥ ૩૩ ॥

તે (ઉઠાડનાર) પણ ખરેખર, પોતાના જ પાપથી ભસ્મ કરવામાં આવ્યો છે. ત્યાર પછી શત્રુઓનો નાશ કરનાર પરમસુંદર આપ પ્રત્યક્ષ થયા છો.॥૩૪॥૩૪॥

હે મહાભાગ્યવાન, આપના અસહ્ય તેજથી નાશ પામેલા સામર્થ્યવાળા અમે આપને વધુ સમય સુધી નિહાળવાને શક્તિમાન નથી. (તેજસ્વી એવા) આપ સર્વ દેહધારીઓના માનનીય છો. ॥ ૩૫ ॥ ૩૫ ॥

રાજા (મુચુકુન્દ) દ્વારા આ પ્રમાણે જેમને કહેવામાં આવ્યું તે, પ્રાણી માત્રના પાલક ભગવાન મેઘના નાદ જેવી ગંભીર વાણીથી તે રાજાને સ્મિતપૂર્વક કહેવા લાગ્યા. ॥ ૩૬ ॥ ૩૬ ॥

श्रीभगवानुवाच

**जन्मकर्माभिधानानि सन्ति मेऽङ्ग सहस्रशः।**
**न शक्यन्तेऽनुसंख्यातुमनन्तत्वान्मयापि हि॥ ३७**
॥ ३७ ॥

**क्वचिद् रजांसि विममे पार्थिवान्युरुजन्मभिः।**
**गुणकर्माभिधानानि न मे जन्मानि कर्हिचित्॥ ३८**

क्वचित्कदाचित्कश्चित् यद्यपि रजांस्यपि विममे गणितवांस्तथापि जन्मानि कर्माणि न विमिमीते॥ ३८॥

**कालत्रयोपपन्नानि जन्मकर्माणि मे नृप।**
**अनुक्रमन्तो नैवान्तं गच्छन्ति परमर्षयः॥ ३९**

**तथाप्यद्यतनान्यङ्ग श्रृणुष्व गदतो मम।**
**विज्ञापितो विरिञ्चेन पुराहं धर्मगुप्तये।**
**भूमेर्भारायमाणानामसुराणां क्षयाय च॥ ४०**
**अवतीर्णो यदुकुले गृह आनकदुन्दुभेः।**
**वदन्ति वासुदेवेति वसुदेवसुतं हि माम्॥ ४१**
॥ ३९ ॥ ४० ॥ ४१ ॥

**कालनेमिर्हतः कंसः प्रलम्बाद्याश्च सद्द्विषः।**
**अयं च यवनो दग्धो राजंस्ते तिग्मचक्षुषा॥ ४२**

ते तिग्मचक्षुषा निमित्तेन मयैव दग्धः॥ ४२॥

**सोऽहं तवानुग्रहार्थं गुहामेतामुपागतः।**
**प्रार्थितः प्रचुरं पूर्वं त्वयाहं भक्तवत्सलः॥ ४३**
॥ ४३ ॥

**वरान् वृणीष्व राजर्षे सर्वान् कामान् ददामि ते।**
**मां प्रपन्नो जनः कश्चिन्न भूयोऽर्हति शोचितुम्॥**
॥ ४४ ॥

**શ્રીભગવાન બોલ્યા** – હે પ્રિય (રાજા), મારાં જન્મ, કર્મ તથા નામો હજારો છે. તે અસંખ્ય – અનંત હોવાથી મારા દ્વારા પણ તેમને ગણવાં શક્ય નથી. ॥ ૩૭ ॥ ૩૭ ॥

કદાચ કોઈક (સૂક્ષ્મદર્શી) અનેકાનેક જન્મો દ્વારા પૃથ્વીના રજકણો ગણે, પણ મારાં ગુણો, કર્મો, નામો અને જન્મો કદી ગણી શકે નહીં. ॥ ૩૮ ॥

**'क्वचित्'** કદાચ કોઈક જો કે પૃથ્વીના રજકણો પણ **'विममे'** ગણે, તેમ છતાં જન્મો અને કર્મો ગણી શકે નહીં. ॥ ૩૮ ॥

હે રાજા, ત્રણે કાળમાં સિદ્ધ થયેલાં મારાં જન્મો અને કર્મોની ગણના કરતા (નારદજી, સનત્કુમારો વગેરે) મહર્ષિઓ તેમનો પાર પામતા નથી. ॥ ૩૯ ॥ ૩૯ ॥

હે પ્રિય (રાજા), તેમ છતાં મારાં આધુનિક જન્મ-કર્મોનું નિરૂપણ કરતા એવા મારી પાસેથી તમે તે સાંભળો. ધર્મની રક્ષા કાજે અને ભૂમિને ભારરૂપ અસુરોના ક્ષય માટે પૂર્વે બ્રહ્માજી દ્વારા વિજ્ઞપ્તિ કરવામાં આવેલો હું આનકદુંદુભિ (વસુદેવજી)ના ગૃહે યદુકુળમાં અવતર્યો. (લોકો) મને વસુદેવનંદન વાસુદેવ કહે છે.॥ ૪૦ ॥ ૪૧॥ ॥ ૪૦ ॥ ૪૧ ॥

કંસરૂપે (જન્મેલા) કાલનેમિ, પ્રલંબ વગેરે, સત્પુરુષોનો દ્વેષ કરનારા અસુરોને મારા દ્વારા હણવામાં આવ્યા છે. હે રાજા, તમારા તીક્ષ્ણ ચક્ષુથી આ કાળયવન પણ બળી ગયો છે. ॥ ૪૨ ॥

તમારા તીક્ષ્ણ ચક્ષુના નિમિત્તે મારા દ્વારા જ બળી ગયો છે. ॥ ૪૨ ॥

તે (ઈશ્વર એવો) હું ભક્તવત્સલ હોઈ તમારા ઉપર અનુગ્રહ કરવા માટે આ ગુફામાં આવ્યો છું, (કારણ કે) પૂર્વે તમારા દ્વારા હું પ્રચુરપણે આરાધિત થયો છું. ॥ ૪૩ ॥ ૪૩ ॥

હે રાજર્ષિ, વરદાન માગો. હું તમારી સર્વ અભિલાષાઓ પરિપૂર્ણ કરી આપું છું. મારે શરણે આવેલો કોઈ પણ મનુષ્ય ('હું અપૂર્ણ છું.' એમ) પુનઃ શોક કરવાને યોગ્ય નથી. ॥ ૪૪ ॥

अपूर्णोऽहमिति शोचितुम्। यद्वा अन्यैर्दत्तेषु वरेषु क्षीयमाणेषु यथा शोचति नैवं मां प्रपन्नः। मद्दत्तवराणामक्षय्यत्वादिति भावः ॥ ४४॥

'હું અપૂર્ણ છું.' એમ શોક કરવાને યોગ્ય નથી અથવા અન્યો દ્વારા આપવામાં આવેલાં વરદાનો નાશ પામે ત્યારે જેમ તે શોક કરે છે, એમ મારે શરણે આવેલો મનુષ્ય શોક કરતો નથી, કારણ કે મારાં આપેલાં વરદાનો અક્ષય હોય છે, એવો ભાવ છે. ॥ ૪૪ ॥

श्रीशुक उवाच

**इत्युक्तस्तं प्रणम्याह मुचुकुन्दो मुदान्वितः।**
**ज्ञात्वा नारायणं देवं गर्गवाक्यमनुस्मरन्॥ ४५**

**શ્રીશુકદેવજી બોલ્યા** – આ પ્રમાણે જેને કહેવામાં આવ્યું તે મુચુકુન્દે ગર્ગાચાર્યના વાક્યનું સ્મરણ કરતાં, (શ્રીકૃષ્ણને) ભગવાન નારાયણ જાણીને હર્ષયુક્ત થઈ, તેમને પ્રણામ કરીને કહ્યું. ॥ ૪૫ ॥

अष्टाविंशतिमे युगे भगवानवतरिष्यतीति वृद्धगर्गवाक्यमनुस्मरन्नित्यर्थः ॥ ४५ ॥

'અઠ્યાવીસમા યુગમા ભગવાન અવતરશે.' એમ વૃદ્ધ ગર્ગાચાર્યના વાક્યનું સ્મરણ કરતાં, એમ અર્થ છે. ॥ ૪૫ ॥

त्वद्भक्तिरेवं केवलं दुर्लभा, कामास्तु तुच्छा न वरणयोग्या इत्याशयेनाभक्तानां संसारमष्टभिः प्रपञ्चयन्स्तौति—**विमोहित इति**।

કેવળ આપની ભક્તિ જ દુર્લભ છે, વિષયભોગો તો તુચ્છ છે, તે માગવા યોગ્ય નથી – એ આશયથી અભક્ત જનોને સંસાર (કેમ પ્રાપ્ત) થાય છે, તે આઠ શ્લોકો દ્વારા વિસ્તારપૂર્વક સમજાવતાં સ્તુતિ કરે છે – **'विमोहितः इति।'**

मुचुकुन्द उवाच

**विमोहितोऽयं जन ईश मायया**
**त्वदीयया त्वां न भजत्यनर्थदृक्।**
**सुखाय दुःखप्रभवेषु सज्जते**
**गृहेषु योषित् पुरुषश्च वंचितः॥ ४६**

**રાજા મુચુકુન્દ બોલ્યા** – હે ઈશ, સ્ત્રી અને પુરુષ – એમ બંને પ્રકારના મનુષ્ય, જેમની દૃષ્ટિ અનર્થરૂપ સંસાર તરફ છે, તેઓ આપની માયાથી અત્યંત મોહિત થઈ આપનું ભજન કરતા નથી, પરંતુ (પરસ્પર) એકબીજા દ્વારા ઠગાતા તેઓ સુખની ઈચ્છાથી દુઃખોનાં ઉત્પત્તિસ્થાનરૂપ ઘરોમાં જ આસક્ત થાય છે. ॥ ૪૬ ॥

हे ईश, योषित्पुरुषश्चेति द्विविधोऽप्ययं जनस्त्वदीयया मायया विमोहितोऽतोऽनर्थदृक् अनर्थे संसारे दृक् दृष्टिर्यस्यासौ। यद्वा अर्थं परमार्थस्वरूपं त्वां न पश्यतीति तथा। अतस्त्वां न भजति किंतु परस्परं वञ्चितः सन्सुखेच्छया दुःखानामेव प्रभवो येषु तेषु गृहेष्वेव सज्जत इति॥ ४६॥

હે ઈશ, પુરુષ અને સ્ત્રી, એમ બંને પ્રકારના આ મનુષ્ય આપની માયાથી અત્યંત મોહિત થાય છે, આથી **'अनर्थदृक्'** અનર્થરૂપ સંસારમાં દૃષ્ટિ છે જેની તેવા અથવા **'अर्थम्'** પરમાર્થસ્વરૂપ આપને જોતા નથી તેવા, આથી આપને ભજતા નથી પરંતુ એકબીજા દ્વારા ઠગાતા હોઈ, સુખની ઈચ્છાથી દુઃખોનું જ ઉત્પત્તિસ્થાન છે જેમનામાં તે ગૃહોમાં આસક્ત થાય છે.॥ ૪૬ ॥

किंच कामसुखं सूकरादिष्वपि संभवति, भगवद्भजनं तु न मानुषजन्मव्यतिरेकेणेति मानुषत्वं प्राप्य त्वामभजन्नतिमूढ इत्याह—**लब्ध्वेति**।

વળી, કામસુખ ભૂંડ વગેરે યોનિઓમાં પણ હોય છે પરંતુ ભગવદ્ભજન મનુષ્યજન્મ સિવાય થઈ શકતું નથી, આથી મનુષ્યત્વ પ્રાપ્ત કરીને આપનું ભજન ન કરતો મનુષ્ય અતિ મૂર્ખ છે, એમ કહે છે – **'लब्ध्वा इति।'**

**लब्ध्वा जनो दुर्लभमत्र मानुषं**
**कथंचिदव्यंगमयत्नतोऽनघ ।**
**पादारविन्दं न भजत्यसन्मति-**
**र्गृहान्धकूपे पतितो यथा पशुः ॥ ४७**

अत्र कर्मभूमौ अव्यङ्गमविकलाङ्गम्। किंच असति विषयसुखे मतिर्यस्य सः। गृहमेवान्धकूपस्तस्मिन् निपतितः। यथा पशुस्तृणलुब्धोऽन्धकूपे पततीति ॥ ४७ ॥

न केवलमस्य जनस्येयं गतिः किंतु ममापि तथैवेत्याह—**ममैष इति**।

**ममैष कालोऽजित निष्फलो गतो**
**राज्यश्रियोन्नद्धमदस्य भूपतेः।**
**मर्त्यात्मबुद्धेः सुतदारकोशभू-**
**ष्वासज्जमानस्य दुरन्तचिन्तया ॥ ४८**

मर्त्ये शरीरे आत्मबुद्धिर्यस्य तस्य ममात एव सुतादिष्वासज्जमानस्य ॥ ४८ ॥

उन्नद्धमदत्वं प्रपञ्चयति—**कलेवर इति**।

**कलेवरेऽस्मिन् घटकुड्यसन्निभे**
**निरूढमानो नरदेव इत्यहम्।**
**वृतो रथेभाश्वपदात्यनीकपै-**
**र्गां पर्यटंस्त्वाऽगणयन् सुदुर्मदः ॥ ४९**

घटकुड्यादिसदृशे दृश्येऽनात्मनि यत एवं सुदुर्मदोऽभवमतो ममैष कालो निष्फलो गत इति ॥ ४९ ॥

હે નિષ્પાપ, અહીં (આ લોકમાં) (ઈશ્વરના અનુગ્રહથી અનાયાસે) સર્વાંગસુંદર (સેવોપયોગી) દુર્લભ મનુષ્ય શરીર પ્રાપ્ત કરીને, વિષયોથી વ્યાપેલી મતિવાળો મનુષ્ય આપના ચરણકમળને ભજતો નથી, પણ પશુની જેમ (ઘાસના લોભથી) ઘરરૂપી અંધારિયા કૂવામાં પડે છે. ॥ ૪૭ ॥

અહીં કર્મભૂમિ (ભારત)માં **'अव्यङ्गम्'** સર્વાંગસુંદર અંગોવાળો, વળી **'असति'** વિષયસુખમાં મતિ છે જેની તે – ઘર એ જ અંધારિયો કૂવો, તેમાં પડે છે. જેમ ઘાસથી લોભાયેલું પશુ અંધારિયા કૂવામાં પડે છે તેમ! ॥ ૪૭ ॥

કેવળ મનુષ્યની જ આવી દશા છે, એમ નથી; મારી પણ તેવી જ દશા છે, એમ કહે છે – **'मम एषः इति।'**

હે અજિત, રાજ્યલક્ષ્મીથી ઉત્પન્ન થયો છે મદ જેને તેવા તથા પૃથ્વીપતિના મરણશીલ દેહમાં જેને આત્મબુદ્ધિ છે તેવા, (પોષણાદિ) અપાર ચિન્તાથી પુત્ર, પત્ની, ખજાના અને ભૂમિમાં આસક્ત એવા મારો આ (ભૂત)કાળ નિષ્ફળ ગયો છે. ॥ ૪૮ ॥

મરણશીલ શરીરમાં જેને આત્મબુદ્ધિ છે તેવા મારો, આથી જ પુત્રાદિમાં આસક્ત થયેલાનો (કાળ) ॥ ૪૮ ॥

ઉત્પન્ન થયેલી ઉન્મત્તતાને વિસ્તારપૂર્વક સમજાવે છે – **'कलेवरे इति।'**

(માટીના) ઘડા અને (માટીની) ભીંત જેવી આ (ક્ષણભંગુર) કાયામાં 'હું પૃથ્વીપતિ' એવા અત્યંત દૃઢ અભિમાનવાળો, (કાળરૂપ) આપની અવગણના કરતો, રથો-હાથીઓ-ઘોડાઓ-પાયદળો અને સેનાપતિઓથી વીંટળાયેલો અને પૃથ્વી પર પર્યટન કરતો હું અત્યંત દુષ્ટ મદવાળો થયો હતો. (આથી મારો આ કાળ નિષ્ફળ ગયો છે.) ॥ ૪૯॥

માટીના ઘડા અને ભીંત વગેરે જેવી દૃશ્યમાન થતી અનાત્મ (ક્ષણભંગુર) કાયામાં – જે કારણે આવો અત્યંત દુષ્ટ મદવાળો થયો, આથી મારો આ કાળ નિષ્ફળ ગયો છે. ॥ ૪૯ ॥

त्वामगणयन्तं त्वमाक्रमसीत्याह—**प्रमत्तमिति**।

**प्रमत्तमुच्चैरितिकृत्यचिन्तया**
**प्रवृद्धलोभं विषयेषु लालसम्।**
**त्वमप्रमत्तः सहसाभिपद्यसे**
**क्षुल्लेलिहानोऽहिरिवाखुमन्तकः ॥ ५०**

प्रमत्तमनवहितम्। त्वामन्तकमविगणय्य देहादिष्वासक्तमिति यावत्। कुतः प्रमत्तम्। इतिकृत्यचिन्तया एवमेवं करणीयमिति मनोरथ-परम्परया। मनोरथे भग्नेऽपि विषयेषु लालस-मुत्सुकम्। प्राप्तेऽपि पुनः प्रवृद्धो लोभस्तृष्णा यस्य तमन्तकस्त्वमभिपद्यसेऽभिभवसीत्यर्थः। क्षुधा सृक्किणी लेलिहानोऽहिराखुं मूषकमिवेति ॥ ५० ॥

किंच कालात्मना त्वयाभिपन्नो देह एवं भवतीत्याह—**पुरेति**।

**पुरा रथैर्हेमपरिष्कृतैश्चरन्**
**मतङ्गजैर्वा नरदेवसंज्ञितः।**
**स एव कालेन दुरत्ययेन ते**
**कलेवरो विट्कृमिभस्मसंज्ञितः ॥ ५१**

श्वसृगालादिभिर्भक्षितो विट्संज्ञितस्तैरभक्षितः कृमिसंज्ञितो दग्धो भस्मसंज्ञितो भवति। इति बुद्ध्या विचार्यैवंभूतशरीरे ममतां कुर्वन्तो जना हरिं नाराधयन्ति ते आत्मनि शत्रुभूता ज्ञेयाः सततम्। यतः—

'योनेः सहस्राणि बहूनि गत्वा
दुःखेन लब्ध्वापि च मानुषत्वम्।
सुखावहं ये न भजन्ति विष्णुं
ते वै मनुष्यात्मनि शत्रुभूताः ॥'

इति ॥ ५१ ॥

આપની અવગણના કરતા મનુષ્યને આપ ઝડપી લો છો, એમ કહે છે – **'प्रमत्तम् इति।'**

'આમ કરવું જોઈએ અને તેમ કરવું જોઈએ.' – એમ (નિરર્થક) કાર્યોની ચિંતાથી અતિશય અસાવધાન, ખૂબ વધી ગયેલી તૃષ્ણાવાળા અને વિષયોમાં અતિ સ્પૃહાવાળા મનુષ્યને, (સદાય) સાવધાન કાળરૂપ આપ, ક્ષુધાથી જીભ લપલપાવતો સાપ જેમ ઉંદરને પકડી લે તેમ એકાએક બળપૂર્વક ઝડપી લો છો.॥ ૫૦ ॥

**'प्रमत्तम्'** અસાવધાનને – અંત કરનાર કાળસ્વરૂપ આપને અવગણીને દેહાદિમાં આસક્ત એવા મનુષ્યને એમ કહેવાનું છે. શા કારણે પ્રમત્ત (મનુષ્યને ઝડપી લો છો?) – **'इतिकृत्यचिन्तया'** 'આમ કરવું જોઈએ, તેમ કરવું જોઈએ.' એમ ઉપરાઉપરી (વ્યર્થ) મનોરથો પાર પાડવાની ચિંતાને કારણે – મનોરથ ભાંગી પડે ત્યારે પણ વિષયો પ્રત્યે **'लालसम्'** સ્પૃહાવાળાને, મનોરથો સિદ્ધ થાય ત્યારે પણ પાછી અતિ વધી ગયેલી **'लोभः'** તૃષ્ણા છે જેની તેને કાળ એવા આપ **'अभिपद्यसे'** ઝડપી લો છો, એમ અર્થ છે. ક્ષુધાથી ગલોફાં લપલપાવતો સાપ **'आखुम् '** ઉંદરને જેમ (પકડી લે છે તેમ!) ॥ ૫૦ ॥

વળી, કાળસ્વરૂપ આપના દ્વારા ગ્રસ્ત થયેલો દેહ આવી દશાને પ્રાપ્ત થાય છે, એમ કહે છે – **'पुरा इति।'**

પૂર્વે (જીવિત અવસ્થામાં) સુવર્ણથી મઢેલા રથો કે હાથીઓ ઉપર ફરતું જે શરીર 'પૃથ્વીપતિ' કહેવાતું હતું, તે જ શરીર ટાળવા અઘરા એવા કાળરૂપ આપના દ્વારા ગ્રસ્ત થતાં વિષ્ટા, કીડા કે ભસ્મ કહેવાય છે. ॥ ૫૧ ॥

કૂતરાં, શિયાળવાં વગેરે દ્વારા શરીરને ખાવામાં આવે તો વિષ્ટા કહેવાય છે. તેમના દ્વારા ન ખાવામાં આવે તો કીડા કહેવામાં આવે છે અને શરીરને બાળવામાં આવે તો ભસ્મ કહેવાતું હોય છે. એમ બુદ્ધિથી વિચારીને આવા શરીરમાં મમતા રાખતા જે મનુષ્યો શ્રીહરિની આરાધના કરતા નથી, તેઓ પોતાને માટે સદાય શત્રુરૂપ જાણવા યોગ્ય છે. કારણ કે – 'હજારો યોનિઓમાં દુઃખપૂર્વક ભટક્યા પછી સુખકારક મનુષ્યજન્મ પામીને પણ જેઓ શ્રીહરિનું ભજન કરતા નથી તેઓ પોતે જ પોતાના શત્રુ છે.' ॥ ૫૧ ॥

किंच अन्तकप्राप्तेः प्रागपि दिग्विजयिनो राज्ञोऽपि पारतन्त्र्यदुःखं तदवस्थमेवेत्याह— **निर्जित्येति।**

**निर्जित्य दिक्चक्रमभूतविग्रहो**
**वरासनस्थः समराजवन्दितः।**
**गृहेषु मैथुन्यसुखेषु योषितां**
**क्रीडामृगः पूरुष ईश नीयते॥ ५२**

अभूतविग्रहोऽविद्यमानसंग्रामः। पूर्वं ये समाना राजानस्तै राजभिर्वन्दितोऽपि मिथुनीभावः सुरतमेव परं सुखं येषु तेषु योषितां गृहेषु क्रीडामृग इव इतस्ततो नीयते॥ ५२॥

किंच तत्रातितृष्णाकुलस्य न भोगक्षणः कश्चिदस्तीत्याह—**करोतीति।**

**करोति कर्माणि तपस्सुनिष्ठितो**
**निवृत्तभोगस्तदपेक्षया ददत्।**
**पुनश्च भूयेयमहं स्वराडिति**
**प्रवृद्धतर्षो न सुखाय कल्पते॥ ५३**

तपस्यधःशयनब्रह्मचर्यादौ सुनिष्ठितः। पुनश्च स्वराडिन्द्रः स्यामिति। यद्वा जन्मान्तरेष्वेवमेव चक्रवर्ती स्यामिति॥ ५३॥

तदेवमष्टभिः श्लोकैरीशबहिर्मुखानां संसारं प्रपञ्च्य भक्त्या तन्निवृत्तिक्रममाह—**भवापवर्ग इति।**

વળી, મરણ થાય તેની પૂર્વે પણ દિગ્વિજયી રાજાને પણ પરતંત્રતાનું દુઃખ રહેતું જ હોય છે, એમ કહે છે – **'निर्जित्य इति।'**

હે ઈશ, સમગ્ર દિશાઓ ઉપર વિજય પ્રાપ્ત કરીને, જેને કોઈ સંગ્રામ લડવાનો રહ્યો નથી, જે (સમ્રાટના) શ્રેષ્ઠ સિંહાસન પર અધિષ્ઠિત થયેલો છે તથા પૂર્વે જે રાજાઓ સમકક્ષ હતા તેમના દ્વારા જેને વંદન કરવામાં આવે છે, તેવો રાજા પણ સ્ત્રીપુરુષનું પરસ્પર સુખ જેમાં મુખ્ય છે તેવાં ગૃહોમાં સ્ત્રીઓનો ક્રીડામૃગ (વાનર) હોય તેમ, (અહીં-તહીં) લઈ જવામાં આવે છે. ॥ ૫૨ ॥

**'अभूत-विग्रहः'** જેને માટે કોઈ સંગ્રામ લડવાનો રહ્યો નથી તે, પૂર્વે જે સમકક્ષ રાજાઓ હતા તે રાજાઓ દ્વારા જેને વંદન કરવામાં આવે છે તેવો હોવા છતાં પણ – **'मिथुनीभावः'** સ્ત્રીપુરુષનું પરસ્પર સુખ જ જેમનામાં મુખ્ય છે તે ઘરોમાં સ્ત્રીઓનો ક્રીડામૃગ હોય તેમ અહીં-તહીં લઈ જવામાં આવે છે! ॥ ૫૨ ॥

વળી, અતિશય તૃષ્ણાથી વ્યાકુળ થયેલા મનુષ્યને ત્યાં રહેવામાં ભોગ ભોગવવાનો સમય ક્યારેય હોતો નથી, એમ કહે છે — **'करोति इति।'**

તપશ્ચર્યા (વગેરે વ્રતો)માં લાગ્યો રહેતો (હોવાથી) જેણે ભોગોનો ત્યાગ કર્યો છે તેવો તે, તે ભોગોની અપેક્ષાથી દાનપુણ્ય કરતો રહેતો, 'હું ફરી (બીજા જન્મોમાં પણ) ચક્રવર્તી રાજા બનું.' એમ અત્યંત વધી ગયેલી તૃષ્ણાવાળો તે, સુખ પામવાને સમર્થ થતો નથી. ॥ ૫૩ ॥

તપશ્ચર્યામાં અર્થાત્ ભૂમિશયન, બ્રહ્મચર્ય વગેરે વ્રતોમાં લાગ્યો રહેતો – ફરી પાછો **'स्वराट्'** ઈન્દ્ર થાઉં અથવા બીજા જન્મોમાં પણ આવો જ ચક્રવર્તી રાજા થાઉં. ॥ ૫૩ ॥

તો આમ, આઠ શ્લોકો (૪૬ થી ૫૩) દ્વારા ભગવાનથી બહિર્મુખ જનોના સંસારને વિસ્તારપૂર્વક વર્ણવીને ભક્તિથી તે સંસાર દૂર કરવાનો ક્રમ કહે છે — **'भव-अपवर्गः इति।'**

**भवापवर्गो भ्रमतो यदा भवे-**
**ज्जनस्य तर्ह्यच्युत सत्समागमः।**
**सत्संगमो यर्हि तदैव सद्गतौ**
**परावरेशे त्वयि जायते मतिः॥५४**

हे અચ્યુત, (સંસારમાં) ભટકતા મનુષ્યનો જ્યારે (આપના અનુગ્રહથી) સંસારમાંથી છૂટવાનો સમય પાકે છે ત્યારે સંતસમાગમ થાય છે. જ્યારે સંતસમાગમ થાય છે ત્યારે સત્પુરુષોના પરમ આશ્રયરૂપ તથા કાર્ય-કારણના નિયંતા એવા આપનામાં મતિ થાય છે. ॥ ૫૪ ॥

भो अच्युत, भ्रमतः संसरतो जनस्य यदा त्वदनुग्रहेण भवस्य बन्धस्यापवर्गोऽन्तो भवेत्प्राप्तकालः स्यात्तदा सतां सङ्गमो भवेत्। यदा च सत्सङ्गमो भवेत्तदा सर्वसङ्गनिवृत्त्या कार्यकारणनियन्तरि त्वयि भक्तिर्भवति ततो मुच्यत इत्यर्थः॥५४॥

હે અચ્યુત, (સંસારમાં) '**भ्रमतः**' ભટકતા મનુષ્યનો, જ્યારે આપના અનુગ્રહથી સંસારનો '**अपवर्गः**' અંત આવે તેવો કાળ પ્રાપ્ત થાય છે ત્યારે સંતોનો સમાગમ થાય છે અને જ્યારે સંતસમાગમ થાય છે ત્યારે સર્વ આસક્તિ દૂર થવાથી ('**पर-अवर-ईशे**') કાર્ય-કારણના નિયંતા આપનામાં ભક્તિ થાય છે અને તે સંસારથી છુટાય છે, એમ અર્થ છે. ॥ ૫૪ ॥

मम तु सत्सङ्गमात्पूर्वमेव यो राज्यादि-सङ्गविच्छेदो जातः सोऽयं त्वया महाननुग्रहः कृत इत्याह—**मन्य इति**।

મારો તો, સત્સંગ પ્રાપ્ત થાય તેની પૂર્વે જ રાજ્ય વગેરેના બંધનથી છૂટકારો થઈ ગયો છે તે આપના દ્વારા કરવામાં આવેલો આ મહાન અનુગ્રહ છે, એમ રાજા કહે છે – '**मन्ये इति।**'

**मन्ये ममानुग्रह ईश ते कृतो**
**राज्यानुबन्धापगमो यदृच्छया।**
**यः प्रार्थ्यते साधुभिरेकचर्यया**
**वनं विविक्षद्भिरखण्डभूमिपैः॥५५**

હે ઈશ, રાજ્ય (વગેરે)ના બંધનથી મારો અનાયાસે થઈ ગયેલો છૂટકારો એ આપના દ્વારા કરવામાં આવેલો અનુગ્રહ છે, એમ હું માનું છું, કે જે (અનુગ્રહ) (તપશ્ચર્યાના હેતુથી) એકાકી વિચરણ કરવા માટે વનમાં જવા ઈચ્છતા વિવેકી, ચક્રવર્તી રાજાઓ દ્વારા યાચવામાં આવે છે. ॥ ૫૫ ॥

ते त्वया। साधुभिर्विवेकिभिस्तपसे वनं प्रवेष्टुमिच्छद्भिः स्वयं त्यक्तुमलभमानैः प्रार्थ्यत इति॥५५॥

'**ते**' આપના દ્વારા – '**साधुभिः**' (સદાચારનિષ્ઠ) વિવેકીઓ દ્વારા તપશ્ચર્યા કરવા માટે વનમાં પ્રવેશ કરવા ઈચ્છતા (રાજાઓ દ્વારા) પોતાની જાતે (રાજ્યાદિ) ત્યાગવા માટે (ઈશ્વરનો અનુગ્રહ) પ્રાપ્ત ન કરતા ચક્રવર્તી રાજાઓ દ્વારા (જે અનુગ્રહ) યાચવામાં આવે છે. ॥ ૫૫ ॥

तदेवं विषयसेवामार्गं भगवत्सेवामार्गं च विविच्य वरान् वृणीष्वेति यदुक्तं तत्रोत्तरमाह—**न कामय इति**।

તો આમ, વિષયો ભોગવવાનો માર્ગ અને ભગવાનની સેવા કરવાનો માર્ગ – એ બંનેનો વિવેક કરીને 'વરદાનો માગો.' એમ જે (શ્લોક-૪૪માં) કહેવામાં આવ્યું તે માટે ઉત્તર આપે છે – '**न कामये इति।**'

**न कामयेऽन्यं तव पादसेवना-**
**दकिञ्चनप्रार्थ्यतमाद् वरं विभो।**
**आराध्य कस्त्वां ह्यपवर्गदं हरे**
**वृणीत आर्यो वरमात्मबन्धनम्॥ ५६**

अकिंचना निवृत्ताभिमानाः। आर्यो विवेकी ॥ ५६ ॥

હે વિભુ, જેમનું અભિમાન છૂટી ગયું છે તેવા (અકિંચન) જનો દ્વારા પણ સૌથી વધારે પ્રાર્થના કરવા યોગ્ય એવી આપના ચરણસરોજની સેવા સિવાય બીજું (કોઈ) વરદાન હું ઈચ્છતો નથી, કારણ કે હે હરિ, મોક્ષનું પ્રદાન કરનારા આપની આરાધના કરીને, પોતાને બંધન કરનારાં (વિષયસુખો)ને કયો વિવેકી મનુષ્ય પસંદ કરે? ॥ ५६ ॥

**'अकिंचनाः'** છૂટી ગયેલા અભિમાનવાળા – **'आर्यः'** વિવેકી ॥ ५६ ॥

**तस्माद् विसृज्याशिष ईश सर्वतो**
**रजस्तमःसत्त्वगुणानुबन्धनाः ।**
**निरंजनं निर्गुणमद्वयं परं**
**त्वां ज्ञप्तिमात्रं पुरुषं व्रजाम्यहम्॥ ५७**

रजस्तमःसत्त्वगुणैरनुबध्यन्त इति तथा ता आशिष ऐश्वर्यादिशत्रुमारणादिधर्मादिरूपा विसृज्य परं पुरुषमीश्वरं ज्ञप्तिमात्रं ज्ञानघनम्। कुतः। निरञ्जनम्। तत्कुतः। निर्गुणम्। तदपि कुतः। अद्वयम्। अत एव अक्षरं त्वां शरणं व्रजामीति ॥ ५७ ॥

માટે હે ઈશ, રજોગુણ, તમોગુણ અને સત્ત્વગુણથી બંધાતી સર્વ પ્રકારની કામનાઓ છોડીને નિરંજન, નિર્ગુણ, અદ્વિતીય, જ્ઞાનસ્વરૂપ, પરમ પુરુષ આપને શરણે આવ્યો છું. ॥ ५७ ॥

રજોગુણથી ઐશ્વર્યાદિની કામનાઓ બંધાય છે, તમોગુણથી શત્રુઓને મારવા વગેરેની કામનાઓ અને સત્ત્વગુણથી ધર્મકાર્યો વગેરે કરવાની કામનાઓ બંધાય છે. તેવી તે કામનાઓ છોડીને **'परं पुरुषम्'** ઈશ્વરને, **'ज्ञप्तिमात्रम्'** જ્ઞાનઘનને શરણે – જ્ઞાનઘન કેવી રીતે? **'निरञ्जनम्'** (પ્રકૃતિ વગેરે ઉપાધિરૂપી અંજનથી રહિત નિરુપાધિક) નિરંજન ઈશ્વરને શરણે – તે કેવી રીતે? **'निर्गुणम्'** (સત્ત્વ, રજસ્ અને તમસ્ – એ) ત્રણે ગુણોથી રહિત – તે પણ કેવી રીતે? **'अद्वयम्'** અદ્વિતીય, આથી જ અક્ષર એવા આપની પાસે આવ્યો છું. ॥ ५७ ॥

भुङ्क्ष्व तावद्भोगान्, कैवल्यं तु करस्थमेवेति पुनर्वरैः प्रलोभयन्तं श्रीकृष्णं पादोपग्रहणेन प्रार्थयते—**चिरमिति**।

'પહેલાં ભોગો ભોગવ, મોક્ષ તો હાથવગો જ છે. (હું મોક્ષ આપીશ.)' એમ પુનઃ વરદાનોથી પ્રલોભન આપતા શ્રીકૃષ્ણના ચરણ પકડીને (રાજા) પ્રાર્થના કરે છે – **'चिरम् इति।'**

**चिरमिह वृजिनार्तस्तप्यमानोऽनुतापै-**
**रवितृषषडमित्रोऽलब्धशान्तिः कथंचित्।**
**शरणद समुपेतस्त्वत्पदाब्जं परात्म-**
**न्नभयमृतमशोकं पाहि माऽऽपन्नमीश॥ ५८**

(છંદ - માલિની, અક્ષર - ૧૫)

હે શરણદાતા, હે પરમાત્મા, હે ઈશ, આ સંસારમાં ચિરકાળથી કર્મફળોથી પીડાયેલો અને તે કર્મફળની વાસનાઓથી સંતાપ પામતો હોવા છતાં પણ ઈન્દ્રિયોરૂપી મારા છ શત્રુઓ હજી તૃષ્ણારહિત થયા નથી, આથી જેને કોઈ પણ રીતે શાંતિ પ્રાપ્ત નથી થઈ તેવો હું અભય, સત્યસ્વરૂપ અને શોકરહિત આપના ચરણકમળને શરણે આવ્યો છું, આપત્તિઓથી ઘેરાયેલા મારું આપ રક્ષણ કરો. ॥ ५८ ॥

वृजिनैः कर्मफलैरार्तः पुनस्तद्वासनाभिस्त-प्यमानस्तथाप्यवितृषषडमित्रः तृडेव तृषा तृष्णा, न विगततृषाः षडमित्राः शत्रव इन्द्रियलक्षणा यस्य सः। अत एवालब्धशान्तिः कथंचिद्दैववशेन लब्धशान्तिरिति वा। शरणं स्वज्ञानं तद्ददातीति तथा हे शरणद, समुपेतः प्राप्तोऽहम्। अशोकत्वे हेतुः—अभयम्। तत्रापि हेतुः—ऋतं सत्यम्। आपन्नमापदा व्याप्तं पाहीति॥५८॥

**'वृजिनैः'** કર્મફળોથી પીડાયેલો, વળી, તે (**'अनुतापैः'**) કર્મફળની વાસનાઓથી સંતપ્ત થતો, તેમ છતાં પણ **'अवितृषषड्-अमित्रः' तृड्** એ જ તૃષા, તૃષ્ણા, જેમની તૃષ્ણા ગઈ નથી તેવા ઇન્દ્રિયોરૂપ લક્ષણવાળા છ **'अमित्राः'** શત્રુઓ છે જેના તે – **( अलब्धशांतिः )** આથી જ જેને શાંતિ પ્રાપ્ત થઈ નથી તે અથવા **( लब्धशांतिः ) 'कथंचित्'** દૈવવશાત્ જેને શાંતિ પ્રાપ્ત થઈ છે તે – **'शरणद'** સ્વજ્ઞાન, પોતાના સ્વરૂપનું જ્ઞાન, તે આપે તેવા **'हे शरणद'**, **'समुपेतः'** પ્રાપ્ત થયો છું. (ભગવાનનું ચરણકમળ) શોકરહિત હોવા માટેનું કારણ – **'अभयम्'** અભય (આપનારું છે), તે માટેનું કારણ – **'ऋतम्'** સત્યસ્વરૂપ છે. **'आपन्नम्'** આપત્તિઓથી ઘેરાયેલાનું રક્ષણ કરો. ॥૫૮॥

श्रीभगवानुवाच

**सार्वभौम महाराज मतिस्ते विमलोर्जिता।**
**वरैः प्रलोभितस्यापि न कामैर्विहता यतः॥ ५९**

॥५९॥

**શ્રીભગવાન બોલ્યા** – હે ચક્રવર્તી મહારાજા, તમારી મતિ (રાગ, લોભાદિ) મળરહિત અને ઓજસ્વી (પરમાર્થદર્શન માટે સમર્થ) છે, કારણ કે વરદાનોથી પ્રલોભિત કરાયેલા એવા તમારી મતિ વિષયોથી આકૃષ્ટ થતી નથી. ॥ ૫૯ ॥ ૫૯ ॥

**प्रलोभितो वरैर्यत्त्वमप्रमादाय विद्धि तत्।**
**न धीर्मय्येकभक्तानामाशीर्भिर्भिद्यते क्वचित्॥ ६०**

વરદાનો આપવા દ્વારા મારા વડે તમને જે પ્રલોભિત કરવામાં આવ્યા તે, લોકમાં મારા ભક્તની બુદ્ધિ અસાવધાન નથી થતી (એ દર્શાવવા માટે છે) તે તમે જાણો, કારણ કે મારા અનન્ય ભક્તની બુદ્ધિ વિષયોથી ક્યારેય પણ આકર્ષિત થતી નથી. ॥ ૬૦ ॥

अप्रमादाय प्रमादाय न भवत्येव। कुत इत्यत आह—न धीरिति। एकान्तभक्तानां धीराशीर्भिः प्राप्ताभिरपि न भिद्यते नासज्जत इत्यर्थः॥६०॥

**'अप्रमादाय'** અસાવધાન નથી જ થતી. કેમ, એ હવે કહે છે — **'न धीः इति।'** અનન્ય ભક્તોની બુદ્ધિ પ્રાપ્ત થયેલી કામનાઓથી પણ **'न भिद्यते'** આકર્ષિત થતી નથી, એમ અર્થ છે. ॥ ૬૦ ॥

व्यतिरेकमाह—**युञ्जानानामिति**।

વ્યતિરેક (ભક્તિનો અભાવ હોય તો શું થાય છે તે) જણાવે છે — **'युञ्जानानाम् इति।'**

**युंजानानामभक्तानां प्राणायामादिभिर्मनः।**
**अक्षीणवासनं राजन् दृश्यते पुनरुत्थितम्॥ ६१**

હે રાજા, પ્રાણાયામાદિ દ્વારા મનને વશ કરવા મથતા અભક્તોનું મન ક્યારેક વળી વિષયાભિમુખ થતું દેખાય છે, (કારણ કે) વાસનાનો નાશ થયો હોતો નથી. ॥ ૬૧ ॥

उत्थितं विषयाभिमुखम् ॥ ६१ ॥

'**उत्थितम्**' વિષયાભિમુખ ॥ ૬૧ ॥

**विचरस्व महीं कामं मय्यावेशितमानसः ।**
**अस्त्वेव नित्यदा तुभ्यं भक्तिर्मय्यनपायिनी ॥ ६२**

મારામાં તમારી સર્વદા (અવિનાશી) અવ્યભિચારિણી ભક્તિ છે, આથી જેનું મન મારામાં જ સ્થાપિત થયેલું છે તેવા તમે તમારી ઈચ્છાનુસાર પૃથ્વી પર વિચરણ કરો. ॥ ૬૨ ॥

तुभ्यं तव ॥ ६२ ॥

'**तुभ्यम्**' **तव** તમારી ॥ ૬૨ ॥

युक्त्याभासेन भीषयंस्तपसि लोकसंग्रहे प्रवर्तयति—**क्षात्रधर्मेति** ।

યુક્તિના આભાસથી (તપ નહીં કરો તો ફસાઈ જશો – એમ) ભિન્ન રીતે ભય પમાડતા લોકને ઉદાહરણરૂપ થવા માટે ભગવાન (રાજાને) તપ કરવા પ્રવર્તમાન કરે છે — '**क्षात्रधर्म इति।**'

**क्षात्रधर्मस्थितो जन्तून् न्यवधीर्मृगयादिभिः ।**
**समाहितस्तत्तपसा जह्यघं मदुपाश्रितः ॥ ६३**

॥ ६३ ॥

ક્ષત્રિયધર્મમાં સ્થિત થયેલા તમે મૃગયા વગેરેથી પ્રાણીઓનો વધ કર્યો છે, માટે હું જ જેનો આશ્રય છું તેવા થઈને તથા સાવધાન થઈને તપ દ્વારા (મૃગયાદિ જનિત) પાપ (અને તેની વાસના)નો નાશ કરો. ॥ ૬૩ ॥ ૬૩ ॥

**जन्मन्यनन्तरे राजन् सर्वभूतसुहृत्तमः ।**
**भूत्वा द्विजवरस्त्वं वै मामुपैष्यसि केवलम् ॥ ६४**

॥ ६४ ॥

હે રાજા, આ પછીના જન્મમાં તમે સર્વ પ્રાણીઓના પરમ મિત્ર, શ્રેષ્ઠ બ્રાહ્મણ થઈને કેવળ અદ્વિતીય પરમાત્મા એવા મને જ પ્રાપ્ત થશો. ॥ ૬૪ ॥ ૬૪ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे उत्तरार्धे मुचुकुन्दस्तुतिर्नामैकपञ्चाशत्तमोऽध्यायः ॥ ५१ ॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे उत्तरार्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायामेकपञ्चाशत्तमोऽध्यायः ॥ ५१ ॥

*****

# अथ द्विपञ्चाशत्तमोऽध्यायः

## શ્રીકૃષ્ણ દ્વારા રુક્મિણીજીના સંદેશાનો સ્વીકાર

द्विपञ्चाशत्तमे धावन्भयादिव गतः पुरीम् ।
अन्वमोदत संदेशं रुक्मिण्या द्विजवर्णितम् ॥ १

બાવનમા અધ્યાયમાં, જાણે ભયથી દોડતા હોય તેમ ભગવાન દ્વારકાપુરીમાં ગયા (તે) અને બ્રાહ્મણ દ્વારા વર્ણવવમાં આવેલા રુક્મિણીજીના સંદેશાનો ભગવાને સ્વીકાર કર્યો. (તે કથા છે.) ॥ ૧ ॥

**श्रीशुक उवाच**

**इत्थं सोऽनुगृहीतोऽङ्ग कृष्णेनेक्ष्वाकुनन्दनः ।**
**तं परिक्रम्य सन्नम्य निश्चक्राम गुहामुखात् ॥ १**

॥ १ ॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – હે રાજા (પરીક્ષિત), શ્રીકૃષ્ણ દ્વારા આ પ્રમાણે જેની ઉપર અનુગ્રહ કરવામાં આવ્યો તે ઈક્ષ્વાકુનંદન મુચુકુન્દ તે શ્રીકૃષ્ણની પ્રદક્ષિણા કરી, વારંવાર સાષ્ટાંગ પ્રણામ કરી ગુફાના દ્વારમાંથી બહાર નીકળ્યા. ॥ ૧ ॥ ૧ ॥

**स वीक्ष्य क्षुल्लकान् मर्त्यान् पशून् वीरुद्वनस्पतीन्।**
**मत्वा कलियुगं प्राप्तं जगाम दिशमुत्तराम्॥ २**

क्षुल्लकानल्पप्रमाणान्॥ २॥

**तपःश्रद्धायुतो धीरो निःसंगो मुक्तसंशयः।**
**समाधाय मनः कृष्णे प्राविशद् गन्धमादनम्॥ ३**

तपसि श्रद्धायुतः॥ ३॥

**बदर्याश्रममासाद्य नरनारायणालयम्।**
**सर्वद्वन्द्वसहः शान्तस्तपसाऽऽराधयद्धरिम्॥ ४**

तत्र च बदर्याश्रमम्॥ ४॥

**भगवान् पुनराव्रज्य पुरीं यवनवेष्टिताम्।**
**हत्वा म्लेच्छबलं निन्ये तदीयं द्वारकां धनम्॥ ५**

निन्ये नयन्मार्गे चलति स्म॥ ५॥

**नीयमाने धने गोभिर्नृभिश्चाच्युतचोदितैः।**
**आजगाम जरासन्धस्त्रयोविंशत्यनीकपः॥ ६**

॥ ६॥

**विलोक्य वेगरभसं रिपुसैन्यस्य माधवौ।**
**मनुष्यचेष्टामापन्नौ राजन् दुद्रुवतुर्द्रुतम्॥ ७**

वेगरभसं वेगोद्रेकम्॥ ७॥

**विहाय वित्तं प्रचुरमभीतौ भीरुभीतवत्।**
**पद्भ्यां पद्मपलाशाभ्यां चेलतुर्बहुयोजनम्॥ ८**

(બહાર આવીને) તે મુચુકુન્દે મનુષ્યો, પશુઓ, લતાઓ તથા વનસ્પતિને અલ્પ પરિમાણવાળાં જોઈને, કલિયુગને આવેલો જાણીને ઉત્તર દિશા તરફ પ્રયાણ કર્યું. ॥ ૨ ॥

**'क्षुल्लकान्'** અલ્પ પરિમાણવાળા (મનુષ્યાદિ)ને ॥ ૨ ॥

તપમાં શ્રદ્ધાથી યુક્ત, ધીર, સંગરહિત અને સંશયરહિત મુચુકુન્દે મનને શ્રીકૃષ્ણમાં સ્થાપીને ગંધમાદન પર્વતમાં પ્રવેશ કર્યો. ॥ ૩ ॥

તપમાં શ્રદ્ધાયુક્ત રાજા મુચુકુન્દે ॥ ૩ ॥

ભગવાન નર-નારાયણના (નિત્ય) નિવાસસ્થાન બદરિકાશ્રમમાં જઈને (ટાઢ-તડકો વગેરે) દ્વન્દ્વો સહન કરનાર થઈ, શાન્ત (કામ-ક્રોધાદિથી રહિત) થઈ તેમણે તપથી શ્રીહરિની આરાધના કરવા માંડી. ॥ ૪ ॥

ત્યાં (ગંધમાદન પર્વતમાં) અને બદરિકાશ્રમમાં ॥ ૪ ॥

(આ બાજુ) યવનોથી ઘેરાયેલી મથુરા નગરીમાં પાછા આવીને, યવનોની સેનાનો નાશ કરીને ભગવાને તેઓનું ધન દ્વારકામાં લઈ જવા માંડ્યું. ॥ ૫ ॥

**'निन्ये'** માર્ગમાં ચાલતાં, (ધન) લઈ જવા માંડ્યું. ॥ ૫ ॥

અચ્યુતની આજ્ઞા પામેલા, બળદ(જોડેલાં ગાડાં) અને માણસો દ્વારા ધન (દ્વારકા) લઈ જવામાં આવતું હતું, ત્યારે ત્રેવીસ અક્ષૌહિણી સેનાઓનો ધણી જરાસંધ (મથુરા પર) ચડી આવ્યો. ॥ ૬ ॥ ૬ ॥

હે રાજા (પરીક્ષિત), શત્રુસૈન્યનો પ્રબળ વેગ જોઈને મનુષ્યોને યોગ્ય ચેષ્ટા કરતા બંને મધુવંશીઓ (શ્રીકૃષ્ણ-બલરામ) ઝડપથી નાસી ગયા. ॥ ૭ ॥

**'वेगरभसम्'** વેગની અધિકતા ॥ ૭ ॥

શ્રીકૃષ્ણ-બલરામ ભય પામ્યા ન હતા, છતાં પણ બીકણથી પણ બીકણ હોય તેમ, પુષ્કળ ધન છોડીને, કમળની પાંખડી જેવાં ચરણોથી અનેક યોજનો સુધી ભાગતા ગયા. ॥ ૮ ॥

भीरुभीतवद्भीरोरपि भीतवत्। अतिभीतवदित्यर्थः। चेलतुः पलायेताम्। बहुयोजनं देशम् ॥ ८ ॥

**'भीरुभीतवत्'** બીકણથી પણ બીકણ હોય તેમ, અતિશય બીકણ હોય તેમ, એમ અર્થ છે. **'चेलतुः'** ભાગતા ગયા – અનેક યોજન જેટલા પ્રદેશ સુધી ॥ ८ ॥

**पलायमानौ तौ दृष्ट्वा मागधः प्रहसन् बली।**
**अन्वधावद् रथानीकैरीशयोरप्रमाणवित्॥ ९**

ભાગતા તે બંનેને જોઈને અટ્ટહાસ્ય કરતો જરાસંધ રથો અને સૈન્યો સાથે, પરમેશ્વર શ્રીકૃષ્ણ-બલરામના પ્રભાવને ન જાણતો તેમની પાછળ દોડ્યો. ॥ ૯ ॥

अप्रमाणवित् प्रमाणमियत्ता तन्न वेत्तीति तथा ॥ ९ ॥

**'अप्रमाणवित्'** (ભગવાનની મહત્તાનું) આટલું પ્રમાણ કે પરિમાણ છે તે ન જાણતો હોય તેવો જરાસંધ ॥ ૯ ॥

**प्रद्रुत्य दूरं संश्रान्तौ तुङ्गमारुहतां गिरिम्।**
**प्रवर्षणाख्यं भगवान् नित्यदा यत्र वर्षति॥ १०**

ખૂબ દૂર સુધી ભાગીને અતિ શ્રમિત થયેલા શ્રીકૃષ્ણ-બલરામજી પ્રવર્ષણ નામના ઊંચા પર્વત પર, જ્યાં ભગવાન ઈન્દ્ર સદાય વરસે છે ત્યાં, ચડી ગયા. ॥ ૧૦ ॥

तुङ्गमेकादशयोजनोन्नतम्। प्रकर्षेण वर्षत्यस्मिन्निति प्रवर्षण इत्याख्या यस्य तम्। तदाह—भगवानिति। भगवानिन्द्रः ॥ १० ॥

**'तुङ्गम्'** અગિયાર યોજન ઊંચા પર્વત પર – અતિશયપણે વરસાદ વરસે આ પર્વત ઉપર એટલે 'પ્રવર્ષણ' એવું નામ છે જેનું તેની ઉપર – તે કહે છે – **'भगवान् इति।' 'भगवान्'** ઈન્દ્ર ॥ ૧૦ ॥

**गिरौ निलीनावाज्ञाय नाधिगम्य पदं नृप।**
**ददाह गिरिमेधोभिः समन्तादग्निमुत्सृजन्॥ ११**

હે રાજા (પરીક્ષિત), તે બંનેને પર્વતમાં છુપાયેલા જાણીને, તેમનું છુપાવાનું સ્થાન પ્રાપ્ત ન કરીને, પર્વતની ચારે બાજુ લાકડાંથી વાડ કરીને, તેમાં અગ્નિ નાખીને તેને બાળી મૂક્યો. ॥ ૧૧ ॥

तत्र विचिन्वन्नपि तयोः पदं निलयस्थानमनधिगम्य ॥ ११ ॥

ત્યાં શોધવા છતાં તે બંનેનું **'पदम्'** છુપાવાનું સ્થાન પ્રાપ્ત ન કરીને ॥ ૧૧ ॥

**तत उत्पत्य तरसा दह्यमानतटादुभौ।**
**दशैकयोजनोत्तुंगान्निपेततुरधो भुवि॥ १२**

જેના છેવાડા(ની પરિધિ)નો પ્રદેશ બળી રહ્યો છે તેવા અગિયાર યોજન ઊંચા પર્વત પરથી તે બંને (મગધના સૈન્યે ઘેરેલા પ્રદેશને ઓળંગીને) વેગપૂર્વક કૂદીને નીચે ભૂમિ પર પડ્યા. ॥ ૧૨ ॥

ततो गिरेः दश चैकं च योजनानि तावदुत्तुङ्गान् मागधसंरोधदेशमतिक्रम्य परतोऽधो निपेततुः ॥ १२ ॥

અગિયાર યોજન ઊંચા પર્વત પરથી મગધના સૈન્યે ઘેરેલા પ્રદેશને ઓળંગીને તેનાથી આગળ નીચે ભૂમિ પર પડ્યા. ॥ ૧૨ ॥

**अलक्ष्यमाणौ रिपुणा सानुगेन यदूत्तमौ।**
**स्वपुरं पुनरायातौ समुद्रपरिखां नृप॥ १३**

॥ १३ ॥

હે રાજા (પરીક્ષિત), અનુચરો સહિત શત્રુ દ્વારા લક્ષિત ન થયેલા બન્ને યદુશ્રેષ્ઠ શ્રીકૃષ્ણ-બલરામ સૈન્ય સહિત સમુદ્રરૂપ ખાઈવાળી પોતાની નગરી દ્વારકામાં પાછા આવી ગયા. ॥ ૧૩ ॥ ૧૩॥

**सोऽपि दग्धाविति मृषा मन्वानो बलकेशवौ ।**
**बलमाकृष्य सुमहन्मगधान् मागधो ययौ ॥ १४ ॥ १४ ॥**

તે જરાસંધ પણ 'શ્રીકૃષ્ણ-બલરામ બળી ગયા.' એમ ખોટેખોટું માનતો પોતાના અતિ મોટા સૈન્યને લઈને મગધદેશ તરફ ગયો. ॥ ૧૪ ॥ ૧૪ ॥

श्रीकृष्णस्य विवाहान्निरूपयितुं बलदेवविवाहं नवमस्कन्धोक्तमनुस्मारयति—**आनर्तेति** ।

શ્રીકૃષ્ણના વિવાહોનું નિરૂપણ કરવા માટે નવમા સ્કંધમાં કહેવામાં આવેલા બલરામજીના વિવાહનું સ્મરણ કરાવે છે – **'आनर्त इति।'**

**आनर्ताधिपतिः श्रीमान् रैवतो रेवतीं सुताम् ।**
**ब्रह्मणा चोदितः प्रादाद् बलायेति पुरोदितम् ॥ १५ ॥ १५ ॥**

આનર્ત દેશના અધિપતિ શ્રીમાન રૈવતે બ્રહ્માજી દ્વારા પ્રેરાઈને પોતાની રેવતી નામની કન્યા બલરામજીને આપી હતી, તે પૂર્વે કહેવામાં આવ્યું છે. ॥ ૧૫ ॥ ૧૫ ॥

**भगवानपि गोविन्द उपयेमे कुरूद्वह ।**
**वैदर्भीं भीष्मकसुतां श्रियो मात्रां स्वयंवरे ॥ १६**

હે કુરુવંશી (પરીક્ષિત), ભગવાન ગોવિંદ પણ લક્ષ્મીદેવીની કલારૂપ, ભીષ્મકરાજાની પુત્રી રુક્મિણીને સ્વયંવરમાં પરણ્યા હતા. ॥ ૧૬ ॥

मात्रां कलाम् ॥ १६ ॥

**'मात्राम्'** કલાને ॥ ૧૬ ॥

**प्रमथ्य तरसा राज्ञः शाल्वादींश्चैद्यपक्षगान् ।**
**पश्यतां सर्वलोकानां तार्क्ष्यपुत्रः सुधामिव ॥ १७**

શિશુપાલના પક્ષમાં રહેલા શાલ્વ વગેરે રાજાઓને બળથી હરાવીને, ગરુડે જેમ અમૃતનું હરણ કર્યું હતું તેમ ભગવાને સર્વ લોકોનાં દેખતાં રુક્મિણીનું હરણ કર્યું હતું. ॥ ૧૭ ॥

गरुडो यथा देवान्प्रमथ्य सुधामहरत्तथेति ॥ १७ ॥

ગરુડે જેમ દેવોને હરાવીને અમૃતનું હરણ કર્યું હતું તેમ ॥ ૧૭ ॥

**राजोवाच**

**भगवान् भीष्मकसुतां रुक्मिणीं रुचिराननाम् ।**
**राक्षसेन विधानेन उपयेम इति श्रुतम् ॥ १८**

**રાજા (પરીક્ષિત) બોલ્યા** – ભગવાન શ્રીકૃષ્ણ ભીષ્મકપુત્રી મનોહરમુખી રુક્મિણીને રાક્ષસવિધિથી પરણ્યા હતા, એમ અમે શ્રવણ કર્યું. ॥ ૧૮ ॥

'राक्षसो युद्धहरणात्' इति स्मृतेः राज्ञः प्रमथ्येति च त्वदुक्त्या राक्षसेन विधानेनोपयेमे परिणीतवानिति श्रुतम्। पूर्वमेव वा ॥ १८ ॥

'યુદ્ધમાં હરણ કરીને કન્યાને પરણવું તે રાક્ષસવિવાહ છે.' એમ સ્મૃતિવચન છે. વળી, 'રાજાઓને હરાવીને' એમ આપના કહેવાથી રાક્ષસવિધિથી **'उपयेमे'** પરણ્યા હતા, એમ અમે (હમણાં) શ્રવણ કર્યું અથવા પહેલાં જ, એમ શ્રવણ કર્યું હતું. ॥ ૧૮॥

**भगवन् श्रोतुमिच्छामि कृष्णस्यामिततेजसः ।**
**यथा मागधशाल्वादीन् जित्वा कन्यामुपाहरत् ॥ १९**

હે ભગવાન! જરાસંધ, શાલ્વ વગેરેને જીતીને (શ્રીકૃષ્ણે) જે રીતે કન્યાનું હરણ કર્યું હતું, તે અમાપ તેજવાળા (અત્યંત પ્રભાવશાળી) શ્રીકૃષ્ણનું (ચરિત્ર) હું સાંભળવા ઇચ્છું છું. ॥ ૧૯ ॥

सामान्यत एव श्रुतम् । विशेषं तु श्रोतुमिच्छामि ॥ १९ ॥

સામાન્યરૂપે જ શ્રવણ કર્યું, પરંતુ (શ્રીકૃષ્ણચરિત્ર) વિશેષરૂપે શ્રવણ કરવા ઇચ્છું છું. ॥ ૧૯ ॥

श्रवणौत्सुक्यमाविष्करोति—**ब्रह्मन्निति**।

**ब्रह्मन् कृष्णकथाः पुण्या माध्वीर्लोकमलापहाः।**
**को नु तृप्येत शृण्वानः श्रुतज्ञो नित्यनूतनाः॥ २०**

पुण्या महाफलाः, माध्वीः श्रुतिसुखाः, लोकस्य मलापहाश्च, शृण्वानः शृण्वन्नित्यर्थः। श्रुतज्ञः श्रुतसारवित्। नित्यनूतनाः प्रतिक्षणमाश्चर्यवत्प्रतीयमानाः॥ २०॥

**श्रीशुक उवाच**

**राजाऽऽसीद् भीष्मको नाम विदर्भाधिपतिर्महान्।**
**तस्य पंचाभवन् पुत्राः कन्यैका च वरानना॥ २१**

**रुक्म्यग्रजो रुक्मरथो रुक्मबाहुरनन्तरः।**
**रुक्मकेशो रुक्ममाली रुक्मिण्येषां स्वसा सती॥ २२**

**सोपश्रुत्य मुकुन्दस्य रूपवीर्यगुणश्रियः।**
**गृहागतैर्गीयमानास्तं मेने सदृशं पतिम्॥ २३**

**तां बुद्धिलक्षणौदार्यरूपशीलगुणाश्रयाम्।**
**कृष्णश्च सदृशीं भार्यां समुद्वोढुं मनो दधे॥ २४**
॥ २१॥ २२॥ २३॥ २४॥

**बन्धूनामिच्छतां दातुं कृष्णाय भगिनीं नृप।**
**ततो निवार्य कृष्णाद्विड् रुक्मी चैद्यममन्यत॥ २५**

चैद्यममन्यत तस्या वरमित्यर्थः॥ २५॥

શ્રવણ કરવા માટેની ઉત્સુકતા પ્રકટ કરે છે – **'ब्रह्मन् इति।'**

હે બ્રહ્મર્ષિ, મહાન ફળ આપનારી, શ્રવણનું સુખ આપનારી, લોકોના પાપરૂપી મળનો નાશ કરનારી અને નિત્ય નવીન એવી શ્રીકૃષ્ણની કથાઓનું શ્રવણ કરતો કયો શ્રવણરસિક મનુષ્ય વળી તૃપ્ત થાય? ॥ ૨૦ ॥

**'पुण्याः'** મહાન ફળ આપનારી, **'माध्वीः'** શ્રવણનું સુખ આપનારી તથા લોકના (પાપરૂપી) મળનો નાશ કરનારી કથાઓનું શ્રવણ કરતો, એમ અર્થ છે. **'श्रुतज्ञः'** શ્રવણનું તાત્પર્ય જાણનાર વિવેકી મનુષ્ય – **'नित्यनूतनाः'** ક્ષણે ક્ષણે આશ્ચર્ય જેવી પ્રતીત થતી શ્રીકૃષ્ણકથાઓને ॥ ૨૦ ॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – ભીષ્મક નામના મહાન રાજા વિદર્ભ દેશના અધિપતિ હતા. તેમને પાંચ પુત્રો અને એક સુમુખી કન્યા હતી.॥ ૨૧ ॥ ૨૧ ॥

સૌથી મોટો ભાઈ રુક્મી, ત્યાર પછી રુક્મરથ, રુક્મબાહુ, રુક્મકેશ અને રુક્મમાલી તથા સર્વગુણસંપન્ન રુક્મિણી આમની (પાંચેયની) બહેન હતી. ॥ ૨૨ ॥ ૨૨ ॥

તે રુક્મિણીએ પોતાના ગૃહે આવનારા અતિથિઓ પાસેથી મુકુન્દ ભગવાનનાં સૌંદર્ય, પ્રભાવ ગુણોરૂપી સંપત્તિઓનું વર્ણન સાંભળીને, તેમને પોતાને અનુરૂપ પતિ માન્યા હતા.॥ ૨૩ ॥ ૨૩ ॥

શ્રીકૃષ્ણે પણ બુદ્ધિ, લક્ષણો, ઔદાર્ય, રૂપ, શીલ અને ગુણોના સ્થાનરૂપ (તે રુક્મિણીનું વર્ણન સાંભળીને), પોતાને અનુરૂપ ભાર્યા એવી તેને પરણવાનો નિશ્ચય કર્યો હતો. ॥ ૨૪ ॥ ૨૪ ॥

હે રાજા, (રુક્મિણીના પિતા, અન્ય) ભાઈઓ બહેન રુક્મિણીને શ્રીકૃષ્ણને આપવા ઇચ્છતા હોવા છતાં તેમને અટકાવીને રુક્મીએ ચેદિરાજ શિશુપાલને તેના વર તરીકે માન્યો હતો, (કારણ કે રુક્મી) શ્રીકૃષ્ણનો દ્વેષ કરતો હતો. ॥ ૨૫ ॥

તેના વર તરીકે ચેદિરાજને (યોગ્ય) માન્યો હતો, એમ અર્થ છે. ॥ ૨૫ ॥

**तदवेत्यासितापांगी वैदर्भी दुर्मना भृशम्।**
**विचिन्त्याप्तं द्विजं कंचित् कृष्णाय प्राहिणोद् द्रुतम्**
**॥ २६ ॥**

अवेत्य ज्ञात्वा। असितापाङ्गी सुनीलकटाक्षा। कृष्णाय कृष्णमानेतुं प्रेषयामास॥ २६ ॥

(ભાઈનો) તે (દુરાગ્રહ) જાણીને સુંદર શ્યામ નેત્રકટાક્ષવાળી વિદર્ભનંદિનીએ અત્યંત દુઃખી મનવાળી થઈ (શ્રીકૃષ્ણની પ્રાપ્તિનો ઉપાય) વિચાર કરીને તરત કોઈ વિશ્વસનીય બ્રાહ્મણને (લઈ આવવા) માટે શ્રીકૃષ્ણને (સંદેશો) મોકલ્યો. ॥ ૨૬ ॥

**'अवेत्य'** જાણીને **'असित-अपाङ्गी'** સુંદર શ્યામવર્ણી નેત્રની કિનારીઓવાળી – **'कृष्णाय'** શ્રીકૃષ્ણને લઈ આવવા માટે સંદેશો મોકલ્યો. ॥ ૨૬॥

**द्वारकां स समभ्येत्य प्रतीहारैः प्रवेशितः।**
**अपश्यदाद्यं पुरुषमासीनं कांचनासने॥ २७**

प्रतीहारैर्द्वारपालैः॥ २७॥

દ્વારકા આવીને દ્વારપાળો દ્વારા પ્રવેશ આપવામાં આવેલા તે બ્રાહ્મણે સુવર્ણના સિંહાસન પર બિરાજમાન થયેલા આદિ પુરુષ શ્રીકૃષ્ણનાં દર્શન કર્યાં.॥ ૨૭ ॥

**'प्रतीहारैः'** દ્વારપાળો દ્વારા ॥ ૨૭ ॥

**दृष्ट्वा ब्रह्मण्यदेवस्तमवरुह्य निजासनात्।**
**उपवेश्यार्हयांचक्रे यथाऽऽत्मानं दिवौकसः॥ २८**

आत्मानं श्रीकृष्णम्॥ २८॥

શ્રેષ્ઠ બ્રાહ્મણભક્ત શ્રીકૃષ્ણે તેમને જોઈને પોતાના આસન પરથી ઊતરી જઈને, ભૂદેવને ત્યાં બેસાડીને, દેવો જેમ શ્રીકૃષ્ણનું પોતાનું પૂજન કરે તેમ તેમનું પૂજન કર્યું. ॥ ૨૮ ॥

**'आत्मानम्'** શ્રીકૃષ્ણનું પોતાનું ॥૨૮॥

**तं भुक्तवन्तं विश्रान्तमुपगम्य सतां गतिः।**
**पाणिनाभिमृशन् पादावव्यग्रस्तमपृच्छत॥ २९**

अभिमृशन् शनैः संमर्दयन्॥ २९॥

ભોજન કરીને વિશ્રામ કરતા તે દ્વિજની પાસે જઈ સત્પુરુષોની ગતિરૂપ ભગવાન શ્રીકૃષ્ણ તેમનાં બંને ચરણોને હાથ વડે ધીમેથી ચાંપતા શાન્તભાવે પૂછવા લાગ્યા. ॥ ૨૯ ॥

**'अभिमृशन्'** ધીમેથી ચાંપતા ॥ ૨૯ ॥

**कच्चिद् द्विजवरश्रेष्ठ धर्मस्ते वृद्धसम्मतः।**
**वर्तते नातिकृच्छ्रेण संतुष्टमनसः सदा॥ ३०**
॥ ३०॥

હે દ્વિજવરશિરોમણિ, અતિ કષ્ટ વિના (અનાયાસે જ) જેમનું મન સદાય સંતુષ્ટ રહે છે એવા આપનો (પૂર્વે થઈ ગયેલા) વૃદ્ધજનોને સંમત એવો ધર્મ યોગ્ય રીતે ચાલે છે ને? ॥ ૩૦ ॥ ૩૦ ॥

**संतुष्टो यर्हि वर्तेत ब्राह्मणो येन केनचित्।**
**अहीयमानः स्वाद्धर्मात् स ह्यस्याखिलकामधुक्॥**
**॥ ३१॥**

स धर्मोऽस्य ब्राह्मणस्याखिलकामदोग्धा भवति। यद्वा स ब्राह्मणोऽस्य विश्वस्याखिल-कामधुगिति॥ ३१॥

જે કંઈ અનાયાસે મળી જાય તેનાથી સંતુષ્ટ રહીને, પોતાના ધર્મથી ચલિત ન થતો વિપ્રવર આ વિશ્વની સર્વ કામનાઓને, સારી રીતે પરિપૂર્ણ કરનાર બને છે. ॥ ૩૧ ॥

તે ધર્મ જ આ બ્રાહ્મણની સર્વ કામનાઓ પરિપૂર્ણ કરે છે. અથવા તે (સંતોષી અને સ્વધર્મનિષ્ઠ) બ્રાહ્મણ આ સમગ્ર વિશ્વની કામનાઓ પરિપૂર્ણ કરે છે. ॥ ૩૧ ॥

**असन्तुष्टोऽसकृल्लोकानाप्नोत्यपि सुरेश्वरः।**
**अकिंचनोऽपि संतुष्टः शेते सर्वांगविज्वरः॥ ३२**

लोकानाप्नोति लोकाल्लोकान्तरं पर्यटति नैकत्र निर्वृतस्तिष्ठतीत्यर्थः।

नाप्नोतीति पाठे सुरेश्वरोऽपि भूत्वा लोकान्नाप्नोत्युत्तमलोकान्प्राप्तोऽप्यप्राप्त इव क्लिश्यतीत्यर्थः। शेते सुखमास्ते इत्यर्थः। तदेवाह—सर्वेष्वङ्गेषु वाक्पाण्यादिषु विज्वरस्तापरहितः॥ ३२॥

**विप्रान् स्वलाभसंतुष्टान् साधून् भूतसुहृत्तमान्।**
**निरहंकारिणः शान्तान् नमस्ये शिरसाऽसकृत्॥ ३३**

स्वलाभः स्वत एव प्राप्तो लाभ आत्मलाभो वा तेन संतुष्टान्पूर्णान् साधून्स्वधर्मनिष्ठान्॥ ३३॥

**कच्चिद् वः कुशलं ब्रह्मन् राजतो यस्य हि प्रजाः।**
**सुखं वसन्ति विषये पाल्यमानाः स मे प्रियः॥ ३४**

यस्य राज्ञो विषये देशे॥ ३४॥

**यतस्त्वमागतो दुर्गं निस्तीर्येह यदिच्छया।**
**सर्वं नो ब्रूह्यगुह्यं चेत् किं कार्यं करवाम ते॥ ३५**

यतः स्थानात्। यदिच्छया यत्कार्येच्छया दुर्गं समुद्रम्॥ ३५॥

**एवं सम्पृष्टसम्प्रश्नो ब्राह्मणः परमेष्ठिना।**
**लीलागृहीतदेहेन तस्मै सर्वमवर्णयत्॥ ३६**

દેવરાજ ઇન્દ્ર પણ જો અસંતુષ્ટ હોય તો એક લોકમાંથી બીજા લોકમાં વારંવાર ભટક્યા કરે છે. નિર્ધન મનુષ્ય પણ સંતોષી હોય તો (ઇન્દ્રિયો, અંતઃકરણાદિ) સર્વાંગે તાપરહિત થઈને શાંત ચિત્તે સૂઈ જાય છે. ॥ ૩૨ ॥

**'लोकान्-आप्नोति'** એક લોકમાંથી બીજા લોકમાં ભટકે છે. એક જ સ્થળે શાંતિથી રહેતો નથી, એમ અર્થ છે.

**'लोकान्-न-आप्नोति' लोकान्नाप्नोति** પાઠમાં, દેવરાજ બનીને પણ ઉત્તમ લોકોને પ્રાપ્ત થવા છતાં પ્રાપ્ત ન થયા હોય તેમ ક્લેશ પામે છે, એમ અર્થ છે. **'शेते'** સુખમાં રહે છે, એમ અર્થ છે. તે જ કહે છે — વાક્, પાણિ વગેરે સર્વ અંગોમાં **'विज्वरः'** તાપરહિત થયેલો મનુષ્ય ॥ ૩૨ ॥

પોતાની મેળે (અનાયાસે) પ્રાપ્ત થયેલાં (અન્નવસ્ત્રાદિ)થી અથવા પોતના સ્વરૂપલાભથી સંતુષ્ટ, સદાચારનિષ્ઠ, પ્રાણીમાત્રના પરમ હિતૈષી, અહંકારરહિત અને શાંત બ્રાહ્મણોને હું વારંવાર મસ્તક નમાવીને પ્રણામ કરું છું. ॥ ૩૩ ॥

**'स्वलाभः'** પોતાની મેળે જ પ્રાપ્ત થયેલો લાભ અથવા પોતાના સ્વરૂપનું જ્ઞાન, તેનાથી **'संतुष्टान्'** પૂર્ણ બ્રાહ્મણોને, **'साधून्'** સ્વધર્મનિષ્ઠ બ્રાહ્મણોને ॥ ૩૩ ॥

હે ભૂદેવ, તમારા રાજા તરફથી તો આપનું કુશળ છે ને? જે રાજાના દેશમાં રક્ષાતી પ્રજાઓ સુખથી વસે છે તે રાજા મને પ્રિય છે. ॥ ૩૪ ॥

જે રાજાના **'विषये'** દેશમાં ॥ ૩૪ ॥

જે સ્થાનેથી અને જે ઇચ્છાથી દુર્ગમ (સાગર)ને તરીને આપ પધાર્યા છો, તે જો ગુપ્ત રાખવા યોગ્ય ન હોય તો અમને કહો. અમે આપની કઈ સેવા કરીએ? ॥ ૩૫ ॥

જે સ્થાનેથી **'यत्-इच्छया'** જે કાર્યની ઇચ્છાથી દુર્ગમ સમુદ્રને ॥ ૩૫ ॥

લીલાથી મનુષ્યરૂપ ધારણ કરનાર પરમેશ્વર દ્વારા જેને આ રીતે સુંદર પ્રશ્ન પૂછવામાં આવ્યો તે બ્રાહ્મણે તેમને બધો (વૃત્તાંત) વર્ણવ્યો. ॥ ૩૬ ॥

संपृष्टः संप्रश्नः प्रष्टव्योऽर्थो यं सः। परमेष्ठिना परमेश्वरेण। बन्धूनामनभिप्रेतं रुक्मिणश्चेष्टितमित्यादि सर्वम्॥ ३६॥

'रुक्मिण्या स्वयमेकान्ते लिखित्वा दत्तपत्रिकाम्।
मुद्रामुन्मुच्य कृष्णाय प्रेमचिह्नामदर्शयत्'॥ १

ब्राह्मणः श्रीकृष्णानुज्ञया वाचयति—**श्रुत्वेति**।

**रुक्मिण्युवाच**

**श्रुत्वा गुणान् भुवनसुन्दर शृण्वतां ते**
**निर्विश्य कर्णविवरैर्हरतोऽङ्गतापम्।**
**रूपं दृशां दृशिमतामखिलार्थलाभं**
**त्वय्यच्युताविशति चित्तमपत्रपं मे॥ ३७**

(છંદ - વસંતતિલકા, અક્ષર - ૧૪)

अयमर्थः—हे अच्युत हे भुवनसुन्दरेत्यौत्सुक्यं द्योतयति—क्व तव महिमा क्व चाहं रूपकुल-शीलादियुक्तापि। तथाऽप्यपगता त्रपा यस्मात्तन्मे चित्तं त्वय्याविशत्यासज्जते। तत्कुतस्तत्राह—शृण्वतां कर्णविवरैरन्तः प्रविश्याङ्गतापम्, अङ्गेति पृथक् संबोधनं वा, हरतस्तव गुणान् श्रुत्वा तथा दृशिमतां चक्षुष्मतां दृशामखिलार्थलाभात्मकं रूपं च श्रुत्वेति॥ ३७॥

अहो कुलकन्यानामिदमतिधार्ष्ट्यमिति मा शङ्कीरित्याह—**का त्वेति**।

**का त्वा मुकुन्द महती कुलशीलरूप-**
**विद्यावयोद्रविणधामभिरात्मतुल्यम्।**
**धीरा पतिं कुलवती न वृणीत कन्या**
**काले नृसिंह नरलोकमनोऽभिरामम्॥ ३८**

(છંદ - વસંતતિલકા)

**'संपृष्टः संप्रश्नः'** પૂછવામાં આવ્યો છે પ્રશ્ન જેને તે બ્રાહ્મણે – **'परमेष्ठिना'** પરમેશ્વર દ્વારા – ભાઈઓને અસમ્મત એવું રુકમીનું કર્મ વગેરે સર્વ (વૃત્તાંત) ॥ ૩૬ ॥

સ્વયં રુક્મિણીજીએ એકાંતમાં લખીને આપેલા, પ્રેમના ચિહ્નરૂપ પત્રની મહોર ખોલીને બ્રાહ્મણ દેવતાએ તે પત્ર શ્રીકૃષ્ણને દર્શાવ્યો. ॥ ૧ ॥

શ્રીકૃષ્ણની આજ્ઞાથી બ્રાહ્મણદેવ પત્ર વાંચે છે – **'श्रुत्वा इति।'**

રુક્મિણીજીએ (પત્રમાં જે) જણાવ્યું (હતું તે ભૂદેવ વાંચે છે.) હે ભુવનસુંદર, હે અચ્યુત, (હે અંગ=હે પ્રિય!) શ્રવણ કરતા જનોના કર્ણોનાં છિદ્રો દ્વારા અંતરમાં પ્રવેશીને અંગોનો તાપ હરી લેતા આપના ગુણોનું તથા નેત્રવાળા જનોનાં નેત્રોને સર્વ (અનુકૂળ) વિષયોનો લાભ આપતા આપના રૂપનું વર્ણન સાંભળીને મારું નિર્લજ્જ ચિત્ત આપનામાં ચોંટી ગયું છે. ॥ ૩૭ ॥

હે અચ્યુત, હે ભુવનસુંદર! એ સંબોધન ઉત્સુકતા પ્રકટ કરે છે – ક્યાં આપનો મહિમા અને રૂપ, કુળ અને શીલાદિથી યુક્ત હોવા છતાં હું ક્યાં? તેમ છતાં દૂર થઈ છે લજ્જા જેમાંથી તેવું મારું ચિત્ત આપનામાં **'आविशति'** ચોંટી ગયું છે. તે કેવી રીતે તે કહે છે – શ્રવણ કરનારાઓના કર્ણોનાં છિદ્રો દ્વારા અંતરમાં પ્રવિષ્ટ થઈને અંગોના તાપને હરી લેતા આપના ગુણોનું શ્રવણ કરીને – અથવા **'अङ्ग'** એમ અલગ સંબોધન છે – તથા **'दृशिमताम्'** નેત્રવાળાઓનાં નેત્રોને સર્વ વિષયોના લાભરૂપ આપના રૂપનું પણ શ્રવણ કરીને ॥ ૩૭ ॥

અરે! કુળવાન કન્યાની આ અતિશય ધૃષ્ટતા છે, એવી શંકા કરશો નહીં, એમ કહે છે – **'का त्वा इति।'**

હે મુકુંદ! હે નરશ્રેષ્ઠ! કુળ, શીલ, રૂપ, વિદ્યા, વય, ધન અને પ્રભાવથી આપના પોતાના જ જેવા નિરુપમ અને મનુષ્યલોકના મનને આનંદ આપનાર આપનું, અનેક ગુણોથી ઉદાર, ધૈર્યમયી અને કુળવાન એવી કઈ કન્યા વિવાહને યોગ્ય અવસરે પતિરૂપે વરણ ન કરે? ॥ ૩૮ ॥

हे मुकुन्द, हे नृसिंह नरश्रेष्ठ, का नाम कन्या कुलवती तथा महती पुरुगुणोदारा तथा धीरा धृतिमती त्वा त्वां पतिं न वृणीत। मय्येव केयं दोषशङ्केति भावः। कथंभूतम्। कुलशीलादिभिरात्मनैव तुल्यं निरुपममित्यर्थः। द्रविणं द्रव्यसंपत्, धाम प्रभावः, तथा नरलोकस्य मनसामभिरामोऽभिरमणं यस्मात्तम्। किंच काले विवाहावसरे ॥ ३८ ॥

हे मुकुंद, हे **'नृसिंह'** नरश्रेष्ठ! कुळवान तथा **'महती'** अनेक गुणोथी उदार तथा **'धीरा'** धैर्यमयी एवी कई कन्या **'त्वा'** आपनुं पतिरूपे वरण न करे? मारामां ज आ दोषनी शंका केम? एवो भाव छे. केवा आपने? कुळ, शील वगेरेथी आपना पोताना ज जेवा निरुपमने, एम अर्थ छे. **'द्रविणम्'** द्रव्यसंपत्ति (धन), **'धाम'** प्रभाव – तथा मनुष्यलोकना मनने **'अभिरामः'** आनंद छे जेमनाथी तेमने – वळी **'काले'** विवाहने योग्य अवसरे ॥ ३८ ॥

**तन्मे भवान् खलु वृतः पतिरङ्ग जाया-**
**मात्मार्पितश्च भवतोऽत्र विभो विधेहि।**
**मा वीरभागमभिमर्शतु चैद्य आराद्**
**गोमायुवन्मृगपतेर्बलिमम्बुजाक्ष ॥ ३९**

(छंद - वसंततिलका)

हे अंतर्यामी, तेथी आप मारा द्वारा खरेखर, पतिरूपे वरण करायां छो. हे अंग(प्रिय), आपने में मारो आत्मा अर्पण करी दीधो छे, माटे आप अहीं आवीने मने आपनी अर्धांगिनी बनावो! हे कमलनेत्र, शियाळ जेम सिंहना भागने न अडे तेम शिशुपाल (अहीं) शीघ्र आवीने वीर (नरसिंह) एवा आपना भागरूप मने स्पर्श न करे. ॥ ३९ ॥

हे विभो, तस्मान्मे मया भवान्खलु पतिर्वृतः, आत्मा च भवतोऽर्पितः अतस्त्वमत्रागत्य मां भवतो जायां विधेहि। विपक्षे बाधकं द्योतयन्त्याह—मा वीरभागमिति। वीरस्य तव भागं मामाराच्छीघ्रमेत्यागत्य चैद्यो माऽभिमर्शतु मा स्पृशतु। मृगपतेर्बलिं गोमायुवत् गोमायुः सृगाल इवेति॥ ३९ ॥

हे विभु (अंतर्यामी), (आप समस्त गुणो द्वारा वरणीय छो,) तेथी **'मे'** मारा द्वारा आप निश्चय ज, पतिरूपे वरण करायां छो. आपने मारा द्वारा आत्मा अर्पित करवामां आव्यो छे. आथी आप अहीं आवीने मने आपनी पत्नी बनावो. आम करवामां नहीं आवे तो बाधा करनारने जाहेर करतां कहे छे – **'मा वीरभागम् इति।'** वीर एवा आपना भागरूप मने, शिशुपाल शीघ्र **'एत्य'** आवीने **'मा-अभिमर्शतु'** स्पर्श न करे! सिंहना भागने **'गोमायुवत्'** शियाळ अडे नहीं तेम! ॥ ३९ ॥

अनेकजन्मकृतैः सुकृतैरिदमेव भूयादिति प्रार्थयते—**पूर्तेति**।

अनेक जन्मो द्वारा करायेलां पुण्यकर्मोथी आ (भगवत्प्राप्ति) ज थाओ, एम प्रार्थना करे छे – **'पूर्त इति।'**

**पूर्तेष्टदत्तनियमव्रतदेवविप्र-**
**गुर्वर्चनादिभिरलं भगवान् परेशः।**
**आराधितो यदि गदाग्रज एत्य पाणिं**
**गृह्णातु मे न दमघोषसुतादयोऽन्ये॥ ४०**

(छंद - वसंततिलका)

(वाव-कूवा खोदाववां वगेरे) पूर्तकर्मो, (अग्निहोत्रादि) ईष्टकर्मो, (सुवर्णादिनां) दान, (स्वधर्मपालनादि) नियमो, कृच्छ्र चांद्रायणादि व्रतो, देव-ब्राह्मण-गुरु वगेरेनुं पूजन करवा द्वारा ब्रह्मादि देवोना ईश्वर भगवान गदाग्रज जो मारा द्वारा पूर्णरूपे आराधित थया होय, तो अहीं आवीने मारुं पाणिग्रहण करो, (पण) दमघोषनो पुत्र वगेरे बीजा कोई न करो. ॥ ४० ॥

पूर्तं कूपादि। इष्टमग्निहोत्रादि। दत्तं हिरण्यादिदानम्। नियमस्तीर्थाटनादिः। व्रतं कृच्छ्रादि ॥ ४० ॥

**'पूर्तम्'** કૂવા વગેરે ખોદાવવા વગેરે પૂર્તકર્મો, **'इष्टम्'** અગ્નિહોત્રાદિ ઈષ્ટકર્મ, **'दत्तम्'** સુવર્ણાદિનું દાન, **'नियमः'** તીર્થાટન વગેરે નિયમ, **'व्रतम्'** કૃચ્છ્ર ચાંદ્રાયણાદિ વ્રત ॥ ૪૦ ॥

ननु चैद्याय बन्धुभिरर्पितायां त्वयि किमधुना करणीयमित्यपेक्षायामाह—**श्वोभाविनीति**।

(ભગવાન) શંકા કરે છે કે ભાઈઓ દ્વારા ચેદિરાજ શિશુપાલને તું અર્પણ કરવામાં આવી છે, ત્યારે મારે હવે શું કરવું જોઈએ? એવી અપેક્ષા માટે (રુક્મિણી) કહે છે – **'श्वोभाविनि इति।'**

**श्वोभाविनि त्वमजितोद्वहने विदर्भान्**
**गुप्तः समेत्य पृतनापतिभिः परीतः।**
**निर्मथ्य चैद्यमगधेन्द्रबलं प्रसह्य**
**मां राक्षसेन विधिनोद्वह वीर्यशुल्काम्॥ ४१**

(છંદ - વસંતતિલકા)

કાલે થનારા વિવાહમાં સેનાપતિઓથી વીંટળાયેલા આપ ગુપ્ત રીતે આવીને, હે અજેય, ચેદિરાજ અને મગધરાજના સૈન્ય(સાગર)ને ઘમરોળીને, પરાક્રમ એ જ જેની વૈવાહિક દેણગી છે તેવી મને બળપૂર્વક (હરી જઈને) રાક્ષસવિધિથી પરણજો. ॥ ૪૧ ॥

हे अजित, श्वोभाविनि उद्वहने विवाहे प्रथमं गुप्तोऽलक्षित एवागत्य पश्चात्पृतनापतिभिः परिवृतः संश्चैद्यादिबलं निर्मथ्य प्रसह्य बलाद्वीर्यं प्रभावदर्शनमेव शुल्कं वैवाहिकं देयं यस्यास्तां माम्। अनेन राक्षसविधिनोद्वहेत्युपदेशरहस्यम् ॥ ४१ ॥

હે અજિત, કાલે થનારા **'उद्वहने'** વિવાહમાં, પહેલાં **'गुप्तः'** દેખાઓ નહીં તેમ ગુપ્ત રીતે જ આવીને પછી સેનાપતિઓથી વીંટળાઈને ચેદિ વગેરેની સેનાને ઘમરોળીને **'प्रसह्य'** બળપૂર્વક, પ્રભાવનું પ્રદર્શન એ જ **'शुल्कम्'** વિવાહમાં આપવા યોગ્ય દેણગી છે જેની તેવી મને – આ દ્વારા મને રાક્ષસવિધિથી પરણજો, એવો ગુપ્ત નિર્દેશ છે. ॥ ૪૧ ॥

ननु भवतु शिशुपालादिबलप्रमथनम्। अन्तःपुरमध्यगतायास्तव हरणे त्वद्बन्धुवधोऽपि प्रसज्जेतेत्यत आह—**अन्तःपुरेति**।

(ભગવાન) શંકા કરે છે કે શિશુપાલના સૈન્યનો વધ ભલે થાય, પણ (રાજભવનના) અંતઃપુરની મધ્યમાં રહેલી તારું હરણ કરવામાં તારા ભાઈઓના વધનો પ્રસંગ પણ ઘટી શકે. આ માટે રુક્મિણીજી કહે છે – **'अंतःपुर इति।'**

**अन्तःपुरान्तरचरीमनिहत्य बन्धूं-**
**स्त्वामुद्वहे कथमिति प्रवदाम्युपायम्।**
**पूर्वेद्युरस्ति महती कुलदेवियात्रा**
**यस्यां बहिर्नववधूर्गिरिजामुपेयात्॥ ४२**

(છંદ - વસંતતિલકા)

'અંતઃપુરમાં અંદર રહેનારી તને તારા ભાઈઓને માર્યા વિના હું તને કેવી રીતે પરણું?' (એમ જો કહેવામાં આવે તો) તે માટે હું ઉપાય કહું છું. (વિવાહના) આગલા દિવસે (અમારા કુળમાં) કુળદેવીની મહાન યાત્રા થાય છે, જેમાં (નગરની) બહાર, (થનારી) નવવધૂ ગિરિજામાતાને પ્રણામ કરવા જાય છે. ॥ ૪૨॥

पुराद्बहिर्वर्तमानां गिरिजामम्बिकाम्। अम्बिकागृहादेव मम हरणं सुकरमिति भावः॥ ४२॥

નગરની બહાર રહેલા **'गिरिजाम्'** અંબિકામાતાને – અંબિકામાતાના મંદિરેથી જ મારું હરણ કરવું સરળ છે, એવો ભાવ છે. ॥ ૪૨ ॥

ननु किमनेनानर्थकारिणा निर्बन्धेन चैद्योऽपि तावत्प्रख्यातगुणकर्मा योग्य एव वर इति तत्राह—**यस्येति**।

**यस्याङ्घ्रिपंकजरजःस्नपनं महान्तो**
**वाञ्छन्त्युमापतिरिवात्मतमोऽपहत्यै ।**
**यर्ह्यम्बुजाक्ष न लभेय भवत्प्रसादं**
**जह्यामसून् व्रतकृशान् शतजन्मभिः स्यात्॥ ४३**

(છંદ - વસંતતિલકા)

हे अम्बुजाक्ष, यस्य भवतोऽङ्घ्रिपङ्कज-रजोभिः स्नपनमात्मनस्तमसोऽपहत्यै उमापतिरिव महान्तो वाञ्छन्ति तस्य भवतः प्रसादं यर्ह्यहं न लभेय न प्राप्नुयां तर्हि व्रतैरुपवासादिभिः कृशानसून्प्राणान् जह्यां त्यजेयम्। ततः किमित्यत आह—शतजन्मभिरिति। एवमेव वारंवारं जह्यां यावच्छतजन्मभिरपि तव प्रसादः स्यादिति॥ ४३॥

(ભગવાન) શંકા કરે કે આવો અનર્થ કરનારી હઠથી શું વળવાનું છે? ચેદિરાજ શિશુપાલ પણ વળી ગુણ અને કર્મથી પ્રખ્યાત એવો (તારે) યોગ્ય જ વર છે. તે માટે (રુક્મિણીજી) કહે છે – **'यस्य इति।'**

હે કમલનેત્ર, ઉમાપતિ ભગવાન નીલકંઠની જેમ (બ્રહ્માદિ) મહાપુરુષો પોતાના અજ્ઞાનનો નાશ કરવા માટે જે આપનાં ચરણકમળની રજ વડે સ્નાન કરવા ઈચ્છે છે, તેવા આપની કૃપા જો હું પ્રાપ્ત ન કરું, તો (ઉપવાસાદિ) વ્રતોથી કૃશ (દુર્બળ) થયેલા મારા પ્રાણ ત્યજી દઉં (દઈશ). એમ કરતાં સો જન્મે આપની કૃપા થશે! ॥ ૪૩ ॥

હે કમલનેત્ર, જે આપના ચરણકમળની રજથી ઉમાપતિની જેમ મહાન પુરુષો પણ પોતાના અજ્ઞાનને દૂર કરવા માટે સ્નાન કરવા ઈચ્છે છે, તે આપની કૃપા જો હું **'न लभेयम्'** પ્રાપ્ત ન કરું, તો ઉપવાસાદિ વ્રતોથી નિર્બળ બનેલા **'असून्'** પ્રાણ **'जह्याम्'** ત્યાગી દઉં. પ્રાણ ત્યાગી દેવાથી શું વળે? તે કહે છે – **'शतजन्मभिः इति।'** આમ, વારંવાર પ્રાણ ત્યાગતાં સો જન્મે આપની કૃપા થશે. ॥ ૪૩ ॥

**ब्राह्मण उवाच**

**इत्येते गुह्यसन्देशा यदुदेव मयाऽऽहृताः ।**
**विमृश्य कर्तुं यच्चात्र क्रियतां तदनन्तरम्॥ ४४**

अत्र यत्कर्तुं करणीयं तद्विमृश्य क्रियतां तच्चानन्तरमेव क्रियतामिति॥ ४४॥

**(સુદેવ) બ્રાહ્મણ બોલ્યા** – હે યદુદેવ (શ્રીકૃષ્ણ), આ પ્રમાણે મારા દ્વારા ગુપ્ત સંદેશા લાવવામાં આવ્યા છે. આ વિષયમાં જે કરવા યોગ્ય હોય તે વિચાર કરીને ત્વરાથી કરવામાં આવે. ॥ ૪૪ ॥

આ વિષયમાં **'कर्तुम्'** કરવાયોગ્ય હોય તેનો વિચાર કરીને **'क्रियाताम्'** પછી તે જ કરવામાં આવે. ॥ ૪૪ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे उत्तरार्धे रुक्मिण्युद्वाहे द्विपञ्चाशत्तमोऽध्यायः॥ ५२॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे उत्तरार्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां द्विपञ्चाशत्तमोऽध्यायः॥ ५२॥

*****

# अथ त्रिपञ्चाशत्तमोऽध्यायः

## રુક્મિણીહરણ

त्रिपञ्चाशत्तमे गत्वा विदर्भानद्भुतेहितः।
रुक्मिणीमहरत्कृष्णो मिषतां द्विषतां बलात्॥ १

આશ્ચર્યજનક લીલાવાળા શ્રીકૃષ્ણે વિર્દભ દેશમાં જઈને શત્રુઓના દેખતાં બળપૂર્વક રુક્મિણીનું હરણ કર્યું, એ (કથા) ત્રેપનમા અધ્યાયમાં છે.

श्रीशुक उवाच

**वैदर्भ्याः स तु सन्देशं निशम्य यदुनन्दनः।**
**प्रगृह्य पाणिना पाणिं प्रहसन्निदमब्रवीत्॥ १**
॥ १ ॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – યદુનંદન શ્રીકૃષ્ણ વિદર્ભનંદિનીનો સંદેશો સાંભળીને પોતાના શ્રીહસ્તથી ભૂદેવનો હાથ પકડીને હસતાં હસતાં આ પ્રમાણે કહેવા લાગ્યા. ॥ ૧ ॥ ૧ ॥

श्रीभगवानुवाच

**तथाहमपि तच्चित्तो निद्रां च न लभे निशि।**
**वेदाहं रुक्मिणा द्वेषान्ममोद्वाहो निवारितः॥ २**

**શ્રીભગવાન બોલ્યા** – (જેમ વૈદર્ભી વ્યાકુળ ચિત્તવાળી છે) તેમ હું પણ તેનામાં ચિત્તવાળો હોઈ રાત્રે નિદ્રાને પ્રાપ્ત થતો નથી. મારા ઉપર દ્વેષ હોવાને કારણે રુક્મી દ્વારા મારો વિવાહ રોકવામાં આવ્યો છે, તે હું જાણું છું. ॥ ૨ ॥

निद्राया अलाभे कारणान्तरम्—वेदेति। तया अकथितमप्यहं जानामीति॥ २॥

નિદ્રાની પ્રાપ્તિ ન થવા માટેનું બીજું કારણ – **'वेद इति।'** તે રુક્મિણી દ્વારા કહેવામાં નથી આવ્યું, તે પણ હું જાણું છું. ॥ ૨ ॥

**तामानयिष्य उन्मथ्य राजन्यापसदान् मृधे।**
**मत्परामनवद्यांगीमेधसोऽग्निशिखामिव ॥ ३**

ક્ષત્રિયોમાં અધમ એવા (શિશુપાલ વગેરે)ને યુદ્ધમાં પરાજિત કરીને હું જ જેના આશ્રયરૂપ છું તેવી શુભાંગી રુક્મિણીને, લાકડાંનું મંથન કરીને અગ્નિશિખાને બહાર લાવવામાં આવે છે તેમ લઈ આવીશ. ॥ ૩ ॥

आनयिष्ये आनेष्यामि। राजन्यापसदान् राजसु हीनान्। उन्मथ्यानयने दृष्टान्तः— एधस इति॥ ३॥

**'आनयिष्ये' आनेष्यामि** (અથવા **आनेष्ये** હોવું જોઈએ.) **'राजन्य-अपसदान्'** ક્ષત્રિય રાજાઓમાંના અધમ રાજાઓને – મંથન કરીને લાવવા માટેનું દૃષ્ટાંત – **'एधसः इति।'** ॥ ૩ ॥

श्रीशुक उवाच

**उद्वाहर्क्षं च विज्ञाय रुक्मिण्या मधुसूदनः।**
**रथः संयुज्यतामाशु दारुकेत्याह सारथिम्॥ ४**

**શ્રીશુકદેવજી બોલ્યા** – ભગવાન મધુસૂદને રુક્મિણીના વિવાહનું નક્ષત્ર જાણીને સારથિ (દારુક)ને કહ્યું: 'હે દારુક, શીઘ્ર (અશ્વો સાથે) રથ જોડ.' ॥ ૪ ॥

उद्वाहर्क्षमिति परश्वो रात्रौ विवाहनक्षत्रमिति विज्ञाय तस्यां रात्र्यां प्रस्थाय प्रातर्विदर्भदेशानगमत्। श्वोभाविनि त्वमजितोद्वहने विदर्भान् गुप्तः समेत्येति रुक्मिणीसंदेशात्॥ ४॥

**'उद्वाह-ऋक्षम् इति।'** પરમ દિવસે રાત્રે વિવાહનું નક્ષત્ર છે, એમ જાણીને તે જ રાત્રિએ નીકળીને સવારે વિદર્ભ દેશ ગયા, કારણ કે 'હે અજિત, આગામી દિવસે થનારા વિવાહમાં ગુપ્ત રીતે આવીને....' એમ રુક્મિણીનો સંદેશો હતો. ॥ ૪ ॥

**स चाश्वैः शैब्यसुग्रीवमेघपुष्पबलाहकैः।**
**युक्तं रथमुपानीय तस्थौ प्रांजलिरग्रतः॥ ५**

શૈબ્ય, સુગ્રીવ, મેઘપુષ્પ અને બલાહક નામના અશ્વો સાથે જોડેલા રથને લઈને તે દારુક બે હાથ જોડીને (ભગવાનની) આગળ ઊભો રહ્યો. ॥ ૫ ॥

शैब्येत्यादीनि चत्वार्यश्वनामानि॥ ५॥

શૈબ્ય વગેરે ચાર ઘોડાઓનાં નામ છે. ॥ ૫ ॥

**आरुह्य स्यन्दनं शौरिर्द्विजमारोप्य तूर्णगैः ।**
**आनर्तादेकरात्रेण विदर्भानगमद्धयैः ॥ ६**
॥ ६ ॥

(તે જ સમયે) બ્રાહ્મણને રથમાં બેસાડી, પોતે પણ રથ પર ચડીને શીઘ્રગામી અશ્વો દ્વારા એક જ રાત્રિમાં શૌરિ શ્રીકૃષ્ણ આનર્ત થઈને વિદર્ભ દેશમાં પહોંચી ગયા. ॥ ૬ ॥ ૬ ॥

**राजा स कुण्डिनपतिः पुत्रस्नेहवशं गतः ।**
**शिशुपालाय स्वां कन्यां दास्यन् कर्माण्यकारयत् ॥ ७**

પુત્ર (રુક્મી)ના સ્નેહને વશ થયેલા કુંડિનાધિપતિ રાજા (ભીષ્મક) પોતાની કન્યા શિશુપાલને આપવા માટેનાં કર્મો કરાવતા હતા. ॥ ૭ ॥

पुत्रस्य रुक्मिणः स्नेहेन तद्वशमनुगच्छतीति तथा। अनेन शिशुपालेऽनभिरुचिं द्योतयति। कर्माणि पुरालङ्कारपितृदेवार्चनादीनि ॥ ७ ॥

પુત્ર રુક્મીના સ્નેહથી તેને વશ થઈ ગયો હતો તેવો – આ દ્વારા (પિતા ભીષ્મકની) શિશુપાલ સાથે (રુક્મિણીને પરણાવવાની) ઈચ્છા ન હતી, તેમ પ્રકટ થાય છે. નગરને અલંકૃત કરાવવું, પિતૃઓ તથા દેવોનું પૂજન કરાવવું વગેરે કર્મો ॥ ૭ ॥

तान्येवाह—**पुरमित्यादिचतुर्भिः** ।

અલંકૃત કરાયેલા નગર વગેરેનું જ ચાર શ્લોકોથી વર્ણન કરે છે – **'पुरम् इति।'**

**पुरं सम्मृष्टसंसिक्तमार्गरथ्याचतुष्पथम् ।**
**चित्रध्वजपताकाभिस्तोरणैः समलंकृतम् ॥ ८**

સ્વચ્છ કરાવેલા અને જળ છંટાવેલા રાજમાર્ગો, શેરીઓ અને ચાર રસ્તાઓ જેમાં છે તે નગરને રંગબેરંગી ધજાઓ(ના દંડ)માં પતાકાઓ તથા તોરણથી શણગારવામાં આવ્યું હતું. ॥ ૮ ॥

संमृष्टाः संसिक्ताश्च मार्गादयो यस्मिंस्तत्। चित्रा ध्वजेषु पताकास्ताभिः समलंकृतमकारयत् ॥ ८ ॥

સ્વચ્છ કરાવેલા અને જળ છંટાવેલા માર્ગો વગેરે જેમાં છે તે નગરને રંગબેરંગી ધજાઓ(ના દંડ)માં પતાકાઓથી સુંદર રીતે અલંકૃત કરાવ્યું હતું. ॥ ૮ ॥

**स्रग्गन्धमाल्याभरणैर्विरजोऽम्बरभूषितैः ।**
**जुष्टं स्त्रीपुरुषैः श्रीमद्गृहैरगुरुधूपितैः ॥ ९**

પુષ્પમાળા, ચંદન, પુષ્પો, અલંકારો અને શુદ્ધ વસ્ત્રોવાળાં સ્ત્રી-પુરુષોથી સેવાયેલું તથા અગરુધૂપથી સુવાસિત, શોભાયમાન ગૃહોથી સંપન્ન નગર હતું. ॥ ૯ ॥

स्रग्गन्धमाल्याभरणैरित्यत्र मत्वर्थो द्रष्टव्यः। यद्वा स्रग्गन्धमाल्यान्याबिभ्रतीति तथा तैः तथा विरजोऽम्बरैर्भूषितैश्च स्त्रीपुरुषैर्जुष्टम्। तथा श्रीमद्भिर्गृहैश्च जुष्टम् ॥ ९ ॥

પુષ્પમાળા, ચંદન, પુષ્પ, અલંકારોવાળાં – એમ અહીં મત્વર્થીય (વાળા) પ્રત્યય સમજવા યોગ્ય છે. અથવા પુષ્પમાળા, ચંદન, પુષ્પો ધારણ કરે છે તેવાં તે સ્ત્રી-પુરુષોથી તથા શુદ્ધ વસ્ત્રોથી અલંકૃત થયેલાં સ્ત્રી-પુરુષોથી યુક્ત તેમ જ શોભાયમાન ગૃહોથી યુક્ત નગર હતું. ॥ ૯ ॥

**पितॄन् देवान् समभ्यर्च्य विप्रांश्च विधिवन्नृप।**
**भोजयित्वा यथान्यायं वाचयामास मंगलम्॥ १०**
**सुस्नातां सुदतीं कन्यां कृतकौतुकमंगलाम्।**
**अहतांशुकयुग्मेन भूषितां भूषणोत्तमैः॥ ११**

હે નૃપ, પિતૃઓ તથા દેવોને વિધિપૂર્વક સુંદર રીતે પૂજીને તથા વિપ્રોને યથોચિત રીતે ભોજન કરાવીને સુંદર રીતે સ્નાન કરેલી, શોભાયમાન દંતાવલિવાળી, વિવાહસૂત્ર બાંધવા દ્વારા મંગળ કરેલી અને બે નૂતન વસ્ત્રો તથા ઉત્તમ આભૂષણોથી વિભૂષિત કરેલી કન્યા રુક્મિણીનું સ્વસ્તિવાચન કરાવ્યું. ॥ ૧૦ ॥ ૧૧ ॥

यथान्यायमन्यांश्च। कन्यां प्रति मङ्गलं वाचयामास॥ १०॥

(અતિથિ વગેરે) અન્ય જનોને પણ યથોચિત રીતે (ભોજન કરાવ્યું.) – કન્યાનું **'मङ्गलम्'** સ્વસ્તિવાચન કરાવ્યું. ॥ ૧૦ ॥

कृतं कौतुकेन विवाहसूत्रेण मङ्गलं यस्यास्ताम्। अहतं नवीनम्। भूषणोत्तमैश्च भूषिताम्॥ ११॥

**'कृतं कौतुकेन'** વિવાહસૂત્ર બાંધવા દ્વારા મંગળ છે જેનું તે કન્યાને – **'अहतम्'** નૂતન – તથા ઉત્તમ આભૂષણોથી વિભૂષિત કરેલી કન્યાને ॥ ૧૧ ॥

**चक्रुः सामर्ग्यजुर्मन्त्रैर्वध्वा रक्षां द्विजोत्तमाः।**
**पुरोहितोऽथर्वविद् वै जुहाव ग्रहशान्तये॥ १२**

ઉત્તમ બ્રાહ્મણોએ સામવેદ, ઋગ્વેદ અને યજુર્વેદના મંત્રોથી વધૂ રુક્મિણીની રક્ષા કરી. અથર્વવેદને જાણનાર પુરોહિતે ગ્રહશાંતિ માટે હોમ કર્યો. ॥ ૧૨ ॥

वध्वास्तस्याः कन्यायाः। अथर्वविदथर्वण-मन्त्रवित्॥ १२॥

**'वध्वाः'** તે કન્યાની – **'अथर्ववित्'** અથર્વવેદના મંત્રો જાણનાર ॥ ૧૨ ॥

**हिरण्यरूप्यवासांसि तिलांश्च गुडमिश्रितान्।**
**प्रादाद् धेनूश्च विप्रेभ्यो राजा विधिविदां वरः॥ १३**

शास्त्रविधि જાણનારાઓમાં શ્રેષ્ઠ રાજા ભીષ્મકે બ્રાહ્મણોને સોનાનાં, રૂપાનાં, વસ્ત્રોનાં, ગોળ સાથે મિશ્ર કરેલા તલનાં અને ગાયોનાં દાન કર્યાં. ॥ ૧૩ ॥ ૧૩ ॥

॥ १३॥

**एवं चेदिपती राजा दमघोषः सुताय वै।**
**कारयामास मन्त्रज्ञैः सर्वमभ्युदयोचितम्॥ १४**

આ જ પ્રમાણે ચેદિનરેશ રાજા દમઘોષે શિશુપાળના અભ્યુદયને યોગ્ય સર્વ કાર્યો મંત્રવેત્તા બ્રાહ્મણો પાસે કરાવ્યાં. ॥ ૧૪ ॥

अभ्युदये उचितम्॥ १४॥

અભ્યુદય માટે યોગ્ય ॥ ૧૪ ॥

**मदच्युद्भिर्गजानीकैः स्यन्दनैर्हेममालिभिः।**
**पत्त्यश्वसंकुलैः सैन्यैः परीतः कुण्डिनं ययौ॥ १५**

મદ ઝરતા હાથીઓનાં સૈન્ય, સુવર્ણની માળાઓવાળા રથો, પાયદળ અને અશ્વોથી ભરેલાં (ચતુરંગી) સૈન્યોથી વીંટળાયેલો તે (શિશુપાલ) કુંડિનપુર ગયો. ॥ ૧૫ ॥

ततश्चतुरङ्गसैन्यैः परीतः परिवृतः कुण्डिनं भीष्मकस्य पुरं ययौ। मदं च्यवन्ते इति मदच्युतस्तैः। स्यन्दनै रथैः। हेमरचिता माला विद्यन्ते येषु तैः॥ १५॥

(અભ્યુદય કર્મ) પછી ચતુરંગિણી સૈન્યોથી **'परीतः'** વીંટળાયેલો શિશુપાલ ભીષ્મક રાજાના નગર કુંડિનપુરમાં ગયો. મદ ઝરે તેવા મદ ઝરતા હાથીઓથી – **'स्यन्दनैः'** રથોથી – જેમાં સુવર્ણની બનાવેલી માળાઓ છે તે રથોથી ॥ ૧૫ ॥

**तं वै विदर्भाधिपतिः समभ्येत्याभिपूज्य च।**
**निवेशयामास मुदा कल्पितान्यनिवेशने॥ १६**

कल्पितं निर्मितं यदन्यनिवेशनं तस्मिन् ॥ १६ ॥

विदर्भाधिपति भीष्मके आनंदयुक्त थई सामे जईने अने सत्कार करीने तैयार कराववामां आवेला, (वरने योग्य एवा) अन्य निवासस्थानमां तेने निवास आप्यो. ॥ १६ ॥

**'कल्पितम्'** तैयार कराववामां आवेलो (अन्य राजाओना निवासथी उत्तम एवो) अन्य निवास, तेमां ॥ १६ ॥

**तत्र शाल्वो जरासन्धो दन्तवक्त्रो विदूरथः।**
**आजग्मुश्चैद्यपक्षीयाः पौण्ड्रकाद्याः सहस्रशः ॥ १७॥** १७॥

શાલ્વ, જરાસંધ, દંતવક્ત્ર, વિદૂરથ અને પૌંડ્રક વગેરે શિશુપાલના પક્ષના હજારો રાજાઓ ત્યાં આવી ગયા. ॥ ૧૭ ॥ ૧૭ ॥

**कृष्णरामद्विषो यत्ताः कन्यां चैद्याय साधितुम्।**
**यद्यागत्य हरेत् कृष्णो रामाद्यैर्यदुभिर्वृतः ॥ १८॥**
**योत्स्यामः संहतास्तेन इति निश्चितमानसाः।**
**आजग्मुर्भूभुजः सर्वे समग्रबलवाहनाः ॥ १९॥**

यदि श्रीकृष्णो हरेदिति शङ्किताः। कन्यां साधयितुमित्यर्थः॥ १८॥ १९॥

બલરામ વગેરે યાદવો સાથે વીંટળાયેલા શ્રીકૃષ્ણ જો આવીને કન્યાનું હરણ કરી જાય તો કન્યાને ચેદિરાજ સાથે પરણાવવા માટે તૈયાર થયેલા, શ્રીકૃષ્ણ-બલરામનો દ્વેષ કરનારા રાજાઓ, 'આપણે ભેગા થઈને તેની સામે યુદ્ધ કરીશું', એમ નિશ્ચિત મનવાળા, સમગ્ર સૈન્યો અને વાહનો સાથે ત્યાં આવ્યા હતા. ॥ ૧૮ ॥ ૧૯ ॥

જો શ્રીકૃષ્ણ (રુક્મિણીનું) હરણ કરે તો, એવી શંકાવાળા રાજાઓ કન્યાને (ચેદિરાજ સાથે) પરણાવવા માટે, એમ અર્થ છે. ॥ ૧૮ ॥ ૧૯ ॥

**श्रुत्वैतद् भगवान् रामो विपक्षीयनृपोद्यमम्।**
**कृष्णं चैकं गतं हर्तुं कन्यां कलहशंकितः॥ २०**
**बलेन महता सार्धं भ्रातृस्नेहपरिप्लुतः।**
**त्वरितः कुण्डिनं प्रागाद् गजाश्वरथपत्तिभिः॥ २१** ॥ २०॥ २१॥

શત્રુરાજાઓની તૈયારી (વિષે લોકો પાસેથી) સાંભળીને અને કન્યાનું હરણ કરવા માટે શ્રીકૃષ્ણને એકલા ગયેલા (જાણીને) લડાઈ થવાની શંકાવાળા, ભ્રાતૃસ્નેહથી ભરાઈ જઈને ભગવાન બલરામજી હાથી, ઘોડા, રથ, પાયદળોથી યુક્ત મોટી સેના લઈને, ત્વરાયુક્ત થઈને કુંડિનપુર ગયા. ॥ ૨૦ ॥ ૨૧ ॥ ૨૦ ॥ ૨૧ ॥

सूर्योदयात्पूर्वमेवौत्सुक्येन रुक्मिण्यचिन्तयदित्याह—**भीष्मकन्येति।**

સૂર્યોદયની પૂર્વે જ રુક્મિણી ઉત્સુકતાથી વિચાર કરતી હતી, તે કહે છે – **'भीष्मकन्या इति।'**

**भीष्मकन्या वरारोहा कांक्षन्त्यागमनं हरेः।**
**प्रत्यापत्तिमपश्यन्ती द्विजस्याचिन्तयत्तदा॥ २२**

प्रत्यापत्तिं प्रत्यागमनम्॥ २२॥

શ્રીહરિના આગમનની આકાંક્ષા રાખતી (શ્રીકૃષ્ણની પ્રાપ્તિરૂપ ઊર્ધ્વ ભૂમિકા ઉપર જેનું આરોહણ છે તેવી) પરમ સુંદરી રુક્મિણી (મોકલેલા) બ્રાહ્મણના પ્રત્યાગમનને (પાછા ફરવું) ન જોતી, તે સમયે વિચારવા લાગી. ॥ ૨૨ ॥

**'प्रत्यापत्तिम्'** પાછા ફરવું ॥ ૨૨ ॥

**अहो त्रियामान्तरित उद्वाहो मेऽल्पराधसः ।**
**नागच्छत्यरविन्दाक्षो नाहं वेद्म्यत्र कारणम् ।**
**सोऽपि नावर्ततेऽद्यापि मत्सन्देशहरो द्विजः ॥ २३**

अभागणी એવી મારા વિવાહની વચ્ચે એક જ રાત્રિ છે. અરે રે! અરવિંદલોચન શ્રીકૃષ્ણ આવતા નથી, એ માટેનું કારણ હું નથી જાણતી. મારો સંદેશો લઈ જનાર તે ભૂદેવ પણ હજી સુધી આવ્યા નહીં! ॥ ૨૩ ॥

त्रियामा रात्रिस्तावन्मात्रेणान्तरितः । अल्पराधसो मन्दभाग्यायाः ॥ २३ ॥

**'त्रियामा'** રાત્રિ જ કેવળ વચ્ચે છે એવો મારો વિવાહ – **'अल्पराधसः'** મંદ ભાગ્યવાળીના ॥ ૨૩॥

**अपि मय्यनवद्यात्मा दृष्ट्वा किंचिज्जुगुप्सितम् ।**
**मत्पाणिग्रहणे नूनं नायाति हि कृतोद्यमः ॥ २४**

મારા પાણિગ્રહણ માટે (પ્રથમ) તૈયાર થયેલા નિર્દોષ દેહ-ઈન્દ્રિય-અંતઃકરણવાળા શ્રીકૃષ્ણ ચોક્કસ મારામાં કંઈ ધૃષ્ટતા જોઈને જ આવ્યા નથી.॥ ૨૪ ॥

जुगुप्सितं धाष्ट्यादि। अपीति शङ्कायाम्। नायाति हि कृतोद्यम इति। अयमर्थः—आदौ कृतोद्यमत्वात्तं न प्रस्थापितवान्, प्रस्थानावसरे च किंचिन्मयि जुगुप्सितं मत्वा प्रत्याचष्ट, अतः सोऽपि द्विजो नूनं नायातीति ॥ २४ ॥

**'जुगुप्सितम्'** (પત્રલેખન વગેરે) ધૃષ્ટતાને – **'अपि'** શંકાથી કહે છે. **'न-आयाति कृत-उद्यमः इति।'** આ અર્થ છે – **'कृतोद्यमत्वात्'** તેઓ પ્રથમ આવવા તૈયાર થયા હોવાથી તે બ્રાહ્મણને મોકલ્યા નહીં. નીકળવાના અવસરે જ મારામાં કંઈક ધૃષ્ટતા જાણીને આવવાની ના પાડી હશે. આથી જ તે બ્રાહ્મણ પણ આવ્યા નથી. ॥ ૨૪॥

यद्वा ततो निर्गतोऽपि श्रीकृष्णो मद्दैववैमुख्यात्क्वचित्प्रतिबद्धो भवेदित्याह—**दुर्भगाया इति।**

અથવા શ્રીકૃષ્ણ ત્યાંથી નીકળી ગયા હોવા છતાં મારું ભાગ્ય પ્રતિકૂળ હોવાથી કોઈક દ્વારા અટકાવી દેવાયા હશે, એમ કહે છે – **'दुर्भगायाः इति।'**

**दुर्भगाया न मे धाता नानुकूलो महेश्वरः ।**
**देवी वा विमुखा गौरी रुद्राणी गिरिजा सती ॥ २५**

॥ २५ ॥

દુર્ભાગી એવી મને વિધાતા અને ભગવાન શંકર અનુકૂળ નથી, અથવા રુદ્રપત્ની ગિરિરાજકુમારી દેવી પાર્વતી મને પ્રતિકૂળ છે. ॥ ૨૫ ॥ ૨૫ ॥

**एवं चिन्तयती बाला गोविन्दहृतमानसा ।**
**न्यमीलयत कालज्ञा नेत्रे चाश्रुकलाकुले ॥ २६**

શ્રીગોવિંદે જેનું મન હરી લીધું છે તેવી, આ પ્રમાણે ચિંતન કરતી બાળા રુક્મિણીએ (હજી ગોવિંદને આવવાનો) સમય (થયો નથી, એમ) જાણીને અશ્રુપૂર્ણ નેત્રો મીંચી દીધાં. ॥ ૨૬ ॥

कालज्ञा नाधुनापि गोविन्दागमनकाल इति मन्वाना किंचिदाश्वस्तचित्ता सती चिन्तास्तब्धे लोचने निमीलितवतीत्यर्थः ॥ २६ ॥

**'कालज्ञा'** હજી પણ ગોવિંદને આવવાનો સમય થયો નથી એમ માનતી, કંઈક આશ્વસ્ત (સ્થિર) મનવાળી થઈ હોઈ તેણે ચિંતાથી સ્થિર થયેલાં નેત્રો મીંચી દીધાં. ॥ ૨૬ ॥

**एवं वध्वाः प्रतीक्षन्त्या गोविन्दागमनं नृप ।**
**वाम ऊरुर्भुजो नेत्रमस्फुरन् प्रियभाषिणः ॥ २७**

હે નૃપ, આમ, શ્રીગોવિંદના આગમનની પ્રતીક્ષા કરતી વધૂ રુક્મિણીનાં, (શ્રીકૃષ્ણના આગમનરૂપ) પ્રિયનું સૂચન કરનારાં ડાબાં અંગો – સાથળ, ભુજા અને નેત્ર ફરકવાં લાગ્યાં. ॥ ૨૭ ॥

प्रियभाषिणः प्रियसूचकाः ॥ २७ ॥

**अथ कृष्णविनिर्दिष्टः स एव द्विजसत्तमः ।**
**अन्तःपुरचरीं देवीं राजपुत्रीं ददर्श ह॥ २८**

पुरोपवनं प्राप्तेन श्रीकृष्णेन विनिर्दिष्टः प्राप्तं मां कथयेत्यादिष्टः ॥ २८ ॥

**सा तं प्रहृष्टवदनमव्यग्रात्मगतिं सती।**
**आलक्ष्य लक्षणाभिज्ञा समपृच्छच्छुचिस्मिता ॥ २९ ॥**

न व्यग्रा आत्मनो देहस्य गतिर्यस्य तम्। लक्षणाभिज्ञा दूतस्य लक्षणं तत्तत्कार्यसूचकमभिजानातीति तथा॥ २९ ॥

**तस्या आवेदयत् प्राप्तं शशंस यदुनन्दनम्।**
**उक्तं च सत्यवचनमात्मोपनयनं प्रति॥ ३०**

तस्यै प्राप्तं यदुनन्दनमावेदितवान्। तं च शशंस। आत्मोपनयनं प्रति आत्मना स्वयं श्रीकृष्णस्यानयनं प्रति तेन द्विजेन सत्यवचनं प्रोक्तमिति। आत्मनः प्राणेश्वरस्येति वा। यद्वा आत्मनस्तस्या उपनयनं प्रति श्रीकृष्णेन यदुक्तं सत्यवचनं तामानयिष्य इत्यादि तच्च शशंसावर्णयदित्यर्थः ॥ ३० ॥

**तमागतं समाज्ञाय वैदर्भी हृष्टमानसा।**
**न पश्यन्ती ब्राह्मणाय प्रियमन्यन्ननाम सा॥ ३१**

**'प्रियभाषिणः'** પ્રિયની એંધાણી આપનારાં ॥ ૨૭ ॥

તે જ ક્ષણે શ્રીકૃષ્ણ દ્વારા મોકલવામાં આવેલા (રુક્મિણીનો સંદેશો લાવનાર જે હતા,) તે જ દ્વિજવર્યે અંતઃપુરમાં રહેનારી દીપ્યમાન રાજકુંવરીને નિહાળી. ॥ ૨૮ ॥

નગરના ઉપવનમાં પહોંચેલા શ્રીકૃષ્ણ દ્વારા પહોંચી ગયેલા મારા વિષે રુક્મિણીને જણાવજો, એમ આદેશ પામેલા દ્વિજવર્યે ॥ ૨૮ ॥

(દૂતના) લક્ષણને જાણનારી, સદાચારિણી, પવિત્ર સ્મિતવાળી વિદર્ભનંદિનીએ પ્રસન્ન મુખવાળા અને દેહની અવ્યાકુળ (શાંત) ગતિવાળા તે (ભૂદેવ)ને જોઈને પૂછ્યું. ॥ ૨૯ ॥

જેના **'आत्मनः'** દેહની ગતિ વ્યાકુળ નથી તેવા તેને – **'लक्षणाभिज्ञा'** દૂતે કાર્ય કર્યું કે ન કર્યું તેનું સૂચન કરનાર લક્ષણને જાણે તેવી ॥ ૨૯ ॥

તે રુક્મિણીને ભૂદેવે પહોંચી ગયેલા યદુનંદન વિષે જણાવી દીધું તથા રુક્મિણીનું પોતાનું હરણ કરવા માટેનું સત્યવચન ભગવાન દ્વારા કહેવામાં આવ્યું હતું તે પણ વર્ણવ્યું, તેમ જ તે બ્રાહ્મણે યદુનંદનની પ્રશંસા કરી. ॥ ૩૦ ॥

તે રુક્મિણીને 'યદુનંદન આવી ગયા છે.' એમ જણાવ્યું અને તેમની પ્રશંસા કરી. **'आत्मोपनयनं प्रति'** બ્રાહ્મણના પોતાના દ્વારા સ્વયં શ્રીકૃષ્ણને લાવવામાં આવ્યા છે તે માટે તે બ્રાહ્મણ દ્વારા સત્યવચન કહેવામાં આવ્યું. ૧. आत्मना–उपनयनम् અથવા ૨. आत्मनः उपनयनम् પ્રાણેશ્વર શ્રીકૃષ્ણને લાવવાનું અથવા ૩. आत्मनः અર્થાત્ તે રુક્મિણીનું હરણ કરવા માટે શ્રીકૃષ્ણ દ્વારા જે સત્યવચન કહેવામાં આવ્યું હતુંઃ 'તેને હું લાવીશ.....' વગેરે (શ્લોક-૩) તે પણ **'शशंस'** વર્ણવ્યું, એમ અર્થ છે. ॥ ૩૦ ॥

તે શ્રીકૃષ્ણને આવેલા જાણીને પ્રસન્ન મનવાળી તે વિદર્ભનંદિનીએ બ્રાહ્મણને આપવા યોગ્ય અન્ય ઉચિત વસ્તુ ન જોતી તેણે (કેવળ) પ્રણામ કર્યા. ॥ ૩૧ ॥

तं श्रीकृष्णम्। अस्मिन्कार्ये सर्वस्वार्पणमप्यपर्याप्तमिति तदुचितं प्रियमपश्यन्ती तदा केवलं ननाम। पश्चाद्बहु ददावित्यर्थः।

**'तम्'** તે શ્રીકૃષ્ણને – આ કાર્ય માટે સર્વસ્વનું અર્પણ પણ પૂરતું નથી, આથી તે બ્રાહ્મણદેવને માટે (ઉચિત હોય તેવી) પ્રિય વસ્તુ ન જોતી વૈદર્ભીએ તે સમયે કેવળ પ્રણામ કર્યા. પાછળથી ઘણું (ધન વગેરે) આપ્યું, એમ અર્થ છે.

यद्वा मां श्रियं ये नमन्ति ते तावत्सर्वसम्पदामास्पदं भवन्ति किं पुनर्मयि प्रणतायामिति ततोऽधिकमन्यत्प्रियमपश्यन्ती ननामेति॥ ३१॥

અથવા જે મનુષ્યો લક્ષ્મી એવી મને નમન કરે છે તેઓ તો સર્વ સંપત્તિઓના આશ્રયરૂપ બને છે, તો વળી હું પ્રણામ કરું છું ત્યારે તે સર્વ સંપત્તિઓના આશ્રયરૂપ બને તેમાં શું કહેવું? માટે તે પ્રણામથી અધિક બીજું પ્રિય ન જોતી તેણે પ્રણામ કર્યા. ॥ ૩૧ ॥

**प्राप्तौ श्रुत्वा स्वदुहितुरुद्वाहप्रेक्षणोत्सुकौ।**
**अभ्ययात्तूर्यघोषेण रामकृष्णौ समर्हणैः॥ ३२**

પોતાની પુત્રીનો વિવાહ જોવા માટે ઉત્સુક શ્રીકૃષ્ણ-બલરામને આવેલા સાંભળીને (રાજા ભીષ્મક) તૂરી (વગેરે વાજિંત્રો)ના ઘોષ સાથે પૂજાસામગ્રી લઈને તેમની સમ્મુખ ગયા. ॥ ૩૨ ॥ ૩૨ ॥

**मधुपर्कमुपानीय वासांसि विरजांसि सः।**
**उपायनान्यभीष्टानि विधिवत् समपूजयत्॥ ३३**

॥ ३२॥ ३३॥

મધુપર્ક, ઉજ્જ્વળ વસ્ત્રો અને મનવાંછિત ભેટો સમર્પિત કરીને રાજાએ તે બંનેનો વિધિપૂર્વક સત્કાર કર્યો. ॥ ૩૩ ॥ ૩૩ ॥

**तयोर्निवेशनं श्रीमदुपकल्प्य महामतिः।**
**ससैन्ययोः सानुगयोरातिथ्यं विदधे यथा॥ ३४**

મહાબુદ્ધિમાન (ભીષ્મક) રાજાએ (સમસ્ત ભોગસામગ્રીવાળા) સમૃદ્ધિમાન નિવાસસ્થાનની રચના કરાવીને સૈન્ય સહિત અને અનુચરો સહિત તે બંનેનો યથોચિત અતિથિસત્કાર કર્યો. ॥ ૩૪ ॥

महामतिरित्यनेन श्रीकृष्णो बाढं कन्यामुद्वोढुमेवागतः स्यादिति वरोचितेन विधिना समपूजयदिति सूचितम्। यथा यथावत्॥ ३४॥

શ્રીકૃષ્ણ વસ્તુતઃ કન્યા પરણવા જ આવ્યા હોય તેમ વરને ઉચિત એવી વિધિથી તેમનો અતિથિસત્કાર કર્યો – આ દ્વારા ભીષ્મક રાજા મહાબુદ્ધિમાન હતા, એમ સૂચિત થાય છે. **'યથા'** યથોચિત ॥ ૩૪ ॥

**एवं राज्ञां समेतानां यथावीर्यं यथावयः।**
**यथाबलं यथावित्तं सर्वैः कामैः समर्हयत्॥ ३५**

આ પ્રમાણે (ત્યાં) આવેલા અન્ય રાજાઓનો પણ રાજા ભીષ્મકે તેઓનાં પરાક્રમ, વય, બળ તથા ધન અનુસાર સર્વ ઈચ્છિત ભોગો (આપવા) દ્વારા સારી રીતે સત્કાર કર્યો. ॥ ૩૫ ॥

समेतानां राज्ञां मध्ये वीर्याद्यनतिक्रम्य तं तं समर्हितवानित्यर्थः॥ ३५॥

આવેલા રાજાઓના પરાક્રમ વગેરેનું અતિક્રમણ ન થાય તેમ સર્વ રાજાઓને સારી રીતે સત્કાર્યા. ॥૩૫॥

श्रीकृष्णे भाविकर्मसूचकं जनानुरागं दर्शयति—**कृष्णमागतमिति** त्रिभिः।

**कृष्णमागतमाकर्ण्य विदर्भपुरवासिनः।**
**आगत्य नेत्रांजलिभिः पपुस्तन्मुखपंकजम्॥ ३६**
॥ ३६ ॥

**अस्यैव भार्या भवितुं रुक्मिण्यर्हति नापरा।**
**असावप्यनवद्यात्मा भैष्म्याः समुचितः पतिः॥ ३७**

अस्यैव रुक्मिण्येवार्हत्येव असावेव भैष्म्या एव समुचित एवेति षडवधारणानि।

तत्रैकस्मिन् व्यतिरेकप्रदर्शनमुपलक्षणार्थं नापरेति।

न च वाक्यभेददोषः। अनूद्यविधेयभेदेन विभिन्नानामेव वाक्यानां सह प्रयोगात्। ग्रहं संमार्ष्टीत्यादिवदिति ॥ ३७॥

ભવિષ્યમાં થનાર (વિવાહરૂપ) કર્મને સૂચવતા, શ્રીકૃષ્ણ પ્રત્યે લોકોના અનુરાગને ત્રણ શ્લોકોથી દર્શાવે છે – **'कृष्णम्-आगतम् इति।'**

શ્રીકૃષ્ણને પધારેલા સાંભળીને વિદર્ભનગરના રહેવાસીઓ આવીને નેત્રરૂપી અંજલિઓથી તેમના મુખકમળ(ની લાવણ્યસુધા)નું પાન કરવા લાગ્યા. ॥ ૩૬ ॥ ૩૬ ॥

રુક્મિણી આ(શ્રીકૃષ્ણ)ની જ ભાર્યા થવાને યોગ્ય છે, બીજી કોઈ નહીં. એ પવિત્ર દેહવાળા શ્રીકૃષ્ણ જ (પવિત્ર દેહવાળી) રુક્મિણીને માટે સુયોગ્ય પતિ છે. ॥ ૩૭ ॥

**'अस्य-एव'** રુક્મિણી જો ભાર્યા બનવા યોગ્ય હોય તો આ (શ્રીકૃષ્ણ)ની જ. ૨. **'रुक्मिणी-एव'** રુક્મિણી જ આ(શ્રીકૃષ્ણ)ની ભાર્યા બનવાને યોગ્ય છે. ૩. **'अर्हति-एव'** રુક્મિણી આ(શ્રીકૃષ્ણ)ની ભાર્યા બનવા માટે યોગ્ય જ છે, બીજી કોઈ યોગ્ય નથી. ૪. **'असौ-एव'** ભીષ્મકનંદિનીને સુયોગ્ય એવો પતિ એ જ છે, બીજો નહીં. ૫. **'भैष्म्याः-एव'** ભીષ્મકનંદિનીને જ સુયોગ્ય એવો એ પતિ છે, બીજી સ્ત્રીને નહીં. ૬. **'समुचितः-एव'** ભીષ્મકનંદિનીનો એ પતિ હોય એ જ ઉચિત છે, બીજું કંઈ જ ઉચિત નથી. આમ આ છ નિશ્ચય સૂચવતાં વિધાનો છે.

તેમાં એક વાક્યમાં રુક્મિણી સિવાય બીજી સ્ત્રી યોગ્ય નથી, એવું પ્રદર્શન **'न-अपरा'** શબ્દોથી કર્યું છે.

(પૂર્વમીમાંસા દર્શનમાં એક વાક્યમાંથી અનેક વાક્યો બનાવવાં એ દોષ ગણાય છે,) પરંતુ અહીં વાક્યભેદનો દોષ થતો નથી, કારણ કે ઉદ્દેશ્ય અને વિધેયના ભેદ બતાવીને જુદાં જુદાં વાક્યોની સાથેનો પ્રયોગ છે, તે દોષ નથી. સોમપાત્રને શુદ્ધ કરે છે, તેની જેમ! (અર્થાત્ એક સોમપાત્રના નિર્દેશથી બધાં સોમપાત્રનું સમ્માર્જન સમજી લેવાનું છે.)

**किंचित्सुचरितं यन्नस्तेन तुष्टस्त्रिलोककृत्।**
**अनुगृह्णातु गृह्णातु वैदर्भ्याः पाणिमच्युतः ॥ ३८**

અમારું જે કાંઈ સદાચરણ હોય તેનાથી પ્રસન્ન થયેલા ત્રણેય લોકના કિરતાર (શ્રીનારાયણ) (એવો) અનુગ્રહ કરો કે અચ્યુત વિદર્ભનંદિનીનું પાણિગ્રહણ કરે! ॥ ૩૮ ॥

अयमेवानुग्रह इति निर्दिशन्ति—गृह्णात्विति ॥ ३८ ॥

આ જ અનુગ્રહ છે, એવો નિર્દેશ કરે છે – **'गृह्णातु इति।'**

**एवं प्रेमकलाबद्धा वदन्ति स्म पुरौकसः।**
**कन्या चान्तःपुरात् प्रागाद् भटैर्गुप्ताम्बिकालयम्॥ ॥ ३९ ॥**

(અમારું પુણ્ય વૈદર્ભીને પ્રાપ્ત થાઓ!) એમ પ્રેમના અંશથી બંધાયેલા નગરવાસીઓ બોલતા હતા (તેવામાં) સૈનિકો દ્વારા રક્ષાયેલી વૈદર્ભી અંતઃપુરમાંથી અંબિકાદેવીના મંદિર તરફ જવા લાગી.॥ ૩૯ ॥

प्रेम्णः कला लेशस्तेन बद्धा वदन्ति स्म। संपूर्णं प्रेम तेषां हृद्येवावर्तत इत्यर्थः ॥ ३९ ॥

પ્રેમનો **'कला'** અંશ, તેનાથી બંધાયેલા (નગરવાસીઓ) બોલતા હતા. તેમના હૃદયમાં સંપૂર્ણ પ્રેમ જ હતો, એમ અર્થ છે. ॥ ૩૯ ॥

गमनं विशिनष्टि द्वयेन—**पद्भ्यामिति।**

રુક્મિણીના મંદિરગમનને વિશેષણપૂર્વક બે શ્લોકોથી વર્ણવે છે – **'पद्भ्याम् इति।'**

**पद्भ्यां विनिर्ययौ द्रष्टुं भवान्याः पादपल्लवम्।**
**सा चानुध्यायती सम्यङ्मुकुन्दचरणाम्बुजम्॥ ॥ ४० ॥** ४० ॥

શ્રીમુકુંદનાં પાદપદ્મોનું સતત ચિંતન કરતી તે વૈદર્ભી પાર્વતીજીનાં પાદપલ્લવનાં દર્શન કરવા માટે પગે ચાલતી જ ચાલી નીકળી. ॥ ૪૦ ॥ ૪૦ ॥

**यतवाङ्मातृभिः सार्धं सखीभिः परिवारिता।**
**गुप्ता राजभटैः शूरैः सन्नद्धैरुद्यतायुधैः।**
**मृदंगशंखपणवास्तूर्यभेर्यश्च जघ्निरे॥ ॥ ४१ ॥**

મૌન ધારણ કરેલી, માતાઓની સાથે, સખીઓથી વીંટળાયેલી અને ઉગામેલાં શસ્ત્રોવાળા બખ્તરધારી શૂરવીર રાજયોદ્ધાઓથી રક્ષાયેલી (તે જતી હતી ત્યારે) તેની આગળ મૃદંગ, શંખ, ઢોલ, તૂરી અને ભેરી વાગતાં હતાં. ॥ ૪૧ ॥

अपि च—मृदङ्गेत्यादि। जघ्निरे आहताः। वादिता इत्यर्थः ॥ ४१ ॥

અને વળી – **'मृदङ्ग इत्यादि।'** મૃદંગ વગેરે **'जघ्निरे'** પિટાતાં હતાં, વગાડવામાં આવતાં હતાં, એમ અર્થ છે. ॥ ૪૧ ॥

**नानोपहारबलिभिर्वारमुख्याः सहस्रशः।**
**स्रग्गन्धवस्त्राभरणैर्द्विजपत्न्यः स्वलंकृताः॥ ४२**
**गायन्तश्च स्तुवन्तश्च गायका वाद्यवादकाः।**
**परिवार्य वधूं जग्मुः सूतमागधवन्दिनः॥ ४३**

અનેક જાતનાં નૈવેદ્યો અને પૂજાસામગ્રીઓ સાથે હજારો શ્રેષ્ઠ ગણિકાઓ તથા પુષ્પમાળાઓ, ચંદન, વસ્ત્ર, આભરણોથી સુંદર રીતે અલંકૃત થયેલી બ્રાહ્મણપત્નીઓ, ॥ ૪૨ ॥ ગાયકો, વાદ્યો વગાડનારા અને સૂતો-માગધો તથા ભાટ-ચારણો વધૂને વીંટળાઈને ગાતા અને સ્તુતિ કરતા જતા હતા. ॥ ૪૩ ॥

वारमुख्या गणिकोत्तमाः ॥ ४२ ॥ ४३ ॥

**'वारमुख्याः'** શ્રેષ્ઠ ગણિકાઓ ॥ ૪૨ ॥ ૪૩ ॥

**आसाद्य देवीसदनं धौतपादकराम्बुजा।**
**उपस्पृश्य शुचिः शान्ता प्रविवेशाम्बिकान्तिकम् ॥ ४४ ॥**

उपस्पृश्याचम्य ॥ ४४ ॥

દેવીના મંદિરે આવીને જેના ચરણકમળ અને કરકમળ ધોવામાં આવ્યા તેવી તે રુક્મિણીએ આચમન કરી, પવિત્ર તથા શાંત થઈ અંબિકાદેવીની પાસે પ્રવેશ કર્યો.॥ ૪૪ ॥

**'उपस्पृश्य'** આચમન કરીને ॥ ૪૪ ॥

**तां वै प्रवयसो बालां विधिज्ञा विप्रयोषितः।**
**भवानीं वन्दयांचक्रुर्भवपत्नीं भवान्विताम्॥ ४५**

प्रवयसो वृद्धाः। भवान्वितामिति भवस्योपसर्जनत्वं स्त्रीकर्मोचितमुक्तम्॥ ४५ ॥

પૂજાનો પ્રકાર જાણનારી, વડીલ વિપ્રપત્નીઓએ ભગવાન ભવ (શંકર) સહિત ભવનાં અર્ધાંગિની ભવાની પ્રતિ તે બાળા રુક્મિણીને વંદન કરાવ્યાં.॥ ૪૫ ॥

**'प्रवयसः'** વૃદ્ધ, વડીલ (વિપ્રપત્નીઓ) – **'भव-अन्विताम् इति।'** – ભગવાન ભવનું ગૌણત્વ રીતરિવાજોમાં સ્ત્રીઓનું જ પ્રાધાન્ય દર્શાવવા માટે કહેવાયું છે. ॥ ૪૫ ॥

**नमस्ये त्वाम्बिकेऽभीक्ष्णं स्वसन्तानयुतां शिवाम्।**
**भूयात् पतिर्मे भगवान् कृष्णस्तदनुमोदताम्॥ ॥ ४६ ॥**

नमस्य इति। रुक्मिण्या तदैव दृष्टोऽयं मन्त्रः। स्वसन्तानयुतां गणेशादिसहिताम्।

आत्मारामोऽसौ कथं त्वत्पतिर्भवेदिति चेदत आह—तदनुमोदतामिति। भवती श्रीकृष्ण एव वा॥ ४६ ॥

'હે જગતજનની, પોતાનાં (ગણેશાદિ પ્રિય) સંતાનો સહિત શિવનાં અર્ધાંગિની આપને હું વારંવાર નમસ્કાર કરું છું. ભગવાન શ્રીકૃષ્ણ મારા પતિ થાઓ! તે માટે અનુમોદન(રૂપ અનુગ્રહ) કરો.' ॥ ૪૬ ॥

**'नमस्ये इति।'** રુક્મિણીજી દ્વારા તે જ સમયે આ મંત્રનું દર્શન કરવામાં આવ્યું છે. **'स्वसंतानयुताम्'** પોતાનાં સંતાનો ગણેશજી વગેરે સહિત (આપને)

જો (માતાજી કહે કે) આત્મામાં જ રમણ કરનાર એ શ્રીકૃષ્ણ તારા પતિ કેવી રીતે બને? તો તે માટે રુક્મિણીજી કહે છે – **'तत् अनुमोदताम् इति।'** આપ અનુમોદનરૂપ અનુગ્રહ કરો અથવા ભગવાન શ્રીકૃષ્ણ જ (સંમતિ આપો). ॥ ૪૬ ॥

**अद्भिर्गन्धाक्षतैर्धूपैर्वासःस्रङ्माल्यभूषणैः।**
**नानोपहारबलिभिः प्रदीपावलिभिः पृथक्॥ ४७**
**विप्रस्त्रियः पतिमतीस्तथा तैः समपूजयत्।**
**लवणापूपताम्बूलकण्ठसूत्रफलेक्षुभिः॥ ४८**

वासःस्रग्गन्धादिभिरम्बिकां समपूजयत् ॥ ४७ ॥ तथा विप्रस्त्रियोऽपि तैर्द्रव्यैर्लवणादिभिश्च समपूजयदिति॥ ४८ ॥

(એમ પ્રાર્થના કરીને) જળ, ચંદન, અક્ષત, ધૂપ, વસ્ત્ર, પુષ્પમાળા, પુષ્પ, અલંકારો, અનેક પ્રકારનાં નૈવેદ્ય, પૂજાસામગ્રીઓ અને દીપમાલિકાઓથી (ભવ તથા ભવાનીને) તથા મીઠું, માલપૂડા, તાંબૂલ, મંગળસૂત્ર, ફળ અને શેરડી – તે (સર્વ અર્પણ કરવા) દ્વારા સૌભાગ્યવતી વિપ્રપત્નીઓને જુદાં જુદાં સુંદર રીતે પૂજવામાં આવ્યાં.॥ ૪૭ ॥ ૪૮ ॥

વસ્ત્ર, માળા, ચંદન વગેરે દ્વારા અંબિકાદેવીને સુંદર રીતે પૂજવામાં આવ્યાં. ॥ ૪૭ ॥ તથા વિપ્રપત્નીઓને પણ તે મીઠું વગેરે દ્રવ્યોથી સુંદર રીતે પૂજવામાં આવી. ॥ ૪૮ ॥

तस्यै स्त्रियस्ताः प्रददुः शेषां युयुजुराशिषः ।
ताभ्यो देव्यै नमश्चक्रे शेषां च जगृहे वधूः ॥ ४९

शेषां निर्माल्यम् ॥ ४९ ॥

તે વિપ્રપત્નીઓએ તે (રુક્મિણી)ને નિર્માલ્ય આપ્યું અને આર્શીવાદ આપ્યા. વધૂ રુક્મિણીજીએ તે વિપ્રપત્નીઓને તથા દેવીને પ્રણામ કર્યા અને (પ્રસાદરૂપ) નિર્માલ્ય ગ્રહણ કર્યું. ॥ ૪૯ ॥

**'शेषाम्'** નિર્માલ્યને ॥ ૪૯ ॥

मुनिव्रतमथ त्यक्त्वा निश्चक्रामाम्बिकागृहात् ।
प्रगृह्य पाणिना भृत्यां रत्नमुद्रोपशोभिना ॥ ५०

मुनिव्रतं मौनम् । भृत्यां सखीम् ॥ ५० ॥

ત્યાર પછી મૌનવ્રત છોડીને, રત્નની વીંટીથી શોભતા હાથથી સખી(ના (હાથ)ને પકડીને અંબિકા-દેવીના મંદિરમાંથી તે બહાર નીકળી. ॥ ૫૦॥

**'मुनिव्रतम्'** મૌનવ્રતને – **'भृत्याम्'** – સખીને ॥ ૫૦ ॥

तां देवमायामिव वीरमोहिनीं
सुमध्यमां कुण्डलमण्डिताननाम् ।
श्यामां नितम्बार्पितरत्नमेखलां
व्यञ्जत्स्तनीं कुन्तलशंकितेक्षणाम् ॥ ५१
शुचिस्मितां बिम्बफलाधरद्युति-
शोणायमानद्विजकुन्दकुड्मलाम् ।
पदा चलन्तीं कलहंसगामिनीं
शिंजत्कलानूपुरधामशोभिना ॥ ५२
विलोक्य वीरा मुमुहुः समागता
यशस्विनस्तत्कृतहृच्छयार्दिताः ।
यां वीक्ष्य ते नृपतयस्तदुदारहास-
व्रीडावलोकहृतचेतस उज्झितास्त्राः ॥ ५३
पेतुः क्षितौ गजरथाश्वगता विमूढा
यात्राच्छलेन हरयेऽर्पयतीं स्वशोभाम् ।
सैवं शनैश्चलयती चलपद्मकोशौ
प्राप्तिं तदा भगवतः प्रसमीक्षमाणा ॥ ५४

(છંદ - વસંતતિલકા)

શ્રીકૃષ્ણદેવની માયાની જેમ વીર પુરુષોને મોહ પમાડતી, સુકોમળ કટિપ્રદેશવાળી, કુંડળોથી શોભતા મુખવાળી, રજોદર્શનને પ્રાપ્ત ન થયેલી, નિતમ્બ ઉપર ધારણ કરેલી કટિમેખલાવાળી, પ્રકટ સ્તનોવાળી, કેશ(ની અલકાવલિઓ)થી ડરતાં હોય તેવાં ચંચળ નેત્રોવાળી, ॥ ૫૧ ॥ પવિત્ર સ્મિતવાળી, બિમ્બફળ જેવા (અરુણ) અધરની કાંતિથી રક્તવર્ણા થયેલા કુંદકળી જેવા દાંતવાળી, ઝણકાર કરતાં સુશોભિત ઝાંઝરની કાંતિથી શોભતા ચરણથી ચાલતી, રાજહંસની જેમ ગતિ કરતી, ॥ ૫૨ ॥ યાત્રાના બહાનાથી પોતાની શોભા શ્રીહરિને દર્શાવતી જે રુક્મિણીને જોઈને ત્યાં આવેલા યશસ્વી, વીર એવા તે નરપતિઓ, તેનાથી ઉત્પન્ન થયેલા કામથી વ્યાકુળ થઈ ગયા, જે રુક્મિણીને જોઈને તેના સુખદ હાસ્ય અને લજ્જાયુક્ત દૃષ્ટિથી હરાઈ ગયેલા ચિત્તવાળા, હાથી-રથ-અશ્વારૂઢ થયેલા તે નરપતિઓ અતિશય મોહિત થઈ ગયા અને છૂટી ગયેલા અસ્ત્રવાળા થઈને પૃથ્વી પર પડી ગયા. આમ ચાલતી કમળકળીઓ (જેવા ચરણ)ને ધીમે ધીમે ચલાવતી તથા તે સમયે ભગવાનના આગમનની પ્રતીક્ષા કરતી તેણે ॥ ૫૩ ॥ ૫૪ ॥

उत्सार्य वामकरजैरलकानपाङ्गैः
प्राप्तान् ह्रियैक्षत नृपान् ददृशेऽच्युतं सा ।
तां राजकन्यां रथमारुरुक्षतीं
जहार कृष्णो द्विषतां समीक्षताम् ॥ ५५

(છંદ - વસંતતિલકા)

ડાબા હાથના નખોથી વાળની લટોને ખસેડીને આવેલા રાજાઓને નેત્રકટાક્ષયુક્ત લજ્જાથી જોયા. તે સમયે તેણે અચ્યુત શ્રીકૃષ્ણને નિહાળ્યા. રથ ઉપર ચઢવા ઈચ્છતી તે રાજકન્યાને શત્રુઓના દેખતાં શ્રીકૃષ્ણે હરી લીધી. ॥ ૫૫ ॥

तां विलोक्य वीरा मुमुहुरिति तृतीयेनान्वयः। श्यामामजातरजस्काम्। कुन्तलेभ्यः शङ्किते इव चपले ईक्षणे यस्यास्ताम्॥ ५१॥ द्विजा एव कुन्दानां कुड्मलानि मुकुलानि बिम्बफलवद्यो-ऽधरस्तस्य द्युतिभिः शोणायमानानि तानि यस्यास्ताम्। कला शोभा तद्युक्तं नूपुरं सिञ्चच्च तत्कलानूपुरं च तस्य धाम दीप्तिस्तेन शोभितुं शीलमस्य तेन पदा चलन्तीम्॥ ५२॥ न केवलं मुमुहुः पेतुश्चेत्याह—यामिति। यात्रामिषेण हरये स्वलावण्यं समर्पयन्तीं यां वीक्ष्य क्षितौ पेतुः सा तान्प्राप्तान् ह्रिया ऐक्षत तदैवाच्युतं च ददर्शेत्युत्तरेणान्वयः॥ ५३॥ चलत्पद्मकोशतुल्यौ चरणौ चालयन्ती॥ ५४॥ ५५॥

તેને જોઈને વીર પુરુષો મોહિત થઈ ગયા, એમ આનાથી ત્રીજા શ્લોક(૫૩) સાથે અન્વય છે. **'श्यामाम्'** જેને રજોદર્શન થયું નથી તેને – કેશથી ડરતાં હોય તેવાં ચંચળ નેત્રો છે જેનાં તેને ॥ ૫૧ ॥ દાંત જ મોગરાની **'कुड्मलानि'** કળીઓ, બિમ્બફળ જેવો જે અધર છે તેની કાંતિથી રક્તવર્ણા થતા તે દાંત છે જેના તેને – **'कला'** શોભા, તેનાથી યુક્ત ઝાંઝર અને તે ઝણકાર કરતાં સુશોભિત નૂપુર અને તેની **'धाम'** કાંતિ, તેનાથી શોભિત થવાનો આ (ચરણ)નો સ્વભાવ છે, તે ચરણથી ચાલતી રુક્મિણીને ॥ ૫૨ ॥ રાજાઓ કેવળ મોહિત ન થયા પણ પડી ગયા, એમ કહે છે – **'याम् इति।'** યાત્રાના બહાનાથી શ્રીહરિને પોતાનું લાવણ્ય દર્શાવતી જે રુક્મિણીને જોઈને રાજાઓ પૃથ્વી પર પડી ગયા, તે આવેલા રાજાઓને તેણે લજ્જાથી જોયા, ત્યારે જ તેણે શ્રીઅચ્યુતને નિહાળ્યા, એમ પછીના શ્લોક (૫૪) સાથે સંબંધ છે. ॥ ૫૩ ॥ ચાલતી કમળકળીઓ જેવાં ચરણોને ચલાવતી ॥ ૫૪ ॥ ૫૫ ॥

**रथं समारोप्य सुपर्णलक्षणं**
**राजन्यचक्रं परिभूय माधवः।**
**ततो ययौ रामपुरोगमैः शनैः**
**सृगालमध्यादिव भागहृद्धरिः॥ ५६**

ગરુડના ચિહ્નવાળા (ગરુડધ્વજ) રથમાં તેને બેસાડીને તથા રાજમંડળને અભિભૂત કરીને, શિયાળોની વચ્ચેથી પોતાનો ભાગ હરી જનાર સિંહની જેમ શ્રીમાધવ, બલરામજી જેમના અગ્રેસર છે તે યાદવો સાથે ત્યાંથી ધીમેથી નીકળી ગયા. ॥ ૫૬ ॥

सुपर्णलक्षणं गरुडध्वजम्। हरिः सिंहः ॥ ५६॥

**'सुपर्णलक्षणम्'** ગરુડના ચિહ્નવાળા ગરુડધ્વજ રથમાં – **'हरिः'** સિંહ ॥ ૫૬ ॥

असहमानानां तेषामाक्रोशमाह।

(રુક્મિણીનું હરણ) સહન ન કરતા તે રાજાઓના આક્રોશને વર્ણવે છે.

**तं मानिनः स्वाभिभवं यशःक्षयं**
**परे जरासन्धवशा न सेहिरे।**
**अहो धिगस्मान् यश आत्तधन्वनां**
**गोपैर्हृतं केसरिणां मृगैरिव॥ ५७**

જરાસંધના વશવર્તી, ગુમાની શત્રુ રાજાઓ પોતાની (ઘોર) અવગણના અને કીર્તિનો નાશ સહન કરી શક્યા નહીં. (તેઓ બોલ્યાઃ) 'સિંહના ભાગને જેમ હરણો લઈ જાય તેમ ધનુષ્ય ધારણ કરેલા (આપણો) યશ ગોવાળો દ્વારા હરી લેવાયો છે. અરે રે, આપણને ધિક્કાર છે!' ॥ ૫૭ ॥

अहो धिगस्मान्। यतोऽस्माकं यशो गोपैर्हृतमिति ॥ ५७ ॥

અરેરે, આપણને ધિક્કાર છે, કારણ કે આપણો યશ ગોવાળો દ્વારા હરી લેવાયો છે. ॥ ૫૭ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे उत्तरार्धे
रुक्मिणीहरणं नाम त्रिपञ्चाशत्तमोऽध्यायः ॥ ५३ ॥
इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे उत्तरार्धे श्रीधरस्वामिविरचितायां
भावार्थदीपिकायां टीकायां त्रिपञ्चाशत्तमोऽध्यायः ॥ ५३ ॥

*****

## अथ चतुष्पञ्चाशत्तमोऽध्यायः

### શ્રીકૃષ્ણ-રુક્મિણી-વિવાહ

चतुष्पञ्चाशत्तमे तु जित्वा राज्ञोऽरिपक्षगान्।
रुक्मिणं च विरूप्याथ भैष्म्याः पाणिं पुरेऽग्रहीत्॥ १

ચોપનમા અધ્યાયમાં તો શત્રુ(શિશુપાળ)ના પક્ષમાં ગયેલા રાજાઓને જીતીને તથા રુક્મીને કદ્રૂપો (માથેથી બોડો) કરીને પછી દ્વારકાપુરીમાં શ્રીકૃષ્ણે રુક્મિણીનું પાણિગ્રહણ કર્યું. (એ કથા છે.) ॥ ૧ ॥

**श्रीशुक उवाच**

**इति सर्वे सुसंरब्धा वाहानारुह्य दंशिताः।**
**स्वैः स्वैर्बलैः परिक्रान्ता अन्वीयुर्धृतकार्मुकाः॥ १**

**શ્રીશુકદેવજી બોલ્યા** – આમ (બોલતા), અત્યંત ક્રોધાવેશમાં આવેલા, કવચ અને ધનુષ્ય ધારણ કરેલા તથા પોતપોતાનાં સૈન્યોથી વીંટળાયેલા (જરાસંધાદિ) સર્વ રાજાઓ ઘોડાઓ ઉપર ચઢીને (શ્રીકૃષ્ણની) પાછળ દોડ્યા.॥ ૧ ॥

इतीति। अहो धिगस्मानित्येवं वदन्तः सुसंरब्धाः क्रोधाविष्टाः। दंशिताः कृतसन्नाहाः। परिक्रान्ताः परिवृताः। अन्वीयुरन्वधावन्॥ १ ॥

**'इति इति।'** 'અરે રે, આપણને ધિક્કાર છે!' એમ બોલતા, **'सुसंरब्धाः'** અત્યંત ક્રોધાવેશમાં આવેલા, **'दंशिताः'** કવચ ધારણ કરેલા, **'परिक्रान्ताः'** વીંટળાયેલા **'अनु-ईयुः'** પાછળ દોડ્યા. ॥ ૧ ॥

**तानापतत आलोक्य यादवानीकयूथपाः।**
**तस्थुस्तत्संमुखा राजन्विस्फूर्ज्य स्वधनूंषि ते॥ २**

હે રાજા (પરીક્ષિત), તેમને આવતા જોઈને યાદવસૈન્યના સેનાપતિઓ પોતાના ધનુષ્યનો ટંકાર કરીને તેમની સામે ઊભા રહી ગયા. ॥ ૨ ॥

विस्फूर्ज्य टङ्कारयित्वा॥ २॥

**'विस्फूर्ज्य'** ટંકાર કરીને ॥ ૨ ॥

**अश्वपृष्ठे गजस्कन्धे रथोपस्थे च कोविदाः।**
**मुमुचुः शरवर्षाणि मेघा अद्रिष्वपो यथा॥ ३**

ઘોડાની પીઠ પર, હાથીની ખાંધ પર અને રથની બેઠક પર (આરૂઢ થઈને, જરાસંધાદિ) યુદ્ધકુશળ (રાજાઓ), મેઘો પર્વતો પર પાણી વરસાવે તેમ બાણોનો વરસાદ વરસાવવા લાગ્યા.॥ ૩ ॥

परेषां शराणां बाहुल्ये यादवानामचलत्वे दृष्टान्तः—मेघा इति॥ ३॥

શત્રુઓનાં બાણોની અતિશયતા અને યાદવોની અડગતા માટેનું દૃષ્ટાન્ત – **'मेघाः इति।'** ॥ ૩ ॥

**पत्युर्बलं शरासारैश्छन्नं वीक्ष्य सुमध्यमा।**
**सव्रीडमैक्षत्तद्वक्त्रं भयविह्वललोचना॥ ४**

ऐक्षदैक्षत॥ ४॥

**प्रहस्य भगवानाह मा स्म भैर्वामलोचने।**
**विनंक्ष्यत्यधुनैवैतत् तावकैः शात्रवं बलम्॥ ५**

मा स्म भैः मा भयं कुरु। हे वामलोचने वराक्षि। तावकैस्त्वदीयैः कृत्वा॥ ५॥

**तेषां तद्विक्रमं वीरा गदसंकर्षणादयः।**
**अमृष्यमाणा नाराचैर्जघ्नुर्हयगजान् रथान्॥ ६**

स चासौ विक्रमश्च तम्॥ ६॥

**पेतुः शिरांसि रथिनामश्विनां गजिनां भुवि।**
**सकुण्डलकिरीटानि सोष्णीषाणि च कोटिशः॥ ७**

उष्णीषाणि शिरोवतंसवस्त्राणि तत्सहितानि शिरांसि॥ ७॥

**हस्ताः सासिगदेष्वासाः करभा ऊरवोऽङ्घ्रयः।**
**अश्वाश्वतरनागोष्ट्रखरमर्त्यशिरांसि च॥ ८**

करभाः प्रकोष्ठा ऊरुविशेषणं वा॥ ८॥

**हन्यमानबलानीका वृष्णिभिर्जयकांक्षिभिः।**
**राजानो विमुखा जग्मुर्जरासन्धपुरःसराः॥ ९**

॥ ९॥

**शिशुपालं समभ्येत्य हृतदारमिवातुरम्।**
**नष्टत्विषं गतोत्साहं शुष्यद्वदनमब्रुवन्॥ १०**

પતિના સૈન્યને બાણોની વર્ષાથી ઢંકાયેલું જોઈને કમનીય કટિપ્રદેશવાળી અને ભયથી વિહ્વળ થયેલા નેત્રોવાળી (રુક્મિણી)એ લજ્જા સાથે તે (શ્રીકૃષ્ણ)ના મુખ સામે જોયું. ॥ ૪ ॥

**‘ऐक्षत्’ ऐक्षत** (રૂપ થાય). ॥ ૪ ॥

ભગવાન હસીને કહે છે : ‘હે સુલોચના, ભય ન પામશો. તમારા (સૈનિકો) દ્વારા આ શત્રુનું સૈન્ય હમણાં જ નાશ પામશે. ॥ ૫ ॥

**‘मा स्म भैः’** ભય ન પામશો. **‘हे वामलोचने’** હે સુલોચના, **‘तावकैः’** તમારા બની ગયા છે (સૈનિકો), એમ માનીને ॥ ૫ ॥

ત્યારે તે પરાક્રમને સહન ન કરી શકતા ગદ, સંકર્ષણ વગેરે વીર યોદ્ધાઓએ બાણો વડે (શત્રુઓના) ઘોડા, હાથીઓ અને રથોનો વિનાશ કરવા માંડ્યો. ॥ ૬ ॥

શત્રુઓનું બાણવૃષ્ટિ કરવારૂપ તે આ પરાક્રમ, તેને (સહન ન કરતા) ॥ ૬ ॥

રથમાં બેઠેલાઓનાં, ઘોડેસવારોનાં તથા હાથીસવારોનાં કુંડળ અને કિરીટ સહિત તથા પાઘડી સહિત કોટિ કોટિ મસ્તકો પૃથ્વી પર પડવા લાગ્યાં. ॥ ૭ ॥

**‘उष्णीषाणि’** મસ્તકના આભૂષણરૂપ વસ્ત્રો-પાઘડીઓ સહિત મસ્તકો ॥ ૭ ॥

તલવારો-ગદાઓ-ધનુષ્યો સહિત હાથ, કાંડાં, સાથળો અને પગ તેમ જ ઘોડા, ખચ્ચરો, હાથીઓ, ઊંટો, ગધેડાં અને મનુષ્યોનાં માથાં રણભૂમિ પર પડવા માંડ્યાં. ॥ ૮ ॥

**‘करभाः’** કાંડાં અથવા સાથળનું વિશેષણ છે. ॥ ૮ ॥

વિજયાભિલાષી યદુપ્રવીરો દ્વારા નાશ પામતા (શત્રુ)સૈન્યના સમુદાયો જેમના હતા તે, જરાસંધની આગેવાની હેઠળ રહેલા રાજાઓ પીઠ બતાવીને ભાગ્યા. ॥ ૯ ॥ ૯ ॥

પત્ની હરી લેવામાં આવી હોય તેવા વ્યાકુળ, નિસ્તેજ, હતોત્સાહ અને સુકાતા મુખવાળા શિશુપાળની પાસે જઈને તેઓ કહેવા લાગ્યા. ॥ ૧૦ ॥

अप्राप्तदारमेव तं हृतदारमिवातुरम्॥ १०॥

**भो भोः पुरुषशार्दूल दौर्मनस्यमिदं त्यज।**
**न प्रियाप्रिययो राजन् निष्ठा देहिषु दृश्यते॥ ११**

निष्ठा स्थैर्यम्॥ ११॥

**यथा दारुमयी योषिन्नृत्यते कुहकेच्छया।**
**एवमीश्वरतन्त्रोऽयमीहते सुखदुःखयोः॥ १२**

कुहको नर्तयिता तस्येच्छया। दुःखेऽपीहमानत्वेन पारवश्यं व्यक्तं दर्शितम्॥ १२॥

अत्र चाहमेव दृष्टान्त इत्याह जरासन्धः— **शौरेरिति।**

**शौरेः सप्तदशाहं वै संयुगानि पराजितः।**
**त्रयोविंशतिभिः सैन्यैर्जिग्य एकमहं परम्॥ १३**

कृष्णात्सकाशात्। एकं संयुगम्। परं केवलमन्तिमं वा जिग्ये जितवानहम्॥ १३॥

**तथाप्यहं न शोचामि न प्रहृष्यामि कर्हिचित्।**
**कालेन दैवयुक्तेन जानन् विद्रावितं जगत्॥ १४**

दैवमदृष्टं तद्युक्तेन॥ १४॥

**अधुनापि वयं सर्वे वीरयूथपयूथपाः।**
**पराजिताः फल्गुतन्त्रैर्यदुभिः कृष्णपालितैः॥ १५**

फल्गुतन्त्रैः स्वल्पसैन्यैः॥ १५॥

**रिपवो जिग्युरधुना काल आत्मानुसारिणि।**
**तदा वयं विजेष्यामो यदा कालः प्रदक्षिणः॥ १६**

प्रदक्षिणोऽनुकूलः स्यात्॥ १६॥

જેને પત્ની પ્રાપ્ત નથી થઈ તેને જ, જેની પત્ની હરાઈ ગઈ હોય તેવા વ્યાકુળ થયેલા (શિશુપાળ)ને ॥ ૧૦ ॥

હે પુરુષશ્રેષ્ઠ, મનની આ ઉદાસીનતાને છોડી દે, (કારણ કે) હે રાજા, દેહધારીઓમાં સુખ-દુઃખની સ્થિરતા જણાતી નથી. ॥ ૧૧ ॥

**'निष्ठा'** સ્થિરતા ॥ ૧૧ ॥

નચાવનારની ઈચ્છા અનુસાર કઠપૂતળી જેમ નાચે છે, એમ પરમેશ્વરને અધીન એવો આ (જીવલોક) સુખ અને દુઃખમાં પ્રવર્તે છે. ॥ ૧૨ ॥

**'कुहकः'** નચાવનાર, તેની ઈચ્છાથી – દુઃખમાં પણ (સુખપ્રાપ્તિની) ચેષ્ટા કરતો હોવાથી પરવશતાને સ્પષ્ટરૂપે દર્શાવાઈ છે. ॥ ૧૨ ॥

અને આ (પરવશતાની) બાબતમાં હું જ દૃષ્ટાંત છું, એમ જરાસંધ કહે છે – **'शौरेः इति।'**

તેવીસ અક્ષૌહિણી સેનાઓ સાથે પણ શ્રીકૃષ્ણ પાસેથી હું સત્તર યુદ્ધોમાં પરાજય જ પામ્યો છું, માત્ર એક અંતિમ યુદ્ધમાં જીત્યો છું. ॥ ૧૩ ॥

શ્રીકૃષ્ણ પાસેથી – એક યુદ્ધ – **'परम्'** કેવળ એક અંતિમ યુદ્ધમાં **'जिग्ये'** હું જીત્યો છું. ॥ ૧૩ ॥

દૈવે પ્રેરેલા કાળથી જગત પરાભવ પામે છે, એમ જાણતો (સત્તર વખત પરાજય પામ્યો), તો પણ હું નથી કદી શોક કરતો કે નથી હર્ષ પામતો. ॥ ૧૪॥

**'दैवम्'** અદૃષ્ટ, તેની સાથે જોડાયેલા કાળથી ॥ ૧૪ ॥

વીર સેનાપતિઓના પણ સેનાનાયક એવા આપણે બધા અત્યારે શ્રીકૃષ્ણ દ્વારા રક્ષાયેલા યાદવોના અતિ અલ્પ સૈન્યથી પરાજિત થયા છીએ.॥ ૧૫ ॥

**'फल्गुतन्त्रैः'** અતિ અલ્પ સૈન્યથી ॥ ૧૫ ॥

સમય પોતાને અનુકૂળ છે એટલે શત્રુઓ હમણાં જીત્યા છે. જ્યારે સમય (આપણને) અનુકૂળ થશે ત્યારે આપણે જીતીશું. ॥ ૧૬ ॥

**'प्रदक्षिणः'** અનુકૂળ થશે ॥ ૧૬ ॥

एवं प्रबोधितो मित्रैश्चैद्योऽगात् सानुगः पुरम्।
हतशेषाः पुनस्तेऽपि ययुः स्वं स्वं पुरं नृपाः ॥ १७ ॥ १७ ॥

આ પ્રમાણે (જરાસંધાદિ) મિત્રો દ્વારા સમજાવવામાં આવેલો ચેદિનરેશ (શિશુપાળ) અનુચરો સાથે નગર તરફ ગયો અને મરતા બચેલા (જે) રાજાઓ હતા તેઓ પણ પાછા પોતપોતાના નગરમાં ગયા.॥ ૧૭ ॥ ૧૭ ॥

रुक्मी तु राक्षसोद्वाहं कृष्णद्विडसहन् स्वसुः।
पृष्ठतोऽन्वगमत् कृष्णमक्षौहिण्या वृतो बली ॥ १८ ॥ १८ ॥

પરંતુ બહેનના રાક્ષસવિવાહને સહન ન કરતો શ્રીકૃષ્ણનો દ્વેષી બળવાન રુક્મી એક અક્ષૌહિણી સેના સાથે શ્રીકૃષ્ણની પાછળ ગયો. ॥ ૧૮ ॥ ૧૮ ॥

रुक्म्यमर्षी सुसंरब्धः शृण्वतां सर्वभूभुजाम्।
प्रतिजज्ञे महाबाहुर्दंशितः सशरासनः ॥ १९ ॥ १९ ॥

અતિશય બાહુબળવાળા, અતિ ક્રોધિત થયેલા, બખ્તર ધારણ કરેલા અને ધનુષ ધારણ કરેલા રુક્મીએ સર્વ રાજાઓના સાંભળતાં પ્રતિજ્ઞા કરી.॥ ૧૯ ॥ ૧૯ ॥

अहत्वा समरे कृष्णमप्रत्यूह्य च रुक्मिणीम्।
कुण्डिनं न प्रवेक्ष्यामि सत्यमेतद् ब्रवीमि वः ॥ २० ॥ २० ॥

'યુદ્ધમાં શ્રીકૃષ્ણને હણ્યા વિના અને રુક્મિણીને પાછી લાવ્યા વિના હું કુંડિનપુરમાં પ્રવેશ કરીશ નહીં. આ હું તમને સત્ય કહું છું.' ॥ ૨૦ ॥ ૨૦ ॥

इत्युक्त्वा रथमारुह्य सारथिं प्राह सत्वरः।
चोदयाश्वान् यतः कृष्णस्तस्य मे संयुगं भवेत् ॥ २१ ॥ २१ ॥

આમ કહીને તરત રથમાં ચઢી સારથિને કહ્યું: 'જ્યાં કૃષ્ણ હોય ત્યાં ઘોડા હાંક, (જેથી) તેની સાથે મારું યુદ્ધ થાય.' ॥ ૨૧ ॥ ૨૧ ॥

अद्याहं निशितैर्बाणैर्गोपालस्य सुदुर्मतेः।
नेष्ये वीर्यमदं येन स्वसा मे प्रसभं हृता ॥ २२

गोपालस्य वेदपालकस्येति वास्तवोऽर्थः। तथा सुदुर्मतेरिति शोभनाऽनुग्रहवती दुष्टेष्वपि मतिर्यस्य तस्येति ॥ २२ ॥

આજે હું તીક્ષ્ણ બાણો વડે અતિ દુષ્ટ બુદ્ધિવાળા ગોવાળિયાની વીરતાનો મદ ઉતારીશ, જેના દ્વારા મારી બહેનનું બળપૂર્વક હરણ કરવામાં આવ્યું છે.॥ ૨૨ ॥

(**गोः** = વેદ) **'गोपालस्य'** વેદના રક્ષક એવા શ્રીકૃષ્ણનો, એમ વાસ્તવિક અર્થ છે – તેમ જ **'सुदुर्मतेः'** દુષ્ટો ઉપર પણ સુંદર, અનુગ્રહ કરનારી બુદ્ધિ છે જેની તેનો (એમ મૂળ અર્થથી બીજો અર્થ આપે છે.)॥ ૨૨ ॥

विकत्थमानः कुमतिरीश्वरस्याप्रमाणवित्।
रथेनैकेन गोविन्दं तिष्ठ तिष्ठेत्यथाह्वयत् ॥ २३ ॥ २३ ॥

ઈશ્વરના બળનું પ્રમાણ ન જાણનારો કુબુદ્ધિ રુક્મી બડાશ હાંકતો, એક જ રથ સાથે રહેલો 'ઊભો રહે, ઊભો રહે.' એમ શ્રીગોવિંદને બોલાવવા લાગ્યો. ॥ ૨૩ ॥ ૨૩ ॥

धनुर्विकृष्य सुदृढं जघ्ने कृष्णं त्रिभिः शरैः।
आह चात्र क्षणं तिष्ठ यदूनां कुलपांसन ॥ २४

यदूनां कुलपांसन कुलदूषण। वस्तुतस्तु यदूनां कुलस्य पते। हे अंसन स्वयं च रिपुहननचतुर। 'अंस समाघाते' इत्यस्माद्धातोः कर्तरि ल्युट्प्रत्ययो नन्द्यादिविहितः ॥ २४ ॥

(પોતાનું) મજબૂત ધનુષ્ય ખેંચીને તેણે ત્રણ બાણોથી શ્રીકૃષ્ણને માર્યા અને કહેવા લાગ્યોઃ હે યદુકુળદૂષણ, ક્ષણવાર ઊભો રહે! ॥ ૨૪ ॥

યદુઓના **'कुलपांसन'** કુળના દૂષણરૂપ, વસ્તુતઃ તો **हे कुल-प** યદુઓના કુળના પતિ અને **अंसन** પોતે જ શત્રુને હણવામાં ચતુર – **अंस्** ધાતુ હનન કરવાના અર્થમાં છે. **अंस्** માંથી કર્તાના અર્થમાં **ल्युट्** - **अन** પ્રત્યય લાગેલો છે. **( नन्दि ) नन्द्** વગેરે ધાતુમાંથી નંદન બને તેમ **अंसन** = હનન, પણ અહીં હનન કરનાર ॥ ૨૪ ॥

कुत्र यासि स्वसारं मे मुषित्वा ध्वांक्षवद्धविः ।
हरिष्येऽद्य मदं मन्द मायिनः कूटयोधिनः ॥ २५

હે મૂર્ખ, કાગડો જેમ (યજ્ઞનું) હવિષ્ય ચોરી જાય તેમ તું મારી બહેનને ચોરીને ક્યાં જાય છે? કપટથી યુદ્ધ કરનાર માયાવી એવા તારું ગુમાન હું આજે ઉતારીશ. ॥ ૨૫ ॥

ध्वाङ्क्षः काकः स यथा हविर्मुष्णाति तद्वत्। वस्तुतस्तु अध्वाङ्क्षवदिति च्छेदः। सहस्राक्षवदित्यर्थः। हे मन्द स्थिरेत्यर्थः ॥ २५ ॥

**'ध्वाङ्क्षः'** કાગડો, તે જેમ (યજ્ઞનું) હવિષ્ય ચોરી જાય છે તેની જેમ – વસ્તુતઃ તો **'अध्वाङ्क्षः वत्'** એમ પદચ્છેદ છે. સહસ્રાક્ષ (ઈન્દ્ર)ની જેમ, એમ અર્થ છે. **'हे मन्द'** હે સ્થિર, એમ અર્થ છે. (**ध्वाङ्क्ष** અર્થાત્ એકાક્ષી, **अध्वाङ्क्ष** = અનેકાક્ષી ઈન્દ્ર)॥૨૫॥

यावन्न मे हतो बाणैः शयीथा मुञ्च दारिकाम् ।
स्मयन् कृष्णो धनुश्छित्त्वा षड्भिर्विव्याध रुक्मिणम् ॥ २६ ॥
अष्टभिश्चतुरो वाहान् द्वाभ्यां सूतं ध्वजं त्रिभिः ।
स चान्यद् धनुरादाय कृष्णं विव्याध पञ्चभिः ॥ २७ ॥
तैस्ताडितः शरौघैस्तु चिच्छेद धनुरच्युतः ।
पुनरन्यदुपादत्त तदप्यच्छिनदव्ययः ॥ २८
परिघं पट्टिशं शूलं चर्मासी शक्तितोमरौ ।
यद् यदायुधमादत्त तत् सर्वं सोऽच्छिनद्धरिः ॥ २९
ततो रथादवप्लुत्य खड्गपाणिर्जिघांसया ।
कृष्णमभ्यद्रवत् क्रुद्धः पतंग इव पावकम् ॥ ३०
॥ २६ ॥ २७ ॥ २८ ॥ २९ ॥ ३० ॥

મારાં બાણોથી હણાયેલો તું (પૃથ્વી પર) પોઢી જાય ત્યાં સુધીમાં (મારી) બહેનને છોડી દે. આમ કહેતા રુક્મીના ધનુષ્યને શ્રીકૃષ્ણે હસતાં હસતાં કાપીને, તેને છ બાણોથી વીંધી નાખ્યો. ॥ ૨૬ ॥ આઠ બાણોથી ચારે ઘોડાઓને, બે બાણોથી સારથિને અને ત્રણ બાણોથી તેની ધજાને (વીંધી નાખ્યાં). રુક્મીએ બીજું ધનુષ્ય લઈને પાંચ બાણોથી શ્રીકૃષ્ણને વીંધ્યા. ॥ ૨૭ ॥ પરંતુ તે બાણસમૂહોથી પ્રહાર પામેલા શ્રીકૃષ્ણે (તેનું બીજું) ધનુષ્ય (પણ) કાપી નાખ્યું, (ત્યારે) તેણે વળી પાછું (બીજું) ધનુષ્ય લીધું. તેને પણ અવિનાશી શ્રીકૃષ્ણે કાપી નાખ્યું. ॥ ૨૮ ॥ (ત્યાર પછી) રુક્મીએ પરિઘ (લોખંડની ગદા), પટ્ટિશ (બરછી), ત્રિશૂળ, ઢાલ, તલવાર, શક્તિ અને તોમર (લોખંડનો ભાલો) – એમ જે જે આયુધો લીધાં, તે સર્વને તે શ્રીહરિએ કાપી નાખ્યાં. ॥ ૨૯ ॥ પછી ક્રોધિત થયેલો, હાથમાં તલવાર ધારણ કરેલો રુક્મી રથ ઉપરથી કૂદીને શ્રીકૃષ્ણને મારવાની ઈચ્છાથી, પતંગિયું અગ્નિ સામે દોડે તેમ શ્રીકૃષ્ણની સામે ધસ્યો. ॥ ૩૦ ॥ ૨૬ ॥ ૨૭ ॥ ૨૮ ॥ ૨૯ ॥ ૩૦ ॥

तस्य चापततः खड्गं तिलशश्चर्म चेषुभिः ।
छित्त्वासिमाददे तिग्मं रुक्मिणं हन्तुमुद्यतः ॥ ३१

સામે ધસી આવતા તે રુક્મીની ઢાલ અને તલવારને શ્રીકૃષ્ણે (પોતાનાં) બાણોથી તલ તલ જેટલી કાપીને, રુક્મીને હણવા તૈયાર થઈ તીક્ષ્ણ તલવાર (હાથમાં) લીધી. ॥ ૩૧ ॥

दृष्ट्वा भ्रातृवधोद्योगं रुक्मिणी भयविह्वला ।
पतित्वा पादयोर्भर्तुरुवाच करुणं सती ॥ ३२

ભાઈના વધનો પ્રયત્ન જોઈને ભયથી વિહ્વળ થયેલાં સતી રુક્મિણી પતિના ચરણોમાં પડીને દીન વચનો બોલ્યાં.॥ ૩૨॥

योगेश्वराप्रमेयात्मन् देवदेव जगत्पते।
हन्तुं नार्हसि कल्याण भ्रातरं मे महाभुज॥ ३३
॥ ३१ ॥ ३२ ॥ ३३ ॥

હે યોગેશ્વર, હે અમેયસ્વરૂપ, હે દેવાધિદેવ, હે જગત્પતિ, હે કલ્યાણરૂપ, હે મહાભુજ, મારા ભાઈનો નાશ કરવો આપને યોગ્ય નથી. ॥ ૩૩ ॥ ૩૧ ॥ ૩૨ ॥ ૩૩ ॥

श्रीशुक उवाच

तया परित्रासविकम्पिताङ्गया
शुचावशुष्यन्मुखरुद्धकण्ठया ।
कातर्यविस्रंसितहेममालया
गृहीतपादः करुणो न्यवर्तत॥ ३४

**શ્રીશુકદેવજી બોલ્યા** – જેમનાં અંગો ભયથી કાંપતાં હતાં, શોકથી સુકાતું મુખ અને રૂંધાયેલું ગળું છે જેમનું, વ્યાકુળતાને કારણે જેમના ગળામાંથી સુવર્ણમાળા સરી પડી છે તે રુક્મિણી દ્વારા જેમના ચરણ પકડવામાં આવ્યા તે કૃપાપૂર્ણ ભગવાન (રુક્મીનો) નાશ કરતા અટકી ગયા. ॥ ૩૪ ॥

परित्रासेन विकम्पितान्यङ्गानि यस्यास्तया। शुचा शोकेनावशुष्यन्मुखं यस्याः रुद्धः कण्ठो यस्याः सा च सा च। तथा कातर्येण वैक्लव्येन विस्रंसिता हेममयी माला यस्यास्तया। गृहीतौ पादौ यस्य सः॥ ३४॥

ભયથી કંપી રહ્યાં છે અંગો જેમનાં તેમના દ્વારા – **'शुचा'** શોકથી સુકાતું મુખ છે જેમનું તે અને રૂંધાઈ ગયો છે કંઠ જેમનો તે રુક્મિણી તથા **'कातर्येण'** વ્યાકુળતાથી સરી પડી છે સુવર્ણની માળા જેમની તેમના દ્વારા પકડવામાં આવ્યાં છે બંને ચરણો જેમના તે શ્રીકૃષ્ણ ॥ ૩૪ ॥

चैलेन बद्ध्वा तमसाधुकारिणं
सश्मश्रुकेशं प्रवपन् व्यरूपयत्।
तावन्ममर्दुः परसैन्यमद्भुतं
यदुप्रवीरा नलिनीं यथा गजाः॥ ३५

અપરાધ કરનાર તે રુક્મીને (શ્રીકૃષ્ણે તેના જ) વસ્ત્રથી બાંધીને દાઢીમૂછ સહિત મસ્તકના વાળ મૂંડતા કદ્રૂપો બનાવી દીધો. તેટલામાં યાદવોના વીર યોદ્ધાઓએ, જેમ હાથી કમલિનીને છૂંદી નાખે તેમ શત્રુઓના અદ્‌ભુત સૈન્યને છૂંદી નાખ્યું. ॥ ૩૫ ॥

सश्मश्रुकेशं सहितानि स्थाने स्थानेऽवशिष्टानि श्मश्रूणि केशाश्च यथा भवन्ति तथा। तेनैवासिना प्रवपन्मुण्डयन् व्यरूपयद्विरूपमकरोत्॥ ३५॥

**'सश्मश्रुकेशम्'** દાઢીમૂંછ સહિત માથાના વાળને જગ્યાએ જગ્યાએથી થોડા રહી જાય તેમ (આડાઅવળા), (જે તલવારથી રુક્મીને મારવાનો હતો) તે જ તલવારથી **'प्रवपन्'** મુંડન કરી તેને **'व्यरूपयत्'** કદ્રૂપો બનાવી દીધો. ॥ ૩૫ ॥

कृष्णान्तिकमुपव्रज्य ददृशुस्तत्र रुक्मिणम्।
तथाभूतं हतप्रायं दृष्ट्वा संकर्षणो विभुः।
विमुच्य बद्धं करुणो भगवान् कृष्णमब्रवीत्॥ ३६

તે યાદવ યોદ્ધાઓએ શ્રીકૃષ્ણ પાસે આવીને રુક્મીને તેવા (વિકૃત) સ્વરૂપવાળો અને અધમૂવો જોયો. તેવા થયેલા, અધમૂવા રુક્મીને જોઈને દયાળુ પ્રભુ ભગવાન બલરામજીએ તે બાંધેલાને છોડીને શ્રીકૃષ્ણને કહ્યું. ॥ ૩૬ ॥

तथाभूतं हतप्रायमित्युत्तरवाक्येऽप्यनुषङ्गः ॥ ३६ ॥

તેવા થયેલા, અધમૂવા રુક્મીને – આ પદોનો પછીના વાક્ય સાથે પણ સંબંધ છે. ॥ ૩૬ ॥

**असाध्विदं त्वया कृष्ण कृतमस्मज्जुगुप्सितम्।**
**वपनं श्मश्रुकेशानां वैरूप्यं सुहृदो वधः**
**॥ ३७॥** ३७॥

હે કૃષ્ણ, તમારા દ્વારા કરાયેલું આ (મુંડન) યોગ્ય નથી; આપણે માટે તે નિંદ્ય છે, કારણ કે સંબંધીનાં દાઢીમૂછ ઉતારવાં અને મુંડન કરવું તથા (તેનાથી થયેલું તેનું) વૈરૂપ્ય – એ સંબંધીનો વધ છે. ॥ ૩૭ ॥ ૩૭ ॥

रुक्मिणीं सान्त्वयति—**मैवास्मानिति।**

(બલરામજી) રુક્મિણીને સાન્ત્વન આપે છે – **'मा-एव-अस्मान् इति।'**

**मैवास्मान् साध्व्यसूयेथा भ्रातुर्वैरूप्यचिन्तया।**
**सुखदुःखदो न चान्योऽस्ति यतः स्वकृतभुक् पुमान्**
**॥ ३८॥** ३८॥

હે સાધ્વી, ભાઈની કુરૂપતાનો વિચાર કરીને અમારા ઉપર જ નારાજ ન થશો. સુખ-દુઃખ આપનાર બીજું કોઈ નથી, કારણ કે મનુષ્ય પોતે જ કરેલાં કર્મોને ભોગવે છે. ॥ ૩૮ ॥ ૩૮ ॥

पुनः कृष्णमाक्षिपति बन्धुरिति।

ફરીથી શ્રીકૃષ્ણને ઠપકો આપે છે – **'बन्धुः इति।'**

**बन्धुर्वधार्हदोषोऽपि न बन्धोर्वधमर्हति।**
**त्याज्यः स्वेनैव दोषेण हतः किं हन्यते पुनः॥ ३९**
॥ ३९॥

સંબંધી વધને યોગ્ય દોષવાળો હોય તો પણ સંબંધીનો વધ કરવો યોગ્ય નથી. ત્યાગ કરવા યોગ્ય એવો તે પોતાના દોષથી જ હણાયેલો છે, તો મરેલાને ફરી શા માટે મારવામાં આવે? ॥ ૩૯ ॥ ૩૯ ॥

पुनर्देवीं प्रत्याह—**क्षत्रियाणामिति।**

ફરીથી દેવી રુક્મિણીને કહે છે – **'क्षत्रियाणाम् इति।'**

**क्षत्रियाणामयं धर्मः प्रजापतिविनिर्मितः।**
**भ्रातापि भ्रातरं हन्याद् येन घोरतरस्ततः॥ ४०**

येन धर्मेण भ्रातापि भ्रातरं हन्यात्। ततस्तस्माद्घोरतरोऽतिदारुणो धर्मश्च। अतः कोऽस्माकमपराध इति भावः॥ ४०॥

જે ધર્મને ખાતર ભાઈ પણ યુદ્ધમાં ભાઈને હણે, તેથી અતિ દારુણ એવો ક્ષત્રિયોનો ધર્મ પ્રજાપતિ બ્રહ્માજી દ્વારા રચાયેલો છે. ॥ ૪૦ ॥

જે ધર્મને ખાતર ભાઈ પણ ભાઈને હણે અને **'ततः'** તેથી **'घोरतरः'** અતિ ભયંકર ધર્મ – આથી અમારો શો અપરાધ, એવો ભાવ છે. ॥ ૪૦ ॥

पुनः श्रीकृष्णं प्रत्याह—**राज्यस्येति।**

પુનઃ શ્રીકૃષ્ણને કહે છે – **'राज्यस्य इति।'**

**राज्यस्य भूमेर्वित्तस्य स्त्रियो मानस्य तेजसः।**
**मानिनोऽन्यस्य वा हेतोः श्रीमदान्धाः क्षिपन्ति हि**
**॥ ४१॥**

લક્ષ્મીના મદથી અંધ બનેલા (વિવેકરહિત) અભિમાની મનુષ્યો જ રાજ્ય, ભૂમિ, ધન, સ્ત્રી, માન, તેજ કે બીજા કારણથી સંબંધીઓનું અપમાન કરતા હોય છે. ॥ ૪૧ ॥

तथाप्यस्माकमेतदनुचितमिति भावः॥ ४१॥

છતાં પણ આપણે માટે આ ઉચિત નથી, એવો ભાવ છે. ॥ ૪૧ ॥

पुनर्देवीं प्रत्याह—**तवेयमिति।**

પુનઃ દેવી રુક્મિણીને કહે છે – **'तव इयं इति।'**

**तवेयं विषमा बुद्धिः सर्वभूतेषु दुर्हृदाम्।**
**यन्मन्यसे सदाऽभद्रं सुहृदां भद्रमज्ञवत्॥ ४२**

सर्वभूतेषु दुर्हृदामहितानां भ्रातृणामज्ञवद्यद्भद्रं मन्यसे इच्छसि इयं तव विषमा असमीचीना बुद्धिः। कुतः। यतस्तदेव सुहृदामभद्रमिति।

यद्वा सर्वभूतेषु दुर्हृदामपि स्वसुहृदां भद्रमेव दण्डरूपं मुण्डनमभद्रं यन्मन्यसे तवेयं विषमा बुद्धिरिति। अथवा सर्वभूतेषु मध्ये दुर्हृदां शिशुपालादीनामभद्रं सुहृदां भद्रं च यन्मन्यसे तवेयं विषमा बुद्धिः समा न भवति। अज्ञवदज्ञानामिव॥ ४२॥

સર્વ પ્રાણીઓ પ્રત્યે દુષ્ટ હૃદયવાળા ભાઈઓનું અજ્ઞાનીની જેમ તમે જે સદાય કલ્યાણ ઈચ્છો છો તે તમારી વિષમ બુદ્ધિ છે, કારણ કે સંબંધીઓનું (આ રીતે કલ્યાણ ઈચ્છવું એ ખરી રીતે તેમનું) અકલ્યાણ (ઈચ્છવા જેવું) છે. ॥ ૪૨ ॥

સર્વ પ્રાણીઓ પ્રત્યે **'दुर्हृदाम्'** અહિત દાખવનાર દુષ્ટ હૃદયવાળા ભાઈઓનું અજ્ઞાનીની જેમ તમે જે કલ્યાણ **'मन्यसे'** ઈચ્છો છો, આ તમારી **'विषमा'** અનુચિત બુદ્ધિ છે, કારણ કે તે જ સંબંધીઓનું અકલ્યાણ છે.

અથવા સર્વ પ્રાણીઓ પ્રત્યે દુષ્ટ હૃદયવાળા હોવા છતાં પોતાના સંબંધીઓના કલ્યાણ એવા દંડરૂપ મુંડનને જ તમે જે અકલ્યાણ માનો છો, આ તમારી વિષમ બુદ્ધિ છે. અથવા સર્વ પ્રાણીઓની અંદર શિશુપાલ વગેરેનું અકલ્યાણ અને ભાઈઓનું કલ્યાણ જે તમે ઈચ્છો છો, આ તમારી વિષમ બુદ્ધિ એક સમાન (નિષ્પક્ષ, તટસ્થ) નથી – **'अज्ञवत्'** અજ્ઞાનીની જેમ ॥ ૪૨ ॥

कुत इत्यत आह—**आत्ममोह इति**।

**आत्ममोहो नृणामेष कल्प्यते देवमायया।**
**सुहृद् दुर्हृदुदासीन इति देहात्ममानिनाम्॥ ४३**

॥ ४३ ॥

શા માટે? તે હવે કહે છે – **'आत्ममोहः इति।'**

દેહને આત્મા માનનારા મનુષ્યોને મિત્ર, શત્રુ, ઉદાસીન – એમ બુદ્ધિનો આ મોહ પરમેશ્વરની માયાથી થાય છે. ॥ ૪૩ ॥ ૪૩ ॥

परमार्थमाह—**एक एवेति**।

**एक एव परो ह्यात्मा सर्वेषामपि देहिनाम्।**
**नानेव गृह्यते मूढैर्यथा ज्योतिर्यथा नभः॥ ४४**

પરમાર્થ જણાવે છે – **'एकः एव इति।'**

જ્યોતિ(રૂપ પદાર્થ સૂર્ય, ચંદ્ર, વગેરે) એક જ હોવા છતાં (જુદાં જુદાં જળપાત્રોમાં પ્રતિબિંબરૂપે) જેમ અનેક દેખાય છે તથા એક જ આકાશ (ઘટાકાશ, મઠાકાશ વગેરે ભેદથી) જેમ અનેકરૂપે જણાય છે, તેમ સર્વ દેહધારીઓમાં નિશ્ચિતરૂપે એક જ શુદ્ધ આત્મા હોવા છતાં મૂઢ મનુષ્યો દ્વારા અનેકરૂપે ગ્રહણ કરવામાં આવે છે. ॥ ૪૪ ॥

परः शुद्धः ज्योतिश्चन्द्रादिर्यथोदकेषु। नभो यथा घटादिष्विति॥ ४४॥

**'परः'** શુદ્ધ (આત્મા) – **'ज्योतिः'** ચન્દ્ર વગેરે જ્યોતિ જેમ (જુદાં જુદાં જળપાત્રોમાં) તથા આકાશ જેમ ઘટ વગેરેમાં (અનેક ભાસે છે તેમ) ॥ ૪૪ ॥

कुतस्तर्हि न चन्द्रादिवदात्मानमेकं शुद्धं प्रतीमस्तत्राह—**देह इति**।

તો પછી ચંદ્ર વગેરેની જેમ આત્માને એક શુદ્ધ-સ્વરૂપે કેમ જોતા નથી, તે માટે કહે છે –**'देहः इति।'**

**देह आद्यन्तवानेष द्रव्यप्राणगुणात्मकः।**
**आत्मन्यविद्यया क्लृप्तः संसारयति देहिनम्॥ ४५**

આ શરીર આદિ તથા અંતવાળું છે તથા દ્રવ્ય (પંચ મહાભૂતોરૂપ અધિભૂત), પ્રાણ (ઇન્દ્રિયો અને પ્રાણરૂપ અધ્યાત્મ), ગુણ (ઇન્દ્રિયોના દેવો અને શબ્દાદિ વિષયોરૂપ અધિદૈવ)મય અને આત્મામાં અવિદ્યાથી કલ્પાયેલું હોઈ આત્માને સંસારવાળો કરે છે. ॥ ૪૫ ॥

द्रव्यमधिभूतम्, प्राणा इन्द्रियाण्यध्यात्मम्, गुणशब्देनाधिदैवं, तत्त्रितयात्मकः। देहोपाधिना शुद्धो न प्रतीयत इत्यर्थः॥ ४५॥

**'द्रव्यम्'** પંચ મહાભૂતોરૂપ અધિભૂત, **'प्राणाः'** ઇન્દ્રિયો અને પ્રાણરૂપ અધ્યાત્મ, **'गुण'** શબ્દથી ઇન્દ્રિયોના દેવો (અને શબ્દાદિ વિષયો) તથા તે અધિભૂત-અધ્યાત્મ-અધિદૈવ, એમ ત્રણેયના સ્વરૂપવાળું છે. દેહની ઉપાધિથી આત્મા શુદ્ધસ્વરૂપે પ્રતીત થતો નથી, એમ અર્થ છે. ॥ ૪૫ ॥

ननु देहसंबन्धेनापि संसारे सति शुद्धत्वं गतमेव तत्राह—**नात्मन इति**।

શંકા કરવામાં આવી છે કે દેહના સંબંધને કારણે પણ સંસાર છે ત્યારે આત્માની શુદ્ધતા જતી જ રહે છે. તે માટે કહે છે – **'न-आत्मनः इति।'**

**नात्मनोऽन्येन संयोगो वियोगश्चासतः सति।**
**तद्धेतुत्वात्तत्प्रसिद्धेर्दृग्रूपाभ्यां यथा रवेः॥ ४६**

હે સાધ્વી (રુક્મિણી), (અધિભૂત વગેરે) અન્ય સાથે આત્માનો સંયોગ અને વિયોગ નથી, કારણ કે (આત્માથી અન્ય પદાર્થ) અસત્‌નું અસ્તિત્વ જ નથી. જેમ ચક્ષુ અને રૂપનો પ્રકાશ સૂર્યને કારણે છે, તેમ તેમનો (પંચ મહાભૂતો, ઇન્દ્રિયોનો) પ્રકાશ આત્માને કારણે જ છે. ॥ ૪૬ ॥

हे सति, अन्येनाधिभूतादिना आत्मनः संयोगवियोगौ न स्तः। कुतः। असतः असत्त्वादन्यस्येत्यर्थः। कुतोऽसत्त्वं तत्राह—तद्धेतुत्वादिति। तस्यान्यस्य भूतेन्द्रियादेः प्रसिद्धेः प्रकाशस्य तद्धेतुत्वादात्महेतुत्वात्।

હે સાધ્વી, અધિભૂત વગેરે અન્ય (પદાર્થો) સાથે આત્માનો સંયોગ અને વિયોગ નથી. કેમ? **'असतः'** આત્માથી અન્ય પદાર્થનું અસ્તિત્વ (જ) ન હોવાને કારણે, એમ અર્થ છે. અસ્તિત્વ શા માટે નથી, તે માટે ઉત્તર આપે છે – **'तत्-हेतुत्वात् इति।'** તે પંચ મહાભૂતો, ઇન્દ્રિયો વગેરે અન્ય પદાર્થોના **'प्रसिद्धेः'** પ્રકાશનું **'तत्-हेतुत्वात्'** કારણ આત્માને લીધે છે, માટે.

ननु देवैरधिष्ठितेभ्य इन्द्रियेभ्यो भूतानां प्रतीतिः प्रसिद्धा। भूतप्रतीत्या च तत्प्रसिद्धिर्नात्मन इत्यत आह—दृग्रूपाभ्यां यथा रवेः।

શંકા કરવામાં આવી છે કે ઇન્દ્રિયોના દેવોથી અધિષ્ઠિત થયેલી ઇન્દ્રિયોને કારણે મહાભૂતોની પ્રતીતિ થાય છે, તે પ્રસિદ્ધ છે તથા મહાભૂતોની પ્રતીતિથી તે પ્રકાશ થાય છે, પણ આત્માને કારણે નહીં. આ માટે કહે છે – **'दृग्रूपाभ्यां यथा रवेः।'**

यथा प्रकाश्यप्रकाशकत्वेन वर्तमानयोरपि चक्षूरूपयोः रवेः सकाशात्प्रसिद्धिर्द्वयोरपि तैजसत्वात्तदभेदश्च तथा भूतेन्द्रियादीनां परस्परं सिद्धानामपि चैतन्याधीन एव प्रकाशस्तत्कार्यत्वाच्च तद्व्यतिरेकेणासत्त्वं चेत्यर्थः। तथा च द्वादशे वक्ष्यति—

'दीपश्चक्षुश्च रूपं च ज्योतिषो न पृथग् भवेत्।
एवं धीः खानि मात्राश्च न स्युरन्यतमादृतात्॥'
इति।

યદ્વા रवेः प्रसिद्धाभ्यामेव दृग्रूपाभ्यां परस्परं प्रसिद्धिर्यथा भवति तद्वदिति॥ ४६॥

देहसंबन्धाभावादेव नात्मनो जन्मादयोऽपीति वक्तुं जन्मादीनां देहधर्मत्वमाह—**जन्मादयस्त्विति**।

**जन्मादयस्तु देहस्य विक्रिया नात्मनः क्वचित्।**
**कलानामिव नैवेन्दोर्मृतिर्ह्यस्य कुहूरिव॥ ४७**

कथं तर्हि जातोऽहं बालोऽहं वृद्धोऽहमित्यात्मनि जन्मादिप्रतीतिः। देह-जन्मादिनैवेति सदृष्टान्तमाह—कलानामिवेति। इन्दोः कलानामेव जन्मादयो नैवेन्दोर्यथा तद्वत्। यथा च कलानाशादेव कुहूरमावास्या इन्दुक्षय उच्यते तद्वदस्यात्मनो देहनाशादेव मृतिव्यवहार इत्यर्थः॥ ४७॥

જેમ પ્રકાશ્ય અને પ્રકાશકરૂપે રહેલાં રૂપ અને ચક્ષુનો પ્રકાશ સૂર્યને કારણે છે – તે બંને તૈજસ પદાર્થો હોવાથી સૂર્યથી જુદાં છે નહીં, તેમ મહાભૂતો અને ઇન્દ્રિયોની પરસ્પર પ્રકાશ્ય અને પ્રકાશકરૂપે પ્રસિદ્ધિ હોવા છતાં તેઓનો પ્રકાશ ચૈતન્ય આત્માને અધીન હોવાથી તે તે પદાર્થો આત્માના કાર્યરૂપ છે, તે આત્મા વિના તેમનું અસ્તિત્વ નથી, એમ અર્થ છે. તે અનુસાર બારમા સ્કંધમાં કહેશે – 'દીવો, નેત્ર, અને રૂપ તેજથી પૃથક્ હોઈ શકે નહીં, એમ બુદ્ધિ, ઇન્દ્રિયો અને (તેમના વિષયરૂપ) તન્માત્રાઓ (પોતાના અધિષ્ઠાનસ્વરૂપ બ્રહ્મથી) ભિન્ન નથી, જો કે બ્રહ્મ આ સર્વથી સર્વથા પૃથક્ છે.' (શ્રીમદ્ ભા.૧૨/૪/૨૪)

અથવા સૂર્યને કારણે પ્રકાશિત થયેલાં રૂપ અને ચક્ષુનો જેમ પરસ્પર પ્રકાશ થાય છે તેમ (પરસ્પર પ્રકાશિત થતાં મહાભૂતો અને ઇન્દ્રિયોનો પ્રકાશ આત્માને કારણે થાય છે.) ॥ ૪૬ ॥

દેહના સંબંધના અભાવને કારણે જ આત્માના જન્મ વગેરે પણ નથી, એમ કહેવા માટે જન્મ વગેરે દેહના ધર્મો છે, એમ કહે છે – '**जन्मादयः-तु-इति**।'

જન્મ વગેરે વિકારો દેહના જ છે, ક્યારેય પણ આત્માના નથી. ચન્દ્રની કળાઓના જ જન્મ (વૃદ્ધિ, હ્રાસ તથા ક્ષય) થાય છે, ચન્દ્રના નહીં જ, છતાં, અમાવાસ્યાની તિથિ જેમ આ ચન્દ્રનો ક્ષય (કહેવાય) છે. (એમ શરીરનો નાશ થતાં આત્માનું મૃત્યુ કહેવાય છે.) ॥ ૪૭ ॥

તો પછી હું જન્મ્યો, હું બાળક, હું વૃદ્ધ – એમ આત્મામાં જન્માદિની પ્રતીતિ કેવી રીતે થાય છે? દેહના જન્મ વગેરેથી જ (આત્મામાં જન્માદિની પ્રતીતિ થાય) છે, એમ દૃષ્ટાંત સહિત કહે છે – '**कलानाम् इव इति**।' જેવી રીતે ચન્દ્રની કળાઓના જ જન્માદિ થાય છે, ચન્દ્રના નહીં જ, તેવી રીતે. વળી, જેમ ચન્દ્રની કળાઓના ક્ષયથી જ '**कुहूः**' અમાવાસ્યા તિથિ ચન્દ્રના ક્ષય તરીકે કહેવાય છે, તેવી રીતે દેહનો નાશ થવાથી જ આત્માનો નાશ કહેવાય છે, એમ અર્થ છે.॥ ૪૭ ॥

नन्वात्मनो देहादिसंबन्धाभावे कथं भोक्तृभोग्यभोगप्रतीतिरित्याशङ्क्य स्वप्नदृष्टान्तेन समर्थयति—**यथा शयान इति**।

**यथा शयान आत्मानं विषयान् फलमेव च।**
**अनुभुङ्क्तेऽप्यसत्यर्थे तथाऽऽप्नोत्यबुधो भवम्॥ ४८**

आत्मानं भोक्तारं विषयान् भोग्यान् फलं भोगमसत्यप्यर्थेऽनुभुङ्क्ते तथा अबुधः संसारं प्राप्नोति॥ ४८॥

**तस्मादज्ञानजं शोकमात्मशोषविमोहनम्।**
**तत्त्वज्ञानेन निर्हृत्य स्वस्था भव शुचिस्मिते॥ ४९**

आत्मानं शोषयति विमोहयति चेति तथा तम्। निर्हृत्यापाकृत्य॥ ४९॥

**श्रीशुक उवाच**

**एवं भगवता तन्वी रामेण प्रतिबोधिता।**
**वैमनस्यं परित्यज्य मनो बुद्ध्या समादधे॥ ५०**

समादधे समाहितमकरोत्॥ ५०॥

रुक्मिणस्त्वेवं श्रुतवतो नाज्ञानं निवृत्तमिति दर्शयन्नाह—**प्राणावशेष इति**।

**प्राणावशेष उत्सृष्टो द्विड्भिर्हतबलप्रभः।**
**स्मरन् विरूपकरणं वितथात्ममनोरथः॥ ५१**

॥ ५१॥

**( चक्रे भोजकटं नाम निवासाय महत् पुरम्। )**

આત્માને દેહાદિનો સંબંધ નથી ત્યારે ભોક્તા, ભોગ્ય અને ભોગની પ્રતીતિ કેવી રીતે થાય છે? એવી આશંકા કરીને સ્વપ્નના દૃષ્ટાંતથી સમાધાન કરે છે – '**यथा शयानः इति।**'

જેમ સૂતેલો મનુષ્ય (સ્વપ્નમાં કોઈ પદાર્થ ન હોવા છતાં) પોતાને વિષયોનો ભોક્તા અને વિષયોને ભોગ્ય માનતો ફળ ભોગવે છે, તેમ અજ્ઞાની મનુષ્ય (બ્રહ્મ સિવાય બીજું કંઈ પણ ન હોવા છતાં) (જન્મમરણરૂપ) સંસારને પામે છે. ॥ ૪૮ ॥

કોઈ પદાર્થ ન હોવા છતાં પોતાને વિષયોનો ભોક્તા, વિષયોને ભોગ્ય માનતો, ફળરૂપ ભોગ ભોગવે છે, તેવી રીતે અજ્ઞાની મનુષ્ય સંસારને પ્રાપ્ત કરે છે. ॥ ૪૮ ॥

માટે હે પવિત્ર સ્મિતવાળાં રુક્મિણી, અંતઃકરણને નીરસ બનાવનાર તથા મોહ ઉપજાવનાર અજ્ઞાનને કારણે થયેલા શોકને તત્ત્વજ્ઞાનથી દૂર કરીને તમે સ્વસ્થ થાઓ. ॥ ૪૯ ॥

અંતઃકરણને નીરસ બનાવનાર અને મોહ ઉપજાવનાર તેવા તે અજ્ઞાનને – '**निर्हृत्य**' દૂર કરીને ॥ ૪૯ ॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – આ પ્રમાણે ભગવાન બલરામજી દ્વારા બોધ આપવામાં આવેલાં કોમલાંગી રુક્મિણીએ શોક તજી મનને બુદ્ધિથી સ્થિર કર્યું.॥૫૦॥

'**समादधे**' સ્થિર કર્યું. ॥ ૫૦ ॥

પરંતુ આ પ્રમાણે જેણે સાંભળ્યું તે રુક્મીનું અજ્ઞાન દૂર થયું નહીં, એમ દર્શાવતાં કહે છે – '**प्राण-अवशेषः इति।**'

શત્રુઓ દ્વારા જેનું બળ અને તેજ નાશ પામ્યું હતું અને (આથી) જેના પ્રાણ જ બચ્યા હતા તેવો તે (તેમના દ્વારા) છોડી મૂકવામાં આવ્યો. જેના મનનો મનોરથ નિષ્ફળ ગયો તેવા તેણે પોતાને કુરૂપ કર્યાનું યાદ કરતા ॥ ૫૧ ॥ (પોતાને રહેવા માટે 'ભોજકટ' નામનું મોટું શહેર વસાવ્યું.)

**अहत्वा दुर्मतिं कृष्णमप्रत्यूह्य यवीयसीम्।**
**कुण्डिनं न प्रवेक्ष्यामीत्युक्त्वा तत्रावसद् रुषा॥ ५२**

(સર્વ રાજાઓ આગળ રુક્મીએ પ્રતિજ્ઞા કરી હતી કે) 'દુર્મતિ કૃષ્ણને હણ્યા વિના અને નાની બહેનને પાછી લાવ્યા વિના હું કુંડિનપુરમાં પ્રવેશ કરીશ નહીં.' એમ ક્રોધથી કહીને, (પ્રતિજ્ઞા સત્ય કરવા માટે જ્યાં કુરૂપ કરવામાં આવ્યો હતો) ત્યાં જ નિવાસ કર્યો. ॥ ૫૨ ॥

अहत्वा अज्ञात्वाऽदुर्मतिमिति च सत्योऽर्थः। अप्रत्यूह्यानावर्त्य। अप्रतिबुध्येति तु सत्यम्। यवीयसीं स्वसारम्। यत्र विरूपितस्तत्रैवावसत्। तत्र च भोजकटं नाम पुरमभवत्॥ ५२॥

**'अहत्वा'** જેની દુષ્ટ બુદ્ધિ નથી તેને જાણ્યા વિના, એમ (બીજો) વાસ્તવિક અર્થ છે. **'अप्रत्यूह्य'** પાછી ન લાવીને, પરંતુ પોતાની બહેન લક્ષ્મીનો અવતાર છે, એ સત્યને ન જાણીને – **'यवीयसीम्'** નાની બહેનને – જ્યાં કુરૂપ કરવામાં આવ્યો હતો, ત્યાં જ વસ્યો અને ત્યાં 'ભોજકટ' નામનું શહેર બન્યું.॥ ૫૨ ॥

**भगवान् भीष्मकसुतामेवं निर्जित्य भूमिपान्।**
**पुरमानीय विधिवदुपयेमे कुरूद्वह ॥ ५३ ॥ ५३ ॥**

હે કુરુવંશી (પરીક્ષિત), આમ (યુદ્ધમાં) ભૂપતિઓને જીતીને ભગવાન શ્રીકૃષ્ણ ભીષ્મકનંદિનીને (દ્વારકા)પુરીમાં લાવીને વિધિપૂર્વક પરણ્યા હતા. ॥ ૫૩ ॥ ૫૩ ॥

**तदा महोत्सवो नृणां यदुपुर्यां गृहे गृहे।**
**अभूदनन्यभावानां कृष्णे यदुपतौ नृप॥ ५४ ॥ ५४॥**

હે નૃપ, તે વિવાહના અવસરે યદુપુરી (દ્વારકા)માં, યદુપતિ શ્રીકૃષ્ણમાં અનન્ય પ્રેમ રાખનારા પ્રજાજનોના ઘેર ઘેર મહોત્સવ થયો હતો. ॥ ૫૪ ॥ ૫૪ ॥

**नरा नार्यश्च मुदिताः प्रमृष्टमणिकुण्डलाः।**
**पारिबर्हमुपाजह्रुर्वरयोश्चित्रवाससोः ॥ ५५**

ઉજ્જ્વળ મણિમય કુંડળો ધારણ કરેલાં, પ્રમુદિત થયેલાં નર-નારીઓ અદ્‌ભુત વસ્ત્રોથી અલંકૃત થયેલાં વરવધૂ શ્રીકૃષ્ણ-રુક્મિણીને વિવાહમાં આપવા યોગ્ય ઉપહાર લઈ આવ્યાં. ॥ ૫૫ ॥

वरयोर्वरवध्वोः पारिबर्हं देयमुपस्करम्॥ ५५॥

**'वरयोः'** વરવધૂને – **'पारिबर्हम्'** (વરવધૂને વિવાહમાં) આપવા યોગ્ય ઉપહાર ॥ ૫૫ ॥

**सा वृष्णिपुर्युत्तभितेन्द्रकेतुभि-**
**र्विचित्रमाल्याम्बररत्नतोरणैः ।**
**बभौ प्रतिद्वार्युपक्लृप्तमंगलै-**
**रापूर्णकुम्भागुरुधूपदीपकैः ॥ ५६**

ઊભી કરવામાં આવેલી (ઊંચે સુધી ફરકતી) વિશિષ્ટ પ્રકારની ઈન્દ્ર-ધજાઓથી, રંગબેરંગી પુષ્પો-વસ્ત્રો-રત્નજડિત તોરણોથી, પ્રત્યેક દ્વાર ઉપર સજાવવામાં આવેલી મંગળ (સામગ્રીઓ)થી, પૂર્ણ કળશથી, અગરના ધૂપથી અને દીવડાઓથી વૃષ્ણિઓની તે નગરી શોભતી હતી. ॥ ૫૬ ॥

उत्तभितैरिन्द्रकेतुभिर्ध्वजविशेषैः। उपक्लृप्तानि मङ्गलानि लाजाङ्कुरपुष्पप्रकरादीनि तैः॥ ५६॥

ઊભી કરવામાં આવેલી **'इन्द्रकेतुभिः'** વિશિષ્ટ પ્રકારની ઈન્દ્રધજાઓથી— સજાવવામાં આવેલાં મંગળ ધાન્ય, દુર્વાંકુરો અને રંગબેરંગી પુષ્પો વગેરે તેનાથી (નગરી શોભતી હતી.) ॥ ૫૬ ॥

**सिक्तमार्गा मदच्युद्भिराहूतप्रेष्ठभूभुजाम्।**
**गजैर्द्वास्सु परामृष्टरम्भापूगोपशोभिता॥ ५७**

નિમંત્રિત કરવામાં આવેલા અત્યંત પ્રિય રાજાઓના મદઝરતા હાથીઓના મદથી છંટકાવ કરાયેલા માર્ગોવાળી તથા ઊભાં કરવામાં આવેલાં કેળાં અને સોપારી(નાં વૃક્ષો)વાળી (દ્વારકાપુરી) શોભતી હતી. ॥ ૫૭ ॥

आहूताः प्रेष्ठाः भूभुजस्तेषां गजैः परामृष्टा उच्छ्रिता रम्भाश्च पूगाश्च तैरुपशोभिता। यद्वा तैरेव गजैः परामृष्टाः संस्पृष्टाः रम्भाश्च पूगाश्च तैरुपशोभिता॥ ५७॥

નિમંત્રિત કરવામાં આવેલા અત્યંત પ્રિય રાજાઓ, તેમના હાથીઓ દ્વારા (મદથી) છંટકાવ કરાયેલા (માર્ગોવાળી) તથા ઊભા કરવામાં આવેલા કેળાં અને સોપારી(નાં વૃક્ષો), તેમનાંથી શોભતી હતી અથવા તે હાથીઓથી જ **'परामृष्टाः'** સ્પર્શ કરાયેલાં કેળાં અને સોપારી, તેમનાંથી શોભતી હતી. ॥ ૫૭ ॥

**कुरुसृंजयकैकेयविदर्भयदुकुन्तयः ।**
**मिथो मुमुदिरे तस्मिन् सम्भ्रमात् परिधावताम्॥ ५८**

તે દ્વારકાપુરીમાં ઉત્સુકતાથી ચોતરફ દોડાદોડ કરતા સંબંધીઓમાં કુરુ, સૃંજય, કૈકેય, વિદર્ભ, યદુ અને કુંતી વંશના રાજાઓ એકબીજાને મળીને આનંદિત થતા હતા. ॥ ૫૮ ॥

संभ्रमादौत्सुक्यात्परिधावतां बन्धूनां मध्ये मिथः समेत्य मुदं प्रापुः॥ ५८॥

**'सम्भ्रमात्'** ઉત્સુકતાથી ચોતરફ દોડાદોડ કરતા સંબંધીઓમાં – એકબીજાને મળીને આનંદ પ્રાપ્ત કરતા હતા. ॥ ૫૮ ॥

**रुक्मिण्या हरणं श्रुत्वा गीयमानं ततस्ततः।**
**राजानो राजकन्याश्च बभूवुर्भृशविस्मिताः॥ ५९**
**द्वारकायामभूद् राजन् महामोदः पुरौकसाम्।**
**रुक्मिण्या रमयोपेतं दृष्ट्वा कृष्णं श्रियः पतिम्॥ ६०**
॥ ५९॥ ६०॥

રાજાઓ અને રાજકન્યાઓ જ્યાં ત્યાં ગવાતું રુક્મિણીનું હરણ સાંભળીને અતિ આશ્ચર્ય પામતાં હતાં.॥ ૫૯ ॥ હે રાજા (પરીક્ષિત), લક્ષ્મીજીના અવતારરૂપ રુક્મિણી સાથે લક્ષ્મીપતિ શ્રીકૃષ્ણને જોઈને દ્વારકાપુર-વાસીઓને પરમ આનંદ થતો હતો.॥ ૬૦ ॥ ૫૯ ॥ ૬૦ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे उत्तरार्धे
रुक्मिण्युद्वाहोत्सवे चतुष्पञ्चाशत्तमोऽध्यायः॥ ५४॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे उत्तरार्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां चतुष्पञ्चाशत्तमोऽध्यायः॥ ५४॥

❋❋❋❋❋

# अथ पञ्चपञ्चाशत्तमोऽध्यायः

## પ્રદ્યુમ્નનો જન્મ તથા શમ્બરાસુરનો વધ

पञ्चपञ्चाशत्तमे तु प्रद्युम्नोऽजनि कृष्णतः।
शम्बरेण हृतः सोऽथ हत्वा तं कान्तयागमत्॥ १

પંચાવનમા અધ્યાયમાં શ્રીકૃષ્ણથી પ્રદ્યુમ્નનો જન્મ થયો, શમ્બરાસુર દ્વારા તેનું હરણ અને પછી તેને (શમ્બરાસુરને) હણીને પત્ની સાથે પ્રદ્યુમ્ન (દ્વારકા) આવ્યો. (તે કથા છે.) ॥ ૧ ॥

प्रद्युम्नहानिलाभाद्यैः शम्बराहरणादिना।
कुटुम्बिनामपत्यादिसुखदुःखमसूसुचत् ॥ २

श्रीशुक उवाच

**कामस्तु वासुदेवांशो दग्धः प्राग् रुद्रमन्युना।**
**देहोपपत्तये भूयस्तमेव प्रत्यपद्यत॥ १**

जाम्बवत्यादिविवाहेभ्यः प्रागेव प्रद्युम्नजन्म ततो विवाहास्ततः शम्बरागारात्प्रद्युम्नप्रत्यागमनम्, अतः पुत्रकथनप्रस्तावेऽपि प्रथमं प्रद्युम्नस्य जातमात्रस्य शम्बरेण हरणं निरूप्यते, प्रत्यागमनं तूत्तरकालीनमपि कथापर्यवसानायात्रोक्तमिति।

वासुदेवाधिष्ठितचित्तप्रभवत्वाद्वासुदेवांशः सृष्टिहेतुत्वाच्च। देहोपपत्तये देहप्राप्तये॥ १॥

**स एव जातो वैदर्भ्यां कृष्णवीर्यसमुद्भवः।**
**प्रद्युम्न इति विख्यातः सर्वतोऽनवमः पितुः॥ २**

अनवमोऽन्यूनः॥ २॥

**तं शम्बरः कामरूपी हृत्वा तोकमनिर्दशम्।**
**स विदित्वाऽऽत्मनः शत्रुं प्रास्योदन्वत्यगाद् गृहम्॥ ३**

स प्रसिद्धः कामशत्रुः शम्बरस्तमात्मनः शत्रुं विदित्वा हृत्वा समुद्रे प्रास्य प्रक्षिप्य गृहमगादिति॥ ३॥

**तं निर्जगार बलवान् मीनः सोऽप्यपरैः सह।**
**वृतो जालेन महता गृहीतो मत्स्यजीविभिः॥ ४**

निर्जगार गिलितवान्॥ ४॥

શમ્બરાસુર દ્વારા કરવામાં આવેલા (પુત્રના) હરણથી તેમ જ પ્રદ્યુમ્નને ગુમાવવા અને પ્રાપ્ત કરવા વગેરેથી કુટુમ્બીજનોને સંતાન વગેરેથી થતાં સુખદુઃખનું સૂચન કરવામાં આવ્યું છે. ॥ ૨ ॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – શ્રીવાસુદેવનો અંશ કામદેવ તો પૂર્વે મહાદેવજીના ક્રોધથી બળી ગયો હતો. પુનઃ દેહ પ્રાપ્ત કરવા માટે તે વાસુદેવ ભગવાનને જ પ્રાપ્ત થયો. ॥ ૧ ॥

જામ્બવતી વગેરેના વિવાહ પહેલાં જ પ્રદ્યુમ્નનો જન્મ હતો. વિવાહો પછી થયા, શમ્બરાસુરના ગૃહેથી પ્રદ્યુમ્ન ફરી પાછો આવ્યો, તે પણ પછી બન્યું. આથી પુત્રજન્મ કહેવાનો પ્રસંગ છે છતાં પ્રથમ જન્મેલા પ્રદ્યુમ્નનું જ શમ્બર દ્વારા કરાયેલું હરણ વર્ણવાયું છે. પ્રદ્યુમ્નનું પુનરાગમન તો ઘણા સમય પછી થયું હોવા છતાં અહીં કથાપૂર્તિ માટે કહેવાયું છે.

વળી, શ્રીવાસુદેવ દ્વારા અધિષ્ઠિત ચિત્તમાંથી પ્રદ્યુમ્નની ઉત્પત્તિ હોવાથી શ્રીવાસુદેવના અંશરૂપ પ્રદ્યુમ્ન સૃષ્ટિના કારણરૂપ હોવાથી પણ પૂર્વકથન કરવામાં આવ્યું છે. **'देह-उपपत्तये'** દેહપ્રાપ્તિ માટે ॥ ૧ ॥

તે કામદેવ જ શ્રીકૃષ્ણના વીર્યથી ઉત્પન્ન થઈને વિર્દભનંદિની રુક્મિણીમાં જન્મ્યો હતો, પ્રદ્યુમ્ન નામથી પ્રખ્યાત થયેલો તે સર્વ પ્રકારે પિતાના સમાન હતો. ॥ ૨ ॥

**'अनवमः'** કોઈ પણ રીતે ઊતરતો ન હતો.॥૨॥

ઈચ્છાનુસાર રૂપ ધારણ કરનાર શમ્બર તે પ્રદ્યુમ્નને પોતાનો શત્રુ જાણીને, દસ દિવસ પણ જેને નથી થયા તેવા તે શિશુનું હરણ કરી, તેને સમુદ્રમાં ફેંકી પોતાને ઘેર ચાલ્યો ગયો. ॥ ૩ ॥

કામદેવનો શત્રુ, પ્રસિદ્ધ એવો તે શમ્બર તેને પોતાનો શત્રુ જાણીને, હરણ કરી, સમુદ્રમાં ફેંકીને પોતાના ગૃહે ગયો. ॥ ૩ ॥

તે (પ્રદ્યુમ્ન)ને એક બળવાન માછલું ગળી ગયું, પણ માછીમારો દ્વારા બીજાં માછલાંઓ સાથે વીંટળાયેલું તે મોટી જાળથી પકડવામાં આવ્યું.॥ ૪ ॥

**'निर्जगार'** ગળી ગયું. ॥ ૪ ॥

**तं शम्बराय कैवर्ता उपाजह्रुरुपायनम्।**
**सूदा महानसं नीत्वावद्यन् स्वधितिनाद्भुतम्॥ ५**

स्वधितिना शस्त्रिकया अवद्यन्नवाद्यन् खण्डितवन्तः॥ ५॥

માછીમારોએ તે (અદ્ભુત) માછલું શમ્બરાસુરને ભેટરૂપે સમર્પિત કર્યું. (તેના) રસોઈયાઓએ રસોડામાં લઈ જઈને તે અદ્ભુત માછલાને છરીથી ચીર્યું.॥ ૫ ॥

**'સ્વધિતિના'** છરીથી **'अवद्यन्'** (**अवाद्यन्** રૂપ થાય.) (માછલાને) ચીર્યું. ॥ ૫ ॥

**दृष्ट्वा तदुदरे बालं मायावत्यै न्यवेदयन्।**
**नारदोऽकथयत् सर्वं तस्याः शंकितचेतसः।**
**बालस्य तत्त्वमुत्पत्तिं मत्स्योदरनिवेशनम्॥ ६**

तत्त्वं कामोऽयं तव भर्तेति। उत्पत्तिं श्रीकृष्णाद्रुक्मिण्यामुत्पन्न इति॥ ६॥

તેના પેટમાં બાળક જોઈને રસોઈયાઓએ માયાવતીને જણાવ્યું. તે આશંકિત ચિત્તવાળી (માયાવતી)ને નારદજીએ (આવીને) તે બાળકનું (કામદેવ)સ્વરૂપ, (શ્રીકૃષ્ણ-રુક્મિણીથી) ઉત્પત્તિ તથા મત્સ્યના ઉદરમાં તેનો પ્રવેશ – એ સર્વ (વૃત્તાન્ત) કહ્યું. ॥ ૬ ॥

**'तत्त्वम्'** આ તારો પતિ કામદેવ છે એ તત્ત્વને, **'उत्पत्तिम्'** શ્રીકૃષ્ણ-રુક્મિણીથી ઉત્પન્ન થયો છે તે ॥ ૬ ॥

**सा च कामस्य वै पत्नी रतिर्नाम यशस्विनी।**
**पत्युर्निर्दग्धदेहस्य देहोत्पत्तिं प्रतीक्षती॥ ७**

यशस्विनी पतिव्रता भर्तृदेहप्राप्तिं प्रतीक्षमाणा ॥ ७॥

તે (માયાવતી) કામદેવની પતિવ્રતા પત્ની રતિ જ હતી અને (મહાદેવજીના ક્રોધથી) બળી ગયેલા પતિના શરીરની ઉત્પત્તિની પ્રતીક્ષા કરતી (હતી). ॥ ૭ ॥

**'यशस्विनी'** પતિવ્રતા પતિના દેહની પ્રાપ્તિની પ્રતીક્ષા કરતી ॥ ૭ ॥

**निरूपिता शम्बरेण सा सूपौदनसाधने।**
**कामदेवं शिशुं बुद्ध्वा चक्रे स्नेहं तदार्भके॥ ८**

तं शिशुं कामदेवं बुद्ध्वा विज्ञाय॥ ८॥

શમ્બરાસુર દ્વારા તેને પાકગૃહ (રસોડા)ની અધ્યક્ષા તરીકે નીમવામાં આવી હતી ત્યારે તે શિશુને કામદેવ જાણીને બાળક ઉપર તે સ્નેહ કરવા લાગી. ॥ ૮ ॥

તે શિશુને કામદેવ **'बुद्ध्वा'** જાણીને ॥ ૮ ॥

**नातिदीर्घेण कालेन स कार्ष्णी रूढयौवनः।**
**जनयामास नारीणां वीक्षन्तीनां च विभ्रमम्॥ ९**

विभ्रमं संमोहम्॥ ९॥

અતિ અલ્પ કાળમાં જ જેને યૌવન પ્રાપ્ત થયું તે શ્રીકૃષ્ણપુત્ર પ્રદ્યુમ્ન (પોતાના સૌન્દર્યાદિથી તેના તરફ) દૃષ્ટિ કરતી લલનાઓને સંમોહિત કરવા લાગ્યો. ॥ ૯ ॥

**'विभ्रमम्'** સંમોહન ॥ ૯ ॥

**सा तं पतिं पद्मदलायतेक्षणं**
**प्रलम्बबाहुं नरलोकसुन्दरम्।**
**सव्रीडहासोत्तभितभ्रुवेक्षती**
**प्रीत्योपतस्थे रतिरङ्ग सौरतैः॥ १०**

હે રાજા, કમળની પાંખડી જેવાં વિશાળ નેત્રવાળા, (ઘૂંટણ પર્યન્તની) દીર્ઘ ભુજાઓવાળા, મનુષ્યલોકમાં સુંદર એવા તે પતિને રતિ લજ્જાયુક્ત સ્મિતથી નચાવતી ભમરોથી નિહાળતી, રસસભર દામ્પત્યભાવથી તેની પ્રેમપૂર્વક સેવા કરતી હતી.॥૧૦॥

अङ्ग हे राजन्, सौरतैर्भावैरुपतस्थेऽभजत् ॥ १० ॥

**तामाह भगवान् कार्ष्णिर्मातस्ते मतिरन्यथा।**
**मातृभावमतिक्रम्य वर्तसे कामिनी यथा॥ ११**
॥ ११ ॥

रतिरुवाच

**भवान् नारायणसुतः शम्बरेणाहृतो गृहात्।**
**अहं तेऽधिकृता पत्नी रतिः कामो भवान् प्रभो॥ १२**

अधिकृता पत्नीत्यत्र हेतुः—रतिरहं भवान्काम इति॥ १२॥

**एष त्वाऽनिर्दशं सिन्धावक्षिपच्छम्बरोऽसुरः।**
**मत्स्योऽग्रसीत्तदुदरादिह प्राप्तो भवान् प्रभो॥ १३**
॥ १३ ॥

**तमिमं जहि दुर्धर्षं दुर्जयं शत्रुमात्मनः।**
**मायाशतविदं त्वं च मायाभिर्मोहनादिभिः॥ १४**

दुर्जयत्वे हेतुः—मायाशतविदमिति। कथं तर्हि हन्तव्यस्तत्राह—मायाभिरिति॥ १४॥

**परिशोचति ते माता कुररीव गतप्रजा।**
**पुत्रस्नेहाकुला दीना विवत्सा गौरिवातुरा॥ १५**

न चात्र विलम्बः कार्य इत्याह—परिशोचतीति। रोदितीत्यर्थः॥ १५॥

**प्रभाष्यैवं ददौ विद्यां प्रद्युम्नाय महात्मने।**
**मायावती महामायां सर्वमायाविनाशिनीम्॥ १६**

**'अङ्ग'** હે રાજા, રસસભર દામ્પત્યના ભાવોથી **'उपतस्थे'** સેવા કરતી હતી. ॥ ૧૦ ॥

વાસુદેવનંદન ભગવાન પ્રદ્યુમ્ને તેને કહ્યું, 'હે માતા, આપની મતિ વિપરીત જણાય છે. માતાના ભાવને છોડીને તમે કામિનીની જેમ (કેમ) વર્તો છો? ॥ ૧૧ ॥ ૧૧ ॥

**રતિ બોલી** – હે પ્રભુ, આપ નારાયણ શ્રીકૃષ્ણના પુત્ર છો. શમ્બરાસુર દ્વારા (સૂતિકા)ગૃહમાંથી આપનું હરણ કરવામાં આવ્યું હતું. હું આપની અધિકાર પ્રાપ્ત કરેલી પત્ની રતિ છું અને આપ કામદેવ છો. ॥ ૧૨ ॥

અધિકાર પામેલી પત્ની હોવાનું અહીં કારણ આપે છે – હું રતિ છું અને આપ કામદેવ છો.॥ ૧૨ ॥

આ શમ્બરાસુરે, દસ દિવસ પણ થયા ન હતા તેવા (આપનું હરણ કરીને) આપને સાગરમાં ફેંકી દીધા હતા, માછલું આપને ગળી ગયું હતું અને તેના પેટમાંથી આપ મને અહીં પ્રાપ્ત થયા છો. ॥ ૧૩ ॥ ૧૩ ॥

સેંકડો માયાઓ જાણનાર, પરાજિત કરવા માટે અત્યંત કઠિન એવા પોતાના તે દુર્જય શત્રુ આ શમ્બરાસુરનો આપ મોહનાદિ માયાઓથી નાશ કરો. ॥ ૧૪ ॥

દુર્જય હોવા માટેનું કારણ – **'मायाशतविदम् इति।'** સેંકડો માયાઓનો જાણકાર છે, તો પછી કેવી રીતે હણવા યોગ્ય હોય? તે માટે કહે છે – **'मायाभिः इति।'** ॥ ૧૪ ॥

પુત્રસ્નેહથી વ્યાકુળ થયેલી તમારી માતા સંતાનવિહોણી ટિટોડીની જેમ અને વાછરડાથી વિયોગ પામેલી રાંક ગાયની જેમ પીડા પામીને કલ્પાંત કરે છે. ॥ ૧૫ ॥

આ માટે વિલંબ કરવો જોઈએ નહીં, એમ કહે છે – **'परिशोचति इति।'** કલ્પાંત કરે છે, એમ અર્થ છે. ॥ ૧૫ ॥

મહાત્મા પ્રદ્યુમ્નને આ પ્રમાણે કહીને માયાવતીએ સર્વ માયાઓનો નાશ કરનારી મહામાયા નામની (દિવ્ય) વિદ્યા આપી. ॥ ૧૬ ॥

**स च शम्बरमभ्येत्य संयुगाय समाह्वयत्।**
**अविषह्यैस्तमाक्षेपैः क्षिपन् संजनयन् कलिम्॥ १७**
**सोऽधिक्षिप्तो दुर्वचोभिः पादाहत इवोरगः।**
**निश्चक्राम गदापाणिरमर्षात्ताम्रलोचनः॥ १८**

॥ १६ ॥॥ १७ ॥॥ १८ ॥

તે પ્રદ્યુમ્ને પણ શમ્બરની પાસે જઈને અસહ્ય આક્ષેપોથી તિરસ્કાર કરતાં અને કલહ જગાવતાં, યુદ્ધ માટે આહ્‌વાન કર્યું. ॥ ૧૭ ॥

દુર્વચનોથી તિરસ્કૃત થયેલો અને ક્રોધથી રાતી આંખોવાળો તે, પગથી લાત મારેલા સર્પની જેમ હાથમાં ગદા લઈને બહાર નીકળ્યો.॥ ૧૮ ॥

**गदामाविध्य तरसा प्रद्युम्नाय महात्मने।**
**प्रक्षिप्य व्यनदन्नादं वज्रनिष्पेषनिष्ठुरम्॥ १९**

वज्रस्य निष्पेषे निर्घाते यथा निष्ठुरस्तीव्रो नादो भवति तथाभूतं नादं व्यनदत्। सामान्य-विशेषतया व्याप्यव्यापकत्वमोदनपाकं पचतीतिवत् अतिनिष्ठुरं नादमकरोदित्यर्थः॥ १९॥

વેગથી ગદા ઘુમાવીને મહાત્મા પ્રદ્યુમ્ન તરફ ફેંકીને તેણે વજ્રાઘાત જેવી નિષ્ઠુર ગર્જના કરી. ॥ ૧૯ ॥

વજ્રના **'निष्पेषे'** આઘાતમાં જેમ **'निष्ठुरः'** તીવ્ર, કઠોર ધ્વનિ ધ્વનિત થયો. (એ દ્વિરુક્તિ જેવા પ્રયોગને સમજાવવા માટે ઉદાહરણ આપે છે –) રાંધેલા ભાતને રાંધે છે. ધ્વનિત થવું તે (વ્યાપ્ય) સામાન્ય છે, વ્યાપ્ત થયેલો ધ્વનિ (વ્યાપક) વિશેષ છે. સામાન્યવિશેષથી વ્યાપ્યવ્યાપકરૂપે ઘણો તીવ્ર નાદ કર્યો, એમ અર્થ છે. ॥ ૧૯ ॥

**तामापतन्तीं भगवान् प्रद्युम्नो गदया गदाम्।**
**अपास्य शत्रवे क्रुद्धः प्राहिणोत् स्वगदां नृप॥ २०**

॥ २० ॥

હે રાજા (પરીક્ષિત), સામે આવતી ગદાને ગદાથી દૂર કરીને ક્રોધિત થયેલા શત્રુ(શમ્બર) ઉપર ભગવાન પ્રદ્યુમ્ને પોતાની ગદા ફેંકી.॥ ૨૦ ॥ ૨૦ ॥

**स च मायां समाश्रित्य दैतेयीं मयदर्शिताम्।**
**मुमुचेऽस्त्रमयं वर्षं कार्ष्णौ वैहायसोऽसुरः॥ २१**

वैहायस आकाशे स्थितः॥ २१॥

મયદાનવ દ્વારા દર્શાવાયેલી દાનવી માયાનો આશ્રય કરી, આકાશમાં રહેલા તે અસુરે પણ પ્રદ્યુમ્ન ઉપર અસ્ત્રોનો વરસાદ વરસાવ્યો. ॥ ૨૧ ॥

**'वैहायसः'** આકાશમાં રહેલા ॥ ૨૧ ॥

**बाध्यमानोऽस्त्रवर्षेण रौक्मिणेयो महारथः।**
**सत्त्वात्मिकां महाविद्यां सर्वमायोपमर्दिनीम्॥ २२**

सत्त्वात्मिकां सत्त्वगुणमयीं प्रायुङ्क्तेत्युत्तर-स्यानुषङ्गः॥ २२॥

અસ્ત્રોની વર્ષાથી પીડાતા મહારથી રુક્મિણીનંદને સર્વ માયાઓનો નાશ કરનારી સત્ત્વગુણમયી મહાવિદ્યાનો (પ્રયોગ કર્યો.) ॥ ૨૨ ॥

**'सत्त्वात्मिकाम्'** સત્ત્વગુણમયી મહાવિદ્યાને પ્રયુક્ત કરી, એમ પછીના શ્લોક (૨૩) સાથે સંબંધ છે.॥ ૨૨॥

**ततो गौह्यकगान्धर्वपैशाचोरगराक्षसीः।**
**प्रायुंक्त शतशो दैत्यः कार्ष्णिर्व्यधमयत् स ताः॥ २३**

ता मायाः। व्यधमयद् व्यनाशयत्॥ २३॥

પછી દૈત્ય શમ્બરે યક્ષો, ગંધર્વો, પિશાચો, સર્પો અને રાક્ષસોની સેંકડો માયાઓને પ્રયુક્ત કરી. તે સર્વનો પ્રદ્યુમ્ને વિનાશ કર્યો. ॥ ૨૩ ॥

તે માયાઓને **'व्यधमयत्'** વિનષ્ટ કરી.॥ ૨૩ ॥

**निशातमसिमुद्यम्य सकिरीटं सकुण्डलम्।**
**शम्बरस्य शिरः कायात् ताम्रश्मश्र्वोजसाहरत्॥ २४**

(પછી પ્રદ્યુમ્ને) તીક્ષ્ણ તલવાર ઉગામીને મુકુટ અને કુંડળ સહિત તાંબાવર્ણી દાઢીમૂછવાળું શમ્બરનું મસ્તક બળપૂર્વક ધડથી હરી લીધું. ॥ ૨૪ ॥

ताम्राणि श्मश्रूणि यस्मिंस्तत्। ओजसा बलेन॥ २४॥

**आकीर्यमाणो दिविजैः स्तुवद्भिः कुसुमोत्करैः।**
**भार्ययाम्बरचारिण्या पुरं नीतो विहायसा॥ २५॥ २५॥**

**अन्तःपुरवरं राजन् ललनाशतसंकुलम्।**
**विवेश पत्न्या गगनाद् विद्युतेव बलाहकः॥ २६**

विद्युता सह बलाहको मेघ इव॥ २६॥

**तं दृष्ट्वा जलदश्यामं पीतकौशेयवाससम्।**
**प्रलम्बबाहुं ताम्राक्षं सुस्मितं रुचिराननम्॥ २७**
**स्वलंकृतमुखाम्भोजं नीलवक्रालकालिभिः।**
**कृष्णं मत्वा स्त्रियो ह्रीता निलिल्युस्तत्र तत्र ह॥ २८**

नीलाश्च वक्राश्च येऽलकास्त एवालयस्तैः। ह्रीता लज्जिताः॥ २८॥

**अवधार्य शनैरीषद्वैलक्षण्येन योषितः।**
**उपजग्मुः प्रमुदिताः सस्त्रीरत्नं सुविस्मिताः॥ २९**

श्रीकृष्णो न भवतीत्यवधार्य स्त्रीषु रत्नं श्रेष्ठा रतिस्तत्सहितम्॥ २९॥

**अथ तत्रासितापांगी वैदर्भी वल्गुभाषिणी।**
**अस्मरत् स्वसुतं नष्टं स्नेहस्नुतपयोधरा॥ ३०॥ ३०॥**

सुतं स्मरन्त्याह—**को न्वयमिति**।

**को न्वयं नरवैदूर्यः कस्य वा कमलेक्षणः।**
**धृतः कया वा जठरे केयं लब्धा त्वनेन वा॥ ३१**

તાંબાવર્ણી દાઢીમૂછ છે જેમાં તે મસ્તક **'ओजसा'** બળપૂર્વક ॥ ૨૪ ॥

સ્તુતિ કરતા દેવો દ્વારા અપાતી પુષ્પાંજલિઓથી આચ્છાદિત થતા પ્રદ્યુમ્ન આકાશગામિની ભાર્યા માયાવતી દ્વારા આકાશમાર્ગે (દ્વારકા)પુરી લઈ જવામાં આવ્યા. ॥ ૨૫ ॥ ૨૫ ॥

હે રાજા (પરીક્ષિત), જેમ વીજળી સહિત (નીલ)મેઘ પ્રવેશ કરે તેમ, સેંકડો લલનાઓથી વ્યાપેલા (શ્રીકૃષ્ણના) શ્રેષ્ઠ અંતઃપુરમાં ભાર્યા સહિત પ્રદ્યુમ્ને પ્રવેશ કર્યો. ॥ ૨૬ ॥

**'बलाहकः'** વીજળી સહિત મેઘ જેમ ॥ ૨૬ ॥

મેઘ જેવા શ્યામ, રેશમી પીતાંબર ધારણ કરેલા, દીર્ઘ ભુજાઓવાળા, તામ્રવર્ણા નેત્રોવાળા, સુંદર સ્મિત અને સુંદર વદનવાળા, ભમરારૂપી નીલ, વાંકડી અલકાવલિઓથી સુશોભિત મુખકમળવાળા તે પ્રદ્યુમ્નને જોઈને, (શ્રીકૃષ્ણની) ભાર્યાઓ તેમને શ્રીકૃષ્ણ માનીને લજ્જિત થઈ જ્યાં ત્યાં છુપાઈ ગઈ. ॥ ૨૭ ॥ ૨૮ ॥ ૨૭ ॥

નીલ અને વાંકડી જે લટો છે તે જ ભમરાઓ, તેમનાથી – **'ह्रीताः'** લજ્જિત ॥ ૨૮ ॥

ધીમે ધીમે (શ્રીવત્સ, કૌસ્તુભ વગેરેના અભાવરૂપ) થોડા જુદા લક્ષણથી ('આ શ્રીકૃષ્ણ નથી.' એમ) નિશ્ચિત કરીને અતિ આશ્ચર્ય પામેલી આનંદિત થયેલી સર્વ નારીઓ સ્ત્રીરત્ન માયાવતી સહિત રહેલા પ્રદ્યુમ્ન પાસે ગઈ. ॥ ૨૯ ॥

'શ્રીકૃષ્ણ નથી.' એમ નિશ્ચિત કરીને સ્ત્રીઓમાં **'रत्नम्'** શ્રેષ્ઠ એવી રતિ, તેની સાથે રહેલા (પ્રદ્યુમ્નની પાસે) ॥ ૨૯ ॥

ત્યારે શ્યામલોચના, મધુરભાષિણી વિર્દભનંદિની તે સમયે સ્નેહથી ઝરતાં સ્તનવાળી થઈ પોતાના ખોવાયેલા પુત્રનું સ્મરણ કરવા લાગી.॥૩૦॥ ૩૦ ॥

પુત્રને યાદ કરતી રુક્મિણી કહે છે – **'को-नु-अयम् इति।'**

આ કમલલોચન નરશ્રેષ્ઠ કોણ હશે? કોનો પુત્ર હશે? કઈ સ્ત્રી દ્વારા આને ઉદરમાં ધારણ કરવામાં આવ્યો હશે? આના દ્વારા પ્રાપ્ત કરવામાં આવેલી આ કઈ (પુણ્યશાળી) નારી હશે?॥ ૩૧ ॥

नरवैदूर्यः पुरुषश्रेष्ठः ॥ ३१ ॥

**मम चाप्यात्मजो नष्टो नीतो यः सूतिकागृहात्।**
**एतत्तुल्यवयोरूपो यदि जीवति कुत्रचित्**
**॥ ३२ ॥**

एतेन तुल्यं वयो रूपं च यस्य स भवेदिति ॥ ३२ ॥

तस्य स्वपुत्रत्वं संभावयन्त्याह—**कथं त्विति।**

**कथं त्वनेन संप्राप्तं सारूप्यं शार्ङ्गधन्वनः।**
**आकृत्यावयवैर्गत्या स्वरहासावलोकनैः॥ ३३**
॥ ३३ ॥

तदेवाधिकं संभावयति—**स एवेति।**

**स एव वा भवेन्नूनं यो मे गर्भे धृतोऽर्भकः।**
**अमुष्मिन् प्रीतिरधिका वामः स्फुरति मे भुजः॥ ३४**
॥ ३४ ॥

**एवं मीमांसमानायां वैदर्भ्यां देवकीसुतः।**
**देवक्यानकदुन्दुभ्यामुत्तमश्लोक आगमत्॥ ३५**

देवक्यानकदुन्दुभ्यां देवक्यानकदुन्दुभिभ्यामित्यर्थः ॥ ३५ ॥

**विज्ञातार्थोऽपि भगवांस्तूष्णीमास जनार्दनः।**
**नारदोऽकथयत् सर्वं शम्बराहरणादिकम्॥ ३६**

**तच्छ्रुत्वा महदाश्चर्यं कृष्णान्तःपुरयोषितः।**
**अभ्यनन्दन् बहूनब्दान् नष्टं मृतमिवागतम्॥ ३७**

**देवकी वसुदेवश्च कृष्णरामौ तथा स्त्रियः।**
**दम्पती तौ परिष्वज्य रुक्मिणी च ययुर्मुदम्॥ ३८**

**नष्टं प्रद्युम्नमायातमाकर्ण्य द्वारकौकसः।**
**अहो मृत इवायातो बालो दिष्ट्येति हाब्रुवन्॥ ३९**
॥ ३६ ॥ ३७ ॥ ३८ ॥ ३९ ॥

**'नरवैदूर्यः'** નરશ્રેષ્ઠ ॥ ૩૧ ॥

સૂતિકાગૃહમાંથી લઈ જવામાં આવેલો મારો પણ જે પુત્ર ખોવાયો છે, તે જો ક્યાંય પણ જીવતો હોય તો આના જેટલી જ વયવાળો અને રૂપવાળો હોય. ॥ ૩૨ ॥

આના જેટલાં જ વય અને રૂપ છે જેનાં તેવો તે હોય ॥ ૩૨ ॥

તેને પોતાના પુત્રરૂપે વિચારતી રુક્મિણી કહે છે – **'कथं तु इति।'**

આકૃતિ, અવયવો, ગતિ, સ્વર, હાસ્ય અને દૃષ્ટિ દ્વારા શ્રીકૃષ્ણની સમાનરૂપતા આના વડે કેવી રીતે પ્રાપ્ત કરાઈ હશે? ॥ ૩૩ ॥ ૩૩ ॥

તે જ વધારે વિચાર કરે છે – **'सः एव इति।'**

જે બાળકને મારા વડે ગર્ભમાં ધારણ કરવામાં આવ્યો તે અવશ્ય આ જ છે, (કારણ કે) આના ઉપર મને અત્યંત પ્રેમ ઊભરાય છે અને મારો ડાબો હાથ ફરકે છે. ॥ ૩૪ ॥ ૩૪ ॥

રુક્મિણીજી આમ વિચાર કરતાં હતાં ત્યારે વસુદેવજી અને દેવકીજી સાથે ઉત્તમ કીર્તિવાળા દેવકીનંદન પધાર્યા. ॥ ૩૫ ॥

**'देवकी-आनकदुन्दुभ्याम्' देवकीआनकदुन्दुभिभ्याम्** (રૂપ થાય,) એમ અર્થ છે. ॥ ૩૫ ॥

ભગવાન જનાર્દન વાસ્તવિકતા જાણતા હોવા છતાં મૌન રહ્યા. નારદજીએ (ત્યાં આવીને) શમ્બર દ્વારા હરણ વગેરે સર્વ (વૃત્તાન્ત) કહ્યું. ॥ ૩૬ ॥ તે અતિ આશ્ચર્યકારક (વૃત્તાંત) સાંભળીને શ્રીકૃષ્ણના અંત:પુરની સ્ત્રીઓ ઘણાં વર્ષોથી ખોવાયેલા અને મરીને જાણે પાછો આવ્યો હોય તેવા (પ્રદ્યુમ્નને જોઈને) તેની પ્રશંસા કરવા લાગી. ॥ ૩૭ ॥ દેવકી, વસુદેવ, શ્રીકૃષ્ણ, બલરામજી, રુક્મિણી તથા અન્ય સ્ત્રીઓ તે દંપતીને ભેટીને આનંદ પામ્યાં. ॥ ૩૮॥ દ્વારકાવાસીઓ પણ ખોવાયેલા પ્રદ્યુમ્નને આવેલો સાંભળીને કહેવા લાગ્યાઃ 'અહો! મરીને પાછો આવે તેમ આ આવ્યો તે સૌભાગ્યની વાત છે!' ॥ ૩૯ ॥ ૩૬ ॥ ૩૭ ॥ ૩૮ ॥ ૩૯ ॥

अतिसौन्दर्येण प्रद्युम्नं वर्णयति—**यमिति**।

(પ્રદ્યુમ્ન) અતિ સુંદર હોવાથી તેને વર્ણવે છે – **'यम् इति।'** (છંદ - વસંતતિલકા)

**यं वै मुहुः पितृसरूपनिजेशभावा-**
**स्तन्मातरो यदभजन् रहरूढभावाः।**
**चित्रं न तत् खलु रमास्पदबिम्बबिम्बे**
**कामे स्मरेऽक्षिविषये किमुतान्यनार्यः॥ ४०**

(છંદ - વસંતતિલકા)

પિતા સમાન રૂપવાળા પ્રદ્યુમ્ન ઉપર શ્રીકૃષ્ણ જેવા ભાવવાળી તે પ્રદ્યુમ્નની માતાઓ તેને પોતાના પતિ શ્રીકૃષ્ણ સમજીને એકાંતમાં મધુર ભાવવાળી થઈ તેને વારંવાર જે સેવતી હતી, તેવા સ્મરણ કરવામાં આવતા હોવા માત્રથી ક્ષોભ પમાડનાર અને લક્ષ્મીના સ્થાનરૂપ શ્રીકૃષ્ણની શોભાયમાન મૂર્તિના પ્રતિબિંબરૂપ કામદેવ જ્યારે નેત્રોના વિષયરૂપ થાય છે, ત્યારે તે આશ્ચર્ય નથી. તો પછી અન્ય સ્ત્રીઓ તે(પ્રદ્યુમ્ન)ને સેવે, તેમાં શું કહેવાનું હોય?॥ ૪૦ ॥

पिता श्रीकृष्णस्तत्सरूपे तत्सदृशे प्रद्युम्ने निज आत्मीय ईशो भर्तेति भावो भावना यासां तास्तन्मातरः कृष्णपत्न्योऽपि रहसि निरूढभावाः सत्यो यमभजन्निति यत्तन्न खलु चित्रम्। कथं सति। स्मरे स्मर्यमाणत्वेनैव क्षोभके कामेऽक्षिविषये सति। किंच रमास्पदं श्रीकृष्णस्तस्य बिम्बं श्रीमूर्तिस्तस्य बिम्बे प्रतिबिम्बे पुत्रे। तदा किं नु वक्तव्यमन्यनार्यो भेजुरिति॥ ४०॥

**'पिता'** પિતા શ્રીકૃષ્ણ **'तत्स्वरूपे'** તેમના સમાન રૂપવાળા પ્રદ્યુમ્ન ઉપર **'निजः'** પોતાના **'ईशः'** પતિ છે, એવો **'भावः'** ભાવના છે જેમની તે **'मातरः'** માતાઓ – શ્રીકૃષ્ણની પત્નીઓ પણ જેને એકાંતમાં, ઉત્પન્ન થયેલા મધુર ભાવવાળી થઈ જે સેવે છે તે ખરેખર, આશ્ચર્યની વાત નથી. શું થાય છે ત્યારે સેવે છે? **'स्मरे'** સ્મરણ કરાતા હોવા માત્રથી જ ક્ષોભ પમાડનાર કામદેવ જ્યારે નેત્રોના વિષયરૂપ થાય છે ત્યારે – વળી, **'रमा-आस्पदम्'** લક્ષ્મીના સ્થાનરૂપ શ્રીકૃષ્ણ, તેમની **'बिम्बम्'** શોભાયમાન મૂર્તિ, તેના પ્રતિબિમ્બરૂપ પુત્ર (કામદેવ) – ત્યારે અન્ય સ્ત્રીઓ તેમને સેવે, તેમાં વળી શું કહેવાનું હોય? ॥ ૪૦ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे उत्तरार्धे
प्रद्युम्नोत्पत्तिनिरूपणं नाम पञ्चपञ्चाशत्तमोऽध्यायः॥ ५५॥
इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे उत्तरार्धे श्रीधरस्वामिविरचितायां
भावार्थदीपिकायां टीकायां पञ्चपञ्चाशत्तमोऽध्यायः॥ ५५॥

*****

# अथ षट्पञ्चाशत्तमोऽध्यायः

## સ્યમન્તક મણિની કથા, જામ્બવતી અને સત્યભામા સાથે શ્રીકૃષ્ણનો વિવાહ

षट्पञ्चाशत्तमे मिथ्याभियोगे मणिमाहरत्।
कन्यां जाम्बवतः प्राप कृष्णः सत्राजितस्ततः॥ १

પોતાની ઉપર ખોટો આરોપ આવતાં, શ્રીકૃષ્ણે સ્યમન્તક મણિ લાવી આપ્યો. ત્યાર પછી શ્રીકૃષ્ણે જામ્બવાનની કન્યાને અને સત્રાજિતની કન્યાને પ્રાપ્ત કરી, તે (કથા) છપ્પનમા અધ્યાયમાં છે. ॥ ૧ ॥

पुत्रादिकामसौख्यस्य निष्ठामुक्त्वातिचञ्चलाम्।
अर्थस्यानर्थतामाह स्यमन्तहरणादिना॥ २

પુત્રાદિની ઇચ્છાના સુખની સ્થિતિ અતિ ચંચળ છે, એમ (પૂર્વના અધ્યાયમાં) કહીને, સ્યમન્તક મણિના હરણ વગેરે દ્વારા અર્થની અનર્થતાને વર્ણવે છે.॥ ૨ ॥

सत्यभामाजाम्बवत्योर्विवाहप्रस्तावाय स्यमन्तकाख्यानमाह—**सत्राजित इति**।

સત્યભામા અને જામ્બવતીના વિવાહ(ની કથા)ને પ્રસ્તુત કરવા માટે સ્યમન્તક-આખ્યાન કહે છે – **'सत्राजितः इति।'**

**श्रीशुक उवाच**

**सत्राजितः स्वतनयां कृष्णाय कृतकिल्बिषः।**
**स्यमन्तकेन मणिना स्वयमुद्यम्य दत्तवान्॥ १**

**શ્રીશુકદેવજી બોલ્યા** – (શ્રીકૃષ્ણનો) અપરાધ કરનાર સત્રાજિતે (તેના નિવારણ માટે) જાતે પ્રયત્ન કરીને સ્યમન્તક મણિ સાથે પોતાની કન્યા શ્રીકૃષ્ણને સમર્પિત કરી હતી. ॥ ૧ ॥

सत्राजित इत्यकारान्तः क्वचिच्च तकारान्तोऽप्यन्वयानुसारेण द्रष्टव्यः। कृतापराधस्तच्छान्तये स्वयमेवोद्यमं कृत्वा मणिना सह प्रादादिति॥ १॥

સત્રાજિત શબ્દ **अ** કારાન્ત છે, પરંતુ અન્વય પ્રમાણે ક્યાંક **त्** કારાન્ત પણ સમજવો જોઈએ. જેણે અપરાધ કર્યો હતો તે સત્રાજિતે તેના નિવારણ માટે પોતે જ પ્રયત્ન કરીને મણિ સહિત કન્યા આપી હતી. ॥ ૧ ॥

**राजोवाच**

**सत्राजितः किमकरोद् ब्रह्मन् कृष्णस्य किल्बिषम्।**
**स्यमन्तकः कुतस्तस्य कस्माद् दत्ता सुता हरेः**
**॥ २॥ २॥**

**રાજા (પરીક્ષિત) બોલ્યા** – હે મહારાજ, સત્રાજિતે શ્રીકૃષ્ણનો શો અપરાધ કર્યો હતો? સ્યમન્તક મણિ તેની પાસે ક્યાંથી આવ્યો હતો? તેણે તેની દીકરી શ્રીહરિને શા માટે અર્પણ કરી હતી? ॥ ૨ ॥ ૨ ॥

**श्रीशुक उवाच**

**आसीत् सत्राजितः सूर्यो भक्तस्य परमः सखा।**
**प्रीतस्तस्मै मणिं प्रादात् सूर्यस्तुष्टः स्यमन्तकम्॥ ३**

**શ્રીશુકદેવજી બોલ્યા** – સૂર્યનારાયણ ભક્ત સત્રાજિતના પૂજ્ય (સ્વામી હોવા) છતાં પ્રિય મિત્ર હતા. (તેની ભક્તિથી) પ્રસન્ન થઈને અને સંતૃષ્ટ થઈને તેમણે તેને સ્યમન્તક (નામનો) મણિ આપ્યો હતો. ॥ ૩ ॥

भक्तस्य सत्राजितः सूर्यः स्वाम्यपि सखेवासीदित्यर्थः। स च तुष्टस्तस्मै स्यमन्तकं नाम मणिं प्रादात्। प्रीतः स्निग्धः॥ ३॥

સૂર્યનારાયણ ભક્ત સત્રાજિતના (**'परमः'** પૂજ્ય **अन्वि.**) સ્વામી હોવા છતાં મિત્ર જેવા હતા, એમ અર્થ છે. પ્રસન્ન થયેલા સૂર્યનારાયણે તેને સ્યમન્તક નામનો મણિ આપ્યો હતો. **'प्रीतः'** પ્રિય ॥ ૩ ॥

**स तं बिभ्रन् मणिं कण्ठे भ्राजमानो यथा रविः।**
**प्रविष्टो द्वारकां राजंस्तेजसा नोपलक्षितः**
**॥ ४॥**

હે રાજા (પરીક્ષિત), તે મણિને કંઠમાં ધારણ કરીને સૂર્યની જેમ પ્રકાશતો તે સત્રાજિત દ્વારકામાં પ્રવિષ્ટ થયો, ત્યારે તેજને કારણે ('આ સત્રાજિત છે.' એમ દ્વારકાવાસીઓ દ્વારા તે) ઓળખાયો ન હતો. ॥ ૪ ॥

नोपलक्षितः सत्राजितोऽसावित्यविज्ञातः॥ ४॥

**'न-उपलक्षितः'** 'આ સત્રાજિત છે.' એમ ઓળખાયો ન હતો. ॥ ૪ ॥

**तं विलोक्य जना दूरात्तेजसा मुष्टदृष्टयः।**
**दीव्यतेऽक्षैर्भगवते शशंसुः सूर्यशंकिताः॥ ५**

दीव्यते क्रीडते। सूर्योऽयमिति शङ्किताः सन्तः कथयामासुरिति॥ ५॥

**नारायण नमस्तेऽस्तु शंखचक्रगदाधर।**
**दामोदरारविन्दाक्ष गोविन्द यदुनन्दन॥ ६**

सूर्यं नमस्कारार्थमागतं कल्पयित्वोद्रिक्त-भक्तीनां संबोधनानि नारायणेत्यादीनि॥ ६॥

**एष आयाति सविता त्वां दिदृक्षुर्जगत्पते।**
**मुष्णन् गभस्तिचक्रेण नृणां चक्षूंषि तिग्मगुः॥ ७**

गभस्तिचक्रेण रश्मिजालेन। मुष्णन्प्रतिघ्नन्। तिग्मास्तीक्ष्णा गावो रश्मयो यस्य सः॥ ७॥

न चेदमघटमानमित्याहुः—**नन्विति**।

**नन्वन्विच्छन्ति ते मार्गं त्रिलोक्यां विबुधर्षभाः।**
**ज्ञात्वाद्य गूढं यदुषु द्रष्टुं त्वां यात्यजः प्रभो॥ ८**

अन्विच्छन्ति मृगयन्ते। अजः सूर्यः॥ ८॥

**श्रीशुक उवाच**

**निशम्य बालवचनं प्रहस्याम्बुजलोचनः।**
**प्राह नासौ रविर्देवः सत्राजिन्मणिना ज्वलन्॥ ९**

बालानामज्ञानां वचनम्। ज्वलन् विद्योतमानः॥ ९॥

**सत्राजित् स्वगृहं श्रीमत् कृतकौतुकमंगलम्।**
**प्रविश्य देवसदने मणिं विप्रैर्न्यवेशयत्॥ १०**

તે સત્રાજિતને દૂરથી જોઈને, તેના તેજથી અંજાઈ ગયેલી દૃષ્ટિવાળા દ્વારકાવાસીઓએ 'આ સૂર્ય છે,' એવી શંકા કરીને પાસાઓથી ક્રીડા કરતા ભગવાનને કહ્યું. ॥ ૫ ॥

**'दीव्यते'** ક્રીડા કરતા (શ્રીકૃષ્ણ ભગવાન)ને 'આ સૂર્ય છે.' એવી શંકાવાળા થઈને કહ્યું. ॥ ૫ ॥

હે નારાયણ, હે શંખ-ચક્ર-ગદાધારી, હે દામોદર, હે કમળનયન, હે ગોવિંદ, હે યદુનંદન, આપને નમસ્કાર હો. ॥ ૬ ॥

સૂર્યને નમસ્કાર કરવા આવેલા કલ્પીને, વધી ગયેલી ભક્તિવાળા દ્વારકાના જનોનાં 'નારાયણ' વગેરે સંબોધનો છે. ॥ ૬ ॥

હે જગત્પતિ, (પોતાનાં) કિરણોના સમૂહથી મનુષ્યોનાં નેત્રો આંજી નાખતા, તીક્ષ્ણ (દુ:સહ) કિરણોવાળા તેમ જ આપનાં દર્શનની ઈચ્છાવાળા આ સૂર્યનારાયણ આવી રહ્યા છે. ॥ ૭ ॥

**'गभस्तिचक्रेण'** કિરણોના સમૂહથી **'मुष्णन्'** આંજી નાખતા – **'तिग्माः'** તીક્ષ્ણ **'गावः'** કિરણો છે જેમનાં તે ॥ ૭ ॥

(સૂર્યનારાયણ દર્શન કરવા આવે) એ કંઈ અસંભવિત નથી, એમ તેઓ કહે છે — **'ननु इति।'**

ત્રણેય લોકમાં જેઓ શ્રેષ્ઠ દેવો છે તેઓ આપની પ્રાપ્તિનો ઉપાય શોધે છે, આથી અત્યારે હે પ્રભુ, યાદવોમાં ગુપ્ત વેશે રહેલા આપનાં નિશ્ચય જ દર્શન કરવા માટે સૂર્યનારાયણ આવી રહ્યા છે. ॥ ૮ ॥

**'अन्विच्छन्ति'** શોધે છે – **'अजः'** સૂર્ય ॥ ૮ ॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – અજ્ઞાનીઓનું વચન સાંભળીને કમળનયન શ્રીકૃષ્ણે હસીને કહ્યું: 'એ સૂર્યદેવ નથી, પણ મણિથી પ્રકાશતો સત્રાજિત છે.' ॥ ૯ ॥

**'बालानाम्'** અજ્ઞાનીઓના વચનને – **'ज्वलन्'** પ્રકાશતો ॥ ૯ ॥

જેનામાં ઉત્સવપૂર્વક મંગળ મહોત્સવો કરવામાં આવ્યા છે તે પોતાના સમૃદ્ધિમાન ઘરમાં પ્રવેશીને સત્રાજિતે (પોતાના ઈષ્ટ) સૂર્યદેવના મંદિરમાં વિપ્રો દ્વારા મણિની (પ્રાણ)પ્રતિષ્ઠા કરાવી. ॥ ૧૦ ॥

कृतानि कौतुकेनोत्सवेन मङ्गलानि यस्मिंस्तत्। विप्रैः कृत्वा ॥ १० ॥

**दिने दिने स्वर्णभारानष्टौ स सृजति प्रभो।**
**दुर्भिक्षमार्यरिष्टानि सर्पाधिव्याधयोऽशुभाः।**
**न सन्ति मायिनस्तत्र यत्रास्तेऽभ्यर्चितो मणिः ॥ ११**

भारप्रमाणं च—
'चतुर्भिर्व्रीहिभिर्गुञ्जं गुञ्जान्पञ्च पणं पणान्।
अष्टौ धरणमष्टौ च कर्षं तांश्चतुरः पलम्।
तुलां पलशतं प्राहुर्भारः स्याद्विंशतिस्तुलाः॥'
इति।

मारीनामा कालमृत्युः। अरिष्टमभद्रम्। अशुभा दुःखहेतवः ॥ ११ ॥

**स याचितो मणिं क्वापि यदुराजाय शौरिणा।**
**नैवार्थकामुकः प्रादाद् याच्ञाभंगमतर्कयन्॥ १२**

क्वापि कदाचित्। अनेन भगवत्यसमर्प्य स्वयमग्रभोजिनः सर्वानिष्टनिवर्तकमप्यनिष्टहेतुरेव भवतीति सूचितम्॥ १२॥

तदेव दर्शयितुमाह—**तमेकदेति**।

**तमेकदा मणिं कण्ठे प्रतिमुच्य महाप्रभम्।**
**प्रसेनो हयमारुह्य मृगयां व्यचरद् वने॥ १३**

प्रतिमुच्य बद्ध्वा। प्रसेनः सत्राजिद्भ्राता ॥ १३ ॥

**प्रसेनं सहयं हत्वा मणिमाच्छिद्य केसरी।**
**गिरिं विशञ्जाम्बवता निहतो मणिमिच्छता॥ १४**

કરવામાં આવ્યા છે **'कौतुकेन'** ઉત્સવપૂર્વક મંગળ મહોત્સવો જેમાં તે – વિપ્રો દ્વારા (પ્રાણપ્રતિષ્ઠા) કરાવી. ॥ ૧૦ ॥

હે રાજા (પરીક્ષિત), તે મણિ પ્રતિદિન આઠ ભાર સુવર્ણ ઉત્પન્ન કરતો હતો. મણિ જ્યાં પૂજાય ત્યાં દુકાળ, મહામારી, (ગ્રહપીડા વગેરે) અમંગળ, સર્પ, શારીરિક અને માનસિક પીડા, દુઃખનાં કારણોરૂપ અશુભ (દૈત્યો વગેરે અને ચોરો) રહી શકતાં નહીં. ॥ ૧૧ ॥

ભારનું માપ આ પ્રમાણે છે – 'ચાર ડાંગરથી એક ગુંજ થાય. પાંચ ગુંજનો એક પણ, આઠ પણનો એક ધરણ, આઠ ધરણનો એક કર્ષ, ચાર કર્ષનો એક પલ, સો પલની એક તુલા અને વીસ તુલાનો એક ભાર.' (એક ભાર એટલે દસ મણ, ૮ ભાર એટલે ૮૦ મણ)

**'मारी'** એટલે કાળમૃત્યુ **'अरिष्टम्'** અમંગળ, **'अशुभाः'** દુઃખનાં કારણોરૂપ અશુભ ॥ ૧૧ ॥

એક વખત યાદવરાજ ઉગ્રસેન માટે શ્રીકૃષ્ણ દ્વારા માંગવામાં આવેલો મણિ ધનની લાલસાવાળા તે સત્રાજિતે ભગવાનની યાચનાના ઉલ્લંઘન(થી થતા અનર્થ)નો વિચાર કર્યા વિના ન જ આપ્યો.॥ ૧૨ ॥

**'क्वापि'** એક વખત – આનાથી ભગવાન પ્રત્યે અર્પણ કર્યા વિના પહેલાં પોતે ભોગવનારને માટે, સર્વ અનિષ્ટ દૂર કરનારી વસ્તુ પણ અનિષ્ટના કારણરૂપ બની જાય છે, એમ સૂચવવામાં આવ્યું છે. ॥ ૧૨ ॥

(મણિ અનિષ્ટના કારણરૂપ બન્યો.) તે જ દર્શાવવા માટે કહે છે – **'तम्-एकदा-इति।'**

એક દિવસ તે અત્યંત તેજસ્વી મણિને કંઠમાં બાંધીને (સત્રાજિતનો ભાઈ) પ્રસેનજિત ઘોડા પર ચઢીને શિકાર કરવા વનમાં ફરતો હતો. ॥ ૧૩ ॥

**'प्रतिमुच्य'** બાંધીને – **'प्रसेनः'** સત્રાજિતનો ભાઈ ॥ ૧૩ ॥

પ્રસેનને ઘોડા સાથે મારી નાખીને, મણિ આંચકી લઈને પહાડમાં પેસતો (કોઈ એક) કેસરી સિંહ, મણિને ઇચ્છતા ઋક્ષરાજ જામ્બવાન દ્વારા હણવામાં આવ્યો. ॥ ૧૪ ॥

आच्छिद्य आकृष्य गृहीत्वा ॥ १४ ॥

**सोऽपि चक्रे कुमारस्य मणिं क्रीडनकं बिले ।**
**अपश्यन् भ्रातरं भ्राता सत्राजित् पर्यतप्यत ॥ १५**

॥ १५ ॥

**प्रायः कृष्णेन निहतो मणिग्रीवो वनं गतः ।**
**भ्राता ममेति तच्छ्रुत्वा कर्णे कर्णेऽजपञ्जनाः ॥ १६**

अजपन्नुपांशु अवोचन् ॥ १६ ॥

**भगवांस्तदुपश्रुत्य दुर्यशो लिप्तमात्मनि ।**
**मार्ष्टुं प्रसेनपदवीमन्वपद्यत नागरैः ॥ १७**

**हतं प्रसेनमश्वं च वीक्ष्य केसरिणा वने ।**
**तं चाद्रिपृष्ठे निहतमृक्षेण ददृशुर्जनाः ॥ १८**

**ऋक्षराजबिलं भीममन्धेन तमसाऽऽवृतम् ।**
**एको विवेश भगवानवस्थाप्य बहिः प्रजाः ॥ १९**

॥ १७ ॥ १८ ॥ १९ ॥

**तत्र दृष्ट्वा मणिश्रेष्ठं बालक्रीडनकं कृतम् ।**
**हर्तुं कृतमतिस्तस्मिन्नवतस्थेऽर्भकान्तिके ॥ २०**

**तमपूर्वं नरं दृष्ट्वा धात्री चुक्रोश भीतवत् ।**
**तच्छ्रुत्वाभ्यद्रवत् क्रुद्धो जाम्बवान् बलिनां वरः ॥ २१**

**स वै भगवता तेन युयुधे स्वामिनाऽऽत्मनः ।**
**पुरुषं प्राकृतं मत्वा कुपितो नानुभाववित् ॥ २२**

॥ २० ॥ २१ ॥ २२ ॥

**'आच्छिद्य'** આંચકી લઈને ॥ ૧૪ ॥

પોતાની ગુફામાં (જઈને) જામ્બવાને તે મણિને પોતાના પુત્રનું રમકડું બનાવ્યો. (આ તરફ) ભાઈને ન જોતાં ભાઈ સત્રાજિત ખૂબ જ દુઃખી થઈ ગયો. ॥ ૧૫ ॥ ૧૫ ॥

'ડોકમાં મણિ ધારણ કરીને વનમાં ગયેલો મારો ભાઈ ઘણું કરીને શ્રીકૃષ્ણ દ્વારા હણાવવામાં આવ્યો છે.' તે સાંભળીને લોકો કાનોકાન ગુસપુસ કરતા કહેવા લાગ્યા. ॥ ૧૬ ॥

**'अजपन्'** ધીમેથી હોઠ ફફડાવીને વાતચીત કરવા લાગ્યા. ॥ ૧૬ ॥

તે સાંભળીને ભગવાન પણ પોતાની ઉપર લાગેલા અપયશને દૂર કરવા માટે નગરજનો સાથે પ્રસેનની ભાળ મેળવવા તેની પાછળ ગયા. ॥ ૧૭ ॥ ૧૭ ॥

વનમાં (જઈને) પ્રસેનને તથા ઘોડાને કેસરી સિંહ દ્વારા હણાયેલા જોઈને લોકોએ કેસરી સિંહને પર્વતની ઉપર રીંછ દ્વારા મારી નાખવામાં આવેલો જોયો. ॥ ૧૮ ॥ ૧૮ ॥

રીંછોના રાજાની ગાઢ અંધકારથી વ્યાપેલી અતિ ભયંકર ગુફામાં, પ્રજાજનોને બહાર બેસાડીને ભગવાન એકલા જ પ્રવેશ્યા. ॥ ૧૯ ॥ ૧૯ ॥

ત્યાં શ્રેષ્ઠ મણિને બાળકનું રમકડું કરવામાં આવેલો જોઈને, તેને લેવાનો નિશ્ચય કરીને ભગવાન તે ગુફામાં બાળકની પાસે જઈ પહોંચ્યા. ॥ ૨૦ ॥ ૨૦ ॥

પૂર્વે ન જોયેલા તે મનુષ્યને જોઈને ભય પામી હોય તેમ તેની માતા મોટેથી બૂમો પાડવા લાગી. બળવાનોમાં શ્રેષ્ઠ એવો જામ્બવાન તે સાંભળીને ક્રોધિત થઈને દોડી આવ્યો. ॥ ૨૧ ॥ ૨૧ ॥

પોતાના સ્વામી તે ભગવાન સાથે જ કુપિત થયેલો તે, તેમને સામાન્ય મનુષ્ય માનીને, તેમના પ્રભાવને નહીં જાણતો હોઈ યુદ્ધ કરવા લાગ્યો. ॥ ૨૨ ॥ ૨૨ ॥

**द्वन्द्वयुद्धं सुतुमुलमुभयोर्विजिगीषतोः ।**
**आयुधाश्मद्रुमैर्दोर्भिः क्रव्यार्थे श्येनयोरिव ॥ २३**

**आसीत्तदष्टाविंशाहमितरेतरमुष्टिभिः ।**
**वज्रनिष्पेषपरुषैरविश्रममहर्निशम् ॥ २४**

માંસના ટુકડા માટે બે બાજ પક્ષીઓનું યુદ્ધ થાય તેમ પરસ્પરને જીતવાની ઈચ્છાવાળા તે બંનેનું (ગદા વગેરે) આયુધોથી, પથ્થરોથી, વૃક્ષોથી, ભુજાઓથી, વજના આઘાત જેવી કઠોર મુઠ્ઠીઓથી એકબીજા સાથે દિવસ-રાત અટક્યા વિના અઠ્યાવીસ દિવસ અતિ ભયંકર દ્વન્દ્વયુદ્ધ થયું. ॥ ૨૩ ॥ ૨૪ ॥

क्रव्यार्थे आमिषार्थे ॥ २३ ॥

अष्टाविंशाहं अष्ट च विंशतिश्चाहानि दिनानि यस्मिंस्तदष्टाविंशाहम्। विंशतिशब्दे तिलोप आर्षः। वज्रस्य निष्पेषो निर्घातस्तद्वत्परुषैर्निष्ठुरैः ॥ २४ ॥

**'क्रव्यार्थे'** માંસ(ના ટુકડા) માટે ॥ ૨૩ ॥

**'अष्टाविंशाहम्'** આઠ અને વીસ **अहानि** દિવસો છે જેમાં તે અઠ્યાવીસ દિવસ – **'विंशति'** શબ્દમાં ति નો લોપ આર્ષ છે. વજનો **'निष्पेषः'** આઘાત, તેના જેવી **'परुषैः'** કઠોર મુઠ્ઠીઓથી. (अष्टाविंशति શબ્દ છે.) ॥ ૨૪ ॥

**कृष्णमुष्टिविनिष्पातनिष्पिष्टांगोरुबन्धनः ।**
**क्षीणसत्त्वः स्विन्नगात्रस्तमाहातीव विस्मितः ॥ २५**

શ્રીકૃષ્ણના મુક્કાઓના પ્રહારોથી જેનાં અનેક અંગોના સાંધા શિથિલ થઈ ગયા તેવો, ક્ષીણ થયેલા બળવાળો અને પરસેવાથી નીતરતા શરીરવાળો તે અત્યંત વિસ્મય પામીને તેમને (ભગવાનને) કહેવા લાગ્યો. ॥ ૨૫ ॥

श्रीकृष्णस्य मुष्टीनां विनिष्पातैराघातैर्निष्पिष्टानि श्लथान्यङ्गानामुरूणि बन्धनानि संधिस्थानानि यस्य सः ॥ २५ ॥

लोके को वाऽयं मत्तो बलीयानिति विस्मितः सन्विमृश्याह—**जान इति**।

શ્રીકૃષ્ણના મુક્કાઓના **'विनिष्पातैः'** આઘાતથી **'निष्पिष्टानि'** શિથિલ થઈ ગયાં છે અનેક અંગોના **'बन्धनानि'** સાંધાઓનાં સ્થાન જેનાં તે ॥ ૨૫ ॥

આ સંસારમાં મારા કરતાં પણ વળી કોણ બળવાન છે, એમ આશ્ચર્ય પામીને, વિચાર કરીને કહે છે – **'जाने इति।'**

**जाने त्वां सर्वभूतानां प्राण ओजः सहो बलम् ।**
**विष्णुं पुराणपुरुषं प्रभविष्णुमधीश्वरम् ॥ २६**

સર્વ પ્રાણીઓનાં પ્રાણ, ઈન્દ્રિયબળ, અન્તઃકરણ-બળ અને શરીરસામર્થ્ય આપ છો તથા આપ જ વ્યાપક – સર્વપાલક (વિષ્ણુ) છો, સર્વના સર્જનહાર (પુરાણપુરુષ) છો, પ્રભવનશીલ (ઉત્પત્તિકારણ) છો તથા સર્વના નિયંતા (અધીશ્વર) છો, એ હું જાણું છું. ॥ ૨૬ ॥

सर्वभूतानां यः प्राणस्तत्र यदोजः सहो बलं च इन्द्रियहृदयदेहबलानि तत्सर्वं त्वमित्यहं जाने। कथं तथात्वमत आह—विष्णुमित्यादि ॥ २६ ॥

पुराणत्वे हेतुः—**त्वं हीति**।

સર્વ પ્રાણીઓનો જે પ્રાણ છે, **तत्र**=સર્વ પ્રાણીઓમાં જે **'ओजः'** ઈન્દ્રિયબળ, **'सहः'** હૃદયબળ, **'बलम्'** દેહબળ છે તે સર્વ આપ છો, એમ હું જાણું છું. તેમ કેવી રીતે છે, તે હવે કહે છે – **'विष्णुम्'** વગેરે॥૨૬॥

પુરાતન હોવા માટેનું કારણ – **'त्वं हि-इति।'**

**त्वं हि विश्वसृजां स्त्रष्टा सृज्यानामपि यच्च सत्।**
**कालः कलयतामीशः पर आत्मा तथाऽऽत्मनाम्॥ २७**

ખરેખર, આપ જ (બ્રહ્મા વગેરે) વિશ્વના સર્જનહારોના પણ સ્રષ્ટા (નિમિત્તકારણ) છો તથા સર્જન કરવા યોગ્ય (મહત્તત્ત્વાદિ)નું જે સત્ (ઉપાદાનકારણ) છે તે પણ (આપ જ છો). નિયમન કરનારાઓના પણ કાળરૂપ નિયંતા, પરમેશ્વર અને સર્વ જીવોના અંતર્યામી છો. ॥ ૨૭ ॥

स्त्रष्टा निमित्तम्। यच्च सदुपादानम्। अतः पुराणम्। प्रभविष्णुत्वे हेतुः—काल इति। अधीश्वरस्त्वमप्यत एवेत्याह—ईशः पर इति। न च तटस्थ इत्याह—आत्मनामात्मेति॥ २७॥

**'स्त्रष्टा'** સર્જનહાર, નિમિત્તકારણ તથા જે **'सत्'** ઉપાદાનકારણ છે (તે આપ છો.) – આથી પુરાતન છો. મહાપ્રભાવશાળી વિષ્ણુરૂપ હોવાનું કારણ – **'कालः इति।'** અધીશ્વર પણ આપ જ છો, એમ કહે છે – **'ईशः परः इति।'** વળી આપ તટસ્થ નથી, એમ કહે છે – **'आत्मानाम् आत्मा इति।'** ॥ ૨૭ ॥

यत एवंभूतोऽतो ममेष्टदैवतं रघुनाथ एव त्वमित्याह—**यस्येति**।

જે કારણે આપ આવા છો, આથી મારા ઈષ્ટ દેવતા શ્રીરઘુનાથજી આપ જ છો, એમ કહે છે – **'यस्य इति।'**

**यस्येषदुत्कलितरोषकटाक्षमोक्षै-**
**वर्त्मादिशत् क्षुभितनक्रतिमिंगिलोऽब्धिः।**
**सेतुः कृतः स्वयश उज्ज्वलिता च लंका**
**रक्षःशिरांसि भुवि पेतुरिषुक्षतानि॥ २८**

(છંદ - વસંતતિલકા)

જે આપના સહેજ પ્રદીપ્ત થયેલા ક્રોધથી છૂટેલા દૃષ્ટિપાતોથી, જેમાં મગરો અને તિમિંગિલો ખળભળી ઊઠ્યા હતા તે સમુદ્રે આપને માર્ગ આપ્યો હતો, છતાં પણ તે સમુદ્ર ઉપર જે આપના દ્વારા પોતાના યશરૂપ સેતુ બાંધવામાં આવ્યો હતો, જેમના દ્વારા લંકાને બાળવામાં આવી હતી અને જે આપનાં બાણોથી કપાયેલાં (રાવણાદિ) રાક્ષસોનાં મસ્તકો પૃથ્વી પર પડ્યાં હતાં. (તે મારા ઈષ્ટ દેવતા શ્રીરઘુનાથજી આપ જ છો, તે હું જાણી ગયો છું.) ॥ ૨૮ ॥

ईषदुत्कलित उद्दीपितो यो रोषस्तेन ये कटाक्षमोक्षास्तैः क्षुभिता नक्रा ग्राहास्तिमिङ्गिला महामत्स्याश्च यस्मिन् सोऽब्धिर्वर्त्म मार्गमादिश-द्दत्तवांस्तथापि तस्मिन् येन त्वया स्वयश एव सेतुः कृतः। उज्ज्वलिता च दग्धा। यस्येषुभिः क्षतानि छिन्नानि रक्षसो दशग्रीवस्य शिरांसि भुवि पेतुः। स एव त्वमिति जाने॥ २८॥

સહેજ **'उत्कलितः'** પ્રદીપ્ત જે રોષ, તેનાથી જે દૃષ્ટિપાતો, તેમનાથી ખળભળી ઊઠેલા **'नक्राः'** મગરો, **'तिमिङ्गिलाः'** (સો યોજન અર્થાત્ છસો માઈલ લાંબા માછલાને ગળી જાય તેવા) મહામત્સ્યો છે જેમાં તે સમુદ્રે **'वर्त्म'** માર્ગ **'आदिशत्'** આપ્યો, તેમ છતાં તેની ઉપર જે આપના દ્વારા પોતાનો યશ એ જ સેતુ કરવામાં આવ્યો અને (લંકા) **'उज्ज्वलिता'** બાળી નાખવામાં આવી. જેમનાં બાણોથી **'क्षतानि'** કપાઈ ગયેલાં રાક્ષસોનાં અને દશમાથાળા રાવણનાં મસ્તકો પૃથ્વી પર પડ્યાં, તે (મારા ઈષ્ટદેવ શ્રીરઘુનાથજી) આપ જ છો, એમ હું જાણી ગયો છું. ॥ ૨૮ ॥

**इति विज्ञातविज्ञानमृक्षराजानमच्युतः ।**
**व्याजहार महाराज भगवान् देवकीसुतः ॥ २९**

**अभिमृश्यारविन्दाक्षः पाणिना शंकरेण तम् ।**
**कृपया परया भक्तं प्रेमगम्भीरया गिरा ॥ ३०**

इति विज्ञातं विज्ञानं येन तम्। विज्ञानशब्दः करणसाधनः कर्मसाधनो वा। ऋक्षराजं प्रत्युक्तवान् ॥ २९ ॥ ३० ॥

**मणिहेतोरिह प्राप्ता वयमृक्षपते बिलम् ।**
**मिथ्याभिशापं प्रमृजन्नात्मनो मणिनामुना ॥ ३१**

वयं बहवो बिलद्वारं प्राप्तास्तत्र मिथ्याभिशापममुना मणिना प्रमृजन् प्रमार्ष्टुमहमन्तर्बिलमिह प्राप्त इत्यर्थः ॥ ३१ ॥

**इत्युक्तः स्वां दुहितरं कन्यां जाम्बवतीं मुदा ।**
**अर्हणार्थं स मणिना कृष्णायोपजहार ह ॥ ३२**

सह मणिना। समर्पयामास ॥ ३२ ॥

**अदृष्ट्वा निर्गमं शौरेः प्रविष्टस्य बिलं जनाः ।**
**प्रतीक्ष्य द्वादशाहानि दुःखिताः स्वपुरं ययुः ॥ ३३**

॥ ३३ ॥

**निशम्य देवकी देवी रुक्मिण्यानकदुन्दुभिः ।**
**सुहृदो ज्ञातयोऽशोचन् बिलात् कृष्णमनिर्गतम् ॥ ३४**

॥ ३४ ॥

**सत्राजितं शपन्तस्ते दुःखिता द्वारकौकसः ।**
**उपतस्थुर्महामायां दुर्गां कृष्णोपलब्धये ॥ ३५**

श्रीकृष्णप्राप्तये चन्द्रभागां नाम दुर्गामभजन् ॥ ३५ ॥

**(શ્રીશુકદેવજી બોલ્યા –)** હે મહારાજ (પરીક્ષિત), આમ, જેના દ્વારા પોતાનું તત્ત્વ જાણી લેવામાં આવ્યું છે તે રીંછોના રાજા ભક્ત જામ્બવાનને પરમ કૃપાથી પોતાના કલ્યાણકારી શ્રીહસ્તથી સ્પર્શ કરીને દેવકીનંદન કમલનયન ભગવાન અચ્યુતે પ્રેમપૂર્ણ ગંભીર વાણીથી કહ્યું. ॥ ૨૯ ॥ ૩૦ ॥

આમ, જેના દ્વારા બ્રહ્મસ્વરૂપને જાણી લેવામાં આવ્યું છે તે ઋક્ષરાજ જામ્બવાનને – વિજ્ઞાન શબ્દ કરણના અથવા કર્મના સાધન તરીકે પણ લઈ શકાય – રીંછોના રાજાને કહ્યું. ॥ ૨૯ ॥ ૩૦ ॥

હે ઋક્ષપતિ (જામ્બવાન), અમે (ઘણા લોકો) ગુફાને દ્વારે આવ્યા છીએ. આ મણિને કારણે મને મળેલા મિથ્યા અપયશને દૂર કરવા માટે (હું અહીં આવ્યો છું). ॥ ૩૧ ॥

**'वयम्'** અમે ઘણા લોકો ગુફાને દ્વારે આવ્યા છીએ. તેમાં આ મણિને કારણે મિથ્યા અપયશ મળ્યો છે, તેને **'प्रमृजन्'** દૂર કરવા માટે હું ગુફાની અંદર અહીં આવ્યો છું, એમ અર્થ છે. ॥ ૩૧ ॥

(ભગવાન દ્વારા) આમ કહેવામાં આવેલા ઋક્ષરાજ જામ્બવાને મણિની સાથે પોતાની દીકરી જામ્બવતી નામની કન્યા શ્રીકૃષ્ણને સેવા માટે હર્ષપૂર્વક સમર્પિત કરી. ॥ ૩૨ ॥

મણિની સાથે (કન્યા) સમર્પિત કરી. ॥ ૩૨ ॥

બાર દિવસ સુધી પ્રતીક્ષા કરીને, ગુફામાં પ્રવેશેલા શ્રીકૃષ્ણને બહાર નીકળેલા ન જોઈને, દુઃખી થયેલા નગરજનો પોતાના નગરમાં પાછા ગયા.॥ ૩૩ ॥ ૩૩ ॥

શ્રીકૃષ્ણને ગુફામાંથી બહાર ન નીકળેલા સાંભળીને, દેવી દેવકી, રુક્મિણી, વસુદેવજી, પરિવારજનો, જ્ઞાતિજનો શોક કરવા લાગ્યાં. ॥ ૩૪ ॥ ૩૪ ॥

દુઃખી થયેલાં તે દ્વારકાવાસીઓ સત્રાજિતને ધિક્કારતાં, શ્રીકૃષ્ણની પ્રાપ્તિ માટે મહામાયા (ભગવાનની શક્તિ ચંદ્રભાગા નામનાં) દુર્ગાદેવીની આરાધના કરવા લાગ્યાં. ॥ ૩૫ ॥

શ્રીકૃષ્ણની પ્રાપ્તિ માટે ચંદ્રભાગા નામનાં દુર્ગાદેવીની આરાધના કરવા લાગ્યાં. ॥ ૩૫ ॥

**तेषां तु देव्युपस्थानात् प्रत्यादिष्टाशिषा स च।**
**प्रादुर्बभूव सिद्धार्थः सदारो हर्षयन् हरिः ॥ ३६**

स च कृष्णस्तेषां प्रादुर्बभूव। 'आसव' इति पाठे आसव इन्द्रियाणि तेषां प्रेष्ठ इत्यर्थः। कदा देव्या उपस्थानात्। तया तान्प्रति आदिष्टा दत्ता या आशीः कृष्णं द्रक्ष्यथेति तया सहैव॥ ३६॥

દેવીની આરાધનાથી (પ્રસન્ન થયેલાં દેવીએ) તે દ્વારકાવાસીઓને આશીર્વાદ આપ્યા અને જેમનું કાર્ય સિદ્ધ થયું હતું તે શ્રીહરિ (સર્વને) હર્ષ ઉપજાવતા પત્ની સહિત તેમની આગળ પ્રકટ થયા. ॥ ૩૬ ॥

અને તે શ્રીકૃષ્ણ તેમની આગળ પ્રકટ થયા. **प्रत्यादिष्टाशिषा स च** ને બદલે **प्रत्यादिष्टा-शिषाऽऽसवः** પાઠમાં **आसवः** અર્થાત્ ઈન્દ્રિયો, તેમના પ્રિયતમ, એમ અર્થ છે. તે દેવીની આરાધનાથી, તે દેવી દ્વારા તે દ્વારકાવાસીઓ પ્રતિ **'आदिष्टा'** આપવામાં આવેલા જે આશીર્વાદ— 'તમે શ્રીકૃષ્ણને જોશો.' તે આશીર્વાદ સહિત ॥ ૩૬ ॥

**उपलभ्य हृषीकेशं मृतं पुनरिवागतम्।**
**सह पत्न्या मणिग्रीवं सर्वे जातमहोत्सवाः ॥ ३७**

लोके जनाः कथंचिन्मृतं बन्धुं पुनरागतमुपलभन्ते तद्वदुपलभ्य सर्वे जातमहोत्सवा आसन्निति॥ ३७॥

મરીને પાછા આવ્યા હોય તેમ, કંઠમાં મણિ ધારણ કરેલા એવા પત્ની સહિત હૃષીકેશ શ્રીકૃષ્ણને પ્રાપ્ત કરીને સર્વ જનો મહોત્સવ કરવા લાગ્યા.॥ ૩૭ ॥

સંસારમાં ક્યારેક મૃત્યુ પામીને પાછા આવેલા સ્વજનને જેમ લોકો પ્રાપ્ત કરે છે, તેમ (શ્રીકૃષ્ણને) પ્રાપ્ત કરીને સર્વ જનો મહોત્સવવાળા થયા. ॥ ૩૭ ॥

**सत्राजितं समाहूय सभायां राजसन्निधौ।**
**प्राप्तिं चाख्याय भगवान् मणिं तस्मै न्यवेदयत्॥ ३८**

॥ ३८॥

ભગવાન શ્રીકૃષ્ણે સત્રાજિતને સભામાં બોલાવીને રાજા ઉગ્રસેનની સમક્ષ મણિને કેવી રીતે પ્રાપ્ત કર્યો તે (સર્વ ઘટના) જણાવીને, તે મણિ તેને સોંપી દીધો. ॥ ૩૮ ॥ ૩૮ ॥

**स चातिव्रीडितो रत्नं गृहीत्वावाङ्मुखस्ततः।**
**अनुतप्यमानो भवनमगमत् स्वेन पाप्मना॥ ३९**

पाप्मनाऽपराधेनानुतप्यमानः॥ ३९॥

(ભગવાનની આજ્ઞાનું ઉલ્લંઘન અને મિથ્યા અપવાદના આરોપણરૂપ) પોતાના અપરાધથી અતિ લજ્જિત થયેલો તે (સત્રાજિત) મણિ લઈને પશ્ચાત્તાપ કરતો, ત્યાંથી વીલે મોઢે ઘેર ગયો. ॥ ૩૯ ॥

**'पाप्मना'** અપરાધથી પશ્ચાત્તાપ કરતો ॥ ૩૯ ॥

**सोऽनुध्यायंस्तदेवाघं बलवद्विग्रहाकुलः।**
**कथं मृजाम्यात्मरजः प्रसीदेद् वाच्युतः कथम्॥ ४०**

अघं दोषम्। आत्मनो रजो मलमपराधमिति ॥ ४०॥

બળવાન સાથે વિરોધ કરવાથી વ્યાકુળ થયેલો તે 'પોતાનો અપરાધ કેવી રીતે દૂર કરું અને શ્રીકૃષ્ણ મારા પર કેવી રીતે પ્રસન્ન થાય.' એમ પોતાના દોષનો વિચાર કરતો (તે ઘેર ગયો).॥ ૪૦ ॥

**'अघम्'** દોષને, પોતાની **'रजः'** મલિનતાને, અપરાધને ॥ ૪૦ ॥

**किं कृत्वा साधु मह्यं स्यान्न शपेद् वा जनो यथा।**
**अदीर्घदर्शनं क्षुद्रं मूढं द्रविणलोलुपम्**
**॥ ४१ ॥**

કયું કર્મ કરવાથી મારું કલ્યાણ થાય? ટૂંકી દૃષ્ટિવાળા (અવિચારી), કૃપણ, મંદબુદ્ધિ અને ધનની લાલસાવાળા મને લોકો શું કરવાથી ગાળો ન દે? ॥ ૪૧ ॥

किं कृत्वा कस्मिन्कृते इत्यर्थः। साधु भद्रम्। अदीर्घदर्शनमविचारकं माम्। क्षुद्रं कृपणम्। मूढं मन्दमतिम्॥ ४१॥

'**किं कृत्वा**' કયું કર્મ કરતાં, એમ અર્થ છે. '**साधु**' કલ્યાણ – '**अदीर्घदर्शनम्**' ટૂંકી બુદ્ધિવાળા અવિચારી એવા મને, '**क्षुद्रम्**' કૃપણને, '**मूढम्**' મંદમતિને ॥ ૪૧ ॥

एवं ध्यायन्नुपायं निश्चिनोति—**दास्य इति**।

આમ, વિચાર કરીને તેના ઉપાયનો નિશ્ચય કરે છે – '**दास्ये इति।**'

**दास्ये दुहितरं तस्मै स्त्रीरत्नं रत्नमेव च।**
**उपायोऽयं समीचीनस्तस्य शान्तिर्न चान्यथा॥ ४२**

સ્ત્રીઓમાં રત્નરૂપ મારી દીકરી અને રત્નરૂપ સ્યમન્તક મણિ પણ હું તેમને અર્પણ કરીશ. આ જ ઉપાય છે. બીજી કોઈ પણ રીતે (મારા અપરાધની) શાંતિ નહીં થાય. ॥ ૪૨ ॥

स्त्रीरत्नं दुहितरं तावद्दास्यामि तदनन्तरं पारिबर्हत्वेन रत्नमपीति॥ ४२॥

તો પછી સ્ત્રીઓમાં રત્નરૂપ મારી દીકરીને હું અર્પણ કરીશ. ત્યાર પછી પહેરામણિરૂપે મણિ પણ (આપી દઈશ). ॥ ૪૨ ॥

**एवं व्यवसितो बुद्ध्या सत्राजित् स्वसुतां शुभाम्।**
**मणिं च स्वयमुद्यम्य कृष्णायोपजहार ह॥ ४३**

॥ ४३ ॥

બુદ્ધિથી આવો નિશ્ચય કરીને શુભ લક્ષણોથી સંપન્ન એવી પોતાની પુત્રી તથા મણિ, પોતે જ શ્રીકૃષ્ણને (સામેથી આપવા માટે) તૈયાર થઈને સમર્પિત કર્યાં. ॥ ૪૩ ॥ ૪૩ ॥

**तां सत्यभामां भगवानुपयेमे यथाविधि।**
**बहुभिर्याचितां शीलरूपौदार्यगुणान्विताम्॥ ४४**

અનેક પુરુષો દ્વારા માગવામાં આવેલી, શીલ-રૂપ-ઔદાર્યના ગુણોથી સંપન્ન તે સત્યભામાને ભગવાન વિધિપૂર્વક પરણ્યા. ॥ ૪૪ ॥

बहुभिः कृतवर्मादिभिः॥ ४४॥

કૃતવર્મા વગેરે અનેક (પુરુષો) દ્વારા ॥ ૪૪ ॥

**भगवानाह न मणिं प्रतीच्छामो वयं नृप।**
**तवास्तां देवभक्तस्य वयं च फलभागिनः॥ ४५**

હે રાજા (પરીક્ષિત), ભગવાને સત્રાજિતને કહ્યું : 'અમે મણિ નહીં સ્વીકારીએ. સૂર્યદેવના ભક્તનો એવો તમારો મણિ ભલે તમારી પાસે જ રહે. અમે તો ફળ ભોગવનારા છીએ.' ॥ ૪૫ ॥

मणिं न प्रतीच्छामो न स्वीकुर्मः। देवः सूर्यस्तद्भक्तस्येति कटाक्षः। फलभागिन इति। तवापुत्रत्वात्त्वदीयं धनमस्माकमेवेति गूढोऽभिप्रायः॥ ४५॥

મણિ અમે '**न प्रतीच्छामः**' નહીં સ્વીકારીએ. '**देवः**' સૂર્યદેવ, તેમના ભક્તનો, એમ કટાક્ષ છે (કે તમે કાંઈ અમારા ભક્ત નથી). '**फलभागिनः इति।**' તમારે પુત્ર નથી તેથી તમારું ધન અમારું જ છે, એમ ગુપ્ત અભિપ્રાય છે. ॥ ૪૫ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे उत्तरार्धे स्यमन्तकोपाख्याने षट्पञ्चाशत्तमोऽध्यायः॥ ५६॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे उत्तरार्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां षट्पञ्चाशत्तमोऽध्यायः॥ ५६॥

❋❋❋❋❋

# अथ सप्तपञ्चाशत्तमोऽध्यायः

## સ્યમન્તકહરણ, શતધન્વાનો ઉદ્ધાર, દ્વારકામાં અક્રૂરજીને તેડું

सप्तपञ्चाशत्तमे तु पुनः शतधनोर्वधे।
प्राप्तं स्म दुर्यशो मार्ष्टि कृष्णोऽक्रूराहृतान्मणेः ॥ १

શતધન્વાના વધના વિષયમાં ફરીથી મળેલો અપયશ શ્રીકૃષ્ણે અક્રૂર દ્વારા લાવવામાં આવેલા મણિથી દૂર કરે છે, તે (કથા) સત્તાવનમા અધ્યાયમાં છે. ॥ ૧ ॥

अक्रूरमुररीकृत्य मणेः पात्रमथाच्युतः।
उपामन्त्र्य तमेकान्ते सरामोऽगाद्गजाह्वयम्॥ २

મણિ રાખવા માટેના (યોગ્ય) પાત્ર તરીકે અક્રૂરને સ્વીકારીને, એકાંતમાં તેમની સાથે મંત્રણા કરી બલરામજી સહિત શ્રીકૃષ્ણ હસ્તિનાપુર પધાર્યા. ॥ ૨ ॥

सत्राजितः श्रीकृष्णाज्ञाभङ्गफलं व्यक्तीकर्तुमाह—**विज्ञातार्थोऽपीति**।

સત્રાજિતને શ્રીકૃષ્ણની આજ્ઞાનો ભંગ કરવાનું જે ફળ મળ્યું તે પ્રકટ કરવા માટે કહે છે – **'विज्ञात-अर्थः अपि इति।'**

**श्रीशुक उवाच**

**विज्ञातार्थोऽपि गोविन्दो दग्धानाकर्ण्य पाण्डवान्।**
**कुन्तीं च कुल्यकरणे सहरामो ययौ कुरून्॥ १**

**શ્રીશુકદેવજી બોલ્યા** – (સુરંગના માર્ગે લાક્ષાગૃહમાંથી નીકળી ગયેલા પાંડવો બળી ગયા નથી, એમ) યથાર્થતા જેમણે જાણી છે છતાં પાંડવો અને કુંતીને બળી ગયેલાં સાંભળીને, કુળને ઉચિત વ્યવહાર કરવા માટે બલરામજી સાથે શ્રીગોવિંદ કુરુદેશ(ની મધ્યે આવેલા હસ્તિનાપુર)માં ગયા.॥ ૧ ॥

पाण्डवा बिलद्वारेण जतुगृहान्निर्गता इत्येवं विज्ञातोऽर्थो येन सः। कुन्तीं च दग्धामाकर्ण्य। कुल्यकरणे कुलोचितसंव्यवहारार्थम्॥ १ ॥

પાંડવો સુરંગના માર્ગે લાક્ષાગૃહમાંથી નીકળી ગયા છે, એમ જેમને યથાર્થતાની જાણ છે તે શ્રીગોવિંદ— (પાંડવો) અને કુંતીને બળી ગયેલાં સાંભળીને **'कुल्यकरणे'** કુળને ઉચિત હોય તેવો સદ્વ્યવહાર કરવા માટે ॥ ૧ ॥

**भीष्मं कृपं सविदुरं गान्धारीं द्रोणमेव च।**
**तुल्यदुःखौ च संगम्य हा कष्टमिति होचतुः॥ २**

(ભીષ્મ વગેરેનાં દુઃખે) જે બંને સમદુઃખી છે તે શ્રીકૃષ્ણ-બલરામ ભીષ્મ, કૃપાચાર્ય, વિદુરજી સહિત ગાંધારી અને દ્રોણાચાર્યને પણ મળીને 'અરે રે, મહાદુઃખ આવી પડ્યું.' એમ કહેવા લાગ્યા. ॥ ૨ ॥

अन्येषां तद्दाहदुःखाभावाद्भीष्मादीन्सङ्गम्येत्युक्तम्॥ २ ॥

(દુર્યોધનાદિ) બીજાઓને તેઓના બળી જવાનું દુઃખ થયું ન હોવાથી ભીષ્મ વગેરેને મળીને, એમ કહેવાયું છે. ॥ ૨ ॥

**लब्ध्वैतदन्तरं राजन् शतधन्वानमूचतुः।**
**अक्रूरकृतवर्माणौ मणिः कस्मान्न गृह्यते॥ ३**
॥ ३ ॥

હે રાજા (પરીક્ષિત), (શ્રીકૃષ્ણ હસ્તિનાપુર ગયા હોવાથી) આ અવકાશ પ્રાપ્ત કરીને અક્રૂર અને કૃતવર્માએ શતધન્વાને કહ્યું કે (સત્રાજિત પાસેથી) તારા દ્વારા મણિ શા માટે લઈ લેવામાં આવતો નથી? ॥ ૩ ॥ ૩ ॥

ननु जीवन्सत्राजित्कथं मणिं दास्यति तत्रोचतुः—**योऽस्मभ्यमिति**।

शंका કરવામાં આવી છે કે સત્રાજિત જીવતો હોય તો મણિ શા માટે આપે? તે માટે (અક્રૂર અને કૃતવર્મા) તે બંનેએ કહ્યું – **'यः अस्मभ्यम् इति।'**

**योऽस्मभ्यं संप्रतिश्रुत्य कन्यारत्नं विगर्ह्य नः।**
**कृष्णायादान्न सत्राजित् कस्माद् भ्रातरमन्वियात्**
**॥ ४॥**

જેણે (સત્રાજિતે) આપણને કન્યારત્ન આપવાનું વચન આપીને, આપણો અનાદર કરીને કૃષ્ણને આપી દીધી, તે સત્રાજિત શા માટે ભાઈનું અનુગમન ન કરે? (અર્થાત્ પ્રસેનજિતની પાછળ તે પણ કેમ યમપુરીમાં ન જાય?) ॥ ४ ॥

भ्रातरं प्रसेनं मृतं कस्मान्नान्वियान्नानुगच्छेत्। म्रियतामित्यर्थः ॥ ४ ॥

મરેલા ભાઈ પ્રસેનની **'न-अनु-इयात्'** પાછળ કેમ ન જાય? મારી નાખવામાં આવે, એમ અર્થ છે.॥ ४ ॥

**एवं भिन्नमतिस्ताभ्यां सत्राजितमसत्तमः।**
**शयानमवधील्लोभात् स पापः क्षीणजीवितः॥ ५**
**॥ ५॥**

આ પ્રમાણે તે (અક્રૂર અને કૃતવર્મા) બંને દ્વારા (ધર્મમાર્ગથી) ભ્રષ્ટ કરાયેલી મતિવાળા, ક્ષીણ થયેલા આયુષ્યવાળા, અત્યંત નીચ, પાપી એવા તે શતધન્વાએ લોભથી, સૂતેલા સત્રાજિતને મારી નાખ્યો. ॥ ૫ ॥ ૫ ॥

**स्त्रीणां विक्रोशमानानां क्रन्दन्तीनामनाथवत्।**
**हत्वा पशून् सौनिकवन्मणिमादाय जग्मिवान्॥ ६**

કસાઈ પશુઓને મારી નાખે તેમ તેની હત્યા કરીને આક્રોશ કરતી અને અનાથની જેમ આક્રંદ કરતી સ્ત્રીઓને (મારીને) (શતધન્વા) મણિ લઈને નાસી ગયો. ॥ ૬ ॥

जग्मिवान् जगाम॥ ६॥

**'जग्मिवान्'** નાસી ગયો. ॥ ૬ ॥

**सत्यभामा च पितरं हतं वीक्ष्य शुचार्पिता।**
**व्यलपत्तात तातेति हा हतास्मीति मुह्यती॥ ७**
**॥ ७॥**

પિતાને મરેલા જોઈને શોકથી ઘેરાયેલી સત્યભામા 'હે પિતા, હે પિતા, હાય! હું મરી ગઈ.' એમ (વારંવાર) મૂર્ચ્છિત થતી વિલાપ કરવા લાગી. ॥ ૭ ॥ ૭ ॥

**तैलद्रोण्यां मृतं प्रास्य जगाम गजसाह्वयम्।**
**कृष्णाय विदितार्थाय तप्ताऽऽचख्यौ पितुर्वधम्॥ ८**
**॥ ८॥**

દુઃખી થયેલી સત્યભામા મૃત પિતાને તેલના નૌકાકાર પાત્રમાં મૂકી દઈને (પોતે) હસ્તિનાપુર ગઈ અને સર્વ વસ્તુને જાણનાર શ્રીકૃષ્ણને પિતાનો વધ વર્ણવ્યો. ॥ ૮ ॥ ૮ ॥

**तदाकर्ण्येश्वरौ राजन्ननुसृत्य नृलोकताम्।**
**अहो नः परमं कष्टमित्यस्राक्षौ विलेपतुः॥ ९**
**॥ ९॥**

હે રાજા (પરીક્ષિત), તે સાંભળીને તે બંને ઈશ્વરો હોવા છતાં મનુષ્યલોકને અનુસરીને 'અરે રે, અમને ખૂબ દુઃખ થયું.' એમ નેત્રોમાં અશ્રુવાળા તેઓ વિલાપ કરવા લાગ્યા. ॥ ૯ ॥ ૯ ॥

**आगत्य भगवांस्तस्मात् सभार्यः साग्रजः पुरम्।**
**शतधन्वानमारेभे हन्तुं हर्तुं मणिं ततः॥ १०**
**॥ १०॥**

તેથી ભાર્યા અને મોટાભાઈ સહિત દ્વારકાપુરીમાં ભગવાન આવીને શતધન્વાને મારવા માટે અને તેની પાસેથી મણિ લેવા માટે તૈયાર થયા. ॥ ૧૦ ॥ ૧૦ ॥

**सोऽपि कृष्णोद्यमं ज्ञात्वा भीतः प्राणपरीप्सया।**
**साहाय्ये कृतवर्माणमयाचत स चाब्रवीत्॥ ११**

॥ ११ ॥

**नाहमीश्वरयोः कुर्यां हेलनं रामकृष्णयोः।**
**को नु क्षेमाय कल्पेत तयोर्वृजिनमाचरन्॥ १२**

हेलनं प्रतिकूलम्। वृजिनमपराधम्॥ १२॥

**कंसः सहानुगोऽपीतो यद्द्वेषात्त्याजितः श्रिया।**
**जरासन्धः सप्तदश संयुगान् विरथो गतः॥ १३**

अपीतो मृतः। सप्तदशसंख्याकान् संयुगान् ॥ १३॥

**प्रत्याख्यातः स चाक्रूरं पार्ष्णिग्राहमयाचत।**
**सोऽप्याह को विरुध्येत विद्वानीश्वरयोर्बलम्॥ १४**

॥ १४॥

तौ रामकृष्णावेकमेव तत्त्वमित्यभिप्रेत्याह—**य इदमिति**।

**य इदं लीलया विश्वं सृजत्यवति हन्ति च।**
**चेष्टां विश्वसृजो यस्य न विदुर्मोहिताऽजया॥ १५**

अजया मायया। मोहिताऽजयेति सन्धिरार्षः ॥ १५॥

**यः सप्तहायनः शैलमुत्पाट्यैकेन पाणिना।**
**दधार लीलया बाल उच्छिलीन्ध्रमिवार्भकः॥ १६**

॥ १६॥

**नमस्तस्मै भगवते कृष्णायाद्भुतकर्मणे।**
**अनन्तायादिभूताय कूटस्थायात्मने नमः॥ १७**

॥ १७॥

તે શતધન્વાએ પણ (પોતાને મારવા માટેનો) શ્રીકૃષ્ણનો ઉદ્યમ જાણીને ભયભીત થઈ, પ્રાણ બચાવવાની ઈચ્છાથી કૃતવર્માને સહાય માટે યાચના કરી. તેણે (કૃતવર્માએ) તેને (શતધન્વાને) કહ્યું: ॥ ૧૧ ॥

ઈશ્વર એવા શ્રીકૃષ્ણ-બલરામને પ્રતિકૂળ હોય તે હું નહીં કરું. તે બંનેનો અપરાધ કરતો એવો કોણ કલ્યાણને પ્રાપ્ત થાય? ॥ ૧૨ ॥

**'हेलनम्'** પ્રતિકૂળ, **'वृजिनम्'** અપરાધને ॥૧૨॥

જેમનો દ્વેષ કરવાથી કંસ અનુયાયીઓ સહિત રાજ્યલક્ષ્મીથી ભ્રષ્ટ થઈને નાશ પામ્યો, જરાસંધ સત્તર વખત યુદ્ધો કરીને, તેમાં રથ વિનાનો થઈને નાસી ગયો. ॥ ૧૩ ॥

**'अपीतः'** મરી ગયો – સત્તર સંખ્યાવાળા યુદ્ધોને ॥ ૧૩ ॥

(આમ,) કૃતવર્મા દ્વારા ના પાડવામાં આવેલા તેણે અક્રૂરની મદદ માંગી. તેમણે પણ કહ્યું કે બંને સમર્થ (ઈશ્વરો)નું બળ જાણનારો કયો મનુષ્ય તેમની સાથે વિરોધ કરે? ॥ ૧૪ ॥ ૧૪ ॥

તે શ્રીકૃષ્ણ-બલરામ બંને એક જ તત્ત્વ છે, એવા અભિપ્રાયથી કહે છે – **'यः इदम् इति।'**

જે ભગવાન લીલા માત્રથી આ જગતનું સર્જન કરે છે, પાલન કરે છે અને સંહાર કરે છે, જેમની ચેષ્ટાને તેમની માયાથી મોહિત થયેલા (બ્રહ્માદિ) વિશ્વસ્રષ્ટાઓ પણ જાણતા નથી! ॥ ૧૫ ॥

**'अजया'** માયાથી – (**मोहिताः + अजया** ની સંધિ વિસર્ગનો લોપ થવાથી **मोहिता अजया** થાય, પણ અહીં) **मोहिताऽजया** સંધિ કરી છે, તે આર્ષ છે. ॥ ૧૫ ॥

જે સાત વર્ષના બાળકે, બાળક બિલાડીનો ટોપ ધરે તેમ ગોવર્ધન પર્વતને ઉખાડીને એક હાથથી અનાયાસે ધારણ કર્યો હતો! ॥ ૧૬ ॥ ૧૬ ॥

અદ્ભુત કર્મો કરનાર, અનંત, સર્વના કારણરૂપ, નિર્વિકાર, (સર્વના) અંતરાત્મા તે ભગવાન શ્રીકૃષ્ણને નમસ્કાર હો, નમસ્કાર હો. ॥ ૧૭ ॥ ૧૭ ॥

**प्रत्याख्यातः स तेनापि शतधन्वा महामणिम्।**
**तस्मिन् न्यस्याश्वमारुह्य शतयोजनगं ययौ॥ १८**

અન્તર્યામિકૃષ્ણનિયુક્તસ્તસ્મિન્નક્રૂરે મણિં ન્યસ્ય યયાવપલાયત॥ ૧૮॥

તે અક્રૂરજી દ્વારા પણ ના પાડવામાં આવેલો તે શતધન્વા મહામણિ તેમને (અક્રૂરજીને) સોંપીને, સો યોજન પર્યંત દોડવાનું સામર્થ્ય ધરાવનાર અશ્વ ઉપર બેસીને નાઠો. ॥ ૧૮ ॥

અંતર્યામી શ્રીકૃષ્ણ દ્વારા પ્રેરાયેલો તે શતધન્વા તે અક્રૂરજીને મણિ સોંપીને **'ययौ'** નાઠો. ॥ ૧૮ ॥

**गरुडध्वजमारुह्य रथं रामजनार्दनौ।**
**अन्वयातां महावेगैरश्वै राजन् गुरुद्रुहम्॥ १९**

गुरुः श्वशुरस्तद्धन्तारम्॥ १९॥

હે રાજા (પરીક્ષિત), મહાવેગવાળા અશ્વોથી (જોડાયેલા), ગરુડના ધ્વજવાળા રથ પર ચઢીને બલરામજી અને જનાર્દન શ્રીકૃષ્ણ સસરાના હત્યારા એવા તે શતધન્વાની પાછળ ગયા. ॥ ૧૯ ॥

**'गुरुः'** સસરા, તેમના હત્યારાની (પાછળ) ॥ ૧૯ ॥

**मिथिलायामुपवने विसृज्य पतितं हयम्।**
**पद्भ्यामधावत् सन्त्रस्तः कृष्णोऽप्यन्वद्रवद् रुषा॥ २०॥**

शतयोजनमात्रगामित्वात्ततः परं गन्तुमशक्तस्तत्र पतितः। तं हयं विसृज्य॥ २०॥

મિથિલાના ઉપવનમાં (ત્યાંથી આગળ જવા માટે અશક્તિમાન એવા) પડી ગયેલા અશ્વને (ત્યાં જ) છોડીને, અત્યંત ત્રસ્ત થયેલો તે પગપાળા દોડવા લાગ્યો. શ્રીકૃષ્ણ પણ ક્રોધથી તેની પાછળ દોડ્યા. ॥ ૨૦ ॥

સો યોજન જેટલું જ દોડી શકે તેમ હોવાથી તેનાથી આગળ જવા માટે અશક્ત અશ્વ ત્યાં પડી ગયો. તે ઘોડાને છોડીને ॥ ૨૦ ॥

**पदातेर्भगवांस्तस्य पदातिस्तिग्मनेमिना।**
**चक्रेण शिर उत्कृत्य वाससोर्व्यचिनोन्मणिम्॥ २१**

व्यचिनोन्मृगयामास। अक्रूरे मणिरस्तीति सर्वज्ञतया विदित्वाऽपि रामवञ्चनाय तथा कृतवानिति भावः॥ २१॥

પગપાળા દોડતા ભગવાને પગપાળા દોડતા તે શતધન્વાનું મસ્તક તીક્ષ્ણ ધારવાળા ચક્રથી કાપીને તેનાં બંને વસ્ત્રોમાં મણિ શોધ્યો. ॥ ૨૧ ॥

**'वि+अचिनोत्'** શોધ્યો – મણિ અક્રૂર પાસે છે એમ સર્વજ્ઞ હોવાથી ભગવાન જાણતા હોવા છતાં બલરામજીની વંચના કરવા માટે તેમ કર્યું, એવો ભાવ છે. ॥ ૨૧ ॥

**अलब्धमणिरागत्य कृष्ण आहाग्रजान्तिकम्।**
**वृथा हतः शतधनुर्मणिस्तत्र न विद्यते॥ २२**
॥ २२॥

જેમને મણિ ન મળ્યો તે શ્રીકૃષ્ણે મોટાભાઈ પાસે આવીને કહ્યું: 'શતધન્વા વ્યર્થ હણાયો, તેની પાસે મણિ નથી.' ॥ ૨૨ ॥ ૨૨ ॥

**तत आह बलो नूनं स मणिः शतधन्वना।**
**कस्मिंश्चित् पुरुषे न्यस्तस्तमन्वेष पुरं व्रज॥ २३**

अन्वेषान्विच्छ॥ २३॥

તેથી બલરામજી બોલ્યા : 'શતધન્વા દ્વારા ચોક્કસ મણિ કોઈ વ્યક્તિ પાસે મૂકવામાં આવ્યો હશે. તમે દ્વારકાપુરી જાઓ અને તેની શોધ કરો.' ॥ ૨૩ ॥

**'अन्वेष'** શોધ કરો. ॥ ૨૩ ॥

सर्वज्ञस्यैवं विचेष्टितं मद्वञ्चनायेति मत्वा गूढमन्युराह—**अहमिति**।

**अहं विदेहमिच्छामि द्रष्टुं प्रियतमं मम।**
**इत्युक्त्वा मिथिलां राजन् विवेश यदुनन्दनः॥ २४**
॥ २४॥

**तं दृष्ट्वा सहसोत्थाय मैथिलः प्रीतमानसः।**
**अर्हयामास विधिवदर्हणीयं समर्हणैः॥ २५**
॥ २५॥

**उवास तस्यां कतिचिन्मिथिलायां समा विभुः।**
**मानितः प्रीतियुक्तेन जनकेन महात्मना।**
**ततोऽशिक्षद् गदां काले धार्तराष्ट्रः सुयोधनः॥ २६**

कतिचित्समाः संवत्सरान्। प्रासङ्गिकमाह—तत इति॥ २६॥

सत्यभामामप्यवञ्चयदिति सूचयन्नाह—**केशव इति**।

**केशवो द्वारकामेत्य निधनं शतधन्वनः।**
**अप्राप्तिं च मणेः प्राह प्रियायाः प्रियकृद् विभुः॥**
**॥ २७॥** २७॥

**ततः स कारयामास क्रिया बन्धोर्हतस्य वै।**
**साकं सुहृद्भिर्भगवान् या याः स्युः साम्परायिकाः॥ २८**

बन्धोः सत्राजितः। सांपरायिकाः पारलौकिक्यः॥ २८॥

**अक्रूरः कृतवर्मा च श्रुत्वा शतधनोर्वधम्।**
**व्यूषतुर्भयवित्रस्तौ द्वारकायाः प्रयोजकौ॥ २९**

સર્વજ્ઞ શ્રીકૃષ્ણનું આ પ્રકારનું કર્મ મારી વંચના કરવા માટે છે, એમ જાણી લઈને, જેમનો ક્રોધ ગુપ્ત છે તેવા બલરામજી કહે છે – **'अहम् इति।'**

'હું તો વિદેહરાજ જનકજીને મળવા ઇચ્છું છું, (કારણ કે તેઓ) મને અત્યંત પ્રિય છે.' એમ કહીને હે રાજા (પરીક્ષિત), યદુનંદન બલરામજી મિથિલામાં પ્રવેશ્યા. ॥ ૨૪ ॥ ૨૪ ॥

તે બલરામજીને જોઈને પ્રસન્ન મનવાળા રાજાએ એકદમ ઊભા થઈને પૂજન-સામગ્રીઓથી પૂજા કરવા યોગ્ય બલરામજીનું વિધિપૂર્વક પૂજન કર્યું. ॥ ૨૫ ॥ ૨૫ ॥

પ્રીતિ રાખનાર મહાત્મા જનક દ્વારા સમ્માનિત થયેલા વિભુ બલરામજી કેટલાંક વર્ષો તે મિથિલામાં રહ્યા. તે સમયે ધૃતરાષ્ટ્રના પુત્ર સુયોધને તેમની પાસેથી ગદાયુદ્ધનું શિક્ષણ લીધું હતું. ॥ ૨૬ ॥

કેટલાંક **'समाः'** વર્ષો – પ્રસંગોપાત્ત કહે છે – **'ततः इति।'**

સત્યભામાની પણ વંચના કરી, એમ સૂચવતાં કહે છે — **'केशवः इति।'**

પ્રિયા સત્યભામાનું પ્રિય કરનાર કેશવ શ્રીકૃષ્ણે દ્વારકામાં આવીને (તેના પિતાને મારનાર) શતધન્વાનું મૃત્યુ અને મણિ પ્રાપ્ત ન થયો તે જણાવ્યું. ॥ ૨૭ ॥ ૨૭ ॥

ત્યાર પછી મૃત્યુ પામેલા સસરાની પરલોક સુધારનારી જે જે ક્રિયાઓ હોય તે (તેમના) સંબંધીઓની સાથે રહી તે ભગવાને કરાવી. ॥ ૨૮ ॥

**'बन्धोः'** સંબંધી સસરા સત્રાજિતની **'सांपरायिकाः'** પારલૌકિકી ક્રિયાઓ ॥ ૨૮ ॥

(મણિ લેવા માટે શતધન્વાને) ઉત્તેજિત કરનાર અક્રૂરજી અને કૃતવર્મા શતધન્વાનો વધ સાંભળી ભયથી ત્રાસ પામીને દ્વારકામાંથી પલાયન થઈ ગયા. ॥ ૨૯ ॥

व्यूषतुर्द्वारकायाः सकाशात्क्वापि पलायितौ। प्रयोजकौ मणिहरणे शतधन्वनः प्रवर्तकौ। तत्राक्रूरः कृष्णानुमतेनैव गतः। कृतवर्मा तु भक्तपक्षपात-प्राकट्यभयादिवोपेक्षित इति गम्यते। कथमन्यथा सर्वज्ञेश्वरवञ्चनं तयोः संभवतीति॥ २९॥

**'वि+ऊषतुः'** દ્વારકામાંથી બીજે ક્યાંક પલાયન થઈ ગયા. **'प्रयोजकौ'** મણિ લેવા માટે શતધન્વાને પ્રેરિત કરનાર તે બંને – તેમાં અક્રૂરજી તો શ્રીકૃષ્ણની અનુમતિથી જ ગયા હતા, પણ કૃતવર્મા તો ભક્ત ઉપર પોતાનો પક્ષપાત પ્રકટ થઈ જવાના ભયથી ઉપેક્ષા પામ્યો, એમ સમજાય છે. નહીં તો, સર્વજ્ઞ એવા ઈશ્વરની વંચના કરવાનું તે બંને માટે કેવી રીતે સંભવે? ॥ ૨૯ ॥

तदेवं वाराणस्यां दानपतिसमाख्यया मणिहस्तेऽक्रूरे रुक्मवेदिकैर्महाध्वरैर्यजमाने निवसति पुनः श्रीकृष्णेनैव प्रस्थापितोऽक्रूर इति कर्णे कर्णे जपति जने सत्यभामारामादीनामप्यविश्वासे जनसंग्रहायाक्रूरं समाहूय साक्षेपं श्रीकृष्णः प्राह। इदं च भगवन्मतं संगोप्य केचन ऋषयोऽन्यत्कारणमक्रूरानयने वर्णयन्ति तद्यथाश्रुतं दूषयितुमनुवदति—**अक्रूरे प्रोषित इति**।

આમ, મણિ લઈને વારાણસીમાં 'દાનપતિ' નામ ધારણ કરીને રહેતા અક્રૂરજી યજમાનોને સુવર્ણની વેદિકાઓવાળા મહાયજ્ઞો કરાવવા લાગ્યા. વળી, અક્રૂરજી શ્રીકૃષ્ણ દ્વારા જ મોકલવામાં આવ્યા છે, એમ લોકો ગુપચૂપ વાતો કરતા હતા ત્યારે સત્યભામા, બલરામજી વગેરેને પણ (મણિ શ્રીકૃષ્ણ પાસે છે, એવો) વહેમ પડતાં (સર્વ) જનોને (વહેમ દૂર કરવા અને) ખાતરી કરાવવા માટે શ્રીકૃષ્ણે અક્રૂરજીને બોલાવીને આક્ષેપસહિત વાત કરી છે. ભગવાનનો આ મત છુપાવીને અક્રૂરજીને બોલાવવામાં કેટલાક ઋષિઓ બીજું કારણ આપે છે. શ્રવણ કર્યા અનુસાર બીજા મતને દોષવાળો જણાવવા માટે તેને ફરી કહે છે – **'अक्रूरे प्रोषिते इति।'**

**अक्रूरे प्रोषितेऽरिष्टान्यासन् वै द्वारकौकसाम्।**
**शारीरा मानसास्तापा मुहुर्दैविकभौतिकाः॥ ३०**
॥ ३०॥

અક્રૂરજીને દ્વારકામાંથી મોકલ્યા ત્યારે દ્વારકાવાસીઓને વ્યાધિઓ (શારીરિક તાપો), આધિઓ (માનસિક સંતાપો), (અનાવૃષ્ટિ વગેરે) આધિદૈવિક દુઃખો અને (સર્પ, મનુષ્યાદિજન્ય) આધિભૌતિક દુઃખો થવાં લાગ્યાં. ॥ ૩૦ ॥ ૩૦ ॥

दूषयति—**इतीति**।

દોષ દર્શાવે છે — **'इति इति।'**

**इत्यंगोपदिशन्त्येके विस्मृत्य प्रागुदाहृतम्।**
**मुनिवासनिवासे किं घटेतारिष्टदर्शनम्॥ ३१**

હે પ્રિય (પરીક્ષિત), પૂર્વે મારા દ્વારા કહેવામાં આવેલું (શ્રીકૃષ્ણનું માહાત્મ્ય) વીસરી જઈને કેટલાક આ પ્રમાણે ઉપદેશ આપે છે, પરંતુ જેમનામાં મુનિઓનો નિવાસ છે તે શ્રીકૃષ્ણનો જ્યાં નિવાસ છે ત્યાં અનિષ્ટનું દર્શન ઘટી શકે ખરું? ॥ ૩૧ ॥

अङ्ग हे राजन्। श्रीकृष्णमाहात्म्यं विस्मृत्येति। तदेवाह—मुनिवासनिवास इति। मुनीनां वासो यस्मिन्स श्रीकृष्णस्तस्य निवासे सत्यक्रूरापगममात्रेणारिष्टदर्शनं किं घटेत। तदिच्छां विना न घटेतेत्यर्थः॥ ३१॥

**'अङ्ग'** હે રાજા, શ્રીકૃષ્ણનું માહાત્મ્ય વીસરી જઈને – તે જ કહે છે – **'मुनिवासनिवासे इति।'** મુનિજનોનો નિવાસ છે જેમનામાં તે શ્રીકૃષ્ણ, તેમનો નિવાસ હોય ત્યારે શું માત્ર અક્રૂરજીના ચાલ્યા જવાથી અનિષ્ટનું દર્શન ઘટી શકે ખરું? તે ભગવાનની ઈચ્છા વિના ઘટી શકે નહીં, એમ અર્થ છે. ॥ ૩૧ ॥

पुनस्तन्मतमेवानुवर्णयति—**देव इति।**

**देवेऽवर्षति काशीशः श्वफल्कायागताय वै।**
**स्वसुतां गान्दिनीं प्रादात् ततोऽवर्षत् स्म काशिषु॥ ३२**

काशिषु देशेषु देवे मघवत्यवर्षति सति॥ ३२॥

**तत्सुतस्तत्प्रभावोऽसावक्रूरो यत्र यत्र ह।**
**देवोऽभिवर्षते तत्र नोपतापा न मारिकाः॥ ३३**

॥ ३३॥

**इति वृद्धवचः श्रुत्वा नैतावदिह कारणम्।**
**इति मत्वा समानाय्य प्राहाक्रूरं जनार्दनः॥ ३४**

इत्येवंभूतमक्रूरमहिमप्रतिपादनपरं वृद्धानां वाक्यं श्रुत्वा, सत्यमेवं तथाप्येतावदेव कारणं न भवति किंतु मणेरप्यपगम इति मत्वेत्येतदन्तं परमतम्॥ ३४॥

**पूजयित्वाभिभाष्यैनं कथयित्वा प्रियाः कथाः।**
**विज्ञाताखिलचित्तज्ञः स्मयमान उवाच ह॥ ३५**
**ननु दानपते न्यस्तस्त्वय्यास्ते शतधन्वना।**
**स्यमन्तको मणिः श्रीमान् विदितः पूर्वमेव नः॥ ३६**

विज्ञातमखिलं येन स चासावत एव चित्तज्ञश्च। अयं भावः—महाभागवतस्यास्य मया दत्तेऽपि मणावपेक्षा नास्त्येव, यस्मादाहूतो मणिना सहैवागत इति ज्ञात्वेति॥ ३५॥ ३६॥

ફરીથી તે મતને જ વર્ણવે છે – **'દેવે इति।'**

કાશીમાં જ્યારે ઈન્દ્રદેવ વરસ્યા નહીં ત્યારે કાશીરાજે શ્વફલ્કની પાસે આવીને પોતાની પુત્રી ગાન્દિની આપી હતી, તેથી કાશીમાં વરસાદ પડ્યો હતો. ॥ ૩૨ ॥

કાશીદેશમાં ઈન્દ્રદેવ વરસ્યા નહીં ત્યારે ॥ ૩૨॥

તેથી શ્વફલ્કનો પુત્ર એવો તે અક્રૂર પણ તેવા જ પ્રભાવવાળો હોઈ તે જ્યાં જ્યાં હોય ત્યાં ઈન્દ્રદેવ વરસે છે અને ત્યાં સંતાપો અને મહામારી થતાં નથી. ॥ ૩૩ ॥ ૩૩ ॥

વડીલોનું આવું વચન સાંભળીને જનાર્દન શ્રીકૃષ્ણે (કહ્યું : આ વાત સાચી છે) તેમ છતાં આ માટે આટલું જ કારણ નથી (મણિના જવાથી પણ અનિષ્ટદર્શન થયું છે.) એમ માનીને (દૂતો દ્વારા) અક્રૂરજીને તેડાવીને કહ્યું: ॥ ૩૪ ॥

આમ, અક્રૂરજીના આવા મહિમાનું પ્રતિપાદન કરતું વડીલોનું વચન સાંભળીને 'આ સત્ય જ છે, તેમ છતાં આટલું જ કારણ નથી. પરંતુ મણિના જવાનું કારણ પણ છે.' એમ માનીને (શ્રીકૃષ્ણે અક્રૂરજીને તેડાવ્યા.) આ પ્રમાણે અન્ય મતનું નિરૂપણ સમાપ્ત થાય છે. ॥ ૩૪ ॥

જેમણે સર્વ જાણી લીધું છે તેવા સર્વના ચિત્તને જાણનારા શ્રીકૃષ્ણે અક્રૂરજીને સંબોધીને એમનો સત્કાર તથા એમની સાથે મધુર વાર્તાલાપ કરીને હસતાં હસતાં કહ્યું: હે દાનપતિ, શતધન્વા દ્વારા સર્વ સંપત્તિયુક્ત સ્યમન્તક મણિ તમારી પાસે જ (થાપણરૂપે) મૂકવામાં આવ્યો છે, એ (મણિ વિષે) અમે પહેલેથી જ જાણીએ છીએ. ॥ ૩૫ ॥ ૩૬ ॥

જેમણે સર્વ જાણી લીધું છે તે અને આથી જ તે સર્વનાં ચિત્તને જાણનારા છે. ભાવ આ પ્રમાણે છે – મહાભાગવત આ અક્રૂરજીને મણિ મારા દ્વારા આપવામાં આવ્યો હોવા છતાં તેમને મણિની અપેક્ષા જ નથી. જેને માટે તેમને બોલાવવામાં આવ્યા છે (અને આથી) તેઓ મણિની સાથે જ આવ્યા છે, એમ જાણીને ॥ ૩૫ ॥ ૩૬ ॥

ततः किमत आह—**सत्राजित इति**।

**सत्राजितोऽनपत्यत्वाद् गृह्णीयुर्दुहितुः सुताः।**
**दायं निनीयापः पिण्डान् विमुच्यर्णं च शेषितम्॥ ३७**

अपः पिण्डांश्च निनीय दत्त्वा ऋणं च विमुच्यापाकृत्य शेषितमवशिष्टं दायं दुहितुः सत्यभामायाः सुता गृह्णीयुरिति शास्त्रम्। तथा च स्मरन्ति—

'पत्नी दुहितरश्चैव पितरौ भ्रातरस्तथा।
तत्सुता गोत्रजा बन्धुशिष्यसब्रह्मचारिणः॥'

इति॥ ३७॥

**तथापि दुर्धरस्त्वन्यैस्त्वय्यास्तां सुव्रते मणिः।**
**किन्तु मामग्रजः सम्यङ् न प्रत्येति मणिं प्रति॥ ३८**

अग्रजोऽपि न प्रत्येति न विश्वसितीति॥ ३८॥

**दर्शयस्व महाभाग बन्धूनां शान्तिमावह।**
**अव्युच्छिन्ना मखास्तेऽद्य वर्तन्ते रुक्मवेदयः॥ ३९**

नास्तीति न वक्तव्यम्। यतोऽव्युच्छिन्नाः संतता मखा वर्तन्त इति॥ ३९॥

**एवं सामभिरालब्धः श्वफल्कतनयो मणिम्।**
**आदाय वाससाच्छन्नं ददौ सूर्यसमप्रभम्॥ ४०**

आलब्ध उक्तो हृदि स्पृष्ट इति वा॥ ४०॥

ત્યાર પછી શું, તે હવે કહે છે – '**सत्राजितः इति**।'

સત્રાજિત પુત્રરહિત હોવાથી તેની પુત્રીના પુત્રો જળદાન તથા પિંડદાન આપીને, ઋણ ચૂકવીને બાકીનું ધન ગ્રહણ કરે. ॥ ૩૭ ॥

જળ અને પિંડો '**निनीय**' આપીને તથા ઋણ '**विमुच्य**' ચૂકવીને '**शेषितम्**' બાકીનું ધન પુત્રી સત્યભામાના પુત્રો ગ્રહણ કરે, એમ ધર્મશાસ્ત્રનું વચન છે. તે અનુસાર સ્મરણ કરે છે – '(મૃત વ્યક્તિ જો પુત્રરહિત હોય તો) પત્ની તેમ જ પુત્રીઓ, માતા-પિતા તથા ભાઈઓ, તે ભાઈના પુત્રો તથા તેના ગોત્રવાળા, સંબંધીઓ, શિષ્યો, સહાધ્યાયીઓ (તેની સમ્પત્તિના વારસ ગણાય.)' (યા. સ્મૃ. ૨/૧૩૫) ॥ ૩૭ ॥

(ધર્મશાસ્ત્ર અનુસાર સત્યભામાના પુત્રો જ સ્યમન્તક મણિના વારસદારો ગણાય) તેમ છતાં પણ અન્ય જનો દ્વારા ધારણ કરવો અત્યંત કઠિન(અશક્ય) એવો મણિ, ભલે ઉત્તમ વ્રતધારી એવા તમારી પાસે રહે, પરંતુ મણિના વિષયમાં મારા મોટાભાઈ મારા ઉપર પૂર્ણ વિશ્વાસ નથી રાખતા. ॥ ૩૮ ॥

મોટાભાઈ પણ '**न प्रत्येति**' વિશ્વાસ રાખતા નથી. ॥ ૩૮ ॥

હે મહાભાગ્યવાન અક્રૂરજી, (આથી આપ મણિ) દર્શાવો અને જ્ઞાતિબંધુઓના મનનું સમાધાન કરો. (મણિ મારી પાસે નથી, એમ કહેવા જેવું છે જ નહીં, કારણ કે) અત્યાર સુધી સુવર્ણની વેદિકાવાળા યજ્ઞો સતત થતા આવ્યા છે. ॥ ૩૯ ॥

મણિ નથી, એમ કહેવા યોગ્ય નથી, કારણ કે '**अव्युच्छिन्नाः**' સતતપણે યજ્ઞો થઈ રહ્યા છે. ॥ ૩૯ ॥

આમ, શાંતિથી જેમને કહેવામાં આવ્યું તે શ્વફલ્કનંદન અક્રૂરજીએ કપડાથી ઢાંકેલો, સૂર્ય જેવો તેજસ્વી મણિ લાવીને (શ્રીકૃષ્ણને) આપી દીધો. ॥ ૪૦ ॥

'**आलब्धः**' કહેવામાં આવેલા અથવા હૃદયમાં જેમને સત્યનો સ્પર્શ થયો છે તેવા અક્રૂરજીએ ॥ ૪૦ ॥

**स्यमन्तकं दर्शयित्वा ज्ञातिभ्यो रज आत्मनः ।**
**विमृज्य मणिना भूयस्तस्मै प्रत्यर्पयत् प्रभुः ॥ ४१**

प्रभु श्रीकृष्णे ज्ञातिजनोने स्यमन्तक मणि दर्शावीने पोतानी उपर लागेलो मिथ्या आरोप दूर करीने ते अक्रूरजीने ज फरी पाछो मणि समर्पित कर्यो. ॥ ४१ ॥

रजो मिथ्याभिशापं संमृज्य। अन्यैर्दुर्धर इत्यादिमिषेण प्रीत्या भूयस्तस्मै प्रत्यर्पितवानिति ॥ ४१ ॥

**'रजः'** मिथ्या आरोप दूर करीने – अन्य जनो द्वारा धारण करवो अशक्य एवो मणि वगेरेना बहाने फरी पाछो तेमने प्रेमपूर्वक पधराव्यो. ॥ ४१ ॥

**यस्त्वेतद् भगवत ईश्वरस्य विष्णो-**
**वीर्याढ्यं वृजिनहरं सुमंगलं च।**
**आख्यानं पठति शृणोत्यनुस्मरेद् वा**
**दुष्कीर्तिं दुरितमपोह्य याति शान्तिम् ॥ ४२**

जे मनुष्य सर्वेश्वर भगवान विष्णुना प्रभावथी सम्पन्न, समस्त पाप (अपराध, अपकीर्ति)ने दूर करनारा तथा अति मंगळमय एवा आ आख्याननुं श्रवण, कीर्तन के स्मरण करे छे, ते अपकीर्ति अने (तेना कारणरूप) पापने दूर करीने शांति पामे छे. ॥ ४२ ॥

दुष्कीर्तिं तन्मूलं दुरितं चेति ॥ ४२ ॥

छंद–प्रहर्षिणी, अक्षर-१३, समवृत्त, म न ज र ग,

**'दुष्कीर्तिम्'** अपकीर्तिने तथा तेना कारणरूप पापने ॥ ४२ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे उत्तरार्धे स्यमन्तकोपाख्याने सप्तपञ्चाशत्तमोऽध्यायः ॥ ५७ ॥
इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे उत्तरार्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां सप्तपञ्चाशत्तमोऽध्यायः ॥ ५७ ॥

*****

# अथ अष्टपञ्चाशत्तमोऽध्यायः
## ભગવાન શ્રીકૃષ્ણના બીજા વિવાહોની કથા

अष्टपञ्चाशत्तमे तु कृष्णः पञ्च करेऽग्रहीत्।
कालिन्दीं मित्रविन्दां च सत्यां भद्रां च लक्ष्मणाम् ॥ १

અઠ્ઠાવનમા અધ્યાયમાં તો શ્રીકૃષ્ણે કાલિંદી, મિત્રવિંદા, સત્યા, ભદ્રા અને લક્ષ્મણા નામની પાંચ સ્ત્રીઓનું પાણિગ્રહણ કર્યું. (તે કથા છે.) ॥ ૧ ॥

कालिन्दीं निजलाभाय तपः परमुपेयुषीम्।
परिणेष्यन्प्रियावासमिन्द्रप्रस्थमथागमत् ॥ २

નિજને (શ્રીકૃષ્ણને) પ્રાપ્ત કરવા માટે શ્રેષ્ઠ તપ પ્રાપ્ત કરનારી કાલિન્દીને પરણનાર શ્રીકૃષ્ણ, અર્જુન વગેરે પ્રિય જનો જ્યાં વસતા હતા તે ઇન્દ્રપ્રસ્થમાં હવે આવ્યા. ॥ ૨ ॥

**श्रीशुक उवाच**

**एकदा पाण्डवान् द्रष्टुं प्रतीतान् पुरुषोत्तमः ।**
**इन्द्रप्रस्थं गतः श्रीमान् युयुधानादिभिर्वृतः ॥ १**

**શ્રીશુકદેવજી બોલ્યા** – (લાક્ષાગૃહમાં પાંડવો નાશ પામ્યા, એમ શ્રવણ કરવામાં આવ્યા પછી દ્રુપદરાજાને ત્યાં સ્વયંવરમાં પુનઃ સર્વ દ્વારા) જણાયેલા પાંડવોને મળવા માટે સાત્યકિ વગેરેથી વીંટળાયેલા, અતિશય શોભાસમ્પન્ન પુરુષોત્તમ શ્રીકૃષ્ણ ઇન્દ્રપ્રસ્થ પધાર્યા. ॥ ૧ ॥

प्रतीतान्नष्टानपि द्रुपदगृहे पुनः सर्वैर्दृष्टान्। युयुधानः सात्यकिः ॥ १ ॥

**दृष्ट्वा तमागतं पार्था मुकुन्दमखिलेश्वरम्।**
**उत्तस्थुर्युगपद् वीराः प्राणा मुख्यमिवागतम्॥ २**

प्राणा इन्द्रियाणि मुख्यं पञ्चवृत्तिं प्राणमिव ॥ २ ॥

**परिष्वज्याच्युतं वीरा अंगसंगहतैनसः।**
**सानुरागस्मितं वक्त्रं वीक्ष्य तस्य मुदं ययुः ॥ ३**
॥ ३ ॥

**युधिष्ठिरस्य भीमस्य कृत्वा पादाभिवन्दनम्।**
**फाल्गुनं परिरभ्याथ यमाभ्यां चाभिवन्दितः ॥ ४**

ज्येष्ठयोः प्रणामं कृत्वा समेनालिङ्गितः कनिष्ठाभ्यामभिवन्दितो बभूव ॥ ४ ॥

**परमासन आसीनं कृष्णा कृष्णमनिन्दिता।**
**नवोढा व्रीडिता किंचिच्छनैरेत्याभ्यवन्दत ॥ ५**

कृष्णा द्रौपदी। बहुभार्या सत्यपि निन्दारहिता। पार्थैर्नवमचिरमूढा परिणीता ॥ ५ ॥

**तथैव सात्यकिः पार्थैः पूजितश्चाभिवन्दितः।**
**निषसादासनेऽन्ये च पूजिताः पर्युपासत ॥ ६**
॥ ६ ॥

**पृथां समागत्य कृताभिवादन-**
**स्तयातिहार्दार्द्रदृशाभिरम्भितः ।**
**आपृष्टवांस्तां कुशलं सहस्नुषां**
**पितृष्वसारं परिपृष्टबान्धवः ॥ ७**

**'प्रतीतान्'** (લાક્ષાગૃહમાં) નાશ પામ્યા (એમ સાંભળ્યું) હોવા છતાં પુનઃ દ્રુપદરાજાને ત્યાં સર્વ દ્વારા જણાયેલા પાંડવોને – **'युयुधानः'** સાત્યકિ ॥ ૧ ॥

તે સર્વેશ્વર મુકુંદને આવેલા જોઈને વીર પૃથાપુત્રો, જેમ મુખ્ય પ્રાણને આવેલો જોઈને ઇન્દ્રિયો સચેત થાય તેમ એક સાથે ઊભા થઈ ગયા. ॥ ૨ ॥

**'प्राणाः'** ઇન્દ્રિયો, જેમ પાંચ વૃત્તિવાળા મુખ્ય પ્રાણને (જોઈને સચેત થાય તેમ) ॥ ૨ ॥

વીર પાંડવો અચ્યુત ભગવાનને આલિંગન આપીને, તેમના અંગસંગથી નાશ પામેલાં પાપોવાળા બન્યા અને તેમના અનુરાગપૂર્ણ સ્મિતભર્યા મુખને જોઈને આનંદ પામ્યા. ॥ ૩ ॥ ૩ ॥

યુધિષ્ઠિર અને ભીમના ચરણમાં વંદન કરીને તથા અર્જુનને આલિંગન આપીને પછી શ્રીકૃષ્ણ જોડિયા એવા નકુળ અને સહદેવ દ્વારા અભિવંદિત થયા. ॥ ૪ ॥

બંને જ્યેષ્ઠ ભાઈઓને પ્રણામ કરીને, સમાન વયવાળા અર્જુન દ્વારા આલિંગિત થઈ બંને નાના ભાઈઓ દ્વારા અભિવંદિત થયા. ॥ ૪ ॥

(પછી) શ્રેષ્ઠ સિંહાસન પર બિરાજેલા શ્રીકૃષ્ણની પાસે, નવોઢા (હોવાથી) સહેજ શરમાતી એવી નિર્દોષ દ્રૌપદીએ ધીરેથી આવીને પ્રણામ કર્યા. ॥ ૫ ॥

**'कृष्णा'** દ્રૌપદીએ, અનેક (પાંચ પાંડવો)ની ભાર્યા હોવા છતાં પણ નિંદારહિત, નિર્દોષ – પાંડવો સાથે તરત જ **'नवम्'** નવી **'ऊढा'** પરણેલી ॥ ૫ ॥

તે જ પ્રમાણે સાત્યકિ પણ પાંડવો દ્વારા પૂજિત અને અભિવંદિત થઈ આસન પર બેઠો તથા બીજા (યાદવો) પણ સત્કાર પામી શ્રીકૃષ્ણની ચારે બાજુ બેઠા. ॥ ૬ ॥ ૬ ॥

પૃથાની પાસે આવીને જેમના દ્વારા વંદન કરવામાં આવ્યા તે શ્રીકૃષ્ણ, અતિ સ્નેહથી સજળ નેત્રવાળાં પૃથા દ્વારા ભેટવામાં આવ્યા. તે પૃથા દ્વારા વસુદેવજી વગેરે બાંધવો વિષયક કુશળ પ્રશ્ન જેમને પૂછવામાં આવ્યો તે શ્રીકૃષ્ણે પણ પિતાનાં ભગિની (ફોઈ) પૃથાને પુત્રવધૂસહિત કુશળ સમાચાર પૂછ્યા.॥ ૭ ॥

अतिहार्देन स्नेहेनार्द्रे सजले दृशौ यस्यास्तया परिष्वक्तः। तया परिपृष्टा बान्धवा यस्य सः॥७॥

અતિ **'હાર્દેન'** સ્નેહથી **'આર્દ્રે'** સજળ છે બંને નેત્રો જેમનાં તે પૃથા દ્વારા ભેટાયેલા શ્રીકૃષ્ણ – તે પૃથા દ્વારા જેમને બાંધવો વિષે કુશળમંગળ પૂછવામાં આવ્યું તે (શ્રીકૃષ્ણ) ॥ ૭ ॥

**तमाह प्रेमवैक्लव्यरुद्धकण्ठाश्रुलोचना।**
**स्मरन्ती तान् बहून् क्लेशान् क्लेशापायात्मदर्शनम्॥८**

પ્રેમની વ્યાકુળતાથી રૂંધાયેલા કંઠવાળાં અને અશ્રુભર્યાં લોચનવાળાં કુંતાજી (પૂર્વે થયેલા) તે ક્લેશોને યાદ કરતાં, ભક્તોના ક્લેશોનો નાશ કરવા માટે જે પોતાના સ્વરૂપનું દર્શન કરાવે છે તે શ્રીકૃષ્ણને કહેવા લાગ્યાં. ॥ ૮ ॥

प्रेम्णा वैक्लव्यं तेन रुद्धः कण्ठो यस्याः क्लेशापाये आत्मनिदर्शनं यस्य तम्। भजतां क्लेशापायाय आत्मानं दर्शयतीति वा॥८॥

પ્રેમથી થતી વ્યાકુળતા, તેનાથી રૂંધાયેલો કંઠ છે જેમનો – ક્લેશનો નાશ થવામાં જેમનાં પોતાનાં દર્શન છે તે શ્રીકૃષ્ણને - ભક્તોના ક્લેશોનો નાશ કરવા માટે જેમને પોતાના સ્વરૂપમાં (ક્લેશના ઉપાયનું) દર્શન થયું છે તે શ્રીકૃષ્ણને અથવા ભક્તિ કરનારાઓના ક્લેશનો નાશ કરવા માટે જે પોતાના સ્વરૂપનું દર્શન કરાવે છે તે શ્રીકૃષ્ણને ॥ ૮ ॥

**तदैव कुशलं नोऽभूत् सनाथास्ते कृता वयम्।**
**ज्ञातीन् नः स्मरता कृष्ण भ्राता मे प्रेषितस्त्वया॥९**

સંબંધીઓ એવા અમને યાદ કરતા આપના દ્વારા ભાઈ (અક્રૂરને જ્યારે) મોકલવામાં આવ્યા, ત્યારથી જ અમારું કલ્યાણ થયું છે અને આપના દ્વારા (જ) અમને સનાથ કરવામાં આવ્યા છે.॥ ૯ ॥

ज्ञातीन्बन्धून् नोऽस्मान्। यदा भ्राताऽक्रूरः प्रेषितः॥९॥

**'ज्ञातीन्'** સંબંધીઓ એવા **'नः'** અમને – જ્યારે ભાઈ અક્રૂર મોકલવામાં આવ્યા. ॥ ૯ ॥

ज्ञातीनिति वचनात्प्राप्तं मोहं वारयन्ती स्तौति—**न तेऽस्तीति**।

'સંબંધીઓને' એ વચનથી પ્રાપ્ત થયેલા મોહને (અજ્ઞાનને) નકારતાં કુંતાજી સ્તુતિ કરે છે – **'न ते अस्ति इति।'**

**न तेऽस्ति स्वपरभ्रान्तिर्विश्वस्य सुहृदात्मनः।**
**तथापि स्मरतां शश्वत् क्लेशान् हंसि हृदि स्थितः॥**
**॥१०॥**

(સંપૂર્ણ) જગતના પરમ હિતૈષી અને આત્મા એવા આપને પોતાના કે પારકાની ભ્રાંતિ છે (જ) નહીં, તેમ છતાં (આપનું) સ્મરણ કરતા ભક્તોના હૃદયમાં રહેલા આપ સદાય તેમના ક્લેશોનો નાશ કરો છો. ॥૧૦॥

तत्र हेतुः—विश्वस्येति। सुहृच्च आत्मा च तस्य। हंसि नाशयसि॥१०॥

પોતાના ને પારકાની ભ્રાંતિ ન હોવા માટેનું કારણ – **'विश्वस्य इति।'** પરમ હિતૈષી અને આત્મા એવા તે(આપ) – **'हंसि'** (ક્લેશોનો) નાશ કરો છો. ॥ ૧૦ ॥

युधिष्ठिर उवाच

**किं न आचरितं श्रेयो न वेदाहमधीश्वर।**
**योगेश्वराणां दुर्दर्शो यन्नो दृष्टः कुमेधसाम्॥ ११**

**યુધિષ્ઠિર બોલ્યા** – હે અધીશ્વર, અમારા દ્વારા કયું પુણ્ય કરવામાં આવ્યું હશે એ હું નથી જાણતો, કારણ કે યોગેશ્વરોને પણ જેમનાં દર્શન દુર્લભ છે તેવા આપ વિષયાસક્ત ચિત્તવાળા (કુમતિ) એવા અમને દૃષ્ટિગોચર થાઓ છો! ॥ ૧૧ ॥

कुमेधसां विषयासक्तचित्तानां दृष्टोऽसि ॥ ११ ॥

**'कुमेधसाम्'** વિષયાસક્ત ચિત્તવાળાઓને દૃષ્ટિગોચર થાઓ છો. ॥ ૧૧ ॥

**इति वै वार्षिकान् मासान् राज्ञा सोऽभ्यर्थितः सुखम्।**
**जनयन् नयनानन्दमिन्द्रप्रस्थौकसां विभुः ॥ १२ ॥**

આ પ્રમાણે રાજા (યુધિષ્ઠિર) દ્વારા પ્રાર્થના કરાયેલા તે વિભુ શ્રીકૃષ્ણ ઇન્દ્રપ્રસ્થવાસીઓનાં નયનોને આનંદ ઉપજાવતા, વર્ષાના ચાર મહિનાઓ સુધી સુખ થાય તેમ ત્યાં જ રહ્યા. ॥ ૧૨ ॥

सुखमवसदिति शेषः। सुखमभ्यर्थित इति वा क्रियासमाप्तिः॥ १२॥

સુખ થાય તેમ, એટલું શેષ છે. (તે ઉમેરવું.) અથવા **'सुखम्-अभ्यर्थितः इति।'** ત્યાં રહેવા દ્વારા સુખ પ્રાપ્ત થાય તે માટે તે વિભુ શ્રીકૃષ્ણને પ્રાર્થના કરવામાં આવી, એમ ક્રિયાની સમાપ્તિ થાય છે. ॥ ૧૨ ॥

कालिन्दीदर्शनप्रसङ्गमाह—**एकदेति**।

કાલિંદીનાં દર્શનનો પ્રસંગ વર્ણવે છે – **'एकदा इति।'**

**एकदा रथमारुह्य विजयो वानरध्वजम्।**
**गाण्डीवं धनुरादाय तूणौ चाक्षयसायकौ॥ १३**

**साकं कृष्णेन सन्नद्धो विहर्तुं गहनं वनम्।**
**बहुव्यालमृगाकीर्णं प्राविशत् परवीरहा॥ १४**

એક દિવસ શ્રીહનુમાનજીના ચિહ્નવાળી ધજાવાળા રથમાં બેસીને ગાંડીવ ધનુષ્ય તથા અખૂટ બાણોવાળાં બે ભાથાં લઈ અને કવચ ધારણ કરીને, વીર શત્રુઓનો નાશ કરનાર અર્જુન શ્રીકૃષ્ણની સાથે અનેક જંગલી પશુઓથી ભરેલા ગહન વનમાં વિહાર કરવા માટે પ્રવેશ્યો. ॥ ૧૩ ॥ ૧૪ ॥

अक्षयाः सायका ययोस्तौ तूणौ इषुधी ॥ १३ ॥ १४ ॥

અખૂટ બાણો છે જે બંનેમાં તેવાં તે બે **'तूणौ'** ભાથાં ॥ ૧૩ ॥ ૧૪ ॥

**तत्राविध्यच्छरैर्व्याघ्रान् सूकरान् महिषान् रुरून्।**
**शरभान् गवयान् खड्गान् हरिणाञ्छशशल्लकान्॥ ॥ १५ ॥** ॥ १५ ॥

**तान् निन्युः किंकरा राज्ञे मेध्यान् पर्वण्युपागते।**
**तृट्परीतः परिश्रान्तो बीभत्सुर्यमुनामगात्॥ १६**

**तत्रोपस्पृश्य विशदं पीत्वा वारि महारथौ।**
**कृष्णौ ददर्शतुः कन्यां चरन्तीं चारुदर्शनाम्॥ १७**

ત્યાં તેણે વાઘો, ભૂંડો, પાડા, કાળાં હરણાં, શરભો (અષ્ટપદો), રોઝ, ગેંડા, મૃગલાં, સસલાં અને શેઢાઈઓને (શાહુડીઓને) બાણોથી વીંધી નાખ્યાં. ॥ ૧૫ ॥ પર્વ આવ્યું હોવાથી તેના સેવકો તે યજ્ઞકાર્ય માટે યોગ્ય તે પશુઓને રાજા (યુધિષ્ઠિર) પાસે લઈ ગયા. તૃષાતુર અને પરિશ્રાંત (થાકેલો) અર્જુન યમુના નદી પર ગયો. ॥ ૧૬ ॥ બંને મહારથીઓએ ત્યાં સ્નાન કરી, નિર્મળ જળ પીને સુંદર દેખાવવાળી કન્યાને તપશ્ચર્યા કરતી જોઈ. ॥ ૧૭ ॥ ૧૫ ॥

राज्ञे युधिष्ठिराय। मेध्यान्कर्मार्हान्। बीभत्सुरर्जुनः ॥ १६ ॥ १७ ॥

**तामासाद्य वरारोहां सुद्विजां रुचिराननाम्।**
**पप्रच्छ प्रेषितः सख्या फाल्गुनः प्रमदोत्तमाम्॥ १८**

सख्या श्रीकृष्णेन ॥ १८ ॥

**का त्वं कस्यासि सुश्रोणि कुतोऽसि किं चिकीर्षसि।**
**मन्ये त्वां पतिमिच्छन्तीं सर्वं कथय शोभने॥**
**॥ १९ ॥ १९ ॥**

**कालिन्द्युवाच**

**अहं देवस्य सवितुर्दुहिता पतिमिच्छती।**
**विष्णुं वरेण्यं वरदं तपः परममास्थिता॥ २०**
॥ २० ॥

अयं मा कामयेदित्याशङ्कायामाह—**नान्यमिति**।

**नान्यं पतिं वृणे वीर तमृते श्रीनिकेतनम्।**
**तुष्यतां मे स भगवान् मुकुन्दोऽनाथसंश्रयः॥ २१**

**कालिन्दीति समाख्याता वसामि यमुनाजले।**
**निर्मिते भवने पित्रा यावदच्युतदर्शनम्॥ २२**
॥ २१ ॥ २२ ॥

**तथावदद् गुडाकेशो वासुदेवाय सोऽपि ताम्।**
**रथमारोप्य तद् विद्वान् धर्मराजमुपागमत्॥ २३**

आदावेव तद्विद्वान्॥ २३ ॥

प्रसङ्गात्तत्कालीनं चरित्रान्तरमाह—**यदैवेति**।

**यदैव कृष्णः सन्दिष्टः पार्थानां परमाद्भुतम्।**
**कारयामास नगरं विचित्रं विश्वकर्मणा॥ २४**

पार्थैर्यदैव संदिष्टो विज्ञापितः श्रीकृष्णस्तदैव तेषां विश्वकर्मणा देवशिल्पिना नगरं कारयामास ॥ २४ ॥

**'राज्ञे'** યુધિષ્ઠિર રાજાની પાસે – **'मेध्यान्'** યજ્ઞકર્મને યોગ્ય પશુઓને – **'बीभत्सुः'** અર્જુન ॥ ૧૬ ॥ ૧૭ ॥

સખા શ્રીકૃષ્ણ દ્વારા મોકલવામાં આવેલા ફાલ્ગુને (અર્જુને) તે શ્રેષ્ઠ અંગોવાળી, સુંદર દંતપંક્તિવાળી, મનોહર મુખવાળી શ્રેષ્ઠ પ્રમદા(સુંદરી) પાસે જઈને પૂછ્યું. ॥ ૧૮ ॥ ૧૮ ॥

હે કલ્યાણી, હે શોભના, તમે કોણ છો? કોની કન્યા છો? ક્યાંથી આવ્યાં છો? શું કરવા ઈચ્છો છો? હું તો તમને પતિની કામના કરતાં (હો તેવાં) માનું છું. આ સર્વ (મને) કહો. ॥ ૧૯ ॥ ૧૯ ॥

**કાલિંદીએ કહ્યું** – વરણ કરવા યોગ્ય વરદાન આપનાર વિષ્ણુને પતિરૂપે ઈચ્છતી હું સૂર્યદેવની પુત્રી કઠોર તપ કરી રહી છું. ॥ ૨૦ ॥ ૨૦ ॥

આ (શ્રીકૃષ્ણ) કામના કરવા યોગ્ય નથી, એવી શંકા માટે કહે છે – **'न-अन्यम् इति।'**

હે વીર, લક્ષ્મીના પરમ આશ્રયરૂપ તે શ્રીકૃષ્ણ સિવાય અન્ય પતિને હું વરવાની નથી. અનાથોના આશ્રયરૂપ તે ભગવાન મુકુન્દ મારા ઉપર પ્રસન્ન થાઓ! ॥ ૨૧ ॥ ૨૧ ॥

મારું નામ કાલિંદી. અચ્યુતનાં દર્શન થાય ત્યાં સુધી યમુનાજળમાં મારા પિતા દ્વારા નિર્માણ કરાયેલા ભવનમાં હું નિવાસ કરવાની છું. ॥ ૨૨ ॥ ૨૨ ॥

(શ્રીશુકદેવજી બોલ્યા –) તેના કહ્યા અનુસાર ગુડાકેશે (અર્જુને) વાસુદેવ શ્રીકૃષ્ણને જણાવ્યું. પહેલેથી જ તે જાણતા એવા તે તેને રથમાં બેસાડીને યુધિષ્ઠિર પાસે આવ્યા. ॥ ૨૩ ॥

પહેલેથી જ તે જાણતા શ્રીકૃષ્ણ ॥ ૨૩ ॥

પ્રસંગોપાત્ત તે સમયનું બીજું ચરિત વર્ણવે છે – **'यदा-एव इति।'**

(પાંડવો દ્વારા) જ્યારે વિનંતિ કરવામાં આવી ત્યારે જ પાંડવો માટે જાતજાતનાં શિલ્પોવાળું, અતિ અદ્ભુત નગર વિશ્વકર્મા દ્વારા કરાવી આપ્યું.॥ ૨૪ ॥

પાંડવો દ્વારા જ્યારે **'संदिष्टः'** વિનંતિ કરવામાં આવી ત્યારે જ પાંડવો માટે શ્રીકૃષ્ણે દેવોના શિલ્પી વિશ્વકર્મા દ્વારા નગર બનાવડાવ્યું. ॥ ૨૪ ॥

**भगवांस्तत्र निवसन् स्वानां प्रियचिकीर्षया।**
**अग्नये खाण्डवं दातुमर्जुनस्यास सारथिः॥ २५**

પોતાના ભક્તો (પાંડવો)નું પ્રિય કરવાની ઈચ્છાથી ત્યાં (હસ્તિનાપુરમાં) નિવાસ કરતા ભગવાન, અગ્નિને ખાંડવવન આપવા માટે અર્જુનના સારથિ થયા.॥ ૨૫ ॥

किंच भगवान्निरतिशयैश्वर्यगुणवानप्यर्जुनस्य धनुरादिलाभाय सारथिरास। खाण्डवं नामेन्द्रस्य वनम्॥ २५॥

વળી, (જેમનાથી વધુ કોઈનું ઐશ્વર્ય નથી તેવા) નિરતિશય ઐશ્વર્યાદિ ગુણોથી સંપન્ન ભગવાન હોવા છતાં અર્જુનને ધનુષ્ય વગેરે પ્રાપ્ત થાય તે માટે સારથિ બન્યા. 'ખાંડવ' નામનું ઈન્દ્રનું વન ॥ ૨૫ ॥

**सोऽग्निस्तुष्टो धनुरदाद्धयान् श्वेतान् रथं नृप।**
**अर्जुनायाक्षयौ तूणौ वर्म चाभेद्यमस्त्रिभिः॥ २६**

હે રાજા, સંતુષ્ટ થયેલા અગ્નિદેવે અર્જુનને (ગાંડીવ) ધનુષ્ય, શ્વેત અશ્વો, બે અક્ષય ભાથાં અને અસ્ત્રધારીઓથી તોડી ન શકાય તેવું કવચ આપ્યું. ॥ ૨૬ ॥

अक्षयावक्षयसायकौ॥ २६॥

**'अक्षयौ'** અખૂટ બાણોવાળાં બે ભાથાંઓને ॥ ૨૬ ॥

**मयश्च मोचितो वह्नेः सभां सख्य उपाहरत्।**
**यस्मिन् दुर्योधनस्यासीज्जलस्थलदृशिभ्रमः॥ २७**

(ખાંડવવન બાળ્યું ત્યારે) મયદાનવને અગ્નિથી બચાવ્યો હોવાથી સખા (અર્જુન) માટે તેણે (સભા બનાવીને) સભાને ભેટરૂપે આપી, જેમાં દુર્યોધનને જળમાં સ્થળ અને સ્થળમાં જળનો દૃષ્ટિભ્રમ થયો હતો. ॥ ૨૭ ॥

खाण्डवदाहकाद्वह्नेः। सख्ये अर्जुनाय। यस्मिन्निति सामान्यतो निर्देशः यस्यामित्यर्थः। जलस्थलयोर्दृशेर्दृष्टेर्भ्रमः। यद्वा जले स्थलवत् दृक् दृष्टिर्यस्मिंस्तज्जलस्थलदृक् तस्मिन् भ्रम आसीदिति॥ २७॥

ખાંડવવનને બાળી નાખનાર અગ્નિથી – **'सख्ये'** સખા અર્જુન માટે – **'यस्मिन् इति।'** એમ સામાન્ય નિર્દેશ છે. **'यस्याम्'** (વિશેષ હોવું જોઈએ,) એમ અર્થ છે. જે સભામાં જળમાં અને સ્થળ અને સ્થળમાં જળનો **'दृशेः'** દૃષ્ટિનો ભ્રમ થયો હતો અથવા જળમાં સ્થળ જેવી **'दृक्'** દૃષ્ટિ છે જેમાં તે **'जलस्थलदृक्'**, તેમાં ભ્રમ થયો હતો, એમ અર્થ છે. ॥ ૨૭ ॥

**स तेन समनुज्ञातः सुहृद्भिश्चानुमोदितः।**
**आययौ द्वारकां भूयः सात्यकिप्रमुखैर्वृतः॥ २८**

॥ २८॥

તેના (અર્જુન) દ્વારા અનુમતિ પામેલા અને (યુધિષ્ઠિર વગેરે) પોતાના બીજા સુહૃજ્જનો દ્વારા અનુમોદન પામેલા તે (શ્રીકૃષ્ણ) સાત્યકિ વગેરેની સાથે દ્વારકા પાછા આવ્યા. ॥ ૨૮ ॥ ૨૮ ॥

**अथोपयेमे कालिन्दीं सुपुण्यर्त्वृक्ष ऊर्जिते।**
**वितन्वन् परमानन्दं स्वानां परममंगलम्॥ २९**

પછી અતિ પવિત્ર (વિવાહયોગ્ય) ઋતુ અને નક્ષત્રવાળા, બળવાન ગ્રહોવાળા (સર્વોત્તમ) મુહૂર્તમાં પરમ મંગળરૂપ ભગવાન પોતાના ભક્તોને પરમ આનંદ આપતા કાલિંદીને પરણ્યા. ॥ ૨૯ ॥

सुपुण्य ऋतुः ऋक्षं च यस्मिन्॥ २९॥

અતિ પવિત્ર, વિવાહયોગ્ય ઋતુ અને નક્ષત્ર છે જેમાં ॥ ૨૯ ॥

ऊर्जिते ग्रहबलवति मुहूर्त इति शेषः।

पञ्चमं मित्रविन्दाविवाहमाह—**विन्दानुविन्दाविति** द्वाभ्याम्।

**विन्दानुविन्दावावन्त्यौ दुर्योधनवशानुगौ।**
**स्वयंवरे स्वभगिनीं कृष्णे सक्तां न्यषेधताम्॥ ३०**

**राजाधिदेव्यास्तनयां मित्रविन्दां पितृष्वसुः।**
**प्रसह्य हृतवान् कृष्णो राजन् राज्ञां प्रपश्यताम्॥ ३१**

आवन्त्यावत्यौ राजानौ ॥ ३० ॥ ३१ ॥

षष्ठमाह—**नग्नजिदिति**।

**नग्नजिन्नाम कौशल्य आसीद् राजातिधार्मिकः।**
**तस्य सत्याभवत् कन्या देवी नाग्नजिती नृप॥ ३२**

कौशल्योऽयोध्यापतिस्तस्य सत्यानाम कन्याऽभवदासीत् देवी कान्तिमती नाग्नजितीति पितृनाम्ना प्रसिद्धेत्यर्थः॥ ३२॥

**न तां शेकुर्नृपा वोढुमजित्वा सप्त गोवृषान्।**
**तीक्ष्णशृंगान् सुदुर्धर्षान् वीरगन्धासहान् खलान्॥ ३३**

वीरस्य गन्धमपि न सहन्त इति तथा तान्। खलान् दुर्वृत्तान्॥ ३३॥

**तां श्रुत्वा वृषजिल्लभ्यां भगवान् सात्वतां पतिः।**
**जगाम कौशल्यपुरं सैन्येन महता वृतः॥ ३४**

वृषान् जयति यस्तेन लभ्याम्॥ ३४॥

બળવાન ગ્રહોવાળા મુહૂર્તમાં, એટલું શેષ છે. (તે ઉમેરવું.)

પાંચમા મિત્રવિંદા સાથેના વિવાહને બે શ્લોકો દ્વારા વર્ણવે છે – '**विन्द-अनुविन्दौ इति**'

દુર્યોધનને વશ રહેનારા તેના અનુયાયીઓ વિંદ અને અનુવિંદ નામના અવંતિના રાજાઓએ શ્રીકૃષ્ણમાં આસક્ત અને સ્વયંવરમાં (શ્રીકૃષ્ણને પરણવા ઉદ્યત થયેલી) પોતાની બહેનને અટકાવી. ॥ ૩૦ ॥ પણ પિતાની બહેન (ફોઈ) રાજાધિદેવીની દીકરી મિત્રવિંદાને (સ્વયંવરમાં) રાજાઓના દેખતાં શ્રીકૃષ્ણ બળપૂર્વક હરીને લઈ ગયા. ॥ ૩૧ ॥

'**आवन्त्यौ**' અવંતિના બંને રાજાઓએ ॥ ૩૦ ॥ ૩૧ ॥

છઠ્ઠા વિવાહને વર્ણવે છે – '**नग्नजित् इति।**'

હે રાજા, નગ્નજિત્ નામે કૌશલદેશનો અતિ ધાર્મિક રાજા હતો. તેને સત્યા નામની તેજસ્વી કન્યા હતી. તે નાગ્નજિતી (નામથી પ્રસિદ્ધ હતી). ॥ ૩૨ ॥

'**कौशल्यः**' અયોધ્યાપતિ, તેની સત્યા નામની કન્યા હતી. '**देवी**' તેજસ્વી – પિતાના નામ ઉપરથી નાગ્નજિતી નામે પ્રસિદ્ધ હતી, એમ અર્થ છે.॥ ૩૨ ॥

(નાગ્નજિતીના સ્વયંવરમાં) તીક્ષ્ણ શિંગડાંવાળા, વશ કરવા અત્યંત અઘરા, વીર પુરુષની ગંધને પણ સહન નહીં કરતા સાત હિંસક આખલાઓને જીત્યા વિના રાજાઓ તે કન્યાને પરણી શકતા ન હતા. ॥ ૩૩ ॥

વીર પુરુષની ગંધ પણ સહન ન કરતા, તેવા તે આખલાઓને – '**खलान्**' હિંસક આખલાઓને ॥ ૩૩ ॥

આખલાઓને જીતનાર પુરુષથી પ્રાપ્ત થતી તે કન્યાને સાંભળીને મોટા સૈન્ય સાથે ભક્તોના પતિ ભગવાન શ્રીકૃષ્ણ કૌશલપુર પધાર્યા. ॥ ૩૪ ॥

આખલાઓને જે જીતે તેના દ્વારા પ્રાપ્ત થનારી તે કન્યાને ॥ ૩૪ ॥

**स कोशलपतिः प्रीतः प्रत्युत्थानासनादिभिः ।**
**अर्हणेनापि गुरुणा पूजयन् प्रतिनन्दितः ॥ ३५**

प्रतिनन्दितस्तं प्रतिनन्दितवान्, श्रीकृष्णेन वा स प्रतिनन्दितः ॥ ३५ ॥

તે કૌશલદેશના રાજાએ પ્રસન્ન થઈ સામૈયું, આસન વગેરે દ્વારા અને પ્રચુર પૂજાસામગ્રીથી પૂજન કરીને શ્રીકૃષ્ણનો સત્કાર કર્યો. ॥ ૩૫ ॥

**'प्रतिनन्दितः'** તે શ્રીકૃષ્ણનો સત્કાર કર્યો અથવા શ્રીકૃષ્ણ દ્વારા તે કૌશલાધિપતિ સત્કારવામાં આવ્યા. ॥ ૩૫ ॥

**वरं विलोक्याभिमतं समागतं**
**नरेन्द्रकन्या चकमे रमापतिम् ।**
**भूयादयं मे पतिराशिषोऽमलाः**
**करोतु सत्या यदि मे धृतो व्रतैः ॥ ३६**

**यत्पादपंकजरजः शिरसा बिभर्ति**
**श्रीरब्जजः सगिरिशः सह लोकपालैः ।**
**लीलातनूः स्वकृतसेतुपरीप्सयेशः**
**काले दधत् स भगवान् मम केन तुष्येत् ॥ ३७**
(છંદ - વસંતતિલકા)

**अर्चितं पुनरित्याह नारायण जगत्पते ।**
**आत्मानन्देन पूर्णस्य करवाणि किमल्पकः ॥ ३८**

**श्रीशुक उवाच**

**तमाह भगवान् हृष्टः कृतासनपरिग्रहः ।**
**मेघगम्भीरया वाचा सस्मितं कुरुनन्दन ॥ ३९**
॥ ३६ ॥ ३७ ॥ ३८ ॥ ३९ ॥

પોતાને અભિલષિત વર એવા રમાપતિને પધારેલા જોઈને રાજકન્યા મનોરથ કરવા લાગીઃ મારા દ્વારા કરાયેલાં અનેક વ્રતોથી જો આ શ્રીકૃષ્ણ (હૃદયમાં) ધારણ કરવામાં આવ્યા હોય, તો આ મારા પતિ થાઓ તથા મારા વિશુદ્ધ મનોરથો પરિપૂર્ણ કરો. ॥ ૩૬ ॥ ૩૬ ॥

જેમના ચરણકમળની રજ લક્ષ્મીદેવી, મહાદેવજી અને લોકપાલો સહિત બ્રહ્માજી મસ્તક ઉપર ધારણ કરે છે તથા પોતે રચેલી ધર્મમર્યાદાઓનું પાલન કરવાની ઈચ્છાથી જે લીલાવતાર ધારણ કરે છે તે ભગવાન મારા ઉપર કેવી રીતે પ્રસન્ન થાય? ॥ ૩૭ ॥ ૩૭ ॥

પૂજન કરવામાં આવેલા ભગવાનને (રાજા નગ્નજિત્) કહેવા લાગ્યોઃ 'હે જગત્પતિ, હે નારાયણ, સ્વરૂપાનંદથી પૂર્ણ એવા આપની અલ્પ એવો હું શી (સેવા) કરું? ॥ ૩૮ ॥ ૩૮ ॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – હે કુરુનંદન, પ્રસન્ન થયેલા ભગવાને આસનનો સ્વીકાર કરીને સ્મિતપૂર્વક મેઘગંભીર વાણીથી તેને કહ્યું. ॥ ૩૯ ॥ ૩૯ ॥

**श्रीभगवानुवाच**

**नरेन्द्र याच्ञा कविभिर्विगर्हिता**
**राजन्यबन्धोर्निजधर्मवर्तिनः ।**
**तथापि याचे तव सौहृदेच्छया**
**कन्यां त्वदीयां न हि शुल्कदा वयम् ॥ ४०**

हे नरेन्द्र। राजन्यबन्धोः क्षत्रियस्य। शुल्कदा द्रव्यादिप्रदाः ॥ ४० ॥

**શ્રીભગવાન બોલ્યા** – હે નરપતિ, પોતાના ધર્મ પ્રમાણે વર્તનાર (અધમ) ક્ષત્રિયની યાચના પણ વિદ્વાનો દ્વારા નિંદ્ય ગણાઈ છે, તેમ છતાં તમારી સાથે સ્નેહસંબંધની ઈચ્છાથી તમારી કન્યાની યાચના કરું છું, પરંતુ અમે (કન્યાના મૂલ્યરૂપે) દ્રવ્ય વગેરે આપનારા નથી.॥ ૪૦॥

હે નરેન્દ્ર, **'राजन्यबन्धोः'** ક્ષત્રિયની – **'शुल्कदाः'** દ્રવ્ય વગેરે આપનારા ॥ ૪૦ ॥

राजोवाच

**कोऽन्यस्तेऽभ्यधिको नाथ कन्यावर इहेप्सितः।**
**गुणैकधाम्नो यस्यांगे श्रीर्वसत्यनपायिनी॥ ४१**

गुणानामेकमेव धाम स्थानं तथाभूतस्य यस्य तवाङ्गे॥ ४१॥

**किं त्वस्माभिः कृतः पूर्वं समयः सात्वतर्षभ।**
**पुंसां वीर्यपरीक्षार्थं कन्यावरपरीप्सया॥ ४२**

॥ ४२॥

**सप्तैते गोवृषा वीर दुर्दान्ता दुरवग्रहाः।**
**एतैर्भग्नाः सुबहवो भिन्नगात्रा नृपात्मजाः॥ ४३**

दुर्दान्ता अशिक्षिताः। दुरवग्रहा अपरायत्ताः। कुतस्तदाह—एतैरिति। भग्ना भङ्गं प्रापिताः॥ ४३॥

**यदि मे निगृहीताः स्युस्त्वयैव यदुनन्दन।**
**वरो भवानभिमतो दुहितुर्मे श्रियः पते॥ ४४**

यद्यदीमे गोवृषा निगृहीता दमिता नाथिता इति यावत्॥ ४४॥

**एवं समयमाकर्ण्य बद्ध्वा परिकरं प्रभुः।**
**आत्मानं सप्तधा कृत्वा न्यगृह्णाल्लीलयैव तान्॥ ४५**

एतान्यो निगृह्णाति तस्य कन्येति समयः कृतस्तम्। सप्तधा कृत्वेति। बह्वीनां योषितां संपूर्ण एवाहं संभोगयोग्यः स्यामिति सत्यां प्रत्यसापत्न्यप्रदर्शनार्थमात्मनः सप्तधाकरणम्॥ ४५॥

**રાજા (નગ્નજિત) બોલ્યા** – હે નાથ, આ સંસારમાં આપનાથી અધિક (ઉત્કૃષ્ટ), કન્યાએ પ્રાપ્ત કરવા ઈચ્છેલો વર બીજો કોણ હોય? ગુણોના એકમાત્ર સ્થાનરૂપ જેમના શ્રીઅંગમાં અવિયોગિની (નિશ્ચળા) લક્ષ્મી (રહે) છે. ॥ ૪૧ ॥

ગુણોના એક માત્ર **'धाम'** સ્થાનરૂપ તેવા જે આપના શ્રીઅંગમાં ॥ ૪૧ ॥

પરંતુ હે યાદવશ્રેષ્ઠ, કન્યાને યોગ્ય વર પ્રાપ્ત કરાવવાની ઈચ્છાથી પુરુષોના પરાક્રમની પરીક્ષા માટે પૂર્વે અમારા દ્વારા પ્રતિજ્ઞા કરવામાં આવી છે. ॥ ૪૨ ॥ ૪૨ ॥

હે વીર, અણઘડ અને આઝાદ એવા આ સાત આખલાઓ છે. તેમના દ્વારા ઘણા રાજકુમારો ઘવાયેલા (સ્વાભિમાનવાળા) અને ભાંગેલાં શરીરવાળા થયા છે. ॥ ૪૩ ॥

**'दुर्दान्ताः'** અણઘડ, **'दुरवग्रहाः'** અપરાધીન (આઝાદ) – શા માટે? તે કહે છે – **'एतैः इति।'** **'भग्नाः'** સ્વમાનભંગને પ્રાપ્ત થયેલા (રાજકુમારો) ॥૪૩॥

હે યદુનંદન, હે શ્રીપતિ, જો તમારા દ્વારા આ (સાતેય આખલાઓ) નાથવામાં આવે, તો મારી પુત્રીના વર તરીકે આપ સર્વમાન્ય (થાઓ)! ॥ ૪૪ ॥

**'यद्'** જો આ આખલાઓ **'निगृहीताः'** વશ કરવામાં આવે, નાથવામાં આવે, એટલો અર્થ છે. ॥ ૪૪ ॥

આ પ્રમાણે પ્રતિજ્ઞા સાંભળીને પ્રભુ શ્રીકૃષ્ણે કટિવસ્ત્ર બાંધીને પોતાને સાત સ્વરૂપે (પ્રકટ) કરીને તે આખલાઓને લીલાપૂર્વક વશમાં કરી લીધા. ॥ ૪૫ ॥

આ આખલાઓને જે વશ કરે તેની કન્યા – એવી કરવામાં આવેલી પ્રતિજ્ઞા, તેને – પોતાને સાત સ્વરૂપે (પ્રકટ) કરીને – ઘણી સ્ત્રીઓને હું સંપૂર્ણપણે સંભોગયોગ્ય થાઉં, એમ સત્યા પ્રતિ સપત્નીત્વનો અભાવ પ્રદર્શિત કરવા માટે પોતાને સાત સ્વરૂપે (પ્રકટ) કર્યા. ॥ ૪૫ ॥

**बद्ध्वा तान् दामभिः शौरिर्भग्नदर्पान् हतौजसः।**
**व्यकर्षल्लीलया बद्धान् बालो दारुमयान् यथा॥ ४६**

નાશ પામેલા બળવાળા (અને તેથી) ચૂરેચૂરા થઈ ગયેલા ગર્વવાળા તે આખલાઓને દોરડાથી બાંધીને, બાળક જેમ લાકડાના બનાવેલા આખલાઓને ખેંચે તેમ શૌરિ શ્રીકૃષ્ણ તેમને લીલાપૂર્વક ખેંચવા લાગ્યા. ॥ ૪૬ ॥ ૪૬ ॥

**ततः प्रीतः सुतां राजा ददौ कृष्णाय विस्मितः।**
**तां प्रत्यगृह्णाद् भगवान् विधिवत् सदृशीं प्रभुः॥ ४७**

પછી આશ્ચર્ય પામેલા અને પ્રસન્ન થયેલા રાજાએ શ્રીકૃષ્ણને પુત્રી (સત્યા) અર્પણ કરી. ભગવાન શ્રીકૃષ્ણ પોતાને યોગ્ય એવી તે કન્યાને વિધિપૂર્વક પરણ્યા. ॥ ૪૭ ॥ ૪૭ ॥

**राजपत्न्यश्च दुहितुः कृष्णं लब्ध्वा प्रियं पतिम्।**
**लेभिरे परमानन्दं जातश्च परमोत्सवः॥ ४८**

શ્રીકૃષ્ણને પુત્રીના પ્રિય પતિરૂપે પ્રાપ્ત કરીને રાજા નગ્નજિત્‌ની રાણીઓ પણ પરમ આનંદ પામી તથા (નગરમાં પણ) મહોત્સવ થયો. ॥ ૪૮ ॥ ૪૮ ॥

**शंखभेर्यानका नेदुर्गीतवाद्यद्विजाशिषः।**
**नरा नार्यः प्रमुदिताः सुवासःस्त्रगलंकृताः॥ ४९**

॥ ४६ ॥ ४७ ॥ ४८ ॥ ४९ ॥

શંખ, ભેરી અને નગારાં વાગવા લાગ્યાં. ગીતો ગવાયાં, વાદિત્રો વાગ્યાં, બ્રાહ્મણોએ આશિષો આપી. વસ્ત્રો અને પુષ્પમાળાઓથી અલંકૃત થયેલાં સ્ત્રી-પુરુષો અતિ આનંદિત થયાં. ॥ ૪૯ ॥ ૪૯ ॥

**दशधेनुसहस्त्राणि पारिबर्हमदाद् विभुः।**
**युवतीनां त्रिसाहस्त्रं निष्कग्रीवसुवाससाम्॥ ५०**

રાજાએ દસ હજાર ગાયો અને ગળામાં કંઠીઓ પહેરેલી તથા સુંદર વસ્ત્રો ધારણ કરેલી ત્રણ હજાર તરુણ દાસીઓની પહેરામણી આપી. ॥ ૫૦ ॥

निष्कग्रीवाश्च ताः सुवाससश्च तासां युवतीनां च दासीनाम्॥ ५०॥

ગળામાં કંઠી પહેરેલી તથા સુંદર વસ્ત્રો ધારણ કરેલી તે તરુણ દાસીઓની પહેરામણી આપી. ॥ ૫૦ ॥

**नवनागसहस्त्राणि नागाच्छतगुणान् रथान्।**
**रथाच्छतगुणानश्वानश्वाच्छतगुणान् नरान्॥ ५१**

નવ હજાર હાથીઓ, હાથીઓથી સો ગણા રથો, રથોથી સો ગણા અશ્વો, અશ્વોથી સો ગણા સેવકો (આપ્યા.) ॥ ૫૧ ॥

नागान्नागेभ्यः शतगुणान्नवलक्षाणि। रथाद्रथेभ्यः शतगुणान्नवकोटीः। अश्वादश्वेभ्यः शतगुणान्नवपद्मानि॥ ५१॥

**'नागात्' नागेभ्यः** (રૂપ થાય.) (નવ હજાર) હાથીઓથી સો ગણા એટલે નવ લાખ રથો, **'रथात्' रथेभ्यः** રથોથી સો ગણા એટલે નવ કરોડ અશ્વો, **'अश्वात्' अश्वेभ्यः** અશ્વોથી સો ગણા એટલે નવ પદ્મ (નવસો કરોડ સેવકો) ॥ ૫૧ ॥

**दम्पती रथमारोप्य महत्या सेनया वृतौ।**
**स्नेहप्रक्लिन्नहृदयो यापयामास कोशलः॥ ५२**

॥ ५२ ॥

સ્નેહથી ભીંજાયેલા હૃદયવાળા કોશલરાજે મોટી સેનાથી વીંટળાયેલાં દમ્પતીને રથમાં બેસાડીને વળાવ્યાં. ॥ ૫૨ ॥ ૫૨ ॥

**श्रुत्वैतद् रुरुधुर्भूपा नयन्तं पथि कन्यकाम्।**
**भग्नवीर्याः सुदुर्मर्षा यदुभिर्गोवृषैः पुरा॥ ५३**

પૂર્વે યાદવો અને આખલાઓ દ્વારા નાશ પામેલા પરાક્રમવાળા, અતિ અસહનશીલ રાજાઓએ આ સાંભળીને કન્યાને લઈ જતા (શ્રીકૃષ્ણ)ને માર્ગમાં ઘેરી લીધા. ॥ ૫૩ ॥

युदभिर्गोवृषैश्च भग्नवीर्या अपि सुदुर्मर्षा असहनशीला रुरुधुः॥ ५३॥

યાદવો દ્વારા અને આખલાઓ દ્વારા નાશ પામેલા પરાક્રમવાળા હોવા છતાં **'सुदुर्मर्षाः'** અસહનશીલ રાજાઓએ (શ્રીકૃષ્ણને) ઘેરી લીધા. ॥ ૫૩ ॥

**तानस्यतः शरव्रातान् बन्धुप्रियकृदर्जुनः।**
**गाण्डीवी कालयामास सिंहः क्षुद्रमृगानिव॥ ५४**

બાણસમૂહોને ફેંકતા તે રાજાઓને, મિત્ર શ્રીકૃષ્ણનું પ્રિય કરનાર ગાંડીવધારી અર્જુને, ક્ષુદ્ર પશુઓને સિંહ ભગાડે તેમ ભગાડી દીધા. ॥ ૫૪ ॥

अस्यतः क्षिपतः। प्रयुञ्जानानिति यावत् ॥ ५४॥

**'अस्यतः'** ફેંકતા (રાજાઓ)ને, બાણોનો પ્રયોગ કરતા રાજાઓને ॥ ૫૪ ॥

**पारिबर्हमुपागृह्य द्वारकामेत्य सत्यया।**
**रेमे यदूनामृषभो भगवान् देवकीसुतः॥ ५५**

॥ ५५॥

યદુકુળશિરોમણિ દેવકીનંદન પહેરામણી લઈને દ્વારકા આવીને સત્યા સાથે આનંદ કરવા લાગ્યા. ॥ ૫૫ ॥ ૫૫ ॥

सप्तमं विवाहमाह—**श्रुतकीर्तेरिति**।

સાતમો વિવાહ વર્ણવે છે – **'श्रुतकीर्तिः इति।'**

**श्रुतकीर्तेः सुतां भद्रामुपयेमे पितृष्वसुः।**
**कैकेयीं भ्रातृभिर्दत्तां कृष्णः सन्तर्दनादिभिः॥ ५६**

સંતર્દન વગેરે ભાઈઓ દ્વારા આપવામાં આવેલી, પિતાની બહેન (ફોઈ) શ્રુતકીર્તિની પુત્રી કેકયનંદિની ભદ્રાને શ્રીકૃષ્ણ પરણ્યા. ॥ ૫૬ ॥

श्रुतकीर्तिर्नाम या पितृष्वसा तस्याः सुतां भद्रां नाम। कैकेयीं तद्देशजाम्॥ ५६॥

પિતાની બહેન, ફોઈ, તેમની ભદ્રા નામની પુત્રીને – **'कैकेयीम्'** તે કેકયદેશની કેકયનંદિનીને ॥ ૫૬ ॥

अष्टमं विवाहमाह—**सुतां चेति**।

આઠમા વિવાહને વર્ણવે છે – **'सुतां च इति।'**

**सुतां च मद्राधिपतेर्लक्ष्मणां लक्षणैर्युताम्।**
**स्वयंवरे जहारैकः स सुपर्णः सुधामिव॥ ५७**

મદ્ર દેશના અધિપતિની, સર્વ લક્ષણોથી યુક્ત લક્ષ્મણાને, જેમ ગરુડ અમૃતને હરી લે તેમ એકલા શ્રીકૃષ્ણ સ્વયંવરમાં હરી લાવ્યા. ॥ ૫૭ ॥

एक एव स श्रीकृष्णो लक्ष्मणां जहार॥ ५७॥

તે શ્રીકૃષ્ણ એકલા જ લક્ષ્મણાને હરી લાવ્યા. ॥ ૫૭ ॥

**अन्याश्चैवंविधा भार्याः कृष्णस्यासन् सहस्रशः।**
**भौमं हत्वा तन्निरोधादाहृताश्चारुदर्शनाः॥ ५८**

શ્રીકૃષ્ણની બીજી પણ આવી સુંદર દેખાતી હજારો ભાર્યાઓ હતી. ભૌમાસુરને હણીને તેના અંતઃપુરમાંથી (તે સર્વે) લાવવામાં આવી હતી. ॥ ૫૮ ॥

तस्य निरोधोऽन्तःपुरं तस्मात्॥ ५८॥

તેનું **'निरोधः'** અંતઃપુર, તેમાંથી ॥ ૫૮ ॥

'भैष्मी जाम्बवती भामा सत्या भद्रा च लक्ष्मणा।
कालिन्दी मित्रविन्दा चेत्यष्टौ पट्टमहास्त्रियः'॥ १ ॥

રુક્મિણી, જાંબવતી, સત્યભામા, સત્યા, ભદ્રા, લક્ષ્મણા, કાલિંદી અને મિત્રવિંદા – એમ મુખ્ય આઠ પટરાણીઓ હતી. ॥ ૧ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे उत्तरार्धेऽष्टमहिष्युद्वाहो नामाष्टपञ्चाशत्तमोऽध्यायः ॥ ५८ ॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे उत्तरार्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां अष्टपञ्चाशत्तमोऽध्यायः ॥ ५८ ॥

*****

# अथ एकोनषष्टितमोऽध्यायः

## ભૌમાસુરનો ઉદ્ધાર અને સોળ હજાર એકસો કન્યાઓ સાથે ભગવાનનો વિવાહ

ऊनषष्टितमे भौमं हत्वा तेनाहृता हरिः।
कन्याः सहस्रशः प्राप पारिजातं दिवोऽहरत्॥ १ ॥

ઓગણસાઈઠમા અધ્યાયમાં ભૌમાસુરને હણીને તેના દ્વારા હરી જવામાં આવેલી હજારો કન્યાઓને શ્રીહરિએ પ્રાપ્ત કરી અને સ્વર્ગમાંથી પારિજાતને લઈ લીધું, તે (કથા) છે. ॥ ૧ ॥

परिणीय ततस्ताभिस्तन्मनोरथपूरणैः।
आत्मारामोऽप्यसौ रेमे तद्गृहेषु गृहस्थवत्॥ २ ॥

ત્યાર પછી તે કન્યાઓ સાથે લગ્ન કરીને તેમના મનોરથો પૂર્ણ કરવા માટે તે ભગવાને આત્મારામ હોવા છતાં પણ તેમનાં ઘરોમાં ગૃહસ્થની જેમ રમણ કર્યું.॥ ૨॥

राजोवाच

**यथा हतो भगवता भौमो येन च ताः स्त्रियः।**
**निरुद्धा एतदाचक्ष्व विक्रमं शार्ङ्गधन्वनः॥ १**

**રાજા પરીક્ષિત બોલ્યા** – જે ભૌમાસુર દ્વારા તે સ્ત્રીઓને કેદ કરવામાં આવી હતી તે ભૌમાસુરને જે પ્રકારે (અને જે કારણે) ભગવાન દ્વારા મારવામાં આવ્યો હતો, એ સારંગપાણિ શ્રીકૃષ્ણનું પરાક્રમ વર્ણવો.॥ ૧ ॥

येन ताः स्त्रियो निरुद्धाः स भौमः। चकाराद्येन कारणेन हतस्तदाचक्ष्वेति॥ १ ॥

જેના દ્વારા તે સ્ત્રીઓ કેદ કરવામાં આવી હતી તે ભૌમાસુર – '**च**' કારથી જે કારણે તેને મારવામાં આવ્યો હતો, તે કહો. ॥ ૧ ॥

श्रीशुक उवाच

**इन्द्रेण हृतछत्रेण हृतकुण्डलबन्धुना।**
**हृतामराद्रिस्थानेन ज्ञापितो भौमचेष्टितम्।**
**सभार्यो गरुडारूढः प्राग्ज्योतिषपुरं ययौ॥ २**

**શ્રીશુકદેવજી બોલ્યા** – જેનું છત્ર હરી લેવામાં આવ્યું, જેમનાં કુંડળ હરી લેવામાં આવ્યાં તે અદિતિ જેની માતા છે અને જેનું મેરુ પર્વત પરનું સ્થાન હરી લેવામાં આવ્યું, તે ઈન્દ્ર દ્વારા જેમને ભૌમાસુરનું કરતૂત જણાવવામાં આવ્યું તે ભગવાન ભાર્યા સહિત ગરુડજી પર બેસીને પ્રાગ્જ્યોતિષપુર ગયા. ॥ ૨ ॥

इन्द्रेण भौमविचेष्टितं ज्ञापितः सन्प्राग्ज्योतिषपुरं भौमनगरं ययावित्यन्वयः। किंभूतेन। हृतं छत्रं यस्य तेन। लोकपालप्रधानत्वादिन्द्रस्य वरुणच्छत्रहरणेऽपि तस्यैव मानभङ्ग इति तथोक्तम्।

ઈન્દ્ર દ્વારા ભૌમાસુરનું કરતૂત જેમને જણાવવામાં આવ્યું તે (ભગવાન) ભૌમાસુરના નગર પ્રાગ્જ્યોતિષપુર ગયા, એમ અન્વય છે. કેવા ઈન્દ્ર દ્વારા? જેનું છત્ર હરી લેવામાં આવ્યું છે તે ઈન્દ્ર દ્વારા – છત્ર તો વરુણદેવનું હરી લેવામાં આવ્યું હતું, પણ લોકપાલોમાં

हृते कुण्डले यस्याः सा अदितिर्बन्धुर्माता यस्य तेन। हृतममराद्रौ स्थानं मणिपर्वतलक्षणं यस्य तेन। सत्यभामाया गृहे भगवन्तमिन्द्र आगत्य विज्ञापितवांस्तदा तस्याः कौतुकाय तया भार्यया सह ययाविति। यद्वा त्वदनुज्ञयैव त्वत्पुत्रं हनिष्यामीति इतिहासोक्तं भूम्यै वरं दत्तं सत्यं कर्तुं सत्यभामाया भूम्यंशत्वात्तया सह ययौ। यद्वा नारदानीतपारिजातैककुसुमे रुक्मिण्यै दत्ते सति कुपितां सत्यभामां सान्त्वयता तुभ्यं पारिजातमेव दास्यामीति श्रीकृष्णेन प्रतिश्रुतमिति हरिवंशे प्रसिद्धं तदर्थं तां नीतवानिति॥ २॥

ઈન્દ્ર મુખ્ય હોવાથી તેનું જ અપમાન થયું, એમ કહેવામાં આવ્યું. જેમનાં કુંડળ હરી લેવામાં આવ્યાં તે અદિતિ જેની **'बन्धुः'** માતા છે, તે ઈન્દ્ર દ્વારા – મેરુ પર્વત પર મણિઓના પર્વતવાળું સ્થાન છે જેનું તે ઈન્દ્ર દ્વારા – સત્યભામાના ગૃહે આવીને ઈન્દ્રે ભગવાનને વિનંતિ કરી ત્યારે તે સત્યભામાને આશ્ચર્ય(કારક ઘટના) દર્શાવવા માટે ભગવાન (પોતાની) તે ભાર્યા સાથે ગયા. અથવા 'તારી અનુજ્ઞાથી જ તારા પુત્રને હણીશ.' – એમ ઈતિહાસમાં કહેવામાં કહેવાયા પ્રમાણે ભૂમિને આપેલા વરદાનને સત્ય કરવા માટે, સત્યભામા ભૂમિનો અંશ હોવાથી તેની સાથે ગયા. અથવા નારદજી દ્વારા લાવવામાં આવેલું પારિજાતનું એક પુષ્પ ભગવાને રુક્મિણીજીને આપ્યું, ત્યારે રિસાયેલી સત્યભામાને મનાવતા શ્રીકૃષ્ણે વચન આપ્યું હતું કે હું તને પારિજાત(નું વૃક્ષ) જ લાવી આપીશ, એમ હરિવંશમાં પ્રસિદ્ધ છે, તેથી તેને લઈ ગયા. ॥ ૨ ॥

गरुडेन याने कारणम्—**गिरिदुर्गैरित्यादि**।

ગરુડજી દ્વારા જવા માટેનું કારણ — **'गिरिदुर्गैः इति।'** વગેરે

**गिरिदुर्गैः शस्त्रदुर्गैर्जलाग्न्यनिलदुर्गमम्।**
**मुरपाशायुतैर्घोरैर्दृढैः सर्वत आवृतम्॥ ३**

પહાડોના કિલ્લાઓથી, (સ્પર્શમાત્રથી કાપી નાખનારાં અનેક જાતનાં) શસ્ત્રોના કિલ્લાઓથી, જળ(ની ખાઈ)થી, અગ્નિ(ની દિવાલ)થી અને વાયુ(ની કિલ્લાબંધી)થી તેમ જ મુરરાક્ષસના ભયાનક, મજબૂત (અકાટ્ય) એવા દસ હજાર પાશોથી સર્વ તરફથી વીંટાયેલા દુર્ગમ (નગરમાં ભગવાન ગયા.) ॥ ૩ ॥

तैरुपलक्षितम्। जलाग्न्यनिलैश्च सर्वतो वर्तमानैर्दुर्गमम्॥ ३॥

પહાડોના કિલ્લાઓ વગેરે તે સર્વથી સૂચિત એવા નગરમાં, સર્વ તરફ રહેલાં જળ(ની ખાઈ), અગ્નિ(ની દીવાલ) અને વાયુ(ની કિલ્લાબંધી)થી દુર્ગમ એવા (નગરમાં ગયા.) ॥ ૩ ॥

**गदया निर्बिभेदाद्रीन् शस्त्रदुर्गाणि सायकैः।**
**चक्रेणाग्निं जलं वायुं मुरपाशांस्तथासिना॥ ४**

**शंखनादेन यन्त्राणि हृदयानि मनस्विनाम्।**
**प्राकारं गदया गुर्व्या निर्बिभेद गदाधरः॥ ५**

॥ ४॥ ५॥

ગદાધારી શ્રીકૃષ્ણે (કૌમોદકી) ગદાથી પહાડોના કિલ્લા ભાંગી નાખ્યા, બાણોથી શસ્ત્રોના કિલ્લા તોડી નાખ્યા, (સુદર્શન) ચક્રથી અગ્નિ, જળ, વાયુ (ની અભેદ્ય દીવાલો) તથા (નંદકી) તલવારથી મુર રાક્ષસના (અકાટ્ય) ફાંસાઓ ભેદી નાખ્યા, (કિલ્લા પર ગોઠવેલાં) યંત્રોને અને શૂરવીરોનાં હૃદયોને શંખનાદથી તોડી નાખ્યાં અને (કિલ્લાથી પણ) ભારે ગદાથી કિલ્લાને ભાંગી નાખ્યો. ॥ ૪ ॥ ૫ ॥ ૪ ॥ ૫ ॥

**पांचजन्यध्वनिं श्रुत्वा युगान्ताशनिभीषणम्।**
**मुरः शयान उत्तस्थौ दैत्यः पंचशिरा जलात्॥ ६**

युगान्ताशनेर्ध्वनिवद्भीषणम्। परिखाया जलात् ॥ ६ ॥

**त्रिशूलमुद्यम्य सुदुर्निरीक्षणो**
**युगान्तसूर्यानलरोचिरुल्बणः ।**
**ग्रसंस्त्रिलोकीमिव पंचभिर्मुखै-**
**रभ्यद्रवत्तार्क्ष्यसुतं यथोरगः॥ ७**

॥ ७ ॥

**आविध्य शूलं तरसा गरुत्मते**
**निरस्य वक्त्रैर्व्यनदत् स पंचभिः।**
**स रोदसी सर्वदिशोऽन्तरं महा-**
**नापूरयन्नण्डकटाहमावृणोत् ॥ ८**

आविध्य आतोल्य। स महान्नाद इत्यन्वयः ॥ ८ ॥

**तदापतद् वै त्रिशिखं गरुत्मते**
**हरिः शराभ्यामभिनत्त्रिधौजसा।**
**मुखेषु तं चापि शरैरताडयत्**
**तस्मै गदां सोऽपि रुषा व्यमुञ्चत॥ ९**

तस्मै श्रीकृष्णाय गदां व्यमुञ्चत व्यक्षिपत्॥ ९ ॥

**तामापतन्तीं गदया गदां मृधे**
**गदाग्रजो निर्बिभिदे सहस्रधा।**
**उद्यम्य बाहूनभिधावतोऽजितः**
**शिरांसि चक्रेण जहार लीलया॥ १०**

॥ १० ॥

**व्यसुः पपाताम्भसि कृत्तशीर्षो**
**निकृत्तशृंगोऽद्रिरिवेन्द्रतेजसा ।**
**तस्यात्मजाः सप्त पितुर्वधातुराः**
**प्रतिक्रियामर्षजुषः समुद्यताः॥ ११**

પ્રલયકાળના વજ્રપાત જેવો પાંચજન્ય શંખનો ધ્વનિ સાંભળીને (ખાઈના જળમાં) સૂતેલો, પાંચ મસ્તકવાળો મુર દૈત્ય જળમાંથી જાગ્યો. ॥ ૬ ॥

પ્રલયકાળના વજ્રપાત જેવા ભીષણ ધ્વનિને – ખાઈના જળમાંથી ॥ ૬ ॥

પ્રલયકાળના સૂર્ય અને અગ્નિ જેવા તેજવાળો, ભીષણ, તેની સામે જોઈ પણ ન શકાય તેવો મુર દૈત્ય, સાપ જેમ ગરુડને મારવા સામે ધસે તેમ ત્રિશૂળ ઉગામીને, પાંચેય મોઢાં ફાડીને ત્રણેય લોકને ગળી જતો હોય તેમ શ્રીકૃષ્ણની સામે ધસ્યો. ॥ ૭ ॥ ૭ ॥

તેણે બળપૂર્વક ત્રિશૂળ ઘુમાવી ગરુડજી ઉપર ફેંકીને પાંચેય મોઢાંથી (પ્રચંડ) ગર્જના કરી. તે (ગર્જના) આકાશ અને પૃથ્વીમાં, સર્વ દિશાઓમાં (પાતાળમાં) અને સમગ્ર બ્રહ્માંડમાં ફેલાઈ ગઈ. ॥ ૮ ॥

**'आविध्य'** ઘુમાવીને – તે પ્રચંડ ગર્જના (ફેલાઈ ગઈ,) એમ અન્વય છે. ॥ ૮ ॥

ગરુડજી તરફ આવતા તે ત્રિશૂળના શ્રીહરિએ વેગથી બે બાણો છોડીને ત્રણ ટુકડા કરી નાખ્યા. તેનાં મોઢાંઓ ઉપર તેને પણ બાણોથી માર્યો. (એટલે) તેણે પણ ક્રોધથી તે ભગવાન તરફ ગદા ફેંકી. ॥ ૯ ॥

**'तस्मै'** તે શ્રીકૃષ્ણ તરફ ગદા **'व्यमुञ्चत'** ફેંકી. ॥ ૯ ॥

ગદાગ્રજ શ્રીકૃષ્ણે યુદ્ધમાં તે સામે આવતી ગદાને (પોતાની) ગદાથી હજારો ટુકડાઓમાં તોડી નાખી, આથી પોતાના બાહુઓ ઉગામીને સામે ધસી આવતા દૈત્યનાં મસ્તકો અજિત શ્રીકૃષ્ણે સુદર્શન ચક્રથી લીલાપૂર્વક કાપી નાખ્યાં. ॥ ૧૦ ॥ ૧૦ ॥

કપાયેલાં મસ્તકોવાળો તે મુર, જેમ ઇન્દ્રના વજ્રથી કપાયેલા પહાડો પડે તેમ નિષ્પ્રાણ થઈ જળમાં પડ્યો. પિતાના વધથી દુઃખી થયેલા તે (મુર દૈત્ય)ના સાત પુત્રો બદલો લેવા માટે ક્રોધાવિષ્ટ થઈ યુદ્ધ કરવા માટે તૈયાર થયા. ॥ ૧૧ ॥

इन्द्रतेजसा वज्रेण। प्रतिक्रियया हेतुभूतया अमर्षजुषः ॥ ११ ॥

**ताम्रोऽन्तरिक्षः श्रवणो विभावसु-**
**र्वसुर्नभस्वानरुणश्च सप्तमः।**
**पीठं पुरस्कृत्य चमूपतिं मृधे**
**भौमप्रयुक्ता निरगन् धृतायुधाः॥ १२**

पीठं पीठनामानम्। निरगन्निरगमन् ॥ १२ ॥

**प्रायुंजतासाद्य शरानसीन् गदाः**
**शक्त्यृष्टिशूलान्यजिते रुषोल्बणाः।**
**तच्छस्त्रकूटं भगवान् स्वमार्गणै-**
**रमोघवीर्यस्तिलशश्चकर्त ह ॥ १३**

॥ १३ ॥

**तान् पीठमुख्याननयद् यमक्षयं**
**निकृत्तशीर्षोरुभुजाङ्घ्रिवर्मणः।**
**स्वानीकपानच्युतचक्रसायकै-**
**स्तथा निरस्तान् नरको धरासुतः॥ १४**
**निरीक्ष्य दुर्मर्षण आस्रवन्मदै-**
**र्गजैः पयोधिप्रभवैर्निराक्रमत्।**
**दृष्ट्वा सभार्यं गरुडोपरि स्थितं**
**सूर्योपरिष्टात् सतडिद्घनं यथा।**
**कृष्णं स तस्मै व्यसृजच्छतघ्नीं**
**योधाश्च सर्वे युगपत् स्म विव्यधुः॥ १५**

कृत्तानि शीर्षादीनि येषां तान्॥ १४॥ शतघ्नीं शक्तिविशेषम्॥ १५॥

**तद् भौमसैन्यं भगवान् गदाग्रजो**
**विचित्रवाजैर्निशितैः शिलीमुखैः।**
**निकृत्तबाहूरुशिरोध्रविग्रहं**
**चकार तर्ह्येव हताश्वकुञ्जरम्॥ १६**

ઈન્દ્રના **'तेजसा'** વજ્રથી – બદલો લેવાના હેતુથી ક્રોધાવિષ્ટ થયેલા ॥ ૧૧ ॥

તામ્ર, અંતરિક્ષ, શ્રવણ, વિભાવસુ, વસુ, નભસ્વાન અને સાતમો અરુણ – આ મુરપુત્રો ભૌમાસુરે નિયુક્ત કરેલા પીઠ નામના સેનાપતિને આગળ કરીને, હથિયારો ધારણ કરી યુદ્ધ માટે નીકળ્યા. ॥ ૧૨ ॥

**'पीठम्'** પીઠ નામના સેનાપતિને – **'निरगन्' निरगमन्** (રૂપ થાય) નીકળ્યા ॥ ૧૨ ॥

ભયંકર એવા તેમણે અજિત શ્રીકૃષ્ણની પાસે આવીને ક્રોધથી બાણો, તલવારો, ગદાઓ, શક્તિઓ, બે-ધારી તલવારો અને ત્રિશૂળો ફેંક્યાં. અમોઘ પરાક્રમવાળા ભગવાને તે શસ્ત્રસમુદાયને પોતાનાં બાણોથી તલ તલ જેવડો કરી નાખ્યો. ॥ ૧૩ ॥ ૧૩ ॥

કપાયેલાં મસ્તકો, સાથળો, ભુજાઓ, પગો અને કવચોવાળા તે પીઠ વગેરે (સર્વ)ને ભગવાન યમસદન લઈ ગયા. પોતાના સેનાપતિઓને અચ્યુતનાં ચક્ર અને બાણોથી મરાયેલા જોઈને સહન ન કરતો પૃથ્વીનો પુત્ર તે નરકાસુર સાગરમાંથી ઉત્પન્ન થયેલા (ઐરાવતના કુળના) મદ ઝરતા હાથીઓ સાથે બહાર નીકળ્યો. સૂર્ય ઉપર વીજળી સહિત મેઘ બેઠો હોય તેમ ગરુડજી ઉપર ભાર્યા સત્યભામા સહિત બેઠેલા શ્રીકૃષ્ણને જોઈને તેણે તે શ્રીકૃષ્ણ તરફ શતઘ્ની (નામની વિશિષ્ટ શક્તિ) ફેંકી અને તેના યોદ્ધાઓએ પણ એકસાથે શસ્ત્રો ચલાવ્યાં. ॥ ૧૪ ॥ ॥ ૧૫ ॥

કપાયેલાં છે મસ્તકો વગેરે જેમનાં તેમને **'शतघ्नीम्'** શતઘ્ની નામની વિશિષ્ટ શક્તિને ॥ ૧૪ ॥ ૧૫ ॥

તે જ ક્ષણે ભગવાન ગદાગ્રજે ભૌમાસુરના તે સૈન્યને રંગબેરંગી પીછાંવાળાં તીક્ષ્ણ બાણોથી કપાયેલી ભુજાઓ, સાથળો, કાંધ અને કપાયેલાં શરીરોવાળું કરી નાખ્યું. ઘોડા અને હાથીઓવાળા સૈન્યનો પણ સંહાર કર્યો. ॥ ૧૬ ॥

विचित्रा वाजाः पत्राणि येषां तैर्बाणैर्निकृत्ता बाहव ऊरवः शिरोध्राः कन्धरा विग्रहा देहाश्च यस्मिंस्तत्। तर्ह्येव तं यदा विव्यधुस्तस्मिन्नेव क्षणे॥ १६॥

**यानि योधैः प्रयुक्तानि शस्त्रास्त्राणि कुरूद्वह।**
**हरिस्तान्यच्छिनत्तीक्ष्णैः शरैरेकैकशस्त्रिभिः॥ १७**

अत्याश्चर्ये कुरूद्वहेति संबोधनम्। तथा हि—तैर्यानि प्रयुक्तानि शस्त्रास्त्राणि तत्प्राप्तेः पूर्वमेव तत्सर्वं सैन्यं हत्वा पश्चात्तानि शस्त्राण्य–स्त्राणि च चिच्छेद। तत्राप्येकैकं शस्त्रमस्त्रं च त्रिभिः शरैरित्याश्चर्यम्॥ १७॥

**उह्यमानः सुपर्णेन पक्षाभ्यां निघ्नता गजान्।**
**गरुत्मता हन्यमानास्तुण्डपक्षनखैर्गजाः॥ १८**

**पुरमेवाविशन्नार्ता नरको युध्ययुध्यत।**
**दृष्ट्वा विद्रावितं सैन्यं गरुडेनार्दितं स्वकम्॥ १९**

**तं भौमः प्राहरच्छक्त्या वज्रः प्रतिहतो यतः।**
**नाकम्पत तया विद्धो मालाहत इव द्विपः॥ २०**

किंच गरुत्मतेति॥ १८॥ १९॥ यतो यया शक्त्या वज्रः प्रतिहत आस। गरुडस्तु नाकम्पत ॥ २०॥

**शूलं भौमोऽच्युतं हन्तुमाददे वितथोद्यमः।**
**तद्विसर्गात् पूर्वमेव नरकस्य शिरो हरिः।**
**अपाहरद् गजस्थस्य चक्रेण क्षुरनेमिना॥ २१**

गरुडे वितथोद्यमः सन् शूलं त्रिशूलमाददे धृतवान्॥ २१॥

રંગબેરંગી '**वाजाः**' પીછાં છે જેમનાં તે બાણોથી કપાયેલી ભુજાઓ, સાથળો, '**शिरोध्राः**' કાંધ અને '**विग्रहाः**' શરીરો છે જેમાં તે સૈન્યને – (ભૌમાસુરના સૈનિકોએ જ્યારે) તે ભગવાન તરફ (એકસાથે શસ્ત્રો) ચલાવ્યાં '**तर्हि एव**' તે જ ક્ષણે (ભગવાને સૈન્યને કાપી નાખ્યું). ॥ ૧૬ ॥

હે કુરુવંશી મહારાજ, (ભૌમાસુરના) યોદ્ધાઓ દ્વારા જે જે અસ્ત્રો અને શસ્ત્રો ફેંકવામાં આવ્યાં, તે એક-એકને શ્રીહરિએ ત્રણ તીક્ષ્ણ બાણોથી કાપી નાખ્યાં. ॥ ૧૭ ॥

અતિ આશ્ચર્યમાં 'હે કુરુવંશી મહારાજ' એમ સંબોધન છે. તે પ્રમાણે – તે યોદ્ધાઓ દ્વારા જે અસ્ત્ર-શસ્ત્ર ફેંકવામાં આવ્યાં તે પાસે આવતાં પહેલાં જ તે સર્વને, (ભગવાને) સૈન્યને મારીને પછી તે અસ્ત્રો અને શસ્ત્રો કાપી નાખ્યાં. તેમાં પણ એક-એક અસ્ત્ર-શસ્ત્રને ત્રણ બાણોથી જ કાપી નાખ્યાં, એ આશ્ચર્ય છે.॥ ૧૭ ॥

ભગવાનને ઉપાડવા છતાં પાંખોથી હાથીઓને હણતા સુપર્ણ ગરુડજી દ્વારા ચાંચ, પાંખો અને નખો દ્વારા મરાતા હાથીઓ ॥ ૧૮ ॥ દુઃખી થઈ નગરમાં જ પેસી ગયા. (તેથી) યુદ્ધમાં નરક (એકલો જ) યુદ્ધ કરવા લાગ્યો. ગરુડજી દ્વારા પોતાના સૈન્યને નસાડેલું અને દુઃખી જોઈને ॥ ૧૯ ॥ ભૌમે તે ગરુડજીને, વજ્ર પણ જેનાથી નિષ્ફળ થઈ જાય તેવા 'શક્તિ' નામના અસ્ત્રથી માર્યા, પણ પુષ્પમાળાથી મારવામાં આવેલા હાથીની જેમ તે શક્તિથી (ગરુડજી સહેજ પણ) ચલાયમાન થયા નહીં. ॥ ૨૦ ॥

વળી, ગરુડજી દ્વારા ॥ ૧૮ ॥ ૧૯ ॥ '**यतः**' **यया** જે શક્તિથી વજ્ર નિષ્ફળ થઈ જાય છે, પરંતુ ગરુડજી ચલાયમાન થયા નહીં. ॥ ૨૦॥

(આમ, ગરુડજીને મારવાનો) જેનો પ્રયત્ન વ્યર્થ ગયો તે ભૌમાસુરે અચ્યુતને મારવા માટે ત્રિશૂળ લીધું. તેનો પ્રયોગ કરતાં પહેલાં જ હાથી પર બેઠેલા નરકનું મસ્તક શ્રીહરિએ તીક્ષ્ણ ધારવાળા ચક્રથી કાપી નાખ્યું. ॥ ૨૧ ॥

ગરુડજીને મારવાનો ઉદ્યમ નિષ્ફળ જતાં '**शूलम्**' ત્રિશૂળ '**आददे**' ધારણ કર્યું. ॥ ૨૧ ॥

**सकुण्डलं चारुकिरीटभूषणं**
**बभौ पृथिव्यां पतितं समुज्ज्वलत्।**
**हाहेति साध्वित्यृषयः सुरेश्वरा**
**माल्यैर्मुकुन्दं विकिरन्त ईडिरे॥ २२**
॥ २२ ॥

કુંડળો સહિત સુંદર મુકુટના ભૂષણવાળું પૃથ્વી પર પડેલું તેનું ઉજ્જવળ મુખ શોભતું હતું. (તે સમયે સ્વજનો) હાહાકાર કરવા લાગ્યા, ઋષિઓ 'ધન્ય, ધન્ય' કહેવા લાગ્યા અને દેવેશ્વરો શ્રીમુકુંદ ભગવાન પર પુષ્પોથી વૃષ્ટિ કરતા સ્તુતિ કરવા લાગ્યા.॥ ૨૨॥૨૨॥

**ततश्च भूः कृष्णमुपेत्य कुण्डले**
**प्रतप्तजाम्बूनदरत्नभास्वरे ।**
**सवैजयन्त्या वनमालयार्पयत्**
**प्राचेतसं छत्रमथो महामणिम्॥ २३**

पछी (ભૌમાસુરની માતા) ભૂમિએ શ્રીકૃષ્ણની પાસે જઈને તપાવેલા સુવર્ણમાં જડેલાં રત્નોવાળાં ઉજ્જવળ કુંડળો, વૈજયન્તી વનમાળા, વરુણદેવનું છત્ર અને દિવ્ય મણિ અર્પણ કર્યાં. ॥ ૨૩ ॥

प्रतप्ते जाम्बूनदे यानि रत्नानि तैर्भास्वरे। मेर्वंशभूतं मन्दरशिखरं महामणिं चार्पयदिति॥ २३॥

તપાવેલા સુવર્ણમાં જે રત્નો છે, તેમનાંથી ઉજ્જવળ એવા બે કુંડળો – મેરુના અંશરૂપ મંદર ગિરિનો દિવ્ય મણિ પણ અર્પણ કર્યો. ॥ ૨૩ ॥

**अस्तौषीदथ विश्वेशं देवी देववरार्चितम्।**
**प्राञ्जलिः प्रणता राजन् भक्तिप्रवणया धिया॥ २४**
॥ २४॥

હે રાજા, ત્યાર પછી બે હાથ જોડીને પ્રણામ કરતાં પૃથ્વીદેવી ભક્તિથી વિનમ્ર થયેલી બુદ્ધિથી શ્રેષ્ઠ દેવો વડે સમર્ચિત વિશ્વેશ્વર શ્રીકૃષ્ણની સ્તુતિ કરવા લાગ્યાં. ॥ ૨૪ ॥ ૨૪ ॥

ऐश्वर्यं ज्ञात्वा भूमिः स्तौति—**नमस्त इति**।

ભગવાનનું ઐશ્વર્ય જાણીને ભૂમિદેવી સ્તુતિ કરે છે – **'नमस्ते इति।'**

**भूमिरुवाच**

**नमस्ते देवदेवेश शंखचक्रगदाधर।**
**भक्तेच्छोपात्तरूपाय परमात्मन् नमोऽस्तु ते॥ २५**

હે દેવાધિદેવ, હે શંખ-ચક્ર-ગદાધારી, હે દેવો વગેરેના અંતર્યામી, ભક્તોની ઈચ્છા પૂર્ણ કરવા માટે રૂપ ધારણ કરનાર આપને નમસ્કાર. ॥ ૨૫ ॥

परमात्मन् देवाद्यन्तर्यामिन्॥ २५॥

**'परमात्मन्'** હે દેવો વગેરેના અંતર્યામી! ॥૨૫॥

येन मन्त्रेण कुन्त्याः प्रसन्नः पूर्वमासीत्तेन मन्त्रेण नमस्यति—**नम इति**।

કુંતીજીના (શ્રીમદ્ ભા.૧/૮/૨૨ તથા ૪/૨૪/૩૪ માં પણ) જે મંત્રથી પૂર્વે ભગવાન પ્રસન્ન થયા હતા તે મંત્રથી નમસ્કાર કરે છે – **'नमः इति।'**

**नमः पंकजनाभाय नमः पंकजमालिने।**
**नमः पंकजनेत्राय नमस्ते पंकजाङ्घ्रये॥ २६**

પદ્મનાભને નમસ્કાર, પંકજમાલીને નમસ્કાર, કમલનયનને નમસ્કાર, પદ્મપાદને નમસ્કાર.॥ ૨૬ ॥

पङ्कजं नाभौ यस्य तस्मै जगत्कारणायेत्यर्थः। अत एव सत्कीर्तिमयी पङ्कजमाला विद्यते यस्य तस्मै। एवंभूतं ध्यायतां पङ्कजवत्सुप्रसन्ने तापोपशमने नेत्रे यस्य तस्मै। पङ्कजवत् सुसेव्यौ पङ्कजाङ्कितौ वाङ्घ्री यस्य तस्मै नम इति॥ २६॥

જેમની નાભિમાં કમળ છે તેમને, જગતના (મૂળ) કારણરૂપને (નમસ્કાર), એમ અર્થ છે. આથી જ સત્કીર્તિમયી કમળની માળા છે જેમની તેમને (નમસ્કાર) – આવું ધ્યાન કરનારાઓને કમળ જેવાં અતિ પ્રસન્ન અને (ત્રિવિધ) તાપને શાંત કરનારાં નેત્રો છે જેમનાં તેમને (નમસ્કાર). કમળ જેવાં, સુંદર રીતે સેવવા યોગ્ય અથવા કમળ જેમાં અંકિત થયું છે તેવાં ચરણ છે જેમનાં તેમને નમસ્કાર. ॥ ૨૬ ॥

**नमो भगवते तुभ्यं वासुदेवाय विष्णवे।**
**पुरुषायादिबीजाय पूर्णबोधाय ते नमः॥ २७**

निरतिशय ઐશ્વર્યવાનને નમસ્કાર. સર્વ પ્રાણીઓના આશ્રયરૂપ આપને નમસ્કાર. સર્વવ્યાપીને નમસ્કાર. આદિ પુરુષને નમસ્કાર. આદિ કારણને નમસ્કાર. પરિપૂર્ણ જ્ઞાનસ્વરૂપને નમસ્કાર. ॥ ૨૭ ॥

किंच भगवते निरतिशयैश्वर्याय वासुदेवाय सर्वभूताश्रयायात एव विष्णवे व्यापिने। न हि सर्वभूताश्रयत्वं परिच्छिन्नस्य संभवतीति कुतः सर्वाश्रयत्वं तत्राह—पुरुषाय सर्वस्मात्कार्यात्पूर्वमेव सते—'पूर्वमेवाहमिहासमिति तत्पुरुषस्य पुरुषत्वं' इति श्रुतेः।

વળી, '**भगवते**' જેમનાથી વધીને કોઈનું ઐશ્વર્ય નથી એવા (સર્વાધિક ઐશ્વર્યવાનને નમસ્કાર). '**वासुदेवाय**' સર્વ પ્રાણીઓના આશ્રયરૂપને (નમસ્કાર). આથી જ '**विष्णवे**' સર્વવ્યાપીને (નમસ્કાર). સર્વના આશ્રયરૂપ હોવાનું મર્યાદિતને સંભવે નહીં. સર્વની આશ્રયરૂપતા કેવી રીતે? તે માટે કહે છે – '**पुरुषाय**' સર્વ કાર્યોની પૂર્વે જ અસ્તિત્વ ધરાવનારને (નમસ્કાર). 'પૂર્વે હું એકલો જ હતો, તે પુરુષનું પુરુષત્વ છે.' એમ શ્રુતિ છે.

एतदपि कुतः। आदिबीजाय। आदेर्जगत्–कारणस्यापि कारणाय। एवमपि न मृदादि–वज्जाड्यमित्याह—पूर्णबोधायेति॥ २७॥

આ પણ કેવી રીતે? '**आदिबीजाय**' જગતના કારણના પણ કારણરૂપ આદિને (નમસ્કાર). આમ હોવા છતાં પણ માટી વગેરેની જેમ જેમનામાં જડતા નથી, એમ કહે છે – '**पूर्णबोधाय इति।**' એક માત્ર પરિપૂર્ણ જ્ઞાનસ્વરૂપને (નમસ્કાર). ॥ ૨૭ ॥

नन्वेवमपि स्वस्य कारणात्पूर्वं सत्त्वं न स्यादत आह—**अजायेति**।

શંકા કરવામાં આવી છે કે આમ (પરિપૂર્ણ જ્ઞાનસ્વરૂપ) હોવા છતાં પોતાના કારણની પૂર્વે પોતાનું અસ્તિત્વ ન હોય. આ માટે કહે છે – '**अजाय इति।**' જેને જન્મ ન હોય તેને કારણ પણ ન હોય.

**अजाय जनयित्रेऽस्य ब्रह्मणेऽनन्तशक्तये।**
**परावरात्मन् भूतात्मन् परमात्मन् नमोऽस्तु ते॥ २८**

અજન્માને પ્રણામ. આ (વિશ્વ)ના જનયિતાને પ્રણામ. બ્રહ્મ (બૃહદ્)ને પ્રણામ. અનંત શક્તિસ્વરૂપને પ્રણામ. હે ઉત્કૃષ્ટ અને નિકૃષ્ટના આત્મા, હે પંચમહાભૂતસ્વરૂપ, હે અંતર્યામી, આપને નમસ્કાર હો. ॥ ૨૮ ॥

स्वयमजाय। अस्य च जगतो जनयित्रे। उभयत्रापि क्रमेण हेतुद्वयम्—ब्रह्मणे बृहते, अनन्तशक्तय इति च। बृहत्त्वादजत्वम्, अनन्तशक्तित्वात्तज्जनयितृत्वमित्यर्थः।

સ્વયં કારણરહિત એવા અજન્માને (નમસ્કાર) અને '**अस्य**' આ વિશ્વના જન્મદાતાને (નમસ્કાર.) – અજન્મા હોવા માટે અને જન્મદાતા હોવા માટે – બંનેમાં અનુક્રમે બે કારણ છે – '**ब्रह्मणे**' બૃહદ્‌ને અને અનન્ત શક્તિસ્વરૂપને – બૃહદ્ હોવાથી અજન્માપણું અને અનંત શક્તિરૂપ હોવાથી જનયિતાપણું, એમ અર્થ છે.

ननु पित्रादयः पुत्रादीनां जनकास्तेषां च तत्पूर्वे तेषां च भूतानि तेषां च स्वकर्मद्वारेण जीवाः किमत्राहं तत्राह—परावरात्मन्नित्यादि। पित्राद्यात्मकत्वात्त्वमेव जनक इत्यर्थः ॥ २८ ॥

(ભગવાન) શંકા કરે છે કે પિતા વગેરે પુત્ર વગેરેના જનકો છે અને તેમના જનકો તેમની પૂર્વે અને તેમના જનકો તેમની પૂર્વે થયેલા જીવો છે તથા પોતાનાં કર્મો દ્વારા જીવ થયા છે, તો **'अत्र जनने'** અહીં જન્મ આપવામાં હું (કારણરૂપ) કેવી રીતે હોઉં? તે માટે કહે છે – **'पर-अवर-आत्मन्'** વગેરે. પિતા વગેરે (પરમ કારણ)રૂપ હોવાથી આપ જ (મુખ્ય) જનક છો, એમ અર્થ છે. ॥ ૨૮ ॥

ननु गुणा विश्वोत्पत्त्यादिहेतवस्ते च प्रधानस्यैव तस्य च पुरुषः क्षोभकस्तत्र च कालो निमित्तमिति प्रसिद्धं किमत्राहं तत्राह—**त्वं वा इति**।

(ભગવાન) શંકા કરે છે કે વિશ્વની ઉત્પત્તિ વગેરેનાં કારણો ગુણો છે. તે ગુણો તથા પ્રકૃતિમાં ક્ષોભ કરનાર પુરુષ અને તે ક્ષોભ થવામાં કાળ નિમિત્ત છે એ પ્રસિદ્ધ છે, તો અહીં હું કેવી રીતે હોઉં? તે માટે કહે છે – **'त्वं वै इति।'**

**त्वं वै सिसृक्षू रज उत्कटं प्रभो**
**तमो निरोधाय बिभर्ष्यसंवृतः।**
**स्थानाय सत्त्वं जगतो जगत्पते**
**कालः प्रधानं पुरुषो भवान् परः ॥ २९**

હે જગત્પતિ, સર્જન કરવાની ઈચ્છાવાળા થઈ આપ જ કાર્યોન્મુખ થયેલા રજોગુણને ધારણ કરો છો. (રજઃપ્રધાન બ્રહ્માદિરૂપે સર્જન કરો છો.) જગતનો નાશ કરવા માટે કાર્યોન્મુખ થયેલા તમોગુણને ધારણ કરો છો. (તમઃપ્રધાન કાલાગ્નિરુદ્રાદિરૂપે નાશ કરો છો.) તે જ રીતે જગતનું પાલન કરવા માટે કાર્યોન્મુખ થયેલા સત્ત્વગુણને ધારણ કરો છો. (વિષ્ણુ વગેરેરૂપે પાલન કરો છો.) (આપનામાં) કાળ, પ્રધાન અને પુરુષ છે, (આપથી જુદાં નથી,) પરંતુ આપ સર્વથી પર છો. ॥ ૨૯ ॥

तमसो धारणेऽप्यसंवृत एव। स्थानाय पालनाय। जगतः सृष्ट्याद्यर्थमुत्कटं रजआदि त्वमेव विभर्षि सृजसीत्यर्थः। कालप्रधानपुरुषाश्च त्वद्व्यतिरिक्ता न सन्ति त्वं तु परः सर्वव्यतिरिक्तः। अतस्त्वमेव जनयितेत्यर्थः ॥ २९ ॥

તમસ્‌ને ધારણ કરવા છતાં અલિપ્ત જ રહો છો. **'स्थानाय'** પાલન કરવા માટે – જગતના સર્જન વગેરે માટે કાર્યોન્મુખ રજસ્ વગેરે આપ જ ધારણ કરો છો. સર્જન કરો છો, એમ અર્થ છે. કાળ, પ્રકૃતિ અને પુરુષ આપથી જુદાં નથી, પરંતુ આપ **'परः'** પર, સર્વથી અળગા છો, આથી આપ જ જનયિતા (જન્મદાતા) છો. ॥ ૨૯ ॥

कार्यकारणप्रपञ्चस्य तदव्यतिरेकं तस्य च सर्वव्यतिरेकमुपपादयति—**अहमिति**।

કાર્યકારણપ્રપંચ તે ભગવાનથી અભિન્ન છે અને તે ભગવાન સર્વથી પર છે, તે સિદ્ધ કરે છે – **'अहम् इति।'**

**अहं पयो ज्योतिरथानिलो नभो**
**मात्राणि देवा मन इन्द्रियाणि।**
**कर्ता महानित्यखिलं चराचरं**
**त्वय्यद्वितीये भगवन्नयं भ्रमः॥ ३०**

अहं भूमिः। मात्राणीति देवा मन इन्द्रियाणीति च त्रिविधाहंकारकार्याणि। कर्ताऽहंकारः॥ ३०॥

હે ભગવાન, હું (પૃથ્વી), જળ, તેજ, વાયુ, આકાશ, શબ્દાદિ તન્માત્રાઓ, ઇન્દ્રિયોના દેવો, મન, ઇન્દ્રિયો, અહંકાર અને મહત્તત્ત્વ – એમ સમગ્ર સ્થાવર-જંગમ જગત અદ્વિતીય એવા આપનામાં (ભિન્નરૂપે પ્રતીત થાય) છે, આ કેવળ ભ્રમ છે. ॥ ૩૦ ॥

**'अहम्'** હું પૃથ્વી, શબ્દાદિ તન્માત્રાઓ, ઇન્દ્રિયોના દેવો, મન અને ઇન્દ્રિયો, સાત્ત્વિક, રાજસ અને તામસ એમ ત્રણ પ્રકારનાં અહંકારનાં કાર્યો, **'कर्ता'** અહંકાર ॥ ૩૦ ॥

एवं स्तुत्वा प्रार्थयते—**तस्येति**।

આ પ્રમાણે સ્તુતિ કરીને પ્રાર્થના કરે છે – **'तस्य इति।'**

**तस्यात्मजोऽयं तव पादपंकजं**
**भीतः प्रपन्नार्तिहरोपसादितः।**
**तत् पालयैनं कुरु हस्तपंकजं**
**शिरस्यमुष्याखिलकल्मषापहम्॥ ३१**

हे प्रपन्नार्तिहर। तस्य नरकस्य अयं भगदत्तो नाम भीतोऽत एव मया तव पादपङ्कजमुपसादितः॥ ३१॥

હે શરણાગતની પીડા હરી લેનાર! તે નરકાસુરનો આ ભયભીત થયેલો પુત્ર આપના ચરણકમળની પાસે લાવવામાં આવ્યો છે, તેથી આની રક્ષા કરો. સમસ્ત પાપોનો નાશ કરનાર આપનું હસ્તકમળ આના મસ્તક પર પધરાવો. ॥ ૩૧ ॥

હે શરણાગતની પીડા હરનાર, તે નરકનો આ ભગદત્ત નામનો (પુત્ર) ભયભીત થયો છે, તેથી જ મારા દ્વારા આપના ચરણકમળની પાસે લાવવામાં આવ્યો છે. ॥ ૩૧ ॥

**श्रीशुक उवाच**

**इति भूम्यार्थितो वाग्भिर्भगवान् भक्तिनम्रया।**
**दत्त्वाभयं भौमगृहं प्राविशत् सकलर्द्धिमत्॥ ३२**

अभयं दत्त्वा॥ ३२॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – આ પ્રમાણે ભક્તિથી પ્રણત થયેલાં પૃથ્વીદેવી દ્વારા વાણીથી પ્રાર્થના કરાયેલા ભગવાને ભગદત્તને અભયદાન આપીને ભૌમાસુરના સકળ સંપત્તિથી સંપન્ન ગૃહમાં પ્રવેશ કર્યો. ॥ ૩૨॥

અભયદાન આપીને ॥ ૩૨ ॥

**तत्र राजन्यकन्यानां षट्सहस्त्राधिकायुतम्।**
**भौमाहृतानां विक्रम्य राजभ्यो ददृशे हरिः॥ ३३**

ત્યાં શ્રીહરિએ ભૌમાસુર દ્વારા પરાક્રમ કરીને (બળાત્કારથી) રાજાઓ પાસેથી હરી લાવવામાં આવેલી સોળ હજાર ક્ષત્રિય કન્યાઓને જોઈ. ॥ ૩૩ ॥

**तं प्रविष्टं स्त्रियो वीक्ष्य नरवीरं विमोहिताः।**
**मनसा वव्रिरेऽभीष्टं पतिं दैवोपसादितम्॥ ३४**

દૈવ દ્વારા પ્રાપ્ત કરાવવામાં આવેલા અને પ્રાપ્ત કરવા ઇચ્છેલા નરવીર (શ્રીકૃષ્ણ)ને પ્રવેશેલા જોઈને અતિ મોહિત થઈ ગયેલી કન્યાઓ તેમને પતિરૂપે મનથી વરી ચૂકી. ॥ ૩૪ ॥

**भूयात् पतिरयं मह्यं धाता तदनुमोदताम्।**
**इति सर्वाः पृथक् कृष्णे भावेन हृदयं दधुः ॥ ३५**

शताधिकमित्यपि ज्ञातव्यम्। यथाह श्रीपराशरः—

'कन्यापुरे स कन्यानां षोडशातुलविक्रमः।
शताधिकानि ददृशे सहस्राणि महामते॥'

इति।

राजभ्य इत्युपलक्षणं सिद्धादिभ्यश्चेति। तथा च तेनैवोक्तम्—

'देवसिद्धासुरादीनां नृपाणां च जनार्दन।
हृत्वा हि सोऽसुरः कन्या रुरोध निजमन्दिरे॥'

इति॥ ३३॥ ३४॥ ३५॥

આ (શ્રીકૃષ્ણ) મારા પતિ થાઓ! વિધાતા તેને સત્ય કરો! એમ સર્વ કન્યાઓએ અલગથી શ્રીકૃષ્ણમાં ભાવપૂર્વક હૃદય સ્થાપ્યું ॥ ૩૫ ॥

સોળ હજારથી પણ સો વધારે, એમ જાણવા યોગ્ય છે. શ્રીપરાશરજી કહે છે તે પ્રમાણે – 'હે મહાબુદ્ધિમાન, અતુલ પરાક્રમવાળા શ્રીકૃષ્ણે (ભૌમાસુરના) કન્યાપુરમાં સોળ હજારથી પણ સો વધારે કન્યાઓને જોઈ હતી.'

રાજાઓ પાસેથી – એમ સાંકેતિક ઉલ્લેખ છે. વસ્તુતઃ (કન્યાઓ) સિદ્ધો વગેરે પાસેથી પણ હરી લેવામાં આવી હતી. તે અનુસાર તેમના દ્વારા જ કહેવાયું છે – 'હે જનાર્દન! દેવો, સિદ્ધો, અસુરો અને રાજાઓની કન્યાઓને હરી લાવીને (ભૌમાસુરે) પોતાના ઘરમાં પૂરી રાખી હતી.'॥ ૩૩ ॥ ૩૪ ॥ ૩૫ ॥

**ताः प्राहिणोद् द्वारवतीं सुमृष्टविरजोऽम्बराः।**
**नरयानैर्महाकोशान् रथाश्वान् द्रविणं महत्॥ ३६**

સુંદર રીતે સ્નાન કરાવેલી, નિર્મળ વસ્ત્રો ધારણ કરાવેલી તે રાજકન્યાઓને શ્રીકૃષ્ણે પાલખીઓમાં બેસાડીને દ્વારકા મોકલી અને મોટા ખજાના, રથો, ઘોડા અને પુષ્કળ ધન (પણ) મોકલ્યું. ॥ ૩૬ ॥

**ऐरावतकुलेभांश्च चतुर्दन्तांस्तरस्विनः।**
**पाण्डुरांश्च चतुःषष्टिं प्रेषयामास केशवः॥ ३७**

ઐરાવતના કુળમાં ઉત્પન્ન થયેલા, અતિ વેગવાળા, ચાર-ચાર દાંતવાળા, શ્વેત રંગના ચોસઠ હાથીઓ પણ કેશવ શ્રીકૃષ્ણે (દ્વારકા) મોકલ્યા.॥૩૭॥

प्राहिणोत्प्रस्थापयामास। सुमृष्टाः कमनीयाश्च ता विरजोम्बराश्च ताः। नरयानैः शिबिकाभिः। अपि च महाकोशानिति॥ ३६॥ ३७॥

'**प्राहिणोत्**' મોકલી – '**सुमृष्टाः**' સુંદર સ્નાન કરાવેલી, નિર્મળ વસ્ત્રોવાળી તે કમનીય કુમારિકાઓને '**नरयानैः**' મનુષ્યો દ્વારા ઊંચકવામાં આવતી પાલખીઓ દ્વારા – મહાન ખજાનાઓ પણ (મોકલ્યા.) ॥ ૩૬ ॥૩૭॥

**गत्वा सुरेन्द्रभवनं दत्त्वादित्यै च कुण्डले।**
**पूजितस्त्रिदशेन्द्रेण सहेन्द्राण्या च सप्रियः॥ ३८**

પ્રિયા (સત્યભામા) સહિત શ્રીકૃષ્ણ ઈન્દ્રના ભવનમાં જઈને અદિતિ (માતા)ને બંને કુંડળો આપીને (ત્યાં સ્થિત થયા અને) ઈન્દ્રદેવ તથા ઈન્દ્રાણી દ્વારા પૂજિત થયા. ॥ ૩૮ ॥

सप्रियः सत्यभामासहितः॥ ३८॥

'**सप्रियः**' સત્યભામા સહિત શ્રીકૃષ્ણ ॥ ૩૮ ॥

**चोदितो भार्ययोत्पाट्य पारिजातं गरुत्मति।**
**आरोप्य सेन्द्रान् विबुधान् निर्जित्योपानयत् पुरम्॥ ३९**

॥ ३९॥

ભાર્યા સત્યભામા દ્વારા પ્રેરાયેલા શ્રીકૃષ્ણે પારિજાતને ઉખાડી, ગરુડજીની ઉપર મૂકીને ઈન્દ્ર સહિત દેવોને પરાજિત કરીને દ્વારકાપુરીમાં આણ્યું. ॥ ૩૯ ॥ ૩૯ ॥

**स्थापितः सत्यभामाया गृहोद्यानोपशोभनः।**
**अन्वगुर्भ्रमराः स्वर्गात् तद्गन्धासवलम्पटाः॥ ४०**

સત્યભામાના ગૃહોદ્યાનને શોભાવે તેમ (તે પારિજાતને) રોપવામાં આવ્યું. તેની સુગંધ અને માદક રસમાં લંપટ ભમરા સ્વર્ગ છોડીને તેની પાછળ આવ્યા હતા. ॥ ૪૦ ॥

गृहोद्यानं निष्कुटं तदुपशोभयति यः॥ ४०॥

**'गृहोद्यानम्'** અર્થાત્ **'निष्कुटम्'** ઘરની પાસે બનાવાયેલું ઉપવન, તેને જે શોભાવે છે (તે પારિજાત) ॥ ૪૦ ॥

सेन्द्रान्विबुधान्निर्जित्येतीन्द्रकृष्णयोः संग्राम उक्तस्तत्र ननु कथं प्रसाधितस्वमनोरथेन श्रीकृष्णेन महेन्द्रस्य संग्राम इत्याह—**ययाच इति**।

**'सेन्द्रान्विबुधान्निर्जित्य'** (શ્લોક - ૩૯માં કહેવાયા પ્રમાણે) ઈન્દ્ર અને શ્રીકૃષ્ણના સંગ્રામનો ઉલ્લેખ છે. તે માટે શંકા કરવામાં આવી છે કે પોતાનો મનોરથ સાધી આપનાર શ્રીકૃષ્ણ સાથે ઈન્દ્રનો સંગ્રામ કેવી રીતે થાય? તે માટે કહે છે – **'ययाचे इति।'**

**ययाच आनम्य किरीटकोटिभिः**
**पादौ स्पृशन्नच्युतमर्थसाधनम्।**
**सिद्धार्थ एतेन विगृह्यते महा-**
**नहो सुराणां च तमो धिगाढ्यताम्॥ ४१**

(પહેલાં) ઈન્દ્રે મસ્તક નમાવીને મુકુટના અગ્રભાગોથી ભગવાનના બંને ચરણોને સ્પર્શ કરતા, ભગવાન અચ્યુતની પાસે પોતાનું (ભૌમાસુરવધ વગેરે) કાર્ય સિદ્ધ કરવા યાચના કરી હતી. (પછી) જેનું કાર્ય સિદ્ધ થયું તે ઈન્દ્રે મહાન હોવા છતાં પણ આમની (દુઃસાધ્ય કાર્ય સાધનાર સ્વામીની) સાથે વિગ્રહ કર્યો! અહો! આશ્ચર્ય છે! દેવોનો આવો ક્રોધ! તેમની ધનિકતા (ધનમંદાધતા)ને ધિક્કાર છે! ॥ ૪૧ ॥

अच्युतमर्थसाधनमिति च कर्मद्वयं याचतिधातोः। विगृह्यते विग्रहं करोति महानपि। तमः क्रोधः। आढ्यतां धनिकतां धिगिति॥ ४१॥

પોતાનું કાર્ય સાધનાર અચ્યુતની પાસે (ઈન્દ્રે પોતાનું કાર્ય સિદ્ધ કરવા યાચના કરી હતી), એમ **'याच्'** ધાતુ દ્વિકર્મક છે. તેથી વાક્યમાં બે કર્મ છે. (અચ્યુતની પાસે – એ ગૌણ કર્મ છે અને કાર્ય સિદ્ધ કરવા – એ મુખ્ય કર્મ છે.) **'विगृह्यते'** મહાન હોવા છતાં વિગ્રહ કરે છે! **'तमः'** ક્રોધ, **'आढ्यताम्'** ધનિકતાને ધિક્કાર છે!॥ ૪૧ ॥

**अथो मुहूर्त एकस्मिन् नानागारेषु ताः स्त्रियः।**
**यथोपयेमे भगवांस्तावद्रूपधरोऽव्ययः॥ ४२**

(દ્વારકા આવ્યા) પછી સર્વ સ્થળે પણ સંપૂર્ણ એવા ભગવાને એક જ મુહૂર્તમાં, (જેટલી તે સ્ત્રીઓ હતી) તેટલાં રૂપ ધારણ કરીને અનેક મહેલોમાં વિધિપૂર્વક પરણ્યા. ॥ ૪૨ ॥

यथा यथावत्। अनेन देवक्यादिबन्धुजनस-मागमोऽपि प्रतिगृहं यौगपद्येन सूचितः। अव्ययः सर्वत्रापि संपूर्ण एव॥ ४२॥

**'यथा'** વિધિપૂર્વક – આ દ્વારા દેવકી વગેરે સ્વજનોનો સમાગમ પણ પ્રત્યેક મહેલમાં એક સાથે થયો તે સૂચિત થાય છે. **'अव्ययः'** સર્વ સ્થળે પણ સંપૂર્ણ જ ॥ ૪૨ ॥

अहो भाग्यं नारीणामित्याह त्रिभिः— गृहेष्विति।

**गृहेषु तासामनपाय्यतर्क्यकृ-**
**न्निरस्तसाम्यातिशयेष्ववस्थितः ।**
**रेमे रमाभिर्निजकामसंप्लुतो**
**यथेतरो गार्हकमेधिकांश्चरन्॥ ४३**

अतर्क्याणि कर्माणि करोति तथा सः। निरस्तं साम्यमतिशयश्च यैरन्येषां तेषु गृहेष्वनपाय्यवस्थितः। रमाभिर्लक्ष्म्या अंशभूताभिः। निजकामसंप्लुतः स्वानन्दपरिपूर्णः। गार्हकमेधिकान् गृहस्थधर्मान्॥ ४३॥

**इत्थं रमापतिमवाप्य पतिं स्त्रियस्ता**
**ब्रह्मादयोऽपि न विदुः पदवीं यदीयाम्।**
**भेजुर्मुदाऽविरतमेधितयाऽनुराग-**
**हासावलोकनवसंगमजल्पलज्जाः ॥ ४४**

(છંદ - વસંતતિલકા)

अनुरागहाससहितमवलोकं च तत्पूर्वकं नवसङ्गमं च तद्गतं जल्पं च तस्मिन् लज्जां च भेजुः॥ ४४॥

**प्रत्युद्गमासनवरार्हणपादशौच-**
**ताम्बूलविश्रमणवीजनगन्धमाल्यैः ।**
**केशप्रसारशयनस्नपनोपहार्यै-**
**र्दासीशता अपि विभोर्विदधुः स्म दास्यम्॥ ४५**

(છંદ - વસંતતિલકા)

નારીઓના અહોભાગ્યને ત્રણ શ્લોકોથી વર્ણવે છે – '**गृहेषु इति।**' (છંદ - વસંતતિલકા)

તે પત્નીઓનાં જે ભવનોની (ભોગ્યપદાર્થની સમૃદ્ધિની) સમાન કે અધિક બીજાં કોઈ ન હતાં તેવાં ભવનોમાં વિયોગ ન થાય તેમ રહેલા, પ્રાકૃત મનુષ્યની જેમ ગૃહસ્થધર્મોને આચરતા, અતર્ક્ય કર્મો કરનારા ભગવાને નિજાનંદથી પરિપૂર્ણ હોવા છતાં લક્ષ્મીના અંશરૂપ તે સ્ત્રીઓ સાથે રમણ કર્યું હતું. ॥ ૪૩ ॥

અતર્ક્ય કર્મો કરે છે તેવા તે – જેમનાં સમાન કે જેમનાથી અધિક બીજાં કોઈ ન હતાં તેવાં તે ભવનોમાં વિયોગ ન થાય તેમ રહેલા – '**रमाभिः**' લક્ષ્મીના અંશરૂપ તેઓની સાથે – '**निजकामसंप्लुतः**' નિજાનંદથી પરિપૂર્ણ (ભગવાન) – '**गार्हकमेधिकान्**' ગૃહસ્થધર્મોને ॥ ૪૩ ॥

બ્રહ્માદિ દેવો પણ જેમની પ્રાપ્તિનો માર્ગ જાણતા નથી તે રમાપતિ શ્રીકૃષ્ણને પતિરૂપે પ્રાપ્ત કરીને તે સ્ત્રીઓ નિરંતર વધતા આનંદથી અનુરાગ અને સ્મિત સહિત અવલોકનપૂર્વકના નવ સમાગમમાં રહેલા વાર્તાલાપ અને લજ્જાને સેવતી હતી. ॥ ૪૪ ॥

(સ્ત્રીઓ) અનુરાગ અને સ્મિત સહિતનું અવલોકન અને તેવા અવલોકનપૂર્વકનો નવ સમાગમ તથા તેમાં રહેલો વાર્તાલાપ અને લજ્જાને સેવતી હતી. ॥ ૪૪ ॥

(ભગવાન બહારથી પધારે ત્યારે) સામે સત્કાર કરવો, આસન આપવું, ઉત્તમ પૂજન કરવું, ચરણ પખાળવાં, પાનબીડાં આપવાં, ચરણ ચાંપવા, વીંઝણો કરવો, ચંદન અને પુષ્પો ધરવાં, કેશપ્રસાધન કરવું, શયન-સ્નાન અને ભોજન કરાવવું (વગેરે સેવા) દ્વારા તે સ્ત્રીઓ સેંકડો દાસીઓ હોવા છતાં જાતે જ ભગવાનનું દાસ્ય કરતી હતી. ॥ ૪૫ ॥

विश्रमणं पादसंवाहनम्। केशप्रसारः केशप्रसाधनम्। दासीनां शतानि विद्यन्ते यासां तथाभूता अपि स्वयं विभोर्दास्यं विदधुः॥ ४५॥

**'विश्रमणम्'** ચરણ ચાંપવા દ્વારા વિશ્રામ કરાવવો, **'केशप्रसारः'** કેશપ્રસાધન કરવું – જેમની સેંકડો દાસીઓ હતી, તેવી હોવા છતાં તેઓ ભગવાનનું દાસીપણું જાતે જ કરતી હતી. ॥ ૪૫ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे उत्तरार्धे
पारिजातहरणनरकवधो नामैकोनषष्टितमोऽध्यायः॥ ५९॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे उत्तरार्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायामेकोनषष्टितमोऽध्यायः॥ ५९॥

*****

# अथ षष्टितमोऽध्यायः

## શ્રીકૃષ્ણ-રુક્મિણી સંવાદ

अथ षष्टितमे कृष्णः परिहासेन रुक्मिणीम्।
कोपयित्वा ततः प्रेमकलहे तामसान्त्वयत्॥ १॥

रामारामजनानन्दमहोदयविडम्बनैः ।
रुक्मिण्या प्रेमकलहच्छद्मनैश्वर्यमीर्यते॥ २॥

હવે સાઈઠમા અધ્યાયમાં શ્રીકૃષ્ણે રુક્મિણીને પ્રેમકલહમાં વિનોદથી કોપાવીને પછી તેમને શાંત કર્યા. (તે કથા છે.) ॥ ૧ ॥

સ્ત્રીઓથી જેમને ખૂબ આનંદ થાય છે તેવા પુરુષોનાં અનુકરણો દ્વારા રુક્મિણી સાથે પ્રેમકલહના બહાને શ્રીકૃષ્ણનું ઐશ્વર્ય વર્ણવવામાં આવે છે. ॥ ૨॥

श्रीशुक उवाच

**कर्हिचित् सुखमासीनं स्वतल्पस्थं जगद्गुरुम्।**
**पतिं पर्यचरद् भैष्मी व्यजनेन सखीजनैः॥ १**

स्वतल्पस्थं स्वपर्यङ्कस्थम्॥ १॥

वक्ष्यमाणं रुक्मिण्याः श्रीकृष्णे परमं प्रेम संभावयितुं तस्योक्तमेव तत्त्वमनुस्मारयति— **यस्त्विति।**

**यस्त्वेतल्लीलया विश्वं सृजत्यत्त्यवतीश्वरः।**
**स हि जातः स्वसेतूनां गोपीथाय यदुष्वजः॥ २**

॥ २॥

आदौ तावत्त्रिभिः श्लोकैर्मन्दिरमनुवर्णयति— **तस्मिन्निति।**

**तस्मिन्नन्तर्गृहे भ्राजन्मुक्तादामविलम्बिना।**
**विराजिते वितानेन दीपैर्मणिमयैरपि॥ ३**

**શ્રીશુકદેવજી બોલ્યા** – કોઈ એક વખત પોતાની શય્યા પર સુખથી બેઠેલા જગદ્ગુરુ પતિ શ્રીકૃષ્ણને વીંઝણો નાખતી ભીષ્મકનંદિની સખીઓ સહિત સેવા કરતી હતી. ॥ ૧ ॥

**'स्वतल्पस्थम्'** પોતાની શય્યા પર ॥ ૧ ॥

રુક્મિણીનો શ્રીકૃષ્ણમાં કહેવામાં આવનારો પરમ પ્રેમ ઘટાવવા માટે તે શ્રીકૃષ્ણના કહેવામાં આવેલા તત્ત્વને પુનઃ યાદ કરાવે છે – **'यः तु इति।'**

જે ઈશ્વર લીલાથી આ જગતને સર્જે છે, પાલન કરે છે અને સંહાર કરે છે, તે જ ઈશ્વર પોતે રચેલી ધર્મમર્યાદાઓનું રક્ષણ કરવા યાદવકુળમાં અજન્મા (હોવા છતાં) જન્મ્યા હતા. ॥ ૨ ॥ ૨ ॥

પ્રથમ તો ત્રણ શ્લોકોથી શયનમંદિરને વર્ણવે છે – **'तस्मिन् इति।'**

ચળકતા મુક્તામણિઓનાં લટકણવાળા ચંદરવાથી, મણિમય દીવાઓથી, ચમેલીની માળાઓથી, (ઝરૂખાની) જાળીનાં છિદ્રોમાંથી આવતી ચંદ્રમાની ઉજ્જ્વળ કિરણાવલિઓથી, (મહેલના) ઉદ્યાનને શોભાવતા

**मल्लिकादामभिः पुष्पैर्द्विरेफकुलनादिते।**
**जालरन्ध्रप्रविष्टैश्च गोभिश्चन्द्रमसोऽमलैः॥ ४**
**पारिजातवनामोदवायुनोद्यानशालिना ।**
**धूपैरगुरुजै राजन् जालरन्ध्रविनिर्गतैः॥ ५**
**पयःफेननिभे शुभ्रे पर्यंके कशिपूत्तमे।**
**उपतस्थे सुखासीनं जगतामीश्वरं पतिम्॥ ६**

तच्छब्देनातिप्रसिद्धमाह—भ्राजन्ति मुक्तादामानि तेषां विलम्बाः सन्ति यस्मिंस्तेन वितानेन विराजिते। तृतीयान्तानां विराजितपदेनान्वयः ॥ ३ ॥ सुगन्धितया द्विरेफकुलैर्नादिते। प्रविशद्भिश्चन्द्ररश्मिभिः ॥ ४ ॥ निर्गच्छद्भिरगुरुसंभवैर्धूपैश्चातिमनोहरत्वं दर्शितम् ॥ ५ ॥ पयसः क्षीरस्य फेन इव मृदुनि पर्यङ्कस्थे। कशिपूत्तमे हंसतूलिकायाम्। उपतस्थे असेवत ॥ ६ ॥

तदेवाभिनयति—**वालव्यजनमिति**।

**वालव्यजनमादाय रत्नदण्डं सखीकरात्।**
**तेन वीजयती देवी उपासांचक्र ईश्वरम्॥ ७**

॥ ७ ॥

**सोपाच्युतं क्वणयती मणिनूपुराभ्यां**
**रेजेऽङ्गुलीयवलयव्यजनाग्रहस्ता ।**
**वस्त्रान्तगूढकुचकुंकुमशोणहार-**
**भासा नितम्बधृतया च परार्ध्यकाञ्च्या॥ ८**

(છંદ - વસંતતિલકા)

उपाच्युतमच्युतस्य समीपे सा मणिनूपुराभ्यां रेजे। क्वणयती मणिमयौ नूपुरौ कूजयन्ती। तथा अङ्गुलीयवलयव्यजनान्यग्रहस्ते हस्ताग्रे यस्याः सा। वस्त्रान्तेन गूढौ स्थगितौ कुचौ तयोः कुङ्कुमं तेन शोणो हारस्तस्य भासा, तथा नितम्बे धृता या परार्ध्या अमूल्या काञ्ची तथा च रेजे॥ ८ ॥

પારિજાતના વનના સુરભિત વાયુથી અને જાળીનાં છિદ્રોમાંથી બહાર નીકળતા અગરના ધૂપથી અતિશય શોભતા તથા પુષ્પોથી (સુરભિત હોવાને કારણે) ભ્રમરવૃંદોથી ગૂંજતા તે શયનમંદિરમાં હે રાજા, દૂધના ફીણ જેવા ઉજ્જ્વળ (અને મૃદુલ) તળાઈવાળા શ્રેષ્ઠ પલંગ પર સુખથી બેઠેલા જગતના નાથ, પતિ શ્રીકૃષ્ણની (રુક્મિણીજી) સેવા કરતાં હતાં. ॥ ૩ ॥ ૪ ॥ ૫ ॥ ૬ ॥

**'तत्'** શબ્દથી અતિ પ્રસિદ્ધને વર્ણવે છે – ચળકતા મુક્તામણિઓ, તેમનાં લટકણ છે જેમાં તે ચંદરવાથી શોભતા (શયનમંદિરમાં) – અંતમાં તૃતીયા વિભક્તિવાળાં પદોનો **'विराजिते'** પદ સાથે સંબંધ છે. ॥ ૩ ॥ સુરભિત હોવાથી ભ્રમરવૃંદોથી ગૂંજતા (શયનમંદિરમાં) – પ્રવેશતી ચંદ્રની કિરણાવલિઓથી ॥ ૪ ॥ અગરુથી ઉત્પન્ન થતા, બહાર નીકળતા ધૂપથી અતિશય મનોહરતા દર્શાવી છે.॥ ૫ ॥ **'पयसः'** દૂધના ફીણ જેવા મૃદુલ પલંગ પર – **'कशिपु-उत्तमे'** હંસનાં (કોમળ) પીંછાંથી બનાવેલ ગાદલા ઉપર **'उपतस्थे'** સેવા કરતાં હતાં. ॥ ૬ ॥

તે (સેવા) જ દર્શાવે છે — **'वालव्यजनम् इति।'**

રત્નજડિત દાંડાવાળા ચામરને સખીના હાથમાંથી લઈને તેનાથી વીંજણો વીંઝતાં રુક્મિણી દેવી ઈશ્વરની સેવા કરવા લાગ્યાં. ॥ ૭ ॥ ૭ ॥

અચ્યુત શ્રીકૃષ્ણની પાસે મણિજડિત ઝાંઝરોનો ઝણકાર કરતાં, હાથના અગ્રભાગમાં વીંટી, કડાં અને ચામર ધરતાં, સાડીના પાલવથી ઢાંકેલાં સ્તન ઉપર લગાડેલા કેસરથી લાલ બનેલા હારની કાંતિથી અને નિતંબ ઉપર ધારણ કરેલા મહામૂલા કંદોરાથી તે શોભતાં હતાં. ॥ ૮ ॥

**'उप-अच्युतम्'** અચ્યુતની પાસે મણિજડિત ઝાંઝરોથી તે શોભતાં હતાં. **'क्वणयती'** મણિજડિત ઝાંઝરોનો ઝણકાર કરતાં તથા જેમના હાથના અગ્રભાગમાં વીંટીઓ, કડાં અને ચામર છે તે – વસ્ત્રના છેડાથી **'गूढौ'** ઢાંકેલાં બંને સ્તનો, તેમના પર લગાડેલું કેસર, તેનાથી લાલ બનેલો હાર, તે હારની કાંતિથી તથા નિતંબ ઉપર ધારણ કર્યો છે જે મહામૂલો કંદોરો, તેનાથી શોભતાં હતાં.॥ ૮ ॥

**तां रूपिणीं श्रियमनन्यगतिं निरीक्ष्य**
**या लीलया धृततनोरनुरूपरूपा।**
**प्रीतः स्मयन्नलककुण्डलनिष्ककण्ठ-**
**वक्त्रोल्लसत्स्मितसुधां हरिराबभाषे॥ ९**

(છંદ - વસંતતિલકા)

લીલાથી મનુષ્યરૂપનો સ્વીકાર કરનાર ભગવાનને અનુરૂપ સ્વરૂપવાળાં, શ્રીકૃષ્ણ વિના જેમને અન્ય કોઈનો આશ્રય નથી તેવાં, કેશ-કુંડળ અને સુવર્ણના આભૂષણથી શોભતા કંઠ અને ચારે બાજુથી શોભતા મુખ પર વિલસતા સ્મિતરૂપી અમૃતવાળાં, મહાલક્ષ્મીરૂપ રુક્મિણીને જોઈને પ્રસન્ન થયેલા શ્રીહરિએ સ્મિત કરતાં કહ્યું: ॥ ૯ ॥

तां निरीक्ष्य प्रीतः सन्स्मयमानो हरिराबभाषे। कथंभूताम्। या लीलया धृतनरतनोस्तस्यानुरूपरूपा अनुरूपं रूपं यस्यास्ताम्। यथोक्तं श्रीपराशरेण—

'देवत्वे देवदेहेयं मनुष्यत्वे च मानुषी।
विष्णोर्देहानुरूपां वै करोत्येषात्मनस्तनुम्॥'

इति।

किंच अलकैः कुण्डलाभ्यां निष्केण पदकेनालंकृतकण्ठेन च चतुर्दिक्षु शोभिते वक्त्रे उल्लसन्ती स्मितसुधा यस्यास्ताम्॥ ९॥

તે રુક્મિણીને જોઈને પ્રસન્ન થયેલા શ્રીહરિએ સ્મિત કરતાં કહ્યું. લીલાથી જે મનુષ્યરૂપ ધારણ કર્યું તેને અનુરૂપ રૂપ છે જેમનું તે રુક્મિણીને — શ્રી પરાશરજી દ્વારા જેમ કહેવાયું છે – 'આ રુક્મિણી દેવભાવમાં દેવના દેહવાળાં અને મનુષ્યભાવમાં મનુષ્યના દેહવાળાં થઈ પોતાના શ્રીઅંગને શ્રીવિષ્ણુના દેહને અનુરૂપ કરે છે.'

વળી, કેશથી, કુંડળોથી અને સુવર્ણના આભૂષણથી અલંકૃત કરેલા કંઠથી તથા ચારે તરફથી શોભતા જેમના મુખ પર વિલસી રહ્યું છે સ્મિતરૂપી અમૃત, તે રુક્મિણીને ॥ ૯ ॥

सर्वगुणयुक्तापि तव बुद्धिर्मन्देत्याशयेनाह— **राजपुत्री**त्याद्येकादशभिः।

સર્વગુણસંપન્ન હોવા છતાં તમારી બુદ્ધિ મંદ છે, એ આશયથી (ભગવાન) કહે છે – '**राजपुत्री इति।**' વગેરે અગિયાર શ્લોકોથી.

**श्रीभगवानुवाच**

**राजपुत्रीप्सिता भूपैर्लोकपालविभूतिभिः।**
**महानुभावैः श्रीमद्भी रूपौदार्यबलोर्जितैः॥ १०**

હે રાજપુત્રી, લોકપાલો જેવા ઐશ્વર્યવાળા, રૂપ-ઔદાર્ય-બળથી ઉત્કૃષ્ટ, મહાપ્રભાવશાળી, ધનાઢ્ય રાજાઓ દ્વારા તમે અભીપ્સિત હતાં. (તેઓ તમને પ્રાપ્ત કરવા ઈચ્છતા હતા.) ॥ ૧૦ ॥

हे राजपुत्रि, लोकपालानामिव विभूतिरैश्वर्यं येषां तैस्तथा महाप्रभावैराढ्यै रूपादिभिरूर्जितैश्च पूर्वमीप्सितासि॥ १०॥

હે રાજપુત્રી, લોકપાલોના જેવું '**विभूतिः**' ઐશ્વર્ય છે જેમનું તથા મહાપ્રભાવથી સંપન્ન તથા રૂપ વગેરેથી ઉત્કૃષ્ટ એવા રાજાઓ દ્વારા પૂર્વે તમે અભીપ્સિત હતા. ॥ ૧૦ ॥

**तान् प्राप्तानर्थिनो हित्वा चैद्यादीन् स्मरदुर्मदान्।**
**दत्ता भ्रात्रा स्वपित्रा च कस्मान्नो ववृषेऽसमान्॥ ११**

પોતાનાં માતા-પિતા તથા ભાઈ દ્વારા વાગ્દાન કરાયેલાં તમે, તમારી યાચના કરતા આવેલા, કામથી ઉન્મત્ત થયેલા તે ચેદિનરેશ વગેરેને છોડીને, અસમાન (નિર્ધન વસુદેવના પુત્ર, એવા) અમને કેમ વર્યાં? ॥ ૧૧ ॥

तान्हित्वा नोऽस्मानसमानान्कस्माद्ववृषे वृतवती त्वम्॥ ११॥

**राजभ्यो बिभ्यतः सुभ्रूः समुद्रं शरणं गतान्।**
**बलवद्भिः कृतद्वेषान् प्रायस्त्यक्तनृपासनान्॥ १२**

किंच प्रायशो राजभ्यो जरासन्धादिभ्यो बिभ्यतो भयं प्राप्नुवतः॥ १२॥

**अस्पष्टवर्त्मनां पुंसामलोकपथमीयुषाम्।**
**आस्थिताः पदवीं सुभ्रूः प्रायः सीदन्ति योषितः॥ १३**

अस्पष्टवर्त्मनामविज्ञाताचाराणाम्। अलोक-पथमस्त्रीपारतन्त्र्यम्। पदवीं मार्गं आस्थिता अनुसृताः॥ १३॥

**निष्किंचना वयं शश्वन्निष्किंचनजनप्रियाः।**
**तस्मात् प्रायेण न ह्याढ्या मां भजन्ति सुमध्यमे॥ १४**

किंच निष्किञ्चना इति॥ १४॥

**ययोरात्मसमं वित्तं जन्मैश्वर्याकृतिर्भवः।**
**तयोर्विवाहो मैत्री च नोत्तमाधमयोः क्वचित्॥ १५**

आत्मसमं परस्परमनुरूपम्। जन्मैश्वर्याभ्यां सहिता आकृतिः रूपं जातिर्वा समा। भव आयतिः॥ १५॥

**वैदर्भ्येतदविज्ञाय त्वयाऽदीर्घसमीक्षया।**
**वृता वयं गुणैर्हीना भिक्षुभिः श्लाघिता मुधा॥ १६**

न दीर्घा समीक्षा विचारो यस्यास्तया॥ १६॥

તેમને છોડીને તમે **'नः'** અસમાન એવા અમને કેમ **'ववृषे'** વર્યાં? ॥ ૧૧ ॥

હે સુંદર ભ્રૂકુટિવાળી! (જરાસંધ વગેરે) રાજાઓથી ભય પામેલા અને તેથી સમુદ્રને શરણે ગયેલા, ઘણા ખરા બળવાન (રાજાઓ) સાથે વેર કરનારા તથા રાજસિંહાસન છોડી દેનારા અમને (તમે કેમ વર્યાં)? ॥ ૧૨ ॥

વળી, ઘણા ખરા **'राजभ्यः'** જરાસંધાદિ રાજાઓથી **'बिभ्यतः'** ભય પામેલા અમને ॥ ૧૨ ॥

હે સુંદર ભ્રૂકુટિવાળી, અસ્પષ્ટ માર્ગવાળા (આચાર-વિચારના માર્ગને નહીં જાણનારા) અને (સ્ત્રીને વશમાં રહેવારૂપ) લોકાચારવિહીન માર્ગને પ્રાપ્ત કરનારા પુરુષોના માર્ગને અનુસરનારી સ્ત્રીઓ ઘણું કરીને દુ:ખી થતી હોય છે. ॥ ૧૩ ॥

**'अस्पष्टवर्त्मनाम्'** આચાર-વિચારના માર્ગને નહીં જાણનારાઓના – **'अलोकपथम्'** સ્ત્રીને વશમાં રહેવારૂપ લોકાચારવિહીન માર્ગને – **'पदवीम्'** માર્ગને **'आस्थिताः'** અનુસરનારી સ્ત્રીઓ ॥ ૧૩ ॥

હે કોમલાંગી, અમે સદાયના અકિંચન છીએ અને અકિંચન જનોને પ્રિય છીએ, તેથી ઘણું કરીને ધનવાન જનો અમને ભજતા નથી. ॥ ૧૪ ॥

વળી, અમે અકિંચન છીએ. ॥ ૧૪ ॥

જે બન્નેનાં ધન, જન્મ, ઐશ્વર્ય, રૂપ અને આવક પરસ્પરને અનુરૂપ હોય તે બંનેનાં વિવાહ અને મૈત્રી (યોગ્ય છે.), ઉત્તમ અને અધમનાં વિવાહ અને મૈત્રી કદી (યોગ્ય) નથી. ॥ ૧૫ ॥

**'आत्मसमम्'** પરસ્પરને અનુરૂપ – જન્મ અને ઐશ્વર્ય સહિત **'आकृतिः'** રૂપ અથવા જાતિ સમાન હોય – **'भवः'** આવક ॥ ૧૫ ॥

હે વૈદર્ભી, આ (અસમાનતા) જાણ્યા વિના દીર્ઘ દૃષ્ટિથી વિચાર કર્યા વિના તમારા દ્વારા, ગુણવિહીન હોવા છતાં ભિક્ષુકો દ્વારા ખોટી પ્રશંસા કરાયેલા અમે વ્યર્થ વરણ કરાયા છીએ. ॥ ૧૬ ॥

દીર્ઘદૃષ્ટિપૂર્વકના **'समीक्षा'** વિચારો નથી જેમના તેમના દ્વારા ॥ ૧૬ ॥

**अथात्मनोऽनुरूपं वै भजस्व क्षत्रियर्षभम्।**
**येन त्वमाशिषः सत्या इहामुत्र च लप्स्यसे॥ १७**

अथ इदानीमपि॥ १७॥

तर्हि किमित्यानीताहमिति चेत्तत्राह—**चैद्यशाल्वजरासन्धेति**।

**चैद्यशाल्वजरासन्धदन्तवक्त्रादयो नृपाः।**
**मम द्विषन्ति वामोरु रुक्मी चापि तवाग्रजः॥ १८**

**तेषां वीर्यमदान्धानां दृप्तानां स्मयनुत्तये।**
**आनीतासि मया भद्रे तेजोऽपहरतासताम्॥ १९**

मम मां द्विषन्ति॥ १८॥ स्मयनुत्तये गर्वापनयनाय॥ १९॥

स्त्रीणामतिदु:सहमौदासीन्यमकामत्वं चाह—**उदासीना इति**।

**उदासीना वयं नूनं न स्त्र्यपत्यार्थकामुकाः।**
**आत्मलब्ध्याऽऽस्महे पूर्णा गेहयोर्ज्योतिरक्रियाः॥ २०॥**

गेहयोर्देहगेहयोरुदासीना अत एव ज्योतिरक्रियाः ज्योतिः प्रदीपादि तद्वत्साक्षिमात्रतया क्रियारहिता आस्महे वर्तामहे इति॥ २०॥

**बाल.**—'गेहयोः इति।' 'देहस्यापि जीवगेहत्वात्।'

**श्रीशुक उवाच**

**एतावदुक्त्वा भगवानात्मानं वल्लभामिव।**
**मन्यमानामविश्लेषात् तद्दर्पघ्न उपारमत्॥ २१**

अविश्लेषाद्धेतोः आत्मानमेव वल्लभामित्येवार्थे इवशब्दः॥ २१॥

આથી હજી પણ જેને સેવવાથી આ લોક અને પરલોકમાં તમે પોતાને અભિલષિત મનોરથોને પ્રાપ્ત કરો, તેવા તમને અનુરૂપ શ્રેષ્ઠ ક્ષત્રિયને સ્વીકારી લો. ॥ ૧૭ ॥

'**अथ**' આથી હજી પણ ॥ ૧૭ ॥

(રુક્મિણી જો કહે કે) તો પછી શા માટે મને લાવવામાં આવી? તે માટે ભગવાન કહે છે – '**चैद्यशाल्वजरासन्ध इति।**'

હે સુંદરી, શિશુપાળ, શાલ્વ, જરાસંધ, દંતવક્ત્ર વગેરે રાજાઓ તથા તમારો મોટોભાઈ રુક્મી મારો દ્વેષ કરે છે. ॥ ૧૮ ॥ પરાક્રમથી મદાંધ બનેલા તે ગર્વિષ્ઠોના ઘમંડને દૂર કરવા માટે હે કલ્યાણી, તે દુષ્ટોનું માન-મર્દન કરતા મારા દ્વારા તમે લાવવામાં આવ્યાં છો! ॥ ૧૯ ॥

'**मम**' મારો દ્વેષ કરે છે. ॥ ૧૮ ॥ '**स्मयनुत्तये**' ઘમંડ દૂર કરવા માટે ॥ ૧૯ ॥

સ્ત્રીઓને અતિ અસહ્ય એવી ઉદાસીનતા, આસક્તિરાહિત્ય હોવાનું પણ ભગવાન જણાવે છે – '**उदासीनाः इति।**'

દેહ અને ગેહ પ્રત્યે ઉદાસીન એવા અમે સ્ત્રી, સંતાન અને ધનની કામના રાખતા નથી. આત્મલાભથી પૂર્ણ એવા અમે દીપજ્યોતિ જેવા ક્રિયારહિત (સાક્ષી) છીએ. ॥ ૨૦ ॥

'**गेहयोः**' દેહ અને ગેહ પ્રત્યે ઉદાસીન છીએ, આથી જ '**ज्योतिरक्रियाः**' દીવાની જ્યોતિ વગેરે, તેની જેમ માત્ર સાક્ષી તરીકે ક્રિયારહિત થઈ '**आस्महे**' વર્તીએ છીએ. ॥ ૨૦ ॥

શરીર જીવનું ઘર હોવાથી (દેહ પણ ગેહ જ છે.)

**શ્રીશુકદેવજી બોલ્યા** – ભગવાન (ક્ષણ માટે પણ) રુક્મિણીજીથી દૂર થતા ન હોવાથી પોતાને જ ભગવાનના અત્યંત પ્રીતિપાત્ર માનતાં રુક્મિણીજીનો ગર્વ દૂર કરનારા ભગવાન આટલું કહીને અટકી ગયા. ॥ ૨૧ ॥

રુક્મિણીજીથી દૂર થતા ન હોવાને કારણે પોતાને જ અત્યંત પ્રીતિપાત્ર માનતાં – एव ના અર્થમાં इव શબ્દ છે. ॥ ૨૧ ॥

**इति त्रिलोकेशपतेस्तदाऽऽत्मनः**
**प्रियस्य देव्यश्रुतपूर्वमप्रियम्।**
**आश्रुत्य भीता हृदि जातवेपथु-**
**श्चिन्तां दुरन्तां रुदती जगाम ह॥ २२**
॥ २२ ॥

ત્રણેય લોકના ઈશ્વરોના (બ્રહ્માદિના પણ) ઈશ્વર અને પોતાના પ્રિયતમ શ્રીકૃષ્ણનું પૂર્વે કદી ન સાંભળેલું અપ્રિય વચન સાંભળીને ભયભીત થઈ, હૃદયમાં જેમને કંપ થયો છે તેવાં દેવી રુક્મિણી રુદન કરતાં અપાર ચિંતાતુર થઈ ગયાં. ॥૨૨॥૨૨॥

चिन्तालक्षणमाह—**पदेति**।

ચિંતાનું લક્ષણ જણાવે છે – **'पदा इति।'**

**पदा सुजातेन नखारुणश्रिया**
**भुवं लिखन्त्यश्रुभिरंजनासितैः।**
**आसिंचती कुंकुमरूषितौ स्तनौ**
**तस्थावधोमुख्यतिदुःखरुद्धवाक्॥ २३**

નખોથી અરુણ કાંતિવાળા સુકોમળ ચરણ(ના અંગૂઠા)થી ભૂમિને ખોતરતાં, (આંખમાં આંજેલા) અંજનથી શ્યામ થઈ ગયેલાં અશ્રુઓથી કેસરથી રંગેલાં બંને સ્તનોને સીંચતાં અને અતિશય દુઃખથી રૂંધાઈ ગયેલી વાણીવાળાં તે નીચું મુખ કરીને સ્તબ્ધ થઈ ગયાં. ॥ ૨૩ ॥

नखैररुणा श्रीः कान्तिर्यस्य तेन सुजातेन सुकोमलेन पदा॥ २३॥

નખોથી અરુણ **'श्रीः'** કાંતિ છે જેની તે **'सुजातेन'** સુકોમળ ચરણથી ॥ ૨૩ ॥

**तस्याः सुदुःखभयशोकविनष्टबुद्धे-**
**र्हस्ताच्छ्लथद्वलयतो व्यजनं पपात।**
**देहश्च विक्लवधियः सहसैव मुह्यन्**
**रम्भेव वायुविहता प्रविकीर्य केशान्॥ २४**

અતિશય દુઃખ, ભય અને શોકથી નાશ પામેલી વિચારશક્તિવાળાં તે રુક્મિણીના સરકી ગયેલા કંકણવાળા હાથમાંથી ચામર પડી ગયું, નાશ પામેલી ચેતનાવાળાં તેમનું શરીર વાયુથી આઘાત પામેલી કેળની જેમ એકદમ ઢળી પડ્યું. ॥ ૨૪ ॥

सुदुःखमप्रियश्रवणात्, भयं त्यागशङ्कया, शोकाऽनुतापः, तैर्विनष्टा बुद्धिर्यस्यास्तस्याः। श्लथन्ति पतन्ति वलयानि यस्माद्धस्तात्। देहश्च पपात। विक्लवा अवशा धीर्यस्यास्तस्याः॥ २४॥

અપ્રિય શ્રવણ કરવાથી અતિશય દુઃખ, પોતાને ભગવાન ત્યાગી દેશે એવી શંકાથી ભય અને **'शोकः'** સંતાપ — તે સર્વ કારણોથી નાશ પામી છે વિચારશક્તિ જેમની તે રુક્મિણીનાં **'श्लथन्ति'** સરકી ગયાં છે કંકણો જે હાથમાંથી – શરીર પણ પડી ગયું –**'विक्लवा'** બેભાન, નાશ પામી છે ચેતના જેમની તે રુક્મિણીનું (શરીર) ॥ ૨૪ ॥

**तद् दृष्ट्वा भगवान् कृष्णः प्रियायाः प्रेमबन्धनम्।**
**हास्यप्रौढिमजानन्त्याः करुणः सोऽन्वकम्पत॥ २५**

વિનોદની ગંભીરતાને ન સમજનાર પ્રિયા રુક્મિણીનું તે પ્રેમબંધન જોઈને દયાળુ એવા તે શ્રીકૃષ્ણ ભગવાને કૃપા કરી. ॥ ૨૫ ॥

हास्यस्य प्रौढिं गाम्भीर्यम्॥ २५॥

વિનોદની **'प्रौढिम्'** ગંભીરતાને ॥ ૨૫ ॥

**पर्यंकादवरुह्याशु तामुत्थाप्य चतुर्भुजः।**
**केशान् समुह्य तद्वक्त्रं प्रामृजत् पद्मपाणिना॥ २६**

પલંગ પરથી તરત ઊતરીને ચતુર્ભુજ ભગવાને તેમને ઉપાડીને, કેશ સમારીને કમળ શા કોમળ શ્રીહસ્તથી તેમનું મુખ લૂછ્યું.॥ ૨૬ ॥

चतुर्भुज इति उत्थापनाश्लेषणवक्त्रपरि-मार्जनाद्यर्थमाविष्कृतचतुर्भुज इत्यर्थः। समुह्य निबध्य॥ २६॥

ઉપાડવું, આલિંગન કરવું, મુખ લૂછવું વગેરે કાર્યો માટે ચાર ભુજાઓ પ્રકટ કરી (તેથી ચતુર્ભુજ), એમ અર્થ છે. **'समुह्य'** કેશ સમારીને ॥ ૨૬ ॥

**प्रमृज्याश्रुकले नेत्रे स्तनौ चोपहतौ शुचा।**
**आश्लिष्य बाहुना राजन्ननन्यविषयां सतीम्॥ २७**

**सान्त्वयामास सान्त्वज्ञः कृपया कृपणां प्रभुः।**
**हास्यप्रौढिभ्रमच्चित्तामतदर्हां सतां गतिः॥ २८**

हे રાજા, અશ્રુઓથી શોભતાં નેત્રો અને શોકાશ્રુઓથી ભીંજાયેલાં સ્તનો લૂછીને, એક માત્ર ભગવાનના આશ્રયવાળાં સતી રુક્મિણીને બાહુથી આલિંગન કરીને સાન્ત્વના આપવાનો ઉપાય જાણનાર અને સજ્જનોની ગતિરૂપ પ્રભુ શ્રીકૃષ્ણ, વિનોદને ગંભીરતાથી લેવાને કારણે ભમતા ચિત્તવાળાં, દીન અને તેવા વિનોદ માટે અયોગ્ય એવાં રુક્મિણીને શાંત કરવા લાગ્યા. ॥ ૨૭ ॥ ૨૮ ॥

अश्रुकले अश्रुभिः शोभिते। शुचा शोकाश्रुभिः॥ २७॥ सान्त्वयामासानुनीतवान्॥ २८॥

**'अश्रुकले'** અશ્રુઓથી શોભતાં બંને નેત્રોને – **'शुचा'** શોકાશ્રુઓથી ॥ ૨૭ ॥ **'सान्त्वयामास'** સમજાવવા લાગ્યા. ॥ ૨૮ ॥

**श्रीभगवानुवाच**

**मा मा वैदर्भ्यसूयेथा जाने त्वां मत्परायणाम्।**
**त्वद्वचः श्रोतुकामेन क्ष्वेल्याऽऽचरितमङ्गने॥ २९**

**શ્રીશુકદેવજી બોલ્યા** – હે વિદર્ભનંદિની, તમે મને દોષદૃષ્ટિથી ન જોશો. હું જ જેના પરમ આશ્રયરૂપ છું એવાં તમને હું જાણું છું. તમારું વચન સાંભળવા ઈચ્છતા મારાથી હે અંગના, આ (પરિહાસ) થયો છે! ॥ ૨૯ ॥

मा माम्। त्वद्वचः किं नु वदिष्यसीति श्रोतुकामेन श्रोतुमिच्छता क्ष्वेल्या नर्मणा एवमाचरितमुक्तं न तत्त्वतः। हे अङ्गने सुन्दरि॥ २९॥

**'मा'** મને – **'त्वत्-वचः'** (મારા પરિહાસથી કુપિત થયેલાં) તમે શું બોલશો, તે **'श्रोतुकामेन'** સાંભળવા ઈચ્છતા મારાથી **'क्ष्वेल्या'** વિનોદપૂર્વક જ આમ **'आचरितम्'** કહેવાયું છે, નહીં કે વસ્તુતઃ – **'हे अङ्गने'** હે સુંદરી ॥ ૨૯ ॥

**मुखं च प्रेमसंरम्भस्फुरिताधरमीक्षितुम्।**
**कटाक्षेपारुणापाङ्गं सुन्दरभ्रुकुटीतटम्॥ ३०**

પ્રણયકોપથી ફરકતા અધરોવાળા, વક્ર દૃષ્ટિયુક્ત લાલિમાભર્યાં નેત્રો અને સુંદર ભ્રૂકુટિરૂપ કિનારાવાળા મુખને જોવા માટે (મેં મજાક કરી હતી.) ॥ ૩૦ ॥

प्रेमसंरम्भेण प्रणयकोपेन स्फुरितः कम्पितोऽधरो यस्मिंस्तत्। कटाशब्देन कटाक्षास्तैराक्षेपैररुणावपाङ्गौ यस्मिंस्तत्। अत एव सुन्दरं कुटिलं भ्रुकुटीतटं यस्मिंस्तत्॥ ३०॥

**'प्रेमसंरम्भेण'** પ્રણયકોપથી **'स्फुरितः'** ફરકતો નીચલો હોઠ છે જેમાં તે મુખને – **'कटा'** શબ્દથી **'कटाक्षाः'** (સમજવું), વક્ર દૃષ્ટિ – નેત્રકટાક્ષો, તેમનાથી યુક્ત લાલિમાભર્યાં નેત્રો છે જેમાં તે (મુખને), આથી જ **'सुंदरम्'** વાંકી ભ્રૂકુટિરૂપ કિનારી છે જેમાં તે (મુખને) ॥ ૩૦ ॥

ननु कलहे किं कौतुकं सुखं वाऽत आह— **अयं हीति।**

શંકા કરવામાં આવી છે કે કલહમાં શું સુખ છે? આ માટે કહે છે – **'अयं हि इति।'**

**अयं हि परमो लाभो गृहेषु गृहमेधिनाम्।**
**यन्नर्मैर्नीयते यामः प्रियया भीरु भामिनि॥ ३१**

नर्मैर्नर्मभिः। यामः कालः॥ ३१॥

**श्रीशुक उवाच**
**सैवं भगवता राजन् वैदर्भी परिसान्त्विता।**
**ज्ञात्वा तत्परिहासोक्तिं प्रियत्यागभयं जहौ॥ ३२**

॥ ३२॥

**बभाष ऋषभं पुंसां वीक्षन्ती भगवन्मुखम्।**
**सव्रीडहासरुचिरस्निग्धापांगेन भारत॥ ३३**

भगवतस्तस्य ऐश्वर्ययुक्तं मुखं सव्रीडेन हासेन रुचिरेण स्निग्धेनापाङ्गेन वीक्षमाणा॥ ३३॥

'असमत्वं भयं दुर्गाश्रयणं प्रबलैः कलिः।
अराजत्वमविज्ञाता लौकिकेहावसादनम्॥ १॥
निष्किंचनत्वं तत्प्रीतिराढ्यानादरणीयता।
अनौचित्यं निर्गुणत्वं वृथाश्लाघा च भिक्षुभिः॥ २॥
औदासीन्यमकामत्वं स्वदोषान्षोडशाऽसतः।
अज्ञत्वादीर्घदर्शित्वे भैष्म्या राज्ञां बहून्गुणान्।
कृष्णनर्मोदितान् भैष्मी न्यषेधत्तद्गुणस्तवैः॥ ३॥'

भगवता स्वनिन्दापराणीव यानि वचनान्युक्तानि तानि सर्वोत्कर्षपरतया व्याचक्षाणा प्रतिभाषते स्म, तत्र यदुक्तं—'कस्मान्नो ववृषेऽसमान्' इति तत्रासाम्यं सत्यमेवेत्याह—**नन्वेवमिति**।

હે ભીરુ, હે ભામિની, ગૃહસ્થોનાં ઘરોમાં આ જ શ્રેષ્ઠ લાભ છે કે પ્રિયા સાથે હાસ-પરિહાસનાં વચનોથી ઘડી બે ઘડી વિતાવાય. ॥ ૩૧ ॥

**'नर्मैः' नर्मभिः** (રૂપ થાય.) હાસ-પરિહાસનાં વચનોથી – **'यामः'** સમય ॥ ૩૧ ॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – હે રાજા, ભગવાન દ્વારા તે વિદર્ભતનયા આ પ્રમાણે મનાવવામાં આવ્યાં, આથી તે પરિહાસનાં વચનો છે, એમ જાણીને તેમણે 'પ્રિય પતિ મારો ત્યાગ કરશે?' એવા ભયનો ત્યાગ કર્યો. ॥ ૩૨ ॥ ૩૨ ॥

હે ભારત, લજ્જાયુક્ત સ્મિતવાળા સ્નેહાળ દૃષ્ટિપાતથી પુરુષોમાં શ્રેષ્ઠ શ્રીકૃષ્ણનું મુખ નિહાળતાં રુક્મિણી બોલ્યાં : ॥ ૩૩ ॥

તે ભગવાનના ઐશ્વર્યપૂર્ણ મુખને લજ્જા સહિતના હાસ્યયુક્ત **'रुचिरेण'** સ્નેહાળ દૃષ્ટિપાતથી નિહાળતાં ॥ ૩૩ ॥

અસમાનતા, રાજાઓથી ભય, કિલ્લાનો આશ્રય, બળવાનો સાથે વેર, રાજસિંહાસનનો અભાવ, લોકચેષ્ટાનું અજ્ઞાન, ઈચ્છાઓનો નાશ, ॥ ૧ ॥ નિર્ધનતા, નિર્ધનો ઉપર પ્રીતિ, ધનવાનો પ્રત્યે અનાદર, વિવાહ માટેની અયોગ્યતા, નિર્ગુણતા, ભિક્ષુકો દ્વારા ખોટી પ્રશંસા, ॥ ૨ ॥ ઉદાસીનતા, અકામતા – એમ પોતાના (ભગવાનના) અવિદ્યમાન એવા સોળ દોષોનો તથા અજ્ઞતા અને અદીર્ઘદર્શિતા – એમ બે દોષો રુક્મિણીજીના તેમ જ શ્રીકૃષ્ણે પરિહાસમાં કહેલા રાજાઓના અનેક ગુણોનો રુક્મિણીજીએ ભગવાનના તે ગુણસ્તવન દ્વારા નિષેધ કર્યો. ॥ ૩ ॥

ભગવાન દ્વારા પોતાની નિંદાપરક હોય તેવાં જે વચનો કહેવાયાં તે સર્વની ભગવાનના ઉત્કર્ષપરક વ્યાખ્યા કરતી ભીષ્મકનંદિની ભગવાન પ્રત્યે નિવેદન કરે છે. ત્યાં (શ્લોક - ૧૧માં) 'અમને અસમાનને કેમ વર્યાં?' એ અસમાનતા છે તે સત્ય જ છે, એમ કહે છે – **'ननु एवम् इति।'**

रुक्मिण्युवाच

**नन्वेवमेतदरविन्दविलोचनाहं**
**यद् वै भवान् भगवतोऽसदृशी विभूम्नः।**
**क्व स्वे महिम्न्यभिरतो भगवांस्त्र्यधीशः**
**क्वाहं गुणप्रकृतिरज्ञगृहीतपादा॥ ३४**

(છંદ - વસંતતિલકા)

हे अरविन्दविलोचन, त्र्यधीशस्त्रयाणां ब्रह्मादीनामप्यधीशो नियन्ता त्वं क्व। क्व चाहं गुणप्रकृतिस्त्रिगुणस्वभावा प्राकृता गुणमयी प्रकृतिर्वा। ननु त्वमेवाधीश्वरी श्रीः सर्वैरुपास्य-त्वादिति चेदत आह—अज्ञैः सकामैर्गृहीतौ पादौ यस्याः सा॥ ३४॥

यदुक्तं 'राजभ्यो बिभ्यतः सुभ्रूः समुद्रं शरणं गतान्।' इति तत्राह—**सत्यमिति**।

**સત્યं भयादिव गुणेभ्य उरुक्रमान्तः**
**शेते समुद्र उपलम्भनमात्र आत्मा।**
**नित्यं कदिन्द्रियगणैः कृतविग्रहस्त्वं**
**त्वत्सेवकैर्नृपपदं विधुतं तमोऽन्धम्॥ ३५**

(છંદ - વસંતતિલકા)

**રુક્મિણી બોલ્યાં** – હે કમળનયન, (દેશ-કાળ-ગુણોથી) અનંત (અને ઐશ્વર્યાદિ ગુણોથી પરિપૂર્ણ) ભગવાન એવા આપનાથી હું અસમાન છું, એમ આપ જે કહો છો તે સત્ય જ છે. (બ્રહ્માદિ) ત્રણેયના અધીશ્વર અને નિજાનંદસ્વરૂપમાં (પોતાના મહિમામાં) રમણ કરનાર ભગવાન ક્યાં અને સકામ જનો દ્વારા જેનાં ચરણ ગ્રહણ કરવામાં આવે છે તેવી તથા ત્રિગુણાત્મિકા પ્રકૃતિરૂપ હું ક્યાં? ॥ ૩૪ ॥

હે અરવિંદવિલોચન, **'त्रि-अधीशः'** બ્રહ્માદિ ત્રણેય દેવોના અધીશ્વર – નિયંતા એવા આપ ક્યાં? અને **'गुणप्रकृतिः'** ત્રિગુણાત્મિકા, પ્રાકૃત ગુણોવાળી અથવા પ્રકૃતિરૂપ હું ક્યાં ? જો (ભગવાન) શંકા કરે કે સર્વ જનો દ્વારા ઉપાસના કરવા યોગ્ય સ્વામિની તો તમે જ છો! તે માટે રુક્મિણી કહે છે – **'अज्ञैः'** અજ્ઞાની એવા સકામી જનો દ્વારા જેનાં ચરણ ગ્રહણ કરવામાં આવ્યાં છે તેવી (હું) ॥ ૩૪ ॥

જે કહેવામાં આવ્યું કે 'હે સુંદર ભ્રૂકુટિવાળી, રાજાઓથી ભય પામેલા અને સમુદ્રને શરણે ગયેલા અમને (તમે કેમ વર્યાં)?' (શ્લોક-૧૨) તે માટે ઉત્તર આપે છે – **'सत्यम् इति।'**

હે મહાપરાક્રમી, (રાજાઓથી ભય પામેલા અમે સમુદ્રના શરણે ગયા છીએ, એ) સત્ય છે. શબ્દાદિ વિષયોરૂપ રાજાઓથી ભય પામતા હોય તેમ (ભગવાન) સમુદ્ર જેવા (અગાધ) અંતઃકરણમાં ચૈતન્યઘન આત્મારૂપે સૂતા છે – નિશ્ચળ થઈ પ્રકાશે છે. (આપે કહ્યું કે અમે બળવાનો સાથે દ્વેષ કર્યો છે, એ પણ ) સત્ય છે, (કારણ કે) અધમ ઈન્દ્રિયસમૂહો સાથે આપ સદાય દ્વેષ કરો છો. (વળી, આપે કહ્યું કે અમે રાજપદનો ત્યાગ કર્યો છે, તે) સાચું છે, કારણ કે અવિવેકરૂપી ગાઢ અંધકારયુક્ત રાજપદનો આપના સેવકો દ્વારા પણ ત્યાગ કરવામાં આવ્યો છે. (તો આપના ત્યજવામાં આવે તેમાં શું કહેવાનું?) ॥ ૩૫ ॥

हे उरुक्रमेति भयाभावं दर्शयति—गुणाः शब्दादय एव राजन्त इति राजानस्तेभ्यो भयादिवेति अन्तर्हृदये समुद्रे तद्वदगाधे विषयाकारैरपरिच्छिन्न इत्यर्थः। शेते निश्चलतया प्रकाशते। उपलम्भन-मात्रश्चैतन्यघन आत्मा भवानिति। 'बलवद्भिः कृतद्वेषान्' इति यदुक्तं तदपि सत्यमित्याह—नित्यमिति। कदिन्द्रियगणैः कुत्सितैर्बहिर्मुखै-रिन्द्रियगणैः। वृत्त्यभिप्रायेण बहुवचनम्। कुत्सित इन्द्रियगणो येषामिति वा। तैस्त्वं नित्यं कृतविग्रहः तेषु तवाप्रतीतेः यदुक्तं 'त्यक्तनृपासनान्' इति तदपि युक्तमेवेत्याह—त्वत्सेवकैरिति। नृपाणां पदमासनमन्धं गाढं तम एव तत्। अविवेक-बहुलत्वात्। त्वत्सेवकैरेव तत्त्यक्तं किं पुनर्वक्तव्यं त्वया त्यक्तमिति॥ ३५ ॥

'હે મહાપરાક્રમી' એ સંબોધન ભયનો અભાવ દર્શાવે છે – **'गुणाः'** શબ્દાદિ વિષયો જ, શોભે છે તે રાજાઓ, તેમનાથી ભય પામતા હોય તેમ (ભગવાન) **'अन्तः'** હૃદયરૂપ સમુદ્રમાં, તેના જેવા અગાધ અંતઃકરણમાં વિષયાકાર તરંગોથી મર્યાદિત થયા વિના, એમ અર્થ છે. **'शेते'** નિશ્ચળરૂપે પ્રકાશે છે. **'उपलम्भनमात्रः'** આપ કેવળ ચૈતન્યઘન આત્મા છો. 'અમે બળવાનો સાથે દ્વેષ કર્યો છે.' (શ્લોક-૧૨) તે પણ સત્ય છે, તેમ કહે છે – **'नित्यम् इति।' 'कदिन्द्रियगणैः'** દુષ્ટ, બહિર્મુખ ઇન્દ્રિયગણો સાથે – વૃત્તિઓના અભિપ્રાયથી બ.વ. છે. અથવા જેમનો ઇન્દ્રિયગણ અધમ છે તેવા રાજાઓની સાથે જેમના દ્વારા સદાય વિગ્રહ કરવામાં આવ્યો છે, કારણ કે તે (બહારના વિષયોમાં ભટકતી ઇન્દ્રિયો)માં આપ જણાતા નથી. જે કહેવાયું કે 'રાજપદનો અમે ત્યાગ કર્યો છે.' (શ્લોક-૧૨) તે પણ યોગ્ય છે, એમ કહે છે – **'त्वत् सेवकैः इति।'** રાજાઓનું **'पदम्'** સિંહાસન ગાઢ અંધકારરૂપ જ છે. તે અત્યંત અવિવેકરૂપ હોવાથી આપના સેવકો દ્વારા ત્યજવામાં આવ્યું છે, તો આપના દ્વારા ત્યજવામાં આવે તેમાં શું કહેવાનું? ॥ ૩૫ ॥

'अस्पष्टवर्त्मनां पुंसामलोकपथमीयुषाम्।' इति यदुक्तं तदपि तथैवेत्याह—**त्वत्पादेति**।

'અસ્પષ્ટ આચારવાળા અને લોકમાર્ગે અનુસરનારા ન હોય તેવા પુરુષોના.....' (શ્લોક-૧૩) એમ જે કહેવાયું તે પણ સત્ય જ છે, એમ કહે છે – **'त्वत्पाद इति।'**

**त्वत्पादपद्ममकरन्दजुषां मुनीनां**
**वर्त्मास्फुटं नृपशुभिर्ननु दुर्विभाव्यम्।**
**यस्मादलौकिकमिवेहितमीश्वरस्य**
**भूमंस्तवेहितमथो अनु ये भवन्तम्॥ ३६**

(છંદ - વસંતતિલકા)

હે અત્યંત મહાન, આપના ચરણકમળના મકરન્દનું રસપાન કરનારા મુનિઓનો માર્ગ (પણ) અસ્પષ્ટ છે અને સાચે જ, મનુષ્યના આકારમાં રહેલા પશુઓ દ્વારા અકલ્પ્ય છે. જેઓ આપને અનુસરે છે તેમની ચેષ્ટા પણ અલૌકિક છે, તો પછી ઈશ્વર એવા આપની ચેષ્ટા અલૌકિક હોય જ (તેમાં શું આશ્ચર્ય છે?). ॥ ૩૬ ॥

नृपशुभिर्नराकारैः पशुभिः। किं पुनर्वक्तव्यं तव वर्त्मास्फुटमिति। किंच यस्माद्ये भवन्त- मनुवर्तन्ते तेषामपीहितमलौकिकमिव। अथो अतः किमु वक्तव्यं तवेश्वरस्येहितमलौकिकमित्यर्थः। 'आस्थिताः पदवीं सुभ्रूः प्रायः सीदन्ति योषितः॥' इत्यस्य परिहारं वक्ष्यति—'यद्वाञ्छया' इति पञ्चमश्लोके॥ ३६॥

'निष्किञ्चना वयं शश्वन्निष्किंचनजनप्रियाः।
तस्मात् प्रायेण न ह्याढ्या मां भजन्ति सुमध्यमे॥'

इत्येतत् श्लोकोक्तं दोषत्रयं परिहरति— **निष्किंचन इति**।

**निष्किंचनो ननु भवान् न यतोऽस्ति किंचिद्**
**यस्मै बलिं बलिभुजोऽपि हरन्त्यजाद्याः।**
**न त्वा विदन्त्यसुतृपोऽन्तकमाढ्यतान्धाः**
**प्रेष्ठो भवान् बलिभुजामपि तेऽपि तुभ्यम्॥ ३७**

(છંદ - વસંતતિલકા)

दरिद्रतालक्षणं निष्किंचनत्वं तु तव घटत इत्याह—यस्मा इति। अन्यतो बलिभुजः पूज्या अपि ब्रह्मादयो यस्मै भवते बलिं हरन्ति तस्य सर्वेश्वरस्य भवतो दरिद्रता न घटत इत्यर्थः। 'निष्किंचनजनप्रियाः' इत्यत्र तत्पुरुषेण बहुव्रीहिणा वा निन्दा स्यादिति स्वयमप्युभयथा स्तौति— प्रेष्ठो भवानिति। बलिभुजां ब्रह्मादीनां लोकेश्वराणां त्वं प्रेष्ठस्तेऽपि तुभ्यं तवेति। 'तस्मात्प्रायेण न ह्याढ्या मां भजन्ति' इति तस्योत्तरं न त्वा

**'नृपशुभिः'** મનુષ્યના આકારવાળાં પશુઓ દ્વારા આપનો અસ્પષ્ટ માર્ગ (અકલ્પ્ય) હોય તેમાં વળી શું કહેવાનું? કારણ કે જેઓ આપને અનુસરે છે તેમની ચેષ્ટા પણ અલૌકિક હોય છે. **'અથો'** તો પછી ઈશ્વર એવા આપની ચેષ્ટા અલૌકિક હોય તેમાં શું કહેવાનું? 'તે માર્ગને અનુસરનારી સ્ત્રીઓ, હે સુંદરી, ઘણે ભાગે દુઃખી થાય છે.' (શ્લોક-૧૩) તેનું નિરાકરણ આનાથી પાંચમા શ્લોક(૪૧) **'यद्-वाञ्छया'** માં કરશે.॥ ૩૬ ॥

'હે કોમલાંગી, અમે સદાયના અકિંચન છીએ અને અકિંચન જનોને પ્રિય છીએ, તેથી ઘણું કરીને ધનવાનો અમને ભજતા નથી.' (શ્લોક-૧૪) આ શ્લોકમાં કહેલા ત્રણ દોષોનું નિરાકરણ કરે છે – **'निष्किंचनः इति।'**

જે આપનાથી અન્ય કાંઈ પણ (અધિક) નથી, તેથી આપ નિશ્ચિતપણે અકિંચન છો. (પણ આપ દરિદ્ર નથી, કારણ કે) પૂજા સ્વીકારનારા બ્રહ્માદિ દેવો પણ જે આપને પૂજા સમર્પિત કરે છે! સમૃદ્ધિને કારણે આંધળા અને પોતાના પ્રાણને તૃપ્ત કરનારા ધનવાનો કાળ એવા આપને જાણતા નથી. (તેથી આપનું ભજન કરતા નથી.) (વળી નિષ્કિંચન એટલે દેહાભિમાનથી રહિત એવા) પૂજા સ્વીકારનારાઓ (બ્રહ્માદિ લોકેશ્વરો)ના આપ અત્યંત પ્રિય છો અને તેઓ પણ આપને પ્રિય છે. ॥ ૩૭ ॥

દરિદ્રતાના લક્ષણવાળી નિર્ધનતા તો આપને સંભવી શકે જ નહીં, એમ કહે છે – **'यस्मै इति।'** બીજા પાસેથી પૂજા સ્વીકારનારાઓ પૂજનીય હોવા છતાં બ્રહ્માદિ જે આપને પૂજા સમર્પિત કરે છે તે સર્વેશ્વર એવા આપને દરિદ્રતા સંભવે નહીં, એમ અર્થ છે. **'निष्किंचनजनप्रियाः'** 'અકિંચન જનોના પ્રિય' એમ તત્પુરુષથી અને 'નિષ્કિંચન જનો જેમને પ્રિય છે.' એમ બહુવ્રીહિથી બંને રીતે અર્થ કરતાં નિંદા થાય, તેથી પોતે બંને રીતે સ્તુતિ કરે છે. પૂજા સ્વીકારનારા બ્રહ્માદિ લોકેશ્વરના આપ અત્યંત પ્રિય છો અને તેઓ પણ **'तुभ्यम्' तव** આપને પ્રિય છે. 'તેથી ઘણું કરીને ધનિકો મને ભજતા નથી.' તેનો

विदन्तीति। आढ्यतयाऽन्धास्त्वा त्वामन्तकं न विदन्ति। अतस्ते असुतृपः असूनेव तर्पयन्ति न त्वां भजन्तीत्यर्थः ॥ ३७ ॥

बलिभुजामपि भवान्प्रेष्ठ इत्यत्र हेतुं वदन्ती 'ययोरेव समं वित्तं' इत्यनेनोक्तमनौचित्यं परिहरति—**त्वं वा इति**।

**त्वं वै समस्तपुरुषार्थमयः फलात्मा**
**यद्वाञ्छया सुमतयो विसृजन्ति कृत्स्नम्।**
**तेषां विभो समुचितो भवतः समाजः**
**पुंसः स्त्रियाश्च रतयोः सुखदुःखिनोर्न ॥ ३८**

(છંદ - વસંતતિલકા)

फलात्मा परमानन्दरूपः—'एतस्यैवानन्द-स्यान्यानि भूतानि मात्रामुपजीवन्ति।' इति श्रुतेः। समाजः सेव्यसेवकलक्षणसंबन्धो न तु पुंसः स्त्रियाश्च मिथो रतयोः। अत एव तत्कृतसुख-दुःखिनोः, तदाकुलयोरित्यर्थः ॥ ३८ ॥

'भिक्षुभिः श्लाघिता मुधा' इत्यस्य परिहारः—**त्वमिति**।

**त्वं न्यस्तदण्डमुनिभिर्गदितानुभाव**
**आत्माऽऽत्मदश्च जगतामिति मे वृतोऽसि।**
**हित्वा भवद्भ्रुव उदीरितकालवेग-**
**ध्वस्ताशिषोऽब्जभवनाकपतीन् कुतोऽन्ये ॥ ३९**

(છંદ - વસંતતિલકા)

ઉત્તર – **'न त्वा विदन्ति इति।'** ધનવાન હોવાથી અંધ એવા તેઓ કાળ એવા આપને જાણતા નથી. આથી તેઓ **'असुतृपः'** પોતાના પ્રાણને જ તૃપ્ત કરે છે, પણ આપને ભજતા નથી, એમ અર્થ છે. ॥ ૩૭ ॥

પૂજા સ્વીકારનારાઓના પણ આપ અત્યંત પ્રિય છો, એમ અહીં કારણને જણાવતાં 'જે બંનેનાં ધન (વગેરે) સમાન હોય.' (શ્લોક-૧૫) આ દ્વારા કહેવામાં આવેલી અયોગ્યતાનું નિરાકરણ કરે છે – **'त्वं वै इति।'**

આપ જ સમસ્ત પુરુષાર્થમય અને પરમાનંદરૂપ (ફળસ્વરૂપ) છો. જેમને પામવાની ઈચ્છાથી સન્મતિવાળા જે જનો સમસ્ત વ્યવહારને ત્યજી દે છે, તેઓનો જ આપની સાથે (સેવ્ય-સેવકના લક્ષણવાળો) સંબંધ ઉચિત છે. હે સર્વેશ્વર, પરસ્પર અનુરાગવાળાં થયેલાં અને સુખી કે દુઃખી થનારાં સ્ત્રી-પુરુષનો સંબંધ આપની સાથે થાય તે ઉચિત નથી. ॥ ૩૮ ॥

**'फलात्मा'** પરમાનંદરૂપ – 'આ બ્રહ્માનંદના અંશમાત્રથી બીજા ભૂતો જીવે છે.' (બૃહદા.ઉપ.૪/૩/૩૨) એમ શ્રુતિ છે. **'समाजः'** સેવ્ય-સેવકના લક્ષણવાળો સંબંધ ઉચિત છે, પણ પરસ્પર અનુરાગવાળાં થયેલાં અને આથી જ તે અનુરાગને કારણે સુખી કે દુઃખી થનારાં તે વ્યાકુળ સ્ત્રી-પુરુષનો સંબંધ ઉચિત નથી, એમ અર્થ છે. ॥ ૩૮ ॥

'ભિક્ષુકો દ્વારા ખોટી પ્રશંસા કરાયેલા (અમે)' (શ્લોક-૧૬) આ (વાક્ય)નું નિરાકરણ – **'त्वम् इति।'**

જેમના દ્વારા દંડનો ત્યાગ કરવામાં આવ્યો છે તેવા (મનનશીલ) મુનિઓ દ્વારા વર્ણન કરાયેલા પ્રભાવવાળા આપ જગતના આત્મા છો અને (પોતાના ભક્તોને) પોતાના સ્વરૂપનું દાન કરનારા છો, એમ જાણીને પદ્મયોનિ (બ્રહ્માજી) તથા સ્વર્ગના પતિ ઈન્દ્રાદિ દેવોને છોડીને મારા દ્વારા આપનું વરણ કરવામાં આવ્યું છે. આપની ભ્રૂકુટિથી પ્રેરણા પામેલા કાળના વેગથી જેમનાં સુખો નાશ પામે છે તેવા બ્રહ્માદિને છોડી દીધા, તો (શિશુપાળ વગેરે) અન્ય ક્ષુદ્ર રાજાઓની શી ગણના? ॥ ૩૯ ॥

भिक्षुपदव्याख्यानं न्यस्तदण्डैर्मुनिभिरिति। मुधेत्यस्य परिहारः—आत्मेति। यदर्थं सर्वं प्रियं भवति तस्य जगतामात्मनस्तव वरणं न वृथेत्यर्थः। किंच आत्मद इति। 'वैदर्भ्येतदविज्ञाय त्वयाऽदीर्घसमीक्षया।' इति स्वस्मिन्नुक्तं दोषद्वयं परिहरति—इतीति। इति ज्ञात्वैव मे मया वृतोऽसीत्यज्ञानपरिहारः। हित्वेत्यदीर्घसमीक्षा-परिहारः। भगवतो भ्रुवः सकाशादुदीरितो यः कालस्तस्य वेगस्तेन ध्वस्ता आशिषो येषां तान् ब्रह्मादीनपि विहाय। कुतोऽन्ये वराका इत्यर्थः ॥ ३९ ॥

स्वाज्ञानं परिहृत्य पुरुषान्तरगुणवर्णन-प्रदीप्तकोपसंरम्भेण तस्मिन्नेवाज्ञानमापादयति—**जाड्यमिति**।

**जाड्यं वचस्तव गदाग्रज यस्तु भूपान्**
**विद्राव्य शार्ङ्गनिनदेन जहर्थ मां त्वम्।**
**सिंहो यथा स्वबलिमीश पशून् स्वभागं**
**तेभ्यो भयाद् यदुदधिं शरणं प्रपन्नः ॥ ४०**

(છંદ - વસંતતિલકા)

(इति ज्ञात्वैव मे मया वृतोऽसीत्यज्ञान-परिहारः।) सिंहो यथा पशून्विद्राव्य स्वबलिं हरति तथा शार्ङ्गधनुर्निनादेनैव जरासन्धादीन्विद्राव्य मां स्वभागं श्रियं यस्त्वं हृतवानसि तस्य तव राजभ्यो भयादुदधिं प्रपन्न इति यद्वचो भाषणं तज्जाड्यं मान्द्यं न घटत इत्यर्थः ॥ ४० ॥

**भिक्षु** પદનું વ્યાખ્યાન : દંડનો ત્યાગ કરવામાં આવ્યો છે તે મુનિઓ દ્વારા (આપનો પ્રભાવ વર્ણવાયો છે.) – **'मुधा'** આ શબ્દનું નિરાકરણ – **'आत्मा इति।'** જેમને કારણે સર્વ પ્રિય લાગે છે તે જગતના આત્મા એવા આપનું વરણ વ્યર્થ નથી, એમ અર્થ છે. વળી, **'आत्मदः इति।'** 'હે વૈદર્ભી, આ (અસમાનતા) જાણ્યા વિના દીર્ઘદષ્ટિથી વિચાર કર્યા વિના' (શ્લોક-૧૬) એમ પોતાને વિષે કહેવામાં આવેલા બે દોષોનું નિરાકરણ કરે છે – **'इति इति।'** એમ જાણીને જ **'मे'** મારા દ્વારા આપનું વરણ કરવામાં આવ્યું છે, એમ અજ્ઞાનનું નિરાકરણ કરે છે. **'हित्वा'** એમ કહીને ટૂંકી બુદ્ધિનું નિરાકરણ કરે છે. ભગવાનની ભ્રૂકુટિથી પ્રેરણા પામેલો જે કાળ છે, તેનો વેગ, તેનાથી નાશ પામ્યાં છે સુખો જેમનાં તે બ્રહ્માદિ દેવોને પણ છોડીને – બીજા ક્ષુદ્ર (રાજાઓ) શી ગણનામાં હોય? એમ અર્થ છે. ॥ ૩૯ ॥

પોતાના અજ્ઞાનને દૂર કરીને બીજા પુરુષોના ગુણોના વર્ણનથી પ્રદીપ્ત થયેલા કોપના આવેશ સાથે તે (ભગવાને કહેલા) વચન વિષે જ અજ્ઞાનને સિદ્ધ કરે છે – **'जाड्यम् इति।'**

હે ગદાગ્રજ, હે ઈશ, સિંહની જેમ (માત્ર ત્રાડ પાડીને) પશુઓને નસાડીને પોતાનો ભાગ લઈ જાય છે, તેમ જે આપ શાર્ઙ્ગ ધનુષ્યના ટંકારથી (જ જરાસંધાદિ) રાજાઓને નસાડીને પોતાના ભાગરૂપ મને (લક્ષ્મીને) હરી લાવ્યા છો, તે આપનું વચન 'રાજાઓના ભયથી અમે સમુદ્રને શરણે રહ્યા છીએ.' અયોગ્ય છે. ॥ ૪૦ ॥

સિંહ જેમ પશુઓને નસાડીને પોતાનો ભાગ લઈ જાય છે તેમ શાર્ઙ્ગ ધનુષ્યના ટંકારથી જ જરાસંધાદિને નસાડીને પોતાના ભાગરૂપ લક્ષ્મી એવી મને જે આપ હરી લાવ્યા છો, તે આપનું 'રાજાઓના ભયથી અમે સમુદ્રને શરણે ગયા છીએ.' એ જે **'वचः'** ભાષણ છે તે **'जाड्यम्'** મંદતા છે, આપને યોગ્ય નથી, એમ અર્થ છે. ॥ ૪૦ ॥

यच्चान्यत् 'अस्पष्टवर्त्मनाम्' इत्यादिना अर्थात्त्वां भजन्तः सीदन्तीत्यवसादनं श्रमावहत्वमुक्तं तदपि मन्दमेवेत्याह—**यद्वाञ्छयेति**।

**यद्वाञ्छया नृपशिखामणयोऽङ्गवैन्य-**
**जायन्तनाहुषगयादय ऐकपत्यम्।**
**राज्यं विसृज्य विविशुर्वनमम्बुजाक्ष**
**सीदन्ति तेऽनुपदवीं त इहास्थिताः किम्॥ ४१**

(છંદ - વસંતતિલકા)

યસ્ય તવ ભજનવાઞ્છયા નૃપોત્તમાઃ। अङ्गो वेनस्य पिता, वैन्यः पृथुः, जायन्तो भरतः, नाहुषो ययातिः, गयश्चादिर्येषां ते। य एते तव पदवीं मार्गमाश्रितास्ते किं सीदन्ति, न सीदन्त्येव। अपि तु त्वत्पदं प्राप्ता इत्यर्थः। एवं कोपावेशेनावसादनस्य परिहारादस्पष्टवर्त्मनामि-त्येतदानन्तर्यं विहायात्रोत्कर्षः॥ ४१॥

यच्चोक्तं 'अथात्मनोऽनुरूपम्' तत्राह—**काऽन्यमिति** श्लोकद्वयेन।

**काऽन्यं श्रयेत तव पादसरोजगन्ध-**
**माघ्राय सन्मुखरितं जनतापवर्गम्।**
**लक्ष्म्यालयं त्वविगणय्य गुणालयस्य**
**मर्त्या सदोरुभयमर्थविविक्तदृष्टिः॥ ४२**

(છંદ - વસંતતિલકા)

વળી, જે બીજું કહેવામાં આવ્યું, 'અસ્પષ્ટ માર્ગવાળાઓના વગેરે' – (શ્લોક-૧૩) અર્થાત્ આપનું ભજન કરનારા દુઃખી થાય છે, એમ શ્રમ કે દુઃખને લાવનાર જે કહેવાયું તે પણ અનુચિત જ છે – **'यत्-वाञ्छया इति।'**

હે કમલનેત્ર! રાજા અંગ, મહારાજ પૃથુ, જયન્તીના પુત્ર ભરતજી, નહુષના પુત્ર યયાતિ, રાજા ગય વગેરે રાજશિરોમણિ ચક્રવર્તી સમ્રાટોએ પોતાનું રાજ્ય છોડીને જે આપની (ભજન કરવાની) ઈચ્છાથી વનમાં પ્રવેશ કર્યો હતો તેવા, આપના માર્ગનો આશ્રય લેનારા તેઓ આ સંસારમાં શું દુઃખી થયા છે? (તેઓ તો આપનું પદ પામ્યા છે.) ॥ ૪૧ ॥

**'यस्य'** જે આપના ભજનની ઈચ્છાથી શ્રેષ્ઠ રાજાઓ **'अङ्गः'** વેનના પિતા, **'वैन्यः'** વેનપુત્ર પૃથુ, **'जायन्तः'** ભરત, **'नाहुषः'** યયાતિ તથા ગય વગેરે જેમનામાં મુખ્ય છે તે. આ રાજાઓ જે આપના **'पदवीम्'** માર્ગનો આશ્રય લેનારા છે તેઓ શું દુઃખી થયા છે? નહીં જ, પરંતુ આપના પદને પ્રાપ્ત થયા છે, એમ અર્થ છે. આમ કોપના આવેશથી દુઃખનો પરિહાર કર્યો હોવાથી **'अस्पष्टवर्त्मनाम्'** એ પદને તરત ન આવે તેમ (ક્રમ છોડીને) ભગવાનનો ઉત્કર્ષ દર્શાવ્યો છે. ॥ ૪૧ ॥

વળી, જે કહેવામાં આવ્યું 'માટે પોતાને અનુરૂપ.....' (શ્લોક-૧૭) તે માટે બે શ્લોકથી ઉત્તર આપે છે – **'का अन्यम् इति।'**

જનસમુદાયના મોક્ષરૂપ, લક્ષ્મીના નિવાસરૂપ, સત્પુરુષો દ્વારા વર્ણવાયેલી એવી, ગુણોના ધામરૂપ આપના ચરણસરોજની સુગંધ સૂંઘીને, તેની અવગણના કરીને મનુષ્યસ્વભાવવાળી, હિત-અહિતના વિવેકયુક્ત દૃષ્ટિવાળી કઈ સ્ત્રી સદાય (જન્મ-મૃત્યુ-જરા-વ્યાધિરૂપ) મહાન ભયવાળા અન્યને શરણે જાય? ॥ ૪૨ ॥

गुणानामालयस्य तव पादसरोजगन्धं जनताया अपवर्गं मोक्षरूपं लक्ष्म्या आलयं तत्सेव्यं सद्भिर्मुखरितं वर्णितमाघ्राय तमविगणय्य मर्त्या मरणधर्मिका सदा उरुभयं यस्य तमन्यं का स्त्री श्रयेत सेवेत। अर्थे विविक्ता दृष्टिर्यस्याः सा गुणालयस्येत्यनेन गुणैर्हीना इति यदुक्तं तदपास्तम् ॥ ४२ ॥

ગુણોના ધામ એવા આપના ચરણસરોજની સુગંધને – જનસમુદાયના **'अपवर्गम्'** મોક્ષરૂપને – લક્ષ્મીના નિવાસરૂપ તે સેવવા યોગ્યને – સત્પુરુષો દ્વારા **'मुखरितम्'** વર્ણવાયેલી સુગંધને સૂંઘીને, તેની અવગણના કરીને **'मर्त्या'** મનુષ્યસ્વભાવવાળી કઈ સ્ત્રી, જેને સદાય મહાન ભય છે તે અન્ય પુરુષને સેવે? હિત-અહિતના વિવેકવાળી દૃષ્ટિ છે જેની તે સ્ત્રી ગુણોના ધામરૂપ આપના – આ વિશેષણ આપવા દ્વારા **'गुणैर्हीनाः'** (શ્લોક-૧૬) એમ જે કહેવાયું છે તે દૂર થઈ જાય છે. ॥ ૪૨ ॥

अतस्त्वामेवाहमभजमित्याह—**तं त्वेति**।

આથી આપને જ હું વરી છું, એમ કહે છે – **'तं त्वा इति।'**

**तं त्वाऽनुरूपमभजं जगतामधीश-**
**मात्मानमत्र च परत्र च कामपूरम्।**
**स्यान्मे तवाङ्घ्रिररणं सृतिभिर्भ्रमन्त्या**
**यो वै भजन्तमुपयात्यनृतापवर्गः॥ ४३**

(છંદ - વસંતતિલકા)

જગતના અધીશ્વર, (સર્વના) આત્મા, આ લોક અને પરલોકની કામનાઓ પૂર્ણ કરનાર યોગ્ય એવા તે આપને હું વરી છું. (પાપના મૂળરૂપ) સંસારનો જેનાથી નાશ થાય છે તથા પોતાનું ભજન કરનારને જ આત્મરૂપ કરે છે તે આપનાં ચરણ (દેવ-પશુ-પક્ષી વગેરે અનેક) જન્મોથી (સંસારમાં) ભટકતી એવી મારું શરણ થાઓ! ॥ ૪૩ ॥

किंच प्रार्थयते—स्यादिति। अरणं शरणम्। सृतिभिर्देवतिर्यगादिभिर्जन्मभिः। पाठान्तरे त्वर्थवादबहुलकर्मश्रवणैरित्यर्थः। कथंभूतस्य तव। यस्त्वमनृतस्य संसारस्यापवर्गो नाशो यस्मात्स भजन्तमुपयात्यात्मसात्करोति तस्य तवाङ्घ्रिरिति। भीतस्य हि शरणमेवानुरूपं भजनयोग्यं अतस्त्वा-महमभजमित्यर्थः॥ ४३॥

વળી, પ્રાર્થના કરે છે – **'स्यात् इति।'** **'अरणम्'** શરણ, **'सृतिभिः'** દેવ-પશુ-પક્ષી વગેરે અનેક જન્મોથી – પાઠાન્તરમાં **'सृतिभिः'** ને બદલે **श्रुतिभिः** હોય તો સ્તુતિ-નિંદાવાળાં કર્મો (સીતાત્યાગ, ગોપીત્યાગ, લક્ષ્મીજી પ્રત્યેની અનાસક્તિ વગેરે)નું શ્રવણ કરવાથી (સંસારમાં ભટકતી), એમ અર્થ છે. કેવું આપનું ચરણ? **'अनृतस्य'** પાપના મૂળરૂપ સંસારનો **'अपवर्गः'** નાશ જેનાથી છે તે ચરણ – પોતાનું ભજન કરનારને **'उपयाति'** આત્મસાત્ કરે છે તેવું આપનું ચરણ – ખરેખર, ભયભીત મનુષ્યને ભજન કરવા યોગ્ય, રક્ષા કરનારું છે. આથી હું આપને વરી છું, એમ અર્થ છે. ॥ ૪૩ ॥

ये चोक्ता राज्ञां बहवो गुणा 'राजपुत्रीप्सिता भूपैर्लोकपालविभूतिभिः।' इत्यादिना तत्र सेर्ष्यं सशापं साङ्गुलिभङ्गं चाह द्वाभ्याम्—**तस्याः स्युरिति**।

'હે રાજપુત્રી, લોકપાલો જેવા ઐશ્વર્યવાળા રાજાઓ દ્વારા તમને પ્રાપ્ત કરવાની કામના કરવામાં આવી છે.' (શ્લોક-૧૦) વગેરે દ્વારા રાજાઓના જે અનેક ગુણો વર્ણવાયા, તે માટે અસહનશીલતાપૂર્વક, શાપ સહિત આંગળીઓના ટચાકા બોલાવતાં (રુક્મિણીજી) બે શ્લોકથી કહે છે – **'तस्याः स्युः इति।'**

**तस्याः स्युरच्युत नृपा भवतोपदिष्टाः**
**स्त्रीणां गृहेषु खरगोश्वबिडालभृत्याः।**
**यत्कर्णमूलमरिकर्षण नोपयायाद्**
**युष्मत्कथा मृडविरिंचसभासु गीता॥ ४४**

(છંદ - વસંતતિલકા)

खरा इव केवलं भारवाहा गावो बलिवर्दा इव नित्यं व्यापारक्लिष्टाः, श्वान इवावमताः, बिडाला इव कृपणा हिंस्राश्च, भृत्या इव किंकरा नृपास्तस्या दुर्भगायाः पतयः स्युः। यस्याः कर्णपथं त्वत्कथा न प्राप्नुयादिति॥ ४४॥

**त्वक्श्मश्रुरोमनखकेशपिनद्धमन्त-**
**र्मांसास्थिरक्तकृमिविट्कफपित्तवातम्।**
**जीवच्छवं भजति कान्तमतिर्विमूढा**
**या ते पदाब्जमकरन्दमजिघ्रती स्त्री॥ ४५**

(છંદ - વસંતતિલકા)

तथा हि—ते पदाब्जमकरन्दमजिघ्रती सती या स्त्री विमूढा सा कान्तोऽयमिति मतिर्यस्याः सा कान्तमतिर्जीवच्छवं भजति। त्वगादिभिर्बहिः पिनद्धं छन्नमन्तर्मांसादिमयमिति॥ ४५॥

यदुक्तं 'उदासीना वयम्' इत्यादिना तत्राह—**अस्त्विति।**

**अस्त्वम्बुजाक्ष मम ते चरणानुराग**
**आत्मन् रतस्य मयि चानतिरिक्तदृष्टेः।**
**यर्ह्यस्य वृद्धय उपात्तरजोऽतिमात्रो**
**मामीक्षसे तदु ह नः परमानुकम्पा॥ ४६**

(છંદ - વસંતતિલકા)

હે અચ્યુત, હે અરિદમન, આપના દ્વારા વિભૂતિ વગેરે ગુણોવાળારૂપે વર્ણવાયેલા જે રાજાઓ સ્ત્રી-(પ્રધાન) ઘરોમાં ગધેડા, બળદ, કૂતરા, બિલાડા અને સેવકો જેવા છે તેઓ, તે (દુર્ભાગી) સ્ત્રીના જ (પતિ) થાઓ, કે જેના કર્ણપથ પર મહાદેવજી અને બ્રહ્માજીની સભાઓમાં ગવાયેલી આપની કથા (શ્રવણ કરવામાં) આવી ન હોય. ॥ ૪૪ ॥

ગધેડા જેવા માત્ર ભાર ઊંચકનારા, બળદો જેવા હંમેશાં કાર્યભારથી ક્લેશ પામેલા, કૂતરા જેવા અવગણના પામેલા, બિલાડા જેવા દયામણા બનીને હિંસા કરનારા, **'भृत्याः'** સેવકો જેવા રાજાઓ તે દુર્ભગા સ્ત્રીના પતિઓ થાઓ! જેના કર્ણપથમાં આપની કથા આવી ન હોય. ॥ ૪૪ ॥

જે અતિમૂઢ સ્ત્રી આપના ચરણકમળના મકરંદને સૂંઘતી નથી (અર્થાત્ આપના ચરણના માહાત્મ્યની કથાનું શ્રવણ કરતી નથી), તે આ (કમનીય) કાન્ત છે, એવી બુદ્ધિવાળી થઈને ત્વચા-દાઢીમૂછ-રુવાંટાં-નખ-કેશથી ઢંકાયેલા અને અંદર માંસ-અસ્થિ-રક્ત-કૃમિ-વિષ્ટા-કફ-પિત્ત-વાતવાળા જીવતા મડદા જેવા પુરુષને સેવે છે.॥ ૪૫ ॥

તે અનુસાર – આપના ચરણકમળના મકરંદને ન સૂંઘતી હોઈ જે સ્ત્રી અતિમૂઢ છે તે, આ કમનીય કાંત છે એવી મતિ છે જેની તે, પતિની બુદ્ધિથી જીવતા મડદાને સેવે છે. ત્વચા વગેરેથી બહાર **'पिनद्धम्'** ઢંકાયેલાને, અંદર માંસ વગેરેથી ભરેલા (જીવતા મડદા)ને ॥ ૪૫ ॥

'અમે ઉદાસીન છીએ.' (શ્લોક-૨૦) વગેરે દ્વારા જે કહેવામાં આવ્યું, તે માટે ઉત્તર આપે છે – **'अस्तु इति।'**

હે કમલનેત્ર, આત્મામાં રમણ કરનારા આપની મારા ઉપર પણ અતિશય (રાગયુક્ત) દૃષ્ટિ નથી, તેમ છતાં આપના ચરણમાં મારો અનુરાગ થાઓ. (કારણ કે આપના ચરણમાં અનુરાગ થવો એ જ પરમ લાભ છે.) આની (વિશ્વની) વૃદ્ધિ માટે જેમના દ્વારા અતિ ઉત્કટ રજોગુણ સ્વીકારવામાં આવ્યો છે તેવા થઈને આપ મને જુઓ છો, તે જ અમારા ઉપર પરમ અનુકંપા છે. ॥ ૪૬ ॥

यद्यपि त्वं निरपेक्षस्तथापि मम ते चरणानुरागोऽस्तु। मयि च मय्यपि नातिरिक्ता अतिशयवती दृष्टिर्यस्य तस्य ते। आत्मन् आत्मन्येव रतस्य। तर्हि तव तेन को लाभः। त्वच्चरणानुराग एव महान् लाभः। किंच यर्ह्यस्य विश्वस्य वृद्धये उपात्ता रजसोऽतिमात्रा औत्कट्यं येन स तथाभूतः सन्मामीक्षसे। उ एवार्थे। ह हर्षे। तदेव नः परमानुकम्पा अत्यनुग्रह इति॥ ४६॥

જો કે આપ નિરપેક્ષ છો, તેમ છતાં આપના ચરણમાં મારો અનુરાગ થાઓ! **'मयि च'** મારા ઉપર પણ જેમની **'न-अतिरिक्ता'** અતિશય (રાગયુક્ત) દૃષ્ટિ નથી તે આપના – **'आत्मन्'** આત્મામાં રમણ કરનારાના – પણ તેથી તમને શો લાભ થવાનો છે? આપના ચરણોમાં અનુરાગ થવો એ જ મહાન લાભ છે. વળી, **'अस्य'** આ વિશ્વની વૃદ્ધિ માટે સ્વીકારવામાં આવી છે રજોગુણની **'अतिमात्रा'** અતિ ઉત્કટતા જેમના દ્વારા તે આપ, તેવા થઈને મને જુઓ છો. **'उ'** एव ના અર્થમાં છે, **'ह'** હર્ષમાં છે. એ જ અમારા ઉપર પરમ અનુકંપારૂપ છે. ॥ ૪૬ ॥

तदेवं सर्वं तदुक्तं प्रतिव्याख्याय प्रसन्नचित्ता मन्त्रमुपदिशन्त्याह द्वाभ्याम्—**नैवेति**।

તો આમ, ભગવાન દ્વારા કહેવાયેલા તે સર્વનો વળતો (સ્તુતિપરક) વ્યાખ્યારૂપ જવાબ આપીને પ્રસન્ન ચિત્તે બે શ્લોકો દ્વારા રહસ્યનો ઉપદેશ કરે છે – **'न-एव इति।'**

**नैवालीकमहं मन्ये वचस्ते मधुसूदन।**
**अम्बाया इव हि प्रायः कन्यायाः स्याद् रतिः क्वचित्॥ ४७॥**

આપના વચનને હે મધુસૂદન, હું અસત્ય નથી માનતી. અંબાની જેમ કોઈક પુરુષમાં સ્ત્રીને કન્યાવસ્થામાં પ્રીતિ થઈ જાય છે. ॥ ૪૭ ॥

'अथात्मनोऽनुरूपम्' इत्यादि ते वचोऽलीकं मिथ्येति नैव मन्ये। यतो लोके कन्याया एव क्वचिद्रतिर्भवति। यथा काशिराजकन्यानामम्बा-म्बालिकाम्बिकानां तिसृणां मध्ये अम्बायाः कन्याया एव शाल्वे रतिर्जाता तद्वत्॥ ४७॥

'તેથી પોતાને અનુરૂપ (વર)ને......' વગેરે (શ્લોક-૧૭) આપના વચનને હું **'अलीकम्'** મિથ્યા નથી જ માનતી. લોકમાં કન્યાવસ્થામાં જ ક્યારેક પ્રીતિ થઈ જાય છે, તેથી જેમ કાશીરાજની અંબા, અંબિકા અને અંબાલિકા – એ ત્રણમાં અંબાને કન્યાવસ્થામાં જ શાલ્વ ઉપર પ્રીતિ થઈ હતી તેમ (મને પણ આપનામાં જ પ્રીતિ થઈ છે.) ॥ ૪૭ ॥

**व्यूढायाश्चापि पुंश्चल्या मनोऽभ्येति नवं नवम्।**
**बुधोऽसतीं न बिभृयात् तां बिभ्रदुभयच्युतः॥ ४८**

પરણેલી હોય તો પણ કુલટા સ્ત્રીનું મન નવા નવા પુરુષમાં જાય છે. બુદ્ધિમાન પુરુષે તે વ્યભિચારિણીને પોષવી જોઈએ નહીં, (કારણ કે) તેવી સ્ત્રીને પોષનારો પુરુષ આ લોક અને પરલોક – બંનેથી ભ્રષ્ટ થાય છે. ॥ ૪૮ ॥

व्यूढायाः परिणीताया अपीति, उभयस्मा-दिहपरलोकद्वयाच्च्युतो भ्रष्ट इति॥ ४८॥

**'व्यूढायाः'** પરણેલી હોય તો પણ – **'उभयस्मात्'** આ લોક અને પરલોક – બંનેથી **'च्युतः'** ભ્રષ્ટ થાય છે. ॥ ૪૮ ॥

श्रीभगवानुवाच

**साध्व्येतच्छ्रोतुकामैस्त्वं राजपुत्रि प्रलम्भिता।**
**मयोदितं यदन्वात्थ सर्वं तत् सत्यमेव हि॥ ४९**

**શ્રીભગવાન બોલ્યા** – હે સાધ્વી, આ (સ્નેહસભર, વિવેકપૂર્ણ વચનો) સાંભળવાની ઈચ્છાથી મારા દ્વારા વિનોદયુક્ત ઉપહાસ કરવામાં આવ્યો છે. હે રાજપુત્રી, મારા કહેલા વચનના પ્રત્યુત્તરરૂપે તમે જે સમાલોચના કરી છે તે ખરેખર, યર્થાથ જ છે. ॥ ૪૯ ॥

प्रलम्भिता उपहसिता। अन्वात्थ अन्वाख्यातवती॥ ४९॥

**'प्रलम्भिता'** પરિહાસ કરાયેલાં તમે – **'अनु-आत्थ'** પ્રત્યુત્તરરૂપે જે વ્યાખ્યાન કર્યું ॥ ૪૯ ॥

**यान् यान् कामयसे कामान् मय्यकामाय भामिनि।**
**सन्ति ह्येकान्तभक्तायास्तव कल्याणि नित्यदा॥ ५०**

હે ભામિની, હે કલ્યાણી, કામની નિવૃત્તિ માટે તમારા દ્વારા જે જે મનોરથો કરવામાં આવે, તમારા તે સર્વ મનોરથો એક માત્ર મારી જ ભક્તિ કરનારાં તમારે માટે સદા સર્વદા સિદ્ધ જ છે. ॥ ૫૦ ॥

मयि एकान्तभक्तायास्ते कामाः सन्त्येव। अकामाय कामनिवृत्तये मोक्षपर्यवसायिन इत्यर्थः ॥५०॥

એક માત્ર મારામાં જ જેનો અંત છે એવી એકાંત ભક્તિ કરનારાં તમારા મનોરથો સર્વદા સિદ્ધ જ છે. **'अकामाय'** કામની નિવૃત્તિ માટે, મોક્ષમાં પરિણામ પામનારા ॥ ૫૦ ॥

अनुवादेन वरान् दत्त्वा तामभिनन्दति—**उपलब्धमिति**।

આગળ કહેલું કહેવા દ્વારા વરદાનો આપીને તે રુક્મિણીને (ભગવાન) ધન્યવાદ આપે છે – **'उपलब्धम् इति।'**

**उपलब्धं पतिप्रेम पातिव्रत्यं च तेऽनघे।**
**यद्वाक्यैश्चाल्यमानाया न धीर्मय्यपकर्षिता॥ ५१**

હે નિષ્પાપ (દેવી), તમારો પતિપ્રેમ અને પતિ પ્રત્યેની એકનિષ્ઠા મેં જાણ્યાં છે, કારણ કે (મારાં) વાક્યોથી ચલાયમાન કરવામાં આવેલી તમારી બુદ્ધિ મારામાં (જ) પ્રવર્તતી હોઈ અન્ય વિષયવાળી થતી નથી. ॥ ૫૧ ॥

यद्यस्मान्मयि वर्तमाना धीर्नापकर्षिता नान्यविषया जाता॥ ५१॥

**'यत्'** કારણ કે મારામાં પ્રવર્તતી બુદ્ધિ **'न-अपकर्षिता'** અન્ય વિષયવાળી થતી નથી. ॥ ૫૧ ॥

एकान्तभक्तिमभिनन्द्य तामेव दृढीकर्तुं सकामान् भक्तान्निन्दति—**ये मामिति**।

એક માત્ર પોતાના પતિમાં જ પ્રવર્તતી ભક્તિનું અભિનંદન કરીને તેને જ દૃઢ કરવા માટે સકામ ભક્તોની નિંદા કરે છે – **'ये माम् इति।'**

**ये मां भजन्ति दाम्पत्ये तपसा व्रतचर्यया।**
**कामात्मानोऽपवर्गेशं मोहिता मम मायया॥ ५२**

વિષયભોગમાં ચિત્તવાળા જે મનુષ્યો તપશ્ચર્યા અને વ્રતાચરણથી મોક્ષ પ્રદાન કરનાર ઈશ્વર એવા મને દામ્પત્યસુખ માટે ભજે છે, તેઓ મારી માયાથી મોહિત થયેલા છે. ॥ ૫૨ ॥

दाम्पत्ये दम्पत्युपभोग्यसुखार्थम्॥ ५२॥

**'दाम्पत्ये'** દમ્પતીને ઉપભોગ કરવા યોગ્ય સુખ માટે ॥ ૫૨ ॥

मायामोहितत्वमेवोपपादयति—**मां प्राप्येति**।

**मां प्राप्य मानिन्यपवर्गसम्पदं**
**वाञ्छन्ति ये सम्पद एव तत्पतिम्।**
**ते मन्दभाग्या निरयेऽपि ये नृणां**
**मात्रात्मकत्वान्निरयः सुसंगमः॥ ५३**

अपवर्गेण सह संपदो यस्मिंस्तं मां प्राप्य प्रसाद्य ये केवलं संपद एव विषयान्वाञ्छन्ति न तु माम्। तत्पतिं तासां संपदामपि योऽहमेव पतिस्तम्। तथा ये विषया निरयेऽप्यतिनिकृष्ट-योनावपि स्युस्तान्। किंच तेषां पुंसां मात्रात्मकत्वा-द्विषयात्मकत्वान्निरयः सुसङ्गमः शोभनसङ्गम एव स्यादतो मन्दभाग्या एव ते इत्यर्थः॥ ५३॥

**दिष्ट्या गृहेश्वर्यसकृन्मयि त्वया**
**कृताऽनुवृत्तिर्भवमोचनी खलैः।**
**सुदुष्करासौ सुतरां दुराशिषो**
**ह्यसुम्भराया निकृतिंजुषः स्त्रियाः॥ ५४**

तस्मात् हे गृहेश्वरि, त्वया मयि भवमोचनी निष्कामाऽनुवृत्तिः कृता एतद्दिष्ट्या भद्रम्। कथंभूता। खलैः सुदुष्करा। दुराशिषो दुरभिप्रायाया अत एव असुंभरायाः प्राणतर्पणपराया निकृतिंजुषो वञ्चनपरायाः स्त्रियाः सुतरामसावनु-वृत्तिर्दुष्करेति॥ ५४॥

किंच सन्ति निष्कामाः प्रेम्णैव मय्यनुवर्तमाना बह्व्यः किंतु त्वया सदृशीं क्वापि न पश्यामीति तस्या भक्तिं बहुमानेनाभिनन्दति—**न त्वादृशीमिति** त्रिभिः।

માયાથી મોહિત થવારૂપ (મંદભાગ્યરૂપત્વ)ને પ્રસ્તુત કરે છે — **'मां प्राप्य इति।'**

હે માનિની, મોક્ષ સહિત સંપત્તિઓ પણ જેમાં છે તેવા મને પ્રાપ્ત (પ્રસન્ન) કરીને જેઓ સંપત્તિઓને ઇચ્છે છે, પણ તે (સંપત્તિઓ)ના સ્વામી એવા મને નથી ઇચ્છતા તે પુરુષોની વિષયરૂપતા હોવાથી જે વિષયો નરકમાં પણ છે તેમને તેઓ ઇચ્છે છે, આથી તેઓ મંદભાગી છે. ॥ ૫૩ ॥

મોક્ષ સહિત સંપત્તિઓ પણ જેમાં છે તેવા મુજને **'प्राप्य'** પ્રસન્ન કરીને જેઓ કેવળ **'संपदः एव'** વિષયોને જ ઇચ્છે છે, પણ મને નહીં. **'तत्पतिम्'** તે સંપત્તિઓનો પણ જે હું જ પતિ છું, તેને નહીં. તથા જે વિષયો નરકમાં પણ, અતિ નિકૃષ્ટ યોનિમાં પણ છે, તેમને ઇચ્છે છે. વળી, તે પુરુષોની **'मात्रात्मकत्वात्'** વિષયરૂપતા હોવાથી તેમને નરક જ **'सुसंगमः'** સારી રીતે અભિમત છે, આથી તેઓ મંદભાગી જ છે, એમ અર્થ છે. ॥ ૫૩ ॥

તેથી હે ગૃહસ્વામિની, તારા દ્વારા મારા પ્રત્યે નિરંતર સંસારથી છોડાવનારી સેવા કરવામાં આવી છે, એ આનંદની વાત છે. એ સેવા દુર્જનો દ્વારા દુઃખથી પણ થવી અશક્ય છે તથા દુષ્ટ અભિપ્રાયવાળી, પોતાના જ પ્રાણને તૃપ્ત કરનારી અને છેતરપિંડી કરનારી સ્ત્રીઓને માટે તો એ સેવા અત્યંત સુદુષ્કર છે. ॥ ૫૪ ॥

તેથી હે ગૃહસ્વામિની, તારા દ્વારા મારા પ્રત્યે સંસારથી છોડાવનારી નિષ્કામ સેવા કરવામાં આવી છે, એ આનંદની વાત છે. કેવી સેવા? દુર્જનો દ્વારા અતિ દુષ્કર – **'दुराशिषः'** દુષ્ટ અભિપ્રાયવાળી અને આથી જ **'असुंभरायाः'** પોતાના પ્રાણનું પોષણ કરવામાં તત્પર, **'निकृतिंजुषः'** છેતરપિંડી કરનારી સ્ત્રીઓ માટે એ સેવા અત્યંત દુષ્કર છે. ॥ ૫૪ ॥

વળી, નિષ્કામ અને પ્રેમથી જ મારી સેવા કરનારી ઘણી સ્ત્રીઓ છે, પરંતુ તમારા જેવી હું કોઈ પણ જોતો નથી, એમ રુક્મિણીજીની ભક્તિને બહુમાન આપવા દ્વારા ત્રણ શ્લોકોથી પ્રશંસા કરે છે – **'न त्वादृशीम् इति।'**

**न त्वादृशीं प्रणयिनीं गृहिणीं गृहेषु**
**पश्यामि मानिनि यया स्वविवाहकाले।**
**प्राप्तान् नृपानवगणय्य रहोहरो मे**
**प्रस्थापितो द्विज उपश्रुतसत्कथस्य॥ ५५**

(છંદ - વસંતતિલકા)

હે માનિની, પોતાના વિવાહસમયે (તમને પરણવા) આવેલા રાજાઓનો અનાદર કરીને, જે તમારા દ્વારા, જેની સત્ય કથાઓ શ્રવણ કરવામાં આવી તેવા મારી પાસે ગુપ્ત સંદેશો લઈ જનાર બ્રાહ્મણ મોકલવામાં આવ્યો, તેવી તમારા જેવી પ્રેમાળ ગૃહિણી, ઘરમાં ઘણી ભાર્યાઓની વચ્ચે મને દેખાતી નથી. ॥ ૫૫ ॥

उपश्रुताः सत्यः कथा यस्य मे॥ ५५॥

શ્રવણ કરવામાં આવી છે જેની સત્ય કથાઓ તેવા મારી પાસે ॥ ૫૫ ॥

**भ्रातुर्विरूपकरणं युधि निर्जितस्य**
**प्रोद्वाहपर्वणि च तद्वधमक्षगोष्ठ्याम्।**
**दुःखं समुत्थमसहोऽस्मदयोगभीत्या**
**नैवाब्रवीः किमपि तेन वयं जितास्ते॥ ५६**

(છંદ - વસંતતિલકા)

યુદ્ધમાં પરાજિત થયેલા ભાઈ રુક્મીને કદ્રૂપો બનાવાયો, (અનિરુદ્ધના) વિવાહપ્રસંગે દ્યૂતસભામાં તેનો વધ કરવામાં આવ્યો એ દુઃખ અમારી સાથે વિયોગ થવાના ભયથી તમે સહન કર્યું અને કંઈ પણ બોલ્યાં નહીં, તેથી અમે તમારાથી જિતાઈ ગયા છીએ. ॥ ૫૬ ॥

प्रोद्वाहपर्वण्यनिरुद्धविवाहे। अक्षगोष्ठ्यां द्यूतसभायाम्। तस्य भ्रातुर्वधम्। तस्मिन्काले कालान्तरे वा तदनुस्मरणतः पुनः पुनः समुत्थं दुःखमस्माभिरयोगो वियोगस्तद्भीत्या असहः सोढवत्यसि। अनेनैवानिरुद्धविवाहानन्तर्यमस्य ज्ञातव्यम्॥ ५६॥

**'प्रोद्वाहपर्वणि'** અનિરુદ્ધના વિવાહપ્રસંગે – **'अक्षगोष्ठ्याम्'** દ્યૂતસભામાં – તે ભાઈના વધને – તે સમયે અને પછી પણ તેના સ્મરણથી ફરી ફરી ઉત્પન્ન થતું દુઃખ અમારી સાથે **'अयोगः'** વિયોગ, તે વિયોગ થવાના ભયથી **'असहः'** સહન કર્યું. આ દ્વારા અનિરુદ્ધના વિવાહ(માં રુક્મીના વધ) પછી આ પરિહાસનો પ્રસંગ બન્યો, એમ સમજવું જોઈએ.॥ ૫૬ ॥

अपि च **दूत इति**।

અને વળી, **'दूतः इति।'**

**दूतस्त्वयाऽऽत्मलभने सुविविक्तमन्त्रः**
**प्रस्थापितो मयि चिरायति शून्यमेतत्।**
**मत्वा जिहास इदमंगमनन्ययोग्यं**
**तिष्ठेत तत्त्वयि वयं प्रतिनन्दयामः॥ ५७**

(છંદ - વસંતતિલકા)

મારી પ્રાપ્તિ માટે તમારા દ્વારા ગુપ્ત વચન પ્રકટ કરનારો દૂત મોકલવામાં આવ્યો હતો તે સમયે જ્યારે મેં વિલંબ કર્યો, ત્યારે આ વિશ્વને શૂન્ય માનીને, અન્યને માટે અયોગ્ય એવા (પોતાના) શરીરને તમે ત્યાગી દેવાની ઇચ્છા કરી હતી, તે તમારું કર્મ તમારી પાસે જ રહો. અમે તમને અભિનંદન આપીએ છીએ. ॥ ૫૭ ॥

आत्मलभने मत्प्राप्त्यर्थम्। मयि चिरायति श्वोभाविनि विवाहे आगन्तव्यमिति कृते समये कथंचिदप्राप्तवति सत्येतद्विश्वं शून्यं मत्वेदमनन्ययोग्यमङ्गं जिहासे त्यक्तुमिच्छामि

**'आत्मलभने'** મારી પ્રાપ્તિ માટે – **'मयि चिरायति'** હું મોડો આવ્યો ત્યારે આવવા માટે નક્કી કરેલા સમયે કોઈક રીતે મને પ્રાપ્ત ન કરતાં, આ વિશ્વને શૂન્ય માનીને, અન્યને માટે અયોગ્ય એવા પોતાના આ શરીરનો **'जिहासे'** ત્યાગ કરવા ઇચ્છું છું, (આવો

त्यक्ष्यामीत्येवं दूतः प्रस्थापितः। तथा ह्युक्तं त्वया—'यर्ह्यम्बुजाक्ष न लभेय भवत्प्रसादं जह्यामसून् व्रतकृशान् शतजन्मभिः स्यात्॥' इति। यद्वा अजिहास इति च्छेदः। त्यक्तुमैच्छ इत्यर्थः। तत्तव कर्म त्वय्येव तिष्ठेत्, न तत्प्रतिकर्तुं शक्यमित्यर्थः। किंतु केवलं त्वां प्रतिनन्दयामो हर्षयाम इति॥ ५७॥

નિશ્ચય કરીને) દૂત મોકલાયો હતો. તમે એમ જ કહ્યું હતું – 'હે કમલનયન, જો આપની કૃપા (આ જન્મમાં) હું ન પામું, તો વ્રતોથી દુર્બળ થયેલા પ્રાણનો ત્યાગ કરું અને એમ કરતાં સો જન્મે (તો આપની કૃપા થશે!') (શ્રીમદ્ ભા.૧૦/૫૨/૪૩) અથવા **अजिहास** એમ પદચ્છેદ કરતાં, **त्यक्तुम् ऐच्छः** આ શરીરનો ત્યાગ કરવા માટે તમે ઇચ્છ્યું છે, એમ અર્થ છે. તમારું તે કર્મ તમારી પાસે જ રહો. તેનું ઋણ ચૂકવવું અશક્ય છે, એમ અર્થ છે. અમે તો કેવળ તમને **'प्रतिनन्दयामः'** અભિનંદન આપીએ છીએ.॥ ૫૭ ॥

**श्रीशुक उवाच**

**एवं सौरतसँल्लापैर्भगवान् जगदीश्वरः।**
**स्वरतो रमया रेमे नरलोकं विडम्बयन्॥ ५८**

सौरतसँल्लापैः सुरतनर्मगोष्ठीभिः॥ ५८॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – આમ, મનુષ્યલોકનું અનુકરણ કરતા આત્મારામ ભગવાન જગદીશ્વર દામ્પત્યપ્રેમને વધારનારા પરિહાસપૂર્ણ વાર્તાલાપોથી રમા સાથે રમણ કરતા હતા. ॥ ૫૮ ॥

**'सौरतसँल्लापैः'** દામ્પત્યપ્રેમ વધારનારા પરિહાસ-પૂર્ણ વાર્તાલાપોથી ॥ ૫૮ ॥

**तथाऽन्यासामपि विभुर्गृहेषु गृहवानिव।**
**आस्थितो गृहमेधीयान् धर्माँल्लोकगुरुर्हरिः॥ ५९**

॥ ५९॥

તે પ્રમાણે અન્ય ભાર્યાઓના રાજમહેલોમાં પણ (પોતાનું એક એક સ્વરૂપ) સ્થાપીને ગૃહસ્થની જેમ ગૃહસ્થધર્મનું અનુષ્ઠાન કરતાં કરતાં લોકગુરુ વિભુ શ્રીહરિ (અન્ય ભાર્યાઓ સાથે) રહેતા હતા. ॥ ૫૯ ॥ ૫૯ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे उत्तरार्धे कृष्णरुक्मिणीसंवादो नाम षष्टितमोऽध्यायः॥ ६०॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे उत्तरार्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां षष्टितमोऽध्यायः॥ ६०॥

*****

# अथैकषष्टितमोऽध्यायः

## ભગવાનનાં સંતાનોનું વર્ણન તથા અનિરુદ્ધના વિવાહમાં રુક્મીનો વધ

एकषष्टितमे शौरेः पुत्रपौत्रादिसन्ततिः।
अनिरुद्धविवाहे च रुक्मिणो रामतो वधः॥ १॥

એકસઠમા અધ્યાયમાં ભગવાનનાં પુત્ર-પૌત્ર વગેરે સંતાનો તથા અનિરુદ્ધના વિવાહમાં બલરામજી દ્વારા રુક્મીનો વધ વર્ણવાયાં છે. ॥ ૧ ॥

अष्टाधिकशतद्व्यष्टसहस्रस्त्रीसमुद्भवान्।
कोटिशः पुत्रपौत्रादीन् हरिर्दारैरयोजयत्॥ २॥

સોળ હજાર એકસો આઠ પત્નીઓથી ઉત્પન્ન થયેલા કરોડો પુત્ર-પૌત્ર વગેરેને શ્રીહરિએ પત્નીઓ સાથે સંભાળ્યા હતા. ॥ ૨ ॥

तदेतद्वक्तुमाह—**एकैकश इति।**

(ભગવાનનું મનુષ્યલોકનું અનુકરણ) આ વર્ણવવા માટે કહે છે – **'एकैकशः इति।'**

श्रीशुक उवाच

**एकैकशस्ताः कृष्णस्य पुत्रान् दश दशाबलाः।**
**अजीजनन्ननवमान्पितुः सर्वात्मसम्पदा॥ १**

कृष्णस्याबला भार्याः। सर्वा या आत्मनि संपत्तया। पितुः सकाशादनवमानन्यूनान्॥ १॥

**गृहादनपगं वीक्ष्य राजपुत्र्योऽच्युतं स्थितम्।**
**प्रेष्ठं न्यमंसत स्वं स्वं न तत्तत्त्वविदः स्त्रियः॥ २**

प्रेष्ठं न्यमंसत अच्युतस्य प्रियतमं प्रत्येकं स्वं स्वं मेनिरे। न तस्य तत्त्वमात्मारामत्वं विदन्ति ताः॥ २॥

आत्मारामत्वं व्यनक्ति द्वयेन—**चार्विति**।

**चार्वब्जकोशवदनायतबाहुनेत्र-**
**सप्रेमहासरसवीक्षितवल्गुजल्पैः।**
**सम्मोहिता भगवतो न मनो विजेतुं**
**स्वैर्विभ्रमैः समशकन् वनिता विभूम्नः॥ ३**

(છંદ - વસંતતિલકા) (શ્લોક - ૩ થી ૬)

चार्वब्जकोशवद्वदनं च आयतानि बाहुनेत्राणि च सप्रेम्णा हासरसेन वीक्षितानि च वल्गुजल्पाश्च भगवतः एतैः संमोहिता वनिताः स्वैः स्वैर-नेकैर्विभ्रमैस्तस्य श्रीकृष्णस्य मनो विजेतुं हर्तुं न समशकन्न शक्ता बभूवुः। विभूम्नः परिपूर्णस्य॥ ३॥

तासां विभ्रमान्वर्णयन्नेतद्विवृणोति—**स्मायेति**।

**શ્રીશુકદેવજી બોલ્યા** – શ્રીકૃષ્ણની તે (પૂર્વોક્ત) પત્નીઓમાંની દરેકે, શરીરસૌષ્ઠવમાં સર્વ રીતે પિતા કરતાં ઊતરતા ન હોય તેવા દસ-દસ પુત્રોને જન્મ આપ્યો હતો. ॥ ૧ ॥

શ્રીકૃષ્ણની '**अबलाः**' ભાર્યાઓ – શરીરમાં જે સર્વ પ્રકારની સ્વરૂપસંપત્તિ છે તેનાથી પિતા કરતાં '**अनवमान्**' ઊતરતા ન હોય તેવા પુત્રોને ॥ ૧ ॥

અચ્યુત શ્રીકૃષ્ણને ઘરમાંથી બહાર ન જતા અને (પોતાના ઘરમાં જ) વસેલા જોઈને (સર્વ) રાજકુમારીઓ પોતપોતાની જાતને જ શ્રીકૃષ્ણની (અત્યંત) પ્રિયતમા માનતી હતી, પરંતુ તે સ્ત્રીઓ શ્રીકૃષ્ણના આત્મારામત્વને જાણતી ન હતી. ॥ ૨ ॥

'**प्रेष्ठं न्यमंसत**' દરેક રાજકુમારી પોતપોતાની જાતને અચ્યુતની પ્રિયતમા માનતી હતી. તેમના '**तत्त्वम्**' આત્મારામત્વને તે સ્ત્રીઓ જાણતી ન હતી. ॥ ૨ ॥

ભગવાનની આત્મારામતા બે શ્લોકોથી પ્રકટ કરે છે – '**चारु इति।**'

ભગવાનનું કમળના કોશ જેવું મનોહર મુખ, દીર્ઘ બાહુ, દીર્ઘ નયનો, હાસ્યરસયુક્ત અવલોકનો અને હૃદયંગમ વાર્તાલાપોથી સંમોહિત થયેલી વનિતાઓ પોતાના વિલાસોથી સ્વરૂપાનંદથી પરિપૂર્ણ ભગવાનના મનને હરી લેવાને સમર્થ થઈ ન હતી. ॥ ૩ ॥

ભગવાનનું કમળના કોશ જેવું મનોહર મુખ, દીર્ઘ બાહુ અને દીર્ઘ નયનો, '**सप्रेम्णा**' હાસ્યરસયુક્ત અવલોકનો અને હૃદયંગમ વાર્તાલાપો – આ સર્વથી સંમોહિત થયેલી વનિતાઓ પોતપોતાના અનેક વિલાસોથી તે શ્રીકૃષ્ણના મનને '**विजेतुम्**' હરી લેવાને '**न समशकन्**' સમર્થ થઈ ન હતી. '**विभूम्नः**' પરિપૂર્ણ ભગવાનના ॥ ૩ ॥

તે વનિતાઓના વિલાસને વર્ણવતા ભગવાનના આત્મારામત્વનું વિવરણ કરે છે – '**स्माय इति।**'

**स्मायावलोकलवदर्शितभावहारि-**
**भ्रूमण्डलप्रहितसौरतमन्त्रशौण्डैः ।**
**पत्न्यस्तु षोडशसहस्रमनंगबाणै-**
**र्यस्येन्द्रियं विमथितुं करणैर्न शेकुः ॥ ४**

ગૂઢ સ્મિતયુક્ત નેત્રકટાક્ષથી સૂચિત થતા અભિપ્રાયથી મનોહર ભ્રૂકુટિઓ દ્વારા કરાયેલા રતિવર્ધક વિલાસોમાં નિપુણ એવાં કામદેવનાં બાણોથી અને (કામશાસ્ત્રમાં પ્રસિદ્ધ) અન્ય ઉપાયોથી સોળ હજાર પત્નીઓ પણ જે ભગવાનના મનને ક્ષુભિત કરવા માટે સમર્થ થઈ ન હતી. ॥ ૪ ॥

स्मायो गूढहसितं तद्युक्तोऽवलोकलवः कटाक्षस्तेन दर्शितः सूचितो भावोऽभिप्रायस्तेन हारि मनोहरणशीलं यद् भ्रूमण्डलं तेन प्रहिताः प्रस्थापिता ये सौरता मन्त्रास्तेषु शौण्डैः प्रगल्भैरनङ्गस्य बाणैः शरैरन्यैश्च करणैः कामशास्त्रप्रसिद्धैर्यस्येन्द्रियं मनो विमथितुं क्षोभयितुं षोडशसहस्रमपि पत्न्यो न शेकुरिति ॥ ४ ॥

**'स्मायः'** ગૂઢ સ્મિત, તેનાથી યુક્ત **'अवलोकलवः'** નેત્રકટાક્ષ, તેનાથી **'दर्शितः'** સૂચિત **'भावः'** અભિપ્રાય, તેનાથી **'हारि'** મનને હરી લેવાના સ્વભાવવાળું જે ભ્રૂકુટિમંડળ, તેનાથી **'प्रहिताः'** કરાવવામાં આવેલા રતિવર્ધક વિલાસો, તેમનામાં **'शौण्डैः'** નિપુણ એવાં કામદેવનાં બાણોથી અને બીજા **'करणैः'** કામશાસ્ત્રમાં પ્રસિદ્ધ ઉપાયોથી જેમના **'इन्द्रियम्'** મનને **'विमथितुम्'** ક્ષુભિત કરવા માટે સોળ હજાર પત્નીઓ હોવા છતાં પણ તેઓ સમર્થ થઈ ન હતી. ॥ ૪ ॥

**इत्थं रमापतिमवाप्य पतिं स्त्रियस्ता**
**ब्रह्मादयोऽपि न विदुः पदवीं यदीयाम् ।**
**भेजुर्मुदाऽविरतमेधितयाऽनुराग-**
**हासावलोकनवसंगमलालसाद्यम् ॥ ५**

બ્રહ્માદિ દેવો પણ જેમની પ્રાપ્તિના માર્ગને નથી જાણતા એવા રમાપતિ વિષ્ણુને પતિરૂપે પ્રાપ્ત કરીને તે વનિતાઓ નિરંતર વધતા હર્ષથી અનુરાગયુક્ત હાસ્ય અને અવલોકન તથા નવસંગમની લાલસા જે વિલાસસમૂહમાં આદ્ય છે, તેને સેવતી હતી.॥ ૫ ॥

अनुरागेण हासोऽवलोकश्च नवसङ्गमे लालसमौत्सुक्यं च ते आद्या यस्य विभ्रमकदम्बस्य तं भेजुः । अनुरागहासावलोकनवसङ्गमलालसाद्यं भेजुस्तस्य मनो विजेतुं न शेकुरिति वा ॥ ५ ॥

અનુરાગયુક્ત હાસ્ય અને અવલોકન તથા નવસંગમ માટેની **'लालसम्'** ઉત્સુકતા વગેરે જે વિલાસસમૂહમાં આદ્ય (પ્રથમ) છે, તે વિલાસસમૂહને તે સર્વ સેવતી હતી. અથવા અનુરાગ, હાસ્ય, અવલોકન, નવસંગમની ઉત્સુકતા વગેરેને સેવતી હતી. તે ભગવાનના મનને હરી લેવાને સમર્થ ન હતી. ॥ ૫ ॥

**प्रत्युद्गमासनवरार्हणपादशौच-**
**ताम्बूलविश्रमणवीजनगन्धमाल्यैः ।**
**केशप्रसारशयनस्नपनोपहार्यै-**
**र्दासीशता अपि विभोर्विदधुः स्म दास्यम् ॥ ६**

ભગવાનની સન્મુખ જઈ સ્વાગત કરવું, ઉત્તમ આસન આપવું, પૂજન કરવું, ચરણ પખાળવાં, પાનબીડું આપવું, (ચરણ ચાંપવા વગેરે દ્વારા) શ્રમ દૂર કરવો, વીંઝણો નાખવો, ચંદન લેપવું, પુષ્પમાળા આપવી, કેશ સમારવા, શયન-સ્નાન-ભોજન કરાવવાં વગેરેથી, સેંકડો દાસીઓ હોવા છતાં પણ (તે સર્વ રાણીઓ) વિભુ શ્રીકૃષ્ણનું દાસ્ય (જાતે જ) કરતી હતી. ॥ ૬ ॥

किंतु प्रत्युद्गमादिभिर्विभोस्तस्य दास्यं नित्यं विदधुरिति। प्रौढभावेऽपि नवसङ्गमाद्यभिधानमगतसारत्वेनौत्सुक्येन च तथा प्रतीतेः। तेषामेव श्लोकानां प्रस्तावान्तरे पुनः पुनरावृत्तिरतिसौन्दर्यात्॥ ६॥

प्रासङ्गिकमुक्त्वा प्रस्तुतमाह—**तासामिति**।

**तासां या दशपुत्राणां कृष्णस्त्रीणां पुरोदिताः।**
**अष्टौ महिष्यस्तत्पुत्रान् प्रद्युम्नादीन् गृणामि ते॥ ७**

दश दश पुत्रा यासां तासां मध्येऽष्टौ महिष्यो याः प्रागुक्तास्तत्पुत्रानिति॥ ७॥

**चारुदेष्णः सुदेष्णश्च चारुदेहश्च वीर्यवान्।**
**सुचारुश्चारुगुप्तश्च भद्रचारुस्तथापरः॥ ८**
**चारुचन्द्रो विचारुश्च चारुश्च दशमो हरेः।**
**प्रद्युम्नप्रमुखा जाता रुक्मिण्यां नावमाः पितुः॥ ९**

॥ ८॥ ९॥

**भानुः सुभानुः स्वर्भानुः प्रभानुर्भानुमांस्तथा।**
**चन्द्रभानुर्बृहद्भानुरतिभानुस्तथाऽष्टमः ॥ १०**
**श्रीभानुः प्रतिभानुश्च सत्यभामात्मजा दश।**
**साम्बः सुमित्रः पुरुजिच्छतजिच्च सहस्त्रजित्॥ ११**
**विजयश्चित्रकेतुश्च वसुमान् द्रविडः क्रतुः।**
**जाम्बवत्याः सुता ह्येते साम्बाद्याः पितृसंमताः॥ १२**

॥ १०॥ ११॥ १२॥

**वीरश्चन्द्रोऽश्वसेनश्च चित्रगुर्वेगवान् वृषः।**
**आमः शंकुर्वसुः श्रीमान् कुन्तिर्नाग्नजितेः सुताः॥ १३**

(સેંકડો દાસીઓ હતી) પરંતુ સમ્મુખ જઈ સ્વાગત કરવું વગેરે કાર્યોથી વિભુ શ્રીકૃષ્ણનું દાસ્ય સદાય કરતી હતી. પ્રૌઢભાવમાં પણ નવસંગમ વગેરેનું કથન કરેલું છે, કારણ કે પત્નીઓમાંથી યૌવનની શક્તિ જતી રહી નથી. તેને કારણે ઉત્સુકતાને લીધે તેવી પ્રતીતિ થાય છે. તે શ્લોકોનું જ બીજી પ્રસ્તુતિમાં વારંવાર કથન થાય છે, કારણ કે તેમાં અતિસૌંદર્ય છે. ॥ ૬ ॥

પ્રસંગને અનુરૂપ કહીને પ્રસ્તુત વિષયની વાત કરે છે – **'तासाम् इति।'**

જેમના દસ દસ પુત્રો હતા તે (શ્રીકૃષ્ણની સર્વ) રાણીઓમાં પૂર્વે કહેલી જે આઠ પટરાણીઓ હતી, તેમના પ્રદ્યુમ્ન વગેરે પુત્રોનાં નામ તમને કહું છું. ॥ ૭ ॥

જેમના દસ દસ પુત્રો હતા તે રાણીઓમાંની પૂર્વે કહેવામાં આવેલી જે આઠ પટરાણીઓ હતી તેમના પુત્રોનાં નામ (કહું છું.) ॥ ૭ ॥

રુક્મિણીમાં શ્રીહરિના પ્રદ્યુમ્ન જેમાં મુખ્ય હતો તેવા ચારુદેષ્ણ, સુદેષ્ણ, પરાક્રમી ચારુદેહ, સુચારુ, ચારુગુપ્ત, તેનાથી નાનો ભદ્રચારુ, ચારુચંદ્ર, વિચારુ અને દસમો ચારુ – એમ પિતાથી ઊતરતા ન હોય તેવા પુત્રો થયા હતા. ॥ ૮ ॥ ૯॥ ૮ ॥ ૯ ॥

ભાનુ, સુભાનુ, સ્વર્ભાનુ, પ્રભાનુ, ભાનુમાન, ચંદ્રભાનુ, બૃહદ્ભાનુ, આઠમો અતિભાનુ, શ્રીભાનુ અને પ્રતિભાનુ – એમ દસ સત્યભામાના પુત્રો હતા. સામ્બ, સુમિત્ર, પુરુજિત, શતજિત, સહસ્રજિત, વિજય, ચિત્રકેતુ, વસુમાન, દ્રવિડ અને ક્રતુ – આ (દસ) જાંબવતીના પુત્રો હતા, જેમાં સામ્બ મુખ્ય હતો અને તેઓ પિતાના માનીતા હતા. ॥ ૧૦ ॥ ૧૧ ॥ ૧૨॥ ૧૦ ॥ ૧૧ ॥ ૧૨ ॥

વીર, ચંદ્ર, અશ્વસેન, ચિત્રગુ, વેગવાન, વૃષ, આમ, શંકુ, શ્રીમાન વસુ અને (શ્રીમાન) કુન્તિ – (એમ દસ) નાગ્નજિતીના પુત્રો હતા. ॥ ૧૩ ॥

श्रीमानिति वसोः कुन्तेर्वा विशेषणम्॥ १३ ॥

શ્રીમાન્ – એ વસુનું અથવા કુન્તિનું વિશેષણ છે. ॥ ૧૩ ॥

**श्रुतः कविर्वृषो वीरः सुबाहुर्भद्र एकलः।**
**शान्तिर्दर्शः पूर्णमासः कालिन्द्याः सोमकोऽवरः॥ १४**

શ્રુત, કવિ, વૃષ, વીર, સુબાહુ, ભદ્ર નામનો એક, શાંતિ, દર્શ, પૂર્ણમાસ અને સૌથી નાનો સોમક – (એમ દસ) કાલિંદીના (પુત્રો) હતા. ॥ ૧૪ ॥

भद्रो नाम एकल एकः। सोमकोऽवरः कनीयान्। एते कालिन्द्याः सुता इति॥ १४॥

ભદ્ર નામનો **'एकलः'** એક (પુત્ર હતો), સોમક **'अवरः'** સૌથી નાનો, આ કાલિંદીના પુત્રો હતા. ॥ ૧૪ ॥

**प्रघोषो गात्रवान्सिंहो बलः प्रबल ऊर्ध्वगः।**
**माद्र्याः पुत्रा महाशक्तिः सह ओजोऽपराजितः॥ १५**

પ્રઘોષ, ગાત્રવાન, સિંહ, બલ, પ્રબલ, ઊર્ધ્વગ, મહાશક્તિ, સહ, ઓજ અને અપરાજિત (મદ્ર દેશની માદ્રી) લક્ષ્મણાના પુત્રો હતા. ॥ ૧૫ ॥

माद्र्या लक्ष्मणायाः॥ १५॥

મદ્ર દેશની માદ્રી – લક્ષ્મણાના (પુત્રો) ॥ ૧૫॥

**वृको हर्षोऽनिलो गृध्रो वर्धनोऽन्नाद एव च।**
**महाशः पावनो वह्निर्मित्रविन्दात्मजाः क्षुधिः॥ १६**

વૃક, હર્ષ, અનિલ, ગૃધ્ર, વર્ધન, અન્નાદ, મહાશ, પાવન, વહ્નિ, અને ક્ષુધિ – મિત્રવિંદાના પુત્રો હતા. ॥ ૧૬ ॥

क्षुधिश्च दशमः। एते मित्रविन्दात्मजाः॥ १६॥

અને દસમો ક્ષુધિ – આ સર્વે મિત્રવિંદાના પુત્રો હતા. ॥ ૧૬ ॥

**संग्रामजिद् बृहत्सेनः शूरः प्रहरणोऽरिजित्।**
**जयः सुभद्रो भद्राया वाम आयुश्च सत्यकः॥ १७**

સંગ્રામજિત્, બૃહત્સેન, શૂર, પ્રહરણ, અરિજિત્, જય, સુભદ્ર, વામ, આયુ અને સત્યક ભદ્રાના પુત્રો હતા. ॥ ૧૭ ॥

संग्रामजित्प्रमुखाः सत्यकान्ता भद्रायाः सुताः। शैब्यानामापि सैव॥ १७॥

જેમનામાં સંગ્રામજિત્ મુખ્ય છે તેવા સત્યક સુધીના પુત્રો ભદ્રાના હતા. તે ભદ્રા જ શૈબ્યા નામવાળી પણ છે. ॥ ૧૭ ॥

**दीप्तिमांस्ताम्रतप्ताद्या रोहिण्यास्तनया हरेः।**
**प्रद्युम्नाच्चानिरुद्धोऽभूद्रुक्मवत्यां महाबलः॥ १८**

**पुत्र्यां तु रुक्मिणो राजन् नाम्ना भोजकटे पुरे।**
**एतेषां पुत्रपौत्राश्च बभूवुः कोटिशो नृप।**
**मातरः कृष्णजातानां सहस्राणि च षोडश॥ १९**

(બીજી સોળ હજાર રાણીઓમાંની) રોહિણીમાં શ્રીહરિના દીપ્તિમાન, તામ્રતપ્ત વગેરે પુત્રો થયા હતા. હે રાજા, ભોજકટ નામના નગરમાં વસતા રુક્મીની પુત્રી રુક્મવતીમાં પ્રદ્યુમ્નથી અનિરુદ્ધ નામનો મહાબળવાન પુત્ર થયો હતો. (શ્રીકૃષ્ણના) આ પુત્રોના પણ કરોડો પુત્રો અને પૌત્રો થયા તથા હે નૃપ, શ્રીકૃષ્ણથી જન્મેલા પુત્રોની માતાઓ સોળ હજાર (એકસો આઠ) હતી. ॥ ૧૮ ॥ ૧૯ ॥

रोहिण्याः सुतानामुक्तिरन्यासामुपलक्षणार्थम् ॥ १८॥

રોહિણીના પુત્રોનો ઉલ્લેખ શ્રીકૃષ્ણની બીજી (સોળ હજાર એકસો) રાણીઓના પુત્રોનું સૂચન કરવા માટે છે. ॥ ૧૮ ॥

एतेषामपि अन्येषामपि श्रीकृष्णपुत्राणां शतसंख्यस्त्रीषु पुत्राः पौत्राश्च कोटिशो बभूवुः। तत्र हेतुत्वेन श्रीकृष्णपत्नीनां बाहुल्यमनुस्मारयति— मातरः कृष्णजातानामिति। चशब्देनाधिका- श्चेत्युक्तम्॥ १९॥

આ પ્રદ્યુમ્ન સિવાયના બીજા પણ શ્રીકૃષ્ણના પુત્રોના સેંકડો સંખ્યાવાળી સ્ત્રીઓમાં કરોડો પુત્ર-પૌત્રો થયા હતા. તે માટે શ્રીકૃષ્ણની પત્નીઓની અધિકતાનું સ્મરણ કરાવે છે – **'मातरः कृष्णजातानाम् इति।' च** શબ્દથી (એકસો આઠ) વધારે રાણીઓ કહેવામાં આવી છે.॥ ૧૯ ॥

**राजोवाच**

**कथं रुक्म्यरिपुत्राय प्रादाद् दुहितरं युधि।**
**कृष्णेन परिभूतस्तं हन्तुं रन्ध्रं प्रतीक्षते।**
**एतदाख्याहि मे विद्वन् द्विषोर्वैवाहिकं मिथः॥ २०**

**રાજા (પરીક્ષિત) બોલ્યા** – હે વિદ્વાન, યુદ્ધમાં શ્રીકૃષ્ણ દ્વારા પરાભવ પામેલા અને શ્રીકૃષ્ણને મારવા માટેના અવસરની પ્રતીક્ષા કરનારા તે રુક્મીએ શત્રુને પુત્રી કેમ આપી હતી? બે શત્રુઓના વિવાહને કારણે થયેલા આ સંબંધની વાત કહો.॥ ૨૦ ॥

यः कृष्णं हन्तुं रन्ध्रं प्रतीक्षते स कथं प्रादादिति। वैवाहिकं विवाहनिमित्तम्॥ २०॥

જે રુક્મી શ્રીકૃષ્ણને મારવા માટે અવસરની પ્રતીક્ષા કરતો હતો તે રુક્મીએ (પુત્રી) કેવી રીતે આપી? **'वैवाहिकम्'** વિવાહને કારણે થયેલા સંબંધને ॥ ૨૦ ॥

रुक्मिणोऽभिप्रायं कथं जानीम इति चेदत आह—**अनागतमिति**।

રુક્મીનો અભિપ્રાય અમે કેવી રીતે જાણીએ, એમ જો શુકદેવજી કહે તો તે માટે ઉત્તર આપે છે – **'अनागतम् इति।'**

**अनागतमतीतं च वर्तमानमतीन्द्रियम्।**
**विप्रकृष्टं व्यवहितं सम्यक् पश्यन्ति योगिनः॥ २१**

યોગીઓ ભવિષ્યમાં થનારું, ભૂતકાળમાં થઈ ગયેલું અને વર્તમાનમાં થતું, ઇન્દ્રિયોથી જાણી ન શકાય તેવું, દૂર રહેલું અને (ભીંત વગેરે) અંતરાયવાળું પણ સારી રીતે જોઈ શકે છે. ॥ ૨૧ ॥

अतीन्द्रियमस्मदादीन्द्रियागोचरम्। विप्रकृष्टं दूरस्थम्। व्यवहितं कुड्याद्यन्तरितम्॥ २१॥

**'अतीन्द्रियम्'** આપણી વગેરેની ઇન્દ્રિયોનો વિષય ન હોય તેવાને, **'विप्रकृष्टम्'** દૂર રહેલાને, **'व्यवहितम्'** ભીંત વગેરે અંતરાયવાળાને ॥ ૨૧ ॥

तत्रोत्तरम्—

તે માટે ઉત્તર આપે છે –

**श्रीशुक उवाच**

**वृतः स्वयंवरे साक्षादनंगोऽङ्गयुतस्तया।**
**राज्ञः समेतान् निर्जित्य जहारैकरथो युधि॥ २२**

**શ્રીશુકદેવજી બોલ્યા** – સ્વયંવરમાં રુક્મવતી દ્વારા પસંદ કરાયેલા અનંગ છતાં અંગવાન મૂર્તિમાન સાક્ષાત્ કામદેવ પ્રદ્યુમ્ને, જેને માત્ર રથની સહાય હતી, આવેલા રાજાઓને યુદ્ધમાં જીતી લઈને (કન્યાનું) હરણ કર્યું હતું. ॥ ૨૨ ॥

स्वयंवरे रुक्मवत्या वृतः सन् राज्ञो निर्जित्य जहारेति॥ २२॥

સ્વયંવરમાં રુક્મવતી દ્વારા પસંદ કરાયો હોઈ રાજાઓને જીતીને હરણ કર્યું હતું. ॥ ૨૨ ॥

**यद्यप्यनुस्मरन् वैरं रुक्मी कृष्णावमानितः।**
**व्यतरद् भागिनेयाय सुतां कुर्वन् स्वसुः प्रियम्॥ २३**

શ્રીકૃષ્ણ દ્વારા અપમાનિત થયો હોવા છતાં અને વેરને યાદ કર્યા કરતો હોવા છતાં રુક્મીએ બહેનને પ્રસન્ન કરવા ભાણેજ પ્રદ્યુમ્નને પુત્રી આપી હતી. ॥ ૨૩ ॥

यद्यपि श्रीकृष्णावमानितस्तथापि वैरमनुस्मरन्नपि व्यतरत्प्रादात्। अन्वमोदतेत्यर्थः ॥ २३ ॥

જો કે શ્રીકૃષ્ણ દ્વારા અપમાનિત થયો હતો છતાં પણ અને વેરને યાદ કર્યા કરતો હોવા છતાં પણ **'व्यतरत्'** (પુત્રી) આપી હતી. અનુમોદન આપ્યું હતું, એમ અર્થ છે. ॥ ૨૩ ॥

सर्वासामपि एकैका कन्या तत्सर्वविवाहोपलक्षणार्थं ज्येष्ठकन्याविवाहमाह—**रुक्मिण्या इति।**

સર્વ રાણીઓને એક એક કન્યા પણ હતી. તે સર્વના વિવાહનું સૂચન કરવા માટે જ્યેષ્ઠ કન્યાના વિવાહને વર્ણવે છે – **'रुक्मिण्याः इति।'**

**रुक्मिण्यास्तनयां राजन् कृतवर्मसुतो बली।**
**उपयेमे विशालाक्षीं कन्यां चारुमतीं किल ॥ २४ ॥ २४ ॥**

હે રાજા, રુક્મિણીની વિશાલાક્ષી કન્યા ચારુમતીને કૃતવર્માનો પુત્ર બલિ પરણ્યો હતો.॥ ૨૪ ॥ ૨૪ ॥

**दौहित्रायानिरुद्धाय पौत्रीं रुक्म्यददाद्धरेः।**
**रोचनां बद्धवैरोऽपि स्वसुः प्रियचिकीर्षया।**
**जानन्नधर्मं तद् यौनं स्नेहपाशानुबन्धनः ॥ २५**

તે વિવાહસંબંધને અધર્મરૂપ જાણતો અને વેરથી બંધાયેલો હોવા છતાં સ્નેહપાશથી બંધાયેલા રુક્મીએ પોતાના દૌહિત્ર એવા, શ્રીહરિના પૌત્ર અનિરુદ્ધને, બહેન રુક્મિણીને પ્રસન્ન કરવાની ઈચ્છાથી પોતાની રોચના નામની પૌત્રી આપી હતી. ॥ ૨૫ ॥

यौनं विवाहः। तद्यौनमधर्मं जानन्निति—'द्विषदन्नं न भोक्तव्यं द्विषन्तं नैव भोजयेत्।' इति लोकविरोधात्। 'अस्वर्ग्यं लोकविद्विष्टं धर्ममप्याचरेन्न तु।' इति निषेधाच्चेत्यर्थः ॥ २५ ॥

**'यौनम्'** વિવાહ – તે વિવાહને અધર્મ જાણતા – 'શત્રુનું અન્ન જમવા યોગ્ય નથી. શત્રુને જમાડવો જોઈએ પણ નહીં.' કારણ કે આ કાર્યો લોકવિરુદ્ધ છે. 'જે ધર્મ સ્વર્ગ આપનારો ન હોય અને લોકવિરુદ્ધ હોય તે ધર્મનું આચરણ કરવું જોઈએ નહીં.' એમ નિષેધ હોવાથી પણ (તે વિવાહસંબંધ અધર્મરૂપ હતો.)॥ ૨૫ ॥

**तस्मिन्नभ्युदये राजन् रुक्मिणी रामकेशवौ।**
**पुरं भोजकटं जग्मुः साम्बप्रद्युम्नकादयः ॥ २६ ॥ २६ ॥**

હે રાજા, તે વિવાહોત્સવમાં રુક્મિણી, બલરામજી, શ્રીકૃષ્ણ તથા સામ્બ, પ્રદ્યુમ્ન વગેરે ભોજકટ નગરમાં ગયાં હતાં. ॥ ૨૬ ॥ ૨૬ ॥

लोकविरुद्धाचरणफलं वक्तुमाह—**तस्मिन्निति।**

લોકવિરુદ્ધ આચરણનું ફળ જણાવવા માટે કહે છે – **'तस्मिन् इति।'**

**तस्मिन् निवृत्त उद्वाहे कालिंगप्रमुखा नृपाः।**
**दृप्तास्ते रुक्मिणं प्रोचुर्बलमक्षैर्विनिर्जय ॥ २७ ॥ २७ ॥**

તે વિવાહોત્સવ સંપન્ન થઈ ગયો ત્યારે કલિંગ દેશના રાજા વગેરે ગર્વિષ્ઠ રાજવીઓએ રુક્મીને કહ્યું: 'પાસાની રમત રમીને તું બલરામજીને જીતી લે.' ॥ ૨૭ ॥ ૨૭ ॥

**अनक्षज्ञो ह्ययं राजन्नपि तद्व्यसनं महत्।**
**इत्युक्तो बलमाहूय तेनाक्षै रुक्म्यदीव्यत ॥ २८**

'હે રાજા રુક્મી, આ બલરામ પાસાથી રમી જાણતો નથી, તો પણ એને તેનું ભારે વ્યસન છે.' એમ કહેવામાં આવેલો રુક્મી બલરામજીને બોલાવીને તેમની સાથે પાસાથી રમવા લાગ્યો. ॥ ૨૮ ॥

अदीव्यत क्रीडितवान्॥ २८॥

'**अदीव्यत**' રમવા લાગ્યો. ॥ ૨૮ ॥

**शतं सहस्रमयुतं रामस्तत्राददे पणम्।**
**तं तु रुक्म्यजयत्तत्र कालिंगः प्राहसद् बलम्।**
**दन्तान् सन्दर्शयन्नुच्चैर्नामृष्यत्तद्धलायुधः॥ २९**

॥ २९॥

તે રમતમાં બલરામજીએ (પ્રથમ) સો, પછી હજાર અને પછી દસ હજાર મુદ્રાઓનો દાવ મૂક્યો, પણ રુક્મી તેને જીતી ગયો. તેથી કલિંગનો રાજા દાંત દેખાડતો મોટે મોટેથી બલરામજીની ઉપર હસવા લાગ્યો. બલરામજી તેને સહન કરી શક્યા નહીં. ॥ ૨૯ ॥ ૨૯ ॥

**ततो लक्षं रुक्म्यगृह्णाद् ग्लहं तत्राजयद् बलः।**
**जितवानहमित्याह रुक्मी कैतवमाश्रितः॥ ३०**

પછી રુક્મીએ એક લાખ મુદ્રાઓનો દાવ માંડ્યો. તેમાં બલરામજી જીતી ગયા, છતાં કપટનો આશ્રય કરીને રુક્મી બોલ્યોઃ 'હું જીત્યો.' ॥ ૩૦ ॥

निष्काणां लक्षं ग्लहं पणं कृतवान्। कैतवं कपटम्॥ ३०॥

લાખ સુવર્ણ મુદ્રાઓનો '**ग्लहम्**' દાવ માંડ્યો.॥૩૦॥

**मन्युना क्षुभितः श्रीमान् समुद्र इव पर्वणि।**
**जात्यारुणाक्षोऽतिरुषा न्यर्बुदं ग्लहमाददे॥ ३१**

પૂર્ણિમાના પર્વ વખતે સમુદ્ર ખળભળી ઊઠે તેમ ક્રોધથી ખળભળી ઊઠેલા અને જન્મજાત રાતાંચોળ નેત્રોવાળા બલરામજીએ દસ કરોડ મુદ્રાઓનો દાવ માંડ્યો. ॥ ૩૧ ॥

न्यर्बुदं दशकोटीर्ग्लहं क्षुभितो राम आददे॥ ३१॥

(ક્રોધથી) ખળભળી ઊઠેલા બલરામજીએ '**न्यर्बुदम्**' દસ કરોડ મુદ્રાઓનો દાવ માંડ્યો. ॥ ૩૧ ॥

**तं चापि जितवान् रामो धर्मेणच्छलमाश्रितः।**
**रुक्मी जितं मयाऽत्रेमे वदन्तु प्राश्निका इति॥ ३२**

તેને પણ બલરામજી ધર્મથી જીતી ગયા, છતાં કપટનો આશ્રય કરનાર રુક્મી બોલ્યોઃ 'મારા દ્વારા જીત પ્રાપ્ત કરવામાં આવી છે!' આ બાબતમાં જેમને પ્રશ્ન કરવામાં આવ્યો છે તેઓ (સાક્ષીઓ) (સત્ય) જણાવે. ॥ ૩૨ ॥

छलमाश्रितो रुक्मी मया जितमित्याह॥ ३२॥

કપટનો આશ્રય કરનાર રુક્મી કહે છેઃ 'જીત મારા દ્વારા પ્રાપ્ત કરવામાં આવી છે.' ॥ ૩૨ ॥

**तदाब्रवीन्नभोवाणी बलेनैव जितो ग्लहः।**
**धर्मतो वचनेनैव रुक्मी वदति वै मृषा॥ ३३**
**तामनादृत्य वैदर्भो दुष्टराजन्यचोदितः।**
**संकर्षणं परिहसन् बभाषे कालचोदितः॥ ३४**
**नैवाक्षकोविदा यूयं गोपाला वनगोचराः।**
**अक्षैर्दीव्यन्ति राजानो बाणैश्च न भवादृशाः॥ ३५**

॥ ३३॥ ३४॥ ३५॥

તે સમયે આકાશવાણી બોલીઃ 'ધર્મ અનુસાર બલરામજી દ્વારા જ દાવ જીતી લેવામાં આવ્યો છે. રુક્મી વચનથી જૂઠું જ બોલે છે.' ॥ ૩૩ ॥ દુષ્ટ રાજાઓ દ્વારા પ્રેરાયેલો અને કાળ દ્વારા પ્રેરાયેલો રુક્મી તેનો (આકાશવાણીનો) અનાદર કરીને બલરામજીનો પરિહાસ કરતાં કહેવા લાગ્યોઃ ॥ ૩૪ ॥ 'તમે વનચર ગોવાળિયા પાસાની રમત જાણતા જ નથી. પાસાથી અને બાણોથી રાજાઓ રમી જાણે, નહીં કે તમારા જેવા!' ॥ ૩૫ ॥ ૩૩ ॥ ૩૪ ॥ ૩૫ ॥

**रुक्मिणैवमधिक्षिप्तो राजभिश्चोपहासितः ।**
**क्रुद्धः परिघमुद्यम्य जघ्ने तं नृम्णसंसदि ॥ ३६**

नृम्णसंसदि मङ्गलसभायाम् ॥ ३६ ॥

આમ, રુક્મી દ્વારા તિરસ્કૃત થયેલા અને રાજાઓ દ્વારા ઉપહાસ પામેલા બલરામજીએ ક્રોધિત થઈને ભોગળ ઉગામી તે રુક્મીને માંગલિક સભામાં મારી નાખ્યો. ॥ ૩૬ ॥

**'नृम्णसंसदि'** માંગલિક સભામાં ॥ ૩૬ ॥

**कलिंगराजं तरसा गृहीत्वा दशमे पदे ।**
**दन्तानपातयत् क्रुद्धो योऽहसद् विवृतैर्द्विजैः ॥ ३७**
**अन्ये निर्भिन्नबाहूरुशिरसो रुधिरोक्षिताः ।**
**राजानो दुद्रुवुर्भीता बलेन परिघार्दिताः ॥ ३८**
**निहते रुक्मिणि श्याले नाब्रवीत् साध्वसाधु वा ।**
**रुक्मिणीबलयो राजन् स्नेहभंगभयाद्धरिः ॥ ३९**

॥ ३७ ॥ ३८ ॥ ३९ ॥

દાંત કાઢીને જે હસ્યો હતો તે (પરિસ્થિતિ પલટાતાં, પલાયન થતા) કલિંગરાજને એકદમ વેગથી દસમે પગલે પકડીને ક્રોધિત થયેલા બલરામજીએ તેના દાંત પાડી નાખ્યા. ॥ ૩૭ ॥ બલરામજી દ્વારા ભોગળથી મારવામાં આવેલા હોઈ કપાયેલાં હાથ, સાથળો અને મસ્તકોવાળા થયેલા બીજા લોહીલુહાણ રાજાઓ ભયભીત થઈ નાસી ગયા. ॥ ૩૮ ॥ હે રાજા, (પોતાનો) સાળો રુક્મી હણાયો ત્યારે રુક્મિણીના તથા બલરામજીના સ્નેહનો ભંગ થવાના ભયથી શ્રીહરિ સારું કે ખોટું (કંઈ પણ) બોલ્યા નહીં. ॥ ૩૯ ॥ ૩૭ ॥ ૩૮ ॥ ૩૯ ॥

**ततोऽनिरुद्धं सह सूर्यया वरं**
**रथं समारोप्य ययुः कुशस्थलीम् ।**
**रामादयो भोजकटाद् दशार्हाः**
**सिद्धाखिलार्था मधुसूदनाश्रयाः ॥ ४०**

सूर्यया नवोढया। सिद्धा अखिला अर्था अभ्युदयशत्रुवधादयो येषां ते ॥ ४० ॥

ત્યાર પછી જેમનાં સર્વ કાર્યો સિદ્ધ થયાં તેવા, મધુસૂદનના આશ્રયવાળા બલરામજી વગેરે યાદવો નવોઢા (રોચના)ની સાથે અનિરુદ્ધને શ્રેષ્ઠ રથમાં બેસાડીને ભોજકટથી દ્વારકા ગયા. ॥ ૪૦ ॥

**'सूर्यया'** નવોઢા (રોચના)ની સાથે – શત્રુવધ વગેરે અભ્યુદયરૂપ સર્વ કાર્યો જેમનાં સિદ્ધ થયાં તે યાદવો ॥ ૪૦ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंसायां संहितायां दशमस्कन्धे उत्तरार्धे अनिरुद्धविवाहे रुक्मिवधो नामैकषष्टितमोऽध्यायः ॥ ६१ ॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे उत्तरार्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायामेकषष्टितमोऽध्यायः ॥ ६१ ॥

*****

# अथ द्विषष्टितमोऽध्यायः

## ઊષા-અનિરુદ્ધમિલન

द्वियुक्षष्टितमे प्रोक्तमनिरुद्धस्य रोधनम् ।
कन्यया रममाणस्य बाणेन बहुबाहुना ॥ १ ॥

અનેક હાથવાળા બાણાસુર દ્વારા પોતાની કન્યા સાથે રમણ કરતા અનિરુદ્ધને કેદ કરવામાં આવ્યો તે (કથા) બાસઠમા અધ્યાયમાં છે. ॥ ૧ ॥

अनिरुद्धोद्वहेऽन्यस्मिन् बाणयादवसंयुगे।
श्रीकृष्णः श्रीहरं जित्वा बाणबाहूनथाच्छिनत्॥ २॥

અનિરુદ્ધના બીજા વિવાહપ્રસંગે બાણાસુર અને યાદવોના યુદ્ધમાં શ્રીકૃષ્ણે શ્રીશંકરને જીતીને પછી બાણાસુરના બાહુઓ કાપી નાખ્યા. ॥ ૨ ॥

राजोवाच

**बाणस्य तनयामूषामुपयेमे यदूत्तमः।**
**तत्र युद्धमभूद् घोरं हरिशंकरयोर्महत्।**
**एतत् सर्वं महायोगिन् समाख्यातुं त्वमर्हसि॥ १**

**રાજા (પરીક્ષિત) બોલ્યા** – હે મહાયોગી, યદુશ્રેષ્ઠ અનિરુદ્ધ બાણાસુરની પુત્રી ઊષાને પરણ્યો તે સમયે શ્રીહરિ અને શ્રીશંકર વચ્ચે મોટું ભયંકર યુદ્ધ થયું હતું, એ સર્વ કહેવા માટે આપ યોગ્ય છો. ॥ ૧ ॥ ૧ ॥

श्रीशुक उवाच

**बाणः पुत्रशतज्येष्ठो बलेरासीन्महात्मनः।**
**येन वामनरूपाय हरयेऽदायि मेदिनी॥ २**

**तस्यौरसः सुतो बाणः शिवभक्तिरतः सदा।**
**मान्यो वदान्यो धीमांश्च सत्यसन्धो दृढव्रतः॥ ३**

**शोणिताख्ये पुरे रम्ये स राज्यमकरोत् पुरा।**
**तस्य शम्भोः प्रसादेन किंकरा इव तेऽमराः।**
**सहस्रबाहुर्वाद्येन ताण्डवेऽतोषयन्मृडम्॥ ४**

॥ १ ॥ २ ॥ ३ ॥ ४ ॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – ઉદાર મનવાળા બલિરાજાના સો પુત્રોમાં બાણ જ્યેષ્ઠ હતો, જે બલિ દ્વારા વામનરૂપ શ્રીહરિને પૃથ્વી આપવામાં આવી હતી. ॥ ૨ ॥ તે બલિનો પોતાનો પુત્ર બાણ શિવભક્તિમાં રત રહેનારો, (જનસમાજમાં) માન્ય, દાતા, બુદ્ધિમાન, સત્ય પ્રતિજ્ઞાવાળો અને દૃઢ વ્રતધારી હતો. ॥ ૩ ॥ પૂર્વે શોણિતપુર નામના રમ્ય નગરમાં તે રાજ્ય કરતો હતો. શ્રીશંભુની કૃપાથી તે (પ્રસિદ્ધ) દેવો સેવકોની જેમ તેની સેવા કરતા હતા. જેને હજાર હાથ હતા તે બાણાસુરે (પોતાના હજાર હાથથી) વાદિત્ર વગાડીને ભગવાન મૃડ શંકરને તાંડવનૃત્યમાં પ્રસન્ન કર્યા હતા. ॥ ૪ ॥ ૨ ॥ ૩ ॥ ૪ ॥

**भगवान् सर्वभूतेशः शरण्यो भक्तवत्सलः।**
**वरेणच्छन्दयामास स तं वव्रे पुराधिपम्॥ ५**

સર્વ પ્રાણીઓના ઈશ્વર, શરણે આવેલાઓનું રક્ષણ કરનાર, ભક્તવત્સલ ભગવાન શંકરે વરદાન માગવાની પ્રેરણા કરી. (વરદાન માગવાનું કહ્યું). (ત્યારે તેણે પોતાની) નગરીના રક્ષકરૂપે તે શંકર ભગવાનને જ પસંદ કર્યા. ॥ ૫ ॥

पुराधिपं पुरपालकम्॥ ५॥

**'पुर-अधिपम्'** નગરીના રક્ષકને ॥ ૫ ॥

**स एकदाऽऽह गिरिशं पार्श्वस्थं वीर्यदुर्मदः।**
**किरीटेनार्कवर्णेन संस्पृशंस्तत्पदाम्बुजम्॥ ६**

॥ ६ ॥

પરાક્રમથી દુષ્ટ મદવાળા તે બાણાસુરે એક દિવસ સૂર્ય જેવા તેજોમય મુકુટથી પોતાની સમીપ રહેલા ગિરિશ (શંકર) ભગવાનને તેમના ચરણકમળનો સ્પર્શ કરતાં કહ્યું: ॥ ૬ ॥ ૬ ॥

**नमस्ये त्वां महादेव लोकानां गुरुमीश्वरम्।**
**पुंसामपूर्णकामानां कामपूरामराङ्घ्रिपम्॥ ७**

હે મહાદેવ, અપૂર્ણ કામનાવાળા મનુષ્યની કામનાઓ પૂર્ણ કરનાર કલ્પવૃક્ષરૂપને તથા લોકોના ગુરુ અને ઈશ્વર એવા આપને હું નમસ્કાર કરું છું.॥ ૭ ॥

कामान्पूरयतीति कामपूरः स चासावमराङ्घ्रिपः कल्पतरुस्तं त्वाम्॥ ७॥

કામનાઓ પૂર્ણ કરે છે તે '**कामपूरः**' અને તે '**अमर-अङ्घ्रिपः**' કલ્પતરુ, તે આપને ॥ ૭ ॥

**दोःसहस्रं त्वया दत्तं परं भाराय मेऽभवत्।**
**त्रिलोक्यां प्रतियोद्धारं न लभे त्वदृते समम्॥ ८॥ ८॥**

આપના દ્વારા આપવામાં આવેલા હજાર હાથ તો મને કેવળ ભારરૂપ થયા છે. ત્રણેય લોકમાં આપના સિવાય મારી સાથે યુદ્ધ કરનાર સમાન બળવાળો યોદ્ધો મને મળતો નથી. ॥ ૮ ॥ ૮ ॥

**कण्डूत्या निभृतैर्दोर्भिर्युयुत्सुर्दिग्गजानहम्।**
**आद्यायां चूर्णयन्नद्रीन् भीतास्तेऽपि प्रदुद्रुवुः॥ ९**

હે આદ્ય, (રણેચ્છાજન્ય) ચળથી ભરેલા હાથો વડે યુદ્ધ કરવા ઈચ્છતો, પર્વતોનો ચૂરો કરતો હું દિગ્ગજો પાસે ગયો, ત્યારે તેઓ પણ ભયભીત થઈને ભાગી ગયા. ॥ ૯ ॥

हे आद्य, निभृतैर्भरितैर्दोर्भिरद्रींश्चूर्णयन् अयामगच्छम्॥ ९॥

હે આદ્ય, '**निभृतैः**' (ચળથી) ભરેલા હાથો વડે પર્વતોનો ચૂરો કરતો હું '**अयाम्**' ગયો. ॥ ૯ ॥

**तच्छ्रुत्वा भगवान् क्रुद्धः केतुस्ते भज्यते यदा।**
**त्वद्दर्पघ्नं भवेन्मूढ संयुगं मत्समेन ते॥ १०॥ १०॥**

તે સાંભળીને ક્રોધિત ભગવાન (બોલ્યા): 'અરે મૂર્ખ, તારી ધજા ભાંગી પડે ત્યારે મારા જેવા સાથે તારા ગર્વનો નાશ કરનારું યુદ્ધ થશે.' ॥ ૧૦ ॥ ૧૦ ॥

**इत्युक्तः कुमतिर्हृष्टः स्वगृहं प्राविशन्नृप।**
**प्रतीक्षन् गिरिशादेशं स्ववीर्यनशनं कुधीः॥ ११**

હે રાજા, એમ કહેવામાં આવેલો તે દુર્બુદ્ધિ બાણાસુર હર્ષ પામી પોતાના ઘરમાં પ્રવેશ્યો. ભગવાન ગિરિશે કહેલા, પોતાના પરાક્રમના નાશરૂપ (ધજાભંગની) પ્રતીક્ષા કરતો તે કુબુદ્ધિ (બેઠો).॥ ૧૧ ॥

स्ववीर्यस्य नशनं केतुभङ्गं प्रतीक्षमाणः ॥ ११॥

પોતાના પરાક્રમના નાશરૂપ ધજાભંગની પ્રતીક્ષા કરતો ॥ ૧૧ ॥

श्रीमहेशादिष्टसंग्रामस्य प्रसङ्गमाह— **तस्योषेति**।

શ્રીમહાદેવજી દ્વારા નિર્દેશ કરવામાં આવેલા સંગ્રામના પ્રસંગને (હવે) વર્ણવે છે – '**तस्य ऊषा इति**।'

**तस्योषा नाम दुहिता स्वप्ने प्राद्युम्निना रतिम्।**
**कन्यालभत कान्तेन प्रागदृष्टश्रुतेन सा॥ १२**

તેને (બાણાસુરને) ઊષા નામની પુત્રી હતી. (અવિવાહિતા એવી) તે કન્યાએ કદી ન જોયેલા કે ન સાંભળેલા, પરમસુંદર પ્રદ્યુમ્નનંદન અનિરુદ્ધ સાથે સ્વપ્નમાં પ્રણયસમાગમ પ્રાપ્ત કર્યો હતો. ॥ ૧૨ ॥

प्राद्युम्निनाऽनिरुद्धेन। तत्रापि स्वप्ने॥ १२॥

'**प्राद्युम्निना**' પ્રદ્યુમ્નનંદન અનિરુદ્ધ સાથે – તે પણ સ્વપ્નમાં ॥ ૧૨ ॥

**सा तत्र तमपश्यन्ती क्वासि कान्तेति वादिनी।**
**सखीनां मध्य उत्तस्थौ विह्वला व्रीडिता भृशम्॥**
**॥ १३ ॥**

तं कान्तमपश्यन्ती सा उत्तस्थौ॥ १३ ॥

ततः किं वृत्तं तत्राह—**बाणस्येति।**

**बाणस्य मन्त्री कुम्भाण्डश्चित्रलेखा च तत्सुता।**
**सख्यपृच्छत् सखीमूषां कौतूहलसमन्विता॥**
**॥ १४ ॥ १४ ॥**

**कं त्वं मृगयसे सुभ्रूः कीदृशस्ते मनोरथः।**
**हस्तग्राहं न तेऽद्यापि राजपुत्र्युपलक्षये॥ १५**

हस्तग्राहं भर्तारम्॥ १५ ॥

**ऊषोवाच**

**दृष्टः कश्चिन्नरः स्वप्ने श्यामः कमललोचनः।**
**पीतवासा बृहद्बाहुर्योषितां हृदयङ्गमः॥ १६**
**तमहं मृगये कान्तं पाययित्वाऽधरं मधु।**
**क्वापि यातः स्पृहयतीं क्षिप्त्वा मां वृजिनार्णवे॥ १७**
॥ १६ ॥ १७ ॥

**चित्रलेखोवाच**

**व्यसनं तेऽपकर्षामि त्रिलोक्यां यदि भाव्यते।**
**तमानेष्ये नरं यस्ते मनोहर्ता तमादिश॥ १८**
॥ १८ ॥

**इत्युक्त्वा देवगन्धर्वसिद्धचारणपन्नगान्।**
**दैत्यविद्याधरान् यक्षान् मनुजांश्च यथालिखत्॥ १९**

स्वप्ने त्वया दृष्ट एषां मध्ये को वा भवेदिति देवादीन् यथावत्पटेऽलिखत्॥ १९ ॥

ત્યાં (સ્વપ્નમાં) તેને (અનિરુદ્ધને) ન જોતી તે વિહ્‌વળ થઈને 'હે પ્રિયતમ, તમે ક્યાં છો?' એમ બોલતી તે ઊષા સખીઓની વચ્ચે ઊઠી ગઈ અને ખૂબ શરમાઈ ગઈ. ॥ ૧૩ ॥

તે પ્રિયતમને ન જોતી તે ઊષા ઊઠી ગઈ. ॥ ૧૩ ॥

ત્યાર પછી શું થયું તે માટે કહે છે – **'बाणस्य इति।'**

બાણાસુરનો કુમ્ભાંડ નામનો મંત્રી હતો. તેને ચિત્રલેખા નામની પુત્રી હતી. સખી ચિત્રલેખાએ સખી ઊષાને આશ્ચર્યચકિત થઈને પૂછ્યું.॥ ૧૪ ॥ ૧૪ ॥

હે સુંદર ભ્રૂકુટિવાળી, રાજકુંવરી એવી તું કોને શોધી રહી છે? તારી અભિલાષા કેવા પ્રકારની છે? તારું પાણિગ્રહણ કરનાર (પતિ)ને હું હજુ સુધી જાણતી નથી. ॥ ૧૫ ॥

**'हस्तग्राहम्'** પાણિગ્રહણ કરનાર પતિને॥ ૧૫ ॥

**ઊષા બોલી** – સ્વપ્નમાં મેં કોઈ એક શ્યામ વર્ણનો, કમળ જેવાં નેત્રવાળો, પીતાંબરધારી અને બળવાન બાહુઓવાળો, હૃદયંગમ પુરુષ જોયો. (પોતાનું) અધરામૃત પિવડાવીને તેની આકાંક્ષા કરતી મને દુઃખના દરિયામાં ફેંકીને ક્યાંક ચાલ્યો ગયો છે, તે પ્રિયતમને હું શોધી રહી છું. ॥ ૧૬ ॥ ૧૭ ॥ ૧૬ ॥ ૧૭ ॥

**ચિત્રલેખા બોલી** – તારા દુઃખને હું દૂર કરું છું. તારું મન હરી લેનારો જે છે તે જો ત્રણ લોકમાં હશે તો હું તેને લાવી આપીશ, (માટે) તું તેને બતાવ. ॥ ૧૮ ॥ ૧૮ ॥

એમ કહીને તેણે દેવો, ગંધર્વો, સિદ્ધો, ચારણો, પન્નગો, દૈત્યો, વિદ્યાધરો, યક્ષો અને મનુષ્યોનાં આબેહૂબ ચિત્રો દોર્યાં. ॥ ૧૯ ॥

સ્વપ્નમાં તેં જોયેલો પુરુષ આ સર્વમાં કોણ હશે, એમ ચિત્રપટ ઉપર દેવો વગેરેનાં આબેહૂબ ચિત્રો દોર્યાં. ॥ ૧૯ ॥

**मनुजेषु च सा वृष्णीन् शूरमानकदुन्दुभिम्।**
**व्यलिखद् रामकृष्णौ च प्रद्युम्नं वीक्ष्य लज्जिता ॥ २०**

**अनिरुद्धं विलिखितं वीक्ष्योषावाङ्मुखी ह्रिया।**
**सोऽसावसाविति प्राह स्मयमाना महीपते ॥ २१**

**चित्रलेखा तमाज्ञाय पौत्रं कृष्णस्य योगिनी।**
**ययौ विहायसा राजन् द्वारकां कृष्णपालिताम् ॥ २२**

प्रद्युम्नं लिखितं वीक्ष्य श्वशुरोऽयमिति लज्जिता ॥ २० ॥ २१ ॥ २२ ॥

**तत्र सुप्तं सुपर्यंके प्राद्युम्निं योगमास्थिता।**
**गृहीत्वा शोणितपुरं सख्यै प्रियमदर्शयत् ॥ २३**

शोणितपुरं नीत्वा ॥ २३ ॥

**सा च तं सुन्दरवरं विलोक्य मुदितानना।**
**दुष्प्रेक्ष्ये स्वगृहे पुम्भी रेमे प्राद्युम्निना समम् ॥ २४**

पुम्भिर्दुष्प्रेक्ष्ये प्रेक्षितुमशक्ये ॥ २४ ॥

**परार्घ्यवासःस्त्रग्गन्धधूपदीपासनादिभिः ।**
**पानभोजनभक्ष्यैश्च वाक्यैः शुश्रूषयार्चितः ॥ २५**

**गूढः कन्यापुरे शश्वत्प्रवृद्धस्नेहया तया।**
**नाहर्गणान् स बुबुधे ऊषयापहृतेन्द्रियः ॥ २६**

स च परार्घ्यैरमूल्यैर्वासःस्त्रगादिभिः शुश्रूषणपूर्वकमर्चितः सन् ॥ २५ ॥ तया ऊषयापहृतेन्द्रियोऽहर्गणान् दिनसमूहान्न बुबुधे ॥ २६ ॥

મનુષ્યોમાં પણ તેણે શૂરસેન, વસુદેવજી, બલરામજી, શ્રીકૃષ્ણ વગેરે વૃષ્ણિઓનાં ચિત્રો દોર્યાં. પછી પ્રદ્યુમ્ન(ના ચિત્ર)ને જોઈને તે શરમાઈ ગઈ. હે રાજા, પછી અનિરુદ્ધને ચીતરેલો જોઈને તે લજ્જાથી નીચું મુખ કરીને મંદસ્મિત કરતી બોલી 'તે આ જ છે, આ જ છે.' હે રાજા, (ઊષાએ બતાવેલા) તે શ્રીકૃષ્ણના પૌત્રને ઓળખીને યોગિની ચિત્રલેખા આકાશમાર્ગે શ્રીકૃષ્ણ દ્વારા રક્ષાયેલી દ્વારકાપુરીમાં ગઈ. ॥ ૨૦ ॥ ૨૧ ॥ ૨૨ ॥

પ્રદ્યુમ્ન(ના ચિત્ર)ને જોઈને આ સસરા છે એમ (માનીને) શરમાઈ ગઈ. ॥ ૨૦ ॥ ૨૧ ॥૨૨॥

ત્યાં સુંદર પલંગ પર પોઢેલા પ્રદ્યુમ્નનંદનને યોગબળના આશ્રયવાળી તે ચિત્રલેખાએ શોણિતપુરમાં લઈ જઈને સખીને તેના પ્રીતમનાં દર્શન કરાવ્યાં. ॥ ૨૩ ॥

શોણિતપુરમાં લઈ જઈને ॥ ૨૩ ॥

તે પરમસુંદર (અનિરુદ્ધ)ને જોઈને પ્રસન્નવદના ઊષા, પુરુષો વડે જોવાને અશક્ય એવા પોતાના મહેલમાં પ્રદ્યુમ્નનંદન સાથે રમણ કરવા લાગી. ॥ ૨૪ ॥

પુરુષો દ્વારા **'दुष्प्रेक्ष्ये'** જોવાને અશક્ય એવા પોતાના મહેલમાં ॥ ૨૪ ॥

અમૂલ્ય વસ્ત્રો, પુષ્પમાળા, ચંદન, ધૂપ, દીપ, આસન વગેરેથી, (વિવિધ પ્રકારનાં) પીણાં, ભોજન અને ભક્ષ્ય પદાર્થોથી અને (મધુર) વચનોથી સેવાપૂર્વક સત્કાર પામતા, કન્યાના અંતઃપુરમાં ગુપ્ત રહેલા અને સતત વધી રહેલા સ્નેહવાળી ઊષા દ્વારા હરાઈ ગયેલી ઇન્દ્રિયોવાળા તેણે (અનિરુદ્ધે) વીતી ગયેલા ઘણા દિવસોને જાણ્યા નહીં.॥ ૨૫ ॥ ૨૬ ॥

**'परार्घ्यैः'** અમૂલ્ય વસ્ત્રો, પુષ્પમાળા વગેરે દ્વારા સેવાપૂર્વક સત્કાર પામેલા અનિરુદ્ધે ॥ ૨૫ ॥ તે ઊષા દ્વારા હરાઈ ગયેલી ઇન્દ્રિયોવાળા તેણે (અનિરુદ્ધે) **'अहर्गणान्'** (વીતી ગયેલા) ઘણા દિવસોના સમૂહને જાણ્યા નહીં. ॥ ૨૬ ॥

**तां तथा यदुवीरेण भुज्यमानां हतव्रताम्।**
**हेतुभिर्लक्षयांचक्रुराप्रीतां दुरवच्छदैः॥ २७**

आप्रीतामतिहृष्टाम्। दुरवच्छदैश्छादयितुमशक्यैः॥ २७॥

**भटा आवेदयांचक्रू राजंस्ते दुहितुर्वयम्।**
**विचेष्टितं लक्षयामः कन्यायाः कुलदूषणम्॥ २८**

विचेष्टितं विरुद्धाचरणम्॥ २८॥

**अनपायिभिरस्माभिर्गुप्तायाश्च गृहे प्रभो।**
**कन्याया दूषणं पुम्भिर्दुष्प्रेक्षाया न विद्महे॥ २९**

**ततः प्रव्यथितो बाणो दुहितुः श्रुतदूषणः।**
**त्वरितः कन्यकागारं प्राप्तोऽद्राक्षीद् यदूद्वहम्॥ ३०**

अनपायिभिः अपायोऽपसर्पणं प्रमादो वा तद्रहितैः। पाठान्तरे दुष्टा प्रेष्या सखी यस्यास्तस्याः पुम्भिर्दूषणं कुतो वेति न जानीम इत्यर्थः॥ २९॥ ३०॥

**कामात्मजं तं भुवनैकसुन्दरं**
**श्यामं पिशंगाम्बरमम्बुजेक्षणम्।**
**बृहद्भुजं कुण्डलकुन्तलत्विषा**
**स्मितावलोकेन च मण्डिताननम्॥ ३१**
**दीव्यन्तमक्षैः प्रिययाऽभिनृम्णया**
**तदंगसंगस्तनकुंकुमस्रजम्।**
**बाह्वोर्दधानं मधुमल्लिकाश्रितां**
**तस्याग्र आसीनमवेक्ष्य विस्मितः॥ ३२**

તે પ્રમાણે યાદવવીર અનિરુદ્ધ દ્વારા ભોગવાતી અને અતિ પ્રસન્ન રહેતી ઊષાને દ્વારપાળો છૂપાં રાખવાં અશક્ય એવાં લક્ષણોથી (કૌમાર્ય) વ્રતથી ભ્રષ્ટ થયેલી જાણી ગયા. ॥ ૨૭ ॥

**'आप्रीताम्'** અતિ પ્રસન્ન ઊષાને – **'दुरवच्छदैः'** છૂપાં રાખવાં અશક્ય એવાં લક્ષણોથી ॥ ૨૭ ॥

દ્વારપાળોએ (રાજા પાસે જઈને) નિવેદન કર્યું: 'હે રાજા, અવિવાહિતા કન્યા એવી તમારી દીકરીનું કુળને લાંછન લગાડનારું વિરુદ્ધ આચરણ અમે જાણ્યું છે.' ॥ ૨૮ ॥

**'विचेष्टितम्'** વિરુદ્ધ આચરણને ॥ ૨૮ ॥

જરાય અલગ નહીં થનારા અમારા દ્વારા મહેલમાં રક્ષાયેલી અને (તેથી) પુરુષો દ્વારા જોવી અશક્ય એવી કન્યાનું દૂષણ કેવી રીતે થયું તે, હે પ્રભુ, અમે જાણતા નથી. ॥ ૨૯ ॥ જેણે કન્યાનું દૂષણ સાંભળ્યું તે અતિશય વ્યથિત થયેલો બાણાસુર ત્વરાપૂર્વક કન્યાના મહેલમાં આવ્યો. (ત્યાં તેણે) યદુકુળશિરોમણિ (અનિરુદ્ધ)ને જોયો. ॥ ૩૦ ॥

**'अनपायिभिः' अपायः** ચાલ્યા જવું – ખસવું અથવા અસાવધાન થવું, તે સર્વથી રહિત, સાવધાન એવા અમારા દ્વારા – અથવા **दुष्प्रेक्षायाः** ને બદલે **दुष्प्रेष्यायाः** પાઠાંતરમાં, દુષ્ટ અર્થાત્ (યોગવિદ્યા જાણનારી) સેવિકારૂપી સખી છે જેની તે કન્યાનું પુરુષો દ્વારા દૂષણ કેવી રીતે થયું, તે અમે જાણતા નથી, એમ અર્થ છે. ॥ ૨૯ ॥ ૩૦ ॥

શ્યામવર્ણા, પીતાંબરધારી, કમળ સમાન નેત્રવાળા, વિશાળ ભુજાઓવાળા, હાસ્યયુક્ત અવલોકનથી અને કુંડળો તથા કેશની કાંતિથી સુશોભિત મુખવાળા, સંપૂર્ણ મંગળમય પ્રિયા (ઊષા) સાથે પાસાઓથી રમતા, તે (પ્રિયા)ના શરીરના સંગથી તેનાં સ્તન ઉપરના કેસરવાળી વસંતઋતુનાં મલ્લિકાપુષ્પોની બનેલી માળાને બંને બાહુઓની વચ્ચે ધારણ કરતા, તે (ઊષા)ની સામે બેઠેલા (સ્વયં) કામદેવના પુત્ર અનિરુદ્ધને જોઈને (બાણાસુર) આશ્ચર્ય પામ્યો. ॥ ૩૧ ॥ ૩૨ ॥

कामस्यात्मनो देहाज्जातम्॥ ३१ ॥

अभिनृम्णया सर्वमङ्गलया। तस्या अङ्गसङ्गेन स्तनकुङ्कुमं यस्यां स्रजि तां बाह्वोर्मध्ये वक्षसि दधानम्। मधुमल्लिका वसन्तभवा मल्लिका-स्तदाश्रिताम्। तस्याग्र इत्यार्षः सन्धिः। तस्या अग्र इत्यर्थः॥ ३२ ॥

કામદેવના **'आत्मनः'** શરીરમાંથી જન્મેલાને ॥ ૩૧ ॥

**'अभिनृम्णया'** સંપૂર્ણ મંગળમય પ્રિયા સાથે – તે પ્રિયાના શરીરના સંગથી સ્તન પરનું કેસર જે પુષ્પમાળામાં લાગ્યું તે પુષ્પમાળાને બંને બાહુઓની મધ્યમાં વક્ષ:સ્થળ ઉપર ધારણ કરતા અનિરુદ્ધને – **'मधुमल्लिका'** વસંતઋતુમાં થતાં ચમેલીનાં પુષ્પો, તેમની બનેલી માળાને – **'तस्याग्रे'** તે ઊષાની સામે, આ સંધિ આર્ષ છે. **तस्याः+अग्रे** (= **तस्याअग्रे** સંધિ થાય.) આ સંધિમાં ઉત્તર પદમાં સ્વર હોવાથી વિસર્ગનો લોપ થયો, પછી ફરીથી સંધિ થઈ શકે નહીં.) 'તેની સામે' એમ અર્થ છે. ॥ ૩૨ ॥

**स तं प्रविष्टं वृतमाततायिभि-**
**र्भटैरनीकैरवलोक्य माधवः।**
**उद्यम्य मौर्वं परिघं व्यवस्थितो**
**यथाऽन्तको दण्डधरो जिघांसया॥ ३३**

ઉગામેલાં શસ્ત્રોવાળા યોદ્ધાઓથી વીંટળાયેલાં તે (બાણાસુર)ને પ્રવેશેલો જોઈને મધુવંશી અનિરુદ્ધ દંડધારી યમની જેમ મારી નાખવાની ઈચ્છાથી લોખંડી પરિઘ (ભોગળ) ઉપાડીને ઊભો રહ્યો. ॥ ૩૩ ॥

आततायिभिरुद्यतशस्त्रैः। माधवोऽनिरुद्धः। मौर्वं मुरुर्लोहविशेषस्तन्निर्मितम्॥ ३३ ॥

**'आततायिभिः'** ઉગામેલા શસ્ત્રધારીઓથી – **'माधवः'** મધુવંશી અનિરુદ્ધ – **'मौर्वम्'** વિશિષ્ટ પ્રકારના લોખંડથી બનેલા પરિઘને ॥ ૩૩ ॥

**जिघृक्षया तान् परितः प्रसर्पतः**
**शुनो यथा सूकरयूथपोऽहनत्।**
**ते हन्यमाना भवनाद् विनिर्गता**
**निर्भिन्नमूर्धोरुभुजाः प्रदुद्रुवुः॥ ३४**

॥ ३४ ॥

(તેને) પકડી લેવાની ઈચ્છાથી ચારે બાજુથી ધસી આવેલા તે યોદ્ધાઓને, જંગલી ડુક્કરના ટોળાનો નાયક કૂતરાઓને મારે તેમ (અનિરુદ્ધે) મારવા માંડ્યા. (આથી) તૂટેલાં માથાં, સાથળો અને હાથવાળા તેઓ માર ખાતા (ઊષાના) ભવનમાંથી નીકળીને દોડી ગયા. ॥ ૩૪ ॥ ૩૪ ॥

**तं नागपाशैर्बलिनन्दनो बली**
**घ्नन्तं स्वसैन्यं कुपितो बबन्ध ह।**
**ऊषा भृशं शोकविषादविह्वला**
**बद्धं निशम्याश्रुकलाक्ष्यरौदिषीत्॥ ३५**

પોતાના સૈન્યને નષ્ટ કરતા તે અનિરુદ્ધને બળવાન બલિનંદને (બાણાસુરે) ક્રોધે ભરાઈને નાગપાશોથી બાંધી લીધો. તેને બંધાયેલો જોઈને અતિશય શોક અને વિષાદથી વિહ્વળ થયેલી ઊષા અશ્રુબિંદુઓથી ભરેલી આંખે રડવા લાગી. ॥ ૩૫ ॥

शोकविषादाभ्यां विह्वलाऽवशा। अश्रूणां कला बिन्दवो ययोस्ते अक्षिणी यस्याः सा॥ ३५॥

શોક અને વિષાદથી વિહ્‌વળ, અવશ – આંસુઓનાં **'કલાઃ'** બિંદુઓ જે બંનેમાં છે તેવી આંખો છે જેની તે ઊષા ॥ ૩૫ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे
उत्तरार्धेऽनिरुद्धबन्धो नाम द्विषष्टितमोऽध्यायः॥ ६२॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे उत्तरार्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां द्विषष्टितमोऽध्यायः॥ ६२॥

*****

# अथ त्रिषष्टितमोऽध्यायः

## ભગવાન શ્રીકૃષ્ણ સાથે બાણાસુરનું યુદ્ધ

त्रियुक्षष्टितमे चाथ बाणयादवसङ्गरे।
स्तुतिर्ज्वरेण रुद्रेण बाणबाहुभिदो हरेः॥ १॥

હવે ત્રેસઠમા અધ્યાયમાં બાણાસુર અને યદુવંશી (શ્રીકૃષ્ણ) વચ્ચેના યુદ્ધમાં બાણાસુરના હાથ કાપી નાખનાર શ્રીહરિની શિવજ્વર દ્વારા કરવામાં આવેલી સ્તુતિ છે. ॥ ૧ ॥

श्रीशुक उवाच

**अपश्यतां चानिरुद्धं तद्बन्धूनां च भारत।**
**चत्वारो वार्षिका मासा व्यतीयुरनुशोचताम्॥ १**

॥ १॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – હે ભરતવંશી પરીક્ષિત, અનિરુદ્ધને ન જોતાં તેનો શોક કરતાં સગાંસંબંધીઓના ચોમાસાના ચાર મહિના વીત્યા. ॥ ૧ ॥ ૧ ॥

**नारदात्तदुपाकर्ण्य वार्तां बद्धस्य कर्म च।**
**प्रययुः शोणितपुरं वृष्णयः कृष्णदेवताः॥ २**

નારદજી પાસેથી (ચિત્રલેખા દ્વારા હરણ, ઊષા સાથે રમણ તથા) અનિરુદ્ધનું બંધાઈ જવું વગેરે સમાચાર અને તે (યુદ્ધાદિરૂપ) કર્મ સાંભળીને, શ્રીકૃષ્ણ જેમના ઈષ્ટ દેવતા હતા તે યાદવો શોણિતપુર પહોંચી ગયા. ॥ ૨ ॥

कर्म च युद्धादिकम्॥ २॥

યુદ્ધ વગેરેરૂપ કર્મને ॥ ૨ ॥

**प्रद्युम्नो युयुधानश्च गदः साम्बोऽथ सारणः।**
**नन्दोपनन्दभद्राद्या रामकृष्णानुवर्तिनः॥ ३**
**अक्षौहिणीभिर्द्वादशभिः समेताः सर्वतोदिशम्।**
**रुरुधुर्बाणनगरं समन्तात् सात्वतर्षभाः॥ ४**

પ્રદ્યુમ્ન, યુયુધાન (સાત્યકિ), ગદ, સામ્બ, સારણ, નંદ, ઉપનંદ, ભદ્ર વગેરે શ્રીકૃષ્ણ-બલરામને અનુસરનારા મુખ્ય યાદવશ્રેષ્ઠો એકઠા થયા અને બાણાસુરના નગરને સર્વ તરફથી ઘેરી લીધું॥ ૩ ॥ ૪ ॥

रामकृष्णानुवर्तिन इति। तौ पुरतो निर्गतावित्यर्थः॥ ३॥ सर्वतोदिशमित्यस्योत्तरेणान्वयः॥ ४॥

**'रामकृष्ण–अनुवर्तिनः इति।'** તે શ્રીકૃષ્ણ-બલરામ સૌથી પહેલાં બહાર નીકળ્યા, એમ અર્થ છે. ॥ ૩ ॥ **'सर्वतोदिशम्'** આ શબ્દનો પછીના શ્લોક (૫) સાથે અન્વય છે. ॥ ૪ ॥

**भज्यमानपुरोद्यानप्राकाराट्टालगोपुरम्।**
**प्रेक्षमाणो रुषाविष्टस्तुल्यसैन्योऽभिनिर्ययौ॥ ५**

નગરનાં ઉદ્યાનો, કિલ્લા, બુરજો અને દ્વારોને (સર્વ તરફથી) ભાંગવામાં આવતાં જોઈ રહેલો બાણાસુર ક્રોધથી આવેશમાં આવી યાદવોના જેટલું જ સૈન્ય લઈ તેમની સામે ગયો. ॥ ૫ ॥

भज्यमानानि पुरोद्यानादीनि। द्वन्द्वैकवद्भावः। अट्टालाः प्राकारादुपरितनान्युन्नतस्थानानि। अभिनिर्ययौ बाणः ॥ ५ ॥

ભાંગવામાં આવતાં નગરનાં ઉદ્યાનો વગેરે શબ્દો સમાહાર દ્વન્દ્વ સમાસ લેતાં એ.વ. થાય છે. (સમાસના અંતે **गोपुरम्** એ.વ. સમાહાર દ્વન્દ્વ સમાસ હોવાથી છે.) **'अट्टालाः'** કિલ્લાની ઉપરનાં ઊંચાં સ્થાનો-બુરજોને – બાણાસુર સામે ગયો. ॥ ૫ ॥

**बाणार्थे भगवान् रुद्रः ससुतैः प्रमथैर्वृतः।**
**आरुह्य नन्दिवृषभं युयुधे रामकृष्णयोः॥ ६**

બાણાસુરને (સહાય કરવા) માટે ભગવાન રુદ્ર પુત્ર કાર્તિકેય વગેરે સહિત પ્રમથગણોથી વીંટળાઈને વૃષભ નન્દિકેશ્વર પર બેસીને શ્રીકૃષ્ણ-બલરામ સાથે યુદ્ધ કરવા લાગ્યા. ॥ ૬ ॥

सुतः स्कन्दस्तत्सहितैः प्रमथैर्गणैः। रामकृष्णाभ्यां युयुधे॥ ६॥

પુત્ર કાર્તિકેય, તેમના સહિત, પ્રમથગણોથી (વીંટળાઈને) શ્રીકૃષ્ણ-બલરામની સાથે યુદ્ધ કરવા લાગ્યા. ॥ ૬ ॥

**आसीत् सुतुमुलं युद्धमद्भुतं रोमहर्षणम्।**
**कृष्णशंकरयो राजन् प्रद्युम्नगुहयोरपि॥ ७**

હે રાજા (પરીક્ષિત), (તે સમયે) શ્રીકૃષ્ણ અને શ્રીશંકર વચ્ચે તેમ જ પ્રદ્યુમ્ન અને કાર્તિકેય વચ્ચે અતિભીષણ, અદ્ભુત અને રોમાંચકારી યુદ્ધ થયું. ॥ ૭ ॥ ૭ ॥

**कुम्भाण्डकूपकर्णाभ्यां बलेन सह संयुगः।**
**साम्बस्य बाणपुत्रेण बाणेन सह सात्यकेः॥ ८**

બલરામજીની સાથે કુમ્ભાંડ અને કૂપકર્ણનું, બાણના પુત્રની સાથે સામ્બનું અને બાણની સાથે સાત્યકિનું યુદ્ધ થયું. ॥ ૮ ॥ ૮ ॥

**ब्रह्मादयः सुराधीशा मुनयः सिद्धचारणाः।**
**गन्धर्वाप्सरसो यक्षा विमानैर्द्रष्टुमागमन्॥ ९**

બ્રહ્માજી વગેરે દેવેશ્વરો, મુનિઓ, સિદ્ધો, ચારણો, ગંધર્વો, અપ્સરાઓ અને યક્ષો વિમાનમાં બેસીને યુદ્ધ જોવા માટે આવ્યાં. ॥ ૯ ॥ ૯ ॥

**शंकरानुचराञ्छौरिर्भूतप्रमथगुह्यकान् ।**
**डाकिनीर्यातुधानांश्च वेतालान् सविनायकान्॥ १०**

**प्रेतमातृपिशाचांश्च कूष्माण्डान् ब्रह्मराक्षसान्।**
**द्रावयामास तीक्ष्णाग्रैः शरैः शार्ङ्गधनुश्च्युतैः॥ ११**

શ્રીકૃષ્ણે શિવજીનાં અનુચર ભૂતો અને પ્રમથો, યક્ષો, ડાકણો, રાક્ષસો, વિનાયકો સહિત વેતાલો, પ્રેતો, માતૃકાઓ તથા પિશાચો, કૂષ્માંડો અને બ્રહ્મરાક્ષસોને શાર્ઙ્ગ ધનુષ્યમાંથી છોડેલાં તીક્ષ્ણ અણીવાળાં બાણોથી નસાડી મૂક્યાં. ॥ ૧૦ ॥ ૧૧॥ ॥ ૧૦ ॥ ૧૧ ॥

**पृथग्विधानि प्रायुङ्क्त पिनाक्यस्त्राणि शार्ङ्गिणे।**
**प्रत्यस्त्रैः शमयामास शार्ङ्गपाणिरविस्मितः॥ १२**

॥७॥८॥९॥१०॥११॥१२॥

પિનાકધારી શંકરે શાર્ઙ્ગધારી શ્રીકૃષ્ણ ઉપર જુદાં જુદાં પ્રકારનાં અસ્ત્રોનો પ્રયોગ કર્યો, (પરંતુ) અવિસ્મિત (જેમનું સ્મિત દૂર થયું નથી) એવા શાર્ઙ્ગધારી શ્રીકૃષ્ણે પ્રતિકાર કરનારાં અસ્ત્રોથી તેમને શમાવી દીધાં. ॥ ૧૨ ॥ ૧૨ ॥

प्रत्यस्त्राण्येवाह—**ब्रह्मास्त्रस्येति**।

**ब्रह्मास्त्रस्य च ब्रह्मास्त्रं वायव्यस्य च पार्वतम्।**
**आग्नेयस्य च पार्जन्यं नैजं पाशुपतस्य च॥ १३**

नैजं नारायणास्त्रम्॥ १३॥

**मोहयित्वा तु गिरिशं जृम्भणास्त्रेण जृम्भितम्।**
**बाणस्य पृतनां शौरिर्जघानासिगदेषुभिः॥ १४**

॥ १४॥

**स्कन्दः प्रद्युम्नबाणौघैरर्द्यमानः समन्ततः।**
**असृग् विमुंचन् गात्रेभ्यः शिखिनापाक्रमद् रणात्॥ १५**

शिखिना मयूरेण वाहनेन॥ १५॥

**कुम्भाण्डः कूपकर्णश्च पेततुर्मुसलार्दितौ।**
**दुद्रुवुस्तदनीकानि हतनाथानि सर्वतः॥ १६**

तयोरनीकानि। हतौ नाथौ येषां तानि॥ १६॥

**विशीर्यमाणं स्वबलं दृष्ट्वा बाणोऽत्यमर्षणः।**
**कृष्णमभ्यद्रवत् संख्ये रथी हित्वैव सात्यकिम्॥ १७**

**धनूंष्याकृष्य युगपद् बाणः पंचशतानि वै।**
**एकैकस्मिञ्छरौ द्वौ द्वौ सन्दधे रणदुर्मदः॥ १८**

**तानि चिच्छेद भगवान् धनूंषि युगपद्धरिः।**
**सारथिं रथमश्वांश्च हत्वा शंखमपूरयत्॥ १९**

**तन्माता कोटरा नाम नग्ना मुक्तशिरोरुहा।**
**पुरोऽवतस्थे कृष्णस्य पुत्रप्राणरिरक्षया॥ २०**

॥ १७॥ १८॥ १९॥ २०॥

પ્રતિકાર કરનારાં અસ્ત્રોને જ વર્ણવે છે – **'ब्रह्मास्त्रस्य इति।'**

બ્રહ્માસ્ત્રની સામે બ્રહ્માસ્ત્ર, વાયવ્યાસ્ત્રની સામે પર્વતાસ્ત્ર, આગ્નેયાસ્ત્રની સામે પર્જન્યાસ્ત્ર અને પાશુપતાસ્ત્રની સામે પોતાનું (નારાયણાસ્ત્ર પ્રયુક્ત કરીને તેમને શાંત કર્યાં.) ॥ ૧૩ ॥

પોતાના નારાયણસ્ત્રને ॥ ૧૩ ॥

શ્રીકૃષ્ણે જૃમ્ભણાસ્ત્રથી તો ભગવાન શંકરને બગાસાં ખાતા કરીને મોહિત કરી તલવાર, ગદા અને બાણોથી બાણાસુરની સેનાનો નાશ કરવા માંડ્યો. ॥ ૧૪ ॥ ૧૪ ॥

પ્રદ્યુમ્ન દ્વારા ચોતરફથી થતી બાણવર્ષાથી પીડાતા, અંગોમાંથી લોહી નીતરતા કાર્તિકસ્વામી (તેમના વાહન) મોર સાથે રણમાંથી નાસી ગયા.॥ ૧૫ ॥

**'शिखिना'** વાહન મોર સાથે ॥ ૧૫ ॥

(બલરામજીના) મુસળ(ના પ્રહારો)થી પીડાયેલા કુમ્ભાંડ અને કૂપકર્ણ (બંને ભૂમિ પર) પડી ગયા. (મરી ગયા.) જેમના સેનાનાયકો મરી ગયા તે સેનાઓ ચોતરફ નાસવા લાગી. ॥ ૧૬ ॥

તે બંનેની સેનાઓ – જેમના સેનાનાયકો મરી ગયા તે સેનાઓ ॥ ૧૬ ॥

યુદ્ધમાં પોતાના સૈન્યને વિખરાતું જોઈને અતિ ક્રોધિત થયેલો બાણાસુર રથ પર ચઢીને સાત્યકિને છોડીને શ્રીકૃષ્ણની સામે ધસ્યો. ॥ ૧૭ ॥ ૧૭ ॥

યુદ્ધમાં અતિ ગર્વિષ્ઠ બાણાસુરે એકસાથે પાંચસો ધનુષ્યો તાણીને દરેકમાં બે બે બાણોનું સંધાન કર્યું. ॥ ૧૮ ॥ ૧૮ ॥

ભગવાન શ્રીહરિએ એકસાથે તે ધનુષ્યોને તોડી પાડ્યાં. તેના સારથિ, રથ અને ઘોડાઓને હણીને શંખ વગાડ્યો. ॥ ૧૯ ॥ ૧૯ ॥

કોટરા નામની તેની (બાણાસુરની) માતા પુત્રના પ્રાણની રક્ષા કરવાની ઈચ્છાથી કેશ છૂટા કરીને અને વસ્ત્રવિહીન થઈને શ્રીકૃષ્ણની સામે ઊભી રહી. ॥ ૨૦ ॥ ૨૦ ॥

**ततस्तिर्यङ्मुखो नग्नामनिरीक्षन् गदाग्रजः।**
**बाणश्च तावद् विरथश्छिन्नधन्वाविशत् पुरम्॥ २१**

ત્યારે તેને ન જોતા ગદાગ્રજ શ્રીકૃષ્ણે મુખ આડું ફેરવી લીધું. તેટલામાં રથ વગરનો અને તૂટેલા ધનુષ્યવાળો બાણ નગરમાં પેસી ગયો. ॥ ૨૧ ॥

अनिरीक्षमाणस्तिर्यङ्मुखो बभूवेति॥ २१॥

તેની પર દૃષ્ટિ ન કરતા શ્રીકૃષ્ણે મુખ આડું ફેરવી લીધું. ॥ ૨૧ ॥

**विद्राविते भूतगणे ज्वरस्तु त्रिशिरास्त्रिपात्।**
**अभ्यधावत दाशार्हं दहन्निव दिशो दश॥ २२**

ભૂતગણોને (ભગવાન દ્વારા) ભગાડી મૂકવામાં આવ્યા ત્યારે ત્રણ મસ્તકવાળો અને ત્રણ પગવાળો (શિવ) જ્વર દશેય દિશાઓને બાળી નાખતો હોય તેમ દાશાર્હ (શ્રીકૃષ્ણ)ની સામે યુદ્ધ કરવા માટે ધસ્યો. ॥ ૨૨ ॥

ज्वरस्तु योद्धुमभ्यधावदिति॥ २२॥

(શિવ) જ્વર યુદ્ધ કરવા માટે સામે ધસ્યો.॥ ૨૨ ॥

**अथ नारायणो देवस्तं दृष्ट्वा व्यसृजज्ज्वरम्।**
**माहेश्वरो वैष्णवश्च युयुधाते ज्वरावुभौ॥ २३**

તે સમયે ભગવાન નારાયણે તે (જ્વર)ને જોઈને (શીત) જ્વર છોડ્યો. મહેશ્વરનો જ્વર અને વિષ્ણુનો જ્વર બંને યુદ્ધ કરવા લાગ્યા. ॥ ૨૩ ॥

श्रीनारायणः शीतज्वरमसृजत्॥ २३॥

શ્રીનારાયણે શીતજ્વર છોડ્યો. ॥ ૨૩ ॥

**माहेश्वरः समाक्रन्दन् वैष्णवेन बलार्दितः।**
**अलब्ध्वाभयमन्यत्र भीतो माहेश्वरो ज्वरः।**
**शरणार्थी हृषीकेशं तुष्टाव प्रयतांजलिः॥ २४**

વૈષ્ણવ જ્વર દ્વારા બળપૂર્વક પીડાયેલો માહેશ્વર જ્વર આક્રંદ કરતાં (યુદ્ધ કરતો હતો). (ભગવાન સિવાય) અન્યત્ર અભયદાન પ્રાપ્ત ન થતાં ભયભીત થયેલો, શરણ ઈચ્છતો માહેશ્વર જ્વર બે હાથ જોડીને સર્વ ઈન્દ્રિયોના નિયંતા (હૃષીકેશ શ્રીકૃષ્ણ)ની સ્તુતિ કરવા લાગ્યો. ॥ ૨૪ ॥

माहेश्वरः समाक्रन्दन् युयुधे॥ २४॥

માહેશ્વર જ્વર આક્રંદ કરતાં યુદ્ધ કરતો હતો. ॥ ૨૪ ॥

आत्मानं परमशक्तिमन्तं मन्यमानः श्रीकृष्णं तापयितुं प्रवृत्तः स्वयमेव तप्तः सन् तं परमेश्वरं ज्ञात्वा स्तुवन्नमस्करोति—**नमामीति**।

પોતાને પરમ શક્તિમાન માનતો, શ્રીકૃષ્ણને કષ્ટ આપવા માટે પ્રવૃત્ત થયેલો માહેશ્વર જ્વર પોતે જ કષ્ટ પામીને, તેમને પરમેશ્વર જાણીને સ્તુતિ કરતાં નમસ્કાર કરે છે – **'नमामि इति।'**

**ज्वर उवाच**

**नमामि त्वाऽनन्तशक्तिं परेशं**
**सर्वात्मानं केवलं ज्ञप्तिमात्रम्।**
**विश्वोत्पत्तिस्थानसंरोधहेतुं**
**यत्तद् ब्रह्म ब्रह्मलिङ्गं प्रशान्तम्॥ २५**

**(માહેશ્વર) જ્વર બોલ્યો** – અનંત શક્તિસ્વરૂપ, બ્રહ્માદિ (વગેરે)ના (પણ) નિયંતા, સર્વના આત્મા, શુદ્ધસ્વરૂપ, ચૈતન્યઘન, જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લયના કારણરૂપ તથા જે વેદ દ્વારા પ્રકાશિત થાય છે તે પરમ શાંત બ્રહ્મસ્વરૂપ આપને હું નમસ્કાર કરું છું. ॥ ૨૫ ॥

त्वा त्वामनन्तशक्तिं नमामि। कुतः। परेषां ब्रह्मादीनामीशम्। तत्र हेतुः—सर्वात्मानं सर्वस्यात्मानं चेतयितारम्। तत्कुतः। केवलं शुद्धम्। ज्ञप्तिमात्रं चैतन्यघनम्। तदेवं सर्वचेतयितृत्वेन परमेश्वरत्वमुक्तम्, किंच विश्वसृष्ट्यादि-हेतुत्वादपीत्याह—विश्वोत्पत्तीति।

અનંત શક્તિસ્વરૂપ **'त्वा'** આપને હું નમસ્કાર કરું છું. શા માટે? **'परेषाम्'** બ્રહ્મા વગેરેના ઈશ્વરને, નિયંતાને – તે માટેનું કારણ – **'सर्व-आत्मानम्'** સર્વના આત્માને ચૈતન્ય આપનારને – તે કેવી રીતે? **'केवलम्'** શુદ્ધ સ્વરૂપને – **'ज्ञप्तिमात्रम्'** ચૈતન્યઘનને – આમ સર્વને ચૈતન્ય આપનાર હોવાથી પરમેશ્વરત્વ કહેવામાં આવ્યું. વળી, વિશ્વનાં સૃષ્ટિ વગેરેના કારણરૂપ હોવાથી પણ પરમેશ્વરત્વ કહે છે – **'विश्वोत्पत्ति इति।'**

नन्वेवंभूतं ब्रह्म प्रसिद्धं, नाहमिति तत्राह—यत्तद्ब्रह्मेति। यद्ब्रह्म तदेव त्वमित्यर्थः। किं तद् ब्रह्मेत्यत आह—ब्रह्मलिङ्गं ब्रह्मणा वेदेन लिङ्ग्यते द्योत्यत इति। तत्कुतः। प्रशान्तम्। सर्वविक्रियारहितत्वान्न साक्षाद्वाच्यमिति भावः ॥ २५ ॥

ભગવાન શંકા કરે છે કે ''આવા પ્રકારના હોવા માટે બ્રહ્મ પ્રસિદ્ધ છે, હું નહીં.'' તે માટે કહે છે – **'यत् तत् ब्रह्म इति।'** જે બ્રહ્મ છે તે જ આપ છો, એમ અર્થ છે. તે બ્રહ્મ શું છે? આ માટે કહે છે – **'ब्रह्मलिङ्गम्' ब्रह्मणा** વેદ દ્વારા જે સૂચિત થાય છે, પ્રકાશિત થાય છે. તે કેવી રીતે? પરમશાંતને, સર્વ વિકારરહિત હોવાથી સાક્ષાત્ અભિવ્યક્ત કરી શકાય તેવા નથી, એવો ભાવ છે. ॥ ૨૫ ॥

किंच यत्सविशेषं वस्तु तत्र वयं प्रभवामः, त्वयि तु सर्वविशेषातीते न कस्यापि प्रभुत्वं किंतु त्वमेव सर्वप्रभुरिति ज्ञप्तिमात्रत्वं विवृण्वन् स्तौति—**काल इति**।

વળી, (કાળ, દૈવ, કર્મ વગેરે) જે સવિશેષ વસ્તુ છે ત્યાં અમારો પ્રભાવ છે, પરંતુ સર્વ વિશેષથી પર એવા આપના ઉપર કોઈનું પણ પ્રભુત્વ નથી પણ આપ જ સર્વના પ્રભુ છો, એમ ચૈતન્યઘનત્વનું વિવરણ કરતાં સ્તુતિ કરે છે – **'कालः इति।'**

**कालो दैवं कर्म जीवः स्वभावो**
**द्रव्यं क्षेत्रं प्राण आत्मा विकारः।**
**तत्संघातो बीजरोहप्रवाह-**
**स्त्वन्मायैषा तन्निषेधं प्रपद्ये॥ २६**

કાળ, દૈવ, કર્મ, જીવ, સ્વભાવ, દ્રવ્ય, ક્ષેત્ર, પ્રાણ, આત્મા, (અગિયાર ઇન્દ્રિયો અને પંચ મહાભૂતરૂપ સોળ) વિકારો – તે સર્વના સંઘાતરૂપ લિંગદેહ અને આ (સ્થૂળ) દેહનો બીજ અને અંકુર જેવો પ્રવાહ ચાલે છે. આ આપની માયા છે. તે માયાનો નિષેધ જેમનામાં છે (તે નિષેધની અવધિરૂપ) એવા આપને શરણે હું આવ્યો છું. ॥ ૨૬ ॥

कालः क्षोभकः। कर्म निमित्तम्। तदेव फलाभिमुखमभिव्यक्तं दैवम्। स्वभावस्तत्संस्कारः। जीवस्तद्वान् (तद्वान् कर्मसंस्कारवान्)। द्रव्यं

**'कालः'** (સર્વને) ક્ષોભ પમાડનાર, **'कर्म'** (સર્વનું) નિમિત્તકારણ, ફળ આપવા તત્પર થયેલું તે જ કર્મ એટલે **'दैवम्', 'स्वभावः'** તે કર્મનો સંસ્કાર, **'जीवः'** તે કર્મના સંસ્કારવાળો જીવ, **'द्रव्यम्'** શબ્દાદિ

भूतसूक्ष्माणि। क्षेत्रं शरीरम्। प्राणः सूत्रम्। आत्मा अहंकारः। विकार एकादशेन्द्रियाणि महाभूतानि चेति षोडशकः तत्संघातो लिङ्गदेहः। एतस्य च बीजरोहवत्प्रवाहः, रोहोऽङ्कुरो देहाद्बीजरूपं कर्म ततोऽङ्कुररूपो देहस्ततः पुनरेवमिति प्रवाहः। एषा त्वन्माया। तस्या निषेधः अपोहो यस्मिंस्तं त्वां निषेधावधिभूतं प्रपद्ये भज इति॥ २६॥

ननु देवकीतनयस्य मे कथमेवंभूतत्वं तत्राह—**नानाभावैरिति**।

**नानाभावैर्लीलयैवोपपन्नै-**
**र्देवान् साधूँल्लोकसेतून् बिभर्षि।**
**हंस्युन्मार्गान् हिंसया वर्तमानान्**
**जन्मैतत्ते भारहाराय भूमेः॥ २७**

(છંદ - શાલિની)

सर्वोपाधिविनिर्मुक्त एव त्वं यथा लीलया स्वीकृतैर्मत्स्याद्यवतारैर्देवान् बिभर्षि पालयसि। तदर्थं लोकसेतून्वर्णाश्रमधर्मान्। तदर्थं तदनुष्ठातॄन् साधून् तदङ्गत्वेनोन्मार्गान् दैत्यादीन् हंसि संहरसि। एवमेतदपि तव जन्म भूमेर्भारहरणाय। लीलावतारोऽयं न कस्यापि त्वं तनय इत्यर्थः॥ २७॥

अतोऽज्ञानतस्त्वदभिभवे प्रवृत्तं मां तप्तं रक्षेत्याशयेनाह—**तप्तोहमिति**।

સૂક્ષ્મભૂતો, **'क्षेत्रम्'** શરીર, **'प्राणः'** સૂત્રાત્મા, **'आत्मा'** અહંકાર, **'विकारः'** અગિયાર ઇન્દ્રિયો અને પંચમહાભૂતો – એમ સોળ વિકારો – તે સર્વનો **'संघातः'** લિંગદેહ અને આ દેહનો બીજ અને અંકુર જેવો પ્રવાહ, **'रोहः'** અંકુર – દેહમાંથી બીજરૂપ કર્મ, તે કર્મથી અંકુરરૂપ દેહ, તેનાથી ફરી પાછો પ્રવાહ ચાલે છે. આ આપની માયા છે. તે માયાનો **'निषेधः'** અભાવ જેમનામાં છે તેવા નિષેધની અવધિરૂપ આપને **'प्रपद्ये'** શરણે હું આવ્યો છું, તેવા આપને હું ભજું છું. ॥ ૨૬ ॥

(ભગવાન) શંકા કરે છે કે દેવકીનો પુત્ર એવો હું આ પ્રકારનો કેવી રીતે? તે માટે કહે છે – **'नानाभावैः इति।'**

માત્ર લીલાથી સ્વીકારેલા અનેક અવતારોથી આપ દેવોનું રક્ષણ કરો છો અને તે માટે લોકમર્યાદારૂપ વર્ણાશ્રમધર્મોનું પાલન કરો છો. તેના માટે વર્ણાશ્રમધર્મોનું અનુષ્ઠાન કરનારા સંતજનોનું રક્ષણ કરો છો. તે માટે અવળે માર્ગે જનારા અને હિંસાથી જીવનારા દૈત્ય વગેરેને આપ સંહારો છો. આમ, આપનો આ અવતાર ભૂમિનો ભાર હરવા માટે છે. ॥ ૨૭ ॥

આપ સર્વ ઉપાધિઓથી મુક્ત જ છો, (તો પણ) જે રીતે લીલાથી સ્વીકારેલા હોય તે રીતે મત્સ્યાદિ અવતારોથી દેવોનું **'बिभर्षि'** પાલન કરો છો. તે માટે લોકમર્યાદારૂપ વર્ણાશ્રમધર્મોનું (પાલન કરો છો.) તે માટે તેમનું અનુષ્ઠાન કરનારા સંતજનોનું (રક્ષણ કરો છો.) તે (ધર્માનુષ્ઠાન)ના અંગરૂપે અવળે માર્ગે જનારા દૈત્ય વગેરેને આપ **'हंसि'** સંહારો છો. આમ, આપનો આ અવતાર પણ ભૂમિનો ભાર હરવા માટે છે. આપનો આ લીલાવતાર છે, આપ કોઈના પણ પુત્ર નથી, એમ અર્થ છે. ॥ ૨૭ ॥

આથી અજ્ઞાનથી આપના પરાભવ માટે પ્રવૃત્ત થયેલા, સંતપ્ત એવા મારી રક્ષા કરો, એ આશયથી કહે છે – **'तप्तः अहम् इति।'**

**तप्तोऽहं ते तेजसा दुःसहेन**
**शान्तोग्रेणात्युल्बणेन ज्वरेण।**
**तावत्तापो देहिनां तेऽङ्घ्रिमूलं**
**नो सेवेरन् यावदाशानुबद्धाः॥ २८**

(છંદ - શાલિની)

ते तेजसा त्वत्सृष्टेन ज्वरेण शान्तोग्रेण शीतज्वरेण। परसंतापकस्य युक्त एव ताप इति चेदत आह—तावदिति। सेवायां प्रवृत्तानामनुचित इति भावः॥ २८॥

આપના દુઃસહ, શાંત, છતાં ઉગ્ર, મહા ભયંકર તેજરૂપ જ્વરથી હું તપી રહ્યો છું. આશા(પાશ)થી બંધાયેલા મનુષ્યો જ્યાં સુધી આપના ચરણકમળને સેવે નહીં, ત્યાં સુધી જ દેહધારીઓને સંતાપ હોય છે. ॥ ૨૮ ॥

આપના દ્વારા ઉત્પન્ન કરાયેલા તેજરૂપ જ્વરથી, શાંત (છતાં) ઉગ્ર જ્વરથી –(ભગવાન) જો કહે કે બીજાને સંતાપ આપનારને માટે સંતાપ યોગ્ય જ છે. તે માટે કહે છે – '**तावत् इति।**' (આપની) સેવામાં પ્રવૃત્ત થયેલા જનોને માટે સંતાપ ઉચિત નથી, એવો ભાવ છે. ॥ ૨૮ ॥

**श्रीभगवानुवाच**

**त्रिशिरस्ते प्रसन्नोऽस्मि व्येतु ते मज्ज्वराद् भयम्।**
**यो नौ स्मरति संवादं तस्य त्वन्न भवेद् भयम्॥ २९**

हे त्रिशिरः, व्येतु अपयातु। मदाज्ञापालकः सन्सुखं विचर। कासावाज्ञा तामाह—य इति। नौ आवयोरिमं संवादं यः स्मरेत्तस्य त्वत् त्वत्तो न भयं भवेत्। त्वया भयं नोत्पादनीयमित्यर्थः ॥ २९॥

**ભગવાન બોલ્યા** – હે ત્રણ મસ્તકવાળા, હું (તારા પર) પ્રસન્ન થયો છું. મારા (વૈષ્ણવ) જ્વરથી તારો ભય દૂર થાઓ! જે મનુષ્ય આપણા બંનેના સંવાદનું સ્મરણ કરે છે, તેને તારાથી ભય નહીં થાય. ॥ ૨૯ ॥

હે ત્રિશિર, '**वि-एतु**' દૂર થાઓ – મારી આજ્ઞાનું પાલન કરનારો થઈને તું સુખથી વિચરણ કર. તે આજ્ઞા કઈ છે તે કહે છે – '**यः इति।**' '**नौ**' આપણા બંનેના આ સંવાદને જે સ્મરે તેને '**त्वत्**' તારાથી ભય ન થાય. તારા દ્વારા ભય ઉત્પન્ન કરવા યોગ્ય નથી, એમ અર્થ છે. ॥ ૨૯ ॥

**इत्युक्तोऽच्युतमानम्य गतो माहेश्वरो ज्वरः।**
**बाणस्तु रथमारूढः प्रागाद्योत्स्यं जनार्दनम्॥ ३०**

**(શ્રીશુકદેવજી બોલ્યા –)** આ રીતે જેને કહેવામાં આવ્યું તે માહેશ્વર જ્વર ભગવાન અચ્યુતને પ્રણામ કરીને ગયો. પરંતુ યુદ્ધ કરવા ઈચ્છતો બાણાસુર રથારૂઢ થઈને જનાર્દન ભગવાન તરફ આવી પહોંચ્યો. ॥ ૩૦ ॥ ૩૦ ॥

**ततो बाहुसहस्रेण नानायुधधरोऽसुरः।**
**मुमोच परमक्रुद्धो बाणांश्चक्रायुधे नृप॥ ३१**

ત્યાર પછી હે રાજા (પરીક્ષિત), હજાર હાથથી અનેક જાતનાં શસ્ત્રો ધારણ કરનાર તે બાણાસુરે અત્યંત ક્રોધિત થઈને, ચક્રનું આયુધ ધારણ કરનાર (ભગવાન શ્રીકૃષ્ણ) ઉપર બાણો છોડવા માંડ્યાં. ॥ ૩૧ ॥ ૩૧ ॥

**तस्यास्यतोऽस्त्राण्यसकृच्चक्रेण क्षुरनेमिना।**
**चिच्छेद भगवान् बाहून् शाखा इव वनस्पतेः॥ ३२**

**बाहुषु च्छिद्यमानेषु बाणस्य भगवान् भवः।**
**भक्तानुकम्प्युपव्रज्य चक्रायुधमभाषत॥ ३३**
॥ ३०॥ ३१॥ ३२॥ ३३॥

भक्तरक्षणार्थं श्रीरुद्रो भगवन्तं स्तौति—**त्वं हीति**।

श्रीरुद्र उवाच

**त्वं हि ब्रह्म परं ज्योतिर्गूढं ब्रह्मणि वाङ्मये।**
**यं पश्यन्त्यमलात्मान आकाशमिव केवलम्॥ ३४**

अयमर्थः—त्वामज्ञात्वाऽयं युध्यत इति न चित्रम्। यतस्त्वं वाङ्मये ब्रह्मण्यपि गूढं ब्रह्म अभिधाऽविषयत्वात्। कुतः। परं ज्योतिः। ज्योतिषामपि प्रकाशकत्वादविषय इत्यर्थः।

कथं तर्हि प्रतीतिरत आह—यमिति। अमलात्मनां स्वतः प्रकाशसे इत्यर्थः॥ ३४॥

आस्तां तावन्निर्गुणस्य तव ज्ञानं लीलयाऽधिष्ठितस्त्वया यो विराड्विग्रहः सोऽपि न ज्ञायते उदुम्बरफलान्तर्वर्तिमशकैरिवोदुम्बरफलमित्याशयेन विराड्रूपेण स्तौति द्वाभ्याम्—**नाभिरिति**।

ઉપરા ઉપરી બાણો ફેંકતા તેના બાહુઓને ભગવાને તીક્ષ્ણ ધારવાળા સુદર્શન ચક્રથી વૃક્ષની ડાળીઓ કપાય તેમ કાપી નાખ્યા. ॥ ૩૨ ॥ ૩૨॥

બાણાસુરના બાહુઓ કપાવા માંડ્યા ત્યારે ભક્તો ઉપર અનુકમ્પા કરનારા ભગવાન શંકર ચક્રધારી ભગવાન પાસે જઈને કહેવા લાગ્યા. ॥ ૩૩ ॥ ૩૩ ॥

ભક્તની રક્ષા માટે શ્રીરુદ્ર ભગવાન શ્રીકૃષ્ણની સ્તુતિ કરે છે – **'त्वं हि इति।'**

**શ્રીરુદ્ર બોલ્યા** – વૈદિક વાઙ્મયમાં (પણ) આપ ગુપ્તરૂપે રહેલા પરબ્રહ્મ છો, પરમ જ્યોતિસ્વરૂપ છો, વિશુદ્ધ અંતઃકરણવાળા જનો આકાશ જેવા નિર્લેપ, નિર્વિકાર એવા જે આપનો સાક્ષાત્કાર કરે છે. ॥ ૩૪ ॥

આ પ્રમાણે અર્થ છે – આ બાણાસુર આપને ન જાણીને યુદ્ધ કરે છે, એમાં આશ્ચર્ય નથી. વૈદિક વાઙ્મયમાં પણ આપ **'गूढं ब्रह्म'** ગુપ્તરૂપે રહેલા પરબ્રહ્મ છો, કારણ કે આપ વાણીના અવિષયરૂપે (વાણી અને મનથી અગ્રાહ્યરૂપે) પ્રતિપાદિત થયા છો. શા માટે? (કારણ કે આપ) પરમ જ્યોતિસ્વરૂપ છો. તૈજસ પદાર્થોને પણ પ્રકાશિત કરનારા હોવાથી (સર્વના) અવિષય છો, એમ અર્થ છે.

તો પછી આપની પ્રતીતિ કેવી રીતે થાય છે? આ માટે કહે છે – **'यम् इति।'** અમલાત્મા (વિશુદ્ધ અંતઃકરણવાળા) જનોને આપ પોતાની મેળે પ્રતીત થાઓ છો. ॥ ૩૪ ॥

આપના નિર્ગુણ સ્વરૂપનું જ્ઞાન બાજુએ મૂકો. આપના દ્વારા લીલાથી અધિષ્ઠાન પામેલું જે વિરાટ શરીર છે તે પણ જાણી શકાતું નથી, જેમ ઊમરાના ફળની અંદર રહેલાં જીવડાંઓ દ્વારા ઊમરાના ફળને જાણી શકાતું નથી તેમ! આ આશયથી વિરાટરૂપે બે શ્લોકોથી સ્તુતિ કરે છે — **'नाभिः इति।'**

**नाभिर्नभोऽग्निर्मुखमम्बु रेतो**
**द्यौः शीर्षमाशा श्रुतिरङ्घ्रिरुर्वी।**
**चन्द्रो मनो यस्य दृगर्क आत्मा**
**अहं समुद्रो जठरं भुजेन्द्रः॥ ३५**
**रोमाणि यस्यौषधयोऽम्बुवाहाः**
**केशा विरिञ्चो धिषणा विसर्गः।**
**प्रजापतिर्हृदयं यस्य धर्मः**
**स वै भवान् पुरुषो लोककल्पः॥ ३६**

यस्य नभआदयो नाभ्याद्यवयवाः स भवान् लोककल्पः पुरुष इत्युत्तरेणान्वयः। नभो यस्य नाभिः। अग्निर्मुखम् अम्बु रेतः। द्यौः शीर्षम्। आशा दिशः श्रुतिः श्रवणेन्द्रियम्। उर्वी अङ्घ्रिः। चन्द्रो मनः। अर्को दृक्। अहं शिव आत्माऽहंकारः। समुद्रो जठरम्। इन्द्रो भुजा बाहुः। इन्द्रादयो लोकपाला बाहव इत्यर्थः॥ ३५॥ ओषधयो रोमाणि। यच्छब्दावृत्तिः स्पष्टतार्था। अम्बुवाहाः केशाः। विरिञ्चो धिषणा बुद्धिः। प्रजापतिर्विसर्गो मेढ्रम्। धर्मो हृदयम्। लोकैः कल्प्यतेऽवकल्प्यत इति लोककल्पः॥ ३६॥

ननु तत्त्वतः प्रादेशिकशरीरस्य कथं नभोनाभित्वादीत्यत आह—**तवेति**।

**तवावतारोऽयमकुण्ठधामन्**
**धर्मस्य गुप्त्यै जगतो भवाय।**
**वयं च सर्वे भवतानुभाविता**
**विभावयामो भुवनानि सप्त॥ ३७**

हे अकुण्ठधामन्नप्रच्युतस्वरूप, भवायाभ्युदयाय। न केवलमेतावत्किंत्वस्मदनुग्रहार्थमपीत्याह—वयं चेति। सर्वे लोकपालास्त्वया पालिताः सप्तापि भुवनानि पालयाम इति॥ ३७॥

આકાશ જેમની નાભિ છે, અગ્નિ મુખ છે, જળ વીર્ય છે, સ્વર્ગ મસ્તક છે, દિશાઓ કાન છે, પૃથ્વી ચરણ છે, ચંદ્ર મન છે, સૂર્ય નેત્ર છે, હું (શિવ) આપનો અહંકાર છું, સમુદ્ર ઉદર છે, ઈન્દ્રાદિ લોકપાલો ભુજાઓ છે, ॥ ૩૫ ॥ વનસ્પતિ રૂંવાડાં છે, મેઘો કેશ છે, બ્રહ્માજી બુદ્ધિ છે, પ્રજાપતિ ગુહ્ય ઈન્દ્રિય છે અને ધર્મ હૃદય છે તેવા આપ લોકલોકાન્તરો(રૂપ અવયવો)થી રચાયેલા (અવયવીરૂપ) વિરાટપુરુષ છો. ॥ ૩૬ ॥

આકાશ વગેરે જેમના નાભિ વગેરે અવયવો છે તે આપ સમગ્ર લોકોથી રચાયેલા વિરાટપુરુષ છો, એમ પછીના શ્લોક (૩૬) સાથે અન્વય છે. આકાશ જેમની નાભિ, અગ્નિ મુખ, જળ વીર્ય, સ્વર્ગ મસ્તક, **'आशा'** દિશાઓ **'श्रुतिः'** શ્રવણેન્દ્રિય, પૃથ્વી ચરણ, ચંદ્ર મન, સૂર્ય ચક્ષુ, હું શિવ **'आत्मा'** અહંકાર, સમુદ્ર જઠર, ઈન્દ્ર **'भुजा'** બાહુ, ઈન્દ્રાદિ લોકપાલો બાહુઓ છે, એમ અર્થ છે. ॥ ૩૫ ॥ ઔષધિઓ રૂંવાડાં, **यत् ( यस्य )** શબ્દની આવૃત્તિ સ્પષ્ટતા માટે છે. મેઘો કેશ, બ્રહ્મા **'धिषणा'** બુદ્ધિ, પ્રજાપતિ **'विसर्गः'** જનનેન્દ્રિય અને ધર્મ હૃદય છે. લોકલોકાન્તરોરૂપ અવયવોથી રચાયેલું એટલે **'लोककल्पः'** ॥ ૩૬ ॥

શંકા કરવામાં આવી છે કે વસ્તુતઃ એક સ્થાનમાં રહેલા શરીરની નાભિ આકાશ વગેરે કેવી રીતે હોઈ શકે? આ માટે કહે છે – **'तव इति।'**

હે અસ્ખલિત સ્વરૂપ, આપનો આ અવતાર ધર્મની રક્ષા અને વિશ્વના અભ્યુદય માટે છે અને આપના દ્વારા રક્ષાયેલા અમે સર્વ (લોકપાલો) સાતે ય ભુવનોનું પાલન કરીએ છીએ. ॥ ૩૭ ॥

**'हे अकुण्ठधामन्'** હે અસ્ખલિત સ્વરૂપ! **'भवाय'** અભ્યુદય (ઉન્નતિ) માટે – કેવળ એટલું જ નહીં, પણ અમારી ઉપર અનુગ્રહ કરવા માટે પણ (આપનો અવતાર થયો છે,) એમ કહે છે – **'वयं च इति।'** આપના દ્વારા રક્ષાયેલા હોઈ સર્વ લોકપાલો સાતે ય ભુવનોની રક્ષા કરીએ છીએ. ॥ ૩૭ ॥

ननु यदि विभावयितारो यूयं विभाव्यानि च भुवनानि सन्ति तर्हि कथमुक्तं त्वं हि ब्रह्मेति। न हि ब्रह्मत्वे मम सजातीयविजातीयभेदः संभवतीत्यत आह—**त्वमिति**।

(ભગવાન) શંકા કરે કે તમે લોકપાલો પાલન કરનારા છો તો તમે ભુવનોનું પાલન કરો. તો પછી 'આપ જ બ્રહ્મ છો.' એમ કેમ કહેવામાં આવે છે? બ્રહ્મરૂપ હોવાથી મારા સજાતીય, વિજાતીય ભેદ હોઈ શકે નહીં. આ માટે કહે છે – **'त्वम् इति।'**

**त्वमेक आद्यः पुरुषोऽद्वितीय-**
**स्तुर्यः स्वदृग्घेतुरहेतुरीशः।**
**प्रतीयसेऽथापि यथाविकारं**
**स्वमायया सर्वगुणप्रसिद्ध्यै॥ ३८**

આપ જ એક (સજાતીય ભેદથી રહિત), અદ્વિતીય (વિજાતીય ભેદથી રહિત), આદ્ય (મૂળ) પુરુષ (અંતર્યામી) છો. (અવસ્થાત્રયાતીત – જાગ્રત્-સ્વપ્ન-સુષુપ્તિ એ ત્રણે ય અવસ્થાઓથી પર) તુરીય તત્ત્વ છો. સ્વયંપ્રકાશ જ્ઞાનસ્વરૂપ છો. આપ (જ) સર્વના કારણરૂપ **( हेतुः )** છો, પણ આપનું પોતાનું કોઈ કારણ નથી **( अहेतुः ).** આથી આપ ઈશ્વર (સ્વતંત્ર) છો. તેમ છતાં પણ પોતાની માયાથી સર્વ વિષયના પ્રકાશ માટે પ્રત્યેક શરીરમાં જુદા જુદા ભાસો છો.॥૩૮॥

एकः सजातीयभेदरहितः। कुतः। आद्यः पुरुषः पुरुषाणामवस्थात्रयवतामाद्यः प्रकृतिभूतः पुरुषः। कुतः। तुरीयः। शुद्ध इत्यर्थः। तदपि कुतः। स्वदृक् स्वप्रकाशज्ञानरूपः। शुद्धादेव ह्युपाधियोगाज्जीवा जायन्ते। 'यथाऽग्नेः क्षुद्रा विस्फुलिङ्गा व्युच्चरन्त्येवमेवास्मादात्मनः सर्व एव आत्मानो व्युच्चरन्ति' इति श्रुतेः। अतः सजातीयरहितः। किंच अद्वितीयो विजातीय-रहितोऽपि। कुतः। हेतुः सर्वस्य। तथा स्वयं हेतुरहितश्चेति। कथं तर्हि प्रतिशरीरं जीवभेदः प्रतीयतेऽत आह—प्रतीयस इति। सर्वगुणप्रसिद्ध्यै सर्वविषयप्रकाशनाय॥ ३८॥

**'एकः'** સજાતીય ભેદથી રહિત છો. કેવી રીતે? આપ આદ્ય-મૂળ પુરુષ છો. (જાગ્રત્-સ્વપ્ન-સુષુપ્તિ, એ) ત્રણે ય અવસ્થાવાળા પુરુષોના આપ મૂળ પ્રકૃતિરૂપ પુરુષ છો. કેવી રીતે? આપ તુરીય તત્ત્વ છો, શુદ્ધ છો, એમ અર્થ છે. તે પણ કેવી રીતે? આપ **'स्वदृक्'** સ્વયંપ્રકાશ જ્ઞાનસ્વરૂપ છો. શુદ્ધ તત્ત્વમાંથી જ માયાની ઉપાધિના યોગથી જીવો ઉત્પન્ન થાય છે. 'જેમ એક જ અગ્નિમાંથી અનેક ક્ષુદ્ર તણખાઓ નીકળે છે, તેમ આ આત્મામાંથી સર્વ જીવો ઉત્પન્ન થાય છે.' (બૃહદા.ઉપ.૨/૧/૨૦) એમ શ્રુતિ છે.

આથી આપ સજાતીય ભેદથી રહિત છો. વળી, **'अद्वितीयः'** વિજાતીય ભેદથી રહિત પણ છો. કેવી રીતે? આપ સર્વના કારણરૂપ છો પણ સ્વયં હેતુરહિત – કારણરહિત છો. તો પછી આપ પ્રત્યેક શરીરમાં જીવસ્વરૂપે જુદા જુદા કેમ ભાસો છો? આ માટે કહે છે – **'प्रतीयसे इति।' 'सर्वगुणप्रसिद्ध्यै'** સર્વ વિષયોના પ્રકાશ માટે ॥ ૩૮ ॥

तर्हि किमहमेवं संसारीत्युच्यते, न हि न हीति सदृष्टान्तमाह—**यथैवेति**।

તો પછી આમ હું સંસારી છું, એમ કેમ કહેવામાં આવે છે? તે માટે દૃષ્ટાંત સહિત કહે છે ના, ના – **'यथा-एव-इति।'**

**यथैव सूर्यः पिहितश्छायया स्वया**
**छायां च रूपाणि च संचकास्ति।**
**एवं गुणेनापिहितो गुणांस्त्व-**
**मात्मप्रदीपो गुणिनश्च भूमन्॥ ३९**

हे भूमन्, स्वया छायया मेघलक्षणया परदृष्ट्या पिहितश्छादितोऽपि सूर्यश्छायां मेघं च रूपाणि च मेघान्तरितान् घटादीनपि संचकास्ति प्रकाशयति। एवं गुणेनाहंकारेण स्वकार्येण जीवावरकेण तद्दृष्ट्या पिहितोऽपि गुणान् सत्त्वादीनुपाधीन् गुणिनश्चोपहितान् जीवानपि चकास्ति। आत्मप्रदीपः स्वप्रकाशः। अतः सर्वसाक्षिणस्तव न संसार इत्यर्थः॥ ३९॥

किंच मायाश्रयस्यान्यान् मोहयतस्तव कुतः संसृतिरित्याशयेनाह—**यन्मायेति**।

**यन्मायामोहितधियः पुत्रदारगृहादिषु।**
**उन्मज्जन्ति निमज्जन्ति प्रसक्ता वृजिनार्णवे॥ ४०**

पुत्रादिषु प्रसक्ताः। वृजिनार्णवे दुःखसागरे। उन्मज्जन्ति देवादियोनिषु, निमज्जन्ति स्थावरादिषु। तदुक्तं वायवीये—'विपर्ययश्च भवति ब्रह्मत्व-स्थावरत्वयोः।' इति ॥ ४०॥

एवं जीवेश्वरव्यवस्थां निरूप्येदानीमभजन्तं निन्दति द्वाभ्याम्—**देवेति**।

હે પરમ મહાન (હે અમર્યાદિત માહાત્મ્યવાન), પોતાની છાયા(રૂપ વાદળા)થી ઢંકાયેલો સૂર્ય જેમ પોતાની છાયા(રૂપ વાદળો)ને અને (વાદળોથી ઢંકાયેલા ઘટાદિ) પદાર્થોને પણ પ્રકાશિત કરે છે, તેમ સ્વયંપ્રકાશ આપ પણ ગુણ (અહંકાર) વડે ઢંકાયેલા હોવા છતાં સત્ત્વાદિ ગુણોને તથા તે ગુણોની ઉપાધિવાળા જીવોને પણ પ્રકાશિત કરો છો. ॥ ૩૯ ॥

વાદળાના લક્ષણરૂપ પોતાની છાયાથી સૂર્ય બીજાની દૃષ્ટિએ '**पिहितः**' ઢંકાઈ જાય છે, છતાં પણ '**छायाम्**' વાદળને તથા '**रूपाणि**' વાદળથી ઢંકાયેલા ઘટાદિ પદાર્થોને પણ '**संचकास्ति**' પ્રકાશિત કરે છે. એ જ રીતે, જીવને ઢાંકનાર, પોતાના કાર્યરૂપ '**गुणेन**' અહંકારથી તેની દૃષ્ટિએ આપ ઢંકાયેલા હોવા છતાં પણ '**गुणान्**' સત્ત્વાદિ ગુણોને તથા તે '**गुणिनः**' ગુણોની ઉપાધિવાળા જીવોને પણ (આપ) પ્રકાશિત કરો છો. '**आत्मप्रदीपः**' સ્વપ્રકાશ પરમાત્મા – આથી સર્વના સાક્ષી એવા આપને સંસાર નથી, એમ અર્થ છે. ॥ ૩૯ ॥

વળી, માયાના આશ્રયરૂપ અને અન્ય જનોને માયાથી મોહિત કરતા આપને સંસાર કેવી રીતે હોય, એ આશયથી કહે છે – '**यन्माया इति।**'

જે (આપ)ની માયાથી મોહિત થયેલી બુદ્ધિવાળા અને તેથી પુત્ર, સ્ત્રી, ઘર વગેરેમાં આસક્ત થયેલા મનુષ્યો દુઃખના દરિયામાં ઊંચે (દેવાદિ યોનિઓમાં) અને નીચે (સ્થાવરાદિ યોનિઓમાં) ડૂબકા ખાય છે. ॥ ૪૦ ॥

પુત્રાદિમાં આસક્ત થયેલા મનુષ્યો '**वृजिन-अर्णवे**' દુઃખના દરિયામાં દેવાદિ યોનિઓમાં ઊંચે અને સ્થાવરાદિ યોનિઓમાં નીચે ડૂબકાં ખાય છે. વાયુપુરાણમાં તે કહેવામાં આવ્યું છે – 'જીવાત્મા બ્રહ્મત્વ અને સ્થાવરત્વની વચ્ચે ઝોલા ખાય છે.' ॥ ૪૦ ॥

આમ, જીવ અને ઈશ્વરની વ્યવસ્થાનું નિરૂપણ કરીને હવે ભજન ન કરનારને બે શ્લોકોથી નિંદે છે– '**देव इति।**'

**देवदत्तमिमं लब्ध्वा नृलोकमजितेन्द्रियः।**
**यो नाद्रियेत त्वत्पादौ स शोच्यो ह्यात्मवंचकः॥ ४१**

देवेन त्वया कर्माध्यक्षेण दत्तं नृदेहमिमं लब्ध्वापीति॥ ४१॥

शोच्यत्वे हेतुः—**यस्त्वामिति**।

**यस्त्वां विसृजते मर्त्य आत्मानं प्रियमीश्वरम्।**
**विपर्ययेन्द्रियार्थार्थं विषमत्त्यमृतं त्यजन्॥ ४२**

विपर्यया विपरीता अनात्माऽप्रियाऽनीश्वरा ये इन्द्रियार्थाः पुत्रादयस्तदर्थम्॥ ४२॥

अहमन्ये च शुद्धमनसस्त्वामेव प्राप्ता इत्याह—**अहमिति**।

**अहं ब्रह्माथ विबुधा मुनयश्चामलाशयाः।**
**सर्वात्मना प्रपन्नास्त्वामात्मानं प्रेष्ठमीश्वरम्**
**॥ ४३॥** ४३॥

भगवतो भजनीयत्वे हेतून्वदंस्तद्भक्तिं प्रार्थयते—**तं त्वेति**।

**तं त्वा जगत्स्थित्युदयान्तहेतुं**
**समं प्रशान्तं सुहृदात्मदैवम्।**
**अनन्यमेकं जगदात्मकेतं**
**भवापवर्गाय भजाम देवम्॥ ४४**

समत्वे हेतुः—प्रशान्तमिति। सुसेव्यत्वमाह—सुहृदात्मदैवं सुहृद्बुद्धिप्रवर्तकत्वात्, आत्मा च सर्वात्मकत्वात्, एवंभूतं दैवमीश्वरं त्वाम्।

દેવ દ્વારા આપવામાં આવેલા આ મનુષ્યદેહને પ્રાપ્ત કરીને જે મનુષ્ય અજિતેન્દ્રિય થઈ આપના ચરણકમળની સેવા નથી કરતો તે શોક કરવા યોગ્ય છે અને પોતે જ પોતાને ઠગનારો (આત્મવંચક) છે. ॥ ૪૧ ॥

કર્માધ્યક્ષ દેવ એવા આપના દ્વારા આપવામાં આવેલા આ મનુષ્યદેહને પ્રાપ્ત કરીને પણ ॥૪૧॥

શોક કરવા યોગ્ય હોવા માટેનું કારણ – **'यः त्वाम् इति।'**

જે મરણશીલ મનુષ્ય આત્મસ્વરૂપ પ્રિય ઈશ્વર એવા આપને વિપરીત (એવા અનાત્મા, અપ્રિય અને અનીશ્વર) ઈન્દ્રિયોના વિષયરૂપ પુત્રાદિ માટે ત્યજે છે, તે અમૃત છોડીને વિષ ખાય છે.॥ ૪૨ ॥

**'विपर्ययाः'** વિપરીત એવા અનાત્મા, અપ્રિય, અનીશ્વર જે ઈન્દ્રિયોના વિષયોરૂપ પુત્રાદિ છે, તેમને માટે ॥ ૪૨ ॥

હું, અન્ય દેવો તથા નિર્મળ અંતઃકરણવાળા મુનિઓ આપના જ શરણને પ્રાપ્ત થયા છીએ, એમ કહે છે – **'अहम् इति।'**

હું (શિવ), બ્રહ્મા, દેવો અને નિર્મળ અંતઃકરણવાળા મુનિઓ પ્રિયતમ પરમાત્મા પરમેશ્વર એવા આપને સર્વાત્મભાવથી શરણાગત છીએ.॥ ૪૩ ॥

ભગવાનની ભજનીયતા (ભગવાનનું ભજન શા માટે કરવું જોઈએ, તે) માટેનાં કારણો આપતાં, તેમની ભક્તિની પ્રાર્થના કરે છે – **'तं त्वा इति।'**

જગતની સ્થિતિ-ઉત્પત્તિ-લયના કારણરૂપ, પરમ શાન્ત, બુદ્ધિપ્રવર્તક સુહૃદ, સર્વના ઈશ્વર, સજાતીય-વિજાતીય ભેદથી રહિત અને જગતના (ગતિશીલ) જીવોના આશ્રયરૂપ દેવ એવા આપને અમે સંસારથી છૂટવા માટે ભજીએ છીએ. ॥ ૪૪ ॥

ભગવાનની સમદષ્ટિ હોવા માટેનું કારણ – **'प्रशान्तम् इति।'** પરમ શાંતને – અત્યંત સેવા કરવાની યોગ્યતાનું કારણ કહે છે – **'सुहृत्-आत्म-दैवम्'** બુદ્ધિપ્રવર્તક હોવાથી સુહૃદ છે, સર્વાત્મસ્વરૂપ હોવાથી આત્મા છે, આવા **'दैवम्'** ઈશ્વર એવા

न चान्यो भजनीयोऽस्तीत्याह—अनन्यमेकं समाना-समानजातीयरहितम्। तत्कुतः। जगतामात्मनां च केतमधिष्ठानम्॥ ४४॥

स्वयं भक्तिमाशास्य स्वभक्तस्याभीष्ट-माशास्ते—**अयमिति**।

**अयं ममेष्टो दयितोऽनुवर्ती**
**मयाऽभयं दत्तममुष्य देव।**
**सम्पाद्यतां तद् भवतः प्रसादो**
**यथा हि ते दैत्यपतौ प्रसादः॥ ४५**

दैत्यपतौ प्रह्लादे॥ ४५॥

**श्रीभगवानुवाच**

**यदात्थ भगवंस्त्वन्नः करवाम प्रियं तव।**
**भवतो यद् व्यवसितं तन्मे साध्वनुमोदितम्॥ ४६**

॥ ४६ ॥

**अवध्योऽयं ममाप्येष वैरोचनिसुतोऽसुरः।**
**प्रह्लादाय वरो दत्तो न वध्यो मे तवान्वयः॥ ४७**

वैरोचनिर्बलिर्मद्भक्तस्तत्सुतत्वादवध्यस्तावत्। किंच प्रह्रादायेति। अन्वयो वंशः॥ ४७॥

तर्हि किमित्येवं कृतं तत्राह—**दर्पोपशमनायेति**।

**दर्पोपशमनायास्य प्रवृक्णा बाहवो मया।**
**सूदितं च बलं भूरि यच्च भारायितं भुवः॥ ४८**

॥ ४८ ॥

આપને (અમે ભજીએ છીએ.) અન્ય કોઈ ભજન કરવા યોગ્ય નથી, એમ કહે છે – **'अनन्यम्-एकम्'** સજાતીય-વિજાતીય ભેદથી રહિતને, કેવી રીતે? જગતના જીવોના **'केतम्'** આશ્રયરૂપ અધિષ્ઠાનને ॥ ૪૪ ॥

પોતે ભક્તિની કામના કરીને પોતાના ભક્તનું કલ્યાણ વાંચ્છે છે – **'अयम् इति।'**

આ બાણાસુર મારો પ્રિય, કૃપાપાત્ર સેવક છે. મેં આને અભયદાન આપેલું છે. માટે હે દેવ, દૈત્યપતિ પ્રહ્લાદ ઉપર આપે જેવી કૃપા કરી હતી, તેવી આપની કૃપા આના ઉપર પણ કરવામાં આવે.॥ ૪૫ ॥

**दैत्यपतौ'** દૈત્યપતિ પ્રહ્લાદ ઉપર ॥ ૪૫ ॥

**શ્રીભગવાન બોલ્યા** – હે ભગવાન (શંકર), આપ અમને જેમ કહો છો તેમ જ અમે આપનું પ્રિય કરવાના છીએ. આપનો જે નિશ્ચય હતો (**'त्वद्दर्पघ्नं भवेन्मूढ संयुगं मत्समेन ते॥'** (શ્રીમદ્ ભા.૧૦/૬૨/૧૦) 'હે મૂર્ખ, મારા જેવા સાથે તારા ગર્વનો નાશ કરનારું યુદ્ધ થશે.') તેને જ મારા દ્વારા સારી રીતે અનુમોદન આપવામાં આવ્યું છે. ॥ ૪૬ ॥ ૪૬ ॥

(મારા ભક્ત) રાજા બલિનો પુત્ર આ બાણાસુર મારા વડે પણ વધને યોગ્ય નથી, (કારણ કે) પ્રહ્લાદને વચન આપવામાં આવ્યું છે કે તારા વંશજો મારા વડે અવધ્ય હો. ॥ ૪૭ ॥

**'वैरोचनिः'** વિરોચનપુત્ર બલિ મારો ભક્ત છે. તેનો પુત્ર હોવાથી તે મારા વડે પણ અવધ્ય છે. વળી, **'प्रह्रादाय-इति।' 'अन्वयः'** વંશ ॥ ૪૭ ॥

તો પછી આવું કેમ કર્યું? તે માટે કહે છે – **'दर्प-उपशमनाय इति।'**

આનો ગર્વ ઉતારવા માટે જ એના બાહુઓ મારા દ્વારા કાપવામાં આવ્યા છે અને ભૂમિને જે ભારરૂપ થયું હતું તે આનું મોટું સૈન્ય મારા વડે નષ્ટ કરવામાં આવ્યું છે. ॥ ૪૮ ॥ ૪૮ ॥

अनुगृह्णाति—**चत्वार इति।**

**चत्वारोऽस्य भुजाः शिष्टा भविष्यन्त्यजरामराः।**
**पार्षदमुख्यो भवतो न कुतश्चिद्भयोऽसुरः॥ ४९**
॥ ४९॥

**इति लब्ध्वाभयं कृष्णं प्रणम्य शिरसासुरः।**
**प्राद्युम्निं रथमारोप्य सवध्वा समुपानयत्॥ ५०**

सह वध्वा ऊषया॥५०॥

**अक्षौहिण्या परिवृतं सुवासःसमलंकृतम्।**
**सपत्नीकं पुरस्कृत्य ययौ रुद्रानुमोदितः॥ ५१**

रुद्रानुमोदित इति तदभिप्रेतस्यैव बाणभुजभङ्गस्य कृतत्वात्॥५१॥

**स्वराजधानीं समलंकृतां ध्वजैः**
**सतोरणैरुक्षितमार्गचत्वराम्।**
**विवेश शंखानकदुन्दुभिस्वनै-**
**रभ्युद्यतः पौरसुहृद्द्विजातिभिः॥ ५२**

पौरादिभिरभ्युद्यतोऽभिमुखमागत्य सत्कृतः॥५२॥

**य एवं कृष्णविजयं शंकरेण च संयुगम्।**
**संस्मरेत् प्रातरुत्थाय न तस्य स्यात् पराजयः॥ ५३**
॥५३॥

અનુગૃહીત કરે છે – **‘चत्वारः इति।’**

આની બાકી રહેલી ચાર ભુજાઓ અજરામર થશે. (પાર્ષદોમાં આ) અસુર આપનો મુખ્ય પાર્ષદ થશે અને તેને ક્યાંયથી કોઈ પણ પ્રકારે ભય થશે નહીં. ॥ ૪૯ ॥ ૪૯ ॥

**(શ્રીશુકદેવજી બોલ્યા –)** આમ, અભય પ્રાપ્ત કરીને શ્રીકૃષ્ણને મસ્તકથી પ્રણામ કરીને બાણાસુર પ્રદ્યુમ્નનંદન અનિરુદ્ધને વધૂ સહિત રથમાં બેસાડીને (ભગવાન પાસે) લઈ આવ્યો. ॥ ૫૦ ॥

વધૂ ઊષા સહિત ॥ ૫૦ ॥

(બાણની ભુજાઓના નાશરૂપ એવું, શ્રીરુદ્રને અભિપ્રેત કાર્ય કર્યું હોવાથી) શ્રીરુદ્ર દ્વારા અનુમોદન પામેલા શ્રીકૃષ્ણ, અક્ષૌહિણી સેનાથી વીંટળાયેલા, સુંદર વસ્ત્રોથી અલંકૃત થયેલા, પત્ની સહિત અનિરુદ્ધને આગળ કરીને પધાર્યા. ॥ ૫૧ ॥

**‘रुद्रानुमोदितः इति।’** બાણની ભુજાઓને ભાંગી નાખવારૂપ, શ્રીરુદ્રને અભિપ્રેત કાર્ય કર્યું હોવાથી ॥ ૫૧ ॥

તોરણો સહિત ધજાઓથી સુંદર રીતે શણગારવામાં આવેલી, જળથી સિંચિત રાજમાર્ગો અને ચૌટાંઓવાળી પોતાની રાજધાની દ્વારકામાં શંખો તથા ઢોલનગારાંના ઘોષ સહિત, નગરજનો, સ્વજનો અને બ્રાહ્મણો દ્વારા સામે આવીને સત્કાર પામતા શ્રીકૃષ્ણ પ્રવેશ્યા. ॥ ૫૨ ॥

નગરજનો વગેરે દ્વારા **‘अभ्युद्यतः’** સામે આવીને સત્કાર પામતા શ્રીકૃષ્ણ (દ્વારકામાં પ્રવેશ્યા.) ॥ ૫૨ ॥

જે મનુષ્ય પ્રાતઃકાળે ઊઠીને આ પ્રમાણે શ્રીકૃષ્ણના વિજયનું અને શંકર સાથેના યુદ્ધનું સ્મરણ કરે છે, તેનો પરાજય થતો નથી. ॥ ૫૩ ॥ ૫૩ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे उत्तरार्धेऽनिरुद्धानयनं नाम त्रिषष्टितमोऽध्यायः॥६३॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे उत्तरार्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां त्रिषष्टितमोऽध्यायः॥६३॥

*****

# अथ चतु:षष्टितमोऽध्यायः

## નૃગરાજા ઉપર અનુગ્રહ

चतु:षष्टितमे कृष्णो नृगं पापादमोचयत्।
ब्रह्मस्वहारिदोषोक्त्या राज्ञो दृप्तानशिक्षयत्॥ १॥

विभूतिभाग्यभोगादिमदोन्नद्धमनोरथान् ।
अन्वशासद्यदून्कृष्णो नृगोद्धारप्रसङ्गतः॥ २॥

श्रीशुक उवाच

**एकदोपवनं राजन् जग्मुर्यदुकुमारकाः।**
**विहर्तुं साम्बप्रद्युम्नचारुभानुगदादयः॥ १ ॥ १ ॥**

**क्रीडित्वा सुचिरं तत्र विचिन्वन्तः पिपासिताः।**
**जलं निरुदके कूपे ददृशुः सत्त्वमद्भुतम्॥ २**

पिपासितास्तृषिता जलं विचिन्वन्तः। सत्त्वं जीवम्॥ २॥

**कृकलासं गिरिनिभं वीक्ष्य विस्मितमानसाः।**
**तस्य चोद्धरणे यत्नं चक्रुस्ते कृपयान्विताः॥ ३**

तं च कृकलासं वीक्ष्य॥ ३॥

**चर्मजैस्तान्तवैः पाशैर्बद्ध्वा पतितमर्भकाः।**
**नाशक्नुवन् समुद्धर्तुं कृष्णायाचख्युरुत्सुकाः॥ ४**

चर्मजैश्चर्ममयैः पाशैस्तान्तवैस्तन्तुमयैश्च ॥ ४॥

**तत्रागत्यारविन्दाक्षो भगवान् विश्वभावनः।**
**वीक्ष्योज्जहार वामेन तं करेण स लीलया॥ ५ ॥ ५॥**

ચોસઠમા અધ્યાયમાં શ્રીકૃષ્ણે નૃગરાજાને પાપમાંથી છોડાવ્યો અને બ્રાહ્મણનું ધન લેવાથી થતા દોષના વર્ણન દ્વારા ગર્વિષ્ઠ રાજાઓને ઉપદેશ આપ્યો. ॥ ૧ ॥

લક્ષ્મી, ભાગ્ય, ભોગ, વગેરેના મદથી નિર્બંધ કામનાઓ સેવનાર યાદવોને નૃગના ઉદ્ધારના પ્રસંગથી શ્રીકૃષ્ણે નિયંત્રિત કર્યા. ॥ ૨ ॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – એક દિવસ સાંબ, પ્રદ્યુમ્ન, ચારુભાનુ, ગદ વગેરે યાદવ રાજકુમારો ઉપવનમાં વિહાર કરવા માટે ગયા. ॥ ૧ ॥ ૧ ॥

ત્યાં ઘણો વખત રમ્યા પછી પાણી પીવાની ઈચ્છાવાળા, જળની શોધ કરતા તેઓએ એક નિર્જળ કૂવામાં અદ્‌ભુત પ્રાણી જોયું. ॥ ૨ ॥

‘**पिपासिताः**’ તરસ્યા થયેલા, જળની શોધ કરતા – ‘**सत्त्वम्**’ પ્રાણીને ॥ ૨ ॥

પહાડ જેવા કાચંડાને જોઈને આશ્ચર્યચકિત ચિત્તવાળા તે દયાળુ રાજકુમારો તેને બહાર કાઢવા માટે પ્રયત્ન કરવા લાગ્યા. ॥ ૩ ॥

તે કાચંડાને જોઈને ॥ ૩ ॥

ચામડાનાં અને સૂતરનાં દોરડાંથી બાંધીને (કૂવામાં) પડેલા તેને (બહાર કાઢવા મથતા) તે બાળકો બહાર કાઢી શક્યા નહીં. તેને ઉગારવા માટે ઉત્સુક એવા તે બાળકોએ શ્રીકૃષ્ણને આના વિષે જણાવ્યું. ॥ ૪ ॥

‘**चर्मजैः**’ ચામડાનાં અને ‘**तान्तवैः**’ સૂતરનાં દોરડાંથી ॥ ૪ ॥

વિશ્વપાલક, કમલનેત્ર તે ભગવાન શ્રીકૃષ્ણે ત્યાં આવીને તેને જોઈને વામ (ડાબા) કર (કમળ)થી અનાયાસે તેને બહાર કાઢ્યો. ॥ ૫ ॥ ૫ ॥

**स उत्तमश्लोककराभिमृष्टो**
**विहाय सद्यः कृकलासरूपम्।**
**सन्तप्तचामीकरचारुवर्णः**
**स्वर्ग्यद्भुतालंकरणाम्बरस्त्रक् ॥ ६**

संतप्तं चामीकरं सुवर्णं तद्वद्वर्णो यस्य सः। अद्भुता अलंकाराम्बरस्त्रजो यस्य सः स्वर्गी देवो बभूवेति॥ ६॥

**पप्रच्छ विद्वानपि तन्निदानं**
**जनेषु विख्यापयितुं मुकुन्दः।**
**कस्त्वं महाभाग वरेण्यरूपो**
**देवोत्तमं त्वां गणयामि नूनम्॥ ७**

॥ ७॥

**दशामिमां वा कतमेन कर्मणा**
**सम्प्रापितोऽस्यतदर्हः सुभद्र।**
**आत्मानमाख्याहि विवित्सतां नो**
**यन्मन्यसे नः क्षममत्र वक्तुम्॥ ८**

यद् यदि। क्षमं योग्यम्॥ ८॥

**श्रीशुक उवाच**

**इति स्म राजा सम्पृष्टः कृष्णेनानन्तमूर्तिना।**
**माधवं प्रणिपत्याह किरीटेनार्कवर्चसा॥ ९**

॥ ९॥

**नृग उवाच**

**नृगो नाम नरेन्द्रोऽहमिक्ष्वाकुतनयः प्रभो।**
**दानिष्वाख्यायमानेषु यदि ते कर्णमस्पृशम्॥ १०**

यदि ते कर्णमस्पृशमित्यसंदेहे संदेहवचनं यदि वेदाः प्रमाणं स्युरितिवत्। कर्णपथं नूनं प्राप्तः स्यामित्यर्थः॥ १०॥

किंच **किं न्विति**।

ઉત્તમ કીર્તિવાળા ભગવાનના કરકમળનો જેને સ્પર્શ થયો તેવો તે તરત જ કાચંડાનું રૂપ છોડીને, તપાવેલા સુવર્ણ જેવા સુંદર વર્ણવાળો, અદ્ભુત અલંકાર-વસ્ત્ર-માળા ધારણ કરેલો દેવ બની ગયો. ॥ ૬ ॥

તપાવેલું **'चामीकरम्'** સુવર્ણ, તેના જેવો વર્ણ છે જેનો તે – અદ્ભુત અલંકાર, વસ્ત્ર અને પુષ્પમાળા છે જેની તેવો **'स्वर्गी'** દેવ બની ગયો.॥ ૬ ॥

શ્રીકૃષ્ણ તેનું (કાચંડો થવાનું) કારણ જાણતા હોવા છતાં લોકોમાં તે જાહેર કરવા માટે તેમણે તેને પૂછ્યું: 'હે મહાભાગ્યવાન, શ્રેષ્ઠ રૂપવાળો તું કોણ છે? હું તને નિશ્ચિતપણે સર્વોત્તમ દેવ માનું છું.॥ ૭ ॥ ૭ ॥

હે સુભદ્ર પુરુષ, આ દશાને પ્રાપ્ત થવા તું યોગ્ય નથી, છતાં પણ કયા કર્મથી તું આ દશાને પ્રાપ્ત થયો છે? તારું (પૂર્વ) સ્વરૂપ જાણવા ઈચ્છતા અમારી આગળ જો કહેવા યોગ્ય હોય તો તું કહે.' ॥ ૮ ॥

**'यत्'** જો **'क्षमम्'** યોગ્ય ॥ ૮ ॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – આમ, અનંતમૂર્તિ શ્રીકૃષ્ણ દ્વારા જેને પૂછવામાં આવ્યું તે રાજા, સૂર્ય જેવા તેજસ્વી મુકુટથી શ્રીમાધવને પ્રણામ કરીને કહેવા લાગ્યો. ॥ ૯ ॥ ૯ ॥

**નૃગરાજા બોલ્યા** – હે પ્રભુ, હું ઈક્ષ્વાકુપુત્ર, નૃગ નામનો રાજા છું. જ્યારે દાની પુરુષોનું નામ બોલાતું હોય, ત્યારે હું (મારું નામ) આપના કાને પડ્યો જ હોઈશ. ॥ ૧૦ ॥

જો હું આપના કાને પડ્યો હોઉં તો – એમ જ્યારે સંદેહ ન હોય ત્યાં સંદેહવચન બોલવું – જેમ કે વેદો સદા પ્રમાણભૂત હોવા છતાં કોઈ બોલે કે જો વેદો પ્રમાણભૂત હોય તો – તેની જેમ, અર્થાત્ આપના કર્ણમાર્ગમાં હું પ્રાપ્ત થયો જ છું. ॥ ૧૦ ॥

વળી, **'किम् नु इति।'**

**किं नु तेऽविदितं नाथ सर्वभूतात्मसाक्षिणः ।**
**कालेनाव्याहतदृशो वक्ष्येऽथापि तवाज्ञया ॥ ११**

સર્વ પ્રાણીઓની બુદ્ધિના સાક્ષી અને કાળ દ્વારા જેમની (જ્ઞાન)દૃષ્ટિ નષ્ટ નથી થઈ તેવા આપને શું અજાણ્યું હોય? હે નાથ, (આપને સર્વ કાંઈ વિદિત છે,) છતાં પણ આપની આજ્ઞાથી હું (સર્વ વૃત્તાંત) કહીશ. ॥ ૧૧ ॥

सर्वेषां भूतानामात्मनो बुद्धेः साक्षिणस्तेऽविदितं किं नु, न किंचित् ॥ ११ ॥

સર્વ પ્રાણીઓની '**आत्मनः**' બુદ્ધિના સાક્ષી એવા આપને વળી શું અજાણ્યું હોય? કંઈ જ નહીં. ॥ ૧૧॥

**यावन्त्यः सिकता भूमेर्यावन्त्यो दिवि तारकाः ।**
**यावन्त्यो वर्षधाराश्च तावतीरददां स्म गाः ॥ १२**

પૃથ્વી પર જેટલા રેતીના કણ છે, આકાશમાં જેટલા તારા છે અને વર્ષાની જેટલી ધારા છે, તેટલી ગાયોનું મેં દાન કર્યું છે. ॥ ૧૨ ॥ ૧૨ ॥

**पयस्विनीस्तरुणीः शीलरूप-**
**गुणोपपन्नाः कपिला हेमशृंगीः ।**
**न्यायार्जिता रूप्यखुराः सवत्सा**
**दुकूलमालाभरणा ददावहम् ॥ १३**
॥ १२ ॥ १३ ॥

પુષ્કળ દૂધ આપનારી, તરુણ વયવાળી, શાંત સ્વભાવવાળી, સુંદર, શુભ લક્ષણયુક્ત, સોને મઢેલાં શિંગડાંવાળી, નીતિપૂર્વક પ્રાપ્ત કરવામાં આવેલી, રૂપાથી મઢેલી ખરીઓવાળી, વાછરડાંવાળી તથા રેશમી વસ્ત્ર-માળા-અલંકારોથી શણગારેલી (દાન આપવામાં શ્રેષ્ઠ ગણાતી) કપિલા ગાયોનાં મેં દાન કર્યાં છે. ॥ ૧૩ ॥ ૧૩ ॥

**स्वलंकृतेभ्यो गुणशीलवद्भ्यः**
**सीदत्कुटुम्बेभ्य ऋतव्रतेभ्यः ।**
**तपःश्रुतब्रह्मवदान्यसद्भ्यः**
**प्रादां युवभ्यो द्विजपुङ्गवेभ्यः ॥ १४**

સારી રીતે શણગારેલા, ગુણ અને શીલસમ્પન્ન, કષ્ટગ્રસ્ત કુટુંબવાળા, સત્યવ્રતવાળા, તપને કારણે પ્રખ્યાત, વેદોનું અધ્યાપન કરવામાં ઉદાર, સદાચારવાળા, યુવાન એવા શ્રેષ્ઠ બ્રાહ્મણોને (મેં ગાયોનાં) દાન કર્યાં છે. ॥ ૧૪ ॥

ऋतव्रतेभ्योऽदम्भाचारेभ्यः। तपसा श्रुताः प्रख्याताश्च ते ब्रह्मणि वदान्या अत्युदारा अध्यापनशीलाश्च ते सन्तश्च तेभ्यः ॥ १४॥

'**ऋतव्रतेभ्यः**' દંભરહિત (સત્ય) આચરણવાળા ભૂદેવોને, તપને કારણે '**श्रुताः**' પ્રખ્યાત થયેલા અને વેદો(નું અધ્યાપન કરવા)માં અતિ ઉદાર, અધ્યાપન કરવાના સ્વભાવવાળા તેઓ હોઈ તેમને (ગાયોનું દાન કર્યું છે). ॥ ૧૪ ॥

**गोभूहिरण्यायतनाश्वहस्तिनः**
**कन्याः सदासीस्तिलरूप्यशय्याः ।**
**वासांसि रत्नानि परिच्छदान् रथा-**
**निष्टं च यज्ञैश्चरितं च पूर्तम् ॥ १५**

ગાયો, ભૂમિ, સુવર્ણ, ઘર, ઘોડા, હાથી, દાસીઓ સહિત કન્યાઓ, તલ, ચાંદી, શય્યાઓ, વસ્ત્રો, રત્નો, રાચરચીલાં, રથોનાં દાન, (અગ્નિષ્ટોમાદિ) યજ્ઞોથી યજન કર્યું છે તથા (વાવ-કૂવા-ધર્મશાળા વગેરે બંધાવવારૂપ) પૂર્ત કર્મો પણ મેં કર્યાં છે. ॥ ૧૫ ॥

पूर्तं वापीकूपादि। चरितं कृतम्॥ १५॥

**'पूर्तम्'** વાવ-કૂવા વગેરે બંધાવવાનાં કાર્યો **'चरितम्'** કર્યાં છે. ॥ ૧૫ ॥

एवं वर्तमानस्य मम संकटं किंचिदापन्नं शृण्वित्याह—**कस्यचिदिति**।

આ રીતે જીવન જીવતા મારા ઉપર કોઈ એક સંકટ આવી પડ્યું. તે સાંભળો, એમ કહે છે – **'कस्यचित् इति।'**

**कस्यचिद् द्विजमुख्यस्य भ्रष्टा गौर्मम गोधने।**
**सम्पृक्ताविदुषा सा च मया दत्ता द्विजातये॥ १६**

જેણે દાન લેવાનું બંધ કર્યું હતું તેવા કોઈ એક (તપસ્વી) બ્રાહ્મણની છૂટી પડી ગયેલી ગાય મારી ગાયોના ધણમાં ભળી ગઈ. (આ ગાય બ્રાહ્મણની છે) એમ ન જાણતા મારા દ્વારા તે ગાય બીજા બ્રાહ્મણને આપી દેવામાં આવી. ॥ ૧૬ ॥

द्विजमुख्यस्य प्रतिग्रहनिवृत्तस्य। संपृक्ता मिलिता। अविदुषा ब्राह्मणस्येयमित्यजानता ॥ १६॥

**'द्विजमुख्यस्य'** દાન લેવાનું બંધ કરનાર બ્રાહ્મણની (ગાય મારા ગોધણમાં) – **'संपृक्ता'** ભળી ગઈ. **'अविदुषा'** આ ગાય બ્રાહ્મણની છે, એમ ન જાણતા મારા દ્વારા ॥ ૧૬ ॥

**तां नीयमानां तत्स्वामी दृष्ट्वोवाच ममेति तम्।**
**ममेति प्रतिग्राह्याह नृगो मे दत्तवानिति॥ १७**

॥ १७॥

(દાન લેનાર બ્રાહ્મણ દ્વારા) લઈ જવાતી તે ગાયને જોઈને તે ગાયના (મૂળ) સ્વામીએ કહ્યું: 'તે ગાય મારી છે.' દાન લેનાર બ્રાહ્મણે કહ્યું: 'ગાય મારી છે. રાજા નૃગે મને આપી છે.' ॥ ૧૭ ॥ ૧૭ ॥

**विप्रौ विवदमानौ मामूचतुः स्वार्थसाधकौ।**
**भवान् दातापहर्तेति तच्छ्रुत्वा मेऽभवद् भ्रमः॥ १८**

આમ, વિવાદ કરતા, પોતાનો હેતુ સિદ્ધ કરનારા બ્રાહ્મણો મને કહેવા લાગ્યા. (દાન લેનાર બ્રાહ્મણે કહ્યું:-) 'આપ ગાયના આપનાર છો.' (ગાયના મૂળ સ્વામીએ કહ્યું:-) 'આપ ગાયને હરી લેનાર છો.' તે સાંભળીને હું ભારે વ્યાકુળ થઈ ગયો. ॥ ૧૮ ॥

प्रतिग्राहिणोक्तं—दातेति। स्वामिनोक्तमपहर्तेति। अभवद् भ्रमः व्याकुलोऽभवमित्यर्थः॥ १८॥

દાન લેનાર બ્રાહ્મણે કહ્યું: 'ગાય આપનાર આપ છો.' ગાયના મૂળ સ્વામીએ કહ્યું: 'આપ ગાયને હરી લેનાર છો.' **'अभवद् भ्रमः'** હું વ્યાકુળ થઈ ગયો, એમ અર્થ છે. ॥ ૧૮ ॥

**अनुनीतावुभौ विप्रौ धर्मकृच्छ्रगतेन वै।**
**गवां लक्षं प्रकृष्टानां दास्याम्येषा प्रदीयताम्॥ १९**

ધર્મસંકટમાં પડેલા મેં તે બંનેને પ્રાર્થના કરી કે તમારા બંનેમાંથી (જો કોઈ પણ) આ ગાય બીજાને આપી દો, તો આપી દેનારને હું એક લાખ ઉત્તમ ગાયો આપીશ. ॥ ૧૯ ॥

तदोभावपि प्रत्येकमनुनीतौ प्रार्थितौ। कथं तदाह—गवामिति सार्धेन॥ १९॥

**भवन्तावनुगृह्णीतां किंकरस्याविजानतः।**
**समुद्धरत मां कृच्छ्रात् पतन्तं निरयेऽशुचौ॥ २०**
॥ २०॥

**नाहं प्रतीच्छे वै राजन्नित्युक्त्वा स्वाम्यपाक्रमत्।**
**नान्यद् गवामप्ययुतमिच्छामीत्यपरो ययौ॥ २१**

अपरः प्रतिग्राही। दुराग्रहो यल्लक्षं त्वयोक्तमन्यदपि गवामयुतं यदि तदपीमां विहाय नेच्छामीत्युक्त्वा गां त्यक्त्वा ययावित्यर्थः॥ २१॥

**एतस्मिन्नन्तर** इति।

**एतस्मिन्नन्तरे याम्यैर्दूतैर्नीतो यमक्षयम्।**
**यमेन पृष्टस्तत्राहं देवदेव जगत्पते॥ २२**
**पूर्वं त्वमशुभं भुंक्षे उताहो नृपते शुभम्।**
**नान्तं दानस्य धर्मस्य पश्ये लोकस्य भास्वतः॥ २३**

इतः पूर्वं पापाभावान्नेतुमसमर्था इति भावः॥ २२॥ उताहो इत्येकं पदम्। अथवा पूर्वं शुभमिति। नान्तमिति यमस्य स्वस्य वा वाक्यम्। पश्ये पश्यामि॥ २३॥

તે બંનેમાંના પ્રત્યેકને મારા દ્વારા **'अनुनीतौ'** પ્રાર્થના કરવામાં આવી. શું પ્રાર્થના કરી તે દોઢ શ્લોકથી કહે છે – **'गवाम् इति।'** ॥ ૧૯ ॥

(આ ગાય બીજાની છે, એમ) ન જાણતા સેવક એવા મારા ઉપર આપ બંને કૃપા કરો. અપવિત્ર નરકમાં પડતા મને આપ બંને સંકટમાંથી ઉગારો. ॥ ૨૦ ॥ ૨૦ ॥

'(હું દાન લેનારો ન હોવાથી) હે રાજા, (તમારા દ્વારા આપવામાં આવતી ગાયો) હું લઈશ નહીં.' એમ કહી ગાયોનો સ્વામી ચાલ્યો ગયો. '(લાખ ઉપર) બીજી દસ હજાર ગાયો (આપો તો) પણ હું ઈચ્છતો નથી.' એમ કહી બીજો પણ ચાલ્યો ગયો. ॥ ૨૧ ॥

**'अपरः'** દાન લેનારો બીજો બ્રાહ્મણ – આ ગાય સિવાય તમારા દ્વારા જે લાખ ગાયો અને બીજી પણ દસ હજાર કહેવામાં આવી, તેમને હું ઈચ્છતો નથી, એમ કહીને ગાયને છોડીને તે પણ ચાલ્યો ગયો, એમ અર્થ છે. ॥ ૨૧ ॥

**'एतस्मिन्-अन्तरे इति।'**

હે દેવાધિદેવ, હે જગત્પતિ, એ જ સમયે (હું મરણ પામ્યો એટલે) યમરાજના દૂતો દ્વારા મને યમસદન લઈ જવામાં આવ્યો. ત્યાં યમરાજ દ્વારા મને પૂછવામાં આવ્યું: ॥ ૨૨ ॥ 'હે નરપતિ, પહેલાં તું પાપ ભોગવીશ કે પુણ્ય ભોગવીશ? તારા દાનનો તથા ધર્મનો અને (તેથી પ્રાપ્ત થનારાં) ઉજ્જ્વળ સ્વર્ગલોક(નાં સુખો)નો મને અંત દેખાતો નથી. ॥ ૨૩ ॥

આનાથી પૂર્વે પાપનો અભાવ હોવાથી યમદૂતો (તેને) લઈ જવા માટે અસમર્થ હતા, એવો ભાવ છે. ॥ ૨૨ ॥ **'उताहो'** એક પદ છે. અથવા પૂર્વે શુભને ભોગવીશ? **'न-अन्तम्'** એ વાક્ય યમરાજનું છે અથવા રાજાનું પોતાનું છે. **'पश्ये'** पश्यामि (રૂપ થાય). ॥ ૨૩ ॥

**पूर्वं देवाशुभं भुंज इति प्राह पतेति सः।**
**तावदद्राक्षमात्मानं कृकलासं पतन् प्रभो॥ २४**

हे देव यम, पूर्वमशुभं भुञ्ज इति मयोक्ते स यमः पतेति प्राह॥ २४॥

**ब्रह्मण्यस्य वदान्यस्य तव दासस्य केशव।**
**स्मृतिर्नाद्यापि विध्वस्ता भवत्सन्दर्शनार्थिनः॥ २५**
॥ २५॥

दुर्घटेन श्रीकृष्णदर्शनेन विस्मितः सन्नात्मनो भाग्यमभिनन्दति—**स त्वमिति**।

**स त्वं कथं मम विभोऽक्षिपथः परात्मा**
**योगेश्वरैः श्रुतिदृशामलहृद्विभाव्यः।**
**साक्षादधोक्षज उरुव्यसनान्धबुद्धेः**
**स्यान्मेऽनुदृश्य इह यस्य भवापवर्गः॥ २६**
(છંદ - વસંતતિલકા)

हे विभो, स त्वं ममाक्षिपथो लोचनगोचरः सन्कथं साक्षात् प्रत्यक्षोऽसीत्यर्थः। किमत्राश्चर्यं तदाह—पर आत्मा। अत एव योगेश्वरैरपि श्रुतिदृशा उपनिषच्चक्षुषाऽमले हृदि विभाव्यश्चिन्त्यः। यतोऽधोक्षजः। अक्षजमैन्द्रियकज्ञानं तदधोऽर्वागेव यस्मात्सः। यस्येह भवापवर्गो भवेत्तस्य भवाननुदृश्यः स्यात्। उरुव्यसनेन कृकलासभवदुःखेनान्धबुद्धेस्तु ममैतच्चित्रमित्यर्थः॥ २६॥

'હે યમદેવ, પહેલાં હું પાપ ભોગવીશ.' ત્યારે તે યમદેવે કહ્યુંઃ '(અધમ યોનિમાં) પડ!' એટલે હે પ્રભુ, પડતા એવા મેં પોતાને કાચંડો થયેલો જોયો. ॥ ૨૪ ॥

'હે યમદેવ, હું પહેલા અશુભ ભોગવીશ.' એમ મેં કહ્યું, ત્યારે તે યમદેવે '(અધમ યોનિમાં) પડ!' એમ કહ્યું. ॥ ૨૪ ॥

હે કેશવ! બ્રાહ્મણભક્ત, દાનશીલ અને આપના દાસ તથા આપનાં દર્શન એ જ જેનું પ્રયોજન છે તેવા મારી (પૂર્વજન્મની) સ્મૃતિ હજી નાશ પામી નથી. ॥ ૨૫ ॥ ૨૫ ॥

દુર્ઘટ એવા શ્રીકૃષ્ણનાં દર્શનથી આશ્ચર્ય પામીને પોતાના ભાગ્યની પ્રશંસા કરે છે – **'सः त्वम् इति।'**

યોગેશ્વરો દ્વારા ઉપનિષદના જ્ઞાનથી વિશુદ્ધ થયેલા હૃદયમાં ચિંતન કરવા યોગ્ય, ઇન્દ્રિયાતીત સાક્ષાત્ પરમાત્મા એવા આપ, હે વિભુ! કાચંડાની યોનિમાં થતાં મોટાં દુઃખોથી અંધબુદ્ધિવાળા મારાં નેત્રોના વિષયરૂપ કેવી રીતે થયા? આ સંસારમાં જેના સંસારની સમાપ્તિ થાય તેને આપ દૃશ્યરૂપ થાઓ છો. ॥ ૨૬ ॥

હે વિભુ, તે આપ મારા **'अक्षिपथः'** નેત્રપથના વિષયરૂપ થઈને કેવી રીતે **'साक्षात्'** પ્રત્યક્ષ થયા છો, એમ અર્થ છે. તેમાં આશ્ચર્ય શું છે, તે કહે છે – **'पर-आत्मा'** આપ પરમાત્મા છો, આથી જ યોગેશ્વરો દ્વારા પણ **'श्रुतिदृशा'** ઉપનિષદના જ્ઞાનથી વિશુદ્ધ હૃદયમાં **'विभाव्यः'** ચિંતન કરવા યોગ્ય છો, કારણ કે **'अधोक्षजः' अक्षजम्** ઇન્દ્રિયોથી થતું જ્ઞાન તે **अधः** ઊણું છે જેમનાથી તે – આ સંસારમાં જેના સંસારની સમાપ્તિ થાય તેને આપ દૃશ્યરૂપ થાઓ છો. પરંતુ કાચંડાની યોનિમાં થતા **'उरुव्यसनेन'** મહાન દુઃખથી અંધબુદ્ધિવાળા મારા (નેત્રોના વિષયરૂપ થયા છો,) એ આશ્ચર્ય છે, એમ અર્થ છે. ॥ ૨૬ ॥

उद्रिक्तभक्तिर्बहुधा संबोधयन्नाह—**देवदेवेति**।

**देवदेव जगन्नाथ गोविन्द पुरुषोत्तम।**
**नारायण हृषीकेश पुण्यश्लोकाच्युताव्यय॥ २७**

॥ २७॥

અતિશય ભક્તિવાળો રાજા અનેક રીતે સંબોધન કરતાં કહે છે – '**देवदेव इति।**'

હે દેવાધિદેવ, હે જગન્નાથ, હે ગોવિંદ, હે પુરુષોત્તમ, હે નારાયણ, હે ઈન્દ્રિયોના સ્વામી, હે પુણ્ય (પવિત્ર) કીર્તિવાળા, હે અચ્યુત, હે અવિનાશી! ॥ ૨૭ ॥ ૨૭ ॥

अनुज्ञापयति—**अनुजानीहीति**।

**अनुजानीहि मां कृष्ण यान्तं देवगतिं प्रभो।**
**यत्र क्वापि सतश्चेतो भूयान्मे त्वत्पदास्पदम्॥ २८**

અનુજ્ઞા માગે છે – '**अनुजानीहि इति।**'

હે શ્રીકૃષ્ણ, હે પ્રભુ, દેવલોકમાં પ્રયાણ કરતા મને આપ અનુજ્ઞા આપો. હું જે કોઈ પણ સ્થળે હોઉં, ત્યાં મારું મન આપના ચરણકમળના વિષયવાળું જ બનો. ॥ ૨૮ ॥

देवलोकेऽपि सतो वर्तमानस्यात्मनो मनसः संनिधिं प्रार्थयते। यत्र क्वापीति। त्वत्पदमास्पदं विषयो यस्य तथाभूतं भूयादिति॥ २८॥

દેવલોકમાં રહું તેમ છતાં '**आत्मनः**' મનની સન્નિધિની પ્રાર્થના કરે છે. '**यत्र क्व-अपि इति।**' આપના ચરણ '**आस्पदम्**' વિષય છે જેનો તેવું (મારું મન) બનો. ॥ ૨૮ ॥

यास्यन्नमस्यति—**नम इति**।

**नमस्ते सर्वभावाय ब्रह्मणेऽनन्तशक्तये।**
**कृष्णाय वासुदेवाय योगानां पतये नमः॥ २९**

જતાં જતાં નમસ્કાર કરે છે – '**नमः इति।**'

જેમનાથી સર્વનો જન્મ થાય છે તેમને, કર્તૃત્વ હોવા છતાં અવિકારી (બ્રહ્મ)ને, (માયા નામની) અનંત શક્તિવાળાને, સદાનંદરૂપને, સર્વ પ્રાણીઓના આશ્રયરૂપ વાસુદેવને તથા ઈષ્ટપૂર્તાદિ કર્મોરૂપી યોગોનું ફળ આપનારને નમસ્કાર. ॥ ૨૯ ॥

सर्वभावाय सर्वस्य भावो जन्म येन तस्मै। ब्रह्मणे कर्तृत्वेऽप्यविकाराय। कुतः। अनन्तशक्तये अनन्ता मायाख्या शक्तिर्यस्य तस्मै। वासुदेवाय सर्वभूताश्रयायेत्युपादानत्वमुक्तम्। श्रीकृष्णाय सदानन्दरूपायेति पुरुषार्थत्वमुक्तम्।

'**सर्वभावाय**' સર્વનો '**भावः**' જન્મ છે જેનાથી તેને, '**ब्रह्मणे**' કર્તાપણું હોવા છતાં અવિકારી બ્રહ્મસ્વરૂપને (નમસ્કાર). કેવી રીતે? '**अनन्तशक्तये**' માયા નામની અનંત શક્તિ છે જેની તેને, '**वासुदेवाय**' સર્વ પ્રાણીઓના આશ્રયરૂપને – એમ ઉપાદાનરૂપ કહેવામાં આવ્યું. '**श्रीकृष्णाय**' સદાનંદરૂપને (નમસ્કાર) – એમ પુરુષાર્થરૂપ કહેવામાં આવ્યું.

'कृषिर्भूवाचकः शब्दो णश्च निर्वृतिवाचकः।
तयोरैक्यं परं ब्रह्म कृष्ण इत्यभिधीयते॥'
इति स्मृतेः। किंच योगानामिष्टापूर्तादिकर्मणां

'**कृष्** શબ્દ અસ્તિત્વવાચક છે અને **ण** શબ્દ બ્રહ્માનંદ સૂચવે છે. **कृष्** અને **ण,** તે બંનેનું ઐક્ય એટલે પરબ્રહ્મ શ્રીકૃષ્ણ.' (મહાભારત – ઉદ્યોગપર્વ ૭૧/૪) એમ સ્મૃતિ છે. વળી, ઈષ્ટ-પૂર્ત વગેરે કર્મોરૂપ

पतये फलदात्रे। अयं भावः—एवंभूतं त्वां विहाय गन्तुमनिच्छुरपि गमिष्यामि त्वद्दत्तकर्मफलभोगायेति ॥ २९ ॥

**इत्युक्त्वा तं परिक्रम्य पादौ स्पृष्ट्वा स्वमौलिना ।**
**अनुज्ञातो विमानाग्र्यमारुहत् पश्यतां नृणाम् ॥ ३०**

॥ ३० ॥

**कृष्णः परिजनं प्राह भगवान् देवकीसुतः ।**
**ब्रह्मण्यदेवो धर्मात्मा राजन्याननुशिक्षयन् ॥ ३१**

॥ ३१ ॥

**दुर्जरं बत ब्रह्मस्वं भुक्तमग्नेर्मनागपि ।**
**तेजीयसोऽपि किमुत राज्ञामीश्वरमानिनाम् ॥ ३२**

मनागीषदपि भुक्तं सदग्नेरग्निसदृशस्य तेजीयसोऽतितेजस्विनोऽपि दुर्जरम् ॥ ३२ ॥

**नाहं हालाहलं मन्ये विषं यस्य प्रतिक्रिया ।**
**ब्रह्मस्वं हि विषं प्रोक्तं नास्य प्रतिविधिर्भुवि ॥ ३३**

॥ ३३ ॥

किंच विषादपि घोरमित्याह—**हिनस्तीति**।

**हिनस्ति विषमत्तारं वह्निरद्भिः प्रशाम्यति ।**
**कुलं समूलं दहति ब्रह्मस्वारणिपावकः ॥ ३४**

યોગોના **'पतये'** ફળ આપનારને (નમસ્કાર). ભાવ આ પ્રમાણે છે – આવા આપને છોડીને જવા ઇચ્છતો ન હોવા છતાં, આપના દ્વારા અપાયેલા કર્મફળને ભોગવવા માટે હું જઈશ. ॥ ૨૯ ॥

આમ કહીને તેમની પ્રદક્ષિણા કરી, પોતાના મુકુટથી ભગવાનના ચરણે સ્પર્શ કરીને, ભગવાનની અનુજ્ઞા પામેલો તે, સર્વ મનુષ્યોના દેખતાં શ્રેષ્ઠ વિમાનમાં ચઢી ગયો. ॥ ૩૦ ॥ બ્રાહ્મણ-ભક્તદેવ, ધર્માત્મા, દેવકીનંદન ભગવાન શ્રીકૃષ્ણ ક્ષત્રિયોને ઉપદેશ આપતા પરિવારજનોને કહેવા લાગ્યા. ॥ ૩૧ ॥ ૩૦ ॥ ૩૧ ॥

ખરેખર, અલ્પ હોય તો પણ ભોગવવામાં આવેલું બ્રાહ્મણનું ધન અગ્નિ જેવા અતિ તેજસ્વી મનુષ્યને પણ પચવું અઘરું છે, તો પોતાને (વૃથા જ) સમર્થ માનતા રાજાઓને તો ક્યાંથી પચે? ॥ ૩૨ ॥

**'मनाक्'** થોડુંક પણ ભોગવવામાં આવેલું હોઈ (બ્રાહ્મણનું ધન) **'अग्नेः'** અગ્નિ જેવા **'तेजीयसः'** અતિ તેજસ્વીને પણ પચવું અઘરું છે. ॥ ૩૨ ॥

જેનો પ્રતીકાર થઈ શકે છે તેવા હળાહળ ઝેરને હું ઝેર નથી માનતો, પરંતુ ખરેખર, (આ સંસારમાં) બ્રાહ્મણના ધનને જ ઝેર કહેવામાં આવ્યું છે કે જેના નિવારણનો ઉપાય આ જગતમાં નથી! ॥ ૩૩ ॥ ૩૩ ॥

અરે, બ્રાહ્મણનું ધન તો હળાહળ વિષ કરતાં પણ ભયંકર છે, એમ કહે છે – **'हिनस्ति इति।'**

ઝેર (તો) તેના ખાનારને (જ) મારે છે અને અગ્નિ (પણ) જળથી શાંત થાય છે, (પરંતુ) બ્રાહ્મણના ધનરૂપ અરણિમાંથી જન્મેલો (પાપરૂપી પાવક) અગ્નિ સમગ્ર કુળને મૂળ સહિત બાળી નાખે છે. ॥ ૩૪ ॥

संसर्गि संसर्गेण मारकत्वादग्नितुल्यता स्यात्तदपि नेत्याह—वह्निरिति। अपि च समूलमिति। वह्निर्मूलान्यवशेषयति, ब्रह्मस्वलक्षणारणिजः पापपावकस्तु कुलं तदपि समूलमिति॥ ३४॥

અગ્નિ સાથે સરખાપણું હોવાથી અગ્નિ જેવું મારકત્વ ધરાવનારું બ્રાહ્મણનું ધન અગ્નિ જેવું પણ નથી, એમ કહે છે – '**वह्निः इति।**' બ્રાહ્મણનું ધન કુળને મૂળસહિત બાળી નાખે છે. અગ્નિ વૃક્ષને બાળે છે પણ તેનાં મૂળિયાં બળ્યા વિના બાકી રહી જાય છે, પરંતુ બ્રાહ્મણના ધનરૂપી અરણિમાંથી જન્મેલો પાપરૂપી અગ્નિ તો તે કુળને પણ મૂળ સહિત બાળી નાખે છે. ॥ ૩૪ ॥

**ब्रह्मस्वं दुरनुज्ञातं भुक्तं हन्ति त्रिपूरुषम्।**
**प्रसह्य तु बलाद् भुक्तं दश पूर्वान् दशापरान्॥ ३५**

યોગ્ય રીતે અનુમતિ લીધા વિના ઉપભોગ કરવામાં આવેલું બ્રાહ્મણનું ધન ત્રણ પેઢીઓનો નાશ કરે છે અને હઠ કરીને બળપૂર્વક લીધેલું બ્રાહ્મણનું ધન તો પૂર્વજોની દસ પેઢીઓ અને વંશજોની દસ પેઢીનો વિનાશ કરે છે. ॥ ૩૫ ॥

दुरनुज्ञातं यथावदननुज्ञातम्। त्रिपूरुषं कुलं स्वयं पुत्रं पौत्रं च। प्रसह्य हठात्। बलाद् राजाद्याश्रयतः॥ ३५॥

'**दुरनुज्ञातम्**' યોગ્ય રીતે અનુમતિ લીધા વિના ઉપભોગ કરાયેલું બ્રાહ્મણનું ધન '**त्रिपूरुषम्**' પોતાને, પુત્રને અને પૌત્રને – કુળને નષ્ટ કરે છે. '**प्रसह्य**' હઠથી, '**बलात्**' રાજા વગેરેના બળના આશ્રયે ॥ ૩૫ ॥

**राजानो राजलक्ष्म्यान्धा नात्मपातं विचक्षते।**
**निरयं येऽभिमन्यन्ते ब्रह्मस्वं साधु बालिशाः॥ ३६**

રાજલક્ષ્મીથી અંધ બનેલા અતિ મૂર્ખ એવા જે રાજાઓ (નરકના કારણરૂપ) બ્રાહ્મણના ધનની આકાંક્ષા રાખે છે, તેઓ નરકને જ ઈચ્છે છે અને પોતાના પતનને જોતા નથી. ॥ ૩૬ ॥

ये ब्रह्मस्वमभिमन्यन्ते इच्छन्ति ते निरयमेवाभिमन्यन्ते। अतो बालिशा अज्ञा आत्मपातं न विचक्षत इति॥ ३६॥

જેઓ બ્રાહ્મણના ધનને '**अभिमन्यन्ते**' ઈચ્છે છે, તેઓ નરકને જ ઈચ્છે છે. આથી '**बालिशाः**' મૂર્ખ એવા તેઓ પોતાના પતનને જોતા નથી. ॥ ૩૬ ॥

अपि च **गृह्णन्तीति**।

તદ્ઉપરાંત '**गृह्णन्ति इति।**'

**गृह्णन्ति यावतः पांसून् क्रन्दतामश्रुबिन्दवः।**
**विप्राणां हृतवृत्तीनां वदान्यानां कुटुम्बिनाम्॥ ३७**
**राजानो राजकुल्याश्च तावतोऽब्दान्निरंकुशाः।**
**कुम्भीपाकेषु पच्यन्ते ब्रह्मदायापहारिणः॥ ३८**
॥ ३७॥ ३८॥

જેમની આજીવિકા હરી લેવામાં આવી છે તેવા કુટુંબકબીલાવાળા ઉદાર બ્રાહ્મણનાં અશ્રુબિંદુઓ જેટલા ધૂળના રજકણોને ભીંજવે છે, તેટલાં વર્ષ સુધી બ્રાહ્મણનું ધન પડાવી લેનારા નિરંકુશ રાજાઓ કે તેમના પરિવારજનો અથવા મંત્રીઓ કુંભીપાક નામનાં નરકોમાં રંધાય છે. ॥ ૩૭ ॥ ૩૮ ॥ ૩૭ ॥ ૩૮ ॥

**स्वदत्तां परदत्तां वा ब्रह्मवृत्तिं हरेच्च यः ।**
**षष्टिवर्षसहस्राणि विष्ठायां जायते कृमिः ॥ ३९**
॥ ३९ ॥

જે મનુષ્ય પોતાના દ્વારા અપાયેલી કે બીજાના દ્વારા અપાયેલી બ્રાહ્મણની આજીવિકા હરી લે છે, તે સાઈઠ હજાર વર્ષો સુધી વિષ્ઠામાં (વારંવાર મરીને ત્યાં જ) કીડો થઈને જન્મે છે. ॥ ૩૯ ॥ ૩૯ ॥

**न मे ब्रह्मधनं भूयाद् यद् गृद्ध्वाल्पायुषो नराः ।**
**पराजिताश्च्युता राज्याद् भवन्त्युद्वेजिनोऽहयः ॥ ४०**

મને બ્રાહ્મણનું ધન પ્રાપ્ત ન થાઓ! જે ધનની લાલસા રાખીને પણ મનુષ્યો અલ્પાયુષી થાય છે, પરાભવ પામે છે. (રાજા હોય તો) રાજ્યથી ભ્રષ્ટ થાય છે અને (મર્યા પછી) ત્રાસ આપનારા સર્પો થાય છે. ॥ ૪૦ ॥

गृद्ध्वा अभिकाङ्क्षय ॥ ४० ॥

**'गृद्ध्वा'** લાલસા રાખીને ॥ ૪૦ ॥

**विप्रं कृतागसमपि नैव द्रुह्यत मामकाः ।**
**घ्नन्तं बहु शपन्तं वा नमस्कुरुत नित्यशः ॥ ४१**
॥ ४१ ॥

હે સ્વજનો! અપરાધ કરનાર, મારનાર કે ખૂબ ગાળો દેનાર વિપ્રનો પણ તમે દ્રોહ કરશો નહીં, પણ નિત્ય નમસ્કાર જ કરજો. ॥ ૪૧ ॥ ૪૧ ॥

**यथाहं प्रणमे विप्राननुकालं समाहितः ।**
**तथा नमत यूयं च योऽन्यथा मे स दण्डभाक् ॥ ४२**

જેમ હું સાવધાન થઈ સદાય વિપ્રોને પ્રણામ કરું છું, તેમ તમે પણ તેમને નમન કરજો. જે એમ નહીં કરે તે મારી શિક્ષાને પાત્ર થશે. ॥ ૪૨ ॥

प्रणमे नमामि ॥ ४२ ॥

**'प्रणमे'** નમું છું ॥ ૪૨ ॥

न केवलमर्थवादविभीषिकेयं किंतु प्रत्यक्षमित्याह—**ब्राह्मणार्थ इति**।

(બ્રાહ્મણોના ઉત્કર્ષ સહિત તેમનું ધન હરી લેવાના નિષેધનો ઉપદેશ કરવાનાં વાક્યો અને બ્રાહ્મણની પ્રશંસારૂપ) અર્થવાદથી ડરાવનારી આ (જોડી કાઢેલી) કથા નથી, પરંતુ પ્રત્યક્ષ બનેલી કથા છે, એમ કહે છે – **'ब्राह्मण-अर्थः इति।'**

**ब्राह्मणार्थो ह्यपहृतो हर्तारं पातयत्यधः ।**
**अजानन्तमपि ह्येनं नृगं ब्राह्मणगौरिव ॥ ४३**
**एवं विश्राव्य भगवान् मुकुन्दो द्वारकौकसः ।**
**पावनः सर्वलोकानां विवेश निजमन्दिरम् ॥ ४४**
॥ ४३ ॥ ४४ ॥

હરી લેવામાં આવેલું બ્રાહ્મણનું ધન હરી લેનારને નરકમાં પાડે છે. જેમ કે, 'બ્રાહ્મણની ગાય છે.' એમ ન જાણતા હોવા છતાં આ નૃગરાજાને બ્રાહ્મણનું ધન (કાચંડાની નીચ યોનિમાં પાડે છે). ॥ ૪૩ ॥ આમ, દ્વારકાવાસીઓને શ્રવણ કરાવીને સર્વ લોકને પાવન કરનારા ભગવાન મુકુન્દ પોતાના મહેલમાં પધાર્યા. ॥ ૪૪ ॥ ૪૩ ॥ ૪૪ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे उत्तरार्धे
नृगोपाख्यानं नाम चतु:षष्टितमोऽध्यायः ॥ ६४ ॥
इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे उत्तरार्धे श्रीधरस्वामिविरचितायां
भावार्थदीपिकायां टीकायां चतु:षष्टितमोऽध्यायः ॥ ६४ ॥

*****

# अथ पञ्चषष्टितमोऽध्यायः

## શ્રીબલરામજીનું વ્રજગમન

पञ्चषष्टितमे रामश्चक्रे गोकुलमागतः।
रममाणस्तु गोपीभिः कालिन्द्याः कर्षणं मदात्॥ १॥

પાંસઠમા અધ્યાયમાં બલરામજી ગોકુળમાં આવ્યા અને ગોપીઓ સાથે રમણ કરતા તેમણે મદથી કાલિન્દીનું ખેંચાણ કર્યું. ॥ ૧ ॥

रामस्य चरितं चित्रं कालिन्द्याकर्षणादि यत्।
पौण्ड्रकान्तादि कृष्णस्य पृथगुक्तमतः परम्॥ २॥

બલરામજીનું અદ્‌ભુત ચરિત્ર અને કાલિન્દીનું આકર્ષણ વગેરે (વર્ણવાયાં છે) તથા પૌંડ્રકનો વધ વગેરે જે શ્રીકૃષ્ણનું ચરિત્ર છે, તે આ અધ્યાય પછી વર્ણવાયું છે. ॥ ૨ ॥

श्रीशुक उवाच

**बलभद्रः कुरुश्रेष्ठ भगवान् रथमास्थितः।**
**सुहृद्दिदृक्षुरुत्कण्ठः प्रययौ नन्दगोकुलम्॥ १**
॥ १॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – હે કુરુશ્રેષ્ઠ (પરીક્ષિત), સુહૃદજનોને મળવાની ઈચ્છાવાળા તથા ઉત્કંઠાવાળા ભગવાન બલરામજી (એક દિવસ) રથમાં બેસીને નંદરાયજીના ગોકુળમાં પધાર્યા. ॥ ૧ ॥ ૧ ॥

**परिष्वक्तश्चिरोत्कण्ठैर्गोपैर्गोपीभिरेव च।**
**रामोऽभिवाद्य पितरावाशीर्भिरभिनन्दितः॥ २**

ઘણા સમયથી ઉત્કંઠિત થયેલા ગોપગોપીઓ દ્વારા આલિંગન પામેલા બલરામજી માતા-પિતાને પ્રણામ કરીને તેમનાં આશીર્વચનોથી અભિનંદિત થયા. ॥ ૨ ॥

आशीर्भिरभिनन्दितो बभूव॥ २॥

આશીર્વચનોથી અભિનંદિત થયા. (સત્કાર પામ્યા.) ॥ ૨ ॥

तदाह—**चिरमिति**।

તેને (આશીર્વચનપૂર્વકના અભિનંદનને) વર્ણવે છે – **'चिरम् इति।'**

**चिरं नः पाहि दाशार्ह सानुजो जगदीश्वरः।**
**इत्यारोप्याङ्कमालिङ्ग्य नेत्रैः सिषिचतुर्जलैः॥ ३**
॥ ३॥

'હે (દશાર્હના વંશજ) દાશાર્હ! જગદીશ્વર અનુજ શ્રીકૃષ્ણ સહિત તમે અમારું ચિરકાળ પર્યન્ત રક્ષણ કરો!' એમ (કહીને) ખોળામાં બેસાડી આલિંગન કરીને તે બંનેએ તેમને નેત્રજળ (પ્રેમાશ્રુઓ)થી ભીંજવી દીધા. ॥ ૩ ॥ ૩ ॥

**गोपवृद्धांश्च विधिवद् यविष्ठैरभिवन्दितः।**
**यथावयो यथासख्यं यथासम्बन्धमात्मनः॥ ४**

વયોવૃદ્ધ ગોપજનોને વિધિ પ્રમાણે વંદન કરીને બલરામજી (તેમનાથી) નાના ગોપજનો દ્વારા અભિવંદિત થયા. પોતાની વય, મિત્રતા અને સંબંધ અનુસાર ગોવાળોની પાસે જઈને હાસ્ય કરવું, હસ્તગ્રહણ કરવું વગેરે દ્વારા મળીને પછી વિશ્રામ

**समुपेत्याथ गोपालान् हास्यहस्तग्रहादिभिः ।**
**विश्रान्तं सुखमासीनं पप्रच्छुः पर्युपागताः ॥ ५**

**पृष्टाश्चानामयं स्वेषु प्रेमगद्‌गदया गिरा ।**
**कृष्णे कमलपत्राक्षे संन्यस्ताखिलराधसः ॥ ६**

गोपवृद्धांश्च विधिवदभिवन्द्य यविष्ठैरभिवन्दितो बभूवेत्यर्थः । अपि च यथावय इति ॥ ४ ॥ ते सर्वे स्वेषु यादवेषु तं राममनामयमारोग्यं पप्रच्छुः । ते च तेन पृष्टा इति ॥ ५ ॥ कृष्णे कृष्णप्राप्त्यर्थं संन्यस्ताखिलराधसस्त्यक्तसर्वविषयाः ॥ ६ ॥

કરીને સુખપૂર્વક બેઠેલા બલરામજીને, કમળનયન શ્રીકૃષ્ણની પ્રાપ્તિ માટે સર્વ વિષયો ત્યાગી દેનારા તે સર્વે વ્રજવાસીઓએ પ્રેમભરી ગદ્‌ગદ્ વાણીથી પોતાના યાદવો વિષે સ્વાસ્થ્ય સંબંધી પૂછ્યું તથા બલરામજી દ્વારા તે વ્રજવાસીઓને પણ કુશળપ્રશ્ન પૂછવામાં આવ્યો. ॥ ૪ ॥ ૫ ॥ ૬ ॥

વયોવૃદ્ધ ગોપજનોને વિધિ પ્રમાણે વંદન કરીને બલરામજી નાના ગોપજનો દ્વારા અભિવંદિત થયા, એમ અર્થ છે. અને વળી **'यथावयः इति'** વય (વગેરે) અનુસાર ॥ ૪ ॥ તે સર્વ વ્રજવાસીઓએ **'स्वेषु'** પોતાના સંબંધી યાદવો વિષે તે બલરામજીને **'अनामयम्'** આરોગ્ય સંબંધી પૂછ્યું અને તે વ્રજવાસીઓને પણ તે બલરામજી દ્વારા કુશળપ્રશ્ન પૂછાયો. ॥ ૫ ॥ **'कृष्णे'** શ્રીકૃષ્ણની પ્રાપ્તિ માટે **'संन्यस्त-अखिल-राधसः'** સર્વ વિષયો ત્યાગી દેનારા ॥ ૬ ॥

**कच्चिन्नो बान्धवा राम सर्वे कुशलमासते ।**
**कच्चित् स्मरथ नो राम यूयं दारसुतान्विताः ॥ ७**
॥ ७ ॥

(ગોવાળો બલરામજીને કહેવા લાગ્યા.) હે બલરામજી, આપણાં સર્વ સગાંસંબંધીઓ કુશળ તો છે ને? હે બલરામજી, પત્ની અને સંતાનવાળા થઈ ગયેલા તમે અમને કદી યાદ કરો છો? ॥ ૭ ॥ ૭ ॥

**दिष्ट्या कंसो हतः पापो दिष्ट्या मुक्ताः सुहृज्जनाः ।**
**निहत्य निर्जित्य रिपून् दिष्ट्या दुर्गं समाश्रिताः ॥**
॥ ८ ॥ ८ ॥

પાપી કંસ હણાયો અને આપણા સ્વજનો મુક્ત થયા, એ બહુ સારું થયું. શત્રુઓને હણીને, તેમને જીતી લઈને (દ્વારકામાં) કિલ્લાનો આશ્રય લીધો, એ પણ બહુ સારું થયું. ॥ ૮ ॥ ૮ ॥

**गोप्यो हसन्त्यः पप्रच्छू रामसन्दर्शनादृताः ।**
**कच्चिदास्ते सुखं कृष्णः पुरस्त्रीजनवल्लभः ॥ ९**

બલરામજીનાં દર્શનથી આદર પામેલી ગોપીઓ સ્મિત કરતી પૂછવા લાગીઃ 'પુરાંગનાઓ (નગરની નારીઓ)ના વ્હાલા શ્રીકૃષ્ણ સુખમાં બિરાજે છે ને?' ॥ ૯ ॥

रामस्य संदर्शनेनादृताः सादराः ॥ ९ ॥

બલરામજીનાં દર્શનથી **'आदृताः'** આદરવાળી ગોપીઓ ॥ ૯ ॥

**कच्चित् स्मरति वा बन्धून् पितरं मातरं च सः ।**
**( अप्यसौ मातरं द्रष्टुं सकृदप्यागमिष्यति । )**
**अपि वा स्मरतेऽस्माकमनुसेवां महाभुजः ॥ १०**
॥ १० ॥

શું તેઓ પિતા (નંદરાયજી)ને અને માતા (યશોદાજી)ને તથા સંબંધીઓને યાદ કરે છે? (માતા યશોદાને મળવા તેઓ એક વાર પણ આવશે ખરા?) મોટી ભુજાઓવાળા તે અમારી સેવાને યાદ કરે છે ખરા? ॥ ૧૦ ॥ ૧૦ ॥

**मातरं पितरं भ्रातॄन् पतीन् पुत्रान् स्वसॄरपि।**
**यदर्थे जहिम दाशार्ह दुस्त्यजान् स्वजनान् प्रभो॥ ११**
॥ ११ ॥

હે પ્રભુ, દાશાર્હ, જેમને ખાતર અમે ત્યજવાને કઠિન એવાં માતા-પિતાને, ભાઈ-પતિ-પુત્રોને અને બહેનને તથા સ્વજનોને પણ છોડી દીધાં હતાં! ॥ ૧૧ ॥ ૧૧ ॥

**ता नः सद्यः परित्यज्य गतः संछिन्नसौहृदः।**
**कथं नु तादृशं स्त्रीभिर्न श्रद्धीयेत भाषितम्॥ १२**

(સર્વસ્વ સમર્પિત કરી દેનારી) તેવી અમારો એકાએક પરિત્યાગ કરીને જેમણે સંબંધ કાપી નાખ્યો તેવા થઈને તે ચાલ્યા ગયા! (‘હું જલ્દી પાછો આવીશ.’ શ્રીમદ્ ભા.૧૦/૩૯/૩૫ ‘હું તમારા ઉપકારનો બદલો કદી ચૂકવી શકું તેમ નથી વગેરે’ શ્રીમદ્ ભા.૧૦/૩૨/૨૨) તેવાં તેમનાં આપેલાં વચનો ઉપર સ્ત્રીઓ દ્વારા કેવી રીતે વિશ્વાસ મૂકવામાં ન આવે? ॥ ૧૨ ॥

तर्हि तद्गमने युष्माभिः प्रतिबन्धः किं न कृतः, तद्वाक्यविश्वासादिति चेत्—ननु विश्वासः किमिति कृतस्तत्राहुः—कथं न्विति। वक्तृबहुत्वान्नानाविधानि वाक्यानि॥ १२॥

‘તો પછી તે શ્રીકૃષ્ણ ગયા ત્યારે તમારા દ્વારા તેમને કેમ રોકી લેવામાં ન આવ્યા?’ (એમ પૂછવામાં આવતાં) જો ગોપીઓ કહે કે ‘તેમના વચન ઉપર વિશ્વાસ રાખવાથી (અમે તેમને રોક્યા નહીં.)’, તો તે માટે શંકા કરે છે કે ‘વિશ્વાસ કેમ રાખ્યો?’ તે માટે ગોપીઓ કહે છે – **‘कथं नु इति।’** ઘણા વક્તાઓ હોવાથી અનેક જાતનાં વાક્યો છે. ॥ ૧૨ ॥

तत्रान्या ऊचुः—**कथं नु गृह्णन्तीति**।

બીજી ગોપીઓ બોલી – **‘कथं नु गृह्णन्ति इति।’**

**कथं नु गृह्णन्त्यनवस्थितात्मनो**
**वचः कृतघ्नस्य बुधाः पुरस्त्रियः।**
**गृह्णन्ति वै चित्रकथस्य सुन्दर-**
**स्मितावलोकोच्छ्वसितस्मरातुराः॥ १३**

નિપુણ એવી નગરીની નારીઓ ચંચળ ચિત્તવાળા, કૃતઘ્નીના વચન ઉપર કેવી રીતે વિશ્વાસ રાખતી હશે? (બીજી કેટલીક ગોપીઓ બોલી –) અદ્ભુત કથનો કહેવામાં કુશળ અને મનોહર સ્મિતયુક્ત અવલોકનથી ક્ષોભ પામેલા કામથી વિહ્વળ થયેલી પુરાંગનાઓ તેમના વચન પર વિશ્વાસ રાખતી જ હશે. ॥ ૧૩ ॥

अन्या ऊचुः—गृह्णन्ति वा इति। चित्रकथस्य चित्रकथाकथनकोविदस्य। किंच सुन्दरं स्मितं यस्मिंस्तेनावलोकनेनोच्छ्वसितः क्षुभितो यः स्मरस्तेनातुराः॥ १३॥

તો કેટલીક બીજી ગોપીઓ બોલી – **‘गृह्णन्ति वै इति।’** **‘चित्रकथस्य’** અદ્ભુત ગોષ્ઠિઓ કરવામાં કુશળ શ્રીકૃષ્ણના – વળી, મનોહર સ્મિત છે જેમાં તેવા અવલોકનથી ક્ષુભિત થયેલો જે કામ, તેનાથી વિહ્વળ થયેલી નગરનારીઓ ॥ ૧૩ ॥

अन्या ऊचुः—**किं न इति।**

बीજી (કેટલીક) ગોપીઓ બોલી – '**किं नः इति।**'

**किं नस्तत्कथया गोप्यः कथाः कथयतापराः।**
**यात्यस्माभिर्विना कालो यदि तस्य तथैव नः॥**
**॥ १४॥**

હે ગોપીઓ, તેમની (શ્રીકૃષ્ણની) વાત કરવાથી શો અર્થ સરવાનો છે? (હવે) બીજી વાત કરો. જો તેમનો સમય આપણા વિના પસાર થાય છે, તો આપણો સમય પણ પસાર થાય છે! ॥ ૧૪ ॥

कालस्तावत्तस्य चास्माकं च यात्येव किंतु तस्य सुखेन, अस्माकं तु दुःखेनेत्येतावानेव विशेष इति ध्वनितम्॥ १४॥

તેમની જેમ આપણો સમય પણ પસાર થાય છે, પરંતુ તેમનો સમય સુખમાં અને આપણો સમય તો દુઃખમાં જાય છે, એટલું જ અંતર છે, એમ સૂચિત થાય છે. ॥ ૧૪ ॥

**इति प्रहसितं शौरेर्जल्पितं चारु वीक्षितम्।**
**गतिं प्रेमपरिष्वङ्गं स्मरन्त्यो रुरुदुः स्त्रियः॥ १५**
॥ १५॥

આમ, શૌરિ (શ્રીકૃષ્ણ)નાં સુંદર હાસ્ય, (મધુર) સંભાષણ, મનોહર દૃષ્ટિપાત, (લલિત) ગતિ અને પ્રેમભર્યા આલિંગનનું સ્મરણ કરતી ગોપીઓ રડવા લાગી. ॥ ૧૫ ॥ ૧૫ ॥

**संकर्षणस्ताः कृष्णस्य सन्देशैर्हृदयंगमैः।**
**सान्त्वयामास भगवान् नानानुनयकोविदः॥ १६**

અનેક પ્રકારના અનુનય-વિનય (મનામણાં) કરવામાં નિપુણ ભગવાન બલરામજીએ શ્રીકૃષ્ણના હૃદયસ્પર્શી સંદેશાઓથી તે ગોપીઓને શાંત કરી. ॥ ૧૬ ॥

नानाविधेष्वनुनयेषु कोविदः॥ १६॥

અનેક પ્રકારના અનુનય-વિનય કરવામાં નિપુણ બલરામજીએ ॥ ૧૬ ॥

**द्वौ मासौ तत्र चावात्सीन्मधुं माधवमेव च।**
**रामः क्षपासु भगवान् गोपीनां रतिमावहन्॥ १७**

ભગવાન બલરામજી રાત્રિઓમાં ગોપીઓને રતિસુખ આપતા ચૈત્ર અને વૈશાખ એમ બે મહિના સુધી ત્યાં વ્રજમાં રહ્યા હતા. ॥ ૧૭ ॥

मधुं चैत्रम्। माधवं वैशाखम्। गोपीनां रतिमिति श्रीकृष्णक्रीडासमयेऽनुत्पन्नानामतिबाला-नामन्यासामित्यभियुक्तप्रसिद्धिः॥ १७॥

'**मधुम्**' ચૈત્ર, '**माधवम्**' વૈશાખ – '**गोपीनां रतिम् इति।**' શ્રીકૃષ્ણે રાસક્રીડા કરી હતી તે સમયે જેમનો જન્મ થયો ન હતો અને જે અત્યંત નાની હતી તે બીજી ગોપીઓની સાથે બલરામજીએ રાસક્રીડા કરી હતી, એમ વિદ્વાનોની માન્યતા છે. ॥ ૧૭ ॥

**पूर्णचन्द्रकलामृष्टे कौमुदीगन्धवायुना।**
**यमुनोपवने रेमे सेविते स्त्रीगणैर्वृतः॥ १८**

પૂર્ણ ચન્દ્રનાં કિરણોથી ઉજ્જવળ અને (ચંદ્રવિકાસી) કુમુદના સુગંધિત વાયુથી સેવાયેલા શ્રીયમુનાજીના ઉપવનમાં સ્ત્રીવૃંદોથી વીંટળાયેલા બલરામજીએ રમણ કર્યું હતું. ॥ ૧૮ ॥

पूर्णचन्द्रस्य कलाभिर्मरीचिभिरामृष्टे उज्ज्वले। कौमुदीगन्धवायुना कुमुद्वतीनां गन्धवातेन सेविते। यद्वा कौमुदीशब्देन तद्विकासितानि कुमुदानि लक्ष्यन्ते। कुमुदगन्धवातेनेत्यर्थः ॥ १८ ॥

પૂર્ણ ચન્દ્રનાં **'कलाभिः'** કિરણોથી **'आमृष्टे'** ઉજ્જ્વળ (ઉપવનમાં), **'कौमुदीगन्धवायुना'** ચંદ્રિકાવાળી રાત્રિઓના સુગંધી વાયુથી સેવાયેલા, યમુનાના ઉપવનમાં – અથવા કૌમુદી શબ્દથી, ચંદ્રિકાથી વિકસતા કુમુદને સૂચિત કરવામાં આવ્યું છે. કુમુદની સુગંધવાળા વાયુથી, એમ અર્થ છે. ॥ ૧૮ ॥

**वरुणप्रेषिता देवी वारुणी वृक्षकोटरात्।**
**पतन्ती तद् वनं सर्वं स्वगन्धेनाध्यवासयत्॥ १९**

(બલરામજીની સેવા માટે) વરુણદેવે મોકલેલી વારુણીદેવી (અમૃત સાથે ઉત્પન્ન થયેલી વારુણી મદિરા) વૃક્ષના કોતરમાંથી પડતી પોતાની ગંધથી આખા વનને સુવાસિત કરતી હતી. ॥ ૧૯ ॥

वारुणी सुधया सहोत्पन्ना मदिरा॥ १९॥

**'वारुणी'** અમૃત સાથે ઉત્પન્ન થયેલી વારુણી મદિરા ॥ ૧૯ ॥

**तं गन्धं मधुधाराया वायुनोपहृतं बलः।**
**आघ्रायोपगतस्तत्र ललनाभिः समं पपौ॥ २०**

॥ २०॥

વાયુ દ્વારા લવાયેલી મધુર મદિરાની ધારાઓની તે સુગંધ સૂંઘીને બલરામજી ત્યાં ગયા અને લલનાઓ સાથે તેનું પાન કર્યું ॥ ૨૦ ॥ ૨૦ ॥

**उपगीयमानचरितो वनिताभिर्हलायुधः।**
**वनेषु व्यचरत् क्षीबो मदविह्वललोचनः॥ २१**

વ્રજવનિતાઓ દ્વારા જેમનાં ચરિત્રોનું ગાન કરાતું હતું તે બલરામજી મદથી વિહ્‌વળ નેત્રોવાળા થઈ મદમત્ત બની વનમાં વિચરણ કરતા હતા. ॥ ૨૧ ॥

क्षीबो मत्तः॥ २१॥

**'क्षीबः'** મદમત્ત બલરામજી ॥ ૨૧ ॥

**स्रग्व्येककुण्डलो मत्तो वैजयन्त्या च मालया।**
**बिभ्रत् स्मितमुखाम्भोजं स्वेदप्रालेयभूषितम्॥**
**॥ २२॥**
**स आजुहाव यमुनां जलक्रीडार्थमीश्वरः।**
**निजं वाक्यमनादृत्य मत्त इत्यापगां बलः।**
**अनागतां हलाग्रेण कुपितो विचकर्ष ह॥ २३**

વૈજયન્તી માળા સહિત પુષ્પમાળા ધારણ કરતા, એક કુંડળ પહેરેલા, પ્રસ્વેદરૂપી હિમકણોથી શોભાયમાન સ્મિતયુક્ત મુખકમળ ધારણ કરતા, મદમત્ત એવા તે સમર્થ બલરામજીએ જળક્રીડા કરવા યમુનાજીને બોલાવ્યાં હતાં, (પરંતુ) 'આ મદિરાથી મત્ત બનેલા છે.' એમ (જાણીને) પોતાના વાક્યનો અનાદર કરીને ન આવેલી તે નદીને કુપિત થયેલા બલરામજીએ હળના આગળના ભાગથી ખેંચી. ॥ ૨૨ ॥ ૨૩ ॥

स्वेद एव प्रालेयं हिमं तेन भूषितम्। मत्तोऽयमित्यनादृत्यानागतामापगां नदीम् ॥ २२॥ २३॥

પ્રસ્વેદ જ **'प्रालेयम्'** હિમકણ, તેનાથી શોભતા મુખને – 'આ (મદિરાથી) મત્ત બનેલા છે.' એમ અનાદર કરીને ન આવેલી **'आपगाम्'** નદીને ॥ ૨૨ ॥ ૨૩ ॥

**पापे त्वं मामवज्ञाय यन्नायासि मयाऽऽहुता ।**
**नेष्ये त्वां लांगलाग्रेण शतधा कामचारिणीम् ॥ २४**

आहुता आहूता यद्यस्मान्नागच्छसि तस्मात् । नेष्ये गमयिष्यामि ॥ २४ ॥

**एवं निर्भर्त्सिता भीता यमुना यदुनन्दनम् ।**
**उवाच चकिता वाचं पतिता पादयोर्नृप ॥ २५**

चकिता कम्पिता ॥ २५ ॥

**राम राम महाबाहो न जाने तव विक्रमम् ।**
**यस्यैकांशेन विधृता जगती जगतः पते ॥ २६**

**परं भावं भगवतो भगवन् मामजानतीम् ।**
**मोक्तुमर्हसि विश्वात्मन् प्रपन्नां भक्तवत्सल ॥ २७**

एकांशेन शेषाख्येन ॥ २६ ॥ २७ ॥

**ततो व्यमुंचद् यमुनां याचितो भगवान् बलः ।**
**विजगाह जलं स्त्रीभिः करेणुभिरिवेभराट् ॥ २८**

विजगाह अवगाहनं कृतवान् ॥ २८ ॥

**कामं विहृत्य सलिलादुत्तीर्णायासिताम्बरे ।**
**भूषणानि महार्हाणि ददौ कान्तिः शुभां स्त्रजम् ॥ २९**

उत्तीर्णाय निर्गतायासिताम्बरादीनि कान्तिर्ददौ । कान्तिर्लक्ष्मीः । यथोक्तं वैष्णवे—
'वरुणप्रहिता चास्मै मालामम्लानपङ्कजाम् ।
समुद्राभे तथा वस्त्रे नीले लक्ष्मीरयच्छत ॥'
इति ।

(અને કહ્યું :) 'હે પાપિણી (યમુના), મેં બોલાવી હોવા છતાં મારો અનાદર કરીને તું આવતી નથી! તેથી સ્વૈરવિહારિણી એવી તને હળની અણીથી સેંકડો ધારાઓમાં (અહીં) લાવીશ.॥ ૨૪ ॥

**'आहुता' आहूता** (હોવું જોઈએ.) **'यद्'** જેથી આવતી નથી તેથી **'नेष्ये'** લાવીશ. ॥ ૨૪ ॥

આમ, તિરસ્કાર કરાયેલાં, ભયભીત થઈ ધ્રૂજતાં યમુનાજી યદુનંદન બલરામજીને પગે પડીને (આ પ્રમાણે) વચન કહેવા લાગ્યાં. ॥ ૨૫ ॥

**'चकिता'** ધ્રૂજતાં યમુનાજી ॥ ૨૫ ॥

'હે રામ, હે રામ, હે મહાબાહુ, હે જગન્નાથ, આપનું સામર્થ્ય હું જાણતી નથી, જેના (શેષ નામના) એક અંશથી પૃથ્વી ધારણ કરવામાં આવી છે! ॥ ૨૬ ॥ હે ભગવાન, હે વિશ્વાત્મા, હે ભક્તવત્સલ, આપ ભગવાનના પરમ પ્રભાવને ન જાણતી, આપને શરણે આવેલી મને મુક્ત કરવા માટે આપ સમર્થ છો. ॥ ૨૭ ॥

શેષ નામના એક અંશથી ॥ ૨૬ ॥ ૨૭ ॥

પછી આમ, જેમને પ્રાર્થના કરવામાં આવી તે ભગવાન બલરામજીએ યમુનાજીને છોડી દીધાં અને ગજરાજ હાથણીઓ સાથે જળમાં વિહરે તેમ સ્ત્રીઓ સાથે તેઓ વિહરવા લાગ્યા. ॥ ૨૮ ॥

**'विजगाह'** વિહરવા લાગ્યા. ॥ ૨૮ ॥

ઈચ્છાનુસાર વિહાર કરીને જળમાંથી બહાર નીકળેલા બલરામજીને લક્ષ્મીજીએ બે નીલામ્બર અને બહુમૂલ્ય અલંકારો તથા કરમાય નહીં તેવી પુષ્પમાળા આપી. ॥ ૨૯ ॥

**'उत्तीर्णाय'** બહાર નીકળેલા બલરામજીને કાંતિ(લક્ષ્મી)દેવીએ નીલામ્બર વગેરે આપ્યાં. **'कान्तिः'** લક્ષ્મીજી – જેમ કે વિષ્ણુપુરાણમાં કહેવાયું છે – 'વરુણદેવે મોકલેલાં લક્ષ્મીજીએ આમને (બલરામજીને) કરમાય નહીં તેવાં કમળની માળા તથા સમુદ્રની આભા જેવાં બે નીલામ્બર આપ્યાં.' હરિવંશમાં પણ

हरिवंशे च बलं प्रति लक्ष्मीवाक्यम्—
'जातरूपमयं चैकं कुण्डलं वज्रभूषणम्।
आदिपद्मं च पद्माख्यं दिव्यं श्रवणभूषणम्।
देवेमां प्रतिगृह्णीष्व पौराणीं भूषणक्रियाम्॥'
इत्यादि॥ २९॥

બલરામજી પ્રત્યે લક્ષ્મીજીનું વચન છે – 'હે દેવ, કર્ણના ભૂષણરૂપ હીરાજડિત સુવર્ણના એક કુંડળને અને પદ્મ નામના આદિ કમળને – આ પરંપરાગત આભૂષણને આપ સ્વીકારો.' વગેરે ॥ ૨૯ ॥

**वसित्वा वाससी नीले मालामामुच्य कांचनीम्।**
**रेजे स्वलंकृतो लिप्तो माहेन्द्र इव वारणः॥ ३०**

બંને નીલાંબર (ધોતિયું અને ઉપરણું) પહેરીને તથા સુવર્ણની માળા ધારણ કરીને ઉત્તમ અલંકારો ધારણ કરેલા અને (સુગંધિત ચંદનનું) વિલેપન કરેલા બલરામજી ઈન્દ્રના હાથી (ઐરાવત) જેવા શોભવા લાગ્યા. ॥ ૩૦ ॥

वसित्वा परिधाय। आमुच्य कण्ठे निधाय। चन्दनादिभिरालिप्तः॥ ३०॥

**'वसित्वा'** પહેરીને, **'आमुच्य'** કંઠમાં ધારણ કરીને, ચંદન વગેરેથી વિલેપન કરેલા બલરામજી ॥ ૩૦ ॥

**अद्यापि दृश्यते राजन् यमुनाऽऽकृष्टवर्त्मना।**
**बलस्यानन्तवीर्यस्य वीर्यं सूचयतीव हि॥ ३१**

॥ ३१॥

હે રાજા, અનંત પરાક્રમવાળા બલરામજીના પરાક્રમને જાણે સૂચવતાં હોય તેમ શ્રીયમુનાજી આજે પણ તેમના દ્વારા ખેંચવામાં આવેલા માર્ગથી વહેતાં દેખાય છે! ॥ ૩૧ ॥ ૩૧ ॥

**एवं सर्वा निशा याता एकेव रमतो व्रजे।**
**रामस्याक्षिप्तचित्तस्य माधुर्यैर्व्रजयोषिताम्॥ ३२**

આમ, વ્રજાંગનાઓના વિલાસોથી આકર્ષાયેલા ચિત્તવાળા બલરામજીની સર્વ રાત્રિઓ વ્રજમાં વિહાર કરતાં, એક જ રાત્રિની જેમ વીતી ગઈ. ॥ ૩૨ ॥

एकेव एकैव निशा यथा तथा। माधुर्यैर्विलासैः॥ ३२॥

**'एका-इव'** જેમ એક જ રાત્રિ હોય તેમ – **'माधुर्यैः'** વિલાસોથી ॥ ૩૨ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे उत्तरार्धे यमुनाकर्षणं नाम पञ्चषष्टितमोऽध्यायः॥ ६५॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे उत्तरार्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां पञ्चषष्टितमोऽध्यायः॥ ६५॥

❋❋❋❋❋

# अथ षट्षष्टितमोऽध्यायः

## પૌંડ્રક અને કાશિરાજનો ઉદ્ધાર

षड्युक्षष्टितमे काशीं गत्वाऽहन् पौण्ड्रकं हरिः।
तन्मित्रं च ततो वृत्तं सुदक्षिणवधादिकम्॥ १॥

છાસઠમા અધ્યાયમાં શ્રીહરિએ કાશી જઈને પૌંડ્રકનો વધ કર્યો. તેના મિત્ર કાશિરાજનો તથા પછી સુદક્ષિણ વગેરેનો વધ પણ થયો. ॥ ૧ ॥

**श्रीशुक उवाच**

**नन्दव्रजं गते रामे करूषाधिपतिर्नृप।**
**वासुदेवोऽहमित्यज्ञो दूतं कृष्णाय प्राहिणोत्॥ १**

॥ १॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – હે રાજા (પરીક્ષિત), બલરામજી નંદરાયજીના વ્રજમાં ગયા ત્યારે કરૂષ દેશના મૂર્ખ રાજા પૌંડ્રકે શ્રીકૃષ્ણને દૂત (દ્વારા સંદેશો) મોકલ્યો હતોઃ 'હું (જ સાક્ષાત્) વાસુદેવ છું.' ॥ ૧ ॥ ૧ ॥

**त्वं वासुदेवो भगवानवतीर्णो जगत्पतिः।**
**इति प्रस्तोभितो बालैर्मेन आत्मानमच्युतम्॥ २**

प्रस्तोभितः प्रोत्साहितः स्तुत्या। बालैरज्ञैः॥ २॥

**दूतं च प्राहिणोन्मन्दः कृष्णायाव्यक्तवर्त्मने।**
**द्वारकायां यथा बालो नृपो बालकृतोऽबुधः॥ ३**

बालकृतो नृपो बालैर्नृपत्वेन क्रीडायां परिकल्पितः॥ ३॥

**दूतस्तु द्वारकामेत्य सभायामास्थितं प्रभुम्।**
**कृष्णं कमलपत्राक्षं राजसन्देशमब्रवीत्॥ ४**
**वासुदेवोऽवतीर्णोऽहमेक एव न चापरः।**
**भूतानामनुकम्पार्थं त्वं तु मिथ्याभिधां त्यज॥ ५**
**यानि त्वमस्मच्चिह्नानि मौढ्याद् बिभर्षि सात्वत।**
**त्यक्त्वैहि मां त्वं शरणं नो चेद् देहि ममाहवम्॥ ॥ ६॥**

श्रीशुक उवाच

**कत्थनं तदुपाकर्ण्य पौण्ड्रकस्याल्पमेधसः।**
**उग्रसेनादयः सभ्या उच्चकैर्जहसुस्तदा॥ ७**

॥ ४॥ ५॥ ६॥ ७॥

**उवाच दूतं भगवान् परिहासकथामनु।**
**उत्स्रक्ष्ये मूढ चिह्नानि यैस्त्वमेवं विकत्थसे॥ ८**

हे मूढ, उत्स्रक्ष्ये त्वयि प्रक्षेप्स्यामि। यैः सह त्वमेवं विकत्थसे तेष्वपीत्यर्थः। यद्वा यैः कृत्रिमैः सुदर्शनादिभिस्त्वमेवं श्लाघसे तान्युत्स्रक्ष्ये त्याजयिष्यामीत्यर्थः॥ ८॥

'જગત્પતિ ભગવાન વાસુદેવરૂપે આપ અવતાર પામ્યા છો.' એમ મૂર્ખ લોકો દ્વારા ચઢાવવામાં આવેલો પૌંડ્રક પોતાને ભગવાન અચ્યુત માનવા લાગ્યો હતો. ॥ ૨ ॥

**'प्रस्तोभितः'** ખોટાં વખાણ કરીને ચઢાવવામાં આવેલો પૌંડ્રક – **'बालैः'** મૂર્ખ લોકો દ્વારા ॥ ૨ ॥

બાળકો દ્વારા રમતમાં (બનાવટી) રાજા તરીકે કલ્પવામાં આવેલા અબુધ બાળક જેવા તે મૂર્ખ પૌંડ્રકે, જેમનું સામર્થ્ય જાણી ન શકાય તેવા શ્રીકૃષ્ણની પાસે દૂત મોકલ્યો હતો! ॥ ૩ ॥

**'बालकृतः नृपः'** રમતમાં બાળકો દ્વારા રાજા તરીકે કલ્પવામાં આવેલા (અબુધ બાળક જેવા પૌંડ્રકે) ॥ ૩ ॥

(તેણે મોકલેલા) દૂતે તો દ્વારકા આવીને (સુધર્મા) સભામાં બેઠેલા કમલનયન પ્રભુ શ્રીકૃષ્ણને (પોતાના) રાજાનો સંદેશો કહેવા માંડ્યો. ॥ ૪ ॥ ''પ્રાણીઓ ઉપર દયા કરવા ભગવાન વાસુદેવ એવો હું જ એક અવતર્યો છું. બીજો કોઈ વાસુદેવ છે જ નહીં, માટે તું 'વાસુદેવ' એવું ખોટું નામ છોડી દે. ॥ ૫ ॥ હે યાદવ, મૂર્ખતાને કારણે તું અમારાં જે ચિહ્નો ધારણ કરે છે, તેને છોડીને મારે શરણે આવ, નહીં તો મારી સાથે યુદ્ધ કર.'' ॥ ૬ ॥ ૪ ॥ ૫ ॥ ૬ ॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – ત્યારે ટૂંકી બુદ્ધિવાળા પૌંડ્રકનો તે બબડાટ સાંભળીને ઉગ્રસેન વગેરે સભાસદો ખડખડાટ હસવા લાગ્યા. ॥ ૭ ॥ ૭ ॥

હાસ્યભરી વાત પછી ભગવાને દૂતને કહ્યું: (તારા રાજાને કહેજે કે) 'હે મૂઢ, જે સાથીઓ સાથે તું આમ બડાશ હાંકે છે તેમના સહિત, તે ચિહ્નોને હું (તારા ઉપર) છોડીશ. ॥ ૮ ॥

હે મૂઢ! **'उत्स्रक्ष्ये'** તારા ઉપર છોડીશ. (કાશિરાજ વગેરે) જેમની સાથે તું આમ બડાશ હાંકે છે, તેમના ઉપર પણ છોડીશ, એમ અર્થ છે. અથવા જે કૃત્રિમ સુદર્શન વગેરેથી તું આમ બડાશ હાંકે છે, તેમને (તારી પાસે) **'उत्स्रक्ष्ये'** છોડાવીશ, એમ અર્થ છે. ॥ ૮ ॥

मां शरणमेहीत्यस्योत्तरम्—**मुखमिति।**

**मुखं तदपिधायाज्ञ कंकगृध्रवटैर्वृतः।**
**शयिष्यसे हतस्तत्र भविता शरणं शुनाम्॥ ९**

वटाः कङ्कादिवत्पक्षिविशेषाः। तत्र तदा शुनां शरणमाश्रयो भवितासि॥ ९॥

**इति दूतस्तदाक्षेपं स्वामिने सर्वमाहरत्।**
**कृष्णोऽपि रथमास्थाय काशीमुपजगाम ह॥ १०**
**पौण्ड्रकोऽपि तदुद्योगमुपलभ्य महारथः।**
**अक्षौहिणीभ्यां संयुक्तो निश्चक्राम पुराद् द्रुतम्॥ ११**

काशीमिति पौण्ड्रकस्यापि तदा मित्रपुरेऽवस्थानात्॥ १०॥ ११॥

**तस्य काशिपतिर्मित्रं पार्ष्णिग्राहोऽन्वयान्नृप।**
**अक्षौहिणीभिस्तिसृभिरपश्यत् पौण्ड्रकं हरिः॥ १२**

पार्ष्णिग्राहः पृष्ठतो रक्षकः॥ १२॥

**शंखार्यसिगदाशार्ङ्गश्रीवत्साद्युपलक्षितम्।**
**बिभ्राणं कौस्तुभमणिं वनमालाविभूषितम्॥ १३**
॥ १३॥

**कौशेयवाससी पीते वसानं गरुडध्वजम्।**
**अमूल्यमौल्याभरणं स्फुरन्मकरकुण्डलम्॥ १४**

**दृष्ट्वा तमात्मनस्तुल्यवेषं कृत्रिममास्थितम्।**
**यथा नटं रंगगतं विजहास भृशं हरिः॥ १५**

'મારે શરણે આવ.' (શ્લોક-૬, એમ પૌંડ્રકે દૂત સાથે કહેવડાવ્યું હતું.) તેનો ભગવાન ઉત્તર આપે છે – **'मुखम् इति।'**

હે મૂર્ખ, કાગડા-ગીધ-સમડીથી વીંટળાયેલો (જે મોઢે બડાશ હાંકે છે,) તે મોઢું ઢાંકીને (રણમાં) હણાયેલો તું (ભૂમિ પર) શયન કરીશ, ત્યારે તું કૂતરાંને શરણે જઈશ. ॥ ૯ ॥

**'वटाः'** કાગડા વગેરે જેવાં વિશિષ્ટ પક્ષીઓ (સમડીઓ) – **'तत्र'** ત્યારે કૂતરાંને **'शरणम्'** શરણે જઈશ. ॥ ૯ ॥

આમ, શ્રીકૃષ્ણે કરેલો આક્ષેપ તથા બીજું બધું પણ દૂતે પોતાના સ્વામીને કહ્યું. શ્રીકૃષ્ણ પણ રથમાં બેસીને કાશી તરફ ગયા. ॥ ૧૦ ॥ તે શ્રીકૃષ્ણની (યુદ્ધની) તૈયારી જાણીને મહારથી પૌંડ્રક પણ બે અક્ષૌહિણી સેના સાથે સજ્જ થઈને નગરમાંથી તરત બહાર આવ્યો. ॥ ૧૧ ॥

**'काशीम् इति।'** પૌંડ્રક પણ ત્યારે (કાશીમાં) મિત્રના નગરમાં રહ્યો હોવાથી (ભગવાન કાશી ગયા). ॥ ૧૦ ॥ ૧૧ ॥

હે રાજા, તે(પૌંડ્રક)નો મિત્ર કાશિનરેશ, પાછળથી રક્ષણ કરનારો તે (સહાયભૂત થઈને) ત્રણ અક્ષૌહિણી સેનાઓ સહિત તેને અનુસર્યો. (ત્યારે) શ્રીહરિએ પૌંડ્રકને જોયો. ॥ ૧૨ ॥

**'पार्ष्णिग्राहः'** પાછળથી રક્ષણ કરનારો કાશિનરેશ ॥ ૧૨ ॥

શંખ, ચક્ર, તલવાર, ગદા, (બનાવટી) શાર્ઙ્ગ ધનુષ્ય, શ્રીવત્સ વગેરે ચિહ્નોથી જણાતા, કૌસ્તુભમણિ ધારણ કરેલા, વનમાળાથી શોભતા, બે રેશમી પીળાં વસ્ત્રો પહેરેલા, ધજામાં બનાવટી ગરુડ(ના ચિહ્ન)વાળા, અમૂલ્ય મુકુટ તથા અલંકાર ધારણ કરેલા, ઝળકતાં મકરાકૃતિ કુંડળવાળા, પોતાના જેવો બનાવટી વેશ ધારણ કરેલા, રંગભૂમિ પર આવેલા નટ જેવા પૌંડ્રકને જોઈને શ્રીહરિ ખૂબ જ હસવા લાગ્યા. ॥ ૧૩ ॥ ૧૪ ॥ ૧૫ ॥ ૧૩ ॥

गरुडः कृत्रिमो ध्वजे यस्य तम्। अमूल्योऽनर्घ्यो मौलिराभरणं च यस्य तम्॥ १४॥ १५॥

જેના ધ્વજમાં બનાવટી ગરુડ છે તેને (જોયો). **'अमूल्यः'** મહામૂલ્યવાન મુકુટ તથા અલંકાર છે જેના તેને (જોયો.) ॥ ૧૪ ॥ ૧૫ ॥

**शूलैर्गदाभिः परिघैः शक्त्यृष्टिप्रासतोमरैः।**
**असिभिः पट्टिशैर्बाणैः प्राहरन्नरयो हरिम्॥ १६**
**॥ १६॥**

ત્રિશૂળો, ગદાઓ, ભોગળો, શક્તિઓ, બેધારી તલવારો, ભાલા, બરછીઓ, મોટી તલવારો, ફરસીઓ અને બાણોથી શત્રુઓએ શ્રીહરિની ઉપર પ્રહાર કર્યા. ॥ ૧૬ ॥ ૧૬ ॥

**कृष्णस्तु तत्पौण्ड्रककाशिराजयो-**
**र्बलं गजस्यन्दनवाजिपत्तिमत्।**
**गदासिचक्रेषुभिरार्दयद् भृशं**
**यथा युगान्ते हुतभुक् पृथक् प्रजाः॥ १७**

પરંતુ શ્રીકૃષ્ણે પૌંડ્રક અને કાશિનરેશનાં ગજદળ, રથો, અશ્વદળ અને પાયદળવાળા સૈન્યનો ગદા, તલવાર, ચક્ર અને બાણોથી, યુગાન્તે જેમ પ્રલયાગ્નિ (ચાર પ્રકારની) જુદી જુદી પ્રજાઓનો નાશ કરે તેમ અતિશય સંહાર કર્યો. ॥ ૧૭ ॥

गजस्यन्दनादिचतुरङ्गबलमर्दितवान्। पृथक्-प्रजाश्चतुर्विधं भूतग्रामं यथा युगान्ताग्निरिति ॥ १७॥

હાથી, રથ વગેરે ચતુરંગિણી સેનાને નષ્ટ કરી નાખી. **'पृथक्प्रजाः'** (ઉદ્‌ભિજ્જ, સ્વેદજ, અંડજ, જરાયુજ – એમ) ચાર પ્રકારનાં પ્રાણીઓના સમૂહનો જેમ યુગના અંતે પ્રલયાગ્નિ નાશ કરે તેમ ॥૧૭॥

**आयोधनं तद्रथवाजिकुंजर-**
**द्विपत्खरोष्ट्रैररिणावखण्डितैः ।**
**बभौ चितं मोदवहं मनस्विना-**
**माक्रीडनं भूतपतेरिवोल्बणम्॥ १८**

સુદર્શન ચક્રથી કપાયેલાં રથ, ઘોડા, હાથી, મનુષ્યો, ખચ્ચરો અને ઊંટોથી છવાયેલું અને શૂરવીરોને આનંદ આપતું તે રણક્ષેત્ર ભગવાન ભૂતનાથના ક્રીડાંગણ જેવું ભયંકર દેખાતું હતું. ॥ ૧૮ ॥

आयोधनं रणस्थानम्। अरिणा चक्रेण। चितमाकीर्णम्। आक्रीडनमिव कल्पान्तरुद्रस्य क्रीडास्थानमिव॥ १८॥

**'आयोधनम्'** રણક્ષેત્ર – **'अरिणा'** સુદર્શન ચક્રથી – **'चितम्'** છવાયેલું – **'आक्रीडनम् इव'** કલ્પના અંતે ભગવાન ભૂતનાથના ક્રીડાંગણ જેવું ॥ ૧૮ ॥

**अथाह पौण्ड्रकं शौरिर्भो भोः पौण्ड्रक यद् भवान्।**
**दूतवाक्येन मामाह तान्यस्त्राण्युत्सृजामि ते॥**
**॥ १९॥ १९॥**

હવે શૌરિએ (શ્રીકૃષ્ણે) પૌંડ્રકને કહ્યું: 'અરે હે પૌંડ્રક, દૂતના વચન દ્વારા આપશ્રીએ મને જે (અસ્ત્રો છોડવાનું) કહ્યું હતું, તે અસ્ત્રો હું તારા પર છોડું છું. ॥ ૧૯ ॥ ૧૯ ॥

**त्याजयिष्येऽभिधानं मे यत्त्वयाज्ञ मृषा धृतम्।**
**व्रजामि शरणं तेऽद्य यदि नेच्छामि संयुगम्॥ २०**
**॥ २०॥**

અરે મૂર્ખ, તારા દ્વારા ખોટું ધારણ કરાયેલું મારું નામ હું આજે છોડાવીશ. જો (તારાથી ભય પામીને તારી સાથે) યુદ્ધ નહીં ઈચ્છું, તો તારે શરણે આવીશ. ॥ ૨૦ ॥ ૨૦ ॥

**इति क्षिप्त्वा शितैर्बाणैर्विरथीकृत्य पौण्ड्रकम्।**
**शिरोऽवृश्चद् रथांगेन वज्रेणेन्द्रो यथा गिरेः॥ २१**

गिरेः शृङ्गं यथेति॥ २१॥

**तथा काशिपतेः कायाच्छिर उत्कृत्य पत्रिभिः।**
**न्यपातयत् काशिपुर्यां पद्मकोशमिवानिलः॥ २२**

**एवं मत्सरिणं हत्वा पौण्ड्रकं ससखं हरिः।**
**द्वारकामाविशत् सिद्धैर्गीयमानकथामृतः॥ २३**

**स नित्यं भगवद्ध्यानप्रध्वस्ताखिलबन्धनः।**
**बिभ्राणश्च हरे राजन् स्वरूपं तन्मयोऽभवत्॥ २४**

॥ २२॥ २३॥ २४॥

**शिरः पतितमालोक्य राजद्वारे सकुण्डलम्।**
**किमिदं कस्य वा वक्त्रमिति संशयिरे जनाः॥ २५**

प्रथमं किमिदमिति पश्चाद्वक्त्रमिति विभाव्य कस्य चेति संशयिरे संशयं कृतवन्त इति॥ २५॥

**राज्ञः काशिपतेर्ज्ञात्वा महिष्यः पुत्रबान्धवाः।**
**पौराश्च ह्म हता राजन् नाथ नाथेति प्रारुदन्॥ २६**

॥ २६॥

**सुदक्षिणस्तस्य सुतः कृत्वा संस्थाविधिं पितुः।**
**निहत्य पितृहन्तारं यास्याम्यपचितिं पितुः॥ २७**
**इत्यात्मनाभिसन्धाय सोपाध्यायो महेश्वरम्।**
**सुदक्षिणोऽर्चयामास परमेण समाधिना॥ २८**

संस्थाविधिमुत्तरक्रियाम्। अपचितिं निष्कृतिम्॥ २७॥ आत्मनाभिसंधाय बुद्ध्या व्यवस्य। सुदक्षिणोऽत्युदारः॥ २८॥

આમ, પૌંડ્રકનો તિરસ્કાર કરીને અને તીક્ષ્ણ બાણોથી તેને રથવિહોણો કરીને, ઈન્દ્ર જેમ વજ્રથી પર્વતનું શિખર કાપે તેમ ભગવાને સુદર્શન ચક્રથી તેનું મસ્તક કાપી નાખ્યું. ॥ ૨૧ ॥

જેમ પર્વતના શિખરને કાપે તેમ ॥ ૨૧ ॥

તેવી જ રીતે બાણો વડે કાશિનરેશના શરીર ઉપરથી મસ્તક કાપીને, કમળની કળીને જેમ પવન પાડે તેમ કાશી નગરમાં પાડ્યું. ॥ ૨૨ ॥ આમ, દ્વેષ કરનાર પૌંડ્રકને મિત્ર સહિત હણીને, સિદ્ધો દ્વારા કથામૃતનું ગાન કરાતાં ભગવાન શ્રીહરિ દ્વારકામાં પ્રવેશ્યા. ॥ ૨૩ ॥ નિત્ય ભગવાનના ધ્યાનથી નાશ પામેલાં (કર્મવાસનારૂપ અવિદ્યાદિ) અખિલ બંધનવાળો તે પૌંડ્રક, હે રાજા (પરીક્ષિત), શ્રીહરિનું સ્વરૂપ ધારણ કરનાર થઈ તે શ્રીકૃષ્ણભાવમય થઈ ગયો. ॥ ૨૪ ॥ ૨૨ ॥ ૨૩ ॥ ૨૪ ॥

રાજમહેલના દ્વાર આગળ કુંડળ સહિત પડેલા મસ્તકને જોઈને 'આ શું? આ કોનું મસ્તક છે?' એમ લોકો સંશય કરવા લાગ્યા. ॥ ૨૫ ॥

પહેલાં તો 'આ શું છે?' પછી મસ્તક છે એમ જાણીને 'કોનું છે?' એમ **'संशयिरे'** સંશય કરવા લાગ્યા. ॥ ૨૫ ॥

મહારાજ કાશિનરેશનું (મસ્તક) છે, એમ જાણીને તેમની રાણીઓ, પુત્રો, સ્વજનો અને નગરજનો 'અમે મરી ગયા, હાય રે, હે રાજા, હે નાથ, હે નાથ!' એમ વિલાપ કરવા લાગ્યાં. ॥ ૨૬ ॥ ૨૬ ॥

તેના પુત્રનું નામ સુદક્ષિણ હતું. પિતાની ઉત્તરક્રિયા કરીને, 'પિતાના હત્યારાને મારીને હું બદલો લઈશ.' એમ મનથી નિશ્ચય કરીને સુદક્ષિણે પુરોહિત સાથે અતિ એકાગ્રચિત્તે શ્રીમહેશ્વરની આરાધના કરવા માંડી. ॥ ૨૭ ॥ ૨૮ ॥

**'संस्थाविधिम्'** ઉત્તરક્રિયા – **'अपचितिम्'** બદલો ॥ ૨૭ ॥ **'आत्मना-अभिसंधाय'** મનથી નિશ્ચય કરીને – **'सुदक्षिणः'** (સારી દક્ષિણા આપનાર હોવાથી) અતિ ઉદાર ॥ ૨૮ ॥

**प्रीतोऽविमुक्ते भगवांस्तस्मै वरमदाद् भवः।**
**पितृहन्तृवधोपायं स वव्रे वरमीप्सितम्॥ २९**

(કાશીમાં આવેલા) અવિમુક્ત ક્ષેત્રમાં (બિરાજતા) ભગવાન શંકરે પ્રસન્ન થઈને તેને વરદાન આપ્યું. 'પિતાના હત્યારાના વધનો ઉપાય' – એમ પ્રાપ્ત કરવા ઇચ્છેલું વરદાન તેણે ઇચ્છ્યું. ॥ ૨૯ ॥

वरमदात्। वृणीष्वेत्युक्तवानित्यर्थः॥ २९॥

વરદાન આપ્યું. 'વરદાન માગ.' એમ કહ્યું, એમ અર્થ છે. ॥ ૨૯ ॥

**दक्षिणाग्निं परिचर ब्राह्मणैः सममृत्विजम्।**
**अभिचारविधानेन स चाग्निः प्रमथैर्वृतः॥ ३०**
**साधयिष्यति संकल्पमब्रह्मण्ये प्रयोजितः।**
**इत्यादिष्टस्तथा चक्रे कृष्णायाभिचरन् व्रती॥ ३१**

(ભગવાન શંકરે તેને કહ્યું:) (વેદજ્ઞ) વિપ્રોની સાથે રહીને અભિચાર કર્મની વિધિપૂર્વક ઋત્વિજની જેમ પોતાનું કાર્ય કરનાર દક્ષિણાગ્નિની તું આરાધના કર. પ્રમથગણોથી વીંટળાયેલો તે અગ્નિ તારા સંકલ્પને સાધી આપશે. બ્રાહ્મણો પર વેર રાખનાર ઉપર (મારણપ્રયોગ કરનારને સફળતા મળશે નહીં તો વિપરીત થશે). એમ આદેશ પામેલા, મારણપ્રયોગ કરતા સુદક્ષિણે વ્રતધારી થઈ શ્રીકૃષ્ણ માટે તે પ્રમાણે અભિચાર પ્રયોગ કર્યો. ॥ ૩૦ ॥ ૩૧ ॥

ऋत्विजमृत्विजमिव स्वनियोगकारिणम्। 'यज्ञस्य देवमृत्विजम्' इति श्रुतेः॥ ३०॥ अब्रह्मण्ये प्रयोजित इति कृष्णे प्रयोजिते विपरीतो भविष्यतीति सूचितम्। अभिचरन्नभिचारं कुर्वन्। व्रती गृहीतनियमः॥ ३१॥

**'ऋत्विजम्'** ઋત્વિજની જેમ પોતાનું કાર્ય કરનારને 'યજ્ઞના દેવ ઋત્વિજ છે.' (ઋ. ૧/૧/૧) એમ શ્રુતિ છે. ॥ ૩૦ ॥ **'अब्रह्मण्ये प्रयोजितः इति।'** શ્રીકૃષ્ણ ઉપર પ્રયોગ કરવામાં આવશે તો વિપરીત થશે, એમ સૂચિત થયું છે. **'अभिचरन्'** મારણપ્રયોગ કરતા – **'व्रती'** વ્રતધારી થઈ ॥ ૩૧ ॥

**ततोऽग्निरुत्थितः कुण्डान्मूर्तिमानतिभीषणः।**
**तप्तताम्रशिखाश्मश्रुरंगारोद्गारिलोचनः॥**
**दंष्ट्रोग्रभ्रुकुटीदण्डकठोरास्यः स्वजिह्वया।**
**आलिहन् सृक्किणी नग्नो विधुन्वंस्त्रिशिखं ज्वलत्॥**
**पद्भ्यां तालप्रमाणाभ्यां कम्पयन्नवनीतलम्।**
**सोऽभ्यधावद् वृतो भूतैर्द्वारकां प्रदहन् दिशः॥**
**॥ ३२॥ ३३॥ ३४॥**

ત્યારે યજ્ઞકુંડમાંથી અતિશય ભયાનક મૂર્તિમાન અગ્નિ પ્રકટ થયો. તપેલા તાંબા જેવી શિખા અને મૂછોવાળો, અંગારા ઝરતી આંખોવાળો, ભયંકર દાઢો અને લાકડી જેવી ભમ્મરોથી કઠોર મુખવાળો, પોતાની જીભથી ગલોફાં ચાટતો, નગ્ન, ત્રણ અણીવાળું પ્રજ્વલિત ત્રિશૂળ ઘુમાવતો, તાડના વૃક્ષ જેટલા માપવાળા પગ વડે ધરણીને ધ્રુજાવતો, ભૂતોથી વીંટળાયેલો તે દિશાઓને બાળતો દ્વારકા તરફ દોડ્યો. ॥ ૩૨ ॥ ૩૩ ॥ ૩૪ ॥

तप्तं ताम्रमिव शिखा श्मश्रूणि च यस्य सः। अङ्गारोद्गारीणि लोचनानि यस्य सः॥ ३२॥ दंष्ट्राभिश्चोग्रैर्भृकुटीदण्डैश्च कठोरं क्रूरमास्यं यस्य सः। त्रिशिखं त्रिशूलम्॥ ३३॥ दिशः प्रदहन्॥ ३४॥

तપેલા તાંબા જેવી શિખા અને મૂછો છે જેની તે – અંગારા ઝરતી આંખો છે જેની તે ॥ ૩૨ ॥ દાઢોથી ભયંકર અને ભમ્મરની લાકડીઓથી **'कठोरम्'** ક્રૂર છે મુખ જેનું તે – **'त्रिशिखम्'** ત્રણ અણીઓવાળા ત્રિશૂળને ॥ ૩૩ ॥ દિશાઓને બાળતો ॥ ૩૪ ॥

**तमाभिचारदहनमायान्तं द्वारकौकसः।**
**विलोक्य तत्रसुः सर्वे वनदाहे मृगा यथा॥ ३५ ॥ ३५ ॥**

અભિચારથી ઉત્પન્ન થયેલા તે અગ્નિને આવતો જોઈને, વનમાં આગ લાગે ત્યારે પ્રાણીઓ ત્રાસ પામે તેમ દ્વારકાવાસીઓ ત્રાસ પામ્યા. ॥૩૫॥ ૩૫॥

**अक्षैः सभायां क्रीडन्तं भगवन्तं भयातुराः।**
**त्राहि त्राहि त्रिलोकेश वह्नेः प्रदहतः पुरम्॥ ३६**

ભયથી વ્યગ્ર થયેલા લોકો સભામાં પાસાથી રમતા ભગવાનને (કહેવા લાગ્યાઃ) 'હે ત્રિલોકના નાથ! દ્વારકાપુરીને બાળતા અગ્નિથી અમને બચાવો, બચાવો.' ॥ ૩૬ ॥

त्राहि त्राहीत्याहुरिति शेषः॥ ३६॥

'બચાવો, બચાવો.' એમ કહેવા લાગ્યા, એટલું શેષ છે. ॥ ૩૬ ॥

**श्रुत्वा तज्जनवैक्लव्यं दृष्ट्वा स्वानां च साध्वसम्।**
**शरण्यः सम्प्रहस्याह मा भैष्टेत्यवितास्म्यहम्॥ ॥ ३७॥**

**सर्वस्यान्तर्बहिःसाक्षी कृत्यां माहेश्वरीं विभुः।**
**विज्ञाय तद्विघातार्थं पार्श्वस्थं चक्रमादिशत्॥ ३८**

તે લોકોની વ્યાકુળતા(ભરી વાણી) સાંભળીને અને સ્વજનોની ભયભીત (દશા) જોઈને શરણાગતનું રક્ષણ કરનાર ભગવાને સ્મિતપૂર્વક કહ્યું : 'ભય ન પામો. હું (તમારું) રક્ષણ કરીશ.' ॥ ૩૭ ॥ સર્વની અંદર અને બહારના સાક્ષી એવા વ્યાપકે (વિભુએ) તેને માહેશ્વરી કૃત્યા જાણીને તેના વિનાશ માટે પાસે રહેલા સુદર્શન ચક્રને આજ્ઞા કરી. ॥ ૩૮ ॥

अहमवितास्मि रक्षिष्यामीति॥ ३७॥ ३८॥

**'अहम्-अवितास्मि'** હું રક્ષણ કરીશ. ॥૩૭॥૩૮॥

**तत् सूर्यकोटिप्रतिमं सुदर्शनं**
**जाज्वल्यमानं प्रलयानलप्रभम्।**
**स्वतेजसा खं ककुभोऽथ रोदसी**
**चक्रं मुकुन्दास्त्रमथाग्निमार्दयत्॥ ३९**

કોટિ કોટિ સૂર્ય સમાન જાજ્વલ્યમાન, પ્રલયકાળના અગ્નિ જેવી પ્રભાવાળું શ્રીમુકુંદનું અસ્ત્ર સુદર્શન ચક્ર પોતાના તેજથી સ્વર્ગ અને પૃથ્વીને તથા આકાશ અને દિશાઓને પ્રકાશિત કરતું તે (કૃત્યાના) અગ્નિને પીડવા લાગ્યું. ॥ ૩૯ ॥

रोदसी च प्रकाशयदिति शेषः। यद्वा स्वतेजसा खादीन् प्रति जाज्वल्यमानमत्यर्थं प्रकाशमानमित्यर्थः। आर्दयदपीडयत्॥ ३९॥

સ્વર્ગ અને પૃથ્વીને પ્રકાશિત કરતું, એટલું શેષ છે. અથવા પોતાના તેજથી આકાશ વગેરેને **'जाज्वल्यमानम्'** અતિશય પ્રકાશમાન કરતું, એમ અર્થ છે. **'आर्दयत्'** પીડવા લાગ્યું. ॥ ૩૯ ॥

अर्दितोऽग्निर्यत्कृतवांस्तदाह—**कृत्यानल इति।**

પીડતા અગ્નિએ જે કર્યું તે વર્ણવે છે – **'कृत्या-अनलः इति।'**

**कृत्यानलः प्रतिहतः स रथांगपाणे-**
**रस्त्रौजसा नृप स भग्नमुखो निवृत्तः।**
**वाराणसीं परिसमेत्य सुदक्षिणं तं**
**सर्त्विग्जनं समदहत् स्वकृतोऽभिचारः॥ ४०**

(છંદ - વસંતતિલકા)

सहर्त्विग्भिर्जनैश्च वर्तमानम्। अभिचर्यते मार्यतेऽनेनेत्यभिचारः कृत्यानलः॥ ४०॥

હે રાજા, ચક્રધારી ભગવાન શ્રીકૃષ્ણના અસ્ત્ર સુદર્શન ચક્રના તેજથી પરાભવ પામેલા, ભાંગેલા મુખવાળા (સુદક્ષિણે) પોતે કરેલા અભિચારકર્મરૂપ તે કૃત્યાનલે (અગ્નિએ) ત્યાંથી પાછા ફરીને કાશીમાં જઈ, ઋત્વિજો અને ત્યાં રહેલા મનુષ્યો સહિત તે સુદક્ષિણને બાળી નાખ્યો. ॥ ૪૦ ॥

ઋત્વિજો અને ત્યાં રહેલા બીજા મનુષ્યો સહિત (સર્વ)ને – '**अभिचर्यते**' આ જેના દ્વારા મારવામાં આવે છે તે અભિચારરૂપ કૃત્યાઅગ્નિ ॥ ૪૦ ॥

**चक्रं च विष्णोस्तदनुप्रविष्टं**
**वाराणसीं साट्टसभालयापणाम्।**
**सगोपुराट्टालककोष्ठसंकुलां**
**सकोशहस्त्यश्वरथान्नशालाम्॥ ४१**

अट्टादिसहिताम्। अट्टा मञ्चाः॥ ४१॥

તે કૃત્યાનલની પાછળ કાશીમાં પ્રવેશેલા શ્રીવિષ્ણુના સુદર્શન ચક્રે પણ અટારી-સભાગૃહો-ભવનો-દુકાનો સહિત, દ્વારો-બુરજો-ભરેલા કોઠારો સહિત, ખજાના-હાથીશાળા-અશ્વશાળા- રથશાળા-અન્નશાળા સહિત (સંપૂર્ણ કાશીનગરીને બાળી નાખી). ॥ ૪૧ ॥

અટારી વગેરે સહિત કાશી નગરીને – '**अट्टाः**' મંચ (જેવી ઊંચી બેઠકો) ॥ ૪૧ ॥

**दग्ध्वा वाराणसीं सर्वां विष्णोश्चक्रं सुदर्शनम्।**
**भूयः पार्श्वमुपातिष्ठत् कृष्णस्याक्लिष्टकर्मणः॥**
**॥ ४२॥** ४२॥

આખી કાશીને બાળીને શ્રીવિષ્ણુનું સુદર્શન ચક્ર પાછું ઉદાર કર્મ કરનાર શ્રીકૃષ્ણની પાસે આવી ગયું. ॥ ૪૨ ॥ ૪૨ ॥

**य एनं श्रावयेन्मर्त्य उत्तमश्लोकविक्रमम्।**
**समाहितो वा शृणुयात् सर्वपापैः प्रमुच्यते॥ ४३**
॥ ४३॥

ઉત્તમ કીર્તિવાળા ભગવાનના આ (અદ્ભુત) પરાક્રમને જે મનુષ્ય બીજાને સંભળાવે કે પોતે એકાગ્ર થઈને સાંભળે, તે સર્વ પાપથી છૂટી જાય છે. ॥ ૪૩ ॥ ૪૩ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे उत्तरार्धे पौण्ड्रकादिवधो नाम षट्षष्टितमोऽध्यायः॥ ६६॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे उत्तरार्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां षट्षष्टितमोऽध्यायः॥ ६६॥

*****

# अथ सप्तषष्टितमोऽध्यायः

## દ્વિવિદનો ઉદ્ધાર

सप्तषष्टितमे रामो गिरौ रैवतके मदात्।
स्वैरं युवतिभिः क्रीडन्नवधीद्द्विविदं खलम्॥ १॥

રૈવતક (ગિરિનાર) પર્વત ઉપર સ્ત્રીઓ સાથે મદથી ક્રીડા કરતા બલરામજીએ દુષ્ટ દ્વિવિદનો વધ કર્યો, (તે કથા) સડસઠમા અધ્યાયમાં છે. ॥ ૧ ॥

कालिन्दीविदारणानन्तरं रामचरितं द्विविदवधादिसङ्गतमप्यनुक्त्वा तत्पूर्वभावित्वेन पौण्ड्रकवधादि निरूप्येदानीं तदेव प्रस्तौति— **भूयोऽहमि**त्यादिना।

श्रीयमुनाजीना कर्षण पछी द्विविदनो वध वगेरे बलरामजीनी कथा एक साथे सुसंगत होवा छतां ते प्रमाणे न कहीने, पौंड्रकनो वध वगेरे द्विविदना वधनी पूर्वे थया होवाथी तेनुं निरूपण करीने हवे ते बलरामजीनी कथा ज प्रस्तुत करे छे – **'भूयः अहम्'** वगेरे द्वारा

राजोवाच

**भूयोऽहं श्रोतुमिच्छामि रामस्याद्भुतकर्मणः।**
**अनन्तस्याप्रमेयस्य यदन्यत् कृतवान् प्रभुः॥ १**

**राजा (परीक्षित) बोल्या** – आश्चर्यजनक कर्म करनारा, अनंत रूपवाळा अने अपार महिमावाळा बलरामजीनुं चरित्र हुं हजी पण सांभळवा ईच्छुं छुं. प्रभु बलरामजीए (यमुनाकर्षण उपरांत) बीजी पण जे लीला करी. (ते पण सांभळवा ईच्छुं छुं.) ॥ १ ॥

रामचरितश्रवणेच्छायामद्भुतकर्मत्वं हेतुस्तत्र चानन्तत्वं तत्राप्यप्रमेयत्वमिति॥ १॥

बलरामजीनुं चरित्र श्रवण करवानी ईच्छा थवामां तेमनुं आश्चर्यजनक कर्म कारणरूप छे अने तेमां तेमनुं आनन्त्य, तेमां पण अपार माहात्म्य होवाथी (राजा बीजी लीलाओ श्रवण करवा ईच्छे छे.) ॥ १ ॥

श्रीशुक उवाच

**नरकस्य सखा कश्चिद् द्विविदो नाम वानरः।**
**सुग्रीवसचिवः सोऽथ भ्राता मैन्दस्य वीर्यवान्॥ २**

**श्रीशुकदेवजी बोल्या** – द्विविद नामनो कोई एक पराक्रमी वानर नरकासुरनो मित्र हतो. ते सुग्रीवनो प्रधान अने वळी, मैन्दनो भाई हतो. ॥ २ ॥

नरकस्य सखेति हरिणा वैरे कारणम्। सुग्रीवसचिव इति तस्य मन्त्रबलम्। मैन्दस्य भ्रातेति रामायणेऽतिप्रसिद्धत्वेन वीर्याधिक्यमुक्त-मिति॥ २॥

नरकासुरनो मित्र हतो, ए श्रीहरि साथे वेर होवा माटेनुं कारण छे. सुग्रीवनो प्रधान हतो, ए तेनुं बुद्धिबळ (सूचवे) छे. मैन्दनो भाई हतो ए रामायणमां अति प्रसिद्ध होवाथी तेनुं अतिशय बळ कहेवामां आव्युं छे. ॥ २ ॥

**सख्युः सोऽपचितिं कुर्वन् वानरो राष्ट्रविप्लवम्।**
**पुरग्रामाकरान् घोषानदहद् वह्निमुत्सृजन्॥ ३**

(श्रीकृष्णे जेने मार्यो हतो ते) मित्र नरकासुरना वेरनो बदलो वाळतो ते वानर राष्ट्रनो जेम विनाश थाय तेम आग फेलावीने नगरो, गामो, खाणो तथा नेसडा बाळतो हतो. ॥ ३ ॥

सख्युर्नरकस्यापचितिमानृण्यम्। राष्ट्रस्य विप्लवो नाशो यथा भवति तथा पुरादीनदहदिति॥ ३॥

मित्र नरकासुरना **'अपचितिम्'** वेरनो बदलो – राष्ट्रनो नाश जेम थाय तेम नगर वगेरे बाळतो हतो. ॥ ३ ॥

किंच **क्वचिदिति**।

**क्वचित् स शैलानुत्पाट्य तैर्देशान् समचूर्णयत्।**
**आनर्तान् सुतरामेव यत्रास्ते मित्रहा हरिः॥ ४**

वळी, '**क्वचित् इति।**'

ક્યારેક તે પર્વતો ઉખાડીને તેમનાથી (આસપાસના) પ્રદેશોનો ચૂરો કરી નાખતો. જ્યાં પોતાના મિત્રને હણનાર શ્રીહરિ રહેતા હતા, તે આનર્ત દેશમાં (જ્યાં દ્વારકા છે તે પ્રદેશમાં) તો ખાસ (વિનાશ વેરતો.) ॥ ૪ ॥

कदाचित्स द्विविदः। मित्रहा सखिहन्ता ॥ ४॥

ક્યારેક '**सः**' તે દ્વિવિદ – '**मित्रहा**' મિત્રને હણનાર શ્રીહરિ ॥ ૪ ॥

**क्वचित् समुद्रमध्यस्थो दोर्भ्यामुत्क्षिप्य तज्जलम्।**
**देशान् नागायुतप्राणो वेलाकूलानमज्जयत्॥ ५**

કોઈ એક વાર દસ હજાર હાથીના બળવાળા તેણે સમુદ્રની વચ્ચે ઊભા રહી બંને હાથથી તેના જળને ઉછાળીને કિનારા પરના પ્રદેશોને જળબંબાકાર કરી દીધા હતા. ॥ ૫ ॥

तस्य समुद्रस्य जलं बाहुभ्यामुत्क्षिप्य वेलायाः कूले वर्तमानान् देशान् प्लावयामासेति॥ ५॥

તે સમુદ્રના જળને બંને હાથથી ઉછાળીને કિનારે રહેલા પ્રદેશોને ડુબાડી દીધા હતા. ॥ ૫ ॥

**आश्रमानृषिमुख्यानां कृत्वा भग्नवनस्पतीन्।**
**अदूषयच्छकृन्मूत्रैरग्नीन् वैतानिकान् खलः॥ ६**

તે દુષ્ટ મોટા મોટા ઋષિ-મુનિઓના આશ્રમોને ભાંગેલાં વૃક્ષોવાળા કરીને મળ-મૂત્રથી યજ્ઞના અગ્નિઓને દૂષિત કરતો. ॥ ૬ ॥

आश्रमस्थान्वनस्पतीन् भङ्क्त्वा आहवनीयाद्यग्निषु मूत्रादि कृतवान्॥ ६॥

આશ્રમમાં રહેલાં વૃક્ષોને ભાંગીને આહવનીય વગેરે અગ્નિઓમાં મૂત્રાદિ કરતો હતો. ॥ ૬ ॥

**पुरुषान् योषितो दृप्तः क्ष्माभृद्द्रोणीगुहासु सः।**
**निक्षिप्य चाप्यधाच्छैलैः पेशस्कारीव कीटकम्॥ ॥ ७॥**

તે ઘમંડી વાંદરો સ્ત્રી-પુરુષોને પર્વતની ખીણમાં અને ગુફાઓમાં નાખીને, ભમરો કીડાને (દરમાં) પૂરે તેમ મોટી શિલાઓથી ઢાંકી દેતો. ॥ ૭ ॥

अप्यधात्पिदधे। पेशस्कारी भ्रमरः॥ ७॥

'**अप्यधात्**' ઢાંકી દેતો – '**पेशस्कारी**' ભમરો ॥૭॥

**एवं देशान् विप्रकुर्वन् दूषयंश्च कुलस्त्रियः।**
**श्रुत्वा सुललितं गीतं गिरिं रैवतकं ययौ॥ ८ ॥ ८॥**

**तत्रापश्यद् यदुपतिं रामं पुष्करमालिनम्।**
**सुदर्शनीयसर्वांगं ललनायूथमध्यगम्॥ ९ ॥ ९॥**

**गायन्तं वारुणीं पीत्वा मदविह्वललोचनम्।**
**विभ्राजमानं वपुषा प्रभिन्नमिव वारणम्॥ १०**

આમ, દેશ(ની પ્રજાઓ)ને ત્રાસ આપતો અને કુળવાન સ્ત્રીઓને ભ્રષ્ટ કરતો તે, સુમધુર ગીત સાંભળીને રૈવતક પર્વત પર ગયો. ॥ ૮ ॥ ત્યાં તેણે કમળની માળા પહેરેલા, દર્શન કરવા યોગ્ય સર્વ અંગોવાળા, વનિતાવૃંદની વચ્ચે રહેલા, વારુણી મદિરાનું પાન કરીને ગાન કરતા, મદિરાના મદથી વિહ્વળ નેત્રોવાળા, શ્રીઅંગથી મદમત્ત ગજરાજની જેમ શોભતા યાદવપતિ બલરામજીને જોયા. ॥ ૯ ॥ ૧૦ ॥ ॥ ૮ ॥ ૯ ॥

प्रभिन्नं मत्तम्॥ १०॥

'**प्रभिन्नम्**' મદમત્ત (બલરામજી)ને ॥ ૧૦ ॥

**दुष्टः शाखामृगः शाखामारूढः कम्पयन् द्रुमान्।**
**चक्रे किलकिलाशब्दमात्मानं सम्प्रदर्शयन्॥ ११ ॥ ११ ॥**

દુષ્ટ વાંદરો દ્વિવિદ વૃક્ષ પર ચઢી જઈને વૃક્ષોને ધ્રુજાવતો, પોતાના દેહને બતાવતો 'કિલકિલા' (વાનર-જાતિનો) અવાજ કરવા માંડ્યો. ॥ ૧૧ ॥ ૧૧ ॥

**तस्य धार्ष्ट्यं कपेर्वीक्ष्य तरुण्यो जातिचापलाः।**
**हास्यप्रिया विजहसुर्बलदेवपरिग्रहाः॥ १२**

તે વાંદરાની ઉદ્ધતાઈ જોઈને સ્વભાવથી ચંચળ અને હાસ્યપ્રિય એવી, બલરામજીની સાથે રહેલી તરુણીઓ હસવા લાગી. ॥ ૧૨ ॥

जात्या स्वभावेनैव चापलं यासां ताः॥ १२॥

**'जात्या'** સ્વભાવથી જ જેમની ચંચળતા છે તે સ્ત્રીઓ ॥ ૧૨ ॥

**ता हेलयामास कपिर्भ्रूक्षेपैः सम्मुखादिभिः।**
**दर्शयन् स्वगुदं तासां रामस्य च निरीक्षतः॥ १३**

**तं ग्राव्णा प्राहरत् क्रुद्धो बलः प्रहरतां वरः।**
**स वञ्चयित्वा ग्रावाणं मदिराकलशं कपिः॥ १४**

**गृहीत्वा हेलयामास धूर्तस्तं कोपयन् हसन्।**
**निर्भिद्य कलशं दुष्टो वासांस्यास्फालयद् बलम्॥ १५**

બલરામજીના દેખતાં જ તેમનો અનાદર કરીને, ભવાં મટકાવવાં, સામે (દાંતિયા કાઢતા) આવવું વગેરે (ચાળા) કરીને તે તરુણીઓને પોતાની ગુદા બતાવતો તેમનું અપમાન કરવા લાગ્યો. ॥ ૧૩ ॥ શસ્ત્રપ્રહાર કરવામાં શ્રેષ્ઠ બલરામજીએ ક્રોધિત થઈને તેની ઉપર પથ્થરથી પ્રહાર કર્યો. હસતા હસતા પથ્થર(નો ઘા) ચુકાવીને તે ધૂર્ત વાંદરાએ બલરામજીને કુપિત કરતા, મદિરાનો કળશ ઝૂંટવીને તેમનું અપમાન કર્યું. (અને પછી) કળશને ભાંગીને દુષ્ટ દ્વિવિદ સ્ત્રીઓનાં વસ્ત્રો ખેંચીને ફાડવા માંડ્યો. ॥ ૧૪ ॥ ૧૫ ॥

हेलयामासावजज्ञे। निरीक्षतो निरीक्षमाणस्य तमनादृत्येत्यर्थः॥ १३॥ १४॥ आस्फालयद्योषितां वासांस्याकृष्य पाटितवान्॥ १५॥

**'हेलयामास'** અપમાન કરવા લાગ્યો – **'निरीक्षतः'** બલરામજીના દેખતાં જ તેમનો અનાદર કરીને, એમ અર્થ છે. ॥ ૧૩ ॥ ૧૪ ॥ **'आस्फालयत्'** સ્ત્રીઓનાં વસ્ત્રો ખેંચીને ફાડવા લાગ્યો. ॥ ૧૫ ॥

**कदर्थीकृत्य बलवान् विप्रचक्रे मदोद्धतः।**
**तं तस्याविनयं दृष्ट्वा देशांश्च तदुपद्रुतान्॥ १६**

**क्रुद्धो मुसलमादत्त हलं चारिजिघांसया।**
**द्विविदोऽपि महावीर्यः शालमुद्यम्य पाणिना॥ १७**

**अभ्येत्य तरसा तेन बलं मूर्धन्यताडयत्।**
**तं तु संकर्षणो मूर्ध्नि पतन्तमचलो यथा॥ १८**

બલરામજીનો તિરસ્કાર કરીને મદથી ઉદ્ધત થયેલા તે બળવાન વાંદરાએ દુર્વ્યવહાર કર્યો. તેનો તે અવિનય જોઈને અને તેણે રંજાડેલા પ્રદેશો જોઈને ॥ ૧૬ ॥ ક્રોધે ભરાયેલા બલરામજીએ શત્રુને મારવાના હેતુથી હળ અને ગદા (મુસળ) લીધાં. મહાપરાક્રમી દ્વિવિદે પણ હાથથી શાલવૃક્ષ ઉગામીને ॥ ૧૭ ॥ વેગથી સામે ધસીને તેનાથી બલરામજીના મસ્તક પર પ્રહાર કર્યો, પણ મસ્તક પર પડતા તે વૃક્ષને બળવાન સંકર્ષણ પ્રભુએ પર્વતની જેમ ॥ ૧૮ ॥

**प्रतिजग्राह बलवान् सुनन्देनाहनच्च तम्।**
**मुसलाहतमस्तिष्को विरेजे रक्तधारया॥ १९**

**गिरिर्यथा गैरिकया प्रहारं नानुचिन्तयन्।**
**पुनरन्यं समुत्क्षिप्य कृत्वा निष्पत्रमोजसा॥ २०**

**तेनाहनत् सुसंक्रुद्धस्तं बलः शतधाच्छिनत्।**
**ततोऽन्येन रुषा जघ्ने तं चापि शतधाच्छिनत्॥ २१**

સામેથી ઝીલી લીધું અને તે (દ્વિવિદ)ને 'સુનંદ' નામના મુસળથી માર્યો. મુસળથી ભાંગેલા મસ્તકવાળો તે (તેમાંથી વહેતી) રક્તધારાથી, પર્વત જેમ ગેરુથી શોભે તેમ શોભવા લાગ્યો. પ્રહારને ન ગણકારતા તેણે ફરીથી બીજું વૃક્ષ ઉખાડી પાંદડા વિનાનું કરીને તેનાથી (બલરામજી ઉપર) બળપૂર્વક ઘા કર્યો. અત્યંત ક્રોધિત થયેલા બલરામજીએ તેને સેંકડો ટુકડાઓમાં કાપી નાખ્યું. પછી દ્વિવિદે બીજા વૃક્ષથી ક્રોધપૂર્વક પ્રહાર કર્યો. તેને પણ બલરામજીએ સેંકડો ટુકડાઓમાં કાપી નાખ્યું. ॥ ૧૯ ॥ ૨૦ ॥ ૨૧॥

विप्रचक्रे एवमपकृतवान्॥ १६॥ शालं वृक्षम्॥ १७॥ १८॥ सुनन्देन मुसलेनाहनत्। अहन्नित्यर्थः। तं वानरम्। मस्तिष्कं मस्तकावयवविशेषः॥ १९॥ गैरिकया लोहितधातुना। नानुचिन्तयन्नगणयन्॥ २०॥ २१॥

**'विप्रचक्रे'** આ પ્રમાણે દુર્વ્યવહાર કર્યો. ॥ ૧૬ ॥ શાલ વૃક્ષને ॥ ૧૭ ॥ ૧૮ ॥ 'સુનંદ' નામના મુસળ (ગદા)થી માર્યો. **अहन्** એમ અર્થ છે. **'तम्'** તે વાંદરાને – **'मस्तिष्कम्'** મસ્તકનો વિશિષ્ટ અવયવ ॥ ૧૯ ॥ **'गैरिकया'** ગેરુ નામની લાલ ધાતુથી – **'न-अनुचिन्तयन्'** ન ગણકારતા ॥ ૨૦ ॥ ૨૧ ॥

**एवं युध्यन् भगवता भग्ने भग्ने पुनः पुनः।**
**आकृष्य सर्वतो वृक्षान् निर्वृक्षमकरोद् वनम्॥ २२**

**ततोऽमुञ्चच्छिलावर्षं बलस्योपर्यमर्षितः।**
**तत् सर्वं चूर्णयामास लीलया मुसलायुधः॥ २३**
॥ २२॥ २३॥

આમ, વૃક્ષો વારંવાર ભાંગવાં લાગ્યાં ત્યારે સર્વ તરફથી વૃક્ષો ઉખાડીને ભગવાન સાથે યુદ્ધ કરતા દ્વિવિદે વનને વૃક્ષરહિત કરી નાખ્યું. ॥ ૨૨ ॥ પછી ક્રોધે ભરાયેલા દ્વિવિદે બલરામજીની ઉપર પથ્થરોનો વરસાદ વરસાવવા માંડ્યો, (પરંતુ) મુસળનું અસ્ત્ર ધારણ કરનાર બલરામજીએ તે સર્વનો ભૂકો કરી નાખ્યો. ॥ ૨૩ ॥ ૨૨ ॥ ૨૩ ॥

**स बाहू तालसंकाशौ मुष्टीकृत्य कपीश्वरः।**
**आसाद्य रोहिणीपुत्रं ताभ्यां वक्षस्यरूरुजत्॥ २४**

વાનરરાજ એવા તે દ્વિવિદે તાડ જેવા બંને બાહુઓની મુઠ્ઠી વાળીને રોહિણીનંદન બલરામજી પાસે જઈને તે મુઠ્ઠીઓથી તેમની છાતી ઉપર પ્રહાર કર્યો. ॥ ૨૪ ॥

अरूरुजत् ताडयामास॥ २४॥

**'अरूरुजत्'** પછાડ્યા ॥ ૨૪ ॥ (**रुज्** ધાતુનો **लुङ्** અદ્યતન ભૂ.કા.નો વિશિષ્ટ પ્રયોગ)

**यादवेन्द्रोऽपि तं दोर्भ्यां त्यक्त्वा मुसललांगले।**
**जत्रावभ्यर्दयत्क्रुद्धः सोऽपतद् रुधिरं वमन्॥ २५**

યાદવશિરોમણિ બલરામજીએ પણ મુસળ અને હળ નાખીને ક્રોધિત થઈને બંને હાથ(ની મુઠ્ઠીઓ)થી તેની હાંસડી પર ઘા કર્યો, (જેથી) રુધિર ઓકતો તે ઢળી પડ્યો. ॥ ૨૫ ॥

यादवेन्द्रः संकर्षणः क्रुद्धः सन्। जत्रौ कण्ठबाहुमूले॥ २५॥

યાદવેન્દ્ર બલરામજીએ ક્રોધિત થઈ – **'જત્રૌ'** કંઠ અને બાહુના મૂળ પ્રદેશ – હાંસડી પર ॥ ૨૫॥

**चकम्पे तेन पतता सटंकः सवनस्पतिः।**
**पर्वतः कुरुशार्दूल वायुना नौरिवाम्भसि॥ २६**

हे કુરુશાર્દૂલ, તે દ્વિવિદના પડવાથી, વંટોળિયો આવતાં જળમાં નૌકા ડગમગે તેમ જળાશયો સહિત અને વનરાજિ સહિત આખો પર્વત ડગમગવા લાગ્યો હતો. ॥ ૨૬ ॥

टङ्काः सतोयविवराणि तत्सहितः॥ २६॥

**'टङ्काः'** જળવાળાં સ્થાનો, તેમનાં સહિત ॥ ૨૬ ॥

**जयशब्दो नमःशब्दः साधु साध्विति चाम्बरे।**
**सुरसिद्धमुनीन्द्राणामासीत् कुसुमवर्षिणाम्॥ २७**

॥ २७॥

આકાશમાંથી પુષ્પોની વૃષ્ટિ કરતા દેવો, સિદ્ધો અને મુનીશ્વરોનો જયજયકાર, નમસ્કાર, ધન્ય, ધન્ય – એવો ધ્વનિ થવા લાગ્યો. ॥ ૨૭ ॥ ૨૭ ॥

**एवं निहत्य द्विविदं जगद्व्यतिकरावहम्।**
**संस्तूयमानो भगवाञ्जनैः स्वपुरमाविशत्॥ २८**

આમ, જગતનો નાશ નોતરતા દ્વિવિદનો સંહાર કરીને જનતા દ્વારા સુંદર રીતે સ્તુતિ કરાતા ભગવાન બલરામજી પોતાના નગરમાં પધાર્યા. ॥ ૨૮ ॥

जगतो व्यतिकरं नाशमावहतीति तथा तम्॥ २८॥

જગતનો **'व्यतिकरम्'** નાશ નોતરે તેવા તેને ॥ ૨૮ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे उत्तरार्धे
द्विविदवधो नाम सप्तषष्टितमोऽध्यायः॥ ६७॥
इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे उत्तरार्धे श्रीधरस्वामिविरचितायां
भावार्थदीपिकायां टीकायां सप्तषष्टितमोऽध्यायः॥ ६७॥

*****

# अथाष्टषष्टितमोऽध्यायः

## બલરામજીનો કૌરવો પર ક્રોધ અને સામ્બના વિવાહ

अष्टषष्टितमे साम्बे निरुद्धे कौरवैर्युधि।
तद्विमोक्षाय रामेण गजाह्वयविकर्षणम्॥ १॥

યુદ્ધમાં કૌરવો દ્વારા સામ્બને કેદ કરવામાં આવ્યો ત્યારે તેને છોડાવવા બલરામજી દ્વારા હસ્તિનાપુર ખેંચવામાં આવ્યું (તે કથા) અડસઠમા અધ્યાયમાં છે. ॥ ૧ ॥

रामचरित्रान्तरं निरूपयितुमाह— **दुर्योधनसुतामिति।**

બલરામજીનું બીજું પરાક્રમ વર્ણવવા માટે કહે છે – **'दुर्योधनसुताम् इति।'**

**श्रीशुक उवाच**

**दुर्योधनसुतां राजन् लक्ष्मणां समितिंजयः।**
**स्वयंवरस्थामहरत् साम्बो जाम्बवतीसुतः॥ १**

**શ્રીશુકદેવજી બોલ્યા–** હે રાજા (પરીક્ષિત), સમરવિજયી જામ્બવતીનંદન સામ્બ સ્વયંવરમાં દુર્યોધનની પુત્રી લક્ષ્મણાને હરી ગયો હતો. ॥ ૧ ॥

समितिंजयः संग्रामजित्॥ १॥

**'समितिंजयः'** સંગ્રામમાં સદાય વિજય પ્રાપ્ત કરનાર ॥ ૧ ॥

**कौरवाः कुपिता ऊचुर्दुर्विनीतोऽयमर्भकः।**
**कदर्थीकृत्य नः कन्यामकामामहरद् बलात्॥ २**
॥ २ ॥

કોપી ઊઠેલા કૌરવો બોલ્યા કે આપણી અવગણના કરીને ઇચ્છતી ન હોવા છતાં આપણી દીકરીને આ ઉદ્ધત છોકરો બળજબરીથી ઉપાડી ગયો. ॥ ૨ ॥ ૨ ॥

**बध्नीतेमं दुर्विनीतं किं करिष्यन्ति वृष्णयः।**
**येऽस्मत्प्रसादोपचितां दत्तां नो भुंजते महीम्॥ ३**

આ ઉદ્ધત (છોકરા)ને બાંધી લો. યાદવો આપણને શું કરી લેશે? કે જેઓ આપણી કૃપાથી સમૃદ્ધ થયેલી અને આપણા દ્વારા આપવામાં આવેલી ભૂમિને ભોગવે છે! ॥ ૩ ॥

नोऽस्माकं महीमस्माभिर्दत्ताम्। न ते भूपतय इति भावः॥ ३॥

**'नः'** આપણી ભૂમિને, આપણા દ્વારા આપવામાં આવેલી ભૂમિને (ભોગવે છે). તેઓ રાજાઓ નથી, એવો ભાવ છે. ॥ ૩ ॥

**निगृहीतं सुतं श्रुत्वा यद्येष्यन्तीह वृष्णयः।**
**भग्नदर्पाः शमं यान्ति प्राणा इव सुसंयताः॥ ४**

પુત્રને પકડાયેલો સાંભળીને જો યાદવો અહીં આવશે, તો ખંડિત થયેલા ગર્વવાળા તેઓ (પ્રાણાયામ વગેરેથી) સારી રીતે દમન કરાયેલી ઇન્દ્રિયોની જેમ શાંત થશે. ॥ ૪ ॥

यान्ति यास्यन्ति। प्राणा इन्द्रियाणीव। सुसंयताः प्राणायामादिभिर्दमिताः॥ ४॥

**'यान्ति'** (શાંત) થશે – **'प्राणाः'** ઇન્દ્રિયોની જેમ – **'सुसंयताः'** પ્રાણાયામ વગેરે દ્વારા દમન કરાયેલી (ઇન્દ્રિયો) ॥ ૪ ॥

**इति कर्णः शलो भूरिर्यज्ञकेतुः सुयोधनः।**
**साम्बमारेभिरे बद्धुं कुरुवृद्धानुमोदिताः॥ ५**

એમ (નિશ્ચય કરીને) કુરુવંશના વડીલ (ભીષ્મ) સહિત, તેમની સંમતિ પામેલા કર્ણ, શલ, ભૂરિ, યજ્ઞકેતુ અને દુર્યોધન સામ્બને પકડવા નીકળ્યા. ॥ ૫ ॥

**दृष्ट्वानुधावतः साम्बो धार्तराष्ट्रान् महारथः।**
**प्रगृह्य रुचिरं चापं तस्थौ सिंह इवैकलः॥ ६**

ધૃતરાષ્ટ્રના (દુર્યોધન વગેરે) પુત્રોને પાછળ ધસી આવતા જોઈને મહારથી સામ્બ સુંદર ધનુષ્ય લઈને સિંહની જેમ એકલો ઊભો રહ્યો. ॥ ૬ ॥

कुरुवृद्धो भीष्मस्तेनानुमोदितास्तत्सहिताः षडेते इत्यर्थः॥ ५॥ ६॥

**'कुरुवृद्धः'** કુરુકુળના વડીલ પિતામહ ભીષ્મ, તેમના સહિત, **'अनुमोदिताः'** તેમની સંમતિ પામેલા આ છ – એમ અર્થ છે. ॥ ૫ ॥ ૬ ॥

**तं ते जिघृक्षवः क्रुद्धास्तिष्ठ तिष्ठेति भाषिणः।**
**आसाद्य धन्विनो बाणैः कर्णाग्रण्यः समाकिरन्॥ ७**

કર્ણ જેમનો નાયક છે તેવા, ક્રોધિત થયેલા, 'ઊભો રહે, ઊભો રહે.' એમ બોલતા, તે સામ્બને પકડવા ઇચ્છતા તે સર્વ ધનુર્ધારીઓએ પાસે આવીને તેને બાણોથી ઢાંકી દીધો. ॥ ૭ ॥

कर्णोऽग्रणीर्येषां ते॥ ७॥

કર્ણ જેમનો નાયક છે તેવા તેઓએ ॥ ૭ ॥

**सोऽपविद्धः कुरुश्रेष्ठ कुरुभिर्यदुनन्दनः ।**
**नामृष्यत्तदचिन्त्यार्भः सिंहः क्षुद्रमृगैरिव ॥ ८**

હે કુરુશ્રેષ્ઠ, કૌરવો દ્વારા (અન્યાયથી) ઘવાયેલો, અકલ્પનીય સામર્થ્યવાળા ભગવાનનો પુત્ર, યાદવોને આનંદ આપનારો સામ્બ, ક્ષુદ્ર પશુઓ દ્વારા કરવામાં આવેલા હુમલાને સિંહ સહન ન કરે તેમ સહન કરી શક્યો નહીં. ॥ ૮ ॥

**विस्फूर्ज्य रुचिरं चापं सर्वान् विव्याध सायकैः ।**
**कर्णादीन् षड्रथान् वीरस्तावद्भिर्युगपत् पृथक् ॥ ९**

(પોતાના) અદ્‌ભુત ધનુષ્યનો ટંકાર કરીને વીર સામ્બે કર્ણ વગેરે છયેને, તેટલા જ રથોને, તેટલાં જ બાણોથી એક સાથે અલગ અલગ વીંધી નાખ્યા.॥૯॥

नामृष्यत् असहत्। अचिन्त्यस्य भगवतोऽर्भोऽर्भकः। अचिन्त्यश्चासावर्भश्चेति वा ॥ ८ ॥ ९ ॥

**'न-अमृष्यत्'** સહન કર્યો નહીં – અકલ્પનીય સમાર્થ્યવાળા ભગવાનનો **'अर्भः'** પુત્ર અથવા અચિન્ત્ય સામર્થ્યવાળો અને બાળક એવો સામ્બ ॥ ૮ ॥ ૯ ॥

तत्प्रपञ्चयति—**चतुर्भिरिति**।

તે વિસ્તારપૂર્વક સમજાવે છે – **'चतुर्भिः इति।'**

**चतुर्भिश्चतुरो वाहानेकैकेन च सारथीन्।**
**रथिनश्च महेष्वासांस्तस्य तत्तेऽभ्यपूजयन् ॥ १०**

ચાર ચાર બાણોથી તેમના ચાર ચાર ઘોડાઓને, એક એક બાણથી સારથિઓને અને એક એક બાણથી મહાન ધનુર્ધારી એવા રથીઓને વીંધી નાખ્યા. તેના કર્મની તેમણે પ્રશંસા કરી. ॥ ૧૦ ॥

चतुर्भिश्चतुर इत्यत्र वीप्साऽनुसन्धेया। तत्कर्म ते संमानितवन्तः ॥ १० ॥

**'चतुर्भिः चतुरः'** અહીં ચારની પુનરુક્તિ કરવા યોગ્ય છે. તે સામ્બના કર્મની તે છ વ્યક્તિઓએ પ્રશંસા કરી. ॥ ૧૦ ॥

**तं तु ते विरथं चक्रुश्चत्वारश्चतुरो हयान्।**
**एकस्तु सारथिं जघ्ने चिच्छेदान्यः शरासनम् ॥ ११**

॥ ११ ॥

તેમણે (કર્ણ વગેરે છએ) તેને રથ વગરનો કરી મૂક્યો, ચાર જણાએ તેના ચાર ઘોડાઓને મારી નાખ્યા, એકે તેના સારથિને માર્યો અને બીજાએ તેનું ધનુષ્ય તોડી નાખ્યું.॥ ૧૧ ॥ ૧૧ ॥

**तं बद्ध्वा विरथीकृत्य कृच्छ्रेण कुरवो युधि।**
**कुमारं स्वस्य कन्यां च स्वपुरं जयिनोऽविशन् ॥ १२**

યુદ્ધમાં તે(સામ્બ)ને બાંધીને મહાપરાણે રથવિહોણો કરીને પછી વિજયી બનેલા કૌરવોએ સામ્બકુમારને અને પોતાની (દુર્યોધનની) કન્યાને (લઈને) પોતાના નગરમાં પ્રવેશ કર્યો. ॥ ૧૨ ॥

स्वस्य दुर्योधनस्य कन्यां च नीत्वेति शेषः ॥ १२ ॥

અને **'स्वस्य'** દુર્યોધનની કન્યાને – લઈને, એટલું શેષ છે. ॥ ૧૨ ॥

**तच्छ्रुत्वा नारदोक्तेन राजन् संजातमन्यवः ।**
**कुरून् प्रत्युद्यमं चक्रुरुग्रसेनप्रचोदिताः ॥ १३**

॥ १३ ॥

નારદજીના કહેવાથી તે સાંભળીને, હે રાજા (પરીક્ષિત), ક્રોધે ભરાયેલા યાદવોએ ઉગ્રસેનની આજ્ઞાથી કૌરવો સામે યુદ્ધની તૈયારી કરી દીધી. ॥ ૧૩ ॥ ૧૩ ॥

**सान्त्वयित्वा तु तान् रामः सन्नद्धान् वृष्णिपुंगवान्।**
**नैच्छत् कुरूणां वृष्णीनां कलिं कलिमलापहः ॥ ॥ १४ ॥**
**जगाम हास्तिनपुरं रथेनादित्यवर्चसा।**
**ब्राह्मणैः कुलवृद्धैश्च वृतश्चन्द्र इव ग्रहैः ॥ १५**

यतः कलिं नैच्छदतः सान्त्वयित्वा जगामेति ॥ १४ ॥ १५ ॥

**गत्वा गजाह्वयं रामो बाह्योपवनमास्थितः।**
**उद्धवं प्रेषयामास धृतराष्ट्रं बुभुत्सया ॥ १६**

धृतराष्ट्रं प्रति बुभुत्सयेति। अभिप्राय-जिज्ञासयेत्यर्थः ॥ १६ ॥

**सोऽभिवन्द्याम्बिकापुत्रं भीष्मं द्रोणं च बाह्लिकम्।**
**दुर्योधनं च विधिवद् राममागतमब्रवीत् ॥ ॥ १७ ॥**

विधिवदभिवन्द्य ॥ १७ ॥

**तेऽतिप्रीतास्तमाकर्ण्य प्राप्तं रामं सुहृत्तमम्।**
**तमर्चयित्वाभिययुः सर्वे मंगलपाणयः ॥ १८**

तमुद्धवमर्चयित्वा सत्कृत्य। मङ्गलपाणय उपायनहस्ताः ॥ १८ ॥

**तं संगम्य यथान्यायं गामर्घ्यं च न्यवेदयन्।**
**तेषां ये तत्प्रभावज्ञाः प्रणेमुः शिरसा बलम् ॥ १९**

वृद्धा अपि प्रणेमुः ॥ १९ ॥

પરંતુ કળિયુગના દોષને દૂર કરનારા બલરામજીએ શસ્ત્રસજ્જ થયેલા શ્રેષ્ઠ યાદવ યોદ્ધાઓને શાંત પાડીને, ગ્રહોથી વીંટળાયેલા ચંદ્ર જેવા તેમણે પરિવારના વડીલો અને બ્રાહ્મણોથી વીંટળાઈને સૂર્ય જેવા તેજસ્વી રથમાં બેસીને હસ્તિનાપુર તરફ પ્રયાણ કર્યું, કારણ કે તેઓ કૌરવો અને યાદવો વચ્ચે ક્લેશ ઈચ્છતા ન હતા. ॥ ૧૪ ॥ ૧૫ ॥

કારણ કે ક્લેશ ઈચ્છતા ન હતા, તેથી તેઓ (યાદવોને) શાંત પાડીને ગયા. ॥ ૧૪ ॥ ૧૫ ॥

હસ્તિનાપુર જઈને બલરામજીએ (નગરની) બહાર ઉપવનમાં મુકામ કર્યો, (અને કૌરવોનો) અભિપ્રાય જાણવાની ઈચ્છાથી ધૃતરાષ્ટ્ર પાસે ઉદ્ધવજીને મોકલ્યા. ॥ ૧૬ ॥

ધૃતરાષ્ટ્રની પાસે **'बुभुत्सया इति।'** (કૌરવોનો) અભિપ્રાય જાણવાની ઈચ્છાથી, એમ અર્થ છે.॥ ૧૬ ॥

તેમણે (ઉદ્ધવજીએ) અમ્બિકાપુત્ર ધૃતરાષ્ટ્ર, ભીષ્મ, દ્રોણ, (શંતનુના ભાઈ) બાહ્લીક અને દુર્યોધનને વિધિપૂર્વક વંદન કરીને બલરામજીના આગમન વિષે જણાવ્યું. ॥ ૧૭ ॥

વિધિપૂર્વક વંદન કરીને ॥ ૧૭ ॥

(પોતાના) પરમ હિતચિંતક તે બલરામજીને આવેલા સાંભળીને તેઓ અતિ પ્રસન્ન થયા અને તે ઉદ્ધવજીનો સત્કાર કરી હાથમાં માંગલિક ઉપહાર લઈને સર્વે બલરામજીનું સ્વાગત કરવા ગયા. ॥ ૧૮ ॥

તે ઉદ્ધવજીનો સત્કાર કરીને – **'मङ्गलपाणयः'** હાથમાં માંગલિક ઉપહાર છે જેમના ॥ ૧૮ ॥

(વય અને સંબંધના) ઔચિત્ય અનુસાર તે બલરામજીને મળીને તેઓએ બલરામજીને ગાયો અને અર્ઘ્ય પ્રદાન કર્યાં. તેમનામાં જેઓ બલરામજીનો પ્રભાવ જાણતા હતા તેમણે (વડીલોએ) પણ બલરામજીને મસ્તક નમાવીને પ્રણામ કર્યા. ॥ ૧૯॥

વડીલોએ પણ પ્રણામ કર્યા. ॥ ૧૯ ॥

**बन्धून् कुशलिनः श्रुत्वा पृष्ट्वा शिवमनामयम्।**
**परस्परमथो रामो बभाषेऽविक्लवं वचः॥ २०**

પરસ્પર સંબંધીઓનું ક્ષેમકુશળ સાંભળીને તથા સુખમય આરોગ્ય વિષે પૂછીને પછી બલરામજી નિર્ભય વચન બોલ્યા. ॥ ૨૦ ॥

**उग्रसेनः क्षितीशेशो यद् व आज्ञापयत् प्रभुः।**
**तदव्यग्रधियः श्रुत्वा कुरुध्वं मा विलम्बितम्॥ २१**

॥ २० ॥ २१ ॥

પૃથ્વીપતિઓના પાલક સમર્થ મહારાજ ઉગ્રસેને તમને જે આજ્ઞા કરી છે, તે શાંતચિત્તવાળા થઈ, શ્રવણ કરીને વિના વિલંબે (તે પ્રમાણે) કરો. ॥ ૨૧ ॥ ૨૦ ॥ ૨૧ ॥

**यद् यूयं बहवस्त्वेकं जित्वाधर्मेण धार्मिकम्।**
**अबध्नीताथ तन्मृष्ये बन्धूनामैक्यकाम्यया॥ २२**

'તમે ઘણા લોકોએ એકલા, ધર્મનિષ્ઠ સાંબને જે અધર્મથી જીતીને બંદી બનાવ્યો છે તે, સંબંધીઓમાં એકતા રહે તે ઈચ્છાથી હું સહન કરું છું.'॥ ૨૨ ॥

यद्यूयमित्युग्रसेनवाक्यम्। मृष्ये सहे। अथाशु तमानीय समर्पयतेति शेषः॥ २२॥

**'यद्-यूयम्'** આ ઉગ્રસેનનું વાક્ય છે. **'मृष्ये'** હું સહન કરું છું. માટે તરત જ તે સામ્બને લાવીને અમને સોંપી દો, એટલું શેષ છે. ॥ ૨૨ ॥

**वीर्यशौर्यबलोन्नद्धमात्मशक्तिसमं वचः।**
**कुरवो बलदेवस्य निशम्योचुः प्रकोपिताः॥ २३**

**(શ્રીશુકદેવજી બોલ્યા –)** પ્રભાવ, ઉત્સાહ અને શક્તિથી છલકાતું અને પોતાની શક્તિને અનુરૂપ એવું બલરામજીનું વચન સાંભળીને અત્યંત કોપેલા કૌરવો બોલ્યા. ॥ ૨૩ ॥

वीर्यं प्रभावः शौर्यमुत्साहो बलं सत्त्वं तैरुन्नद्धमुच्छृङ्खलम्। कथम्। आत्मनः शक्तेः सममनुरूपम्॥ २३॥

**'वीर्यम्'** પ્રભાવ, **'शौर्यम्'** ઉત્સાહ, **'बलम्'** બળ, તેમનાંથી **'उन्नद्धम्'** છલકાતું – કેમ? પોતાની શક્તિને **'समम्'** અનુરૂપ ॥ ૨૩ ॥

**अहो महच्चित्रमिदं कालगत्या दुरत्यया।**
**आरुरुक्षत्युपानद् वै शिरो मुकुटसेवितम्॥ २४**

'અરે! આ મહાન આશ્ચર્ય છે! કાળની દુર્લંઘ્ય ગતિને કારણે મુકુટથી સેવાયેલા મસ્તક ઉપર પગરખું ચઢવા ઈચ્છે છે! ॥ ૨૪ ॥

उपानत्पादरक्षा शिर आरोढुमिच्छतीति हीना अस्मानाज्ञापयन्तीत्यर्थः॥ २४॥

**'उपानत्'** પગરખું મસ્તક ઉપર ચઢવા ઈચ્છે છે! અમારાથી હીન (ઊતરતા) લોકો અમને આદેશ આપે છે, એમ અર્થ છે. ॥ ૨૪ ॥

अस्यैव प्रपञ्चः—**एत इति** चतुर्भिः।

આ જ વાતનો ચાર શ્લોકોથી વિસ્તાર કરે છે – **'एते इति।'**

**एते यौनेन सम्बद्धाः सहशय्यासनाशनाः।**
**वृष्णयस्तुल्यतां नीता अस्मद्दत्तनृपासनाः॥ २५**

આ યાદવો (કુંતી સાથેના) વિવાહ-સંબંધથી આપણી સાથે સંબંધવાળા થયા છે. જેમનું સૂવું, બેસવું, ખાવું આપણી સાથે છે તેવા તેઓને આપણા દ્વારા જ રાજસિંહાસન આપવામાં આવ્યું છે, (આથી) આપણા દ્વારા જ તેઓ આપણા સમાન કરાયા છે.॥ ૨૫ ॥

यौनेन पृथाया विवाहेन॥ २५॥

किंच **चामरव्यजने इति**।

**चामरव्यजने शंखमातपत्रं च पाण्डुरम्।**
**किरीटमासनं शय्यां भुञ्जन्त्यस्मदुपेक्षया॥ २६**

भुञ्जन्त्युपभुञ्जत इत्यर्थः। अस्मदुपेक्षया–ऽस्माकमनाग्रहेण॥ २६॥

**अलमिति**।

**अलं यदूनां नरदेवलाञ्छनै–**
**र्दातुः प्रतीपैः फणिनामिवामृतम्।**
**येऽस्मत्प्रसादोपचिता हि यादवा**
**आज्ञापयन्त्यद्य गतत्रपा बत॥ २७**

अतःपरं तान्यपहरिष्याम इत्यर्थः॥ २७॥

**कथमिन्द्रोऽपि कुरुभिर्भीष्मद्रोणार्जुनादिभिः।**
**अदत्तमवरुन्धीत सिंहग्रस्तमिवोरणः॥ २८**

अवरुन्धीत स्वीकुर्यात्। उरणो मेषः॥ २८॥

**श्रीशुक उवाच**

**जन्मबन्धुश्रियोन्नद्धमदास्ते भरतर्षभ।**
**आश्राव्य रामं दुर्वाच्यमसभ्याः पुरमाविशन्॥ २९**

जन्मना बन्धुभिश्चोपलक्षितया श्रिया उन्नद्ध उत्कटो मेदो येषां ते। दुर्वाच्यं परुषं वाक्यम्। असभ्या दुर्जनाः॥ २९॥

**'यौनेन'** કુંતી સાથેના વિવાહસંબંધથી ॥ ૨૫ ॥

વળી, **'चामरव्यजने इति।'**

આપણી ઉપેક્ષાને કારણે તેઓ ચામર અને વીંઝણો, શંખ, શ્વેત છત્ર, મુકુટ, રાજ્યાસન અને શય્યાનો ઉપભોગ કરે છે. ॥ ૨૬ ॥

**'भुञ्जन्ति' उपभुञ्जते** ઉપભોગ કરે છે, એમ અર્થ છે. **'अस्मत्-उपेक्षया'** આપણા અનાગ્રહને કારણે ॥ ૨૬ ॥

**'अलम् इति।'**

અરે! દાતા એવા આપણને જ પ્રતિકૂળ થનારાં, યાદવોનાં (ચામરાદિ) રાજચિહ્નોથી હવે બસ! (હવે પછી તે ચિહ્નો આંચકી લઈશું.) જેમ સર્પોને અપાયેલું અમૃત (આપનારને જ પ્રતિકૂળ થાય છે) તેમ જે યાદવો આપણી કૃપાથી જ સમૃદ્ધ થયા છે, તેઓ નિર્લજ્જ થઈને ઉપરથી આપણને જ આજે આજ્ઞા કરે છે! ॥ ૨૭ ॥

હવે પછી તે ચિહ્નો આંચકી લઈશું, એમ અર્થ છે. ॥ ૨૭ ॥

સિંહનો ગ્રાસ જેમ ઘેટું લઈ શકે નહીં તેમ ભીષ્મ, દ્રોણ અને અર્જુન વગેરે કૌરવો દ્વારા આપવામાં ન આવ્યું હોય તેને ઈન્દ્ર પણ કેવી રીતે લઈ શકે? ॥ ૨૮ ॥

**'अवरुन्धीत'** આંચકીને લઈ શકે – **'उरणः'** ઘેટું ॥ ૨૮ ॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – હે ભરતકુળશ્રેષ્ઠ (પરીક્ષિત), સત્કુળમાં જન્મ અને સગાસંબંધીઓ તથા ધનસંપત્તિને કારણે ઉત્કટ મદવાળા તે ઉદ્ધત કૌરવો બલરામજીને કઠોર વચન સંભળાવીને હસ્તિનાપુરમાં પ્રવેશ્યા. ॥ ૨૯ ॥

જન્મને કારણે અને સગાસંબંધીઓને કારણે તથા સૂચિત થતી લક્ષ્મીને કારણે **'उन्नद्धः'** ઉત્કટ મદ છે જેમનો તેઓ – **'दुर्वाच्यम्'** કઠોર વચન – **'असभ्याः'** દુર્જનો ॥ ૨૯ ॥

**दृष्ट्वा कुरूणां दौःशील्यं श्रुत्वावाच्यानि चाच्युतः।**
**अवोचत् कोपसंरब्धो दुष्प्रेक्ष्यः प्रहसन् मुहुः॥**
**॥ ३०॥** ३०॥

**नूनं नानामदोन्नद्धाः शान्तिं नेच्छन्त्यसाधवः।**
**तेषां हि प्रशमो दण्डः पशूनां लगुडो यथा॥ ३१**

नानाधनाभिजनादिमदैरुन्नद्धास्तेषां दण्ड एव प्रथमः प्रकर्षेण शमयतीति तथा। यथा लगुडो दण्डः॥ ३१॥

**अहो यदून् सुसंरब्धान् कृष्णं च कुपितं शनैः।**
**सान्त्वयित्वाहमेतेषां शममिच्छन्निहागतः॥ ३२**
॥ ३२॥

**त इमे मन्दमतयः कलहाभिरताः खलाः।**
**तं मामवज्ञाय मुहुर्दुर्भाषान् मानिनोऽब्रुवन्॥ ३३**

दुर्भाषान् अवाच्यशब्दान्॥ ३३॥

दुर्भाषणमनुस्मरति षड्भिः—**नोग्रसेन इति**।

**नोग्रसेनः किल विभुर्भोजवृष्ण्यन्धकेश्वरः।**
**शक्रादयो लोकपाला यस्यादेशानुवर्तिनः॥ ३४**

विभुराज्ञापयितुं समर्थः॥ ३४॥

अहो धृष्टा श्रीकृष्णमप्यधिक्षिपन्तीति कुपित आह—**सुधर्मे**त्यादिभिस्त्रिभिः।

**सुधर्माऽऽक्रम्यते येन पारिजातोऽमराङ्घ्रिपः।**
**आनीय भुज्यते सोऽसौ न किलाध्यासनार्हणः॥ ३५**
॥ ३५॥

કૌરવોનો દુષ્ટ સ્વભાવ અને દુર્વચનો સાંભળીને ક્રોધાવિષ્ટ થયેલા અચ્યુત (બલરામજી) જોઈ ન શકાય તેવા (ભયંકર સ્વરૂપવાળા થઈને) વારંવાર અટ્ટહાસ્ય કરતા બોલ્યાઃ ॥ ૩૦ ॥ ૩૦ ॥

ખરેખર, અનેક જાતના મદથી છકી ગયેલા દુર્જનો શાંતિ ઈચ્છતા જ નથી! જેમ પશુઓને દંડ જ સીધા રાખે છે તેમ તેમને દંડ જ શાંત કરનાર થાય છે. ॥ ૩૧ ॥

ધન, જન વગેરે અનેક જાતના મદથી છકી ગયેલા એવા તેમને પહેલાં તો દંડ જ સારી રીતે શાંત પાડે છે તેવા (તેઓ) – જેમ **'लगुडः'** લાકડી ॥ ૩૧ ॥

અરે, અત્યંત ક્રોધાવિષ્ટ થયેલા યાદવો અને કુપિત થયેલા શ્રીકૃષ્ણને ધીમેથી શાંત પાડીને આ બધાની શાંતિ ઈચ્છતો હું અહીં આવ્યો, ॥ ૩૨ ॥ (પણ) ટૂંકી બુદ્ધિવાળા, ક્લેશ કરવા ટેવાયેલા, દુષ્ટ અને અભિમાની એવા તે આ કૌરવો મારું અપમાન કરીને વારંવાર દુર્વચનો બોલ્યા. ॥ ૩૩ ॥

॥ ૩૨ ॥ **'दुर्भाषान्'** ન બોલવા યોગ્ય શબ્દોને ॥ ૩૩ ॥

દુર્વચનોને છ શ્લોકોથી વળી પાછા યાદ કરે છે – **'न-उग्रसेनः इति।'**

ઈન્દ્ર વગેરે લોકપાલો જેમની આજ્ઞાનું પાલન કરે છે તે, ભોજ, વૃષ્ણિ અને અંધકોના રાજા ઉગ્રસેન (શું આજ્ઞા આપવા માટે) સમર્થ જ નથી! (એમ વક્રોક્તિ છે, તે સમર્થ છે જ.) ॥ ૩૪ ॥

**'विभुः'** આજ્ઞા આપવા માટે સમર્થ ॥ ૩૪ ॥

અરે રે, ઉદ્ધત કૌરવો શ્રીકૃષ્ણનો પણ તિરસ્કાર કરે છે! આથી કોપિત થયેલા બલરામજી ત્રણ શ્લોકોથી કહે છે – **'सुधर्मा'** વગેરે દ્વારા

જે શ્રીકૃષ્ણ દ્વારા સુધર્મા સભા પોતાને અધીન કરવામાં આવી છે તથા જે શ્રીકૃષ્ણ દ્વારા દેવોનું કલ્પવૃક્ષ લાવીને ઉપભોગ કરવામાં આવે છે, તે શ્રીકૃષ્ણ રાજ્યાસનને યોગ્ય નથી! ॥ ૩૫ ॥ ૩૫ ॥

**यस्य पादयुगं साक्षात् श्रीरुपास्तेऽखिलेश्वरी।**
**स नार्हति किल श्रीशो नरदेवपरिच्छदान्॥ ३६**
॥ ३६ ॥

સમગ્ર સંપત્તિઓની સ્વામિની સાક્ષાત્ શ્રીલક્ષ્મીદેવી જેમના ચરણયુગલની ઉપાસના કરે છે, તે શ્રીપતિ (ચામરાદિ) રાજચિહ્નોને લાયક જ નથી!!! ॥ ૩૬ ॥ ૩૬ ॥

**यस्याङ्घ्रिपंकजरजोऽखिललोकपालै-**
**मौल्युत्तमैर्धृतमुपासिततीर्थतीर्थम्।**
**ब्रह्मा भवोऽहमपि यस्य कलाः कलायाः**
**श्रीश्चोद्वहेम चिरमस्य नृपासनं क्व॥ ३७**
(છંદ - વસંતતિલકા)

જેમના દ્વારા તીર્થોનું સેવન કરવામાં આવ્યું તે યોગીઓના પણ તીર્થરૂપ એવી જેમના ચરણકમળની રજ સમસ્ત લોકપાલોના શ્રેષ્ઠ મુકુટવાળાં મસ્તકો દ્વારા ધારણ કરવામાં આવે છે; બ્રહ્મા, શંકર, હું (શેષ) અને લક્ષ્મીજી પણ જેમના અંશના અંશો હોઈ જેમના ચરણારવિંદની રજને ચિરકાળ પર્યન્ત ધારણ કરીએ છીએ, તે આ ભગવાનનું રાજ્યાસન પણ ક્યાં છે? ॥ ૩૭ ॥

मौल्युत्तमैर्मौलियुक्तैरुत्तमाङ्गैः, उत्तमैर्मौलिभिरिति वा। उपासितानि तीर्थानि यैर्योगिभिस्तेषामपि तीर्थम्। यद्वा उपासितं सर्वैः सेवितं तीर्थं गङ्गा तस्यास्तीर्थं तीर्थत्वनिमित्तम्। किंच ब्रह्मा भवः श्रीश्चाहमपि उद्वहेम। कथंभूता वयम्। यस्य कलाया अंशस्य कला अंशाः ॥ ३७ ॥

**‘मौलि-उत्तमैः’** મુકુટ ધારણ કરેલાં ઉત્તમાંગો અર્થાત્ મસ્તકો દ્વારા અથવા શ્રેષ્ઠ મુકુટો દ્વારા (જેમની ચરણરજ ધારણ કરવામાં આવે છે.) – જેમના દ્વારા તીર્થો સેવવામાં આવ્યાં છે તે યોગીઓના પણ તીર્થરૂપ – અથવા **‘उपासितम्’** સર્વ દ્વારા સેવવામાં આવેલું તીર્થ ગંગા, તેના **‘तीर्थम्’** તીર્થરૂપ હોવાને કારણે (જેમના ચરણકમળની રજ ધારણ કરવામાં આવે છે.) – વળી, બ્રહ્મા-શંકર-લક્ષ્મી અને હું (શેષ) પણ (જે ચરણકમળની રજને) ધારણ કરીએ છીએ. અમે કેવા? જેમના **‘कलायाः’** અંશના પણ **‘कलाः’** અંશો એવા અમે ॥ ૩૭ ॥

**भुंजते कुरुभिर्दत्तं भूखण्डं वृष्णयः किल।**
**उपानहः किल वयं स्वयं तु कुरवः शिरः॥ ३८**
॥ ३८ ॥

ખરેખર, શું કૌરવો દ્વારા અપાયેલા જમીનના ટુકડાને યાદવો ભોગવે છે? અમે યાદવો પગરખાં અને કૌરવો તો સ્વયં મસ્તક!!! ॥ ૩૮ ॥ ૩૮ ॥

**अहो ऐश्वर्यमत्तानां मत्तानामिव मानिनाम्।**
**असम्बद्धा गिरो रूक्षाः कः सहेतानुशासिता॥ ३९**

અહો! ઐશ્વર્યના મદથી છકી ગયેલા અભિમાની કૌરવોની – મદ્યપાન કરીને ઉન્મત્ત થયેલાઓના જેવી – અસમ્બદ્ધ અને કઠોર વાણી, પોતે જ દંડ આપનારો કયો મનુષ્ય સહન કરે? ॥ ૩૯ ॥

मत्तानामिव मद्यादिना। रूक्षाः परुषाः। अनुशासिता स्वयं दण्डधरः सन्॥ ३९॥

મદ્ય વગેરેથી ઉન્મત્ત થયેલાઓના જેવી **‘रूक्षाः’** કર્કશ (વાણી) – **‘अनुशासिता’** પોતે જ દંડ આપનાર (સમર્થ પુરુષ) હોઈ ॥ ૩૯ ॥

**अद्य निष्कौरवीं पृथ्वीं करिष्यामीत्यमर्षितः।**
**गृहीत्वा हलमुत्तस्थौ दहन्निव जगत्त्रयम्॥ ४०**

॥ ४० ॥

**लांगलाग्रेण नगरमुद्विदार्य गजाह्वयम्।**
**विचकर्ष स गंगायां प्रहरिष्यन्नमर्षितः॥ ४१**

**जलयानमिवाघूर्णं गंगायां नगरं पतत्।**
**आकृष्यमाणमालोक्य कौरवा जातसम्भ्रमाः॥ ४२**

**तमेव शरणं जग्मुः सकुटुम्बा जिजीविषवः।**
**सलक्ष्मणं पुरस्कृत्य साम्बं प्राञ्जलयः प्रभुम्॥ ४३**

लाङ्गलाग्रेण दक्षिणतः प्राकारमूले निखातेन। उद्विदार्य उत्पाट्य॥ ४१॥ ४२॥

जिजीविषव इत्यक्षराधिक्यं सोढव्यम् ॥ ४३॥

**राम रामाखिलाधार प्रभावं न विदाम ते।**
**मूढानां नः कुबुद्धीनां क्षन्तुमर्हस्यतिक्रमम्॥ ४४**

मूढानां प्रभावानभिज्ञानाम्। अतिक्रमपराधम् ॥ ४४॥

**स्थित्युत्पत्त्यप्ययानां त्वमेको हेतुर्निराश्रयः।**
**लोकान् क्रीडनकानीश क्रीडतस्ते वदन्ति हि॥ ४५**

॥ ४५॥

**त्वमेव मूर्ध्नीदमनन्त लीलया**
**भूमण्डलं बिभर्षि सहस्रमूर्धन्।**
**अन्ते च यः स्वात्मनि रुद्धविश्वः**
**शेषेऽद्वितीयः परिशिष्यमाणः॥ ४६**

'આજે હું પૃથ્વીને કૌરવવિહોણી કરીશ.' એમ (બોલતા) અતિ ક્રોધિત થયેલા બલરામજી ત્રણેય લોકને બાળતા હોય તેમ હળ લઈને ઊભા થયા. ॥ ૪૦ ॥ ૪૦ ॥

હળના અગ્રભાગથી નગર હસ્તિનાપુરને ઉખાડીને અત્યંત ક્રોધિત થયેલા તે બલરામજીએ ગંગામાં નાખી દેવા માટે ખેંચ્યું. ॥ ૪૧ ॥ ખેંચાતું હોવાથી નૌકાની જેમ ડગમગતા નગરને ગંગામાં પડતું જોઈને ભયભીત થઈ ગયેલા, જીવ બચાવવાની ઈચ્છાવાળા કૌરવો કુટુંબકબીલા સાથે તેમને જ શરણે ગયા અને લક્ષ્મણા સહિત સામ્બને આગળ કરી, બે હાથ જોડીને (સ્તુતિ કરવા લાગ્યા).॥ ૪૨ ॥ ૪૩ ॥

હળના અગ્રભાગથી દક્ષિણ તરફ કિલ્લાના પાયામાં ખોદવાથી – **'उद्-विदार्य'** ઉખાડીને ॥ ૪૧ ॥ ૪૨ ॥

**'जिजीविषवः'** એમ એક અક્ષર અધિક છે તે (આર્ષ હોવાથી) સહન કરવા યોગ્ય છે. (અનુષ્ટુપ છંદ અનુસાર પદમાં આઠને બદલે નવ અક્ષર છે.) ॥ ૪૩ ॥

હે રામ, હે રામ, હે જગદાધાર, આપનો પ્રભાવ અમે જાણતા નથી. મૂર્ખ અને દુર્બુદ્ધિવાળા અમારા અપરાધને આપ ક્ષમા કરવા યોગ્ય છો. ॥ ૪૪ ॥

મૂર્ખ અને પ્રભાવને ન જાણતા અમારા **'अतिक्रमम्'** અપરાધને ॥ ૪૪ ॥

તેઓ (વિદ્વાનો) કહે છે કે જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયના એક માત્ર આપ કારણરૂપ છો. (સર્વાધાર એવા) આપ પોતાના જ આધાર છો. હે ઈશ, ક્રીડા કરતા આપને માટે (સર્વ) લોક છે તે રમકડાં રમવાનાં સાધનો છે.॥ ૪૫ ॥ ૪૫ ॥

હે અનંત, હે હજાર મસ્તકવાળા, આપ જ આ ભૂમંડળને (આપના એક) મસ્તક પર લીલાથી ધારણ કરો છો! (પ્રલયના) અંતે જેમણે વિશ્વને પોતાનામાં લીન કર્યું છે તે આપ એક જ શેષ(બાકી) રહેલા (શેષશય્યા પર) શયન કરો છો. ॥ ૪૬ ॥

शेषे शयनं करोषि। शेषपर्यङ्के परिशिष्यमाणो यः स च त्वमेवेति वा॥ ४६॥

**'शेषे'** શયન કરો છો અથવા **'शेषे'** શેષશય્યા પર (પ્રલય પછી) શેષ (બાકી) રહેલા જે છે તે આપ જ છો. ॥ ४६ ॥

अस्मासु कोपश्च तवायमुचित एवेत्याहुः—**कोपस्त इति**।

અમારી ઉપર આપનો આ કોપ ઉચિત જ છે, એમ તેઓ કહે છે – **'कोपः ते इति।'**

**कोपस्तेऽखिलशिक्षार्थं न द्वेषान्न च मत्सरात्।**
**बिभ्रतो भगवन् सत्त्वं स्थितिपालनतत्परः॥ ४७**

હે ભગવાન, સત્ત્વગુણ ધારણ કરતા એવા આપનો કોપ દ્વેષ કે મત્સરને કારણે નથી હોતો, પરંતુ સમગ્ર (વિશ્વ)ને સન્માર્ગે પ્રવૃત્ત કરવા માટે હોય છે. આપનો કોપ આપે બાંધેલી મર્યાદાઓનું પાલન કરવામાં જ તાત્પર્યવાળો છે. ॥ ४७ ॥

स्थितिपालने तत्परस्तात्पर्यवान्कोपः। पाठान्तरे संबोधनम्॥ ४७॥

આપનો કોપ મર્યાદાઓનું પાલન કરવામાં **'तत्परः'** તાત્પર્યવાળો છે. (**'तत्पर'**) પાઠાંતરમાં, હે મર્યાદાઓનું પાલન કરવામાં તત્પર! એમ સંબોધન છે. ॥ ४७ ॥

**नमस्ते सर्वभूतात्मन् सर्वशक्तिधराव्यय।**
**विश्वकर्मन् नमस्तेऽस्तु त्वां वयं शरणं गताः॥ ४८**

હે સર્વ પ્રાણીઓના આત્મા, હે સર્વ શક્તિમાન, હે અવિનાશી, હે વિશ્વકર્તા, આપને નમસ્કાર હો. અમે આપને શરણે આવ્યા છીએ. ॥ ४८ ॥

विश्वं कर्म कृत्यं यस्य स त्वमिति संबोधनम्॥ ४८॥

વિશ્વ **'कर्म'** કૃત્ય છે જેમનું તે આપ, એમ સંબોધન છે. ॥ ४८ ॥

**श्रीशुक उवाच**

**एवं प्रपन्नैः संविग्नैर्वेपमानायनैर्बलः।**
**प्रसादितः सुप्रसन्नो मा भैष्टेत्यभयं ददौ॥ ४९**

**શ્રીશુકદેવજી બોલ્યા** – આમ, જેમનું નગર ડગમગી રહ્યું છે તેવા, ભયભીત થયેલા, શરણે પડેલા કૌરવો દ્વારા પ્રસન્ન કરવામાં આવેલા બલરામજીએ ખૂબ આનંદિત થઈને 'ભય ન પામો.' એમ (કહીને) અભયદાન આપ્યું. ॥ ४૯ ॥

वेपमानमयनं पुरं येषां तैः॥ ४९॥

ડગમગી રહ્યું છે **'अयनम्'** નગર જેમનું તેમના દ્વારા ॥ ४૯ ॥

**दुर्योधनः पारिबर्हं कुंजरान् षष्टिहायनान्।**
**ददौ च द्वादशशतान्ययुतानि तुरंगमान्॥ ५०**
**रथानां षट्सहस्राणि रौक्माणां सूर्यवर्चसाम्।**
**दासीनां निष्ककण्ठीनां सहस्रं दुहितृवत्सलः॥ ५१**

પુત્રી ઉપર પ્રેમ રાખનાર દુર્યોધને સાઈઠ વર્ષના બારસો હાથી, એક લાખ વીસ હજાર ઘોડા, સૂર્ય જેવા તેજવાળા સુવર્ણના છ હજાર રથ અને સુવર્ણની કંઠીઓ ધારણ કરેલી હજાર દાસીઓની પહેરામણી આપી. ॥ ૫૦ ॥ ૫૧ ॥

तुरङ्गमांश्च द्वादशायुतानि॥ ५०॥ ५१॥

**'तुरंगमान्' द्वादश-अयुतानि** બાર હજાર ઘોડા ॥ ૫૦ ॥ ૫૧ ॥

**प्रतिगृह्य तु तत् सर्वं भगवान् सात्वतर्षभः।**
**ससुतः सस्नुषः प्रागात् सुहृद्भिरभिनन्दितः॥ ५२**

યાદવશ્રેષ્ઠ ભગવાન બલરામજીએ તે સર્વ સ્વીકારીને પુત્રસહિત અને પુત્રવધૂસહિત, સ્નેહીજનો દ્વારા પ્રશંસિત થઈને પ્રયાણ કર્યું. ॥ ૫૨ ॥

सुहृद्भिः कौरवैः॥ ५२॥

**'સુહૃદ્ભિઃ'** સ્નેહીજનો એવા કૌરવો દ્વારા ॥ ૫૨ ॥

**ततः प्रविष्टः स्वपुरं हलायुधः**
**समेत्य बन्धूननुरक्तचेतसः।**
**शशंस सर्वं यदुपुंगवानां**
**मध्येसभायां कुरुषु स्वचेष्टितम्॥ ५३**

ત્યાર પછી પોતાના નગરમાં પ્રવિષ્ટ થઈને, અનુરાગયુક્ત મનવાળા સંબંધીઓને મળીને શ્રેષ્ઠ યાદવોની સભા વચ્ચે કૌરવો પ્રત્યે પોતે કરેલા સર્વ કર્મને હળના આયુધવાળા ભગવાન બલરામજીએ કહી સંભળાવ્યું. ॥ ૫૩ ॥

मध्येसभायां सभामध्ये॥ ५३॥

**'મધ્યેસભાયામ્'** સભાની વચ્ચે ॥ ૫૩ ॥

**अद्यापि च पुरं ह्येतत् सूचयद् रामविक्रमम्।**
**समुन्नतं दक्षिणतो गंगायामनु दृश्यते॥ ५४**
॥ ५४॥

આજે પણ આ હસ્તિનાપુર બલરામજીના પરાક્રમનું સૂચન કરતું દક્ષિણ તરફ ઊંચું અને ગંગાજી તરફ ઢળતું દેખાય છે. ॥ ૫૪ ॥ ૫૪ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे उत्तरार्धे
हास्तिनपुरकर्षणविजयो नामाष्टषष्टितमोऽध्यायः॥ ६८॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे उत्तरार्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायामष्टषष्टितमोऽध्यायः॥ ६८॥

*****

# अथैकोनसप्ततितमोऽध्यायः

## દેવર્ષિ નારદ દ્વારા ભગવાનની ગૃહચર્યાનું દર્શન

एकोनसप्ततितमे गार्हस्थ्यं प्रतिमन्दिरम्।
कृष्णस्य नारदो दृष्ट्वा विस्मितोऽगात्ततः स्तुवन्॥ १॥

ઓગણસિત્તેરમા અધ્યાયમાં પ્રત્યેક મહેલમાં શ્રીકૃષ્ણના ગૃહસ્થજીવનનું દર્શન કરીને વિસ્મિત થયેલા નારદજી શ્રીકૃષ્ણની સ્તુતિ કરતા ત્યાંથી ગયા (એ કથા છે). ॥ ૧ ॥

**श्रीशुक उवाच**

**नरकं निहतं श्रुत्वा तथोद्वाहं च योषिताम्।**
**कृष्णेनैकेन बह्वीनां तद् दिदृक्षुः स्म नारदः॥ १**
॥ १॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – (શ્રીકૃષ્ણ દ્વારા) નરકાસુરને હણાયેલો સાંભળીને તથા તે એક શ્રીકૃષ્ણની સાથે અનેક સ્ત્રીઓના વિવાહ સાંભળીને તે (સ્ત્રીઓ સાથે તેમની સ્થિતિ) જોવાની ઈચ્છાવાળા નારદજી (વિચારવા લાગ્યા). ॥ ૧ ॥ ૧ ॥

दिदृक्षामभिनयेनाह—**चित्रमिति**।

જોવાની ઈચ્છાને અભિનયથી કહે છે – **'चित्रम् इति।'**

**चित्रं बतैतदेकेन वपुषा युगपत् पृथक्।**
**गृहेषु द्व्यष्टसाहस्त्रं स्त्रिय एक उदावहत्॥ २**

द्व्यष्टसहस्रस्त्रीरुदावहत्परिणीतवान्॥ २॥

तां द्वारवतीमनुवर्णयति—पुष्पितेति सार्धत्रयेण।

**इत्युत्सुको द्वारवतीं देवर्षिर्द्रष्टुमागमत्।**
**पुष्पितोपवनारामद्विजालिकुलनादिताम्॥ ३**
**उत्फुल्लेन्दीवराम्भोजकह्लारकुमुदोत्पलैः।**
**छुरितेषु सरस्सूच्चैः कूजितां हंससारसैः॥ ४**
**प्रासादलक्षैर्नवभिर्जुष्टां स्फाटिकराजतैः।**
**महामरकतप्रख्यैः स्वर्णरत्नपरिच्छदैः॥ ५**
**विभक्तरथ्यापथचत्वरापणैः**
**शालासभाभी रुचिरां सुरालयैः।**
**संसिक्तमार्गांगणवीथिदेहलीं**
**पतत्पताकाध्वजवारितातपाम् ॥ ६**

पुष्पितेषूपवनेष्वारामेषूद्यानेषु च द्विजानामलीनां च कुलानि तैर्नादिताम्॥ ३॥ छुरितेषु व्याप्तेषु॥ ४॥ महामरकतैः प्रख्यायन्ते प्रकाशन्त इति तथा तैः। स्वर्णरत्नमयाः परिच्छदाः परिकरा येषु तैः॥ ५॥ पतन्त्यः प्रचलन्त्यः पताका येषु तैर्ध्वजैर्वारित आतपो यस्यां ताम्॥ ६॥

**तस्यामन्तःपुरं श्रीमदर्चितं सर्वधिष्ण्यपैः।**
**हरेः स्वकौशलं यत्र त्वष्ट्रा कार्त्स्न्येन दर्शितम्॥ ७**

**तत्र षोडशभिः सद्मसहस्त्रैः समलंकृतम्।**
**विवेशैकतमं शौरेः पत्नीनां भवनं महत्॥ ८**

અહો! એક જ દેહથી એક જ સમયે એક ભગવાન જુદા જુદા મહેલોમાં સોળ હજાર સ્ત્રીઓને પરણ્યા, આ મહાન આશ્ચર્ય છે! ॥ ૨ ॥

સોળ હજાર સ્ત્રીઓ સાથે '**उदावहत्**' પરણ્યા ॥ ૨ ॥

તે દ્વારકાપુરીને સાડા ત્રણ શ્લોકોથી વર્ણવે છે – '**पुष्पिता इति।**'

આમ, ઉત્સુક થઈ દેવર્ષિ નારદજી તે જોવા માટે ખીલેલાં પુષ્પોવાળાં ઉપવનો અને ઉદ્યાનોમાં પક્ષીઓ અને ભ્રમરોનાં વૃંદોથી ગૂંજતી, ખીલેલાં નીલકમળો, વિવિધરંગી કમળો, સુગંધિત કમળો, શ્વેત કમળો અને લાલ કમળોથી ભરેલાં સરોવરોમાં હંસો અને સારસો દ્વારા ઉચ્ચ સ્વરે કૂજન કરાતી, ઉત્તમ મરકતમણિથી પ્રકાશતા, સુવર્ણમય અને રત્નમય રાચરચીલાંવાળા સ્ફટિક અને રજતના નવ લાખ મહેલોથી શોભતી, વિભાગ પાડેલા રાજમાર્ગો, અન્ય માર્ગો, ચૌટાં, બજારો, શાળાઓ, સભાઓ તથા દેવાલયોથી રમણીય બનેલી, જળ છંટાયેલાં માર્ગો, આંગણાં, શેરીઓ અને ઓટલીવાળી, ફરકતી પતાકાઓવાળા ધ્વજો દ્વારા રોકાતા તડકાવાળી દ્વારકાપુરીમાં પધાર્યા. ॥ ૩ ॥ ૪ ॥ ૫ ॥ ૬ ॥

ખીલેલાં પુષ્પોવાળાં ઉપવનોમાં અને '**आरामेषु**' ઉદ્યાનોમાં પક્ષીઓનાં અને ભ્રમરોનાં વૃંદો, તેમનાંથી ગૂંજતી ॥ ૩ ॥ '**छुरितेषु**' ભરેલાં (સરોવરો)માં ॥ ૪॥ ઉત્તમ મરકતમણિઓથી જ '**प्रख्यायन्ते**' પ્રકાશે છે તેવા તેમનાથી (મહેલોથી) – સુવર્ણમય અને રત્નમય રાચરચીલાં છે જેમનામાં તેમનાથી ॥ ૫ ॥ '**पतन्त्यः**' ફરકતી પતાકાઓ છે જેમાં તે ધ્વજો દ્વારા રોકાયો છે તડકો જેમાં તે નગરીમાં ॥ ૬ ॥

તેમાં (દ્વારકા નગરીમાં) સર્વ લોકપાલો દ્વારા પૂજાયેલું, શ્રીહરિનું સર્વ સમૃદ્ધિવાળું અંતઃપુર હતું, જ્યાં (સ્વર્ગના શિલ્પકાર) વિશ્વકર્મા દ્વારા પોતાનું કલાનૈપુણ્ય સંપૂર્ણપણે દર્શાવવામાં આવ્યું હતું. સોળ હજાર (એકસો આઠ) મહેલોથી શોભતા તે શ્રીહરિના અંતઃપુરમાં શ્રીહરિની પત્નીઓના મહેલોમાંના એક મહેલમાં નારદજી પ્રવેશ્યા.॥ ૭ ॥ ૮ ॥

तस्यां द्वारकायाम्। सर्वैर्धिष्ण्यपैर्लोकपालैरर्चितम्। षोडशभिः सद्मसहस्रैः समलंकृतं हरेरन्तःपुरं विवेश। तत्र च तस्य शौरेः पत्नीनां भवनेष्वेकतमं विवेशेत्यन्वयः। यत्र च स्वकौशलं त्वष्ट्रा दर्शितमित्यन्तःपुरभवनयोर्विशेषणम् ॥ ७ ॥ ८ ॥

तदनुवर्णयति चतुर्भिः—**विष्टब्धमिति**।

**विष्टब्धं विद्रुमस्तम्भैर्वैदूर्यफलकोत्तमैः।**
**इन्द्रनीलमयैः कुड्यैर्जगत्या चाहतत्विषा॥ ९**

**वितानैर्निर्मितैस्त्वष्ट्रा मुक्तादामविलम्बिभिः।**
**दान्तैरासनपर्यंकैर्मण्युत्तमपरिष्कृतैः ॥ १०**

**दासीभिर्निष्ककण्ठीभिः सुवासोभिरलंकृतम्।**
**पुम्भिः सकञ्चुकोष्णीषसुवस्त्रमणिकुण्डलैः॥ ११**

**रत्नप्रदीपनिकरद्युतिभिर्निरस्त-**
**ध्वान्तं विचित्रवलभीषु शिखण्डिनोऽङ्ग।**
**नृत्यन्ति यत्र विहितागुरुधूपमक्षै-**
**र्निर्यान्तमीक्ष्य घनबुद्धय उन्नदन्तः॥ १२**

(છંદ - વસંતતિલકા, શ્લોક - ૧૨ થી ૧૮)

विद्रुमस्तम्भैर्विष्टब्धं विधृतम्। वैदूर्यमयानि फलकोत्तमानि स्तम्भाश्रयणानि छादनानि तैरिन्द्रनीलमयैः कुड्यादिभिश्चोपलक्षितम्। जगत्या भूमिकया चेन्द्रनीलमय्या। न हता त्विड् यस्यास्तया॥ ९॥ मुक्तादाम्नां विलम्बा विविधानि लम्बनानि विद्यन्ते येषु तैः। मण्युत्तमैः परिष्कृतैर्भूषितैः॥ १०॥ ११॥ ईक्ष्य समीक्ष्य। घनो मेघोऽयमिति बुद्धिर्येषां ते॥ १२॥

**'तस्याम्'** તે દ્વારકા નગરીમાં સર્વ **'धिष्ण्यपैः'** લોકપાલો દ્વારા પૂજાયેલા, સોળ હજાર મહેલોથી શોભતા, શ્રીહરિના અંતઃપુરમાં (નારદજી) પ્રવેશ્યા અને તેમાં શ્રીકૃષ્ણની પત્નીઓના મહેલોમાંના એક મહેલમાં પ્રવેશ્યા, એમ અન્વય છે. જ્યાં વિશ્વકર્મા દ્વારા પોતાનું કલાનૈપુણ્ય દર્શાવવામાં આવ્યું હતું, એ અંતઃપુર અને મહેલ – બંનેની વિશેષતા દર્શાવે છે.॥ ૭ ॥ ૮ ॥

તે ચાર શ્લોકો દ્વારા વર્ણવે છે – **'विष्टब्धम् इति।'**

વૈદૂર્યમણિઓની ઉત્તમ કુંભીઓવાળા વિદ્રુમમણિના થાંભલાઓથી ધારણ કરાયેલા, ઈન્દ્રનીલમણિની બનેલી ભીંતોથી અને સતત ચળકતી અંદરની ફરસોથી શોભતા, ॥ ૯ ॥ વિશ્વકર્મા દ્વારા બનાવવામાં આવેલા લટકણોવાળા મોતીઓની માળાઓના ચંદરવાઓથી, ઉત્તમ મણિઓથી જડેલાં, હાથીદાંતનાં આસનોથી અને પલંગોથી સુશોભિત, ॥ ૧૦ ॥ ગળામાં કંઠી પહેરેલી અને સુંદર વસ્ત્રોવાળી દાસીઓથી અને જામા, પાઘડી, ઉત્તમ વસ્ત્રો અને મણિમય કુંડળો ધારણ કરનારા દાસોથી શોભતા મહેલમાં ॥ ૧૧ ॥

હે રાજા, રત્નોના અનેક દીવાઓની કાંતિથી જેમાં અંધકાર દૂર થતો હતો અને જ્યાં કરેલા અગરના ધૂપને જાળિયામાંથી બહાર નીકળતો જોઈને, તેને વાદળ માનતા મયૂરો વિવિધ રંગવાળી છાજલીઓ પર મોટેથી ટહુકા કરતા નાચતા હતા. ॥ ૧૨ ॥

વૈદૂર્યમણિઓની ઉત્તમ કુંભીઓના આચ્છાદનવાળા વિદ્રુમમણિના થાંભલાઓથી **'विष्टब्धम्'** ધારણ કરાયેલા, ઈન્દ્રનીલમણિની ભીંતોથી દેખાતી ઈન્દ્રનીલમણિમય **'जगत्या'** ફરસોથી સતત કાંતિ છે જેની, તેનાથી શોભતા (મહેલમાં) ॥ ૯ ॥ મોતીઓની માળાઓના **'विलम्बाः'** જુદાં જુદાં લટકણો છે જેમનામાં તે ચંદરવાઓથી – ઉત્તમ મણિઓથી **'परिष्कृतैः'** જડેલાં (આસનો અને પલંગો)થી ॥ ૧૦ ॥ ૧૧ ॥ **'ईक्ष्य'** જોઈને 'આ વાદળ છે.' એવી બુદ્ધિ છે જેમની તે (મયૂરો) ॥ ૧૨ ॥

**तस्मिन् समानगुणरूपवयस्सुवेष-**
**दासीसहस्रयुतयानुसवं गृहिण्या।**
**विप्रो ददर्श चमरव्यजनेन रुक्म-**
**दण्डेन सात्वतपतिं परिवीजयन्त्या॥ १३**

अनुसवं सर्वकालम्। आत्मना समानानि गुणरूपवयांसि सुवेषोऽलंकाराश्च यस्य तेन दासीसहस्रेण युतया गृहिण्या सह॥ १३॥

**तं सन्निरीक्ष्य भगवान् सहसोत्थितः श्री-**
**पर्यङ्कतः सकलधर्मभृतां वरिष्ठः।**
**आनम्य पादयुगलं शिरसा किरीट-**
**जुष्टेन साञ्जलिरवीविशदासने स्वे॥ १४**

श्रियो रुक्मिण्याः पर्यङ्कतः। अवीविशदुपवेशयामास॥ १४॥

**तस्यावनिज्य चरणौ तदपः स्वमूर्ध्ना-**
**ऽबिभ्रज्जगद्गुरुतरोऽपि सतां पतिर्हि।**
**ब्रह्मण्यदेव इति यद्गुणनाम युक्तं**
**तस्यैव यच्चरणशौचमशेषतीर्थम्॥ १५**

अबिभ्रदबिभः दधारेत्यर्थः। बिभ्रदिति शत्रन्तं वा। तदा संपूज्याभिभाष्य च प्राहेत्युत्तरेणान्वयः। कथंभूतः। यस्य चरणशौचं गङ्गा अशेषतीर्थं सः। अत एव जगद्गुरुतरोऽपि सतां धर्मभृतां पतित्वादेवमकरोदित्यर्थः। सतां पतित्वे हेतुः— ब्रह्मण्यदेव इति यद्गुणकृतं नाम तस्यैव यतो युक्तं समञ्जसमतस्तद्धर्मप्रवर्तनायैवमाचरण-मित्यर्थः॥ १५॥

તે મહેલમાં પોતાના સમાન ગુણ, રૂપ, વય તથા સુંદર વસ્ત્રાલંકારવાળી હજાર દાસીઓ સાથે (હોવા છતાં) સુવર્ણની દાંડીવાળા ચમરના વીંઝણાથી સર્વકાળ વીંઝણો નાખતાં ગૃહિણી રુક્મિણીસહિત યાદવપતિ શ્રીકૃષ્ણને નારદજીએ જોયા. ॥ ૧૩ ॥

**'अनुसवम्'** સર્વકાળ – પોતાના સમાન ગુણ, રૂપ, વય અને સુંદર વસ્ત્રાલંકાર છે જેમનાં તે હજાર દાસીઓ સાથે ગૃહિણી રુક્મિણીસહિત ॥ ૧૩ ॥

સમગ્ર ધર્મરક્ષકોમાં સર્વશ્રેષ્ઠ ભગવાન શ્રીકૃષ્ણ તેમને નિહાળીને રુક્મિણીજીના પલંગ પરથી એકદમ ઊભા થયા અને તેમણે બે હાથ જોડીને મુકુટયુક્ત મસ્તકથી તેમના ચરણયુગલમાં નમન કરીને તેમને પોતાના આસન ઉપર બેસાડ્યા. ॥ ૧૪ ॥

**'श्रियः'** રુક્મિણીજીના પલંગ પરથી – **'अवीविशत्'** બેસાડ્યા. ॥ ૧૪ ॥

જેમનું ચરણોદક સર્વને પવિત્ર કરનારું છે તેવા તે ભગવાન જગતનાં સર્વ પ્રાણીઓના પૂજ્યતમ (ગુરુ) અને સત્પુરુષોના પાલક હોવા છતાં પણ તેમણે નારદજીના બન્ને ચરણો પખાળીને તે જળ પોતાના મસ્તક ઉપર ધારણ કર્યું. સાચે જ, 'બ્રાહ્મણભક્ત' એવું ભગવાનનું જે ગુણને અનુરૂપ નામ છે, તે તેમને યોગ્ય જ છે. ॥ ૧૫ ॥

**'अबिभ्रत्' अबिभः** (રૂપ થાય) ધારણ કર્યું, એમ અર્થ છે. અથવા માત્ર **'बिभ्रत्'** રૂપ રાખીએ તો વર્ત. કૃદન્ત બને. એમ અર્થ કરીએ તો, જળ ધારણ કરતા, પૂજન કરીને, સંબોધન કરીને કહ્યું, એમ પછીના શ્લોક સાથે સંબંધ છે. કેવા ભગવાન? જેમના ચરણોદકરૂપ ગંગાજી સર્વને પાવન કરનાર છે તે ભગવાન. આથી જ જગતનાં સર્વ પ્રાણીઓના પૂજ્ય હોવા છતાં **'सताम्'** ધર્મનું રક્ષણ કરનારાઓના પાલક હોવાથી જ આ પ્રમાણે કર્યું, એમ અર્થ છે. સત્પુરુષોના પાલક હોવા માટેનું કારણ – બ્રાહ્મણભક્ત, એવું જે ગુણને કારણે પડેલું નામ છે તે આ કારણે તેમને **'युक्तम्'** યોગ્ય જ છે. ધર્મ પ્રવર્તાવવા માટે ભગવાનનું આવું આચરણ છે, એમ અર્થ છે. ॥ ૧૫ ॥

**सम्पूज्य देवऋषिवर्यमृषिः पुराणो**
**नारायणो नरसखो विधिनोदितेन।**
**वाण्याभिभाष्य मितयामृतमिष्टया तं**
**प्राह प्रभो भगवते करवाम हे किम्॥ १६**

અભિભાષ્ય દિષ્ટ્યાત્ર ત્વદાગમનમિત્યાદિ પ્રિયમુક્ત્વા॥ १६ ॥

भगवता स्वस्यार्हणमनर्हं मन्यमानस्तत्संभावयन्नाह—**नैवेति**।

नारद उवाच

**नैवाद्भुतं त्वयि विभोऽखिललोकनाथे**
**मैत्री जनेषु सकलेषु दमः खलानाम्।**
**निःश्रेयसाय हि जगत्स्थितिरक्षणाभ्यां**
**स्वैरावतार उरुगाय विदाम सुष्ठु॥ १७**

सर्वमित्रत्वादेवमर्हणं न तु मम गौरवात्। तर्हि कथं कंसादिष्वमैत्री तत्राह—खलानां दमश्च नैवाद्भुतमिति। कुतः। जगतः स्थितिर्धारणं रक्षणं पालनं ताभ्यां सह तस्य निःश्रेयसाय तवायं स्वेच्छावतार इति वयं सुष्ठु सम्यग्विद्मः। अतः खलदमः साधुसंमाननं च युक्तमिति भावः॥ १७॥

यदुक्तं प्रभो किं करवामेति तत्राह—**दृष्टमिति**।

પુરાતન હોવા છતાં નૂતન, મંત્રદ્રષ્ટા, નરના મિત્ર નારાયણ શ્રીકૃષ્ણે દેવર્ષિવર્ય નારદજીની શાસ્ત્રોક્ત વિધિથી અમૃત(વર્ષિણી) મધુર, અલ્પ વાણીથી 'હે પ્રભુ!' એમ સંબોધન કરીને, 'અમે આપ ભગવાન માટે શું કરીએ?' એમ કહ્યું. ॥ ૧૬ ॥

**'अभिभाष्य'** આપ અહીં પધાર્યા, એ બહુ સારું થયું વગેરે પ્રિય કહીને ॥ ૧૬ ॥

ભગવાન દ્વારા પોતાનું પૂજન યોગ્ય નથી, એમ માનતા નારદજી તેમને સન્માન આપતા કહેવા લાગ્યા – **'न-एव इति।'**

હે વ્યાપક! (ભક્તો દ્વારા) હે અનેક રીતે ગાન કરાતા (વિભુ)! સમગ્ર લોકના નાથ એવા આપના વિષે કંઈ જ આશ્ચર્ય નથી કે આપ સકળ જનો સાથે મિત્રતા રાખો છો અને દુષ્ટોને દંડ આપો છો, કારણ કે અમે સારી રીતે જાણીએ છીએ કે આપનો સ્વેચ્છાથી લીધેલો (આ) અવતાર જગતનાં ધારણ અને પાલન સહિત તેના કલ્યાણ માટે જ છે. ॥ ૧૭ ॥

આપ સર્વના મિત્ર છો તેથી આમ પૂજન કરો છો, પરંતુ મારી મહાનતાને કારણે નહીં. તો પછી કંસ વગેરે પ્રતિ આપની શત્રુતા કેવી રીતે છે? તે માટે કહે છે – દુષ્ટોને આપ દંડ આપો, એમાં આશ્ચર્ય જ નથી. શા માટે? જગતનાં **'स्थितिः'** ધારણ અને **'रक्षणम्'** પાલન તે બંને સહિત તેના કલ્યાણ માટે આપે આપનો આ અવતાર સ્વેચ્છાથી લીધેલો છે, એ અમે **'सुष्ठु'** સારી રીતે જાણીએ છીએ. આથી દુષ્ટોને દંડ અને સત્પુરુષોનું સન્માન એ યોગ્ય છે, એવો ભાવ છે. ॥ ૧૭ ॥

'હે પ્રભુ, અમે આપને માટે શું કરીએ?' (શ્લોક-૧૬) એમ જે (આપના દ્વારા) કહેવામાં આવ્યું, તે માટે (નારદજી ભગવાનને) કહે છે – **'दृष्टम् इति।'**

**दृष्टं तवाङ्घ्रियुगलं जनतापवर्गं**
**ब्रह्मादिभिर्हृदि विचिन्त्यमगाधबोधैः।**
**संसारकूपपतितोत्तरणावलम्बं**
**ध्यायंश्चराम्यनुगृहाण यथा स्मृतिः स्यात्॥ १८**

ભક્તજનોના મોક્ષરૂપ, અગાધ જ્ઞાનવાળા બ્રહ્માદિ દેવો દ્વારા હૃદયમાં ચિંતન કરવા યોગ્ય અને સંસારરૂપી કૂવામાં પડેલાઓને માટે બહાર નીકળવાના અવલંબનરૂપ આપના ચરણયુગલને મેં નિહાળ્યું છે, (આથી હું કૃતકૃત્ય થયો છું, તેમ છતાં) જે રીતે મને આપનું સ્મરણ રહે તે રીતે આપ મારા પર અનુગ્રહ કરો, કે જેથી આપના ચરણયુગલનું ધ્યાન ધરતા હું વિચરણ કરું. ॥ ૧૮ ॥

भक्तजनताया अपवर्गरूपम्। किंच अतिदुर्लभतया ब्रह्मादिभिर्योगेश्वरैरपि हृदि विचिन्त्यम्। किंच संसारकूपे पतितानामुत्तरणायावलम्बमाश्रयम्। एवंभूतं तवाङ्घ्रियुगलं मया दृष्टमतः कृतकृत्योऽस्मि। तथापि त्वत्स्मृतिर्यथा स्यात्तथाऽनुगृहाण। ततस्तद्ध्यायन्नेव नित्यं चरामीति॥ १८॥

ભક્તજનોના મોક્ષરૂપ, વળી, અતિ દુર્લભ હોવાથી બ્રહ્માજી વગેરે યોગેશ્વરો દ્વારા પણ હૃદયમાં ચિંતન કરવા યોગ્ય, વળી, સંસારરૂપી કૂવામાં પડેલાઓને બહાર નીકળવાના **‘अवलम्बम्’** આધારરૂપ, આવા આપના ચરણયુગલને મેં નિહાળ્યું છે. આથી હું કૃતકૃત્ય થયો છું, તેમ છતાં આપનું સ્મરણ જે રીતે થાય તે રીતે આપ અનુગ્રહ કરો. તેથી તેનું ધ્યાન જ કરતો હું સદાય વિચરણ કરું. ॥ ૧૮ ॥

**ततोऽन्यदाविशद् गेहं कृष्णपत्न्याः स नारदः।**
**योगेश्वरेश्वरस्याङ्ग योगमायाविवित्सया॥ १९**
॥ १९ ॥

પછી હે રાજા, યોગેશ્વરોના પણ ઈશ્વર શ્રીકૃષ્ણની યોગમાયાને જાણવાની ઈચ્છાથી તે નારદજી શ્રીકૃષ્ણની પત્નીના બીજા મહેલમાં પ્રવેશ્યા. ॥ ૧૯ ॥ ૧૯ ॥

**दीव्यन्तमक्षैस्तत्रापि प्रियया चोद्धवेन च।**
**पूजितः परया भक्त्या प्रत्युत्थानासनादिभिः॥ २०**

તે મહેલમાં પણ પ્રિયા (સત્યભામા) અને ઉદ્ધવજી સાથે પાસાઓથી રમતા (ભગવાનને નારદજીએ જોયા). ત્યાં પણ શ્રીકૃષ્ણે પરમ ભક્તિપૂર્વક સામે ઊભા થવું, આસન આપવું વગેરેથી (નારદજીનો) સત્કાર કર્યો. ॥ ૨૦ ॥

अक्षैर्दीव्यन्तमित्यादौ ददर्शेति ज्ञातव्यम् ॥ २० ॥

પાસાઓથી રમતા વગેરે (ક્રિયાઓ કરતા) **‘ददर्श’** ભગવાનને જોયા – એમ સર્વ ક્રિયાઓમાં સમજી લેવું. ॥ ૨૦ ॥

**पृष्टश्चाविदुषेवासौ कदाऽऽयातो भवानिति।**
**क्रियते किं नु पूर्णानामपूर्णैरस्मदादिभिः॥ २१**
॥ २१ ॥

અને જાણે કંઈ જાણતા ન હોય તેમ જ તેમણે પૂછ્યું: ‘આપ ક્યારે પધાર્યા? અપૂર્ણ એવા અમારા વગેરે દ્વારા પૂર્ણ એવા આપનું કયું કાર્ય કરવામાં આવે? ॥ ૨૧ ॥ ૨૧ ॥

अथापि ब्रूहि नो ब्रह्मन् जन्मैतच्छोभनं कुरु ।
स तु विस्मित उत्थाय तूष्णीमन्यदगाद् गृहम् ॥ २२ ॥ २२ ॥

'તેમ છતાં હે વિપ્ર, આપ આજ્ઞા કરો અને મારો આ જન્મ સફળ કરો.' આશ્ચર્ય પામેલા નારદજી તો ચૂપચાપ ત્યાંથી ઊઠીને બીજા ઘરમાં ગયા.॥ ૨૨ ॥ ૨૨ ॥

तत्राप्यचष्ट गोविन्दं लालयन्तं सुतान् शिशून् ।
ततोऽन्यस्मिन् गृहेऽपश्यन्मज्जनाय कृतोद्यमम् ॥ २३ ॥ २३ ॥

ત્યાં પણ તેમણે શ્રીગોવિંદને નાનાં બાળકોને રમાડતા જોયા. ત્યાંથી બીજા ઘરમાં જઈને સ્નાન માટે તૈયારી કરતા (ભગવાનને તેમણે જોયા).॥ ૨૩॥૨૩॥

जुह्वन्तं च वितानाग्नीन् यजन्तं पञ्चभिर्मखैः ।
भोजयन्तं द्विजान् क्वापि भुञ्जानमवशेषितम् ॥ २४

(ત્યાંથી બીજા ઘરમાં જઈને તેમણે ભગવાનને) આહવનીય વગેરે અગ્નિઓનું યજન કરતા અને પંચ મહાયજ્ઞોથી પૂજન કરતા જોયા; ક્યાંક બ્રાહ્મણોને ભોજન કરાવતા તો ક્યાંક બાકી રહેલા પ્રસાદનું ભોજન કરતા (જોયા). ॥ ૨૪ ॥

वितानाग्नीनाहवनीयादीनग्निहोत्रेण पञ्चभि-र्मखैर्महायज्ञैर्यजन्तम् ॥ २४ ॥

**'वितान-अग्नीन्'** આહવનીય વગેરે અગ્નિઓનું અગ્નિહોત્રથી યજન કરતા અને પાંચ (દેવ, ઋષિ, પિતૃ, મનુષ્ય, ભૂત) મહાયજ્ઞોથી પૂજન કરતા (ભગવાનને જોયા). ॥ ૨૪ ॥

क्वापि सन्ध्यामुपासीनं जपन्तं ब्रह्म वाग्यतम् ।
एकत्र चासिचर्मभ्यां चरन्तमसिवर्त्मसु ॥ २५ ॥ २५ ॥

ક્યાંક સન્ધ્યોપાસના કરતા, મૌન થઈને ગાયત્રીનો જપ કરતા તથા એક સ્થળે ઢાલ અને તલવારથી તલવારના પેંતરા બદલવામાં ઘૂમતા (ભગવાનને જોયા). ॥ ૨૫ ॥ ૨૫ ॥

अश्वैर्गजै रथैः क्वापि विचरन्तं गदाग्रजम् ।
क्वचिच्छयानं पर्यंके स्तूयमानं च बन्दिभिः ॥ २६ ॥ २६ ॥

(નારદજીએ) ક્યાંક ઘોડા, હાથી અને રથ પર સવાર થઈને વિચરતા ગદાગ્રજ ભગવાનને જોયા, તો ક્યાંક પલંગ ઉપર પોઢેલા અને બંદિજનો દ્વારા સ્તુતિ કરાતા જોયા. ॥ ૨૬ ॥ ૨૬ ॥

मन्त्रयन्तं च कस्मिंश्चिन्मन्त्रिभिश्चोद्धवादिभिः ।
जलक्रीडारतं क्वापि वारमुख्याबलावृतम् ॥ २७ ॥ २७ ॥

કોઈક ઘરમાં ઉદ્ધવજી વગેરે મંત્રીઓ સાથે મંત્રણા કરતા, તો ક્યાંક ઉત્તમ વારાંગનાઓથી વીંટળાઈને જળક્રીડા કરતા ભગવાનને જોયા. ॥ ૨૭ ॥ ૨૭ ॥

कुत्रचिद् द्विजमुख्येभ्यो ददतं गाः स्वलंकृताः ।
इतिहासपुराणानि शृण्वन्तं मङ्गलानि च ॥ २८ ॥ २८ ॥

ક્યાંક શ્રેષ્ઠ બ્રાહ્મણોને સારી રીતે શણગારેલી ગાયોનું દાન આપતા અને મંગળમય ઈતિહાસ, પુરાણોનું શ્રવણ કરતા જોયા. ॥ ૨૮ ॥ ૨૮ ॥

हसन्तं हास्यकथया कदाचित् प्रियया गृहे ।
क्वापि धर्मं सेवमानमर्थकामौ च कुत्रचित् ॥ २९ ॥ २९ ॥

કોઈ એક ઘરમાં પ્રિયા સાથે વિનોદવાર્તા કરતા હાસ્ય કરી રહેલા, ક્યાંક ધર્મનું સેવન કરતા, તો ક્યાંક આર્થિક બાબતો અને ઈચ્છિત કામનાઓનું સેવન કરતા (ભગવાનને જોયા). ॥ ૨૯ ॥ ૨૯ ॥

**ध्यायन्तमेकमासीनं पुरुषं प्रकृतेः परम्।**
**शुश्रूषन्तं गुरून् क्वापि कामैर्भोगैः सपर्यया॥ ३०**

॥ ३० ॥

કોઈ ઘરમાં પ્રકૃતિથી પર એવા પુરુષનું ધ્યાન કરતા એકલા બેઠેલા તથા ક્યાંક ઈચ્છિત સુખોપભોગોથી અને પૂજાથી ગુરુજનોની સેવા કરતા (ભગવાનને જોયા). ॥ ૩૦ ॥ ૩૦ ॥

**कुर्वन्तं विग्रहं कैश्चित् सन्धिं चान्यत्र केशवम्।**
**कुत्रापि सह रामेण चिन्तयन्तं सतां शिवम्॥ ३१**

॥ ३१ ॥

ક્યાંક યુદ્ધની યોજના કરતા, તો બીજે ક્યાંક સુલેહ કરતા કેશવને જોયા. ક્યાંક વળી, બલરામજી સાથે સત્પુરુષોના કલ્યાણનો વિચાર કરતા (ભગવાનને જોયા). ॥ ૩૧ ॥ ૩૧ ॥

**पुत्राणां दुहितॄणां च काले विध्युपयापनम्।**
**दारैर्वरैस्तत्सदृशैः कल्पयन्तं विभूतिभिः॥ ३२**

યોગ્ય સમયે પુત્રોને સુયોગ્ય વધૂઓ સાથે અને પુત્રીઓને સુયોગ્ય વરોની સાથે ગોઠવતા તથા વિધિપૂર્વક વૈભવથી પરણાવતા (ભગવાનને નારદજીએ કોઈ ઘરમાં જોયા). ॥ ૩૨ ॥

काले तत्तत्समये विधिना उपयापनं प्रापणं विवाहमित्यर्थः। कल्पयन्तं घटयन्तम्। विभूतिभिर्विभवैः॥ ३२॥

**'काले'** તે તે ઉચિત સમયે વિધિપૂર્વક **'उपयापनम्'** વિવાહ કરાવતા, એમ અર્થ છે. **'कल्पयन्तम्'** ગોઠવતા – **'विभूतिभिः'** વૈભવથી ॥ ૩૨ ॥

**प्रस्थापनोपानयनैरपत्यानां महोत्सवान्।**
**वीक्ष्य योगेश्वरेशस्य येषां लोका विसिस्मिरे॥ ३३**

(દીકરી-જમાઈ વગેરે) સંતાનોને વળાવવાં તથા બોલાવવાં વગેરે પ્રસંગે મહોત્સવો કરતા (ભગવાનને જોયા). જે શ્રીકૃષ્ણનાં સંતાનોના મહોત્સવોને જોઈને લોકો વિસ્મય પામી જતા હતા. ॥ ૩૩ ॥

प्रस्थापनं दुहितृजामात्रादीनां स्वगृहात्तत्तद्गृहं प्रति नयनम्। उपानयनं तत्तद्गृहात्पुनरानयनम्। तैर्महोत्सवान्कल्पयन्तम्। योगेश्वरेशस्य तेषामपत्यानां महोत्सवान्वीक्ष्य लोकाः सर्वे विसिस्मिरे विस्मयं चक्रुः। तथाभूतान् कल्पयन्तम्॥ ३३॥

**'प्रस्थापनम्'** દીકરી-જમાઈ વગેરેને પોતાના ગૃહેથી તેમના ગૃહે વળાવવાં, **'उपानयनम्'** તેમના ગૃહેથી પાછાં બોલાવવાં, તે કારણે મહોત્સવો ગોઠવતા ભગવાનને (જોયા.) – યોગેશ્વરોના પણ ઈશ્વર ભગવાનનાં સંતાનોના મહોત્સવોને જોઈને સર્વ જનો **'विसिस्मिरे'** વિસ્મય પામી જતા હતા – તેવા મહોત્સવોને ગોઠવતા ભગવાનને (જોયા). ॥ ૩૩ ॥

**यजन्तं सकलान् देवान् क्वापि क्रतुभिरूर्जितैः।**
**पूर्तयन्तं क्वचिद् धर्मं कूपाराममठादिभिः॥ ३४**

॥ ३४ ॥

(કોઈ ઘરમાં) મોટા મોટા યજ્ઞો દ્વારા સમગ્ર દેવતાઓનું યજન કરતા અને કૂવા, બગીચા તથા ધર્મશાળાઓ બંધાવીને પૂર્ત ધર્મ (લોકકલ્યાણનાં કાર્યો) આચરતા ભગવાનને (નારદજીએ જોયા). ॥૩૪॥૩૪॥

**चरन्तं मृगयां क्वापि हयमारुह्य सैन्धवम्।**
**घ्नन्तं ततः पशून् मेध्यान् परीतं यदुपुङ्गवैः॥ ३५**

॥ ३५ ॥

(વળી, નારદજીએ ભગવાનને) ક્યાંક સિંધુ દેશના ઘોડા પર સવાર થઈ યાદવ યોદ્ધાઓથી વીંટળાઈને મૃગયા કરવા વિચરતા અને ત્યાં યજ્ઞીય પશુઓને મારતા (જોયા). ॥ ૩૫ ॥ ૩૫ ॥

**अव्यक्तलिङ्गं प्रकृतिष्वन्तःपुरगृहादिषु।**
**क्वचिच्चरन्तं योगेशं तत्तद्भावबुभुत्सया॥ ३६**

अव्यक्तलिङ्गं वेषान्तरेण च्छन्नम् ॥ ३६॥

મંત્રીઓમાં, અંતઃપુર તથા ઘર વગેરેમાં તે સર્વના વિચારો જાણવાની ઈચ્છાથી જુદા વેષમાં ગુપ્ત રહીને વિચરતા યોગેશ્વર (શ્રીકૃષ્ણ)ને (નારદજીએ જોયા). ॥ ૩૬ ॥

**'अव्यक्तलिङ्गम्'** જુદા (બીજા) વેશમાં ગુપ્ત રહેલાને ॥ ૩૬ ॥

**अथोवाच हृषीकेशं नारदः प्रहसन्निव।**
**योगमायोदयं वीक्ष्य मानुषीमीयुषो गतिम्॥ ३७**

॥ ३७॥

પછી મનુષ્યની લીલાને પ્રાપ્ત કરનાર ભગવાનની યોગમાયાનો વૈભવ જોઈને સ્મિત કરતા નારદજી હૃષીકેશ શ્રીકૃષ્ણને કહેવા લાગ્યા. ॥ ૩૭ ॥ ૩૭ ॥

**विदाम योगमायास्ते दुर्दर्शा अपि मायिनाम्।**
**योगेश्वरात्मन् निर्भाता भवत्पादनिषेवया॥ ३८**

હે યોગેશ્વર, (બ્રહ્માજી વગેરે) માયાવીઓને પણ દુર્જ્ઞેય (જાણવી કઠણ) એવી આપની યોગમાયા આપના ચરણની સેવાથી મારા મનમાં સ્ફુરિત થાય છે. (આપની યોગમાયાને અમે) જાણીએ છીએ (પરંતુ આપના પરમાર્થસ્વરૂપને નહીં). ॥ ૩૮ ॥

हे योगेश्वर आत्मन् आत्मनि मम मनसि तव स्वरूपे वा निर्भाताः प्रतीतास्तव योगमायाः केवलं विदाम विद्मः न तु त्वत्परमार्थमिति भावः॥ ३८॥

હે યોગેશ્વર, **'आत्मन्' आत्मनि** મારા મનમાં અથવા આપના સ્વરૂપમાં **'निर्भाताः'** પ્રતીત થતી કેવળ આપની યોગમાયાને અમે જાણીએ છીએ, પરંતુ આપના પરમાર્થસ્વરૂપને નહીં. ॥ ૩૮ ॥

त्वन्मानुष्यनाट्येन मुह्याम्यतो मां प्रस्थापयेत्याह—**अनुजानीहीति**।

આપની મનુષ્યલીલાથી હું મોહિત થયો છું, આથી મને (હવે) જવાની આજ્ઞા આપો, એમ કહે છે – **'अनुजानीहि इति।'**

**अनुजानीहि मां देव लोकांस्ते यशसाऽऽप्लुतान्।**
**पर्यटामि तवोद्गायन् लीलां भुवनपावनीम्॥ ३९**

॥ ३९॥

હે દેવ, મને જવાની આજ્ઞા આપો, (જેથી) આપના યશથી વ્યાપેલા (ચૌદ) ભુવનમાં આપની ભુવનપાવની લીલાનું ઉચ્ચ સ્વરે ગાન કરતો હું ભ્રમણ કરું. ॥ ૩૯ ॥ ૩૯ ॥

**श्रीभगवानुवाच**

**ब्रह्मन् धर्मस्य वक्ताहं कर्ता तदनुमोदिता।**
**तच्छिक्षयँल्लोकमिममास्थितः पुत्र मा खिदः॥ ४०**

**શ્રીભગવાન બોલ્યા** – હે વિપ્ર, હું ધર્મનો વક્તા, કર્તા તથા તેને અનુમોદન આપનારો છું, તેથી લોકને શિક્ષણ આપતો હું આ ધર્માચરણમાં સ્થિત થયો છું. માટે હે પુત્ર, તું મોહ પામીશ નહીં. ॥ ૪૦ ॥

तत्तस्माल्लोकं शिक्षयन्निमं धर्ममास्थितो न तु तत्त्वतः। हे पुत्र, मा खिदः मोहं मा प्राप्नुहीति॥ ४०॥

**'तत्'** તેથી લોકને શિક્ષણ આપતો હું આ ધર્મમાં સ્થિત છું, નહીં કે તાત્ત્વિક રીતે – હે પુત્ર, **'मा खिदः'** મોહ પામીશ નહીં. ॥ ૪૦ ॥

श्रीशुक उवाच

**इत्याचरन्तं सद्धर्मान् पावनान् गृहमेधिनाम्।**
**तमेव सर्वगेहेषु सन्तमेकं ददर्श ह॥ ४१**

इत्येवमनुगृहीतस्तमेकमेवं सन्तं ददर्शेति ॥ ४१ ॥

**कृष्णस्यानन्तवीर्यस्य योगमायामहोदयम्।**
**मुहुर्दृष्ट्वा ऋषिरभूद् विस्मितो जातकौतुकः॥ ४२**

मुहुर्मुहुर्दृष्ट्वा जातकौतुको मुनिर्विस्मितोऽभूदिति॥ ४२॥

**इत्यर्थकामधर्मेषु कृष्णेन श्रद्धितात्मना।**
**सम्यक् सभाजितः प्रीतस्तमेवानुस्मरन् ययौ॥ ४३**

श्रद्धितः श्रद्धया युक्त आत्मा यस्य तेन॥ ४३॥

नारददृष्टां श्रीकृष्णलीलां निगमयति— **एवमिति**।

**एवं मनुष्यपदवीमनुवर्तमानो**
**नारायणोऽखिलभवाय गृहीतशक्तिः।**
**रेमेऽङ्ग षोडशसहस्रवराङ्गनानां**
**सव्रीडसौहृदनिरीक्षणहासजुष्टः ॥ ४४**

(છંદ - વસંતતિલકા, શ્લોક - ૪૪, ૪૫)

अखिलस्य भवायोद्भवाय गृहीताः शक्तयो नानामूर्तयो येन सः। सव्रीडं च तत्सौहृदं च तेन निरीक्षणं हासश्च ताभ्यां जुष्टः॥ ४४॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – આ રીતે (નારદજીએ) ગૃહસ્થોને પવિત્ર કરનારા શ્રેષ્ઠ ધર્મોને આચરતા તે એક જ શ્રીકૃષ્ણને સર્વ મહેલોમાં રહેતા જોયા હતા. ॥ ૪૧ ॥

આ પ્રમાણે અનુગ્રહ પામેલા નારદજીએ તે એક જ શ્રીકૃષ્ણને આવા (વિવિધરૂપે) નિહાળ્યા હતા. ॥ ૪૧ ॥

અનંત શક્તિવાળા શ્રીકૃષ્ણની યોગમાયાના પરમ ઐશ્વર્યને વારંવાર જોઈને આશ્ચર્ય પામેલા દેવર્ષિ વિસ્મિત થયા હતા. ॥ ૪૨ ॥

વારંવાર જોઈને '**जातकौतुकः**' આશ્ચર્ય પામેલા મુનિ વિસ્મિત થયા હતા. ॥ ૪૨ ॥

આમ, (લોકને સદ્ધર્મમાં પ્રવૃત્ત કરવા માટે) અર્થ, કામ અને ધર્મમાં શ્રદ્ધાયુક્ત મનવાળા શ્રીકૃષ્ણ દ્વારા ખૂબ સત્કાર પામેલા નારદજી પ્રસન્ન થઈને તેમનું જ સ્મરણ કરતા પધાર્યા. ॥ ૪૩ ॥

'**श्रद्धितः**' શ્રદ્ધાયુક્ત મન છે જેમનું તે શ્રીકૃષ્ણ દ્વારા ॥ ૪૩ ॥

નારદજી દ્વારા નિહાળવામાં આવેલી શ્રીકૃષ્ણલીલાનો ઉપસંહાર કરે છે – '**एवम् इति**।'

હે પ્રિય (પરીક્ષિત), આ પ્રમાણે મનુષ્યના (કર્તવ્ય)માર્ગનું આચરણ કરતા નારાયણે અખિલ (વિશ્વ)ના કલ્યાણ માટે અનેક મૂર્તિઓરૂપી શક્તિઓ સ્વીકારીને, સોળ હજાર શ્રેષ્ઠ અંગનાઓની લજ્જાયુક્ત સ્મિતભરી સ્નેહદષ્ટિથી સેવિત થઈને ક્રીડા કરી હતી. ॥ ૪૪ ॥

અખિલ (વિશ્વ)ના '**भवाय**' કલ્યાણ માટે સ્વીકારવામાં આવી છે અનેક મૂર્તિઓરૂપી શક્તિઓ જેમના દ્વારા તે નારાયણે – લજ્જાયુક્ત એવો તે સ્નેહ અને તે લજ્જાયુક્ત સ્નેહથી કરેલી દષ્ટિ અને સ્મિત, તેમનાથી સેવિત થયેલા નારાયણે ॥ ૪૪ ॥

**यानीह विश्वविलयोद्भववृत्तिहेतुः**
**कर्माण्यनन्यविषयाणि हरिश्चकार।**
**यस्त्वङ्ग गायति शृणोत्यनुमोदते वा**
**भक्तिर्भवेद् भगवति ह्यपवर्गमार्गे॥ ४५**

अनन्यविषयाण्यसाधारणानि। अपवर्गमार्गे मोक्षप्रदे॥ ४५॥

હે પ્રિય (પરીક્ષિત), વિશ્વનાં વિલય, ઉત્પત્તિ અને પાલનના કારણરૂપ શ્રીહરિએ જે જે અસાધારણ કર્મો કર્યાં છે, તેને જે મનુષ્ય ગાય છે, શ્રવણ કરે છે કે અનુમોદન આપે છે, તેને મોક્ષ પ્રાપ્ત કરાવનાર ભગવાન શ્રીહરિમાં ભક્તિ થાય છે. ॥ ૪૫ ॥

‘**अनन्यविषयाणि**’ (બીજાઓ દ્વારા કરાવા અશક્ય એવાં) અસાધારણ કર્મો – ‘**अपवर्गमार्गे**’ મોક્ષ પ્રદાન કરનાર શ્રીહરિમાં ॥ ૪૫ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे उत्तरार्धे कृष्णगार्हस्थ्यदर्शनं नामैकोनसप्ततितमोऽध्यायः॥ ६९॥
इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे उत्तरार्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायामेकोनसप्ततितमोऽध्यायः॥ ६९॥

*****

# अथ सप्ततितमोऽध्यायः

## ભગવાન શ્રીકૃષ્ણની દિનચર્યા તથા જરાસંધના કેદી રાજાઓના દૂતનો સંદેશો

ततस्तु सप्ततितमे कृष्णस्याह्निककर्मणि।
दूतनारदयोः कार्ये कार्यमन्त्रविचारणम्॥ १॥

(નારદજી ગયા) પછી તો સિત્તેરમા અધ્યાયમાં શ્રીકૃષ્ણનાં દૈનિક કર્મો (કહેવાયાં છે). (જરાસંધના કેદી રાજાઓને છોડાવવારૂપ) દૂતના કાર્ય અને (યુધિષ્ઠિરના રાજસૂય યજ્ઞમાં ભગવાનને મોકલવારૂપ) નારદજીના કાર્યમાં (કયું કાર્ય પ્રથમ કરવા યોગ્ય છે તે) કર્તવ્યની વિચારણા કરવામાં આવી છે. ॥ ૧ ॥

जगन्मङ्गलचारित्रमाह्निकं जगदीशितुः।
नारदेन क्वचित्किंचिद् दृष्टमाह यथाक्रमम्॥ २॥

નારદજી દ્વારા ક્યારેક કંઈક અંશે નિહાળવામાં આવેલા જગદીશ્વરના, જગતનું મંગળ કરનારા દૈનિક જીવન વિષે ક્રમાનુસાર કહે છે. ॥ ૨ ॥

**श्रीशुक उवाच**

**अथोषस्युपवृत्तायां कुक्कुटान् कूजतोऽशपन्।**
**गृहीतकण्ठ्यः पतिभिर्माधव्यो विरहातुराः॥ १**

**શ્રીશુકદેવજી બોલ્યા** – (પ્રિયતમનો વિચ્છેદ કરાવનારો) ઉષઃકાળ નજીક આવે ત્યારે પતિ શ્રીકૃષ્ણનાં અનેક સ્વરૂપો દ્વારા જેમના કંઠ ગ્રહણ કરાયા છે (જેમને આલિંગન આપવામાં આવ્યું છે) તે માધવની પત્નીઓ વિરહ(ની શંકા)થી વ્યાકુળ થઈને ‘કૂકડેકૂક’ શબ્દ કરતા કૂકડાઓને શાપ દેતી હતી. ॥ ૧ ॥

अथेति—‘इत्यर्थकामधर्मेषु कृष्णेन श्रद्धितात्मना।’ इति प्रस्तुतस्य श्रीकृष्णस्याह्निकस्याधिकारेऽथशब्दः।

‘**अथ इति।**’ ‘આમ અર્થ, કામ અને ધર્મમાં શ્રદ્ધાળુ મનવાળા શ્રીકૃષ્ણ દ્વારા (નારદજીનો સારી રીતે સત્કાર કરવામાં આવ્યો.)’ (શ્રીમદ્ ભા.૧૦/૬૯/૪૩) એમ નિર્દેશ કરવામાં આવેલા શ્રીકૃષ્ણના દૈનિક જીવનના પ્રારંભ માટે ‘**अथ**’ શબ્દ છે.

उपवृत्तायामासन्नायाम्। पतिभिः श्रीकृष्णैः। माधव्यो माधवस्य भार्याः॥ १॥

'**उपवृत्तायाम्**' નજીક આવે ત્યારે '**पतिभिः**' પતિ શ્રીકૃષ્ણનાં અનેક સ્વરૂપો દ્વારા – '**माधव्यः**' માધવની પત્નીઓ ॥ ૧ ॥

**वयांस्यरूरुवन् कृष्णं बोधयन्तीव बन्दिनः।**
**गायत्स्वलिष्वनिद्राणि मन्दारवनवायुभिः॥ २**

પારિજાતના વનના વાયરાઓથી (હર્ષિત થયેલા) ભમરાઓ ગુંજારવ કરતા ત્યારે નિદ્રારહિત થયેલાં પક્ષીઓ, બંદિજનોની જેમ શ્રીકૃષ્ણને (સ્તુતિ કરીને) જગાડતાં હોય તેમ અતિશય કલરવ કરવા લાગતાં. ॥ ૨ ॥

बन्दिन इव श्रीकृष्णं बोधयन्ति सन्ति वयांसि पक्षिणोऽरूरुवन् अतिशयेनाकूजन्। मन्दारवनवायुभिर्गायत्स्वलिष्वनिद्राणि निद्रारहितानि वयांसि॥ २॥

બંદિજનો જેમ શ્રીકૃષ્ણને જગાડે તેમ '**वयांसि**' પક્ષીઓ '**अरूरुवन्**' અતિશય કલરવ કરવા લાગતાં. પારિજાતના વનના વાયરાઓથી (હર્ષિત થયેલા) ભમરાઓ ગુંજારવ કરતા ત્યારે '**अनिद्राणि**' નિદ્રારહિત થયેલાં પક્ષીઓ ॥ ૨ ॥

**मुहूर्तं तं तु वैदर्भी नामृष्यदतिशोभनम्।**
**परिरम्भणविश्लेषात् प्रियबाह्वन्तरं गता॥ ३**

બ્રાહ્મમુહૂર્તનો તે સમય અતિ મંગળકારી હોવા છતાં પ્રિયતમના બંને બાહુઓની વચ્ચે રહેલાં વિદર્ભનંદિની પતિના આલિંગનના વિયોગ (થવાની આશંકા)થી તે શુભ વેળા પણ સહન કરી શકતાં નહીં. ॥ ૩ ॥

वैदर्भीत्युपलक्षणम्। परिरम्भणविश्लेषात्तं पर्यालोच्य॥ ३॥

વિદર્ભનંદિનીની પ્રતિક્રિયા સર્વ રાણીઓના ભાવને સૂચિત કરે છે. આલિંગનના વિયોગથી, તે (આલિંગન-વિયોગ વિષે) વિચારીને તેઓ તે શુભ વેળા સહન કરી શકતાં નહીં. ॥ ૩ ॥

**ब्राह्मे मुहूर्त उत्थाय वार्युपस्पृश्य माधवः।**
**दध्यौ प्रसन्नकरण आत्मानं तमसः परम्॥ ४**

॥ ४॥

બ્રાહ્મમુહૂર્તમાં ઊઠીને જળનું આચમન કરી (હાથ-પગ વગેરે ધોઈને) સાવધાન ઇન્દ્રિયોવાળા થઈને શ્રીમાધવ પ્રકૃતિથી પર એવા પોતાના (શુદ્ધ) સ્વરૂપનું ધ્યાન ધરતા. ॥ ૪ ॥ ૪ ॥

**एकं स्वयंज्योतिरनन्यमव्ययं**
**स्वसंस्थया नित्यनिरस्तकल्मषम्।**
**ब्रह्माख्यमस्योद्भवनाशहेतुभिः**
**स्वशक्तिभिर्लक्षितभावनिर्वृतिम्॥ ५**

અખંડ, સ્વયંપ્રકાશ, ઉપાધિરહિત, શાશ્વત, પોતાના સ્વભાવથી જ સદાય અવિદ્યારહિત, આ વિશ્વના સર્જન (પાલન) અને વિનાશનાં કારણરૂપ (સત્ત્વ-રજસ્-તમસ્‌રૂપ) પોતાની શક્તિઓથી જણાતા અસ્તિત્વવાળા, સદાનંદમય 'બ્રહ્મ' નામના સ્વરૂપનું (શ્રીમાધવ ધ્યાન ધરતા હતા.) ॥ ૫ ॥

एकमखण्डम्। तत्र हेतुः—अनन्यं निरुपाधिम्। अत एवाव्ययं नित्यम्। स्वयंज्योतिष्ट्वे हेतुः—नित्यनिरस्तं, नित्यनिवृत्तं कल्मषमविद्या यस्मात्तम्। उपलक्षणमाह—अस्येति। अस्य विश्वस्य। लक्षितभावश्चासौ निर्वृतिश्च। भावः सत्ता। निर्वृतिरानन्दः। तथा हि—गुणक्षोभात्पूर्वं सत्तामात्रं यः—'सदेव सोम्येदमग्र आसीत्' इत्यादिश्रुतेः। स एवानन्दश्च—'विज्ञानमानन्दम्' इत्यादिश्रुतेः। तं सदानन्दमित्यर्थः ॥ ५ ॥

**'एकम्'** અખંડને, તે માટેનું કારણ – **'अनन्यम्'** ઉપાધિરહિતને, આથી જ **'अव्ययम्** શાશ્વતને – સ્વયંપ્રકાશ હોવા માટેનું કારણ – **'नित्यनिरस्तकल्मषम्'** સદાયને માટે જેમનામાંથી અવિદ્યા દૂર થયેલી છે તેમને – જેનાથી જાણી શકાય તે ઉપલક્ષણ જણાવે છે – **'अस्य इति।'** આ વિશ્વના – **'लक्षितभावः'** છે અને તે **'निर्वृतिः'** પણ છે. **'भावः'** સત્તા, અસ્તિત્વ અને **'निर्वृतिः'** આનંદ – તે અનુસાર – ગુણોના ક્ષોભથી પૂર્વે જે અસ્તિત્વમાત્ર છે – 'હે સોમ્ય, સત્ત્વાદિ ગુણોના ક્ષોભની પૂર્વે જે માત્ર સત્તારૂપે હોય છે.' (છાં.ઉપ.૬/૨/૧) વગેરે શ્રુતિ છે. તે આનંદસ્વરૂપ પણ છે. 'વિજ્ઞાન આનંદસ્વરૂપ બ્રહ્મ છે.' (બૃહદા.ઉપ.૩/૯/૨૮) એમ શ્રુતિ છે. તે સદાનંદસ્વરૂપ છે, એમ અર્થ છે. ॥ ૫ ॥

**अथाप्लुतोऽम्भस्यमले यथाविधि**
**क्रियाकलापं परिधाय वाससी।**
**चकार सन्ध्योपगमादि सत्तमो**
**हुतानलो ब्रह्म जजाप वाग्यतः॥ ६**

પછી જેમણે પવિત્ર જળથી સ્નાન કર્યું છે તેવા સર્વશ્રેષ્ઠ શ્રીકૃષ્ણ બે વસ્ત્ર ધારણ કરીને વિધિપૂર્વક સન્ધ્યોપાસન સહિત સર્વ ક્રિયાસમુદાય તથા અગ્નિમાં હોમ કરીને, મૌન ધારણ કરીને ગાયત્રીજપ કરતા. ॥ ૬ ॥

आप्लुतः स्नातः सन्ध्याया उपगम उपासनमादिर्यथा भवति तथा क्रियाकलापं चकार। काण्वत्वादुदयात्पूर्वमेव हुतानलः। ब्रह्म गायत्रीं जजाप॥ ६॥

**'आप्लुतः'** સ્નાન કરેલા, સન્ધ્યાની **'उपगमः'** ઉપાસના વગેરે જે રીતે પ્રારંભમાં થાય તેમ (સર્વ) ક્રિયાસમુદાય કરતા. ભગવાન શ્રીકૃષ્ણ (યજુર્વેદની) કાણ્વશાખાના હોવાથી સૂર્યોદયથી પૂર્વે જ અગ્નિહોત્ર કર્મ કરતા – **'ब्रह्म'** ગાયત્રીજપ કરતા. ॥ ૬ ॥

**उपस्थायार्कमुद्यन्तं तर्पयित्वाऽऽत्मनः कलाः।**
**देवानृषीन् पितॄन् वृद्धान् विप्रानभ्यर्च्य चात्मवान्॥ ७**

ત્યાર પછી ઉદય પામતા સૂર્યની ઉપાસના કરીને પોતાના અંશરૂપ દેવો, ઋષિઓ, પિતૃઓને તૃપ્ત કરીને આત્મજ્ઞાની શ્રીકૃષ્ણ વૃદ્ધો અને વિપ્રોનું પૂજન કરતા. ॥ ૭ ॥

कला अंशान्देवान् ऋषीन्पितॄंश्च तर्पयित्वा ॥ ७॥

**'कलाः'** અંશરૂપ દેવો, ઋષિઓ અને પિતૃઓને તૃપ્ત કરીને ॥ ૭ ॥

**धेनूनां रुक्मशृङ्गीणां साध्वीनां मौक्तिकस्त्रजाम्।**
**पयस्विनीनां गृष्टीनां सवत्सानां सुवाससाम्॥ ८**

**ददौ रूप्यखुराग्राणां क्षौमाजिनतिलैः सह।**
**अलंकृतेभ्यो विप्रेभ्यो बद्वं बद्वं दिने दिने॥ ९**

સોનાથી મઢેલાં શિંગડાંવાળી, રૂપાથી મઢેલી ખરીઓવાળી, શાંત સ્વભાવવાળી, મોતીની માળાઓવાળી, પુષ્કળ દૂધ આપતી, એક વાર વિયાયેલી, વાછરડાં સાથેની, સુંદર વસ્ત્રોથી સજેલી એવી તેર હજાર ચોર્યાશી ગાયો ભગવાન દરરોજ અલંકૃત કરાયેલા બ્રાહ્મણોને રેશમી વસ્ત્ર, મૃગચર્મ તથા તલ સાથે આપતા. ॥ ૮ ॥ ૯ ॥

गृष्टीनां प्रथमप्रसूतानाम्॥ ८॥

बद्वमिति।

'हिरण्येन परीवृतान्कृष्णान् शुक्लदतो मृगान्।
मष्णारे भरतोऽददाच्छतं बद्वानि सप्त च॥'

इति श्रुत्युक्तानि सप्तोत्तरशतं बद्वानेकीकृत्य पुराणे चतुर्दशलक्षत्वेन गणितानि। यथोक्तं भरतमेवाधिकृत्य नवमस्कन्धे—

'मृगान् शुक्लदतः कृष्णान्सुवर्णेन परिष्कृतान्।
अदात्कर्मणि मष्णारे नियुतानि चतुर्दश॥'

इति।

ततश्चेयं बद्वसंख्या श्लोकेन सङ्गृह्यते—

'चतुर्दशानां लक्षाणां सप्ताधिकशतांशकः।
बद्वं चतुरशीत्यग्रसहस्राणि त्रयोदश॥'

इति।

दिने दिने च प्रतिगृहं चेति॥ ९॥

**'ગૃષ્ટીનામ્'** એક વખત વિયાયેલી ગાયોનું (દાન કરતા.) ॥ ૮ ॥ **'બદ્વમ્ ઇતિ।'** 'રાજા ભરતે મષ્ણાર નામના વૈદિક કર્મમાં સુવર્ણના અલંકારોથી અલંકૃત કરેલા, સફેદ દાંતવાળા એકસો સાત બદ્વા હાથીઓનું દાન કર્યું.' (ઐ.બ્રા.૮/૪/૯) શ્રુતિમાં કહેલા એકસો સાત બદ્વ મળીને ચૌદ લાખ જેવા ગણવામાં આવ્યા છે.

જેમ કે નવમા સ્કંધમાં ભરતજીનો ઉલ્લેખ કરીને કહેવામાં આવ્યું છે – 'મષ્ણાર નામના વૈદિક કર્મમાં ભરતજીએ શ્વેત દાંતવાળા, કાળા રંગના, સુવર્ણથી વિભૂષિત કરેલા ચૌદ લાખ શ્રેષ્ઠ હાથીઓનું દાન કર્યું હતું.' (શ્રીમદ્ ભા.૯/૨૦/૨૮) ત્યાર પછી આ બદ્વ સંખ્યાનો એક શ્લોકથી ઉલ્લેખ કરવામાં આવે છે. 'એકસો સાત બદ્વ એટલે પ્રાયઃ ચૌદ લાખ અને બદ્વ એટલે તેર હજાર ચોર્યાશી.' (૧૩,૦૮૪×૧૦૭ = ૧૩,૯૯,૯૮૮) (અર્થાત્) પ્રતિદિન અને પ્રત્યેક મહેલમાંથી (ચૌદ લાખ ગાયોનું ભગવાન દાન કરતા હતા.) ॥ ૯ ॥

**गोविप्रदेवतावृद्धगुरून् भूतानि सर्वशः।**
**नमस्कृत्यात्मसम्भूतीर्मंगलानि समस्पृशत्॥ १०**

પછી પોતાની વિભૂતિરૂપ ગાયો, વિપ્રો, દેવો, વૃદ્ધો, ગુરુઓ તથા સર્વ પ્રાણીઓને નમસ્કાર કરીને ભગવાન માંગલિક વસ્તુઓનો સ્પર્શ કરતા. ॥ ૧૦ ॥

आत्मसंभूतीः सविभूतीः। मङ्गलानि कपिलादीनि॥ १०॥

**'આત્મસંભૂતીઃ'** પોતાની વિભૂતિઓ સહિત – **'મઙ્ગલાનિ'** કપિલા ગાય આદિ માંગલિક પદાર્થો ॥ ૧૦ ॥

**आत्मानं भूषयामास नरलोकविभूषणम्।**
**वासोभिर्भूषणैः स्वीयैर्दिव्यस्रगनुलेपनैः॥ ११**

મનુષ્યલોકના અલંકારરૂપ પોતાના શ્રીઅંગને ભગવાન પોતાનાં જ પીતાંબર વગેરે વસ્ત્રો, અલંકારો, દિવ્ય પુષ્પમાળા તથા (ચંદનાદિ) અંગરાગથી પોતાને અલંકૃત કરતા. ॥ ૧૧ ॥

नरलोकस्य विभूषणरूपमात्मानम्। स्वीयैः पीताम्बरकौस्तुभादिभिः॥ ११॥

મનુષ્યલોકના અલંકારરૂપ પોતાના શ્રીઅંગને – **'સ્વીયૈઃ'** પોતાનાં પીતાંબર, કૌસ્તુભમણિ વગેરેથી ॥ ૧૧ ॥

**अवेक्ष्याज्यं तथाऽऽदर्शं गोवृषद्विजदेवताः।**
**कामांश्च सर्ववर्णानां पौरान्तःपुरचारिणाम्।**
**प्रदाप्य प्रकृतीः कामैः प्रतोष्य प्रत्यनन्दत॥ १२**

(પછી) તેઓ ઘી અને દર્પણ(માં પોતાનું મુખારવિંદ) જોઈને ગાયો, બળદો, બ્રાહ્મણો તથા દેવોનાં દર્શન કરીને નગરમાં અને મહેલમાં રહેતા સર્વ વર્ણોના લોકોને અભિલષિત પદાર્થો પ્રદાન કરાવીને મંત્રીમંડળને પણ તેમની ઇચ્છાપૂર્તિથી સંતુષ્ટ કરીને પ્રસન્ન કરતા હતા. ॥ ૧૨ ॥

कामानभिलषितानर्थान्॥ १२॥

**संविभज्याग्रतो विप्रान् स्त्रक्ताम्बूलानुलेपनैः।**
**सुहृदः प्रकृतीर्दारानुपायुंक्त ततः स्वयम्॥ १३**

विप्रादीन्स्त्रगादिभिः संविभज्य। तेभ्यस्तानि दत्त्वेत्यर्थः। उपायुङ्क्त भोगार्थमग्रहीत्॥ १३॥

**तावत् सूत उपानीय स्यन्दनं परमाद्भुतम्।**
**सुग्रीवाद्यैर्हयैर्युक्तं प्रणम्यावस्थितोऽग्रतः॥ १४**

॥ १४॥

**गृहीत्वा पाणिना पाणी सारथेस्तमथारुहत्।**
**सात्यक्युद्धवसंयुक्तः पूर्वाद्रिमिव भास्करः॥ १५**

पाणी कृतेञ्जलौ गृहीत्वा॥ १५॥

**ईक्षितोऽन्तःपुरस्त्रीणां सव्रीडप्रेमवीक्षितैः।**
**कृच्छ्राद् विसृष्टो निरगाज्जातहासो हरन् मनः॥ १६**

सव्रीडप्रेमवीक्षितैरीक्षितः क्षणं स्थितस्ताभिरेव वीक्षितैः कृच्छ्राद्विसृष्टो निरगादिति॥ १६॥

**सुधर्माख्यां सभां सर्वैर्वृष्णिभिः परिवारितः।**
**प्राविशद् यन्निविष्टानां न सन्त्यङ्ग षडूर्मयः॥ १७**

एवं सर्वगृहेभ्यः पृथक्पृथङ्निर्गत्यानन्तरमेक एव सन्सुधर्मां प्राविशत्। यन्निविष्टानां यत्र प्रविष्टानाम्॥ १७॥

**'कामान्'** અભિલષિત પદાર્થોને ॥ ૧૨ ॥

સૌ પ્રથમ બ્રાહ્મણોને, પછી સ્નેહીજનોને, પ્રધાનોને અને પત્નીઓને પુષ્પમાળા, પાનબીડાં તથા ચંદનાદિ વિલેપન આપીને પછી પોતે ઉપયોગ કરતા. ॥ ૧૩ ॥

વિપ્રો વગેરેને પુષ્પમાળા વગેરે **'संविभज्य'** વહેંચી આપીને, એમ અર્થ છે. **'उपायुङ्क्त'** ઉપભોગ કરવા માટે ગ્રહણ કરતા. ॥ ૧૩ ॥

ત્યાં સુધીમાં સારથિ દારુક, સુગ્રીવ વગેરે ઘોડા જોડેલો અત્યંત અદ્ભુત રથ લાવીને પ્રણામ કરીને આગળ ઊભો રહેતો. ॥ ૧૪ ॥ ૧૪ ॥

(પોતાના જમણા) શ્રીહસ્તથી સારથિના જોડેલા બે હાથને પકડીને સાત્યકિ તથા ઉદ્ધવજીની સાથે, ઉદયગિરિ પર આરૂઢ થતા ભાસ્કર જેવા ભગવાન તે રથ ઉપર ચઢતા. ॥ ૧૫ ॥

**'पाणी'** જોડેલા બંને હાથને પકડીને ॥ ૧૫ ॥

તે સમયે મહેલની રાણીઓની લજ્જાયુક્ત પ્રેમભરી દૃષ્ટિથી નિહાળવામાં આવતા અને કષ્ટથી છૂટા પડેલા ભગવાન (પરમ પ્રેમવતી પત્નીઓને હાસ્યથી મોહિત કરીને) સ્મિત રેલાવતા, સ્ત્રીઓનાં મન હરી લઈને બહાર પ્રસ્થાન કરતા. ॥ ૧૬ ॥

લજ્જાયુક્ત પ્રેમભરી દૃષ્ટિથી ક્ષણ પૂરતા નિહાળવામાં આવતા અને તે અર્ધાંગનાઓના જ (પ્રેમપૂર્ણ) દૃષ્ટિપાતોથી કષ્ટથી છૂટા પડેલા શ્રીકૃષ્ણ ભગવાન બહાર પ્રસ્થાન કરતા. ॥ ૧૬ ॥

હે રાજા (પરીક્ષિત), સર્વ યાદવોથી વીંટળાયેલા ભગવાન શ્રીકૃષ્ણ 'સુધર્મા' નામની સભામાં પ્રવેશ કરતા, કે જ્યાં પ્રવેશેલાઓને (પ્રાણની ક્ષુધા-પિપાસા, મનની શોક અને મોહ તથા શરીરની જરા અને મૃત્યુ – એમ) છ ઊર્મિઓ થતી નથી. ॥ ૧૭ ॥

આમ, સર્વ મહેલોમાંથી જુદા જુદા સ્વરૂપે બહાર નીકળીને પછી એક સ્વરૂપ થઈને સુધર્મામાં પ્રવેશતા હતા, જ્યાં **'निविष्टानाम्'** પ્રવેશેલાઓને ॥ ૧૭ ॥

**तत्रोपविष्टः परमासने विभु-**
**र्बभौ स्वभासा ककुभोऽवभासयन्।**
**वृतो नृसिंहैर्यदुभिर्यदूत्तमो**
**यथोडुराजो दिवि तारकागणैः॥ १८**

नृसिंहैर्नृषु श्रेष्ठैः॥ १८॥

પોતાની કાંતિથી દિશાઓને પ્રકાશિત કરતા તથા મનુષ્યોમાં શ્રેષ્ઠ એવા યાદવોથી વીંટળાયેલા એવા તે સભામાં બિરાજમાન થયેલા સર્વસમર્થ યાદવ-શિરોમણિ ભગવાન શ્રીકૃષ્ણ આકાશમાં નક્ષત્રમંડળથી વીંટળાયેલા ચંદ્ર જેવા શોભતા.॥ ૧૮ ॥

**'नृसिंहैः'** મનુષ્યોમાં શ્રેષ્ઠ એવા યાદવોથી ॥૧૮॥

**तत्रोपमन्त्रिणो राजन् नानाहास्यरसैर्विभुम्।**
**उपतस्थुर्नटाचार्या नर्तक्यस्ताण्डवैः पृथक्॥ १९**

उपमन्त्रिणः परिहासकाः। पृथक्पृथक् स्वस्वसमुदायैः॥ १९॥

હે રાજા, ત્યાં સભામાં વિદૂષકો અનેક પ્રકારના હાસ્યરસોથી પ્રભુ શ્રીકૃષ્ણની સેવા કરતા. નાટ્યવિશારદો અને નર્તકીઓ જુદા જુદા પોતપોતાના સમુદાયો સાથે વિશિષ્ટ નૃત્યોથી ભગવાનની સેવા કરતા. ॥ ૧૯ ॥

**'उपमन्त्रिणः'** વિદૂષકો **'पृथक् पृथक्'** જુદા જુદા પોતપોતાના સમુદાયો સાથે ॥ ૧૯ ॥

**मृदङ्गवीणामुरजवेणुतालदरस्वनैः।**
**ननृतुर्जगुस्तुष्टुवुश्च सूतमागधबन्दिनः॥ २०**

मृदङ्गादयः प्रसिद्धाः। दरः शङ्खः। सूतादयस्तुष्टुवुः॥ २०॥

મૃદંગ, વીણા, પખવાજ, વાંસળી, ઝાંઝ અને શંખના નાદ કરીને (નટો) નૃત્ય કરતા અને ગાતા તથા સૂત-માગધ (ભાટ) બંદિજનો સ્તુતિ કરતા. ॥ ૨૦ ॥

મૃદંગ વગેરે પ્રસિદ્ધ છે. **'दरः'** શંખ – સૂત વગેરે સ્તુતિ કરતા. ॥ ૨૦ ॥

**तत्राहुर्ब्राह्मणाः केचिदासीना ब्रह्मवादिनः।**
**पूर्वेषां पुण्ययशसां राज्ञां चाकथयन् कथाः॥ २१**

ब्राह्मणा ब्रह्म वेदमाहुर्मन्त्रान् व्याचक्षतेत्यर्थः। वादिनो वादनचतुराः॥ २१॥

ત્યાં સભામાં બિરાજેલા કેટલાક વેદની વ્યાખ્યા કરનારા ચતુર બ્રાહ્મણો વેદમંત્રોની વ્યાખ્યા કરતા અને પૂર્વે થઈ ગયેલા પવિત્ર યશવાળા રાજાઓની કથા કહેતા. ॥ ૨૧ ॥

બ્રાહ્મણો **'ब्रह्म'** વેદમંત્રોની **'आहुः'** વ્યાખ્યા કરતા હતા, એમ અર્થ છે. **'वादिनः'** વ્યાખ્યા કરવામાં ચતુર બ્રાહ્મણો ॥ ૨૧ ॥

**तत्रैकः पुरुषो राजन्नागतोऽपूर्वदर्शनः।**
**विज्ञापितो भगवते प्रतीहारैः प्रवेशितः॥ २२**

॥ २२॥

હે રાજા, (એક દિવસ) ત્યાં પૂર્વે ન જોયેલો પુરુષ આવ્યો. દ્વારપાળો દ્વારા ભગવાનને જાણ કરાવવામાં આવી અને પછી પ્રવિષ્ટ કરાવવામાં આવ્યો. ॥ ૨૨ ॥ ૨૨ ॥

**स नमस्कृत्य कृष्णाय परेशाय कृतांजलिः।**
**राज्ञामावेदयद् दुःखं जरासन्धनिरोधजम्॥ २३**

॥ २३॥

બે હાથ જોડી પરમેશ્વર શ્રીકૃષ્ણને નમસ્કાર કરીને તેણે જરાસંધે (કેદ કરેલા) રાજાઓના કારાવાસને કારણે થયેલા દુઃખનું નિવેદન કર્યું. ॥ ૨૩ ॥ ૨૩ ॥

**ये च दिग्विजये तस्य सन्नतिं न ययुर्नृपाः।**
**प्रसह्य रुद्धास्तेनासन्नयुते द्वे गिरिव्रजे॥ २४**

गिरव्रजे तत्संज्ञके दुर्गे रुद्धा आसन्। तेषां च दुःखमावेदयदित्यन्वयः॥ २४॥

कृष्ण कृष्णेति षट्श्लोकी राज्ञां विज्ञप्तिः— तत्र प्रथमेन शरणाश्रयणं, त्रिभिः, भयानुवादः, द्वाभ्यां प्रार्थनमिति।

**कृष्ण कृष्णाप्रमेयात्मन् प्रपन्नभयभंजन।**
**वयं त्वां शरणं यामो भवभीताः पृथग्धियः॥ २५**

॥ २५॥

पृथग्दर्शिनो लोकस्य भवभयं विवृण्वन्तो नमन्ति—**लोक इति**।

**लोको विकर्मनिरतः कुशले प्रमत्तः**
**कर्मण्ययं त्वदुदिते भवदर्चने स्वे।**
**यस्तावदस्य बलवानिह जीविताशां**
**सद्यश्छिनत्त्यनिमिषाय नमोऽस्तु तस्मै॥ २६**

(છંદ - વસંતતિલકા, શ્લોક - ૨૬ થી ૩૦)

विकर्म निषिद्धं काम्यं च तस्मिन्नितरां रतः। स्वे कुशले धर्मे। भवतोऽर्चने त्वयोदिते पञ्चरात्रे। सामान्यतश्च गीतासु—

'यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत्।
यत्तपस्यसि कौन्तेय तत्कुरुष्व मदर्पणम्॥'

इति।

જરાસંધના દિગ્વિજય સમયે જે રાજાઓ તેને શરણે ન ગયા, તે વીસ હજાર રાજાઓ 'ગિરિવ્રજ' નામના કિલ્લામાં તે જરાસંધ દ્વારા બળજબરીથી કેદ કરવામાં આવ્યા છે. ॥ ૨૪ ॥

**'गिरिव्रजे'** તે નામવાળા કિલ્લામાં (રાજાઓ) કેદ કરવામાં આવ્યા છે – અને તેમના દુઃખનું નિવેદન કર્યું, એમ સંબંધ છે. ॥ ૨૪ ॥

**'कृष्ण कृष्ण इति।'** છ શ્લોક (૨૫ થી ૩૦) માં રાજાઓની વિનંતી છે – તેમાં પ્રથમ શ્લોકથી ભગવાનની શરણાગતિનો આશ્રય, ત્રણ શ્લોકોથી ભયનું નિવેદન અને બે શ્લોકોથી પ્રાર્થના કરે છે.

હે કૃષ્ણ, હે કૃષ્ણ, હે અમાપ સ્વરૂપવાળા, હે શરણાગતના ભયને દૂર કરનાર! ભેદબુદ્ધિવાળા (હોવાથી) સંસારથી ભય પામેલા અમે આપને શરણે આવ્યા છીએ. ॥ ૨૫ ॥ ૨૫ ॥

ભેદબુદ્ધિવાળા લોકના સંસારભયનું વિવરણ કરતા નમસ્કાર કરે છે – **'लोकः इति।'**

આ સંસારમાં આ (અમારા જેવા સર્વ) જનો (જ્યાં સુધી) નિષિદ્ધ કર્મોમાં અને કામ્ય કર્મોમાં રચ્યાપચ્યા રહે છે અને આપે કહેલા આપના પૂજનરૂપી પોતાના ધર્મમાં (અસાવધાન થઈ) પ્રમાદ કરે છે, ત્યાં સુધીમાં તો જે બળવાન કાળ છે તે આ જનસમૂહની જીવવાની આશાનો અચાનક નાશ કરે છે, તેવા અનિમિષ કાળસ્વરૂપ તે આપને નમસ્કાર. ॥ ૨૬ ॥

**'विकर्म'** શાસ્ત્રમાં નિષેધ કરવામાં આવેલું કર્મ અને કામના સિદ્ધ કરવા માટે કરાયેલું કર્મ, તેમાં જ રચ્યોપચ્યો રહેતો જનસમૂહ – **'स्वे कुशले'** પોતાના ધર્મમાં આપે કહેલા આપના પૂજનમાં, નારદ પંચરાત્ર તથા ગીતામાં સામાન્યતઃ કહેવાયેલ (ભગવદાજ્ઞા) – 'હે કૌન્તેય, તું જે કરે છે, જે ખાય છે, જે હોમે છે, જે દાન કરે છે, જે તપ કરે છે, તે (સર્વ) મને અર્પણ કર.' (ગીતા ૯/૨૭) જ્યાં સુધી આ જનસમૂહ

प्रमत्तोऽनवहितो यावदयं लोकस्तावदेवास्य लोकस्य यः सद्यो जीविताशां छिनत्ति तस्मै तुभ्यमनिमिषाय कालात्मने नम इति॥ २६॥

'**प्रमत्तः**' અસાવધાન હોય છે ત્યાં સુધીમાં તો આ જનસમૂહની જીવવાની આશાને (ઘડપણ, રોગ વગેરે પ્રાપ્ત કરાવીને) જે કાળ અચાનક જ કાપી નાખે છે, '**तस्मै**' તે આપ '**अनिमिषाय**' અપલક (સાવધાન) કાળસ્વરૂપને નમસ્કાર. ॥ ૨૬ ॥

सेयं लोकस्य गतिर्वयं तु त्वद्भक्ताः, अतोऽस्माकं कुत एतद्दुःखमापन्नमित्याश्चर्येणाहुः—**लोक इति**।

તે આ દશા જનસમૂહની છે, પણ અમે તો આપના ભક્તો છીએ, આથી અમને આ દુઃખ કેવી રીતે આવી પડ્યું છે, એમ આશ્ચર્યથી કહે છે – '**लोके इति**।'

**लोके भवांजगदिनः कलयावतीर्णः**
**सद्रक्षणाय खलनिग्रहणाय चान्यः।**
**कश्चित् त्वदीयमतियाति निदेशमीश**
**किं वा जनः स्वकृतमृच्छति तन्न विद्मः॥ २७**

હે વિશ્વનિયંતા, હે ઈશ, પોતાના અંશ બલરામજી સાથે આપ સત્પુરુષોનું રક્ષણ કરવા અને દુષ્ટોનું દમન કરવા આ લોકમાં અવતર્યા છો. (આમ હોવા છતાં જરાસંધ જેવો) બીજો કોઈ મનુષ્ય આપની આજ્ઞારૂપ (શાસ્ત્રનાં) વચનોનું ઉલ્લંઘન કરે છે અને (આપનાથી રક્ષાયેલો અમારા જેવો) જનસમૂહ સ્વકર્મને જ ભોગવે છે, તે અમે સમજી શકતા નથી.॥ ૨૭ ॥

भो ईश, जगत इन ईश्वरः। त्वयि सद्रक्षणार्थमवतीर्णेऽपि चेदस्माकं दुःखं स्यात्तर्हि किमन्यः कश्चिज्जरासन्धादिस्त्वदाज्ञामपि लङ्घयति। किंच त्वया रक्ष्यमाणोऽपि जनः स्वकर्मजं दुःखं प्राप्नोत्येवेति न विद्मः। न चैतदुभयमपि युक्तमिति भावः॥ २७॥

હે ઈશ્વર, હે વિશ્વના '**इनः**' નિયંતા, સત્પુરુષોના રક્ષણ માટે આપ અવતીર્ણ થયા હોવા છતાં પણ અમને દુઃખ પડે છે. તો પછી જરાસંધ વગેરે જેવો અન્ય મનુષ્ય તો આપની આજ્ઞાનું પણ ઉલ્લંઘન કરે છે. વળી, આપના દ્વારા રક્ષાતો હોવા છતાં પણ જનસમૂહ પોતાના કર્મથી ઉત્પન્ન થતું દુઃખ પ્રાપ્ત કરે જ છે. આ અમે સમજી શકતા નથી અને આ બંને બાબતો યોગ્ય પણ નથી, એવો ભાવ છે. ॥ ૨૭ ॥

किं दुःखं तदाहुः—**स्वप्नायितमिति**।

કયું દુઃખ છે તે (રાજાઓ) કહે છે – '**स्वप्नायितम् इति**।'

**स्वप्नायितं नृपसुखं परतन्त्रमीश**
**शश्वद्भयेन मृतकेन धुरं वहामः।**
**हित्वा तदात्मनि सुखं त्वदनीहलभ्यं**
**क्लिश्यामहेऽतिकृपणास्तव माययेह॥ २८**

હે ઈશ, રાજોચિત સુખ સ્વપ્ન જેવું છે, (કારણ કે વિષયસાધ્ય હોવાથી) પરાધીન છે. (તે સુખને ભોગવનાર) મડદા જેવા શરીરથી સતત ભયને કારણે અમે (સ્ત્રી-પુત્ર વગેરેની ચિંતાનો) ભાર વેઠી રહ્યા છીએ. (અરે રે,) નિષ્કામ જનો દ્વારા આપની પાસેથી પ્રાપ્ત કરવા યોગ્ય સ્વતઃ સિદ્ધ સુખ ત્યજીને આપની માયાથી અતિશય વિષયાસક્ત થયેલા અમે અહીં ક્લેશ પામીએ છીએ. ॥ ૨૮ ॥

स्वप्नवज्जातं नृपसुखं नृपोचितं सुखम्। यतः परतन्त्रं विषयसाध्यम्। किंच संप्रति शश्वद्भयं यस्मिंस्तेन मृतकतुल्येन शरीरेण धुरं पुत्रदारादिचिन्तां केवलं वहामः। अहो कष्टं नः, ये वयमितः पूर्वमेव निष्कामाः सन्तस्त्वां नाश्रिता इत्याहुः—हित्वेति। त्वत् त्वत्तो यदनीहैर्निष्कामैर्लभ्यमात्मनि स्वतःसिद्धं सुखं तद्धित्वा क्लिश्याम इति॥ २८॥

સ્વપ્ન જેવા થયેલા **'नृपसुखम्'** રાજોચિત સુખને – કારણ કે (એ) **'परतन्त्रम्'** વિષયસાધ્ય છે. વળી, હાલમાં જેમાં સતત ભય છે તેવા મડદા જેવા શરીરથી પુત્ર, સ્ત્રી વગેરેની ચિંતાનો કેવળ ભાર વેઠીએ છીએ. અરે રે, દુઃખની વાત છે કે **'नः'** જે અમે આનાથી (કારાવાસથી) પૂર્વે જ નિષ્કામ થઈને આપનું શરણ ન લીધું, એમ કહે છે – **'हित्वा इति।' 'त्वत्तः'** આપની પાસેથી **'अनीहैः'** નિષ્કામ જનો દ્વારા પ્રાપ્ત કરવા યોગ્ય જે **'आत्मनि'** સ્વતઃસિદ્ધ સુખ છે, તે છોડીને અમે ક્લેશ પામીએ છીએ. ॥ ૨૮ ॥

त्वन्मायाकृतं कर्मबन्धं त्वमेव निवर्तयेति प्रार्थयन्ते—**तन्न इति**।

આપની માયાએ કરેલા કર્મના બંધનને આપ જ દૂર કરો, એમ (રાજાઓ) પ્રાર્થના કરે છે – **'तत् नः इति।'**

**तन्नो भवान् प्रणतशोकहराङ्घ्रियुग्मो**
**बद्धान् वियुङ्क्ष्व मगधाह्वयकर्मपाशात्।**
**यो भूभुजोऽयुतमतङ्गजवीर्यमेको**
**बिभ्रद् रुरोध भवने मृगराडिवावीः॥ २९**

જેમનું ચરણયુગલ પ્રણત જનોના શોકને હરી લેનારું છે તેવા આપ અમને જરાસંધ નામક કર્મજન્ય પાશમાંથી છોડાવો. દસ હજાર હાથીઓનું બળ ધરાવનાર એક માત્ર જે જરાસંધે, વનરાજ સિંહ જેમ ઘેટીઓને ગોંધી રાખે તેમ અમને તેના મહેલમાં પૂરી રાખ્યા છે. ॥ ૨૯ ॥

वियुङ्क्ष्व मोचय। मगधो जरासन्ध-स्तत्संज्ञकात्कर्मपाशात्। भवद्भिरेव विक्रम्य ततो निर्गम्यतामिति चेदत आहुः—य इति। एक एवायुतमतङ्गजानां वीर्यं बिभ्रत्सन्स्वभवने भूभुजोऽस्मान् रुरोध। सिंहो मेषीरिव॥ २९॥

**'वियुङ्क्ष्व'** છોડાવો – **'मगधः'** જરાસંધ, તેના નામના કર્મજન્ય પાશથી – જો કહેવામાં આવે કે તમારા દ્વારા જ પરાક્રમ કરીને તેમાંથી નીકળી જવામાં આવે, તો તે માટે કહે છે – **'यः इति।'** દસ હજાર હાથીઓનું બળ ધારણ કરતા એકલા જરાસંધે જ રાજાઓ એવા અમને પૂરી દીધા છે, સિંહ જેમ ઘેટીઓને (ગોંધી રાખે તેમ)! ॥ ૨૯ ॥

किंच युष्मदीया वयमित्यस्मानधिकं बाधत इत्याहुः—**यो वा इति**।

વળી, અમે આપના (શરણાગત ભક્તો) છીએ, તેથી (તે) અમને વધારે ત્રાસ આપે છે, એમ તેઓ કહે છે – **'यः वै इति।'**

**यो वै त्वया द्विनवकृत्व उदात्तचक्र**
**भग्नो मृधे खलु भवन्तमनन्तवीर्यम्।**
**जित्वा नृलोकनिरतं सकृदूढदर्पो**
**युष्मत्प्रजा रुजति नोऽजित तद् विधेहि॥ ३०**

हे उदात्तचक्र उद्यतसुदर्शन, यो वै द्विनवकृत्वोऽष्टादशवारांस्त्वया सह मृधे वर्तमाने तत्र सप्तदशकृत्वस्त्वया खलु भग्नः पराजितः पश्चादनन्तवीर्यमपि नृलोके निरतं नरशरीरविनोदं भवन्तं सकृज्जित्वा ऊढदर्पः प्राप्तगर्वो युष्मत्प्रजा नो रुजति पीडयति। तत्तत्र यद्युक्तं तद्विधेहीत्यर्थः॥ ३०॥

દૂત आह—**इतीति**।

**दूत उवाच**

**इति मागधसंरुद्धा भवद्दर्शनकांक्षिणः।**
**प्रपन्नाः पादमूलं ते दीनानां शं विधीयताम्॥ ३१**

॥ ३१ ॥

**श्रीशुक उवाच**

**राजदूते ब्रुवत्येवं देवर्षिः परमद्युतिः।**
**बिभ्रत् पिङ्गजटाभारं प्रादुरासीद् यथा रविः॥ ३२**
**तं दृष्ट्वा भगवान् कृष्णः सर्वलोकेश्वरेश्वरः।**
**ववन्द उत्थितः शीर्ष्णा ससभ्यः सानुगो मुदा॥ ३३**
**सभाजयित्वा विधिवत् कृतासनपरिग्रहम्।**
**बभाषे सूनृतैर्वाक्यैः श्रद्धया तर्पयन् मुनिम्॥ ३४**

॥ ३२ ॥ ३३ ॥ ३४ ॥

હે ઉદ્યત સુદર્શનધારી! હે અજિત, આપની સાથે જરાસંધ અઢાર વાર યુદ્ધે ચડ્યો ત્યારે સત્તર વખત (પરાજિત થઈને) ભાંગી પડ્યો હતો. (પછી) અનંત શક્તિવાળા (હોવા છતાં), મનુષ્યલોકમાં મનુષ્યલીલા કરતા આપને એક વાર જીતીને વધી ગયેલા ઘમંડવાળો તે આપની પ્રજા એવા અમને પીડે છે, તેથી આપ જે યોગ્ય હોય તે કરો. ॥ ૩૦ ॥

**'हे उदात्तचक्र'** હે ઉદ્યત સુદર્શનધારી, જે જરાસંધ આપની સાથે **'द्विनवकृत्वः'** અઢાર વાર યુદ્ધે ચડ્યો ત્યારે સત્તર વખત તો આપના દ્વારા **'भग्नः'** પરાજિત થયો હતો. પછી અનંત શક્તિવાળા હોવા છતાં **'नृलोकनिरतम्'** મનુષ્યલોકમાં મનુષ્યશરીરરૂપ વિનોદવાળા આપને એક વખત જીતીને **'ऊढदर्पः'** પ્રાપ્ત કરેલા ઘમંડવાળો તે આપની પ્રજા એવા અમને **'रुजति'** પીડે છે. **'तत्'** તેથી જે યોગ્ય હોય તે આપ કરો. ॥ ૩૦ ॥

દૂત કહે છે – **'इति इति।'**

**દૂત બોલ્યો** – આમ, જરાસંધ દ્વારા કેદ કરાયેલા એવા આપનાં દર્શનની આકાંક્ષાવાળા રાજાઓ આપના ચરણમૂળના શરણે આવ્યા છે. તે દીનજનોનું આપ કલ્યાણ કરો. ॥ ૩૧ ॥ ૩૧ ॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – રાજદૂતે આમ કહ્યું ત્યારે પીંગળી જટાનો સમૂહ ધારણ કરતા અત્યંત તેજસ્વી દેવર્ષિ નારદ સૂર્યની જેમ પ્રકટ થયા. ॥ ૩૨ ॥ તેમને જોઈને સર્વ લોકેશ્વરોના ઈશ્વર ભગવાન શ્રીકૃષ્ણે સભ્યો તથા સેવકો સહિત ઊભા થઈને આનંદથી મસ્તક નમાવીને વંદન કર્યાં. ॥ ૩૩ ॥ જેમણે આસનનો સ્વીકાર કર્યો છે તે મુનિની શ્રદ્ધાપૂર્વક પૂજા કરીને મધુર વાક્યોથી મુનિને પ્રસન્ન (તૃપ્ત) કરતા ભગવાન કહેવા લાગ્યા. ॥ ૩૪ ॥

**अपि स्विदद्य लोकानां त्रयाणामकुतोभयम् ।**
**ननु भूयान् भगवतो लोकान् पर्यटतो गुणः ॥ ३५**

भूयान्महान्गुणो लाभोऽयमस्माकं यत्सर्वलोकवृत्तान्तज्ञानमिति ॥ ३५ ॥

**न हि तेऽविदितं किंचिल्लोकेष्वीश्वरकर्तृषु ।**
**अथ पृच्छामहे युष्मान् पाण्डवानां चिकीर्षितम् ॥ ३६**

ईश्वरः कर्ता येषां तेषु ॥ ३६ ॥

एवमविदुषेव सर्वज्ञेन जरासन्धवधार्थमेव पाण्डवचिकीर्षितं पृष्टो नारदो मायेयमिति ज्ञात्वाह—**दृष्टा इति** त्रिभिः ।

श्रीनारद उवाच

**दृष्टा मया ते बहुशो दुरत्यया**
**माया विभो विश्वसृजश्च मायिनः ।**
**भूतेषु भूमंश्चरतः स्वशक्तिभि-**
**र्वह्नेरिव च्छन्नरुचो न मेऽद्भुतम् ॥ ३७**

विश्वसृजश्च ब्रह्मणोऽपि मायिनो मोहकस्य ते स्वशक्तिभिर्विद्यादिभिर्भूतेष्वन्तर्यामितया चरतो वर्तमानस्य। यद्यहं भूतेषु वर्ते तर्हि भूतानि मां किं न पश्यन्ति तत्राह—वह्नेरिव च्छन्नरुच इति। स्वशक्तिभिरेव च्छन्ना रुक् प्रकाशो यस्य तस्य। अतस्तवेदं प्रश्नादि न मेऽद्भुतम् ॥ ३७ ॥

હમણાં ત્રણે લોકને કોઈ પણ પ્રકારનો ભય તો નથી ને? (સર્વ) લોકમાં પર્યટન કરતા સામર્થ્યવાન એવા આપનો અમને મોટો લાભ છે કે ત્રણે લોકનું વૃત્તાંત જાણવા મળે છે. ॥ ૩૫ ॥

આ અમને **'भूयान्'** મોટો **'गुणः'** લાભ છે કે સર્વ લોકનું વૃત્તાંત જાણવા મળે છે. ॥ ૩૫ ॥

ઈશ્વર જેમના કર્તા છે તે (સર્વ) લોકમાં આપને કંઈ જ અજાણ્યું નથી, આથી અમે આપને પાંડવોએ કરવા ઈચ્છેલા કાર્ય વિષે પૂછીએ છીએ. ॥ ૩૬ ॥

ઈશ્વર જેમના કર્તા છે તે (સર્વ) લોકમાં ॥ ૩૬॥

આમ, જાણે કે જાણતા ન હોય તેમ, સર્વજ્ઞ ભગવાન દ્વારા જરાસંધના વધ માટે જ પાંડવોએ કરવા ઈચ્છેલા કાર્યને માટે જેમને પૂછવામાં આવ્યું તે નારદજી 'આ ભગવાનની માયા છે.' એમ જાણીને ત્રણ શ્લોકોથી કહે છે – **'दृष्टा इति।'**

**શ્રીનારદજી બોલ્યા** – હે સર્વવ્યાપક, હે અત્યંત મહાન, પોતાની (વિદ્યા)શક્તિઓથી (સર્વ) પ્રાણીઓમાં અંતર્યામીરૂપે વિચરતા, વિશ્વના સર્જનહાર બ્રહ્માજીને પણ મોહ પમાડનાર તથા (ભસ્મથી ઢંકાયેલા) અગ્નિની જેમ (પોતાની શક્તિઓથી) જેમનો પ્રકાશ ઢંકાઈ ગયો છે તેવા આપની દુસ્તર માયાને મેં ઘણી વખત જોઈ છે, (તે કારણે આપ આવો પ્રશ્ન કરો) તેથી મને આશ્ચર્ય નથી થતું. ॥ ૩૭ ॥

વિશ્વના સર્જનહાર બ્રહ્માજીને પણ **'मायिनः'** મોહ પમાડનાર આપની **'स्वशक्तिभिः'** પોતાની માયારૂપી વિદ્યાશક્તિઓથી (સર્વ) પ્રાણીઓમાં અંતર્યામીરૂપે **'चरतः'** વિચરતા રહેલા ભગવાનની – જો હું પ્રાણીઓમાં રહું છું તો પ્રાણીઓ મને કેમ નથી જોતા? તે માટે કહે છે – '(ભસ્મથી) ઢંકાયેલા પ્રકાશવાળા અગ્નિની જેમ' પોતાની શક્તિઓથી ઢંકાઈ ગયો છે **'रुक्'** પ્રકાશ જેમનો તેમની (માયાને) – આથી આપનો આ પ્રશ્ન વગેરે મને નવાઈ પમાડતા નથી. ॥ ૩૭ ॥

**तवेहितं कोऽर्हति साधु वेदितुं**
**स्वमाययेदं सृजतो नियच्छतः।**
**यद् विद्यमानात्मतयाऽवभासते**
**तस्मै नमस्ते स्वविलक्षणात्मने॥ ३८**

इदं जगत्। कथंभूतम्। असदेव यत्तव मायया विद्यमानात्मतयाऽवभासते तज्जगत्सृजतः। किंतु केवलं तुभ्यं नमनमेव शक्यमित्याह—तस्मै नम इति। कुतः। स्वेन रूपेण सर्वतो विलक्षणात्मने अचिन्त्यायेत्यर्थः॥ ३८॥

नन्वेवंभूतस्य किं मायाचेष्टितैरित्यत आह—**जीवस्येति**।

**जीवस्य यः संसरतो विमोक्षणं**
**न जानतोऽनर्थवहाच्छरीरतः।**
**लीलावतारैः स्वयशःप्रदीपकं**
**प्राज्वालयत्त्वा तमहं प्रपद्ये॥ ३९**

अविद्यातमसा वृतत्वेनानर्थप्रापकाच्छरीरात्संसरतः। तेनैव तमसा तस्माच्छरीराद्विमोक्षोपायमजानतः। प्राज्वालयत्प्रदीपितवान्। तं त्वा त्वाम्। यशःश्रवणादिभिर्जीवस्य मोक्षार्थमित्यर्थः॥ ३९॥

**अथाप्याश्रावये ब्रह्म नरलोकविडम्बनम्।**
**राज्ञः पैतृष्वसेयस्य भक्तस्य च चिकीर्षितम्॥ ४०**

(મિથ્યા એવું) જે આ જગત આપની પોતાની માયાથી સત્યસ્વરૂપ ભાસે છે તે જગતનું સર્જન કરતા અને સંહાર કરતા આપની ચેષ્ટાને સારી રીતે જાણવા માટે કોણ સમર્થ છે? સ્વસ્વરૂપથી સર્વ રીતે અચિન્ત્ય-સ્વરૂપવાળા આપને કેવળ નમસ્કાર હો. ॥ ૩૮ ॥

**'इदम्'** આ જગત, કેવું? જે અસત્ જ છે, (છતાં) આપની માયાથી **'विद्यमान-आत्मतया'** વિદ્યમાન સ્વરૂપવાળું ભાસે છે, તે જગતનું સર્જન કરતા આપને કેવળ નમન જ શક્ય છે, એમ કહે છે – **'तस्मै नमः इति।'** શા માટે? સ્વસ્વરૂપથી જ સર્વ રીતે **'विलक्षण-आत्मने'** અચિન્ત્ય સ્વરૂપવાળા આપને (નમસ્કાર), એમ અર્થ છે. ॥ ૩૮ ॥

પ્રશ્ન કરવામાં આવ્યો છે કે આવા જીવને માયાની ચેષ્ટાઓથી શું પ્રયોજન છે? આ માટે ઉત્તર આપે છે – **'जीवस्य इति।'**

અવિદ્યારૂપી અંધકારથી વીંટળાયેલો હોવાથી અનેક પ્રકારના અનર્થ પ્રાપ્ત કરાવનાર શરીરને કારણે (જન્મ-મરણરૂપ) સંસારમાં ભટકતા અને તે અંધકારરૂપ શરીરથી જ છૂટવાનો ઉપાય ન જાણતા જીવને માટે લીલાવતારો ધારણ કરીને જેમણે પોતાના યશરૂપી દીવડાને પ્રજ્વલિત કર્યો છે તે આપને શરણે હું આવ્યો છું. ॥ ૩૯ ॥

અવિદ્યારૂપી અંધકારથી વીંટળાયેલો હોવાથી અનર્થ પ્રાપ્ત કરાવનાર શરીરને કારણે સંસારમાં ભટકતા જીવના – તે અંધકારરૂપ શરીરથી જ છૂટવાનો ઉપાય ન જાણતા જીવના (મોક્ષને માટે) – **'प्रज्वालयत्'** પ્રજ્વલિત કર્યો છે – તે **'त्वा'** આપને (શરણે) શ્રીહરિના યશશ્રવણ વગેરેથી જીવના મોક્ષ માટે (અવતાર લઈને), એમ અર્થ છે. ॥ ૩૯ ॥

(આપ સર્વ જાણો છો) તેમ છતાં આપના પિતાની બહેનના (ફોઈના) પુત્ર અને આપના ભક્ત રાજા (યુધિષ્ઠિર)ના કરવા ઈચ્છેલા કાર્યને મનુષ્યલોકનું અનુકરણ કરનાર બ્રહ્મ એવા આપને સંભળાવીશ.॥ ૪૦ ॥

आश्रावये श्रावयिष्यामि। नरलोकविडम्बनं ब्रह्म त्वाम्। ब्रह्मन्निति पाठेऽपि हे ब्रह्मन्परमात्मन्, नरलोकानुकारिणं त्वां श्रावयिष्यामीति॥ ४०॥

**यक्ष्यति त्वां मखेन्द्रेण राजसूयेन पाण्डवः।**
**पारमेष्ठ्यकामो नृपतिस्तद् भवाननुमोदताम्॥ ४१**

॥ ४१॥

न चात्रैवानुमोदनं कार्यं किंतु तत्रागन्तव्य-मित्याशयेनाह—**तस्मिन्निति।**

**तस्मिन् देव क्रतुवरे भवन्तं वै सुरादयः।**
**दिदृक्षवः समेष्यन्ति राजानश्च यशस्विनः॥ ४२**

॥ ४२॥

तत्रागताश्च सर्वे त्वद्दर्शनादिना पूता भविष्यन्तीत्याह—**श्रवणादिति।**

**श्रवणात् कीर्तनाद् ध्यानात् पूयन्तेऽन्तेवसायिनः।**
**तव ब्रह्ममयस्येश किमुतेक्षाभिमर्शिनः॥ ४३**

अन्तेवसायिनः श्वपचा अपि। ब्रह्ममयस्य ब्रह्मघनमूर्तेः। ईक्षा च अभिमर्शः स्पर्शनं च तौ विद्येते येषाम्॥ ४३॥

कैमुत्यमतिशयेनाह—**यस्येति।**

**यस्यामलं दिवि यशः प्रथितं रसायां**
**भूमौ च ते भुवनमङ्गल दिग्वितानम्।**
**मन्दाकिनीति दिवि भोगवतीति चाधो**
**गङ्गेति चेह चरणाम्बु पुनाति विश्वम्॥ ४४**

**'आश्रावये'** સંભળાવીશ – મનુષ્યલોકની લીલા કરતા બ્રહ્મ એવા આપને – **'ब्रह्मन्'** પાઠમાં પણ **'हे ब्रह्मन्'** હે પરમાત્મા, મનુષ્યલોકનું અનુકરણ કરનાર આપને સંભળાવીશ. ॥ ૪૦ ॥

પરમાત્માને પ્રાપ્ત કરવાની ઈચ્છાવાળા પાંડુનંદન રાજા યુધિષ્ઠિર રાજસૂય નામના શ્રેષ્ઠ યજ્ઞથી આપનું આરાધન કરશે. તેને (તેમની અભિલાષાને) આપ અનુમોદન આપજો. ॥ ૪૧ ॥ ૪૧ ॥

આ બાબતમાં માત્ર અનુમોદન જ નથી આપવાનું, પણ ત્યાં આપે આવવું પણ પડશે, એ આશયથી કહે છે – **'तस्मिन् इति।'**

હે ભગવાન, તે શ્રેષ્ઠ યજ્ઞમાં આપનાં દર્શનની ઈચ્છાવાળા યશસ્વી રાજાઓ અને દેવો વગેરે પણ આવશે. ॥ ૪૨ ॥ ૪૨ ॥

અને ત્યાં આવેલા સર્વે આપનાં દર્શન વગેરેથી પવિત્ર થશે, એમ (નારદજી) કહે છે – **'श्रवणात् इति।'**

આપનાં શ્રવણ-કીર્તન-ધ્યાનથી અન્ત્યજો પણ પવિત્ર થાય છે, તો પરબ્રહ્મના ઘનીભૂત સ્વરૂપ એવા આપનાં દર્શન કરનારા અને સ્પર્શ કરનારાઓ વિષે હે ઈશ, શું કહેવાનું હોય? ॥ ૪૩ ॥

**'अन्तेवसायिनः'** અન્ત્યજો પણ – **'ब्रह्ममयस्य'** પરબ્રહ્મના ઘનીભૂત સ્વરૂપનાં દર્શન અને **'अभिमर्शः'** સ્પર્શ, તે બંને જેમને પ્રાપ્ત થાય છે ॥ ૪૩ ॥

તાત્પર્ય સહિત કૈમુત્યન્યાયને વર્ણવે છે – **'यस्य इति।'**

હે સર્વ ભુવનોના મંગળરૂપ, સ્વર્ગ-પાતાળ-પૃથ્વીમાં પથરાયેલો આપનો અમલ યશ દિશાઓના ચંદરવારૂપ અલંકાર થઈને વિશ્વને પવિત્ર કરે છે, તેમ જ સ્વર્ગમાં મંદાકિની, પાતાળમાં ભોગવતી અને અહીં (પૃથ્વી પર) ગંગારૂપે પથરાયેલું આપનું ચરણજળ વિશ્વને પવિત્ર કરે છે. ॥ ૪૪ ॥

हे भुवनानां मङ्गलरूप, दिवि पाताले भूमौ च प्रथितं यस्य यशो विश्वं पुनाति। कथम्। प्रथितं दिग्वितानं दिग्भवनानां वितानवदलंकरणम्। तथा चरणाम्बु च प्रथितं पुनाति। कथं तत्प्रथितम्। दिवि मन्दाकिनीति, अधश्च भोगवतीति, इह च भूमौ गङ्गेति। तस्य तवागमनात्सर्वं मङ्गलं पवित्रं च भविष्यतीति भावः॥ ४४॥

હે ભુવનોના મંગળરૂપ! સ્વર્ગમાં, પાતાળમાં અને પૃથ્વી પર પથરાયેલો જેમનો યશ વિશ્વને પવિત્ર કરે છે. કેવી રીતે? **'दिग्वितानम्'** દિશાઓરૂપી ભવનોના ચંદરવા જેવા અલંકારરૂપ પથરાયેલો (યશ) તેમ જ પથરાયેલું ચરણજળ પણ પવિત્ર કરે છે. કેવી રીતે પથરાયેલું છે તે ચરણજળ? સ્વર્ગમાં મંદાકિની, પાતાળમાં ભોગવતી અને અહીં પૃથ્વી પર ગંગારૂપે પથરાયેલું ચરણજળ – તેવા આપના આગમનથી સર્વકાંઈ મંગળ અને પવિત્ર થશે, એવો ભાવ છે. ॥ ૪૪ ॥

**श्रीशुक उवाच**

**तत्र तेष्वात्मपक्षेष्वगृह्णत्सु विजिगीषया।**
**वाचःपेशैः स्मयन् भृत्यमुद्धवं प्राह केशवः॥ ४५**

**શ્રીશુકદેવજી બોલ્યા** – ત્યાં (તે સભામાં) પોતાના પક્ષમાં રહેલા તે યાદવોએ જ્યારે (જરાસંધને) જીતી લેવાની ઇચ્છાથી (યુધિષ્ઠિરના યજ્ઞમાં જવાના પ્રસ્તાવને) માન્યો નહીં, ત્યારે કેશવ શ્રીકૃષ્ણ હસતા હસતા મધુર વચનોથી સેવક ઉદ્ધવને કહેવા લાગ્યા. ॥ ૪૫ ॥

तत्रैवं नारदोक्तं तेषु वर्तमानेष्वात्मीयपक्षेषु यादवेषु जरासन्धस्य विजिगीषया अगृह्णत्स्वमन्य-मानेषु। वाचःपेशैः पेशलवाग्भिरित्यर्थः॥ ४५॥

ત્યાં સભામાં પોતાના પક્ષમાં રહેલા તે યાદવોએ જ્યારે જરાસંધને જીતી લેવાની ઇચ્છાથી નારદજીના આ પ્રમાણે કહેલા પ્રસ્તાવને **'अगृह्णत्सु'** માન્યો નહીં ત્યારે – **'वाचः-पेशैः'** મધુર વચનોથી, એમ અર્થ છે.॥ ૪૫ ॥

**श्रीभगवानुवाच**

**त्वं हि नः परमं चक्षुः सुहृन्मन्त्रार्थतत्त्ववित्।**
**तथात्र ब्रूह्यनुष्ठेयं श्रद्दध्मः करवाम तत्॥ ४६**

**શ્રીભગવાન બોલ્યા** – (હે ઉદ્ધવ!) આપ જ અમારા શ્રેષ્ઠ નેત્રરૂપ મિત્ર છો, (કારણ કે) મંત્રણાથી સાધવા યોગ્ય કાર્યનું પરિણામ જાણનારા છો. તેથી આ વિષયમાં કરવા યોગ્ય હોય તે કહો. અમે શ્રદ્ધા રાખીશું અને તે પ્રમાણે કરીશું.॥ ૪૬ ॥

चक्षुष्ट्वे हेतुः—मन्त्रार्थानां मन्त्रसाध्यानां तत्त्ववित्परिपाकवेदिता॥ ४६॥

નેત્રરૂપ હોવાનું કારણ – મંત્રણાથી સાધવા યોગ્ય કાર્યનું **'तत्त्ववित्'** પરિણામ જાણનારા ॥ ૪૬ ॥

**इत्युपामन्त्रितो भर्त्रा सर्वज्ञेनापि मुग्धवत्।**
**निदेशं शिरसाऽऽधाय उद्धवः प्रत्यभाषत॥ ४७**

॥ ४७॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – સર્વજ્ઞ હોવા છતાં સ્વામી દ્વારા આ પ્રમાણે જેમને પૂછવામાં આવ્યું તે ઉદ્ધવજી સ્વામીની આજ્ઞા શિરોધાર્ય કરીને કહેવા લાગ્યા. ॥ ૪૭ ॥ ૪૭ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे उत्तरार्धे भगवद्याने सप्ततितमोऽध्यायः॥ ७०॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे उत्तरार्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां सप्ततितमोऽध्यायः॥ ७०॥

*****

# अथैकसप्ततितमोऽध्यायः

## ભગવાનની ઈન્દ્રપ્રસ્થમાં પધરામણી

अथैकसप्ततितम उद्धवस्य तु मन्त्रतः।
इन्द्रप्रस्थं गते कृष्णे पार्थानां परमोत्सवः॥ १॥

હવે ઈકોતેરમા અધ્યાયમાં તો ઉદ્ધવજીની સલાહથી જ્યારે શ્રીકૃષ્ણ ઈન્દ્રપ્રસ્થ પધાર્યા ત્યારે પાંડવોને અતિશય આનંદ થયો. (તે કથા છે.) ॥ ૧ ॥

राजसूयमिषं कृत्वा भीमदुर्योधनादिषु।
कलिमुत्पाद्य तद्द्वारा भूभारमहरत्प्रभुः॥ २॥

રાજસૂય યજ્ઞનું બહાનું કાઢીને ભીમ, દુર્યોધન વગેરે વચ્ચે કલહ ઊભો કરીને તેનાથી ભગવાને ભૂમિના ભારને દૂર કર્યો. ॥ ૨ ॥

श्रीशुक उवाच

**इत्युदीरितमाकर्ण्य देवर्षेरुद्धवोऽब्रवीत्।**
**सभ्यानां मतमाज्ञाय कृष्णस्य च महामतिः॥ १**

**શ્રીશુકદેવજી બોલ્યા** – આમ, દેવર્ષિ નારદજીનું વચન સાંભળીને તથા સભાસદોનો અને શ્રીકૃષ્ણનો મત જાણીને મહાબુદ્ધિમાન ઉદ્ધવજી કહેવા લાગ્યા. ॥ ૧ ॥

देवर्षेर्मतं राजसूयगमनम्। सभ्यानां मतं राजरक्षा। कृष्णस्य तूभयम्॥ १॥

દેવર્ષિ નારદજીનો મત રાજસૂય યજ્ઞમાં જવા માટે હતો, સભાસદોનો મત રાજાઓની રક્ષા કરવા માટે હતો અને શ્રીકૃષ્ણનો મત રાજસૂય યજ્ઞમાં જવાનો અને રાજાઓની રક્ષા કરવાનો – બંને માટે હતો. ॥ ૧ ॥

उद्धव उवाच

**यदुक्तमृषिणा देव साचिव्यं यक्ष्यतस्त्वया।**
**कार्यं पैतृष्वसेयस्य रक्षा च शरणैषिणाम्॥ २**

**ઉદ્ધવજી બોલ્યા** – હે દેવ (શ્રીકૃષ્ણ), દેવર્ષિ નારદજી દ્વારા જે કહેવામાં આવ્યું કે યજ્ઞ કરવા તૈયાર થયેલા ફોઈના પુત્રને આપે સહાય કરવી જોઈએ અને શરણ ઈચ્છનારા રાજાઓનું રક્ષણ પણ આપે કરવું જોઈએ. ॥ ૨ ॥

यक्ष्यतो यागं करिष्यतः, पैतृष्वस्रेयस्य पितृष्वसुः पुत्रस्य, साचिव्यं साहाय्यं तच्च कार्यम्। तथा शरणार्थिनां राज्ञां रक्षा च कार्या॥ २॥

**'यक्ष्यतः'** યજ્ઞ કરનારને, **'पैतृष्वस्रेयस्य'** પિતાની બહેનના પુત્રને **'साचिव्यम्'** (તમારા દ્વારા) સહાયતા, તે પણ કરવી જોઈએ તેમ જ શરણ ઈચ્છનારા રાજાઓનું રક્ષણ પણ કરવું જોઈએ. ॥ ૨ ॥

तत्र प्रथमं राजसूयार्थं गन्तव्यं, ततो राजरक्षा कर्तव्येत्याह—**यष्टव्यमि**त्यष्टभिः।

તેમાં પ્રથમ રાજસૂય યજ્ઞ માટે જવું જોઈએ અને પછી રાજાઓનું રક્ષણ કરવું જોઈએ, એમ આઠ શ્લોકથી કહે છે – **'यष्टव्यम् इति।'**

**यष्टव्यं राजसूयेन दिक्चक्रजयिना विभो।**
**अतो जरासुतजय उभयार्थो मतो मम॥ ३**

હે વિભુ, દિશાઓના સંપૂર્ણ મંડળ ઉપર વિજય મેળવનાર પુરુષ દ્વારા રાજસૂય યજ્ઞ કરવા યોગ્ય છે. આથી જરાપુત્ર (જરાસંધ) ઉપર વિજય મેળવવાથી (રાજસૂય યજ્ઞ અને રાજાઓની રક્ષા) બંને ઉદ્દેશ્યો પાર પડશે, એવો મારો અભિપ્રાય છે. ॥ ૩ ॥

अतो दिग्विजयहेतोः। उभयार्थो राजसूयार्थः शरणागतरक्षार्थश्च ॥ ३ ॥

આથી દિગ્વિજય કરવા માટે **'उभय-अर्थः'** રાજસૂય યજ્ઞ અને રાજાઓની રક્ષા – બંને ઉદ્દેશ્યો (પાર પડશે). ॥ ૩ ॥

**अस्माकं च महानर्थो ह्येतेनैव भविष्यति।**
**यशश्च तव गोविन्द राज्ञो बद्धान् विमुञ्चतः ॥ ४**
॥ ४ ॥

હે ગોવિંદ, આનાથી જ આપણું મહાન પ્રયોજન સિદ્ધ થશે અને કેદ કરાયેલા રાજાઓને છોડાવનાર એવા આપને યશ મળશે. ॥ ૪ ॥ ૪ ॥

अत्युत्सुकतया सद्य एव जरासन्धं हन्तुमिच्छतो यादवानालक्ष्याह—**स वा इति**।

અતિ ઉત્સુકતાથી જરાસંધને તત્કાળ મારી નાખવા ઈચ્છતા યાદવોને અનુલક્ષીને કહે છે – **'सः वै इति।'**

**स वै दुर्विषहो राजा नागायुतसमो बले।**
**बलिनामपि चान्येषां भीमं समबलं विना ॥ ५**

તે દુર્ધર્ષ રાજા જરાસંધ બળમાં દસ હજાર હાથીઓ સમાન (બળવાન) છે. તેથી તેના સમાન બળવાળા ભીમસેન સિવાય બીજા બળવાન યોદ્ધાઓ માટે પણ (તે દુર્ધર્ષ છે). ॥ ૫ ॥

अन्येषां ततो बलिनामपि यद्यपि समबल एव भीमस्तथापि तं विना। भीमादेव तस्य मृत्युर्विहित इति भावः ॥ ५ ॥

બીજા તેનાથી બળવાન યોદ્ધાઓને પણ (તે ભારે પડે તેમ છે.) – જો કે ભીમસેન તેના સમાન બળવાળો છે, તેમ છતાં તેના (ભીમસેન) સિવાય કોઈ તેને મારી શકે તેમ નથી. ભીમથી જ તેનું મૃત્યુ નિશ્ચિત છે, એવો ભાવ છે. ॥ ૫ ॥

ननु स्वबलसाम्येऽपि सेनाबलं तस्याधिकमिति चेदत आह—**द्वैरथ इति**।

શંકા કરવામાં આવી છે કે પોતાના સૈન્યની સરખામણીમાં તેનું સૈન્યબળ જો વધુ હોય તો, તે માટે કહે છે – **'द्वैरथे इति।'**

**द्वैरथे स तु जेतव्यो मा शताक्षौहिणीयुतः।**
**ब्रह्मण्योऽभ्यर्थितो विप्रैर्न प्रत्याख्याति कर्हिचित् ॥ ६**

તે જરાસંધ તો (ભીમસેન દ્વારા જ) દ્વન્દ્વયુદ્ધમાં જીતવો યોગ્ય છે. સેંકડો અક્ષૌહિણી સેનાઓથી યુક્ત એવો તે મગધરાજ જિતાય એવો નથી. તે બ્રાહ્મણભક્ત છે, તેથી વિપ્રો દ્વારા યાચના કરાયેલો તે કદી ના પાડતો નથી. ॥ ૬ ॥

द्वन्द्वयुद्धे। शतेनाक्षौहिणीभिर्युतो मागधो मा, न जेतव्य इत्यर्थः।

દ્વન્દ્વયુદ્ધમાં – સેંકડો અક્ષૌહિણી સેનાઓથી યુક્ત એવો મગધરાજ **'मा'** જિતાય એવો નથી, એમ અર્થ છે.

नन्वसौ स्वसैन्यमेव युद्धाय नियुञ्जीत कुतस्तेन द्वैरथमिति तत्राह—ब्रह्मण्य इति। न प्रत्याख्याति न निराकरोति ॥ ६ ॥

શંકા કરવામાં આવી છે કે તે જરાસંધ તો પોતાના (પ્રચંડ) સૈન્યને જ યુદ્ધ માટે નિયુક્ત કરે. તેની સાથે દ્વન્દ્વયુદ્ધ કેવી રીતે કરાય? તે માટે કહે છે – **'ब्रह्मण्यः इति।' 'न प्रत्याख्याति'** ના પાડતો નથી. ॥ ૬ ॥

**ब्रह्मवेषधरो गत्वा तं भिक्षेत वृकोदरः।**
**हनिष्यति न सन्देहो द्वैरथे तव सन्निधौ॥ ७**

ભીમસેન બ્રાહ્મણનો વેશ લઈને તેની પાસે જઈને (દ્વન્દ્વયુદ્ધની) માગણી કરે. આપની ઉપસ્થિતિમાં જ ભીમ તેનો દ્વન્દ્વયુક્તમાં વધ કરશે, એમાં સંદેહ નથી. ॥ ૭ ॥

भिक्षेत द्वन्द्वयुद्धं याचताम्। तथापि समबलत्वात्साम्यमेव स्यादत आह—तव संनिधाविति॥ ७॥

**'भिक्षेत'** દ્વન્દ્વયુદ્ધની માગણી કરે. (જરાસંધ દ્વન્દ્વયુદ્ધ કરે) તો પણ સમાન બળવાળા હોવાથી (સમોવડિયા વચ્ચે) સમાનતા જ થાય. આ માટે કહે છે – **'तव सन्निधौ इति।'** ॥ ૭ ॥

नन्वकिंचित्कुर्वतो मम संनिधानात्किं स्यादत आह—**निमित्तमिति**।

(ભગવાન) શંકા કરે છે કે કાંઈ પણ ન કરતા એવા મારી ઉપસ્થિતિ (માત્ર)થી શું થાય? આ માટે કહે છે – **'निमित्तम् इति।'**

**निमित्तं परमीशस्य विश्वसर्गनिरोधयोः।**
**हिरण्यगर्भः शर्वश्च कालस्यारूपिणस्तव॥ ८**

સર્વસમર્થ, રૂપરહિત અને કાળસ્વરૂપ આપની વિશ્વસૃષ્ટિમાં બ્રહ્માજી અને પ્રલયમાં મહાદેવજી કેવળ નિમિત્ત છે. (તેમ અહીં ભીમ નિમિત્તમાત્ર છે).॥ ૮ ॥

अयमर्थः—यथा तवारूपस्य कालात्मनो विश्वसर्गे निमित्तं केवलं हिरण्यगर्भस्तथा शर्वश्च तन्निरोधे तथात्र त्वमेव संनिधिमात्रेण हन्ता भीमो निमित्तमात्रमिति॥ ८॥

અર્થ આ પ્રમાણે છે – રૂપરહિત અને કાળસ્વરૂપ એવા આપનું (જ કર્તૃત્વ છે). વિશ્વની ઉત્પત્તિમાં બ્રહ્માજી અને તેના પ્રલયમાં મહાદેવજી જેમ કેવળ નિમિત્ત છે, તેમ અહીં આપ જ કેવળ જરાસંધને હણનારા બનશો. ભીમ તો કેવળ નિમિત્ત છે. ॥ ૮ ॥

अतोऽनेनोपायेन त्वया स शीघ्रं हन्तव्य इत्याशयेनाह—**गायन्तीति**।

આથી આ ઉપાયથી આપના દ્વારા તે જરાસંધ અવિલંબે હણાવા યોગ્ય છે, એમ કહે છે – **'गायन्ति इति।'**

**गायन्ति ते विशदकर्म गृहेषु देव्यो**
**राज्ञां स्वशत्रुवधमात्मविमोक्षणं च।**
**गोप्यश्च कुंजरपतेर्जनकात्मजायाः**
**पित्रोश्च लब्धशरणा मुनयो वयं च॥ ९**

ગોપીઓ જેમ પોતાના શત્રુ (શંખચૂડ)નો વધ અને તેનાથી થયેલી પોતાની મુક્તિરૂપ આપના ઉજ્જ્વળ યશનું ગાન કરે છે અને આપનું શરણ પ્રાપ્ત કરેલા મુનિઓ તથા અમે (ભક્તજનો) ગજેન્દ્રના શત્રુ (ગ્રાહ)નો વધ અને તેનાથી તેનો છુટકારો, જનકનંદિની સીતાના શત્રુ (રાવણ)નો વધ અને તેનાથી તેનો છુટકારો તથા માતા-પિતાના શત્રુ (કંસ)નો વધ અને તેનાથી તેમનો છુટકારો વગેરે આપના ઉજ્જ્વળ યશરૂપ કર્મનું ગાન કરીએ છીએ, (તેમ) (જરાસંધે કેદ કરેલા) રાજાઓની રાણીઓ પોતાના શત્રુ (જરાસંધ)નો વધ તથા પોતાના પતિઓના છુટકારારૂપ આપના ઉજ્જ્વળ કર્મનું પોતાના ઘરોમાં ગાન કરે છે. (કરશે.) ॥ ૯ ॥

जरासन्धधृतानां राज्ञां देव्यः पत्न्यस्ते विशदं कर्म स्वगृहेषु बालकलालनादौ गायन्ति। किं तत्कर्म। स्वशत्रोर्जरासन्धस्य वधमात्मनां पतीनां विमोक्षणं च। वत्स, मा रोदीः श्रीकृष्ण एवं करिष्यतीति। अत्र दृष्टान्ताः गोप्यश्चेत्यादयः। यथा गोप्यः शङ्खचूडवधं स्वमोक्षं च गायन्ति। अवतारान्तरगतं कुञ्जरपतेर्नक्रात्। जनकात्मजायाश्च रावणात्। पित्रोश्च कंसगृहान्मोक्षम्। अत एवंभूतानां तासां कृपया त्वया तथैव कर्तव्यमिति भावः॥ ९॥

જરાસંધે કેદ કરેલા રાજાઓની **'देव्यः'** પત્નીઓ આપનું ઉજ્જવળ કર્મ પોતાનાં ઘરોમાં બાળકને લાડ લડાવવા વગેરે કાર્યો કરતી ગાય છે. (ગાશે.) તે કયું કર્મ? પોતાના શત્રુ જરાસંધનો વધ અને **'आत्मनाम्'** પતિઓનો છુટકારો – 'હે પુત્ર, રડ નહીં, શ્રીકૃષ્ણ જ આમ (તારા પિતાને મુક્ત) કરશે.' અહીં ગોપી વગેરેનાં દૃષ્ટાંતો આપવામાં આવ્યાં છે. જેમ ગોપીઓ શંખચૂડનો વધ અને પોતાની મુક્તિનું ગાન કરે છે. બીજા (શ્રીહરિ) અવતારમાં ગજેન્દ્રના ગ્રાહથી થયેલા મોક્ષને, રાવણથી જનકનંદિનીના થયેલા છુટકારાને, કંસના કારાગૃહથી માતા-પિતાના થયેલા છુટકારાને (રાણીઓ ગાશે). આથી આવી (દુઃખી) તે રાજપત્નીઓ માટે આપે કૃપા કરીને તેમ જ (જરાસંધના વધ દ્વારા રાજાઓની મુક્તિનું કાર્ય) કરવું જોઈએ, એવો ભાવ છે. ॥ ૯ ॥

किंच **जरासन्धवध इति**।

**जरासन्धवधः कृष्ण भूर्यर्थायोपकल्पते।**
**प्रायः पाकविपाकेन तव चाभिमतः क्रतुः॥ १०**

વળી, **'जरासंधवधः इति।'**

હે શ્રીકૃષ્ણ, જરાસંધનો વધ અનેક પ્રયોજનો સિદ્ધ કરવા માટે ઉપયોગી છે. મહદ્ અંશે (રાજાઓના) પુણ્યના ફળને કારણે અને (જરાસંધના) પાપના ફળને કારણે થઈ રહેલો યજ્ઞ આપને પણ સમ્મત છે.॥ ૧૦ ॥

भूर्यर्थायेति। ततः शिशुपालवधादयोऽपि सुखसाध्या भविष्यन्तीति भावः। एतच्च सर्वं भविष्यत्येवेति संभावयन्नाह—प्राय इति। पच्यते इति पाकः कर्म तस्य विपाकः फलं तेन राज्ञां पुण्यविपाकेन जरासन्धादीनां पापविपाकेनेति। पाठान्तरे जरासन्धस्य पापविपाकेनेति। तेनायं क्रतुस्तवाभिप्रेतस्तत्र गते त्वयि सर्वं भविष्यतीत्यर्थः ॥ १० ॥

ઘણાં પ્રયોજનો સિદ્ધ કરવા માટે – પછી શિશુપાલવધ વગેરે પણ સુખસાધ્ય થશે, એવો ભાવ છે. (ભક્તદ્રોહીનો નાશ થશે, **'न मे भक्तः प्रणश्यति'** એ પ્રતિજ્ઞા સિદ્ધ થશે, શરણાગતની રક્ષા થશે, રાજસૂય યજ્ઞ થશે, આપની સત્કીર્તિ થશે, પૂર્વના વેરનો બદલો વળાશે તથા ભૂમિનો ભાર હળવો થશે.) આ સર્વ થશે જ, એમ વિચારતાં કહે છે – **'प्रायः इति।'** પાકે છે તે **'पाकः'** કર્મ, તેનું **'विपाकः'** ફળ, તેથી રાજાઓના પુણ્યના ફળને કારણે તથા જરાસંધ વગેરેનાં પાપનાં ફળને કારણે – **'पापविपाकेन'** પાઠાંતરમાં જરાસંધના પાપના ફળને કારણે – તેથી આ યજ્ઞ આપને (પણ) સમ્મત છે. આપ ત્યાં પધારશો ત્યારે સર્વ પ્રયોજનો સિદ્ધ થશે, એમ અર્થ છે. ॥ ૧૦ ॥

श्रीशुक उवाच

**इत्युद्धववचो राजन् सर्वतोभद्रमच्युतम्।**
**देवर्षिर्यदुवृद्धाश्च कृष्णश्च प्रत्यपूजयन्॥ ११**

अच्युतमुपपत्त्या वृद्धम्। यदुवृद्धा इति वदता अनिरुद्धादयस्तथा नापूजयन्निति सूचितम्॥ ११ ॥

**अथादिशत् प्रयाणाय भगवान् देवकीसुतः।**
**भृत्यान् दारुकजैत्रादीननुज्ञाप्य गुरून् विभुः॥ १२**

अनुज्ञाप्यानुज्ञां प्रार्थ्य। गुरून्वसुदेवादीन्॥ १२ ॥

**निर्गमय्यावरोधान् स्वान् ससुतान् सपरिच्छदान्।**
**संकर्षणमनुज्ञाप्य यदुराजं च शत्रुहन्।**
**सूतोपनीतं स्वरथमारुहद् गरुडध्वजम्॥ १३**

अवरोधान्स्वान्दारान् निर्गमय्य प्रयाणं कारयित्वा ॥ १३ ॥

**ततो रथद्विपभटसादिनायकैः**
**करालया परिवृत आत्मसेनया।**
**मृदङ्गभेर्यानकशंखगोमुखैः**
**प्रघोषघोषितककुभो निराक्रमत्॥ १४**

भटाः पदातयः। सादिनोऽश्वारोहाः। रथादिनायकैः करालया तीव्रयात्मसेनया परिवृतो निराक्रमन्निरगात्। कुतः सकाशात्। मृदङ्गादिभिर्वाद्यैः प्रघोषेण घोषितायाः ककुभः॥ १४॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – હે રાજા (પરીક્ષિત), આમ, સર્વ રીતે કલ્યાણકારી અને યુક્તિયુક્ત હોવાથી યોગ્ય એવા ઉદ્ધવજીના વચનની દેવર્ષિ નારદજીએ, વયોવૃદ્ધ યાદવોએ તથા શ્રીકૃષ્ણે પ્રશંસા કરી. ॥ ૧૧॥

**'अच्युतम्'** યુક્તિયુક્ત હોવાથી યોગ્ય (વચન)ને – વયોવૃદ્ધ યાદવો – એમ બોલતા શુકદેવજી દ્વારા સૂચિત થાય છે કે અનિરુદ્ધ વગેરેએ તે પ્રમાણે પ્રશંસા કરી નહીં. ॥ ૧૧ ॥

પછી ભગવાન દેવકીનંદન વિભુ શ્રીકૃષ્ણે વડીલોની સંમતિ માગીને (ઈન્દ્રપ્રસ્થ તરફ) પ્રયાણ કરવા માટે દારુક, જૈત્ર વગેરે સેવકોને આજ્ઞા કરી. ॥ ૧૨ ॥

**'अनुज्ञाप्य'** સંમતિ માગીને – **'गुरून्'** વસુદેવજી વગેરે વડીલોની ॥ ૧૨ ॥

હે શત્રુહંતા (પરીક્ષિત), પુત્રો (પૌત્રો, દોહિત્રો, કન્યા) સહિત, (શય્યાદિ) સાધનસામગ્રી સહિત પોતાની પત્નીઓને (ઈન્દ્રપ્રસ્થ તરફ) પ્રયાણ કરાવીને શ્રીકૃષ્ણ બલરામજીની તથા યાદવરાજની (ઉગ્રસેનની) અનુજ્ઞા લઈને સારથિ દ્વારા લવાયેલા, ગરુડની ધજાના ચિહ્નવાળા પોતાના રથમાં આરૂઢ થયા. ॥ ૧૩ ॥

**'अवरोधान्'** પોતાની પત્નીઓને **'निर्गमय्य'** પ્રયાણ કરાવીને ॥ ૧૩ ॥

પછી રથો, હાથીઓ, પાયદળ, ઘોડેસવારો તથા સેનાપતિઓથી ભયંકર જણાતી પોતાની સેનાથી વીંટળાયેલા ભગવાન શ્રીકૃષ્ણ મૃદંગ, ભેરી, નગારાં, શંખ અને રણશિંગાંના ઘોષથી ગાજતી દિશાઓમાંથી (દ્વારકાથી) બહાર નીકળ્યા. ॥ ૧૪ ॥

**'भटाः'** પાયદળ – **'सादिनः'** ઘોડેસવારો – રથ વગેરેના સેનાપતિઓથી **'करालया'** ભયાનક એવી પોતાની સેનાથી વીંટળાયેલા ભગવાન **'निराक्रमत्'** બહાર નીકળ્યા – કોની પાસેથી નીકળ્યા? મૃદંગ વગેરે વાદ્યોથી ગાજતી દિશામાંથી નીકળ્યા. ॥ ૧૪ ॥

**नृवाजिकांचनशिबिकाभिरच्युतं**
**सहात्मजाः पतिमनु सुव्रता ययुः ।**
**वराम्बराभरणविलेपनस्त्रजः**
**सुसंवृता नृभिरसिचर्मपाणिभिः ॥ १५**

પુત્રો સહિત શ્રેષ્ઠ વસ્ત્રો, અલંકારો, (ચંદનાદિ) વિલેપનો અને પુષ્પમાળાઓ ધારણ કરેલી, હાથમાં ઢાલ-તલવારધારી સૈનિકોથી સારી રીતે વીંટળાયેલી (રુક્મિણી વગેરે) પતિવ્રતા નારીઓ મનુષ્યોરૂપી વાહકોથી અને અશ્વોથી ચાલતી સુવર્ણની પાલખીઓમાં બેસીને પતિ અચ્યુતની પાછળ જવા લાગી. ॥ ૧૫ ॥

नृवाजिभिर्नरयानैरश्वैश्च काञ्चनशिबिकाभिश्चाच्युतं पतिमनुययुः। सुव्रताः पतिव्रताः। वराण्यम्बरादीनि यासां ताः ॥ १५ ॥

**'नृवाजिभिः'** મનુષ્યોરૂપી વાહકોથી અને અશ્વોથી લઈ જવાતી સુવર્ણની પાલખીઓમાં બેસીને પતિ અચ્યુતની પાછળ જવા લાગી. **'सुव्रताः'** પતિવ્રતા નારીઓ, જેમનાં શ્રેષ્ઠ વસ્ત્રાદિ છે તેઓ ॥ ૧૫ ॥

**नरोष्ट्रगोमहिषखराश्वतर्यनः-**
**करेणुभिः परिजनवारयोषितः ।**
**स्वलंकृताः कटकुटिकम्बलाम्बरा-**
**द्युपस्करा ययुरधियुज्य सर्वतः ॥ १६**

સાદડીઓના તંબૂઓ, કામળા-વસ્ત્ર વગેરે સરસામાન જેમનો છે તે અલંકૃત થયેલી રાજસેવકોની સ્ત્રીઓ અને ગણિકાઓ પોતાના સરસામાનને (બળદ વગેરે ઉપર) મજબૂત બાંધીને માણસ, ઊંટ, બળદ, પાડા, ગધેડા, ખચ્ચર, ગાડાં અને હાથણીઓથી ચાલતાં વાહનોમાં બેસીને સર્વ તરફથી જવા લાગી. ॥ ૧૬ ॥

नरोष्ट्रादिभिर्यानैः। अश्वतरी गर्दभ्यामश्वाज्जाता। अनः शकटम्। करेणुर्गजी। परिजनयोषितो वारयोषितश्च। कटकुटय उशीरादितृणनिर्मितगृहाः कम्बलाम्बरादयश्चोपस्कराः कुड्यादिरूपा यासां ताः। अधियुज्य बलीवर्दादिषु तानुपस्करान् दृढं संनह्य ॥ १६ ॥

માણસ, ઊંટ વગેરેથી ચાલતાં વાહનો દ્વારા – **'अश्वतरी'** ગધેડીમાં ઘોડાથી જન્મેલું ખચ્ચર – **'अनः'** ગાડું – **'करेणुः'** હાથણી – રાજસેવકોની સ્ત્રીઓ અને ગણિકાઓ – **'कटकुटयः'** ઉશીર વગેરે ઘાસથી બનેલા તંબૂઓ, કામળા-વસ્ત્રો વગેરે પરદા-પાથરણાં જેવો સરસામાન જેમનો છે તે (સ્ત્રીઓ) – **'अधियुज्य'** બળદ વગેરે ઉપર તે સામાનને મજબૂત બાંધીને ॥ ૧૬ ॥

**बलं बृहद्ध्वजपटछत्रचामरै-**
**र्वरायुधाभरणकिरीटवर्मभिः ।**
**दिवांशुभिस्तुमुलरवं बभौ रवे-**
**र्यथार्णवः क्षुभिततिमिंगिलोर्मिभिः ॥ १७**

જેમ ખળભળી ઊઠેલાં (મત્સ્ય-મગર વગેરે) તિમિંગિલોથી અને તરંગોથી સમુદ્ર શોભે, તેમ ભીષણ કોલાહલવાળું તે સૈન્ય મોટી ધજાઓનાં વસ્ત્રો, છત્રો અને ચામરોથી, ઉત્તમ આયુધો, આભૂષણો, મુકુટો અને કવચોથી તથા દિવસે સૂર્યનાં કિરણોથી શોભતું હતું. ॥ ૧૭ ॥

रवेरंशुभिश्च तद्बलं दिवा बभौ। कथंभूतम्। तुमुलरवमाकुलस्वनम्। क्षुभितैस्तिमिङ्गिलैरूर्मिभिश्च॥ १७॥

અને દિવસે સૂર્યનાં કિરણોથી તે સૈન્ય શોભતું હતું. કેવું સૈન્ય? **'તુમુલરવમ્'** ભીષણ કોલાહલવાળું – ક્ષુભિત થયેલાં તિમિંગિલોથી અને તરંગોથી ॥ ૧૭ ॥

**अथो मुनिर्यदुपतिना सभाजितः**
**प्रणम्य तं हृदि विदधद् विहायसा।**
**निशम्य तद्व्यवसितमाहृतार्हणो**
**मुकुन्दसन्दर्शननिर्वृतेन्द्रियः ॥ १८**

પછી યદુપતિ શ્રીકૃષ્ણ દ્વારા જેમને પૂજાસામગ્રી સમર્પિત કરવામાં આવી છે તેવા, સારી રીતે સત્કાર કરાયેલા અને શ્રીમુકુંદના મિલનથી પ્રસન્ન થયેલી ઈન્દ્રિયોવાળા તે મુનિ નારદજી ભગવાનનો નિશ્ચય જાણીને, તેમને પ્રણામ કરીને, તેમનું હૃદયમાં ધ્યાન કરતા આકાશમાર્ગે ગયા. ॥ ૧૮ ॥

मुनिर्नारदो विहायसा ययाविति शेषः॥ १८॥

મુનિ નારદજી આકાશમાર્ગે **'યયૌ'** ગયા, એટલું શેષ છે (તે ઉમેરવું). ॥ ૧૮ ॥

**राजदूतमुवाचेदं भगवान् प्रीणयन् गिरा।**
**मा भैष्ट दूत भद्रं वो घातयिष्यामि मागधम्॥ १९**

રાજાઓએ મોકલેલા દૂતને ભગવાને વાણીથી પ્રસન્ન કરતાં આ પ્રમાણે કહ્યું: 'હે દૂત, (રાજાઓને સંદેશો આપજે કે) તમે ભય ન પામશો. તમારું કલ્યાણ થાઓ! મગધરાજને હું મરાવીશ.' ॥ ૧૯ ॥

मा भैष्टेति बहुत्वं राजाभिप्रायेण॥ १९॥

**'मा भैष्ट'** એમ બ.વ. રાજાઓને સંબોધીને કરવામાં આવ્યું છે. ॥ ૧૯ ॥

**इत्युक्तः प्रस्थितो दूतो यथावदवदन्नृपान्।**
**तेऽपि सन्दर्शनं शौरेः प्रत्यैक्षन् यन्मुमुक्षवः॥ २०**

આ પ્રમાણે (ભગવાન દ્વારા) જેને કહેવામાં આવ્યું તે દૂતે (ત્યાંથી) પ્રસ્થાન કરીને ભગવાને જેમ કહ્યું હતું તેમ રાજાઓને કહ્યું. તે રાજાઓ પણ શ્રીકૃષ્ણમિલનની પ્રતીક્ષા કરવા લાગ્યા, કારણ કે તેઓ (જરાસંધની કેદથી અને સંસારથી પણ) છૂટવાની ઈચ્છાવાળા હતા. ॥ ૨૦ ॥

प्रत्यैक्षन् प्रत्यैक्षन्त। यद्यस्मान्मुमुक्षवः॥ २०॥

**'प्रत्यैक्षन्'** प्रत्यैक्षन्त (રૂપ થાય છે કારણ કે ધાતુ આત્મનેપદી છે.) પ્રતીક્ષા કરવા લાગ્યા, **'यत्'** કારણ કે છૂટવાની ઈચ્છાવાળા હતા. ॥ ૨૦ ॥

**आनर्तसौवीरमरूंस्तीर्त्वा विनशनं हरिः।**
**गिरीन् नदीरतीयाय पुरग्रामव्रजाकरान्॥ २१**

આનર્ત, સૌવીર તથા મરુભૂમિ પસાર કરીને શ્રીહરિ કુરુક્ષેત્ર, પર્વતો, નદીઓ, શહેરો, ગામો, નેસડા અને ખાણોને પસાર કરીને ગયા. ॥ ૨૧ ॥

आनर्तादयो मार्गस्थदेशास्तांस्तीर्त्वाऽतिक्रम्य। विनशनं कुरुक्षेत्रम्। अतीयायातिक्रम्य ययौ॥ २१॥

સૌરાષ્ટ્ર (ગુજરાત, રાજસ્થાન) વગેરે માર્ગમાં આવતા તે તે પ્રદેશોને **'तीर्त्वा'** પસાર કરીને – **'विनशनम्'** કુરુક્ષેત્રને – **'अतीयाय'** પસાર કરીને ગયા. ॥ ૨૧ ॥

***ततो दृषद्वतीं तीर्त्वा मुकुन्दोऽथ सरस्वतीम्।**
**पंचालानथ मत्स्यांश्च शक्रप्रस्थमथागमत्॥ २२**

शक्रप्रस्थमिन्द्रप्रस्थम्॥ २२॥

**वंशीधरी—**दृषद्वतीं चक्रनदीम्।

પછી દૃષદ્વતી અને સરસ્વતી નદીને પાર કરીને શ્રીમુકુન્દ પંચાલ તથા મત્સ્ય દેશમાં જઈને પછી ઈન્દ્રપ્રસ્થ પધાર્યા. ॥ ૨૨ ॥

**'शक्रप्रस्थम्'** ઈન્દ્રપ્રસ્થમાં ॥ ૨૨ ॥

દૃષદ્વતી એટલે ચક્રનદી (ગંડકી)

**तमुपागतमाकर्ण्य प्रीतो दुर्दर्शनं नृणाम्।**
**अजातशत्रुर्निरगात् सोपाध्यायः सुहृद्वृतः॥ २३**

॥ २३॥

જેમનાં દર્શન મનુષ્યોને દુર્લભ છે તે શ્રીકૃષ્ણને પાસે આવેલા સાંભળીને પ્રસન્ન થયેલા અજાતશત્રુ યુધિષ્ઠિર ઉપાધ્યાય સહિત સ્નેહીજનોથી વીંટળાઈને (નગરની) બહાર આવ્યા. ॥ ૨૩ ॥ ૨૩ ॥

**गीतवादित्रघोषेण ब्रह्मघोषेण भूयसा।**
**अभ्ययात् स हृषीकेशं प्राणाः प्राणमिवादृतः॥ २४**

प्राणा इन्द्रियाणि प्राणं मुख्यं प्राणमिव॥ २४॥

ગીતો અને વાદ્યોના ઘોષ તથા પ્રચંડ વેદઘોષ સહિત આદરયુક્ત થઈને, (મૂર્ચ્છા ગયા પછી) જેમ ઈન્દ્રિયો પ્રાણને પ્રાપ્ત કરીને સામે દોડે (ચેતનવંતી બને). તેમ યુધિષ્ઠિર ભગવાન હૃષીકેશની સામે ગયા. ॥ ૨૪ ॥

**'प्राणाः'** ઈન્દ્રિયો **'प्राणम्'** મુખ્ય પ્રાણની સામે જેમ ચેતનવંતી થાય તેમ ॥ ૨૪ ॥

**दृष्ट्वा विक्लिन्नहृदयः कृष्णं स्नेहेन पाण्डवः।**
**चिराद् दृष्टं प्रियतमं सस्वजेऽथ पुनः पुनः॥ २५**

सस्वजे परिरेभे॥ २५॥

શ્રીકૃષ્ણનાં દર્શન કરીને સ્નેહથી આર્દ્ર થયેલા હૃદયવાળા યુધિષ્ઠિર ઘણા લાંબા સમય પછી જોયેલા પ્રિયતમને વળી વારંવાર ભેટ્યા. ॥ ૨૫ ॥

**'सस्वजे'** ભેટ્યા ॥ ૨૫ ॥

**दोर्भ्यां परिष्वज्य रमामलालयं**
**मुकुन्दगात्रं नृपतिर्हताशुभः।**
**लेभे परां निर्वृतिमश्रुलोचनो**
**हृष्यत्तनुर्विस्मृतलोकविभ्रमः ॥ २६**

रमाया अमलं निर्दोषमालयम्। विस्मृतो लोकव्यवहारो येन सः॥ २६॥

લક્ષ્મીજીના નિર્દોષ નિવાસરૂપ શ્રીમુકુન્દના શ્રીઅંગને બંને ભુજાઓથી ભેટીને જેમનું અશુભ નષ્ટ થયું છે તેવા હર્ષાશ્રુયુક્ત લોચનવાળા યુધિષ્ઠિર રોમાંચિત થઈ ગયા અને લોકવ્યવહારને ભૂલી જઈને પરમ આનંદ પામ્યા. ॥ ૨૬ ॥

રમા (લક્ષ્મીજી)ના **'अमलम्'** નિર્દોષ નિવાસસ્થાનને – વિસ્મૃત થઈ ગયો છે લોકવ્યવહાર જેમના દ્વારા તે યુધિષ્ઠિર ॥ ૨૬ ॥

---

* **जीव.—**श्रीद्वारकात इन्द्रप्रस्थगमनमार्गे विनशनपांचालादीनाममध्यवर्तित्वेऽपि तत्र तत्र गमनं तत्रत्यानां भक्तानां सुखसम्पादनार्थम्।

દ્વારકાથી ઈન્દ્રપ્રસ્થ જવાના માર્ગમાં કુરુક્ષેત્ર, પંચાલ વગેરે દેશો વચ્ચે આવતા ન હોવા છતાં તે સ્થળોમાં ભગવાન ત્યાં રહેલા ભક્તોને સુખ આપવા માટે ગયા હતા.

**तं मातुलेयं परिरभ्य निर्वृतो**
**भीमः स्मयन् प्रेमजवाकुलेन्द्रियः ।**
**यमौ किरीटी च सुहृत्तमं मुदा**
**प्रवृद्धबाष्पाः परिरेभिरेऽच्युतम् ॥ २७**
॥ २७ ॥

પ્રેમના વેગથી વ્યાકુળ ઈન્દ્રિયોવાળા, સ્મિત કરતા ભીમસેન તે મામાના પુત્ર શ્રીકૃષ્ણને ભેટીને પરમ આનંદ પામ્યા. આનંદથી વધેલાં હર્ષાશ્રુવાળા જોડકા (નકુલ-સહદેવ) તથા અર્જુન પરમ પ્રિય સ્નેહી અચ્યુતને ભેટી પડ્યા. ॥ ૨૭ ॥ ૨૭ ॥

**अर्जुनेन परिष्वक्तो यमाभ्यामभिवादितः ।**
**ब्राह्मणेभ्यो नमस्कृत्य वृद्धेभ्यश्च यथार्हतः ॥ २८**
**मानितो मानयामास कुरुसृंजयकैकयान् ।**
**सूतमागधगन्धर्वा बन्दिनश्चोपमन्त्रिणः ॥ २९**
**मृदङ्गशंखपटहवीणापणवगोमुखैः ।**
**ब्राह्मणाश्चारविन्दाक्षं तुष्टुवुर्ननृतुर्जगुः ॥ ३०**

અર્જુન દ્વારા ભેટવામાં આવેલા અને નકુળ-સહદેવ દ્વારા વંદન કરાયેલા શ્રીકૃષ્ણે બ્રાહ્મણોને તથા વૃદ્ધોને યથાયોગ્ય નમસ્કાર કરીને ॥ ૨૮ ॥ સન્માનિત થઈને કુરુ, સૃંજય તથા કેકયવંશીઓને માન આપ્યું. સૂતો, માગધો, ગાંધર્વો, બંદિજનો, વિદૂષકો ॥ ૨૯ ॥ અને બ્રાહ્મણો મૃદંગ, શંખ, નગારું, વીણા, ઢોલ તથા શિંગડી વગાડીને અરવિંદલોચન શ્રીકૃષ્ણની સ્તુતિ અને નાચ-ગાન કરવા લાગ્યા. ॥ ૩૦ ॥

अर्जुनेन समत्वात्परिष्वक्त एव केवलं पादौ नमस्कुर्वन्नर्जुनः कृष्णेन भुजाभ्यां धृत इति भावः । यमाभ्यां त्वभिवादितश्चेति ॥ २८ ॥ २९ ॥ ३० ॥

સમાન વયના હોવાથી અર્જુન દ્વારા ભગવાનને માત્ર આલિંગન કરવામાં આવ્યું. ચરણોમાં નમસ્કાર કરતા અર્જુન ભગવાન દ્વારા ભુજાઓ વડે ધરી લેવામાં આવ્યા, એવો ભાવ છે. નકુળ-સહદેવ દ્વારા ભગવાનને વંદન કરવામાં આવ્યા. ॥ ૨૮ ॥ ૨૯ ॥ ૩૦ ॥

**एवं सुहृद्भिः पर्यस्तः पुण्यश्लोकशिखामणिः ।**
**संस्तूयमानो भगवान् विवेशालंकृतं पुरम् ॥ ३१**
॥ ३१ ॥

આમ, (સૂત વગેરે દ્વારા) સ્તુતિ કરાતા, સ્નેહીજનોથી વીંટળાયેલા, પવિત્ર કીર્તિવાળા જનોમાં મુકુટમણિરૂપ ભગવાન શ્રીકૃષ્ણ અલંકૃત થયેલા નગરમાં પ્રવેશ્યા.॥ ૩૧ ॥ ૩૧ ॥

**संसिक्तवर्त्म करिणां मदगन्धतोयै-**
**श्चित्रध्वजैः कनकतोरणपूर्णकुम्भैः ।**
**मृष्टात्मभिर्नवदुकूलविभूषणस्त्रग्-**
**गन्धैर्नृभिर्युवतिभिश्च विराजमानम् ॥ ३२**

હાથીઓના મદની ગંધવાળા જળથી છંટકાવ કરેલા રાજમાર્ગોવાળા, રંગબેરંગી ધજાઓ, સોનાનાં તોરણો તથા પૂર્ણ કળશોથી તેમ જ ઉજ્જ્વળ શરીરવાળા અને નવા રેશમી વસ્ત્રો, અલંકારો, પુષ્પમાળા અને ચંદનનાં વિલેપન લગાડેલાં નર-નારીઓથી શોભતા (નગરને ભગવાને નિહાળ્યું). ॥ ૩૨॥

चित्रध्वजादिभिर्विराजमानम् ॥ ३२ ॥

રંગબેરંગી ધજાઓ વગેરેથી શોભતા નગરને (જોયું). ॥ ૩૨ ॥

**उद्दीप्तदीपबलिभिः प्रतिसद्म जाल-**
**निर्यातधूपरुचिरं विलसत्पताकम्।**
**मूर्धन्यहेमकलशै रजतोरुशृङ्गै-**
**र्जुष्टं ददर्श भवनैः कुरुराजधाम॥ ३३**

દરેકના ઘરમાં પ્રકટાવેલા દીવાઓથી અને ઉપહારોથી સુશોભિત તથા જાળિયામાંથી નીકળતા ધૂપથી મનોહર, ફરકતી પતાકાઓવાળા અને શિખરો ઉપર મૂકેલા સુવર્ણ-કળશો અને રૂપાનાં મોટાં શિખરોથી યુક્ત ભવનોથી ભૂષિત થયેલા, કુરુરાજ યુધિષ્ઠિરના નગરને (ભગવાને) જોયું. ॥ ૩૩ ॥

प्रतिसद्म उद्दीप्तैर्दीपैर्बलिभिः, पुष्पादि-प्रकरैश्च जुष्टम्। जालेभ्यो गवाक्षेभ्यो निर्गतैर्धूपै रुचिरम्। विलसन्त्यः पताका यस्मिंस्तत्। मूर्धन्या मूर्ध्नि भवा हेमकलशा येषां तैः। रजतमयानि रूप्यमयान्युरूणि स्थूलानि शृङ्गाणि कलशाधस्तनभूमिका येषां तैर्भवनैर्जुष्टं कुरुराजस्य धाम पुरं ददर्श॥ ३३॥

પ્રત્યેક ઘરમાં પ્રકટેલા દીવાઓથી, ઉપહારોથી અને પુષ્પ વગેરેના ગુચ્છાઓથી સુશોભિત – જાળિયા કે ગવાક્ષમાંથી નીકળતા ધૂપથી મનોહર, ફરકતી પતાકાઓ છે જેમાં તેને (નગરને) – શિખર ઉપર રહેલા સુવર્ણના કળશો છે જેમનાં તે ભવનોથી – ચાંદીના બનેલાં '**उरूणि**' મોટાં શિખરો, કળશોની નીચેનાં સ્થાન છે જેમનાં તે ભવનોથી ભૂષિત થયેલા કુરુરાજના '**धाम**' નગરને જોયું. ॥ ૩૩ ॥

**प्राप्तं निशम्य नरलोचनपानपात्र-**
**मौत्सुक्यविश्लथितकेशदुकूलबन्धाः।**
**सद्यो विसृज्य गृहकर्म पतींश्च तल्पे**
**द्रष्टुं ययुर्युवतयः स्म नरेन्द्रमार्गे॥ ३४**

પુરુષોનાં નેત્રોને આદરપૂર્વક નિહાળવાના વિષયરૂપ શ્રીકૃષ્ણને આવેલા સાંભળીને જેમના કેશ તથા વસ્ત્રોનાં બંધન શિથિલ થઈ ગયાં, તે તરુણીઓ ઘરનું કામકાજ અને પતિઓને શય્યામાં છોડીને (શ્રીકૃષ્ણને) જોવા રાજમાર્ગ પર ગઈ. ॥ ૩૪ ॥

नराणां लोचनानि तेषां पानस्य सादरवीक्षणस्य पात्रं विषयम्। किं पुनर्नारीणामित्यर्थः॥ ३४॥

પુરુષોનાં નેત્રો, તેમના '**पानस्य**' આદરપૂર્વક નિહાળવાના પાત્રરૂપ શ્રીકૃષ્ણને – (શ્રીકૃષ્ણ) પુરુષોનાં નેત્રોને નિહાળવાના '**पात्रम्**' વિષયરૂપ હોય, તો વળી સ્ત્રીઓનું તો કહેવું જ શું, એમ અર્થ છે. ॥ ૩૪ ॥

**तस्मिन् सुसंकुल इभाश्वरथद्विपद्भिः**
**कृष्णं सभार्यमुपलभ्य गृहाधिरूढाः।**
**नार्यो विकीर्य कुसुमैर्मनसोपगुह्य**
**सुस्वागतं विदधुरुत्स्मयवीक्षितेन॥ ३५**

ઘર ઉપર ચઢી ગયેલી સ્ત્રીઓએ હાથી, ઘોડા, રથ, પાયદળથી ખૂબ ભરચક થઈ ગયેલા તે રાજમાર્ગ ઉપર ભાર્યાઓ સહિત શ્રીકૃષ્ણને જોઈ પુષ્પોથી વૃષ્ટિ કરીને અને મનથી ભેટીને સુસ્મિતયુક્ત દૃષ્ટિપાતથી તેમનું સુંદર સ્વાગત કરવા લાગી. ॥ ૩૫ ॥

सुष्ठु स्वागतं तत्प्रश्नादिकं प्रियमुत्स्मय-वीक्षितेनैव विदधुः॥ ३५॥

સુંદર સ્વાગત – તે કુશળ પ્રશ્ન વગેરે સુસ્મિતયુક્ત દૃષ્ટિપાતથી જ પ્રિયનું સ્વાગત કરવા લાગી.॥ ૩૫ ॥

**ऊचुः स्त्रियः पथि निरीक्ष्य मुकुन्दपत्नी-**
**स्तारा यथोडुपसहाः किमकार्यमूभिः।**
**यच्चक्षुषां पुरुषमौलिरुदारहास-**
**लीलावलोककलयोत्सवमातनोति ॥ ३६**

ચંદ્રની સાથે રહેલા તારાઓ જેવી શ્રીકૃષ્ણની સાથે રહેલી તેમની પત્નીઓને રાજમાર્ગ પર નિહાળીને સ્ત્રીઓ બોલીઃ 'આ સ્ત્રીઓ દ્વારા એવું કયું પુણ્ય આચરવામાં આવ્યું હશે, કે જેથી પુરુષોમાં મુકુટમણિરૂપ શ્રીકૃષ્ણ ઉદાર હાસ્યપૂર્વક કરેલા વિલાસયુક્ત દૃષ્ટિપાતની સહેજ ઝલકથી તેમનાં નેત્રોને આનંદ આપે છે!' ॥ ૩૬ ॥

उडुपसहाः, चन्द्रसहचरा इत्यर्थः। अमूभिः किं पुण्यमकारि ॥ ३६ ॥

**'उडुपसहाः'** ચન્દ્રની સાથે રહેલા તારાઓ, એમ અર્થ છે. આ સ્ત્રીઓ દ્વારા કયું પુણ્ય આચરવામાં આવ્યું હશે? ॥ ૩૬ ॥

**तत्र तत्रोपसङ्गम्य पौरा मङ्गलपाणयः।**
**चक्रुः सपर्यां कृष्णाय श्रेणीमुख्या हतैनसः ॥ ३७**

જેમનું પાપ દૂર થયું છે તેવા, હાથમાં (ચંદન, પુષ્પ, તાંબૂલ વગેરે) મંગળ દ્રવ્યો લીધેલા નગરજનો અને વેપારીમંડળોના આગેવાનો રાજમાર્ગ પર ત્યાં ત્યાં શ્રીકૃષ્ણની પાસે આવીને પૂજા કરવા લાગ્યા.॥ ૩૭ ॥

श्रेण्य एकशिल्पोपजीविनां सङ्घास्तेषु मुख्याश्च ॥ ३७ ॥

**'श्रेण्यः'** એક શિલ્પકળા ઉપર જીવનારા વેપારીઓનાં મંડળો અને તેમના આગેવાનો (તેમ જ નગરજનો) ॥ ૩૭ ॥

**अन्तःपुरजनैः प्रीत्या मुकुन्दः फुल्ललोचनैः।**
**ससम्भ्रमैरभ्युपेतः प्राविशद् राजमन्दिरम् ॥ ३८**

પ્રેમથી પ્રફુલ્લ નેત્રોવાળા અંતઃપુરજનો દ્વારા ઉત્સાહપૂર્વક સામે આવીને સત્કાર કરાયેલા શ્રીમુકુન્દ રાજમહેલમાં પ્રવેશ્યા. ॥ ૩૮ ॥

अभ्युपेतोऽभिगमनेन सत्कृतः ॥ ३८ ॥

**'अभ्युपेतः'** સામે આવીને સત્કાર કરાયેલા શ્રીમુકુન્દ ॥ ૩૮ ॥

**पृथा विलोक्य भ्रात्रेयं कृष्णं त्रिभुवनेश्वरम्।**
**प्रीतात्मोत्थाय पर्यंकात् सस्नुषा परिषस्वजे ॥ ३९**

ત્રણેય લોકના નાથ એવા પોતાના ભત્રીજા શ્રીકૃષ્ણને નીરખીને પ્રેમવિભોર હૃદયવાળાં પૃથા પુત્રવધૂ દ્રૌપદીસહિત પલંગ પરથી ઊભાં થઈને (પ્રભુને) પોતે ભેટી પડ્યાં. ॥ ૩૯ ॥

सस्नुषा द्रौपदीसहिता ॥ ३९ ॥

**'सस्नुषा'** પુત્રવધૂ દ્રૌપદીસહિત (ઊભાં થઈને પૃથા પોતે જ ભેટી પડ્યાં. દ્રૌપદીએ વંદન કર્યાં, એમ પછી (શ્લોક-૪૧માં) કહેશે.) ॥ ૩૯ ॥

**गोविन्दं गृहमानीय देवदेवेशमादृतः।**
**पूजायां नाविदत् कृत्यं प्रमोदोपहतो नृपः ॥ ४०**

દેવાધિદેવ ગોવિંદને આદરપૂર્વક (પોતાના) મહેલમાં લાવીને હર્ષઘેલા થયેલા રાજા યુધિષ્ઠિર અતિથિપૂજામાં થતા વિશિષ્ટ ક્રમને (પણ) વીસરી ગયા. ॥ ૪૦ ॥

कृत्यं प्रकारविशेषम्। प्रमोदेनोपहतोऽभिभूतः ॥ ४० ॥

**पितृष्वसुर्गुरुस्त्रीणां कृष्णश्चक्रेऽभिवादनम्।**
**स्वयं च कृष्णया राजन् भगिन्या चाभिवन्दितः॥ ४१**

गुरुस्त्रीणां च। कृष्णया द्रौपद्या। भगिन्या सुभद्रया॥ ४१॥

**श्वश्र्वा संचोदिता कृष्णा कृष्णपत्नीश्च सर्वशः।**
**आनर्च रुक्मिणीं सत्यां भद्रां जाम्बवतीं तथा॥ ४२**
**कालिन्दीं मित्रविन्दां च शैब्यां नाग्नजितीं सतीम्।**
**अन्याश्चाभ्यागता यास्तु वासःस्त्रङ्मण्डनादिभिः॥ ४३**

आनर्च अर्चितवती॥ ४२॥ अन्याश्च याः कृष्णपत्न्योऽभ्यागतास्ता अपि॥ ४३॥

**सुखं निवासयामास धर्मराजो जनार्दनम्।**
**ससैन्यं सानुगामात्यं सभार्यं च नवं नवम्॥ ४४**

प्रत्यहं नवं यथा भवति तथा सुखं निवासयामास॥ ४४॥

**तर्पयित्वा खाण्डवेन वह्निं फाल्गुनसंयुतः।**
**मोचयित्वा मयं येन राज्ञे दिव्या सभा कृता॥ ४५**

कथंभूतम्। यः प्रेम्णा नित्यं फाल्गुनेन संयुतः। अत एव तस्य सहायेन सता येन खाण्डवेन वह्निं तर्पयित्वा तत्र च मयं मोचयित्वा तं मयं प्रयुज्य युधिष्ठिराय दिव्या सभा कृता तं

**'कृत्यम्'** વિશિષ્ટ પ્રકારના ક્રમને – હર્ષથી **'उपहतः'** વ્યાકુળ બનેલા રાજા યુધિષ્ઠિર ॥ ૪૦ ॥

હે રાજા (પરીક્ષિત), દ્રૌપદી અને ભગિની (સુભદ્રા) દ્વારા જેમને વંદન કરવામાં આવ્યાં તે સ્વયં ભગવાન શ્રીકૃષ્ણે ફોઈને (કુંતાજીને) તથા વડીલ મહિલાઓને પ્રણામ કર્યા. ॥ ૪૧ ॥

અને વડીલ મહિલાઓને – **'कृष्णया'** કૃષ્ણા દ્રૌપદી દ્વારા, **'भगिन्या'** બહેન સુભદ્રા દ્વારા ॥ ૪૧ ॥

સાસુ કુંતાજી દ્વારા પ્રેરાયેલાં દ્રૌપદીએ શ્રીકૃષ્ણની સર્વ પત્નીઓ રુક્મિણી, સત્યા, ભદ્રા, જાંબવતી, કાલિંદી, મિત્રવિંદા, શૈબ્યા અને સતી નાગ્નજિતી તથા જે બીજી પત્નીઓ આવી હતી તેમનું વસ્ત્ર, પુષ્પમાળા અને અલંકારોથી પૂજન કર્યું. ॥ ૪૨ ॥ ૪૩ ॥

**'आनर्च'** પૂજન કર્યું ॥ ૪૨ ॥

અને શ્રીકૃષ્ણની જે બીજી પત્નીઓ આવી હતી તેમનું પણ પૂજન કર્યું ॥ ૪૩ ॥

ધર્મરાજ યુધિષ્ઠિરે સૈન્ય, સેવકો, પ્રધાનો તથા ભાર્યાઓ સહિત ભગવાન જનાર્દનને નિત્ય નવીન આનંદ થાય તેમ નિવાસ કરાવ્યો. ॥ ૪૪ ॥

પ્રતિદિન નવીન જેમ થાય તે રીતે સુખપૂર્વક નિવાસ કરાવ્યો. ॥ ૪૪ ॥

અર્જુનને સહાયરૂપ થયેલા જે ભગવાને ખાંડવવનથી અગ્નિને તૃપ્ત કરીને (બળતા ખાંડવવનમાંથી) મય દાનવને છોડાવીને જેના (મય દાનવ) દ્વારા રાજા યુધિષ્ઠિર માટે દિવ્ય સભાગૃહની રચના કરાવી હતી, (તે ભગવાન જનાર્દનને સુખ થાય તેમ નિવાસ કરાવ્યો હતો). ॥ ૪૫ ॥

કેવા ભગવાનને? જે સદાય પ્રેમપૂર્વક અર્જુનની સાથે રહ્યા હતા. આથી જ તેમના સહાયક બનેલા જેમના દ્વારા જે ખાંડવવનથી અગ્નિને તૃપ્ત કરીને અને ત્યાંથી મયને છોડાવીને તે મયને (યુધિષ્ઠિર માટે દિવ્ય સભાની રચનાના કાર્યમાં) જોડીને યુધિષ્ઠિર માટે દિવ્ય સભાગૃહની રચના કરાવી હતી, તે ભગવાન

जनार्दनम्। अनेन राज्ञः कृष्णोपकारानुस्मरणं दिव्यत्वात्सभाया यथामनोरथं सर्वावकाशसंपादनं च दर्शितम् ॥ ४५ ॥

જનાર્દનને (નિવાસ કરાવ્યો.) – રાજા યુધિષ્ઠિર આ દ્વારા શ્રીકૃષ્ણે કરેલા ઉપકારનું સ્મરણ કરે છે. સભાગૃહ દિવ્ય હોવાથી ઈચ્છાનુસાર સર્વ યોજનાઓની સંપન્નતા પણ દર્શાવી છે. ॥ ૪૫ ॥

**उवास कतिचिन्मासान् राज्ञः प्रियचिकीर्षया।**
**विहरन् रथमारुह्य फाल्गुनेन भटैर्वृतः ॥ ४६**
॥ ४६ ॥

રાજા યુધિષ્ઠિરનું પ્રિય કરવાની ઈચ્છાથી, અર્જુન સાથે રથમાં બેસીને, સૈનિકોથી વીંટળાઈને વિહાર કરતા ભગવાને કેટલાક મહિના ત્યાં જ નિવાસ કર્યો.॥ ૪૬ ॥ ૪૬ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे उत्तरार्धे कृष्णस्येन्द्रप्रस्थगमनं नामैकसप्ततितमोऽध्यायः ॥ ७१ ॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे उत्तरार्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायामेकसप्ततितमोऽध्यायः ॥ ७१ ॥

❋❋❋❋❋

# अथ द्विसप्ततितमोऽध्यायः

## રાજસૂય યજ્ઞનું આયોજન અને જરાસંધનો ઉદ્ધાર

ततो द्विसप्ततितमे राज्ञा कार्ये निवेदिते।
दुर्जयं मागधं बुद्ध्वा भीमेनाघातयद्धरिः ॥ १ ॥

ત્યાર પછી બોત્તેરમા અધ્યાયમાં રાજા યુધિષ્ઠિર દ્વારા જ્યારે (યજ્ઞરૂપ) કાર્યનું નિવેદન કરવામાં આવ્યું, ત્યારે મગધરાજ જરાસંધને દુર્જય જાણીને શ્રીહરિએ ભીમસેન દ્વારા તેનો નાશ કરાવ્યો (તે કથા છે). ॥ ૧ ॥

**श्रीशुक उवाच**

**एकदा तु सभामध्ये आस्थितो मुनिभिर्वृतः।**
**ब्राह्मणैः क्षत्रियैर्वैश्यैर्भ्रातृभिश्च युधिष्ठिरः ॥ १**
**आचार्यैः कुलवृद्धैश्च ज्ञातिसम्बन्धिबान्धवैः।**
**शृण्वतामेव चैतेषामाभाष्येदमुवाच ह ॥ २**

**શ્રીશુકદેવજી બોલ્યા** – એક વખત મુનિઓ, બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો, ભાઈઓ, આચાર્યો, પરિવારના વડીલો, જ્ઞાતિજનો, સંબંધીઓ અને મિત્રોથી વીંટળાયેલા, રાજસભામાં (સિંહાસન પર) બેઠેલા યુધિષ્ઠિરે આ બધાના સાંભળતાં જ (શ્રીકૃષ્ણને) સંબોધીને આ પ્રમાણે કહ્યું: ॥ ૧ ॥ ૨ ॥

आस्थितः, आसनमिति शेषः ॥ १ ॥

**'आस्थितः'** બેઠેલા, સિંહાસન પર, એટલું શેષ છે. ॥ ૧ ॥

शृण्वतामेवेति। यत्प्रसन्नः कृष्णः करोति न तदन्यः कश्चिदपि कर्तुं समर्थ इति निश्चित्य सर्वानेवताननादृत्य कृष्णमुवाचेत्यर्थः। आभाष्य भो भो कृष्ण भक्तवत्सलेत्येवं संबोध्य ॥ २ ॥

**'शृण्वताम् एव इति।'** પ્રસન્ન થયેલા શ્રીકૃષ્ણ જે કરે છે તે બીજું કોઈ પણ કરવા માટે સમર્થ નથી, એમ નિશ્ચય કરીને તે સર્વનો અનાદર કરીને શ્રીકૃષ્ણને કહેવા લાગ્યા, એમ અર્થ છે. **'आभाष्य'** હે કૃષ્ણ, હે ભક્તવત્સલ, એમ સંબોધીને ॥ ૨ ॥

युधिष्ठिर उवाच

**क्रतुराजेन गोविन्द राजसूयेन पावनीः।**
**यक्ष्ये विभूतीर्भवतस्तत् सम्पादय नः प्रभो॥ ३**

**યુધિષ્ઠિર બોલ્યા** – હે ગોવિંદ, હે પ્રભુ, ક્રતુરાજ રાજસૂય (મહાયજ્ઞ) દ્વારા આપના પાવનકારી અંશરૂપ દેવોની હું આરાધના કરવા ઈચ્છું છું, માટે આપ અમારા કાર્યને સંપન્ન કરો. ॥ ૩ ॥

विभूतीरंशान्॥ ३॥

**'विभूतीः'** અંશરૂપ દેવોને ॥ ૩ ॥

एष चक्रवर्तिनां मनोरथः कथं त्वया क्रियत इति चेदत आह—**त्वत्पादुके इति**।

ચક્રવર્તી રાજાઓનો મનોરથ તમારા દ્વારા કેમ સિદ્ધ કરવામાં આવે છે, જો એમ (પૂછવામાં આવે, તો) તે માટે ઉત્તર આપે છે – **'त्वत्पादुके इति।'**

**त्वत्पादुके अविरतं परि ये चरन्ति**
**ध्यायन्त्यभद्रनशने शुचयो गृणन्ति।**
**विन्दन्ति ते कमलनाभ भवापवर्ग-**
**माशासते यदि त आशिष ईश नान्ये॥ ४**

(छंद—वसंततिलका)

હે કમળ જેવી નાભિવાળા, હે ઈશ, જે મનુષ્યો અમંગળોનું નાશ કરનારી આપની ચરણપાદુકાની નિરંતર (દેહથી) સેવા કરે છે, (મનથી) ધ્યાન કરે છે અને (વાણીથી) કીર્તન કરે છે, તેઓ જ વિશુદ્ધ અંતઃકરણવાળા થઈને સંસારની સમાપ્તિરૂપ મોક્ષ પ્રાપ્ત કરે છે. તેઓ જો સાંસારિક ભોગોની કામના કરે, તો તે પણ તેઓ પ્રાપ્ત કરે છે, પરંતુ (જેઓ આપના ચરણકમળની પાદુકાની સેવા નથી કરતા તેવા) અન્ય જનો તો તે સાંસારિક ભોગોને પણ પ્રાપ્ત કરતા નથી. ॥ ૪ ॥

परि ये चरन्तीति यच्छब्दव्यवधानमार्षम्। ये परिचरन्ति देहेन। ध्यायन्ति मनसा। अभद्रस्य नशने नाशके। गृणन्ति वाचा। ते भवस्यापवर्गं मोक्षं विन्दन्ति। यद्याशासते तर्ह्याशिषोऽपि त एव विन्दन्ति नान्ये चक्रवर्तिनोऽपि॥ ४॥

**'परि ये चरन्ति इति।' परि** અને **चरन्ति** ની વચ્ચે રહેલો **'यत्' (ये)**, શબ્દ ઉપસર્ગ અને ક્રિયાપદ વચ્ચે વ્યવધાનરૂપ છે, તે આર્ષ કે વૈદિક પ્રયોગ છે. જેઓ દેહથી સેવા કરે છે, મનથી ધ્યાન કરે છે અને અમંગળનું **'नशने'** નાશ કરનારી બંને પાદુકાઓનું વાણીથી કીર્તન કરે છે, તેઓ સંસારની **'अपवर्गम्'** સમાપ્તિરૂપ મોક્ષને પ્રાપ્ત કરે છે. જો તેઓ સાંસારિક ભોગોની કામના કરે તો તેમને પણ તેઓ પ્રાપ્ત કરે જ છે, પરંતુ અન્ય જનો, (કે જેઓ ચરણપાદુકાનું શરણ ગ્રહણ નથી કરતા તેઓ) ચક્રવર્તી રાજાઓ હોય તો પણ તે વિષયો પામતા નથી. ॥ ૪ ॥

भगवतो भक्तपक्षपातमाविष्कारयन्नाह—**तद्देवदेवेति**।

ભગવાનના ભક્ત પ્રત્યેના પક્ષપાતને પ્રકટ કરતા કહે છે – **'तत्-देवदेव इति।'**

**तद् देवदेव भवतश्चरणारविन्द-**
**सेवानुभावमिह पश्यतु लोक एषः।**
**ये त्वां भजन्ति न भजन्त्युत वोभयेषां**
**निष्ठां प्रदर्शय विभो कुरुसृंजयानाम्॥ ५**

तत्तस्मात्पश्यतु साक्षात्। एवं निश्चितेऽपि ये कर्मादिप्रधानाः। केचित्कुरुसृंजया भगवद्भक्तिं न बहु मन्यन्ते तेषां मोहनिवृत्तये ये त्वां भजन्ति यदि वा न भजन्ति तेषामुभयेषां निष्ठां स्थितिं प्रदर्शय॥ ५॥

ननु रागादिरहिते मयि कथमिदं वैषम्यं स्यात्तत्राह—**नेति**।

**न ब्रह्मणः स्वपरभेदमतिस्तव स्यात्**
**सर्वात्मनः समदृशः स्वसुखानुभूतेः।**
**संसेवतां सुरतरोरिव ते प्रसादः**
**सेवानुरूपमुदयो न विपर्ययोऽत्र॥ ६**

स्वः पर इति भेदमतिस्तव न स्यादेव। कुतः। ब्रह्मणो निरुपाधेः। किंच सर्वस्यात्मनोऽतः समदृशः। किंच स्वसुखानुभूतेः। अतो रागाद्य-भावादिति भावः। तथापि संसेवमानानामेव त्वत्प्रसादो नान्येषाम्। तत्रापि सेवाऽनुरूपमुदयः

હે દેવાધિદેવ, હે વિભુ, આપના ચરણારવિંદની સેવાનું સામર્થ્ય આ સંસારમાં લોકો ભલે પ્રત્યક્ષ જુએ! કુરુવંશીઓ અને સૃંજયવંશીઓમાંના જેઓ આપને ભજે છે અથવા જેઓ આપને નથી ભજતા, તે બંને પ્રકારના લોકોની સ્થિતિ આપ દર્શાવો.॥ ૫ ॥

**'तत्'** તેથી (લોક) ભલે પ્રત્યક્ષ જુએ! (ભગવાનની ભક્તિ આ લોક અને પરલોકનું ફળ આપનારી છે,) એમ નિશ્ચિત થયું હોવા છતાં પણ જેઓ કર્મને જ મુખ્ય માનનારા છે તેવા કેટલાક કુરુવંશીઓ અને સૃંજયવંશીઓ ભગવાનની ભક્તિને બહુ મહત્ત્વ આપતા નથી. તે અભક્તોનો મોહ દૂર કરવા માટે, જેઓ આપને ભજે છે અથવા જેઓ આપને નથી ભજતા, તે બંને પ્રકારના લોકોની **'निष्ठाम्'** સ્થિતિને દર્શાવો.॥ ૫ ॥

(ભગવાન) શંકા કરે છે કે રાગાદિરહિત એવા મારામાં આ વિષમતા કેવી રીતે હોય? તે માટે કહે છે – **'न इति।'**

નિરુપાધિ બ્રહ્મ, સર્વના આત્મા, સર્વ ઉપર સમાન દૃષ્ટિવાળા અને સ્વસ્વરૂપના સુખનો અનુભવ કરનાર આપને પોતાનું અને પારકું – એવી ભેદદૃષ્ટિ હોય નહીં, તેમ છતાં જેમ કલ્પવૃક્ષનું સેવન કરનારને જ ફળ મળે છે તેમ, સેવા કરનારાઓને જ આપની કૃપા પ્રાપ્ત થાય છે અને સેવાને અનુરૂપ ફળ મળે છે, આમાં ફળનો અભાવ હોતો નથી. ॥ ૬ ॥

પોતાનું અને પારકું – એવી ભેદબુદ્ધિ આપને હોઈ શકે જ નહીં. શા માટે? (આપ) **'ब्रह्मणः'** નિરુપાધિ બ્રહ્મને (ભેદબુદ્ધિ હોઈ શકે નહીં.) વળી, સર્વના આત્માને, આથી સર્વ ઉપર સમાન દૃષ્ટિવાળાને, વળી, સ્વસ્વરૂપના સુખનો અનુભવ કરનારને, આથી રાગાદિનો અભાવ હોવાથી (ભેદબુદ્ધિ હોઈ શકે નહીં), એવો ભાવ છે. તેમ છતાં સેવા કરનારાઓને જ આપની કૃપા પ્રાપ્ત થાય છે, બીજાઓને નહીં.

फलं न त्वत्र विपर्ययोऽन्यथाभावः। यथा कल्पद्रुमस्य रागादिराहित्येऽपि सेवकेष्वेव फलजनकत्वं नान्येषु॥ ६॥

सत्यं मद्भक्तानामेव कैवल्यादि नान्येषामित्यनुमोदमान आह—**सम्यगिति**।

श्रीभगवानुवाच

**सम्यग् व्यवसितं राजन् भवता शत्रुकर्शन।**
**कल्याणी येन ते कीर्तिर्लोकाननुभविष्यति॥ ७**

शत्रुकर्शनेति संबोधयन्सर्वराजविजयशक्तिं संचारयति। अनुभविष्यति द्रक्ष्यति। सर्वलोकव्याप्ता भविष्यतीत्यर्थः॥ ७॥

**ऋषीणां पितृदेवानां सुहृदामपि नः प्रभो।**
**सर्वेषामपि भूतानामीप्सितः क्रतुराडयम्॥ ८**
॥ ८॥

किमत्र मयाऽन्येन वा संपादनीयं, तव तु सुकर एव राजसूय इत्याह—**विजित्येति**।

**विजित्य नृपतीन् सर्वान् कृत्वा च जगतीं वशे।**
**सम्भृत्य सर्वसम्भारानाहरस्व महाक्रतुम्॥ ९**

जगतीं सर्वां पृथ्वीम्। संभारान्यज्ञोपस्करान् संभृत्य संपाद्य आहरस्वानुतिष्ठेत्यर्थः॥ ९॥

ननु नृपतिविजयादि कथं शक्यं स्यादत आह—**एत इति**।

તેમાં પણ સેવાને અનુરૂપ **'उदयः'** ફળ મળે છે. **'न अत्र विपर्ययः'** આમાં ફળનો અભાવ હોતો નથી. જેમ કલ્પવૃક્ષ રાગ વગેરે ન હોય તો પણ સેવકોને જ ફળ આપે છે, બીજાઓને નહીં તેમ! ॥ ૬ ॥

'(રાજાએ કહ્યું તે) સત્ય છે. કૈવલ્યાદિ મારા ભક્તોને જ મળે છે, બીજાઓને નહીં.' એમ ભગવાન અનુમોદન આપતાં કહે છે – **'सम्यक् इति।'**

**શ્રીભગવાન બોલ્યા** – હે શત્રુઓનું દમન કરનાર રાજા, આપના દ્વારા ઉચિત નિર્ણય લેવામાં આવ્યો છે, જેનાથી તમારી કલ્યાણમયી કીર્તિ સર્વ લોકમાં વ્યાપી જશે. ॥ ૭ ॥

**'शत्रुकर्शन'** એમ સંબોધન કરીને સર્વ રાજાઓ ઉપર વિજય પ્રાપ્ત કરવાની શક્તિનો ભગવાન સંચાર કરે છે. **'अनुभविष्यति'** (ભગવાનની કલ્યાણમયી કીર્તિ સર્વ લોકને) જોશે, સર્વ લોકમાં વ્યાપી જશે, એમ અર્થ છે. ॥ ૭ ॥

હે પ્રભુ (યુધિષ્ઠિર), આ ક્રતુરાજ ઋષિઓ, પિતૃઓ, દેવો, સુહૃજ્જનો, સર્વ પ્રાણીઓ અને આપણા માટે પણ અભીષ્ટ છે. ॥ ૮ ॥ ૮ ॥

આ યજ્ઞનિમિત્તે મારા દ્વારા કે બીજા કોઈના દ્વારા શું સંપાદન કરવા યોગ્ય છે? તમારે માટે તો રાજસૂય યજ્ઞ કરવો સરળ જ છે, એમ (ભગવાન) કહે છે – **'विजित्य इति।'**

સર્વ રાજાઓને જીતી લઈ પૃથ્વીને વશ કરીને યજ્ઞની સર્વ સામગ્રીઓ એકત્રિત કરીને રાજસૂય મહાયજ્ઞનું અનુષ્ઠાન કરો. ॥ ૯ ॥

**'जगतीम्'** આખી પૃથ્વીને – **'सम्भारान्'** યજ્ઞની સામગ્રીઓને **'सम्भृत्य'** એકત્રિત કરીને યજ્ઞનું **'आहरस्व'** અનુષ્ઠાન કરો, એમ અર્થ છે. ॥ ૯ ॥

શંકા કરે છે કે રાજાઓ ઉપર વિજય પ્રાપ્ત કરવો વગેરે કેવી રીતે શક્ય થાય? માટે કહે છે – **'एते इति।'**

**एते ते भ्रातरो राजन् लोकपालांशसम्भवाः।**
**जितोऽस्म्यात्मवता तेऽहं दुर्जयो योऽकृतात्मभिः॥ १०**

હે રાજા (યુધિષ્ઠિર), તમારા (ભીમ વગેરે) આ ભાઈઓ (વાયુ, ઇન્દ્ર વગેરે) લોકપાલોના અંશોથી ઉત્પન્ન થયા છે. અસંયમી જનો દ્વારા જિતાવાને કઠિન – દુર્જય એવો હું જિતેન્દ્રિય એવા આપના દ્વારા જિતાઈ ગયો છું. ॥ ૧૦ ॥

किंच आत्मवता जितेन्द्रियेण ते त्वयाहं च जितोऽस्मि वशीकृतोऽस्मि। अकृतात्मभिरजितेन्द्रियैः॥ १०॥

વળી, '**आत्मवता**' જિતેન્દ્રિય – એવા '**ते**' **त्वया** આપના દ્વારા હું '**जितोऽस्मि**' વશ કરવામાં આવ્યો છું. '**अकृत-आत्मभिः**' અજિતેન્દ્રિય પુરુષો દ્વારા ॥ ૧૦ ॥

आस्तां तावदेवंभूतस्य तव परैरभिभवशङ्का अकिंचनमपि मत्परं कोऽपि नाभिभवितुं प्रभवतीत्याह—**न कश्चिदिति**।

(મને વશ કરનાર તેમ જ લોકપાલોના અંશોથી ઉત્પન્ન થયેલા ભાઈઓથી યુક્ત) એવા આપને માટે શત્રુઓથી પરાજિત થવાની શંકા તો બાજુએ રહી, પણ મને પરાયણ હોય તેવા અકિંચનને પણ કોઈ જ પરાજિત કરવાને સમર્થ નથી, એમ ભગવાન કહે છે – '**न कश्चित् इति।**'

**न कश्चिन्मत्परं लोके तेजसा यशसा श्रिया।**
**विभूतिभिर्वाभिभवेद् देवोऽपि किमु पार्थिवः॥ ११**

(હું જ જેને માટે પરમ આરાધ્ય છું તેવા) મને પરાયણ એવા મનુષ્યને સંસારમાં કોઈ દેવ પણ તેજ (પ્રભાવ), યશ, સૌન્દર્ય અને (સૈન્યાદિ સામગ્રીરૂપ) ઐશ્વર્યોથી પરાભૂત કરવાને સમર્થ નથી, તો પછી કોઈ રાજા કેમ પરાભૂત કરી શકે? ॥ ૧૧ ॥

तेजसा प्रभावेण। विभूतिभिः सैन्यादिसामग्रीभिः॥ ११॥

'**तेजसा**' પ્રભાવથી – '**विभूतिभिः**' સૈન્ય વગેરે સામગ્રીરૂપ ઐશ્વર્યોથી ॥ ૧૧ ॥

**श्रीशुक उवाच**

**निशम्य भगवद्गीतं प्रीतः फुल्लमुखाम्बुजः।**
**भ्रातॄन् दिग्विजयेऽयुङ्क्त विष्णुतेजोपबृंहितान्॥ १२**

**શ્રીશુકદેવજી બોલ્યા** – ભગવાનનું વચન સાંભળીને પ્રફુલ્લ થયેલા મુખકમળવાળા યુધિષ્ઠિરે આનંદિત થઈને વિષ્ણુના તેજથી વૃદ્ધિ પામેલા પોતાના ભાઈઓને દિગ્વિજય માટે નિયુક્ત કર્યા. ॥ ૧૨ ॥

अयुङ्क्त नियुक्तवान्। विष्णोस्तेजसोपबृंहितान् संवर्धितान्। तेजोपबृंहितानिति सन्धिरार्षः॥ १२॥

'**अयुङ्क्त**' નિયુક્ત કર્યા. વિષ્ણુના તેજથી '**उपबृंहितान्**' વૃદ્ધિ પામેલા – ('**तेजः-उपबृंहितान्**' માં) સંધિ આર્ષ છે. ('**तेजोपबृंहितान्**'ને બદલે '**तेजउपबृंहितान्**' સંધિ થાય.) ॥ ૧૨ ॥

**सहदेवं दक्षिणस्यामादिशत् सह सृंजयैः।**
**दिशि प्रतीच्यां नकुलमुदीच्यां सव्यसाचिनम्।**
**प्राच्यां वृकोदरं मत्स्यैः केकयैः सह मद्रकैः॥ १३**

સહદેવને સૃંજયો સાથે દક્ષિણમાં, નકુલને મત્સ્યયોદ્ધાઓ સાથે પશ્ચિમમાં, સવ્યસાચી (અર્જુન)ને કેકયો સાથે ઉત્તરમાં અને ભીમસેનને મદ્રયોદ્ધાઓ સાથે પૂર્વ દિશામાં જવાની આજ્ઞા આપી. ॥ ૧૩ ॥

नकुलादीनां मत्स्यादिभिः सहायैर्यथासंख्येन संबन्धः ॥ १३ ॥

નકુળ વગેરેને મત્સ્ય વગેરેની સહાય સાથે – એમ અનુક્રમે સંબંધ છે. ॥ ૧૩ ॥

**ते विजित्य नृपान् वीरा आजह्रुर्दिग्भ्य ओजसा।**
**अजातशत्रवे भूरि द्रविणं नृप यक्ष्यते॥ १४**

હે રાજા (પરીક્ષિત), તે વીર (બંધુઓ)એ પોતાના પૌરુષથી રાજાઓને જીતીને યજ્ઞ કરનાર યુધિષ્ઠિરને સર્વ દિશાઓમાંથી પુષ્કળ ધન લાવીને આપ્યું. ॥ ૧૪ ॥

कथंभूताय। यक्ष्यते यागं करिष्यते॥ १४॥

કેવા યુધિષ્ઠિરને? '**यक्ष्यते**' યજ્ઞ કરનાર યુધિષ્ઠિરને ॥ ૧૪ ॥

**श्रुत्वाऽजितं जरासन्धं नृपतेर्ध्यायतो हरिः।**
**आहोपायं तमेवाद्य उद्धवो यमुवाच ह॥ १५**

જરાસંધને ન જિતાયેલો સાંભળીને વિચાર કરતા રાજા યુધિષ્ઠિરને જે ઉપાય ઉદ્ધવજીએ કહ્યો હતો (શ્રીમદ્ ભા.૧૦/૭૧/૫), તે જ ઉપાય આદિ પુરુષ ભગવાન શ્રીહરિએ કહ્યો. ॥ ૧૫ ॥

आद्यो हरिः श्रीकृष्णः॥ १५॥

'**आद्यः हरिः**' આદિ પુરુષ ભગવાન શ્રીહરિ, શ્રીકૃષ્ણ ॥ ૧૫ ॥

**भीमसेनोऽर्जुनः कृष्णो ब्रह्मलिङ्गधरास्त्रयः।**
**जग्मुर्गिरिव्रजं तात बृहद्रथसुतो यतः॥ १६**

હે પ્રિય (પરીક્ષિત), બ્રાહ્મણનો વેશ ધારણ કરનારા ભીમસેન, અર્જુન અને શ્રીકૃષ્ણ – એ ત્રણેય જ્યાં બૃહદ્રથનો પુત્ર જરાસંધ રહેતો હતો તે 'ગિરિવ્રજ' સ્થાનમાં ગયા. ॥ ૧૬ ॥

ब्रह्मलिङ्गधरा ब्राह्मणलिङ्गधारिणः। यतो यत्र बृहद्रथसुतो जरासन्धः॥ १६॥

'**ब्रह्मलिङ्गधराः**' બ્રાહ્મણનો વેશ ધારણ કરનારા – '**यतः**' જ્યાં '**बृहद्रथसुतः**' બૃહદ્રથનો પુત્ર જરાસંધ ॥ ૧૬ ॥

**ते गत्वाऽऽतिथ्यवेलायां गृहेषु गृहमेधिनम्।**
**ब्रह्मण्यं समयाचेरन् राजन्या ब्रह्मलिंगिनः॥ १७**

ભીમ વગેરે બ્રાહ્મણવેશધારી ક્ષત્રિયોએ આતિથ્યસત્કારના સમયે તેના ઘરમાં રહેલા બ્રાહ્મણભક્ત, ગૃહસ્થ જરાસંધ પાસે જઈને સારી રીતે યાચના કરી. ॥ ૧૭ ॥

गृहेषु वर्तमानं समयाचेरन्। सम्यगयाचन्तेत्यर्थः ॥ १७॥

ઘરમાં રહેલા જરાસંધની પાસે યાચના કરી. સારી રીતે યાચના કરી, એમ અર્થ છે. ॥ ૧૭ ॥

**राजन् विद्ध्यतिथीन् प्राप्तानर्थिनो दूरमागतान्।**
**तन्नः प्रयच्छ भद्रं ते यद् वयं कामयामहे॥ १८**

॥ १८॥

હે રાજા, દૂરથી આવેલા, માગવાની ઈચ્છાવાળા અમને અતિથિ તરીકે તું જાણ. અમે જે ઈચ્છીએ છીએ તે તું અમને આપ. તારું કલ્યાણ થાઓ! ॥ ૧૮ ॥ ૧૮ ॥

नन्विदं कामयामह इति विशेषो निर्दिश्यताम्, अन्यथा यस्य स्वयंकल्पः पुत्रादेर्वियोगो दुःसहः

શંકા કરવામાં આવી છે કે જો (કદાચ જરાસંધ દ્વારા) કહેવામાં આવે કે અમે આ વસ્તુની કામના કરીએ છીએ, એમ વિશેષરૂપે નામનિર્દેશ કરો, નહીં

स कथं देयः, तथा राजमण्डनं किरीटाद्यदेयं यत्तद्भिक्षुभ्यः कथं देयम्, तथातिरम्यं रत्नाभरणादि पुत्रादियोग्यं कथं परस्मै देयमिति चेदत आहुः—**किं दुर्मर्षमि**त्यादि।

તો (જો પુત્રની માગણી કરવામાં આવે તો) જે પુત્રાદિનો પોતે રચેલો વિયોગ દુ:સહ છે તે પુત્રાદિ કેવી રીતે અપાય? તે રીતે રાજાનું આભરણ મુકુટ વગેરે, કે જે ભિક્ષુઓને આપવાનું ઉચિત નથી, તે કેવી રીતે તેમને અપાય? તે રીતે અતિ રમણીય રત્નો, ઘરેણાં વગેરે, કે જે પુત્ર વગેરે માટે યોગ્ય છે, તે અન્યને શી રીતે અપાય? તો તે માટે કહે છે – **'किं दुर्मर्षम् इति।'**

**किं दुर्मर्षं तितिक्षूणां किमकार्यमसाधुभिः।**
**किं न देयं वदान्यानां कः परः समदर्शिनाम्॥ १९**

સહનશીલ જનોને શું દુ:સહ છે? દુર્જનો દ્વારા શું અકરણીય છે? અતિ ઉદાર જનોને ન આપવા જેવું શું છે? સમદૃષ્ટિવાળાઓને પારકો કોણ છે? ॥ ૧૯ ॥

अथ दृष्टान्तत्वेनार्थान्तरमाहुः—किमकार्यमिति। यथाऽसाधूनामकार्यं नास्ति तथा तितिक्षूणां दुर्मर्षं दुःसहं नास्ति। वदान्यानामत्युदाराणामदेयं नास्ति। समदर्शिनां परश्च नास्ति। अतः किं विशेषनिर्देशेनेत्यर्थः॥ १९॥

પછી દૃષ્ટાંતરૂપે બીજી પરિસ્થિતિ કહે છે – **'किं अकार्यम् इति।'** જેમ દુર્જનોને ન કરવા યોગ્ય કાંઈ નથી તેમ સહનશીલ જનોને કંઈ જ **'दुर्मर्षम्'** દુ:સહ નથી. **'वदान्यानाम्'** અતિ ઉદાર જનોને ન આપવા જેવું કાંઈ જ નથી. સમદૃષ્ટિવાળાને કોઈ પારકો નથી. માટે વિશેષરૂપે નામનિર્દેશ કરવાથી શું પ્રયોજન છે, એમ અર્થ છે. ॥ ૧૯ ॥

किंच अर्थिने धीरेण मुद्गलादिवत्प्राणा अपि न वञ्चनीया इत्याशयेनाहुः—**योऽनित्येनेति**।

વળી, મુદ્ગલ વગેરેની જેમ ધીર પુરુષ દ્વારા માગનારને પોતાના પ્રાણ પણ ટાળવા યોગ્ય ન હતા, એ આશયથી તેઓ કહે છે – **'यः अनित्येन इति।'**

**योऽनित्येन शरीरेण सतां गेयं यशो ध्रुवम्।**
**नाचिनोति स्वयं कल्पः स वाच्यः शोच्य एव सः॥**
**॥ २०॥**

જે પોતે સમર્થ હોય છતાં અનિત્ય શરીરથી સત્પુરુષોને ગાવા યોગ્ય ચિરસ્થાયી કીર્તિ સંચિત કરતો નથી, તે નિંદનીય છે અને શોચનીય પણ છે. ॥ ૨૦ ॥

नाचिनोति न संपादयति स वाच्यः स निन्द्यः॥ २०॥

**'न आचिनोति'** સંચિત કરતો નથી **'सः वाच्यः'** તે નિંદનીય છે. ॥ ૨૦ ॥

**हरिश्चन्द्रो रन्तिदेव उञ्छवृत्तिः शिबिर्बलिः।**
**व्याधः कपोतो बहवो ह्यध्रुवेण ध्रुवं गताः॥ २१**

હરિશ્ચન્દ્ર, રંતિદેવ, ઉંછવૃત્તિ સ્વીકારનાર (મુદ્ગલ), શિબિ, બલિ, શિકારી અને કબૂતર – એમ અનેક જણ નાશવંત શરીરથી અવિનાશી પદને પામ્યા છે. ॥ ૨૧ ॥

विश्वामित्रार्थानृण्याय हरिश्चन्द्रो भार्यात्मजादिसर्वं विक्रीय स्वयं चाण्डालतां प्राप्तोऽप्यनिर्विण्णः सहायोध्यावासिभिर्जनैः स्वर्गं गतः। रन्तिदेवः सकुटुम्बोऽष्टचत्वारिंशदहान्यलब्धोदकोऽपि कथंचिल्लब्धान्नोदकाद्यर्थिभ्यो दत्त्वा ब्रह्मलोकं गतः। उञ्छवृत्तिर्मुद्गलः षण्मासं सीदत्कुटुम्बोऽप्यातिथ्यदानेन ब्रह्मलोकं गतः। शिबिः शरणागतकपोतरक्षणाय स्वमांसं श्येनाय दत्त्वा दिवं गतः। बलिः सर्वस्वं ब्राह्मणवेषधारिणे हरये दत्त्वा तमेव आत्मसाच्चकार। कपोतश्चातिथये व्याधाय कपोत्या सहात्ममांसं दत्त्वा विमानेन दिवं गतः। व्याधस्तयोः सत्त्वं वीक्ष्य स्वयमतिनिर्विण्णो महाप्रस्थाने वनाग्निदग्धदेहो निष्कल्मषो दिवमारुरोह। एवमन्ये च बहवोऽध्रुवेण शरीरेण ध्रुवं लोकं गता इति॥ २१॥

**श्रीशुक उवाच**

**स्वैराकृतिभिस्तांस्तु प्रकोष्ठैर्ज्याहतैरपि।**
**राजन्यबन्धून् विज्ञाय दृष्टपूर्वानचिन्तयत्॥ २२**

ज्याहतैर्ज्याघातकिणाङ्कितैः। दृष्टपूर्वान्द्रौपदीस्वयंवरादिषु॥ २२॥

**राजन्यबन्धवो ह्येते ब्रह्मलिङ्गानि बिभ्रति।**
**ददामि भिक्षितं तेभ्य आत्मानमपि दुस्त्यजम्॥ २३**

॥ २३॥

વિશ્વામિત્રનું ઋણ ચૂકવવા માટે પત્ની, પુત્ર વગેરે સર્વ કાંઈ વેચીને હરિશ્ચન્દ્ર ચાંડાળપણાને પ્રાપ્ત થવા છતાં ખિન્ન થયા નહીં અને અયોધ્યાનિવાસી જનો સાથે સ્વર્ગમાં ગયા. જેમને અડતાળીસ દિવસો સુધી જળ મળ્યું ન હતું તે રંતિદેવ કોઈક રીતે મળેલાં અન્ન-જળ માગનારાઓને આપીને સહકુટુંબ બ્રહ્મલોકમાં ગયા. ઉંછવૃત્તિ (અનાજના કોઠારોની આસપાસ પડેલા દાણા વીણીને આજીવિકા ચલાવનાર) મુદ્ગલ છ મહિના સુધી દુઃખ ભોગવતો રહીને અતિથિસત્કાર કરીને બ્રહ્મલોકમાં ગયો. શરણે આવેલા કબૂતરનું રક્ષણ કરવા માટે પોતાનું માંસ બાજ પક્ષીને આપીને શિબિરાજા સ્વર્ગમાં ગયા. બલિએ બ્રાહ્મણવેશધારી શ્રીહરિને સર્વસ્વ આપીને તે શ્રીહરિને જ પોતાના બનાવ્યા હતા. અતિથિ તરીકે આવેલા શિકારીને કબૂતર કબૂતરી સહિત પોતાનું માંસ આપીને વિમાનમાં બેસીને સ્વર્ગમાં ગયું. તે બંનેનું સત્ત્વ જોઈને અતિશય વૈરાગ્ય પામેલા તે શિકારીએ પોતે વનમાં મહાપ્રસ્થાન કરીને, વનના અગ્નિથી બળી ગયેલા દેહવાળા થવાથી નિષ્પાપ થઈને સ્વર્ગારોહણ કર્યું. આમ, બીજા ઘણાએ વિનાશી શરીરથી અવિનાશી લોક પ્રાપ્ત કર્યા છે. ॥ ૨૧ ॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – અવાજ, આકૃતિ અને ધનુષ્યની દોરીના ઘર્ષણથી પડેલાં નિશાનવાળાં કાંડાંઓ ઉપરથી તેમને ક્ષત્રિય પરિવારના અને પૂર્વે જોયેલા જાણીને (જરાસંધ) વિચાર કરવા લાગ્યો. ॥ ૨૨ ॥

**'ज्याहतैः'** ધનુષ્યની દોરીના ઘર્ષણથી પડેલાં નિશાનોવાળાં (કાંડાંઓ)થી – દ્રૌપદીના સ્વયંવર વગેરેમાં પૂર્વે જોયેલાઓને ॥ ૨૨ ॥

આ ક્ષત્રિયોએ બ્રાહ્મણનો વેશ ધારણ કર્યો છે. (તેથી) માગવામાં આવેલું દુસ્ત્યજ શરીર પણ હું તેમને આપી દઉં. ॥ ૨૩ ॥ ૨૩ ॥

**बलेर्नु श्रूयते कीर्तिर्विततता दिक्ष्वकल्मषा।**
**ऐश्वर्याद् भ्रंशितस्यापि विप्रव्याजेन विष्णुना॥ २४**
**श्रियं जिहीर्षतेन्द्रस्य विष्णवे द्विजरूपिणे।**
**जानन्नपि महीं प्रादाद् वार्यमाणोऽपि दैत्यराट्॥ २५**

ઈન્દ્રનું ઐશ્વર્ય હરી લેવાની ઈચ્છાવાળા વિષ્ણુ દ્વારા અહો! વિપ્રનો વેશ લઈને ઐશ્વર્યથી ભ્રષ્ટ કરવામાં આવેલા બલિની પવિત્ર કીર્તિ દિશાઓમાં ફેલાયેલી સંભળાય છે. શુક્રાચાર્ય દ્વારા રોકવામાં આવ્યા હોવા છતાં અને (આથી આ વિષ્ણુ મારું સર્વસ્વ હરી લેશે, એમ) જાણતા હોવા છતાં દૈત્યરાજ બલિએ બ્રાહ્મણવેશધારી વિષ્ણુને પૃથ્વી આપી હતી. ॥ ૨૪ ॥ ૨૫ ॥

इन्द्रस्य श्रियं जिहीर्षता विप्रव्याजेन विष्णुना भ्रंशितस्यापि बलेः। नु अहो। नेति पाठे न श्रूयते किं, अपितु श्रूयत इति॥ २४॥

ઈન્દ્રનું ઐશ્વર્ય હરી લેવાની ઈચ્છાવાળા વિષ્ણુ દ્વારા વિપ્રનો વેશ લઈને ઐશ્વર્યથી ભ્રષ્ટ કરવામાં આવેલા બલિની (પવિત્ર કીર્તિ) – **'नु'** અહો! **'नु'** ને બદલે **न** પાઠમાં, શું બલિની કીર્તિ સંભળાતી નથી? કીર્તિ તો સંભળાય જ છે. ॥ ૨૪ ॥

तं श्लाघते—विष्णव इति। शुक्रेण वार्यमाणोऽपि। अत एव विष्णुरिति जानन्नपि ॥ २५॥

તે બલિરાજાની પ્રશંસા કરે છે – **'विष्णवे इति।'** શુક્રાચાર્ય દ્વારા રોકવામાં આવ્યા હોવા છતાં, આથી જ 'વિષ્ણુ છે.' એમ જાણતા હોવા છતાં ॥ ૨૫ ॥

**जीवता ब्राह्मणार्थाय को न्वर्थः क्षत्रबन्धुना।**
**देहेन पतमानेन नेहता विपुलं यशः॥ २६**

પ્રતિક્ષણ નાશ પામતા અને બ્રાહ્મણને માટે કાર્ય કરીને વિપુલ યશનું સમ્પાદન ન કરતા જીવતા અધમ ક્ષત્રિય શરીરથી શું પ્રયોજન સિદ્ધ થવાનું છે? ॥ ૨૬ ॥

पतमानेन पतता क्षत्रबन्धुना देहेन ब्राह्मणार्थाय विपुलं यशो नेहता नेहमानेनासंपादयता को नु अर्थः। न कोऽपीत्यर्थः॥ २६॥

**'पतमानेन'** પ્રતિક્ષણ નાશ પામતા અધમ ક્ષત્રિય શરીરથી બ્રાહ્મણને માટે કાર્ય કરીને વિપુલ યશનું **'न-ईहता'** સમ્પાદન ન કરતા (શરીરથી) કયું પ્રયોજન સિદ્ધ થવાનું છે? કોઈ પણ નહીં, એમ અર્થ છે. ॥ ૨૬ ॥

**इत्युदारमतिः प्राह कृष्णार्जुनवृकोदरान्।**
**हे विप्रा व्रियतां कामो ददाम्यात्मशिरोऽपि वः॥ २७**

આમ, નિશ્ચય કરીને ઉદાર બુદ્ધિવાળા જરાસંધે શ્રીકૃષ્ણ, અર્જુન અને ભીમસેનને કહ્યું: હે વિપ્રો, આપને અભિલષિત હોય તે માગી લો. મારું પોતાનું મસ્તક (માગશો તો તે) પણ આપીશ. ॥ ૨૭ ॥

एवं निश्चित्याह—हे विप्रा इति॥ २७॥

આમ, નિશ્ચય કરીને (જરાસંધ) કહે છે – **'हे विप्राः'** ॥ ૨૭ ॥

**श्रीभगवानुवाच**

**युद्धं नो देहि राजेन्द्र द्वन्द्वशो यदि मन्यसे।**
**युद्धार्थिनो वयं प्राप्ता राजन्या नान्नकांक्षिणः॥ २८**

॥ २८॥

**શ્રીભગવાન બોલ્યા** – જો આપવા ઈચ્છતા હો તો અમને દ્વન્દ્વ પ્રકારનું યુદ્ધ આપો. યુદ્ધની ઈચ્છાવાળા અમે ક્ષત્રિય અહીં આવ્યા છીએ. અમે અન્ન ઈચ્છનારા નથી. ॥ ૨૮ ॥ ૨૮ ॥

राजन्यतामेव प्रपञ्चयति—**असाविति।**

**असौ वृकोदरः पार्थस्तस्य भ्रातार्जुनो ह्ययम्।**
**अनयोर्मातुलेयं मां कृष्णं जानीहि ते रिपुम्॥ २९**

॥ २९ ॥

**एवमावेदितो राजा जहासोच्चैः स्म मागधः।**
**आह चामर्षितो मन्दा युद्धं तर्हि ददामि वः॥ ३०**

॥ ३० ॥

**न त्वया भीरुणा योत्स्ये युधि विक्लवचेतसा।**
**मथुरां स्वपुरीं त्यक्त्वा समुद्रं शरणं गतः॥ ३१**

यतो मद्भिया समुद्रं शरणं गतः॥ ३१॥

**अयं तु वयसाऽतुल्यो नातिसत्त्वो न मे समः।**
**अर्जुनो न भवेद् योद्धा भीमस्तुल्यबलो मम॥ ३२**

वयसाप्यतुल्यो नातिसत्त्वो नातिबलश्च न च देहेन मया समोऽतोऽर्जुनो योद्धा न भवेत्। भीमस्तु भवेत्। यतो मम तुल्यबलः॥ ३२॥

**इत्युक्त्वा भीमसेनाय प्रादाय महतीं गदाम्।**
**द्वितीयां स्वयमादाय निर्जगाम पुराद् बहिः॥ ३३**

प्रादाय दत्त्वेत्यर्थः॥ ३३॥

**ततः समे खले वीरौ संयुक्तावितरेतरौ।**
**जघ्नतुर्वज्रकल्पाभ्यां गदाभ्यां रणदुर्मदौ॥ ३४**

समे खले युद्धाङ्गणे॥ ३४॥

પોતે ક્ષત્રિય છે, એ સમજાવે છે – **'असौ इति।'**

પેલો પૃથાપુત્ર ભીમ છે. આ તેનો ભાઈ અર્જુન છે અને હું આ બંનેના મામાનો પુત્ર, તારો શત્રુ કૃષ્ણ છું, એમ તું જાણ. ॥ ૨૯ ॥ ૨૯ ॥

**(શ્રીશુકદેવજી બોલ્યા –)** આ પ્રમાણે જણાવવામાં આવેલા મગધરાજ જરાસંધે અટ્ટહાસ્ય કર્યું અને ક્રોધિત થઈને બોલ્યોઃ 'અરે હે મૂર્ખાઓ, તો પછી હું તમને યુદ્ધ આપીશ. ॥ ૩૦ ॥ ૩૦ ॥

(પરંતુ હે કૃષ્ણ,) યુદ્ધમાં ભયભીત થતા ચિત્તવાળા અને કાયર એવા તારી સાથે હું યુદ્ધ નહીં કરું, (કારણ કે મારા ભયથી જ તો) તું તારી મથુરાનગરી છોડીને સમુદ્રને શરણે ગયો હતો! ॥ ૩૧ ॥

કારણ કે (તું) મારા ભયથી સમુદ્રને શરણે ગયો હતો. ॥ ૩૧ ॥

આ અર્જુન મારી સાથે યુદ્ધ કરવા યોગ્ય (યોદ્ધો) નથી. વયમાં પણ સમાન નથી, અતિ બળવાન પણ નથી અને (શરીરથી) પણ મારા સમાન નથી, પરંતુ ભીમસેન મારા જેવો બળવાન છે.' ॥ ૩૨ ॥

વયમાં પણ સમાન નથી, બળવાન પણ નથી અને દેહથી મારા જેવો નથી. આથી અર્જુન યોદ્ધો નથી પણ ભીમ યોદ્ધો ગણાય, કારણ કે તે મારા સમાન બળવાળો છે (તેથી ભીમ યુદ્ધ કરવા યોગ્ય છે). ॥ ૩૨ ॥

આમ કહીને ભીમસેનને એક ભારે ગદા આપીને, બીજી પોતે લઈને તે નગરની બહાર નીકળી ગયો. ॥ ૩૩ ॥

**'प्रादाय'** આપીને, એમ અર્થ છે. ॥ ૩૩ ॥

ત્યાર પછી સમતળ યુદ્ધક્ષેત્રમાં યુદ્ધમાં ઉન્મત્ત એવા બંને વીરો યુદ્ધમાં જોડાઈને એકબીજાને વજ્ર જેવી ગદાથી મારવા લાગ્યા. ॥ ૩૪ ॥

**'समे खले'** સમતળ યુદ્ધક્ષેત્રમાં ॥ ૩૪ ॥

**मण्डलानि विचित्राणि सव्यं दक्षिणमेव च।**
**चरतोः शुशुभे युद्धं नटयोरिव रंगिणोः ॥ ३५**

मण्डलानि गदायुद्धगतिभेदान्। सव्यं दक्षिणं च यथा भवति तथा। रङ्गिणो रङ्गगतयोर्नटयोरिवेति निर्भयत्वेनोपमा ॥ ३५ ॥

ગદાયુદ્ધના જાતજાતના પેંતરાઓમાં ડાબે-જમણે ઘૂમતા તે બંનેનું યુદ્ધ રંગભૂમિ પર રહેલા બે નટોના યુદ્ધ જેવું શોભતું હતું. ॥ ૩૫ ॥

**'मण्डलानि'** ગદાયુદ્ધના જાતજાતના પેંતરાઓમાં ડાબે-જમણે જેમ થાય તેમ – **'रङ्गिणोः'** રંગભૂમિ પર રહેલા નટોના (યુદ્ધ) જેવું, (રંગભૂમિ પર નટો નિર્ભયતાથી યુદ્ધ કરે) એમાં નિર્ભયપણાની ઉપમા છે. ॥ ૩૫ ॥

**ततश्चटचटाशब्दो वज्रनिष्पेषसन्निभः।**
**गदयोः क्षिप्तयो राजन् दन्तयोरिव दन्तिनोः ॥ ३६**

चटचटेति गदयोः परस्पराघातशब्दानुकरणम्। वज्रस्य निष्पेषः पातस्तत्सदृशः। युध्यतोर्दन्तिनोर्दन्ताघातशब्द इव शुशुभे ॥ ३६ ॥

હે રાજા (પરીક્ષિત), પછી ટકરાતી બંને ગદાઓનો વજ્રપાત જેવો 'ચટચટા' અવાજ (રણકાર), યુદ્ધ કરતા બે હાથીઓના દંતશૂળના એકબીજા સાથે અથડાવાથી થતા કડાકા જેવો શોભતો હતો. ॥ ૩૬॥

**'चटचटा'** એ બે ગદાઓના એકબીજા સાથે અથડાવાથી થતા અવાજનું અનુકરણ છે. વજ્રનો **'निष्पेषः'** પાત, વજ્રપાત જેવો – યુદ્ધ કરતા બે હાથીઓના દંતશૂળના આઘાતથી થતા કડાકા જેવો શોભતો હતો. ॥ ૩૬ ॥

**ते वै गदे भुजजवेन निपात्यमाने**
**अन्योन्यतोंऽसकटिपादकरोरुजत्रून्।**
**चूर्णीबभूवतुरुपेत्य यथार्कशाखे**
**संयुध्यतोर्द्विरदयोरिव दीप्तमन्य्वोः ॥ ३७**

अंसकट्यादीनुपेत्य। दीप्तो मन्युर्ययोस्तयोर्द्विरदयोर्गजयोरर्कशाखाभ्यां समं युध्यतोस्ते यथा चूर्णीभवतस्तद्वत् ॥ ३७ ॥

ભડકી ઊઠેલા ક્રોધવાળા, બે આકડાની શાખાથી સામસામે યુદ્ધ કરતા બે હાથીઓની આકડાની ડાળીઓ જેમ ભૂકો થઈ જાય, તેમ બાહુઓના વેગથી પ્રહાર કરાતી ગદાઓ એકબીજાના ખભા, કેડ, પગ, સાથળો તથા હાંસડીઓ પર પડી પડીને ભૂકો થઈ ગઈ. ॥ ૩૭ ॥

ખભા, કેડ વગેરેની ઉપર પડી પડીને – ભડકી ઊઠ્યો છે ક્રોધ જે બંનેનો તે બંને **'द्विरदयोः'** હાથીઓની – બે આકડાની ડાળીઓથી સામસામે યુદ્ધ કરતા હાથીઓની તે શાખાઓ જેમ ભૂકો થઈ જાય તેમ ॥ ૩૭ ॥

**इत्थं तयोः प्रहतयोर्गदयोर्नृवीरौ**
**क्रुद्धौ स्वमुष्टिभिरयःस्पर्शैरपिष्टाम्।**
**शब्दस्तयोः प्रहरतोरिभयोरिवासी-**
**न्निर्घातवज्रपरुषस्तलताडनोत्थः ॥ ३८**

આમ, તે બંનેની ગદા ભાંગી જતાં, ક્રોધિત થયેલા તે બે નરવીરો લોખંડના સ્પર્શ જેવી પોતાની મુઠ્ઠીઓથી એકબીજાને કચરવા લાગ્યા. બે હાથીની જેમ એકબીજાને મારતા તે બંનેની હથેળીઓના મારથી ઉત્પન્ન થતો અવાજ વીજળીના કડાકા જેવો ભયંકર હતો. ॥ ૩૮ ॥

अपिष्टां चूर्णीचक्रतुः ॥ ३८ ॥

**तयोरेवं प्रहरतोः समशिक्षाबलौजसोः ।**
**निर्विशेषमभूद् युद्धमक्षीणजवयोर्नृप ॥ ३९**

शिक्षा अभ्यासः, बलं सत्त्वम्, ओजः प्रभावः, समानि तानि ययोस्तयोः ॥ ३९ ॥

**एवं तयोर्महाराज युध्यतोः सप्तविंशतिः ।**
**दिनानि निरगंस्तत्र सुहृद्वन्निशि तिष्ठतोः ॥ ४०**
॥ ४० ॥

**एकदा मातुलेयं वै प्राह राजन् वृकोदरः ।**
**न शक्तोऽहं जरासन्धं निर्जेतुं युधि माधव ॥ ४१**
॥ ४१ ॥

**शत्रोर्जन्ममृती विद्वान् जीवितं च जराकृतम् ।**
**पार्थमाप्याययन् स्वेन तेजसाचिन्तयद्धरिः ॥ ४२**

जन्म शकलरूपं, मृतिः पुनः शकलीभावस्ते विद्वान् जानन् । जरानाम राक्षसी तत्कृतम् । अचिन्तयत्कथमसौ शकलीभवेदिति ॥ ४२ ॥

**संचिन्त्यारिवधोपायं भीमस्यामोघदर्शनः ।**
**दर्शयामास विटपं पाटयन्निव संज्ञया ॥ ४३**

**'अपिष्टाम्'** કચરવા લાગ્યા અર્થાત્ ચૂરો કરવા લાગ્યા. ॥ ૩૮ ॥

હે રાજા (પરીક્ષિત), આમ અભ્યાસ, શરીરબળ અને પ્રભાવમાં સમાન એવા એકબીજાની ઉપર પ્રહાર કરતા તેમ જ તેનાથી ક્ષીણ નહીં થયેલા વેગવાળા તે બંનેનું યુદ્ધ એકસરખું ચાલતું રહ્યું. ॥ ૩૯ ॥

**'शिक्षा'** અભ્યાસ, **'बलम्'** શરીરબળ, **'ओजः'** પ્રભાવ – તે બધાં સમાન છે જે બંનેના તેઓ ॥ ૩૯ ॥

હે મહારાજ (પરીક્ષિત), આમ (દિવસે) યુદ્ધ કરતા અને રાત્રે મિત્રની જેમ રહેતા તે બંનેના સત્યાવીસ દિવસો વીતી ગયા. ॥ ૪૦ ॥ ૪૦ ॥

હે રાજા (પરીક્ષિત), એક દિવસ ભીમે મામાના દીકરા શ્રીકૃષ્ણને કહ્યું: 'હે માધવ, જરાસંધને યુદ્ધમાં જીતવાને હું સમર્થ નથી.' ॥ ૪૧ ॥ ૪૧ ॥

શત્રુ જરાસંધનો (બે ફાડિયારૂપે) જન્મ અને (બે ફાડિયા થવારૂપ) મૃત્યુ તથા જરા (નામની રાક્ષસી) દ્વારા (બે ફાડિયા સાંધીને) તેને જીવતો કરવામાં આવ્યો, તે જાણતા ભગવાન શ્રીહરિ પોતાના તેજથી પૃથાપુત્ર ભીમને બળવાન બનાવતા વિચારવા લાગ્યા.॥ ૪૨ ॥

બે ફાડિયારૂપે જન્મ, વળી બે ફાડિયા થવારૂપ મૃત્યુ, તે બંનેને **'विद्वान्'** જાણતા – 'જરા' નામની રાક્ષસીએ તેને જીવતો કર્યો હતો તે – શ્રીહરિ વિચાર કરવા લાગ્યા કે તે બે ફાડિયાવાળો કેવી રીતે થાય? ॥ ૪૨ ॥

(જેમનું જ્ઞાન અચૂક છે તેવા) સત્યદર્શનવાળા ભગવાને શત્રુના વધનો ઉપાય વિચારીને જાણે વૃક્ષની ડાળખીને ચીરતાં (હું જેમ ડાળખી ચીરું છું તેમ તું એને ચીરી નાખ, એમ) સંકેત કરીને (વધ કરવાનો ઉપાય) દર્શાવ્યો. ॥ ૪૩ ॥

विटपं शाखाम्। करेण विटपं गृहीत्वा हरिर्भीमस्य यथाहं विटपं पाटयामि तथा त्वमेनं विपाटयेति संज्ञया संकेतेनारिवधोपायं दर्शयामासेत्यर्थः ॥ ४३ ॥

**तद् विज्ञाय महासत्त्वो भीमः प्रहरतां वरः ।**
**गृहीत्वा पादयोः शत्रुं पातयामास भूतले ॥ ४४**

॥ ४४ ॥

**एकं पादं पदाऽऽक्रम्य दोर्भ्यामन्यं प्रगृह्य सः ।**
**गुदतः पाटयामास शाखामिव महागजः ॥ ४५**

॥ ४५ ॥

**एकपादोरुवृषणकटिपृष्ठस्तनांसके ।**
**एकबाह्वक्षिभ्रूकर्णे शकले ददृशुः प्रजाः ॥ ४६**

एकैकः पादादिर्ययोस्ते शकले ॥ ४६ ॥

**हाहाकारो महानासीन्निहते मगधेश्वरे ।**
**पूजयामासतुर्भीमं परिरभ्य जयाच्युतौ ॥ ४७**

॥ ४७ ॥

दुर्वृत्तत्वादसौ हतो न तु राज्याभिलाषेणेति दर्शयन्नाह—**सहदेवमिति**।

**सहदेवं तत्तनयं भगवान् भूतभावनः ।**
**अभ्यषिंचदमेयात्मा मगधानां पतिं प्रभुः ।**
**मोचयामास राजन्यान् संरुद्धा मागधेन ये ॥ ४८**

॥ ४८ ॥

વૃક્ષની શાખાને – હાથથી શાખાને પકડીને, 'હું જેમ શાખાને ચીરું છું તેમ તું આને ચીરી નાખ.' – એમ શ્રીહરિએ ભીમને **'संज्ञया'** સંકેત કરીને વધનો ઉપાય દર્શાવ્યો, એમ અર્થ છે. ॥ ૪૩ ॥

તે સમજીને યુદ્ધ કરવામાં સૌથી નિપુણ એવા મહાબળવાન ભીમે શત્રુના બંને પગ પકડીને તેને ભૂમિ પર પછાડ્યો. ॥ ૪૪ ॥ ૪૪ ॥

પોતાના પગથી શત્રુના એક પગને દબાવી રાખીને બીજા પગને બંને હાથથી પકડીને, ગજરાજ જેમ ઝાડની ડાળીને ચીરી નાખે તેમ તે ભીમે તેને ગુદાથી ચીરી નાખ્યો. ॥ ૪૫ ॥ ૪૫ ॥

(ત્યાં રહેલા) પ્રજાજનોએ એક પગ, એક સાથળ, એક વૃષણ, એક નિતંબ, એક પીઠ, એક સ્તન, એક ખભો, એક ભુજા, એક આંખ, એક ભ્રૂકુટિ અને એક કાનવાળાં બે ફાડિયાં જોયાં. ॥ ૪૬॥

એક એક પગ વગેરે જે બંનેમાં છે તેવાં બે ફાડિયાં ॥ ૪૬ ॥

આમ, મગધરાજ જરાસંધ હણાયો ત્યારે મહાન હાહાકાર થયો. અચ્યુત શ્રીકૃષ્ણ અને જય (અર્જુન) બંનેએ ભીમને ભેટીને તેનો સત્કાર કર્યો. ॥ ૪૭ ॥ ૪૭ ॥

ઉપદ્રવ કરવાના સ્વભાવવાળો હોવાથી તે જરાસંધ હણાયો હતો, નહીં કે રાજ્ય મેળવવાની અભિલાષાથી, એમ દર્શાવતાં કહે છે – **'सहदेवम् इति।'**

સર્વ પ્રાણીઓના પાલક અને અચિન્ત્ય સ્વરૂપવાળા પ્રભુ શ્રીકૃષ્ણે તેના (જરાસંધના) પુત્ર સહદેવનો મગધદેશના રાજા તરીકે અભિષેક કર્યો અને જરાસંધ દ્વારા કેદ કરાયેલા રાજાઓને મુક્ત કર્યા.॥ ૪૮ ॥ ૪૮ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे उत्तरार्धे जरासन्धवधो नाम द्विसप्ततितमोऽध्यायः ॥ ७२ ॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे उत्तरार्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां द्विसप्ततितमोऽध्यायः ॥ ७२ ॥

*****

# अथ त्रिसप्ततितमोऽध्यायः

## રાજાઓ ઉપર ભગવાનની કૃપા

ततस्त्रिसप्ततितमे मोचयित्वा नृपान्हरिः।
राजार्हभोगैः स्वान्देशान्प्रस्थाप्य पुनरागमत्॥ १॥

अत्युन्नद्धजरासन्धवधात्तद्रुद्धभूपतीन्।
विमोक्ष्य कृपया कृष्णो निजरूपमदर्शयत्॥ २॥

श्रीशुक उवाच

**अयुते द्वे शतान्यष्टौ लीलया युधि निर्जिताः।**
**ते निर्गता गिरिद्रोण्यां मलिना मलवाससः॥ १**

**क्षुत्क्षामाः शुष्कवदनाः संरोधपरिकर्शिताः।**
**ददृशुस्ते घनश्यामं पीतकौशेयवाससम्॥ २**

**श्रीवत्सांकं चतुर्बाहुं पद्मगर्भारुणेक्षणम्।**
**चारुप्रसन्नवदनं स्फुरन्मकरकुण्डलम्॥ ३**

**पद्महस्तं गदाशंखरथाङ्गैरुपलक्षितम्।**
**किरीटहारकटककटिसूत्राङ्गदाचितम्॥ ४**

**भ्राजद्वरमणिग्रीवं निवीतं वनमालया।**
**पिबन्त इव चक्षुर्भ्यां लिहन्त इव जिह्वया॥ ५**

**जिघ्रन्त इव नासाभ्यां रम्भन्त इव बाहुभिः।**
**प्रणेमुर्हतपाप्मानो मूर्धभिः पादयोर्हरेः॥ ६**

**कृष्णसन्दर्शनाह्लादध्वस्तसंरोधनक्लमाः।**
**प्रशशंसुर्हृषीकेशं गीर्भिः प्रांजलयो नृपाः॥ ७**

ત્યાર પછી તોંતેરમા અધ્યાયમાં રાજાઓને છોડાવીને રાજાઓને યોગ્ય વૈભવ સાથે તેઓને પોતાનાં રાજ્યોમાં પ્રસ્થાન કરાવીને શ્રીહરિ ઈન્દ્રપ્રસ્થ પાછા પધાર્યા.॥ ૧ ॥

અતિ ઉદ્દંડ જરાસંધના વધથી તેણે કેદ કરેલા રાજાઓને છોડાવીને શ્રીકૃષ્ણે કૃપા કરીને પોતાનું સ્વરૂપ દર્શાવ્યું. ॥ ૨ ॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – (જરાસંધ દ્વારા) યુદ્ધમાં અનાયાસે જીતી લેવામાં આવેલા વીસ હજાર આઠસો રાજાઓ પર્વતની ગુફામાંથી બહાર નીકળ્યા. મેલા દેહ અને મેલાં વસ્ત્રોવાળા, ॥ ૧ ॥ ભૂખથી દૂબળા થઈ ગયેલા, સુકાયેલા મુખવાળા અને કેદમાં પુરાવાથી અતિશય દુઃખી થયેલા તે રાજાઓએ મેઘ જેવા શ્યામ, પીળું રેશમી વસ્ત્ર ધારણ કરેલા, ॥ ૨ ॥ શ્રીવત્સના ચિહ્નવાળા, ચાર ભુજાઓવાળા, કમળની અંદરના મધ્ય ભાગ જેવાં અરુણ નેત્રોવાળા, મનોહર પ્રસન્ન મુખવાળા, ચમકતાં મકરાકૃતિ કુંડળોવાળા, ॥ ૩ ॥ (નીચે રહેલા દક્ષિણ) શ્રીહસ્તમાં પદ્મ, (નીચે રહેલા વામ શ્રીહસ્તમાં) ગદા, (ઉપર રહેલા વામ શ્રીહસ્તમાં) શંખ અને (ઉપર રહેલા દક્ષિણ શ્રીહસ્તમાં) ચક્રથી (ભગવાન તરીકે) સૂચિત થતા, મુકુટ, હાર, કડાં, કંદોરો અને બાજુબંધ ધારણ કરેલા, ॥ ૪ ॥ દેદીપ્યમાન કૌસ્તુભમણિથી યુક્ત ગ્રીવા (કંઠ)વાળા, વનમાળા ધારણ કરેલા ભગવાનનાં દર્શન કર્યાં. નેત્રોથી જાણે પી જતા હોય, જિહ્વાથી જાણે ચાટતા હોય, ॥ ૫ ॥ નાકથી જાણે સૂંઘતા હોય અને બાહુઓથી જાણે આલિંગન કરતા હોય તેમ, નાશ થયેલા પાપવાળા રાજાઓએ શ્રીહરિના ચરણોમાં મસ્તકો નમાવીને પ્રણામ કર્યા. ॥ ૬ ॥ શ્રીકૃષ્ણનાં દર્શનથી થયેલા પરમ આનંદથી જેમનો કારાવાસથી થયેલો ક્લેશ નાશ પામ્યો, તેવા તે રાજાઓ બે હાથ જોડીને હૃષીકેશ શ્રીકૃષ્ણની (મધુર) વાણીથી સ્તુતિ કરવા લાગ્યા. ॥ ૭ ॥

ये निर्जिता जरासन्धेन निरुद्धाश्च गिरिद्रोण्यां ते ततो निर्गताः सन्तो घनश्यामं ददृशुरित्युत्तरेणान्वयः ॥ १ ॥ क्षुधा क्षामा कृशाः। संरोधेन परिकर्शिताः क्लेशिताः ॥ २ ॥ ३ ॥ ४॥ भ्राजन् भ्राजमानो वरमणिः कौस्तुभो यया सा ग्रीवा यस्य तम्। निवीतं कण्ठलम्बितया व्याप्तम्। पिबन्त इवेत्यादीनां हरेः पादयोः प्रणेमुरित्युत्तरेणान्वयः ॥ ५ ॥ रम्भन्तः परिरम्भमाणा इव ॥ ६ ॥ कृष्णदर्शनाह्लादेन ध्वस्तः संरोधनक्लमो येषां ते ॥ ७ ॥

**राजान ऊचुः**

**नमस्ते देवदेवेश प्रपन्नार्तिहराव्यय।**
**प्रपन्नान् पाहि नः कृष्ण निर्विण्णान् घोरसंसृतेः ॥ ८**

संरोधाद्रक्षितानस्मान् घोरायाः संसृतेरपि पाहि मोचय ॥ ८ ॥

ननु भवन्तो जरासन्धासूयाविष्टा इहामुत्र भोगासक्ताश्च कथं संसृतेर्मोचनीया इत्याशङ्क्य संप्रति न वयं तथाभूता इत्याहुः—**नैनमि**त्यष्टभिः।

**नैनं नाथान्वसूयामो मागधं मधुसूदन।**
**अनुग्रहो यद् भवतो राज्ञां राज्यच्युतिर्विभो ॥ ९**

हे नाथ, वयमेनं नान्वसूयामः अन्वनु दोषदृष्ट्या न पश्यामः। कुत इत्यत आहुः—अनुग्रह इति। यद्यस्मात् ॥ ९ ॥

જરાસંધ દ્વારા જિતાયેલા અને પર્વતની ગુફામાં કેદ કરાયેલા જે રાજાઓ હતા, ત્યાંથી બહાર નીકળેલા તેમણે મેઘ જેવા શ્યામ ભગવાનનાં દર્શન કર્યાં, એમ પછીના શ્લોક સાથે સંબંધ છે. ॥ ૧ ॥ ભૂખથી **'क्षामाः'** દૂબળા થઈ ગયેલા, કેદમાં પુરાવાથી અતિશય દુઃખી થયેલા રાજાઓ ॥ ૨ ॥ ૩ ॥ ૪ ॥ જે ગ્રીવાથી શ્રેષ્ઠ કૌસ્તુભમણિ **'भ्राजन्'** દેદીપ્યમાન બને છે તેવી ગ્રીવા જેમની છે તે ભગવાનને (નિહાળ્યા). **'निवीतम्'** કંઠમાં લટકાવવાથી આગળ ફેલાયેલી વનમાળા ધારણ કરનાર ભગવાનને – નેત્રોથી જાણે પી જતા હોય, વગેરેનો, શ્રીહરિના ચરણોમાં પ્રણામ કર્યા – એમ પછીના શ્લોક-૬ સાથે સંબંધ છે ॥ ૫ ॥ **'रम्भन्तः'** જાણે આલિંગન કરતા ॥ ૬ ॥ શ્રીકૃષ્ણદર્શનના પરમ આનંદથી જેમનો કારાવાસનો ક્લેશ નાશ પામ્યો તે રાજાઓ ॥ ૭ ॥

**રાજાઓ સ્તુતિ કરવા લાગ્યા** – હે દેવાધિદેવ! આપને નમસ્કાર હો. હે શરણાગતની પીડા હરનારા, હે અવિનાશી, હે શ્રીકૃષ્ણ! ઘોર સંસારથી ઉદાસીન થયેલા, આપને શરણે પડેલા એવા અમારી રક્ષા કરો. ॥ ૮ ॥

કેદખાનામાંથી (છોડાવીને) રક્ષાયેલા એવા અમને ભયંકર સંસારથી પણ **'पाहि'** છોડાવો. ॥ ૮ ॥

'તમે સૌ જરાસંધ ઉપર દોષારોપણના આવેશવાળા છો તેમ જ આ લોક અને પરલોકના ભોગોમાં આસક્ત છો. સંસારમાંથી તમે કેવી રીતે છોડાવવાને યોગ્ય છો?' એવી આશંકા કરીને (કહેતા ભગવાનને) રાજાઓ આઠ શ્લોકથી કહે છે કે હવે અમે એવા નથી – **'न-एनम् इति।'**

હે નાથ, હે મધુસૂદન, હે વિભુ, અમે મગધરાજ ઉપર દોષારોપણ નથી કરતા, કારણ કે રાજાઓનું રાજ્યભ્રષ્ટ થવું તે આપનો અનુગ્રહ જ છે! ॥ ૯ ॥

હે નાથ, અમે આને **'न-अनु-असूयामः'** વારંવાર દોષદષ્ટિથી જોતા નથી. શા માટે, તે હવે કહે છે – **'अनुग्रहः इति।' 'यत्'** કારણ કે ॥ ૯ ॥

एतदेव व्यतिरेकेणोपपादयन्ति—**राज्यैश्वर्येति**।

**राज्यैश्वर्यमदोन्नद्धो न श्रेयो विन्दते नृपः।**
**त्वन्मायामोहितो नित्या मन्यते सम्पदोऽचलाः॥ १०**

राज्यैश्वर्याभ्यां मदस्तेनोन्नद्ध उच्छृङ्खलो नित्या अचलाश्च संपदो मन्यते। यद्वा अनित्याः सतीरचलाः शाश्वतीर्मन्यते॥ १०॥

किंच अवस्तु सद्वस्तुतया पश्यन्तीत्याहुः—**मृगतृष्णामिति**।

**मृगतृष्णां यथा बाला मन्यन्त उदकाशयम्।**
**एवं वैकारिकीं मायामयुक्ता वस्तु चक्षते॥ ११**

वैकारिकीं सृष्ट्यादिविकारापन्नाम्। अयुक्ता अविवेकिनः॥ ११॥

राज्यस्य योगवियोगयोरनर्थार्थावहत्वमस्मास्वेव दृष्टमित्याहुः—**वयमिति** द्वाभ्याम्।

**वयं पुरा श्रीमदनष्टदृष्टयो**
**जिगीषयाऽस्या इतरेतरस्पृधः।**
**घ्नन्तः प्रजाः स्वा अतिनिर्घृणाः प्रभो**
**मृत्युं पुरस्त्वाऽविगणय्य दुर्मदाः॥ १२**
**त एव कृष्णाद्य गभीररंहसा**
**दुरन्तवीर्येण विचालिताः श्रियः।**
**कालेन तन्वा भवतोऽनुकम्पया**
**विनष्टदर्पाश्चरणौ स्मराम ते॥ १३**

(ભગવાનના) આ (અનુગ્રહને) જ પૂર્વે કહ્યું તેનાથી વિપરીતરૂપે રાજાઓ સિદ્ધ કરે છે – **'राज्य-ऐश्वर्य इति।'**

રાજ્ય અને ઐશ્વર્યના મદથી ઉન્મત્ત થયેલો રાજા કલ્યાણ પામતો નથી અને આપની માયાથી મોહિત થયેલો તે સંપત્તિને નિત્ય અને અચળ માને છે. ॥ ૧૦ ॥

રાજ્ય અને ઐશ્વર્યનો મદ, તેનાથી **'उन्नद्धः'** ઉચ્છૃંખલ, ઉન્મત્ત બનેલો તે સંપત્તિને નિત્ય અને અચળ માને છે. અથવા **'अनित्याः'** પાઠમાં, અનિત્ય સંપત્તિને **'अचलाः'** શાશ્વત માને છે. ॥ ૧૦ ॥

વળી, તત્ત્વરહિત વસ્તુને તત્ત્વસ્વરૂપે તેઓ જુએ છે, એમ તેઓ કહે છે – **'मृगतृष्णाम् इति।'**

અજ્ઞાનીઓ જેમ મૃગજળને જળાશય માને છે તેમ અવિવેકીઓ સૃષ્ટિ વગેરેરૂપે વિકાર પામેલી માયાને સત્ય વસ્તુ માને છે. ॥ ૧૧ ॥

**'वैकारिकीम्'** સૃષ્ટિ વગેરેરૂપે વિકાર પામેલી માયાને – **'अयुक्ताः'** અવિવેકીઓ ॥ ૧૧ ॥

રાજ્યનો યોગ અનર્થકારી છે અને રાજ્યનો વિયોગ (જીવનને) સાર્થક બનાવનારો છે, એમ અમે અમારા (જીવન)માં જ અનુભવ્યું, એમ બે શ્લોકોથી કહે છે – **'वयम् इति।'**

હે પ્રભુ, આ પૃથ્વીને જીતવાની ઇચ્છાથી પરસ્પર સ્પર્ધા કરતા, લક્ષ્મીના મદથી નાશ પામેલી દૃષ્ટિવાળા હોઈ મૃત્યુરૂપે સામે રહેલા આપને અવગણીને દુષ્ટ મદવાળા જે અમે પૂર્વે અમારી પોતાની પ્રજાનો નાશ કરતા અતિ નિર્દયી બન્યા હતા, ॥ ૧૨ ॥ તે જ અમે આજે હે કૃષ્ણ, ગહન ગતિવાળા અને અનંત પરાક્રમવાળા આપના કાળસ્વરૂપ દ્વારા લક્ષ્મીથી ભ્રષ્ટ થયા છીએ. આથી નાશ પામેલા ઘમંડવાળા અમે આપની જ અનુકમ્પાથી આપના ચરણકમળનું સ્મરણ કરતા રહેવા માટે વરદાન માગીએ છીએ. ॥ ૧૩ ॥

श्रीमदेन नष्टा दृष्टिर्येषां ते। अस्याः पृथिव्याः। इतरेतरस्पृधः परस्परं स्पर्धमानाः। पुरः पुरतः। त्वा त्वां मृत्युमविगणय्य। पुरा ये दुर्मदा वयम्॥ १२॥ हे कृष्ण, त एव वयमद्य विनष्टदर्पास्ते चरणौ स्मरामः स्मर्तुमाशास्महे। कथंभूताः। भवतस्तन्वा मूर्त्या कालेन श्रियो विचालिताः विभ्रंशिताः। अतो राज्यच्युतिर्भवदनुग्रह एवेत्यर्थः॥ १३॥

લક્ષ્મીના મદથી નાશ પામી છે દૃષ્ટિ જેમની તેઓ – '**अस्याः**' આ પૃથ્વીને – '**इतर-इतरस्पृधः**' પરસ્પર સ્પર્ધા કરતા – '**पुरः**' સામે રહેલા '**त्वा**' મૃત્યુરૂપ આપને અવગણીને દુષ્ટ મદવાળા જે અમે પૂર્વે હતા ॥ ૧૨ ॥ હે કૃષ્ણ, તે જ અમે આજે નાશ પામેલા ઘમંડવાળા, આપના ચરણોનું '**स्मरामः**' સ્મરણ કરતા રહેવા માટે વરદાન માગીએ છીએ. કેવા અમે? આપના '**तन्वा**' કાળસ્વરૂપ દ્વારા લક્ષ્મીથી '**विचालिताः**' ભ્રષ્ટ થયા છીએ. આથી રાજ્યથી અમે જે દૂર થયા તે આપનો અનુગ્રહ જ છે, એમ અર્થ છે. ॥ ૧૩ ॥

**अथो न राज्यं मृगतृष्णिरूपितं**
**देहेन शश्वत् पतता रुजां भुवा।**
**उपासितव्यं स्पृहयामहे विभो**
**क्रियाफलं प्रेत्य च कर्णरोचनम्॥ १४**

આથી હવે પછી હે વિભુ, પ્રતિક્ષણે ક્ષીણ થતા અને રોગોના ઉત્પત્તિસ્થાન એવા દેહથી મૃગજળ જેવા રાજ્યને ભોગવવું જોઈએ, એવી સ્પૃહા અમે રાખતા નથી. પરલોકમાં પણ પૂર્વ કર્મોના ફળરૂપ અને કેવળ કાનને રુચિકર એવા સ્વર્ગાદિ ભોગોને ભોગવવાની સ્પૃહા અમે રાખતા નથી. ॥ ૧૪ ॥

अत एवाथो अनन्तरं मृगतृष्णिसदृशं राज्यं शश्वत्पतता प्रतिक्षणं क्षीयमाणेन तथा रुजां रोगाणां भुवा जन्मक्षेत्रेण देहेनोपासितव्यं सेव्यं न स्पृहयामहे। प्रेत्य परलोके च क्रियाफलं स्वर्गादि-भोगमुपासितव्यं न स्पृहयामहे। कथंभूतम्। कर्णयो रोचनं रुचिजनकमात्रम्। तत्र गतस्य स्पर्धाद्यनपगमेन सुखाभावादित्यर्थः॥ १४॥

આથી જ '**अथो**' હવે પછી મૃગજળ જેવા રાજ્યને – '**शश्वत्पतता**' પ્રતિક્ષણે ક્ષીણ થતા અને '**रुजाम्**' રોગોના '**भुवा**' ઉત્પત્તિસ્થાન એવા દેહથી '**उपासितव्यम्**' ભોગવવું જોઈએ, એવી સ્પૃહા અમે રાખતા નથી. '**प्रेत्य**' મૃત્યુ પામીને પરલોકમાં પણ '**क्रियाफलम्**' પૂર્વ કર્મોના ફળરૂપ સ્વર્ગાદિ ભોગોને ભોગવવાની સ્પૃહા રાખતા નથી. કેવા ભોગોને? કેવળ કાનને '**रोचनम्**' રુચિકર એવા ભોગોને – ત્યાં સ્વર્ગમાં ગયેલાને પણ સ્પર્ધાદિ દૂર ન થવાને કારણે સુખ હોતું જ નથી, એમ અર્થ છે. ॥ ૧૪ ॥

यद्येवंभूता यूयं तर्हि मम चरणौ स्मरत, ततोऽनायासेन मुक्तिर्भविष्यतीति किं मदपेक्षयेति चेदत आहुः—**तं न इति**।

જો ભગવાન કહે કે 'જો તમે આવા (આ લોક અને પરલોકના ભોગથી વિરક્ત) થઈ ગયા હો તો મારા ચરણનું સ્મરણ કરો, તેનાથી અનાયાસે મુક્તિ થશે. મારી (કૃપાની) અપેક્ષાથી શું થવાનું છે?' તે માટે રાજાઓ કહે છે – '**तं नः इति।**'

**तं नः समादिशोपायं येन ते चरणाब्जयोः।**
**स्मृतिर्यथा न विरमेदपि संसरतामिह॥ १५**

જે (ઉપાય)થી આ સંસારમાં ભટકતા અમને આપનાં ચરણકમળની વિસ્મૃતિ ન થાય, તે ઉપાય દર્શાવો. ॥ ૧૫ ॥

त्वच्चरणस्मृतिरपि त्वत्प्रसादफलमेवेत्यर्थः ॥ १५ ॥

**कृष्णाय वासुदेवाय हरये परमात्मने।**
**प्रणतक्लेशनाशाय गोविन्दाय नमो नमः ॥ १६ ॥ १६ ॥**

### श्रीशुक उवाच

**संस्तूयमानो भगवान् राजभिर्मुक्तबन्धनैः।**
**तानाह करुणस्तात शरण्यः श्लक्ष्णया गिरा ॥ १७**

श्लक्ष्णया मञ्जुलया ॥ १७ ॥

### श्रीभगवानुवाच

**अद्यप्रभृति वो भूपा मय्यात्मन्यखिलेश्वरे।**
**सुदृढा जायते भक्तिर्बाढमाशंसितं तथा ॥ १८**

यथा भवद्भिराशंसितं तथा बाढं निश्चितं वो मयि भक्तिर्जायते जायतामित्यर्थः ॥ १८ ॥

**दिष्ट्या व्यवसितं भूपा भवन्त ऋतभाषिणः।**
**श्रियैश्वर्यमदोन्नाहं पश्य उन्मादकं नृणाम् ॥ १९**

हे भूपाः, मद्भजनमेव कर्तव्यमिति भवद्भिर्व्यवसितं संकल्पितं दिष्ट्या भद्रम्। भवद्भिरुक्तं च सत्यमेवेत्याह—भवन्त इति। श्रीश्च ऐश्वर्यं च ताभ्यां मदस्तेनोन्नाहमुद्बन्धनं स्वैराचारमित्यर्थः। पश्ये पश्यामि ॥ १९ ॥

तदेवाह—**हैहय इति**।

**हैहयो नहुषो वेनो रावणो नरकोऽपरे।**
**श्रीमदाद् भ्रंशिताः स्थानाद् देवदैत्यनरेश्वराः ॥ २०**

આપનાં ચરણકમળની સ્મૃતિ પણ આપની કૃપાનું જ ફળ છે, એમ અર્થ છે. ॥ ૧૫ ॥

શ્રીકૃષ્ણને પ્રણામ. વસુદેવનંદનને પ્રણામ. શ્રીહરિને પ્રણામ. પરમાત્માને પ્રણામ. પ્રણત જનોના ક્લેશનો નાશ કરનારને પ્રણામ. ગાયોના ઈન્દ્ર (ગોવિંદ)ને વારંવાર પ્રણામ. ॥ ૧૬ ॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – હે પ્રિય (પરીક્ષિત), બંધનમાંથી છૂટેલા રાજાઓ દ્વારા સુંદર રીતે સ્તુતિ કરાયેલા, શરણાગતવત્સલ, કરુણાપૂર્ણ ભગવાન તે રાજાઓને મધુર વાણીથી કહેવા લાગ્યા. ॥ ૧૭ ॥

**'श्लक्ष्णया'** મંજુલ, મનોહર, મધુર ॥ ૧૭ ॥

**શ્રીભગવાન બોલ્યા** – હે રાજાઓ, તમારા દ્વારા જેમ પ્રાર્થના કરવામાં આવી છે તેમ આજ પછી સર્વના આત્મા અને સર્વના ઈશ્વર મારામાં તમારી નિશ્ચિતરૂપે દૃઢ ભક્તિ થાઓ! ॥ ૧૮ ॥

તમારા દ્વારા જેમ પ્રાર્થના કરવામાં આવી છે, તેમ **'बाढम्'** નિશ્ચિતરૂપે મારામાં તમારી ભક્તિ **'जायते'** થાઓ, એમ અર્થ છે. ॥ ૧૮ ॥

(તમારા દ્વારા જે) સંકલ્પ કરવામાં આવ્યો છે તે કલ્યાણકારી છે. હે રાજાઓ, તમે સત્યવક્તા છો, કારણ કે હું જોઉં છું કે લક્ષ્મી અને ઐશ્વર્યના મદથી થતો સ્વેચ્છાચાર મનુષ્યોને ઉન્મત્ત (પાગલ) બનાવનારો છે. ॥ ૧૯ ॥

હે રાજાઓ, મારું ભજન જ કરવું જોઈએ, એમ તમારા દ્વારા જે સંકલ્પ કરવામાં આવ્યો છે તે કલ્યાણકારી છે. તમારા દ્વારા જે કહેવામાં આવ્યું છે તે સત્ય જ છે, એમ કહે છે – **'भवन्तः इति।'** લક્ષ્મી અને ઐશ્વર્ય, તે બંનેનો મદ, તેનાથી **'उन्नाहम्' उद्बन्धनम्** સ્વેચ્છાચાર, એમ અર્થ છે. **'पश्ये' पश्यामि** હું જોઉં છું ॥ ૧૯ ॥

તે જ કહે છે – **'हैहयः इति।'**

હૈહય (સહસ્રાર્જુન), નહુષ, વેન, રાવણ, નરક તથા બીજા દેવો, દૈત્યો અને મનુષ્યોના રાજાઓ લક્ષ્મીના મદથી સ્થાનભ્રષ્ટ થયા છે. ॥ ૨૦ ॥

हैहयः कार्तवीर्यश्चक्रवर्ती नरेश्वरः पितुः कामधेनुहरणात्परशुरामेण सपुत्रो हतः। नहुषो देवेन्द्रतां प्राप्त उन्मत्तः शचीसङ्गाय ब्राह्मणान् शिबिकां वाहयंस्तैरेव ततो भ्रंशितोऽजगरत्वमवाप। वेनोऽप्युन्मत्तो ब्राह्मणानधिक्षिपंस्तैरेव हुंकृतैर्हतः। रावणो राक्षसेश्वरः सीतामभिलषन् राघवेण हतः। नरको दैत्येश्वरोऽदितिकुण्डलाद्याहरणान्मयैव हतः। अपरेऽपि श्रीमदात्स्थानाद्भ्रंशिताः॥ २०॥

ચક્રવર્તી રાજા **'हैहयः'** કાર્તવીર્ય સહસ્રાર્જુને (પરશુરામના) પિતા જમદગ્નિની કામધેનુનું હરણ કર્યું. પરશુરામ દ્વારા પુત્રસહિત સહસ્રાર્જુનને હણવામાં આવ્યો હતો. ઈન્દ્રપદને પ્રાપ્ત થયેલો ઉન્મત્ત નહુષ ઈન્દ્રાણી શચીના સંગ માટે બ્રાહ્મણો પાસે પાલખી ઊંચકાવતાં, તે બ્રાહ્મણો દ્વારા જ ત્યાંથી પતન પામી અજગરત્વને પામ્યો હતો. ઉન્મત્ત વેન પણ બ્રાહ્મણોનો તિરસ્કાર કરતાં, તેમના દ્વારા જ કરાયેલા **'हुम्'** કારના ઉચ્ચારણથી હણાયો હતો. રાક્ષસરાજ રાવણ સીતાની અભિલાષા કરતો રાઘવેન્દ્ર દ્વારા હણાયો હતો. દૈત્યરાજ નરકાસુર દિતિનાં કુંડળ વગેરેનું હરણ કરવાથી મારા દ્વારા જ હણાયો હતો. બીજાઓ પણ લક્ષ્મીના મદથી સ્થાનભ્રષ્ટ થયા છે. ॥ ૨૦ ॥

**भवन्त एतद् विज्ञाय देहाद्युत्पाद्यमन्तवत्।**
**मां यजन्तोऽध्वरैर्युक्ताः प्रजा धर्मेण रक्षथ॥ २१**

શરીર વગેરે જે ઉત્પન્ન થવા યોગ્ય છે તે નાશવંત છે, એટલું જાણીને તમે યજ્ઞો દ્વારા મારી આરાધના કરતા, સાવધાન રહી પ્રજાજનોનું ધર્મપૂર્વક રક્ષણ કરો. ॥ ૨૧ ॥

यदुत्पाद्यं देहादि तदन्तवत्। एवं विज्ञाय युक्ता अप्रमत्ता रक्षथ रक्षतेत्यर्थः॥ २१॥

દેહ વગેરે જે ઉત્પન્ન થાય છે તે નાશવંત છે, એમ જાણીને **'युक्ताः'** સાવધાન થઈ **'रक्षथ' रक्षत** (વર્ત.કાળને બદલે આજ્ઞાર્થ) રક્ષણ કરો, એમ અર્થ છે. ॥૨૧॥

**सन्तन्वन्तः प्रजातन्तून् सुखं दुःखं भवाभवौ।**
**प्राप्तं प्राप्तं च सेवन्तो मच्चित्ता विचरिष्यथ॥ २२**

પુત્રપૌત્રાદિ સંતતિનો વિસ્તાર કરતાં સુખ, દુઃખ, સંપત્તિ, વિપત્તિ જે જે પ્રાપ્ત થાય તેને (સમભાવે) સેવતાં જીવનયાપન કરો. ॥ ૨૨ ॥

प्रजातन्तून् पुत्रादिसन्ततीः। प्राप्तं प्राप्तं समत्वेन सेवमानाः॥ २२॥

પુત્રપૌત્રાદિ સંતતિને (વિસ્તારતાં) – જે જે પ્રાપ્ત થાય તેને સમભાવે સેવતાં ॥ ૨૨ ॥

**उदासीनाश्च देहादावात्मारामा धृतव्रताः।**
**मय्यावेश्य मनः सम्यङ् मामन्ते ब्रह्म यास्यथ॥ २३**

દેહાદિ ઉપર ઉદાસીન, આત્મામાં જ આનંદ પામનારા તેમ જ વ્રતધારી થજો. મારામાં સારી રીતે મન સ્થાપીને અંતે પરબ્રહ્મ એવા મને પ્રાપ્ત થશો.॥૨૩॥

मां ब्रह्म यास्यथ॥ २३॥

પરબ્રહ્મ એવા મને પ્રાપ્ત થશો. ॥ ૨૩ ॥

**श्रीशुक उवाच**

**इत्यादिश्य नृपान् कृष्णो भगवान् भुवनेश्वरः।**
**तेषां न्ययुंक्त पुरुषान् स्त्रियो मज्जनकर्मणि॥ २४**

**શ્રીશુકદેવજી બોલ્યા** – આ પ્રમાણે રાજાઓને આદેશ આપીને જગદીશ્વર ભગવાન શ્રીકૃષ્ણે રાજાઓનાં સ્નાનાદિ કાર્યો માટે સ્ત્રીઓ અને પુરુષોને નિયુક્ત કર્યાં. ॥ ૨૪ ॥

स्त्रियश्च तेषां मज्जनकर्मण्यभ्यङ्गस्नानादौ न्ययुङ्क्त ॥ २४ ॥

સ્ત્રીઓને પણ તેમનાં **'मज्जनकर्मणि'** અભ્યંગ-સ્નાન વગેરે કાર્યોમાં નિયુક્ત કરી. ॥ ૨૪ ॥

**सपर्यां कारयामास सहदेवेन भारत।**
**नरदेवोचितैर्वस्त्रैर्भूषणैः स्त्रग्विलेपनैः ॥ २५**

॥ २५ ॥

હે ભરતવંશી (પરીક્ષિત), રાજાને ઉચિત હોય તેવાં વસ્ત્રો, આભૂષણો, પુષ્પમાળાઓ અને અંગરાગથી (ભગવાને) સહદેવ દ્વારા સત્કાર કરાવ્યો.॥ ૨૫ ॥ ૨૫ ॥

**भोजयित्वा वरान्नेन सुस्नातान् समलंकृतान्।**
**भोगैश्च विविधैर्युक्तांस्ताम्बूलाद्यैर्नृपोचितैः ॥ २६**

ઉચિત હોય તે રીતે સ્નાન કરેલા અને સમલંકૃત થયેલા તેમ જ વિવિધ ભોગસામગ્રીઓથી યુક્ત થયેલા રાજાઓને શ્રેષ્ઠ અન્ન જમાડીને (સહદેવ પાસે ફરીથી તેમનો સત્કાર કરાવ્યો). ॥ ૨૬ ॥

सुस्नातान्सम्यगलंकृतान् भोगैश्च युक्तान् वरेणान्नेन भोजयित्वा पुनस्तेषां सपर्यां सहदेवेन कारयामास ॥ २६ ॥

સમુચિત રીતે સ્નાન કરેલા અને સમલંકૃત થયેલા તેમ જ ભોગસામગ્રીઓથી યુક્ત થયેલા રાજાઓને શ્રેષ્ઠ અન્ન જમાડીને ફરીથી સહદેવ પાસે તેમનો સત્કાર કરાવ્યો. ॥ ૨૬ ॥

**ते पूजिता मुकुन्देन राजानो मृष्टकुण्डलाः ।**
**विरेजुर्मोचिताः क्लेशात् प्रावृडन्ते यथा ग्रहाः ॥ २७**

શ્રીમુકુન્દ દ્વારા ક્લેશમાંથી મુક્ત કરાયેલા અને સત્કાર પામેલા, ઉજ્જ્વળ કુંડળો ધારણ કરેલા તે રાજાઓ, વર્ષાઋતુ સમાપ્ત થતાં ગ્રહો (ચંદ્ર વગેરે) શોભે તેમ શોભતા હતા. ॥ ૨૭ ॥

ग्रहाश्चन्द्रादयो यथा ॥ २७ ॥

જેમ ગ્રહો અર્થાત્ ચંદ્ર વગેરે (શોભે તેમ) ॥ ૨૭ ॥

**रथान् सदश्वानारोप्य मणिकांचनभूषितान्।**
**प्रीणय्य सूनृतैर्वाक्यैः स्वदेशान् प्रत्ययापयत् ॥ २८**

ઉત્તમ અશ્વો જોડેલા, રત્નો અને સુવર્ણથી શણગારેલા રથમાં બેસાડીને તથા સુમધુર વચનોથી પ્રસન્ન કરીને (ભગવાને રાજાઓને) પોતપોતાનાં રાજ્યોમાં પ્રસ્થાન કરાવ્યું. ॥ ૨૮ ॥

प्रीणय्य नन्दयित्वा ॥ २८ ॥

**'प्रीणय्य'** પ્રસન્ન કરીને ॥ ૨૮ ॥

**त एवं मोचिताः कृच्छ्रात् कृष्णेन सुमहात्मना ।**
**ययुस्तमेव ध्यायन्तः कृतानि च जगत्पतेः ॥ २९**

॥ २९ ॥

આમ, અતિ ઉદાર ચિત્તવાળા શ્રીકૃષ્ણ દ્વારા ક્લેશમાંથી છોડાવવામાં આવેલા તે રાજાઓ તે જગદીશ્વર શ્રીકૃષ્ણનાં કર્મોનું તથા શ્રીકૃષ્ણનું ચિંતન કરતાં કરતાં (ત્યાંથી) ગયા. ॥ ૨૯ ॥ ૨૯ ॥

**जगदुः प्रकृतिभ्यस्ते महापुरुषचेष्टितम्।**
**यथान्वशासद् भगवांस्तथा चक्रुरतन्द्रिताः ॥ ३०**

(રાજાઓએ પોતાના) મંત્રીઓને પૂર્ણપુરુષોત્તમ શ્રીકૃષ્ણના (અદ્ભુત) ચરિત્ર (અને કૃપા)નું વર્ણન કર્યું અને ભગવાને તેઓને જેમ આજ્ઞા કરી હતી તેમ તેઓ સાવધાન થઈ તે પ્રમાણે કરવા લાગ્યા. ॥ ૩૦ ॥

जगदुः ऊचुः ॥ ३० ॥

**'जगदुः'** વર્ણન કર્યું ॥ ૩૦ ॥

**जरासन्धं घातयित्वा भीमसेनेन केशवः ।**
**पार्थाभ्यां संयुतः प्रायात् सहदेवेन पूजितः ॥ ३१**

॥ ३१ ॥

ભીમસેન દ્વારા જરાસંધનો વધ કરાવીને, સહદેવ દ્વારા પૂજિત થયેલા કેશવે બંને પૃથાપુત્રો સાથે પ્રયાણ કર્યું. ॥ ૩૧ ॥ ૩૧ ॥

**गत्वा ते खाण्डवप्रस्थं शंखान् दध्मुर्जितारयः ।**
**हर्षयन्तः स्वसुहृदो दुर्हृदां चासुखावहाः ॥ ३२**

खाण्डवप्रस्थं इन्द्रप्रस्थम् ॥ ३२ ॥

પોતાના સુહૃજ્જનોને આનંદ ઉપજાવતા અને શત્રુઓને ખેદ ઉપજાવતા એવા જેમના દ્વારા શત્રુઓને જીતી લેવામાં આવ્યા હતા, તેવા તેઓએ ઇન્દ્રપ્રસ્થ જઈને (પોતપોતાના) શંખ વગાડ્યા. ॥ ૩૨ ॥

**'खाण्डवप्रस्थम्'** ઇન્દ્રપ્રસ્થ ॥ ૩૨ ॥

**तच्छ्रुत्वा प्रीतमनस इन्द्रप्रस्थनिवासिनः ।**
**मेनिरे मागधं शान्तं राजा चाप्तमनोरथः ॥ ३३**

शान्तं मृतम् । आप्तमनोरथो बभूव ॥ ३३ ॥

તે (શંખનાદ) સાંભળીને પ્રસન્ન થયેલા ઇન્દ્રપ્રસ્થવાસીઓએ માન્યું કે મગધરાજ મૃત્યુ પામ્યો છે અને રાજાનો (યુધિષ્ઠિરનો) મનોરથ પૂર્ણ થયો છે. ॥ ૩૩ ॥

**'शान्तम्'** મૃત્યુ પામ્યો છે – જેમનો મનોરથ પૂર્ણ થયો છે તેવા રાજા થયા છે. ॥ ૩૩ ॥

**अभिवन्द्याथ राजानं भीमार्जुनजनार्दनाः ।**
**सर्वमाश्रावयांचक्रुरात्मना यदनुष्ठितम् ॥ ३४**

॥ ३४ ॥

પછી ભીમ, અર્જુન તથા ભગવાન જનાર્દને રાજા યુધિષ્ઠિરને વંદન કરીને પોતાના દ્વારા જે કરવામાં આવ્યું હતું તે સર્વ કહી સંભળાવ્યું.॥ ૩૪ ॥ ૩૪ ॥

**निशम्य धर्मराजस्तत् केशवेनानुकम्पितम् ।**
**आनन्दाश्रुकलां मुंचन् प्रेम्णा नोवाच किंचन ॥ ३५**

॥ ३५ ॥

ધર્મરાજ રાજા યુધિષ્ઠિર કેશવની અનુકંપાથી સમ્પન્ન થયેલું પોતાનું કાર્ય સાંભળીને આનંદનાં અશ્રુબિંદુ વહાવતાં, પ્રેમથી (સ્તબ્ધ થઈ) કાંઈ બોલી શક્યા નહીં. ॥ ૩૫ ॥ ૩૫ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे उत्तरार्धे कृष्णाद्यागमने त्रिसप्ततितमोऽध्यायः ॥ ७३ ॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे उत्तरार्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां त्रिसप्ततितमोऽध्यायः ॥ ७३ ॥

*****

# अथ चतुःसप्ततितमोऽध्यायः

## શિશુપાલનો ઉદ્ધાર

चतुर्युक्सप्ततितमे राजसूयक्रिया द्विजैः ।
अग्रपूजाप्रसङ्गेन चैद्यघातादि वर्ण्यते ॥ १ ॥

ચુંમોતેરમા અધ્યાયમાં બ્રાહ્મણો દ્વારા રાજસૂય યજ્ઞની ક્રિયા અને અગ્રપૂજાના પ્રસંગ દ્વારા શિશુપાલનો વધ વગેરે વર્ણવવામાં આવે છે. ॥ ૧ ॥

राजसूयमुखे हत्वा जरासन्धं तदन्तरे ।
चैद्यं तदन्तं कुर्वन्तं बीजं कलिमिवावपत् ॥ २ ॥

રાજસૂય યજ્ઞના પ્રારંભે જરાસંધને અને તેની (યજ્ઞની) મધ્યે ચેદિનરેશને (શિશુપાલને) હણીને, તેના (યજ્ઞના) અંતે શ્રીકૃષ્ણે જાણે કે કૌરવોના નાશરૂપ કલહનું બીજ વાવ્યું. ॥ ૨ ॥

**श्रीशुक उवाच**

**एवं युधिष्ठिरो राजा जरासन्धवधं विभोः।**
**कृष्णस्य चानुभावं तं श्रुत्वा प्रीतस्तमब्रवीत्॥ १**

कृष्णस्य चानुभावमिति चकारात्तस्य स्वाज्ञानुविधायित्वं चालक्ष्येत्यर्थः॥ १॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – આમ, જરાસંધનો વધ અને જરાસંધનો વધ કરાવવારૂપ વિભુ શ્રીકૃષ્ણનો પ્રભાવ સાંભળીને પ્રસન્ન થયેલા યુધિષ્ઠિર તેમને (શ્રીકૃષ્ણને) કહેવા લાગ્યા. ॥ ૧ ॥

**'कृष्णस्य च अनुभावम् इति।'** પોતે કરેલી આજ્ઞાનું પાલન ભગવાન પણ કરે છે તેવો ભગવાનનો પ્રભાવ જોઈને, એમ અર્થ છે. ॥ ૧ ॥

तदाह—**ये स्युरिति**।

તેને (બ્રહ્માજી વગેરેની આજ્ઞાંકિતતાને) વર્ણવે છે – **'ये स्युः इति।'**

**युधिष्ठिर उवाच**

**ये स्युस्त्रैलोक्यगुरवः सर्वे लोकमहेश्वराः।**
**वहन्ति दुर्लभं लब्ध्वा शिरसैवानुशासनम्॥ २**

ये त्रैलोक्यस्यापि गुरवः स्युः सनकादयः सर्वे च लोका लोकपालाश्च ते शिरसैव तवानुशासनं वहन्ति। दुर्लभं लब्ध्वेति। भाग्येनैतल्लब्धमिति बहुमानेनेत्यर्थः॥ २॥

**યુધિષ્ઠિર બોલ્યા** – (બ્રહ્મા, રુદ્ર, સનત્કુમારો વગેરે) જેઓ ત્રણેય લોકના ગુરુઓ છે તથા સર્વ લોક અને લોકપાલો છે, તેઓ અપ્રાપ્ય એવી આપની આજ્ઞા પ્રાપ્ત કરીને શિરોધાર્ય કરે છે! ॥ ૨ ॥

સનકાદિ જેઓ ત્રણેય લોકના પણ ગુરુઓ છે તથા સર્વ લોક અને લોકપાલો છે, તેઓ (મસ્તકથી) આપની આજ્ઞા બહુમાનપૂર્વક પાળે છે. **'दुर्लभं लब्ध्वा इति।'** અલભ્ય એવી આપની આજ્ઞા સદ્‌ભાગ્યથી પ્રાપ્ત કરીને બહુમાનપૂર્વક પાળે છે, એમ અર્થ છે. ॥ ૨ ॥

**स भवानरविन्दाक्षो दीनानामीशमानिनाम्।**
**धत्तेऽनुशासनं भूमंस्तदत्यन्तविडम्बनम्॥ ३**

હે મહત્તમ, તે કમળનયન (નારાયણ) એવા આપ, દીન (અર્થાત્ વિષયોમાં આસક્ત ચિત્તવાળા) હોવા છતાં પોતાને રાજા માનનારા એવા અમારી આજ્ઞા માથે ચડાવો છો, એ આપનો (મનુષ્યલીલાનો) મહાન અભિનય છે. ॥ ૩ ॥

स भवान् परमेश्वरोऽस्माकमनुशासनं धत्ते तदत्यन्तविडम्बनमननुरूपमनुकरणम्। स्वतेजोहानिप्रसङ्गादित्यर्थः॥ ३॥

તે આપ પરમેશ્વર અમારી આજ્ઞાનું પાલન કરો છો, તે **'अत्यन्तविडम्बनम्'** આપને ન છાજે તેવો આપનો (મનુષ્યલીલાનો કેવળ) મહાન અભિનય છે, કારણ કે આપના તેજની હાનિ થાય છે, એમ અર્થ છે. ॥ ૩ ॥

अथवा तव परिपूर्णस्याज्ञापनाज्ञाधारणाभ्यां न तेजसो हानिवृद्धी, अतः कृपया सर्वं सङ्गच्छत इत्याह—**न ह्येकस्याद्वितीयस्येति**।

અથવા પરિપૂર્ણ એવા આપને આજ્ઞા આપવાથી અને આજ્ઞા પાળવાથી તેજની હાનિ અને વૃદ્ધિ થતી નથી, આથી (આપની અહૈતુકી) કૃપાથી સર્વ કાંઈ સુસંગત થાય છે, એમ (યુધિષ્ઠિર) કહે છે – **'न हि एकस्य-अद्वितीयस्य इति।'**

**न ह्येकस्याद्वितीयस्य ब्रह्मणः परमात्मनः।**
**कर्मभिर्वर्धते तेजो ह्रसते च यथा रवेः॥ ४**

સૂર્યનાં ઉદય અને અસ્ત વગેરે કર્મોથી જેમ તેનું તેજ વધતું કે ઘટતું નથી, તેમ એક, અદ્વિતીય, પરબ્રહ્મ, પરમાત્માનું તેજ (બીજા ઉપર અનુગ્રહ માટે કરવામાં આવેલાં) કર્મોથી વધતું કે ઘટતું નથી. ॥ ૪ ॥

समानासमानरहितस्य ब्रह्मणस्तवोभयं माया। परमात्मन इति सर्वजीवनियन्तुस्तव नियम्यत्वं सुतरां न वास्तवम्। अतः परानुग्रहार्थैरेतैः कर्मभिस्तव तेजो न वर्धते न च ह्रसति। रवेरिवो-दयास्तमयादिकर्मभिरित्यर्थः। तथा च श्रुतिः— 'न कर्मणा वर्धते नो कनीयान्' इति॥ ४॥

સમાન અને અસમાનથી રહિત બ્રહ્મ એવા આપને માટે (આજ્ઞા આપવી અને આજ્ઞા પાળવી) આ બન્ને માયા છે. '**परमात्मनः इति।**' સર્વ જીવોના નિયંતા એવા આપનું નિયમન થવું તે જરા પણ વાસ્તવિક નથી. આથી અન્ય ઉપર અનુગ્રહ કરવા માટે કરાતાં આ કર્મો દ્વારા આપનું તેજ નથી વધતું કે નથી ઘટતું. સૂર્યનાં ઉદય અને અસ્ત વગેરે કર્મોથી જેમ તેનું તેજ વધતું નથી કે ઘટતું નથી તેમ, એમ અર્થ છે.

તે અનુસાર શ્રુતિ પણ છે. 'તે તેનાં કર્મથી વધતો નથી અને ઘટતો પણ નથી.' (શતપથ બ્રા. ૧૪/૭/૨/૨૮, તૈત્તિ.બ્રા.૩/૧૨/૯/૭, બૃહદા.ઉપ.૪/૪/ ૨૩, ઈતિહાસોપ. ૨૦) ॥ ૪ ॥

नन्वेवमप्यहं परमेश्वरो ममेदं नीचं कर्मायोग्यमिति मनसि कथं न भवेदत आह— **न वै त इति।**

(ભગવાન) શંકા કરે છે કે આમ હોવા છતાં હું પરમેશ્વર છું, આ હલકું કાર્ય મારે માટે યોગ્ય નથી, એમ મનમાં કેમ ન થાય? તે માટે કહે છે – '**न वै ते इति।**'

**न वै तेऽजित भक्तानां ममाहमिति माधव।**
**त्वं तवेति च नानाधीः पशूनामिव वैकृता॥ ५**

હે અજિત, હે માધવ, પશુઓને (અજ્ઞાની જનોને) જેમ શરીર સંબંધી 'તું અને તારું, હું અને મારું' એવી અનેક પ્રકારની ભેદબુદ્ધિ હોય છે, તેવી બુદ્ધિ તો આપના ભક્તોને હોતી નથી. (તો આપને ક્યાંથી હોય?) ॥ ૫ ॥

हे अजित, तव भक्तानामेव तावदियं नानाधीर्भेदमतिर्नास्ति। यथा पशूनामज्ञानां वैकृता शरीरविषया। तव तु नास्तीति किं पुनर्वक्तव्य-मित्यर्थः॥ ५॥

હે અજિત, આપના ભક્તોને પણ તેવી આ '**नानाधीः**' ભેદબુદ્ધિ હોતી નથી. જેવી '**पशूनाम्**' અજ્ઞાનીઓને '**वैकृता**' શરીરસંબંધી – આપને તો આવી બુદ્ધિ ન હોય, એમાં વળી શું કહેવું, એમ અર્થ છે.॥ ૫ ॥

**श्रीशुक उवाच**

**इत्युक्त्वा यज्ञिये काले वव्रे युक्तान् स ऋत्विजः।**
**कृष्णानुमोदितः पार्थो ब्राह्मणान् ब्रह्मवादिनः॥ ६**

**શ્રીશુકદેવજી બોલ્યા** – શ્રીકૃષ્ણ દ્વારા અનુમોદન પામેલા તે પૃથાપુત્ર યુધિષ્ઠિરે એમ કહીને યજ્ઞને માટે યોગ્ય સમયમાં નિષ્ણાત એવા વેદવેત્તા બ્રાહ્મણોનું ઋત્વિજો તરીકે વરણ કર્યું. ॥ ૬ ॥

यज्ञिये यज्ञोचिते वसन्तादिकाले। युक्तानभियुक्तान्। स युधिष्ठिरः ऋत्विजो होतृप्रमुखान्। वव्रे वृतवान्॥ ६॥

**'यज्ञिये'** યજ્ઞને યોગ્ય વસંત વગેરે ઋતુમાં – **'युक्तान्'** નિષ્ણાતોનું – તે યુધિષ્ઠિરે **'ऋत्विजः'** હોતા જેમાં મુખ્ય હોય છે તેવા ઋત્વિજોનું **'वव्रे'** વરણ કર્યું. ॥ ૬ ॥

तानाह—**द्वैपायन इति** त्रिभिः।

તે ઋત્વિજોને ત્રણ શ્લોકોથી જણાવે છે – **'द्वैपायनः इति।'**

**द्वैपायनो भरद्वाजः सुमन्तुर्गौतमोऽसितः।**
**वसिष्ठश्च्यवनः कण्वो मैत्रेयः कवषस्त्रितः॥ ७**
**विश्वामित्रो वामदेवः सुमतिर्जैमिनिः क्रतुः।**
**पैलः पराशरो गर्गो वैशम्पायन एव च॥ ८**
**अथर्वा कश्यपो धौम्यो रामो भार्गव आसुरिः।**
**वीतिहोत्रो मधुच्छन्दा वीरसेनोऽकृतव्रणः॥ ९**

॥ ७॥ ८॥

શ્રીકૃષ્ણ દ્વૈપાયન વ્યાસ મહર્ષિ, ભરદ્વાજ ઋષિ, સુમન્તુ મુનિ, ગૌતમ મહર્ષિ, અસિત મુનિ, વસિષ્ઠ ઋષિ, ચ્યવન ઋષિ, કણ્વ ઋષિ, મૈત્રેય મહર્ષિ, કવષ ઋષિ, ત્રિત મુનિ, ॥ ૭ ॥ વિશ્વામિત્ર મુનિ, વામદેવ ઋષિ, સુમતિ મુનિ, જૈમિનિ મુનિ, ક્રતુ મુનિ, પૈલ મુનિ, પરાશર ઋષિ, ગર્ગાચાર્ય, વૈશમ્પાયન મુનિ તેમ જ ॥ ૮ ॥ અથર્વા ઋષિ, કશ્યપ ઋષિ, ધૌમ્ય ઋષિ, પરશુરામ ઋષિ, શુક્રાચાર્યજી, આસુરિ મુનિ, વીતિહોત્ર, મધુચ્છન્દા, વીરસેન અને અકૃતવ્રણ ॥ ૯ ॥ ૭ ॥ ૮॥

अकृतव्रणान्तानेतानृत्विगुपद्रष्ट्रादिभेदेन वव्रे ॥ ९॥

જેમાં અકૃતવ્રણ અંતમાં છે તેવા આ (ત્રીસ) ઋષિઓનું ઋત્વિજ, ઉપદ્રષ્ટા (ઋત્વિજનો પ્રકાર) વગેરે પ્રકારે વરણ કર્યું. ॥ ૯ ॥

**उपहूतास्तथा चान्ये द्रोणभीष्मकृपादयः।**
**धृतराष्ट्रः सहसुतो विदुरश्च महामतिः॥ १०**

તથા જે બીજાઓને બોલાવવામાં આવ્યા હતા તેઓ દ્રોણાચાર્ય, ભીષ્મ પિતામહ, કૃપાચાર્ય, પુત્રો સહિત ધૃતરાષ્ટ્ર અને મહાબુદ્ધિમાન વિદુરજી, ॥૧૦॥

**ब्राह्मणाः क्षत्रिया वैश्याः शूद्रा यज्ञदिदृक्षवः।**
**तत्रेयुः सर्वराजानो राज्ञां प्रकृतयो नृप॥ ११**

હે રાજા (પરીક્ષિત), યજ્ઞનાં દર્શન કરવાની ઈચ્છાવાળા બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો, શૂદ્રો, સર્વ રાજાઓ તથા રાજાઓના પ્રધાનો ત્યાં આવ્યા હતા. ॥ ૧૧ ॥

अन्ये चोपहूता यज्ञदिदृक्षवस्तत्रेयुरित्यन्वयः ॥ १०॥ ११॥

યજ્ઞનાં દર્શન કરવાની ઈચ્છાવાળા જે બીજા બોલાવવામાં આવ્યા હતા તેઓ ત્યાં આવ્યા હતા, એમ અન્વય છે. ॥ ૧૦ ॥ ૧૧ ॥

**ततस्ते देवयजनं ब्राह्मणाः स्वर्णलाङ्गलैः।**
**कृष्ट्वा तत्र यथाम्नायं दीक्षयांचक्रिरे नृपम्॥ १२**

ત્યાર પછી તે બ્રાહ્મણોએ સુવર્ણનાં હળોથી યજ્ઞભૂમિને (શુદ્ધ કરવા માટે) ખેડીને ત્યાં શાસ્ત્રોક્ત વિધિપૂર્વક રાજાને (યુધિષ્ઠિરને) દીક્ષિત કર્યા. ॥ ૧૨ ॥

देवयजनं यज्ञभूमिम्। कृष्ट्वा कर्षणादिभिः संशोध्य। दीक्षयांचक्रिरे दीक्षासंस्कारयुक्तम- कुर्वन्॥ १२॥

**हैमाः किलोपकरणा वरुणस्य यथा पुरा।**
**इन्द्रादयो लोकपाला विरिञ्चभवसंयुताः॥ १३**
**सगणाः सिद्धगन्धर्वा विद्याधरमहोरगाः।**
**मुनयो यक्षरक्षांसि खगकिन्नरचारणाः॥ १४**
**राजानश्च समाहूता राजपत्न्यश्च सर्वशः।**
**राजसूयं समीयुः स्म राज्ञः पाण्डुसुतस्य वै॥ १५**

उपकरणा उपस्कराः वरुणस्य राजसूये यथा आसन्निति शेषः। किंच इन्द्रादयो देवगणाः ॥१३॥१४॥ ये च राजादयः समाहूतास्तत्र समीयुः स्म ते सर्वे कृष्णभक्तस्य पाण्डुसुतस्य राज्ञो युधिष्ठिरस्य राजसूयमविस्मिताः सन्तः सूपपन्नं सुसंपन्नं मेनिरे इत्यन्वयः॥ १५॥

**मेनिरे कृष्णभक्तस्य सूपपन्नमविस्मिताः।**
**अयाजयन् महाराजं याजका देववर्चसः।**
**राजसूयेन विधिवत् प्राचेतसमिवामराः॥ १६**

याजका ऋत्विजः॥ १६॥

***सुत्येऽहन्यवनीपालो याजकान् सदसस्पतीन्।**
**अपूजयन् महाभागान् यथावत् सुसमाहितः॥ १७**

सुत्येऽहनि सोमाभिषवदिने॥ १७॥

**'देवयजनम्'** યજ્ઞભૂમિને **'कृष्ट्वा'** ખેડવા વગેરે દ્વારા શુદ્ધ કરીને **'दीक्षयांचक्रिरे'** (યુધિષ્ઠિરને) દીક્ષાસંસ્કારથી યુક્ત કર્યા. ॥ ૧૨ ॥

જેમ પૂર્વે વરુણદેવના (રાજસૂય) યજ્ઞમાં (સર્વ) પાત્રો સુવર્ણનાં જ હતાં. (તેમ યુધિષ્ઠિરના યજ્ઞમાં પણ સર્વ પાત્રો સુવર્ણનાં જ હતાં.) બ્રહ્માજી તથા શિવજી સાથે પોતાના ગણો સહિત ઈન્દ્રાદિ લોકપાલો, સિદ્ધો, ગંધર્વો, વિદ્યાધરો, મોટા સર્પો, મુનિઓ, યક્ષો, રાક્ષસો, (ગરુડ વગેરે) પક્ષીઓ, કિન્નરો, ચારણો તથા સર્વ તરફથી બોલાવવામાં આવેલાં રાજાઓ અને રાજાઓની પત્નીઓ પાંડુનંદન યુધિષ્ઠિર રાજાના રાજસૂય યજ્ઞમાં પધાર્યાં હતાં. ॥ ૧૩ ॥ ૧૪ ॥ ૧૫ ॥

**'उपकरणाः'** પાત્રો, વરુણના રાજસૂય યજ્ઞમાં જેમ (સુવર્ણનાં પાત્રો) 'હતાં.' એટલું શેષ છે. વળી, ઈન્દ્ર વગેરે દેવગણો ॥ ૧૩ ॥ ૧૪ ॥ તથા બોલાવવામાં આવેલા જે રાજા વગેરે ત્યાં પધાર્યાં હતાં તે સર્વે આશ્ચર્ય પામ્યાં ન હતાં, (કારણ કે) તેઓ માનતાં હતાં કે શ્રીકૃષ્ણના ભક્ત પાંડુનંદન યુધિષ્ઠિરનો રાજસૂય યજ્ઞ **'सु-उपपन्नम्'** સુસંપન્ન (જ) હોય, એમ અન્વય છે. ॥ ૧૫ ॥

(ત્યાં પધારેલા સર્વે) આશ્ચર્યચકિત થયા વિના માનતા હતા કે શ્રીકૃષ્ણભક્ત યુધિષ્ઠિરનો યજ્ઞ સુસમ્પન્ન જ હોય. પછી દેવો જેવા તેજસ્વી ઋત્વિજોએ, જેમ દેવોએ વરુણદેવ પાસે યજ્ઞ કરાવ્યો હતો તેમ વિધિપૂર્વક મહારાજ યુધિષ્ઠિર પાસે રાજસૂય યજ્ઞ કરાવ્યો.॥ ૧૬ ॥

**'याजकाः'** ઋત્વિજોએ ॥ ૧૬ ॥

સોમરસ કાઢવાના દિવસે પૃથ્વીપતિ રાજા યુધિષ્ઠિરે અતિ સાવધાન થઈ યજ્ઞ કરાવનારા ભૂદેવો અને બીજા સભાના શ્રેષ્ઠ સદસ્યોની પૂજા કરવાનો આરંભ કર્યો. ॥ ૧૭ ॥

**'सुत्ये-अहनि'** સોમરસ કાઢવાના દિવસે ॥૧૭॥

* 'सौत्येऽहनि इति पाठः, सोमवल्लीपानदिने इति च तत्रार्थः।'

**सदस्याग्र्यार्हणार्हं वै विमृशन्तः सभासदः ।**
**नाध्यगच्छन्ननैकान्त्यात् सहदेवस्तदाब्रवीत् ॥ १८**

सभामां बेठेला सभासदोमांथी अग्रपूजाने योग्य कोण छे, एम विचार करता सभासदो, अनेक महानुभावो तेने योग्य होवाथी निश्चय करी शक्या नहीं, त्यारे सहदेव बोल्या. ॥ १८ ॥

अग्र्यार्हणमग्रपूजा तस्यार्हं योग्यम्। अनैकान्त्याद्योग्यानां बहुत्वेनैकस्यानिश्चयात् ॥ १८ ॥

**'अग्र्य-अर्हणम्'** અગ્રપૂજા, તેને **'अर्हम्'** યોગ્ય – **'अनैकान्त्यात्'** અગ્રપૂજાને યોગ્ય અનેક મહાનુભાવો હોવાથી એકનો નિશ્ચય કરી શક્યા નહીં. ॥ ૧૮ ॥

**अर्हति ह्यच्युतः श्रैष्ठ्यं भगवान् सात्वतां पतिः ।**
**एष वै देवताः सर्वा देशकालधनादयः ॥ १९**

॥ १९ ॥

સાત્વતકુળના શિરોમણિ ભગવાન અચ્યુત જ અગ્રપૂજાને યોગ્ય છે, કારણ કે આ શ્રીકૃષ્ણ જ સર્વદેવમય છે તથા સ્થળ, કાળ અને દ્રવ્યાદિરૂપ છે. ॥ ૧૯ ॥ ૧૯ ॥ આ વિશ્વ પણ જે શ્રીકૃષ્ણનું સ્વરૂપ છે, યજ્ઞો જેમનું સ્વરૂપ છે, અગ્નિઓ, આહુતિઓ, મંત્રો, જ્ઞાન તથા ઉપાસના જેમની આરાધના કરવાના માર્ગો છે, ॥ ૨૦ ॥

**यदात्मकमिदं विश्वं क्रतवश्च यदात्मकाः ।**
**अग्निराहुतयो मन्त्राः सांख्यं योगश्च यत्परः ॥ २०**

सांख्यं ज्ञानम्। योग उपासना ॥ २० ॥

ननु सांख्यं केवलपरं, योगः सविशेषणपरः, कथमुभयोरेकपरत्वं तत्राह—

**'सांख्यम्'** જ્ઞાન, **'योगः'** ઉપાસના ॥ ૨૦ ॥

આક્ષેપ કરવામાં આવ્યો છે કે સાંખ્યદર્શન કેવળ પુરુષપરક છે અને યોગદર્શન જગતરૂપ વિશેષણથી યુક્ત ઈશ્વરને સ્વીકારે છે, તો સાંખ્ય અને યોગ – એ બન્ને એક જ ઈશ્વરનું પ્રતિપાદન કેવી રીતે કરે છે? તે માટે ઉત્તર આપે છે –

**एक एवाद्वितीयोऽसावैतदात्म्यमिदं जगत् ।**
**आत्मनाऽऽत्माश्रयः सभ्याः सृजत्यवति हन्त्यजः ॥ २१**

હે સભ્યો! તે શ્રીકૃષ્ણ એક જ અને અદ્વિતીય છે. આ વિશ્વ શ્રીકૃષ્ણનું સ્વરૂપ છે. હે સભાસદો, આત્માનો જ જેમને આધાર છે તેવા (સર્વથી નિરપેક્ષ) અજન્મા શ્રીકૃષ્ણ પોતે પોતાના દ્વારા (આ વિશ્વનું) સર્જન, પાલન અને સંહાર કરે છે. ॥ ૨૧ ॥

एक एवाद्वितीयोऽसावतः सांख्यस्यैतत्परत्वं युक्तम्। विशेषणभूतस्य सर्वप्रपञ्चस्य तन्मयत्वात्सविशेषणविषयस्य योगस्यापि युक्तमद्वितीयपरत्वमित्याह—ऐतदात्म्यमिति। एष श्रीकृष्ण आत्मा यस्य तदेतदात्म तस्य भाव ऐतदात्म्यम्। भवितर्येव भावनिर्देशः।

એ શ્રીકૃષ્ણ એક જ અને અદ્વિતીય છે, આથી સાંખ્યનું એકપુરુષપરત્વ યોગ્ય છે. ઈશ્વરના વિશેષણરૂપે રહેલું સર્વ જગત શ્રીકૃષ્ણમય છે, તેથી જગતરૂપ વિશેષણથી યુક્ત ઈશ્વરને સ્વીકારતા યોગદર્શનનું અદ્વિતીયપરકત્વ બને એ યોગ્ય છે, એમ કહે છે – **'ऐतदात्म्यम् इति।'** આ શ્રીકૃષ્ણ જેના આત્મા છે તે **'एतदात्म'**, તેનો ભાવ **'ऐतदात्म्यम्'**. (જગતરૂપ બનવાપણું (ભાવ) છે, એમાં શ્રીકૃષ્ણ 'ભવિતા' છે.) આમ, ભવિતામાં જ ભાવવાચક જગતનો નિર્દેશ છે.

'ऐतदात्म्यमिदं सर्वम्' इति श्रुतेः।

'આ શ્રીકૃષ્ણના સ્વરૂપવાળું આ સર્વ જગત છે.' એમ શ્રુતિ છે. (છાં. ઉપ. ૬/૮/૭, ૬/૧૦/૩, ૬/૧૧/૩, ૬/૧૨/૩, ૬/૧૩/૩, ૬/૧૪/૩, ૬/૧૫/૩, ૬/૧૬/૩)

अत्र हेतुः—आत्मनेति। हे सभ्याः, आत्माश्रयोऽन्यनिरपेक्षः स्वयमज इदं जगत् सृजत्यवति हन्ति चेति॥ २१॥

આ માટેનું કારણ – **'आत्मना इति'** હે સભ્યો, **'आत्मा-आश्रयः'** પોતે જ પોતાનો આધાર અન્યની અપેક્ષા વગરના, સ્વયં અજન્મા શ્રીકૃષ્ણ આ જગતને સર્જે છે, રક્ષે છે અને હણે છે. ॥ ૨૧ ॥

किंच **विविधानीति**।

વળી, **'विविधानि इति।'**

**विविधानीह कर्माणि जनयन् यदवेक्षया।**
**ईहते यदयं सर्वः श्रेयो धर्मादिलक्षणम्॥ २२**

જેમના અનુગ્રહથી આ સંસારમાં (તપ, યોગ વગેરે) વિવિધ કર્મો કરતો આ સર્વ જીવસમુદાય જેમને કારણે જ ધર્મ વગેરે (અર્થ, કામ, મોક્ષરૂપ) કલ્યાણનું સમ્પાદન કરે છે. ॥ ૨૨ ॥

यस्यावेक्षयाऽनुग्रहेण विविधानि कर्माणि तपोयोगादीनि जनयन्कुर्वन् यद्यस्मादयं सर्वोऽपि जनो धर्मादिलक्षणं श्रेय ईहते साधयति। कर्माणि तत्फलानि च यदधीनानीत्यर्थः॥ २२॥

જેમના **'अवेक्षया'** અનુગ્રહથી તપ, યોગ વગેરે વિવિધ કર્મો **'जनयन्'** કરતો **'यत्'** જેમને કારણે આ સર્વ જીવસમુદાય ધર્માદિ લક્ષણરૂપ શ્રેય **'ईहते'** સિદ્ધ કરે છે. કર્મો અને તેનાં ફળો જેમને અધીન છે, એમ અર્થ છે. ॥ ૨૨ ॥

**तस्मात् कृष्णाय महते दीयतां परमार्हणम्।**
**एवं चेत् सर्वभूतानामात्मनश्चार्हणं भवेत्॥ २३**
॥ २३॥

તેથી સર્વથા શ્રેષ્ઠ (હોવાથી) શ્રીકૃષ્ણને જ (અગ્રપૂજાનું) સર્વોચ્ચ પૂજન અર્પણ કરવામાં આવે. જો એમ કરવામાં આવશે તો સર્વ પ્રાણીઓનું અને આપણું પોતાનું પણ આપણે પૂજન કર્યું ગણાશે. ॥ ૨૩ ॥ ૨૩ ॥

नन्वात्मना क्रियमाणमर्हणमात्मनः कथं स्यात्तत्राह—सर्वभूतानामात्मभूताय।

શંકા કરવામાં આવી છે કે પોતાના દ્વારા પોતાનું પૂજન કેવી રીતે થાય? તે માટે કહે છે – **'सर्वभूतानाम् आत्मभूताय।'**

**सर्वभूतात्मभूताय कृष्णायानन्यदर्शिने।**
**देयं शान्ताय पूर्णाय दत्तस्यानन्त्यमिच्छता॥ २४**

આપેલા દાનનું અનંત ફળ ઇચ્છતા મનુષ્ય દ્વારા જે આપવા યોગ્ય છે તે, સર્વ પ્રાણીઓના આત્મસ્વરૂપ, ભેદદૃષ્ટિરહિત, રાગાદિરહિત, આત્મલાભથી પૂર્ણ એવા શ્રીકૃષ્ણને અર્પણ કરવું જોઈએ. ॥ ૨૪ ॥

अनन्यदर्शिने निरस्तभेदमतये॥ २४॥

**'अनन्यदर्शिने'** ભેદબુદ્ધિ દૂર થઈ ગઈ હોય તેને ॥ ૨૪ ॥

**इत्युक्त्वा सहदेवोऽभूत् तूष्णीं कृष्णानुभाववित् ।**
**तच्छ्रुत्वा तुष्टुवुः सर्वे साधु साध्विति सत्तमाः ॥ २५**

श्रीकृष्णानुभाववित्सहदेव इत्युक्त्वा तूष्णीमभूत् ॥ २५ ॥

**श्रुत्वा द्विजेरितं राजा ज्ञात्वा हार्दं सभासदाम् ।**
**समर्हयद्धृषीकेशं प्रीतः प्रणयविह्वलः ॥ २६**

द्विजेरितं साधु साध्विति घोषं श्रुत्वा । हार्दमभिप्रायम् ॥ २६ ॥

**तत्पादाववनिज्यापः शिरसा लोकपावनीः ।**
**सभार्यः सानुजामात्यः सकुटुम्बोऽवहन्मुदा ॥ २७**

॥ २७ ॥

**वासोभिः पीतकौशेयैर्भूषणैश्च महाधनैः ।**
**अर्हयित्वाश्रुपूर्णाक्षो नाशकत् समवेक्षितुम् ॥ २८**

॥ २८ ॥

**इत्थं सभाजितं वीक्ष्य सर्वे प्रांजलयो जनाः ।**
**नमो जयेति नेमुस्तं निपेतुः पुष्पवृष्टयः ॥ २९**

॥ २९ ॥

**इत्थं निशम्य दमघोषसुतः स्वपीठा-**
**दुत्थाय कृष्णगुणवर्णनजातमन्युः ।**
**उत्क्षिप्य बाहुमिदमाह सदस्यमर्षी**
**संश्रावयन् भगवते परुषाण्यभीतः ॥ ३०**

॥ ३० ॥

**ईशो दुरत्ययः काल इति सत्यवती श्रुतिः ।**
**वृद्धानामपि यद् बुद्धिर्बालवाक्यैर्विभिद्यते ॥ ३१**

॥ ३१ ॥

આમ, કહીને શ્રીકૃષ્ણનો પ્રભાવ જાણનાર સહદેવ મૌન થઈ ગયા. તે સાંભળીને (કૃષ્ણ દ્વૈપાયન વ્યાસજી વગેરે) સર્વ શ્રેષ્ઠ બ્રાહ્મણો 'ધન્ય! ધન્ય!' એમ પ્રશંસા કરવા લાગ્યા. ॥ ૨૫ ॥

શ્રીકૃષ્ણનો પ્રભાવ જાણનાર સહદેવ એમ કહીને મૌન થઈ ગયા. ॥ ૨૫ ॥

બ્રાહ્મણોનાં (પ્રશંસાનાં) વચનો સાંભળીને અને સભાસદોનો અભિપ્રાય જાણીને પ્રસન્ન થયેલા રાજા યુધિષ્ઠિરે પ્રેમવિહ્વળ થઈ હૃષીકેશની (શ્રીકૃષ્ણની) વિધિવત્ પૂજા કરી. ॥ ૨૬ ॥

બ્રાહ્મણો દ્વારા 'ધન્ય! ધન્ય!' એમ બોલાયેલો જયઘોષ સાંભળીને – '**हार्दम्**' અભિપ્રાયને ॥ ૨૬ ॥

શ્રીકૃષ્ણના ચરણ પખાળીને લોકને પવિત્ર કરનારું જળ (યુધિષ્ઠિરે) પોતાની પત્નીઓ, ભાઈઓ તથા પ્રધાનો અને પરિવાર સહિત હર્ષપૂર્વક મસ્તક પર ધારણ કર્યું. ॥ ૨૭ ॥ ૨૭ ॥

પીળાં રેશમી વસ્ત્રો અને અતિ મૂલ્યવાન આભૂષણોથી ભગવાનનું સન્માન કરીને હર્ષાશ્રુપૂર્ણ નેત્રોવાળા રાજા યુધિષ્ઠિર, ભગવાનને નિહાળી શક્યા નહીં. ॥ ૨૮ ॥ ૨૮ ॥

આમ, શ્રીકૃષ્ણને સુંદર રીતે પૂજાયેલા જોઈ સર્વ જનો બે હાથ જોડીને નમસ્કાર અને જયજયકાર કરતા તેમને પ્રણામ કરવા લાગ્યા, (તે સમયે આકાશમાંથી) પુષ્પવૃષ્ટિઓ થવા લાગી. ॥ ૨૯ ॥ ૨૯ ॥

આમ, શ્રીકૃષ્ણના ગુણોનું વર્ણન સાંભળીને જેને ક્રોધ ઉત્પન્ન થયો તે ઈર્ષ્યાળુ દમઘોષપુત્ર ભયરહિત થઈને પોતાના આસન પરથી ઊઠી સભા વચ્ચે પોતાનો હાથ ઊંચો કરીને ભગવાનને કઠોર વચન સંભળાવતો આ પ્રમાણે કહેવા લાગ્યો. ॥ ૩૦ ॥ ૩૦ ॥

(સર્વ કરવાને) સમર્થ એવો કાળ કોઈનાથી પણ અતિક્રમી શકતો નથી એવી શ્રુતિ સત્ય છે, કારણ કે વયોવૃદ્ધ-જ્ઞાનવૃદ્ધ પુરુષોની બુદ્ધિ પણ છોકરડાનાં વાક્યોથી ભમી જાય છે.॥ ૩૧ ॥ ૩૧ ॥

**यूयं पात्रविदां श्रेष्ठा मा मन्ध्वं बालभाषितम्।**
**सदसस्पतयः सर्वे कृष्णो यत् सम्मतोऽर्हणे॥ ३२**

હે સભાપતિઓ, આપ સર્વે પૂજા માટેનું સુપાત્ર જાણનારાઓમાં શ્રેષ્ઠ છો. આથી 'અગ્રપૂજા માટે શ્રીકૃષ્ણ શ્રેષ્ઠ છે.' એવું અજ્ઞાનીનું (સહદેવનું) વચન માનશો નહીં. ॥ ૩૨ ॥

हे सदसस्पतयः, सर्वे बालस्य भाषितं मा मन्यध्वं मा जानीत मा गृह्णीतम्। किं तत्। यद्यतः कृष्णोऽर्हणे अग्रपूजायां संमतस्तत्॥ ३२॥

હે સભાપતિઓ, તમે સૌ અજ્ઞાનીનું વચન **'मा मन्ध्वम्' मन्यध्वम्** માનશો નહીં. તે કયું વચન? જેને કારણે શ્રીકૃષ્ણ **'अर्हणे'** અગ્રપૂજા માટે માન્ય છે તે વચન ॥ ૩૨ ॥

**तपोविद्याव्रतधरान् ज्ञानविध्वस्तकल्मषान्।**
**परमर्षीन् ब्रह्मनिष्ठान् लोकपालैश्च पूजितान्॥ ३३**

॥ ३३ ॥

**सदस्पतीनतिक्रम्य गोपालः कुलपांसनः।**
**यथा काकः पुरोडाशं सपर्यां कथमर्हति॥ ३४**

તપ, વિદ્યા અને વ્રતને ધારણ કરનારા, જ્ઞાનથી નાશ પામેલાં પાપોવાળા, લોકપાલો દ્વારા પૂજાયેલા, મંત્રોના અર્થનું જ્ઞાન ધરાવનારા બ્રહ્મનિષ્ઠ સભાપતિઓને અવગણીને, કાગડો જેમ પુરોડાશને યોગ્ય ન હોય તેમ આ, કુળના કલંકરૂપ ગોવાળિયો અગ્રપૂજાને યોગ્ય કેવી રીતે હોય? ॥ ૩૩ ॥ ૩૪ ॥ ૩૩ ॥

अस्यैव वास्तवोऽर्थः पूर्ववदुन्नेयः। गोपाल इति। वेदपृथिव्यादिपालक इत्यर्थः।

આનો વાસ્તવિક અર્થ પણ પહેલાંની જેમ વિચારવા યોગ્ય છે. **'गोपालः इति।'** (**गोः** શબ્દના અનેક અર્થ હોવાથી) વેદ, પૃથ્વી વગેરેના પાલક શ્રીકૃષ્ણ, એમ અર્થ છે.

कुत्सितं वेदविपरीतं लपन्तीति कुलपाः पाखण्डास्तान् अंसते समाघातयतीति तथा सः। अकाकः कं च अकं च काके सुखदुःखे ते न विद्येते यस्य सोऽकाकः, आप्तकाम इत्यर्थः। स यथा आप्तकामो देवयोग्यं केवलं पुरोडाशमात्रं नार्हति, अपितु सर्वस्वमपि, तथाऽयं श्रीकृष्णोऽपि ब्रह्मर्षियोग्यं सपर्यामात्रं कथमर्हति किंत्वात्मसमर्पणमप्यर्हतीत्यर्थः॥ ३४॥

(**'कुलपांसनः'** નો વાસ્તવિક અર્થ જણાવે છે –) **कुत्सितं** વેદથી વિપરીત બોલે છે તેઓ **कुलपाः** પાખંડીઓ, તેમને **अंसते** મારે છે તેવા તે – (**काकः** નો વાસ્તવિક અર્થ જણાવે છે –) **अकाकः**, **कं** અને **अकं**, અર્થાત્ સુખ અને દુઃખ, તે બંને જેમનામાં નથી તે **'अकाकः'** આપ્તકામ એમ અર્થ છે. તે આપ્તકામ જેમ દેવને ઉચિત એવા માત્ર (રાંધેલા ચોખાના) પુરોડાશને જ યોગ્ય નથી, સર્વ કાંઈ સમર્પિત કરવા યોગ્ય છે, તેમ આ શ્રીકૃષ્ણ પણ બ્રહ્મર્ષિને યોગ્ય એવી માત્ર પૂજાને યોગ્ય કેવી રીતે હોય? શ્રીકૃષ્ણ તો આત્મસમર્પણને જ યોગ્ય છે, એમ અર્થ છે. ॥ ૩૪ ॥

**वर्णाश्रमकुलापेतः सर्वधर्मबहिष्कृतः।**
**स्वैरवर्ती गुणैर्हीनः सपर्यां कथमर्हति॥ ३५**

વર્ણ, આશ્રમ અને કુળથી ભ્રષ્ટ, સર્વ ધર્મોથી બહિષ્કૃત, સ્વચ્છંદપણે વર્તનારો અને સર્વ ગુણોથી હીન (એવો કૃષ્ણ) અગ્રપૂજાને યોગ્ય કેવી રીતે હોઈ શકે? ॥ ૩૫ ॥

वर्णाश्रमकुलेभ्योऽपेतो ब्रह्मत्वात्। 'अनामगोत्रम्' इति श्रुतेः। अत एवानधिकारित्वात्सर्वैर्धर्मैर्बहिष्कृतः। स्वैरवर्ती परमेश्वरत्वात्। अत एव निर्गुणस्तमआदिरहितः। एवंभूतो जीवानां योग्यं तुच्छं सपर्यामात्रं कथमर्हतीत्यर्थः॥ ३५॥

(સ્તુતિપરક વાસ્તવિક અર્થ કરે છે.) શ્રીકૃષ્ણ બ્રહ્મ હોવાથી વર્ણ, આશ્રમ અને કુળથી રહિત છે. 'નામ અને ગોત્રથી રહિત' (મુક્તિકોપ. ૨/૭૨) એમ શ્રુતિ છે. આથી જ અધિકારી ન હોવાથી સર્વ ધર્મોથી બહિષ્કૃત છે. પરમેશ્વર હોવાથી પરમ સ્વતંત્ર છે. આથી જ તમસ્ વગેરેથી રહિત હોઈ નિર્ગુણ છે. આવા (ભગવાન) હોવાથી જીવોને યોગ્ય માત્ર તુચ્છ પૂજાને યોગ્ય કેવી રીતે હોઈ શકે? એમ અર્થ છે. ॥ ૩૫ ॥

**ययातिनैषां हि कुलं शप्तं सद्भिर्बहिष्कृतम्।**
**वृथापानरतं शश्वत् सपर्यां कथमर्हति॥ ३६**

યયાતિ દ્વારા એમનું કુળ અભિશપ્ત થયેલું છે અને સજ્જનો દ્વારા બહિષ્કૃત થયેલું છે. વ્યર્થ એવા મધુપાનમાં મગ્ન રહેતા કુળમાં જન્મેલો અગ્રપૂજાને યોગ્ય કેવી રીતે હોઈ શકે? ॥ ૩૬ ॥

अपि च कथं वर्णनीयो मादृशैरेषां यदूनां महिमा यस्मादेषां कुलं ययातिना शप्तमपि किं सद्भिर्बहिष्कृतम्, अपि तु शिरसा धृतम्। किंचास्मदादिकुलवत्किं वृथापानरतं अपित्वतिनियताचारमित्यर्थः। अहो यदूनामेव तावदीदृशं माहात्म्यम्। यदुकुलवृद्धस्य ययातेः शापो न प्राभूदित्यादि। अयं तु साक्षादीश्वरोऽतः सपर्यामात्रं कथमर्हतीत्यर्थः॥ ३६॥

વળી, મારા જેવા મનુષ્યો દ્વારા આ યાદવોનો મહિમા કેવી રીતે વર્ણવવાને યોગ્ય છે? યયાતિ દ્વારા અભિશપ્ત થયું હોવા છતાં શું સજ્જનો દ્વારા યાદવકુળ બહિષ્કૃત થયું છે? અરે, આ કુળ તો મસ્તકથી ધારણ કરવામાં આવ્યું છે. વળી, અમારા વગેરેના કુળની જેમ શું યાદવકુળ વ્યર્થ મદ્યપાનમાં મગ્ન છે? અરે, એ કુળ તો અતિશય સંયમિત આચારવાળું છે, એમ અર્થ છે. અહો! યાદવોનું જ તો આવું માહાત્મ્ય છે કે યદુકુળના વડીલને યયાતિનો શાપ લાગ્યો જ નહીં! આ તો સાક્ષાત્ ઈશ્વર છે, આથી માત્ર અગ્રપૂજાને યોગ્ય કેવી રીતે હોય? એમ અર્થ છે. ॥ ૩૬ ॥

**ब्रह्मर्षिसेवितान् देशान् हित्वैतेऽब्रह्मवर्चसम्।**
**समुद्रं दुर्गमाश्रित्य बाधन्ते दस्यवः प्रजाः॥ ३७**

બ્રહ્મર્ષિઓ દ્વારા સેવવામાં આવેલા (મથુરા વગેરે) દેશો છોડી (વેદના અધ્યયનાદિથી ઉત્પન્ન થતા) બ્રહ્મતેજ વિનાના સમુદ્રરૂપી કિલ્લાનો આશ્રય કરીને આ લૂંટારા યાદવો પ્રજાઓને રંજાડે છે. ॥ ૩૭ ॥

किंच ये राजानो दुष्टानुच्चाटयन्ति तदर्थं कीकटादिदेशानप्याश्रयन्ति। एते तु ब्रह्मर्षिसेवितानेव देशानाश्रित्याब्रह्मवर्चसं समुद्रं दुर्गमपि हित्वा। हापयित्वेत्यर्थः। बाधन्ते तथा या दस्यवः

વળી, જે રાજાઓ દુષ્ટોને હાંકી કાઢે છે, તે માટે કીકટ વગેરે અપવિત્ર દેશોનો પણ આશ્રય કરે છે, પરંતુ આ રાજાઓ તો બ્રહ્મર્ષિસેવિત દેશોનો આશ્રય કરીને અને બ્રહ્મવર્ચસ વિનાના સમુદ્રરૂપી કિલ્લાને પણ છોડીને – છોડાવીને, એમ અર્થ છે. જે ચોર જેવી પ્રજાઓ છે, તેમને **'बाधन्ते'** દંડ કરે છે.

प्रजास्ताश्च। अयमर्थः—वेदतदर्थाभियोगो ब्रह्मवर्चसं तद्विरुद्धमब्रह्मवर्चसं समुद्रं मुद्राऽत्र लिङ्गं तत्सहितं समुद्रम्। वेदविरुद्धलिङ्गधारिणं पाखण्डमित्यर्थः। तल्लिङ्गं त्याजयित्वा बाधन्ते दण्डयन्ति। कथंभूतम्। दुर्गम्, धर्मवत्प्रतीतेरधर्मतया दुर्ज्ञेयमित्यर्थः। तथाऽदस्यवो दस्यूनपि प्रजावेषेण वर्तमानान् दण्डयन्ति, अतो यदुभ्योऽन्यः को नाम धार्मिकोऽस्तीति। पारुष्यं तूक्तार्थमेव॥ ३७॥

આ પ્રમાણે અર્થ છે – વેદ અને તેના અર્થનો તીવ્ર અભ્યાસ, તે જ બ્રહ્મતેજ. તે બ્રહ્મતેજથી વિરુદ્ધ બ્રહ્મવર્ચસ વિનાના સમુદ્રરૂપી કિલ્લાને (છોડાવીને) – અહીં મુદ્રા એટલે લિંગ (ચિહ્ન), મુદ્રાસહિત તે સમુદ્ર. વેદવિરુદ્ધ લિંગ ધારણ કરનાર તે સમુદ્રરૂપી પાખંડને છોડાવીને તેમને **'बाधन्ते'** દંડ આપે છે. કેવા પાખંડને? **'दुर्गम्'** ધર્મ જેવું પ્રતીત થાય અને અધર્મ તરીકે જાણવું મુશ્કેલ, એમ અર્થ છે. તે પ્રમાણે ચોર નથી તેવા રાજાઓ પ્રજાના વેશમાં રહેલા ચોરોને દંડ આપે છે. તેથી યદુઓમાંથી (શ્રીકૃષ્ણ સિવાય) બીજો કોણ ધાર્મિક છે? (તે જ પૂજાને યોગ્ય છે.) શ્રીકૃષ્ણ વિષે શિશુપાલે વર્ણવેલી કઠોરતા તો શ્લોકમાં કહેલી જ છે. ॥ ૩૭ ॥

**एवमादीन्यभद्राणि बभाषे नष्टमङ्गलः।**
**नोवाच किंचिद् भगवान् यथा सिंहः शिवारुतम्॥ ३८**

જેનું મંગળ નાશ પામ્યું છે તેવો શિશુપાલ આવાં અનેક બીજાં અમંગળ વાક્યો બોલ્યો, (પણ) શિયાળના રૂદન સામે સિંહ કાંઈ ન બોલે તેમ ભગવાન કાંઈ પણ બોલ્યા નહીં.॥ ૩૮ ॥

शिवा फेरुस्तस्या रुतं श्रुत्वा यथा सिंहो न किंचिद् ब्रूते तद्वत्॥ ३८॥

**'शिवा'** શિયાળ, તેના રૂદન સામે જેમ સિંહ કાંઈ બોલે નહીં તેની જેમ ॥ ૩૮ ॥

**भगवन्निन्दनं श्रुत्वा दुःसहं तत् सभासदः।**
**कर्णौ पिधाय निर्जग्मुः शपन्तश्चेदिपं रुषा॥ ३९**

॥ ३९ ॥

ભગવાનની તે અસહ્ય નિંદા સાંભળી બંને કાન બંધ કરીને શિશુપાલને ક્રોધથી ગાળો દેતા સભાસદો (સભામાંથી) બહાર નીકળી ગયા. ॥ ૩૯ ॥ ૩૯ ॥

**निन्दां भगवतः शृण्वंस्तत्परस्य जनस्य वा।**
**ततो नापैति यः सोऽपि यात्यधः सुकृताच्च्युतः॥ ४०**

॥ ४० ॥

ભગવાનની કે ભગવાનના ભક્તની નિંદા સાંભળતો મનુષ્ય તે સ્થાનમાંથી બહાર નીકળી ન જાય, તો તે પણ પોતાના પુણ્યથી ભ્રષ્ટ થઈને નરકમાં જાય છે. ॥ ૪૦ ॥ ૪૦ ॥

**ततः पाण्डुसुताः क्रुद्धा मत्स्यकैकयसृंजयाः।**
**उदायुधाः समुत्तस्थुः शिशुपालजिघांसवः॥ ४१**

॥ ४१ ॥

પછી ક્રોધિત થયેલા પાંડવો, મત્સ્યો, કેકયો તથા સૃંજયો શિશુપાલને મારવાની ઈચ્છાવાળા અને ઉગામેલાં આયુધોવાળા થઈ ઊભા થઈ ગયા.॥ ૪૧ ॥ ૪૧ ॥

**ततश्चैद्यस्त्वसम्भ्रान्तो जगृहे खड्गचर्मणी।**
**भर्त्सयन् कृष्णपक्षीयान् राज्ञः सदसि भारत॥ ४२**

॥ ४२ ॥

હે ભારત (પરીક્ષિત), પછી શિશુપાલે પણ નિર્ભય થઈને શ્રીકૃષ્ણના પક્ષના રાજાઓનો સભામાં તિરસ્કાર કરતાં, ઢાલ અને તલવાર લીધાં. ॥ ૪૨ ॥ ૪૨ ॥

**तावदुत्थाय भगवान् स्वान् निवार्य स्वयं रुषा।**
**शिरः क्षुरान्तचक्रेण जहारापततो रिपोः॥ ४३**

તેટલામાં ભગવાને ઊઠીને પોતાના જનોને (પાંડવો વગેરેને) અટકાવીને પોતે જ ક્રોધથી સામે આવતા શત્રુના મસ્તકને તીક્ષ્ણ ધારવાળા ચક્રથી કાપી નાખ્યું. ॥ ૪૩ ॥

तावदुत्थायेत्यस्यायमभिप्रायः—एष मत्पार्षदो मत्तुल्यबलः सर्वनितान्हन्यादतो मयैव शीघ्रं हन्तव्य इति तत्क्षणमेवोत्थाय शिरो जहारेति॥ ४३॥

'તેટલામાં (ભગવાને) ઊઠીને ....' આ વાક્યનો અભિપ્રાય આ પ્રમાણે છે – (ભગવાને વિચાર્યું કે) આ મારો પાર્ષદ મારા જેટલા બળવાળો હોવાથી સર્વને હણશે, આથી આ (શિશુપાલ) મારા દ્વારા જ હણાવા યોગ્ય છે, એટલે તે જ ક્ષણે ઊઠીને મસ્તક કાપી નાખ્યું.॥ ૪૩ ॥

**शब्दः कोलाहलोऽप्यासीत् शिशुपाले हते महान्।**
**तस्यानुयायिनो भूपा दुद्रुवुर्जीवितैषिणः॥ ४४**

॥ ४४॥

આમ, શિશુપાલ હણાયો ત્યારે કોલાહલનો ભારે અવાજ થયો. જીવવાની ઈચ્છાવાળા તેના અનુયાયી રાજાઓ નાસી ગયા. ॥ ૪૪ ॥ ૪૪ ॥

**चैद्यदेहोत्थितं ज्योतिर्वासुदेवमुपाविशत्।**
**पश्यतां सर्वभूतानामुल्केव भुवि खाच्च्युता॥ ४५**

॥ ४५॥

શિશુપાલના દેહમાંથી નીકળેલી જ્યોતિ, આકાશમાંથી પડેલી ઉલ્કા પૃથ્વીમાં પ્રવિષ્ટ થઈ જાય તેમ સર્વ પ્રાણીઓના દેખતાં ભગવાન વાસુદેવમાં પ્રવિષ્ટ થઈ ગઈ. ॥ ૪૫ ॥ ૪૫ ॥

नन्वेवं निन्दकस्य कथं वासुदेवे प्रवेशस्तत्राह—**जन्मत्रयेति**।

શંકા કરવામાં આવી છે કે આમ નિંદા કરનારનો વાસુદેવમાં કેવી રીતે પ્રવેશ થાય? તે માટે કહે છે – **'जन्मत्रय इति।'**

**जन्मत्रयानुगुणितवैरसंरब्धया धिया।**
**ध्यायंस्तन्मयतां यातो भावो हि भवकारणम्॥ ४६**

ત્રણ જન્મોથી આવર્તન પામતી વેરગ્રસ્ત બુદ્ધિથી શ્રીકૃષ્ણનું સતત ધ્યાન કરતો શિશુપાલ તે ભગવાનના સ્વરૂપને પામ્યો. ખરેખર, ભાવના જ ભાવિ જન્મનું કારણ છે. ॥ ૪૬ ॥

जन्मत्रयेऽनुगुणितमनुवर्तितं यद्वैरं तेन संरब्धयाविष्टया। तन्मयतां तत्स्वरूपतां यातः। पुनः पार्षदो बभूवेत्यर्थः। अत्र हेतुः— भावो हीति। भावो भावना अनुध्यानं भवस्य ध्येयाकारजन्मनः कारणम्। पेशस्कारिध्यानेन कीटादौ तथा दृष्टत्वादित्यर्थः॥ ४६॥

(હિરણ્યકશિપુ, રાવણ અને શિશુપાલ – એમ) ત્રણ જન્મોથી **'अनुगुणितम्'** આવર્તન પામતું જે વેર હતું, તેનાથી **'संरब्धया'** ગ્રસ્ત થયેલી (જે બુદ્ધિથી) – **'तन्मयताम्'** તે ભગવાનના સ્વરૂપને પામ્યો. પુનઃ પાર્ષદ બન્યો, એમ અર્થ છે. આ માટેનું કારણ – **'भावः हि इति।' 'भावः'** ભાવના – સતત ધ્યાન **'भवस्य'** ધ્યેય વસ્તુના આકારરૂપે થનારા જન્મનું કારણ છે. ભમરીમાં ધ્યાન હોવાથી કીડા વગેરેમાં તે પ્રમાણે જોવામાં આવતું હોવાથી (ભાવના જ ભાવિ જન્મનો નિર્ણય કરે છે.) ભમરીનું ધ્યાન કરતાં કીડો ભમરી બની જાય છે. ॥ ૪૬॥

**ऋत्विग्भ्यः ससदस्येभ्यो दक्षिणां विपुलामदात् ।**
**सर्वान् सम्पूज्य विधिवच्चक्रेऽवभृथमेकराट् ॥ ४७**

ચક્રવર્તી સમ્રાટ યુધિષ્ઠિરે સભાસદો સહિત ઋત્વિજોને પુષ્કળ દક્ષિણા આપી. વિધિ અનુસાર સર્વનું પૂજન કરીને (યજ્ઞના અંતે કરાતું પવિત્ર) અવભૃથ સ્નાન કર્યું. ॥ ૪૭ ॥ ૪૭ ॥

**साधयित्वा क्रतुं राज्ञः कृष्णो योगेश्वरेश्वरः ।**
**उवास कतिचिन्मासान् सुहृद्भिरभियाचितः ॥ ४८**

રાજા યુધિષ્ઠિરનો મહાયજ્ઞ સંપન્ન કરાવીને (પૃથા, અર્જુન વગેરે) સ્નેહીજનો દ્વારા જેમને પ્રાર્થના કરવામાં આવી, તે યોગેશ્વરોના ઈશ્વર ભગવાન શ્રીકૃષ્ણ કેટલાક મહિના ઈન્દ્રપ્રસ્થમાં રહ્યા. ॥ ૪૮ ॥ ૪૮ ॥

**ततोऽनुज्ञाप्य राजानमनिच्छन्तमपीश्वरः ।**
**ययौ सभार्यः सामात्यः स्वपुरं देवकीसुतः ॥ ४९**

ત્યાર પછી રાજા યુધિષ્ઠિર ઈચ્છતા ન હોવા છતાં તેમની અનુજ્ઞા લઈને ભાર્યાઓ અને પ્રધાનો સહિત ભગવાન દેવકીનંદન પોતાના નગરમાં ગયા. ॥ ૪૯ ॥ ૪૯ ॥

**वर्णितं तदुपाख्यानं मया ते बहुविस्तरम् ।**
**वैकुण्ठवासिनोर्जन्म विप्रशापात् पुनः पुनः ॥ ५०**

વૈકુંઠવાસીઓને (જય-વિજયને) (સનકાદિ) ઋષિઓના શાપથી વારંવાર જન્મ લેવો પડ્યો, તે ઉપાખ્યાન મેં ઘણા વિસ્તારપૂર્વક આપની પાસે વર્ણવ્યું. ॥ ૫૦ ॥ ૫૦ ॥

**राजसूयावभृथ्येन स्नातो राजा युधिष्ठिरः ।**
**ब्रह्मक्षत्रसभामध्ये शुशुभे सुरराडिव ॥ ५१**
॥ ४७ ॥ ४८ ॥ ४९ ॥ ५० ॥ ५१ ॥

રાજસૂય યજ્ઞનું (અંતે થતું) અવભૃથ સ્નાન કરીને બ્રાહ્મણો તથા ક્ષત્રિયોની સભામાં રાજા યુધિષ્ઠિર દેવરાજ ઈન્દ્ર જેવા શોભતા હતા.॥ ૫૧ ॥ ૫૧ ॥

**राज्ञा सभाजिताः सर्वे सुरमानवखेचराः ।**
**कृष्णं क्रतुं च शंसन्तः स्वधामानि ययुर्मुदा ॥ ५२**

રાજા યુધિષ્ઠિર દ્વારા સન્માનિત થયેલા સર્વ દેવો, મનુષ્યો અને આકાશચારીઓ (તથા પ્રમથો) શ્રીકૃષ્ણની અને યજ્ઞની પ્રશંસા કરતા પોતાના નિવાસસ્થાને ગયા. ॥ ૫૨ ॥

सुरा मानवाः खेचराः प्रमथाश्च ॥ ५२ ॥

દેવો, માનવો, આકાશચારીઓ અને પ્રમથગણો ॥ ૫૨ ॥

**दुर्योधनमृते पापं कलिं कुरुकुलामयम् ।**
**यो न सेहे श्रियं स्फीतां दृष्ट्वा पाण्डुसुतस्य ताम् ॥ ५३**

કુરુકુળના વ્યાધિ જેવા, ધર્મદ્વેષી અને કલિના અંશરૂપ દુર્યોધન સિવાય, કે જે દુર્યોધન પાંડુનંદન યુધિષ્ઠિરની તે વિશાળ સંપત્તિ સહન કરી શક્યો નહીં, સર્વે જનો આનંદથી પોતાના નિવાસે ગયા.॥ ૫૩ ॥

पापं धर्मद्विषम् । अत्र हेतुः—कलिं कलेरंशम् । अत एव कुरुकुलस्यामयं व्याधिवन्नाशकम् ॥ ५३ ॥

**'पापम्'** ધર્મદ્વેષી, આ માટેનું કારણ – **'कलिम्'** કલિના અંશરૂપ અને આથી જ કુરુકુળના **'आमयम्'** વ્યાધિ જેવા વિનાશક ॥ ૫૩ ॥

**य इदं कीर्तयेद् विष्णोः कर्म चैद्यवधादिकम्।**
**राजमोक्षं वितानं च सर्वपापैः प्रमुच्यते॥ ५४**

વિતાનં યજ્ઞં च॥ ५४॥

જે મનુષ્ય શિશુપાલનો વધ, (જરાસંધે કેદ કરેલા) રાજાઓની મુક્તિ તથા રાજસૂય યજ્ઞમહોત્સવરૂપ શ્રીવિષ્ણુની લીલાનું કીર્તન (શ્રવણ અને સ્મરણ) કરે છે, તે સર્વ પાપોથી મુક્ત થાય છે. ॥ ૫૪ ॥

**'वितानम्'** રાજસૂય યજ્ઞમહોત્સવ ॥ ૫૪ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे उत्तरार्धे
शिशुपालवधो नाम चतुःसप्ततितमोऽध्यायः॥ ७४॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे उत्तरार्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां चतुःसप्ततितमोऽध्यायः॥ ७४॥

*****

# अथ पञ्चसप्ततितमोऽध्यायः

## દુર્યોધનનો માનભંગ

पञ्चयुक्सप्ततितमे यज्ञावभृथसंभ्रमः।
सुयोधनस्य चाक्षान्त्या मानभङ्गो दृशिभ्रमात्॥ १॥

પંચોતેરમા અધ્યાયમાં અવભૃથ સ્નાનનો ઉત્સવ તથા દુર્યોધનને અદેખાઈને કારણે અને દૃષ્ટિભ્રમ થવાથી થયેલા અપમાનની (કથા છે). ॥ ૧ ॥

दुर्योधनस्यैकस्यैव दुःखे कारणं प्रष्टुमुक्तमनुवदति—**अजातशत्रोरिति**।

એકલા દુર્યોધનને જ થયેલા દુઃખનું કારણ પૂછવા માટે કહેવામાં આવેલું જ ફરી કહે છે – **'अजातशत्रोः इति।'**

**राजोवाच**

**अजातशत्रोस्तं दृष्ट्वा राजसूयमहोदयम्।**
**सर्वे मुमुदिरे ब्रह्मन् नृदेवा ये समागताः॥ १॥ १॥**

**दुर्योधनं वर्जयित्वा राजानः सर्षयः सुराः।**
**इति श्रुतं नो भगवंस्तत्र कारणमुच्यताम्॥ २**

**રાજા (પરીક્ષિત) બોલ્યા** – હે ભૂદેવ (શુકદેવજી), અજાતશત્રુના (યુધિષ્ઠિરના) તે રાજસૂય યજ્ઞના મહાન ઉત્સવને જોઈને એક દુર્યોધનને છોડીને જેઓ ત્યાં આવ્યા હતા, તે સર્વ રાજાઓ પ્રસન્ન થયા હતા, એમ અમે શ્રવણ કર્યું. હે ભગવાન, તે (દુર્યોધનને પ્રસન્નતા ન થઈ તે) માટેનું કારણ કહો. ॥ ૧ ॥ ૨ ॥ ૧ ॥

इति श्रुतम्। त्वन्मुखादेवेत्यर्थः॥ २॥

એમ અમે આપના મુખથી જ શ્રવણ કર્યું, એમ અર્થ છે. ॥ ૨ ॥

दुर्योधनस्यासहनकारणत्वेन यागमहोत्सवमेव पुनः सिंहावलोकनेन निरूपयति—**पितामहस्येत्यादिना**।

દુર્યોધનની અસહનશીલતાના કારણરૂપ હોવાથી યજ્ઞમહોત્સવનું જ પુનઃ સિંહાવલોકનથી નિરૂપણ કરે છે – **'पितामहस्य इति।'** વગેરેથી

**ऋषिरुवाच**

**पितामहस्य ते यज्ञे राजसूये महात्मनः।**
**बान्धवाः परिचर्यायां तस्यासन् प्रेमबन्धनाः॥ ३**

**ઋષિ (શુકદેવજી) બોલ્યા** – તમારા પિતામહ (દાદા) મહાત્મા યુધિષ્ઠિરના રાજસૂય યજ્ઞમાં પ્રેમથી બંધાયેલા તેમના બાંધવો પરિચર્યામાં ઉપસ્થિત હતા. ॥ ૩ ॥

'एकदान्तःपुरे तस्य' इत्यतः प्राक्तनेन ग्रन्थेन। प्रेमबन्धनाः प्रेमयन्त्रिताः ॥ ३ ॥

**'એકદાન્તઃપુરે તસ્ય'** (શ્રીમદ્ ભા.૧૦/૭૫/૩૧) આ શ્લોકથી આગળના ગ્રંથ દ્વારા (રાજસૂય યજ્ઞ પછીનું અવભૃથ સ્નાન વર્ણવાયું છે.) – **'પ્રેમબન્ધનાઃ'** પ્રેમથી બંધાયેલા (બાંધવો) ॥ ૩ ॥

**भीमो महानसाध्यक्षो धनाध्यक्षः सुयोधनः।**
**सहदेवस्तु पूजायां नकुलो द्रव्यसाधने॥ ४**
**गुरुशुश्रूषणे जिष्णुः कृष्णः पादावनेजने।**
**परिवेषणे द्रुपदजा कर्णो दाने महामनाः॥ ५**
**युयुधानो विकर्णश्च हार्दिक्यो विदुरादयः।**
**बाह्लीकपुत्रा भूर्याद्या ये च सन्तर्दनादयः॥ ६**
**निरूपिता महायज्ञे नानाकर्मसु ते तदा।**
**प्रवर्तन्ते स्म राजेन्द्र राज्ञः प्रियचिकीर्षवः॥ ७**

ભીમ રસોડાનો અધ્યક્ષ, દુર્યોધન કોષાધ્યક્ષ, સહદેવ સ્વાગતમાં, નકુલ દ્રવ્યસંપાદન કાર્યમાં, ॥ ૪ ॥ અર્જુન ગુરુજનોની સેવામાં, શ્રીકૃષ્ણ ચરણપ્રક્ષાલન (સેવા)માં, દ્રૌપદી પીરસવાની વ્યવસ્થામાં, પરમ ઉદાર કર્ણ દાન આપવામાં, ॥ ૫ ॥ હે રાજેન્દ્ર, સાત્યકિ, વિકર્ણ, હાર્દિક્ય (કૃતવર્મા), વિદુરજી વગેરે તથા ભૂરિ વગેરે બાહ્લીકપુત્રો અને સંતર્દન વગેરે ॥ ૬ ॥ જેઓ રાજાનું પ્રિય કરવાની ઈચ્છાવાળા હતા, તે સર્વે તે મહાયજ્ઞમાં નિયુક્ત થયા હતા અને (પોતપોતાના કાર્યમાં) પ્રવૃત્ત થયા હતા. ॥ ૭ ॥

पूजायां संमानने। द्रव्यसाधने नानावस्तु-संपादने॥ ४॥ गुरूणां शुश्रूषणे चन्दनालेपनादौ ॥ ५॥ ६॥ निरूपिता नियुक्ताः सन्तो नानाकर्मसु प्रवर्तन्ते स्म॥ ७॥

**'પૂજાયામ્'** સ્વાગત કાર્યમાં – **'દ્રવ્યસાધને'** જુદી જુદી સામગ્રી સંપાદન કરવામાં ॥ ૪ ॥ ગુરુજનોને ચંદન લગાડવું વગેરે સેવામાં ॥ ૫ ॥ ૬ ॥ **'નિરૂપિતાઃ'** નિયુક્ત કરાયા હોઈ જુદાં જુદાં કાર્યોમાં તેઓ પ્રવૃત્ત થયા હતા. ॥ ૭ ॥

**ऋत्विक्सदस्यबहुवित्सु सुहृत्तमेषु**
**स्विष्टेषु सूनृतसमर्हणदक्षिणाभिः।**
**चैद्ये च सात्वतपतेश्चरणं प्रविष्टे**
**चक्रुस्ततस्त्ववभृथस्नपनं द्युनद्याम्॥ ८**

ઋત્વિજો, સભાસદો અને વિદ્વજ્જનો તથા અત્યંત સ્નેહીજનોનું મધુર વાણી, અલંકારાદિ અને દક્ષિણાથી સારી રીતે પૂજન થયું ત્યારે અને ભક્તજનોના પાલક ભગવાન શ્રીકૃષ્ણના ચરણમાં શિશુપાલ સમાઈ ગયો ત્યારે તે સર્વેએ દિવ્ય ગંગા નદીમાં અવભૃથ સ્નાન કર્યું. ॥ ૮ ॥

ऋत्विजश्च सदस्याश्च सभासदो बहुविदश्च तेषु स्विष्टेषु सम्यक्पूजितेषु। सूनृतं प्रियवाक्, समर्हणमलंकारादि, दक्षिणाश्च प्रसिद्धास्ताभिः। द्युनद्यां गङ्गायाम्॥ ८॥

ઋત્વિજો તથા **'સદસ્યાઃ'** સભાસદો અને વિદ્વજ્જનો તથા તે સુહૃજ્જનો **'સુ-ઇષ્ટેષુ'** સારી રીતે પૂજાયા ત્યારે – **'સૂનૃતમ્'** મધુર વાણી, **'સમર્હણમ્'** અલંકાર વગેરે પ્રસિદ્ધ દક્ષિણા, તે સર્વથી – **'દ્યુનદ્યામ્'** ગંગાજીમાં ॥ ૮ ॥

**मृदङ्गशंखपणवधुन्धुर्यानकगोमुखाः ।**
**वादित्राणि विचित्राणि नेदुरावभृथोत्सवे॥ ९**

॥ ९॥

અવભૃથ સ્નાનના ઉત્સવમાં મૃદંગ, શંખ, ઢોલ, નોબત, નગારાં, ભેરી (વગેરે) જાત જાતનાં વાદ્યો વાગી રહ્યાં હતાં. ॥ ૯ ॥ ૯ ॥

**नर्तक्यो ननृतुर्हृष्टा गायका यूथशो जगुः ।**
**वीणावेणुतलोन्नादस्तेषां स दिवमस्पृशत् ॥ १०**
॥ १० ॥

નર્તકીઓ હર્ષિત થઈ નાચતી હતી, ગાયકો જૂથ પ્રમાણે ગાતા હતા, તેમનો અને તે વીણા, વેણુ તથા કરતાલનો ઉચ્ચ નાદ સ્વર્ગ સુધી વ્યાપી જતો હતો.॥ ૧૦ ॥ ૧૦ ॥

**चित्रध्वजपताकाग्रैरिभेन्द्रस्यन्दनार्वभिः ।**
**स्वलंकृतैर्भटैर्भूपा निर्ययू रुक्ममालिनः ॥ ११**

રંગબેરંગી ધજા-પતાકાઓના છેડાઓ જેમની ઉપર ફરકતા હતા તેવા ગજરાજો, રથો અને અશ્વો સહિત તથા સુંદર રીતે અલંકૃત થયેલા સૈનિકો સહિત સુવર્ણની માળા ધારણ કરેલા રાજાઓ (નગરની) બહાર નીકળ્યા. ॥ ૧૧ ॥

चित्राणि ध्वजपताकाग्राणि येषु तैरिभेन्द्रैः स्यन्दनैरर्वभिरश्वैर्भटैश्च। एवं चतुरङ्गैः सैन्यैर्निर्ययुः ॥ ११ ॥

રંગબેરંગી ધજા-પતાકાઓના છેડા છે જેમની ઉપર તે ગજરાજો, રથો '**अर्वभिः**' અશ્વો અને સૈનિકો સહિત, આમ ચતુરંગિણી સેનાઓ સહિત રાજાઓ બહાર નીકળ્યા. ॥ ૧૧ ॥

**यदुसृंजयकाम्बोजकुरुकेकयकोसलाः ।**
**कम्पयन्तो भुवं सैन्यैर्यजमानपुरःसराः ॥ १२**

યજમાન યુધિષ્ઠિર જેમની આગળ છે તેવા યાદવ, સૃંજય, કાંબોજ, કુરુ, કેકય અને કોસલવંશી રાજાઓ ધરણીને ધ્રુજાવતા, (પોતપોતાના) સૈન્યો સહિત (નીકળ્યા). ॥ ૧૨ ॥

यजमानो युधिष्ठिरः पुरःसरो येषां ते ॥ १२ ॥

યજમાન યુધિષ્ઠિર જેમની આગળ છે તેવા (રાજાઓ) ॥ ૧૨ ॥

**सदस्यर्त्विग्द्विजश्रेष्ठा ब्रह्मघोषेण भूयसा ।**
**देवर्षिपितृगन्धर्वास्तुष्टुवुः पुष्पवर्षिणः ॥ १३**

(યજ્ઞના) સભાસદો, ઋત્વિજો અને શ્રેષ્ઠ બ્રાહ્મણો પ્રચંડ વેદઘોષ કરતા નીકળ્યા. દેવર્ષિઓ, પિતૃઓ, ગંધર્વો પુષ્પવૃષ્ટિ કરતા સ્તુતિ કરવા લાગ્યા. ॥ ૧૩ ॥

सदस्या ऋत्विजोऽन्ये च द्विजश्रेष्ठा निर्ययुः ॥ १३ ॥

સભાસદો, ઋત્વિજો અને બીજા શ્રેષ્ઠ બ્રાહ્મણો નીકળ્યા. ॥ ૧૩ ॥

**स्वलंकृता नरा नार्यो गन्धस्रग्भूषणाम्बरैः ।**
**विलिम्पन्त्योऽभिषिंचन्त्यो विजह्रुर्विविधै रसैः ॥ १४**

ચંદન, પુષ્પમાળા, આભૂષણો તથા વસ્ત્રોથી સુંદર રીતે અલંકૃત થયેલાં નર-નારીઓ જાતજાતના રસોથી એકબીજાને લેપતાં અને છંટકાવ કરતાં વિહરતાં હતાં. ॥ ૧૪ ॥

किञ्च गन्धादिभिः स्वलङ्कृता नरा नार्यश्च मिथो विजह्रुः ॥ १४ ॥

વળી, ચંદન વગેરેથી સુંદર રીતે અલંકૃત થયેલાં નર-નારીઓ એકબીજા સાથે વિહરતાં હતાં. ॥ ૧૪ ॥

रसानेवाह—**तैलेति**।

રસોને વર્ણવે છે – '**तैल इति।**'

**तैलगोरसगन्धोदहरिद्रासान्द्रकुंकुमैः ।**
**पुम्भिर्लिप्ताः प्रलिम्पन्त्यो विजह्रुर्वारयोषितः ॥ १५**

किंच सान्द्रकुङ्कुमादिभिः पुम्भिर्लिप्तास्तान् प्रलिम्पन्त्यो वारयोषितश्च विजह्रुः ॥ १५ ॥

**गुप्ता नृभिर्निरगमन्नुपलब्धुमेतद्**
**देव्यो यथा दिवि विमानवरैर्नृदेव्यः ।**
**ता मातुलेयसखिभिः परिषिच्यमानाः**
**सव्रीडहासविकसद्वदना विरेजुः ॥ १६**

नृभिर्गुप्ता रथादियानैर्नृदेव्यो राजपत्न्यो निरगमन्निरगुः। एतदुपलब्धुं विमानवरैर्देव्यो यथा तद्वत्। मातुलेयैः सखिभिश्च परितः सिच्यमानाः। सव्रीडेन हासेन विकसन्ति वदनानि यासां ताः ॥ १६ ॥

**ता देवरानुत सखीन् सिषिचुर्दृतीभिः**
**क्लिन्नाम्बरा विवृतगात्रकुचोरुमध्याः ।**
**औत्सुक्यमुक्तकबराच्च्यवमानमाल्याः**
**क्षोभं दधुर्मलधियां रुचिरैर्विहारैः ॥ १७**

देवरान्पतिभ्रातॄन् उत सखीन् सखीनपि। दृतीभिरुदकनोदनचर्मयन्त्रैः सेचनपात्रैश्च। मलधियां कामिनाम् ॥ १७ ॥

તેલ, ગોરસ, ચંદનનું જળ, હળદર તથા સ્નિગ્ધ કેસરથી પુરુષો દ્વારા લેપાયેલી ગણિકાઓ તે જ રસોથી તેમને લેપતી વિહરતી હતી. ॥ ૧૫ ॥

વળી, સ્નિગ્ધ કેસર વગેરેથી પુરુષો દ્વારા લેપાયેલી ગણિકાઓ તે પુરુષોને લેપતી વિહરતી હતી.॥ ૧૫ ॥

આ (અવભૃથ સ્નાનયાત્રા) જોવા માટે શ્રેષ્ઠ વિમાનોમાં બેસીને આકાશમાં જેમ દેવીઓ નીકળી હતી, તેમ (રથ વગેરે વાહનોમાં બેસીને) પુરુષો દ્વારા રક્ષાયેલી રાજરાણીઓ પણ નીકળી હતી. મામાના પુત્રો (શ્રીકૃષ્ણ, ગદ, સારણ વગેરે) તથા સખાઓ દ્વારા (સુગંધિત દ્રવ્યો) છાંટવામાં આવેલી, લજ્જાયુક્ત હાસ્યથી પ્રફુલ્લ મુખવાળી તે રાણીઓ શોભતી હતી. ॥ ૧૬ ॥

પુરુષો દ્વારા રક્ષાયેલી રથ વગેરે વાહનોમાં બેસીને **'नृदेव्यः'** રાજરાણીઓ **'निरगमन्'** નીકળી હતી. આ જોવા માટે શ્રેષ્ઠ વિમાનોમાં બેસીને જેમ દેવીઓ નીકળી હતી તેમ – મામાના પુત્રો અને સખાઓ દ્વારા સર્વ તરફથી (સુગંધિત દ્રવ્યો) છાંટવામાં આવેલી – લજ્જાયુક્ત હાસ્યથી પ્રફુલ્લ મુખ છે જેમનાં તે રાણીઓ ॥ ૧૬ ॥

ભીંજાયેલાં વસ્ત્રોવાળી, (અને તેથી) સ્પષ્ટ જણાતાં શરીરનાં સ્તનો, સાથળો અને મધ્યભાગવાળી, ઉત્સુકતાને કારણે છૂટી ગયેલા અંબોડામાંથી સરી જતાં પુષ્પોવાળી તે રાજરાણીઓ, દિયરો અને સખાઓને પિચકારીઓથી (જળ વગેરે) છાંટતી હતી. (આવા) સુંદર વિહારોથી (દુર્યોધન વગેરે) કામથી મલિન બુદ્ધિવાળાઓનું ચિત્ત ચંચળ કરતી હતી. ॥ ૧૭ ॥

**'देवरान्'** પતિઓના ભાઈઓને તથા **'सखीन्'** સખાઓને પણ – **'दृतीभिः'** પાણી છાંટવાનાં ચામડાનાં યંત્રોથી અને પાણી છાંટવાનાં પાત્રોથી – **'मलधियाम्'** કામીઓનું ॥ ૧૭ ॥

**स सम्राड् रथमारूढः सदश्वं रुक्ममालिनम्।**
**व्यरोचत स्वपत्नीभिः क्रियाभिः क्रतुराडिव॥ १८**

ઉત્તમ ઘોડાઓ જોડેલા અને સોનાની ઘૂઘરમાળવાળા રથમાં પોતાની પત્નીઓ સાથે બેઠેલા તે ચક્રવર્તી સમ્રાટ યુધિષ્ઠિર, (પ્રયાજાદિ) ક્રિયાઓથી જેમ ક્રતુરાજ રાજસૂય યજ્ઞ શોભે તેમ શોભતા હતા. ॥ ૧૮ ॥

क्रियाभिरङ्गक्रियाभिः क्रतुराट् सशरीरो राजसूय इव॥ १८॥

**'क्रियाभिः'** અંગભૂત ક્રિયાઓથી ક્રતુરાજ રાજસૂય મૂર્તિમાન થઈ શોભે તેમ ॥ ૧૮ ॥

**पत्नीसंयाजावभृथ्यैश्चरित्वा ते तमृत्विजः।**
**आचान्तं स्नापयांचक्रुर्गंगायां सह कृष्णया॥ १९**

(પછી ગંગાકિનારે જઈને) તે ઋત્વિજોએ 'પત્નીસંયાજ' યાગ તથા અવભૃથ સંબંધી ક્રિયાઓનું અનુષ્ઠાન કરાવીને દ્રૌપદી સહિત યુધિષ્ઠિરને આચમન કરાવીને ગંગામાં સ્નાન કરાવ્યું. ॥ ૧૯ ॥

पत्नीसंयाजो यागविशेषः। अवभृथसंबन्धि आवभृथ्यं च। तैश्चरित्वाताननुष्ठायेत्यर्थः॥ १९॥

'પત્નીસંયાજ' નામનો વિશિષ્ટ યજ્ઞ અને અવભૃથ સંબંધી **'आवभृथ्यम्'** – **'तैः चरित्वा'** તે વિધિઓથી અનુષ્ઠાન કરાવીને, એમ અર્થ છે. ॥ ૧૯ ॥

**देवदुन्दुभयो नेदुर्नरदुन्दुभिभिः समम्।**
**मुमुचुः पुष्पवर्षाणि देवर्षिपितृमानवाः॥ २०**

॥ २०॥

તે સમયે મનુષ્યોનાં નગારાં સાથે દેવોનાં નગારાં વાગ્યાં. દેવો, ઋષિઓ, પિતૃઓ, માનવોએ પુષ્પોનો વરસાદ વરસાવ્યો. ॥ ૨૦ ॥ ૨૦ ॥

**सस्नुस्तत्र ततः सर्वे वर्णाश्रमयुता नराः।**
**महापातक्यपि यतः सद्यो मुच्येत किल्बिषात्॥ २१**

॥ २१॥

પછી સર્વ વર્ણો તથા આશ્રમવાળા લોકોએ ત્યાં સ્નાન કર્યું, કે જે સ્નાનથી મહાપાપી પણ તત્કાળ પાપથી મુક્ત થઈ જાય છે. ॥ ૨૧ ॥ ૨૧ ॥

**अथ राजाहते क्षौमे परिधाय स्वलंकृतः।**
**ऋत्विक्सदस्यविप्रादीनानर्चाभरणाम्बरैः॥ २२**

પછી રાજા યુધિષ્ઠિરે બે નૂતન રેશમી વસ્ત્રો પહેરી સુંદર રીતે અલંકારો ધારણ કરીને ઋત્વિજો, સભાસદો, બ્રાહ્મણો વગેરેનો અલંકારો તથા વસ્ત્રોથી સત્કાર કર્યો. ॥ ૨૨ ॥

अहते नूतने। आनर्च अर्चितवान्॥ २२॥

**'अहते'** બે નૂતન વસ્ત્રો – **'आनर्च'** સત્કાર કર્યો. ॥ ૨૨ ॥

**बन्धुज्ञातिनृपान् मित्रसुहृदोऽन्यांश्च सर्वशः।**
**अभीक्ष्णं पूजयामास नारायणपरो नृपः॥ २३**

॥ २३॥

નારાયણપરાયણ રાજાએ (યુધિષ્ઠિરે) બાંધવો, જ્ઞાતિજનો, રાજાઓ, મિત્રો, સ્નેહીજનો તથા અન્ય સર્વનો વારંવાર સત્કાર કર્યો. ॥ ૨૩ ॥ ૨૩ ॥

**सर्वे जनाः सुररुचो मणिकुण्डलस्त्र-**
**गुष्णीषकंचुकदुकूलमहार्घ्यहाराः।**
**नार्यश्च कुण्डलयुगालकवृन्दजुष्ट-**
**वक्त्रश्रियः कनकमेखलया विरेजुः॥ २४**

દેવો જેવી કાંતિવાળા, રત્નજડિત કુંડળો સાથેનાં, પુષ્પમાળાઓ, પાઘડીઓ, અંગરખાં, રેશમી વસ્ત્રો અને મહામૂલ્યવાન હાર ધારણ કરેલા સર્વે જનો શોભતા હતા તથા કુંડળની જોડી અને અલકાવલિઓથી યુક્ત મુખની શોભા ધરાવતી લલનાઓ સુવર્ણના કંદોરાથી શોભતી હતી. ॥ ૨૪ ॥

सुराणामिव रुक् कान्तिर्येषाम्। मणिकुण्डलैः सहिताः स्त्रगुष्णीषादयो येषां ते। कुण्डलयुगेनालक–वृन्देन च जुष्टा वक्त्रश्रीर्यासां ताः ॥ २४ ॥

**अथर्त्विजो महाशीलाः सदस्या ब्रह्मवादिनः।**
**ब्रह्मक्षत्रियविट्शूद्रा राजानो ये समागताः ॥ २५**
**देवर्षिपितृभूतानि लोकपालाः सहानुगाः।**
**पूजितास्तमनुज्ञाप्य स्वधामानि ययुर्नृप ॥ २६**

॥ २५ ॥ २६ ॥

**हरिदासस्य राजर्षे राजसूयमहोदयम्।**
**नैवातृप्यन् प्रशंसन्तः पिबन् मर्त्योऽमृतं यथा ॥ २७**

॥ २७ ॥

**ततो युधिष्ठिरो राजा सुहृत्सम्बन्धिबान्धवान्।**
**प्रेम्णा निवासयामास कृष्णं च त्यागकातरः ॥ २८**

॥ २८ ॥

**भगवानपि तत्राङ्ग न्यवात्सीत्तत्प्रियंकरः।**
**प्रस्थाप्य यदुवीरांश्च साम्बादींश्च कुशस्थलीम् ॥ २९**

॥ २९ ॥

**इत्थं राजा धर्मसुतो मनोरथमहार्णवम्।**
**सुदुस्तरं समुत्तीर्य कृष्णेनासीद् गतज्वरः ॥ ३०**

गतज्वरो निश्चिन्त आसीत् ॥ ३० ॥

**एकदान्तःपुरे तस्य वीक्ष्य दुर्योधनः श्रियम्।**
**अतप्यद् राजसूयस्य महित्वं चाच्युतात्मनः ॥ ३१**

अच्युते आत्मा यस्य तस्य ॥ ३१ ॥

દેવોના જેવી '**रुक्**' કાંતિ છે જેમની – રત્નજડિત કુંડળો સાથેનાં પુષ્પમાળા, પાઘડીઓ વગેરે જેમનાં છે તેઓ – કુંડળની જોડીથી અને અલકાવલિથી યુક્ત છે મુખની શોભા જેમની તે લલનાઓ ॥ ૨૪॥

ત્યાર પછી અતિ સદાચારસંપન્ન ઋત્વિજો, વેદપાઠી સભાસદો, બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો, શૂદ્રો, રાજાઓ, દેવો, ઋષિઓ, પિતૃઓ, ભૂતો તેમ જ અનુયાયી સહિત લોકપાલો, જેઓ ત્યાં પધાર્યા હતા તે સર્વે પૂજન-સત્કાર પામીને પોતપોતાના સ્થાને પધાર્યા. ॥ ૨૫ ॥ ૨૬ ॥ ૨૫ ॥ ૨૬ ॥

જેમ મનુષ્ય અમૃત પીતાં તૃપ્ત ન થાય તેમ શ્રીહરિના દાસ રાજર્ષિ યુધિષ્ઠિરના રાજસૂય મહોત્સવની પ્રશંસા કરતા લોકો તૃપ્ત થતા ન હતા. ॥૨૭॥૨૭॥

ત્યાર પછી (શ્રીકૃષ્ણના) વિયોગથી (થવાના ભયથી) વિહ્વળ બનેલા યુધિષ્ઠિરે શ્રીકૃષ્ણને તથા સુહૃદો, સંબંધીઓ અને કુટુંબીજનોને પ્રેમથી (પોતાને ત્યાં) નિવાસ આપ્યો હતો. ॥ ૨૮ ॥ ૨૮ ॥

હે રાજા (પરીક્ષિત), તેમનું (યુધિષ્ઠિરનું) પ્રિય કરનારા ભગવાન પણ યાદવવીરોને અને સામ્બ વગેરેને દ્વારકા મોકલીને ત્યાં જ રહ્યા.॥ ૨૯ ॥ ૨૯॥

આ પ્રમાણે તરવા માટે અત્યંત કઠિન એવો મનોરથોનો મહાસાગર શ્રીકૃષ્ણ(રૂપી કર્ણધાર)થી અનાયાસે તરીને ધર્મપુત્ર (યુધિષ્ઠિર) નિશ્ચિંત થયા હતા. ॥ ૩૦ ॥

'**गतज्वरः**' નિશ્ચિંત થયા હતા. ॥ ૩૦ ॥

ભગવાન અચ્યુતમાં જેમનું મન છે તેવા યુધિષ્ઠિરના અંતઃપુરમાં તેમની શોભા અને રાજસૂયયજ્ઞની મોટી પ્રતિષ્ઠા જોઈને એક દિવસ દુર્યોધનને ખૂબ બળતરા થઈ. ॥ ૩૧ ॥

અચ્યુતમાં આત્મા છે જેમનો તેમના ॥ ૩૧ ॥

**यस्मिन् नरेन्द्रदितिजेन्द्रसुरेन्द्रलक्ष्मी-**
**र्नाना विभान्ति किल विश्वसृजोपक्लृप्ताः।**
**ताभिः पतीन् द्रुपदराजसुतोपतस्थे**
**यस्यां विषक्तहृदयः कुरुराडतप्यत्॥ ३२**

नरेन्द्रादीनां लक्ष्मीर्लक्ष्म्यो विभूतयो विश्वसृजा मयेनोपक्तृप्ता विरचिताः। ताभिः सह। कुरुराड् दुर्योधनोऽतप्यत्॥ ३२॥

જે અંતઃપુરમાં વિશ્વકર્મા દ્વારા રચાયેલી નરપતિઓની, દૈત્યેન્દ્રોની તથા દેવેન્દ્રોની અનેક પ્રકારની સંપત્તિઓ વિલસતી હતી, તે સંપત્તિઓથી દ્રુપદરાજની દુહિતા દ્રૌપદી પતિઓની સેવા કરતી હતી, જે (સંપત્તિથી યુક્ત) દ્રૌપદીમાં આસક્ત ચિત્તવાળો દુર્યોધન બળ્યા કરતો હતો. ॥ ૩૨ ॥

નરપતિઓ વગેરેની **'लक्ष्मीः'** लक्ष्म्यः (પ્રથમા વિ. થાય.) સંપત્તિઓ – **'विश्वसृजा'** વિશ્વકર્મા મય દ્વારા **'उपक्लृप्ताः'** રચાયેલી – તે સંપત્તિઓ સહિત – **'कुरुराट्'** દુર્યોધન બળતો હતો. ॥ ૩૨ ॥

**यस्मिंस्तदा मधुपतेर्महिषीसहस्रं**
**श्रोणीभरेण शनकैः क्वणदङ्घ्रिशोभम्।**
**मध्ये सुचारु कुचकुंकुमशोणहारं**
**श्रीमन्मुखं प्रचलकुण्डलकुन्तलाढ्यम्॥ ३३**

महिषीसहस्रमिति बहुत्वोपलक्षणम्। क्वणद्भिरङ्घ्रिभिः शोभा यस्य। मध्ये सुचारु सुचारुमध्यमित्यर्थः। कुचकुङ्कुमैः शोणा हारा यस्य तत्। श्रीमन्ति मुखानि यस्य तत्। चलैः कुण्डलैः कुन्तलैश्चाढ्यं संपन्नमशोभतेति शेषः ॥ ३३॥

જે અંતઃપુરમાં તે સમયે, નિતંબના ભારથી ધીમા પગલાં ભરતી, ઝાંઝરોના ઝણકારવાળા ચરણની શોભાવાળી, સુંદર મધ્યભાગવાળી, સ્તન ઉપર કેસરની લાલિમાયુક્ત હારવાળી, શોભાયમાન મુખવાળી, હાલતાં કુંડળો અને લહેરાતા કેશથી સંપન્ન એવી મધુપતિ શ્રીકૃષ્ણની હજારો રાણીઓ (શોભતી હતી). ॥ ૩૩॥

**'महिषीसहस्रम्'** એમ ઘણી રાણીઓનું સૂચન છે. ઝાંઝરના ઝણકારવાળાં ચરણોથી શોભા છે જેમની – **'मध्ये सुचारु'** સુંદર મધ્ય ભાગવાળી, એમ અર્થ છે. સ્તન ઉપર કેસરથી લાલિમાવાળા હાર છે જેમના તેઓ, શોભાયમાન મુખો છે જેમનાં તેઓ હાલતાં કુંડળો અને કેશથી **'आढ्यम्'** સંપન્ન એવી તે 'શોભતી હતી.' એટલું શેષ છે. ॥ ૩૩ ॥

**सभायां मयक्लृप्तायां क्वापि धर्मसुतोऽधिराट्।**
**वृतोऽनुजैर्बन्धुभिश्च कृष्णेनापि स्वचक्षुषा॥ ३४**
**आसीनः कांचने साक्षादासने मघवानिव।**
**पारमेष्ठ्यश्रिया जुष्टः स्तूयमानश्च बन्दिभिः॥ ३५**

क्वापि कदाचित्स विरेज इति शेषः। स्वस्य चक्षुषा हिताहितज्ञापकेन॥ ३४॥ ३५॥

એક વાર મયરચિત સભામાં અનુજ બંધુઓથી વીંટળાયેલા, ચક્ષુરૂપ શ્રીકૃષ્ણ સાથે ચક્રવર્તીને યોગ્ય શોભાથી યુક્ત અને બંદિજનો દ્વારા સ્તુતિ કરાતા, સુવર્ણના સિંહાસન પર બેઠેલા ધર્મપુત્ર મહારાજ યુધિષ્ઠિર સાક્ષાત્ ઈન્દ્રની જેમ શોભતા હતા. ॥ ૩૪ ॥ ૩૫ ॥

**'क्वापि'** એક વાર, 'તે શોભતા હતા', એટલું શેષ છે. પોતાના ચક્ષુરૂપ, હિત-અહિતનું જ્ઞાન કરાવનાર (શ્રીકૃષ્ણ) સાથે ॥ ૩૪ ॥ ૩૫ ॥

**तत्र दुर्योधनो मानी परीतो भ्रातृभिर्नृप।**
**किरीटमाली न्यविशदसिहस्तः क्षिपन् रुषा॥ ३६**

મત્યાં ભાઈઓથી વીંટળાયેલો, મુકુટ અને માળા ધારણ કરેલો, હાથમાં તલવાર ધારણ કરેલો અને ક્રોધથી (દ્વારપાળોને) ધમકાવતો અભિમાની દુર્યોધન આવી ચડ્યો. ॥ ૩૬ ॥

मानी साहंकारः। किरीटं च माला च विद्येते यस्य सः। न्यविशत् विवेश। क्षिपन् द्वाःस्थादीनधिक्षिपन्॥ ३६॥

**'मानी'** અહંકારી, મુકુટ અને માળા છે જેનાં તે – **'न्यविशत्'** પ્રવેશ્યો – દ્વારપાળો વગેરેને ધમકાવતો ॥ ૩૬ ॥

**स्थलेऽभ्यगृह्णाद् वस्त्रान्तं जलं मत्वा स्थलेऽपतत्।**
**जले च स्थलवद् भ्रान्त्या मयमायाविमोहितः॥ ३७**

મયદાનવની માયાથી મોહિત થયેલા તેણે સ્થળમાં જળ માની વસ્ત્રના છેડા ઊંચા લીધા અને સ્થળ જેવી ભ્રાન્તિથી જળમાં સ્થળ માની તેમાં તે પડ્યો. ॥ ૩૭ ॥

तत्र स्थले वस्त्रान्तमभ्यगृह्णादाकुञ्चितवान्। कुतः। तस्मिन्स्थले एव भ्रान्त्या जलं मत्वा जले चापतत्। कुतः। स्थलवद्भ्रान्त्या॥ ३७॥

ત્યાં સ્થળમાં વસ્ત્રના છેડા **'अभ्यगृह्णात्'** ઊંચા લીધા. શા માટે? તે સ્થળમાં જ ભ્રાંતિથી જળ માનીને (વસ્ત્રના છેડા ઊંચા લીધા) અને જળમાં પડી ગયો. શા માટે? સ્થળ જેવી ભ્રાંતિથી ॥ ૩૭ ॥

**जहास भीमस्तं दृष्ट्वा स्त्रियो नृपतयोऽपरे।**
**निवार्यमाणा अप्यङ्ग राज्ञा कृष्णानुमोदिताः॥ ३८**

हे રાજા, તે જોઈને ભીમ હસ્યો. સ્ત્રીઓ તથા બીજા રાજાઓ પણ રાજા યુધિષ્ઠિર દ્વારા વારવામાં આવ્યા હોવા છતાં શ્રીકૃષ્ણ(ના નેત્રકટાક્ષ) દ્વારા અનુમોદન પામીને હસવા લાગ્યા. ॥ ૩૮ ॥ ૩૮ ॥

॥ ३८॥

**स व्रीडितोऽवाग्वदनो रुषा ज्वलन्**
**निष्क्रम्य तूष्णीं प्रययौ गजाह्वयम्।**
**हाहेति शब्दः सुमहानभूत् सता-**
**मजातशत्रुर्विमना इवाभवत्।**
**बभूव तूष्णीं भगवान् भुवो भरं**
**समुज्जिहीर्षुर्भ्रमति स्म यद्दृशा॥ ३९**

અપમાનથી લજ્જિત થયેલો અને ક્રોધથી બળતો તે દુર્યોધન ચૂપચાપ હસ્તિનાપુર ચાલ્યો ગયો. (આ જોઈને) સત્પુરુષોમાં મોટો હાહાકાર થઈ ગયો. અજાતશત્રુ રાજા યુધિષ્ઠિર ખિન્ન જેવા થઈ ગયા. જેમની દૃષ્ટિથી દુર્યોધન ભ્રાંતિ પામ્યો હતો તે, ભૂમિનો ભાર ઉતારવાની ઈચ્છાવાળા ભગવાન મૌન જ રહ્યા.॥ ૩૯ ॥

भुवो भरं भारं जिहीर्षुरिति। अद्य संपादितेन कलहबीजेन कुरूणां संहारं करिष्यामीति मत्वेति। किंच यस्य दृशा दृष्टिमात्रेण दुर्योधनो भ्रमति स्म भ्रान्तिं प्राप। मयमाया तु निमित्तमात्रम्। स भूभारहरणबीजं दुर्योधनस्य भ्रमं भीमादिहास्येन च तस्य पराभवं विधाय तूष्णीमासीदित्यर्थः ॥ ३९॥

ભૂમિનો **'भरम्'** ભાર ઉતારવાની ઈચ્છાવાળા ભગવાને – આજે વાવવામાં આવેલા કલહના બીજથી કૌરવોનો સંહાર કરીશ એમ માનીને – વળી, જેની **'दृशा'** દૃષ્ટિમાત્રથી દુર્યોધન **'भ्रमति स्म'** ભ્રાન્તિ પામ્યો. મયદાનવની માયા તો નિમિત્તમાત્ર છે. ભૂમિનો ભાર હરી લેવાના બીજરૂપ દુર્યોધનનો ભ્રમ અને ભીમ વગેરેના હાસ્યથી તેનો પરાભવ કરાવીને તે ભગવાન મૌન રહ્યા, એમ અર્થ છે. ॥ ૩૯ ॥

एतत्तेऽभिहितं राजन् यत् पृष्टोऽहमिह त्वया ।
सुयोधनस्य दौरात्म्यं राजसूये महाक्रतौ ॥ ४० ॥ ४० ॥

હે રાજા (પરીક્ષિત), આ રાજસૂય મહાયજ્ઞમાં (દુર્યોધનના અસંતોષનું કારણ) જે મને તમારા દ્વારા પૂછવામાં આવ્યું હતું, તે દુર્યોધનની દુર્જનતા મેં તમને કહી. ॥ ૪૦ ॥ ૪૦ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे उत्तरार्धे दुर्योधनमानभङ्गो नाम पञ्चसप्ततितमोऽध्यायः ॥ ७५ ॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे उत्तरार्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां पञ्चसप्ततितमोऽध्यायः ॥ ७५ ॥

*****

# अथ षट्सप्ततितमोऽध्यायः

## શાલ્વ સાથે યાદવોનું યુદ્ધ

ततः षट्सप्ततितमे वृष्णिशाल्वमहामृधे ।
द्युमद्गदाप्रहारेण रणात्प्रद्युम्ननिर्गमः ॥ १ ॥

ત્યાર પછી છોંત્તેરમા અધ્યાયમાં યાદવો અને શાલ્વના મહાયુદ્ધમાં દ્યુમાનની ગદાના પ્રહારથી પ્રદ્યુમ્નને (સારથિ દ્વારા) રણમાંથી બહાર લઈ જવામાં આવ્યા. (તે કથા છે.) ॥ ૧ ॥

संपाद्य धर्मराजस्य राजसूयमहोदयम् ।
निहत्य सौभराजादीनथोपारमदच्युतः ॥ २ ॥

ધર્મરાજ (યુધિષ્ઠિર)નો રાજસૂય મહોત્સવ સંપન્ન કરીને સૌભરાજ શાલ્વ વગેરેને હણીને પછી અચ્યુતે વિશ્રામ કર્યો. ॥ ૨ ॥

श्रीशुक उवाच

**अथान्यदपि कृष्णस्य शृणु कर्माद्भुतं नृप ।**
**क्रीडानरशरीरस्य यथा सौभपतिर्हतः ॥ १ ॥ १ ॥**

**શ્રીશુકદેવજી બોલ્યા** – હે નૃપ (પરીક્ષિત), લીલા કરવા માટે મનુષ્યશરીર ધારણ કરનાર શ્રીકૃષ્ણનું, જે રીતે સૌભપતિ શાલ્વ હણાયો હતો, તે બીજું અદ્ભુત કર્મ શ્રવણ કરો. ॥ ૧ ॥ ૧ ॥

**शिशुपालसखः शाल्वो रुक्मिण्युद्वाह आगतः ।**
**यदुभिर्निर्जितः संख्ये जरासन्धादयस्तथा ॥ २ ॥ २ ॥**

રુક્મિણીના વિવાહમાં આવેલો શિશુપાલનો મિત્ર શાલ્વ યાદવો દ્વારા યુદ્ધમાં પરાજિત થયો હતો તથા જરાસંધ વગેરે (પણ પરાજિત થયા હતા). ॥ ૨ ॥ ૨ ॥

**शाल्वः प्रतिज्ञामकरोत् शृण्वतां सर्वभूभुजाम् ।**
**अयादवीं क्ष्मां करिष्ये पौरुषं मम पश्यत ॥ ३ ॥ ३ ॥**

ત્યારે સર્વ રાજાઓના સાંભળતાં જ શાલ્વે પ્રતિજ્ઞા કરી, ‘પૃથ્વીને યાદવોવિહોણી કરીશ. તમે મારું પૌરુષ જુઓ!’ ॥ ૩ ॥ ૩ ॥

**इति मूढः प्रतिज्ञाय देवं पशुपतिं प्रभुम् ।**
**आराधयामास नृप पांसुमुष्टिं सकृद् ग्रसन् ॥ ४**

હે રાજા (પરીક્ષિત), એમ પ્રતિજ્ઞા કરીને, પ્રતિદિન એક વાર એક મૂઠી ધૂળનું ભક્ષણ કરતો તે મૂર્ખ ભગવાન પશુપતિ મહાદેવજીની આરાધના કરવા લાગ્યો. ॥ ૪ ॥

प्रत्यहं सकृत्पांसुमुष्टिमेकां ग्रसन् भक्षयन् ॥ ४ ॥

**संवत्सरान्त इति।**

**संवत्सरान्ते भगवानाशुतोष उमापतिः।**
**वरेणच्छन्दयामास शाल्वं शरणमागतम्॥ ५**

आशुतोषोऽपि भगवानुमापतिः श्रीकृष्णविद्विषि शाल्वे वरस्य वैफल्यं मन्यमानो न शीघ्रं प्रादुरभूत्। तस्यातिनिर्बन्धमालक्ष्य संवत्सरान्ते च वरेण छन्दयामासेच्छां कारितवान् वरं वृणीष्वेत्युवाचेत्यर्थः॥ ५॥

**देवासुरमनुष्याणां गन्धर्वोरगरक्षसाम्।**
**अभेद्यं कामगं वव्रे स यानं वृष्णिभीषणम्॥ ६**

॥ ६॥

**तथेति गिरिशादिष्टो मयः परपुरंजयः।**
**पुरं निर्माय शाल्वाय प्रादात्सौभमयस्मयम्॥ ७**

तथेति प्रतिज्ञाय गिरिशेनादिष्टोऽयस्मयं लोहमयं पुरं सौभसंज्ञं निर्माय रचयित्वा प्रादात् ॥ ७॥

**स लब्ध्वा कामगं यानं तमोधाम दुरासदम्।**
**ययौ द्वारवतीं शाल्वो वैरं वृष्णिकृतं स्मरन्॥ ८**

तमसोऽन्धकारस्य धाम आश्रयम्। अन्यैर्दुरासदं दुष्प्राप्यम्॥ ८॥

પ્રતિદિન એક વાર એક મૂઠી ધૂળ **'ग्रसन्'** ખાતો ॥ ૪ ॥

**'संवत्सर-अन्ते इति।'**

શીઘ્ર પ્રસન્ન થનારા (હોવા છતાં) ઉમાપતિ ભગવાન શંકરે એક વર્ષ પછી (પ્રકટ થઈ) શરણે આવેલા શાલ્વને વરદાન માગવાનું કહ્યું. ॥ ૫ ॥

શીઘ્ર પ્રસન્ન થનારા હોવા છતાં ઉમાપતિ ભગવાન શંકર, શ્રીકૃષ્ણનો દ્વેષ કરનાર શાલ્વ પ્રત્યે વરદાનની નિષ્ફળતા સમજતા હોઈ શીઘ્ર પ્રકટ ન થયા. તેનો અતિશય હઠાગ્રહ જોઈને વર્ષના અંતે **'वरेण छन्दयामास'** ઈચ્છા ઉત્પન્ન કરાવી 'વરદાન માગી લે.' એમ બોલ્યા, એમ અર્થ છે. ॥ ૫ ॥

દેવો, અસુરો, મનુષ્યો, ગંધર્વો, સર્પો અને રાક્ષસોને માટે અભેદ્ય (તોડી ન શકાય તેવું), ઈચ્છાનુસાર ગતિ કરનારું અને યાદવોને ભય પમાડનારું વિમાન તેણે માગ્યું. ॥ ૬ ॥ ૬ ॥

'તથાસ્તુ' એમ (વચન આપીને ભગવાન શંકરે તેનો સ્વીકાર કર્યો.) શંકર ભગવાન દ્વારા જેને આજ્ઞા આપવામાં આવી તે, શત્રુઓનાં નગરો જીતી લેનાર મય દાનવે 'સૌભ' નામનું લોખંડનું વિમાન બનાવીને શાલ્વને આપ્યું. ॥ ૭ ॥

'તેમ જ થાઓ.' એમ વચન આપીને – શંકર ભગવાન દ્વારા જેને આજ્ઞા આપવામાં આવી તેણે (મય દાનવે) **'अयस्मयम्'** લોખંડનું 'સૌભ' નામનું **'पुरम्'** વિમાન **'निर्माय'** બનાવીને આપ્યું. ॥ ૭ ॥

ઈચ્છાનુસાર ગતિ કરનારું, અંધકારના આશ્રયરૂપ અને બીજાઓ દ્વારા પ્રાપ્ત કરવું અશક્ય એવું વિમાન પ્રાપ્ત કરીને શાલ્વ યાદવોએ કરેલા વેરનું સ્મરણ કરતો દ્વારકા ગયો. ॥ ૮ ॥

**'तमसः'** અંધકારના **'धाम'** આશ્રયરૂપ – બીજાઓ દ્વારા **'दुरासदम्'** પ્રાપ્ત કરવાને કઠિન એવા વિમાનને ॥ ૮ ॥

**निरुद्ध्य सेनया शाल्वो महत्या भरतर्षभ।**
**पुरीं बभंजोपवनान्युद्यानानि च सर्वशः॥ ९**

॥ ९ ॥

હે ભરતશ્રેષ્ઠ (પરીક્ષિત), શાલ્વે (પોતાની) મોટી સેનાથી દ્વારકાપુરીને ઘેરી લઈને (પુષ્પનાં) ઉદ્યાનો, (ફળોનાં) ઉપવનો, નગરદ્વારો, ગૃહદ્વારો, ગૃહો, અટારીઓ, ઊંચી દીવાલો, ક્રીડાસ્થળો (વગેરે) સર્વ ભાંગવા માંડ્યું. તેના શ્રેષ્ઠ વિમાનમાંથી શસ્ત્રોની વૃષ્ટિઓ થવા લાગી. ॥ ૯ ॥ ૧૦ ॥ ૯ ॥

**सगोपुराणि द्वाराणि प्रासादाट्टालतोलिकाः।**
**विहारान् स विमानाग्र्यान्निपेतुः शस्त्रवृष्टयः॥ १०**

प्रासादा गृहाः, अट्टालास्तदुपरिगृहाः, तोलिकास्तत्पर्यन्तकुड्यानि ताः। विहारान् क्रीडास्थानानि च स बभञ्ज। किंच विमानाग्र्यात्त-स्माच्छस्त्रवृष्ट्यादयः पेतुः॥ १०॥

**'प्रासादाः'** ગૃહો, **'अट्टालाः'** ઘર ઉપરની અટારીઓ, **'तोलिकाः'** તે અટારી સુધીની ઊંચી દીવાલો તથા **'विहारान्'** ક્રીડાસ્થળો તેણે ભાંગી નાખ્યાં. વળી, તે શ્રેષ્ઠ વિમાનમાંથી શસ્ત્રનો વરસાદ વગેરે પડવા માંડ્યો. ॥ ૧૦ ॥

**शिला द्रुमाश्चाशनयः सर्पा आसारशर्कराः।**
**प्रचण्डश्चक्रवातोऽभूद् रजसाऽऽच्छादिता दिशः॥ ११**

શિલા, વૃક્ષો, વજ્રો, સર્પો, કરાઓનો ધોધમાર વરસાદ, પ્રચંડ વંટોળિયો આવ્યો અને દિશાઓ ધૂળથી છવાઈ ગઈ. ॥ ૧૧ ॥

आसारशर्करा धारासंपातवज्जलोपलाः॥ ११॥

**'आसारशर्कराः'** ધોધમાર વરસાદની જેમ કરાઓનો વરસાદ ॥ ૧૧ ॥

**इत्यर्द्यमाना सौभेन कृष्णस्य नगरी भृशम्।**
**नाभ्यपद्यत शं राजंस्त्रिपुरेण यथा मही॥ १२**

હે રાજા, ત્રિપુરાસુર દ્વારા પીડાયેલી પૃથ્વીની જેમ સૌભ દ્વારા આ પ્રમાણે અતિશય પીડાયેલી શ્રીકૃષ્ણની દ્વારકાપુરી સુખ પામતી ન હતી.॥ ૧૨ ॥

शं सुखं नाभ्यपद्यत॥ १२॥

**'शम्'** સુખ પામતી ન હતી. ॥ ૧૨ ॥

**प्रद्युम्नो भगवान् वीक्ष्य बाध्यमाना निजाः प्रजाः।**
**मा भैष्टेत्यभ्यधाद् वीरो रथारूढो महायशाः॥ १३**

॥ १३ ॥

પોતાની પ્રજાને આમ પીડાતી જોઈને મહાયશસ્વી વીર ભગવાન પ્રદ્યુમ્ને રથારૂઢ થઈને કહ્યું : 'ભય પામશો નહીં.' ॥ ૧૩ ॥ ૧૩ ॥

**सात्यकिश्चारुदेष्णश्च साम्बोऽक्रूरः सहानुजः।**
**हार्दिक्यो भानुविन्दश्च गदश्च शुकसारणौ॥ १४**
**अपरे च महेष्वासा रथयूथपयूथपाः।**
**निर्ययुर्दंशिता गुप्ता रथेभाश्वपदातिभिः॥ १५**

॥ १४॥ १५॥

સાત્યકિ, ચારુદેષ્ણ, સાંબ, નાના ભાઈઓ સહિત અક્રૂરજી, હાર્દિક્ય, ભાનુવિંદ, ગદ, શુક, સારણ અને બીજા મોટા ધનુર્ધરો, રથના જૂથના રક્ષકો અને તેમના પણ રક્ષકો કવચ ધારણ કરીને રથો, હાથીઓ, અશ્વો અને પાયદળથી રક્ષાયેલા તે સૌ નગરની બહાર નીકળ્યા. ॥ ૧૪ ॥ ૧૫ ॥ ૧૪ ॥ ૧૫ ॥

**ततः प्रववृते युद्धं शाल्वानां यदुभिः सह।**
**यथासुराणां विबुधैस्तुमुलं लोमहर्षणम्॥ १६**

ત્યાર પછી (પૂર્વે) જેવું અસુરોનું દેવો સાથે યુદ્ધ થયું હતું, તેવું શાલ્વના સૈનિકોનું યાદવો સાથે રૂંવાડાં ઊભાં થઈ જાય તેવું ભયંકર યુદ્ધ થયું. ॥ ૧૬ ॥

तुमुलं व्याकुलम्। लोमहर्षणं रौद्रम्॥ १६॥

**'तुमुलम्'** દારુણ – **'लोमहर्षणम्'** રૂંવાડાં ઊભાં થઈ જાય તેવું ઉગ્ર ॥ ૧૬ ॥

**ताश्च सौभपतेर्माया दिव्यास्त्रै रुक्मिणीसुतः।**
**क्षणेन नाशयामास नैशं तम इवोष्णगुः॥ १७**

રુક્મિણીનંદન પ્રદ્યુમ્ને, સૂર્ય જેમ રાત્રિના અંધકારનો નાશ કરે તેમ ક્ષણવારમાં સૌભપતિ શાલ્વની તે (શસ્ત્ર વગેરેની વૃષ્ટિરૂપ) માયાનો દિવ્ય અસ્ત્રોથી નાશ કર્યો. ॥ ૧૭ ॥

नैशं निशि भवं तम उष्णगुः सूर्य इव॥ १७॥

**'नैशम्'** રાત્રિમાં થનારા અંધકારનો **'उष्णगुः'** સૂર્ય જેમ (નાશ કરે તેમ) ॥ ૧૭ ॥

किंच **विव्याधेति**।

વળી, **'विव्याध इति।'**

**विव्याध पंचविंशत्या स्वर्णपुंखैरयोमुखैः।**
**शाल्वस्य ध्वजिनीपालं शरैः सन्नतपर्वभिः॥ १८**

સુવર્ણના પૃષ્ઠભાગવાળાં, લોઢાના અગ્રભાગવાળાં અને ઊંડી ગાંઠોવાળાં પચ્ચીસ બાણોથી પ્રદ્યુમ્ને શાલ્વના સેનાપતિને વીંધી નાખ્યો. ॥ ૧૮ ॥

स्वर्णमयानि पुङ्खानि पृष्ठप्रान्ता येषां तैः। अयो लोहं तन्मयानि मुखान्यग्राणि येषां तैः। ध्वजिनीपालं सेनान्यम्। संनतानि निम्नानि पर्वाणि ग्रन्थयो येषां तैः॥ १८॥

સુવર્ણના **'पुंखानि'** પૃષ્ઠભાગો છે જેમના તે બાણોથી – **'अयः'** લોઢું, તેનાથી બનેલા **'मुखानि'** અગ્રભાગો છે જેમના તેમનાથી – **'ध्वजिनीपालम्'** સેનાનીને – **'सन्नतानि'** ઊંડી **'पर्वाणि'** ગાંઠો છે જેમની તેમનાથી ॥ ૧૮ ॥

**शतेनाताडयच्छाल्वमेकैकेनास्य सैनिकान्।**
**दशभिर्दशभिर्नेतॄन् वाहनानि त्रिभिस्त्रिभिः॥ १९**

સો બાણોથી શાલ્વને, એક એક બાણથી તેના સૈનિકોને, દસ દસ બાણોથી સારથિઓને અને ત્રણ ત્રણ બાણોથી તેમનાં વાહનોને વીંધી નાખ્યાં. ॥ ૧૯ ॥

सैनिकान् भटान्। नेतॄन् सारथीन्॥ १९॥

**'सैनिकान्'** યોદ્ધાઓને – **'नेतॄन्'** સારથિઓને ॥ ૧૯ ॥

**तदद्भुतं महत् कर्म प्रद्युम्नस्य महात्मनः।**
**दृष्ट्वा तं पूजयामासुः सर्वे स्वपरसैनिकाः॥ २०**

મહાત્મા પ્રદ્યુમ્નનું તે મહા અદ્ભુત કર્મ જોઈને પોતાના પક્ષના અને શત્રુપક્ષના સર્વ સૈનિકો તેમની પ્રશંસા કરવા લાગ્યા. ॥ ૨૦ ॥

स्वपरसेनयोर्वर्तमानाः सर्वे पूजयामासुः संमानितवन्तः॥ २०॥

પોતાની અને શત્રુઓની સેનાઓમાં રહેલા સર્વ સૈનિકો **'पूजयामासुः'** પ્રશંસા કરવા લાગ્યા. ॥ ૨૦ ॥

**बहुरूपैकरूपं तद् दृश्यते न च दृश्यते।**
**मायामयं मयकृतं दुर्विभाव्यं परैरभूत्॥ २१**

મયરચિત તે માયાવી સૌભ વિમાન ક્યારેક અનેક રૂપવાળું, ક્યારેક એક રૂપવાળું, ક્યારેક દેખાતું, ક્યારેક ન દેખાતું હોઈ શત્રુઓ દ્વારા તર્ક કરી ન શકાય તેવું હતું. ॥ ૨૧ ॥

कदाचिद्बहुरूपं कदाचिदेकरूपं क्वचिद्दृश्यते क्वचिन्न दृश्यते एवं दुर्विभाव्यं दुर्वितर्क्यमभूत्॥ २१॥

ક્યારેક અનેક રૂપવાળું, ક્યારેક એક રૂપવાળું, ક્યારેક દેખાતું, ક્યારેક ન દેખાતું હોઈ આમ **'दुर्विभाव्यम्'** તર્ક કરવું અશક્ય હતું. ॥ ૨૧ ॥

किंच **क्वचिदिति**।

વળી, **'क्वचित् इति।'**

**क्वचिद् भूमौ क्वचिद् व्योम्नि गिरिमूर्ध्नि जले क्वचित्।**
**अलातचक्रवद् भ्राम्यत् सौभं तद् दुरवस्थितम् ॥ २२॥**

ઉંબાડિયા (વેગથી ઘૂમતા અગનગોળા) જેવું ભમતું તે સૌભ વિમાન ક્યારેક પૃથ્વી પર, ક્યારેક આકાશમાં, ક્યારેક પર્વતના શિખર પર, ક્યારેક જળમાં – એમ અસ્થિર હતું. ॥ ૨૨ ॥

एवं तद्दुरवस्थितमनवस्थितं चाभूत्॥ २२॥

આમ, તે **'दुरवस्थितम्'** અસ્થિર હતું. ॥ ૨૨ ॥

**यत्र यत्रोपलक्ष्येत ससौभः सहसैनिकः।**
**शाल्वस्ततस्ततोऽमुंचन् शरान् सात्वतयूथपाः॥ २३ ॥ २३ ॥**

જ્યાં જ્યાં સૌભ વિમાન સહિત અને સૈનિકો સહિત શાલ્વ દેખાય, ત્યાં ત્યાં યાદવ સેનાપતિઓ બાણો છોડતા હતા. ॥ ૨૩ ॥ ૨૩ ॥

**शरैरग्न्यर्कसंस्पर्शैराशीविषदुरासदैः ।**
**पीड्यमानपुरानीकः शाल्वोऽमुह्यत् परेरितैः॥ २४**

શત્રુઓ દ્વારા ફેંકવામાં આવેલાં અગ્નિ (જેવાં દાહક) અને સૂર્યની જેમ (એક સાથે બધે) સ્પર્શ કરનારાં તથા સર્પની જેમ (એક જ સ્થાન પર દંશ માત્રથી મારક હોવાને કારણે) દુ:સહ એવાં બાણોથી પીડાતાં (સૌભ) વાયુયાન અને સૈનિકોવાળો શાલ્વ મૂંઝાઈ ગયો. ॥ ૨૪ ॥

अग्निवद्दाहकोऽर्कवद्युगपत्सर्वतः संस्पर्शो येषां तैः। आशीविषवदेकदेशस्पर्शमात्रेण मारकत्वाद्दुरासदैर्दुःसहैः पीड्यमानं पुरमनीकानि च यस्य सः। पैरैर्यदुभिरीरितैर्मुक्तैः॥ २४॥

અગ્નિ જેવાં દાહક અને સૂર્યની જેમ એક સાથે સર્વ તરફ સ્પર્શ છે જેમનો તે બાણોથી – સાપની જેમ એક સ્થાન ઉપર દંશ માત્રથી મારક હોવાને કારણે **'दुरासदैः'** દુ:સહ બાણોથી પીડાતાં વિમાન અને સૈનિકો છે જેનાં તે શાલ્વ – **'परैः'** શત્રુ યાદવો દ્વારા **'ईरितैः'** છોડાયેલાં (બાણો)થી ॥ ૨૪ ॥

**शाल्वानीकपशस्त्रौघैर्वृष्णिवीरा भृशार्दिताः।**
**न तत्यजू रणं स्वं स्वं लोकद्वयजिगीषवः॥ २५**

શાલ્વના સેનાપતિઓનાં શસ્ત્રોના સતત મારાથી, (મૃત્યુ થાય તો પરલોક અને વિજય મળે તો આ લોકમાં સત્કીર્તિ – એમ) બંને લોકને જીતી લેવાની ઈચ્છાવાળા યાદવવીરોએ અતિશય પીડાતા હોવા છતાં પોતપોતાના યુદ્ધસ્થાનનો ત્યાગ કર્યો નહીં.॥૨૫॥

भृशार्दिता अपि स्वं स्वं रणं स्वां स्वां युद्धभूमिम्॥ २५॥

અતિશય પીડાતા હોવા છતાં પણ **'स्वं स्वं रणम्'** પોતપોતાના યુદ્ધસ્થાનને ॥ ૨૫ ॥

**शाल्वामात्यो द्युमान् नाम प्रद्युम्नं प्राक्प्रपीडितः ।**
**आसाद्य गदया मौर्व्या व्याहत्य व्यनदद् बली ॥ २६**

पूर્વે (પ્રદ્યુમ્ન દ્વારા) પીડા પામેલા, શાલ્વના દ્યુમાન નામના બળવાન મુખ્ય મંત્રીએ પ્રદ્યુમ્નની પાસે આવીને (પોતાની) પોલાદી ગદાથી તેની ઉપર પ્રહાર કરીને મોટેથી ગર્જના કરી. ॥ ૨૬ ॥

मौर्व्या कार्ष्णायसमय्या। व्याहत्य प्रहृत्य ॥ २६ ॥

**'मौर्व्या'** કાળા લોખંડની બનેલી – **'व्याहत्य'** પ્રહાર કરીને ॥ ૨૬ ॥

**प्रद्युम्नं गदया शीर्णवक्षःस्थलमरिन्दमम् ।**
**अपोवाह रणात् सूतो धर्मविद् दारुकात्मजः ॥ २७**

ગદા(ના પ્રહાર)થી ચિરાઈ ગયેલા વક્ષ:સ્થળવાળા તે શત્રુહંતા પ્રદ્યુમ્નને ધર્મ જાણનાર સારથિ દારુકપુત્ર રણભૂમિથી અન્ય સ્થળે લઈ ગયો. ॥ ૨૭ ॥

अपोवाह अन्यतो निनाय॥ २७॥

**'अप-उवाह'** અન્ય સ્થળે (દૂર) લઈ ગયો. ॥ ૨૭ ॥

**लब्धसंज्ञो मुहूर्तेन कार्ष्णिः सारथिमब्रवीत् ।**
**अहो असाध्विदं सूत यद् रणान्मेऽपसर्पणम् ॥ २८**
॥ २८ ॥

બે ઘડી પછી જેને ચેતના પ્રાપ્ત થઈ તે શ્રીકૃષ્ણના પુત્ર પ્રદ્યુમ્ને સારથિને કહ્યું : હે સૂત, રણમાંથી જે મારું પલાયન થઈ જવું છે, તે આ અત્યંત અનુચિત થયું છે. ॥ ૨૮ ॥ ૨૮ ॥

**न यदूनां कुले जातः श्रूयते रणविच्युतः ।**
**विना मत् क्लीबचित्तेन सूतेन प्राप्तकिल्बिषात् ॥ २९**

કાયર મનવાળા સારથિ એવા તારે કારણે જેને અપયશ મળ્યો એવા મારા સિવાય યાદવકુળમાં જન્મેલો કોઈ પણ રણમાંથી ભાગી ગયેલો સાંભળવામાં આવ્યો નથી. ॥ ૨૯ ॥

मत् मत्तो विना। क्लीबं चित्तं यस्य तेन। त्वया सूतेन॥ २९॥

**'मत्'** મારા સિવાય – કાયર ચિત્ત છે જેનું તેવા સારથિ એવા તારા દ્વારા ॥ ૨૯ ॥

**किं नु वक्ष्येऽभिसङ्गम्य पितरौ रामकेशवौ ।**
**युद्धात् सम्यगपक्रान्तः पृष्टस्तत्रात्मनः क्षमम् ॥ ३०**

યુદ્ધમાંથી ઉઘાડે છોગ ભાગી ગયેલો, મારા કાકા અને પિતા, બલરામજી અને શ્રીકૃષ્ણને મળીને, તેમના દ્વારા પૂછાયેલો (મને પૂછવામાં આવશે ત્યારે) હું પોતાને છાજે તેવું શું કહીશ? ॥ ૩૦ ॥

पितरौ रामकृष्णावभिसङ्गम्य तत्पार्श्वं गत्वा ताभ्यां पृष्टः स्वयोग्यं किं नु वक्ष्यामीति॥ ३०॥

તે બંને કાકા અને પિતા, બલરામજી અને શ્રીકૃષ્ણની **'अभिसंगम्य'** પાસે જઈને તેમના દ્વારા પૂછાયેલો પોતાને છાજે તેવું હું શું કહીશ? ॥ ૩૦ ॥

**व्यक्तं मे कथयिष्यन्ति हसन्त्यो भ्रातृजामयः ।**
**क्लैब्यं कथं कथं वीर तवान्यैः कथ्यतां मृधे ॥ ३१**

મારી ભાભીઓ હસતાં હસતાં ચોક્કસ મને કહેશે : 'હે વીર, શત્રુઓ સાથે યુદ્ધમાં તમારી કઈ કઈ કાયરતા થઈ, તે કહો. ॥ ૩૧ ॥

भ्रातृजामयो भ्रातृभार्याः व्यक्तं निश्चितं मत्क्लैब्यं कथयिष्यन्ति। तत्कथनमनुकरोति— कथं कथमिति ॥ ३१ ॥

**'भ्रातृजामयः'** ભાઈઓની ભાર્યાઓ **'व्यक्तम्'** ચોક્કસ મારી કાયરતા વિષે કહેશે. તે ભાભીઓના કથનનું અનુકરણ કરે છે – **'कथं कथम् इति।'** ॥ ૩૧ ॥

**सारथिरुवाच**

**धर्मं विजानताऽऽयुष्मन् कृतमेतन्मया विभो।**
**सूतः कृच्छ्रगतं रक्षेद् रथिनं सारथिं रथी॥ ३२**

**સારથિ બોલ્યો** – હે આયુષ્યમાન, હે સમર્થ, સંકટમાં આવેલા રથીની સારથિ રક્ષા કરે અને રથી સારથિની રક્ષા કરે. ધર્મ જાણતા મારા દ્વારા આ કરવામાં આવ્યું છે. ॥ ૩૨ ॥

विभो हे समर्थ। एतदपसर्पणम्। धर्ममाह— सूत इति॥ ३२॥

**'विभो'** હે સમર્થ, આ પલાયન થઈ જવું – ધર્મનું વર્ણન કરે છે – **'सूतः इति।'** ॥ ૩૨ ॥

**एतद् विदित्वा तु भवान् मयापोवाहितो रणात्।**
**उपसृष्टः परेणेति मूर्च्छितो गदया हतः॥ ३३**

શત્રુની ગદાથી પ્રહાર પામીને મૂર્ચ્છિત થયેલા આપ પીડાને પ્રાપ્ત થયા છો, એમ જાણીને આપ મારા દ્વારા રણમાંથી બીજા સ્થળે લઈ જવામાં આવ્યા છો. ॥ ૩૩ ॥

अपोवाहितोऽपनीतः। उपसृष्ट उपसर्गं पीडां प्राप्त इति कृत्वा। यतः परेण शत्रुणा गदया हतः सन्मूर्च्छितो निःसंज्ञतां गतो भवानिति॥ ३३॥

**'अप-उवाहितः'** દૂર લઈ જવામાં આવેલા છો – **'उपसृष्टः'** પીડા પામેલા છો, એમ વિચારીને – કારણ કે **'परेण'** શત્રુની ગદાથી પ્રહાર પામીને મૂર્ચ્છિત થયેલા આપ બેભાન થઈ ગયા હતા. ॥ ૩૩ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे उत्तरार्धे शाल्वयुद्धे षट्सप्ततितमोऽध्यायः॥ ७६॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे उत्तरार्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां षट्सप्ततितमोऽध्यायः॥ ७६॥

*****

# अथ सप्तसप्ततितमोऽध्यायः

## શાલ્વનો ઉદ્ધાર

सप्तयुक्सप्ततितमे नानामायाविचक्षणः।
कृष्णेनागत्य शाल्वस्तु हतः सौभं च चूर्णितम्॥ १॥

સિત્યોતેરમા અધ્યાયમાં જાત જાતની માયાઓ રચવામાં વિચક્ષણ શાલ્વને શ્રીકૃષ્ણે હણ્યો અને સૌભ વિમાનના ચૂરા કર્યા. (એ કથા છે.) ॥ ૧ ॥

**श्रीशुक उवाच**

**स तूपस्पृश्य सलिलं दंशितो धृतकार्मुकः।**
**नय मां द्युमतः पार्श्वं वीरस्येत्याह सारथिम्॥ १**

**શ્રીશુકદેવજી બોલ્યા** – તે પ્રદ્યુમ્નજીએ જળનું આચમન કરી કવચ તથા ધનુષ્ય ધારણ કરીને સારથિને કહ્યું : 'વીર દ્યુમાનની પાસે મને લઈ જા.' ॥ ૧ ॥

दंशितः सन्नद्धः॥ १॥

**'दंशितः'** કવચ ધારણ કરેલો ॥ ૧ ॥

**विधमन्तं स्वसैन्यानि द्युमन्तं रुक्मिणीसुतः।**
**प्रतिहत्य प्रत्यविध्यन्नाराचैरष्टभिः स्मयन्॥ २**

પોતાનાં સૈન્યોનો વિનાશ વર્તાવતા દ્યુમાનને રુક્મિણીનંદને રોકીને હસતાં હસતાં આઠ બાણોથી વીંધી નાખ્યો. ॥ ૨ ॥

विधमन्तं क्षपयन्तम्। प्रतिहत्य प्रतिरुध्य ॥ २ ॥

अष्टानां विनियोगमाह—**चतुर्भिरिति**।

**चतुर्भिश्चतुरो वाहान् सूतमेकेन चाहनत्।**
**द्वाभ्यां धनुश्च केतुं च शरेणान्येन वै शिरः॥ ३ ॥ ३ ॥**

**गदसात्यकिसाम्बाद्या जघ्नुः सौभपतेर्बलम्।**
**पेतुः समुद्रे सौभेयाः सर्वे संछिन्नकन्धराः॥ ४**

सौभेयाः सौभस्थाः ॥ ४ ॥

**एवं यदूनां शाल्वानां निघ्नतामितरेतरम्।**
**युद्धं त्रिणवरात्रं तदभूत्तुमुलमुल्बणम्॥ ५**

नवानां रात्रीणां समाहारो नवरात्रम्, त्रयाणां नवरात्राणां समाहारस्त्रिणवरात्रम्। सप्तविंशतिमहो-रात्राणीत्यर्थः। तुमुलमाकुलम्। उल्बणं घोरम्॥ ५ ॥

परमतमुपन्यस्यति—**इन्द्रप्रस्थं गत** इत्यादिना।

**इन्द्रप्रस्थं गतः कृष्ण आहूतो धर्मसूनुना।**
**राजसूयेऽथ निर्वृत्ते शिशुपाले च संस्थिते॥ ६**
**कुरुवृद्धाननुज्ञाप्य मुनींश्च ससुतां पृथाम्।**
**निमित्तान्यतिघोराणि पश्यन् द्वारवतीं ययौ॥ ७ ॥ ६ ॥ ७ ॥**

**आह चाहमिहायात आर्यमिश्राभिसङ्गतः।**
**राजन्याश्चैद्यपक्षीया नूनं हन्युः पुरीं मम॥ ८**

**'विधमन्तम्'** નાશ કરતા (દ્યુમાન)ને – **'प्रतिहत्य'** રોકીને ॥ ૨ ॥

આઠ બાણોના પ્રયોગને વર્ણવે છે – **'चतुर्भिः इति।'**

ચાર બાણોથી તેના ચાર ઘોડાઓને માર્યા, એક બાણથી સારથિને માર્યો, બે બાણથી ધનુષ્ય અને ધજાને તથા એક બાણથી તેનું મસ્તક વીંધી નાખ્યું. ॥ ૩ ॥ ૩ ॥

ગદ, સાત્યકિ, સામ્બ વગેરે સૌભપતિ શાલ્વના સૈન્યનો નાશ કરવા લાગ્યા. સૌભ વિમાનમાં બેઠેલા સર્વ યોદ્ધાઓ કપાયેલાં ગળાંવાળા થઈને સમુદ્રમાં પડવા લાગ્યા. ॥ ૪ ॥

**'सौभेयाः'** સૌભ વિમાનમાં બેઠેલા ॥ ૪ ॥

આમ, એકબીજાનો સંહાર કરતા યાદવો અને શાલ્વના યોદ્ધાઓનું તુમુલ, મહાભયંકર યુદ્ધ સત્યાવીસ દિવસો સુધી ચાલ્યું. ॥ ૫ ॥

નવ રાત્રિઓનો સમૂહ નવરાત્રિ, ત્રણ નવરાત્રિઓનો સમૂહ **'त्रिणवरात्रम्'** સત્યાવીસ દિવસ અને રાત્રિ, એમ અર્થ છે. **'तुमुलम्'** દારુણ – **'उल्बणम्'** ભયંકર ॥ ૫ ॥

(શ્રીશુકદેવજી) વ્યાસજીથી જુદા મતને જણાવે છે – **'इन्द्रप्रस्थं गतः'** વગેરે દ્વારા

ધર્મનંદન યુધિષ્ઠિર દ્વારા બોલાવવામાં આવેલા શ્રીકૃષ્ણ ઈન્દ્રપ્રસ્થ ગયા હતા. પછી રાજસૂય યજ્ઞ સમાપ્ત થયો અને શિશુપાલ મૃત્યુ પામ્યો ત્યારે અતિ ભયંકર અપશુકનો જોતા શ્રીકૃષ્ણ કુરુવંશના વડીલોની, મુનિજનોની અને પુત્રો સહિત કુંતાજીની અનુજ્ઞા લઈને દ્વારકા ગયા. ॥ ૬ ॥ ૭ ॥ ૬ ॥ ૭ ॥

(ભગવાન સ્વગત) કહે છે : મોટાભાઈ બલરામજીની સાથે હું અહીં (ઈન્દ્રપ્રસ્થ) આવ્યો હતો, તે દરમ્યાન શિશુપાલના પક્ષવાળા રાજાઓ મારી (દ્વારકા) નગરીનો ચોક્કસ નાશ કરતા હશે. ॥ ૮ ॥

आह चेति स्वगतमेव पथि चिन्ताविजृम्भित-भाषणम्। आर्यमिश्राभिसङ्गतो बलभद्रसहितः ॥ ८ ॥

**'आह च इति।'** ભગવાન સ્વગત જ કહે છે – એ (ઈન્દ્રપ્રસ્થથી દ્વારકા આવતાં) રસ્તામાં ચિંતા વ્યક્ત કરતું કથન (વિચારે છે). **'आर्यमिश्र–अभिसंगतः'** મોટાભાઈ બલરામની સાથે ॥ ૮ ॥

**वीक्ष्य तत् कदनं स्वानां निरूप्य पुररक्षणम्।**
**सौभं च शाल्वराजं च दारुकं प्राह केशवः ॥ ९**

**रथं प्रापय मे सूत शाल्वस्यान्तिकमाशु वै।**
**सम्भ्रमस्ते न कर्तव्यो मायावी सौभराडयम् ॥ १०**

(દ્વારકા આવીને) સૌભ વિમાનને તથા શાલ્વને તથા પોતાના સૈન્યના તે વિનાશને જોઈ (બલરામજીને) નગરના રક્ષણ માટે નિયુક્ત કરીને ભગવાન કેશવે દારુકને કહ્યું : હે સારથિ, તું મારો રથ શાલ્વની પાસે લઈ જા. આ સૌભપતિ શાલ્વ માયાવી છે, માટે તારે ભય પામવા જેવું નથી. ॥ ૯ ॥ ૧૦ ॥

दुर्निमित्तदर्शनाकुलचित्त एवं चिन्तयन् द्वारकामागत्य स्वानां कदनं वीक्ष्य सौभं च शाल्वराजं च वीक्ष्य रामं पुररक्षणं प्रति निरूप्य नियुज्य दारुकं प्राहेत्यन्वयः ॥ ९ ॥ ते त्वया ॥ १० ॥

અપશુકન જોવાથી વ્યાકુળ ચિત્તવાળા ભગવાને આમ વિચાર કરતાં, દ્વારકા આવીને પોતાના સૈન્યનો વિનાશ જોઈ તથા સૌભ વિમાનને અને શાલ્વરાજને જોઈને બલરામજીને નગરના રક્ષણ માટે **'निरूप्य'** નિયુક્ત કરી દારુકને કહ્યું, એમ અન્વય છે. ॥ ૯ ॥ **'ते'** તારા દ્વારા (ભય પામવું યોગ્ય નથી). ॥ ૧૦ ॥

**इत्युक्तश्चोदयामास रथमास्थाय दारुकः।**
**विशन्तं ददृशुः सर्वे स्वे परे चारुणानुजम् ॥ ११**

એમ કહેવામાં આવેલા દારુકે રથ પર બેસીને તેને (શાલ્વ તરફ) હંકાર્યો. પોતાના અને શત્રુપક્ષના સર્વ યોદ્ધાઓએ (રણાંગણમાં) પ્રવેશતા (ભગવાનના રથની ધજામાં રહેલા અરુણના અનુજ) ગરુડજીનાં દર્શન કર્યાં. ॥ ૧૧ ॥

आस्थाय सम्यगधिष्ठाय। अरुणानुजं ध्वजे वर्तमानं गरुडम् ॥ ११ ॥

**'आस्थाय'** (રથ ઉપર) સમુચિત રીતે બેસીને **'अरुण–अनुजम्'** અરુણના નાના ભાઈ – ધ્વજમાં રહેલા ગરુડજીને (નિહાળ્યા). ॥ ૧૧ ॥

**शाल्वश्च कृष्णमालोक्य हतप्रायबलेश्वरः।**
**प्राहरत् कृष्णसूताय शक्तिं भीमरवां मृधे ॥ १२**

યુદ્ધમાં લગભગ નાશ પામી ગયેલા સૈન્યના સ્વામી શાલ્વે શ્રીકૃષ્ણને જોઈને શ્રીકૃષ્ણના સારથિ ઉપર ભયંકર અવાજવાળી શક્તિ ફેંકી. ॥ ૧૨ ॥

हतप्रायस्य बलस्य सैन्यस्येश्वरः ॥ १२ ॥

લગભગ નાશ પામી ગયેલા **'बलस्य'** સૈન્યના સ્વામી શાલ્વે ॥ ૧૨ ॥

**तामापतन्तीं नभसि महोल्कामिव रंहसा।**
**भासयन्तीं दिशः शौरिः सायकैः शतधाच्छिनत् ॥ १३**

॥ १३ ॥

આકાશમાં વેગથી ધસી આવતી, બધી દિશાઓને પ્રકાશિત કરતી મહાન ઉલ્કા જેવી તે શક્તિના શૌરિએ (શ્રીકૃષ્ણે) સેંકડો ટુકડા કરી નાખ્યા. ॥ ૧૩ ॥ ૧૩ ॥

**तं च षोडशभिर्विद्ध्वा बाणैः सौभं च खे भ्रमत्।**
**अविध्यच्छरसन्दोहैः खं सूर्य इव रश्मिभिः॥ १४**

तं च शाल्वम्। शरसंदोहैः शरजालैः। खं सूर्य इव रश्मिभिरिति सुनीलत्वविपुलत्वादिभिराकाशोपमा सौभस्य। अचिन्त्यवेगबाहुल्यादिभिः शराणां रश्मिसादृश्यम्। अयत्नेनैव रश्मिवच्छरजालप्रसारणात्सूर्यतुल्यः श्रीकृष्ण इति॥ १४॥

**शाल्वः शौरेस्तु दोः सव्यं सशार्ङ्गं शार्ङ्गधन्वनः।**
**बिभेद न्यपतद्धस्तात् शार्ङ्गमासीत्तदद्भुतम्॥ १५**

दोर्बाहुम्॥ १५॥

**हाहाकारो महानासीद् भूतानां तत्र पश्यताम्।**
**विनद्य सौभराडुच्चैरिदमाह जनार्दनम्॥ १६**
॥ १६॥

**यत्त्वया मूढ नः सख्युर्भ्रातुर्भार्या हृतेक्षताम्।**
**प्रमत्तः स सभामध्ये त्वया व्यापादितः सखा॥ १७**
**तं त्वाद्य निशितैर्बाणैरपराजितमानिनम्।**
**नयाम्यपुनरावृत्तिं यदि तिष्ठेर्ममाग्रतः॥ १८**

सख्युः शिशुपालस्य। ईक्षतामस्माकम्। प्रमत्तोऽनवहितः। व्यापादितो निहतः॥ १७॥ अपराजितोऽहमिति मानिनं मानवन्तम्। अपुनरावृत्तिं मृत्युम्। तिष्ठेः स्थास्यसि॥ १८॥

તે શાલ્વને પણ સોળ બાણોથી વીંધીને, સૂર્ય જેમ પોતાનાં કિરણોથી આકાશને વીંધે તેમ ભગવાને બાણોના સમૂહથી આકાશમાં ભમતા સૌભ વિમાનને વીંધી નાખ્યું. ॥ ૧૪ ॥

તે શાલ્વને પણ બાણોના સમૂહથી – સૂર્ય આકાશને જેમ કિરણોથી (વીંધે તેમ) – અતિ નીલપણું અને વિપુલતા વગેરે હોવાથી સૌભની ઉપમા આકાશ સાથે આપવામાં આવી છે. અચિંત્ય વેગ અને બાહુલ્ય વગેરે હોવાથી બાણોની કિરણો સાથે સરખામણી કરવામાં આવી છે. પ્રયત્ન કર્યા વિના જ કિરણોની જેમ બાણોની જાળ પાથરવાને કારણે શ્રીકૃષ્ણ સૂર્ય જેવા છે.॥ ૧૪ ॥

શાલ્વે પણ સારંગપાણિ શૌરિ શ્રીકૃષ્ણના સારંગ ધનુષ્ય ધારણ કરેલા ડાબા હાથને (બાણથી) વીંધી નાખ્યો. (તેથી) તેમના હાથમાંથી સારંગ ધનુષ્ય પડી ગયું, તે અદ્ભુત ઘટના ઘટી! ॥ ૧૫ ॥

**'दोः'** હાથને ॥ ૧૫ ॥

ત્યાં જોઈ રહેલાં પ્રાણીઓમાં મોટો હાહાકાર થઈ ગયો. (ત્યારે) સૌભરાજ શાલ્વે મોટેથી ત્રાડ પાડીને જર્નાદનને આ પ્રમાણે કહ્યું.॥ ૧૬ ॥ ૧૬ ॥

હે મૂઢ, જે તારા કારણે અમારા ભાઈ અને મિત્ર શિશુપાલની ભાર્યા અમારા દેખતાં તારા દ્વારા હરી લેવામાં આવી, સભાની વચ્ચે (યુદ્ધમાં નહીં,) અસાવધાન સખા શિશુપાલ તારા દ્વારા હણાયો, તે પોતાને અજેય માનનાર તું જો મારી સામે ઊભો રહીશ, તો હું તને જ્યાંથી કોઈ પાછું આવતું નથી ત્યાં તીક્ષ્ણ બાણોથી પહોંચાડીશ. ॥ ૧૭ ॥ ૧૮ ॥

સખા શિશુપાલની (ભાર્યા) – અમારા દેખતાં – **'प्रमत्तः'** અસાવધાન, **'व्यापादितः'** હણાયો ॥ ૧૭ ॥ હું અજેય છું, એમ **'मानिनम्'** માનવન્તમ્ માનનારને, **'अपुनरावृत्तिम्'** જ્યાંથી કોઈ પાછું ફરતું નથી તે મૃત્યુની પાસે – **'तिष्ठेः'** (જો તું ) ઊભો રહીશ તો ॥૧૮ ॥

श्रीभगवानुवाच

**वृथा त्वं कत्थसे मन्द न पश्यस्यन्तिकेऽन्तकम्।**
**पौरुषं दर्शयन्ति स्म शूरा न बहुभाषिणः॥ १९**

॥ १९ ॥

**શ્રીભગવાન બોલ્યા** – 'હે મૂર્ખ, તું વ્યર્થ બડાશ ન હાંક. તારી પાસે રહેલા કાળને તું જોતો નથી. શૂરવીરો બહુ બોલતા નથી, (પણ) પોતાનું પૌરુષ જ દર્શાવે છે.' ॥ ૧૯ ॥ ૧૯ ॥

**इत्युक्त्वा भगवाञ्छाल्वं गदया भीमवेगया।**
**तताड जत्रौ संरब्धः स चकम्पे वमन्नसृक्॥ २०**

॥ २० ॥

એમ કહીને ક્રોધે ભરાયેલા ભગવાને ભયંકર વેગવાળી ગદાથી શાલ્વની હાંસડી ઉપર પ્રહાર કર્યો, (જેથી) લોહી ઓકતો તે કંપવા માંડ્યો.॥૨૦॥૨૦॥

**गदायां सन्निवृत्तायां शाल्वस्त्वन्तरधीयत।**
**ततो मुहूर्त आगत्य पुरुषः शिरसाच्युतम्।**
**देवक्या प्रहितोऽस्मीति नत्वा प्राह वचो रुदन्॥ २१**
**कृष्ण कृष्ण महाबाहो पिता ते पितृवत्सल।**
**बद्ध्वापनीतः शाल्वेन सौनिकेन यथा पशुः॥ २२**

॥ २१ ॥ २२ ॥

(કૌમોદકી) ગદા ભગવાન પાસે પાછી આવી ત્યારે શાલ્વ અદૃશ્ય થઈ ગયો. બે ઘડી પછી એક પુરુષે આવીને અચ્યુતને મસ્તકથી પ્રણામ કરીને રડતાં રડતાં કહ્યું : 'હું દેવકી દ્વારા મોકલવામાં આવ્યો છું. ॥ ૨૧ ॥ હે કૃષ્ણ, હે કૃષ્ણ, હે મહાબાહુ, હે પિતૃવત્સલ, કસાઈ દ્વારા બાંધીને જેમ પશુ લઈ જવામાં આવે તેમ તમારા પિતા શાલ્વ દ્વારા બાંધીને લઈ જવામાં આવ્યા છે.' ॥ ૨૨ ॥ ૨૧ ॥ ૨૨ ॥

**निशम्य विप्रियं कृष्णो मानुषीं प्रकृतिं गतः।**
**विमनस्को घृणी स्नेहाद् बभाषे प्राकृतो यथा॥ २३**

**कथं राममसम्भ्रान्तं जित्वाजेयं सुरासुरैः।**
**शाल्वेनाल्पीयसा नीतः पिता मे बलवान् विधिः॥ २४**

घृणी दयावान्॥ २३॥ २४॥

અપ્રિય વચન સાંભળીને શ્રીકૃષ્ણે મનુષ્ય સ્વભાવ ધારણ કર્યો. (પિતા ઉપર) કૃપાવાળા એવા તેમણે ખિન્ન થઈને સામાન્ય મનુષ્યની જેમ સ્નેહથી કહ્યું : ॥ ૨૩ ॥ 'દેવો અને અસુરોથી જિતાય નહીં અને ભય ન પામે તેવા બલરામજીને જીતીને ક્ષુદ્ર શાલ્વ દ્વારા મારા પિતા કેવી રીતે લઈ જવામાં આવ્યા? (આથી) દૈવ બળવાન છે.' ॥ ૨૪ ॥

**'घृणी'** કૃપાળુ, દયાળુ ॥ ૨૩ ॥ ૨૪ ॥

**इति ब्रुवाणे गोविन्दे सौभराट् प्रत्युपस्थितः।**
**वसुदेवमिवानीय कृष्णं चेदमुवाच सः॥ २५**

॥ २५ ॥

ગોવિંદ એમ બોલતા હતા તેવામાં સૌભપતિ શાલ્વ સામે ઉપસ્થિત થયો અને વસુદેવ જેવા (બીજા મનુષ્ય)ને લાવીને શ્રીકૃષ્ણને તે પ્રમાણે કહેવા લાગ્યો : ॥ ૨૫ ॥ 'હે મૂર્ખ, આ તારો જન્મદાતા બાપ, કે જેને માટે તું આ સંસારમાં જીવે છે, તારા દેખતાં જ હું આનો વધ કરીશ. જો તું સમર્થ હોય તો આની રક્ષા કર.' ॥ ૨૬ ॥

**एष ते जनिता तातो यदर्थमिह जीवसि।**
**वधिष्ये वीक्षतस्तेऽमुमीशश्चेत् पाहि बालिश॥ २६**

जनिता जनयिता। ईशश्चेच्छक्तश्चेत् ॥ २६॥

**'जनिता' जनयिता** (પિતા) જન્મદાતા – **'ईशः चेत्'** જો (તું) સમર્થ હોય તો ॥ ૨૬ ॥

**एवं निर्भर्त्स्य मायावी खड्गेनानकदुन्दुभेः ।**
**उत्कृत्य शिर आदाय खस्थं सौभं समाविशत् ॥ २७ ॥ २७ ॥**

**ततो मुहूर्तं प्रकृतावुपप्लुतः**
**स्वबोध आस्ते स्वजनानुषङ्गतः ।**
**महानुभावस्तदबुद्ध्यदासुरीं**
**मायां स शाल्वप्रसृतां मयोदिताम् ॥ २८**

स्वबोधः स्वतःसिद्धज्ञानवानपि स्वजनस्नेहतः प्रकृतौ मनुष्यस्वभावे उपप्लुतो निमग्न आस्ते अतिष्ठत्। ततस्तत्सर्वमासुरीं मायामबुध्यत् मायेयमिति ज्ञातवान् ॥ २८ ॥

**न तत्र दूतं न पितुः कलेवरं**
**प्रबुद्ध आजौ समपश्यदच्युतः ।**
**स्वाप्नं यथा चाम्बरचारिणं रिपुं**
**सौभस्थमालोक्य निहन्तुमुद्यतः ॥ २९**

स्वाप्नं स्वप्नप्रपञ्चं यथा ॥ २९ ॥

एवं परमतमुपन्यस्तं निराकरोति—**एवमिति** ।

**एवं वदन्ति राजर्षे ऋषयः केच नान्विताः ।**
**यत् स्ववाचो विरुध्येत नूनं ते न स्मरन्त्युत ॥ ३०**

केच केचन। नान्विता अनन्विताः पूर्वापरानुसन्धानरहिताः । तदाह—यत्स्ववाच इति ।

तन्नानुस्मरन्तीत्यर्थः । अयमभिप्रायः—न तावद्राजसूयार्थं रामेण सह गतः श्रीकृष्णः, संकर्षणमनुज्ञाप्येति पूर्वमुक्तत्वात् ॥ ३० ॥

આમ, (ભગવાનનો) તિરસ્કાર કરીને માયાવી શાલ્વ તલવારથી (ખોટા) વસુદેવનું મસ્તક કાપીને આકાશમાં રહેલા સૌભ વિમાનમાં બેસી ગયો. ॥ ૨૭ ॥ ૨૭ ॥

પછી સ્વતઃસિદ્ધ જ્ઞાનવાળા હોવા છતાં સ્વજન એવા પિતાના સ્નેહને કારણે બે ઘડી મનુષ્ય-સ્વભાવમાં નિમગ્ન થયેલા મહાપ્રભાવશાળી તે શ્રીકૃષ્ણે, મય દ્વારા કહેવામાં આવેલી આસુરી માયાને જ શાલ્વ દ્વારા ફેલાવવામાં આવેલી છે, એમ જાણી લીધું.॥ ૨૮ ॥

**'स्वबोधः'** સ્વતઃસિદ્ધ જ્ઞાનવાળા હોવા છતાં પણ સ્વજનના સ્નેહને કારણે **'प्रकृतौ'** સામાન્ય મનુષ્ય-સ્વભાવમાં **'उपप्लुतः'** ડૂબેલા **'आस्ते'** રહ્યા. પછી તે સર્વ આસુરી માયાને **'मायां-अबुद्ध्यत्'** આ માયા છે, એમ જાણી લીધું. ॥ ૨૮ ॥

(નિદ્રામાંથી) જાગેલો મનુષ્ય જેમ સ્વપ્નનો પ્રપંચ જોતો નથી, તેમ શ્રીકૃષ્ણે તે યુદ્ધક્ષેત્રમાં દૂતને અને પિતાના શરીરને જોયાં નહીં. આકાશચારી શત્રુને સૌભ વિમાનમાં બેઠેલો જોઈને ભગવાન તેને હણવા માટે તૈયાર થયા. ॥ ૨૯ ॥

**'स्वाप्नम्'** સ્વપ્નના પ્રપંચને જેમ (જોતો નથી) ॥ ૨૯ ॥

આમ, કહેવામાં આવેલા, વ્યાસથી અન્ય મતનું (પરમતનું) ખંડન કરે છે – **'एवम् इति।'**

હે રાજર્ષિ, આમ કેટલાક ઋષિઓ કહે છે, પણ તેઓ આગળ પાછળનું અનુસંધાન ચૂકે છે, કારણ કે તેમની પોતાની વાણીમાં જે વિરોધ આવે છે, તેને તેઓ લક્ષમાં લેતા જ નથી. ॥ ૩૦ ॥

**'केच' केचन** કેટલાક, **'न-अन्विताः' अनन्विताः** આગળ પાછળના અનુસંધાનથી રહિત એવા તેઓ – તે કહે છે – **'यत् स्ववाचः इति।'**

તે તેઓ યાદ કરતા નથી, એમ અર્થ છે. આ પ્રમાણે અભિપ્રાય છે – શ્રીકૃષ્ણ બલરામજીની સાથે રાજસૂય યજ્ઞ માટે ઈન્દ્રપ્રસ્થ ગયા ન હતા, પૂર્વે (શ્રીમદ્ ભા.૧૦/૭૧/૧૩ માં) કહ્યું હતું તે પ્રમાણે, બલરામજીની અનુજ્ઞા લઈને શ્રીકૃષ્ણ ઈન્દ્રપ્રસ્થ ગયા હતા.॥ ૩૦ ॥

असंभावितं चेत्याह—**क्व शोकमोहाविति**।

**क्व शोकमोहौ स्नेहो वा भयं वा येऽज्ञसम्भवाः।**
**क्व चाखण्डितविज्ञानज्ञानैश्वर्यस्त्वखण्डितः॥ ३१**

भयं वा दुर्निमित्तदर्शनकृतं नूनं हन्युः पुरीं ममेति यदुक्तं यच्च हस्ताच्छार्ङ्गं न्यपतदित्युक्तं तद्भयं वा क्वेति। अज्ञेषु संभवो येषां ते। अखण्डितानि विज्ञानज्ञानैश्वर्याणि यस्य सः। तत्र विज्ञानं स्वरूपविषयम्। ज्ञानं बाह्यविषयम् ॥ ३१ ॥

**यत्पादसेवोर्जितयाऽऽत्मविद्यया**
**हिन्वन्त्यनाद्यात्मविपर्ययग्रहम् ।**
**लभन्त आत्मीयमनन्तमैश्वरं**
**कुतो नु मोहः परमस्य सद्‌गतेः॥ ३२**

किंच यस्य पादसेवया ऊर्जिता पुष्कला या आत्मविद्या तया अनादिश्चासावात्मविपर्ययग्रहश्च अहं कृशः सुखी दुःखीत्यादिलक्षणस्तं हिन्वन्ति नाशयन्ति सन्तः। ऐश्वरं पदं च। तस्य सतां गतेः कुतो नु मोह इति। अतो नैतद्वचनं सत्यमित्यर्थः॥ ३२॥

किं तर्हि सत्यं तदाह—**तं शस्त्रपूगैरिति**।

**तं शस्त्रपूगैः प्रहरन्तमोजसा**
**शाल्वं शरैः शौरिरमोघविक्रमः।**
**विद्ध्वाच्छिनद् वर्म धनुः शिरोमणिं**
**सौभं च शत्रोर्गदया रुरोज ह॥ ३३**

(શોક, મોહ વગેરે ભગવાનમાં) સંભવી શકે નહીં, એમ કહે છે – **'क्व शोकमोहौ इति।'**

ક્યાં અજ્ઞાનીઓમાં થનારા શોક, મોહ, સ્નેહ અને ભય અને ક્યાં અખંડ વિજ્ઞાન, જ્ઞાન અને ઐશ્વર્યવાળા પૂર્ણાનંદસ્વરૂપ ભગવાન? ॥ ૩૧ ॥

ભય અથવા અપશુકન જોવાને કારણે 'ચોક્કસ મારી નગરીનો નાશ કરશે.' એમ જે કહેવામાં આવ્યું અને જે હાથમાંથી શાર્ઙ્ગ ધનુષ્ય પડી ગયું, એમ કહેવામાં આવ્યું. ક્યાં તે ભય? ક્યાં અજ્ઞાનીઓમાં થનારા (શોક, મોહ, સ્નેહ, ભય?) (ક્યાં) અખંડ વિજ્ઞાન, જ્ઞાન, ઐશ્વર્ય છે જેમનાં તે (ભગવાન) – તેમાં **'विज्ञानम्'** પોતાનું સ્વરૂપવિષયક જ્ઞાન, **'ज्ञानम्'** બાહ્ય પ્રપંચના વિષયનું જ્ઞાન ॥ ૩૧ ॥

જેમની ચરણસેવાથી વિપુલ બનેલી આત્મવિદ્યાથી સત્પુરુષો દેહ-ઈન્દ્રિય વગેરેમાંની આત્મબુદ્ધિરૂપ અનાદિ અવિદ્યારૂપ આગ્રહનો નાશ કરે છે અને આત્મીય, અનંત, ઈશ્વરીય પદને પામે છે, તે સત્પુરુષોની ગતિરૂપ પરમેશ્વરને વળી મોહ કેવો? ॥ ૩૨ ॥

વળી, જેમની ચરણસેવાથી **'ऊर्जिता'** વિપુલ બનેલી જે આત્મવિદ્યા છે તેનાથી, દેહ-ઈન્દ્રિય વગેરેમાં આત્મબુદ્ધિરૂપ અનાદિ અવિદ્યારૂપ આગ્રહ 'હું કૃશ છું, હું સુખી છું, હું દુઃખી છું.' વગેરે લક્ષણવાળા દુરાગ્રહનો (સત્પુરુષો) **'हिन्वन्ति'** નાશ કરે છે અને ઈશ્વરીય પદને (પામે છે), તે સજ્જનોની ગતિરૂપ પરમેશ્વરને મોહ ક્યાંથી હોય? આથી આ વચન સત્ય નથી, એમ અર્થ છે. ॥ ૩૨ ॥

તો પછી સત્ય શું છે, તે કહે છે – **'तं शस्त्रपूगैः इति।'**

અમોઘ પરાક્રમી શ્રીકૃષ્ણે શસ્ત્રોના સમૂહોથી બળપૂર્વક પ્રહાર કરતા તે શાલ્વને બાણોથી વીંધીને તેનાં કવચ, ધનુષ્ય અને મસ્તકમાં રહેલા મણિને ભાંગી નાખ્યાં અને શત્રુના સૌભ વિમાનને પણ ભાંગી નાખ્યું. ॥ ૩૩ ॥

वर्म कवचम्। रुरोज बभञ्ज॥ ३३॥

**'वर्म'** કવચને – **'रुरोज'** ભાંગી નાખ્યું. ॥૩૩॥

**तत् कृष्णहस्तेरितया विचूर्णितं**
**पपात तोये गदया सहस्रधा।**
**विसृज्य तद् भूतलमास्थितो गदा-**
**मुद्यम्य शाल्वोऽच्युतमभ्यगाद् द्रुतम्॥ ३४**

॥ ३४॥

શ્રીકૃષ્ણના હાથથી ફેંકાયેલી ગદાથી હજારો ટુકડાઓમાં ભૂકો થયેલું તે સૌભયાન જળમાં પડ્યું. તેથી તેને છોડીને શાલ્વ પૃથ્વી પર ઊભો રહી, ગદા ઉગામીને શીઘ્ર અચ્યુતની સામે ધસ્યો. ॥ ૩૪ ॥ ૩૪ ॥

**आधावतः सगदं तस्य बाहुं**
**भल्लेन छित्त्वाथ रथाङ्गमद्भुतम्।**
**वधाय शाल्वस्य लयार्कसन्निभं**
**बिभ्रद् बभौ सार्क इवोदयाचलः॥ ३५**

લयार्कसंनिभं प्रलयकालीनसूर्यसदृशम् ॥ ३५॥

સામે ધસી આવતા શાલ્વનો હાથ ગદાસહિત ભાલાથી કાપીને તેનો વધ કરવા માટે પ્રલયકાળના સૂર્ય જેવું અદ્‌ભુત સુદર્શન ચક્ર ધારણ કરતા શ્રીકૃષ્ણ સૂર્ય સહિત ઉદયાચળની જેમ શોભવા લાગ્યા. ॥ ૩૫ ॥

**'लय-अर्क-संनिभम्'** પ્રલયકાલીન સૂર્ય જેવું ॥ ૩૫ ॥

**जहार तेनैव शिरः सकुण्डलं**
**किरीटयुक्तं पुरुमायिनो हरिः।**
**वज्रेण वृत्रस्य यथा पुरन्दरो**
**बभूव हाहेति वचस्तदा नृणाम्॥ ३६**

॥ ३६॥

ઈન્દ્રે વજ્રથી વૃત્રનું મસ્તક કાપ્યું હતું તેમ શ્રીહરિએ મહામાયાવી શાલ્વનું કુંડળસહિત મુકુટવાળું મસ્તક તે જ સુદર્શન ચક્રથી કાપી નાખ્યું, ત્યારે મનુષ્યોમાં હાહાકારની વાણી થઈ. ॥ ૩૬ ॥ ૩૬ ॥

**तस्मिन् निपतिते पापे सौभे च गदया हते।**
**नेदुर्दुन्दुभयो राजन् दिवि देवगणेरिताः।**
**सखीनामपचितिं कुर्वन् दन्तवक्त्रो रुषाभ्यगात्॥ ३७**

તે પાપી શાલ્વ ઢળી પડ્યો ત્યારે અને સૌભયાન ગદાથી નાશ પામ્યું ત્યારે હે રાજા (પરીક્ષિત), સ્વર્ગમાં દેવોના સમૂહો દ્વારા વગાડવામાં આવેલાં નગારાં વાગવા લાગ્યાં. (તે સમયે) મિત્રોના વેરનો બદલો વાળતો દંતવક્ત્ર ક્રોધથી ધસી આવ્યો. ॥ ૩૭ ॥

देवगणैरीरिता वादिताः। किंच सखीनामिति॥ ३७॥

દેવોના સમૂહો દ્વારા **'ईरिताः'** વગાડવામાં આવેલાં – વળી, **'सखीनाम् इति।'** (એ દ્વારા અન્ય કથાનો ઉલ્લેખ કરે છે.) ॥ ૩૭ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे उत्तरार्धे सौभवधो नाम सप्तसप्ततितमोऽध्यायः॥ ७७॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे उत्तरार्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां सप्तसप्ततितमोऽध्यायः॥ ७७॥

*****

# अथाष्टसप्ततितमोऽध्याय:

## દંતવક્ત્ર અને વિદૂરથનો ઉદ્ધાર તથા બલરામજી દ્વારા સૂતજીનો વધ

ततोऽष्टसप्ततितमे दन्तवक्त्रविदूरथौ।
हत्वा हरिः पुरे रेमे रामः सूतं ततोऽवधीत्॥ १ ॥

ત્યાર પછી ઇઠ્યોતેરમા અધ્યાયમાં શ્રીહરિએ દંતવક્ત્ર અને વિદૂરથને હણીને દ્વારકાનગરીમાં આનંદ કર્યો. પછી બલરામજીએ સૂતજીનો વધ કર્યો, (તે કથા છે). ॥ ૧ ॥

सखीनामपचितिं कुर्वन्नित्युक्तं तदेवाह— **शिशुपालस्येति**।

'મિત્રોના વેરનો બદલો લેતો' (શ્રીમદ્ ભા. ૧૦/૭૭/૩૭) એમ જે કહેવામાં આવ્યું, તે જ કહે છે – **'शिशुपालस्य इति।'**

**श्रीशुक उवाच**

**शिशुपालस्य शाल्वस्य पौण्ड्रकस्यापि दुर्मतिः।**
**परलोकगतानां च कुर्वन् पारोक्ष्यसौहृदम्॥ १**

**एकः पदातिः संक्रुद्धो गदापाणिः प्रकम्पयन्।**
**पद्भ्यामिमां महाराज महासत्त्वो व्यदृश्यत॥ २**

**શ્રીશુકદેવજી બોલ્યા** – પરલોક ગયેલા (હોવા છતાં) શિશુપાલ, શાલ્વ અને પૌંડ્રકની પરોક્ષમાં કરવાનું મિત્રનું કાર્ય કરવા માટે હે મહારાજ (પરીક્ષિત)! મહાબળવાન, દુષ્ટબુદ્ધિ, અતિશય ક્રોધે ભરાયેલો, હાથમાં ગદા ધારણ કરેલો અને પગથી આને (પૃથ્વીને) કંપાવતો, એકલો, પગપાળો (દંતવક્ત્ર) દેખાયો. ॥ ૧ ॥ ૨ ॥

पारोक्ष्यसौहृदं परोक्षे करणीयं सुहृत्कृत्यम् ॥ १ ॥ २ ॥

**'पारोक्ष्यसौहृदम्'** પરોક્ષમાં કરવા યોગ્ય મિત્રકાર્ય ॥ ૧ ॥ ૨ ॥

**तं तथाऽऽयान्तमालोक्य गदामादाय सत्वरः।**
**अवप्लुत्य रथात् कृष्णः सिन्धुं वेलेव प्रत्यधात्॥ ३**

તે રીતે તેને આવતો જોઈ ત્વરાથી ગદા લઈને રથ પરથી નીચે કૂદી પડીને, કિનારો જેમ સમુદ્રને રોકે તેમ શ્રીકૃષ્ણે તેને રોક્યો. ॥ ૩ ॥

प्रत्यधात् प्रतिरुरोध॥ ३ ॥

**'प्रत्यधात्'** રોક્યો ॥ ૩ ॥

**गदामुद्यम्य कारूषो मुकुन्दं प्राह दुर्मदः।**
**दिष्ट्या दिष्ट्या भवानद्य मम दृष्टिपथं गतः॥ ४**

**त्वं मातुलेयो नः कृष्ण मित्रध्रुङ्मां जिघांससि।**
**अतस्त्वां गदया मन्द हनिष्ये वज्रकल्पया॥ ५**

**तर्ह्यानृण्यमुपैम्यज्ञ मित्राणां मित्रवत्सलः।**
**बन्धुरूपमरिं हत्वा व्याधिं देहचरं यथा॥ ६**

દુષ્ટ મદવાળા કરૂષાધિપતિ દંતવક્ત્રે પણ ગદા ઉગામીને મુકુંદને કહ્યું : 'સારું થયું, સારું થયું આપ આજે મારી નજરે ચડ્યા! ॥ ૪ ॥ હે કૃષ્ણ, તું મારા મામાનો દીકરો છે, પણ મારા મિત્રોનો દ્રોહ કરનાર છે. વળી, મને મારવા ઇચ્છે છે, આથી હે મૂર્ખ, વજ્ર જેવી (આ) ગદાથી હું તને મારીશ. ॥ ૫ ॥ હે અજ્ઞાની, જેમ શરીરમાં રહેલા વ્યાધિનો નાશ કરીને (મનુષ્ય સુખ પામે છે), તેમ મિત્રવત્સલ હું ભાઈરૂપે રહેલા શત્રુ એવા તને મારીને મિત્રોનું ઋણ ફેડીશ.' ॥ ૬ ॥

'मुकुन्दं प्राह दुर्मद' इत्यादेरधिक्षेपपरता स्फुटैव। परमार्थस्तु दुर्मदो गतमदः प्राह— मुकुन्दं तृतीये जन्मनि मुक्तिदानार्थमागतम्। अद्येति। जन्मत्रयेऽन्विष्यमाणोऽद्य ब्रह्मशापावसाने भवान्मम स्वामी दृष्टिपथं गतः प्राप्तः। एतद्दिष्ट्या दिष्ट्या भद्रं भद्रम्। अतिहर्षे वीप्सा॥ ४॥

'દુષ્ટ મદવાળાએ મુકુંદને કહ્યું' વગેરે દ્વારા તિરસ્કારપરકતા સ્પષ્ટ જ છે. વાસ્તવિક પરમાર્થ આ પ્રમાણે છે : જેનામાંથી મદ દૂર થયો છે તે (પાર્ષદ) કહે છે – **'मुकुन्दम्'** ત્રીજા જન્મે મુક્તિનું દાન કરવા માટે આવેલાને (કહે છે) – **'अद्य इति।'** ત્રણ જન્મોથી અન્વેષણ કરતા, આજે બ્રહ્મશાપની અવધિ સમાપ્ત થતાં, મારા સ્વામી એવા આપ મારા દૃષ્ટિપથમાં **'गतः'** પ્રાપ્ત થયા છો. આ **'दिष्ट्या दिष्ट्या'** સૌભાગ્યની વાત છે, આનંદની વાત છે. અતિ હર્ષમાં દ્વિરુક્તિ – બે વાર કહેવાયું છે. ॥ ૪ ॥

किंच हे कृष्ण, त्वमस्माकं मातुलेयो बन्धुः। एवमपि मित्रध्रुक् मित्राणि घातितवान्, मां च जिघांससि तस्मादस्माकं त्वत्तो मृत्युः सनकाद्यनुग्रहप्राप्तो नूनं दुर्वारः। अतस्त्वामेतावन्मात्रमहं याचे। किं तदाह—अमन्द सर्वसहनसमर्थ। क्षात्रधर्मेण सेवितुं गदया त्वां हनिष्ये प्रहरिष्यामि तामेकवारं सहस्वेति।

વળી, હે કૃષ્ણ, તમે અમારા મામાના દીકરા ભાઈ છો. આમ પણ **'मित्रध्रुक्'** મિત્રોને મરાવનાર અને મને પણ મારી નાખવા ઇચ્છો છો, તેથી સનકાદિ ઋષિઓના અનુગ્રહને કારણે પ્રાપ્ત થયેલું તમારાથી થનારું અમારું મૃત્યુ નિશ્ચય જ અનિવાર્ય છે. આથી આપની પાસેથી હું આટલું જ માગું છું. તે શું, તે કહે છે – **'अमन्द'** હે સર્વ કાંઈ સહન કરવાને સમર્થ, ક્ષત્રિયધર્મથી સેવા કરવા માટે હું આપની ઉપર ગદાથી **'हनिष्ये'** પ્રહાર કરીશ, તે ગદાને આપ એક વાર સહન કરશો.

ननु वज्रतुल्यां त्वद्गदां को वा सहेत नैवमित्याह—अवज्रकल्पया उत्पलमालावदतिकोमलयेत्यर्थः॥ ५॥

શંકા કરવામાં આવી છે કે વજ્ર જેવી તારી ગદાને તો કોણ સહન કરે? તે માટે કહે છે કે, ના, એમ નથી. (– મૂળ પાઠમાં અવગ્રહ લેતાં) **'अवज्रकल्पया'** કમળની માળા જેવી કોમળ ગદાથી, એમ અર્થ છે. ॥ ૫ ॥

नन्वेवं हनने कस्तव पुरुषार्थस्तमाह— **तर्हीति**।

શંકા કરવામાં આવી છે કે આ રીતે હણવામાં તારો કયો પુરુષાર્થ છે? તે પુરુષાર્થ વર્ણવે છે – **'तर्हि इति।'**

अज्ञ न विद्यते ज्ञो यस्मात्, हे सर्वज्ञेत्यर्थः। परमार्थतः स्वामिनमेतद्देहसंबन्धेन बन्धुरूपमरिं ब्रह्मशापेन शत्रुत्वेन प्रतीतं त्वां हत्वा मित्राणामानृण्यमुपैष्यामि। विशेषेणाधीयते मनसि

**'अज्ञ'** જેનાથી બુદ્ધિમાન (અન્ય) કોઈ નથી એવા હે સર્વજ્ઞ, એમ અર્થ છે. પારમાર્થિક અર્થ પ્રમાણે સ્વામીને હણીને આ દેહસંબંધથી બંધુરૂપ શત્રુને – બ્રહ્મશાપથી શત્રુરૂપે પ્રતીત થતા આપને હણીને મિત્રોનું ઋણ ફેડીશ. વિશેષરૂપે સ્થાપવામાં આવે,

चिन्त्यत इति व्याधिः। देहेऽन्तर्यामितया चरतीति तथा तमीश्वरं हत्वा क्षात्रधर्मेणाराध्य। हन्तेर्गत्यर्थस्य ज्ञानार्थत्वाज्ज्ञात्वेति वा। तेन यथा पित्रादीनामानृण्यमुपयन्ति तद्वदिति ॥ ६ ॥

મનમાં ચિંતન કરવામાં આવે તે વ્યાધિ. (**देहचरं यथा**) દેહમાં અંતર્યામીરૂપે વિચરે છે તે ઈશ્વરને **'हत्वा'** ક્ષત્રિયધર્મથી આરાધીને – અથવા हन् ધાતુ ગતિના અર્થમાં છે. ગત્યર્થક ધાતુઓ જ્ઞાનાર્થક હોવાથી **हत्वा** = **गत्वा** = **ज्ञात्वा** જાણીને – તેનાથી જેમ પિતા વગેરેનું ઋણ ચૂકવવામાં આવે છે તેમ ॥ ૬ ॥

**एवं रूक्षैस्तुदन् वाक्यैः कृष्णं तोत्त्रैरिव द्विपम्।**
**गदयाताडयन्मूर्ध्नि सिंहवद् व्यनदच्च सः ॥ ७**

જેમ (મહાવત) અંકુશ (વગેરે)થી હાથીને પીડા કરે તેમ કઠોર વાક્યોથી શ્રીકૃષ્ણને પીડા કરતા દંતવક્ત્રે ગદાથી ભગવાનના મસ્તક ઉપર પ્રહાર કર્યો અને સિંહની જેમ ત્રાડ પાડી. ॥ ૭ ॥

रूक्षैरित्यादिप्रतीत्यभिप्रायेण। तोत्रैरङ्कुशादिभिः ॥ ७ ॥

**'रुक्षैः वाक्यैः'** એમ આગળ કહેલું છે તે પ્રતીતિના અભિપ્રાયથી કહ્યું છે. વસ્તુતઃ એ વાક્યો કઠોર ન હતાં. **'तोत्रैः'** અંકુશ વગેરેથી ॥ ૭ ॥

**गदयाभिहतोऽप्याजौ न चचाल यदूद्वहः।**
**कृष्णोऽपि तमहन् गुर्व्या कौमोदक्या स्तनान्तरे ॥ ८**

॥ ८ ॥

ગદાથી પ્રતાડિત થયા હોવા છતાં યાદવોના ઉદ્ધારક (શ્રીકૃષ્ણ) યુદ્ધમાં ડગ્યા નહીં. શ્રીકૃષ્ણે પણ તેને પોતાની ભારે કૌમોદકી ગદાથી બે સ્તનોની વચ્ચે (છાતીમાં) માર્યો. ॥ ૮ ॥ ૮ ॥

**गदानिर्भिन्नहृदय उद्वमन् रुधिरं मुखात्।**
**प्रसार्य केशबाह्वङ्घ्रीन् धरण्यां न्यपतद् व्यसुः ॥ ९**

॥ ९ ॥

ગદાથી ચિરાઈ ગયેલા હૃદયવાળો, મુખથી રુધિર ઓકતો, કેશ અને હાથ-પગ ફેલાવીને, પ્રાણહીન થયેલો તે ધરણી પર ઢળી પડ્યો. ॥ ૯ ॥ ૯ ॥

**ततः सूक्ष्मतरं ज्योतिः कृष्णमाविशदद्भुतम्।**
**पश्यतां सर्वभूतानां यथा चैद्यवधे नृप ॥ १०**

॥ १० ॥

હે રાજા, જેમ શિશુપાલના વધ સમયે (તેના શરીરમાંથી પ્રકાશ નીકળીને શ્રીકૃષ્ણમાં પ્રવિષ્ટ થઈ ગયો હતો,) તેમ (દંતવક્ત્રના શરીરમાંથી અતિ સૂક્ષ્મ, અદ્ભુત પ્રકાશ નીકળીને તે સમયે સર્વ લોકોનાં દેખતાં શ્રીકૃષ્ણમાં પ્રવિષ્ટ થઈ ગયો હતો. ॥ ૧૦ ॥ ૧૦ ॥

**विदूरथस्तु तद्भ्राता भ्रातृशोकपरिप्लुतः।**
**आगच्छदसिचर्मभ्यामुच्छ्वसंस्तज्जिघांसया ॥ ११**

॥ ११ ॥

ભાઈના શોકમાં ડૂબેલો તેનો (દંતવક્ત્રનો) ભાઈ વિદૂરથ પણ તેમને મારવાની ઈચ્છાથી ઢાલ-તલવાર સાથે હાંફતો હાંફતો આવી પહોંચ્યો. ॥ ૧૧ ॥ ૧૧ ॥

**तस्य चापततः कृष्णश्चक्रेण क्षुरनेमिना।**
**शिरो जहार राजेन्द्र सकिरीटं सकुण्डलम् ॥ १२**

॥ १२ ॥

ધસી આવતા તેના મસ્તકને પણ હે રાજેન્દ્ર, તીક્ષ્ણ ધારવાળા ચક્રથી મુકુટ અને કુંડળ સહિત શ્રીકૃષ્ણે કાપી નાખ્યું. ॥ ૧૨ ॥ ૧૨ ॥

**एवं सौभं च शाल्वं च दन्तवक्त्रं सहानुजम्।**
**हत्वा दुर्विषहानन्यैरीडितः सुरमानवैः॥ १३**
**मुनिभिः सिद्धगन्धर्वैर्विद्याधरमहोरगैः।**
**अप्सरोभिः पितृगणैर्यक्षैः किन्नरचारणैः॥ १४**
**उपगीयमानविजयः कुसुमैरभिवर्षितः।**
**वृतश्च वृष्णिप्रवरैर्विवेशालङ्कृतां पुरीम्॥ १५**
॥ १३ ॥ १४ ॥ १५ ॥

આમ, બીજાઓ દ્વારા સહન કરવા અશક્ય એવા શાલ્વ તથા સૌભયાનને અને અનુજ સહિત દંતવક્ત્રને હણીને દેવો અને મનુષ્યો દ્વારા સ્તુતિ કરાયેલા, ॥ ૧૩ ॥ મુનિઓ, સિદ્ધો, ગંધર્વો, વિદ્યાધરો, મોટા સર્પો, અપ્સરાઓ, પિતૃગણો, યક્ષો, કિન્નરો અને ચારણો દ્વારા ॥ ૧૪ ॥ વિજયગાન કરાતા તથા પુષ્પોથી અભિવર્ષિત થતા અને યાદવવીરોથી વીંટળાયેલા ભગવાને અલંકૃત થયેલી દ્વારકાપુરીમાં પ્રવેશ કર્યો. ॥ ૧૫ ॥ ૧૩ ॥ ૧૪ ॥ ૧૫ ॥

**एवं योगेश्वरः कृष्णो भगवान् जगदीश्वरः।**
**ईयते पशुदृष्टीनां निर्जितो जयतीति सः॥ १६**

આમ, જગતના ઈશ્વર યોગેશ્વર ભગવાન શ્રીકૃષ્ણ (સદાય) જય પામે છે, પરંતુ પશુ (અજ્ઞાની) જેવી દૃષ્ટિવાળાઓને તે પરાજિત થતા જણાય છે. ॥ ૧૬ ॥

एवं श्रीकृष्णो महाबलानपि लीलया जयत्येवेति कृत्वा स कदाचिज्जरासन्धादिभिर्निर्जित इति पशुदृष्टीनामीयते। नित्यजये हेतवः—योगेश्वरो भगवान् जगदीश्वर इति॥ १६॥

આમ, મહાબળવાનોને પણ શ્રીકૃષ્ણ લીલાથી જીતી લે છે જ. એમ કરીને તે ક્યારેક જરાસંધ વગેરે દ્વારા પરાજિત થાય છે, તે પશુ જેવી દૃષ્ટિવાળાઓને જણાય છે. સદાય જય થવાનાં કારણો – ભગવાન શ્રીકૃષ્ણ યોગેશ્વર છે, જગતના ઈશ્વર છે. ॥ ૧૬ ॥

तत्प्रसङ्गमाह—**श्रुत्वेति**।

તે (સૂતજી અને બલ્વલના) પ્રસંગને વર્ણવે છે – **'શ્રુત્વા ઇતિ।'**

'विदूरथान्तमामथ्य पूतनादि दनोः कुलम्।
कृष्णस्तूपारमन्नाराद्रामोऽहन्सूतबल्वलौ'॥ १

'પૂતનાથી આરંભીને વિદૂરથ પર્યન્ત દાનવકુળનો સંહાર કરીને શ્રીકૃષ્ણ વિરામ પામ્યા. (ત્યાર પછી) બલરામજીએ સૂતજીનો અને બલ્વલનો વધ કર્યો.' ॥ ૧ ॥

**श्रुत्वा युद्धोद्यमं रामः कुरूणां सह पाण्डवैः।**
**तीर्थाभिषेकव्याजेन मध्यस्थः प्रययौ किल॥ १७**
॥ १७॥

પાંડવો સાથે કૌરવોના યુદ્ધની તૈયારી વિષે સાંભળીને તટસ્થ બલરામજી તીર્થસ્નાન કરવાના બહાને (દ્વારકાથી) નીકળી ગયા. ॥ ૧૭ ॥ ૧૭ ॥

**स्नात्वा प्रभासे सन्तर्प्य देवर्षिपितृमानवान्।**
**सरस्वतीं प्रतिस्त्रोतं ययौ ब्राह्मणसंवृतः॥ १८**

પ્રભાસ તીર્થમાં સ્નાન કરી દેવો, ઋષિઓ, પિતૃઓ તથા મનુષ્યોનું તર્પણ કરીને બ્રાહ્મણોથી વીંટળાયેલા બલરામજી સરસ્વતી નદીના સામા પ્રવાહે (મૂળ તરફ) જવા લાગ્યા. ॥ ૧૮ ॥

प्रतिस्त्रोतं प्रतिलोमम्॥ १८॥

**'પ્રતિસ્ત્રોતમ્'** સામા પ્રવાહે (મૂળ તરફ) ॥ ૧૮॥

**पृथूदकं बिन्दुसरस्त्रितकूपं सुदर्शनम्।**
**विशालं ब्रह्मतीर्थं च चक्रं प्राचीं सरस्वतीम्॥ १९**

પૃથૂદક (કુરુક્ષેત્રમાં આવેલું તીર્થ જ્યાં પૃથુએ સો અશ્વમેધ યજ્ઞો કર્યા હતા), બિંદુસર (ગુજરાતમાં આવેલા સિદ્ધપુરમાં કર્દમઋષિના આશ્રમમાં આવેલું છે), ત્રિતકૂપમાં (સરસ્વતીના તીરે ત્રિત ઋષિનું) સુદર્શન તીર્થ, (સરસ્વતીના તીરે આવેલું) બ્રહ્મતીર્થ, વિશાલતીર્થ, (કન્યાતીર્થ અને સોમતીર્થની મધ્યમાં) અને (કુરુક્ષેત્રમાં આવેલી) પ્રાચી સરસ્વતી(ના તીરે આવેલા ચક્રતીર્થ)માં બલરામજી ગયા.॥ ૧૯ ॥

**यमुनामनु यान्येव गङ्गामनु च भारत।**
**जगाम नैमिषं यत्र ऋषयः सत्रमासते॥ २०**

પછી હે ભારત (પરીક્ષિત), યમુનાજીના તીરે તથા ગંગાજીના તીરે જે તીર્થો આવેલાં છે, તે તીર્થોમાં જઈને તેઓ નૈમિષારણ્યમાં ગયા, જ્યાં શૌનકાદિ ઋષિઓ મહાયજ્ઞ કરી રહ્યા હતા. ॥ ૨૦ ॥

सुदर्शनं तीर्थम्। चक्रं चक्रतीर्थम्॥ १९॥ यमुनामनु यानि तीर्थानि गङ्गामनु च यानि तानि सर्वाणि गत्वा नैमिषमरण्यं जगाम॥ २०॥

સુદર્શન તીર્થમાં અને **'चक्रम्'** ચક્રતીર્થમાં ॥ ૧૯ ॥ યમુનાજીના કિનારે જે તીર્થો આવેલાં છે અને ગંગાજીના કિનારે જે તીર્થો આવેલાં છે, તે સર્વમાં જઈને નૈમિષારણ્યમાં ગયા. ॥ ૨૦ ॥

**तमागतमभिप्रेत्य मुनयो दीर्घसत्रिणः।**
**अभिनन्द्य यथान्यायं प्रणम्योत्थाय चार्चयन्॥ २१**

તેમને (બલરામજીને) આવેલા જાણીને દીર્ઘકાળ પર્યન્ત યજ્ઞ કરનાર મુનિઓએ ઊભા થઈ, પ્રણામ કરી, સ્વાગત કરીને યથોચિત રીતે પૂજન કર્યું. ॥ ૨૧ ॥

अभिप्रेत्य श्रीराम इति ज्ञात्वा॥ २१॥

**'अभिप्रेत्य'** શ્રીબલરામજી (આવ્યા છે), એમ જાણીને ॥ ૨૧ ॥

**सोऽर्चितः सपरीवारः कृतासनपरिग्रहः।**
**रोमहर्षणमासीनं महर्षेः शिष्यमैक्षत॥ २२**

(સાથે આવેલા વિપ્રાદિ) પરિવાર સહિત પૂજન કરાયેલા અને આસન પર બિરાજેલા તેમણે મહર્ષિ વેદવ્યાસજીના શિષ્ય રોમહર્ષણને ત્યાં બેઠેલા જોયા. ॥ ૨૨ ॥

महर्षेर्व्यासस्य॥ २२॥

**'महर्षेः'** મહર્ષિ વેદવ્યાસજીના ॥ ૨૨ ॥

**अप्रत्युत्थायिनं सूतमकृतप्रह्वणांजलिम्।**
**अध्यासीनं च तान् विप्रांश्चुकोपोद्वीक्ष्य माधवः॥ २३**

સત્કાર કરવા માટે ઊભા ન થયેલા, (સૂત જાતિના હોવા છતાં) અંજલિબદ્ધ થઈ નમસ્કાર ન કરનારા, તે બ્રાહ્મણો કરતાં ઉચ્ચ આસન પર બેઠેલા સૂતજીને જોઈને મધુવંશી (બલરામજી) કોપી ઊઠ્યા. ॥ ૨૩ ॥

सूतं प्रतिलोमजम्। न कृतं प्रह्वणमञ्जलिश्च येन तम्। अध्यासीनं च तान्। तेभ्योऽप्युच्चैरासीन-मित्यर्थः ॥ २३ ॥

**'सूतम्'** (બ્રાહ્મણીમાં ક્ષત્રિયથી ઉત્પન્ન થનાર) પ્રતિલોમ જન્મવાળાને – જેમણે અંજલિબદ્ધ થઈ નમસ્કાર નથી કર્યા તેમને – **'अध्यासीनं च तान्'** તે વિપ્રોથી ઉચ્ચ આસન પર બેઠેલાને, એમ અર્થ છે. ॥ ૨૩ ॥

**यस्मादसाविमान् विप्रानध्यास्ते प्रतिलोमजः ।**
**धर्मपालांस्तथैवास्मान् वधमर्हति दुर्मतिः ॥ २४ ॥ २४ ॥**

'પ્રતિલોમ જાતિનો એ દુર્બુદ્ધિ સૂત આ બ્રાહ્મણો અને ધર્મનું રક્ષણ કરનારા ક્ષત્રિયો એવા અમારા કરતાં ઉચ્ચ આસન પર બેસી રહ્યો છે તેથી તે વધને યોગ્ય છે.' ॥ ૨૪ ॥ ૨૪ ॥

अजानन्नध्यास्त इति चेन्नैवमित्याह—**ऋषेरिति**।

જો અજાણતાં બેસી રહ્યો હોય તો (ક્ષમ્ય છે), પણ તેમ નથી, એમ કહે છે – **'ऋषेः इति।'**

**ऋषेर्भगवतो भूत्वा शिष्योऽधीत्य बहूनि च ।**
**सेतिहासपुराणानि धर्मशास्त्राणि सर्वशः ॥ २५ ॥ २५ ॥**

ભગવાન વેદવ્યાસજીનો શિષ્ય થઈને તથા અનેક ઈતિહાસ-પુરાણો અને સર્વ ધર્મશાસ્ત્રોનું અધ્યયન કરીને (પણ તે આમ બેઠો છે)! ॥ ૨૫ ॥ ૨૫ ॥

ननु बहुज्ञः कथमेवं कुर्यात्तत्राह—**अदान्तस्येति**।

શંકા કરવામાં આવી છે કે બહુ જ્ઞાની આ પ્રમાણે કેવી રીતે કરે? તે માટે કહે છે – **'अदान्तस्य इति।'**

**अदान्तस्याविनीतस्य वृथा पण्डितमानिनः ।**
**न गुणाय भवन्ति स्म नटस्येवाजितात्मनः ॥ २६**

અજિતેન્દ્રિય, અવિનયી અને પોતાને વૃથા પંડિત માનનાર તથા મનને વશમાં ન રાખનારને માટે, જેમ નટને (શીખવવામાં આવેલા પ્રાણાયામાદિથી તેને મોક્ષ નથી મળતો,) તેમ ધર્મશાસ્ત્રો યથોચિત અનુષ્ઠાન માટે નથી હોતાં. ॥ ૨૬ ॥

गुणाय यथोचितानुष्ठानाय ॥ २६ ॥

**'गुणाय'** યથોચિત અનુષ્ઠાન માટે ॥ ૨૬ ॥

विप्रानध्यास्तामन्यद्वा किंचित्करोतु किं तवेति चेत्तत्राह—**एतदर्थ इति**।

'વિપ્રોને શિક્ષણ આપે અથવા બીજું કાંઈ કરે, તમારે શું?' એમ જો કહેવામાં આવે તો તે માટે કહે છે – **'एतत्-अर्थः इति।'**

**एतदर्थो हि लोकेऽस्मिन्नवतारो मया कृतः ।**
**वध्या मे धर्मध्वजिनस्ते हि पातकिनोऽधिकाः ॥ २७**

આ લોકમાં આ જ કારણે મેં અવતાર લીધો છે. ધર્મનાં શ્રેષ્ઠ ચિહ્નો ધારણ કરનારા (બહારથી ધર્મનું પ્રદર્શન કરનારા લોકો અધાર્મિક લોકો કરતાં) વધુ પાપીઓ છે તેથી તેઓ વધને જ યોગ્ય છે. ॥ ૨૭ ॥

धर्मध्वजिन उत्तमलिङ्गधारिणः ॥ २७ ॥

**'धर्मध्वजिनः'** ધર્મનાં શ્રેષ્ઠ ચિહ્નો ધારણ કરનારા ॥ ૨૭ ॥

**एतावदुक्त्वा भगवान् निवृत्तोऽसद्वधादपि।**
**भावित्वात्तं कुशाग्रेण करस्थेनाहनत् प्रभुः॥ २८**

આટલું કહીને સમર્થ ભગવાન બલરામજીએ, દુષ્ટોનો વધ કરવામાંથી નિવૃત્ત થયા હોવા છતાં, પ્રબળ ભવિતવ્યતા (ભાવિ) હોવાથી હાથમાં રહેલા દર્ભના અગ્રભાગથી તેમનો વધ કર્યો. ॥ ૨૮ ॥

भावित्वादिति। न हि भवितव्यं केनापि परिहर्तुं शक्यत इत्यर्थः। अहनत् अहन्॥ २८॥

**'भावित्वात् इति।'** બનવાનું હોવાથી કોઈનાથી પણ તેને અટકાવવું શક્ય ન હતું, એમ અર્થ છે. **'अहनत्'** (વ્યાકરણ પ્રમાણે) **अहन्** (રૂપ થાય.) ॥ ૨૮ ॥

**हाहेति वादिनः सर्वे मुनयः खिन्नमानसाः।**
**ऊचुः संकर्षणं देवमधर्मस्ते कृतः प्रभो॥ २९**

હાહાકાર કરતા મુનિઓ ખિન્ન મનવાળા થઈને સંકર્ષણદેવને (બલરામજીને) કહેવા લાગ્યા : 'હે પ્રભુ, તમારા દ્વારા અધર્મ કરવામાં આવ્યો છે.' ॥ ૨૯ ॥

ते त्वया॥ २९॥

**'ते'** તમારા દ્વારા ॥ ૨૯ ॥

अधार्मिकप्रतिलोमजवधः कोऽयमधर्म इति चेत्तत्राहुः—**अस्येति**।

'અધાર્મિક, પ્રતિલોમ જન્મવાળાનો વધ, એ કયો અધર્મ છે?' એમ જો બલરામજી કહે, તો તે માટે મુનિઓ કહે છે – **'अस्य इति।'**

**अस्य ब्रह्मासनं दत्तमस्माभिर्यदुनन्दन।**
**आयुश्चात्माक्लमं तावद् यावत् सत्रं समाप्यते॥ ३०**

હે યદુનંદન, જ્યાં સુધી મહાયજ્ઞ સમાપ્ત ન થાય ત્યાં સુધી અમારા દ્વારા આમને (સૂતજીને) બ્રહ્માસન આપવામાં આવ્યું હતું અને જેમાં શરીરને શ્રમ ન પડે તેવું દીર્ઘાયુષ્ય પણ આપવામાં આવ્યું હતું.॥ ૩૦ ॥

पुराणप्रवचनायात्मनः शरीरस्य नास्ति क्लमो यस्मिंस्तदायुश्च दत्तमिति॥ ३०॥

પુરાણ ઉપર પ્રવચન કરવા માટે **'आत्मनः'** શરીરને જેમાં શ્રમ ન પડે તેવું આયુષ્ય પણ આપવામાં આવ્યું છે. ॥ ૩૦ ॥

**अजानतैवाचरितस्त्वया ब्रह्मवधो यथा।**
**योगेश्वरस्य भवतो नाम्नायोऽपि नियामकः॥ ३१**
**यद्येतद् ब्रह्महत्यायाः पावनं लोकपावन।**
**चरिष्यति भवाँल्लोकसङ्ग्रहोऽनन्यचोदितः॥ ३२**

અજાણતાં જ થયેલી બ્રહ્મહત્યાની જેમ આપના દ્વારા (આ વધ) કરવામાં આવ્યો છે. વેદશાસ્ત્ર પણ યોગેશ્વર એવા આપનું નિયંત્રણ કરનાર નથી. ॥ ૩૧ ॥ (તેમ છતાં) હે લોકપાવન! આ બ્રહ્મહત્યાનું પ્રાયશ્ચિત્ત આપ બીજાની પ્રેરણા વિના (સ્વયં) કરશો, તો લોકો પણ તે અનુસાર વર્તશે. ॥ ૩૨ ॥

ब्रह्मवधेऽपि किं ममेश्वरस्येति चेत्सत्यमेव, तथापि प्रायश्चित्तं कर्तव्यमित्याशयेनाहुः—योगेश्वरस्येति सार्धेन। आम्नायो 'ब्राह्मणो न हन्तव्य' इत्यादिलक्षणः॥ ३१॥

'બ્રાહ્મણનો વધ થયો હોય તો પણ ઈશ્વર એવા મને (દોષ લાગે ખરો?)' એ જો સાચું જ હોય તો પણ પ્રાયશ્ચિત્ત કરવું જોઈએ, એ આશયથી દોઢ શ્લોકથી કહે છે – **'योगेश्वरस्य इति।'** 'બ્રાહ્મણ વધને યોગ્ય નથી.' વગેરે લક્ષણવાળું વેદવચન છે. ॥ ૩૧ ॥

तथाप्येतस्या ब्रह्महत्यायाः पावनं प्रायश्चित्तं हे लोकपावन, अनन्यचोदितः स्वयमेव भवान् यदि करिष्यति तर्हि लोकसंग्रहो भविष्यति नान्यथेति ॥ ३२ ॥

श्रीभगवानुवाच

**करिष्ये वधनिर्वेशं लोकानुग्रहकाम्यया।**
**नियमः प्रथमे कल्पे यावान् स तु विधीयताम्॥ ३३**

वधस्य निर्वेशं प्रायश्चित्तम्। प्रथमे कल्पे मुख्यकल्पे। विधीयतामुपदिश्यताम्॥ ३३ ॥

**दीर्घमायुर्बतैतस्य सत्त्वमिन्द्रियमेव च।**
**आशासितं यत्तद् ब्रूत साधये योगमायया॥ ३४**

किंच बत हे मुनयः, एतस्य दीर्घमायुः सत्त्वं बलमिन्द्रियं तत्पाटवं च। अन्यच्च यद्भवद्भिराशासितमपेक्षितं तद्ब्रूत सर्वम्॥ ३४॥

ऋषय ऊचुः

**अस्त्रस्य तव वीर्यस्य मृत्योरस्माकमेव च।**
**यथा भवेद् वचः सत्यं तथा राम विधीयताम्॥ ३५**

अस्त्रादीनां यथा सत्यता भवेदस्माकं च वचः सत्यं यथा भवेत्तथा विधीयतामित्यर्थः॥ ३५॥

तथा संपादयन्नाह—**आत्मा वा इति**।

श्रीभगवानुवाच

**आत्मा वै पुत्र उत्पन्न इति वेदानुशासनम्।**
**तस्मादस्य भवेद् वक्ता आयुरिन्द्रियसत्त्ववान्॥ ३६**

તેમ છતાં હે લોકપાવન, આ બ્રહ્મહત્યાનું **'પાવનમ્'** પ્રાયશ્ચિત્ત અન્યની પ્રેરણા વિના સ્વયં આપ જ જો કરશો, તો લોકસંગ્રહ થશે, નહીં તો નહીં થાય. ॥ ૩૨॥

**શ્રીભગવાન (બલરામજી) બોલ્યા** – લોકો ઉપર અનુગ્રહ કરવાની ઈચ્છાથી હું બ્રહ્મહત્યાનું પ્રાયશ્ચિત્ત કરીશ. (માટે) મુખ્ય વિધિમાં જેટલો નિયમ હોય તે મને ઉપદેશ કરો (કરવામાં આવે). ॥ ૩૩॥

બ્રહ્મહત્યાનું **'निर्वेशम्'** પ્રાયશ્ચિત્ત – **'प्रथमे कल्पे'** મુખ્ય વિધિમાં – **'विधीयताम्'** ઉપદેશ કરવામાં આવે. ॥ ૩૩ ॥

અહો! આમનું (રોમહર્ષણનું) દીર્ઘ આયુષ્ય, બળ તથા ઈન્દ્રિયશક્તિ – જે અપેક્ષિત હોય તે કહો. હું યોગમાયાથી સિદ્ધ કરીશ. ॥ ૩૪ ॥

અહો! વળી, હે મુનિઓ, આમનું દીર્ઘ આયુષ્ય, **'सत्त्वम्'** બળ તથા **'इन्द्रियम्'** તે ઈન્દ્રિયોની પટુતા – બીજું પણ આપના દ્વારા જે **'आशासितम्'** અપેક્ષિત હોય તે સર્વ કહો. ॥ ૩૪ ॥

**ઋષિઓ બોલ્યા** – હે રામ, આપના દ્વારા પ્રયુક્ત કરાયેલા કુશરૂપ અસ્ત્રની, આપના પ્રભાવની, (રોમહર્ષણના) મૃત્યુની તથા આપના અને અમારા વચનની સત્યતા જે રીતે થાય, તે રીતે કરવામાં આવે. ॥ ૩૫ ॥

અસ્ત્ર વગેરેની સત્યતા જે રીતે થાય તથા (આપનું) અને અમારું વચન પણ જે રીતે સત્ય થાય, તેમ કરવામાં આવે, એમ અર્થ છે. ॥ ૩૫ ॥

તે અનુસાર સંપન્ન કરતા (બલરામજી) કહે છે – **'आत्मा वै इति।'**

**શ્રીભગવાન (બલરામજી) બોલ્યા** – પિતા પોતે જ પુત્રરૂપે ઉત્પન્ન થાય છે, એવી વેદની આજ્ઞા છે. આથી આ રોમહર્ષણનો પુત્ર દીર્ઘ આયુષ્ય, ઈન્દ્રિયસામર્થ્ય અને બળવાળો વક્તા થશે. ॥ ૩૬ ॥

'अङ्गादङ्गात्संभवसि हृदयादधिजायसे।'
'आत्मा वै पुत्रनामासि स जीव शरदः शतम्।'

इत्यादिवेदानुशासनं वेदवचनम्। तस्मादस्य रोमहर्षणस्य पुत्र उग्रश्रवा भवतां पुराण-प्रवक्ता भवेत्स चायुरादिमांश्च भवेत्। अतः साक्षादजीवनादस्त्रस्य मृत्योश्च सत्यता पुत्ररूपेण चायुरादिसिद्धेर्युष्मद्वचनस्यापि सत्यता स्यादिति भावः ॥ ३६ ॥

'(હે પુત્ર,) મારા પ્રત્યેક અંગથી તું ઉત્પન્ન થાય છે, વિશેષરૂપે હૃદયસ્થ નાડી દ્વારા તું પ્રકટ થાય છે.' (તું મારા શરીરનો સાર છે.) – (બૃહદા. ઉપ. ૬/૪/૯) 'આત્મા જ પુત્રરૂપ છે. તે તું સો શરદ પર્યંત જીવ.' (કૌ.ઉપ.૨/૭) વગેરે **'वेद-अनुशासनम्'** વેદવચન છે. તેથી આ રોમહર્ષણનો પુત્ર ઉગ્રશ્રવા પુરાણના પ્રવક્તા થાય અને તે આયુષ્યમાન વગેરે થાય. આથી સૂત રોમહર્ષણનું સાક્ષાત્ જીવન ન રહેવાથી અસ્ત્રની અને મૃત્યુની સત્યતા થશે અને પુત્રરૂપે (રોમહર્ષણનું) આયુષ્ય વગેરે સિદ્ધ થવાથી તમારા વચનની સત્યતા પણ થશે, એવો ભાવ છે. ॥ ૩૬ ॥

प्रथमं तावदपेक्षितं कथयत तदहं करिष्यामीत्याह—**किं वः काम इति**।

તેથી મારી પાસે આપની જે અપેક્ષા હોય તે પ્રથમ કહો, હું તે કરીશ, એમ (બલરામજી) કહે છે – **'किं वः कामः इति।'**

**किं वः कामो मुनिश्रेष्ठा ब्रूताहं करवाण्यथ।**
**अजानतस्त्वपचितिं यथा मे चिन्त्यतां बुधाः ॥ ३७**

હે શ્રેષ્ઠ મુનિઓ, તમારી શી અપેક્ષા છે, તે કહો. તે જ હું પ્રથમ કરું. હે બુદ્ધિમાન (મુનિઓ), ઉચિત પ્રાયશ્ચિત્ત ન જાણતા એવા મારે માટે આપ પ્રાયશ્ચિત્તનો વિચાર કરો. ॥ ૩૭ ॥

किंविषयो वः कामो वर्तते तद्ब्रूतेति। अथानन्तरं ब्रह्मदण्डं गृहीत्वाऽपचितिं निष्कृति-मजानतो मे हे बुधाः यथावच्चिन्त्यतामपचितिरिति ॥ ३७ ॥

આપની ઈચ્છા કઈ બાબતમાં છે, તે કહો. **'अथ'** પછી બ્રહ્મદંડ સ્વીકારીને **'अपचितिम्'** પ્રાયશ્ચિત્ત ન જાણતા એવા મારે માટે હે બુદ્ધિમાન (મુનિઓ), યોગ્ય પ્રાયશ્ચિત્ત માટે વિચાર કરો. ॥ ૩૭ ॥

प्रथमं तावदपेक्षितं कर्तव्यं कथयन्ति—**इल्वलस्येति** द्वाभ्याम्।

તેથી ઋષિઓ પ્રથમ અપેક્ષિત કર્તવ્યને બે શ્લોકથી કહે છે – **'इल्वलस्य इति।'**

**ऋषय ऊचुः**

**इल्वलस्य सुतो घोरो बल्वलो नाम दानवः।**
**स दूषयति नः सत्रमेत्य पर्वणि पर्वणि॥ ३८**
**तं पापं जहि दाशार्ह तन्नः शुश्रूषणं परम्।**
**पूयशोणितविण्मूत्रसुरामांसाभिवर्षिणम्॥ ३९**
॥ ३८ ॥ ३९ ॥

**ઋષિઓ બોલ્યા** – ઈલ્વલનો બલ્વલ નામનો પુત્ર ભયંકર દાનવ છે. તે પ્રત્યેક પર્વના દિવસે આવીને અમારો યજ્ઞ દૂષિત કરે છે. ॥ ૩૮ ॥ હે દશાર્હના વંશજ! પરુ, રક્ત, વિષ્ટા, મૂત્ર, મદ્ય અને માંસની વર્ષા કરનાર તે પાપીને આપ હણો, એ અમારી ઉત્તમ સેવા થશે. ॥ ૩૯ ॥ ૩૮ ॥ ૩૯ ॥

प्रायश्चित्तमाहुः—**ततश्चेति**।

(બલરામજી માટે) પ્રાયશ્ચિત્ત જણાવે છે – **'ततः च इति।'**

**ततश्च भारतं वर्षं परीत्य सुसमाहितः।**
**चरित्वा द्वादश मासांस्तीर्थस्नायी विशुद्ध्यसे॥ ४०**

(બલ્વલના વધ) પછી ભારતવર્ષની પ્રદક્ષિણા કરી બાર મહિના સુધી કામક્રોધાદિથી રહિત થઈને, (કૃચ્છ્ર ચાંદ્રાયણ વગેરે) વ્રતચર્યા કરીને, (સર્વ) તીર્થોમાં સ્નાન કરવાના શીલવાળા આપ (સર્વ તીર્થોમાં સ્નાન કરીને) વિશુદ્ધ થશો. ॥ ૪૦ ॥

परीत्य प्रदक्षिणीकृत्य। सुसमाधानादिगुण-विशेषादेकाब्दमात्रमुक्तमित्यविरोधः। सुसमाहितः कामक्रोधादिरहितः। चरित्वा कृच्छ्राणि॥ ४०॥

'**परीत्य**' પ્રદક્ષિણા કરીને – '**सुसमाधानादिगुण-विशेषाद्**' કામ, ક્રોધનું રાહિત્ય વગેરે વિશિષ્ટ ગુણોને કારણે માત્ર એક જ વર્ષનું પ્રાયશ્ચિત્ત કહેવામાં આવ્યું છે, તે શાસ્ત્રથી વિરુદ્ધ નથી. '**सुसमाहितः**' કામક્રોધાદિથી રહિત થઈને કૃચ્છ્ર ચાંદ્રાયણ વગેરે વ્રતો આચરીને ॥ ૪૦ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे उत्तरार्धे बलदेवचरित्रे बल्वलवधोपक्रमो नामाष्टसप्ततितमोऽध्यायः ॥ ७८ ॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे उत्तरार्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायामष्टसप्ततितमोऽध्यायः ॥ ७८ ॥

*****

# अथैकोनाशीतितमोऽध्यायः

## બલ્વલનો ઉદ્ધાર અને બલરામજીની તીર્થયાત્રા

ऊनाशीतितमे रामो बल्वलं द्विजतुष्टये।
निहत्य तीर्थस्नानाद्यैः सूतहत्यामपानुदत्॥ १॥

ઓગણ્યાએંશીમા અધ્યાયમાં ભૂદેવોને પ્રસન્ન કરવા માટે બલરામજીએ બલ્વલનો વધ કરીને તીર્થસ્નાન વગેરેથી સૂતજીની હત્યાનું પાપ દૂર કર્યું. ॥ ૧ ॥

**श्रीशुक उवाच**

**ततः पर्वण्युपावृत्ते प्रचण्डः पांसुवर्षणः।**
**भीमो वायुरभूद् राजन् पूयगन्धस्तु सर्वशः॥ १**

**શ્રીશુકદેવજી બોલ્યા** – હે રાજા (પરીક્ષિત), પછી પર્વનો દિવસ આવ્યો ત્યારે ધૂળ વરસાવતો અને પરુની ગંધવાળો ભયંકર પવન ચોતરફ ફૂંકાવા લાગ્યો. ॥ ૧ ॥

उपावृत्ते प्राप्ते॥ १॥

'**उपावृत्ते**' પ્રાપ્ત થયો ત્યારે ॥ ૧ ॥

**ततोऽमेध्यमयं वर्षं बल्वलेन विनिर्मितम्।**
**अभवद् यज्ञशालायां सोऽन्वदृश्यत शूलधृक्॥ २**

॥ २॥

પછી યજ્ઞશાળામાં બલ્વલ દ્વારા કરવામાં આવેલી અપવિત્ર પદાર્થોની વૃષ્ટિ થવા માંડી અને ત્રિશૂળ ધારણ કરેલો તે બલ્વલ પણ દેખાયો. ॥ ૨ ॥ ૨ ॥

**तं विलोक्य बृहत्कायं भिन्नाञ्जनचयोपमम्।**
**तप्तताम्रशिखाश्मश्रुं दंष्ट्रोग्रभ्रुकुटीमुखम्॥ ३**

**सस्मार मुसलं रामः परसैन्यविदारणम्।**
**हलं च दैत्यदमनं ते तूर्णमुपतस्थतुः॥ ४**

તૂટેલા કાજળના ઢગલા જેવા, તપેલા તાંબા જેવી લાલ ચોટલી અને દાઢીમૂછવાળા, દાઢ અને ભયંકર ભ્રૂકુટીથી યુક્ત મુખવાળા મહાકાય તે બલ્વલને જોઈને બલરામજીએ શત્રુસૈન્યને ચીરી નાખનાર મુશળ અને દૈત્યોનું દમન કરનાર હળને યાદ કર્યાં, એટલે તે બંને તરત જ ઉપસ્થિત થયાં.॥ ૩ ॥ ૪ ॥

भिन्नो विदीर्णोऽञ्जनचय उपमा यस्य तमतिकृष्णमित्यर्थः। तप्ततास्रवच्छिखा श्मश्रूणि च यस्य तम्। दंष्ट्राभिरुग्रं भ्रुकुटीयुतं मुखं यस्य तम्॥ ३॥ ४॥

**तमाकृष्य हलाग्रेण बल्वलं गगनेचरम्।**
**मुसलेनाहनत् क्रुद्धो मूर्ध्नि ब्रह्मद्रुहं बलः॥ ५॥ ५॥**

**सोऽपतद् भुवि निर्भिन्नललाटोऽसृक् समुत्सृजन्।**
**मुंचन्नार्तस्वरं शैलो यथा वज्रहतोऽरुणः॥ ६**

अरुणो रुधिरेण दैत्यः। शैलो धातुभिर्यथेति॥ ६॥

**संस्तुत्य मुनयो रामं प्रयुज्यावितथाशिषः।**
**अभ्यषिंचन् महाभागा वृत्रघ्नं विबुधा यथा॥ ७॥ ७॥**

**वैजयन्तीं ददुर्मालां श्रीधामाम्लानपंकजाम्।**
**रामाय वाससी दिव्ये दिव्यान्याभरणानि च॥ ८**

श्रियो धामान्यम्लानानि पङ्कजानि यस्यां ताम्॥ ८॥

**अथ तैरभ्यनुज्ञातः कौशिकीमेत्य ब्राह्मणैः।**
**स्नात्वा सरोवरमगाद् यतः सरयुरास्रवत्॥ ९**

किं तत्सरः। यत इति। आस्रवदुदगात्॥ ९॥

**अनुस्रोतेन सरयूं प्रयागमुपगम्य सः।**
**स्नात्वा सन्तर्प्य देवादीन् जगाम पुलहाश्रमम्॥ १०**

**'भिन्नः'** તૂટેલા કાજળના ઢગલા જેવી ઉપમા જેની છે તેવા અતિ કાળાને, એમ અર્થ છે. તપેલા તાંબા જેવી ચોટલી અને દાઢી-મૂછ છે જેનાં તેને – દાઢોથી અને ભયંકર ભ્રૂકુટીથી યુક્ત મુખ છે જેનું તેને (જોયો.) ॥ ૩ ॥ ૪ ॥

તે આકાશચારી, બ્રાહ્મણદ્રોહી બલ્વલને હળની અણીથી ખેંચીને ક્રોધિત થયેલા બલરામજીએ મસ્તક ઉપર મૂશળ માર્યું. ફાટી ગયેલા કપાળવાળો, લોહી વહાવતો, આર્તનાદ છોડતો, વજ્રના પ્રહારથી તૂટી પડેલા લાલ પર્વત જેવો દેખાતો તે ધરણી ઉપર ઢળી પડ્યો. ॥ ૫ ॥ ૬ ॥ ૫ ॥

રુધિરથી લાલ દેખાતો દૈત્ય – પર્વત જેમ (ગેરુ વગેરે) ધાતુઓથી (લાલ દેખાય) તેમ ॥ ૬ ॥

મહાભાગ્યવાન મુનિઓએ બલરામજીની સુંદર સ્તુતિ કરી અમોઘ (સદાય સફળ થનારા) આશીર્વાદો આપીને, દેવોએ જેમ વૃત્રાસુરઘાતી ઈન્દ્રનો અભિષેક કર્યો હતો તેમ તેમનો અભિષેક કર્યો. ॥ ૭ ॥ ૭ ॥

(ઋષિઓએ) બલરામજીને કદી ન કરમાતાં, શોભાના ધામરૂપ કમળોની વૈજયન્તી માળા, બે દિવ્ય વસ્ત્રો અને દિવ્ય અલંકારો અર્પણ કર્યાં. ॥ ૮ ॥

સૌંદર્યના ધામરૂપ, કદી ન કરમાતાં કમળો છે જેમાં તે માળાને ॥ ૮ ॥

ત્યાર પછી તે મુનિઓ દ્વારા અનુમતિ પામેલા બલરામજી બ્રાહ્મણોની સાથે કૌશિકી નદીએ આવી, સ્નાન કરીને જેમાંથી સરયૂ નદી નીકળે છે તે સરોવર પર ગયા. ॥ ૯ ॥

તે કયું સરોવર? **'यतः इति।'** જેમાંથી સરયૂ **'आस्रवत्'** નીકળે છે. ॥ ૯ ॥

(સરયૂના ઉદ્ગમસ્થાનથી) તેના પ્રવાહની પાછળ (કિનારે કિનારે) પ્રયાગતીર્થમાં જઈ બલરામજીએ સ્નાન કરીને, દેવાદિનું તર્પણ કરીને પુલહાશ્રમ તરફ પ્રયાણ કર્યું. ॥ ૧૦ ॥

अनुस्रोतेनानुलोमतः। पुलहाश्रमं हरिक्षेत्रम् ॥ १० ॥

**गोमतीं गण्डकीं स्नात्वा विपाशां शोण आप्लुतः।**
**गयां गत्वा पितॄनिष्ट्वा गङ्गासागरसङ्गमे ॥ ११**

**उपस्पृश्य महेन्द्राद्रौ रामं दृष्ट्वाभिवाद्य च।**
**सप्तगोदावरीं वेणां पम्पां भीमरथीं ततः ॥ १२**

**स्कन्दं दृष्ट्वा ययौ रामः श्रीशैलं गिरिशालयम्।**
**द्रविडेषु महापुण्यं दृष्ट्वाद्रिं वेंकटं प्रभुः ॥ १३**

**कामकोष्णीं पुरीं कांचीं कावेरीं च सरिद्वराम्।**
**श्रीरङ्गाख्यं महापुण्यं यत्र सन्निहितो हरिः ॥ १४**

**ऋषभाद्रिं हरेः क्षेत्रं दक्षिणां मथुरां तथा।**
**सामुद्रं सेतुमगमन्महापातकनाशनम् ॥ १५**

**तत्रायुतमदाद् धेनूर्ब्राह्मणेभ्यो हलायुधः।**
**कृतमालां ताम्रपर्णीं मलयं च कुलाचलम् ॥ १६**

गोमत्यां गण्डक्यां विपाशायां च स्नात्वा शोणे च आप्लुतः। इष्ट्वा संपूज्य ॥ ११ ॥ १२ ॥ श्रीशैलं श्रीपर्वतम् ॥ १३ ॥ काञ्चीं पुरीम् ॥ १४ ॥ ॥ १५ ॥ १६ ॥

**तत्रागस्त्यं समासीनं नमस्कृत्याभिवाद्य च।**
**योजितस्तेन चाशीर्भिरनुज्ञातो गतोऽर्णवम्।**
**दक्षिणं तत्र कन्याख्यां दुर्गां देवीं ददर्श सः ॥ १७**

दक्षिणमर्णवम् ॥ १७ ॥

**'अनुस्रोतेन'** તે પ્રવાહને અનુસરીને, **'પુલહ-આશ્રમમ્'** હરિક્ષેત્રમાં (ગંડકીતટે આવેલા શાલિગ્રામ ક્ષેત્રમાં) ॥ ૧૦ ॥

(પુલહાશ્રમથી) ગોમતી, ગંડકી, વિપાશા અને શોણ નદીમાં સ્નાન કરીને, ગયા જઈ પિતૃતર્પણ કરીને ગંગાસાગરસંગમ પર ॥ ૧૧ ॥ આચમનપૂર્વક સ્નાન કરીને મહેન્દ્ર પર્વત ઉપર પરશુરામજીનાં દર્શન કરી, તેમને પ્રણામ કરીને સપ્તગોદાવરી, વેણા, પંપા સરોવર તથા ભીમરથી ગયા. ત્યાં ॥ ૧૨ ॥ કાર્તિકસ્વામીનાં દર્શન કરીને પ્રભુ બલરામજી ભગવાન ગિરિશના નિવાસસ્થાન શ્રીશૈલ (શ્રીપર્વત) પર પધાર્યા. દ્રવિડ દેશમાં મહાપુણ્યજનક (ભગવત્સ્વરૂપ) વેંકટાચળનાં દર્શન કરીને ॥ ૧૩ ॥ કામકોષ્ણી, કાંચીપુરી ગયા. શ્રેષ્ઠ સરિતા કાવેરી થઈ (તેમાં સ્નાન કરીને) મહાપવિત્ર શ્રીરંગનાથ તીર્થમાં ગયા, જ્યાં શ્રીહરિ નિત્ય વિરાજે છે. ॥ ૧૪ ॥ ત્યાંથી શ્રીહરિક્ષેત્ર ઋષભપર્વત પર જઈને દક્ષિણ મથુરા તથા મહા પાપોનો નાશ કરનાર સમુદ્રના સેતુ પર ગયા. ॥ ૧૫ ॥ ત્યાં બલરામજીએ બ્રાહ્મણોને દસ હજાર ગાયો આપી. પછી કૃતમાલા તથા તામ્રપર્ણી નદી પર જઈને મલય પર્વત અને કુલ પર્વત પર ગયા. ॥ ૧૬ ॥

ગોમતી, ગંડકી અને વિપાશામાં સ્નાન કરીને શોણમાં સ્નાન કર્યું. **'इष्ट्वा'** પૂજન કરીને ॥ ૧૧ ॥ ૧૨ ॥ શ્રીશૈલ શ્રીપર્વત પર ॥ ૧૩ ॥ કાંચીપુરીમાં ॥ ૧૪ ॥ ૧૫ ॥ ૧૬ ॥

ત્યાં (ધ્યાનસ્થ) બિરાજેલા અગસ્ત્ય મુનિને નમસ્કાર અને અભિવાદન કરીને (તેમ જ અગસ્ત્ય મુનિ દ્વારા આપવામાં આવેલી) આશિષોથી યુક્ત થઈ અને અનુજ્ઞા મેળવીને તે બલરામજી દક્ષિણ સમુદ્રના કિનારે ગયા તથા કન્યા નામનાં દુર્ગાદેવીનાં દર્શન કર્યાં. ॥ ૧૭ ॥

દક્ષિણ સમુદ્રના તટે ॥ ૧૭ ॥

**ततः फाल्गुनमासाद्य पंचाप्सरसमुत्तमम्।**
**विष्णुः सन्निहितो यत्र स्नात्वास्पर्शद् गवायुतम्॥ १८**

ત્યાંથી અનંતપુર જઈને, જ્યાં ભગવાન વિષ્ણુ સદાય નિવાસ કરે છે તેવા પંચાપ્સરા નામના ઉત્તમ સરોવરમાં સ્નાન કરીને દસ હજાર ગાયોનું દાન કર્યું. ॥ ૧૮ ॥

फाल्गुनमनन्तपुरम्। पञ्चाप्सरसं सरः। अस्पर्शदस्पृशत्॥ १८॥

**'फाल्गुनम्'** અનંતપુરમાં – પંચાપ્સરા સરોવરમાં **'अस्पर्शत्'** (**स्पृश्** ગણ-૬ હોવાથી) **अस्पृर्शत्** (રૂપ થાય.) ॥ ૧૮ ॥

**ततोऽभिव्रज्य भगवान् केरलांस्तु त्रिगर्तकान्।**
**गोकर्णाख्यं शिवक्षेत्रं सान्निध्यं यत्र धूर्जटेः॥ १९**

ત્યાંથી કેરળ અને ત્રિગર્ત થઈને ભગવાન બલરામજી ગોકર્ણ નામના શિવક્ષેત્રમાં ગયા, જ્યાં ભગવાન ધૂર્જટિનું સાન્નિધ્ય છે. ॥ ૧૯ ॥

केरलादीन्देशान्॥ १९॥

કેરળ વગેરે પ્રદેશોમાં ॥ ૧૯ ॥

**आर्यां द्वैपायनीं दृष्ट्वा शूर्पारकमगाद् बलः।**
**तापीं पयोष्णीं निर्विन्ध्यामुपस्पृश्याथ दण्डकम्॥ २०**

**प्रविश्य रेवामगमद् यत्र माहिष्मती पुरी।**
**मनुतीर्थमुपस्पृश्य प्रभासं पुनरागमत्॥ २१**
॥ २१॥

દ્વીપનિવાસિની આર્યાનાં (પાર્વતીજીનાં) દર્શન કરીને બલરામજી શૂર્પારક ક્ષેત્રમાં ગયા. પછી તાપી, પયોષ્ણી અને નિર્વિન્ધ્યા નદીમાં સ્નાન કરીને પછી દંડકારણ્યમાં પ્રવેશીને ॥ ૨૦ ॥ રેવા(નર્મદા)તીરે ગયા, જ્યાં માહિષ્મતી નગરી છે. ત્યાંથી મનુતીર્થમાં (બ્રહ્માવર્ત ક્ષેત્રમાં) સ્નાન કરીને પ્રભાસક્ષેત્રમાં પાછા પધાર્યા. ॥ ૨૧ ॥

द्वीपमयनं यस्यास्ताम्॥ २०॥ २१॥

દ્વીપ જેમનું નિવાસસ્થાન છે તે **'द्वैपायनीम्'** ॥ ૨૦ ॥ ૨૧ ॥

**श्रुत्वा द्विजैः कथ्यमानं कुरुपाण्डवसंयुगे।**
**सर्वराजन्यनिधनं भारं मेने हृतं भुवः॥ २२**
॥ २२॥

વાતો કરતા બ્રાહ્મણો પાસેથી કૌરવો-પાંડવોના યુદ્ધમાં અનેક રાજાઓનું મરણ સાંભળીને તેમણે માન્યું કે (ભગવાન દ્વારા) ભૂમિનો ભાર હરવામાં આવ્યો છે. ॥ ૨૨ ॥ ૨૨ ॥

**स भीमदुर्योधनयोर्गदाभ्यां युध्यतोर्मृधे।**
**वारयिष्यन् विनशनं जगाम यदुनन्दनः॥ २३**

યુદ્ધમાં ગદાઓથી લડી રહેલા ભીમ અને દુર્યોધનને અટકાવવા માટે યદુનંદન બલરામજી કુરુક્ષેત્ર ગયા. ॥ ૨૩ ॥

विनशनं कुरुक्षेत्रम्॥ २३॥

**'विनशनम्'** કુરુક્ષેત્રમાં ॥ ૨૩ ॥

**युधिष्ठिरस्तु तं दृष्ट्वा यमौ कृष्णार्जुनावपि।**
**अभिवाद्याभवंस्तूष्णीं किंविवक्षुरिहागतः॥ २४**

પરંતુ યુધિષ્ઠિર, નકુળ, સહદેવ, શ્રીકૃષ્ણ અને અર્જુન પણ તેમને જોઈને, પ્રણામ કરીને, 'અહીં આવેલા બલરામજી શું કહેવાની ઈચ્છાવાળા છે?' (એવા ભયથી) ચૂપ રહ્યા. ॥ ૨૪ ॥

विवक्षुर्वक्तुमिच्छुः । किं वदिष्यतीति भिया तूष्णीमासन्निति ॥ २४ ॥

**गदापाणी उभौ दृष्ट्वा संरब्धौ विजयैषिणौ ।**
**मण्डलानि विचित्राणि चरन्ताविदमब्रवीत् ॥ २५ ॥ २५ ॥**

**युवां तुल्यबलौ वीरौ हे राजन् हे वृकोदर ।**
**एकं प्राणाधिकं मन्ये उतैकं शिक्षयाधिकम् ॥ २६ ॥ २६ ॥**

**तस्मादेकतरस्येह युवयोः समवीर्ययोः ।**
**न लक्ष्यते जयोऽन्यो वा विरमत्वफलो रणः ॥ २७**

अन्यः पराजयो वा। रणः संग्रामः ॥ २७ ॥

**न तद्वाक्यं जगृहतुर्बद्धवैरौ नृपार्थवत् ।**
**अनुस्मरन्तावन्योन्यं दुरुक्तं दुष्कृतानि च ॥ २८**

अर्थवद्वाक्यम् ॥ २८ ॥

**दिष्टं तदनुमन्वानो रामो द्वारवतीं ययौ ।**
**उग्रसेनादिभिः प्रीतैर्ज्ञातिभिः समुपागतः ॥ २९**

दिष्टं प्राचीनं कर्म। समुपागतः सङ्गतः ॥ २९ ॥

**तं पुनर्नैमिषं प्राप्तमृषयोऽयाजयन् मुदा ।**
**क्रत्वङ्गं क्रतुभिः सर्वैर्निवृत्ताखिलविग्रहम् ॥ ३०**

क्रत्वङ्गं यज्ञमूर्तिम् ॥ ३० ॥

'**विवक्षुः**' કહેવાની ઇચ્છાવાળા – (બલરામજી) શું કહેશે એ ભયથી (યુધિષ્ઠિર વગેરે) ચૂપ રહ્યા. ॥ ૨૪ ॥

ક્રોધાવેશવાળા અને વિજયની ઇચ્છાવાળા, હાથમાં ગદા લઈને ગદાનો પ્રહાર કરવાના પેંતરા બદલતા બંનેને (બલરામજીએ) આ પ્રમાણે કહ્યું : ॥ ૨૫ ॥ 'હે રાજા (દુર્યોધન), હે વૃકોદર, તમે બન્ને સમાન બળવાળા વીરો છો. હું માનું છું કે એક (ભીમસેન) બળથી અધિક છે, તો એક (દુર્યોધન) ગદાયુદ્ધના શિક્ષણથી અધિક છે. ॥ ૨૬ ॥ તેથી અહીં યુદ્ધમાં સમાન પરાક્રમવાળા બંનેમાંથી એકેયનો જય કે પરાજય દેખાતો નથી, માટે આ નિષ્ફળ યુદ્ધ બંધ થાય.' ॥ ૨૭ ॥ ૨૫ ॥ ૨૬ ॥

'**अन्यः**' (જયથી) અન્ય પરાજય – '**रणः**' યુદ્ધ ॥ ૨૭ ॥

**(શ્રીશુકદેવજી બોલ્યા –)** હે નૃપ (પરીક્ષિત), બંધાઈ ગયેલા વેરભાવવાળા તથા એકબીજાની કઠોર વાણી અને દુષ્કૃત્યોનું સ્મરણ કરતા તે બંનેએ બલરામજીનું શુભાશયવાળું તે વાક્ય માન્યું નહીં. ॥ ૨૮ ॥

(શુભાશયવાળું) સાર્થક વાક્ય ॥ ૨૮ ॥

તેમના પૂર્વ કર્મને બળવાન માનતા બલરામજી દ્વારકા ગયા અને પ્રસન્ન થયેલા ઉગ્રસેન વગેરે જ્ઞાતિજનો સાથે મળ્યા. ॥ ૨૯ ॥

'**दिष्टम्**' પ્રાચીન કર્મને – '**समुपागतः**' મળ્યા ॥ ૨૯ ॥

(તીર્થસ્નાન વગેરેથી) દૂર થયેલા સમગ્ર દોષોવાળા અને પુનઃ નૈમિષારણ્યમાં પ્રાપ્ત થયેલા તે યજ્ઞમૂર્તિ બલરામજી પાસે મુનિઓએ આનંદપૂર્વક સર્વ યજ્ઞોથી યજન કરાવ્યું. ॥ ૩૦ ॥

'**क्रतु-अंगम्**' યજ્ઞમૂર્તિ (બલરામજી)ને ॥ ૩૦ ॥

**तेभ्यो विशुद्धविज्ञानं भगवान् व्यतरद् विभुः ।**
**येनैवात्मन्यदो विश्वमात्मानं विश्वगं विदुः ॥ ३१**

आत्मन्यधिष्ठाने विश्वगं सर्वानुस्यूतं येनैव विदुः पश्यन्ति तद्विशुद्धं विज्ञानं व्यतरददात्॥ ३१ ॥

સમર્થ બલરામજીએ તે મુનિઓને વિશુદ્ધ જ્ઞાન આપ્યું, જે જ્ઞાનથી મનુષ્યો આ જગતને પોતાના આત્મામાં રહેલું જાણે છે અને આત્માને જગતમાં રહેલો જાણે છે. ॥ ૩૧ ॥

અધિષ્ઠાનરૂપ આત્મામાં સર્વમાં અનુસ્યૂત વ્યાપીને રહેલા આત્માને જે જ્ઞાન વડે **'विदुः'** જાણે છે તે વિશુદ્ધ જ્ઞાન આપ્યું. ॥ ૩૧ ॥

**स्वपत्न्यावभृथस्नातो ज्ञातिबन्धुसुहृद्वृतः ।**
**रेजे स्वज्योत्स्नयेवेन्दुः सुवासाः सुष्ठ्वलङ्कृतः ॥ ३२**

॥ ३२ ॥

પોતાની પત્ની રેવતી સાથે જેમણે અવભૃથ સ્નાન કર્યું તેવા સુંદર વસ્ત્રોવાળા અને સુંદર રીતે અલંકૃત થયેલા તથા જ્ઞાતિજનો, સંબંધીઓ અને મિત્રોથી વીંટળાયેલા બલરામજી, ચન્દ્ર પોતાની ચંદ્રિકા સાથે શોભે તેમ શોભતા હતા. ॥ ૩૨ ॥ ૩૨ ॥

**ईदृग्विधान्यसंख्यानि बलस्य बलशालिनः ।**
**अनन्तस्याप्रमेयस्य मायामर्त्यस्य सन्ति हि ॥ ३३**
**योऽनुस्मरेत रामस्य कर्माण्यद्भुतकर्मणः ।**
**सायं प्रातरनन्तस्य विष्णोः स दयितो भवेत् ॥ ३४**

॥ ३३ ॥ ३४ ॥

અનંત, અમાપ અને માયાથી મનુષ્ય બનેલા બળશાળી બલરામજીનાં આવાં અસંખ્ય લીલાકર્મો છે. ॥ ૩૩ ॥ જે મનુષ્ય અદ્‌ભુત કર્મ કરનારા, અનંત અને વ્યાપક (વિષ્ણુ) બલરામજીનાં કર્મોનું સાયંકાળે અને પ્રાતઃકાળે સ્મરણ કરે છે, તે ભગવાનને (પરમ) પ્રિય બને છે. ॥ ૩૪ ॥ ૩૩ ॥ ૩૪ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे उत्तरार्धे बलदेवतीर्थ-यात्रानिरूपणं नामैकोनाशीतितमोऽध्यायः ॥ ७९ ॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे उत्तरार्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायामेकोनाशीतितमोऽध्यायः ॥ ७९ ॥

*****

# अथाशीतितमोऽध्यायः

## શ્રીકૃષ્ણ દ્વારા સુદામાજીનું સ્વાગત

अथाशीतितमे कृष्णः श्रीदामानं गृहागतम्।
संपूज्यापृच्छदर्थेप्सुं गुरुवासकथां मुदा॥ १ ॥

હવે ધન પ્રાપ્ત કરવાની ઈચ્છાવાળા ગૃહે પધારેલા શ્રીદામાનો સુંદર સત્કાર કરીને શ્રીકૃષ્ણે આનંદથી ગુરુકુળવાસની કથા પૂછી, (તે કથા) એંશીમા અધ્યાયમાં છે. ॥ ૧ ॥

सुरारिमारको हरिः पुरा चकार शं सताम्।
अतः परं विनैव तन्निजोपकारमाचरत्॥ २ ॥

પૂર્વનાં ઉપાખ્યાનોમાં દાનવોનો વધ કરનાર શ્રીહરિએ સત્પુરુષોનું કલ્યાણ કર્યું. હવે પછી દાનવોને માર્યા વિના જ શ્રીહરિ નિજ ભક્તો પર ઉપકાર કરે છે.॥ ૨ ॥

रामचरितानि श्रुत्वा पुनर्मुकुन्दवीर्याणि पृच्छति—

બલરામજીનાં ચરિત્રો શ્રવણ કરીને રાજા ફરીથી મુકુંદ ભગવાનનાં પરાક્રમો વિષે પૂછે છે –

राजोवाच

**भगवन् यानि चान्यानि मुकुन्दस्य महात्मनः।**
**वीर्याण्यनन्तवीर्यस्य श्रोतुमिच्छामि हे प्रभो॥ १**

हे भगवन्, श्रोतुमिच्छामीत्यन्वयः॥ १॥

**को नु श्रुत्वासकृद् ब्रह्मन्नुत्तमश्लोकसत्कथाः।**
**विरमेत विशेषज्ञो विषण्णः काममार्गणैः॥ २**

उत्तमश्लोकस्य श्रीकृष्णस्य सत्यो मनोहरा विषयवैतृष्ण्यजनिकाः कथाः। विशेषज्ञः सारवित्। विषण्णो विषादं प्राप्तः॥ २॥

कथाश्रवणं स्तुवन् दृष्टान्ततयाऽन्यार्थानाह—**सा वागिति।**

**सा वाग् यया तस्य गुणान् गृणीते**
**करौ च तत्कर्मकरौ मनश्च।**
**स्मरेद् वसन्तं स्थिरजङ्गमेषु**
**शृणोति तत्पुण्यकथाः स कर्णः॥ ३**

**शिरस्तु तस्योभयलिङ्गमानमे-**
**त्तदेव यत् पश्यति तद्धि चक्षुः।**
**अङ्गानि विष्णोरथ तज्जनानां**
**पादोदकं यानि भजन्ति नित्यम्॥ ४**

तावेव करौ यौ तत्कर्मकर्तारौ। तदेव मनो यत्स्थिरजङ्गमेषु वसन्तं स्मरेत्। यस्तस्य पुण्याः कथाः शृणोति स एव कर्णः॥ ३॥ उभयलिङ्गं स्थिरं जङ्गमं च तस्यैव लिङ्गमिति मत्वा आनमेत्तदेव शिरः। तदेव तस्य लिङ्गमित्येव

**રાજા (પરીક્ષિત) બોલ્યા** – હે ભગવાન, હે પ્રભુ, અનંત પરાક્રમવાળા પરમાત્મા શ્રીકૃષ્ણનાં બીજાં પરાક્રમો પણ હું શ્રવણ કરવા ઈચ્છું છું. ॥ ૧ ॥

હે ભગવાન, શ્રવણ કરવા ઈચ્છું છું, એમ અન્વય છે. ॥ ૧ ॥

હે વિપ્રવર્ય, વિષયસુખોની શોધ કરવાથી વિષાદ પામેલો કયો રસજ્ઞ મનુષ્ય ઉત્તમ કીર્તિવાળા ભગવાનની મનોહર કથાઓ એક વાર શ્રવણ કરીને વિરમે? ॥ ૨ ॥

ઉત્તમ કીર્તિવાળા શ્રીકૃષ્ણની **'सत्यः'** મનોહર, વિષયોમાં વૈતૃષ્ણ્ય (તૃષ્ણારહિતતા) જન્માવનારી કથાઓ – **'विशेषज्ञः'** રસજ્ઞ મનુષ્ય – **'विषण्णः'** વિષાદ પામેલો ॥ ૨ ॥

કથાશ્રવણની સ્તુતિ કરતાં દૃષ્ટાંતરૂપે બીજી ઈન્દ્રિયોને વર્ણવે છે – **'सा वाक् इति।'**

જે વાણીથી મનુષ્ય તે ભગવાનના ગુણો (કર્મો, નામો)નું કીર્તન કરે (છે) તે જ વાણી છે. જે હાથ તેમનાં કર્મો કરે (છે) તે જ હાથ છે. જે મન સ્થાવર-જંગમ (સર્વ પદાર્થો)માં વસતા ભગવાનનું સ્મરણ કરે (છે) તે જ મન છે અને જે કાન તેમની પવિત્ર કથાઓનું શ્રવણ કરે છે તે જ કાન છે. ॥ ૩ ॥ તે ભગવાનના (સ્થાવર-જંગમ) ઉભયાત્મક સ્વરૂપને નમે તે જ મસ્તક છે. તે ભગવાનને જ (સર્વમાં) જુએ છે તે જ ચક્ષુ છે. (શરીરનાં) જે અંગો વિષ્ણુ ભગવાનના અને તેમના ભક્તોના ચરણોદકને સદાય સેવે (છે), તે જ અંગો (સફળ) છે. ॥ ૪ ॥

તે જ બંને કર (સાર્થક) છે, જે બંને તે ભગવાનનું કર્મ કરે છે. તે જ મન છે, જે સ્થાવર-જંગમમાં (સર્વમાં) વસેલા પરમાત્માનું સ્મરણ કરે (છે). તે ભગવાનની પવિત્ર કથાઓનું જે શ્રવણ કરે છે, તે જ કર્ણ છે. ॥ ૩ ॥ **'उभयलिंगम्'** સ્થાવર અને જંગમ તે ભગવાનનું જ (જ્ઞાપક) સ્વરૂપ છે, એમ માનીને નમન કરે તે જ મસ્તક છે. એ જ તે

यत्पश्यति तदेव चक्षुः। तान्येवाङ्गानि यानि पादोदकं भजन्तीति ॥ ४ ॥

सूत उवाच

**विष्णुरातेन सम्पृष्टो भगवान् बादरायणिः।**
**वासुदेवे भगवति निमग्नहृदयोऽब्रवीत् ॥ ५ ॥ ५ ॥**

श्रीशुक उवाच

**कृष्णस्यासीत् सखा कश्चिद् ब्राह्मणो ब्रह्मवित्तमः।**
**विरक्त इन्द्रियार्थेषु प्रशान्तात्मा जितेन्द्रियः ॥ ६ ॥ ६ ॥**

**यदृच्छयोपपन्नेन वर्तमानो गृहाश्रमी।**
**तस्य भार्या कुचैलस्य क्षुत्क्षामा च तथाविधा ॥ ७**

तथाविधा कुचैला। किंच क्षुत्क्षामा यत्किंचित्संपन्नमन्नं तस्मै परिविष्य स्वयं क्षुधा जीर्णा ॥ ७ ॥

**पतिव्रता पतिं प्राह म्लायता वदनेन सा।**
**दरिद्रा सीदमाना सा वेपमानाभिगम्य च ॥ ८**
**ननु ब्रह्मन् भगवतः सखा साक्षाच्छ्रियः पतिः।**
**ब्रह्मण्यश्च शरण्यश्च भगवान् सात्वतर्षभः ॥ ९**
**तमुपैहि महाभाग साधूनां च परायणम्।**
**दास्यति द्रविणं भूरि सीदते ते कुटुम्बिने ॥ १०**

पतिव्रता सती। म्लायता शुष्यता वदनेन। सीदमाना भर्तुर्भोगसंपादनाशक्त्याऽवसीदन्ती। वेपमाना भयेन कम्पमाना ॥ ८ ॥ ९ ॥ १० ॥

**आस्तेऽधुना द्वारवत्यां भोजवृष्ण्यन्धकेश्वरः।**
**स्मरतः पादकमलमात्मानमपि यच्छति।**
**किं न्वर्थकामान् भजतो नात्यभीष्टान् जगद्गुरुः ॥ ११**

ભગવાનનું સ્વરૂપ છે, એમ જે જુએ છે, તે જ ચક્ષુ છે. જે અંગો (ભગવાનના અને ભક્તોના) ચરણોદકને સેવે છે, તે જ અંગો (સફળ, સાર્થક) છે. ॥ ૪ ॥

**સૂતજી બોલ્યા** – વિષ્ણુરાત (પરીક્ષિત) દ્વારા જેમને પૂછવામાં આવ્યું તે બાદરાયણનંદન ભગવાન (શ્રીશુકદેવજી) ભગવાન વાસુદેવમાં નિમગ્ન હૃદયવાળા થઈને બોલ્યા. ॥ ૫ ॥ ૫ ॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – બ્રહ્મવેત્તાઓમાં શ્રેષ્ઠ, ઈન્દ્રિયોના વિષયોમાં વિરક્ત, અત્યંત શાંત મનવાળા, જિતેન્દ્રિય, અનાયાસે પ્રાપ્ત થાય તેનાથી આજીવિકા ચલાવનાર કોઈ એક ગૃહસ્થાશ્રમી બ્રાહ્મણ શ્રીકૃષ્ણના મિત્ર હતા. જૂનાં, ફાટેલાં વસ્ત્રોવાળા તે બ્રાહ્મણની પત્ની પણ તેવાં જ વસ્ત્રોવાળી અને ક્ષુધાને કારણે દુબળી પડી ગઈ હતી. ॥ ૬ ॥ ૭ ॥ ૬ ॥

તેવાં જ વસ્ત્રોવાળી તેમ જ ક્ષુધાથી દુર્બળ હતી. જે કાંઈ પ્રાપ્ત થયેલું અન્ન હોય તે તેને (પતિને) પીરસીને પોતે ક્ષુધાથી દુબળી (પડી ગઈ હતી).॥ ૭ ॥

કરમાયેલા મુખથી દુઃખી થતી અને (ભયથી) કંપતી તે દરિદ્ર પતિવ્રતા સ્ત્રીએ (એક દિવસ) પતિ પાસે જઈને કહ્યું : ॥ ૮ ॥ 'હે વિપ્ર, પૂજ્ય એવા આપના મિત્ર તો યાદવશ્રેષ્ઠ, સાક્ષાત્ લક્ષ્મીપતિ, બ્રાહ્મણભક્ત, શરણાગતના રક્ષક ભગવાન છે! ॥ ૯॥ હે મહાભાગ્યવાન, સત્પુરુષોના પરમ આશ્રયરૂપ તે કૃષ્ણની પાસે આપ જાઓ! દુઃખી, કુટુંબકબીલાવાળા તમને તે ઘણું ધન આપશે. ॥ ૧૦ ॥

**'पतिव्रता'** સતી – **'म्लायता'** કરમાયેલા મુખથી – **'सीदमाना'** પતિની ભોગો પ્રાપ્ત કરવાની અશક્તિથી દુઃખી થતી – **'वेपमाना'** ભયથી કંપતી ॥ ૮ ॥ ૯ ॥ ૧૦ ॥

ભોજ, વૃષ્ણિ અને અંધક વંશના રાજા (શ્રીકૃષ્ણ) અત્યારે દ્વારકામાં બિરાજે છે. તેમના ચરણકમળનું સ્મરણ કરનારને તે પોતાનું (પરમાનંદરૂપ) સ્વરૂપ પણ આપી દે છે, તો તે જગદ્ગુરુ ભજન કરનારને અતિ વાંછનીય નહીં એવા અર્થ અને કામ આપી દે, એમાં શું આશ્ચર્ય છે? ॥ ૧૧ ॥

भोजवृष्ण्यन्धकेश्वर इति तत्स्वीकारमात्रेण सर्वे ते दास्यन्तीति भावः। नात्यभीष्टान्–परिपाकविरसत्वात्॥ ११ ॥

ભોજ, વૃષ્ણિ અને અંધક વંશના રાજા હોવાથી તેમના સ્વીકારમાત્રથી જ તે સર્વ (સેવકો) તમને (ધન) આપશે, એવો ભાવ છે. **'न-अति अभीष्टान्'** અતિ વાંછનીય નહીં એવા ભોગો, કારણ કે પરિણામે તે સંતાપ કરાવનારા હોય છે. ॥ ૧૧ ॥

**स एवं भार्यया विप्रो बहुशः प्रार्थितो मृदु।**
**अयं हि परमो लाभ उत्तमश्लोकदर्शनम्॥ १२**
॥ १२ ॥
**इति संचिन्त्य मनसा गमनाय मतिं दधे।**
**अप्यस्त्युपायनं किंचिद् गृहे कल्याणि दीयताम्॥ १३**

અા પ્રમાણે ભાર્યા દ્વારા કોમળ વાણીથી અનેક વાર જેને પ્રાર્થના કરવામાં આવી તે વિપ્રે 'ઉત્તમ કીર્તિવાળા ભગવાનનાં દર્શન એ જ પરમ લાભ છે.' એમ મનમાં વિચારીને જવાનો નિશ્ચય કર્યો. (અને પત્નીને કહ્યું :) 'હે કલ્યાણી, ઘરમાં ભેટ આપવા યોગ્ય કાંઈ છે? હોય તો આપ.' ॥ ૧૨ ॥ ૧૩ ॥ ૧૨ ॥

अप्यस्ति किमस्तीति प्रश्नः॥ १३ ॥

**'अपि अस्ति'** કાંઈ છે? એમ પ્રશ્ન છે. ॥ ૧૩॥

**याचित्वा चतुरो मुष्टीन् विप्रान् पृथुकतण्डुलान्।**
**चैलखण्डेन तान् बद्ध्वा भर्त्रे प्रादादुपायनम्॥ १४**
॥ १४ ॥

બ્રાહ્મણો પાસેથી ચાર મૂઠી તાંદુલ માગી લાવીને વસ્ત્રના ટુકડામાં તે બાંધીને તેણે પતિને (શ્રીકૃષ્ણ માટે) ભેટ આપી. ॥ ૧૪ ॥ ૧૪ ॥

**स तानादाय विप्राग्र्यः प्रययौ द्वारकां किल।**
**कृष्णसन्दर्शनं मह्यं कथं स्यादिति चिन्तयन्॥ १५**

'શ્રીકૃષ્ણનાં દર્શન મને કેવી રીતે થશે?' એમ વિચારતાં તે વિપ્રર્ષિ તે (પૌંઆ) લઈને દ્વારકા ગયા. ॥ ૧૫ ॥

मह्यं मम॥ १५ ॥

**'मह्यम्'** મમ મને ॥ ૧૫ ॥

**त्रीणि गुल्मान्यतीयाय तिस्रः कक्षाश्च सद्द्विजः।**
**विप्रोऽगम्यान्धकवृष्णीनां गृहेष्वच्युतधर्मिणाम्॥ १६**
**गृहं द्व्यष्टसहस्राणां महिषीणां हरेर्द्विजः।**
**विवेशैकतमं श्रीमद् ब्रह्मानन्दं गतो यथा॥ १७**

વિપ્ર (સુદામાજી) (સ્થાનિક) બ્રાહ્મણો સાથે ત્રણ સુરક્ષા છાવણીઓ અને ત્રણ દરવાજા પસાર કરી ગયા. પછી અચ્યુત જેવા ધર્મો પાળનારા તથા દુર્ગમ એવા અંધકો અને યાદવોનાં ઘરોની પાસે શ્રીહરિની સોળ હજાર રાણીઓનાં મહેલોમાંના એક અતિ શોભાયુક્ત મહેલમાં પ્રવેશ્યા અને જાણે કે બ્રહ્માનંદ પામ્યા હોય તેવા બની ગયા.॥ ૧૬ ॥ ૧૭ ॥

गुल्मानि रक्षार्थं सैन्यस्थानानि। कक्षाः प्रतोलीः। अतीयायातिक्रम्य जगाम। सद्द्विजो द्विजैः सहितः। ततश्च अगम्या दुर्गमा येऽन्धका वृष्णयश्च तेषां गृहेषु॥ १६॥ तथा हरेर्द्व्यष्ट–सहस्राणां महिषीणां च ये गृहास्तेषु मध्ये श्रीमदेकतमं गृहं विवेश। तदा च स द्विजो ब्रह्मानन्दं गतो यथा तथा बभूवेति शेषः॥ १७॥

**'गुल्मानि'** રક્ષા માટેની છાવણીઓને – **'कक्षाः'** દરવાજાઓને – **'अतीयाय' अति+ईयाय** પસાર કરી ગયા – **'सद्द्विजः'** બ્રાહ્મણો સાથે – અને પછી **'अगम्याः'** દુર્ગમ એવા જે અંધકો અને યાદવો છે તેમનાં ઘરો પાસે ॥ ૧૬ ॥ તથા શ્રીહરિની સોળ હજાર રાણીઓનાં જે મહેલો છે તેમાંના એક શોભાયુક્ત મહેલમાં પ્રવેશ્યા અને ત્યારે તે ભૂદેવ બ્રહ્માનંદને પ્રાપ્ત થયા હોય તેવા 'થઈ ગયા.' એટલું શેષ છે. ॥ ૧૭ ॥

**तं विलोक्याच्युतो दूरात् प्रियापर्यंकमास्थितः ।**
**सहसोत्थाय चाभ्येत्य दोर्भ्यां पर्यग्रहीन्मुदा ॥ १८**

पर्यग्रहीत्पर्यरम्भत ॥ १८ ॥

દૂરથી જ તે ભૂદેવને (આવતા) જોઈને પ્રિયાના પલંગ પર બેઠેલા અચ્યુત ભગવાન ઊભા થઈને સામે જઈ બંને ભુજાઓથી હર્ષપૂર્વક ભેટી પડ્યા. ॥ ૧૮ ॥

**'पर्यग्रहीत्'** ભેટી પડ્યા ॥ ૧૮ ॥

**सख्युः प्रियस्य विप्रर्षेरङ्गसङ्गातिनिर्वृतः ।**
**प्रीतो व्यमुंचदब्बिन्दून् नेत्राभ्यां पुष्करेक्षणः ॥ १९**

अब्बिन्दूनानन्दाश्रूणि ॥ १९ ॥

પ્રિય મિત્ર બ્રહ્મર્ષિ સુદામાજીના અંગસંગથી અતિ આનંદિત અને પ્રેમયુક્ત થયેલા કમલનયન ભગવાનનાં નેત્રોમાંથી આનંદનાં અશ્રુબિંદુઓ સરી પડ્યાં. ॥ ૧૯ ॥

**'अप्-बिन्दून्'** હર્ષાશ્રુઓ ॥ ૧૯ ॥

**अथोपवेश्य पर्यंके स्वयं सख्युः समर्हणम् ।**
**उपहृत्यावनिज्यास्य पादौ पादावनेजनीः ॥ २०**
**अग्रहीच्छिरसा राजन् भगवाँल्लोकपावनः ।**
**व्यलिम्पद् दिव्यगन्धेन चन्दनागुरुकुंकुमैः ॥ २१**
**धूपैः सुरभिभिर्मित्रं प्रदीपावलिभिर्मुदा ।**
**अर्चित्वाऽऽवेद्य ताम्बूलं गां च स्वागतमब्रवीत् ॥ २२**

समर्हणमुपायनमुपहृत्य समर्प्य । पादावनेज-नीरपः ॥ २० ॥ २१ ॥ २२ ॥

પછી તેમને પલંગ પર બેસાડીને, પૂજા-સામગ્રી સમર્પિત કરીને આ સખાના ચરણો સ્વયં પખાળીને હે રાજા (પરીક્ષિત), (ચૌદ) ભુવનોને પાવન કરનારા ભગવાને ચરણ પખાળેલું જળ મસ્તક પર ધારણ કર્યું. ચંદન, અગર અને કેસરયુક્ત દિવ્ય ચંદનથી વિલેપન કર્યું. સુગંધિત ધૂપોથી અને દીપમાલિકાઓથી આનંદપૂર્વક પૂજા કરીને પાનબીડું તથા ગાય અર્પણ કરીને સ્વાગતવચન બોલ્યા. ॥ ૨૦ ॥ ૨૧ ॥ ૨૨ ॥

**'समर्हणम्'** પૂજા-સામગ્રીને **'उपहृत्य'** સમર્પિત કરીને – ચરણ પખાળેલા જળને ॥ ૨૦ ॥ ૨૧ ॥ ૨૨ ॥

**कुचैलं मलिनं क्षामं द्विजं धमनिसंततम् ।**
**देवी पर्यचरत् साक्षाच्चामरव्यजनेन वै ॥ २३**

धमनिभिः शिराभिः सन्ततं व्याप्तम् ॥ २३ ॥

સાક્ષાત્ (લક્ષ્મી) દેવી રુક્મિણીએ મલિન વસ્ત્રોવાળા, મેલા, દુર્બળ, નસોથી વ્યાપેલા શરીરવાળા વિપ્રનું ચામર ઢોળીને પૂજન કર્યું! ॥ ૨૩ ॥

**'धमनिभिः'** નસોથી **'सन्ततम्'** વ્યાપેલા શરીરવાળાને ॥ ૨૩ ॥

**अन्तःपुरजनो दृष्ट्वा कृष्णेनामलकीर्तिना ।**
**विस्मितोऽभूदतिप्रीत्या अवधूतं सभाजितम् ॥ २४**

अवधूतं मलिनम् ॥ २४ ॥

विस्मयमाह—**किमनेनेति** द्वाभ्याम् ।

અંતઃપુરના લોકો પુણ્યશ્લોક શ્રીકૃષ્ણ દ્વારા અતિ પ્રેમથી પૂજાયેલા મલિન (અવધૂત)ને જોઈને આશ્ચર્ય પામી ગયા! ॥ ૨૪ ॥

**'अवधूतम्'** મલિન અવધૂતને ॥ ૨૪ ॥

(અંતઃપુરનાં નર-નારીઓનું) આશ્ચર્ય બે શ્લોકોથી વર્ણવે છે – **'किम् अनेन इति ।'**

**किमनेन कृतं पुण्यमवधूतेन भिक्षुणा।**
**श्रिया हीनेन लोकेऽस्मिन् गर्हितेनाधमेन च॥ २५**

॥ २५ ॥

**योऽसौ त्रिलोकगुरुणा श्रीनिवासेन सम्भृतः।**
**पर्यंकस्थां श्रियं हित्वा परिष्वक्तोऽग्रजो यथा॥ २६**

संभृतः संमानितः॥ २६॥

**कथयांचक्रतुर्गाथाः पूर्वा गुरुकुले सतोः।**
**आत्मनो ललिता राजन् करौ गृह्य परस्परम्॥ २७**

सतोर्वसतोः। गृह्य गृहीत्वा॥ २७॥

**श्रीभगवानुवाच**

**अपि ब्रह्मन् गुरुकुलाद् भवता लब्धदक्षिणात्।**
**समावृत्तेन धर्मज्ञ भार्योढा सदृशी न वा॥ २८**

भार्या ऊढा परिणीता न वेति गृहस्थलिङ्ग-दर्शनाद्भोगादर्शनाच्च संशयादिव प्रश्नः॥ २८॥

अप्रतिषेधादुद्वाहमनुमतं मत्वाह—**प्राय इति।**

**प्रायो गृहेषु ते चित्तमकामविहतं तथा।**
**नैवातिप्रीयसे विद्वन् धनेषु विदितं हि मे॥ २९**

तर्हि ते चित्तं नूनमकामविहतं कामैर्विहतं न भवतीति मे विदितम्। तथा हि—धनेषु वस्त्रादिषु नैवातिप्रीयसे। हे विद्वन्निति। विदुषस्तवैतद्युक्तमिति भावः॥ २९॥

(અંતઃપુરમાં રહેલાં નર-નારીઓ કહેવા લાગ્યાં :) આ લોકમાં નિંદ્ય, ધનહીન, અધમ, મલિન એવા આ ભિક્ષુક દ્વારા કયું પુણ્ય કરવામાં આવ્યું હશે, કે જે ત્રિભુવનના ગુરુ અને લક્ષ્મીના ધામરૂપ ભગવાન શ્રીકૃષ્ણ દ્વારા સન્માનિત થયા? પલંગ પર રહેલી (પ્રિયા) શ્રીદેવીને છોડીને જેમ અગ્રજને (બલરામજીને) આલિંગન આપવામાં આવે તેમ તેઓ (ભગવાન દ્વારા) આલિંગિત થયા! ॥ ૨૫ ॥ ૨૬ ॥ ૨૫ ॥

**'सम्भृतः'** સન્માનિત ॥ ૨૬ ॥

હે રાજા, (શ્રીકૃષ્ણ અને સુદામા) પૂર્વે ગુરુકુળમાં રહેતા હતા તે સમયની પોતાની મધુર વાતો એકબીજાના હાથ પકડીને કહેવા લાગ્યા. ॥ ૨૭ ॥

**'सतोः'** રહેતા હતા ત્યારે – **'गृह्य' गृहीत्वा** પકડીને ॥ ૨૭ ॥

**શ્રીભગવાન બોલ્યા** – હે વિપ્ર, હે ધર્મજ્ઞ, જેને દક્ષિણા પ્રાપ્ત થઈ તે ગુરુકુળમાંથી સમાવર્તન સંસ્કાર કરાયેલા આપ યોગ્ય ભાર્યાને પરણ્યા કે નહીં? ॥ ૨૮ ॥

ભાર્યાને **'ऊढा'** પરણ્યા કે નહીં? (પાઘડી વગેરે) ગૃહસ્થનાં ચિહ્ન અને ભોગ ન દેખાવાને કારણે સંશયથી કર્યો હોય તેવો પ્રશ્ન છે. ॥ ૨૮ ॥

('મારે વિવાહ નથી કરવા,' એમ) વિવાહ માટે નિષેધ ન કરી શકવાથી લગ્ન કર્યાં છે, એમ માનીને (ભગવાન) કહે છે – **'प्रायः इति।'**

હે વિદ્વાન, ગૃહસ્થાશ્રમમાં રહેવા છતાં તમારું ચિત્ત વિષયભોગોમાં લગભગ અનાસક્ત છે. ધન વગેરેમાં પણ તમને અતિ પ્રેમ નથી, તેની મને જાણ છે જ. ॥ ૨૯ ॥

તેથી તમારું ચિત્ત અવશ્ય **'अकामविहतम्'** વિષયભોગોમાં આસક્ત નથી, તેની મને જાણ છે. તે જ પ્રમાણે – ધનમાં, વસ્ત્રોમાં અતિપ્રેમ નથી. **'हे विद्वन् इति।'** વિદ્વાન એવા આપને તે યોગ્ય જ છે, એવો ભાવ છે. ॥ ૨૯ ॥

कामहतत्वाभावे किं गृहधर्मक्लेशेनेत्याशङ्क्याह—**केचिदिति**।

**केचित् कुर्वन्ति कर्माणि कामैरहतचेतसः।**
**त्यजन्तः प्रकृतीर्दैवीर्यथाहं लोकसङ्ग्रहम्॥ ३०**

दैवीरीश्वरमायारचिताः प्रकृतीर्विषयवासनास्त्यजन्तः। कामैरनाकृष्टचेतसामपि कर्मकरणे दृष्टान्तः—यथाऽहमिति। लोकसंग्रहं लोकस्य संग्रहो ग्रहणं यथा भवति तथाहमीश्वरोऽपि कर्माणि यथा करोमि तद्वत्॥ ३०॥

વિષયોમાં આસક્તિ ન હોવાથી ગૃહસ્થના ક્લેશથી શું પ્રયોજન, એમ શંકા કરીને કહે છે – **'केचित् इति।'**

ઈશ્વરની માયાએ રચેલી વિષયવાસનાઓનો ત્યાગ કરતા કેટલાક પુરુષો વિષયોમાં અનાસક્ત ચિત્તવાળા હોય તો પણ, જેમ હું લોકસંગ્રહ માટે કર્મો કરું છું તેમ પોતાનાં કર્તવ્યો કરે છે. ॥ ૩૦ ॥

**'दैवीः'** ઈશ્વરની માયાએ રચેલી **'प्रकृतीः'** વિષયવાસનાઓને ત્યજતા – કામનાઓમાં અનાસક્ત ચિત્તવાળા હોવા છતાં કર્મ કરવામાં દૃષ્ટાંત – **'यथा अहम् इति।' 'लोकसंग्रहम्'** લોકનું **'संग्रहः'** ગ્રહણ થાય તેમ (લોકોને બોધ આપવા માટે) હું ઈશ્વર હોવા છતાં જેમ કર્મો કરું છું તેમ. ॥ ૩૦ ॥

**कच्चिद् गुरुकुले वासं ब्रह्मन् स्मरसि नौ यतः।**
**द्विजो विज्ञाय विज्ञेयं तमसः पारमश्नुते॥ ३१**

नौ आवयोः। यतो गुरोः विज्ञेयं परमात्मतत्त्वम्। तमसः संसारस्य॥ ३१॥

હે વિપ્ર, આપણા બંનેનો ગુરુકુળમાં નિવાસ તમને ક્યારેક સાંભરે છે? જે ગુરુ પાસેથી જાણવા યોગ્ય (પરમાત્મતત્ત્વ)ને જાણીને દ્વિજાતિઓ (બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય) સંસારના પારને (મોક્ષને) પ્રાપ્ત કરે છે! ॥ ૩૧ ॥

**'नौ'** આપણા બંનેનો – **'यतः'** જે ગુરુ પાસેથી **'विज्ञेयम्'** જાણવા યોગ્ય પરમાત્મતત્ત્વને – **'तमसः'** સંસારના ॥ ૩૧ ॥

तत्रात्मज्ञानप्रदस्य गुरोरत्यन्तं पूज्यत्वं वक्तुं पुरुषस्य त्रीन् गुरूनाह—**स वा इति**।

**स वै सत्कर्मणां साक्षाद् द्विजातेरिह सम्भवः।**
**आद्योऽङ्ग यत्राश्रमिणां यथाहं ज्ञानदो गुरुः॥ ३२**

તેમાં આત્મજ્ઞાન આપનાર ગુરુ અત્યંત પૂજ્ય છે, એમ કહેવા માટે મનુષ્યના ત્રણ ગુરુઓને વર્ણવે છે – **'सः वै इति।'**

હે પ્રિય (મિત્ર), આ સંસારમાં જેમનાથી પોતાનો જન્મ થાય છે તે (પિતા) પ્રથમ ગુરુ છે. (ત્યાર પછી) દ્વિજાતિના, જેમનાથી સત્કર્મો સંભવે છે તે (ઉપનયન સંસ્કાર કરાવીને વેદાધ્યયન કરાવનાર) દ્વિતીય ગુરુ છે. (ત્યાર પછી સર્વ) આશ્રમધર્મીઓને આત્મજ્ઞાન આપનાર ગુરુ તો સાક્ષાત્ હું જ છું. ॥ ૩૨ ॥

इह संसारे यत्र सम्भवो जन्ममात्रं स पिता तावदाद्यः प्रथमो गुरुः पूज्यः। कर्मविद्याप्रदं गुरुमाह—द्विजातेः सतः पुंसः सत्कर्मणां यत्र संभवः। उपनीय वेदाध्यापक इत्यर्थः। स द्वितीयो गुरुः, यथाऽहमीश्वरस्तथा प्रथमादपि पूज्य इत्यर्थः। ब्रह्मविद्याप्रदं गुरुमाह—आश्रमिणां सर्वेषामपि ज्ञानदो यः स तु साक्षादहमेवेति॥ ३२॥

આ સંસારમાં જેમનાથી **'सम्भवः'** માત્ર જન્મ છે તે પિતા **'आद्यः'** પ્રથમ પૂજવા યોગ્ય ગુરુ છે. સત્કર્મોરૂપ વિદ્યા આપનાર ગુરુને વર્ણવે છે – દ્વિજાતિ પુરુષ હોવાને કારણે જેમનાથી સત્કર્મો સંભવે છે તે (દ્વિતીય ગુરુ છે). ઉપનયન સંસ્કાર કરાવીને વેદાધ્યયન કરાવનાર ગુરુ, એમ અર્થ છે. તે દ્વિતીય ગુરુ, ઈશ્વર એવો હું જેમ પૂજ્ય છું તેમ પ્રથમ ગુરુથી પણ પૂજ્ય છે, એમ અર્થ છે. બ્રહ્મવિદ્યા આપનાર ગુરુને વર્ણવે છે – સર્વ કોઈ આશ્રમધર્મીઓને જે આત્મજ્ઞાન પ્રદાન કરનાર છે તે તો સાક્ષાત્ હું જ છું. ॥ ૩૨ ॥

अतो ज्ञानप्रदं गुरुरूपं मामाश्रित्य ये संसारं तरन्ति ते बुद्धिमन्त इत्याह—**नन्विति**।

આથી આત્મજ્ઞાન આપનાર ગુરુસ્વરૂપ મારો આશ્રય કરીને જેઓ સંસારને તરી જાય છે તેઓ બુદ્ધિમાન છે, એમ કહે છે – **'ननु इति।'**

**नन्वर्थकोविदा ब्रह्मन् वर्णाश्रमवतामिह।**
**ये मया गुरुणा वाचा तरन्त्यञ्जो भवार्णवम्॥ ३३**

હે વિપ્ર, આ મનુષ્યજન્મમાં મુજ ગુરુરૂપ વક્તા દ્વારા અપાયેલા ઉપદેશમાત્રથી જેઓ અનાયાસે સંસારસાગર તરી જાય છે, તેઓ વર્ણાશ્રમધર્મીઓમાં, સાચે જ પોતાનો પુરુષાર્થ સિદ્ધ કરવામાં કુશળ છે. ॥ ૩૩ ॥

हे ब्रह्मन्, ते ननु वर्णाश्रमवतां मध्येऽर्थकोविदाः। इह मनुष्यजन्मनि, तत्रापि वर्णाश्रमवत्त्वे सति ये मया गुरुणा गुरुरूपेण वक्त्रा वाचा उपदेशमात्रेणाञ्जः सुखेनैव भवार्णवं तरन्तीति ज्ञानप्रदाद्गुरोरधिकः सेव्यो नास्तीत्युक्तम् ॥ ३३॥

હે વિપ્ર, તેઓ સાચે જ, વર્ણાશ્રમધર્મીઓમાં પોતાનો પુરુષાર્થ સિદ્ધ કરવામાં કુશળ છે. **'इह'** આ મનુષ્ય-જન્મમાં, તેમાં પણ વર્ણાશ્રમધર્મમાં રહી જેઓ **'मया गुरुणा'** મુજસ્વરૂપ એવા ગુરુના મુખથી **'वाचा'** વાણીરૂપ ઉપદેશથી **'अञ्जः'** અનાયાસે જ ભવસાગર તરી જાય છે. એટલે જ્ઞાનપ્રદાતા ગુરુથી અધિક સેવવા યોગ્ય કોઈ જ નથી, એમ કહેવામાં આવ્યું છે. ॥ ૩૩ ॥

अत एव तद्भजनादधिको धर्मश्च नास्तीत्याह—**नाहमिति**।

આથી જ તેમની ભક્તિથી અધિક બીજો કોઈ ધર્મ નથી, એમ કહે છે – **'न अहम् इति।'**

**नाहमिज्याप्रजातिभ्यां तपसोपशमेन वा।**
**तुष्येयं सर्वभूतात्मा गुरुशुश्रूषया यथा॥ ३४**

સર્વ પ્રાણીઓનો આત્મા એવો હું (આત્મજ્ઞાન આપનાર મુજસ્વરૂપ) ગુરુની સેવાથી જેવો પ્રસન્ન થાઉં છું, તેવો યજ્ઞયાગથી, પ્રકૃષ્ટ જન્મરૂપ ઉપનયનથી, તપશ્ચર્યાથી કે (ઇન્દ્રિયનિગ્રહરૂપ) ઉપશમથી પ્રસન્ન થતો નથી. ॥ ૩૪ ॥

इज्या गृहस्थधर्मः, प्रजातिः प्रकृष्टं जन्म उपनयनं तेन ब्रह्मचारिधर्म उपलक्ष्यते ताभ्याम्, तथा तपसा वनस्थधर्मेण, उपशमेन यतिधर्मेण वा अहं परमेश्वरस्तथा न तुष्येयं यथा सर्वभूतात्माऽपि गुरुशुश्रूषयेति॥ ३४॥

યજ્ઞયાગ એટલે (અગ્નિહોત્રાદિ) ગૃહસ્થધર્મ, **'प्रजातिः'** પ્રકૃષ્ટ જન્મરૂપ ઉપનયન, તેનાથી બ્રહ્મચારીનો ધર્મ જણાય છે. તે બંનેથી તથા **'तपसा'** વાનપ્રસ્થ ધર્મથી કે **'उपशमेन'** સંન્યાસીના ધર્મથી પરમેશ્વર એવો હું, તેવો પ્રસન્ન નથી થતો, જેવો સર્વ પ્રાણીઓનો આત્મા હોવા છતાં ગુરુની સેવાથી પ્રસન્ન થાઉં છું. ॥ ૩૪ ॥

किंच अस्माकं गुरुशुश्रूषणं किमपि दैवादेव संपन्नं तत्किं त्वया स्मर्यत इति पृच्छति— **अपि न इति।**

વળી, આપણી ગુરુસેવા કોઈક ભાગ્યથી જ સંપન્ન થઈ હતી તે શું તમને સાંભરે છે, એમ (ભગવાન) પૂછે છે – **'अपि नः इति।'**

**अपि नः स्मर्यते ब्रह्मन् वृत्तं निवसतां गुरौ।**
**गुरुदारैश्चोदितानामिन्धनानयने क्वचित्॥ ३५**

હે વિપ્ર, ગુરુજી પાસે આપણે રહેતા હતા ત્યારે એક વખત લાકડાં લાવવા માટે ગુરુપત્ની દ્વારા મોકલવામાં આવેલા આપણને, જે બન્યું હતું તે યાદ આવે છે? ॥ ૩૫ ॥

गुरौ निवसतामस्माकं यत्किमपि वृत्तं तत्। क्वचित्कदाचित्॥ ३५॥

ગુરુજી પાસે રહેતા આપણને જે કાંઈ બન્યું હતું તે – **'क्वचित्'** કોઈ એક દિવસ ॥ ૩૫ ॥

**प्रविष्टानां महारण्यमपर्तौ सुमहद् द्विज।**
**वातवर्षमभूत्तीव्रं निष्ठुराः स्तनयित्नवः॥ ३६**

હે ભૂદેવ, ઘોર જંગલમાં આપણે પ્રવેશ્યા ત્યારે અકાળે પ્રચંડ આંધી, વરસાદ અને અતિ કર્કશ મેઘગર્જનાઓ થઈ હતી. ॥ ૩૬ ॥

अपर्तौ अपगते ऋतौ, अकाल इत्यर्थः। वातश्च वर्षं च तयोः समाहारः। स्तनयित्नवो गर्जितानि चाभवन्॥ ३६॥

**'अपर्तौ'** (વર્ષા)ઋતુ વીતી ગયા પછી, અકાળે (શીતકાળમાં) એમ અર્થ છે. પ્રચંડ પવન સહિત વરસાદ અને **'स्तनयित्नवः'** મેઘગર્જનાઓ થતી હતી.॥ ૩૬ ॥

**सूर्यश्चास्तं गतस्तावत् तमसा चावृता दिशः।**
**निम्नं कूलं जलमयं न प्राज्ञायत किंचन॥ ३७**

સૂર્ય તે સમયે આથમી ગયો હતો. દિશાઓ અંધકારથી ઢંકાઈ ગઈ હતી. ઊંચી-નીચી ભૂમિ જળમય બની હોવાથી ઊંચી-નીચી જગ્યાની ખબર પડતી ન હતી. ॥ ૩૭ ॥

निम्नं कूलं नतमुन्नतं च स्थानम्॥ ३७॥

**'निम्नम्'** નીચી અને **'कूलम्'** ઊંચી જગ્યાની ॥ ૩૭ ॥

**वयं भृशं तत्र महानिलाम्बुभि-**
**र्निहन्यमाना मुहुरम्बुसम्प्लवे।**
**दिशोऽविदन्तोऽथ परस्परं वने**
**गृहीतहस्ताः परिबभ्रिमातुराः॥ ३८**

જળનો સાગર બની ગયેલા તે વનમાં વાવાઝોડા અને વરસાદનાં ઝાપટાંથી વારંવાર અત્યંત પીડાયેલા અને દિશાના ભાન વિનાના આપણે વ્યાકુળ થઈ વનમાં ચોતરફ એકબીજાનો હાથ પકડીને (લાકડાંના ભારા) ઊંચક્યા હતા. ॥ ૩૮ ॥

अम्बूनां संप्लवो व्यामिश्रणं यस्मिन्नेकोदके तस्मिन्वन इत्यर्थः। परिबभ्रिम। 'भृञ् भरणे' इति धातो रूपम्। परि परितो बभ्रिम। इडागमश्छान्दसः। भारान् धृतवन्त इत्यर्थः ॥ ३८ ॥

જળનો પ્રવાહ (વૃક્ષો સાથે) ભળી ગયો હતો તેવા જળબંબાકાર વનમાં, એમ અર્થ છે. **'परिबभ्रिम'** **भृ** ધાતુ ભરણ કે ધારણ કરવાના અર્થમાં છે. **'परि'** **परितः** આસપાસ સર્વત્ર **बभ्रिम** - **भृ** ધાતુંનું પરોક્ષ ભૂ.કા. પ્રથમ પુરુષ બ.વ. **बभृम** થાય, પરંતુ અહીં **इ** નો આગમ આર્ષ છે. લાકડાના ભારા ઊંચક્યા હતા, એમ અર્થ છે.॥ ૩૮ ॥

**एतद् विदित्वा उदिते रवौ सान्दीपनिर्गुरुः।**
**अन्वेषमाणो नः शिष्यानाचार्योऽपश्यदातुरान्॥ ३९** ॥ ३९ ॥

સૂર્ય ઊગ્યો ત્યારે આ વાત જાણીને, શિષ્યો એવા આપણને શોધતા આચાર્ય ગુરુ સાન્દીપનિજીએ આપણને દુઃખી થયેલા જોયા હતા.॥ ૩૯ ॥ ૩૯ ॥

उवाच कृपया श्लोकत्रयीम्। यया वयं कृतार्था इत्याह—**अहो इति।**

ગુરુજી દયાથી ત્રણ શ્લોકની પદાવલિ બોલ્યા હતા, કે જેનાથી આપણે કૃતાર્થ થઈ ગયા હતા, એમ કહે છે – **'अहो इति।'**

**अहो हे पुत्रका यूयमस्मदर्थेऽतिदुःखिताः।**
**आत्मा वै प्राणिनां प्रेष्ठस्तमनादृत्य मत्पराः॥ ४०**

**एतदेव हि सच्छिष्यैः कर्तव्यं गुरुनिष्कृतम्।**
**यद् वै विशुद्धभावेन सर्वार्थात्मार्पणं गुरौ॥ ४१**

**तुष्टोऽहं भो द्विजश्रेष्ठाः सत्याः सन्तु मनोरथाः।**
**छन्दांस्ययातयामानि भवन्त्विह परत्र च॥ ४२**

અહો! હે પુત્રો ! તમે અમારે ખાતર ખૂબ દુઃખી થયા. પ્રાણીઓને પોતાનો દેહ અત્યંત પ્રિય હોય છે. તેને અવગણીને તમે મારી સેવામાં રત રહ્યા! ॥ ૪૦॥ ખરેખર, ગુરુના ઋણથી મુક્ત થવા માટે ઉત્તમ શિષ્યો દ્વારા જે વિશુદ્ધ ભક્તિથી સર્વ પુરુષાર્થોના સાધનરૂપ દેહનું ગુરુને સમર્પણ થાય, તે જ કરવા યોગ્ય છે. ॥ ૪૧ ॥ હે દ્વિજશ્રેષ્ઠ કુમારો, હું તમારા પર પ્રસન્ન થયો છું. તમારા મનોરથો સફળ થાઓ! (તમારા દ્વારા મારી પાસેથી) અધ્યયન કરવામાં આવેલા વેદો આ લોકમાં અને પરલોકમાં સફળ થાઓ ! ॥ ૪૨ ॥

आत्मा देहः ॥ ४० ॥ गुरोर्निष्कृतं प्रत्युपकारः। सर्वे अर्था यस्मात्स आत्मा देहस्तस्यार्पणं विनियोगः ॥ ४१ ॥ अयातयामानि यातो यामो यस्य पक्वस्यान्नस्य तद्गतसारं भवति तद्वदन्यदपि गतसारं गौण्या वृत्त्या यातयाममित्युच्यते। अगतसाराणि छन्दांसि मत्तोऽधीयमानानि भवन्त्वित्यर्थः ॥ ४२ ॥

**'आत्मा'** દેહ ॥ ૪૦ ॥ ગુરુના **'निष्कृतम्'** ઉપકારનો બદલો, ઋણ – સર્વ પુરુષાર્થો જેનાથી સિદ્ધ થાય તે **'आत्मा'** દેહ, તેનું **'अर्पणम्'** સમર્પણ, વિનિયોગ ॥ ૪૧ ॥ **'अयातयामानि'** જતો રહ્યો છે **'यामः'** પ્રહર (ત્રણ કલાક) જે રાંધેલા અન્નનો તે સારરહિત બને છે. તેમ બીજું પણ જે સારરહિત હોય તેને (અપ્રધાન અર્થમાં પ્રયુક્ત થયેલા શબ્દરૂપ) ગૌણી વૃત્તિથી **'यातयामम्'** કહેવામાં આવે છે. મારી પાસેથી અધ્યયન કરવામાં આવેલું વેદાધ્યયન નિઃસાર – નિષ્ફળ ન બનો, એમ અર્થ છે. ॥ ૪૨ ॥

**इत्थंविधान्यनेकानि वसतां गुरुवेश्मसु।**
**गुरोरनुग्रहेणैव पुमान् पूर्णः प्रशान्तये॥ ४३**

આમ, ગુરુગૃહે નિવાસ કરતા હતા ત્યારે આપણને અનેક અનુભવો થયા હતા (તે તમને યાદ છે ને)? ખરેખર, ગુરુના અનુગ્રહથી જ મનુષ્ય કૃતકૃત્ય થઈ મોક્ષ માટે સમર્થ થાય છે. ॥ ૪૩ ॥

इत्थंविधान्येवंप्रकाराण्यनेकानि वृत्तानि किं त्वया स्मर्यन्त इति शेषः।

फलितमुपसंहरति—गुरोरिति॥ ४३॥

**'इत्थंविधानि'** આવા પ્રકારના અનેક અનુભવો તમને યાદ છે ને? એટલું શેષ છે.

**'फलितम्'** ગુરુની સેવાથી પ્રાપ્ત થતી વસ્તુને ઉપસંહારરૂપે – એક વાક્યમાં સમાવેશ કરીને કહે છે – **'गुरोः इति।'** ॥ ૪૩ ॥

**ब्राह्मण उवाच**

**किमस्माभिरनिर्वृत्तं देवदेव जगद्गुरो।**
**भवता सत्यकामेन येषां वासो गुरावभूत्॥ ४४**

**બ્રાહ્મણ (સુદામાજી) બોલ્યા** – હે દેવાધિદેવ, હે જગદ્ગુરુ, પૂર્ણકામ એવા આપની સાથે જેમનો ગુરુગૃહે વાસ હતો તેવા અમને શું અપ્રાપ્ત હોય? ॥ ૪૪ ॥

अस्माभिः किमनिर्वृत्तमसंपन्नं येषामस्माकं भवता सहवासोऽभूत्॥ ४४॥

भवतस्तु सर्वमेतद्विडम्बनमात्रमित्याह—**यस्येति।**

અમને શું **'अनिर्वृत्तम्'** અપ્રાપ્ત હોય, કે **'येषाम्'** જે અમારો આપની સાથે સહવાસ હતો! ॥ ૪૪ ॥

આ સર્વ આપનો મનુષ્યલીલાનો અભિનય જ છે, એમ કહે છે – **'यस्य इति।'**

**यस्यच्छन्दोमयं ब्रह्म देह आवपनं विभो।**
**श्रेयसां तस्य गुरुषु वासोऽत्यन्तविडम्बनम्॥ ४५**

હે સમર્થ! જેમની મૂર્તિ વેદસ્વરૂપ બ્રહ્મ છે અને (સર્વ) કલ્યાણોનું ઉદ્ભવસ્થાન છે, તેમનો ગુરુકુળમાં નિવાસ એ તો માત્ર મનુષ્યલીલાનો અભિનય જ છે! ॥ ૪૫ ॥

छन्दोमयं वेदाख्यं ब्रह्म। तथा श्रेयसामावपनं तदुद्भवस्थानं देहो मूर्तिर्यस्य तस्य तव॥ ४५॥

**'छन्दोमयम्'** વેદ નામનું બ્રહ્મ અને કલ્યાણોનું **'आवपनम्'** તે ઉદ્ભવસ્થાન એવી **'देहः'** મૂર્તિ છે જેમની તે આપનો (અભિનય છે.) ॥ ૪૫ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे उत्तरार्धे श्रीदामचरितेऽशीतितमोऽध्यायः॥ ८०॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे उत्तरार्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायामशीतितमोऽध्यायः॥ ८०॥

*****

# अथैकाशीतितमोऽध्यायः

## સુદામાજીને ઐશ્વર્યની પ્રાપ્તિ

एकाशीतितमे सख्युर्जग्ध्वा पृथुकतण्डुलान्।
श्रियं निर्मितवानिन्द्रदुर्लभां तु तदाश्रमे॥ १॥

શ્રીકૃષ્ણે મિત્રના તાંદુલ (છડેલું અને ખાંડેલું અનાજ) ખાઈને તેમના ગૃહે ઈન્દ્રને પણ દુર્લભ એવી લક્ષ્મીનું નિર્માણ કર્યું. (એ કથા) એક્યાશીમા અધ્યાયમાં છે. ॥ ૧ ॥

श्रीशुक उवाच

**स इत्थं द्विजमुख्येन सह संकथयन् हरिः।**
**सर्वभूतमनोऽभिज्ञः स्मयमान उवाच तम्॥ १**

संकथयन् सुखगोष्ठीः कुर्वन्। सर्वभूतानां मनसोऽभिज्ञः। मदर्थं पृथुकानानीय दातुं लज्जित इति जानन्नित्यर्थः॥ १॥

**ब्रह्मण्यो ब्राह्मणं कृष्णो भगवान् प्रहसन् प्रियम्।**
**प्रेम्णा निरीक्षणेनैव प्रेक्षन् खलु सतां गतिः॥ २**

प्रहसन् क्ष्वेलीं कुर्वन्॥ २॥

लज्जया त्वकथयतस्तामपनुदन्नाह— **अणवपीति** द्वाभ्याम्।

श्रीभगवानुवाच

**किमुपायनमानीतं ब्रह्मन् मे भवता गृहात्।**
**अण्वप्युपाहृतं भक्तैः प्रेम्णा भूर्येव मे भवेत्।**
**भूर्यप्यभक्तोपहृतं न मे तोषाय कल्पते॥ ३**
**पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति।**
**तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः॥ ४**

॥ ३॥ ४॥

**इत्युक्तोऽपि द्विजस्तस्मै व्रीडितः पतये श्रियः।**
**पृथुकप्रसृतिं राजन् न प्रायच्छदवाङ्मुखः॥ ५**

॥ ५॥

**सर्वभूतात्मदृक् साक्षात् तस्यागमनकारणम्।**
**विज्ञायाचिन्तयन्नायं श्रीकामो माऽभजत्पुरा॥ ६**

**શ્રીશુકદેવજી બોલ્યા** – આ પ્રમાણે વિપ્રવર્ય (સુદામાજી) સાથે આનંદપૂર્વક ગોષ્ઠી કરતા શ્રીહરિ સર્વ પ્રાણીઓનાં મનને જાણનારા હોઈ સ્મિત કરતાં તેમને કહેવા લાગ્યા. ॥ ૧ ॥

**'संकथयन्'** આનંદપૂર્વક ગોષ્ઠી કરતા – સર્વ પ્રાણીઓનાં મનને જાણનારા – મારે માટે તાંદુલ લાવીને આપતાં શરમાય છે, એમ જાણતા, એમ અર્થ છે. ॥ ૧ ॥

સત્પુરુષોના આશ્રયરૂપ, બ્રાહ્મણભક્ત ભગવાન શ્રીકૃષ્ણ (સંતાડેલી તાંદુલની પોટલીનું) નિરીક્ષણ કરવા માત્રથી વિનોદ કરતાં અને પ્રેમથી પ્રિય (મિત્રને) જોતાં કહેવા લાગ્યા. ॥ ૨ ॥

**'प्रहसन्'** વિનોદ કરતા ॥ ૨ ॥

લજ્જાને કારણે ન બોલતા સુદામાજીની લજ્જા દૂર કરતા ભગવાન બે શ્લોકથી કહે છે – **'अणु-अपि इति।'**

**શ્રીભગવાન બોલ્યા** – હે ભૂદેવ, તમારા દ્વારા ઘરમાંથી મારે માટે કઈ ભેટ લાવવામાં આવી છે? ભક્તો દ્વારા પ્રેમથી સમર્પિત કરવામાં આવેલું અતિ અલ્પ પણ મારે માટે ઘણું થાય, પરંતુ અભક્તો દ્વારા ઘણું લાવવામાં આવ્યું હોય તો પણ તે મને પ્રસન્ન કરી શકતું નથી. ॥ ૩ ॥ જે કોઈ ભક્તિથી પત્ર, પુષ્પ, ફળ, જળ (કે જે કંઈ પણ) મને આપે છે, તે વિશુદ્ધ બુદ્ધિવાળા (ભક્ત)નું ભક્તિથી સમર્પિત કરેલું હું (પ્રેમપૂર્વક) સ્વીકારું છું.॥ ૪ ॥ ૩ ॥ ૪ ॥

આમ કહેવામાં આવ્યું હોવા છતાં ભૂદેવે શ્રીપતિ શ્રીકૃષ્ણને મુઠ્ઠીભર તાંદુલ આપ્યા નહીં અને લજ્જિત થઈને મુખ નીચું કરી ગયા. ॥ ૫ ॥ ૫ ॥

સર્વ પ્રાણીઓના અંતઃકરણના પ્રત્યક્ષ દ્રષ્ટા ભગવાને તેમના આગમનનું કારણ જાણીને વિચાર્યું કે આ સુદામાએ ધનની ઈચ્છાવાળા થઈને ક્યારેય મારી ભક્તિ કરી નથી. ॥ ૬ ॥

सर्वभूतानामात्मदृगन्तःकरणसाक्षी ॥ ६ ॥

સર્વ પ્રાણીઓના **'आत्मदृक्'** અંતઃકરણના સાક્ષી ॥ ૬ ॥

**पत्न्याः पतिव्रतायास्तु सखा प्रियचिकीर्षया।**
**प्राप्तो मामस्य दास्यामि सम्पदोऽमर्त्यदुर्लभाः ॥ ७**

પતિવ્રતા પત્નીનું પ્રિય કરવાની ઈચ્છાથી જ આ મારી પાસે આવ્યો છે. (પોતે તો નિઃસ્પૃહ જ છે, આથી) હું તેને દેવોને પણ દુર્લભ એવી સંપત્તિઓ આપીશ. ॥ ૭ ॥

अमर्त्यानां देवानामपि दुर्लभाः ॥ ७ ॥

**'अमर्त्यानाम्'** દેવોને પણ દુર્લભ એવી સંપત્તિઓ ॥ ૭ ॥

**इत्थं विचिन्त्य वसनाच्चीरबद्धान्द्विजन्मनः।**
**स्वयं जहार किमिदमिति पृथुकतण्डुलान् ॥ ८**

એમ વિચાર કરીને ભૂદેવના વસ્ત્રમાંથી ચીંથરાથી બાંધેલા તાંદુલને 'આ શું છે?' એમ (કહીને) લઈ લીધા. ॥ ૮ ॥

अतिजीर्णत्वाद्वसनस्य पुनस्तन्मध्ये चीरेण बद्धान् ॥ ८ ॥

વસ્ત્ર ખૂબ જૂનું હોવાથી તેની અંદર પાછા ચીંથરાથી બાંધેલા તાંદુલને ॥ ૮ ॥

**नन्वेतदुपनीतं मे परमप्रीणनं सखे।**
**तर्पयन्त्यङ्ग मां विश्वमेते पृथुकतण्डुलाः ॥ ९**

હે પ્રિય મિત્ર, લાવવામાં આવેલી આ ભેટ તો મને ખૂબ જ તૃપ્ત કરનારી છે, કારણ કે સમગ્ર જગતના આત્મારૂપ મને આ તાંદુલનો ચેવડો સંતૃપ્ત કરે છે! ॥ ૯ ॥

अङ्ग हे सखे। मां विश्वं विश्वात्मानं माम् ॥ ९ ॥

પ્રિય એવા હે મિત્ર, **'मां विश्वम्'** જગતના આત્મારૂપ મને ॥ ૯ ॥

**इति मुष्टिं सकृज्जग्ध्वा द्वितीयां जग्धुमाददे।**
**तावच्छ्रीर्जगृहे हस्तं तत्परा परमेष्ठिनः ॥ १०**

એમ કહીને એક વાર મુઠ્ઠી તાંદુલ ખાઈને બીજી મુઠ્ઠી ખાવા માટે લીધી, તેટલામાં ભગવત્પરાયણ લક્ષ્મીરૂપા રુક્મિણીજીએ ભગવાનનો હાથ પકડી લીધો. ॥ ૧૦॥

इति वदन्नेकां मुष्टिं जग्ध्वा। तत्परेति। अयं भावः—एतावता पुंस इहामुत्र च मत्कटाक्ष-विलासभूतानां सर्वसंपदां समृद्धयेऽलम्। अतःपरं द्वितीयमुष्ट्यदनेन मा मामेतदधीनां कुर्विति ॥ १० ॥

એમ કહેતા ભગવાને એક મુઠ્ઠી તાંદુલ ખાઈને – **'तत्परा इति।'** ભાવ આ પ્રમાણે છે – આટલા (એક મુઠ્ઠી તાંદુલ) જ મનુષ્ય માટે આ લોક અને પરલોકમાં મારા કટાક્ષના વિલાસરૂપ સર્વ સંપત્તિઓની સમૃદ્ધિ માટે પૂરતા છે. હવે પછી બીજી મુઠ્ઠી ખાવાથી (ભગવત્પરાયણ) મને (લક્ષ્મીને) આને (ભક્તને) અધીન ન કરો. ॥ ૧૦ ॥

**एतावताऽलं विश्वात्मन् सर्वसम्पत्समृद्धये।**
**अस्मिँल्लोकेऽथवामुष्मिन् पुंसस्त्वत्तोषकारणम् ॥ ११**

(અને કહ્યું :) હે વિશ્વાત્મા, આ લોક અથવા પરલોકમાં પુરુષના સંતોષનું કારણ જે રીતે થાય, તે રીતે આપના ભક્તને સર્વ સંપત્તિઓની સમૃદ્ધિ માટે આટલા (એક મુઠ્ઠી તાંદુલ) પૂરતા છે. ॥ ૧૧ ॥

त्वत्तोषकारणं तव तोषस्य कारणं यथा भवेत्तथा सर्वसंपत्समृद्धये। यां भक्तस्य समृद्धिं दृष्ट्वा त्वं तुष्येरित्यर्थः ॥ ११ ॥

**'त्वत्तोषकारणम्'** આપના સંતોષનું કારણ જે રીતે થાય તે રીતે સર્વ સંપત્તિઓની સમૃદ્ધિ માટે – ભક્તની જે સમૃદ્ધિ જોઈને આપ પ્રસન્ન થાઓ, એમ અર્થ છે. ॥ ૧૧ ॥

**ब्राह्मणस्तां तु रजनीमुषित्वाऽच्युतमन्दिरे।**
**भुक्त्वा पीत्वा सुखं मेने आत्मानं स्वर्गतं यथा॥ १२**

શ્રીઅચ્યુતના મહેલમાં જ ભોજન અને પાન કરીને સુખ થાય તેમ રાત્રે રહીને ભૂદેવે તો પોતાને સ્વર્ગમાં વસનાર જેવા અનુભવ્યા. ॥ ૧૨ ॥

स्वर्गतं स्वर्गवासिनम्॥ १२॥

**'स्वःगतम्'** સ્વર્ગમાં વસનાર ॥ ૧૨ ॥

**श्वोभूते विश्वभावेन स्वसुखेनाभिवन्दितः।**
**जगाम स्वालयं तात पथ्यनुव्रज्य नन्दितः॥ १३**

હે પ્રિય (પરીક્ષિત), બીજા દિવસે વિશ્વના પાલનકર્તા, નિજાનંદથી પરિપૂર્ણ ભગવાન દ્વારા માર્ગમાં (સુદામાજીની) પાછળ જઈને (કૃપા કરીને વહેલા પાછા આવજો, વગેરે વિનયભરી ઉક્તિઓથી) પ્રસન્ન કરવામાં આવેલા અને વંદન કરવામાં આવેલા (ભૂદેવ સુદામાજી) સ્વગૃહે સિધાવ્યા. ॥ ૧૩ ॥

श्वोभूते उदिते रवौ। विश्वं भावयतीति विश्वभावस्तेनेति पुरतो भाविनमिन्द्रदुर्लभं विभवं सूचयति—स्वसुखेन स्वानन्दपूर्णेनेति दानेऽदीनतां दर्शयति—नन्दितो विनयोक्तिभिः॥ १३॥

**'श्वः-भूते'** બીજે દિવસે સૂર્ય ઊગ્યો ત્યારે – વિશ્વનું પાલન કરે છે તે **'विश्वभावः'**, તેમના દ્વારા – એમ આગળથી જ ભવિષ્યના ઈન્દ્રને દુર્લભ વૈભવને સૂચવે છે – **'स्वसुखेन'** નિજાનંદથી પરિપૂર્ણ ભગવાન દ્વારા – એમ દાન આપવામાં ભગવાનમાં દૈન્યનો અભાવ (અથવા દાન આપવાનું સામર્થ્ય) દર્શાવે છે – **'नन्दितः'** વિનયભર્યાં વચનોથી પ્રસન્ન કરવામાં આવેલા સુદામાજી ॥ ૧૩ ॥

**स चालब्ध्वा धनं कृष्णान्न तु याचितवान् स्वयम्।**
**स्वगृहान् व्रीडितोऽगच्छन्महद्दर्शननिर्वृतः॥ १४**

શ્રીકૃષ્ણ પાસેથી ધન મળ્યું ન હોવા છતાં સંકોચવશ પોતે પણ યાચના કરી નહીં, તો પણ પરમાત્માનાં દર્શનથી પરમ આનંદ પામીને તેઓ ગયા. ॥ ૧૪ ॥

व्रीडितः स्ववित्तकार्पण्येन लज्जितः। महतः श्रीकृष्णस्य दर्शनेन निर्वृतः सुखं प्राप्तः॥ १४॥

**'व्रीडितः'** પોતાના ચિત્તની ધન માટેની દીનતાથી (મારી પત્ની શું કહેશે, એમ વિચારીને) લજ્જા પામેલા સુદામાજી – **'महतः'** શ્રીકૃષ્ણનાં દર્શનથી જે **'निर्वृतः'** પરમ આનંદને પ્રાપ્ત થયા ॥ ૧૪ ॥

निर्वृतिमेवाह—**अहो इति** चतुर्भिः।

ભગવદ્દર્શનથી થયેલા પરમ આનંદને ચાર શ્લોકથી વર્ણવે છે – **'अहो इति।'**

**अहो ब्रह्मण्यदेवस्य दृष्टा ब्रह्मण्यता मया।**
**यद् दरिद्रतमो लक्ष्मीमाश्लिष्टो बिभ्रतोरसि॥ १५**

બ્રાહ્મણભક્ત ભગવાનની આશ્ચર્યકારક બ્રાહ્મણભક્તિને મેં (પ્રત્યક્ષ) નિહાળી! કારણ કે (ભગવાન) વક્ષઃસ્થળમાં લક્ષ્મીજીને ધારણ કરતા હોવા છતાં પણ તેમની સાથે અત્યંત દરિદ્ર એવો હું આશ્લેષ (આલિંગન) પામ્યો! ॥ ૧૫ ॥

यद्यतः लक्ष्मीमुरसि बिभ्रता आश्लिष्टोऽहम् ॥ १५ ॥

**'यत्'** કારણ કે વક્ષઃસ્થળમાં લક્ષ્મીજીને ધારણ કરતા ભગવાન સાથે હું આલિંગિત થયો. ॥ ૧૫ ॥

**क्वाहं दरिद्रः पापीयान् क्व कृष्णः श्रीनिकेतनः।**
**ब्रह्मबन्धुरिति स्माहं बाहुभ्यां परिरम्भितः॥ १६**

ક્યાં હું દરિદ્ર, નીચ બ્રાહ્મણ અને ક્યાં લક્ષ્મીના ધામરૂપ શ્રીકૃષ્ણ? (છતાં) 'બ્રાહ્મણકુળમાં જન્મ્યો છે' એ કારણે હું ભગવાનના બાહુઓથી આલિંગિત થયો! ॥ ૧૬ ॥

पापीयान्नीचः ॥ १६ ॥

**'पापीयान्'** નીચ ॥ ૧૬ ॥

**निवासितः प्रियाजुष्टे पर्यंके भ्रातरो यथा।**
**महिष्या वीजितः श्रान्तो वालव्यजनहस्तया॥ १७**
॥ १७ ॥

વળી, પ્રિયા રુક્મિણી દ્વારા સેવવામાં આવેલા પલંગ પર મને ભાઈની જેમ બેસાડ્યો તથા માર્ગમાં પરિશ્રમને પ્રાપ્ત થયેલા મને મહારાણી દ્વારા હાથમાં ચામર લઈ વીજણો નાખવામાં આવ્યો! ॥ ૧૭ ॥ ૧૭ ॥

**शुश्रूषया परमया पादसंवाहनादिभिः।**
**पूजितो देवदेवेन विप्रदेवेन देववत्॥ १८**

દેવોના દેવ અને બ્રાહ્મણોના પણ પૂજ્ય શ્રીકૃષ્ણ દ્વારા ચરણચંપી (ચંદનનો લેપ) વગેરે કરવાથી થતી ઉત્કૃષ્ટ સેવા વડે હું દેવની જેમ પૂજાયો. ॥ ૧૮ ॥

पूजितश्चन्दनलेपनादिभिः ॥ १८ ॥

ચંદનનો લેપ વગેરે કરવાથી (થતી સેવાથી) હું પૂજાયો. ॥ ૧૮ ॥

एवं संपूज्यापि धनस्यादाने कारणं कल्पयति—**स्वर्गापवर्गयोरिति** द्वाभ्याम्।

આ પ્રમાણે સુંદર રીતે પૂજાયા હોવા છતાં (ભગવાને) ધન ન આપ્યું , તે માટેનું કારણ બે શ્લોકોથી વિચારે છે – **'स्वर्ग-अपवर्गयोः इति।'**

**स्वर्गापवर्गयोः पुंसां रसायां भुवि सम्पदाम्।**
**सर्वासामपि सिद्धीनां मूलं तच्चरणार्चनम्॥ १९**
॥ १९ ॥

**अधनोऽयं धनं प्राप्य माद्यन्नुच्चैर्न मां स्मरेत्।**
**इति कारुणिको नूनं धनं मेऽभूरि नाददात्॥ २०**

મનુષ્યો માટે પાતાળની અને પૃથ્વીની સંપત્તિઓનું, (અણિમાદિ) સર્વ સિદ્ધિઓનું, સ્વર્ગ અને મોક્ષનું કારણ તે શ્રીકૃષ્ણના ચરણોનું પૂજન છે, તેમ છતાં આ નિર્ધન (બ્રાહ્મણ) ધન પ્રાપ્ત કરીને ઘણો છકી જઈને મારું સ્મરણ નહીં કરે (અને તેથી ભ્રષ્ટ થશે). એમ (વિચારીને જ) ખરેખર, કરુણાવાન ભગવાને મને થોડું પણ ધન આપ્યું નથી. ॥ ૧૯ ॥ ૨૦ ॥ ૧૯ ॥

स्वर्गादीनां यद्यपि तस्य चरणार्चनमेव कारणं तथापि कारुणिकत्वादभूर्यपि स्वल्पमपि धनं मह्यं नाददात्॥ २०॥

**इति तच्चिन्तयन्नन्तः प्राप्तो निजगृहान्तिकम्।**
**सूर्यानलेन्दुसंकाशैर्विमानैः सर्वतो वृतम्॥ २१**

**विचित्रोपवनोद्यानैः कूजद्द्विजकुलाकुलैः।**
**प्रोत्फुल्लकुमुदाम्भोजकह्लारोत्पलवारिभिः॥ २२**

**जुष्टं स्वलंकृतैः पुम्भिः स्त्रीभिश्च हरिणाक्षिभिः।**
**किमिदं कस्य वा स्थानं कथं तदिदमित्यभूत्॥ २३**

**एवं मीमांसमानं तं नरा नार्योऽमरप्रभाः।**
**प्रत्यगृह्णन् महाभागं गीतवाद्येन भूयसा॥ २४**

इत्येवं चिन्तयन्निजगृहस्यान्तिकं तत्प्रान्तम्। तस्य विशेषणं सूर्येति॥ २१॥ विचित्रोपवनादि-भिर्वृतम्। कथंभूतैः। कूजद्भिर्द्विजकुलैः पक्षिसमूहै-राकुलैर्व्याप्तैः। तथा प्रोत्फुल्लानि कुमुदादीनि येषु तानि वारीणि येषु तानि तथा तैः॥ २२॥ किंच जुष्टमिति। हरिणीनामिवाक्षीणि यासां ताभिः। तदैश्वर्यं दृष्ट्वा वितर्कितवांस्तदाह—किमिदमिति। प्रथमं तेजःपुञ्जं दृष्ट्वा किमिदमिति पश्चाद्विमानानि दृष्ट्वा कस्य चेति स्थानं स्वीयमिति ज्ञात्वा कथं तदिदं स्थानमित्येवंरूप-मभूदिति॥ २३॥ अमरप्रभास्तत्तुल्यकान्तयः। प्रत्यगृह्णन्नुपायनादिभिरादृतवन्तः॥ २४॥

જો કે તે શ્રીકૃષ્ણના ચરણોનું પૂજન જ સ્વર્ગ વગેરેનું કારણ છે, તેમ છતાં કરુણાવાન હોવાથી **'अभूरि अपि'** થોડું પણ ધન મને આપ્યું નથી. ॥ ૨૦ ॥

એમ મનમાં વિચાર કરતા (સુદામાજી) પોતાના ઘરની પાસે પહોંચ્યા. સૂર્ય, અગ્નિ, ચંદ્ર જેવા સ્વર્ગીય મહેલોથી, કલરવ કરતાં પક્ષીવૃંદોથી ભરેલાં તેમ જ ખીલેલાં કુમુદ, અંભોજ, કહ્લાર અને ઉત્પલોથી યુક્ત જળ(નાં સરોવરો)વાળા, જાતજાતનાં ઉદ્યાનો અને ઉપવનોથી વીંટળાયેલા અને સુંદર વસ્ત્રાભૂષણોવાળા પુરુષો તથા મૃગનયની સ્ત્રીઓથી સેવિત સ્થાનને (જોઈને) 'આ શું? આ કોનું હશે? આ કેવી રીતે બન્યું?' ॥ ૨૧ ॥ ૨૨ ॥ ૨૩ ॥ એમ વિચાર કરતા તે મહાભાગ્યશાળી સુદામાજીનો, દેવ જેવી કાંતિવાળાં નર-નારીઓ ગીત અને વાદ્ય સહિત સત્કાર કરવા લાગ્યાં. ॥ ૨૪ ॥

એમ વિચાર કરતા તે પોતાના ઘરની **'अन्तिकम्'** પાસે – તેનું વિશેષણ **'सूर्य इति।'** ॥ ૨૧ ॥ જાત જાતનાં ઉપવનો વગેરેથી વીંટળાયેલા સ્થાનને – કેવાં ઉપવનોથી? કલરવ કરતાં **'द्विजकुलैः'** પક્ષીવૃંદોથી **'आकुलैः'** ભરેલાં તથા જેમનામાં ખીલેલાં કુમુદ વગેરે છે તેવાં સરોવરો છે જેમની અંદર તે ઉપવનોથી ॥ ૨૨ ॥ વળી, **'जुष्टम् इति।'** હરિણી જેવાં નેત્રો છે જેમનાં તે નારીઓથી – સેવાયેલું ઐશ્વર્ય જોઈને સુદામાજી તર્ક-વિતર્ક કરે છે, તે કહે છે – **'किम् इदम् इति।'** પહેલાં તેજનો પુંજ જોઈને કહે છેઃ 'આ શું?' પછી મહેલો જોઈને કહે છેઃ 'આ કોનું છે?' અને પછી સ્થાન પોતાનું છે, એમ જાણીને કહે છેઃ 'તે આ સ્થાન આવું કેવી રીતે બની ગયું?' ॥ ૨૩ ॥ **'अमरप्रभाः'** તે દેવોના જેવી કાંતિવાળાં દાસ-દાસીઓએ **'प्रत्यगृह्णन्'** ભેટો વગેરે દ્વારા સત્કાર કર્યો. ॥ ૨૪ ॥

**पतिमागतमाकर्ण्य पत्न्युद्धर्षातिसम्भ्रमा ।**
**निश्चक्राम गृहात्तूर्णं रूपिणी श्रीरिवालयात् ॥ २५**

उद्भूतो हर्षो यस्याः सा। अतिसंभ्रम आदरो यस्याः। आलयात्कमलवनाद्रूपधारिणी श्रीरिव। स्वर्गस्य तत्र भगवता आनीतत्वात्स्वर्गिणामिव तयो रूपं च बभूवेति भावः॥ २५॥

પતિને આવેલા સાંભળીને ઉત્પન્ન થયેલા હર્ષથી અતિ આદરયુક્ત થયેલી પત્ની, જેમ કમળના વનમાંથી સાક્ષાત્ લક્ષ્મીજી નીકળે તેમ મહેલમાંથી શીઘ્ર બહાર નીકળી. ॥ ૨૫ ॥

ઉત્પન્ન થયો છે હર્ષ જેને તે – અતિશય **'संभ्रमः'** આદર છે જેને – મહેલમાંથી, કમળવનમાંથી રૂપ ધારણ કરેલાં (સાક્ષાત્) લક્ષ્મીજીની જેમ – ભગવાન દ્વારા ત્યાં સ્વર્ગ લાવવામાં આવ્યું હોવાથી તે બંનેનું રૂપ સ્વર્ગમાં રહેનારાઓ જેવું બની ગયું, એવો ભાવ છે. ॥ ૨૫ ॥

**पतिव्रता पतिं दृष्ट्वा प्रेमोत्कण्ठाश्रुलोचना ।**
**मीलिताक्ष्यनमद् बुद्ध्या मनसा परिषस्वजे ॥ २६**

बुद्ध्या अयमेव वन्द्य इति निश्चयेन। मनसा संकल्पेन॥ २६॥

પતિને જોઈને પ્રેમથી ઉત્સાહિત થવાથી હર્ષાશ્રુભર્યાં લોચનવાળી પતિવ્રતાએ આંખો મીંચીને, બુદ્ધિથી (આ જ વંદન કરવા યોગ્ય છે, એમ નિશ્ચય કરીને) પ્રણામ કર્યાં અને મનથી આલિંગન કર્યું. ॥ ૨૬ ॥

બુદ્ધિથી 'આ જ વંદનને યોગ્ય છે.' એમ નિશ્ચય કરીને અને મનથી સંકલ્પ કરીને ॥ ૨૬ ॥

**पत्नीं वीक्ष्य विस्फुरन्तीं देवीं वैमानिकीमिव ।**
**दासीनां निष्ककण्ठीनां मध्ये भान्तीं स विस्मितः ॥ २७**
**प्रीतः स्वयं तया युक्तः प्रविष्टो निजमन्दिरम् ।**
**मणिस्तम्भशतोपेतं महेन्द्रभवनं यथा ॥ २८**

॥ २७॥ २८॥

વિમાનમાં બેઠેલી દેવાંગના જેવી દેદીપ્યમાન પત્નીને, કંઠમાં સુવર્ણના પદકવાળી કંઠી ધારણ કરેલી દાસીઓની વચ્ચે શોભતી જોઈને વિસ્મિત થયેલા સુદામાજી મણિઓના સેંકડો થાંભલાવાળા, ઈન્દ્રના મહેલ જેવા પોતાના મહેલમાં પ્રસન્ન થઈને પત્ની સાથે સ્વયં પધાર્યા. ॥ ૨૭ ॥ ૨૮ ॥

॥ ૨૭ ॥ ૨૮ ॥

**पयःफेननिभाः शय्या दान्ता रुक्मपरिच्छदाः ।**
**पर्यंका हेमदण्डानि चामरव्यजनानि च ॥ २९**

यत्र मन्दिरे पयःफेननिभाः शय्या आस्तरणानीत्यादिसंपदस्तत्र सर्वसंपदां समृद्धीर्विलोक्य तर्कयामासेति चतुर्थेनान्वयः। यत्र च दान्ता गजदन्तमयाः पर्यङ्काः॥ २९॥

જ્યાં દૂધના ફીણ જેવી શય્યાઓ હતી, સુવર્ણના સાજવાળા હાથીદાંતના પલંગો હતા, સુવર્ણના દાંડાવાળા ચમરી ગાયની પૂંછડીમાંથી બનાવેલા વીજણા હતા. ॥ ૨૯ ॥

જે મહેલમાં દૂધના ફીણ જેવી શય્યાઓ, પાથરણાં વગેરે સંપત્તિઓ હતી, ત્યાં સર્વ સંપત્તિઓની સમૃદ્ધિ જોઈને સુદામાજી વિચાર કરવા લાગ્યા, એમ ચોથા શ્લોક (૩૨) સાથે અન્વય છે. વળી, જ્યાં **'दान्ताः'** હાથીદાંતના પલંગો હતા. ॥ ૨૯ ॥

**आसनानि च हैमानि मृदूपस्तरणानि च।**
**मुक्तादामविलम्बीनि वितानानि द्युमन्ति च॥ ३०**
**स्वच्छस्फटिककुड्येषु महामारकतेषु च।**
**रत्नदीपा भ्राजमाना ललनारत्नसंयुताः॥ ३१**

यत्रासनानि च मृदून्युपस्तरणानि तूलादिमयानि येषु तानि। यत्र मुक्तादामविलम्बवन्ति द्युमन्ति च वितानानि॥ ३०॥ ३१॥

**विलोक्य ब्राह्मणस्तत्र समृद्धीः सर्वसम्पदाम्।**
**तर्कयामास निर्व्यग्रः स्वसमृद्धिमहैतुकीम्॥ ३२**

स ब्राह्मणो निर्व्यग्रः सन् स्थिरः सन् अहैतुकीमाकस्मिकीं स्वस्य समृद्धिं तर्कयामास कुत एषा समृद्धिरागतेति॥ ३२॥

निश्चिनोति—**नूनमिति**।

**नूनं बतैतन्मम दुर्भगस्य**
**शश्वद्दरिद्रस्य समृद्धिहेतुः।**
**महाविभूतेरवलोकतोऽन्यो**
**नैवोपपद्येत यदूत्तमस्य॥ ३३**

एतन्ममेति। एष चासावहं च तस्यैतन्मम। महती विभूतिर्यस्य तस्यावलोकादन्यः॥ ३३॥

ननु स चेदवलोकनमात्रेण महदैश्वर्यं दत्तवांस्तर्हीदं तुभ्यं मया दत्तमिति किं नावोचदत आह—**नन्विति**।

**नन्वब्रुवाणो दिशते समक्षं**
**याचिष्णवे भूर्यपि भूरिभोजः।**
**पर्जन्यवत्तत् स्वयमीक्षमाणो**
**दाशार्हकाणामृषभः सखा मे॥ ३४**

કોમળ પાથરણાં, સુવર્ણનાં આસનો અને મોતીઓની સેરો લટકાવેલા ચળકતા ચંદરવા હતા. ॥ ૩૦ ॥ ઉત્તમ ઈન્દ્રનીલ મણિઓવાળી શુદ્ધ સ્ફટિકની દીવાલોમાં શ્રેષ્ઠ પૂતળીઓ સાથે રત્નોના દીવા પ્રકાશતા હતા. ॥ ૩૧ ॥

જ્યાં આસનો અને રૂ વગેરે છે જેમનામાં તેવાં કોમળ પાથરણાં હતાં. જ્યાં મોતીઓની સેરો લટકાવેલા ચળકતા ચંદરવા હતા. ॥ ૩૦ ॥ ૩૧ ॥

ત્યાં સર્વ સંપત્તિઓની સમૃદ્ધિ જોઈને વિપ્ર સુદામાજી સાવધાન થઈને વિચારવા લાગ્યા કે પોતાની આ સમૃદ્ધિ કારણ વગર અચાનક ક્યાંથી આવી? ॥ ૩૨ ॥

તે વિપ્ર **'निर्व्यग्रः सन्'** સાવધાન થઈને વિચારવા લાગ્યા કે પોતાની આ સમૃદ્ધિ **'अहैतुकीम्'** અચાનક ક્યાંથી આવી? ॥ ૩૨ ॥

સુદામાજી નિશ્ચય કરે છે – **'नूनम् इति।'**

આ દુર્ભાગી અને સદાયના દરિદ્ર એવા મારી સમૃદ્ધિનું કારણ પરમ ઐશ્વર્યવાન યાદવશિરોમણિ શ્રીકૃષ્ણની કૃપાદૃષ્ટિ સિવાયનું અન્ય અવશ્ય કાંઈ જ ન સંભવી શકે. ॥ ૩૩ ॥

**'एतत् मम इति।'** આ (દુર્ભાગી) અને (દરિદ્ર) એવો તે હું – આ મારી સમૃદ્ધિ – મહાન ઐશ્વર્ય છે જેમનું તેમના અવલોકન (કૃપાદૃષ્ટિ) સિવાયનું અન્ય (કારણ ન હોઈ શકે). ॥ ૩૩ ॥

પ્રશ્ન કરવામાં આવ્યો છે કે જો તે (ભગવાન) માત્ર કૃપાદૃષ્ટિથી જ મહાન ઐશ્વર્ય આપનારા છે તો, 'આ મેં તમને આપ્યું.' એમ ભગવાન બોલ્યા કેમ નહીં? આ માટે કહે છે – **'ननु इति।'**

મારા સખા દાશાર્હશ્રેષ્ઠ શ્રીકૃષ્ણ વિપુલ ભોગના ભોક્તા હોઈ પોતે મેઘની જેમ (જે આપે તેને અલ્પ જ) જોતાં, યાચના કરનાર ભક્તને તેની સમક્ષ, સાચે જ, કાંઈ ન બોલતા, ઘણું જ આપી દે છે. ॥ ૩૪ ॥

ननु मे सखा समक्षमब्रुवाण एव याचिष्णवे याचकाय भूरि बह्वपि दिशते ददाति। अत्र हेतुः—भूरिभोजः स्वयं तद्देयं पर्जन्यवदीक्षमाण इति। अयमर्थः—स्वयं तावद्भूरिभोजो बहुभोज आप्तकामत्वाल्लक्ष्मीपतित्वाच्च। अतो यथा पारावारपरिपूरकोऽतिवदान्यः पर्जन्यः कदाचिद्बह्वपि वर्षमल्पमेव च मन्यमानो लज्जयेव समक्षमवर्षन् रात्रौ निद्राणे कर्षके तत्क्षेत्रमाप्लावयति, एवं श्रीकृष्णोऽपि स्वभोगापेक्षया तद्देयमिन्द्रादिपदमप्यतितुच्छं मन्वानस्तस्य च भजनं बहु मन्यमानः समक्षमब्रुवाण एव ददातीति॥ ३४॥

મારા સખા, ખરેખર, (ભક્તની) સમક્ષ કાંઈ બોલ્યા વિના જ **'याचिष्णवे'** યાચના કરનારને **'भूरि'** ઘણું જ **'दिशते'** આપી દે છે. આ માટેનું કારણ – પોતે વિપુલ ભોગના ભોક્તા હોઈ તે આપવા યોગ્ય વસ્તુને મેઘની જેમ જોતા – અર્થ આ પ્રમાણે છે – પોતે તો **'भूरिभोजः'** જેમને સર્વ કામનાઓ પ્રાપ્ત છે તેવા આપ્તકામ હોવાથી અને લક્ષ્મીના પતિ હોવાથી વિપુલ ભોગના ભોક્તા છે. આથી જેમ સમુદ્રને ભરી દેનારો અતિ ઉદાર મેઘ ક્યારેક પુષ્કળ વૃષ્ટિને પણ અલ્પ જ માનીને, લજ્જિત થઈ (ખેડૂતની) સમક્ષ ન વરસીને રાત્રે ખેડૂત સૂઈ જાય ત્યારે તેના ખેતરને જળથી તરબોળ કરી દે છે, એમ શ્રીકૃષ્ણ પણ પોતાના ભોગોની અપેક્ષાથી તે ભક્તને આપવા યોગ્ય ઈન્દ્ર વગેરેનું પદ પણ અતિ તુચ્છ માનીને અને તેના ભજનને ઘણું માનીને તેની સમક્ષ કાંઈ પણ બોલ્યા વિના જ તેને આપી દે છે. ॥ ૩૪ ॥

तदेवाह—**किंचिदिति**।

(ભક્તની ભક્તિની સરખામણીમાં પોતાના દાનને અલ્પ માનવું) તે જ કહે છે – **'किंचित् इति।'**

**किंचित्करोत्युर्वपि यत् स्वदत्तं**
**सुहृत्कृतं फल्वपि भूरिकारी।**
**मयोपनीतं पृथुकैकमुष्टिं**
**प्रत्यग्रहीत् प्रीतियुतो महात्मा॥ ३५**

પોતાના આપેલા ઐશ્વર્યાદિને ભગવાન અલ્પ માને છે અને પ્રેમયુક્ત હૃદયવાળા ભક્ત દ્વારા કરાયેલા સુઅલ્પ ભજનને તે ઘણું માને છે. (આથી જ) તે ઉદાર ચિત્તવાળા ભગવાને પોતે મારા લાવેલા મુઠ્ઠી તાંદુલને સ્વીકારી લીધા. ॥ ૨૫ ॥

उरु बह्वपि स्वदत्तं यत्किंचित्करोऽत्यल्पं मन्यते। सुहृत्कृतं फल्वतितुच्छमपि भूरिकारी बहुमन्यत इत्यर्थः। अत एव मयोपनीतं समीपं नीतम्। प्रीतियुतः स्वयमेव प्रतिगृहीतवान्॥ ३५॥

**'उरु'** પુષ્કળ હોય તો પણ પોતાનું આપેલું જે છે તેને **'किंचित्करोति'** અલ્પ માને છે. પ્રેમયુક્ત હૃદયવાળાએ (સુહૃદે) કરેલું **'फल्गु'** અતિ તુચ્છ પણ **'भूरिकारी'** ઘણું માને છે, એમ અર્થ છે. આથી જ મારા દ્વારા **'उपनीतम्'** લાવવામાં આવેલા તાંદુલને એમણે પ્રીતિવાળા થઈને પોતે જ સ્વીકારી લીધા. ॥ ૩૫ ॥

श्रीकृष्णस्य भक्तवात्सल्यं दृष्ट्वा तद्भक्तिं प्रार्थयते—**तस्येति**।

શ્રીકૃષ્ણનું ભક્તવાત્સલ્ય જોઈને તેમની ભક્તિ માટે પ્રાર્થના કરે છે – **'तस्य इति।'**

**तस्यैव मे सौहृदसख्यमैत्री-**
**दास्यं पुनर्जन्मनि जन्मनि स्यात्।**
**महानुभावेन गुणालयेन**
**विषज्जतस्तत्पुरुषप्रसङ्गः ॥ ३६**

सौहृदं प्रेम। सख्यं हिताशंसनं च। मैत्री उपकारकत्वं च। दास्यं सेवकत्वम्। तत्समाहारैकवचनम्। तस्य तत्संबन्धिनो मे मम स्यान्न तु विभूतिः। किंच महानुभावेन तेनैव विषज्जतो विशेषेण सङ्गं प्राप्नुवतस्तद्भक्तेषु प्रकृष्टः सङ्गः स्यादिति॥ ३६॥

(ઐશ્વર્યાદિ) ગુણોના ધામ, મહાપ્રભાવશાળી શ્રીકૃષ્ણ સાથે જ વિશેષરૂપે સંગ પામેલા મને તેમના ભક્તોનો સત્સંગ પ્રાપ્ત થાય! તેમનો જ પ્રેમ, તેમના જ ઉપકારની આશા, તેમની ઉપકારતા અને તેમનું જ દાસપણું મને વારંવાર જન્મોજન્મ પ્રાપ્ત થાય! ॥ ૩૬ ॥

'**सौहृदम्**' પ્રેમ અને '**सख्यम्**' ઉપકારની આશા રાખવી તે તથા '**मैत्री**' ઉપકારતા, '**दास्यम्**' સેવકપણું – **सौहृदसख्यमैत्रीदास्यम्** સમાહાર દ્વન્દ્વ સમાસ છે તેથી એ.વ. છે. '**तस्य**' તે શ્રીકૃષ્ણના સંબંધી ભક્તની સાથે પ્રેમ વગેરે (ભલે) થાય, પણ મને સમૃદ્ધિ પ્રાપ્ત ન થાય! વળી, મહાપ્રભાવશાળી તે શ્રીકૃષ્ણ સાથે જ '**विषज्जतः**' વિશેષરૂપે સંગ પ્રાપ્ત કરનાર મારો તેમના ભક્તોમાં શ્રેષ્ઠ સત્સંગ થાય! ॥ ૩૬ ॥

ननु भक्तेः फलं संपदं प्राप्य पुनर्भक्तिं किमिति प्रार्थयसेऽत आह—**भक्तायेति**।

શંકા કરવામાં આવી છે કે ભક્તિના ફળરૂપ સંપત્તિ પ્રાપ્ત કરીને ફરીથી ભક્તિની પ્રાર્થના કેમ કરો છો? આ માટે ઉત્તર આપે છે – '**भक्ताय इति।**'

**भक्ताय चित्रा भगवान् हि सम्पदो**
**राज्यं विभूतीर्न समर्थयत्यजः।**
**अदीर्घबोधाय विचक्षणः स्वयं**
**पश्यन् निपातं धनिनां मदोद्भवम्॥ ३७**

સ્વયં વિચક્ષણ એવા અજન્મા ભગવાન ખરેખર, ધનવાનોનું, ધનના મદથી ઉત્પન્ન થનારું અધઃપતન જોઈને અલ્પજ્ઞાની ભક્તને જાતજાતની સંપત્તિઓ, રાજ્યાદિ ઐશ્વર્ય, પત્ની-પુત્ર વગેરે વિભૂતિ આપતા નથી. ॥ ૩૭ ॥

संपदः कोशादीन् राज्यमैश्वर्यं विभूतीः कलत्रपुत्रादीन्न समर्थयति न ददाति, अपि तु दृढां भक्तिमेव। कुतः। अदीर्घबोधाय। अविवेकिनो मम तु भक्त्यभावादेवं जातम्, अतस्तद्भक्तिरेव स्यादिति भावः॥ ३७॥

'**संपदः**' ખજાનાઓ, '**राज्यम्**' ઐશ્વર્ય, '**विभूतीः**' પત્ની, પુત્ર વગેરે વિભૂતિ '**न समर्थयति**' આપતા નથી, પરંતુ દૃઢ ભક્તિ જ આપે છે. શા માટે? '**अदीर्घबोधाय**' અલ્પજ્ઞાની (ભક્ત)ને – અવિવેકી એવા મને તો, ભક્તિ ન હોવાથી જ આમ થયું છે (સંપત્તિઓ પ્રાપ્ત થઈ છે), આથી મને તેમની ભક્તિ જ પ્રાપ્ત થાય, એવો ભાવ છે.॥ ૩૭ ॥

**इत्थं व्यवसितो बुद्ध्या भक्तोऽतीव जनार्दने।**
**विषयाञ्जायया त्यक्ष्यन् बुभुजे नातिलम्पटः॥ ३८**

આમ, બુદ્ધિથી દૃઢ નિશ્ચય કરીને ભગવાનના પરમ ભક્ત સુદામાજી ધીમે ધીમે વિષયોના ત્યાગનો અભ્યાસ કરતા, આસક્ત થયા વિના પત્ની સાથે ભોગ ભોગવવા લાગ્યા. ॥ ૩૮ ॥

त्यक्ष्यन् शनैः शनैस्त्यागमभ्यस्यन्। जायया सह बुभुजे॥ ३८॥

श्रीकृष्णस्यैवं ब्रह्मण्यता नातिचित्रमित्याह— तस्येति।

**तस्य वै देवदेवस्य हरेर्यज्ञपतेः प्रभोः।**
**ब्राह्मणाः प्रभवो दैवं न तेभ्यो विद्यते परम्॥ ३९**

॥ ३९॥

**एवं स विप्रो भगवत्सुहृत्तदा**
**दृष्ट्वा स्वभृत्यैरजितं पराजितम्।**
**तद्ध्यानवेगोद्ग्रथितात्मबन्धन-**
**स्तद्धाम लेभेऽचिरतः सतां गतिम्॥ ४०**

अन्यैरजितमपि स्वभृत्यैः पराजितं दृष्ट्वा तस्य ध्यानं तस्य वेगस्तेनोद्ग्रथितमात्मबन्धन-महंकारो यस्य सः। गतिमित्याविष्टलिङ्गं धाम-विशेषणम्। सतां ब्रह्मविदां प्राप्यमित्यर्थः॥ ४०॥

**एतद् ब्रह्मण्यदेवस्य श्रुत्वा ब्रह्मण्यतां नरः।**
**लब्धभावो भगवति कर्मबन्धाद् विमुच्यते॥ ४१**

एतत्पृथुकोपाख्यानं श्रुत्वा तत्र ब्रह्मण्यतां विशेषतः श्रुत्वेति॥ ४१॥

**'त्यक्षन्'** ધીમે ધીમે (વિષયોના) ત્યાગનો અભ્યાસ કરતા – પત્ની સાથે (ભોગ) ભોગવવા લાગ્યા. ॥ ૩૮ ॥

શ્રીકૃષ્ણની આવી બ્રાહ્મણભક્તિ એ કાંઈ આશ્ચર્ય નથી, એમ કહે છે – **'तस्य इति।'**

આમ, તે દેવાધિદેવ, યજ્ઞપતિ, પ્રભુ શ્રીહરિની દૃષ્ટિએ બ્રાહ્મણો જ તેમના સ્વામીઓ અને આરાધ્ય દેવ છે. તે બ્રાહ્મણોથી ઉત્કૃષ્ટ અન્ય કોઈ નથી. ॥ ૩૯ ॥ ૩૯ ॥

આમ, ભગવાન શ્રીકૃષ્ણના મિત્ર તે વિપ્ર સુદામાજી કોઈથી ન જિતાયેલા ભગવાનને પોતાના સેવક ભક્તોથી પરાજય પામેલા જોઈને, તેમના ધ્યાનના વેગથી જેમના આત્માનો બંધનરૂપ અહંકાર છૂટી ગયો છે તેવા થઈને, અલ્પ સમયમાં જ, સત્પુરુષોની ગતિરૂપ તેમના ધામને પ્રાપ્ત થયા. ॥ ૪૦ ॥

અન્યો દ્વારા અજિત હોવા છતાં પણ પોતાના ભક્તોથી પરાજય પામેલા જોઈને – તેમનું ધ્યાન, તે ધ્યાનનો વેગ, તેનાથી છૂટી ગયો છે આત્માના બંધનરૂપ અહંકાર જેમનો તે – **'गतिम् इति।'** ગતિ એ વ્યાપ્ત લિંગવાળા ધામનું વિશેષણ છે. બ્રહ્મજ્ઞાનીઓને માટે પ્રાપ્ત કરવા યોગ્ય ધામને (પ્રાપ્ત થયા), એમ અર્થ છે. ॥ ૪૦ ॥

બ્રાહ્મણભક્ત ભગવાનનું આ તાંદુલોપાખ્યાન અને (તેમાં ય વિશેષરૂપે) તેમની બ્રાહ્મણભક્તિ શ્રવણ કરીને મનુષ્ય ભગવાનમાં ભક્તિભાવ પામીને કર્મબંધનથી છૂટે છે. ॥ ૪૧ ॥

આ તાંદુલનું ઉપાખ્યાન સાંભળીને અને તેમાં ય વિશેષરૂપે તેમની બ્રાહ્મણભક્તિનું શ્રવણ કરીને (મનુષ્ય કર્મબંધનથી છૂટે છે). ॥ ૪૧ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे उत्तरार्धे
पृथुकोपाख्यानं नामैकाशीतितमोऽध्यायः॥ ८१॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे उत्तरार्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायामेकाशीतितमोऽध्यायः॥ ८१॥

*****

# अथ द्व्यशीतितमोऽध्यायः
## શ્રીકૃષ્ણ-બલરામ સાથે ગોપગોપીઓનું મિલન

द्व्यशीतितम आगत्य कुरुक्षेत्रं रविग्रहे।
वृष्णीन् दृष्ट्वा मुदा भूपाश्चक्रुः कृष्णकथा मिथः॥ १॥

શ્રીદામસુહૃદે कृष्णः प्रकल्प्यैन्द्रं पदं भुवि।
नन्दादिसुहृदानन्दी कुरुक्षेत्रं जगाम सः॥ २॥

બ્યાશીમા અધ્યાયમાં સૂર્યગ્રહણ વખતે કુરુક્ષેત્રમાં આવીને, યાદવોને જોઈને રાજાઓએ એકબીજા સાથે આનંદપૂર્વક શ્રીકૃષ્ણકથા કરી (તે કથા છે). ॥ ૧ ॥

સુહૃદ સુદામાજી માટે પૃથ્વી પર ઈન્દ્રના ધામની રચના કરીને નંદરાયજી વગેરે સુહૃદજનોને આનંદ આપનાર તે ભગવાન કુરુક્ષેત્ર ગયા. ॥ ૨ ॥

श्रीशुक उवाच

**अथैकदा द्वारवत्यां वसतो रामकृष्णयोः।**
**सूर्योपरागः सुमहानासीत् कल्पक्षये यथा॥ १**

**શ્રીશુકદેવજી બોલ્યા** – પછી એક વખત જ્યારે બલરામજી અને શ્રીકૃષ્ણ દ્વારકામાં નિવાસ કરતા હતા, ત્યારે પ્રલયસમયે થાય તેવું અતિ મહાન સૂર્યગ્રહણ થયું હતું. ॥ ૧ ॥

कल्पक्षये यथा। सर्वग्रास इत्यर्थः॥ १॥

જેવું પ્રલયસમયે થાય તેવું સર્વગ્રાસ સૂર્યગ્રહણ, એમ અર્થ છે. ॥ ૧ ॥

**तं ज्ञात्वा मनुजा राजन् पुरस्तादेव सर्वतः।**
**स्यमन्तपंचकं क्षेत्रं ययुः श्रेयोविधित्सया॥ २**

હે રાજા (પરીક્ષિત), (જ્યોતિષીઓ પાસેથી) તે સૂર્યગ્રહણને પહેલેથી જ જાણીને સર્વ સ્થળેથી લોકો કલ્યાણ કરવાની કામનાથી સ્યમંતપંચક (કુરુ)ક્ષેત્રમાં ગયા. ॥ ૨ ॥

ज्योतिर्विद्भिः कथ्यमानमादावेव ज्ञात्वा। स्यमन्तपञ्चकं क्षेत्रं कुरुक्षेत्रम्॥ २॥

જ્યોતિષીઓ દ્વારા કહેવામાં આવેલા સૂર્યગ્રહણને પહેલેથી જ જાણીને **'स्यमंतपंचकं क्षेत्रम्'** કુરુક્ષેત્રમાં ॥ ૨ ॥

अब्रह्मण्यक्षत्रियवधस्थानत्वेन परशुरामस्याघापनुत्तिस्थानत्वेन च क्षेत्रस्य पापनिरासकत्वमाह— **निःक्षत्रियामिति** द्वाभ्याम्।

બ્રાહ્મણદ્વેષી ક્ષત્રિયોનું વધસ્થાન હોવાથી અને પરશુરામજીનું પાપ દૂર કરનારું સ્થાન હોવાથી (આ) ક્ષેત્ર પાપ દૂર કરનારું છે, એમ બે શ્લોકોથી કહે છે – **'निःक्षत्रियाम् इति।'**

**निःक्षत्रियां महीं कुर्वन् रामः शस्त्रभृतां वरः।**
**नृपाणां रुधिरौघेण यत्र चक्रे महाह्रदान्॥ ३**

॥ ३॥

**ईजे च भगवान् रामो यत्रास्पृष्टोऽपि कर्मणा।**
**लोकस्य ग्राहयन्नीशो यथान्योऽघापनुत्तये॥ ४**

પૃથ્વીને ક્ષત્રિયરહિત કરતા, શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ પરશુરામે (પાપી) રાજાઓના રુધિરની ધારાઓથી જ્યાં મોટા ધરા કર્યા હતા. ॥ ૩ ॥ (રાજાઓના વધથી થયેલા) પાપકર્મથી ભગવાન પરશુરામ ઈશ્વર (હોવાથી અહંકારનો અભાવ હોવાથી) નિર્લેપ હતા, છતાં પણ લોકોને શિક્ષણ આપવા માટે, બીજો સામાન્ય મનુષ્ય પાપનો નાશ કરવા માટે યજ્ઞ કરે તેમ જે ક્ષેત્રમાં તેમણે યજન કર્યું હતું. ॥ ૪ ॥ ૩ ॥

अन्यो विद्वान् यथा॥ ४॥

જેમ અન્ય વિદ્વાન મનુષ્ય યજ્ઞ કરે તેમ ॥ ૪ ॥

महत्यां तीर्थयात्रायां तत्रागन् भारतीः प्रजाः ।
वृष्णयश्च तथाऽक्रूरवसुदेवाहुकादयः ॥ ५
ययुर्भारत तत् क्षेत्रं स्वमघं क्षपयिष्णवः ।
गदप्रद्युम्नसाम्बाद्याः सुचन्द्रशुकसारणैः ॥ ६
आस्तेऽनिरुद्धो रक्षायां कृतवर्मा च यूथपः ।
ते रथैर्देवधिष्ण्याभैर्हयैश्च तरलप्लवैः ॥ ७
गजैर्नदद्भिरभ्राभैर्नृभिर्विद्याधरद्युभिः ।
व्यरोचन्त महातेजाः पथि कांचनमालिनः ॥ ८
दिव्यस्त्रग्वस्त्रसन्नाहाः कलत्रैः खेचरा इव ।
तत्र स्नात्वा महाभागा उपोष्य सुसमाहिताः ॥ ९
ब्राह्मणेभ्यो ददुर्धेनूर्वासःस्त्रग्रुक्ममालिनीः ।
रामह्रदेषु विधिवत् पुनराप्लुत्य वृष्णयः ॥ १०

અતિશય પુણ્યોપાર્જન કરાવનારી મહાન તીર્થયાત્રા માટે ત્યાં ભારતની પ્રજાઓ આવી હતી. અક્રૂરજી, વસુદેવજી, આહુક વગેરે, ॥ ૫ ॥ પોતાના પાપને દૂર કરવાની ઈચ્છાવાળા ગદ, પ્રદ્યુમ્ન અને સાંબ વગેરે યાદવો પણ હે ભારત (પરીક્ષિત), તે ક્ષેત્રમાં ગયા હતા. સુચંદ્ર, શુક અને સારણ સાથે ॥ ૬ ॥ અનિરુદ્ધ (દ્વારકાની) રક્ષા કરવા રહ્યો અને સેનાપતિ કૃતવર્મા પણ (દ્વારકાની) રક્ષા કરવા રહ્યો. દેવોનાં વિમાનો જેવા રથો, જળના તરંગો જેવી ગતિ કરતા અશ્વો, ॥ ૭ ॥ ગર્જના કરતા નીલ મેઘ જેવા હાથીઓ, વિદ્યાધરો જેવી કાંતિવાળા મનુષ્યો તથા પત્નીઓ સાથે સુવર્ણની માળાઓ, દિવ્ય પુષ્પમાળાઓ, વસ્ત્રો અને કવચો ધારણ કરેલા મહાતેજસ્વી યાદવો રસ્તામાં ગગનવિહારી (દેવો) જેવા શોભતા હતા. મહાભાગ્યશાળી યાદવોએ ત્યાં સ્નાન અને ઉપવાસ કરી, સાવધાન થઈ ॥ ૮॥ ૯॥ બ્રાહ્મણોને વસ્ત્રોવાળી, પુષ્પમાળાઓવાળી અને સુવર્ણમાળાઓવાળી ગાયોનું દાન કર્યું. પછી યાદવોએ પરશુરામજીના ધરામાં પુનઃ વિધિવત્ સ્નાન કરીને ॥ ૧૦ ॥

आगन्नाजग्मुः भारतीर्भारत्यः ॥ ५ ॥ ६ ॥ सुचन्द्रशुकसारणैः सहानिरुद्धो द्वारकारक्षायामास्ते । तथा कृतवर्मा च यूथपतिः सेनानीः । देवधिष्ण्याभैर्विमानसंकाशैः । तरलास्तरङ्गास्तद्वत् प्लवो गतिर्येषां तैः ॥ ७ ॥ विद्याधरद्युभिर्विद्याधराणामिव द्युतिर्येषां तैः । महातेजा महातेजसः ॥ ८ ॥ दिव्या अत्युत्तमाः स्त्रग्वस्त्रसन्नाहा येषाम् ॥ ९ ॥ पुनरन्येद्युराप्लुत्य । यद्वा तस्मिन्नेवाहनि मुक्तिस्नानं कृत्वा ॥ १० ॥

**'आगन्'** (**आगमन्**) આવી હતી **'भारतीः'** (**भारत्यः** વ્યાકરણ અનુસાર પ્ર.વિ.બ.વ.) ભારતની પ્રજાઓ ॥ ૫ ॥ ૬ ॥ સુચન્દ્ર, શુક અને સારણ સહિત અનિરુદ્ધ દ્વારકાની રક્ષા માટે રહ્યા. તથા કૃતવર્મા **'यूथपतिः'** સેનાપતિ – **'देवधिष्ण्याभिः'** દેવોનાં વિમાનો જેવા (રથો), (જળના) તરલ તરંગો, તેના જેવી **'प्लवः'** ગતિ છે જેમની તે (અશ્વો સાથે) ॥ ૭ ॥ **'विद्याधरद्युभिः'** વિદ્યાધરો જેવી કાંતિ છે જેમની તે (મનુષ્યો સાથે) – **'महातेजाः'** (પ્ર.વિ.બ.વ. महातेजसः રૂપ થાય.) મહાતેજસ્વી (યાદવો) ॥ ૮ ॥ **'दिव्याः'** અતિ ઉત્તમ પુષ્પમાળાઓ, વસ્ત્રો, કવચો છે જેમનાં – બીજે દિવસે ફરીથી સ્નાન કરીને અથવા તે જ દિવસે, મુક્તિ માટેનું સ્નાન કરીને ॥ ૧૦ ॥

ददुः स्वन्नं द्विजाग्र्येभ्यः कृष्णे नो भक्तिरस्त्विति ।
स्वयं च तदनुज्ञाता वृष्णयः कृष्णदेवताः ॥ ११
॥ ११ ॥

'અમને શ્રીકૃષ્ણમાં ભક્તિ થાઓ!' એમ (આવા સંકલ્પપૂર્વક) શ્રેષ્ઠ બ્રાહ્મણોને ઉત્તમ અન્નનું દાન કર્યું. શ્રીકૃષ્ણ જ જેમના ઈષ્ટદેવ છે તેવા તે યાદવો પોતે પણ તેમની (બ્રાહ્મણોની) આજ્ઞા લઈ ॥ ૧૧ ॥

**भुक्त्वोपविविशुः कामं स्निग्धच्छायाङ्घ्रिपाङ्घ्रिषु ।**
**तत्रागतांस्ते ददृशुः सुहृत्सम्बन्धिनो नृपान् ॥ १२**

**मत्स्योशीनरकौसल्यविदर्भकुरुसृंजयान् ।**
**काम्बोजकैकयान् मद्रान् कुन्तीनानर्तकेरलान् ॥ १३**

**अन्यांश्चैवात्मपक्षीयान् परांश्च शतशो नृप ।**
**नन्दादीन् सुहृदो गोपान् गोपीश्चोत्कण्ठिताश्चिरम् ॥ १४**

स्निग्धा शीतला छाया येषामङ्घ्रिपानामङ्घ्रिषु मूलेषु ॥ १२ ॥ १३ ॥ १४ ॥

**अन्वि.**—'मत्स्यादयः शब्दाः तत्तद्देशवासिजनाः ।'

ભોજન કરીને શીતળ છાયાવાળાં વૃક્ષનાં મૂળ પાસે ઈચ્છાનુસાર બેઠા. ત્યાં તેઓએ હે રાજા (પરીક્ષિત), મત્સ્ય, ઉશીનર, કૌસલ્ય, વિદર્ભ, કુરુ, સૃંજય, કામ્બોજ, કેકય, મદ્ર, કુંતી, આનર્ત અને કેરલ દેશના વાસી પોતાના મિત્ર અને સંબંધી રાજાઓને તેમ જ બીજા પોતાના અને પર પક્ષના સેંકડો રાજાઓને, પરમ સ્નેહી નંદરાયજીને તથા દીર્ઘ કાળથી (શ્રીકૃષ્ણને મળવા) ઉત્કંઠિત થયેલાં ગોપ-ગોપીઓને પણ જોયાં. ॥ ૧૨ ॥ ૧૩ ॥ ૧૪ ॥ ૧૧ ॥

**'स्निग्धा'** શીતળ છાયા છે જેમની તે વૃક્ષોનાં **'अङ्घ्रिषु'** મૂળ પાસે ॥ ૧૨ ॥ ૧૩ ॥ ૧૪ ॥

મત્સ્ય વગેરે શબ્દો તે તે દેશવાસી જનોને માટે છે.

**अन्योन्यसन्दर्शनहर्षरंहसा**
**प्रोत्फुल्लहृद्वक्त्रसरोरुहश्रियः ।**
**आश्लिष्य गाढं नयनैः स्रवज्जला**
**हृष्यत्त्वचो रुद्धगिरो ययुर्मुदम् ॥ १५**

प्रोत्फुल्लैर्हृद्वक्त्रसरोरुहैः श्रीः शोभा येषां ते ॥ १५ ॥

એકબીજાને મળીને ઉપજેલા હર્ષના આવેગથી પ્રફુલ્લ હૃદયની અને મુખકમળની શોભાવાળાં, નેત્રોમાંથી વરસતાં આંસુઓવાળાં, પુલકિત શરીરવાળાં, રૂંધાયેલી વાણીવાળાં તેઓ એકબીજાને ગાઢ આલિંગન કરીને આનંદ પામ્યાં. ॥ ૧૫ ॥

પ્રફુલ્લિત હૃદય અને મુખકમળની **'श्रीः'** શોભા છે જેમની તે ગોપગોપીઓ ॥ ૧૫ ॥

**स्त्रियश्च संवीक्ष्य मिथोऽतिसौहृद-**
**स्मितामलापाङ्गदृशोऽभिरेभिरे ।**
**स्तनैः स्तनान् कुंकुमपंकरूषितान्**
**निहत्य दोर्भिः प्रणयाश्रुलोचनाः ॥ १६**

अतिसौहृदेन यत्स्मितं तेनामला अपाङ्गैर्दृशो दृष्टयो यासां ताः। मिथः परस्परं संवीक्ष्य दोर्भिरभिरेभिरे आलिङ्गनं कृतवत्यः ॥ १६ ॥

અતિશય સ્નેહયુક્ત સ્મિતથી કટાક્ષયુક્ત નિર્મળ દૃષ્ટિવાળી સ્ત્રીઓ પણ પરસ્પરને જોઈને કેસરના વિલેપનથી લેપિત સ્તનોને (સામી સ્ત્રીનાં) સ્તનો સાથે દબાવીને, પ્રેમાશ્રુભર્યાં નેત્રોવાળી થઈ બંને હાથથી ભેટવા લાગી. ॥ ૧૬ ॥

અતિ સ્નેહથી જે સ્મિત, તેનાથી નિર્મળ અને **'अपाङ्गैः'** કટાક્ષયુક્ત **'दृशः'** દૃષ્ટિઓ છે જેમની તે સ્ત્રીઓ **'मिथः'** એકબીજાને જોઈને **'दोर्भिः'** બંને હાથથી **'अभिरेभिरे'** ભેટવા લાગી. ॥ ૧૬ ॥

**ततोऽभिवाद्य ते वृद्धान् यविष्ठैरभिवादिताः ।**
**स्वागतं कुशलं पृष्ट्वा चक्रुः कृष्णकथा मिथः ॥ १७**

॥ १७ ॥

ત્યાર પછી નાની વયવાળા સ્નેહીઓ દ્વારા અભિવંદિત થયેલા તે યાદવો વડીલોને વંદન કરી સ્વાગત કરીને અને કુશળ પૂછીને એકબીજા સાથે શ્રીકૃષ્ણ વિષે વાતો કરવા લાગ્યા. ॥ ૧૭ ॥ ૧૭ ॥

**पृथा भ्रातॄन् स्वसॄर्वीक्ष्य तत्पुत्रान् पितरावपि ।**
**भ्रातृपत्नीर्मुकुन्दं च जहौ संकथया शुचः ॥ १८**

संकथया मिथः सप्रेमगोष्ठ्या ॥ १८ ॥

કુંતાજીએ ભાઈઓ, બહેનો, તેમના પુત્રો, માતા-પિતા, ભાઈની પત્નીઓ અને શ્રીમુકુંદ ભગવાનને જોઈને પ્રેમગોષ્ઠિ કરી (પોતાનું) દુઃખ ત્યજ્યું.॥ ૧૮ ॥

**'संकथया'** પરસ્પર પ્રેમસહિત ગોષ્ઠિ કરીને ॥ ૧૮ ॥

तामेव वसुदेवपृथयोः संकथामाह—**आर्येत्यादिचतुर्भिः**।

**कुन्त्युवाच**

**आर्य भ्रातरहं मन्ये आत्मानमकृताशिषम्।**
**यद् वा आपत्सु मद्वार्तां नानुस्मरथ सत्तमाः॥ १९**

अकृताशिषमपूर्णमनोरथम्॥ १९॥

**सुहृदो ज्ञातयः पुत्रा भ्रातरः पितरावपि।**
**नानुस्मरन्ति स्वजनं यस्य दैवमदक्षिणम्॥ २०**

यस्य दैवमदक्षिणमननुकूलं तं स्वजनमपि सन्तं सुहृदादयो नानुस्मरन्ति। अतो मम दैवं प्रतिकूलं, युष्माकं कोऽपराध इति भावः॥ २०॥

**वसुदेव उवाच**

**अम्ब मास्मानसूयेथा दैवक्रीडनकान् नरान्।**
**ईशस्य हि वशे लोकः कुरुते कार्यतेऽथवा॥ २१**

॥ २१॥

ईशवशत्वमेवाह—**कंसप्रतापिता इति**।

**कंसप्रतापिताः सर्वे वयं याता दिशं दिशम्।**
**एतर्ह्येव पुनः स्थानं दैवेनासादिताः स्वसः॥ २२**

हे स्वसः। एतर्ह्येव संप्रत्येव॥ २२॥

**श्रीशुक उवाच**

**वसुदेवोग्रसेनाद्यैर्यदुभिस्तेऽर्चिता नृपाः।**
**आसन्नच्युतसन्दर्शपरमानन्दनिर्वृताः॥ २३**

॥ २३॥

**भीष्मो द्रोणोऽम्बिकापुत्रो गान्धारी ससुता तथा।**
**सदाराः पाण्डवाः कुन्ती सृंजयो विदुरः कृपः॥ २४**
**कुन्तिभोजो विराटश्च भीष्मको नग्नजिन्महान्।**
**पुरुजिद् द्रुपदः शल्यो धृष्टकेतुः सकाशिराट्॥ २५**
**दमघोषो विशालाक्षो मैथिलो मद्रकेकयौ।**
**युधामन्युः सुशर्मा च ससुता बाह्लिकादयः॥ २६**

॥ २४॥ २५॥ २६॥

વસુદેવજી અને પૃથાજીનો તે પ્રેમગોષ્ઠિરૂપ સંવાદ ચાર શ્લોકોથી વર્ણવે છે – **'आर्य इत्यादि।'**

**કુંતાજી બોલ્યાં** – હે પૂજ્ય ભાઈ, હું મને પોતાને અપૂર્ણ મનોરથોવાળી માનું છું, કારણ કે શ્રેષ્ઠ એવા તમે આપત્તિઓમાં (પણ) મારા ખબર-અંતર પૂછતા નથી. ॥ ૧૯ ॥

**'अकृत-आशिषम्'** અપૂર્ણ મનોરથોવાળીને ॥૧૯॥

જેનું ભાગ્ય પ્રતિકૂળ હોય તે સ્વજનને સ્નેહીઓ, જ્ઞાતિજનો, પુત્રો, ભાઈઓ અને માતા-પિતા પણ સંભારતાં નથી. ॥ ૨૦ ॥

જેનું ભાગ્ય **'अदक्षिणम्'** અનુકૂળ ન હોય તે સ્વજન હોય તો પણ તેને સ્નેહીજનો વગેરે સંભારતાં નથી. આથી મારું ભાગ્ય જ પ્રતિકૂળ છે, તમારો શો અપરાધ, એવો ભાવ છે. ॥ ૨૦ ॥

**વસુદેવજી બોલ્યા** – હે વહાલી બહેની, પરમેશ્વરનાં રમકડાં જેવા પુરુષો એવા અમને દોષ ન દેશો, કારણ કે સર્વ જનો (અંતર્યામી એવા) ઈશ્વરને અધીન રહીને કર્મ કરે છે અથવા કરાવે છે.॥ ૨૧ ॥ ૨૧ ॥

ઈશ્વરની અધીનતાને જ વર્ણવે છે – **'कंसप्रतापिताः इति।'**

હે બહેની, કંસ દ્વારા ક્લેશ પામેલા જે અમે સર્વે એક દિશાએથી બીજી દિશામાં નાસતા હતા, તે હમણાં જ ભાગ્યવશાત્ પુનઃ સ્વસ્થાને આવ્યા છીએ. ॥ ૨૨ ॥

હે બહેની, **'एतर्हि एव'** હમણાં જ ॥ ૨૨ ॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – વસુદેવજી, ઉગ્રસેન વગેરે યાદવો દ્વારા સન્માનિત કરવામાં આવેલા રાજાઓ શ્રીકૃષ્ણનાં દર્શનથી પરમ આનંદ અને શાંતિ પામ્યા. ॥ ૨૩ ॥ ૨૩ ॥

હે રાજેન્દ્ર (પરીક્ષિત), ભીષ્મપિતામહ, દ્રોણાચાર્ય, ધૃતરાષ્ટ્ર, પુત્રો સહિત ગાંધારી, પત્નીઓ સહિત પાંડવો, કુંતાજી, સૃંજય, વિદુરજી, કૃપાચાર્ય, ॥ ૨૪ ॥ કુંતીભોજ, વિરાટ, ભીષ્મક, મહાન નગ્નજિત, પુરુજિત, દ્રુપદ, શલ્ય, કાશિરાજ સહિત ધૃષ્ટકેતુ, ॥ ૨૫ ॥ દમઘોષ, વિશાલાક્ષ, મિથિલાનરેશ, મદ્ર અને કેકય દેશના રાજાઓ, યુધામન્યુ, સુશર્મા, પુત્રો સહિત બાહ્લિક વગેરે ॥ ૨૬ ॥

**राजानो ये च राजेन्द्र युधिष्ठिरमनुव्रताः ।**
**श्रीनिकेतं वपुः शौरेः सस्त्रीकं वीक्ष्य विस्मिताः ॥ २७**

युधिष्ठिरं येऽनुव्रतास्ते, राजसूये जितत्वात् ॥ २७ ॥

**अथ ते रामकृष्णाभ्यां सम्यक् प्राप्तसमर्हणाः ।**
**प्रशशंसुर्मुदा युक्ता वृष्णीन् कृष्णपरिग्रहान् ॥ २८**

॥ २८ ॥

**अहो भोजपते यूयं जन्मभाजो नृणामिह ।**
**यत् पश्यथासकृत् कृष्णं दुर्दर्शमपि योगिनाम् ॥ २९**

जन्मभाजो नृणां मध्ये सफलजन्मानः ॥ २९ ॥

किंच न केवलं तस्य दर्शनमेव, अपितु अत्यन्तदुर्लभं बहु युष्माकं स्वतः संपन्नमित्याहुः— **यद्विश्रुतिरिति** द्वाभ्याम् ।

**यद्विश्रुतिः श्रुतिनुतेदमलं पुनाति**
**पादावनेजनपयश्च वचश्च शास्त्रम् ।**
**भूः कालभर्जितभगाऽपि यदङ्घ्रिपद्म-**
**स्पर्शोत्थशक्तिरभिवर्षति नोऽखिलार्थान् ॥ ३०**
**तद्दर्शनस्पर्शनानुपथप्रजल्प-**
**शय्यासनाशनसयौनसपिण्डबन्धः ।**
**येषां गृहे निरयवर्त्मनि वर्ततां वः**
**स्वर्गापवर्गविरमः स्वयमास विष्णुः ॥ ३१**

यदिति पृथक् पदम् । यस्येत्यर्थः । विश्रुतिः कीर्तिः श्रुतिभिर्नुता वेदैः स्तुता इदं विश्वमलमत्यर्थं

તથા યુધિષ્ઠિરને અનુસરનારા જે રાજાઓ હતા, તેઓ ભાર્યાઓ સહિત લક્ષ્મીજીના નિવાસરૂપ શૌરિ શ્રીકૃષ્ણના શ્રીઅંગને જોઈને વિસ્મય પામ્યા. ॥ ૨૭ ॥ ૨૪ ॥ ૨૫ ॥ ૨૬ ॥

રાજસૂય યજ્ઞમાં જીતી લેવાને કારણે યુધિષ્ઠિરને અનુસરનારા જે રાજાઓ હતા તેઓ ॥ ૨૭ ॥

ત્યાર પછી બલરામજી અને શ્રીકૃષ્ણ દ્વારા જેમણે ઉચિત આદરસત્કાર પ્રાપ્ત કર્યો હતો તે રાજાઓ, શ્રીકૃષ્ણે સ્વજનોરૂપે સ્વીકારેલા યાદવોની આનંદપૂર્વક પ્રશંસા કરવા લાગ્યા. ॥ ૨૮ ॥ ૨૮ ॥

અહો! હે ભોજપતિ (રાજા ઉગ્રસેન), આ સંસારના મનુષ્યોમાં તમે યાદવો સફળ જન્મવાળા છો, કારણ કે યોગીઓને પણ દુર્લભ દર્શનવાળા શ્રીકૃષ્ણને તમે વારંવાર નિહાળો છો. ॥ ૨૯ ॥

મનુષ્યોની મધ્યમાં **'जन्मभाजः'** સફળ જન્મવાળા ॥ ૨૯ ॥

વળી, તે શ્રીકૃષ્ણનાં માત્ર દર્શન નહીં, પરંતુ અત્યંત દુર્લભ એવું તેમનું સાન્નિધ્ય તમને સ્વતઃ પ્રાપ્ત થયું છે, એમ બે શ્લોકોથી કહે છે – **'यत्-विश्रुतिः इति ।'**

વેદો દ્વારા સ્તુતિ કરવામાં આવેલી જેમની કીર્તિ આ વિશ્વને અત્યંત પવિત્ર કરે છે, જેમના ચરણપ્રક્ષાલન કરેલાં જળરૂપ ગંગાજી અને વેદવાણીરૂપ શાસ્ત્ર વિશ્વને અત્યંત પવિત્ર કરે છે, વળી, કાળ દ્વારા બળી ગયેલા માહાત્મ્યવાળી ભૂમિ શ્રીકૃષ્ણનાં ચરણકમળના સ્પર્શથી આવિર્ભાવ પામેલી શક્તિવાળી થઈને અમારી સર્વ કામનાઓને ચોતરફથી વરસાવે છે, ॥ ૩૦ ॥ તે શ્રીકૃષ્ણની સાથે દર્શન, સ્પર્શ, સહગમન, ગોષ્ઠી, સહશયન, બેઠક, ભોજન, વૈવાહિકસંબંધ, ગોત્રસંબંધ જેમનો છે તથા નરકના માર્ગરૂપ સંસારના કારણરૂપ ઘરમાં રહેતા હોવા છતાં પણ સ્વર્ગ અને મોક્ષથી (મોક્ષ પામવાની ઈચ્છાથી) વિરક્ત કરનાર સ્વયં વિષ્ણુ ભગવાન જે તમારા ગૃહે પ્રકટ થયા છે (તેવા તમારું જીવન સફળ છે). ॥ ૩૧ ॥

**'यत्'** જુદું પદ છે, **यत्** = **यस्य** જેમની – એમ અર્થ છે. **'विश्रुतिः'** કીર્તિ **'श्रुतिभिः नुता'** વેદો દ્વારા સ્તુતિ કરાયેલી, આ વિશ્વને **'अलम्'** અતિના અર્થમાં છે,

पुनाति। 'यद्विश्रुतिश्रुतिरमीवमलम्' इति पाठे श्रुतिः श्रवणममीवं पापमिति। यस्य पादावनेजनपयो गङ्गा च यस्य वचो वाक्यरूपं शास्त्रं च वेदाख्यं विश्वं पुनाति। किंच कालेन भर्जितं दग्धं भगं माहात्म्यं यस्याः सा तथाविधापि भूर्यस्याङ्घ्रि-पद्मस्पर्शेनोत्था आविर्भूता शक्तिर्यस्याः सा नोऽस्माकमखिलानर्थानभितो वर्षति॥ ३०॥ दर्शनं च स्पर्शनं चानुपथोऽनुगतिश्च प्रजल्पो गोष्ठी च शय्या शयनं चासनं चाशनं भोजनं च यौनं विवाहसंबन्धस्तेन सह वर्तमानः सपिण्डबन्धो दैहिकसंबन्धः तेन श्रीकृष्णेन सह दर्शनाद्युपलक्षितः सयौनः सपिण्डबन्धो येषां वोऽस्ति। किंच येषां वो गृहे विष्णुः स्वयमास आविरभूत्। निरयवर्त्मनि प्रवृत्तिमार्गे वर्तमानानां स्वर्गापवर्गाभ्यां विरमयति वितृष्णान्करोतीति तथा सः। ते यूयं जन्मभाज इति। यद्वा तदिति सामान्यनिर्देशः। स इत्यर्थः। स विष्णुः स्वयं येषां वो निरयवर्त्मनि संसारकारणे गृहे वर्तमानानामपि बध्यते संबध्यत इति बन्धो दर्शनादिभिः संबद्धः सन्स्वर्गापवर्गविरम आस। परमसुखप्रदो बभूवेत्यर्थः॥ ३१॥

અત્યંત પવિત્ર કરે છે. '**श्रुतिनुतेदमलम्**' ને બદલે '**श्रुतिरमीवमलम्**' પાઠમાં, જેમની કીર્તિનું શ્રવણ '**अमीवम्**' પાપને અત્યંત પવિત્ર કરે છે. જેમના ચરણપ્રક્ષાલન કરેલાં જળરૂપ ગંગાજી અને જેમની '**वचः**' વાણીરૂપ '**शास्त्रम्**' વેદ નામનું શાસ્ત્ર વિશ્વને પાવન કરે છે. વળી, કાળ દ્વારા '**भर्जितम्**' જેનું માહાત્મ્ય બળી ગયું છે તેવી હોવા છતાં પણ આ શ્રીકૃષ્ણનાં ચરણકમળના અતિશય સ્પર્શથી જેની શક્તિ આવિર્ભાવ પામી છે તે પૃથ્વી અમારી સર્વ કામનાઓને ચોતરફથી વરસાવે છે. ॥ ૩૦ ॥ દર્શન, સ્પર્શ અને '**अनुपथः**' સહગમન તથા '**प्रजल्पः**' ગોષ્ઠી, '**शय्या**' સહશયન તથા બેઠક અને ભોજન તથા '**यौनम्**' તેમની સાથે વિવાહસંબંધ, '**सपिंडबन्धः**' ગોત્રસંબંધ – તે શ્રીકૃષ્ણની સાથે દર્શન વગેરેથી સૂચિત થતો વિવાહસંબંધ અને ગોત્રસંબંધ જેમનો છે તેવા તમે છો. વળી, જે તમારા ગૃહે સ્વયં વિષ્ણુ '**आस**' આવિર્ભાવ પામ્યા છે. '**निरयवर्त्मनि**' (નરકરૂપ) પ્રવૃત્તિમાર્ગમાં રહેનારાઓને સ્વર્ગ અને મોક્ષથી '**विरमयति**' વિરક્ત કરે છે તેવા તે શ્રીકૃષ્ણ – તેવા તમે સફળ જન્મવાળા છો, અથવા '**तत् इति।**' સામાન્ય નિર્દેશ છે અર્થાત્ સામાન્ય સર્વનામનો નિર્દેશ છે. 'તે' એમ અર્થ છે. તે સ્વયં વિષ્ણુ નરકના માર્ગરૂપ સંસારના કારણરૂપ ઘરમાં રહેતા હોવા છતાં જે તમારી સાથે દર્શન વગેરેથી જોડાયેલા છે. સંબંધિત થાય છે તે બંધ અર્થાત્ સંબદ્ધ. સ્વર્ગ અને મોક્ષમાં પણ તૃષ્ણારહિત કરનાર તરીકે શ્રીકૃષ્ણ પરમ સુખ આપનારા રૂપે પ્રકટ થયા, એમ અર્થ છે. ॥ ૩૧ ॥

**श्रीशुक उवाच**

**नन्दस्तत्र यदून् प्राप्तान् ज्ञात्वा कृष्णपुरोगमान्।**
**तत्रागमद् वृतो गोपैरनःस्थार्थैर्दिदृक्षया॥ ३२**

**શ્રીશુકદેવજી બોલ્યા** – શ્રીકૃષ્ણની આગેવાનીમાં યાદવોને ત્યાં કુરુક્ષેત્રમાં આવેલા જાણીને, તેમનાં દર્શન કરવાની ઈચ્છાથી નંદરાયજી ગાડાંઓમાં માલસામાન ભરીને ગોવાળો સાથે ત્યાં ગયા હતા. ॥ ૩૨ ॥

अनःस्थार्थैरिति। तत्रैव वासचिकीर्षया शकटेषु स्थापितैरर्थैः सहागत इत्यर्थः॥ ३२॥

'**अनःस्थ-अर्थैः इति।**' ત્યાં જ વાસ કરવાની ઈચ્છાથી (નંદરાયજી) ગાડાંઓમાં માલસામાન ભરીને (ગોવાળો) સાથે આવ્યા હતા, એમ અર્થ છે. ॥ ૩૨॥

**तं दृष्ट्वा वृष्णयो हृष्टास्तन्वः प्राणमिवोत्थिताः।**
**परिषस्वजिरे गाढं चिरदर्शनकातराः॥ ३३**
॥ ३३ ॥

**वसुदेवः परिष्वज्य सम्प्रीतः प्रेमविह्वलः।**
**स्मरन् कंसकृतान् क्लेशान् पुत्रन्यासं च गोकुले॥ ३४**

वसुदेवस्तं परिष्वज्य प्रेमविह्वलो बभूवेति शेषः॥ ३४॥

**कृष्णरामौ परिष्वज्य पितरावभिवाद्य च।**
**न किंचनोचतुः प्रेम्णा साश्रुकण्ठौ कुरूद्वह॥ ३५**
॥ ३५ ॥

**तावात्मासनमारोप्य बाहुभ्यां परिरभ्य च।**
**यशोदा च महाभागा सुतौ विजहतुः शुचः॥ ३६**

तौ सुतौ परिरभ्य नन्दो यशोदा च विरहशोकान्विजहतुस्तत्यजतुः। यद्वा शुचोऽश्रूणि विजहतुर्मुमुचतुरित्यर्थः॥ ३६॥

**रोहिणी देवकी चाथ परिष्वज्य व्रजेश्वरीम्।**
**स्मरन्त्यौ तत्कृतां मैत्रीं बाष्पकण्ठ्यौ समूचतुः॥ ३७**

व्रजेश्वरीं यशोदाम्॥ ३७॥

**का विस्मरेत वां मैत्रीमनिवृत्तां व्रजेश्वरि।**
**अवाप्याप्यैन्द्रमैश्वर्यं यस्या नेह प्रतिक्रिया॥ ३८**

अनिवृत्तां निवृत्तिकारणे सत्यप्यनुवर्तमानाम्। ऐन्द्रमैश्वर्यं प्राप्यापि यस्याः प्रतिक्रिया कर्तुं न शक्यत इत्यर्थः॥ ३८॥

तत्कृतां मैत्रीमाहतुः—**एताविति**।

તેમને જોઈને લાંબા સમયથી દર્શન કરવા માટે વ્યાકુળ યાદવો, શરીરમાં જાણે પ્રાણ આવ્યા હોય તેમ ઊભા થઈ, આનંદ પામીને તેમને ગાઢ આલિંગન આપવા લાગ્યા. ॥ ૩૩ ॥ ૩૩ ॥

કંસે આપેલાં દુઃખો તથા ગોકુળમાં પુત્રોને થાપણરૂપે મૂક્યા હતા તેને સંભારતા વસુદેવજી તેમને (નંદરાયજીને) ભેટીને અતિ પ્રસન્ન અને પ્રેમવિહ્વળ થઈ ગયા. ॥ ૩૪ ॥

વસુદેવજી તે નંદરાયજીને ભેટીને પ્રેમવિહ્વળ 'થઈ ગયા.' એટલું શેષ છે. ॥ ૩૪ ॥

હે કુરુવીર (પરીક્ષિત), શ્રીકૃષ્ણ અને બલરામજી માતા-પિતા (નંદ-યશોદા)ને ભેટી, વંદન કરી પ્રેમાશ્રુથી ગળગળા કંઠવાળા થઈ કંઈ બોલી શક્યા નહીં. ॥ ૩૫ ॥ ૩૫ ॥

તે બંને પુત્રોને પોતાના ખોળામાં બેસાડી બંને બાહુથી ભેટીને (નંદરાયજી) અને મહાભાગ્યશાળી યશોદાજીએ (વિરહજન્ય) શોક ત્યજ્યો. ॥ ૩૬ ॥

તે બંને પુત્રોને ભેટીને નંદરાયજી અને યશોદાજીએ વિરહજન્ય શોક '**विजहतुः**' ત્યજ્યો, અથવા '**शुचः**' આંસુડાં '**विजहतुः**' સાર્યાં, એમ અર્થ છે. ॥ ૩૬ ॥

પછી રોહિણીજી અને દેવકીજી વ્રજેશ્વરીને (યશોદાજીને) ભેટીને, તે યશોદાજીએ કરેલા હિતાચરણને યાદ કરતાં, આંસુથી ગળગળા કંઠવાળા થઈને કહેવા લાગ્યાં. ॥ ૩૭ ॥

'**व्रजेश्वरीम्**' વ્રજની સ્વામિની યશોદાજીને ॥૩૭॥

ઈન્દ્રનું ઐશ્વર્ય પામીને પણ આ સંસારમાં જેનું ઋણ ચૂકવી શકાય નહીં તેવી, તમારા બંનેની અક્ષુણ્ણ મૈત્રીને હે વ્રજેશ્વરી! કઈ સ્ત્રી વીસરે? ॥ ૩૮ ॥

'**अनिवृत्ताम्**' છૂટી જવાનું કારણ હોવા છતાંય નિરંતર રહેનારી મૈત્રીને – ઈન્દ્રનું ઐશ્વર્ય પ્રાપ્ત કરીને પણ જેનું ઋણ ચૂકવવું શક્ય નથી, એમ અર્થ છે. ॥ ૩૮ ॥

તે બંનેએ (નંદ-યશોદાએ) કરેલી મૈત્રીને (દેવકીજી અને રોહિણીજી) વર્ણવે છે – '**एतौ इति।**'

**एतावदृष्टपितरौ युवयोः स्म पित्रोः**
**सम्प्रीणनाभ्युदयपोषणपालनानि ।**
**प्राप्योषतुर्भवति पक्ष्म ह यद्वदक्ष्णो-**
**र्न्यस्तावकुत्र च भयौ न सतां परः स्वः ॥ ३९**

न दृष्टौ पितरौ याभ्यां तौ। वस्तुतस्तु अजन्मत्वादेवादृष्टपितरौ। हे भवति, युवयोः पित्रोर्न्यस्तावेतौ संप्रीणनादीनि प्राप्याकुत्र च भयौ क्वचिदपि भयरहितौ भूत्वोषतुर्वासं चक्रतुः। कथंभूतयोः। अक्ष्णोर्नेत्रयो रक्षकं पक्ष्म यद्वत्तया रक्षकयोः युक्तं युवयोरेतत्। यतः सतां परः स्व इति नास्ति वैषम्यम्॥ ३९ ॥

જેમણે પોતાનાં માતા-પિતાને જોયાં ન હતાં તેવા અને માતા-પિતા એવા તમને સોંપાયેલા આ બંને પુત્રોએ (શ્રીકૃષ્ણ-બલરામે) તમારા બંને દ્વારા જેમ આંખોની રક્ષક પાંપણો બને તેમ (અપેક્ષિત વસ્તુઓથી) પ્રસન્નતા, (જાતકર્માદિ સંસ્કારોરૂપ) અભ્યુદય, (સ્તન્ય વગેરે પામીને) પોષણ અને (સ્તુતિ, ચુંબન વગેરેથી) લાડ પ્રાપ્ત કરીને, સદાય ભયરહિત થઈને તમારી પાસે નિવાસ કર્યો છે. હે સન્નારી, (આ તમને યોગ્ય જ છે, કારણ કે) સત્પુરુષોને પારકું કે પોતાનું, એવી વિષમતા હોતી નથી. ॥૩૯॥

જેમણે પોતાનાં માતા-પિતાને જોયાં નથી તેવા તે બંને, વસ્તુતઃ તો અજન્મા હોવાથી જ માતા-પિતા જોયાં નથી. હે સન્નારી, માતા-પિતા એવાં તમને બંનેને સોંપાયેલા આ બે પુત્રોએ પ્રસન્નતા વગેરે પ્રાપ્ત કરીને **'अकुत्र च भयौ'** ક્યારેય પણ ભય પ્રાપ્ત ન કર્યો હોય તેવા અર્થાત્ ભયરહિત થયેલા બંનેએ **'ऊषतुः'** નિવાસ કર્યો છે. તમે બંને કેવાં? **'अक्ष्णोः'** બંને નેત્રોનું રક્ષણ કરનારી જેમ પાંપણો હોય તેમ તમે બંને જે રક્ષકો છો એ તમને બંનેને યોગ્ય જ છે, કારણ કે સત્પુરુષોને પારકું કે પોતાનું, એવી વિષમતા હોતી નથી. ॥૩૯॥

**श्रीशुक उवाच**

**गोप्यश्च कृष्णमुपलभ्य चिरादभीष्टं**
**यत्प्रेक्षणे दृशिषु पक्ष्मकृतं शपन्ति ।**
**दृग्भिर्हृदीकृतमलं परिरभ्य सर्वा-**
**स्तद्भावमापुरपि नित्ययुजां दुरापम् ॥ ४०**

अभीष्टत्वे लिङ्गम्—यद्यस्य श्रीकृष्णस्य प्रेक्षणे दृशिषु नेत्रेषु व्यवधायकं पक्ष्मकृतं विधातारं शपन्ति। दृग्भिर्नेत्रद्वारैर्हृदीकृतं हृदये प्रवेशितं परिरभ्य तद्भावं तदात्मतां प्रापुः। अपि नित्ययुजामारूढयोगिनामपि॥ ४० ॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – જેમને નીરખવામાં (વ્યવધાન કરનારી) નેત્રો ઉપરની પાંપણો બનાવનારની (બ્રહ્માજીની) નિંદા કરતી હતી તે ગોપીઓ, ચિરકાળ પછી પ્રિયતમ શ્રીકૃષ્ણને જોઈને નેત્રનાં દ્વારોથી હૃદયમાં પ્રવેશ કરાવેલા તેમને ગાઢ આશ્લેષ (આલિંગન) આપીને, સદાય સમાધિમાં રહેનારા યોગીજનોને પણ દુર્લભ એવા તાદાત્મ્યને પ્રાપ્ત થઈ. ॥ ૪૦ ॥

પ્રાપ્ત કરવા ઈચ્છેલા (અભીષ્ટ) હોવા માટેનું કારણ – **'यत्'** यस्य જે શ્રીકૃષ્ણને નિહાળવામાં **'दृशिषु'** નેત્રો ઉપર વ્યવધાન કરનારી પાંપણો બનાવનાર વિધાતાને (ગોપીઓ) ઠપકો આપે છે. **'दृग्भिः'** નેત્રનાં દ્વારોથી **'हृदीकृतम्'** હૃદયમાં પ્રવેશ કરાવેલા તેમને, ગાઢ આલિંગન આપીને **'तत्-भावम्'** તાદાત્મ્યને પ્રાપ્ત થઈ. **'अपि नित्ययुजाम्'** યોગમાં આરૂઢ થયેલા યોગીઓને પણ (દુર્લભ) ॥ ૪૦ ॥

**भगवांस्तास्तथाभूता विविक्त उपसङ्गतः।**
**आश्लिष्यानामयं पृष्ट्वा प्रहसन्निदमब्रवीत्॥ ४१**

॥ ४१ ॥

**अपि स्मरथ नः सख्यः स्वानामर्थचिकीर्षया।**
**गतांश्चिरायितान् शत्रुपक्षक्षपणचेतसः॥ ४२**

चिरायितान्विलम्बितान्। अत्र हेतुः—शत्रूणां पक्षस्य क्षपणे चेतो येषां तान्॥ ४२॥

**अप्यवध्यायथास्मान् स्विदकृतज्ञाविशंकया।**
**नूनं भूतानि भगवान् युनक्ति वियुनक्ति च॥ ४३**

अपिस्वित् अस्मानवध्यायथावजानीथ। अकृतज्ञा एत इत्याविशङ्कया ईषच्छङ्कया न शङ्कामात्रं, निश्चितमेवैतत्परित्यज्य गतत्वादित्यत आह—नूनमिति॥ ४३॥

एतत्सदृष्टान्तमाह—**वायुरिति**।

**वायुर्यथा घनानीकं तृणं तूलं रजांसि च।**
**संयोज्याक्षिपते भूयस्तथा भूतानि भूतकृत्॥ ४४**

आक्षिपते पृथक्करोतीत्यर्थः॥ ४४॥

अपि च अतिभद्रमिदं यदुत भवतीनां मद्वियोगेन मत्प्रेमातिशयो जात इत्याह—**मयीति**।

**मयि भक्तिर्हि भूतानाममृतत्वाय कल्पते।**
**दिष्ट्या यदासीन्मत्स्नेहो भवतीनां मदापनः॥ ४५**

તેવી (ભાવાવસ્થામાં) રહેલી તે ગોપીઓને ભગવાને એકાંતમાં મળી, આલિંગન કરીને, કુશળ પૂછી હસતાં હસતાં આ પ્રમાણે કહ્યું. ॥ ૪૧ ॥ ૪૧ ॥

હે સખીઓ, સ્વજનોનું કાર્ય કરવાની ઈચ્છાથી (વ્રજમાંથી) ગયેલા અને શત્રુપક્ષનો નાશ કરવામાં ચિત્ત રાખનારા, દીર્ઘ કાળ સુધી રોકાઈ જનારા અમને તમે યાદ કરો છો? ॥ ૪૨ ॥

‘**चिरायितान्**’ દીર્ઘ કાળ સુધી રોકાઈ જનારા – આ માટેનું કારણ – શત્રુઓના પક્ષનો નાશ કરવામાં ચિત્ત છે જેમનું તેમને ॥ ૪૨ ॥

‘આ બધા અકૃતજ્ઞ છે.’ એવી સહેજ પણ શંકા કરીને અમારી અવગણના કરો છો? ખરેખર, ભગવાન (કાળ) જ પ્રાણીઓનો સંયોગ કરાવે છે અને વિયોગ કરાવે છે. ॥ ૪૩ ॥

શું અમને ‘**अवध्यायथ**’ અવગણો છો? ‘આ બધા અકૃતજ્ઞ છે.’ એવી ‘**आविशंकया**’ (आ=ईषत्) થોડી પણ શંકા કરીને – માત્ર શંકા જ નહીં, નિશ્ચય જ, કારણ કે આ અમને છોડીને ચાલ્યા ગયા છે. આ માટે ભગવાન કહે છે – ‘**नूनम् इति**।’ ॥ ૪૩ ॥

આને (અકૃતજ્ઞતાને) દૃષ્ટાંતસહિત કહે છે – ‘**वायुः इति**।’

વાયુ જેમ વાદળોના સમૂહને, ઘાસના તણખલાને, રૂને અને ધૂળના રજકણોને એકત્ર કરીને છૂટાં પાડે છે, તેમ પ્રાણીઓના સર્જનહાર પ્રાણીઓનો સંયોગ કરાવીને પાછો વિયોગ કરાવે છે. ॥ ૪૪ ॥

‘**आक्षिपते**’ વિયોગ કરાવે છે, એમ અર્થ છે. ॥ ૪૪ ॥

વળી, મારા વિયોગથી તમારો મારામાં અતિશય પ્રેમ જન્મ્યો છે. આ જે થયું છે તે અતિ કલ્યાણકારી છે, એમ ભગવાન કહે છે – ‘**मयि इति**।’

મારા પરની ભક્તિ જીવોને મોક્ષ આપવા માટે સમર્થ થાય છે. મારી પ્રાપ્તિ કરાવનારો મારા ઉપરનો જે તમારો સ્નેહ જન્મ્યો છે, તે અતિ કલ્યાણકારી છે. ॥ ૪૫ ॥

मयि भक्तिमात्रमेव तावदमृतत्वाय कल्पत इति। यदुत भवतीनां मत्स्नेह आसीत्तद्दिष्ट्याति-भद्रम्। कुतः। मदापनो मत्प्रापण इति॥ ४५॥

મારા પરની માત્ર ભક્તિ જ મોક્ષ આપવા માટે સમર્થ છે. તમારો મારામાં જે સ્નેહ થયો છે તે અતિ કલ્યાણકારી છે. શા માટે? **'मत्-आपनः'** (કારણ કે તે સ્નેહ) મને પ્રાપ્ત કરાવનારો છે. ॥ ૪૫ ॥

कीदृशस्त्वं यं वयं स्नेहेन प्राप्स्याम इत्यपेक्षायामात्मस्वरूपमाह—**अहं हीति**।

'જેમને અમે સ્નેહથી પ્રાપ્ત કરીશું તે આપ કેવા છો?' એવી અપેક્ષા માટે (ભગવાન) પોતાના સ્વરૂપને વર્ણવે છે – **'अहं हि इति।'**

**अहं हि सर्वभूतानामादिरन्तोऽन्तरं बहिः।**
**भौतिकानां यथा खं वार्भूर्वायुर्ज्योतिरङ्गनाः॥ ४६**

હે વ્રજાંગનાઓ, આકાશ-જળ-પૃથ્વી-વાયુ-તેજરૂપ પંચમહાભૂતો જેમ સર્વ ભૌતિક પદાર્થોના આદિમાં, અંતમાં, અંદર અને બહાર રહેલાં છે, તેમ હું ખરેખર, સર્વ પ્રાણીઓના આદિમાં, અંતમાં, અંદર અને બહાર રહેલો છું. ॥ ૪૬ ॥

हे अङ्गनाः, भौतिकानां शरावसैन्धवादीनां यथाकाशादीनि पञ्चमहाभूतान्याद्यन्तादिरूपाणि एवं सर्वभूतानां जरायुजादीनामहम्। अतो व्यापकं मां भवत्यः प्राप्ता एवेति॥ ४६॥

હે વ્રજાંગનાઓ! શકોરું, સિંધવ વગેરે ભૌતિક પદાર્થોમાં જેમ આકાશ વગેરે પંચમહાભૂતો આદિ, અંત વગેરેરૂપ છે, તેમ જરાયુજ વગેરે (ચારેય પ્રકારનાં) સર્વ પ્રાણીઓમાં હું રહેલો છું. આથી વ્યાપક એવા મને તમે પામ્યાં જ છો. ॥ ૪૬ ॥

ननु चतुर्विधभूतग्रामाणां तद्भोक्ता आत्मैवाद्यन्तादिरूपः, तस्मिंश्च सर्वव्यापके सर्वभूतानि वर्तन्त इति कुतस्त्वत्प्राप्तिरस्माकमित्यत आह—**एवं हीति**।

શંકા કરવામાં આવી છે કે ચાર પ્રકારના ભૂતસમૂહોનો (ઉદ્‌ભિજ્જ, સ્વેદજ, અંડજ, જરાયુજનો) ભોક્તા તે આત્મા જ છે અને તે ભૂતોના આદિ અને અંત વગેરેરૂપે છે તેમ જ તે સર્વવ્યાપક ભોક્તા આત્મામાં સર્વ ભૂતો રહેલાં છે. આમ છે તેથી તમારી પ્રાપ્તિ અમને કેવી રીતે થાય? તે માટે ઉત્તર આપે છે – **'एवं हि इति।'**

**एवं ह्येतानि भूतानि भूतेष्वात्माऽऽत्मना ततः।**
**उभयं मय्यथ परे पश्यताभातमक्षरे॥ ४७**

આ પ્રમાણે આ પ્રાણીઓ પંચમહાભૂતોમાં રહેલાં છે અને આત્મા તે પ્રાણીઓમાં જીવાત્મારૂપે વ્યાપ્ત છે. ભોગ્ય પદાર્થ અને ભોક્તા (જીવાત્મા) મારામાં રહેલા છે. અક્ષરબ્રહ્મમાં બંને પદાર્થો ભાસે છે, એમ તમે જુઓ. ॥ ૪૭ ॥

अयमर्थः—शरावादीनां यथा भौतिकानां महाभूतान्याद्यन्तादिरूपाण्येवमेवैतानि चतुर्विधानि भूतान्यपि भौतिकत्वाविशेषात्स्वकारणेषु भूतेष्वेव

અર્થ આ પ્રમાણે છે – શકોરું વગેરે ભૌતિક પદાર્થોનું આદિથી અંત વગેરે સુધીનું જેમ પંચમહાભૂતરૂપ જ છે, તેમ આ ચાર પ્રકારનાં પ્રાણીઓ પણ ભૌતિકરૂપે અવિશેષ હોવાથી પોતાના કારણરૂપ પંચમહાભૂતોમાં

वर्तन्ते, न तु भोक्तर्यात्मनि। आत्मा तु तेषु भूतेष्वात्मना भोक्तृरूपेण ततो व्याप्तो न कारणत्वेन। अथैतदुभयं भूतभौतिकरूपं भोग्यं च भोक्तारं चात्मानं मय्यक्षरे परिपूर्णे आभातं पश्यतेति ॥ ४७ ॥

**श्रीशुक उवाच**

**अध्यात्मशिक्षया गोप्य एवं कृष्णेन शिक्षिताः।**
**तदनुस्मरणध्वस्तजीवकोशास्तमध्यगन् ॥ ४८**

अध्यात्मशिक्षया स्वरूपोपदेशेन शिक्षिता बोधितास्तस्यानुस्मरणेन ध्वस्तो जीवकोशो लिङ्गं यासां तास्तमेवाध्यगन् प्रापुः ॥ ४८ ॥

एवं प्राप्तोऽपि कृष्णः पुनर्गृहव्यासङ्गेन मापयात्विति तच्चरणस्मरणं प्रार्थयामासुरित्याह— **आहुश्चेति**।

**आहुश्च ते नलिननाभ पदारविन्दं**
**योगेश्वरैर्हृदि विचिन्त्यमगाधबोधैः।**
**संसारकूपपतितोत्तरणावलम्बं**
**गेहञ्जुषामपि मनस्युदियात् सदा नः ॥ ४९**

हे नलिननाभ, ते पदारविन्दं गेहंजुषां गृहसेविनीनामपि नो मनसि सदा उदियादाविर्भवेत् ॥ ४९ ॥

જ રહે છે, પરંતુ ભોક્તા આત્મામાં રહેતાં નથી. પણ આત્મા તે પંચમહાભૂતોમાં **'आत्मना'** ભોક્તારૂપે **'ततः'** વ્યાપ્ત છે, કારણરૂપે નહીં. આથી આ બન્ને ભૂત-ભૌતિકરૂપ ભોગ્ય અને ભોક્તા જીવાત્મા પરિપૂર્ણ અક્ષરબ્રહ્મ મારામાં ભાસે છે, એમ તમે જુઓ. ॥ ૪૭ ॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – આમ, સ્વરૂપના ઉપદેશથી શ્રીકૃષ્ણ દ્વારા શિક્ષણ આપવામાં આવેલી ગોપીઓ તેમના સતત સ્મરણથી જેમના આવરણનો (લિંગશરીરનો) નાશ થઈ ગયો છે તેવી તેઓ ભગવાનને જ પ્રાપ્ત થઈ ગઈ. ॥ ૪૮ ॥

**'अध्यात्मशिक्षया'** સ્વરૂપના ઉપદેશથી **'शिक्षिताः'** શિક્ષણ આપવામાં આવેલી ગોપીઓ – તેમના (શ્રીકૃષ્ણના) સતત સ્મરણથી નાશ પામ્યું છે **'जीवकोशः'** જીવના આવરણરૂપ લિંગશરીર જેમનું, તેવી તે ગોપીઓ તેમને (શ્રીકૃષ્ણને) જ પ્રાપ્ત થઈ ગઈ. ॥ ૪૮ ॥

આમ, શ્રીકૃષ્ણને પ્રાપ્ત થઈ ગઈ હોવા છતાં ઘરની આસક્તિને કારણે શ્રીકૃષ્ણ પાછા વિસરાઈ ન જાય તે માટે તેમના ચરણના સ્મરણની પ્રાર્થના કરે છે, એમ કહે છે – **'आहुः च इति।'**

હે પદ્મનાભ, અગાધ જ્ઞાનવાળા યોગેશ્વરો દ્વારા હૃદયમાં ચિંતન કરવા યોગ્ય અને સંસારરૂપી કૂવામાં પડેલાઓને તેમાંથી બહાર નીકળવાના આલંબનરૂપ આપનું ચરણારવિંદ, ઘરસંસારમાં પરોવાયેલી એવી અમારા મનમાં સદાય ઉદય (આવિર્ભાવ) પામે, એમ તે (ગોપીઓ) બોલી. ॥ ૪૯ ॥

હે પદ્મનાભ, આપનું ચરણારવિંદ **'गेहंजुषाम्'** ઘરસંસારમાં પરોવાયેલી એવી હોવા છતાં અમારા મનમાં સદાય **'उदियात्'** આવિર્ભાવ પામે. ॥ ૪૯ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे उत्तरार्धे वृष्णिगोपसङ्गमो नाम द्व्यशीतितमोऽध्यायः ॥ ८२ ॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे उत्तरार्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां द्व्यशीतितमोऽध्यायः ॥ ८२ ॥

❋❋❋❋❋

# अथ त्र्यशीतितमोऽध्यायः
## ભગવાનની પટરાણીઓ સાથે દ્રૌપદીનો સંવાદ

त्र्यशीतितम एवं च स्त्रीणां कृष्णकथोत्सवे।
द्रौपद्यै कृष्णभार्याभिरुक्ताः स्वस्वकरग्रहाः ॥ १ ॥

ત્યાશીમા અધ્યાયમાં આમ સ્ત્રીઓમાં જ્યારે શ્રીકૃષ્ણકથાનો ઉત્સવ થઈ રહ્યો હતો, ત્યારે શ્રીકૃષ્ણની ભાર્યાઓ દ્વારા પોતપોતાના વિવાહોની કથા દ્રૌપદી આગળ કહેવામાં આવી. ॥ ૧ ॥

श्रीशुक उवाच

**तथानुगृह्य भगवान् गोपीनां स गुरुर्गतिः।**
**युधिष्ठिरमथापृच्छत् सर्वांश्च सुहृदोऽव्ययम्॥ १**

**શ્રીશુકદેવજી બોલ્યા** – ગોપીઓના (આત્મતત્ત્વનો ઉપદેશ કરનારા) ગુરુ અને (તેના ફળસ્વરૂપે પ્રાપ્ત) ગતિરૂપ ભગવાન શ્રીકૃષ્ણે (ગોપીઓ દ્વારા પ્રાર્થવામાં આવેલી શ્રીચરણોની અખંડ સ્મૃતિને 'તથાસ્તુ' કહીને) તે પ્રમાણે અનુગૃહીત કરીને પછી યુધિષ્ઠિરને સર્વ સ્નેહીજનોનું કુશળ પૂછ્યું. ॥ ૧ ॥

अव्ययं कुशलम्॥ १॥

**'अव्ययम्'** કુશળ (પૂછ્યું.) ॥ ૧ ॥

**त एवं लोकनाथेन परिपृष्टाः सुसत्कृताः।**
**प्रत्यूचुर्हृष्टमनसस्तत्पादेक्षाहतांहसः ॥ २**

લોકનાથ શ્રીકૃષ્ણ દ્વારા આ પ્રમાણે જેમને કુશળ પૂછવામાં આવ્યું અને જેમનો સુંદર સત્કાર કરવામાં આવ્યો તથા તે શ્રીકૃષ્ણનાં ચરણકમળનાં દર્શનથી જેમનાં પાપ નાશ પામ્યાં હતાં તેવા અને તેથી પ્રસન્ન ચિત્તવાળા (યુધિષ્ઠિર વગેરે) તેમને કહેવા લાગ્યા. ॥ ૨ ॥

तत्पादेक्षया हतमंहो येषां ते॥ २॥

તે શ્રીકૃષ્ણનાં ચરણકમળનાં દર્શનથી જેમનું પાપ નાશ પામ્યું છે તેવા તેઓ ॥ ૨ ॥

**कुतोऽशिवं त्वच्चरणाम्बुजासवं**
**महन्मनस्तो मुखनिःसृतं क्वचित्।**
**पिबन्ति ये कर्णपुटैरलं प्रभो**
**देहम्भृतां देहकृदस्मृतिच्छिदम्॥ ३**

હે પ્રભુ, દેહધારીઓને દેહ સંપાદન કરાવનાર અજ્ઞાનનો (અથવા દેહના કર્તા ઈશ્વર વિષેના અજ્ઞાનનો) નાશ કરનારો, (વ્યાસજી વગેરે) મહાપુરુષોના મનમાંથી મુખ દ્વારા નિઃસૃત થયેલો આપના ચરણકમળનો આસવ (માદક અને મધુર કથામૃત) કોઈક વાર પણ જેઓ કાનરૂપી પડિયા દ્વારા થોડો પણ પીએ છે, તેમનું અમંગળ ક્યાંથી હોય? ॥ ૩ ॥

महतां मनस्तः सकाशान्मुखद्वारतो निःसृतं क्वचित्कदाचिद्देहंभृतां देहधारिणां देहकृच्चासाव- स्मृतिश्चाविद्या तां छिनत्तीति तथा तम्। देहकृदीश्वरस्तद्विषयाज्ञानच्छिदं वा॥ ३॥

મહાપુરુષોના મનમાંથી મુખ દ્વારા નીકળેલો, **'क्वचित्'** ક્યારેક **'देहंभृताम्'** દેહધારીઓની તે દેહને રચનારી તે (આત્માની) વિસ્મૃતિ એ જ અવિદ્યા, તેનો નાશ કરે તેવા તે આસવને અથવા **'देहकृत्'** દેહના કર્તા ઈશ્વર, તેમના વિષેના અજ્ઞાનને નાશ કરનારા આસવને ॥ ૩ ॥

**हि त्वाऽऽत्मधामविधुतात्मकृतत्र्यवस्थ-**
**मानन्दसम्प्लवमखण्डमकुण्ठबोधम् ।**
**कालोपसृष्टनिगमावन आत्तयोग-**
**मायाकृतिं परमहंसगतिं नताः स्म॥ ४**

હિ ત્વેતિ પદદ્વયમ્। ત્વા ત્વાં હિ એવ ત્વામેવ નતાઃ સ્મેત્યર્થઃ। કથંભૂતમ્। આત્મધામ્ના સ્વરૂપપ્રકાશેન વિધુતા નિરસ્તા આત્મકૃતા બુદ્ધિનિમિત્તાસ્તિસ્રોऽવસ્થા યસ્મિંસ્તમ્। અત એવાનન્દસંપ્લવં સર્વાનન્દકદમ્બરૂપમ્। અખણ્ડં ચાપરિચ્છિન્નમ્। યતો ન કુણ્ઠઃ કુણ્ઠિતો બોધશ્ચિચ્છક્તિર્યસ્ય તમ્।

નન્વેવંરૂપતા શ્રીકૃષ્ણસ્ય કુતઃ। અસ્મદાદિવત્પ્રતીતેરત આહુઃ—કાલોપસૃષ્ટેતિ। કાલેનોપસૃષ્ટા વિપ્લુતાશ્ચ તે નિગમાશ્ચ તેષામવને રક્ષાર્થમાત્તા ઉપાત્તા યોગમાયયા આકૃતિર્નરાકારમૂર્તિર્યેન તમ્। પરમહંસાનાં ગતિં ત્વામ્। અતસ્તવૈવંરૂપત્વાદ-સ્માકં ચ ત્વન્માયયૈતત્સર્વવૈપરીત્યાત્ત્વામેવ નતાઃ સ્મેતિ। યદ્વા ત્વામિતિ પ્રકરણાજ્જ્ઞાતવ્યમ્। ત્વાં નતાઃ સ્મ। કિં કૃત્વા। હિત્વા। કિમ્। આત્મધામ આત્મા શરીરં ધામ ગૃહં તચ્ચ તચ્ચ। દેહદૈહિકસઙ્ગં પરિત્યજ્યેત્યર્થઃ। સમાનમન્યત્॥ ૪॥

સ્વસ્વરૂપના પ્રકાશથી જ જેમનામાં બુદ્ધિકૃત ત્રણે અવસ્થાઓ દૂર થઈ છે, જે સર્વ આનંદના સમૂહ છે, જે અખંડ અને અમર્યાદિત (અકુંઠિત) જ્ઞાનશક્તિવાળા છે, જેમણે યોગમાયાથી કાળ દ્વારા નાશ પામેલા વેદોની રક્ષા માટે મનુષ્યાકૃતિ ધારણ કરી છે અને જે પરમહંસોની ગતિરૂપ છે, એવા આપને જ અમે નમસ્કાર કરીએ છીએ. ॥ ૪ ॥

**'हि'** અને **'त्वा'** (સમાહાર દ્વંદ્વ સમાસથી જોડાયેલાં) બે પદો છે. **'त्वा'** આપને **'हि'** एव જ, અમે આપને જ નમસ્કાર કરીએ છીએ, એમ અર્થ છે. કેવા આપને? **'आत्मधाम्ना'** સ્વસ્વરૂપના પ્રકાશથી **'विधुताः'** દૂર થઈ છે **'आत्मकृताः'** બુદ્ધિકૃત (જાગ્રત્, સ્વપ્ન, સુષુપ્તિ – એમ) ત્રણ અવસ્થાઓ જેમનામાં તેવા આપને – આથી જ **'आनन्दसंप्लवम्'** સર્વ આનંદના સમૂહરૂપને – **'अखण्डम्'** અમર્યાદિતને – જે કારણે કુંઠિત નથી થઈ **'बोधः'** જ્ઞાનશક્તિ જેમની તેમને (નમસ્કાર).

શંકા કરવામાં આવી છે કે શ્રીકૃષ્ણનું સ્વરૂપ આવું કેવી રીતે હોય? કારણ કે ભગવાન તો આપણા બધા જેવા જ દેખાય છે! તે માટે કહે છે – **'काल-उपसृष्टा इति।'** કાળ દ્વારા **'उपसृष्टाः'** નાશ પામેલા તે વેદો, તેમની **'अवने'** રક્ષા માટે યોગમાયાથી **'आत्ता'** ધારણ કરવામાં આવી છે **'आकृतिः'** મનુષ્યાકૃતિ જેમના દ્વારા, તેમને (નમસ્કાર.) – પરમહંસોની ગતિરૂપ આપને – આપ આવા રૂપવાળા છો તેથી અને આપની માયાથી અમારી આપના કરતાં સર્વ વિપરીતતા હોવાથી અમે આપને નમસ્કાર કરીએ છીએ. અથવા **'हित्वात्मधाम'** પાઠમાં ત્વામ્ પદને પ્રકરણથી જાણી લેવું જોઈએ. આપને નમસ્કાર કરીએ છીએ. શું કરીને? **'हित्वा** છોડીને, શું? **'आत्मधाम'** આત્મા એટલે શરીર અને ધામ એટલે ઘર, તે શરીર અને તે ઘર, શરીર અને શરીરને લગતું હોય તે સર્વની આસક્તિ છોડીને, એમ અર્થ છે. બાકીનું સમાન છે. ॥ ૪ ॥

ऋषिरुवाच

**इत्युत्तमश्लोकशिखामणिं जने-**
**ष्वभिष्टुवत्स्वन्धककौरवस्त्रियः ।**
**समेत्य गोविन्दकथा मिथोऽगृणं-**
**स्त्रिलोकगीताः शृणु वर्णयामि ते ॥ ५**

**ઋષિ (શુકદેવજી) બોલ્યા** – આમ, પવિત્ર કીર્તિવાળા જનોના મુકુટમણિરૂપ શ્રીકૃષ્ણની જ્યારે લોકો સ્તુતિ કરતા હતા, ત્યારે અંધક અને કૌરવ વંશીઓની સ્ત્રીઓ એકઠી મળીને ત્રણેય લોકમાં ગાન કરાતી શ્રીગોવિંદની કથાઓ પરસ્પર કહેવા લાગી, તે હું તમને કહું છું, તમે શ્રવણ કરો. ॥ ૫ ॥

त्रिषु लोकेषु गीताः ॥ ५ ॥

ત્રણેય લોકમાં ગાન કરાતી (કથાઓ) ॥ ૫ ॥

द्रौपद्युवाच

**हे वैदर्भ्यच्युतो भद्रे हे जाम्बवति कौसले ।**
**हे सत्यभामे कालिन्दि शैब्ये रोहिणि लक्ष्मणे ॥ ६**

**દ્રૌપદીજી બોલ્યાં** – હે વૈદર્ભી, હે ભદ્રા, હે જામ્બવતી, હે સત્યા (નાગ્નજિતી), હે સત્યભામા, હે કાલિન્દી, હે શૈબ્યા, હે રોહિણી, હે લક્ષ્મણા, ॥ ૬॥ હે શ્રીકૃષ્ણની (અન્ય) પત્નીઓ – પોતાની માયાથી લોકનું અનુકરણ કરતા અચ્યુત (સ્વરૂપાનંદથી અસ્ખલિત) એવા સ્વયં ભગવાન શ્રીકૃષ્ણ તમને જે રીતે પરણ્યા તે અમને કહો. ॥ ૭ ॥

**हे कृष्णपत्न्य एतन्नो ब्रूत वो भगवान् स्वयम् ।**
**उपयेमे यथा लोकमनुकुर्वन् स्वमायया ॥ ७**

कौसले हे सत्ये। शैब्ये हे मित्रविन्दे। रोहिणीनाम काचित्पट्टमहिषीतुल्या ॥ ६ ॥

**'कौसले'** હે સત્યા, **'शैब्ये'** હે મિત્રવિંદા, (ભૌમાસુરે હરણ કરેલી સોળ હજાર એકસો સ્ત્રીઓમાંની) રોહિણી નામની પટરાણી જેવી કોઈ એક રાણી ॥ ૬ ॥

हे अन्याः श्रीकृष्णस्य पत्न्यः ॥ ७ ॥

હે શ્રીકૃષ્ણની અન્ય પત્નીઓ ॥ ૭ ॥

रुक्मिण्युवाच

**चैद्याय माऽर्पयितुमुद्यतकार्मुकेषु**
**राजस्वजेयभटशेखरिताङ्‌घ्रिरेणुः ।**
**निन्ये मृगेन्द्र इव भागमजावियूथात्**
**तच्छ्रीनिकेतचरणोऽस्तु ममार्चनाय ॥ ८**

(છંદ - વસંતતિલકા, શ્લોકો- ૮, ૯, ૧૦, ૧૨, ૧૩)

**રુક્મિણીજી બોલ્યાં** – મને શિશુપાલને આપવા માટે (જરાસંધ વગેરે) રાજાઓ જ્યારે સજ્જ કરેલાં ધનુષ્યવાળા થયા હતા, ત્યારે અજેય યોદ્ધાઓએ (પણ) જેમની ચરણરેણુઓને મુકુટની જેમ મસ્તક ઉપર પધરાવી હતી તેવા, ઘેટાં-બકરાંના ટોળામાંથી પોતાનો ભાગ લઈ જનાર સિંહ જેવા શ્રીકૃષ્ણ મને હરી ગયા હતા, તે લક્ષ્મીનિવાસ ભગવાનના ચરણ મને પૂજવા માટે પ્રાપ્ત થાઓ! ॥ ૮ ॥

मा मामर्पयितुं संपादयितुं राजसु जरासन्धादिषूद्यतकार्मुकेषु सत्स्वजेया ये भटास्तेषां शेखरिता मुकुटवत्कृता अङ्‌घ्रिरेणवो येन। तेषां मूर्ध्नि पदं दधदित्यर्थः। तस्य श्रीनिकेतस्य चरणो ममार्चनायास्तु ॥ ८ ॥

**'मा'** મને (શિશુપાલને) આપવા માટે જ્યારે જરાસંધ વગેરે રાજાઓ સજ્જ કરેલાં ધનુષ્યવાળા થયા હતા, ત્યારે જે અજેય યોદ્ધાઓએ તેમનાં **'शेखरिताः'** મસ્તક ઉપર મુકુટની જેમ પધરાવી હતી જેમની ચરણરેણુઓ – તેમનાં મસ્તક ઉપર ચરણ ધરતા, એમ અર્થ છે. તે લક્ષ્મીનિવાસ ભગવાનના ચરણ મને પૂજન માટે પ્રાપ્ત થાઓ! ॥ ૮ ॥

सत्यभामोवाच

**यो मे सनाभिवधतप्तहृदा ततेन**
**लिप्ताभिशापमपमार्ष्टुमुपाजहार ।**
**जित्वर्क्षराजमथ रत्नमदात् स तेन**
**भीतः पिताऽदिशत मां प्रभवेऽपि दत्ताम् ॥ ९**

सनाभेर्भ्रातुर्वधेन सिंहकृतेन तप्तं हृद्यस्य तेन मे ततेन तातेन लिप्तमभिशापं दुर्यशोऽपमार्ष्टुं परिहर्तुमृक्षराजं जित्वा रत्नं स्यमन्तकमुपा-जहारानीतवान्। अथानन्तरं मत्पित्रे रत्नमदात्, तेन स्वापराधेन भीतः स मे पिता प्रभवे श्रीकृष्णाय मामदिशत ददौ। दत्तामक्रूरादिभ्यः प्रतिश्रुतामपीत्यर्थः ॥ ९ ॥

जाम्बवत्युवाच

**प्राज्ञाय देहकृदमुं निजनाथदेवं**
**सीतापतिं त्रिणवहान्यमुनाभ्ययुध्यत्।**
**ज्ञात्वा परीक्षित उपाहरदर्हणं मां**
**पादौ प्रगृह्य मणिनाऽहममुष्य दासी ॥ १०**

देहकृत्पिता अमुं श्रीकृष्णं निजनाथं स्वामिनं देवमीश्वरं सीतापतिं प्राज्ञायाविज्ञाय त्रिणवहानि त्रिनवाहानि, ह्रस्वश्छन्दोऽनुरोधेन। सप्तविंशति-दिनान्यमुनाभ्ययुध्यत्। परीक्षितः संजाता परीक्षा यस्य स परीक्षितस्तं साक्षात्सीतापतिरेवासाविति

**સત્યભામાજી બોલ્યાં** – સહોદર ભાઈના વધથી સંતપ્ત હૃદયવાળા મારા પિતા દ્વારા પ્રાપ્ત થયેલા અપયશને દૂર કરવા જે શ્રીકૃષ્ણ રીંછરાજને (જામ્બવાનને) જીતીને મણિ લઈ આવ્યા હતા અને પછી તે મણિ મારા પિતાને આપ્યો હતો, તે પોતાના અપરાધથી ભય પામેલા મારા પિતાએ (અન્યને) વાગ્દાન કરેલી હોવા છતાં મને (તે) શ્રીકૃષ્ણને આપી હતી. ॥ ૯ ॥

(સિંહ દ્વારા કરાયેલા) '**सनाभेः**' સહોદર ભાઈના વધથી જે આમને (પિતાને) હૃદયમાં સંતાપ છે, તે મારા '**ततेन**' પિતા દ્વારા '**लिप्तम्**' લગાડાયેલા '**अभिशापम्**' લાંછનને '**मार्ष्टुम्**' ધોવા માટે રીંછરાજ જામ્બવાનને જીતીને (શ્રીકૃષ્ણ) '**रत्नम्**' સ્યમન્તક મણિ '**उप-आजहार**' લઈ આવ્યા હતા અને '**अथ**' પછી મારા પિતાને મણિ આપ્યો હતો. પોતાના તે અપરાધથી ભય પામેલા મારા પિતાએ '**प्रभवे**' પ્રભુ શ્રીકૃષ્ણને મને '**अदिशत**' આપી હતી. '**दत्ताम्**' અક્રૂર વગેરેને વચનથી આપેલી હોવા છતાં પણ, એમ અર્થ છે. ॥ ૯ ॥

**જામ્બવતીજી બોલ્યાં** – મારા પિતા જામ્બવાને આ શ્રીકૃષ્ણને પોતાના સ્વામી, કુળદેવ અને સીતાપતિ તરીકે ન જાણીને આ શ્રીકૃષ્ણની સાથે સત્યાવીસ દિવસ યુદ્ધ કર્યું હતું. ત્યાર પછી જેમની પરીક્ષા થઈ હતી તે સાક્ષાત્ સીતાપતિ જ છે, એમ તેમને જાણીને તેમના ચરણ પકડીને મણિ સાથે મને સેવાના સાધનરૂપે સમર્પિત કરી હતી, તે શ્રીકૃષ્ણની હું દાસી છું.॥ ૧૦ ॥

'**देहकृत्**' પિતાએ આ શ્રીકૃષ્ણને પોતાના '**नाथम्**' સ્વામીને, '**देवम्**' ઈશ્વરને, સીતાપતિને '**प्राज्ञाय**' (**प्रकर्षेण अविज्ञाय**) ન જાણીને '**त्रिणवहानि**' **त्रिणव+अहानि** = **त्रिणवाहानि** (સંધિ થાય.) તેમાં **वा** ને બદલે **व** હ્રસ્વ છે તે છંદના આગ્રહને કારણે છે. (વસંતતિલકા છંદ અનુસાર, ત ભ જા જ ગૌ ગ, સાતમો અક્ષર લઘુ હોવો જોઈએ, તેથી **वा** ને બદલે **व** છે.) સત્યાવીસ દિવસ સુધી આ ભગવાનની સાથે યુદ્ધ કર્યું હતું. '**परीक्षितः**' જેમની પરીક્ષા થઈ તે

ज्ञात्वा पादौ प्रगृह्य मणिना सह मामर्हणमुपाहरदर्हणतया समर्पितवान्। अहो तर्हि त्वमतिश्रेष्ठासि, नेत्याह—अमुष्याहं दासीति॥ १०॥

પરીક્ષિત, તેમને, તે સાક્ષાત્ સીતાપતિ જ છે એમ જાણીને, ચરણ પકડીને મણિ સાથે મને **'अर्हणम्'** સેવાના સાધનરૂપે **'उप-आहरत्'** સમર્પિત કરી હતી. 'ઓહો! તો પછી તમે શ્રેષ્ઠ છો.' (એમ જો કહેવામાં આવે તો) તે માટે જામ્બવતીજી કહે છે – 'ના, હું તો આમની દાસી છું.' ॥ १० ॥

कालिन्द्युवाच

**तपश्चरन्तीमाज्ञाय स्वपादस्पर्शनाशया।**
**सख्योपेत्याग्रहीत् पाणिं योऽहं तद्गृहमार्जनी॥ ११**

सख्या अर्जुनेन। तस्य गृहमार्जनी गृहसंमार्जनकर्त्री॥ ११॥

**કાલિંદીજી બોલ્યાં** – જેમના ચરણસ્પર્શની આશાથી તપ કરતી મને જાણીને, મિત્ર (અર્જુન) સાથે આવીને જેમણે મારું પાણિગ્રહણ કર્યું, તે શ્રીકૃષ્ણના ગૃહમાં હું વાસીદું વાળનારી છું.॥ ११ ॥

**'सख्या'** મિત્ર અર્જુન સાથે – તેમના **'गृहमार्जनी'** ઘરમાં વાસીદું વાળનારી ॥ ११ ॥

भद्रोवाच

**यो मां स्वयंवर उपेत्य विजित्य भूपान्**
**निन्ये श्वयूथगमिवात्मबलिं द्विपारिः।**
**भ्रातॄंश्च मेऽपकुरुतः स्वपुरं श्रियौक-**
**स्तस्यास्तु मेऽनुभवमङ्घ्र्यवनेजनत्वम्॥ १२**

शुनां यूथगतं स्वबलिं द्विपारिः सिंह इवेति। मे भ्रातुश्चापकुरुतोऽपकारं कुर्वतो विजित्य। श्रियौको लक्ष्मीनिवासः। तस्याङ्घ्र्यवनेजनत्वं चरणक्षालनकर्तृत्वमनुभवं प्रतिजन्म मेऽस्तु॥ १२॥

**ભદ્રાજી બોલ્યાં** – મારા સ્વયંવરમાં આવીને, કૂતરાંના ટોળામાં રહેલા પોતાના ભાગને જેમ સિંહ લઈ જાય, તેમ રાજાઓને તથા અપકાર કરનારા મારા ભાઈઓને જીતીને લક્ષ્મીજીના નિવાસરૂપ જે શ્રીકૃષ્ણ મને પોતાની (દ્વારકા)નગરીમાં લઈ ગયા હતા, તેમના ચરણ પખાળવાની સેવાનો અનુભવ (જન્મોજન્મ) પ્રાપ્ત થાઓ! ॥ १२ ॥

કૂતરાંના ટોળામાં રહેલા પોતાના ભાગને **'द्विप-अरिः'** હાથીનો શત્રુ સિંહ જેમ (લઈ જાય) – **'अपकुरुतः' कुर्वतः** (રૂપ થાય.) અપકાર કરનારા મારા ભાઈઓને જીતીને **'श्रियौकः'** લક્ષ્મીજીના આશ્રયરૂપ શ્રીકૃષ્ણ – તેમના **'अङ्घ्रि-अवनेजनत्वम्'** ચરણ પખાળવાની સેવાનો અનુભવ મને જન્મોજન્મ પ્રાપ્ત થાઓ! ॥ १२ ॥

सत्योवाच

**सप्तोक्षणोऽतिबलवीर्यसुतीक्ष्णशृङ्गान्**
**पित्रा कृतान् क्षितिपवीर्यपरीक्षणाय।**
**तान् वीरदुर्मदहनस्तरसा निगृह्य**
**क्रीडन् बबन्ध ह यथा शिशवोऽजतोकान्॥ १३**

**य इत्थं वीर्यशुल्कां मां दासीभिश्चतुरंगिणीम्।**
**पथि निर्जित्य राजन्यान् निन्ये तद्दास्यमस्तु मे॥ १४**

**સત્યાજી બોલ્યાં** – પૃથ્વીપતિઓના પરાક્રમની પરીક્ષા કરવા માટે મારા પિતા દ્વારા રાખવામાં આવેલા અતિ બળવાન, પરાક્રમી, અત્યંત તીક્ષ્ણ શિંગડાંવાળા અને વીર પુરુષોના દુષ્ટ મદને હણી નાખનારા સાત આખલાઓને ઝડપથી વશ કરીને, બાળકો જેમ બકરીનાં બચ્ચાંને બાંધે તેમ રમતાં રમતાં જેમણે (શ્રીકૃષ્ણે) બાંધ્યા હતા. ॥ १३ ॥ રસ્તામાં રાજાઓનો પરાજય કરીને, દાસીઓ અને ચતુરંગિણી સેના સહિત, પરાક્રમરૂપ મૂલ્યવાળી મને આમ જે (શ્રીકૃષ્ણ) (દ્વારકા) લાવ્યા, તેમનું દાસ્ય મને પ્રાપ્ત થાઓ! ॥ १४ ॥

सप्तोक्ष्णो वृषभान्। बलं च वीर्यं च सुतीक्ष्ण-शृङ्गाणि चातिशयितानि येषां तान्मे पित्रा कृतान् संपादितान् बलीयसे मां दातुं क्षितिपानां वीर्यस्य बलस्य परीक्षणायताननतिप्रसिद्धान्वीराणां दुर्मदं घ्नन्ति ये तांस्तरसा शीघ्रमेव निगृह्य दमयित्वा क्रीडन्ननायासेनैव बबन्ध। अजतोकान् अजापत्यानि॥ १३ ॥

વીર્યમેવ શુલ્કं દેયં યસ્યાસ્તામ્। दासीभिः सह चतुरङ्गिणीं गजाश्वादिसेनायुक्तां पुरं निन्ये ॥ १४॥

मित्रविन्दोवाच

**पिता मे मातुलेयाय स्वयमाहूय दत्तवान्।**
**कृष्णे कृष्णाय तच्चित्तामक्षौहिण्या सखीजनैः॥ १५**

**अस्य मे पादसंस्पर्शो भवेज्जन्मनि जन्मनि।**
**कर्मभिर्भ्राम्यमाणाया येन तच्छ्रेय आत्मनः॥ १६**

हे कृष्णे हे द्रौपदि। तस्मिन्नेव चित्तं यस्यास्तां मां अक्षौहिण्या सेनया सह। सखीजनैश्च सह॥ १५॥

येन पादसंस्पर्शेनात्मनो मे तत्कैवल्याख्यं श्रेयो भवेत्सः। यद्वा येन कारणेनात्मनो जीवस्य तच्छ्रेयः स एव पुरुषार्थ इति॥ १६॥

लक्ष्मणोवाच

**ममापि राज्ञ्यच्युतजन्मकर्म**
**श्रुत्वा मुहुर्नारदगीतमास ह।**
**चित्तं मुकुन्दे किल पद्महस्तया**
**वृतः सुसंमृश्य विहाय लोकपान्॥ १७**

સાત **'उक्ष्णः'** આખલાઓને – બળ અને પરાક્રમ તથા અતિશય તીક્ષ્ણ શિંગડાં છે જેમનાં તેવા, મારા પિતા દ્વારા **'कृतान्'** રાખવામાં આવેલા (આખલાઓને), વધારે બળવાન (પુરુષ)ને મને આપવા માટે – રાજાઓના **'वीर्यस्य'** બળની પરીક્ષા કરવા માટે, વીર પુરુષોના દુષ્ટ મદનો જેઓ નાશ કરે છે તેવા અતિપ્રસિદ્ધ આખલાઓને **'तरसा'** ઝડપથી **'निगृह्य'** વશ કરીને **'क्रीडन्'** અનાયાસે જ બાંધી દીધા. **'अजतोकान्'** બકરીનાં બચ્ચાંને ॥ ૧૩ ॥

પરાક્રમ જ જેનું **'शुल्कम्'** આપવા યોગ્ય મૂલ્ય છે તેને (મને) દાસીઓ સહિત અને **'चतुरङ्गिणीम्'** હાથી, ઘોડા વગેરે સેના સાથે દ્વારકા નગરીમાં લાવ્યા. ॥ ૧૪ ॥

**મિત્રવિંદાજી બોલ્યાં** – હે દ્રૌપદી, મારા પિતાએ જાતે મારા મામાના પુત્ર શ્રીકૃષ્ણને બોલાવીને, તે શ્રીકૃષ્ણમાં જ ચિત્તવાળી મને, અક્ષૌહિણી સેના અને સખીઓ સહિત શ્રીકૃષ્ણને આપી હતી. ॥૧૫॥ કર્મો વડે ભટકતી મને આ શ્રીકૃષ્ણના ચરણનો સ્પર્શ જન્મોજન્મ પ્રાપ્ત થાઓ, જેનાથી આત્માનું તે મોક્ષરૂપી કલ્યાણ થાય. ॥ ૧૬ ॥

**'हे कृष्णे'** હે દ્રૌપદી, તેમનામાં જ ચિત્ત છે જેનું તેવી મને અક્ષૌહિણી સેના સહિત તથા સખીઓ સહિત ॥ ૧૫ ॥

જે ચરણસ્પર્શથી મારા આત્માનું તે મોક્ષ નામનું કલ્યાણ થાય તે (ચરણસ્પર્શ) – અથવા જે કારણે **'आत्मनः'** જીવનો **'तत् श्रेयः'** તે કલ્યાણરૂપ પુરુષાર્થ જ સિદ્ધ થાય. ॥ ૧૬ ॥

**લક્ષ્મણાજી બોલ્યાં** – હે મહારાણી (દ્રૌપદી), નારદજી દ્વારા ગવાયેલાં શ્રીઅચ્યુતનાં જન્મ અને કર્મનું વારંવાર શ્રવણ કરીને તથા શ્રીહસ્તમાં કમળ ધારણ કરનારાં લક્ષ્મીજી દ્વારા (ઇન્દ્રાદિ) લોકપાલોને છોડીને સમુચિત રીતે વિચારીને (શ્રીકૃષ્ણનું જ) વરણ કરવામાં આવ્યું છે, આથી મારું ચિત્ત પણ શ્રીમુકુંદમાં જ લાગી ગયું. ॥ ૧૭ ॥

राज्ञि हे द्रौपदि, यथा मित्रविन्दायास्तथैव ममापि चित्तं मुकुन्दविषयमासीत्। सुसंमृश्य सुविचार्य पद्महस्तया श्रिया वृतः किल, अतोऽपि मम चित्तं श्रीमुकुन्दे आसेति॥ १७॥

'**राज्ञि**' હે મહારાણી દ્રૌપદી, જેમ મિત્રવિંદાનું ચિત્ત શ્રીમુકુંદવિષયક થયું, તેમ જ મારું ચિત્ત પણ શ્રીમુકુંદમાં જ લાગી ગયું. શ્રીહસ્તમાં કમળ ધારણ કરનારાં લક્ષ્મીજી દ્વારા '**सुसंमृश्य**' સમુચિત રીતે વિચારીને શ્રીકૃષ્ણનું જ વરણ કરવામાં આવ્યું છે, એમ આ કારણથી પણ મારું ચિત્ત શ્રીમુકુંદમાં લાગી ગયું હતું. ॥ ૧૭ ॥

**ज्ञात्वा मम मतं साध्वि पिता दुहितृवत्सलः।**
**बृहत्सेन इति ख्यातस्तत्रोपायमचीकरत्॥ १८**

મારો અભિપ્રાય જાણીને હે સાધ્વી દ્રૌપદી, પુત્રી ઉપર પ્રેમવાળા બૃહત્સેન નામના મારા પિતાએ તે વિષયમાં (શ્રીકૃષ્ણની પ્રાપ્તિ માટે) ઉપાય કરાવ્યો. ॥ ૧૮ ॥

तत्र श्रीकृष्णप्राप्तावुपायमचीकरत्कारयामास ॥ १८॥

'**तत्र**' શ્રીકૃષ્ણની પ્રાપ્તિ માટે ઉપાય '**अचीकरत्**' કરાવ્યો. ॥ ૧૮ ॥

**यथा स्वयंवरे राज्ञि मत्स्यः पार्थेप्सया कृतः।**
**अयं तु बहिराच्छन्नो दृश्यते स जले परम्॥ १९**

હે મહારાણી, જેમ તમારા સ્વયંવરમાં અર્જુનને પ્રાપ્ત કરવાની ઇચ્છાથી મત્સ્ય બનાવ્યો હતો, (તેમ મારા સ્વયંવરમાં પણ પિતાજી દ્વારા મત્સ્ય બનાવવામાં આવ્યો હતો.) પરંતુ આ મત્સ્ય બહારથી ઢંકાયેલો હોઈ માત્ર (કળશના) જળમાં જ દેખાતો હતો. ॥ ૧૯ ॥

यथा राज्ञि तव स्वयंवरे पार्थस्येप्सया आप्तुमिच्छया कृतस्तथा मत्स्यं कारितवान्। पाठान्तरे पार्थस्येषुणापाकृतः। तर्हीममप्यर्जुन एव किं नाविध्यत्तत्राह—अयं त्विति।

स मत्स्यो बहिरेवाच्छन्नो नान्तरतः स्तम्भलग्नयोर्ध्वदृष्ट्या सँल्लक्ष्यते, अयं तु न तथा, किंतु स्तम्भमूले निहितकलशजले केवलं दृश्यतेऽतो दृष्टिरधस्तादुपरि च लक्ष्यमिति श्रीकृष्णव्यतिरेकेण न कस्यापि भेद्य इति भावः॥ १९॥

હે મહારાણી, જેમ તમારા સ્વયંવરમાં પાર્થને '**ईप्सया**' પ્રાપ્ત કરવાની ઇચ્છાથી કરવામાં આવ્યું હતું તેમ મત્સ્ય બનાવવામાં આવ્યો હતો. '**पार्थेप्सया कृतः**' ને બદલે '**पार्थेष्वपाकृतः**' પાઠાંતરમાં પાર્થના બાણથી મત્સ્યને હટાવવામાં આવ્યો હતો. તો પછી આ મત્સ્યને પણ અર્જુને જ કેમ ન વીંધ્યો? તે માટે કહે છે – '**अयं तु इति।**' તે મત્સ્ય બહારથી જ ઢંકાયેલો હતો, અંદરથી નહીં. આથી થાંભલામાં ઉપર દૃષ્ટિ કરવાથી તે દેખાતો હતો, પરંતુ આ તેમ દેખાતો ન હતો. પણ (મારા સ્વયંવરમાં) થાંભલાના મૂળમાં રાખેલા કળશના જળમાં જ મત્સ્ય દેખાતો હતો. આથી દૃષ્ટિ નીચે અને લક્ષ્ય ઉપર હોય. આ કારણે શ્રીકૃષ્ણ સિવાય કોઈનાથી પણ તે મત્સ્ય વીંધી શકાય તેવો ન હતો, એવો ભાવ છે. ॥ ૧૯ ॥

**श्रुत्वैतत् सर्वतो भूपा आययुर्मत्पितुः पुरम्।**
**सर्वास्त्रशस्त्रतत्त्वज्ञाः सोपाध्यायाः सहस्रशः॥ २०**

॥ २०॥

આ સાંભળીને સર્વ પ્રકારનાં અસ્ત્ર-શસ્ત્રનું રહસ્ય જાણનારા હજારો રાજાઓ પોતપોતાના પુરોહિતો સહિત ચોમેરથી મારા પિતાના નગરમાં આવ્યા હતા. ॥ ૨૦ ॥ ૨૦ ॥

**पित्रा सम्पूजिताः सर्वे यथावीर्यं यथावयः ।**
**आददुः सशरं चापं वेद्धुं पर्षदि मद्धियः ॥ २१**

પરાક્રમ અને વય અનુસાર પિતા દ્વારા સારી રીતે સત્કાર પામેલા મારામાં ચિત્તવાળા તે સર્વ રાજાઓએ મત્સ્યને વીંધવા માટે સભામાં બાણ સહિત ધનુષ્ય લીધું. (પણ રાજાઓ મત્સ્યવેધ કરી શક્યા નહીં.) ॥ ૨૧ ॥

मत्स्यं वेद्धुम्। पर्षदि संसदि। मद्धियो मय्येव धीर्येषामिति अन्यचित्ता न वेद्धुं शक्ता इति भावः ॥ २१ ॥

મત્સ્યને વીંધવા માટે – '**पर्षदि**' સભામાં '**मत्-धियः**' મારામાં જ બુદ્ધિ છે જેમની, એટલે બીજે ભટકતા ચિત્તવાળા હોવાથી મત્સ્યને વીંધવા સમર્થ થયા નહીં, એવો ભાવ છે. ॥ ૨૧ ॥

तदेवाह—**आदायेति**।

તે જ કહે છે – '**आदाय इति।**'

**आदाय व्यसृजन् केचित् सज्यं कर्तुमनीश्वराः ।**
**आकोटि ज्यां समुत्कृष्य पेतुरेकेऽमुना हताः ॥ २२**

કેટલાકે ધનુષ્યમાં પણછ ચડાવવા અસમર્થ થઈને ધનુષ્ય લઈને પછી છોડી દીધું અને કેટલાક ધનુષ્યની પણછને કાંડા સુધી ખેંચીને આનાથી (ધનુષ્યથી) જ પડી ગયા. ॥ ૨૨ ॥

अमुना चापेन ॥ २२ ॥

'**अमुना**' આ ધનુષ્યથી ॥ ૨૨ ॥

**सज्यं कृत्वा परे वीरा मागधाम्बष्ठचेदिपाः ।**
**भीमो दुर्योधनः कर्णो नाविन्दंस्तदवस्थितिम् ॥ २३**

જરાસંધ, અંબષ્ઠ, શિશુપાલ, ભીમ, દુર્યોધન, કર્ણ – એમ બીજા વીર પુરુષો ધનુષ્ય સજ્જ કરીને તે મત્સ્યની સ્થિતિ જ જાણી શક્યા નહીં. ॥ ૨૩ ॥

नाविन्दंस्तदवस्थितिमिति मागधादीनां क्रियाशक्तिरेव न लक्ष्याभिज्ञतेत्यर्थः ॥ २३ ॥

તે મત્સ્યની સ્થિતિ જાણી શક્યા નહીં, એટલે કે મગધરાજ જરાસંધ વગેરેની ક્રિયાશક્તિ હતી, પણ લક્ષ્ય પ્રત્યેની અભિજ્ઞતા (જાણકારી) હતી નહીં, એમ અર્થ છે. ॥ ૨૩ ॥

**मत्स्याभासं जले वीक्ष्य ज्ञात्वा च तदवस्थितिम् ।**
**पार्थो यत्तोऽसृजद् बाणं नाच्छिनत् पस्पृशे परम् ॥ २४**

જળમાં મત્સ્યનું પ્રતિબિંબ જોઈને અને તેની સ્થિતિ જાણીને અર્જુને સાવધાન થઈ બાણ છોડ્યું, પણ (તેના બાણે) મત્સ્યનો માત્ર સ્પર્શ જ કર્યો, મત્સ્યને વીંધ્યો નહીં. ॥ ૨૪ ॥

यत्तो यत्नवान्। असृजन्मुमोच। स बाणो मत्स्यं नाच्छिनत्, परं केवलं पस्पर्श। ज्ञानवानप्यर्जुनो बलेनापूर्ण इत्यर्थः ॥ २४॥

'**यत्तः**' પ્રયત્નશીલ – '**असृजत्**' છોડ્યું – તે બાણે મત્સ્યને વીંધ્યો નહીં, '**परम्**' કેવળ સ્પર્શ કર્યો. જાણકાર હોવા છતાં અર્જુન બળથી અપૂર્ણ હતો, એમ અર્થ છે. ॥ ૨૪ ॥

**राजन्येषु निवृत्तेषु भग्नमानेषु मानिषु ।**
**भगवान् धनुरादाय सज्यं कृत्वाथ लीलया ॥ २५**

॥ २५ ॥

**तस्मिन् सन्धाय विशिखं मत्स्यं वीक्ष्य सकृज्जले ।**
**छित्त्वेषुणापातयत्तं सूर्ये चाभिजिति स्थिते ॥ २६**

જ્યારે અભિમાની રાજાઓ પાછા ફર્યા અને તેમનું અભિમાન ભાંગી ગયું, ત્યારે ભગવાન શ્રીકૃષ્ણે ધનુષ્ય લઈને અનાયાસે પણછ ચડાવી, પછી તેમાં બાણનું સંધાન કરીને, જળમાં મત્સ્યને એક જ વાર જોઈ સૂર્ય જ્યારે અભિજિત મુહૂર્તમાં હતો ત્યારે (મધ્યાહ્ન સમયે વિજય મુહૂર્તમાં) બાણથી તે મત્સ્યને વીંધીને (પૃથ્વી પર) પાડ્યો. ॥ ૨૫ ॥ ૨૬ ॥ ૨૫॥

अभिजिति सर्वार्थसाधके मुहूर्ते ॥ २६ ॥

'**अभिजित्**' સર્વ કાર્ય સિદ્ધ કરનારા અભિજિત મુહૂર્તમાં ॥ ૨૬ ॥

**दिवि दुन्दुभयो नेदुर्जयशब्दयुता भुवि।**
**देवाश्च कुसुमासारान् मुमुचुर्हर्षविह्वलाः ॥ २७**
॥ २७ ॥

આકાશમાં અને પૃથ્વી પર જય જયકારના શબ્દો સાથે નગારાં વાગવા લાગ્યાં અને હર્ષથી વિહ્વળ થયેલા દેવો પુષ્પોની ઝડીઓ વરસાવવા લાગ્યા. ॥ ૨૭ ॥ ૨૭ ॥

भगवत्प्राप्तिहर्षनिर्भरेणात्मानमेवानुवर्णयन्त्याह द्वाभ्याम्—**तद्रङ्गमिति**।

ભગવત્પ્રાપ્તિના હર્ષથી પરિપૂર્ણ થવાથી પોતાને જ બે શ્લોકોથી વર્ણવતાં (લક્ષ્મણાજી) કહે છે – '**तत् रंगम् इति।**'

**तद् रङ्गमाविशमहं कलनूपुराभ्यां**
**पद्भ्यां प्रगृह्य कनकोज्ज्वलरत्नमालाम्।**
**नूत्ने निवीय परिधाय च कौशिकाग्र्ये**
**सव्रीडहासवदना कबरीधृतस्रक् ॥ २८**

તે સમયે બે ઉત્તમ નવીન રેશમી વસ્ત્રો ઓઢીને, અંબોડામાં પુષ્પમાળા નાખીને, (હાથમાં) સુવર્ણથી ઉજ્જવળ રત્નોની માળા ગ્રહણ કરીને, લજ્જા સહિત સ્મિતયુક્ત વદનવાળી હું ઝાંઝરોથી મધુર ઝણકાર કરતા ચરણોથી સભામંડપમાં પ્રવિષ્ટ થઈ. ॥ ૨૮ ॥

तत्तदा कलौ कलस्वनौ नूपुरौ ययोस्ताभ्यां पद्भ्यां रङ्गं प्राविशम्। कनकेनोज्ज्वलां रत्नमालाम्। निवीय प्रावृत्य परिधाय च नीवीबन्धेन च। कौशिकाग्र्ये उत्तमकौशेयवस्त्रे। सव्रीडो हासो यस्मिंस्तद्वदनं यस्याः सा। कबर्यां धृताः स्रजो यया सा॥ २८॥

'**तत्**' તે સમયે '**कलौ**' મધુર ઝણકાર કરતા ઝાંઝરો છે જે બંનેમાં તેવા ચરણોથી સભામંડપમાં હું પ્રવિષ્ટ થઈ. સુવર્ણથી પણ ઉજ્જવળ રત્નોની માળાને – '**निवीय**' ઓઢીને અને '**परिधाय**' તે વસ્ત્રોને ધારણ કરીને – '**कौशिक-अग्र्ये**' બે ઉત્તમ રેશમી વસ્ત્રોને – લજ્જાસહિત સ્મિત છે જેમાં તેવું મુખ છે જેનું તે (હું) – અંબોડામાં ધારણ કરવામાં આવી છે પુષ્પમાળાઓ જેના દ્વારા તે ॥ ૨૮ ॥

**उन्नीय वक्त्रमुरुकुन्तलकुण्डलत्विड्**
**गण्डस्थलं शिशिरहासकटाक्षमोक्षैः।**
**राज्ञो निरीक्ष्य परितः शनकैर्मुरारे-**
**रंसेऽनुरक्तहृदया निदधे स्वमालाम्॥ २९**

ઘાટા લાંબા કેશવાળું અને કુંડળોની કાંતિયુક્ત ગાલવાળું મુખ ઊંચું કરીને તેમ જ સંતાપહારી સ્મિતયુક્ત દૃષ્ટિપાતપૂર્વક ચારે તરફ રાજાઓને જોઈને (શ્રીકૃષ્ણમાં) અનુરાગયુક્ત હૃદયવાળી મેં ધીમેથી શ્રીમુરારિના સ્કંધપ્રદેશમાં (ગળામાં) પોતાની વરમાળા પધરાવી દીધી. ॥ ૨૯ ॥

उरवः कुन्तला यस्मिन्, कुण्डलयोस्त्विषो ययोस्ते गण्डस्थले यस्मिंस्तच्च तच्च। शिशिरः संतापहरो हासो येषु तैः कटाक्षमोक्षैरपाङ्गमोक्षणविलासैः। अनुरक्तं हृदयं यस्याः साऽहम् ॥ २९॥

ઘાટા, દીર્ઘ કેશ છે જે (મુખ) ઉપર તે અને બંને કુંડળોની કાંતિ છે જે બંનેમાં તેવા ગાલ છે જેમાં (મુખમાં) તે મુખ – '**शिशिरः**' સંતાપને હરી લેનારું સ્મિત છે જેમનામાં તેવા '**कटाक्षमोक्षैः**' દૃષ્ટિપાતપૂર્વકના વિલાસોથી – અનુરાગવાળું હૃદય છે જેનું તેવી મેં ॥ ૨૯ ॥

**तावन्मृदङ्गपटहाः शंखभेर्यानकादयः।**
**निनेदुर्नटनर्तक्यो ननृतुर्गायका जगुः॥ ३०**
॥ ३० ॥

તે જ ક્ષણે મૃદંગ, ઢોલ, શંખ, ભેરી, નગારાં વગેરે વાગવા લાગ્યાં. નટો અને નર્તકીઓ નૃત્ય કરવા લાગ્યાં અને ગાયકો ગાવા લાગ્યા.॥ ૩૦ ॥ ૩૦ ॥

**एवं वृते भगवति मयेशे नृपयूथपाः।**
**न सेहिरे याज्ञसेनि स्पर्धन्तो हृच्छयातुराः॥ ३१**

હે યાજ્ઞસેની (દ્રૌપદી), આમ, જ્યારે ભગવાન ઈશનું (શ્રીકૃષ્ણનું) મેં વરણ કર્યું, ત્યારે કામથી વિવશ થયેલા હોઈ સ્પર્ધા કરતા રાજાઓના વૃંદમાંના શ્રેષ્ઠ રાજાઓ તે સહન કરી શક્યા નહીં. ॥ ૩૧ ॥

याज्ञसेनि हे द्रौपदि, ईशे श्रीकृष्णे मया वृते सति स्पर्धन्तः स्पर्धमानाः। नन्वेवं परमैश्वर्यं दृष्टवतां कुतः स्पर्धावसरस्तत्राह—हृच्छयातुरा इति। हृच्छयेन कामेनातुरा विवशाः। कामविजृम्भिता स्पर्धेति भावः॥ ३१ ॥

**'याज्ञसेनि'** હે દ્રૌપદી, **'ईशे'** શ્રીકૃષ્ણ જ્યારે મારા દ્વારા વરણ કરાયા ત્યારે સ્પર્ધા કરતા રાજાઓ – શંકા કરવામાં આવી છે કે આવું પરમ ઐશ્વર્ય જોનારા રાજાઓને સ્પર્ધા કરવાનો અવકાશ કેવી રીતે હોઈ શકે? તે માટે કહે છે – **'हृत्-शय-आतुराः इति।' हृच्छयेन** કામથી **'आतुराः'** વિવશ રાજાઓ – કામથી પ્રકટ થયેલી સ્પર્ધા, એવો ભાવ છે.॥ ૩૧ ॥

**मां तावद् रथमारोप्य हयरत्नचतुष्टयम्।**
**शार्ङ्गमुद्यम्य सन्नद्धस्तस्थावाजौ चतुर्भुजः॥ ३२**

તેટલામાં ચાર શ્રેષ્ઠ ઘોડા જોડેલા રથમાં મને બેસાડીને, યુદ્ધ માટે તૈયાર થઈ, શાર્ઙ્ગ ધનુષ્ય ઉગામીને ચતુર્ભુજ શ્રીકૃષ્ણ યુદ્ધમાં ઊભા રહ્યા. ॥ ૩૨ ॥

हयरत्नानां चतुष्टयं यस्मिंस्तं रथम्। द्वाभ्यां मामालिङ्ग्य द्वाभ्यां धनुर्बाणौ गृहीत्वा चतुर्भुजस्तस्थौ॥ ३२ ॥

ચાર શ્રેષ્ઠ ઘોડા છે જેમાં તે રથમાં બે હાથથી મને આલિંગન કરીને અને બે હાથમાં ધનુષ્ય-બાણ લઈને ચતુર્ભુજ ભગવાન ઊભા રહ્યા. ॥ ૩૨ ॥

**दारुकश्चोदयामास कांचनोपस्करं रथम्।**
**मिषतां भूभुजां राज्ञि मृगाणां मृगराडिव॥ ३३**

હે મહારાણી, દારુક સારથિએ સુવર્ણના સાજવાળો રથ હંકાર્યો. (તે સમયે) જેમ (ક્ષુદ્ર) હરણાંઓના દેખતાં સિંહ નીકળે, તેમ (પામર) રાજાઓના દેખતાં (શ્રીહરિ નીકળ્યા). ॥ ૩૩ ॥

मृगाणां मिषतां मृगराडिव। तदा हरिर्जगामेति शेषो ज्ञातव्यः। दारुकस्यैव वा मृगराजोपमा॥ ३३ ॥

હરણાંઓના દેખતાં જેમ સિંહ જાય તેમ – તે સમયે શ્રીહરિ નીકળ્યા, એટલું શેષ જાણવું. અથવા દારુક સારથિની જ સિંહ સાથે ઉપમા આપવામાં આવી છે. ॥ ૩૩ ॥

**तेऽन्वसज्जन्त राजन्या निषेद्धुं पथि केचन।**
**संयत्ता उद्धृतेष्वासा ग्रामसिंहा यथा हरिम्॥ ३४**

ધનુષ્યો ઉગામેલા રાજાઓ જેમ કૂતરાં સિંહની પાછળ દોડે તેમ શ્રીકૃષ્ણની પાછળ દોડ્યા. કેટલાક રાજાઓ માર્ગમાં તેમને રોકવા માટે આગળથી જઈને તૈયાર રહ્યા. ॥ ૩૪ ॥

अन्वसज्जन्त पृष्ठतः सक्ता बभूवुः। निषेद्धुं प्रतिबन्धं कर्तुं केचन पुरतो गत्वा पथि संयत्ता बभूवुरित्यर्थः। उद्धृतेष्वासा ऊर्ध्वकृतचापाः। ग्रामसिंहाः श्वानो हरिं सिंहं यथेति॥ ३४॥

**ते शार्ङ्गच्युतबाणौघैः कृत्तबाह्वङ्घ्रिकन्धराः।**
**निपेतुः प्रधने केचिदेके सन्त्यज्य दुद्रुवुः॥ ३५**

॥ ३५॥

**ततः पुरीं यदुपतिरत्यलंकृतां**
**रविच्छदध्वजपटचित्रतोरणाम्।**
**कुशस्थलीं दिवि भुवि चाभिसंस्तुतां**
**समाविशत्तरणिरिव स्वकेतनम्॥ ३६**

(छंद—रुचिरा, समवृत्त, अक्षर–१३, गणमाप—ज भ स ज ग)

रविं छादयन्ति ते रविच्छदा ध्वजेषु पटा यस्यां, चित्राणि तोरणानि यस्यां सा च सा च। तां कुशस्थलीं पुरीं यदुपतिः समाविशत्। स्वकेतनं मण्डलमस्ताचलं वा॥ ३६॥

**पिता मे पूजयामास सुहृत्सम्बन्धिबान्धवान्।**
**महार्हवासोऽलंकारैः शय्यासनपरिच्छदैः॥ ३७**

महार्हवासःप्रभृतिभिः सुहृदादीन् पूजयामास ॥ ३७॥

**दासीभिः सर्वसम्पद्भिर्भटेभरथवाजिभिः।**
**आयुधानि महार्हाणि ददौ पूर्णस्य भक्तितः॥ ३८**

दास्यादिभिः सहायुधानि पूर्णायापि ददौ ॥ ३८॥

**आत्मारामस्य तस्येमा वयं वै गृहदासिकाः।**
**सर्वसङ्गनिवृत्त्याद्धा तपसा च बभूविम॥ ३९**

**'अनु-असज्जन्तः'** પાછળ દોડ્યા. કેટલાક રાજાઓ **'निषेद्धुम्'** રોકવા માટે આગળથી જઈને તૈયાર રહ્યા, એમ અર્થ છે. **'उद्धृत-इष्वासाः'** ઉગામેલા ધનુષ્યોવાળા રાજાઓ **'ग्रामसिंहाः'** કૂતરાં **'हरिम्'** સિંહની પાછળ દોડે તેમ ॥ ૩૪ ॥

શ્રીઅચ્યુતના શાર્ઙ્ગ ધનુષ્યમાંથી છૂટેલાં બાણોના સમૂહોથી કપાયેલાં હાથ, પગ અને ગળાવાળા રાજાઓ યુદ્ધક્ષેત્રમાં પડ્યા અને કેટલાક યુદ્ધ છોડીને નાસી ગયા. ॥ ૩૫ ॥ ૩૫ ॥

ત્યાર પછી સૂર્ય જેમ પોતાના મંડળમાં પ્રવેશ કરે તેમ યદુપતિ ભગવાન શ્રીકૃષ્ણે, સૂર્યને ઢાંકતી ધજાઓનાં વસ્ત્રો અને રંગબેરંગી તોરણોવાળી તેમ જ સ્વર્ગ અને પૃથ્વી પર સર્વત્ર પ્રશંસા પામેલી દ્વારકામાં પ્રવેશ કર્યો. ॥ ૩૬ ॥

સૂર્યને ઢાંકી દે તેવી **रविच्छदाः** ધજાઓનાં વસ્ત્રો છે જે (નગરી)માં તેવી અને રંગબેરંગી તોરણો છે જે નગરીમાં તેવી તે દ્વારકાપુરીમાં યદુપતિએ પ્રવેશ કર્યો. **'स्वकेतनम्'** પોતાના મંડળમાં અથવા અસ્તાચળમાં ॥ ૩૬ ॥

(વિવાહપ્રસંગે) મારા પિતાએ સ્વજનો, સંબંધીઓ અને બાંધવોને અતિ મૂલ્યવાન વસ્ત્રો, અલંકારો, શય્યાઓ અને આસનો તેમ જ પાથરણાંઓથી સત્કાર્યા હતા. ॥ ૩૭ ॥

અતિ મૂલ્યવાન વસ્ત્રો વગેરેથી સ્વજનો વગેરેને સત્કાર્યા હતા. ॥ ૩૭ ॥

(સર્વ કામનાઓથી) પરિપૂર્ણ ભગવાનને મારા પિતાએ દાસીઓ, સર્વ સંપત્તિઓ, યોદ્ધાઓ, હાથીઓ, રથો અને ઘોડાઓ સહિત અતિ મૂલ્યવાન આયુધો ભક્તિપૂર્વક અર્પણ કર્યાં હતાં. ॥ ૩૮ ॥

દાસીઓ વગેરે સહિત આયુધો (ભગવાન પોતે) પરિપૂર્ણ હોવા છતાં પરિપૂર્ણ ભગવાનને અર્પણ કર્યાં હતાં. ॥ ૩૮ ॥

આ અમે આઠ (પટ્ટરાણીઓ) સર્વ આસક્તિઓના ત્યાગથી અને (સ્વધર્મપાલનરૂપ) તપથી આત્મામાં રમણ કરનારા સાક્ષાત્ તે શ્રીકૃષ્ણની ગૃહદાસીઓ થયેલી છીએ. ॥ ૩૯ ॥

इमा अष्टौ वयं सर्वसङ्गनिवृत्त्या तपसा स्वधर्मेणाद्धा साक्षात्तस्य गृहदासिका बभूविम ॥ ३९ ॥

આ અમે આઠ સર્વ આસક્તિઓના ત્યાગથી, સ્વધર્મપાલનરૂપ તપથી **'अद्धा'** સાક્ષાત્ તે શ્રીકૃષ્ણની ગૃહદાસીઓ થયેલી છીએ. ॥ ૩૯ ॥

महिष्य ऊचुः

**भौमं निहत्य सगणं युधि तेन रुद्धा**
**ज्ञात्वाथ नः क्षितिजये जितराजकन्याः ।**
**निर्मुच्य संसृतिविमोक्षमनुस्मरन्तीः**
**पादाम्बुजं परिणिनाय य आप्तकामः ॥ ४०**

**(અન્ય) રાણીઓ બોલી** – દિગ્વિજય સમયે ભૌમાસુરને સૈન્યસહિત નષ્ટ કરીને પછી (ભૌમાસુર દ્વારા) યુદ્ધમાં જિતાયેલા રાજાઓની તેના દ્વારા કેદ કરાયેલી અમે કન્યાઓ છીએ, એમ જાણીને, ત્યાંથી અમને છોડાવીને, સંસારમાંથી છોડાવનારા ચરણકમળનું સતત સ્મરણ કરતી અમને, સ્વયં પૂર્ણકામ હોવા છતાં જે (શ્રીહરિ) પરણ્યા હતા. ॥ ૪૦ ॥

क्षितिजये दिग्विजये जितानां राज्ञां कन्या नोऽस्मांस्तेन रुद्धा ज्ञात्वा ततो निर्मुच्य संसृतेर्विमोक्षो यस्मात्तत्पादाम्बुजमनुस्मरन्तीर्नः परिणिनायोदवहत्। आप्तकामोऽपि यः ॥ ४० ॥

**'क्षितिजये'** દિગ્વિજય સમયે (ભૌમાસુર દ્વારા) યુદ્ધમાં જિતાયેલા રાજાઓની કન્યાઓ એવી અમને, તેના દ્વારા કેદ કરાયેલી જાણીને ત્યાંથી અમને છોડાવીને, જેનાથી સંસારમાંથી મુક્તિ થાય છે તે ચરણકમળનું સતત ધ્યાન કરતી અમને, જે શ્રીહરિ પૂર્ણકામ હોવા છતાં **'परिणिनाय'** પરણ્યા હતા. ॥ ૪૦ ॥

**न वयं साध्वि साम्राज्यं स्वाराज्यं भौज्यमप्युत ।**
**वैराज्यं पारमेष्ठ्यं च आनन्त्यं वा हरेः पदम् ॥ ४१**

હે સતી (દ્રૌપદી), સામ્રાજ્ય, ઈન્દ્રપદ, તથા આ બંનેના ભોગો, અણિમા વગેરે સિદ્ધિઓ, બ્રહ્મપદ, મોક્ષ કે શ્રીહરિના સ્થાનરૂપ સાલોક્ય વગેરે મુક્તિઓને પણ અમે ઈચ્છતી નથી. ॥ ૪૧ ॥

**कामयामह एतस्य श्रीमत्पादरजः श्रियः ।**
**कुचकुंकुमगन्धाढ्यं मूर्ध्ना वोढुं गदाभृतः ॥ ४२**

અમે તો લક્ષ્મીજીનાં સ્તન ઉપરના કેસરની સુગંધવાળી, આ ગદાધારી શ્રીકૃષ્ણ ભગવાનની શોભાયમાન ચરણરજને મસ્તક ઉપર ધારણ કરવા ઈચ્છીએ છીએ. ॥ ૪૨ ॥

न वयमिति। साम्राज्यादि न कामयामहे, किंतु एतस्य श्रीमत्पादरजो मूर्ध्ना वोढुं कामयामह इति। ननु तस्य गृहिण्यो यूयं सर्वसम्पद्भ्राजः किमेवं कामयध्वमत आहुः—

**'न वयम् इति।'** અમે સામ્રાજ્ય વગેરેની કામના નથી કરતી, પરંતુ આ ભગવાનની શ્રીયુક્ત ચરણરજને મસ્તક પર ધારણ કરવાની કામના કરીએ છીએ. શંકા કરવામાં આવી છે કે તે ભગવાનની ગૃહિણીઓ એવી તમે સર્વ સંપત્તિઓ ભોગવનારી છો, તો શા માટે આમ કામના કરો છો? આ માટે રાણીઓ કહે છે –

हे साध्वि, साम्राज्यं सार्वभौमपदम्। स्वाराज्यमैन्द्रं पदम्। भौज्यं तदुभयभोगभाक्त्वम्। विविधं राजत इति विराट् तस्य भावो वैराज्यमणि–

હે સાધ્વી દ્રૌપદી, **'साम्राज्यम्'** ચક્રવર્તીના સામ્રાજ્ય પદને, **'स्वाराज्यम्'** ઈન્દ્રના પદને, **'भौज्यम्'** તે બંને પદોના ભોગોના ભોક્તૃત્વને, વિવિધરૂપે શોભે તે વિરાટ્, તેનો ભાવ એવા **'वैराज्यम्'** અણિમાદિ

मादिसिद्धिभाक्त्वमित्यर्थः। पारमेष्ठ्यं ब्रह्मपदम्। आनन्त्यं मोक्षम्। हरेः पदं तत्सालोक्यादि। न तु कामयामह इति। यद्वा बह्वृचब्राह्मणोक्तक्रमेण प्रागादिदिक्चतुष्टयाधिपत्यानि साम्राज्यभौज्य-स्वाराज्यवैराज्यानि व्याख्येयानि॥ ४१॥

સિદ્ધિઓના ભોગને, એમ અર્થ છે. **'पारमेष्ठ्यम्'** પરમેષ્ઠિ બ્રહ્માજીના પદને, **'आनन्त्यम्'** મોક્ષને, **'हरेः पदम्'** શ્રીહરિના સ્થાનરૂપ સાલોક્યાદિ મુક્તિઓને પણ **'न तु कामयामहे'** અમે ઈચ્છતી નથી. અથવા **बह्वृच** ઋગ્વેદીય બ્રાહ્મણો દ્વારા કહેવામાં આવેલા ક્રમ અનુસાર સૌ પ્રથમ ચારેય દિશાઓના આધિપત્યરૂપે સામ્રાજ્ય, ભૌજ્ય, સ્વારાજ્ય અને વૈરાગ્ય – એ પ્રમાણેનો ક્રમ વ્યાખ્યા કરવા યોગ્ય છે. ॥ ૪૧ ॥

तत्किं तत्पादरज एव काम्यतेऽत आहुः—श्रियः कुचकुङ्कुमगन्धाढ्यमिति ब्रह्मादिसेव्यया लक्ष्म्यापि सेवितत्वादिति भावः॥ ४२॥

તો પછી શું તે શ્રીહરિની ચરણરજની જ કામના (તમારા દ્વારા) કરવામાં આવે છે? તે માટે તે રાણીઓ કહે છે – લક્ષ્મીજીનાં સ્તન ઉપરના કેસરની સુગંધથી સંપન્ન ચરણરજની, બ્રહ્માજી વગેરે દ્વારા પણ સેવવા યોગ્ય એવાં લક્ષ્મીજી વડે પણ સેવવામાં આવેલી હોવાથી, એવો ભાવ છે. ॥ ૪૨ ॥

ननु तर्ह्यतिदुर्लभत्वात्किं तद्वाञ्छयाऽत आहुः—**व्रजस्त्रिय इति**।

શંકા કરવામાં આવી છે કે તો પછી અતિ દુર્લભ હોવાથી તે ચરણરજની કામના કરવાથી શો લાભ? તે માટે તેઓ કહે છે – **'व्रजस्त्रियः इति।'**

**व्रजस्त्रियो यद् वाञ्छन्ति पुलिन्द्यस्तृणवीरुधः।**
**गावश्चारयतो गोपाः पादस्पर्शं महात्मनः॥ ४३**

ગાયોને ચારતા પરમાત્મા શ્રીકૃષ્ણનો ચરણસ્પર્શ જેમ વ્રજાંગનાઓ ઈચ્છે છે, એ ચરણસ્પર્શને જેમ (વૃંદાવનની) પુલિંદીઓ (ભીલડીઓ), તણખલાં અને લતાઓ ઈચ્છે છે, ગોવાળિયા ઈચ્છે છે. (તેમની જેમ અમે પણ ભગવાનનો ચરણસ્પર્શ ઈચ્છીએ છીએ). ॥ ૪૩ ॥

यद्यथा गावो गाः। महात्मनोऽपि गाश्चारयतः पादस्पर्शं च गोपा यथा वाञ्छन्ति तद्वत्। तत्पराणां सुलभ इति भावः॥ ४३॥

**'यत्'** યથા જેમ **'गावः'** गाः ગાયોને – **'महात्मनः'** પરમાત્મા હોવા છતાં પણ ગાયોને ચરાવનારના ચરણસ્પર્શને જેમ ગોવાળિયા ઈચ્છે છે, તેમની જેમ (અમે પણ ઈચ્છીએ, કારણ કે) તત્પરાયણ (એક માત્ર તેમના જ આશ્રયવાળા) જનોને તે સુલભ છે, એવો ભાવ છે. ॥ ૪૩ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे उत्तरार्धे त्र्यशीतितमोऽध्यायः॥ ८३॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे उत्तरार्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां त्र्यशीतितमोऽध्यायः॥ ८३॥

*****

# अथ चतुरशीतितमोऽध्यायः
## વસુદેવજીનો યજ્ઞમહોત્સવ

चतुर्भिरधिकाशीतितमे मुनिसमागमे।
वसुदेवमखोत्साहबन्धुप्रस्थापनादिकम् ॥ १ ॥

**श्रीशुक उवाच**

**श्रुत्वा पृथा सुबलपुत्र्यथ याज्ञसेनी**
**माधव्यथ क्षितिपपत्न्य उत स्वगोप्यः।**
**कृष्णेऽखिलात्मनि हरौ प्रणयानुबन्धं**
**सर्वा विसिस्म्युरलमश्रुकलाकुलाक्ष्यः॥ १**

सुबलपुत्री गान्धारी। माधवी सुभद्रा। क्षितिपानां राज्ञां पत्न्यः स्वगोप्यः कृष्णभक्ता गोप्यः। विसिस्म्युर्विस्मयं चक्रुः॥ १॥

**इति सम्भाषमाणासु स्त्रीभिः स्त्रीषु नृभिर्नृषु।**
**आययुर्मुनयस्तत्र कृष्णरामदिदृक्षया॥ २**

॥ २ ॥

**द्वैपायनो नारदश्च च्यवनो देवलोऽसितः।**
**विश्वामित्रः शतानन्दो भरद्वाजोऽथ गौतमः॥ ३**
**रामः सशिष्यो भगवान् वसिष्ठो गालवो भृगुः।**
**पुलस्त्यः कश्यपोऽत्रिश्च मार्कण्डेयो बृहस्पतिः॥ ४**
**द्वितस्त्रितश्चैकतश्च ब्रह्मपुत्रास्तथांगिराः।**
**अगस्त्यो याज्ञवल्क्यश्च वामदेवादयोऽपरे॥ ५**

॥ ३ ॥ ४ ॥ ५ ॥

**तान् दृष्ट्वा सहसोत्थाय प्रागासीना नृपादयः।**
**पाण्डवाः कृष्णरामौ च प्रणेमुर्विश्ववन्दितान्॥ ६**

॥ ६ ॥

**तानानर्चुर्यथा सर्वे सहरामोऽच्युतोऽर्चयत्।**
**स्वागतासनपाद्यार्घ्यमाल्यधूपानुलेपनैः ॥ ७**

ચોર્યાસીમા અધ્યાયમાં વસુદેવજીનો યજ્ઞમહોત્સવ અને સંબંધીઓની વિદાય (વર્ણવવામાં આવ્યાં) છે. ॥ ૧ ॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – (રુક્મિણી વગેરે રાણીઓનો) સર્વના આત્મા, ભક્તોનાં દુઃખ હરી લેનારા (શ્રીહરિ) પ્રત્યે (અલૌકિક) પ્રેમસંબંધ સાંભળીને હર્ષાશ્રુબિંદુઓથી ઊભરાઈ ગયેલાં નેત્રવાળાં કુંતાજી, ગાંધારી, દ્રૌપદી, સુભદ્રા, બીજા રાજાઓની પત્નીઓ, શ્રીકૃષ્ણભક્ત ગોપીઓ વગેરે સર્વ સ્ત્રીઓ અત્યંત વિસ્મય પામી. ॥ ૧ ॥

**'सुबलपुत्री'** સુબલની પુત્રી ગાંધારી, **'माधवी'** સુભદ્રા, **'क्षितिपानाम्'** પૃથ્વીપાલક રાજાઓની પત્નીઓ, **'स्वगोप्यः'** શ્રીકૃષ્ણભક્ત ગોપીઓ **'विसिस्म्युः'** વિસ્મય પામી. ॥ ૧ ॥

આમ, જ્યારે સ્ત્રીઓ સાથે સ્ત્રીઓ અને પુરુષો સાથે પુરુષો વાર્તાલાપ કરતાં હતાં, ત્યાં શ્રીકૃષ્ણ-બલરામનાં દર્શન કરવાની ઇચ્છાથી મુનિઓ પધાર્યા. ॥ ૨॥ ૨ ॥

શ્રીકૃષ્ણ દ્વૈપાયન વ્યાસ, દેવર્ષિ નારદ, ચ્યવન, દેવલ, અસિત, વિશ્વામિત્ર, શતાનંદ, ભરદ્વાજ અને ગૌતમ, ॥ ૩ ॥ શિષ્યો સહિત ભગવાન પરશુરામ, ભગવાન વસિષ્ઠ, ગાલવ, ભૃગુ, પુલસ્ત્ય, કશ્યપ, અત્રિ, માર્કંડેય તથા બૃહસ્પતિ, ॥ ૪ ॥ દ્વિત, ત્રિત, એકત, બ્રહ્માજીના પુત્રો સનકાદિ ઋષિઓ, અંગિરા, અગસ્ત્ય, યાજ્ઞવલ્ક્ય, વામદેવ તથા અન્ય ઋષિઓ (પધાર્યા.) ॥ ૫ ॥ ૩ ॥ ૪ ॥ ૫ ॥

તે વિશ્વવંદિત મુનિઓને જોઈને પહેલેથી ત્યાં બેઠેલા પાંડવો, શ્રીકૃષ્ણ અને બલરામ તથા રાજા વગેરેએ એકદમ ઊભા થઈને પ્રણામ કર્યા. ॥ ૬ ॥ યથોચિત સ્વાગત, આસન, પાદ્ય, અર્ઘ્ય, પુષ્પ, ધૂપ તથા ચંદનથી સર્વ જનોએ તેમની પૂજા કરી તથા બલરામજી સહિત ભગવાન અચ્યુતે પણ પૂજા કરી. ॥ ૭ ॥ ૬ ॥

आनर्चुरर्चितवन्तः ॥ ७ ॥

**उवाच सुखमासीनान् भगवान् धर्मगुप्तनुः ।**
**सदसस्तस्य महतो यतवाचोऽनुशृण्वतः ॥ ८**

धर्मगोप्त्री तनुर्यस्य स धर्मगुप्तनुः । यता नियता वाग्यस्य तस्य सदसः ॥ ८ ॥

**श्रीभगवानुवाच**

**अहो वयं जन्मभृतो लब्धं कार्त्स्न्येन तत्फलम् ।**
**देवानामपि दुष्प्रापं यद् योगेश्वरदर्शनम् ॥ ९**

जन्मभृतः सफलजन्मानः । तत्फलं जन्मफलम् । किं तत् । यद्योगेश्वरदर्शनम् ॥ ९ ॥

किंच युष्माकं दर्शनमेव तावद्देवानामपि दुष्प्रापम्, अस्माकं तु स्पर्शनादिकमपि कथं नु घटितमिति विस्मयेनाह—**किमिति** ।

**किं स्वल्पतपसां नृणामर्चायां देवचक्षुषाम् ।**
**दर्शनस्पर्शनप्रश्नप्रह्वपादार्चनादिकम् ॥ १०**

स्वल्पतपसां तीर्थस्नानादिमात्रे तपोबुद्धिर्येषां तथाऽर्चायां प्रतिमायां देव इति चक्षुर्दृष्टिर्येषां तेषां योगेश्वरदर्शनादिकमिदं किमसंभावितमित्यर्थः ॥ १० ॥

एतत्प्रपञ्चयति—**न ह्यम्मयानीति** त्रिभिः ।

**न ह्यम्मयानि तीर्थानि न देवा मृच्छिलामयाः ।**
**ते पुनन्त्युरुकालेन दर्शनादेव साधवः ॥ ११**
॥ ११ ॥

**'आनर्चुः'** (સર્વ જનોએ) પૂજા કરી. ॥ ७ ॥

ધર્મનું રક્ષણ કરનારા શ્રીવિગ્રહને (દેહને) ધારણ કરનાર ભગવાન શ્રીકૃષ્ણ મૌન થયેલી તે મહાસભાના સાંભળતાં સુખપૂર્વક બેઠેલા મુનિઓને કહેવા લાગ્યા. ॥ ८ ॥

ધર્મનું રક્ષણ કરનારો શ્રીવિગ્રહ છે જેમનો તે **'धर्मगुप्तनुः'** – **यता** નિયત, મૌન છે વાણી જેની તે સભાના ॥ ८ ॥

**શ્રીભગવાન બોલ્યા** – અહો! અમારો જન્મ સફળ થયો છે. અમે તે જન્મનું સમગ્ર ફળ મેળવ્યું છે, કારણ કે દેવોને પણ દુર્લભ એવા યોગેશ્વરોનાં જે દર્શન છે (તે અમને પ્રાપ્ત થયાં છે). ॥ ९ ॥

**'जन्मभृतः'** સફળ જન્મવાળા – **'तत्फलम्'** તે જન્મનું ફળ, તે કયું? યોગેશ્વરોનાં જે દર્શન છે તે ॥ ९ ॥

વળી, તમારાં દર્શન તો દેવોને પણ દુર્લભ છે, તો અમને તમારાં સ્પર્શ વગેરે પણ કેવી રીતે સંભવે, એમ આશ્ચર્યથી કહે છે – **'किम् इति।'**

બહુ ઓછું તપ કરનારા અને (સર્વ પ્રાણીઓનાં હૃદયમાં ભગવાનને ન જોઈને) પ્રતિમામાં દેવદૃષ્ટિ કરનારા મનુષ્યોને (આપ યોગેશ્વરોનાં) દર્શન, સ્પર્શ, કુશળપ્રશ્ન, પ્રણામ અને પાદપૂજા વગેરે શું પ્રાપ્ત થાય ખરાં? ॥ १० ॥

ઘણું ઓછું તપ કરનારા, અર્થાત્ તીર્થસ્નાન વગેરેમાં જ તપ છે તેવી બુદ્ધિ છે જેમની તેમ જ **'अर्चायाम्'** પ્રતિમામાં દેવ છે તેવી **'चक्षुः'** દૃષ્ટિ છે જેમની તેમને યોગેશ્વરોનાં દર્શન વગેરે થાય, એ કેવી રીતે બને? એમ અર્થ છે. ॥ १० ॥

આને (સંતસમાગમને) ત્રણ શ્લોકોથી વિસ્તારપૂર્વક સમજાવે છે – **'न हि अम्मयानि इति।'**

કેવળ જળમય તીર્થ જ તીર્થ નથી. કેવળ માટી કે પથ્થરની પ્રતિમાઓ જ દેવો નથી. તેઓ દીર્ઘકાળે પવિત્ર કરે છે, પણ સત્પુરુષો તો દર્શન માત્રથી જ (તત્કાળ) પવિત્ર કરે છે. ॥ ११ ॥ ११ ॥

**नाग्निर्न सूर्यो न च चन्द्रतारका**
**न भूर्जलं खं श्वसनोऽथ वाङ्मनः।**
**उपासिता भेदकृतो हरन्त्यघं**
**विपश्चितो घ्नन्ति मुहूर्तसेवया॥ १२**

(દીર્ઘકાળ પર્યંત) ઉપાસના કરવામાં આવેલાં અગ્નિ, સૂર્ય, ચંદ્ર, તારા, પૃથ્વી, જળ, આકાશ, વાયુ તેમ જ વાણી અને મન મનુષ્યના પાપ(ના મૂળ અજ્ઞાન)નો નાશ નથી કરતાં, કારણ કે ભેદબુદ્ધિ ઉપજાવનારાં છે, પરંતુ (જેમનામાં ભેદબુદ્ધિ દૂર થઈ ગઈ છે તેવા) વિવેકી મહાપુરુષો તો બે ઘડી કરાયેલી સેવાથી જ પાપનો નાશ કરે છે.॥ ૧૨ ॥

वाङ्मनसयोरप्युपासनाविषयत्वम्, 'यो वाचं ब्रह्मेत्युपास्ते।' 'मनो ब्रह्मेत्युपास्ते।' इति श्रुतेः। अघं तन्मूलमज्ञानं न हरन्ति। अत्र हेतुः— भेदकृतो भेदकर्तारः।

વાણી અને મન પણ ઉપાસનાના વિષયરૂપ છે. 'જે વાણીની બ્રહ્મરૂપે ઉપાસના કરે છે.' (છાં.ઉપ. ૭/૨/૨) 'મનની બ્રહ્મરૂપે ઉપાસના કરે છે.' (છાં.ઉપ. ૩/૧૮/૧) એમ શ્રુતિ હોવાથી. **'अघम्'** તેઓ પાપના મૂળ અજ્ઞાનનો નાશ કરનારાં નથી. આ માટેનું કારણ – તેઓ **'भेदकृतः'** ભેદબુદ્ધિ કરનારાં છે. **'भेदकृतः' भेदकर्तारः** (પ્રથમા બ.વ. લેવામાં આવે તો) અગ્નિ વગેરે પોતાને બ્રહ્મથી ભિન્ન માનનારાં હોય તો ઉપાસકના પાપનું હરણ કરી શકતાં નથી. (તે દેવો સાત્ત્વિક હોવાથી તેમનામાં અજ્ઞાન કલ્પી શકાય નહીં, માટે પૂ. સ્વામીચરણો 'અથવા'થી બીજો અર્થ આપે છે.)

यद्वा भेदबुद्धिं कुर्वतः पुंसः। विपश्चितो निरस्तभेदाः। ते तु मुहूर्तमात्रसेवयैवाघं घ्नन्तीति ॥ १२ ॥

**'भेदकृतः' भेदबुद्धिं कुर्वतः पुंसः** (ષ.એ.વ.) અથવા ભેદબુદ્ધિ કરનાર (અગ્નિ વગેરેને ભગવાનનું સ્વરૂપ ન જાણીને કેવળ અધિષ્ઠાતા દેવ સ્વરૂપે ભેદથી તેમની ઉપાસના કરનાર) મનુષ્યના (અજ્ઞાનનો તેઓ નાશ નથી કરતાં). **'विपश्चितः'** જેમનામાં ભેદબુદ્ધિ દૂર થઈ ગઈ છે તેવા (વિવેકી) મહાપુરુષો તો બે ઘડી કરાયેલી સેવાથી જ પાપનો નાશ કરે છે. ॥ ૧૨ ॥

अतः साधून्विहायान्यत्रात्मादिबुद्ध्या सज्जमानोऽतिमन्द इत्याह—**यस्येति**।

આથી સત્પુરુષો સિવાય અન્યત્ર (દેહાદિમાં) આત્મબુદ્ધિથી લેપાતો મનુષ્ય મહામૂર્ખ છે, એમ કહે છે – **'यस्य इति।'**

**यस्यात्मबुद्धिः कुणपे त्रिधातुके**
**स्वधीः कलत्रादिषु भौम इज्यधीः।**
**यत्तीर्थबुद्धिः सलिले न कर्हिचि-**
**ज्जनेष्वभिज्ञेषु स एव गोखरः॥ १३**

જે મનુષ્યને ત્રણ ધાતુઓરૂપી મૂળ કારણવાળા શરીરમાં આત્મબુદ્ધિ છે, પત્ની વગેરેમાં પોતાના હોવાની બુદ્ધિ છે, માટીના વિકારરૂપ મૂર્તિ વગેરેમાં ઈષ્ટદેવની બુદ્ધિ છે અને જળમાં તીર્થની બુદ્ધિ છે, પરંતુ તત્ત્વવેત્તા જ્ઞાનીજનોમાં જેને ક્યારેય પણ આવી બુદ્ધિ થતી નથી, તે મનુષ્ય હોવા છતાં પશુઓમાં અધમ એવો ગર્દભ (ગધેડો) છે. ॥ ૧૩ ॥

आत्मबुद्धिरहमिति बुद्धिः। त्रयो धातवो वातपित्तश्लेष्माणः प्रकृतयो यस्य तस्मिन्कुणपे शरीरे स्वधीः स्वीया इति बुद्धिः। भौमे भूविकारे इज्यधीर्देवताबुद्धिः। यद्यस्य तीर्थबुद्धिस्तीर्थमिति बुद्धिः। अभिज्ञेषु तत्त्ववित्सु यस्य ता बुद्धयो न सन्ति स एव गोष्वपि खरो दारुणोऽत्यविवेकी। यद्वा गवां तृणादिभारवाहः खरो गर्दभ इति॥ १३॥

**'आत्मबुद्धिः'** 'આ હું છું.' એવી બુદ્ધિ – **'त्रयः धातवः'** વાત-પિત્ત-કફરૂપી મૂળ કારણો છે જેનાં તે **'कुणपे'** શરીરમાં – **'स्वधीः'** પોતાના તરીકેની બુદ્ધિ – **'भौमे'** માટીના વિકારરૂપ મૂર્તિમાં **'इज्यधीः'** ઈષ્ટદેવ હોવાની બુદ્ધિ – **'यत्'** જેની જળમાં તીર્થ હોવાની બુદ્ધિ છે, પરંતુ **'अभिज्ञेषु'** તત્ત્વવેત્તા જ્ઞાનીજનોમાં તેવી બુદ્ધિઓ નથી, તે મનુષ્ય પશુઓમાં પણ અધમ, અતિ અવિવેકી છે. અથવા **'गवाम्'** ગાય વગેરે પશુઓ માટે ઘાસ વગેરે ભાર ઉપાડનાર **'खरः'** ગધેડો છે. ॥ ૧૩ ॥

**श्रीशुक उवाच**

**निशम्येत्थं भगवतः कृष्णस्याकुण्ठमेधसः।**
**वचो दुरन्वयं विप्रास्तूष्णीमासन् भ्रमद्धियः॥ १४**

**શ્રીશુકદેવજી બોલ્યા** – આમ, અખંડ જ્ઞાનવાળા ભગવાન શ્રીકૃષ્ણનું (સર્વોત્કૃષ્ટ હોવા છતાં પોતાની બુદ્ધિને) અનુરૂપ ન હોય તેવું વચન સાંભળીને ભ્રમિત થયેલી બુદ્ધિવાળા બ્રાહ્મણો ચૂપ થઈ ગયા.॥ ૧૪ ॥

दुरन्वयमननुरूपम्। भ्रमन्त्यनवस्थिता बुद्धिर्येषां ते॥ १४॥

**'दुःअन्वयम्'** અનુરૂપ ન હોય તેવું (ગૂઢ) વચન – **'भ्रमन्ती'** અસ્થિર બુદ્ધિ છે જેમની તે (બ્રાહ્મણો) ॥ ૧૪ ॥

**चिरं विमृश्य मुनय ईश्वरस्येशितव्यताम्।**
**जनसङ्ग्रह इत्यूचुः स्मयन्तस्तं जगद्गुरुम्॥ १५**

ત્યાર પછી મુનિઓએ ઘણી વાર સુધી વિચાર કરીને (નિશ્ચય કર્યો:) સર્વના ઈશ્વર હોવા છતાં પણ ભગવાનનો સામાન્ય મનુષ્ય જેવો વ્યવહાર, કેવળ લોકો એ પ્રમાણે અનુકરણ કરે તે માટે જ છે અને સ્મિત કરતા તેઓ જગદ્ગુરુ તે શ્રીકૃષ્ણને કહેવા લાગ્યા. ॥ ૧૫ ॥

ईशितव्यतामनीश्वरतां कर्माधिकारितां जनसङ्ग्रहमात्रमेतदित्यूचुः। स्मयन्तो हसन्तः ॥ १५॥

**'ईशितव्यताम्'** શાસિત થવાપણું, ઈશ્વર હોવા છતાં કર્મપરતંત્ર જીવની જેમ વ્યવહાર કરવાપણું, માત્ર લોકસંગ્રહ માટે જ છે, (એમ નિશ્ચય કરીને) મુનિઓ **'स्मयन्तः'** સ્મિત કરતા કહેવા લાગ્યા. ॥૧૫॥

अनन्वयं विवृण्वन्त आहुर्द्वाभ्याम्—**यन्माययेति**।

ભગવાનનાં વચનો સમજવાં કઠણ છે, તેમનું વિવરણ કરતા મુનિઓ બે શ્લોકોથી કહે છે – **'यन्मायया इति।'**

**मुनय ऊचुः**

**यन्मायया तत्त्वविदुत्तमा वयं**
**विमोहिता विश्वसृजामधीश्वराः।**
**यदीशितव्यायति गूढ ईहया**
**अहो विचित्रं भगवद्विचेष्टितम्॥ १६**

**મુનિઓ બોલ્યા** – તત્ત્વજ્ઞાનીઓમાં ઉત્તમ અને વિશ્વનું સર્જન કરનારા (પ્રજાપતિ)ઓના પણ અધીશ્વરો હોવા છતાં અમે આપની માયાથી મોહિત થયા છીએ, કારણ કે આપ મનુષ્ય જેવી લીલા કરીને ગુપ્ત રહીને ઈશ્વર ન હો તેવું આચરણ કરો છો! અહો! આપની લીલા અતર્ક્ય છે! ॥ ૧૬ ॥

तत्त्ववित्सूत्तमा अपि वयम्। कासौ माया यया विमोहिता इति तामाहुः—यदिति। यद्यस्मादीहया नरचेष्टितेन गूढः सन्नीशित-व्यायत्यनीश्वरवदाचरति भवान्। नन्वहमीश्वर-श्चेत्किमित्येवमाचरेयं तत्राहुः—अहो इति। भगवतस्तव विचेष्टितं विचित्रमतर्क्यम्॥ १६ ॥

તત્ત્વવેત્તાઓમાં ઉત્તમ હોવા છતાં અમે – તે કઈ માયા છે જેનાથી અમે મોહિત થયા છીએ, તે માયાને વર્ણવે છે – **'यत् इति।'** **'यत्'** કારણ કે **'ईहया'** મનુષ્ય જેવી લીલા દ્વારા ગુપ્ત રહેલા **'ईशितव्यायति'** આપ ઈશ્વર ન હો તેવું આચરણ કરો છો. (ભગવાન) શંકા કરે છે કે 'જો હું ઈશ્વર હોઉં તો હું શા માટે એમ કરું?' તે માટે કહે છે – **'अहो इति।'** ભગવાનની – આપની લીલા **'विचित्रम्'** અતર્ક્ય છે! ॥ ૧૬ ॥

भगवत्त्वमेवाहुः—**अनीह इति**।

(મુનિઓ) ભગવાનની ભગવત્તાને જ વર્ણવે છે – **'अनीहः इति।'**

**अनीह एतद् बहुधैक आत्मना**
**सृजत्यवत्यत्ति न बध्यते यथा।**
**भौमैर्हि भूमिर्बहुनामरूपिणी**
**अहो विभूम्नश्चरितं विडम्बनम्॥ १७**

ક્રિયારહિત આપ એક જ હોવા છતાં (ઉપાદાનરૂપ) પોતાના સ્વરૂપમાત્રથી જ આ જગતની અનેકરૂપે (જુદાં જુદાં બ્રહ્માંડાદિરૂપે) ઉત્પત્તિ, રક્ષા અને પાલન કરો છો, પરંતુ જીવની જેમ તેમાં બંધાતા નથી! (ઘટ, વૃક્ષ, પથ્થર વગેરે) પોતાના કાર્યરૂપ વિકારોથી પૃથ્વી જેમ અનેક નામ અને રૂપવાળી જણાય છે, તેમ અત્યંત મહાન – પરિપૂર્ણ આપનું (આ જન્માદિરૂપ) ચરિત્ર, અહો! લીલામાત્ર જ છે! ॥ ૧૭ ॥

अनीहोऽक्रिय एव। आत्मना स्वरूपमात्रेण। बहुधेत्यत्र दृष्टान्तः—यथा भौमैरिति। भौमैर्घटादि-विकारैरुपलक्षिता— 'वाचारम्भणं विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यम्।' इति श्रुतेः। ननु कथमहं जगत्सृष्ट्यादिकर्ता वसुदेवपुत्रत्वादिति तत्राहुः— अहो इति। विभूम्नः परिपूर्णस्य तदेवं जन्मादि चरितं विडम्बनमनुकरणमात्रं न तु तत्त्वमिति॥ १७॥

**'अनीहः'** ક્રિયારહિત જ – **'आत्मना'** સ્વરૂપ માત્રથી **'बहुधा इति।'** અહીં દૃષ્ટાંત આપે છે – **'यथा भौमैः इति।'** **'भौमैः'** ઘટ વગેરે (વૃક્ષ, પથ્થર) **भौमैः** વિકારોથી ઓળખાતી – 'વિકાર વાણીના આશ્રયભૂત નામ માત્ર છે, સત્ય તો કેવળ માટી જ છે.' (છાં.ઉપ.૬/૧/૪) (ભગવાન) શંકા કરે છે કે હું કેવી રીતે જગતની સૃષ્ટિ વગેરે કરનારો છું, કારણ કે હું તો વસુદેવનો પુત્ર છું! તે માટે તેઓ કહે છે – **'अहो इति।'** **'विभूम्नः'** અત્યંત મહાનનું, પરિપૂર્ણનું આવું જન્માદિ ચરિત્ર **'विडम्बनम्'** અનુકરણ માત્ર, કેવળ લીલા છે, સત્ય નથી. ॥ ૧૭ ॥

जनसंग्रहमाहुः—**अथापीति** त्रिभिः।

(ભગવાનના) લોકાચારને ત્રણ શ્લોકોથી વર્ણવે છે – **'अथ-अपि इति।'**

**अथापि काले स्वजनाभिगुप्तये**
**बिभर्षि सत्त्वं खलनिग्रहाय च।**
**स्वलीलया वेदपथं सनातनं**
**वर्णाश्रमात्मा पुरुषः परो भवान्॥ १८**

(આપના જન્માદિ સંભવતા નથી,) તેમ છતાં પણ આપ પોતાના ભક્તોની રક્ષા કરવા માટે અને દુષ્ટોને દંડ દેવા માટે યોગ્ય અવસરે શુદ્ધ સત્ત્વગુણમય સ્વરૂપ ધારણ કરો છો. સર્વથી પર, સાક્ષીરૂપે રહેલા હોવા છતાં વર્ણો અને આશ્રમોના સ્વરૂપથી પોતાના આચાર દ્વારા સનાતન વેદમાર્ગનું રક્ષણ કરો છો. ॥ १८ ॥

सत्त्वं शुद्धसत्त्वात्मकं रूपं बिभर्षि। स्वलीलया आचारेण वेदपथं च बिभर्षि॥ १८॥

**'सत्त्वम्'** શુદ્ધ સત્ત્વગુણમય સ્વરૂપ ધારણ કરો છો તથા **'स्वलीलया'** પોતાના આચારથી વેદમાર્ગનું રક્ષણ કરો છો. ॥ १८ ॥

अत एव ब्राह्मणेषु बहुमानमपि करोषीति सहेतुकमाहुः—**ब्रह्मेति**।

આથી જ બ્રાહ્મણો પ્રત્યે બહુમાન ધરાવો છો, એમ તેઓ કારણ સહિત કહે છે – **'ब्रह्म इति।'**

**ब्रह्म ते हृदयं शुक्लं तपःस्वाध्यायसंयमैः।**
**यत्रोपलब्धं सद् व्यक्तमव्यक्तं च ततः परम्॥ १९**

વેદ નામનું બ્રહ્મ તે આપનું શુદ્ધ અંતરંગ સ્વરૂપ છે, જે વેદરૂપ બ્રહ્મમાં તપ, સ્વાધ્યાય અને સંયમથી કાર્ય, કારણ અને તેથી પણ પર એવા સત્તામાત્ર પરબ્રહ્મ, પરમાત્માનો સાક્ષાત્કાર થાય છે. ॥ १९ ॥

ब्रह्म वेदाख्यं शुक्लं शुद्धं ते हृदयमन्तरङ्गं रूपम्। कुत इत्यत आहुः—यत्रेति। यत्र ब्रह्मणि व्यक्तं कार्यम्, अव्यक्तं कारणं ततः परं सत्सन्मात्रं ब्रह्म च। तपआदिभिरुपलब्धं तद्ब्रह्म॥ १९॥

વેદ નામનું બ્રહ્મ તે આપનું **'शुक्लम्'** શુદ્ધ **'हृदयम्'** આંતરિક સ્વરૂપ છે. કેવી રીતે તે હવે કહે છે – **'यत्र इति।'** જે વેદરૂપ બ્રહ્મમાં **'व्यक्तम्'** કાર્ય, **'अव्यक्तम्'** કારણ અને તેથી પણ **'परम्'** પર **'सत्'** સત્તામાત્ર બ્રહ્મ – તપ વગેરે દ્વારા સાક્ષાત્કાર પામે તે પરબ્રહ્મ પરમાત્મા ॥ १९ ॥

**तस्माद् ब्रह्मकुलं ब्रह्मन् शास्त्रयोनेस्त्वमात्मनः।**
**सभाजयसि सद्धाम तद् ब्रह्मण्याग्रणीर्भवान्॥ २०**

હે ભગવાન, (વેદ આપનું વિશુદ્ધ હૃદય છે,) તેથી (અને વેદને પ્રવર્તાવનારું હોવાથી જ) વેદોના પ્રમાણવાળા એવા આપના સ્વરૂપની ઉપલબ્ધિના શ્રેષ્ઠ સ્થાનરૂપ બ્રાહ્મણકુળને આપ પૂજો છો અને તેથી જ બ્રાહ્મણભક્તોમાં આપ અગ્રગણ્ય છો. ॥ २० ॥

तस्माद्वेदहृदयत्वाद्वेदप्रवर्तकं ब्राह्मणकुलं शास्त्रयोनेर्वेदप्रमाणकस्य तव सद्धाम श्रेष्ठ-मुपलब्धिस्थानं सभाजयसि संपूजयसि तत्तस्मादेव कारणात्त्वं ब्रह्मण्यानामग्रणी-र्मुख्यस्तत्प्रवर्तकः सन्कर्माचरसीत्यर्थः॥ २०॥

**'तस्मात्'** વેદ આપનું હૃદય હોવાથી **'शास्त्रयोनेः'** વેદોના પ્રમાણવાળા એવા આપના સ્વરૂપની ઉપલબ્ધિના **'सत्-धाम'** શ્રેષ્ઠ સ્થાનરૂપ, વેદપ્રવર્તક બ્રાહ્મણકુળને આપ પૂજો છો. **'तत्'** તે જ કારણે આપ બ્રાહ્મણભક્તોમાં **'अग्रणीः'** અગ્રગણ્ય છો. બ્રાહ્મણો પ્રત્યે ભક્તિનું પ્રવર્તન કરનાર હોઈ (બ્રાહ્મણોના સમ્માનરૂપ) કર્મનું આચરણ કરો છો. ॥ २० ॥

तस्मादीश्वरस्य तवेदं जनसंग्रहमात्रं, वयं तु तव सङ्गत्या कृतार्था इत्याहुः—**अद्येति** षड्भिः।

તેથી ઈશ્વર એવા આપનો આ વ્યવહાર કેવળ લોકકલ્યાણ માટે છે. અમે તો આપના સમાગમથી કૃતાર્થ થઈ ગયા છીએ, એમ તેઓ છ શ્લોકોથી કહે છે – **'अद्य इति।'**

**अद्य नो जन्मसाफल्यं विद्यायास्तपसो दृशः।**
**त्वया सङ्गम्य सद्गत्या यदन्तः श्रेयसां परः॥ २१**

સત્પુરુષોની ગતિરૂપ આપની સાથે સમાગમ પ્રાપ્ત કરીને આજે અમારાં જન્મ, વિદ્યા, તપ અને જ્ઞાન સફળ થયાં છે, કારણ કે આપ સર્વ પ્રકારનાં કલ્યાણની ચરમસીમા છો. ॥ ૨૧ ॥

सतां गत्या त्वया सङ्गम्य सङ्गं प्राप्य। यद्यस्मात्त्वं श्रेयसां परोऽवधिः॥ २१॥

સત્પુરુષોની ગતિરૂપ આપની સાથે **'संगम्य'** સમાગમ પ્રાપ્ત કરીને – **'यत्'** કારણ કે આપ કલ્યાણોની ચરમસીમા છો. ॥ ૨૧ ॥

**नमस्तस्मै भगवते कृष्णायाकुण्ठमेधसे।**
**स्वयोगमाययाच्छन्नमहिम्ने परमात्मने॥ २२**
॥ २२॥

પોતાની (અચિન્ત્ય શક્તિરૂપ) યોગમાયાથી જેમણે પોતાનો મહિમા આચ્છાદિત કર્યો છે, તેવા અખંડ, અસીમ, જ્ઞાનશક્તિવાળા પરમાત્મા શ્રીકૃષ્ણ ભગવાનને નમસ્કાર. ॥ ૨૨ ॥ ૨૨ ॥

**न यं विदन्त्यमी भूपा एकारामाश्च वृष्णयः।**
**मायाजवनिकाच्छन्नमात्मानं कालमीश्वरम्॥ २३**

(આપની સાથે) એક જ સ્થાનમાં આહાર-વિહારાદિ કરનારા (હોવા છતાં) આ રાજાઓ અને યાદવો માયારૂપી આવરણથી ઢંકાયેલા, સૃષ્ટિ વગેરેના કારણરૂપ કાળ, સર્વના આત્મા અને ઈશ્વર એવા આપને જાણતા નથી. ॥ ૨૩ ॥

एकस्मिन्नेव स्थाने आरामो येषां तेऽपि। कालं सृष्ट्यादिकारणम्। ईश्वरं नियन्तारम्॥ २३॥

એક જ સ્થાનમાં આહારવિહાર વગેરે છે જેમના તેવા હોવા છતાં **'कालम्'** સૃષ્ટિ વગેરેના કારણરૂપ કાળ એવા આપને – **'ईश्वरम्'** નિયન્તાને ॥ ૨૩ ॥

एतत्सदृष्टान्तमाहुः—**यथेति**।

આ વાતને દૃષ્ટાંતસહિત કહે છે – **'यथा इति।'**

**यथा शयानः पुरुष आत्मानं गुणतत्त्वदृक्।**
**नाममात्रेन्द्रियाभातं न वेद रहितं परम्॥ २४**

જેમ સૂતેલો (સ્વપ્નાં જોતો) પુરુષ સ્વપ્નના વિષયોમાં વાસ્તવિક દૃષ્ટિ રાખે છે અને મનથી પ્રતીત થતા નામમાત્રના (વાઘ, સિંહ વગેરે) સ્વપ્નશરીરરૂપે પોતાને જાણે છે, પણ તે સ્વપ્નશરીરથી રહિત, તેનાથી ભિન્ન (જાગ્રતાવસ્થાના દેવદત્તાદિરૂપે) પોતાને જાણતો નથી. ॥ ૨૪ ॥

शयानः स्वप्नान्पश्यन्। गुणतत्त्वदृक् स्वप्नविषयेषु तत्त्वदृष्टिः। नाममात्रमिन्द्रियेण मनसा आभातं सिंहव्याघ्रादिरूपमात्मानं वेद तद्रहितं देवदत्तादिरूपमात्मानं न वेद यथा॥ २४॥

સૂતેલો, સ્વપ્નાં જોતો પુરુષ – **'गुणतत्त्वदृक्'** સ્વપ્નના વિષયોમાં વાસ્તવિક દૃષ્ટિ રાખનારો – **'इन्द्रियेण'** મનથી પ્રતીત થતા નામમાત્રના વાઘ-સિંહ વગેરે સ્વપ્નશરીરરૂપે પોતાને જાણે છે, (પરંતુ) તે સ્વપ્નશરીરથી રહિત દેવદત્તાદિરૂપે જેમ પોતાને નથી જાણતો, (તેમ આ યાદવો આપને જાણતા નથી.) ॥ ૨૪ ॥

**एवं त्वा नाममात्रेषु विषयेष्विन्द्रियेहया।**
**मायया विभ्रमच्चित्तो न वेद स्मृत्युपप्लवात्॥ २५**

एवं त्वा त्वां नाममात्रेषु स्वप्नादितुल्येषु विषयेष्विन्द्रियैर्या ईहा प्रवृत्तिः सैव माया तया विभ्रमच्चित्तो न वेद। स्मृतेर्विवेकस्योपप्लवान्नाशात्॥ २५॥

તે જ પ્રમાણે (સ્વપ્નાવસ્થા જેવા) નામમાત્રના વિષયોમાં પણ ઇન્દ્રિયો દ્વારા થતી પ્રવૃત્તિરૂપ માયાથી ભટકતા ચિત્તવાળો પુરુષ વિવેકના નાશથી (પોતાના આત્મારૂપ) આપને જાણતો નથી. ॥ ૨૫ ॥

તે જ પ્રમાણે સ્વપ્ન વગેરે જેવા નામમાત્રના વિષયોમાં ઇન્દ્રિયો દ્વારા થતી જે પ્રવૃત્તિ, તે જ માયા, તેનાથી ભટકતા ચિત્તવાળો મનુષ્ય **'त्वा'** આપને જાણતો નથી, (કારણ કે) **'स्मृतेः'** વિવેકનો **'उपप्लवात्'** નાશ થાય છે. ॥ ૨૫ ॥

**तस्याद्य ते ददृशिमाङ्घ्रिमघौघमर्ष-**
**तीर्थास्पदं हृदि कृतं सुविपक्वयोगैः।**
**उत्सिक्तभक्त्युपहताशयजीवकोशा**
**आपुर्भवद्गतिमथोऽनुगृहाण भक्तान्॥ २६**

अघौघस्य मर्षं नाशं करोति यद्गङ्गाख्यं तीर्थं तस्यास्पदमाश्रयं तेऽङ्घ्रिं सुविपक्वयोगैरपि हृदि कृतं केवलं न तु दृष्टं तस्य तेऽङ्घ्रिं ददृशिम दृष्टवन्तो वयं बहुभिः पुण्यैरतोऽस्मान् भक्ताननुगृहाण। भक्तान् कृत्वाऽनुग्रहं कुर्वित्यर्थः।

પાપના સમૂહનો નાશ કરનાર (ગંગારૂપ) તીર્થના આશ્રયસ્થાનરૂપ આપનું ચરણ(કમળ) (મોટા મોટા ઋષિ-મુનિઓ દ્વારા) અત્યંત પરિપક્વ યોગસાધનોથી હૃદયમાં કેવળ ધારણ કરવામાં આવ્યું છે (પણ પ્રત્યક્ષ જોવામાં આવ્યું નથી). તેવું તે આપનું ચરણ(કમળ) આજે (ઘણાં પુણ્યોથી) અમે પ્રત્યક્ષ નિહાળ્યું છે, આથી ભક્તો એવા અમને અનુગૃહીત કરો. આપની ઉત્કૃષ્ટ ભક્તિથી નાશ પામેલા સૂક્ષ્મ શરીરવાળા ભક્તો (જ) આપની ગતિ પામ્યા છે. ॥ ૨૬ ॥

પાપના સમૂહનો **'मर्षम्'** નાશ કરે છે જે ગંગા નામનું તીર્થ, તેના **'आस्पदम्'** આશ્રયરૂપ આપનું ચરણ(કમળ) અત્યંત પરિપક્વ યોગસાધનોથી પણ (મોટા મોટા ઋષિ-મુનિઓ દ્વારા) હૃદયમાં કેવળ ધારણ કરવામાં આવ્યું છે, પણ પ્રત્યક્ષ જોવામાં આવ્યું નથી. તેવું આપનું ચરણ(કમળ) આજે ઘણાં પુણ્યોથી અમે પ્રત્યક્ષ **'ददृशिम'** નિહાળ્યું છે. આથી ભક્તો એવા અમને અનુગૃહીત કરો. અમને ભક્તો બનાવીને અમારા પર અનુગ્રહ કરો, એમ અર્થ છે.

ननु किं भक्त्या यथापूर्वं तप एव तप्यतामिति, नेत्याहुः—उत्सिक्ता उद्रिक्ता या भक्तिस्तयोपहत आशयलक्षणो जीवकोशो येषां त एव पूर्वे भवद्गतिमापुर्नान्य इति॥ २६॥

શંકા કરવામાં આવી છે કે ભક્તિથી પૂર્વની જેમ શું અમે તપશ્ચર્યા જ કરીએ? તે માટે કહે છે કે ના – **'उत्सिक्ता'** વધી ગયેલી જે ભક્તિ છે, તેનાથી નાશ પામેલાં અંતઃકરણરૂપ સૂક્ષ્મશરીર છે જેમનાં તેઓ જ પૂર્વે આપની ગતિ પામ્યા છે, બીજા નહીં. ॥ ૨૬ ॥

श्रीशुक उवाच

**इत्यनुज्ञाप्य दाशार्हं धृतराष्ट्रं युधिष्ठिरम्।**
**राजर्षे स्वाश्रमान् गन्तुं मुनयो दधिरे मनः॥ २७**

॥ २७॥

**तद् वीक्ष्य तानुपव्रज्य वसुदेवो महायशाः।**
**प्रणम्य चोपसङ्गृह्य बभाषेदं सुयन्त्रितः॥ २८**

उपसङ्गृह्य चरणौ पाणिभ्यां धृत्वा। बभाषे इदमिति संधिरार्षः॥ २८॥

वसुदेव उवाच

**नमो वः सर्वदेवेभ्य ऋषयः श्रोतुमर्हथ।**
**कर्मणा कर्मनिर्हारो यथा स्यान्नस्तदुच्यताम्॥ २९**

सर्वे देवा येषु तेभ्यः—'यावतीर्वै देवतास्ताः सर्वा वेदविदि ब्राह्मणे वसन्ति' इति श्रुतेः।

येन कर्मणा यथाकृतेन वा कर्मणां निर्हारो निरासो भवति तदुच्यताम्॥ २९॥

श्रीकृष्णं हित्वाऽस्मान्पृच्छतीति विस्मितान् प्रत्याह—**नातीति**।

नारद उवाच

**नातिचित्रमिदं विप्रा वसुदेवो बुभुत्सया।**
**कृष्णं मत्वार्भकं यन्नः पृच्छति श्रेय आत्मनः॥ ३०**

बुभुत्सया बोद्धुमिच्छया॥ ३०॥

**सन्निकर्षो हि मर्त्यानामनादरणकारणम्।**
**गाङ्गं हित्वा यथान्याम्भस्तत्रत्यो याति शुद्धये॥ ३१**

तत्रत्यो गङ्गातीरवासी॥ ३१॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – (આ પ્રમાણે સ્તુતિ કરીને) હે રાજર્ષિ (પરીક્ષિત), દશાર્હકુલોત્પન્ન શ્રીકૃષ્ણની, ધૃતરાષ્ટ્રની અને યુધિષ્ઠિરની અનુજ્ઞા લઈને મુનિઓએ પોતપોતાના આશ્રમોમાં જવાનું વિચાર્યું. ॥ ૨૭ ॥ ૨૭ ॥

તે (તેમનો જવાનો વિચાર) જોઈને પરમ યશસ્વી વસુદેવજી તેમની પાસે જઈને, પ્રણામ કરી, તેમના બંને ચરણો બંને હાથથી પકડીને ખૂબ નમ્રતાપૂર્વક આ પ્રમાણે કહેવા લાગ્યા. ॥ ૨૮ ॥

**'उपसंगृह्य'** બંને ચરણો બંને હાથથી પકડીને, **(बभाषे+इदम्)= बभाषइदम्** સંધિ થાય.) **बभाषेदम्** સંધિ આર્ષ છે. ॥ ૨૮ ॥

**વસુદેવજી બોલ્યા** – સર્વ દેવો જેમનામાં નિવાસ કરે છે તે આપને નમસ્કાર. હે ઋષિઓ, આપ મારું વચન શ્રવણ કરવા યોગ્ય છો. જે કર્મના અનુષ્ઠાનથી કર્મોનો નાશ થાય, તે કર્મ આપ અમને કહો. ॥ ૨૯ ॥

સર્વ દેવો જેમનામાં છે તે ઋષિઓને (નમસ્કાર) – 'ખરેખર, જેટલા દેવો છે તે બધા જ વેદવેત્તા બ્રાહ્મણમાં વસે છે.' એમ શ્રુતિ છે.

જે કર્મથી અથવા જે પ્રમાણે કરવાથી કર્મોનો **'निर्हारः'** નાશ થાય છે, તે કહો. ॥ ૨૯ ॥

શ્રીકૃષ્ણને છોડીને આપણને (વસુદેવજી) પૂછે છે, એટલે આશ્ચર્ય પામેલા (મુનિ)ઓને (નારદજી) કહે છે – **'न अति इति।'**

**નારદજી બોલ્યા** – હે વિપ્રો, શ્રીકૃષ્ણને (પોતાના) બાળક માનીને (તેમને છોડીને) પોતાના કલ્યાણનું સાધન જાણવાની ઈચ્છાથી જે આપણને પૂછે છે, તે આ અતિ આશ્ચર્યની વાત નથી.॥ ૩૦ ॥

**'बुभुत्सया'** જાણવાની ઈચ્છાથી ॥ ૩૦ ॥

નિરંતર સાન્નિધ્ય મનુષ્યોના અનાદરનું કારણ બને છે. ગંગાકિનારે વસતો મનુષ્ય જેમ ગંગાજળ તજીને પોતાની શુદ્ધિ માટે બીજે જાય છે તેમ! ॥૩૧॥

**'तत्रत्यः'** ગંગાકિનારે વસતો મનુષ્ય ॥ ૩૧ ॥

श्रीकृष्णेऽर्भकत्वमानोऽविद्याविजृम्भित इत्याह—**यस्येति** द्वाभ्याम्।

**यस्यानुभूतिः कालेन लयोत्पत्त्यादिनाऽस्य वै।**
**स्वतोऽन्यस्माच्च गुणतो न कुतश्चन रिष्यति॥ ३२**

अनुभूतिर्ज्ञानं कुतश्चिदपि न रिष्यति न नश्यति। तदेवाह—कालेन कर्कटिकाफलवत्। अस्य विश्वस्य लयोत्पत्त्यादिनापि। स्वतश्च विद्युदादिवत्। अन्यस्माच्च मुद्गरादेर्घटादिवत्। गुणतो रूपाद्यन्तरोत्पत्तेः पूर्वरूपादिना देहादिवत् ॥ ३२ ॥

**तं क्लेशकर्मपरिपाकगुणप्रवाहै-**
**रव्याहतानुभवमीश्वरमद्वितीयम् ।**
**प्राणादिभिः स्वविभवैरुपगूढमन्यो**
**मन्येत सूर्यमिव मेघहिमोपरागैः॥ ३३**

तमेव कुतश्चिदप्यव्याहतानुभवमत एवेश्वरम्। किंच अद्वितीयं कृष्णमन्यः प्राकृत उपगूढमाच्छन्नं मनुष्यं मन्येत। कैः। क्लेशकर्मादिभिः। तत्र क्लेशा रागादयश्च तत्पूर्वकाणि कर्माणि च तत्परिपाके सुखदुःखे च सत्त्वादीनां गुणानां पुनः प्रवाहश्च तैः प्राणादिभिश्च स्वैर्विभवैः स्वकार्यैः। अत्र दृष्टान्तः—मेघहिमोपरागैरभ्रतुषारराहुभिः स्वविभवैः सूर्यमिवेति॥ ३३ ॥

શ્રીકૃષ્ણમાં બાળકપણું માનવું એ અવિદ્યાથી જણાય છે, એમ બે શ્લોકોથી કહે છે – '**यस्य इति।**'

જેમનું જ્ઞાન કાળથી, આ જગતના લય તથા ઉત્પત્તિ વગેરેથી, પોતાનાથી, અન્યથી, ગુણથી – (અર્થાત્ રૂપાંતર વગેરે ઉત્પન્ન થવાથી કે) કોઈનાથી પણ નાશ પામતું નથી. ॥ ૩૨ ॥

'**अनुभूतिः**' જ્ઞાન કોઈનાથી પણ '**न रिष्यति**' નાશ પામતું નથી. તે જ કહે છે – કાળથી જેમ કાકડીનું ફળ (નાશ પામે છે તેમ જેમનું જ્ઞાન નાશ નથી પામતું.) આ વિશ્વનાં લય અને ઉત્પત્તિ વગેરેથી પણ, વીજળી વગેરેની જેમ પોતાનાથી પણ, હથોડી વગેરેથી ઘડાનો નાશ થાય તેમ બીજાથી પણ, '**गुणतः**' પૂર્વનાં રૂપ, સ્પર્શ વગેરેથી દેહ વગેરેની જેમ બીજાં રૂપાદિની ઉત્પત્તિ થાય (ત્યારે પૂર્વ રૂપ નાશ પામે તેમ જેમનું જ્ઞાન નાશ પામતું નથી.) ॥ ૩૨ ॥

જેમનું જ્ઞાન કોઈથી નાશ પામતું નથી એવા અદ્વિતીય ઈશ્વર શ્રીકૃષ્ણને, જેમ સામાન્ય મનુષ્ય (કોઈથી પણ નહીં ઢંકાયેલા) સૂર્યને વાદળાં, ઝાકળ તથા રાહુથી ઢંકાયેલો માને છે, તેમ રાગાદિ ક્લેશોથી, કર્મોથી, કર્મોનાં ફળરૂપ સુખદુઃખોથી, ગુણોના પ્રવાહથી અને પોતાનાં જ કાર્યરૂપ પ્રાણ વગેરેથી ઢંકાયેલા માને છે. ॥ ૩૩ ॥

કોઈનાથી પણ નષ્ટ ન થાય તેવા જ્ઞાનવાળા હોવાથી જ તે ઈશ્વર એવા અદ્વિતીય શ્રીકૃષ્ણને જ '**अन्यः**' સામાન્ય મનુષ્ય '**उपगूढम्**' ઢંકાઈ ગયેલા જ્ઞાનવાળો પ્રાકૃત મનુષ્ય માને છે. શેનાથી? ક્લેશ, કર્મ વગેરેથી. તેમાં '**क्लेशाः**' (અવિદ્યા, અસ્મિતા) રાગ (દ્વેષ, અભિનિવેશ) વગેરે, તે ક્લેશપૂર્વક કરેલાં કર્મો, તે કર્મોનાં ફળરૂપ સુખ-દુઃખ, વળી સત્ત્વાદિ ગુણોનો પ્રવાહ, તે સર્વથી તેમ જ '**प्राणादिभिः**' '**स्वैर्विभवैः**' પોતાનાં જ કાર્યરૂપ '**मेघहिम-उपरागैः**' પ્રાણ વગેરેથી – અહીં દૃષ્ટાંત છે – પોતાનાં કાર્યરૂપ વાદળાં, ઝાકળ અને રાહુ, – એ સર્વથી જેમ સૂર્યને (ઢંકાયેલો માને છે) તેમ ॥ ૩૩ ॥

**अथोचुर्मुनयो राजन्नाभाष्यानकदुन्दुभिम्।**
**सर्वेषां शृण्वतां राज्ञां तथैवाच्युतरामयोः॥ ३४**
॥ ३४॥

ત્યાર પછી હે રાજા (પરીક્ષિત), સર્વ રાજાઓ અને શ્રીઅચ્યુત તથા બલરામજીના સાંભળતાં, વસુદેવજીને સંબોધીને મુનિઓ બોલ્યા.॥ ૩૪ ॥ ૩૪ ॥

**कर्मणा कर्मनिर्हार एष साधु निरूपितः।**
**यच्छ्रद्धया यजेद् विष्णुं सर्वयज्ञेश्वरं मखैः॥ ३५**
॥ ३५॥

સર્વ યજ્ઞોના ઈશ્વર (યજ્ઞફળદાતા) ભગવાન વિષ્ણુની શ્રદ્ધાપૂર્વક જે આરાધના કરવી જોઈએ, (તે જ) કર્મ દ્વારા કર્મફળના નાશનો આ ઉપાય સમુચિત રીતે નિરૂપાયેલો છે. ॥ ૩૫ ॥ ૩૫ ॥

**चित्तस्योपशमोऽयं वै कविभिः शास्त्रचक्षुषा।**
**दर्शितः सुगमो योगो धर्मश्चात्ममुदावहः॥ ३६**

અંતઃકરણને આનંદ આપનારો, મનની શાંતિના હેતુરૂપ, (પ્રવૃત્ત્યાત્મક હોવાથી) સુગમ, (આવશ્યક કર્તવ્યરૂપ) ધર્મ અને (મોક્ષના ઉપાયરૂપ) યોગ વિદ્વજ્જનો દ્વારા શાસ્ત્રદષ્ટિથી દર્શાવવામાં આવ્યો છે. ॥ ૩૬ ॥

चित्तस्योपशम उपशमहेतुः। योगो मोक्षोपायश्च। शनैरात्ममुदमावहतीति तथा। सुगमः प्रवृत्त्याश्रयत्वात्। धर्मश्चावश्यकः। अन्यथा विहिताकरणेन मालिन्यप्रसङ्गात्॥ ३६॥

ચિત્તની **'उपशमः'** શાંતિ અર્થાત્ શાંતિના કારણરૂપ અને **'योगः'** મોક્ષના ઉપાયરૂપ, ધીમે ધીમે અંતઃકરણને આનંદ આપે તેવો, પ્રવૃત્ત્યાત્મક હોવાથી સુગમ, આવશ્યક (કર્તવ્યરૂપ) ધર્મ, નહીં તો, શાસ્ત્રમાં વિધાન કરવામાં આવેલા ધર્મનું આચરણ ન કરવાથી મનદુઃખ થવાને કારણે (ધર્મપાલન આવશ્યક છે). ॥ ૩૬ ॥

ननु 'न कर्मणा न प्रजया धनेन त्यागेनैके अमृतत्वमानशुः।' इत्यादिना त्यागस्यैव विहितत्वात् कथं कर्म मोक्षोपाय इत्याशङ्क्यादावेव त्यागस्याशक्यत्वादित्याशयेनाहुः—**अयमिति** सार्धचतुर्भिः।

શંકા કરવામાં આવી છે કે 'કર્મથી નહીં, પ્રજાથી નહીં (અને) ધનથી (પણ) નહીં, (પરંતુ) ત્યાગથી જ કેટલાક (મહાનુભાવો) અમૃતત્વને પ્રાપ્ત થયા છે.' (કૈવલ્યોપ.૧/૩, મહાનારાયણોપ.૧૦/૫) વગેરે દ્વારા ત્યાગનું જ શાસ્ત્રમાં પહેલાં જ વિધાન કરેલું હોવાથી કર્મ મોક્ષનો ઉપાય કેવી રીતે હોઈ શકે? એમ શંકા કરીને (કર્મનો) ત્યાગ કરવો અશક્ય હોવાથી, એ આશયથી જ સાડા ચાર શ્લોકો દ્વારા કહે છે – **'अयम् इति।'**

**अयं स्वस्त्ययनः पन्था द्विजातेर्गृहमेधिनः।**
**यच्छ्रद्धयाऽऽप्तवित्तेन शुक्लेनेज्येत पूरुषः॥ ३७**

નીતિથી મેળવેલા શુદ્ધ ધનથી શ્રદ્ધાપૂર્વક ભગવાન પૂર્ણ પુરુષોત્તમની આરાધના કરવી જોઈએ, એ જ ગૃહસ્થ, બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યને માટે પરમ કલ્યાણનો માર્ગ છે. ॥ ૩૭ ॥

स्वस्त्ययनः स्वस्ति क्षेममीयतेऽनेनेति तथा। श्रद्धया निष्कामतया शुक्लेन शुद्धेनाप्तेन वित्तेन पुरुष ईश्वर इज्येतेति यदेष पन्थाः॥ ३७॥

**'स्वस्त्ययनम्'** સ્વસ્તિ, કલ્યાણ પ્રાપ્ત થાય છે આનાથી તેવો – **'श्रद्धया'** નિષ્કામભાવે, **'शुक्लेन'** શુદ્ધ, નીતિપૂર્વક પ્રાપ્ત થયેલા ધનથી **'पुरुषः'** ઈશ્વર આરાધિત થાય, એ જે માર્ગ છે (તે જ પરમ કલ્યાણનો છે). ॥ ૩૭ ॥

स्वस्त्ययनमाहुः—**वित्तैषणामिति**।

**वित्तैषणां यज्ञदानैर्गृहैर्दारसुतैषणाम्।**
**आत्मलोकैषणां देव कालेन विसृजेद् बुधः।**
**ग्रामे त्यक्तैषणाः सर्वे ययुर्धीरास्तपोवनम्॥ ३८**

(મુનિઓ) કલ્યાણનો માર્ગ જણાવે છે – **'वित्त-एषणाम् इति।'**

હે વસુદેવજી, વિદ્વાન મનુષ્યે યજ્ઞો તથા દાનો કરીને ધનની ઈચ્છાનો ત્યાગ કરવો જોઈએ. ગૃહસ્થાશ્રમને યોગ્ય ભોગો ભોગવવા દ્વારા પત્ની અને પુત્રની એષણાનો ત્યાગ કરવો જોઈએ. કાળ દ્વારા (સર્વ નાશ પામવાનું છે, એમ) નાશનું અનુસંધાન કરીને પોતાની (સ્વર્ગાદિ) લોકની ઈચ્છાને ત્યજવી જોઈએ. ગૃહસ્થજીવનની ઈચ્છાનો ત્યાગ કરનારા સર્વ વિવેકી (ધીર) પુરુષોએ તપોવનમાં પ્રસ્થાન કર્યું છે. ॥ ૩૮॥

वित्तफलभूतैर्यज्ञैर्दानैश्च वित्तैषणां वित्तेच्छां विसृजेत्। गृहैर्गृहोचितैर्भोगैर्दारसुतैषणां विसृजेत्। तदनुभवेनैव तदौत्सुक्यनिवृत्तेः। देहे मृते आत्मनः स्वर्गादिलोकैषणां कालेन क्षयानुसंधानेन विसृजेत्। देव हे वसुदेव। यद्वा देवकालेन देवानामपि मृत्युना। मृत्युहेतुभूतेनेत्यर्थः। अत्राचारं प्रमाणयति—ग्राम इति॥ ३८॥

ધનના ફળરૂપ યજ્ઞો તથા દાનો કરીને **'वित्त-एषणाम्'** ધનની ઈચ્છાનો ત્યાગ કરવો જોઈએ. **'गृहैः'** ગૃહોચિત – ગૃહસ્થાશ્રમને યોગ્ય ભોગો ભોગવીને પત્ની અને પુત્રની કામનાને છોડવી જોઈએ, કારણ કે તે ઘરસંસારના અનુભવથી જ તેને માટેની ઉત્સુકતા નાશ પામે છે. દેહ છૂટે ત્યારે પોતાની સ્વર્ગાદિ લોકની ઈચ્છા, કાળ દ્વારા (સર્વનો નાશ થવાનો છે, એમ) ક્ષયનું અનુસંધાન કરીને ત્યજવી જોઈએ. **'देव'** હે વસુદેવ અથવા (**'देव कालेन'** ને બદલે) **देवकालेन** પાઠમાં, દેવોના પણ મૃત્યુના કારણરૂપ કાળ દ્વારા, એમ અર્થ છે. અહીં (સ્મૃતિ દ્વારા) સદાચારને પ્રમાણિત કરે છે – **'ग्रामे इति।'** ગૃહજીવનની ઈચ્છાનો ત્યાગ કરનારા સર્વ વિવેકી પુરુષોએ તપોવનમાં પ્રસ્થાન કર્યું છે. ॥ ૩૮ ॥

किंच **ऋणैरिति**।

**ऋणैस्त्रिभिर्द्विजो जातो देवर्षिपितॄणां प्रभो।**
**यज्ञाध्ययनपुत्रैस्तान्यनिस्तीर्य त्यजन् पतेत्॥ ३९**

વળી, **'ऋणैः इति।'**

હે પ્રભુ (વસુદેવજી), દ્વિજ (બ્રાહ્મણ-ક્ષત્રિય-વૈશ્ય) જાતિનો મનુષ્ય દેવઋણ, ઋષિઋણ અને પિતૃઋણ – એમ ત્રણ પ્રકારનાં ઋણ સાથે જન્મે છે. યજ્ઞો દ્વારા દેવઋણ, વેદાધ્યયન દ્વારા ઋષિઋણ અને પુત્રોત્પત્તિ દ્વારા પિતૃઋણ ફેડ્યા વિના (શરીરને) ત્યજતો મનુષ્ય પતન પામે છે. ॥ ૩૯ ॥

तथा च श्रुतिः—'जायमानो वै ब्राह्मणस्त्रिभिर्ऋणवा जायते ब्रह्मचर्येण ऋषिभ्यो यज्ञेन देवेभ्यः प्रजया पितृभ्यः' इत्यादि। तान्यनिस्तीर्य तेषामृणान्यनपाकृत्य। तथा च मनुः—

'ऋणानि त्रीण्यपाकृत्य मनो मोक्षे निवेशयेत्।
अनपाकृत्य मोक्षं तु सेवमानो व्रजत्यधः॥'

इति॥ ३९॥

ते अनुसार श्रुति पण छे – 'ब्राह्मण जन्मे छे त्यारे त्रण ऋण साथे जन्मे छे. ब्रह्मचर्य वडे ऋषिऋणथी, यज्ञ वडे देवऋणथी अने प्रजोत्पत्ति द्वारा पितृऋणथी मुक्त थवाय छे.'(तैत्ति.सं.६/३/१०) तेमनां ऋणोने **'अनिस्तीर्य'** फेड्या विना – ते अनुसार मनुजी कहे छे – 'त्रण ऋणोने फेडीने मनने मोक्षमां लगाडवुं जोईए. त्रण ऋणोने फेड्या विना मोक्ष माटे प्रयत्न करनार अधोगतिने पामे छे.' (मनुस्मृति ६/३५) ॥ ३९ ॥

**त्वं त्वद्य मुक्तो द्वाभ्यां वै ऋषिपित्रोर्महामते।**
**यज्ञैर्देवर्णमुन्मुच्य निर्ऋणोऽशरणो भव॥ ४०**

हे महाबुद्धिमान (वसुदेवजी), अत्यारे तमे ऋषिऋण अने पितृऋण – ए बे ऋणमांथी मुक्त थया छो. हवे यज्ञो करीने, देवऋणमांथी पोताने मुक्त करीने, ऋणमुक्त थईने घररूपी शरण विनाना थाओ! ॥ ४० ॥

निर्ऋणो निर्मुक्तऋणः। अशरणो भव गृहात्प्रव्रज॥ ४०॥

**'निर्ऋणः'** ऋणमुक्त थईने **'अशरणः'** घरमांथी नीकळी प्रवज्या लो. ॥ ४० ॥

किंच अविशुद्धचित्तानामयं क्रमः, त्वं तु कृतार्थ एवेत्याहुः—**वसुदेवेति**।

वळी, जेमनुं चित्त विशुद्ध नथी तेवा मनुष्यो माटे आ क्रम छे. तमे तो कृतार्थ ज छो, एम तेओ कहे छे – **'वसुदेव इति।'**

**वसुदेव भवान् नूनं भक्त्या परमया हरिम्।**
**जगतामीश्वरं प्रार्चः स यद् वां पुत्रतां गतः॥ ४१**

हे वसुदेवजी, तमे तो साचे ज, सर्व लोकना नाथ भगवान श्रीहरिने परम भक्तिथी आराध्या छे, कारण के भगवाने तमारां बंनेनुं पुत्रत्व स्वीकार्युं छे. ॥ ४१ ॥

भवान्नूनं निश्चितं परमया प्रेमलक्षणया भक्त्या हरिम्। प्रार्चोऽर्चितवान्। यद्यस्मात्। वां युवयोः॥ ४१॥

आपे **'नूनम्'** साचे ज **'परमया'** प्रेमलक्षणा भक्तिथी श्रीहरिने **'प्रार्चः'** आराध्या छे, **'यत्'** कारण के **'वाम्'** तमारां बंनेनुं ॥ ४१ ॥

**श्रीशुक उवाच**

**इति तद्वचनं श्रुत्वा वसुदेवो महामनाः।**
**तानृषीनृत्विजो वव्रे मूर्ध्नाऽऽनम्य प्रसाद्य च॥ ४२**

॥ ४२ ॥

**श्रीशुकदेवजी बोल्या** – आ प्रमाणे ते वचन सांभळीने अति उदार चित्तवाळा वसुदेवजीए ते ऋषिओने मस्तकथी नमन करी प्रसन्न करीने (तेमनुं यज्ञना) ऋत्विजो तरीके वरण कर्युं. ॥ ४२ ॥ ४२॥

**त एनमृषयो राजन् वृता धर्मेण धार्मिकम्।**
**तस्मिन्नयाजयन् क्षेत्रे मखैरुत्तमकल्पकैः॥ ४३**

॥ ४३ ॥

आम, विधिपूर्वक वरण करायेला ते ऋषिओए ते (स्यमन्तपंचक) क्षेत्रमां श्रेष्ठ मंत्र, तंत्र अने द्रव्यादिथी सम्पन्न यज्ञो द्वारा धर्मनिष्ठ आ वसुदेवजीने भगवाननुं यजन कराव्युं. ॥ ४३ ॥ ४३ ॥

**तद्दीक्षायां प्रवृत्तायां वृष्णयः पुष्करस्त्रजः।**
**स्नाताः सुवाससो राजन् राजानः सुष्ठ्वलंकृताः॥ ४४**

॥ ४४ ॥

હે રાજા (પરીક્ષિત), જ્યારે (વસુદેવજીની) યજ્ઞદીક્ષાનો પ્રારંભ થયો ત્યારે સુંદર રીતે સ્નાન કરેલા, સુંદર વસ્ત્રો અને કમળની માળાઓ ધારણ કરેલા યાદવો તથા સુંદર રીતે અલંકૃત થયેલા રાજાઓ તેમ જ કંઠમાં સુવર્ણનાં આભૂષણો ધારણ કરેલી, સુંદર વસ્ત્રોવાળી, કેસર વગેરેનું લેપન કરેલી તથા આનંદિત થયેલી તે વસુદેવજીની રાણીઓ હાથમાં પૂજાસામગ્રી લઈ યજ્ઞશાળામાં આવી પહોંચી. ॥ ૪૪ ॥ ૪૫ ॥ ૪૪ ॥

**तन्महिष्यश्च मुदिता निष्ककण्ठ्यः सुवाससः।**
**दीक्षाशालामुपाजग्मुरालिप्ता वस्तुपाणयः॥ ४५**

आलिप्ताः कुङ्कुमादिभिः। वस्तुपाणयो गृहीतार्हणहस्ताः॥ ४५॥

કેસર વગેરેથી લેપન કરેલી, **'वस्तुपाणयः'** હાથમાં ગ્રહણ કરી છે પૂજાસામગ્રી જેમણે (તે વસુદેવજીની રાણીઓ) ॥ ૪૫ ॥

**नेदुर्मृदङ्गपटहशंखभेर्यानकादयः ।**
**ननृतुर्नटनर्तक्यस्तुष्टुवुः सूतमागधाः।**
**जगुः सुकण्ठ्यो गन्धर्व्यः सङ्गीतं सहभर्तृकाः॥ ४६**

॥ ४६ ॥

(યજ્ઞનો પ્રારંભ થયો ત્યારે) મૃદંગ, પખવાજ, શંખ, ભેરી, નગારાં વાગવા લાગ્યાં, નટો અને નર્તકીઓ નાચવા લાગ્યાં, સૂતો અને માગધો સ્તુતિ કરવા લાગ્યા તથા મધુર કંઠવાળી ગંધર્વીઓ પતિઓ સાથે સુંદર ગીત ગાવા લાગી. ॥ ૪૬ ॥ ૪૬ ॥

**तमभ्यषिंचन् विधिवदक्तमभ्यक्तमृत्विजः।**
**पत्नीभिरष्टादशभिः सोमराजमिवोडुभिः॥ ४७**

નેત્રોમાં અંજન આંજેલા અને (સર્વ અંગમાં માખણથી) વિલેપન કરાયેલા તે વસુદેવજીનો ઋત્વિજોએ અઢાર પત્નીઓ સહિત વિધિપૂર્વક અભિષેક કર્યો. તારાઓ સહિત સોમરાજ (ચન્દ્ર શોભે તેમ પત્નીઓ સહિત વસુદેવજી શોભતા હતા).॥ ૪૭ ॥

अक्तं नेत्रयोरञ्जनेन। अभ्यक्तं सर्वाङ्गेषु नवनीतेन॥ ४७॥

**'अक्तम्'** નેત્રોમાં અંજન આંજેલા, **'अभ्यक्तम्'** સર્વ અંગોમાં માખણથી વિલેપન કરાયેલા વસુદેવજી ॥ ૪૭ ॥

**ताभिर्दुकूलवलयैर्हारनूपुरकुण्डलैः ।**
**स्वलंकृताभिर्विबभौ दीक्षितोऽजिनसंवृतः॥ ४८**

યજ્ઞદીક્ષા પામેલા અને મૃગચર્મ વીંટેલા વસુદેવજી રેશમી વસ્ત્રો અને કંકણોથી, હાર, ઝાંઝર અને કુંડળોથી સુંદર રીતે અલંકૃત થયેલી તે પત્નીઓ સાથે શોભતા હતા. ॥ ૪૮ ॥

ताभिः पत्नीभिः सहितो दीक्षितो विरेजे॥ ४८॥

તે પત્નીઓ સહિત દીક્ષા પામેલા વસુદેવજી શોભતા હતા. ॥ ૪૮ ॥

**तस्यर्त्विजो महाराज रत्नकौशेयवाससः।**
**ससदस्या विरेजुस्ते यथा वृत्रहणोऽध्वरे॥ ४९**

॥ ४९ ॥

હે મહારાજ (પરીક્ષિત), (વૃત્રાસુરના હણાયા પછી) ઇન્દ્રના યજ્ઞમાં જેમ તેના ઋત્વિજો શોભતા હતા તેમ રત્ન જેવાં ઉજ્જવળ વસ્ત્રો ધારણ કરેલા તેમના (વસુદેવજીના) ઋત્વિજો સભાસદો સહિત શોભતા હતા. ॥ ૪૯ ॥ ૪૯ ॥

**तदा रामश्च कृष्णश्च स्वैः स्वैर्बन्धुभिरन्वितौ ।**
**रेजतुः स्वसुतैर्दारैर्जीवेशौ स्वविभूतिभिः ॥ ५०**

જીવેશૌ સર્વજીવાનામીશૌ ॥ ૫૦ ॥

ते સમયે સર્વ જીવોના બે ઈશ્વર શ્રીકૃષ્ણ અને બલરામજી પોતપોતાના સંબંધીઓ, પોતપોતાની વિભૂતિઓ તથા પોતાના અંશરૂપ પુત્રો અને પત્નીઓથી યુક્ત થઈને શોભતા હતા. ॥ ૫૦ ॥

**'जीव-ईशौ'** સર્વ જીવોના બંને ઈશ્વરો ॥ ૫૦ ॥

**ईजेऽनुयज्ञं विधिना अग्निहोत्रादिलक्षणैः ।**
**प्राकृतैर्वैकृतैर्यज्ञैर्द्रव्यज्ञानक्रियेश्वरम् ॥ ५१**

अनुयज्ञं प्रतियज्ञम् । आम्नातसर्वाङ्गाः प्राकृता ज्योतिष्टोमदर्शपूर्णमासादयस्तेभ्यश्चोदनालिङ्गा-दिभिरतिदेशप्राप्ताङ्गा वैकृताः सौरसत्रादयस्तैः सर्वैः । द्रव्यं पुरोडाशादि, ज्ञानं मन्त्रः, क्रिया कर्म, तेषामीश्वरम् ॥ ५१ ॥

વસુદેવજીએ પ્રત્યેક યજ્ઞમાં વિધિપૂર્વક અગ્નિહોત્ર વગેરે લક્ષણોવાળા (જ્યોતિષ્ટોમ, દર્શ, પૂર્ણમાસ વગેરે) પ્રાકૃત યજ્ઞોથી અને (સૌરસત્ર વગેરે) વૈકૃત યજ્ઞોથી (પુરોડાશાદિ) દ્રવ્ય, (મંત્ર આદિ) જ્ઞાન અને ક્રિયાકાંડના ઈશ્વર વિષ્ણુ ભગવાનનું યજન કર્યું. ॥ ૫૧ ॥

**'अनुयज्ञम्'** દરેક યજ્ઞમાં – જે યજ્ઞોનાં સર્વ અંગો શાસ્ત્રમાં કહેલાં છે તે જ્યોતિષ્ટોમ, દર્શ, પૂર્ણમાસ વગેરે પ્રાકૃત યજ્ઞો, તે યજ્ઞોમાંથી યજ્ઞકર્મની પ્રેરણા આપનારા હેતુ વગેરે દ્વારા જે યજ્ઞોનાં અંગોની વિધિ અતિદેશથી (દર્શાદિ યજ્ઞમાં કહેલા નિયમો અહીં પણ લાગુ પડે તે અતિદેશથી) પ્રાપ્ત થયેલ છે તે સૌરસત્ર વગેરે વૈકૃત યજ્ઞો, તે સર્વ યજ્ઞોથી **'द्रव्यम्'** પુરોડાશ વગેરે, **'ज्ञानम्'** મંત્ર અને **'क्रिया'** ક્રિયાકાંડ, તે સર્વના ઈશ્વર વિષ્ણુ ભગવાનને (પૂજ્યા). ॥ ૫૧॥

**अथर्त्विग्भ्योऽददात् काले यथाम्नातं स दक्षिणाः ।**
**स्वलंकृतेभ्योऽलंकृत्य गोभूकन्या महाधनाः ॥ ५२**

॥ ५२ ॥

ત્યાર પછી તે અવસરે તે વસુદેવજીએ, સમુચિત રીતે અલંકૃત થયેલા ઋત્વિજોને (વધુ) અલંકૃત કરીને, શાસ્ત્રમાં કહ્યા અનુસાર દક્ષિણા, બહુ મૂલ્યવાન (સારી રીતે અલંકૃત કરેલી) ગાયો, ભૂમિ અને કન્યાઓનું દાન કર્યું. ॥ ૫૨ ॥ ૫૨ ॥

**पत्नीसंयाजावभृथ्यैश्चरित्वा ते महर्षयः ।**
**सस्नू रामह्रदे विप्रा यजमानपुरःसराः ॥ ५३**

सस्नुः स्नानं चक्रुः ॥ ५३ ॥

પત્નીસંયાજ અને આવભૃથ યજ્ઞોનું અનુષ્ઠાન કરીને તે મહર્ષિઓએ યજમાનને આગળ કરીને પરશુરામજીના ધરામાં સ્નાન કર્યું. ॥ ૫૩ ॥

**'सस्नुः'** સ્નાન કર્યું ॥ ૫૩ ॥

**स्नातोऽलंकारवासांसि बन्दिभ्योऽदात्तथा स्त्रियः ।**
**ततः स्वलंकृतो वर्णानाश्वभ्योऽन्नेन पूजयत् ॥ ५४**

आ श्वभ्यः शुनोऽभिव्याप्य । अन्नेन पूजयदपूजयत् ॥ ५४ ॥

સ્નાન કરેલા અને સુંદર રીતે અલંકૃત થયેલા વસુદેવજીએ તથા તેમની પત્નીઓએ બંદિજનોને અલંકારો અને વસ્ત્રોનું દાન કર્યું તથા સર્વ વર્ણના લોકોને તેમ જ કૂતરા સુધીના સર્વને અન્નથી સત્કાર્યા. (તૃપ્ત કર્યા.) ॥ ૫૪ ॥

**'आ श्वभ्यः'** કૂતરા સુધીનાને, અન્નથી **'पूजयत्'** **अपूजयत्** (રૂપ થાય.) ॥ ૫૪ ॥

**बन्धून् सदारान् ससुतान् पारिबर्हेण भूयसा।**
**विदर्भकोसलकुरून् काशिकेकयसृंजयान्॥ ५५**

**सदस्यर्त्विक्सुरगणान् नृभूतपितृचारणान्।**
**श्रीनिकेतमनुज्ञाप्य शंसन्तः प्रययुः क्रतुम्॥ ५६**

पत्नीओ અને પુત્રો સહિત સંબંધીઓને, વિદર્ભ-કોસલ-કુરુ-કાશી-કેકય-સૃંજયવંશી રાજાઓનો તથા સભાસદો, ઋત્વિજો, દેવગણો, મનુષ્યો, ભૂતો, પિતૃઓ અને ચારણોને પુષ્કળ ઉપહારોથી સત્કાર્યા. તે સર્વેએ શ્રીનિવાસ શ્રીકૃષ્ણ ભગવાનની આજ્ઞા લઈને યજ્ઞની પ્રશંસા કરતાં (ત્યાંથી) પ્રયાણ કર્યું. ॥ ૫૫॥ ૫૬॥

बन्ध्वादिचारणान्तान्पारिबर्हेण प्रीतिदानेन चापूजयत्, ते च सर्वे प्रययुः॥ ५५॥ ५६॥

ચારણો પર્યન્ત સંબંધીઓ વગેરેને પ્રીતિપૂર્વક પુષ્કળ ઉપહારો આપવા દ્વારા સત્કાર્યા અને તે સર્વેએ પ્રયાણ કર્યું. ॥ ૫૫ ॥ ૫૬ ॥

प्रयाणे केषांचिद्विशेषमाह—**धृतराष्ट्र इति** द्वाभ्याम्।

વિદાય સમયે કેટલાક જનોની વિશિષ્ટતાને બે શ્લોકથી કરે છે – ‘**धृतराष्ट्र इति**’

**धृतराष्ट्रोऽनुजः पार्था भीष्मो द्रोणः पृथा यमौ।**
**नारदो भगवान् व्यासः सुहृत्सम्बन्धिबान्धवाः॥ ५७**

**बन्धून् परिष्वज्य यदून् सौहृदात् क्लिन्नचेतसः।**
**ययुर्विरहकृच्छ्रेण स्वदेशांश्चापरे जनाः॥ ५८**

ધૃતરાષ્ટ્ર, વિદુરજી, પૃથાપુત્રો (યુધિષ્ઠિર, ભીમસેન તથા અર્જુન), ભીષ્મ પિતામહ, દ્રોણાચાર્ય, કુંતાજી, જોડિયા (ભાઈઓ નકુલ અને સહદેવ), નારદજી, ભગવાન વ્યાસ, મિત્રો, સંબંધીઓ, બાંધવો ॥ ૫૭॥ તથા સ્નેહાર્દ્ર હૃદયવાળા અન્ય સર્વ જનો પોતાના બંધુ યાદવોને ભેટીને વિરહને કારણે થતા મહાકષ્ટથી પોતાના દેશમાં ગયા. ॥ ૫૮ ॥

अनुजो विदुरः। पार्था युधिष्ठिरभीमार्जुनाः। यमौ नकुलसहदेवौ॥ ५७॥ सौहृदेनाक्लिन्नानि चेतांसि येषां ते॥ ५८॥

‘**अनुजः**’ વિદુરજી, ‘**पार्थाः**’ પૃથાપુત્રો યુધિષ્ઠિર, ભીમસેન, અર્જુન, ‘**यमौ**’ જોડિયા નકુલ અને સહદેવ ॥ ૫૭ ॥ સ્નેહથી અત્યંત આર્દ્ર થયાં છે ચિત્ત જેમનાં તેઓ ॥ ૫૮ ॥

**नन्दस्तु सह गोपालैर्बृहत्या पूजयार्चितः।**
**कृष्णरामोग्रसेनाद्यैर्न्यवात्सीद् बन्धुवत्सलः॥ ५९**

॥ ५९ ॥

શ્રીકૃષ્ણ, બલરામજી, ઉગ્રસેન વગેરે દ્વારા ગોવાળો સહિત નંદરાયજી બહુમૂલ્ય સામગ્રીઓથી પૂજા વડે સન્માનિત કરવામાં આવ્યા. સ્વજનો ઉપર સ્નેહ રાખનારા નંદરાયજી (ત્યાં) રોકાઈ ગયા.॥ ૫૯ ॥ ૫૯ ॥

**वसुदेवोऽञ्जसोत्तीर्य मनोरथमहार्णवम्।**
**सुहृद्वृतः प्रीतमना नन्दमाह करे स्पृशन्॥ ६०**

(યજ્ઞવિષયક) મનોરથરૂપી મહાસાગરને અનાયાસે તરી જઈ પ્રસન્ન થયેલા મનવાળા તેમ જ સુહૃદજનોથી વીંટળાયેલા વસુદેવજી નંદરાયજીનો હાથ સ્નેહથી પકડીને કહેવા લાગ્યા. ॥ ૬૦ ॥

मनोरथो यज्ञविषयस्तमेव महार्णवम्॥ ६०॥

યજ્ઞવિષયક મનોરથ, એ જ મહાસાગરને ॥ ૬૦ ॥

वसुदेव उवाच

**भ्रातरीशकृतः पाशो नृणां यः स्नेहसंज्ञितः।**
**तं दुस्त्यजमहं मन्ये शूराणामपि योगिनाम्॥ ६१**

**વસુદેવજી બોલ્યા** – હે ભાઈ, મને લાગે છે કે મનુષ્યોનો ઈશ્વરરચિત જે સ્નેહ નામનો પાશ (ફાંસો) છે તે શૂરવીરોને અને યોગીઓને પણ તજવો ખૂબ કઠિન છે. ॥ ૬૧ ॥

शूराणां बलेन योगिनां ज्ञानेनापीत्यर्थः ॥ ६१ ॥

तत्कुतस्तत्राह—**अस्मास्विति**।

**अस्मास्वप्रतिकल्पेयं यत् कृताज्ञेषु सत्तमैः।**
**मैत्र्यर्पिताऽफला वापि न निवर्तेत कर्हिचित् ॥ ६२**

कृताज्ञेषु कृतमुपकारमजानत्सु सत्तमैर्भवद्भिरप्रतिकल्पा अनुपमा मैत्रीयमर्पिता अफलापि प्रत्युपकारशून्यापि कर्हिचिद्यद्यस्मान्न निवर्तेत। तस्मादीश्वरकृतः पाशोऽयं भवतामिति गम्यत इत्यर्थः ॥ ६२ ॥

अफलत्वमेवाह—**प्रागिति**।

**प्रागकल्पाच्च कुशलं भ्रातर्वो नाचराम हि।**
**अधुना श्रीमदान्धाक्षा न पश्यामः पुरः सतः ॥ ६३**

हे भ्रातः, अकल्पादसामर्थ्याद्वः कुशलं प्रियं न ह्याचराम न कृतवन्तो वयम्। श्रीमदेनान्धान्यक्षीणि येषां ते॥ ६३ ॥

**मा राज्यश्रीरभूत् पुंसः श्रेयस्कामस्य मानद।**
**स्वजनानुत बन्धून् वा न पश्यति ययान्धदृक् ॥ ६४**

राज्यश्रीर्मा भूत्। छान्दसोऽडागमः ॥ ६४॥

શૂરવીરોને બળ દ્વારા અને યોગીઓને જ્ઞાન દ્વારા પણ (તજવો ખૂબ કઠિન છે), એમ અર્થ છે. ॥ ૬૧॥

તે કેવી રીતે તે કહે છે – '**अस्मासु इति**'.

કરેલા ઉપકારને ન જાણતા અકૃતજ્ઞ એવા અમારા ઉપર શ્રેષ્ઠ સંત એવા આપના દ્વારા અકલ્પનીય એવી આ (પુત્રપાલનરૂપ સ્નેહવાળી) મૈત્રી રાખવામાં આવી છે, તે (પ્રત્યુપકારરૂપી) ફળથી રહિત છે, તેમ છતાં તે ક્યારેય છૂટે તેમ નથી. ॥ ૬૨ ॥

'**कृत-अज्ञेषु**' કરેલા ઉપકારને ન જાણતા એવા અમારા ઉપર શ્રેષ્ઠ સંત એવા આપના દ્વારા '**अप्रतिकल्पा**' અનુપમ એવી આ મૈત્રી રાખવામાં આવી છે તે '**अफला**' પ્રત્યુપકાર – બદલા વિનાની છે, તેમ છતાં '**यत्**' જે (સ્નેહને) કારણે તે ક્યારેય છૂટે (તૂટે) એમ નથી, તેથી આપનો આ (સ્નેહરૂપી) પાશ ઈશ્વરરચિત છે, એમ સમજાય છે, એમ અર્થ છે.॥૬૨॥

મૈત્રીની ફળરહિતતાને જ વર્ણવે છે – '**प्राक् इति।**'

હે ભાઈ, પહેલાં (કંસે કેદ કર્યા હોવાથી) અસમર્થ હોવાને કારણે અમે તમારું કાંઈ પ્રિય કરી શક્યા નહીં અને અત્યારે ઐશ્વર્યના મદથી આંખે આંધળા થયેલા અમે, તમે સામે વિદ્યમાન હોવા છતાં તમારી ઉપેક્ષા કરી રહ્યા છીએ. ॥ ૬૩ ॥

હે ભાઈ! '**अकल्पात्**' અસમર્થ હોવાને કારણે અમે તમારું '**कुशलम्**' પ્રિય '**न हि आचराम**' કાંઈ જ કર્યું નહીં. ઐશ્વર્યના મદથી જેમની આંખો આંધળી છે તેવા (અમે) ॥ ૬૩ ॥

હે માન આપનાર (નંદરાયજી), કલ્યાણકામી મનુષ્યને રાજ્યલક્ષ્મી પ્રાપ્ત ન થાઓ! જે લક્ષ્મીથી અંધ દૃષ્ટિવાળો (લુપ્ત થયેલા વિવેકવાળો) મનુષ્ય પોતાના સંબંધીઓ કે કુટુંબીજનો ઉપર ધ્યાન આપતો નથી. ॥ ૬૪ ॥

રાજ્યલક્ષ્મી પ્રાપ્ત ન થાઓ! (વ્યાકરણ પ્રમાણે **मा भूत्** રૂપ થાય. **मा** ના યોગમાં **अ** નો લોપ થવો જોઈએ.) અહીં **अ** નો આગમ (**अभूत्**) આર્ષ છે. ॥ ૬૪ ॥

श्रीशुक उवाच

**एवं सौहृदशैथिल्यचित्त आनकदुन्दुभिः ।**
**रुरोद तत्कृतां मैत्रीं स्मरन्नश्रुविलोचनः ॥ ६५ ॥ ६५ ॥**

**શ્રીશુકદેવજી બોલ્યા** – આમ, અતિશય પ્રેમથી શિથિલ થઈ ગયેલા મનવાળા અને અશ્રુભર્યાં નેત્રવાળા વસુદેવજી, નંદરાયજીએ કરેલી તે મૈત્રીનું સ્મરણ કરતાં રડી પડ્યા. ॥ ૬૫ ॥ ૬૫ ॥

**नन्दस्तु सख्युः प्रियकृत् प्रेम्णा गोविन्दरामयोः ।**
**अद्य श्व इति मासांस्त्रीन् यदुभिर्मानितोऽवसत् ॥ ६६**

યાદવો દ્વારા સન્માનિત થયેલા નંદરાયજી પણ મિત્ર વસુદેવજીને પ્રસન્ન કરતા, શ્રીકૃષ્ણ-બલરામજીના પ્રેમથી આજ-કાલ કરતાં ત્રણ મહિના સુધી રોકાઈ ગયા. ॥ ૬૬ ॥

अद्य श्व इति। प्रातर्निर्गमेऽद्यैवापराह्णे गम्यतामित्यपराह्णे निर्गमे श्वो गम्यतामिति पुनःपुनरेवं मानितः ॥ ६६ ॥

**'अद्य श्वः इति।'** સવારે નીકળે તો 'આજે બપોર પછી જજો.' અને બપોર પછી નીકળે તો 'આવતી કાલે જજો.' એમ વારંવાર માન આપવામાં આવેલા નંદરાયજી ॥ ૬૬ ॥

**ततः कामैः पूर्यमाणः सव्रजः सहबान्धवः ।**
**परार्घ्याभरणक्षौमनानानर्घ्यपरिच्छदैः ॥ ६७ ॥ ६७ ॥**

**वसुदेवोग्रसेनाभ्यां कृष्णोद्धवबलादिभिः ।**
**दत्तमादाय पारिबर्हं यापितो यदुभिर्ययौ ॥ ६८**

ત્યાર પછી બહુમૂલ્ય આભૂષણો, રેશમી વસ્ત્રો તથા જુદા જુદા મૂલ્યવાન ઉપહારોરૂપ ઈચ્છનીય ભેટોથી વસુદેવજી અને ઉગ્રસેન દ્વારા તથા શ્રીકૃષ્ણ, ઉદ્ધવજી અને બલરામજી દ્વારા વ્રજવાસીઓ અને બંધુજનો સહિત પરિતૃપ્ત કરાયેલા અને વળાવવામાં આવેલા નંદરાયજી યાદવો દ્વારા આપવામાં આવેલી ભેટો લઈને (વ્રજમાં જવા) નીકળ્યા. ॥ ૬૭ ॥ ૬૮ ॥ ૬૭ ॥

यापितो महासैन्येन प्रस्थापितः ॥ ६८ ॥

**'यापितः'** મોટા સૈન્ય દ્વારા વળાવવામાં આવેલા નંદરાયજી ॥ ૬૮ ॥

**नन्दो गोपाश्च गोप्यश्च गोविन्दचरणाम्बुजे ।**
**मनः क्षिप्तं पुनर्हर्तुमनीशा मथुरां ययुः ॥ ६९ ॥ ६९ ॥**

શ્રીગોવિન્દના ચરણકમળમાં ચોંટેલા મનને પાછું વાળવા માટે અસમર્થ એવા નંદરાયજી અને ગોપ-ગોપીઓ મહાકષ્ટથી મથુરા તરફ ગયા. ॥ ૬૯ ॥ ॥ ૬૯ ॥

**बन्धुषु प्रतियातेषु वृष्णयः कृष्णदेवताः ।**
**वीक्ष्य प्रावृषमासन्नां ययुर्द्वारवतीं पुनः ॥ ७० ॥ ७० ॥**

સંબંધીઓ વિદાય થયા ત્યારે શ્રીકૃષ્ણ જેમના (આરાધ્ય) દેવ છે તેવા યાદવો, વર્ષાઋતુને નજીક આવેલી જોઈને ફરી પાછા દ્વારકા ગયા. ॥ ૭૦ ॥ ૭૦ ॥

**जनेभ्यः कथयांचक्रुर्यदुदेवमहोत्सवम् ।**
**यदासीत्तीर्थयात्रायां सुहृत्सन्दर्शनादिकम् ॥ ७१**

તીર્થયાત્રા દરમ્યાન યાદવોના દેવ વસુદેવજીના યજ્ઞમહોત્સવ અને સ્નેહીજનોના મેળાપ વગેરેને (યાદવોએ) (દ્વારકાવાસી) જનો સમક્ષ વર્ણવ્યા. ॥ ૭૧ ॥

यदुदेवस्य वसुदेवस्य महोत्सवं यज्ञादिलक्षणं सुहृत्संदर्शनादिकं चेति ॥ ७१ ॥

યાદવોના દેવ વસુદેવજીના યજ્ઞાદિ લક્ષણવાળા મહોત્સવને તથા સ્નેહીજનોના મેળાપ વગેરેને (વર્ણવ્યા.) ॥ ૭૧ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे उत्तरार्धे तीर्थयात्रानुवर्णनं नाम चतुरशीतितमोऽध्यायः ॥ ८४ ॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां चतुरशीतितमोऽध्यायः ॥ ८४ ॥

*****

# अथ पञ्चाशीतितमोऽध्यायः

## શ્રીકૃષ્ણે પિતાને જ્ઞાનોપદેશ કર્યો તથા માતાને મૃત પુત્રો પાછા લાવી આપ્યા

पञ्चाशीतितमे रामकृष्णौ संप्रार्थितौ सुतौ।
पित्रे ज्ञानमथो मात्रे मृतान् पुत्रानयच्छताम्॥ १ ॥

જેમને પ્રાર્થના કરવામાં આવી તે બંને પુત્રો શ્રીકૃષ્ણ અને બલરામજીએ પિતા (વસુદેવજી)ને જ્ઞાન આપ્યું તથા માતાને (દેવકીજીને) મૃત પુત્રો લાવી આપ્યા, તે કથા પંચ્યાશીમા અધ્યાયમાં છે. ॥ ૧ ॥

नन्दयित्वा कुरुक्षेत्रयात्रायां सुहृदो बहून्।
तत्त्वज्ञानं ततः पित्रोरादिशन्मृतसूनुभिः ॥ २ ॥

કુરુક્ષેત્રની યાત્રામાં અનેક સ્નેહીજનોને આનંદ આપીને પછી (ભગવાને) માતાપિતાને મૃત પુત્રો લાવી આપીને તત્ત્વજ્ઞાન આપ્યું. ॥ ૨ ॥

श्रीबादरायणिरुवाच

**अथैकदाऽऽत्मजौ प्राप्तौ कृतपादाभिवन्दनौ।**
**वसुदेवोऽभिनन्द्याह प्रीत्या संकर्षणाच्युतौ॥ १ ॥ १ ॥**

**બાદરાયણિ (વ્યાસનંદન શુકદેવજી) બોલ્યા** – (કુરુક્ષેત્રની યાત્રા) પછી એક દિવસ પોતાની પાસે આવીને જેમણે ચરણમાં વંદન કર્યાં છે તેવા શ્રીકૃષ્ણ-બલરામજીને પ્રેમપૂર્વક (આશીર્વાદરૂપ) અભિનંદન આપીને વસુદેવજી કહે છે.॥ ૧ ॥ ૧ ॥

**मुनीनां स वचः श्रुत्वा पुत्रयोर्धामसूचकम्।**
**तद्वीर्यैर्जातविश्रम्भः परिभाष्याभ्यभाषत॥ २**

બંને પુત્રોનો પ્રભાવ સૂચવનારું મુનિઓનું તે વચન સાંભળીને, તેમનાં પરાક્રમો દ્વારા જેમને વિશ્વાસ જન્મ્યો છે તે વસુદેવજીએ તે બંનેને સંબોધીને કહ્યું. ॥ ૨ ॥

धाम प्रभावस्तत्सूचकम्। जातविश्रम्भ उत्पन्नविश्वासः। परिभाष्य संबोध्य॥ २॥

**'धाम'** પ્રભાવ, તેનું સૂચન કરનારું – **'जातविश्रम्भः'** જેમને વિશ્વાસ ઉત્પન્ન થયો છે તે વસુદેવજીએ – **'परिभाष्य'** સંબોધીને ॥ ૨ ॥

**कृष्ण कृष्ण महायोगिन् संकर्षण सनातन।**
**जाने वामस्य यत् साक्षात् प्रधानपुरुषौ परौ॥ ३**

હે કૃષ્ણ, હે કૃષ્ણ, હે મહાયોગી, હે સંકર્ષણ, હે સનાતન (શાશ્વત), આ વિશ્વનાં જે સાક્ષાત્ કારણરૂપ પ્રધાન અને પુરુષ છે, તે બંનેથી પર (તે બંનેના કારણરૂપ) આપ સાક્ષાત્ પરમેશ્વરો છો, એમ આપ બંનેને હું જાણું છું. ॥ ૩ ॥

अस्य विश्वस्य यत्साक्षात्स्वरूपभूतं कारणं प्रधानपुरुषौ नाम परौ तयोरपि कारणत्वेनेश्वरौ च साक्षाद्वां युवामिति जाने॥ ३ ॥

नन्विदं विश्वमनेकैः कारकैर्जायमानं कुतः प्रधानपुरुषात्मकं, कुतस्तरामावयोस्तत्कारणत्वेनेश्वरत्वं तत्राह—**यत्रेति**।

**यत्र येन यतो यस्य यस्मै यद् यद् यथा यदा।**
**स्यादिदं भगवान् साक्षात् प्रधानपुरुषेश्वरः॥ ४**

यत्राधिकरणे। येन कर्त्रा करणेन च। यतः अपादानात्। यस्य संबन्धेन। षष्ठ्यर्थस्याकारकत्वेऽपि निमित्ततोक्ता। यस्मै संप्रदानाय। यद्यदिति प्रयोज्यकर्तृकर्मकारके दर्शिते। ननु तयोर्नास्ति भेदः, यथोक्तम्—

'करोति क्रियमाणेन न कश्चित्कर्मणा विना।
भवत्यर्थस्य कर्ता च करोतेः कर्म जायते॥'

तथा—

'करोत्यर्थस्य यः कर्ता भवितुः स प्रयोजकः।
भविता तमपेक्ष्याथ प्रयोज्यत्वं प्रपद्यते॥'

इति च, सत्यम्, तथाप्यवस्थाभेदेन भेदो विवक्षितः। दृश्यते चावस्थाभेदः। तण्डुलानोदनं पचति, मृदं घटं करोतीति। तदेवं सप्तविभक्त्यर्था दर्शिताः।

આ વિશ્વના જે **'साक्षात्'** સ્વરૂપભૂત કારણ, પ્રધાન અને પુરુષ નામે **'परौ'** તે બંનેના પણ કારણરૂપ ઈશ્વરો સાક્ષાત્ **'वाम्'** આપ બંનેને હું જાણું છું.॥ ૩ ॥

શંકા કરવામાં આવી છે કે અનેક કારકોથી ઉત્પન્ન થતું આ વિશ્વ કેવી રીતે પ્રધાનપુરુષાત્મક છે? તેમ જ અમે બંને (શ્રીકૃષ્ણ-બલરામ) વળી, તે વિશ્વના કારણરૂપ ઈશ્વર કેવી રીતે છીએ? તે માટે ઉત્તર આપે છે – **'यत्र इति।'**

આ વિશ્વ જેમાં (જેના આધારે) છે, જે કર્તાથી અને જે કરણથી બન્યું છે, જેમાંથી બન્યું છે, જેના સંબંધથી બન્યું છે, જેને માટે બન્યું છે તેમ જ આ વિશ્વમાં જે સમયે અને જે રૂપે જે કંઈ રહે છે, તે સર્વ (આપ જ) છો. પ્રકૃતિરૂપે ભોગ્ય અને પુરુષરૂપે ભોક્તા તથા તે બંનેથી પર, તે બંનેના નિયામક સાક્ષાત્ ભગવાન પણ આપ જ છો. ॥ ૪ ॥

**'यत्र'** જે અધિકરણમાં, **'येन'** જે કર્તાથી અને જે કરણથી, **'यतः'** જેમાંથી – અપાદાનાર્થે, **'यस्य'** જેના સંબંધથી, છઠ્ઠી વિભક્તિ કારક નથી, (કોઈ ક્રિયા સાથે સંબંધ થતો નથી,) છતાં નિમિત્ત કહેવાયું છે. **'यस्मै'** જેને માટે સમ્પ્રદાનાર્થે – **'यद्-यद्'** એમ પ્રયોજ્ય કર્તા અને પ્રયોજ્ય કર્મરૂપ કારકો દર્શાવાયાં છે. શંકા કરવામાં આવી છે કે તે પ્રયોજ્ય કર્તા (ભોક્તા) અને પ્રયોજ્ય કર્મ (ભોગ્ય) બંનેમાં ભેદ જ નથી. જેમ કે કહેવામાં આવ્યું છે –

'કરવામાં આવતા કર્મ વિના કોઈ મનુષ્ય કર્તા બની શકતો નથી. (**घटः भवति।** વાક્યમાં) **भवति** ક્રિયાના અર્થનો કર્તા ઘટ છે. **कुम्भकारः घटं करोति।** વાક્યમાં **कृ** કરવું ધાતુના અર્થનું કર્મ ઘટ બને છે.' તે પ્રમાણે

'**कृ** ધાતુના અર્થનો જે કર્તા (કુંભકાર) છે તે **भवितृ** (થનાર) ઘડાનો પ્રયોજક કર્તા છે. થનાર ઘટ છે, તેની અપેક્ષાએ ઘટને પ્રયોજ્ય કર્મ કહેવાય છે.' આ સત્ય છે, તેમ છતાં અવસ્થાભેદથી ભેદ કહેવાની ઈચ્છા છે. અવસ્થાનો ભેદ તો દેખાય છે. ચોખામાંથી ભાત રાંધે છે. માટીમાંથી ઘડો બનાવે છે. આમ, સાતેય વિભક્તિઓના અર્થ (ભલે જુદા) દર્શાવ્યા છે (પરંતુ પરમાત્મા પોતે જ કર્તા, કર્મ, કરણ વગેરે બને છે).

यथेति यदेति च क्रियाविशेषणभूतानामन्येषां चाव्ययानामर्थाः। स्यादिति क्रियापदार्थोपलक्षणम्। एवं सर्वं प्रपञ्चमनूद्य तत्कारणस्य भगवद्रूपतां विधत्ते—इदं साक्षादिति। प्रधानं भोग्यं पुरुषो भोक्ता तयोरीश्वरो भगवांस्त्वमेव साक्षादिति तयोरैक्यमभिप्रेत्यैकवचनम्॥ ४॥

किंच धारणपोषणकर्ताऽपि त्वमेवेत्याह—**एतदिति**।

**एतन्नानाविधं विश्वमात्मसृष्टमधोक्षज।**
**आत्मनानुप्रविश्यात्मन् प्राणो जीवो बिभर्ष्यजः॥ ५**

हे आत्मन्, प्राणः क्रियाशक्तिर्जीवो ज्ञानशक्तिश्च संस्त्वमेव बिभर्षि॥ ५॥

ननु प्राणादीनां विचित्रशक्तीनां कारणत्वावगमात्कथं परमेश्वरस्यैव कारणत्वेन सर्वात्मकत्वमुच्यत इत्याशङ्क्य प्राणादिशक्तयोऽपि तस्यैवेत्याह—**प्राणादीनामिति**।

**प्राणादीनां विश्वसृजां शक्तयो याः परस्य ताः।**
**पारतन्त्र्याद् वैसादृश्याद् द्वयोश्चेष्टैव चेष्टताम्॥ ६**

प्राणः सूत्रं तदादीनां विश्वसृजां विश्व-कारणानां याः शक्तयस्ताः परस्य परमकारण-स्येश्वरस्यैव। कुतः। पारतन्त्र्यात्। यथा वेधशक्तिर्न बाणस्य, अपि तु पुरुषस्य तद्वदित्यर्थः।

**'यथा इति।'** અને **'यदा इति'** ક્રિયાવિશેષણરૂપ 'જેમ' અને 'જ્યારે' એવા બીજા અવ્યયોના અર્થો પણ પરમાત્મા જ છે. **'स्यात् इति'** એ બધી ક્રિયાઓનું સૂચક છે, તે પરમાત્મા જ છે એવું સૂચન છે. આમ, જે સમગ્ર જગત સામે છે તેને જ વર્ણવીને વિભક્તિઓ, અવ્યયો, ક્રિયાઓ – સર્વનું કારણ ભગવાન છે, એમ વિધાન કરે છે – **'इदं साक्षात् इति।'** **'प्रधानम्'** ભોગ્ય, **'पुरुषः'** ભોક્તા, તે બંનેના ઈશ્વર, ભગવાન સાક્ષાત્ આપ જ છો, એમ તે બંનેનું (શ્રીકૃષ્ણ-બલરામનું) ઐક્ય સ્વીકારીને એકવચન છે. ॥ ૪ ॥

વળી, ધારણ અને પોષણ કરનાર પણ આપ જ છો, એમ કહે છે – **'एतत् इति'**

હે ઈન્દ્રિયાતીત, હે આત્મસ્વરૂપ, અજન્મા એવા આપ, પોતે સર્જેલા આ વિશ્વમાં જીવરૂપે પ્રવેશીને (ક્રિયાશક્તિરૂપ) પ્રાણ અને (જ્ઞાનશક્તિરૂપ) જીવ થઈને તેનું ધારણ-પોષણ કરો છો. ॥ ૫ ॥

હે આત્મસ્વરૂપ, **'प्राणः'** ક્રિયાશક્તિ અને **'जीवः'** જ્ઞાનશક્તિ થઈને આપ જ (જગતનું) ધારણ-પોષણ કરો છો. ॥ ૫ ॥

જુદી જુદી શક્તિઓવાળા પ્રાણાદિ વર્ગનો કારણરૂપે નિશ્ચય થવાથી, કારણરૂપ હોવાને કારણે પરમેશ્વરની જ સર્વાત્મકતા કેવી રીતે કહેવામાં આવે છે? એવી આશંકા કરીને, પ્રાણાદિ શક્તિઓ પણ તે પરમાત્માની જ છે, એમ કહે છે – **'प्राणादीनाम् इति।'**

વિશ્વનાં કારણોરૂપ પ્રાણ વગેરેની જે શક્તિઓ છે તે (સર્વના પરમકારણરૂપ) પરમાત્માની જ છે. (અચેતન એવો) પ્રાણાદિ વર્ગ પરતંત્ર હોવાથી તેમ જ (પુરુષ અને પ્રાણ – એ) બંનેનું વિરુદ્ધ ધર્મપણું હોવાથી ચેષ્ટા કરતા પ્રાણાદિની ચેષ્ટા એ માત્ર ચેષ્ટા જ છે. ॥ ૬ ॥

પ્રાણ સૂત્ર છે. **'विश्वसृजाम्'** વિશ્વનાં કારણોરૂપ તે સૂત્ર એવા પ્રાણ વગેરેની જે શક્તિઓ છે તે **'परस्य'** પરમ કારણરૂપ પરમેશ્વરની જ છે. કેવી રીતે? કારણ કે તે પ્રાણ પરતંત્ર છે. બાણની વેધક શક્તિ બાણની નથી, પણ (બાણ મારનાર) પુરુષની છે તેમ, એમ અર્થ છે.

ननु भगवतः प्राणादिवर्गस्य च स्वातन्त्र्यमेव किं न स्यादत आह—वैसादृश्याद्द्वयोरिति। चेतनाचेतनत्वेन विसदृशत्वाद्द्वयोः। अचेतन-प्राणादिवर्गस्य चेतनपारतन्त्र्यमेव युक्तमित्यर्थः। यद्वा प्राणादिषु द्वयोर्द्वयोरेव तावद्विसदृशत्वं विरुद्धक्रियाकारित्वात्किं पुनर्बहूनाम्। तस्मादेकेन सर्वज्ञेन सर्वशक्तिनाऽधिष्ठितानामेव विशिष्ट-कार्यारम्भकत्वं युक्तं, न स्वतन्त्राणामिति। तथा चोक्तम्—

'यदैतेऽसंहता भावा भूतेन्द्रियमनोगुणाः।
यदायतननिर्माणे न शेकुर्ब्रह्मवित्तम॥
तदा संहत्य चान्योन्यं भगवच्छक्तिचोदिताः।
सदसत्त्वमुपादाय चोभयं ससृजुर्ह्यदः॥'
इति।

શંકા કરવામાં આવી છે કે ભગવાનની અને પ્રાણાદિ વર્ગની પણ સ્વતંત્રતા કેમ ન હોઈ શકે? આ માટે ઉત્તર આપે છે – **'वैसादृश्यात् द्वयोः इति।'** ભગવાન ચેતન હોવાથી અને પ્રાણ વગેરે અચેતન હોવાથી બંનેમાં વિરુદ્ધ ધર્મપણું છે. અચેતન પ્રાણાદિ વર્ગ ચેતનને (અધીન હોઈ) પરતન્ત્ર છે, તે જ યોગ્ય હોઈ શકે, એમ અર્થ છે. અથવા પ્રાણ વગેરેમાં બે બે પ્રાણોના ધર્મો વિરુદ્ધ ક્રિયા કરનારા છે, (કારણ કે પ્રાણવાયુ ઉપર ગતિ કરે છે અને અપાનવાયુ નીચે ગતિ કરે છે,) તો પછી ઘણા પ્રાણોને માટે વધુ શું કહેવું? તેથી સર્વજ્ઞ, સર્વશક્તિમાન પરમેશ્વર દ્વારા જ અધિષ્ઠિત થયેલા પ્રાણો વિશિષ્ટ કાર્યને સંપન્ન કરે તે ઉચિત છે. પ્રાણોનું સ્વતંત્ર કર્તૃત્વ હોતું નથી. તે અનુસાર જ કહેવામાં આવ્યું છે – 'હે બ્રહ્મવેત્તાશિરોમણિ (નારદ), જ્યારે પંચ મહાભૂતો, પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો, મન અને ત્રણ ગુણો – એ સર્વ પદાર્થો જુદા જુદા હતા અને (બ્રહ્માંડરૂપી) શરીર નિર્માણ કરવામાં સમર્થ ન થયા, ત્યારે ભગવાનની શક્તિથી પ્રેરણા પામેલા તે પદાર્થોએ પરસ્પર એકઠા થઈ, મુખ્ય અને ગૌણ ભાવનો સ્વીકાર કરીને સમષ્ટિ અને વ્યષ્ટિ – ઉભયરૂપ તે બ્રહ્માંડશરીર ઉત્પન્ન કર્યું.' (શ્રીમદ્ ભા.૨/૫/૩૨,૩૩)

तथा—'नानात्वात्स्वक्रियाऽनीशाः प्रोचुः प्राञ्जलयो विभुम्॥' इत्यादि।

તથા – 'તેઓ અલગ અલગ હોવાથી પોતાનું કાર્ય કરવા સમર્થ ન હતા, તેથી હાથ જોડીને સમર્થ ભગવાનને કહેવા લાગ્યા.' (શ્રીમદ્ ભા.૩/૫/૩૭) વગેરે.

ननु प्राणादीनां क्रियाकारित्वं शक्त्यभावे कुतः स्यादत आह—चेष्टैव चेष्टतामिति। चेष्टमानानामेषां चेष्टैव, न तु शक्तिः। यथा वायोः शक्त्या तृणादीनां चलनम्। यथा वा पुरुषस्य शक्त्या शराणां वेग इति॥ ६॥

શંકા કરવામાં આવી છે કે શક્તિના અભાવમાં પ્રાણ વગેરે ક્રિયાના કર્તા કેવી રીતે હોય? આ માટે ઉત્તર આપે છે – **'चेष्टा एव चेष्टताम् इति।'** ચેષ્ટા કરતા પદાર્થોની આ ચેષ્ટા જ છે, પરંતુ શક્તિ નથી. જેમ વાયુની શક્તિથી ઘાસ વગેરેનું હલનચલન થાય છે તથા પુરુષની શક્તિને કારણે બાણોનો વેગ હોય છે તેમ. ॥ ૬ ॥

पारतन्त्र्यमेव प्रपञ्चयति—**कान्तिरिति** पञ्चभिः।

સર્વ તત્ત્વોની પરતન્ત્રતાને જ પાંચ શ્લોકોથી વિસ્તારપૂર્વક સમજાવે છે – **'कान्तिः इति'**

**कान्तिस्तेजः प्रभा सत्ता चन्द्राग्न्यर्कर्क्षविद्युताम्।**
**यत् स्थैर्यं भूभृतां भूमेर्वृत्तिर्गन्धोऽर्थतो भवान्॥ ७॥**

चन्द्रस्य कान्तिः। अग्नेस्तेजः। अर्कस्य प्रभा। ऋक्षविद्युतां सत्ता स्फुरणमात्रेण सत्त्वम्। अर्थतो वस्तुतो भवान्। तथा च श्रुतिः—

'न तत्र सूर्यो भाति न चन्द्रतारकं
नेमा विद्युतो भान्ति कुतोऽयमग्निः।
तमेव भान्तमनु भाति सर्वं
तस्य भासा सर्वमिदं विभाति॥'

इति। स्मृतिश्च—

'यदादित्यगतं तेजो जगद्भासयतेऽखिलम्।
यच्चन्द्रमसि यच्चाग्नौ तत्तेजो विद्धि मामकम्॥'

इति।

भूमेर्वृत्तिः प्राणिनामाधारत्वेन वर्तनं गन्धश्च भवान्। तवैव शक्तिरित्यर्थः॥ ७॥

ચંદ્રની કાંતિ, અગ્નિનું તેજ, સૂર્યની પ્રભા, નક્ષત્ર તથા વીજળીના ચમકારા, પર્વતોની સ્થિરતા, પૃથ્વીનો ધારણ કરવાનો ગુણ તથા ગંધ વસ્તુતઃ આપ જ છો. ॥ ૭ ॥

ચંદ્રની કાંતિ, અગ્નિનું તેજ, સૂર્યની પ્રભા, નક્ષત્ર અને વીજળીના **'सत्ता'** માત્ર ચમકારારૂપ અસ્તિત્વ **'अर्थतः'** વસ્તુતઃ આપ જ છો. તે અનુસાર શ્રુતિ છે – 'ત્યાં આત્માસ્વરૂપ પ્રકાશમાં સૂર્ય પ્રકાશી શકતો નથી, ચંદ્ર અને તારાઓ પ્રકાશી શકતા નથી, આ વીજળીઓ ચમકી શકતી નથી, તો પછી આ (સામે દેખાતો) અગ્નિ ક્યાંથી પ્રકાશી શકે? પ્રકાશતા તે પરમેશ્વરની પાછળ બધું પ્રકાશે છે. તે પરમેશ્વરના પ્રકાશથી આ સર્વ પ્રકાશે છે.'– (કઠ.ઉપ.૨/૨/૧૫), (શ્વેતા.ઉપ.૬/૧૪), (મુંડક.ઉપ. ૨/૨/૧૦) સ્મૃતિ પણ છે –

'સૂર્યનું જે તેજ આખા જગતને પ્રકાશિત કરે છે અને ચંદ્ર તથા અગ્નિમાં જે તેજ છે, તે મારું જ છે, એમ તું જાણ.' (ગીતા ૧૫/૧૨) **'भूमेर्वृत्तिः'** ભૂમિનો પ્રાણીઓના આધારરૂપે રહેવાનો ગુણ તથા ગંધ આપ છો. તે આપની જ શક્તિ છે, એમ અર્થ છે. ॥ ૭ ॥

**तर्पणं प्राणनमपां देव त्वं ताश्च तद्रसः।**
**ओजः सहो बलं चेष्टा गतिर्वायोस्तवेश्वर॥ ८**

किंच हे देव, अपां तर्पणं तृप्तिजनकत्वं प्राणनं जीवनहेतुत्वं ता आपश्च तासां रसश्च त्वमेव। किंच वायोरोजःसहआदि तवैव शक्तिः॥ ८॥

હે દેવ, જળની તૃપ્ત કરવાની ક્ષમતા અને જીવનદાયક શક્તિ, તે જળ અને તેનો સ્વાદ, તે (સર્વ) આપ છો. હે ઈશ્વર, વાયુનાં ઇન્દ્રિયસામર્થ્યરૂપ ઓજસ્, અંતઃકરણના સામર્થ્યરૂપ સહસ્, શારીરિક બળ, ચેષ્ટારૂપ શરીરવ્યાપાર અને હલનચલનરૂપ ગતિ પણ આપની જ શક્તિ છે. ॥ ૮ ॥

વળી, હે દેવ, જળની **'तर्पणम्'** તૃપ્ત કરવાની ક્ષમતા, **'प्राणनम्'** જિવાડવાની શક્તિ, તે જળ તથા જળનો સ્વાદ પણ આપ જ છો. વળી, વાયુનાં ઓજસ્, સહસ્ વગેરે આપની જ શક્તિ છે. ॥ ૮ ॥

**दिशां त्वमवकाशोऽसि दिशः खं स्फोट आश्रयः।**
**नादो वर्णस्त्वमोंकार आकृतीनां पृथक्कृतिः॥ ९॥**

દિશાઓ, દિશાઓનો અવકાશ, આકાશ, આકાશરૂપ આશ્રયવાળી પરા વાણી, પશ્યન્તી વાણી, ૐકારરૂપ મધ્યમા વાણી અને જેનાથી પદાર્થોના ભેદનું કથન કરી શકાય છે તે વર્ણપદાદિરૂપ વૈખરી વાણી પણ આપ જ છો. ॥ ૯ ॥

दिशामुपाधिकृताकाशप्रदेशानामवकाशो दिशश्च त्वम्। खं सामान्याकाशस्तदाश्रयः स्फोटश्च शब्दतन्मात्रं परावस्था वागित्यर्थः। नादः पश्यन्ती। ओंकारो मध्यमा। वर्णश्चाकृतीनां पदार्थानां पृथक्कृतिः पृथक्करणमभिधानं यस्मात्तत्पदम्। वर्णपदाद्यात्मिका वैखरी च त्वमित्यर्थः॥ ९॥

दिशाઓનો અર્થાત્ પૂર્વ વગેરે ઉપાધિકૃત આકાશ પ્રદેશોનો અવકાશ અને દિશાઓ આપ છો. **'खम्'** સામાન્ય આકાશ અને તે આકાશના આશ્રયવાળી **'स्फोटः'** શબ્દ તન્માત્રારૂપ, પરાવસ્થાની (નિત્ય) વાણી, એમ અર્થ છે. **'नादः'** પશ્યન્તી વાણી, **'ओंकारः'** ૐકારરૂપ મધ્યમા વાણી, વર્ણ અને **'आकृतीनाम्'** પદાર્થોના **'पृथक्कृतिः'** પૃથક્કરણરૂપ કથન જેમાં છે તે પદ – વર્ણ અને પદ વગેરેરૂપ વૈખરી વાણી પણ આપ જ છો, એમ અર્થ છે. ॥ ૯ ॥

**इन्द्रियं त्विन्द्रियाणां त्वं देवाश्च तदनुग्रहः।**
**अवबोधो भवान् बुद्धेर्जीवस्यानुस्मृतिः सती॥ १०**

ઇન્દ્રિયોની વિષયપ્રકાશનશક્તિ, ઇન્દ્રિયોના અધિષ્ઠાતા દેવો, તેઓની અધિષ્ઠાનશક્તિ, બુદ્ધિની નિશ્ચયાત્મિકા શક્તિ અને જીવની વિશુદ્ધ સ્મરણશક્તિ આપ જ છો. ॥ ૧૦ ॥

इन्द्रियाणामिन्द्रियं विषयप्रकाशनशक्तिर्देवा-श्चेन्द्रियाधिष्ठातारस्तदनुग्रहस्तेषामधिष्ठानशक्तिश्च त्वम्। अवबोधोऽध्यवसायशक्तिः। अनुस्मृतिः प्रतिसंधानशक्तिः॥ १०॥

ઇન્દ્રિયોની **'इन्द्रियम्'** વિષયપ્રકાશનશક્તિ, **'देवाः'** ઇન્દ્રિયોના અધિષ્ઠાતા દેવો, **'तत्-अनुग्रहः'** તેમની અધિષ્ઠાનશક્તિ પણ આપ જ છો. **'अवबोधः'** નિશ્ચયાત્મિકા શક્તિ, **'अनुस्मृतिः'** સ્મરણશક્તિ ॥ ૧૦ ॥

**भूतानामसि भूतादिरिन्द्रियाणां च तैजसः।**
**वैकारिको विकल्पानां प्रधानमनुशायिनाम्॥ ११**

પંચમહાભૂતોનું કારણ તામસ અહંકાર, ઇન્દ્રિયોનું કારણ રાજસ અહંકાર, ઇન્દ્રિયોના દેવોનું કારણ સાત્ત્વિક અહંકાર તથા જીવોના સંસારના કારણરૂપ પ્રધાન (પ્રકૃતિ) આપ જ છો. ॥ ૧૧ ॥

भूतानां कारणं भूतादिस्तामसोऽहंकारस्त्वमसि। इन्द्रियाणां कारणं तैजसो राजसोऽहंकारस्त्वम्। विविधमधिदैवाध्यात्माधिभूतभेदेन विकल्प्यन्त इति विकल्पा देवास्तेषां कारणं वैकारिकः सात्त्विकोऽहंकारश्च त्वम्। अनुशायिनां जीवानां संसारकारणं प्रधानं त्वम्॥ ११॥

પંચમહાભૂતોનું કારણ **'भूतादिः'** તામસ અહંકાર આપ છો. ઇન્દ્રિયોના કારણરૂપ **'तैजसः'** રાજસ અહંકાર આપ છો. (હવે **'विकल्पानाम्'** શબ્દ સમજાવે છે –) અધિદૈવ, અધ્યાત્મ, અધિભૂતના ભેદથી વિવિધ રીતે જેમની કલ્પના-જ્ઞાન થાય છે તે **'विकल्पाः'** દેવો, તેમનું કારણ **'वैकारिकः'** સાત્ત્વિક અહંકાર પણ આપ છો. **'अनुशायिनाम्'** જીવોના સંસારના કારણરૂપ પ્રધાન પણ આપ જ છો. ॥૧૧॥

**नश्वरेष्विह भावेषु तदसि त्वमनश्वरम्।**
**यथा द्रव्यविकारेषु द्रव्यमात्रं निरूपितम्॥ १२**

જેમ (માટી, સુવર્ણ વગેરે) દ્રવ્યના વિકારોમાં (ઘડો, કુંડળ વગેરેમાં) (માટી, સુવર્ણ વગેરે) દ્રવ્ય જ અવિનાશી છે, તેમ અહીં વિશ્વપ્રપંચમાં, (સર્વ) નશ્વર – નાશવંત પદાર્થોમાં તે (એક માત્ર) આપ (જ) અવિનાશી તત્ત્વ છો. ॥ ૧૨ ॥

अपि च नश्वरेषु नाशशीलेष्विहैतेषु भावेषु यदनश्वरमवशिष्यमाणं रूपं तत्त्वमसि। द्रव्यविकारेषु मृत्सुवर्णादिकार्येषु घटकुण्डलादिषु नश्वरेषु च द्रव्यमात्रं मृत्सुवर्णादिमात्रमनश्वरं यथा तद्वत्॥ १२॥

ननु त्रिगुणात्मककार्यरूपोऽपि त्वमित्युक्तत्वात्कथमनश्वरत्वं तत्राह—**सत्त्वमिति**।

**सत्त्वं रजस्तम इति गुणास्तद्वृत्तयश्च याः।**
**त्वय्यद्धा ब्रह्मणि परे कल्पिता योगमायया॥ १३**

तद्वृत्तयस्तत्परिणामाश्च महदादयः। अद्धा साक्षात् त्वयि परे ब्रह्मणि कल्पिताः॥ १३॥

**तस्मान्न सन्त्यमी भावा यर्हि त्वयि विकल्पिताः।**
**त्वं चामीषु विकारेषु ह्यन्यदाव्यावहारिकः॥ १४**

तस्मान्न सन्तीति। नन्वसतां कथं प्रतीतिरत आह—यर्हीति। यदा विकल्पितास्तदैव प्रतीतिमात्रेण त्वयि सन्ति, त्वं चामीषु तदैव कारणतयानुगतः। अन्यदा त्वव्यावहारिकोऽविकल्पकस्त्वमेवावशिष्यस इत्यर्थः॥ १४॥

एवंरूपत्वादज्ञाननिबन्धनश्च संसार इत्याह—**गुणप्रवाह इति**।

વળી, અહીં વિશ્વપ્રપંચમાં **'નશ્વરેષુ'** નાશવંત એવા આ પદાર્થોમાં અવશેષ રહેતું જે અવિનાશી રૂપ છે તે આપ છો. દ્રવ્યના વિકારોમાં માટી, સુવર્ણ વગેરેનાં ઘડો, કુંડળ વગેરે નશ્વર કાર્યોમાં, માટી, સુવર્ણ વગેરે દ્રવ્ય જ માત્ર અવિનાશી છે તેની જેમ! ॥ ૧૨ ॥

શંકા કરવામાં આવી છે કે ત્રિગુણાત્મક કાર્યરૂપ પણ આપ છો એમ (શ્લોક-૧૧માં) કહેવામાં આવ્યું હોવાથી ભગવાનનું અનશ્વરત્વ કેવી રીતે હોઈ શકે? તે માટે ઉત્તર આપે છે – **'सत्त्वम् इति।'**

સત્ત્વગુણ, રજોગુણ અને તમોગુણ – એ ત્રણ ગુણો તથા તે ગુણોનાં પરિણામ મહત્તત્ત્વ વગેરે જે છે, તેઓ સાક્ષાત્ પરબ્રહ્મ આપનામાં યોગમાયાથી કલ્પાયેલાં છે. ॥ ૧૩ ॥

**'तत्-वृत्तयः'** તે ગુણોનાં પરિણામરૂપ મહત્તત્ત્વ વગેરે – **'अद्धा'** સાક્ષાત્ પરબ્રહ્મ એવા આપનામાં કલ્પાયેલાં છે. ॥ ૧૩ ॥

તેથી તે કલ્પિત પદાર્થોનું અસ્તિત્વ નથી, એમ સમજવું. છતાં પણ જ્યારે તે પદાર્થો (યોગમાયાથી) આપનામાં કલ્પિત થાય છે, ત્યારે જ આપ આ વિકારોમાં અનુગત થયેલા જણાઓ છો. પરંતુ જ્યારે તે પદાર્થો આપનામાં કલ્પિત થતા નથી, ત્યારે જ્ઞાનાવસ્થામાં નિર્વિકલ્પ આપ એક જ અવશિષ્ટ રહો છો. ॥ ૧૪ ॥

**'तस्मात् न सन्ति इति।'** શંકા કરવામાં આવી છે કે અસત્ પદાર્થોની પ્રતીતિ કેવી રીતે થાય? તે માટે ઉત્તર આપે છે – **'यर्हि इति।'** જ્યારે આ પદાર્થો આપનામાં કલ્પિત થાય છે, ત્યારે જ માત્ર પ્રતીતિરૂપે આપનામાં હોય છે અને આપ આ પદાર્થોમાં ત્યારે જ કારણરૂપે અનુગત થયેલા જણાઓ છો, પરંતુ **'अन्यदा'** જ્ઞાનાવસ્થામાં **'अव्यावहारिकः'** નિર્વિકલ્પ આપ એક જ અવશિષ્ટ રહો છો, એમ અર્થ છે. ॥ ૧૪ ॥

આવા (સર્વ પીડાઓની અવધિના) રૂપવાળું હોવાથી અજ્ઞાનના મૂળવાળો સંસાર છે, એમ કહે છે – **'गुणप्रवाहः इति।'**

**गुणप्रवाह एतस्मिन्नबुधास्त्वखिलात्मनः।**
**गतिं सूक्ष्मामबोधेन संसरन्तीह कर्मभिः॥ १५**

ગુણોના પ્રવાહરૂપ આ સંસારમાં સર્વના આત્મા એવા આપની નિષ્પ્રપંચ (સૂક્ષ્મ)ગતિને ન જાણનારા અજ્ઞાનીઓ, દેહાભિમાનરૂપ અજ્ઞાનથી કરેલાં કર્મોને કારણે, આ સંસારમાં સંસરણ (જન્મ-મરણ) પામ્યા કરે છે. ॥ ૧૫ ॥

सूक्ष्मां निष्प्रपञ्चां गतिमबुधा अविद्वांसः। अबुद्ध्वेति वा पाठः। अतोऽबोधेन देहाभिमानेन कृतैः कर्मभिः संसरन्तीति॥ १५॥

**'सूक्ष्माम्'** નિષ્પ્રપંચ ગતિને **'अबुधाः'** ન જાણનારા અજ્ઞાનીઓ – અથવા **'अबुद्ध्वा'** પાઠ હોય તો, ન જાણીને – આથી દેહાભિમાનરૂપ અજ્ઞાનથી કરેલાં કર્મોને કારણે (આ સંસારમાં) સંસરણ (જન્મ-મરણ) પામ્યા કરે છે. ॥ ૧૫ ॥

एवं तयोस्तत्त्वं निरूप्य तदप्राप्त्या शोचति—**यदृच्छयेति**।

આમ, તે બંનેનું (શ્રીકૃષ્ણ-બલરામજીનું) તત્ત્વ નિરૂપીને, તેની પ્રાપ્તિ ન થવાથી (વસુદેવજી) શોક કરે છે – **'यदृच्छया इति।'**

**यदृच्छया नृतां प्राप्य सुकल्पामिह दुर्लभाम्।**
**स्वार्थे प्रमत्तस्य वयो गतं त्वन्माययेश्वर॥ १६**

હે ઈશ્વર, આ મનુષ્યલોકમાં દૈવેચ્છાથી (પરમાર્થસાધન માટે અતિ) સમર્થ અને દુર્લભ એવું મનુષ્યત્વ પ્રાપ્ત કરીને પણ આપની માયાથી પોતાનો પરમાર્થ સાધવામાં અસાવધાન એવા મારી વય (વ્યર્થ જ) વીતી ગઈ. ॥ ૧૬ ॥

नृतां मनुष्यताम्। सुकल्पां पटुतरेन्द्रियाम् ॥ १६॥

**'नृताम्'** મનુષ્યત્વને – **'सुकल्पाम्'** અતિ સમર્થ ઈન્દ્રિયોવાળા (મનુષ્યત્વને) ॥ ૧૬ ॥

अहो किमिति प्रमत्तोऽसि, त्वया बहुभिः पाशैर्निबद्धत्वादित्याह—**असावहमिति**।

(ભગવાન આક્ષેપ કરે કે) અરે! તમે અસાવધાન કેમ છો? તે માટે વસુદેવજી કહે છે કે આપના દ્વારા અનેક પાશોથી બાંધવાને કારણે (મને પ્રમાદ થાય છે) – **'असौ अहम् इति।'**

**असावहं ममैवैते देहे चास्यान्वयादिषु।**
**स्नेहपाशैर्निबध्नाति भवान् सर्वमिदं जगत्॥ १७**

આ શરીરમાં 'આ હું છું.' અને આ શરીરના સંબંધવાળા પુત્રાદિ ઉપર 'આ મારાં છે.' એવા સ્નેહપાશોથી આપ આ આખા જગતને બાંધો છો. ॥ ૧૭ ॥

देहे अस्य देहस्यान्वयादिषु पुत्रादिषु च ममैवैत इति॥ १७॥

**'देहे'** દેહમાં 'આ દેહ હું છું.' અને આ દેહના **'अन्वयादिषु'** સંબંધવાળા પુત્રાદિ ઉપર 'આ મારાં છે.' ॥ ૧૭ ॥

अहो त्वत्पुत्रयोरावयोः किमिदमारोप्यते अत आह—**युवामिति**।

'અરે! આપના પુત્રો એવા અમારા બંને ઉપર કેમ આ આરોપ કરવામાં આવે છે?' આ માટે (વસુદેવજી) કહે છે – **'युवाम् इति।'**

**युवां न नः सुतौ साक्षात् प्रधानपुरुषेश्वरौ।**
**भूभारक्षत्रक्षपण अवतीर्णौ तथाऽऽत्थ ह॥ १८**

भूभारक्षत्रक्षपणार्थमवतीर्णौ तथा ह निश्चितमात्थ कथयसि॥ १८॥

**तत्ते गतोऽस्म्यरणमद्य पदारविन्द-**
**मापन्नसंसृतिभयापहमार्तबन्धो ।**
**एतावताऽलमलमिन्द्रियलालसेन**
**मर्त्यात्मदृक् त्वयि परे यदपत्यबुद्धिः॥ १९**

(છંદ - વસંતતિલકા, શ્લોક - ૧૯, ૨૦)

तत्तस्मादरणं शरणमापन्नानां संसृतिभय-मपहन्तीति तथा तत्। ननु त्वमतिसुखी, वृथा किं निर्विद्यसेऽत आह—एतावतेति। इन्द्रिय-लालसेनेन्द्रियार्थतृष्णया। यद्येनेन्द्रियलालसेन मर्त्ये शरीरे आत्मदृगात्मबुद्धिरहं त्वयि च परे परमेश्वरेऽपत्यबुद्धिरस्मि तेनालमलं पर्याप्तमिति॥ १९॥

ननु कुत एतदहं परमेश्वर इति तत्राह—**सूतीगृहे इति।**

**सूतीगृहे ननु जगाद भवानजो नौ**
**संजज्ञ इत्यनुयुगं निजधर्मगुप्त्यै।**
**नानातनूर्गगनवद् विदधज्जहासि**
**को वेद भूम्न उरुगाय विभूतिमायाम्॥ २०**

તમે બંને અમારા પુત્રો નથી, પણ પ્રકૃતિ તથા પુરુષના સાક્ષાત્ ઈશ્વરો છો તેમ જ ભૂમિને ભારરૂપ ક્ષત્રિયોનો નાશ કરવા અવતર્યા છો, તેમ તમે પોતે જ કહો છો. ॥ ૧૮ ॥

ભૂમિને ભારરૂપ ક્ષત્રિયોનો નાશ કરવા માટે તમે બન્ને અવતર્યા છો, તેમ તમે જ નિશ્ચિતપણે **'आत्थ'** કહો છો. ॥ ૧૮ ॥

તેથી હે દીનબંધુ, શરણે આવેલાઓના સંસારભયનો નાશ કરે તેવા, આપના ચરણારવિંદને શરણે હું આવ્યો છું. ઈન્દ્રિયોના વિષયો પ્રત્યે થયેલી આટલી લાલસાથી હવે બસ, કે જેનાથી મરણધર્મા શરીર પર ('આ હું છું.' એવી) આત્મબુદ્ધિ અને પરમેશ્વર એવા આપના પ્રતિ ('આ મારો પુત્ર છે.' એવી) પુત્રબુદ્ધિ થઈ છે. ॥ ૧૯ ॥

**'तत्'** તેથી **'अरणम्'** શરણે આવેલાઓના સંસારભયનો નાશ કરે તેવા તેને (ચરણારવિંદને) – શંકા કરવામાં આવી છે કે '(વસુદેવજી,) તમે ખૂબ સુખી છો. શા માટે વ્યર્થ નિર્વેદ (વૈરાગ્ય) પામો છો?' આ માટે વસુદેવજી કહે છે – **'एतावता इति।' 'इन्द्रियलालसेन'** ઈન્દ્રિયોના વિષયોની તૃષ્ણાથી, (**'यत्'** કે જે ઈન્દ્રિયલાલસાથી મરણધર્મા શરીરમાં **'आत्मदृक्'** આત્મબુદ્ધિ અને આપ **'परे'** પરમેશ્વરમાં હું પુત્રબુદ્ધિવાળો છું, તેનાથી **'अलम्-अलम्'** હવે બસ. ॥ ૧૯ ॥

(ભગવાન) શંકા કરે છે કે આ હું પરમેશ્વર કેવી રીતે છું? તે માટે (વસુદેવજી) કહે છે – **'सूतीगृहे इति।'**

હે અનેક રીતે ગુણગાન કરાયેલા પ્રભુ, (આપના જન્મસમયે) સૂતિકાગૃહમાં આપે જ અમને બંનેને કહ્યું હતુંઃ 'અજન્મા એવો હું પ્રત્યેક દંપતી યુગલમાં પોતાના (ભક્તોના મનોરથ પૂર્ણ કરવાના) ધર્મની રક્ષા કરવા અવતાર લઉં છું.' આકાશ જેવા અસંગ આપ જ અનેક શરીર ધારણ કરો છો અને તજો છો. સર્વવ્યાપક એવા આપની વિભૂતિરૂપ માયાને કોણ જાણે છે? ॥ ૨૦ ॥

नौ आवयोः। अनुयुगं प्रतियुग्मम्। यदा सुतपाः पृश्निरिति युग्मम्। यदा कश्यपोऽदितिश्चेति युग्मम्। अधुना वसुदेवो देवकीति युग्मम्। एवं हि प्रतियुग्ममज एवाहं संजज्ञेऽवतीर्ण इति भवान्नूनं जगाद। नन्वन्योऽसौ चतुर्भुजो देव इति तत्राह—नानातनूरिति। गगनवदसङ्ग एव त्वम्। भूम्नः सर्वगतस्य विभूतिरूपां मायां को वेदेति॥ २०॥

**'नौ'** અમને બન્નેને – **'અનુયુગમમ્'** પ્રત્યેક દમ્પતી યુગલના સંદર્ભમાં, જ્યારે સુતપા અને પૃશ્નિનું યુગલ હતું, જ્યારે કશ્યપ અને અદિતિનું યુગલ હતું. અત્યારે વસુદેવ અને દેવકીનું યુગલ છે. આ પ્રમાણે જ પ્રત્યેક યુગલમાં અજન્મા એવો હું **'संजज्ञे'** અવતરિત થયો છું, એમ આપે જ કહ્યું. (ભગવાન) શંકા કરે છે કે એ ચતુર્ભુજ દેવ જુદા અને હું જુદો છું. તે માટે (વસુદેવજી) કહે છે – **'नानातनूः इति।'** આપ આકાશ જેવા અસંગ છો. સર્વવ્યાપક એવા આપની વિભૂતિરૂપ માયાને કોણ જાણે છે? ॥ ૨૦ ॥

**श्रीशुक उवाच**

**आकर्ण्येत्थं पितुर्वाक्यं भगवान् सात्वतर्षभः।**
**प्रत्याह प्रश्रयानम्रः प्रहसन् श्लक्ष्णया गिरा॥ २१**

॥ २१॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – આ પ્રમાણે પિતાનું વચન સાંભળીને સાત્વતશિરોમણિ ભગવાન શ્રીકૃષ્ણ વિનયથી નમ્ર થઈ સ્મિત કરતા, મધુર વાણીથી તેમને કહેવા લાગ્યા. ॥ ૨૧ ॥ ૨૧ ॥

**श्रीभगवानुवाच**

**वचो वः समवेतार्थं तातैतदुपमन्महे।**
**यन्नः पुत्रान् समुद्दिश्य तत्त्वग्राम उदाहृतः॥ २२**

**શ્રીભગવાન બોલ્યા** – હે પિતાજી, અમને પુત્રોને ઉદ્દેશીને જે તત્ત્વજ્ઞાનસમૂહ સમુચિત રીતે વર્ણવાયો, તે તમારા વચનને અમે બંને યથાર્થ માનીએ છીએ. ॥ ૨૨ ॥

उपमन्महे उपमन्यामहे। समुद्दिश्य विषयीकृत्य। तत्त्वग्रामस्तत्त्वसमूहः। उदाहृतः सम्यङ्निरूपितः॥ २२॥

**'उपमन्महे'** **'उपमन्यामहे'** (હોવું જોઈએ.) **'समुद्दिश्य'** ઉદ્દેશીને – **'तत्त्वग्रामः'** તત્ત્વજ્ઞાનસમૂહ **'उदाहृतः'** સમુચિત રીતે વર્ણવાયો ॥ ૨૨ ॥

इमामेव दृष्टिं सर्वत्र विधत्स्वेत्याह—**अहमिति।**

આ જ દૃષ્ટિ સર્વત્ર રાખો, એમ કહે છે – **'अहम् इति।'**

**अहं यूयमसावार्य इमे च द्वारकौकसः।**
**सर्वेऽप्येवं यदुश्रेष्ठ विमृश्याः सचराचरम्॥ २३**

હે યદુશ્રેષ્ઠ! હું, તમે, એ મોટા ભાઈ (બલરામજી) અને આ દ્વારકાવાસીઓ તેમ જ સ્થાવર-જંગમ જગત, સર્વ કાંઈ વિષે આ પ્રમાણે (બ્રહ્મરૂપે) નિશ્ચય કરવો જોઈએ. ॥ ૨૩ ॥

एवं विमृश्याः ब्रह्मत्वेनैवान्वेषणीयाः। किंच सचराचरं जगदपि॥ २३॥

આ પ્રમાણે **'विमृश्याः'** સર્વ પદાર્થોને બ્રહ્મ તરીકે વિચારવા જોઈએ. વળી, સ્થાવર-જંગમ જગત વિષે પણ ॥ ૨૩ ॥

ननु नानाविकारवतां कुतो ब्रह्मत्वमिति चेत्, न, ब्रह्मण एवोपाधिधर्मैर्बहुधा प्रतीतेरिति सदृष्टान्तमाह द्वाभ्याम्—**आत्मा हीति।**

જો શંકા કરવામાં આવે કે અનેક વિકારોવાળાઓની બ્રહ્મરૂપતા કેવી રીતે હોઈ શકે, તો તે માટે કહે છે કે ના, ઉપાધિધર્મોને કારણે બ્રહ્મની જ અનેક રીતે પ્રતીતિ થાય છે – એમ દૃષ્ટાંત સહિત બે શ્લોકોથી કહે છે – **'आत्मा हि इति।'**

**आत्मा ह्येकः स्वयंज्योतिर्नित्योऽन्यो निर्गुणो गुणैः ।**
**आत्मसृष्टैस्तत्कृतेषु भूतेषु बहुधेयते ॥ २४ ॥**

**खं वायुर्ज्योतिरापो भूस्तत्कृतेषु यथाशयम् ।**
**आविस्तिरोऽल्पभूर्येको नानात्वं यात्यसावपि ॥ २५**

यथा खादिभूतानि तत्कृतेषु घटादिष्वाविस्तिरोभावादि यान्त्येवमसावात्माप्यात्मसृष्टैर्गुणैः कृत्वा तत्कृतेषु देहेषु बहुधा ईयते पुनश्च यथाशयं यथोपाध्याविर्भावतिरोभावादिरूपेण प्रतीयते, न वस्तुतः । कुतः । एको बहुधा स्वयंज्योतिर्दृश्यत्वेन नित्योऽनित्यत्वेनानन्योऽन्यत्वेन निर्गुणः सगुणत्वेनेत्यादि बहुधात्वं प्रपञ्चनीयम् ॥ २४ ॥ २५ ॥

**श्रीशुक उवाच**

**एवं भगवता राजन् वसुदेव उदाहृतः ।**
**श्रुत्वा विनष्टनानाधीस्तूष्णीं प्रीतमना अभूत् ॥ २६ ॥ २६ ॥**

**अथ तत्र कुरुश्रेष्ठ देवकी सर्वदेवता ।**
**श्रुत्वाऽऽनीतं गुरोः पुत्रमात्मजाभ्यां सुविस्मिता ॥ २७**

**कृष्णरामौ समाश्राव्य पुत्रान् कंसविहिंसितान् ।**
**स्मरन्ती कृपणं प्राह वैक्लव्यादश्रुलोचना ॥ २८**

જેમ આકાશ, વાયુ, તેજ, જળ અને પૃથ્વી – એ મહાભૂતો તેમના પોતાનાથી થયેલા ઘડા વગેરે પદાર્થોમાં અનેક સ્વરૂપે જણાય છે અને ઉપાધિ પ્રમાણે આવિર્ભાવ, તિરોભાવાદિ પામે છે, તેમ એ નિર્ગુણ આત્મા પણ પોતે જ ઉત્પન્ન કરેલા ગુણોને લીધે તે ગુણોથી જન્મેલા દેહાદિ પદાર્થોમાં અનેક સ્વરૂપે જણાય છે અને ઉપાધિ પ્રમાણે આવિર્ભાવ, તિરોભાવ, નાનાપણું, મોટાપણું વગેરે સ્વરૂપે ભાસે છે. ॥ ૨૪ ॥ ૨૫ ॥

જેમ આકાશ વગેરે મહાભૂતો તેમના પોતાનાથી થયેલા ઘડા વગેરે પદાર્થોમાં આવિર્ભાવ અને તિરોભાવ વગેરે પામે છે, એમ જ એ આત્મા પણ પોતે જ ઉત્પન્ન કરેલા ગુણોને લીધે તે ગુણોથી જન્મેલા દેહાદિમાં અનેક સ્વરૂપે જણાય છે અને **'યથા-આશયમ્'** ઉપાધિ પ્રમાણે આવિર્ભાવ, તિરોભાવ વગેરે રૂપે પ્રતીત થાય છે, (જો કે) વસ્તુતઃ એમ નથી. શા માટે? એક જ છતાં અનેક સ્વરૂપે, સ્વયંજ્યોતિ છતાં દૃશ્યરૂપે, નિત્ય છતાં અનિત્યરૂપે, અભિન્ન છતાં ભિન્નરૂપે, નિર્ગુણ છતાં સગુણરૂપે વગેરે – એમ બહુપ્રકારપણું સમજવા યોગ્ય છે. ॥ ૨૪ ॥ ૨૫ ॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – હે રાજા (પરીક્ષિત), આમ, ભગવાન દ્વારા (આત્માનું એકત્વ) નિરૂપણ કરવામાં આવ્યું. એને શ્રવણ કરીને જેમની ભેદબુદ્ધિ નાશ પામી તે વસુદેવજી પ્રસન્ન મનવાળા થઈને મૌન થઈ ગયા. ॥ ૨૬ ॥ ૨૬ ॥

પછી હે કુરુશ્રેષ્ઠ, તે સમયે સર્વદેવમય દેવકીજી, પોતાના પુત્રો દ્વારા ગુરુ સાન્દીપનિનો પુત્ર લાવી આપવામાં આવેલો સાંભળીને અતિ આશ્ચર્ય પામ્યાં હોઈ, કંસે મારી નાખેલા પોતાના પુત્રોનું સ્મરણ કરતાં, વ્યાકુળ થઈ જવાથી અશ્રુભર્યાં નેત્રે શ્રીકૃષ્ણ-બલરામજીને સંબોધીને દીનતાપૂર્વક કહેવા લાગ્યાં. ॥ ૨૭ ॥ ૨૮ ॥

सुविस्मिता सती ॥ २७ ॥ समाश्राव्य संबोध्य ॥ २८ ॥

અતિ આશ્ચર્ય પામ્યાં હોઈ ॥ ૨૭ ॥ '**समाश्राव्य**' સંબોધીને ॥ ૨૮ ॥

**देवक्युवाच**

**राम रामाप्रमेयात्मन् कृष्ण योगेश्वरेश्वर।**
**वेदाहं वां विश्वसृजामीश्वरावादिपूरुषौ ॥ २९ ॥**

॥ २९ ॥

**દેવકીજી બોલ્યાં** – હે રામ, હે અમર્યાદિત સ્વરૂપવાળા રામ! હે કૃષ્ણ, હે યોગેશ્વરોના ઈશ્વર, હું જાણું છું કે આપ બંને વિશ્વના સર્જકો (બ્રહ્માજી વગેરે)ના પણ ઈશ્વર, (જગતના કારણરૂપ) આદિ પુરુષો છો. ॥ ૨૯ ॥ ૨૯ ॥

**कालविध्वस्तसत्त्वानां राज्ञामुच्छास्त्रवर्तिनाम्।**
**भूमेर्भारायमाणानामवतीर्णौ किलाद्य मे ॥ ३० ॥**

કાળ દ્વારા નાશ પામ્યો છે સત્ત્વગુણ(ના કાર્યરૂપ વિવેક, ધૈર્યાદિ) જેમનામાંથી અને (તેથી) શાસ્ત્રની મર્યાદાનું ઉલ્લંઘન કરનારા હોઈ ભૂમિને ભારરૂપ થયેલા તે રાજાઓ(નો નાશ કરવા) માટે આપ બંને ખરેખર, અત્યારે મારામાં અવતર્યા છો.॥ ૩૦ ॥

भूमेर्भारायमाणानां राज्ञामर्थे तेषां निधनार्थं मे मयि किलावतीर्णौ ॥ ३० ॥

ભૂમિને ભારરૂપ થયેલા તે રાજાઓના '**अर्थे**' નાશ માટે '**मे**' મારામાં ખરેખર, અવતર્યા છો. ॥ ૩૦ ॥

**यस्यांशांशांशभागेन विश्वोत्पत्तिलयोदयाः।**
**भवन्ति किल विश्वात्मंस्तं त्वाद्याहं गतिं गता ॥ ३१ ॥**

હે આદ્ય, હે વિશ્વાત્મા, જેમનો અંશ પુરુષ, તેનો અંશ માયા, તેના અંશો ગુણો, તેમના ભાગરૂપ માત્ર પરમાણુસ્વરૂપ લેશથી આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય થાય છે, તે આપને શરણે હું આવી છું. ॥ ૩૧ ॥

हे आद्य, यस्यांशः पुरुषस्तस्यांशो माया तस्या अंशा गुणास्तेषां भागेन परमाणुमात्रलेशेन विश्वोत्पत्त्यादयो भवन्ति तं त्वा त्वां गतिं शरणं गतास्मि ॥ ३१ ॥

હે આદ્ય, જેમનો અંશ પુરુષ, તેનો અંશ માયા, તેના અંશો ગુણો, તેમના ભાગરૂપ માત્ર પરમાણુરૂપ લેશથી વિશ્વની ઉત્પત્તિ વગેરે થાય છે, તે '**त्वा**' આપને '**गतिम्**' શરણે હું આવી છું. ॥ ૩૧ ॥

**चिरान्मृतसुतादाने गुरुणा कालचोदितौ।**
**आनिन्यथुः पितृस्थानाद् गुरवे गुरुदक्षिणाम् ॥ ३२**

ઘણા સમય પહેલાં મૃત્યુ પામેલા પુત્રને લાવી આપવા માટે ગુરુજી દ્વારા આજ્ઞા કરાયેલા અને કાળથી પ્રેરાયેલા તમે બન્નેએ યમસદનમાંથી ગુરુજીને તેમનો પુત્ર ગુરુદક્ષિણારૂપે લાવી આપ્યો હતો. ॥ ૩૨ ॥

आनिन्यथुरानीतवन्तौ। पितृस्थानाद्यमसदनात् ॥ ३२ ॥

'**आनिन्यथुः**' તમે બંનેએ લાવી આપ્યો હતો, '**पितृस्थानात्**' યમસદનમાંથી ॥ ૩૨ ॥

**तथा मे कुरुतं कामं युवां योगेश्वरेश्वरौ।**
**भोजराजहतान् पुत्रान् कामये द्रष्टुमाहृतान् ॥ ३३**

॥ ३३ ॥

હે યોગેશ્વરોના ઈશ્વરો, (જેમ ગુરુજીની કામના પૂર્ણ કરી,) તેમ મારી કામના તમે બંને પૂર્ણ કરો. ભોજરાજ (કંસ) દ્વારા હણાયેલા મારા પુત્રોને તમારા દ્વારા પાછા લવાયેલા હું જોવા ઈચ્છું છું. ॥ ૩૩ ॥ ૩૩ ॥

ऋषिरुवाच

**एवं संचोदितौ मात्रा रामः कृष्णश्च भारत।**
**सुतलं संविविशतुर्योगमायामुपाश्रितौ॥ ३४**
॥ ३४ ॥

**तस्मिन् प्रविष्टावुपलभ्य दैत्यराड्**
**विश्वात्मदैवं सुतरां तथाऽऽत्मनः।**
**तद्दर्शनाह्लादपरिप्लुताशयः**
**सद्यः समुत्थाय ननाम सान्वयः॥ ३५**

दैत्यराड् बलिः। कथंभूतौ। विश्वस्यात्मभूतं दैवम्। सान्वयः सपरिवारः॥ ३५॥

**तयोः समानीय वरासनं मुदा**
**निविष्टयोस्तत्र महात्मनोस्तयोः।**
**दधार पादाववनिज्य तज्जलं**
**सवृन्द आ ब्रह्म पुनद् यदम्बु ह॥ ३६**

सवृन्दः सपरिजनः। कथंभूतौ पादाववनिज्य। यदम्बु ययोरवनेजनोदकम् आ ब्रह्म ब्रह्माणम-भिव्याप्य जगत्पुनत्पवित्रयद्वर्तते तौ॥ ३६॥

**समर्हयामास स तौ विभूतिभि-**
**र्महार्हवस्त्राभरणानुलेपनैः।**
**ताम्बूलदीपामृतभक्षणादिभिः**
**स्वगोत्रवित्तात्मसमर्पणेन च॥ ३७**
॥ ३७ ॥

**स इन्द्रसेनो भगवत्पदाम्बुजं**
**बिभ्रन्मुहुः प्रेमविभिन्नया धिया।**
**उवाच हानन्दजलाकुलेक्षणः**
**प्रहृष्टरोमा नृप गद्गदाक्षरम्॥ ३८**

**ઋષિ (શુકદેવજી) બોલ્યા** – હે ભરતવંશી (પરીક્ષિત), માતા દ્વારા પ્રેરણા કરાયેલા બલરામજી અને શ્રીકૃષ્ણ યોગમાયાનો આશ્રય કરીને (પાતાળમાં) સુતલ લોકમાં પ્રવેશ્યા. ॥ ૩૪ ॥ ૩૪ ॥

વિશ્વના આત્મારૂપ દેવ અને વિશેષતઃ પોતાના (પરમ આરાધ્ય ઈષ્ટ)દેવ શ્રીકૃષ્ણ-બલરામજીને ત્યાં (સુતલ લોકમાં) પધારેલા જોઈને તેમનાં દર્શનથી આનંદવિભોર મનવાળા દૈત્યરાજે (બલિએ) તરત જ પરિવાર સહિત ઊભા થઈને પ્રણામ કર્યા.॥ ૩૫ ॥

દૈત્યરાજ બલિએ – કેવા તે બંને? વિશ્વના આત્મારૂપ દેવને – '**स- अन्वयः**' પરિવાર સહિત ॥ ૩૫ ॥

તે બંને પરમાત્માઓને (શ્રીકૃષ્ણ-બલરામજીને) શ્રેષ્ઠ આસન સમર્પિત કરીને, ત્યાં (આસન ઉપર) આનંદથી બેઠેલા તેમના ચરણ પખાળીને, તે જળને બલિરાજાએ પરિજનો સહિત મસ્તક પર ધારણ કર્યું, કે જે જળ બ્રહ્માજી પર્યન્ત સર્વ જગતને પવિત્ર કરતું રહે છે. ॥ ૩૬ ॥

'**सवृन्दः**' પરિજનો સહિત – કેવા બંને ચરણો પખાળીને? '**यत्-अम्बु**' જે બંને ચરણોનું પખાળેલું જળ '**आ ब्रह्म**' બ્રહ્માજી પર્યન્તના જગતને '**पुनत्**' પવિત્ર કરતું રહે છે તેવા તે બંને ચરણોને ॥ ૩૬ ॥

બહુમૂલ્ય વસ્ત્રો, અલંકારો, વિલેપનોરૂપ સંપત્તિથી, તાંબૂલ, દીપક અને અમૃત તુલ્ય ભોજન વગેરેથી તેમ જ પોતાનાં (પુત્ર-પૌત્ર-પત્ની સહિત) કુળ, ધન તથા દેહ સમર્પિત કરવા દ્વારા તે બલિરાજાએ તે બંનેનું સુંદર પૂજન કર્યું. ॥ ૩૭ ॥ ૩૭ ॥

હે નૃપ (પરીક્ષિત), પ્રેમથી પીગળી ગયેલા અંતઃકરણથી ભગવાનના ચરણકમળને વારંવાર ધારણ કરતા, હર્ષાશ્રુથી છલકાતાં નેત્રોવાળા અને રોમાંચિત થયેલા તે રાજા બલિ ગદ્ગદ વાણીમાં (ભગવાનની સ્તુતિ કરતા) બોલ્યા. ॥ ૩૮ ॥

इन्द्रसेनो बलिः। प्रेमविभिन्नया प्रेमार्द्रया धिया। बिभ्रद्धारयन्॥ ३८॥

**'इन्द्रसेनः'** બલિરાજા **'प्रेमविभिन्नया'** પ્રેમથી પીગળી ગયેલા અંતઃકરણથી – **'बिभ्रत्'** ધારણ કરતા ॥ ૩૮ ॥

**बलिरुवाच**

**नमोऽनन्ताय बृहते नमः कृष्णाय वेधसे।**
**सांख्ययोगवितानाय ब्रह्मणे परमात्मने॥ ३९**

**બલિરાજા બોલ્યા** – (અત્યંત) બૃહદ્ એવા અનંત શ્રીકૃષ્ણ ભગવાનને નમસ્કાર. (જગતના) વિધાતા, સાંખ્ય અને યોગનો વિસ્તાર કરનાર પરબ્રહ્મ પરમાત્માને નમસ્કાર. ॥ ૩૯ ॥

अनन्ताय शेषाय। बृहते फणैकदेशे विश्वधारणाद् बृहत्तस्मै। कृष्णाय सदानन्दरूपाय च। वेधसे जगद्विधात्रे। सांख्ययोगवितानायेत्यादिपदत्रयमैक्यविवक्षया॥ ३९॥

**'अनन्ताय'** શેષ ભગવાનને, **'बृहते'** પોતાની ફેણના એક ભાગ ઉપર વિશ્વને ધારણ કરનાર અત્યંત બૃહદ્ (વિરાટ) એવા તેમને અને **'कृष्णाय'** સદા આનંદમય શ્રીકૃષ્ણને – **'वेधसे'** જગતના વિધાતાને, **'सांख्ययोगवितानाय'** વગેરે ત્રણ પદો શ્રીકૃષ્ણ-બલરામ બંનેનું ઐક્ય કહેવાની ઈચ્છાથી છે. ॥ ૩૯॥

योगेश्वराणामपि दुर्दर्शौ युवामस्माभिर्दृष्टावित्येतन्नातिचित्रमित्याह—**दर्शनमिति**।

યોગેશ્વરોને પણ જેમનાં દર્શન દુર્લભ છે એવા તમને બંનેને અમારા દ્વારા નિહાળવામાં આવ્યા, એ અતિ આશ્ચર્ય નથી, એમ કહે છે – **'दर्शनम् इति।'**

**दर्शनं वां हि भूतानां दुष्प्रापं चाप्यदुर्लभम्।**
**रजस्तमःस्वभावानां यन्नः प्राप्तौ यदृच्छया॥ ४०**

આપ બંનેનાં દર્શન પ્રાણીઓને ખરેખર, દુર્લભ છે, તેમ છતાં કેટલાકને સુલભ પણ છે, કારણ કે રજોગુણી અને તમોગુણી સ્વભાવવાળા અમને આપનાં દર્શન (કેવળ આપની કૃપાથી) અનાયાસે પ્રાપ્ત થયાં છે. ॥ ૪૦ ॥

दुष्प्रापमपि युष्मत्कृपया केषांचिददुर्लभं सुलभमपि भवति तदाह—रजस्तमःस्वभावानामिति। नो दर्शनं प्राप्तौ॥ ४०॥

દુર્લભ હોવા છતાં પણ આપની કૃપાથી કેટલાકને **'अदुर्लभम्'** સુલભ પણ થાય છે, તે કહે છે – **'रजस्तमःस्वभावानाम् इति।'** અમને આપ બંનેનાં દર્શન પ્રાપ્ત થયાં છે. ॥ ૪૦ ॥

अहो विद्विषो वयं सात्त्विकभक्तेभ्योऽपि सभाग्या इत्याह—**दैत्येत्यादित्रिभिः**।

અહો! આપના શત્રુઓ એવા અમે આપના સાત્ત્વિક ભક્તો કરતાં પણ વધુ ભાગ્યશાળી છીએ, એમ ત્રણ શ્લોકોથી કહે છે – **'दैत्य इत्यादि।'**

**दैत्यदानवगन्धर्वाः सिद्धविद्याध्रचारणाः।**
**यक्षरक्षःपिशाचाश्च भूतप्रमथनायकाः॥ ४१**

॥ ४१ ॥

દૈત્યો, દાનવો, ગંધર્વો, સિદ્ધો, વિદ્યાધરો, ચારણો, યક્ષો, રાક્ષસો, પિશાચો, ભૂતો, પ્રમથગણના નાયકો ॥ ૪૧ ॥ તથા અમે અને કેટલાક

**विशुद्धसत्त्वधाम्न्यद्धा त्वयि शास्त्रशरीरिणि।**
**नित्यं निबद्धवैरास्ते वयं चान्ये च तादृशाः॥ ४२**

॥ ४२ ॥

(શિશુપાલ જેવા) બીજા (તામસ ભક્તો) વિશુદ્ધ સત્ત્વગુણના ધામરૂપ અને શાસ્ત્રોરૂપ શરીરવાળા આપનામાં નિત્ય વેર બાંધનારા છીએ, ॥ ૪૨ ॥

**केचनोद्बद्धवैरेण भक्त्या केचन कामतः।**
**न तथा सत्त्वसंरब्धाः सन्निकृष्टाः सुरादयः॥ ४३**

तेम छतां दृढ वेरथी करेली भक्तिथी अमे अने कामवासनाथी करेली भक्तिथी केटलाके (गोपीजनो वगेरेए) आपनी साथे जेवुं तादात्म्य प्राप्त कर्युं छे, तेवुं सत्त्वगुणथी व्यापेला देवादि पाम्या नथी. ॥ ४१॥ ४२॥४३॥ ४१॥ ॥ ४२ ॥

उद्बद्धवैरेण या भक्तिस्तया। केचनेति चैद्यादयः। कामतो भक्त्या गोप्यादयो यथा संनिकृष्टास्त्वदात्मतां प्राप्ताः। तथा च सत्त्वसंरब्धाः सत्त्वाविष्टा अपि सुरादयो न संनिकृष्टा इति॥ ४३॥

दृढ वेरथी करेली जे भक्ति छे तेनाथी – '**केचन**' केटलाक शिशुपाल वगेरे – कामवासनाथी करेली भक्तिथी गोपीजनो वगेरे जेवुं '**संनिकृष्टाः**' तादात्म्य पाम्या तेवुं तादात्म्य '**सत्त्वसंरब्धाः**' सत्त्वगुणथी व्यापेला होवा छतां पण देवो वगेरे पाम्या नथी. ॥ ४३ ॥

ननु सात्त्विकेभ्योऽपि राजसादयः संनिकृष्टा इति चित्रं तदाह—**इदमित्थमिति**।

शंका करवामां आवी छे के सात्त्विक भक्तो करतां पण राजस वगेरे भक्तो तादात्म्य पाम्या छे, ए आश्चर्य छे, ते कहे छे – '**इदम् इत्थम् इति।**'

**इदमित्थमिति प्रायस्तव योगेश्वरेश्वर।**
**न विदन्त्यपि योगेशा योगमायां कुतो वयम्॥ ४४**

हे योगेश्वरोना ईश्वर, आपनी योगमायाने, आवा स्वरूपवाळी छे, अने विशेषरूपे आवी छे; एम योगेश्वरो पण जाणता नथी, तो अमे क्यांथी जाणी शकीए? ॥ ४४ ॥

इदमिति स्वरूपतः इत्थमिति विशेषतश्च ॥ ४४॥

'**इदम् इति।**' स्वरूपथी आवी छे अने '**इत्थम् इति।**' विशेषरूपे आवी छे. ॥ ४४ ॥

तदेवं यद्यपि वैरभावेन त्वत्प्राप्तिर्भवेत्तथापि मां सात्त्विकं कुर्विति प्रार्थयते—**तदिति**।

तेथी जो के वेरभावथी तेमनी प्राप्ति थाय छे. तेम छतां (बलिराजा) प्रार्थना करे छे के मने सात्त्विक बनावो – '**तत् इति।**'

**तन्नः प्रसीद निरपेक्षविमृग्ययुष्मत्-**
**पादारविन्दधिषणान्यगृहान्धकूपात्।**
**निष्क्रम्य विश्वशरणाङ्घ्र्युपलब्धवृत्तिः**
**शान्तो यथैक उत सर्वसखैश्चरामि॥ ४५**

पूर्णकाम जनो द्वारा (पण) निरंतर खोळवा योग्य आपना चरणारविंदना आश्रयथी भिन्न बीजां घर अने गृहस्थीरूप अंधारिया कूवामांथी बहार नीकळी जईने, विश्वना शरण(रूप वृक्षो)ना मूळमां (पोतानी मेळे ज पडेलां फळादिथी) आजीविका प्राप्त करनारो, शांत थई हुं एकलो अथवा जे रीते सर्वना मित्रो (एवा आपना भक्तो) साथे विचरण करुं, ते रीते आप अमारा पर अनुग्रह करो. ॥ ४५ ॥

तत्तथा नः प्रसीद। यथा निरपेक्षैराप्तकामैरपि विमृग्यं युष्मत्पादारविन्दं तदेव धिषणमाश्रय-स्तस्मादन्यद्गृहं तदेवान्धकूपस्तस्मान्निष्क्रम्य निर्गत्य विश्वस्य शरणं रक्षितारो वृक्षास्तेषामङ्घ्रि-मूलेषु स्वत एव गलितैः फलादिभिरुपलब्धा प्राप्ता वृत्तिर्जीविका येन सोऽहं शान्तः सन्नेक एव चरामि। उत अथवा सर्वेषां सखायो महान्तस्तैः सह यथा चरामीति ॥ ४५ ॥

**'तत्'** તે રીતે અમારા પર અનુગ્રહ કરો. જે રીતે **'निरपेक्षैः'** પૂર્ણકામ જનો દ્વારા પણ નિરંતર ખોળવા યોગ્ય આપનું ચરણારવિંદ, તે જ **'धिषणम्'** આશ્રય, તેનાથી ભિન્ન બીજાં ઘર (વગેરે), તે જ અંધારિયો કૂવો, તેમાંથી **'निष्क्रम्य'** બહાર નીકળી જઈને વિશ્વનું **'शरणम्'** રક્ષણ કરનારાં વૃક્ષો, તેમનાં ચરણરૂપી મૂળ(ની છાયા)માં પોતાની મેળે જ પડી ગયેલાં ફળો વગેરેથી **'उपलब्धा'** પ્રાપ્ત થઈ છે **'वृत्तिः'** આજીવિકા જેને, તે હું શાંત થઈ, એકલો જ વિચરણ કરું – **'उत'** અથવા સર્વ કોઈના સખા એવા મહાન પુરુષો, તેમની સાથે જે રીતે વિચરણ કરું, તે રીતે અનુગ્રહ કરો.॥ ૪૫ ॥

कथमल्पपुण्यानामेवं भावः संभवतीति चेत्तर्हि यथैतद्भवेत्तथाऽस्माननुशिक्षयेत्याह—**शाधीति**।

અલ્પ પુણ્યવાળાઓને આવો ભાવ કેવી રીતે જન્મે? એમ જો હોય તો, આવો ભાવ થાય તેવો અમને ઉપદેશ કરો, એમ કહે છે – **'शाधि इति।'**

**शाध्यस्मानीशितव्येश निष्पापान् कुरु नः प्रभो।**
**पुमान् यच्छ्रद्धयाऽऽतिष्ठंश्चोदनाया विमुच्यते ॥ ४६ ॥**

હે સર્વ જીવોના ઈશ્વર, હે પ્રભુ, અમને (કિંકરોને) આજ્ઞા કરો તથા અમને નિષ્પાપ કરો. આપના જે આદેશનું શ્રદ્ધાપૂર્વક અનુષ્ઠાન કરતો મનુષ્ય વિધિ-નિષેધના લક્ષણવાળી પ્રેરણારૂપ આજ્ઞાથી મુક્ત થાય છે. (તેને કર્મકાંડ કરવાની આવશ્યકતા રહેતી નથી.) ॥ ૪૬ ॥

हे प्रभो, ईशितव्याः सर्वे जीवास्तेषामीश यत्तवानुशासनमातिष्ठन्नाश्रयंश्चोदनाया विधि-निषेधलक्षणायाः सकाशाद्विमुच्यते। न खलु त्वद्भक्तो विधिकिङ्करः स्यादिति भावः॥ ४६ ॥

હે પ્રભુ, **'ईशितव्याः'** નિયંતાને અધીન રહેવા યોગ્ય સર્વ જીવો, તેમના ઈશ્વર! આપના **'यत्'** જે આદેશનું અનુષ્ઠાન કરતો અને આશ્રય કરતો મનુષ્ય **'चोदनायाः'** વિધિ-નિષેધના લક્ષણની પ્રેરણારૂપ આજ્ઞાથી મુક્ત થઈ જાય છે. ખરેખર, આપનો ભક્ત કર્મકાંડનો દાસ ન હોય, એવો ભાવ છે. ॥ ૪૬ ॥

तदुक्तं सर्वमनुमोद्य स्वागमनकारणं सप्रपञ्चं कथयति—**आसन्निति** पञ्चभिः।

તે કહેવામાં આવેલા આખાને અનુમોદન આપીને (ભગવાન) પોતાના આગમનનું કારણ પાંચ શ્લોકથી વિસ્તારપૂર્વક જણાવે છે – **'आसन् इति।'**

श्रीभगवानुवाच

**आसन् मरीचेः षट् पुत्रा ऊर्णायां प्रथमेऽन्तरे।**
**देवाः कं जहसुर्वीक्ष्य सुतां यभितुमुद्यतम्॥ ४७**

**શ્રીભગવાન બોલ્યા** – (પ્રથમ) સ્વાયંભુવ મન્વન્તરમાં પ્રજાપતિ મરીચિનાં પત્ની ઊર્ણામાં (કલામાં) છ પુત્રો થયા હતા, તે દેવો હતા. તેઓએ બ્રહ્માજીને, પોતાની પુત્રીને (વાણી, સરસ્વતીને) મૈથુનથી રમણ કરાવવા તૈયાર થયેલા જોઈને તેમનો ઉપહાસ કર્યો હતો. ॥ ૪૭ ॥

ऊर्णायां भार्यायाम्। प्रथमेऽन्तरे स्वायंभुवमन्वन्तरे देवाः सुतां वाचं यभितुं यब्धुं मैथुनेन रमयितुमुद्यतमुद्युक्तं कं प्रजापतिं जहसुरुपहसितवन्तः ॥ ४७ ॥

**तेनासुरीमगन् योनिमधुनाऽवद्यकर्मणा।**
**हिरण्यकशिपोर्जाता नीतास्ते योगमायया ॥ ४८**

**देवक्या उदरे जाता राजन् कंसविहिंसिताः।**
**सा तान् शोचत्यात्मजान् स्वांस्त इमेऽध्यासतेऽन्तिके ॥ ४९ ॥**

तेनावद्यकर्मणा पापेनासुरीं योनिमगन्नगमन्। अधुना तत्क्षणमेव। हिरण्यकशिपोर्जाता इत्यर्थः ॥ ४८ ॥

ते च योगमायया ततो नीताः सन्तो देवक्या उदरे जाताः। हे राजन् बले, ते च कंसेन विहिंसिताः। सा च तानात्मजान् मत्वा शोचति। ते चेमे तवान्तिकेऽध्यासते ॥ ४९ ॥

**इत एतान् प्रणेष्यामो मातृशोकापनुत्तये।**
**ततः शापाद् विनिर्मुक्ता लोकं यास्यन्ति विज्वराः ॥ ५०**

लोकं देवलोकम् ॥ ५० ॥

**स्मरोद्गीथः परिष्वङ्गः पतङ्गः क्षुद्रभृद् घृणी।**
**षडिमे मत्प्रसादेन पुनर्यास्यन्ति सद्गतिम् ॥ ५१**

स्मरोद्गीथः स्मरसहित उद्गीथः। सद्गतिं मोक्षम्। स्मरस्यैव पूर्वं कीर्तिमानिति नाम। अतः 'कीर्तिमन्तं प्रथमजं कंसायाऽऽनकदुन्दुभिः। अर्पयामास' इत्युक्तम् ॥ ५१ ॥

**'ऊर्णायाम्'** ભાર્યા ઊર્ણામાં (કલામાં) – **'प्रथमे-अन्तरे'** સ્વાયંભુવ મન્વન્તરમાં દેવોએ, પુત્રી વાણીને **'यभितुम्' यब्धुम्** (હોવું જોઈએ.) મૈથુન દ્વારા રમણ કરાવવા **'उद्यतम्'** તૈયાર થયેલા **'कम्'** બ્રહ્માજીને (જોઈને) **'जहसुः'** ઉપહાસ કર્યો હતો. ॥ ૪૭ ॥

તે પાપકર્મથી તેઓ તે જ ક્ષણે આસુરી યોનિમાં ગયા અને હિરણ્યકશિપુના (પુત્રો થઈને) જન્મ્યા હતા. (ત્યાર પછી) યોગમાયા દ્વારા લઈ જવામાં આવેલા તેઓ ॥ ૪૮ ॥ દેવકીના ઉદરમાંથી જન્મ્યા હતા. હે રાજા (બલિ), કંસ દ્વારા તેઓ માર્યા ગયા હતા. તેમને પોતાના પુત્રો માનીને તે દેવકી શોક કરે છે. તે પુત્રો તારી પાસે બેઠા છે. ॥ ૪૯ ॥

**'तेन अवद्यकर्मणा'** તે પાપકર્મથી આસુરી યોનિમાં **'अगन्' अगमन्** (રૂપ થાય.) ગયા છે. **'अधुना'** તે જ ક્ષણે હિરણ્યકશિપુના (પુત્રોરૂપે) જન્મ્યા, એમ અર્થ છે. ॥ ૪૮ ॥

અને ત્યાંથી યોગમાયા દ્વારા લઈ જવામાં આવેલા તેઓ દેવકીના ઉદરમાં જન્મ્યા. હે રાજા બલિ, તેઓ જ કંસ દ્વારા હણાયા અને તેમને પોતાના પુત્રો માનીને તે (દેવકી) શોક કરે છે. તે આ બધા તારી પાસે બેઠા છે. ॥ ૪૯ ॥

માતાનો શોક દૂર કરવા માટે અમે આમને અહીંથી લઈ જઈશું. પછી શાપથી મુક્ત (અને તેથી) સંતાપરહિત થયેલા તેઓ દેવલોકમાં જશે. ॥ ૫૦॥

**'लोकम्'** દેવલોકમાં ॥ ૫૦ ॥

સ્મર, ઉદ્‌ગીથ, પરિષ્વંગ, પતંગ, ક્ષુદ્રભૃત અને ઘૃણી – નામના આ છ મારી કૃપાથી પુનઃ સદ્‌ગતિને પામશે. ॥ ૫૧ ॥

**'स्मरोद्गीथः'** સ્મર સહિત ઉદ્‌ગીથ – **'सद्गतिम्'** મોક્ષને – સ્મરનું નામ જ પૂર્વે કીર્તિમાન હતું, આથી 'વસુદેવજીએ પ્રથમ જન્મેલો કીર્તિમાન કંસને આપ્યો.' (શ્રીમદ્ ભા.૧૦/૧/૫૭) એમ કહેવામાં આવ્યું છે. ॥ ૫૧ ॥

**इत्युक्त्वा तान् समादाय इन्द्रसेनेन पूजितौ ।**
**पुनर्द्वारवतीमेत्य मातुः पुत्रानयच्छताम् ॥ ५२**

अयच्छतामर्पयामासतुः ॥ ५२ ॥

**तान् दृष्ट्वा बालकान् देवी पुत्रस्नेहस्नुतस्तनी ।**
**परिष्वज्यांकमारोप्य मूर्ध्न्यजिघ्रदभीक्ष्णशः ॥ ५३**

॥ ५३ ॥

**अपाययत् स्तनं प्रीता सुतस्पर्शपरिप्लुता ।**
**मोहिता मायया विष्णोर्यया सृष्टिः प्रवर्तते ॥ ५४**

॥ ५४ ॥

**पीत्वाऽमृतं पयस्तस्याः पीतशेषं गदाभृतः ।**
**नारायणाङ्गसंस्पर्शप्रतिलब्धात्मदर्शनाः ॥ ५५**

**ते नमस्कृत्य गोविन्दं देवकीं पितरं बलम् ।**
**मिषतां सर्वभूतानां ययुर्धाम दिवौकसाम् ॥ ५६**

अमृतत्वे हेतुः—गदाभृतः पीतशेषमिति। नारायणाङ्गसंस्पर्शेन प्रतिलब्धं देवा वयमित्यात्म-दर्शनं यैस्ते ॥ ५५ ॥

धाम देवलोकम् ॥ ५६ ॥

**तं दृष्ट्वा देवकी देवी मृतागमननिर्गमम् ।**
**मेने सुविस्मिता मायां कृष्णस्य रचितां नृप ॥ ५७**

मृतानामागमनं निर्गमनं च श्रीकृष्णस्य मायां मेने। तेनैवापत्यादिरूपेण रचिताम् ॥ ५७ ॥

**एवंविधान्यद्भुतानि कृष्णस्य परमात्मनः ।**
**वीर्याण्यनन्तवीर्यस्य सन्त्यनन्तानि भारत ॥ ५८**

॥ ५८ ॥

**(શ્રીશુકદેવજી બોલ્યા –)** એમ કહીને બલિરાજા દ્વારા જેમનું પૂજન કરવામાં આવ્યું તે શ્રીકૃષ્ણ-બલરામજી બંનેએ તેઓને (છ પુત્રોને) લઈ દ્વારકા પાછા આવીને માતાને અર્પણ કર્યા.॥૫૨॥

**'अयच्छताम्'** અર્પણ કર્યા ॥ ૫૨ ॥

તે બાળકોને જોઈને પુત્રસ્નેહથી (દૂધ) ઝરતાં સ્તનોવાળાં દેવી દેવકી તેમને ભેટીને, ખોળામાં બેસાડી વારંવાર તેમનાં મસ્તક સૂંઘવા લાગ્યાં. ॥ ૫૩ ॥ ૫૩ ॥

જેમની માયાથી સૃષ્ટિ પ્રવર્તે છે તે ભગવાન વિષ્ણુની માયાથી મોહિત થયેલાં અને પુત્રોના સ્પર્શથી આનંદમગ્ન થયેલાં દેવકીજીએ પ્રસન્ન થઈને સ્તનપાન કરાવ્યું. ॥ ૫૪ ॥ ૫૪ ॥

ભગવાન ગદાભૃતના (શ્રીકૃષ્ણના) પીધા પછી વધેલા અમૃતમય દૂધનું પાન કરીને શ્રીનારાયણના શ્રીઅંગના સંસ્પર્શથી જેમણે આત્મદર્શન પ્રાપ્ત કર્યું, તેઓ (છયે પુત્રો) શ્રીગોવિંદને, દેવકીજીને, પિતા વસુદેવજીને અને બલરામજીને નમસ્કાર કરીને સર્વ પ્રાણીઓનાં દેખતાં દેવોના ધામમાં ગયા. ॥ ૫૫ ॥ ૫૬ ॥

અમૃત થવામાં કારણ – ગદાધારી ભગવાન શ્રીકૃષ્ણે પાન કર્યા પછી શેષ રહેલા દૂધનું – શ્રીનારાયણના શ્રીઅંગના સંસ્પર્શથી 'અમે દેવો છીએ.' એવું આત્મદર્શન પ્રાપ્ત કરવામાં આવ્યું છે જેમના દ્વારા તેઓ (પુત્રો) ॥ ૫૫ ॥

**'धाम'** દેવલોકમાં ॥ ૫૬ ॥

મૃત પુત્રોનું તે આવવું અને પાછા ચાલ્યા જવું જોઈને અતિ આશ્ચર્ય પામેલાં દેવી દેવકીએ, હે રાજા (પરીક્ષિત), તેને શ્રીકૃષ્ણની રચેલી માયા માની. ॥ ૫૭ ॥

(દેવી દેવકીએ) મરેલાઓના આવવા અને પાછા જવાને શ્રીકૃષ્ણની માયા માની. તે સંતાનો વગેરેરૂપે જ રચેલી (માયા)ને ॥ ૫૭ ॥

હે ભારત (પરીક્ષિત), અનંત પરાક્રમવાળા પરમાત્મા શ્રીકૃષ્ણનાં આવાં અનંત અદ્ભુત પરાક્રમો છે. ॥ ૫૮ ॥ ૫૮ ॥

सूत उवाच

**य इदमनुश्रृणोति श्रावयेद् वा मुरारे-**
**श्चरितममृतकीर्तेर्वर्णितं व्यासपुत्रैः।**
**जगदघभिदलं तद्भक्तसत्कर्णपूरं**
**भगवति कृतचित्तो याति तत्क्षेमधाम॥ ५९**

(छंद—मालिनी)

अमृतं कीर्तिर्यस्य तस्य। व्यासपुत्रैरिति बहुवचनं पूजार्थम्। जगतामघं भिनत्तीति तथा तत्। अलं निःशेषं यथा भवति तथा न कृच्छ्रादिवदिति। तदेवं मोक्षहेतुत्वं पापक्षयहेतुत्वं चोक्तम्। तद्भक्तानां तु सत्कर्णपूरं परमसुखावहं कर्णाभरणमिति स्वयं सुखरूपतामाह। किंच भगवति कृतमावेशितं चित्तं येन स तथा भूत्वा तस्य क्षेमधाम कालादिभयरहितं लोकं यातीति॥ ५९॥

**સૂતજી બોલ્યા** – વ્યાસનંદન શ્રીશુકદેવજી દ્વારા વર્ણિત, અમૃતરૂપ કીર્તિવાળા મુરારિ શ્રીકૃષ્ણનું, જગતનાં (શ્રવણકીર્તનપરાયણ જનોનાં) પાપને સંપૂર્ણપણે હરી લેનારું તથા તેમના ભક્તોને પરમ સુખ આપનારું કર્ણાભૂષણરૂપ આ ચરિત્ર જે શ્રવણ કરે છે અથવા શ્રવણ કરાવે છે, તે ભગવાનમાં સ્થિર ચિત્તવાળો થઈ ભગવાનના, કાળ વગેરે ભયથી રહિત ધામમાં જાય છે. ॥ ૫૯ ॥

અમૃતરૂપ કીર્તિ છે જેમની તેમનું (ચરિત્ર) – **વ્યાસપુત્રૈઃ**' એમ બ.વ. શ્રીશુકદેવજીને માનાર્થે કહેવાયું છે – જગતના પાપને દૂર કરે છે તેવું તે (ચરિત્ર) – '**અલમ્**' સંપૂર્ણપણે જેમ પાપનો નાશ થાય તેમ પાપનો નાશ કરે છે, નહીં કે કૃચ્છ્રચાંદ્રાયણ વગેરે વ્રતોની જેમ (પ્રયોગમાં કહેલાં પાપોનો જ નાશ કરે છે.) – આમ, આ ચરિત્ર મોક્ષના કારણરૂપ અને પાપનો નાશ કરવાના કારણરૂપ કહેવાયું. તેમના ભક્તોને તો (આ ચરિત્રનું શ્રવણ) '**सत्कर्णपूरम्**' પરમ સુખ આપનારું કર્ણાભૂષણ છે, એમ આ ચરિત્ર સ્વયં સુખરૂપ છે, એમ કહે છે. વળી, ભગવાનમાં સ્થાપિત કરવામાં આવ્યું છે ચિત્ત જેના દ્વારા તેવો બનીને તે તેમના '**क्षेमधाम**' કાળ વગેરે ભયથી રહિત એવા લોકમાં જાય છે. ॥ ૫૯ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे उत्तरार्धे मृताग्रजानयनं नाम पञ्चाशीतितमोऽध्यायः॥ ८५॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे उत्तरार्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां पञ्चाशीतितमोऽध्यायः॥ ८५॥

❋❋❋❋❋

# अथ षडशीतितमोऽध्यायः

## અર્જુન દ્વારા સુભદ્રાહરણ અને ભગવાનની ભક્તો પર કૃપા

षडशीतितमे दम्भात्सुभद्रामर्जुनोऽहरत्।
गत्वा च मिथिलां कृष्णो नृपविप्रावनन्दयत्॥ १॥

અર્જુને સુભદ્રાનું (મિથ્યા અનુષ્ઠાનરૂપ) દંભથી હરણ કર્યું, (તે કથા) અને શ્રીકૃષ્ણે મિથિલા જઈને રાજા અને બ્રાહ્મણને પ્રસન્ન કર્યા, (તે કથા) છ્યાશીમા અધ્યાયમાં છે. ॥ ૧ ॥

पित्रोः स्वज्ञानमादिश्य सुभद्रां फाल्गुनाय च।
जगाम मिथिलां कृष्णः स्वभक्तप्रियकृत्ततः॥ २॥

માતા-પિતાને પોતાનું જ્ઞાન આપીને અને અર્જુનને સુભદ્રા આપીને પોતાના ભક્તોનું પ્રિય કરનાર શ્રીકૃષ્ણ પછી મિથિલા પધાર્યા.॥ ૨ ॥

देवक्या मृतपुत्रलाभवदर्जुनस्य सुभद्रा-लाभोऽपि रामप्रातिकूल्याद्दुर्घट इति मन्यमानः प्रसङ्गात् पृच्छति—**ब्रह्मन्निति**।

राजोवाच

**ब्रह्मन् वेदितुमिच्छामः स्वसारं रामकृष्णयोः।**
**यथोपयेमे विजयो या ममासीत् पितामही॥ १**

॥ १ ॥

श्रीशुक उवाच

**अर्जुनस्तीर्थयात्रायां पर्यटन्नवनीं प्रभुः।**
**गतः प्रभासमशृणोन्मातुलेयीं स आत्मनः॥ २**

॥ २ ॥

**दुर्योधनाय रामस्तां दास्यतीति न चापरे।**
**तल्लिप्सुः स यतिर्भूत्वा त्रिदण्डी द्वारकामगात्॥ ३**

कथमशृणोत्—दुर्योधनायेति। अपरे वसुदेवादयो न दास्यन्तीति। तल्लिप्सुस्तस्या मातुलेय्या लिप्सुः। रामं वञ्चयितुं पूज्यतमं त्रिदण्डिवेषं विधाय गत इत्याह—स यतिरिति ॥ ३ ॥

**तत्र वै वार्षिकान् मासानवात्सीत् स्वार्थसाधकः।**
**पौरैः सभाजितोऽभीक्ष्णं रामेणाजानता च सः॥ ४**

स्वार्थसाधकः कन्यां प्रेप्सुः॥ ४॥

**एकदा गृहमानीय आतिथ्येन निमन्त्र्य तम्।**
**श्रद्धयोपहृतं भैक्ष्यं बलेन बुभुजे किल॥ ५**

દેવકીને જેમ મૃત પુત્રો પ્રાપ્ત થયા તેમ અર્જુનને સુભદ્રાની પ્રાપ્તિ થાય તેમાં બલરામજી વિરુદ્ધ હોવાથી તે અસંભવિત હતું, એમ માનતા રાજા પરીક્ષિત પ્રસંગોપાત્ત તે પૂછે છે – **'ब्रह्मन् इति।'**

**રાજા (પરીક્ષિત) બોલ્યા** – હે વિપ્રવર્ય, શ્રીકૃષ્ણ-બલરામનાં બહેન, જે મારાં દાદી હતાં, તેમને અર્જુન જે રીતે પરણ્યા હતા તે અમે જાણવા ઈચ્છીએ છીએ. ॥ ૧ ॥ ૧ ॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – તીર્થયાત્રા માટે પૃથ્વી પર પર્યટન કરતા, પ્રભાસ ગયેલા સમર્થ અર્જુને સાંભળ્યું કે પોતાના મામાની પુત્રી (સુભદ્રા)ને બલરામજી દુર્યોધન સાથે પરણાવશે, પણ (વસુદેવજી વગેરે) બીજા તેને ત્યાં નહીં આપે. (તેથી) તેને (સુભદ્રાને) પ્રાપ્ત કરવા ઈચ્છતા અર્જુન ત્રિદંડી સંન્યાસી થઈ દ્વારકા ગયા. ॥ ૨ ॥ ૩ ॥ ૨ ॥

(અર્જુને) કેવી રીતે સાંભળ્યું? – **'दुर्योधनाय इति।'** વસુદેવજી વગેરે બીજા (દુર્યોધનને સુભદ્રા) નહીં આપે. **'तल्लिप्सुः'** તે મામાની દીકરીને પ્રાપ્ત કરવા ઈચ્છતા અર્જુન બલરામજીને છેતરવા માટે અત્યંત પૂજ્ય એવો ત્રિદંડી સંન્યાસીનો વેશ લઈને (દ્વારકા) ગયા, એમ કહે છે – **'सः यतिः इति।'** ॥ ૩ ॥

(કન્યાને પ્રાપ્ત કરવાની ઈચ્છારૂપ) સ્વાર્થ સાધનાર અર્જુને ચોમાસાના (ચાર) મહિના ત્યાં નિવાસ કર્યો. નગરજનો દ્વારા અને તેમને ન ઓળખતા બલરામજી દ્વારા પણ તેમનો વારંવાર સત્કાર કરવામાં આવતો. ॥ ૪ ॥

કન્યાને પ્રાપ્ત કરવાની ઈચ્છારૂપ સ્વાર્થ સાધનાર (અર્જુને) ॥ ૪ ॥

એક દિવસ તેમને અતિથિ તરીકે નિમંત્રીને, ઘરમાં લાવીને બલરામજી દ્વારા શ્રદ્ધાપૂર્વક પીરસેલા અન્નનું અર્જુન ભોજન કરવા લાગ્યા. ॥ ૫ ॥

तमातिथ्येन निमन्त्र्य गृहमानीय बलेन यच्छ्रद्धयोपहृतं परिविष्टं तद्भैक्ष्यं किलार्जुनो बुभुजे इत्यन्वयः॥ ५॥

**सोऽपश्यत्तत्र महतीं कन्यां वीरमनोहराम्।**
**प्रीत्युत्फुल्लेक्षणस्तस्यां भावक्षुब्धं मनो दधे॥ ६**

भावेन रत्यभिप्रायेण क्षुभितं मनो दधे॥ ६॥

**सापि तं चकमे वीक्ष्य नारीणां हृदयङ्गमम्।**
**हसन्ती व्रीडितापाङ्गी तन्न्यस्तहृदयेक्षणा॥ ७**

व्रीडितापाङ्गी सव्रीडकटाक्षा। तस्मिन्नेव न्यस्तं हृदयमीक्षणं च यया सा॥ ७॥

**तां परं समनुध्यायन्नन्तरं प्रेप्सुरर्जुनः।**
**न लेभे शं भ्रमच्चित्तः कामेनातिबलीयसा॥ ८**

अन्तरं हर्तुमवसरं प्रेप्सुः प्राप्तुमिच्छुः। कामेन भ्रमच्चित्तं यस्य सः। शं रामादिसन्मान–निमित्तं सुखम्॥ ८॥

**महत्यां देवयात्रायां रथस्थां दुर्गनिर्गताम्।**
**जहारानुमतः पित्रोः कृष्णस्य च महारथः॥ ९**

॥ ९॥

**रथस्थो धनुरादाय शूरांश्चारुन्धतो भटान्।**
**विद्राव्य क्रोशतां स्वानां स्वभागं मृगराडिव॥ १०**

તેમને અતિથિ તરીકે નિમંત્રીને, ઘરમાં લાવીને બલરામજી દ્વારા જે શ્રદ્ધાપૂર્વક પીરસવામાં આવ્યું હતું, તે ભિક્ષાના અન્નનું અર્જુન ભોજન કરવા લાગ્યા, એમ અન્વય છે ॥ ૫ ॥

તે અર્જુને ત્યાં વીર પુરુષોના મનને હરી લેનારી કિશોરી કન્યાને જોઈ. (તેને જોઈને) પ્રીતિથી પ્રફુલ્લ નેત્રોવાળા અર્જુને પ્રેમથી વ્યાકુળ થયેલું મન તેનામાં લગાડી દીધું. ॥ ૬ ॥

(પ્રેમરૂપી) ભાવથી અર્થાત્ કામના અભિપ્રાયથી વ્યાકુળ થયેલું મન તેનામાં લગાડી દીધું. ॥ ૬ ॥

તે અર્જુનમાં જેનાં મન અને નયન લાગી ગયાં છે તેવી હાસ્ય કરતી, લજ્જાયુક્ત નેત્રકટાક્ષવાળી તે (સુભદ્રા), સ્ત્રીઓનાં મનને હરી લેનાર તે (અર્જુન)ને જોઈને તેની કામના કરવા લાગી. ॥ ૭॥

**'व्रीडितापाङ्गी'** લજ્જાયુક્ત નેત્રકટાક્ષવાળી, તે અર્જુનમાં જ લગાડાયાં છે મન અને નયન જેના દ્વારા તે ॥ ૭ ॥

કેવળ તે કન્યાનું જ ચિંતન કરતો અને તેને હરી જવાની તક મેળવવા ઇચ્છતો તેમ જ અતિ બળવાન કામથી ભમતા ચિત્તવાળો અર્જુન (બલરામજી વગેરે દ્વારા અપાયેલા આતિથ્ય) સુખને માણી શક્યો નહીં. ॥ ૮ ॥

(સુભદ્રાનું) હરણ કરવા માટેની **'अन्तरम्'** તક મેળવવા ઇચ્છતો – કામથી ભમતું ચિત્ત છે જેનું તે અર્જુન – **'शम्'** બલરામજી વગેરે દ્વારા અપાયેલા સન્માનને કારણે થતા સુખને ॥ ૮ ॥

એક વખત દેવયાત્રામહોત્સવમાં રથમાં બેસીને કિલ્લાની બહાર નીકળેલી (સુભદ્રા)ને, માતા-પિતા દેવકી-વસુદેવજી અને શ્રીકૃષ્ણની અનુમતિ પ્રાપ્ત કરેલા મહારથી અર્જુન હરી ગયા. ॥ ૯ ॥ ૯ ॥

ચોતરફથી (અર્જુનને) અટકાવતા યોદ્ધાઓને ધનુષ્ય લઈને નસાડતો, રથમાં બેઠેલો અર્જુન બૂમો પાડતા પોતાના યાદવ સ્વજનોની વચ્ચેથી સિંહ પોતાનો ભાગ લઈ જાય તેમ (કન્યાને હરીને લઈ ગયો).॥ ૧૦ ॥

आसमन्ताद्रुन्धत आवरणं कुर्वतः ॥ १० ॥

ચારે બાજુથી **'रुन्धतः'** અટકાવતા યોદ્ધાઓને ॥ ૧૦ ॥

**तच्छ्रुत्वा क्षुभितो रामः पर्वणीव महार्णवः ।**
**गृहीतपादः कृष्णेन सुहृद्भिश्चान्वशाम्यत ॥ ११ ॥**

પૂર્ણિમાના દિવસે મહાસાગર ખળભળી ઊઠે તેમ તે સાંભળીને ક્રોધિત થઈ ગયેલા બલરામજી, શ્રીકૃષ્ણ દ્વારા અને સ્વજનો દ્વારા ચરણ પકડવામાં આવ્યાં હોઈ શાંત થયા. ॥ ૧૧ ॥ ૧૧ ॥

॥ ११ ॥

**प्राहिणोत् पारिबर्हाणि वरवध्वोर्मुदा बलः ।**
**महाधनोपस्करेभरथाश्वनरयोषितः ॥ १२ ॥**

(શ્રીકૃષ્ણની સંમતિથી જ હરણ કર્યું છે, તેમાં અર્જુનનો દોષ નથી, એ કારણે) બલરામજીએ વરવધૂને પ્રસન્નતાપૂર્વક બહુમૂલ્ય રાચ-રચીલાં, હાથી, ઘોડા, રથો, દાસો, દાસીઓ (વગેરે) પહેરામણીઓ મોકલી. ॥ ૧૨ ॥

पारिबर्हाणि वरवध्वोः प्रीतिदेयानि ॥ १२ ॥

વરવધૂને પ્રેમથી આપવા યોગ્ય પહેરામણીઓ ॥ ૧૨ ॥

**श्रीशुक उवाच**

**कृष्णस्यासीद् द्विजश्रेष्ठः श्रुतदेव इति श्रुतः ।**
**कृष्णैकभक्त्या पूर्णार्थः शान्तः कविरलम्पटः ॥ १३ ॥**

**શ્રીશુકદેવજી બોલ્યા** – શ્રીકૃષ્ણમાં અનન્ય ભક્તિ હોવાને કારણે પરિપૂર્ણ મનોરથવાળો, વિષયાસક્તિરહિત, શાંત, વિદ્વાન એવો શ્રુતદેવ નામનો શ્રીકૃષ્ણનો એક શ્રેષ્ઠ બ્રાહ્મણ ભક્ત હતો. ॥ ૧૩ ॥ ૧૩ ॥

॥ १३ ॥

**स उवास विदेहेषु मिथिलायां गृहाश्रमी ।**
**अनीहयाऽऽगताहार्यनिर्वर्तितनिजक्रियः ॥ १४ ॥**

ઉદ્યમ વિના (અનાયાસે) પ્રાપ્ત થયેલા અન્નથી પોતાની આજીવિકા સંપન્ન કરતો તે ગૃહસ્થાશ્રમી બ્રાહ્મણ વિદેહ રાજ્યની મિથિલા નગરીમાં નિવાસ કરતો હતો. ॥ ૧૪ ॥

अनीहयाऽनुद्यमेनैवागतं यदाहार्यं भोज्यं तेन निर्वर्तिता निजाः क्रिया येन सः ॥ १४ ॥

**'अनीहया'** ઉદ્યમ વિના જ પ્રાપ્ત થયેલું **'आहार्यम्'** જે ભોજન કરવા યોગ્ય અન્ન, તેનાથી સંપન્ન કરવામાં આવતી હતી આજીવિકારૂપ ક્રિયાઓ જેના દ્વારા તે બ્રાહ્મણ ॥ ૧૪ ॥

**यात्रामात्रं त्वहरहर्दैवादुपनमत्युत ।**
**नाधिकं तावता तुष्टः क्रियाश्चक्रे यथोचिताः ॥ १५ ॥**

શરીર વગેરેના નિર્વાહ પૂરતું જ અન્ન તેને પ્રતિદિન મળી રહેતું; તેનાથી વધારે નહીં, પરંતુ તેટલાથી સંતુષ્ટ રહી તે યથાયોગ્ય કર્તવ્યો કરતો. ॥ ૧૫ ॥

यात्रामात्रं शरीरादिनिर्वाहमात्रं भोज्यमुपनमति तं प्रत्यागच्छति ॥ १५ ॥

**'यात्रामात्रम्'** શરીર વગેરેના નિર્વાહ પૂરતું જ અન્ન **'उपनमति'** તેની પાસે આવી જતું. ॥ ૧૫ ॥

**तथा तद्राष्ट्रपालोऽङ्ग बहुलाश्व इति श्रुतः ।**
**मैथिलो निरहम्मान उभावप्यच्युतप्रियौ ॥ १६**

मिथिलस्य जनकस्य वंश्यो मैथिलः ॥ १६ ॥

हे રાજા (પરીક્ષિત), તેવી જ રીતે તે વિદેહનો બહુલાશ્વ નામનો જનકવંશી, નિરહંકારી રાષ્ટ્રપાલક રાજા હતો. આ બંને પણ અચ્યુત ભગવાનને પ્રિય હતા. ॥ ૧૬ ॥

(મિથિલાના રાજા) મિથિલનો અર્થાત્ જનકનો વંશજ **'मैथिलः'** ॥ ૧૬ ॥

**तयोः प्रसन्नो भगवान् दारुकेणाहृतं रथम् ।**
**आरुह्य साकं मुनिभिर्विदेहान् प्रययौ प्रभुः ॥ १७**

प्रभुरेव स्वयं विदेहान्देशान् प्रययौ ॥ १७ ॥

ભગવાન શ્રીકૃષ્ણ પ્રભુ તે બંને ઉપર પ્રસન્ન થઈ, દારુકે આણેલા રથમાં બેસીને મુનિઓ સાથે વિદેહ રાજ્યમાં પધાર્યા. ॥ ૧૭ ॥

સ્વયં પ્રભુ જ વિદેહ રાજ્યમાં પધાર્યા.॥ ૧૭ ॥

**नारदो वामदेवोऽत्रिः कृष्णो रामोऽसितोऽरुणिः ।**
**अहं बृहस्पतिः कण्वो मैत्रेयश्च्यवनादयः ॥ १८**

कृष्णो व्यासः । रामो भार्गवः । अहं शुकः । एवमादिभिः सह ॥ १८ ॥

નારદજી, વામદેવ, અત્રિ, કૃષ્ણ દ્વૈપાયન વ્યાસ, પરશુરામ, અસિત, આરુણિ, હું (શુકદેવ), બૃહસ્પતિ, કણ્વ, મૈત્રેય તથા ચ્યવન વગેરે ઋષિઓ સાથે હતા. ॥ ૧૮ ॥

આમ, **'कृष्णः'** વ્યાસજી, **'रामः'** પરશુરામ (ભાર્ગવ રામ), **'अहम्'** હું શુકદેવ વગેરે સાથે ॥ ૧૮ ॥

**तत्र तत्र तमायान्तं पौरा जानपदा नृप ।**
**उपतस्थुः सार्घहस्ता ग्रहैः सूर्यमिवोदितम् ॥ १९**

॥ १९ ॥

હે રાજા (પરીક્ષિત), દરેક સ્થળે નગરવાસીઓ અને ગ્રામવાસીઓ હાથમાં પૂજાસામગ્રી લઈ ગ્રહો સાથે ઉદય પામેલા સૂર્યની જેમ આવી રહેલા શ્રીકૃષ્ણની પૂજા-સ્તુતિ કરતા હતા. ॥ ૧૯ ॥ ૧૯॥

**आनर्तधन्वकुरुजाङ्गलकंकमत्स्य-**
**पांचालकुन्तिमधुकेकयकोसलार्णाः ।**
**अन्ये च तन्मुखसरोजमुदारहास-**
**स्निग्धेक्षणं नृप पपुर्दृशिभिर्नृनार्यः ॥ २०**

आनर्ताद्यर्णान्तास्तद्देशवर्तिनो नृनार्यः । उदारहासं स्निग्धमीक्षणं यस्मिंस्तत् । दृशिभिर्नेत्रैः ॥ २० ॥

હે રાજા (પરીક્ષિત)! આનર્ત, ધન્વ, કુરુજાંગલ, કંક, મત્સ્ય, પાંચાલ, કુંતી, મધુ, કેકય, કોસલ, અર્ણ તથા અન્ય દેશોનાં નર-નારીઓ તેમના (ભગવાનના) ઉદાર હાસ્ય અને સ્નેહાળ દૃષ્ટિવાળા મુખસરોજનું આંખોથી પાન કરતાં હતાં. ॥ ૨૦ ॥

આનર્તથી માંડીને અર્ણ સુધીના તે દેશોમાં રહેતાં નર-નારીઓ – જેમાં ઉદાર હાસ્ય અને સ્નેહાળ દૃષ્ટિપાત છે તે (મુખસરોજનું) – **'दृशिभिः'** નેત્રોથી ॥ ૨૦ ॥

**तेभ्यः स्ववीक्षणविनष्टतमिस्रदृग्भ्यः**
**क्षेमं त्रिलोकगुरुरर्थदृशं च यच्छन् ।**
**शृण्वन् दिगन्तधवलं स्वयशोऽशुभघ्नं**
**गीतं सुरैर्नृभिरगाच्छनकैर्विदेहान् ॥ २१**

ત્રણે લોકના ગુરુ ભગવાન શ્રીકૃષ્ણ પોતાના દૃષ્ટિપાતથી નાશ પામેલી અજ્ઞાન દૃષ્ટિવાળા તે લોકોને અભય તથા તત્ત્વજ્ઞાન આપતા, દેવો અને મનુષ્યો દ્વારા ગવાયેલા, પાપોનો નાશ કરનારા દિગંતવ્યાપી ઉજ્જવળ યશને સાંભળતાં ધીમે ધીમે વિદેહ રાજ્યમાં પહોંચ્યા. ॥ ૨૧ ॥

स्ववीक्षणेनैव विनष्टतमिस्रा दृग्येषां तेभ्यः। क्षेममभयमर्थदृशं तत्त्वज्ञानं च॥ २१॥

**तेऽच्युतं प्राप्तमाकर्ण्य पौरा जानपदा नृप।**
**अभीयुर्मुदितास्तस्मै गृहीतार्हणपाणयः॥ २२**

अभीयुः प्रत्युज्जग्मुः॥ २२॥

**दृष्ट्वा त उत्तमश्लोकं प्रीत्युत्फुल्लाननाशयाः।**
**कैर्धृतांजलिभिर्नेमुः श्रुतपूर्वांस्तथा मुनीन्॥**
**॥ २३॥**

प्रीत्योत्फुल्लान्याननान्याशया अन्तःकरणानि च येषां ते। कैः शिरोभिः॥ २३॥

**स्वानुग्रहाय सम्प्राप्तं मन्वानौ तं जगद्गुरुम्।**
**मैथिलः श्रुतदेवश्च पादयोः पेततुः प्रभोः॥ २४**
॥ २४॥

**न्यमन्त्रयेतां दाशार्हमातिथ्येन सह द्विजैः।**
**मैथिलः श्रुतदेवश्च युगपत् संहतांजली॥ २५**
॥ २५॥

**भगवांस्तदभिप्रेत्य द्वयोः प्रियचिकीर्षया।**
**उभयोराविशद् गेहमुभाभ्यां तदलक्षितः॥ २६**

तदभिप्रेत्याङ्गीकृत्य तत्तदोभाभ्यामपि ताभ्यां मद्गृहादन्यस्य गेहं यातीत्यलक्षितोऽविदितः। यद्वा उभाभ्यां रूपाभ्यां तदलक्षितस्ताभ्यामलक्षित इति॥ २६॥

પોતાના દૃષ્ટિપાતથી જ નાશ પામેલી અજ્ઞાનદૃષ્ટિ છે જેમની તે લોકોને – **'क्षेमम्'** અભયને અને **'अर्थदृशम्'** તત્ત્વજ્ઞાનને ॥ ૨૧ ॥

હે નૃપ (પરીક્ષિત), શ્રીઅચ્યુતને પધારેલા સાંભળીને આનંદિત થયેલા નગરવાસીઓ અને ગ્રામવાસીઓ તેમને માટે હાથમાં પૂજા-સામગ્રી લઈને સામૈયું કરવા આવ્યા. ॥ ૨૨ ॥

**'अभि-ईयुः'** સામૈયું કરવા આવ્યા.॥ ૨૨ ॥

ઉત્તમ કીર્તિવાળા શ્રીકૃષ્ણને નિહાળી પ્રીતિથી પ્રફુલ્લ બનેલાં મુખ અને હૃદયવાળા તેઓ અંજલિબદ્ધ થઈને મસ્તકોથી તેમને તથા પૂર્વે શ્રવણ કરેલા મુનિઓને પ્રણામ કરવા લાગ્યા. ॥ ૨૩ ॥

પ્રીતિથી પ્રફુલ્લ બનેલાં મુખ અને **'आशयाः'** અંતઃકરણો છે જેમનાં તેઓ – **'कैः'** શેનાથી? મસ્તકોથી ॥ ૨૩ ॥

મિથિલાનરેશ બહુલાશ્વ તથા શ્રુતદેવ (બ્રાહ્મણ) એ બંને જગદ્ગુરુ તે શ્રીકૃષ્ણને પોતાના ઉપર અનુગ્રહ કરવા પધારેલા માનીને પ્રભુના ચરણમાં પડ્યા. ॥ ૨૪ ॥ ૨૪ ॥

મિથિલાનરેશ અને શ્રુતદેવ બન્નેએ હાથ જોડીને એક સાથે બ્રાહ્મણો સહિત દાશાર્હ શ્રીકૃષ્ણને આતિથ્ય સ્વીકારવા નિમંત્રણ આપ્યું.॥ ૨૫ ॥ ૨૫ ॥

તે સ્વીકારીને બંનેનું પ્રિય કરવાની ઇચ્છાથી, બંને દ્વારા એકબીજાના ગૃહમાં પ્રવેશતા જોઈ ન શકાય તેમ (બે સ્વરૂપો લઈને) ભગવાન બંનેના ગૃહે પધાર્યા. ॥ ૨૬ ॥

તે **'अभिप्रेत्य'** સ્વીકારીને ભગવાન **'तद्'** ત્યારે તે બન્ને દ્વારા 'મારા ઘર સિવાય બીજાના ઘરમાં પ્રવેશે છે.' એમ નહીં જણાયેલા – અથવા તે બંને રૂપો દ્વારા **'तदलक्षितः'** તે બંને જણ વડે નહીં જણાયેલા ॥ ૨૬ ॥

**श्रोतुमप्यसतां दूरान् जनकः स्वगृहागतान्।**
**आनीतेष्वासनाग्र्येषु सुखासीनान् महामनाः ॥ २७**
॥ २७ ॥

**प्रवृद्धभक्त्या उद्धर्षहृदयास्त्राविलेक्षणः।**
**नत्वा तदङ्घ्रीन् प्रक्षाल्य तदपो लोकपावनीः ॥ २८**
**सकुटुम्बो वहन् मूर्ध्ना पूजयांचक्र ईश्वरान्।**
**गन्धमाल्याम्बराकल्पधूपदीपार्घगोवृषैः ॥ २९**

उद्धर्षमुद्गतहर्षं हृदयं यस्य, अस्त्रैराविले क्लिन्ने ईक्षणे यस्य सः, स च स च॥ २८॥ ईश्वरान्। ईश्वरं तत्तुल्यांश्चेत्यर्थः ॥ २९॥

**वाचा मधुरया प्रीणन्निदमाहान्नतर्पितान्।**
**पादावंकगतौ विष्णोः संस्पृशन् शनकैर्मुदा॥ ३०**

प्रीणन्प्रीणयन्। संस्पृशन्संमर्दयन्॥ ३०॥

**राजोवाच**

**भवान् हि सर्वभूतानामात्मा साक्षी स्वदृग् विभो।**
**अथ नस्त्वत्पदाम्भोजं स्मरतां दर्शनं गतः॥ ३१**

आत्मा चेतयिता। साक्षी प्रकाशकः। स्वदृक् स्वप्रकाशः। अथातः कारणात्॥ ३१॥

**स्ववचस्तदृतं कर्तुमस्मद्दृग्गोचरो भवान्।**
**यदात्थैकान्तभक्तान्मे नानन्तः श्रीरजः प्रियः॥ ३२**

अनन्तो बन्धुरपि, श्रीर्भार्याऽपि, अजः पुत्रोऽपि॥ ३२॥

વધેલી ભક્તિથી હર્ષવિભોર હૃદયવાળા, હર્ષાશ્રુથી આર્દ્ર બનેલાં નેત્રોવાળા, ઉદાર મનવાળા જનકવંશી બહુલાશ્વે પોતાને ગૃહે પધારેલા, દુર્જનોને શ્રવણ કરવા માટે પણ (અતિ) દૂર, આણેલાં શ્રેષ્ઠ આસનો પર બિરાજેલા તે શ્રીકૃષ્ણને તથા સમર્થ મુનિજનોને નમન કરીને, તેમના ચરણ પખાળી લોકોને પાવન કરનારું તે ચરણોદક સહકુટુંબ મસ્તક પર ધારણ કરતા, ચંદન-પુષ્પો-વસ્ત્રો-અલંકારો-ધૂપ-દીપ-અર્ઘ્ય-ગાયો-બળદો અર્પણ કરવા દ્વારા તેમનું પૂજન કર્યું. ॥ ૨૭ ॥ ૨૮ ॥ ૨૯ ॥ ૨૭ ॥

**'उत्-हर्षम्'** હર્ષવિભોર હૃદય છે જેમનું તે અને અશ્રુઓથી **'आविले'** આર્દ્ર નેત્રો છે જેમનાં તે રાજા ॥ ૨૮ ॥ **'ईश्वरान्'** ઈશ્વર, સમર્થ અને તેમના જેવા મુનિજનોને ॥ ૨૯ ॥

અન્નથી તૃપ્ત કરાયેલા તે મુનિજનોને મધુર વાણીથી પ્રસન્ન કરતા અને અંકમાં પધરાવેલા શ્રીવિષ્ણુના ચરણોને ધીમે ધીમે પસવારતા રાજા બહુલાશ્વ આનંદથી કહેવા લાગ્યા. ॥ ૩૦ ॥

**'प्रीणन्' प्रीणयन्** પ્રસન્ન કરતા, **'संस्पृशन्'** પસવારતા ॥ ૩૦ ॥

**રાજા બોલ્યા** – હે વિભુ, આપ સર્વ પ્રાણીઓના આત્મા, સાક્ષી અને સ્વપ્રકાશરૂપ છો, આથી (જ) આપના ચરણકમળનું સ્મરણ કરતા અમને આપે દર્શન દીધાં છે. ॥ ૩૧ ॥

**'आत्मा'** ચેતન બનાવનાર **'साक्षी'** પ્રકાશક, **'स्वदृक्'** સ્વપ્રકાશ – **'अथ'** આ કારણથી ॥ ૩૧॥

આપ જે કહો છો કે 'મારા એકાંત ભક્ત કરતાં મને (ભાઈ) અનંત (બલરામજી), (પત્ની) લક્ષ્મીજી કે (પુત્ર) બ્રહ્માજી પણ પ્રિય નથી.' પોતાનું તે વચન સત્ય કરવા માટે આપ અમને દૃષ્ટિગોચર થયા છો. ॥ ૩૨ ॥

ભાઈ અનંત, ભાર્યા લક્ષ્મીજી અને **'अजः'** પુત્ર બ્રહ્માજી પણ ॥ ૩૨ ॥

को नु त्वच्चरणाम्भोजमेवंविद् विसृजेत् पुमान्।
निष्किंचनानां शान्तानां मुनीनां यस्त्वमात्मदः॥ ३३
॥ ३३ ॥

નિષ્કિંચન (સર્વ તરફથી વિરક્ત) એવા શાંત મુનિઓને આપ પોતાની જાત પણ આપી દેનારા છો, આ પ્રમાણે જાણનારો કયો મનુષ્ય આપના ચરણકમળનો ત્યાગ કરે? ॥ ૩૩ ॥ ૩૩ ॥

योऽवतीर्य यदोर्वंशे नृणां संसरतामिह।
यशो वितेने तच्छान्त्यै त्रैलोक्यवृजिनापहम्॥ ३४

અહીં સંસારમાં જન્મ-મરણાદિ અનુભવતાં પ્રાણીઓના સંસારને દૂર કરવા માટે, આપે યદુવંશમાં અવતાર લઈને ત્રણે લોકનાં પાપોનો નાશ કરનાર યશ વિસ્તાર્યો છે. ॥ ૩૪ ॥

तच्छान्त्यै संसारोपशमाय॥ ३४॥

**'तत्-शान्त्यै'** તે સંસારને દૂર કરવા માટે ॥ ૩૪ ॥

नमस्तुभ्यं भगवते कृष्णायाकुण्ठमेधसे।
नारायणाय ऋषये सुशान्तं तप ईयुषे॥ ३५
॥ ३५ ॥

અસ્ખલિત જ્ઞાનશક્તિવાળા ભગવાન શ્રીકૃષ્ણને નમસ્કાર. અત્યંત શાંત તપશ્ચર્યા કરનાર નારાયણ ઋષિ એવા આપને નમસ્કાર. ॥ ૩૫ ॥ ૩૫ ॥

दिनानि कतिचिद् भूमन् गृहान् नो निवस द्विजैः।
समेतः पादरजसा पुनीहीदं निमेः कुलम्॥ ३६

હે સર્વવ્યાપક! ભૂદેવો સહિત આપ થોડા દિવસ અમારા ગૃહે નિવાસ કરો અને આપની ચરણરજથી નિમિરાજાના આ કુળને પાવન કરો. ॥ ૩૬ ॥

गृहान्। गृहेष्वित्यर्थः॥ ३६॥

**'गृहान्'** ઘરોમાં, એમ અર્થ છે. ॥ ૩૬ ॥

इत्युपामन्त्रितो राज्ञा भगवाँल्लोकभावनः।
उवास कुर्वन् कल्याणं मिथिलानरयोषिताम्॥ ३७
॥ ३७॥

આ પ્રમાણે રાજા દ્વારા પ્રાર્થના કરવામાં આવેલા જગતના પાલનકર્તા ભગવાન મિથિલાનાં નર-નારીઓનું કલ્યાણ કરતા ત્યાં રહ્યા. ॥ ૩૭ ॥ ॥ ૩૭ ॥

श्रुतदेवोऽच्युतं प्राप्तं स्वगृहान् जनको यथा।
नत्वा मुनीन् सुसंहृष्टो धुन्वन् वासो ननर्त ह॥ ३८

(આ બાજુ) શ્રુતદેવ (બ્રાહ્મણ પણ) જનકવંશી બહુલાશ્વની જેમ પોતાના ગૃહે પધારેલા શ્રીકૃષ્ણને અને મુનિઓને પ્રણામ કરીને અત્યંત હર્ષવિભોર થઈ પોતાનું વસ્ત્ર ફરકાવતો નાચવા લાગ્યો. ॥ ૩૮ ॥

धुन्वन् परिभ्रमयन्॥ ३८॥

**'धुन्वन्'** ફરકાવતો ॥ ૩૮ ॥

तृणपीठबृसीष्वेतानानीतेषूपवेश्य सः।
स्वागतेनाभिनन्द्याङ्घ्रीन् सभार्योऽवनिजे मुदा॥ ३९

લાવવામાં આવેલાં ઘાસનાં આસનો અને દર્ભનાં આસનો ઉપર આ મુનિઓને બેસાડીને, સ્વાગત-વચનો દ્વારા અભિનંદન કરીને ભાર્યા સહિત તેણે આનંદપૂર્વક ચરણપ્રક્ષાલન કર્યું. ॥ ૩૯ ॥

अवनिजे अवनिनिजे प्रक्षालितवान्॥ ३९॥

**'अवनिजे'** **'अवनिनिजे'** (રૂપ થાય.) પ્રક્ષાલન કર્યું ॥ ૩૯ ॥

**तदम्भसा महाभाग आत्मानं सगृहान्वयम्।**
**स्नापयांचक्र उद्धर्षो लब्धसर्वमनोरथः॥ ४०**

॥ ४० ॥

જેને સર્વ મનોરથ પ્રાપ્ત થયા છે તેવા તે મહાભાગ્યશાળી શ્રુતદેવે અત્યંત હર્ષિત થઈ તે ચરણોદકથી ઘર તથા પરિવાર સહિત પોતાના દેહને સ્નાન કરાવ્યું. ॥ ૪૦ ॥ ૪૦ ॥

**फलार्हणोशीरशिवामृताम्बुभि-**
**र्मृदा सुरभ्या तुलसीकुशाम्बुजैः।**
**आराधयामास यथोपपन्नया**
**सपर्यया सत्त्वविवर्धनान्धसा॥ ४१**

फलैरामलकादिभिरर्हणेनोशीरैस्तृणविशेषमूलैः सुवासितैः शिवैरमृतवत्स्वादुभिरम्बुभिः। सुरभ्या मृदा कस्तूरीप्रमुखया। सपर्यया पूजया। यथोपपन्नया अनायासेन संपन्नया। भूतानुपद्रवलब्धत्वात्। सत्त्वविवर्धनं यदन्धोऽन्नं तेन च॥ ४१॥

ફળો, પૂજાની સામગ્રી, ખસના વાળાથી સુગંધિત કરેલું પવિત્ર જળ, (કસ્તૂરીની) સુગંધવાળી માટીથી અને તુલસી, દર્ભ તથા કમળોથી અનાયાસે સંપન્ન થયેલી પૂજા વડે તથા સત્ત્વગુણને વધારનાર અન્ન વડે (શ્રુતદેવે) તેમનું આરાધન કર્યું. ॥ ૪૧ ॥

આમળાં વગેરે ફળોથી, પૂજાની સામગ્રીથી, **'उशीरैः'** વિશિષ્ટ ઘાસનાં મૂળિયાંથી (ખસના વાળાથી) સુવાસિત કરાયેલા પવિત્ર અમૃત જેવા સ્વાદિષ્ટ જળથી – જેમાં કસ્તૂરી મુખ્ય છે તેવી સુરભિત માટીથી – **'सपर्यया'** પૂજાથી – **'यथा-उपपन्नया'** અનાયાસે સંપન્ન થયેલી (પૂજાથી), કારણ કે ભૂતોનો ઉપદ્રવ પ્રાપ્ત થયો ન હતો. તથા સત્ત્વગુણને વધારનારું જે અન્ન છે, તેનાથી ॥ ૪૧॥

**स तर्कयामास कुतो ममान्वभूद्**
**गृहान्धकूपे पतितस्य सङ्गमः।**
**यः सर्वतीर्थास्पदपादरेणुभिः**
**कृष्णेन चास्यात्मनिकेतभूसुरैः॥ ४२**

अस्य श्रीकृष्णस्यात्मा मूर्तिस्तस्य निकेतैः स्थानविशेषैर्भूसुरैश्च सर्वतीर्थास्पदपादरेणुभिः कृष्णादिभिर्यः सङ्गमः स मम कुतोऽन्वभूदिति। अनु इति विस्मये। यद्वा आ इति वितर्के। नु इति विस्मये॥ ४२॥

તે બ્રાહ્મણ વિચારવા લાગ્યો : સંસારરૂપી અંધારા કૂવામાં પડેલા મને સર્વ તીર્થોના આશ્રયરૂપ ચરણરજવાળા શ્રીકૃષ્ણ અને આ શ્રીકૃષ્ણની મૂર્તિના વાસરૂપ ભૂદેવો સાથે જે સમાગમ થયો, તે કયા કારણથી થયો હશે? ॥ ૪૨ ॥

**'अस्य'** આ શ્રીકૃષ્ણની **'आत्मा'** મૂર્તિ, તેના **'निकेतैः'** વિશિષ્ટ સ્થાનરૂપ ભૂદેવો સાથે તથા સર્વ તીર્થોના આશ્રયરૂપ ચરણરેણુવાળા શ્રીકૃષ્ણ વગેરે સાથે જે સંગમ થયો છે, તે સંગમ (**मम-अनु-अभूत्**) મને કેવી રીતે થયો હશે? **अनु** વિસ્મય દર્શાવે છે અથવા (**ममान्वभूद्=मम-आ-नु-अभूत्** એમ પદચ્છેદ કરવામાં આવે તો) **आ** વિતર્ક દર્શાવે છે અને **नु** વિસ્મય દર્શાવે છે. ॥ ૪૨ ॥

**सूपविष्टान् कृतातिथ्यान् श्रुतदेव उपस्थितः।**
**सभार्यस्वजनापत्य उवाचाङ्घ्र्यभिमर्शनः॥ ४३**

સારી રીતે આતિથ્યસત્કાર કરાયેલા અને બિરાજમાન કરાયેલા (શ્રીકૃષ્ણ વગેરેની) પાસે બેઠેલા શ્રુતદેવ (બ્રાહ્મણ) પત્ની, ભરણપોષણ કરવા યોગ્ય સ્વજનો અને સંતાનો સહિત (શ્રીકૃષ્ણના) ચરણ પસવારતા કહેવા લાગ્યો. ॥ ૪૩ ॥ ૪૩ ॥

उपस्थितः समीप उपविष्टः। भार्या भर्तव्याः स्वजना अपत्यानि च तैः सहितः। श्रीकृष्णस्याङ्घ्रिमभिमृशति संमर्दयतीत्यङ्घ्र्यभिमर्शनः॥ ४३॥

**'उपस्थितः'** પાસે બેઠેલા – પત્ની, ભરણપોષણ કરવા યોગ્ય સ્વજનો અને સંતાનો, તેમના સહિત શ્રુતદેવ બ્રાહ્મણ – શ્રીકૃષ્ણના ચરણને **'अभिमृशति'** પસવારે તે પસવારવું ॥ ૪૩ ॥

**श्रुतदेव उवाच**

**नाद्य नो दर्शनं प्राप्तः परं परमपूरुषः।**
**यर्हीदं शक्तिभिः सृष्ट्वा प्रविष्टो ह्यात्मसत्तया॥ ४४**

**શ્રુતદેવ બોલ્યા** – પરમ પુરુષ આપ અમને આજે જ મળ્યા છો એમ નથી, પણ સત્ત્વાદિ શક્તિઓથી આને (બ્રહ્માંડને) સર્જીને પોતાની સત્તાથી આપે જ્યારથી તેમાં પ્રવેશ કર્યો, ત્યારથી જ અમને પ્રાપ્ત થયેલા છો. છતાં આપનાં પ્રત્યક્ષ દર્શન તો કેવળ આજે જ થયાં. ॥ ૪૪ ॥

यर्हीदं प्रविष्टस्तदैव दर्शनं प्राप्त इति स एव सन्मात्रो नाद्यतनीभूतस्त्वमित्यर्थः। यद्वा नोऽस्मानद्यैव प्राप्त इति न, किंतु तदैव प्राप्तो यर्हीदं विश्वं स्वशक्तिभिः सत्त्वादिभिः सृष्ट्वा स्वसत्तयाऽनुप्रविष्टस्त्वम्। त्वद्दर्शनं तु परं केवलमद्यैव प्राप्तम्॥ ४४॥

જ્યારથી આ બ્રહ્માંડમાં આપ પ્રવિષ્ટ થયા, ત્યારથી જ અમને દર્શન પ્રાપ્ત થયાં છે. તે જ આપ માત્ર સત્તારૂપ છો, આપ હમણાં ઉત્પન્ન થયા નથી, એમ અર્થ છે. અથવા અમને હમણાં જ પ્રાપ્ત થયા છો એમ નથી, પરંતુ તે જ સમયથી પ્રાપ્ત થયેલા છો, જ્યારથી પોતાની સત્ત્વાદિ શક્તિઓથી આ વિશ્વનું સર્જન કરીને પોતાની સત્તાથી આપ તેમાં પ્રવિષ્ટ થયેલા છો, પરંતુ આપનાં દર્શન તો **'परम्'** કેવળ આજે જ પ્રાપ્ત થયાં. ॥ ૪૪ ॥

मायासृष्टिप्रवेशयोरविद्यासृष्टिप्रवेशौ दृष्टान्ततयाह—**यथेति**।

માયાની સૃષ્ટિ અને તેમાં પરમાત્માનો પ્રવેશ – એ બંને માટે, જીવની સ્વપ્નમાં અવિદ્યાની સૃષ્ટિ અને પ્રવેશ – એ બંનેને દૃષ્ટાંત તરીકે કહે છે – **'यथा इति।'**

**यथा शयानः पुरुषो मनसैवात्ममायया।**
**सृष्ट्वा लोकं परं स्वाप्नमनुविश्यावभासते॥ ४५**

જેમ સૂતેલો પુરુષ પોતાની અવિદ્યા વડે મનથી જ સ્વપ્નાવસ્થાનો બીજો લોક સર્જીને તેમાં પ્રવિષ્ટ થઈ અનેક સ્વરૂપે ભાસે છે, તેમ આપ પણ પોતાની માયાથી જગત સર્જી, તેમાં પ્રવિષ્ટ થઈ અનેક સ્વરૂપે ભાસો છો. ॥ ૪૫ ॥

आत्ममायया स्वाविद्यया। यद्वा आत्मनस्तव माययेति॥ ४५॥

**'आत्ममायया'** પોતાની અવિદ્યાથી (જીવ પ્રવિષ્ટ થઈને ભાસે છે) અથવા **'आत्मनः'** આપની પોતાની માયાથી આપ (પરમાત્મા પ્રવિષ્ટ થઈને ભાસો છો.) ॥ ૪૫ ॥

किंच **शृण्वतामिति**।

વળી, **'शृण्वताम् इति।'**

**शृण्वतां गदतां शश्वदर्चतां त्वाभिवन्दताम्।**
**नृणां संवदतामन्तर्हृदि भास्यमलात्मनाम्॥ ४६**

आपનું શ્રવણ કરતા, કથાકીર્તન કરતા, આપનું નિરંતર પૂજન કરતા અને વંદન કરતા તેમ જ આપના સંબંધી પરસ્પર સંવાદ કરતા વિશુદ્ધ ચિત્તવાળા મનુષ્યોના હૃદયમાં આપ ભાસો છો. ॥ ૪૬ ॥

नित्यं श्रवणकीर्तनादिपराणाममलात्मनामपि हृद्येव त्वं भासि, मम तु लोचनगोचरस्त्वमहो भाग्यमिति भावः॥ ४६॥

નિત્ય શ્રવણકીર્તનપરાયણ એવા વિશુદ્ધ ચિત્તવાળા જનોના હૃદયમાં પણ આપ જ ભાસો છો, પરંતુ મારા તો આપ નેત્રના વિષયરૂપ થયા છો, તે મારું અહોભાગ્ય છે, એવો ભાવ છે. ॥ ૪૬ ॥

ननु सर्वेषां हृदि स्थितः कथं केषांचिदेव हृदि भासि, मेघैः सूर्यवज्जीवोपाधिभिरावृतत्वादिति यद्युच्यते तर्हि न कस्यापि भायादित्यत आह— **हृदिस्थोऽपीति**।

શંકા કરવામાં આવી છે કે તમે સર્વના હૃદયમાં રહેલા છો, તો પછી કેમ કેટલાકના હૃદયમાં જ પ્રકાશો છો? જો કહેવામાં આવે કે વાદળોથી સૂર્ય ઢંકાઈ જાય તેમ જીવની (અહંકારાદિ) ઉપાધિઓથી આપ ઢંકાઈ જાઓ છો તેથી પ્રકાશતા નથી, તો પછી આપ કોઈના પણ હૃદયમાં પ્રતીત ન થવા જોઈએ. આ માટે કહે છે – **'हृदिस्थः अपि इति।'**

**हृदिस्थोऽप्यतिदूरस्थः कर्मविक्षिप्तचेतसाम्।**
**आत्मशक्तिभिरग्राह्योऽप्यन्त्युपेतगुणात्मनाम्॥ ४७**

આપ સર્વના હૃદયમાં સ્થિત હોવા છતાં કર્મથી વ્યાકુળ મનવાળાઓને અહંકાર વગેરે શક્તિઓને કારણે અગ્રાહ્ય અર્થાત્ અતિ દૂર થઈ પડો છો. પરંતુ જેમનું અંતઃકરણ આપના શ્રવણકીર્તનાદિ સંસ્કારો પામેલું હોય તેવા જનોને તો આપ પાસે જ છો.॥ ૪૭ ॥

कर्मभिर्विक्षिप्तं चेतो येषां तेषामात्मशक्ति-भिरहंकारादिभिरग्राह्यो व्यवहितोऽप्युपेतगुणः प्राप्तश्रवणकीर्तनादिसंस्कार आत्मा अन्तःकरणं येषां तेषामन्ति समीपे। अव्यवहितस्त्वमित्यर्थः ॥ ४७॥

કર્મોથી જેમનાં ચિત્ત વ્યાકુળ છે તેમને **'आत्मशक्तिभिः'** અહંકાર વગેરે શક્તિઓને કારણે અગ્રાહ્ય અર્થાત્ વચ્ચે વ્યવધાનવાળા છો, અતિદૂર છો, પરંતુ **'उपेतगुणः'** શ્રવણકીર્તનાદિ સંસ્કારો પામેલું **'आत्मा'** અંતઃકરણ છે જેમનું તેમની **'अन्ति'** પાસે છો, આપ તેમના માટે વચ્ચે વ્યવધાન ન હોય તેવા છો, દૂર નથી, એમ અર્થ છે. ॥ ૪૭ ॥

एतदेव प्रपञ्चयन्नमस्यति—**नमोऽस्त्विति**।

**नमोऽस्तु तेऽध्यात्मविदां परात्मने**
**अनात्मने स्वात्मविभक्तमृत्यवे।**
**सकारणाकारणलिङ्गमीयुषे**
**स्वमाययाऽसंवृतरुद्धदृष्टये ॥ ४८**

ते तुभ्यं नमोऽस्तु। अध्यात्मविदां निवृत्तदेहाद्यहंकाराणां परात्मने परमात्मत्वेन प्रकाशमानाय। मोक्षप्रदायेत्यर्थः। अनात्मने देहाद्यभिमानिने जीवाय, परत्वेनाप्रकाशमानत्वात्। स्वात्मनः सकाशाद्विभक्तः समर्पितो मृत्युः संसारो येन तस्मै। कुत एतत्तत्राह—सकारणं महदादिकार्यम्, अकारणं प्रकृतिः, तदुभय-लिङ्गमुपाधिं नियम्यतया ईयुषे प्राप्तवते। अत उभयनियन्तुः स्वस्मात्सकाशात्तदुभयवश्याय जीवाय विभक्तमृत्यव इत्यर्थः।

(આપ અજ્ઞાનીને માટે પરોક્ષ છો અને જ્ઞાનીને માટે અપરોક્ષ છો,) એ જ વાત વિસ્તારપૂર્વક સમજાવતા નમસ્કાર કરે છે – **'नमः अस्तु इति।'**

(હે પોતાની માયાથી ન ઢંકાઈ જનાર!) દેહાદિ ઉપરનો અહંકાર જેમનામાંથી દૂર થયો છે તે પુરુષોની આગળ પરમાત્મારૂપે પ્રકાશમાન થનારને અર્થાત્ મોક્ષ આપનારને નમસ્કાર. દેહાદિમાં અભિમાન રાખનાર જીવમાં પરમાત્મારૂપે પ્રકાશતા ન હોવાથી પોતાના સ્વરૂપમાંથી જ સમર્પિત કર્યો છે મૃત્યુરૂપ સંસાર જેમણે તેમને નમસ્કાર. મહત્તત્ત્વાદિરૂપ પ્રકૃતિના કાર્ય અને જેનું કારણ નથી તે પ્રકૃતિ – બંને ઉપાધિના નિયામક તરીકે પ્રાપ્ત થનારને નમસ્કાર. પોતાની માયાથી ન ઢંકાયેલા (માયાવી હોવાથી) બીજાઓની દૃષ્ટિને ઢાંકી દેનારને નમસ્કાર.॥ ૪૮ ॥

**'ते'** तुभ्यम् આપને નમસ્કાર હો. **'अध्यात्मविदाम्'** દેહાદિ ઉપરનો અહંકાર જેમનામાંથી દૂર થયો છે તે પુરુષોની આગળ **'परात्मने'** પરમાત્મારૂપે પ્રકાશતા ભગવાનને અર્થાત્ મોક્ષ આપનારને (નમસ્કાર), એમ અર્થ છે. **'अनात्मने'** દેહાદિમાં અભિમાન રાખનાર જીવમાં પરમાત્મારૂપે પ્રકાશતા ન હોવાથી પોતાના સ્વરૂપમાંથી જ સમર્પિત કર્યો છે મૃત્યુરૂપ સંસાર જેમણે તેમને (નમસ્કાર). આ શા માટે? તે કહે છે – **'सकारणम्'** મહત્તત્ત્વાદિ કાર્ય, **'अकारणम्'** જેનું કારણ નથી તે પ્રકૃતિ – તે બંને **'लिंगम्'** ઉપાધિને નિયમ્ય બનાવીને નિયામક તરીકે **'ईयुषे'** પ્રાપ્ત થનારને (નમસ્કાર.) (**'स्वात्मविभक्तमृत्यवे'** પદને સમજાવે છે.) આથી બંનેના નિયંતારૂપ પોતાના સ્વરૂપમાંથી જ તે પ્રકૃતિ અને મહત્તત્ત્વાદિને વશ કરવા યોગ્ય જીવને મૃત્યુરૂપ સંસાર સમર્પિત કરનારને (નમસ્કાર), એમ અર્થ છે.

नियन्तृनियम्यत्वे कारणं वदन्नाह—हे स्वमायया संवृतेति। अतोऽलुप्तैश्वर्यत्वान्नियन्त्रे तुभ्यं नमः। किंच रुद्धदृष्टये मायावित्वादेवान्येषां रुद्धा आवृता दृष्टिर्येन तस्मै। यद्वा स्वमायया स्वस्यासंवृता अन्येषां रुद्धा दृष्टिर्येन तस्मै इत्येकं पदम्॥ ४८॥

નિયંતા અને નિયમ્ય હોવા માટેનું કારણ કહેતાં જણાવે છે – હે પોતાની માયાથી ન ઢંકાઈ જનાર! આથી અલુપ્ત ઐશ્વર્યવાળા હોવાથી નિયંતા આપને નમસ્કાર. વળી, '**रुद्धदृष्टये**' માયાવી હોવાથી જ બીજાઓની '**रुद्धा**' ઢાંકી દેવામાં આવી છે દૃષ્ટિ જેમના દ્વારા તેમને નમસ્કાર. અથવા પોતાની માયાથી પોતાની ન ઢંકાયેલી દૃષ્ટિ અને બીજાઓની ઢંકાયેલી દૃષ્ટિ જેમનાથી થઈ છે તેમને (નમસ્કાર), એમ આખું એક પદ ('**स्वमाययासंवृतरुद्धदृष्टये**') લીધું છે. ॥ ૪૮ ॥

**स त्वं शाधि स्वभृत्यान् नः किं देव करवामहे।**
**एतदन्तो नृणां क्लेशो यद् भवानक्षिगोचरः॥ ४९**

તે આ પ્રકારના તમે પરમેશ્વર, પોતાના દાસ એવા અમને આજ્ઞા કરો. અમે (આપની) કઈ સેવા કરીએ? જ્યારે આપ નેત્રના વિષયરૂપ થાઓ છો ત્યારે મનુષ્યોના (સર્વ) ક્લેશ આ દર્શન સુધી જ રહે છે. ॥ ૪૯ ॥

स एवंभूतः परमेश्वरस्त्वं नोऽस्मान्स्वभृत्यान् शाध्यनुशिक्षय॥ ४९॥

તે આવા પરમેશ્વર આપ '**नः**' અમને પોતાના સેવકોને '**शाधि**' આજ્ઞા કરો. ॥ ૪૯ ॥

**श्रीशुक उवाच**

**तदुक्तमित्युपाकर्ण्य भगवान् प्रणतार्तिहा।**
**गृहीत्वा पाणिना पाणिं प्रहसंस्तमुवाच ह॥ ५०**
॥ ५०॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – શ્રુતદેવ દ્વારા કહેવામાં આવેલું સાંભળીને પ્રણત જનોની પીડા હણનારા ભગવાન પોતાના શ્રીહસ્તથી તેનો હાથ પકડીને હસતા હસતા તેને કહેવા લાગ્યા. ॥ ૫૦ ॥ ૫૦ ॥

स्वस्मिन्नादरमत्यधिकं ब्राह्मणेषु मन्दमिवालक्ष्य लोकसङ्ग्रहपरो भगवान्मत्तोऽपि ब्राह्मणेषु श्रद्धातिरेकं कुर्वित्येवं तमनुशास्ति—ब्रह्मन्निति सप्तभिः।

પોતાના પ્રત્યે અતિશય આદર અને બ્રાહ્મણો પ્રત્યે અલ્પ આદર હોય તેમ જોઈને જનકલ્યાણ-પરાયણ ભગવાન 'મારા કરતાં પણ બ્રાહ્મણો ઉપર અતિશય શ્રદ્ધા કર.' એમ સાત શ્લોકોથી આજ્ઞા કરે છે – '**ब्रह्मन् इति।**'

**श्रीभगवानुवाच**

**ब्रह्मंस्तेऽनुग्रहार्थाय सम्प्राप्तान् विद्ध्यमून् मुनीन्।**
**संचरन्ति मया लोकान् पुनन्तः पादरेणुभिः॥ ५१**

**શ્રીભગવાન બોલ્યા** – હે ભૂદેવ, હૃદયમાં રહેલા મારી સાથે, ચરણરેણુઓથી (સર્વ) લોકને પવિત્ર કરતા જેઓ ભ્રમણ કરી રહ્યા છે, તે આ મુનિજનો તારા ઉપર અનુગ્રહ કરવા માટે પ્રાપ્ત થયા છે, એમ તું જાણ. ॥ ૫૧ ॥

मया हृदि स्थितेन॥ ५१॥

હૃદયમાં રહેલા મારી સાથે ॥ ૫૧ ॥

देवादिभ्योऽपि ब्राह्मणाः श्रेष्ठा इत्याह—देवा इति।

**देवाः क्षेत्राणि तीर्थानि दर्शनस्पर्शनार्चनैः।**
**शनैः पुनन्ति कालेन तदप्यर्हत्तमेक्षया॥ ५२**

ते शनैः पुनन्ति, एते तु सद्यः। किंच देवादीनि यत्पुनन्ति तदप्यर्हत्तमानामीक्षया॥ ५२॥

**ब्राह्मणो जन्मना श्रेयान् सर्वेषां प्राणिनामिह।**
**तपसा विद्यया तुष्ट्या किमु मत्कलया युतः॥ ५३**

मम कलापरिकलनमुपास्तिस्तया युतः॥ ५३॥

किंच ब्राह्मणाराधनमेव मम प्रेष्ठमित्याह—नेति।

**न ब्राह्मणान्मे दयितं रूपमेतच्चतुर्भुजम्।**
**सर्ववेदमयो विप्रः सर्वदेवमयो ह्यहम्॥ ५४**

हेतुमाह—सर्ववेदमयो विप्र इति। प्रमाणाधीनत्वात्प्रमेयस्य वेदमयो विप्रो देवमयादस्माद्रूपात्प्रेष्ठ इत्यर्थः॥ ५४॥

**दुष्प्रज्ञा अविदित्वैवमवजानन्त्यसूयवः।**
**गुरुं मां विप्रमात्मानमर्चादाविज्यदृष्टयः॥ ५५**

દેવો વગેરે કરતાં પણ બ્રાહ્મણો શ્રેષ્ઠ છે, એમ કહે છે – **'देवाः इति।'**

દેવો(ની પ્રતિમાઓ), (અયોધ્યા-મથુરા વગેરે) ક્ષેત્રો, (ગંગાદિ) તીર્થો દર્શન, સ્પર્શ તથા પૂજન કરવાથી ધીમે ધીમે લાંબા ગાળે પવિત્ર કરે છે અને તે પણ પૂજ્યતમ બ્રાહ્મણોની કૃપાદૃષ્ટિથી જ (પવિત્ર કરે છે.) ॥ ૫૨॥

તે દેવો વગેરે ધીમે ધીમે પવિત્ર કરે છે પણ આ ભૂદેવો તો તરત જ પવિત્ર કરે છે. વળી, દેવો વગેરે જે પવિત્ર કરે છે તે પણ પૂજ્યતમ બ્રાહ્મણોની કૃપાદૃષ્ટિથી ॥ ૫૨ ॥

આ લોકમાં સર્વ પ્રાણીઓમાં બ્રાહ્મણ જન્મથી જ વધુ શ્રેષ્ઠ છે. એમાં પણ (સ્વધર્મરૂપ) તપ, (શાસ્ત્રજ્ઞાનરૂપ) વિદ્યા, સંતોષ અને મારી ઉપાસનાથી તે યુક્ત હોય, તો (તે સર્વશ્રેષ્ઠ હોય તેમાં) કહેવું જ શું? ॥ ૫૩ ॥

મારી **'कलापरिकलनम्'** ઉપાસના, તેનાથી યુક્ત બ્રાહ્મણ ॥ ૫૩ ॥

વળી, બ્રાહ્મણની આરાધના જ મારી સૌથી પ્રિય વસ્તુ છે, એમ કહે છે – **'न इति।'**

આ (મારું) ચતુર્ભુજ સ્વરૂપ પણ મને બ્રાહ્મણ કરતાં પ્રિય નથી, કારણ કે વિપ્ર સર્વ વેદમય છે અને હું સર્વ દેવમય છું. ॥ ૫૪ ॥

કારણ આપે છે – **'सर्ववेदमयः विप्रः इति।'** પ્રમેય પ્રમાણને અધીન હોવાથી વેદમય વિપ્ર દેવમય એવા આ (મારા) રૂપથી અત્યંત પ્રિય છે, એમ અર્થ છે. ॥ ૫૪ ॥

ઈર્ષ્યા (ગુણોમાં દોષદૃષ્ટિ) કરનારા અને મૂર્તિ વગેરેમાં (જ) પૂજ્યદૃષ્ટિ રાખનારા દુષ્ટ બુદ્ધિવાળા મનુષ્યો આ પ્રમાણે સમજ્યા વગર ગુરુ અને આત્મા એવા વિપ્રરૂપ મારી અવગણના કરે છે. ॥ ૫૫ ॥

असूयवो दोषदृष्टयः। इज्यदृष्टयः पूज्यबुद्धयः ॥ ५५ ॥

'**असूयवः**' (ગુણમાં) દોષ જોનારા – '**इज्यदृष्टयः**' પૂજ્ય દૃષ્ટિ કે બુદ્ધિ રાખનારા ॥ ૫૫ ॥

**चराचरमिदं विश्वं भावा ये चास्य हेतवः।**
**मद्रूपाणीति चेतस्याधत्ते विप्रो मदीक्षया ॥ ५६**

વિપ્ર સર્વત્ર મારો જ સાક્ષાત્કાર કરતો હોવાથી આ સ્થાવર-જંગમ વિશ્વને અને વિશ્વના કારણરૂપ મહત્તત્ત્વાદિ પદાર્થોને મારાં સ્વરૂપો છે, એમ ચિત્તમાં અનુસંધાન કરે છે. ॥ ૫૬ ॥

अस्य विश्वस्य हेतवो भावा महदादयः। मदीक्षया ममैव सर्वत्रेक्षया ॥ ५६ ॥

આ વિશ્વના કારણરૂપ '**भावाः**' મહત્તત્ત્વાદિ પદાર્થો – '**मत्-ईक्षया**' સર્વત્ર મારા જ સાક્ષાત્કારથી ॥ ૫૬ ॥

**तस्माद् ब्रह्मऋषीनेतान् ब्रह्मन् मच्छ्रद्धयार्चय।**
**एवं चेदर्चितोऽस्म्यद्धा नान्यथा भूरिभूतिभिः ॥ ५७**
॥ ५७ ॥

માટે હે ભૂદેવ, મારામાં જેવી શ્રદ્ધા છે તેવી શ્રદ્ધાથી આ બ્રહ્મર્ષિઓનું પૂજન કર. જો તું એ રીતે પૂજન કરીશ, તો સાક્ષાત્ હું જ આરાધિત થઈશ. એમની અર્ચના વિના પુષ્કળ ઉપચારોથી પૂજા કરવામાં આવેલો હું નહીં પૂજાઉં ॥ ૫૭ ॥ ૫૭ ॥

**श्रीशुक उवाच**

**स इत्थं प्रभुणाऽऽदिष्टः सहकृष्णान् द्विजोत्तमान्।**
**आराध्यैकात्मभावेन मैथिलश्चाप सद्गतिम् ॥ ५८**
॥ ५८ ॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – આ પ્રમાણે પ્રભુ દ્વારા આજ્ઞા આપવામાં આવેલો તે શ્રુતદેવ બ્રાહ્મણ શ્રીકૃષ્ણસહિત બ્રહ્મર્ષિઓનું અભેદ દૃષ્ટિએ આરાધન કરીને સદ્ગતિ પામ્યો. રાજા બહુલાશ્વ પણ સદ્ગતિ પામ્યો. ॥ ૫૮ ॥ ૫૮ ॥

**एवं स्वभक्तयो राजन् भगवान् भक्तभक्तिमान्।**
**उषित्वाऽऽदिश्य सन्मार्गं पुनर्द्वारवतीमगात् ॥ ५९**

હે રાજા (પરીક્ષિત), આમ પોતાના ભક્તો ઉપર ભક્તિભાવ રાખનારા ભગવાન પોતાના બન્ને ભક્તોને (બહુલાશ્વ અને શ્રુતદેવને) (કર્મકાંડ, ઉપાસનાકાંડ અને જ્ઞાનકાંડ – એમ) ત્રણ કાંડરૂપ વિષયોવાળા વેદોની પ્રવૃત્તિ તથા પ્રકારરૂપ સન્માર્ગનો ઉપદેશ કરીને, (કેટલાક દિવસ ત્યાં) નિવાસ કરી પાછા દ્વારકા પધાર્યા. ॥ ૫૯ ॥

सतां वेदानां त्रिकाण्डविषयाणां प्रवृत्ति-प्रकारमादिश्य ॥ ५९ ॥

સાધુપુરુષોના ત્રણ કાંડરૂપ વિષયોવાળા વેદોની પ્રવૃત્તિ અને પ્રકારનો (સન્માર્ગ)નો ઉપદેશ કરીને ॥ ૫૯ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे उत्तरार्धे
श्रुतदेवानुग्रहो नाम षडशीतितमोऽध्यायः ॥ ८६ ॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे उत्तरार्धे भावार्थदीपिकायां
टीकायां षडशीतितमोऽध्यायः ॥ ८६ ॥

*****

# अथ सप्ताशीतितमोऽध्यायः

## अथ श्रीवेदस्तुतिप्रारंभः

सप्ताशीतितमे नारायणनारदवादतः।
वेदैः स्तुतिर्गुणालम्बा निर्गुणावधि वर्ण्यते॥ १॥

શ્રીનારાયણ અને નારદજીના સંવાદથી ભગવાનના કલ્યાણકારી ગુણોનું આલમ્બન (વર્ણન) કરનારી અને નિર્ગુણમાં અવધિ (પર્યવસાન) પામનારી, વેદો દ્વારા કરવામાં આવેલી સ્તુતિ સત્યાશીમા અધ્યાયમાં વર્ણવવામાં આવે છે. ॥૧॥

वागीशा यस्य वदने लक्ष्मीर्यस्य च वक्षसि।
यस्यास्ते हृदये संवित्तं नृसिंहमहं भजे॥ २॥

(પોતાના ઈષ્ટદેવનું સ્મરણ કરે છે.) જેમના મુખમાં સરસ્વતી છે, જેમના વક્ષ:સ્થળ પર લક્ષ્મીજી છે તથા જેમના હૃદયમાં સમ્યક્ (યથાર્થ) જ્ઞાન છે, તે નરસિંહ ભગવાનને હું ભજું છું. ॥ ૨ ॥

संप्रदायविशुद्ध्यर्थं स्वीयनिर्बन्धयन्त्रितः।
श्रुतिस्तुतिमितव्याख्यां करिष्यामि यथामति॥ ३॥

(ભક્તિરસનો વિઘાત ન થાય તેવા) સંપ્રદાયની વિશુદ્ધિ માટે, પોતાના (શિષ્યોના) આગ્રહથી બંધાયેલો (વશ કરાયેલો) હું શ્રુતિ અને સ્તુતિને અનુરૂપ મારી મતિ અનુસાર વ્યાખ્યા કરીશ. ॥ ૩ ॥

श्रीमद्भागवतं पूर्वैः सारतः संनिषेवितम्।
मया तु तदुपस्पृष्टमुच्छिष्टमुपचीयते॥ ४॥

(શ્રીહનુમાન, શંકરાચાર્ય, ચિત્સુખાચાર્ય વગેરે) પૂર્વાચાર્યો દ્વારા શ્રીમદ્ ભાગવતની યથાર્થ વ્યાખ્યા કરવામાં આવી છે. મારા વડે તો તેમનું ઉપસ્પૃષ્ટ (સરળ સમજીને જેની વ્યાખ્યા તેમણે નથી કરી તે) અને ઉચ્છિષ્ટ (અવશિષ્ટ, રહી ગયેલું) છે તે એકત્ર કરીને તેનું સંપાદન કરવામાં આવ્યું છે. ॥ ૪ ॥

पूर्वाध्यायान्ते—
'एवं स्वभक्तयो राजन्भगवान्भक्तभक्तिमान्।
उषित्वादिश्य सन्मार्गं पुनर्द्वारवतीमगात्॥'

આની પહેલાં (છ્યાશીમા) અધ્યાયના અંતમાં (કહેવાયું), 'હે રાજા (પરીક્ષિત), આમ પોતાના ભક્તો ઉપર ભક્તિભાવ રાખનારા ભગવાન પોતાના બંને ભક્તોને ત્રણ કાંડરૂપ વિષયોવાળા વેદોની પ્રવૃત્તિ તથા પ્રકારરૂપ સન્માર્ગનો ઉપદેશ કરીને ત્યાં નિવાસ કરીને પાછા દ્વારકા પધાર્યા.' (શ્રીમદ્ ભા.૧૦/૮૬/૫૯)

इत्यत्र सन्मार्गं सतां स्वतःप्रमाण-भूतानामप्रामाण्यकारणरहितानां वेदानां मार्गं

અહીં શ્લોકમાં સન્માર્ગ એટલે સ્વતઃ પ્રમાણભૂત (વેદ પ્રમાણ છે, એવું કહેવા માટે વેદ જ પ્રમાણ છે) અને જે અપ્રામાણ્યનાં કારણો (મનુષ્યની બુદ્ધિમાં રહેલા ભ્રમ, પ્રમાદ, વિપ્રલિપ્સા–છેતરવાની ઈચ્છા અને ઈન્દ્રિયોની અપટુતારૂપી દોષો) વગરના છે તેવા સત્સ્વરૂપ વેદો કેવળ બ્રહ્મનું જ પ્રતિપાદન કરે છે,

ब्रह्मपरत्वमुपदिश्य भगवानगादित्युक्तं, तत्र वेदानां ब्रह्मपरत्वमघटमानं मन्वानः पृच्छति—**ब्रह्मन्निति**।

એમ વેદમાર્ગનો ઉપદેશ કરીને ભગવાન (દ્વારકા) આવ્યા, એમ કહેવામાં આવ્યું. ત્યાં વેદો બ્રહ્મપરક હોઈ શકે નહીં (બ્રહ્મનું નિરૂપણ વેદો પોતાના શબ્દોથી કરી શકે નહીં), એમ માનીને પૂછે છે – **'બ્રह्मन् इति।'**

**परीक्षिदुवाच**

**ब्रह्मन् ब्रह्मण्यनिर्देश्ये निर्गुणे गुणवृत्तयः।**
**कथं चरन्ति श्रुतयः साक्षात् सदसतः परे॥ १**

**પરીક્ષિત બોલ્યા** – હે ભગવાન, અનિર્દેશ્ય (નિર્દેશને યોગ્ય નથી તેવા), નિર્ગુણ અને સત્-અસત્થી (કાર્ય-કારણથી) પર એવા બ્રહ્મમાં ગુણોનું વર્ણન કરનારી શ્રુતિઓ સાક્ષાત્ (અભિધા વૃત્તિથી) કેવી રીતે વિચરે છે? (શબ્દમયી શ્રુતિ શબ્દની પહોંચથી બહાર એવા બ્રહ્મનું પ્રતિપાદન શી રીતે કરે છે?) ॥ ૧ ॥

तत्र तावन्मुख्यालक्षणागुणभेदेन त्रिधा शब्दप्रवृत्तिः। मुख्यापि रूढियोगभेदेन द्विधा। रूढिश्च स्वरूपेण जात्या गुणेन वा निर्देशार्हे वस्तुनि संज्ञासंज्ञिसंकेतेन प्रवर्तते, यथा—डित्थो गौः शुक्ल इति। लक्षणा च तेनैव संकेतेनाभिहितार्थसंबन्धिनि, यथा—गङ्गायां घोष इति। गौणी चाभिहितार्थलक्षितगुणयुक्ते तत्सदृशे, यथा—सिंहो देवदत्त इति। यथाहुः—

તેમાં પ્રથમ, શબ્દની પ્રવૃત્તિ ત્રણ પ્રકારની હોય છે : મુખ્યા, લક્ષણા અને ગૌણી. મુખ્યા વૃત્તિ પણ રૂઢિ અને યોગ, એવા ભેદથી બે પ્રકારની છે. સ્વરૂપથી, જાતિથી અથવા ગુણથી બતાવી શકાય તેવી વસ્તુમાં શબ્દ તથા અર્થના સંકેત વડે ('આ શબ્દથી આ અર્થ જાણવો.' એવી ઈશ્વરી ઈચ્છાથી) જે પ્રવર્તે છે તે રૂઢિ કહેવાય છે. જેમ કે – **'डित्थः'** માટીનો પિંડો, ગાય, સફેદ (વગેરે). લક્ષણા એટલે તે જ સંકેતથી કહેવામાં આવેલા અર્થ સાથે સંબંધ ધરાવતી વૃત્તિ. જેમ કે – ગંગામાં નેસડો. ગૌણી વૃત્તિ શબ્દ તથા અર્થના સંકેતથી કહેવાયેલા પદાર્થમાં જણાવેલા ગુણોવાળી તે સમાન પદાર્થમાં (વ્યક્તિમાં) પ્રવર્તે છે. જેમ કે – દેવદત્ત સિંહ છે. જેમ કે (વિદ્વાનો) કહે છે –

'अभिधेयाविनाभूतप्रवृत्तिर्लक्षणेष्यते ।
लक्ष्यमाणगुणैर्योगाद्वृत्तेरिष्टा तु गौणता॥'
इति।

'વાચ્યાર્થના સંબંધિત અર્થ સાથે જે નિત્ય સંબંધ છે તેમાં થતી પ્રવૃત્તિને લક્ષણા કહે છે, જ્યારે અભિધેયમાં જે ગુણો લક્ષિત કરવામાં આવે છે, તે ગુણો સાથેના સાદૃશ્યને લીધે બીજા પદાર્થમાં શબ્દની જે પ્રવૃત્તિ થાય છે તેને ગૌણી વૃત્તિ કહે છે.'

योगवृत्तिस्तु एतत्त्रिविधवृत्तिप्रतिपादित-पदार्थयोः प्रकृतिप्रत्ययार्थयोर्वा योगेन। यथा पङ्कजमौपगवः पाचक इत्यादि।

જ્યારે આ ત્રણ પ્રકારની વૃત્તિથી પ્રતિપાદિત પદ અને અર્થના અથવા પ્રકૃતિ અને પ્રત્યયના અર્થના યોગથી અર્થ કરવામાં આવે ત્યારે તેને યોગવૃત્તિ કહેવામાં આવે છે. જેમ કે પંકજ, ઔપગવ, પાચક વગેરે.

तत्र तावद्ब्रह्मणि रूढिवृत्तिर्न संभवतीत्याह—**साक्षात्कथं चरन्तीति**। तत्र हेतुः—**अनिर्देश्ये**।

તો અહીં બ્રહ્મના વિષયમાં રૂઢિવૃત્તિ લાગુ પડતી નથી, એમ કહે છે – **'साक्षात् कथं चरन्ति इति।'** શ્રુતિ અભિધા વૃત્તિથી પ્રત્યક્ષરૂપે પ્રતિપાદન કેવી રીતે કરે છે? આ પ્રશ્ન (જન્મવા) માટેનું કારણ – **'अनिर्देश्ये'** (જાતિ, દ્રવ્ય, ગુણ કે ક્રિયાથી) જેનો નિર્દેશ ન કરી શકાય તેવા બ્રહ્મ વિષે.

अनिर्देश्यत्वेऽपि हेतुं वदन्गुणवृत्तिं निराकरोति—**निर्गुणे गुणवृत्तय इति**। गुणैर्वर्तमाना अपि निर्गुणे कथं चरन्तीत्यर्थः।

બ્રહ્મ શાથી અનિર્દેશ્ય છે તે માટે કારણ કહેતાં, શ્રુતિ ગુણવૃત્તિથી પ્રતિપાદન કરે એવી શક્યતાનો નિરાસ કરે છે – **'निर्गुणे गुणवृत्तयः इति।'** ગુણો સાથે વર્તનારી (ગુણોથી સભર વર્ણનપરક) શ્રુતિઓ, નિર્ગુણમાં કેવી રીતે પ્રવર્તે – નિર્ગુણનું વર્ણન કેવી રીતે કરી શકે, એમ અર્થ છે.

निर्गुणत्वे च हेतुं वदन् लक्षणां योगं च निराकरोति—**सदसतः पर इति**। कार्यकारणाभ्यां परस्मिन्नसङ्गे केनचिदपि संबन्धाभावान्न लक्षणायोगवृत्ती संभवत इत्यर्थः।

નિર્ગુણ હોવા માટે પણ કારણ કહેતાં લક્ષણા વૃત્તિ અને યોગ વૃત્તિનો નિરાસ કરે છે – **'सत्-असतः परे इति।'** કાર્ય અને કારણ બંનેથી પર અસંગ બ્રહ્મમાં કોઈ પણ રીતે સંબંધ થઈ શકે તેમ નથી, તેથી લક્ષણા વૃત્તિ કે યોગવૃત્તિ, બેમાંથી એકે વૃત્તિથી શ્રુતિ બ્રહ્મનું પ્રતિપાદન કરી શકે તેમ નથી, એમ અર્થ છે.

एवं पदार्थत्वायोगादपदार्थस्य च वाक्यार्थ-त्वायोगान्न श्रुतिगोचरत्वं ब्रह्मण इत्यभिप्रायः॥ १॥

આમ, બ્રહ્મ કોઈ પણ પદનો પદાર્થ બની શકે તેમ નથી અને જે પદનો અર્થ ન બની શકે તે વાક્યનો અર્થ ન બની શકે, માટે બ્રહ્મ શ્રુતિનો વિષય બની શકે તેમ નથી, એવો અભિપ્રાય છે. ॥ १ ॥

उत्तरमाह—**बुद्धीन्द्रियेति**।

ઉત્તર આપે છે – **'बुद्धि-इन्द्रिय इति।'**

**श्रीशुक उवाच**

**बुद्धीन्द्रियमनःप्राणान् जनानामसृजत् प्रभुः।**
**मात्रार्थं च भवार्थं च आत्मनेऽकल्पनाय च॥ २**

**શ્રીશુકદેવજી બોલ્યા** – પ્રભુએ જીવોનાં બુદ્ધિ, ઈન્દ્રિય, મન અને પ્રાણનું સર્જન વિષયભોગ માટે, જન્માદિ કર્મો માટે, આત્માના લોકાન્તરગમન માટે અને (જગતરૂપી) કલ્પની (સંસારરૂપી ભ્રમની) નિવૃત્તિ (મોક્ષ) માટે કર્યું. ॥ २ ॥

बुद्ध्यादीनुपाधीन् जनानामनुशायिनां जीवानां मात्राद्यर्थं प्रभुरीश्वरोऽसृजत्। मीयन्त इति मात्रा विषयास्तदर्थम्। भवार्थं भवो जन्मलक्षणं कर्म, तत्प्रभृति कर्मकरणार्थमित्यर्थः। आत्मने लोकान्तरगामिने, आत्मनस्तत्तल्लोक-भोगायेत्यर्थः। अकल्पनाय कल्पनानिवृत्तये, मुक्तय इत्यर्थः।

अर्थधर्मकाममोक्षार्थमिति क्रमेण पदचतुष्टयस्यार्थः। जनानामिति वदन्, जीवार्थमीश्वरस्य सृष्ट्यादिषु प्रवृत्तिरिति दर्शयति। प्रभुरितीश्वरस्योपाधिवश्यताभावेन नित्यमुक्ततां दर्शयति।

अयमभिप्रायः—सगुणमेव गुणैरनभिभूतं सर्वज्ञं सर्वशक्तिं सर्वेश्वरं सर्वनियन्तारं सर्वोपास्यं सर्वकर्मफलप्रदातारं समस्तकल्याणगुणनिलयं सच्चिदानन्दं भगवन्तं श्रुतयः प्रतिपादयन्ति।

'यः सर्वज्ञः स सर्ववित्' 'यस्य ज्ञानमयं तपः', 'सर्वस्य वशी सर्वस्येशानः', 'यः पृथिव्यां तिष्ठन्पृथिव्या आन्तरः', 'सोऽकामयत बहु स्याम्', 'स ऐक्षेत, तत्तेजोऽसृजत', 'सत्यं ज्ञानमनन्तं ब्रह्म' इत्याद्याः।

**'जनानाम्'** પ્રલયસમયે પોતાનામાં શયન કરી રહેલા જીવોના વિષયભોગ માટે **'प्रभुः'** ઈશ્વરે બુદ્ધિ વગેરે ઉપાધિનું સર્જન કર્યું. જેમનું જ્ઞાન પ્રાપ્ત કરવામાં આવે છે તેમને **'मात्राः'** કહે છે. માત્રાઓ એટલે વિષયો, તે વિષયોના ભોગ માટે. **'भवार्थम्'** ભવ-જન્મથી લક્ષિત કર્મ, જન્મ વગેરે કર્મો કરવા માટે, એમ અર્થ છે. **'आत्मने'** અન્ય લોકમાં જનારો આત્મા તે તે લોકના ભોગ ભોગવી શકે તે માટે, એમ અર્થ છે. **'अकल्पनाय'** (જગતરૂપી) કલ્પના (ભ્રમ)ની નિવૃત્તિ માટે, મોક્ષ માટે, એમ અર્થ છે.

અર્થ, ધર્મ, કામ અને મોક્ષ માટે, એમ અનુક્રમે ચાર પદોના (**मात्रार्थम्, भवार्थम्, आत्मने, अकल्पनाय**) અર્થ છે. **'जनानाम् इति।'** એમ કહેતાં સૃષ્ટિના સર્જન વગેરેમાં ઈશ્વરની જે પ્રવૃત્તિ છે તે જીવ માટે છે, એમ ગ્રંથકાર દર્શાવે છે. **'प्रभुः'** એમ કહીને ઈશ્વર ઉપાધિને વશ નથી માટે નિત્ય મુક્ત છે, તે દર્શાવે છે.

અભિપ્રાય આ છે – સર્વજ્ઞ, સર્વશક્તિમાન, સર્વેશ્વર, સર્વના નિયંતા, સર્વના ઉપાસ્ય, સર્વ કર્મોનું ફળ આપનાર, સર્વ કલ્યાણકારી ગુણોના નિવાસસ્થાન, સચ્ચિદાનંદ, સગુણ ભગવાનનું જ શ્રુતિઓ ગુણોથી અસ્પૃષ્ટ (નિર્ગુણ) પ્રતિપાદન કરે છે –

'જે સર્વજ્ઞ (સર્વને સામાન્ય રીતે જાણનાર) અને સર્વવિત્ (સર્વને વિશેષરૂપે જાણનાર) છે અને જેમનું તપ જ્ઞાનમય છે.' – (મું.ઉપ.૧/૧/૯) 'સર્વને વશમાં રાખનાર અને સર્વના શાસક' – (બૃહદા.ઉપ.૪/૪/૨૨) 'જે પૃથ્વીમાં રહીને પૃથ્વીની અંદર છે.' – (બૃહદા.ઉપ.૩/૭/૩) 'તેણે કામના કરી કે હું બહુ બની જાઉં.' – (તૈત્તિ.ઉપ.૨/૬) 'તેણે ઈક્ષણ કર્યું, તેણે તેજનું (અગ્નિનું) સર્જન કર્યું.' – (છાં.ઉપ.૬/૨/૩) 'બ્રહ્મ સત્ય, જ્ઞાન, અનંતસ્વરૂપ છે.' – (તૈત્તિ.ઉપ.૧/૧) વગેરે

तथाभूतेश्वरतां तावत्संसारिणो जीवस्य तन्निवृत्तये तत्त्वमसीत्यादिवाक्यानि बोधयन्ति। तत्र च तत्त्वंपदयोः सामानाधिकरण्यं प्रतीयते। तच्च प्रकारान्तरेणाघटमानं ब्रह्मणि पर्यवसानं गमयति।

(હવે ઐક્યપરક શ્રુતિઓનું નિર્ગુણમાં પર્યવસાન (પરિસમાપ્તિ) જણાવે છે – સગુણ બ્રહ્મ સાથે જીવની એકતા માનતાં જીવમાં ઈશ્વરપણું આવી જાય માટે) સંસારી જીવના જીવત્વની નિવૃત્તિ માટે તત્ત્વમસિ વગેરે વાક્યો તેવી ઈશ્વરતાનો બોધ કરાવે છે. તેમાં, **तत्त्वमसि** મહાવાક્યમાં **तत्** અને **त्वम्** આ બે પદમાં સામાનાધિકરણ્ય પ્રતીત થાય છે. અને તે સામાનાધિકરણ્ય બીજી કોઈ રીતે ઘટતું (લાગુ પડતું) નથી, તેથી તેનું પર્યવસાન જીવ બ્રહ્મ છે, તેવું જ્ઞાન કરાવવામાં છે.

तथा हि—न तावद्वैश्वदेव्यामिक्षेति-वदुभयोरेकार्थाभिधानेन सामानाधिकरण्यम्। यथोक्तम्—

‘आमिक्षां देवतायुक्तां वदत्येवैष तद्धितः।
आमिक्षापदसांनिध्यात्तस्यैव विषयार्पणम्॥’
इति।

જેમ કે – ‘વૈશ્વદેવી અને આમિક્ષા’ (પ્રથમા વિ.એ.વ.વાળાં) આ બે પદોમાં સામાનાધિકરણ્ય છે, તેથી બંને પદોનો અર્થ એક થાય છે, પણ તેઓનું જેવું સામાનાધિકરણ્ય છે તેવું **तत्** અને **त्वम्** નું નથી.

તે પ્રમાણે (અન્ય સ્થળે) કહેવામાં આવ્યું છે –

‘વિશ્વેદેવો જેના દેવતા છે તે વૈશ્વદેવી, આમ દેવતા અર્થમાં આ **तद्धित ( अण् )** પ્રત્યય છે તે દેવતાયુક્ત આમિક્ષા જ કહે છે. પરંતુ આમિક્ષા પદ નજીક છે, તેથી તે વિશ્વેદેવો માટેના વિષયની રજૂઆત છે.’

(તપેલા દૂધમાં દહીં નાખતાં જે કઠણ દ્રવ્ય તૈયાર થાય છે તે આમિક્ષા છે. આ આમિક્ષાથી વિશ્વેદેવો જેના દેવ છે તેવો યાગ કરાય છે.)

कुतः। भिन्नार्थत्वात्। न चाजहत्स्वार्थया निरूढलक्षणया विशेषणविशेष्यभावेन नीलमुत्पल-मितिवत्।

શાથી? કારણ કે અર્થ ભિન્ન છે. જેમાં પોતાનો અર્થ તજાતો નથી તેવી અજહત્સ્વાર્થાનિરૂઢા લક્ષણાથી વિશેષણ-વિશેષ્યભાવને કારણે ‘નીલકમળ’ શબ્દમાં નીલ અને કમળમાં સામાનાધિકરણ્ય છે. (નીલ અને કમળમાં બન્નેના સ્વભાવ પરસ્પર વિરુદ્ધ નથી.)

यथोक्तम्—‘स्वबुद्ध्या रज्यते येन विशेष्यं तद्विशेषणम्’ इत्यादि। कुतः। विरुद्धार्थत्वेन तदयोगात्। न च जहत्स्वार्थत्वेन संबन्धिलक्षणया कुसुमितद्रुमा गङ्गेतिवत्। कुतः। एकार्थत्वस्य

જેમ કે કહેવામાં આવ્યું છે – ‘જે પોતાના રંગથી વિશેષ્યને રંગી દે છે તે વિશેષણ બને છે.’ વગેરે. શાથી (**तत्** અને **त्वम्** માં વિશેષણ-વિશેષ્ય ભાવ નથી)? બંને પરસ્પર વિરુદ્ધ અર્થવાળા હોવાથી તે બે વચ્ચે વિશેષણ-વિશેષ્યભાવ શક્ય નથી. ‘પુષ્પોથી ભરેલાં વૃક્ષોવાળી ગંગા’ – એની જેમ. (પુષ્પોથી ભરેલાં વૃક્ષો ગંગામાં

विवक्षितत्वात्। अतो जहदजहत्स्वार्थलक्षणया सोऽयं देवदत्त इतिवद्विरुद्धांशत्यागेनानुगतचिदंशेनै- कार्थेन सामानाधिकरण्येन निर्गुणे पर्यवसानम्।

નથી, ગંગાને તીરે છે.) આમાં ગંગા પદ પોતાનો અર્થ છોડીને જહત્સ્વાર્થા લક્ષણાથી ગંગા સાથે સંબંધિત તીર – એવો અર્થ સૂચવે છે. શા માટે? કારણ કે તે બંનેનો એક જ અર્થ અહીં વિવક્ષિત છે. આથી **'सोऽयं देवदत्तः'** ('આ તે દેવદત્ત છે.') વાક્યનો અર્થ જેવી રીતે જહદ્-અજહત્-સ્વાર્થલક્ષણાથી કરવામાં આવે છે, તેવી રીતે વિરુદ્ધ અંશનો ત્યાગ કરીને બંનેમાં અનુગત ચિત્-અંશરૂપ એક અર્થથી સામાનાધિકરણ્ય સમજવાથી તેનું નિર્ગુણમાં પર્યવસાન થાય છે.

अस्थूलादिवाक्यानां तु साक्षादुपाधिनिषेधेन तत्पदार्थशोधने उपयोगान्निर्गुण एव पर्यवसानम्। तथा चात्रैवोपक्रमे 'स्वसृष्टमिदमापीय' इत्यादिना विशिष्टमालम्बनं वक्ष्यति, अन्ते च श्रुतयः—

**अस्थूलम् ( अनणु अह्रस्वम् अदीर्घम् )** પરમાત્મા સ્થૂળ નથી (અણુ નથી, હ્રસ્વ (ટૂંકા) નથી, દીર્ઘ નથી) – (બૃહદા.ઉપ.૩/૮/૮) વગેરે વાક્યો ઉપાધિનો સાક્ષાત્ નિષેધ કરીને **'तत्'** પદના અર્થના શોધનમાં ઉપયોગી થાય છે, તેથી તેમનું પર્યવસાન નિર્ગુણમાં જ થાય છે. અહીં જ ઉપક્રમમાં 'પોતાના બનાવેલા જગતને પોતાનામાં લીન કરીને' (શ્રીમદ્ ભા.૧૦/૮૭/૪૧) વગેરેથી સગુણનું આલંબન લઈને કહેશે. શ્રુતિઓ (પોતે) અંતમાં (શ્રીમદ્ ભા.૧૦/૮૭/૪૧) કહેશે –

'त्वयि हि फलन्त्यतन्निरसनेन भवन्निधनाः' इत्युपसंहरिष्यन्ति। उपासनादिवाक्यानां तु क्रियार्थप्रवृत्तसृष्ट्याद्यवलम्बनेन ज्ञानसाधन- विधानेन तत्परत्वमित्येषा दिक्॥ २॥

'શ્રુતિઓ (જે પરમાત્મા નથી) તેનો નિરાસ કરીને પરમાત્મામાં પર્યવસાન પામીને ચરિતાર્થ થાય છે.' ઉપાસનાનું વિધાન કરતાં વાક્યો યજ્ઞયાગાદિ ક્રિયા માટે પ્રવૃત્ત થયેલી સૃષ્ટિ આદિનું અવલંબન લઈને જ્ઞાનના સાધનના (વૈરાગ્યના) વિધાન દ્વારા તેને (બ્રહ્મને) જ વરેલાં છે. બસ, આ દિશામાં વિચારી શકાય. ॥ ૨ ॥

अत्र चानादिशिष्टपरम्परागतत्वान्न संदेहो युक्त इत्याह—**सैषेति**।

શિષ્ટ પુરુષોની અનાદિ પરંપરાથી (આ સમજ) પ્રાપ્ત છે, માટે અહીં (વેદો બ્રહ્મપરક છે, એ વિષયમાં) સંશય કરવો યોગ્ય નથી, તે કહે છે – **'सा एषा इति।'**

**सैषा ह्युपनिषद् ब्राह्मी पूर्वेषां पूर्वजैर्धृता।**
**श्रद्धया धारयेद् यस्तां क्षेमं गच्छेदकिञ्चनः॥ ३**

તે આ બ્રહ્મપરાયણ ઉપનિષદ્ પૂર્વજોના પૂર્વજોએ પણ ધારણ કર્યું છે. જે મનુષ્ય તેને શ્રદ્ધાથી ધારણ કરે છે, તે અકિંચન (દેહાદિ ઉપાધિથી મુક્ત) થઈને પરમ પદને પામે છે. ॥ ૩ ॥

सैषा यथौक्तालम्बना ब्राह्मी ब्रह्मपरा। श्रद्धया आदरेण वैतण्डिकतर्कानभिनिवेशेन यः श्रवणादिना धारयेत्स अकिञ्चनो निरस्तदेहाद्युपाधिः सन् परं पदं प्राप्नुयादिति॥ ३॥

તે આ યથોક્ત આલંબનવાળું ઉપનિષદ્ **'ब्राह्मी'** બ્રહ્મપરાયણ છે. **'श्रद्धया'** આદરપૂર્વક, વિતંડા કરનારા (પોતાના કે બીજાના પક્ષની સ્થાપના જેમાં નથી તેવી કથા કરનારા) લોકો જે તર્ક (ફળ વગરના વાદ) કરે તેમાં આસક્તિ વગરના (તે વિષે હઠાગ્રહ રાખ્યા વગરના) થઈને શ્રવણ વગેરે (મનન, નિદિધ્યાસન) દ્વારા જે ધારણ કરે છે, તે **'अकिंचनः'** દેહાદિ ઉપાધિમાં આસક્તિથી મુક્ત થઈને પરમ પદને પામે છે. ॥ ૩ ॥

एतदेव सर्वश्रुत्यर्थनिरूपणेन प्रपञ्चयितुमितिहासमवतारयति—**अत्रेति**।

સર્વ શ્રુતિના અર્થના નિરૂપણ દ્વારા આનો (બ્રહ્મપરત્વનો) જ વિસ્તાર કરવા માટે ઈતિહાસનું અવતરણ કરે છે – **'अत्र इति।'**

**अत्र ते वर्णयिष्यामि गाथां नारायणान्विताम्।**
**नारदस्य च संवादमृषेर्नारायणस्य च॥ ४**

આ (શ્રુતિ બ્રહ્મપરક છે, તે) વિષયમાં હું તમને શ્રીનારાયણ જેમાં વક્તા છે તેવી ઋષિ નારાયણ અને નારદજીના સંવાદરૂપ ગાથા કહીશ. ॥ ૪ ॥

नारायणान्वितां नारायणः प्रवक्तृत्वेनान्वितो यस्यां ताम्। गाथामितिहासम्॥ ४॥

**'नारायण-अन्विताम्'** નારાયણ જેની સાથે પ્રવક્તા તરીકે સંબંધિત છે તે **'गाथाम्'** ઈતિહાસને ॥ ૪ ॥

**एकदा नारदो लोकान् पर्यटन् भगवत्प्रियः।**
**सनातनमृषिं द्रष्टुं ययौ नारायणाश्रमम्॥ ५**
॥ ५॥

એક સમયે લોકોમાં વિચરણ કરતા ભગવાનના પ્રિય નારદજી સનાતન એવા નારાયણ ઋષિનાં દર્શન કરવા માટે નારાયણ આશ્રમ (બદરિકાશ્રમ) પધાર્યા, ॥ ૫ ॥ ૫ ॥

**यो वै भारतवर्षेऽस्मिन् क्षेमाय स्वस्तये नृणाम्।**
**धर्मज्ञानशमोपेतमाकल्पादास्थितस्तपः ॥ ६**
॥ ६॥

જે (નારાયણ ઋષિ) આ ભારતવર્ષમાં લોકોના અભ્યુદય (લૌકિક સુખ) અને નિઃશ્રેયસ (મોક્ષસુખ) માટે ધર્મ, જ્ઞાન અને ઉપશમયુક્ત થઈને કલ્પપર્યંત તપમાં સ્થિત થયા છે. ॥ ६ ॥ ६ ॥

**तत्रोपविष्टमृषिभिः कलापग्रामवासिभिः।**
**परीतं प्रणतोऽपृच्छदिदमेव कुरूद्वह॥ ७**
॥ ७॥

હે કુરુવંશી (રાજા પરીક્ષિત), ત્યાં કલાપગ્રામના નિવાસી ઋષિઓ વડે ચારે બાજુથી ઘેરાયેલા, ત્યાં બિરાજેલા નારાયણ ઋષિને (નારદજીએ) આ (શ્રુતિઓ શી રીતે બ્રહ્મનું નિરૂપણ કરી શકે છે? એ) જ પ્રશ્ન પ્રણામ કરીને પૂછ્યો. ॥ ૭ ॥ ૭ ॥

**तस्मै ह्यवोचद् भगवानृषीणां शृण्वतामिदम्।**
**यो ब्रह्मवादः पूर्वेषां जनलोकनिवासिनाम्॥ ८**
॥ ८॥

ભગવાન શ્રીનારાયણ ઋષિએ ઋષિઓના સાંભળતાં, આ બ્રહ્મવાદ સંબંધી પૂર્વકાલીન જનલોકના નિવાસી સનકાદિઓનો જે (સંવાદ) થયો હતો, તે કહી સંભળાવ્યો. ॥ ૮ ॥ ૮ ॥

श्रीभगवानुवाच

**स्वायम्भुव ब्रह्मसत्रं जनलोकेऽभवत् पुरा।**
**तत्रस्थानां मानसानां मुनीनामूर्ध्वरेतसाम्॥ ९**

ब्रह्मसत्रमिति। यथा यजमाना एव समाना ऋत्विगादिरूपेण यत्र कर्म कुर्वन्ति तत्कर्मसत्रं प्रसिद्धम्। तथा यत्र समाना एव वक्तृश्रोतृभावेन ब्रह्म मीमांसन्ते तद्ब्रह्मसत्रम्॥ ९॥

**શ્રીભગવાન બોલ્યા** – હે સ્વયંભૂ (બ્રહ્મા)ના પુત્ર (નારદ), પૂર્વે જનલોકમાં ત્યાં વસતા (બ્રહ્માના) માનસપુત્રો નૈષ્ઠિક બ્રહ્મચારી (સનકાદિ) મુનિઓનું બ્રહ્મસત્ર થયું હતું. ॥ ૯ ॥

**'ब्रह्मसत्रम् इति।'** જેવી રીતે સમાન યજમાનો જ્યાં ઋત્વિક્ વગેરે રૂપે કર્મ કરે છે તે કર્મસત્ર કહેવાય છે, એ પ્રસિદ્ધ છે; તેવી રીતે જ્યાં સમાન (જ્ઞાની જનો) જ વક્તા-શ્રોતા થઈ બ્રહ્મવિષયક વિચાર કે પ્રવચન કરે છે તે બ્રહ્મસત્ર કહેવાય છે. ॥ ૯ ॥

अहो तर्हि मया कथं तन्न ज्ञातमित्यत आह—**श्वेतद्वीपमिति**।

ઓહો! (આવું બ્રહ્મસત્ર થયું હતું) તો મને (નારદને) તેની જાણ કેમ ન થઈ? (એવી નારદજીની શંકાનો) ઉત્તર આપે છે – **'श्वेतद्वीपम् इति।'**

**श्वेतद्वीपं गतवति त्वयि द्रष्टुं तदीश्वरम्।**
**ब्रह्मवादः सुसंवृत्तः श्रुतयो यत्र शेरते।**
**तत्र हायमभूत् प्रश्नस्त्वं मां यमनुपृच्छसि॥ १०**

તે સમયે તમે તેના (શ્વેતદ્વીપના) અધીશ્વર (એવા મારી જ અનિરુદ્ધ મૂર્તિ)નાં દર્શન કરવા માટે શ્વેતદ્વીપ ગયા હતા. ત્યારે તમે મને અત્યારે જે પ્રશ્ન પૂછો છો, તે આ જ પ્રશ્ન થયો હતો અને (તેના ઉત્તરરૂપે) શ્રુતિઓ જેમના વિષયમાં નિર્વ્યાપાર થઈ જાય છે, તે બ્રહ્મ વિષે ઉત્તમ વિચાર થયો હતો. ॥ ૧૦ ॥

तदीश्वरं तत्रस्थं मामेवानिरुद्धमूर्तिम्॥ १०॥

**'तत्-ईश्वरम्'** ત્યાં (શ્વેતદ્વીપમાં) રહેલા અનિરુદ્ધની મૂર્તિરૂપ મને જ નિહાળવા ॥ ૧૦ ॥

ननु सर्वज्ञास्ते, कस्तत्र वक्ता प्रष्टा वा तत्राह—**तुल्यश्रुतेति**।

પણ એ બધા (સનત્કુમારો) તો સર્વજ્ઞ છે. તેમાં વક્તા કોણ અને પ્રશ્ન પૂછનાર (શ્રોતા) કોણ, એવી શંકા માટે ઉત્તર આપે છે – **'तुल्यश्रुत इति।'**

**तुल्यश्रुततपःशीलास्तुल्यस्वीयारिमध्यमाः।**
**अपि चक्रुः प्रवचनमेकं शुश्रूषवोऽपरे॥ ११**

(સનકાદિ મુનિઓ) શાસ્ત્રાભ્યાસ, તપ અને સદાચારમાં સમાન છે; મિત્ર, શત્રુ અને મધ્યસ્થ ઉપર સમાન ભાવવાળા છે, છતાં (તેમણે તેમનામાંથી) એકને (સનંદનને) પ્રવચન (જેનું વચન ઉત્તમ છે એવો પ્રવક્તા) બનાવ્યો અને બીજા શ્રવણેચ્છુ બન્યા. ॥ ૧૧ ॥

श्रुतादिभिरविशेषा अरिमित्रोदासीनहीनत्वेन निरुपमकरुणाः, अतः सर्वे प्रवचनयोग्या अपि केनापि कौतुकेनैकं प्रवक्तारं कृत्वाऽन्ये पप्रच्छुरित्यर्थः ॥ ११ ॥

**स्वसृष्टमिति।**

**सनन्दन उवाच**

**स्वसृष्टमिदमापीय शयानं सह शक्तिभिः।**
**तदन्ते बोधयांचक्रुस्तल्लिङ्गैः श्रुतयः परम्॥ १२**

स्वयं निर्मितमिदं विश्वं प्रलयसमये आपीय संहृत्य शयानं योगेन निद्राणमिव वर्तमानं तदन्ते प्रलयान्ते तल्लिङ्गैस्तत्प्रतिपादकैर्वाक्यैः परमीश्वरं सृष्टिसमये प्रथमनिःश्वासभूताः श्रुतयः प्रबोधयामासुः ॥ १२ ॥

**यथा शयानं सम्राजं बन्दिनस्तत्पराक्रमैः।**
**प्रत्यूषेऽभ्येत्य सुश्लोकैर्बोधयन्त्यनुजीविनः ॥ १३**

सुश्लोकैः शोभनाः श्लोकाः कीर्तयो येषु तैः पराक्रमैः ॥ १३ ॥

**जय जयेति।**

(તે બધા) શાસ્ત્રાભ્યાસ વગેરેમાં સમાન અને કોઈ શત્રુ-મિત્ર-ઉદાસીન ન હોવાથી અનુપમ કરુણાવાળા (હતા). આથી સર્વે પ્રવચન કરવાને યોગ્ય હોવા છતાં કોઈક રીતે જિજ્ઞાસાથી એકને પ્રવક્તા બનાવીને બીજાઓએ પૂછ્યું, એમ અર્થ છે. ॥ ૧૧ ॥

**'स्वसृष्टम् इति।'**

**સનંદન બોલ્યા** – (પ્રલય સમયે) પોતાના સર્જેલા આ (જગતને) પોતાનામાં લય કરીને પોતાની શક્તિઓ સાથે (જાણે કે) શયન કરી રહેલા પરમાત્માને તેના (પ્રલયના) અંતે તે પરમાત્માનું પ્રતિપાદન કરનારાં વાક્યો વડે શ્રુતિઓ જગાડવા લાગી. ॥ ૧૨ ॥

પોતે સર્જેલા આ વિશ્વને પ્રલયસમયે **'आपीय'** પોતાનામાં લીન કરીને **'शयानम्'** યોગનો આશ્રય કરીને જાણે પોઢેલા હોય તેમ રહેલા પરમાત્માને **'तत्-अन्ते'** તે પ્રલયના અંતે **'तत्-लिंगैः'** તે પરમાત્માનું પ્રતિપાદન કરનારાં વાક્યોથી સર્જન સમયે પરમાત્માના પ્રથમ નિઃશ્વાસરૂપ શ્રુતિઓ જગાડવા લાગી. ॥ ૧૨ ॥

જેવી રીતે (રાજાના) આશ્રિત બંદિજનો દરરોજ સવારે આવીને શયન કરી રહેલા સમ્રાટને તેનાં ઉત્તમ કીર્તિવાળાં પરાક્રમોનું ગાન કરીને જગાડે છે. (તેવી રીતે શ્રુતિઓ પરમેશ્વરને જગાડવા લાગી.) ॥ ૧૩ ॥

**'सुश्लोकैः'** ઉત્તમ **'श्लोकाः'** કીર્તિઓ જેમાં છે તેવાં પરાક્રમોથી ॥ ૧૩ ॥

(શ્લોક ૧૪ થી ૪૧ માં છંદ-નર્દટક/ નર્કુટક/ અવિતથ કોકિલક પ્રયુક્ત થયેલો છે. અક્ષર - ૧૭, ન જ ભ જ જ લ ગ બંધારણ, સમવૃત્ત પ્રકાર)

**'जय जय इति।'**

श्रुतय ऊचुः

**जय जय जह्यजामजित दोषगृभीतगुणां**
**त्वमसि यदात्मना समवरुद्धसमस्तभगः।**
**अगजगदोकसामखिलशक्त्यवबोधक ते**
**क्वचिदजयाऽऽत्मना च चरतोऽनुचरेन्निगमः॥ १४**

**શ્રુતિઓ બોલી** – હે અજિત, આપનો જય થાઓ! જય થાઓ! (આનંદાદિ ગુણોને ઢાંકી દેવારૂપ) દોષ માટે જેણે (સત્ત્વાદિ) ગુણો ગ્રહણ કર્યા છે એવી, સ્થાવર-જંગમ શરીરોવાળા જીવોની અવિદ્યાનો આપ નાશ કરો, કારણ કે આપ સ્વસ્વરૂપથી જ જેમને સમસ્ત ઐશ્વર્ય પ્રાપ્ત થયું છે તેવા છો. આપ સર્વ શક્તિને જાગૃત કરનારા છો. ક્યારેક માયા દ્વારા લીલા કરતા અથવા સ્વરૂપથી લીલા કરતા આપનું વર્ણન (અમે) શ્રુતિઓ કરીએ છીએ. ॥ ૧૪ ॥

भो अजित, जय जय उत्कर्षमाविष्कुरु। आदरे वीप्सा। केन व्यापारेण। अगजगदोकसां, अगानि स्थावराणि जगन्ति जङ्गमानि च ओकांसि शरीराणि येषां जीवानां तेषामजामविद्यां जहि नाशय। किमिति गुणवती हन्तव्येत्यत आह— दोषगृभीतगुणाम्।

હે (કોઈથી ન જિતાયેલા) અજિત! આપનો જય થાઓ! જય થાઓ! આપનો ઉત્કર્ષ પ્રકટ કરો! આદર દર્શાવવા માટે 'જય જય' બે વાર કહ્યું છે. શું કરવાથી આપનો જય થાય? **'अगजगदोकसाम्' अगानि** સ્થાવર અને **जगन्ति** જંગમ **ओकांसि** શરીરો જેમનાં છે તેવા જીવોની **'अजाम्'** અનાદિ અવિદ્યાનો નાશ કરો. અવિદ્યા તો (સત્ત્વાદિ) ગુણોવાળી છે. ગુણોવાળી અવિદ્યા શા માટે નાશ કરવા યોગ્ય છે? તે માટે ઉત્તર આપે છે – **'दोषगृभीतगुणाम्'**

दोषाय आनन्दाद्यावरणाय गृहीता गुणा यया ताम्। 'हृग्रहोर्भश्छन्दसि' इति भकारः। इयं हि स्वैरिणीव परप्रतारणाय गुणान् गृह्णात्यतो हन्तव्येति। तर्हि मय्यपि दोषमावहेदिति ममापि तत्र का शक्तिः स्यादत आह—त्वमिति।

જીવોના આનંદાદિ (સહજ) સ્વરૂપનું આચ્છાદન કરવારૂપી (અને આચ્છાદિત કરીને તેમને બંધનમાં નાખવારૂપી) દોષ માટે જેણે (સત્ત્વાદિ) ગુણો ગ્રહણ કર્યા છે તેવી તે અવિદ્યાને – **'हृग्रहोर्भश्छन्दसि'** (વાર્તિક અનુસાર) વેદમાં **हृ** અને **ग्रह्** ધાતુઓમાં હ નો ભ આદેશ થાય છે. આ અનુસાર અહીં **'गृभीतगुणाम्'** માં હકારનો ભકાર થાય છે. આ અવિદ્યા ખરેખર, વ્યભિચારિણી સ્ત્રીની જેમ બીજાને ઠગવા માટે ગુણો ગ્રહણ કરે છે, માટે તે નાશ કરવા યોગ્ય છે. (જો એમ હોય) તો એ અવિદ્યા મારામાં પણ દોષ લાવશે. (મારામાં) પણ તેનો નાશ કરવાની શક્તિ ક્યાંથી હોય? (એમ જો ભગવાન કહે તો) તે માટે ઉત્તર આપે છે – **'त्वम् इति।'**

यद्यस्मात्त्वमात्मना स्वरूपेणैव समवरुद्ध-समस्तभगः संप्राप्तसमस्तैश्वर्योऽसि। वशीकृत-मायत्वादिति भावः।

ननु स्वयमेव ते ज्ञानवैराग्यादिना किं न हन्युरित्यत आह—अखिलशक्त्यवबोधकेति। तेषां त्वमेवान्तर्यामी सर्वशक्त्युद्बोधकः। अतो न ते ज्ञानादौ स्वतन्त्रा इति भावः।

नन्वहमकुण्ठज्ञानैश्वर्यादिगुणो जीवानां कर्मज्ञानादिशक्त्यवबोधनेनाविद्याहन्तेत्यत्र किं प्रमाणमिति चेत्, अहमेव प्रमाणमित्याह—निगमो वेदः।

नन्वेवंभूते मयि कथं श्रुतीनां प्रवृत्तिस्तत्राह—क्वचिदिति। कदाचित्सृष्ट्यादिसमयेऽजया मायया चरतः क्रीडतो नित्यं चालुप्तभगतया सत्य-ज्ञानानन्तानन्दैकरसेनात्मना च चरतो वर्तमानस्य निगमोऽनुचरेत्प्रतिपादयेत्।

कर्मणि षष्ठ्यौ। 'यतो वा इमानि भूतानि जायन्ते', 'यो ब्रह्माणं विदधाति पूर्वं यो वै वेदांश्च प्रहिणोति तस्मै। तं ह देवमात्म-बुद्धिप्रकाशं मुमुक्षुर्वै शरणमहं प्रपद्ये॥', 'य आत्मनि तिष्ठन्', 'सत्यं ज्ञानमनन्तं ब्रह्म', 'यः सर्वज्ञः स सर्ववित्' इत्यादिनिगमकदम्बस्त्वामेवंभूतं प्रतिपादयतीत्यर्थः।

**'यत्'** કારણ કે આપના પોતાના સ્વરૂપથી જ જેમને સમસ્ત ઐશ્વર્ય પ્રાપ્ત થયું છે તેવા આપ છો. (આપ સમસ્ત ઐશ્વર્યવાન છો,) કારણ કે આપે માયા (અવિદ્યા)ને વશ કરી છે, એવો ભાવ છે.

શંકા કરવામાં આવે છે કે જ્ઞાન અને વૈરાગ્ય વગેરે દ્વારા (જીવો) પોતાની જાતે જ કેમ અવિદ્યાનો નાશ ન કરે? આ માટે ઉત્તર આપે છે – **'अखिल-शक्ति-अवबोधक इति।'** તે જીવોના અંતર્યામી એવા આપ જ તેમની સર્વ શક્તિઓને જાગૃત કરનારા છો. આથી જ્ઞાન (વૈરાગ્ય) વગેરે પ્રાપ્ત કરવામાં તેઓ સ્વતંત્ર નથી, એવો ભાવ છે

શંકા કરવામાં આવે છે કે જો (ભગવાન કહે કે) અકુંઠિત જ્ઞાન, ઐશ્વર્ય વગેરે ગુણોવાળો હું જીવોની કર્મ, જ્ઞાન વગેરે શક્તિઓને જાગૃત કરવા દ્વારા અવિદ્યાનો નાશ કરનારો છું, તે માટે શું પ્રમાણ છે? તે માટે શ્રુતિ ઉત્તર આપે છે – હું (વેદ) જ તે માટે પ્રમાણ છું. **'निगमः'** વેદ.

(ભગવાન) શંકા કરે છે કે હું આવો છું તો (મારું સ્વરૂપતઃ વર્ણન કરવામાં) શ્રુતિ કેવી રીતે પ્રવૃત્ત (સમર્થ) થાય છે? તે માટે કહે છે – **'क्वचित् इति।'** ક્યારેક સર્જન વગેરે કરવાના સમયે **'अजया'** માયાથી **'चरतः'** ક્રીડા કરતા, કદાપિ લુપ્ત નહીં થનારા (અવિનાશી) ઐશ્વર્યથી કેવળ સત્ય, જ્ઞાન, અનંત, આનંદના એકરસરૂપે સ્વરૂપથી **'चरतः'** રહેલા આપને વેદ વર્ણવે છે.

આ બંને ષષ્ઠી વિભક્તિ દ્વિતીયાના અર્થમાં છે. 'જેમાંથી આ પ્રાણીઓ જન્મે છે.' – (તૈત્તિ.ઉપ.૩/૧) 'જે પહેલાં હિરણ્યગર્ભનું (બ્રહ્મનું) સર્જન કરે છે, વળી જે તેમને (બ્રહ્માને) વેદો આપે છે, મન અને બુદ્ધિના પ્રકાશક તે દેવનું હું મુમુક્ષુ શરણ ગ્રહણ કરું છું.' – (શ્વેતા.ઉપ.૬/૧૮), 'જે જીવની અંદર રહેતા' – (બૃહદા.ઉપ. માધ્યંદિની શાખા ૩/૭/૩૦) 'પરમાત્મા સત્ય, જ્ઞાન, અનંતરૂપ છે.' – (તૈત્તિ.ઉપ.૨/૧/૧), 'જે સર્વજ્ઞ, સર્વવિદ્ છે.'– (મું.ઉપ.૧/૧૯, ૨/૨/૭) વગેરે શ્રુતિઓના વાક્યસમૂહ આપના આવા સ્વરૂપનું પ્રતિપાદન કરે છે, એમ અર્થ છે.

जय जयाजित जह्यगजङ्गमा–
वृतिमजामुपनीतमृषागुणाम् ।
न हि भवन्तमृते प्रभवन्त्यमी
निगमगीतगुणार्णवता तव ॥ १ ॥ १४ ॥

(આ શ્લોકનો ભાવાર્થ શ્રીધરજીની સરસ્વતી દ્વારા પદ્યમાં અંકિત થયો છે.) હે અજિત, આપનો જય થાઓ! જય થાઓ! સ્થાવર-જંગમ જીવોને આવરણરૂપ અને મિથ્યા ગુણોને સ્વીકારનારી અવિદ્યાનો આપ નાશ કરો. આપના વગર આ જીવો ખરેખર, અવિદ્યાનો નાશ કરવા સમર્થ નથી. આપ વેદમાં ગાયેલા સર્વ સદ્‌ગુણોના સાગર છો, એવું વેદોએ ગાયું છે. ॥ ૧ ॥ ૧૪ ॥

ननु कथं मामेवं प्रतिपादयन्ति, यत 'इन्द्रो यातोऽवसितस्य राजा' इत्यादिभिरिन्द्रो यातो जङ्गमस्यावसितस्य स्थावरस्य च राजेति प्रतिपाद्यते, तथा 'अग्निर्मूर्धा दिवः' इत्यादिभिश्चैवंभूतत्वेनाग्न्यादयः प्रतिपाद्यन्ते,

(ભગવાન) શંકા કરે છે કે શ્રુતિઓ આવી રીતે મારું જ પ્રતિપાદન કરે છે એમ કેવી રીતે કહી શકાય, કારણ કે 'ઈન્દ્ર સર્વ સ્થાવર-જંગમ જીવોનો રાજા છે.' (ઋ.૧/૩૨/૧૫) વગેરે વાક્યો દ્વારા પ્રતિપાદન કરવામાં આવે છે કે ઈન્દ્ર સ્થાવર-જંગમનો રાજા છે. તથા 'અગ્નિ સૂર્યરૂપે સ્વર્ગનું મસ્તક છે.' (ઋ.૮/૪૪/૧૬) (તૈ.સં.૧/૫/૫/૧) વગેરે વાક્યો દ્વારા આવા (ઈશ્વર)રૂપે અગ્નિ વગેરેનું પ્રતિપાદન કરવામાં આવે છે,

तत्राह—**बृहदुपलब्धमेतदिति।**

**बृहदुपलब्धमेतदवयन्त्यवशेषतया**
**यत उदयास्तमयौ विकृतेर्मृदि वाविकृतात्।**
**अत ऋषयो दधुस्त्वयि मनोवचनाचरितं**
**कथमयथा भवन्ति भुवि दत्तपदानि नृणाम्॥ १५**

તે માટે કહે છે – '**बृहत्-उपलब्धम्-एतत् इति।**'

જે દેખાય છે તે આ આપ બ્રહ્મ છો એવું (ઋષિઓ) જાણે છે કારણ કે (પ્રલય પછી) આપ અવશેષ રહો છો અને કારણ કે તે માટીમાંથી ઉત્પત્તિ અને તે માટીમાં જ લય પામતા વિકારોની (ઘટાદિ પાત્રોની) જેમ અવિકારી આપમાં (પ્રતીત થતા સર્વ જગતનાં) ઉદય અને અસ્ત છે. આથી ઋષિઓ મનથી (વિચારેલું તાત્પર્ય) અને વાણીથી (બોલેલું નામ) આપમાં ધારણ થયેલું (આપનું સ્વરૂપ) સમજે છે. જેમ પૃથ્વી પર (ફરતાં) મનુષ્યોનાં (માટી, પથ્થર કે ઈંટ પર, ગમે ત્યાં) મુકાયેલાં પગલાં પૃથ્વી પર ન મુકાયેલાં શી રીતે ગણાય? (પૃથ્વી પર મુકાયેલાં જ ગણાય.)॥ ૧૫ ॥

अयमर्थः—एतदुपलब्धं दृष्टमिन्द्रादिसर्वं बृहद्ब्रह्मत्वमित्येवावयन्ति जानन्ति। कथम्। बृहत् एवावशेषतयाऽवशिष्यमाणत्वेन। कुतः। यतो बृहतः सर्वस्योदयास्तमयावुत्पत्तिलयौ, सर्वोपादान–त्वात्। तर्हि किं विकारित्वं बृहतः। न, अविकृतात्। विवर्ताधिष्ठानत्वेनाविकारादित्यर्थः। वाशब्द उपमार्थः। यथा घटादेर्विकृतेर्मृदि उदयास्तमयौ तद्वत्। 'वाचारम्भणं विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यम्'।

'सर्वं खल्विदं ब्रह्म' इत्यादिभिस्तथा प्रतिपादनादित्यर्थः। अतः कारणादृषयो मन्त्रास्तद्–द्रष्टारो वा त्वय्येव मनोवचनाचरितं दधुः, मनसा आचरितं तात्पर्यं वचनाचरितमभिधानं च धृतवन्तः। न पृथग्विकारेष्वित्यर्थः। अत्र निदर्शनम्—कथमयथेति। नृणां भूचराणां यत्र कुत्रापि दत्तानि निक्षिप्तानि पदानि भुवि कथमयथा भवन्त्यदत्तानि भवन्ति। अतो यथा मृत्पाषाणेष्टकादिषु दत्तानि पदानि भुवं न व्यभिचरन्ति तथा यत्किमपि विकारजातं वदन्तो वेदास्त्वामेव सर्वकारणं परमार्थभूतं प्रतिपादयन्तीत्यर्थः।

અર્થ આ છે – આ **'उपलब्धम्'** દેખાય છે તે ઈન્દ્ર વગેરે સર્વને (ઋષિઓ) **'बृहद्'** બ્રહ્મરૂપ જ **'अवयन्ति'** જાણે છે. કેમ? કારણ કે (સર્વનો પ્રલય થયા પછી) આપ એક બ્રહ્મ જ બાકી રહેતા પદાર્થ તરીકે રહો છો. શી રીતે? કારણ કે બ્રહ્મ સર્વનું ઉપાદાન છે, તેથી સર્વની ઉત્પત્તિ બ્રહ્મમાંથી થાય છે અને સર્વનો લય બ્રહ્મમાં થાય છે. તો શું બ્રહ્મનું વિકારીપણું છે? ના, **'अविकृतात्'** કારણ કે આપ વિવર્તના અધિષ્ઠાનરૂપ હોવાથી અવિકારી છો. **'वा'** શબ્દ ઉપમાના અર્થમાં છે. જેવી રીતે ઘટાદિ વિકારોની ઉત્પત્તિ માટીમાંથી થાય છે અને લય પણ માટીમાં થાય છે તેવી રીતે. 'વિકાર તો માત્ર વાણીથી શરૂ થતું કાર્ય અને ઉચ્ચારાતું નામ માત્ર છે, નામ તરીકે જ અસ્તિત્વ ધરાવે છે. (માટીનાં પાત્રો માટે) માટી જ સત્ય વસ્તુ છે.' (– છાં.ઉપ.૬/૧/૪),

'આ સર્વ બ્રહ્મ છે.' (છાં.ઉપ.૩/૧૪/૧) વગેરે વાક્યોથી શ્રુતિમાં તે અનુસાર પ્રતિપાદન કરવામાં આવ્યું હોવાથી (સર્વ બ્રહ્મરૂપ છે), એમ અર્થ છે. આ કારણથી **'ऋषयः'** મંત્રો અથવા મંત્રદ્રષ્ટા ઋષિઓ આપનામાં જ **'मनोवचन-आचरितं दधुः'** મનથી વિચારવામાં આવતા તાત્પર્યને તથા વાણીથી બોલાતા (ઈન્દ્રાદિ) નામને આપમાં ધારણ થયેલું (આપનું સ્વરૂપ) સમજે છે, આપનાથી અલગ વિકારોમાં – કાર્યરૂપ પદાર્થોમાં ધારણ થયેલું સમજતા નથી. આ વિષે દૃષ્ટાંત આપે છે – **'कथम्-अयथा इति।'** **'नृणाम्'** પૃથ્વી પર ચાલતા મનુષ્યોનાં જ્યાં ક્યાંય પણ दत्तानि મુકાયેલાં પગલાં **'कथम्-अयथा भवन्ति'** પૃથ્વી પર ન મુકાયાં હોય એવું કેવી રીતે બને? આથી માટી, પથ્થર, ઈંટ વગેરે (ગમે તેના) પર મૂકેલાં પગલાં પૃથ્વી પર જ મુકાયાં હોય છે. તેમાં જેમ ફેરફાર થતો નથી, તેમ જે કોઈ પણ વિકારનું વર્ણન કરતા વેદો સર્વના કારણ પરમાર્થસ્વરૂપ આપનું જ પ્રતિપાદન કરે છે, એમ અર્થ છે.

द्रुहिणवह्निरवीन्द्रमुखामरा
जगदिदं न भवेत्पृथगुत्थितम्।
बहुमुखैरपि मन्त्रगणैरज-
स्त्वमुरुमूर्तिरतो विनिगद्यसे॥ २॥ १५॥

બ્રહ્મા, અગ્નિ, સૂર્ય, ઈન્દ્ર વગેરે દેવો અને આ જગત આપનાથી અલગ (સ્વતંત્ર) ઉત્પન્ન થયાં નથી. આથી અનેક દેવતાઓનું પ્રતિપાદન કરનારા વેદમંત્રો વડે પણ અનેક મૂર્તિઓના રૂપમાં રહેલા (જણાતા છતાં વાસ્તવમાં) અજન્મા એવા આપનું જ વર્ણન થાય છે. ॥ ૨ ॥ ૧૫ ॥

त्वमेव सर्वनिगमगोचर इति सतां प्रवृत्त्या द्रढयति—**इति तवेति**।

આપ (બ્રહ્મ) જ સર્વ વેદના વિષય છો, એ વાત સત્પુરુષોની પ્રવૃત્તિથી દૃઢ કરે છે – **'इति तव इति।'**

**इति तव सूरयस्त्र्यधिपतेऽखिललोकमल-
क्षपणकथामृताब्धिमवगाह्य तपांसि जहुः।
किमुत पुनः स्वधामविधुताशयकालगुणाः
परम भजन्ति ये पदमजस्रसुखानुभवम्॥ १६**

હે ત્રિગુણાત્મક માયાના અધિપતિ, (આપ જ સર્વનું કારણ હોઈ સત્યસ્વરૂપ છો,) એમ માનીને વિવેકીઓ સમગ્ર લોકના પાપરૂપી મેલનો નાશ કરનાર આપના કથામૃતના સાગરમાં ડૂબકી મારીને (પાપરૂપી) તાપોને તજે છે (પાપથી મુક્ત થાય છે). (આપની કથામાત્રથી જ જો પાપો તજાય છે,) તો હે પરમ! આપના સ્વરૂપના પ્રકાશથી જ અંતઃકરણના (રાગાદિ ધર્મોને) અને કાળના (વૃદ્ધાવસ્થાદિ) ગુણોને તજનારા જે પુરુષો નિત્ય સુખના અનુભવરૂપ આપના સ્વરૂપને ભજે છે, તેઓ પાપો-દુઃખોથી મુક્ત થાય, એમાં વળી શું કહેવાનું હોય? ॥ ૩ ॥

त्वमेव सर्वकारणत्वेन परमार्थ इति कृत्वा भोस्त्र्यधिपते त्रिगुणमायामृगीनर्तक, सूरयो विवेकिनस्तवाखिललोकमलक्षपणकथामृताब्धिं सकलजनवृजिननिरसनहेतुं कीर्तिसुधासिन्धु-मवगाह्य निषेव्य तपांसि तपन्तीति तपांसि पापानि दुःखानि वा जहुस्त्यक्तवन्तः। त्वदीयकथामात्रेण यदा पापत्यागस्तदा किमु वक्तव्यं, ये पुनः स्वधामविधुताशयकालगुणाः स्वधाम्ना स्वरूपस्फुरणेनैव विधुतास्त्यक्ता आशयगुणा

આપ જ સર્વનું કારણ હોઈ પરમાર્થ સત્ય સ્વરૂપ છો, એમ માનીને હે ત્રિગુણાત્મિકા માયારૂપી મૃગલીને નચાવનારા! **'सूरयः'** વિવેકીઓએ **'अखिललोकमलक्षपणकथामृत-अब्धिम्'** સર્વ જનોના પાપનો નાશ કરનાર (નાશ કરવા માટે કારણરૂપ) આપના કીર્તિરૂપી અમૃતના સાગરમાં **'अवगाह्य'** ડૂબકી મારીને, તેનું સેવન કરીને **'तपांसि'** તાપ આપે તે તપ, પાપો અથવા દુઃખો **'जहुः'** તજ્યાં છે. આપની કથાથી જ જ્યારે પાપનો ત્યાગ થાય છે ત્યારે વળી, **'स्वधामविधुत-आशयकालगुणाः'** આપના પોતાના સ્વરૂપના પ્રકાશથી–સ્ફુરણથી – આત્મજ્ઞાનથી અંતઃકરણના રાગાદિ ધર્મો (**आशयगुणाः**) અને

अन्तःकरणधर्मा रागादयः कालगुणा जरादयश्च यैस्ते, तथा हे परम, तवाजस्रसुखानुभव-मखण्डानन्दानुभवं पदं स्वरूपं भजन्ति सेवन्ते तथाभूता दुःखानि त्यजन्तीति। 'तद्यथा पुष्करपलाश आपो न श्लिष्यन्ते एवमेवंविदि पापं कर्म न श्लिष्यते', 'न कर्मणा लिप्यते पापकेन', 'तत्सुकृतदुष्कृते विधुनुते', 'एत ँ्ह वाव न तपति', 'किमह ँ् साधु नाकरवम्', 'किमहं पापमकरवम्' इत्यादिश्रुतेरित्यर्थः।

વૃદ્ધાવસ્થા વગેરે કાળના ગુણો જેમના દ્વારા ત્યાગી દેવામાં આવ્યા છે તેવા જનો હે પરમ, આપના **'अजस्रसुखानुभवम्'** અવિરત-અખંડ આનંદના અનુભવરૂપ **'पदम्'** સ્વરૂપને **'भजन्ति'** સેવે છે અને તેવા તેઓ દુઃખો તજે છે (તેમાં શું કહેવાનું હોય)? 'જેમ કમળપત્રને જળ ચોંટતું નથી તેમ બ્રહ્મજ્ઞાનીને પાપકર્મ ચોંટતું નથી.' (છાં.ઉપ.૪/૧૪/૩), 'આત્મજ્ઞાની પાપકર્મથી લેપાતો નથી.' (બૃહદા. ઉપ.૪/૪/૨૩), 'તે આત્મજ્ઞાની પુણ્ય-પાપને ધોઈ નાખે છે.' (કૌ.ઉપ. ૧/૪), 'આ મેં સારું ન કર્યું. મેં પાપ કેમ કર્યું,' એમ કોઈ પણ કર્મ આત્મજ્ઞાનીને સંતાપ ઉપજાવતું નથી.' (તૈત્તિ.ઉપ.૨/૯/૧) વગેરે શ્રુતિઓનો એમ અર્થ છે.

सकलवेदगणेरितसद्गुण-
स्त्वमिति सर्वमनीषिजना रताः।
त्वयि सुभद्रगुणश्रवणादिभि-
स्तव परस्मरणेन गतक्लमाः ॥ ३ ॥ १६ ॥

સકળ વેદગણોએ સ્તવેલા ગુણવાળા આપ છો, આથી સર્વ વિદ્વજ્જનો આપના કલ્યાણકારી ગુણોના શ્રવણાદિ દ્વારા આપનામાં પ્રીતિ કરે છે અને આપના ચરણનું સ્મરણ કરીને દુઃખ-ક્લેશથી સંપૂર્ણપણે મુક્ત થઈ જાય છે. ॥ ૩ ॥ ॥ ૧૬ ॥

'असुर्या नाम ते लोका अन्धेन तमसा वृताः।
तांस्ते प्रेत्याभिगच्छन्ति ये केचात्महनो जनाः॥'

तथा 'न चेदवेदीन्महती विनष्टिः', 'ये तद्विदुरमृतास्ते भवन्त्यथेतरे दुःखमेवोपयन्ति' इत्याद्याः श्रुतयः। पूर्वश्लोकोक्तोभयविधभजन-हीनान्निन्दन्ति—**दृतय इवेति**।

'જેઓ (આત્મસ્વરૂપને ન જાણનારા) આત્મઘાતી મનુષ્યો છે, તેઓ મૃત્યુ પછી ગાઢ અજ્ઞાનરૂપી અંધકારથી છવાયેલા (અસુરોના) અસુર્યા નામના જે લોક છે તેમાં જાય છે.' (ઈશ.ઉપ.૩),

'(અહીં મનુષ્યલોકમાં) જો આત્માને જાણ્યો નથી, તો તેનો (ન જાણનારનો) મહાન વિનાશ છે.' (કેન.ઉપ.૨/૫), 'જેઓ તે આત્મસ્વરૂપને જાણે છે તે અમૃત (અમર) થઈ જાય છે, બીજા (આત્માને ન જાણનારા) દુઃખ જ પામે છે.' (બૃહદા.ઉપ.૪/૪/૧૪) આ અને આવી બીજી શ્રુતિઓ અગાઉના શ્લોકમાં કહેલા (શ્રવણ-કીર્તનરૂપ ભજન કરનારા અને સ્વરૂપનું સેવન કરનારા) બંને પ્રકારનું ભજન ન કરનારાઓની નિંદા કરે છે – **'दृतयः इव इति।'**

**दृतय इव श्वसन्त्यसुभृतो यदि तेऽनुविधा
महदहमादयोऽण्डमसृजन् यदनुग्रहतः।
पुरुषविधोऽन्वयोऽत्र चरमोऽन्नमयादिषु यः
सदसतः परं त्वमथ यदेष्ववशेषमृतम्॥ १७**

પ્રાણધારી મનુષ્યો જો આપને અનુસરનારા આપના ભક્તો હોય તો જ તેઓ (સાચા અર્થમાં) શ્વાસ લે છે, નહીં તો તેઓ ધમણો જેવા છે. (તેમનું શ્વાસ લેવાનું–જીવવાનું વ્યર્થ છે.) મહત્તત્ત્વ, અહંકાર વગેરે તત્ત્વોએ જેમના (આપના) અનુગ્રહથી બ્રહ્માંડનું સર્જન કર્યું, તેમ જ અહીં (અન્નમયાદિ કોશોમાં) જે પુરુષરૂપથી રહેનારા છે, તે આપ છો. અન્નમયાદિ (પાંચ કોશોના ઉપદેશમાં) (પાંચ કોશના અવધિનો) જે અંતિમ (આનંદસ્વરૂપનો) ઉપદેશ છે, તે પણ આપ જ છો. સત્ (સ્થૂળ) અને અસત્ (સૂક્ષ્મ) – એમ સમસ્ત (કાર્યકારણો)થી આપ પર છો. (આ બધાનો નિષેધ થઈ જાય ત્યારે) એ બધામાંથી (અત્યાજ્ય સ્વરૂપે) જે શેષ રહે છે, તે આપ જ એક માત્ર ઋત (સત્ય) છો. ॥ ૧૭ ॥

असुभृतो नरा यदि ते अनुविधा अनुविदधती–त्यनुविधा अनुवर्तिनो भक्ता इति यावत्। तर्हि। श्वसन्ति जीवन्ति सफलजीवना भवन्ति। इतरथा दृतय इव भस्त्रा इव। वृथाश्वासा इत्यर्थः।

પ્રાણધારી મનુષ્યો જો આપને **'अनुविधाः'** અનુસરનારા ભક્તો હોય તો **'श्वसन्ति'** જીવે છે, સફળ જીવનવાળા બને છે. નહીં તો **'दृतयः'** ધમણો જેવા તેઓ વ્યર્થ જીવનારા છે, એમ અર્થ છે.

नन्वभक्तानामपि कामादिफलमस्त्येव। न कार्यकारणानुग्राहकत्वेन जीवनहेतोस्तावाभजने कृतघ्नानां तदपि न सिध्येदित्याशयेनाह— **महदहमादय इति**।

શંકા કરવામાં આવી છે કે અભક્તોને પણ કર્માદિના ફળરૂપે વિષયભોગ વગેરે ફળ મળે જ છે (તો એમનું જીવન વ્યર્થ કેવી રીતે કહેવાય)?

તે માટે ઉત્તર આપે છે કે ના. (દેહાદિ) કાર્ય અને (મહદાદિ, અહંકારરૂપ) કારણ આ બંનેને આપના (અનુપ્રવેશના લક્ષણવાળા) અનુગ્રહને કારણે સામર્થ્ય પ્રાપ્ત થયું હોવાથી જીવનના કારણરૂપ એવા આપનું ભજન ન કરનારા કૃતઘ્નીઓને તે વિષયભોગ પણ સિદ્ધ થતો નથી, એ આશયથી કહે છે – **'महत्– अहम् आदयः इति।'**

महानहंकारश्चादिर्येषां ते यदनुग्रहतो यस्यानुप्रवेशेन लब्धसामर्थ्याः सन्तोऽण्डं देहं समष्टिव्यष्टिरूपं सृष्टवन्तः। तत्र च पञ्चापि कोशानन्नमयादीनाविश्य तत्तदाकारः सन् यश्चेतयते

મહત્તત્ત્વ અને અહંકાર જેમનામાં પ્રથમ છે તેવાં તત્ત્વોએ જેમના અનુગ્રહથી, જેમના અનુપ્રવેશથી સામર્થ્ય પ્રાપ્ત કરીને **'अण्डम्'** સમષ્ટિ-વ્યષ્ટિરૂપ દેહનું સર્જન કર્યું. તેમાં પણ અન્નમય વગેરે પાંચેય કોશોમાં પ્રવેશ કરીને, તે તે કોશોના આકારના

स त्वं तदाह—पुरुषविध इति। पुरुषस्यान्नमयादेर्विधेव विधा आकारो यस्य स तथा।

ननु चिदेकरसस्य कथं तत्तदाकारतात आह—अन्वयोऽत्रेति। अत्र एष्वन्नमयादिष्वन्वेतीत्यन्वयः। अतस्तत्तदाकारतेति। एवं तर्हि सत्यत्वमसङ्गत्वं च कथं तत्राह—चरमोऽन्नमयादिषु य इति। अन्नमयादिषूपदिश्यमानेषु यश्चरमो 'ब्रह्मपुच्छं प्रतिष्ठा' इति पुच्छत्वेनोक्तः स त्वमिति संबन्धः।

ननु तथाप्यन्नमयादिष्वन्वितत्वेऽसङ्गत्वव्याहतिरेव, तत्राह—सदसतः परं त्वमथ यदेष्ववशेषमृतमिति। सदसतः स्थूलसूक्ष्मादन्नमयादेः परं व्यतिरिक्तं तत्साक्षिभूतम्। अवशेषमवशिष्यत इत्यवशेषमबाध्यम्। अथात एव ऋतं सत्यम्। तर्हि किमर्थं तेष्वन्वय उक्तः। शाखाचन्द्रवच्छुद्धस्वरूपलक्षणार्थम्। तथा हि—'स वा एष पुरुषोऽन्नरसमयस्तस्येदमेव शिरः' इत्यादिना स्थूलसूक्ष्मक्रमेण पञ्चकोशानुपदिश्य 'तस्य पुरुषविधतामन्वयं पुरुषविधः' इति पुनःपुनस्त-

થઈને તેમને જે ચેતના આપે છે, તે આપ છો, તે કહે છે – **'पुरुषविधः इति।'** અન્નમયાદિ પુરુષના જેવો **विधा** આકાર છે જેનો તેવા તે.

શંકા કરવામાં આવી છે કે જેનું સ્વરૂપ ચિદ્-એકરસ છે તે, તે તે (અન્નમયાદિ) આકારવાળા કેવી રીતે થાય? આ માટે ઉત્તર આપે છે – **'अन्वयः अत्र इति।'** અહીં આ અન્નમયાદિ કોશો સાથે જેનો સંબંધ થાય છે અર્થાત્ તે કોશોને અનુસરે છે તે તેનો આકાર ધારણ કરે છે. જો એમ હોય તો પરમાત્માનું સત્યત્વ અને અસંગત્વ કેવી રીતે રહે? તે માટે કહે છે – **'चरमः अन्नमयादिषु यः इति।'** ઉપદેશ કરવામાં આવેલા અન્નમયાદિ કોશોમાં જે અંતિમ **'ब्रह्मपुच्छं प्रतिष्ठा'**માં જે પુચ્છ તરીકે કહેવામાં આવ્યા છો તે આપ છો, એમ સંબંધ છે.

શંકા કરે છે કે તેમ છતાં અન્નમયાદિમાં (પરમાત્મા) અનુગત હોય તો (પરમાત્માની) અસંગતા ઉપર આઘાત થાય જ. તે માટે કહે છે – **'सत्-असतः परं त्वम्-अथ यत्-एषु-अवशेषम्-ऋतम् इति।' सत्-असतः** સ્થૂળ-સૂક્ષ્મ અન્નમયાદિ કોશોથી **'परम्'** એમનાથી વ્યતિરિક્ત, તેમના સાક્ષીરૂપે **'अवशेषम्'** અવશિષ્ટ બાકી રહો છો, એમ અબાધ્ય અવશેષરૂપ છો. **'अथ'** આથી જ **'ऋतम्'** સત્ય છો. તો પછી પરમાત્માનો તે કોશોમાં સંબંધ શા માટે કહેવામાં આવે છે? *શાખાચન્દ્રન્યાયની જેમ શુદ્ધ સ્વરૂપને લક્ષિત કરવા માટે (કોશોમાં પરમાત્માનો સંબંધ કહેવામાં આવે છે.) જેમ કે – 'તે જ આ પુરુષ અન્નરસમય છે. આ જ તેનું મસ્તક છે.' (તૈત્તિ.ઉપ.૨/૧/૧) વગેરે વાક્યોથી સ્થૂળથી શરૂ કરીને સૂક્ષ્મ તરફ જવાના ક્રમથી પાંચ કોશોનો ઉપદેશ કરીને 'તે આગળના કોશના પુરુષ-આકારને અનુસરીને આ (પછીનો કોશ) પુરુષ-આકારનો છે.' (તૈત્તિ.ઉપ.૨/૨,૩,૪,૫) આમ, ફરી

* શાખાચન્દ્રન્યાય – બીજની સૂક્ષ્મ ચંદ્રકળા દર્શાવવા માટે, ચંદ્ર સાથે જેનો જરાય સંબંધ નથી તેવી વૃક્ષની શાખા વ્યક્તિને પહેલાં દર્શાવવામાં આવે છે. પછી તે ડાળીની ઉપર, વૃક્ષને છોડીને ઉપર આકાશમાં નજર કરતાં ચંદ્ર દેખાય, તેને શાખાચન્દ્રન્યાય કહેવામાં આવે છે.

दन्वितत्वेनालक्ष्य 'ब्रह्मपुच्छं प्रतिष्ठा' इति सर्वसाक्षिशुद्धस्वरूपनिरूपणमित्यनवद्यम्।

ફરીને પુરુષશરીરમાં અન્વિત તરીકે લક્ષિત કરીને અંતે 'આનંદમય કોશનું પુચ્છ તે બ્રહ્મ છે અને આનંદમય કોશનો આધાર છે.' એમ કહી સર્વના સાક્ષીરૂપે આત્માના શુદ્ધ સ્વરૂપનું નિરૂપણ કરવામાં આવ્યું છે. એમ આ પ્રક્રિયા નિર્દોષ છે.

नरवपुः प्रतिपद्य यदि त्वयि
श्रवणवर्णनसंस्मरणादिभिः ।
नरहरे न भजन्ति नृणामिदं
दृतिवदुच्छ्वसितं विफलं ततः ॥ ४ ॥ १७ ॥

(આ શ્લોકનો અર્થ શ્રીધરજીની સરસ્વતી આ રીતે કરે છે –) હે નરહરિ, મનુષ્યનું શરીર પ્રાપ્ત કર્યા પછી પણ જો (જીવો) આપના વિષયમાં શ્રવણ, વર્ણન અને સંસ્મરણાદિ ભજન ન કરે, તો તે જીવોની શ્વાસોચ્છ્વાસની ક્રિયા ધમણ જેવી નિરર્થક છે. (તેમનું જીવન નિષ્ફળ છે.) ॥ ૪ ॥ ૧૭ ॥

एवं तावत्सर्वात्मके परमेश्वरे सर्वश्रुति–समन्वयेन सद्भजनीयत्वमुक्त्वा अभक्तनिन्दया च तदेव दृढीकृत्येदानीमनवगाह्यमहिमनि प्रथमं तावदुपाध्यालम्बनमुपासनं 'उदरं ब्रह्मेति शार्कराक्षा उपासते हृदयं ब्रह्मेत्यारुणयो ब्रह्मा हैवैता इत ऊर्ध्वं त्वेवोदसर्पत्तच्छिरोऽश्रयत' इत्याद्याः श्रुतयो विदधतीत्याह—**उदरमुपासत इति**।

તો આમ, સર્વાત્મક પરમેશ્વરમાં સર્વ શ્રુતિઓનો સમન્વય હોવાથી સત્પુરુષો દ્વારા ભજનીયત્વ (ભગવાન જ ભજન કરવાને યોગ્ય છે, એમ) કહીને, અભક્તની નિંદા દ્વારા પણ તે જ વાત દૃઢ કરીને હવે જેમનો મહિમા પામવો અશક્ય છે તેવા પરમાત્મામાં પ્રથમ તો ઉપાધિ જેનું આલંબન છે તેવી ઉપાસના (સોપાધિક બ્રહ્મની ઉપાસના કહે છે). 'ઉદર બ્રહ્મ છે, એવી ઉપાસના શર્કરાક્ષ ઋષિના અનુયાયીઓ શાર્કરાક્ષો કરે છે, જ્યારે આરુણિઓ હૃદય બ્રહ્મ છે, એમ માનીને ઉપાસના કરે છે. તે (ઉદર અને હૃદય) બંને બ્રહ્મ જ છે. તે બ્રહ્મ આનાથી ઉપર ઉત્ક્રમણ કરીને આવ્યું અને તેણે મસ્તકનો આશ્રય લીધો.' (ઐ.ઉપ.૨/૪/૧) વગેરે શ્રુતિઓ વિધાન કરે છે, એમ કહે છે – **'उदरम्-उपासते इति।'**

**उदरमुपासते य ऋषिवर्त्मसु कूर्पदृशः**
**परिसरपद्धतिं हृदयमारुणयो दहरम्।**
**तत उदगादनन्त तव धाम शिरः परमं**
**पुनरिह यत् समेत्य न पतन्ति कृतान्तमुखे॥ १८**

ઋષિઓએ (આપની પ્રાપ્તિ માટે બતાવેલા) માર્ગોમાં જેઓ સ્થૂળ દૃષ્ટિવાળા છે, તેઓ ઉદર (મણિપુર ચક્ર)માં અગ્નિરૂપથી આપની ઉપાસના કરે છે. (અરુણવંશના) આરુણિઓ સમસ્ત નાડીઓના નીકળવાના સ્થાનરૂપ હૃદયમાં (આપના પરમ સૂક્ષ્મ સ્વરૂપ) દહર બ્રહ્મની ઉપાસના કરે છે. હે અનંત, તેમાંથી (હૃદયમાંથી) જ આપને પ્રાપ્ત કરવાનો શ્રેષ્ઠ માર્ગ (સુષુમ્ણા નાડી) મસ્તક (બ્રહ્મરંધ્ર) સુધી ઊંચે પહોંચે છે, જે પ્રકાશમય માર્ગને પામીને મનુષ્યો ફરી યમદેવના મુખ(રૂપ આ સંસાર)માં પડતા નથી. ॥ ૧૮ ॥

ऋषिवर्त्मसु ऋषीणां संप्रदायमार्गेषु ये कूर्पदृशस्ते उदरालम्बनं मणिपुरकस्थं ब्रह्मोपासते ध्यायन्ति। शार्कराक्षा इति श्रुतिपदस्य प्रतिपदं कूर्पदृश इति। कूर्पं शर्करारजो विद्यते दृक्ष्वक्षिषु येषां ते तथा रजःपिहितदृष्टयः, स्थूलदृष्टय इति यावत्। उदरस्य हृदयापेक्षया स्थूलत्वात्। यद्वा कूर्पं सूक्ष्मम्। सूक्ष्मदृश इत्यर्थः। तदा हृदयस्थं सूक्ष्ममेवालक्ष्य तत्प्रवेशाय प्रथममुदरस्थमुपासत इति भावः।

આરુણયસ્તુ साक्षाद्धृदयस्थं दहरं सूक्ष्ममेवोपासते। हृदयविशेषणं परिसरपद्धतिमिति। परितः सरन्ति प्रसर्पन्तीति परिसरा नाड्यस्तासां पद्धतिं मार्गं प्रसरणस्थानमित्यर्थः। विशेषणस्य फलमाह—तत इति। हृदयात् भो अनन्त, तव धामोपलब्धिस्थानं सुषुम्नाख्यं परमं श्रेष्ठं ज्योतिर्मयं शिरो मूर्धानं प्रत्युदगादुदसर्पत्। मूलाधारादारभ्य हृदयमध्याद्ब्रह्मरन्ध्रं प्रत्युद्गत-मित्यर्थः। कथंभूतं धाम। यत्समेत्य प्राप्य पुनरिह कृतान्तमुखे संसारे न पतन्ति।

तथा च श्रुतिः—'शतं चैका च हृदयस्य नाड्यस्तासां मूर्धानमभिनिःसृतैका। तयोर्ध्वमायन्नमृतत्वमेति विष्वङ्ङन्या उत्क्रमणे भवन्ति' इति।

ઋષિઓએ આપની પ્રાપ્તિ માટે બતાવેલા માર્ગમાં જેઓ '**कूर्पदृशः**' સ્થૂળ દૃષ્ટિવાળા છે, તેઓ ઉદરના આલંબનરૂપ મણિપુર ચક્રમાં આવેલા બ્રહ્મનું ધ્યાન કરે છે. શ્રુતિમાં જે **शार्कराक्षाः** પદ છે તેને જ અહીં '**कूर्पदृशः**' શબ્દથી કહ્યું છે. '**कूर्पम्**' અર્થાત્ ધૂળ જેમની '**दृक्षु**' આંખોમાં છે તેવા મલિનતાથી આવૃત થયેલી દૃષ્ટિવાળા અર્થાત્ સ્થૂળ દૃષ્ટિવાળા, કારણ કે હૃદય કરતાં ઉદર સ્થૂળ છે. અથવા '**कूर्पम्**' સૂક્ષ્મ, સૂક્ષ્મ દૃષ્ટિવાળા, એમ અર્થ છે. તો હૃદયમાં રહેલા સૂક્ષ્મને લક્ષ્ય તરીકે રાખીને તેમાં પ્રવેશ કરવા માટે પહેલાં ઉદરમાં રહેલા બ્રહ્મની ઉપાસના કરે છે, એમ ભાવ છે.

પરંતુ આરુણિ ઋષિઓ સાક્ષાત્ હૃદયમાં રહેલા સૂક્ષ્મ સ્વરૂપ દહર બ્રહ્મની જ ઉપાસના કરે છે. '**परिसरपद्धतिम्**' આ પદ હૃદયનું વિશેષણ છે. જે ચારે તરફ પ્રસરે છે તે '**परिसराः**' નાડીઓ, તેમની '**पद्धतिम्**' માર્ગ, પ્રસરણના સ્થાનરૂપ હૃદય, એમ અર્થ છે. (આ) વિશેષણનું ફળ કહે છે – '**ततः इति।**' તે હૃદયમાંથી – હે અનંત, આપની ઉપલબ્ધિના સ્થાનને પ્રાપ્ત કરવાના માર્ગરૂપ સુષુમ્ણા નામની '**परमम्**' શ્રેષ્ઠ જ્યોતિર્મય નાડી '**शिरः**' મસ્તક સુધી '**उत्-अगात्**' ઉપર ગઈ છે. મૂલાધારથી શરૂ કરીને હૃદયની મધ્યમાં થઈને બ્રહ્મરન્ધ્ર સુધી ઉપર ગઈ છે, એમ અર્થ છે. એ સ્થાન કેવું છે? જે (પ્રકાશમય) માર્ગને '**समेत्य**' પ્રાપ્ત કરીને મનુષ્યો પાછા અહીં યમદેવના મુખરૂપ સંસારમાં પડતા નથી.

તે અનુસાર શ્રુતિ છે – 'હૃદયની એકસો એક નાડીઓ છે. તેમાંની એક (સુષુમ્ણા) નાડી મસ્તકમાં બ્રહ્મરન્ધ્ર સુધી પહોંચે છે. તે નાડી દ્વારા ઊર્ધ્વગતિ કરનાર (મનુષ્ય) અમૃતત્વ (મોક્ષ) પામે છે. બીજી વિવિધ અથવા આડી ગતિ કરનારી નાડીઓ સંસારની પ્રાપ્તિ કરાવે છે.' (કઠ.ઉપ.૬/૧૬)

उदरादिषु यः पुंसां चिन्तितो मुनिवर्त्मभिः।
हन्ति मृत्युभयं देवो हृद्गतं तमुपास्महे ॥ ५ ॥ १८ ॥

(આ શ્લોકનો ભાવાર્થ શ્રીધરજીની સરસ્વતી આ રીતે કરે છે –) ઋષિ-મુનિઓએ બતાવેલી પદ્ધતિઓ અનુસાર મનુષ્યો દ્વારા ઉદર આદિ સ્થાનોમાં જેમનું ચિંતન કરવામાં આવે છે અને જે દેવ (એમનું ચિંતન કરવાથી) મનુષ્યોના મૃત્યુના ભયનો નાશ કરે છે, એ હૃદયદેશમાં વિરાજમાન દેવની અમે ઉપાસના કરી છીએ. ॥ ૫ ॥ ૧૮ ॥

नन्वीश्वरस्यापि तर्हि जीववदुदरादिसंबन्धे तदनुप्रविष्टस्य च तारतम्ये सति केन विशेषेणोपास्यात्वमितीमामाशङ्कां परिहरन्त्यः 'एको देवः सर्वभूतेषु गूढः सर्वव्यापी सर्वभूतान्तरात्मा। कर्माध्यक्षः सर्वभूताधिवासः साक्षी चेता केवलो निर्गुणश्च।' इत्याद्याः श्रुतयः स्तुवन्तीत्याह—**स्वकृतविचित्रयोनिष्विति**।

ઈશ્વર પણ જો જીવની જેમ ઉદરાદિ સાથે સંબંધ ધરાવતા હોય અને એમાં (ઉદરાદિમાં) પ્રવેશેલા ઈશ્વરમાં તારતમ્ય (વત્તા-ઓછાપણાનો ભાવ) હોય, તો પછી કઈ વિશેષતાને કારણે ઈશ્વર ઉપાસનાને યોગ્ય બને? એવી આશંકાને દૂર કરતી – 'તે દેવ (પરમાત્મા) એક છે, સર્વ પ્રાણીઓમાં ગૂઢ છે, સર્વવ્યાપક છે, સર્વ પ્રાણીઓના અંતરાત્મા છે, કર્મફળદાતા છે, સર્વ પ્રાણીઓનું નિવાસસ્થાન છે, સર્વના સાક્ષી, ચેતનસ્વરૂપ, કેવળ એક જ અને નિર્ગુણ છે.' (શ્વેતા.ઉપ.૬/૧૧) વગેરે આ અને બીજી શ્રુતિઓ આ રીતે પરમાત્માની સ્તુતિ કરે છે, એમ કહે છે – **'स्वकृतविचित्रयोनिषु इति।'**

**स्वकृतविचित्रयोनिषु विशन्निव हेतुतया**
**तरतमतश्चकास्स्यनलवत् स्वकृतानुकृतिः।**
**अथ वितथास्वमूष्ववितथं तव धाम समं**
**विरजधियोऽन्वयन्त्यभिविपण्यव एकरसम्॥ १९**

આપે પોતે રચેલી અનેક પ્રકારની યોનિઓમાં કારણરૂપે જાણે કે પ્રવેશ કરતા હો તે રીતે આપ ભાસો છો. અગ્નિની જેમ (અગ્નિ પોતે ન્યૂનાધિક નથી, છતાં લાકડાં અનુસાર નાનો-મોટો જણાય છે તેમ) આપ આપે પોતે રચેલી તે યોનિઓને અનુસરતા ન્યૂનાધિક ભાવવાળા જણાઓ છો. આથી મિથ્યાસ્વરૂપ આ યોનિઓમાં સમાન હોવાને કારણે સત્ય અને એકરસ આપના સ્વરૂપને આ લોક અને પરલોકનાં કર્મો અને ફળોનો જેમણે ત્યાગ કર્યો છે તેવા વિશુદ્ધ બુદ્ધિવાળા અને સર્વ તરફના વ્યવહારને તજનારા પુરુષો જાણે છે. ॥ ૧૯ ॥

स्वयं कृतासूच्चनीचमध्यमासु योनिष्वभिव्यक्तिस्थानेषु कार्येषु देहादिषु हेतुतयोपादानतया प्रागेव विद्यमानत्वेन मुख्यप्रवेशासंभवाद्विशन्निव वर्तमानस्तरतमतो न्यूनाधिकभावेन चकास्सि अवभाससे स्वकृता योनिरनुकरोतीति स्वकृतानुकृतिरनलवत्। अग्निर्यथा स्वतस्तारतम्यहीनोऽपि काष्ठानुसारेण तथा तथा प्रकाशते तद्वत्। अथातो वितथासु मिथ्याभूतास्वमूषु योनिष्ववितथं सत्यं यतः सममविशेषमतः सत्यं तव धाम स्वरूपं विरजधियो निर्मलमतयोऽन्वयन्ति जानन्ति। नु इति पृथक् पदं वा।

અત્ર હેતુઃ—અभिविपण्यव इति। अभितो विगतव्यवहाराः। पण व्यवहार इत्यस्य रूपं पण्युरिति, ऐहिकामुष्मिककर्मफलरहिताः इत्यर्थः। अविशेषत्वादेवैकरसं सन्मात्रमतस्तवोपाधिकृततारतम्याभावादप्रच्युतैश्वर्यस्योपास्यत्वमिति भावः।

स्वनिर्मितेषु कार्येषु तारतम्यविवर्जितम्।
सर्वानुस्यूतसन्मात्रं भगवन्तं भजामहे॥ ६॥ १९॥

પોતે રચેલી વિવિધ ઊંચી, નીચી, મધ્યમ (દેવ, પશુપંખી અને મનુષ્યની) **‘योनिषु’** યોનિરૂપ અભિવ્યક્તિસ્થાનો એવાં કાર્યરૂપ દેહાદિમાં **‘हेतुतया’** ઉપાદાન કારણ તરીકે પહેલેથી જ વિદ્યમાન હોવાથી મુખ્ય પ્રવેશ અસંભવ છે, તેથી જાણે કે પ્રવેશ કરતા હો તે રીતે રહેતા **‘तरतमतः’** ન્યૂનાધિક ભાવથી આપ **‘चकास्सि’** ભાસો છો, **‘स्वकृत-अनुकृतिः’** પોતે રચેલી યોનિઓને અનુસરનાર અગ્નિની જેમ. અગ્નિ પોતે ન્યૂનાધિક નથી, છતાં (નાનાં, મોટાં, જાડાં વગેરે આકારનાં) લાકડાં અનુસાર તે તે આકારે પ્રકાશે છે તેની જેમ (આપ જુદી જુદી યોનિઓને અનુસરીને ન્યૂનાધિક ભાવવાળા જણાઓ છો). **‘अथ’** આથી **‘वितथासु’** મિથ્યારૂપ એવી આ યોનિઓમાં સત્ય છો, કારણ કે **‘समम्’** અવિશેષ – સમાન હોવાથી સત્ય એવા આપના **‘धाम’** સ્વરૂપને **‘विरजधियः’** નિર્મળ બુદ્ધિવાળા જનો **‘अन्वयन्ति’** જાણે છે. અથવા **‘विरजधियः नु यन्ति’** એમ અલગ પદો લઈએ (તો નિર્મળ બુદ્ધિવાળા જનો આપને પામે છે, એમ અર્થ છે).

આ માટેનું કારણ – **‘अभिविपण्यवः इति।’** સર્વ તરફથી જેમનો વ્યવહાર છૂટી ગયો છે આ લોક અને પરલોકમાંથી પ્રાપ્ત થયેલાં અને પ્રાપ્ત થનારાં કર્મો અને તેમનાં ફળ તજ્યાં છે તેવા જનો, એમ અર્થ છે. **‘पणः’** અર્થાત્ વ્યવહાર, તેનું રૂપ **‘पण्युः’** છે. નિર્વિશેષ હોવાને કારણે જ આપનું સ્વરૂપ એકરસ સત્તામાત્ર છે. ઉપાધિને કારણે જણાતી ન્યૂનાધિકતા આપનામાં ન હોવાથી આપ અપ્રચ્યુત, અખંડ ઐશ્વર્યવાળા છો અને તેથી આપ (જ) ઉપાસના કરવા યોગ્ય છો, એવો ભાવ છે.

પોતે રચેલાં (દેહાદિ) કાર્યોમાં ન્યૂનાધિક ભાવથી રહિતપણે સર્વમાં અનુગત રહેલા, નિર્વિશેષ સત્તાસ્વરૂપ ભગવાનને અમે ભજીએ છીએ. ॥ ૬ ॥ ૧૯ ॥

अपि च कुतो न्वियमाशङ्का स्याद्भगवतो देहाद्युपाधिकृतदोषप्रसङ्ग इति यतोऽविद्याकाम-कर्मभिः संसरतो जीवस्यापि भगवद्भावं लक्षणया बोधयन्त्यस्तं दोषं निषेधयन्ति 'स यश्चायं पुरुषे। यश्चासावादित्ये। स एकः। तत्त्वमसि' इत्याद्याः श्रुतयः। ननु क्रत्वर्थस्यात्मनः स्तुतिरिय-मीश्वरत्वेन क्रियते, न तु तस्येश्वरत्वं बोध्यते, नैतद्युज्यते, यतस्तत्र 'यस्य देवे परा भक्तिर्यथा देवे तथा गुरौ। तस्यैते कथिता ह्यर्थाः प्रकाशन्ते महात्मनः॥' इत्याद्याः श्रुतयः कृतावतारस्य भगवतश्चरणभजनमुपायं वदन्तीत्याह— **स्वकृतपुरेष्विति**।

વળી, ભગવાનમાં દેહાદિ ઉપાધિથી કરાયેલા દોષનો પ્રસંગ પ્રાપ્ત થાય છે, એ શંકાનો સંભવ જ ક્યાં છે? કારણ કે અવિદ્યા, કામ અને કર્મથી સંસાર પામતો જીવ પણ ભગવાનનું જ સ્વરૂપ છે, એમ લક્ષણાથી બોધ કરતી શ્રુતિઓ તે દોષનો નિષેધ કરે છે – 'પુરુષમાં જે આ છે તે અને આદિત્યમાં જે છે તે (પરમેશ્વર) (બંને) એક જ છે.' (તૈત્તિ.ઉપ.૨/૮/૫), 'તે તું છે.' (છાં.ઉપ.૬/૮/૭) વગેરે. અહીં (મીમાંસકો) શંકા કરે છે કે યજ્ઞ કરવાના પ્રયોજનવાળા જીવાત્માની ઈશ્વર તરીકે શ્રુતિઓ માત્ર આ સ્તુતિ કરે છે, જીવને ઈશ્વરરૂપે જણાવતી નથી! આમ કહેવું યોગ્ય નથી, કારણ કે તેમાં 'જેને ઈશ્વર ઉપર પરમ ભક્તિ હોય છે અને જેવી ઈશ્વર ઉપર ભક્તિ હોય છે તેવી જ ગુરુ ઉપર ભક્તિ હોય છે, તેને આ (શ્વેતાશ્વતર ઉપનિષદમાં) કહેલા જીવ અને બ્રહ્મની એકતારૂપ અર્થોનો પ્રકાશ થાય છે.' (શ્વેતા.ઉપ.૬/૨૩) વગેરે શ્રુતિઓ જેમણે અવતાર ધારણ કર્યો છે તેવા ભગવાનના ચરણના ભજનને જીવ અને બ્રહ્મની એકતા જાણવા માટેના ઉપાય તરીકે જણાવે છે, તે અહીં કહે છે – '**સ્વકૃતપુરેષુ इति**।'

**स्वकृतपुरेष्वमीष्वबहिरन्तरसंवरणं**
**तव पुरुषं वदन्त्यखिलशक्तिधृतोंऽशकृतम्।**
**इति नृगतिं विविच्य कवयो निगमावपनं**
**भवत उपासतेऽङ्घ्रिमभवं भुवि विश्वसिताः॥ २०**

પોતાનાં કર્મોથી મેળવેલાં આ (મનુષ્યાદિ) શરીરોમાં રહેલા જીવાત્માને (વિદ્વાનો) સર્વ શક્તિના આશ્રય અને પૂર્ણ એવા આપનો નિર્મિત થયેલો અંશ કહે છે. વાસ્તવમાં જીવ એ શરીરોનાં કાર્યકારણરૂપ આવરણોથી રહિત છે, આથી જીવના વાસ્તવિક સ્વરૂપ વિષે વિચાર કરીને બુદ્ધિમાન પુરુષો પરમ વિશ્વાસ સાથે સમસ્ત વૈદિક કર્મોના સમર્પણસ્થાન અને મોક્ષસ્વરૂપ આપના ચરણકમળની અહીં મનુષ્યલોકમાં ઉપાસના કરે છે. ॥ ૨૦ ॥

स्वकर्मोपार्जितेषु पुरेषु देहेष्वमीषु नरादिषु भोक्तृत्वेन वर्तमानं पुरुषमखिलशक्तिधृतः सर्वशक्त्याश्रयस्य पूर्णस्य तवांशकृतं वदन्ति। अंश इवांशः, कृत इव कृतः। त्वद्रूपं वदन्तीत्यर्थः।

પોતાનાં કર્મોથી પ્રાપ્ત કરેલાં આ મનુષ્યાદિ '**पुरेषु**' શરીરોમાં ભોક્તા તરીકે રહેલા જીવાત્માને '**अखिलशक्तिधृतः**' સર્વ શક્તિઓના આશ્રય અને પૂર્ણ એવા આપનો '**अंशकृतम्**' નિર્મિત થયેલો અંશ કહે છે. '**अंशः**' જાણે કે અંશ, '**कृतः**' જાણે કે નિર્મિત થયો છે. (વસ્તુતઃ અંશાંશી ભાવ નથી.) જીવ આપનું રૂપ છે, એમ (બુદ્ધિમાન પુરુષો) કહે છે, એમ અર્થ છે.

ननु कार्यकारणसंवृतस्य कुत एवंभूतत्वं तत्राह—अबहिरन्तरसंबरणमिति। बहिः कार्यम्, अन्तरं कारणम्। वस्तुतस्तदावरणशून्यम्। तयोरसत्त्वादित्यर्थः।

શંકા કરે છે કે (દેહાદિ) કાર્ય અને (તેના) કારણ અજ્ઞાનથી ઢંકાયેલો જીવ આવા ભગવદ્રૂપવાળો કેવી રીતે હોઈ શકે? તે માટે કહે છે – **'अबहिः-अंतर-संवरणम् इति।' बहिः** કાર્ય, **अन्तरम्** કારણ, વાસ્તવમાં જીવ કાર્ય અને કારણરૂપ આવરણો વગરનો છે, કારણ કે તે બંને આવરણોનું અસ્તિત્વ છે જ નહીં, એમ અર્થ છે.

इत्येवं नृगतिं नुर्जीवस्य गतिं तत्त्वं विविच्य विशोध्य कवयोऽन्यथेदं न प्राप्यत इति जानन्तो निगमावपनं निगमोक्तकर्मणामावपनं आसमन्तादुप्यतेऽस्मिन्नित्यावपनं क्षेत्रं सर्वकर्मार्पणविषयमित्यर्थः। यत्रार्पितानि कर्माणि मुक्तिफलं फलन्ति तं भवतोऽङ्घ्रिमभवं भवनिवर्तकं विश्वसिताः कृतविश्वासा उपासतेऽर्चनवन्दनादिभिः सेवन्ते। भुवीति मर्त्यलोके। इदमेवोचितमिति दर्शयन्ति—

આ રીતે **'नृगतिम्' 'नुः'** જીવના **गतिम्** તત્ત્વને –સ્વરૂપને **'विविच्य'** વિચારીને બુદ્ધિમાન પુરુષો, (ભગવચ્ચરણની ભક્તિ વિના) બીજી રીતે આ પ્રાપ્ત નહીં થાય, એમ જાણતા **'निगम-आवपनम्'** વેદોક્ત કર્મોને અર્પણ કરવાના ક્ષેત્રરૂપને – સર્વ તરફ જેમાં વાવવામાં આવે તે વાવણીનું ક્ષેત્ર, સર્વ કર્મોનું જ્યાં સમર્પણ કરવામાં આવે તેવા વિષયરૂપ આપને, એમ અર્થ છે. જ્યાં અર્પણ કરવામાં આવેલાં કર્મો મુક્તિરૂપી ફળમાં ફલિત થાય છે, તે **'अभवम्'** સંસારની નિવૃત્તિ કરનારા આપના ચરણમાં **'विश्वसिताः'** જેમણે વિશ્વાસ કર્યો છે તેઓ **'उपासते'** અર્ચન, વંદન વગેરે દ્વારા (આપના ચરણોનું) સેવન કરે છે. **'भुवि इति।'** મર્ત્યલોકમાં આ જ ઉચિત (કર્તવ્ય) છે, એમ (શ્રીધરજી) દર્શાવે છે –

त्वदंशस्य ममेशान त्वन्मायाकृतबन्धनम्।
तवदङ्घ्रिसेवामादिश्य परानन्द निवर्तय॥ ७ ॥ २० ॥

હે પરમ આનંદસ્વરૂપ સ્વામી! આપના ચરણોની સેવાનો આદેશ આપીને આપની માયાએ કરેલા આપના અંશરૂપ જીવ એવા મારા બંધનને આપ દૂર કરો.॥૭॥૨૦॥

भक्तिरल्पसाधनमिति वचनमनुचितमिव मन्वानो भक्तिं गुरूकरोति—**दुरवगमेति**।

ભક્તિ અલ્પ સાધન છે, એમ કહેવું યોગ્ય નથી – એવું માનતી શ્રુતિઓ ભક્તિને મહિમાન્વિત કરે છે – **'दुरवगम इति।'**

**दुरवगमात्मतत्त्वनिगमाय तवात्ततनो-**
**श्चरितमहामृताब्धिपरिवर्तपरिश्रमणाः ।**
**न परिलषन्ति केचिदपवर्गमपीश्वर ते**
**चरणसरोजहंसकुलसङ्गविसृष्टगृहाः ॥ २१**

હે ઈશ્વર, પ્રાપ્ત કરવું કઠણ એવું પરમાત્મતત્ત્વનું જ્ઞાન કરાવવા માટે (વિવિધ) અવતારો ગ્રહણ કરતા આપના ચરિત્રરૂપ મહાન અમૃતસાગરમાં સ્નાન કરવાથી પરિશ્રમરહિત થયેલા કેટલાક ભક્તો મોક્ષ પણ ઈચ્છતા નથી. આપનાં ચરણકમળોમાં હંસોનાં વૃંદોની જેમ રમમાણ આપના ભક્તમંડળના સત્સંગથી તેમણે ઘર-ગૃહસ્થીનો (પણ) પરિત્યાગ કર્યો છે. ॥ ૨૧ ॥

भो ईश्वर, दुरवगमं दुर्बोधं यदात्मतत्त्वं तस्य निगमाय ज्ञापनाय तवात्ततनोराविष्कृत–मूर्तेश्चरितमहामृताब्धिपरिवर्तपरिश्रमणाः, चरितमेव महानमृताब्धिस्तस्मिन् परिवर्तो विगाहस्तेन परिश्रमणाः। परिर्विर्जनार्थः। श्रमणं श्रमः। गतश्रमा इत्यर्थः। अपवर्गमपि केचिन्न परिलषन्ति नेच्छन्ति, कुतोऽन्यदिन्द्रपदादि। केचिदित्येवंभूता भक्तिरसिका विरला इति दर्शयन्ति। न केवलमन्यन्नेच्छन्ति किंतु तेनैव सुखेन पूर्णाः सन्तः पूर्वसिद्धं गृहादिसुखमप्युपेक्षन्त इत्याह— तव चरणसरोजहंसकुलसङ्गविसृष्टगृहा इति। तव चरणसरोजे हंसा इव रममाणा ये भक्तास्तेषां कुलं तेन सङ्गस्तेन विसृष्टा गृहा यैस्ते तथा। अनेन श्रवणकीर्तने दर्शिते।

હે ઈશ્વર, **'दुरवगमम्'** પ્રાપ્ત કરવું કઠણ એવું જે દુર્બોધ આત્મતત્ત્વ છે તેનું **'निगमाय'** જ્ઞાન કરાવવા માટે આપના **'आत्ततनोः'** પ્રકટ કરવામાં આવેલા મૂર્તિ અવતારવાળા આપના **'चरितमहा–अमृत–अब्धिपरिवर्तपरिश्रमणाः'** ચરિત્ર એ જ મહાન અમૃતનો સાગર, તેમાં **'परिवर्तः'** સ્નાન, તેનાથી **'परिश्रमणाः'** શ્રમરહિત થયેલા, परि ઉપસર્ગ દૂર કરવાના અર્થમાં છે, **'श्रमणम्'** શ્રમ-પરિશ્રમરહિત, એમ અર્થ છે. કેટલાક મોક્ષ પણ ઈચ્છતા નથી, તો બીજાં ઈન્દ્રાદિ પદની વાત જ શી? **'केचित्'** કોઈક – એમ કહીને (ગ્રંથકાર) દર્શાવે છે કે આવા ભક્તિરસિકો કોઈક વિરલા જ હોય છે. તેઓ બીજાં ઈન્દ્રાદિ પદો નથી ઈચ્છતા એટલું જ નહીં, પરંતુ તે (લીલાકથામૃતના સાગરમાં સ્નાન કરવાના) સુખથી પૂર્ણ થઈને પૂર્વસિદ્ધ ગૃહાદિસુખની પણ ઉપેક્ષા કરે છે, એમ કહે છે – **'ते' तव 'चरणसरोजहंसकुलसंगविसृष्टगृहाः इति।'** આપના ચરણકમળમાં હંસોની જેમ રમમાણ એવા જે ભક્તો, તેમનો સમૂહ, તેમની સાથે સંગ, તેનાથી છોડવામાં આવ્યાં છે ઘર જેમના દ્વારા તેવા તેઓ – આ દ્વારા શ્રવણ અને કીર્તન દર્શાવવામાં આવ્યાં.

श्रुतिश्च मुक्तेरप्याधिक्यं भक्तेर्दर्शयति। यथाह—'यं सर्वे देवा नमन्ति मुमुक्षवो ब्रह्मवादिनश्च' इति।

મુક્તિ કરતાં ભક્તિનું આધિક્ય શ્રુતિ પણ દર્શાવે છે. જે અનુસાર કહે છે – 'જેને (ભક્ત પુરુષને) સર્વ દેવો, મુમુક્ષુઓ અને બ્રહ્મવાદી (મુક્ત) પુરુષો નમન કરે છે.' (ગો.પૂ.તા.ઉપ. ૨/૪)

व्याख्यातं च सर्वज्ञैर्भाष्यकृद्भिः, मुक्ता अपि लीलया विग्रहं कृत्वा भजन्ति इति।

આ મંત્રની સર્વજ્ઞ ભાષ્યકાર (શ્રીમત્ શંકરાચાર્ય) વ્યાખ્યા કરે છેઃ 'મુક્ત જનો પણ લીલાથી શરીર ધારણ કરીને ભગવાનનું ભજન કરે છે.'

त्वत्कथामृतपाथोधौ विहरन्तो महामुदः।
कुर्वन्ति कृतिनः केचिच्चतुर्वर्गं तृणोपमम्॥ ८॥ २१॥

આપના કથામૃતના સાગરમાં વિહાર કરતા મહા આનંદવાળા કેટલાક પુણ્યશાળી વિરલાઓ (ધર્મ-અર્થ-કામ-મોક્ષરૂપ) ચારેય પુરુષાર્થના સમુદાયને ઘાસના તણખલા સમાન (તુચ્છ) બનાવી દે છે. ॥ ८ ॥ २१ ॥

'आराममस्य पश्यन्ति न तं पश्यति कश्चन', 'न तं विदाथ य इमा जजानान्यद्युष्माकमन्तरं बभूव। नीहारेण प्रावृता जल्प्या चासुतृप उक्थशासश्चरन्ति॥' इत्याद्याः श्रुतयोऽनुक्रोशन्त्यो जगदात्मनीश्वरे रतिमुपदिशन्तीत्याह— **त्वदनुपथमिति**।

'આ (પરમેશ્વર)ના ક્રીડાસ્થાન (બગીચા)રૂપ વિશ્વને બધા જુએ છે, બગીચો બનાવનાર પરમેશ્વરને કોઈ જોતું નથી.' (બૃહદા.ઉપ.૪/૩/૧૪), 'તમે તે પરમાત્માને જાણતા નથી જેમણે આ પ્રજાઓને ઉત્પન્ન કરી છે અને તેથી જ તમારી અને તે પરમાત્માની વચ્ચે મોટું અંતર ઉત્પન્ન થયું છે. અવિદ્યાથી ઢંકાયેલા તમે ખોટા તર્કો કરનારા, પોતાના પ્રાણને તૃપ્ત કરવામાં તત્પર રહેનારા અને (કર્મફળની આશાથી) યજ્ઞયજ્ઞાદિ કરનારા છો. (તેથી તેઓ) સંસારમાં ભટક્યા કરે છે.' (શુ.ય.મા.સં. ૧૭/૩૧) (રુદ્રાષ્ટાધ્યાયી ૬/૯) વગેરે શ્રુતિઓ પોકાર કરતી (અને કૃપાથી આક્રોશ કરતી) જગતના આત્મા ઈશ્વરમાં રતિ કરવાનો ઉપદેશ આપતી કહે છે – **'त्वत्-अनुपथम् इति।'**

**त्वदनुपथं कुलायमिदमात्मसुहृत्प्रियव-**
**च्चरति तथोन्मुखे त्वयि हिते प्रिय आत्मनि च।**
**न बत रमन्त्यहो असदुपासनयाऽऽत्महनो**
**यदनुशया भ्रमन्त्युरुभये कुशरीरभृतः॥ २२**

(આપની સેવાનું સાધન એવું) આ શરીર જ્યારે આપના પથમાં અનુરાગી થઈ જાય છે, ત્યારે તે આત્મા સુહૃદ અને પ્રિય વ્યક્તિની જેમ આચરણ કરે છે તથા આપ જ્યારે ઉન્મુખ (માત્ર ભજન કરવાથી જ સંસારમાંથી જીવનો ઉદ્ધાર કરવા તત્પર), હિતૈષી, પ્રિય અને આત્મા છો, ત્યારે (આમ હોવા છતાં) અરેરે, (જીવો) આપમાં રમણ કરતા નથી. અહો! અસત્‌ની (દેહાદિની) ઉપાસનાથી આત્મઘાતીઓ બને છે, જે દેહાદિની વાસનાઓને કારણે તે અધોયોનિ ધારણ કરનારાઓ અત્યંત ભયથી ભરેલા સંસારમાં ભ્રમણ કર્યા કરે છે.॥ ૨૨॥

त्वदनुवर्तित्वात्त्वत्सेवौपयिकमिदं कुलायं कौ पृथिव्यां लीयत इति कुलायं शरीरमात्म-सुहृत्प्रियवत् आत्मा च सुहृच्च प्रियश्च तद्वच्चरति। स्वाधीनतया वर्तत इत्यर्थः। तथापि त्वयि उन्मुखे हिते प्रिये आत्मनि च। अप्यर्थे चकारः।

મનુષ્યનું શરીર આપને અનુસરનારું હોવાથી આપની સેવામાં જ ઉપયોગી છે. (**कु**=પૃથ્વી) **कौ** પૃથ્વીમાં લીન થાય છે તે **'कुलायम्'** શરીર **'आत्मसुहृत्प्रियवत्'** આત્મા, પ્રિય અને મિત્રની જેમ આચરણ કરે છે. પોતાને અધીન થઈને વર્તે છે, એમ અર્થ છે. તેમ છતાં આપ **'उन्मुखे'** (સંસારમાંથી જીવનો ઉદ્ધાર કરવા) તત્પર, હિતૈષી, પ્રિય, આત્મા છો ત્યારે પણ – **च** કાર 'પણ'ના અર્થમાં છે. આપ

एवंभूते सुसेव्येऽपि त्वयि बताहो कष्टं न रमन्ति न सख्यादिना भजन्ति। असदुपासनया देहाद्युपलालनेनात्महनः प्रमादिनः। कुतः। यदनुशयाः यस्यामसदुपासनायामनुशयो वासना येषां ते कुशरीरभृतः सन्त उरुभये संसारे भ्रमन्ति परिवर्तन्ते। अत आत्महन इति भावः।

આવા સરળતાથી સેવન કરી શકાય તેવા છો ત્યારે પણ અરેરે, કષ્ટની વાત છે કે આપની સાથે સખ્ય વગેરે સંબંધ જોડીને (મનુષ્ય આપનું) ભજન કરતો નથી! **‘असत्-उपासनया’** અસત્‌ની ઉપાસનાથી અર્થાત્ દેહાદિના લાલન-પાલન કરવાથી **‘आत्महनः’** આત્મઘાતીઓ બને છે, પ્રમાદીઓ બને છે. શા માટે? **‘यत्-अनुशयाः’** જે અસત્ ઉપાસનામાં જેમની વાસનાઓ છે તેઓ **‘कुशरीरभृतः’** નીચી (પશુ-પક્ષીની) યોનિઓ ધારણ કરીને **‘उरुभये’** અત્યંત ભયથી ભરેલા સંસારમાં **‘भ्रमन्ति’** ભટકે છે, વારંવાર જન્મ-મરણ પામતા રહે છે. આથી (જીવો આત્માને અધોયોનિનાં શરીરો સાથે જોડીને તેની હત્યા કરનારા) આત્માઘાતીઓ છે, એવો ભાવ છે.

त्वय्यात्मनि जगन्नाथे मन्मनो रमतामिह।
कदा ममेदृशं जन्म मानुषं संभविष्यति॥ ९ ॥ २२ ॥

જગતના નાથ પરમાત્મા એવા આપનામાં મારું મન આ જીવનમાં જ રમ્યા કરે. (હે મારા નાથ!) આવો મારો (સૌભાગ્યપૂર્ણ) મનુષ્યજન્મ ક્યારે થશે?॥ ૯ ॥ ૨૨ ॥

इदानीं ‘आत्मा वा अरे द्रष्टव्यः श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्य’ इत्याद्याः श्रुतयो ध्यानमङ्गत्वेनोपदिशन्तीत्याह—**निभृतमरुन्मनोक्षदृढयोगयुज इति**।

હવે ‘અરે (મૈત્રેયી), ખરેખર, આત્માને તારે દર્શનનો વિષય બનાવવો જોઈએ (આત્માનો સાક્ષાત્કાર કરવો જોઈએ), શ્રવણનો વિષય બનાવવો જોઈએ (આચાર્યમુખથી શાસ્ત્રનું શ્રવણ કરવું જોઈએ), (તર્કથી) મનનનો વિષય બનાવવો જોઈએ (અને પછી) નિદિધ્યાસનનો (નિશ્ચયપૂર્વક આત્માના ધ્યાનનો) વિષય બનાવવો જોઈએ.’ (બૃહદા.ઉપ.૨/૪/૫) વગેરે શ્રુતિઓ (આત્મજ્ઞાનના) અંગરૂપે ધ્યાનનો ઉપદેશ કરતી કહે છે– **‘निभृतमरुन्मनोक्षदृढयोगयुजः इति।’**

**निभृतमरुन्मनोऽक्षदृढयोगयुजो हृदि य-**
**न्मुनय उपासते तदरयोऽपि ययुः स्मरणात्।**
**स्त्रिय उरगेन्द्रभोगभुजदण्डविषक्तधियो**
**वयमपि ते समाः समदृशोऽङ्घ्रिसरोजसुधाः॥ २३**

પ્રાણ, મન અને ઈન્દ્રિયોને સંયમિત કરીને દૃઢ યોગાભ્યાસ કરનાર મુનિઓ જે (તત્ત્વ)ને હૃદયમાં ઉપાસે છે, તે જ (તત્ત્વ)ને (આપની સાથે વેર રાખનારા આપના) શત્રુઓ પણ (આપનું નિરંતર સ્મરણ કરતા રહેતા હોવાથી) સ્મરણ દ્વારા પામ્યા. નાગેન્દ્ર શેષના દેહ જેવા આપના ભુજદંડમાં કામભાવથી આસક્ત થયેલી બુદ્ધિવાળી સ્ત્રીઓ તથા આપના ચરણકમળની સુંદર ધારણા કરતી, આપને સદાય સમાન (અપરિચ્છિન્ન) જોતી અમે (શ્રુતિઓ) પણ આપને માટે સમાન (કૃપાપાત્ર) છીએ. ॥ ૨૩ ॥

मरुत्प्राणो मनश्चाक्षाणीन्द्रियाणि च निभृतानि संयमितानि यैस्ते च ते दृढं योगं युञ्जन्ति ते दृढयोगयुजस्ते तथाभूता मुनयो हृदि यत्तत्त्वमुपासते तदेवारयोऽपि तव स्मरणाद्ययुः प्रापुः। स्त्रियोऽपि कामत उरगेन्द्रभोगभुजदण्ड–विषक्तधियः अहीन्द्रदेहसदृशयोभुर्जदण्डयोर्विषक्ता धीर्यासां ताः परिच्छिन्नदृष्टयः समदृशः सममपरिच्छन्नं त्वां पश्यन्त्यो वयं श्रुत्यभिमानिन्यो देवता अपि ते समा एव कृपाविषयतया। अङ्घ्रिसरोजसुधाः अङ्घ्रिसरोजं सुष्ठु धारयन्त्यः। अयं भावः—इत्थंभूतस्तव स्मरणानुभावो ये योगिनस्त्वां हृद्यालम्बनमुपासते, याश्च वयं त्वां समं पश्यामो, याश्च स्त्रियः कामतः परिच्छिन्नं ध्यायन्ति, ये च द्वेषेण सर्वानपि तांस्त्वामेव प्रापयतीति।

**'मरुत्'** પ્રાણ તથા મન અને **अक्षाणि** ઇન્દ્રિયો (**'अक्ष'**) જેમના દ્વારા (**'निभृत'**) નિભૃતાનિ સંયમિત કરવામાં આવ્યાં છે તેઓ **'दृढयोगयुजः'** દૃઢ યોગાભ્યાસ કરે છે. તેવા મુનિઓ હૃદયમાં જે તત્ત્વરૂપની (આપની) ઉપાસના કરે છે, તે જ તત્ત્વને આપના શત્રુઓ પણ આપના (નિરંતર) સ્મરણથી પામ્યા. સ્ત્રીઓ પણ કામથી **'उरगेन्द्रभोगभुजदण्डविषक्तधियः'** નાગેન્દ્ર શેષના દેહ જેવા બંને ભુજદંડોમાં આસક્ત છે બુદ્ધિ જેમની તેવી મર્યાદિત બુદ્ધિવાળી છે તથા **'समदृशः'** આપને સમાન, અપરિચ્છિન્ન માનતી, શ્રુતિઓની અભિમાની દેવીઓ એવી અમે પણ કૃપાપાત્ર હોવાથી આપને માટે સમાન છીએ. **'अंघ्रिसरोजसुधाः'** આપના ચરણકમળની સારી રીતે ધારણા કરતી – ભાવ આ છે – આપના સ્મરણનો પ્રભાવ આવો છેઃ જે યોગીઓ હૃદયનું આલંબન લઈને આપની ઉપાસના કરે છે તથા જે અમે (શ્રુતિઓ) આપનું (સર્વત્ર, સર્વદા) સમાન ભાવે દર્શન કરીએ છીએ અને જે સ્ત્રીઓ પરિચ્છિન્ન દૃષ્ટિથી (કામભાવથી) અને જેઓ દ્વેષથી આપનું ધ્યાન કરે છે તે સર્વને, આપનું સ્મરણ આપને જ પ્રાપ્ત કરાવે છે.

चरणस्मरणं प्रेम्णा तव देव सुदुर्लभम्।
यथा कथंचिन्नृहरे मम भूयादहर्निशम्॥ १० ॥ २३ ॥

હે દેવ, હે નરહરિ, આપના ચરણોનું પ્રેમપૂર્વક કરવામાં આવેલું સ્મરણ અત્યંત દુર્લભ છે. કોઈ પણ રીતે મને જેમ અહર્નિશ આપનું સ્મરણ થયા કરે તેમ (જ) થાઓ! ॥ ૧૦ ॥ ૨૩ ॥

'यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह॥', 'को अद्धा वेद क इह प्रवोचत् कुत आजाता कुत इयं विसृष्टिः। अर्वाग्देवा अस्य विसर्जनेनाथा को वेद यत आबभूव॥', 'अनेजदेकं मनसो जवीयो

'મન સહિત વાણી જેમને પામ્યા વિના જ જ્યાંથી પાછી ફરે છે.' (તૈત્તિ.ઉપ.૨/૪/૧), '(તે પરમાત્માને) સાક્ષાત્ કોણ જાણે છે? આ વિવિધ સૃષ્ટિ કોનાથી ઉત્પન્ન થઈ, એ કોણ કહી શકે છે? (સૃષ્ટિ ઉત્પન્ન થયા) પછી ઉત્પન્ન થયેલા (બ્રહ્માદિ) દેવો આના (સૃષ્ટિના) સર્જન માટે (સમર્થ) નથી. આથી જેમનામાંથી (આ સમગ્ર સૃષ્ટિ) ઉત્પન્ન થઈ છે તેને કોણ જાણે છે?' (ઋ.૧૦/૧૨૯/૬) '(તે પરમાત્મતત્ત્વ) સ્વરૂપથી ચલનરહિત છે, એક અદ્વિતીય

नैतद्देवा आप्नुवन् पूर्वमर्षत्। तद्धावतोऽन्यानत्येति तिष्ठत्तस्मिन्नपो मातरिश्वा दधाति॥' इत्याद्याः श्रुतयो भगवत्तत्वं दुर्ज्ञेयं वदन्त्यो भक्तिमेवोररीकृत्य स्तुवन्तीत्याह—**क इह नु वेदेति**।

છે, મનથી પણ વધુ વેગવાન છે. આને (પરમાત્મતત્ત્વને) ચક્ષુ વગેરે ઇન્દ્રિયો કે તેના અધિષ્ઠાતા દેવતાઓ પણ પામી શક્યાં નથી, કારણ કે (મનથી પણ પહેલાં) એ ત્યાં પહોંચેલું છે. તે અત્યંત સ્થિર રહીને પણ શીઘ્ર ગતિ કરતી વાગાદિ ઇન્દ્રિયોનું અતિક્રમણ કરે છે. તેના આધારે રહેલો વાયુ જળના પ્રવાહની જેમ બધે એકધારી ચેષ્ટા ધારણ કરે છે.' (ઈશ.ઉપ.૪) વગેરે શ્રુતિઓ ભગવાનનું સ્વરૂપ જાણવું અઘરું છે, એમ કહેતી ભક્તિનો જ સાધન તરીકે સ્વીકાર કરીને સ્તુતિ કરે છે – **'कः इह नु वेद इति।'**

**क इह नु वेद बतावरजन्मलयोऽग्रसरं**
**यत उदगादृषिर्यमनु देवगणा उभये।**
**तर्हि न सन्न चासदुभयं न च कालजवः**
**किमपि न तत्र शास्त्रमवकृष्य शयीत यदा॥ २४**

અહો! આ જગતમાં પહેલેથી સિદ્ધ (અનાદિ-અનંત) આપને ઉત્પત્તિ અને નાશવાળો કયો અર્વાચીન પુરુષ જાણી શકે? જે આપનામાંથી બ્રહ્મા ઉત્પન્ન થયા છે અને જેમની (બ્રહ્માની) પાછળ (આધ્યામિક-આધિદૈવિક) બંને દેવસમૂહો ઉત્પન્ન થયા છે તે આપ જ્યારે બધાનો ઉપસંહાર કરીને શયન કરો છો, ત્યારે સ્થૂળ (આકાશાદિ) નથી, સૂક્ષ્મ (મહદાદિ) નથી અને (સ્થૂળ-સૂક્ષ્મ) બંનેથી બનેલું (શરીર) પણ નથી; ત્યારે કાળનું વૈષમ્ય પણ નથી અને ત્યાં શાસ્ત્ર પણ નથી. ॥ ૨૪ ॥

बत अहो भगवन्निह जगत्यग्रसरं पूर्वसिद्धं त्वामवरजन्मलयोऽर्वाचीनोत्पत्तिनाशवान्को नु पुमान्वेद जानाति। ईश्वरस्य पूर्वसिद्धावन्यस्य चार्वाचीनत्वे प्रमाणं वदन् ज्ञानकारणाभावमाह—यत उदगादिति। यतस्त्वत्त ऋषिर्ब्रह्मा उत्पन्नो यं ब्रह्माणमनु उभये आध्यात्मिकाधिदैविका देवगणा उत्पन्नास्ततोऽप्यर्वाचीनाः सर्वे। यदा तु भवान् सर्वमवकृष्योपसंहृत्य शयीत तर्हि तदा अनुशायिनां

અહો! હે ભગવાન! આ જગતમાં **'अग्रसरम्'** પહેલેથી સિદ્ધ (નિત્ય અસ્તિત્વ ધરાવતા અનાદિ, અનંત) આપને **'अवरजन्मलयः'** અર્વાચીન જન્મ અને મૃત્યુવાળો કયો પુરુષ **'वेद'** જાણી શકે? ઈશ્વર અનાદિ છે અને અન્ય સર્વ અર્વાચીન છે તે વિષે પ્રમાણ આપતાં, અર્વાચીનોને જ્ઞાન હોવા માટેનું કારણ નથી, તે કહે છે – **'यतः उदगात् इति।'** જે આપનામાંથી **'ऋषिः'** બ્રહ્માજી ઉત્પન્ન થયા અને જે બ્રહ્માજી પછી આધ્યાત્મિક અને આધિદૈવિક બન્ને દેવસમૂહો ઉત્પન્ન થયા, તેમનાથી પણ બીજા બધા અર્વાચીન છે, પછી ઉત્પન્ન થયેલા છે. જ્યારે આપ બધાનો **'अवकृष्य'** ઉપસંહાર કરીને શયન કરો છો, ત્યારે જેમણે કર્મફળ ભોગવવાનાં બાકી છે તેવા

जीवानां ज्ञानसाधनं नास्ति, यतस्तदा न सत्स्थूलमाकाशादि। न चासत्सूक्ष्मं महदादि। न चोभयं सदसद्भ्यामारब्धं शरीरम्। न च कालजवस्तन्निभित्तभूतं कालवैषम्यम्। एवं सति तत्र तदा न किमपीन्द्रियप्राणाद्यपि। न च ज्ञापकं शास्त्रमपि।

(અનુશાયી) જીવોને જ્ઞાન પ્રાપ્ત કરવા માટેનું કોઈ સાધન હોતું નથી, કારણ કે ત્યારે સ્થૂળ આકાશાદિ નથી, સૂક્ષ્મ મહદાદિ પણ નથી અને સત્-અસત્ અર્થાત્ સ્થૂળ-સૂક્ષ્મ બંનેનું બનેલું શરીર પણ નથી. અને તેના નિમિત્ત એવા (ક્ષણ, મુહૂર્ત વગેરે) કાળનું વૈષમ્ય પણ નથી. આમ છે **'तत्र'** ત્યારે **'न-किम्-अपि'** ઇન્દ્રિયો, પ્રાણ વગેરે પણ નથી અને જ્ઞાન કરાવનાર શાસ્ત્ર પણ નથી.

अयमभिप्रायः—अर्वाक्सृष्टिगतानां देहाद्युपाधिकृतान्तराणां कालवशेन च मलिनसत्त्वानां न तावद्भगवज्ज्ञानसामर्थ्यम्। तथा च श्रुतिः—'न तं विदाथ य इमा जजानान्यद्युष्माकमन्तरं बभूव' इत्याद्या। यदा तु प्रलयसमये न बह्वन्तरमस्ति तदापि साधनाभावान्न भगवज्ज्ञानसामर्थ्यम्। अतस्त्वदेकशरणतया श्रवणकीर्तनादि भक्तिरेव सुकरेति।

અભિપ્રાય આ છે – અર્વાચીન સૃષ્ટિના જીવો દેહાદિ ઉપાધિને કારણે આપનાથી અંતરવાળા છે અને અંતઃકરણ કાળવશાત્ મલિન છે, તેથી ભગવાનના જ્ઞાનની પ્રાપ્તિ માટેનું સામર્થ્ય નથી. (શ્લોક–૨૨ની વ્યાખ્યામાં ઉદ્ધૃત કરવામાં આવેલી શ્રુતિને પુનઃ ઉદ્ધૃત કરે છે.) તે અનુસાર શ્રુતિ છે – 'તમે તે પરમાત્માને જાણતા નથી જેમણે આ પ્રજાઓને ઉત્પન્ન કરી છે અને તેથી જ તમારી અને તે પરમાત્માની વચ્ચે મોટું અંતર ઉત્પન્ન થયું છે.' (શુ.ય.મા.સં.૧૭/૩૧) વગેરે. પરંતુ પ્રલયના સમયે જ્યારે અંત બહુ નથી, ત્યારે પણ (ગુરુ-શાસ્ત્રાદિરૂપ) સાધનનો અભાવ છે, તેથી જીવોમાં ભગવાનના જ્ઞાનનું સામર્થ્ય નથી. આથી એક ભગવાનનું જ શરણ લઈને શ્રવણ-કીર્તનાદિ ભક્તિ કરવી એ જ આપની પ્રાપ્તિનો સરળ માર્ગ છે.

क्वाहं बुद्ध्यादिसंरुद्धः क्व च भूमन्महस्तव।
दीनबन्धो दयासिन्धो भक्तिं मे नृहरे दिश॥ ११ ॥ २४॥

હે અનંત! બુદ્ધિ વગેરે પરિચ્છિન્ન ઉપાધિઓથી ઘેરાયેલો હું ક્યાં અને ક્યાં આપનું (મન-વાણી વગેરેથી અગોચર) મહાન સ્વરૂપ? (આપ દુર્જ્ઞેય છો તેથી) હે દીનબંધુ! હે દયાસિંધુ! હે નરહરિ! મને (આપની) ભક્તિ આપો. ॥ ૧૧ ॥ ૨૪ ॥

इतोऽपि ज्ञानं न सुशकम्, उपदिशतामपि भ्रमबाहुल्यादित्याह—**जनिमसत इति**।

ઉપદેશ કરનારા આચાર્યોમાં પણ અનેક ભ્રમો જોવા મળે છે, આ કારણે આપનું જ્ઞાન પ્રાપ્ત કરવું સરળ નથી. તે કહે છે – **'जनिम् असतः इति।'**

**जनिमसतः सतो मृतिमुतात्मनि ये च भिदां**
**विपणमृतं स्मरन्त्युपदिशन्ति त आरुपितैः ।**
**त्रिगुणमयः पुमानिति भिदा यदबोधकृता**
**त्वयि न ततः परत्र स भवेदवबोधरसे ॥ २५**

જેઓ (વૈશેષિકો) અસત્‌ની (જગતની) ઉત્પત્તિ કહે છે, જેઓ (નૈયાયિકો) સત્‌નો (એકવીસ પ્રકારનાં દુઃખોનો) નાશ કહે છે, (તેને જ મોક્ષ કહે છે.) જેઓ (સાંખ્યો વગેરે) આત્મામાં ભેદ માને છે અને જેઓ (મીમાંસકો) કર્મફળના વ્યવહારને જ સાચો માને છે, તે બધા તેમણે પોતે આરોપિત કરેલા ભ્રમો દ્વારા જ આવા ઉપદેશ કરે છે. પુરુષ ત્રિગુણમય છે એવો ભેદ જે અજ્ઞાનને કારણે જન્મેલો છે, તે અજ્ઞાનથી પર જ્ઞાનઘન એવા આપનામાં એ અજ્ઞાન નથી. ॥ ૨૫ ॥

असतो जगतो जनिमुत्पत्तिं ये वैशेषिकादयो वदन्ति। असत एव ब्रह्मत्वस्योत्पत्तिं ये च पातञ्जलादयः। सत एवैकविंशतिप्रकारस्य दुःखस्य नाशं मोक्षं वदन्ति ये नैयायिकाः। उतापि ये च सांख्यादय आत्मनि भिदां भेदं च, ये मीमांसका विपणं कर्मफलव्यवहारमृतं

જે વૈશેષિકો વગેરે છે તેઓ **'असतः'** અસત્ એવા જગતની **'जनिम्'** ઉત્પત્તિ કહે છે. (અસત્કાર્યવાદી વૈશેષિકો કારણમાં કાર્યનો, માટીમાં ઘડાનો અભાવ માને છે. માટીમાં ન હતો એવો અસત્ ઘડો જે રીતે ઉત્પન્ન થાય છે, તે રીતે પહેલાં અસત્ હતું તેવું જગત ઉત્પન્ન થાય છે.) અને જે પાતંજલ વગેરે (યોગીઓ, યોગદર્શનના અનુયાયીઓ) છે, તેઓ અસત્ એવા બ્રહ્મભાવની ઉત્પત્તિ માને છે. (જે સોનું નથી તેવું તાંબુ વગેરે રસાયણના પ્રભાવથી જેમ સોનું થઈ જાય છે, તેમ જે બ્રહ્મ નથી એવો જીવ યોગના પ્રભાવથી બ્રહ્મત્વ પ્રાપ્ત કરે છે.) જે નૈયાયિકો છે તેઓ સત્ અર્થાત્ છે એવાં એકવીસ પ્રકારનાં દુઃખોના નાશને મોક્ષ કહે છે. (મન સહિત છ ઈન્દ્રિયો, ઈન્દ્રિયોના સંકલ્પાદિ સહિત છ વિષયો, છ ઈન્દ્રિયોથી જન્મતાં છ જ્ઞાન, શરીર અને વિષયભોગથી જન્મતાં સુખ અને દુઃખ, આવાં એકવીસ દુઃખોનો જ્ઞાનથી નાશ થાય એ મોક્ષ છે, એવું નૈયાયિકો માને છે.) વળી, જે સાંખ્યો વગેરે છે તેઓ આત્મામાં **'भिदाम्'** ભેદ માને છે. (આત્મા અનેક છે, એકબીજાથી ખરેખર ભિન્ન છે, એવું સાંખ્યો માને છે.) જે મીમાંસકો છે તેઓ **'विपणम्'** કર્મફળના વ્યવહારને

सत्यं स्मरन्ति वदन्ति ते सर्वे आरुपितैरारोपितैर्भ्रमैरेवोपदिशन्ति न तत्त्वदृष्ट्या। 'सदेव सोम्येदमग्र आसीत्', 'ब्रह्मैव सन्ब्रह्माप्येति', अनीशया शोचति मुह्यमानः।

'अविद्यायामन्तरे वर्तमानाः स्वयं धीराः पण्डितं मन्यमानाः। जङ्घन्यमानाः परियन्ति मूढा अन्धेनैव नीयमाना यथाऽन्धाः॥'

'एकमेवाद्वितीयं ब्रह्म', 'एक एव हि भूतात्मा भूते भूते व्यवस्थितः। एकधा बहुधा चैव दृश्यते जलचन्द्रवत्॥' इत्यादि- श्रुतिविरोधात्, किंच वस्तुतः पुरुषस्य त्रिगुणमयत्वे सर्वमिदं सङ्गच्छेत, नतु तदस्तीत्याह—

त्रिगुणमयः पुमानिति भिदा यदबोधकृता त्वयीति। त्रिगुणमयः पुमानित्यनेन हेतुना या भिदा। उपलक्षणमेतद्भिदादि। सा यस्मात्त्वयि विषये अबोधकृता त्वद्विषया-ज्ञानविजृम्भिता। तर्हि किमज्ञानमस्ति, वस्तुतः पुंसि नैवेत्याह— ततः अबोधात्परत्र परेऽसङ्गेऽ-वबोधरसे ज्ञानघने स अबोधो न भवेन्न संभवतीत्यर्थः।

સાચો '**स्मरन्ति**' કહે છે. (યજ્ઞ વગેરેમાં સ્વર્ગાદિ ફળ અવિનાશી છે અને એ જ પરમ પુરુષાર્થ છે, એવું મીમાંસકો માને છે.) તે બધા પોતે '**आरुपितैः**' આરોપિત કરેલા ભ્રમો દ્વારા જ આવા ઉપદેશ કરે છે; તત્ત્વદૃષ્ટિથી નથી કરતા. 'હે સોમ્ય! ઉત્પત્તિની પહેલાં આ (નામ-રૂપાત્મક જગત) એકમાત્ર અદ્વિતીય સત્ જ હતું.' (છાં.ઉપ.૬/૨/૧), 'જીવ બ્રહ્મ જ હોઈને બ્રહ્મસ્વરૂપ થાય છે.' (બૃહદા.ઉપ.૪/૪/૬), '(જીવ) પોતે શાસક હોવાને કારણે પોતાને અસમર્થ માનતો, મોહને વશ થઈને શોક કરે છે.' (મું.ઉપ.૩/૧/૨),

'અવિદ્યાની મધ્યમાં રહેનારા બહુધા અવિવેકી અને પોતાને બુદ્ધિશાળી તથા પંડિત માનનારા મૂઢ પુરુષો આંધળા વડે દોરાતા આંધળાની જેમ (વૃદ્ધાવસ્થા, રોગ વગેરે અનેક અનર્થની જાળોથી) પીડિત થતા, ભટકતા રહે છે.' (મું.ઉપ.૧/૨/૮),

'બ્રહ્મ એક જ અદ્વિતીય છે.' (છાં.ઉપ.૬/૨/૧), 'બધાં પ્રાણીઓનો એક જ આત્મા પ્રત્યેક પ્રાણીમાં રહેલો છે, છતાં જળમાં રહેલા ચંદ્રની જેમ તે એકરૂપે અને અનેકરૂપે દેખાય છે.' (બ્ર.બિં.ઉપ.૧૨) – વગેરે શ્રુતિઓનો (ઉપરના મતોના સ્વીકારથી) વિરોધ થશે. વળી, વાસ્તવમાં પુરુષ ત્રણ ગુણો ધરાવતો હોય, તો આ બધું લાગુ પડી શકે, પરંતુ પુરુષ ત્રિગુણમય નથી, તે કહે છે –

'**त्रिगुणमयः पुमान् इति भिदा यद्अबोधकृता त्वयि इति।**' પુરુષ ત્રિગુણમય છે, આ કારણે (બ્રહ્મમાં બીજા દોષો પણ આવે.) આપના વિષે જે ભેદ છે, એ **भिदादि** ભેદ વગેરે ઉપલક્ષણ છે. એ ભેદ આપના વિષયમાં '**अबोधकृता**' અજ્ઞાન હોવાને લીધે વિસ્તરેલો છે. તો શું પુરુષમાં અજ્ઞાન છે? વસ્તુતઃ પુરુષમાં અજ્ઞાન છે જ નહીં, એમ કહે છે – '**ततः**' તે અજ્ઞાનથી '**परत्र**' પર, અસંગ '**अवबोधरसे**' જ્ઞાનઘન એવા આપમાં તે અજ્ઞાન હોવાની સંભાવના નથી, એમ અર્થ છે.

मिथ्यातर्कसुकर्कशेरितमहा–
वादान्धकारान्तर–
भ्राम्यन्मंदमतेरमन्दमहिमं–
स्त्वज्ज्ञानवर्त्मास्फुटम्।
श्रीमन् माधव वामन त्रिनयन
श्रीशंकर श्रीपते
गोविन्देति मुदा वदन्मधुपते
मुक्तः कदा स्यामहम्॥ १२॥ २५॥
(छंद - शार्दूलविक्रीडित)

ननु यद्यसन्नोत्पद्यते, यदि च त्रिगुणमयः पुरुषो न भवति, तर्हीदं प्रपञ्चजातं पुरुषश्च पृथङ्नास्तीत्युक्तं स्यात्, कथं तर्हि तयोःसत्त्वेन प्रतीतिरत आह—**सदिव मन इति**।

**सदिव मनस्त्रिवृत्त्वयि विभात्यसदामनुजात्**
**सदभिमृशन्त्यशेषमिदमात्मतयाऽऽत्मविदः।**
**न हि विकृतिं त्यजन्ति कनकस्य तदात्मतया**
**स्वकृतमनुप्रविष्टमिदमात्मतयावसितम्॥ २६**

मनो मनोमात्रविलसितमिदं त्रिवृत् त्रिगुणात्मकं प्रपञ्चजातमसदेव सदिव विभाति। कथमिति चेत्तत्राह—त्वयीति। त्वय्यधिष्ठाने। अधिष्ठान–सत्तया सद्वत्प्रतीयत इत्यर्थः। न केवलमिदंकारास्पदं किंत्वामनुजात्। मनुजः पुरुषः। अभिविधावाकारः। पुरुषमभिव्याप्येति।

(શ્રીધરજી કહે છે –) હે અનંત મહિમાવંત! જે મંદમતિ પુરુષ મિથ્યા (નિરાધાર) તર્કો દ્વારા પ્રેરિત અત્યંત કર્કશ વાદ-વિવાદના અંધકારમાં ભટકી રહ્યા છે, એમને આપના જ્ઞાનનો માર્ગ સૂઝવો અસંભવ છે. હે શ્રીમાન, હે માધવ, હે વામન, હે ત્રિલોચન, હે શ્રીશંકર, હે શ્રીપતિ, હે ગોવિંદ, હે મધુપતિ – આવાં નામોથી આપને આનંદપૂર્વક પોકારતો હું ક્યારે મુક્ત થઈશ? ॥ ૧૨ ॥ ૨૫ ॥

હવે જો અસત્ ઉત્પન્ન ન થતું હોય અને પુરુષ ત્રિગુણમય ન હોય તો આ સર્વ પ્રપંચ અને પુરુષ બંને બ્રહ્મથી અલગ નથી એવું કહેવાનું થાય, પણ તો પછી (પુરુષ અને પ્રપંચ) એ બંને સત્ તરીકે કેમ પ્રતીત થાય છે? આ માટે ઉત્તર આપે છે – **'सत् इव मनः इति।'**

જીવ સહિતનો આ ત્રિગુણાત્મક પ્રપંચ અસત્ હોવા છતાં આપમાં (અધિષ્ઠાનમાં) માત્ર મનની કલ્પનાથી સત્ જેવો ભાસે છે. આત્મજ્ઞાનીઓ આ સમગ્ર જગતને આત્મારૂપે સત્ય જાણે છે. (જેઓ સોનું ઈચ્છે છે તેઓ) સોનાના વિકારનો (કુંડળ વગેરેનો) સોનું જ હોવાથી ત્યાગ કરતા નથી, તેમ (આત્માજ્ઞાનીઓ) આપના પોતાના રચેલા આ વિશ્વને અને તેમાં અનુપ્રવેશ પામેલા જીવને આત્મારૂપે જ જાણે છે. ॥ ૨૬ ॥

આ **'त्रिवृत्'** ત્રિગુણાત્મક પ્રપંચસમૂહ માત્ર **'मनः'** મનનો વિલાસ છે, જે અસત્ હોવા છતાં સત્ જેવો ભાસે છે. શા માટે? તેનો ઉત્તર આપે છે – **'त्वयि इति।' 'त्वयि अधिष्ठाने'** આપ અધિષ્ઠાન છો ત્યારે આપની સત્તાથી (આ જગત્) સત્ જેવું પ્રતીત થાય છે, એમ અર્થ છે. **'इदम्'** 'આ' તરીકે ઓળખાતું જગત જ નહીં, પરંતુ **'आमनुजात्'** મનુજ સહિત જીવનો પણ સમાવેશ કરતું જગત. **'मनुजः'** પુરુષ – **मनुजात्** ની આગળ **'आ'** કાર છે તે પુરુષનો સમાવેશ બતાવવા માટે છે. માત્ર જગત જ નહીં,

पुरुषस्यापि पृथक्सत्त्वप्रतीतिर्मनोमात्रविलसितेत्यर्थः। तथा च श्रुतिः—'असतोऽधिमनोऽसृजत। मनः प्रजापतिमसृजत्। प्रजापतिः प्रजा असृजत। तद्वा इदं मनस्येव परमं प्रतिष्ठितं यदिदं किंच' इति। नन्वात्मविदामपि विश्वं सदेव स्फुरत्यतः कथमसत्स्यादत आह—**सदभिमृशन्तीति**।

પુરુષ (જીવ) પણ આપથી જે અલગ હોવાની પ્રતીતિ થાય છે, તે માત્ર મનનો જ વિલાસ છે, એમ અર્થ છે. તે અનુસાર શ્રુતિ છે – 'અસત્‌માંથી (નામરૂપે વ્યક્ત ન થયેલા અવ્યાકૃત બ્રહ્મમાંથી) સમષ્ટિ મન સર્જાયું. સમષ્ટિ મને પ્રજાપતિનું સર્જન કર્યું. પ્રજાપતિએ પ્રજાનું સર્જન કર્યું. તેથી આ જે કાંઈ દેખાય છે તે સર્વ મનમાં જ સારી રીતે પ્રતિષ્ઠિત છે.' પરંતુ આત્મજ્ઞાનીઓને પણ વિશ્વ સત્ તરીકે જ સ્ફુરતું જણાય છે, તો તે અસત્ શી રીતે હોય? આ માટે ઉત્તર આપે છે – **'सत्-अभिमृशन्ति इति।'**

आत्मविदस्त्वशेषमिदं भोक्तृभोग्यात्मकं विश्वमात्मतयैव सदभिमृशन्ति सदिति जानन्ति। आत्मकार्यत्वान्न पृथगित्यर्थः। तथाहि—यदुपादानकं यत्कार्यं भवति तत्तेनैव रूपेण प्रतीयते उपादीयते चेति। लोकाचारेण दर्शयति—**न हि विकृतिमिति**।

આત્મજ્ઞાનીઓ તો ભોક્તા-ભોગ્યરૂપ સમગ્ર વિશ્વને પોતાના આત્મા તરીકે, સત્ તરીકે જાણે છે. જગત આત્માનું કાર્ય છે તેથી આત્માથી પૃથક્ નથી, એમ જ્ઞાનીઓ જાણે છે, એમ અર્થ છે. જેમ કે – જે કાર્ય જે ઉપાદાનમાંથી જન્મ્યું હોય તે કાર્ય તેના (ઉપાદાનના) રૂપથી જ પ્રતીત થાય છે અને લોકમાં એ રીતે જ એનું ગ્રહણ કરવામાં આવે છે, એ લોકાચારથી દર્શાવે છે – **'न हि विकृतम् इति।'**

कनकस्य विकृतिं कुण्डलादिकं कनकार्थिनो न त्यजन्ति। अत्र हेतुः—तदात्मतया, कनकरूपत्वेनेत्यर्थः। अतः स्वकृतमिदं विश्वमनुप्रविष्टं च पुरुषरूपमात्मतयैवावसितं निश्चितम्।

જેઓ સોનું ઇચ્છે છે તેઓ સોનાના વિકાર એવા કુંડળ આદિનો ત્યાગ કરતા નથી. એનું કારણ– **'तत्-आत्मतया'** કારણ કે કુંડળ કનક જ છે, એમ અર્થ છે. આથી **'स्वकृतम्'** પોતાનું સર્જેલું આ વિશ્વ અને તેમાં અનુપ્રવેશ પામેલો પુરુષરૂપ (જીવ) – બંને આત્મા જ છે, એવો આત્મજ્ઞાનીઓનો નિશ્ચય છે.

यत्सत्त्वतः सदा भाति जगदेतदसत्स्वतः।
सदाभासमसत्यस्मिन्भगवन्तं भजाम तम्॥ १३ ॥ २६ ॥

જે પોતે (પોતાનાં સ્વરૂપ, નામ અને આકૃતિમાં) અસત્ છે એવું આ જગત જે (અધિષ્ઠાનની સત્તા)ની સત્યતાથી સત્ય તરીકે જણાય છે તથા જે આમાં (અસત્ય પ્રપંચમાં) સત્યના રૂપમાં સદા પ્રકાશમાન રહે છે, તે ભગવાનનું અમે ભજન કરીએ છીએ. ॥ ૧૩ ॥ ૨૬ ॥

ननु सत्यं 'सत्यं ज्ञानमनन्तं ब्रह्म', 'नेह नानास्ति किंचन', 'मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति' इत्यादि श्रुतिभिरेवंभूतस्य भगवतः प्रतिपादनात्तज्ज्ञानं सुकरमेवेति कृतं भक्त्या अत आह—**तव परि ये चरन्तीति**।

'બ્રહ્મ સત્ય, જ્ઞાન, અનંત છે.' (તૈત્તિ.ઉપ.૨/૧), 'આ બ્રહ્મતત્ત્વમાં ભેદ લેશમાત્ર પણ નથી.' (કઠ.ઉપ. ૨/૨/૧૧), 'જે (મનુષ્ય) આ બ્રહ્મતત્ત્વમાં ભેદ જુએ છે, તે મૃત્યુથી મૃત્યુને પ્રાપ્ત થાય છે.' (અર્થાત્ વારંવાર જન્મે-મરે છે) (કઠ.ઉપ.૨/૨/૧૦) ઇત્યાદિ શ્રુતિઓ વડે આવા (સત્ય, જ્ઞાનાદિ) સ્વરૂપવાળા ભગવાનનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે, માટે ભગવાનનું જ્ઞાન પ્રાપ્ત કરવું સરળ જ છે. તો પછી ભક્તિ કરવાની શી જરૂર છે, આવી શંકાના ઉત્તરમાં કહે છે – **'तव परि ये चरन्ति इति।'**

**तव परि ये चरन्त्यखिलसत्त्वनिकेततया**
**त उत पदाऽऽक्रमन्त्यविगणय्य शिरो निर्ऋतेः।**
**परिवयसे पशूनिव गिरा विबुधानपि तां-**
**स्त्वयि कृतसौहृदाः खलु पुनन्ति न ये विमुखाः॥ २७**

આપ સર્વ ભૂતોમાં નિવાસ કરો છો, એ સ્થિતિને કારણે આપ સર્વનું અધિષ્ઠાન હોવાથી જેઓ આપનું ભજન-સેવન કરે છે, તેઓ જ મૃત્યુરૂપ સંસારને અતિ તુચ્છ ગણીને મૃત્યુના માથા પર પગથી લાત મારે છે (મૃત્યુરૂપી સંસારને તરી જાય છે), (પણ જે આપના ભક્તો નથી) તેમને તેઓ વિદ્વાન પંડિતો હોય તો પણ, આપ વેદરૂપી વાણીથી પશુઓની જેમ બાંધો છો. જેમણે આપને પ્રેમ કર્યો છે, તેઓ ખરેખર, (પોતાને અને બીજાઓને પણ) પવિત્ર કરે છે, પરંતુ બીજા (જેઓ આપનાથી વિમુખ છે, તેઓ પોતાને કે બીજાને) પવિત્ર કરતા નથી. ॥ ૨૭ ॥

तवेति कर्मणि षष्ठी। त्वां ये परिचरन्ति। छन्दसि व्यवहिताश्चेति यच्छद्ब्देन व्यवधानमदोषः। केन रूपेण। अखिलसत्त्वनिकेततया अखिलानि सत्त्वानि निकेतो यस्य स तथा तस्य भावस्तत्ता तया। सर्वभूतावासतयेत्यर्थः। उत एव अविगणय्य तिरस्कृत्य त एव

**'तव' त्वाम्** ષષ્ઠી વિભક્તિ કર્મ (દ્વિતીયા વિભક્તિ **त्वाम्**) ના અર્થમાં છે. જેઓ આપને સેવે છે (આપનું ભજન કરે છે). વેદમાં **'व्यवहिताश्च'** (પા.સૂ.૧/૪/૮૨) (ગતિ અને ઉપસર્ગસંજ્ઞક પદ વ્યવધાનથી પણ જોવામાં આવે છે.) આ અનુસાર **परि** અને **चरन्ति** ની વચ્ચે **यत्** શબ્દ (**ये**)નું વ્યવધાન છે (**परि ये चरन्ति** નો અન્વય **ये परिचरन्ति**, એ રીતે કર્યો છે), તેમાં દોષ નથી. કયા રૂપથી ભજન-સેવન કરે છે? **'अखिलसत्त्व-निकेततया'** સમસ્ત પ્રાણીઓ જેમનું નિવાસસ્થાન છે તે **अखिलसत्त्वनिकेतः**, તેનો ભાવ એટલે **अखिलसत्त्व-निकेतता**, તેના વડે એટલે **अखिलसत्त्वनिकेततया** સર્વ પ્રાણીઓ જેમનું નિવાસસ્થાન હોવાથી, એમ અર્થ છે. **'उत'** અર્થાત્ **एव**, તેઓ જ, (જેઓ આપની

निर्ऋतेर्मृत्योः शिरो मूर्धानं पदा पादेनाक्रमन्ति मृत्योर्मूर्ध्नि पदं दधति। ते तरन्ति मुच्यन्त इत्यर्थः। ये पुनर्विमुखा अभक्तास्तान् गिरा वाचा पशूनिव विबुधान्विदुषोऽपि परिवयसे बध्नासि। कुतः। त्वयि कृतसौहृदाः त्वयि कृतं सौहृदं प्रेम यैस्ते खलु निश्चितं पुनन्ति पवित्रयन्ति। आत्मानमन्यानपीति शेषः। नेतरे। तथा च श्रुतिः—'तस्य वाक्तन्तिर्नामानि दामानि। तस्येदं वाचा तन्त्या नामभिर्दामभिः सर्वं सितम्' इति।

પરિચર્યા કરે છે) તેઓ જ મૃત્યુરૂપ સંસારને '**अविगणय्य**' અતિ તુચ્છ ગણીને '**निर्ऋतेः**' મૃત્યુના મસ્તક ઉપર '**पदा**' પગથી લાત મારે છે, મૃત્યુના માથા ઉપર પગ મૂકે છે. (મૃત્યુરૂપ સંસારને) તરી જાય છે – (મૃત્યુરૂપ સંસારથી) મુક્ત થઈ જાય છે, એમ અર્થ છે. પરંતુ જેઓ આપથી વિમુખ છે, તેવા અભક્તો વિદ્વાન હોય તો પણ તેમને આપ (કર્મોનું પ્રતિપાદન કરતી વેદની) '**गिरा**' વાણીથી પશુઓની જેમ '**परिवयसि**' બાંધો છો. શા માટે? '**त्वयि कृतसौहृदाः**' જેમણે આપનામાં **सौहृदाः** પ્રેમ કર્યો છે તેઓ '**खलु**' નિશ્ચિતપણે '**पुनन्ति**' પવિત્ર કરે છે. પોતાને અને 'બીજાને પણ', એટલું શેષ છે. બીજા (જેઓ આપને પ્રેમ નથી કરતા તેઓ પોતાને અને બીજાને પવિત્ર) કરી શકતા નથી. તે અનુસાર શ્રુતિ છે –'તેમની (પરમેશ્વરની) (વેદરૂપી) વાણી દોરડી છે અને (બ્રાહ્મણ વગેરે) નામ દામણાં છે. (જેમ ગોવાળ મોટી દોરડીમાં બળદોને દામણાંથી બાંધે છે તેમ) તેમની (ઈશ્વરની) આ (વિધિનિષેધાત્મક વેદ) વાણીરૂપી મોટી દોરડીમાં દામણાં જેવાં નામોથી સર્વ (જગત) બંધાયેલું છે.' (ઐ.આ.૨/૧/૬/૧)

अयमभिप्रायः—सत्यमेवंभूतमात्मानं श्रुतयः प्रतिपादयन्ति तत्र च यद्यपि वस्तुनोऽपरोक्षत्वाद-परोक्षमेव ज्ञानमुत्पद्यते। तथाप्यसंभावनाविपरीत-भावनातिरस्कृतत्वान्मलिनचित्तेषु परोक्षमिव भवतीति नापरोक्षसंसारभ्रमनिवृत्तिसमर्थम्। भगवत्परिचर्यया तु सम्यगमलचित्तानां तत्प्रसादेन लद्ब्धापरोक्षज्ञानानामयत्नत एव करकलितो मोक्ष इति।

અભિપ્રાય આ છે – સત્ય છે કે આવા (સત્યાદિરૂપ) આત્માનું પ્રતિપાદન શ્રુતિઓ કરે છે. એમાં જો કે આત્મવસ્તુ અપરોક્ષ છે તેથી તેનું અપરોક્ષ જ્ઞાન જ (શ્રુતિથી) જન્મે, છતાં જેમનાં ચિત્ત મલિન છે તેવા લોકોનાં ચિત્તમાં (આ સંસાર અને હું બ્રહ્મસ્વરૂપ હોઈએ એ અસંભવ છે, એવી) અસંભાવના અને (સંસાર સત્ય છે, હું અલ્પ જીવ છું, એવી) વિપરીત ભાવનાથી (અપરોક્ષ જ્ઞાન) તિરસ્કૃત થયેલું હોવાથી (જાણે કે) પરોક્ષ જ થઈ જાય છે. અને (એ પરોક્ષ જ્ઞાન) અપરોક્ષ સંસારભ્રમની નિવૃત્તિ કરવા સમર્થ થતું નથી. પરંતુ ભગવાનનાં સેવન-ભજનથી જેમનાં ચિત્ત સારી પેઠે નિર્મળ થયાં છે અને એ ભગવાનની કૃપાથી જેમને અપરોક્ષ જ્ઞાન પ્રાપ્ત થયું છે, તેમને પ્રયત્ન વગર જ અપરોક્ષ જ્ઞાનરૂપ મોક્ષ હાથવગો થઈ પડે છે, પ્રાપ્ત થાય છે.

तथा च श्रुतयः—'देहान्ते देवः परं ब्रह्म तारकं व्याचष्टे', 'यमैवैष वृणुते तेन लभ्यः', 'यस्य देवे परा भक्तिः' इत्यादयः।

તે અનુસાર શ્રુતિઓ છે – 'ભગવાન પોતે (ભક્તને તેના) મરણ સમયે તારક પરબ્રહ્મનો ઉપદેશ કરે છે.' (નૃ.પૂ.તા.ઉપ.૧/૭), 'આ (ઉપાસક) જે આત્માનું વરણ કરે છે, અનન્ય ભાવથી ભજન કરે છે, તે વરણથી જ તે આત્મા ઉપાસકને પ્રાપ્ત થાય છે (બીજા સાધનથી નહીં). (અથવા જેની ભક્તિથી પરિતુષ્ટ થઈને આ આત્મા શ્રીહરિ જે ભક્તનું જ વરણ કરે છે, જેને આત્મસાત્ કરવા ઇચ્છે છે, તે ભક્તને જ આત્મા પ્રાપ્ત થાય છે, બીજાને નહીં.) (કઠ.ઉપ.૧/૨/૨૩), (મું.ઉપ.૩/૨/૩), 'જેને દેવમાં ભક્તિ છે.' (શ્વેતા.ઉપ.૬/૨૩) ઈત્યાદિ.

तपन्तु तापैः प्रपतन्तु पर्वता-
दटन्तु तीर्थानि पठन्तु चागमान्।
यजन्तु यागैर्विवदन्तु वादै-
र्हरिं विना नैव मृतिं तरन्ति॥ १४॥ २७॥

(छंद—उपेन्द्रवज्रा)

(પંચાગ્નિ વગેરેના) તાપોથી (લોકો ભલે) તપ્ત થાઓ, પર્વત પરથી પડીને ભલે આત્માહત્યા કરો, તીર્થોમાં ભલે ભટક્યા કરો, વેદોને ભલે ભણ્યા કરો, યજ્ઞોથી ભલે યજન કર્યા કરો, વાદો કરીને ભલે વિવાદ કર્યા કરો, પરંતુ (ભજન દ્વારા મેળવેલી) ભગવાન(ની કૃપા) વગર કોઈ મૃત્યુમય સંસારસાગરને તરતા નથી. ॥ ૧૪ ॥ ૨૭ ॥

ननु यद्यखिलसत्त्वे निकेतत्वेन भवतः सेव्यत्वमुच्यते तर्हि तत्करणसंबन्धात्कर्तृभोक्तृत्वे प्रसज्जेयाताम्, न वस्तुतस्तथात्वमिति चेत्तर्हि जीवानामपि तत्तुल्यत्वमिति केन विशेषेण पुनः सेव्यसेवकत्वमितीमामाशङ्कां परिहरन्त्यः 'अपाणिपादो जवनो ग्रहीता पश्यत्यचक्षुः स

સર્વ પ્રાણીઓમાં નિવાસ કરતા સર્વના અધિષ્ઠાન તરીકે આપ સેવ્ય છો, એમ જો કહેવામાં આવે તો તે પ્રાણીનાં દેહ-ઇન્દ્રિય સાથે સંયોગ થવાને લીધે ભગવાનમાં પણ કર્તૃત્વ, ભોક્તૃત્વ પ્રાપ્ત થવાનો પ્રસંગ આવે, એવી શંકા કરવામાં આવી છે. વસ્તુતઃ ભગવાનમાં તેનું (કર્તૃત્વ-ભોક્તૃત્વનું) હોવાપણું નથી, એમ જો કહેવામાં આવે તો જીવોમાં પણ તેની સમાનતા જ હોવાથી (જીવોને પણ કર્તૃત્વ-ભોક્તૃત્વ પ્રાપ્ત થશે નહીં,) તો પછી કઈ વિશેષતાને લીધે ઈશ્વર સેવ્ય છે અને જીવ સેવક છે? એવી આશંકાનો પરિહાર કરતી શ્રુતિઓ, 'તે પગ વગરનો હોવા છતાં પણ અત્યંત વેગવાળો છે અને હાથ વગરનો હોવા છતાં સર્વનું ગ્રહણ કરનાર છે. આંખ વગરનો હોવા છતાં તે જુએ છે, કાન વગરનો હોવા છતાં તે સાંભળે

शृणोत्यकर्णः। स वेत्ति वेद्यं न च तस्य वेत्ता तमाहुरग्र्यं पुरुषं पुराणम्' इत्याद्याः श्रुतयः स्तुवन्तीत्याह—**त्वमकरण इति**।

છે. જાણવાયોગ્ય સર્વ કાંઈ જાણે છે, પણ એને જાણનાર કોઈ નથી. (વિદ્વાનો) એને સર્વનું આદિ કારણ, પૂર્ણ અને મહાન કહે છે.' (શ્વેતા.ઉપ.૩/૧૯) ઈત્યાદિ (ભગવાનની) સ્તુતિ કરતાં કહે છે – '**त्वम् अकरणः इति**।'

**त्वमकरणः स्वराडखिलकारकशक्तिधर-**
**स्तव बलिमुद्वहन्ति समदन्त्यजयानिमिषाः।**
**वर्षभुजोऽखिलक्षितिपतेरिव विश्वसृजो**
**विदधति यत्र ये त्वधिकृता भवतश्चकिताः॥ २८**

(હે પ્રભુ!) આપ સ્વપ્રકાશ છો, તેથી ઈન્દ્રિયો સાથેના સંબંધ વગર જ આપ સર્વ પ્રાણીઓની સર્વ ઈન્દ્રિયોના પ્રવર્તક છો. જેવી રીતે ખંડિયા અને માંડલિક રાજાઓ પોતપોતાની પ્રજાએ આપેલા કરવેરા લઈને પોતાના સમ્રાટને આપે છે, તેવી રીતે મનુષ્યોના પૂજ્ય દેવતાઓ અને દેવતાઓના પૂજ્ય બ્રહ્મા આદિ પણ પોતાનાં અધિકૃત પ્રાણીઓ પાસેથી પૂજા સ્વીકારે છે અને માયાને અધીન થઈને આપની પૂજા કરતા રહે છે. આપે જેને જે કર્મ કરવા માટે જ્યાં નિયુક્ત કર્યા છે, તે દેવો તે કામ આપથી ભયભીત રહીને કરે છે, આ જ દેવોએ કરેલી આપની પૂજા છે. ॥ ૨૮ ॥

करणसंबन्धरहित एवाखिलकारकशक्तिधरः अखिलानां प्राणिनां यानि कारकाणीन्द्रियाणि तेषां शक्तीर्धारयति प्रवर्तयतीति तथा। कुतः। स्वराट् यतः स्वेनैव राजसे दीप्यसे। न हि स्वतःसिद्धज्ञानशक्तेरिन्द्रियापेक्षेत्यर्थः। अतस्तव बलिमुद्वहन्ति पूजां कुर्वन्ति। अजयाऽविद्यया सहितास्तया वृता इत्यर्थः। अनिमिषा देवा इन्द्रादयस्तत्पूज्या विश्वसृजो ब्रह्मादयोऽपि। यथा सस्त्रीका एव किङ्कराः स्वामिनं सेवन्ते तथाऽविद्यायुक्ता देवादयस्त्वामिति लोकोक्तिः। समदन्ति च मनुष्यैर्दत्तं हव्यकव्यादिलक्षणं बलिं भक्षयन्ति।

(દેહ-ઈન્દ્રિય વગેરે) કરણો સાથે સંબંધરહિત જ (આપ) '**अखिलकारकशक्तिधरः**' સર્વ પ્રાણીઓની ઈન્દ્રિયો, તેમની શક્તિઓને ધારણ કરો છો, પ્રવર્તાવો છો. કેવી રીતે? કારણ કે '**स्वराट्**' આપ પોતે પોતાનાથી જ પ્રકાશો છો. સ્વતઃસિદ્ધ જ્ઞાનશક્તિવાળા આપને ઈન્દ્રિયોની અપેક્ષા જ નથી, એમ અર્થ છે. આથી જ '**अजया**' અવિદ્યા ધરાવતા, અવિદ્યાથી ઘેરાયેલા, એમ અર્થ છે. '**अनिमिषाः**' આંખનો પલકારો જેમને નથી તેવા ઈન્દ્રાદિ દેવો અને તેમના પૂજ્ય '**विश्वसृजः**' વિશ્વસ્રષ્ટા બ્રહ્માજી વગેરે પણ આપની '**बलिं उद्-वहन्ति**' પૂજા કરે છે. જેમ સેવકો પોતાની પત્નીઓને સાથે લઈને સ્વામીની સેવા કરે છે, તેમ અવિદ્યા ધરાવતા દેવો પણ આપની પૂજા કરે છે, એવી લોકોક્તિ છે. મનુષ્યો દ્વારા આપવામાં આવેલા હવ્ય-કવ્યાદિરૂપ બલિનું દેવો '**समदन्ति**' ભક્ષણ કરે છે.

अत्र दृष्टान्तः—वर्षभुजोऽखिलक्षितिपतेरिवेति। यथा वर्षभुजः खण्डमण्डलपतयोऽखिलक्षिति-पतेर्महामण्डलेश्वरस्य स्वप्रजादत्तबलिभुजो बलिमुद्वहन्ति तद्वदिति। कथं बलिं वहन्ति तदाह—विदधति यत्र ये त्वधिकृता भवतश्चकिता इति। त्वत्तो भीताः सन्तो यस्मिन्कर्मणि नियुक्तास्ते तत्कुर्वन्तीति। त्वदाज्ञापालनमेव बल्युद्वहनमित्यर्थः। तथा च श्रुतिः—'भीषाऽस्माद्वातः पवते। भीषोदेति सूर्यः। भीषास्मादग्निश्चेन्द्रश्च। मृत्युर्धावति पञ्चमः।' इति।

આ વિષે દૃષ્ટાંત (આપે છે.) – '**वर्षभुजः अखिलक्षितिपतेः इव इति।**' જેવી રીતે ખંડિયા, માંડલિક રાજાઓ પોતપોતાની પ્રજાએ આપેલા કરવેરા લઈને '**अखिलक्षितिपतेः**' સમગ્ર ભૂમંડળના સ્વામીને ખંડણી આપે છે તેવી રીતે. કેવી રીતે (દેવો) પૂજા કરે છે? તે કહે છે – '**विदधति यत्र ये त्वधिकृता भवतश्चकिताः इति।**' આપથી ભયભીત થઈને (બ્રહ્માદિ દેવો) જે કર્મમાં આપ તેમને નિયુક્ત કરો છો, તેઓ તે કર્મ કરે છે. આપની આજ્ઞાનું પાલન દેવો કરે છે, એ જ દેવો દ્વારા કરાયેલી આપની સેવા છે. તે અનુસાર શ્રુતિ છે – 'આ પરમેશ્વરના ભયથી વાયુ વાય છે, એમના ભયથી સૂર્ય ઉદિત થાય છે તથા એમના ભયથી અગ્નિ, ઈન્દ્ર તથા પાંચમું મૃત્યુ (પોતાના કાર્ય માટે) દોડતું રહે છે.' (તૈત્તિ.ઉપ.૨/૮/૧)

अनिन्द्रियोऽपि यो देवः सर्वकारकशक्तिधृक्।
सर्वज्ञः सर्वकर्ता च सर्वसेव्यं नमामि तम्॥ ॥ १५ ॥ २८ ॥

ઈન્દ્રિયરહિત એવા જે ભગવાન સમસ્ત ઈન્દ્રિયોની શક્તિને ધારણ કરે છે અને જે સર્વજ્ઞ તથા સર્વના કર્તા છે, તે સર્વના સેવનીય પ્રભુને હું નમસ્કાર કરું છું. ॥ ૧૫ ॥ ૨૮ ॥

तदेवं करणप्रवर्तकमीश्वरं करणपरतन्त्रा नरा भजन्तीत्युक्तम्, न केवलमियदेव कारणं तत उत्पन्नत्वेनापि तत्परतन्त्रत्वादिति वदन्ति 'यथाऽग्नेः क्षुद्रा विस्फुलिङ्गा व्युच्चरन्त्येवमेवा-स्मादात्मनः सर्वे प्राणाः सर्वे श्लोकाः सर्वे देवाः सर्वाणि भूतानि सर्व एत आत्मानो व्युच्चरन्ति' इत्याद्याः श्रुतय इत्याह—**स्थिरचरजातय इति।**

આમ, ઈન્દ્રિયોના પ્રવર્તક ઈશ્વરનું ઈન્દ્રિયોને પરતંત્ર જીવો ભજન કરે છે, એવું કહેવામાં આવ્યું. (ઈશ્વરનું ભજન કરવા માટે) કેવળ આટલું જ કારણ છે, એમ નથી. જીવો ઈશ્વરમાંથી ઉત્પન્ન થયા છે તેથી ઈશ્વરને પરતંત્ર છે અને તેથી ઈશ્વરનું ભજન કરે છે, માટે 'જેવી રીતે એક અગ્નિમાંથી અનેક ક્ષુદ્ર તણખા નીકળે છે, તેવી જ રીતે આ આત્મામાંથી સંપૂર્ણ પ્રાણ, સંપૂર્ણ લોક, સર્વ દેવગણ, સર્વ પ્રાણીઓ, આ સર્વ જીવો અનેકરૂપે ઉત્પન્ન થાય છે.' [બૃહદા.ઉપ.(મા.) ૨/૧/૨૩] (શતપથ બ્રા.૧૪/૫/૧/૨૩) વગેરે શ્રુતિઓ કહે છે, એમ કહે છે – '**स्थिरचरजातयः इति।**'

**स्थिरचरजातयः स्युरजयोत्थनिमित्तयुजो**
**विहर उदीक्षया यदि परस्य विमुक्त ततः।**

માયાથી અસંગ એવા આપના સહેજ દૃષ્ટિપાતથી હે નિત્યમુક્ત, માયા સાથે જ્યારે આપ ક્રીડા કરો છો, ત્યારે સ્થાવર-જંગમ જાતિવાળા દેહોથી યુક્ત જીવો ઉત્પન્ન થાય છે. કેવળ આપના દૃષ્ટિપાતથી

**न हि परमस्य कश्चिदपरो न परश्च भवेद्**
**वियत इवापदस्य तव शून्यतुलां दधतः ॥ २९**

હે विमुक्त नित्यमुक्त, यदि तवाजया मायया विहरो विहारः क्रीडा भवति तदा स्थिर-चरजातयः स्थिराश्च चराश्च जातयो जात्यालिङ्गिता देहा येषां ते जीवाः स्युर्भवेयुः। कथंभूतस्य। ततोऽजातः परस्य दूरे वर्तमानस्यासङ्गस्येत्यर्थः। कथं विहारः। उदीक्षया ईक्षणलेशेन। ननु मयि लीनानां जीवानां कथं जन्म स्यात्तत्राह— **उत्थनिमित्तयुज इति**। ईक्षयैवोत्थान्युत्थितान्या-विर्भूतानि निमित्तानि कर्माणि तद्युक्तानि लिङ्गशरीराणि वा तैर्युज्यन्त इति तथा।

ननु किंनिमित्तोत्थानेन मदिच्छयैव भवन्तु, न, त्वयि वैषम्याभावाद्विषमसृष्टेरयोगादित्याह— **परमस्येति**।

तव परमस्योत्तमस्य परमकारुणिकस्य वियत इवाकाशसदृशस्य, समस्येत्यर्थः। कश्चिदपरः स्वीयः परोऽस्वीयश्च न भवेत्। न संभवतीत्यर्थः। 'असद्वा इदमग्र आसीत्। ततो वै सदजायत' इत्यादिश्रुत्या शून्यपूर्वकत्वमिव प्रतीयते तदर्थं

ઉત્પન્ન થયેલાં કર્મો અથવા કર્મોવાળાં લિંગશરીરો સાથે તેઓ (જીવો) સંબંધ પામે છે. પરમ કારુણિક ('**परमस्य**') અને આકાશની જેમ (સમાન ભાવે વર્તનારા) તથા શૂન્ય સમાન રૂપ ધારણ કરનારા આપનું કોઈ પોતાનું કે પારકું નથી. ॥ ૨૯ ॥

હે '**विमुक्त**' નિત્યમુક્ત, જ્યારે આપની '**अजया**' માયા સાથે '**विहरः**' વિહાર, ક્રીડા થાય છે ત્યારે '**स्थिर-चरजातयः**' સ્થાવર અને જંગમ જાતિથી યુક્ત થયેલા દેહો છે જેમના તે જીવો '**स्युः**' ઉત્પન્ન થાય (છે). કેવા આપની (ક્રીડાથી ઉત્પત્તિ થાય છે)? '**ततः**' તે માયાથી '**परस्य**' દૂર રહેલા અસંગ એવા આપની, એમ અર્થ છે. વિહાર (ક્રીડા) કેવી રીતે થાય છે? '**उत्+ईक्षया**' સહેજ દૃષ્ટિપાત કરવાથી (ક્રીડા થાય છે). શંકા કરે છે કે મારામાં લીન થયેલા જીવોનો જન્મ કેવી રીતે થાય છે? તે માટે કહે છે – '**उत्थनिमित्तयुजः इति।**' આપના દૃષ્ટિપાત માત્રથી ઉત્થાન પામેલાં, આવિર્ભાવ પામેલાં નિમિત્ત કર્મો અથવા તે કર્મોવાળાં લિંગશરીરો. (લિંગશરીર સાથે સંબંધ એ જ જીવનો જન્મ) તેમની સાથે જીવો સંબંધ પામે તેમ.

શંકા કરવામાં આવી છે કે કર્મોના ઉત્થાનની શી જરૂર છે? (તે માટે ભગવાન કહે છે કે) મારી ઇચ્છાથી જ જીવો આર્વિભૂત થાય. તેનો ઉત્તર આપે છે કે ના, આપનામાં વિષમતા નથી તેથી વિષમ સૃષ્ટિ સાથે આપનો સંબંધ નથી, એમ કહે છે – '**परमस्य इति।**'

'**परमस्य**' ઉત્તમ, પરમ કારુણિક એવા આપનું, '**वियतः इव**' આકાશની જેમ સમાન એવા આપનામાં વિષમતા ન આવે, એમ અર્થ છે. '**कश्चित्-अपरः**' કોઈ પણ **स्वीयः** પોતાનું કે '**परः**' **अस्वीयः** પારકું સંભવી શકે નહીં, એમ અર્થ છે. 'સૃષ્ટિની પૂર્વે અસત્-શૂન્ય હતું. તેમાંથી સત્‌ની (જગતની) ઉત્પત્તિ થઈ.' (તૈત્તિ.ઉપ.૨/૭) વગેરે શ્રુતિથી પ્રતીત થાય છે કે જગત શૂન્યમાંથી

पुनर्विशिनष्टि। शून्यतुलां दधतः शून्यसाम्यं भजतः। तदेव दर्शयितुं पुनर्विशिनष्टि— अपदस्येति। न पद्यत इत्यपदस्तस्य, वाङ्मनसयोरगोचरस्येत्यर्थः।

ઉત્પન્ન થયું છે. આ શંકાની નિવૃત્તિ માટે પુનઃ વિશેષણપૂર્વક કહે છે. **'शून्यतुलां दधतः'** શૂન્ય સમાન રૂપ ધારણ કરનાર આપમાંથી – તે જ દર્શાવવા માટે પુનઃ **परमस्य** પદને **अपदस्य** વિશેષણથી વિશિષ્ટ કરે છે – **'अपदस्य इति।'** અપદ એટલે પામી ન શકાય તેવા તેમનું, વાણી અને મનથી અગોચર – પામી ન શકાય તેવા આપનું (કોઈ પોતાનું કે પારકું નથી), એમ અર્થ છે.

त्वदीक्षणवशक्षोभमायाबोधितकर्मभिः ।
जातान्संसरतः खिन्नान्नृहरे पाहि नः पितः ॥ १६ ॥ २९ ॥

હે નરહરિ, હે પિતા! આપનાં દર્શનથી વશ થઈ ક્ષુભિત થયેલી માયા દ્વારા જાગૃત કરાયેલાં કર્મોથી જન્મેલા, સંસારમાં જન્મ-મરણ પામી રહેલા અને દુઃખી એવા અમારું રક્ષણ કરો! ॥ ૧૬ ॥ ૨૯ ॥

एवं तावत्परमात्मनः सकाशादविद्याकृत-कार्योपाधयस्तदंशा एव जीवा जाताः संसरन्तो भजन्तीत्युक्तम्, तत्र यद्येकाऽविद्या तदा जीवस्याप्येकत्वादेकमुक्तौ सर्वमुक्तिप्रसङ्गः, अथ नानाविद्यास्तर्हि तस्यैवांशान्तरेण संसारान-पगमादनिर्मोक्ष इत्यादितर्कबलेन वस्तुत एव नानात्मानस्तत्र च तेषामणुत्वे देहव्यापि चैतन्यं न स्यात्, देहपरिमाणत्वे च मध्यमपरिमाणानां सावयवत्वेनानित्यत्वं स्यात्, अतः सर्वगता नित्याश्चेति केचन मन्यन्ते, तत्र न तावदुक्तदोषप्रसङ्गः, अविद्याभेदेन तच्छक्तिभेदेन वा बद्धमुक्तव्यवस्थासंभवात्, ईश्वरस्य तु न

આમ છે, તો પછી પરમાત્મામાંથી અવિદ્યાજન્ય કાર્યરૂપ ઉપાધિ ધરાવતા તેમના અંશો જ જીવ તરીકે જન્મ્યા છે અને સંસારમાં સરતા તે આપનું ભજન કરે છે, એમ કહેવામાં આવ્યું. અહીં અવિદ્યા જો એક હોય તો જીવ પણ એક હોય અને એકની મુક્તિથી બધા જીવોની મુક્તિ થવાનો પ્રસંગ આવે. હવે જો અવિદ્યા અનેક હોય તો તે અવિદ્યાના જ બીજા અંશથી તે જીવની મુક્તિ થશે નહીં અને તો અનિર્મોક્ષનો પ્રસંગ આવશે, વગેરે તર્કના બળ ઉપર વાસ્તવમાં જ આત્મા અનેક છે (એવું સ્થાપિત કરવામાં આવે તો), તેમાં તે આત્માઓ જો અણુ પરિમાણવાળા હોય તો, ચૈતન્ય દેહમાં સર્વવ્યાપી ન હોય. જો ચૈતન્ય દેહના માપનું હોય તો મધ્યમ પરિમાણવાળા આત્માઓ અવયવવાળા હોઈને અનિત્ય થઈ જાય. આથી કેટલાક (તાર્કિકો) માને છે કે આત્માઓ સર્વવ્યાપક, સર્વગત છે અને છતાં નિત્ય છે. તેથી કહેવામાં આવેલા દોષનો પ્રસંગ આવતો નથી. અવિદ્યાના કે અવિદ્યાની શક્તિના ભેદથી બદ્ધ અને મુક્તની વ્યવસ્થા સમજાવવી સંભવિત હોવાથી જીવો અનેક છે તેમ માની શકાય. ઈશ્વરમાં તો કોઈ પણ અંશથી સંસારની

केनाप्यंशेन संसारशङ्केत्युक्तमेव, प्रसिद्धं चात्मैक्यं सर्वश्रुतिषु, किंच इमं पक्षमन्तर्यामिब्राह्मणमपि न सहत इत्याह—**अपरिमिता इति**।

શંકા નથી, એમ કહેવાયું જ છે. આત્મા એક છે, એ સર્વ શ્રુતિઓમાં પ્રસિદ્ધ છે અને વળી, અંતર્યામી બ્રાહ્મણ પણ આ પક્ષને સહન કરતો નથી (સ્વીકારતો નથી), એમ આગળનું પદ્ય સ્પષ્ટતા કરે છે – **'अपरिमिताः इति।'**

**अपरिमिता ध्रुवास्तनुभृतो यदि सर्वगता-**
**स्तर्हि न शास्यतेति नियमो ध्रुव नेतरथा।**
**अजनि च यन्मयं तदविमुच्य नियन्तृ भवेत्**
**सममनुजानतां यदमतं मतदुष्टतया॥ ३०**

જો જીવો અસંખ્ય હોય અને બધા નિત્ય અને સર્વવ્યાપક હોય, તો (તે જીવો,) હે અવિનાશી ભગવાન! (આપના જેવા થઈ જાય અને તો આપ શાસક અને જીવો) શાસ્ય હોય, એવી સ્થિતિ નહીં બને અને તો આપનાથી એમનું નિયમન ન થાય. બીજી રીતે જ (જો જીવો આપથી ન્યૂન હોય તો જ આપ શાસક અને જીવો શાસ્ય) એવું બને. (ઉપાધિને કારણે) જેમના (આપના) વિકારરૂપે (જીવ) જન્મ્યો, તેનો ત્યાગ ન કરીને જ તે જીવના આપ નિયંતા બનો છો. આપ એમનામાં સમરૂપથી સ્થિત છો. જે આપને જાણે છે (એવું માને છે), તેમણે આપને જાણ્યા નથી, કારણ કે જે જ્ઞાત છે તે દોષયુક્ત છે. (બ્રહ્મજ્ઞાન છે, એમ કહેવામાં દોષ આવે છે.) ॥ ૧૭ ॥ ૩૦ ॥

वस्तुत एवानन्ता ध्रुवांस्तेनैव रूपेण नित्याः सर्वगताश्च तनुभृतो जीवा यदि स्युस्तर्हि तेषां समत्वाच्छास्यता न घटत इति कृत्वा हे ध्रुव, नियमो नियमनं त्वया न स्यादितरथा तु घटेत।

વાસ્તવમાં જ જો જીવો **'अपरिमिताः'** અસંખ્ય હોય અને તે જ રૂપથી બધા **'ध्रुवाः'** નિત્ય અને **'सर्वगताः'** વ્યાપક હોય તો તે **'तनुभृताः'** જીવો આપના જેવા થઈ જાય. અને તો (આપ શાસક અને જીવો) શાસ્ય હોય, એવું ન બને. તેથી હે **'ध्रुव'** અવિનાશી, આપનાથી તેમનું **'नियमः'** નિયમન ન થાય. **'इतरथा'** પણ જો જીવો વિષે એવું ન માનીએ તો (અર્થાત્ જીવો આપનાથી ન્યૂન હોય તો જ આપ શાસક અને જીવો શાસ્ય) એવું બને.

कथम्। यन्मयमुपाधितो यद्विकारप्रायं यज्जीवाख्यमजनि जातं तत्तस्य स्वविकारस्य नियन्तृ नियामकं भवेत्। अविमुच्य कारण-तयाऽपरित्यज्य। किं तत्।

કેવી રીતે? **'यन्मयम्'** જે વસ્તુ ઉપાધિને કારણે જેના વિકાર તરીકે **'अजनि'** જન્મી હોય, તે (જેમાંથી વિકાર જન્મ્યો છે, તે) પોતાના વિકારનો **'नियंतृ'** નિયંતા બની શકે. **'अविमुच्य'** પોતાની કારણાત્મક સ્થિતિનો ત્યાગ કર્યા વગર. તે તત્ત્વ કેવું? **'समम्'**

सममनुस्यूतम्। ननु किं यत्तच्छद्‌ब्दैर्ज्ञायते चेदुच्यतामिदं तदित्यत आह—अनुजानतां यदमतमिति। जानीम इति वदतां यदमतम-विज्ञातप्रायम्, अविषयत्वात्।

સમરૂપે સ્થિત, કાર્યરૂપ સર્વ જીવોમાં પરોવાયેલું બનીને રહે છે. હવે **'यत्'-'तत्'** શબ્દો દ્વારા શું જણાય છે, એમ જો હોય તો આ **तत्** ને સ્પષ્ટ રીતે કહેવામાં આવે. તેથી કહે છે – **'अनुजानतां यत्-अमतम् इति।'** 'અમે જાણીએ છીએ.' એવું કહેનારાઓને જે **'अमतम्'** પ્રાયઃ અવિજ્ઞાત છે, કારણ કે (ભગવાન) જ્ઞાનનો વિષય નથી.

तथा च श्रुतिः—'यस्यामतं तस्य मतं मतं यस्य न वेद सः॥ अविज्ञातं विजानतां विज्ञातमविजानताम्', 'अवचनेनैव प्रोवाच', 'सह तूष्णीं बभूव' इत्यादिः। किंच मतस्य ज्ञातस्य दुष्टतया दोषश्रवणात्।

તે અનુસાર શ્રુતિ છે– 'જેને બ્રહ્મ અવિદિત છે તેને જ બ્રહ્મ વસ્તુતઃ વિદિત છે. જેને બ્રહ્મ વિદિત છે તે (વસ્તુતઃ) તેને નથી જાણતો. (કારણ કે તે બ્રહ્મ) જાણનારાઓ માટે અવિજ્ઞાત રહે છે અને ન જાણનારાઓને માટે જ્ઞાત હોય છે.' (કેન.ઉપ.૨/૩), 'શબ્દોથી બોલ્યા વગર જ (પુત્રે) બ્રહ્માનુભવ સૂચિત કર્યો.' (બ્ર.સૂ.૩/૨/૧૭), (ત્યારે પિતા આ પુત્રે બ્રહ્મતત્ત્વને જાણ્યું છે, એમ નિશ્ચય કરીને 'તેની સાથે શાંત થઈ ગયા.') (ઉપનિષદ લુપ્ત થઈ ગયું.) વળી, જે જ્ઞાત છે તે **'दुष्टतया'** દૂષિત તરીકે શ્રવણ કરવામાં આવ્યું છે, કારણ કે.

तथा च श्रुतिः—

'यदि मन्यसे सुवेदेति दह्रमेवापि नूनं त्वं वेत्थ ब्रह्मणो रूपं यदस्य त्वं यदस्य देवेषु' इत्यादि। तस्माद्यत्तच्छद्‌ब्दावद्योत्यमतर्क्यं किमपि सर्वानुस्यूतत्वेन समं नियन्तृ भवेदित्यर्थः॥

તે અનુસાર શ્રુતિ છે – 'જો તું માનતો હોય કે હું (બ્રહ્મને) સારી રીતે જાણું છું, તો નક્કી તું બ્રહ્મના રૂપને થોડું જ જાણે છે. આ બ્રહ્મનું જે મનુષ્યોમાં આધ્યાત્મિક અને દેવોમાં આધિદૈવિક રૂપ વિદિત છે (તે અલ્પ જ છે).' (કેન.ઉપ.૨/૧) ઈત્યાદિ. આથી **'यत्-तत्'** શબ્દથી જે પ્રદર્શિત કરવા યોગ્ય છે તે જે કોઈ અતર્ક્ય તત્ત્વ છે, તે સર્વમાં અનુસ્યૂત હોઈને સર્વમાં સમાન રીતે રહેલું અને તે નિયંતા થાય, એમ અર્થ છે.

अन्तर्यन्ता सर्वलोकस्य गीतः<br>
श्रुत्या युक्त्या चैवमेवावसेयः।<br>
यः सर्वज्ञः सर्वशक्तिर्नृसिंहः<br>
श्रीमन्तं तं चेतसैवावलम्बे॥ १७॥ ३०॥

(છંદ - શાલિની)

સર્વ લોકના નિયામકરૂપે શ્રુતિ દ્વારા જેમનું ગાન કરવામાં આવ્યું છે અને યુક્તિ દ્વારા પણ એ જ નિશ્ચય કરવા યોગ્ય છે, જે સર્વજ્ઞ, સર્વશક્તિમાન નરહરિ છે તે શ્રીમાનનો (સર્વસૌંદર્ય-માધુર્યનિધિ પ્રભુનો) હું મનથી જ આશ્રય ગ્રહણ કરું છું.॥૧૭॥૩૦॥

ननु यदि च परमात्मनो जीवा जायन्त इति नियन्तृनियम्यभाव उच्यते तथा सति जीवानाम-नित्यत्वप्रसङ्गेन प्रतिदिनं कृतनाशाकृताभ्यागम-प्रसङ्गः स्यात्, किंच तदा मोक्षो नाम जीवस्य स्वरूपहानिरेव स्यात्, नचैतद्युक्तम्, स्वप्रकाशा-नन्दात्मनोऽविद्याकृतार्थनिवृत्तिमात्रस्य मोक्षत्वा-भ्युपगमादित्याशङ्क्योपाधिजन्मनैव जीवानां जन्मोच्यते न स्वतः अघटनादित्याह— **न घटत इति।**

શંકા કરવામાં આવી છે કે જો પરમાત્મામાંથી જીવો જન્મે છે અને માટે પરમાત્મા નિયંતા તથા જીવ નિયમ્ય છે, એમ કહેવામાં આવે, ત્યારે જીવોની અનિત્યતાનો પ્રસંગ આવવાથી પ્રતિદિન કરેલાં (પુણ્યકર્મો ફળ આપ્યા વગર) નાશ પામે અને ન કરેલાં (પાપકર્મોનાં ફળ ભોગવવાનાં) આવી પડે, એવો પ્રસંગ પ્રાપ્ત થાય. વળી, એમ થાય તો મોક્ષ એટલે જીવના સ્વરૂપનો નાશ, એવો જ અર્થ થાય. આમ થાય એ યોગ્ય નથી. સ્વપ્રકાશ આનંદરૂપ આત્મામાં અવિદ્યાથી જન્મેલા (કર્તૃત્વ-ભોક્તૃત્વાદિરૂપ) અનર્થની માત્ર નિવૃત્તિને જ મોક્ષ તરીકે સ્વીકારવામાં આવે છે, એવી શંકા કરીને, ઉપાધિના જન્મથી જ જીવોનો જન્મ થતો હોય છે, એમ કહેવામાં આવે છે, સ્વતઃ જીવોનો જન્મ થતો ન હોવાથી એમ કહે છે – **'न घटते इति।'**

**न घटत उद्भवः प्रकृतिपूरुषयोरजयो-**
**रुभययुजा भवन्त्यसुभृतो जलबुद्‌बुदवत्।**
**त्वयि त इमे ततो विविधनामगुणैः परमे**
**सरित इवार्णवे मधुनि लिल्युरशेषरसाः॥ ३१**

અજન્મા પ્રકૃતિ અને પુરુષનો (જીવરૂપે) જન્મ થતો નથી. પરંતુ (જળ અને વાયુના સંયોગથી જન્મતા) જળના પરપોટાઓની જેમ (પ્રકૃતિ-પુરુષ) બંનેના સંયોગથી પ્રાણાદિ ઉપાધિવાળા જીવો ઉત્પન્ન થાય છે. (કારણ કે જીવોનો જન્મ વાસ્તવિક નથી) તેથી જેવી રીતે સમુદ્રમાં નદીઓ અને મધમાં સમસ્ત પુષ્પોનો રસ સમાઈ જાય છે, તેવી જ રીતે તે બધા (જીવો) અનેક પ્રકારની નામ અને ગુણરૂપ ઉપાધિઓની સાથે પરમ નિરુપાધિ આપમાં લય પામે છે.॥ ૩૧ ॥

तत्र किं प्रकृतेर्जीवरूपेणोद्भवः स्यात्पुरुषस्य वा उभयोर्वा। आद्ये जीवानां जडत्वापत्तिः।

તેમાં (જો ઉત્પત્તિનો સ્વીકાર કરીએ તો) પ્રકૃતિનો જીવરૂપથી જન્મ થાય છે? કે પુરુષોનો? કે (પ્રકૃતિ-પુરુષ) બંનેનો? પહેલો પક્ષ (પ્રકૃતિ જીવરૂપે જન્મે છે તે) સ્વીકારીએ તો જીવોને જડતા પ્રાપ્ત થશે. (જીવો જડ છે, એમ કહેવાનું થશે.)

द्वितीये पुरुषस्य विकारित्वप्रसङ्गः। अत एव तृतीय इत्याशयेनोक्तं प्रकृतिपूरुषयोरुद्भवो न घटत इति श्रुत्याऽजत्वप्रतिपादनादपीत्याह— **अजयोरिति**।

બીજો પક્ષ (પુરુષ જીવરૂપે જન્મે છે તે) સ્વીકારીએ તો પુરુષ વિકારી છે, એમ કહેવાનો પ્રસંગ આવશે. અને તે જ કારણથી ત્રીજો પક્ષ (પુરુષ-પ્રકૃતિ બંને જીવરૂપે જન્મે છે તે) પણ બનતો નથી. આ આશયથી અહીં કહ્યું છે કે પ્રકૃતિ અને પુરુષનો (જીવરૂપે) જન્મ થાય એ ઘટતું નથી, તેમ જ શ્રુતિ મૂળ પ્રકૃતિ અને પુરુષ અજન્મા હોવાનું પ્રતિપાદન કરે છે, તેથી પણ કહે છે – **'अजयोः इति।'**

तथा च श्रुतिः—'अजामेकां लोहित-शुक्लकृष्णां ब्रह्वीं प्रजां जनयन्तीं सरूपाम्। अजो ह्येको जुषमाणोऽनुशेते जहात्येनां भुक्तभोगामजोऽन्यः' इति।

તે અનુસાર શ્રુતિ છે – 'પોતાના જેવી (રાજસી, સાત્ત્વિકી, તામસીરૂપા – નર, સુર, નારકીરૂપા) અનેક પ્રજાને ઉત્પન્ન કરનારી લાલ, કાળી અને સફેદ વર્ણવાળી (રજસ્, સત્ત્વ અને તમોવર્ણા) એક અજન્મા પ્રકૃતિને (અનાદિ કામકર્માદિથી નષ્ટ થયેલા વિવેકવાળો) એક જીવ (ક્ષેત્રજ્ઞ) આસક્ત થઈને સેવન કરતો નિરંતર ભોગવતો રહે છે અને બીજો અજન્મા (જીવ, પરમેશ્વર) ભુક્તભોગા (પુરુષરૂપ દ્વારા જેનો ભોગ ભોગવાઈ ગયો છે તેવી) પ્રકૃતિને સર્વથા ત્યાગી દે છે. (અર્થાત્ મુક્ત થઈ જાય છે.) (શ્વેતા.ઉપ.૪/૫)

उभययुजा तु भवन्ति उभयं च तद्युज्यत इति युक् संबद्धम्। परस्पराध्यस्तमिति यावत्। तेनासुभृतः प्राणाद्युपाधयो जीवा जायन्त इत्यर्थः।

**'उभययुजा'** પરંતુ (પ્રકૃતિ-પુરુષ) બંને જોડાય છે, બંનેનો સંબંધ થાય છે, બંનેનો પરસ્પર અધ્યાસ થાય છે ત્યારે (જીવોની ઉત્પત્તિ) થાય છે, એમ અર્થ છે. તેનાથી **'असुभृतः'** પ્રાણાદિરૂપી ઉપાધિ ધરાવતા જીવો જન્મે છે, એમ અર્થ છે.

जलबुद्बुदवदिति। यथा केवलेन जलेनानिलेन वा जलबुद्बुदा न भवन्ति किंतु मिलिताभ्यां तद्वत्। तत्र यथाऽनिलो निमित्तं जलमुपादानमेवमत्रापि प्रकृतिर्निमित्तं पुरुष उपादानम्। 'तस्माद्वा एतस्मादात्मन आकाशः संभूतः'। 'सोऽकामयत बहु स्यां प्रजायेय' इति।'यथाऽग्नेः क्षुद्रा विस्फुलिङ्गा व्युच्चरन्त्येव-

**'जलबुद्बुदवत् इति।'** જેમ કેવળ જળથી કે કેવળ વાયુથી પાણીના પરપોટા નથી થતા, પરંતુ જળ અને વાયુ બંને મળીને પરપોટાને જન્મ આપે છે, તેવી રીતે. તેમાં જેમ વાયુ નિમિત્ત છે અને જળ ઉપાદાન જ છે, તેમ અહીં પણ પ્રકૃતિ નિમિત્ત છે અને પુરુષ ઉપાદાન છે. '(સત્ય, જ્ઞાન, અનંતસ્વરૂપ) તે આ આત્મામાંથી આકાશ ઉત્પન્ન થયું.' (તૈત્તિ.ઉપ. ૨/૧) 'તેણે (પરમેશ્વરે) કામના કરી, હું અનેકરૂપે ઉત્પન્ન થાઉં.' (તૈત્તિ.ઉપ.૨/૬), 'જેવી રીતે એક

मेवास्मादात्मनः सर्वे प्राणाः सर्वे लोकाः सर्वे देवाः सर्वाणि भूतानि सर्व एवात्मानो व्युच्चरन्ति' इत्यादिश्रुतिषु चेतनाचेतनप्रपञ्चस्य परमात्मोपादानत्वश्रवणात्। न च विकारित्वम्, परिणामानङ्गीकारात्।

અગ્નિમાંથી અનેક ક્ષુદ્ર તણખા નીકળે છે તેવી રીતે આ આત્મામાંથી સંપૂર્ણ પ્રાણ (ઇન્દ્રિયો), સંપૂર્ણ લોક (કર્મફળો), સર્વ દેવો, સર્વ પ્રાણીઓ અને સર્વ જીવો ઉત્પન્ન થાય છે.' (બૃહદા.ઉપ.માધ્યંદિન શાખીય ૨/૧/૨૩) ઇત્યાદિ શ્રુતિઓમાં ચેતન-અચેતન પ્રપંચનું ઉપાદાન પરમાત્મા છે, એમ શ્રવણ કરવામાં આવ્યું છે. પરમાત્મા (ઉપાદાન હોવા છતાં) વિકારી નથી, કારણ કે દૂધ દહીંમાં રૂપાંતર પામે તેમ પરમાત્મામાં કોઈ રૂપાંતર થતું નથી.

केचित्पुनः परिणाममङ्गीकृत्यात्मनो विकारभिया विपरीतं निमित्तोपादानभावमिच्छन्ति। सर्वथा तावत्प्रकृतिपुरुषैक्याद्भवतीति सिद्धम्। तत् 'एकमेवाद्वितीयं ब्रह्म', 'अजामेकाम्', 'अविनाशी वारेऽयमात्मा' इत्यादिश्रुतिबलादुत्पत्तिश्रवणाच्च जीवानामौपाधिकमेव जन्म, न वस्तुत इत्युक्तम्।

કેટલાક વળી પરિણામ સ્વીકારે છે પણ (પરિણામ થાય તો પરમાત્મા) વિકારી થઈ જાય, એ ભયથી વિપરીત એવો નિમિત્ત-ઉપાદાનભાવ માને છે. (આત્માને ઉપાદાન નહીં, નિમિત્ત માને છે.) (એમ હોય તો પણ) સર્વ રીતે જોતાં, પુરુષ અને પ્રકૃતિના ઐક્યથી (જીવની ઉત્પત્તિ) થાય છે, એ તો સિદ્ધ છે. 'એક જ અદ્વિતીય બ્રહ્મ છે.' (છાં.ઉપ.૬/૨/૧), 'એક અજન્મા માયાને' (શ્વેતા.ઉપ.૪/૫), 'હે (મૈત્રેયી,) આ આત્મા નિઃસંદેહ અવિનાશી છે.' (બૃહદા.ઉપ.૪/૫/૧૪) ઇત્યાદિ શ્રુતિઓના આધારે (આત્મા એક, અજન્મા, અવિનાશી છે.) તથા શ્રુતિમાં જીવાત્માની ઉત્પત્તિનું નિરૂપણ છે, પ્રાણાદિ ઉપાધિ જન્મે ત્યારે જીવ જન્મે, એમ કહેવાય છે. આથી જીવોનો જન્મ ઔપાધિક જ છે, વાસ્તવિક નથી, એમ કહ્યું છે.

उपाधिलयेन परमात्मनि पुनर्लयश्रवणादपि न वास्तवं जन्मेत्याह—त्वयि त इति। त्वयि कारणात्मनि त इमे जीवाः। तत इति। यतो न वास्तवं जन्म तस्माद्विविधनामगुणैरनेकप्रकारकार्योपाधिभिः सह लिल्युर्लीना बभूवुः। तत्र सुषुप्तिप्रलययोर्मधुन्यशेषरसा इव लीयन्ते। यथा मधुनि सकलकुसुमरसा विशेषतोऽनुपलक्ष्यमाणा अपि सामान्येनोपलक्ष्यन्ते,

ઉપાધિનો લય થતાં વળી પરમાત્મામાં જ લય થતો હોવાનું શ્રુતિ કહે છે, તેથી પણ જન્મ વાસ્તવિક નથી, તે કહે છે – **'त्वयि ते इति।'** કારણરૂપ આત્મા એવા આપનામાં તે આ જીવો (લય પામે છે). **'ततः इति।'** કારણ કે જન્મ વાસ્તવિક નથી, તેથી જીવો અનેક પ્રકારની કાર્યોપાધિઓની સાથે આપનામાં **'लिल्युः'** લીન થઈ ગયા. **'मधुनि** મધમાં **अशेषरसाः इव'** બધાં પુષ્પોના રસો જેમ લય પામે છે, તેમ જીવો સુષુપ્તિ અને પ્રલયમાં લીન થઈ જાય છે. જેમ મધમાં બધાં પુષ્પરસો વિશેષરૂપે (જુદાજુદા) ન ઓળખાતા સામાન્યરૂપે

एवं स्वापादौ विशेषमात्रलयात्कारणस्य विद्यमानत्वात्सामान्यतो वर्तन्ते। मुक्तौ तु कारणस्यापि लयात्त्वयि परमे निरुपाधौ सरित इवार्णवे लीयन्त इति विवेकः।

જણાય છે, એમ માત્ર વિશેષનો લય થાય તેથી અને અજ્ઞાનરૂપી કારણ વિદ્યમાન છે તેથી (નામગુણના વિશેષ વિના) જીવો સામાન્ય રૂપથી રહે છે. મુક્તિમાં તો (અજ્ઞાનરૂપી) કારણનો પણ લય થઈ જાય છે, તેથી પરમ નિરુપાધિક આપનામાં, નદીઓ સમુદ્રમાં મળી જાય તે રીતે જીવો ઉપાધિ સાથે લય પામે છે, એમ વિવેચન છે.

तथा च श्रुतयः—'यथा सोम्य मधु मधुकृतो निस्तिष्ठन्ति नानात्ययानां वृक्षाणां रसान्समवहारमेकतां सङ्गमयन्ति।' 'ते यथा तत्र न विवेकं लभन्ते अमुष्याहं वृक्षस्य रसोऽस्म्यमुष्याहं वृक्षस्य रसोऽस्मीत्येवमेव खलु सोम्येमाः सर्वाः प्रजाः सति संपद्य न विदुः सति संपद्यामहे' इति।'यथा नद्यः स्यन्दमानाः समुद्रेऽस्तं गच्छन्ति नामरूपे विहाय। तथा विद्वान्नामरूपाद्विमुक्तः परात्परं पुरुषमुपैति दिव्यम्' इत्याद्याः।

તે અનુસાર પણ શ્રુતિઓ છે – 'હે પ્રિયદર્શન (શ્વેતકેતુ), લોકમાં જેવી રીતે મધમાખીઓ તત્પરતાથી મધ તૈયાર કરે છે, વિવિધ વૃક્ષોના રસ લાવીને એ રસોને મધરૂપે એકતા પ્રાપ્ત કરાવી દે છે, તે રસો જે રીતે એ મધમાં એવો વિવેક નથી કરી શકતા કે હું આ વૃક્ષનો રસ છું કે હું પેલા વૃક્ષનો રસ છું, એવી જ રીતે આ સંપૂર્ણ પ્રજા સુષુપ્તિના સમયે સત્‌માં મળી જાય છે, પણ એ જાણતી નથી કે અમે સત્‌માં મળી ગયેલ છીએ.' (છાં.ઉપ.૬/૯/૧,૨), 'જેવી રીતે વહેતી નદીઓ પોતાનાં (ગંગા, યમુના, વગેરે) નામ અને (શ્વેત, શ્યામ એવાં) રૂપ છોડીને સમુદ્રમાં અદૃશ્ય થઈ જાય છે, તેવી રીતે જ્ઞાનીજન નામરૂપનો ત્યાગ કરીને સૂક્ષ્મ અક્ષરબ્રહ્મ કરતાં પણ પરમ દિવ્ય પુરુષને પ્રાપ્ત કરે છે.' (મું.ઉપ.૧/૧/૭) ઈત્યાદિ.

यस्मिन्नुद्यद्विलयमपि यद्भाति विश्वं लयादौ
जीवोपेतं गुरुकरुणया केवलात्मावबोधे।
अत्यन्तान्तं व्रजति सहसा सिन्धुवत्सिन्धुमध्ये
मध्ये चित्तं त्रिभुवनगुरुं भावये तं नृसिंहम्॥
॥ १८ ॥ ३१ ॥

જીવો સહિત આ સંપૂર્ણ વિશ્વ જેમનામાં ઉદય પામે છે અને સુષુપ્તિ આદિ અવસ્થાઓમાં વિલય પામે છે છતાં સંસ્કારરૂપે સૂક્ષ્મતાથી ભાસે છે. ગુરુદેવની કરુણા પ્રાપ્ત થતાં જ્યારે શુદ્ધ આત્માનું જ્ઞાન થાય છે ત્યારે સમુદ્રમાં નદીની જેમ એકાએક આ વિશ્વ જેમનામાં આત્યંતિક પ્રલયને પામે છે, એ ત્રિભુવનગુરુ નરહરિ ભગવાનની હું હૃદયમાં ભાવના કરું છું. ॥ ૧૮ ॥ ૩૧ ॥

नन्वेवं तावत्परमेश्वराज्जीवा जायन्ते तद्वशेन च कर्माणि कुर्वन्ति पुनस्तत्र लीयन्त इति संसारचक्रे परिभ्रमणमुक्तमिदानीं तन्निवृत्तये

તો આમ, પરમેશ્વરમાંથી જીવો જન્મે છે, તેને વશ થઈને પ્રેરણાથી કર્મો કરે છે અને પાછા તેમનામાં (પરમેશ્વરમાં) જ લીન થઈ જાય છે, આમ સંસારચક્રમાં પરિભ્રમણ કરે છે, તે કહ્યું. હવે તેની

'परीत्य भूतानि परीत्य लोकान्परीत्य सर्वाः प्रदिशो दिशश्च।' उपस्थाय प्रथमजामृतस्यात्मनात्मानमभिसंविवेश' इत्याद्याः भगवदनुवृत्तिं विदधतीत्याह—**नृषु तव माययेति**।

(સંસારચક્રની) નિવૃત્તિ માટે 'પ્રાણીઓને (સંસારચક્રમાં ભ્રમણ કરતા) જાણીને, (સ્વર્ગાદિ) લોકને (ક્ષય પામનારા) જાણીને, સર્વ દિશાઓ અને વિદિશાઓ(માં રહેલા જીવો)ને (દુઃખમય) જાણીને સદાય સત્યસ્વરૂપની (શ્રીવિષ્ણુની) પ્રથમ ઉત્પન્ન થયેલી (વેદરૂપી વાણી)નું સેવન કરીને (સર્વતઃ વિરક્ત) મનથી મુમુક્ષુ જને પરમાત્મામાં પ્રવેશ કર્યો.' (મહા.ના.ઉપ.૨/૭) વગેરે શ્રુતિઓ ભગવાનની સેવા કરવાનું વિધાન કરતી કહે છે – **'नृषु तव मायया इति।'**

**नृषु तव मायया भ्रमममीष्ववगत्य भृशं**
**त्वयि सुधियोऽभवे दधति भावमनुप्रभवम्।**
**कथमनुवर्ततां भवभयं तव यद् भ्रुकुटिः**
**सृजति मुहुस्त्रिणेमिरभवच्छरणेषु भयम्॥ ३२**

આ જીવો આપની માયાથી વારંવાર જન્મ-મરણરૂપ ભ્રમમાં (ભટકી રહ્યા છે), તે જાણીને બુદ્ધિમાન પુરુષો સંસારની નિવૃત્તિ કરનાર આપનું સંપૂર્ણ ભક્તિભાવથી શરણ લે છે. આપનું જ શરણ લેનારા આપના ભક્તોને સંસારનો ભય શી રીતે હોય? કારણ કે આપનો ભ્રૂવિલાસ ત્રણ (ઋતુઓના) વિભાગવાળા (સંવત્સરરૂપ) કાળચક્રને સર્જે છે. આપનું શરણ નથી સ્વીકારતા, તેમને તે (કાળચક્ર) વારંવાર ભયભીત કરે છે – ભય સર્જે છે. ॥ ૩૨॥

नृषु जीवेष्वमीषु तव मायया भ्रममुक्तलक्षणमवगत्य ज्ञात्वा सुधियो भृशं त्वय्यभवे भवनिवर्तके भावं स्वभावमनुवृत्तिं दधति कुर्वन्ति। कीदृशं भ्रमम्। अनुप्रभवं अन्वनु प्रभवो यस्मिंस्तं भ्रमम्। ततः किमत आह—कथमिति। अनुवर्ततामनुवर्तमानानां त्वामेव शरणं भजतां भवभयं संसारभयं कथं भवेत्। न कथंचिदपीत्यर्थः। कुतः। यद्यस्मात्तव भ्रुकुटिर्भ्रूभङ्गरूपस्त्रिणेमिस्तिस्रो नेमय इवावच्छेदाः शीतोष्णवर्षाकाला यस्य संवत्सरात्मकस्य कालस्य सः। अभवच्छरणेषु न भवान् शरणं रक्षिता येषां तेष्वेव भयं जन्ममरणादिलक्षणं सृजति करोति, अत एवंभूतं संसारमाकलय्य तन्निवृत्तये सुधियस्त्वयि भावं दधतीति।

**'नृषु'** આ જીવોમાં આપની માયાથી કહેવામાં આવેલા પરિભ્રમના લક્ષણને **'अवगत्य'** જાણીને બુદ્ધિમાન પુરુષો **'अभवे'** સંસાર દૂર કરનારા આપનામાં દૃઢ **'भावम्'** ભક્તિભાવરૂપ સેવા **'दधति'** કરે છે. કેવો પરિભ્રમ? **'अनुप्रभवम्'** જેમાં વારંવાર ઉત્પત્તિ થાય છે તેવો પરિભ્રમ. તેથી શું, તે હવે કહે છે – **'कथम् इति।' 'अनुवर्तताम्'** આપનું જ શરણ લેનારાઓને (ભક્તોને) **'भवभयम्'** સંસારનો ભય કેવી રીતે હોય? કોઈ પણ રીતે ન હોય, એમ અર્થ છે. શા માટે? **'यत्'** કારણ કે આપનો **'भ्रुकुटिः'** ભ્રૂવિલાસરૂપ **'त्रिणेमिः'** ત્રણ શીત, ઉષ્ણ અને વર્ષાકાળરૂપ વિભાગોવાળો જે સંવત્સરરૂપ કાળ છે, તે (કાળ) **'अभवत्शरणेषु'** આપ જેમનું શરણ નથી – રક્ષણ કરનારા નથી, તેમને જન્મ-મરણાદિરૂપ ભય **'सृजति'** જન્માવે છે. આથી સંસારને આવો જાણીને, તેની નિવૃત્તિ માટે બુદ્ધિમાન પુરુષો આપનામાં ભક્તિભાવ રાખે છે.

संसारचक्रक्रकचैर्विदीर्ण-
मुदीर्णनानाभवतापतप्तम्।
कथंचिदापन्नमिह प्रपन्नं
त्वमुद्धर श्रीनृहरे नृलोकम्॥ १९ ॥ ३२ ॥

स च भगवति भावो मनोनियमे सति भवति, सोऽपि गुरूपसदनादिति गुरूपसदनं विदधति 'तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत्स-मित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम्', 'आचार्यवान्पुरुषो वेद', 'नैषा तर्केण मतिरापनेया प्रोक्ताऽन्येनैव सुज्ञानाय प्रेष्ठे' त्याद्याः श्रुतय इत्याह— **विजितहृषीकवायुभिरिति**।

**विजितहृषीकवायुभिरदान्तमनस्तुरगं**
**य इह यतन्ति यन्तुमतिलोलमुपायखिदः।**
**व्यसनशतान्विताः समवहाय गुरोश्चरणं**
**वणिज इवाज सन्त्यकृतकर्णधरा जलधौ॥ ३३**

विजितानि हृषीकाणीन्द्रियाणि वायुश्च प्राणो यैस्तैरप्यदान्तमनस्तुरगमदान्तमदमितं मन एव तुरगो दुर्दमत्वसाम्यात्तं ये यन्तुं नियन्तुं

હે શ્રીનરહરિ! સંસારચક્રની કરવત વડે કપાતો, તેનાથી ઊપજેલા અનેક પ્રકારના સાંસારિક તાપોથી તપેલો, આપત્તિગ્રસ્ત આ જીવ, અહીં મનુષ્યલોકમાં કોઈક રીતે (આપની કૃપાથી) આપના શરણે આવ્યો છે, આપ (આ જીવનો) ઉદ્ધાર કરો. ॥ ૧૯ ॥ ૩૨ ॥

અને જ્યારે મન નિયમનમાં હોય ત્યારે તે ભગવાનમાં ભક્તિભાવ થાય છે અને તે (મનોનિરોધ) પણ ગુરુની શરણાગતિથી થાય છે, તેથી (શ્રુતિઓ) ગુરુની શરણાગતિ સ્વીકારવાનું વિધાન કરે છે. 'તેના (નિત્યપદના) વિજ્ઞાન માટે બ્રહ્મજિજ્ઞાસુએ હાથમાં સમિધ લઈને શ્રોત્રિય, બ્રહ્મનિષ્ઠ ગુરુ પાસે જ જવું જોઈએ.' (મું.ઉપ.૧/૨/૧૨), 'જેને ગુરુ છે તેવો પુરુષ જ આત્માને જાણે છે.' (છાં.ઉપ.૬/૧૪/૨), 'હે પ્રિયતમ (નચિકેતા), આ (આત્મવિષયક) બુદ્ધિ પોતાની બુદ્ધિના તર્કમાત્રથી પ્રાપ્ત થતી નથી. અસાધારણ યોગ્યતા પ્રાપ્ત કરેલા ગુરુ દ્વારા સુજ્ઞ શિષ્યને કહેવામાં આવે ત્યારે જ્ઞાન કરાવનાર બને છે.' (કઠ.ઉપ.૧/૨/૯) ઈત્યાદિ શ્રુતિઓ કહે છે – **'विजितहृषीकवायुभिः इति।'**

હે અજન્મા દેવ, જેમના દ્વારા ઈન્દ્રિયો અને પ્રાણ જીતી લેવામાં આવ્યાં છે તેવા યોગીઓ દ્વારા પણ વશીકૃત ન થતા મનરૂપી અતિ ચંચળ અશ્વને જેઓ શ્રીગુરુના ચરણનો આશ્રય છોડીને વશ કરવા પ્રયત્ન કરે છે, તેઓ પોતે કરેલા ઉપાયોમાં ક્લેશ પામે છે. સુકાનીનો આશ્રય નહીં કરનારા વેપારીઓ જેમ સમુદ્રમાં સેંકડો સંકટોમાં સપડાય છે, તેમ (આ સંસારસમુદ્રમાં તેઓ દુઃખ પામે છે). ॥ ૩૩ ॥

જેમના દ્વારા **'हृषीकाणि'** ઈન્દ્રિયો અને **'वायुः'** પ્રાણ ઉપર વિજય પ્રાપ્ત કરાયો છે, તેમના વડે પણ **'अदान्तमनस्तुरगम्'** ઉચ્છૃંખલ મનરૂપી અશ્વ વશમાં થયો હોતો નથી. મનનું દમન કરવું અશ્વના દમન

यतन्ति प्रयतन्ते। अतिलोलमतिचञ्चलम्। गुरोश्चरणं समवहायाऽनाश्रित्य ते उपायेषु खिद्यन्ते क्लिश्यन्तीत्युपायखिदः सन्तो व्यसनशतान्विता बहुव्यसनाकुला इह संसारसमुद्रे सन्ति तिष्ठन्ति। दुःखमेव प्राप्नुवन्तीत्यर्थः। हे अज, अकृतकर्णधरा अस्वीकृतनाविका वणिजो यथा यद्वत्।

જેવું જ મુશ્કેલ છે, તેથી દુર્દમત્વની સમાનતાને લીધે મન એ જ અશ્વ છે. જેઓ તે મનને **'यन्तुम्'** નિયમનમાં રાખવાનો પ્રયત્ન કરે છે, **'अतिलोलम्'** અતિ ચંચળ (મનને), શ્રીગુરુના ચરણનો **'समवहाय'** આશ્રય લેવાનું છોડીને, તેઓ **'उपायखिदः'** (પોતે કરેલા) ઉપાયોમાં ક્લેશ પામેલા થઈને **'व्यसनशत-अन्विताः'** સેંકડો સંકટોમાં સપડાયેલા આ સંસારસમુદ્રમાં રહે છે, દુઃખ જ પ્રાપ્ત કરે છે, એમ અર્થ છે. હે અજન્મા પ્રભુ! **'अकृतकर्णधराः'** સુકાની(ની સહાય) સ્વીકાર્યા વિનાના, સમુદ્રમાં વેપાર કરવા જનારા વેપારીઓની જેમ (તેઓ સંસારમાં દુઃખ જ પામે છે).

उक्तं च—

'नृदेहमाद्यं सुलभं सुदुर्लभं
प्लवं सुकल्पं गुरुकर्णधारम्।
मयानुकूलेन नभस्वतेरितं
पुमान्भवाब्धिं न तरेत्स आत्महा'॥ इति।

'प्राकृतैः संस्कृतैश्चैव गद्यपद्याक्षरैस्तथा।
देशभाषादिभिः शिष्यं बोधयेत्स गुरुः स्मृतः॥'

गुरुणोपदर्शितभगवद्भजनसुखानुभूतौ तु स्वत एव मनो निश्चलं भवति नान्यथेति भावः।

કહેવામાં આવ્યું છે – 'સર્વ શરીરમાં પ્રથમ (શ્રેષ્ઠ), (પુણ્યથી જ) સુલભ, (પુણ્ય વિના) દુર્લભ, અતિ સમર્થ મનુષ્યશરીરરૂપી જહાજ અને ગુરુરૂપી સુકાની પ્રાપ્ત કરીને, અનુકૂળ વાયુરૂપ મારાથી પ્રેરાયેલો જે મનુષ્ય તે જહાજ દ્વારા સંસારસમુદ્રને તરતો નથી, તે આત્મઘાતી છે.', 'પ્રાકૃત, સંસ્કૃત, ગદ્ય, પદ્ય અને દેશની ભાષા વગેરેથી જે શિષ્યને બોધ આપે છે તેને ગુરુ કહ્યો છે.' શ્રીગુરુએ ઉપદેશેલા ભગવદ્ભજનના સુખનો અનુભવ થાય છે ત્યારે તો મન પોતાની જાતે જ નિશ્ચળ થઈ જાય છે, તે સિવાય બીજી રીતે થતું નથી, એવો ભાવ છે.

यदा परानन्दगुरो भवत्पदे
पदं मनो मे भगवँल्लभेत।
तदा निरस्ताखिलसाधनश्रमः
श्रयेय सौख्यं भवतः कृपातः॥ २०॥ ३३॥
(છંદ - ઉપેન્દ્રવજ્રા)

હે પરમ આનંદમય ગુરુદેવ! હે ભગવાન! જ્યારે મારું મન આપના ચરણોમાં સ્થાન પ્રાપ્ત કરી લેશે, ત્યારે હું આપની કૃપાથી સમસ્ત સાધનોના પરિશ્રમને દૂર કરીને પરમાનંદ પ્રાપ્ત કરીશ. ॥ ૨૦ ॥ ૩૩ ॥

'परीक्ष्य लोकान्कर्मचितान् ब्राह्मणो निर्वेदमायान्नास्त्यकृतः कृतेन' तथा, 'यदा सर्वे

'કર્મથી પ્રાપ્ત થતા કર્મફળરૂપ લોકોની પરીક્ષા કરીને બ્રાહ્મણે વૈરાગ્ય પ્રાપ્ત કરવો જોઈએ. આ સંસારમાં કોઈ પણ પદાર્થ નિત્ય નથી. તો પછી અતિ શ્રમસાધ્ય કર્મ કરવાની શી જરૂર છે?' (મોક્ષ કર્મથી પ્રાપ્ત થતો નથી, તેથી મોક્ષ માટે કર્મની આવશ્યકતા નથી.) (મું.ઉપ.૧/૨/૧૨), 'આ જ્ઞાની પુરુષમાં જ્ઞાન થતાં પહેલાં જે કામનાઓ વાસનારૂપે હૃદયમાં રહેલી

प्रमुच्यन्ते कामा येऽस्य हृदि श्रिताः॥ अथ मर्त्योऽमृतो भवत्यत्र ब्रह्म समश्नुते' इत्याद्या वैराग्यमङ्गं विदधतीत्याह—**स्वजनसुतेति**।

हती, ते बधी ज्यारे छूटी जाय छे, त्यारे ते पछी (आत्मसाक्षात्कार पहेलां पोताने) मरणशील (माननार) पुरुष अमर थई जाय छे, त्यारे अहीं ज (दीपक शांत थाय ते रीते, सर्व बंधन दूर थई जतां) ब्रह्म बनी जाय छे – ते ब्रह्मभावने प्राप्त करे छे.' (कठ.उप.२/३/१४) वगेरे श्रुतिओ वैराग्यरूपी अंगनुं विधान करती कहे छे – **'स्वजनसुत इति।'**

**स्वजनसुतात्मदारधनधामधरासुरथै-**
**स्त्वयि सति किं नृणां श्रयत आत्मनि सर्वरसे।**
**इति सदजानतां मिथुनतो रतये चरतां**
**सुखयति को न्विह स्वविहते स्वनिरस्तभगे॥ ३४**

परमानंदस्वरूप आप शरणागतनो आत्मा छो, त्यारे स्वजनो, पुत्रो, शरीर, पत्नी, धन, घर, पृथ्वी, प्राण के रथोथी शुं प्रयोजन छे? आ सत्यने न जाणता (अने तेथी) स्त्री-पुरुषना संबंधथी थता सुखमां रमण करनाराओने (मनुष्योने) आ स्वयं नाशवंत अने निःसार (संसार)मां वळी कयो (पदार्थ) सुख आपे? ॥ ३४ ॥

आत्मा देहः। धाम गृहम्। असुः प्राणः। स्वजनादिभिः किम्। सर्वरसे सर्वे रसाः सुखानि विद्यन्ते यस्मिंस्तस्मिंस्त्वयि परमानन्दे 'एतस्यैवानन्दस्यान्यानि भूतानि मात्रामुपजीवन्ति' इति श्रुतेः। श्रयतस्त्वां सेवमानस्य पुंस आत्मनि सति नृणां तुच्छैरेतैः किं क उपयोग इति सत् सत्यं परमार्थसुखमजानतामत एव मिथुनतः स्त्रिया मिथुनीभूय रतये मायासुखाय चरतां प्रवर्तमानानाम्। कर्मणि षष्ठ्यौ। अजानतश्चरतः पुरुषान् को न्वर्थः सुखयत्यानन्दयति। न कोऽपीत्यर्थः। इह

**'आत्मा'** देह, **'धाम'** घर, **'असुः'** प्राण तथा स्वजनादिथी शुं प्रयोजन छे? **'सर्वरसे'** सर्व सुखो जेमनामां छे तेवा परमानंदस्वरूप आपनामां (ज्ञानीजनोने परम आनंद छे). 'ए ज आनंदनी मात्राना आश्रये बीजा जीवो जीवे छे.' (बृहदा.उप. ४/३/३२) एम श्रुतिनुं वचन छे. **'श्रयतः'** आपने सेवता पुरुषने (परमानंदस्वरूप) आप आत्मा छो त्यारे तुच्छ एवा आमनाथी (देहादिथी) **'किम्'** शुं प्रयोजन छे? **'इति सत्'** ए सत्यरूप परमार्थसुखने न जाणता अने आथी ज **'मिथुनतः'** स्त्री साथे जोडाईने **'रतये'** मायिक सुख माटे **'चरताम्'** प्रवृत्ति करता पुरुषोने – (**अजानताम्** अने **चरताम्**) बंने षष्ठी वि. द्वितीया (कर्म) वि.ना अर्थमां छे. (अर्थात् परमानंदस्वरूप आत्माने) न जाणता पुरुषोने तथा (सुख माटे विषयोमां) विचरता पुरुषोने कयो पदार्थ **'सुखयति'** आनंद आपे? कोई पण नहीं, एम अर्थ छे. **'इह'** आ संसारमां, केवा संसारमां? **'स्वविहते'** जे पोते ज नाशवंत छे अने **'स्वनिरस्तभगे'** पोते ज निःसार छे. (**स्वविहते** अने **स्वनिरस्तभगे** ने बदले)

संसारे। कथंभूते। स्वविहते स्वत एव नश्वरे। स्वनिरस्तभगे स्वत एव गतसारे। पाठान्तरे तु को न्वित्यस्यैतद्विशेषणद्वयम्। अतस्त्वद्भजनमेवोचितमित्यर्थः॥

**भजतो हि भवान्साक्षात्परमानन्दचिद्घनः।**
**आत्मैव किमतः कृत्यं तुच्छदारसुतादिभिः॥**
**॥ २१ ॥ ३४॥**

**स्वविहतः** અને **स्वनिरस्तभगः** એમ (પ્રથમાંત) પાઠાંતરમાં બંને **को नु** ના વિશેષણ છે. (સ્વયં નાશવંત અને નિસ્સાર એવો કયો પદાર્થ ઉપયોગી છે?) આથી આપનું ભજન જ ઉચિત છે, એમ અર્થ છે.

જે આપનું ભજન કરે છે તેને માટે આપ સ્વયં સાક્ષાત્ પરમાનંદ ચિદ્ઘન આત્મા જ છો. આથી તેને તુચ્છ એવાં પત્ની, પુત્ર આદિથી શું પ્રયોજન છે? ॥ ૨૧ ॥ ૩૪ ॥

एवं गुरूपदेशेन तत्त्वमवगम्य सारासारविवेकेन च सर्वतो निर्विद्य तदेव महत्सङ्गेनोपपत्तिभिः सम्यगवधारयितुं तीर्थसदनानि मुनयः पर्यटन्तीति 'श्रोतव्यो मन्तव्यः' इत्यादिश्रुत्यर्थमाह—**भुवि पुरुपुण्यतीर्थसदनानीति**।

આમ, ગુરુના ઉપદેશથી તત્ત્વનું જ્ઞાન પ્રાપ્ત કરીને અને સાર-અસારના વિવેકપૂર્વક સર્વ તરફથી વિરક્ત થઈને મહાપુરુષના (ગુરુના) જ તે સંગથી તર્કસંગતિઓ દ્વારા તે આત્મતત્ત્વને સારી રીતે નિશ્ચિત કરવા માટે મુનિઓ તીર્થસ્થાનોમાં પર્યટન કરે છે. '(આત્માને) શ્રવણનો વિષય બનાવવો જોઈએ, મનનનો વિષય બનાવવો જોઈએ.' (બૃહદા.ઉપ.૨/૪/૫) વગેરે શ્રુતિનો અર્થ કહે છે– '**भुवि पुरुपुण्यतीर्थसदनानि इति।**'

**भुवि पुरुपुण्यतीर्थसदनान्यृषयो विमदा-**
**स्त उत भवत्पदाम्बुजहृदोऽघभिदङ्घ्रिजलाः।**
**दधति सकृन्मनस्त्वयि य आत्मनि नित्यसुखे**
**न पुनरुपासते पुरुषसारहरावसथान्॥ ३५**

આપનાં ચરણકમળ જેમના હૃદયમાં બિરાજે છે અને તેથી જેમના ચરણનું જળ સર્વ પાપોનો નાશ કરનારું છે, તેવા નિરહંકારી ઋષિઓ પણ આ પૃથ્વી પર અનેક પવિત્ર તીર્થક્ષેત્રોનું (સેવન કરે છે). જેઓ નિત્ય આનંદસ્વરૂપ આત્મા એવા આપમાં એક વાર પણ પોતાનું મન અર્પિત કરે છે, તેઓ પછી પુરુષના સારને હરી લેનારા ઘરોનું સેવન કરતા નથી. ॥ ૩૫ ॥

ते उक्तलक्षणा ऋषयो विमदा निरहंकारा यतो भवत्पदाम्बुजहृदः भवतः पदाम्बुजं हृदि येषां ते। अतः स्वयमेवाघभिदङ्घ्रिजलं येषां ते उत अपि तथाविधा अपि पुरूणि बहूनि पुण्यानि तीर्थानि सदनानि च क्षेत्राणि तान्येवोपासते सेवन्ते प्रायस्तत्रैव महत्सङ्गो भवतीति।

જેમનાં લક્ષણ આગળ કહ્યાં છે તેવા ઋષિઓ '**विमदाः**' નિરહંકારી છે, કારણ કે આપનાં ચરણકમળ જેમનાં હૃદયમાં વિરાજે છે તેવા તેઓ છે અને તેથી તેઓ જ સ્વયં '**अघभित्**' પાપોનો નાશ કરનારું જેમનું ચરણજળ છે તેવા છે અને વળી, તેવા હોવા છતાં '**पुरूणि**' અનેક પવિત્ર તીથક્ષેત્રોનું તથા તે '**सदनानि**' ક્ષેત્રોનું '**उपासते**' સેવન કરે છે, કારણ કે પ્રાયઃ તીર્થક્ષેત્રોમાં જ મહાન પુરુષોનો સંગ થાય છે.

अथवा पुरु अधिकं भगवद्भजनलक्षणं पुण्यं येषां तानि च तानि तीर्थानि च गुरवो महान्त इत्यर्थः। तेषां सदनान्याश्रमान्। यथाहामरसिंहः—'निपानागमयोस्तीर्थमृषिजुष्टजले गुरौ' इति। न पुनः पुरुषसारहरावसथानुपासते। पुरुषाणां सारं विवेकस्थैर्यधैर्यक्षमाशान्तिप्रमुखं हरन्तीति तथा ते च ते आवसथा गृहास्तान्। न च तेषां गृहादिभवकुत्सितसुखापेक्षेत्याह—दधति सकृन्मनस्त्वयि य आत्मनि नित्यसुखे इति। सकृदपि त्वयि ये मनो दधतीति तेऽपि गृहाद्यासक्ता न भवन्ति, किं पुनरेवंभूता इत्यर्थः॥

અથવા ભગવાનનું ખૂબ ભજન કરવાને લીધે ભગવદ્‌ભજનરૂપ પુણ્ય છે જેમનું **'तानि'** તે તીર્થો તથા તે તીર્થસ્વરૂપ ગુરુઓ મહાન છે, એમ અર્થ છે; તેમના **'सदनानि'** આશ્રમોને સેવે છે. 'જેમ અમરસિંહ કહે છે – 'જળાશય અને શાસ્ત્ર, ઋષિઓએ સેવન કરેલું જળ અને ગુરુ માટે 'તીર્થ' શબ્દનો પ્રયોગ થાય છે.' (અમરકોશ૩/૩/૮૬) **'न पुनः पुरुषसारहरानावसथान् उपासते।'** (તે મહાપુરુષો) પુરુષના વિવેક, સ્થૈર્ય, ધૈર્ય, ક્ષમા, શાંતિ વગેરેરૂપ સારનું હરણ કરી લેનારાં ઘરોનું સેવન કરતા નથી. ઘર વગેરેમાં મળતા નિંદિત સુખની અપેક્ષા તેમને નથી, તે કહે છે – **'दधति सकृन्मनस्त्वयि य आत्मनि नित्यसुखे इति।'** નિત્ય આનંદસ્વરૂપ આત્મા એવા આપનામાં જેઓ મન અર્પણ કરે છે. એક વાર પણ જેઓ આપનામાં મન અર્પણ કરે છે, તેઓ પણ ગૃહાદિમાં આસક્ત થતા નથી, તો આવા (પવિત્ર મહાપુરુષો) (ગૃહાદિમાં આસક્ત ન થાય તેમાં શું આશ્ચર્ય છે), એમ અર્થ છે.

मुञ्चन्नङ्गतदङ्गसङ्गमनिशं त्वामेव संचिन्तयन्
सन्तः सन्ति यतो यतो गतमदास्तानाश्रमानावसन्।
नित्यं तन्मुखपङ्कजाद्विगलितत्वत्पुण्यगाथामृत-
स्रोतःसंप्लवसंप्लुतो नरहरे न स्यामहं देहभृत्॥
॥ २२ ॥ ३५ ॥

(છંદ - શાર્દૂલવિક્રીડિત)

હે નરહરિ, શરીર અને તેનાં સંબંધીઓમાં (પુત્ર, પત્ની, ઘર, ધન વગેરેમાં) આસક્તિ છોડતો, જ્યાં જ્યાં મદરહિત સત્પુરુષોના આશ્રમો હોય ત્યાં નિવાસ કરતો, તે સત્પુરુષોના મુખકમળમાંથી ઝરેલા આપના પવિત્ર કથામૃતના પ્રવાહમાં નિત્ય સ્નાન કરતો અને આપનું જ ચિંતન કરતો હું કદાપિ દેહધારી ન બનું! ॥ ૨૨ ॥ ૩૫ ॥

ननु 'आम्नायस्य क्रियार्थत्वादानर्थक्यमतदर्थानाम्', 'तद्भूतानां क्रियार्थेन समन्वयः' इति तत्र तत्र जैमिनिना वेदस्य क्रियापरत्वाभिधानादुपनिषदामपि तदेव युक्तम्, यथोक्तं तन्त्रवार्तिककृता—

શંકા કરવામાં આવી છે કે 'વેદ યજ્ઞાદિ ક્રિયાપરક છે. વેદનાં જે વાક્યો ક્રિયાર્થક નથી, તે નિરર્થક છે.' (મી.સૂ.૧/૨/૧) 'તે વેદવાક્યોમાં સિદ્ધ થયેલા અર્થનું પ્રતિપાદન કરનારાં વાક્યોનો ક્રિયાનું પ્રતિપાદન કરનાર વાક્ય સાથે સંબંધ છે.' (મી.સૂ. ૧/૧/૨૫) આમ, જૈમિનિમુનિ દ્વારા અનેક ઠેકાણે બતાવવામાં આવ્યું છે કે વેદ ક્રિયાપરક છે. આને માટે ઉપનિષદો પણ ક્રિયાપરક હોય તે જ યોગ્ય છે. જેમ કે તંત્રવાર્તિકકાર કુમારિલ ભટ્ટે કહ્યું છે –

'एतेन क्रत्वर्थकर्तृप्रतिपादनेनोपनिषदां नैराकाङ्क्ष्यं व्याख्यातं' इति न, 'एकमेवाद्वितीयं ब्रह्म', 'विज्ञानमानन्दं ब्रह्म', 'अचक्षुरश्रोत्रम्' इत्येवं तद्विपरीतात्मप्रतिपादनात्। न ह्यद्वितीयपरमानन्दरूपस्य कर्माङ्गत्वं युज्यते। अननुमतं चैतद्वार्तिककृतः। कथम्। 'सर्वत्रैव हि विज्ञानं संस्कारत्वेन गम्यते। पराङ्गं चात्मविज्ञानादन्यत्रेत्यवधार्यताम्॥' इति तेनैवोक्तत्वात्। एतदर्थमेव मननाय मुनयः पर्यटन्तीत्युक्तम्। तत्र तावद् द्वैतस्य सत्यत्वे भवेदप्येवं तदेव तु न संभवतीति प्रश्नोत्तराभ्यां मननेन तत्त्वावधारणप्रकारमाह—**सत इदमुत्थितं सदिति चेदिति**।

**सत इदमुत्थितं**
**सदिति चेन्ननु तर्कहतं**
**व्यभिचरति क्व च**
**क्व च मृषा न तथोभययुक्।**
**व्यवहृतये विकल्प**
**इषितोऽन्धपरम्परया**
**भ्रमयति भारती त**
**उरुवृत्तिभिरुक्थजडान् ॥ ३६**

'વસ્તુને વર્ણવતો વાક્યોનો સંબંધ ક્રિયાર્થક વાક્યો સાથે જોડવો જોઈએ, નહીં તો માત્ર વસ્તુને વર્ણવતાં વાક્યો નકામાં બની જાય.' (જૈ.સૂ.૧/૨/૭) 'બ્રહ્મ એક અદ્વિતીય છે.' (છાં.ઉપ.૬/૨/૧), 'વિજ્ઞાન આનંદસ્વરૂપ બ્રહ્મ છે.' (બૃહદા.ઉપ.૩/૯/૭), '(તે બ્રહ્મ) ચક્ષુ-શ્રોત્રથી રહિત છે.' (મું.ઉપ.૧/૧/૬) આ શ્રુતિઓ મીમાંસકોએ કહ્યું તેનાથી વિપરીત આત્માનું પ્રતિપાદન કરે છે, તેથી અદ્વિતીય પરમાનંદરૂપ આત્મા કર્મનું અંગ થવા યોગ્ય નથી. આ વ્યાખ્યાન વાર્તિકકાર કુમારિલ ભટ્ટને પણ સંમત નથી. શા માટે? '(અસંસારી આત્માના જ્ઞાન સિવાયનું) જે કોઈ વિવિધ જ્ઞાન સર્વત્ર છે તે જ્ઞાન સંસ્કારરૂપે થાય છે. (પર અર્થાત્ કર્મ, તેનું અંગ એટલે પરાંગ) પરાંગ જ્ઞાન પૂર્વે કરેલાં કર્મોમાં જોડનાર સંસ્કાર છે. (તરતના જન્મેલા પ્રાણીને સ્તનપાનાદિનું જ્ઞાન સંસ્કારવશાત્ જ જન્મે છે.) પરંતુ ઉપનિષદથી થતું પરમાત્માનું જ્ઞાન ગુરુના ઉપદેશ વગર થતું નથી.' (જૈ.સૂ.૧/૩/૨૯, શ્લોક ૯૨૧) આમ, તેમણે (તંત્રવાર્તિકકારે) જ કહ્યું છે. તેમાં પહેલાં તો, દ્વૈત સત્ય હોય તેમ બને પણ તેમ હોય તે સંભવિત નથી, એમ પ્રશ્નોત્તરીથી મનન કરીને પરમાર્થનો નિશ્ચય કરવાની રીત કહે છે – **'सतः इदम् उत्थितं सत् इति चेत् इति।'**

સત્‌માંથી આ (જગત) જન્મ્યું છે, માટે સત્ છે, એમ જો કહો તો તે તર્કસંગત નથી. ક્યાંક વ્યભિચાર છે અને ક્યાંક ક્યાંક (કાર્ય) અસત્ય જોવા મળે છે અને (સત્ તથા અવિદ્યા = અસત્) બંનેના સંયોગથી પણ (જગત) નથી (જન્મ્યું). જો વ્યવહારની સિદ્ધિ માટે દ્વૈતરૂપી વિકલ્પ (જગતની સત્તા) અભીષ્ટ છે, તો (અજ્ઞાની મનુષ્ય) અંધપરંપરાથી પ્રેરાઈને (એને માનતા રહે છે). આપની (વેદલક્ષણા) વાણી, અનેક (ગૌણ, લક્ષણા વગેરે) વૃત્તિઓ વડે કર્મથી સ્વર્ગરૂપી નિત્ય ફળ ઉત્પન્ન થાય છે, એવું માનનારા મંદ બુદ્ધિવાળા લોકોને ભ્રમિત કરે છે. ॥ ૩૬ ॥

इदं विश्वं धर्मि। सदिति साध्यो धर्मः। सत उत्पन्नत्वाद्धेतुः। यद्यत उत्पन्नं तत्तदात्मकमेव दृष्टम्। यथा कनकादुत्पन्नं कुण्डलादि तदात्मकं तद्वदिति। तत्र यदि सदभेदः साध्यते तदाऽपादानत्वनिर्देशेनैव भेदप्रतीतेर्विरुद्धो हेतुरित्याह—ननु तर्कहतमिति। ननु नाभेदं साधयामः, किंतु तदुत्पन्नत्वेन कुण्डलादिवद्भेदं प्रतिषेधयामः। तत्राभेद एव स्यादित्याशङ्क्यानैकान्तिकत्वेन दूषयति—**व्यभिचरति क्व चेति**।

(પ્રતિજ્ઞા) આ વિશ્વ ધર્મી છે. સત્યત્વ સાધ્ય ધર્મ છે. (વિશ્વમાં સત્યત્વ સિદ્ધ કરવાનું છે.) હેતુ – સત્‌માંથી (પરમેશ્વરમાંથી) ઉત્પન્ન થયું છે માટે. જે જેમાંથી ઉત્પન્ન થયું છે તે તે રૂપ જ હોય છે, એવું જોવા મળે છે. જેમ સુવર્ણમાંથી ઉત્પન્ન થયેલાં કુંડળ વગેરે સુવર્ણરૂપ જ હોય છે, તે રીતે. તેથી જગત ધર્મી છે. (દૃષ્ટાંત) (નિગમન) (ઉપનય) આ અનુમાનથી જો સત્ સાથે વિશ્વનો અભેદ સિદ્ધ કરવામાં આવતો હોય, તો તે સત્‌માંથી જન્મ્યું છે તેવો નિર્દેશ કરવા માત્રથી જ ભેદની પ્રતીતિ થાય છે. માટે હેતુ વિરુદ્ધ છે, તે કહે છે – '**ननु तर्कहतम् इति**।' એ વાત તર્કથી ખંડિત થયેલી છે. જો કે અમે અભેદની સિદ્ધિ નથી કરતા, પરંતુ તેમાંથી (સુવર્ણમાંથી) ઉત્પન્ન થયેલ છે તેથી કુંડળ વગેરે સુવર્ણથી ભિન્ન હોવાનો પ્રતિષેધ કરીએ છીએ. તે વિષયમાં ભેદનો નિષેધ કરીએ તો અભેદ જ થાય, એવી શંકા કરીને અનૈકાંતિકત્વ દોષથી દૂષિત કરે છે – '**व्यभिचरति क्व च इति**।'

पितृपुत्रादिषु मुद्गरघटप्रध्वंसादिषु च तथा दर्शनादिति भावः।

પિતા-પુત્ર વગેરેમાં, દંડથી ઘડો તોડી નાખવામાં આવે ત્યારે ઘડાનો પ્રધ્વંસ થાય વગેરેમાં એવો ભેદ જોવા મળે છે, તેથી વ્યભિચાર છે તેવો ભાવ છે. (હેતુ સાથે જે કાર્ય સદા ન રહે તે વ્યભિચાર.)

ननु तदुत्पन्नत्वं नाम तदुपादानत्वं, न तु तन्निमित्तत्वमतो नानैकान्तिकत्वमित्याशङ्क्य दूषयति—**क्व च मृषेति**।

શંકા કરવામાં આવી છે કે તેમાંથી ઉત્પન્ન થવું તે ઉપાદાન છે પણ તે નિમિત્ત છે અને તેમાંથી ઉત્પન્ન થાય છે, એમ નહીં. માટે અનૈકાંતિકતાનો દોષ લાગશે નહીં, એવી શંકા કરીને તેને દૂષિત કરે છે – '**क्व च मृषा इति**।'

गुणोपादानस्यापि फणिनो न गुणत्वं, किंतु मिथ्यात्वम्; अन्यथा कुण्डलादिवदबाधप्रसङ्गात्। अतः पुनरप्यनैकान्तिकत्वमेवेति भावः।

રજ્જુ જેનું ઉપાદાન છે તેવો હોવા છતાં પણ સર્પ ગૌણ નથી, મિથ્યા છે. જો એમ ન હોય તો જેમ કુંડળ વગેરેનો બાધ નથી થતો, તેમ સર્પનો પણ બાધ ન થવાનો પ્રસંગ આવે, માટે વળી પાછો અનૈકાંતિકત્વનો દોષ લાગશે જ, એવો ભાવ છે.

ननु न तत्र केवलं गुणमात्रं फणिन उपादानं, किंत्वविद्यायुक्तम्। तथाभूतस्यावस्तुत्वाद्युक्तं फणिनो मिथ्यात्वमित्याशङ्क्य तत्तुल्यमत्रापीति दूषयति—न तथोभययुगिति। अयमर्थः— अत्राप्यविद्यायुक्तस्यैव सत उपादानत्वम्। एवंभूतस्य च न वस्तुसत्त्वम्। अतः सदुपादानत्वमसिद्धमिति न वस्तुसत्त्वं प्रपञ्चस्येति।

સર્પનું ઉપાદાન કેવળ રજ્જુ જ નથી, પરંતુ અવિદ્યાયુક્ત રજ્જુ છે, માટે સર્પને મિથ્યા કહેવો યોગ્ય છે, એવી શંકા કરીને અહીં પણ તે સમાન છે, એમ કહીને દૂષિત કરે છે – **'न तथा उभययुक् इति।'** અર્થ આ છે – અહીં પણ અવિદ્યાયુક્ત સત્ જ ઉપાદાન છે. અને અવિદ્યાયુક્ત ઉપાદાનમાંથી જે જન્મ્યું છે તે વિશ્વ સત્સ્વરૂપ ન હોય. આથી વિશ્વપ્રપંચનું ઉપાદાન સત્ છે, એવું સિદ્ધ થતું નથી. આથી પ્રપંચ સત્સ્વરૂપ નથી.

ननु मा भूदनेन हेतुना प्रपञ्चस्य सत्त्वं, हेत्वन्तरेण तु साधयामः। तथा हि— सदिदमर्थक्रियाकारित्वात्। न यदेवं न तदेवं, यथा शुक्तिरजतमिति तत्राह—व्यवहृतये विकल्प इषित इति। व्यवहारायार्थक्रियार्थं विकल्पो भ्रम इषित इष्ट एव, कूटकार्षापणादिनापि क्वचिद्-व्यवहारदर्शनात्।

કોઈ શંકા કરે છે કે આ હેતુથી પ્રપંચનું સત્પણું સિદ્ધ ભલે ન થાય, પણ બીજા હેતુથી અમે તે સિદ્ધ કરી શકીએ છીએ. તે અનુસાર – આ વિશ્વ અર્થક્રિયાકારિત્વ ધરાવે છે માટે સત્ છે. જે આમ અર્થક્રિયાકારિત્વ ધરાવતું નથી તે આ પ્રમાણે સત્ નથી, છીપમાં દેખાતા રજતની જેમ. આ અનુમાનના ઉત્તરમાં કહે છે – **'व्यवहृतये विकल्पः इषितः इति।'** વ્યવહારની સિદ્ધિ માટે **'विकल्पः'** ભ્રમ (જગતની સત્તા) **'इषितः'** અભીષ્ટ જ છે, કારણ કે ક્યારેક ખોટા સિક્કા વગેરેથી પણ વ્યવહાર થતો જોવા મળે છે. (આથી વ્યવહાર માટે જે ઉપયોગી હોય તે સત્ય હોય એવું જરૂરી નથી.)

नन्वेकत्र सतोऽन्यत्रारोपो भ्रमः प्रसिद्धोऽत्यन्तासत्त्वे कथं प्रपञ्चो भ्रमः स्यात्, सत्त्वे वा नाद्वैतसिद्धिः।

આક્ષેપ કરવામાં આવ્યો છે કે એક જગ્યાએ જે વસ્તુ છે તેનો અન્યત્ર આરોપ થાય તે ભ્રમ છે, એ પ્રસિદ્ધ છે. પરંતુ અત્યંત અસત્ અધિષ્ઠાનમાં દેખાતો પ્રપંચ ભ્રમ કેવી રીતે હોય? વળી, સત્ અધિષ્ઠાનમાં પ્રપંચ દેખાતો હોય તો અદ્વૈતની સિદ્ધિ નહીં થાય.

उक्तं च भट्टैः—

'अध्यस्यते खपुष्पत्वमसत्कथमवस्तुनि।
प्रज्ञातगुणसत्ताकमध्यारोप्येत वा न वा॥'

इति।

(વાર્તિકકાર કુમારિલ) ભટ્ટ દ્વારા કહેવામાં આવ્યું છે – 'આકાશપુષ્પ અસત્ છે, તેનો આરોપ અવસ્તુ પર કેવી રીતે થાય? જેનું હોવાપણું અને જેના ગુણો જાણીતા છે, તેનો જ (બીજા પર) અધ્યારોપ થાય કે ન થાય?'

नेत्याह—अन्धपरम्परयेति। अन्धपरम्परया यो विकल्प इत्यन्वयः। अयं भावः—संस्कारजन्यो भ्रमः संस्कारसिद्धये पूर्वप्रतीतिमात्रमपेक्षते, न वस्तुसत्त्वम्। प्रतीतौ सत्यां वस्तुसत्त्वाभावेन ब्रह्मव्यतिरेकादर्शनात्। अतोऽनादित्वात्पूर्वपूर्वभ्रम-दृष्टस्योत्तरोत्तर आरोपो भविष्यति। अन्धपरम्परा-न्यायेन व्यवहारः सेत्स्यतीत्यप्रयोजको हेतुरिति।

તે માટે ઉત્તર આપે છે કે ના – '**अन्धपरंपरया इति।**' અંધપરંપરાથી જે વિકલ્પ છે તે, એમ અન્વય છે. ભાવ આ છે – ભ્રમ સંસ્કારથી જન્મે છે. (મનમાં) સંસ્કાર જન્મે તે માટે માત્ર પૂર્વે ક્યાંક પ્રતીતિ થઈ હોય તેની જ અપેક્ષા છે. (જેની પ્રતીતિ થઈ હોય તે વસ્તુ) સત્ય હોવાની અપેક્ષા નથી. માટે (સંસારરૂપ) વસ્તુની સત્યતા ન હોવા છતાં (સંસારનું) ભાન થતું હોવાથી બ્રહ્મ વિષે ભ્રમનો વ્યતિરેક (અભાવ) દેખાતો નથી (પણ બ્રહ્મમાં સંસારભ્રમ ભાસે છે). આથી ભ્રમ અનાદિ છે અને તેથી પૂર્વે પૂર્વે જોયેલા ભ્રમનો ઉત્તરોત્તર આરોપ થયા જ કરશે; તેમ જ અંધપરંપરાન્યાયથી વ્યવહારસિદ્ધિ થશે. માટે હેતુ અપ્રયોજક છે. (હેતુ તેના સાધ્યને સિદ્ધ કરી શકતો નથી.)

ननु 'अक्षय्यं ह वै चातुर्मास्ययाजिनः सुकृतं भवति', 'अपाम सोमममृता अभूम' इत्यादिभिः कर्मफलस्य नित्यत्वप्रतिपादनादसत्त्वं न घटते, न हि नित्यं वस्त्वसद्भवति, तस्माद्वेदप्रतिपादित-त्वाद्द्वैतं सदेवेत्याशङ्क्याह—**भ्रमयतीति**।

'ચાતુર્માસ્ય યજ્ઞ કરનારને અક્ષય્ય પુણ્ય પ્રાપ્ત થાય છે.' 'સોમનું પાન કર્યું અને અમર બની ગયા.' (ઋ.૬/૪/૧૧), (૮/૪૩/૩) ઈત્યાદિ વાક્યોથી કર્મફળના નિત્યત્વનું પ્રતિપાદન થયું હોવાથી પ્રપંચ અસત્ હોય એ યોગ્ય નથી. જે વસ્તુ નિત્ય હોય તે અસત્ ન હોય. આથી વેદમાં પ્રતિપાદિત હોવાથી દ્વૈત સત્ જ છે, એવી શંકા કરીને કહે છે – '**भ्रमयति इति।**'

हे भगवन्, ते भारती वेदलक्षणा उरुवृत्तिभिर्बह्वीभिर्गौणलक्षणादिवृत्तिभिरुक्थजडान् कर्मश्रद्धाभराक्रान्तमन्दमतीन् भ्रमयति मोहयति।

હે ભગવાન, આપની વેદલક્ષણા વાણી ગૌણ લક્ષણા વગેરે બહુ વૃત્તિઓ વડે કર્મ પ્રત્યે શ્રદ્ધાથી ભરેલા (વેદના તાત્પર્યને ન જાણનારા) જડ જેવા મંદબુદ્ધિ લોકોને ભ્રમિત કરે છે.

(**उत्तिष्ठति स्वर्गादिफलं यस्मात्तदुक्थं कर्म** જેનાથી સ્વર્ગરૂપી ફળ ઉત્પન્ન થાય છે તે ઉક્થ કર્મ છે. તેના વિષે જેઓ જડ છે તેમને **उक्थजडाः** કહ્યા છે.)

अयं भावः—न हि वेदः कर्मफलं नित्यमभिप्रैति किंतु लक्षणया प्राशस्त्यमात्रम्,

ભાવ આ છે – કર્મફળ નિત્ય છે, એવું કહેવાનો વેદનો અભિપ્રાય નથી, પરંતુ વેદનો અભિપ્રાય લક્ષણાથી માત્ર પ્રશંસા કરવાનો છે, કારણ કે આ પ્રશંસા કરતાં (અર્થવાદ) વાક્યોની વિધિવાક્યો સાથે એકવાક્યતા છે. જો એમ ન હોય તો નિરર્થક

विध्येकवाक्यत्वात्। अन्यथा वाक्यभेदप्रसङ्गात्। 'तद्यथेह कर्मचितो लोकः क्षीयते एवमेवामुत्र पुण्यचितो लोकः क्षीयते' इति न्यायोपबृंहित-श्रुत्यन्तरविरोधाच्च। अतः कर्मजडानामिदं भ्रममात्रमिति। एतेनैव 'तस्माद्वा एतस्मादात्मन आकाशः संभूतः' इत्यादीनामप्यन्यपरत्वं दर्शितं भवति॥

વાક્યનો પ્રસંગ આવે. 'જેવી રીતે અહીં કર્મથી પ્રાપ્ત થયેલ લોકનો ક્ષય થાય છે, તેવી રીતે પરલોકમાં પુણ્યથી પ્રાપ્ત થતા લોકનો ક્ષય થાય છે.' – (છાં.ઉપ.૮/૧/૬) આ ન્યાયનું સમર્થન ધરાવતી શ્રુતિ સાથે વિરોધ થાય છે. આથી (વિશ્વપ્રપંચ સત્ય છે, એમ માનવું) એ કર્મજડોનો માત્ર ભ્રમ છે. આમ, (જગત અનિત્ય છે, એ સિદ્ધ કરીને) 'તે આ આત્મામાંથી આકાશ ઉત્પન્ન થયું.' (તૈત્તિ.ઉપ.૧/૧) વગેરે શ્રુતિઓ અન્યને (અર્થાત્ અદ્વૈતના પ્રતિપાદનને) વરેલી છે, એવું દર્શિત થાય છે.

उद्भूतं भवतः सतोऽपि भुवनं
सन्नैव सर्पः स्रजः
कुर्वत्कार्यमपीह कूटकनकं
वेदोऽपि नैवंपरः।
अद्वैतं तव सत्परं तु परमा-
नन्दं पदं तन्मुदा
वन्दे सुन्दरमिन्दिरानुत हरे
मा मुञ्च मामानतम्॥ २३॥ ३६॥

(છંદ - શાર્દૂલવિક્રીડિત)

હે ઇન્દિરા (લક્ષ્મીજી)એ સ્તુતિ કરેલા શ્રીહરિ! સત્યસ્વરૂપ આપથી ઉત્પન્ન થયેલું છતાં આ જગત સત્ય નથી જ, જેમ સત્ય એવી માળામાં ભ્રાંતિથી જણાયેલો સર્પ સત્ય નથી! વળી, જેમ ખોટું સોનું પણ કોઈ સમયે કાર્ય કરનારું થાય છે, તેમ આ મિથ્યા જગત પણ વ્યવહારસિદ્ધિ કરે જ છે અને વેદ પણ આ જગત સત્ય નથી, તેમ કહે છે. સર્વથી પર આપનું જે પરમાનંદ પદ છે, તે જ કેવળ અદ્વૈત અને સત્ય છે. તે સુંદર પદને હું પ્રસન્નતાથી પ્રણામ કરું છું. (હે હરિ,) શરણાગત એવા મને આપ તજો નહીં.॥ ૨૩ ॥ ૩૬ ॥

तदेवं प्रपञ्चस्य सत्त्वे साधकं नास्तीत्युक्तम्, इदानीमसत्त्वे सृष्टिप्रलयश्रुतयो 'यतो वा इमानि भूतानि जायन्ते' इत्याद्यास्तन्मूलं चानुमानं प्रमाणमित्याह—**न यदिदमिति**।

તો આમ, વિશ્વપ્રપંચ સત્ છે, એમ સિદ્ધ કરવા માટે કોઈ પ્રમાણ નથી, એ કહેવામાં આવ્યું. હવે (વિશ્વપ્રપંચ) અસત્ છે, તેનું નિરૂપણ કરતી અને 'જેમાંથી ખરેખર, આ ભૂતો જન્મે છે.' (તૈત્તિ.ઉપ.૧) વગેરે શ્રુતિઓ જેનું મૂળ છે તેવા અનુમાનનું પ્રમાણ આપે છે – **'न यत् इदम् इति।'**

**न यदिदमग्र आस न भविष्यदतो निधना-**
**दनुमितमन्तरा त्वयि विभाति मृषैकरसे।**
**अत उपमीयते द्रविणजातिविकल्पपथै-**
**र्वितथमनोविलासमृतमित्यवयन्त्यबुधाः॥ ३७**

કારણ કે આ જગત ઉત્પત્તિ પૂર્વે ન હતું અને પ્રલય પછી નહીં હોય આથી સિદ્ધ છે કે વચ્ચે પણ એકરસ આપમાં (પરમાત્મામાં) મિથ્યા રૂપથી જ (જગત) પ્રતીત થાય છે. આથી માટી, સોનું વગેરે જુદાં જુદાં દ્રવ્યોનાં ઘડા, કુંડળ વગેરે કાર્યરૂપ ઉદાહરણોથી (જે) સર્વથા મિથ્યા અને મનના વિલાસરૂપ છે તે જગતને અજ્ઞાનીઓ સત્ય છે, એમ જાણે છે.॥ ૩૭ ॥

यद्यस्मादिदं विश्वमग्रे सृष्टेः पूर्वं न आस नासीत् 'सदेव सोम्येदमग्र आसीत्', 'आत्मा वा इदमेक एवाग्र आसीत्' इत्यादिश्रुतेः। न च निधनात्प्रलयादनु अनन्तरं भविष्यत् भविष्यति। 'नासदासीन्नो सदासीत्तदानीम्' इत्यादिश्रुतेः। अतः कारणादन्तरा मध्येऽप्येकरसे केवले त्वयि मृषा मिथ्यारूपमेव विभातीति मितं निश्चितम्। यत एवमतः श्रुत्या द्रविणजातिविकल्पपथैर्द्रविणजातीनां द्रव्यमात्राणां मृल्लोहकार्ष्णायसरूपाणां विकल्पा भेदा घटकुण्डलादयस्तेषां पन्थानो मार्गाः प्रकारास्तैरुपमीयते सदृशतया निरूप्यते। यथा तत्र कार्याकाराणां नामधेयमात्रता कारणं मृदाद्येव तु सत्यं तथात्राप्याकाशादीनां नाममात्रता ब्रह्मैव सत्यम्।

કારણ કે આ જગત ઉત્પત્તિની પહેલાં ન હતું, 'હે સોમ્ય, ઉત્પત્તિની પહેલાં આ કેવળ એક જ સત્ય સ્વરૂપે હતું.' (છાં.ઉપ.૬/૨/૧), 'સંસારના સર્જન પહેલાં આ (નામરૂપાત્મક જગત) એક માત્ર આત્મા જ હતું.' (ઐ.ઉપ.૧/૧/૧) વગેરે શ્રુતિઓ હોવાથી અને **'निधनात्'** પ્રલય **'अनु'** પછી **'न भविष्यत्'** હશે નહીં. 'તે સમયે અસત્ (કારણ) ન હતું અને સત્ (કાર્ય) ન હતું.' (નાસદીય સૂક્ત, (ઋ. મંડળ/૧૦/સૂક્ત ૧૨૯) આ (જે કારણે આદિ અને અંતમાં જગત ન હતું તે) કારણે **'अन्तरा'** વચ્ચે પણ કેવળ એકરસરૂપ આપનામાં **'मृषा'** મિથ્યારૂપ (જગત) પ્રતીત થાય છે, એ **'मितम्'** નિશ્ચિત છે. જે કારણે આમ છે (જગત મિથ્યા છે), તેથી શ્રુતિઓ દ્વારા **'द्रविणजातिविकल्पपथैः'** માટી, સુવર્ણ, લોખંડ વગેરેરૂપ દ્રવ્યમાત્રના **'विकल्पाः'** ઘટ, કુંડળ વગેરે જુદા જુદા **'पन्थानः'** માર્ગો, પ્રકારો, તેમના દ્વારા **'उपमीयते'** સરખાવીને નિરૂપણ કરવામાં આવે છે. જેવી રીતે તે દૃષ્ટાંતોમાં કાર્યરૂપ (ઘટ, કુંડળ વગેરે) આકારોની કેવળ નામરૂપતા છે, માટી વગેરે જ સત્ય છે, તેવી રીતે જ અહીં પણ આકાશાદિ કાર્યો નામમાત્ર છે, બ્રહ્મ જ સત્ય છે.

तथा च श्रुतिः—'यथा सोम्यैकेन मृत्पिण्डेन सर्वं मृन्मयं विज्ञातं भवति', 'वाचारम्भणं विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यम्', 'यथा एकेन लोहमणिना सर्वं लोहमयं विज्ञातं स्यात्', 'यथा एकेन नखनिकृन्तनेन सर्वं कार्ष्णायसम्' इत्यादि।

તે અનુસાર જ શ્રુતિ છે – 'હે સોમ્ય, (લોકમાં) જેવી રીતે માટીના એક પિંડ દ્વારા માટીના સંપૂર્ણ કાર્યસમૂહનું જ્ઞાન થઈ જાય છે.' 'ઘટાદિ કાર્યરૂપ વિકાર કેવળ વાણીના આધારે રહેલ નામમાત્ર છે, સત્ય તો કેવળ માટી જ છે.' (છાં.ઉપ.૬/૧/૪), 'હે સોમ્ય! જેવી રીતે એક સુવર્ણપિંડ દ્વારા સોનાના બનેલા સર્વ પદાર્થોને જાણી લેવાય છે.' (છાં.ઉપ. ૬/૧/૫), 'હે સોમ્ય! જેમ એક નેરણીના જ્ઞાનથી સંપૂર્ણ લોહવિકારને જાણી લેવાય છે.' (છાં.ઉપ. ૬/૧/૬) ઈત્યાદિ.

तस्मादस्य सत्त्वे प्रमाणाभावादसत्त्वे प्रमाणस्य विद्यमानत्वाद्वितथमनोविलासमृतं सत्यमिति ये अवयन्ति जानन्ति तेऽबुधाः। अज्ञा इत्यर्थः। अत्रैवं प्रयोगः—विवादाध्यासितं न सत्। आद्यन्तयोरविद्यमानत्वाद्विकारित्वाद्दृश्यत्वाच्च शुक्तिरजतादिवत् इत्यन्वये दृष्टान्तः। आत्मवच्चेति दृष्टान्तः॥

આથી આ જગતના હોવા વિષે કોઈ પ્રમાણ નથી તેથી અને જગત અસત્ છે, એમ કહેનારાં પ્રમાણો છે, તેથી જગત સર્વથા મિથ્યા છે અને મનની કલ્પના છે. જેઓ તેને **'ऋतम्'** સત્ય છે, એમ **'अवयन्ति'** જાણે છે, તેઓ મૂર્ખ છે, અજ્ઞાની છે, એમ અર્થ છે. અહીં (જગત અસત્ય છે તે વિષે) આ અનુમાન પણ પ્રમાણ છે. જગત અસત્ય છે, કારણ કે તે આદિ તથા અંતમાં હોતું નથી. વિકારી છે અને દૃશ્ય છે તેથી અસત્ય છે. જેમ કે છીપમાં જણાયેલું રૂપું (આદિ કે અંતમાં નથી, વિકારી છે અને દૃશ્ય છે, તેથી અસત્ય છે.) – આ અન્વયી અનુમાન છે. આત્માની જેમ – આ વ્યતિરેકી દૃષ્ટાંત છે. (આત્મા આદિ અને અંતમાં વિદ્યમાન છે તેથી, વિકારી નથી તેથી અને દૃશ્ય નથી તેથી સત્ છે. તેનાથી વિરુદ્ધ જગત સત્ નથી.)

व्यतिरेके मुकुटकुण्डलकङ्कणकिङ्किणी–
परिणतं कनकं परमार्थतः।
महदहंकृतिखप्रमुखं तथा
नरहरेर्न परं परमार्थतः॥
॥ २४ ॥ ३७ ॥

મુકુટ, કુંડળ, કડું અને ઘૂઘરીના રૂપમાં પરિણત થયેલું હોવા છતાં સોનું વાસ્તવમાં સોનું જ છે, તેવી રીતે હે નરહરિ! મહત્તત્ત્વ, અહંકાર, આકાશ વગેરેના રૂપમાં (દેખાતું જગત) વાસ્તવમાં આપનાથી ભિન્ન નથી. ॥ ૨૪ ॥ ૩૭॥

ननु यदि प्रपञ्चो नाम नास्त्येव तदाऽसता तेन न चैतन्यस्य संबन्धगन्धोऽपि तर्हि किमपराद्धं जीवेन यतोऽयं संसरति किं वा बहुपुण्यमीश्वरस्य यतो नित्यमुक्तः किंविषयं च तदा कर्मकाण्ड–मित्यपेक्षायां जीवेश्वरविशेषं।

શંકા કરવામાં આવી છે કે જો વિશ્વપ્રપંચ નામનું કંઈ છે જ નહીં, તો તે અસત્ (જગત) સાથે ચૈતન્યનો લેશમાત્ર સંબંધ હોય નહીં. તો પછી જીવ દ્વારા શો અપરાધ થયો છે, કે જેથી આ જીવ સંસારમાં જન્મમરણ પામ્યા કરે છે? અને ઈશ્વરનાં કયાં અનેક પુણ્ય છે, જેથી તે નિત્યમુક્ત છે? અને તો પછી કર્મકાંડનો વિષય કયો છે? આવી અપેક્ષા માટે જીવ કરતાં ઈશ્વરની વિશેષતા (કહે છે).

'द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्षं परिषस्वजाते। तयोरन्यः पिप्पलं स्वाद्वत्त्यनश्नन्नन्यो अभिचाकशीति।'

'સદાય સાથે રહેનારાં અને સમાન ગતિવાળાં બે પક્ષીઓ એક જ (શરીરરૂપી) વૃક્ષ ઉપર રહેલાં છે. એ બેમાંથી એક (ક્ષેત્રજ્ઞ જીવ પોતાનાં કર્મોથી પ્રાપ્ત થનારાં સુખદુઃખરૂપ) સ્વાદિષ્ટ ફળોનો ઉપભોગ કરે છે, (જ્યારે) અન્ય (નિત્ય શુદ્ધ, બુદ્ધ, મુક્ત સ્વભાવવાળા પરમાત્મા) (કર્મફળનો) ભોગ ન કરતાં કેવળ ટગર ટગર જોઈ રહે છે.' (મું.ઉપ.૩/૧/૧)

'अजामेकां लोहितशुक्लकृष्णाम्' इत्याद्या वदन्तीत्याह—**स यदजयेति**।

'પોતાના જેવી (રાજસી, સાત્ત્વિકી, તામસી – નર, સુર, નારકી) અનેક પ્રજાને ઉત્પન્ન કરનારી લાલ, કાળી અને સફેદ વર્ણવાળી એક અજન્મા પ્રકૃતિને જીવ આસક્ત થઈને ભોગવતો રહે છે અને બીજો અજન્મા (પરમેશ્વર) (ભોગ ભોગવાઈ ગયેલી) પ્રકૃતિને સર્વથા ત્યાગી દે છે.' (શ્વેતા.ઉપ.૪/૫) વગેરે જણાવતી શ્રુતિઓ કહે છે, એમ અહીં કહે છે – **'સઃ યત્-અજયા इति।'**

**स यदजया त्वजामनुशयीत गुणांश्च जुषन्**
**भजति सरूपतां तदनु मृत्युमपेतभगः।**
**त्वमुत जहासि तामहिरिव त्वचमात्तभगो**
**महसि महीयसेऽष्टगुणितेऽपरिमेयभगः॥ ३८**

તે (જીવ) માયાથી મોહિત થઈને અવિદ્યાને ભેટી પડે છે, તેથી ગુણો(ના પરિણામરૂપ દેહ, ઈન્દ્રિયો વગેરે)ને પોતાનો આત્મા માનીને તેમનું સેવન કરતો તેની સમાનતા પામે છે. જેના (સ્વરૂપભૂત આનંદાદિ) ગુણો ઢંકાઈ ગયા છે તેવો થઈને તે (જીવ) જન્મમૃત્યુ(ના ચક્રરૂપ સંસાર)માં પડે છે. પરંતુ આપ (ઈશ્વર તો) સાપ જેમ કાંચળી છોડે તેમ તેને (માયાને) છોડી દો છો કારણ કે આપ તો નિત્યપ્રાપ્ત અને અપરિમિત ઐશ્વર્યવાળા હોઈ (અણિમાદિ) આઠ પ્રકારના પરમ ઐશ્વર્યમાં વિરાજો છો. ॥ ૩૮ ॥

स तु जीवो यद्यस्मादजया मायया अजामविद्यामनुशयीतालिङ्गेत्ततो गुणांश्च देहेन्द्रियादीन् जुषन् सेवमान आत्मतयाध्यस्यंस्तदनु तदनन्तरं सरूपतां तद्धर्मयोगं च जुषन्नपेतभगः पिहितानन्दादिगुणः सन् मृत्युं संसारं भजति प्राप्नोति। तद्विषयमेव च कर्मकाण्डमिति भावः। त्वमुत त्वं तु जहासि तामजां मायाम्।

**'सः'** તે જીવ તો **'यत्'** જે કારણે **'अजया'** માયાથી (મોહિત થઈને) અવિદ્યાને **'अनुशयीत'** ભેટી પડે છે, તેથી ગુણોના પરિણામરૂપ દેહ, ઈન્દ્રિયો વગેરેને પોતાનો આત્મા માનીને તેમનું **'जुषन्'** સેવન કરતો **'तत्-अनु'** તે પછી **'सरूपताम्'** (દેહ, ઈન્દ્રિયાદિના) ધર્મો (કૃશતા, બધિરતા, શોકાદિ) સાથે સંબંધ કરતો, જેના **'अपेतभगः'** (સ્વરૂપભૂત) આનંદાદિ ગુણો ઢંકાઈ ગયા છે તેવો થઈને **'मृत्युम्'** જન્મ-મૃત્યુ(ના ચક્કર)રૂપ સંસારને **'भजति'** પ્રાપ્ત કરે છે. (અવિદ્યા ધરાવનારા) તે જીવો કર્મકાંડના વિષયરૂપ બને છે, એમ ભાવ છે. (અર્થાત્ અવિદ્યાને લીધે દેહાદિનો પોતાના પર અધ્યાસ કરીને તે તે ફળની ઈચ્છાથી કર્મમાર્ગમાં જોડાય છે.) **'त्वम्-उत'** પણ આપ તો **'ताम्'** તે માયાને છોડી દો છો.

ननु सा मय्येवास्ति, कथं त्यागस्तत्राह—अहिरिव त्वचमिति। अयं भावः—यथा भुजङ्गः स्वगतमपि कञ्चुकं गुणबुद्ध्या नाभिमन्यते तथा त्वमजाम्। न हि निरन्तराह्लादि संवित्कामधेनु-वृन्दपतेरजया कृत्यमिति तामुपेक्षस इति। कुत एतत्तदाह—आत्तभगो नित्यप्राप्तैश्वर्यः। महसि परमैश्वर्येऽष्टगुणितेऽणिमाद्यष्टविभूतिमति महीयसे पूज्यसे विराजसे। कथंभूतः। अपरिमेय-भगोऽपरिमितैश्वर्यः। न ह्यन्येषामिव देशकालादि-परिच्छिन्नं तवाष्टगुणितमैश्वर्यमपि तु परिपूर्ण-स्वरूपानुबन्धित्वादपरिमितमित्यर्थः॥

(ભગવાન) શંકા કરે છે કે તે માયા તો મારામાં જ છે, તેનો ત્યાગ કેવી રીતે થાય? તે માટે કહે છે – ‘**अहिः इव त्वचम्‌ इति।**’ સાપ કાંચળી છોડે તે રીતે (આપ માયાનો ત્યાગ કરો છો.) ભાવ આ છે – જેવી રીતે કાંચળી સાપમાં પોતાનામાં સ્વગત હોવા છતાં સાપ એને પોતાના સ્વરૂપ તરીકે માનતો નથી, તેવી રીતે આપ માયાનો ત્યાગ કરો છો. નિરંતર આહ્‌લાદિની જે સંવિદ્‌રૂપી કામધેનુઓ છે, સ્વસ્વરૂપની વિદ્યારૂપી કામધેનુઓ છે, તેમના સંઘના આપ સ્વામી છો. (અપરિમિત દૂધ આપનાર ગાયોના સંઘના ધણીને છાશની શી આવશ્યકતા?) આપને માયાની કોઈ આવશ્યકતા ન હોય. તેથી આપ માયાની ઉપેક્ષા કરો છો. એમ શાથી? એ કહે છે – ‘**आत्तभगः**’ સંપૂર્ણ ઐશ્વર્ય સદા-સર્વદા આપની સાથે રહે છે. અણિમા આદિ અષ્ટ સિદ્ધિઓથી યુક્ત ‘**महसि**’ પરમ ઐશ્વર્યમાં આપની સ્થિતિ છે. કેવા ઐશ્વર્યવાન આપ? ‘**अपरिमेयभगः**’ આપ અપરિમિત ઐશ્વર્યવાળા છો. આપનું ઐશ્વર્ય અન્યના (ઈન્દ્રાદિના) ઐશ્વર્ય જેવું દેશ, કાળ વગેરેથી મર્યાદિત નથી, પરંતુ પરિપૂર્ણ સ્વરૂપનું અનુબંધી હોઈ તે અપરિમિત છે, એમ અર્થ છે.

नृत्यन्ती तव वीक्षणाङ्गणगता
कालस्वभावादिभि-
र्भावान्सत्त्वरजस्तमोगुणमयान्
उन्मीलयन्ती बहून्।
मामाक्रम्य पदा शिरस्यतिभरं
संमर्दयन्त्यातुरं-
माया ते शरणं गतोऽस्मि नृहरे
त्वामेव तां वारय॥ २५॥ ३८॥
(છંદ - શાર્દૂલવિક્રીડિત)

હે નરહરિ! આપની (આ) માયા આપની દૃષ્ટિના આંગણામાં આવીને (આપના ઈક્ષણ માત્રથી ચેષ્ટા પામેલી) નૃત્ય કરતી તેમ જ કાળ, સ્વભાવ આદિ દ્વારા સત્ત્વગુણ, રજોગુણ અને તમોગુણમય અનેકાનેક ભાવોને પ્રકટ કરતી મારા મસ્તકને પગથી દબાવીને ઘણા ભારવાળા અને આર્ત (દુઃખી) એવા મને કચડી રહી છે. (હે નરહરિ,) હું આપને શરણે આવ્યો છું. આપ જ એ માયાને વારો! ॥ ૨૫ ॥ ૩૮ ॥

एवं तावदुक्तसाधनकदम्बेन ये भगवन्तं भजन्ति ते मृत्युं तरन्ति इतरे संसरन्तीत्युक्तम्, इदानीं ये बहिःसङ्गं परित्यज्य भगवन्मार्गे प्रवृत्ता

આમ, અહીં કહ્યા પ્રમાણેના સાધનસમૂહથી જે ભગવાનને ભજે છે, તે મૃત્યુને તરી જાય છે. બીજા (ભક્તિવિમુખ) લોકો (જન્મમૃત્યુરૂપ) સંસારમાં ભમ્યા કરે છે, એમ કહેવાયું. હવે જેઓ બહારનો (અર્થાત્‌ વિષયોનો) સંગ છોડીને ભગવાનના માર્ગે પ્રવૃત્ત થયા

अपि कथंचिदन्तर्वान्ताशिनः कामान्न मुञ्चन्ति न भगवन्तं प्राप्नुवन्ति न चेह सुखं लभन्ते केवलं कुयोनीरेव प्राप्नुवन्ति तान् शोचन् 'कामान् यः कामयते मन्यमानः सः कर्मभिर्जायते तत्र तत्र' इत्यादिश्रुत्यर्थमाह—**यदि न समुद्धरन्तीति**।

હોવા છતાં કોઈક રીતે જેમ ઓકેલું અન્ન ફરી ખાય તેમ ત્યાગી દીધેલા કામના વિષયોને છોડી શકતા નથી અને ભગવાનને પામતા નથી, તેઓ આ લોકમાં સુખ મેળવી શકતા નથી તથા માત્ર કુયોનિમાં જન્મ જ પ્રાપ્ત કરે છે. તેમના માટે શોક કરતા (ભગવાન સનંદન) 'જે પુરુષ વિષયોનું ચિંતન કરતો તે વિષયોની કામના કરે છે, તે પુરુષ તે કર્મોને કારણે (તે વિષયોની પ્રાપ્તિ માટે) જ્યાં ત્યાં જન્મ લે છે.' (મું.ઉપ.૩/૨/૨) વગેરે શ્રુતિઓનો અર્થ કહે છે – '**यदि न समुद्धरन्ति इति**।'

**यदि न समुद्धरन्ति यतयो हृदि कामजटा**
**दुरधिगमोऽसतां हृदि गतोऽस्मृतकण्ठमणिः।**
**असुतृपयोगिनामुभयतोऽप्यसुखं भगव-**
**न्ननपगतान्तकादनधिरूढपदाद् भवतः॥ ३९**

જો યતિઓ (પણ) હૃદયમાં રહેલી કામનાના મૂળરૂપ વાસનાઓને ઉખાડી નાખે નહીં, તો તે અસાધકોને માટે આપ હૃદયમાં રહેલા હોવા છતાં, કંઠમાં ધારણ કરેલો મણિ ભુલાઈ જવાથી અપ્રાપ્ત થઈ જાય તેમ પ્રાપ્ત થવા મુશ્કેલ છો. ઇન્દ્રિયોને તૃપ્ત કરવામાં લાગેલા (દંભી) યોગીઓને હે ભગવાન, બંને લોકમાં દુઃખ છે. એક તો, આ લોકમાં એ મૃત્યુથી છૂટ્યો નથી અને બીજું, આપનું સ્વરૂપ એણે પ્રાપ્ત કર્યું નથી. ॥ ૩૯ ॥

हे भगवन्, ये यतयो हृदि स्थिताः कामजटाः कामस्य मूलानि वासना यदि न समुद्धरन्ति नोत्पाटयन्ति तेषामसतां भवान् हृदि गतोऽपि दुरधिगमो दुष्प्रापः।

कथम्। अस्मृतकण्ठमणिर्विस्मृतो यः कण्ठमणिस्तत्तुल्यः। स यथा कण्ठे वर्तमानोऽप्यस्मृतश्चेदप्राप्त इव भवति तद्वदिति। न केवलमेतावत्किंत्वसुतृपयोगिनामिन्द्रियतर्पणपराणां योगच्छद्मनामुभयतोऽप्यसुखमिहामुत्र च दुःखमेव, तदाह—अनपगतान्तकादनिवृत्तान् मृत्योः। लोकाराधनधनार्जनादिक्लेशाद्भोगवैभवप्राकट्यभयाच्चेह तावद्दुःखम्। भवत ईश्वरादपि दुःखम्।

હે ભગવાન, જે યતિઓ હૃદયમાં રહેલી '**कामजटाः**' કામનાઓના મૂળરૂપ વાસનાઓને ઉખાડી નાખતા નથી, તે આ અસાધકોને માટે હૃદયમાં રહેલા હોવા છતાં આપ '**दुरधिगमः**' પ્રાપ્ત થવા મુશ્કેલ છો.

કેવી રીતે? '**अस्मृतकण्ठमणिः**' ભુલાઈ ગયેલો જે કંઠમણિ છે તે ગળામાં જ ધારણ કરેલો હોવા છતાં જો ભુલાઈ જાય તો અપ્રાપ્ત જેવો થઈ જાય છે, તેવી રીતે (આપ દુષ્પ્રાપ્ય થાઓ છો). એટલું જ નહીં, પરંતુ '**असुतृपयोगिनाम्**' ઇન્દ્રિયોને તૃપ્ત કરવામાં લાગેલા દંભી યોગીઓને '**उभयतः**' આ લોક અને પરલોકમાં, બંને ઠેકાણે દુઃખ જ છે, તે કહે છે – '**अनपगत-अन्तकात्**' મૃત્યુથી છુટકારો મળ્યો ન હોવાથી તેમ જ લોકોને ખુશ કરવાના અને ધન મેળવવાના ક્લેશથી તથા પોતે ભોગવી રહેલ વૈભવ જાહેર થઈ જવાના ભયથી આ લોકમાં દુઃખ છે. '**भवतः**' ઈશ્વર એવા આપથી પણ દુઃખ છે.

कथंभूतात्। अनधिरूढपदात् अनधिरूढं पदं स्वरूपं यस्य तस्मात्। त्वत्स्वरूपप्राप्त्यभावादविद्यावद्विषयत्वेन प्राप्तनिजधर्मातिक्रमनिबन्धनत्वद्दण्डरूपनरकप्राप्तेरमुत्राप्यसुखमित्यर्थः॥

કેવા ઈશ્વરથી? **'अनधिरूढपदात्'** જેમનું સ્વરૂપ પોતે પામ્યો નથી તેવા ઈશ્વરથી. આપના સ્વરૂપની પ્રાપ્તિ ન થઈ હોવાથી મન-ઈન્દ્રિયોના વિષયો અવિદ્યાયુક્ત હોય છે, તેથી પોતાને પ્રાપ્ત થયેલા સ્વધર્મના ઉલ્લંઘનને કારણે આપે આપેલી શિક્ષારૂપે નરકપ્રાપ્તિ થવાથી પરલોકમાં પણ દુઃખ છે, એમ અર્થ છે.

दम्भन्यासमिषेण वञ्चितजनं
भोगैकचिन्तातुरं
संमुह्यन्तमहर्निशं विरचितो-
द्योगक्लमैराकुलम्।
आज्ञालङ्घिनमज्ञमज्ञजनता-
संमाननासन्मदं
दीनानाथ दयानिधान परमा-
नन्द प्रभो पाहि माम्॥ २६ ॥ ३९ ॥
(છંદ - શાર્દૂલવિક્રીડિત)

(શ્રીધરજી કહે છે –) હે ગરીબોના બેલી, હે દયાના ભંડાર, હે પરમ આનંદસ્વરૂપ પ્રભુ, દંભપૂર્ણ સંન્યાસના બહાને લોકોને છેતરનાર, એક માત્ર ભોગની ચિંતાથી દુઃખી, દિવસરાત વિવિધ પ્રકારના ઉદ્યોગોની રચનાના પરિશ્રમથી વ્યાકુળ અને મોહ પામેલા, આપની આજ્ઞાનું ઉલ્લંઘન કરનારા, અજ્ઞાની અને અજ્ઞાનીઓ દ્વારા પ્રાપ્ત થતા સન્માનથી છકી ગયેલા મને આપ બચાવો. ॥ २६ ॥ ३९ ॥

ननु यतेर्न किमपि कृत्यमस्ति प्रारब्धमेव सुखोपभोगेनापक्षय्यते अतः किमिति वृथा शप्यते उभयतोऽप्यसुखमिति, श्रूयते च 'एष नित्यो महिमा ब्राह्मणस्य न कर्मणा वर्धते नो कनीयान्' इत्यादि तत्राह—**त्वदवगमीति**।

શંકા કરવામાં આવી છે કે યતિને તો કોઈ કર્તવ્ય હોતું નથી, એ તો સુખના ઉપભોગથી પ્રારબ્ધનો જ ક્ષય કરે છે, તો પછી આ લોક અને પરલોક બંનેમાં તેને દુઃખ જ છે, એમ કહીને તેની વ્યર્થ નિંદા શા માટે કરવામાં આવી છે? શ્રુતિ કહે છે કે 'બ્રહ્મદર્શી બ્રાહ્મણનો આ નિત્ય મહિમા છે. એ મહિમા (શુભ) કર્મથી વધતો નથી કે (અશુભ) કર્મથી ઘટતો નથી.' – (બૃહદા.ઉપ.૪/૪/૨૩) વગેરે. આ માટે ઉત્તર આપે છે – **'त्वत् अवगमी इति।'**

**त्वदवगमी न वेत्ति भवदुत्थशुभाशुभयो-**
**र्गुणविगुणान्वयांस्तर्हि देहभृतां च गिरः।**
**अनुयुगमन्वहं सगुण गीतपरम्परया**
**श्रवणभृतो यतस्त्वमपवर्गगतिर्मनुजैः॥ ४०**

હે સગુણ! આપના સ્વરૂપને જાણનારો (મનુષ્ય) આપે આપેલાં પુણ્ય અને પાપકર્મોનાં ફળભૂત સુખ અને દુઃખ સાથેના સંબંધને જાણતો નથી. તે અવસ્થામાં તે દેહાભિમાનીઓની (વિધિ-નિષેધલક્ષણા) વાણીને પણ જાણતો નથી. જે મનુષ્યો દ્વારા પ્રત્યેક યુગમાં પ્રતિદિન આપની ઉપદેશપરંપરા અનુસાર આપ શ્રવણ દ્વારા હૃદયમાં ધારણ કરાયા છો, તેમની મોક્ષરૂપ ગતિ આપ છો. ॥ ४० ॥

हे सगुण षड्गुणैश्वर्ययुक्त, त्वदवगमी त्वज्ज्ञानवान् भवदुत्थशुभाशुभयोर्भवतः कर्मफलदातुरीश्वराद्धेतोरुत्थयोराविर्भूतयोः शुभाशुभयोः प्राचीनपुण्यापुण्यकर्मणोः फलभूतान् गुणविगुणान्वयान्सुखदुःखसंबन्धान्न वेत्ति नानुसंधत्ते तर्हि तदानीं च देहभृतां देहाभिमानिनां प्रवृत्तिनिवृत्तिकरीर्गिरो विधिनिषेधलक्षणा न वेत्ति। विगतदेहाभिमानतया कार्याकार्यबोधाभावान्न नियुज्यत इत्यर्थः। युक्तं चैतत्। यतः कारणान्मनुजैरन्वहं श्रवणभृतः अनुदिनं श्रवणेन चेतसि धृतस्त्वं तेषामपवर्गगतिः अपवर्गरूपा गतिर्भवसि। कथम्।

**'हे सगुण'** હે છ ઐશ્વર્યવાળા સગુણ પરમેશ્વર, **'त्वत्-अवगमी'** આપના સ્વરૂપને જાણનારો મનુષ્ય **'भवत्-उत्थ-शुभ-अशुभयोः'** કર્મફળદાતા ઈશ્વર એવા આપનાથી ઉદ્ભવેલાં, પૂર્વે કરેલાં **'शुभ-अशुभयोः'** પુણ્ય-પાપ કર્મોનાં **'गुण-विगुण-अन्वयाम्'** સુખ-દુઃખ સાથેના સંબંધને **'न वेत्ति'** જાણતો નથી. અને **'तर्हि'** તે અવસ્થામાં **'देहभृताम्'** દેહાભિમાનીઓની પ્રવૃત્તિ-નિવૃત્તિ જન્માવતી **'गिरः'** વિધિ-નિષેધ-લક્ષણા વાણીને તે જાણતો નથી. તેનું દેહાભિમાન દૂર થઈ ગયું હોવાથી કર્તવ્ય-અકર્તવ્યનું જ્ઞાન તેને હોતું નથી, તેથી (પ્રવૃત્તિ-નિવૃત્તિમાં) તે નિયુક્ત થતો નથી, એમ અર્થ છે. અને આ (વિધિનિષેધરાહિત્ય) યોગ્ય છે. જે કારણે મનુષ્યો દ્વારા **'अनु-अहम्'** પ્રતિદિન **'श्रवणभृतः'** શ્રવણ દ્વારા આપને હૃદયમાં ધારણ કરવામાં આવ્યા છે. તેમને માટે **'अपवर्गगतिः'** આપ મોક્ષરૂપ ગતિ છો. કેવી રીતે?

श्रवणभृतः अनुयुगं प्रतियुगं या गीतपरम्परा उपदेशसन्ततिस्तया, सत्संप्रदायानुसारेणेत्यर्थः। एतदुक्तं भवति—ये तावत्तत्त्वज्ञानिनो न तेषां कर्माधिकारशङ्कापि ये चानवरतं त्वत्कथाश्रवणादिनिष्ठास्तेषामप्यासन्नभवत्पदानां विधिनिषेधबाधः, इतरेषां तु योगच्छद्मनेन्द्रियलालसानामुभयतोऽप्यसुखमिति।

**'अनुयुगम्'** પ્રત્યેક યુગમાં **'गीतपरंपराः'** જે ઉપદેશની પરમ્પરા છે તેનાથી સજ્જનોના સંપ્રદાય અનુસાર આપ શ્રવણ દ્વારા હૃદયમાં ધારણ કરાયેલા છો, એમ અર્થ છે. કહેવાનું તાત્પર્ય આ છે – જેઓ તત્ત્વજ્ઞાનીઓ છે તેમને તો કર્મમાં અધિકાર હોવાની શંકા પણ નથી. જેઓ આપની કથાના શ્રવણાદિમાં નિરંતર પરોવાયેલા છે, આપના ચરણોની પાસે પહોંચી ગયા છે – તેમને તો વિધિનિષેધના પાલનની જરૂર નથી, પરંતુ બીજા – જેઓ યોગના બહાને ઈન્દ્રિયલોલુપ છે (દંભી સંન્યાસીઓ છે), તેમને આ લોક અને પરલોક – બંનેમાં દુઃખ છે.

अवगमं तव मे दिश माधव
स्फुरति यन्न सुखासुखसङ्गमः।
श्रवणवर्णनभावमथापि वा
न हि भवामि यथा विधिकिङ्करः॥ २७॥ ४०॥

હે માધવ! આપ મને આપના સ્વરૂપનું જ્ઞાન આપો, જેથી મને સુખ-દુઃખના સમાગમની સ્ફૂર્તિ ન થાય. અથવા આપના શ્રવણ-કીર્તનમાં મને ભક્તિભાવ આપો, કે જેથી હું વિધિ-નિષેધનો દાસ ન થાઉં. ॥ ૨૭ ॥ ૪૦ ॥

त्वदवगमी न वेत्ति सुखदुःखे न च विधिनिषेधावित्युक्तं तत्र ननु कथमवगन्तुं शक्यते दुरधिगमत्वस्योक्तत्वादित्येवमाशङ्क्य सत्यमेवमनवगाह्यमहिम्नो वाङ्मनसागोचरत्वाद-विषयत्वेनैव ज्ञानमिति दर्शयन् 'यदूर्ध्वं गार्गि दिवो यदर्वाक् पृथिव्या यदन्तरा द्यावापृथिवी इमे यद्भूतं भवच्च भविष्यच्च' इत्यादिश्रुतिप्रति-पादितमपरिमितं महिमानमाह—**द्युपतय एवेति**।

આપના સ્વરૂપને જાણનારો સુખદુઃખને જાણતો નથી અને વિધિનિષેધ પણ જાણતો નથી, એમ કહેવામાં આવ્યું. તે માટે આપને (આપના માહાત્મ્યને) જાણવા કેવી રીતે શક્ય છે? કારણ કે ઈશ્વર દુર્જ્ઞેય છે, એમ કહેવાયું છે – એવી આશંકા કરીને કહે છે કે વાત સાચી જ છે. ભગવાનના અગાધ મહિમાનું જ્ઞાન વાણી અને મનના અવિષય તરીકે જ દર્શાવતાં, 'હે ગાર્ગી, જે દ્યુલોકથી ઉપર, જે પૃથ્વીથી નીચે અને દ્યુલોક તથા પૃથ્વીની વચ્ચે છે તથા જે સ્વયં દ્યુલોક અને પૃથ્વી છે તેમ જ જે કંઈ ભૂતકાળમાં બન્યું તે, વર્તમાનકાળમાં બને છે તે અને ભવિષ્યકાળમાં બનશે તે સર્વ આકાશમાં ઓતપ્રોત થઈને રહેલું છે.' (– બૃહદા.ઉપ. ૩/૮/૭) વગેરે શ્રુતિ દ્વારા પ્રતિપાદિત અપરિમિત મહિમાને વર્ણવે છે – '**द्युपतयः एव इति।**'

**द्युपतय एव ते न ययुरन्तमनन्ततया**
**त्वमपि यदन्तराण्डनिचया ननु सावरणाः।**
**ख इव रजांसि वान्ति वयसा सह यच्छ्रुतय-**
**स्त्वयि हि फलन्त्यतन्निरसनेन भवन्निधनाः॥ ४१**

(હે ભગવાન!) આપ અનંત હોવાથી સ્વર્ગલોકના પતિઓ આપનો અંત પામ્યા નથી અને આપ પોતે પણ (આપના અંતને જાણતા નથી, કારણ કે આપનો અંત છે જ નહીં). જે આપની અંદર (સાત) આવરણયુક્ત અનેક બ્રહ્માંડો આકાશમાં ઊડતી ધૂળની જેમ એક સાથે કાળચક્રથી પરિભ્રમણ કરે છે. જે કારણે આમ છે, માટે શ્રુતિઓ આપના વિષયમાં પર્યવસાન (પૂર્ણતા) પામે છે. જે નથી તેનો નિષેધ કરીને નિષેધની અવધિરૂપ આપનામાં પરિસમાપ્તિ પામે છે. ॥ ૪૧ ॥

हे भगवन्, ते अन्तं द्युपतयः स्वर्गादि-लोकपतयो ब्रह्मादयो न ययुर्न प्रापुः। तत्कुतः। यदन्तवद्वस्तु तत्किमपि त्वं न भवसि। आस्तां द्युपतयो न ययुरिति। यद्यस्मात्त्वमप्यात्मनोऽन्तं न यासि। कुतस्तर्हि सर्वज्ञता सर्वशक्तिता वाऽत आह—अनन्ततया अन्ताभावेन। न हि

હે ભગવાન! આપના અંતને '**द्युपतयः**' સ્વર્ગાદિ લોકના બ્રહ્મા વગેરે પતિઓ '**न ययुः**' પામ્યા નથી. તે કેવી રીતે? જે કોઈ અંતવાળી વસ્તુ છે તે આપ નથી. સ્વર્ગાદિ લોકના પતિઓ આપનો પાર પામ્યા નથી, એ વાત બાજુએ મૂકો. '**यत्**' કારણ કે આપ પણ પોતાનો અંત પામ્યા નથી. તો પછી ભગવાનમાં સર્વજ્ઞતા અને સર્વશક્તિમત્તા કેવી રીતે હોઈ શકે? આ માટે કહે છે – '**अनन्ततया**' આપનો અંત નથી તેથી (આપ પોતે પણ આપના મહિમાને

शशविषाणाज्ञानं सार्वज्ञ्यं तदप्राप्तिर्वा शक्तिवैभवं विहन्ति। अनन्तत्वमेवाह—**यदन्तरेति**।

જાણતા નથી). ખરેખર, સસલાનાં શીંગડાંના અજ્ઞાનથી સર્વજ્ઞતાનો અને સસલાનાં શીંગડાંની અપ્રાપ્તિથી શક્તિવૈભવનો ઘાત થતો નથી. (ભગવાનની) અનંતતાને જ વર્ણવે છે – **'यत्-अन्तरा इति।'**

यस्य तवान्तरा मध्ये ननु अहो सावरणा उत्तरोत्तरं दशगुणसप्तावरणयुक्ता अण्डनिचया ब्रह्माण्डसमूहा वान्ति परिभ्रमन्ति। वयसा कालचक्रेण स्वे रजांसीव सह एकदैव नतु पर्यायेण। हि यस्मादेवमतः श्रुतयस्त्वयि फलन्ति तात्पर्यवृत्त्या पर्यवस्यन्ति। नतु साक्षाद्वदन्त्ययमेतावानिति। सगुणस्य गुणानन्त्यान्निर्गुणस्य चागोचरत्वात्।

જે આપની **'अन्तरा'** અંદર અહો! **'स-आवरणाः'** ઉત્તરોત્તર દસ ગણા સાત આવરણયુક્ત **'अण्डनिचयाः'** બ્રહ્માંડસમૂહો **'वान्ति'** પરિભ્રમણ કરે છે. **'वयसा'** કાળચક્રથી આકાશમાં ઊડતી ધૂળની જેમ **'सह'** એક સાથે જ (પરિભ્રમણ કરે છે), પણ એક પછી એક એમ ક્રમથી નહીં. **'हि'** જે કારણે આમ છે, તેથી શ્રુતિઓ આપના વિષયમાં **'फलन्ति'** તાત્પર્યવૃત્તિથી પર્યવસાન પામે છે. પણ આ (પરમેશ્વર) આટલા (મહિમાવાળા) છે, એમ સાક્ષાત્ કહેતી નથી, કારણ કે સગુણ પરમેશ્વરના ગુણો અનંત છે અને નિર્ગુણ સ્વરૂપ અગોચર છે.

कथं तर्ह्यपदार्थे तात्पर्यमिति। तत्र विधिमुखवाक्ये भवेदयं नियमः पदार्थस्यैव वाक्यार्थत्वमिति। निषेधमुखे तु नायं नियम इत्याह—अतन्निरसनेनेति। 'अन्यदेव तद्विदितादथो अविदितादधि', 'अन्यत्र धर्मादन्यत्राधर्मादन्यत्रास्मात्कृताकृतात्', 'अस्थूलमनणु' इत्यादिप्रकारेण लक्षणया च तत्त्वमसीत्यादयः पर्यवस्यन्ति।

તો પછી જે કોઈ પદાર્થ જ નથી, તેમાં તાત્પર્ય કેવી રીતે હોઈ શકે? તે વિષયમાં (કહે છે) વિધિમુખ વાક્યમાં નિયમ એ છે કે પદાર્થની જ વાક્યાર્થતા છે, પણ નિષેધમુખ વાક્યમાં આ નિયમ નથી, એમ કહે છે – **'अतत्-निरसनेन इति।'** 'તે (નિરુપાધિક બ્રહ્મ) વિદિત (જ્ઞાન) વસ્તુથી અન્ય જ છે તથા અવિદિતથી (અજ્ઞાનથી) પણ પર છે.' (કેન.ઉપ.૧/૧/૩), 'જે (શાસ્ત્રીય ધર્માનુષ્ઠાનરૂપ) ધર્મથી પૃથક્ છે તથા અધર્મથી પૃથક્ છે તેમ જ આ કાર્યકારણરૂપ પ્રપંચથી પણ પૃથક્ છે.' (કઠ.ઉપ.૧/૨/૧૪), '(પરમાત્મા) અસ્થૂળ છે, અનણુ છે.' (બૃહદા.ઉપ.૩/૮/૮) વગેરે પ્રકારે અને લક્ષણાવૃત્તિથી **'तत् त्वम् असि'** 'તે તું છે.' (છાં.ઉપ.૬/૮/૭) વગેરે મહાવાક્યો આપનામાં જ પર્યવસાન પામે છે. (આપનું જ પ્રતિપાદન કરે છે.)

नच वाच्यं निषेधैः शून्यमेव ज्ञाप्यत इति। यतो भवन्निधनाः भवति त्वयि निधनं समाप्तिर्यासां तास्तथा। न हि निरवधिनिषेधः संभवत्यतोऽवधिभूते त्वयि फलन्तीत्यर्थः।

વળી, નિષેધો દ્વારા શ્રુતિઓ વાચ્યાર્થને શૂન્યરૂપે નથી જણાવતી, કારણ કે **'भवत्-निधनाः' भवति** આપનામાં **निधनम्** સમાપ્તિ છે જેમની તેવી તે શ્રુતિઓ છે. ખરેખર, અવધિ વગર નિષેધ સંભવતો નથી. (આથી) અવધિરૂપ આપનામાં શ્રુતિઓ ફલિત થાય છે, એમ અર્થ છે.

द्युपतयो विदुरन्तमनन्त ते
न च भवान्न गिरः श्रुतिमौलयः।
त्वयि फलन्ति यतो नम इत्यतो
जय जयेति भजे तव तत्पदम्॥ २८॥ ४१॥

હે અનંત, આપના અંતને સ્વર્ગના બ્રહ્માદિ દેવો જાણતા નથી, આપ પણ જાણતા નથી અને વેદોની મુકુટરૂપા વાણી પણ જાણતી નથી. શ્રુતિઓ 'નમો નમઃ,' 'જય હો, જય હો' કહી કહીને આપનામાં ચરિતાર્થ થાય છે. આથી હું પણ 'નમો નમઃ,' 'જય હો, જય હો' કહીને આપના ચરણકમળની ઉપાસના કરું છું. ॥ २८ ॥ ४१ ॥

**श्रीभगवानुवाच**

**इत्येतद् ब्रह्मणः पुत्रा आश्रुत्यात्मानुशासनम्।**
**सनन्दनमथानर्चुः सिद्धा ज्ञात्वाऽऽत्मनो गतिम्॥ ४२**

**ભગવાન (શ્રીનારાયણ) બોલ્યા** – (હે નારદ!) આમ બ્રહ્માના પુત્રોએ (સનકાદિ ઋષિઓએ) વેદસ્તુતિરૂપ આત્મતત્ત્વનો ઉપદેશ સાંભળીને, આત્મ-તત્ત્વ જાણીને સિદ્ધ હોવા છતાં (કૃતકૃત્ય થઈને) પછી સનંદનની પૂજા કરી. ॥ ४२ ॥ ४२ ॥

**इत्यशेषसमाम्नायपुराणोपनिषद्रसः ।**
**समुद्धृतः पूर्वजातैर्व्योमयानैर्महात्मभिः॥ ४३**

સર્વથી પ્રથમ જન્મેલા ગગનવિહારી મહાત્માઓ દ્વારા આમ સમસ્ત વેદ, પુરાણ અને ઉપનિષદોનો સાર કાઢવામાં આવ્યો છે. ॥ ४३ ॥

इत्यशेषसमाम्नायपुराणोपनिषद्रस इति, सर्वश्रुतिपुराणरहस्यतात्पर्यमित्यर्थः॥ ४३॥

**'इति अशेषसमाम्नायपुराणउपनिषद्रसः'** સમસ્ત વેદ, પુરાણના રહસ્યના તાત્પર્યને, એમ અર્થ છે. ॥ ४३ ॥

**त्वं चैतद् ब्रह्मदायाद श्रद्धयाऽऽत्मानुशासनम्।**
**धारयंश्चर गां कामं कामानां भर्जनं नृणाम्॥ ४४**

હે બ્રહ્મપુત્ર (નારદ), મનુષ્યોની વાસનાઓને બાળી નાખનાર આ વેદસ્તુતિરૂપ આત્મતત્ત્વનો ઉપદેશ તમે શ્રદ્ધાપૂર્વક ધારણ કરીને પૃથ્વી ઉપર ઈચ્છાનુસાર વિચરણ કરો. ॥ ४४ ॥

ब्रह्मदायादेति ब्रह्मैव दायमिवायत्नप्राप्यमत्ति सेवत इति तथा। ब्रह्मपुत्रेति वा॥ ४४॥

**'ब्रह्मदायाद इति।'** બ્રહ્મ જ દાય હોય તેમ અર્થાત્ યત્ન વગર પ્રાપ્ત કરવા યોગ્ય ભાગનું **अत्ति** સેવન કરે છે તે બ્રહ્મદાયાદ અથવા બ્રહ્મપુત્ર નારદજી ॥ ४४ ॥

**श्रीशुक उवाच**

**एवं स ऋषिणाऽऽदिष्टं गृहीत्वा श्रद्धयाऽऽत्मवान्।**
**पूर्णः श्रुतधरो राजन्नाह वीरव्रतो मुनिः॥ ४५**

**શ્રીશુકદેવજી બોલ્યા** – હે રાજા (પરીક્ષિત), આમ ઋષિ (નારાયણ) દ્વારા અપાયેલા ઉપદેશને શ્રદ્ધાથી ગ્રહણ કરીને શ્રવણ કરેલા અર્થને મનમાં ધારણ કરતા, આત્મસાક્ષાત્કાર પામેલા અને કૃતકૃત્ય થયેલા નૈષ્ઠિક બ્રહ્મચારી નારદ મુનિ કહેવા લાગ્યા. ॥ ४५ ॥

पूर्णः कृतकृत्यः। श्रुतधरः श्रुतमर्थं मनसि धारयन्। वीरव्रतो नैष्ठिकः॥ ४५॥

**'पूर्णः'** કૃતકૃત્ય, **'श्रुतधरः'** શ્રવણ કરેલા અર્થને મનમાં ધારણ કરતા – **'वीरव्रतः'** નૈષ્ઠિક બ્રહ્મચારી ॥ ४५ ॥

नारद उवाच

**नमस्तस्मै भगवते कृष्णायामलकीर्तये।**
**यो धत्ते सर्वभूतानामभवायोशतीः कलाः॥ ४६**

नम इति श्रीकृष्णावतारतया नारायणं नमस्यति। उक्तं हि—'एते चांशकलाः पुंसः कृष्णस्तु भगवान् स्वयम्' इति॥ ४६॥

**नारदजी बोल्या** – जे समस्त प्राणीओना परम कल्याण (मोक्ष) माटे कमनीय कलावतार धारण करे छे, ते पवित्र कीर्तिवाळा भगवान श्रीकृष्णने नमस्कार. ॥ ४६ ॥

**'नमः इति।'** श्रीकृष्णना अवतार तरीके नारायणने नमस्कार करे छे. कहेवामां आव्युं ज छे – 'आ (सर्व) अवतारो भगवानना अंशावतार छे, परंतु भगवान श्रीकृष्ण स्वयं भगवान (पूर्णावतार) छे. (श्रीमद् भा.१/३/२८) ॥ ४६ ॥

**इत्याद्यमृषिमानम्य तच्छिष्यांश्च महात्मनः।**
**ततोऽगादाश्रमं साक्षात् पितुर्द्वैपायनस्य मे॥ ४७**

साक्षात्पितुरिति। योनिव्यवधानं विना जनकस्य अग्निमन्थनावसरे कथंचिदरणौ रेतः पतितं ममन्थ व्यासस्तदैव तत उत्पन्नः शुक इति हि वदन्ति ॥ ४७॥

एम कहीने आदिऋषि भगवान नारायणने तथा तेमना महात्मा शिष्योने नमस्कार करीने नारदजी मारा साक्षात् पिता श्रीकृष्णद्वैपायन वेदव्यासजीना आश्रममां गया. ॥ ४७ ॥

**'साक्षात्पितुः इति।'** योनिना व्यवधान वगर जन्म आपनार पितानुं वीर्य अग्निमंथनना अवसरे कोईक रीते अरणि (काष्ठ) उपर पड्युं. तेनुं व्यासजीए मंथन कर्युं. ते ज समये तेमांथी शुकदेवजी उत्पन्न थया, एम (विद्वज्जनो) कहे छे. ॥ ४७ ॥

**सभाजितो भगवता कृतासनपरिग्रहः।**
**तस्मै तद् वर्णयामास नारायणमुखाच्छ्रुतम्॥ ४८**

॥ ४८ ॥

भगवान (वेदव्यासजी) द्वारा सत्कार पामेला आसन ग्रहण करीने (नारदजी)ए नारायणना मुखथी श्रवण करेलुं (आत्मतत्त्वनुं रहस्य) तेमनी आगळ वर्णव्युं. ॥ ४८ ॥ ४८ ॥

**इत्येतद् वर्णितं राजन् यन्नः प्रश्नः कृतस्त्वया।**
**यथा ब्रह्मण्यनिर्देश्ये निर्गुणेऽपि मनश्चरेत्॥ ४९**

॥ ४९ ॥

हे राजा (परीक्षित), तमारा द्वारा जे प्रश्न करवामां आव्यो हतो, के मन अने वाणीथी अगोचर अने समस्त प्राकृत गुणोथी रहित परब्रह्ममां मन केवी रीते गति करी शके, ते में वर्णव्युं. ॥ ४९ ॥ ४९ ॥

समस्तवेदस्तुत्यर्थं सङ्गृह्यानुस्मारयति—**योऽस्योत्प्रेक्षक इति।**

समग्र वेदस्तुतिना अर्थनो संक्षेप करीने फरीथी तेनुं स्मरण करावे छे – **'यः अस्य उत्प्रेक्षकः इति।'**

**योऽस्योत्प्रेक्षक आदिमध्यनिधने**
**योऽव्यक्तजीवेश्वरो**
**यः सृष्ट्वेदमनुप्रविश्य ऋषिणा**
**चक्रे पुरः शास्ति ताः।**
**यं संपद्य जहात्यजामनुशयी**
**सुप्तः कुलायं यथा**
**तं कैवल्यनिरस्तयोनिमभयं**
**ध्यायेदजस्त्रं हरिम्॥ ५०**

(છંદ - શાર્દૂલવિક્રીડિત)

યોऽस्य विश्वस्योत्प्रेक्षकः। एवमनुशायिनां समस्तपुरुषार्थसिद्धये सृष्टिस्थितिप्रलयादि प्रापणीयमित्यालोचक इत्यर्थः। अनेन निमित्तत्वमुक्तम्। एवमालोच्यास्यादिमध्यनिधने आदिर्जन्म मध्यः पालनं निधनमन्तः एतेषु कर्मसु यो वर्तते। अनेनोपादानत्वमुक्तम्।

ननु प्रकृतिपुरुषयोरुपादाननिमित्तत्वे प्रसिद्धे, सत्यम्, तयोरपि तत एवोद्भूतत्वान्मूलकारणं स एवेत्याह—योऽव्यक्तजीवेश्वर इति। प्रवेशनियमने दर्शयति—य इति। पूर्वोक्तप्रकारेणेदं सृष्ट्वा यदर्थमेतत्सृष्टं तेन ऋषिणा सृष्टे कार्येऽहमिति दर्शनात् ऋषिर्जीवस्तेन सहानुप्रविष्टः पुरः शरीराणि तस्य भोगायतनानि चक्रे ताः पुरः शास्ति तस्य

જે આ જગતનો સંકલ્પ કરનાર છે, જે (આ જગતના) આદિ, મધ્ય, અંતમાં સ્થિત છે, જે પ્રકૃતિ અને જીવ બંનેના સ્વામી છે, જેમણે સૃષ્ટિ રચીને જીવ સાથે તેમાં પ્રવેશ કર્યો છે, તેમ જ શરીરોનું નિર્માણ કરીને જે એ શરીરોનું નિયમન કરનારા છે, જેમને પ્રાપ્ત કરીને, જેમ સૂતેલો પુરુષ શરીરના અનુસંધાનથી મુક્ત થઈ જાય છે, તેમ જીવ માયાથી મુક્ત થઈ જાય છે, જે જગતના કારણ પ્રકૃતિના સ્પર્શથી મુક્ત છે અને જે અભયસ્વરૂપ છે તેવા શ્રીહરિનું નિરંતર ધ્યાન કરવું જોઈએ. ॥ ૫૦ ॥

જે (પરમાત્મા) આ વિશ્વની કલ્પના કરનારા છે તેમ જ **'अनुशायिनाम्'** વાસનાયુક્ત જીવોના સમસ્ત પુરુષાર્થોની સિદ્ધિ માટે સૃષ્ટિ, સ્થિતિ, પ્રલય વગેરે કરવાં જોઈએ એવો વિચાર કરનારા છે, એમ અર્થ છે. આ દ્વારા (પરમાત્મા વિશ્વનું) નિમિત્તકારણ છે, એમ કહેવામાં આવ્યું. આ રીતે વિચાર કરીને આ વિશ્વના **'आदिमध्यनिधने'** आदिः જન્મ, मध्यः પાલન, **'निधनम्'** અંત – આ કર્મોમાં જે સ્થિત રહે છે. આ દ્વારા (પરમાત્મા) ઉપાદાન કારણ છે, એમ કહેવામાં આવ્યું.

શંકા કરવામાં આવી છે કે પ્રકૃતિ ઉપાદાન છે અને પુરુષ નિમિત્ત છે, એમ પ્રસિદ્ધ છે. સાચી વાત છે, પણ પ્રકૃતિ અને પુરુષ – બંને તે પરમાત્મામાંથી જ ઉત્પન્ન થયા છે, માટે મૂળ કારણ તે પરમાત્મા જ છે, એમ કહે છે – **'यः अव्यक्त-जीव-ईश्वरः इति।'** જે પરમાત્મા પ્રકૃતિ અને જીવના ઈશ્વર છે. પ્રવેશ અને નિયમન દર્શાવે છે – **'यः इति।'** આગળ કહેવાયું તે પ્રમાણે આ (જગત) સર્જીને, જેને માટે આ સર્જન કરવામાં આવ્યું, તે જીવ સાથે સૃષ્ટિકાર્યમાં 'હું' છું, એમ દર્શન થવાથી, **'ऋषिः'** જીવ, તેની સાથે શરીરમાં પ્રવેશ કરીને (પરમાત્માએ) તેનાં ભોગસ્થાનોરૂપ શરીરો સર્જ્યાં અને પછી તે શરીરોનું શાસન કરે છે, ભોગ આપતાં તેમનું પાલન કરે છે. ઉપાસક માટે તે

भोगं ददत्परिपालयति। उपासकस्य च कैवल्यरूपो भवतीत्याह—यं संपद्येति। यं संपद्य प्राप्यानुशयी अन्वनु दण्डवत्प्रणामैश्चरणमूले शेते इति तथा स जीवोऽजां कार्यकारणरूपामविद्यां त्यजति। ननु ब्रह्मसंपन्नस्यापि जीवस्य तत्संबन्धो दृश्यतेऽत आह—सुप्तः कुलायं यथेति। अयं भावः—यथा सुप्तं शरीरवन्तमन्ये पश्यन्ति स तु नात्मानं तथा पश्यति एवं जीवन्मुक्तमप्यन्ये देहवन्तं पश्यन्ति स तु न किंचित्पश्यतीति तं हरिमजस्रमनवरतं ध्यायेत्। किमित्यत आह—अभयं न भयं यस्माद्भयनिवर्तकमित्यर्थः। कुत एतत्। कैवल्यनिरस्तयोनिं कैवल्येनाप्रच्युत-स्वरूपावस्थानेन निरस्ता तिरस्कृता योनिर्मूल-कारणं माया येन तम्॥

**सर्वश्रुतिशिरोरत्ननीराजितपदाम्बुजम् ।**
**भोगयोगप्रदं वन्दे माधवं कर्मिनम्रयोः॥५०॥**

મોક્ષરૂપ છે, તે કહે છે – **'यं संपद्य इति।'** જેમને પ્રાપ્ત કરીને જીવ વારંવાર દંડવત્ પ્રણામ કરીને ચરણમૂળમાં શયન કરે છે, તેવો તે **'अजाम्'** કાર્યકારણરૂપા અવિદ્યાનો ત્યાગ કરે છે. શંકા કરવામાં આવી છે કે જેણે બ્રહ્મની પ્રાપ્તિ કરી છે તે જીવનો પણ તે દેહ સાથે સંબંધ તો જોવા મળે છે. આ માટે ઉત્તર આપે છે – **'सुप्तः कुलायम् यथा इति।'** ભાવ આ છે – જેમ સૂતેલા મનુષ્યને બીજા લોકો શરીરવાળો જુએ છે, પણ સૂતેલો પોતે પોતાને તે રીતે જોતો નથી, તેમ જીવન્મુક્ત પુરુષને પણ બીજા લોકો દેહવાળો છે, એ રીતે જુએ છે, પણ પોતે તો કશું જ જોતો નથી. (જેમને પ્રાપ્ત કરીને જીવ માયાથી મુક્ત થઈ જાય છે) તે શ્રીહરિનું નિરંતર ધ્યાન કરવું જોઈએ. કેવા શ્રીહરિ, તે હવે કહે છે – **'अभयम्'** જેમને કારણે ભય નથી, જે ભયને દૂર કરનારા છે, એમ અર્થ છે. આમ શા કારણે છે? **'कैवल्यनिरस्तयोनिम्'** જેમના દ્વારા પ્રચ્યુતિરહિત સ્વરૂપમાં સ્થિતિ કરીને મૂળ કારણ માયાનો ત્યાગ કરવામાં આવ્યો છે, તે શ્રીહરિનું (નિરંતર ચિંતન કરવું જોઈએ).

સર્વ શ્રુતિઓના શિરોરત્ન એવા (દીપસ્થાનીય) ઉપનિષદો વડે જેમના ચરણકમળની આરતી કરવામાં આવે છે, કર્મ કરનારાઓને જે ભોગ આપે છે અને નમ્ર ભક્તોને ભક્તિયોગ આપનારા છે, તે શ્રીમાધવને હું વંદું છું. ॥ ૫૦ ॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे उत्तरार्धे नारदनारायणसंवादे वेदस्तुतिर्नाम सप्ताशीतितमोऽध्यायः॥८७॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे उत्तरार्धे भावार्थदीपिकायां टीकायां सप्ताशीतितमोऽध्यायः॥८७॥

❋❋❋❋❋

# अथाष्टाशीतितमोऽध्यायः
## શિવજીનું સંકટમોચન

अष्टाशीतितमे विष्णुभक्तः कैवल्यमश्नुते।
ततोऽर्वाग्देवभक्तस्तु विभूतिमिति वर्ण्यते॥ १॥

હરિર્ભજતાં મુક્તિદ इत्युक्तमभयं ध्यायेदजस्रं हरिमिति तत्र शङ्कते—**देवासुरेति**।

विष्णुभक्त मोक्ष प्राप्त करे छे. तेमनाथी अर्वाचीन देवनो भक्त तो संपत्ति प्राप्त करे छे, एम अठ्याशीमा अध्यायमां वर्णववामां आव्युं छे. ॥ १ ॥

ભજન કરનારાઓને શ્રીહરિ મુક્તિ આપનારા બને છે તેમ જ 'ભય દૂર કરનારા શ્રીહરિનું નિરંતર ધ્યાન કરવું જોઈએ.' (શ્રીમદ્ ભા. ૧૦/૮૭/૫૦) એમ કહેવામાં આવ્યું, તેમાં (લક્ષ્મીપતિ શ્રીહરિના ભક્તો દરિદ્ર હોય અને શિવભક્તો વિપુલ વૈભવ ભોગવે? તેવી) (રાજા પરીક્ષિત) શંકા કરે છે – **'देव-असुर इति।'**

राजोवाच

**देवासुरमनुष्येषु ये भजन्त्यशिवं शिवम्।**
**प्रायस्ते धनिनो भोजा न तु लक्ष्म्याः पतिं हरिम्॥ १**

**રાજા (પરીક્ષિત) બોલ્યા** – દેવો, અસુરો અને મનુષ્યોમાં જેઓ (ચિતાની ભસ્મ, સર્પ, મુંડમાલા વગેરે) અમંગળ (ચિહ્નોવાળા) શિવજીને ભજે છે, તેઓ ઘણું કરીને ધનસંપત્તિવાળા અને ભોગ ભોગવનારા હોય છે, પરંતુ (સાક્ષાત્) લક્ષ્મીજીના પતિ શ્રીહરિને ભજનારા તેવા નથી હોતા (દરિદ્ર હોય છે)! ॥ ૧॥

अशिवमवधीरितभोगम्। भोजा भोगिनः। लक्ष्म्याः पतिं सर्वभोगयुक्तम्॥ १॥

**'अशिवम्'** ભોગવૈભવોનો તિરસ્કાર કરનારને (ભસ્મ, સર્પ વગેરે અમંગળ ચિહ્નો ધારણ કરનારને) – **'भोजाः'** ભોગવનારા – **'लक्ष्म्याः पतिम्'** સર્વ ભોગવૈભવ ધરાવનારા, સ્વયં લક્ષ્મીજીના પતિને ॥ ૧॥

**एतद् वेदितुमिच्छामः सन्देहोऽत्र महान् हि नः।**
**विरुद्धशीलयोः प्रभ्वोर्विरुद्धा भजतां गतिः॥ २**

॥ २॥

આ વિષયમાં અમને મોટો સંદેહ છે, (આથી) અમે આ જાણવા ઇચ્છીએ છીએ કે (એકબીજાથી) વિરુદ્ધ સ્વભાવવાળા બંને પ્રભુઓને ભજનારાઓને વિરુદ્ધ ફળ મળે છે. (અર્થાત્ શિવજીને ભજનારાઓને ભોગસંપત્તિ મળે છે, કે જે શિવજી ભોગસંપત્તિનો તિરસ્કાર કરે છે અને જે શ્રીહરિ ઐશ્વર્યોની અધિષ્ઠાત્રી લક્ષ્મીજીના પતિ છે, તે શ્રીહરિને ભજનારા દરિદ્રતા પામે છે!) ॥ ૨ ॥ ૨ ॥

श्रीशुक उवाच

**शिवः शक्तियुतः शश्वत् त्रिलिङ्गो गुणसंवृतः।**
**वैकारिकस्तैजसश्च तामसश्चेत्यहं त्रिधा॥ ३**

**શ્રીશુકદેવજી બોલ્યા** – નિત્ય આનંદસ્વરૂપ પરમાત્મા શિવ પોતાની શક્તિ (પ્રકૃતિ) સાથે જોડાઈ (પ્રકૃતિના સત્ત્વ, રજસ્ અને તમસ્ – એ ત્રણ) ગુણોથી વીંટળાઈને ત્રણ સ્વરૂપોવાળા થાય છે, જે સ્વરૂપો સાત્ત્વિક, રાજસ અને તામસ એમ ત્રણ પ્રકારના અહંકાર છે. ॥ ૩ ॥

अन्योन्योपमर्देन तमसस्त्रैविध्यात्त्रिलिङ्गः। त्रिलिङ्गत्वमाह—वैकारिक इति। अहमहंकार इति॥ ३॥

**ततो विकारा अभवन् षोडशामीषु कंचन।**
**उपधावन् विभूतीनां सर्वासामश्नुते गतिम्॥ ४**

विकारा मनइन्द्रियभूतरूपाः। षोडशेतीन्द्रिय-देवानामभेदविवक्षया। कंचन यत्किंचिद्विकारोपाधिकं भजन्नुपाध्यनुरूपाणां विभूतीनां स्वरूपं प्राप्नोतीति ॥ ४॥

**हरिर्हि निर्गुणः साक्षात् पुरुषः प्रकृतेः परः।**
**स सर्वदृगुपद्रष्टा तं भजन् निर्गुणो भवेत्॥ ५**

उपद्रष्टा साक्षी सन्। यतः सर्वदृक् सर्वं पश्यति। अतः प्रकृतेः पर इति। अत्रेदं तत्त्वम्—

'वस्तुनो गुणसंबन्धे रूपद्वयमिहेष्यते।
तद्धर्मायोगयोगाभ्यां बिम्बवत्प्रतिबिम्बवत्॥
गुणाः सत्त्वादयः शान्तघोरमूढाः स्वभावतः।
विष्णुब्रह्मशिवानां च गुणयन्तृस्वरूपिणाम्॥
नातिभेदो भवेद्भेदो गुणधर्मैरिहांशतः।
सत्त्वस्य शान्त्या नो जातु विष्णोर्विक्षेपमूढते॥
रजस्तमोगुणाभ्यां तु भवेतां ब्रह्मरुद्रयोः।
गुणोपमर्दतो भूयस्तदंशानां च भिन्नता॥

ગુણોના એકબીજાના સંબંધથી અહંકાર ત્રણ પ્રકારનો થવાથી તેને **'त्रिलिङ्गः'** ત્રણ ચિહ્નોવાળો જણાવે છે – **'वैकारिकः इति।' 'अहम्'** અહંકાર ॥ ૩ ॥

તેમાંથી (અહંકારમાંથી) (મન, દસ ઈન્દ્રિયો અને પાંચ મહાભૂતો – એમ) સોળ વિકારો ઉત્પન્ન થયા. (અહીં ઈન્દ્રિયો અને ઈન્દ્રિયોના અધિષ્ઠાતા દેવોનો અભેદ કહેવાની ઈચ્છા હોવાથી સોળ વિકારોમાં તેમનો સમાવેશ કર્યો નથી.) આમાંના (અહંકારના કાર્યોમાંના) કોઈ પણ વિકારના અધિષ્ઠાતા દેવને ભજતા મનુષ્યને સર્વ વિભૂતિઓનું ફળ મળે છે.॥ ૪ ॥

**'विकाराः'** મન, (દસ) ઈન્દ્રિયો અને (પાંચ) મહાભૂતોરૂપી (સોળ) વિકારો – ઈન્દ્રિયોના અધિષ્ઠાતા દેવો અને ઈન્દ્રિયો વચ્ચે અભેદ કહેવાની ઈચ્છાથી સોળ ગણાવવામાં આવ્યા છે. **'कंचन'** જે કોઈ વિકારની ઉપાધિવાળા દેવને ભજતો મનુષ્ય તે ઉપાધિને અનુરૂપ વિભૂતિઓના સ્વરૂપને પ્રાપ્ત કરે છે. ॥ ૪ ॥

શ્રીહરિ પ્રકૃતિથી પર રહેલા સાક્ષાત્ નિર્ગુણ પૂર્ણ પુરુષોત્તમ, સર્વના દ્રષ્ટા અને સાક્ષી છે, માટે તેમનું ભજન કરનાર મનુષ્ય નિર્ગુણ જ થાય. ॥ ૫ ॥

**'उपद्रष्टा'** સાક્ષી છે, કારણ કે **'सर्वदृक्'** સર્વના દ્રષ્ટા છે, સર્વ કાંઈ જુએ છે, આથી પ્રકૃતિથી પર છે. અહીં આ તાત્પર્ય છે – 'જ્યારે ચૈતન્યનો પ્રાકૃત ગુણો સાથે સંબંધ થાય છે ત્યારે આ જગતમાં બે રૂપો થાય છે. તેના ગુણધર્મોના યોગથી સગુણ અને અયોગથી નિર્ગુણ પ્રકટ થાય છે. નિર્ગુણ બિંબ સમાન છે અને સગુણ પ્રતિબિંબ સમાન છે. સત્ત્વાદિ (રજસ્ અને તમસ્) ગુણો સ્વભાવે શાંત, હિંસક અને મૂઢ હોય છે અને તેમનું નિયમન વિષ્ણુ, બ્રહ્મા અને શિવ કરે છે. આ જગતમાં ગુણધર્મોથી કરવામાં આવેલા ભેદનો સંપૂર્ણ નહીં પણ આંશિક આવિર્ભાવ હોય છે. સત્ત્વગુણની શાંતિ હોવાથી વિષ્ણુને રજોગુણના વિક્ષેપનો કે તમોગુણની મૂઢતાનો રંગ લાગતો નથી, પરંતુ રજોગુણ તથા તમોગુણ દ્વારા બ્રહ્માને તથા રુદ્રને વિક્ષેપ અને મૂઢતાનો રંગ લાગે છે.

अतः समग्रसत्त्वस्य विष्णोर्मोक्षकरी मतिः।
अंशतो भूतिहेतुश्च तथानन्दमयी स्वतः॥
अंशतस्तारतम्येन ब्रह्मरुद्रादिसेविनाम्।
विभूतयो भवन्त्येव शनैर्मोक्षोऽप्यनंशतः॥'

સત્ત્વાદિ ગુણોના મિશ્રણથી તે તે ગુણોના અંશોમાં ભિન્નતા આવે છે. (કોઈ પણ ગુણ સંપૂર્ણ શુદ્ધ હોતો નથી, ત્રણેય ગુણોનું મિશ્રણ હોય છે. જે ગુણનું પ્રાધાન્ય હોય તે ગુણનું નામ અપાય છે.) આથી સર્વસત્ત્વમય વિષ્ણુમાં મતિ રાખવાથી તે મોક્ષ આપનાર થાય છે. વિષ્ણુની ઉપાસનામાં પણ રજસ્, તમસ્ અંશોની ઉપાસના થાય તો સમૃદ્ધિનું કારણ બને છે. વિષ્ણુની ઉપાસના સ્વરૂપથી થાય તો આનંદમયી બને. બ્રહ્મા, રુદ્ર વગેરે દેવોનું ભજન કરનારાઓ વત્તાઓછા અંશે ભૌતિક સંપત્તિ પામે જ છે અને ધીમે ધીમે સંપૂર્ણપણે મોક્ષ પણ પામે છે.'

इदमेवाभिप्रेत्य तत्र तत्रोच्यते 'श्रेयांसि तत्र खलु सत्त्वतनोर्नृणां स्युः॥' इति। तथा 'सत्त्वं यस्य प्रिया मूर्तिः' इति। तथा 'सत्त्वं तत्तीर्थसाधनम्॥' इति तथा 'त्रयाणामेकभावानां यो न पश्यति वै भिदाम्।' इति। तथा 'न ते मय्यच्युतेऽजे च भिदामण्वपि चक्षते।' इत्यादि। एवं च सति न किंचिदसमञ्जसम्। तत्तद्भक्तानां तु कलहो मोहमात्रमिति॥ ५॥

આ જ વિચારને અનુરૂપ અનેક સ્થળે કહેવામાં આવ્યું છે. (એક જ પરમાત્મા આ લોકમાં બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ – ત્રણ નામ ધારણ કરે છે.) 'તેમાં મનુષ્યોનું પરમ કલ્યાણ ખરેખર, સત્ત્વમૂર્તિ શ્રીહરિથી થાય છે.' (શ્રીમદ્ ભા.૧/૨/૨૩) 'સત્ત્વગુણ જેમની પ્રિય મૂર્તિ છે.' (શ્રીમદ્ ભા.૧૦/૮૯/૧૮) તથા 'સત્ત્વગુણ જ તે પુરુષાર્થો પામવામાં કારણ છે.' (શ્રીમદ્ ભા.૧૦/૮૯/૧૯) 'બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ – એમ એક સ્વરૂપવાળા અમારા ત્રણમાં જે ભેદદષ્ટિથી જોતો નથી (તે શાંતિ પામે છે).' (શ્રીમદ્ ભા. ૪/૭/૫૪) 'તેઓ મારામાં (રુદ્રમાં), અચ્યુતમાં અને બ્રહ્મામાં લેશમાત્ર પણ ભેદ જોતા નથી.' – (શ્રીમદ્ ભા.૧૨/૧૦/૨૨) આમ, ત્રણેયમાં જ્યારે વાસ્તવિક રીતે ભેદ નથી ત્યારે કાંઈ પણ અસંગત નથી. તેમના ભક્તો વચ્ચેનો કલહ તો કેવળ અજ્ઞાન છે. ॥ ૫ ॥

**निवृत्तेष्वश्वमेधेषु राजा युष्मत्पितामहः।**
**शृण्वन् भगवतो धर्मानपृच्छदिदमच्युतम्॥ ६ ॥ ६ ॥**

જ્યારે અશ્વમેધ યજ્ઞો સમાપ્ત થયા ત્યારે તમારા પિતામહ (દાદા) યુધિષ્ઠિરે ભગવાન પાસેથી ધર્મનું શ્રવણ કરતાં, અચ્યુત ભગવાનને આ વિષે પૂછ્યું હતું. ॥ ૬ ॥ ૬ ॥

**स आह भगवांस्तस्मै प्रीतः शुश्रूषवे प्रभुः।**
**नृणां निःश्रेयसार्थाय योऽवतीर्णो यदोः कुले॥ ७ ॥ ७ ॥**

મનુષ્યોનું કલ્યાણ કરવા માટે યદુકુળમાં જે અવતર્યા હતા તે ભગવાને પ્રસન્ન થઈ શ્રવણ કરવા ઇચ્છતા તેમને (યુધિષ્ઠિરને) (આ પ્રમાણે) કહ્યું હતું. ॥ ૭ ॥ ૭ ॥

**यस्याहमनुगृह्णामीति।**

**'यस्य अहम् अनुगृह्णामि इति।'** જેના ઉપર હું કૃપા કરું છું.

**श्रीभगवानुवाच**

**यस्याहमनुगृह्णामि हरिष्ये तद्धनं शनैः।**
**ततोऽधनं त्यजन्त्यस्य स्वजना दुःखदुःखितम्॥ ८**

**શ્રીભગવાન બોલ્યા** – જેના ઉપર હું કૃપા કરું છું તેનું ધન ધીમે ધીમે હરી લઉં છું. તેથી નિર્ધન અને દુઃખથી દુઃખી થયેલા આને (મનુષ્યને) સ્વજનો તજી દે છે. ॥ ૮ ॥

अयमर्थः—यो विषयान्परिजिहीर्षुरपि कथंचिद्विद्यमानेषु विषयेषु सज्जते क्लिश्यति च तस्य विषयापहार एवानुग्रह इति। यथाश्रुतत्वे ध्रुवादीनामैश्वर्यविरोधात् अथवा प्रथमं विभूतीः कामानुरूपा दत्त्वा शनैर्विषयभोगावसाने तस्य निर्वेदमुत्पाद्य हरिष्यामि परमानुग्रहं कर्तुमिति। तदुक्तं भगवतैव—'न मय्यावेशितधियां कामः कामाय कल्पते' इति।

અર્થ આ છે – વિષયોને તજવા ઇચ્છતો હોવા છતાં પણ જે (ભક્ત) કોઈક રીતે વિદ્યમાન વિષયોમાં આસક્ત થાય છે અને ક્લેશ પામે છે, તેની પાસેથી વિષયો લઈ લેવા એ જ અનુગ્રહ છે. શ્રવણ કરવામાં આવ્યું છે તેમ ધ્રુવ વગેરેને આપેલા ઐશ્વર્યથી (ભગવાન કહે છે કે) આ વાતનો વિરોધ થાય છે તે કારણે અથવા 'પ્રથમ ઇચ્છાનુસાર ઐશ્વર્ય આપીને ધીમે ધીમે ભોગ સમાપ્ત થાય ત્યારે તેનામાં વૈરાગ્ય ઉત્પન્ન કરીને પરમ અનુગ્રહ કરવા માટે ધન હરી લઉં છું.' ભગવાન દ્વારા જ તે કહેવાયું છે – 'મારામાં બુદ્ધિ સ્થાપનારના વિષયભોગનો સંકલ્પ સાંસારિક વિષયભોગ માટે યોગ્ય થતો નથી.' (श्रीमद् ભા.૧૦/૨૨/૨૬)

दुःखदुःखितमिति। दुःखादनु पुनर्दुःखितमिव प्रतीयमानमित्यर्थः॥ ८॥

**'दुःखदुःखितम् इति।'** નિર્ધન થવાના દુઃખથી અને વળી સ્વજનો દ્વારા ત્યાગ કરાયો હોવાથી દુઃખી હોય તેમ જણાતા ભક્તને, એમ અર્થ છે. ॥ ૮ ॥

**स यदा वितथोद्योगो निर्विण्णः स्याद् धनेहया।**
**मत्परैः कृतमैत्रस्य करिष्ये मदनुग्रहम्॥ ९**

ધન મેળવવા માટે ફરીથી ઉદ્યમ કરનાર તે (ભક્ત) જ્યારે ફરીથી પ્રયાસમાં નિષ્ફળતા પામીને વિરક્ત થાય છે અને મને પરાયણ રહેનારા ભક્તો સાથે તે મિત્રતા કરે છે, ત્યારે તેના ઉપર હું મારો અનુગ્રહ કરીશ (કરું છું). ॥ ૯ ॥

स पुनर्बन्धूनामाग्रहेण धनेहया प्रवृत्तोऽपि मदनुग्रहेण यदा निष्फलोद्यमो निर्विण्णः स्यात्तदा मदनुग्रहमिति ममासाधारणमनुग्रहम्॥ ९॥

ફરીથી તે સંબંધીઓના આગ્રહથી ધનની ઇચ્છાથી પ્રવૃત્ત થાય છે પણ મારા અનુગ્રહથી જ્યારે નિષ્ફળ ઉદ્યમવાળો થાય છે અને વિરક્ત થાય છે, ત્યારે **'मद्-अनुग्रहम् इति।'** મારો અસાધારણ અનુગ્રહ કરું છું. ॥ ૯ ॥

तमेवाह—**तद्ब्रह्मेति।**

તે અનુગ્રહને જ વર્ણવે છે – **'तद् ब्रह्म इति।'**

**तद्ब्रह्म परमं सूक्ष्मं चिन्मात्रं सदनन्तकम्।**
**अतो मां सुदुराराध्यं हित्वान्यान् भजते जनः ॥ १०**

તેથી અત્યંત સૂક્ષ્મ, કેવળ ચૈતન્યસ્વરૂપ, સત્ય અને અનંત બ્રહ્મનો તેને સાક્ષાત્કાર થાય છે. આમ હું અતિ દુઃખથી આરાધી શકાઉં તેવો હોવાથી મને છોડીને મનુષ્ય અન્ય દેવોને ભજે છે. ॥ ૧૦ ॥

अतः पश्चादपि मोक्षमरोचयन्। अत्यासक्तो जन इत्यर्थः ॥ १० ॥

**'अतः'** પરંતુ પછી પણ મોક્ષ માટે અત્યંત રુચિ ન ધરાવતો ઘણો આસક્ત મનુષ્ય (બીજા દેવોને ભજે છે), એમ અર્થ છે. ॥ ૧૦ ॥

**ततस्त आशुतोषेभ्यो लब्धराज्यश्रियोद्धताः।**
**मत्ताः प्रमत्ता वरदान् विस्मरन्त्यवजानते ॥ ११**
॥ ११ ॥

પછી જલદી પ્રસન્ન થનારા દેવો પાસેથી પ્રાપ્ત થયેલી રાજ્યલક્ષ્મીથી ઉદ્ધત બનેલા તે લોકો ઉન્મત્ત અને પ્રમાદી થઈને પોતાને વરદાન આપનારા દેવોને ભૂલી જઈને તેમની અવગણના કરે છે. ॥ ૧૧ ॥૧૧॥

एतदेवेतिहासेन स्फुटयितुमाह—**शापप्रसाद-योरिति।**

આ જ વાતને ઈતિહાસથી સ્પષ્ટ કરવા માટે કહે છે – **'शापप्रसादयोः इति।'**

**श्रीशुक उवाच**

**शापप्रसादयोरीशा ब्रह्मविष्णुशिवादयः।**
**सद्यःशापप्रसादोऽङ्ग शिवो ब्रह्मा न चाच्युतः ॥ १२**

**શ્રીશુકદેવજી બોલ્યા** – હે પ્રિય (પરીક્ષિત), બ્રહ્મા, વિષ્ણુ તથા શિવ વગેરે શાપ આપવા તથા કૃપા કરવા સમર્થ છે. (તેમાં) શિવજી અને બ્રહ્માજી પ્રસન્ન જલદી થાય અને શાપ પણ જલદી આપે પણ અચ્યુત (શ્રીહરિ જલદી શાપ કે વરદાન આપે) નહીં. (શ્રીહરિ દીર્ઘકાળે કૃપા કરે અને શાપ આપે તો પણ અનુગ્રહમાં જ પરિણમે તે રીતે!) ॥ ૧૨ ॥

ब्रह्मा चेत्यन्वयः ॥ १२ ॥

(શિવજી) અને બ્રહ્માજી, એમ અન્વય છે. ॥ ૧૨ ॥

**अत्र चोदाहरन्तीममितिहासं पुरातनम्।**
**वृकासुराय गिरिशो वरं दत्त्वाऽऽप संकटम् ॥ १३**
॥ १३ ॥

આ વિષયમાં (વિદ્વજ્જનો) આ પુરાતન ઈતિહાસનું ઉદાહરણ આપે છે, (જેમાં) ગિરિશ (ભગવાન શંકર) વૃકાસુરને વરદાન આપીને સંકટમાં આવી પડ્યા હતા. ॥ ૧૩ ॥ ૧૩ ॥

**वृको नामासुरः पुत्रः शकुनेः पथि नारदम्।**
**दृष्ट्वाऽऽशुतोषं पप्रच्छ देवेषु त्रिषु दुर्मतिः ॥ १४**

શકુનિના પુત્ર વૃક નામના દુષ્ટ બુદ્ધિવાળા અસુરે (એક વખત) નારદજીને રસ્તામાં જોઈને ત્રણ દેવોમાંથી શીઘ્ર પ્રસન્ન થઈ જનારા દેવને માટે પૂછ્યું. (કયા દેવ જલદી પ્રસન્ન થાય?) ॥ ૧૪ ॥

शकुनेः पुत्रः ॥ १४ ॥

શકુનિનો પુત્ર ॥ ૧૪ ॥

**स आह देवं गिरिशमुपाधावाशु सिद्ध्यसि।**
**योऽल्पाभ्यां गुणदोषाभ्यामाशु तुष्यति कुप्यति**
**॥ १५ ॥** १५ ॥

તેમણે (નારદજીએ) કહ્યું કે તું મહાદેવ ગિરિશની આરાધના કર. તું જલદી સફળ થઈશ. જે મહાદેવજી થોડા ગુણથી જલદી પ્રસન્ન થાય છે અને થોડા દોષથી જલદી કોપ કરે છે. ॥ ૧૫ ॥ ૧૫ ॥

**दशास्यबाणयोस्तुष्टः स्तुवतोर्बन्दिनोरिव।**
**ऐश्वर्यमतुलं दत्त्वा तत आप सुसंकटम्॥ १६**

सुसंकटमाप कैलासोत्पाटनं पुरपालनं च॥ १६॥

ભાટચારણની જેમ સ્તુતિ કરતા દશમાથાળા (રાવણ) અને બાણાસુર ઉપર પ્રસન્ન થયેલા શંકર ભગવાન અતુલ ઐશ્વર્ય આપીને પછી મોટું સંકટ પામ્યા હતા. ॥ ૧૬ ॥

(રાવણ દ્વારા) કૈલાસ પર્વત ઉખાડવામાં આવ્યો હતો અને (બાણાસુરે શંકર ભગવાનને) નગરનું રક્ષણ સોંપ્યું હતું, એ રીતે ભગવાન શંકર મોટું સંકટ પામ્યા હતા. ॥ ૧૬ ॥

**इत्यादिष्टस्तमसुर उपाधावत् स्वगात्रतः।**
**केदार आत्मक्रव्येण जुह्वानोऽग्निमुखं हरम्॥ १७**

स्वगात्रत उपाधावत्। कथम्। आत्मक्रव्येण स्वमांसेन जुह्वान इति॥ १७॥

આ પ્રમાણે કહેવામાં આવેલા અસુરે કેદાર નામના શિવક્ષેત્રમાં પોતાના માંસથી હવન કરતાં કરતાં તે અગ્નિરૂપ મુખવાળા ભગવાન હરનું પોતાના શરીરથી આરાધન કરવા માંડ્યું. ॥ ૧૭ ॥

પોતાના શરીરથી આરાધન કરવા માંડ્યું. કેવી રીતે? '**आत्मक्रव्येण**' પોતાના માંસથી હવન કરતાં કરતાં ॥ ૧૭ ॥

**देवोपलब्धिमप्राप्य निर्वेदात् सप्तमेऽहनि।**
**शिरोऽवृश्चत् स्वधितिना तत्तीर्थक्लिन्नमूर्धजम्॥ १८**

अवृश्चत् छेत्तुमुद्यतः॥ १८॥

(તેમ છતાં) મહાદેવજીનાં દર્શન પ્રાપ્ત ન થતાં કંટાળી જવાથી સાતમે દિવસે તે તીર્થજળમાં સ્નાન કરેલા ભીના કેશવાળા મસ્તકને શસ્ત્રથી કાપવા તૈયાર થયો. ॥ ૧૮ ॥

'**अवृश्चत्**' કાપવા તૈયાર થયેલો (વૃકાસુર) ॥ ૧૮ ॥

**तदा महाकारुणिकः स धूर्जटि-**
**र्यथा वयं चाग्निरिवोत्थितोऽनलात्।**
**निगृह्य दोर्भ्यां भुजयोर्न्यवारयत्**
**तत्स्पर्शनाद् भूय उपस्कृताकृतिः॥ १९**

मूर्तिमानग्निरिव देदीप्यमानः वयमधुनातना यथा किंचिद्दुःखेन मर्तुकामं वारयामस्तद्वदिति। स च उपस्कृताकृतिः परिपूर्णदेहोऽभवत्। तं न्यवारयदेवमाह च॥ १९॥

અગ્નિમાંથી પ્રકટેલા મૂર્તિમાન અગ્નિ જેવા (દેદીપ્યમાન) મહા કરુણાવાન ધૂર્જટિએ (ભગવાન શંકરે) પોતાના બંને હાથથી તેની ભુજાઓ પકડીને, આપણે જેમ આપઘાત કરનારને અટકાવીએ તેમ (શિરચ્છેદ કરતા) તેને અટકાવ્યો. વૃકાસુર પણ (ભગવાનના) સ્પર્શથી જ પુનઃ વ્રણ(ક્ષત)રહિત શરીરવાળો થઈ ગયો. ॥ ૧૯ ॥

મૂર્તિમાન અગ્નિ જેવા દેદીપ્યમાન ભગવાન ધૂર્જટિએ, કોઈ દુઃખને કારણે મરવા ઈચ્છતા હાલના કોઈ મનુષ્યને આપણે (દયા આવવાથી) અટકાવીએ તેમ (ભગવાને તેને અટકાવ્યો.) – અને તે પણ '**उपस्कृत-आकृतिः**' સર્વાંગસંપૂર્ણ દેહવાળો બની ગયો. તેને અટકાવ્યો અને આ પ્રમાણે કહ્યું. ॥ ૧૯ ॥

**तमाह चांगालमलं वृणीष्व मे**
**यथाभिकामं वितरामि ते वरम्।**
**प्रीयेय तोयेन नृणां प्रपद्यता-**
**महो त्वयाऽऽत्मा भृशमर्द्यते वृथा॥ २०**

तोयेनापि भजतां प्रीतः स्याम्, त्वया तु देहो वृथा पीड्यत इति॥ २०॥

(ભગવાન શંકરે) તેને કહ્યું : હે પ્રિય (ભક્ત), બસ કર, બસ કર. મારી પાસેથી ઈચ્છાનુસાર વર માગ, હું તને આપીશ. કેવળ જળ ચઢાવીને ભજતા મનુષ્યો પર પણ હું પ્રસન્ન થાઉં છું. અરે રે, તારા વડે શરીર વ્યર્થ પીડાય છે. ॥ ૨૦ ॥

જળ ચઢાવીને ભજતા મનુષ્યો પર પણ પ્રસન્ન થાઉં છું. તારા દ્વારા શરીરને વ્યર્થ જ દુઃખી કરવામાં આવે છે. ॥ ૨૦ ॥

**देवं स वव्रे पापीयान् वरं भूतभयावहम्।**
**यस्य यस्य करं शीर्ष्णि धास्ये स म्रियतामिति॥ २१**
॥ २१॥

મહાપાપી એવા તેણે (અસુરે) મહાદેવજી પાસેથી પ્રાણીઓને ભય ઉપજાવનારું વરદાન માગ્યું: 'જેના જેના મસ્તક પર હું હાથ મૂકું તે મરણ પામે.' ॥ ૨૧ ॥ ૨૧ ॥

**तच्छ्रुत्वा भगवान् रुद्रो दुर्मना इव भारत।**
**ओमिति प्रहसंस्तस्मै ददेऽहेरमृतं यथा॥ २२**

હે ભરતવંશી (પરીક્ષિત), તે સાંભળીને જાણે ખિન્ન થયા હોય તેમ ભગવાન રુદ્રે હસીને 'ઓમ' (ભલે, એમ કહીને) સર્પને દૂધ આપે તેમ તેને વરદાન આપ્યું. ॥ ૨૨ ॥

दातुमनर्हमपि दत्तवान्। सर्पाय क्षीरमिव ॥ २२॥

આપવા માટે અયોગ્ય એવાને પણ તેવું વરદાન આપ્યું, સાપને દૂધ (પાય) તેમ! ॥ ૨૨ ॥

**इत्युक्तः सोऽसुरो नूनं गौरीहरणलालसः।**
**स तद्वरपरीक्षार्थं शम्भोर्मूर्ध्नि किलासुरः।**
**स्वहस्तं धातुमारेभे सोऽबिभ्यत् स्वकृताच्छिवः॥ २३**
॥ २३॥

આમ, કહેવામાં આવેલા, ગૌરીને (પાર્વતીને) હરી લેવાની લાલસાવાળા તે અસુરે તેમના વરદાનની પરીક્ષા કરવા માટે શંકર ભગવાનના મસ્તક પર જ પોતાનો હસ્ત મૂકવા તૈયારી કરી. (એટલે) શિવજી તો પોતાના આપેલા વરદાનથી જ (જાણે કે) ભય પામ્યા! ॥ ૨૩ ॥ ૨૩ ॥

**तेनोपसृष्टः संत्रस्तः पराधावत् सवेपथुः।**
**यावदन्तं दिवो भूमेः काष्ठानामुदगादुदक्॥ २४**

તે અસુર દ્વારા પીછો કરવામાં આવેલા મહાદેવજી ત્રાસ પામીને ધ્રુજારી સહિત સ્વર્ગ અને પૃથ્વીના તથા દિશાઓના છેડા સુધી દોડી ગયા અને પછી ઉત્તર દિશામાં દોડ્યા. ॥ ૨૪ ॥

उपसृष्टोऽनुगतः सन्। उदगादधावत्। उदगुत्तरः॥ २४॥

**'उपसृष्टः'** પીછો કરાયેલા મહાદેવજી **'उत्-अगात्'** દોડ્યા, **'उदक्'** ઉત્તર દિશામાં ॥ ૨૪ ॥

**अजानन्तः प्रतिविधिं तूष्णीमासन् सुरेश्वराः।**
**ततो वैकुण्ठमगमद् भास्वरं तमसः परम्॥ २५**

(મહાદેવજીના ભયને દૂર કરવાનો) ઉપાય ન જાણતા (બ્રહ્માદિ) દેવેશ્વરો મૌન રહ્યા. તેથી અંધકારની પેલે પાર (અવિદ્યારહિત), પ્રકાશમાન વૈકુંઠમાં તેઓ ગયા, ॥ ૨૫ ॥

**यत्र नारायणः साक्षान्न्यासिनां परमा गतिः ।**
**शान्तानां न्यस्तदण्डानां यतो नावर्तते गतः ॥ २६**

वैकुण्ठं श्वेतद्वीपम्॥ २५ ॥ २६ ॥

**तं तथा व्यसनं दृष्ट्वा भगवान् वृजिनार्दनः ।**
**दूरात् प्रत्युदियाद् भूत्वा बटुको योगमायया ॥ २७**

तं वृकासुरम्। तथाव्यसनं तादृग्व्यसनं यस्य तम्। वृजिनार्दनो दुःखहन्ता। दूरत एव दृष्ट्वा मेखलादिभिरुपलक्षितः प्रत्युदियात् संमुखमागतः ॥ २७ ॥

**मेखलाजिनदण्डाक्षैस्तेजसाग्निरिव ज्वलन् ।**
**अभिवादयामास च तं कुशपाणिर्विनीतवत् ॥ २८**
॥ २८ ॥

**श्रीभगवानुवाच**

**शाकुनेय भवान् व्यक्तं श्रान्तः किं दूरमागतः ।**
**क्षणं विश्रम्यतां पुंस आत्मायं सर्वकामधुक् ॥ २९**

व्यक्तं निश्चितम्। किं किमर्थम्। आत्मा देहः सर्वपुरुषार्थहेतुः। अतो मा पीडयेति ॥ २९ ॥

**यदि नः श्रवणायालं युष्मद्व्यवसितं विभो ।**
**भण्यतां प्रायशः पुम्भिर्धृतैः स्वार्थान् समीहते ॥ ३०**

प्रायशः पुम्भिर्धृतैर्भवान् स्वार्थान्समीहते साधयितुमिच्छति। अथवा जनः पुम्भिः सहायैः स्वकार्याणि साधयत्यतो नः कथ्यतामिति ॥ ३० ॥

જ્યાં રાગદ્વેષરહિત (શાંત) અને હિંસારહિત (સર્વને અભય આપનારા) સંન્યાસીઓની પરમ ગતિરૂપ સાક્ષાત્ નારાયણ બિરાજે છે, જ્યાંથી મનુષ્ય (સંસારમાં) પાછો ફરતો નથી. ॥ ૨૬ ॥

**'वैकुण्ठम्'** શ્વેતદ્વીપમાં ॥ ૨૫ ॥ ૨૬ ॥

મહાદેવજીને તેવા સંકટમાં જોઈને (સર્વના) સંકટનો નાશ કરનારા ભગવાન દૂરથી જ યોગમાયા વડે બટુકસ્વરૂપ ધારણ કરીને (વૃકાસુરની) સામે આવ્યા. ॥ ૨૭ ॥

તે વૃકાસુરની (સામે આવ્યા) – **'तथाव्यसनम्'** તેવું સંકટ છે જેમનું તે મહાદેવજીને (જોઈને) – **'वृजिन-अर्दनः'** દુઃખનાશક ભગવાન નારાયણ દૂરથી જ જોઈને મેખલા વગેરેથી ઓળખાતા બટુક સ્વરૂપે **'प्रति-उत्-इयात्'** સામે આવ્યા. ॥ ૨૭ ॥

તેજથી અગ્નિની જેમ પ્રકાશતા, મેખલા-મૃગચર્મ-દંડ-રુદ્રાક્ષથી (ઓળખાતા), હાથમાં દર્ભ ધારણ કરેલા, (બટુકે) વિનીતની જેમ તેને વંદન કર્યાં.॥ ૨૮ ॥ ૨૮ ॥

**શ્રીભગવાન બોલ્યા** – હે શકુનિનંદન, આપ અવશ્ય થાક્યા (જણાઓ) છો. કેમ દૂરથી આવ્યા છો? ક્ષણ વાર માટે વિશ્રામ કરો. પુરુષનું આ શરીર જ સર્વ પુરુષાર્થો સાધનારું છે. ॥ ૨૯ ॥

**'व्यक्तम्'** અવશ્ય – **'किम्'** કેમ? **'आत्मा'** દેહ સર્વ પુરુષાર્થ સાધનાર છે, આથી દેહને કષ્ટ ન આપો (એમ કહે છે). ॥ ૨૯ ॥

હે સમર્થ! આપે નિશ્ચિત કરેલું કાર્ય જો અમારે શ્રવણ કરવા યોગ્ય હોય તો આપ કહો; (કારણ કે) સહાયરૂપે ગ્રહણ કરવામાં આવેલા પુરુષો દ્વારા મનુષ્ય ઘણું કરીને પોતાનાં કાર્યો સાધવા ઈચ્છે છે. ॥ ૩૦ ॥

(સહાયરૂપે) ગ્રહણ કરવામાં આવેલા પુરુષો દ્વારા મનુષ્ય ઘણું કરીને પોતાનાં કાર્યો **'समीहते'** સાધવા ઈચ્છે છે. અથવા મનુષ્ય પુરુષોની સહાયથી પોતાનાં કાર્યો સાધે છે, આથી અમને કહો. ॥ ૩૦ ॥

श्रीशुक उवाच

**एवं भगवता पृष्टो वचसाऽमृतवर्षिणा।**
**गतक्लमोऽब्रवीत्तस्मै यथापूर्वमनुष्ठितम्॥ ३१**

**શ્રીશુકદેવજી બોલ્યા** – આમ, અમૃત ઝરતા વચનથી ભગવાન દ્વારા જેને પૂછવામાં આવ્યું, તે અસુરે પોતાનો થાક દૂર કરીને પૂર્વે જેમ બન્યું હતું તેમ તેમને કહી સંભળાવ્યું. ॥ ૩૧ ॥

श्रीभगवानुवाच

**एवं चेत्तर्हि तद्वाक्यं न वयं श्रद्दधीमहि।**
**यो दक्षशापात् पैशाच्यं प्राप्तः प्रेतपिशाचराट्॥ ३२**
**यदि वस्तत्र विश्रम्भो दानवेन्द्र जगद्गुरौ।**
**तर्ह्यङ्गाशु स्वशिरसि हस्तं न्यस्य प्रतीयताम्॥ ३३**

**શ્રીભગવાન બોલ્યા** – જો આમ જ હોય તો અમે તેના (શંકરના) વાક્ય ઉપર શ્રદ્ધા રાખતા નથી, કે જે શંકર દક્ષના શાપથી પિશાચવૃત્તિને પામીને પ્રેતો અને પિશાચોનો રાજા બન્યો છે! ॥ ૩૨ ॥ હે પ્રિય દાનવેન્દ્ર, જો તમને તે જગદ્ગુરુ ઉપર વિશ્વાસ હોય, તો તમે પોતે જ પોતાના મસ્તક પર હાથ મૂકીને શીઘ્ર ખાતરી કરી જુઓ! ॥ ૩૩ ॥

पैशाच्यं पिशाचानामिव वृत्तिम्॥ ३२॥ ३३॥

**'પૈશાચ્યમ્'** પિશાચોના જેવી વૃત્તિને (પામીને) ॥ ૩૨ ॥ ૩૩ ॥

**यद्यसत्यं वचः शम्भोः कथंचिद् दानवर्षभ।**
**तदैनं जह्यसद्वाचं न यद् वक्ताऽनृतं पुनः॥ ३४**

હે દાનવશ્રેષ્ઠ! જો શંકરનું વચન કોઈ પણ રીતે અસત્ય થાય, તો તે અસત્ય બોલનાર શંકરને તમે મારી નાખજો, જેથી ફરી અસત્ય બોલશે નહીં.॥ ૩૪ ॥

यद्यथा। वक्ता वदिष्यति॥ ३४॥

**'यत्'** જેથી કરીને – **'वक्ता'** બોલશે ॥ ૩૪॥

**इत्थं भगवतश्चित्रैर्वचोभिः स सुपेशलैः।**
**भिन्नधीर्विस्मृतः शीर्ष्णि स्वहस्तं कुमतिर्व्यधात्॥ ३५**

આ પ્રમાણે ભગવાનનાં ભરમાવનારાં અને મધુર વચનોથી નષ્ટ થયેલી બુદ્ધિવાળા તે (વરદાનનો અર્થ) વીસરી જનારા કુમતિએ પોતાનો હાથ (પોતાના) મસ્તક પર મૂક્યો. ॥ ૩૫ ॥ ૩૫ ॥

चित्रैर्भ्रामकैः सुपेशलैरतिरम्यैः। भिन्नधी- भ्रंशितमतिः॥ ३५॥

**'चित्रैः'** ભરમાવનારાં **'सुपेशलैः'** અતિ મધુર (વચનો)થી, **'भिन्नधीः'** નષ્ટ થયેલી બુદ્ધિવાળાએ ॥ ૩૪ ॥

**अथापतद् भिन्नशिरा वज्राहत इव क्षणात्।**
**जयशब्दो नमःशब्दः साधुशब्दोऽभवद् दिवि॥ ३६**
॥ ३६॥

તે જ ક્ષણે જાણે વજ્રથી હણાયો હોય તેમ તે કપાયેલા મસ્તકવાળો થઈને પડ્યો. આકાશમાં 'જય જય, નમો નમઃ, સાધુ સાધુ' શબ્દો થયા. ॥ ૩૬ ॥ ૩૬ ॥

**मुमुचुः पुष्पवर्षाणि हते पापे वृकासुरे।**
**देवर्षिपितृगन्धर्वा मोचितः संकटाच्छिवः॥ ३७**
॥ ३७॥

(આમ,) જ્યારે પાપી વૃકાસુર હણાયો ત્યારે દેવો, ઋષિઓ, પિતૃઓ, ગંધર્વોએ (ભગવાન ઉપર) પુષ્પવૃષ્ટિઓ કરી. (આમ) શિવજી સંકટમાંથી છોડાવવામાં આવ્યા. ॥ ૩૭ ॥ ૩૭ ॥

**मुक्तं गिरिशमभ्याह भगवान् पुरुषोत्तमः।**
**अहो देव महादेव पापोऽयं स्वेन पाप्मना॥ ३८**
॥ ३८॥

(સંકટમાંથી) મુક્ત થયેલા ગિરિશ પાસે જઈને ભગવાન પુરુષોત્તમ બોલ્યા : 'હે દેવ, હે મહાદેવ! અહો! આ પાપી પોતાના પાપથી મર્યો છે.' ॥ ૩૮ ॥ ૩૮ ॥

**हतः को नु महत्स्वीश जन्तुर्वै कृतकिल्बिषः।**
**क्षेमी स्यात् किमु विश्वेशे कृतागस्को जगद्गुरौ॥ ३९**

'હે ઈશ, મહાપુરુષો પ્રતિ અપરાધ કરનાર કયો જીવ સુખી થાય? વિશ્વેશ્વર અને વિશ્વગુરુ (વિશ્વપૂજ્ય) આપનો અપરાધ કરનાર તો સુખી ન જ થાય, એમાં શું કહેવાનું? ॥ ૩૯ ॥

किमु वक्तव्यं विश्वेशे त्वयि कृतागस्कः कृतापराध इति॥ ३९॥

વિશ્વેશ્વર એવા આપનો અપરાધ કરનાર (સુખી ન જ થાય), એમાં શું કહેવાનું? ॥ ૩૯ ॥

**य एवमव्याकृतशक्त्युदन्वतः**
**परस्य साक्षात् परमात्मनो हरेः।**
**गिरित्रमोक्षं कथयेच्छृणोति वा**
**विमुच्यते संसृतिभिस्तथारिभिः॥ ४०**

વાણી અને મનનો વિષય ન થઈ શકે તેવી (અગોચર) શક્તિઓના સમુદ્ર, (માયાથી) પર, સાક્ષાત્ પરમાત્મા શ્રીહરિના (શંકર ભગવાનને સંકટમાંથી છોડાવવાની) ગિરિત્રમોક્ષની કથા જે મનુષ્ય કહે અથવા શ્રવણ કરે તે (અનેક યોનિઓમાં ભટકવારૂપ) સંસારથી અને શત્રુઓથી મુક્ત થઈ જાય છે.॥ ૪૦ ॥

अव्याकृतशक्त्युदन्वतो वाङ्मनसागोचर-शक्तिसमुद्रस्य। गिरित्रमोक्षं शिवमोचनरूपं चरितम्। संसृतिभिर्नानायोनिसंचारैः॥ ४०॥

**'अव्याकृत-शक्ति-उदन्वतः'** વાણી અને મનનો વિષય ન થઈ શકે તેવી શક્તિઓના સમુદ્રના (શ્રીહરિના) **'गिरित्रमोक्षम्'** – શિવજીને છોડાવવારૂપ ચરિત્રને – **'संसृतिभिः'** અનેક યોનિઓમાં ભટકવારૂપ સંસારથી ॥ ૪૦ ॥

भक्तसंकटमालोक्य कृपापूर्णहृदम्बुजः।
गिरित्रं चित्रवाक्यात्तु मोक्षयामास केशवः॥ १॥

ભક્તનું સંકટ જોઈને કૃપાપૂર્ણ હૃદયકમળવાળા કેશવ ભગવાને અદ્ભુત વાણીથી ગિરિત્રને (મહાદેવને) છોડાવ્યા. ॥ ૧ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे उत्तरार्धे रुद्रमोक्षणं नामाष्टाशीतितमोऽध्यायः॥ ८८॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे उत्तरार्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायामष्टाशीतितमोऽध्यायः॥ ८८॥

❋❋❋❋❋

# अथैकोननवतितमोऽध्यायः

## ભૃગુ ઋષિ દ્વારા ત્રિદેવોની પરીક્ષા

नवाशीतितमे देवः को महानिति संशये।
परीक्ष्य विष्णोरुत्कर्षं मुनिभ्योऽवर्णयद्भृगुः॥ १॥

'સૌથી મહાન દેવ કોણ? એવો સંશય થતાં ભૃગુ ઋષિએ (ત્રિદેવોની) પરીક્ષા કરીને મુનિઓને ભગવાન વિષ્ણુનો ઉત્કર્ષ વર્ણવ્યો, (તે કથા) નેવ્યાશીમા અધ્યાયમાં છે. ॥ ૧ ॥

इतिहासान्तरमाह—**सरस्वत्या इति**।

બીજો એક ઈતિહાસ વર્ણવે છે – **'सरस्वत्याः इति।'**

**श्रीशुक उवाच**

**सरस्वत्यास्तटे राजन्नृषयः सत्रमासत।**
**वितर्कः समभूत्तेषां त्रिष्वधीशेषु को महान्॥ १** ॥ १॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – હે રાજા (પરીક્ષિત), સરસ્વતી નદીના તીરે ઋષિઓ સત્રના અનુષ્ઠાન માટે બેઠા હતા. તેઓને સંશય થયો કે ત્રણે દેવોમાં (બ્રહ્મા-વિષ્ણુ-મહેશમાં) સૌથી મહાન કોણ? ॥ ૧ ॥ ૧ ॥

**तस्य जिज्ञासया ते वै भृगुं ब्रह्मसुतं नृप।**
**तज्ज्ञप्त्यै प्रेषयामासुः सोऽभ्यगाद् ब्रह्मणः सभाम्॥ २**
॥ २ ॥

હે રાજા, તે જાણવાની ઈચ્છાથી તેઓએ (ઋષિઓએ) બ્રહ્માજીના પુત્ર ભૃગુ ઋષિને તેના જ્ઞાન માટે મોકલ્યા. તેથી તેઓ બ્રહ્માજીની સભામાં ગયા. ॥ ૨ ॥ ૨ ॥

**न तस्मै प्रह्वणं स्तोत्रं चक्रे सत्त्वपरीक्षया।**
**तस्मै चुक्रोध भगवान् प्रज्वलन् स्वेन तेजसा॥ ३**
॥ ३ ॥

સત્ત્વગુણની પરીક્ષા કરવા માટે ભૃગુ ઋષિએ તેમને પ્રણામ કર્યા નહીં અને સ્તુતિ (પણ) કરી નહીં. (તેથી) પોતાના તેજથી પ્રકાશતા ભગવાન બ્રહ્મા તેમના ઉપર ક્રોધિત થઈ ગયા. ॥ ૩ ॥ ૩ ॥

**स आत्मन्युत्थितं मन्युमात्मजायात्मना प्रभुः।**
**अशीशमद् यथा वह्निं स्वयोन्या वारिणाऽऽत्मभूः॥ ४**

(અગ્નિના) પોતાનામાંથી ઉત્પન્ન થયેલા પોતાના કાર્યરૂપ જળથી જેમ અગ્નિને (કોઈ) શાંત કરે, તેમ સ્વયંભૂ સમર્થ બ્રહ્માજીએ પોતાના પુત્રને કારણે ઉત્પન્ન થયેલા ક્રોધને (પોતાની બુદ્ધિથી) શાંત કર્યો. ॥ ૪ ॥

स्वयोन्या स्वस्यैव रूपान्तरेणाभिव्यक्तिस्थानेन स्वकार्येणेत्यर्थः। तेन यथा कश्चिद्वह्निं शमयति तथा स्वकार्येण पुत्रेण निमित्तेन क्रोधं शमयामासेत्यर्थः॥ ४॥

**'स्वयोन्या'** (અગ્નિના) પોતાના જ રૂપાંતરની અભિવ્યક્તિના સ્થાનરૂપ પોતાના કાર્ય (જળ) દ્વારા, એમ અર્થ છે. તે જળથી જેમ કોઈ અગ્નિને શાંત કરે, તેમ પોતાના કાર્યરૂપ પુત્રને કારણે થયેલા ક્રોધને શાંત કર્યો. ॥ ૪ ॥

**ततः कैलासमगमत् स तं देवो महेश्वरः।**
**परिरब्धुं समारेभे उत्थाय भ्रातरं मुदा॥ ५**
॥ ५ ॥

પછી તે (ભૃગુ ઋષિ) કૈલાસ ગયા. મહેશ્વર મહાદેવજી (પોતના) તે ભાઈ (ભૃગુ ઋષિ)ને પ્રેમથી ઊભા થઈને ભેટવા તૈયાર થયા. ॥ ૫ ॥ ૫ ॥

**नैच्छत्त्वमस्युत्पथग इति देवश्चुकोप ह।**
**शूलमुद्यम्य तं हन्तुमारेभे तिग्मलोचनः॥ ६**
॥ ६ ॥

'તું અવળે માર્ગે જનારો છે.' એમ કહીને તેમણે (ભેટવા) ન ઈચ્છ્યું, તેથી તીક્ષ્ણ નેત્રવાળા થઈ મહાદેવજી કોપી ઊઠ્યા અને ત્રિશૂળ ઉગામીને તેમને મારવા તત્પર થયા. ॥ ૬ ॥ ૬ ॥

**पतित्वा पादयोर्देवी सान्त्वयामास तं गिरा।**
**अथो जगाम वैकुण्ठं यत्र देवो जनार्दनः॥ ७**
॥ ७ ॥

(તે જ સમયે) દેવી પાર્વતીએ તેમના પગમાં પડીને (મધુર) વાણીથી તેમને શાંત કર્યા. પછી (ભૃગુ ઋષિ) વૈકુંઠમાં ગયા, જ્યાં ભગવાન જનાર્દન (બિરાજે) છે. ॥ ૭ ॥ ૭ ॥

**शयानं श्रिय उत्संगे पदा वक्षस्यताडयत्।**
**तत उत्थाय भगवान् सह लक्ष्म्या सतां गतिः॥ ८**

(ત્યાં) લક્ષ્મીજીના ખોળામાં (મસ્તક રાખીને) પોઢેલા ભગવાનને વક્ષઃસ્થળ ઉપર તેમણે પગથી પ્રહાર કર્યો. તેથી સત્પુરુષોની ગતિરૂપ ભગવાને લક્ષ્મીજી સાથે ઊઠીને પોતાની શય્યા પરથી ઊતરીને મુનિને

**स्वतल्पादवरुह्याथ ननाम शिरसा मुनिम्।**
**आह ते स्वागतं ब्रह्मन् निषीदात्रासने क्षणम्।**
**अजानतामागतान् वः क्षन्तुमर्हथ नः प्रभो॥ ९**

॥ ८॥ ९॥

**अतीव कोमलौ तात चरणौ ते महामुने।**
**इत्युक्त्वा विप्रचरणौ मर्दयन् स्वेन पाणिना॥ १०**

॥ १०॥

**पुनीहि सहलोकं मां लोकपालांश्च मद्गतान्।**
**पादोदकेन भवतस्तीर्थानां तीर्थकारिणा॥ ११**

तीर्थकारिणा तीर्थत्वनिमित्तेन॥ ११॥

**अद्याहं भगवँल्लक्ष्म्या आसमेकान्तभाजनम्।**
**वत्स्यत्युरसि मे भूतिर्भवत्पादहतांहसः॥ १२**

॥ १२॥

श्रीशुक उवाच

**एवं ब्रुवाणे वैकुण्ठे भृगुस्तन्मन्द्रया गिरा।**
**निर्वृतस्तर्पितस्तूष्णीं भक्त्युत्कण्ठोऽश्रुलोचनः॥ १३**

तस्य मन्द्रया गम्भीरया गिरा निर्वृतस्तूष्णीं बभूवेति शेषः॥ १३॥

**पुनश्च सत्रमाव्रज्य मुनीनां ब्रह्मवादिनाम्।**
**स्वानुभूतमशेषेण राजन् भृगुरवर्णयत्॥ १४**

॥ १४॥

**तन्निशम्याथ मुनयो विस्मिता मुक्तसंशयाः।**
**भूयांसं श्रद्दधुर्विष्णुं यतः शान्तिर्यतोऽभयम्॥ १५**

विस्मिता अपराधातिरेकेऽपि निर्विकारित्वेन भूयांसं श्रद्दधुः महत्तमं निश्चितवन्तः। यतो यस्मिन्॥ १५॥

મસ્તકથી નમન કર્યું અને બોલ્યા : 'હે ભૂદેવ, આપનું સ્વાગત છે. અહીં આસન ઉપર આપ ક્ષણવાર બિરાજો. હે પ્રભુ, આપના આગમનને ન જાણતા અમને આપ ક્ષમા કરવા યોગ્ય છો. ॥ ૮ ॥ ૯ ॥ ૮ ॥ ૯ ॥

'હે માનનીય, હે મહામુનિ, આપનાં ચરણો અતિશય કોમળ છે.' એમ કહીને પોતાના શ્રીહસ્તથી વિપ્રનાં બંને ચરણો દબાવતાં (ભગવાન કહેવા લાગ્યા) : તીર્થોને તીર્થ બનાવનાર આપના ચરણોદકથી મારામાં રહેલા (સર્વ) લોક તથા લોકપાલો સહિત મને પવિત્ર કરો. ॥ ૧૦ ॥ ૧૧ ॥ ૧૦ ॥

**'तीर्थकारिणा'** તીર્થપણાના કારણરૂપ (ચરણોદકથી) ॥ ૧૧ ॥

હે ભગવાન, આજે હું લક્ષ્મીનો એક માત્ર સ્થાયી આશ્રય બન્યો છું, (કારણ કે) આપના ચરણના સ્પર્શથી નષ્ટ થયેલા પાપવાળા મારા વક્ષ:સ્થળમાં લક્ષ્મીનો નિત્ય નિવાસ થશે. ॥ ૧૨ ॥ ૧૨ ॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – વૈકુંઠ ભગવાન આમ બોલ્યા ત્યારે તેમની ગંભીર વાણીથી શાંત અને સુખી તેમ જ ભક્તિથી રૂંધાઈ ગયેલા કંઠ અને અશ્રુભર્યાં નેત્રોવાળા ભૃગુ ઋષિ કાંઈ બોલી શક્યા નહીં.॥ ૧૩ ॥

તેમની (વૈકુંઠ ભગવાનની) **'मन्द्रया'** ગંભીર વાણીથી સુખી થયેલા ભૃગુઋષિ મૌન 'થઈ ગયા,' એટલું શેષ છે. ॥ ૧૩ ॥

હે રાજા, વળી પાછા બ્રહ્મવાદી મુનિઓના સત્રમાં આવીને ભૃગુ ઋષિએ પોતે જે અનુભવ્યું હતું તે સંપૂર્ણપણે વર્ણવ્યું. ॥ ૧૪ ॥ ૧૪ ॥

તે સાંભળીને મુનિઓ આશ્ચર્ય પામ્યા, તેમના સંશયો દૂર થયા. (કારણ કે) જેમનામાં શાંતિ છે અને જેમનામાં અભય છે તે વિષ્ણુ જ સર્વથી મોટા છે, એમ તેમણે નિશ્ચય કર્યો. ॥ ૧૫ ॥

આશ્ચર્ય પામ્યા. અપરાધનો અતિરેક થવા છતાં નિર્વિકારી હોવાથી **'भूयांसं श्रद्दधुः'** સૌથી મહાન છે, એમ નિશ્ચય કર્યો. (કારણ કે) **'यतः'** જેમનામાં (શાંતિ અને અભય છે). ॥ ૧૫ ॥

**धर्मः साक्षाद् यतो ज्ञानं वैराग्यं च तदन्वितम्।**
**ऐश्वर्यं चाष्टधा यस्माद् यशश्चात्ममलापहम्॥ १६**

જેમનાથી (જે ભગવાન વિષ્ણુથી) ધર્મ પ્રવર્તે છે, સાક્ષાત્કારાત્મક જ્ઞાન સહિત વૈરાગ્ય થાય છે, આઠ પ્રકારનું ઐશ્વર્ય અને ચિત્તના મળનો નાશ કરનાર યશ પ્રાપ્ત થાય છે. ॥ ૧૬ ॥

वैराग्यं च चतुर्विधमिति पाठे तच्चातुर्विध्यमेवं द्रष्टव्यम्।

(**'वैराग्यं च तदन्वितम्'** ને બદલે) **'वैराग्यं च चतुर्विधम्'** પાઠમાં, તે વૈરાગ્યને ચાર પ્રકારે આ પ્રમાણે સમજવો જોઈએ.

विषयांस्त्यक्तुमशक्नुवतोऽपि संमानेच्छा-त्याग आद्यं वैराग्यम्।

વિષયોનો ત્યાગ કરવા માટે અસમર્થ હોય તો પણ સન્માનની ઈચ્છાથી ત્યાગ કરવામાં આવે તે પ્રથમ પ્રકારનો વૈરાગ્ય છે.

विषयाणां मध्ये लवणादिव्यतिरेकेणापि वृत्तिर्द्वितीयम्।

વિષયોની અંદર મીઠું (લવણ) વગેરે છોડ્યું હોવા છતાં પણ વૃત્તિ હોવી, અર્થાત્ વિષયો સંપૂર્ણપણે છોડવામાં ન આવ્યા હોય પણ અમુક અંશે છોડાયા હોય તે બીજા પ્રકારનો વૈરાગ્ય છે.

तथावृत्तावपि मनसि रागशैथिल्येन बाह्येन्द्रियैरेव विषयसेवनं तृतीयम्। तत्राप्यौदासीन्यं चतुर्थम्। यथाहुः—

વૈરાગ્યની વૃત્તિ હોવા છતાં મનમાં થોડો રાગ હોવાથી બાહ્ય ઈન્દ્રિયો દ્વારા વિષયોનું સેવન કરવામાં આવે તે ત્રીજા પ્રકારનો ત્યાગ છે. તે વિષયોના સેવનમાં પણ ઉદાસીનતા હોય તે ચોથા પ્રકારનો ત્યાગ છે. તે અનુસાર વિદ્વજ્જનો કહે છે –

'वैराग्यमाद्यं यतमानसंज्ञं
क्वचिद्विरागो व्यतिरेकसंज्ञम्।
एकेन्द्रियाख्यं हृदि रागसौक्ष्म्यं
तस्याप्यभावस्तु वशीकृताख्यम्॥'
इति॥ १६॥

(વૈરાગ્યનાં સાધનોની પ્રાપ્તિ અને રક્ષણ માટે હિંસાદિ અનેક દોષના ત્યાગપૂર્વક) પ્રયત્ન કરતા રહેવું તે 'યતમાન' નામનો વૈરાગ્ય પ્રથમ પ્રકારનો છે. કેટલીક ઈન્દ્રિયોમાં (અમુક ઈન્દ્રિયોને જીતીને અમુકમાં) વૈરાગ્ય થવો તે 'વ્યતિરેક' નામનો વૈરાગ્ય છે. હૃદયમાં સૂક્ષ્મ રાગ રહેલો હોય (કોઈ એક ઈન્દ્રિયના વિષયનો ત્યાગ કરવામાં આવે) તેને 'એકેન્દ્રિય' નામનો વૈરાગ્ય કહે છે. તે વિષયોનો (સંયોગ થવા છતાં રાગાદિ વાસનાનો) અભાવ થાય (વૈરાગ્ય સ્થિર રહે) તેને 'વશીકૃત' નામનો ચોથો વૈરાગ્ય કહે છે. (યોગદર્શન ૧/૧૫ સૂત્રનું ભાષ્ય) ॥ ૧૬ ॥

**मुनीनां न्यस्तदण्डानां शान्तानां समचेतसाम्।**
**अकिंचनानां साधूनां यमाहुः परमां गतिम्॥ १७**
॥ १७॥

જે (ભગવાન)ને (વિદ્વજ્જનો) પ્રાણીદ્રોહ તજનારા અને (સર્વમાં) સમાન ચિત્તવાળા શાંત મુનિજનોની અને નિષ્કિંચન (સર્વ રીતે વિરક્ત) સાધુજનોની પરમગતિ કહે છે. ॥ ૧૭ ॥ ૧૭ ॥

**सत्त्वं यस्य प्रिया मूर्तिर्ब्राह्मणास्त्विष्टदेवताः ।**
**भजन्त्यनाशिषः शान्ता यं वा निपुणबुद्धयः ॥ १८ ॥ १८ ॥**

સત્ત્વગુણ જેમનું (અત્યંત) પ્રિય સ્વરૂપ છે, બ્રાહ્મણો તો જેમના ઈષ્ટદેવો છે અને નિષ્કામ બુદ્ધિવાળા, શાંત, વિવેકયુક્ત જ્ઞાનવાળા (નિપુણ) જનો જેમને ભજે છે. ॥ ૧૮ ॥ ૧૮ ॥

**त्रिविधाकृतयस्तस्य राक्षसा असुराः सुराः ।**
**गुणिन्या मायया सृष्टाः सत्त्वं तत्तीर्थसाधनम् ॥ १९**

રાક્ષસો, અસુરો અને સુરો – એમ ત્રણે તે વિષ્ણુ ભગવાનની (જ) ત્રિગુણાત્મક માયાથી જન્મેલી ત્રણ પ્રકારની આકૃતિઓ છે. (તો પણ) તેમનામાં સત્ત્વગુણ (જ સર્વ) પુરુષાર્થો પામવાના કારણરૂપ છે. ॥ ૧૯ ॥

तस्य भगवत एव यद्यपि विविधा आकृतयः । तत्तासु सत्त्वमेव तीर्थसाधनं पुरुषार्थहेतुः ॥ १९ ॥

જો કે વિવિધ આકૃતિઓ તે ભગવાનની (માયાથી જ જન્મેલી) છે. **'तत्'** તેમનામાં સત્ત્વગુણ જ **'तीर्थसाधनम्'** (સર્વ) પુરુષાર્થો પામવાના કારણરૂપ છે. ॥ ૧૯ ॥

**श्रीशुक उवाच**

**एवं सारस्वता विप्रा नृणां संशयनुत्तये ।**
**पुरुषस्य पदाम्भोजसेवया तद्गतिं गताः ॥ २०**

**શ્રીશુકદેવજી બોલ્યા** – આમ, સરસ્વતીને તીરે વસતા તે બ્રાહ્મણોએ મનુષ્યોનો સંશય દૂર કરવા માટે (વિષ્ણુ ભગવાનની મહત્તાનો નિશ્ચય કરીને) પુરુષોત્તમના ચરણકમળની સેવાથી તેમની (વૈષ્ણવી) ગતિને પ્રાપ્ત કરી હતી. ॥ ૨૦ ॥

इत्थं निश्चित्य सरस्वतीतीरवासिनो विप्रा हरिसेवया मुक्तिं प्रापुरिति ॥ २० ॥

(સર્વ દેવોમાં વિષ્ણુ ભગવાન સૌથી મહાન છે,) એવો નિશ્ચય કરીને સરસ્વતીને તીરે વસતા વિપ્રોએ શ્રીહરિની સેવાથી મુક્તિ પ્રાપ્ત કરી હતી. ॥ ૨૦ ॥

**सूत उवाच**

**इत्येतन्मुनितनयास्यपद्मगन्ध-**
**पीयूषं भवभयभित् परस्य पुंसः ।**
**सुश्लोकं श्रवणपुटैः पिबत्यभीक्ष्णं**
**पान्थोऽध्वभ्रमणपरिश्रमं जहाति ॥ २१**

(છંદ - પ્રહર્ષિણી)

**સૂતજી બોલ્યા** – મહામુનિ વ્યાસનંદનના (શ્રીશુકદેવજીના) મુખપદ્મમાંથી નીકળેલા સુરભિત અમૃતરૂપ, સંસારના ભયનો નાશ કરનાર પરમ પુરુષ વિષ્ણુના આ સુયશનું શ્રવણેન્દ્રિયરૂપી (કાન)ના પડિયાથી જે વારંવાર પાન (શ્રવણ) કરે છે, તે (સંસારમાર્ગ પર ભટકતો) યાત્રી (જન્મમરણાદિ સંસારના) માર્ગ પરના પરિભ્રમણથી થયેલા પરિશ્રમને દૂર કરે છે. ॥ ૨૧ ॥

व्यासनन्दनस्य मुखपङ्कजादुद्गतं गन्धयुक्तपीयूषतुल्यं हरेः प्रशस्तं यशो यः संसारी सेवते स मुक्तो भवतीति ॥ २१ ॥

વ્યાસનંદનના (શુકદેવજીના) મુખપંકજમાંથી નીકળેલા સુરભિયુક્ત અમૃતતુલ્ય શ્રીહરિના ઉજ્જવળ યશને જે સંસારી સેવે છે તે મુક્ત થઈ જાય છે. ॥ ૨૧॥

स चोक्तलक्षणो भगवान् कृष्ण एवेति दर्शयितुमाख्यानान्तरमाह—**एकदेति**।

कहेवामां आवेला लक्षणवाळा ते भगवान विष्णु ज श्रीकृष्ण छे, एम दर्शाववा माटे बीजुं आख्यान वर्णवे छे – **'एकदा इति।'**

**श्रीशुक उवाच**

**एकदा द्वारवत्यां तु विप्रपत्न्याः कुमारकः।**
**जातमात्रो भुवं स्पृष्ट्वा ममार किल भारत॥ २२ ॥ २२॥**

**श्रीशुकदेवजी बोल्या** – हे भरतवंशी (परीक्षित), एक समये द्वारकामां एक ब्राह्मणनी पत्नीनो पुत्र जन्मतानी साथे ज पृथ्वीने स्पर्श करीने मृत्यु पाम्यो. ॥ २२ ॥ २२ ॥

**विप्रो गृहीत्वा मृतकं राजद्वार्युपधाय सः।**
**इदं प्रोवाच विलपन्नातुरो दीनमानसः॥ २३ ॥ २३॥**

मृत बाळकने लईने ते ब्राह्मण राजमहेलना द्वार पर मूकीने व्याकुळ अने दीन मनवाळो थई विलाप करतो आ प्रमाणे बोलवा लाग्यो. ॥ २३ ॥ २३ ॥

**ब्रह्मद्विषः शठधियो लुब्धस्य विषयात्मनः।**
**क्षत्रबन्धोः कर्मदोषात् पंचत्वं मे गतोऽर्भकः॥ २४ ॥ २४॥**

ब्राह्मणद्वेषी, दुष्टबुद्धि, लोभी अने विषयलंपट अधम क्षत्रियना कर्मदोषथी मारो पुत्र मरण पाम्यो छे. ॥ २४ ॥ २४ ॥

**हिंसाविहारं नृपतिं दुःशीलमजितेन्द्रियम्।**
**प्रजा भजन्त्यः सीदन्ति दरिद्रा नित्यदुःखिताः॥ २५ ॥ २५॥**

हिंसामां विहार करता, दुराचारी अने अजितेन्द्रिय राजाने सेवनारी प्रजाओ हंमेशां दुःखी, दरिद्र थईने पीडाय छे.॥ २५ ॥ २५ ॥

**एवं द्वितीयं विप्रर्षिस्तृतीयं त्वेवमेव च।**
**विसृज्य स नृपद्वारि तां गाथां समगायत॥ २६**

आम, बीजो अने ए ज रीते त्रीजो (मृतपुत्र) राजद्वार पर मूकीने ते विप्रर्षि (ब्राह्मण) ते ज वाक्य बोलतो हतो. ॥ २६ ॥

'ब्रह्मद्विष' इत्यादिकां तां गाथां वाक्यम्। मयि न कश्चिद्दोषोऽतो राजदोषेणैव मत्पुत्रा म्रियन्त इति वारंवारं चुक्रोशेत्यर्थः॥ २६॥

'ब्राह्मणद्वेषी.....' वगेरे ते **'गाथाम्'** वाक्य (बोलतो हतो). मारामां कंई पण दोष नथी आथी मारा पुत्रो राजाना दोषथी ज मरी जाय छे, एम वारंवार आक्रोश करतो हतो, एम अर्थ छे. ॥ २६ ॥

**तामर्जुन उपश्रुत्य कर्हिचित् केशवान्तिके।**
**परेते नवमे बाले ब्राह्मणं समभाषत॥ २७ ॥ २७॥**

एक वार केशवनी (श्रीकृष्णनी) पासे बेठेला अर्जुने, (ते ब्राह्मणनो) नवमो पुत्र मरी गयो त्यारे ते वचन सांभळीने ब्राह्मणने कह्युं. ॥ २७ ॥ २७ ॥

**किंस्विद् ब्रह्मंस्त्वन्निवासे इह नास्ति धनुर्धरः।**
**राजन्यबन्धुरेते वै ब्राह्मणाः सत्र आसते॥ २८**

हे भूदेव, शा माटे (व्यर्थ रडो छो)? ज्यां आप निवास करो छो त्यां शुं कोई धनुर्धारी क्षत्रिय नथी? आ (यादवो) सत्रमां भेगा थयेला ब्राह्मणोनी जेम बेठा छे! ॥ २८ ॥

ब्रह्मन् किंस्विदिति। किमर्थं वृथा रोदिषि। यतस्त्वन्निवासे धनुर्धरमात्रोऽपि राजन्यबन्धुरपि

हे भूदेव, **'किंस्वित् इति।'** शा माटे व्यर्थ रडो छो? ज्यां आप रहो छो त्यां शुं कोई धनुर्धारी क्षत्रिय छे ज नहीं? ब्राह्मणभक्तनी तो वात ज शी? आ बधा

नास्ति, ब्रह्मण्यस्य तु का वार्ता। एते तु सत्रे यागे इव ब्राह्मणा मिलिता भवितुमर्हन्तीत्यर्थः ॥ २८ ॥

તો જાણે '**સત્રે**' યજ્ઞમાં ભેગા મળેલા બ્રાહ્મણો હોય તેવા છે, એમ અર્થ છે. ॥ ૨૮ ॥

तदेवाह—**धनदारात्मजापृक्ता यत्रेति**।

તે જ (બ્રાહ્મણના રક્ષણ કરવા બાબતે જ) કહે છે – '**धन-दारा-आत्मजा-अपृक्ताः यत्र इति।**'

**धनदारात्मजापृक्ता यत्र शोचन्ति ब्राह्मणाः ।**
**ते वै राजन्यवेषेण नटा जीवन्त्यसुम्भराः ॥ २९**

જ્યાં ધન, સ્ત્રી, પુત્રોથી વિયોગ પામેલા બ્રાહ્મણો શોક કરે છે, ત્યાં પોતાના પ્રાણોને પોષતા તે નટરૂપી રાજાઓ કેવળ આજીવિકા મેળવે છે. ॥ ૨૯ ॥

धनादिभिर्वियुक्ताः सन्तो यत्र येषु जीवत्सु राजन्येषु शोचन्ति ते जीवन्ति केवलं जीविकां संपादयन्ति ॥ २९ ॥

જ્યારે જે રાજાઓ જીવતા હોય છે ત્યારે ધન વગેરેથી વિયોગ પામેલા થઈને બ્રાહ્મણો શોક કરે છે ત્યાં તે રાજાઓ કેવળ '**जीवन्ति**' આજીવિકા મેળવે છે.॥ ૨૯ ॥

**अहं प्रजा वां भगवन् रक्षिष्ये दीनयोरिह।**
**अनिस्तीर्णप्रतिज्ञोऽग्निं प्रवेक्ष्ये हतकल्मषः ॥ ३०**

હે પૂજ્ય, (પુત્રોના મૃત્યુથી) દીન બનેલાં (પતિ-પત્ની એવાં) તમારા બંનેની (જન્મનારી) પ્રજાનું હું અહીં રક્ષણ કરીશ. (જો હું) પ્રતિજ્ઞા પૂર્ણ ન કરનારો (નીવડું, તો) અગ્નિમાં પ્રવેશ કરીશ અને નષ્ટ થયેલા પાપવાળો બનીશ. ॥ ૩૦ ॥

हतकल्मष इति। अग्निप्रवेशेन ब्राह्मणविलाप-श्रवणपातकात्पूतो भवेयमित्यर्थः। अहतकल्मष इति वा॥ ३०॥

'**हतकल्मषः इति।** અગ્નિપ્રવેશ વડે બ્રાહ્મણના વિલાપનું શ્રવણ કરવાના પાપથી પવિત્ર થાઉં, એમ અર્થ છે. અથવા પ્રતિજ્ઞા મિથ્યા થવાથી '**अहतकल्मषः**' જે લાંછન લાગે તે દૂર ન કરનાર હું (અગ્નિપ્રવેશ કરીશ). ॥ ૩૦ ॥

**ब्राह्मण उवाच**

**संकर्षणो वासुदेवः प्रद्युम्नो धन्विनां वरः ।**
**अनिरुद्धोऽप्रतिरथो न त्रातुं शक्नुवन्ति यत्॥ ३१**

॥ ३१ ॥

**तत् कथं नु भवान् कर्म दुष्करं जगदीश्वरैः ।**
**चिकीर्षसि त्वं बालिश्यात् तन्न श्रद्दध्महे वयम्॥ ३२**

**બ્રાહ્મણ બોલ્યો** – બલરામજી, શ્રીકૃષ્ણ, ધનુર્ધારીઓમાં શ્રેષ્ઠ પ્રદ્યુમ્ન તથા જેનો કોઈ પ્રતિદ્વન્દ્વી નથી તેવો અનિરુદ્ધ પણ જેનું રક્ષણ કરવા માટે સમર્થ નથી, જગદીશ્વરો દ્વારા પણ દુષ્કર એવું કર્મ કરવા માટે આપ કેવી રીતે શક્તિમાન છો? આપ મૂર્ખતાથી આ કાર્ય કરવા ઈચ્છો છો, તેથી અમને વિશ્વાસ પડતો નથી. ॥ ૩૧ ॥ ૩૨ ॥ ૩૧ ॥

न श्रद्दध्महे न संप्रतीमः॥ ३२॥

'**न श्रद्दध्महे**' અમને વિશ્વાસ પડતો નથી. ॥ ૩૨ ॥

**अर्जुन उवाच**

**नाहं संकर्षणो ब्रह्मन् न कृष्णः कार्ष्णिरेव च।**
**अहं वा अर्जुनो नाम गाण्डीवं यस्य वै धनुः ॥ ३३**

॥ ३३ ॥

**અર્જુન બોલ્યો** – હે ભૂદેવ, હું નથી બલરામ કે નથી શ્રીકૃષ્ણ. હું કૃષ્ણનો પુત્ર પણ નથી. હું તો અર્જુન છું, જેનું ગાંડીવ નામનું ધનુષ્ય છે. ॥ ૩૩ ॥ ૩૩ ॥

**मावमंस्था मम ब्रह्मन् वीर्यं त्र्यम्बकतोषणम्।**
**मृत्युं विजित्य प्रधने आनेष्ये ते प्रजां प्रभो॥ ३४**
॥ ३४ ॥

**एवं विश्रम्भितो विप्रः फाल्गुनेन परंतप।**
**जगाम स्वगृहं प्रीतः पार्थवीर्यं निशामयन्॥ ३५**

एवं प्रौढिवादैर्विश्रम्भितो विश्वासं प्रापितः। निशामयन् शृण्वन्॥ ३५॥

**प्रसूतिकाल आसन्ने भार्याया द्विजसत्तमः।**
**पाहि पाहि प्रजां मृत्योरित्याहार्जुनमातुरः॥ ३६**
॥ ३६ ॥

**स उपस्पृश्य शुच्यम्भो नमस्कृत्य महेश्वरम्।**
**दिव्यान्यस्त्राणि संस्मृत्य सज्यं गाण्डीवमाददे॥ ३७**

ब्राह्मणोपेक्षकत्वेन कृष्णावज्ञया महेश्वरं नमस्कृत्य॥ ३७॥

**न्यरुणत् सूतिकागारं शरैर्नानास्त्रयोजितैः।**
**तिर्यगूर्ध्वमधः पार्थश्चकार शरपंजरम्॥ ३८**

न्यरुणदावृतवान्। तदेवाह—तिर्यगूर्ध्वमिति ॥ ३८॥

**ततः कुमारः संजातो विप्रपत्न्या रुदन् मुहुः।**
**सद्योऽदर्शनमापेदे सशरीरो विहायसा॥ ३९**

अदर्शनमापेदे देहोऽपि नावशिष्ट इत्यर्थः ॥ ३९॥

હે ભૂદેવ, ત્રિલોચનને પણ પ્રસન્ન કરનારા મારા પરાક્રમનું આપ અપમાન ન કરો. હે પ્રભુ, મૃત્યુને પણ યુદ્ધમાં જીતીને આપનું સંતાન હું લાવી આપીશ. ॥ ૩૪ ॥ ૩૪ ॥

હે શત્રુતાપન (પરીક્ષિત), આમ અર્જુન દ્વારા જેને વિશ્વાસ પ્રાપ્ત કરાવવામાં આવ્યો તે વિપ્ર પ્રસન્ન થઈ અર્જુનના પરાક્રમને સાંભળતો પોતાને ઘેર ગયો. ॥ ૩૫ ॥

આવાં વાક્ચાતુરી ભર્યાં વચનોથી જેને વિશ્વાસ પ્રાપ્ત કરાવવામાં આવ્યો તે વિપ્ર, (પરાક્રમનું) **'निशामयन्'** શ્રવણ કરતો ॥ ૩૫ ॥

પત્નીનો પ્રસૂતિકાળ નજીક આવ્યો ત્યારે દ્વિજવર્યોમાં શ્રેષ્ઠ એવો બ્રાહ્મણ દુઃખી થઈ અર્જુનને કહેવા લાગ્યોઃ '(મારા) સંતાનને મૃત્યુથી બચાવો, બચાવો.' ॥ ૩૬ ॥ ૩૬ ॥

તેણે (અર્જુને) પવિત્ર જળનું આચમન કરીને, મહેશ્વર શંકર ભગવાનને નમસ્કાર કરી, દિવ્ય અસ્ત્રોનું સ્મરણ કરીને પણછ ચડાવેલું ધનુષ્ય ધારણ કર્યું. ॥ ૩૭ ॥

(શ્રીકૃષ્ણે) બ્રાહ્મણની ઉપેક્ષા કરી હોવાથી અર્જુને શ્રીકૃષ્ણની અવજ્ઞાપૂર્વક મહેશ્વરને નમસ્કાર કરીને ॥ ૩૭ ॥

અનેક પ્રકારનાં શસ્ત્રો સહિત યોજેલાં બાણો વડે પાર્થે આડું, ઊભું, નીચે, ઉપર (એમ ચોતરફ) બાણોનું પાંજરું બનાવ્યું અને તેનાથી પ્રસૂતિગૃહને ઘેરી લીધું. ॥ ૩૮ ॥

**'न्यरुणत्'** ઘેરી લીધું. તે જ કહે છે – **'तिर्यक् – ऊर्ध्वम् इति।'** આડું, ઊભું, એમ (ચોતરફ) ॥ ૩૮॥

ત્યાર પછી વિપ્રપત્નીને વારંવાર રડતો પુત્ર જન્મ્યો અને તરત જ સશરીર આકાશમાર્ગે અદૃશ્ય થઈ ગયો. ॥ ૩૯ ॥

**'अदर्शनम् आपेदे'** અદૃશ્ય થઈ ગયો. દેહ પણ (અહીં) બાકી રહ્યો નહીં, એમ અર્થ છે. ॥ ૩૯ ॥

तदाऽऽह विप्रो विजयं विनिन्दन् कृष्णसन्निधौ।
मौढ्यं पश्यत मे योऽहं श्रद्दधे क्लीबकत्थनम्॥ ४०

॥ ४० ॥

न प्रद्युम्नो नानिरुद्धो न रामो न च केशवः।
यस्य शेकुः परित्रातुं कोऽन्यस्तदवितेश्वरः॥ ४१

यस्य प्रजाः। तत्तत्र॥ ४१॥

धिगर्जुनं मृषावादं धिगात्मश्लाघिनो धनुः।
दैवोपसृष्टं यो मौढ्यादानिनीषति दुर्मतिः॥ ४२

॥ ४२ ॥

एवं शपति विप्रर्षौ विद्यामास्थाय फाल्गुनः।
ययौ संयमनीमाशु यत्रास्ते भगवान् यमः॥ ४३

॥ ४३ ॥

विप्रापत्यमचक्षाणस्तत ऐन्द्रीमगात् पुरीम्।
आग्नेयीं नैर्ऋतीं सौम्यां वायव्यां वारुणीमथ।
रसातलं नाकपृष्ठं धिष्ण्यान्यन्यान्युदायुधः॥ ४४

॥ ४४ ॥

ततोऽलब्धद्विजसुतो ह्यनिस्तीर्णप्रतिश्रुतः।
अग्निं विविक्षुः कृष्णेन प्रत्युक्तः प्रतिषेधता॥ ४५

प्रत्युक्तो वारितः। उपपत्तिभिः प्रतिषेधं कुर्वता॥ ४५॥

दर्शये द्विजसूनूंस्ते मावज्ञात्मानमात्मना।
ये ते नः कीर्तिं विमलां मनुष्याः स्थापयिष्यन्ति॥ ४६

ત્યારે બ્રાહ્મણ શ્રીકૃષ્ણની પાસે રહેલા અર્જુનની નિંદા કરતો બોલ્યોઃ 'મારી મૂર્ખતા જુઓ કે જે મેં કાયરની બડાશ ઉપર શ્રદ્ધા રાખી!'॥ ૪૦ ॥ ૪૦ ॥

જેની પ્રજાનું રક્ષણ કરવા માટે ન પ્રદ્યુમ્ન સમર્થ થયો, ન અનિરુદ્ધ, ન બલરામજી કે ન કેશવ સમર્થ થયા, ત્યાં તેને બચાવવા માટે બીજો કોણ રક્ષણહાર છે? ॥ ૪૧ ॥

જેની પ્રજાનું – '**तत्**' ત્યાં ॥ ૪૧ ॥

મિથ્યાભાષી અર્જુનને ધિક્કાર છે! આત્મશ્લાઘા કરનાર અર્જુનના (ગાંડીવ) ધનુષ્યને પણ ધિક્કાર છે કે જે દુર્બુદ્ધિ અર્જુન ઈશ્વરેચ્છાથી ગયેલી વસ્તુને મૂર્ખતાથી પાછી લાવવા ઈચ્છે છે! ॥ ૪૨ ॥ ૪૨ ॥

આમ, વિપ્રર્ષિ તિરસ્કાર કરતા હતા ત્યારે વિદ્યાનો આશ્રય કરીને ફાલ્ગુન (અર્જુન) સત્વરે સંયમની નગરીમાં ગયો, જ્યાં ભગવાન યમરાજ રહે છે.॥ ૪૩ ॥ ૪૩ ॥

વિપ્રના બાળકને ત્યાં ન જોતાં ત્યાંથી ઉગામેલા આયુધવાળો અર્જુન ઈન્દ્ર, અગ્નિ, નિર્ઋતિ, સોમ, વાયુ અને વરુણની નગરીમાં ગયો. પછી રસાતળ, સ્વર્ગ તથા બીજાં સ્થાનોમાં પણ ગયો.॥ ૪૪ ॥ ૪૪ ॥

ત્યાં પણ જેને બ્રાહ્મણબાળક પ્રાપ્ત ન થયો તેવો, (અને તેથી) પ્રતિજ્ઞા પૂર્ણ ન કરી શકનારો, (અને તેથી) અગ્નિમાં પ્રવેશ કરવા ઈચ્છતા અર્જુનને સમજાવીને શ્રીકૃષ્ણ દ્વારા વારવામાં આવ્યો.॥ ૪૫ ॥

'**प्रत्युक्तः**' વારવામાં આવ્યો – પ્રમાણોથી અટકાવતા (શ્રીકૃષ્ણ દ્વારા) ॥ ૪૫ ॥

હું તને બ્રાહ્મણના બાળકો બતાવું છું. તું પોતાના દ્વારા જ પોતાને અપમાનિત ન કર. જે (આ) મનુષ્યો (અત્યારે આપણી નિંદા કરે) છે, તેઓ આપણી નિર્મળ કીર્તિ સ્થાપશે. ॥ ૪૬ ॥

मावज्ञ मावजानीहि। ये निन्दन्ति त एव मनुष्या नः कीर्तिं स्थापयिष्यन्ति निश्चलां करिष्यन्ति। पाठान्तरं तु छन्दोभङ्गभयादागन्तुकमिति ॥ ४६ ॥

અવજ્ઞા ન કર. જેઓ નિંદા કરે છે તે જ મનુષ્યો આપણી કીર્તિ **'स्थापयिष्यन्ति'** નિશ્ચળ કરશે. **'ये ते हि कीर्तिं विमलां मनुष्याः स्थापयन्ति नः'** એમ પાઠાંતર, છંદનો ભંગ થવાના ભયથી જણાય છે, તે પાછળથી ઉમેરેલો પાઠ છે. ॥ ४६ ॥

**इति संभाष्य भगवानर्जुनेन सहेश्वरः।**
**दिव्यं स्वरथमास्थाय प्रतीचीं दिशमाविशत्॥ ४७**

॥ ४७ ॥

એમ કહી (સર્વના) નિયંતા ભગવાન અર્જુન સાથે પોતાના દિવ્ય રથમાં બેસીને પશ્ચિમ દિશામાં પધાર્યા. ॥ ४७ ॥ ४७ ॥

**सप्त द्वीपान् सप्तसिन्धून् सप्तसप्तगिरीनथ।**
**लोकालोकं तथातीत्य विवेश सुमहत्तमः॥ ४८**

સાત દ્વીપો, સાત સમુદ્રો, સાત પર્વતો અને લોકાલોક પર્વત ઓળંગીને અત્યંત ગાઢ અંધકારમાં પ્રવેશ્યા. ॥ ४८ ॥

सप्त सप्तसंख्या गिरयो येषु द्वीपेषु तान्॥ ४८ ॥

જે દ્વીપોમાં સાત સાતની સંખ્યા જેટલા પર્વતો છે તેમને (ઓળંગીને) ॥ ४८ ॥

**तत्राश्वाः शैब्यसुग्रीवमेघपुष्पबलाहकाः।**
**तमसि भ्रष्टगतयो बभूवुर्भरतर्षभ॥ ४९**

॥ ४९ ॥

હે ભરતશ્રેષ્ઠ (પરીક્ષિત), ત્યાં તે અંધકારમાં શૈબ્ય, સુગ્રીવ, મેઘપુષ્પ અને બલાહક (નામના ભગવાનના) અશ્વો ગતિહીન થઈ ગયા. ॥ ४९ ॥ ४९ ॥

**तान् दृष्ट्वा भगवान् कृष्णो महायोगेश्वरेश्वरः।**
**सहस्रादित्यसंकाशं स्वचक्रं प्राहिणोत् पुरः॥ ५०**

॥ ५० ॥

તે ગતિહીન અશ્વોને જોઈને યોગેશ્વરોના પણ પરમેશ્વર ભગવાન શ્રીકૃષ્ણે હજારો સૂર્ય સમાન પ્રકાશમાન પોતાના ચક્રને આગળ મોકલ્યું. ॥ ५० ॥ ५० ॥

**तमः सुघोरं गहनं कृतं महद्**
**विदारयद् भूरितरेण रोचिषा।**
**मनोजवं निर्विविशे सुदर्शनं**
**गुणच्युतो रामशरो यथा चमूः॥ ५१**

ધનુષ્યની પણછમાંથી છૂટેલું રામબાણ જેમ (રાક્ષસોની) સેનાઓમાં પ્રવેશે, તેમ મન જેવા વેગવાળું સુદર્શન ચક્ર પોતાના સર્વોત્કૃષ્ટ તેજથી પ્રકૃતિના પરિણામરૂપ, ગહન, અતિ ભયંકર અંધકારને ચીરતું તેમાં પ્રવિષ્ટ થયું. ॥ ५१ ॥

कृतमिति प्रकृतिपरिणामरूपं नालोकाभावमात्रम्॥ ५१ ॥

**'कृतम् इति।'** પ્રકૃતિના રૂપાંતરસ્વરૂપ તમસ્‌ને, પ્રકાશના માત્ર અભાવરૂપ તમસ્‌ને ॥ ५१ ॥

**द्वारेण चक्रानुपथेन तत्तमः-**
**परं परं ज्योतिरनन्तपारम्।**
**समश्नुवानं प्रसमीक्ष्य फाल्गुनः**
**प्रताडिताक्षो पिदधेऽक्षिणी उभे॥ ५२**

ચક્રે કરેલા માર્ગ દ્વારા પાછળ જતાં તે અંધકારને પેલે પાર રહેલી અનંત (અપાર) શ્રેષ્ઠ જ્યોતિ ચારે તરફ ફેલાયેલી જોઈને અંજાઈ ગયેલાં નેત્રોવાળા અર્જુને બંને નેત્રો બંધ કરી દીધાં. ॥ ५२ ॥

चक्रानुपथेन चक्रमनुगतेन द्वारेण। तत्तमःपरं तस्मात्तमसः परं दूरे वर्तमानं परं श्रेष्ठं भागवतं ज्योतिः समश्नुवानं व्याप्नुवत्प्रसमीक्ष्य प्रताडिताक्षो नेत्रे न्यमीलयदिति॥५२॥

**'चक्र-अनुपथेन'** ચક્રે કરેલા માર્ગ દ્વારા પાછળ જતાં **'तत् तमःपरम्'** તે અંધકારને પેલે પાર દૂર રહેલી **'परम्'** ભગવાનની શ્રેષ્ઠ જ્યોતિ **'समश्नुवानम्'** ફેલાયેલી જોઈને **'प्रताडित-अक्षः'** અંજાઈ ગયેલાં નેત્રોવાળા અર્જુને બંને નેત્રો બંધ કર્યાં. ॥ ૫૨ ॥

**ततः प्रविष्टः सलिलं नभस्वता**
**बलीयसैजद्बृहदूर्मिभूषणम् ।**
**तत्राद्भुतं वै भवनं द्युमत्तमं**
**भ्राजन्मणिस्तम्भसहस्रशोभितम्॥५३**

(અંધકાર ઓળંગ્યા) પછી પ્રચંડ વાયુથી ઊછળતા મોટા તરંગોરૂપી ભૂષણવાળા જળમાં ભગવાન શ્રીકૃષ્ણે પ્રવિષ્ટ થઈ ત્યાં અત્યંત પ્રકાશમાન અને ઝગમગતા મણિઓના હજારો થાંભલાઓથી શોભતું ('મહાકાલપુરમ્' નામનું) ભવન (જોયું). ॥ ૫૩ ॥

एजन्त उच्चलन्तो बृहन्तो महान्त ऊर्मयो भूषणं यस्य तत्। तत्र सलिले भवनं महाकालपुरम्। द्युमत्तमं द्युतिमत्सु श्रेष्ठम्॥५३॥

**'एजन्तः'** ઊછળતા **'बृहन्तः'** મહાન તરંગો ભૂષણ છે જેનું, તે જળ – **'तत्र'** ત્યાં જળની અંદર 'મહાકાલપુરમ્' નામના ભવનને – **'द्युमत्तमम्'** પ્રકાશમાન પદાર્થોમાં શ્રેષ્ઠ એવા ભવનને (જોયું). ॥ ૫૩ ॥

**तस्मिन् महाभीममनन्तमद्भुतं**
**सहस्रमूर्धन्यफणामणिद्युभिः ।**
**विभ्राजमानं द्विगुणोल्बणेक्षणं**
**सिताचलाभं शितिकण्ठजिह्वम्॥५४**
**ददर्श तद्भोगसुखासनं विभुं**
**महानुभावं पुरुषोत्तमोत्तमम्।**
**सान्द्राम्बुदाभं सुपिशंगवाससं**
**प्रसन्नवक्त्रं रुचिरायतेक्षणम्॥५५**
**महामणिव्रातकिरीटकुण्डल-**
**प्रभापरिक्षिप्तसहस्रकुन्तलम् ।**
**प्रलम्बचार्वष्टभुजं सकौस्तुभं**
**श्रीवत्सलक्ष्मं वनमालया वृतम्॥५६**
**सुनन्दनन्दप्रमुखैः स्वपार्षदै-**
**श्चक्रादिभिर्मूर्तिधरैर्निजायुधैः ।**
**पुष्ट्या श्रिया कीर्त्यजयाखिलर्द्धिभि-**
**र्निषेव्यमाणं परमेष्ठिनां पतिम्॥५७**

તેમાં (ભવનમાં) તેમણે અતિ ભયંકર, આશ્ચર્યકારક, હજાર મસ્તકરૂપી ફણાઓ ઉપરના મણિઓની કાંતિથી પ્રકાશતા, બે હજાર ગંભીર નેત્રોવાળા, સ્ફટિકના પર્વતની આભાવાળા, નીલ કંઠ અને જિહ્વાવાળા, તે અનંત ભગવાનના શરીરરૂપ સુખકારક આસનવાળા, મહાપ્રભાવશાળી, પુરુષોત્તમોમાં ઉત્તમ, વર્ષાકાલીન મેઘ જેવી આભાવાળા, સુંદર પીળાં વસ્ત્રો ધારણ કરેલા, પ્રસન્ન મુખ અને સુંદર વિશાળ નેત્રોવાળા, અનેક શ્રેષ્ઠ મણિજડિત મુકુટો, કુંડળોની કાંતિથી સર્વ તરફ પ્રકાશતા હજારો કેશવાળા, દીર્ઘ અને સુંદર આઠ ભુજાઓવાળા, કૌસ્તુભમણિ સહિત શ્રીવત્સચિહ્નવાળા, વનમાળાથી વીંટાયેલા, નંદ-સુનંદ વગેરે પોતાના પાર્ષદો તથા ચક્ર વગેરે મૂર્તિમાન આયુધો સહિત, પુષ્ટિ, લક્ષ્મી, કીર્તિ તથા માયા સહિત સમસ્ત મહાસિદ્ધિઓ દ્વારા સેવાતા, પરમેષ્ઠીઓના પતિ વિભુ પુરુષોત્તમને નિહાળ્યા. ॥ ૫૪ ॥ ૫૫ ॥ ૫૬ ॥ ૫૭ ॥

सहस्रं मूर्ध्नि भवाः फणास्तासु मणयस्तेषां द्युतिभिः। द्विसहस्रनेत्रैरूर्जितं स्फटिकगिरिसंकाशम्। शितिकण्ठजिह्वम्, कण्ठाश्च जिह्वाश्च कण्ठजिह्वाः शितयो नीलाः कण्ठजिह्वा यस्य तम्॥ ५४॥

तद्भोगसुखासनं तस्यानन्तस्य भोगो देहः सुखकरमासनं यस्य तम्॥ ५५॥

महान्तो मणिव्राता येषु तेषां किरीटकुण्डलानां प्रभा तया परिक्षिप्ताः सर्वतः स्फुरन्तः सहस्रमपरिमिताः कुन्तला यस्य तम्॥ ५६॥

कीर्त्यजया कीर्तिसहितया अजया। अखिल– र्द्धिभिरणिमादिविभूतिभिर्मूर्तिधराभिः॥ ५७॥

**ववन्द आत्मानमनन्तमच्युतो**
**जिष्णुश्च तद्दर्शनजातसाध्वसः।**
**तावाह भूमा परमेष्ठिनां प्रभु–**
**र्बद्धांजली सस्मितमूर्जया गिरा॥ ५८**

ऊर्जया ऊर्जितया गिरा॥ ५८॥

**द्विजात्मजा मे युवयोर्दिदृक्षुणा**
**मयोपनीता भुवि धर्मगुप्तये।**
**कलावतीर्णाववनेर्भरासुरान्**
**हत्वेह भूयस्त्वरयेतमन्ति मे॥ ५९**

मे कलावतीर्णाविति संबोधनम्। शीघ्रं मे अन्ति सकाशमितमागच्छतम्॥ ५९॥

હજાર મસ્તક ઉપર બનેલી હજાર ફણાઓ, તેમની ઉપર મણિઓ, તેમની કાંતિથી – બે હજાર નેત્રોથી ગંભીર ભગવાનને – સ્ફટિકના પર્વત જેવી ઊર્જાવાળા, **'शितिकण्ठजिह्वम्'** ગળાઓ અને જિહ્વાઓ નીલ છે જેમની તેમને (નિહાળ્યા.) ॥ ૫૪ ॥

**'तद्-भोग-सुख-आसनम्'** ભગવાનનો **'भोगः'** દેહ એ જ સુખકારક આસન છે જેમનું તેમને ॥૫૫॥

શ્રેષ્ઠ મણિઓના સમૂહો છે જેમનામાં તેવાં મુકુટ, કુંડળ વગેરેની કાંતિ, તેમનાથી **'परिक्षिप्ताः'** સર્વ તરફ પ્રકાશતા હજારો અગણિત કેશ છે જેમના તેમને ॥ ૫૬ ॥

**'कीर्ति-अजया'** કીર્તિ સહિત માયા સાથે - **'अखिल-ऋद्धिभिः'** અણિમા વગેરે મૂર્તિમાન થયેલી વિભૂતિઓ દ્વારા (સેવાતા વિભુને નિહાળ્યા).॥ ૫૭ ॥

પોતાના શેષશાયી સ્વરૂપને અચ્યુત ભગવાને વંદન કર્યાં તથા તેમનાં દર્શનથી વ્યાકુળ બનેલા જિષ્ણુએ (અર્જુને) પણ વંદન કર્યાં. (તેથી) બ્રહ્માદિ દેવોના (પરમેષ્ઠીઓના) પ્રભુ, સર્વવ્યાપક (ભૂમા ભગવાન) બે હાથ જોડીને ઊભેલા તે બંનેને ગંભીર વાણીથી સ્મિતસહિત કહેવા લાગ્યા. ॥ ૫૮ ॥

**'ऊर्जया'** ગંભીર વાણીથી ॥ ૫૮ ॥

પૃથ્વી પર ધર્મની રક્ષા કરવા માટે હે મારા અંશથી અવતાર ધારણ કરનારા (અચ્યુત અને અર્જુન)! તમને બંનેને જોવાની ઈચ્છાવાળા મારા દ્વારા બ્રાહ્મણના પુત્રો અહીં લાવવામાં આવ્યા છે. પૃથ્વીને ભારરૂપ અસુરોનો નાશ કરીને તમે બંને ત્વરાથી અહીં પાછા આવી જાઓ! ॥ ૫૯ ॥

**'मे कला-अवतीर्णौ इति।'** હે મારા અંશથી અવતાર ધારણ કરનારા બંને! – એમ સંબોધન છે. શીઘ્ર **'मे अन्ति'** મારી પાસે પાછા આવી જાઓ! ॥ ૫૯ ॥

**पूर्णकामावपि युवां नरनारायणावृषी।**
**धर्ममाचरतां स्थित्यै ऋषभौ लोकसंग्रहम्॥ ६०**

आचरतामाचरतम्।

इदं भारतयुद्धात्पूर्वमेव कृतमपि श्रैष्ठ्यकथनप्रस्तावेनात्रोक्तम्॥ ६०॥

તમે બંને ઋષિવર નર તથા નારાયણ છો. પૂર્ણકામ અને સર્વશ્રેષ્ઠ હોવા છતાં જગતની રક્ષા માટે, લોકો જે રીતે ધર્મમાં પ્રવર્તે તે રીતે તમે બન્ને ધર્મનું આચરણ કરો. ॥ ૬૦ ॥

**'आचरताम्' आचरतम्** ( આજ્ઞાર્થ બીજો પુ. દ્વિવ. રૂપ થાય.) તમે બંને આચરણ કરો.

આ ચરિત્ર મહાભારતના યુદ્ધની પૂર્વે કરવામાં આવ્યું હતું, છતાં ભગવાનનું માહાત્મ્ય વર્ણવવાના સંર્દભમાં અહીં કહેવામાં આવ્યું છે. ॥ ૬૦ ॥

**इत्यादिष्टौ भगवता तौ कृष्णौ परमेष्ठिना।**
**ओमित्यानम्य भूमानमादाय द्विजदारकान्॥ ६१**

**न्यवर्ततां स्वकं धाम सम्प्रहृष्टौ यथागतम्।**
**विप्राय ददतुः पुत्रान् यथारूपं यथावयः॥ ६२**

॥ ६१॥ ६२॥

પરમેષ્ઠી (પરમ પદ પર સ્થિત) ભગવાન દ્વારા આ પ્રમાણે આદેશ પામેલા શ્રીકૃષ્ણ અને અર્જુન 'ઓમ્' (બહુ સારું) એમ (કહી) સર્વેશ્વરને (ભૂમાને) પ્રણામ કરીને, બ્રાહ્મણના પુત્રોને લઈ અત્યંત પ્રસન્ન થઈને જે માર્ગે આવ્યા હતા તે માર્ગે પોતાના સ્થાને પાછા ફર્યા અને પૂર્વે હતાં તેવાં રૂપ અને વય પ્રમાણે તે પુત્રો બ્રાહ્મણને આપ્યા. ॥ ૬૧ ॥ ૬૨ ॥ ૬૧ ॥ ૬૨ ॥

**निशाम्य वैष्णवं धाम पार्थः परमविस्मितः।**
**यत्किंचित् पौरुषं पुंसां मेने कृष्णानुकम्पितम्॥ ६३**

॥ ६३॥

શ્રીવિષ્ણુના ધામનાં દર્શન કરીને અત્યંત વિસ્મિત થયેલા પાર્થે માન્યું કે પુરુષોનો જે કાંઈ પુરુષાર્થ છે તે કેવળ શ્રીકૃષ્ણની અનુકંપાથી જ પ્રાપ્ત થયેલો છે. ॥ ૬૩ ॥ ૬૩ ॥

**इतीदृशान्यनेकानि वीर्याणीह प्रदर्शयन्।**
**बुभुजे विषयान् ग्राम्यानीजे चात्यूर्जितैर्मखैः॥ ६४**

॥ ६४॥

આમ, આ લોકમાં આવાં અનેક પરાક્રમો દર્શાવતા ભગવાન શ્રીકૃષ્ણે અનેક વિષયભોગો ભોગવ્યા અને પુષ્કળ દક્ષિણાવાળા યજ્ઞો વડે યજન કર્યું. ॥ ૬૪ ॥ ૬૪ ॥

**प्रववर्षाखिलान् कामान् प्रजासु ब्राह्मणादिषु।**
**यथाकालं यथैवेन्द्रो भगवान् श्रैष्ठ्यमास्थितः॥ ६५**

॥ ६५॥

જેમ ઈન્દ્ર સમયાનુસાર જળ વરસાવે છે, તેમ શ્રેષ્ઠતાના આશ્રયરૂપ ભગવાને બ્રાહ્મણાદિ પ્રજાઓ ઉપર સમયાનુસાર સમગ્ર કામનાઓનું અભિવર્ષણ કર્યું. ॥ ૬૫ ॥ ૬૫ ॥

**हत्वा नृपानधर्मिष्ठान् घातयित्वार्जुनादिभिः ।**
**अंजसा वर्तयामास धर्मं धर्मसुतादिभिः ॥ ६६**
॥ ६६ ॥

ભગવાન શ્રીકૃષ્ણે અધર્મી રાજાઓનો નાશ કરીને તેમ જ અર્જુન વગેરે દ્વારા તેમનો નાશ કરાવીને ધર્મપુત્ર (યુધિષ્ઠિર) વગેરે દ્વારા અનાયાસે ધર્મ પ્રવર્તાવ્યો. ॥ ૬૬ ॥ ૬૬ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे उत्तरार्धे
द्विजकुमारानयनं नाम एकोननवतितमोऽध्यायः ॥ ८९ ॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे उत्तरार्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां एकोननवतितमोऽध्यायः ॥ ८९ ॥

*****

# अथ नवतितमोऽध्यायः

## ભગવાન શ્રીકૃષ્ણના લીલાવિહારનું વર્ણન

चरमे तु पुनः प्रोक्ता कृष्णलीला समासतः ।
यदुवंशप्रसूतानामानन्त्यं च सकारणम् ॥ १ ॥

અંતિમ અધ્યાયમાં શ્રીકૃષ્ણની લીલાઓને પુનઃ સંક્ષેપમાં કહેવામાં આવી છે તેમ જ યદુવંશમાં જન્મેલા (યાદવો) અગણિત હતા, તે પણ કારણસહિત કહેવાયું છે. ॥ ૧ ॥

श्रीकृष्णविभूतिं समासेन दर्शयति—**सुखं स्वपुर्यामिति** ।

શ્રીકૃષ્ણનું ઐશ્વર્ય સંક્ષેપમાં દર્શાવે છે – **'સુખં સ્વપુર્યામ્ इति।'**

**श्रीशुक उवाच**

**सुखं स्वपुर्यां निवसन् द्वारकायां श्रियःपतिः ।**
**सर्वसंपत्समृद्धायां जुष्टायां वृष्णिपुंगवैः ॥ १**
**स्त्रीभिश्चोत्तमवेषाभिर्नवयौवनकान्तिभिः ।**
**कन्दुकादिभिर्हर्म्येषु क्रीडन्तीभिस्तडिद्द्युभिः ॥ २**
**नित्यं संकुलमार्गायां मदच्युद्भिर्मतंगजैः ।**
**स्वलंकृतैर्भटैरश्वै रथैश्च कनकोज्ज्वलैः ॥ ३**
**उद्यानोपवनाढ्यायां पुष्पितद्रुमराजिषु ।**
**निर्विशद्भृंगविहगैर्नादितायां समन्ततः ॥ ४**
**रेमे षोडशसाहस्त्रपत्नीनामेकवल्लभः ।**
**तावद्विचित्ररूपोऽसौ तद्गृहेषु महर्द्धिषु ॥ ५**
**प्रोत्फुल्लोत्पलकह्लारकुमुदाम्भोजरेणुभिः ।**
**वासितामलतोयेषु कूजद्द्विजकुलेषु च ॥ ६**

**શ્રીશુકદેવજી બોલ્યા** – સર્વ સંપત્તિઓથી સમૃદ્ધ થયેલી, શ્રેષ્ઠ યાદવોથી સેવાયેલી, સુંદર વસ્ત્રાભૂષણો નવ યૌવનની કાંતિ અને વીજળીની આભાવાળી એવી દડા વગેરેથી હવેલીઓમાં ક્રીડા કરતી સ્ત્રીઓથી સેવાયેલી, મદ ઝરતા હાથીઓ – સુંદર શણગારેલા યોદ્ધાઓ-ઘોડાઓ અને સુવર્ણમય ઉજ્જ્વળ રથોથી સદાય ભરેલા માર્ગોવાળી, ઉદ્યાનો અને ઉપવનોથી સંપન્ન, પુષ્પિત થયેલાં વૃક્ષોની હારમાળાઓ પર બેઠેલાં ભ્રમરો અને પક્ષીઓથી ચોતરફ ગુંજતી પોતાની દ્વારકાપુરીમાં સુખેથી વસતા, સોળ હજાર પત્નીઓના એક માત્ર પ્રાણવલ્લભ તેટલાં જ અદ્ભુત રૂપો ધારણ કરીને તેમનાં મહેલોમાં વિહાર કરતા હતા. ખીલેલાં નીલકમલ, શ્વેત કમળ, ચંદ્રવિકાસી કુમુદ અને સૂર્યવિકાસી કમળોની પરાગરજથી સુરભિત નિર્મળ જળાશયોવાળા, કલરવ કરતાં પક્ષીવૃંદોવાળાં અતિ સમૃદ્ધ એવાં તેમનાં મહેલોમાં શ્રીપતિ (રમણ કરતા હતા). ॥ ૧ ॥ ૨ ॥ ૩ ॥ ૪ ॥ ૫ ॥ ૬ ॥

सर्वसंपदादिविशिष्टायाम्। श्रियःपतिः षोडशसहस्रपत्नीनामेकवल्लभः संस्तासां गेहेषु रेमे इत्यन्वयः ॥ १ ॥ २ ॥ ३ ॥ ४ ॥ ५ ॥

ગેહविशेषणं प्रोत्फुल्लेत्यादिश्लोकेन ॥ ६ ॥

**विजहार विगाह्याम्भो ह्रदिनीषु महोदयः।**
**कुचकुंकुमलिप्तांगः परिरब्धश्च योषिताम्॥ ७**

तथा ह्रदिनीषु चाम्भो विगाह्य विजहार। महानुदयो वैभवं यस्य सः। योषितां कुचकुङ्कुमैर्लिप्ताङ्गः यतस्ताभिः परिरब्धः ॥ ७ ॥

**उपगीयमानो गन्धर्वैर्मृदंगपणवानकान्।**
**वादयद्भिर्मुदा वीणां सूतमागधबन्दिभिः ॥ ८**

**सिच्यमानोऽच्युतस्ताभिर्हसन्तीभिः स्म रेचकैः।**
**प्रतिषिंचन् विचिक्रीडे यक्षीभिर्यक्षराडिव ॥ ९**

सूतमागधबन्दिभिश्चोपगीयमानः ॥ ८ ॥ ९ ॥

**ताः क्लिन्नवस्त्रविवृतोरुकुचप्रदेशाः**
**सिंचन्त्य उद्धृतबृहत्कबरप्रसूनाः।**
**कान्तं स्म रेचकजिहीरषयोपगुह्य**
**जातस्मरोत्सवलसद्वदना विरेजुः ॥ १०**

(છંદ - વસંતતિલકા)

ताः क्लिन्नवस्त्राः अत एव विवृतोरुकुचप्रदेशाः। उद्धृतानि विस्रस्तानि बृहत्कबरेभ्यः प्रसूनानि यासां ताः। जातेन स्मरेण य उत्सवस्तेन लसन्ति वदनानि यासां ताः ॥ १० ॥

સર્વ સંપત્તિઓ વગેરેથી વિશિષ્ટ એવી દ્વારકાપુરીમાં લક્ષ્મીપતિ, સોળ હજાર પત્નીઓના એક માત્ર પ્રાણવલ્લભ, તેમનાં મહેલોમાં રમણ કરતા હતા, એમ અન્વય છે. ॥ ૧ ॥ ૨ ॥ ૩ ॥ ૪ ॥ ૫ ॥

**'प्रोत्फुल्ल'** ખીલેલાં (કમળોની) વગેરે શ્લોક દ્વારા મહેલનું વિશેષણ કહેવામાં આવ્યું છે. ॥ ૬ ॥

જળાશયોના જળમાં પ્રવેશીને તે સ્ત્રીઓનાં મહાન વૈભવવાળા શ્રીકૃષ્ણપ્રભુ સ્ત્રીઓ દ્વારા આલિંગિત થવાથી તેમનાં સ્તન ઉપરના કેસરથી લેપાયેલા અંગવાળા થઈને જળમાં વિહાર કરતા હતા. ॥ ૭ ॥

તેમ જ જળાશયોમાં, જળમાં પ્રવેશીને વિહાર કરતા હતા. **'महोदयः'** મહાન ઉદય અર્થાત્ વૈભવ છે જેમનો તે શ્રીકૃષ્ણ, સ્ત્રીઓનાં સ્તન ઉપરના કેસરથી લેપાયેલા અંગવાળા થતા, કારણ કે તેમના દ્વારા આલિંગિત થયા હતા. ॥ ૭ ॥

મૃદંગ, ઢોલક અને નગારાં તેમ જ વીણાને આનંદથી વગાડતા ગંધર્વો દ્વારા તેમ જ સૂત,માગધ અને બંદિજનો દ્વારા ગાન કરાતા ॥ ૮ ॥ અચ્યુત ભગવાન હસતી એવી તે લલનાઓ દ્વારા પિચકારીઓથી ભીંજાતા અને સામે તેમને પણ ભીંજવતા, જેમ યક્ષરાજ કુબેર યક્ષિણીઓ સાથે ક્રીડા કરતા હોય તેમ ક્રીડા કરતા. ॥ ૯ ॥

સૂત, માગધ અને બંદિજનો દ્વારા ગાન કરાતા ભગવાન ॥ ૮ ॥ ૯ ॥

ભીનાં વસ્ત્રોવાળી હોવાથી સ્પષ્ટ જણાતા સાથળ અને સ્તનપ્રદેશવાળી તેમ જ મોટા કેશકલાપમાંથી ખરતાં પુષ્પોવાળી તે લલનાઓ, જળ છાંટતી છાંટતી પ્રિયતમની પાસે જઈને પિચકારી લઈ લેવાની ઈચ્છાથી, આલિંગન કરીને પ્રકટ થયેલા મદનોત્સવથી પ્રફુલ્લ મુખવાળી થઈ શોભતી હતી. ॥ ૧૦ ॥

તે લલનાઓ ભીનાં વસ્ત્રોવાળી હતી આથી જ સ્પષ્ટ જણાતા સાથળ અને સ્તનપ્રદેશવાળી હતી. **'उद्धृतानि'** સરકી રહ્યાં છે પુષ્પો જેમના મોટા કેશકલાપમાંથી તેવી તે લલનાઓ – પ્રકટ થયેલા કામથી જે આનંદ, તેનાથી શોભતાં મુખડાંઓ છે જેમનાં તેવી તે લલનાઓ ॥ ૧૦ ॥

**कृष्णस्तु तत्स्तनविषज्जितकुंकुमस्त्रक्**
**क्रीडाभिषंगधुतकुन्तलवृन्दबन्धः ।**
**सिंचन् मुहुर्युवतिभिः प्रतिषिच्यमानो**
**रेमे करेणुभिरिवेभपतिः परीतः ॥ ११**

તેમનાં (મહિષીઓનાં) સ્તન પરના કેસરથી રંગાયેલી વનમાળાને ધારણ કરતા અને (જળ)ક્રીડામાં મગ્ન થવાથી લહેરાતી (વાંકડી) અલકાવલિના ગુચ્છાવાળા, મહિષીઓ દ્વારા ઘેરાઈને વારંવાર જળનો છંટકાવ કરાતા ભગવાન પણ સામે જળ છાંટતો ગજરાજ હાથણીઓ સાથે ક્રીડા કરે તેમ ક્રીડા કરતા હતા. ॥ ११ ॥

तासां स्तनेभ्यो विषज्जितकुङ्कुमा स्त्रग्यस्य। क्रीडाया अभिषङ्गेणाभिनिवेशेन धुतः कम्पितः कुन्तलवृन्दबन्धो यस्य सः ॥ ११ ॥

તેમનાં સ્તન પરના કેસરથી રંગાયેલી માળા છે જેમની – (જળ)ક્રીડામાં **'अभिषंगेण'** મગ્ન થવાથી **'धुतः'** લહેરાતી અલકાવલિનો ગુચ્છ છે જેમનો તે ભગવાન ॥ ११ ॥

**नटानां नर्तकीनां च गीतवाद्योपजीविनाम्।**
**क्रीडालंकारवासांसि कृष्णोऽदात्तस्य च स्त्रियः ॥ १२**
॥ १२ ॥

(જળક્રીડા કર્યા) પછી (તે સમયે) જળક્રીડામાં ધારણ કરેલાં અલંકારો અને વસ્ત્રોનું શ્રીકૃષ્ણ તથા તેમની મહિષીઓ નટો, નર્તકીઓ અને ગાન-વાદ્ય ઉપર આજીવિકા ચલાવનારાઓને દાન કરી દેતાં હતાં. ॥ १२ ॥ १२ ॥

**कृष्णस्यैवं विहरतो गत्यालापेक्षितस्मितैः ।**
**नर्मक्ष्वेलिपरिष्वङ्गैः स्त्रीणां किल हृता धियः ॥ १३**
॥ १३ ॥

આમ, શ્રીકૃષ્ણ વિહાર કરતા ત્યારે તેમની ગતિ, મધુર ભાષણ, સ્નેહયુક્ત દૃષ્ટિપાત અને મન્દ હાસ્યથી તેમ જ વિનોદ, પરિહાસ અને આલિંગનથી મહિષીઓની બુદ્ધિ હરાઈ જતી. ॥ १३ ॥ १३ ॥

**ऊचुर्मुकुन्दैकधियोऽगिर उन्मत्तवज्जडम्।**
**चिन्तयन्त्योऽरविन्दाक्षं तानि मे गदतः शृणु ॥ १४**

એક માત્ર શ્રીમુકુન્દમાં જ બુદ્ધિવાળી, અરવિંદલોચન(શ્રીકૃષ્ણનું) જ ધ્યાન ધરતી તે મહિષીઓ (ક્ષણવાર) અવાક્ થઈ જતી અને પછી ઉન્મત્ત અને જડની જેમ જે વાક્યો બોલતી હતી તે હું કહું છું, તે તમે મારી પાસેથી શ્રવણ કરો. ॥ १४ ॥

मुकुन्दैकधियः समाहिता इव क्षणमगिरः सत्यः पुनस्तमेवेशं चिन्तयन्त्यो जडं यथा भवति तथा यानि वाक्यानि ऊचुस्तानि मे मत्तो गदतः शृण्वित्यर्थः ॥ १४ ॥

**'मुकुन्द-एकधियः'** એક માત્ર મુકુન્દમાં જ બુદ્ધિવાળી અર્થાત્ શ્રીકૃષ્ણમાં ધ્યાનસ્થ થયેલી તે મહિષીઓ જાણે કે ક્ષણવાર અવાક્ થઈ પાછી શ્રીકૃષ્ણનું જ ચિંતન કરતી જેમ જડ બની જાય તેમ જે વચનો બોલતી, તે વચનો બોલતા એવા **'मे'** મારી પાસેથી તમે શ્રવણ કરો, એમ અર્થ છે. ॥ १४ ॥

महिष्य ऊचुः

**कुररि विलपसि त्वं वीतनिद्रा न शेषे**
**स्वपिति जगति रात्र्यामीश्वरो गुप्तबोधः।**
**वयमिव सखि कच्चिद् गाढनिर्भिन्नचेता**
**नलिननयनहासोदारलीलेक्षितेन ॥ १५**

(છંદ - માલિની)

ईश्वरः श्रीकृष्णः स्वपिति। त्वं तु निद्राभङ्गं कुर्वती विलपसि न शेषे न स्वपिषि तदनुचितमित्यर्थः। अथवा नापराधस्तवापीत्याशयेनाहुः—नलिननयनस्य भगवतो हासेन सहितमुदारं यल्लीलेक्षितं तेन कच्चिद्गाढं निर्विद्धचेतास्त्वमिति ॥ १५ ॥

**નેત્રે निमीलयसि नक्तमदृष्टबन्धु-**
**स्त्वं रोरवीषि करुणं बत चक्रवाकि।**
**दास्यं गता वयमिवाच्युतपादजुष्टां**
**किं वा स्रजं स्पृहयसे कबरेण वोढुम्॥ १६**

(છંદ - વસંતતિલકા)

नक्तं रात्रावदृष्टबन्धुः सती रोरवीषि। किं वा नैतावदपि तु वयमिव स्पृहयसे॥ १६॥

**भो भोः सदा निष्टनसे उदन्व-**
**न्नलब्धनिद्रोऽधिगतप्रजागरः।**
**किं वा मुकुन्दापहृतात्मलाञ्छनः**
**प्राप्तां दशां त्वं च गतो दुरत्ययाम्॥ १७**

(છંદ - ઉપજાતિ)

**શ્રીકૃષ્ણની રાણીઓ બોલી** – જગતમાં (મનુષ્ય-લીલાનું અનુકરણ કરવાથી) જેમનું સ્વરૂપજ્ઞાન ગુપ્ત (આંતરિક) છે તેવા જગન્નિયંતા રાત્રિના સમયે પોઢી રહ્યા છે. જેની નિદ્રા ઊડી ગઈ છે તેવી તું, હે ટિટોડી! (તેમની નિદ્રાનો ભંગ કરતી) વિલાપ કરે છે અને સૂતી નથી (તે ઉચિત નથી). હે સખી! તું પણ કમલલોચન શ્રીકૃષ્ણના હાસ્યસહિત ઉદાર લીલાયુક્ત દૃષ્ટિપાતથી અમારી જેમ અતિશય વીંધાયેલા મનવાળી છે કે શું? ॥ ૧૫ ॥

જગન્નિયંતા શ્રીકૃષ્ણ પોઢે છે. તું તો તેમની નિદ્રાનો ભંગ કરતી વિલાપ કરે છે! **'न शेषे'** સૂતી નથી, તે અનુચિત છે, એમ અર્થ છે. અથવા તારો પણ તેમાં અપરાધ નથી, એ આશયથી તેઓ કહે છે – કમલલોચન ભગવાનનો હાસ્યસહિત ઉદાર લીલાયુક્ત જે દૃષ્ટિપાત છે તેનાથી તું અતિશય વીંધાયેલા મનવાળી છે કે શું? ॥ ૧૫ ॥

હે ચક્રવાકી! રાત્રિના સમયે તારા પતિને ન જોતી તેં, અરે, નેત્રો મીચીં દીધાં છે અને કરુણ સ્વરે તું વારંવાર અતિશય રુદન કરે છે! કે પછી દાસ્યભાવ પામેલી અમે શ્રીકૃષ્ણના ચરણોએ સેવેલી પુષ્પમાળાને જેમ કેશપાશમાં ધારણ કરવા ઇચ્છીએ છીએ, તેમ તું પણ ઇચ્છે છે કે શું? ॥ ૧૬ ॥

**'नक्तम्'** રાત્રિના સમયે પોતાના પતિને ન જોતી તું અતિશય રડે છે? એટલું જ નહીં, તું પણ અમારા જેવી ઇચ્છા રાખે છે કે શું? ॥ ૧૬ ॥

હે સમુદ્ર, જેને નિદ્રા નથી આવતી તેવો તું પણ જાગરણ કરે છે અને સદાય આક્રોશ કરે છે! અમારા દ્વારા પ્રાપ્ત કરાયેલી અનિવાર્ય દશાને તું પણ પ્રાપ્ત થયો છે કે શું? જેમ અમે શ્રીમુકુન્દ દ્વારા પોતાનાં (સ્તન ઉપર લાગેલા કેસર વગેરે) હરી લેવામાં આવેલાં ચિહ્નોવાળી થઈ ગઈ છીએ, તેમ તું પણ (લક્ષ્મી, કૌસ્તુભમણિ વગેરે) હરી લેવામાં આવેલાં ચિહ્નોવાળો (જણાય) છે! ॥૧૭ ॥

अलब्धनिद्रः सदा निष्टनसे क्रोशसि। किं वा अस्माभिः प्राप्तां दशां त्वमपि गतोऽसि। अहो कष्टं यथा वयं संभोगेन मुकुन्दापहृत-कुचकुङ्कुमादिलाञ्छनास्तथा त्वमपि यतोऽपहृत-श्रीकौस्तुभादिलाञ्छनो लक्ष्यसे॥ १७॥

**त्वं यक्ष्मणा बलवतासि गृहीत इन्दो**
**क्षीणस्तमो न निजदीधितिभिः क्षिणोषि।**
**कच्चिन्मुकुन्दगदितानि यथा वयं त्वं**
**विस्मृत्य भोः स्थगितगीरुपलक्ष्यसे नः॥ १८**

(છંદ - વસંતતિલકા)

मुकुन्दगदितानि रहस्यानि विस्मृत्य तदेकचिन्तया कच्चित्त्वं क्षीणोऽसि वयमिव स्थगितगीस्तनुवाक्। हे इन्दो, नस्तथैवोपलक्ष्यसे ॥ १८॥

**किं त्वाचरितमस्माभिर्मलयानिल तेऽप्रियम्।**
**गोविन्दापांगनिर्भिन्ने हृदीरयसि नः स्मरन्॥ १९**

(છંદ - અનુષ્ટુપ)

अप्रियाचरणं विना स्मरोदीरणेन व्यथाजननं मलयानिल, तवानुचितमित्यर्थः॥ १९॥

**मेघ श्रीमंस्त्वमसि दयितो यादवेन्द्रस्य नूनं**
**श्रीवत्सांकं वयमिव भवान् ध्यायति प्रेमबद्धः।**
**अत्युत्कण्ठः शबलहृदयो-ऽस्मद्विधो बाष्पधाराः**
**स्मृत्वा स्मृत्वा विसृजसि मुहु-र्दुःखदस्तत्प्रसंगः॥ २०**

(છંદ - મંદાક્રાન્તા)

જેને નિદ્રા પ્રાપ્ત નથી થતી તેવો તું સદાય '**निष्टनसे**' આક્રોશ કર્યા કરે છે! અમારા દ્વારા પ્રાપ્ત કરવામાં આવેલી દશાને શું તું પણ પ્રાપ્ત થયો છે કે શું? અરે, કષ્ટની વાત છે કે જેમ અમે સંભોગ કરવાથી શ્રીમુકુન્દ દ્વારા સ્તન પર લાગેલા કેસર વગેરેના હરાઈ ગયેલાં ચિહ્નોવાળી થઈ ગઈ છીએ, તેમ તું પણ જે કારણે લક્ષ્મી, કૌસ્તુભમણિ વગેરે હરી લેવામાં આવેલાં ચિહ્નોવાળો જણાય છે! ॥ ૧૭ ॥

હે ઈન્દુ (ચંદ્ર), પ્રબળ ક્ષયરોગથી ગ્રસ્ત અને ક્ષીણ થયેલો તું તારાં કિરણોથી અંધકારનો નાશ કરી શકતો નથી, કે પછી અમારી જેમ શ્રીકૃષ્ણનાં રહસ્યવચનો વીસરી જઈને તું અવાક્ થઈ ગયો છે? અમને તો તું તેવો (મૌન જ) જણાય છે.॥ ૧૮ ॥

શ્રીમુકુંદે કહેલાં રહસ્યવચનો વીસરી જઈને એકમાત્ર તેમના ચિંતનથી તું શું ક્ષીણ થયો છે, કે અમારી જેમ '**स्थगितगीः**' અલ્પ અવાજવાળો – હે ઈન્દુ, અમારા દ્વારા તું તેવો જ જણાય છે. ॥ ૧૮ ॥

હે મલયાચલના વાયુ! અમારા દ્વારા તારું શું અપ્રિય આચરવામાં આવ્યું છે, કે જેથી શ્રીગોવિંદના નેત્રકટાક્ષોથી ચિરાઈ ગયેલાં અમારા હૃદયોમાં તું કામદેવને પ્રેરે છે? ॥ ૧૯ ॥

અપ્રિય આચરણ વિના, કામદેવને પ્રેરણા કરવાથી વ્યથા જન્માવવી હે મલયાનિલ, તને ઉચિત નથી, એમ અર્થ છે. ॥ ૧૯ ॥

હે શોભાયમાન મેઘ, (સંતાપ હરી લેવો, શ્યામ હોવું વગેરે સામ્ય હોવાથી) તું અવશ્ય યાદવેન્દ્ર શ્રીકૃષ્ણનો પ્રિય સખા છે. આથી જ અમારી જેમ પ્રેમથી બંધાયેલો તું શ્રીવત્સના ચિહ્નવાળા શ્રીકૃષ્ણનું ધ્યાન ધરે છે! અતિ ઉત્કંઠિત અને પ્રેમથી ક્ષુબ્ધ બનેલા હૃદયવાળો તું અમારી જેમ ભગવાનનું સ્મરણ કરી કરીને અશ્રુધારા વરસાવે છે. (પરંતુ હે મેઘ, તેં એમની સાથે મિત્રતા કેમ કરી? કારણ કે) તેમનું સાહચર્ય તો વારંવાર દુઃખ દેનારું છે. ॥ ૨૦ ॥

मेघेति। आतपार्तिहरणादिसाम्यात्त्वं यादवेन्द्रस्य नूनं दयितः सखासि, अतो भवांस्तं ध्यायति। ध्याने लिङ्गान्याहुः—अत्युत्कण्ठ इत्यादि। अहो किमिति त्वया तेन सख्यं कृतं यतो दुःखदस्तत्प्रसङ्ग इति ॥ २० ॥

**'मेघ इति।'** સંતાપ હરી લેવો વગેરે સામ્ય હોવાથી તું યાદવેન્દ્ર શ્રીકૃષ્ણનો અવશ્ય પ્રિય સખા છે. આથી જ આપ તેમનું ધ્યાન કરો છો. ધ્યાન થયું, તે દર્શાવતાં ચિહ્નો વર્ણવે છે – અતિ ઉત્કંઠિત છો વગેરે. અહો! તારા દ્વારા તેમની સાથે મૈત્રી શા માટે કરવામાં આવી? કારણ કે તેમનું સાહચર્ય તો દુઃખદ છે. ॥ ૨૦ ॥

**प्रियरावपदानि भाषसे**
**मृतसंजीविकयाऽनया गिरा।**
**करवाणि किमद्य ते प्रियं**
**वद मे वल्गितकण्ठ कोकिल॥ २१**

(છંદ - વિયોગિની)

हे कोकिल, मे प्रियरावस्य प्रियंवदस्य श्रीकृष्णस्य पदानीव पदानि शब्दांस्त्वं भाषसे। मृतान्संजीवयतीति तथा तयाऽनया कोमलया गिरा। वल्गितकण्ठ रमणीयकण्ठ मे कथय किं तव प्रियं करवाणीति॥ २१ ॥

હે કોકિલા, હે મધુર કંઠવાળી, મરેલાઓને જિવાડે તેવી આ (કોમળ) વાણીથી પ્રિયવાણીવાળા શ્રીકૃષ્ણના શબ્દો તું બોલે છે! (માટે) તું મને કહે કે આજે હું તારું શું પ્રિય કરું? ॥ ૨૧ ॥

હે કોકિલા, **'प्रियरावस्य'** પ્રિય વાણીવાળા શ્રીકૃષ્ણના શબ્દો જેવા શબ્દો તું બોલે છે! મરેલાઓને જિવાડે તેવી તે આ કોમળ વાણીથી – **'वल्गितकण्ठ'** હે રમણીય કંઠવાળી કોયલ, તું મને કહે કે હું તારું શું પ્રિય કરું? ॥ ૨૧ ॥

**न चलसि न वदस्युदारबुद्धे**
**क्षितिधर चिन्तयसे महान्तमर्थम्।**
**अपि बत वसुदेवनन्दनाङ्घ्रिं**
**वयमिव कामयसे स्तनैर्विधर्तुम्॥ २२**

(છંદ - પુષ્પિતાગ્રા)

हे क्षितिधर, त्वं न वदसि न चलसि। अतो नूनं महान्तमर्थं चिन्तयसे। बत तर्हि अपि किं यथा स्तनैर्विधर्तुं वयं कामयामहे तथा त्वं स्तनतुल्यैः शृङ्गैर्वोढुं कामयसे। ओमिति चेत्तर्हि तवाप्यस्मदवस्था भविष्यतीति भावः॥ २२॥

હે ઉદાર બુદ્ધિવાળા ક્ષિતિધર (પર્વત)! તું ચાલતો ય નથી અને બોલતો ય નથી, (આથી ચોક્કસ) તું (કોઈ) મહાન વિષયનું ચિંતન કરે છે. ખેદની વાત છે કે વસુદેવનંદન શ્રીકૃષ્ણના ચરણને અમે જેમ સ્તનો દ્વારા ધારણ કરવા ઇચ્છીએ છીએ, તેમ તું પણ તેમના ચરણને સ્તન જેવાં શિખરો દ્વારા ધારણ કરવા ઇચ્છે છે કે શું? ॥ ૨૨ ॥

હે પર્વત, તું બોલતો નથી અને ચાલતો પણ નથી, આથી ચોક્કસ તું કોઈ મહાન વિષયનું ચિંતન કરે છે! તેમ છતાં અમે જેમ વસુદેવનંદનના ચરણને સ્તનો દ્વારા ધારણ કરવા ઇચ્છીએ છીએ, તેમ તું પણ સ્તન જેવાં શિખરો દ્વારા તેને ધારણ કરવા ઇચ્છે છે કે શું? જો એમ હોય તો ખેદની વાત છે કે તારી પણ અમારા જેવી દશા જ થશે, એવો ભાવ છે. ॥ ૨૨ ॥

**शुष्यद्ध्रदाः कर्शिता बत सिन्धुपत्न्यः**
**सम्प्रत्यपास्तकमलश्रिय इष्टभर्तुः।**
**यद्वद् वयं मधुपतेः प्रणयावलोक-**
**मप्राप्य मुष्टहृदयाः पुरुकर्शिताः स्म॥ २३**

(છંદ - વસંતતિલકા)

હે સમુદ્રપત્નીઓ (નદીઓ), જેમ અમે અમારા પ્રિયતમ સ્વામી મધુપતિ શ્રીકૃષ્ણનો પ્રણયભર્યો દૃષ્ટિપાત પ્રાપ્ત ન કરીને ચોરાઈ ગયેલાં ચિત્તવાળી અને અતિશય કૃશ (દૂબળી) થઈ છીએ, તેમ તમે પણ હમણાં (ગ્રીષ્મ-ઋતુને કારણે) તમારા પ્રિય પતિ સમુદ્રના જળને પ્રાપ્ત ન કરતી સુકાયેલા ધરાઓવાળી અને કમળની શોભાથી રહિત થઈને અત્યંત સુકાઈ ગઈ છો.॥૨૩॥

भोः सिन्धुपत्न्यो नद्यः, संप्रति ग्रीष्मे सिन्धुर्मेघद्वारा अमृतवृष्ट्या युष्मान्नानन्दयति। बत अहो कष्टम्। अतः शुष्यन्तो ह्रदा यासां ताः अपगतकमलशोभाः कृशाश्च वयं यथा प्रियतमस्य भर्तुर्मधुपतेः। स्म प्रसिद्धम्॥ २३॥

તે '**सिन्धुपत्न्यः**' નદીઓ, હમણાં ગ્રીષ્મઋતુમાં મેઘ દ્વારા અમૃતવૃષ્ટિ વડે સાગર (એનું જળ નહીં આપીને) તમને આનંદિત કરતો નથી. '**बत**' અરે રે, ખેદની વાત છે કે આથી જેમના ધરા સુકાતા હોઈ તે નદીઓ કમળની શોભાથી રહિત થઈને કૃશ થઈ છે, જેમ અમે અમારા પ્રિયતમ સ્વામી મધુપતિ શ્રીકૃષ્ણનો (પ્રણયાવલોક) પ્રાપ્ત ન કરીને – '**स्म**' પ્રસિદ્ધ છે, એમ અર્થ છે. ॥ ૨૩ ॥

तदैव दैवादागतं हंसं दूतं कल्पयित्वाहुः—**हंसेति**।

**हंस स्वागतमास्यतां पिब पयो**
**ब्रूह्यंग शौरेः कथां**
**दूतं त्वां नु विदाम कच्चिदजितः**
**स्वस्त्यास्त उक्तं पुरा।**
**किं वा नश्चलसौहृदः स्मरति तं**
**कस्माद् भजामो वयं**
**क्षौद्रालापय कामदं श्रियमृते**
**सैवैकनिष्ठा स्त्रियाम्॥ २४**

(છંદ - શાર્દૂલવિક્રીડિત)

તે જ સમયે દૈવવશાત્ આવેલા હંસને દૂતરૂપે કલ્પીને તેઓ કહે છે – '**हंस इति।**'

હે હંસ, તું ભલે આવ્યો. બેસ, દૂધ પી. હે પ્રિય, તું શૌરિ શ્રીકૃષ્ણની વાત કર. અમે જાણીએ છીએ કે તું તેમનો દૂત છે. શું અજિત કુશળ છે ને? પૂર્વે તેમણે અમને એકાંતમાં જે કહ્યું હતું તેને તે ચંચળ સ્નેહવાળા યાદ કરે છે? હે ક્ષુદ્રના દૂત, અમે તેમને શા માટે ભજીએ? (જો અમારી કામના પૂરી કરવા તે અમને બોલાવતા હોય, તો તું જ) કામસુખ દેનારા તેમને અહીં બોલાવી લાવ! પરંતુ લક્ષ્મી વિના જ તેમને બોલાવજે. સ્ત્રીઓમાં તે લક્ષ્મી જ શું એકનિષ્ઠાવાળાં છે? (શું અમે એકનિષ્ઠાવાળી નથી?) ॥ ૨૪ ॥

नोऽस्मान्प्रति पुरा रहस्युक्तं किं वा चलसौहृदः स्मरति।

'**नः**' પૂર્વે અમને એકાંતમાં જે તેમણે કહ્યું હતું તેને તે ચંચળ સ્નેહવાળા યાદ કરે છે?

स्मृत्वैव मां प्रस्थापितवानिति चेदत आहुः—हे क्षौद्र क्षुद्रस्य दूत, कस्मात्तं वयं भजामः। कामार्थमाह्वयति युष्मानिति चेदत आहुः—अहो तर्हि तमालापयाकारय। ओमिति गच्छन्तमिव तं पुनराहुः—याऽस्मान्वञ्चयित्वा एकाकिनी सेवते तां श्रियमृते तमेवालापय। सा तदेकनिष्ठा कथं परिहर्तुं शक्यत इति चेदत आहुः—स्त्रियाम्,

'તે યાદ કરીને જ મને મોકલ્યો છે.' એમ જો હંસ કહે, તો તે માટે તેઓ કહે છે – '**हे क्षौद्र**' હે ક્ષુદ્રના દૂત, અમે તેમને શા માટે ભજીએ? જો હંસ કહે કે 'તમારી કામના પૂર્ણ કરવા તમને બોલાવે છે.' તો તે માટે કહે છે – 'ઓહો, તો પછી તેમને જ '**आलापय**' બોલાવ ને? 'ભલે' કહીને જતા હંસને તે રાણીઓ ફરી પાછી કહે છે – 'અમને છેતરીને જે એકલાં જ તેમને સેવે છે, તે લક્ષ્મી વિના તેમને જ અહીં બોલાવી લાવ!' જો હંસ કહે કે 'એકનિષ્ઠાવાળાં તે લક્ષ્મીને છોડી દેવી કેવી રીતે શક્ય બને?' તે માટે તેઓ કહે છે – '**स्त्रियाम्**' સ્ત્રીઓમાં – સ્ત્રીજાતિના અર્થમાં, જાતિ માટે '**स्त्रियाम्**' એકવચન છે. સ્ત્રીઓ

जातावेकवचनम्। अस्मासु स्त्रीषु मध्ये किं सैवैकनिष्ठा न तु वयमित्यर्थः। पाठान्तरे तु क्षौद्रं मधु तद्वन्मधुरालापमात्रं यस्य तमकामदमरतिप्रदं श्रियमृते वयं कस्माद्व्रजामः। किंत्वनादृतापि सती पुनः पुनः सैव भजतु यतोऽस्मादृश्यो मानिन्यः स्त्रिय एकनिष्ठा एकत्रैव स्वसंमानसिद्धौ निष्ठा यासामिति ॥ २४ ॥

એવી અમારામાં શું તે એકલાં જ એકનિષ્ઠાવાળાં છે? શું અમે એકનિષ્ઠાવાળી નથી? એમ અર્થ છે. પરંતુ, **'क्षौद्रालापमकामदं श्रियमृते सैवैकनिष्ठाः श्रियः'** એમ પાઠાંતરમાં, **'क्षौद्रम्'** (**क्षुद्राः**=મધમાખીઓ, તેમણે બનાવેલું **क्षौद्रम्** અર્થાત્) મધ, તે મધ જેવી મીઠી વાણી જ માત્ર છે જેમની તે **'अकामदम्'** રતિસુખ ન આપનારને લક્ષ્મીજી સિવાય અમે કેવી રીતે ભજીએ? વારંવાર અનાદર પામતાં હોવા છતાં પણ ભલે તે (લક્ષ્મી) તેમને ભજે, કારણ કે અમારા જેવી માનિની સ્ત્રીઓ તો **'एकनिष्ठाः'** પોતાના સન્માનની પ્રાપ્તિમાં જ જેમની નિષ્ઠા છે, તેવી છીએ. ॥ ૨૪ ॥

**इतीदृशेन भावेन कृष्णे योगेश्वरेश्वरे।**
**क्रियमाणेन माधव्यो लेभिरे परमां गतिम्॥ २५**
॥ २५ ॥

**(શ્રીશુકદેવજી બોલ્યા –)** આમ, યોગેશ્વરોના ઈશ્વર શ્રીકૃષ્ણ પ્રત્યે કરવામાં આવતા આવા (અનુપમ) પ્રેમથી માધવની પત્નીઓ (માધવીઓ) પરમ ગતિને પ્રાપ્ત થઈ. ॥ ૨૫ ॥ ૨૫ ॥

तासां कृष्णे एवंभूतो भावो नातिचित्रमित्याह— **श्रुतमात्रोऽपीति**।

શ્રીકૃષ્ણ પ્રત્યે તે રાણીઓનો આવો ભાવ હોય એ આશ્ચર્ય નથી, એમ કહે છે – **'श्रुतमात्रः-अपि इति।'**

**श्रुतमात्रोऽपि यः स्त्रीणां प्रसह्याकर्षते मनः।**
**उरुगायोरुगीतो वा पश्यन्तीनां कुतः पुनः॥ २६**

જેમનો મહિમા અનેક ગીતો દ્વારા અને અનેક પ્રકારે ગવાયો છે તે શ્રીકૃષ્ણ કોઈક રીતે શ્રવણ કરવા માત્રથી જ સ્ત્રીઓનાં મનને આકર્ષે છે તો પછી સાક્ષાત્ દર્શન કરનારીઓનાં (પોતાની પત્નીઓનાં) મનને બળપૂર્વક આકર્ષે તેમાં શું કહેવાનું હોય?॥ ૨૬ ॥

उरुभिर्गायैर्गीतैरुरुधा गीतो वा यैः कैश्चिदपि गीतैः कथाभिः कथंचिदपि गीतो वेत्यर्थः॥ २६॥

અનેક **'गायैः'** ગીતો દ્વારા અને અનેક પ્રકારે ગવાયેલો અથવા જે કેટલાક દ્વારા ગીતો વડે, કથા વડે કે કોઈ પણ રીતે ગવાયેલો (મહિમા), એમ અર્થ છે. ॥ ૨૬ ॥

**याः सम्पर्यचरन्प्रेम्णा पादसंवाहनादिभिः।**
**जगद्गुरुं भर्तृबुद्ध्या तासां किं वर्ण्यते तपः॥ २७**
॥ २७ ॥

જગદ્ગુરુ શ્રીકૃષ્ણને જે સ્ત્રીઓએ પતિરૂપે સ્વીકારીને ચરણ ચાંપવા વગેરે દ્વારા પ્રેમથી સેવા કરતાં સેવ્યા હોય, તેમના તપનું (પુણ્યનું) વર્ણન આપણાથી કેવી રીતે વર્ણવાય? ॥ ૨૭ ॥ ૨૭ ॥

**एवं वेदोदितं धर्ममनुतिष्ठन् सतां गतिः।**
**गृहं धर्मार्थकामानां मुहुश्चादर्शयत् पदम्॥ २८**

આમ, વેદોક્ત ધર્મનું અનુષ્ઠાન કરતા અને સત્પુરુષોની ગતિસ્વરૂપ ભગવાને વારંવાર દર્શાવ્યું કે ધર્મ, અર્થ અને કામનું સ્થાન ઘર છે. ॥ ૨૮ ॥

पदं स्थानम् ॥ २८ ॥

**आस्थितस्य परं धर्मं कृष्णस्य गृहमेधिनाम् ।**
**आसन् षोडशसाहस्त्रं महिष्यश्च शताधिकम् ॥ २९**

॥ २९ ॥

**तासां स्त्रीरत्नभूतानामष्टौ याः प्रागुदाहृताः ।**
**रुक्मिणीप्रमुखा राजंस्तत्पुत्राश्चानुपूर्वशः ॥ ३०**

या रुक्मिणीप्रमुखा अष्टावुदाहृताः प्राक् ॥ ३० ॥

**एकैकस्यां दश दश कृष्णोऽजीजनदात्मजान् ।**
**यावन्त्य आत्मनो भार्या अमोघगतिरीश्वरः ॥ ३१**

एवमष्टोत्तरशताधिकषोडशसहस्त्रमहिषीणां पुत्रा लक्षमेकमशीत्युत्तरैकषष्टिसहस्त्राणि च भवन्ति ॥ ३१ ॥

**तेषामुद्दामवीर्याणामष्टादश महारथाः ।**
**आसन्नुदारयशसस्तेषां नामानि मे शृणु ॥ ३२**

॥ ३२ ॥

**प्रद्युम्नश्चानिरुद्धश्च दीप्तिमान् भानुरेव च ।**
**साम्बो मधुर्बृहद्भानुश्चित्रभानुर्वृकोऽरुणः ॥ ३३**
**पुष्करो वेदबाहुश्च श्रुतदेवः सुनन्दनः ।**
**चित्रबाहुर्विरूपश्च कविर्न्यग्रोध एव च ॥ ३४**

अनिरुद्धश्चेति । अतः पुत्राणां मध्ये सप्तदशैव महारथा ज्ञेयाः । अथवा अनिरुद्धनामापि कश्चित्पुत्र एवेति ॥ ३३ ॥ ३४ ॥

**एतेषामपि राजेन्द्र तनुजानां मधुद्विषः ।**
**प्रद्युम्न आसीत् प्रथमः पितृवद् रुक्मिणीसुतः ॥ ३५**

॥ ३५ ॥

**स रुक्मिणो दुहितरमुपयेमे महारथः ।**
**तस्मात् सुतोऽनिरुद्धोऽभून्नागायुतबलान्वितः ॥ ३६**

॥ ३६ ॥

**'पदम्'** સ્થાન ॥ ૨૮ ॥

ગૃહસ્થાશ્રમીઓના શ્રેષ્ઠ ધર્મને આચરતા શ્રીકૃષ્ણ ભગવાનને સોળ હજાર એકસો (આઠ) રાણીઓ હતી. ॥ ૨૯ ॥ હે રાજા (પરીક્ષિત), સ્ત્રીઓમાં રત્નરૂપ એવી તે રાણીઓમાં રુક્મિણી વગેરે જે આઠ પટ્ટરાણીઓ પૂર્વે કહેવામાં આવી, તેમના પુત્રો અનુક્રમે કહેવાયા છે. ॥ ૩૦ ॥ ૨૯ ॥

રુક્મિણી વગેરે જે આઠ મુખ્ય રાણીઓ પૂર્વે કહેવામાં આવી ॥ ૩૦ ॥

સત્ય સંકલ્પવાળા ઈશ્વર શ્રીકૃષ્ણે પોતાની જેટલી ભાર્યાઓ હતી, તે પ્રત્યેકમાં દસ દસ પુત્રો ઉત્પન્ન કર્યા હતા. ॥ ૩૧ ॥

આ પ્રમાણે સોળ હજાર એકસો આઠ રાણીઓના એક લાખ એકસઠ હજાર એંશી પુત્રો હતા. ॥ ૩૧ ॥

તે સર્વ પરાક્રમી પુત્રોમાં અઢાર પુત્રો મહાન યશવાળા મહારથીઓ હતા. તેમનાં નામ મારી પાસેથી સાંભળો. ॥ ૩૨ ॥ ૩૨ ॥

પ્રદ્યુમ્ન તથા અનિરુદ્ધ અને દીપ્તિમાન તેમ જ ભાનુ, સામ્બ, મધુ, બૃહદ્ભાનુ, ચિત્રભાનુ, વૃક, અરુણ, ॥ ૩૩ ॥ પુષ્કર અને વેદબાહુ, શ્રુતદેવ, સુનંદન, ચિત્રબાહુ, વિરૂપ, કવિ અને ન્યગ્રોધ પણ હતા.॥ ૩૪ ॥

**'अनिरुद्धः च इति ।'** (પ્રદ્યુમ્નના પુત્રનું નામ અનિરુદ્ધ હતું.) આથી શ્રીકૃષ્ણના પુત્રોમાં સત્તર પુત્રો મહારથીઓ હતા, એમ સમજવું જોઈએ. અથવા અનિરુદ્ધ નામનો શ્રીકૃષ્ણનો પણ કોઈ એક પુત્ર જ હતો. ॥ ૩૩ ॥ ૩૪ ॥

હે રાજેન્દ્ર (પરીક્ષિત), શ્રીકૃષ્ણના આ પુત્રોમાં રુક્મિણીનો પુત્ર પ્રદ્યુમ્ન પ્રથમ હતો અને તે પિતા જેવો હતો. ॥ ૩૫ ॥ ૩૫ ॥

તે મહારથી પ્રદ્યુમ્ન રુક્મીની પુત્રીને પરણ્યો હતો. તેનાથી તેને દસ હજાર હાથીઓ જેટલો બળવાન અનિરુદ્ધ નામનો પુત્ર થયો હતો. ॥ ૩૬ ॥ ૩૬ ॥

स चापि रुक्मिणः पौत्रीं दौहित्रो जगृहे ततः ।
वज्रस्तस्याभवद् यस्तु मौसलादवशेषितः ॥ ३७

॥ ३७ ॥

રુક્મીની પુત્રીનો પુત્ર (દૌહિત્ર) અનિરુદ્ધ રુક્મીના પુત્રની પુત્રીને પરણ્યો હતો. તેનાથી વજ્રનાભ થયો હતો, જે મુસલના નિમિત્તે (થયેલા યદુકુળના નાશથી) બાકી રહ્યો હતો. ॥ ૩૭ ॥ ૩૭ ॥

प्रतिबाहुरभूत्तस्मात् सुबाहुस्तस्य चात्मजः ।
सुबाहोः शान्तसेनोऽभूच्छतसेनस्तु तत्सुतः ॥ ३८

॥ ३८ ॥

તેનાથી (વજ્રનાભથી) પ્રતિબાહુ થયો. તેનાથી તેનો પુત્ર સુબાહુ થયો. સુબાહુનો શાંતસેન અને તેનો શતસેન નામનો પુત્ર થયો હતો. ॥ ૩૮ ॥ ૩૮ ॥

न ह्येतस्मिन् कुले जाता अधना अबहुप्रजाः ।
अल्पायुषोऽल्पवीर्याश्च अब्रह्मण्याश्च जज्ञिरे ॥ ३९

॥ ३९ ॥

આ કુળમાં જન્મેલા કોઈ પણ નિર્ધન, અલ્પ સંતતિવાળા, અલ્પાયુષી, અલ્પ પરાક્રમવાળા કે બ્રાહ્મણભક્ત ન હોય તેવા થયા નથી.॥૩૯॥ ૩૯ ॥

यदुवंशप्रसूतानां पुंसां विख्यातकर्मणाम् ।
संख्या न शक्यते कर्तुमपि वर्षायुतैर्नृप ॥ ४०

॥ ४० ॥

હે નૃપ (પરીક્ષિત), યદુવંશમાં જન્મેલા, પ્રખ્યાત કર્મોવાળા પુરુષોની સંખ્યા હજારો વર્ષો સુધી પણ થઈ શકે તેમ નથી. ॥ ૪૦ ॥ ૪૦ ॥

तिस्रः कोट्यः सहस्राणामष्टाशीतिशतानि च ।
आसन् यदुकुलाचार्याः कुमाराणामिति श्रुतम् ॥ ४१

સહસ્રાણામપરિમિતાનાં કુમારાણામિત્યન્વયઃ ॥ ४१ ॥

યદુકુળના અપરિમેય કુમારોને ભણાવનારા આચાર્યો ત્રણ કરોડ અઠ્યાશીસો હતા એમ શ્રવણ કરવામાં આવ્યું છે. ॥ ૪૧ ॥

**'सहस्राणाम्'** અપરિમેય કુમારોને એમ અન્વય છે. ॥ ૪૧ ॥

संख्यानं यादवानां कः करिष्यति महात्मनाम् ।
यत्रायुतानामयुतलक्षेणास्ते स आहुकः ॥ ४२

यदा प्रत्येकं बहूनध्यापयतामाचार्याणामियं संख्या तदपि श्रुतमात्रं न तु सम्यग् ज्ञायते तदा कुमाराणामेवं संख्यानं कर्तुं न शक्यते, कुतः पुनः सर्वयादवानामिति ॥ ४२ ॥

જે યદુકુળમાં તે (પ્રસિદ્ધ રાજા) ઉગ્રસેન ત્રણ શંખ (૩,૦૦,૦૦,૦૦,૦૦,૦૦,૦૦૦) યાદવો સાથે રહેનારા હતા, તે મહાત્મા યાદવોની ગણના કોણ કરી શકે? ॥ ૪૨ ॥

જ્યારે એક આચાર્ય અનેક કુમારોને અધ્યાપન કરાવતા હોય, ત્યારે આ આચાર્યોની સંખ્યા શ્રવણ જ કરવામાં આવેલી છે. ખરેખરી સંખ્યા તો જણાઈ જ નથી! તેથી અધ્યયન કરનારા કુમારોની ગણતરી કરવી શક્ય નથી, તો વળી સર્વ યાદવોની સંખ્યાની તો વાત જ શી? ॥ ૪૨ ॥

देवासुराहवहता दैतेया ये सुदारुणाः ।
ते चोत्पन्ना मनुष्येषु प्रजा दृप्ता बबाधिरे ॥ ४३

ते चोत्पन्ना इति। प्रत्येकं बहुभी रूपैरिति ज्ञेयम् ॥ ४३ ॥

દેવો અને અસુરોના સંગ્રામમાં જે અતિ ભયંકર દૈત્યો હણાયા, તેઓ મનુષ્યોમાં ઉત્પન્ન થયા હતા અને ગર્વિષ્ઠ એવા તેઓ પ્રજાઓને ત્રાસ આપતા હતા. ॥ ૪૩ ॥

**'ते च उत्पन्नाः इति।'** દરેક દૈત્ય અનેક રૂપો લઈને ઉત્પન્ન થયા હતા, એમ સમજવું જોઈએ. ॥ ૪૩ ॥

**तन्निग्रहाय हरिणा प्रोक्ता देवा यदोः कुले।**
**अवतीर्णाः कुलशतं तेषामेकाधिकं नृप॥ ४४**

તે દૈત્યોનો વિનાશ કરવા માટે શ્રીહરિ દ્વારા આજ્ઞા આપવામાં આવેલા દેવો યદુકુળમાં અવતર્યા હતા. હે રાજા (પરીક્ષિત), તે યાદવોનાં એકસો એક કુળ હતાં. ॥ ૪૪ ॥

एवमेव यदुकुलेऽपि देवा इति। तथा चोक्तम्—'सहस्रशः समुद्भूता देवा यदुकुले पृथक्।' इति॥ ४४॥

આ પ્રમાણે જ યદુકુળમાં પણ દેવો હતા. તે અનુસાર કહેવામાં આવ્યું છે – 'દેવો યદુકુળમાં હજારોની સંખ્યામાં જુદા જુદા ઉત્પન્ન થયા હતા.' ॥ ૪૪ ॥

**तेषां प्रमाणं भगवान् प्रभुत्वेनाभवद्धरिः।**
**ये चानुवर्तिनस्तस्य ववृधुः सर्वयादवाः॥ ४५**

॥ ४५ ॥

પૂર્ણપુરુષોત્તમ પરમેશ્વર ભગવાન શ્રીકૃષ્ણ યાદવો માટે પ્રમાણરૂપ બન્યા હતા. તેમનામાં જેઓ તે ભગવાનના (અંતરંગ) સેવકો હતા તે સર્વ યાદવો વિશેષતઃ સમૃદ્ધ થયા હતા. ॥ ૪૫ ॥ ૪૫ ॥

**शय्यासनाटनालापक्रीडास्नानादिकर्मसु।**
**न विदुः सन्तमात्मानं वृष्णयः कृष्णचेतसः॥ ४६**

॥ ४६ ॥

શ્રીકૃષ્ણમાં લાગેલા ચિત્તવાળા યાદવો સૂતાં, બેસતાં, ફરતાં, બોલતાં, ક્રીડા કરતાં, સ્નાન કરતાં વગેરે સર્વ કર્મોમાં (શ્રીકૃષ્ણમાં તન્મય થવાથી) દેહભાન પણ ભૂલી જતા. ॥ ૪૬ ॥ ૪૬ ॥

तस्मात्कृष्णकीर्तेः सर्वतीर्थोत्तमत्वं कृष्णस्य च सर्वदेवोत्तमत्वं न चित्रमित्याह—**तीर्थं चक्र इति।**

તેથી શ્રીકૃષ્ણની કીર્તિની સર્વ તીર્થો કરતા શ્રેષ્ઠતા અને શ્રીકૃષ્ણની સર્વ દેવોમાં ઉત્તમતા હોય તેમાં આશ્ચર્ય નથી, એમ કહે છે – **'तीर्थं चक्रे इति।'**

**तीर्थं चक्रे नृपोनं यदजनि यदुषु**
**स्वःसरित्पादशौचं**
**विद्विट्स्निग्धाः स्वरूपं ययुरजितपरा**
**श्रीर्यदर्थेऽन्ययत्नः।**
**यन्नामामंगलघ्नं श्रुतमथ गदितं**
**यत्कृतो गोत्रधर्मः**
**कृष्णस्यैतन्न चित्रं क्षितिभरहरणं**
**कालचक्रायुधस्य॥ ४७**

(છંદ - સ્રગ્ધરા)

હે નૃપ (પરીક્ષિત), યદુકુળમાં જેમણે અવતાર ધારણ કર્યો તે શ્રીકૃષ્ણના કીર્તિરૂપ તીર્થે (ભગવાનના) ચરણપ્રક્ષાલિત જળવાળાં સ્વર્ગંગારૂપ તીર્થને અલ્પ (માહાત્મ્યવાળું) બનાવી દીધું, શ્રીકૃષ્ણના શત્રુઓ અને સ્નેહીઓ સારૂપ્ય પામ્યા, જે (લક્ષ્મીજી)ને પામવા માટે અન્ય દેવોનો પ્રયત્ન થાય છે તેવાં કોઈથી પણ પ્રાપ્ત ન થનારાં પરિપૂર્ણ શ્રીદેવી જેમના થઈને રહેલાં (કેવળ શ્રીકૃષ્ણપરાયણ) છે, શ્રવણ-કીર્તન કરાયેલું જેમનું નામ અમંગળોનો નાશ કરનારું છે તથા જેમણે ઋષિઓના વંશમાં ધર્મ પ્રવર્તાવ્યો છે, તેવા કાળમૂર્તિ અને સુદર્શનચક્રરૂપી આયુધવાળા શ્રીકૃષ્ણને માટે ભૂમિના ભારનું હરણ કરવું વગેરે (ઉપર જણાવાયેલ સર્વ કાંઈ) મોટા આશ્ચર્યની વાત નથી. ॥ ૪૭ ॥

इतः पूर्वं स्वःसरिदेव सर्वतोऽधिकं तीर्थमित्यासीत्। इदानीं तु यदुषु यदजनि जातं तीर्थं श्रीकृष्णकीर्तिरूपमेतत्स्वःसरिद्रूपं पादशौचं तीर्थमूनमल्पं चक्रे, स्वयमेव सर्वतीर्थोपरि विराजत इत्यर्थः। श्रीकृष्णस्य विद्विषः स्निग्धाश्च तत्सारूप्यं ययुरित्यपि नातिचित्रम्, तस्य परमकारुणिकत्वात्। तथेदं च न चित्रम्। किं तत्। अजितपरा अजिता कैश्चिदप्यप्राप्ता परा सर्वतः परिपूर्णा श्रीः कृष्णस्यैव, नान्यस्येति। तदेवाह—यदर्थेऽन्येषां ब्रह्मादीनां यत्न इति। ननु निरपेक्षं तमेव लक्ष्मीः श्रयत इति चित्रमेवेति चेत्, न हि, परममङ्गलनामधेयत्वात्तस्येत्याह—यन्नामेति। तदपि नार्थस्मरणापेक्षमित्याह—श्रुतमथ गदितमिति।

सर्वधर्माश्रयत्वादपीत्याह—यत्कृतो गोत्रधर्म इति। गोत्रेषु तत्तदृषिवंशेषु धर्मो यत्कृतो येन प्रवर्तितः। तस्य क्षितिभरहरणं नैव चित्रमित्याह—कृष्णस्यैतदिति। कालचक्रायुधस्येति। सर्वसंहारक-कालमूर्तेर्विशेषतो दुरन्तप्रभावचक्रायुधस्य कियदेत-दित्यर्थः॥ ४७॥

यत एवंभूतः श्रीकृष्णस्ततः स एव सर्वोत्तम इत्याह—**जयतीति**।

આનાથી પૂર્વે સ્વર્ગની સરિતા (ગંગાજી) જ સર્વોત્કૃષ્ટ તીર્થરૂપ હતાં, પણ હવે યાદવોમાં **'यत्-अजनि'** જેમણે અવતાર ધારણ કર્યો છે તે શ્રીકૃષ્ણની કીર્તિરૂપ તીર્થે આ સ્વર્ગંગાના પાદપ્રક્ષાલિત જળરૂપ તીર્થને **'ऊनम्'** ઊતરતું કરી દીધું છે. શ્રીકૃષ્ણની કીર્તિ સ્વયં જ સર્વ તીર્થોની ઉપર શોભે છે, એમ અર્થ છે.

શ્રીકૃષ્ણના શત્રુઓ અને સ્નેહીઓ તેમનું (શ્રીકૃષ્ણનું) સારૂપ્ય પામ્યા છે, એ પણ મોટું આશ્ચર્ય નથી, કારણ કે તે અત્યંત કરુણાવાન છે. તદુપરાંત આ (બીજું) પણ આશ્ચર્ય નથી. તે કયું છે? **'अजितपरा'** अजिता કોઈનાથી પણ પ્રાપ્ત ન થનારાં **'परा'** સર્વ રીતે પરિપૂર્ણ શ્રીદેવી શ્રીકૃષ્ણનાં જ છે, અન્ય કોઈનાં નહીં. તે જ કહે છે – જેમને પામવા માટે બ્રહ્માજી વગેરે બીજા દેવોનો પ્રયત્ન હોય છે. લક્ષ્મીજી તો, જેમને કશાયની અપેક્ષા નથી તેવા શ્રીહરિનો આશ્રય કરે છે, એ આશ્ચર્યની વાત છે, એમ જો કોઈ શંકા કરે, તો તે માટે કહે છે કે – **'यत्-नाम इति।'** તેમનું નામ લેવાથી પરમમંગળ થાય છે તેથી (લક્ષ્મીજી શ્રીહરિનો આશ્રય કરે છે.) તે નામ લેવામાં પણ અર્થના અનુસંધાનની અપેક્ષા નથી, એમ કહે છે – **'श्रुतम् अथ गदितम् इति।'** શ્રવણ કે કીર્તન કરવામાં આવેલું નામ (સર્વ અમંગળોનો નાશ કરનારું છે).

ભગવાન સર્વ ધર્મોના આશ્રયરૂપ પણ છે, એમ કહે છે – **'यत्-कृतः गोत्रधर्मः इति।'** કારણ કે જેમણે ઋષિઓના વંશોમાં ધર્મ પ્રવર્તાવ્યો છે, તે ભગવાન માટે ભૂમિનો ભાર ઉતારવો એ કાંઈ આશ્ચર્યની વાત નથી જ, એમ કહે છે – **'कृष्णस्य एतत् इति।'** **'कालचक्र-आयुधस्य इति।'** સર્વનો સંહાર કરનાર કાળમૂર્તિને માટે અને વિશેષરૂપે દુષ્પાર પ્રભાવવાળા સુદર્શનચક્રરૂપી આયુધવાળાને માટે ભૂમિનો ભાર ઉતારવો, એ કઈ મોટી વાત છે! એમ અર્થ છે.॥ ૪૭ ॥

કારણ કે શ્રીકૃષ્ણ આવા છે, તેથી તે જ સર્વોત્તમ છે, એમ કહે છે – **'जयति इति।'**

**जयति जननिवासो देवकीजन्मवादो**
**यदुवरपर्षत्स्वैर्दोर्भिरस्यन्नधर्मम् ।**
**स्थिरचरवृजिनघ्नः सुस्मितश्रीमुखेन**
**व्रजपुरवनितानां वर्धयन् कामदेवम् ॥ ४८**

(છંદ - માલિની)

જે ભગવાન સર્વના આશ્રયરૂપ છે (અથવા જે ભગવાનનો સર્વ જનોમાં અંતર્યામીરૂપે નિવાસ છે), દેવકીથી થયેલો જન્મ – એ તો જેમને માટે માત્ર કહેવા પૂરતું છે, (કારણ કે એ તો અજન્મા છે)! જેમની પરિષદમાં શ્રેષ્ઠ યાદવો સેવકો હતા, (ઈચ્છામાત્રથી અધર્મને દૂર કરનાર હોવા છતાં પોતાના) બાહુઓથી અધર્મને દૂર કરતા, સ્થાવર-જંગમ સર્વનાં પાપોને દૂર કરનાર, જેમણે સુંદર સ્મિતવાળા શ્રીમુખથી વ્રજાંગનાઓ અને પુરાંગનાઓના સંસારને જીતી લેવાની ઈચ્છાવાળા અનુરાગને પોતે કામસ્વરૂપ બનીને સમૃદ્ધ કર્યો, તેવા (કૃપાસિંધુ) શ્રીકૃષ્ણ (સર્વત્ર) જય પામે છે. ॥ ૪૮ ॥

जनानां जीवानां यो निवास आश्रयस्तेषु वा निवसत्यन्तर्यामितया तथा स कृष्णो जयति, देवक्यां जन्मेति वादमात्रं यस्य सः। वस्तुतोऽजन्मा। यदुवराः पर्षत्सभासेवकरूपा यस्य। इच्छामात्रेण निरसनसमर्थोऽपि क्रीडार्थं दोर्भिरधर्ममस्यन् क्षिपन् स्थिरचरवृजिनघ्नोऽधिकारिविशेषानपेक्षमेव वृन्दावनगततरुतृणलतादीनां संसारदुःखहन्ता। तथा विलासवैदग्ध्यानपेक्षं व्रजवनितानां पुरवनितानां च सुस्मितेन शोभनहास्ययुतेन श्रीमता मुखेनैव कामदेवं वर्धयन्। कामश्चासौ दीव्यति विजिगीषति संसारमिति देवस्तम्। भोगद्वारा मोक्षप्रदमित्यर्थः ॥ ४८ ॥

**'जनानाम्'** જીવોના જે **'निवासः'** આશ્રયરૂપ છે અથવા અંતર્યામીરૂપે જે રહે છે તે શ્રીકૃષ્ણ જય પામે છે. દેવકીજીમાં થયેલો જન્મ કહેવા પૂરતો જ છે, (કારણ કે) વસ્તુતઃ ભગવાન અજન્મા છે. જેમની **'पर्षत्'** પરિષદમાં (સભામાં) શ્રેષ્ઠ યાદવો સેવકો તરીકે હતા. ઈચ્છામાત્રથી અધર્મને દૂર કરવા માટે સમર્થ હોવા છતાં ક્રીડા માટે બાહુઓથી અધર્મને **'अस्यन्'** દૂર કરતા, સ્થાવર-જંગમનાં પાપોનો, વિશિષ્ટ અધિકારી હોવાની અપેક્ષા વિના જ નાશ કરનાર, વૃંદાવનમાં રહેલાં વૃક્ષો, તણખલાં અને લતા વગેરેનાં સંસારરૂપી દુઃખોનો નાશ કરનાર – તેમ જ વિલાસ માટેના ચાતુર્યની અપેક્ષા વિના જ વ્રજવનિતાઓ અને પુરવનિતાઓના કામને **'सुस्मितेन'** સુંદર હાસ્યયુક્ત, શ્રીયુક્ત મુખથી જ **'कामदेवम्'** અનુરાગને વધારતા કામસ્વરૂપ બનીને **'दीव्यति'** સંસાર ઉપર વિજય મેળવવાની ઈચ્છા રાખે છે તે દેવ, તેને (સંસારને જીતી લેવાની ઈચ્છાવાળા અનુરાગને સમૃદ્ધ કર્યો.) – ભોગ દ્વારા મોક્ષ પ્રદાન કરનાર અનુરાગનું સંવર્ધન કર્યું, એમ અર્થ છે. ॥ ૪૮॥

**इत्थं परस्य निजवर्त्मरिरक्षयाऽऽत्त-**
**लीलातनोस्तदनुरूपविडम्बनानि।**
**कर्माणि कर्मकषणानि यदूत्तमस्य**
**श्रूयादमुष्य पदयोरनुवृत्तिमिच्छन्॥ ४९**

(છંદ - વસંતતિલકા) શ્લોક - ૪૯, ૫૦

આમ, પોતાના વેદમાર્ગની રક્ષા કરવાની ઈચ્છાથી લીલાવિગ્રહ ધારણ કરનારા યાદવશ્રેષ્ઠ શ્રીકૃષ્ણ પરમાત્માનાં, તે લીલાવતારોને અનુરૂપ અનુકરણ કરનારાં અને સર્વ કર્મોનો નાશ કરનારાં લીલાચરિત્રોને આ ભગવાનના ચરણોમાં ભક્તિ પ્રાપ્ત કરવાની ઈચ્છાવાળા મનુષ્યે શ્રવણ કરવાં જોઈએ. ॥ ૪૯ ॥

तत्तत्कार्यविशेषैः स्वीकृतमत्स्यकूर्मादिनाना-मूर्तेर्विशेषतो यदूत्तमस्य सतः परस्य तदनुरूपा-नुकारीणि कर्मकषणानि कर्माणि चरितानि श्रूयात्, शृणुयादित्यर्थः ॥ ४९ ॥

તે અનેક અવતારોનાં વિશિષ્ટ કાર્યોને કારણે મત્સ્ય, કૂર્મ વગેરે અનેક અવતારો જેમણે સ્વીકાર્યા છે, તેમના વિશેષરૂપ તે યાદવશ્રેષ્ઠ સત્યરૂપ પરમાત્માના તે લીલાવતારોને અનુરૂપ અનુકરણ કરનારાં અને '**कर्मकषणानि**' કર્મોનો નાશ કરનારાં લીલાચરિત્રોને મનુષ્ય '**श्रूयात्**' શ્રવણ કરે, એમ અર્થ છે. ॥ ૪૯ ॥

अनुवृत्तेः फलमाह—**मर्त्य इति**।

સેવાનું ફળ કહે છે – '**मर्त्यः इति**।'

**मर्त्यस्तयानुसवमेधितया मुकुन्द-**
**श्रीमत्कथाश्रवणकीर्तनचिन्तयैति ।**
**तद्धाम दुस्तरकृतान्तजवापवर्गं**
**ग्रामाद् वनं क्षितिभुजोऽपि ययुर्यदर्थाः ॥ ५०**

મરણધર્મા (મનુષ્ય) પ્રત્યેક સંધિકાળમાં મુકુંદપ્રભુ શ્રીકૃષ્ણની શોભાયમાન કથાઓનાં શ્રવણ અને કીર્તનપૂર્વકના ચિંતનથી વધી ગયેલી તે (અનુવૃત્તિ - સેવા) દ્વારા કાળનો દુર્લંઘ્ય વેગ જ્યાં સમાપ્ત થાય છે, તેવા તેમના ધામને પ્રાપ્ત કરે છે, જેની પ્રાપ્તિના પ્રયોજન માટે પૃથ્વીપતિઓએ પણ (રાજપાટ, ઘરબાર છોડીને) નગરમાંથી (શ્રવણાદિ સાધનોનું અનુષ્ઠાન કરવા માટે) વનમાં પ્રયાણ કર્યું છે. ॥ ૫૦ ॥

श्रीमत्याः कथायाः श्रवणकीर्तनयुक्तया चिन्तया संवर्धितयाऽनुवृत्त्या तथा तन्निष्ठत्वेन तस्य धाम लोकमेति।

શોભાયમાન કથાઓના શ્રવણ અને કીર્તનપૂર્વકના ચિંતનથી વધી ગયેલી અનુવૃત્તિ (સેવા) દ્વારા તેમ જ તેમાં સ્થિત થવા દ્વારા તેમના '**धाम**' લોકને પ્રાપ્ત કર્યો છે.

लोकत्वेऽपि कालानाकलितत्वमित्याह—दुस्तरेति।

ભગવાનનું ધામ લોક હોવા છતાં પણ કાળ(ના વેગ)ની પહોંચની બહાર હોવાનું કહે છે – '**दुस्तर इति**।'

दुर्लभपुरुषार्थतामाह—**ग्रामादिति** ॥ ५० ॥

તે ધામ પ્રાપ્ત કરવા માટેનો પુરુષાર્થ પણ દુર્લભ છે, એમ કહે છે – '**ग्रामात् इति**।' (પૃથ્વીપતિઓ) નગરમાંથી વનમાં ગયા છે. ॥ ૫૦ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां दशमस्कन्धे उत्तरार्धे श्रीकृष्णचरितानुवर्णनं नाम नवतितमोऽध्यायः ॥ ९० ॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां नवतितमोऽध्यायः ॥ ९० ॥

*****

## ॥ समाप्तोऽयं दशमः स्कन्धः ॥

### श्रीकृष्णार्पणमस्तु

***

॥ श्रीहरिः ॥

# आरति बालकृष्णकी कीजै

आरति बालकृष्ण की कीजै।
अपनो जनम सुफल करि लीजै॥

श्रीयशोदाको परम दुलारो,
बाबाकी अखियन को तारो।
गोपिन के प्राणन सो प्यारो,
इन पर प्राण निछावर कीजै॥
आरति बालकृष्ण की कीजै॥

बलदाऊको छोटो भैया,
कनुवा कहि कहि बोले मैया।
परममुदित मन लेत बलैया,
अपनो सरबस इनकूँ दीजै॥
आरति बालकृष्ण की कीजै॥

श्रीराधावर सुघर कन्हैया,
व्रजजन को नवनीत खवैया।
देखत ही मन नयन चुरैया,
यह छबि नयनन में भरि लीजै॥
आरति बालकृष्ण की कीजै॥

तोतरि बोलनि मधुर सुहावे,
सखन मध्य खेलत सुख पावे।
सोइ सुकृती जो इनकूँ ध्यावे,
बस इनकूँ अपनो करि लीजै॥
आरति बालकृष्ण की कीजै॥